॥ ॐ ॥

## ॥ साधनपंचक ॥

—:o:—

वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां,
तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् ।
पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसंधीयता-
मात्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम् ॥ १ ॥
संगः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढाधीयतां,
शांत्यादिः परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यताम् ।
सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं तत्पादुके सेव्यतां,
ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरो वाक्यं समाकर्ण्यताम् ॥ २ ॥
वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरः पक्षः समाश्रीयतां,
दुस्तर्कात्सुविरम्यतां श्रुतिमतस्तर्कोऽनुसंधीयताम् ।
ब्रह्मैवास्मि विभाव्यतामहरहो गर्वः परित्यज्यतां,
देहेऽहं मतिरुज्झतां बुधजनैर्वादः परित्यज्यताम् ॥ ३ ॥
क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुज्यतां,
स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात्प्राप्तेन संतुष्यताम् ।
शीतोष्णादि विषह्यतां न तु वृथा वाक्यं समुच्चार्यता-
मौदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ॥ ४ ॥
एकांते सुखमास्यतां परतरे चेतः समाधीयतां,
पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम् ।
प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां,
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मना स्थीयताम् ॥ ५ ॥

यः श्लोकपंचकमिदं पठते मनुष्यः,
संचिंतयत्यनुदिनं स्थिरतामुपेत्य ।
तस्याशु संसृतिदवानलतीव्रघोर-
तापः प्रशांतिमुपयाति चितिप्रसादात् ॥ ६ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं साधनपंचकं संपूर्णम् ॥

—:o:—

## ॥ ॐ ॥

# ગ્રંથ પ્રકાશકોનું સમર્પણ તથા નિવેદન

સંસારમાં મનુષ્યજન્મ પામીને સંસારમાં સરસા રહ્યા છતાં જેનું લક્ષ્ય મોક્ષપ્રાપ્તિનાં સાધનો સાધવામાં સદા તત્પર છે અને ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારે પુરુષાર્થ સિદ્ધ કરવામાટે જે સદા કટીબદ્ધ રહે છે તેજ મનુષ્યજીવનને સાર્થક કરે છે.

કમળની ઉત્પત્તિ કાદવમાંથી થાય છે, અને સદા જળમાંજ રહે છે છતાં કમળની દૃષ્ટિ પોતાના ઉત્પત્તિ સ્થાન કાદવ તરફ કે જળ તરફ નહિ પણ પોતાના પ્રાણાધાર પ્રિયતમ પ્રભુ સૂર્યના તરફજ સદૈવ રહે છે, અને તેનાજ દર્શનમાં સદા રત રહે છે. એની દૃષ્ટિ સદા ઉન્નત રહે છે, અને પોતાના આરાધ્ય દેવના ધ્યાનમાં નિમગ્ન રહે છે. એની એ યોગ્યતાના કારણેજ એ કમળ દેવના મસ્તકે બિરાજે છે. એવીજ રીતે જે મનુષ્ય સંસારના કાદવથી અને માયાના જળથી અલિપ્ત રહી પોતાના તારણહાર પ્રભુતરફ દૃષ્ટિ રાખી તેનાં સ્મરણ, ધ્યાન અને દર્શનમાં નિમગ્ન રહે છે તે મનુષ્ય બ્રહ્મલોકનો-મુક્તિનો-મોક્ષનો અધિકારી થાય છે, અને અખંડ અવિનાશી સુખનો એ ભોક્તા થાય છે. કમળ જો પોતાના ઉત્પત્તિસ્થાન અને નિવાસસ્થાનભણી દૃષ્ટિ રાખી તેમાં મમતાવાળું રહે તો તે કોહી-સડીને નષ્ટ ભ્રષ્ટ થઈ જાય છે, તેમ મનુષ્ય જો સંસારમાંજ રમમાણ રહે તો પુનરપિ જननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम्‌ની રેંટમાળમાંથી કદી છૂટી શકતો નથી.

પુણ્યશાળી જીવાત્માઓ સંસારસાગરમાં ભયસૂચક દીવાદાંડીતરફથી પોતાની જીવનનૌકાને પાછી વાળી પરમધામરૂપ ધ્રુવતારકપ્રતિ દૃષ્ટિસંધાન રાખી તે તરફ નૌકા હંકારે તો તે મનુષ્યજન્મને ચરિતાર્થ કરી શકે છે.

એવા મોક્ષમાર્ગના પથિકવૃંદમાં સદ્‌ગત શ્રી. રાજસીભાઇનું નામ મૂકી શકાય તેમ છે.

"शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते" એ શ્રીગીતા વચન પ્રમાણે સદ્‌ગત શ્રી. રાજસીભાઇનો જન્મ સૌરાષ્ટ્રમાં વાંકાનેરપાસે પીપળીયા ગામે સંસ્કારી અને સુખી લોહાણા-કુટુંબમાં શ્રીમાન્ ઠા. જીવરાજ રણછોડને ત્યાં સંવત્ ૧૯૩૯ના પોષસુદિ ૫ ને તા. ૨૮-૧૨-૧૮૮૨ના રોજ થયો હતો. માતા-પિતાના ધર્મસંસ્કારોથી શ્રી. રાજસીભાઇના જીવનને વધુ ઓપ ચઢ્યો. નાનપણથીજ એમના જીવનનો ઝોક ધર્મતરફ હતો. પોતાના ધંધામાં ને જીવનમાં એમની ધર્મભાવના જણાઇ આવતી.

નાનપણમાં ગામડામાં ઉપયોગ પૂરતી કેળવણી લીધા પછી એઓ પોતાના પિતાના ધંધામાં જોડાયા અને ગૃહસ્થ જીવનની શરૂઆત કરી. મહાસાગરનાં માછલાંને સરોવર સંકુચિત જણાય તેમ શ્રી. રાજસીભાઇને પીપળીયાનું વ્યાપારીક્ષેત્ર બહુ સંકુચિત લાગ્યું, એટલે એમણે વ્યાવહારિક વિકાસમાટે મુંબઈ જેવું વિશાળ ક્ષેત્ર પસંદ કર્યું. ઇ. સ. ૧૯૦૬માં એમણે પોતાની માતૃભૂમિ પીપળીયાથી પ્રસ્થાન કરી મુંબઇમાં વસવાટ કર્યો. ગતજન્મના પુણ્યસંસ્કારોથી જેને પ્રકાશ લાધ્યો હોય, જેનો ભાગ્યોદય થયો હોય, તેને સામગ્રી ને સાનુકૂળતા પણ મળી રહે છે, તેવી રીતે સદ્‌ગત શ્રી. રાજસીભાઇને મુંબઇ જેવા વેપારપ્રધાન શહેરમાં સુંદર ક્ષેત્ર મળી આવતાં પોતાની સાહસિક વૃત્તિને લઇને કાપડનો વેપાર એમણે શરુ કર્યો.

નદી એના પ્રાકટ્ય સ્થાન આગળ નાના ઝરણા જેવી હોય છે, પણ આગળ વધતાં એ વિશાળ બને

છે તેમ શ્રી. રાજસીભાઈનો વેપાર ધર્મપરાયણતા, પ્રામાણિકતા અને મિલનસાર સ્વભાવને લઈને દિન-પરદિન વધતો ગયો.

ધર્મની પાછળ અર્થ અને કામ દોડતાં આવે છે, પણ ઉચ્ચકોટિનો આત્મા અર્થકામમાં લુબ્ધ થતો નથી, એનું લક્ષ તો મોક્ષ હોય છે, એટલે અર્થ ને કામમાં ઉદાસીનતા રાખી સદ્ગત રાજસીભાઈએ મોક્ષ-માર્ગનું અનુસંધાન રાખ્યું, છતાં व्यापारे वसति लक्ष्मी. એ ન્યાયે એઓ લક્ષ્મીસંપન્ન બન્યા. વેપારમાં પુષ્કળ ધન પ્રાપ્ત કર્યું, અને એ ધન પ્રામાણિકતાનું હોવાથી આજે પણ ટકી રહ્યું છે. એમની દુકાન આજે પણ મુંબઈ-કોલાબામાં એમના કીર્તિસ્તંભરૂપે મોજૂદ છે, અને તેનો વહીવટ તેમના લઘુબંધુ શ્રીયુત જાદવજીભાઈ ચાલતી આવેલી પ્રણાલિકા પ્રમાણે ચલાવી રહ્યા છે. વડીલબંધુ રાજસીભાઈની સંપૂર્ણ છાપ શ્રી. જાદવજીભાઈમાં પ્રત્યક્ષ દેખાય છે. પ્રત્યેક નાની મોટી ધર્મપ્રવૃત્તિમાં એઓ મોખરાનું સ્થાન દીપાવે છે.

ભવાટવીમાં ભૂલા પડેલા જીવાત્માને મોક્ષના રાજમાર્ગે ચઢાવનાર શ્રી. સદ્ગુરુ છે અને મોક્ષમંદિરની ચાવી પણ સદ્ગુરુના હાથમાં છે. કોઈપણ સ્થળે પહોંચવામાં સ્વપ્રયત્ને રાજમાર્ગે જતાં માણસને વાર લાગે છે ને પ્રયાસ કષ્ટસાધ્ય થઈ પડે છે, પણ કોઈ ભોમિયાનો સાથ મળે તો તે ટૂંકે માર્ગે યથાસ્થાને પહોંચાડી શકે છે તેમ સદ્ગુરુ કેડીના માર્ગે થઈને મોક્ષમંદિરના માનાળુને સત્વર તેના સ્થાનપર મૂકી દે છે. સંસારસાગર તરીને મોક્ષરૂપ સામે કિનારે પહોંચવામાટે સદ્ગુરુરૂપ કર્ણધારનો આશ્રય લીધા વિના ચાલતું નથી. પ્રાતઃ-સ્મરણીય સંતશિરોમણિ શ્રીતુલસીદાસજીએ પણ કહ્યું છે કે:—" गुरु बिनु भवनिधि तरहिं न कोई जो बिरंचि शंकरसम होई ॥ " આ સત્ય શ્રી. રાજસીભાઈને સમજાયું એટલે તેમને શ્રીસદ્ગુરુના શરણની તાલાવેલી લાગી. " શોધે તેને જડે " એ લોકોક્તિ પ્રમાણે એમણે શ્રીસદ્ગુરુની શોધ કરવા માંડી. તપાસ કરતાં એમને જણાયું કે સર્વસમાન જ્ઞાન પ્રકાશવાળા બ્રહ્મનિષ્ઠ ને શ્રોત્રિય આચાર્ય દેવ શ્રીમન્ નથુરામ-શર્માજી શ્રીબીલખા-આનંદાશ્રમમાં બિરાજે છે, અને અનેક પુણ્યશાળી જીવો તેઓશ્રીના ચરણકમળનું શરણ લઈ આત્મકલ્યાણ સાધી રહ્યા છે. એ સૌનો દૃઢ નિશ્ચય છે કે:—

अपारसंसारसमुद्रमध्ये निमज्जतानां शरणं किमस्ति ।
कल्याणकर्त्री च सुभाग्यलब्धा श्रीनाथपादाम्बुजदीर्घनौका ॥

[ અપાર સંસારસમુદ્રમાં ડુબતા-ગળકાં ખાતા મનુષ્યનું સાચું શરણ સદ્ભાગ્યના યોગે પ્રાપ્ત થયેલી તથા કલ્યાણ કરનારી શ્રીનાથચરણકમળરૂપી નૌકાજ છે. ]

આ મંગળ સમાચાર પ્રાપ્ત થતાં શ્રી રાજસીભાઈએ શ્રીઆનંદાશ્રમમાં જઈ ભવોદધિતારક શ્રીસદ્ગુરુનું શરણ લીધું અને તેઓશ્રીની દીક્ષા લીધી સમર્થ સદ્ગુરુની દીક્ષા પ્રાપ્ત કર્યા પછી એમના ધાર્મિક સંસ્કારોને ઘણું પોષણ મળ્યું એમના વેપારમાં અને જીવનમાં ધર્મ પ્રાધાન્ય ભોગવી રહ્યો. એમના વેપારમાં અને અર્થપ્રાપ્તિમાં પ્રામાણિકતા અને ધર્મભાવનાએ મોટો ભાગ ભજવ્યો. એમને આગળ પડતા દેખાવાની વૃત્તિ નહોતી, પણ સંગીન કાર્યમાં અને પાછળ રહીને કર્તવ્ય કરવામાંજ એ માનતા હતા. વિપુલ ધનસમૃદ્ધિ છતાં અતિશય સાદાઈથી એઓ જીવન ગાળતા અને સુખ-વૈભવમાં પણ જળકમળવત્ રહેતા હતા.

શ્રીસદ્ગુરુચરણારવિંદમાં એમની અખૂટ શ્રદ્ધા, સેવા અને ભક્તિ બીજાઓમાટે આદર્શરૂપ હતાં.

સદ્ગત રાજસીભાઈની છાપ એમના ભાઈઓપર ને કુટુંબ ઉપર બહુ દૃઢ પડી હતી. એમના એક લઘુબંધુ શ્રી. બેચરલાલ તો શ્રીસદ્ગુરુની દીક્ષા લઈ શ્રીઆનંદાશ્રમમાં શ્રીસદ્ગુરુચરણમાંજ ઘણો સમય નિવાસ કરતા અને છેવટે એમનું શરીર શ્રીસદ્ગુરુના સાંનિધ્યમાંજ છૂટી ગયું, અને મરણને પણ એમણે ધન્ય કર્યું. એમના બીજા લઘુબંધુ શ્રી. જાદવજીભાઈ પણ દીક્ષિત છે, અને શ્રીસદ્ગુરુના અનન્ય ઉપાસક છે.

... તેઓએ શ્રીઆનંદાશ્રમ-બીલખામાં નિત્ય કૃપાનાથને થાળ ધરાવાય એમાટે પણ અમુક રકમ આશ્રમમાં અર્પણ કરેલી છે

પૂજ્યપાદ સદ્‌ગુરુદેવે સ્વરૂપાવસ્થાન કર્યા પછી શિષ્ય સમુદાયે પોતાના તરફથી પોતાના આરાધ્ય સદ્‌ગુરુદેવના પ્રતિમા કરાવી, ભવ્ય વિશાળ મંદિર બંધાવી, તેમાં-શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરમાં-તેની પ્રતિષ્ઠા કરી. એ પ્રસંગે શ્રી રાજસીભાઈએ દ્રવ્યથી મોટી સેવા કરી હતી તે ઉપરાંત એ મંગળપ્રસંગની કાયમની યાદગીરી સૌ દીક્ષિત બન્ધુઓને ત્યાં રહે એ હેતુથી એ મંગળ પ્રસંગે મુંબઈ, કરાંચી, ગુજરાત ને સૌરાષ્ટ્રમાંથી આવેલા સેંકડો ગુરુબંધુઓને શ્રી રાજસીભાઈએ પોતાના તરફથી પિત્તળના મોટા ખુમચાઓનું લ્હાણું કર્યું હતું

વાંકાનેરમાં શ્રીજડેશ્વર મહાદેવના શિવાલય સામે એમણે મોટો ચબુતરો ચણાવ્યો છે. અમદાવાદના શ્રીઆનંદાશ્રમમાં પણ એમણે સારો ફાળો આપ્યો છે

વાંકાનેર હોસ્પિટલમાં તથા બાળાશ્રમમાં પોતાની જમીન બક્ષિસ આપી સારી જેવી રકમ ભેટ આપી છે.

પોતાની જન્મભૂમિ પીપળીયામાં એક શિવાલય બંધાવી તેમાં મહાદેવની સ્થાપના કરી જનતાને ધર્માભિમુખ થવાની પ્રેરણા આપી છે

સદ્‌ગત રાજસીભાઈએ પોતાનું ઉત્તર જીવન વ્યવહાર ને વેપારથી અળગું કરી આત્મશ્રેયાર્થે પ્રભુપરાયણતામાં ગાળ્યું હતું પૂજ્યપાદ ગુરુદેવના પુસ્તકોના પરિશીલનમાં અને સત્સંગમાં એમણે પોતાનું ઉત્તર જીવન વ્યતીત કર્યું હતું સંવત્ ૨૦૦૪ના વૈશાખવદિ ૦)) સોમ તા ૭-૬-૧૯૪૮ના રોજ આ અસાર સંસારનો ત્યાગ કરી એમણે પરમધામપ્રતિ પ્રયાણ કર્યું

શ્રી જાદવજીભાઈ પણ પોતાના વડીલ બંધુને પગલે ચાલી રહ્યા છે, અને એમની શ્રીગુરુચરણારવિંદની ભક્તિ અને સેવા સદ્‌ગતની યાદ આપે તેવા છે ધનસામગ્રી માનપ્રતિષ્ઠાની વિપુલતા છતાં પોતે જલકમળવત સાદાઈથી રહે છે પોતાના વડીલ બન્ધુના પ્રતાપેજ આજનું સુખી જીવન છે એમ સમજી તેમના ઋણમાંથી યત્કિંચિત્ પણ નિવૃત્તિ મેળવાય એ હેતુથી એમણે સદ્‌ગત રાજસીભાઈના શ્રેયાર્થે પૂજ્યપાદ શ્રીગુરુદેવનાં પુસ્તકો પૈકી "શ્રીઉપનિષદો"નો ગ્રંથ પુનર્મુદ્રણ કરાવી તેની ૧૧૦૦ પ્રતિ શ્રીઆનંદાશ્રમને સમર્પણ કરી છે એમની એ જ્ઞાનપ્રચારની ધર્મપ્રવૃત્તિ અને શ્રીસદ્‌ગુરુચરણારવિંદપ્રતિની ભક્તિ ખરેખર ધન્યવાદને પાત્ર છે, તેમજ અન્યને માટે અનુકરણીય છે ........હરિ ૐ ॥

[ નોંધ —આ પુસ્તક છપાતું હતું તે દરમ્યાન શ્રી જાદવજીભાઈનું અવસાન થવા પામ્યું છે. સદ્‌ગતની જન્મતિથિ સંવત્ ૧૯૬૦, શ્રાવણસુદિ ૧૩ મંગળવાર તથા સદ્‌ગતની મરણતિથિ સંવત ૨૦૦૮, વૈશાખવદિ ૫ બુધવાર આ પ્રમાણે છે ]



॥ ॐ ॥

# પંચમાવૃત્તિની પ્રસ્તાવના

આ ગ્રંથની ચતુર્થાવૃત્તિનાં પુસ્તકો ખલાસ થઈ જવાથી અને જિજ્ઞાસુ ગ્રાહકો તરફથી તેની માગણી શરુ હોવાથી તેની આ પંચમાવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે.

સં. ૨૦૦૯ શ્રાવણી — વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળ, આનંદાશ્રમ બીલખા-(સૌરાષ્ટ્ર)

——[*]——

॥ ૐ ॥

# ચોથી આવૃત્તિનો ઉપોદ્ઘાત.

આ ગ્રંથની ત્રીજી આવૃત્તિની પ્રતો ખલાસ થવાથી અને ગ્રાહકો તરફથી તેની માગણી શરુ હોવાથી તેની આ ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે.

સંવત્ ૧૯૯૪ — વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળ આનંદાશ્રમ-બીલખા.

---

॥ ૐ ॥

# ત્રીજી આવૃત્તિનો ઉપોદ્ઘાત.

સર્વ ઉપનિષદોનો અભિપ્રાય શો હશે તે જાણવાની ઇચ્છા રાખનાર મનુષ્યોને વેદાંતપારગ બ્રહ્મસંસ્થ મહાપુરુષો સર્વ ઉપનિષદોનો અભિપ્રાય નીચે પ્રમાણે હોવાનું શ્રુતિ, સ્મૃતિ ને પુરાણોનાં વચનોરૂપ પ્રમાણોથી ને તદનુકૂલ સુયુક્તિઓથી જણાવે છેઃ—

દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત, સૂક્ષ્મતમ, અસંગ, ( નિર્લેપ, ) દુઃખસુખથી રહિત, સ્વાભાવિક-સુખઘનરૂપ, પરમપવિત્ર, અવિકારી, પૂર્ણકામ, અક્રિય, પ્રશાંત, પ્રકાશ ને અંધકારથી વિલક્ષણ, નિશ્ચલ, ગંભીર, પ્રમાતાપણાના કર્તાપણાના ભોક્તાપણાના સુખીપણાના ને દુઃખીપણાના ભાવથી રહિત, વાણીવડે જેનું પૂરેપૂરું નિરૂપણ ન કરી શકાય એવું, મન જેના સ્વરૂપને વ્યાવહારિક પદાર્થોની પેઠે ન જાણી શકે એવું, જાતિગુણાદિ સર્વ પ્રકારના વિશેષોથી રહિત, નિરપેક્ષસદ્રૂપ, નિરપેક્ષચેતનરૂપ, નિરવયવ, નિરાધાર, સ્વયંપ્રકાશ, માયાથી તથા માયાનાં સર્વ કાર્યોથી પર, અદ્વિતીય, એક, કેવલ, દ્વન્દ્વાતીત, નિરામય, ભયશોકથી રહિત, અજર, અમર, ક્ષુધાતૃષાદિ ધર્મોથી રહિત, સર્વ પ્રાણીઓના અંતઃકરણની વૃત્તિઓના સાક્ષિરૂપ, સર્વ પ્રકારના ભેદરૂપ વિકલ્પથી રહિત, ગૂઢ, દુર્દર્શ, સમભાવરૂપ, નિષેધના અવધિરૂપ, નિરુપમ, અદૃશ્ય, અગ્રાહ્ય, છ પ્રકારના ભાવવિકારોથી અત્યંત રહિત અને ઉપનિષદોનાં "તત્ત્વમસિ" આદિ મહાવાક્યોના લક્ષ્યાર્થરૂપ જે પરમતત્ત્વ છે તેને બ્રહ્મ કે પરબ્રહ્મ એવા નામથી કહેવામાં આવે છે. તે બ્રહ્મને આશરે તેની પ્રકૃતિનામની કોઈ અનિર્વચનીય શક્તિ રહેલી છે. તે શક્તિ બ્રહ્મની સત્તાની જીવોના કર્મસંસ્કારો ફલ દેવા તત્પર થાય ત્યારે

આકાશાદિરૂપે પરિણામ પામી સર્વ જડ પદાર્થોરૂપે ને જીવોનાં અંતઃકરણો, પ્રાણો, ઇંદ્રિયો ને શરીરોરૂપે પ્રતીત થાય છે. પ્રકૃતિના શુદ્ધ ભાગને માયા ને પ્રકૃતિના મલિન ભાગને અવિદ્યા કહેવામાં આવે છે. માયામાં સંક્રમિત થયેલું ચેતન ઈશ્વર ને અવિદ્યામાં સંક્રમિત થયેલું ચેતન જીવ કહેવાય છે. એ જીવમાં બંધમોક્ષની કલ્પના થાય છે. તે જીવ જ્યાંસુધી ભોગ્ય મનાતા વિષયોમાં વિરાગવાળો થતો નથી, ને પોતાના કૂટસ્થસ્વરૂપનો (અવિકારિસ્વરૂપનો) આત્મવિચારવડે સાક્ષાત્કાર કરતો નથી ત્યાંસુધી તે ભવભ્રમણમાંથી ને દુઃખાનુભવથી મોકળો થતો નથી જ્યારે તે જીવ શાસ્ત્રોક્ત નિષ્કામશુભકર્મોથી પોતાના અંતઃકરણને શુદ્ધ એટલે દૃશ્યવિષયોની તૃષ્ણાથી રહિત કરે છે, બ્રહ્મધ્યાનથી પોતાના અંતઃકરણની ચંચલતા દૂર કરી તેને સ્થિર કરે છે, અને વિવેકાદિ ને શ્રવણાદિ બ્રહ્મજ્ઞાનનાં સાધનોથી પોતાના અંતઃકરણને આત્માથી અભિન્ન બ્રહ્મના સાક્ષાત્કારવાળું કરે છે ત્યારે તે કૃતાર્થ થાય છે.-કલ્પિત બંધથી રહિત થવારૂપ મોક્ષ પામે છે. જીવે એવી સ્થિતિ પ્રાપ્ત કરવા જોઈએ એવો સર્વ ઉપનિષદોનો ઉપદેશ વા અભિપ્રાય છે.

આ પુસ્તકની બીજી આવૃત્તિ કેટલાંક વર્ષો પૂર્વે પ્રકટ થઈ હતી તે ખપી જવાથી, ને તેનું અધ્યયન કરવાની ઇચ્છા રાખનારાઓની તથા જિજ્ઞાસુઓની તે માટેની ઉપરાઉપર માગણી ચાલુ રહેવાથી આ ત્રીજી આવૃત્તિ પ્રકટ કરવામાં આવી છે.

છાપવામાં થયેલી ભૂલો સમંધ મેળવીને વાચનારે સુધારીને વાંચવી. સાધનપંચક ઉપોદ્ઘાતના અંતમાં હતું તેને મુખપૃષ્ઠની બીજી બાજુએ મૂકવામાં આવ્યુ છે.

——[*]——

॥ ૐ ॥

# બીજી આવૃત્તિનો ઉપોદ્ઘાત

આ પુસ્તકની પહેલી આવૃત્તિમાં કૈવલ્યોપનિષદ્‌નો સાર આપવામાં આવ્યો હતો તેને બદલે આ બીજી આવૃત્તિમાં શ્વેતાશ્વતરોપનિષદ્‌ની પછી કૈવલ્યોપનિષત્ મૂલ તથા તેનું ગુજરાતી ભાષાંતર આપવામાં આવ્યું છે. પ્રથમાવૃત્તિમાં બ્રહ્મનામાવલિસ્તોત્ર શ્વેતાશ્વતરોપનિષદ્‌ની પછી હતું તેને બદલે આ બીજી આવૃત્તિમાં તે સ્તોત્ર ઉપનિષદોનો સાર પૂરો થયા પછી છેવટ મૂકવામાં આવ્યું છે ઉપોદ્ઘાતપછી વિવેકી સાધકોમાટે સાધનપંચક મૂકવામાં આવ્યું છે. પ્રથમાવૃત્તિના પ્રત્યેક પુસ્તકના સ્થૂલ પદાર્થનું મૂલ્ય ૭ રૂપિયા હતું, તેમાથી એક રૂપિયો ન્યૂન કરી આ આવૃત્તિના પ્રત્યેક પુસ્તકના સ્થૂલ પદાર્થનુ મૂલ્ય પાંચ રૂપીઆ રાખવામાં આવ્યું છે.

અનુકૂલ બુદ્ધિ રાખી જો ઔપનિષત્સિદ્ધાંત યથાર્થ સમજવામાં આવે તો તે મનુષ્યના હૃદયમાં પ્રતીત થતા સર્વ તાપોનું અજ્ઞાનરૂપ કારણસહિત શમન કરી તેને બહુ પ્રિય લાગતા પરમાનંદનું ઉદાર હૃદયથી દાન કરે છે. એવી રીતે આ ઔપનિષત્સિદ્ધાંતજ મનુષ્યને કૃતાર્થ કરનારો છે માટે પક્ષપાતનો ત્યાગ કરી તે સિદ્ધાંત સમજવા પોતાનું શ્રેય ઇચ્છનાર પ્રત્યેક વિવેકી મનુષ્યે ઘણામાં ઘણા આદરપૂર્વક પ્રયત્ન કરવો ઉચિત છે. ઇતિ શિવમ્

——:o:——

॥ ૐ ॥

# પહેલી આવૃત્તિનો ઉપોદ્ઘાત

અધિકારી મનુષ્યની ચિત્તવૃત્તિને પરમતત્ત્વની સમીપ લઈ જઈ-પરમતત્ત્વની સાથે અભેદભાવે સ્થાપન કરી-અવિદ્યા ને તેનાં કાર્ય શોકમોહાદિની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ કરનારી બ્રહ્મવિદ્યા ઉપનિષત્ કહેવાય છે. એ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરાવનાર વેદના જ્ઞાનોપદેશ કરનાર ભાગો પણ ઉપનિષદ્‌માં (બ્રહ્મવિદ્યામાં) હેતભૂત હોવાથી ઉપનિષત્ કહેવાય છે. વેદના સંહિતાભાગમાં તથા બ્રાહ્મણભાગમાં જેમ કેટલીક ઉપનિષદો છે તેમ તે બે ભાગથી ભિન્ન સ્વતંત્ર પણ કેટલીક ઉપનિષદો છે. ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય ને બૃહદારણ્યક એ દશ ઉપનિષદો વિશેષ પ્રાચીન તથા પ્રમાણભૂત ગણાય છે.[1] શ્વેતાશ્વતર, કૌષીતકિ, જાબાલ, મૈત્રાયણી, નૃસિંહતાપનીય કૈવલ્ય ને પરમહંસ આદિ બીજી કેટલીક ઉપનિષદો પણ પ્રાચીન મનાય છે. અલ્લોપનિષદ્[2] આદિ અન્ય કેટલીક ઉપનિષદો આધુનિક હશે એમ પણ તેમના વિષય તથા ભાષાથી જણાય છે. વર્તમાનકાલમાં દેવનાગરી અક્ષરોમાં મુદ્રિત થયેલી ૧૧૮ ઉપનિષદો મળી શકે છે, તેમાં ઈશથી શ્વેતાશ્વતરસુધીની અગીઆર ઉપનિષદો મુમુક્ષુને વિશેષ ઉપયોગી હોવાથી આ ગ્રંથમાં મૂલસહિત તેમની ગુજરાતીટીકા આપવામાં આવી છે. માંડૂક્યોપનિષત્‌પરની ભગવાન્ ગૌડપાદની કારિકા પણ મુમુક્ષુને ઉપયોગી હોવાથી તે પણ ગુજરાતીટીકાસહિત આપેલી છે. બાકીની ૧૦૭ ઉપનિષદોનો સાર આપવામાં આવ્યો છે, કે જેથી તે ઉપનિષદોમાં શો વિષય છે તે જિજ્ઞાસુઓના જાણવામાં આવે. સર્વ ઉપનિષદોનું મુખ્ય તાત્પર્ય જીવબ્રહ્મનો અભેદ જણાવવામાં છે. આ અર્થ ઉપનિષદોના

---

૧ ઈશોપનિષત્‌પર શાંકરભાષ્ય, શાંકરભાષ્યપર આનંદગિરિકૃત ટીકા, ઉવટભાષ્ય, મહીધરભાષ્ય, સાયણભાષ્ય, આનંદભટ્ટોપાધ્યાયકૃત ભાષ્ય, અનંતાચાર્યકૃત ભાષ્ય, બ્રહ્માનંદસરસ્વતીકૃત ઈશાવાસ્યરહસ્ય, શંકરાનંદમુનિકૃત ઈશાવાસ્યદીપિકા ને રામચંદ્રપંડિતકૃત ઈશાવાસ્યરહસ્યવિવૃત્તિ એ ભાષ્યો તથા ટીકાઓ છે. કેનોપનિષત્‌પર ભગવાન્ શંકરનું પદભાષ્ય તથા વાક્યભાષ્ય, તે બંને ભાષ્યપર આનંદગિરિની ટીકાઓ અને શંકરાનંદમુનિકૃત તથા નારાયણકૃત કેનોપનિષદ્દીપિકાઓ છે. કઠોપનિષત્‌પર શાંકરભાષ્ય અને શાંકરભાષ્યપર આનંદગિરિની ને ગોપાલયતીંદ્રની ટીકાઓ છે. પ્રશ્નોપનિષત્‌પર શાંકરભાષ્ય, તે ભાષ્યપર આનંદગિરિની ટીકા ને શંકરાનંદમુનિકૃત પ્રશ્નોપનિષદ્દીપિકા છે, મુંડકપર શાંકરભાષ્ય, તે ભાષ્યપર આનંદગિરિની ટીકા તથા નારાયણકૃત મુંડકોપનિષદ્દીપિકા છે. માંડૂક્યપર ગૌડપાદીયકારિકા, મૂલ તથા કારિકાપર શાંકરભાષ્ય, શાંકરભાષ્યપર આનંદગિરિની ટીકા ને શંકરાનંદમુનિકૃત માંડૂક્યોપનિષદ્દીપિકા છે, તૈત્તિરીયપર શાંકરભાષ્ય, શાંકરભાષ્યપર સુરેશ્વરાચાર્યકૃત વાર્તિક, ભાષ્ય તથા વાર્તિકપર આનંદગિરિકૃત ટીકા, તથા શંકરાનંદમુનિકૃત ને વિદ્યારણ્યમુનિકૃત તૈત્તિરીયોપનિષદ્દીપિકાઓ છે. ઐતરેયપર શાંકરભાષ્ય, ભાષ્યપર આનંદગિરિકૃત ટીકા, ને વિદ્યારણ્યમુનિકૃત ઐતરેયોપનિષદ્દીપિકા છે. છાંદોગ્યપર શાંકરભાષ્ય, ને શાંકરભાષ્યપર આનંદગિરિકૃત ટીકા છે. બૃહદારણ્યકપર શાંકરભાષ્ય, સુરેશ્વરાચાર્યકૃત વાર્તિક, ભાષ્ય તથા વાર્તિકપર આનંદગિરિકૃત ટીકા ને નિત્યાનંદમુનિકૃત મિતાક્ષરાટીકા છે. શ્વેતાશ્વતરપર શ્રીશંકરાચાર્યના નામનું ભાષ્ય, શંકરાનંદમુનિકૃત ને નારાયણકૃત દીપિકાઓ અને વિજ્ઞાનભગવત્કૃત ટીકા છે. આ એકાદશ ઉપનિષદોપર બીજી અપ્રચલિત ટીકાઓ પણ હશે એમ અનુમાન થાય છે. ઉપરની ઉપનિષદોથી ભિન્ન બીજી ઉપનિષદોમાંથી કેટલીક ઉપનિષદોપર શંકરાનંદમુનિની તથા નારાયણની ને કેટલીકપર માત્ર નારાયણની દીપિકાઓ છે. કોઈ કોઈ ઉપનિષત્‌પર અન્ય પંડિતોની ટીકાઓ પણ જોવામાં આવે છે.

૨ અલ્લોપનિષદ્‌ની ગણના આથર્વણશાખામાં કરેલી જોવામાં આવે છે, તેના સાત મંત્રો છે. તેમાં અલ્લા (અદ્વિતીય પરમાત્મા) જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, પરમપૂર્ણ ને અનાદિસ્વરૂપ છે ઈત્યાદિ જણાવ્યું છે. તેમાં અલ્લા, ઈલ્લલ્લા, અકબર ને રસુલ મહમ્મદ એવા અરબ્બીશબ્દો જોવામાં આવે છે તેથી અનુમાન થાય છે કે આ લેખ અકબરબાદશાહના સમયમાં વા દારાના સમયમાં લખાયો હશે. અથવા હિંદુઓને ભોળવી મુસલમાન કરવામાટે આ લેખ લખાયો હશે એમ જણાય છે. સંસ્કૃતમાં અલ્લા એ લક્ષ્મીનું નામ છે તેથી કેટલાક આ ઉપનિષદ્‌ને લક્ષ્મીઉપનિષદ્ એવું નામ આપે છે, પણ ગ્રંથરચના જોતાં તે નામ યોગ્ય જણાતું નથી.

તાત્પર્યનો નિર્ણય કરાવનારાં ૭ લિંગોથી સિદ્ધ થાય છે[1] ઉપક્રમઉપસંહારની એકતા, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ ને ઉપપત્તિ આ ૭ તાત્પર્યના નિર્ણયમાં લિંગો (હેતુઓ) છે. ગ્રંથમાં પ્રતિપાદન કરવાયોગ્ય વસ્તુનું તે ગ્રંથના આદિઅંતમાં જે પ્રતિપાદન તે ઉપક્રમઉપસંહારની એકતા, પ્રતિપાદ્ય વિષયનું ગ્રંથના મધ્યમાં જે પુનઃ પુનઃ કથન તે અભ્યાસ, ગ્રંથનો અસાધારણ પ્રતિપાદ્ય વિષય તે અપૂર્વતા, ગ્રંથના પ્રતિપાદ્ય વિષયના જ્ઞાનથી શ્રવણ કરવામાં આવતું પ્રયોજન તે ફલ, ગ્રંથના પ્રતિપાદ્ય વિષયની સ્તુતિ ને તેનાથી વિપરીતની નિંદા તે અર્થવાદ, અને ગ્રંથના પ્રતિપાદ્ય વિષયનું દૃષ્ટાંતાદિ યુક્તિઓથી જે પ્રતિપાદન તે ઉપપત્તિ કહેવાય છે. ઉપનિષદોના તાત્પર્યના અદ્વિતીય બ્રહ્મરૂપ નિર્ણયમાં તે ૭ લિંગો ઉપયોગી છે. જે શબ્દનું જે અર્થમાં તાત્પર્ય હોય તે તે શબ્દનો અર્થ થાય છે, માત્ર વાચ્યાર્થજ તેનો અર્થ થાય એવો નિયમ નથી. ઉપનિષદોમાં જે કર્મ તથા ઉપાસનાઓનું નિરૂપણ છે તે ચિત્તની શુદ્ધિ તથા સ્થિરતાદ્વારા જ્ઞાનમાં ઉપકારક હોવાથી જ્ઞાનભાગના તાત્પર્યનો નિર્ણય થયે તેમનો નિર્ણય થઈ જાય છે તેથી તેવાં વચનોના તાત્પર્યનો પૃથક્ નિર્ણય કરવાની અગત્ય રહેતી નથી.

જીવના ચિત્તમાં મલ, વિક્ષેપ ને આવરણ એ ત્રણ દોષો હોય છે કુકર્મ તથા કુવિચારથી પડેલા સંસ્કારો મલ કહેવાય છે, ઇંદ્રિયદ્વારા વા વિષયસ્મરણથી અંતઃકરણનું જે વારંવાર પ્રબલવેગથી વિષયભણી ખેંચાવું તે વિક્ષેપ કહેવાય છે, ને પોતાના કૂટસ્થસ્વરૂપને ન જાણવું તે આવરણ કહેવાય છે. આત્મસ્વરૂપના આવરણથી જીવને શરીરાદિમાં હુંપણાની ને જગતમાં સત્યપણાની ભ્રાંતિ થઈ રાગદ્વેષરૂપ વિક્ષેપ ઉપજે છે, અને રાગદ્વેષથી ધર્માધર્મરૂપ પ્રવૃત્તિદ્વારા જીવ ધર્માધર્મના સંસ્કારરૂપ મલદોષને ગ્રહણ કરે છે. સકામ પુણ્ય પણ ભવભ્રમણમાં હેતુ હોવાથી વિદ્વાનોની દૃષ્ટિએ તે પાપરૂપ છે. એ ધર્માધર્મવડે જીવ ઘટીયંત્રમાંના ઘટની પેઠે ઊર્ધ્વઅધઃ ભ્રમણ કર્યા કરે છે, વિશ્રાંતિ પામતો નથી. કામનાનો ત્યાગ કરી લૌકિકવૈદિક શુભકર્મ કરવાથી શનૈઃ શનૈઃ ચિત્તના મલદોષની નિવૃત્તિ થાય છે. ચિત્તને કોઈ પણ યોગ્ય ધ્યેયમાં દીર્ઘકાલ નૈરંતર્ય આદરપૂર્વક સ્થાપન કરવાથી ધીરે ધીરે ચિત્તનો વિક્ષેપદોષ દૂર થાય છે, અને સત્શાસ્ત્ર તથા સદ્યુક્તિઓના

---

૧ ઈશાપનિષદ્ના તાત્પર્યનો નિર્ણય જણાવનારાં છ લિંગો નીચે દર્શાવ્યાં છે, તે પ્રમાણે અન્ય ઉપનિષદોમાં પણ તે જાણવાં—

ईशा वास्यमिदꣳ सर्वम्। (આ સર્વ પરમાત્માવડે આચ્છાદન કરવા યોગ્ય છે,) એવી રીતે પ્રથમ મંત્રથી પરમાત્માના નિરૂપણનો ઉપક્રમ કરી स पर्यगाच्छुक्रम्। (તે પરમાત્મા સર્વવ્યાપક ને શુદ્ધ છે,) એમ આઠમા મંત્રવડે તેજ વિષયનો ઉપસંહાર કર્યો છે, આ પ્રથમ લિંગ છે; अनेजदेकं मनसो जवीयः॥ तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः॥ (પરમાત્મા અચલ, અદ્વિતીય ને મનથી વધારે વેગવાન્ છે, તે આ સર્વની અંતર છે, અને તે આ સર્વની બહાર પણ છે,) આ અભ્યાસરૂપ બીજું લિંગ છે; नैनद्देवा आप्नुवन्पूर्वमर्शत्॥ (તેને ઇંદ્રિયો પહોંચી શકતી નથી, કેમકે તે તેનાથી પૂર્વ ગયેલ જેવું છે,) આ શ્રુતિથી ભિન્ન પ્રત્યક્ષાદિ પ્રમાણોની અવિષયતારૂપ જે અપૂર્વતા તે ત્રીજું લિંગ છે; तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः॥ (એકપણાનો અનુભવ કરનારને તેમાં મોહ શો? ને શોક શો?) આ મોહશોકના અભાવરૂપ જે ફલ તે ચોથું લિંગ છે; असुर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः॥ (જે આત્માને વિપરીત માનનારા મનુષ્યો છે તેઓ મરીને ઘણા અજ્ઞાનવડે આચ્છાદિત ઇંદ્રિયોની નિષિદ્ધ પ્રવૃત્તિરૂપ અસુરના સંબંધવાળા પ્રસિદ્ધ જન્મો છે તેમને પામે છે,) આ ભેદજ્ઞાનની નિંદારૂપ તથા અર્થથી અભેદજ્ઞાનની સ્તુતિરૂપ જે અર્થવાદ તે પાંચમું લિંગ છે; અને तस्मिन्नपो मातरिश्वा दधाति (તે પરમાત્માના સદ્ભાવથી સૂત્રાત્મા કર્મફલોને ધારણ કરે છે,) આ પરમાત્માના અસ્તિત્વનું બોધન કરનાર યુક્તિરૂપ જે ઉપપત્તિ તે છઠ્ઠું લિંગ છે. આ છ લિંગોવડે આ ઈશોપનિષદ્નું (વાજસનેયસંહિતોપનિષદ્નું) તાત્પર્ય અદ્વૈત પરમાત્મામાં છે એમ નિશ્ચય થાય છે. નવમા મંત્રથી અંતસુધીનો ભાગ કર્મઉપાસનાના નિરૂપણનો છે તે જ્ઞાનના શેષરૂપ છે.

વેત્તા ને પરમતત્ત્વમાં નિષ્ઠાવાળા પરમકારુણિક આચાર્યદ્વારા વેદાંતશાસ્ત્રના શ્રવણાદિવડે નિજસ્વરૂપનું અપરોક્ષજ્ઞાન થવાથી ચિત્તના આવરણદોષની અત્યંત નિવૃત્તિ થાય છે. આવરણની નિઃશેષ નિવૃત્તિ થયે જીવનું ભયપ્રદ ભવકાંતારનું દુઃખદ ભ્રમણ વિદૂર થાય છે, ને તે અખંડાનંદરૂપે શાશ્વત વિરાજે છે.

ત્રિવિધતાપનો અજ્ઞાનરૂપ મૂલસહિત અત્યંત ઉચ્છેદ અને સ્વાભાવિક પરમાનંદનો નિત્ય આવિર્ભાવ એ વિવેકી મનુષ્યને મુખ્ય પ્રાપ્ત કરવાયોગ્ય પ્રતીત થાય છે. એ પ્રાપ્તવ્યની પ્રાપ્તિ આત્મસ્વરૂપના જ્ઞાનથી થાય છે, ને આત્મસ્વરૂપનું જ્ઞાન ઉપનિષદ્‌ના શ્રવણાદિથી થાય છે, તેથી મુમુક્ષુએ ઉપનિષદોનું શ્રવણ વા વાચન કરવું આવશ્યક છે. ઉપનિષદે પ્રતિપાદન કરેલો સિદ્ધાંત જીવને પરમશાંતિ આપી કૃતાર્થ કરનાર, કર્તવ્યપરાયણતા રાખવાનું ઉત્તમ મનોબલ આપનાર, નીતિબલને સુદૃઢ કરનાર, ને સર્વ પ્રકારના દુઃખમાં ઉત્કૃષ્ટ રીતે આશ્વાસન આપનાર છે એમ ઉપનિષદોનું સ્વસ્થ ચિત્તે વાચન કરનારને સ્પષ્ટ જણાઈ આવશે. પશ્ચિમના કેટલાક પ્રખ્યાત વિદ્વાનો પણ ઉપનિષદોની એ મહત્તા સ્પષ્ટ રીતે સ્વીકારે છે:—

" આખા વિશ્વમાં ઉપનિષદોના અભ્યાસજેવો શ્રેય કરનાર અન્ય કોઈ પણ અભ્યાસ નથી. મારા જીવનનું એ આશ્વાસન છે, અને મારા મૃત્યુકાલમાં પણ મને એનુંજ આશ્વાસન રહેશે. "

શોપનહૉર.

"યુરોપનું ઉત્તમોત્તમ તત્ત્વજ્ઞાન, ગ્રીકતત્ત્વજ્ઞોનો ચૈતન્યવાદ પણ, આર્યાવર્તના બ્રહ્મવાદસાથે સરખાવતાં મધ્યાહ્નના પૂર્ણપ્રકાશવાળા સૂર્યની આગળ એક તણખાજેવો જણાય છે."

ફ્રેડરીક શ્લેગલ.

" જો સુખી મૃત્યુ મેળવવાની યોજના સંપાદન કરવી એ તત્ત્વચિંતનનો હેતુ હોય તો તેમાટે વેદાંતજેવું શ્રેષ્ઠ અન્ય કોઈ સાધન નથી.'' પ્રો મેક્સમ્યુલર.

"પોતાના સત્યસ્વરૂપમાં વેદાંત એ નીતિનો સર્વથી સુદૃઢ આધાર છે, ને વ્યાવહારિક દુઃખમાં નિરતિશય મૂલ્યવાન્ આશ્વાસન છે" પ્રો. ડયુસેન.

શુદ્ધ ને સ્થિર ચિત્તવાળા સાધનસંપન્ન પુરુષને અદ્વિતીય પરમતત્ત્વનું જ્ઞાન શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ આચાર્યનું વિધિવત્ અનન્ય શરણ ગ્રહણ કરી તેઓશ્રીદ્વારા મહાવાક્યના ઉપદેશનું શ્રવણ કરવાથી થાય છે, પણ જેઓના ચિત્તમાં સંશયવિપર્યય હોય તેમને મહાવાક્યના શ્રવણથી દૃઢ અપરોક્ષજ્ઞાન થતું નથી તેવા અધિકારીઓએ પૂર્વોક્ત લક્ષણવાળા આચાર્યદ્વારા તાત્પર્યનો નિર્ણય કરાવનારાં છ લિંગોસહિત વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવું જોઇએ. વેદાંત શાસ્ત્રના શ્રવણથી તે શાસ્ત્ર દ્વૈતનું પ્રતિપાદન કરે છે કે અદ્વૈતનું પ્રતિપાદન કરે છે એવો વેદાંતરૂપ પ્રમાણમાં રહેલો સંશય દૂર થાય છે. મોક્ષ તથા બ્રહ્માદિરૂપ પ્રમેયના સ્વરૂપમાં રહેલા સંશયો નિવૃત્ત કરવા શ્રવણ કરેલા વિષયનો એકાંતમાં ભેદની બાધક ને અભેદની સાધક યુક્તિઓવડે વારંવાર વિચાર કરવો જોઇએ. એવો વિચાર મનન કહેવાય છે. શ્રવણમનન કર્યા છતાં પણ જો ચિરકાલથી અજ્ઞાનવડે પોષણ પામેલી દેહમાં હુંપણાની ને જગતમાં સત્યપણાની ભ્રાંતિરૂપ વિપરીતભાવનાની અત્યંત નિવૃત્તિ ન થાય તો તે કરવામાટે અનાત્માકાર વૃત્તિઓને રોકી શ્રદ્ધાસાવધાનતાપુરઃસર બ્રહ્માકારવૃત્તિઓના પ્રવાહને સતત ચલાવવારૂપ નિદિધ્યાસન કરવું જોઇએ. એમ કરવાથી પરમતત્ત્વનો સુદૃઢ અપરોક્ષબોધ થઇ પુરુષ કૃતાર્થ થાય છે.

વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા આ ચાર સાધનોરહિત બહિર્મુખ પુરુષોથી શ્રવણાદિ સાધનો સંપાદન કરી શકાતાં નથી, તેથી પ્રથમ વિવેકાદિ સાધનો સંપાદન કરવાની અગત્ય મનાય છે. ક્ષણે ક્ષણે પરિણામ પામી વિનાશ થવાના સ્વભાવવાળી અનિત્ય જડ વસ્તુઓ તથા જેમાં તે વસ્તુઓનાં ઉત્પત્તિ, સ્થિતિ ને નાશ થાય છે એવી ચેતનરૂપ નિત્યવસ્તુ એ બંને ભિન્ન છે એમ જાણવું તે વિવેક કહેવાય છે. 'એ વિવેક જેમ જેમ દૃઢ થતો જાય છે તેમ તેમ દોષબહુલ ક્ષણભંગુર જડવસ્તુમાં રહેલો રાગ ક્ષીણ થતો જાય છે, ને અંતે હિરણ્યગર્ભના પદમાં પણ દોષદર્શન થઇ તેમાં લાલસા રહેતી નથી. એવી રીતે આ લોકના વિષયોથી માંડીને

હિરણ્યગર્ભના પદપર્યંતનાં ઐશ્વર્યમાં આરૂઢ અસ્પૃહાનો ઉદય થાય તે (વૈરાગ્ય) કહેવાય છે. એવા વૈરાગ્યની સ્થિરતા થયે શમાદિ ૭ સંપત્તિ સુલભતાથી સિદ્ધ કરી શકાય છે. શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ ને તિતિક્ષા એ ૭ સંપત્તિનાં નામો છે. દ્રવ્યરૂપ સંપત્તિવિના જેમ અન્નવસ્ત્રાદિ પદાર્થો મેળવી શકતા નથી તેમ આ ૭ સંપત્તિવિના બ્રહ્માનુભવ થઇ શકતો નથી. મનને નિષિદ્ધ વિષયચિંતનમાંથી રોકવાનું બલ (શમ) કહેવાય છે, ઇંદ્રિયોના નિષિદ્ધ વિષયોભણીના પ્રબલ વેગને રોકવાનું સામર્થ્ય (દમ) કહેવાય છે, શ્રીસદ્ગુરુના તથા સત્શાસ્ત્રના ઉપદેશમાં સુદૃઢ વિશ્વાસ રાખવો તે (શ્રદ્ધા) કહેવાય છે, સર્વોત્તમ વિષયોના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં મનની સ્થિરતા થવાથી કોઇ પણ નિષિદ્ધ વિષયના સ્મરણથી વા સામીપ્યથી મનમાં ક્ષોભ ન થાય તે (સમાધાન) કહેવાય છે, વિષયી જીવોને અતિપ્રિય લાગતા વિષયો હલાહલવિષજેવા પ્રતીત થઇ તેમાં મનની સ્વાભાવિક ઉપેક્ષા રહે, ને સકામકર્મમાં ક્લેશેચ્છાપૂર્વક પ્રવૃત્તિ ન થાય તે (ઉપરતિ) કહેવાય છે, અને પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થતા માનાપમાન, સુખદુઃખ, ટાઢતડકો ને ભૂખતરશ આદિ સહન કરવાનું બલ (તિતિક્ષા) કહેવાય છે. વિવેક, વૈરાગ્ય ને શમાદિ ૭ સંપત્તિ આ ત્રણ સાધનો પરિપક્વ થયાં હોય તોજ વાસ્તવિક (મુમુક્ષુતા) એટલે મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા ઉપજે છે. એ મુમુક્ષુતા શ્રવણાદિમાં શીઘ્ર પ્રવૃત્તિ કરાવનારી થાય છે.

જેઓ વિવેકાદિ સાધન સંપાદન કરવામાં પ્રતિબંધક સંસ્કારોના સદ્ભાવને લીધે અરુચિવાળા હોય તેમણે આ લોક–પરલોકના ફલની ઇચ્છાનો ત્યાગ કરી માત્ર પરમાત્માની પ્રસન્નતામાટે પોતાના માનેલા પદાર્થોના વિહિતત્યાગરૂપ યજ્ઞમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. એવા યત્નથી ચિત્તની નિર્મલતા થાય છે, ને વિવેકાદિ સાધન સંપાદન કરવામાં પ્રીતિ ઉપજે છે.

આ જન્મમાં પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરી સદ્યોમોક્ષ મેળવી શકવાનું સામર્થ્ય જેમની બુદ્ધિમાં નથી તેમને નિર્ગુણબ્રહ્મની ઉપાસના કર્તવ્ય છે. જેઓ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનો અધિકારી ન હોય તેમણે સગુણબ્રહ્મની ઉપાસના કરવી જોઇએ. એ બેમાંની કોઈ ઉપાસનાનો પરિપાક થયે જો તેમને બ્રહ્મનો સાક્ષાત્કાર ન થઈ શકે તો એવા ઉપાસકો એ ઉપાસનાના બલથી શરીરપાતપછી અર્ચિમાર્ગે બ્રહ્મલોકમાં જાય છે, ને ત્યાંના ઉત્કૃષ્ટ ભોગો ભોગવી મહાકલ્પના અંતમાં વિદેહકૈવલ્ય પામે છે. આ ક્રમમોક્ષ કહેવાય છે. તેથી ઊતરતા અધિકારવાળાએ નિષ્કામ શુભકર્મ, ને તેનાથી ઊતરતા અધિકારવાળાએ સકામ શુભકર્મ કરવાનાં છે. ઈષ્ટ, પૂર્ત ને દાનાદિરૂપ સકામ શુભકર્મ કરનારા દક્ષિણાયનમાર્ગે સ્વર્ગલોકમાં જાય છે, અને ત્યાંથી સ્વર્ગનો ભોગ આપનાર પુણ્યકર્મનો ક્ષય થયે પાછા મર્ત્યલોકમાં આવે છે. જેઓ સકામ શુભકર્મ નહિ કરતાં સ્વચ્છંદપણે વર્તે છે તેઓ પ્રધાનપણે દુઃખનો અનુભવ કરવા તૃતીય સ્થાનમાં એટલે મનુષ્યથી ઊતરતી યોનિઓમાં જાય છે. એ ત્રણે માર્ગનું નિરૂપણ છાંદોગ્ય અને બૃહદારણ્યકમાં જોવામાં આવશે.

ઈશાદિ અગીઆર ઉપનિષદોમાંની પ્રત્યેક ઉપનિષદ્માં કયા વિષયનું નિરૂપણ છે તે વિષયદર્શક સૂચીપત્ર જોવાથી અથવા તે તે ઉપનિષદ્ના આરંભમાં આપેલા ઉપોદ્ઘાત અને મંત્રોપરની ઉત્થાનિકાઓ વાંચવાથી જણાઈ આવશે.

શબ્દાર્થમાં આવાં [    ] ચતુષ્કોણો મૂકી તેમાં મૂલમાં નહિ એવાં પદ કે પદો ગુજરાતીમાં અર્થ સ્પષ્ટ થવાસારુ મૂકવામાં આવ્યાં છે, અને આવાં (    ) દિક્પાલો પદનો પર્યાય જણાવવાસારુ વા પદના સ્પષ્ટીકરણમાટે મૂકવામાં આવ્યાં છે. જેમને માત્ર શબ્દાર્થ વાંચવો હોય તેમણે તે ચિહ્નોની બહારનો ભાગજ વાંચવો, અને જેમને મૂલનો ભાવાર્થ વાંચવો હોય તેમણે તે ચિહ્નો ત્યાં નથી એમ ગણી સર્વ ભાગ વાંચવો. એમ કરવાથી બંને પક્ષની અનુકૂલતા સચવાશે. ઇતિ. ॐ

——[*]——

॥ ૐ ॥

## ॥ श्रीउपनिषदोनुं विषयदर्शक सूचीपत्रक ॥

## ૨ બીજો અધ્યાય.



———.૦.———

## ૪ શ્રીપ્રશ્નોપનિષત્

:o:

## ૫ શ્રીમુંડકોપનિષત્

### ૧ પ્રથમ મુંડક.



### ૨ દ્વિતીય મુંડક.

## ૩ તૃતીય મુંડક



## ૬ કારિકાસહિત માંડૂક્યોપનિષત્



### ૧ આગમપ્રકરણ

પાનું વિષય.

## ૨ વૈતથ્યપ્રકરણ.



——:o:——

## ૩ અદ્વૈતપ્રકરણ



## ૪ અલાતશાંતિપ્રકરણ

## ૭ શ્રીતૈત્તિરીયોપનિષત.

### ૧ શિક્ષાધ્યાય.

## ૨ બ્રહ્મવલ્લી



## ૩ ભૃગુવલ્લી

## ૮ શ્રીઐતરેયોપનિષત્

### ૧ પહેલો અધ્યાય



### ૨ બીજો અધ્યાય.

---

## ૩ ત્રીજો પ્રપાઠક.

---:o:---

## ૬ છઠ્ઠો પ્રપાઠક.



---:o:---

---

## ४ ચોથો પ્રપાઠક.



---

## ५ પાંચમો પ્રપાઠક.

---:o:---

## ૬ છઠ્ઠો પ્રપાઠક.



---:o:---

———:o:———

---:o:---

## ૧૦ શ્રીબૃહદારણ્યકોપનિષત્.

### ૧ પહેલો અધ્યાય.

## ૨ બીજો અધ્યાય

———:o:———

બ્રાહ્મણાંક. વિષય. પૃષ્ઠાંક.

## ૩ ત્રીજો અધ્યાય

---:o:---

:o:

ખાહ્મણાંક. વિષય. પૃષ્ઠાંક.

## ૪ ચોથો અધ્યાય

---

## ૫ પાંચમો અધ્યાય.

---

## ૬ છઠ્ઠો અધ્યાય.

:o:

## ૧૧ શ્રીશ્વેતાશ્વતરોપનિષત્.

### ૧ પહેલો અધ્યાય.



:o:

### ૨ બીજો અધ્યાય.



:o:

### ૩ ત્રીજો અધ્યાય.

———:૦:———

## ૪ ચોથો અધ્યાય



## ૫ પાંચમો અધ્યાય.



## ૬ છઠ્ઠો અધ્યાય.



॥ मंगलाचरणम् ॥

## ॥ श्रीसद्गुरुपरमात्मस्तवनम् ॥

# ( अभेदोपासनम् )

सच्चित्सुखः समरसो विभुरद्वितीयस्तत्त्वेन यस्त्वमसि देशिक सोऽहमस्मि ।
नैवावयोः किमपि वस्तुतया पृथक्त्वं, त्वां नाथनाथ यत एकतया प्रपद्ये ॥ १ ॥

હે સદુપદેષ્ટા સદ્‌ગુરો ! આપ પરમાર્થથી જે સત્ ચિત્, આનંદ, એકરસ, વ્યાપક અને અદ્વિતીય છો તે હું છું હે નાથપ્રભો ! આપણ બંનેનું વસ્તુતાથી લેશમાત્ર પણ ભિન્નપણું નથી, જેથી-ચેતનસ્વરૂપે એકતા હોવાથી-હું આપશ્રીને અભેદભાવપૂર્વક પ્રાપ્ત થાઉં છું. ૧

ब्रह्मंस्त्वमीश्वरगुणाभियुतस्तथाहं, संप्राप्तजीवगुण इत्थमिदं पृथक्त्वम् ।
मायाकृतं त्वयि विभा चिति शब्दमात्रं, त्वां नाथनाथ यत एकतया प्रपद्ये ॥ २ ॥

હે બ્રહ્મસ્વરૂપ સદ્‌ગુરો ! આપ શ્રીઈશગુણથી નિષ્પન્ન છો, અને હું જીવગુણથી સંપન્ન છું. એ પ્રમાણે આ ગુણવિશિષ્ટ ભિન્નતા આપશ્રીના પારમાર્થિક ચેતનમય વ્યાપકસ્વરૂપમાં અનિર્વચનીય મિથ્યાત્મક માયાથી રચિત શબ્દમાત્ર હોવાથી અસત્ય છે, જેથી-જીવપણું અને ઈશ્વરપણું માયાકૃત હોવાથી-હે નાથપ્રભો ! હું આપશ્રીને અભેદતાપૂર્વક પ્રાપ્ત થાઉં છું. ૨

सैषा विभेदजननी व्यवहारमात्रा, मायार्कतेजसि मृगाम्बुसरित्समाना ।
त्वद्ब्रह्मधामनि मृषैव विवर्तमाना, त्वां नाथनाथ यत एकतया प्रपद्ये ॥ ३ ॥

તે આ ભેદના ઉપાદાનહેતુરૂપ માત્ર વ્યાવહારિક સ્થિતિમાંજ ઉપલબ્ધ થનારી અનિર્વચનીય માયા સૂર્યના તેજમાં ભાસમાન થતી મૃગજળની સરિતાસમાન આપશ્રીના નિરતિશયવ્યાપક સ્વરૂપપ્રકાશમાં મિથ્યાજ વિવર્તમાન છે, જેથી માયાનું મિથ્યાપણું હોવાથી-હે નાથગુરો ! હું આપશ્રીને અભેદભાવે પ્રાપ્ત થાઉં છું ૩

मिथ्याप्यजा निजगुणैः प्रतिभासमात्रैर्, भेदान् प्रकाश्य दृशि दृश्यमिदं तनोति ।
द्वैतं कुतस्त्वयि चिति त्वत इन्द्रजालात्, त्वां नाथनाथ यत एकतया प्रपद्ये ॥ ४ ॥

અનાદિ માયા પરમાર્થદશામાં મિથ્યા છતાં પણ વ્યવહારદશામાં પોતાના પ્રાતિભાસિક ગુણોવડે આપ દ્રષ્ટાત્માની અંતર વિવિધ ભેદોના પ્રકાશ કરીને આ દૃશ્ય વિશ્વનો વિસ્તાર કરે છે, પરંતુ આ ઇંદ્રજાળના સમાન પ્રાતિભાસિક વિશ્વથી આપ એકરસ ચેતનમાં દ્વૈત શી રીતે

સિદ્ધ થઈ શકે ? નજ સિદ્ધ થઇ શકે, માટે-માયાના કાર્યોનું અસત્યપણું હોવાથી-હે નાથપ્રભો ! હું આપશ્રીને અભેદભાવપૂર્વક પ્રાપ્ત થાઉં છું ૪

ब्रह्माद्वये सघरसे त्वयि चित्घनंते, नैवेतरत् किमपि वास्तवतः कदापि ।
स्वप्नोत्थितद्वयमिवेदमतो द्वितीयं, त्वां नाथनाथ यत एकतया प्रपद्ये ॥ ५ ॥

આપ વ્યાપક, અદ્વિતીય, એકરસ, ચેતનઘન અને અનંત છો તેની અંતર પરમાર્થથી સત્ય એવી અન્ય કોઈ પણ વસ્તુ કયારે પણ નથી એ હેતુથી આ દશ્યમાન દ્વૈત (વિશ્વ) સ્વપ્નજનિત દ્વૈતપ્રપંચવત્ કલ્પિત છે, જેથી-આપના વ્યાપક એકરસ સ્વરૂપમાં અન્ય વસ્તુના પ્રવેશનો અસંભવ હોવાથી-હે નાથપ્રભો ! આપશ્રીને હું અભેદભાવપૂર્વક પ્રાપ્ત થાઉં છું. ૫

आदाविदं विविधभेदगणाढ्यदृश्यं, नासीद्विभो न खलु तिष्ठति चावसाने ।
मध्ये विभाति वितथं त्वयि दृक्स्वरूपे, त्वां नाथनाथ यत एकतया प्रपद्ये ॥ ६ ॥

હે વિભો ! વિવિધ ભેદગણથી યુક્ત આ દશ્ય વિશ્વ આદિમાં નહિ હતું, અને અંતમાં પણ રહેતું નથી, માત્ર હે નાથપ્રભો ! આપશ્રીના દક્સ્વરૂપમાં વર્તમાનમાં તે મિથ્યા પ્રતીત થાય છે; જેથી-જગત્ આદિ ને અંતમાં ન હોઇ વર્તમાનમાં પણ મિથ્યા હોવાથી-આપ સદ્ગુરુશ્રીને હું અભેદભાવે પ્રાપ્ત થાઉં છું ૬

सर्पावभासत इहेतरता न रज्जौ, नीलावभासत इह द्वयता न चाभ्रे ।
दृश्यावभासत इह त्वयि नो द्वयत्वं, त्वां नाथनाथ यत एकतया प्रपद्ये ॥ ७ ॥

જેમ રજ્જુમાં સર્પનો ભાસ થવાથી રજ્જુમાં દ્વૈતની સિદ્ધિ થતી નથી, અને જેમ આકાશમાં નીલતાનો ભાસ થવાથી આકાશમાં દ્વૈત સિદ્ધ થતું નથી તેમ આ દશ્ય વિશ્વના ભાસથી આપના ચિદાકારસ્વરૂપમાં દ્વૈતની સિદ્ધિ થતી નથી. જેથી-રજ્જુગત સર્પની અને આકાશમાં જણાતી નીલતાની પેઠે વિશ્વનું ભાસમાનપણું મિથ્યા હોવાથી-હે નાથપ્રભો ! હું આપશ્રીને અભેદભાવે પ્રાપ્ત થાઉં છું. ૭

अभेदोपासनं पुण्यं गिरिजाशिवभाषितम् । पठनात् सद्विचारेण मुमुक्षुर्मोक्षमाप्नुयात् ॥ ८ ॥

આ પવિત્ર અભેદોપાસન ગિરિજાશંકરે કથેલું છે. તેના વિચારપૂર્વક પઠનવડે પરમાત્માભિન્ન શ્રીસદ્ગુરુની કૃપાથી મુમુક્ષુઓ મોક્ષને પ્રાપ્ત કરે ૮

श्रीनाथपादपद्मानुरागी गिरिजाशंकरशर्मा



# ॥ ॐ ॥

પૂજ્યપાદ્ બ્રહ્મનિષ્ઠ મહારાજશ્રી શ્રીમન્નથુરામશર્મા-આચાર્યજી પ્રણીત

# પુસ્તકોનું વિજ્ઞાપન

મળવાનું સ્થલ: વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા (સૌરાષ્ટ્ર)
નોંધ:—પોસ્ટેજ વી. પી. પેકીંગ ખર્ચ અલગ થશે.

## તત્ત્વજ્ઞાનના ગ્રંથો

| | રૂ આ પા |
|---|---|
| શ્રીઉપનિષદો: બાર મુખ્ય મૂળ ને ગુજરાતી ટીકા સાથે, તથા ૧૦૬ ઉપનિષદોનો સાર. | ૭-૦-૦ |
| વેદાંતદર્શન: સૂત્રો, અન્વય, અન્વયાર્થ ને વિસ્તૃત ગુજરાતી ટીકાસહિત. | ૩-૧૦-૦ |
| શ્રીમદ્ભગવદ્ગીતા: મૂળ શ્લોક, પદચ્છેદ-પદાર્થ, શબ્દાર્થ ને રહસ્ય દીપિકાનામની વિસ્તૃત ગુજરાતી ટીકા. | ૫-૨-૦ |
| ભગવદ્ગીતા સરલાટીકા સાદું પુંઠું | ૧-૦-૦ |
| શ્રીભગવદ્ગીતાના મુખ્યોપદેશ સંબંધી વિચાર: | ૦-૪-૦ |
| પાતંજલયોગદર્શન: સૂત્રો, એક સંસ્કૃત ટીકા, શબ્દાર્થ ને ગુજરાતી વિસ્તૃત ટીકા સહિત. | ૩-૪-૦ |
| સાંખ્યપ્રવચન: સૂત્રો, એક સંસ્કૃતટીકા, સૂત્રાર્થ ને ગુજરાતી વિવેચનસાથે. | ૧-૨-૦ |
| શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશરત્નો: | ૩-૦-૦ |
| પંચદશી: મૂળ શ્લોકો, સંસ્કૃતમાં અન્વય ને ભાવાર્થદીપિકાનામની ગુજરાતી ટીકા સાથે. | અપ્રાપ્ય |
| પંચદશીસાર: પંદરે પ્રકરણોનો ગુજરાતીમાં સાર. | ૦-૮-૦ |
| વિવેકભાસ્કર પ્રથમરશ્મિ: | ૦-૯-૦ |
| વિવેકભાસ્કર દ્વિતીયરશ્મિ: કાચું પુંઠું | ૦-૮-૦ |
| ,, ,, પાકું પુંઠું | ૦-૧૨-૦ |
| વિચારસાગર: પદ્યભાગનું સરલ ભાષાંતર ટિપ્પણીસાથે. | ૦-૧૩-૬ |
| સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર: | ૦-૧-૩ |

| | રૂ.આ.પા. |
|---|---|
| સનાતનધર્મનું નિરૂપણ: | ૦-૪-૦ |

## યોગવિદ્યાના ગ્રંથો

| | |
|---|---|
| યોગકૌસ્તુભ: અષ્ટાંગયોગના અભ્યાસીઓને અતિઉપયોગી. | ૨-૮-૬ |
| યોગપ્રભાકર: | ૦-૮-૦ |
| નાથસ્વરોદય: | ૦-૪-૦ |

## પૂજ્યપાદ્ મહારાજશ્રીનાં પત્રો

| | |
|---|---|
| સદુપદેશદિવાકર પ્રથમકિરણ: | ૦-૯-૦ |
| સદુપદેશદિવાકર દ્વિતીયકિરણ: | ૦-૧૦-૦ |
| સદુપદેશદિવાકર તૃતીયકિરણ: | ૧-૫-૦ |
| સદુપદેશદિવાકર ચતુર્થકિરણ: | ૧-૨-૦ |
| સદુપદેશદિવાકર પંચમકિરણ: | ૦-૧૩-૦ |
| સદુપદેશદિવાકર છઠ્ઠુંકિરણ: | ૦-૧-૬ |
| પત્રકલ્પમંજરી: | ૦-૪-૦ |

## શ્રીઉપદેશગ્રંથાવલિ

| | |
|---|---|
| ઉપદેશગ્રંથાવલિ અંક ૧ થી ૧૦ | ૦-૭-૬ |
| ઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫ | ૦-૯-૦ |
| ઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫ | ૦-૭-૦ |
| ઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮ | ૧-૨-૦ |
| ઉપદેશગ્રંથાવલિ અંક ૫૯ થી ૭૩ (વેદાંતનાં મૂલતત્ત્વો અને શ્રેયોભાવના) | ૦-૮-૦ |
| ઉપદેશગ્રંથાવલિ અંક ૭૪ થી ૮૧ | ૦-૯-૦ |

## દૃષ્ટાંતોસહિત ઉપદેશ

| | |
|---|---|
| પરમસુખી થવાના ઉપાય: | ૧-૧૫-૬ |
| બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો: | ૦-૧૫-૦ |
| સુબોધકલ્પલતા: | ૧-૫-૦ |

## ભક્તિ, જ્ઞાન, યોગ, વૈરાગ્યમિશ્ર નાનામોટા ગ્રંથો

| | |
|---|---|
| પરમપદબોધિની: | ૦-૧૫-૦ |
| રાસપંચાધ્યાયી: | |

| | રૂ.આ.પા. |
|---|---|
| મનુષ્યમિત્ર: | ૦-૭-૦ |
| પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ | ૦-૯-૦ |
| સ્વાભાવિકધર્મ. | ૦-૪-૦ |
| ઊલટીવાણીનું સ્પષ્ટીકરણ: | ૦-૨-૬ |
| દુરાચારગિરિવજ્ર: | ૦-૬-૩ |
| વિનોદમાળા: | ૦-૬-૦ |
| સુવિચારચંદ્રિકા: | ૦-૫-૦ |
| મહામંત્રમાલિકા: | ૦-૪-૮ |
| ભક્તિસુધા: | ૦-૧-૬ |
| વૈરાગ્યસુધાકર: | ૦-૪-૦ |
| મુમુક્ષુપ્રતિ શ્રીઅંતર્યામીના આદેશો: સટીક (નવી આવૃત્તિ) | ૦-૧૨-૦ |
| ગુરુગીતાસાર: | ૦-૧-૩ |
| શ્રીભાગવતદશમસ્કંધ સંક્ષિપ્ત આધ્યાત્મિક રહસ્ય: | ૦-૧-૬ |

બાળકોને ઉપયોગી

| | |
|---|---|
| સદુપદેશમાળા ભાગ ૧ લો: | ૦-૪-૦ |
| સદુપદેશમાળા ભાગ ૨ જો બીજી આવૃત્તિ | ૦-૮-૦ |

પૂજ્યપાદ મહારાજશ્રીનાં કાવ્યો

| | |
|---|---|
| નાથકાવ્ય ભાગ ૧લો: | ૦-૧૪-૩ |
| નાથકાવ્ય ભાગ ૨જો: | ૦-૧૪-૦ |
| નાથસુબોધમાળા ભાગ ૨ જો | ૦-૧૧-૦ |

કર્મકાંડના ગ્રંથો

| | |
|---|---|
| યજુર્વેદીય આહ્નિકપ્રકાશ. | ૦-૧૩-૬ |
| સામવેદીય આહ્નિકપ્રકાશ: | ૦-૮-૦ |
| સામવેદીય રુદ્રપૂજાદિ: | ૦-૪-૦ |
| રુદ્રસૂક્ત, પુરુષસૂક્ત ને ઈશાવાસ્યાદિ સટીક | ૦-૮-૦ |
| શ્રીસૂક્ત: સટીક | ૦-૧-૬ |
| આશૌચવિવેક: (સૂતકસંબંધીનિર્ણય) | ૦-૧-૬ |
| વર્ણવિચાર: | ૦-૩-૬ |
| અથર્વવેદીય આહ્નિકપ્રકાશ: | ૦-૧૨-૦ |

તખ્તામાં મઢવાયોગ્ય

| | રૂ.આ.પા. |
|---|---|
| પ્રણવપટ: (ૐકારનું રંગિત ચિત્ર) | ૦-૨-૦ |
| પ્રણવવિસ્તારપટ: | ૦-૧-૦ |

શ્રીનાથલેખમાળા

| | |
|---|---|
| સ્વદેશસેવા: | ૦-૧-૩ |

વિનામૂલ્યે અપાતાં પુસ્તકો

નીચેના પુસ્તકો પોસ્ટ ટિકિટો મોકલાવેથી મગવડપ્રમાણે મોકલવામા આવશે—

ઋગ્વેદીય સંધ્યાદિ નિત્યકર્મ.
યજુર્વેદીય સંધ્યાદિ નિત્યકર્મ.
સામવેદીય સંધ્યાદિ નિત્યકર્મ.
અથર્વવેદીય સંધ્યાદિ નિત્યકર્મ.
ચારવેદની નિત્યની લઘુસંધ્યા.
લઘુવૈશ્વદેવ
મંગલાચરણ જયશંકરમહિમ્નઃસ્તોત્ર
ભગવાનતર્હોમ શાંતિસૂક્ત સાર્થ
મંત્રપુષ્પાંજલિ પ્રાતઃસ્મરણસ્તોત્ર સાથે

અન્ય સજ્જનોનાં રચેલાં પુસ્તકો

| | |
|---|---|
| જ્ઞાનદર્પણ (યોગવેદાંતનો નકશો) | ૧-૬-૦ |
| વેદાંતદર્પણ (વેદાંતસંબંધીનો નકશો) | ૦-૧૪-૦ |
| નિદિધ્યાસનદર્પણ: | ૦-૩-૦ |
| શ્રીસદ્ગુરુપૂજનપદ્ધતિ: | ૦-૭-૬ |
| નૈમિત્તિકકર્મપ્રકાશ: (ગર્ભાધાનથી આરંભી અંત્યેષ્ટિપર્યંતના સોળ સંસ્કારો તથા સમસ્ત શ્રાદ્ધવિધિ પ્રયોગસહિત ગુજરાતી ભાષામાં સમજુતીસાથે કુલ ૧૪૮ વિષયો) | |
| કર્તવ્યબોધ | છપાય છે |
| યોગવાસિષ્ઠસાર | ,, |
| સદુપદેશકપદો | ૦-૪-૦ |
| દ્વિજસ્ત્રીઓનું આહ્નિક | ૦-૧૦-૬ |
| વિધવા સ્ત્રીઓનું નિત્યકર્મ | ૦-૨-૬ |
| નાથસ્તુતિશતકમ્: સાર્થ | ૦-૨-૦ |
| નાથસદ્ગુરુસ્તોત્રાણિ: સાર્થ | ૦-૦-૬ |
| નાથકીર્તનાવલિ: | ૦-૨-૬ |
| નાથગુરુસ્તવન: | ૦-૧-૦ |
| નાથસંકીર્તન: | ૦-૩-૦ |
| ઉપદેશસાહસ્રીગદ્યબંધ: સાર્થ (ગુજરાતી ટીકા સહિત) | ૧-૦-૦ |

| | રૂ.આ.પા |
|---|---|
| સદુપદેશરૂપકામૃતઃ | ૧-૮-૦ |

**પૂજ્યપાદ મહાત્માશ્રીનાં જીવનચરિત્રો**

| | |
|---|---|
| શ્રીનાથચરિતામૃતઃ પ્રથમ પ્રવાહ પુરુષાર્થીજીવન | અપ્રાપ્ય |
| શ્રીનાથચરિતામૃતઃ દ્વિતીયપ્રવાહ | ૧-૧૪-૦ |
| શ્રીનાથચરિતામૃત ભા ૩ જો પૂર્વાર્ધ | ૧-૬-૦ |
| શ્રીનાથચરિતામૃત ૩જો પ્રવાહ ઉત્તરાર્ધ | ૨-૦-૦ |
| શ્રીનાથજીવનમાલા-ભાગ ૧ લો | ૦-૨-૬ |
| શ્રીનાથજીવનમાલા-ભાગ ૨ જો | ૦-૨-૯ |
| શ્રીનાથતીર્થયાત્રા | ૦-૪-૦ |
| નાથભગવાન્ ગુ. | ૦-૧-૦ |
| નાથભગવાન્-અંગ્રેજી અનુવાદ | ૦-૧-૦ |
| Mahatma Shri Nathuram Sharma & His Message (પૂજ્યપાદશ્રીનું અંગ્રેજી જીવનચરિત્ર) | ૦-૪-૦ |
| કૃપાનાથનું જીવનદર્શનઃ | ૦-૧-૦ |

**અન્ય ગ્રંથો**

| | |
|---|---|
| પૂજ્યપાદશ્રીનું સ્નાનગૃહ | ૦-૦-૯ |
| સદ્ગુરુશ્રીનું શ્રવણમંદિર | ૦-૧-૬ |
| નાથપ્રભુનું નિજમંદિર | ૦-૧-૦ |
| જયંતીમહોત્સવ | ૦-૦-૯ |
| માનવધર્મ | છપાય છે |
| પ્રાણાયામનિરૂપણ | ૦-૯-૬ |
| પત્રકલ્પમંજરી પ્રથમ પત્રનો અંગ્રેજી અનુવાદ | ૦-૧-૦ |
| પૂ. કૃપાનાથના રંગીન ફોટા | ૦-૧-૦ |
| " સાદા ફોટા | ૦-૦-૬ |
| પત્રકલ્પમંજરી દ્વિતીય પત્રનો અંગ્રેજી અનુવાદ | ૦-૦-૯ |
| શ્રીશુક્લયજુર્વેદસંહિતા પૂર્વાર્ધઃ ગુજરાતી અનુવાદસહિત બે ભાગ | ૪-૦-૦ |
| કૃપાનાથ | ૦-૧-૦ |

| | રૂ.આ.પા. |
|---|---|
| શ્રીશુક્લયજુર્વેદસંહિતા ઉત્તરાર્ધઃ ગુજરાતી અનુવાદસહિત | ૨-૦-૦ |
| શ્રી સામવેદ સંહિતા પૂર્વાર્ચિક | ૧-૧૨-૦ |
| નવધા ભક્તિ (વ્યાખ્યાન) | ૦-૫-૦ |
| આનંદાશ્રમ હિંદી | ૦-૧-૦ |
| નાથપ્રભુ જીવનમીમાંસા | ૦-૧-૦ |
| આનંદાશ્રમ અધિષ્ઠાતા | ૦-૧-૬ |
| કૃપાનાથ કપડવંજમાં | ૦-૧-૬ |
| કૃપાનાથનો જીવનસંદેશ | ૦-૧-૦ |
| ચારપુરુષાર્થ (વ્યાખ્યાન) | ૦-૪-૬ |
| નાથઘાટ | ૦-૧-૦ |
| મહાત્મા શ્રીનથુરામશર્મા એન્ડ હીઝ વર્ક્સ | ૦-૧-૦ |
| આચાર્યપ્રવર | ૦-૧-૯ |
| સૂર્યનમસ્કાર | ૦-૬-૦ |
| કૃપાનાથ ને યોગ | ૦-૧-૦ |
| કૃપાનાથ ને કર્મકાંડ | ૦-૧-૦ |
| યોગમહિમા (અંગ્રેજી) | ૦-૨-૦ |
| પ્રભુભક્ત થવા ઇચ્છનારે ત્યજવા યોગ્ય દોષો | ૦-૨-૦ |
| કૃપાનાથ ને તત્ત્વદર્શન | ૦-૧-૦ |
| દૈવી સંપત્તિ | ૦-૬-૦ |
| નાથસાધના | ૦-૪-૬ |
| અન્નંબહુકુર્વીત | ૦-૧-૦ |
| ગાયમાતા | ૦-૧-૬ |
| આપણા પ્રભુનાં પાદુકાજી | ૦-૧-૦ |
| ધર્માચાર્યનાં કર્તવ્યો | ૦-૧-૦ |

"આનંદાશ્રમ" માસિક પત્ર વાર્ષિક લવાજમ રૂ. બે પરદેશમાટે શિલિંગ ૪

# ( श्रीउपनिषदोनुं शुद्धिपत्रक )

| पृष्ठांक | पंक्त्यंक | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| १७ | १६ | त्रिदितिथी | त्रिदितथी |
| २४ | ९ | वेदामि | वेदाभि |
| ३१ | २१ | तत्मत्यवद्त् | तत्प्रत्यवदत् |
| ३९ | २२ | वरेणावरेण | नरेणावरेण |
| ७३ | २९ | रवि | रयि |
| ७४ | ३४ | જાણવા | જાણતા |
| ७८ | १५ | ह्योवाच | ह्वोवाच |
| ७८ | ३१ | શુરીરને | શરીરને |
| ७९ | २१ | भघवानेप | मघवानेप |
| ८२ | ७ | આશ્વતના | અશ્વસના |
| ८७ | १४ | અધિન | અધીન |
| १०० | १५ | કહેવા | કહેતા |
| १०२ | ३० | અતુકૂલતારૂપ | અનુકૂલતારૂપ |
| १०३ | २६ | पन्थाः | पन्था |
| १०७ | ६ | હિરણ્યગર્ભાહિનું | હિરણ્યગર્ભાદિને |
| ११२ | २८ | ઉપરાગ | ઉપરામ |
| ११७ | १ | જગસ્તુના | જગતના |
| १२५ | १३ | यच्चान्यत् | यच्चान्यत् |
| १२६ | २६ | દ્વિતીય | દ્વિતીય |
| १२७ | २९ | આત્માનાના | આત્માના |
| १४४ | २६ | यथा | यथा |
| १५९ | १३ | કારણુ ૨ | કારણકે |
| २१२ | ६ | पवंचित | पवंवित् |
| २१३ | २९ | ह्योयप | ह्योवैप |
| २१४ | ३० | वृहस्पते | वृहस्पतेः |
| २२६ | २७ | पजानीहीति | प्रजानीहीति |
| २३५ | २१ | ताविरावीर्म | आविरावीर्म |
| २७४ | ३१ | घोपन्तो | घोपवन्तो |
| २७५ | २८ | नम्यतपपत् | नम्यतपत् |
| २७८ | २३ | विश्वेदेवावेवता | विश्वेदेवादेवता |
| २८१ | १२ | કીર્તિની | કીર્તિથી |
| २८३ | १८ | ભોગભાવકાલે | ભોગાભાવકાલે |
| २८९ | ३२ | ह्रत्वा | ह्रवा |

| પૃષ્ઠાંક | પંક્ત્યંક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૦ | ૧૭ | स्धित | स्थित |
| ૩૧૨ | ૯ | द्यास्मे | द्यास्मै |
| ૩૪૯ | ૩૨ | ભૂખતરસને | ભૂખતરષને |
| ૩૬૩ | ૨૦ | चितैकायनानि | चित्तैकायनानि |
| ૩૮૭ | ૪ | પ્રજાપ્રતિ | પ્રજાપતિ |
| ૩૯૦ | ૧૬ | वधेनास्स | वधेनास्य |
| ૩૯૮ | ૩૨ | वनस्पतश्च | वनस्पतयश्च |
| ૪૦૪ | ૧૫ | કરીને પમાડતી | કરીને સુખ પમાડતી |
| ૪૦૪ | ૨૯ | मपतिरूपं | मप्रतिरूपं |
| ૪૧૧ | ૭ | उद्गीरथ | उद्गीथः |
| ૪૧૨ | ૨૨ | कार्मं | कामं |
| ૪૧૫ | ૨૮ | मलोमकन्तरतो | मलोमकमन्तरतो |
| ૪૨૩ | ૮ | સમાનથાહ્મણ | સમાનબ્રાહ્મણ |
| ૪૨૩ | ૧૩ | मुपजिवतीति | मुपजीवतीति |
| ૪૨૬ | ૨૫ | वाग्धि | वाग्वि |
| ૪૨૭ | ૧૩ | ज्योतिरूपं | ज्योतीरूपं |
| ૪૩૬ | ૩૦ | पूर्णमपर्तीति | पूर्णमप्रवर्तीति |
| ૪૩૯ | ૧૯ | હાથવડે તમે | હાથવડે |
| ૪૪૪ | ૧૯ | चैन्त | वैतन् |
| ૪૫૫ | ૧૨ | मात्सेदम् | मात्सेदम् |
| ૪૫૮ | ૨૩ | गौतमाद् मौतमः | गौतमाद् गौतम |
| ૪૫૯ | ૮ | અગ્નિવેશ્ય | આગ્નિવેશ્ય |
| ૪૫૯ | ૧૨ | ઐજવાપાવન | ઐજવાપાયન |
| ૪૫૯ | ૨૨ | વ્યષ્ઠિ | વ્યષ્ટિ |
| ૪૭૭ | ૧૭ | विज्ञानमन्तरा | विज्ञानमन्तरो |
| ૪૮૧ | ૨ | कृपणोऽथ | कृपणोऽथ |
| ૪૯૭ | ૨૭ | पतत्सरसम्राडिति | पतत्सम्राडिति |
| ૫૦૫ | ૧૦ | કાર્યરણોની | કાર્યકરણોની |
| ૫૦૭ | ૧ | जाम्रतपश्यति | जाग्रत्पश्यति |
| ૫૧૩ | ૩ | आन्दोऽथ | आनन्दोऽथ |
| ૫૧૩ | ૧૦ | सर्वेभ्यो | सर्वेभ्यो |
| ૫૧૩ | ૨૨ | આજાનદેવોના | આજાનદેવોના |
| ૫૧૪ | ૭ | प्रतियोन्त्रा | प्रतियोन्या |
| ૫૧૫ | ૨૩ | पराद्‌यर्या | पराद्‌पर्या |
| ૫૧૫ | ૩૪ | इत्यातुरेकीभवति | इत्याहुरेकीभवति |
| ૫૨૮ | ૧૬ | भूतश्य | भूतस्य |

| पृष्ठांक | पंक्त्यंक | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| ५४८ | ११ | બોલતા | બોલતા |
| ५५३ | ११ | निरह्णारा | निरह्कारा |
| ५५५ | १२ | राजनमा | राजानमा |
| ५५७ | १ | दुत्वा | हुत्वा |
| ६०१ | ९ | कृत्सन | कृत्स्न |
| ६२५ | १ | परमानन्ताद्द्य | परमानन्ताह्वय |
| ६२९ | १९ | काँ | क्रौँ |
| ६३८ | ७ | ડરી | ફરી |
| ६४९ | ८ | ઉન્મુનિભાવને | ઉન્મનીભાવને |
| ६५३ | ५ | દક્ષિકર્ણમાં | દક્ષિણકર્ણમાં |
| ६५३ | १६ | પ્રાણાજ્ય | પ્રાણજ્ય |
| ६६८ | १२ | प्रचोचयात् | प्रचोदयात् |
| ६६९ | २९ | કેલલ | કેવલ |

ઉપરાંત મુદ્રણાલયનાં યન્ત્રદોષથી તૂટેલા અક્ષરો, હ્સ્વદીર્ઘ, ઈ, ઉ, કાનો, માત્રા કે રેફ જ્યાં તૂટેલ હોય તે સુજ્ઞ વાચકોએ સુધારી વાચવું જોઈએ.



## * શ્રી દક્ષિણામૂર્તિ સ્વરૂપ શ્રીમન્નાથ ભગવાન *



પ્રાકટ્ય સંવત ૧૯૧૪

સ્વરૂપાવસ્થાન સંવત ૧૯૮૭



॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# ॥ श्रीउपनिषदो ॥

## ॥ तात्पर्यदीपिकासहित ॥

### મંગલાચરણ તથા ટીકાના આરંભની પ્રતિજ્ઞા

यन्मायारहितं शुद्धमक्षरं चाव्ययं परम्।
सत्यं ज्ञानसुखानन्तं तदहं ब्रह्म निर्भयम् ॥ १ ॥
यत्कृपालवमात्रेण मूढस्त्यजति मूढताम्।
पातु वः सद्गुरुः शान्तस्तापत्रयविनाशकः ॥ २ ॥
प्रणम्य सद्गुरुं श्रेष्ठमज्ञानध्वान्तभास्करम्।
व्याख्येयं श्रुतिवाक्यानां यथाबुद्धि वितन्यते ॥ ३ ॥

**વિવેચનઃ**—માયા તથા તેના કાર્યરૂપ નામરૂપાત્મક પ્રપંચથી રહિત, અવિદ્યારૂપ મલના અભાવથી નિર્મલ, અવિનાશી, અવિકારી, માયા ને માયાનાં કાર્યોથી પર, ( સૂક્ષ્મ તથા વ્યાપક, ) સત્ય, ( ત્રિકાલાબાધ્ય, ) અલુપ્તપ્રકાશ, નિરતિશય આનંદ, ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત તથા સર્વ પ્રકારના ભયથી રહિત જે બ્રહ્મ ( નિરતિશય વ્યાપક વસ્તુ ) તે હું છું. ૧

જેની દયાના લેશમાત્રથી સ્વસ્વરૂપના બોધથી રહિત અજ્ઞાની મનુષ્ય પોતાની મૂઢતાને ત્યજે છે–આત્મતત્ત્વને જાણનાર થાય છે તે આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક એ ત્રણ પ્રકારના તાપની ઐકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ કરનારા તથા મનને વશ વર્તાવનારા શ્રીસદ્ગુરુ ( સત્–ત્રિકાલાબાધ્ય વસ્તુ, તેનો યથાર્થ ઉપદેશ કરીને શિષ્યના હૃદયમાં રહેલ 'ગુ–અજ્ઞાનરૂપ અંધકાર, તેને રુ—અત્યંત નિવૃત્ત કરનાર ) પરમાત્મા અજ્ઞાન ને અજ્ઞાનનાં કાર્ય જે શોકમોહાદિ તેથી તમારું રક્ષણ કરો. ૨

અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવામાં શ્રીસૂર્યજેવા ઉત્તમ અંતર્યામિરૂપ શ્રીસદ્ગુરુપરમાત્માને શ્રદ્ધા-ભક્તિસહ પ્રણામ કરી શ્રુતિવાક્યોની ( શ્રીવાજસનેયસંહિતોપનિષદ્ આદિ ઉપનિષદોની ) આ તાત્પર્યદીપિકા-નામની વ્યાખ્યા યથામતિ લખાય છે. ૩

ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ થવા ગ્રંથારંભમાં મંગલાચરણ કરવાનો શિષ્ટસંપ્રદાય છે. એ મંગલાચરણ મુખ્યત્વે ત્રણ પ્રકારનાં છે, વસ્તુનિર્દેશરૂપ, ( જે વસ્તુનું પ્રથમ નિરૂપણ કરવાનું હોય તે વસ્તુના કથનરૂપ, ) નમસ્કારરૂપ, ( પોતાના ઇષ્ટદેવને નમસ્કાર કરવારૂપ, ) ને આશીર્વાદરૂપ ( સ્વવાંછિત વા શિષ્યવાંછિત અર્થની યાચનારૂપ. ) શ્રેયસ્કર્મમાં ઘણાં વિઘ્નો હોય છે એમ જાણી તેમની નિવૃત્તિમાટે અત્રે તે ત્રણે પ્રકારનાં મંગલાચરણો કરવામાં આવ્યાં છે. પ્રથમ શ્લોકમાં જીવબ્રહ્મનો અભેદ જે આ ગ્રંથનો વિષય છે તે વિષયના કથનરૂપ મંગલ કરવામાં આવ્યું છે તેથી તે વસ્તુનિર્દેશરૂપ મંગલાચરણ છે. બીજા શ્લોકમાં આશીર્વાદરૂપ મંગલાચરણ છે, અને ત્રીજા શ્લોકમાં પૂર્વાર્ધમાં નમસ્કારરૂપ મંગલાચરણ છે, તથા તે શ્લોકના ઉત્તરાર્ધમાં ટીકારૂપ ગ્રંથના આરંભની પ્રતિજ્ઞા છે.

॥ ॐ ॥

# ॥ १ श्रीवाजसनेयसंहितोपनिषत् ॥*

## ॥ तात्पर्यदीपिकासहित ॥

કોઈ ઋષિ અન્નનું બહુ દાન કરતા હતા તેથી તેમનું ઉપનામ વાજસનિ ( વાજ=અન્ન, સનિ=દાન કરનાર ) પડ્યું હતું. તે વાજસનિના પુત્ર યાજ્ઞવલ્ક્ય હતા તેથી શ્રીયાજ્ઞવલ્ક્યમુનિનું અન્ય નામ વાજસનેય પણ છે. તે વાજસનેયને શ્રીસૂર્યભગવાનની કૃપાથી જે વેદની પ્રાપ્તિ થઈ તે વાજસનેયસંહિતા કિંવા શુક્લયજુર્વેદ કહેવાય છે. જે વેદના મન્ત્રોના પદોની યથાયોગ્ય સન્ધિ કરેલી હોય એવો વેદ સંહિતા કહેવાય છે. શુક્લયજુર્વેદના ચાળીશ અધ્યાય છે, તેમા પ્રથમના ૩૯ અધ્યાયમા ચિત્તશુદ્ધિમા ઉપયોગી કર્મોનું નિરૂપણ છે, અને ચાળીશમા અધ્યાયમાં જ્ઞાનકાણ્ડનું કથન છે એ ચાળીશમા અધ્યાયમાં જ્ઞાનનું નિરૂપણ હોવાથીજ તેનું અહીં વાજસનેયસંહિતાની ઉપનિષત્ એવુ નામ આપવામાં આવ્યું છે. શ્રીસદ્‌ગુરુના ચરણારવિન્દની સમીપ બેસવાથી પ્રાપ્ત થયેલું જ્ઞાન, અથવા પ્રસન્નભિન્ન બ્રહ્મની સમીપ લઈ જઈને અવિદ્યાદિ સંસારકારણની અત્યંતનિવૃત્તિ કરનારી બ્રહ્મવિદ્યા ઉપનિષત્ કહેવાય છે. બ્રહ્મવિદ્યા એ ઉપનિષદ્‌નો મુખ્યાર્થ છે, અને તે બ્રહ્મવિદ્યાની અધિકારીને પ્રાપ્તિ કરાવનાર વેદના અંત( રહસ્ય )ભાગનું નામ પણ ઉપનિષત્ કહેવાય છે, પરંતુ તે તેનો ગૌણાર્થ છે

વેદના અંતરૂપ ઉપનિષદોના પાઠનો આરંભ કરતી વેલા તથા સમાપ્તિએ જે વેદની તે ઉપનિષત્ હોય તે વેદની ઉપનિષદોનો શાંતિપાઠ ભણવાનો મુક્તિકાઉપનિષદ્‌ને આધારે વિદ્વાનોનો સંપ્રદાય છે. એમાં શ્રીશુક્લયજુર્વેદની ઉપનિષદોનો શાંતિપાઠ આ પ્રમાણે છે—

ॐ । पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥×
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

**શબ્દાર્થ**—આ પૂર્ણ [છે,] આ પૂર્ણ [છે,] પૂર્ણથી પૂર્ણ ઉત્કૃષ્ટ થાય છે પૂર્ણના પૂર્ણને લઇને પૂર્ણજ અવશેષ રહે છે ॐ શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ. ]

વિવેચનઃ—આ એટલે તત્પદનો લક્ષ્યાર્થ જે નિરુપાધિક ચેતન તે પૂર્ણ એટલે નિરતિશય વ્યાપક છે આ એટલે ત્વ(જીવ)પદનો લક્ષ્યાર્થ જે અવિદ્યારૂપ ઉપાધિથી રહિત ચેતન તે પણ બ્રહ્મરૂપ હોવાથી નિરતિશય વ્યાપક છે પૂર્ણ એટલે કારણબ્રહ્મથી ( માયાવિશિષ્ટચેતનથી ) પૂર્ણ એટલે કાર્યબ્રહ્મ ( સૂક્ષ્મશરીરોની સમષ્ટિરૂપ વિશેષણવાળુ ચેતન ) ઉત્કૃષ્ટ એટલે વિશેષ સ્પષ્ટ થાય છે, ને તેનાથી વિરાટ્ વધારે સ્પષ્ટ થાય છે પૂર્ણ એટલે કાર્યબ્રહ્મના અસ્તિ ભાતિ ને પ્રિયરૂપ પૂર્ણભાવને લઈને આત્યંતિકપ્રલયના—જ્ઞાનવડે થનારા કારણગર્ભિત કાર્યના લયના-સમયમા પૂર્ણ એટલે સચ્ચિદાનંદજ અવશેષ રહે છે. આ શાંતિપાઠમા ત્રણે કાલમાં પરમશાંતરૂપ જે બ્રહ્મ છે તેનું સ્વરૂપ સમજાવી સ્મરણ કરાવવામા આવ્યુ છે ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ એમા ॐ એ શબ્દવડે સગુણનિર્ગુણબ્રહ્મના નામનું કથન છે, અને ત્રણવાર शान्तिः ના

* આ ઉપનિષદ્‌ના પ્રથમમન્ત્રમા પહેલો શબ્દ ईशा છે તેથી આ ઉપનિષદ્‌નુ નામ ईशोपनिषद् પણ કહેવાય છે

× આ મંત્ર શ્રીબૃહદારણ્યકઉપનિષદ્‌ના પાચમા અધ્યાયના પ્રથમબ્રાહ્મણની પ્રથમકંડિકાના પૂર્વાર્ધરૂપ છે.

ઉચ્ચારણથી આ ઉપનિષદ્નું અધ્યયન કરનારાઓની, પોતાના સ્થૂલશરીરના, સૂક્ષ્મશરીરના અને કારણશરીરના જ્વરોની વા આધ્યાત્મિકાદિ ત્રણ તાપોની નિવૃત્તિ કરવામાટે દયાળુ પરમાત્માપ્રતિ પ્રાર્થના છે.

આ ઉપનિષદ્ની અઢાર કંડિકાઓ (મંત્રો) છે. શુક્લયજુર્વેદની પંદર શાખાઓમાં કાણ્વશાખા પ્રથમશાખા ગણાય છે તેથી આચાર્યભગવાને (પૂજ્યચરણ શ્રીશંકરભગવાને) તે શાખાના પાઠપ્રમાણે મંત્રો લઈ તેપર ભાષ્ય કર્યું છે. તે પાઠમાં ને માધ્યંદિનશાખાના પાઠમા થોડો ભેદ છે. અત્ર મૂલમાં કાણ્વશાખાનો પાઠ રાખી માધ્યંદિનશાખાનો પાઠભેદ તથા તેનો અર્થ વિવેચનમાં દર્શાવવામાં આવશે, કે જેથી બંને શાખાવાળાને આ ટીકા ઉપયોગી થાય આ ઉપનિષદ્ની પ્રથમ કંડિકા આ છે—

ईशा वास्यमिदꣳ सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् ॥ १ ॥

**શબ્દાર્થ:**—વિશ્વમાં જે કાંઈ આ સર્વ [સ્થાવરજંગમરૂપ] જગત [છે તે] પરમાત્માવડે આચ્છાદન કરવાયોગ્ય [છે] તે ત્યાગવડે [તું આત્માનું] રક્ષણ કર. કોઈનું પણ ધન ઇચ્છ નહિ. ૧

**વિવેચન:**—આ **ईशा वास्यं** આદિ અઢાર મંત્રોનો યજ્ઞાદિ કર્મની સાથે સંબંધ નથી, કેમકે તેઓને વિષે કર્મમાં અનુપયોગી એવા આત્માના સ્વભાવનું નિરૂપણ કર્યું છે. શુદ્ધપણું, નિષ્પાપપણું, એકપણું, નિર્લેપપણું, અશરીરપણું ને સર્વવ્યાપકપણું ઇત્યાદિ જે આત્માના વાસ્તવિક સ્વભાવ આગળ કહેવાશે તે કર્મથી વિરુદ્ધ છે તેથી આ મંત્રોનો કર્મમા સંબંધ નથી એમ જે ઉપર કહ્યું તે યુક્તજ છે આત્માનો પૂર્વોક્ત સ્વભાવ જો પુરોડાશ (બાટી) આદિની પેઠે ઉત્પન્ન થવાયોગ્ય, અથવા સોમ આદિની પેઠે વિકાર પામવાયોગ્ય, વા મંત્રાદિકની પેઠે પ્રાપ્ત થવાયોગ્ય, કિંવા ડાંગર આદિકની પેઠે સંસ્કાર કરવાયોગ્ય, વા કર્તા અથવા ભોક્તા હોય તો આત્મા કર્મમાં ઉપયોગી થાય. આત્માનો સ્વભાવ એવો નથી તેથી આત્મા કર્મમા ઉપયોગી નથી. આત્માનો લોકપ્રસિદ્ધ જે કર્તાભોક્તાસ્વભાવ છે તે અવિદ્યારૂપ ઉપાધિથી કલ્પિત છે, વાસ્તવિક નથી

આ મંત્રોના દધ્યઙ્આથર્વણ ઋષિ, પ્રથમના ત્રણ મંત્રોના અનુષ્ટુપ્ છંદ ને ચૌદમા મંત્રપર્યંતના મંત્રોના આત્મા દેવ છે. આ પ્રથમમંત્રવડે આચાર્યને વિધિવત્ શરણ થયેલા સાધનસંપન્ન મુમુક્ષુ શિષ્યપ્રતિ આચાર્યરૂપે શ્રુતિભગવતી આત્મતત્ત્વનો ઉપદેશ કરે છે.

નામ, રૂપ અને ક્રિયામય સર્વ ચરાચર પ્રપંચરૂપ વિશ્વમાં આધેયભાવથી સ્થિત જે સ્થાવરજંગમરૂપ આ સર્વ પ્રપંચ છે તે સર્વ પ્રપંચ પરમાત્મરૂપ જે પોતાનું સ્વરૂપ તેવડે વિવેકીએ આચ્છાદન કરવાયોગ્ય છે, અર્થાત્ "આ સર્વ હુંજ છું" એવા પોતાના પરમાર્થ સત્યરૂપથી મિથ્યા આ સર્વ ચરાચર પ્રપંચ તેણે તિરોધાન કરવાયોગ્ય છે જેમ ચંદન અને અગરુ આદિક સ્વાભાવિક સુગંધવાળા પદાર્થો જલાદિક ઉપાધિના સંબંધથી ભીના થઈ તેમાં તે ઉપાધિએ કરેલો મિથ્યા દુર્ગંધ પ્રતીત થાય છે, પછી તે ચંદનાદિકને ઘસવાથી તેમનો સ્વાભાવિક સુગંધ પ્રકટ થાય છે, ને પ્રકટ થયેલા તે સ્વાભાવિક સુગંધથી ઉપાધિથી ઉપજેલો દુર્ગંધ તિરોધાન પામે છે તેમ પોતાના આત્મસ્વરૂપમાં કલ્પિત અવિદ્યાના કાર્ય કર્તાભોક્તાપણાદિથી માંડીને જે દ્વૈતરૂપ સર્વ નામ, રૂપ ને કર્મ છે તે નામાદિવાળા વિકારોનો સમૂહ પરમાર્થસત્ય આત્માની ભાવનાથી ત્યાગ કરેલો થાય છે. જેથી આ ત્યાગ નિષ્ક્રિય આત્મસ્વરૂપે સ્થિતિ કરવામાં અનુકૂલ છે તેથી તે ત્યાગથી તું તારા આત્માનું રક્ષણ કર. આત્મભાવનાવડે સર્વપ્રપંચનું તિરોધાન કરવાથી પુત્રવાસના, દ્રવ્યવાસના ને લોકવાસના પણ શિથિલ થાય છે. જેની એ ત્રણે વાસનાઓ શિથિલ થઈ ગઈ છે એવો તું પોતાના વા પારકા ધનની ઇચ્છા ન કર. ચોથા પાદનો બીજો અર્થ પણ થઈ શકે છે, તે આ પ્રમાણે—ધનાદિક મિથ્યા પદાર્થની ઇચ્છા ન કર; કેમકે ધન કોનું છે? કોઈનું નથી આત્માજ સર્વરૂપ છે એવી ભાવનાવડે

વિવેકી મનુષ્યે સર્વ પ્રતિપુરુષાર્થનો ત્યાગ કર્યો છે તથી વસ્તુતાએ કોઈ પણ પ્રાપ્તિપદાર્થ તેમની દૃઢ ઇચ્છાનો વિષય નથી, અને સર્વ જડ વસ્તુ ચેતનને અધીન છે તેથી (ચેતનરૂપ આત્માને સર્વ વસ્તુ પ્રાપ્ત હોવાથી) વ્યવહારદૃષ્ટિએ પણ વિવેકી મનુષ્યને પ્રાપ્તવિષયમાં દૃઢ ઇચ્છા કરવી યોગ્ય નથી, એમ બન્ને પ્રકારે વિવેકી મનુષ્યમાં ધનાદિ વિષયની દૃઢ ઇચ્છા સંભવતી નથી. ૧

પ્રથમ મંત્રના પૂર્વાર્ધથી પરમતત્ત્વનો ઉપદેશ કર્યો, અને તેના ત્રીજા પાદથી અપરિપક્વ જ્ઞાનીને જ્ઞાતવિચારમાં ઉપયોગી નિવૃત્તિના સાધનરૂપ સંન્યાસનું વિધાન કર્યું, તથા તેના ચોથા પાદથી સંન્યાસીને દ્રવ્યની તૃષ્ણાના ત્યાગના નિયમનો વિધિ કહ્યો. હવે બીજો મંત્ર, જેઓ બાહ્યવિષયના અનુરાગથી આત્મસ્વરૂપના ગ્રહણમાં અસમર્થ છે તે અન્યપુરુષોપ્રતિ, કર્મનો ઉપદેશ કરે છેઃ—

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ २ ॥

**શબ્દાર્થઃ—[ જે ] અહીં સો વર્ષો જીવવાને ઇચ્છે છે [ તે ] કર્મો કરતો [ છતો ]જ [ જીવવાને ઇચ્છે. ] એમ [ જીવવાને ઇચ્છતા ] તું મનુષ્યમાં આથી બીજો પ્રકાર નથી, [ કે જે પ્રકારથી તું અશુભ ] કર્મવડે લેપાય નહિ. ૨**

વિવેચનઃ—જે પુરુષ અહીં સો વર્ષ જીવવાને ઇચ્છે છે તે ચિત્તશુદ્ધિ કરનારાં નિષ્કામકર્મોને, કરતો છતોજ જીવવાને ઇચ્છે. આવી રીતે જીવવાને ઇચ્છતા તું મનુષ્યમાં એ પ્રમાણે નિષ્કામકર્મ કરીને જીવવાથી ભિન્ન બીજો કોઈ નિર્દોષ પ્રકાર નથી, કે જે પ્રકારથી તું અશુભકર્મોથી લિપ્ત થાય નહિ. તેથી વૈરાગ્યાદિ બ્રહ્મજ્ઞાનનાં સાધનો મેળવવા ઇચ્છતો પુરુષ શાસ્ત્રે વિધાન કરેલાં નિષ્કામકર્મો કરતો છતોજ જીવવાને ઇચ્છે. પુરુષનું પરમ આયુષ્ સો વર્ષનું ગણાય છે તેથી અહીં સો વર્ષવડે મનુષ્યનું યથાપ્રાપ્ત આયુષ્ જાણવું. જ્ઞાન અને કર્મનો સમસમુચ્ચય (સાથે અનુષ્ઠાન) સંભવતો નથી, કેમકે તે બંને પરસ્પરમાં વિરોધી છે તથી તે બંનેનું પ્રધાનપણે સાથે અનુષ્ઠાન સંભવી શકે નહિ. ક્રમસમુચ્ચયમાં (ક્રમપૂર્વક અનુષ્ઠાનમાં) વિરોધ નથી, કારણકે નિષ્કામબુદ્ધિથી વર્ણાશ્રમનાં કર્મો કરવાથી વૈરાગ્યાદિ બ્રહ્મજ્ઞાનનાં સાધનોની પ્રાપ્તિ થાય છે, ને પશ્ચાત્ શ્રીસદ્‌ગુરુના ઉપદેશાદિથી બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્ઞાન થયા પછી જ્ઞાની દેહાદિકથી જે કર્મ કરે તે કર્મ નહિ, પણ કર્માભાસ છે, કેમકે તેને અક્રિય આત્માનો અપરોક્ષ અનુભવ હોવાથી તેમાં (આત્મામાં) તેને કોઈ પણ રીતે કર્તાપણાની બુદ્ધિ ઉપજે નહિ. ૨

વિદ્વાનનું માહાત્મ્ય જણાવવા અવિદ્વાનને પ્રાપ્ત થનારા દુઃખનું નિરૂપણ શ્રુતિ આ ત્રીજા મંત્રવડે કરે છેઃ—

असुर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः ।
ताꣳस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ ३ ॥

**શબ્દાર્થઃ—જે કોઈ આત્માનું હનન કરનારા મનુષ્યો [ છે] તેઓ પ્રસિદ્ધ તે અસુરસંબંધિ જન્મો [ જે ] અજ્ઞાનરૂપ અંધકારવડે આચ્છાદિત [ છે ] તેમને આ શરીરનો ત્યાગ કરીને પ્રાપ્ત થાય છે. ૩**

વિવેચનઃ—અચ્છેદ્ય ને અભેદ્ય આત્માનું કોઈ પણ રીતે કોઈથી પણ હનન કરી શકાતું નથી, પરંતુ અકર્તા, અભોક્તા ને શુદ્ધ આત્મામાં જે કર્તાપણા, ભોક્તાપણા ને અશુદ્ધપણાનો આરોપ કરી તેનો તિરસ્કાર કરવો તે તેનું હનન કરવું કહેવાય છે. જેમ કોઈ શુદ્ધ પુરુષમાં કુકર્મનો મિથ્યા આરોપ કરવો તે તેનો શસ્ત્રવિના વધ કર્યો ગણાય છે તેમ નિષ્પાપાદિ સ્વભાવવાળા આત્મામાં પાપીપણાદિકનો આરોપ કરવો તે પણ તેનું હનનજ ગણાય છે. જેથી આ આત્માનું હનન કથનમાત્ર છે, અને આત્મઘાતના પ્રાયશ્ચિત્તનું વિધાન શાસ્ત્રમાં જોવામાં આવતું નથી તેથી જન્માદિક સંસારજ તેનું ફલ છે એમ જણાય છે. અસુ એટલે પ્રાણ, તેનુંજ માત્ર

ર એટલે ભોગ્યપદાર્થોવડે રક્ષણ કરનારા, કિંવા અસુ એટલે ઇંદ્રિયોમાં ર એટલે રમણ કરનારા જે વિષયાસક્ત તે અસુર કહેવાય છે. અદ્વૈત પરમાત્મભાવની અપેક્ષાએ અજ્ઞાની દેવાદિક પણ અસુર છે. જે પ્રાકૃત અને અજ્ઞાની જનો આત્માના વાસ્તવિક સ્વરૂપનો અવિદ્યારૂપ દોષથી તિરસ્કાર કરનારા છે તેઓ પોતાના કર્માનુસાર દેવોથી માંડીને સ્થાવરપર્યંત શરીરો જે અજ્ઞાનરૂપ અંધકારવડે આવરણ પામેલાં છે તેમને વર્તમાનશરીરનો ત્યાગ કરીને પામે છે. તાત્પર્ય કે વિવેકની પ્રાપ્તિવિના જન્મમરણની નિવૃત્તિ થતી નથી. માધ્યંદિનશાખામાં प्रेत्याभिगच्छन्तिને સ્થાને प्रेत्यापि गच्छन्ति એવો પાઠ છે. બંનેના અર્થમાં ભેદ નથી. ૩

જે આત્મસ્વરૂપને નહિ જાણવાથી અજ્ઞાનીઓ વારંવાર જન્મમરણ પામ્યા કરે છે, અને જેને જાણવાથી જ્ઞાનીઓ જન્મમરણરૂપ સંસારથી મુક્ત થાય છે તે આત્મસ્વરૂપનું નિરૂપણ વેદભગવાન્ ચોથા મંત્રવડે કરે છેઃ—

अनेजदेकं मनसो जवीयो नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत् ।
तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—[ તે આત્મતત્ત્વ ] નિર્વિકાર, એક [ ને ] મનથી વધારે વેગવાન્ [ છે. ] એને ઇંદ્રિયો પ્રાપ્ત થઇ શકતી નથી. [ તે મનથી ] પૂર્વે ગયેલું [ છે. ] તે શીઘ્ર ગમન કરનારા અન્યનું ઉલ્લંઘન કરે છે, [ છતાં તે નિર્વિકારજ ] રહે છે. તેમાં ( તે વિદ્યમાન હોવાથી ) વાયુ કર્મોને ધારણ કરે છે. ૪

વિવેચનઃ—આ મંત્ર ત્રિષ્ટુપ્છંદરૂપ છે. તે આત્મતત્ત્વ ચલનથી રહિત એટલે પોતાની સ્થિતિના નાશથી રહિત-સર્વદા એકરૂપ-નિર્વિકાર-છે. બાલ્ય, યૌવન ને વાર્ધક્ય તથા જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એવા કોઈ પણ પ્રકારની અવસ્થા તેમાં નથી. તે સર્વ ભૂતોમાં વિજ્ઞાનઘનરૂપે એક છે, અથવા તેના જેવું કિંવા તેનાથી અધિક બીજું કોઈ પણ તત્ત્વ નથી તેથી તે અદ્વિતીય છે. તે સર્વવ્યાપક હોવાથી મન જ્યાં જાય ત્યાં તે પૂર્વથીજ ગયેલાના જેવું પ્રતીત થાય છે તેથી તે ક્ષણમાત્રમાં સંકલ્પવડે અતિ દૂર દેશમાં જનારા મનથી પણ વધારે વેગવાળું જણાય છે. દેવો એટલે રૂપાદિ વિષયોને પ્રકાશનારી ચક્ષુરાદિ ઇંદ્રિયો પણ તેને પ્રાપ્ત થઈ શકતી નથી, કેમકે તે આકાશની પેઠે વ્યાપક છે તેથી વેગવાળા મનથી પણ તે પૂર્વે ગયેલાજેવું છે. તે આત્મતત્ત્વ શીઘ્ર ગમન કરનારાં આત્માથી વિલક્ષણ જે મન તથા વાગિંદ્રિયાદિ છે તેમનું ઉલ્લંઘન કરીને જતું હોય એમ પ્રતીત થાય છે, અને વસ્તુતાએ તો તે અવિક્રિયજ રહે છે. તે નિત્યચૈતન્યસ્વભાવના સદ્ભાવથીજ સર્વજગતને ધારણ કરનારો વાયુ ( સમષ્ટિપ્રાણ ) પ્રાણીઓના ચેષ્ટારૂપ કર્મોને, તથા અગ્નિ, આદિત્ય ને પર્જન્યાદિના દાહ કરવો, પ્રકાશ કરવો, તથા વૃષ્ટિ કરવી ઇત્યાદિ કર્મોને ધારણ કરે છે. ૪

એક વેળા ઉપદેશ કરવાથી મનુષ્યને દુર્વિજ્ઞેય તત્ત્વ સમજાતું નથી તેથી આચાર્યે શિષ્યને તેનો ઉપદેશ કરવામાં આલસ્ય રાખવું નહિ એમ જણાવવા શ્રુતિભગવતી પૂર્વમંત્રમાં કહેલા અર્થને પાંચમા મંત્રવડે પુનઃ કહે છેઃ—

तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।
तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—તે ક્રિયા કરે છે, તે ક્રિયા કરતું નથી, તે દૂર [ છે, ] તે સમીપ પણ [ છે, ] તે સર્વની અંતર [ છે, ને ] તેજ આ સર્વની બહાર [ છે. ] ૫

વિવેચનઃ—આ તથા છઠ્ઠો અને સાતમો એ ત્રણ મંત્રો અનુષ્ટુપ્છંદરૂપ છે. તે આત્મતત્ત્વ ઉપાધિના સંગથી ક્રિયા કરતું હોય એમ પ્રતીત થાય છે, પણ તે પોતે સ્વભાવથી કંઇ પણ ક્રિયા કરતું નથી. અજ્ઞાનિજનોને તે આત્મતત્ત્વ કરોડો વર્ષે પણ પ્રાપ્ત થવાયોગ્ય નથી તેથી તેમને તે દૂર હોય એવું જણાય છે અને તે વિદ્વાનોનું સ્વસ્વરૂપ હોવાથી તેમને અત્યંતસમીપજેવું પ્રતીત થાય છે. તે માત્ર દૂર અને સમીપ નથી,

કિંતુ તે આ સર્વ જગતની અંતર છે, અને આકાશની પેઠે વ્યાપક હોવાથી તથા સર્વથી અધિક સૂક્ષ્મ હોવાથી તે નામ, રૂપ અને ક્રિયાત્મક આ સર્વ જગતની બહાર પણ છે. ૫

મુમુક્ષુએ કોઈનો તિરસ્કાર કરવો નહિ એમ ઉપદેશ કરવા માટે પૂર્વોક્ત આત્મતત્ત્વને જાણવાથી જીવન્મુક્તદશાને પામેલો વિદ્વાન્ કોઈની નિંદા કરતો નથી એમ દેખાડવા છઠ્ઠો મંત્ર પ્રવર્તે છેઃ—

यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—જે સર્વ ભૂતોને આત્મામાંજ જુએ છે, અને સર્વ ભૂતોમાં આત્માને [જુએ છે] તેથી [તે વિદ્વાન્ કોઈની] નિંદા કરતો નથી. ૬

**વિવેચનઃ**—જે વિવેકી અજ્ઞાનથી (માયાથી) માંડીને સ્થાવરપર્યંતનાં સર્વભૂતોને પોતાથી ભિન્ન જોતો નથી, પણ પોતાના પારમાર્થિકસ્વરૂપમાં તે સર્વને આરોપિત જાણે છે, અને તે સર્વભૂતોમાં આત્મરૂપે પોતાના આત્માને જુએ છે, તે તેવા જ્ઞાનથી કોઈની નિંદા કરતો નથી. આ પ્રાપ્તનો અનુવાદ છે. જેથી અન્ય સર્વની નિંદા આત્માથી ભિન્ન દશ્ય વસ્તુને દેખનારા પુરુષથી થાય છે, આત્માને અત્યંત નિષ્કલંક તથા ભેદરહિત દેખનારાને નિંદાનું નિમિત્ત નથી તેથી વિદ્વાન્‌ને આ નિંદાનો અભાવ પ્રાપ્તજ છે તેથી તે કોઈની નિંદા કરતો નથી. માધ્યંદિનશાખામાં **विजुगुप्सते**ને સ્થાને **विचिकित्सति** એવો પાઠ છે. તે પાઠપ્રમાણે ચોથા પાદનો અર્થ આ પ્રમાણે થાય છેઃ—સર્વ ભૂતોમાં નિર્વિશેષ આત્માના દર્શનથી તે કોઈ સંશય કરતો નથી. આત્માનો યથાર્થ સાક્ષાત્કાર થયા પછી સર્વસંશયો છેદાઈ જાય છે તેથી જ્ઞાનીમાં જે સંશયાભાવ કહ્યો તે યુક્તજ છે. ૬

જિજ્ઞાસુએ શોકમોહ તજવા જોઈએ એમ જણાવવામાટે સર્વત્ર એકપણાને જોનારા જ્ઞાનીમાં શોકમોહ રહી શકતા નથી એમ સાતમા મંત્રવડે નિરૂપણ કરે છેઃ—

यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—જ્યારે [આત્માના] સાક્ષાત્કારવાળાને સર્વે ભૂતો આત્માજ થયાં ત્યારે એકપણાને જાણનારાને શો મોહ [ને] શો શોક? ૭

**વિવેચનઃ**—જે સમયમાં આત્માના વાસ્તવિક સ્વરૂપના સાક્ષાત્કારવાળાને પૂર્વે કહેલાં સર્વે ભૂતો પરમાર્થરૂપ આત્માના દર્શનથી આત્માવડેજ ઢંકાયેલાં થયાં (આત્મામાં ગળી ગયાં) તે સમયને વિષે સર્વત્ર એકતાને–પરમાર્થવસ્તુને–જાણનારાને શો મોહ અને શો શોક છે? આકાશના જેવા વ્યાપક ને વિશુદ્ધ આત્માના એકપણાને જોનારા પુરુષને કોઈ શોક અને કોઈ મોહ નથી. અવિદ્યાનાં કાર્ય શોકમોહના અભાવના કથનથી અહીં કારણસહિત સંસારની અત્યંતનિવૃત્તિ દેખાડી છે. ૭

હવે પરમાત્માના સ્વરૂપને નીચેના આઠમા મંત્રવડે કહે છેઃ—

स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳ शुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—તે વ્યાપક, પ્રકાશવાન્, લિંગશરીરરહિત, ક્ષતરહિત, નાડીઓરહિત, નિર્મલ, પાપથી રહિત, સર્વજ્ઞ, મનના નિયામક, સર્વની ઉપર રહેનારા [અને] સ્વયંભૂ [છે. તે] પદાર્થોને બહુકાલસ્થાયી સંવત્સરપ્રતિ યથાયોગ્ય વિભાગ કરતા હવા. ૮

**વિવેચનઃ**—આ મંત્રનો છંદ જગતી છે. તે પરમાત્મા આકાશની પેઠે વ્યાપક, સ્વયંપ્રકાશ, લિંગશરીરથી રહિત, ક્ષતથી રહિત, શિરાઓથી રહિત, અવિદ્યારૂપ મલથી રહિત, ધર્માધર્માદિરૂપ પાપથી રહિત, સર્વના

દ્રષ્ટા, મન આદિને નિયમમાં રાખનાર, સર્વથી શ્રેષ્ઠ ને પોતાથીજ અસ્તિત્વવાળા છે. તેઓ ક્ષતવિનાના અને શિરાઓથી રહિત છે એમ કહેવાથી તેમને સ્થૂલશરીર નથી એમ જણાવ્યું છે. માયાની ઉપાધિવાળું ચેતન પરમાત્મા (ઈશ્વર) કહેવાય છે. તે નિત્યમુક્ત ઈશ્વર સર્વજ્ઞપણાથી સૃષ્ટિના આદિકાલમાં યથાર્થ કર્મફલને અને સાધનથી કરવાયોગ્ય પદાર્થોને બહુકાલ સ્થિર રહેનારા સંવત્સરનામના પ્રજાપતિપ્રતિ યથાયોગ્ય વિભાગ કરતા હવા, અર્થાત્ જેમ ઘટે તેમ વિભાગ કરીને તેમને કહેતા હવા. એ ઈશ્વરનું જે નિરુપાધિક (માયારહિત) સ્વરૂપ છે તે હું છું એમ જાણવાથી પુરુષ મુક્ત થાય છે. ૮

કર્મ અને ઉપાસના એ બંને સાથે કરવાયોગ્ય છે એમ કહેવાની ઇચ્છાથી એકલા કર્મની વા એકલી ઉપાસનાની નવમા મંત્રથી નિંદા કરે છે—

अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते।
ततो भूय इव ते तमो य उ विद्यायाᳬ रताः ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—જેઓ કર્મને ઉપાસે છે [તેઓ] અંધતમમાં પ્રવેશ કરે છે, [અને] જેઓ ઉપાસનામાં પ્રીતિવાળા [છે] તેઓ તેથી (અંધતમથી) અધિક તમપ્રતિ [પ્રવેશ કરે છે.] ૯

**વિવેચન**—આ તથા પછીના ૭ મંત્રો અનુષ્ટુપ્છંદરૂપ છે. જેઓ વિદ્યા એટલે ઉપાસનાથી ભિન્ન અવિદ્યા એટલે માત્ર અગ્નિહોત્રાદિ કર્મનુંજ અનુષ્ઠાન કરે છે, ઉપાસ્ય દેવમાં પોતાની મનોવૃત્તિને સ્થિર કરવારૂપ ઉપાસના કરતા નથી તેઓ અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે, એટલે જન્મમરણરૂપ સંસારને પુનઃ પુનઃ પ્રાપ્ત થયા કરે છે. ઉપાસનાવિના ચિત્તની સ્થિરતા ન થાય, ને અસ્થિર ચિત્તે માત્ર શાસ્ત્રોક્ત કર્મોજ કરવામાં આવે તો તેથી ચિત્તશુદ્ધિ ન થાય, ચિત્તશુદ્ધિવિના જ્ઞાન ન થાય, ને તેથી જન્મમરણની નિવૃત્તિ થાય નહિ. જેઓ શાસ્ત્રોક્ત કર્મનો ત્યાગ કરી માત્ર ઉપાસનામાંજ આસક્ત છે તેઓ પૂર્વોક્ત અંધતમથી અધિક અંધતમપ્રતિ પ્રવેશ કરે છે. તાત્પર્ય કે ચિત્તશુદ્ધિવિના કર્મનો ત્યાગ કરવાથી પ્રત્યવાય લાગે છે, અને અધિકારવિના માત્ર દંભથીજ ઉપાસનામાં પ્રવૃત્ત થયેલાના ચિત્તની સ્થિરતા પણ થતી નથી, કિંતુ વૃથા કાલક્ષેપ થાય છે તેથી આ ઉપાસનાનો દંભ કરનારના ચિત્તમાં પાપસંસ્કારોની વૃદ્ધિ થવાથી પૂર્વોક્ત કર્મઠોના કરતાં તેઓ સંસારમાં અધિક ભ્રમણ કરે છે. માધ્યંદિનશાખામાં આ મંત્ર બારમી કંડિકારૂપે છે. ૯

કર્મનું અને ઉપાસનાનું ફલ ભિન્ન ભિન્ન છે એવા વિદ્વાનના વચનને શ્રુતિ દશમા મંત્રવડે પ્રમાણરૂપે કહે છેઃ—

अन्यदेवाहुर्विद्ययाऽन्यदेवाहुरविद्यया।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १० ॥

**શબ્દાર્થઃ**—ઉપાસનાવડે ભિન્ન [ફલ]જ કહેતા હવા [અને] કર્મવડે ભિન્ન [ફલ]જ કહેતા હવા. એમ [અમે] બુદ્ધિમાનોનું [વચન] સાંભળ્યું છે, જેઓ અમારા પ્રતિ તે વિસ્તારથી કહેતા હવા. ૧૦

વિવેચનઃ—ઉપાસનારૂપ વિદ્યાથી દેવલોકની પ્રાપ્તિરૂપ ભિન્ન ફલ થાય છે એમ "विद्यया देवलोकः॥" (વિદ્યાવડે દેવલોકની પ્રાપ્તિ થાય છે) ઇત્યાદિ શ્રુતિઓને આધારે પૂર્વાચાર્યોએ કહ્યું છે, અને કર્મવડે પિતૃલોકની પ્રાપ્તિરૂપ ભિન્ન ફલ થાય છે એમ "कर्मणा पितृलोकः॥" (કર્મવડે પિતૃલોકની પ્રાપ્તિ થાય છે) ઇત્યાદિ શ્રુતિઓને આધારે પૂર્વાચાર્યોએ કહ્યું છે એમ અમે બુદ્ધિમાન્ આચાર્યોનું વચન સાંભળ્યું છે, જે બુદ્ધિમાન્ આચાર્યો અમારા પ્રતિ તે કર્મનું અને ઉપાસનાનું સ્વરૂપ તથા ફલ વિસ્તારથી કહેતા હવા. માધ્યંદિનશાખામાં આ મંત્ર તેરમી કંડિકારૂપ છે. તેમાં આ પ્રમાણે પૂર્વાર્ધ છેઃ—"अन्यदेवाहुर्विद्याया अन्यदाहुरविद्यायाः॥" અને "ઉપાસનાનું ભિન્ન [ફલ]જ કહેતા હવા, [ને] કર્મનું ભિન્ન [ફલજ] કહેતા હવા" એવો તેનો શબ્દાર્થ છે. ૧૦

કર્મનું અને ઉપાસનાનું સાથે અનુષ્ઠાન કરનારને તે બેવડે જે ફલની પ્રાપ્તિ થાય છે તેને અગીઆરમા મંત્રવડે કહે છેઃ—

विद्यां चाविद्यां च यस्तद्वेदोभयꣳ सह।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—જે ઉપાસના અને કર્મ એ બંનેને સાથે ઉપાસે છે [તે] કર્મવડે મૃત્યુને તરીને ઉપાસનાવડે અમૃતને પામે છે. ૧૧

વિવેચનઃ—જે મુમુક્ષુ દેવતાની ઉપાસનારૂપ વિદ્યા અને શાસ્ત્રે પ્રતિપાદન કરેલાં કર્મ એ બંનેનું સાથે એટલે એક સમયમાં સારી રીતે અનુષ્ઠાન કરે છે તે સમુચ્ચય કરનાર મુમુક્ષુ શાસ્ત્રોક્ત કર્મના અનુષ્ઠાનવડે પોતાના અંતઃકરણમાં રહેલા પાપના સંસ્કારરૂપ મૃત્યુનું ઉલ્લંઘન કરીને તેનાથી રહિત થઇને-ઉપાસ્ય દેવમાં ચિત્તને સ્થિર કરવારૂપ ઉપાસનાના અનુષ્ઠાનવડે અમૃતને એટલે પોતાના ઉપાસ્ય દેવના સ્વરૂપને પામે છે. દહરાદિ ઉપાસનાવડે બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, અને પછી બ્રહ્માને જ્યારે વિદેહકૈવલ્ય થાય ત્યારે હિરણ્યગર્ભના સ્વરૂપને પામેલા તે ઉપાસકોને પણ જ્ઞાનની પ્રાપ્તિ થયેલી હોવાથી વિદેહકૈવલ્ય થાય છે. વિદેહકૈવલ્ય એ મુખ્ય અમૃત છે, અને બ્રહ્મલોકની પ્રાપ્તિ એ ગૌણ અમૃત છે. અહીં મુખ્ય અમૃતનું કથન નથી, પણ ગૌણ અમૃતનું કથન છે, કારણકે જ્ઞાનવિના મુખ્ય અમૃતની પ્રાપ્તિ થઇ શકતી નથી. માધ્યંદિનશાખામાં આ મંત્ર ચૌદમી કંડિકારૂપ છે. ૧૧

હવે હિરણ્યગર્ભ અને પ્રકૃતિ એ બંનેની ઉપાસનાના સમુચ્ચયને કહેવાની ઇચ્છાથી નીચેના બારમા મંત્રવડે એકેકની ઉપાસનાની નિંદા કરે છેઃ—

अन्धं तमः प्रविशन्ति येऽसंभूतिमुपासते ।
ततो भूय इव ते तमो य उ संभूत्याꣳ रताः॥ १२ ॥

**શબ્દાર્થઃ**—જેઓ અસંભૂતિને ઉપાસે છે [તેઓ] અંધતમમાં પ્રવેશ કરે છે, [અને] જેઓ સંભૂતિમાં આસક્ત [છે] તેઓ તેનાથી વધારે અંધકારપ્રતિ [પ્રવેશ કરે છે.] ૧૨

વિવેચનઃ—સંભૂતિનો અર્થ જન્મ થાય છે. જેનો જન્મ થાય છે એવા એટલે કાર્યરૂપ જે હિરણ્યગર્ભ તે અહીં સંભૂતિ કહેવાય છે તેનાથી ભિન્ન કારણરૂપ અવ્યાકૃતનામવાળી જે પ્રકૃતિ છે તે અસંભૂતિ કહેવાય છે. કારણ અને કામકર્મના બીજરૂપ અવિદ્યા એ પણ અસંભૂતિનાં જ નામ છે. તે અવિદ્યારૂપ અસંભૂતિને જેઓ ઉપાસે છે તેઓ તેને અનુસાર અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે, અને જેઓ હિરણ્યગર્ભનામવાળા કાર્યબ્રહ્મરૂપ સંભૂતિને વિષે આસક્ત છે તેઓ તે અજ્ઞાનથી પણ ઘણાજ અજ્ઞાનપ્રતિ પ્રવેશ કરે છે, તાત્પર્ય કે પ્રકૃતિને આત્મા માની તેની ઉપાસના કરનારા પ્રકૃતિમાં લય પામે છે, મોક્ષ પામતા નથી, અને જેઓ કાર્યબ્રહ્મનો ઉપાધિ જે પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ પ્રાણ, ને મન તથા બુદ્ધિ છે, તેમાંના કોઇને આત્મા માનીને તેની ઉપાસના કરે છે તેઓ સ્થૂલદેહથી રહિત થઇ જેની ઉપાસના કરી હોય તે તત્ત્વમાં લીન થાય છે, અથવા અણિમાદિ ઐશ્વર્યને પામે છે, મોક્ષ પામતા નથી. પ્રકૃતિમાં લય પામેલાના કરતાં કાર્યબ્રહ્મના ઉપાધિમાં લય પામેલા વા અણિમાદિ ઐશ્વર્ય પામેલા સંસાર-દુઃખના અભાવનો થોડો કાલ અનુભવ કરે છે, ને વધારે જન્મમરણ પામે છે તેથી તેઓ પ્રકૃતિ-લીનથી વધારે અજ્ઞાનમાં પ્રવેશ કરે છે એમ કહ્યું છે. આ મંત્ર માધ્યંદિનશાખામાં નવમી કંડિકારૂપે છે. ૧૨

અસંભૂતિની અને સંભૂતિની ઉપાસનાનું ફલ ભિન્ન ભિન્ન છે એવા વિદ્વાનના વચનને શ્રુતિ તેરમા મંત્રવડે પ્રમાણરૂપે કહે છેઃ—

अन्यदेवाहुः संभवादन्यदाहुरसंभवात् ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—સંભૂતિથી ભિન્ન[ ફલ ]જ કહેતા હવા, [ અને ] અસંભૂતિથી ભિન્ન [ ફલ ] કહેતા હવા, એમ [ અમે ] બુદ્ધિમાનોનું [ વચન ] સાંભળ્યું છે, જેઓ અમારા પ્રતિ તે વિસ્તારથી કહેતા હવા. ૧૩

**વિવેચનઃ**—સંભવ તથા સંભૂતિ એ કાર્યબ્રહ્મનાં નામ છે, અને અસંભવ તથા અસંભૂતિ એ પ્રકૃતિનાં નામ છે. કાર્યબ્રહ્મરૂપ સંભવની ઉપાસનાના અનુષ્ઠાનથી અણિમાદિક ઐશ્વર્યની પ્રાપ્તિરૂપ ભિન્ન ફલ થાય છે એમ તત્ત્વવેત્તાઓ કહે છે, અને પ્રકૃતિરૂપ અસંભવની ઉપાસનાના અનુષ્ઠાનથી પ્રકૃતિમાં લયરૂપ અન્ય ફલ થાય છે એમ તેઓ કહે છે એમ અમે બુદ્ધિમાન્ આચાર્યોનું વચન સાંભળ્યું છે. જે આચાર્યો અમારા પ્રતિ સંભવ અને અસંભવની ઉપાસનાનું ફલ સ્પષ્ટ કરીને કહેતા હવા. આ મંત્ર માધ્યંદિનશાખામાં દશમી કંડિકારૂપે છે. ૧૩

સંભૂતિ અને અસંભૂતિ એ બંનેનું સાથે અનુષ્ઠાન કરનારને જે ફલની પ્રાપ્તિ થાય છે તે ફલને ચૌદમા મંત્રવડે જણાવે છે.—

संभूतिं च विनाशं च यस्तद्वेदोभयꣳ सह ।
विनाशेन मृत्युं तीर्त्वाऽसंभूत्याऽमृतमश्नुते ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—જે અસંભૂતિ અને સંભૂતિ એ બંનેને સાથે ઉપાસે છે [ તે ] સંભૂતિવડે મૃત્યુને તરીને અસંભૂતિવડે અમૃતને પામે છે. ૧૪

**વિવેચનઃ**—મૂલમાં અસંભૂતિશબ્દના અકારનો લોપ કરીને સંભૂતિ એમ ઉચ્ચાર કર્યો છે એમ જાણવું, કેમકે પ્રકૃતિમાં લયરૂપ ફલની પ્રતિપાદક શ્રુતિપ્રમાણે આજ કથન સંભવે છે. જે પુરુષ અસંભૂતિરૂપ પ્રકૃતિ અને હિરણ્યગર્ભરૂપ વિનાશ એ બંનેનું સાથે એટલે એક સમયમાં સારી રીતે અનુષ્ઠાન કરે છે તે હિરણ્યગર્ભરૂપ વિનાશની ઉપાસનાના અનુષ્ઠાનવડે ઐશ્વર્ય તથા સદ્ધર્માદિકની પ્રાપ્તિથી, ઐશ્વર્યના અભાવરૂપ તથા અધર્માદિક દોષોના સમૂહરૂપ મૃત્યુનું ઉલ્લંઘન કરીને, અસંભૂતિરૂપ પ્રકૃતિની ઉપાસનાવડે પ્રકૃતિમાં લીન થવારૂપ ગૌણ અમૃતને પ્રાપ્ત થાય છે. કર્મ અને ઉપાસનાથી વધારેમાં વધારે ફલ પ્રકૃતિલયપર્યંત થાય છે. એટલીજ સંસારની ગતિ છે. જેઓ સર્વ એષણાઓનો ત્યાગ કરી પરમતત્ત્વને અનુભવે છે તેમની સંસારથી પર એટલે સર્વાત્મભાવરૂપ સ્થિતિ થાય છે. આ મંત્ર માધ્યંદિનશાખામાં અગિયારમી કંડિકારૂપે છે. ૧૪

"કર્મવડે મૃત્યુનું ઉલ્લંઘન કરીને ઉપાસનાવડે અમૃતને પામે છે." એમ પૂર્વે કહ્યું છે, હવે ક્યા માર્ગથી તે અમૃતને પામે છે તે કોઈ ઋષિની અંતકાલની શ્રીસૂર્યપ્રતિની યાચનાદ્વારા પંદરમા તથા સોળમા મંત્રવડે કહે છેઃ—

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—સુવર્ણમયપાત્રવડે બ્રહ્મનું દ્વાર ઢાંકેલું [છે] તેને હે સૂર્ય ! આપ સત્યધર્મનું અનુષ્ઠાન કરનારસારુ જ્ઞાનમાટે ઉઘાડો. ૧૫

**વિવેચનઃ**—આ મંત્રના તથા સોળમા મંત્રના દેવ સૂર્ય છે. હિરણ્મયપાત્રથી એટલે સુવર્ણના હાર જેવા મહામય અને ઢાંકણ આદિ પાત્રની પેઠે આચ્છાદન કરનાર પદાર્થથી આદિત્યમંડલને વિષે સ્થિત બ્રહ્મનું દ્વાર

ઢાંકેલું છે તેને હે સૂર્ય ! યથાર્થ ધર્મનું અનુષ્ઠાન કરનાર જે હું તે મારે માટે આપ સત્યરૂપના જ્ઞાનસારુ દૂર કરો. કાર્યબ્રહ્મના સત્યલોકમાં જવાનો માર્ગ તીક્ષ્ણપ્રકાશમય ને આચ્છાદન કરનાર વસ્તુથી આચ્છાદિત છે તે વસ્તુને દૂર કરવામાટે સત્યલોકમાં જવા ઇચ્છતા કોઇ ઋષિની આ યાચના છે. માધ્યંદિનશાખામાં આ મંત્ર સત્તરમી કંડિકારૂપે છે, પણ ત્યાં તેનું ઉત્તરાર્ધ ભિન્ન છે ત્યાં ઉત્તરાર્ધમાં "**योऽसावादित्ये पुरुषः सोऽसावहम् ॥ ॐ खं ब्रह्म ॥**" એવો પાઠ છે. ઉત્તરાર્ધથી પૂર્વાર્ધનો સંબંધ મેળવતાં તેનો આ પ્રમાણે અર્થ થાય છેઃ–સુવર્ણના જેવા પાત્ર( મંડલ )વડે આદિત્યમાં રહેલા બ્રહ્મનું સ્વરૂપ આચ્છાદિત છે આદિત્યમાં જે આ પુરુષ છે તે આ હું છું. ॐ એ નામવડે વાચ્ય અને આકાશના જેવું વ્યાપક જે બ્રહ્મ છે તે હું છું. માધ્યંદિનશાખાના પાઠની આ કંડિકા આદિત્યમાં રહેલા બ્રહ્મની ઉપાસકે કેવી રીતે ઉપાસના કરવી જોઈએ તેની બોધક છે. ૧૫

**पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन्समूह ।**

**तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥ १६ ॥**

**શબ્દાર્થઃ**—હે પૂષન્! હે એકર્ષે ! હે યમ ! હે સૂર્ય ! હે પ્રાજાપત્ય ! કિરણોને વિશેષ ચલાવો, [અને] તેજને એકત્ર કરો આપનું જે કલ્યાણતમ રૂપ [છે] તેને આપની [કૃપાથી હું] દેખું છું જે આ પુરુષ [છે] તે આ હું છું. ૧૬

**વિવેચન**—આ મંત્રનો છંદ ઉષ્ણિક્ છે હે જગતનું પોષણ કરનાર ! હે એકલા ગમન કરનાર ! હે સર્વેને સારી રીતે નિયમમાં રાખનાર ! હે કિરણોનો પ્રાણોનો ને રસોનો સ્વીકાર કરનાર ! હે વિરાટરૂપ પ્રજાપતિના પુત્ર ! આપનાં શાંતિ આપનારાં કિરણોને વિશેષ ચલાવો, અને આપના તાપ કરનારા તેજને સંકોચી લ્યો. આપનું જે અત્યંતશોભાવાળું રૂપ છે તે આપની કૃપાથી હું જોઉં છું. વળી હું આપને દાસની પેઠે યાચતો નથી, પણ અભેદરૂપે ચિંતવું છું. જે આ આદિત્યમંડળમાં સ્થિત પુરુષ છે તે હું છું. માધ્યંદિનશાખામાં આ મંત્ર નથી. ૧૬

કાર્યબ્રહ્મની ઉપાસના કરનારે અંતકાલે કેવી રીતે ભાવના કરવી જોઈએ તે જણાવવા કાર્યબ્રહ્મના ઉપાસક કોઈ ઋષિનાં અંતકાલનાં વચનોને સત્તરમા મંત્રવડે કહે છેઃ—

**वायुरनिलममृतमथेदं भस्मान्तꣳ शरीरम् ।**

**ॐ क्रतो स्मर कृतꣳ स्मर क्रतो स्मर कृतꣳ स्मर ॥ १७ ॥**

**શબ્દાર્થઃ**—વાયુ અમૃતમય વાયુને [ પ્રાપ્ત થાઓ, ] પછી આ શરીર ભસ્માંત [થાઓ,] હે બ્રહ્મરૂપ અગ્ને ! સ્મરણ કર, કરેલાનું સ્મરણ કર, હે અગ્ને ! સ્મરણ કર, કરેલાનું સ્મરણ કર ૧૭

**વિવેચન**—આ મંત્ર છંદવિનાની ઋચારૂપ છે, ને તેના દેવ સૂત્રાત્મા છે મારો પ્રાણવાયુ અધ્યાત્મભાવરૂપ પરિચ્છેદને તજીને અધિદૈવતારૂપ અમૃતમય વાયુને–સૂત્રાત્માને–પ્રાપ્ત થાઓ, એટલે ઉપાસના અને કર્મના સંસ્કારવડે યુક્ત જે આ લિંગશરીર છે તે સ્થૂલશરીરથી બહાર થાઓ એમ માર્ગની યાચનાના સામર્થ્યથી જાણવું પછી અગ્નિવિષે હોમેલું આ સ્થૂલશરીર ભસ્મ થાઓ ॐ એ બ્રહ્મનું નામ છે. ક્રતોની પૂર્વે ॐના ઉચ્ચારણવડે અહીં બ્રહ્મથી અભેદરૂપે અગ્નિનું સ્મરણ કર્યું છે. હે બ્રહ્મરૂપ અગ્ને ! સ્મરણ કરવાયોગ્ય આ સમય પ્રાપ્ત થયો છે તેથી સ્મરણ કરો મેં બાલ્યાવસ્થાથી માંડીને આટલા સમયપર્યંત જે કર્મનું અનુષ્ઠાન કર્યું છે તેનું સ્મરણ કરો હે અગ્ને ! સ્મરણ કરો મેં જે કર્મ કર્યાં છે તેનું સ્મરણ કરો પુનઃ કથન આદરને માટે છે સુષુમ્ણાના દેવ અગ્નિ છે ઉત્તરાયણમાર્ગે લઇ જવાનું સ્મરણ કરવા તે અગ્નિની ઉપાસકે પ્રાર્થના કરી છે. માધ્યંદિનશાખામાં આ મંત્ર પંદરમી કંડિકારૂપે છે, અને તેમાં "**ॐ क्रतो स्मर क्लिबे स्मर कृतꣳ स्मर ॥**" આવો ઉત્તરાર્ધનો પાઠ છે તેનો અર્થ આ પ્રમાણે થાય છે–હે અગ્ને ! સ્મરણ કરો, મને પ્રાપ્ત થવા યોગ્ય લોક આપવામાટે સ્મરણ કરો, મેં જે આજપર્યંત કર્મો કર્યાં છે તેનું સ્મરણ કરો. ૧૭

હવે ઉપાસકોની અગ્નિપ્રતિની માર્ગયાચનાને નીચેના અઢારમા મંત્રવડે કહે છે.—

अग्ने नय सुपथा राये अस्मान्विश्वानि देव वयुनानि विद्वान्।
युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥ १८ ॥
॥ इति श्रीवाजसनेयसंहितोपनिषत्सम्पूर्णा ॥ १ ॥

**શબ્દાર્થ:**—હે અગ્ને ! હે દેવ ! [અમારાં] સર્વ કર્મોને જાણનાર [આપ] અમને કર્મફલના ભોગમાટે શોભનમાર્ગથી લઇ જાઓ. [અમારાં] કુટિલ પાપને, અમારાથી પૃથક્ કરો. [અમે] આપની ઘણાં નમસ્કારવચનવડે [સેવા] કરીએ છીએ. ૧૮

**વિવેચન**—આ મંત્રના દેવ અગ્નિ ને છંદ ત્રિષ્ટુપ્ છે. ગમનાગમનરૂપ દક્ષિણમાર્ગથી અમે ખેદ પામ્યા છીએ માટે હે અગ્ને ! અમે આપની પાસે યાચના કરીએ છીએ કે આપ અમને ગમનાગમનથી રહિત શોભનમાર્ગથી (ઉત્તરાયણમાર્ગથી) કર્મના ફલના ભોગમાટે લઈ જાઓ. હે દેવ ! શાસ્ત્રમાં જેવું પુણ્યનું ફલ કહ્યું છે તેવા ફલના સત્કારથી યુક્ત અમને અમારા સર્વ કર્મને અથવા ઉપાસનાને જાણનાર આપ તે માર્ગે લઈ જાઓ વળી અમારાં વચનરૂપ (અન્યને ઠગવારૂપ) કુટિલ પાપનો આપ સારી રીતે નાશ કરો. તેથી અમે વિશુદ્ધ થઇને ઇષ્ટને પ્રાપ્ત થઇએ. હવે આ સમયમાં અમે શરીરવડે આપની બહુ પરિચર્યા કરવાને શક્તિમાન્ નથી તેથી આપની ઘણાં નમસ્કારવચનવડે પરિચર્યા કરીએ છીએ. ૧૮

આ ઉપનિષદ્ની સમાપ્તિમાં નીચે પ્રમાણે શાંતિપાઠ ભણવાનો શિષ્ટાચાર છેઃ—

ॐ। पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ અને વિવેચન પ્રથમપ્રમાણે જાણવાં.

ઇતિ શ્રીવાજસનેયસંહિતોપનિષદ્ની તાત્પર્યદીપિકા સમાપ્ત ૧

## श्रीआत्मषट्कम्

नाहं देहो नेन्द्रियाण्यंतरंगं, नाहंकारः प्राणवर्गो न बुद्धिः।
दारापत्यक्षेत्रवित्तादिदूरः, साक्षी नित्यः प्रत्यगात्मा शिवोऽहम् ॥ १ ॥
रज्ज्वज्ञानाद्भाति रज्जुर्यथाहिः, स्वात्माज्ञानादात्मनो जीवभावः।
आप्तोक्त्या हि भ्रांतिनाशे स रज्जुर्जीवो नाहं देशिकोक्त्या शिवोऽहम् ॥ २ ॥
आभातीदं विश्वमात्मन्यसत्यं, सत्यज्ञानानंदरूपे विमोहात्।
निद्रामोहात्स्वप्नवत्तन्न सत्यं, शुद्धः पूर्णो नित्य एकः शिवोऽहम् ॥ ३ ॥
मत्तो नान्यत्किंचिदत्रास्ति विश्वं, सत्यं बाह्यं वस्तु मायोपक्लृप्तम्।
आदर्शांतर्भासमानस्य तुल्यं, मय्यद्वैते भाति तस्माच्छिवोऽहम् ॥ ४ ॥
नाहं जातो न प्रवृद्धो न नष्टो, देहस्योक्ताः प्राकृताः सर्वधर्माः।
कर्तृत्वादिश्चिन्मयस्यास्ति नाहंकारस्यैव ह्यात्मनो मे शिवोऽहम् ॥ ५ ॥
नाहं जातो जन्ममृत्यू कुतो मे, नाहं प्राणः क्षुत्पिपासे कुतो मे।
नाहं चित्तं शोकमोहौ कुतो मे, नाहं कर्ता बंधमोक्षौ कुतो मे ॥ ६ ॥

इति श्रीमच्छंकरभगवत्पादविरचितमात्मषट्कस्तोत्रं संपूर्णम् ॥



## ॥ २ श्रीसामवेदीय तलवकारोपनिषत् ॥*

### ॥ तात्पर्यदीपिकासहित ॥

શ્રીસામવેદની ઉપનિષદ્‌ના આરંભમાં મુક્તિકાઉપનિષદ્‌ની શ્રુતિપ્રમાણે આ શાંતિપાઠ ભણાય છેઃ—

ॐ। आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुःश्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मौपनिषदं माऽहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

**શબ્દાર્થઃ**—મારાં અંગો તૃપ્ત થાઓ વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને બલ (અંતઃકરણ) તથા સર્વે ઇંદ્રિયો [તૃપ્ત થાઓ] હું સર્વ વેદનો અને ઉપનિષદ્‌વડે ગમ્ય બ્રહ્મનો ત્યાગ ન કરું, [અને] બ્રહ્મ મારો ત્યાગ ન કરો. અનિરાકરણ હો. મારું અનિરાકરણ હો તે આત્મામાં પ્રીતિવાળા મારામાં ઉપનિષદોમાં ધર્મો [કહ્યા છે] તે હો. મારામાં તે હો ॐ શાંતિ [થાઓ,] શાંતિ [થાઓ,] શાંતિ [થાઓ]

**વિવેચન**—હે પ્રભો! મારાં અંગો (હાથ આદિ અવયવો) પુષ્ટ વા તૃપ્ત (વિષયાનુરાગરહિત) થાઓ વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, અંતઃકરણ અને અન્ય સર્વ ઇંદ્રિયો પુષ્ટ વા તૃપ્ત થાઓ હું સર્વ વેદના અંત એટલે રહસ્યરૂપ વા શિરોભાગરૂપ ઉપનિષદોનો અને ઉપનિષદોથી ગમ્ય નિરતિશયવ્યાપક ચૈતન્યરૂપ બ્રહ્મનો ત્યાગ ન કરું, અર્થાત્ મને તેઓમાં અગાધ શ્રદ્ધા રહે, તથા તે બ્રહ્મ મારો ત્યાગ ન કરે, અર્થાત્ તે સર્વદા મારા આત્મારૂપેજ રહે એમ પરસ્પરનો કલ્પિત ભેદ મટી બન્નેનો સર્વદા વાસ્તવિક અભેદ રહો વિષયાનુરાગવડે મારાં સ્વરૂપમાંથી મારો ત્યાગ ન થાઓ. નિરતિશયવ્યાપક એ આત્મામાં પ્રીતિવાળો જે હું તે મારામાં ઉપનિષદોમાં જે શમદમાદિ ધર્મો કહેલા છે તે હો તે ધર્મો મારામાં હો. બે વાર કથન આદરાર્થે છે ॐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ ॐ એ બ્રહ્મનું નામ છે. ત્રિવિધ તાપની નિવૃત્તિ થવામાટે શાંતિ થાઓ એ શબ્દોનું ત્રણ વાર ઉચ્ચારણ કર્યું છે

### ॥ १ प्रथमः खण्डः ॥

શ્રીસામવેદની તલવકારશાખાના નવમા અધ્યાયરૂપ આ ઉપનિષત્ છે. પ્રથમના આઠ અધ્યાયમાં કર્મનું તથા ઉપાસનાનું નિરૂપણ કરેલું છે [એ] કર્મનું અને [ઉપાસનાનું યથાશાસ્ત્ર] અનુષ્ઠાન કરવાથી તે નિષ્કામ મુમુક્ષુ પુરુષને અંતઃકરણની શુદ્ધિમાં હેતુ થાય છે. શુદ્ધ થયેલા અંતઃકરણમાં પ્રત્યગાત્માને જાણવાની વાસ્તવિક ઇચ્છા ઉપજે છે કોઈ એક સાધનસંપન્ન શિષ્ય વિધિપૂર્વક કોઈ બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપ જઈને

* શ્રીસામવેદની વર્તમાનમાં નહિ મળી શકતી તલવકારશાખાની આ ઉપનિષત્ છે આ ઉપનિષત્ કેન શબ્દથી આરંભાય છે તેથી આનું અન્ય નામ केनोपनिषत् પણ કહેવાય છે.

પ્રત્યગાત્માથી ભિન્ન સ્થલે સાચાં શરણને નહિ દેખતો છતો, તથા અભય, નિત્ય ને કલ્યાણરૂપ અચલ વસ્તુને જાણવાને ઇચ્છતો છતો, તે આચાર્યને વિનયપૂર્વક નીચે પ્રમાણે પ્રશ્ન કરે છે એમ શ્રુતિભગવતી કલ્પના કરે છેઃ—

ॐ केनेषितं पतति प्रेषितं मनः केन प्राणः प्रथमः प्रैति युक्तः ।
केनेषितां वाचमिमां वदन्ति चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—"કેણે ઇચ્છેલું [ અને ] મોકલેલું મન [ પોતાના વિષયભણી ] જાય છે? કેણે પ્રેરેલો મુખ્ય પ્રાણ [ પોતાના શ્વાસોચ્છ્વાસાદિ કર્મપ્રતિ ] જાય છે? કેણે ઇચ્છેલી આ વાણીને [ લોકો ] કહે છે? ચક્ષુ [ અને ] શ્રોત્રને કયો દેવ [ પોતપોતાના વિષયમાં ] પ્રેરે છે?" ૧

વિવેચનઃ—શિષ્ય કહે છેઃ-કયા કર્તાવડે ઇચ્છાનો વિષય થયેલું અને પ્રેરણા પામેલું અંતઃકરણ શુભાશુભચિંતનરૂપ પોતાના વિષયભણી જાય છે? અંતઃકરણ જો પોતાની પ્રવૃત્તિમાં અને નિવૃત્તિમાં સ્વતંત્ર હોય તો તેણે અનિષ્ટનું ચિંતન નહિ કરવું જોઇએ, પરંતુ જાણતાં છતાં પણ મનુષ્યોનાં અંતઃકરણો અનિષ્ટનું ચિંતન કરે છે, અને અતિ ઉગ્ર દુઃખરૂપ કાર્યમાં નિવારણ કર્યા છતાં પણ તે પ્રવૃત્ત થાય છે; તેથી તે પોતાની પ્રવૃત્તિમાં અને નિવૃત્તિમાં સ્વતંત્ર નથી એમ જણાય છે માટે શિષ્યનો ઉપરનો પ્રશ્ન સંભવી શકે છે. કોણે મોકલેલો સર્વ ઇંદ્રિયોમાં મુખ્ય પ્રાણ પોતાના શ્વાસોચ્છ્વાસાદિરૂપ વ્યાપારપ્રતિ જાય છે? કોની ઇચ્છાનો વિષય થયેલી આ શબ્દરૂપ વાણીને લૌકિક જનો બોલે છે? તેમ ચક્ષુ અને કાનને પોતપોતાના વિષયમાં કયો દેવ પ્રેરણા કરે છે? અંતઃકરણ, પ્રાણ, જ્ઞાનેંદ્રિયો ને કર્મેન્દ્રિયો જડ ને પરતંત્ર છે, તેથી તેમને પોતપોતાના કાર્યમાં પ્રવૃત્તિ કરાવનાર આ શરીરમાં કોણ છે? એવું શિષ્યના પ્રશ્નનું તાત્પર્ય છે. ૧

એવી રીતે પૂછનારા યોગ્ય શિષ્યપ્રતિ શ્રીસદ્ગુરુ નીચે પ્રમાણે ઉત્તર આપે છે એમ શ્રુતિ કહે છે;—

श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचं स उ प्राणस्य प्राणश्चक्षुषश्चक्षुः ।
अतिमुच्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ २ ॥

**શબ્દાર્થઃ**—"જે શ્રોત્રનું શ્રોત્ર, મનનું મન, પ્રસિદ્ધ વાણીની વાણી [ છે, ] તેજ પ્રાણનો પ્રાણ, [ અને ] ચક્ષુનું ચક્ષુ [ છે એમ જાણી તેઓમાંથી આત્મભાવને ] ત્યજીને [ જેઓ વર્તે છે તે ] ધીર [ પુરુષો ] આ શરીરથી મરણ પામીને અમર થાય છે. ૨

વિવેચનઃ-શ્રીસદ્ગુરુ કહે છેઃ—હે શિષ્ય! તેં જે સર્વ કરણોને પ્રકાશનારા તત્ત્વનું સ્વરૂપ પૂછ્યું તે સ્વરૂપ હવે હું તને કહું છું તે તું શ્રવણ કર. શબ્દવિષયના જ્ઞાનનું અસાધારણ કારણ શ્રોત્ર છે. શ્રોત્રના શબ્દગ્રહણના સામર્થ્યનું જે અસાધારણ કારણ છે તે શ્રોત્રનું પણ શ્રોત્ર કહેવાય છે, અર્થાત્ શ્રોત્રમાં જે પોતાનો શબ્દવિષય પ્રકાશવાનું સામર્થ્ય છે તે સામર્થ્ય નિત્ય, અમિલિત, સર્વાંતર ને ચૈતન્યરૂપ આત્માના સદ્ભાવથીજ છે, તેનો સદ્ભાવ ન હોય તો તે શ્રોત્ર પોતાના વિષયનો પ્રકાશ કરવામાં સમર્થ થઈ શકે નહિ. સંકલ્પવિકલ્પ, નિશ્ચય, ચિંતન ને અહંભાવ એ અંતઃકરણની વૃત્તિઓ ચૈતન્યવિના પોતાના વિષયોને પ્રકાશવામાં સમર્થ નથી તેથી તે ચૈતન્ય અંતઃકરણના પણ અંતઃકરણરૂપ છે. જે પ્રસિદ્ધ વર્ણોચ્ચારશક્તિરૂપ વાણી છે તે વાણી પોતાનું કાર્ય ચૈતન્યના સદ્ભાવથીજ કરી શકે છે તેથી તે ચૈતન્ય વાણીની પણ વાણી કહેવાય છે. પ્રાણાપાનાદિ પાંચ વૃત્તિવાળો અને દેહધારીઓના જીવનના કારણરૂપ પ્રાણ છે. તે પ્રાણને જે ચેતન અધિષ્ઠાનરૂપે રહી શરીરોને જીવાડવાનું સામર્થ્ય આપે છે તે ચેતન પ્રાણના પ્રાણરૂપ છે. રૂપના જ્ઞાનનું અસાધારણ કારણ ચક્ષુ છે. જે ચેતન ચક્ષુને રૂપના જ્ઞાનનું સામર્થ્ય આપે છે તે ચેતન ચક્ષુનું

કહેવાય છે એવી રીતે જે બ્રહ્મચેતન બન્ને શરીરનું અધિષ્ઠાન હોવાથી શ્રોત્રનું શ્રોત્ર, અંત:કરણનું અંત:કરણ, વાણીની વાણી, પ્રાણનો પ્રાણ અને ચક્ષુનું ચક્ષુ છે તે બ્રહ્મચેતન હું છું એમ જાણીને શ્રોત્રાદિકમાંથી હુંપણાના ભાવને તજીને જે પુરુષ વર્તે છે તે પુરુષ બુદ્ધિમાન્ છે એવા બુદ્ધિમાન્ પુરુષો શ્રોત્રાદિવિષેથી હુંપણાનો ભાવ તજીને અર્થાત્ સર્વ લૌકિક ઇચ્છાઓનો ત્યાગ કરીને આ વર્તમાનશરીરરૂપ લોકથી મૃત્યુ પામીને વિદેહમુક્ત થાય છે ૨

न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनो न विद्मो न विजानीमो यथैतदनुशिष्यात्-
अन्यदेव तद्विदितादथो अविदितादधि। इति शुश्रुम पूर्वेषां ये नस्तद्व्याचचक्षिरे ॥ ३ ॥

**શબ્દાર્થ:**—તેમાં ચક્ષુ જતું નથી, વાણી જતી નથી, મન [ પણ જતું ] નથી, [ તેને અમે ] જાણતા નથી, જેવી રીતે એનો ઉપદેશ કરી શકાય [ તે અમે ] જાણતા નથી. તે [ બ્રહ્મ ] જાણેલાથી ભિન્નજ [ છે, ] ને નહિ જાણેલાથી [ પણ ] ભિન્ન [ છે, ] એવી રીતે પૂર્વનાઓનાં ( પૂર્વના આચાર્યોનાં ) [વચન અમે] સાંભળતા હવા, [ કે ] જેઓ અમને તે સ્પષ્ટ કરીને કહેતા હવા ૩

**વિવેચન**—બ્રહ્મ ચક્ષુનું પણ ચક્ષુ હોવાથી ચક્ષુરિંદ્રિય તેમાં પ્રવૃત્તિ કરી શકતી નથી વાણી પણ તે બ્રહ્મમાં ગમન કરી શકતી નથી, કેમકે વાણીથી ઉચ્ચારણ કરેલો શબ્દ વાચ્યાર્થને જ્યારે જણાવે છે ત્યારે તે વાચ્યાર્થભણી વાણી જાય છે. તે શબ્દનું અને તેના સાધન વાણીનું સ્વરૂપ બ્રહ્મ છે તેથી તે બ્રહ્મને વિષે વાણી જતી નથી જેમ દાહક અને પ્રકાશક છતા પણ અગ્નિ પોતાને બાળતો નથી, અને પ્રકાશતો નથી તેમ મન બ્રહ્મને વિષય કરી શકતું નથી, કેમકે અંત:કરણ અન્ય વસ્તુના સંકલ્પનું તથા નિશ્ચયનું કરનારું છતાં પણ પોતાના સંકલ્પને અને નિશ્ચયને કરી શકતું નથી, તે અંત:કરણનું સ્વરૂપ પણ બ્રહ્મ છે તેથી તે બ્રહ્મને વિષે અંત:કરણ પણ જઈ શકતું નથી ઇંદ્રિય અને અંત:કરણથી વસ્તુનું જ્ઞાન થાય છે. જેથી બ્રહ્મ તેમનો વિષય નથી તેથી તે બ્રહ્મ આવું છે એમ અમે જાણતા નથી જે વસ્તુ કરણનો વિષય હોય તે આ બ્રાહ્મણ છે ઇત્યાદિ જાતિથી, આ શ્યામ છે ઇત્યાદિ ગુણથી, આ પાચક છે ઇત્યાદિ ક્રિયાથી અને આ રાજાનો પુરુષ છે ઇત્યાદિ સંબંધરૂપ વિશેષણથી ઉપદેશ કરાય છે, બ્રહ્મ તો " केवलो निर्गुणश्च ॥ " ( કેવલ અને નિર્ગુણ છે ) ઇત્યાદિ શ્રુતિથી જાતિ આદિવાળું નથી તેથી જે પ્રકારથી આ બ્રહ્મનો શિષ્યના પ્રતિ ઉપદેશ કરી શકાય તે પ્રકાર અમે જાણતા નથી બ્રહ્મ પ્રત્યક્ષાદિ પ્રમાણથી પ્રતીતિ કરાવવાને શક્ય નથી એ વાર્તા જોકે સત્ય છે તોપણ શ્રુતિથી તો તે પ્રતીતિ કરાવવાને શક્યજ છે શ્રુતિ કહે છે કે તે બ્રહ્મ કાર્યરૂપ વિદિત ( સ્પષ્ટ ) વસ્તુથી અન્યજ છે, તથા કારણરૂપ ( અવિદ્યારૂપ ) અસ્પષ્ટ વસ્તુથી પણ બ્રહ્મ ભિન્નજ છે બ્રહ્મ વિદિત વસ્તુથી ભિન્ન છે એમ કહેવાથી બ્રહ્મના ત્યાગની અયોગ્યતા કહી, તથા બ્રહ્મ અવિદિત વસ્તુથી ભિન્ન છે એમ કહેવાથી બ્રહ્મના ગ્રહણની અયોગ્યતા કહી વિચારદૃષ્ટિથી જોઇએ તો પોતાના આત્માથી ભિન્ન વસ્તુનું વિદિતથી અને અવિદિતથી અન્યપણું સંભવે નહિ તેથી ત્યાગગ્રહણથી રહિત આત્મા બ્રહ્મ છે એવો આ વાક્યનો અર્થ છે બ્રહ્મચૈતન્ય આચાર્યોના ઉપદેશની પરંપરાથીજ જાણવાયોગ્ય છે, અનુમાનાદિ યુક્તિરૂપ તર્કથી, ભણવાભણાવવાથી, બુદ્ધિવડે ઘણા શાસ્ત્રોના શ્રવણથી અને યજ્ઞાદિક કર્મોથી જાણવાયોગ્ય નથી એમ અમે સમર્થ આચાર્યોના વચન સાંભળતા હવા, જે આચાર્યો અમને તે બ્રહ્મ સ્પષ્ટ કરીને કહેતા હવા ૩

ઉપાસના કરનાર આત્માથી ઉપાસના કરવાયોગ્ય જે ઈશ્વરાદિ તે ભિન્ન છે, ને તે બ્રહ્મ છે તથા ઉપાસના કરનાર આત્માનો ને તે બ્રહ્મનો અભેદ સંભવે નહિ માટે આત્મા બ્રહ્મ છે એમ જે ઉપર પ્રતિપાદન કર્યું તે સંભવી શકે નહિ એમ શંકા થાય તો તેની નિવૃત્તિમાટે શ્રીસદ્ગુરુ કહે છે:—

यद्वाचाऽनभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—જે વાણીવડે પ્રકાશ કરાતું નથી, જેવડે વાણી પ્રકાશિત થાય છે તેનેજ તું બ્રહ્મ જાણ, જે આને [ લોક ] ઉપાસે છે [ તે ] આ [ બ્રહ્મ ] નથી. ૪

વિવેચનઃ—હૃદય, કંઠ, શિર, જિહ્વાનું મૂલ, દાંત, નાસિકા, હોઠ અને તાલુ એ આઠ સ્થાનોમાં સ્થિત, આકાશમાંથી ઉત્પન્ન થનારું, અગ્નિદેવતાવાળું અને કકારાદિ અક્ષરોને પ્રકટ કરનારું જે કરણ તથા વર્ણવડે પ્રકટ થનાર જે શબ્દ તે વાણી છે. તે વાણીથી જે બ્રહ્મ કથન કરી શકાતું નથી, અને ચૈતન્યરૂપ જે પ્રકાશથી તે વાણી પ્રકાશિત થાય છે તેજ આત્મસ્વરૂપ સર્વથી અધિક વ્યાપક હોવાથી બ્રહ્મ છે એમ તું જાણ. તદેવમાં જે પદ છે તે ઉપાધિવડે કથન કરાતા કર્તાભોક્તાદિનો નિષેધ કરીને આત્માનેજ ભેદરહિત બ્રહ્મરૂપે જણાવે છે જે અનાત્મરૂપ ઉપાધિઓવાળા ઈશ્વરાદિકની લોક ઉપાસના-ધ્યાન-કરે છે તે આ બ્રહ્મ નથી. અહીં " તેનેજ તું બ્રહ્મ જાણ " એમ કહીને પુનઃ " આ બ્રહ્મ નથી ", એમ જડરૂપ ઉપાધિવાળાનું જે અબ્રહ્મપણું કહેવામાં આવ્યું છે તે અન્ય ઉપાસ્ય વસ્તુમાં બ્રહ્મબુદ્ધિના નિવારણમાટે છે. ૪

यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—જેને [ લોક ] મનવડે મનન કરતા નથી, જેણે મન વિષય કર્યું [ છે એમ બ્રહ્મવેત્તાઓ ] કહે છે તેનેજ તું બ્રહ્મ જાણ, જે આને [ લોક ] ઉપાસે છે [ તે ] આ [ બ્રહ્મ ] નથી. ૫

વિવેચન—જેવડે પુરુષ મનન ( વિચાર ) કરે છે તે મન કહેવાય છે. આ મન-અંતઃકરણ-સર્વ ઇંદ્રિયોના વિષયોમાં વ્યાપક હોવાથી સર્વ ઇંદ્રિયોમાં સાધારણ છે તે અંતઃકરણવડે અંતઃકરણના પ્રકાશક ચૈતન્યને લોક વિચારી શકતા ( સંકલ્પનો અને નિશ્ચયનો વિષય કરી શકતા ) નથી, ને જે બ્રહ્મ વૃત્તિસહિત મન વિષય કર્યું છે એમ બ્રહ્મવેત્તાઓ કહે છે તે અંતઃકરણના આત્માનેજ તું બ્રહ્મ જાણ; જેની લોક ઉપાસના કરે છે તે આ અચેતન પદાર્થવાળું બ્રહ્મ નથી ૫

यच्चक्षुषा न पश्यति येन चक्षूꣳषि पश्यति ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—[ લોક ] જેને નેત્રવડે જોતા નથી, જેવડે [ લોક ] નેત્રોને જુએ છે તેનેજ તું બ્રહ્મ જાણ, જે આને [ લોક ] ઉપાસે છે [ તે ] આ [ બ્રહ્મ ] નથી. ૬

વિવેચનઃ—લોક જે બ્રહ્મને અંતઃકરણની વૃત્તિસહિત નેત્રવડે વિષય કરી શકતા નથી, અને જે ચૈતન્યરૂપ જ્યોતિવડે લોક અંતઃકરણથી ભિન્ન ચક્ષુની વૃત્તિઓને વિષય કરે છે તેનેજ તું બ્રહ્મ જાણ, જેને લોક ઉપાસે છે તે આ અચેતન વસ્તુયુક્ત બ્રહ્મ નથી. ૬

यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदꣳ श्रुतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—જેને [ લોક ] શ્રોત્રવડે સાંભળતા નથી, જેવડે આ શ્રોત્ર શ્રુત [ છે. ] તેનેજ તું બ્રહ્મ જાણ, જે આને [ લોક ] ઉપાસે છે [ તે ] આ [ બ્રહ્મ ] નથી. ૭

વિવેચનઃ—જે બ્રહ્મને લોકો અંતઃકરણની વૃત્તિસહિત દિશારૂપ દેવતાને આશ્રિત ને આકાશના કાર્યરૂપ શ્રોત્રથી વિષય કરતા નથી, અને જે ચૈતન્યરૂપ જ્યોતિવડે આ પ્રસિદ્ધ શ્રોત્ર વિષય કરાયેલ છે તેનેજ તું બ્રહ્મ જાણ, જે અનાત્મ વસ્તુયુક્તને લોકો ઉપાસે છે તે બ્રહ્મ નથી. ૭

यत्प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ८ ॥

॥ इति प्रथमः खण्डः ॥ १ ॥

શબ્દાર્થઃ—જેને [ લોક ] પ્રાણવડે વિષય કરતા નથી, જેવડે પ્રાણ વિષયપ્રતિ જાય છે તેનેજ તું બ્રહ્મ જાણ, જે આને [ લોક ] ઉપાસે છે [ તે ] આ [ બ્રહ્મ ] નથી. ૮

વિવેચનઃ—જે બ્રહ્મને લોક અંતઃકરણ અને પ્રાણવૃત્તિ સહિત નાસાપુટની અંદર સ્થિત પૃથ્વીમાંથી ઉપજેલ ઘ્રાણઇંદ્રિયથી ગંધની પેઠે વિષય કરતા નથી, અને જે ચૈતન્યરૂપ જ્યોતિવડે પ્રકાશ પામી પ્રાણ પોતાના વિષયપ્રતિ જાય છે તેનેજ તું બ્રહ્મ જાણ, જે અચેતનરૂપ ઉપાધિવાળાને લોક ઉપાસે છે તે બ્રહ્મ નથી. ૮

ઇતિ શ્રીતલવકારોપનિષદ્ગત પ્રથમખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૧

## ॥ २ द्वितीयः खण्डः ॥

પૂર્વે જે બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કર્યું તે બ્રહ્મ જાણનારનું સ્વરૂપ છે તેથી તે સમ્યક્ જાણવાને શક્ય નથી. જેમ કાષ્ઠાદિને બાળનારો અગ્નિ અગ્નિથી બાળવાને શક્ય નથી તેમ જાણનારો જાણનારને જાણવા સમર્થ નથી. બ્રહ્મ બે નથી કે જેથી એક બ્રહ્મ જ્ઞેય અને બીજું બ્રહ્મ જ્ઞાતા થાય; તેથી હું બ્રહ્મને સારી રીતે જાણું છું એમ જાણવું મિથ્યા છે. એમ હોવાથી આચાર્ય યોગ્યજ કહે છેઃ—

यदि मन्यसे सुवेदेति दभ्रमेवापि नूनम् । त्वं वेत्थ ब्रह्मणो रूपं यदस्य त्वं यदस्य च ।
देवेष्वथ नु मीमाᳬस्यमेव ते मन्ये विदितम् ॥ ९ ॥ ॥ १ ॥

શબ્દાર્થઃ—[ હે શિષ્ય ! ] જો [ તું હું બ્રહ્મને ] સારી રીતે જાણું છું એમ માનતો હો તો તું નિશ્ચય આ બ્રહ્મનું જે રૂપ [ છે તેને ] અલ્પજ જાણે છે, અને આનું જે [ રૂપ ] તું દેવોવિષે [ જાણે છે તે પણ નિશ્ચય અલ્પજ જાણે છે. ] હજી પણ [ બ્રહ્મ ] તારે વિચારવાયોગ્યજ [ છે. હવે મેં બ્રહ્મ ] જાણ્યું [ એમ હું ] માનું છું. ૧

વિવેચનઃ—હે શિષ્ય ! જો તું હું બ્રહ્મને સારી રીતે જાણું છું એમ માનતો હો તો તું નિશ્ચય જે આ બ્રહ્મનું નિરતિશયવ્યાપક રૂપ છે તેને અલ્પજ જાણે છે. હે શિષ્ય ! કેવલ દેહઇંદ્રિયાદિરૂપ અધ્યાત્મ ઉપાધિથી પરિચ્છિન્ન આ બ્રહ્મનું રૂપ તું અલ્પ જાણે છે એમ નહિ, કિંતુ જે અધિદૈવત ઉપાધિથી પરિચ્છિન્ન આ બ્રહ્મનું રૂપ તું દેવોવિષે જાણે છે તે પણ નિશ્ચય અલ્પજ જાણે છે એમ હું માનું છું. બ્રહ્મ સ્વયંપ્રકાશ હોવાથી બુદ્ધિવૃત્તિરૂપ જ્ઞાનનો વિષય નથી તેથી હું માનું છું કે હજી પણ તારે બ્રહ્મ વિચારવાયોગ્યજ છે. જ્યારે આચાર્યે એમ કહ્યું ત્યારે શિષ્યે એકાંતમાં બેસી આચાર્યે ઉપદેશ કરેલા શ્રુતિવાક્યને અર્થથી વિચારી, બ્રહ્મને જ્ઞાનની વિષયતા થયે ઘટાદિકની પેઠે તેને અનાત્મપણાદિની પ્રાપ્તિ થશે ઇત્યાદિ તર્કથી બ્રહ્મનું વેદ્યપણું નથી એમ નિશ્ચય કરીને અજ્ઞાનના અને સંશયાદિકના

આચાર્યથી, પોતાનો અનુભવ આચાર્યપાસે જઈને કહ્યો કે હે ગુરો ! હવે મેં બ્રહ્મ જાણ્યું એમ હું માનું છું. કોઈ પ્રતિમાં દહ્મને સ્થાને दहर એવો પાઠ હોય છે. બંનેનો અર્થ એકજ છે. ૯. ૧

શિષ્યનું પૂર્વોક્ત કથન સાંભળી શ્રીસદ્ગુરુએ કહ્યું કે કેવી રીતે તેં બ્રહ્મને જાણ્યું ? તેના ઉત્તરમાં શિષ્ય કહે છે.—

नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च ॥
यो नस्तद्वेद तद्वेद नो न वेदेति वेद च ॥ १० ॥ २ ॥

**શબ્દાર્થ:**—[બ્રહ્મને] સારી રીતે જાણું છું એમ હું માનતો નથી. [હું] જાણતો નથી એમ નહિ, અને જાણું છું [એમ પણ નહિ] અમારામાંથી જે તેને [હું] જાણતો નથી એમ નહિ, અને જાણું છું [એમ પણ નહિ એમ] જાણે છે [તે] તેને જાણે છે. ૨

વિવેચન:—હું બ્રહ્મને સારી રીતે જાણું છું એમ બ્રહ્મને અંત:કરણાદિના જ્ઞાનનો વિષય હું માનતો નથી. શિષ્યનું તે વચન સાંભળી આચાર્ય કહે છે કે ત્યારે તેં બ્રહ્મને જાણ્યું નથી. તેના ઉત્તરમાં શિષ્ય કહે છે:–હું બ્રહ્મને જાણતો નથી એમ નહિ, અને જાણું છું એમ પણ નહિ. તે સાંભળી આચાર્ય કહે છે કે તું બ્રહ્મને સારી રીતે જાણતો નથી, અને વળી તેને જાણે છે પણ ખરો, તો તું સંશયવિપર્યયસહિત તે બ્રહ્મને જાણતો હોઈશ એમ આચાર્યે શિષ્યને ચલાયમાન કર્યો, પણ તે ચલાયમાન થયો નહિ, અને "તે બ્રહ્મ વિદિતથી ભિન્નજ છે, અને અવિદિતથી પણ ભિન્નજ છે" એમ આચાર્યે ઉપદેશ કરેલા શ્રુતિસંપ્રદાયના બલથી, અને યુક્તિના તથા અનુભવના બલથી, બ્રહ્મવિદ્યાવિષે પોતાના દૃઢ નિશ્ચયપણાને તે આ પ્રમાણે દેખાડવા લાગ્યો:–હે ગુરો ! અમારામાં જે મારાં કહેલાં તે વચનોને યથાર્થ જાણે છે તે તે બ્રહ્મને જાણે છે. તે મારાં વચનો આ છે:–"હું બ્રહ્મને જાણતો નથી એમ નહિ, અને જાણું છું એમ પણ નહિ." એવી રીતે શિષ્યે બ્રહ્મનું અવેદ્યપણું તથા અપરોક્ષપણું દેખાડ્યું. કોઈ પ્રતિમાં नाहं मन्येને સ્થાને नाह मन्ये એવો પાઠ પણ જોવામાં આવે છે, ત્યાં અહનો અર્થજ થાય છે. ૧૦. ૨

હવે શ્રુતિ ગુરુશિષ્યના સંવાદથી નિવૃત્ત થઈને પોતાના રૂપવડે સર્વ સંવાદથી રહિત અર્થને જણાવે છે—

यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः ।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥ ११ ॥ ३ ॥

**શબ્દાર્થ:**—જેને [બ્રહ્મ] અજ્ઞાત [છે] તેને [બ્રહ્મ] જ્ઞાત [છે, અને] જેને [બ્રહ્મ] જ્ઞાત [છે] તે [બ્રહ્મને] જાણતો નથી. સમ્યક્ જાણનારાને [બ્રહ્મ] અવિજ્ઞાત [છે, અને] નહિ જાણનારાને [બ્રહ્મ] જ્ઞાત [છે]. ૩

વિવેચન:—બ્રહ્મ અજ્ઞાત-જ્ઞાનનો અવિષય-છે એમ જે બ્રહ્મવેત્તાનો નિશ્ચય છે તે બ્રહ્મવેત્તાને બ્રહ્મ જ્ઞાત છે, ને મેં બ્રહ્મને જાણ્યું છે એવો જેનો નિશ્ચય છે તે બ્રહ્મને જાણતો નથી. જેમ લોકમાં છીપ આદિકના સ્વરૂપને જાણનારા પુરુષોને અધ્યસ્ત રજતાદિક અજ્ઞાત હોય છે, અને છીપ આદિક અધિષ્ઠાનને નહિ જાણનારાઓને રજતાદિ અધ્યસ્ત જ્ઞાત હોય છે તેમ બ્રહ્મવિષે જ્ઞાનની વિષયતારૂપ ધર્મ અધ્યસ્ત હોવાથી તત્ત્વવેત્તાને તે બ્રહ્મ જ્ઞાત-જ્ઞાનનો વિષય-નથી, કિંતુ સ્વયંપ્રકાશ હોવાથી અજ્ઞાત-જ્ઞાનનો અવિષય-છે, અને બ્રહ્મના વાસ્તવિક સ્વરૂપને નહિ જાણનારાને તે બ્રહ્મ જ્ઞાત-જ્ઞાનનો વિષય-છે, કેમકે તેઓ ઇંદ્રિય, પ્રાણ વા બુદ્ધિમાંથી કોઈ એક જ્ઞાત વસ્તુને બ્રહ્મરૂપે માને છે. ૧૧. ૩

એવી રીતે જાણનારને બ્રહ્મ સ્વયંપ્રકાશ છે એમ અનુભવાય છે એમ નિશ્ચય કર્યો. હવે જો તે બ્રહ્મ તેમને અત્યંત અજ્ઞાત હોય તો અન્ય લોકોનું અને બ્રહ્મવેત્તાઓનું સમાનપણું થયું, તથા જાણનારાઓને બ્રહ્મ અજ્ઞાત છે આ કહેવું પરસ્પર વિરોધવાળું છે એમ શંકા થાય તો તે શંકા દૂર કરવા આ બ્રહ્મ સમ્યગ્ જ્ઞાત કેમ થાય છે તે કહે છેઃ—

प्रतिबोधविदितं मतममृतत्वं हि विन्दते।
आत्मना विन्दते वीर्यं विद्यया विन्दतेऽमृतम् ॥ १२ ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—જેથી અમૃતપણાને પામે છે [ તેથી ] પ્રતિબોધવિદિતને [ બ્રહ્મને ] જાણેલું [ છે. ] સ્વસ્વરૂપવડે સામર્થ્ય પામે છે, [ અને ] વિદ્યાવડે અમૃત પામે છે. ૪

**વિવેચન**—બુદ્ધિની અનેક વૃત્તિઓ બોધ કહેવાય છે. તે સર્વ બુદ્ધિવૃત્તિઓ જેનો વિષય છે એવું પ્રસંગભિન્ન બ્રહ્મ પ્રતિબોધવિદિત ( બુદ્ધિની પ્રત્યેકવૃત્તિ જેને જ્ઞાત છે એવું ) કહેવાય છે. તે પ્રતિબોધવિદિત કેવલ ચૈતન્યરૂપ છે. જેથી બ્રહ્મના જ્ઞાનથી પુરુષ મરણભાવરહિત સ્વસ્વરૂપવિષે સ્થિતિરૂપ મોક્ષ પામે છે તેથી બુદ્ધિવૃત્તિઓના અંતરાત્મા બ્રહ્મને બ્રહ્મવેત્તાએ બુદ્ધિવૃત્તિઓથી ભિન્ન જાણેલું છે. એવી રીતે તેમણે બ્રહ્મને લક્ષણાવડે જાણ્યું છે, અને બીજાઓએ તે જાણ્યું નથી તેથી તે બંનેનું સમાનપણું નથી, પણ તે બંનેમાં મહાન્ વિલક્ષણતા છે. અવિદ્યાથી અનાત્મભાવની પ્રાપ્તિરૂપ મરણભાવને પામેલો આત્મા વિદ્યાથી અમરભાવને કેવી રીતે પામે છે તે કહે છે.—સ્વસ્વરૂપવડે પુરુષ મૃત્યુનો પરાભવ કરવાનું સામર્થ્ય પામે છે. ધન, સહાય, મંત્ર, ઔષધિ, તપ અને યોગથી ઉપજેલું સામર્થ્ય અનિત્ય વસ્તુએ ઉપજાવેલું હોવાથી મૃત્યુનો પરાભવ કરવામાં સમર્થ નથી આત્મવિદ્યાએ ઉપજાવેલા સામર્થ્યને પુરુષ સ્વસ્વરૂપથીજ પામે છે તેથી આત્માની વિદ્યાથી પુરુષ અમરભાવરૂપ મોક્ષ પામે છે. ૧૨. ૪

હવે એ આત્માને જાણવાની આવશ્યકતા પ્રતિપાદન કરે છેઃ—

इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः।
भूतेषु भूतेषु विचित्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ १३ ॥ ५ ॥

॥ इति द्वितीयः खंडः ॥ २ ॥

**શબ્દાર્થઃ**—જો આ[ જન્મ ]માં [ આત્માને ] જાણે છે તો અવિનાશ છે, [ અને ] જો આ[ જન્મ ]માં [ આત્માને ] નથી જાણતો [ તો ] મોટી હાનિ [ થાય છે. ] ધીર [ પુરુષો ] સર્વભૂતોમાં [ એક આત્માને ] જાણીને આ લોકથી ઉપરામ થઈને મરણરહિત થાય છે. ૫

**વિવેચન**—ઘણાં સંસારદુઃખવાળાં દેવ, મનુષ્ય, પશુ અને પક્ષી આદિ પ્રાણીઓનાં શરીરોમાં જન્મ જરા, મરણ અને રોગાદિની પ્રાપ્તિ અજ્ઞાનથી થાય છે, તે પ્રાપ્તિ પ્રસિદ્ધ કષ્ટરૂપ છે તેથી આ મનુષ્યજન્મમાં અધિકારી મનુષ્ય જો આત્માને પૂર્વોક્ત પ્રકારથી જાણે છે તો આ મનુષ્યજન્મમાં તે પરમાર્થભાવને પ્રાપ્ત થાય છે, આથી તેનો વિનાશ થતો નથી, અને જો આ મનુષ્યજન્મમાં અધિકારી થઈને તે આત્માને જાણતો નથી તો જન્મ, જરા અને મરણાદિ બંધનનું છેદન નહિ કરવાથી પુનઃ પુનઃ તેના અનુભવરૂપ મોટા વિનાશને પ્રાપ્ત થાય છે. એવા ગુણદોષને જાણનારા જે ધીર ( બુદ્ધિમાન્ ) પુરુષો છે તે સ્થાવરજંગમરૂપ સર્વભૂતોમાં એક આત્મતત્ત્વને જાણીને અહંમમભાવમય અવિદ્યારૂપ આ લોકથી ઉપરામ પામીને સર્વાત્મભાવને પામવાથી મરણરહિત થાય છે. "स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव

ભવતિ ॥" (જે તે પ્રસિદ્ધ પરમબ્રહ્મને જાણે છે તે બ્રહ્મજ થાય છે) એ શ્રુતિ પણ બ્રહ્મને જાણનારને બ્રહ્મભાવની પ્રાપ્તિ કહે છે. ૧૩. ૫

ઇતિ શ્રીતલવકારોપનિષદ્ગત દ્વિતીયખંડની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૨

## ॥ ३ तृतीयः खण्डः ॥

એવી રીતે ઉત્તમ અધિકારીમાટે મન આદિકના અવિષય બ્રહ્મરૂપ આત્માનું જ્ઞાન કહ્યું. હવે સગુણબ્રહ્મની ઉપાસનાના પ્રકારનું આખ્યાયિકાદ્વારા નિરૂપણ કરે છેઃ—

ब्रह्म ह देवेभ्यो विजिग्ये तस्य ह ब्रह्मणो विजये देवा अमहीयन्त ।
त ऐक्षन्तास्माकमेवायं विजयोऽस्माकमेवायं महिमेति ॥ १४ ॥ १ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ બ્રહ્મ દેવોને વિજય આપતું હતું. તે પ્રસિદ્ધ બ્રહ્મના વિજયમાં દેવો મહિમાને પ્રાપ્ત થયા. તેઓ અમારોજ આ વિજય [અને] અમારોજ આ મહિમા [છે] એમ [મિથ્યાભિમાનથી] જોવા લાગ્યા ૧

વિવેચન—દેવોના અને અસુરોના સંગ્રામમાં બળે જગતના શત્રુ અસુરોને જિતીને જગતની સ્થિતિને માટે પોતાની મહાશક્તિના માહાત્મ્યથી દેવોને વિજય અને તેનું ફલ ઐશ્વર્ય આપ્યું તે બ્રહ્મના વિજયથી અગ્નિ આદિક દેવો મહિમાને પ્રાપ્ત થયા ત્યારે સર્વજ્ઞ, પ્રાણીઓને તેમની ક્રિયાના ફલસાથે જોડનારા, સર્વશક્તિમાન, જગતની સ્થિતિ કરવાની ઇચ્છાવાળા ને પોતાને વિષે સ્થિત અંતરાત્મરૂપ ઈશ્વરનો આ વિજય અને આ મહિમા છે એમ નહિ જાણનારા તે દેવો મિથ્યાભિમાનથી આ પ્રમાણે જાણવા લાગ્યાઃ— અમારો એટલે અગ્નિ આદિરૂપ પરિચ્છિન્ન આત્માનોજ કરેલો આ વિજય છે, અને અમારો આ વિજયના ફલરૂપ અમારો અગ્નિ, વાયુ અને ઇંદ્રભાવાદિરૂપ મહિમા છે. ૧૪. ૧

तद्धैषां विजज्ञौ तेभ्यो ह प्रादुर्बभूव तन्न व्यजानन्त किमिदं यक्षमिति ॥ १५ ॥ २ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ તે [બ્રહ્મ] એમના [મિથ્યાભિમાનને] સારી રીતે જાણતું હતું. તેમને માટે પ્રસિદ્ધ [તે બ્રહ્મ] પ્રકટ થતું હતું તેને [દેવો] આ યક્ષ શું [છે] એમ ન જાણતા હવા ૨

વિવેચન.—સર્વને જોનારા અને સર્વ ભૂતોની ઇંદ્રિયોના પ્રેરક પ્રસિદ્ધ બ્રહ્મે તે દેવોએ કરેલા મિથ્યાભિમાનને સારી રીતે જાણ્યું, અને વિચાર્યું કે આ દેવો અસુરોની પેઠે મિથ્યાભિમાનથી પરાભવને પ્રાપ્ત થશે તેથી કૃપાવડે તેમના મિથ્યાભિમાનનો નાશ કરી તેમનો ઉદ્ધાર કરું એવો વિચાર કરીને તે બ્રહ્મ તે દેવોનું પ્રયોજન સિદ્ધ કરવા પોતાના યોગમહિમાથી રચિત અતિ અદ્ભુત અને આશ્ચર્યકારક રૂપથી દેવોની સમીપમાં પ્રકટ થયું તે પ્રકટ થયેલા બ્રહ્મને દેવો વિલોકતા છતાં પણ આ યક્ષ (પૂજ્ય વસ્તુ) શું છે એમ ન જાણી શક્યા. ૧૫. ૨

तेऽग्निमब्रुवन् जातवेद एतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥ १६ ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—તેઓ અગ્નિને કહેતા હતાઃ-"હે જાતવેદ! આને આ યક્ષ શું [છે] એમ સારી રીતે જાણો." [અગ્નિએ] "તેમ [થાઓ"] એમ [કહ્યું]. ૩

વિવેચનઃ—તેને નહિ જાણનારા તે દેવો મનમાં ભય પામ્યા, અને તેને જાણવાની ઇચ્છાવાળા થઈ પોતાના અગ્રેસર જાતવેદા (સર્વજ્ઞજેવા) અગ્નિને કહેવા લાગ્યાઃ-હે જાતવેદ! તમે અમારામાં તેજસ્વી છો,

તેથી આપણી સમીપમાં સ્થિત થયેલ આ પૂજ્યવસ્તુને તે પૂજ્યવસ્તુ વસ્તુતાએ શું છે એમ વિશેષરીતે જાણો. ત્યારે અગ્નિએ કહ્યું કે હું તે કોણ છે એમ જાણવા તેમની સમીપ જાઉં છું ૧૬. ૩

तदभ्यद्रवत्तमभ्यवदत्कोऽसीत्यग्निर्वा अहमस्मीत्यब्रवीज्जातवेदा वा अहमस्मीति १७। ४

શબ્દાર્થઃ—[અગ્નિ] તેની સમીપ ગયો. "[તું] કોણ છે?" એમ [બ્રહ્મ] તેને પૂછ્યું. "હું પ્રસિદ્ધ અગ્નિ છું, હું પ્રસિદ્ધ જાતવેદા છું" એમ [અગ્નિ] કહેતો હવો. ૪

વિવેચનઃ—પછી તે અગ્નિ તે યક્ષની સમીપ ગયો, પણ તેના પ્રતાપથી તે તેને કાંઇ પણ પૂછી શકયો નહિ તેથી તે અગ્નિને તે યક્ષે તું કોણ છે? એમ પૂછ્યું. તેના ઉત્તરમાં અગ્નિએ કહ્યું કે હું પ્રસિદ્ધ અગ્નિનામવાળો છું, અને જાતવેદા એવું પણ મારું નામ છે. એમ બંને નામથી તેણે પોતાનું પ્રસિદ્ધપણું જણાવ્યું. ૧૭. ૪

એમ કહેનારા અગ્નિપ્રતિ બ્રહ્મ કહે છેઃ—

तस्मिꣳस्त्वयि किं वीर्यमित्यपीदꣳ सर्वं दहेयं यदिदं पृथिव्यामिति ॥ १८ ॥ ५ ॥

શબ્દાર્થઃ—"તે તારામાં શું બલ [છે?"] એમ [પૂછ્યું, ત્યારે અગ્નિ બોલ્યોઃ-] "પૃથિવીમાં [અને અંતરિક્ષમાં] પણ જે આ [છે,] આ સર્વને બાળું એવું [મારામાં બલ છે.]" ૫

વિવેચનઃ—હે અગ્ને! તે એવા પ્રસિદ્ધ નામવાળા તારામાં શું બલ છે? તે કહે. ત્યારે અગ્નિએ ઉત્તર આપ્યું કે હે પૂજ્ય! પૃથિવીમાં તથા અંતરિક્ષમાં જે આ સ્થાવરજંગમ પદાર્થ છે તે સર્વને હું ભસ્મ કરી નાંખું એવું મારામાં બલ છે. ૧૮. ૫

तस्मै तृणं निदधावेतद्दहेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाक दग्धुं
स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥ १९ ॥ ६ ॥

શબ્દાર્થઃ—તેને માટે [બ્રહ્મ] તૃણ રાખતું હવું. [ને તેને] "આ બાળ" એમ [કહેતું હવું.] તેની સમીપ [તે] સર્વ વેગવડે ગયો, [પણ] તેને બાળવાને સમર્થ ન થયો. [પછી] તે ત્યાંથીજ પાછો વળ્યો. [અને કહ્યું કે] "જે આ યક્ષ [છે] એમ આને વિશેષ જાણવાને [હું] સમર્થ નથી." ૬

વિવેચનઃ—એવા અભિમાનવાળા અગ્નિના અનુગ્રહમાટે તે બ્રહ્મ તેની આગળ સૂકું તરણું રાખતું હવું, અને અગ્નિને કહેતું હવું કે હે અગ્ને! તું આ સૂકા તૃણનેજ મારી આગળ બાળ. જો તું આ તરણાને ન બાળી શકે તો "હું સર્વને બાળી નાંખનાર છું" એવા અભિમાનનો ત્યાગ કર. પછી તે અગ્નિ પોતાના સર્વ વેગવડે તે તૃણની સમીપ ગયો, પણ તેને બાળવામાં સમર્થ ન થયો. તૃણને બાળવામાં અશક્ત થવાથી લજ્જા પામેલો તે અગ્નિ તે યક્ષથી પાછો વળી દેવોની સમીપ આવ્યો, અને દેવોને કહેવા લાગ્યો. કે હે દેવો! જે આ યક્ષ છે તેને વિશેષરીતે જાણવાને હું શક્તિવાળો નથી. ૧૯. ૬

अथ वायुमब्रुवन् वायवेतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥ २० ॥ ७ ॥

શબ્દાર્થઃ—પછી વાયુને કહ્યું.-"હે વાયુ! આને આ યક્ષ શું [છે] એમ વિશેષે જાણો." [તેણે] "તેમ [થાઓ]" એમ [કહ્યું.] ૭

વિવેચન—પછી તે દેવો વાયુને કહેવા લાગ્યા કે હે વાયો! આપણી ઇંદ્રિયોની સંમુખ સ્થિત થયેલ આ યક્ષને આ યક્ષ શું છે એમ વિશેષરૂપે જાણો. ત્યારે તે વાયુએ તથાસ્તુ એમ કહ્યું. ૨૦. ૭

तदभ्यद्रवत्तमभ्यवदत्कोऽसीति वायुर्वा अहमस्मीत्यब्रवीन्मातरिश्वा वा अहमस्मीति ॥ २१ ॥ ८ ॥

**શબ્દાર્થ:**—[ વાયુ ] તેની સમીપ ગયો. "[ તું ] કોણ છે?" એમ તેને પૂછ્યું. "હું પ્રસિદ્ધ વાયુ છું, હું પ્રસિદ્ધ માતરિશ્વા છું" એમ [ વાયુએ ] કહ્યું. ૮

વિવેચનઃ—પછી તે વાયુ તે યક્ષની સમીપ ગયો, પણ તેના તેજને લીધે તે તેને કાંઈ પૂછી શક્યો નહિ તેથી તે યક્ષે તેને તું કોણ છે? એમ પૂછ્યું. તેના ઉત્તરમાં વાયુએ કહ્યું કે હું ગમનક્રિયાવાળો તથા પૃથિવીના ગંધગુણને વહન કરનારો હોવાથી પ્રસિદ્ધ વાયુ નામવાળો છું, અને આકાશમાં ચાલનાર હોવાથી માતરિશ્વાનામથી પણ પ્રસિદ્ધ છું. ૨૧. ૮

પછી બ્રહ્મે વાયુને નીચે પ્રમાણે કહ્યું:—

तस्मिꣳस्त्वयि किं वीर्यमित्यपीदꣳ सर्वमाददीयं यदिदं पृथिव्यामिति ॥ २२ ॥ ९ ॥

**શબ્દાર્થ:**—"તે તારામાં શું બલ [ છે?" ] એમ [ પૂછ્યું, ત્યારે તેણે કહ્યું:-"પૃથિવીમાં [ અને અંતરિક્ષમાં ] પણ જે આ [ છે, ] આ સર્વને ગ્રહણ કરું એવું [ મારામાં બલ છે. ]" ૯

વિવેચનઃ—હે વાયુ! એવા પ્રસિદ્ધ ગુણવાળા તથા નામવાળા તારામાં શું સામર્થ્ય છે? ત્યારે તે વાયુએ કહ્યું:-હે યક્ષ! આ પૃથિવીમાં તથા અંતરિક્ષમાં જે આ સ્થાવરજંગમ પદાર્થ છે તે સર્વને હું ગ્રહણ કરું એવું મારામાં સામર્થ્ય છે. ૨૨. ૯

तस्मै तृणं निदधावेतदादत्स्वेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाकादातुं स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥ २३ ॥ १० ॥

**શબ્દાર્થ:**—[ બ્રહ્મ ] તેને માટે તૃણ રાખતું હતું, [ ને ] "આને ગ્રહણ કર" એમ [ કહેતું હતું. તે ] તેની સમીપ સર્વવેગવડે ગયો, [ પણ ] તેને ગ્રહણ કરવાને સમર્થ ન થયો. તે ત્યાંથીજ પાછો વળ્યો, [ અને જણાવ્યું કે ] "જે આ યક્ષ [ છે ] એમ આને વિશેષરીતે જાણવાને [ હું ] સમર્થ નથી." ૧૦

વિવેચનઃ—અભિમાનવાળા તે વાયુની આગળ બ્રહ્મે એક સુકું તરણું રાખ્યું, અને તેને કહ્યું કે હે વાયો! આ સુકા તણખલાને તું મારી આગળ ગ્રહણ કર. જો તું આ તણખલાને ગ્રહણ કરવામાં સમર્થ ન થા તો હું સર્વને ગ્રહણ કરનારો છું એવા અભિમાનનો ત્યાગ કર. પછી તે વાયુ વેગવડે તે તૃણની સમીપ ગયો, પણ તેને ગ્રહણ કરવાને તે સમર્થ ન થયો. તૃણને નહિ ગ્રહણ કરી શકાયાથી લજ્જાયુક્ત થયેલો તે તે યક્ષની પાસેથી પાછો વળીને દેવોની સમીપ ગયો, અને ત્યાં જઇને દેવોને કહ્યું કે હે દેવો! જે આ યક્ષ છે તેને હું વિશેષરીતે જાણવાને સમર્થ નથી. ૨૩. ૧૦

अथेन्द्रमब्रुवन्मघवन्नेतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति तदभ्यद्रवत्तस्मात्तिरोदधे ॥ २४ ॥ ११ ॥

**શબ્દાર્થ:**—પછી ઇંદ્રને કહ્યું:-"હે ઇંદ્ર! આને, આ યક્ષ શું છે એમ, વિશેષરીતે જાણો." "તેમ [ થાઓ" ] એમ [ કહીને તે ] તેની સમીપ ગયો, તેથી [ તે ] તિરોધાન પામ્યું. ૧૧

વિવેચનઃ—પછી તે દેવો ઇંદ્રને કહેવા લાગ્યા કે હે ઇંદ્ર! આપણાં નેત્રોની આગળ સ્થિત થયેલ આ યક્ષને આ યક્ષ શું છે એમ વિશેષરીતે જાણો. ત્યારે ઐશ્વર્યવાન્ ઇંદ્ર પોતાના બલવાન્પણાના

અભિમાનથી તમારતુ એમ કહીને તે યક્ષની પાસે ગયો પોતાની સમીપ આવેલા તે ઈંદ્રથી બ્રહ્મ તિરોધાન પામ્યુ-ઈંદ્રનુ અભિમાન આગી રીતે દૂર કરવુ જોઈએ એમ જાણી બ્રહ્મે ઈંદ્રની સાથે વાતચીત પણ ન કરી, ને તે અંતર્ધાન પામ્યુ ૨૪ ૧૧

स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहुशोभमानामुमाꣳ हैमवतीं
ताꣳ होवाच किमेतद्यक्षमिति २५ ॥ १२ ॥

## इति तृतीयः खण्डः ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—તે (ઇંદ્ર) તેજ આકાશમાં [ સ્થિત થયો, ત્યાં એક સ્ત્રી પ્રકટ થઈ ] બહુ શોભાયુક્ત સુવર્ણવાળી ઉમારૂપ [ તે ] સ્ત્રીની પાસે [ ઇંદ્ર ] ગયો, [ ને ] તેને પૂછતો હવો, "આ પૂજ્ય કોણ [ હતું ? ]" આ [ કહો ] ૧૨

વિવેચન—તે પૂજ્ય બ્રહ્મ જે આકાશના પ્રદેશમા પોતાનુ રૂપ દેખાડીને તિરોધાન પામ્યુ, અને તે ઈંદ્ર તે યક્ષના તિરોધાન સમા જે આકાશવિષે હતો તે આકાશવિષેજ તે આ મહાન્ કોણ હતુ એમ ધ્યાન કરતો ઉભો સ્થિત થયો, અગ્નિ આદિકની પેઠે તે પાછો વળ્યો નહિ તે ઈંદ્રની યક્ષને વિષે ભક્તિ જાણીને ત્યાં બ્રહ્મવિદ્યા સ્ત્રીરૂપે પ્રગટ થઈ બહુ શોભાવાળી અને સુવર્ણના આભરણવાળી ઉમારૂપ સ્ત્રીની પાસે તે ઇંદ્ર આ સ્ત્રી તે યક્ષના સ્વરૂપને જાણતી હશે એમ જાણીને ગયો, અને તે પ્રસિદ્ધ ઉમાને આ પ્રમાણે પૂછવા લાગ્યો -હે માત ! જે પૂજ્ય દર્શન દઈને તિરોધાન પામ્યુ તે પૂજ્ય કોણ હતું ? આ કહો. ૨૫ ૧૨

ઇતિ શ્રીતલવકારોપનિષદ્ગત તૃતીયખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત ૩

## ॥ ४ चतुर्थः खंडः ॥

सा ब्रह्मेति होवाच ब्रह्मणो वा एतद्विजये महीयध्वमिति ततो हैव
विदाञ्चकार ब्रह्मेति ॥ २६ ॥ १ ॥

**શબ્દાર્થઃ**—તે, " પ્રસિદ્ધ બ્રહ્મ [ હતું " ] એમ બોલી "બ્રહ્માનાજ આ વિજયમાં [ તમે ] મહિમાને પ્રાપ્ત થયા છો" એમ તેથીજ [ તે યક્ષ ] બ્રહ્મ [ હતું ] એમ [ ઇંદ્ર ] જાણતો હવો. ૧

વિવેચન—પછી તે ઉમાએ તે યક્ષ પ્રસિદ્ધ બ્રહ્મ હતુ એમ ઈંદ્રપ્રતિ કહ્યુ તે બ્રહ્મેજ અસુરોનો પરાજય કર્યો છે, તમે તો તેમા નિમિત્તમાત્ર છો તેથી તેમના વિજયથી તમે સ્તુતિ તથા પૂજારૂપ મહિમાને પ્રાપ્ત થયા છો, અને તમને આ મિથ્યાભિમાન છે જે 'આ અમારો વિજય 'ને આ અમારો મહિમા છે'" ત્યારે ઈંદ્રે તે ઉમાના વચનથીજ તે યક્ષ બ્રહ્મ હતુ એમ જાણ્યુ સ્વતંત્રપણે ન જાણ્યુ ૨૬ ૧

तस्माद्वा एते देवा अतितरामिवान्यान्देवान्यदग्निर्वायुरिन्द्रस्ते ह्येनन्नेदिष्ठं
पस्पृशुस्ते ह्येनत्प्रथमो विदाञ्चकार ब्रह्मेति ॥ २७ ॥ २ ॥

**શબ્દાર્થઃ**—તેથીજ આ દેવો અન્ય દેવોથી અધિક શ્રેષ્ઠ થયા, જેથી અગ્નિ, વાયુ અને ઇંદ્ર તેઓ આ પ્રિયતમનો સ્પર્શ કરતા હવા, [ અને ] તેઓ એને [ આ ] બ્રહ્મ [ હતું ] એમ પ્રથમ જાણતા હવા ૨

વિવેચન—જેથી અગ્નિ, વાયુ અને ઈંદ્ર આ ત્રણ દેવો સંવાદદર્શનાદિવડે બ્રહ્મની સમીપ ગયા

તેથી શક્તિ અને ગુણાદિરૂપ મહદ્‌ભાગ્યવડે બીજા દેવોથી તેઓ અતિશ્રેષ્ઠ થયા; અર્થાત્ જેથી અગ્નિ, વાયુ અને ઇંદ્ર એ ત્રણ દેવોએ બ્રહ્મની સમીપ જઇને બ્રહ્મની સાથે પૂર્વે કહેલી રીતે સંવાદાદિક પ્રકારથી સ્પર્શ કર્યો, અને તે દેવો બ્રહ્મને આ બ્રહ્મ હતું એમ પ્રથમ જાણતા હવા; તેમાં અગ્નિએ અને વાયુએ ઇંદ્રના વાક્યથી એવી રીતે જાણ્યું, અને ઇંદ્રે ઉમાના વાક્યથી આ બ્રહ્મ હતું એમ પ્રથમ સાંભળ્યું તેથી તેઓ બીજા દેવોમાં શ્રેષ્ઠ થયા. ૨૭. ૨

तस्माद्वा इन्द्रोऽतितरामिवान्यान्देवान्स ह्येनन्नेदिष्ठं पस्पर्श स ह्येनत्प्रथमो विदाञ्चकार ब्रह्मेति ॥ २८ ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—તે (ઇંદ્ર) આ પ્રિયતમનો સ્પર્શ કરતો હવો, [અને] તે [આ] બ્રહ્મ [હતું] એમ આને પ્રથમ જાણતો હવો તેથીજ ઇંદ્ર અન્ય દેવોથી અતિશ્રેષ્ઠ થયો. ૩

**વિવેચનઃ**—જેથી તે ઇંદ્ર આ બ્રહ્મની સમીપ જઇને તેનો ધ્યાનવડે સ્પર્શ કરતો હવો, અને ઉમાના વાક્યથી આ બ્રહ્મ હતું એમ આ બ્રહ્મને પ્રથમ જાણતો હવો તેથીજ તે ઇંદ્ર અન્ય દેવોથી અતિશ્રેષ્ઠ થયો ૨૮. ૩

तस्यैष आदेशो यदेतद्विद्युतो व्यद्युतदा ३ इतीन्न्यमीमिषदा ३ इत्यधिदैवतम् ॥ २९ ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—તેનો આ આદેશ [છે] જે આ વીજળીની પેઠે પ્રકાશ કરતું હતું, અને નિમેષ કરતું હતું, એમ અધિદૈવત [છે.] ૪

**વિવેચન**—તે બ્રહ્મનો આ આદેશ છે. ઉપમારહિત બ્રહ્મનો જે ઉપમાવડે ઉપદેશ તે આદેશ છે. જે આ બ્રહ્મે વીજળીના તેજની પેઠે એક વાર પ્રકાશ કર્યો તે આ બ્રહ્મનો પ્રથમ આદેશ છે, અને જેમ ચક્ષુરિંદ્રિય નિમેષ (વીંચાવું) કરે છે તેમ બ્રહ્મે જે નિમેષ (અંતર્ધાન) કર્યું આ બ્રહ્મનો બીજો આદેશ છે. એ પ્રમાણે અધિદૈવતરૂપ-દેવતાને વિષય કરનારા—આદેશ છે. બંને આદેશનો ભાવ આ છે—જેવી રીતે ઘન અંધકારનું વિદારણ કરીને વીજળી સર્વબાજુથી પ્રકાશે છે એવી રીતે તે બ્રહ્મ સહસા દેવોની આગળ સર્વબાજુથી પ્રકાશવાળું પ્રકટ થયું, આથી તે બ્રહ્મને સ્વયંપ્રકાશરૂપે તથા અજ્ઞાનને સહસા દૂર કરનારરૂપે ઉપાસક ઉપાસે. ઇંદ્રના સમીપ જવાના કાલમાં ચક્ષુના નિમેષની પેઠે તે બ્રહ્મ સહસા તિરોધાન થયું, અને ઇંદ્રે બ્રહ્મનું ધ્યાન કર્યું તો તથી તેને ઉમાદ્વારા બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થયું, એ નિમેષના દૃષ્ટાંતથી દેવોવડે પણ તે બ્રહ્મનું દુર્વિજ્ઞેયપણું જણાવ્યું છે તેથી ઉપાસક તેને દુર્વિજ્ઞેયરૂપે ઉપાસે. આ બંને આદેશ દેવોના પ્રસંગને લઇને કહેવામાં આવ્યા છે તેથી આ આદેશ આધિદૈવિક કહેવાય છે. પ્લુતી આશ્ચર્ય જણાવવામાટે છે. ૨૯. ૪

હવે પ્રત્યગાત્મપણાવડે બ્રહ્મની જેવી રીતે અભિવ્યક્તિ થાય તેવી રીતે તેનો ઉપદેશ કરે છેઃ—

अथाध्यात्मं यदेतद्गच्छतीव च मनोऽनेन चैतदुपस्मरत्यभीक्ष्णं सङ्कल्पः ॥ ३० ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—હવે અધ્યાત્મ [આદેશ કહેવાય છેઃ-] જે આ [બ્રહ્મ]ને મન વિષય કરનારના જેવું [છે,] કારણ [ઉપાસક] આવડે એને સમીપ સ્મરે છે, અને [ઉપાસકના મનનો] પુનઃ પુનઃ સંકલ્પ [છે.] ૫

**વિવેચન**—હવે અંતરાત્માને વિષય કરનારો જે અધ્યાત્મરૂપ આદેશ છે તે કહેવાય છે-આ બ્રહ્મની પ્રતિ મારુ (ઉપાસકનું) મન વિષય કરનારજેવું વર્તે છે એમ જે ચિંતન કરવુ તે અધ્યાત્મ-આદેશ છે સાધક પુરુષ આ મનવડે આ બ્રહ્મનું તે મનનો આત્મા હોવાથી જે સમીપ સ્મરણ કરે છે, અને બ્રહ્મ મનોરૂપ ઉપાધિવાળું છે તેથી બ્રહ્મને વિષય કરનારો જે સાધકના મનનો પુનઃ પુનઃ સંકલ્પ છે તે સ્મરણરૂપ તથા

સંકલ્પરૂપ લિંગોવડે બ્રહ્મ મનના આત્મરૂપે ઉપાસ્ય છે એમ સાધક પુરુષ ચિંતવે છે તેથી આ બ્રહ્મનો અધ્યાત્મરૂપ આદેશ છે. એવી ઉપાસનાથી અંતરાત્મરૂપ બ્રહ્મની અભિવ્યક્તિ થાય છે. જે અધિદૈવતરૂપ આદેશ છે તે વીજળીની અને નિમેષની પેઠે તત્કાલ પ્રકાશ કરવારૂપ તથા અંતર્ધાન થવારૂપ ધર્મવાળો છે, અને જે આ અધ્યાત્મરૂપ આદેશ છે તે મનની વૃત્તિઓના સમાનકાલવિષે પ્રગટ થવારૂપ ધર્મવાળો છે. જેથી આવી રીતે ઉપદેશ કરેલું બ્રહ્મ મંદબુદ્ધિવાળા પુરુષોના જાણવામાં આવે છે તેથી તેમને માટે આ સોપાધિક બ્રહ્મનો ઉપદેશ કર્યો છે. જે નિરુપાધિક બ્રહ્મ છે તે મંદબુદ્ધિવાળા પુરુષોથી જાણી શકાય એવું નથી તેથી તેનો અહીં ઉપદેશ કર્યો નથી. ૩૦. ૫

હવે તે બ્રહ્મનું નામ તથા તે નામવડે ઉપાસના કરવાથી થનારું ફલ કહે છે:—

तद्ध तद्वनं नाम तद्वनमित्युपासितव्यं स य एतदेवं वेदाभि हैनं सर्वाणि भूतानि संवाञ्छन्ति ॥ ३१ ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—તે પ્રસિદ્ધ તદ્વનનામવાળું [ છે તેથી ] તદ્વન એમ ઉપાસના કરવાયોગ્ય [ છે. ] તે જે આને એ પ્રમાણે ઉપાસે છે તેને સર્વે ભૂતો ચારે કોરથી પ્રાર્થના કરે છે. ૬

**વિવેચનઃ**—તે બ્રહ્મ પ્રસિદ્ધ તદ્વન આ નામવાળું છે. બ્રહ્મ પ્રાણીઓના સમૂહનો પ્રત્યગાત્મા હોવાથી વનનીય ( સારી રીતે સેવવાયોગ્ય ) છે તેથી બ્રહ્મનું તદ્વન એવું નામ છે. તેથી એ ગુણવાળા નામવડે તે બ્રહ્મની ઉપાસના કરવાયોગ્ય છે. તદ્વન એ નામવડે જે બ્રહ્મને ઉપાસે છે તે ઉપાસકની સર્વે ભૂતો બ્રહ્મના જેવી ચારે બાજુથી પ્રાર્થના કરે છે. ૩૧. ૬

એવી રીતે ઉપદેશને પ્રાપ્ત થયેલો શિષ્ય કાંઇ કહેવાયોગ્ય અવશેષ રહ્યું હોય તો તે કહેવા આચાર્યપ્રતિ પ્રાર્થના કરે છે, અને આચાર્ય તેને ઉત્તર આપે છે:—

उपनिषदं भो ब्रूहीत्युक्ता त उपनिषद्ब्राह्मीं वाव त उपनिषदमब्रूमेति ॥ ३२ ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—ભો ! ઉપનિષત્ કહો," એમ [ કહે સતે ] "તને ઉપનિષત્ કહી, પરમાત્મસંબંધીજ ઉપનિષત્ તને કહી," એમ [ આચાર્યે કહ્યું. ] ૭

**વિવેચનઃ**—હે પ્રભો ! પરમરહસ્યરૂપ જે ઉપનિષત્ અવશેષ રહેલ હોય તે હવે મને કહો. એમ પ્રશ્ન કરવાથી તેના ઉત્તરમાં આચાર્ય કહે છેઃ–હે શિષ્ય ! તે ઉપનિષત મેં તને પૂર્વે કહી છે. પરમાત્માને વિષય કરનારી જે ઉપનિષત્ મેં તને પૂર્વે કહી છે તેનો તું નિશ્ચય કર. ૩૨. ૭

હવે તે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિના ઉપાયો કહે છે:—

तस्यै तपो दमः कर्मेति प्रतिष्ठा वेदाः सर्वाङ्गानि सत्यमायतनम् ॥ ३३ ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—તેને માટે તપ, દમ [ ને ] કર્મ આદિ પાદ [ છે, ] વેદો સર્વે અંગો [ છે ને ] સત્ય સ્થાન [ છે. ] ૮

**વિવેચનઃ**—તે ઉપનિષદ્‌રૂપ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિના ઉપાયરૂપ જે તપ, દમ ને કર્મ આદિ છે તે તેના પાદરૂપ છે. શરીર, ઇંદ્રિયો ને મનને નિયમમાં રાખવાં તે તપ કહેવાય છે, શબ્દાદિ વિષયોમાં આરૂઢ આસક્તિની નિવૃત્તિ કરવી તે દમ કહેવાય છે, અને પોતાના વર્ણાશ્રમને ઉચિત જે શ્રૌતસ્માર્ત-ક્રિયા કરવી તે કર્મ કહેવાય છે. મૂલમાં જે इति શબ્દ છે તેનો અર્થ અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, આર્જવ ને સત્ય આદિ જ્ઞાનની ઉત્પત્તિનાં ઉપકારક સાધનો થાય છે. એ સાધનોવડે જેના ચિત્તની શુદ્ધિ થઈ હોય તેને તત્ત્વજ્ઞાન થાય છે. જેના ચિત્તમાંથી પાપરૂપ મલ નિવૃત્ત ન થયો હોય તેને ઉપદેશ કર્યા છતાં પણ બ્રહ્મમાં સંશયવિપર્યય રહે છે. " ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य

कर्मणः ॥" (પાપકર્મનો ક્ષય થવાથી પુરુષોને જ્ઞાન ઉત્પન્ન થાય છે) એ સ્મૃતિ પણ પાપની નિવૃત્તિ થવાથી પુરુષને જ્ઞાન થાય છે એમ કહે છે. ઋગ્વેદાદિ વેદો તે બ્રહ્મવિદ્યાનાં શિર આદિક બીજાં અંગોરૂપ છે, અને સત્ય એ બ્રહ્મવિદ્યાનું સ્થાન છે. મન, વાણી ને શરીરની અકુટિલતારૂપ જે નિષ્કપટપણું છે તે સત્ય કહેવાય છે. જે કપટરહિત સદાચરણી પુરુષ છે તેને વિષે બ્રહ્મવિદ્યા નિવાસ કરે છે, આસુરસ્વભાવવાળા માયાવી પુરુષોવિષે તે નિવાસ કરતી નથી. "न येषु जिह्ममनृतं न माया च ॥" (જેઓમાં કપટ, અસત્ય, અને માયા નથી તેઓમાં વિદ્યા રહે છે) એ શ્રુતિ પણ એજ અર્થનું બોધન કરે છે, कर्मेतिમાં જે इति શબ્દ છે તેથી સત્યનું પણ ગ્રહણ થાય છે, તોપણ અહીં જે તેનું પુનઃ સ્થાનપણાવડે ગ્રહણ છે તે તે સત્યનું બીજાં સાધનોથી અતિશય શ્રેષ્ઠપણું જણાવવામાટે છે. નીચેનું સ્મૃતિવચન પણ સત્યનું એવુંજ માહાત્મ્ય દર્શાવે છે:—

"अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राच्च सत्यमेकं विशिष्यते ॥"

ભાવાર્થ:—સહસ્ર અશ્વમેધ અને સત્ય એ બેને ત્રાજવામાં ધર્યાં તો સહસ્ર અશ્વમેધથી એક સત્ય વિશેષ થયું. ૩૩. ૮

હવે બ્રહ્મવિદ્યાનું ફળ કહે છે.—

यो वा एतामेवं वेदापहत्य पाप्मानमनन्ते स्वर्गे लोके ज्येये प्रतितिष्ठति प्रतितिष्ठति ॥ ३४ ॥ ९ ॥

॥ इति चतुर्थः खण्डः ॥ ४ ॥

## ॥ इति श्रीसामवेदीयतलवकारोपनिषत्समाप्ता ॥ २ ॥

શબ્દાર્થ:—જે પ્રસિદ્ધ આને એ પ્રમાણે જાણે છે [ તે ] પાપને દૂર કરીને અવધિરહિત, સર્વેથી મહાન્, સુખરૂપ બ્રહ્મમાં સ્થિતિ પામે છે. સ્થિતિ પામે છે. ૯

વિવેચન—જે પુરુષ "કેણે પ્રશ્ન" ઇત્યાદિ વાક્યમાં કહેલી મહાન્ ઐશ્વર્યવાળી, "પ્રસિદ્ધ બ્રહ્મ દેવોને વિજય આપતું હતું" ઇત્યાદિ વાક્યથી સ્તુતિને પ્રાપ્ત થયેલી અને સર્વ વિદ્યાના આશ્રયરૂપ આ પ્રસિદ્ધ બ્રહ્મવિદ્યાને પૂર્વોક્તરીતે જાણે છે તે પુરુષ અવિદ્યા, કામ ને કર્મરૂપ સંસારના બીજભૂત પાપને નિવૃત્ત કરીને અવધિરહિત, સર્વેથી મહાન્, સ્વર્ગલોકમાં એટલે સુખરૂપ બ્રહ્મમાં સ્થિતિ પામે છે, પુનઃ સંસારમાં આવતો નથી प्रतितिष्ठति એ પદ જે બે વાર છે તે ઉપનિષદ્ની સમાપ્તિ સૂચવે છે. ૩૪. ૯

ઇતિ શ્રીતલવકારોપનિષદ્ગત ચતુર્થખંડની તાત્પર્યદીપિકા સમાપ્તા: ૪

અંતમાં આ પ્રમાણે શાન્તિપાઠ ભણવાનો છે:—

ॐ। आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मौपनिषदं माऽहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ અને વિવેચન પૂર્વપ્રમાણે સમજવાં.

ઇતિ શ્રીસામવેદીય તલવકારોપનિષદ્ની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૨



# ॥ ३ श्रीकृष्णयजुर्वेदीय काठकोपनिषत्* ॥

## ॥ तात्पर्यदीपिकासहित ॥

શ્રીકૃષ્ણયજુર્વેદની ઉપનિષદ્‌ના આરંભમાં તથા અંતમાં આ શાંતિપાઠ ભણાય છેઃ—

ॐ । सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै ॥[1]
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

**શબ્દાર્થઃ**—[ તે ] અમારું બંનેનું સાથે પાલન કરો, [ તે ] અમારું બંનેનું સાથે રક્ષણ કરો, [ અમે બંને ] સાથે [ વિદ્યાકૃત ] સામર્થ્ય સંપાદન કરીએ. અમારું બંનેનું અધ્યયન કરેલું સામર્થ્યવાળું થાઓ. [ અમે બે પરસ્પર ] દ્વેષ ન કરીએ. ॐ શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ. ]

**વિવેચનઃ**—ઉપનિષદ્‌વિષે જણાવેલા જે પરમેશ્વર છે તે પરમેશ્વર વિદ્યાના સ્વરૂપના પ્રકાશથી ( બ્રહ્મજ્ઞાનથી ) અમારુ બંનેનું—ગુરુનું તથા શિષ્યનું—સાથે પાલન કરો, વળી તેજ પરમેશ્વર અમારું બંનેનું, બ્રહ્મવિદ્યાના ફલના પ્રકાશથી ( મોક્ષથી ) સાથે રક્ષણ કરો. અમે બંને સાથેજ વિદ્યાવડે ઉત્પન્ન થતું શોકમોહના અભાવરૂપ સામર્થ્ય સંપાદન કરીએ અમે બંનેએ જે અધ્યયન કરેલું છે તે અધ્યયન સામર્થ્યવાળું થાઓ અમે બંને પરસ્પર દ્વેષ ન કરીએ. ॐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ. અહીં શાંતિ થાઓ એ પદોનું જે ત્રણ વાર ઉચ્ચારણ છે તે આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક તાપની નિવૃત્તિ થવામાટે છે, અને જે ॐ શબ્દ છે તે મંગલરૂપ પ્રયોજનવાળો છે.

## ॥ प्रथमाध्याय ॥

## ॥ १ पहेली वल्ली ॥

ॐ । उशन्ह वै वाजश्रवसः सर्ववेदसं ददौ ।
तस्य ह नचिकेता नाम पुत्र आस ॥ १ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ ઉદ્દાલક [ વિશ્વજિત્‌ના ફલને ] ઇચ્છતા [ છતા ] સર્વ ધન દેતા હતા. તેમનો પ્રસિદ્ધ નચિકેતાનામે પુત્ર હતો ૧

---

* આ ઉપનિષદ્‌નું અન્ય નામ કઠઉપનિષત્ વા કઠવલ્લીઉપનિષત્ પણ છે આ ઉપનિષત્ કઠનામના મુનિએ અન્ય ઋષિઓને ભણાવીને પ્રવૃત્ત કરી છે આથી આનું નામ કઠોપનિષત્ વા કઠવલ્લી ( કઠનામના મુનિની કલ્પલતા ) પડયુ છે કાઠકઉપનિષદ્‌ના ભાગનુ નામ વલ્લી-લતા-રાખવામાં આવ્યું છે, કારણકે તે ભાગમાં પ્રતિપાદન કરેલો વિષય કલ્પલતાની પેઠે અભીષ્ટ ફલ આપનારો છે.

૧ આ મંત્ર આ ઉપનિષદ્‌ની છઠ્ઠી વલ્લીના ઓગણીશમા મંત્રરૂપે છે.

વિવેચનઃ—અન્નવિદ્યાની સ્તુતિમાટે આ આખ્યાયિકા છે. વાજ એટલે અન્ન, તેના દાનાદિનો નિમિત્તથી જેનો શ્રવ-યશ—વિસ્તાર પામ્યો હોય તે વાજશ્રવા કહેવાય છે, અથવા સંકેતથી—નામથી—જે વાજશ્રવા છે, તેમના પુત્ર વાજશ્રવસ કહેવાય છે. આરુણિ તથા ઉદ્દાલક એ તેમનાં અન્ય નામ છે. ગોત્રથી તેમનું નામ ગૌતમ છે તેથી ઉદ્દાલકને પ્રથમવલ્લીની દશમી કંડિકામાં ને નચિકેતાને ચોથી વલ્લીની પંદરમી કંડિકામાં ગૌતમ એવું નામ આપવામાં આવ્યું છે. પ્રસિદ્ધ ઉદ્દાલકઋષિ જેમાં પોતાના સર્વ ધનની દક્ષિણા આપવામાં આવે છે એવા વિશ્વજિત(સર્વમેધ) નામના યાગથી પરમાત્માનું યજન કરવા લાગ્યા. તે યાગના લોકસંગ્રહરૂપ[1] ફલને ઇચ્છતા છતા એ યજ્ઞમાં ઋત્વિજોને તથા અન્ય બ્રાહ્મણોને પોતાના ઘરમાં સ્થિત ગાયરૂપ સર્વ ધનનું દાન દેતા હતા. તે યજમાનનો પ્રસિદ્ધ નચિકેતાનામે પુત્ર હતો. ૧

तꣳ ह कुमारꣳ सन्तं दक्षिणासु नीयमानासु श्रद्धाऽऽविवेश सोऽमन्यत ॥ २ ॥

**શબ્દાર્થઃ**—દક્ષિણામાટે [ સમીપમાં ] આણેલી [ ગાયો જોઇ ત્યારે ] તે બાલક છતાં [ તેનામાં ] શ્રદ્ધા પ્રવેશ કરતી હવી. તે વિચારવા લાગ્યો. ૨

વિવેચનઃ—જ્યારે પિતાએ યજ્ઞક્રિયા કરાવનાર ઋત્વિજોને તથા યજ્ઞમાં આવેલા અન્ય બ્રાહ્મણોને દક્ષિણા આપવામાટે વૃદ્ધ ગાયોને સમીપમાં આણેલી જોઇ ત્યારે તે બાલક છતાં પણ તે નચિકેતાના મનમાં શ્રદ્ધાએ પ્રવેશ કર્યો. શ્રદ્ધાવાળો તે નચિકેતા પોતાના ચિત્તમાં હવે પછી કહેવાશે તે પ્રમાણે વિચારવા લાગ્યો. ૨

पीतोदका जग्धतृणा दुग्धदोहा निरिन्द्रियाः ।
अनन्दा नाम ते लोकास्तान् स गच्छति ता ददत् ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—જલપાન કરવાના સામર્થ્યથી રહિત, તૃણભક્ષણના સામર્થ્યથી રહિત, દૂધ દેવાના સામર્થ્યથી રહિત [ અને ] ગર્ભધારણ કરવામાં અસમર્થ [ જે ગાયો છે ] તેમને [ જે ] આપે છે તે આનંદથી રહિત પ્રસિદ્ધ [ જે ] લોકો [ છે ] તે પ્રતિ જાય છે ૩

વિવેચનઃ—દક્ષિણાને માટે ગાયો શ્રેષ્ઠ છે, પરંતુ જલપાન કરવાના સામર્થ્યથી રહિત, તૃણભક્ષણ કરવાની શક્તિથી રહિત, દૂધ દેવાના બલથી રહિત તથા ગર્ભધારણ કરવામાં અસમર્થ એવી વૃદ્ધ ગાયોને જે બ્રાહ્મણોપ્રતિ આપે છે તે આનંદથી રહિત જે શાસ્ત્રવિષે પ્રસિદ્ધ લોક છે તેમના પ્રતિ જાય છે—તેમને પામે છે. ૩

स होवाच पितरं तत कस्मै मां दास्यसीति ।
द्वितीयं तृतीयं तꣳ होवाच मृत्यवे त्वा ददामीति ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—તે પિતાને સ્પષ્ટ કહેવા લાગ્યો—"હે તાત ! મને કોને આપો છો ?" એમ બીજી વાર [ તથા ] ત્રીજી વાર [ કહ્યું. ] તેને [ ઉદ્દાલક ] સ્પષ્ટ કહેવા લાગ્યાઃ—"તને મૃત્યુને આપું છું" એમ. ૪

વિવેચન—યજ્ઞની શ્રેષ્ઠ દાનરૂપ સામગ્રીના અભાવથી પિતાને જે અનિષ્ટ ફલ થાય તે મારા શરીરના દાનવડે પણ યજ્ઞની સામગ્રી સંપાદન કરીને નિવારણ કરવાયોગ્ય છે એવો વિચાર કરી પિતાની સમીપ જઈ તે નચિકેતા પોતાના પિતાને આ પ્રમાણે સ્પષ્ટ કહેવા લાગ્યોઃ—"હે તાત ! હું પણ તમારું ધન છું તો મને દક્ષિણારૂપે કયા ઋત્વિજને આપો છો ?" એ કહેવાની પિતાએ ઉપેક્ષા કરી, ત્યારે નચિકેતાએ બીજીવાર કહ્યું કે "મને કયા ઋત્વિજને દક્ષિણારૂપે આપો છો ?" તે કથનની પણ પિતાએ ઉપેક્ષા કરી, ત્યારે નચિકેતાએ ત્રીજી વાર કહ્યું કે "મને દક્ષિણારૂપે કયા ઋત્વિજને આપો છો ?" ત્યારે

---

[1] લોકોને કુમાર્ગથી નિવારણ કરીને સ્થ[illegible] કહેવાય છે.

નચિકેતાના પ્રારબ્ધબળથી તેના પિતાને વિચાર ઉપજ્યો કે આ બાલકનો આ સ્વભાવ યોગ્ય નથી એમ વિચારી તે આ પ્રમાણે કહેવા લાગ્યાઃ–" હે પુત્ર ! હું તને યમને આપું છું. " ૪

बहूनामेमि प्रथमो बहूनामेमि मध्यमः ।
किं स्विद्यमस्य कर्तव्यं यन्मयाद्य करिष्यति ॥ ५ ॥

**શબ્દાર્થઃ—ઘણાઓની [ મધ્યે ] પ્રથમ થઉં છું, ઘણાઓની [ મધ્યે ] મધ્યમ થઉં છું, હવે [ પિતા ] મારા [ દાન ]વડે યમનું જે પ્રયોજન કરશે [ તે પ્રયોજન ] શું [ હશે ? ] ૫**

વિવેચનઃ—જ્યારે પિતાએ એમ કહ્યું ત્યારે તે નચિકેતા એકાંતદેશમાં જઇને વિચાર કરવા લાગ્યો કે મારા પિતાના ઘણા ઉત્તમ શિષ્યોની વા પુત્રોની મધ્યે, સમયાનુસાર તેમના ( ગુરુના અથવા પિતાના ) અભિપ્રાયને જાણીને સેવાવિષે પ્રવૃત્તિ કરવાથી હું પ્રથમપણાને-ઉત્તમપણાને પામું છું, અને કોઈ સમયમાં ઘણા મધ્યમશિષ્યોની વા પુત્રોની મધ્યે તેમની આજ્ઞાપ્રમાણે સેવામાં પ્રવૃત્તિ કરવાથી હું મધ્યમપણાને પામું છું, પરંતુ કદીપણ આજ્ઞાનું ઉલ્લંઘન કરવારૂપ વા ક્રોધ કરે ત્યારે આજ્ઞા માનવારૂપ અધમતાને પામતો નથી, એવા શ્રેષ્ઠગુણવાળા મને " તને યમને આપું છું " એમ પિતાએ કહ્યું તે યોગ્ય થયું નહિ. હવે તે પિતા મારા દાનવડે યમનું જે પ્રયોજન સિદ્ધ કરશે તે પ્રયોજન શું હશે ? કંઈ પણ નહિ હોય, તથાપિ પિતાનું તે વચન મિથ્યા ન થવું જોઇએ એમ માનીને પોતાના પિતાને તે શોકપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યો. ૫

अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथाऽपरे ।
सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः ॥ ६ ॥

**શબ્દાર્થઃ—" જેવી રીતે પૂર્વે [ થયા તેને ] ક્રમવડે જુઓ, તેમ બીજાઓને જુઓ. મનુષ્ય ધાન્યના છોડની પેઠે મરે છે, [ અને ] પુનઃ ધાન્યના છોડની પેઠે જન્મે છે. " ૬**

વિવેચનઃ—" હે તાત ! જેવી રીતે આપની પૂર્વના આપના પિતા અને પિતામહાદિક પુરુષો સત્યવચનાદિમાં પ્રવૃત્ત થયા છે તેમને ક્રમવડે જુઓ. તેઓનાં આચરણ જોઈને તેમાં આપે આસ્થા કરવી જોઈએ. વળી વર્તમાનકાલના અન્ય સાધુજનો જે રીતે વર્તે છે તે પણ જુઓ. તેઓમાં વચનને મિથ્યા કરવું એ પૂર્વે થયું નથી, અથવા હમણાં પણ વર્તમાન નથી; તેનાથી વિપરીત જે વચનનું મિથ્યા કરવું છે તે અસાધુ પુરુષોનું આચરણ છે. કોઈ પણ પુરુષ મિથ્યાવચનરૂપ આચરણ કરીને અજર અમર થતો નથી. મનુષ્ય ધાન્યના છોડની પેઠે જીર્ણ થઇને મરે છે, અને મૃત્યુ પામીને પુનઃ ધાન્યના છોડની પેઠે આવિર્ભાવ પામે છે, તેથી આવા અનિત્ય મનુષ્યશરીરમાં વચનને મિથ્યા કરવાનું શું પ્રયોજન છે ? કંઈ પણ નથી, માટે આપ આપના વચનનું પાલન કરી મને યમપ્રતિ મોકલો. " ૬

પુત્રનાં વચનો સાંભળી પિતાએ પોતાની સત્યતા પાળવામાટે પુત્રને પોતાના તપોબલથી યમલોકપ્રતિ મોકલ્યો. નચિકેતાએ યમરાજના મંદિરમાં જઇને ત્રણ રાત્રિ નિવાસ કર્યો. તે કાલે યમરાજા પોતાના મંદિરમાં નહોતા, કિંતુ કોઈ કાર્યમાટે બ્રહ્મલોકમાં ગયા હતા. ત્યાંથી તે પોતાના ઘરમાં આવ્યા ત્યારે યમરાજાપ્રતિ તેમના મંત્રીઓ આ પ્રમાણે કહેવા લાગ્યાઃ—

वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् ।
तस्यैताᳪं शान्तिं कुर्वन्ति हर वैवस्वतोदकम् ॥ ७ ॥

**શબ્દાર્થઃ—" અગ્નિ અતિથિ બ્રાહ્મણ [ થઇને ] ગૃહોપ્રતિ પ્રવેશ કરે છે. તેની [સત્પુરુષો] આ શાંતિ કરે છે. [ તેથી ] હે યમ ! જલ લાવો. ૭**

વિવેચનઃ—"સાક્ષાત્ અગ્નિ અતિથિ બ્રાહ્મણ થઇને ગૃહોપ્રતિ દાહ કરતો હોય એમ પ્રવેશ કરે છે. તે અગ્નિના દાહની નિવૃત્તિમાટે સત્પુરુષો પાદ્ય અને આસનાદિક દેવારૂપ શાંતિ કરે છે. આથી હે યમ! તે અતિથિસારુ પાદપ્રક્ષાલનમાટે જલ લાવો, કેમકે તેમ ન કરવામાં પાપ સંભળાય છે. ૭

અતિથિ બ્રાહ્મણનો અન્નાદિથી સત્કાર નહિ કરવાથી થનારા ફલને કહે છેઃ—

आशाप्रतीक्षे सङ्गतꣳ सूनृतां चेष्टापूर्ते पुत्रपशूꣳश्च सर्वान्।
एतद्वृङ्क्ते पुरुषस्याल्पमेधसो यस्यानश्नन्वसति ब्राह्मणो गृहे ॥ ८॥

**શબ્દાર્થઃ**—જે અલ્પબુદ્ધિવાળા પુરુષના ઘરમાં ભોજન કર્યા વિના બ્રાહ્મણ વસે [ છે તેનાં ] આશા, પ્રતીક્ષા, સંગત, સૂનૃતા, ઇષ્ટ, પૂર્ત, પુત્રો ને પશુઓ એ સર્વેનો [ તે ] વિનાશ કરે છે." ૮

વિવેચનઃ—જે અલ્પબુદ્ધિવાળા મનુષ્યના ઘરમાં ભોજન કર્યા વિના અતિથિ બ્રાહ્મણ સ્થિતિ કરે છે તેનાં પ્રત્યક્ષપ્રમાણવડે અજ્ઞાત સ્વર્ગાદિ વસ્તુની પ્રાપ્તિની ઇચ્છારૂપ આશા, પ્રત્યક્ષાદિવડે જ્ઞાત રાજ્યાદિ વસ્તુની પ્રાપ્તિની વાટ જોવારૂપ પ્રતીક્ષા, સત્પુરુષોના સંયોગથી જન્ય ફલરૂપ સંગત, પ્રિયવાણીરૂપ નિમિત્તથી થનારા ફલરૂપ સૂનૃતા, યજ્ઞથી જન્ય સ્વર્ગાદિ ફલરૂપ ઇષ્ટ, શ્રીઈશ્વરનિમિત્ત ઉદ્યાન કરવા આદિ ક્રિયાથી થનાર પિતૃલોકાદિ ફલરૂપ પૂર્ત, પુત્રો અને ગાય આદિ પશુઓ એ સર્વેનો અન્નાદિવડે સત્કાર નહિ પામેલો અતિથિ બ્રાહ્મણ વિનાશ કરે છે તેથી આપત્કાલમાં પણ પોતાના ઘરને વિષે આવેલો અતિથિ તિરસ્કાર કરવાયોગ્ય નથી." ૮

મંત્રીઓનાં એવાં વચનો સાંભળી યમરાજા નચિકેતાની પાસે ગયા, અને સંમાનપૂર્વક તેને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ—

तिस्रो रात्रीर्यदवात्सीर्गृहे मेऽनश्नन्ब्रह्मन्नतिथिर्नमस्यः।
नमस्तेऽस्तु ब्रह्मन्स्वस्ति मेऽस्तु तस्मात्प्रति त्रीन्वरान्वृणीष्व ॥ ९॥

**શબ્દાર્થઃ**—"હે બ્રહ્મન્! નમસ્કાર કરવાયોગ્ય [ તમે ] અતિથિ [ થઇને ] ભોજન કર્યા વિના મારા ઘરમાં જેથી ત્રણ રાત્રિ નિવાસ કર્યો [ તેથી ] તમને નમસ્કાર હો. હે બ્રહ્મન્! તેથી ( તે દોષની નિવૃત્તિથી ) મારું કલ્યાણ થાઓ. [ એક એક રાત્રિ ] પ્રતિ [ એક એક એમ ] ત્રણ વરો માગો." ૯

વિવેચનઃ—"હે બ્રહ્મન્! નમસ્કાર કરવાયોગ્ય તમે અતિથિ થઇને ભોજન કર્યા વિના મારા ઘરમાં જેથી ત્રણ રાત્રિપર્યંત નિવાસ કર્યો તેથી તમને નમસ્કાર હો. હે બ્રહ્મન્! ભોજન કર્યા વિના મારા ઘરમાં તમે નિવાસ કર્યો તે નિમિત્તવાળા દોષની પ્રાપ્તિની નિવૃત્તિવડે મારું કલ્યાણ થાઓ. જોકે તમારા અનુગ્રહથી મારું સર્વ કલ્યાણ થશે તોપણ તમારી અધિક પ્રસન્નતામાટે તમે મારા ઘરમાં ત્રણ રાત્રિપર્યંત નિરાહાર રહ્યા તે એક એક રાત્રિપ્રતિ એક એક એમ ત્રણ ઇચ્છિત વરો મારાથી માગો." ૯

પછી તેના ઉત્તરમાં નચિકેતાએ યમરાજાપ્રતિ નીચે પ્રમાણે કહ્યુંઃ—

शान्तसङ्कल्पः सुमना यथा स्याद्वीतमन्युर्गौतमो माभि मृत्यो।
त्वत्प्रसृष्टं माभि वदेत्प्रतीत एतत्त्रयाणां प्रथमं वरं वृणे ॥ १०॥

**શબ્દાર્થઃ**—"હે મૃત્યો! ગૌતમ મારા અતિ શાંતસંકલ્પ, પ્રસન્નમનવાળા [ તથા ] ક્રોધથી

રહિત [ પૂર્વે ] જેવા હતા [ તેવા થાઓ, વળી ] તમે મોકલેલા મારા પ્રતિ સ્મૃતિને પ્રાપ્ત થઈને ભાષણ કરે. આ ત્રણમાં પ્રથમ વર માગું છું." ૧૦

વિવેચનઃ—"હે મૃત્યો! જ્યારે આપ મને વર આપવાની ઇચ્છાવાળા થયા છો ત્યારે મારા પિતા ગૌતમ (ઉદ્દાલક) "મારો પુત્ર યમને પ્રાપ્ત થઈને શું કરતો હશે" આવી રીતનો જે તેમનો મારા પ્રતિ સંકલ્પ હોય તે તેમનો સંકલ્પ નિવૃત્ત થઇ પૂર્વે જેવા શાંતસંકલ્પ હતા તેવા થાઓ, અને પૂર્વે મારા પ્રતિ જેવા પ્રસન્નમનવાળા તથા ક્રોધથી રહિત હતા તેવા થાઓ, અર્થાત્ યમને ત્યાંથી પાછો આવેલો આ અવલોકન કરવાયોગ્ય નથી એમ માનીને તે મારો તિરસ્કાર ન કરે એવી કૃપા કરો. વળી તમે મોકળો કરીને ઘરભણી મોકલેલો જે હું તે મારી સાથે 'તેજ આ મારો પુત્ર આવ્યો છે' એવી સ્મૃતિને પ્રાપ્ત થઈને તેઓ ભાષણ કરે. એવી રીતે મારા પિતાને સંતોષ થાય એ પ્રયોજનવાળો ત્રણ વરોમાંથી પ્રથમ વર હું માગું છું." ૧૦

તેના ઉત્તરમાં યમરાજા કહે છેઃ—

यथा पुरस्ताद्भविता प्रतीत औद्दालकिरारुणिर्मत्प्रसृष्टः ।
सुखꣳ रात्रीः शयिता वीतमन्युस्त्वां ददृशिवान्मृत्युमुखात्प्रमुक्तम् ॥ ११ ॥

શબ્દાર્થઃ—'જેવી પૂર્વે [ તારે વિષે સ્નેહબુદ્ધિ ] હતી [ તેવી સ્નેહબુદ્ધિવાળા ] પ્રતીત [ થતા છતા ] અરુણના પુત્ર ઔદ્દાલકિ મારાથી અનુગ્રહ પામેલા રાત્રિમાં સુખે સૂશે, [ તથા ] ક્રોધરહિત [ થશે, અને ] મૃત્યુના મુખથી મૂકાયેલા તને જોશે." ૧૧

વિવેચનઃ—"તારા પિતાની જેવી પૂર્વે તારે વિષે સ્નેહબુદ્ધિ હતી તેવીજ સ્નેહબુદ્ધિવાળા પ્રતીત થતા છતા તે તારા પિતા અરુણના પુત્ર ઔદ્દાલકિ (ઉદ્દાલક) મારાથી અનુગ્રહ પામ્યા છતા રાત્રિમાં પ્રસન્ન મનથી શયન કરશે, અને તારા પ્રતિ 'મેં યમપ્રતિ મોકલેલો મારા વચનનું ઉલ્લંઘન કરીને પાછો આવ્યો' એવા ક્રોધથી રહિત થશે, તથા મૃત્યુના મુખથી સારી રીતે મોકળા થયેલા તને જોશે." ૧૧

પિતાની પ્રસન્નતા સંપાદન કરવાનો વર મેળવી હવે નચિકેતા સ્વર્ગના સાધન અગ્નિનું જ્ઞાન પૂછવામાટે પ્રથમ સ્વર્ગનું સ્વરૂપ કહે છેઃ—

स्वर्गे लोके न भयं किंचनास्ति न तत्र त्वं न जरया बिभेति ।
उभे तीर्त्वाशनायापिपासे शोकातिगो मोदते स्वर्गलोके ॥ १२ ॥

શબ્દાર્થઃ—"સ્વર્ગલોકમાં કિંચિત્ પણ ભય નથી, ત્યાં તમે નથી, [ ત્યાં પુરુષ ] જરાવડે ભય પામતો નથી ક્ષુધાતૃષા બંનેને ઓળંગીને શોકથી રહિત [ થઇ ] સ્વર્ગલોકમાં હર્ષ પામે છે." ૧૨

વિવેચનઃ—"હે મૃત્યો! સ્વર્ગલોકમાં જ્વરાદિરોગનો તથા ચોરાદિનો કિંચિત્ પણ ભય નથી, ત્યાં તમે તત્કાલ પરાભવ કરી શકતા નથી તેથી પુરુષ આ લોકની પેઠે ત્યાં જરાથી યુક્ત થઈને તમારાથી કોઇ પણ પ્રકારે ભય પામતો નથી. ભૂખ તથા તરષ એ બંનેનું ઉલ્લંઘન કરીને માનસદુઃખરૂપ શોકથી રહિત થઈ દિવ્ય સ્વર્ગલોકમાં પુરુષ હર્ષને પ્રાપ્ત થાય છે." ૧૨

स त्वमग्निꣳ स्वर्ग्यमध्येषि मृत्यो प्रब्रूहि त्वꣳ श्रद्दधानाय मह्यम् ।
स्वर्गलोका अमृतत्वं भजन्त एतद्द्वितीयेन वृणे वरेण ॥ १३ ॥

શબ્દાર્થઃ—' સ્વર્ગના સાધનભૂત અગ્નિને તે તમે જાણો છો હે મૃત્યો! શ્રદ્ધાવાળા મને તમે [ તે ] કહો સ્વર્ગલોકને પામેલા અમૃતપણાને પામે છે આને બીજા વરવડે માગું છું." ૧૩

વિવેચન'—" એવા ગુણયુક્ત સ્વર્ગલોકની પ્રાપ્તિના સાધનભૂત અગ્નિને તમે જાણો છો તેથી હે મૃત્યો! સ્વર્ગના પ્રયોજનવાળા શ્રદ્ધાવાન્ મને તમે તે અગ્નિનું જ્ઞાન કહો ઉપાસન કરેલા જે અગ્નિથી સ્વર્ગલોકને પામેલા યજમાનો દેવપણાને પામે છે તે આ અગ્નિના જ્ઞાનને હું બીજા વરવડે માગુ છુ" ૧૩

મૃત્યુ અગ્નિના જ્ઞાનને કહેવાની પ્રતિજ્ઞા કરીને અગ્નિની સ્તુતિ કરે છે—

प्र ते ब्रवीमि तदु मे निबोध स्वर्ग्यमग्निं नचिकेतः प्रजानन्।
अनन्तलोकाप्तिमथो प्रतिष्ठां विद्धि त्वमेतं निहितं गुहायाम् ॥ १४ ॥

શબ્દાર્થઃ—" હે નચિકેતઃ! સ્વર્ગના સાધનભૂત અગ્નિને જાણતો [ છતો ] તને કહું છું, તે મારું [ વચન ] સાંભળ સ્વર્ગલોકરૂપ ફલની પ્રાપ્તિનું સાધન તથા આશ્રય [ અને બુદ્ધિરૂપ ] ગુહામાં સ્થિત એને તું જાણ" ૧૪

વિવેચનઃ—" હે નચિકેત! તેં જે અગ્નિના જ્ઞાનનો વર માગ્યો છે તે સ્વર્ગના સાધનભૂત અગ્નિને જાણતો છતો હું તને કહું છું, તે મારા વચનને તું એકાગ્રમનવાળો થઈને શ્રવણ કર સ્વર્ગલોકરૂપ ફલની પ્રાપ્તિનું સાધન અને વિરાડ્રૂપથી જગતના આશ્રયરૂપ તથા વિદ્વાનોની બુદ્ધિરૂપ ગુહામા સ્થિત તે અગ્નિને તું મારા કથનવડે જાણ ' स त्रेधाऽऽत्मानं व्यकुरुत ॥ ' ( તે પરમાત્મા પોતાને ત્રણ પ્રકારે કરતા હવા ) એ શ્રુતિથી અગ્નિ, વાયુ અને આદિત્યરૂપે સમષ્ટિરૂપ વિરાટ્જ વ્યવસ્થા પામેલા હોવાથી વિરાડ્રૂપે અગ્નિ જગતની પ્રતિષ્ઠા કહેવાય છે." ૧૪

અગ્નિનું વિસ્તારયુક્ત જ્ઞાન જે પ્રકારે જાણવુ જોઈએ તે પ્રકાર શ્રુતિ દેખાડે છે.—

लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका यावतीर्वा यथा वा।
स चापि तत्प्रत्यवदद्यथोक्तमथास्य मृत्युः पुनरेवाह तुष्टः ॥ १५ ॥

શબ્દાર્થઃ—લોકોના આદિ તે અગ્નિને [ યમરાજા ] તેને માટે કહેતા હવા. જે ઈંટો [ છે, ] વા જેટલી [ છે, ] વા જેવી રીતે [ ધારણ કરાય છે, તે સર્વ કહેતા હવા ] પછી તે પણ મૃત્યુએ આને જેમ કહ્યું તેમ તે પાછું કહેતો હવો [ તેથી ] સંતોષ પામેલા [ યમરાજા ] પુન પણ કહેવા લાગ્યા ૧૫

વિવેચન—પ્રથમશરીરધારી હોવાથી પૃથિવી આદિક લોકોના આદિરૂપ ને નચિકેતાએ જેનું જ્ઞાન આપવા પ્રાર્થના કરી છે તે અગ્નિને યમરાજા તે નચિકેતાપ્રતિ કહેતા હવા વળી સ્વરૂપવડે એકત્ર રાખવાયોગ્ય જે મૃત્તિકાની ઈંટો છે, અથવા સખ્યાથી તે જેટલી છે કિંવા જેવી રીતે ( તે તે ઈંટના પ્રકાશક જે જે મંત્રોચ્ચારણવડે ) અગ્નિ ધારણ કરાય છે તે સર્વ કહેતા હવા. પછી તે નચિકેતા પણ મૃત્યુએ પોતાને જેમ કહ્યુ હતુ તેમ મૃત્યુપ્રતિ તે પાછુ કહી બતાવતો હવો તેના તે અનુવાદથી સંતોષ પામેલા યમરાજા પૂર્વોક્ત ત્રણ વરોથી ભિન્ન અન્ય વર આપવાની ઇચ્છાવાળા થઈને પુન. નચિકેતાપ્રતિ કહેવા લાગ્યા ૧૫

तमब्रवीत्प्रीयमाणो महात्मा वरं तवेहाद्य ददामि भूयः।
तवैव नाम्ना भवितायमग्निः सृङ्कां चेमामनेकरूपां गृहाण ॥ १६ ॥

શબ્દાર્થઃ—પ્રીતિનો અનુભવ કરતા [ છતા તે ] મહાત્મા " અહીં હવે તને પુનઃ

વર આપું છું" [ એમ ] તેને કહેતા હવા. "આ અગ્નિ તારાજ નામવડે [ પ્રસિદ્ધ ] થશે, અને આ વિચિત્ર અકુત્સિત ગતિને ગ્રહણ કર." ૧૬

**વિવેચન**—શિષ્યની યોગ્યતા જોઇને પ્રીતિનો અનુભાવ કરતા છતા તે મહાત્મા (અક્ષુદ્રબુદ્ધિવાળા) "પ્રીતિને લીધે હવે તને પુનઃ પૂર્વે આપવા કહેલા ત્રણ વરથી ભિન્ન ચોથો વર આપું છું" એમ તે નચિકેતાને કહેતા હવા. "મે કહેલો અગ્નિ તારાજ નામવડે એટલે નાચિકેત એ નામવડે પ્રસિદ્ધ થશે. વળી આ શબ્દવાળી રત્નમયી વિચિત્ર માલાને ગ્રહણ કર, અથવા' વિચિત્ર કર્મમયી અકુત્સિત ગતિને ગ્રહણ કર, અર્થાત્ બીજું પણ કર્મનું વિજ્ઞાન જે અનેક ફલનો હેતુ છે તેને ગ્રહણ કર. ૧૬

પુનઃ પણ યમરાજા કર્મની સ્તુતિ કરે છેઃ—

त्रिणाचिकेतस्त्रिभिरेत्य सन्धिं त्रिकर्मकृत्तरति जन्ममृत्यू ।
ब्रह्मजज्ञं देवमीड्यं विदित्वा निचाय्येमां शान्तिमत्यन्तमेति ॥ १७ ॥

**શબ્દાર્થઃ**—ત્રિણાચિકેત ત્રણવડે સંબંધ પામીને ત્રણ કર્મનો કર્તા [ થઈ ] જન્મમૃત્યુને તરે છે. બ્રહ્મજ જ્ઞાતા સ્તુતિ કરવાયોગ્ય ને દેવને જાણીને [ તથા ] જોઇને આ શાંતિને અત્યંત પામે છે. ૧૭

**વિવેચન**—જેણે ત્રણ વાર નાચિકેતનામના અગ્નિની ઉપાસના કરી હોય વા જે નાચિકેત અગ્નિના જ્ઞાન, અધ્યયન ને અનુષ્ઠાનવાળો હોય તે ત્રિણાચિકેત કહેવાય છે. તે માતા, પિતા અને આચાર્ય આ ત્રણવડે યથાવત્ અનુશાસન ( શિક્ષા ) પામીને, વા શ્રુતિ, સ્મૃતિ ને શિષ્ટપુરુષથી કિંવા પ્રત્યક્ષ, અનુમાન ને આગમ આ ત્રણ પ્રમાણોથી ધર્માદિનું જ્ઞાન સંપાદન કરીને યજ્ઞ, વેદાધ્યયન ને દાન એ ત્રણ કર્મોનો કર્તા થઈ જન્મમૃત્યુનું ઉલ્લંઘન કરે છે. વળી આ અગ્નિ હિરણ્યગર્ભરૂપ બ્રહ્મથી જન્મેલ છે, તથા જ્ઞાતા છે તેથી બ્રહ્મજજ્ઞ કહેવાય છે, તથા તે સ્તુતિ કરવાયોગ્ય ને દેવ એટલે જ્ઞાનાદિ ગુણવાન્ છે. તેને શાસ્ત્રથી જાણીને તથા આત્મભાવથી જોઇને પોતાની ઉપાસનાવડે પ્રત્યક્ષ કરેલ એવી શાંતિને અતિશયપણે પામે છે,[1] અર્થાત્ શાસ્ત્રજન્ય પરોક્ષજ્ઞાન અને ઉપાસના તથા કર્મના સમુચ્ચય અનુષ્ઠાનથી વિરાટ્ના પદને પ્રાપ્ત થાય છે. ૧૭

હવે અગ્નિના જ્ઞાનનો, ચયન-યજ્ઞ-ના ફલનો ને પ્રકરણનો ઉપસંહાર કરે છેઃ—

त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वा य एवं विद्वांश्चिनुते नाचिकेतम् ।
स मृत्युपाशान्पुरतः प्रणोद्य शोकातिगो मोदते स्वर्गलोके ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—જે ત્રિણાચિકેત આ ત્રણને જાણીને, એમ જાણતો [ છતો ] નાચિકેતનું ધ્યાન કરે છે તે મૃત્યુના પાશોને પૂર્વે દૂર કરીને શોકથી રહિત [ થયો છતો ] સ્વર્ગલોકમાં આનંદ પામે છે. ૧૮

**વિવેચનઃ**—જે પૂર્વે કહેલ ત્રિણાચિકેત પુરુષ પૂર્વોક્ત ઈંટોનાં સ્વરૂપ, સંખ્યા ને પ્રકાર આ ત્રણને જાણીને, કહેલી રીતે આત્મભાવથી અગ્નિને જાણતો છતો નાચિકેતનું ધ્યાન યત્નવડે કરે છે તે અધર્મ, અજ્ઞાન, રાગ ને દ્વેષાદિરૂપ મૃત્યુના પાશોને શરીરપાતથી પૂર્વેજ દૂર કરીને માનસદુઃખથી રહિત થયો છતો વિરાટ્ના આત્મસ્વરૂપની પ્રાપ્તિથી વિરાટ્ના પદરૂપ સ્વર્ગલોકમાં સુખ પામે છે ૧૮

---

૧ સાતસેં ને વીશ ઈંટોની સંખ્યા છે, અને સાવનસંવત્સરના અહોરાત્રની સંખ્યા પણ તેટલીજ છે તે ઈંટસ્થાનીય દિવસ અને રાત્રિમાં પ્રાતઃકાલે તથા સાયંકાલે ઉપાસના કરેલો અગ્નિ હું છું એમ આત્મભાવથી અગ્નિને જોઇને પોતાની ઉપાસનાવડે સાક્ષાત્ કરેલા વિરાટ્પદને પામે છે.

एष तेऽग्निर्नचिकेतः स्वर्ग्यो यमवृणीथा द्वितीयेन वरेण ।
एतमग्निं तवैव प्रवक्ष्यन्ति जनासस्तृतीयं वरं नचिकेतो वृणीष्व ॥ १९ ॥

શબ્દાર્થઃ—"હે નચિકેત ! બીજા વરવડે જે [વર] માગ્યો [તે] આ સ્વર્ગના સાધનભૂત અગ્નિરૂપ [વર] તને [આપ્યો] આ અગ્નિને મનુષ્યો તારોજ કહેશે [હવે] હે નચિકેત ! ત્રીજો વર માગ" ૧૯

વિવેચન.—"હે નચિકેત ! તેં બીજા વરવડે જે અગ્નિરૂપ વર માગ્યો તે આ સ્વર્ગના સાધનભૂત અગ્નિરૂપ વર મેં તને આપ્યો આ અગ્નિને મનુષ્યો તારા નામથીજ કહેશે આ ચોથો વર મેં સંતોષ પામીને તને આપ્યો હવે હે નચિકેત ! અવશેષ રહેલો ત્રીજો વર માગ એ વર નહિ આપવાથી હું ઋણવાળો છુ" ૧૯

પિતાની પ્રસન્નતાથી માંડીને સ્વર્ગલોકપર્યંત બને વરદાનોથી સૂચન કરેલ જે સંસારનું રૂપ છે તે કર્મકાંડવડે પ્રતિપાદ્ય ને આત્મામાં આરોપિત છે, ને તેને નિવૃત્ત કરનારુ આત્મજ્ઞાન છે એમ અધ્યારોપ અને અપવાદવડે પૂર્વ અને ઉત્તર ગ્રંથનો સબંધ છે આત્મજ્ઞાન જે ત્રીજા વરવડે માગશે તે આત્મજ્ઞાનવિના બીજા વરની પ્રાપ્તિથી પણ અકૃતાર્થપણુ છે, આ અર્થને પ્રથમવલ્લીની સમાપ્તિપર્યંત આખ્યાયિકાવડે વિસ્તારથી વર્ણન કરવામા આવશે યમરાજાએ જ્યારે ત્રીજો વર માગવાનુ કહ્યુ ત્યારે નચિકેતા નીચે પ્રમાણે કહેવા લાગ્યો કે.—

येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके ।
एतद्विद्यामनुशिष्टस्त्वयाऽहं वराणामेष वरस्तृतीयः ॥ २० ॥

શબ્દાર્થઃ—"કોઇ [આત્મા] છે એમ [કહે છે,] ને કોઇ આ નથી એમ [કહે છે એમ] મુએલા મનુષ્યમાં જે (પ્રસિદ્ધ) આ સંશય [છે] આપવડે શિક્ષા પામેલો હું આને જાણું, આ વરોમાં ત્રીજો વર [છે]" ૨૦

વિવેચનઃ—"શરીર, ઇંદ્રિયો, પ્રાણ, મન ને બુદ્ધિથી ભિન્ન અન્યદેહથી સંબંધ પામનારો આત્મા છે એમ કોઇ કહે છે, અને કોઇ એવા પ્રકારનો આત્મા નથી એમ કહે છે, એમ પ્રાણીનું શરીર પડ્યા પછી આત્મા છે વા નથી એવો જે પ્રસિદ્ધ સંશય છે તે સંશયની નિવૃત્તિ અમારાથી પ્રત્યક્ષપ્રમાણવડે વા અનુમાનપ્રમાણવડે થઇ શકે એમ નથી, અને જે પરમપુરુષાર્થ છે તે તે સંશયની નિવૃત્તિદ્વારા થતા આત્મવિજ્ઞાનને અધીન છે, તેથી આપવડે ઉપદેશ પામેલો હું આ વિજ્ઞાનને જાણું, આ વરદાનોમા અવશેષ રહેલો ત્રીજો વર છે" ૨૦

નચિકેતાએ એ પ્રમાણે કહ્યુ ત્યારે આ નચિકેતા મોક્ષના સાધન આત્મજ્ઞાનનો અધિકારી છે કે નહિ તેની પરીક્ષામાટે યમરાજાએ તેને નીચે પ્રમાણે કહ્યું—

देवैरत्रापि विचिकित्सितं पुरा न हि सुज्ञेयमणुरेष धर्मः ।
अन्यं वरं नचिकेतो वृणीष्व मा मोपरोत्सीरति मा सृजैनम् ॥ २१ ॥

શબ્દાર્થઃ—"આમાં દેવોએ પણ પૂર્વે સંશય કર્યો [છે] સુજ્ઞેય નથી કારણકે આ ધર્મ સૂક્ષ્મ [છે] હે નચિકેત ! અન્ય વર માગ અને ન રોક મારા પ્રતિ એનો ત્યાગ કર" ૨૧

વિવેચન.—"હે નચિકેત ! આ આત્મવસ્તુમા દેવોએ પણ પૂર્વે (સૃષ્ટિકાળે) સંશય કર્યો છે પ્રાકૃતજનોએ સાંભળ્યાછતા પણ આ આત્મવસ્તુ સારી રીતે જાણી શકાય એવી નથી, કારણકે આ આત્મનામવાળો ધર્મ સૂક્ષ્મ છે તેથી હે નચિકેત ! અન્ય સંદેહરહિત લૌકિક ફલવાળો વર માગ ઋણ આપનાર ધનવાન્ જેમ ઋણવાળાને રોકે છે તેમ મને રોક નહિ, કિંતુ મારા પ્રતિ આ વરનો ત્યાગ કર, અર્થાત્ આ વર નહિ માગતાં બીજો કોઇ વર મારા પાસેથી માગ" ૨૧

યમે પૂર્વોક્તરીતે કહ્યું ત્યારે નચિકેતા તેના ઉત્તરમાં કહે છેઃ—

देवैरत्रापि विचिकित्सितं किल त्वं च मृत्यो यन्न सुज्ञेयमात्थ।
वक्ता चास्य त्वादृगन्यो न लभ्यो नान्यो वरस्तुल्य एतस्य कश्चित् ॥ २२ ॥

**શબ્દાર્થ**—"જેથી આમાં દેવોએ પણ નિશ્ચય સંશય કર્યો [છે,] અને હે મૃત્યો! તમે [પણ] સારી રીતે જાણવાયોગ્ય નથી [એમ] કહો છો, [તેથી] આનો તમારા જેવો બીજો વક્તા પ્રાપ્ત થવા યોગ્ય નથી [માટે] આના સમાન બીજો કોઈ વર નથી." ૨૨

વિવેચન—"જેથી આ આત્મવસ્તુવિષે દેવોએ પણ નિશ્ચય સંશય કર્યો છે એમ મેં આપની પાસેથી સાંભળ્યું, અને હે મૃત્યો! આપ પણ આ આત્મતત્ત્વ સામાન્ય પુરુષોથી શ્રવણ કર્યાં છતાં પણ સારી રીતે જાણી શકાય એવું નથી એમ કહો છો એવી રીતે પંડિતોએ પણ જાણવાને શક્ય ન હોવાથી આ આત્મરૂપ ધર્મનો આપના જેવો અન્ય વક્તા શોધ્યા છતાં પણ મળી શકે એમ નથી. વળી આ વરદાન તો મોક્ષની પ્રાપ્તિનો હેતુ છે માટે આના જેવો બીજો કોઈ પણ વર નથી, કારણકે બીજા બધા વર અનિત્ય ફલવાળા છે." ૨૨

નચિકેતાનાં એવા વચનો સાંભળી યમરાજા તેને લોભ પમાડવા કહે છે.—

शतायुषः पुत्रपौत्रान्वृणीष्व बहून्पशून्हस्तिहिरण्यमश्वान्।
भूमेर्महदायतनं वृणीष्व स्वयं च जीव शरदो यावदिच्छसि ॥ २३ ॥

**શબ્દાર્થ**—'સો વર્ષની આયુષ્યવાળા પુત્રપૌત્રો માગ, ઘણાં પશુઓ, [તથા] હાથી, સુવર્ણ ને અશ્વો [માગ.] ભૂમિનું વિસ્તીર્ણ રાજ્ય માગ, અને પોતે જેટલાં [વર્ષ જીવવાને] ઇચ્છતો હોય [તેટલાં] વર્ષ જીવ ૨૩

વિવેચન—"તું સો વર્ષની આયુષ્યવાળા પુત્રો તથા પૌત્રો માગ, અથવા ગાય આદિરૂપ ઘણાં પશુઓ માગ, તથા હાથી સોનું ને ઘોડાઓ માગ, કિંવા પૃથિવીનું વિસ્તારવાળું રાજ્ય માગ તું પોતે પણ જેટલાં વર્ષપર્યંત જીવવાને ઇચ્છતો હોય તેટલાં વર્ષપર્યંત જીવ-શરીર અને સર્વ ઇંદ્રિયસમૂહને ધારણ કર. ૨૩.

एतत्तुल्यं यदि मन्यसे वरं वृणीष्व वित्तं चिरजीविकां च।
महाभूमौ नचिकेतस्त्वमेधि कामानां त्वा कामभाजं करोमि ॥ २४ ॥

**શબ્દાર્થ**—જો આના સમાન [અન્ય] વર માનતો હોય [તો તે] માગ, દ્રવ્ય અને ચિરજીવિકા [માગ] હે નચિકેતઃ! મહાભૂમિમાં તું [રાજા] થા, તને ભોગ્યોના ભોગને યોગ્ય કરીશ ૨૪

વિવેચન—જો આ કથન કરેલી વસ્તુની સમાન અન્ય વસ્તુની પ્રાપ્તિરૂપ વર માનતો હોય તો તે વર માગ. સુવર્ણ અને રત્નાદિરૂપ ઘણું ધન તથા ધનસહિત દીર્ઘકાલપર્યંતનું જીવન માગ હે નચિકેત! જો તારી ઇચ્છા હોય તો મોટા વિસ્તારવાળી ભૂમિમાં તું રાજા થા હું સત્યસંકલ્પવાળો દેવ છું તેથી તને રંભા, ઉર્વશી, કલ્પવૃક્ષ ને કામધેનુ આદિ દેવોના ને પુષ્પમાલા, ચંદન ને વનિતાદિ મનુષ્યોના વિષયોના ભોગને યોગ્ય—ભોક્તા—કરીશ. ૨૪

ये ये कामा दुर्लभा मर्त्यलोके सर्वान्कामांश्छन्दतः प्रार्थयस्व।
इमा रामाः सरथाः सतूर्या नहीदृशा लम्भनीया मनुष्यैः।
आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व नचिकेतो मरणं मानुप्राक्षीः ॥ २५ ॥

શબ્દાર્થઃ—જે જે વિષયો મનુષ્યલોકમાં દુર્લભ [ છે તે ] સર્વ વિષયોને ઇચ્છા-પ્રમાણે માગ. રથસહિત [ તથા ] વાદિત્રસહિત આ સ્ત્રીઓ [ છે, ] આવી [ સ્ત્રીઓ ] મનુષ્યોવડે પ્રાપ્ત થવાયોગ્ય નથી મારી આપેલી આાવડે સેવા કરાવ હે નચિકેતઃ ! મરણસંબંધી [ પ્રશ્ન તું ] ન પૂછ ૨૫

વિવેચનઃ—જે જે વિષયો મનુષ્યલોકમાં ઇચ્છવાયોગ્ય ને દુર્લભ છે તે સર્વ વિષયોને ઇચ્છાનુસાર માગ. વળી રથસહિત અને વાદિત્રસહિત આ દિવ્ય અપ્સરારૂપ સ્ત્રીઓ છે. આવી સ્ત્રીઓ અમારી પ્રસન્નતાવિના મનુષ્યોવડે પ્રાપ્ત થવાને યોગ્ય નથી મારી આપેલી આ સેવા કરનારી સ્ત્રીઓવડે તું પાદપ્રક્ષાલનાદિરૂપ સેવા કરાવ. હે નચિકેતઃ ! કાગડાના દાંતોની પરીક્ષાના જેવો 'મૃત્યુ પછી આત્મા છે વા નથી ?' એવો મરણસંબંધી નિરર્થક પ્રશ્ન તારે ન પૂછવો જોઇયે" ૨૫

આ પ્રમાણે એવી રીતે લોભ પમાડવા માંડ્યો તોપણ કોઇ પણ પ્રકારનો ક્ષોભ નહિ પામીને નચિકેતા તેઓશ્રીને કહે છે—

> श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्सर्वेन्द्रियाणां जरयन्ति तेजः ।
> अपि सर्वं जीवितमल्पमेव तवैव वाहास्तव नृत्यगीते ॥ २६ ॥

શબ્દાર્થઃ—" હે મૃત્યો ! [ વિષયો ] કાલ રહેશે કે નહિ એવા સંશયયુક્તભાવવાળા [ છે. ] મનુષ્યની સર્વે ઇંદ્રિયોનું જે આ તેજ [ છે તેને ] નાશ પમાડે છે સર્વેનું (બ્રહ્માનું) પણ આયુષ્ અલ્પજ [ છે ] તમારાં વાહનો [ ને ] નૃત્યગીત તમારી [ સાથે ]જ [હો ] ૨૬

વિવેચનઃ—હે અંતક ! આપ જે વિષયો આપવા ધારો છો તે વિષયો આવતી કાલ રહેશે કે નહિ એવા સંશયયુક્તભાવવાળા છે. તે અપ્સરાદિક વિષયો મનુષ્યની સર્વે ઇંદ્રિયોનો જે પ્રતાપ છે તેનો નાશ કરે છે, તથા ઇષ્ટાપૂર્તાદિ ધર્મ, શરીરસામર્થ્ય, શાસ્ત્રોના અર્થ સમજવાની શક્તિ, ત્વચામાં રહેલો પ્રકાશ અને કીર્તિ, એ સર્વેનો પણ નાશ કરે છે તેથી તે વિષયો અનર્થના હેતુરૂપ છે. દીર્ઘજીવિત પણ ઇચ્છવાયોગ્ય નથી, કારણકે કાલનું સ્વરૂપ વિચારતાં બ્રહ્માનું આયુષ્ પણ અલ્પજ છે ત્યારે માણસનું જીવિત અલ્પ હોય તેમાં શું કહેવું છે ? તેથી આપના રથાદિક તથા નૃત્યગીત આપની પાસેજ રહો, મારે તેમનું પ્રયોજન નથી. ૨૬

હવે દૃઢવૈરાગ્યમાટે પૂર્વોક્ત સર્વ નિંદા કરવાયોગ્ય છે એમ કહે છે—

> न वित्तेन तर्पणीयो मनुष्यो लप्स्यामहे वित्तमद्राक्ष्म चेत्त्वा ।
> जीविष्यामो यावदीशिष्यसि त्वं वरस्तु मे वरणीयः स एव ॥ २७ ॥

શબ્દાર્થઃ—મનુષ્ય દ્રવ્યવડે તૃપ્ત કરવાયોગ્ય નથી ધનને પ્રાપ્ત થઇશું જો આપને જોયા [ તો ] જ્યાંસુધી આપ [ યમના પદવિષે ] સ્વામી છો [ ત્યાંસુધી અમે ] જીવીશું મારો માગવાયોગ્ય વર તો તેજ [ છે ] ૨૭

વિવેચનઃ—મનુષ્ય ઘણા દ્રવ્યવડે પણ તૃપ્ત થઇ શકે એમ નથી ધનના લાભવડે જગત્‌માં કોઇને પણ તૃપ્તિ થતી હોય એમ જોવામાં આવતું નથી, પણ ઊલટું તેના લાભથી ઘણે સ્થલે અતૃપ્તિજ જોવામાં આવે છે. કદાપિ અમને ધનની તૃષ્ણા હશે તો અમે વરવિનાજ તે ધનને પ્રાપ્ત થઇશું. જો અમને આપના દર્શન થયાં છે તો હવે ધનનો લાભ દુર્ઘટ નથી. તેમજ દીર્ઘકાલના જીવિતને પણ અમે પ્રાપ્ત થઇશું, અર્થાત્ જ્યાંસુધી યમના પદવિષે આપ પુણ્યપાપવાળાના નિયામક છો ત્યાંસુધી આપનાં દર્શનના પ્રભાવથી અમે જીવીશુ. એવી રીતે ઘણા ધનનો ને દીર્ઘ જીવિતનો લાભ અમને આપના દર્શનથીજ સિદ્ધ છે તેથી મારો-માગવાયોગ્ય વર તો તેજ (આત્માનું વિજ્ઞાનજ) છે. ૨૭

ઉત્કૃષ્ટ પુરુષાર્થના લાભનો સંભવ છતાં અધમને ઇચ્છનારો હું મૂર્ખજ ગણુઉં તેથી પણ મારે તેજ વર માગવો જોઇએ એમ કહે છે—

अजीर्यताममृतानामुपेत्य जीर्यन्मर्त्यः क्वधःस्थः प्रजानन् ।
अभिध्यायन्वर्णरतिप्रमोदानतिदीर्घे जीविते को रमेत ॥ २८ ॥

**શબ્દાર્થઃ**—યુવાવસ્થાની હાનિને નહિ પ્રાપ્ત થનારા દેવોની સમીપ જઇને વિવેકી જરામરણવાન્ [ તથા ] પૃથિવીરૂપ અધઃસ્થલમાં સ્થિત [ છતો અસ્થિર વસ્તુને કેમ માગશે? ] રંગની પ્રીતિના આનંદના [ અસ્થિરપણાને ] વિચારતો [ છતો ] કયો [ પુરુષ ] ઘણા દીર્ઘ જીવિતમાં રમે? ૨૮

વિવેચન—વૃદ્ધાવસ્થાને નહિ પ્રાપ્ત થનારા દેવોની સમીપ જઇને તેમની પાસેથી પોતાનું ઉત્કૃષ્ટ અન્ય પ્રયોજન પ્રાપ્ત કરવાયોગ્ય છે એમ જાણનારો પોતે જરામરણવાળો તથા અંતરિક્ષ આદિ લોકોની અપેક્ષાથી જે પૃથિવીરૂપ અધઃસ્થલ છે તેમાં સ્થિત છતો અવિવેકીઓવડે ઇચ્છવાયોગ્ય પુત્ર, ધન ને સુવર્ણ આદિક અસ્થિર વસ્તુઓને કેમ માગશે? કોઇ પણ પ્રકારે માગશે નહિ કોઇ પુસ્તકમાં **क्वधःस्थः**ને સ્થાને **क तदास्थ** એવું પાઠાંતર હોય તો તેનો આ પ્રમાણે અર્થ જાણવો—પુત્રાદિના અસાર-પણાને જાણનારો કેમ તેમને વિષે આસ્થાવાળો થશે? કદીપણ નહિ થાય સર્વ મનુષ્યો પ્રિય એવા ભોગ ભોગવવા ઇચ્છે છે ને હું પુત્ર અને ધનાદિકના લોભથી હું લોભાતો નથી વળી અપ્સરાના રંગની પ્રીતિવડે જે અપ્સરાદિ આનંદ ઉપજાવે છે તે આનંદ પણ સ્થિર નથી એવી રીતે તે આનંદના અસ્થિરપણાને યથાર્થ વિચારતો છતો કયો વિવેકી પુરુષ ઘણા સંવત્સરના જીવનમાં પ્રસન્ન થાય? કોઇ પણ ન થાય. ૨૮

એમ હોવાથી અનિત્ય ભોગોમાં લોભાવવાનું મૂકી દઇને મેં જે આત્માના જ્ઞાનનો વર માગ્યો છે તે આપ આપો એમ કહે છે—

यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो यत्साम्पराये महति ब्रूहि नस्तत् ।
योऽयं वरो गूढमनुप्रविष्टो नान्यं तस्मान्नचिकेता वृणीते ॥ २९ ॥

इति प्रथमाध्याये प्रथमा वल्ली ॥ १ ॥

**શબ્દાર્થઃ**—હે મૃત્યો! જેમાં [ દેવાદિ ] આ શંકા કરે છે, મોટા [ નિમિત્તવાળા ] પર-લોકના વિષયમાં જે [ આત્માના નિર્ણયનું વિજ્ઞાન છે ] તે અમને કહો જે આ વર ગહન [ છતાં ] અનુપ્રવેશ પામ્યો [ છે ] તેનાથી ભિન્ન [ વર ] નચિકેતા માગતો નથી. ૨૯

વિવેચન—હે મૃત્યો! જે આત્મવિષયમાં દેવાદિ પ્રાણીનું શરીર પડ્યા પછી આત્મા છે વા નથી એવી રીતનો સંશય કરે છે, તે સંશયની નિવૃત્તિ કરનાર મોટા પ્રયોજનવાળા પરલોકના સંબંધમાં જે આ આત્માના નિર્ણયનું વિજ્ઞાન છે તે અમને કહો અહીં નચિકેતાના પ્રસંગને લઇને બીજાના અધિકારના નિર્ણયમાટે શ્રુતિભગવતી આ પ્રમાણે કહે છે—વધારે કહેવાથી શું? જે આ પ્રસંગવિષે પ્રાપ્ત આત્માને વિષય કરનારો વર ગહન-દુઃખથી વિવેચન થઇ શકે એવો-છતાં નચિકેતાના ચિત્તવિષે પ્રવેશ પામ્યો છે તે વરથી ભિન્ન અવિવેકીઓવડે ઇચ્છવાયોગ્ય અનિત્ય વિષયવાળા વરને નચિકેતા મનથી પણ માગતો નથી. ૨૯

ઇતિ શ્રીકાઠકોપનિષદ્‌ના પ્રથમાધ્યાયગત પ્રથમવલ્લીની
તાત્પર્યદીપિકા સમાપ્તા ૧. ૧

## ॥ ૨ બીજી વલ્લી ॥

શિષ્યની પરીક્ષા કરીને અને તે વિદ્યાને માટે યોગ્ય છે એમ જાણીને યમરાજા નચિકેતાપ્રતિ કહે છે:—

अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषꣳ सिनीतः।
तयोः श्रेय आददानस्य साधुर्भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥ १ ॥

**શબ્દાર્થઃ**—"શ્રેય અન્ય [છે, અને] પ્રેય પણ અન્યજ [છે] તે બન્ને ભિન્ન પ્રયોજનવાળાં [હોઇને] પુરુષને બાંધે છે તે બેમાં શ્રેયનું ગ્રહણ કરનારનું કલ્યાણ થાય છે, [અને] જે પ્રેયને ગ્રહણ કરે છે [તે] પુરુષાર્થથી વિયોગ પામે છે ૧

**વિવેચન**—"હે નચિકેત! શ્રેય (મોક્ષનું સાધન વિદ્યા) અન્ય છે, અને પ્રેય (સંસારનું સાધન અવિદ્યા—જ્યોતિષ્ટોમાદિ કર્મ) પણ અન્યજ છે' તે 'બન્ને એટલે શ્રેય અને પ્રેય ભિન્ન ફલવાળાં હોઇને વર્ણાશ્રમાદિથી યુક્ત અધિકારી પુરુષને બાંધે છે તાત્પર્ય કે મોક્ષનો અને સ્વર્ગાદિભોગરૂપ સંસારનો અર્થી જે પુરુષ છે તે કર્તવ્યતાની બુદ્ધિવડે શ્રેયમાં અને પ્રેયમાં પ્રવૃત્ત થાય છે તેથી સર્વ પુરુષ તેઓમાં બંધન પામેલા છે એમ કહ્યું છે તે શ્રેય અને પ્રેય (પ્રિયત) વિદ્યારૂપ ને અવિદ્યારૂપ હોવાથી પરસ્પર વિરુદ્ધ છે આ કારણથી બન્નેમાંથી એકના અપરિત્યાગથી એક પુરુષવડે બન્ને અનુષ્ઠાન કરવાને અશક્ય હોવાથી તે બન્નેમાં અવિદ્યા-કર્મ-રૂપ પ્રેયને છોડીને કેવલ શ્રેયને ગ્રહણ કરનારા પુરુષનું કલ્યાણ થાય છે, અને જે અદૂરદર્શી વિમૂઢ પુરુષ પ્રેયનેજ ગ્રહણ કરે છે તે પારમાર્થિક પ્રયોજનરૂપ પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે. ૧

જ્યારે શ્રેય અને પ્રેય એ બન્નેને ગ્રહણ કરવામાં પુરુષ સ્વતન્ત્ર છે ત્યારે મનુષ્ય શામાટે ઘણુંખરૂં પ્રેયનેજ ગ્રહણ કરે છે? એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે—

श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ सम्परीत्य विविनक्ति धीरः।
श्रेयो हि धीरोऽभि प्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते ॥ २ ॥

**શબ્દાર્થઃ**—શ્રેય અને પ્રેય મનુષ્યને પ્રાપ્ત થાય છે ધીર તે બન્નેને સમ્યક્ જોઇને પૃથક્ કરે છે, [પછી તે] ધીર પ્રેયથી [પૃથક્ કરીને] શ્રેયનેજ ગ્રહણ કરે છે, [અને] અલ્પબુદ્ધિવાળો યોગક્ષેમમાટે પ્રેયને ગ્રહણ કરે છે ૨

**વિવેચન**—જોકે શ્રેયનું અને પ્રેયનું ગ્રહણ સ્વાધીન છે તોપણ તેમનો સાધનથી અને ફલથી મંદબુદ્ધિવાળા પુરુષોને વિવેક નહિ હોવાથી તે મિશ્રિત થયેલાની પેઠે મનુષ્યને પ્રાપ્ત થાય છે જેમ હંસ દૂધયુક્ત જલમાંથી દૂધને ગ્રહણ કરે છે તેમ ધીર પુરુષ તે શ્રેય અને પ્રેય બન્ને પદાર્થોને મનવડે સમ્યક્ દેખીને કર્મના અનુષ્ઠાનમાં મહાન્ આયાસ અને ફલ પણ દુઃખમિશ્રિત છે, ને વિદ્યાની પ્રાપ્તિમાં અલ્પ યત્ન ને અન્વયવ્યતિરેકવડે દૃષ્ટ અનર્થની નિવૃત્તિરૂપ ને આનન્દની પ્રાપ્તિરૂપ મોટું ફલ છે એમ તેમનું વિવેચન કરે છે પછી તે બુદ્ધિમાન પ્રેયથી ભિન્ન નિશ્ચય કરેલ હોવાથી શ્રેયનેજ ગ્રહણ કરે છે, અને જે અલ્પબુદ્ધિવાળો પુરુષ છે તે વિવેકના અસામર્થ્યથી શરીરાદિકની વૃદ્ધિરૂપ અને રક્ષણરૂપ યોગક્ષેમને માટે પશુપુત્રાદિરૂપ પ્રેયને ગ્રહણ કરે છે ૨

स त्वं प्रियान्प्रियरूपाꣳश्च कामानभिध्यायन्नचिकेतोऽत्यस्राक्षीः।
नैताꣳ सृङ्कां वित्तमयीमवाप्तो यस्यां मज्जन्ति बहवो मनुष्याः ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—હે નચિકેત! તે તું પ્રિયને અને પ્રિયરૂપ ભોગોને ચિંતન કરતો

[ છતો ] પરિત્યાગ કરતો હવો. [ અને ] આ ઘણા, ધનયુક્ત માર્ગને પ્રાપ્ત ન થતો હવો, જેમાં ઘણા મનુષ્યો ખેદ પામે છે [ તેથી તારું બુદ્ધિમાનપણું આશ્ચર્યરૂપ છે. ] ૩

વિવેચનઃ—હે નચિકેતઃ ! મેં તને પુનઃ પુનઃ લોભ પમાડવા માંડ્યો તોપણ પરમબુદ્ધિમાન્ એવો તું પુત્રાદિરૂપ પ્રિય અને અપ્સરાદિક પ્રિયરૂપવાળા ભોગોને અનિત્યતા અને અસારતા આદિક દોષોવાળા ચિંતન કરતો છતો પરિત્યાગ કરતો હવો, અને આ નિંદિત મૂઢજનોની પ્રવૃત્તિવાળા ઘણા દ્રવ્યયુક્ત કર્મના માર્ગને પ્રાપ્ત ન થતો હવો, જે કર્મના માર્ગમાં ઘણા મનુષ્યો દુઃખ પામે છે તેથી તારું બુદ્ધિમાન્‌પણું આશ્ચર્ય ઉપજાવનારું છે. ૩

"તે બેમાં શ્રેયનું ગ્રહણ કરનારનું કલ્યાણ થાય છે, અને જે પ્રેયને ગ્રહણ કરે છે તે પુરુષાર્થથી વિયોગ પામે છે" એમ આ વલ્લીની પ્રથમ કંડિકાવિષે કહ્યું તે શા કારણથી કહ્યું છે ? એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે.—

दूरमेते विपरीते विषूची अविद्या या च विद्येति ज्ञाता।
विद्याभीप्सिनं नचिकेतसं मन्ये न त्वा कामा बहवोऽलोलुपन्त ॥ ४ ॥

શબ્દાર્થઃ—એ બંને ભેદવડે વિપરીત [ અને ] ભિન્ન ફલવાળી [ છે, ] જે અવિદ્યા અને વિદ્યા એમ [ વિદ્વાનોએ ] જાણી [ છે, તેમાં ] નચિકેતાને [ હું ] વિદ્યાનો અર્થી માનું છું, [ કારણકે ] ઘણા ભોગો [ પણ ] તને ભ્રષ્ટ ન કરી શક્યા. ૪

વિવેચનઃ—વિવેકરૂપ અને અવિવેકરૂપ હોવાથી એ બંને ( વિદ્યા ને અવિદ્યા ) મહાન્ ભેદવડે પ્રકાશની અને અંધકારની પેઠે પરસ્પર ભિન્નરૂપવાળી તથા મોક્ષનો અને સંસારનો હેતુ હોવાથી ભિન્ન ફલવાળી છે, તેમાં જે પ્રેયને ( ભોગને ) વિષય કરનારી છે તે અવિદ્યા છે, અને જે શ્રેયને (મોક્ષને) વિષય કરનારી છે તે વિદ્યા છે એમ વિદ્વાનોએ એ બંનેને જાણી છે. તે બંનેમાં નચિકેતાને હું વિદ્યાના અર્થવાળો મુમુક્ષુ માનું છું, કારણકે બુદ્ધિને લોભાવનારા અપ્સરાદિક ઘણા ભોગો પણ પોતાના ઉપભોગની ઇચ્છાની ઉત્પત્તિદ્વારા તને શ્રેયોમાર્ગથી ભ્રષ્ટ કરી શક્યા નહિ ૪

अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितंमन्यमानाः।
दन्द्रम्यमाणाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथाऽन्धाः ॥ ५ ॥

શબ્દાર્થઃ—અવિદ્યાની અંતર વર્તમાન [ અને ] પોતાને બુદ્ધિમાન્ [ તથા ] પંડિત માનનારા અવિવેકીઓ અત્યંત કુટિલ અનેક ગતિને પામનારા ચારે તરફથી ભમે છે. જેમ આંધળાવડેજ લઈ જવામાં આવતા આંધળાઓ [ તેમ ] ૫

વિવેચનઃ—જે સંસારને ભજનારા પુરુષો છે તે ઘનીભૂત અંધકારના જેવી અવિદ્યાને વિષે પુત્ર તથા પશુ આદિકની તૃષ્ણારૂપ સેંકડો પાશોથી ઘેરાયેલા છે. તેઓ પોતાને બુદ્ધિમાન્ તથા શાસ્ત્રકુશલ પંડિત માનનારા છે. તે અવિવેકીઓ જરા, મરણ અને રોગાદિક દુઃખોથી અત્યંત કુટિલ દક્ષિણાયનાદિરૂપ અનેક માર્ગને પામનારા હોઈને સ્વર્ગાદિમાં ભ્રમણ કરે છે. જેમ આંધળાવડે વાંછિત સ્થાનપ્રતિ લઈ જવામાં આવતા આંધળાઓ કંટક, પાષાણ ને ખાડા આદિવાળા માર્ગમાં કાંટા વાગવા તથા પગ ભાંગવા આદિને પ્રાપ્ત થાય છે તેમ સંસારના અવધિને નહિ દેખનારા અવિવેકીઓવડે પરમસુખરૂપ સ્થાનભણી લઈ જવામાં આવતા અજ્ઞાનીઓ જરા, મરણ ને રોગાદિના દુઃખવાળા માર્ગમાં જરા મરણ ને રોગાદિના દુઃખનો અનુભવ સંપાદન કરે છે. ૫

न साम्परायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम्।
अयं लोको नास्ति पर इति मानी पुनः पुनर्वशमापद्यते मे ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—પ્રમાદ કરનારા [ તથા ] દ્રવ્યના અવિવેકવડે મૂઢ અવિવેકીપ્રતિ સાંપરાય-પરલોકની પ્રાપ્તિરૂપ પ્રયોજનવાળું સાધન-પ્રતીત થતું નથી. આ લોક [ છે, ] પર [ લોક ] નથી એમ માનનારા પુનઃ પુનઃ મારી અધીનતાને પામે છે. ૬

વિવેચનઃ—પુત્ર અને પશુ આદિક પ્રયોજનમાં આસક્તમનવાળા હોવાથી પ્રમાદ કરનાર તથા ધનરૂપ નિમિત્તથી ઉપજેલા અવિવેકથી મૂઢ ( અત્યંત મૂર્ખ ) થયેલા અવિવેકીરૂપ બાલકપ્રતિ પરલોકની પ્રાપ્તિરૂપ પ્રયોજનવાળું ૐકારધ્યાનાદિ શાસ્ત્રોક્ત સાધનવિશેષ પ્રતીત-બુદ્ધિમાં સ્થિત-થતું નથી. જે આ સ્ત્રી તથા અન્નપાનાદિ ભોગસહિત લોક દેખીએ છીએ આજ લોક છે, બીજો અદૃષ્ટ લોક નથી, આવા વિચારવાળો પુરુષ વારંવાર જન્મ પામીને મારી-મૃત્યુની-અધીનતાને પ્રાપ્ત થાય છે. ૬

હવે આત્માના દુર્વિજ્ઞેયપણાને કહે છેઃ—

श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यन्न विद्युः ।
आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धाऽऽश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—જે ઘણાવડે શ્રવણને માટે લભ્ય નથી. ઘણા સાંભળતાં [ છતાં ] પણ જેને જાણતા નથી, [ તેનો ] વક્તા આશ્ચર્યરૂપ [ છે, ] આને પામનારો નિપુણ [ છે, કેમકે ] કુશલથી શિક્ષા પામેલો જ્ઞાતા આશ્ચર્યરૂપ [ છે. ] ૭

વિવેચનઃ—જે આત્મા ઘણા પુરુષોવડે પાપસંસ્કારોને લીધે શ્રવણને માટે પણ પ્રાપ્ત કરી શકાય એવો નથી. અશુદ્ધ અંતઃકરણવાળા ઘણા પુરુષો સાંભળતાં છતાં પણ જે આત્માને જાણી શકતા નથી. તે આત્માનો વક્તા પણ અદ્ભુતજેવો છે, અર્થાત્ ઘણા પુરુષોમાં કોઈકજ તેનો વક્તા હોય છે. યથાવિધિ શ્રવણ કરીને પણ આ આત્માનો સાક્ષાત્કાર કરનારા અનેકમાં કોઈકજ નિપુણ પુરુષ હોય છે, કારણકે યુક્તિમાં અને અનુભવમાં સમર્થ એવા આચાર્યથી યથાયોગ્ય શિક્ષા પામેલો આ આત્માનો જ્ઞાતા અનેકમાં કોઈકજ હોય છે. ૭

હવે આત્માના દુર્વિજ્ઞેયપણાનું કારણ કહે છેઃ—

न नरेणावरेण प्रोक्त एष सुविज्ञेयो बहुधा चिन्त्यमानः ।
अनन्यप्रोक्ते गतिरत्र नास्त्यणीयान् ह्यतर्क्यमणुप्रमाणात् ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—બહુ પ્રકારે ચિંતન કરાયેલો આ પ્રાકૃત મનુષ્યવડે કથન કર્યો [ છતો ] સારી રીતે જાણવાને શકય નથી. અનન્યવડે કહે [ સતે ] આમાં ચિંતા નથી. [ અન્યથા આ ] અતર્ક્ય અણુપરિમાણથી પણ અત્યંત અણુ [ થાય છે. ] ૮

વિવેચનઃ—આત્મા છે વા નથી? તે કર્તા છે વા અકર્તા છે? તે શુદ્ધ છે વા અશુદ્ધ છે? ઇત્યાદિ બહુ પ્રકારે વાદીઓવડે ચિંતન કરાયેલો આ આત્મા શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠથી ભિન્ન પ્રાકૃત મનુષ્યવડે કથન કર્યો છતો સારી રીતે જાણવાને શકય નથી. અનન્ય એટલે બ્રહ્મનો તથા આત્માનો અભેદ અનુભવનારા આચાર્યવડે કહે સતે આત્માના સર્વ વિકલ્પની ચિંતા નિવૃત્ત થવાથી આ આત્મામાં છે વા નથી ઇત્યાદિરૂપ અનેક પ્રકારની ગતિ ( ચિંતા ) રહેતી નથી; અથવા સમર્થ આચાર્યે અનન્યરૂપ આત્માનું કથન કરે સતે જ્ઞાનના ફલ મોક્ષના અંતરાયના અભાવથી અહીં ( જ્ઞાન પામેલા શિષ્યના આત્મામાં ) સંસારની ગતિ નથી. જો अनन्यप्रोक्तेऽगतिः એવો પાઠ સ્વીકારીએ તો અનન્ય એટલે બ્રહ્મરૂપ આચાર્યે કથન કરે સતે આત્મામાં અજ્ઞાનરૂપ અગતિ રહેતી નથી. એવી રીતે વેદવેત્તા આચાર્યે અનન્યભાવથી કથન કરેલો આત્મા સારી રીતે જાણવાને યોગ્ય છે; પણ ભેદદૃષ્ટિવાળાએ તર્કથી કથન

करेलो आ तर्कनो अविषय आत्मा परोक्षथी पण अतिपरोक्ष थाय छे, साक्षात् थतो नथी, अर्थात् तर्कनी अस्थिरता होवाथी वेदवेत्ता ब्रह्मनिष्ठ आचार्यना उपदेशविना मात्र तर्कथी आ आत्मा जाणी शकाय एवो नथी. ८

पूर्वोक्त कथनवडे जे फलित थाय छे ते कहे छे:—

नैषा तर्केण मतिरापनेया प्रोक्ताऽन्येनैव सुज्ञानाय प्रेष्ठ ।
यां त्वमापः सत्यधृतिर्बतासि त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥ ९ ॥

शब्दार्थः—आ मति तर्कवडे प्राप्त थवायोग्य नथी. हे प्रियतम ! अन्यवडेज कही [ सती ] साक्षात्कारने माटे [ थाय छे, ] जेने तुं प्राप्त थयो [ छे. ] अहो ! [ तुं ] सत्यधैर्यवाळो छे. हे नचिकेतः ! अमने तारा जेवो पूछनार [ बीजो ] थाओ. ९

विवेचनः—अभेददर्शी आचार्यना उपदेशथी उत्पन्न थयेली, श्रुतिए प्रतिपादन करेला आत्मामां जे आत्मनिष्ठा ते केवल स्वबुद्धिनी कल्पनारूप तर्कथी प्राप्त थई शके एम नथी, अथवा आ मति ( आत्मनिष्ठा ) तर्कथी नाश थई शके एम नथी, कारणके शास्त्रने नहि जाणनार तर्क करनार पुरुष जे कांई कहे छे ते पोतानी बुद्धिथी कल्पितज कहे छे; तेथी हे प्रियतम ! श्रुतिथी उपजनारी जे मति छे ते तर्क करनारा पुरुषथी भिन्न श्रोत्रियब्रह्मनिष्ठ आचार्यथीज कथन करी सती साक्षात्कारने माटे थाय छे. जे मतिने तुं मारा वरदानथी प्राप्त थयो छे ते मति तर्कथी गम्य नथी. मने आनंद थाय छे के तुं सत्य वस्तुने विषय करनारा धैर्यवाळो छे. हवे आगळ कहेवाना ज्ञाननी स्तुतिमाटे यमराजा नचिकेताप्रति कृपा देखाडता छता कहे छे:—हे नचिकेतः ! अमने तारा जेवो पूछनार अन्य पुत्र वा शिष्य प्राप्त थाओ. ९

पुनः पण संतुष्ट थया छता यमराजा कहे छे:—

जानाम्यहꣳ शेवधिरित्यनित्यं न ह्यध्रुवैः प्राप्यते हि ध्रुवं तत् ।
ततो मया नाचिकेतश्चितोऽग्निरनित्यैर्द्रव्यैः प्राप्तवानस्मि नित्यम् ॥ १० ॥

शब्दार्थः—निधि अनित्य [ छे ] एम हुं जाणुं छुं. अनित्यवडे ते नित्य प्राप्त थतो नथीज. तेथी में अनित्य द्रव्यवडे नाचिकेत अग्नि उपास्यो [ छे, तेवडे ] नित्यने प्राप्त थयो छुं. १०

विवेचनः—पृथिवीमां राखेलो सुवर्णादिरूप भंडार जेम कामनानो विषय छे तेम कर्मनुं फल पण कामनानो विषय छे तेथी अहीं कर्मना फलने निधि कहेल छे. हे नचिकेतः ! जे कर्मना फलरूप निधि छे ते अनित्य छे एम हुं जाणुं छुं, अनित्य द्रव्योथी परमात्मनामनो ते नित्यनिधि प्राप्त थतो नथीज; जे अनित्य सुखरूप निधि छे तेज अनित्य पदार्थोथी प्राप्त थाय छे तेथी में अनित्य द्रव्योवडे नाचिकेतनामवाळा स्वर्गना साधनभूत अग्निनी उपासना करी छे, तेवडे आपेक्षिकनित्य स्वर्गनामना यमना स्थानने हुं प्राप्त थयो छुं. १०

हिरण्यगर्भना पदपर्यंतमां विरक्तने ब्रह्मविद्यामां अधिकार छे एम देखाडवासारु हवे पूछनारनी स्तुति करे छे:—

कामस्याप्तिं जगतः प्रतिष्ठां क्रतोरनन्त्यमभयस्य पारम् ।
स्तोमं महदुरुगायं प्रतिष्ठां दृष्ट्वा धृत्या धीरो नचिकेतोऽत्यस्राक्षीः ॥ ११ ॥

शब्दार्थः—हे नचिकेतः ! [ तुं आत्मज्ञाननी इच्छाथी ] भोगनी प्राप्तिरूप, जगतना आश्रयरूप, उपासनाना [ फलरूप, ] अनंतपणारूप, अभयनी उत्कृष्ट निष्ठारूप, स्तुति

કરવાયોગ્ય, મહાન્ તથા વિસ્તીર્ણ ગતિરૂપ સ્થિતિ, જોઇને [ પણ તે સર્વને ] બુદ્ધિમાન્ [ થયો છતો ] ધૈર્યવડે ત્યજતો હવો [ તેથી તું ઉત્તમ ગુણવાળો છે ] ૧૧

વિવેચન—હે નચિકેત ! તું આત્માના જ્ઞાનની ઇચ્છાથી જેમા સર્વ ભોગ સમાપ્ત થાય છે એવા ભોગની પ્રાપ્તિરૂપ, અને સર્વરૂપ હોવાથી અધ્યાત્મ અધિભૂત અને અધિદૈવાદિરૂપ જગતના આશ્રયરૂપ, હિરણ્યગર્ભની ઉપાસનાના ફલરૂપ, ( હિરણ્યગર્ભના પદરૂપ, ) આપેક્ષિક અનંતપણારૂપ, અભયની આપેક્ષિક ઉત્કૃષ્ટ સ્થિતિરૂપ, સ્તુતિ કરવાયોગ્ય, મહાન્ એટલે અણિમાદિક ઐશ્વર્યાદિ અનેક ગુણસહિત ને વિસ્તીર્ણ ગતિ એટલે ઘણો કાલ રહેનાર હિરણ્યગર્ભના પદરૂપ પોતાની અત્યંત ઉત્તમ સ્થિતિ જોઇને પણ તે સર્વ સંસારમા ભોગોને બુદ્ધિમાન્ થયો છતો ધૈર્યથી ત્યજતો હવો તેથી તું સર્વોત્તમ ગુણવાળો છે એમ જણાય છે. ૧૧

તેં જે શરીરથી ભિન્ન આત્મા પુછ્યો તેના પરમાર્થસ્વરૂપનું વિજ્ઞાન કારણસહિત સંસારનું નિવર્તક અને પરમાનંદની પ્રાપ્તિનું સાધન છે, આનાથી ભિન્ન શ્રેય સાધન અને ધર્મ નથી એમ પૂછેલી વસ્તુની પ્રશંસાવડે પુછનારની પ્રશંસા કરે છે:—

तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।
अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥ १२ ॥

શબ્દાર્થ:—તે દુર્દર્શ, ગૂઢ, ઢંકાયેલ, ગુહામાં સ્થિત ને સંકટમાં સ્થિત સનાતન દેવને નિદિધ્યાસનની પ્રાપ્તિવડે સાક્ષાત્કાર કરીને બુદ્ધિમાન્ હર્ષશોકને ત્યજે છે ૧૨

વિવેચન—જે આત્માને તું જાણવાને ઇચ્છે છે તે અતિસૂક્ષ્મ હોવાથી જેનો દુ:ખવડે સાક્ષાત્કાર થઇ શકે એવો છે. વળી તે આત્મા ગૂઢ એટલે સંસ્કારરહિત પુરુષોથી જેનું સ્વરૂપ નહિ સમજી શકાય એવો, પ્રાકૃત જનોના વિષયોના વિકારયુક્ત જ્ઞાનોથી ઢંકાયેલો, બુદ્ધિવિષે જાણવામાં આવનાર હોવાથી બુદ્ધિરૂપ ગુહામા સ્થિત, રાગદ્વેષાદિરૂપ અનેક અનર્થોથી યુક્ત ને અત્યંત ખેદ ઉપજાવનાર કાર્યકારણસમૂહમા અધિષ્ઠાનરૂપે રહેનારો ને સનાતન છે તે આત્મરૂપ દેવને આત્માવિષે ચિત્તની એકાગ્રતારૂપ જે અધ્યાત્મયોગ છે તેની પ્રાપ્તિવડે સાક્ષાત્કાર કરીને બુદ્ધિમાન્ પુરુષ આત્માની વૃદ્ધિના અને હાનિના અભાવથી હર્ષને અને શોકને ત્યજી દે છે ૧૨

આત્મતત્ત્વના જ્ઞાનના કારણસહિત સંસારના નિવર્તકપણાને દેખાડીને હવે તેના આનંદની પ્રાપ્તિના સાધનપણાને કહે છે.—

एतच्छ्रुत्वा संपरिगृह्य मर्त्यः प्रवृह्य धर्म्यमणुमेतमाप्य ।
स मोदते मोदनीयꣳ हि लब्ध्वा विवृतꣳ सद्म नचिकेतसं मन्ये ॥ १३ ॥

શબ્દાર્થ:—મનુષ્ય આને સાંભળીને [ અને ] સમ્યક્ ગ્રહણ કરીને [ તથા ] ધર્મરૂપ સૂક્ષ્મ આને ઉદ્યોગવડે પામીને તે હર્ષ કરવાયોગ્યને મેળવી આનંદ સંપાદન કરે છે [ હું ] નચિકેતાને ઊઘાડા ભવન [ પ્રતિ સંમુખ થયેલો ] માનું છું ' ૧૩

વિવેચન—મરણધર્મવાળો જે મનુષ્ય જે આત્મતત્ત્વને હું કહું છું તેને આચાર્યદ્વારા શ્રવણ કરીને તથા મનનવડે આત્મભાવથી ગ્રહણ કરીને અને ઉત્તમ ધર્મરૂપ સૂક્ષ્મ આ આત્માને ઉદ્યોગવડે ( શરીરાદિથી પૃથક્ કરવારૂપ નિદિધ્યાસનવડે ) સાક્ષાત્કાર કરીને સ્થિત થાય છે તે વિદ્વાન્ મનુષ્ય અત્યંત હર્ષ કરવાયોગ્ય આત્માને પામીને આનંદનો અનુભવ કરે છે હું નચિકેતાને ઊઘાડા દ્વારવાળા બ્રહ્મરૂપ ગૃહપ્રતિ સંમુખ થયેલો માનું છું અર્થાત્ તેને હું મોક્ષને માટે યોગ્ય માનું છું" ૧૩

अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् ।
अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद ॥ १४ ॥

શબ્દાર્થઃ—"ધર્મથી ભિન્ન, અધર્મથી ભિન્ન, આ કાર્યથી અને કારણથી ભિન્ન, તથા ભૂતથી અને ભવિષ્યથી ભિન્ન જે [ છે ] તેને [ આપ ] જુઓ છો તે કહો." ૧૪

વિવેચનઃ—"હે ભગવન્! જો હું યોગ્ય શિષ્ય હોઉં, અને મારા પર આપ પ્રસન્ન થયા હો, તો શાસ્ત્રોક્ત ધર્મ, તેનું ફલ અને તેનાં સાધનોથી ભિન્ન, તથા શાસ્ત્રે નિષેધ કરેલા અધર્મથી ભિન્ન, તેમજ કાર્ય અને કારણથી ભિન્ન, તથા ભૂતકાલ, ભવિષ્યકાલ અને વર્તમાનકાલથી ભિન્ન, અર્થાત્ ત્રણ કાલથી જેનો પરિચ્છેદ થતો નથી એવી સર્વવ્યવહારના વિષયોથી ભિન્ન જે વસ્તુ છે તેને આપ જાણો છો, તે મારા પ્રતિ કહો." ૧૪

એમ પૂછનાર નચિકેતાપ્રતિ પૂછેલ વસ્તુના-બ્રહ્મના-અન્ય વિશેષણને કહેવાને ઇચ્છતા છતાં યમરાજા કહે છેઃ—

सर्वे वेदा यत्पदमामनन्ति तपाँसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदँ संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥ १५ ॥

શબ્દાર્થઃ—"સર્વે વેદો જે પદને પ્રતિપાદન કરે છે, અને સર્વ તપો જેને કહે છે, જેને ઇચ્છનારા બ્રહ્મચર્યને આચરે છે તે પદને તારા પ્રતિ સંક્ષેપે કહું છું, આ ૐ એવું [ છે. ] ૧૫

વિવેચનઃ—"સર્વે વેદો ( વેદના એકદેશરૂપ ઉપનિષદો ) પ્રાપ્ત કરવાયોગ્ય જે પદને ( સ્વરૂપને ) મતભેદવિના પ્રતિપાદન કરે છે, અને સર્વે તપો ( કર્મો ) ચિત્તશુદ્ધિદ્વારા જેની પ્રાપ્તિને માટે છે, તથા જેને ઇચ્છનારા તેની પ્રાપ્તિને માટે યાવજ્જીવન ગુરુકુલવિષે વાસ કરવારૂપ નૈષ્ઠિકબ્રહ્મચર્યને અથવા બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થતાંસુધી ગુરુસમીપ વાસ કરવારૂપ બ્રહ્મવિદ્યાના અંગભૂત બ્રહ્મચર્યને આચરે છે તે પદને તારા પ્રતિ હું સંક્ષેપથી કહું છું. આ પદ ૐ એટલે ૐશબ્દનું વાચ્ય તથા ૐશબ્દરૂપ પ્રતીકવાળું છે. જે શબ્દનું ઉચ્ચારણ કરવાથી જે વસ્તુ સ્ફુરે છે તે તેનું વાચ્ય છે. એકાગ્રચિત્તવાળા પુરુષોને ૐકારનો વિચાર કરવાથી વિષયના સંબંધથી રહિત જે જ્ઞાન ( બ્રહ્મસ્વરૂપ ) સ્ફુરે છે તે તેનું વાચ્ય છે તેથી ૐકારનો આશ્રય કરીને તેનું વાચ્ય બ્રહ્મ હું છું એમ ધ્યાન કરે. તેમાં જે અસમર્થ હોય તે પ્રતીકરૂપ ૐશબ્દવિષેજ બ્રહ્મદૃષ્ટિ કરે. ધ્યેય વસ્તુના સ્વરૂપનું ગ્રહણ નહિ થયે ધ્યેય વસ્તુની ભાવનાથી શાસ્ત્રોક્તરીતે જે અન્ય વસ્તુનું ધ્યાન કરવામાં આવે તે વસ્તુ પ્રતીક કહેવાય છે. અહીં સગુણ વા નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપનું ગ્રહણ નહિ થયે આ 'ૐ અક્ષર બ્રહ્મ છે' એમ તેની ભાવનાથી ૐ અક્ષરનું ધ્યાન કરવામાં આવે છે તેથી આ ૐ અક્ષર પ્રતીકરૂપ છે. ૧૫.

જેઓ તત્ત્વવિચાર કરી શકવામાં અસમર્થ છે તેવાઓને માટે ૐકારની ઉપાસનાનું વિધાન કરીને હવે તેના ફલને દેખાડતા છતા ૐકારની સ્તુતિ કરે છેઃ—

एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरं परम् ।
एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ॥ १६ ॥

શબ્દાર્થઃ—આ પ્રસિદ્ધ અક્ષરજ [ અપર ]બ્રહ્મ [ છે, અને ] આ પ્રસિદ્ધ અક્ષરજ પર[ બ્રહ્મ છે. ] આ પ્રસિદ્ધ અક્ષરનેજ ઉપાસીને જે જેને ઇચ્છે છે તેનું તે [ થાય છે. ] ૧૬

વિવેચનઃ—આ પ્રસિદ્ધ ૐ અક્ષર સગુણબ્રહ્મ છે, તથા આ પ્રસિદ્ધ ૐ અક્ષર નિર્ગુણબ્રહ્મ

પણ છે. તે બંને બ્રહ્મના પ્રતીકરૂપ આ ૐકાર અક્ષરની બ્રહ્મરૂપે ઉપાસના કરીને જે પુરુષ જેને એટલે સગુણબ્રહ્મને વા નિર્ગુણબ્રહ્મને ઇચ્છે છે તેને તે પ્રાપ્ત થાય છે, અર્થાત્ આ બેમાંથી જો તે પરબ્રહ્મને ઇચ્છે છે તો તે જ્ઞાતવ્યરૂપ થાય છે, અને જો અપર બ્રહ્મને ઇચ્છે છે તો તે પ્રાપ્તવ્યરૂપ થાય છે ૧૬

एतदालम्बनꣳ श्रेष्ठमेतदालम्बनं परम् ।
एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥ १७ ॥

**શબ્દાર્થઃ—આ આલંબન શ્રેષ્ઠ [ છે, ] આ આલંબન પર [ છે, ] આ આલંબનને જાણીને બ્રહ્મલોકમાં પૂજ્ય થાય છે. ૧૭**

વિવેચનઃ—આ ૐકારરૂપ આલંબન ( ઉપાસનાનો આશ્રય ) બ્રહ્મપ્રાપ્તિના સાધનરૂપ ગાયત્રી આદિ અન્ય આલંબનોમાં શ્રેષ્ઠ-પ્રશસ્યતમ-છે, આ ૐકારરૂપ આલંબન પરબ્રહ્મને તથા અપરબ્રહ્મને વિષય કરનાર હોવાથી પરરૂપ તથા અપરરૂપ છે. આ આલંબનને જાણીને પરબ્રહ્મરૂપ વા અપરબ્રહ્મરૂપ બ્રહ્મલોકમાં પૂજ્ય થાય છે, અર્થાત્ બ્રહ્મની પેઠે ઉપાસના કરવાયોગ્ય થાય છે. ૧૭

" ધર્મથી ભિન્ન " ઇત્યાદિથી પૂછેલ સર્વ ઉપાધિથી રહિત આત્માના ( પરબ્રહ્મના ) અને અપરબ્રહ્મના આલંબનપણાવડે તથા પ્રતીકપણાવડે મંદ અને મધ્યમ અધિકારીઓપ્રતિ ૐકાર કહ્યો. હવે તે ૐકારરૂપ આલંબનવાળા આત્માના સાક્ષાત્ સ્વરૂપનો નિશ્ચય કરવાની ઇચ્છાથી આ પ્રમાણે કહે છે.—

न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ १८ ॥

**શબ્દાર્થઃ—[ આત્મા ] જન્મતો નથી, વા મરતો [ નથી, ] જ્ઞાનવાન્ [ છે. ] આ કોઇથી થયો નથી, [ અને આનાથી ] કોઇ [ થયું ] નથી, આ અજન્મા, નિત્ય શાશ્વત [ અને ] પુરાણ [ છે, ] શરીરનું હનન થયે [ પણ ] હણાતો નથી ૧૮**

વિવેચનઃ—આ આત્મા જન્મતો નથી, અથવા મૃત્યુ પામતો નથી. ઉત્પત્તિવાળી અનિત્ય વસ્તુને અનેક વિકાર થાય છે, તેમાંનો કોઈ પણ વિકાર ઉત્પત્તિરહિત હોવાથી આત્મામાં ઉપજતો નથી. તે આત્મા અપરિલુપ્તચૈતન્યસ્વભાવવાળો હોવાથી જ્ઞાનવાન્ છે. આ આત્મા કોઈ અન્ય કારણથી ઉત્પન્ન થયો નથી તેમ આત્માથી કોઈ અન્ય પદાર્થ-પણ ઉત્પન્ન થયો નથી-તેથી આ આત્મા અજન્મા, નિત્ય ને શાશ્વત એટલે અપક્ષયથી રહિત છે જે અશાશ્વત હોય તે અપક્ષયને-વૃદ્ધાવસ્થાને-પામે છે. આ આત્મા શાશ્વત છે તેથી વૃદ્ધાવસ્થાને પામતો નથી આથી તે પુરાણ-પૂર્વે પણ નવીનજ-છે. એ આત્મા શરીરમાં સ્થિત છતાં પણ આકાશની પેઠે અસંગ હોવાથી શસ્ત્રાદિકથી શરીરનું હનન થયા છતાં પણ તે હનનને પ્રાપ્ત થતો નથી ૧૮

हन्ता चेन्मन्यते हन्तुꣳ हतश्चेन्मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायꣳ हन्ति न हन्यते ॥ १९ ॥

**શબ્દાર્થઃ—હણનાર જો હનન કરવાને ચિંતવે છે, [ અને ] હણાયેલો જો હણાયો માને છે, [ તો ] તે બંને જાણતા નથીઃ [ કારણકે ] આ હણતો નથી, [ અને ] હણાતો નથી. ૧૯**

વિવેચનઃ—એવી રીતના આત્માને, શરીરવિષે આત્મદૃષ્ટિવાળો હણનાર પુરુષ જો ' આ આત્માનું હું હનન કરું ' એમ હનન કરવામાટે ચિંતવે છે, અને જે હણાયેલો એટલે હનનક્રિયાનો વિષય થયેલો

પુરુષ જો 'હું હણાયો' એમ આત્માને હનનક્રિયાનો વિષય માને છે તો તે બંને આત્માના વાસ્તવિક સ્વરૂપને જાણતા નથી, કેમકે આત્મા ક્રિયારહિત હોવાથી કોઈનું હનન કરતો નથી, તથા આકાશની પેઠે વિક્રિયાથી રહિત હોવાથી આ આત્મા હણાતો નથી ધર્મઅધર્માદિરૂપ જે સંસાર છે તે અનાત્માને જાણનારા અજ્ઞાનીનો વિષય છે, બ્રહ્મને જાણનારા જ્ઞાનીનો વિષય નથી તેથી બ્રહ્મવેત્તા સર્વદા મુક્તજ છે. નીચેનું શાસ્ત્રવચન પણ એમજ કહે છે.—

'विवेकी सर्वदा मुक्तः कुर्वतो नास्ति कर्तृता ।
अलेपपदमाश्रित्य श्रीकृष्णजनकौ यथा ॥'

ભાવાર્થ:—જેમ શ્રીકૃષ્ણ તથા જનક નિર્લેપ એવા બ્રહ્મપદનો આશ્રય કરીને સર્વદા મુક્ત હતા, અને વ્યવહારદૃષ્ટિએ કાર્ય કરતાં છતાં પણ તેઓમાં કર્તાપણું નહોતું એમ અન્ય વિવેકી પણ નિર્લેપપદનો આશ્રય કરીને સર્વદા મુક્ત છે, અને વ્યવહારદૃષ્ટિએ કાર્ય કરતાં છતાં પણ તેમાં કર્તાપણું નથી. ૧૯

હવે એ આત્માને જાણવાનું સાધન કહે છે:—

अणोरणीयान्महतो महीयानात्माऽस्य जन्तोर्निहितो गुहायाम् ।
तमक्रतुः पश्यति वीतशोको धातुप्रसादान्महिमानमात्मनः ॥ २० ॥

**શબ્દાર્થ:**—[ આ આત્મા ] સૂક્ષ્મથી અતિશય સૂક્ષ્મ [ અને ] મહાન્‌થી અતિશય મહાન્ [ છે, તે ] આત્મા આ જંતુની ગુહામાં સ્થિત [ છે. ] નિષ્કામ ધાતુના પ્રસાદથી આત્માના તે મહિમાને જુએ છે, [ ને તેથી ] શોકરહિત [ થાય છે. ] ૨૦

વિવેચન:—આ આત્મા સર્વનું અધિષ્ઠાન હોવાથી સૂક્ષ્મ વસ્તુથી પણ અતિસૂક્ષ્મ છે, અને પૃથિવી આદિ મહત્પરિમાણવાળાથી પણ અતિશય મહાન્ છે તે આત્મા બ્રહ્માથી માંડીને સ્તમ્બપર્યંત પ્રાણીઓના સમૂહરૂપ જંતુની હૃદયરૂપ ગુહામાં પ્રત્યક્‌પણાવડે સ્થિત છે દૃષ્ટ અને અદૃષ્ટ બાહ્ય વિષયોથી ઉપરામ પામેલી બુદ્ધિવાળો પુરુષ મન આદિક કરણરૂપ ધાતુઓની નિર્મલતાથી આત્માના 'આ હું છું' એવા મહિમાને સાક્ષાત્ અનુભવે છે તેથી શોકરહિત થાય છે. ૨૦

હવે એ આત્માના દુર્વિજ્ઞેયપણાને કહે છે—

आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः ।
कस्तं मदामदं देवं मदन्यो ज्ञातुमर्हति ॥ २१ ॥

**શબ્દાર્થ:**—અચલ [ છતાં ] દૂર જાય છે, સૂતાં [ છતાં ] સર્વભણીથી જાય છે, તે મદઅમદરૂપ ( હર્ષઅહર્ષરૂપ ) દેવને મારાથી અન્ય કોણ જાણવાને યોગ્ય છે? ૨૧

વિવેચન:—આ આત્મરૂપ દેવ જાગ્રત્સ્વપ્નના મન આદિના વ્યાપારના સાક્ષીપણાવડે કૂટસ્થરૂપ અચલ છતાંજ મન આદિમાં દૂર જતા હોય એવા જણાય છે, અને ઇન્દ્રિયોના તથા અંતઃકરણના ઉપરામમાં વિશેષ વિજ્ઞાનના અભાવથી સૂતાં છતાં સામાન્યજ્ઞાનરૂપે સર્વત્ર રહેવાથી સર્વભણીથી જાય છે, તથા મદસહિત છતાં મદરહિત છે, અર્થાત્ લૌકિકરીતે હર્ષસહિત છતાં વસ્તુતાએ હર્ષરહિત છે. એમ ઉપાધિવડે આત્મા સ્થિતિ ને ગતિ, તથા નિત્ય ને અનિત્ય ઇત્યાદિ અનેક વિરુદ્ધધર્મવાન્ છે તેથી જાણવાને અશક્ય હોવાથી તે મદઅમદરૂપ ( હર્ષઅહર્ષરૂપ ) દેવને મારાથી અન્ય કોણ જાણવાને યોગ્ય છે? અર્થાત્ મારા જેવા સૂક્ષ્મબુદ્ધિવાળા કોઈક પંડિતજ આ આત્માને સમ્યક્ જાણી શકે છે, ઉપાધિના વિવેકથી રહિત સામાન્ય માણસો તેને યથાર્થ જાણી શકતા નથી. ૨૧

હવે તે આત્માના વિજ્ઞાનથી શોકની નિવૃત્તિ થાય છે એમ પ્રતિપાદન કરે છે:—

अशरीरꣳ शरीरेष्वनवस्थेष्ववस्थितम् ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ २२ ॥

**શબ્દાર્થ:**—અશરીર સ્થિતિરહિત શરીરોમાં સ્થિત [ છે, તે ] મહાન્ વ્યાપક આત્માને જાણીને બુદ્ધિમાન્ શોક કરતો નથી. ૨૨

**વિવેચન:**—આત્મા સ્વરૂપથી આકાશજેવો હોવાથી અહીં તેને અશરીર કહ્યો છે. તે અશરીરરૂપ આત્મા અનિત્ય એવાં દેવ, પિતૃ અને મનુષ્ય આદિક શરીરોમાં નિર્વિકારરૂપે નિત્ય સ્થિત છે. તે આત્મા મહાન્ અને નિરપેક્ષ વ્યાપક છે. તે આત્માને 'આ આત્મા હું છું' એમ જાણીને બુદ્ધિમાન્ પુરુષ શોક કરતો નથી. અર્થાત્ એવા આત્મવેત્તાને શોકનો સંભવ નથી તેથી તે શોકરહિત થાય છે. ૨૨

જોકે આ આત્મા દુઃખથી જાણવાયોગ્ય કહેવાય છે તોપણ ઉપાયવડે તે સુખથી જાણવાયોગ્ય છે એમ જણાવે છે:—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूꣳ स्वाम् ॥ २३ ॥

**શબ્દાર્થ:**—આ આત્મા પ્રવચનવડે જાણવાયોગ્ય નથી, બુદ્ધિવડે [ પણ જાણવાયોગ્ય ] નથી, બહુ શ્રવણવડે [ પણ જાણવાયોગ્ય ] નથી. આ જેને ઇચ્છે છે તેવડેજ જાણવાયોગ્ય [ છે. ] તેના પ્રતિ આ આત્મા પોતાનો સ્વભાવ પ્રકાશે છે. ૨૩

**વિવેચન:**—આ આત્મા અનેક વેદોના અધ્યયનવડે જાણવાયોગ્ય નથી, તથા ગ્રંથોના અર્થની ધારણશક્તિરૂપ બુદ્ધિથી પણ જાણવાયોગ્ય નથી, અને વેદાંતથી ભિન્ન ઘણાં શાસ્ત્રોના શ્રવણથી વા બ્રહ્મનિષ્ઠ ગુરુના ઉપદેશવિના કેવલ વેદાંતના ઘણા શ્રવણથી પણ જાણવાયોગ્ય નથી. આ સાધક પુરુષ શ્રવણાદિ કાલે જે પોતાના આત્માને પ્રસન્નરૂપ અનુસંધાન કરે છે તે અનુસંધાનવડેજ આ આત્મા જાણવાયોગ્ય થાય છે. પોતાના આત્માની કામનાવાળા પુરુષનેજ આ આત્મા પોતાનો પારમાર્થિક સ્વભાવ જણાવે છે. ૨૩

વળી એ આત્માને જાણવાના અન્ય ઉપાયો કહે છે:—

नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।
नाशान्तमानसो वाऽपि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ २४ ॥

**શબ્દાર્થ:**—પાપથી નિવૃત્ત નહિ થયેલો વિજ્ઞાનવડે એને (આત્માને) પ્રાપ્ત થતો નથી, અશાંત [ પણ પ્રાપ્ત થતો ] નથી, અસંમાહિત [ પણ પ્રાપ્ત થતો ] નથી, અથવા અશાંતમનવાળો પણ [ એને પ્રાપ્ત થતો ] નથી. ૨૪

**વિવેચન:**—શ્રુતિસ્મૃતિમાં નિષેધ કરેલાં કાયિક પાપકર્મથી નિવૃત્ત નહિ થયેલો પુરુષ બ્રહ્મના પરોક્ષવિજ્ઞાનવડે આ આત્માને પ્રાપ્ત થતો નથી; ઇંદ્રિયોની ચપલતાથી ઉપરામ નહિ પામેલો પુરુષ પણ પરોક્ષવિજ્ઞાનવડે એને પ્રાપ્ત થઈ શકતો નથી; ચિત્તની એકાગ્રતાથી રહિત વિક્ષિપ્ત ચિત્તવાળો પુરુષ પણ એને પ્રાપ્ત થતો નથી; અને ચિત્તની એકાગ્રતાવાળો છતાં પણ સમાધાનના ફલ સ્વર્ગાદિનો અર્થી હોવાથી જે ચિત્તના વ્યાપારરૂપ અશાંતમનવાળો છે તે પણ આ આત્માને પામતો નથી. જે પુરુષ પાપથી નિવૃત્ત થયો છે, ઇંદ્રિયોની ચપલતાથી રહિત છે, ચિત્તની એકાગ્રતાવાળો છે, ને તે એકાગ્રતાના ફલ સ્વર્ગાદિથી પણ જેનું મન ઉપરામ પામ્યું છે એવો આચાર્યને પ્રાપ્ત થયેલો પુરુષ બ્રહ્મના વિજ્ઞાનથી આત્માને પ્રાપ્ત થાય છે. ૨૪

હવે જે પુરુષ પૂર્વોક્ત સાધનોથી રહિત છે તે કોઈ પણ રીતે આત્માને જાણી શકતો નથી એમ કહે છે:—

यस्य ब्रह्म च क्षत्रं च उभे भवत ओदनः।
मृत्युर्यस्योपसेचनं क इत्था वेद यत्र सः ॥ २५ ॥
॥ इति प्रथमाध्याये द्वितीया वल्ली ॥ २ ॥

શબ્દાર્થ:—"બ્રાહ્મણ અને ક્ષત્રિય બંને જેનો ભાત (ભોજન) [છે, અને] મૃત્યુ જેનું શાક [છે, તથા] જેમાં તે [છે તેને] એવી રીતે કોણ જાણે છે?" ૨૫

વિવેચન:—સર્વ ધર્મની મર્યાદા રાખનારા અને સર્વના રક્ષકરૂપ બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બંને, અર્થાત્ નામ, રૂપ અને ક્રિયારૂપ બધું જગત્ જે આત્માના ભોજનરૂપ છે, અને સર્વનો નાશ કરનાર મૃત્યુ જે આત્માના શાકરૂપ છે, તથા જે પોતાના મહિમારૂપ સ્થાનમાં તે વિશ્વનો સંહાર કરનાર આત્મા છે, એવા તે આત્માને પ્રાકૃત બુદ્ધિવાળો, પૂર્વોક્ત સાધનોથી રહિત, એવી રીતે એટલે કહેલા સાધનવાળા પુરુષની પેઠે કયો પુરુષ જાણે છે? કોઈ પણ જાણતો નથી." ૨૫

ઇતિ શ્રીકાઠકોપનિષદ્ના પ્રથમાધ્યાયગત દ્વિતીય વલ્લીની
તાત્પર્યદીપિકા સમાપ્ત ૧. ૨

---

॥ ३ त्रीजी वल्ली ॥

વિદ્યા અને અવિદ્યા એ બંને વિરુદ્ધ ફલવાળી છે એમ કહેવાનો આરંભ પૂર્વે કર્યો છે, પણ તેમનો ફલસહિત યથાવત્ નિર્ણય કર્યો નથી તેથી હવે તેમના નિર્ણયમાટે રથના રૂપકની કલ્પના આ ત્રીજી વલ્લીમાં કહેવાશે તેમાં પ્રથમ પ્રાપ્ત થનાર, પ્રાપ્ત થવાયોગ્ય, ગમન કરનાર અને ગંતવ્ય એમના વિવેકમાટે રથના રૂપકદ્વારા જીવરૂપ અને કૂટસ્થરૂપ બ્રહ્મના સ્વરૂપને કહેવાનો આરંભ કરે છે:—

ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्धे।
छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥ १ ॥

**શબ્દાર્થ:—"પોતાના કરેલા [કર્મના] સત્યને (અવશ્ય થનાર ફલને) ભોગવે છે. શરીરવિષે ગુહામાં પ્રવેશ પામેલા [છે] ઉત્કૃષ્ટ બ્રહ્મના સ્થાનમાં [પ્રવેશ પામેલા છે.] છાયારૂપે અને આતપરૂપે બ્રહ્મવેત્તાઓ કહે છે. પંચાગ્નિવાળાઓ અને જેઓ ત્રિણાચિકેત [છે તેઓ પણ કહે છે] ૧**

**વિવેચન**:—"જીવ અને કૂટસ્થ એ બંને પોતાપોતાના કરેલાં કર્મોનાં અવશ્ય થનારાં ફલોને ભોગવે છે. પરંતુતાએ તો માત્ર જીવજ કર્મફલને ભોગવે છે, આત્મા ભોગવતો નથી, છતાં અહીં જે બંનેને કર્મફલના ભોક્તા કહ્યા છે તે છત્રવાળાના દૃષ્ટાંતથી કહ્યા છે. જેમ માર્ગમાં બે પુરુષ જતા હોય, તેમાં એકની પાસે છત્ર હોય, ને બીજાની પાસે ન હોય તથાપિ તેમને દૂરથી દેખનાર પુરુષ 'છત્રવાળા પુરુષ જાય છે.' એમ બંનેમાં છત્રવાળાપણાનો વ્યવહાર કરે છે તેમ અહીં જીવજ કર્મના ફલનો ભોક્તા છે, છતાં શ્રુતિએ જીવ તથા આત્મા બનેમાં ફલના ભોક્તાપણાનો વ્યવહાર કર્યો છે. આ શરીરરૂપ લોકમાં બુદ્ધિરૂપ ગુહામાં તે બંને પ્રવેશ પામ્યા છે, અને શરીરના આકાશની સ્થિતિની અપેક્ષાથી ઉત્કૃષ્ટ જે બ્રહ્મની પ્રતીતિ થવાના સ્થાનરૂપ હૃદયાકાશ છે તેમાં તેઓ પ્રવેશ પામેલા છે, તે બંને છાયાની-

અને પ્રકાશની પેઠે વિલક્ષણ છે, અર્થાત્ જીવ છાયાની પેઠે અજ્ઞાનરૂપ અંધકારમય છે, ને કૂટસ્થજ્ઞાનરૂપ પ્રકાશમય છે. તેમને સંસારીપણાથી અને અસંસારીપણાથી બ્રહ્મવેત્તાઓ કહે છે. ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહવનીય, સભ્ય અને આવસથ્ય એ પાંચ અગ્નિવાળા કિંવા સ્વર્ગ, મેઘ, પૃથિવી, પુરુષ ને સ્ત્રી આ પાંચમાં અગ્નિની દૃષ્ટિ કરનારા પંચાગ્નિવાળા પુરુષો તથા જેમણે નાચિકેતનામના અગ્નિની ત્રણ વાર ઉપાસના કરી છે તેઓ પણ પૂર્વોક્ત રીતેજ કહે છે. ૧

લોકમાં બ્રહ્મવેત્તાઓની અને પંચાગ્નિવાળાઓની અપ્રતીતિ હોવાથી વર્તમાનસમયમાં બ્રહ્મવેત્તાઓ તથા પંચાગ્નિવાળાઓ નથી એમ શંકા થાય તો તેના નિરાકરણમાટે તેમનું અસ્તિત્વ નહિ માનવાથી પૂર્વના વિદ્વાનોના અનુભવનો વિરોધ આવે છે એમ કહે છે—

यः सेतुरीजानानामक्षरं ब्रह्म यत्परम् ।
अभयं तितीर्षतां पारं नाचिकेतꣳ शकेमहि ॥ २ ॥

**શબ્દાર્થઃ**—જે કર્મ કરનારાઓનો સેતુ [ છે તે ] નાચિકેતને [ જાણવાને તથા ઉપાસવાને અમે ] શક્તિમાન્ છીએ જે ભયરહિત, તરવાને ઇચ્છનારના પારરૂપ, પરમ, અક્ષર [ ને ] બ્રહ્મ [ છે તેને જાણવાને પણ અમે સમર્થ છીએ ] ૨

વિવેચનઃ—દુઃખની નિવૃત્તિમાટે હોવાથી જે યજ્ઞાદિ કર્મ, કર્મ કરનારાઓના સેતુની ( પાજની ) પેઠે છે. કર્મમાં ઉપયોગી તે નાચિકેતનામના અગ્નિને જાણવાને અને ઉપાસવાને અમે સમર્થ છીએ વળી, જે ભયરહિત, સંસારને તરવાની ઇચ્છાવાળા પુરુષોના પારરૂપ, બ્રહ્મવેત્તાઓના પરમ આશ્રયરૂપ, અવિનાશી ને આત્મનામવાળું બ્રહ્મ છે તેને જાણવાને પણ અમે સમર્થ છીએ અપરબ્રહ્મ અને પરબ્રહ્મ એ બંને ક્રમથી કર્મીઓનો અને બ્રહ્મવેત્તાનો આશ્રય છે, અને પૂર્વના વિદ્વાનોનો અનુભવ જણાવ્યો તેવા વિદ્વાનો વર્તમાનમાં પણ સંભવે છે એમ ઉપરના પ્રતિપાદનથી જાણવું ૨

એ બેમાં જે ઉપાધિવડે પરિચ્છિન્ન જીવ છે તે કર્મમાં અને જ્ઞાનમાં અધિકારી છે. હવે તેના સંસારગમનમાં તથા મોક્ષગમનમાં સાધનરૂપ રથની કલ્પના કરાય છે—

आत्मानꣳ रथिनं विद्धि शरीरꣳ रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—આત્માને રથનો સ્વામી જાણ, [ અને ] શરીરને તો રથજ [ જાણ, તથા ] બુદ્ધિને તો સારથિ જાણ, અને મનને રશનાજ [ જાણ ] ૩

વિવેચનઃ—કર્મફલના ભોક્તા સંસારી આત્માને રથનો સ્વામી જાણ, અને શરીરને તો રથજ જાણ, તથા નિશ્ચયરૂપ બુદ્ધિને તો સારથિ જાણ, અને સંકલ્પવિકલ્પરૂપ મનને અશ્વને બાંધવાની રજ્જુજ જાણ. રથમાં જોડેલા અશ્વો જેમ રથને ખેંચે છે તેમ ઇંદ્રિયો શરીરને ખેંચે છે તેથી શરીરને રથ કલ્પેલ છે. સારથિ જેમ રથની પ્રવૃત્તિ કરાવનાર છે તેમ બુદ્ધિ શરીરની પ્રવૃત્તિ કરાવનાર છે તેથી બુદ્ધિમાં સારથિની કલ્પના કરી છે. જેમ રજ્જુવડે ગ્રહણ કરેલા અશ્વો માર્ગમાં પ્રવૃત્ત થાય છે તેમ મનવડે ગ્રહણ કરેલ શ્રોત્રાદિક ઇંદ્રિયોમાં પ્રવૃત્ત થાય છે તેથી મનને રજ્જુરૂપે કલ્પ્યું છે. ૩

હવે અશ્વોની તથા માર્ગની કલ્પના કરી રથના સ્વામીનું ભોક્તાપણું સ્વાભાવિક નથી એમ કહે છે—

इन्द्रियाणि हयानाहुर्विषयाꣳस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—ઇંદ્રિયોને અશ્વો કહે છે તેઓના વિષયોને માર્ગો [ જાણ. ] શરીર, ઇંદ્રિય અને મનસહિત [ આત્મા ]ને વિવેકીઓ ભોક્તા એમ કહે છે ૪

વિવેચનઃ—અધ્યાત્મવેત્તા પુરૂષો ચક્ષુરાદિક ઇંદ્રિયોને તો રથને ખેંચનાર અશ્વોની પેઠે શરીરને ખેંચનાર હોવાથી અશ્વો કહે છે. અશ્વપણાવડે કલ્પેલી તે ચક્ષુરાદિ ઇંદ્રિયોના રૂપાદિ વિષયોને માર્ગો જાણ. શરીર, ઇંદ્રિયો ને મનસહિત આત્માને વિવેકી પુરૂષો ભોક્તા એટલે સંસારી કહે છે. કેવલ આત્માને ભોક્તાપણું નથી, કિંતુ બુદ્ધિ આદિકનું કરેલુંજ તેને ભોક્તાપણું છે. "ध्यायतीव लेलायतीव ॥" (બુદ્ધિના ધ્યાનથી અને ચંચલતાથી આત્મા જાણે ધ્યાન કરતો હોય તથા ચંચલ થયો હોય એવો જણાય છે) એ અન્ય શ્રુતિ પણ કેવલ આત્માના અભોક્તાપણાનેજ દેખાડે છે. એવી રીતે આત્માનું ભોક્તાપણું ઉપાધિને લઇને હોવાથી આગળ કહેવામાં આવનારી વૈષ્ણવપદની (વ્યાપકસ્વરૂપની) પ્રાપ્તિ આત્મભાવથી સંભવે છે. જો આત્માનું ભોક્તાપણું સ્વાભાવિક માનવામાં આવે તો સ્વભાવની નિવૃત્તિ થઇ શકે એમ ન હોવાથી વ્યાપકપદની આગળ જે પ્રાપ્તિ કહી છે તે સંભવી શકે નહિ. ૪

બુદ્ધિરૂપ સારથિ અવિવેકી હોય તો ઇંદ્રિયોરૂપ અશ્વો તેને અધીન રહેતા નથી એમ કહે છેઃ—

यस्त्वविज्ञानवान्भवत्ययुक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—જે અવિવેકી હોય છે, અને એકાગ્રતારહિત મનવડે સર્વદા [યુક્ત હોય છે] તેની ઇંદ્રિયો સારથિના દુષ્ટ અશ્વોની પેઠે નિવારણ ન કરી શકાય એવી [ થાય છે. ] ૫

વિવેચનઃ—જે બુદ્ધિરૂપ સારથિ પ્રવૃત્તિમાં અને નિવૃત્તિમાં અવિવેકી હોય છે, અને એકાગ્રતારહિત મનરૂપ રજ્જુથી સર્વદા યુક્ત હોય છે તે અકુશલ બુદ્ધિરૂપ સારથિના ઇંદ્રિયોરૂપ અશ્વો લોકપ્રસિદ્ધ સારથિના વશ નહિ રહેનારા દુષ્ટ અશ્વોની પેઠે વિષયોથી નિવારણ કરવાને અશક્ય થાય છે. ૫

પૂર્વોક્ત સારથિથી વિપરીત સારથિને ઇંદ્રિયોરૂપ અશ્વો અધીન રહે છે એમ કહે છેઃ—

यस्तु विज्ञानवान्भवति युक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—જે વિવેકવાળો હોય છે અને એકાગ્રતાવાળા મનવડે સદા [ યુક્ત હોય છે, ] તેની ઇંદ્રિયો સારથિના શ્રેષ્ઠ અશ્વોની પેઠે વશ્ય [ થાય છે. ] ૬

વિવેચનઃ—જે સારથિ વિવેકવાળો હોય છે, અને એકાગ્રતાવાળા મનથી સદા યુક્ત હોય છે તે બુદ્ધિરૂપ સારથિના ઇંદ્રિયોરૂપ અશ્વો લોકપ્રસિદ્ધ સારથિને વશ વર્તનારા શ્રેષ્ઠ અશ્વોની પેઠે શુભમાર્ગમાં પ્રવૃત્તિ કરાવવાને વા અશુભમાર્ગથી નિવૃત્તિ કરાવવાને શક્ય થાય છે. ૬

તે બંનેમાં પૂર્વોક્ત વિવેકરહિત બુદ્ધિરૂપ સારથિવાળાને જે ફલ થાય છે તે કહે છેઃ—

यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदाऽशुचिः ।
न स तत्पदमाप्नोति सꣳसारं चाधिगच्छति ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—જે વિવેકરહિત [ સારથિવાળો ] તથા મનની એકાગ્રતાથી રહિત [ ને ] સર્વદા મલિન હોય છે તે તે પદને પ્રાપ્ત થતો નથી, કિંતુ સંસારને પામે છે. ૭

વિવેચનઃ—જે રથનો સ્વામી વિવેકરહિત બુદ્ધિરૂપ સારથિવાળો હોય છે, તથા મનની એકાગ્રતાથી રહિત અને તેથી સર્વદા અપવિત્ર હોય છે તે અક્ષરબ્રહ્મરૂપ પરમપદને તે સારથિથી પામતો નથી, કિંતુ જન્મમરણરૂપ સંસારનેજ પામે છે. ૭

તેનાથી વિપરીતને પરમપદની પ્રાપ્તિ થાય છે એમ કહે છેઃ—

यस्तु विज्ञानवान्भवति समनस्कः सदा शुचिः ।
स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥ ८ ॥

**શબ્દાર્થઃ—જે વિવેકવાળો [ સારથિયુક્ત, ] એકાગ્રમનવાળો તથા સર્વદા પવિત્ર હોય છે તે તો તે પદને પામે છે, જ્યાંથી પુનઃ જન્મતો નથી ૮**

વિવેચનઃ—જે રથનો સ્વામી વિવેકયુક્ત સારથિવાળો, એકાગ્રમનવાળો તથા સર્વદા પવિત્ર છે તે તો તે પદને પામે છે, પ્રાપ્ત થયેલા જે પદથી પતનરહિત થયેલો તે પુનઃ સંસારમાં જન્મ પામતો નથી. ૮

હવે તે પરમપદના સ્વરૂપને કહે છેઃ—

विज्ञानसारथिर्यस्तु मनः प्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ ९ ॥

**શબ્દાર્થઃ—જે વિવેકયુક્ત સારથિવાળો અને એકાગ્રમનવાળો મનુષ્ય [છે] તે [સંસાર] ગતિના પારને પામે છે, તે વિષ્ણુનું પરમ પદ [ છે. ] ૯**

વિવેચનઃ—જે વિવેકયુક્ત બુદ્ધિરૂપ સારથિવાળો અને એકાગ્રમનવાળો પવિત્ર વિદ્વાન્ મનુષ્ય છે તે સંસારની ગતિના પ્રાપ્ત થવાયોગ્ય પરબ્રહ્મરૂપ પારને પામે છે, અને સંસારનાં સર્વ બંધનોથી મુક્ત થાય છે. તે વ્યાપક પરમાત્માનું ઉત્કૃષ્ટ તત્ત્વ છે, જેને પૂર્વોક્ત વિદ્વાન્ પામે છે. ૯

હવે જે પદ ગંતવ્ય છે તેની, " ઇંદ્રિયો સ્થૂલ છે " ત્યાંથી આરંભ કરીને સૂક્ષ્મતાના ન્યૂનાધિકપણાનો ક્રમવડે પ્રત્યગાત્મભાવથી પ્રાપ્તિ કરવાયોગ્ય છે એ અર્થવાળી બે ઋચાઓ કહેવાય છેઃ—

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ १० ॥
महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः ।
पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः ॥ ११ ॥

**શબ્દાર્થઃ—ઇંદ્રિયોથી અર્થો પર [ છે, ] અને અર્થોથી મન પર [ છે, ] તથા મનથી તો બુદ્ધિ પર [ છે, અને ] બુદ્ધિથી મહાન્ આત્મા પર [ છે. ] ૧૦ મહાનથી અવ્યક્ત પર [ છે, અને ] અવ્યક્તથી પુરુષ પર [ છે, ] પુરુષથી પર કાંઈ નથી. તે અવધિ [ તથા ] તે પરા ગતિ [ છે. ] ૧૧**

વિવેચનઃ—ઇંદ્રિયો સ્થૂલ છે. તે શ્રોત્રાદિ ઇંદ્રિયોથી શબ્દાદિક વિષયભાવને પ્રાપ્ત થયેલ સૂક્ષ્મભૂતરૂપ અર્થો પર એટલે સૂક્ષ્મ, મહાન્ ને અભ્યાસથી પ્રત્યગાત્મરૂપ છે. તે અર્થોથી મન એટલે મનને ઉપજાવનાર સૂક્ષ્મભૂત પર છે. મનથી બુદ્ધિ એટલે બુદ્ધિના નિશ્ચય આદિક ધર્મનાં આરંભક સૂક્ષ્મભૂત પર છે, અને બુદ્ધિથી મહાન્ આત્મા એટલે હિરણ્યગર્ભનું સ્વરૂપ પર છે. ૧૦ તે મહાન્ આત્માથી અવ્યક્ત એટલે માયા પર છે. તે અવ્યક્તથી પ્રત્યગાત્માથી અભિન્ન પરમાત્મરૂપ પુરુષ પર ( અવ્યક્તથી અતિસૂક્ષ્મ, મહાન્ અને પરમાર્થથી સર્વના અંતરાત્મરૂપ ) છે. એ ચૈતન્યઘન પુરુષથી પર કાંઇ પણ નથી, તેથી સૂક્ષ્મપણાનો, મહત્પણાનો અને પ્રત્યગાત્મપણાનો તે અવધિ છે. એમ હોવાથી ગમન કરનારમતિવાળા-સર્વ સંસારી જીવોની તે શ્રેષ્ઠ ગતિ છે. ' यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ' ( જ્યાં જઇને પુરુષો પાછા આવતા નથી તે મારું પરમ ધામ છે ) એ શ્રીભગવદ્‌ગીતાનું વચન પણ પરમાત્મરૂપનેજ શ્રેષ્ઠ ગતિ કહે છે. ૧૧

જો પુરુષ ગતિરૂપ હોય તો તે આગતિરૂપ ( આગમનરૂપ ) પણ હોવો જોઇએ, ને એમ હોય તો " જ્યાંથી પુનઃ જન્મતો નથી " એ પૂર્વોક્ત વચન કેમ ઘટી શકે ? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते ।
दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ १२ ॥

**શબ્દાર્થઃ—આ આત્મા સર્વે ભૂતોમાં ગૂઢ [ હોઇને ] પ્રકાશતો નથી. એકાગ્રતાવાળી સૂક્ષ્મબુદ્ધિવડે સૂક્ષ્મદર્શીઓથી તો દેખાય છે. ૧૨**

વિવેચનઃ—ચૈતન્યરૂપ પુરુષ સર્વનો અંતરાત્મા હોવાથી ગતિરહિતજ છે તોપણ આરોપથી ગતિરૂપ કહેવાય છે તેથી પ્રત્યગાત્મરૂપ પુરુષને પામીને પુનઃ સંસારમાં આગમન સંભવતું નથી. ચૈતન્યરૂપ પુરુષનું અંતરાત્મપણું આ પ્રમાણે છે:—આ પુરુષરૂપ આત્મા બ્રહ્માથી માંડીને સ્તંભપર્યંત સર્વ ભૂતોને વિષે ગૂઢ ( માયાથી ઢંકાયેલો ) હોઇને સંસ્કારરહિત બુદ્ધિવાળા કોઇને આત્મપણાવડે પ્રતીત થતો નથી આ માયા અતિગંભીર, દુઃખે કરીને જાણી શકાય એવી અને વિચિત્ર છે. જેથી આ સર્વ પ્રાણીઓ પરમાર્થથી પરમાત્મરૂપ છતાં પણ, અને એવી રીતે બોધ કર્યા છતાં પણ, પુરુષ 'હું પરમાત્મા—બ્રહ્મ—છું' એમ ગ્રહણ કરતો નથી; કિંતુ ઘટાદિકની પેઠે પોતાને દૃશ્ય થતાં દેહઇંદ્રિયાદિકના સમૂહરૂપ જડને ઉપદેશવિના પણ 'હું અમુકનો પુત્ર અમુક છું' એમ આત્મપણાવડે ગ્રહણ કરે છે તેથી નિશ્ચય આ સર્વ પ્રાણીઓ પરમેશ્વરની માયાથી મોહ પામીને ભ્રમણ કરે છે એમ જણાય છે નિદિધ્યાસનથી ઉપજેલા સંસ્કારયુક્ત, બ્રહ્મઆત્માનું એકપણું જેનું મુખ્ય લક્ષ્ય છે એવી, અને સૂક્ષ્મવસ્તુના નિરૂપણપરાયણ બુદ્ધિવડે પરમ સૂક્ષ્મ વસ્તુને જોવાના સ્વભાવવાળા સૂક્ષ્મદર્શી પંડિતોથી તો સર્વ ભૂતોમાં ગૂઢ છતાં પણ તે આત્મા દેખાય છે. સ્વપ્રકાશ હોવાથી આત્મા વસ્તુતાએ તો દૃશ્ય નથી, માત્ર અહીં તેને આરોપથી દૃશ્ય કહેવામાં આવેલ છે એમ જાણવું. ૧૨

હવે તે આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિનો ઉપાય કહે છે.—

यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।
ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥ १३ ॥

**શબ્દાર્થઃ—વિવેકી વાણીને મનવિષે લીન કરે, તેને પ્રકાશરૂપ બુદ્ધિમાં લીન કરે, બુદ્ધિને મહાન્ આત્મામાં લીન કરે, [ અને ] તેને શાંત આત્મામાં લીન કરે. ૧૩**

વિવેચનઃ—વિવેકવાળો પુરુષ વાણી આદિ ઇંદ્રિયોનો મનમાં લય કરે, મનનો પ્રકાશરૂપ બુદ્ધિમાં લય કરે, જ્ઞાનરૂપ બુદ્ધિનો પ્રથમ ઉત્પન્ન થયેલ હિરણ્યગર્ભનામવાળા મહત્તત્ત્વરૂપ મહાન્ આત્મામાં લય કરે, અને તે મહાન્ આત્માનો સર્વવિશેષરહિત રૂપવાળા, અક્રિય, સર્વાંતર, સર્વબુદ્ધિવૃત્તિના સાક્ષી ને શાંતરૂપ મુખ્ય આત્મામાં લય કરે: વાગ્ આદિ ઇંદ્રિયોના વ્યાપાર રોકી મનરૂપે સ્થિત રહેવું તે ઇંદ્રિયોનો મનમાં લય જાણવો. બુદ્ધિ મન આદિની અંતર છે તેથી આત્માનો બુદ્ધિ એવો અર્થ કર્યો છે. મનના વ્યાપાર તજી બુદ્ધિરૂપે સ્થિત રહેવું તે મનનો બુદ્ધિમાં લય જાણવો બુદ્ધિને મહાન્ આત્માજેવી સ્વચ્છસ્વભાવવાળી કરવી તે બુદ્ધિનો મહત્તત્ત્વમાં લય જાણવો. એવી શુદ્ધબુદ્ધિને આત્મામાં સુસ્થિત કરવી તે મહત્તત્ત્વનો શાંત આત્મામાં લય જાણવો. ૧૩

એમ ક્રમવડે વિષયોમાં દોષદર્શનથી અને અભ્યાસથી બાહ્યકરણના અને અંતઃકરણના વ્યાપારનો વિલય થવાથી વિલયકર્તાને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. એ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરવાનો શ્રુતિભગવતી આ પ્રમાણે બોધ કરે છેઃ—

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—ઊઠો, જાગો, શ્રેષ્ઠોની સમીપ જઇને જાણો. [ જેમ ] ક્ષુરની ધારા તીક્ષ્ણ કરેલી દુઃખથી ઉપર ચલાય એવી [ હોય છે તેમ ] બુદ્ધિમાનો તે માર્ગને દુર્ગમ કહે છે. ૧૪

**વિવેચનઃ**—હે અનાદિ અવિદ્યામાં સૂતેલા પ્રાણીઓ ! આત્મસ્વરૂપના દર્શનમાટે ઊઠો, એટલે આત્મજ્ઞાનની સંમુખ થાઓ, અને અજ્ઞાનમય નિદ્રાથી જાગો, એટલે તેનો નાશ કરો. સ્વસ્વરૂપને જાણનારા શ્રેષ્ઠ આચાર્યોની સમીપ યથાવિધિ જઇને તેમણે ઉપદેશ કરેલા સર્વની અંતર રહેનારા આત્માને 'તે હું છું' એમ જાણો એ આત્મતત્ત્વનું જ્ઞાન દુર્લભ જાણીને તેમાટે અત્યંત યત્ન કરવો જોઇએ એમ શ્રુતિભગવતી માતાની પેઠે કૃપાદૃષ્ટિથી કહે છેઃ—જેમ ક્ષુરના એટલે સજાયાના (અસ્ત્રાના) અગ્રભાગરૂપ ધારા પાષાણપર ઘસીને તીક્ષ્ણ કરી હોય તે દુઃખથી ઉપર ચાલી શકાય એવી હોય છે, અર્થાત્ તેપર ઉઘાડે પગે ચાલવું અત્યંત કઠિન છે તેમ બુદ્ધિમાન્ પુરુષો આ તત્ત્વજ્ઞાનરૂપ માર્ગને દુઃખથી સંપાદન કરવાયોગ્ય હોવાથી દુર્ગમ કહે છે. ૧૪

જાણવાયોગ્ય વસ્તુના અતિસૂક્ષ્મપણાના હેતુને તથા તે વસ્તુને જાણવાથી થનારા ફલને કહે છેઃ—

अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसान्नित्यमगन्धवच्च यत् ।
अनाद्यनन्तं महतां परं ध्रुवं निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—જે [ બ્રહ્મ ] શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, અવ્યય તથા રસરહિત, નિત્ય ને ગંધરહિત, અનાદિ, અનંત, મહત્‌થી પર [ ને ] ધ્રુવ [ છે ] તેને જાણીને [ પુરુષ ] મૃત્યુના મુખથી મોકળો થાય છે." ૧૫

**વિવેચનઃ**—જે બ્રહ્મ શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, અવ્યય, રસરહિત, નિત્ય ને ગંધરહિત છે. જે વસ્તુ શબ્દાદિ ગુણવાળી હોય તે નાશ પામે છે, આ બ્રહ્મ શબ્દાદિ ગુણરહિત હોવાથી અવિનાશી છે, ને તેથી નિત્ય તથા અનાદિ એટલે કારણથી રહિત છે. વળી જે બ્રહ્મ અનંત એટલે કાર્યરૂપ અંતથી રહિત, નિત્યજ્ઞાનસ્વરૂપ હોવાથી હિરણ્યગર્ભની બુદ્ધિરૂપ મહત્તત્ત્વથી વિલક્ષણ, તથા અપરિણામિનિત્ય છે. તે બ્રહ્મરૂપ આત્માને જાણીને પુરુષ અવિદ્યા, કામ ને કર્મરૂપ મૃત્યુના મુખથી મોકળો થાય છે." ૧૫

હવે શ્રુતિ પ્રસ્તુત વિજ્ઞાનની સ્તુતિમાટે આ પ્રમાણે કહે છેઃ—

नाचिकेतमुपाख्यानं मृत्युप्रोक्तꣳसनातनम् ।
उक्त्वा श्रुत्वा च मेधावी ब्रह्मलोके महीयते ॥ १६ ॥
य इमं परमं गुह्यं श्रावयेद्ब्रह्मसंसदि ।
प्रयतः श्राद्धकाले वा तदानन्त्याय कल्पते तदानन्त्याय कल्पत इति ॥ १७ ॥

॥ इति प्रथमाध्याये तृतीया वल्ली ॥ ३ ॥ इति प्रथमोऽध्यायः ॥ १ ॥

**શબ્દાર્થઃ**—નચિકેતાથી પ્રાપ્ત [ અને ] યમે કહેલા પુરાતન ઉપાખ્યાનને કહીને [ અને ] સાંભળીને બુદ્ધિમાન્ બ્રહ્મરૂપ લોકમાં મહિમા પામે છે. ૧૬ જે આ પરમ ગુહ્યને બ્રાહ્મણની સભામાં સંભળાવે, અથવા શ્રાદ્ધકાલમાં પવિત્ર થઇને [ સંભળાવે તો ] તે અનંત ફલમાટે સમર્થ થાય છે, અનંત ફલમાટે સમર્થ થાય છે. ઇતિ ૧૭

**વિવેચનઃ**—જે બુદ્ધિમાન્ પુરુષ આ નચિકેતાથી પ્રાપ્ત થયેલા અને યમે તેને કહેલા ત્રણ વલ્લીરૂપ પુરાતન ઉપાખ્યાનને બ્રાહ્મણોપ્રતિ કહીને અને બ્રહ્મવેત્તા આચાર્યોથી સાંભળીને ધારણ કરે છે તે બ્રહ્મરૂપ લોકમાં મહિમા પામે છે, અર્થાત્ સર્વના આત્મરૂપ થઇને ઉપાસના કરવાયોગ્ય થાય છે. ૧૬ જે કોઇ પુરુષ આ

એક ગુહ્ય અર્થને બ્રાહ્મણોની સભામાં પાઠથી અથવા અર્થથી સંભળાવે, અથવા શ્રાદ્ધકાલમાં પવિત્ર થઇને ભોજન કરનારા બ્રાહ્મણોને સંભળાવે તો તેનું શ્રાદ્ધ અનંત ફલમાટે સમર્થ થાય છે, અર્થાત્ તેવા શ્રાદ્ધનું મહાન્ ફલ થાય છે तदानन्त्याय कल्पते એ પદોનું બે વાર કથન અધ્યાયની સમાપ્તિ દેખાડવામાટે છે. ૧૭

ઇતિ શ્રીકાઠકોપનિષદ્‌ના પ્રથમાધ્યાયગત ત્રીજી વલ્લીની
તાત્પર્યદીપિકા સમાપ્તા. ૧. ૩

ઇતિ શ્રીકાઠકોપનિષદ્‌ના પ્રથમાધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્તા ૧

॥ द्वितीयोऽध्यायः ॥

॥ १ पहेली वल्ली ॥

પૂર્વે અનાદિ અવિદ્યારૂપ પ્રતિબંધ કહ્યો હતો હવે સાદિ પ્રતિબંધને દેખાડવા માટે આ વલ્લીનો આરંભ થાય છે એના પ્રતિબંધનું કારણ જાણવાથી તે પ્રતિબંધના નિવારણમાટે યત્ન થઇ શકે છે, અને નહિ જાણવાથી યત્ન થઇ શકતો નથી તેથી પ્રથમ એના પ્રતિબંધને દેખાડે છે.—

पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन् ।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ १ ॥

શબ્દાર્થઃ—પરમેશ્વર બાહ્ય વિષયોને પ્રકાશવામાં સમર્થ ઇંદ્રિયોનું હનન કરતા હવા, તેથી બાહ્યને જુએ છે, અંતરાત્માને નહિ. કોઇ વિવેકી ચક્ષુના નિરોધવાળો અમૃતપણાને ઇચ્છતો [ છતો ] પ્રત્યગાત્માને જુએ છે ૧

વિવેચન—જે સર્વદા સ્વતંત્ર છે, પરતંત્ર નથી તે પરમેશ્વર સ્વયંભૂ કહેવાય છે પરમેશ્વર, આત્માથી ભિન્ન બાહ્ય શબ્દાદિક વિષયોને પ્રકાશવામાં સમર્થ શ્રોત્રાદિક ઇંદ્રિયોનું અંતરાત્માના દર્શનથી તેમને વિમુખ કરીને હનન કરતા હવા ઇંદ્રિયોને સત્, ચિત્ ને આનંદરૂપ આત્માના દર્શનથી વિમુખ કરી, અસત્ જડ ને દુઃખરૂપ બાહ્ય વિષયના દર્શનમાં પ્રવૃત્ત થનાર બહિર્મુખ રચી તેમનું હનન જાણવું ઇંદ્રિયો વિષયાભિમુખવાળી હોવાથી ઇંદ્રિયોવડે વિષયોને જાણનારો પુરુષ તે ઇંદ્રિયોવડે બહારના અનાત્મરૂપ શબ્દાદિક વિષયોને જાણે છે, અંતરાત્માને જાણતો નથી એવી રીતે લોકનો સ્વભાવ છતાં પણ કોઈ વિવેકી પુરુષ ચક્ષુરાદિ ઇંદ્રિયોને તેમના વિષયોથી રોકી પોતાના નિત્યસ્વભાવરૂપ અમૃતપણાને ઇચ્છતો છતો પ્રત્યગાત્માનો સાક્ષાત્કાર કરે છે બાહ્ય વિષયોના જોવામાં તત્પર થવું અને અંતરાત્માનો અનુભવ કરવો એ બંને એક પુરુષમાં એક કાલે સંભવે નહિ.તેથી આત્માના સાક્ષાત્કારમાટે પ્રયત્નથી ઇંદ્રિયોની સ્વભાવસિદ્ધ પ્રવૃત્તિનો નિરોધ કરવો જોઇએ. ૧

હવે અવિવેકીની અને વિવેકીની ઇચ્છાના ભિન્નપણાને દેખાડે છે —

पराचः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।
अथ धीरा अमृतत्वं विदित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥ २ ॥

શબ્દાર્થ—અલ્પબુદ્ધિવાળા બહારના વિષયોપ્રતિ જાય છે, તેઓ સર્વભણીથી વ્યાપ્ત મૃત્યુના પાશને પામે છે, અને વિવેકીઓ અચલ અમૃતપણાને જાણીને અહીં અનિત્યોમાં ઇચ્છા કરતા નથી ૨

વિવેચન—અનાત્મવસ્તુના દર્શનરૂપ અવિદ્યા અને આ લોક પરલોકના ભોગની તૃષ્ણા એ બંનેવડે જેને આત્માના સાક્ષાત્કારનો પ્રતિબંધ થયો છે એવા અલ્પબુદ્ધિવાળા પુરુષો બહારના શબ્દાદિ વિષયોપ્રતિ

જાય છે, તે કારણથી તે સર્વજ્ઞણીથી વ્યાપ્ત જે અવિદ્યા, કામ અને કર્મના સમુદાયરૂપ મૃત્યુના-દેહના અને ઇંદ્રિયાદિકના સંયોગવિયોગરૂપ એટલે નિરંતર વર્તમાન જન્મ, મરણ, જરા ને રોગાદિક અનેક અનર્થના સમૂહરૂપ પાશને પ્રાપ્ત થાય છે; અને વિવેકવાળો પુરુષ દેવાદિકના અનિત્ય અમરભાવથી વિલક્ષણ અંતરાત્માના સ્વરૂપની સ્થિતિરૂપ અચલ અમરભાવને જાણીને અનર્થરૂપ આ સંસારમાં વિદ્યમાન અનિત્યરૂપ સર્વ પદાર્થોમાંથી કોઈ પણ પદાર્થને ઇચ્છતો નથી; અર્થાત્ પુત્ર, વિત્ત ને લોક એ ત્રણ એષણાથી તે રહિત થાય છે. ૨

જે બ્રહ્મના વિજ્ઞાનથી જ્ઞાનીઓ બીજા કોઈ પણ પદાર્થને ઇચ્છતા નથી તે બ્રહ્મનું વિજ્ઞાન કેવી રીતે થાય છે એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

येन रूपं रसं गन्धं शब्दान्स्पर्शांश्च मैथुनान् ।
एतेनैव विजानाति किमत्र परिशिष्यते । एतद्वै तत् ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—[ સર્વ લોક ] જે આવડેજ રૂપ, રસ, ગંધ, શબ્દો સ્પર્શો ને મૈથુનોને સ્પષ્ટ જાણે છે [ તેને ] અહીં શું અવશેષ રહે છે? [ તે ] આજ તે [ છે. ] ૩.

**વિવેચનઃ**—સર્વ લોકો જે આ જ્ઞાનસ્વભાવવાળા આત્માથીજ રૂપ, રસ, ગંધ, શબ્દો, સ્પર્શો અને મૈથુનરૂપ નિમિત્તથી થએલાં સુખનાં જ્ઞાનોને સ્પષ્ટ જાણે છે. સ્થૂલસૂક્ષ્મસંઘાત જડ હોવાથી તેવડે રૂપાદિકનું જ્ઞાન સંભવે નહિ, કિંતુ જ્ઞાનસ્વભાવવાળા આત્માના સદ્‌ભાવથીજ રૂપાદિકનું જ્ઞાન સંભવે છે. આ લોકમાં તે જ્ઞાનસ્વભાવવાળા આત્માને નહિ જાણી શકાય એવું શું અવશેષ રહે છે? કંઈ પણ અવશેષ રહેતું નથી, કિંતુ સર્વ વસ્તુજ તે આત્માથી જાણવાયોગ્ય છે, તે આ આત્માજ તે બ્રહ્મ છે. ૩

અતિસૂક્ષ્મપણાથી બ્રહ્મ દુર્વિજ્ઞેય છે એમ માનીને આજ અર્થને પુનઃ પુનઃ કહે છેઃ—

स्वप्नान्तं जागरितान्तं चोभौ येनानुपश्यति ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—સ્વપ્નમાં જાણવાયોગ્ય તથા જાગ્રત્‌માં જાણવાયોગ્ય [ એ ] બંનેને જેવડે જુએ છે [ તે ] વ્યાપક [ ને ] સર્વકલ્પનાના અધિષ્ઠાન આત્માને જાણીને બુદ્ધિમાન્ શોક કરતો નથી. ૪

**વિવેચનઃ**—સ્વપ્નમાં જાણવાયોગ્ય વસ્તુ અને જાગ્રત્‌માં જાણવાયોગ્ય વસ્તુ એ બંનેને મનુષ્યો જે આત્માવડે જુએ છે આજ તે બ્રહ્મ છે. તે વ્યાપક અને સર્વ કલ્પનાના અધિષ્ઠાન આત્માને "હું પરમાત્મા છું" એમ આત્મભાવથી સાક્ષાત્ જાણીને બુદ્ધિમાન્ પુરુષ શોક કરતો નથી. ૪

य इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात् ।
ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—જે આ કર્મફલના ભોક્તા જીવરૂપ આત્માને [ અને ] ભૂતભવિષ્યનાં નિયામકને અભેદરૂપે જાણે છે, પછી રક્ષણ કરવાને ઇચ્છતો નથી, આજ તે [ છે. ] ૫

**વિવેચનઃ**—જે કોઈ આ કર્મફલના ભોક્તા પ્રાણાદિક સમૂહને ધારણ કરનાર જીવરૂપ આત્માને તથા ભૂત, વર્તમાન ને ભવિષ્યકાલના નિયામક ઈશ્વરને અભેદરૂપે જાણે છે તે તે જ્ઞાન થયા પછી અભયને પ્રાપ્ત થયેલો હોવાથી પોતાનું રક્ષણ કરવાને ઇચ્છતો નથી. જ્યારે પોતાને નિત્ય અદ્વૈતરૂપ જાણે ત્યારે કોનું કોણું કોનાથી રક્ષણ કરવાને ઇચ્છે? કોઈથી કોઈનું કોઈ પણ રક્ષણ કરવા ઇચ્છે નહિ આ જીવઈશ્વરનું લક્ષ્યસ્વરૂપજ તે બ્રહ્મ છે. ૫

જે પ્રત્યગાત્મા ઈશ્વરભાવવડે કહ્યો તે સર્વનો આત્મા છે એમ જણાવે છેઃ—

यः पूर्वं तपसो जातमद्भ्यः पूर्वमजायत ।
गुहां प्रविश्य तिष्ठन्तं यो भूतेभिर्व्यपश्यत । एतद्वै तत् ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—જે જલથી પૂર્વે ઉપજેલા [ તથા ] બ્રહ્મથી પ્રથમ ઉત્પન્નને જુએ છે, [તથા] જે ગુહામાં પ્રવેશ કરીને ભૂતોની [સાથે] રહેલાને [જુએ છે તે એનેજ જુએ છે,] આજ તે [ બ્રહ્મ છે. ] ૬

વિવેચનઃ—જે મુમુક્ષુ જલસહિત પાંચ ભૂતોથી પૂર્વે ઉપજેલા તથા જ્ઞાનાદિ લક્ષણવાળા તપોરૂપ બ્રહ્મથી પ્રથમ ઉત્પન્ન થયેલ હિરણ્યગર્ભને જુએ છે, અને જે દેવાદિક શરીરને ઉપજાવીને સર્વ પ્રાણીઓના હૃદયાકાશરૂપ ગુહામાં પ્રવેશ કરીને શબ્દાદિકનો અનુભવ કરતા છતા કાર્યકારણરૂપ ભૂતોની સાથે સ્થિત થયેલા તેને જુએ છે તે મુમુક્ષુ બ્રહ્મથી ઉપજેલ હિરણ્યગર્ભ બ્રહ્મરૂપ હોવાથી બ્રહ્મનેજ જુએ છે, આ હિરણ્યગર્ભજ તે બ્રહ્મ છે. ૬

હવે તે હિરણ્યગર્ભના અન્ય વિશેષણને કહે છેઃ—

या प्राणेन संभवत्यदितिर्देवतामयी ।
गुहां प्रविश्य तिष्ठन्तीं या भूतेभिर्व्यजायत । एतद्वै तत् ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—જે દેવતામયી [છે, જે] પ્રાણરૂપે ઉપજે છે, જે ભૂતો [ સહિત ] ઉત્પન્ન થઈ [ છે, જે ] અદિતિ [ કહેવાય છે, તે ] ગુહામાં પ્રવેશ કરીને રહેલીને [ જે જુએ છે તે બ્રહ્મનેજ જુએ છે,] આજ તે [ છે. ] ૭

વિવેચન.—જે સર્વદેવતારૂપ છે, જે હિરણ્યગર્ભરૂપ પ્રાણસ્વરૂપે પરબ્રહ્મથી ઉપજે છે, જે શબ્દાદિકોના અદનથી-ભોગથી-અદિતિ કહેવાય છે; ને જે સર્વ પ્રાણીઓના હૃદયાકાશરૂપ ગુહામાં પ્રવેશ કરીને સ્થિત થયેલી છે તે અદિતિને જે જુએ છે તે તે બ્રહ્મનેજ જુએ છે. આ અદિતિજ તે બ્રહ્મ છે ૭

હવે અગ્નિના બ્રહ્મભાવને દેખાડે છેઃ—

अरण्योर्निहितो जातवेदा गर्भ इव सुभृतो गर्भिणीभिः ।
दिवे दिव ईड्यो जागृवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः । एतद्वै तत् ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—અરણીમાં સ્થિત, [ અને ] ગર્ભવાળીઓવડે ગર્ભની પેઠે સારી રીતે ધારણ કરાયેલો, [ તથા ] દિવસે દિવસે હવિષ્‌વાળા મનુષ્યોએ [ અને ] જાગનારાઓએ સ્તુતિ કરવાયોગ્ય [ જે ] જાતવેદા અગ્નિ [ છે, ] આજ તે [ છે. ] ૮

વિવેચનઃ—જે અધિયજ્ઞરૂપ થઈને મથન કરવાના નીચેના તથા ઉપરના કાષ્ઠરૂપ અરણીમાં સ્થિત છે, તથા અધ્યાત્મરૂપ થઈને હોમ કરેલા સર્વ દ્રવ્યોના ભોક્તા થયા છતા યજ્ઞકુંડમાં સ્થિત છે, અને ગર્ભવતી સ્ત્રીઓ જેમ કટુકષાયરહિત પાનવડે તથા કફ અને વાત નહિ વધારનારા ભોજનવડે ગર્ભને સારી રીતે ધારણ કરે છે તેમ યજ્ઞક્રિયાના કર્તા ઋત્વિક્ અને યોગી જેને સારી રીતે ધારણ કરે છે, અને દિનદિનપ્રતિ ઘૃતાદિક હોમદ્રવ્યવાળા કર્મઠ મનુષ્યોથી અને જાગરણના સ્વભાવવાળા એટલે પ્રમાદરહિત ધ્યાનની ભાવનાવાળા યોગિજનોથી ક્રમથી યજ્ઞવિષે ને હૃદયવિષે સ્તુતિ કરવાયોગ્ય તથા વંદન કરવાયોગ્ય છે. એવા જે જાતવેદાનામવાળા અગ્નિદેવ છે તે આ વિરાટ્‌રૂપ અગ્નિજ તે બ્રહ્મ છે. ૮

यतश्चोदेति सूर्योऽस्तं यत्र च गच्छति ।
तं देवाः सर्वे अर्पितास्तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥ ९ ॥

શબ્દાર્થઃ—જ્યાંથી સૂર્ય ઉદય થાય છે, અને જેમાં અસ્ત પામે છે તેમ્રતિ સર્વે દેવો પ્રવેશ પામેલા [ છે, ] તેને કોઈ પણ ઉલ્લંઘતો નથી, આજ તે [ છે. ] ૯

વિવેચનઃ—જે હિરણ્યગર્ભરૂપ પ્રાણમાંથી સૂર્ય ઉદય થાય છે, અને જે પ્રાણમાં તે દિનદિનપ્રતિ અસ્ત થાય છે, તથા સ્થિતિકાલમાં તે પ્રાણરૂપ આત્મામાં અગ્નિ આદિ અધિદૈવ અને વાણી આદિ અધ્યાત્મરૂપ સર્વે દેવો પ્રવેશ પામેલા છે તે સમષ્ટિપ્રાણ પણ બ્રહ્મજ છે. તે સર્વરૂપ બ્રહ્મનું કોઈપણ પુરુષ ઉલ્લંઘન કરતો નથી, અર્થાત્ તેના સ્વરૂપભાવને છોડીને તેનાથી અન્યભાવપ્રતિ જતો નથી, આજ તે બ્રહ્મ છે. ૯

જે વસ્તુ બ્રહ્માથી માંડીને સ્થાવરપર્યંતના પદાર્થોમાં વર્તમાન છે, અને તે તે ઉપાધિવાળી હોવાથી જે અબ્રહ્મની પેઠે જણાય છે તે વસ્તુથી (બ્રહ્મથી) સંસારી જીવ ભિન્ન છે એવી શંકા કોઈને થાય તો તે શંકા દૂર કરવા શ્રુતિભગવતી નીચે પ્રમાણે કહે છેઃ—

यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ १० ॥

શબ્દાર્થઃ—જે પ્રસિદ્ધ અહીં [ છે ] તે ત્યાં [છે, ને] જે ત્યાં [છે] તે અહીં [ઉપાધિના] જેવું [ ભાસે છે. ] જે અહીં નાનાની પેઠે જુએ છે તે મૃત્યુથી મૃત્યુને પામે છે. ૧૦

વિવેચનઃ—જે બ્રહ્મ અહીં કાર્યકારણરૂપ ઉપાધિવડે યુક્ત હોઈને અવિવેકી પુરુષોને સંસારરૂપ ધર્મવાળું ભાસે છે તેજ સ્વસ્વરૂપમાં સ્થિત બ્રહ્મ ત્યાં નિત્ય વિજ્ઞાનઘનસ્વભાવવાળું સર્વ સંસારધર્મથી રહિત છે. જે બ્રહ્મ ત્યાં આત્મામાં સ્થિત છે તેજ બ્રહ્મ અહીં નામ, રૂપ, કાર્ય અને કારણરૂપ ઉપાધિના જેવું ભાસે છે. અવિદ્યાથી મોહ પામેલો જે પુરુષ આ એકજ બ્રહ્મવિષે "હું બ્રહ્મથી ભિન્ન છું, અને બ્રહ્મ મારાથી ભિન્ન છે" એમ ભિન્નની પેઠે જુએ છે તે પુરુષ પુનઃ પુનઃ જન્મમરણને પામે છે તેથી એકરસવિજ્ઞાનમાં અને નિરંતરપણે આકાશની પેઠે પરિપૂર્ણમાં "હું બ્રહ્મજ છું" એમ જોવું. ૧૦

मनसैवेदमाप्तव्यं नेह नानाऽस्ति किञ्चन ।
मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति ॥ ११ ॥

શબ્દાર્થઃ—મનવડેજ આ પ્રાપ્ત કરવાયોગ્ય [ છે. ] અહીં કાંઈ પણ ભેદ નથી. જે અહીં નાનાની પેઠે જુએ છે તે મૃત્યુથી મૃત્યુને પામે છે. ૧૧

વિવેચનઃ—આચાર્યના ઉપદેશના અને શાસ્ત્રના સંસ્કારયુક્ત મનવડેજ આ એકરસ બ્રહ્મ પ્રાપ્ત કરવાયોગ્ય છે. ભેદની પ્રતીતિ કરાવનાર અવિદ્યાની નિવૃત્તિ થવાથી આ બ્રહ્મવિષે લેશ પણ ભેદ નથી. જે પુરુષ અવિદ્યારૂપ અંધકારવાળી દૃષ્ટિને છોડતો નથી, અને આ બ્રહ્મવિષે ભેદની પેઠે જુએ છે તે અલ્પ ભેદને કલ્પતો છતો પણ વારંવાર જન્મમરણને પામે છે. ૧૧

પુનઃ પણ તેજ બ્રહ્મને જણાવે છેઃ—

अङ्गुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ।
ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥ १२ ॥

શબ્દાર્થઃ—અંગુષ્ઠમાત્ર પુરુષ શરીરની મધ્યે સ્થિત છે. ભૂતભવિષ્યના નિયામક [છે, તેનું જ્ઞાન થયા ] પછી રક્ષણ કરવાને ઇચ્છતો નથી, આજ તે [ છે. ] ૧૨

વિવેચનઃ—હૃદયકમલ અંગૂઠાજેવડું છે માટે તેના છિદ્રમાં રહેલું અંતઃકરણ પણ અંગૂઠાજેવડું છે તથી જેવડે સર્વ જગત પૂર્ણ છે એવો પુરુષ પણ અંતઃકરણરૂપ ઉપાધિવાળો હોઈને અંગૂઠાના જેવડા પરિમાણવાળો કહેવાય છે. એવો જે અંગુષ્ઠમાત્ર પુરુષ શરીરમાં સ્થિત છે તે ભૂત, ભવિષ્ય ને વર્તમાનનો નિયામક ઈશ્વર

છે. તે ઈશ્વરરૂપ આત્માને જાણીને એવા જ્ઞાનપછી અભયને પ્રાપ્ત થવાથી જ્ઞાની પોતાનું રક્ષણ કરવાને ઇચ્છતો નથી, આજ તે બ્રહ્મ છે. ૧૨

अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः ।
ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्वः । एतद्वै तत् ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—અંગુષ્ઠમાત્ર પુરુષ ધૂમરહિત [ અગ્નિના ] પ્રકાશના જેવા [ જાણ્યા છે. જે ] ભૂતભવિષ્યના નિયામક [ છે ] તેજ આજ [ છે, અને ] તેજ કાલ [ રહેશે. ] આજ તે [ છે. ] ૧૩

**વિવેચન.**—અંગુષ્ઠજેવડા પરિમાણવાળા પુરુષ ધૂમાડારહિત અગ્નિના પ્રકાશના જેવા યોગિજનોએ હૃદય-વિષે લક્ષણોથી જાણ્યા છે. જે ભૂત, ભવિષ્ય ને વર્તમાન એ ત્રણે કાલના નિયામક ઈશ્વર છે તેજ નિત્ય નિર્વિકાર પુરુષ હમણાં પ્રાણીઓમાં વર્તમાન છે, ને તેજ કાલ પણ વિદ્યમાન રહેશે, અર્થાત્ તેના જેવો અન્ય પુરુષ ઉપજશે નહિ. આજ તે બ્રહ્મ છે. ૧૩

આત્માના અભાવપક્ષનું તથા ક્ષણભંગુરપક્ષનું નિરાકરણ કરીને હવે પુનઃ પણ બ્રહ્મના ભેદવાનનો નિષેધ કરે છે.—

यथोदकं दुर्गे वृष्टं पर्वतेषु विधावति ।
एवं धर्मान्पृथक् पश्यंस्तानेवानुधावति ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—જેમ જલ ઉંચા [ દેશ ]મા વરસ્યું [ છતું ] નીચા [ દેશ ]માં વિનાશ પામે છે એમ ધર્મોને પૃથક્ જોતો [ છતો ] તેમનેજ પામે છે ૧૪

**વિવેચન**—જેમ વૃષ્ટિનું જલ ઉંચા પ્રદેશમાં વરસ્યું છતું નીચાણના પ્રદેશમાં વિભાગ પામીને વિનાશ પામે છે તેમ આત્માના ધર્મોને શરીરશરીરપ્રતિ પૃથક્ પૃથક્ દેખતો છતો તે અજ્ઞાની પુનઃ પુનઃ આત્માથી પૃથક્ એવા તે શરીરના ભેદોનેજ પામે છે. ૧૪

હવે અવિદ્યાદિ ઉપાધિએ પ્રતીત કરાવેલું ભેદદર્શન જેનું નાશ પામ્યું છે, તથા જે વિશુદ્ધ, વિજ્ઞાનઘન, એકરસ ને અદ્વય આત્માને જાણનાર તથા મનન કરવાના સ્વભાવવાળો છે તેવા વિદ્વાનનું આત્મસ્વરૂપ કેવું સંભવે છે તે કહે છે—

यथोदकं शुद्धे शुद्धमासिक्तं तादृगेव भवति ।
एवं मुनेर्विजानत आत्मा भवति गौतम ॥ १५ ॥

इति द्वितीयाध्याये प्रथमा वल्ली ॥ १ ॥

**શબ્દાર્થઃ**—હે ગૌતમ ! જેમ શુદ્ધમાં નાંખેલું શુદ્ધ જલ તેવુંજ રહે છે તેમ જાણનાર મુનિનો આત્મા રહે છે. ૧૫

**વિવેચન**—હે ગૌતમ ! ( નચિકેત ! ) જેમ શુદ્ધપ્રદેશમાં નાખેલું શુદ્ધ જલ તેવું ને તેવુંજ રહે છે, વિપરીતભાવને પામતું નથી તેમ એકતાને જાણનાર મનનશીલનો આત્મા તેવો ને તેવોજ રહે છે. વિપરીત ભાવને પ્રાપ્ત થતો નથી તેથી કુતાર્કિકોની ભેદદૃષ્ટિને તથા નાસ્તિકોની કુદૃષ્ટિને ત્યજી દઇને સહસ્ર માતાપિતાથી પણ અધિક હિત ઇચ્છનાર વેદભગવાને ઉપદેશ કરેલ આત્માના એકપણાનું જ્ઞાન દર્પરહિત પુરુષોએ શ્રદ્ધા-ભક્તિથી આદર કરવાયોગ્ય છે. ૧૫

ઇતિ શ્રીકાઠકોપનિષદ્‌ના દ્વિતીય અધ્યાયગત પ્રથમવલ્લીની
તાત્પર્યદીપિકા સમાપ્તા. ૨. ૧

## ॥ ૨ બીજી વલ્લી ॥

બ્રહ્મનું દુર્વિજ્ઞેયપણું હોવાથી પુન. પણ અન્ય પ્રકારે બ્રહ્મતત્ત્વનો નિર્ણય કરવા માટે આ વલ્લીનો આરંભ થાય છે. આ શરીર પુરના જેવુ હોવાથી પુર છે લોકપ્રસિદ્ધ પુર જેમ દ્વાર, દ્વારપાલ અને અધિકારી આદિ અનેક સામગ્રીવડે યુક્ત હોય છે તેમ આ શરીરમા બે કાનના છિદ્ર, બે નાસિકાના છિદ્ર, બે નેત્રગોલક, મુખ, નાભિ શિશ્ન, ગુદા ને બ્રહ્મરંધ્ર એ અગીઆર દ્વાર; શ્રોત્રેંદ્રિય ઘ્રાણેંદ્રિય, નેત્રેંદ્રિય, રસનેંદ્રિય સમાન, ઉપસ્થેંદ્રિય, ગુદેંદ્રિય ને પ્રાણ એ દ્વારપાલો, અને દિશા અશ્વિનીકુમાર, સૂર્ય, વરુણ, ઈશાન, પ્રજાપતિ, યમ ને સદ્યોજાત એ અધિકારીઓ ઇત્યાદિક પુરની અનેક સામગ્રી હોવાથી આ શરીરરૂપ પુર પણ સામગ્રીસહિત છે. જેમ લોકપ્રસિદ્ધ પુર પોતાના સ્વરૂપથી પૃથક્ તથા સ્વતંત્ર એવા રાજાનું હોય છે તેમ આ શરીરરૂપ પુર કયા રાજાનું છે તે કહે છે —

पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः ।
अनुष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते । एतद्वै तत् ॥ १ ॥

**શબ્દાર્થઃ**—જન્મરહિત [ તથા ] વક્રતારહિત જ્ઞાનવાળાનું અગીઆર દ્વારવાળું પુર [ છે, તેનું ] ધ્યાન કરીને શોક કરતો નથી, ને મુક્ત થયો [ છતો ] મુક્તિને પામે છે આજ તે [ છે ] ૧

**વિવેચન**—જન્માદિ વિકારથી રહિત તથા વક્રતારહિત ( નિત્ય એકરૂપે સ્થિત ) વિજ્ઞાનવાળા બ્રહ્મથી અભિન્ન આત્મરૂપ રાજાનું આ શરીરરૂપ અગીઆર દ્વારવાળું પુર છે તે બ્રહ્મથી અભિન્ન આત્માનું જ્ઞાનપૂર્વક ધ્યાન કરીને સર્વ વાસનાઓથી રહિત થયેલો પુરુષ અભયને પ્રાપ્ત થયેલો હોવાથી શોકના અવસરના અભાવથી શોક કરતો નથી અને જીવતાં છતાં અવિદ્યાએ કરેલાં કામ અને કર્મરૂપ બંધનોથી નિત્યમુક્ત થયો છતો શરીરપાત થયે વિદેહમુક્તિને–ભાવિદેહની નિવૃત્તિને–પામે છે આજ તે બ્રહ્મ છે ૧

તે આત્મા એક શરીરરૂપ પુરમાં રહેનારો નથી, કિંતુ સર્વશરીરરૂપ પુરમા રહેનારો છે એમ જણાવે છે —

हꣳसः शुचिषद्वसुरन्तरिक्षसद्धोता वेदिषदतिथिर्दुरोणसत् ।
नृषद्वरसदृतसद्व्योमसदब्जा गोजा ऋतजा अद्रिजा ऋतं बृहत् ॥ २ ॥

**શબ્દાર્થઃ**—[ તે ] હંસ શુચિષત્, વસુ, અંતરિક્ષસત્, હોતા, વેદિષત્ અતિથિ [ થઇને ] દુરોણસત્, નૃષત્ વરસત્, ઋતસત્, વ્યોમસત્ અબ્જા, ગોજા, ઋતજા, અદ્રિજા, ઋત [ ને ] બૃહત્ [ છે ] ૨

**વિવેચન**—ને બ્રહ્મ જંગમ પ્રાણીઓમાં જાણે ગમન કરે છે એમ જણાય છે તેથી હંસ, પવિત્ર આકાશમા સૂર્યરૂપી ગતિ કરે છે તેથી શુચિષત્, સર્વને નિવાસ કરાવે છે તેથી વસુ, વાયુરૂપથી આકાશમાં ગતિ કરે છે તેથી અંતરિક્ષસત્, અગ્નિરૂપ છે તેથી હોતા,[1] વેદિ જે પૃથિવી તેમાં અગ્નિરૂપથી સ્થિતિ કરે છે તેથી વેદિષત્[2] અતિથિ જે સોમ તે રૂપે થઇને કલશને વિષે સ્થિત થાય છે તેથી અથવા અતિથિરૂપે બ્રાહ્મણ ઘરમાં સ્થિત થાય છે તેથી દુરોણસત્, મનુષ્યમાં સ્થિત થાય છે તેથી નૃષત્, શ્રેષ્ઠ જે દેવો તેઓમાં

૧ "अग्निर्वै होता ॥" ( અગ્નિજ હોતા હોમ કરનાર–છે ) એ શ્રુતિમા અગ્નિને હોતા કહેલ છે

૨ "इयं वेदिः परोऽन्तः पृथिव्याः ॥" ( આ વેદિ પૃથિવીનો શ્રેષ્ઠ સ્વભાવ છે ) એ વેદમંત્રમાં વેદિનું પૃથિવીસ્વભાવપણું કહ્યુ છે તેથીજ અહીં વેદિશબ્દનો અર્થ પૃથિવી કરેલો છે

સ્થિત હોવાથી વરસત્, ઋત જે સત્ય અથવા યજ્ઞ તેમાં સ્થિત હોવાથી ઋતસત્, આકાશવિષે સ્થિત હોવાથી વ્યોમસત્, જળમાં શંખ છીપ અને મકર આદિક રૂપથી ઉપજે છે તેથી અબ્જા, ગો જે પૃથિવી તેમાં ડાંગર અને જવ આદિક અન્નરૂપે ઉપજે છે તેથી ગોજા, યજ્ઞના અંગરૂપથી ઉપજે છે તેથી ઋતજા, પર્વતોથી નદી આદિકરૂપે ઉપજે છે તેથી અદ્રિજા, સર્વનો આત્મા હોઇને સત્યસ્વભાવવાળું છે તેથી ઋત, અને સર્વનું કારણ હોવાથી બૃહત્ છે. જો આ મંત્રવડે સૂર્યનું નિરૂપણ થાય છે તોપણ સૂર્યમંડલમાં રહેલું ચેતન સ્થાવરજંગમનો આત્મા છે તેથી આ મંત્રથી બ્રહ્મના વ્યાખ્યાનમાં પણ વિરોધ આવતો નથી. એવી રીતે જગતનો સર્વવ્યાપી આત્મા એકજ છે, આત્માનો ભેદ નથી. ૨

હવે શરીરથી ભિન્ન આત્માનું સ્વરૂપ જાણવામાં જે લિંગ (હેતુ) છે તે કહેવાય છેઃ—

ऊर्ध्वं प्राणमुन्नयत्यपानं प्रत्यगस्यति ।
मध्ये वामनमासीनं विश्वे देवा उपासते ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—[જે] પ્રાણને ઉપર ચલાવે છે, અપાનને નીચે ચલાવે છે, [તે] મધ્યમાં સ્થિત વામનને (આત્માને) સર્વે દેવો ઉપાસે છે ૩

**વિવેચન**—જે પ્રાણવૃત્તિરૂપ વાયુને હૃદયદેશની ઉપર ચલાવે છે, અને અપાનવાયુને નીચે ચલાવે છે તે હૃદયકમલવિષે આકાશમાં સ્થિત, અને બુદ્ધિમાં પ્રકટજ્ઞાનરૂપ પ્રકાશવાળા તથા મુમુક્ષુઓએ સમ્યક્ સેવવાયોગ્ય આત્માને સર્વ ચક્ષુરાદિક ઇંદ્રિયોરૂપ દેવો રાજાને વૈશ્યોની પેઠે રૂપ આદિકના જ્ઞાનરૂપ બલિદાનને આપતા છતા ઉપાસે છે, અર્થાત્ રૂપાદિકના જ્ઞાનરૂપ વ્યાપાર તે આત્મરૂપ રાજાને માટે હોવાથી તેના સેવકરૂપ ઇંદ્રિયો કાર્યની અભિવ્યક્તિના સમયમાં વ્યાપારરહિત થતી નથી. એવી રીતે જેને માટે અને જેની પ્રેરણાથી સર્વ વાયુનો અને ઇંદ્રિયોનો વ્યાપાર છે તે આત્મા દેહથી ભિન્ન છે એમ સિદ્ધ થયું. ૩

अस्य विस्रंसमानस्य शरीरस्थस्य देहिनः ।
देहाद्विमुच्यमानस्य किमत्र परिशिष्यते । एतद्वै तत् ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—આ નાશ પામનારા શરીરમાં રહેલ દેહવાળો દેહથી મોકળો થયેલો-બહાર નીકળેલો-[થાય ત્યારે] અહીં શું અવશેષ રહે છે? આજ તે [છે.] ૪

**વિવેચન**—આ નાશ પામવાના સ્વભાવવાળા શરીરમાં સ્થિત દેહવાળો આત્મા પ્રારબ્ધકર્મનો ક્ષય થયે શરીરથી મુક્ત થઇને બહાર નીકળે છે ત્યારે આ શરીરમાં શું પ્રાણાદિકનો સમૂહ અવશેષ રહે છે? ના, તે અવશેષ રહેતો નથી. આજ તે બ્રહ્મ છે. જેમ નગરના સ્વામીના નીકળવાથી નગરમાં વસનારા નિર્બલ થઇને નાશ પામે છે તેમ જે આત્માના શરીરમાથી નીકળવાથી ક્ષણમાત્રમાં સર્વ કાર્યકરણનો સમૂહ નિર્બલ થઇને નાશ પામે છે તે આત્મા શરીરથી ભિન્ન છે ૪

હવે પ્રાણ અને અપાનાદિકના નીકળી જવાથીજ આ ઇંદ્રિયાદિકનો સમૂહ નાશ પામે છે, તેમનાથી ભિન્ન આત્માના નીકળી જવાથી નહિ, આથી પ્રાણાદિકોથી અહીં મનુષ્ય જીવે છે એવો કોઇનો મત હોય તો તે સંભવે નહિ એમ કહે છે—

न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन ।
इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—કોઇ પણ મનુષ્ય પ્રાણવડે જીવતો નથી, અપાનવડે [જીવતો] નથી, પણ અન્યવડે જીવે છે, જેમાં એ [બંને] સ્થિતિ પામેલા [છે]. ૫

વિવેચનઃ—કોઇ પણ મનુષ્ય પ્રાણવડે જીવતો નથી, અપાનવડે જીવતો નથી, અને ચક્ષુરાદિવડે પણ જીવતો નથી. પરાધીન સ્થિતિવાળા પ્રાણાદિકોથી જીવન સંભવે નહિ, કિંતુ એકત્ર થઇ કામ કરનારા પ્રાણાદિકોથી ભિન્ન જે આત્મા છે તે આત્માથીજ એ સર્વ એકત્ર થઇને જીવે છે-પ્રાણને ધારણ કરે છે. એની રીતે જે આત્મા સદ્ભાવથી ચક્ષુરાદિકથી મળેલા પ્રાણ અને અપાન એ બન્ને સ્થિતિ પામે છે તે આત્મા પ્રાણાપાનાદિકથી ભિન્ન છે. ૫

हन्त त इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनम् ।
यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—હે ગૌતમ! તને આ પુરાતન ગુહ્ય બ્રહ્મ પ્રસન્નતાથી કહું છું, મરણ પામીને [ અજ્ઞાનથી ] આત્મા જેવો થાય છે [ તે સાંભળ ] ૬

વિવેચનઃ—તને બ્રહ્મવિદ્યાનો અધિકારી જોઇને મને બહુ હર્ષ થયો છે તેથી હે ગૌતમ ( નચિકેતઃ ! ) પુનઃ પણ તને આ પુરાતન ગોપ્ય બ્રહ્મનું સ્વરૂપ કહું છું. જેના જ્ઞાનથી સર્વ સંસારની નિવૃત્તિ થાય છે, અને જેના અજ્ઞાનથી મરણ પામીને આત્મા જેવો થાય છે અને જેમ સંસારને પામે છે તે હું કહું છું તે તું સાંભળ. ૬

योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।
स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥ ७ ॥

**શબ્દાર્થ**—બીજા દેહાભિમાનીઓ શરીરગ્રહણમાટે યોનિપ્રતિ પ્રવેશ કરે છે, [ અને ] બીજાઓ સ્થાવરને પામે છે જેવાં કર્મ [ ને ] જેવી ઉપાસના [ તેવા શરીરને ધારે છે. ] ૭

વિવેચનઃ—કોઇ અવિવેકવાળા દેહાભિમાનીઓ જંગમશરીરના ગ્રહણમાટે વીર્યરૂપ બીજસહિત માતાના યોનિદ્વારપ્રતિ પ્રવેશ કરે છે, અને કોઇ મહાપાપીઓ મરણ પામીને વૃક્ષાદિ સ્થાવરભાવને પામે છે. જેમણે આ જન્મમાં જેવું કર્મ કર્યું હોય તે કર્મપ્રમાણે તેઓ બીજા શરીરને પામે છે, અને જેમણે આ જન્મમાં જેવી ઉપાસના ( શુભાશુભ ધ્યાન ) કરી હોય તે પ્રમાણે તેઓ નવા શરીરને ધારણ કરે છે ૭

હવે પૂર્વે પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે ગુહ્ય બ્રહ્મનું કથન કરે છે.—

य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते ।
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—જે આ પુરુષ [ ઇંદ્રિયો ] પ્રલીન થયે [ સતે ] ઇચ્છિત ઇચ્છિતને રચતો [ છતો ] જાગે છે તેજ શુદ્ધ તે બ્રહ્મ [ છે ] તેજ અવિનાશી કહેવાય છે, સર્વે લોકો તેમાં આશ્રય પામેલા [ છે ] તેને કોઈ પણ ઉલ્લંઘતો નથી આજ તે [ બ્રહ્મ છે. ] ૮

વિવેચન—જે આ પુરુષ સ્વપ્નમાં ઇંદ્રિયો લીન થયે સતે તે તે ઇચ્છિત સ્ત્રી આદિક વિષયને અવિદ્યાથી રચતો છતો જાગે છે, સૂતો નથી તેજ શુદ્ધ ને ગુહ્ય બ્રહ્મ છે. તે બ્રહ્મ સર્વ શાસ્ત્રોમાં અવિનાશી કહેવાય છે પૃથિવી આદિ સર્વ લોકો તે બ્રહ્મમાં આશ્રય પામેલા છે. તે બ્રહ્મનું કોઈ પણ પુરુષ ઉલ્લંઘન કરતો નથી, અર્થાત્ બ્રહ્મભાવ છોડીને અન્યભાવને પામતો નથી. આજ તે બ્રહ્મ છે. ૮

અનેક તર્કવાળી બુદ્ધિવડે ચલાયમાન થયેલા અંતઃકરણવાળા તથા સરલતારહિત બુદ્ધિવાળા જે મુમુક્ષુ,

છે તેમના ચિત્તમાં પ્રમાણવડે સિદ્ધ કરેલ આત્માની એકતાનું જ્ઞાન વારંવાર ઉપદેશ કર્યા છતાં પણ સ્થિર થતું નથી તેથી તે જ્ઞાનના પ્રતિપાદનમાં આદરવાળી શ્રુતિ પુનઃ પુનઃ તે એકતાને કહે છે:—

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—જેમ એક અગ્નિ લોકપ્રતિ પ્રવેશ પામ્યો [ છતો ] રૂપરૂપપ્રતિ પ્રતિરૂપ થાય છે તેમ સર્વ ભૂતોનો અંતરાત્મા એક [ છતાં ] રૂપરૂપપ્રતિ પ્રતિરૂપ [ થાય છે, ] તથા બહાર [ છે ] ૯

વિવેચન—જેમ એકજ અગ્નિ પ્રકાશરૂપ હોઇને લોકપ્રતિ પ્રવેશને પ્રાપ્ત થયો છતો કાષ્ઠ આદિક બાળવાયોગ્ય વસ્તુઓના ભેદપ્રતિ તે તે રૂપે પ્રતીત થાય છે તેમ સર્વ ભૂતોનો અંતરાત્મા એક છતાં પણ અતિસૂક્ષ્મ હોવાથી કાષ્ઠ આદિકમાં અગ્નિની પેઠે સર્વ પોતાના નિર્વિકારરૂપથી તે સર્વ દેહથી બહાર પણ રહે છે. ૯

હવે તેનું બીજું દૃષ્ટાંત કહે છે:—

वायुर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ १० ॥

**શબ્દાર્થઃ**—જેમ એક વાયુ લોકપ્રતિ પ્રવેશ પામ્યો [ છતો ] રૂપરૂપપ્રતિ પ્રતિરૂપ થતો હવો તેમ સર્વ ભૂતોનો અંતરાત્મા એક [ છતાં ] રૂપરૂપપ્રતિ પ્રતિરૂપ [ થતો હવો, ] અને [ તેનાથી ] બહાર [ છે. ] ૧૦

વિવેચન—જેમ એકજ વાયુ લોકવિષે પ્રાણરૂપે શરીરોમાં પ્રવેશ પામ્યો છતો દેહોના ભેદથી તે તે રૂપે પ્રતીત થાય છે તેમ સર્વ ભૂતોનો અંતરાત્મા એક છતાં શરીરશરીરપ્રતિ તે તે રૂપે પ્રતીત થાય છે, અને પોતાના નિર્વિકારરૂપે તે શરીરોથી બહાર પણ રહે છે. ૧૦

જો એકજ બ્રહ્મ સર્વ ભૂતોનો અંતરાત્મા હોય તો તે સંસારનાં નાનાપ્રકારનાં દુઃખોથી યુક્ત થશે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—જેમ સૂર્ય સર્વ લોકના નેત્રરૂપ [ છે તોપણ ] ચક્ષુના [ દોષો ]વડે [ તથા ] બહારના દોષોવડે લેપ પામતા નથી તેમ એક [ અને ] બાહ્ય સર્વભૂતોના અંતરાત્મા લોકદુઃખવડે લેપાતા નથી. ૧૧

વિવેચનઃ—જેમ શ્રીસૂર્ય મલમૂત્રાદિક અપવિત્ર પદાર્થોને પ્રકાશવાથી ચક્ષુઓપર ઉપકાર કરીને તે અપવિત્ર પદાર્થોને દેખનાર સર્વ લોકના નેત્રરૂપ થાય છે તોપણ તે અપવિત્ર પદાર્થોના દર્શનરૂપ નિમિત્તથી થયેલા આધ્યાત્મિકપાપરૂપ ચક્ષુના દોષોથી અને બહારના અપવિત્ર પદાર્થોના સબંધથી થતા બાહ્યદોષોથી લેપ પામતા નથી તેમ એક અને વસ્તુતાએ અધ્યાસના અનાશ્રય સર્વ ભૂતોના અંતરાત્મા લોકનાં દુઃખોથી લેપ પામતા નથી. લોકો સ્વસ્વરૂપમાં અધ્યસ્ત અવિદ્યાથી કામવડે અને કર્મવડે ઉપજેલાં જન્મમરણાદિ દુઃખોનો અનુભવ કરે છે, તે અવિદ્યા પરમાર્થથી સ્વસ્વરૂપમા નથી તેથી આત્માને દુઃખનો સંબંધ નથી જેમ રજ્જુ આદિકને વસ્તુતાએ સર્પાદિક ભ્રાંતિનું આશ્રયપણું નથી તેજ તેનું વિપરીતબુદ્ધિના અધ્યાસથી બહારપણું છે તેમ નિરુપાધિક ચૈતન્ય વસ્તુતાએ અધ્યાસનો આશ્રય નહિ હોવાથી તેનું વિપરીતજ્ઞાનના અધ્યાસથી બહારપણું કિંવા અનાશ્રયતા છે તેથી તે ચૈતન્ય સર્વાત્મા છતાં પણ તેને સંસારનાં દુઃખોથી યુક્તપણું નથી એ સ્પષ્ટ છે. ૧૧

બીજાના ઉત્કર્ષના દર્શનરૂપ અને પરતન્ત્રપણારૂપ જે પોતાનું હીનપણું છે તે દુઃખનું કારણ છે એમ લોકમાં પ્રસિદ્ધ છે, તે હીનપણાનો પરમાત્મામાં અભાવ હોવાથી તે દુઃખી નથી તેથી તેની પ્રાપ્તિ પરમપુરુષાર્થ છે એમ કહે છે—

एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ १२ ॥

**શબ્દાર્થ:—જે એક, વશી, સર્વભૂતોનો અંતરાત્મા [ છે તથા જે] એક રૂપને બહુ પ્રકારે કરે છે તે શરીરમાં રહેલાને જે વિવેકીઓ સાક્ષાત્ અનુભવે છે તેઓને નિત્ય સુખ [ થાય છે,] બીજાઓને નહિ ૧૨**

**વિવેચન.**—જે પરમાત્મા એક, સર્વ જગતના નિયંતા ને સર્વભૂતોના અંતરાત્મા છે, તથા જે એકરસ ને વિશુદ્ધજ્ઞાનરૂપ પોતાને નામરૂપ આદિક અશુદ્ધ ઉપાધિના ભેદને લીધે બહુ પ્રકારે પ્રતીત કરાવે છે તે પોતાના શરીરના હૃદયાકાશમાં રહેલ બુદ્ધિમાં ચૈતન્યરૂપથી પ્રકટ પરમાત્માને જે બાહ્યવૃત્તિથી રહિત વિવેકી પુરુષ આચાર્યના અને શાસ્ત્રના ઉપદેશને પામીને સાક્ષાત્ અનુભવે છે તે પરમેશ્વરરૂપ થયેલા પુરુષોને આત્માનંદરૂપ નિત્યસુખ પ્રાપ્ત થાય છે, બીજા જે બાહ્યવિષયોમાં આસક્તબુદ્ધિવાળા અવિવેકી પુરુષો છે તેમને સ્વસ્વરૂપ છતા પણ આ સુખ અવિદ્યાના આવરણથી પ્રતીત થતું નથી ૧૨

હવે પરમાત્માને વિષે ઉપપત્તિ દેખાડવામાટે કહે છે—

नित्योऽनित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यंति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥ १३ ॥

**શબ્દાર્થ:—જે અનિત્યોનું નિત્ય [ ને ] ચેતનોનું ચેતન [ છે, તથા જે] એક [ છતાં] ઘણાને ભોગો આપે છે તે બુદ્ધિમાં સ્થિતને જે વિવેકીઓ સાક્ષાત્ અનુભવે છે તેઓને નિત્ય શાંતિ [ થાય છે,] બીજાઓને નહિ ૧૩**

**વિવેચન**—જે પરમેશ્વર વિનાશી વસ્તુઓમાં અવિનાશી છે, તથા જે બુદ્ધિવાળા ચેતનપ્રાણીઓના ચેતનરૂપ છે જેમ દાહશક્તિરહિત જલાદિનું દાહકપણું છે તે અગ્નિરૂપ નિમિત્તથી છે તેમ બુદ્ધિવાળા પ્રાણીઓનું બુદ્ધિવૃત્તિરૂપ ચેતનપણું ચૈતન્યરૂપ નિમિત્તથી છે વળી જે સર્વજ્ઞ સર્વેશ્વર એક છતાં કામનાવાળા ઘણા સંસારી જીવોપ્રતિ તેઓના કર્માનુસાર કર્મફલરૂપ ભોગોને તથા પોતાના અનુગ્રહરૂપ નિમિત્તથી થયેલા ભોગોને અનાયાસે આપે છે તે બુદ્ધિમાં ચૈતન્યરૂપે સ્થિત પરમેશ્વરને જે વિવેકી પુરુષો સાક્ષાત્ અનુભવે છે તેઓને સ્વસ્વરૂપભૂત નિત્યશાંતિ પ્રાપ્ત થાય છે, બીજા વિવેકરહિત પુરુષોને તે શાંતિ પ્રાપ્ત થતી નથી ૧૩

હવે વિદ્વાનોનો અનુભવ પણ પરમાનંદમાં પ્રમાણ છે એમ કહે છે—

तदेतदिति मन्यन्तेऽनिर्देश्यं परमं सुखम् ।
कथं नु तद्विजानीयां किमु भाति विभाति वा ॥ १४ ॥

**શબ્દાર્થ:—કહેવાને અશક્ય પરમ સુખને [ વિદ્વાનો ] તે આ એમ માને છે તેને [ હું ] કેવી રીતે જાણું? શું [ તે ] પ્રકાશે છે? [ ને તે ] વિસ્પષ્ટ દેખાય છે વા [ નહિ? ] ૧૪**

**વિવેચન**—નિરૂપણ કરવાને અશક્ય, ઉત્કૃષ્ટ અને પ્રાકૃત પુરુષોની વાણીના અને મનના અવિષયરૂપ આત્મવિજ્ઞાન સુખને ત્રણ એષણાથી રહિત યોગિઓ "તે આ-પ્રત્યક્ષ-છે" એમ અનુભવે છે ત્રણ એષણાથી રહિત યતિઓ જેવી રીતે જાણે છે તેવી રીતે તે આત્મજ્ઞાનરૂપ સુખને હું કયા પ્રકારથી જાણું? અર્થાત્ "તે

આ છે" એમ તેને મારી બુદ્ધિનો વિષય કયા ઉપાયથી કરું? શું તે બ્રહ્મ પ્રકાશે છે? જો તે પ્રકાશરૂપ હોય તો અમારી બુદ્ધિનો વિષય થઈને તે સ્પષ્ટ દેખાય છે વા નહિ? આ કહો. ૧૪

હવે શ્રુતિના પાછળના ભાગમાં જે પ્રશ્ન છે તેનું ઉત્તર કહે છે—

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १५ ॥

॥ इति द्वितीयाध्याये द्वितीया वल्ली ॥ २ ॥

**શબ્દાર્થઃ**—તેમાં સૂર્ય પ્રકાશતો નથી, ચંદ્ર તથા તારા [પ્રકાશતા] નથી, આ વીજળીઓ પ્રકાશતી નથી, [તો] આ અગ્નિ કયાંથી [પ્રકાશે?] સર્વ તેજ પ્રકાશમાનની પછી ભાસે છે. તેના પ્રકાશવડે આ સર્વ ભાસે છે ૧૫

**વિવેચનઃ**—તે બ્રહ્મને સર્વનો પ્રકાશક સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર અને તારાઓ પણ તેને પ્રકાશી શકતા નથી, આ વીજળીઓ પણ તેને પ્રકાશી શકતી નથી તો આ અમારી દૃષ્ટિનો વિષય અગ્નિ તેને કયાંથી પ્રકાશી શકે? નજ પ્રકાશી શકે જે આ સૂર્ય આદિક સર્વ જગત્ ભાસે છે તે તેજ પ્રકાશવાળા પરમેશ્વરની પછીજ ભાસે છે એમ જલ અને ઉમાડીઆ આદિક અગ્નિના સંયોગથી બાળનાર અગ્નિની પછી બાળે છે, પોતાથી બાળતા નથી તેમ તે બ્રહ્મના પ્રકાશથી સૂર્ય આદિરૂપ આ સર્વ જગત્ ભાસે છે, પોતાથી ભાસતું નથી એવી રીતે તે બ્રહ્મ પ્રકાશે છે, અને સ્પષ્ટ દેખાય છે કાર્યમાં રહેલા અનેક પ્રકારના પ્રકાશથી તે બ્રહ્મનું પ્રકાશરૂપપણું છે એમ સિદ્ધ થાય છે ૧૫

ઇતિ શ્રીકાઠકોપનિષદ્‌ના દ્વિતીય અધ્યાયગત બીજી વલ્લીની
તાત્પર્યદીપિકા સમાપ્ત ૨. ૨

## ॥ ૩ ત્રીજી વલ્લી ॥

જેમ શીમળા આદિના ફૂલરૂપ કાર્યના જોવાથી નહિ જોયેલા વૃક્ષરૂપ મૂલનો પણ "છે" એમ નિશ્ચય કરાય છે તેમ સંસારરૂપ કાર્યના જોવાથી નહિ જોયેલા બ્રહ્મરૂપ મૂલનો નિશ્ચય કરાવવાની ઇચ્છાથી આ વલ્લીનો આરંભ થાય છે—

ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः ।
तदेव शुक्रं तद्‍ब्रह्म तदेवामृतमुच्यते ।
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥ १ ॥

**શબ્દાર્થઃ**—ઉંચા મૂલવાળો, નીચી શાખાવાળો ચિરકાલથી પ્રવૃત્ત થયેલો આ પીપળો [છે.] તેજ શુદ્ધ. તે બ્રહ્મ [ને] તેજ અવિનાશી કહેવાય છે તેમાં સર્વે લોકો આશ્રય પામેલા [છે.] કોઈ પણ તેને ઉલ્લંઘતું નથી આજ તે [છે] ૧

**વિવેચનઃ**—બ્રહ્મરૂપ ઉંચા મૂલવાળો, સ્વર્ગ નરક મનુષ્ય પશુ પક્ષી ને પ્રેતયોનિ આદિક નીચી શાખાવાળો, ને અનાદિ હોવાથી ચિરકાલથી પ્રવૃત્ત થયેલો, અજ્ઞાનથી માંડીને સ્થાવરયોનિપર્યંતનો આ સંસારરૂપ પીપળો છે આ સંસારરૂપ વૃક્ષ પીપળાના વૃક્ષની પેઠે કામ અને કર્મરૂપ વાયુની પ્રેરણાથી સર્વદા ચંચલસ્વભાવવાળો છે તેથી તે અશ્વત્થ-પીપળો-કહેવાય છે. આ સંસારવૃક્ષનું જે મૂલ છે તેજ શુદ્ધ એટલે

ચૈતન્યસ્વભાવવાળું કહેવાય છે, અને તેજ સર્વથી મહાન્ હોવાથી બ્રહ્મ કહેવાય છે, તથા તેજ સત્ય હોવાથી અવિનાશિસ્વભાવવાળું કહેવાય છે. તે પરમાર્થથી સત્ય બ્રહ્મવિષે ગંધર્વનગર ને મૃગજલની પેઠે પરમાર્થરૂપ વસ્તુના અજ્ઞાનથી પ્રતીત થતા સર્વે લોકો ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલયવિષે આશ્રય પામેલા છે. જેમ ઘટાદિક કાર્ય મૃત્તિકાદિકના સ્વરૂપનો ત્યાગ કરીને રહેતાં નથી તેમ કોઈ પણ કાર્ય તે બ્રહ્મનું ઉલ્લંઘન કરતું નથી આજ તે બ્રહ્મ છે. ૧

જેના વિજ્ઞાનથી પુરુષ અવિનાશી થાય છે તે બ્રહ્મ જગતનું મૂલ છે એમ આપ કહો છો તે અસંગત છે, કેમકે જગતનું મૂલ બ્રહ્મ નથી, કિંતુ, કાર્યનો ધ્વંસપર્યંત નાશ હોવાથી અસતમાંથીજ જગતની ઉત્પત્તિ થાય છે તેથી શૂન્ય જગતનું મૂલ છે એવી પૂર્વપક્ષીને શંકા થતાં તેનું સમાધાન કરે છે.—

यदिदं किञ्च जगत्सर्वं प्राण एजति निःसृतम् ।
महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ २ ॥

**શબ્દાર્થ:**—જે કાંઇ આ સર્વ જગત્ [ છે તે ] પ્રાણમાં ચેષ્ટા કરે છે, [ તેથી ] નીકળ્યું [ છતું ચેષ્ટા કરે છે તે ] મહાન્ ભયરૂપ [ ને ] ઊગામેલા વજ્ર [ જેવું છે ] જેઓ આને જાણે છે તેઓ અવિનાશી થાય છે. ૨

વિવેચન.—જે કાંઇ આ સર્વ જગત્ છે તે પ્રાણરૂપ બ્રહ્મના સદ્ભાવથી ચાલે છે, અને તેમાંથીજ નીકળ્યું છતું નિયમવડે ચેષ્ટા કરે છે એવું જે જગત્‌ની ઉત્પત્તિ આદિકનું કારણ બ્રહ્મ છે તેજ જેનાથી સર્વ જગત્ ભય પામે છે એવું મોટા ભયરૂપ છે, તથા તેજ ઊગામેલા વજ્રજેવું છે. જેમ ઊગામેલા વજ્રવાળા સ્વામીને સંમુખ આવતો દેખીને સેવક તેની આજ્ઞામાં અવશ્ય પ્રવૃત્ત થાય છે તેમ આ સૂર્યચંદ્રાદિરૂપ જગત્ તથા લોકપાલો ક્ષણમાત્ર પણ વિશ્રામ નહિ લેતાં ઊગામેલા વજ્રવાળા સ્વામીના જેવા પરમાત્માના ભયથી નિયમવડે પોતપોતાના કામમાં પ્રવૃત્ત રહે છે. જે પુરુષો પોતાના શરીરાદિકની પ્રવૃત્તિના સાક્ષિભૂત આ એક બ્રહ્મને જાણે છે તેઓ મરણધર્મથી રહિત થાય છે. ૨

હવે તેના ભયથી જગત્ કેવી રીતે વર્તે છે તે કહે છે:—

भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ ३ ॥

**શબ્દાર્થ:**—આના ભયથી અગ્નિ તપે છે, [ આના ] ભયથી સૂર્ય તપે છે, [ આના ] ભયથી ઇંદ્ર [ વર્ષે છે, ] અને વાયુ [ વાય છે, ] તથા પાંચમો મૃત્યુ દોડે છે. ૩

વિવેચન.—આ પરમાત્માના ભયથી અગ્નિ તપે છે, આના ભયથી સૂર્ય તપે છે, આના ભયથી ઇંદ્ર વૃષ્ટિ કરે છે, વાયુ વાય છે, અને પૂર્વોક્ત ચારની અપેક્ષાએ પાંચમો મૃત્યુ જેનું પ્રારબ્ધકર્મ પૂરું થયું હોય તેનો પ્રાણ લેવા માટે દોડે છે સમર્થ લોકપાલોનો કોઇ નિયંતા ન હોય તો તેમની નિયમિત પ્રવૃત્તિ સંભવે નહિ તેથી લોકપાલોના નિયામક ઇશ્વર છે એમ નિશ્ચય થાય છે. ૩

સૂર્યાદિકોની નિયમિત પ્રવૃત્તિવડે પરોક્ષરીતે નિશ્ચય કરાયેલા પરમેશ્વરના અપરોક્ષજ્ઞાનમાટે આ જન્મમાં પ્રયત્ન કરવો એ ઉચિત છે એમ કહે છે—

इह चेदशकद्बोद्धुं प्राक् शरीरस्य विस्रसः ।
ततः सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥ ४ ॥

શબ્દાર્થઃ—જો અહીં શરીરના પતનથી પૂર્વે જાણવાને સમર્થ થાય છે [તો મુક્ત થાય છે, અને જો જાણવાને સમર્થ ન થાય તો] તેથી ઉત્પત્તિના આશ્રય લોકોમાં શરીરભાવને માટે સમર્થ થાય છે. ૪

વિવેચનઃ—જો ભયના કારણ બ્રહ્મને જીવતાં છતાંજ શરીરના પતનથી પૂર્વે જાણવાને સમર્થ થઇને જાણે છે તો તે સંસારના બંધનથી મુક્ત થાય છે, અને જો જાણવાને અસમર્થ થાય છે તો તે નહિ જાણવાથી પ્રાણીઓની ઉત્પત્તિના આશ્રય પૃથિવી આદિક લોકોવિષે શરીરભાવને માટે સમર્થ થાય છે, અર્થાત્ શરીરને ગ્રહણ કરે છે તેથી શરીરના પતનથી પૂર્વે આ શરીરમાંજ આત્માના જ્ઞાનમાટે યત્ન કરવો જોઇએ. દર્પણમાં રહેલા મુખના દર્શનની પેઠે આત્માનું દર્શન આ મનુષ્યલોકવિષે સ્પષ્ટ સંભવે છે. જોકે બ્રહ્મલોકમાં આત્માનો સાક્ષાત્કાર સંભવે છે તોપણ તે બ્રહ્મલોક દુઃખવડે પ્રાપ્ત થઇ શકે એવો છે, અને અન્યલોકમાં આત્માનો સાક્ષાત્કાર પ્રાયશઃ સંભવતો નથી તેથી વિવેકીએ આત્માના સાક્ષાત્કારમાટે અહીંજ યત્ન કરવો જોઇએ. ૪

હવે સર્વ લોકોમાં આત્માનું દર્શન કેવી રીતે થાય છે તે કહે છે.—

यथाऽऽदर्शे तथाऽऽत्मनि यथा स्वप्ने तथा पितृलोके ।
यथाऽप्सु परीव ददृशे तथा गन्धर्वलोके छायातपयोरिव ब्रह्मलोके ॥ ५ ॥

શબ્દાર્થઃ—જેવી રીતે દર્પણમાં તેવી રીતે બુદ્ધિમાં, જેવી રીતે સ્વપ્નમાં તેવી રીતે પિતૃલોકમાં, જેવી રીતે જલમાં દેખાય છે તેવી રીતે ગંધર્વલોકમાં [અને] બ્રહ્મલોકમાં છાયા ને તડકાની પેઠે [દેખાય છે.] ૫

વિવેચન—જેમ માણસ દર્પણમાં પ્રતિબિંબરૂપ પોતાને અત્યંત સ્પષ્ટ દેખે છે તેમ આ લોકમાં દર્પણના જેવી નિર્મલ થયેલી બુદ્ધિમાં આત્માનું દર્શન સ્પષ્ટ થાય છે. જેમ સ્વપ્નમાં જાગ્રત્‌ની વાસનાથી ઉપજેલું જગત્ અસ્પષ્ટ ભાસે છે તેમ પિતૃલોકમાં પિતૃઓ કર્મફલના ભોગમાં આસક્ત હોવાથી તેમને આત્માનું દર્શન અસ્પષ્ટજ થાય છે. જેમ જલમાં પોતાનું અસ્પષ્ટ અંગોવાળું રૂપ દેખાય છે તેમ ગંધર્વલોકમાં પણ આત્માનું દર્શન અસ્પષ્ટજ થાય છે. એવી રીતે અન્ય લોકમાં પણ આત્માનું દર્શન અસ્પષ્ટજ થાય છે એમ શાસ્ત્રપ્રમાણથી જણાય છે. એક બ્રહ્મલોકમાંજ છાયાની અને પ્રકાશની પેઠે આત્માનું અત્યંત સ્પષ્ટ દર્શન થાય છે. તે બ્રહ્મલોક અત્યંત શ્રેષ્ઠ કર્મનું અને ઉપાસનાનું ફલ હોવાથી દુર્લભ છે તેથી આત્માના દર્શનમાટે મનુષ્યશરીરમાંજ યત્ન કર્તવ્ય છે. ૫

હવે આ આત્મા કેવી રીતે જાણવાયોગ્ય છે, તથા તેના જ્ઞાનવડે કયું પ્રયોજન સિદ્ધ થાય છે તે કહેવાય છેઃ—

इन्द्रियाणां पृथग्भावमुदयास्तमयौ च यत् ।
पृथगुत्पद्यमानानां मत्वा धीरो न शोचति ॥ ६ ॥

શબ્દાર્થઃ—પૃથક્ ઉત્પન્ન થયેલી ઇંદ્રિયોના વિલક્ષણ સ્વભાવને તથા જે ઉત્પત્તિલય [થાય છે તેને] જાણીને બુદ્ધિમાન્ શોક કરતો નથી. ૬

વિવેચન—પોતપોતાના વિષયને ગ્રહણ કરવારૂપ પ્રયોજનસાથે પોતપોતાના કારણ આકાશાદિકથી ભિન્ન ઉત્પન્ન થયેલી શ્રોત્રાદિ ઇંદ્રિયોની અત્યંતશુદ્ધ કેવલ ચિન્માત્રસ્વભાવથી વિલક્ષણરૂપતાને, તથા આત્માનાં નહિ પણ કારણોથી ભિન્ન ઉત્પન્ન થયેલ તે ઇંદ્રિયોનાં જે જાગ્રત્ અને સુષુપ્તિ અવસ્થાની અપેક્ષાથી ઉત્પત્તિ તથા પ્રલય થાય છે તેને વિવેકથી જાણીને બુદ્ધિમાન્ પુરુષ નિત્ય એકસ્વભાવવાળા આત્માના અવ્યભિચારવડે શોકના કારણના અસંભવથી શોક કરતો નથી. ૬

इन्द्रियेभ्यः परं मनो मनसः सत्त्वमुत्तमम् ।
सत्त्वादधि महानात्मा महतोऽव्यक्तमुत्तमम् ॥ ७ ॥
अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽलिङ्ग एव च ।
यं ज्ञात्वा मुच्यते जन्तुरमृतत्वं च गच्छति ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—ઇંદ્રિયોથી મન પર [ છે, ] મનથી બુદ્ધિ પર [ છે, ] બુદ્ધિથી મહત્તત્ત્વ પર [ છે, ] મહત્તત્ત્વથી અજ્ઞાન પર [ છે. ] ૭ અજ્ઞાનથી તો પુરુષ પર, વ્યાપક ને અલિંગજ [ છે. ] જેને જાણીને જંતુ મુક્ત થાય છે, અને અમૃતભાવને પામે છે. ૮.

વિવેચનઃ—ઇંદ્રિયોથી મન પર છે. અહીં શબ્દાદિક વિષયરૂપ અર્થો અનાત્મભાવવડે ઇંદ્રિયોની સમાનજાતિવાળા હોવાથી ઇંદ્રિયોના ગ્રહણવડેજ તે અર્થોનું ગ્રહણ થઇ ગયું છે એમ જાણવું. મનથી બુદ્ધિ પર છે, બુદ્ધિથી મહત્તત્ત્વ પર છે, અને મહત્તત્ત્વથી અવ્યક્તરૂપ અજ્ઞાન ઉત્તમ એટલે પર છે. ૭ અવ્યક્તથી તો પુરુષ પર છે. આપેક્ષિક વ્યાપક એવાં જે આકાશાદિક છે તે સર્વનું કારણ હોવાથી પુરુષ નિરતિશય વ્યાપક છે. જેથી આપણે પદાર્થને જાણીએ છીએ તે બુદ્ધિ આદિક લિંગ કહેવાય છે બુદ્ધિ આદિથી-સંસારના સર્વ ધર્મોથી-રહિત હોવાથી આ પુરુષ અલિંગ છે, જે અલિંગપુરુષને આચાર્યથી અને શાસ્ત્રથી જાણીને માણસ જીવતો છતોજ અવિદ્યાદિક હૃદયની ગ્રંથિઓથી મુક્ત થાય છે, અને શરીરનું પતન થયે પણ અમરભાવને પામે છે. ૮

ત્યારે તે અલિંગનું દર્શન કેમ સંભવી શકે એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

न सन्दृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा मनीषा मनसाऽभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—આનું રૂપ દર્શનના વિષયમાં સ્થિત નથી. કોઇ પણ આને નેત્રવડે જોતો નથી. હૃદયમાં સ્થિત વિકલ્પરહિત સમ્યગ્દર્શનવડે સારી રીતે પ્રકાશિત થયો [ છતો તે આત્મા જાણવાને શક્ય છે. ] જેઓ આને જાણે છે તેઓ અમર થાય છે. ૯

વિવેચનઃ—આ પ્રત્યગાત્મા રૂપરહિત છે તેથી આ પ્રત્યગાત્માનું સ્વરૂપ જોવાના વિષયમાં સ્થિત નથી માટે કોઇ પણ પુરુષ આ આત્માને ચક્ષુવડે દેખી શકતો નથી. ત્યારે તે કેમ દેખાય છે એમ જિજ્ઞાસા થાય તો તેની નિવૃત્તિમાટે કહે છેઃ-હૃદયમાં સ્થિત વિકલ્પરહિત[1] સમ્યગ્દર્શનવડે સારી રીતે પ્રકાશિત થયો છતો આ આત્મા જાણવાને શક્ય છે, અર્થાત્ હૃદયમાં સ્થિત વિષયની કલ્પનાથી રહિત અને "હું બ્રહ્મ છું" એમ અવિષયપણાવડે બ્રહ્મભાવને પ્રકટ કરનારી તથા મહાવાક્યથી ઉપજેલી બુદ્ધિવૃત્તિવડે તે આત્મા જાણી શકાય છે. તે આત્માને આ બ્રહ્મ છે એમ જેઓ જાણે છે તેઓ મરણધર્મથી રહિત થાય છે. ૯

૧ બાહ્ય ઇંદ્રિયો શાંત થયા છતાં પણ મન જ્યારે વિષયોનું ચિંતન કરે છે ત્યારે મુમુક્ષુની બુદ્ધિ આ પ્રમાણે તે મનની નિયામક થાય છેઃ—"હે મન ! તું કયા પ્રયોજનને માટે પિશાચની પેઠે તુચ્છવિષયોભણી દોડે છે ? 'હું મારા પ્રયોજનને માટે દોડું છું' એમ તો તારાથી કહી શકાય નહિ, કેમકે તું જડ છે તેથી તારો કોઇ પ્રયોજનની સાથે સંબંધ સંભવે નહિ, અને ક્ષય થવાના સ્વભાવ આદિક દોષવડે દુષ્ટ જે વિષયો છે તેમના સંબંધવડે તારું પ્રયોજન સિદ્ધ થવાનો સંભવ પણ નથી. 'ચેતનને માટે હું દોડું છું' એમ જો તું કહે તો તે પણ સંભવે નહિ, કેમકે તે અસંગ તથા પરમાનંદસ્વભાવવાળું હોવાથી તેને માટે તારું દોડવું નિરર્થક છે."

શ્રવણવડે અને મનનવડે ક્રમથી પ્રમાણગત તથા પ્રમેયગત સંશયની નિવૃત્તિ થયા છતાં પણ ચિત્તના ચાંચલ્યદોષરૂપ પ્રતિબંધક સંભવે છે, તે પ્રતિબંધકની નિવૃત્તિમાટે યોગનું અનુષ્ઠાન કર્તવ્ય છે તેથી હવે યોગના સ્વરૂપને નીચેની બે કંડિકા જણાવે છે —

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम् ॥ १० ॥

**શબ્દાર્થ:**—જ્યારે પાંચ જ્ઞાનો મનસહિત સ્થિત થાય છે, અને બુદ્ધિ ચેષ્ટા કરતી નથી તેને પરમગતિ કહે છે ૧૦

**વિવેચન**—જે સમયમાં શ્રોત્રાદિ પાચ જ્ઞાનેંદ્રિયો, જેની પછવાડે પોતે ચાલે છે એવા સંકલ્પવિકલ્પરૂપ વ્યાપારવાળા મનની સાથે પોતપોતાના વિષયથી નિવૃત્ત થઈને આત્મામાં સ્થિત થાય છે, અને નિશ્ચયરૂપ બુદ્ધિ પોતાના વ્યાપારમા ચેષ્ટા કરતી નથી તે અવસ્થાને યોગીઓ પરમગતિ કહે છે ૧૦

तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥ ११ ॥

**શબ્દાર્થ:**—તેને યોગ એમ માને છે [ જ્યારે પુરુષ ] અચલ ઇંદ્રિયોની ધારણાપ્રતિ પ્રમાદરહિત [ થાય છે ] ત્યારે [ યોગમાં પ્રવૃત્ત ] થાય છે પ્રસિદ્ધ યોગ ઉત્પત્તિનાશવાળો [ છે. ] ૧૧

**વિવેચન**—ઇંદ્રિયાદિકની અચલ અવસ્થાને યોગિજનો સર્વ અનર્થના સંયોગના વિયોગરૂપ[1] યોગ એમ માને છે આ અવસ્થામા આત્મા અવિદ્યાના આરોપથી રહિત સ્વરૂપમા સ્થિતિવાળો હોય છે. પુરુષ જ્યારે બાહ્યેંદ્રિયોની ને અંત કરણની અચલ ધારણામાં પ્રમાદરહિત થાય છે, અર્થાત્ જ્યારે ઇંદ્રિયની અને અત કરણની અચલ એકાગ્રતાને માટે નિત્ય પ્રયત્નવાળો થાય છે ત્યારે તે યોગમાં પ્રવૃત્ત થાય છે બુદ્ધિ આદિની ચેષ્ટાનો અભાવ થયે પ્રમાદનો સંભવ નથી તેથી બુદ્ધિ આદિકની ચેષ્ટાની નિવૃત્તિની પૂર્વેજ પ્રમાદના અભાવનું વિધાન કરાય છે પ્રસિદ્ધ યોગ યોગ્ય સાધનોથી ઉત્પત્તિરૂપ ધર્મવાળો ને યોગ્ય સાધનોને અભાવે નાશરૂપ ધર્મવાળો છે, આથી યોગનો નાશ કરનાર લય, વિક્ષેપ ને કષાયને દૂર કરવામાટે પ્રમાદનો ત્યાગ કરવો જોઇએ ૧૧

જો બુદ્ધિ આદિના વ્યાપારનો વિષય બ્રહ્મ હોય તો "આ તે" એમ વિશેષરૂપથી તે ગ્રહણ થવું જોઇએ પણ તેમ થતું નથી, અને બુદ્ધિ આદિકનો વિલય થયે ગ્રહણ કરનાર કરણના અભાવથી બ્રહ્મ પ્રતીત થતું નથી તેથી બ્રહ્મ નથીજ, કેમકે જે વસ્તુ કરણનો વિષય હોય તે છે, અને જે વસ્તુ કરણનો વિષય ન હોય તે નથી એમ લોકમા પ્રસિદ્ધ છે, આથી યોગ નિરર્થક છે, અથવા પ્રતીત નહિ થવાથી બ્રહ્મ નથી એમ સિદ્ધ થાય છે એવી શંકા થતા તેનું નિરાકરણ કરે છે —

---

૧ વ્યવહારથી નિવૃત્ત કરેલું મન જ્યારે સુષુપ્તિને પામે ત્યારે તે અવસ્થા અનર્થના બીજરૂપ છે તેથી તે અવસ્થાની નિવૃત્તિમાટે 'હું પૂર્ણ બ્રહ્મ છું" એ અભ્યાસમા મનને જોડવું અભ્યાસમા જોડેલું મન જો વિષયોમાં ભ્રમણ કરવા લાગે તો તે વિષયોમા દોષદર્શન કરીને તેને વિષયોથી નિવૃત્ત કરવું વિષયોથી મોકળું કરેલું મન જો બાહ્ય અને અંતરની પ્રવૃત્તિથી રહિત થાય તો તે કષાયાવસ્થા છે તેને પણ તીવ્રદોષદર્શનથી નિવૃત્ત કરવી. તે મન જ્યારે વિષયાકાર થતું નથી લયને પામતું નથી તથા અંતરાનઅવસ્થાને પણ પામતુ નથી, કિંતુ પૂર્ણબ્રહ્મના પ્રકાશકપણાવડેજ ક્ષીણ થાય છે ત્યારે સર્વ અનર્થના વિયોગરૂપ અવસ્થા થાય છે, ને તેજ અવસ્થા યોગ છે

नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।
अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥ १२ ॥

**શબ્દાર્થ:—[ આ ] વાણીવડે પ્રાપ્ત કરવાને શકય નથીજ, મનવડે નહિ, [ તથા ] ચક્ષુવડે [ પણ ] નહિ, છે એમ કહેનારાથી અન્યમાં તે કેવી રીતે જાણવામાં આવે ? ૧૨**

**વિવેચન**—હે શિષ્ય ! આ આત્મા વાણીવડે પ્રાપ્ત કરવાને શક્ય નથી, મનવડે પ્રાપ્ત કરવાને શકય નથી, અને ચક્ષુવડે તથા અન્ય ઇંદ્રિયોવડે પણ પ્રાપ્ત કરવાને શકય નથી આ તારું કહેવું જોકે સત્ય છે તો પણ જેમ મૃત્તિકા આદિકના કાર્ય ઘટાદિક મૃત્તિકાના અન્વયવાળાં હોવાથી સદ્રૂપે ગ્રહણ કરીએ છીએ, પણ અસદ્રૂપે ગ્રહણ કરતા નથી તેમ જગતનું મૂલ આત્મા પણ " છે " એમજ જાણવાયોગ્ય છે, કેમકે આત્મા " છે " એમ કહેનારા વેદના અર્થને અનુસરનારા શ્રદ્ધાવાન્ અસ્તિત્વવાદીથી અન્યને એટલે જગતનું મૂલ આત્મા નથી, કિંતુ કારણના અન્વયથી રહિત થયું છતું અભાવપર્યંત આ કાર્ય લય થાય છે એમ માનનારા વિપરીતદર્શી નાસ્તિકવાદીને તે બ્રહ્મ યથાર્થસ્વરૂપે કેમ જાણવામાં આવે ? કોઈ પ્રકારે પણ જાણવામાં આવે નહિ. ૧૨

સોપાધિક આત્માના જ્ઞાનથી મુક્તિનો અસંભવ છે તેથી નિરુપાધિક આત્માના જ્ઞાનમાટે પ્રયત્ન કરવો જોઈએ એમ કહે છે:—

अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेन चोभयोः ।
अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ॥ १३ ॥

**શબ્દાર્થ:—[ આત્મા ] " છે " એમજ જાણવાયોગ્ય [ છે, ] અને તત્ત્વભાવવડે બંનેમાં " છે " એમજ પ્રતીત થયેલાનો તત્ત્વભાવ અભિમુખ થાય છે. ૧૩**

**વિવેચન:**—તેથી અસદ્વાદીના પક્ષને છોડી દઈને બુદ્ધિ આદિક ઉપાધિવાળો આત્મા " છે " એમજ જાણવાયોગ્ય છે. જ્યારે તે ઉપાધિથી રહિત અવિક્રિય આત્મા " **वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्** ॥ (વિકાર-ઘટાદિક કાર્ય-વાણીના વિષયરૂપ નામમાત્ર છે, અને મૃત્તિકાજ સત્ય છે, ) *એ કાર્યનું કારણરૂપ કહેનારી શ્રુતિથી સર્વના કારણરૂપેજ જણાય છે ત્યારે તે નિરુપાધિક* અલિંગ અને સત્અસત્ આદિક વૃત્તિઓના વિષયભાવથી રહિત આત્માનો તત્ત્વભાવ-અદ્વૈતસ્વભાવ-અનુભવાય છે, તે તત્ત્વભાવથી વાસ્તવિક આત્મા જાણવામાં આવે છે. સોપાધિક અને નિરુપાધિકરૂપ હોવાપણું તથા તત્ત્વભાવ એ બેમાં પ્રથમ " છે " એમ બુદ્ધિ આદિક ઉપાધિની કરેલી હોવાપણાની વૃત્તિથી પ્રતીત થયેલા આત્માની પછી સર્વ ઉપાધિરહિત સ્વરૂપવાળો જે જ્ઞાત તથા અજ્ઞાત વસ્તુથી ભિન્ન અદ્વૈતસ્વભાવરૂપ તત્ત્વભાવ છે તે તત્ત્વભાવ આત્માનો પ્રકાશ કરવામાટે પ્રથમ આત્મા " છે " એમ જાણનાર પુરુષપ્રતિ અભિમુખ થાય છે. ૧૩

હવે કામનાઓની નિવૃત્તિથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ જણાવે છે:—

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ १४ ॥

**શબ્દાર્થ:—આની બુદ્ધિમાં રહેલી જે કામનાઓ [ છે તે ] સર્વે જ્યારે નાશ પામે છે ત્યારે મનુષ્ય મરણરહિત થાય છે, [ અને ] અહીં બ્રહ્મને પામે છે. ૧૪**

**વિવેચન:**—બોધથી પૂર્વે આ વિદ્વાનની બુદ્ધિમાં રહેલી શરીરની સ્થિતિને માટે અન્નપાનાદિમાં

પ્રવૃત્તિના કારણરૂપ બ્રહ્મજ્ઞાની ભિન્ન આ લોકના ઐશ્વર્યની વા સ્વર્ગાદિની જે કામનાઓ છે તે સર્વે જ્યારે કામના કરવાયોગ્ય અન્ય વસ્તુના અભાવથી નાશ પામે છે ત્યારે બોધથી પૂર્વે જે મરવાયોગ્ય મનુષ્ય હતો તે બોધથી ઉત્તરકાલમા અવિદ્યા, કામ ને કર્મરૂપ મૃત્યુના વિનાશથી અથવા અન્ય લોકમાં ગમનના કારણરૂપ મૃત્યુના વિનાશથી મરણરહિત થાય છે, અને ગમનના અભાવથી આજ શરીરમાં દીવાના નિર્વાણની પેઠે સર્વ બંધનોની નિવૃત્તિથી બ્રહ્મને પામે છે, અર્થાત્ બ્રહ્મ થાય છે. ૧૪

-કામનાઓનો મૂલથી વિનાશ ક્યારે થાય છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।
अथ मर्त्योऽमृतो भवत्येतावद्ध्यनुशासनम् ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—જ્યારે અહીં બુદ્ધિની સર્વે ગ્રંથિઓ વિનાશ પામે છે ત્યારે મનુષ્ય મરણરહિત થાય છે એટલોજ ઉપદેશ [છે] ૧૫

**વિવેચન.**—જ્યારે અહીં એટલે જીવતાં છતાંજ ગ્રંથિની પેઠે દૃઢબંધનરૂપ "હું આ શરીર છું, મારુ આ ધન છે, હું સુખી છુ, હું દુખી છુ" ઇત્યાદિ અવિદ્યાની વૃત્તિઓરૂપ બુદ્ધિની ગ્રંથિઓ છે તે સર્વે તેમનાથી વિપરીત "હું અસંસારી બ્રહ્મ છુ" એવી બ્રહ્મથી અભિન્ન આત્માની વૃત્તિની ઉત્પત્તિથી વિનાશ પામે છે ત્યારે તે ગ્રંથિરૂપ કારણવાળી કામનાઓ મૂલસહિત નિવૃત્ત થઇ જાય છે, પછી મરણધર્મવાળો મનુષ્ય મરણથી રહિત થાય છે, કામનાઓના વિલયનો સુષુપ્તિવાળા પુરુષમાં સદ્ભાવ છે, પણ તે વિલય અમરભાવનો હેતુ નથી, કામનાઓનો મૂલસહિત નાશજ અમરભાવનો હેતુ છે. સર્વે વેદાન્તોનો માત્ર આટલોજ ઉપદેશ છે, આથી અધિક ઉપદેશ હશે એવી શંકા કરવાયોગ્ય નથી ૧૫

સમગ્ર ઉપાધિથી રહિત વ્યાપક બ્રહ્મરૂપ આત્માના જ્ઞાનવડે જેની અવિદ્યાદિની વૃત્તિઓરૂપ ગ્રંથિઓ ભેદાઇ ગઈ છે, તથા જે જીવતાં છતાંજ બ્રહ્મરૂપ થયેલ છે તેવા વિદ્વાનનું "न तस्य प्राणा उत्क्रामन्ति ॥" (તે જ્ઞાનીના પ્રાણો અન્યત્ર ગમન કરતા નથી) ઇત્યાદિ શ્રુતિપ્રમાણે લોકાંતરમા અથવા આ લોકમાં અન્ય શરીરવિષે ગમન થતુ નથી એમ જણાવી હવે અદૃઢ જ્ઞાનીની, તથા બ્રહ્મલોકની પ્રાપ્તિ કરનારી દહરાદિ ઉપાસનાવડે યુક્ત ઉપાસકની, અને તેમનાથી વિપરીત સંસારમા ભ્રમણ કરનારા પુરુષની ગતિ પ્રસંગથી પ્રાપ્ત ઉત્તમ બ્રહ્મવેત્તાની વિદ્યાના ફલની સ્તુતિમાટે કહેવાય છે વળી જે અગ્નિવિદ્યા નચિકેતાએ પૂછી હતી, તથા જેનુ ઉત્તર યમરાજાએ આપ્યુ હતુ તે અગ્નિવિદ્યાના ફલની પ્રાપ્તિનો પ્રકાર કહેવા પણ આ મંત્રનો આરંભ છે.—

शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका ।
तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्ति ॥ १६ ॥

**શબ્દાર્થઃ**—સો અને એક હૃદયની નાડીઓ [છે,] તેઓમાં મૂર્ધાથી નીકળેલી એક [છે,] તેવડે ઉપર જતો [પુરુષ] અમૃતપણાને પામે છે, ચારે ભણીની બીજી ગમનમાં [નિમિત્ત] થાય છે. ૧૬

**વિવેચન**—એક સો ને એક પુરુષના હૃદયમાંથી નીકળેલી નાડીઓ છે, તેઓમાં બ્રહ્મરંધ્રનુ ભેદન કરીને નીકળેલી એક સુષુમ્ણાનામે નાડી છે અંતકાલે મનને વશ કરીને તેને તે નાડીસાથે ઉપાસક હૃદયમા જોડે તે નાડીવડે ઉપર જનારો ઉપાસક સૂર્યરૂપ દ્વારથી બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ આપેક્ષિક અમરભાવને પામે છે, તે બ્રહ્મલોકમાં રહેલા અનુપમ ભોગોને ભોગવીને શ્રીબ્રહ્માની સાથે મહાપ્રલયકાલે તે ઉપાસક મુખ્ય અમરભાવને

પામે છે. નાનાંપ્રકારની ગતિવાળી જે બીજી નાડીઓ છે તે પ્રાણનાં ગમનમાં એટલે સંસારની પ્રાપ્તિમાં નિમિત્ત થાય છે. ૧૬

હવે સર્વ વલ્લીઓના અર્થની સમાપ્તિમાટે નીચેની કંડિકા પ્રવર્તે છેઃ—

अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः ।
तं स्वाच्छरीरात्प्रवृहेन्मुञ्जादीवेषीकां धैर्येण ।
तं विद्याच्छुक्रममृतं तं विद्याच्छुक्रममृतमिति ॥ १७ ॥

**શબ્દાર્થઃ**—અંગુષ્ઠમાત્ર પુરુષ અંતરાત્મા [ છે, તે ] સર્વદા મનુષ્યોના હૃદયમાં સ્થિત [છે.] તેને મુંજથી સળીની પેઠે ધૈર્યવડે પોતાના શરીરથી પૃથક્ કરે. તેને શુદ્ધ [ ને ] અમૃતરૂપ જાણે. તેને શુદ્ધ [ ને ] અમૃતરૂપ જાણે. ઇતિ. ૧૭

**વિવેચનઃ**—અંગૂઠાજેવડા પરિમાણવાળો પુરુષ જે અંતરાત્મા છે તે સર્વદા મનુષ્યોના હૃદયમાં રહેલી બુદ્ધિમાં પ્રવેશ પામીને રહેલો પ્રતીત થાય છે. મનુષ્યનું હૃદય અંગૂઠાજેવડું છે તેથી તેમાં રહેલી બુદ્ધિમાં પ્રતીત થતા અંતરાત્માને અંગૂઠાજેવડો કહ્યો છે. તે અંતરાત્માને મુંજનામના તૃણથી તેની શલાકાની પેઠે અપ્રમાદવડે પોતાના શરીરથી પૃથક્ કરે. તે શરીરથી પૃથક્ કરેલા ચૈતન્યને શુદ્ધ અને અમૃતરૂપ જાણે. તેને શુદ્ધ અને અમૃતરૂપ જાણે. "तं विद्याच्छुक्रममृतम् ॥" એ પદોની પુનરુક્તિ ઉપનિષદ્‌ની સમાપ્તિ દેખાડવામાટે છે. ૧૭

હવે વિદ્યાની સ્તુતિમાટે આ યમની અને નચિકેતાની આખ્યાયિકાના અર્થની સમાપ્તિ કહેવાય છેઃ—

मृत्युप्रोक्तां नचिकेतोऽथ लब्ध्वा विद्यामेतां योगविधिं च कृत्स्नम् ।
ब्रह्मप्राप्तो विरजोऽभूद्विमृत्युरन्योऽप्येवं यो विदध्यात्ममेव ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—પછી નચિકેતા યમે કહેલી આ વિદ્યાને અને સમગ્ર યોગવિધિને પામીને ધર્માધર્મથી રહિત [ તથા ] મૃત્યુથી રહિત [ થયો છતો ] બ્રહ્મને પ્રાપ્ત થયો. અન્ય પણ જે એમ અધ્યાત્મનેજ જાણે છે [ તે પુણ્યપાપથી રહિત થઇને બ્રહ્મપ્રાપ્તિથી મૃત્યુરહિત થાય છે ] ૧૮

**વિવેચનઃ**—પછી નચિકેતા યમરાજાએ કહેલી આ બ્રહ્મવિદ્યાને તથા સાધન અને ફલસહિત સમગ્ર યોગવિધિને યમના વરદાનથી પામીને વિદ્યાની પ્રાપ્તિવડે ધર્માધર્મથી રહિત તથા અવિદ્યા ને કામનારૂપ મૃત્યુથી રહિત થઇ બ્રહ્મને પ્રાપ્ત થયો. અન્ય પણ જે પુરુષ નચિકેતાની પેઠે દુઃખરહિત પ્રત્યક્‌સ્વરૂપને કહેલી રીતે જાણે છે તે પુણ્યપાપથી રહિત થઇને બ્રહ્મની પ્રાપ્તિથી મૃત્યુરહિત થાય છે. ૧૮

હવે શાંતિપાઠ કહે છેઃ—

ॐ । सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥ १९ ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

॥ इति द्वितीयाध्याये तृतीया वल्ली ॥ ३ ॥ इति द्वितीयोऽध्यायः ॥ २ ॥

## ॥ इति श्रीकृष्णयजुर्वेदीयकाठकोपनिषत्समाप्ता ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—[ તે ] અમારું બંનેનું સાથે રક્ષણ કરો. [ તે ] અમારું બંનેનું સાથે પાલન કરો [ અમે બંને ] સાથે સામર્થ્યને સંપાદન કરીએ અમારું બંનેનું અધ્યયન કરેલું તેજસ્વી થાઓ. [અમે બંને] દ્વેષ ન કરીએ. ૐ શાંતિ [થાઓ,] શાંતિ [થાઓ,] શાંતિ [થાઓ] ૧૯

**વિવેચન**—શ્રીપરમેશ્વર બ્રહ્મવિદ્યાના સ્વરૂપના પ્રકાશવડે અમારુ બંનેનું એટલે શિષ્ય તથા ગુરુનું સાથે રક્ષણ કરો. તે બ્રહ્મવિદ્યાના ફલના પ્રકાશવડે અમારુ બંનેનું સાથે પાલન કરો અમે બને સાથે વિદ્યાકૃત સામર્થ્યને સંપાદન કરીએ અમારું બનેનું અધ્યયન કરેલું તેજસ્વી થાઓ અમે બને પરસ્પર દ્વેષ ન કરીએ. ૐ શબ્દ સમગ્ર ઉપનિષદ્‌ના અર્થરૂપ પરમાત્માનો સ્મારક છે. અમને શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ. અહીં જે ત્રણ વાર શાંતિશબ્દનું ઉચ્ચારણ છે તે આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક એ ત્રણ તાપના શમનમાટે છે. ૧૯

ઇતિ શ્રીકાઠકોપનિષદ્‌ના દ્વિતીય અધ્યાયગત ત્રીજી વલ્લીની
તાત્પર્યદીપિકા સમાપ્તા. ૨. ૩

ઇતિ શ્રીકાઠકોપનિષદ્‌ના દ્વિતીય અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૨

ઇતિ શ્રીકાઠકોપનિષદ્‌ની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૩





# ॥ ४ श्रीअथर्ववेदीय प्रश्नोपनिषत् ॥

॥ तात्पर्यदीपिकासहित ॥

શ્રીઅથર્વવેદની ઉપનિષદોના આરંભમાં તથા અંતમાં શ્રીમુક્તિકોપનિષદ્‌ને આધારે આ શાંતિપાઠ ભણાય છેઃ—

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः। व्यशेम देवहितं यदायुः॥
ॐ शान्तिः शान्तिः शान्तिः॥

**શબ્દાર્થઃ**—હે યજન કરવાયોગ્ય, દેવો! કાનોવડે [અમે] કલ્યાણને સાંભળીએ, નેત્રોવડે [અમે] કલ્યાણને જોઇએ, [ને] દૃઢ અંગોવડે [તથા] શરીરોવડે સ્તવન કરતા [છતા અમે] દેવે નિર્માણ કરેલું જે આયુષ [છે તેને] પામીએ. ૐ શાંતિ [થાઓ,] શાંતિ [થાઓ,] શાંતિ [થાઓ.]

**વિવેચનઃ**—યજ્ઞોમાં ચરુ તથા પુરોડાશ આદિ હવિષ્યવડે યજન કરવાને યોગ્ય એવા હે દેવો! આપની કૃપાથી અમે અમારા કાનોવડે કલ્યાણને સાંભળવાને સમર્થ થઇએ, અર્થાત્ અમંગલ સાંભળવાનો વા બધિર થવાનો સમય આપની કૃપાથી અમને ન પ્રાપ્ત થાય; તથા આપની દયાથી નેત્રોવડે અમે કલ્યાણને જોવાને સમર્થ થઇએ, અર્થાત્ અમંગલ જોવાનો તથા નેત્રરહિત થવાનો સમય આપની કૃપાવડે અમને ન આવે; અને દૃઢ એવાં હાથપગાદિ અંગોવડે તથા શરીરોવડે અને વાણીવડે આપનું સ્તવન કરતા છતા અમે પ્રજાપતિએ નિર્માણ કરેલું એક સો વર્ષનું, વા એક સો સોળ વર્ષનું, અથવા એક સો વીશ વર્ષનું, જે સંપૂર્ણ આયુષ્ તેને પામીએ. ઇંદ્રિયોની તથા અંતઃકરણની વિહિતપ્રવૃત્તિ ને દીર્ઘાયુષ્ એ જ્ઞાનનાં જે શ્રવણાદિક સાધન છે તેમાં ઉપકારક છે તેથી જીજ્ઞાસુઓએ દેવોપાસે પૂર્વોક્ત પ્રાર્થના કરી છે. ૐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ. ૐ એ સર્વ ઉપનિષદોવડે પ્રતિપાદ્ય બ્રહ્મનું સ્મરણ કરાવે છે, ને ત્રણ વાર શાંતિના ઉચ્ચારણથી ત્રિવિધ તાપની વા ત્રણે શરીરના તાપની નિવૃત્તિ ઇચ્છેલી છે.

આ મંત્ર શ્રીઅથર્વવેદીય નૃસિંહપૂર્વતાપનીયની દ્વિતીય ઉપનિષદ્‌ના છઠ્ઠા ખંડમાં છે.

## ॥ १ पहेलो प्रश्न ॥

શ્રીઅથર્વવેદની આ ઉપનિષદમાં કબંધી આદિ છ શિષ્યોએ પ્રશ્ન કર્યા છે, ને શ્રીપિપ્પલાદનામના આચાર્યે તેમનાં ઉત્તર આપ્યાં છે તેથી આ ઉપનિષદ્‌નું નામ પ્રશ્નોપનિષત્ રાખવામાં આવ્યું છે આમાં ઋષિઓના પ્રશ્ન તથા ઉત્તરરૂપ જે આખ્યાયિકા છે તે વિદ્યાની સ્તુતિમાટે છે. એ બ્રહ્મવિદ્યા આગળ કહેલી રીતે સંવત્સરપર્યંત બ્રહ્મચર્યથી ગુરુકુલમાં વાસ કરનાર તથા તપ આદિક સાધનોથી યુક્ત અધિકારીઓવડે

ગ્રહણ કરવાયોગ્ય છે, અને શ્રીપિપ્પલાદ આદિ મુનિના જેવા સર્વજ્ઞતુલ્ય આચાર્યોવડે કહેવાયોગ્ય છે, જેણે તેણે તે ગ્રહણ કરવાયોગ્ય વા જેણે તેણે તે કહેવાયોગ્ય નથી એમ આ આખ્યાયિકા વિદ્યાની સ્તુતિ કરે છે. વળી બ્રહ્મચર્યાદિ સાધનના સૂચનથી તેનું કર્તવ્યપણું પણ જણાવ્યું છે:—

ॐ। सुकेशा च भारद्वाजः शैब्यश्च सत्यकामः सौर्यायणी च गार्ग्यः कौसल्यश्चाश्वलायनो भार्गवो वैदर्भिः कबन्धी कात्यायनस्ते हैते ब्रह्मपरा ब्रह्मनिष्ठाः परं ब्रह्मान्वेषमाणा एष ह वै तत्सर्वं वक्ष्यतीति ते ह समित्पाणयो भगवन्तं पिप्पलादमुपसन्नाः ॥ १ ॥

શબ્દાર્થ:—સુકેશા ભારદ્વાજ; તથા શૈબ્ય સત્યકામ, ને સૌર્યાયણિ ગાર્ગ્ય, તથા કૌસલ્ય આશ્વલાયન, ભાર્ગવ વૈદર્ભિ, [ ને ] કબંધી કાત્યાયન પ્રસિદ્ધ તે આ બ્રહ્મપરાયણ [ તથા ] બ્રહ્મનિષ્ઠ [ હતા. તેઓ ] પરબ્રહ્મને શોધતા [ છતા ] "આ નિશ્ચય તે સર્વ કહેશે" એમ [ વિચારીને ] તેઓ સમિત્પાણિ [ થઈને ] ભગવાન્ પિપ્પલાદની સમીપ ગયા. ૧

વિવેચન:—ભરદ્વાજના પુત્ર સુકેશા, શિબિના પુત્ર સત્યકામ, સૂર્યના પુત્ર સૌર્યના દીકરા ને ગર્ગગોત્રમાં ઉત્પન્ન થયેલા ગાર્ગ્ય, અશ્વલના પુત્ર કૌસલ્ય, વિદર્ભદેશમાં ઉપજેલા ને ભૃગુના ગોત્રમાં જન્મેલા ભાર્ગવ, અને કત્યના પુત્ર કબંધી એ પ્રસિદ્ધ નામવાળા ૭ મુનિઓ અપર-સગુણ-બ્રહ્મને પરાયણ થયેલા તથા અપરબ્રહ્મના અનુષ્ઠાનમાં નિષ્ઠાવાળા હતા. તેઓ "જે જાણવાયોગ્ય નિત્ય વસ્તુ છે તેની પ્રાપ્તિને માટે તેને શોધતા છતા આપણે યથાયોગ્ય પ્રયત્ન કરીશું" આ અભિપ્રાયથી પરબ્રહ્મને શોધતા છતા પિપ્પલાદમુનિને જોઈ "આ આચાર્ય નિશ્ચય તે સર્વ આપણને કહેશે" એમ વિચારીને જેઓના હાથોમાં સમિધ્[1] છે એવા થઈને તેઓ ભગવાન્ પિપ્પલાદમુનિને શરણે[2] ગયા. સૌર્યાયણિમાં દીર્ઘભાવ છાંદસ (વૈદિકપ્રયોગરૂપ) છે. ૧

એ ૭ મુનિઓપ્રતિ શ્રીપિપ્પલાદે જે પ્રવૃત્તિ કરી તે કહે છે:—

तान्ह स ऋषिरुवाच भूय एव तपसा ब्रह्मचर्येण श्रद्धया संवत्सरं संवत्स्यथ यथाकामं प्रश्नान्पृच्छथ यदि विज्ञास्यामः सर्वं ह वो वक्ष्याम इति ॥ २ ॥

શબ્દાર્થ:—તેમને તે પ્રસિદ્ધ ઋષિ કહેતા હવા:—"પુનઃ પણ તપવડે, બ્રહ્મચર્યવડે શ્રદ્ધાવડે, સંવત્સર[ પર્યંત ] સમ્યક્ વાસ કરો. [ પછી ] ઇચ્છાનુસાર પ્રશ્નો પૂછો, જો [ અમે ] જાણતા હોઈશું [ તો ] તમને સર્વ અવશ્ય કહીશું." ઇતિ. ૨

વિવેચન:—શરણે આવેલા તે ૭ ઋષિઓને તે પ્રસિદ્ધ પિપ્પલાદઋષિ કહેતા હવા:—"હે ઋષિઓ! જોકે તમે તપસ્વીઓજ છો તોપણ અહીં પુનઃ પણ ઇંદ્રિયોના વિશેષ સંયમરૂપ તપવડે, ઉપસ્થના નિગ્રહરૂપ બ્રહ્મચર્યવડે અને આસ્તિકભાવવાળી બુદ્ધિરૂપ શ્રદ્ધાવડે આદરવાળા થઈને એક વર્ષપર્યંત ગુરુની

૧ સૂકાં યજ્ઞકાષ્ઠરૂપ સમિધ્ ઋષિઓને અગ્નિહોત્રાદિકમાં ઉપયોગી હોવાથી તેમના ગ્રહણનું અત્ર કહ્યું છે, પરંતુ તેજ ભેટ હોવી જોઈએ એવો નિયમ નથી, યથાસામર્થ્ય શ્રીગુરુને ઉપયોગમાં આવે એવી કાંઈ ભેટ હોવી જોઇએ.

૨ મુમુક્ષુએ શ્રીસદ્ગુરુને ઉપયોગી પદાર્થરૂપ ભેટ હાથમાં લઈને તેમની સમીપ જઈ તેમના ચરણારવિંદનું ગ્રહણ કરી "હે પ્રભો! મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો" ઇત્યાદિ વચનોના ઉચ્ચારણપૂર્વક સાષ્ટાંગદંડવત્પ્રણામ કરવા જોઈએ. આ ક્રિયાને ઉપસત્તિ વા વિધિવત્ શરણગ્રહણ કહેવામાં આવે છે એમ વિધિવત્ શરણ થયેલા અધિકારીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવાની પદ્ધતિ છે.

સેવામાં સારી રીતે તત્પર થઈને વાસ કરો. પછી જેને જે વિષય જાણવાની ઇચ્છા હોય તે વિષયસંબંધી પ્રશ્નો પૂછજો. જો તમે પૂછેલા અર્થને અમે જાણતા હોઈશું તો તમારા પૂછેલા સર્વ અર્થને અમે અવશ્ય કહીશું." ૨

તે૭ ઋષિઓએ શ્રીપિપ્પલાદની આજ્ઞાનુસાર એક વર્ષ ત્યાં યથાયોગ્યરીતે નિવાસ કર્યો. પછી કબંધીની જે પ્રવૃત્તિ થઈ તે કહે છે:—

अथ कबन्धी कात्यायन उपेत्य पप्रच्छ। भगवन्कुतो ह वा इमाः प्रजाः प्रजायन्त इति ॥ ३ ॥

**શબ્દાર્થ:**—પછી કાત્યાયન કબંધી સમીપ જઈને પૂછતા હવા:-"હે ભગવન્! આ પ્રસિદ્ધ પ્રજા ક્યાંથી ઉપજે છે?" ઇતિ. ૩

**વિવેચન**—એક વર્ષપછી કત્યઋષિના પુત્ર કબંધી પિપ્પલાદમુનિની સમીપ જઈને તેમને પૂછવા લાગ્યા:-"હે ભગવન્! આ પ્રસિદ્ધ બ્રાહ્મણ આદિ પ્રજા કયા કારણથી ઉત્પન્ન થાય છે? એકલા કર્મનું તથા અપરબ્રહ્મની ઉપાસનાસહિતના કર્મનું જે ફલ તથા જે ગતિ છે તે આપે કહેવાયોગ્ય છે" એવા અર્થવાળો આ પ્રશ્ન છે. એકલા કર્મનું ફલ ઇંદ્રલોક ને ઉપાસનાસહિતના કર્મનું ફલ બ્રહ્મલોક છે. બન્નેની ગતિ અનુક્રમે પિતૃયાણ તથા દેવયાન છે. વૈરાગ્યવિના પરબ્રહ્મનું જ્ઞાન થાય નહિ તેથી કર્મઉપાસનાના ફલથી વૈરાગ્ય થવા આ પ્રશ્ન છે એમ જાણવું. ૩

પછી પિપ્પલાદમુનિની જે પ્રવૃત્તિ થઇ તે કહે છે:—

तस्मै स होवाच प्रजाकामो वै प्रजापतिः स तपोऽतप्यत स तपस्तप्त्वा स मिथुनमुत्पादयते। रयिं च प्राणं चेत्येतौ मे बहुधा प्रजाः करिष्यत इति ॥ ४ ॥

**શબ્દાર્થ:**—તેના પ્રતિ પ્રસિદ્ધ તે બોલ્યા:-પ્રજાની કામનાવાળા [જે] પ્રસિદ્ધ પ્રજાપતિ તે તપ તપતા હવા. તે તપને તપીને [પછી] તે જોડાને ઉપજાવતા હવા. અન્ન અને પ્રાણ એ [જોડું છે.] આ [બે] મારી બહુ પ્રકારની પ્રજા કરશે એમ [ચિંતને કરીને તે બેને રચતા હવા.] ૪

**વિવેચન:**—પ્રશ્ન પૂછનાર તે કબંધિમુનિપ્રતિ તે પ્રસિદ્ધ પિપ્પલાદમુનિ તેની શંકા દૂર કરવામાટે બોલ્યા:—"હે મુને! પ્રજાને ઉપજાવવાની ઇચ્છાવાળા જે પ્રસિદ્ધ પ્રજાપતિબ્રહ્મા-તે જન્માંતરમાં ભાવના કરેલ તથા શ્રુતિવિષે પ્રકાશ કરેલ અર્થને વિષય કરનારા જ્ઞાનરૂપ તપને કરતા હવા, અર્થાત્ તે જ્ઞાનનું અનુસંધાન કરતા હવા. પછી તે પ્રજાપતિ જ્ઞાનરૂપ તપનું અનુસંધાન કરીને સૃષ્ટિના સાધનરૂપ અન્ન એટલે તેના કારણરૂપ ચંદ્ર તથા પ્રાણરૂપ સૂર્ય આ દ્વંદ્વને ઉત્પન્ન કરતા હવા. આ બે-ચંદ્રસૂર્ય-મારી અનેક પ્રકારની પ્રજાને ઉપજાવશે એમ ચિંતન કરીને બ્રહ્માંડની ઉત્પત્તિના ક્રમથી ચંદ્રને અને સૂર્યને રચતા હવા. ૪

રવિ અને પ્રાણ એવા બે શબ્દ જે ઉપરની શ્રુતિમાં છે તેનું શ્રુતિભગવતી પોતેજ વ્યાખ્યાન કરે છે:—

आदित्यो ह वै प्राणो रयिरेव चन्द्रमा रयिर्वा एतत्सर्वं यन्मूर्तं चामूर्तं च तस्मान्मूर्तिरेव रयिः ॥ ५ ॥

**શબ્દાર્થ:**—સૂર્યજ પ્રસિદ્ધ પ્રાણ [છે, ને] અન્નજ ચંદ્રમા [છે,] જે મૂર્ત અને અમૂર્ત [છે તે] આ સર્વ અન્નજ [છે.] તેથીજ મૂર્તજ અન્ન [છે.] ૫

વિવેચન—એ બેમાં સૂર્યજ પ્રસિદ્ધ પ્રાણરૂપ ને અન્નનો ભોક્તા અગ્નિ છે, અને અન્નરૂપેજ ચંદ્રમા છે. આ એક ભોક્તા અને અન્નરૂપ યુગલ એકજ પ્રજાપતિ છે, તેમના તે બે ભેદ પ્રધાનગુણભાવથી કરેલા છે. જે સ્થૂલ અને સૂક્ષ્મરૂપ મૂર્ત અને અમૂર્ત જગત્ છે તે આ સર્વ અવિભાગવડે અન્નરૂપજ છે, ને વિભાગવડે તો ભિન્ન કરેલ અમૂર્તથી ( સૂક્ષ્મથી ) જે અન્ય મૂર્ત ( સ્થૂલ ) છે તેજ અન્ન છે, અને અમૂર્ત પ્રાણરૂપ ભોક્તાવડે તે ભોગ્ય છે ૫

પ્રજાપતિપણામાટે અન્નના સર્વાત્મપણાને કહીને હવે પ્રાણનું પણ તેને માટેજ સર્વાત્મપણું કહે છે.—

अथादित्य उदयन्यत्प्राचीं दिशं प्रविशति तेन प्राच्यान्प्राणान्रश्मिषु सन्निधत्ते । यद्दक्षिणां यत्प्रतीचीं यदुदीचीं यदधो यदूर्ध्वं यदन्तरा दिशो यत्सर्वं प्रकाशयति तेन सर्वान्प्राणान्रश्मिषु सन्निधत्ते ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—હવે સૂર્ય ઉદય થયા [ છતા ] જે પૂર્વદિશાભણી પ્રવેશ કરે છે તેવડે પૂર્વના પ્રાણોને કિરણોમાં પોતાને રૂપે કરે છે. જે દક્ષિણને, જે પશ્ચિમને, જે ઉત્તરને, જે અધોને, જે ઊર્ધ્વને, જે અંતરદિશાને [ ને ] જે સર્વને પ્રકાશે છે તેવડે સર્વે પ્રાણોને કિરણોમાં પોતાને રૂપે કરે છે. ૬

વિવેચન—હવે સૂર્ય ઉદય થયા છતા જે પૂર્વદિશામાં પોતાના પ્રકાશવડે પ્રવેશ કરે છે, એટલે વ્યાપે છે તે પોતાની તે વ્યાપ્તિવડે પૂર્વદિશાની અંતર રહેલાં સર્વપ્રાણીઓને પોતાના પ્રકાશરૂપ વ્યાપક કિરણોમાં વ્યાપ્ત હોવાથી પોતાને રૂપે કરે છે તેમજ જે દક્ષિણદિશાને, જે પશ્ચિમદિશાને, જે ઉત્તરદિશાને, જે નીચેને, જે ઉપરને, જે વચ્ચેની અવાંતરદિશારૂપ અગ્નિ આદિક ખૂણાઓને, અને જે અન્ય સર્વ જગતને પ્રકાશે છે તેવડે પોતાના પ્રકાશની વ્યાપ્તિવડે-તે સર્વ દિશાઓમાં રહેલાં સર્વ પ્રાણીઓને કિરણોવિષે પોતાને રૂપે કરે છે. ૬

स एष वैश्वानरो विश्वरूपः प्राणोऽग्निरुदयते । तदेतदृचाभ्युक्तम् ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—તે આ વૈશ્વાનર, વિશ્વરૂપ, પ્રાણ [ ને ] અગ્નિ [ છે તે ] ઉદય થાય છે. તે આ ઋચાએ કહ્યું [ છે ] ૭

વિવેચન—તે આ ભોક્તા સૂર્ય વૈશ્વાનર-સર્વ જીવરૂપ, વિશ્વરૂપ-સર્વ પ્રપંચરૂપ, પ્રાણરૂપ ને અગ્નિરૂપ છે તેજ ભોક્તા પ્રત્યેક દિવસે સર્વ દિશાને પોતાને રૂપે કરતો છતો ઉદય થાય છે. તે આ કહેલું આદિત્યનું માહાત્મ્ય આગળના આઠમા વાક્યરૂપ ઋચાએ વેદના મંત્રે-પણ કહ્યું છે ૭

विश्वरूपं हरिणं जातवेदसं परायणं ज्योतिरेकं तपन्तम् ।
सहस्ररश्मिः शतधा वर्तमानः प्राणः प्रजानामुदयत्येष सूर्यः ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—સહસ્રકિરણોવાળા, શતપ્રકારે વર્તમાન [ ને ] પ્રજાઓના પ્રાણરૂપ [ જે ] આ સૂર્ય ઉદય પામે છે [ તે ] સર્વરૂપ, કિરણવાળા, જ્ઞાનવાન્, આશ્રય, જ્યોતીરૂપ, અદ્વિતીય [ ને ] તાપ કરનારને [ પંડિતો જાણતા હવા ] ૮

વિવેચનઃ—અનેક કિરણોવાળા, પ્રાણીઓના ભેદવડે અનેક પ્રકારે રહેલા ને સર્વ સ્થાવરજંગમરૂપ પ્રજાના પ્રાણરૂપ જે આ સૂર્ય ઉદય પામે છે તે સર્વરૂપ, કિરણોવાળા, જ્ઞાનવાન, સર્વ પ્રાણોના આશ્રયરૂપ, જ્યોતિ એટલે સર્વ પ્રાણીઓના ચક્ષુરૂપ, અદ્વિતીય ને તાપક્રિયાના કરનાર પોતાના આત્મરૂપ સૂર્યને બ્રહ્મવેત્તા પંડિતો જાણતા હવા. ૮

અન્નરૂપ ચંદ્રમા તથા પ્રાણરૂપ સૂર્ય એ બે સર્વરૂપ છે, તે બન્ને મારી બહુ પ્રકારની પ્રજા કરશે એમ પૂર્વે કહ્યું ત્યાં તે કેવી રીતે પ્રજા કરશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

**संवत्सरो वै प्रजापतिस्तस्यायने दक्षिणं चोत्तरं च। तद्ये ह वै तदिष्टापूर्ते कृतमित्युपासते। ते चान्द्रमसमेव लोकमभिजयन्ते। त एव पुनरावर्तन्ते तस्मादेत ऋषयः प्रजाकामा दक्षिणं प्रतिपद्यन्ते। एष ह वै रयिर्यः पितृयाणः ॥९॥**

**શબ્દાર્થ:—** સંવત્સરજ પ્રજાપતિ [ છે. ] તેનાં દક્ષિણ ને ઉત્તર અયન [ છે ] જેઓ *પ્રસિદ્ધ તે ઇષ્ટાપૂર્તાદિરૂપ કર્મને ઉપાસે છે તેઓ ચંદ્રમામાં થયેલા શરીરનેજ પામે છે તેઓજ* પુનઃ આવૃત્તિને પામે છે. આ ઋષિઓ [ ને ] પ્રજાની કામનાવાળાઓ તેથી દક્ષિણને પામે છે. જે પિતૃયાણ [ છે ] આજ પ્રસિદ્ધ અન્ન [ છે. ] ૯

વિવેચન.—સંવત્સરરૂપ જે કાલ છે તેનો પ્રજાપતિવડે નિર્વાહ થાય છે તેથી તેજ પ્રજાપતિ છે. ચંદ્ર અને સૂર્યવડે નિર્વાહ કરવાયોગ્ય તિથિ, દિવસ અને રાત્રિના સમુદાયરૂપ જે સંવત્સર છે તે તે ચંદ્ર અને સૂર્યથી અભિન્ન હોવાથી ચંદ્ર અને સૂર્યરૂપ છે, આથી તે સંવત્સર તે યુગલરૂપ છે એમ કહીએ છીએ. તે સંવત્સરરૂપ પ્રજાપતિના દક્ષિણ અને ઉત્તરરૂપ પ્રસિદ્ધ ૭ માસસ્વરૂપ બંને માર્ગ છે. જે દક્ષિણ અને ઉત્તરમાર્ગવડે સૂર્ય ક્રમથી કેવલ કર્મિષ્ઠજનોના અને ઉપાસનાયુક્ત કર્મવાળા જનોના લોકોને પાલન કરતા છતા જાય છે. જે દ્વિજો પ્રસિદ્ધ અગ્નિહોત્ર, તપ, સત્ય, વેદનું અધ્યયન, અતિથિભોજન ને વૈશ્વદેવરૂપ ઇષ્ટ, તથા વાવ કૂવા ને તળાવ ખોદાવવાં, દેવમંદિર ચણાવવું, અન્નદાન કરવું, તથા દેવને માટે ફૂલવાડી કરવી એ રૂપ પૂર્ત, તથા વેદીની બહાર દાન કરવું એ રૂપ દત્ત એ કર્મોનું અનુષ્ઠાન કરે છે તે દ્વિજો ચંદ્રમામાં થયેલા યુગલરૂપ પ્રજાપતિના અંશમય અન્નરૂપ શરીરને પામે છે. તેજ પુરુષો પુણ્યકર્મના ક્ષયથી પુનઃ જન્મમરણની પરંપરાને પામે છે, અર્થાત્ અતિશય હીન આ લોકપ્રતિ પ્રવેશ કરે છે જેથી સ્વર્ગના દ્રષ્ટા ઋષિઓ અને પ્રજાની કામનાવાળા ગૃહસ્થો પ્રજાપતિરૂપ ચંદ્રનો તે ફલરૂપ હોવાથી ઇષ્ટાપૂર્તાદિ કર્મવડે નિર્વાહ કરે છે તેથી પોતાના પુણ્યકર્મરૂપ દક્ષિણાયનથી લક્ષણાવડે જણાતા ચંદ્રને પામે છે. આ પિતૃયાણમાર્ગવડે લક્ષણાથી જાણેલો જે ચંદ્ર છે તેજ પ્રસિદ્ધ અન્ન છે. ૯

હવે ઉત્તરાયણનું પ્રાણપણું કહે છે:—

**अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययाऽऽत्मानमन्विष्याऽऽदित्यमभिजयन्ते। एतद्वै प्राणानामायतनमेतदमृतमभयमेतत्। परायणमेतस्मान्न पुनरावर्तन्त इत्येष नीरोधस्तदेषः श्लोकः ॥ १० ॥**

**શબ્દાર્થ:—** હવે ઉત્તરથી તપવડે, બ્રહ્મચર્યવડે શ્રદ્ધાવડે [ ને ] ઉપાસનાવડે આત્માને જાણીને આદિત્યને પામે છે. આજ પ્રાણોનો આશ્રય, આ અવિનાશી [ ને ] અભય [ છે. ] આ પરમગતિ [ છે ] આથી પુનરાવૃત્તિ પામતા નથી એમ આ નિરોધ [ છે. ] તેમાં આ શ્લોક [ છે. ] ૧૦

વિવેચન:—હવે બીજા ઉત્તરમાર્ગથી ઇંદ્રિયોના જયરૂપ તપવડે, વિશેષે બ્રહ્મચર્યવડે, શ્રદ્ધાવડે અને પ્રજાપતિના તાદાત્મ્યને વિષય કરનારી ઉપાસનાવડે સ્થાવરજંગમના આત્મા પ્રાણરૂપ સૂર્યને 'આ હું છું' એમ જાણીને પુરુષ યુગલ પ્રજાપતિના અંશરૂપ અન્નના ભોક્તારૂપ સૂર્યને પામે છે. આજ સર્વ પ્રાણોનો સમષ્ટિરૂપ આશ્રય છે, આ અવિનાશી છે તેથી ભયરહિત છે, ચંદ્રની પેઠે ક્ષય અને વૃદ્ધિના ભયવાળો નથી. આ કેવલ

ઉપાસનાવાળા અને કર્મઉપાસનાના સમુચ્ચયવાળા જનોની પરમગતિ છે. આથી જેમ અન્ય કેવલ કર્મવાળા મનુષ્યો પુનરાવૃત્તિ પામે છે તેમ તે આ સ્થાનથી પુનરાવૃત્તિને પામતા નથી. સૂર્યથી રોકેલા અવિદ્વાનો સંવત્સરરૂપ સૂર્યને પામતા નથી નેથી એવી રીતે આ કાલરૂપ સંવત્સર અવિદ્વાનોનો નિરોધ છે. તે અર્થમાં આ આગળના મન્ત્રરૂપ શ્લોક પ્રમાણ છે. ૧૦

હવે સંવત્સરરૂપ સૂર્યના સ્વરૂપનું નિરૂપણ કરે છે—

पञ्चपादं पितरं द्वादशाकृतिं दिव आहुः परे अर्धे पुरीषिणम्।
अथेमे अन्य उ परे विचक्षणं सप्तचक्रे षडर आहुरर्पितमिति ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—પાંચ પાદવાળા, પિતા, દ્વાદશ આકૃતિવાળા, અંતરિક્ષથી ઉંચા સ્થાનમાં [ સ્થિત ને ] જલવાળા અન્ય કહે છે, અને આ બીજા તો સાત ચક્રવાળા [ ને ] છ આરાવાળા સર્વજ્ઞમાં સ્થિત [ છે ] એમ કહે છે ૧૧

વિવેચનઃ—આ સંવત્સરરૂપ સૂર્ય પાંચ ઋતુરૂપ પાંચ પાદવાળા છે, હેમંત ને શિશિરની એકરૂપતાના અભિપ્રાયથી અહીં ૭ ઋતુને સ્થાને પાંચ ઋતુ કહી છે. સર્વના જનક હોવાથી તે સૂર્ય પિતા છે, દ્વાદશ માસરૂપ અવયવવાળા હોવાથી દ્વાદશ આકૃતિવાળા છે, અંતરિક્ષલોકથી ઉંચા સ્થાનરૂપ ત્રીજા સ્વર્ગમાં સ્થિત છે, અને જલવાળા છે એમ તેમને અન્ય-કાલના વેત્તાઓ-કહે છે. વળી બીજાઓ તો સપ્ત અશ્વરૂપ નિરંતર ગતિયુક્ત કાલરૂપ ચક્રવાળા, તથા ૭ આરારૂપ [ શિશિરને પૃથક્ ગણતા ] ૭ ઋતુવાળા તે સર્વજ્ઞમાં રથની નાભિમાં આરાની પેઠે આ સર્વ જગત્ સ્થિત છે એમ કહે છે. એવી રીતે સૂર્યરૂપ પ્રજાપતિ બને પક્ષમાં જગતનું કારણ છે. ૧૧

હવે વર્ષના અવયવરૂપ માસના પ્રજાપતિપણાને કહે છેઃ—

मासो वै प्रजापतिस्तस्य कृष्णपक्ष एव रयिः शुक्लः प्राणस्तस्मादेत ऋषयः शुक्ल इष्टं कुर्वन्तीतर इतरस्मिन् ॥ १२ ॥

**શબ્દાર્થઃ**—માસજ પ્રજાપતિ [ છે, ] તેનો કૃષ્ણપક્ષજ અન્ન [ છે, ] શુકલ [ પક્ષ ] પ્રાણ [ છે ] તેથી આ ઋષિઓ [ કૃષ્ણપક્ષમાં ] યાગ [ કરતાં છતાં ] શુકલમાં કરે છે, [ અને ] બીજાઓ બીજામાં [ કરે છે ] ૧૨

વિવેચન—માસજ પ્રજાપતિ છે તે માસરૂપ પ્રજાપતિનો એક ભાગ કૃષ્ણપક્ષ છે તેજ અન્નરૂપ ચન્દ્રમા છે, અને બીજો ભાગ શુકલપક્ષ છે તેજ પ્રાણરૂપ સૂર્ય છે. જેથી શુકલપક્ષરૂપ પ્રાણને સર્વરૂપ દેખે છે, ને પ્રાણથી ભિન્ન કૃષ્ણપક્ષને દેખતા નથી તેથી પ્રાણદર્શી આ ઋષિઓ કૃષ્ણપક્ષમાં યાગ કરતાં છતાં પણ શુકલપક્ષમાજ કરે છે, અને બીજા ઋષિઓ તો શુકલપક્ષને પ્રાણરૂપ દેખતા નથી, પણ પ્રાણરૂપથી નં દેખવારૂપ કૃષ્ણપક્ષના ભાવને પ્રાપ્ત થતા છતા શુકલપક્ષને જુએ છે તેઓ શુકલપક્ષમાં યાગ કરતાં છતાં પણ કૃષ્ણપક્ષમાંજ કરે છે. ૧૨

હવે માસના અવયવરૂપ દિવસરાત્રિના પ્રજાપતિપણાને કહે છે—

अहोरात्रो वै प्रजापतिस्तस्याहरेव प्राणो रात्रिरेव रयिः प्राणं वा एते प्रस्कन्दन्ति ये दिवा रत्या संयुज्यन्ते ब्रह्मचर्यमेव तद्यद्रात्रौ रत्या संयुज्यन्ते ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—દિવસરાતજ પ્રજાપતિ [ છે ] તેનો દિવસજ પ્રાણ [ છે, ] રાત્રિજ અન્ન [ છે ] જેઓ દિવસે પ્રીતિના [ કારણભૂત સ્ત્રીની સાથે ] મૈથુન સેવે છે તેઓ પ્રાણનેજ શાપે છે, જે રાત્રિમાં પ્રીતિના [ કારણભૂત સ્ત્રીની સાથે ] મૈથુન સેવે છે તે બ્રહ્મચર્યજ [ છે. ] ૧૩

વિવેચન:—દિવસરાત્ર પ્રજાપતિ છે, તે અહોરાત્રરૂપ પ્રજાપતિનો દિવસજ પ્રાણરૂપ સૂર્ય છે, અને રાત્રિજ અન્નરૂપ ચંદ્રમા છે. જે મૂઢ પુરુષો દિવસમાં પ્રીતિના કારણભૂત સ્ત્રીની સાથે મૈથુન સેવે છે તેઓ દિવસરૂપ પ્રાણનું શોષણ કરે છે. જે રાત્રિમાં ઋતુકાલવિષે પ્રીતિના કારણભૂત સ્ત્રીની સાથે મૈથુન સેવે છે તે બ્રહ્મચર્યજ પાળે છે. તે અહોરાત્રરૂપ પ્રજાપતિ ડાંગર ને જવ આદિક અન્નરૂપે સ્થિત થયેલ છે. ૧૩

હવે અહોરાત્રરૂપ પ્રજાપતિના અન્નરૂપ પ્રજાપતિભાવને કહે છે:—

**अन्नं वै प्रजापतिस्ततो ह वै तद्रेतस्तस्मादिमाः प्रजाः प्रजायन्त इति ॥ १४ ॥**

**શબ્દાર્થ:**—અન્નજ પ્રજાપતિ [ છે, ] તેથી પ્રસિદ્ધ વીર્ય [ ઉપજે છે. ] તે [ પ્રજાનું કારણ છે. ] તેથી આ પ્રજા ઉત્પન્ન થાય છે. ઇતિ ૧૪

**વિવેચન:**—એમ ક્રમવડે અહોરાત્રરૂપ પ્રજાપતિ અન્નમાં પરિણામ પામે છે, આથી અન્નરૂપેજ પ્રજાપતિ છે. ભક્ષણ કરેલા તે અન્નથી પ્રસિદ્ધ મનુષ્યના બીજરૂપ વીર્ય થાય છે. તે પ્રજાનું કારણ છે. સ્ત્રીવિષે સિંચન કરેલા તે વીર્યથી આ મનુષ્યાદિરૂપ પ્રજા ઉત્પન્ન થાય છે. ' આ પ્રસિદ્ધ પ્રજા ક્યાથી ઉપજે છે ?' એમ જે પૂછ્યું હતું તેનો સૂર્યચંદ્રરૂપ યુગલ આદિના ક્રમથી અહોરાત્રપર્યંત પરિણામ કહી અંતે અન્નના પરિણામ વીર્યદ્વારા આ પ્રજા ઉપજે છે એમ નિર્ણય કર્યો. ૧૪

હવે ચંદ્રલોકની પ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ કરે છે:—

**तद्ये ह वै तत्प्रजापतिव्रतं चरन्ति ते मिथुनमुत्पादन्ते । तेषामेवैष ब्रह्मलोको येषां तपो ब्रह्मचर्यं येषु सत्यं प्रतिष्ठितम् ॥ १५ ॥**

**શબ્દાર્થ:**—તેમાં જેઓ પ્રસિદ્ધ તે પ્રજાપતિવ્રતને આચરે છે તેઓ યુગલને ઉપજાવે છે. જેઓને તપ [ તથા ] બ્રહ્મચર્ય [ છે, ] જેઓમાં સત્ય સ્થિત [ છે ] તેઓનેજ આ બ્રહ્મલોક [ છે. ] ૧૫

વિવેચન:—તેમાં જે ગૃહસ્થો પ્રસિદ્ધ ઋતુકાલમાં ભાર્યાના ગમનરૂપ પ્રજાપતિના વ્રતને સેવે છે તેઓ પુત્ર અને પુત્રીરૂપ જોડને ઉપજાવે છે. એ પ્રજાપતિવ્રતનું દૃષ્ટ ફલ છે, ને અદૃષ્ટ ફલ ચંદ્રલોકની પ્રાપ્તિ છે. ઇષ્ટ, પૂર્ત ને દત્ત કર્મ કરનારા જેઓને ઇંદ્રિયોને નિયમમાં રાખવારૂપ તપ તથા પરણેલી ભાર્યાસાથે ઋતુકાલથી ને રાત્રિથી ભિન્ન કાલે મૈથુનના ત્યાગરૂપ બ્રહ્મચર્ય છે, અને જેઓમાં અસત્યના ત્યાગરૂપ સત્ય સારીરીતે વર્તે છે તેઓનેજ આ ચંદ્રલોકરૂપ બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ અદૃષ્ટ ફલ થાય છે. ૧૫

હવે જેઓને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે તેઓનાં લક્ષણ કહે છે:—

**तेषामसौ विरजो ब्रह्मलोको न येषु जिह्ममनृतं न माया चेति ॥ १६ ॥**

**॥ इति प्रथमः प्रश्नः ॥ १ ॥**

**શબ્દાર્થ:**—જેઓમાં કુટિલતા નથી, અસત્ય [ નથી, ] અને માયા નથી તેઓનો આ નિર્મલ બ્રહ્મલોક [ છે. ] એવી [ ઉપાસનાયુક્ત કર્મવાળાની ગતિ છે. ] ૧૬

વિવેચન:—જેઓમાં કુટિલતારૂપ વક્રભાવ નથી, જેઓમાં અસત્ય નથી, અને જેઓમાં કપટ નથી તેઓનો આ નિર્મલ બ્રહ્મલોક છે, અર્થાત્ તેમને આ પવિત્ર બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. એવી ઉપાસનાયુક્ત કર્મવાળાની ગતિ છે. પૂર્વે કહેલો ચંદ્રલોક કેવલ કર્મવાળા મનુષ્યોની ગતિ છે. ૧૬

ઇતિ શ્રીપ્રશ્નોપનિષદ્ગત પ્રથમ પ્રશ્નની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૧

## ॥ २ बीजो प्रश्न ॥

પ્રાણ ભોક્તા અને પ્રજાપતિ છે એમ પ્રથમ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું. હવે તેનું પ્રજાપતિપણું તથા ભોક્તાપણું આ શરીરમાં નિશ્ચય કરવામાટે આ બીજા પ્રશ્નનો આરંભ કરાય છેઃ—

**अथ हैनं भार्गवो वैदर्भिः पप्रच्छ । भगवन्कत्येव देवाः प्रजां विधारयन्ते कतर एतत्प्रकाशयन्ते कः पुनरेषां वरिष्ठ इति ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—પછી પ્રસિદ્ધ આને વિદર્ભદેશના ભાર્ગવ પૂછતા હવાઃ—" હે ભગવન્! કેટલા પ્રસિદ્ધ દેવો પ્રજાને વિશેષે ધારણ કરે છે? કયા આને પ્રકાશે છે? પુનઃ તેઓમાં મુખ્ય કોણ [ છે? ]" ઇતિ. ૧

વિવેચનઃ—પછી પ્રસિદ્ધ આ પિપ્પલાદમુનિને વિદર્ભદેશમાં જન્મેલા ભાર્ગવઋષિ પૂછતા હવાઃ—"હે ભગવન્! પાંચ ભૂતો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન ને બુદ્ધિ એ સત્તર તત્ત્વોના અભિમાની સત્તર દેવોમાંથી કેટલા દેવો આ શરીરરૂપ પ્રજાને વિશેષે ધારણ કરે છે? તથા જ્ઞાનેન્દ્રિય ને કર્મેન્દ્રિયાદિરૂપથી વિભાગ પામેલા તે દેવોમાં કયા દેવો પોતાના શબ્દશ્રવણાદિરૂપ માહાત્મ્યને લોકોપ્રતિ પ્રકટ કરવારૂપ પ્રકાશ કરે છે? અને પુનઃ આ કાર્યકરણરૂપ સત્તર દેવોમાં મુખ્ય દેવ કોણ છે?" ૧

એમ પૂછનાર ભાર્ગવપ્રતિ ભગવાન્ પિપ્પલાદે જે ઉત્તર આપ્યું તે કહે છેઃ—

**तस्मै स होवाचाकाशो ह वा एष देवो वायुरग्निरापः पृथिवि वाङ्मनश्चक्षुः श्रोत्रं च । ते प्रकाश्याभिवदन्ति वयमेतद्बाणमवष्टभ्य विधारयामः ॥ २ ॥**

**શબ્દાર્થઃ**—તેના પ્રતિ પ્રસિદ્ધ તે બોલ્યા—" પ્રસિદ્ધ આકાશજ આ દેવ [ છે. ] વાયુ, અગ્નિ, જલ, પૃથિવી, વાણી, મન, ચક્ષુ ને શ્રોત્ર [ આ દેવ છે. ] તેઓ 'પ્રકાશ કરીને અમે આ શરીરને અશિથિલ કરીને સ્પષ્ટ ધારીએ છીએ' [ એમ ] કહે છે. ૨

વિવેચનઃ—એમ પૂછનાર તે ભાર્ગવઋષિપ્રતિ પ્રસિદ્ધ તે પિપ્પલાદમુનિ બોલ્યાઃ—" હે ભાર્ગવ! પ્રસિદ્ધ આકાશજ આ દેવ છે. વાયુ, અગ્નિ, જલ ને પૃથિવી આ દેવ છે વાગ્ આદિ પાંચ કર્મેન્દ્રિયો આ દેવ છે, મન તથા બુદ્ધિ આ દેવ છે, અને નેત્ર તથા શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો આ દેવ છે. એવી રીતે સત્તર તત્ત્વોના અભિમાનરૂપ તે દેવો પોતપોતાના કાર્યરૂપ માહાત્મ્યને પ્રકાશ કરીને શ્રેષ્ઠતામાટે ઈર્ષ્યા કરતા છતા 'અમે કાર્યકરણના સંઘાતરૂપ શરીરને અશિથિલ કરીને સ્પષ્ટ ધારીએ છીએ' એમ કહે છે. 'હું એકજ આ શરીરને ધારણ કરું છું, એવો એક એક દેવનો અભિપ્રાય છે. શરીરને આકારે પરિણામ પામેલાં આકાશાદિક કાર્યરૂપ દેવ છે, અને જ્ઞાનેંદ્રિયો, કર્મેન્દ્રિયો, મન ને બુદ્ધિ એ કરણરૂપ દેવ છે. ૨

હવે બીજા દેવોપ્રતિ મુખ્ય પ્રાણે જે કહ્યું તે કહે છે.—

**तान्वरिष्ठः प्राण उवाच । मा मोहमापद्यथाहमेवैतत्पञ्चधाऽऽत्मानं प्रविभज्यैतद्बाणमवष्टभ्य विधारयामीति तेऽश्रद्दधाना बभूवुः ॥ ३ ॥**

**શબ્દાર્થઃ**—તેઓપ્રતિ મુખ્ય પ્રાણ બોલ્યોઃ—'મોહને ન પ્રાપ્ત થઓ હુંજ પોતાનો પાંચ પ્રકારે વિભાગ કરીને આ શરીરને અશિથિલ કરીને આને સ્પષ્ટ ધારણ કરું છું' એમ [ કહે સતે ] તેઓ અશ્રદ્ધાવાળા થયા. ૩

વિવેચનઃ—એવા અભિમાનવાળા તે ઇંદ્રિયોરૂપ દેવોપ્રતિ મુખ્યપ્રાણરૂપ દેવ કહેવા લાગ્યોઃ—'એવા અવિવેકઆવથી અભિમાન ન કરો. હુંજ પોતાના પ્રાણ, અપાન, વ્યાન, સમાન ને ઉદાન એમ પાંચ પ્રકારના

વિભાગ કરીને આ શરીરને અશિથિલ કરીને આને સ્પષ્ટ ધારણ કરું છું.' આ સાંભળી તેઓ તે પ્રાણના કથનમાં અશ્રદ્ધાવાળા થયા. ૩

હવે તે ઇંદ્રિયોરૂપ દેવોને પોતાના કથનમાં અશ્રદ્ધાવાળા જોઇને મુખ્યપ્રાણરૂપ દેવે જે પ્રવૃત્તિ કરી તે કહે છેઃ—

सोऽभिमानादूर्ध्वमुत्क्रमत इव तस्मिन्नुत्क्रामत्यथेतरे सर्व एवोत्क्रामन्ते तस्मिंश्च प्रतिष्ठमाने सर्व एव प्रातिष्ठन्ते । तद्यथा मक्षिका मधुकरराजानमुत्क्रामन्तं सर्वा एवोत्क्रामन्ते तस्मिंश्च प्रतिष्ठमाने सर्वा एव प्रतिष्ठन्त एवं वाङ्मनश्चक्षुः श्रोत्रं च ते प्रीताः प्राणं स्तुन्वन्ति ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—તે અભિમાનથી બહાર નીકળવાના જેવો થયો તેનું બહાર નીકળવું [ થયા ] પછી બીજા સર્વેજ બહાર નીકળે છે, અને તેની સ્થિતિ [થયે] સર્વેજ સ્થિતિ કરે છે. તેમાં [ દૃષ્ટાંતઃ– ] જેમ ઉંચે ગમન કરતા મધુકરરાજની પ્રતિ સર્વેજ માખીઓ ઉત્ક્રમણ કરે છે, અને તેના સ્થિત થવાથી સર્વેજ સ્થિત થાય છે. એવી રીતે વાણી, મન, ચક્ષુ ને શ્રોત્ર તેઓ (તેમના દેવો) પ્રસન્ન થયા [ છતા ] પ્રાણની સ્તુતિ કરે છે. ૪

**વિવેચનઃ**—પછી તે મુખ્યપ્રાણ તેમને અવિશ્વાસવાળા જોઇને અભિમાનથી શરીરમાંથી બહાર નીકળ્યો. તે મુખ્યપ્રાણના શરીરમાંથી બહાર નીકળ્યા પછી બીજા ચક્ષુરાદિ ગૌણપ્રાણો શરીરમાંથી બહાર નીકળ્યા, અને તે મુખ્યપ્રાણના સ્થિત થવાથી સર્વે ઇંદ્રિયોરૂપ પ્રાણો પાછા સ્થિત થયા. જેમ ઉંચે ઊડનારા મુખ્યમધુમક્ષિકારૂપ મધુકરરાજની પછવાડે સર્વે મધમાખીઓ ઊડે છે, અને તેના સ્થિત થવાથી સર્વે સ્થિત થાય છે. એવી રીતે તે વાણી, મન, નેત્ર અને શ્રોત્ર ઇત્યાદિકના દેવો અવિશ્વાસ છોડી, મુખ્યપ્રાણનું માહાત્મ્ય જાણી, પ્રસન્ન થયા છતાં મુખ્યપ્રાણની સ્તુતિ કરે છે. ૪

હવે તેઓ કેવી રીતે સ્તુતિ કરવા લાગ્યા તે કહે છેઃ—

एषोऽग्निस्तपत्येष सूर्य एष पर्जन्यो मघवानेष वायुरेष पृथिवी रयिर्देवः सदसच्चामृतं च यत् ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—આ અગ્નિ [ થયો છતો ] તપે છે, આ સૂર્ય [ થયો છતો પ્રકાશે છે, ] આ મેઘ [ થયો છતો વર્ષે છે, આ ] ઇંદ્ર [ થયો છતો પાલનાદિ કરે છે, ] આ વાયુ [ થયો છતો મેઘાદિને ચલાવે છે, ] આ દેવ પૃથિવી [ થયો છતો સર્વને ધારણ કરે છે, ને ] ચંદ્રમા [ થયો છતો પોષણ કરે છે. ] સ્થૂલ અને સૂક્ષ્મ તથા જે અમૃત [ છે તે સર્વે પ્રાણજ છે. ] ૫

**વિવેચનઃ**—'આ પ્રાણ અગ્નિ થયો છતો તપે છે, આ પ્રાણ સૂર્ય થયો છતો પ્રકાશે છે, આ પ્રાણ મેઘ થયો છતો જલની વૃષ્ટિ કરે છે, તથા ઇંદ્ર થયો છતો પ્રજાનું પાલન કરે છે, ને અસુરોને તથા રાક્ષસોને મારે છે. વળી આ પ્રાણ આવહ, પ્રવહ, વિવહ, ઉદ્વહ, પરાવહ, પરિવહ ને સંવહ એ સાત ગુણના ભેદવાળો વાયુ થયો છતો મેઘ આદિકને ચલાવે છે. આ પ્રાણરૂપ દેવ પૃથિવી થયો છતો સર્વ સ્થાવરજંગમને ધારણ કરે છે, તથા ચંદ્રમા થયો છતો સર્વનું પોષણ કરે છે. ઘણું શું કહીએ? સ્થૂલરૂપ તથા સૂક્ષ્મરૂપ જગત્ અને દેવોની સ્થિતિનું કારણ જે અમૃત છે તે સર્વ આ પ્રાણજ છે. ૫

अरा इव रथनाभौ प्राणे सर्वं प्रतिष्ठितम् ।
ऋचो यजूंषि सामानि यज्ञः क्षत्रं ब्रह्म च ॥ ६ ॥

**શબ્દાર્થ:**—રથની નાભિમાં આરાની પેઠે સર્વે પ્રાણમાં સ્થિત [ છે ] ઋચાઓ, યજુર્વાઓ, સામો યજ્ઞ, ક્ષત્રિય ને બ્રાહ્મણ [ આ સર્વ પ્રાણ છે ] ૬

**વિવેચન**—રથની નાભિમાં ( નાભડીમાં ) આરાની પેઠે શ્રદ્ધાથી નામપર્યંતના સર્વ પદાર્થો સ્થિતિકાલમાં પ્રાણવિષે સ્થિત છે ઋચાઓ, યજુર્વાઓ ને સામો આ ત્રણ પ્રકારના મંત્રો અને તે મંત્રોવડે સાધવાયોગ્ય યજ્ઞ, સર્વ પ્રજાનું પાલન કરનાર ક્ષત્રિયજાતિ અને યજ્ઞાદિકર્મના કર્તાપણામાં મુખ્યાધિકારી બ્રાહ્મણજાતિ એ સર્વ આ પ્રાણ છે. ૬

प्रजापतिश्चरसि गर्भे त्वमेव प्रतिजायसे ।
तुभ्यं प्राण प्रजास्त्विमा बलिं हरन्ति यः प्राणैः प्रतितिष्ठसि ॥ ७ ॥

**શબ્દાર્થ:**—[ તું ] પ્રજાપતિ [ છે, તું ] ગર્ભમાં વિચરે છે, તુંજ જન્મે છે હે પ્રાણ! આ પ્રજાઓ તો તારે માટે બલિ હરણ કરે છે જે [ તું ] પ્રાણોની [ સાથે ] સ્થિત છે ૭

**વિવેચન**—વળી હે પ્રાણ! જે પ્રજાપતિ (વિરાટ્) છે તે પણ તુંજ છે જે પિતાના ગર્ભમા વીર્યરૂપે અને માતાના ગર્ભમા પુત્રાદિરૂપે વિચરે છે, અને જે માતાપિતાની સદૃશ થઇને જન્મે છે તે તુંજ જન્મે છે હે પ્રાણ! આ મનુષ્યાદિક પ્રજાઓ તો તારે માટે ચક્ષુરાદિક દ્વારોથી રૂપાદિના જ્ઞાનરૂપ બલિદાન આપે છે જેથી તું ચક્ષુરાદિરૂપ પ્રાણોની સાથે સર્વ શરીરોમાં સ્થિત છે તેથી તને તેઓ બલિ આપે છે તે યુક્તજ છે, તાત્પર્ય કે જેથી તું ભોક્તા છે તેથી તારજ અન્ય સર્વ ભોગ્ય છે. ૭

देवानामसि वह्नितमः पितॄणां प्रथमा स्वधा ।
ऋषीणां चरितं सत्यमथर्वाङ्गिरसामसि ॥ ८ ॥

**શબ્દાર્થ:**—દેવોમાં [ તું ] વહ્નિતમ છે, પિતૃઓની પ્રથમ સ્વધા [ છે, ને ] અંગિરસ્રૂપ અથર્વણઋષિઓનું સત્ય ચેષ્ટિત [ પણ તુંજ ] છે ૮

**વિવેચન**—વળી ઇંદ્રાદિ દેવોમાં તું વહ્નિતમ એટલે હોમદ્રવ્યને સર્વોત્તમરીતે દેવોપ્રતિ પહોંચાડનાર છે પિતૃઓના નાંદીમુખશ્રાદ્ધમાં જે સ્વધારૂપ અન્ન છે તે દેવોને હોમવાના દ્રવ્યની અપેક્ષાએ પ્રથમ છે તેથી પિતૃઓની પ્રથમ જે સ્વધા છે તે પણ તું છે, અર્થાત્ તેને પણ પિતૃઓને પ્રાપ્ત કરનાર તું છે. 'અંગના રસરૂપ અથર્વાનામવાળા ( પ્રાણનામવાળા ) ચક્ષુરાદિ પ્રાણોરૂપ ઋષિઓનું દેહધારણાદિમા ઉપકાર કરવારૂપ સત્ય ચેષ્ટિત પણ તુંજ છે ૮

इन्द्रस्त्वं प्राण तेजसा रुद्रोऽसि परिरक्षिता ।
त्वमन्तरिक्षे चरसि सूर्यस्त्वं ज्योतिषां पतिः ॥ ९ ॥

**શબ્દાર્થ:**—હે પ્રાણ! તું ઇંદ્ર [ છે, ] વીર્યવડે રુદ્ર [ તું ] છે, પરિપાલન કરનાર [ તું છે, ] તું અંતરિક્ષમાં વિચરે છે, [ ને સર્વ ] જ્યોતિઓનો પતિ સૂર્ય તું [ છે. ] ૯

**વિવેચન**—હે પ્રાણ! તું પરમેશ્વર છે, સંહારના સામર્થ્યવડે જગતનો સંહાર કરનાર રુદ્ર તું છે, સ્થિતિકાલમા વિષ્ણુ આદિક સૌમ્યરૂપે જગતનું પરિપાલન કરનાર તુંજ છે તું આકાશમાં નિરંતર વિચરે છે, અને ચંદ્રાદિ સર્વ જ્યોતિઓનો પતિ સૂર્ય પણ તુંજ છે ૯

यदा त्वमभिवर्षस्यथेमाः प्राण ते प्रजाः ।
आनन्दरूपास्तिष्ठन्ति कामायान्नं भविष्यतीति ॥ १० ॥

શબ્દાર્થઃ—હે પ્રાણ ! જ્યારે તું વર્ષે છે ત્યારે તારી આ પ્રજાઓ સુખરૂપ સ્થિત થાય છે. ઇચ્છાપ્રમાણે અન્ન થશે એવો [ તેમનો અભિપ્રાય છે. ] ૧૦

વિવેચનઃ—હે પ્રાણ ! જ્યારે તું મેઘ થઇને વર્ષે છે ત્યારે તારા સ્વરૂપભૂત આ પ્રજાઓ તેં ઉપજાવેલા અન્નથી વૃદ્ધિ પામી છતી અને તારી વર્ષાના દર્શનમાત્રથી સુખને પામેલાના જેવી થઇ સ્થિતિ કરે છે. હવે પુષ્કલ અન્ન ઉત્પન્ન થશે એમ તે વર્ષા દેખી પ્રસન્ન થનારી પ્રજાનો અભિપ્રાય છે. ૧૦

व्रात्यस्त्वं प्राणैकऋषिरत्ता विश्वस्य सत्पतिः ।
वयमाद्यस्य दातारः पिता त्वं मातरिश्वनः ॥ ११ ॥

શબ્દાર્થઃ—હે પ્રાણ ! તું વ્રાત્ય [ છે. ] એકઋષિ [ હોઇને ] ભોક્તા [ છે, ] સર્વેનો શ્રેષ્ઠ પતિ [ છે, ] અમે ભક્ષણયોગ્યના દાતા [ છીએ, ] તું વાયુનો પિતા [ છે ] ૧૧

વિવેચનઃ—હે પ્રાણ ! તું પ્રથમ ઉત્પન્ન થયેલ હોવાથી અન્ય સંસ્કાર કરનારના અભાવથી તું વ્રાત્ય–સંસ્કારરહિત–છે, તાત્પર્ય કે તું સ્વભાવથીજ શુદ્ધ છે. તું અથર્વવેદવાળાઓનો પ્રસિદ્ધ એકર્ષિનામવાળો અગ્નિ હોઇને સર્વ હવિષ્યનો ભોક્તા છે. તુંજ સર્વ વિશ્વનો શ્રેષ્ઠ પતિ છે. અમે તારે ભક્ષણ કરવાયોગ્ય હવિષ્યના દાતા છીએ. તું વાયુનો પિતા છે. ૧૧

या ते तनूर्वाचि प्रतिष्ठिता या श्रोत्रे या च चक्षुषि ।
या च मनसि सन्तता शिवां तां कुरु मोत्क्रमीः ॥ १२ ॥

શબ્દાર્થઃ—જે તારી મૂર્તિ વાણીમાં સ્થિત [ છે, ] જે શ્રોત્રમાં ને જે ચક્ષુમાં [ સ્થિત છે, ] તથા જે મનમાં સમ્યક્પ્રકારે વ્યાપેલી [ છે ] તેને શાંત કર, ઉત્ક્રમણ ન કર ૧૨

વિવેચનઃ—હે પ્રાણ ! જે તારી અપાનરૂપ મૂર્તિ વક્તાપણાવડે વચનરૂપ ચેષ્ટાને કરતી છતી વાણીમાં સ્થિત છે, જે વ્યાનરૂપ મૂર્તિ શ્રોત્રમાં સ્થિત છે, તથા જે પ્રાણરૂપ મૂર્તિ ચક્ષુમાં સ્થિત છે, અને જે સમાનરૂપ મૂર્તિ સંકલ્પાદિરૂપ વ્યાપારવડે મનમાં સ્થિત છે તેને શાંત કર, અને તારા બહાર નીકળવાથી તેને કાર્યને અયોગ્ય ન કર. ૧૨

प्राणस्येदं वशे सर्वं त्रिदिवे यत्प्रतिष्ठितम् ।
मातेव पुत्रान्रक्षस्व श्रीश्च प्रज्ञां च विधेहि न इति ॥ १३ ॥

॥ इति द्वितीयः प्रश्नः ॥ २ ॥

શબ્દાર્થઃ—આ સર્વ પ્રાણના વશમાં [ છે ને ] સ્વર્ગમાં સ્થિત જે [ જગત્ છે તેનો પણ રક્ષણકર્તા તે છે. હે પ્રાણ ! તું ] માતાની પેઠે પુત્રોનું રક્ષણ કર. લક્ષ્મી અને બુદ્ધિ અમને આપ' ઇતિ." ૧૩

વિવેચનઃ—આ લોકમાં જે કાંઇ ઉપભોગનો સમૂહ છે તે સર્વ પ્રાણના વશમાં વર્તે છે, અને સ્વર્ગમાં સ્થિત જે દેવાદિકના ઉપભોગરૂપ જગત્ છે તેનો પણ પ્રાણજ રક્ષણકર્તા છે. આથી હે પ્રાણ ! તું માતાની પેઠે અમે જે તારા પુત્રો છીએ તેનું પાલન કર. ઋક્ યજુષ્ ને સામરૂપ જે બ્રાહ્મણોની લક્ષ્મી અને ધનાદિ ઐશ્વર્યરૂપ જે ક્ષત્રિયોની લક્ષ્મી છે તે લક્ષ્મી અને તારી સ્થિતિરૂપ નિમિત્તવાળી બુદ્ધિ અમને આપ.' એવી રીતે સર્વરૂપતાવડે વાગાદિ ઇંદ્રિયોએ સ્તુતિવડે જણાવેલા મહિમાવાળો પ્રાણ પ્રજાપતિ છે" એમ નિશ્ચય કર્યો. ૧૩

ઇતિ શ્રીપ્રશ્નોપનિષદ્ગત દ્વિતીય પ્રશ્નની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૨

## ॥ ३ त्रीजो प्रश्न ॥

એવી રીતે પ્રજાપતિપણા અને ભોક્તાપણા આદિક ગુણના સમૂહનો નિશ્ચય કરીને હવે શ્રુતિભગવતી પ્રાણની ઉત્પત્તિ આદિનો નિશ્ચય કરતી છતી તેની ઉપાસનાનું વિધાન કરવાને ત્રીજા પ્રશ્નનો આરંભ કરે છે:—

**अथ हैनं कौसल्यश्चाश्वलायनः पप्रच्छ। भगवन्कुत एष प्राणो जायते कथमायात्यस्मिञ्छरीर आत्मानं वा प्रविभज्य कथं प्रतिष्ठते केनोत्क्रमते कथं बाह्यमभिधत्ते कथमध्यात्ममिति ॥ १ ॥**

**શબ્દાર્થ:**—પછી પ્રસિદ્ધ આને આશ્વલના પુત્ર કૌસલ્ય પૂછતા હવા:—"હે ભગવન્! આ પ્રાણ ક્યાંથી ઉપજે છે? કેવી રીતે આ શરીરમાં આવે છે? અને પોતાના વિભાગ કરીને કેવી રીતે સ્થિત થાય છે? શાવડે ઉત્ક્રમણ કરે છે? બાહ્યને કેવી રીતે ધારણ કરે છે? અધ્યાત્મને કેવી રીતે [ ધારણ કરે છે? ]" ઇતિ. ૧

**વિવેચન.**—ભાર્ગવઋષિના પ્રશ્નનું સમાધાન થયા પછી પ્રસિદ્ધ પિપ્પલાદમુનિને અશ્વલમુનિના પુત્ર કૌસલ્યનામના ઋષિ પૂછતા હવા:—"હે ભગવન્! આ પ્રાણ કયા કારણથી ઉત્પન્ન થાય છે? ઉત્પન્ન થયો છતો કઇ વૃત્તિવિશેષવડે આ શરીરમાં આગમન કરે છે? અર્થાત્ આ પ્રાણને શરીરના ગ્રહણમાં કયું નિમિત્ત છે? અને શરીરમાં પ્રવેશ પામી પોતાના વિભાગ કરીને આ પ્રાણ કેવી રીતે સ્થિત થાય છે? વળી કઇ વૃત્તિવિશેષવડે આ શરીરથી તે નીકળે છે? બાહ્ય જે રૂપાદિક અધિભૂત તથા સૂર્યાદિ અધિદૈવ છે તેમને તે કેવી રીતે ધારણ કરે છે? તેમજ શરીરઇંદ્રિયાદિ અધ્યાત્મને તે કેવી રીતે ધારણ કરે છે?" ઇતિ શબ્દ પ્રશ્નની સમાપ્તિ દેખાડે છે. ૧

એવો પ્રશ્ન પૂછ્યા પછી ભગવાન્ પિપ્પલાદે જે પ્રવૃત્તિ કરી તે કહે છે:—

**तस्मै स होवाचातिप्रश्नान्पृच्छसि ब्रह्मिष्ठोऽसीऽति तस्मात्तेऽहं ब्रवीमि ॥ २ ॥**

**શબ્દાર્થ:**—તેના પ્રતિ પ્રસિદ્ધ તે બોલ્યા:—"[ તું ] અતિપ્રશ્નોને પૂછે છે, [ તું ] બ્રહ્મિષ્ઠ છે, એમ [ છે ] તેથી તને હું કહું છું. ૨

**વિવેચન:**—પૂછનાર કૌસલ્યઋષિપ્રતિ તે પિપ્પલાદમુનિ કહેવા લાગ્યા:—"હે કૌસલ્ય! પ્રાણજ પ્રથમ દુઃખથી જાણવાયોગ્ય હોવાથી દુર્ઘટ પ્રશ્નને યોગ્ય છે, તેના પણ જન્માદિકને તું પૂછે છે તેથી તું સૂક્ષ્મ પ્રશ્નોને પૂછે છે, આથી તું બ્રહ્મિષ્ઠ[1] (અતિશય બ્રહ્મવિત્) છે. તારી એવી યોગ્યતાથી હું સંતોષ પામ્યો છું તેથી તેં જે પૂછ્યું છે તે હું તને કહું છું. શ્રવણ કર." ૨

**आत्मन एष प्राणो जायते। यथैषा पुरुषे छायैतस्मिन्नेतदाततं मनोकृतेनायात्यस्मिञ्छरीरे ॥ ३ ॥**

**શબ્દાર્થ:**—આત્માથી આ પ્રાણ ઉપજે છે. જેમ પુરુષમાં આ છાયા [તેમ] આમાં આ સમર્પિત [ છે ] મને કરેલાવડે [ તે ] આ શરીરમાં આવે છે ૩

**વિવેચન:**—પરમાત્માથી આ પ્રાણ ઉપજે છે. જેમ પુરુષશરીરમાં આ પ્રતિબિંબરૂપ મિથ્યા છાયા ઉપજે છે તેમ આ પરમાત્મારૂપ પુરુષમાં આ પ્રાણનામનું મિથ્યાતત્ત્વ આરોપિત છે. મનની સંકલ્પ ને ઇચ્છાદિક

૧ આ વચન પ્રોત્સાહનમાટે સ્તુતિરૂ જાણવું, કેમકે હજુ તો તે જિજ્ઞાસુ છે.

વૃત્તિઓવડે કરેલા કર્મરૂપ નિમિત્તથી તે પ્રાણ આ શરીરમાં આવે છે. 'तदेव सक्तः सह कर्मणेति॥' (ફલમાં આસક્ત થનો તેજ ફલને કર્મરહિત પામે છે,) એ શ્રુતિ પણ શરીરગ્રહણ કર્મસાધ્ય છે એમ કહે છે. ૩

यथा सम्राडेवाधिकृतान्विनियुङ्क्ते । एतान्ग्रामानेतान्ग्रामानधितिष्ठस्वेत्येवमेवैष प्राण इतरान्प्राणान्पृथक्पृथगेव सन्निधत्ते ॥ ४ ॥

**શબ્દાર્થ:**—જેમ ચક્રવર્તી જ '[ તમે ] આ ગ્રામોપ્રતિ આ ગ્રામોપ્રતિ અધિપતિ થઇને રહો' એમ અધિકારીઓને જોડે છે તેમજ આ પ્રાણ બીજા પ્રાણોને પૃથક પૃથક્જ જોડે છે. ૪

વિવેચન:—જેમ લોકમાં ચક્રવર્તી રાજા 'તમે આ ગ્રામોપ્રતિ અધિપતિ થઇને રહો, અને તમે આ ગ્રામોપ્રતિ અધિપતિ થઇને રહો' એમ અધિકારીઓને ભિન્ન ભિન્ન ગામોમાં જોડે છે તેમજ આ મુખ્ય પ્રાણ ચક્ષુરાદિક ઇંદ્રિયોરૂપ બીજા પ્રાણોને યથાયોગ્ય નેત્ર આદિક ભિન્ન ભિન્ન સ્થાનોમાં જોડે છે, અને પોતાની વૃત્તિઓના ભેદરૂપ પ્રાણઅપાનાદિક વાયુઓને હૃદયગુદાદિક સ્થાનોમાં જોડે છે. ૪

હવે સ્થાનોનો વિભાગ દેખાડે છે.—

पायूपस्थेऽपानं चक्षुःश्रोत्रे मुखनासिकाभ्यां प्राणः स्वयं प्रातिष्ठते मध्ये तु समानः । एष ह्येतद्धुतमन्नं समं नयति तस्मादेताः सप्तार्चिषो भवन्ति ॥ ५ ॥

**શબ્દાર્થ:**—અપાનને ગુદામાં અને ઉપસ્થમાં [ જોડે છે, ] ચક્ષુમાં અને શ્રોત્રમાં મુખનાસિકાથી [ નીકળતો ] પ્રાણ પોતે સ્થિત થાય છે, મધ્યમાં તો સમાન [ સ્થિત થાય છે. ] જેથી આ [ સમાન ] આ હોમેલા અન્નને સમ લઇ જાય છે તેથી આ સાત જ્વાલાઓ નીકળે છે. ૫

વિવેચન—તે મલમૂત્રને નીચે લઇ જનારા અપાનને ગુદામાં અને ઉપસ્થમાં જોડે છે હૃદયમાં, ચક્ષુમાં અને શ્રોત્રમાં મુખનાસિકાથી નીકળતો થનો રાજારૂપ પ્રાણ પોતે સ્થિત થાય છે પ્રાણ અને અપાન એ બંનેના સ્થાનના મધ્યરૂપ નાભિમાં સમાનવાયુ સ્થિત થાય છે. ખાધેલાપીધેલા અન્નાદિ પદાર્થને-સમાન-સરખા-કરીને લઇ જાય છે આથી તેને સમાન કહીએ છીએ. જેથી આ સમાનવાયુ આ ખાધેલાપીધેલા અન્નને સમાન કરીને લઇ જાય છે તેથી ખાધેલાપીધેલા અન્નરસરૂપ ઇંધનવાળા જાઠરાગ્નિરૂપ હેતુથી હૃદયરૂપ દેશમાં આ સાત ( બે નેત્રગોલક, બે નાસાપુટ, બે શ્રોત્રગોલક ને મુખ ) દ્વારસબંધિ જ્ઞાનરૂપ જ્વાલાઓ નીકળે છે. જાઠરાગ્નિના પાકથી ઉપજેલા અન્નરસના બલવડે દર્શનાદિની પ્રવૃત્તિથી તેઓમાં તેની જ્વાલાઓનો આરોપ છે એમ જાણવું. ૫

વ્યાનના નાડીરૂપ સ્થાનને દેખાડવામાટે તે નાડીઓના ઉત્પત્તિસ્થાનને કહે છે:—

हृदि ह्येष आत्मा । अत्रैतदेकशतं नाडीनां तासां शतं शतमेकैकस्यां द्वासप्ततिर्द्वासप्ततिः प्रतिशाखानाडीसहस्राणि भवन्त्यासु व्यानश्चरति ॥ ६ ॥

**શબ્દાર્થ:**—હૃદયમાં પ્રસિદ્ધ આ જીવાત્મા [ છે ] આમાં નાડીઓની [ સંખ્યા ] આ એક ને શત [ થાય છે. ] તેઓમાં એક એકમાં સો સો [ ભેદ છે ] પ્રતિશાખારૂપ નાડીઓના [ ભેદ ] બોંતેર બોંતેર સહસ્ર છે. આમાં વ્યાન વિચરે છે. ૬

વિવેચન:—હૃદયાકાશમાં પ્રસિદ્ધ આ જીવાત્મા છે. આ હૃદયમાં આ ( પ્રસિદ્ધ ) મુખ્ય નાડીઓની સંખ્યા એક સો ને એક છે. તેઓમા એક એક મુખ્ય નાડીમાં પાછા સો સો ભેદ છે. પુનઃ પણ એક એક પ્રતિશાખારૂપ નાડીના ભેદરૂપ બોતેર બોતેર સહસ્ર નાડીઓ છે. આ નાડીઓની ગણના આ પ્રમાણે જાણવી:— મુખ્ય નાડીઓ ૧૦૧ છે તેને તે પ્રત્યેકની શાખારૂપ સોએ ગુણવાથી શાખારૂપ નાડીઓ ૧૦૧૦૦ થાય છે. તેને પ્રતિશાખારૂપ બોતેર સહસ્રે ગુણવાથી પ્રતિશાખારૂપ નાડીઓ ૭૨૭૨૦૦૦૦૦ થાય છે. પ્રતિશાખારૂપ ૭૨૭૨૦૦૦૦૦ નાડીઓમાં શાખારૂપ નાડીઓ ૧૦૧૦૦ તથા પ્રધાન નાડીઓ ૧૦૧ મેળવવાથી આખા શરીરમાં કુલ નાડીઓ ૭૨૭૨૧૦૨૦૧ થાય છે. આ સર્વ સામાન્ય ગણના જાણવી. આ નાડીઓમાં વ્યાનવાયુ ફરે છે, આ વાયુ બધા શરીરમાં વ્યાપેલો હોવાથી વ્યાન કહેવાય છે, સૂર્યમાંથી જેમ કિરણો નીકળે છે તેમ હૃદયદેશમાથી નીકળી સર્વબાજુ ગમન કરનારી નાડીઓદ્વારા સર્વ શરીરમાં વ્યાપીને વ્યાન રહે છે. તેમાં પણ શરીરના સંધિઓ, સ્કંધ ને મર્મસ્થાનોમા તે વિશેષે કરીને રહે છે. આ વ્યાન પ્રાણ ( ઉચ્છ્વાસ ) અને અપાનની ( નિઃશ્વાસની ) વૃત્તિઓના અભાવકાળમાં જાગેલી વૃત્તિવાળો હોય છે. ૬

अथैकयोर्ध्व उदानः पुण्येन पुण्यं लोकं नयति पापेन पापमुभाभ्यामेव मनुष्यलोकम् ॥ ७ ॥

શબ્દાર્થ:—હવે એકવડે ઊંચે [ જતો છતો ] ઉદાન પુણ્યવડે પુણ્યલોકપ્રતિ લઈ જાય છે, પાપવડે પાપપ્રતિ [ લઈ જાય છે, ને ] ઉભયવડેજ મનુષ્યલોકપ્રતિ [ લઈ જાય છે. ] ૭

વિવેચન:—એક સો ને એક મુખ્ય નાડીમાંની ઉંચે બહાર્ગમાં ગમન કરનારી જે સુષુમ્ણાનામે નાડી છે તે એક નાડીવડે ઉંચે જતો છતો તથા પગથી મસ્તકપર્યંત સંચરતો છતો ઉદાનવાયુ શાસ્ત્રમાં વિધાન કરેલા પુણ્યકર્મવડે જીવને દેવાદિના સ્થાનરૂપ પુણ્યલોકપ્રતિ લઇ જાય છે, અને શાસ્ત્રમાં નિષેધ કરેલા પાપકર્મવડે પશુપક્ષી આદિકની યોનિરૂપ અધોલોકપ્રતિ લઇ જાય છે, અને સમાન પુણ્ય અને પાપ બંનેથીજ મનુષ્યલોકપ્રતિ લઈ જાય છે. ૭

હવે અધિભૂત તથા અધિદૈવરૂપ બાહ્યને આ પ્રાણ કેવી રીતે ધારણ કરે છે એ પ્રશ્નનું તથા અધ્યાત્મને કેવી રીતે ધારણ કરે છે એ પ્રશ્નનું ઉત્તર આપે છે—

आदित्यो ह वै बाह्यः प्राण उदयत्येष ह्येनं चाक्षुषं प्राणमनुगृह्णानः । पृथिव्यां या देवता सैषा पुरुषस्यापानमवष्टभ्यान्तरा यदाकाशः स समानो वायुर्व्यानः ॥ ८ ॥

શબ્દાર્થ:—આદિત્યજ પ્રસિદ્ધ બાહ્ય પ્રાણ [ છે, આ ] ઉદય પામે છે આ પ્રસિદ્ધ આ ચક્ષુમાં સ્થિત પ્રાણપ્રતિ અનુગ્રહ કરતો [ છતો રહે છે; તેમજ ] પૃથિવીમાં જે દેવતા [ છે ] તે આ પુરુષના અપાનને વશ કરીને [ રહે છે. ] મધ્યમાં જે આકાશ ( આકાશમાં રહેલો વાયુ ) તે સમાન, [ ને બાહ્ય ] વાયુ વ્યાન [ છે. ] ૮

વિવેચન:—સૂર્યજ પ્રસિદ્ધ અધિદૈવરૂપ બહારનો પ્રાણ છે, તે આ ઉદય પામે છે, જેમ આ સૂર્ય આ આધ્યાત્મિક ચક્ષુઇંદ્રિયમાં સ્થિત પ્રાણપર પ્રકાશવડે અનુગ્રહ કરતો છતો એટલે રૂપના જ્ઞાનમાં ચક્ષુને સમર્થ કરતો છતો વિદ્યમાન છે તેમ પૃથિવીમાં અભિમાની જે પ્રસિદ્ધ પૃથિવીદેવતા છે તે આ પુરુષની અપાનવૃત્તિને વશ કરીને સર્વબાજુથી સમાનરીતે નીચેખેંચવાવડે શરીરધારણરૂપ અનુગ્રહ કરતી છતી વર્તમાન છે. સ્વર્ગના અને પૃથિવીના મધ્યમાં રહેલા આકાશવિષે સ્થિત જે વાયુ છે તે વાયુ સમાનવાયુપર અનુગ્રહ કરતો છતો વર્તે છે, અને સામાન્યરૂપે રહેલો જે બહારનો વાયુ છે તે વાયુ વ્યાનવાયુપર અનુગ્રહ કરતો છતો વર્તે છે. ૮

तेजो ह वा उदानस्तस्मादुपशान्ततेजाः । पुनर्भवमिन्द्रियैर्मनसि सम्पद्यमानैः ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ [ સામાન્ય ] તેજ ઉદાન [ છે ] તેથી [ જ્યારે ] તેજથી રહિત [ થાય છે ત્યારે ] મનમાં પ્રવેશ પામેલી ઇંદ્રિયોની [ સાથે ] અન્ય શરીરને [ પામે છે. ] ૯

વિવેચનઃ—જે બહારનું પ્રસિદ્ધ સામાન્ય તેજ છે તે પોતાના સામાન્ય પ્રકાશથી શરીરમાંના ઉદાનવાયુપર અનુગ્રહ કરે છે. જેથી તેજસ્વભાવવાળો અને સ્થૂલશરીરથી સૂક્ષ્મશરીરને બહાર કાઢવારૂપ કર્મ કરનારો ઉદાનવાયુ પણ બહારના તેજના અનુગ્રહને પામ્યો છતો શરીરમાં રહે છે તેથી જ્યારે જીવના જીવનના હેતુરૂપ કર્મ પૂરાં થયે બહારના તેજના અનુગ્રહના અભાવથી લૌકિક પુરુષ સ્વાભાવિક તેજથી રહિત થાય છે ત્યારે તેને ક્ષીણ આયુષ્યવાળો ને મરણસમીપ જાણવો. પછી તે મનમાં પ્રવેશ પામેલી વાગાદિક ઇંદ્રિયોની સાથે અન્ય શરીરને પામે છે. ૯

यच्चित्तस्तेनैष प्राणमायाति प्राणस्तेजसा युक्तः सहात्मना यथासङ्कल्पितं लोकं नयति ॥ १० ॥

**શબ્દાર્થઃ**—આ જેમાં ચિત્તવાળો [ થાય છે ] તેવડે પ્રાણને પામે છે. પ્રાણ તેજવડે યુક્ત થયો [ છતો ] જીવાત્માસાથે [ અભેદ પામે છે, પછી તે જીવાત્માને તેનો ] જેવો અભિપ્રાય [ તેવા ] લોકપ્રતિ પ્રાપ્ત કરે છે. ૧૦

વિવેચનઃ—આ જીવ મરણકાલમાં જે દેવાદિક શરીરમાં ચિત્તવાળો થાય છે તે ચિત્તના સંકલ્પવડે ઇંદ્રિયોની સાથે મુખ્ય પ્રાણવૃત્તિને પામે છે. જ્યારે ઇંદ્રિયોની વૃત્તિ ક્ષીણ થઈ તે મુખ્ય પ્રાણપ્રવૃત્તિરૂપે સ્થિત થાય છે ત્યારે આના જ્ઞાતિજનો કહે છે કે 'આ હજી જીવે છે.' તે પ્રાણ જ્યારે તેજના અનુગ્રહને પામેલી ઉદાનવૃત્તિવડે યુક્ત થયો છતો શરીરના સ્વામી જીવાત્માની સાથે અભેદભાવને પામે છે ત્યારે ઉદાનવૃત્તિથી યુક્ત થયેલ ભોક્તારૂપ પ્રાણ તે જીવાત્મરૂપ મુખ્ય ભોક્તાને કર્મ તથા ઉપાસનાદિ સાધનોની અનુષ્ઠાનદશામાં સંકલ્પિત ને પુનઃ મરણકાલે વાસનારૂપે અભિવ્યક્ત દેવાદિના શરીરરૂપ લોકપ્રતિ લઈ જાય છે. ૧૦

એવી રીતે પ્રાણના સ્વરૂપનો નિર્ણય કરીને હવે તેની ઉપાસનાનું વિધાન કરે છે.—

य एवं विद्वान्प्राणं वेद । न हास्य प्रजा हीयतेऽमृतो भवति तदेष श्लोकः ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—જે વિદ્વાન્ એવી રીતે પ્રાણને ઉપાસે છે આની પ્રજા ઉચ્છેદ પામતી નથીજ, મરણધર્મથી રહિત થાય છે તેમાં આ શ્લોક [ છે ] ૧૧

વિવેચનઃ—જે ઉપાસક ઉત્પત્તિ આદિક કહેલાં વિશેષણોથી યુક્ત પ્રાણને ઉપાસે છે તેને આ લોકસંબંધિ તથા પરલોકસંબંધિ જે ફલ થાય છે તે કહેવાય છેઃ—આ ઉપાસકની પુત્ર પૌત્રાદિકરૂપ પ્રજા ઉચ્છેદ પામતી નથી. શરીરનું પતન થયે આ પુરુષ પ્રાણની સાથે એકતાના ભાવવડે મરણધર્મથી રહિત થાય છે. સકામ પુરુષને પ્રાણની (સૂત્રાત્માની) સાથે એકતારૂપ ગૌણ અમૃતની પ્રાપ્તિ થાય છે, અને નિષ્કામને પ્રાણની ઉપાસનાથી ચિત્તની એકાગ્રતાદ્વારા તથા ચિત્તની શુદ્ધિદ્વારા તત્ત્વજ્ઞાન થઈને મુખ્ય અમૃતની પ્રાપ્તિ થાય છે એમ જાણવું. આ અર્થમાં નીચેનો મંત્ર પ્રમાણ છે. ૧૧

उत्पत्तिमायतिं स्थानं विभुत्वं चैव पञ्चधा । अध्यात्मं चैव प्राणस्य विज्ञायामृतमश्नुते विज्ञायामृतमश्नुत इति ॥ १२ ॥

॥ इति तृतीयः प्रश्नः ॥ ३ ॥

શબ્દાર્થઃ—પ્રાણની ઉત્પત્તિને, આગમનને, સ્થિતિને અને પ્રસિદ્ધ પાંચ પ્રકારે સ્વામીપણાને તથા પ્રસિદ્ધ અધ્યાત્મને જાણીને અમૃતને પામે છે, જાણીને અમૃતને પામે છે." ઇતિ ૧૨

વિવેચનઃ—પરમાત્માથી પ્રાણની ઉત્પત્તિને, મનના કરેલા કર્મથી આ શરીરમાં થનારા તેના આગમનને, હૃદય, ગુદા અને ઉપસ્થાદિક સ્થાનોમાં થનારી તેની સ્થિતિને, ચક્રવર્તી રાજાની પેઠે પ્રાણવૃત્તિઓના ભેદોને પાંચ પ્રકારે સ્થાપવારૂપ સ્વામીપણાને, સૂર્યાદિસ્વરૂપે સ્થિતિરૂપ બાહ્યને, અને ચક્ષુરાદિકના આકારે સ્થિતિરૂપ અધ્યાત્મને જાણીને પ્રાણોપાસક પ્રાણરૂપ (સગુણબ્રહ્મરૂપ) અમૃતને પામે છે, જાણીને અમૃતને પામે છે." "विज्ञायामृतमश्नुते" એ પદોની પુનરુક્તિ તૃતીય પ્રશ્નની સમાપ્તિ દેખાડે છે. ૧૨

ઇતિ શ્રીપ્રશ્નોપનિષદ્ગત તૃતીયપ્રશ્નની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૩

---

## ॥ ४ चोथो प्रश्न ॥

એવી રીતે પહેલા પ્રશ્નમાં કહેલ કર્મઉપાસનાની ગતિના શ્રવણવડે સંસારથી વિરક્ત થયેલો, બીજા પ્રશ્નમાં કહેલ પ્રાણની ઉપાસનાથી ચિત્તની એકાગ્રતાવાળો તથા શુદ્ધિવાળો થયેલો, અને આથીજ વિવેકાદિ ચાર સાધનોથી યુક્ત થયેલો જે મુખ્ય અધિકારી છે તેના પ્રતિ પરવિદ્યાના કથનમાટે ચોથા, પાંચમા ને છઠ્ઠો પ્રશ્નનો આરંભ થાય છેઃ—

अथ हैनं सौर्यायणी गार्ग्यः पप्रच्छ । भगवन्नेतस्मिन्पुरुषे कानि स्वपन्ति कान्यस्मिञ्जाग्रति कतर एष देवः स्वप्नान्पश्यति कस्यैतत्सुखं भवति कस्मिन्नु सर्वे संप्रतिष्ठिता भवन्तीति ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ આને સૌર્યના પુત્ર ગાર્ગ્ય પૂછતા હવા—"હે ભગવન્! આ પુરુષમાં કોણ નિદ્રા કરે છે? કોણ આમાં જાગે છે? [જે] સ્વપ્નોને જુએ છે આ દેવ કયો? આ સુખ કોને થાય છે? શામાં સર્વ સમ્યગરીતે એકીભૂત થાય છે?" ઇતિ ૧

વિવેચન—પછી પ્રસિદ્ધ આ પિપ્પલાદમુનિને સૌર્યના પુત્ર ગાર્ગ્ય પૂછવા લાગ્યાઃ—"હે ભગવન્! આ મસ્તક અને હાથ આદિક અવયવવાળા પુરુષમાં ક્યાં કરણો પોતાના વ્યાપારથી ઉપરામ થવારૂપ નિદ્રા કરે છે? અને કયાં કરણો આ પુરુષવિષે પોતાનો વ્યાપાર કરવારૂપ જાગરણ કરે છે? તથા કાર્ય-(શરીર) અને કરણરૂપ (મન આદિકરૂપ) દેવોમાં જે આ દેવ સ્વપ્નોને જુએ છે તે કોણ છે? જાગ્રતનો અને સ્વપ્નનો વ્યાપાર નિવૃત્ત થયે વિષયના સંબંધરૂપ મલિનતાથી રહિત વાયુવિનાના સ્થાનમાં રાખેલા દીવાના પ્રકાશની પેઠે વિક્ષેપના અભાવમાત્રવડે પ્રકટ થનારું તથા વિનાશરહિત જે આ આત્મસ્વરૂપ સુખ છે તે સુખ કોને થાય છે? તે સમયમાં જાગ્રતના અને સ્વપ્નના વ્યાપારથી નિવૃત્ત થયેલા સર્વે જીવો શામાં એકતા પામીને વિવેચનને અયોગ્ય થયા છતા લીન થાય છે?"

પછી ભગવન્ પિપ્પલાદે જે પ્રવૃત્તિ કરી તે કહેવામાં આવે છે.

तस्मै स होवाच यथा गार्ग्य मरीचयोऽर्कस्यास्तं गच्छतः सर्वा एतस्मिंस्तेजोमण्डल एकीभवन्ति । ताः पुनः पुनरुदयतः प्रचरन्त्येवं ह वै तत्सर्वं परे देवे मनस्येकीभवति । तेन तर्ह्येष पुरुषो न शृणोति न पश्यति न जिघ्रति न रसयते न स्पृशते नाभिवदते नादत्ते नानन्दयते न विसृजते नेयायते स्वपितीत्याचक्षते ॥ २ ॥

**શબ્દાર્થઃ**—તેના પ્રતિ પ્રસિદ્ધ તે બોલ્યાઃ—"હે ગાર્ગ્ય! જેમ સૂર્યનાં સર્વે કિરણો અસ્ત પામ્યાં [છતાં] આ તેજોમંડલમાં એકતાને પામે છે, તેઓ પુનઃ પુનઃ ઉદય પામ્યાં [છતાં] ફેલાય છે એવી રીતે પ્રસિદ્ધ તે સર્વે પરમદેવ મનમાં એકપણાને પામે છે. તેથી ત્યારે આ પુરુષ સાંભળતો નથી, જોતો નથી, સુંઘતો નથી, રસનો સ્વાદ લેતો નથી, સ્પર્શ કરતો નથી, બોલતો નથી, ગ્રહણ કરતો નથી, આનંદ પામતો નથી, [મલનો] ત્યાગ કરતો નથી, [ને] જતો નથી [તે વેલાએ] 'સૂતો છે' એમ [લૌકિકો] કહે છે. ૨

**વિવેચનઃ**—તે ગાર્ગ્યઋષિના પ્રતિ પ્રસિદ્ધ તે પિપ્પલાદનામના આચાર્ય કહેવા લાગ્યાઃ—"હે ગાર્ગ્ય! જેમ આદિત્યનાં સર્વે કિરણો અસ્ત થયાં છતાં તે સર્વે આ તેજોમંડલમાં પૃથક્ ન કરી શકાય એવાં થઇને એકપણાને પામે છે, અને તેજ સૂર્યનાં કિરણો પુનઃ પુનઃ ઉદય પામ્યા છતા દશે દિશામાં ફેલાય છે તેમ પ્રસિદ્ધ આ સર્વે વિષય અને ઇંદ્રિય આદિકનો સમૂહ, ચક્ષુરાદિક દેવો મનને અધિન હોવાથી ઉત્કૃષ્ટ પ્રકાશવાન્ જે મન છે તેમાં, સ્વપ્નકાલવિષે, સૂર્યમંડલમાં કિરણોની પેઠે, એકપણાને પામે છે, અને જાગ્રત્‌ની ઇચ્છાવાળા પુરુષના વિષય અને ઇંદ્રિયો, સૂર્યમંડલમાંથી કિરણોની પેઠે મનમાંથીજ પોતપોતાના વ્યાપારમાટે પ્રવૃત્ત થાય છે. જેથી સ્વપ્નસમયમાં શબ્દાદિકના જ્ઞાનમાં સાધન શ્રવણાદિક કરણો મનમાં એકતા પામેલાના જેવાં થઇ પોતપોતાના વ્યાપારથી નિવૃત્ત થાય છે તેથી તે સ્વપ્નકાલમાં આ પુરુષ સાંભળતો નથી, દેખતો નથી, સુંઘતો નથી, રસનો સ્વાદ લેતો નથી, સ્પર્શ કરતો નથી, બોલતો નથી, ગ્રહણ કરતો નથી, વિષયથી આનંદ પામતો નથી, મલનો ત્યાગ કરતો નથી, અને ચાલતો નથી તે વેલાએ 'આ પુરુષ સૂતો છે' એમ લૌકિકજનો કહે છે. ૨

કોણ સૂવે છે? આ પ્રથમપ્રશ્નનું, વિષયસહિત બાહ્ય ઇંદ્રિયો સૂવે છે—પોતપોતાના વ્યાપારથી નિવૃત્ત થાય છે-આથી તેમનોજ જાગરણધર્મ છે એવું ઉત્તર આપીને હવે કોણ જાગે છે? આ બીજા પ્રશ્નનું ઉત્તર આપે છેઃ—

प्राणाग्नय एवैतस्मिन्पुरे जाग्रति । गार्हपत्यो ह वा एषोऽपानो व्यानोऽन्वाहार्यपचनो यद्गार्हपत्यात्प्रणीयते प्रणयनादाहवनीयः प्राणः ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—આ પુરમાં પ્રાણરૂપ અગ્નિઓજ જાગે છે. આ પ્રસિદ્ધ અપાન ગાર્હપત્ય [છે.] જે ગોઠવાયેલા ગાર્હપત્યથી બહાર કઢાય છે [તે] પ્રાણ આહવનીય [છે.] વ્યાન દક્ષિણાગ્નિ [છે.] ૩

**વિવેચનઃ**—શ્રોત્રાદિક કરણો પોતપોતાના વ્યાપારથી ઉપરામ થયે સતે આ નવદ્વારવાળા શરીરરૂપ નગરમાં પ્રાણ આદિક પાંચ વાયુરૂપ અગ્નિઓજ (અગ્નિના જેવા-ઉષ્ણ ને પ્રકાશસ્વભાવવાળાજ) પોતપોતાનો વ્યાપાર કરે છે. આ પ્રસિદ્ધ અપાનવાયુ ગાર્હપત્યનામનો અગ્નિ છે. જેમ યથાવિધિ ગોઠવાયેલા ગાર્હપત્ય અગ્નિથી અગ્નિહોત્રકાલે બીજો આહવનીયનામનો અગ્નિ બહાર કઢાય છે તેમ વ્યાપારરહિત થયેલ અપાનવૃત્તિથી બહાર નીકળતો હોય એમ પ્રાણ મુખ અને નાસિકાદ્વારા ચાલે છે, આથી ગાર્હપત્યસ્થાનીય અપાન છે, અને આહવનીયસ્થાનીય પ્રાણ છે. વ્યાન તો હૃદયના દક્ષિણછિદ્રદ્વારા નીકળવાથી દક્ષિણદિશાના સંબંધવાળો છે આથી તે દક્ષિણાગ્નિરૂપ છે. ૩

હવે સમાન તથા ઉદાન અનુક્રમે હોતા તથા ઋત્વિક્‌રૂપ છે એમ કહે છેઃ—

यदुच्छ्वासनिःश्वासावेतावाहुती समं नयतीति स समानः । मनो ह वाव यजमान इष्टफलमेवोदानः स एनं यजमानमहरहर्ब्रह्म गमयति ॥ ४ ॥

શબ્દાર્થઃ—જેથી ઉચ્છ્‌વાસ અને નિઃશ્વાસરૂપ આ [બે] આહુતિને સમભાવવડે પ્રવૃત્ત કરે છે તેથી તે સમાન [છે.] મનજ પ્રસિદ્ધ યજમાન [છે.] ઉદાન ઇષ્ટફલજ [છે] તે આ યજમાનને દિનદિનપ્રતિ બ્રહ્મને પ્રાપ્ત કરે છે. ૪

વિવેચનઃ—ઉચ્છ્‌વાસ અને નિઃશ્વાસરૂપ આ બે આહુતિને, અગ્નિહોત્રમાં હોમ કરનારની પેઠે શરીરની સ્થિતિમાટે સમભાવથી જે વાયુ પ્રવૃત્ત કરે છે તે વાયુ બંને આહુતિઓનો પ્રવર્તક હોવાથી પૂર્વના કથનાનુસાર અગ્નિસ્થાનીય છતાં પણ હોતારૂપ છે. તે હોતારૂપ વાયુ સમાન છે. સ્વપ્નમાં અગ્નિહોત્રના ફલ સ્વર્ગની પેઠે સુષુપ્તિકાલવિષે બ્રહ્મપ્રત્યે જવાને ઇચ્છતું મન પ્રસિદ્ધ યજમાનજેવું હોઇને જાગે છે. તે મન શરીર અને ઇંદ્રિયોમાં મુખ્ય હોવાથી, તથા સ્વર્ગની પેઠે બ્રહ્મપ્રત્યે પ્રસ્થાન કરનારું હોવાથી યજમાન છે એમ કલ્પના કરી છે, ઉદાનવાયુ યાગનું ફલ છે, કેમકે યાગના ફલની પ્રાપ્તિ ઉદાનવાયુરૂપ નિમિત્તવાળી છે. તે ઉદાનવાયુ આ મનનામના યજમાનને સ્વપ્નપ્રવૃત્તિથી ચલાયમાન કરીને નિત્યનિત્ય સુષુપ્તિકાલમાં બ્રહ્મરૂપ સ્વર્ગને પ્રાપ્ત કરે છે તેથી ઉદાનવાયુ યાગફલસ્થાનીય છે. ૪

હવે કયો દેવ સ્વપ્નોને જુએ છે એ પ્રશ્નનું ઉત્તર કહે છેઃ—

अत्रैष देवः स्वप्ने महिमानमनुभवति यद्दृष्टं दृष्टमनुपश्यति श्रुतं श्रुतमेवार्थमनुशृणोति देशदिगन्तरैश्च प्रत्यनुभूतं पुनः पुनः प्रत्यनुभवति दृष्टं चादृष्टं च श्रुतं चाश्रुतं चानुभूतं चाननुभूतं च सच्चासच्च सर्वं पश्यति सर्वः पश्यति ॥ ५ ॥

શબ્દાર્થઃ—અહીં આ દેવ સ્વપ્નમાં મહિમાને અનુભવે છે. જે જોયું [ હોય તે ] જોયેલાને જુએ છે, [ જે ] સાંભળ્યું [ હોય તે ] સાંભળેલા અર્થનેજ પછી સાંભળે છે, અને દેશાંતરવડે ને દિગંતરવડે વારેવારે અનુભવેલાને પુનઃ પુનઃ અનુભવે છે. દૃષ્ટને તથા અદૃષ્ટને, સાંભળેલને ને નહિ સાંભળેલને, અનુભવ કરેલને ને નહિ અનુભવ કરેલને, તથા સત્‌ને ને અસત્‌ને સર્વને દેખે છે. સર્વ દેખે છે. ૫

વિવેચનઃ—જાગ્રત્‌ના અને સુષુપ્તિના સંધિમાં આ મનોરૂપ દેવ સૂર્યનાં કિરણોની પેઠે પોતાના સ્વરૂપમાં જેણે શ્રોત્રાદિ ઇંદ્રિયોનો લય કરેલ છે એવો થઇને તે સ્વપ્નવિષે વિષય અને વિષયિરૂપ અનેક વસ્તુના આત્મભાવની પ્રાપ્તિરૂપ વિભૂતિને અનુભવે છે. જે પુત્રને વા મિત્રાદિકને પૂર્વે જોયેલ હોય તેમની વાસનાવાળો થયો છતો તે પુત્રની અને મિત્રાદિકની વાસનાથી ઉપજેલા પુત્રને અને મિત્રાદિને અવિદ્યાવડે જુએ છે. જે અર્થ પૂર્વે સાંભળ્યો હોય તે સાંભળેલા અર્થને તેની વાસનાવડે સાંભળ્યાની પેઠે માને છે. નદીના તીર આદિક અન્ય દેશોસહિત અને પૂર્વ આદિક અન્ય દિશાઓસહિત વારેવારે અનુભવ કરેલી વસ્તુને અવિદ્યાવડે અનેક દિવસોનાં અનેક સ્વપ્નોમાં અનુભવે છે. વળી અન્ય જન્મમાં દેખેલ અને આ જન્મમાં નહિ દેખેલ વસ્તુને, અન્ય જન્મમાં સાંભળેલ અને આ જન્મમાં નહિ સાંભળેલ વસ્તુને, તથા અન્ય જન્મમાં મનથીજ અનુભવ કરેલ અને આ જન્મમાં કેવલ મનથી નહિ અનુભવ કરેલ વસ્તુને, જલાદિરૂપ વ્યાવહારિક સત્‌ને, તથા મૃગજલાદિરૂપ અસત્‌ને, સંક્ષેપમાં કહેલ ને નહિ કહેલ સર્વને જુએ છે. એવી રીતે સર્વકરણરૂપ મનોદેવ સ્વપ્નોને દેખે છે. ૫

હવે આ સુખ કોને થાય છે? આ પ્રશ્નનું ઉત્તર કહે છેઃ—

स यदा तेजसाऽभिभूतो भवति । अत्रैष देवः स्वप्नान्न पश्यत्यथ तदैतस्मिञ्छरीरे एतत्सुखं भवति ॥ ६ ॥

**શબ્દાર્થ:**—તે જ્યારે તેજવડે પરાભવ પામેલો થાય છે [ ત્યારે ઇંદ્રિયો તથા વાસનાઓ લીન થાય છે.] અહીં આ દેવ સ્વપ્નોને જોતો નથી પછી ત્યારે આ શરીરમાં આ સુખ થાય છે ૬

**વિવેચન:**—તે મનોરૂપ દેવ જે સમયમાં નાડીમાં રહેલા પિત્તનામના સૂર્યના તેજવડે વાસનાના ઉદ્‌ભાવના હેતુરૂપ સ્વપ્નભોગનાં દેનારાં કર્મના ઉપરામથી મુક્ત થાય છે ત્યારે ઇંદ્રિયોસહિત મનની વાસનાઓ હૃદયમાં લીન થાય છે. જ્યારે મન કાષ્ઠમાં રહેલા અગ્નિની પેઠે સામાન્યજ્ઞાનરૂપે બધા શરીરને વ્યાપીને સ્થિત થાય છે ત્યારે સુષુપ્તિને પ્રાપ્ત થયું કહેવાય છે આ સમયમાં આ મનોદેવ સ્વપ્નોને જોતો નથી, કેમકે તે જોવાનો હેતુ જે વાસના તે તેજવડે નિરોધ પામેલી છે પછી તે સમયમાં વિશેષવિજ્ઞાનરૂપ વિક્ષેપના અભાવે તેને બાધરહિત, સામાન્યરૂપે શરીરમાં વ્યાપક ને વિષયના સબંધરૂપ મલિનતાથી રહિત એવું સ્વરૂપસુખ થાય છે. ૬

આ સમયમાં અવિદ્યા, કામ ને કર્મરૂપ કારણથી ઉપજેલાં કાર્ય અને કરણ શાંત થાય છે તેઓ શાંત થયે સતે પૂર્વે ઉપાધિઓથી વિપરીત ભાસમાન આત્માનું સ્વરૂપ અદ્વૈત, એક, કલ્યાણરૂપ ને શાંત થાય છે. આ સુષુપ્તિઅવસ્થાને સર્વ જગત્‌ના પ્રવેશવડે દેખાડવાને દૃષ્ટાંત કહે છે.—

**स यथा सोम्य वयांसि वासोवृक्षं संप्रतिष्ठन्ते । एवं ह वै तत्सर्वं पर आत्मनि संप्रतिष्ठते ॥ ७ ॥**

**શબ્દાર્થ:**—તે [ દૃષ્ટાંત ને સિદ્ધાંત આ છે:—] હે સોમ્ય ! જેમ પક્ષીઓ વાસમાટે વૃક્ષપ્રતિ જાય છે તેમ પ્રસિદ્ધ તે સર્વ પરમાત્મામાં જાય છે. ૭

**વિવેચન:**—તે દૃષ્ટાંત તથા સિદ્ધાંત આ પ્રમાણે છે:—હે પ્રિયદર્શન ! જેમ પક્ષીઓ પોતાના નિવાસમાટે વૃક્ષભણી જાય છે તેમ આગળ કહેવામાં આવનારું પ્રસિદ્ધ તે સર્વ જગત્ સુષુપ્તિઅવસ્થામાં અવિનાશિરૂપ પરમાત્મામાં લીન થાય છે ૭

જે સર્વ જગત્ પરમાત્મામાં લીન થાય છે તે જગત્ કયું ? એમ શંકા થાય તો તેનું સમાધાન કહે છે —

**पृथिवी च पृथिवीमात्रा चापश्चापोमात्रा च तेजश्च तेजोमात्रा च वायुश्च वायुमात्रा चाकाशश्चाकाशमात्रा च चक्षुश्च द्रष्टव्यं च श्रोत्रं च श्रोतव्यं च घ्राणं च घ्रातव्यं च रसश्च रसयितव्यं च त्वक्च स्पर्शयितव्यं च वाक्च वक्तव्यं च हस्तौ चादातव्यं चोपस्थश्चानन्दयितव्यं च पायुश्च विसर्जयितव्यं च पादौ च गन्तव्यं च मनश्च मन्तव्यं च बुद्धिश्च बोद्धव्यं चाहङ्कारश्चाहङ्कर्तव्यं च चित्तं च चेतयितव्यं च तेजश्च विद्योतयितव्यं च प्राणश्च विधारयितव्यं च ॥ ८ ॥**

**શબ્દાર્થ:**—પૃથિવી ને પૃથિવીની માત્રા જલ ને જલની માત્રા, તેજ ને તેજની માત્રા, વાયુ ને વાયુની માત્રા, આકાશ ને આકાશની માત્રા ચક્ષુ ને જોવાયોગ્ય શ્રોત્ર ને સાંભળવાયોગ્ય નાસિકા ને સુંઘવાયોગ્ય, રસ ને સ્વાદ લેવાયોગ્ય, ત્વચા ને સ્પર્શ કરવાયોગ્ય વાણી ને બોલવાયોગ્ય, [ બે ] હાથ ને ગ્રહણ કરવાયોગ્ય ઉપસ્થ ને આનંદ દેવાયોગ્ય, ગુદા ને ત્યાગવાયોગ્ય, [ બે ] ચરણ ને જવાયોગ્ય, મન ને મનન કરવાયોગ્ય, બુદ્ધિ ને જાણવાયોગ્ય, અભિમાન ને અભિમાન કરવાયોગ્ય, ચિત્ત ને ચિંતન કરવાયોગ્ય, તેજ ને પ્રકાશ કરવાયોગ્ય તથા પ્રાણ ને ધારણ કરવાયોગ્ય [ આ સર્વ જગત્ છે ] ૮

**વિવેચન:**—પંચીકૃત પૃથિવી ને ગંધતન્માત્રા પંચીકૃત જલ ને રસતન્માત્રા, પંચીકૃત તેજ ને રૂપતન્માત્રા, પંચીકૃત વાયુ ને સ્પર્શતન્માત્રા, પંચીકૃત આકાશ ને શબ્દતન્માત્રા, નેત્રેંદ્રિય ને દેખવાયોગ્ય વસ્તુ, શ્રોત્ર ને

સાંભળવાયોગ્ય વસ્તુ, નાસિકા ને સુંઘવાયોગ્ય વસ્તુ, રસના ને સ્વાદ લેવાયોગ્ય વસ્તુ ત્વચા ને સ્પર્શ કરવાયોગ્ય વસ્તુ, બે હાથ ને લેવાયોગ્ય વસ્તુ, ઉપસ્થ ને આનંદ આપવાયોગ્ય વસ્તુ, ગુદા ને ત્યાગવાયોગ્ય વસ્તુ, બે ચરણ ને જવાયોગ્ય દેશ, મન ને મનન કરવાયોગ્ય વસ્તુરૂપ તેનો વિષય, નિશ્ચયરૂપ બુદ્ધિ ને જાણવાયોગ્ય વસ્તુરૂપ તેનો વિષય, અભિમાનલક્ષણવાળા અંતઃકરણરૂપ અહંકાર અને અભિમાન કરવાયોગ્ય વસ્તુરૂપ તેનો વિષય, ચેતનાવૃત્તિવાળા અંતઃકરણરૂપ ચિત્ત ને ચિંતન કરવાયોગ્ય વસ્તુરૂપ તેનો વિષય, ત્વગિંદ્રિયથી ભિન્ન પ્રકાશયુક્ત ચર્મરૂપ તેજ અને તેવડે પ્રકાશ કરવાયોગ્ય તેજ ચર્મરૂપ વસ્તુ તેનો વિષય, તથા સૂત્રાત્મરૂપ પ્રાણ અને તેવડે ધારણ કરવાયોગ્ય સર્વ કાર્યકરણનો સમૂહ આટલુંજ આત્માથી ભિન્ન ને તેના ઉપાધિરૂપ નામરૂપાત્મક સર્વ જગત્ છે. ૮

હવે ઉપાધિવાળાનું સ્વરૂપ કહે છેઃ—

एष हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः। स परेऽक्षरे आत्मनि संप्रतिष्ठते ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—આજ દ્રષ્ટા, સ્પર્શ કરનાર, સાંભળનાર, સુંઘનાર, સ્વાદ લેનાર, મનન કરનાર, જાણનાર, કર્તા અને વિજ્ઞાનરૂપ સ્વભાવવાળો પુરુષ [કહેવાય છે,] તે અક્ષરરૂપ પરમાત્મામાં લીન થાય છે. ૯

વિવેચનઃ—આ સર્વથી પર જે આત્માનું રૂપ છે તે જલમાં પડેલા સૂર્યના પ્રતિબિંબ આદિકની પેઠે ભોક્તાપણાવડે અને કર્તાપણાવડે આ શરીરમાં પ્રવેશ પામેલ છે. આજ દ્રષ્ટા, સ્પર્શ કરનાર, શ્રોતા સુંઘનાર, રસનો સ્વાદ લેનાર, મનન કરનાર, જ્ઞાતા, કર્તા અને વિજ્ઞાનરૂપ સ્વભાવવાળો કાર્ય અને કરણના સમૂહરૂપ કહેલા ઉપાધિઓમાં પૂર્ણ હોવાથી પુરુષ કહેવાય છે. તે પુરુષ જલનો અભાવ થયે જલગત સૂર્ય આદિકના પ્રતિબિંબના સૂર્ય આદિકમાં પ્રવેશની પેઠે ઉપાધિનો અભાવ થયે જગદાધાર અક્ષરરૂપ પરમાત્મામાં લય પામે છે. ૯

તે જીવની અને પરમાત્માની એકતાને જાણનારાને જે ફલ થાય છે તે કહે છેઃ—

परमेवाक्षरं प्रतिपद्यते स यो ह वै तदच्छायमशरीरमलोहितं शुभ्रमक्षरं वेदयते यस्तु सोम्य। स सर्वज्ञः सर्वो भवति तदेष श्लोकः ॥ १० ॥

**શબ્દાર્થઃ**—હે સોમ્ય! જે પ્રસિદ્ધ તે અજ્ઞાનરહિત, શરીરરહિત, અલોહિત, શુદ્ધ [ને] અક્ષરને જાણે છે તે અક્ષરરૂપ પરનેજ પામે છે. વળી જે [સર્વનો ત્યાગી છે] તે સર્વજ્ઞ [છે, ને] સર્વરૂપ થાય છે તેમાં આ શ્લોક [છે.] ૧૦

વિવેચનઃ—હે પ્રિયદર્શન! જે પુરુષ સર્વ વાસનાઓથી રહિત થયો છતો પ્રસિદ્ધ અવિદ્યારૂપ કારણ-શરીરથી રહિત, નામરૂપ સર્વ ઉપાધિરૂપ સૂક્ષ્મશરીરથી રહિત, રાતા આદિ ગુણરહિત એટલે સ્થૂલશરીરરહિત, ત્રણ અવસ્થારૂપ મલથી રહિત ને સર્વ વિશેષણોથી રહિત અક્ષરને જાણે છે તે અવિનાશિરૂપ પરબ્રહ્મને પામે છે. વળી જે સર્વ વાસનાઓના ત્યાગવાળો થઇ પરબ્રહ્મને જાણે છે તે સર્વજ્ઞ છે. તેને કાંઇ પણ અવિદિત નથી. પૂર્વે અવિદ્યાથી અસર્વજ્ઞ હતો, પછી વિદ્યાથી અવિદ્યા દૂર થયે સર્વજ્ઞ તથા સર્વરૂપ થાય છે, એ અર્થમાં આ કહેલા અર્થના સંગ્રાહકરૂપ આગળનો મંત્ર પ્રમાણરૂપ છે. ૧૦

विज्ञानात्मा सह देवैश्च सर्वैः प्राणा भूतानि संप्रतिष्ठन्ति यत्र। तदक्षरं वेदयते यस्तु सोम्य स सर्वज्ञः सर्वमेवाविवेशेति ॥ ११ ॥

॥ इति चतुर्थः प्रश्नः ॥ ४ ॥

શબ્દાર્થઃ—હે પ્રિયદર્શન! સર્વે દેવોસહિત જીવાત્મા, પ્રાણો ને ભૂતો જેમાં પ્રવેશ કરે છે તે અક્ષરને જે જાણે છે તે સર્વજ્ઞ સર્વમાંજ પ્રવેશ કરે છે ' ઇતિ ૧૧

વિવેચન—હે પ્રિયદર્શન! અગ્નિ આદિક સર્વે દેવોસહિત જીવાત્મા, ચક્ષુરાદિક ઇંદ્રિયો ને પૃથિવી આદિક ભૂતો જે અક્ષરમાં પ્રવેશ કરે છે તે અક્ષરને જે પુરુષ જાણે છે તે સર્વજ્ઞ પુરુષ સર્વમાંજ પ્રવેશ કરે છે." ૧૧

ઇતિ શ્રીપ્રશ્નોપનિષદ્ગત ચતુર્થપ્રશ્નની તાત્પર્યદીપિકા સમાપ્ત ૪

---

## ॥ ५ पांचमो प्रश्न ॥

એવી રીતે ચોથા પ્રશ્નવડે ઉત્તમ અધિકારીઓને પદાર્થના શોધનપૂર્વક વાક્યાર્થના જ્ઞાનવડે બ્રહ્મની પ્રાપ્તિ કહીને હવે તેમાં અનધિકારી એવા મંદવૈરાગ્યવાળાને બ્રહ્મલોકની પ્રાપ્તિદ્વારા ક્રમવડે અક્ષરબ્રહ્મની પ્રાપ્તિમાટે ૐકારની ઉપાસના કહેવાને શ્રુતિ પાંચમા પ્રશ્નનું અવતરણ કરે છે.—

**अथ हैनं शैब्यः सत्यकामः पप्रच्छ । स यो ह वै तद्भगवन्मनुष्येषु प्रायणान्तमोंकारमभिध्यायीत । कतमं वाव स तेन लोकं जयतीति ॥ १ ॥**

**શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ આને શિબિના પુત્ર સત્યકામ પૂછતા હવાઃ- " હે ભગવન્! મનુષ્યોમાં તે જે મરણપર્યંત ૐકારનું પ્રસિદ્ધ એવું (અદ્ભુતજેવું) અભિમુખવૃત્તિવડે ધ્યાન કરે છે તે તેવડે પ્રસિદ્ધ કયા લોકને પામે છે?" ઇતિ ૧**

વિવેચન—ગાર્ગ્યઋષિના પ્રશ્નનો નિર્ણય થયા પછી પ્રસિદ્ધ પિપ્પલાદમુનિને શિબિઋષિના પુત્ર સત્યકામ નામના ઋષિ પૂછવા લાગ્યા —" હે ભગવન્! મનુષ્યોમાં જે પુરુષ મરણપર્યંત ૐકારનું અભિમુખવૃત્તિવડે અદ્ભુત ને દુષ્કર એવું ધ્યાન કરે છે, અર્થાત્ જે પુરુષ યાવજ્જીવન સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, અપરિગ્રહ, દ્વેષેચ્છાનો ત્યાગ, અહંતામમતાનો ત્યાગ, પવિત્રતા, મનોજ્ય ને નિષ્કપટપણું ઇત્યાદિ વ્રતોનું પરિપાલન કરીને, બાહ્ય વિષયોથી ઇંદ્રિયોનો નિરોધ કરી, ભક્તિવડે જેમાં બ્રહ્મભાવનો આરોપ કર્યો છે એવા ૐકારમાં એકાગ્રચિત્તવાળો થઇ, અનાત્માકારવૃત્તિના અંતરાયથી રહિત નિરંતર આત્માકારવૃત્તિવાળો થઇ, વાયુવિનાના સ્થાનમાં રહેલા દીવાની શિખાના જેવા ચિત્તવાળો થાય છે તે પુરુષ ઉપાસનાવડે અને કર્મવડે પામવાયોગ્ય અનેક લોકોમાંથી તે ૐકારધ્યાનવડે કયા લોકને પામે છે?" ૧

આ ઉપાસના ૐકારના અભિધ્યાનરૂપ છે તેથી આ ઉપાસના હૃદયાકાશાદિકની ઉપાસનાની પેઠે અપરબ્રહ્મની પ્રાપ્તિનું સાધનજ છે? અથવા પરબ્રહ્મની પ્રાપ્તિનું સાધન કોણ છે? એમ પૂછનાર શિષ્યના અભિપ્રાયને જાણનાર પિપ્પલાદભગવાન્ અપરબ્રહ્મના આલંબનપણાવડે જો ધ્યાન કરવામાં આવે તો તે અપરબ્રહ્મની પ્રાપ્તિમાત્રનું સાધન થાય છે, અને પરબ્રહ્મના આલંબનપણાવડે જો તેનું ધ્યાન કરવામાં આવે તો તે ક્રમવડે પરબ્રહ્મની પ્રાપ્તિનું સાધન થાય છે એમ ઉત્તર આપે છે.—

**तस्मै स होवाच । एतद्वै सत्यकाम परं चापरं च ब्रह्म यदोंकारः तस्माद्विद्वानेतेनैवायतनेनैकतरमन्वेति ॥ २ ॥**

શબ્દાર્થઃ—તેના પ્રતિ તે પ્રસિદ્ધ બોલ્યા —" હે સત્યકામ! આ જે પર[બ્રહ્મ] ને અપરબ્રહ્મ [છે તે] ૐકારજ [છે] તેથી [એમ] જાણનાર આ આશ્રયવડેજ બેમાંના એકને પામે છે ૨

વિવેચન—એ પ્રમાણે પૂછનાર તે સત્યકામપ્રતિ તે પ્રસિદ્ધ પિપ્પલાદમુનિ બોલ્યા:—હે સત્યકામ! આ જે બ્રહ્મ તથા અવિનાશી એવું પરબ્રહ્મ અને પ્રથમ ઉત્પન્ન થયેલ પ્રાણસૂત્રાત્મા-નામનું અપરબ્રહ્મ એ બંને ૐકારરૂપ પ્રતીકવાળાં છે તેથી એ બંને ૐકારજ છે. ભક્તિવડે જેમાં બ્રહ્મભાવ આરોપ્યો છે એવા ૐકારનું ધ્યાન કરનારને પરબ્રહ્મનું તથા અપરબ્રહ્મનું સ્વરૂપ જાણવામાં આવે છે માટે પરબ્રહ્મ અને અપરબ્રહ્મ ૐકાર છે એમ આરોપ કરાય છે, તેથી એમ જાણનારા પુરુષ આ ૐકારના ધ્યાનરૂપ આત્માની પ્રાપ્તિના સાધનરૂપ આશ્રયથીજ પરબ્રહ્મ અને અપરબ્રહ્મ આ બેમાંથી એકને પ્રાપ્ત થાય છે. ૨

અકારાદિક ત્રણ માત્રાવાળો ૐકાર ઉપાસના કરવાયોગ્ય છે એમ ૐકારની અકારાદિક સર્વ માત્રાના વિભાગને કોઈ પુરુષ ન જાણતો હોય, કિંતુ ૐકારની અકારમાત્રાજ ઉપાસના કરવાયોગ્ય છે એમ જો જાણતો હોય તો તે પણ દુર્ગતિને પામતો નથી, પરંતુ ૐકારના એકદેશના ધ્યાનના પ્રભાવથી શ્રેષ્ઠ ગતિને પામે છે એમ કહે છે:—

स यद्येकमात्रमभिध्यायीत स तेनैव संवेदितस्तूर्णमेव जगत्यामभिसम्पद्यते । तमृचो मनुष्यलोकमुपनयन्ते स तत्र तपसा ब्रह्मचर्येण श्रद्धया सम्पन्नो महिमानमनुभवति ॥ ३ ॥

શબ્દાર્થ:—તે જો એકમાત્રાનું ધ્યાન કરે છે [તો] તેવડેજ સાક્ષાત્કારવાળો થયો [છતો] શીઘ્રજ પૃથિવીમાં [મનુષ્યશરીરને] પામે છે ઋચાઓ તે [સાધકને] મનુષ્યશરીરને પ્રાપ્ત કરે છે. તે ત્યાં તપવડે, બ્રહ્મચર્યવડે [અને] શ્રદ્ધાવડે સંપન્ન થયો [છતો] વિભૂતિને અનુભવે છે. ૩

વિવેચન:—તે જો સર્વદા એકમાત્રરૂપ અકારનું ધ્યાન કરે છે તો તે પુરુષ એકમાત્રરૂપ ૐકારના અવયવના ધ્યાનથીજ તે માત્રાના સાક્ષાત્કારવાળો થયો છતો શીઘ્રજ પૃથિવીમાં મનુષ્યશરીરને પામે છે. પૃથિવીમાં પશુ આદિ અનેક શરીરો છે તેમાં તે ઋચાઓ (ઋગ્વેદરૂપ ૐકારની પહેલી માત્રા) તે સાધકને મનુષ્ય-શરીરને પ્રાપ્ત કરે છે 'अकार: स ऋग्वेद: ॥' (જે અકાર છે તે ઋગ્વેદ છે) એ શ્રુતિમાં ૐકારની પહેલી માત્રા અકારને ઋગ્વેદરૂપે કહેલ છે તેથીજ ઋચાઓનો અર્થ ૐકારની પહેલી માત્રા કર્યો છે. તે સાધક ૐકારની પ્રથમમાત્રાના ધ્યાનવડે તે મનુષ્યજન્મમાં દ્વિજોત્તમ થઈને તપવડે, બ્રહ્મચર્યવડે ને શ્રદ્ધાવડે યુક્ત થયો છતો વિભૂતિનો અનુભવ કરે છે, પરંતુ શ્રદ્ધારહિત થઈને જેમ ઇચ્છામાં આવે તેમ વર્તતો નથી ૩

હવે ૐકારની બીજી માત્રા જે ઉકાર છે તેના ધ્યાનવડે થનારું ફલ કહે છે:—

अथ यदि द्विमात्रेण मनसि सम्पद्यते सोऽन्तरिक्षं यजुर्भिरुन्नीयते सोमलोकम् । स सोमलोके विभूतिमनुभूय पुनरावर्तते ॥ ४ ॥

શબ્દાર્થ:—પુન: જો બીજી માત્રાનું [ધ્યાન કરે છે તો તે] મનમાં [આત્મભાવને] પામે છે. તે યજુર્વેદવડે અંતરિક્ષરૂપ ચંદ્રલોકને પ્રાપ્ત કરાય છે, તે ચંદ્રલોકમાં વિભૂતિનો અનુભવ કરીને પુન: જન્મ પામે છે ૪

વિવેચન:—પુન: જો બે માત્રાના વિભાગને જાણનારો કોઈ પુરુષ બીજી માત્રારૂપ ઉકારનું ધ્યાન કરે છે તો તે ચંદ્રમારૂપ દેવતાવાળા મનમાં એકાગ્રતાથી આત્મભાવને પામે છે. એવી રીતે આત્મભાવને પામેલો તે બીજી માત્રારૂપ યજુર્વેદથી અંતરિક્ષરૂપ આધારવાળા ચંદ્રલોકને પ્રાપ્ત કરાય છે. પછી તે પુરુષ તે ચંદ્રલોકમાં વિભૂતિનો અનુભવ કરીને પુન: મનુષ્યલોકમાં જન્મ પામે છે. ૪

એવી રીતે બે માત્રાના ધ્યાનવડે થનારા ફલના કથનદ્વારા ૐકારની સ્તુતિ કરીને હવે પરબ્રહ્મને વિષય કરનારી તેની ઉપાસનાનું વિધાન કરે છેઃ—

यः पुनरेतं त्रिमात्रेणोमित्येतेनैवाक्षरेण परं पुरुषमभिध्यायीत स तेजसि सूर्ये सम्पन्नः। यथा पादोदरस्त्वचा विनिर्मुच्यत एवं ह वै स पाप्मना विनिर्मुक्तः स सामभिरुन्नीयते ब्रह्मलोकं स एतस्माज्जीवघनात्परात्परं पुरिशयं पुरुषमीक्षते तदेतौ श्लोकौ भवतः॥ ५॥

**શબ્દાર્થઃ**—જે પુનઃ ત્રણ માત્રરૂપ ૐ એવા આજ અક્ષરવડે આ પરપુરુષનું સારી રીતે ધ્યાન કરે છે તે તેજોરૂપ સૂર્યમાં પ્રાપ્ત [ થાય છે ] જેમ સર્પ ત્વચાથી મોકળો થાય છે તેમ પ્રસિદ્ધ તે પાપથી મોકળો [ થાય છે ] તે સામવડે ઉંચે બ્રહ્મલોકભણી લઈ જવાય છે. તે આ પર જીવઘનથી પર પુરીમાં સ્થિત પુરુષને જુએ છે. તેમાં આ [ બે ] શ્લોકો છે. ૫

વિવેચનઃ—જે પુરુષ પુનઃ ત્રણ માત્રરૂપ ૐ એવા આ અક્ષરરૂપ પ્રતીકવડે સૂર્યની અંતર રહેલા આ ૐકારરૂપ પરપુરુષનું સારી રીતે ધ્યાન કરે છે તે પુરુષ મૃત્યુ પામીને તે ધ્યાનથી તેજોરૂપ સૂર્યમાં પ્રાપ્ત થાય છે. પછી તેની ત્યાંથી પુનરાવૃત્તિ થતી નથી. જેમ સર્પ કાંચળીથી મોકળો થાય છે તેમ પ્રસિદ્ધ તે સાધક અશુદ્ધિરૂપ પાપથી મોકળો થાય છે. પછી અશુદ્ધિથી મુક્ત થયેલો તે તૃતીયમાત્રરૂપ સામથી ઊર્ધ્વ રહેલા હિરણ્યગર્ભના ( બ્રહ્માના ) સત્યલોકભણી લઈ જવાય છે. સમષ્ટિલિંગરૂપ હિરણ્યગર્ભમાં વ્યષ્ટિલિંગોદેહના અભિમાની સર્વ જીવો એકત્ર થયેલા છે તેથી હિરણ્યગર્ભ જીવઘન કહેવાય છે તે ત્રણ માત્રરૂપ ૐકારનો જ્ઞાતા બ્રહ્મલોકમાં સ્થિત થયા પછી આ સર્વથી ઉત્કૃષ્ટ જીવઘનરૂપ હિરણ્યગર્ભથી પર પરમાત્મનામના સર્વ શરીરરૂપ પુરીઓમાં રહેલા પુરુષને જુએ છે. આ અર્થનો પ્રકાશ કરનારા નીચેના બે મંત્રો છે. ૫

ૐકારના સ્વરૂપને જાણનારો યોગી વિક્ષેપરહિત થાય છે એમ જણાવનાર પ્રથમ મંત્ર આ છેઃ—

तिस्रो मात्रा मृत्युमत्यः प्रयुक्ता अन्योन्यसक्ता अनविप्रयुक्ताः।
क्रियासु बाह्याभ्यन्तरमध्यमासु सम्यक्प्रयुक्तासु न कम्पते ज्ञः॥ ६॥

**શબ્દાર્થઃ**—ત્રણ માત્રા મૃત્યુના વિષયરૂપ [ છે ] બાહ્ય, અભ્યંતર ને મધ્યમની [સાથે] સારી રીતે યોજેલી [ યોગ ]ક્રિયાઓમાં [ જો ] પરસ્પર સંબંધવાળી [ ને ] વિશેષે [ એક વિષયમાં ] યોજેલી [ તે ત્રણ માત્રા ] જોડી [ હોય તો ] જાણનાર વિક્ષેપને પામતો નથી. ૬

વિવેચનઃ—અકાર, ઉકાર ને મકારનામવાળી ૐકારની જે ત્રણ માત્રા છે તે બ્રહ્મદૃષ્ટિવિના તેના ઉપાસકને મૃત્યુનું ઉલ્લંઘન કરાવતી નથી તેથી તે મૃત્યુના વિષયરૂપ છે. હવે બાહ્ય, ( સ્થૂલશરીર, વિશ્વ ને વિરાટ્, ) અભ્યંતર, ( કારણશરીર, પ્રાજ્ઞ ને ઈશ્વર, ) ને મધ્યમની ( સૂક્ષ્મશરીર, તૈજસ ને હિરણ્યગર્ભની ) સાથે અકારાદિ ત્રણ માત્રાના એકપણાના ચિંતનરૂપ સારી રીતે યોજેલી યોગક્રિયામાં જો પરસ્પર સંબંધવાળી ને વિશેષે એક વિષયમાં યોજેલી તે ત્રણ માત્રાઓ જોડી હોય તો તેવો ૐકારના કહેલા વિભાગનો જ્ઞાતા વિક્ષેપને પ્રાપ્ત થતો નથી, કિંતુ વિક્ષેપરહિતજ રહે છે. ૬

સર્વ અર્થના સંગ્રહરૂપ અર્થવાળો બીજો મંત્ર આ છેઃ—

ऋग्भिरेतं यजुर्भिरन्तरिक्षं सामभिर्यत्तत्कवयो वेदयन्ते। तमोङ्कारेणैवायतनेनान्वेति विद्वान्यत्तच्छान्तमजरममृतमभयं परं चेति॥ ७॥

॥ इति पञ्चमः प्रश्नः॥ ५॥

**શબ્દાર્થઃ**—ઋચાઓવડે આને, યજુઓવડે અન્તરિક્ષને [ ને ] સામોવડે જેને વિદ્યાવાળા જાણે છે તેને [ પામે છે ] તેને (ત્રિવિધલોકને) ૐકારરૂપ સાધનવડેજ વિદ્વાન્ પામે છે જે શાંત, અજર, અમૃત, અભય ને પર [ છે ] તેને [ પણ ૐકારરૂપ સાધનવડેજ વિદ્વાન્ પામે છે ]" ઇતિ. ૭

**વિવેચન**—ઋગ્વેદવડે આ મનુષ્યલોકને, યજુર્વેદવડે અંતરિક્ષમાં રહેલા ચંદ્રલોકને ને સામવડે જે બ્રહ્મલોકને વિદ્યાવાળા જાણે છે, પણ અવિદ્યાવાળા જાણતા નથી તે બ્રહ્મલોકને ઉપાસક પ્રાપ્ત થાય છે તે અપરબ્રહ્મરૂપ ત્રિવિધ લોકને ૐકારરૂપ સાધનથી વિદ્વાન્ પામે છે જે જાગ્રત સ્વપ્ન ને સુષુપ્તિ આદિ ભેદરૂપ સર્વ પ્રપંચથી રહિત, જરારહિત, મૃત્યુરહિત, ભયથી રહિત ને સર્વથી અધિક છે તે પરબ્રહ્મને પણ તે ૐકાર-રૂપ સાધનથીજ વિદ્વાન્ પામે છે." મૂલમાં જે ઇતિશબ્દ છે તે વાક્યની પરિસમાપ્તિ દેખાડવા માટે છે ૭

ઇતિ શ્રીપ્રશ્નોપનિષદ્ગત પંચમપ્રશ્નની તાત્પર્યદીપિકા સમાપ્ત ૫

---

## ॥ ६ छठ्ठो प्रश्न ॥

સુષુપ્તિકાલમાં જીવસહિત સર્વ જગત્ પરબ્રહ્મમાં લીન થાય છે એમ ચોથા પ્રશ્નમાં કહ્યું છે, ને જેમાં લીન થાય તેમાંથી પુન તેની ઉત્પત્તિ થાય એમ શ્રુતિયુક્તિથી જણાય છે તેથી પરબ્રહ્મ આ જગતનું કારણ છે એમ સિદ્ધ થાય છે તેના જ્ઞાનથી પરમમુક્તિ થાય છે, આ સર્વ ઉપનિષદોનો નિશ્ચય કરેલો અર્થ છે. હવે તે જાણવાયોગ્ય પરબ્રહ્મ ક્યાં છે? એ કહેવું જોઇએ, તે કહેવામાટે આ છઠ્ઠા પ્રશ્નનો આરંભ થાય છે—

**अथ हैनं सुकेशा भारद्वाजः पप्रच्छ। भगवन्हिरण्यनाभः कौसल्यो राजपुत्रो मामुपेत्यैतं प्रश्नमपृच्छत। षोडशकलं भारद्वाज पुरुषं वेत्थ तमहं कुमारमब्रुवं नाहमिमं वेद यद्यहमिममवेदिषं कथं ते नावक्ष्यमिति समूलो वा एष परिशुष्यति योऽनृतमभिवदति तस्मान्नार्हाम्यनृतं वक्तुं स तूष्णीं रथमारुह्य प्रवव्राज। तं त्वा पृच्छामि क्वासौ पुरुष इति ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—પછી પ્રસિદ્ધ આને ભારદ્વાજના પુત્ર સુકેશા પૂછતા હવા—"હે ભગવન્! કૌસલ્ય હિરણ્યનાભ રાજપુત્ર મારી પાસે આવીને આ પ્રશ્ન પૂછતો હવો—'હે ભારદ્વાજ! સોળ કળાવાળા પુરુષને જાણે છે?' તે કુમારને મેં કહ્યું—'હું આને જાણતો નથી જો હું આને જાણતો હોઉં [તો] શામાટે તને ન કહું? જેથી જે અસત્ય બોલે છે આ નિશ્ચય મૂલસહિત સુકાય છે તેથી [હું] અસત્ય બોલવાને યોગ્ય નથી' તે મૌન [થઇને] રથપર ચઢીને ગયો. તે આપને પૂછું છું, આ પુરુષ ક્યાં છે?" ઇતિ ૧

**વિવેચન**—પછી પ્રસિદ્ધ આ પિપ્પલાદમુનિને ભારદ્વાજના પુત્ર સુકેશા પૂછવા લાગ્યા—"હે ભગવન્! કોસલનગરમાં ઉપજેલો હોવાથી 'કૌસલ્ય' એવા ઉપનામવાળો અને 'હિરણ્યનાભ' એવા નામવાળો રાજપુત્ર મારી પાસે આવીને આ પ્રશ્ન પૂછવા લાગ્યો—'હે ભારદ્વાજ! સોળ કલાવાળા પુરુષને તું જાણે છે? [ શરીરના અવયવોની પેઠે સોળ કલા જે આત્મરૂપ પુરુષમાં અવિદ્યાવડે આરોપિત છે તે પુરુષ સોળ સોળ કલાવાળો કહેવાય છે ] તે રાજકુમારને મેં કહ્યું કે—'તું જે પૂછે છે, તે હું જાણતો નથી જો હું જાણતો હોઉં તો શિષ્યના ગુણયુક્ત તને શામાટે ન કહું? જે પુરુષ પોતે કાંઈ જાણતો હોય ને છતાં હું જાણતો નથી એમ અસત્ય બોલે છે તે પુરુષ મૂલસહિત સુકાઈ જાય છે, અર્થાત્ આ લોક પરલોકથી ભ્રષ્ટ થાય છે. જેથી હું એમ જાણું છું તેથી 'હું મૂઢની પેઠે મિથ્યા બોલતો નથી' પછી તે રાજપુત્ર મૌન

થઇને રથપર ચઢી વિદાય થયો [ આથી વિધિવત્ શરણે આવેલા યોગ્ય શિષ્યપ્રતિ જ્ઞાતા સદ્ગુરુએ વિદ્યાનુ કથન કરવુ જોઇએ, અને સર્વ અવસ્થામા મિથ્યા નજ બોલવુ જોઇએ એમ સિદ્ધ થાય છે.] તે જાણવાયોગ્ય ઇચ્છિત વસ્તુને જ્યાંસુધી મે જાણી નથી ત્યાસુધી તે જિજ્ઞાસા મારા હૃદયમાં બાણની પેઠે સાલે છે તેથી તે પુરુષના સ્વરૂપને હું આપપ્રતિ પૂછુ છુ કે આ જાણવાયોગ્ય પુરુષ ક્યા સ્થિત છે ? " ૧

પછી ભગવાન્ પિપ્પલાદની જે પ્રવૃત્તિ થઈ તે કહેવાય છે —

**तस्मै स होवाच। इहैवान्तःशरीरे सोम्य स पुरुषो यस्मिन्नेताः षोडशकलाः प्रभवन्तीति ॥ २ ॥**

**શબ્દાર્થઃ—તેના પ્રતિ પ્રસિદ્ધ તે બોલ્યા -"હે સૌમ્ય! જેમાં આ સોળ કલા ઉત્પન્ન થાય છે તે પુરુષ આજ શરીરની અંતર [ જાણવાયોગ્ય છે ] ઇતિ ૨**

**વિવેચન** —તે સુકેશાઋષિપ્રતિ પ્રસિદ્ધ પિપ્પલાદમુનિ બોલ્યા —" હે પ્રિયદર્શન! જે પુરુષમાં આગળ કહેવામાં આવનારી આ પ્રાણાદિક સોળ કલા અવિદ્યાવડે ઉત્પન્ન થાય છે, તે એ સોળ કલારૂપ ઉપાધિઓથી જે પુરુષ કલારહિત છતા પણ અવિદ્યાથી કલાવાન્‌ના જેવો દેખાય છે તે પુરુષ આજ શરીરની અંતર હૃદયકમલગત આકાશમા જાણવાયોગ્ય છે, અન્યત્ર નહિ પ્રાણાદિક કલા અને ચૈતન્ય એકરૂપ નથી, કિંતુ જન્મમરણરૂપ ધર્મથી રહિત ચૈતન્યરૂપ આત્માજ નામરૂપાદિક ઉપાધિઓના ધર્મોવડે નાનાભાવથી અને કાર્યભાવથી પ્રતીત થાય છે " ૨

હવે તે પુરુષના અવલોકનને જણાવે છે —

**स ईक्षांचक्रे। कस्मिन्नहमुत्क्रान्त उत्क्रान्तो भविष्यामि कस्मिन् वा प्रतिष्ठिते प्रतिष्ठास्यामीति ॥ ३ ॥**

**શબ્દાર્થઃ—તે અવલોકન કરતો હવો — કોણ ઉત્ક્રાંત [ થયે ] હું ઉત્ક્રાન્ત થઇશ? અથવા કોણ સ્થિત [ થયે હું ] સ્થિત થઇશ? ઇતિ ૩**

**વિવેચન** —ચેતનપૂર્વકજ પ્રાણાદિ કલાની સૃષ્ટિ થાય છે આ અર્થ જણાવવામાટે ચેતનને આશ્રિત અવલોકનનું કથન છે જે સોળ કલાવાળો પુરુષ સુકેશાઋષિએ પૂછ્યો હતો તે પુરુષ આ પ્રમાણે અવલોકન કરતો હતો —' ક્યા કર્તાવિશેષના શરીરમાથી નીકળવાથી હુ નીકળીશ? અથવા ક્યો કર્તાવિશેષ શરીરમાં સ્થિત થયે હું સ્થિત થઇશ?' પ્રાણ આદિકની સૃષ્ટિને, તેમના શરીરથી બહાર નીકળવારૂપ તથા શરીરની અંતર સ્થિત થવારૂપ ફલને, તથા 'प्राणाच्छ्रद्धाम्॥' (પ્રાણથી શ્રદ્ધાને) ઇત્યાદિરૂપ ક્રમને વિષય કરનાર આ અવલોકન છે એમ જાણવુ ૩

હવે તે પુરુષે પ્રાણાદિક સૃષ્ટિ કેવી રીતે રચી તે કહે છે —

**स प्राणमसृजत प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियम्। मनोऽन्नमन्नाद्वीर्यं तपो मन्त्राः कर्म लोका लोकेषु च नाम च ॥ ४ ॥**

**શબ્દાર્થઃ—તે પ્રાણને રચતો હવો પ્રાણથી શ્રદ્ધાને આકાશને વાયુને, તેજને, જલને, પૃથિવીને ઇંદ્રિયને મનને [તે] અન્નને [ રચતો હવો પછી ] અન્નથી વીર્યને [ રચતો હવો પશ્ચાત્ ] તપ, મંત્રો કર્મ, લોકો ને લોકોમાં નામ [ સૃજતો હવો ] ૪**

**વિવેચન** —તે પુરુષ અવલોકન કરીને સર્વ પ્રાણીઓના કરણોના આધારરૂપ સમષ્ટિપ્રાણને (હિરણ્યગર્ભને) રચતો હવો. પશ્ચાત્ આ પ્રાણથી સર્વ પ્રાણીઓની શુભ કર્મમા પ્રવૃત્તિના કારણરૂપ શ્રદ્ધાને સૃજતો હવો. પછી

કર્મફલના ઉપભોગના સાધનરૂપ દેહનાં અધિષ્ઠાન અને કારણરૂપ પંચીકૃત પંચમહાભૂતોને એટલે શબ્દગુણવાળા આકાશને, શબ્દસ્પર્શગુણવાળા વાયુને, શબ્દ સ્પર્શ રૂપ ગુણવાળા તેજને, શબ્દસ્પર્શરૂપરસગુણવાળા જલને, અને શબ્દસ્પર્શરૂપરસગંધગુણવાળી પૃથિવીને સૃજતો હવો; તથા તે ભૂતોની અપંચીકૃત સ્થિતિમાંથી પાંચ જ્ઞાનેંદ્રિયોને તથા પાંચ કર્મેન્દ્રિયોને અને તેમના નિયામક સંશયસંકલ્પાદિક લક્ષણવાળા મનને રચતો હવો. એવી રીતે પ્રાણીઓનાં શરીરાદિ રચીને પ્રાણીઓની સ્થિતિમાટે અન્ન રચતો હવો. પછી તે ભોજન કરેલા અન્નથી સર્વ કર્મમાં પ્રવૃત્તિના સાધનરૂપ સામર્થ્યને સૃજતો હવો. પશ્ચાત્ તે સામર્થ્યવાળાના ચિત્તમાં રહેલી અશુદ્ધિ દૂર કરવા ચિત્તશુદ્ધિના સાધનરૂપ તપને રચતો હવો. તપથી જેમનાં અંતઃકરણ તથા ઇંદ્રિયો શુદ્ધ થયાં છે, તેમને માટે કર્મના સાધનભૂત ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ ને અથર્વણવેદરૂપ મંત્રને સૃજતો હવો. તે મંત્રથી અગ્નિહોત્રાદિકરૂપ કર્મ રચ્યાં. તે કર્મથી કર્મના ફલરૂપ લોક સૃજ્યા. પછી તે લોકોવિષે સૃજાયેલાં પ્રાણીઓનાં દેવદત્ત આદિ નામ પ્રકટ કર્યાં એવી રીતે એ સોળ કલાઓ પ્રાણીઓના અવિદ્યાદિક દોષરૂપ બીજની અપેક્ષાથી ભ્રાંતિના પદાર્થની પેઠે રચેલી છે. પુનઃ સમુદ્રમાં નદીઓની પેઠે તેજ પુરુષમાં નામરૂપ આદિક ઉપાધિઓના ભેદને સાથે તે કલાઓ લીન થાય છે. ૪

હવે સમુદ્રમાં નદીઓના લયનું દૃષ્ટાંત કેવું છે એમ તે દૃષ્ટાંત જાણવાની ઇચ્છા થાય તે કહી દેખાડે છે:—

स, यथेमा नद्यः स्यन्दमानाः समुद्रायणाः समुद्रं प्राप्यास्तं गच्छन्ति भिद्येते तासां नामरूपे समुद्र इत्येवं प्रोच्यते । एवमेवास्य परिद्रष्टुरिमाः षोडशकलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति भिद्येते तासां नामरूपे पुरुष इत्येवं प्रोच्यते । स एषोऽकलोऽमृतो भवति, तदेष श्लोकः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—તે [દૃષ્ટાંત આ છે—] "જેમ આ નદીઓ વહન કરતી [છતી] સમુદ્ર છે આત્મભાવ જેનો એવી [થઇને] સમુદ્રને પામીને અસ્ત થાય છે, તેઓનાં નામ અને રૂપ નાશ પામે છે, [ને] સમુદ્ર એમ કહેવાય છે, તેમજ આ પરિદ્રષ્ટાની આ સોળ કલા પુરુષ છે આત્મભાવ જેનો એવી [થઇને] પુરુષને પામીને અસ્ત થાય છે, તેમનાં નામરૂપ નાશ પામે છે, [ને] પુરુષ એમ કહેવાય છે. તે આ કલારહિત [ને] મરણરહિત થાય છે. તેમાં આ મંત્ર [છે.] ૫

**વિવેચનઃ**—સમુદ્રમાં નદીઓના લયનું તે દૃષ્ટાંત આ પ્રમાણે છેઃ—જેમ આ ગંગાદિ નદીઓ વહેતી છતી સમુદ્ર છે ગતિ એટલે આત્મભાવ જેમનો એવી થઇને સમુદ્રને પ્રાપ્ત થઇ પોતાના નામરૂપના તિરસ્કારને પામે છે, અને પછી તેમના ગંગા આદિ નામ અને રૂપ નાશ થઇ જાય છે; તે નામરૂપનો નાશ થયા પછી અવશેષ રહેલી જલરૂપ વસ્તુ લોકોવડે સમુદ્ર એમ કહેવાય છે; તેમજ આ પરિદ્રષ્ટાની (સર્વ્રજ્ઞણીથી સ્વરૂપભૂત દર્શનના કર્તાની) જે પ્રાણ આદિક સોળ કલા છે તે, પુરુષ છે આત્મભાવ જેમનો એવી થઇને, પુરુષના ભાવને પામી પોતાના નામરૂપના તિરસ્કારને પામે છે, તે કલાઓનાં પ્રાણ આદિક નામ ને રૂપ નાશ થઇ જાય છે, નામરૂપનો નાશ થયા પછી જે અવિનાશી વસ્તુ અવશેષ રહે છે તે બ્રહ્મવેત્તાઓવડે પુરુષ એમ કહેવાય છે. શ્રીસદ્‌ગુરુએ બતાવેલા કલાના લયના માર્ગને જે જાણે છે તે આ પુરુષ અવિદ્યા, કામ ને કર્મથી ઉપજેલી પ્રાણ આદિક કલાનો વિદ્યાવડે લય થયે કલારહિત થાય છે, અને કલારહિત થયેલો હોવાથી કલાઓના વિયોગરૂપ મરણથી રહિત થાય છે. તે અર્થમાં આ મંત્ર પ્રમાણરૂપ છે. ૫

अरा इव रथनाभौ कला यस्मिन्प्रतिष्ठिताः ।
तं वेद्यं पुरुषं वेद यथा मा वो मृत्युः परिव्यथा इति ॥ ६ ॥

**શબ્દાર્થઃ—આરા જેમ રથની નાભિમાં [સ્થિત છે] તેમ જેમાં કલાઓ સ્થિત [છે] તે જાણવાયોગ્ય પુરુષને જાણો. તમને મૃત્યુ પીડા ન કરે." ઇતિ ૬**

વિવેચન—રથના પૈડાના પરિવારરૂપ આરા જેમ રથના પૈડાની નાભિમાં પ્રવેશ પામીને તે રથચક્રને આશ્રયે રહે છે તેમ પ્રાણાદિક કલાઓ જે પુરુષમાં ઉત્પત્તિ, સ્થિતિ ને લય એ ત્રણ કાળમાં આશ્રય કરીને રહે છે તે કલાઓના આત્મરૂપ, જાણવાયોગ્ય, શરીરરૂપ પુરમાં રહેનાર પુરુષને જિજ્ઞાસુ જાણો. હે શિષ્યો! તમને મૃત્યુ પીડા ન કરે." જો તે પુરુષને તમે નહિ જાણો તો મૃત્યુનિમિત્તથી થનારી પીડાને પામેલા તમે દુઃખીજ છો માટે તે પુરુષને જાણવા અવશ્ય પ્રયત્ન કરો એવો અભિપ્રાય છે. ઇતિપદ ઉપદેશની સમાપ્તિ દેખાડવા માટે છે. ૬

એવી રીતે તેને ઉપદેશ કર્યા પછી શ્રીપિપ્પલાદની જે પ્રવૃત્તિ થઇ તે કહે છેઃ—

**तान् होवाचैतावदेवाहमेतत्परं ब्रह्म वेद। नातः परमस्तीति॥ ७॥**

**શબ્દાર્થઃ—તેઓને પ્રસિદ્ધ[તે] કહેવા લાગ્યા.—" આટલુંજ પરબ્રહ્મ [છે,] આને હું જાણું છું. આનાથી શ્રેષ્ઠ નથી." ઇતિ. ૭**

વિવેચનઃ—એવી રીતે તે ઋષિઓને ઉપદેશ કરીને, હજી જાણવાયોગ્ય કાંઈ અજ્ઞાત અવશેષ રહ્યું હશે એવી શિષ્યોની શંકાની નિવૃત્તિ કરવામાટે, તથા "અમે કૃતાર્થ થયા" એવી કૃતાર્થબુદ્ધિ તેમને ઉપજાવવા-માટે તે શિષ્યોપ્રતિ પ્રસિદ્ધ પિપ્પલાદભગવાન્ કહેવા લાગ્યાઃ-"હે શિષ્યો! આટલુંજ જાણવાયોગ્ય પરબ્રહ્મ છે, અને આને હું જાણું છું. આનાથી ભિન્ન કોઈ અતિ ઉત્કૃષ્ટ જાણવાયોગ્ય નથી." ૭

શ્રીસદ્‌ગુરુથી ઉપદેશ પામી કૃતાર્થ થયેલા તે શિષ્યોએ, બ્રહ્મવિદ્યાના નિષ્ક્રયને (પ્રત્યુપકારને—સામા બદલાને) વિશ્વમાં નહિજ જોઇને જે પ્રવૃત્તિ કરી તે કહે છે —

**ते तमर्चयन्तस्त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसीति। नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः॥ ८॥**

**॥ इति षष्ठः प्रश्नः॥ ६॥**

# ॥ इत्यथर्ववेदीयप्रश्नोपनिषत्समाप्ता॥ ४॥

**શબ્દાર્થઃ—તેઓ તેમને પૂજતા હવા. " આપજ અમારા પિતા [છો,] જે અવિદ્યાના પરપારપ્રતિ અમને તારો છો, આથી પરમઋષિઓને નમસ્કાર, પરમઋષિઓને નમસ્કાર." ૮**

વિવેચન.—તે શિષ્યો શ્રીસદ્‌ગુરુના પરમ પવિત્ર ચરણકમલોમાં શ્રદ્ધાભક્તિથી પુષ્પાંજલિ અર્પણ કરવાવડે અને સાષ્ટાંગદંડવત્નમસ્કાર કરવાવડે તેઓનું પૂજન કરતા હવા. પૂજન કરી રહ્યા પછી તેઓ આ પ્રમાણે બોલવા લાગ્યાઃ—" હે પ્રભો! આપ નિત્ય, અજર, અમર, અભય ને બ્રહ્મરૂપ શરીરના વિદ્યાવડે જનક હોવાથી અમારા પિતા છો. જે આપે વિપરીતજ્ઞાનમય જન્મ, જરા, મરણ, રોગ અને દુઃખ આદિક મગરથી ભરેલા અવિદ્યારૂપ મહાસાગરથી જ્ઞાનરૂપ નૌકાવડે મહાસાગરના પારની પેઠે અપુનરાવૃત્તિરૂપ મોક્ષ-નામના સામા પારપ્રતિ અમને પ્રાપ્ત કર્યા છે, આથી આપનું અમારા પ્રતિ અન્ય પિતાથી અધિક પિતાપણું સંભવિતજ છે. જ્યારે અન્ય પિતા સ્થૂલશરીરમાત્રને ઉપજાવે છે તોપણ લોકમાં તે અત્યંત પૂજવાયોગ્ય ગણાય છે ત્યારે અત્યંત અભયના દાતા શ્રીસદ્‌ગુરુરૂપ પિતા અત્યંત પૂજવાયોગ્ય ગણાય તેમાં શું કહેવું? આથી

પરચર્યામાટે દાસભાવે અમે પોતાનાં શરીરો આપને અર્પણ કરીએ છીએ બ્રહ્મવિદ્યાના આવા ઉત્તમોત્તમ સંપ્રદાયના પ્રવર્તક પરમઋષિઓને નમસ્કાર હો. તે પરમઋષિઓને નમસ્કાર હો.'' "**नम परमऋषिभ्यः**" એ પદોનું બે વાર કથન આચાર્યોના આદરમાટે છે ૮

આ ઉપનિષદ્‌ના અંતમાં આ પ્રમાણે શાંતિપાઠ ભણવાનો છે —

ॐ। भद्रं कर्णेभिः शृणुयाम देवा । भद्रं पश्येमाक्षभिर्यजत्रा ।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिः। व्यशेम देवहितं यदायुः ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ અને વિવેચન આ ઉપનિષદ્‌ના આરંભમાં છે તે પ્રમાણે જાણવાં

**ઇતિ શ્રીપ્રશ્નોપનિષદ્‌ગત છઠ્ઠા પ્રશ્નની તાત્પર્યદીપિકા સમાપ્ત ૬**

ઇતિ શ્રીઅથર્વવેદીય પ્રશ્નોપનિષદ્‌ની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૪





# ॥ ५ श्रीअथर्ववेदीय मुण्डकोपनिषत् ॥*

## ॥ तात्पर्यदीपिकासहित ॥

આ ઉપનિષદ્‌ના આરંભમાં આ પ્રમાણે શાંતિપાઠ ભણાય છેઃ—

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः। भद्रं पश्येमाक्षभिर्यजत्राः।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः। व्यशेम देवहितं यदायुः॥
ॐ शान्तिः शान्तिः शान्तिः॥

**શબ્દાર્થઃ**—હે યજન કરવાયોગ્ય દેવો! કાનોવડે [ અમે ] કલ્યાણને સાંભળીએ, નેત્રોવડે [ અમે ] કલ્યાણને જોઇએ, [ ને ] દૃઢ અંગોવડે [ તથા ] શરીરોવડે સ્તવન કરતા [ છતાં અમે ] દેવે નિર્માણ કરેલું જે આયુષ્ [ છે તેને ] પામીએ. ॐ શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ. ]

**વિવેચન.**—યજ્ઞોમાં ચરુ તથા પુરોડાશ આદિ હવિષ્‌વડે યજન કરવાને યોગ્ય એવા હે દેવો! આપની કૃપાથી અમે અમારા કાનોવડે કલ્યાણને સાંભળવાને સમર્થ થઇએ, અર્થાત્ અમંગલ સાંભળવાનો વા બધિર થવાનો સમય આપની કૃપાથી અમને ન પ્રાપ્ત થાય; તથા આપની દયાથી નેત્રોવડે અમે કલ્યાણને જોવાને સમર્થ થઇએ, અર્થાત્ અમંગલ જોવાનો તથા નેત્રરહિત થવાનો સમય આપની કૃપાવડે અમને ન આવે; અને દૃઢ એવાં હાથપગાદિ અંગોવડે તથા શરીરોવડે અને વાણીવડે આપનું સ્તવન કરતા છતા અમે પ્રજાપતિએ નિર્માણ કરેલું એક સો વર્ષનું, વા એક સો સોળ વર્ષનું, અથવા એક સો વીશ વર્ષનું જે સંપૂર્ણ આયુષ તેને પામીએ. ઇંદ્રિયોની તથા અંતઃકરણની વિહિતપ્રવૃત્તિ ને દીર્ઘાયુષ્ એ બ્રહ્મજ્ઞાનનાં જે શ્રવણાદિક સાધન છે તેમાં ઉપકારક છે તેથી જિજ્ઞાસુઓએ દેવોપાસે પૂર્વોક્ત પ્રાર્થના કરી છે ॐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ. ॐ એ સર્વ ઉપનિષદોવડે પ્રતિપાદ્ય બ્રહ્મનું સ્મરણ કરાવે છે, ને ત્રણ વાર શાંતિના ઉચ્ચારણથી ત્રિવિધ તાપની વા ત્રણે શરીરના તાપની નિવૃત્તિ ઇચ્છેલી છે.

## ॥ १ प्रथम मुंडक ॥

જે બ્રહ્મવિદ્યાના શ્રદ્ધાભક્તિપૂર્વક ગ્રહણથી મુમુક્ષુની અવિદ્યાની તથા તેનાં શોકમોહાદિરૂપ કાર્યની નિવૃત્તિ થાય છે, ને તેને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે તે બ્રહ્મવિદ્યાના પ્રથમ આચાર્ય કોણ થયા, ને તેમણે કોને તે પરમશ્રેષ્ઠ વિદ્યાનું દાન કર્યું તે જણાવવા નીચેનો મંત્ર પ્રવર્તે છે—

* આ ઉપનિષત્ શ્રેષ્ઠ હોવાથી ઉપનિષદોરૂપ પ્રમાણોના શિરનું મસ્તક છે તેથી આનું મુંડક એવું નામ છે; અથવા આ ઉપનિષદ્ ભણનારના મસ્તકપર અગ્નિધારણના વ્રતથી આ ગ્રંથનું મુંડક એવું નામ પ્રખ્યાત થયું છે.

ॐ । ब्रह्मा देवानां प्रथमः संबभूव विश्वस्य कर्ता भुवनस्य गोप्ता ।
स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठपुत्राय प्राह ॥ १ ॥

**શબ્દાર્થઃ**—બ્રહ્મા દેવોની [ મધ્યે ] પ્રથમ પ્રકટ થયા. [તે] વિશ્વના કર્તા [ને] લોકના પાલનકર્તા [છે] તે સર્વ વિદ્યાની પ્રતિષ્ઠારૂપ બ્રહ્મવિદ્યા જ્યેષ્ઠપુત્ર અથર્વાપ્રતિ કહેતા હવા. ૧

**વિવેચન**—ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ઐશ્વર્ય એ ચાર મહાન્ ગુણોથી યુક્ત શ્રીબ્રહ્મા ઇંદ્રાદિક દેવોમાં ગુણોથી મુખ્ય થઇને રજોવીર્યના સંયોગવિના આવિર્ભાવ પામ્યા એ બ્રહ્મા સર્વ જગતને ઉત્પન્ન કરનારા, ને ઉત્પન્ન થયેલા ભુવનોનું પાલન કરનારા છે પરમાત્માને જણાવનારુ જ્ઞાન બ્રહ્મને વિષય કરનારુ હોવાથી, વા શ્રીબ્રહ્માએ પ્રથમ કથન કરેલું હોવાથી, સર્વ વિદ્યાની પ્રતિષ્ઠા કહેવાય છે તે બ્રહ્મા સર્વ વિદ્યાના આશ્રય વા અવધિરૂપ બ્રહ્મવિદ્યા પોતાના મોટા પુત્ર અથર્વાપ્રતિ કહેતા હવા. કોઈ સૃષ્ટિની આદિમા શ્રીબ્રહ્માએ અથર્વાને પ્રથમ ઉપજાવેલા છે તેથી તેમને બ્રહ્માના જ્યેષ્ઠ પુત્ર કહ્યા છે. ૧

હવે એ બ્રહ્મવિદ્યાનો સંપ્રદાય આગળ કેવી રીતે ચાલ્યો તે કહેવાય છે—

अथर्वणे यां प्रवदेत ब्रह्माऽथर्वा तां पुरोवाचाङ्गिरे ब्रह्मविद्याम् ।
स भारद्वाजाय सत्यवहाय प्राह भारद्वाजोऽङ्गिरसे परावराम् ॥ २ ॥

**શબ્દાર્થઃ**—જે બ્રહ્મવિદ્યા શ્રીબ્રહ્મા અથર્વાપ્રતિ કહેતા હવા તે [ બ્રહ્મવિદ્યા ] અથર્વા પૂર્વે અંગિરપ્રતિ કહેતા હવા તે ભરદ્વાજગોત્રવાળા સત્યવહપ્રતિ કહેતા હવા. ભારદ્વાજ [તે] બ્રહ્મવિદ્યા અંગિરાપ્રતિ [ કહેતા હવા ] ૨

**વિવેચન**—જે બ્રહ્મવિદ્યા શ્રીબ્રહ્માએ અથર્વાપ્રતિ કથન કરી તેજ બ્રહ્મવિદ્યા અથર્વાઋષિએ પૂર્વે અંગિર્નામના ઋષિપ્રતિ નિરૂપણ કરી. તે અંગિર્ઋષિએ તે બ્રહ્મવિદ્યાનું ભરદ્વાજગોત્રવાળા સત્યવહઋષિપ્રતિ પ્રતિપાદન કર્યું તે ભરદ્વાજગોત્રવાળા સત્યવહે તે બ્રહ્મવિદ્યા અંગિરાનામના પોતાના શિષ્યને કહી. પર જે બ્રહ્મ તેનાથી અવર એટલે કનિષ્ઠ જે બ્રહ્મા તેનાથી પ્રાપ્ત થઈ છે માટે, કિંવા પરા અને અપરારૂપ સર્વ વિદ્યાના વિષયમા વ્યાપ્ત છે તેથી, બ્રહ્મવિદ્યાને પરાવરા પણ કહેવામા આવે છે ૨

હવે તે અંગિરાનું વિધિવત્ શરણ ગ્રહણ કરી શૌનકે તેમને જે પ્રશ્ન પૂછ્યો તે કહે છે:—

शौनको ह वै महाशालोऽङ्गिरसं विधिवदुपसन्नः पप्रच्छ । कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवतीति ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ મહાગૃહસ્થ શૌનક શાસ્ત્રાનુસાર અંગિરાની સમીપ આવીને પૂછતો હવો—" હે ભગવન્! શું વિજ્ઞાત થયે આ સર્વ વિજ્ઞાત થાય છે ? " ઇતિ ૩

**વિવેચન**—પ્રસિદ્ધ મહાન્ ગૃહસ્થ શૌનક-શુનકઋષિનો પુત્ર-ભારદ્વાજના શિષ્ય અંગિરાનામના આચાર્યનું વિધિવત્ શરણ ગ્રહણ કરીને તેમને પૂછવા લાગ્યો —" હે ભગવન્ ! શેનું વિશેષ રીતે જ્ઞાન થયે સતે જાણવાયોગ્ય આ સર્વ વસ્તુ વિશેષરીતે જાણવામા આવે છે ? " ઉપાદાનકારણથી કાર્યની ભિન્ન સત્તાના અભાવથી ઉપાદાનકારણના જાણવાથી તેનું કાર્ય તેનાથી ભિન્ન નથી એમ જાણવામાં આવે છે એવી લોકમાં સામાન્ય વ્યાપ્તિ છે તેને અનુસરીને આ સમગ્ર જગતનું ઉપાદાનકારણ જાણવા શૌનકે પ્રશ્ન પૂછ્યો છે. ૩

પછી અંગિરામુનિની જે પ્રવૃત્તિ થઈ તે કહે છે.—

तस्मै स होवाच । द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद्ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ॥ ४ ॥

**શબ્દાર્થ:**—તેના પ્રતિ પ્રસિદ્ધ તે બોલ્યા:-"જે બે વિદ્યા જાણવાયોગ્ય [છે] એમ પ્રસિદ્ધ પરમાર્થદર્શીઓ કહે છે [તે] પરા અને અપરાજ [છે.] ૪

વિવેચન:—તે શૌનકઋષિપ્રતિ પ્રસિદ્ધ અંગિરાનામના મુનિ બોલ્યા:—"હે શૌનક! આ વિશ્વમાં જે બે વિદ્યા જાણવાયોગ્ય છે એમ વેદના અર્થને જાણનારા પરમાર્થદર્શી બ્રહ્મવેત્તાઓ કહે છે તે બે વિદ્યામાં એક પરા એટલે પરમાત્માને વિષય કરનારી વિદ્યા છે અને બીજી અપરા એટલે ધર્માધર્મના સાધનને તથા તેમના ફલને વિષય કરનારી વિદ્યા છે." શંકા:—"શું વિજ્ઞાત થયે આ સર્વ વિજ્ઞાત થાય છે?" એવા શૌનકના પ્રશ્નના ઉત્તરમાં અંગિરામુનિએ "બે વિદ્યા જાણવાયોગ્ય છે" એમ કહ્યું છે તે પૂછેલાનું ઉત્તર નથી, પણ નહિ પૂછેલાનું ઉત્તર છે. **સમાધાન:**—પ્રત્યુત્તર ક્રમની અપેક્ષાવાળો હોવાથી આ દોષ નથી. અપરા વિદ્યા અવિદ્યા છે, અને તે નિરાકરણ કરવાયોગ્ય છે માટે પરાની સાથે તેનું પણ કથન કર્યું છે ૪

હવે તે બે વિદ્યામાં અપરા વિદ્યા કઈ તે કહેવાય છે.—

तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति । अथ परा यया तदक्षरमधिगम्यते ॥ ५ ॥

**શબ્દાર્થ:**—તેમાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ [ને] જ્યોતિષ્ એ અપરા [વિદ્યા છે,] અને જેવડે તે અક્ષર પ્રાપ્ત થાય છે [તે] પરા [વિદ્યા છે.] ૫

વિવેચન:—"તે બે વિદ્યામાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ ને અથર્વવેદ આ ચાર વેદ, તથા શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ ને જ્યોતિષ્ આ ૭ વેદાંગ એ અપરા વિદ્યા છે." વેદોનું વિશેષ સ્વરૂપ જેમને જાણવાની ઇચ્છા થાય તેમણે શ્રીઆહ્નિકપ્રકાશમાં અને જેમને વેદોનાં ૭ અંગોનું વિશેષ સ્વરૂપ જાણવાની ઇચ્છા થાય તેમણે શ્રીપરમપદબોધિનીમાં જોવું. હવે પરા વિદ્યા કહેવાય છે:—"જેવડે અવિદ્યાની નિવૃત્તિ થવાથી તે (છઠ્ઠા મંત્રમાં કહેલા વિશેષણોવાળા) બ્રહ્મને પુરુષ પ્રાપ્ત થાય છે તે પરા વિદ્યા છે." શંકા:—બ્રહ્મવિદ્યા જો ઋગ્વેદાદિકથી બહાર હોય તો તે પરા વિદ્યા કેમ કહેવાય? તથા તે મોક્ષનું સાધન પણ કેવી રીતે થઈ શકે? કેમકે વેદથી બાહ્ય જે સ્મૃતિઓ તથા દર્શન છે તે કુદર્શનરૂપ હોવાથી અધોગતિ કરાવનાર છે એમ સ્મૃતિમાં કહ્યું છે તેથી તે બ્રહ્મવિદ્યા અનાદર કરવાયોગ્ય થશે, ને બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કરનારી ઉપનિષદોનું ઋગ્વેદ આદિથી બાહ્યપણું થશે, અને જો બ્રહ્મવિદ્યા ઋગ્વેદાદિરૂપ હોય તો "अथ परा" ઇત્યાદિરૂપ વાક્યથી તેને ઋગ્વેદ આદિથી ભિન્ન કહેવી વ્યર્થ છે. **સમાધાન.**—અહીં ઉપનિષદોવડે જાણવાયોગ્ય બ્રહ્મને વિષય કરનારું વિજ્ઞાન પરાવિદ્યાશબ્દથી પ્રધાનપણે કહેવાને ઇચ્છિત છે, પણ માત્ર ઉપનિષદોના શબ્દોનો સમૂહ કહેવાને ઇચ્છિત નથી, અને વેદશબ્દથી તો સર્વત્ર શબ્દનો સમૂહ કહેવાને ઇચ્છિત છે બ્રહ્મ ઉપનિષદોના શબ્દોના સમૂહથી જાણવાયોગ્ય છતાં પણ શ્રીસદ્ગુરુનું વિધિવત્ શરણ ગ્રહણ કરવું એ આદિરૂપ તથા વૈરાગ્યરૂપ અન્ય પ્રયત્નવિના તેના વિજ્ઞાનની પ્રાપ્તિ સંભવતી નથી તેથી બ્રહ્મવિદ્યાનું પૃથક્કરણ અને તે પરા વિદ્યા છે એવું કથન સંભવે છે. ૫

હવે નીચેના મંત્રવડે પરા વિદ્યાને વિશેષણસહિત બ્રહ્મના કથનથી દેખાડે છે—

यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रं तदपाणिपादम् ।
नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिं परिपश्यन्ति धीराः ॥

**શબ્દાર્થ:**—જે તે અદૃશ્ય, અગ્રાહ્ય, અગોત્ર, અવર્ણ, [ ને ] ચક્ષુ તથા શ્રોત્રથી રહિત [ છે, ] તે હાથપગથી રહિત, નિત્ય, વિભુ, વ્યાપક [ ને ] અતિસૂક્ષ્મ [ છે, ] તે અવ્યય [ છે, તથા ] જે ભૂતોનું કારણ [ છે તેને ] વિવેકીઓ સર્વભણીથી જુએ છે ૬

**વિવેચન:**—"જે બ્રહ્મતત્ત્વ છે તે અદૃશ્ય એટલે જ્ઞાનેંદ્રિયોનું અવિષય, અગ્રાહ્ય એટલે કર્મેન્દ્રિયોનું અવિષય, અગોત્ર એટલે વંશરૂપ મૂલથી રહિત, અવર્ણ એટલે ધોળાપણા આદિ રંગોથી રહિત, તથા નેત્ર-શ્રોત્રથી રહિત છે. વળી તે બ્રહ્મ હાથપગથી રહિત એટલે કર્મેન્દ્રિયોથી રહિત, અવિનાશી, વિભુ એટલે બ્રહ્માથી માંડીને સ્થાવરપર્યંતના વિવિધ ભેદોવડે પ્રતીત થનાર, આકાશની પેઠે વ્યાપક ને શબ્દાદિથી પણ વિશેષ સૂક્ષ્મ છે. પુનઃ તે બ્રહ્મ શરીરાદિથી રહિત હોવાથી વધવાઘટવારૂપ વ્યયથી રહિત છે, તથા જે પરમતત્ત્વ સર્વ સ્થાવરજંગમ ભૂતોનું કારણ છે. એવા લક્ષણવાળા તે બ્રહ્મતત્ત્વને વિવેકી પુરુષો સર્વભણીથી એટલે સર્વના આત્મારૂપે દેખે છે. આવી રીતનું બ્રહ્મ જે વિદ્યાવડે પ્રાપ્ત થાય છે તે વિદ્યા પરા વિદ્યા કહેવાય છે. ૬

ઉપરના મંત્રમાં બ્રહ્મને જે સર્વ ભૂતોનું કારણ કહ્યું તે સર્વ ભૂતોનું કારણપણું હવે લોકપ્રસિદ્ધ દૃષ્ટાંતોથી દેખાડે છે:—

> यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः संभवन्ति ।
> यथा सतः पुरुषात्केशलोमानि तथाऽक्षरात्संभवतीह विश्वम् ॥ ७ ॥

**શબ્દાર્થ:**—જેમ કરોળીઓ [ તંતુઓને ] સૃજે છે, ને ગ્રહણ કરે છે; જેમ પૃથિવીમાં ઓષધિઓ ઉત્પન્ન થાય છે; જેમ વિદ્યમાન પુરુષથી કેશ ને રૂંવાડાં [ ઉપજે છે ] તેમ અક્ષરથી આમાં જગત્ ઉત્પન્ન થાય છે. ૭

**વિવેચન:**—જેમ કરોળીઓ અન્ય કોઈ પણ કારણની અપેક્ષાવિના પોતેજ પોતાના શરીરથી અભિન્ન તંતુઓને બહાર પ્રસારે છે, અને પુન. તેમને પોતાના શરીરમાં ગ્રહણ કરી લઈ પોતાના રૂપને પમાડે છે; વળી જેમ પૃથિવીમાં જે ડાંગર આદિક ઓષધિઓ છે તે પોતાના સ્વરૂપથી અભિન્નજ ઉત્પન્ન થાય છે; તથા જેમ જીવતા પુરુષના નખ, કેશ ને રૂંવાડાં વિલક્ષણ ઉત્પન્ન થાય છે તેમ અન્ય નિમિત્તની અપેક્ષાથી રહિત પૂર્વે કહેલા લક્ષણવાળા બ્રહ્મથી આ સંસારમંડલમાં વિપરીતલક્ષણવાળું તથા સમાનલક્ષણવાળું સર્વ જગત ઉત્પન્ન થાય છે. ૭

હવે સૃષ્ટિના ક્રમનું નિરૂપણ થાય છે:—

> तपसा चीयते ब्रह्म ततोऽन्नमभिजायते ।
> अन्नात्प्राणो मनः सत्यं लोकाः कर्मसु चामृतम् ॥ ८ ॥

**શબ્દાર્થ:**—બ્રહ્મ તપવડે સ્થૂલતા પામે છે, તેથી અન્ન ઉત્પન્ન થાય છે, અન્નથી પ્રાણ, [ તેથી ] મન, [ તેથી ] સત્ય, [ તેથી ] લોકો ને કર્મોમાં અમૃત [ ઉત્પન્ન થાય છે ] ૮

**વિવેચન:**—ઈશ્વર ઉત્પત્તિના પ્રકારના જ્ઞાનરૂપ તપવડે સૃષ્ટિની અનુકૂલતારૂપ સ્થૂલતા પામે છે પુષ્ટતાને પ્રાપ્ત થયેલ તે ઈશ્વરથી અન્નની પેઠે સર્વ સંસારી જીવોને સાધારણ એવું માયાતત્ત્વ કાર્યાભિમુખ થાય છે તે માયારૂપ અન્નથી ઈશ્વરની જ્ઞાનશક્તિથી અને ક્રિયાશક્તિથી-યુક્ત અવિદ્યા, કામ, કર્મ અને ભૂતોના સમુદાયરૂપ બીજના અંકુરભૂત હિરણ્યગર્ભરૂપ પ્રાણ ઉત્પન્ન થાય છે તે હિરણ્યગર્ભરૂપ પ્રાણથી સંકલ્પ, વિકલ્પ, સંશય ને નિર્ણયાદિરૂપ મન ઉપજે છે તે મનથી પંચીકૃત પંચભૂતોરૂપ સત્ય ઉત્પન્ન થાય છે. તે પંચીકૃત પંચભૂતોથી

પૃથિવી આદિ સાત લોકો ઉપજે છે તે લોકોમાં મનુષ્યાદિ પ્રાણીઓનાં કર્મો ઉત્પન્ન થાય છે, અને તે નિમિત્તરૂપ કર્મોમાં કર્મજન્ય ફલરૂપ અમૃત ઉપજે છે. જ્યાંસુધી કર્મ નાશ ન પામે ત્યાંસુધી તેનું ફલ પણ નાશ પામતું નથી તેથી તેને અમૃત કહેલ છે. ૮

કથન કરેલા અર્થને સંક્ષેપમાં કહેવામાટે નીચેના મંત્રની પ્રવૃત્તિ થાય છેઃ—

यः सर्वज्ञः सर्वविद्यस्य ज्ञानमयं तपः ।
तस्मादेतद्ब्रह्म नाम रूपमन्नं च जायते ॥ ९ ॥

॥ इति प्रथममुंडके प्रथमः खण्डः ॥ १ ॥

**શબ્દાર્થઃ—**જે સર્વજ્ઞ [ તથા ] સર્વવિત્ [ છે, અને ] જેનું જ્ઞાનમય તપ [ છે, ] તેથી આ બ્રહ્મ, નામ, રૂપ ને અન્ન ઉત્પન્ન થાય છે. ૯

**વિવેચનઃ—**જે પરમાત્મા માયાનામની ઉપાધિવડે સર્વને જાણે છે તેથી સર્વજ્ઞ, અને અવિદ્યાનામની ઉપાધિવડે અનંત જીવભાવને પામી પોતાની ઉપાધિવડે રચેલા સર્વને જાણે છે તેથી સર્વવિત્ છે, તથા જેનું ક્લેશરૂપ તપ નથી, પણ જ્ઞાનમય-સર્વજ્ઞતારૂપ-તપ છે તે પરમાત્માથી આ હિરણ્યગર્ભનામવાળું બ્રહ્મ ઉત્પન્ન થાય છે, તથા આ યજ્ઞદત્તાદિ નામ, શુક્લાદિ રૂપ ને ડાંગર આદિ અન્ન પણ પૂર્વ મન્ત્રમાં કહેલા ક્રમવડે ઉત્પન્ન થાય છે. ૯

ઇતિ શ્રીમુંડકોપનિષદ્ગત પ્રથમમુંડકના પ્રથમખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૧. ૧

અંગોસહિત વેદોને અપરા વિદ્યા કહી, તથા જે વિદ્યાવડે પૂર્વોક્ત બ્રહ્મની પ્રાપ્તિ થાય છે તે પરા વિદ્યા કહેવાય છે તે વિદ્યાનું પણ વિશેષસહિત નિરૂપણ કર્યું. હવે આ બન્ને વિદ્યાને અધીન જે સંસાર તથા મોક્ષ છે તેમનું વિવેચન કરવું જોઈએ, તેમાટે ઉત્તરગ્રન્થનો આરંભ થાય છે. તેમાં ઉપાદાનરૂપે અનાદિ અને બ્રહ્મજ્ઞાનથી પૂર્વે અત્યંતનિવૃત્તિના અસંભવથી અનંત જે સંસાર છે તે અપરા વિદ્યાનો વિષય છે, તે દુઃખરૂપ હોવાથી સર્વ શરીરધારી જીવોએ તજવાયોગ્ય છે, અને નદીના પ્રવાહની પેઠે ઉચ્છેદરહિત સંબંધરૂપ જે સંસાર છે તેની અત્યંતનિવૃત્તિરૂપ અને બ્રહ્મથી અભિન્ન હોવાથી અનાદિ, અનંત, અજર, અપક્ષયરહિત, નાશરહિત, અભય, શુદ્ધ, પરમાનંદ, અદ્વય ને સ્વસ્વરૂપમાં સ્થિતિરૂપ જે મોક્ષ છે તે પરાવિદ્યાનો વિષય છે, ને તે મેળવવાયોગ્ય છે, તેમાં અપરા વિદ્યાના વિષયમાં વૈરાગ્ય ઉપજાવવામાટે પ્રથમ અપરા વિદ્યાનો વિષય દેખાડવાસારુ આ બીજા ખંડનો આરંભ છેઃ—

तदेतत्सत्यं मन्त्रेषु कर्माणि कवयो यान्यपश्यंस्तानि त्रेतायां बहुधा सन्ततानि ।
तान्याचरथ नियतं सत्यकामा एष वः पन्थाः सुकृतस्य[1] लोके ॥ १ ॥

**શબ્દાર્થઃ—**મંત્રોમાં [ જે ] કર્મો [ છે ] તે આ સત્ય [ છે. ] જેમને બુદ્ધિમાનો દેખાતા હવા. તે ત્રેતામાં બહુ પ્રકારે પ્રવૃત્ત થયાં કર્મફલની ઇચ્છાવાળા [ તમે ] તેમનો નિત્ય નિર્વાહ કરો. આ તમને પોતાના કરેલાના ફલમાં માર્ગ [ છે ] ૧

**વિવેચન—**ઋગ્વેદ આદિક નામવાળા મંત્રોમાં જે અગ્નિહોત્ર આદિક કર્મો છે તે આ પુરુષાર્થનાં સાધન હોવાથી વ્યાવહારિક સત્ય છે મન્ત્રોવડે પ્રકાશ પામેલાં જે કર્મોને બુદ્ધિમાન્ વસિષ્ઠ આદિ પોતાના નિર્મલ હૃદયમાં દેખતા હવા. તે વેદવિહિત ને ઋષિઓવડે દેખાયેલા કર્મો પ્રાયશઃ ત્રેતાયુગમાં કર્મિઓવડે કરતાં

---

૧ स्वकृतस्य એવું પાઠાંતર છે; ને તેનો અર્થ ઉપર પ્રમાણેજ છે.

છતાં બહુ પ્રકારે પ્રવૃત્ત થયાં. કર્મના ફલની ઇચ્છાવાળા તમે તે કર્મોનું નિત્ય અનુષ્ઠાન કરો. જેમ ગામની પ્રાપ્તિમાટે માર્ગ હોય છે, તેમ આ [કર્મો] તમને પોતાનાં કરેલા કર્મના ફલની પ્રાપ્તિમાટેનો માર્ગ (સાધન) છે ૧

અગ્નિહોત્ર સર્વ કર્મોમાં પ્રથમ છે તેથી તે અગ્નિહોત્ર કેમ થાય છે તે કહે છે—

यदा लेलायते ह्यर्चिः समिद्धे हव्यवाहने ।
तदाऽऽज्यभागावन्तरेणाहुतीः प्रतिपादयेत् ॥ २ ॥

**શબ્દાર્થ:**—જ્યારે પ્રજ્વલિત થયેલા અગ્નિમાં જ્વાલા ચાલે છે ત્યારે [બંને] ઘૃતભાગની મધ્યમાં આહુતિઓ નાંખવી ૨

**વિવેચન**—જ્યારે ઇંધનોવડે પ્રજ્વલિત થયેલા અગ્નિમા જ્વાલા ચાલે છે ત્યારે ચાલતી જ્વાલામાં આહવનીયના દક્ષિણ તથા ઉત્તર પડખાના બને ઘૃતના ભાગની મધ્યમાં જ્યાં દર્શપૂર્ણમાસથી ભિન્ન બીજા યાગોનું અનુષ્ઠાન થાય છે ત્યાં દેવના ઉદ્દેશવડે આહુતિઓ હોમવી. આ આહુતિઓને હોમવાદિરૂપ કર્મ પરલોકની પ્રાપ્તિમાટે સાધન છે. તેનું યથાર્થ આચરણ દુષ્કર છે, ને તેમાં વિપત્તિઓ તો અનેક આવે છે. ૨

હવે તેનું યથાર્થ આચરણ કેમ દુષ્કર છે તે કહે છે.—

यस्याग्निहोत्रमदर्शमपौर्णमासमचातुर्मास्यमनाग्रयणमतिथिवर्जितं च ।
अहुतमवैश्वदेवमविधिना हुतमासप्तमांस्तस्य लोकान् हिनस्ति ॥ ३ ॥

**શબ્દાર્થ:**—જેનું અગ્નિહોત્ર દર્શરહિત, પૌર્ણમાસરહિત, ચાતુર્માસ્યરહિત આગ્રયણથી રહિત ને અતિથિથી રહિત, [તેમજ] હોમરહિત, વૈશ્વદેવરહિત [ને] અવિધિવડે હોમેલું [છે તે અગ્નિહોત્ર] તેના સપ્તમપર્યંતના લોકોનો નાશ કરે છે. ૩

**વિવેચન**—જે અગ્નિહોત્રીનું અગ્નિહોત્ર દર્શનામના કર્મથી રહિત, પૌર્ણમાસનામના કર્મથી રહિત, ચાતુર્માસ્યનામના કર્મથી રહિત, શરદ્ આદિક કાલમા નવા અન્નથી કરવાયોગ્ય આગ્રયણનામના કર્મથી રહિત તથા નિત્ય નિત્યપ્રતિ અતિથિનું પૂજન કર્યા વિનાનું છે, તેમજ જેના અગ્નિહોત્રમાં અગ્નિહોત્રના સમયમાં યથાવિધિ હોમ કરવામાં આવતો નથી; તથા જેનું અગ્નિહોત્ર વૈશ્વદેવનામના કર્મથી રહિત છે; ને જેના અગ્નિહોત્રમાં હોમ કર્યો હોય પણ તે અવિધિવડે કર્યો હોય તે અગ્નિહોત્ર તે અગ્નિહોત્રીના સપ્તમપર્યંત જે લોક છે તે લોકોનો નાશ કરે છે યથાવિધિ કર્મ કરવાથી કર્મના પરિણામરૂપે ભૂરાદિ સાત લોકરૂપ ફલ પ્રાપ્ત થાય છે, તે લોક આવી રીતના અગ્નિહોત્રથી પ્રાપ્ત થવાને યોગ્ય ન થવાથી નાશ થયાના જેવા થાય છે, અને ફલમાટે પરિશ્રમ તો અવશ્ય થાય છે તેથી તે લોકોનો નાશ કરે છે એમ કહ્યું છે. ૩

હવે અગ્નિની સાત જિહ્વાનાં નામો કહે છે.—

काली कराली च मनोजवा च सुलोहिता या च सुधूम्रवर्णा ।
स्फुलिङ्गिनी विश्वरुची[1] च देवी लेलायमाना इति सप्त जिह्वाः ॥ ४ ॥

**શબ્દાર્થ:**—કાલી, કરાલી તથા મનોજવા ને સુલોહિતા તથા જે સુધૂમ્રવર્ણા, સ્ફુલિંગિની ને વિશ્વરુચી [આ] પ્રકાશવાન [તથા] ચલાયમાન એવી [અગ્નિની] સાત જીભો [છે] ૪

१ વિશ્વરૂપી એવું પાઠાંતર છે; અને તેનો અર્થ સર્વરૂપવાળી એવો થાય છે

વિવેચન—કાલી, (શ્યામરંગવાળી,) કરાલી, (ભયંકર,) મનોજવા, (મનના જેવા વેગવાળી,) સુલોહિતા, (બહુ રાતી,) સુધૂમ્રવર્ણા, (ધૂમાડાના જેવા બહુ કાળા રંગવાળી,) સ્ફુલિંગિની, (તણખાવાળી,) ને વિશ્વરુચી (સર્વમાં રુચિવાળી) આ પ્રકાશવાન્ (જ્વાલાઓવાળી) ને ચલાયમાન એવા અગ્નિની હવિષુની આહુતિના ભક્ષણમાટે સાત જિહ્વાઓ છે. ૪

યજમાને હોમેલી આહુતિઓ યજમાનને સ્વર્ગમાં લઈ જાય છે એમ કહે છે—

एतेषु यश्चरते भ्राजमानेषु यथाकालं चाहुतयो ह्याददायन् ।
तन्नयन्त्येताः सूर्यस्य रश्मयो यत्र देवानां पतिरेकोऽधिवासः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—આ પ્રકાશવાન્માં જે યથાસમય આચરે છે તેને આ આહુતિઓ ગ્રહણ કરતી [છતી] સૂર્યનાં કિરણોરૂપે (થઈને) લઈ જાય છે, જ્યાં દેવોના પતિ એક નિવાસ કરે છે ૫

વિવેચન—આ પ્રકાશવાન્ અગ્નિની જિહ્વાઓમાં જે અગ્નિહોત્રી શાસ્ત્રમાં કહેલા સમયપ્રમાણે અગ્નિહોત્રાદિ કર્મ કરે છે તે યજમાનને તેણે આપેલી આ આહુતિઓ ગ્રહણ કરતી છતી સૂર્યના કિરણોરૂપે થઈને સ્વર્ગમાં લઈ જાય છે, જે સ્વર્ગમાં દેવોના પતિ ઇંદ્ર સર્વના ઉપર નિવાસ કરે છે ૫

તે આહુતિઓ સૂર્યના કિરણોવડે યજમાનને સ્વર્ગભણી કેવી રીતે લઈ જાય છે તે કહે છે—

एह्येहीति तमाहुतयः सुवर्चसः सूर्यस्य रश्मिभिर्यजमानं वहन्ति ।
प्रियां वाचमभिवदन्त्योऽर्चयन्त्य एष वः पुण्यः सुकृतो ब्रह्मलोकः ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—[તે] પ્રકાશવાન્ આહુતિઓ 'આવો' 'આવો' એમ તેને [બોલાવતી છતી, તથા] 'આ આપના પુણ્યરૂપ સુકૃતના [ફલરૂપ] બ્રહ્મલોક [છે' એવી] પ્રિય વાણી બોલતી [છતી, ને] પૂજન કરતી [છતી,] યજમાનને સૂર્યનાં કિરણોવડે વહન કરે છે ૬

વિવેચન—તે પ્રકાશવાન્ આહુતિઓ 'આવો' 'આવો' એમ યજમાનને બોલાવતી છતી, તથા 'આ આપના પુણ્યરૂપ સુકૃતના ફલરૂપ બ્રહ્મલોક (સ્વર્ગલોક) છે' એવી પ્રિયવાણી ઉચ્ચારતી છતી, અને તેનું પૂજન કરતી છતી તે યજમાનને સૂર્યના કિરણોવડે સ્વર્ગભણી લઈ જાય છે ૬

આ ઉપાસનારહિત કર્મ અવિદ્યા, કામ ને કર્મરૂપ ફલવાળું હોવાથી અસાર તથા દુઃખમૂલ છે એમ તેનું તુચ્છપણું નીચેના ચાર મંત્રો જણાવે છે—

प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म ।
एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापियन्ति ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—જેથી આ યજ્ઞનિર્વાહક અઢાર વિનાશી [ને] અદૃઢ [છે, ને તેને આશરે કર્મ] કહ્યું [છે, તથા] જેઓમાં કનિષ્ઠ કર્મ [છે તેથી તે વિનાશ પામે છે] જે અવિવેકીઓ આ [કર્મ] શ્રેયસ્ [છે એમ જાણીને] હર્ષ પામે છે તેઓ પુનઃ જરામૃત્યુને પામે છે. ૭

વિવેચન—જેથી આ યજ્ઞનો નિર્વાહ કરનાર સોળ ઋત્વિજ, (અધ્વર્યુ, પ્રતિપ્રસ્થાતા, નેષ્ટા, નેતા, હોતા, મૈત્રાવરુણ, અચ્છાવાક, ગ્રાવસ્તુત, ઉદ્‌ગાતા, પ્રસ્તોતા, પ્રતિહર્તા, સુબ્રહ્મણ્ય, બ્રહ્મા, બ્રાહ્મણાચ્છંસી, અગ્નીધ્ર ને પોતા,) યજમાનપત્ની ને યજમાન એમ અઢાર વિનાશી ને અસ્થિર આ કર્મના આશ્રયરૂપ છે એમ શાસ્ત્રમાં કહ્યું છે, અને જે અઢાર આશ્રયોમાં ઉપાસનારહિત હોવાથી કનિષ્ઠ એવું એમનું કર્મ છે

તથા કર્મના એવા અઢાર આશ્રયવડે સાધ્ય જે કર્મ તે ફલસહિત વિનાશ પામે છે. જે અવિવેકીઓ આ કર્મ મોક્ષનું સાધન છે એમ જાણીને હર્ષ પામે છે તેઓ કેટલોક કાલ સ્વર્ગમાં રહીને પુનઃ પણ જરાને અને મૃત્યુને પામે છે. ૭

अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितंमन्यमानाः ।
जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथाऽन्धाः ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—અવિદ્યાની અંતર વર્તમાન [ છતાં ] પોતાને બુદ્ધિમાન [ અને ] પંડિત માનનારા [ તે ] અવિવેકીઓ અત્યંત પીડા પામતા [ છતા ] પરિભ્રમણ કરે છે; જેમ આંધળા-વડેજ દોરી જવાતા આંધળાઓ. ૮

વિવેચનઃ—પોતે વસ્તુતાએ અતિ અવિવેકયુક્ત છતાં જેઓ પોતાને બુદ્ધિમાન્ અને જાણવાયોગ્ય વસ્તુના જાણનાર માને છે તે અવિવેકીઓ જરા અને રોગ આદિક અનેક અનર્થના સમૂહથી અત્યંત પીડા પામતા છતા વિશ્વમાં ચારે દોર ભમે છે. જેમ આંખોરહિત પુરુષવડે જેમનો માર્ગ બતાવવામાં આવે છે એવા આંધળાઓ ખાડા અને કાંટા આદિમાં પડે છે તેમ તે મૂઢો સંસારમાં પડે છે. ૮

अविद्यायां बहुधा वर्तमाना वयं कृतार्था इत्यभिमन्यन्ति बालाः ।
यत्कर्मिणो न प्रवेदयन्ति रागात्तेनातुराः क्षीणलोकाश्च्यवन्ते ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—અજ્ઞાનીઓ અવિદ્યામાં બહુ પ્રકારે રહેલા [ છતાં ] અમે કૃતાર્થ [ છીએ ] એમ અભિમાન કરે છે. જેથી કર્મ કરનારાઓ રાગથી જાણતા નથી તેથી દુઃખી [ થયા છતા ] ક્ષીણફલવાળા પડે છે. ૯

વિવેચન—વળી અજ્ઞાનીઓ અવિદ્યામાં બહુ પ્રકારે વર્તમાન છતાં અમે સંપાદન કરવાયોગ્ય સર્વ પ્રાપ્ત કર્યું છે એમ અભિમાન કરે છે. જેથી કર્મમાં પ્રીતિવાળા રાગથી થનારા પરાભવના નિમિત્તને જાણતા નથી તેથી દુઃખી થઈ જેમનાં કર્મફલો ક્ષીણ થયાં છે એવા તે સ્વર્ગલોકથી નીચે પડે છે. ૯

इष्टापूर्तं मन्यमाना वरिष्ठं नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः ।
नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशन्ति ॥ १० ॥

**શબ્દાર્થઃ**—અત્યંત અજ્ઞાનીઓ ઇષ્ટને અને પૂર્તને મુખ્ય માનતા [ છતા ] અન્ય શ્રેયને જાણતા નથી, તેઓ સ્વર્ગની ઉપરના સ્થાનમાં ભોગના સ્થલમાં [ કર્મફલનો ] અનુભવ કરીને આ લોકને અથવા હીનતરને પામે છે. ૧૦

વિવેચન—સ્ત્રી, પુત્ર, બાંધવો ને પશુ આદિકના અનુરાગમાં પ્રમત્ત થયેલા અવિવેકીઓ યાગાદિ કરવારૂપ ઇષ્ટને અને કૂપાદિ કરાવવારૂપ પૂર્તકર્મને પુરુષાર્થનું મુખ્ય સાધન માનતા છતા આત્મજ્ઞાનનામના અન્ય શ્રેયના સાધનને જાણતા નથી. તે અજ્ઞાનીઓ સ્વર્ગના પૃષ્ઠભાગવિષે ભોગના સ્થાનમાં કર્મફલનો અનુભવ કરીને પુનઃ આ મનુષ્યલોકમાં અથવા મનુષ્યલોકથી હીનતર, તિર્યક્નરકાદિ લોકમાં શેષ રહેલાં કર્મપ્રમાણે પ્રવેશ કરે છે. ૧૦

એટલાં કર્મ કરનારાઓના ફલને કહીને હવે સગુણબ્રહ્મની ઉપાસનાસહિત આશ્રમનાં કર્મ કરનારાઓને મળનારું ફલ પણ સંસારને વિષય કરનારું છે એમ દેખાડે છેઃ—

तपःश्रद्धे ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्षचर्यां चरन्तः ।
सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति यत्रामृतः स पुरुषो ह्यव्ययात्मा ॥ ११ ॥

**શબ્દાર્થ:**—જે શાંત વિદ્વાનો ભિક્ષાનું આચરણ કરતા [છતા] અરણ્યમા તપને તથા શ્રદ્ધાને સેવે છે તેઓ સૂર્યદ્વારવડે પુણ્યપાપથી રહિત [થયા છતા] જાય છે, જ્યાં અમૃતરૂપ અવિનાશિસ્વભાવવાળો તે પુરુષ [છે] ૧૧

**વિવેચન:**—જે ઉપાસનાયુક્ત વાનપ્રસ્થો અને સંન્યાસીઓ તથા ઇંદ્રિયોને નિયમમાં રાખનારા વિદ્વાનો (ઉપાસનાપ્રધાન ગૃહસ્થો) ભિક્ષા માગીને પ્રાણધારણ કરતા છતા સ્ત્રીઓથી રહિત પવિત્ર સ્થલરૂપ અરણ્યમાં રહી પોતાના આશ્રમના શાસ્ત્રવિહિત કર્મરૂપ તપ અને હિરણ્યગર્ભાદિનું વિષય કરનારી ઉપાસનારૂપ શ્રદ્ધા એ બંનેનુ સેવન કરે છે તેઓ સૂર્યથી ઉપલક્ષિત ઉત્તરાયણમાર્ગવડે પુણ્યપાપકર્મથી રહિત થઇ સત્યલોકાદિમાં જાય છે, જ્યાં અમૃતસ્વરૂપ ને સંસારની સ્થિતિપર્યંત રહેનાર હિરણ્યગર્ભરૂપ પુરુષ છે અહીંસુધી અપરાવિદ્યાથી પ્રાપ્ત થવાયોગ્ય ગતિઓ છે ૧૧

હવે આ સાધ્યરૂપ અને સાધનરૂપ સર્વ સંસારથી વિરક્ત પુરુષને બ્રહ્મવિદ્યામાં અધિકાર છે એમ જણાવવામાટે આ કહેવાય છે:—

परीक्ष्य लोकान्कर्मचितान्ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ।
तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ १२ ॥

**શબ્દાર્થ:**—બ્રાહ્મણ કર્મથી રચિત લોકોને નિશ્ચય કરીને વૈરાગ્ય પામે અકૃત નથી, કર્મવડે [શું?] તે જેના હાથમાં સમિધ્ છે એવો [થઇને] તેની વિશેષ પ્રાપ્તિમાટે શ્રોત્રિય [ને] બ્રહ્મનિષ્ઠ ગુરુનીજ સમીપ જાય. ૧૨

**વિવેચન:**—સત્યતા, સમતા ને સરલતાવાળો બ્રાહ્મણ (બ્રહ્મ થવાને ઇચ્છતો-મુમુક્ષુ) અવિદ્યાથી અને કામરૂપ દોષથી પ્રવૃત્ત થયેલ ધર્માધર્મથી રચિત થવા કદલીગર્ભજેવા અસાર, મૃગજલાદિની પેઠે ક્ષણક્ષણમાં વિનાશ પામનારા ને અનેક અનર્થોથી પરિપૂર્ણ અવ્યક્તથી માંડીને સ્થાવરપર્યંતના લોકોને પ્રત્યક્ષ, અનુમાન ને શાસ્ત્ર એ ત્રણ પ્રમાણથી સર્વ રીતે જેવા છે તેવા નિશ્ચય કરીને વૈરાગ્યને પ્રાપ્ત થાય; તે આ પ્રમાણે—આ સંસારમાં કોઇ પણ અકૃત (કર્મથી નહિ ઉપજેલ) પદાર્થ નથી, કિંતુ સર્વ લોક કર્મરચિત છે, અને કર્મરચિત હોવાથી અનિત્ય છે. સર્વ કર્મ તો અનિત્યનાંજ સાધન છે, અને હું નિત્ય, અભય, કૂટસ્થ ને અચલ વસ્તુથી પ્રયોજનવાળો છું તેથી ઘણા શ્રમથી યુક્ત અને અનર્થના સાધનરૂપ કર્મથી મારે શુ પ્રયોજન છે? પછી વૈરાગ્યને પ્રાપ્ત થયેલો તે મુમુક્ષુ વિનયયુક્ત થઇ સમિધ્‌નો સમૂહ હાથમાં લઇ અભય, શિવ, અકૃત અને નિત્યરૂપ જે પદ છે તેની વિશેષ પ્રાપ્તિમાટે શમ, દમ ને દયાથી યુક્ત શ્રોત્રિય (જેમણે શાસ્ત્રનું અધ્યયન તથા શ્રવણ કર્યું છે એવા-સત્શાસ્ત્ર તથા યુક્તિઓ જાણનારા) અને બ્રહ્મનિષ્ઠ (સકામકર્મ તથા સકામઉપાસનાનો ત્યાગ કરી કેવલ અદ્વૈતરૂપ બ્રહ્મમાં જેમની નિષ્ઠા છે એવા) સદ્‌ગુરુનીજ સમીપ જાય. શાસ્ત્રને જાણનારા પુરુષ પણ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુવિના સ્વતંત્રપણે બ્રહ્મજ્ઞાનનો શોધ ન કરે એમ જણાવવામાટે સદ્‌ગુરુની એ પદપછી જ મૂક્યો છે. તે મુમુક્ષુ શ્રીસદ્‌ગુરુનું વિધિવત્ શરણ ગ્રહણ કરી, તથા શ્રીસદ્‌ગુરુને સેવાવડે પ્રસન્ન કરી સત્ય અને અક્ષરરૂપ પુરુષમાટે પ્રશ્ન કરે ૧૨

હવે વિધિવત્ શરણ થયેલા અધિકારી શિષ્યપ્રતિ આચાર્યનું કર્તવ્ય જણાવે છે.—

तस्मै स विद्वानुपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय शमान्विताय ।
येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥ १३ ॥

॥ इति प्रथममुण्डके द्वितीयः खण्डः ॥ २ ॥

॥ इति प्रथममुण्डकम् ॥ १ ॥

શબ્દાર્થઃ—તે વિધિવત્ સમીપ આવેલા, પ્રશાંતચિત્તવાળા [ તથા ] શમવાળાને તે વિદ્વાન્ જેવડે સત્ય અક્ષરરૂપ પુરુષને જાણે છે તે બ્રહ્મવિદ્યા યથાર્થ કહે ૧૩

વિવેચનઃ—શાસ્ત્રના વિધિપ્રમાણે સમીપમા આવેલા, ગર્વાદિ દોષોથી રહિત અને સર્વ વિષયોથી વિરક્ત તે શિષ્યને તે બ્રહ્મવેત્તા સદ્‌ગુરુ જે પરા વિદ્યારૂપ વિજ્ઞાનવડે સત્ય અને અવિકારિરૂપ પુરુષને જાતી જાણે છે તે બ્રહ્મવિદ્યા યથાર્થ કહે આચાર્યનો પણ આ નિયમ છે કે કેવલ મોક્ષેચ્છાથી વિધિવત્ પ્રાપ્ત થયેલા શિષ્યનો અવિદ્યારૂપ મહાસમુદ્રથી ઉદ્ધાર કરવો ૧૩

ઇતિ શ્રીમુંડકોપનિષદ્‌ગત પ્રથમમુંડકમાં બીજા ખંડની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૧. ૨

ઇતિ શ્રીમુંડકોપનિષદ્‌ગત પ્રથમમુંડકની તાત્પર્યદીપિકા સમાપ્તા ૧

## ॥ २ द्वितीय मुण्डक ॥

બ્રહ્મને જાણવાથી સર્વ જાણવામાં આવે છે તે બ્રહ્મ પરા વિદ્યારૂપ બ્રહ્મવિદ્યાનો વિષય છે, હવે તે કહેવાયોગ્ય છે તેથી આ બીજા મુંડકનો આરંભ થાય છે—

तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः प्रभवन्ते सरूपाः ।
तथाऽक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्र चैवापियन्ति ॥ १ ॥

**શબ્દાર્થઃ—તે આ સત્ય [ છે ] જેમ સારી રીતે પ્રજ્વલિત અગ્નિથી અનેક [ અગ્નિના ] સમાનરૂપવાળા તણખાઓ નીકળે છે તેમ હે પ્રિયદર્શન ! અક્ષરથી વિવિધ ભાવો ઉપજે છે, અને તેમાંજ લીન થાય છે. ૧**

વિવેચન—અપરા વિદ્યાનો વિષય આપેક્ષિક સત્ય છે, અને આ પરા વિદ્યાનો વિષય પરમાર્થથી સત્ય (યથાર્થ) છે જેમ સારી રીતે પ્રજ્વલિત થયેલા અગ્નિથી અનેક અગ્નિના જેવા રૂપવાળા અગ્નિના અવયવરૂપ તણખાઓ નીકળે છે તેમ હે પ્રિયદર્શન ! (શૌનક !) અક્ષરથી નાના દેહરૂપ ઉપાધિના ભેદથી વિવિધ જીવો ઉપજે છે, અને તેજ અક્ષરમાં શરીરરૂપ ઉપાધિનો વિલય થયે લીન થાય છે તણખાનો ઉપાધિ નાનો છે, પણ તેમાં પ્રતીત થતો ઉષ્ણ અને પ્રકાશસ્વભાવવાળો અગ્નિ તો એકજ છે, તથા ઘટરૂપ ઉપાધિઓથી મહાકાશમા ઘણા ઘટાકાશો પ્રતીત થાય છે, પણ તેઓ વસ્તુતાએ મહાકાશજ છે તેમ શરીરરૂપ ઉપાધિઓથી ઘણા જીવો પ્રતીત થાય છે, પણ તેઓ વસ્તુતાએ બ્રહ્મથી ભિન્ન નથી. ૧

હવે બ્રહ્મનું સ્વરૂપ કહે છે—

दिव्यो ह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः ।
अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥ २ ॥

**શબ્દાર્થઃ—[ જે ] પ્રકાશવાન, આકારરહિત, પુરુષ, બાહ્યાભ્યંતરસહિત, અજન્મા, અપ્રાણ, અમન, શુભ્ર ને શ્રેષ્ઠ અક્ષરથી પર [ છે તે બ્રહ્મ છે ] ૨**

વિવેચન—જે સ્વયંજ્યોતીરૂપ હોવાથી પ્રકાશવાન્ સર્વ આકારોથી રહિત, શરીરરૂપ પુરીઓમ રહેનાર, શરીરથી બહાર અને અંતર વર્તનાર, સ્વરૂપથી જન્મરહિત, ક્રિયાશક્તિવાળા પ્રાણવાયુથી રહિત, સંકલ્પ-વિકલ્પવાળા મનથી રહિત, શુદ્ધ ને સર્વ કાર્યોની શ્રેષ્ઠ અક્ષરથી પર (નિરુપાધિક) છે તે બ્રહ્મ છે. ૨

જે નિરુપાધિક ચૈતન્ય છે તેજ માયામા સ્થિત પ્રતિબિંબરૂપે સર્વનું કારણ થાય છે એમ કહે છેઃ—

एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—આથી પ્રાણ ઉપજે છે, મન ને સર્વે ઇંદ્રિયો, આકાશ, વાયુ, અગ્નિ, જલ [ તથા ] સમગ્રને ધારણ કરનારી પૃથિવી [ ઉપજે છે ] ૩

**વિવેચન**—આ પુરુષથી પ્રાણ, મન અને સર્વે ઇંદ્રિયો તથા તેમના વિષયો ઉપજે છે જેમ તે પ્રાણાદિક ઉત્પત્તિથી પૂર્વે પરમાર્થથી અવિદ્યમાન છે તેમ ઉત્પત્તિપછી તેમાંજ લીન થાય છે એમ જાણવું જેમ મન અને ઇંદ્રિયરૂપ કરણ આ પુરુષથી ઉપજે છે તેમ શરીર અને વિષયોના કારણ જે આકાશ, વાયુ, અગ્નિ, જલ અને સર્વ સ્થાવરજંગમને ધારણ કરનારી પૃથિવી આ પંચભૂતો પણ પોતપોતાના ગુણોસહિત આજ પુરુષથી ઉપજે છે ૩

હિરણ્યગર્ભ જેમ પુરુષથી ઉપજે છે તેમ વિરાટ્ પણ પુરુષથી ઉપજે છે એ વિરાટ્‌ના સ્વરૂપનું વર્ણન નીચેનો મંત્ર કરે છે—

अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः ।
वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—સ્વર્ગ [ જેનું ] મસ્તક, ચંદ્રસૂર્ય [ જેનાં ] નેત્ર, દિશા [ જેનાં ] શ્રોત્ર અને પ્રસિદ્ધ વેદો [ જેની ] વાણી, વાયુ [ જેનો ] પ્રાણ [ ને ] સમસ્ત [ જગત્ ] જેનું હૃદય [ છે, તથા જેના બે ] ચરણથી પૃથિવી [ થઇ છે ] આ સર્વ ભૂતોનો અંતરાત્મા [ છે ] ૪

**વિવેચન**—પંચાગ્નિવિદ્યામાં સ્વર્ગમાં અગ્નિની દૃષ્ટિ કરવાનું કહ્યું છે તેથી અહીં અગ્નિનો અર્થ સ્વર્ગ કર્યો છે. સ્વર્ગ જેનું મસ્તક છે, ચંદ્રસૂર્ય જેનાં નેત્ર છે, દિશાઓ જેના કાન છે, પ્રસિદ્ધ વેદો જેની વાણી છે, વાયુ જેનો પ્રાણ છે, સમસ્ત જગત્ જેનું અંતઃકરણ છે, અને જેના ચરણમાંથી પૃથિવી ઉપજી છે તે આ દેવ સર્વ ભૂતોના અંતરાત્મા (સ્થૂલપંચભૂતરૂપ શરીરવાળા વિરાટ્) છે ૪

સર્વ પ્રજા પણ પુરુષથી ઉત્પન્ન થાય છે એમ જણાવે છે.—

तस्मादग्निः समिधो यस्य सूर्यः सोमात्पर्जन्य ओषधयः पृथिव्याम् ।
पुमान्रेतः सिञ्चति योषितायां बह्वीः प्रजाः पुरुषात्संप्रसूताः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—તેથી અગ્નિ [ ઉપજે છે ] સૂર્ય જેના સમિધરૂપ [ છે, ] ચંદ્રથી મેઘ [ ઉપજે છે, ] પૃથિવીમાં ઓષધિઓ થાય છે, ] પુરુષ સ્ત્રીમાં વીર્ય સિંચે છે [ એમ ] પુરુષથી ઘણી પ્રજા ઉત્પન્ન થયેલી [ છે ] ૫

**વિવેચન**—તે પુરુષથી સ્વર્ગલોકરૂપ અગ્નિ ઉત્પન્ન થાય છે સ્વર્ગ સૂર્યથી પ્રકાશે છે તેથી સૂર્ય તે અગ્નિના સમિધ્‌રૂપ છે. તે સ્વર્ગલોકરૂપ અગ્નિથી ઉત્પન્ન થયેલા ચંદ્રમાથી મેઘરૂપ બીજો અગ્નિ ઉપજે છે, તે મેઘથી પૃથિવીમાં ઓષધિઓ થાય છે પુરુષરૂપ અગ્નિમાં હોમેલી ઓષધિઓથી તે પુરુષરૂપ અગ્નિ સ્ત્રીરૂપ અગ્નિમાં વીર્યનું સિંચન કરે છે એમ ક્રમવડે પરબ્રહ્મરૂપ પુરુષથી બ્રાહ્મણાદિક ઘણી પ્રજા ઉત્પન્ન થાય છે ૫

તે પુરુષથી કર્મનાં સાધન અને ફલ કેવી રીતે થાય છે તે કહે છે—

तस्मादृचः साम यजूंषि दीक्षा यज्ञाश्च सर्वे क्रतवो दक्षिणाश्च ।
संवत्सरश्च यजमानश्च लोकाः सोमो यत्र पवते यत्र सूर्यः ॥ ६ ॥

શબ્દાર્થઃ—તેથી ઋચાઓ, સામ, યજુષાઓ, દીક્ષા ને સર્વે યજ્ઞો, ક્રતુઓ તથા દક્ષિણા ને સંવત્સર ( કાલ ) તથા યજમાન [ ને ] લોકો [ ઉપજે છે. ] જ્યાં ચંદ્ર પવિત્ર કરે છે, જ્યાં સૂર્ય [ તપે છે. ] ૬

વિવેચનઃ—તે પુરુષથી જેના ચરણના અંતમાં નિયમિત અક્ષર છે એવા ગાયત્રી આદિ છંદોવાળા મંત્રરૂપ ઋગ્વેદ, હિંકાર પ્રસ્તાવ ઉદ્‌ગીથ પ્રતિહાર ને નિધનરૂપ પાંચ અવયવવાળો તથા હિંકાર પ્રસ્તાવ આદિ ઉદ્‌ગીથ પ્રતિહાર ઉપદ્રવ ને નિધનરૂપ સાત અવયવવાળો તેમજ અર્થશૂન્ય અક્ષરરૂપ સ્તોભાદિકના ગાયનથી યુક્ત સામવેદ, ને જેના ચરણના અંતમાં નિયમરહિત અક્ષર છે એવા વાક્યરૂપ યજુર્વેદ એમ ત્રણ પ્રકારના મંત્રો, વળી યજ્ઞોપવીત આદિક લક્ષણવાળી કર્તાના નિયમવિશેષરૂપ દીક્ષા, પશુને બાંધવાના ખીલારૂપ યૂપવિનાના અગ્નિહોત્રાદિક સર્વે યજ્ઞો, યૂપવાળા યાગો, એક ગાયથી માંડીને અપરિમિત સર્વ ધનના દાનપર્યંત દક્ષિણા, કર્મના અંગરૂપ કાલ ને કર્તારૂપ યજમાન એ કર્મનાં સાધન તથા કર્તાએ કરેલા કર્મના ફલરૂપ લોક એ સર્વ ઉપજે છે. જે લોકોમાં ચંદ્ર પોતાનાં પવિત્ર કિરણોથી લોકોને પવિત્ર કરે છે, અને જ્યાં સૂર્ય તપે છે તે લોકો દક્ષિણાયનરૂપ અને ઉત્તરાયણરૂપ બંને માર્ગોવડે ગમન કરવાયોગ્ય અવિદ્વાન્ અને વિદ્વાન્‌રૂપ કર્તાના ફલરૂપ છે. ૬

હવે તે પુરુષથી દેવાદિની ઉત્પત્તિ જણાવે છેઃ—

तस्माच्च देवा बहुधा संप्रसूताः साध्या मनुष्याः पशवो वयांसि ।
प्राणापानौ व्रीहियवौ तपश्च श्रद्धा सत्यं ब्रह्मचर्यं विधिश्च ॥ ७ ॥

શબ્દાર્થઃ—અને તેથી બહુ પ્રકારના દેવો સારી રીતે ઉપજ્યા. સાધ્યો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, પ્રાણઅપાન, ડાંગર, જવ ને તપ શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય તથા વિધિ [ ઉપજ્યાં. ] ૭

વિવેચનઃ—વળી તે પુરુષથી કર્મના અંગભૂત વસુ આદિક ગણોના ભેદથી ઘણા પ્રકારના દેવો સારી રીતે ઉત્પન્ન થયા સાધ્યનામના દેવો, કર્મના અધિકારી મનુષ્યો, ગ્રામમાં અને અરણ્યમાં રહેનારાં પશુઓ, પક્ષીઓ, પ્રાણીઓના જીવનરૂપ પ્રાણઅપાન, હવિષ્‌માટે ડાંગર તથા જવ, કર્મના અંગરૂપ તથા સ્વતંત્ર ફલસાધનરૂપ કૃચ્છ્રચાંદ્રાયણાદિક તપ, સર્વ પુરુષાર્થોમાં ઉત્સાહ ઉપજાવનારી આસ્તિક્યબુદ્ધિરૂપ શ્રદ્ધા, કોઇને પીડા નહિ કરનાર યથાર્થ અર્થના કથનરૂપ સત્ય, મૈથુનના ત્યાગરૂપ બ્રહ્મચર્ય અને કર્તવ્યપણારૂપ વિધિ એ સર્વ ઉત્પન્ન થયાં. ૭

હવે તે પુરુષથી ઇંદ્રિયાદિની ઉત્પત્તિ થાય છે તે કહે છેઃ—

सप्त प्राणाः प्रभवन्ति तस्मात्सप्तार्चिषः समिधः सप्त होमाः ।
सप्त इमे लोका येषु चरन्ति प्राणा गुहाशया निहिताः सप्त सप्त ॥ ८ ॥

શબ્દાર્થઃ—તેથી સાત પ્રાણો ઉપજે છે સાત કિરણો, [ સાત ] સમિધો, સાત હોમો [ ને ] જેઓમાં પ્રાણો વિચરે છે [ એવા ] આ સાત લોકો [ ઉપજે છે. ] ગુહામાં સ્થિતિ કરનારા સાત સાત [ પ્રાણો ] સ્થાપન કર્યા [ છે. ] ૮

વિવેચનઃ—વળી તે પુરુષથી બે શ્રવણ, બે નેત્ર, બે ઘ્રાણ અને મુખગત રસના એ સાત સ્થાનમાં રહેલ સાત પ્રાણો ( ઇંદ્રિયો ) ઉપજે છે, તેમજ તે ઇંદ્રિયોનાં પોતપોતાના વિષયને પ્રકાશવારૂપ સાત કિરણો, તથા સાત વિષયરૂપ સાત સમિધો ને વિષયોના વિજ્ઞાનરૂપ સાત હોમો ઉપજે છે. જેઓમાં ઇંદ્રિયો વિચરે છે એવા ઇંદ્રિયોનાં સ્થાનરૂપ આ સાત લોક પણ તેમાંથીજ ઉપજે છે. નિદ્રાકાલે હૃદયરૂપ ગુહામાં રહેનારી તે ઇંદ્રિયો શ્રીપરમેશ્વરે પ્રાણીઓમાં સાત સાત સ્થાપન કરી છે. એવી રીતે કર્મ, કર્મનાં સાધન ને તેનાં ફલરૂપ સર્વ જગત્ પરમાત્માથી ઉપજ્યું છે. ૮

હવે તે પુરુષથી સમુદ્રાદિની ઉત્પત્તિ જણાવે છેઃ—

अतः समुद्रा गिरयश्च सर्वेऽस्मात्स्यन्दन्ते सिन्धवः सर्वरूपाः ।
अतश्च सर्वा ओषधयो रसश्च येनैष भूतैस्तिष्ठते ह्यन्तरात्मा ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—આથી સર્વે સમુદ્રો તથા પર્વતો [ઉપજે છે,] આથી બહુ રૂપવાળી નદીઓ વહે છે, અને આથી સર્વે ઓષધિઓ તથા રસ [ઉપજે છે.] જેવડે ભૂતોથી પ્રસિદ્ધ આ અન્તરાત્મા સ્થિત થાય છે. ૯

વિવેચનઃ—આ પુરુષથી સર્વે સમુદ્રો તથા સર્વે પર્વતો ઉપજે છે, આ પુરુષથીજ ભિન્નભિન્નરૂપવાળી નદીઓ વહન કરે છે, અને આ પુરુષથીજ ડાંગર આદિક સર્વે ઓષધિઓ તથા મધુરાદિ ૭ પ્રકારના રસ થાય છે. જે રસવડે સ્થૂલ પાંચ ભૂતોથી ઢંકાયેલો અંતરાત્મા ( સૂક્ષ્મશરીર ) સ્થિત થાય છે. સૂક્ષ્મશરીર, સ્થૂલશરીર અને આત્માની મધ્યે આત્માની પેઠે રહે છે તેથી તેને અંતરાત્મા કહેલ છે. ૯

એ પુરુષને જાણવાથી થનારું ફલ કહે છેઃ—

पुरुष एवेदं विश्वं कर्म तपो ब्रह्म परामृतम् ।
एतद्यो वेद निहितं गुहायां सोऽविद्याग्रन्थिं विकिरतीह सोम्य ॥ १० ॥

॥ इति द्वितीयमुण्डके प्रथमः खण्डः ॥ १ ॥

**શબ્દાર્થઃ**—પુરુષજ આ સર્વ [છે.] કર્મ [ને] તપ [બ્રહ્મનું કાર્ય છે, તેથી] હે પ્રિયદર્શન! ગુહામાં સ્થિત પરમ અમૃતરૂપ આ બ્રહ્મને જે જાણે છે તે અહીં અવિદ્યાની ગ્રંથિનો નાશ કરે છે. ૧૦

વિવેચનઃ—એવી રીતે પુરુષથી આ સર્વ ઉત્પન્ન થયું છે તેથી નામરૂપ મિથ્યા ને પુરુષ સત્ય છે. એમ હોવાથી પુરુષજ આ સર્વ છે પુરુષથી ભિન્ન વિશ્વનામની કાંઇ વસ્તુ નથી. અગ્નિહોત્રાદિરૂપ કર્મ તથા તેના ફલરૂપ તપ અને અન્ય જે સર્વ છે તે સર્વ બ્રહ્મનું કાર્ય છે તેથી હે પ્રિયદર્શન! સર્વ પ્રાણીઓની હૃદયરૂપ ગુહામાં સ્થિત પરમઅમૃતરૂપ આ બ્રહ્મને 'આ હુંજ છુ' એમ જે જાણે છે તે એવા વિજ્ઞાનથી અહીં જીવતો છતોજ અવિદ્યાની વાસનાનો નાશ કરે છે. ૧૦

ઇતિ શ્રીમુંડકોપનિષદ્દગત દ્વિતીયમુંડકના પ્રથમખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત ૨ ૧

હવે અરૂપ અને સત્ બ્રહ્મ કેવી રીતે જાણવાયોગ્ય છે તે કહે છેઃ—

आविः संनिहितं गुहाचरं नाम महत्पदमत्रैतत्समर्पितम् ।
एजत्प्राणन्निमिषच्च यदेतज्जानथ सदसद्वरेण्यं परं विज्ञानाद्यद्वरिष्ठं प्रजानाम् ॥ १ ॥

**શબ્દાર્થઃ**—[બ્રહ્મ] પ્રકાશરૂપ, સમ્યક્ સ્થિત, ગુહાચરનામવાળું [ને] મહત્પદરૂપ [છે.] ચાલનાર, પ્રાણવાળાં ને નિમિષવાળાં આ આમાં પ્રવેશ પામેલાં [છે, એવું] જે [છે] આને જાણો, જે સત્અસત્રૂપ, વરેણ્ય, પ્રજાઓના વિજ્ઞાનથી ભિન્ન [ને] વરિષ્ઠ [છે.] ૧

વિવેચનઃ—જે બ્રહ્મ સર્વદા પ્રકાશરૂપ તથા સર્વ પ્રાણીઓના હૃદયમાં સમ્યક્ સ્થિત છે, ને દર્શનશ્રવણાદિ પ્રકારોવડે હૃદયરૂપ ગુહામાં વિચરનાર હોવાથી ગુહાચર એવા નામથી પ્રખ્યાત છે, તથા જે મહત્પદ ( સર્વથી મહાન્ હોવાથી મહત્ ને સર્વ પદાર્થોનો આશ્રય હોવાથી સર્વેથી પ્રાપ્ત થઇ શકે છે તેથી પદ) છે, પશુ આદિક ચાલનાર, મનુષ્ય ને પક્ષી આદિક પ્રાણવાળાં ને નિમિષ આદિક ક્રિયાવાળાં તથા અનિમિષવાળાં આ

સર્વ આ બ્રહ્મમાં પ્રવેશ પામીને રહેલાં છે. એમ જે સર્વનું આશ્રય છે તેને હે શિષ્યો ! તમે જાણો. તે બ્રહ્મ સત્‌અસત્‌રૂપ, (સ્થૂલસૂક્ષ્મપ્રપંચરૂપ) નિત્ય હોવાથી સર્વને વરેણ્ય, (માગવાયોગ્ય,) પ્રજાઓના લૌકિકજ્ઞાનનો અવિષય અને સર્વ દોષોથી રહિત હોવાથી અત્યંત શ્રેષ્ઠ છે. ૧

હવે પ્રથમ બ્રહ્મના સ્વરૂપને કહીને પછી તેમાં ચિત્તને એકાગ્ર કરવાનો ઉપદેશ કરે છેઃ—

यदर्चिमद्यदणुभ्योऽणु च यस्मिँल्लोका निहिता लोकिनश्च ।
तदेतदक्षरं ब्रह्म स प्राणस्तदु वाङ्मनः ॥
तदेतत्सत्यं तदमृतं तद्वेद्धव्यं सोम्य विद्धि ॥ २ ॥

**શબ્દાર્થઃ**—જે પ્રકાશવાન્, જે સૂક્ષ્મોથી સૂક્ષ્મ અને [સ્થૂલોથી સ્થૂલ છે,] જેમાં લોકો તથા લોકનિવાસીઓ સ્થિત [છે,] તે આ અવિનાશી બ્રહ્મ [છે,] તે પ્રાણ [ને] તેજ વાણી [તથા] મન [છે.] તે આ સત્ય [છે,] તે અવિનાશી [છે,] તે સમાધાન કરવાયોગ્ય [છે તેથી] હે સોમ્ય ! [તેમાં ચિત્તને] એકાગ્ર કર. ૨

વિવેચનઃ—જે બ્રહ્મ સૂર્યાદિકને પ્રકાશનાર હોવાથી પ્રકાશવાન્ છે. વળી જે સૂક્ષ્મવસ્તુઓથી પણ અતિ સૂક્ષ્મ અને સ્થૂલવસ્તુઓથી પણ અતિસ્થૂલ છે. તેમાં પૃથિવી આદિક લોકો ને મનુષ્ય આદિક લોકનિવાસીઓ સ્થિત છે. પ્રાણાદિકની અંતર રહી તેમને સત્તાસ્ફૂર્તિ આપે છે તેથી આ અવિનાશી બ્રહ્મ પ્રાણ, વાણી, મન ને સર્વ કારણરૂપ છે. પ્રાણાદિકની અંતર રહેલું તે આ સત્ય છે, આથી તે અવિનાશી છે, તે મનવડે સમાધાન કરવાયોગ્ય છે, અર્થાત્ તેમાં ચિત્તની એકાગ્રતા કરવી જોઇએ. તેથી હે પ્રિયદર્શન ! તે બ્રહ્મમાં તું પોતાના ચિત્તને એકાગ્ર કર. ૨

હવે તે બ્રહ્મમાં ચિત્તને કેવી રીતે એકાગ્ર કરવું તે કહે છેઃ—

धनुर्गृहीत्वौपनिषदं महास्त्रं शरं ह्युपासानिशितं सन्धयीत[1] ।
आयम्य तद्भावगतेन चेतसा लक्ष्यं तदेवाक्षरं सोम्य विद्धि ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—ઉપનિષદ્‌માં પ્રસિદ્ધ ધનુષ્‌રૂપ મહાન્ અસ્ત્રને લઇને નિરંતર ધ્યાનથી તીક્ષ્ણ કરેલ બાણનું સંધાન કરવું. તેમાં ભાવથી યુક્ત થયેલા ચિત્તવડે આકર્ષણ કરીને હે પ્રિયદર્શન ! તેજ અક્ષરરૂપ લક્ષ્યનું વેધન કર. ૩

વિવેચનઃ—ઉપનિષદ્‌માં પ્રસિદ્ધ જે પ્રણવ છે તે ધનુષ્ છે. તે ધનુષ્‌રૂપ મહાન્ અસ્ત્રને ગ્રહણ કરીને તે ધનુષ્‌માં નિરંતર ધ્યાનથી તીક્ષ્ણ (સંસ્કારયુક્ત) કરેલા બાણનું સંધાન કરવું. તે બ્રહ્મરૂપ લક્ષ્યમાં ભાવવાળા ચિત્તવડે ઇંદ્રિયસહિત અંતઃકરણને પોતાના વિષયથી નિવૃત્ત કરીને લક્ષ્યમાં લાવવારૂપ ધનુષ્‌નું આકર્ષણ કરી હે પ્રિયદર્શન ! તેજ બ્રહ્મરૂપ લક્ષ્યમાં તારા ચિત્તને એકાગ્ર કર. અહીં એ તાત્પર્ય છેઃ—પ્રણવ બ્રહ્મ છે એમ ધ્યાન કરનાર જિતેંદ્રિય પુરુષને પ્રણવમાં ઉપરાગ પામેલું જે ચૈતન્યનું પ્રતિબિંબ સ્ફુરે છે તે આત્મા છે, એમ અનુસંધાન કરવું તે પ્રણવરૂપ ધનુષ્‌માં બાણનું સંધાન છે, અને તે ચૈતન્યના પ્રતિબિંબનું બિંબની સાથે એકપણું છે એવું અનુસંધાન કરવું તે લક્ષ્યનો વેધ છે. ૩

હવે કથન કરેલા ધનુષ્ આદિકને કહે છેઃ—

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥ ४ ॥

---

[1] सन्धीयत એવું પાઠાંતર છે.

**શબ્દાર્થઃ**—ૐકારરૂપ ધનુષ્ [છે,] ને આત્મા બાણ [છે, તથા] બ્રહ્મ તે લક્ષ્ય કહેવાય છે [તે] પ્રમાદરહિત વેધન કરવાયોગ્ય [છે.] બાણની પેઠે તન્મય થાય છે. ૪

**વિવેચન.**—ૐકારરૂપ ધનુષ છે. જેમ ધનુષ્ લક્ષમાં બાણના પ્રવેશનું કારણ છે તેમ આત્મરૂપ બાણના બ્રહ્મરૂપ લક્ષ્યમાં પ્રવેશનું કારણ ૐકાર છે. અભ્યાસ કરેલા ૐકારથી સસ્કારયુક્ત અને તે ૐકારરૂપ આશ્રયવાળો થયેલો આત્મા પ્રતિબંધના અભાવથી બ્રહ્મમાં સ્થિત થાય છે. સર્વ બુદ્ધિવૃત્તિઓનો સાક્ષી આત્મા બાણ છે. નિરુપાધિક ચૈતનરૂપ બ્રહ્મ તે લક્ષ્ય (નિશાન) કહેવાય છે તે લક્ષ્ય વિષયતૃષ્ણારૂપ પ્રમાદનો ત્યાગ કરીને અને ઇંદ્રિયોને તથા અંતઃકરણને નિયમમા રાખીને વેધન કરવાયોગ્ય છે. તે વેધનપછી બાણની જેમ લક્ષની સાથે એકતા થાય છે તેમ દેહાદિક અનાત્માકાર વૃત્તિઓના તિરસ્કારથી બ્રહ્મની સાથે તે આત્માની એકતા થાય છે ૪

બ્રહ્મનું જ્ઞાન થવું અતિકઠિન છે તેથી તે બ્રહ્મના સ્વરૂપને પુનઃ નીચેના બે મંત્રો કહે છે—

यस्मिन्द्यौः पृथिवी चान्तरिक्षमोतं मनः सह प्राणैश्च सर्वैः ।
तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ अमृतस्यैष सेतुः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—જેમાં સ્વર્ગ, પૃથિવી અને અંતરિક્ષ પ્રવેશ પામેલાં [છે,] અને સર્વ કરણોસહિત મન [પ્રવેશ પામેલું છે] તેજ એક આત્માને જાણો. અન્ય વાણીઓનો પરિત્યાગ કરો. આ મોક્ષની પાજ [છે.] ૫

**વિવેચન.**—જે બ્રહ્મમાં સ્વર્ગ, પૃથિવી અને અંતરિક્ષરૂપ જગત્ પ્રવેશ પામેલુ છે, તથા બીજાં સર્વ કરણોસહિત મન જેમાં પ્રવેશ પામેલું છે. તે સર્વના આશ્રયરૂપ, અદ્વિતીય તથા તમારા અને સર્વ પ્રાણીઓના પ્રત્યક્સ્વરૂપ આત્માને હે શિષ્યો! જાણો તે આત્માને જાણીને અપરા વિદ્યારૂપ બીજી વાણીઓનો અને તેવડે જાણવાયોગ્ય સાધનસહિત સર્વ કર્મનો પરિત્યાગ કરો આ આત્માનું જ્ઞાન સંસારરૂપ મહાસાગર ઊતરવાના હેતુરૂપ હોવાથી મોક્ષની પ્રાપ્તિમાટે પાજ છે ૫

अरा इव रथनाभौ संहता यत्र नाड्यः स एषोऽन्तश्चरते बहुधा जायमानः ।
ॐमित्येवं ध्यायथ आत्मानं स्वस्ति वः प्रराय[1] तमसः परस्तात् ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—જેમ રથની નાભિમાં આરા [છે તેમ] જેમાં નાડીઓ સારી રીતે પ્રવેશ પામેલી [છે] તે આ હૃદયમાં અનેક પ્રકારે થયા[જેવો] વર્તે છે [તે] આત્માનુ ૐ એવી રીતે ધ્યાન કરો. અવિદ્યાથી પર પર[તીર]-માટે તમને વિઘ્ન ન થાઓ ૬

**વિવેચન**—જેમ રથના પૈડાની નાભીમાં આરા પ્રવેશ પામેલા છે તેમ જે હૃદયમાં શરીરવિષે વ્યાપેની સર્વ નાડીઓ સારી રીતે પ્રવેશ પામેલી છે તે હૃદયમાં બુદ્ધિવૃત્તિઓના સાક્ષિરૂપે રહેલો તે આત્મા અંતઃકરણને તથા ઇંદ્રિયોને પોતપોતાના વિષયને ગ્રહણ કરવાનું સામર્થ્ય આપતો છતો વિદ્યમાન છે. અંતઃકરણરૂપ ઉપાધિના અવિવેકવડે યુક્ત હોવાથી લૌકિકજનોની દૃષ્ટિએ તે આત્મા રાગદ્વેષાદિક-વૃત્તિઓથી અનેક પ્રકારે થયો હોય એવો જણાય છે તે આત્માનું ૐકારરૂપ આશ્રયસહિત કહેલી કલ્પનાવડે ચિંતન કરો અવિદ્યાથી રહિત સામા કાંઠારૂપ બ્રહ્માત્માસ્વરૂપની પ્રાપ્તિમાટે તમને વિષયાનુરાગાદિરૂપ પ્રતિબંધક (વિઘ્ન) ન થાઓ. ૬

કરે તે આત્મા શામાં સ્થિત થયાજેવો જણાય છે તે કહે છે—

यः सर्वज्ञः सर्वविद्यस्यैष महिमा भुवि दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः ।

[1] पाराय એવું પાઠાંતર છે.

मनोमयः प्राणशरीरनेता प्रतिष्ठितोऽन्ने हृदयं सन्निधाय तद्विज्ञानेन परिपश्यन्ति धीरा आनन्दरूपममृतं यद्विभाति ॥ ७ ॥

શબ્દાર્થઃ—જે સર્વજ્ઞ [ તથા ] સર્વવિત્ [ છે ] લોકોમાં જેનો આ મહિમા [ છે. ] આ પ્રસિદ્ધ આત્મા પ્રકાશવાન્ બ્રહ્મપુરવિષે આકાશમાં સ્થિત [ છે. ] મનોમય, પ્રાણ તથા શરીરને લઈ જનારો [ તે ] અન્નમાં બુદ્ધિને સારી રીતે સ્થાપન કરીને સ્થિત [ છે. ] વિવેકીઓ તેને વિજ્ઞાનવડે સર્વભણીથી [ પૂર્ણ ] જાણે છે. [ તેને ] જે આનંદરૂપ [ ને ] અમૃતરૂપ ભાસે છે. ૭

વિવેચનઃ—જે પરમાત્મા સર્વજ્ઞ તથા સર્વવિત્ છે. પૃથિવી આદિ લોકમાં જેનો સ્થાવરજંગમાદિ સર્વને નિયમમાં પ્રવર્તાવવારૂપ પ્રસિદ્ધ મહિમા છે. તે પ્રસિદ્ધ આત્મા પ્રકાશવાન્ હૃદયરૂપ બ્રહ્મપુરમાં રહેલા આકાશવિષે સ્થિત થયાજેવો જણાય છે. વળી તે આત્મા મનરૂપ ઉપાધિવાળો હોવાથી મનોમય, પ્રાણને તથા સૂક્ષ્મશરીરને એક સ્થૂલશરીરપ્રતિ લઈ જનારો, ને ભોજન કરેલા અન્નના પરિણામભૂત શરીરરૂપ અન્નમાં હૃદયકમળના છિદ્રવિષે પોતાની ઉપાધિરૂપ બુદ્ધિને સારી રીતે સ્થાપન કરીને સ્થિત થયેલો છે. વિવેકીઓ તે આત્મતત્ત્વને સચ્છાસ્ત્રના અને સદ્‌ગુરુના ઉપદેશથી, તથા મનોનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, ધ્યાન ને સર્વત્યાગરૂપ વૈરાગ્યથી ઉપજેલા જ્ઞાનવડે સર્વભણીથી પૂર્ણ અનુભવે છે. તેમને જે આત્મતત્ત્વ સર્વ અનર્થથી રહિત એટલે આનંદરૂપ, તથા અમૃતરૂપ છે તે પોતાના નિર્મળ હૃદયમાં પ્રતીત થાય છે. ૭

હવે તે પરમાત્માના જ્ઞાનથી થનારું ફલ કહે છેઃ—

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ८ ॥

શબ્દાર્થઃ—તે પરમાત્માનો સાક્ષાત્કાર થયે આના હૃદયની ગ્રંથિ વિનાશ પામે છે, સર્વ સંશયો છેદાઈ જાય છે, અને કર્મો ક્ષય પામે છે. ૮

વિવેચનઃ—અસંસારી પરમાત્મા કારણરૂપે પર ( શ્રેષ્ઠ ) અને કાર્યરૂપે અવર ( કનિષ્ઠ ) હોવાથી પરાવર કહેવાય છે તે પરાવરનો ( પરમાત્માનો ) 'આ સાક્ષાત્ હું છું' એવો સાક્ષાત્કાર થયે સતે આ પુરુષની અનાત્મપદાર્થની કામનાઓરૂપ બુદ્ધિની ગ્રંથિઓ વિનાશ પામે છે. તથા જ્ઞેયાદિનાં સંબંધના સર્વ સંશયો છેદાઈ જાય છે. વળી આ નિઃસંશય થયેલા અવિદ્યારહિત પુરુષનાં જ્ઞાનની ઉત્પત્તિની પૂર્વે આ જન્મમાં કરેલાં, ફલના આરંભથી રહિત જન્માંતરમાં કરેલાં ને આ જન્મમાં જ્ઞાનની ઉત્પત્તિની સાથે થનારાં જે કર્મો છે તે સર્વ ક્ષય પામે છે, પણ ફલ દેવાનો જેમણે આરંભ કર્યો છે એવાં પ્રારબ્ધકર્મો ક્ષય પામતાં નથી. ૮

કથન કરેલા અર્થને સંક્ષેપથી કહેનારા નીચેના ત્રણ મંત્રો છે. તેમાંનો પ્રથમ મંત્ર આ છેઃ—

हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् ।
तच्छुभ्रं ज्योतिषां ज्योतिस्तद्यदात्मविदो विदुः ॥ ९ ॥

શબ્દાર્થઃ—પ્રકાશમય ઉત્કૃષ્ટ કોશમાં મલથી રહિત, બ્રહ્મરૂપ [ ને ] નિરવયવ [ છે. ] તે શુદ્ધ [ તથા ] જ્યોતિઓનું જ્યોતિ [ છે. એવું ] જે [ છે ] તેને આત્મવેત્તાઓ જાણે છે. ૯

વિવેચન—બુદ્ધિના જ્ઞાનરૂપ પ્રકાશવાળો, તથા આત્મસ્વરૂપની પ્રાપ્તિના સ્થાનરૂપ હોવાથી ઉત્કૃષ્ટ, ને આત્મસ્વરૂપને આચ્છાદન કરનાર હોવાથી કોશજેવા હૃદયકમળમાં અવિદ્યાદિ સર્વદોષોથી રહિત, સર્વથી મહાન

હોવાથી તથા સર્વનો આત્મા હોવાથી બ્રહ્મરૂપ, અને સોળ કલારૂપ અવયવોથી રહિત હોવાથી નિષ્કલ એવું પરમતત્ત્વ સ્થિત છે. દોષરહિત ને નિરવયવ હોવાથી તે શુદ્ધ છે, તથા જે પ્રકાશરૂપ અગ્નિ આદિકોનું પણ પ્રકાશક છે. એવું જે પરમજ્યોતીરૂપ છે તેને શબ્દાદિક વિષયના અને બુદ્ધિવૃત્તિઓના સાક્ષિરૂપ આત્માને જાણનારા પુરુષો જાણે છે. ૯

હવે તે બ્રહ્મ જ્યોતિઓનું જ્યોતિ કેવી રીતે છે તે કહે છેઃ—

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १० ॥

**શબ્દાર્થઃ**—તેમાં સૂર્ય પ્રકાશતા નથી, ચંદ્ર ને તારા [ પ્રકાશતા ] નથી, આ વિજળીઓ પ્રકાશતી નથી, [ તો ] આ અગ્નિ ક્યાંથી [ પ્રકાશે ? ] સર્વ તેનાજ ભાસવાન્ થયા પછી ભાસે છે. તેના પ્રકાશવડે આ સર્વ પ્રકાશે છે. ૧૦

**વિવેચનઃ**—તે બ્રહ્મને જડ પદાર્થોને પ્રકાશનારા સૂર્ય પ્રકાશી શકતા નથી, ચંદ્ર અને તારાઓ પણ પ્રકાશી શકતાં નથી, તથા આ વીજળીઓ પણ પ્રકાશી શકતી નથી, તો આપણા લોકનો વિષય જે આ અગ્નિ તે તેને ક્યાંથી પ્રકાશી શકે ? સર્વ જગત્ તે પરમાત્માના પ્રકાશવાન્ થયા પછી પ્રકાશે છે, પોતાથી પ્રકાશતું નથી. તે પરમાત્માના પ્રકાશવડે આ સૂર્યાદિસહિત સર્વ જગત્ પ્રકાશે છે. એવી રીતે તે બ્રહ્મ સ્વયંપ્રકાશ છે, અને સૂર્યાદિ અન્ય સર્વ જડ પદાર્થનું તે પ્રકાશક છે. ૧૦

હવે બ્રહ્મ સત્ય છે અને તેનું કાર્ય મિથ્યા છે એ કહેલા અર્થનો ઉપસંહાર કરે છેઃ—

ब्रह्मैवेदममृतं पुरस्ताद् ब्रह्म पश्चाद् ब्रह्म दक्षिणतश्चोत्तरेण ।
अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥ ११ ॥

॥ इति द्वितीयमुण्डके द्वितीयः खण्डः ॥ २ ॥

॥ इति द्वितीयमुण्डकम् ॥ २ ॥

**શબ્દાર્થઃ**—[ જે ] આ આગળ [ છે તે ] અમૃતરૂપ બ્રહ્મજ [ છે, ] પાછળ બ્રહ્મ [ છે, ] દક્ષિણભણી અને ઉત્તરભણી, ઉંચે, ને નીચે, તથા પ્રસરેલું બ્રહ્મ [ છે, ] આ સર્વ બ્રહ્મજ [ છે,- ] આ શ્રેષ્ઠતમ [ છે. ] ૧૧

**વિવેચનઃ**—અવિદ્યાયુક્ત દૃષ્ટિવાળાને જે આ આગળ પ્રતીત થતી વસ્તુઓ છે તે વસ્તુતાએ અમૃતરૂપ બ્રહ્મજ છે, તથા પાછળ રહેલી વસ્તુઓ પણ બ્રહ્મજ છે. તેમજ જમણીભણી ને ડાબીભણી રહેલી, તથા ઉંચે ને નીચે રહેલી, અને સર્વભણી નામરૂપે પ્રસરી રહેલી વસ્તુઓ પણ બ્રહ્મજ છે. ઘણું કહેવાથી શું ? આ સર્વ બ્રહ્મજ છે—આ જગત્ શ્રેષ્ઠતમજ ( બ્રહ્મજ ) છે. બ્રહ્મથી ભિન્ન જે પ્રતીતિ છે તે સર્વ દોરડીમાં સર્પની પ્રતીતિની પેઠે અવિદ્યામાત્ર છે; અને એક બ્રહ્મજ પરમાર્થથી સત્ય છે, આ વેદની આજ્ઞા છે. ૧૧

ઇતિ શ્રીમુંડકોપનિષદ્ગત દ્વિતીયમુંડકનો બીજા ખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૨. ૨

ઇતિ શ્રીમુંડકોપનિષદ્ગત દ્વિતીયમુંડકની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૨

## ॥ ३ तृतीयमुण्डक ॥

જે પરા વિદ્યાવડે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, અને જે બ્રહ્મની પ્રાપ્તિ થયે હૃદયગ્રંથિ આદિક સંસારના કારણનો અત્યંત નાશ થાય છે તે પરા વિદ્યા કહી, તથા બ્રહ્મના સાક્ષાત્કારના ઉપાયરૂપ જે યોગ છે તે ધનુષ્ આદિકના ગ્રહણની કલ્પનાથી કહ્યો. હવે તે જ્ઞાનના સહકારી સત્યાદિક સાધનો કહેવાયોગ્ય છે તેમના નિરૂપણમાટે ઉત્તરગ્રંથનો આરંભ છે. પરમતત્ત્વ અત્યંત દુઃખથી જાણવાયોગ્ય હોવાથી પૂર્વે કરેલો તત્ત્વનો નિશ્ચય પ્રધાનપણે અન્ય પ્રકારે કરાય છે, તેમાં સૂત્રરૂપ જે પ્રથમ મંત્ર છે તે પરમાર્થરૂપ-વસ્તુના નિશ્ચયમાટે આરંભ કરાય છે—

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—બે પક્ષીઓ સાથે રહેનારા [ ને ] સખા [ છે, તેઓ ] એક વૃક્ષપ્રતિ આલિંગન કરતા હવા. તે બેમાંનો એક સ્વાદુ ફલ ખાય છે, [ ને ] બીજો નહિ ખાતો [ છતો ] જુએ છે. ૧

**વિવેચન**—જીવરૂપ અને ઈશ્વરરૂપ બે પક્ષીઓ સાથે રહેનારા ને પરસ્પર સખા છે, તેઓ એક શરીરરૂપ વૃક્ષમાં ભળીને રહેલા છે. તેમાં એક જે સૂક્ષ્મશરીરરૂપ ઉપાધિવાળો જીવ છે તે કર્મજન્ય સુખદુઃખમય અનેક પ્રકારની વેદનાના અનુભવરૂપ સ્વાદવાળા ફલને અવિવેકથી ભોગવે છે, અને અન્ય, જે નિત્યશુદ્ધ, નિત્યબુદ્ધ ને નિત્યમુક્તસ્વભાવવાળા, સર્વજ્ઞ, શુદ્ધસત્ત્વગુણપ્રધાન માયાની ઉપાધિવાળા ઈશ્વર છે, તે ફલ ભોગવતા નથી, માત્ર તે તો ભોક્તાને તથા ભોગ્યને દેખેજ છે. ૧

હવે જીવને શોક થવાના હેતુને તથા તે શોકની નિવૃત્તિ થવાના ઉપાયને જણાવે છેઃ—

समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥ २ ॥

**શબ્દાર્થઃ**—એક વૃક્ષમાં પુરુષ નિમગ્ન [ છે, અને ] મોહ પામેલો અસામર્થ્યવડે શોક કરે છે. જ્યારે સેવન કરેલા અન્ય ઈશ્વરને [ અને ] આના મહિમાને જુએ છે ત્યારે શોકરહિત [ થાય છે ] ૨

**વિવેચન**—શરીરરૂપ એક વૃક્ષમાં જીવરૂપ પુરુષ અવિદ્યા, કામ ને કર્મફલરૂપ ભારથી ડુબેલો છે, અર્થાત્ દેહમાં આત્મભાવ પામ્યો છે તેથી અજ્ઞાનયુક્ત થઇને દીનભાવરૂપ અસામર્થ્યવડે સંતાપ કરે છે. જ્યારે અનેક જન્મમાં સંચય કરેલા શુદ્ધધર્મરૂપ નિમિત્તથી કોઈ પરમકારુણિક પુરુષે દેખાડેલા યોગમાર્ગમાં અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અહંતામમતાનો ત્યાગ, શમ ને દમ ઇત્યાદિવડે યુક્ત, એકાગ્રચિત્તવાળો થઇને અનેક યોગિજનોએ અને કર્મીઓએ સેવન કરેલા ને દેહથી વિલક્ષણ અસંસારી ઈશ્વરને, તથા તેની સર્વાત્મભાવરૂપ વિભૂતિને જાણે છે ત્યારે તે સર્વ શોકથી મોકળો થાય છે. ૨

અન્ય મંત્ર પણ આજ અર્થને વિસ્તારસહિત કહે છે.—

यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ।
तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—જ્યારે સાધક સ્વયંજ્યોતિસ્વભાવવાળા, કર્તા [ ને ] બ્રહ્મયોનિ ઈશ્વરરૂપ પુરુષને જુએ ત્યારે [ તે ] સાધક પુણ્યપાપને બાળીને ક્લેશરહિત [ થઈ ] સર્વથી અધિક સમભાવને પામે છે. ૩

વિવેચન—જે સમયમાં સાધક પુરુષ સ્વયંજ્યોતિસ્વભાવવાળા, સર્વ જગતના કર્તા ને બ્રહ્મયોનિ (બ્રહ્મરૂપ તથા સર્વના કારણ) ઈશ્વરરૂપ પુરુષને જુએ છે તે સમયમાં તે સાધકપુરુષ બંધનરૂપ પુણ્યપાપકર્મને મૂળસહિત બાળીને ક્લેશરહિત થઈ સર્વથી અધિક અદ્વૈતરૂપ સમભાવને પામે છે ૩

प्राणो ह्येष यः सर्वभूतैर्विभाति विजानन् विद्वान् भवते नातिवादी ।
आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः ॥ ४ ॥

શબ્દાર્થ:—જે આ પ્રાણ સર્વ ભૂતોવડે વિવિધ જણાય છે [ એમ ] જાણનારો વિદ્વાન્ અતિવાદી થતો નથી [ એવો ] આત્મક્રીડ, આત્મરતિ [ ને ] ક્રિયાવાન્ આ બ્રહ્મવેત્તાઓમાં મુખ્ય [ છે. ] ૪

વિવેચન—જે આ પ્રાણના પ્રાણ ઈશ્વર છે તે સર્વ ભૂતોમાં તેમના આત્મારૂપે રહીને વિવિધ પ્રકારના જણાય છે એમ સર્વત્ર આત્મભાવને જાણનારો વિદ્વાન્ આત્માથી ભિન્ન દર્શનના અભાવથી અતિવાદી (અન્ય સર્વનું ઉલ્લંઘન કરીને કહેવાના સ્વભાવવાળો) થતો નથી વળી આ વિદ્વાન્ પુત્રદારાદિમાં ક્રીડાવાળો નહિ, પણ આત્માને વિષેજ ક્રીડાવાળો, બાહ્યવિષયોમાં પ્રીતિવાળો નહિ, પણ આત્માને વિષેજ પ્રીતિવાળો, અને જ્ઞાન, ધ્યાન ને વૈરાગ્યાદિક ક્રિયાવાળો છે તેથી આ બ્રહ્મનિષ્ઠ સર્વ બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે. ૪

હવે અપરિપકવ જ્ઞાનીને અપરિપકવ જ્ઞાનના સહકારી જે નિવૃત્તિપ્રધાન સત્યાદિ સાધનો છે તેમનું વિધાન થાય છે:—

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।
अन्तःशरीरे ज्योतिर्मयो हि शुभ्रो यं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥ ५ ॥

શબ્દાર્થ:—આ આત્મા નિત્ય સત્યવડે પ્રાપ્ત થવાયોગ્ય [ છે, ] તપવડે, યથાર્થ જ્ઞાનવડે [ ને ] બ્રહ્મચર્યવડે [ પ્રાપ્ત થવાયોગ્ય છે. ] શરીરમાં પ્રકાશમય ને શુદ્ધ [ છે, ] જેને ક્ષીણદોષવાળા સંન્યાસીઓ દેખે છે ૫

વિવેચન—આ આત્મા નિત્ય મિથ્યા વચનના ત્યાગરૂપ સત્યથી પ્રાપ્ત થવાયોગ્ય છે, તેમજ આ આત્મા નિત્ય ઇંદ્રિયની ને મનની એકાગ્રતારૂપ તપથી, નિત્ય આત્માના યથાર્થ જ્ઞાનથી ને નિત્ય મૈથુનના અનાચરણરૂપ બ્રહ્મચર્યથી પ્રાપ્ત થવાયોગ્ય છે શરીરની અંતર હૃદયકમલગત આકાશમાં સ્વયંપ્રકાશ ને અવિદ્યાદિ મલથી રહિત આત્મા છે, જે આત્માને ચિત્તના ક્રોધાદિ મલોથી રહિત ને નિત્ય સત્યાદિ સાધનોવાળા સંન્યાસીઓ પ્રાપ્ત થાય છે. ૫

હવે સત્યનું માહાત્મ્ય જણાવે છે—

सत्यमेव जयति[1] नानृतं सत्येन पन्था विततो देवयानः ।
येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ॥ ६ ॥

શબ્દાર્થ:—સત્યજ જય પામે છે, મિથ્યા નહિ જ્યાં સત્યનું તે પરમ નિધાન [ છે ત્યાં ] જેવડે તૃષ્ણારહિત ઋષિઓ ગમન કરે છે [ તે ] દેવયાનમાર્ગ સત્યવડે પ્રવૃત્ત [ છે ] ૬

વિવેચન—સત્યવાદી જય પામે છે, મિથ્યાવાદી જય પામતો નથી જે બ્રહ્મલોકમાં સત્ય સાધનોના સર્બધવાળું સાધ્ય (ઉત્કૃષ્ટ તત્ત્વ) રહેલું છે તે બ્રહ્મલોકમાં જે દેવયાનમાર્ગવડે ઋષિ

૧ जयते એવું પાઠાંતર છે

કપટ વિત્તશાઠ્ય ( વિભવપ્રમાણે દાન ન કરવું તે ) મિથ્યાભિમાન દંભ ને મિથ્યાભાષણથી રહિત, તેમજ સર્વપ્રકારથી તૃષ્ણારહિત એવા ઋષિઓ ગમન કરે છે તે દેવયાનમાર્ગ યથાર્થ વચનરૂપ સત્યવડે નિરંતરપણે ચાલતો રહેલો છે. ૬

સત્યનું જે પરમ નિધાન કહ્યું તે શું છે, તથા કયા ધર્મવાળું છે તે કહે છેઃ—

बृहच्च तद्दिव्यमचिन्त्यरूपं सूक्ष्माच्च तत्सूक्ष्मतरं विभाति ।
दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥ ७ ॥

શબ્દાર્થઃ—તે મહાન્, સ્વયંપ્રકાશ તથા અચિંત્યરૂપ [ છે, ] અને તે સૂક્ષ્મથી સૂક્ષ્મતર વિવિધરૂપે પ્રકાશે છે તે દૂરથી અતિદૂર, અને અહીં સમીપમાં [ છે ] અહીંજ ચેતનાવાળામાં ગુહાવિષે સ્થિત [ છે. ] ૭

વિવેચનઃ—સત્યાદિ સાધનવડે પ્રાપ્ત થતું તે બ્રહ્મ સર્વવ્યાપક હોવાથી મહાન્, ઇંદ્રિયોનો અવિષય ને અચિંત્યરૂપ છે. વળી તે બ્રહ્મ આકાશાદિક સૂક્ષ્મથી પણ વધારે સૂક્ષ્મ છે, તથા આદિત્યચંદ્રાદિરૂપે પ્રકાશે છે. તે બ્રહ્મ અજ્ઞાનિજનોને અત્યંત અગમ્ય હોવાથી દૂરથી દૂર દેશવિષે રહેલું છે, ને વિદ્વાનોનો આત્મા હોવાથી તથા સર્વાંતર હોવાથી આ શરીરવિષે સમીપમા રહેલું છે અહીંજ ચેતનાવાળા પુરુષોમાં બુદ્ધિરૂપ ગુહામાં સ્થિત આ બ્રહ્મ દર્શનાદિક ક્રિયાવાળું હોવાથી યોગિજનોવડે જાણવામાં આવે છે ૭

પુનઃ પણ અસાધારણરૂપ તે બ્રહ્મના જ્ઞાનનું સાધન કહેવાય છે.—

न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।
ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥ ८ ॥

શબ્દાર્થઃ—[ તે બ્રહ્મ ] ચક્ષુવડે ગ્રહણ થઈ શકતું નથી, વાણીવડે પણ નહિ અન્ય ઇંદ્રિયોવડે નહિ, તપવડે [ નહિ, ] અથવા કર્મવડે [ નહિ જેથી ] બુદ્ધિની શાંતિવડે વિશુદ્ધ અંતઃકરણવાળો [ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને યોગ્ય થાય છે ] તેથીજ ધ્યાન કરતો [ છતો ] તે નિરવયવને પામે છે. ૮

વિવેચનઃ—બ્રહ્મ અરૂપ હોવાથી નેત્રવડે ગ્રહણ થઈ શકતું નથી, અવાચ્ય હોવાથી વાણીવડે ગ્રહણ થઈ શકતું નથી, અન્ય ઇંદ્રિયોવડે પણ તેમના વિષયરૂપ ન હોવાથી ગ્રહણ થઈ શકતું નથી. તપવડે પણ ગ્રહણ થઈ શકતું નથી, ને અગ્નિહોત્રાદિરૂપ વૈદિકકર્મવડે પણ ગ્રહણ થઈ શકતું નથી. બ્રહ્મધ્યાનથી બુદ્ધિ જ્યારે રાગાદિ તથા સંશયાદિ મલથી રહિત શાંત થાય છે ત્યારે તે બુદ્ધિની શાંતિવડે વિશુદ્ધ અંતઃકરણવાળો થયેલો પુરુષ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાં સમર્થ થાય છે તેથી આ પુરુષ સત્યાદિ સાધનવાળો તથા જિતેંદ્રિય થઈને એકાગ્રમનથી ધ્યાન કરતો છતો સર્વ અવયવોના ભેદથી રહિત તે બ્રહ્મને પામે છે ૮

एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन्प्राणः पञ्चधा संविवेश ।
प्राणैश्चित्तं सर्वमोतं प्रजानां यस्मिन्विशुद्धे विभवत्येष आत्मा ॥ ९ ॥

શબ્દાર્થઃ—આ આત્મા સૂક્ષ્મ [ છે ] જેમાં પ્રાણ પાંચ પ્રકારે સારી રીતે પ્રવેશ પામ્યો છે [ તેમાં ] ચિત્તવડે જાણવાયોગ્ય [ છે જે ચેતનવડે ] ઇંદ્રિયો [ સહિત ] પ્રજાઓનું સર્વ અંતઃકરણ વ્યાપ્ત [ છે. ] જે વિશુદ્ધમાં આ આત્મા પ્રકાશે છે. ૯

વિવેચનઃ—આ આત્મા સૂક્ષ્મ છે. તે જે શરીરમાં પ્રાણવાયુ પ્રાણઅપાનાદિ ભેદરૂપ પાંચ પ્રકારે સારી રીતે પ્રવેશ પામ્યો છે તે શરીરમાં હૃદયદેશવિષે વિશુદ્ધ ચિત્તવડે જાણવાયોગ્ય છે. ઘૃતથી દૂધની પેઠે અને

અગ્નિથી કાષ્ઠની પેઠે જે ચેતનવડે ઇંદ્રિયોસહિત પ્રજાઓનું સર્વ અંત કરણ વ્યાપ્ત છે તે ચેતનવાળા અંત કરણવડે તે જાણવાયોગ્ય છે. જે ક્લેશાદિ મલરહિત શુદ્ધચિત્તમાં આ આત્મા પોતાના રૂપવડે પોતાને પ્રકાશે છે ૯

જે પુરુષ કહેલા લક્ષણવાળા, સર્વના આત્માને આત્મભાવથી પ્રાપ્ત થયો છે તેને સર્વાત્મપણાથીજ સર્વની પ્રાપ્તિરૂપ ફળ થાય છે તે કહે છે—

यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्त्वः कामयते यांश्च कामान्।
तं तं लोकं जयते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेद्भूतिकामः ॥ १० ॥

॥ इति तृतीयमुण्डके प्रथमः खण्डः ॥ १ ॥

**શબ્દાર્થ:**—નિર્મલ અંત કરણવાળો જે જે લોકને મનવડે ચિંતવે છે, અને જે ભોગને ઇચ્છે છે તે તે લોકને અને તે ભોગોને પામે છે, તેથી વિભૂતિની ઇચ્છાવાળો પણ આત્મજ્ઞાનીનું પૂજન કરે. ૧૦

**વિવેચન.**—નિર્મલ અંત કરણવાળો આત્મજ્ઞાની પુરુષ પોતાને માટે વા અન્યને માટે જે જે લોકનું મનવડે ચિંતન કરે છે, અને જે ભોગોને ઇચ્છે છે તે તે લોકને અને તે ભોગોને તે પામે છે. એવી રીતે આત્મવેત્તા સત્યસંકલ્પવાળા છે તેથી જે પુરુષ ઐશ્વર્યની ઇચ્છાવાળો હોય તે પણ આત્મજ્ઞાનથી શુદ્ધઅંત કરણવાળા આત્મજ્ઞાનીની પાદપ્રક્ષાલન, સેવા અને નમસ્કાર આદિકથી પૂજા કરે ૧૦

ઇતિ શ્રીમુંડકોપનિષદ્ગત તૃતીયમુંડકના પ્રથમખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૩ ૧

ઐશ્વર્યની કામનાવિનાના મુમુક્ષુએ પણ મોક્ષલાભમાટે આત્મવેત્તાનું પૂજન કર્તવ્ય છે એમ જણાવે છે—

स वेदैतत्परमं ब्रह्म धाम यत्र विश्वं निहितं भाति शुभ्रम्।
उपासते पुरुषं ये ह्यकामास्ते शुक्रमेतदतिवर्तन्ति धीराः ॥ १ ॥

**શબ્દાર્થ:**—[ જેથી ] તે આ ઉત્કૃષ્ટ ધામરૂપ બ્રહ્મને જાણે છે, જેમાં સર્વ [જગત્] સ્થિત [છે, ને જે] પ્રકાશે છે, [ તથા જે ] શુદ્ધ [ છે, તેથી તે ] પુરુષને જે તૃષ્ણાવિનાના ઉપાસે છે તે બુદ્ધિમાનો આ વીર્યનું ઉલ્લંઘન કરે છે. ૧

**વિવેચન**—જેથી તે બ્રહ્મવેત્તા આ સર્વ કામનાના સ્થાનરૂપ બ્રહ્મને જાણે છે, જે બ્રહ્મમા સર્વ જગત સ્થિત છે, અને જે બ્રહ્મ પોતાના પ્રકાશવડે પ્રકાશે છે, તથા જે શુદ્ધ છે, તેથી તે બ્રહ્મવેત્તા પુરુષને જે ઐશ્વર્યની તૃષ્ણાવિનાના મુમુક્ષુઓ પરમાત્મા ની પેઠે સેવે છે તે બુદ્ધિમાન્ મુમુક્ષુઓ આ શરીરના ઉપાદાનકારણરૂપ વીર્યનું ઉલ્લંઘન કરે છે, અર્થાત્ તેઓ પુનર્જન્મને પામતા નથી, તેથી મુમુક્ષુએ પણ તે આત્મજ્ઞાનીનું પૂજન કરવું ઉચિત છે ૧

હવે મુમુક્ષુને વિષયનો ત્યાગજ જ્ઞાનપ્રાપ્તિમા પ્રધાન સાધન છે એમ દેખાડે છે—

कामान्यः कामयते मन्यमानः स कामभिर्जायते तत्र तत्र।
पर्याप्तकामस्य कृतात्मनस्त्विहैव सर्वे प्रविलीयन्ति कामाः ॥ २ ॥

**શબ્દાર્થ:**—જે વિષયોને ચિંતવતો [ છતો ] ઇચ્છે છે, તે ત્યાં ત્યાં વિષયોની [ સાથે ] જન્મે છે પૂર્ણકામ કૃતાત્માની તો સર્વે વિષયેચ્છાઓ અહીંજ વિનાશ પામે છે ૨

**વિવેચન.**—જે પુરુષ આ લોક પરલોકના વિષયોને ગુણબુદ્ધિથી ચિંતવતો છતો ઇચ્છે છે તે પુરુષ તે તે વિષયોમાં વિષયેચ્છાઓથી વીંટાઇને જન્મે છે, અર્થાત્ જે જે વિષયની પ્રાપ્તિમાટે વિષયેચ્છાઓ પુરુષને કર્મોમાં

જોઇ છે તે તે વિષયોની જ્યાં પ્રાપ્તિ થાય ત્યાં તે વિષયેચ્છાઓસહિત તે પુરુષ જન્મે છે. જેઓ પરમાર્થતત્ત્વના જ્ઞાનથી પૂર્ણકામ થયા છે, તથા જેઓએ જ્ઞાનવડે આત્માને પોતાના શ્રેષ્ઠરૂપમાં સ્થાપન કર્યો છે તેઓની તો ધર્માધર્મની પ્રવૃત્તિના હેતુરૂપ સર્વે વિષયેચ્છાઓ વિદ્યમાન શરીરમાજ વિનાશ પામે છે. ૨

જ્યારે સર્વ લાભથી આત્માનો લાભ શ્રેષ્ઠ છે ત્યારે તેની પ્રાપ્તિમાટે શાસ્ત્રાધ્યયન આદિ ઉપાયો બહુજ કરવા જોઇએ એમ પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં તેનું નિવારણ કરે છેઃ—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥ ३ ॥

શબ્દાર્થઃ—આ આત્મા શાસ્ત્રાધ્યયનવડે પામવાયોગ્ય નથી, ગ્રંથના અર્થને ધારણ કરવાની શક્તિવડે નહિ, બહુ શ્રવણવડે નહિ, આ જેને પામવાને ઇચ્છે છે તેવડેજ પામવાયોગ્ય [છે,] તેનો આ આત્મા પોતાના સ્વરૂપને પ્રકાશે છે. ૩

વિવેચન—આ આત્મા વેદશાસ્ત્રના ઘણા અધ્યયનથી પામવાયોગ્ય નથી, તેમજ ગ્રંથના અર્થને ધારણ કરવાના સામર્થ્યથી પણ પામવાયોગ્ય નથી, તથા ઉપનિષદોના વિચારથી ભિન્ન ઘણા શ્રવણથી પણ પામવાયોગ્ય નથી. આ વિદ્વાન્ જે આત્માને પામવા ઇચ્છે છે તે આત્માની સાથે પોતાના અભેદના અનુસંધાનવડેજ આ આત્મા પામવાયોગ્ય છે, અન્ય સાધનવડે પામવાયોગ્ય નથી તે વિદ્વાનનો આત્મા અવિદ્યાથી ઢંકાયેલા પોતાના ઉત્કૃષ્ટ સ્વરૂપનો વિદ્યાનો સદ્ભાવ થયે આવિર્ભાવ કરે છે, તેથી અન્યના ત્યાગવડે આત્માના લાભની પ્રાર્થનાજ આત્માના લાભનું સાધન છે. ૩

હવે આત્માના લાભની પ્રાર્થનાનાં સહાયભૂત સાધનો કહે છેઃ—

नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात्तपसो वाप्यलिङ्गात् ।
एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥ ४ ॥

શબ્દાર્થ—આ આત્મા વીર્યહીનવડે પામવાયોગ્ય નથી, અને પ્રમાદથી નહિ, તથા સંન્યાસરહિત જ્ઞાનથી પણ [નહિ.] કિંતુ જે વિદ્વાન આ ઉપાયોવડે પ્રયત્ન કરે છે તેનો આ આત્મા બ્રહ્મધામપ્રતિ પ્રવેશ કરે છે. ૪

વિવેચન—આ આત્મા આત્મનિષ્ઠાથી ઉપજેલા વીર્યથી (મિથ્યાજ્ઞાનથી પરાભવ ન પામે એવા મનોબલથી) રહિત પુરુષવડે પામવાયોગ્ય નથી, તથા પુત્ર, પશુ ને ધનાદિક લૌકિક વિષયોની આસક્તિરૂપ નિમિત્તથી ઉપજેલા સ્વરૂપાનુસંધાનરૂપ કર્તવ્યના વિસ્મરણથી પામવાયોગ્ય નથી, તેમજ બાહ્યવિષયોવિષે અહંતા–મમતાના ત્યાગરૂપ સંન્યાસથી[1] રહિત કથનમાત્ર જ્ઞાનવડે પણ પામવાયોગ્ય નથી. જે મુમુક્ષુ તત્પર થઇને આ વીર્ય, અપ્રમાદ ને સન્યાસસહિત જ્ઞાનરૂપ ઉપાયોથી પ્રયત્ન કરે છે તે મુમુક્ષુનો આ આત્મા બ્રહ્મરૂપ ધામમાં સારી રીતે પ્રવેશ કરે છે. ૪

તે વિદ્વાન્ કેવી રીતે બ્રહ્મમાં પ્રવેશ કરે છે તો કહે છે—

संप्राप्यैनमृषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः ।
ते सर्वगं सर्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥ ५ ॥

૧ ઉદ્દ. જનક ને ગાર્ગી આદિકોને બાહ્યસંન્યાસવિના પણ આત્મલાભ યથાર્થ શ્રવણ થાય છે, અને "न लिङ्गं धर्मकारणम् ॥" (બાહ્યચિહ્ન ધર્મનું કારણ નથી) એ સ્મૃતિમાં બાહ્યસંન્યાસને ધર્મનું કારણ માનેલ નથી; તેથી અહીં આંતરસંન્યાસનુંજ વિધાન છે એમ જાણવું.

શબ્દાર્થઃ—[ જે ] ઋષિઓ આને સારી રીતે જાણીને જ્ઞાનથી તૃપ્ત થયેલા, શુદ્ધ થયેલા આત્માવાળા, રાગરહિત [ ને ] જિતેંદ્રિય [ છે ] તે વિવેકીઓ [ ને ] ચિત્તની એકાગ્રતાવાળા સર્વવ્યાપકને સર્વત્ર પામીને સર્વમાંજ પ્રવેશ કરે છે. ૫

વિવેચનઃ—જે ઋષિઓ ( આત્માના દર્શનવાળા ) આત્માને યથાર્થરીતે જાણીને તેજ જ્ઞાનથી તૃપ્ત થયેલા, પરમાત્મસ્વરૂપેજ સિદ્ધ થયેલા આત્માવાળા, રાગાદિ દોષોથી રહિત ને જિતેંદ્રિય છે તે અત્યંત વિવેકવાળા અને નિત્ય ચિત્તની એકાગ્રતાના સ્વભાવવાળા પુરુષો આકાશનાં જેવા સર્વવ્યાપક અદ્વૈતબ્રહ્મને ઉપાધિથી પરિચ્છિન્ન એકદેશથી નહિ પામીને, કિંતુ સર્વત્ર પામીને શરીરના પતનકાલમાં અવિદ્યાએ કરેલા ઉપાધિના પરિચ્છેદનો ત્યાગ કરીને સર્વરૂપ બ્રહ્મમાં પ્રવેશ કરે છે. એવી રીતે બ્રહ્મવેત્તા બ્રહ્મમાં પ્રવેશ કરે છે. ૫

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।
ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥ ६ ॥

શબ્દાર્થઃ—વેદાંતથી ઉપજેલા વિજ્ઞાનના અર્થમાં દૃઢ નિશ્ચયવાળા, સંન્યાસયોગથી યતિઓ [ ને ] શુદ્ધચિત્તવાળા તેઓ સર્વે પરાંતકાલમાં બ્રહ્મલોકોમાં પરામૃત [ થયા છતા ] સર્વેભણીથી મુક્ત થાય છે. ૬

વિવેચનઃ—જે પુરુષો વેદાંતથી ઉપજેલા વિજ્ઞાનવડે જાણવાયોગ્ય પરમાત્મરૂપ અર્થમાં સુદૃઢ નિશ્ચયવાળા, ને સર્વકર્મના પરિત્યાગપૂર્વક કેવલ બ્રહ્મનિષ્ઠારૂપ સંન્યાસયોગથી પ્રયત્ન કરવાના સ્વભાવવાળા યતિઓ છે, તથા જેઓ સંન્યાસયોગથી શુદ્ધચિત્તવાળા છે, તે સર્વે પોતાના શરીરના પરિત્યાગકાલમાં બ્રહ્મરૂપ લોકમાં જીવતાં છતાંજ પરમઅમૃતરૂપ ( બ્રહ્મરૂપ ) થયેલા સર્વભણીથી દીપકના નિર્વાણની પેઠે ને ઘટાકાશની પેઠે મુક્ત થાય છે. ૬

બ્રહ્મવેત્તાનો મોક્ષ થાય છે ત્યારે તેનો ઉપાધિ કેવી રીતે વિલીન થાય છે તે દેખાડે છેઃ—

गताः कलाः पञ्चदश प्रतिष्ठा देवाश्च सर्वे प्रतिदेवतासु ।
कर्माणि विज्ञानमयश्च आत्मा परेऽव्यये सर्व एकीभवन्ति ॥ ७ ॥

શબ્દાર્થઃ—પંદર કલાઓ સ્થિતિ પામેલી [ થાય છે, ] અને સર્વે દેવો પ્રતિદેવતાઓમાં [ પ્રાપ્ત થાય છે, ] તથા કર્મો [ ને ] વિજ્ઞાનમય આત્મા [ એ ] સર્વે પરઅવ્યયમાં એકતા પામે છે. ૭

વિવેચનઃ—મોક્ષકાલમાં શરીરનો આરંભ કરનાર પ્રાણ આદિક પંદર કલાઓ પોતપોતાના કારણમાં લીન થાય છે, અર્થાત્ ભૂતોના અંશોનો ને ભૂતોના કાર્યોનો મહાભૂતોમાં લય થાય છે. શરીરને આશરે રહેલ ચક્ષુરાદિક કરણોમાં સ્થિત જે અધિષ્ઠાતા દેવો છે તે સર્વે સૂર્ય આદિક દેવોમાં પ્રાપ્ત થાય છે. ફલારંભરહિત કર્મો અને બુદ્ધિના જેવો થઇ રહેલો ચિદાભાસ એ સર્વે ઉપાધિની નિવૃત્તિથી ઉત્કૃષ્ટ, અવ્યય ને શાંત બ્રહ્મમાં જલાદિક આધારના દૂર થવાથી સૂર્યાદિકમાં સૂર્યાદિકના પ્રતિબિંબની પેઠે અને ઘટાદિકના દૂર થવાથી આકાશમાં ઘટાદિકના સંબંધવાળા આકાશની પેઠે એકપણાને પામે છે. ૭

यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ ८ ॥

શબ્દાર્થઃ—જેવી રીતે નદીઓ વહેતી [ છતી ] નામરૂપને ત્યજીને સમુદ્રમાં અસ્ત થાય છે તેવી રીતે વિદ્વાન્ નામરૂપથી વિમુક્ત [ થયો છતો ] પરથી પર દિવ્ય પુરુષને પામે છે. ૮

વિવેચનઃ—જેમ ગંગા આદિક નદીઓ વહન કરતી છતી સમુદ્રને પામીને નામરૂપનો ત્યાગ કરી સમુદ્રમાં અસ્ત થાય છે તેમ વિદ્વાન્ અવિદ્યાકૃત નામરૂપથી સારી રીતે મુક્ત થયો છતો કાર્યથી શ્રેષ્ઠ અક્ષરરૂપ પરથી ઉત્કૃષ્ટ સ્વયંપ્રકાશસ્વભાવવાળા પુરુષને પ્રાપ્ત થાય છે. ૮

મોક્ષ માત્ર અવિદ્યારૂપ પ્રતિબંધવાળો છે, તે પ્રતિબંધ વિદ્યાથી દૂર થાય છે, તેથી કોઇ ક્લેશ વા દેવ જ્ઞાનીના મોક્ષમાં પ્રતિબંધ કરી શકતા નથી એમ જણાવે છેઃ—

स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति नास्याब्रह्मवित्कुले भवति ।
तरति शोकं तरति पाप्मानं गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो भवति ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—જે [ કોઇ લોકમાં ] પ્રસિદ્ધ તે પરમબ્રહ્મને જાણે છે તે બ્રહ્મજ થાય છે. આના કુલમાં અબ્રહ્મવેત્તા થતો નથી શોકને તરે છે, પાપને તરે છે, ગુહારૂપ ગ્રંથિઓથી વિમુક્ત [ થયો છતો ] અવિનાશી થાય છે. ૯

વિવેચનઃ—જે કોઇ લોકમાં પ્રસિદ્ધ તે પરબ્રહ્મને 'સાક્ષાત્ હુંજ છું' એમ જાણે છે તે બ્રહ્મથી ભિન્ન અન્યગતિને પામતો નથી. દેવો પણ આની બ્રહ્મપ્રાપ્તિમા વિઘ્ન કરી શકતા નથી, કેમકે તે જ્ઞાની આ દેવોનો આત્મા થાય છે, તેથી તે બ્રહ્મવેત્તા બ્રહ્મજ થાય છે. આ વિદ્વાનની શિષ્યપરંપરામાં કોઇ અબ્રહ્મવેત્તા થતો નથી. વળી આ વિદ્વાન્ જીવતો છતોજ અનેક ઇષ્ટવસ્તુના વિયોગરૂપ નિમિત્તથી ઉપજેલા મનના સંતાપરૂપ શોકને તરે છે-ઉલ્લંઘન કરે છે, તથા ધર્માધર્મરૂપ પાપને તરે છે, ને હૃદયરૂપ ગુહાની અવિદ્યાદિરૂપ ગ્રંથિઓથી સારી રીતે મુક્ત થયો છતો અવિનાશી થાય છે. ૯

હવે બ્રહ્મવિદ્યાના દાનના પ્રદર્શનવડે આ ઉપનિષદ્ની સમાપ્તિ કરાય છેઃ—

तदेतदृचाऽभ्युक्तं । क्रियावन्तः श्रोत्रिया ब्रह्मनिष्ठाः स्वयं जुह्वत एकर्षिं श्रद्धयन्तः ।
तेषामेवैतां ब्रह्मविद्यां वदेत शिरोव्रतं विधिवद्यैस्तु चीर्णम् ॥ १० ॥

**શબ્દાર્થઃ**—તે આ મંત્ર પ્રકાશેલું [ છેઃ-" જેઓ ] ક્રિયાવાળા, શ્રોત્રિય [ ને ] બ્રહ્મનિષ્ઠ [ છે, તથા જેઓ ] શ્રદ્ધાવાળા થયા [ છતા ] પોતે એકર્ષિમાં હોમે છે તેઓનેજ આ બ્રહ્મવિદ્યા કહેવી, ને જેમણે શિરોવ્રત વિધિવત્ કર્યું [ હોય તેમને આ બ્રહ્મવિદ્યા કહેવી." ] ૧૦

વિવેચનઃ—તે આ બ્રહ્મવિદ્યાના દાનનું વિધાન આ મંત્રે પ્રકાશેલું છેઃ—"જેઓ શાસ્ત્રોક્તકર્મનું અનુષ્ઠાન કરનારા, અપરબ્રહ્મમાં કુશલ ને પરમબ્રહ્મને જાણવાની ઇચ્છાવાળા છે, તથા જેઓ શ્રદ્ધાવાળા થઇને પોતે એકર્ષિનામના અગ્નિમાં હોમ કરે છે તે સંસ્કારયુક્તચિત્તવાળા પુરુષોનેજ આ બ્રહ્મવિદ્યા કહેવી, તથા મસ્તકપર અગ્નિને ધારણ કરવારૂપ અથર્વવેદમાં પ્રસિદ્ધ જે શિરોવ્રત છે તે જેમણે શાસ્ત્રોક્તરીતે કર્યું હોય તેમને આ બ્રહ્મવિદ્યા કહેવી." આ ગ્રંથદ્વારા વિદ્યાના દાનનો વિધિ અથર્વવેદવાળામાટે જાણવો. ૧૦

तदेतत्सत्यमृषिरङ्गिराः पुरोवाच नैतदचीर्णव्रतोऽधीते ।
नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः ॥ ११ ॥

॥ इति तृतीयमुण्डके द्वितीयः खण्डः ॥ २ ॥

॥ इति तृतीयमुण्डकम् ॥ ३ ॥

॥ इत्यथर्ववेदीयमुण्डकोपनिषत्समाप्ता ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—તે આ સત્યને પૂર્વે અંગિરાઋષિ કહેતા હવા. આને વ્રતના આચરણથી રહિત ભણતો નથી. પરમઋષિઓને નમસ્કાર, પરમઋષિઓને નમસ્કાર. ૧૧

**વિવેચનઃ**—તે આ બ્રહ્મરૂપ સત્યને પૂર્વે અંગિરાનામના મુનિ વિધિવત્ શરણે આવેલા અને પૂછનાર શૌનકઋષિપ્રતિ કહેતા હવા. એવી રીતે બીજા આચાર્ય પણ વિધિવત્ શરણે આવેલા મોક્ષાર્થીને બ્રહ્મોપદેશ કરે. આ ગ્રંથને વ્રતના આચરણથી રહિત પુરુષ અધ્યયન કરતો નથી. જેથી વ્રતના આચરણવાળા પુરુષની વિદ્યા ફળવાળી થાય છે તેથી વ્રતરહિત પુરુષ આ ગ્રંથના અધ્યયનમાટે યોગ્ય નથી. પરબ્રહ્મને સાક્ષાત્ જાણનારા જે બ્રહ્માદિક પરમઋષિઓ છે, તેમનાથી પરંપરારૂપ ક્રમવડે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ છે, તે પરમઋષિઓને નમસ્કાર, તે પરમઋષિઓને પુનઃ પણ નમસ્કાર. બે વાર નમસ્કારનું કથન અત્યંત આદરમાટે અને મુંડકઉપનીષદની સમાપ્તિ જણાવવામાટે છે. ૧૧

અંતમાં આ પ્રમાણે શાંતિપાઠ ભણાય છેઃ—

ॐ। भद्रं कर्णेभिः शृणुयाम देवाः। भद्रं पश्येमाक्षभिर्यजत्राः
स्थिरैरङ्गैस्तुष्टुवा ँ सस्तनूभिः। व्यशेम देवहितं यदायुः॥
ॐ शान्तिः शान्तिः शान्तिः॥

શબ્દાર્થ અને વિવેચન આરંભમાં આપેલાં છે તે પ્રમાણે જાણવાં.

ઇતિ શ્રીમુંડકોપનિષદ્ગત તૃતીયમુંડકના દ્વિતીયખંડની તાત્પર્યદીપિકા સમાપ્તા ૩. ૨

ઇતિ શ્રીમુંડકોપનિષદ્ગત તૃતીયમુંડકની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૩

ઇતિ શ્રીઅથર્વવેદીય મુંડકોપનિષદ્‌ની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૫





## ॥ ६ श्रीगौडपादीयकारिकासहित श्रीअथर्ववेदीयमाण्डूक्योपनिषत् ॥[1]

### ॥ तात्पर्यदीपिकासहित ॥

શ્રીઅથર્વવેદની ઉપનિષદોના આરંભમાં મુક્તિકાઉપનિષદ્‌ને આધારે નીચેનો શાંતિપાઠ ભણવાનો શિષ્ટાચાર છેઃ—

ॐ। भद्रं कर्णेभिः शृणुयाम देवाः। भद्रं पश्येमाक्षभिर्यजत्राः॥
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिः। व्यशेम देवहितं यदायुः[2]॥
ॐ शान्तिः शान्तिः शान्तिः॥

**શબ્દાર્થઃ**—હે યજન કરવાયોગ્ય દેવો! કાનોવડે [ અમે ] કલ્યાણને સાંભળીએ, નેત્રોવડે [ અમે ] કલ્યાણને જોઇએ, [ ને ] દૃઢ અંગો [ તથા ] શરીરોવડે સ્તવન કરતા [ છતા અમે ] દેવે નિર્માણ કરેલું જે આયુષ્ [ છે તેને ] પામીએ. ॐ શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ ].

વિવેચનઃ—યજ્ઞોમાં ચરુ તથા પુરોડાશ આદિ હવિષ્‌વડે યજન કરવાયોગ્ય એવા હે દેવો! આપની કૃપાથી અમે અમારા કાનોવડે શ્રુતિસ્મૃતિરૂપ કલ્યાણને સાંભળવા સમર્થ થઇએ, અર્થાત્ અમંગલ સાંભળવાનો વા બધિર થવાનો સમય આપની કૃપાથી અમને ન પ્રાપ્ત થાય; તથા આપની દયાથી નેત્રોવડે અમે સત્શાસ્ત્રાદિરૂપ કલ્યાણને જોવા સમર્થ થઇએ, અર્થાત્ અમંગલ જોવાનો તથા નેત્રરહિત થવાનો સમય આપની કૃપાવડે અમને ન આવે; અને દૃઢ એવાં હાથપગાદિ અંગો તથા શરીરોવડે ને વાણીવડે આપનું સ્તવન કરતા છતા અમે પ્રજાપતિએ નિર્માણ કરેલું એક સો, વા એક સો સોળ, અથવા એક સો વીશ વર્ષનું જે સંપૂર્ણ આયુષ્ તેને પામીએ. ઇંદ્રિયો તથા અંતઃકરણની વિહિત પ્રવૃત્તિ ને દીર્ઘાયુષ્ એ જ્ઞાનનાં જે શ્રવણાદિક સાધનો છે તેમાં ઉપકારક છે તેથી જિજ્ઞાસુઓએ દેવોપાસે પૂર્વોક્ત પ્રાર્થના કરી છે. ॐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ. ॐ એ સર્વ ઉપનિષદોવડે પ્રતિપાદ્ય બ્રહ્મનું સ્મરણ કરાવે છે; ને ત્રણવાર શાંતિના ઉચ્ચારણથી ત્રિવિધતાપની વા ત્રણે શરીરના તાપની નિવૃત્તિ ઇચ્છેલી છે.

---

૧ જેમ મંડૂક ( દેડકો ) ત્રણ ઠેકડા મારીને જલમાં પ્રવેશ કરે છે તેમ આત્મા જાગ્રદાદિ ત્રણ અવસ્થા છોડીને બ્રહ્મભાવને પામે છે તેથી આત્મા મંડૂક કહેવાય છે. તે મંડૂકના સ્વરૂપની પ્રતિપાદક આ ઉપનિષત્ માંડૂક્ય કહેવાય છે. તેના બાર મંત્રો છે. ને તે પર ભગવાન્ ગૌડપાદે શ્લોકબદ્ધ ટીકારૂપ ચાર પ્રકરણો લખ્યાં છે, તે ગૌડપાદીયકારિકા કહેવાય છે.

૨ આ મંત્ર અથર્વવેદીય નૃસિંહપૂર્વતાપનીયની પ્રથમઉપનિષદ્‌ના પ્રથમખંડમાં તથા દ્વિતીયઉપનિષદ્‌ના બીજા ખંડમાં છે.

શાસ્ત્રના[1] અર્થના સારસંગ્રહરૂપ ચાર પ્રકરણવાળા[2] આ પ્રકરણગ્રંથનું, રોગાર્ત પુરુષને રોગની નિવૃત્તિ થવાથી જેમ સ્વસ્થતા થાય છે તેમ દુઃખી જીવને દ્વૈતપ્રપંચની નિવૃત્તિ થવાથી જે અદ્વૈતભાવરૂપ સ્વસ્થતા થાય છે તે પ્રયોજન છે. દ્વૈતપ્રપંચ અવિદ્યાનું કાર્ય હોવાથી વિદ્યાથી તેની નિવૃત્તિ થાય છે તેથી બ્રહ્મવિદ્યાના પ્રકાશમાટે આ ગ્રંથનો આરંભ છે. તેમાં પ્રથમ ૐકારના નિર્ણયમાટે આગમપ્રધાન આત્મતત્ત્વના નિશ્ચયના ઉપાયરૂપ આગમનામનું પહેલું પ્રકરણ છે; રજ્જુમાં સર્પાદિકના વિકલ્પની નિવૃત્તિ થયે રજ્જુના સ્વરૂપની પ્રાપ્તિની પેઠે જે દ્વૈતપ્રપંચની નિવૃત્તિ થયે અદ્વૈતની પ્રાપ્તિ થાય છે તે દ્વૈતના મિથ્યાપણાના પ્રતિપાદનમાટે બીજું વૈતથ્યનામનું પ્રકરણ છે; અદ્વૈતને મિથ્યાપણાના પ્રસંગની પ્રાપ્તિ થયે યુક્તિથી તેનું પરમાર્થપણું દેખાડવામાટે ત્રીજું અદ્વૈતનામનું પ્રકરણ છે; અને તે અદ્વૈતના પરમાર્થભાવના નિશ્ચયના વિરોધિરૂપ અન્ય વેદવિરુદ્ધ વાદ છે તેઓ પરસ્પરમાં વિરોધી હોવાથી અયથાર્થ છે તેથી યુક્તિવડે તેમનું નિરાકરણ કરવા ચોથું અલાતશાંતિનામનું પ્રકરણ છે. જેમ ૐકાર એ સર્વના આશ્રયરૂપ છે એમ બીજી શ્રુતિઓમાં કહ્યું છે તેમ આ માંડૂક્યની પ્રથમ શ્રુતિ પણ ૐકાર સર્વરૂપ છે એમ કહે છેઃ—

**ओमित्येतदक्षरमिदꣳ सर्वं तस्योपव्याख्यानं भूतं भवद्भविष्यदिति सर्वमोङ्कार एव । यच्चान्यत्त्रिकालातीतं तदप्योङ्कार एव ॥ १ ॥**

**શબ્દાર્થઃ—ૐ આવી રીતનો આ અક્ષર આ સર્વ [ છે. ] તેના ઉપવ્યાખ્યાન [ જાણવાયોગ્ય છે. ] ભૂત વર્તમાન ને ભવિષ્ય આ સર્વ ૐકારજ [ છે. ] અને જે અન્ય ત્રણ કાલથી ભિન્ન [ છે ] તે પણ ૐકારજ [ છે. ] ૧**

વિવેચનઃ—નામવિના પદાર્થનો બોધ થઈ શકતો નથી તેથી આ પદાર્થનો સમૂહ નામથી અભિન્ન છે, અને નામ અક્ષરરૂપ હોય છે, તથા અક્ષરોની ૐકારમાંથી ઉત્પત્તિ થઈ છે તેથી ૐકાર આવી રીતનો આ અક્ષર આ સર્વપદાર્થરૂપ છે; અથવા ૐકાર વાચક ને બ્રહ્મ વાચ્ય છે, ને બ્રહ્મમાં સર્વ પદાર્થો કલ્પિત છે, તેથી સર્વ પદાર્થો બ્રહ્મરૂપજ છે, અને એમ હોવાથી બ્રહ્મના વાચક ૐકારમાં પણ તે કલ્પિતજ છે તેથી ૐકારજ આ સર્વ છે. પરબ્રહ્મ જે નામના કથનરૂપ ઉપાયપૂર્વક જાણીએ છીએ તે નામ ૐકારજ છે. તે પર અને અપરબ્રહ્મરૂપ ૐ આ અક્ષર બ્રહ્મની પ્રાપ્તિના ઉપાયરૂપ છે તેથી તેના વિસ્પષ્ટ કથનરૂપ ઉપવ્યાખ્યાન જિજ્ઞાસુને જાણવાયોગ્ય છે. કહેલા ન્યાયથી ભૂત, વર્તમાન અને ભવિષ્ય આ ત્રણ કાલોવડે પરિચ્છેદ થવાયોગ્ય જે વસ્તુ છે તે પણ આ ૐકારજ છે, તથા જે અન્ય ત્રણ કાલોથી ભિન્ન, કાર્યરૂપ લિંગથી જાણવાયોગ્ય ને કાલવડે પરિચ્છેદ થવાને અયોગ્ય અવ્યાકૃતાદિક છે તે પણ ૐકારજ છે. વાચક અને વાચ્યની એકતા છતાં પણ વાચકની પ્રધાનતાથી અહિં આ કથન કર્યું છે. ૧

ૐ આવી રીતનો આ અક્ષર આ સર્વ છે ઇત્યાદિ વાચકની પ્રધાનતાથી નિર્દેશ કરેલી વસ્તુનો પુનઃ વાચ્યની પ્રધાનતાથી જે આ નીચેની શ્રુતિમાં નિર્દેશ છે તે વાચક અને વાચ્યની એકતાના નિશ્ચયમાટે છે; અન્યથા વાચકમાં વાચ્યનો નિશ્ચય થશે, તે વાચ્યની વાચકરૂપતા ગૌણ છે એવી શંકા થશે. ઓતપ્રોતભાવરૂપ વ્યતિહારથી આ શંકા દૂર થઈ જાય છેઃ—

**सर्वं ह्येतद्ब्रह्मायमात्मा ब्रह्म सोऽयमात्मा चतुष्पात् ॥ २ ॥**

**શબ્દાર્થઃ—સર્વજ આ બ્રહ્મ [ છે. ] આ આત્મા બ્રહ્મ [ છે. ] તે આ આત્મા ચાર પાદવાળો [ છે. ] ૨**

---

૧ એક પ્રયોજનથી સંબંધવાળું ને તેના સર્વ અર્થનું પ્રતિપાદક હોય તે શાસ્ત્ર કહેવાય છે.

૨ શાસ્ત્રના એકદેશથી સંબંધવાળું અને શાસ્ત્રના અન્ય કાર્યમાં સ્થિત હોય તે પ્રકરણ કહેવાય છે.

વિવેચન—કાર્ય અને કારણરૂપ સર્વ જે ૐમાત્ર છે એમ શ્રુતિએ કહ્યું છે તે આ બ્રહ્મ છે. તે પરોક્ષપણે કથન કરેલા બ્રહ્મનું હવે પ્રત્યક્ષપણે કથન કરે છે—આ આત્મા બ્રહ્મ છે અહીં આ શબ્દ, વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ ને તુરીયપણાવડે વિભાગ પામેલાને પ્રત્યગાત્મપણાવડે અભિનયથી ( કહેવાને ઇચ્છિત અર્થના નિશ્ચયમાટે હાથના અગ્રને હૃદયદેશપ્રતિ લાવવારૂપ અસાધારણ શારીરવ્યાપારથી ) કથન કરે છે, તે આ ૐકારનો વાચ્ય છે ને કાર્યકારણસ્વરૂપથી સર્વરૂપે સ્થિત થયેલો આત્મા જ્ઞાનની સુલભતા-માટે ચાર પાદવાળો કલ્પાય છે આ પાદ ગાયના પાદની પેઠે નિરવયવ આત્મામાં નથી, પણ જેમ વ્યવહારની અનુકૂલતામાટે રૂપિઆમાં ચાર પદ ( વિભાગ ) કલ્પાય છે તેમ અહીં પણ તુરીયની પ્રાપ્તિમાટે આત્મામાં ચાર પાદની કલ્પના કરી છે વિશ્વનો તૈજસમાં, તૈજસનો પ્રાજ્ઞમાં ને પ્રાજ્ઞનો તુરીયમાં વિલય કરવાથી તુરીયનું જ્ઞાન થાય છે તેથી પાદની કલ્પના તુરીયના જ્ઞાનમાટે છે ૨

વસ્તુતાએ આત્મા ચાર પાદવાળો નથી, પણ તેને કાલ્પનિક ચાર પાદવાળો માનતાં વિરોધ નથી એવા અભિપ્રાયથી આત્માના પ્રથમપાદનું પ્રતિપાદન કરે છે—

**जागरितस्थानो बहिःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः स्थूलभुग्वैश्वानरः प्रथमः पादः ॥ ३ ॥**

**શબ્દાર્થઃ**—જાગરિતસ્થાનવાળો, બહારની પ્રજ્ઞાવાળો, સાત અંગવાળો, ઓગણીશ મુખવાળો, સ્થૂલનો ભોક્તા [ ને ] વૈશ્વાનર [ તે ] પ્રથમ પાદ [ છે ] ૩

વિવેચન—જાગ્રદવસ્થાના અભિમાનવાળો આત્માથી ભિન્ન બહારના વિષયમાં બુદ્ધિવૃત્તિવાળો, મસ્તક નેત્ર પ્રાણ દેહનો મધ્યભાગ મૂત્રસ્થાન ચરણ ને મુખ એ સાત મુખ્ય અંગવાળો, પાંચ જ્ઞાનેંદ્રિય પાંચ કર્મેન્દ્રિય પાંચ પ્રાણ ને મનબુદ્ધિચિત્તઅહંકાર એ ચાર અંતઃકરણ એ ઓગણીશ જ્ઞાન અને કર્મના સાધનરૂપ મુખવાળો, એ ઓગણીશ કરણોથી શ્રોત્રાદિ ઇંદ્રિયાદિથી ગ્રહણ થઈ શકે એવા શબ્દાદિક સ્થૂલવિષયોને ભોગવનારો, ને વૈશ્વાનર (સર્વ સ્થૂલશરીરોની સમષ્ટિ-વિરાટ્ ) તે આત્માનો પ્રથમ પાદ છે. વિશ્વનું જે પ્રથમપણું છે તે લય કરવાની અપેક્ષાથી છે, ઉત્પત્તિની અપેક્ષાથી નથી. વિશ્વ અને વિરાટ્નો અભેદ કહેવાને ઇચ્છિત હોવાથી અહીં વિશ્વને સ્થાને વૈશ્વાનર કહેલ છે. ૩.

એવી રીતે આત્માના વિશ્વરૂપ પ્રથમપાદને કહીને હવે તૈજસરૂપ દ્વિતીયપાદનું પ્રતિપાદન કરે છે—

**स्वप्नस्थानोऽन्तःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः प्रविविक्तभुक् तैजसो द्वितीयः पादः ॥ ४ ॥**

**શબ્દાર્થઃ**—સ્વપ્નસ્થાનવાળો, અંતરની પ્રજ્ઞાવાળો, સાત અંગોવાળો, ઓગણીશ મુખવાળો, [ વાસનામય ] સૂક્ષ્મનો ભોક્તા, તૈજસ દ્વિતીય પાદ [ છે ] ૪

વિવેચન—સ્વપ્નઅવસ્થામાં મારાપણાના અભિમાનવાળો, ઇંદ્રિયોની અપેક્ષાથી અંતર રહેલા મનની વાસનારૂપ પ્રજ્ઞાવાળો, મનોમય સાત અંગોવાળો, મનોમય ઓગણીશ મુખવાળો, વાસનામય સૂક્ષ્મભોગનો ભોક્તા ને તૈજસ ( વિષયરહિત કેવલ પ્રકાશસ્વરૂપ પ્રજ્ઞામાં પ્રકાશકપણાવડે રહેનારો ) તે આત્માનો બીજો પાદ છે. સ્વપ્નાવસ્થામાં જાગ્રતના સંસ્કારવાળું મન બહારનાં સાધનોની અપેક્ષાથી રહિત અને અવિદ્યા, કામ ને કર્મથી પ્રેરણા પામીને જાગ્રતની પેઠે ભાસે છે તેથી તે અવસ્થાના અભિમાનીને અંતઃપ્રજ્ઞાવાળો એવું વિશેષણ આપ્યું છે. ૪

એ પ્રમાણે આત્માના તૈજસરૂપ બીજા પાદને કહીને હવે સુષુપ્તિના સ્વરૂપને તથા પ્રાજ્ઞરૂપ તૃતીયપાદને કહે છે—

यत्र सुप्तो न कञ्चन कामं कामयते न कञ्चन स्वप्नं पश्यति तत्सुषुप्तम्। सुषुप्तस्थान एकीभूतः प्रज्ञानघन एवाऽऽनन्दमयो ह्यानन्दभुक् चेतोमुखः प्राज्ञस्तृतीयः पादः ॥ ५॥

**શબ્દાર્થઃ**—જ્યાં સૂતો [ છતો ] કાંઇ પણ ભોગને ઇચ્છતો નથી, કાંઇ પણ સ્વપ્ન જોતો નથી તે સુષુપ્તિ [ છે. ] સુષુપ્તિસ્થાનવાળો, એકીભૂત, પ્રજ્ઞાનઘનજ, આનંદમય, જે આનંદનો ભોક્તા, ચેતોમુખ, પ્રાજ્ઞ [ એ ] તૃતીય પાદ [ છે. ] ૫

**વિવેચનઃ**—જે સ્થાનમાં વા જે કાલમાં ગાઢનિદ્રાને પામ્યો છતો પુરુષ પુત્રક્ષેત્રાદિ કાંઇ પણ ભોગને ઇચ્છતો નથી, અને કાંઇ પણ શુભાશુભ વાસનાવિલાસ જોતો નથી, તે સ્થાન વા કાલ સુષુપ્તિ છે. પ્રાજ્ઞને સુષુપ્તિમાં મારાપણાનું અભિમાન હોય છે તેથી તેને સુષુપ્તિસ્થાનવાળો એટલે સુષુપ્તિઅવસ્થાના અભિમાનવાળો કહ્યો છે. મનના સ્ફુરણરૂપ જાગ્રત અને સ્વપ્નનો સ્થૂલ તથા સૂક્ષ્મ પ્રપંચ સુષુપ્તિઅવસ્થામાં એક કારણરૂપ થઇ જાય છે તેથી એક કારણઉપાધિવાળા પ્રાજ્ઞને એકીભૂત કહેલો છે. સ્વપ્ન અને જાગ્રત્‌માં મનના સ્ફુરણરૂપ જે પ્રજ્ઞાનો છે તે સુષુપ્તિમાં ઘનીભૂત થયાજેવાં થાય છે, ને આ અવસ્થા અવિવેકરૂપ છે તેથી પ્રાજ્ઞને પ્રજ્ઞાનઘન કહ્યો છે. સુષુપ્તિમાં મન વિષય ને વિષયીને આકારે થવારૂપ શ્રમથી ઉપજેલા દુઃખથી રહિત થાય છે, તેથી પ્રાજ્ઞને આનંદની બહુલતાવાળો કહ્યો છે. જેમ લોકમાં શ્રમથી રહિત થઇને સ્થિત થયેલો સુખી પુરુષ આનંદનો ભોક્તા કહેવાય છે તેમ સુષુપ્તિમાં જેથી અત્યંત શ્રમરહિતરૂપજ આ સ્થિતિ પુરુષવડે અનુભવ કરાય છે તેથી પ્રાજ્ઞને આનંદનો ભોક્તા કહ્યો છે. સ્વપ્ન અને જાગ્રતની સુષુપ્તિમાંથી ઉત્પત્તિ થાય છે માટે સ્વપ્ન અને જાગ્રદ્રૂપ ચિત્તપ્રતિ સુષુપ્તિનો અભિમાની પ્રાજ્ઞ કારણભૂત છે તેથી પ્રાજ્ઞને ચેતોમુખ (ચિત્તના કારણરૂપ) એવું વિશેષણ આપ્યું છે. જાગ્રત અને સ્વપ્નમાં વિશિષ્ટ જ્ઞાન છે, અને સુષુપ્તિમાં અન્યજ્ઞાનરૂપ ઉપાધિથી રહિત જ્ઞાન છે, તેથી સુષુપ્તિનો અભિમાની પ્રાજ્ઞ (પ્રજ્ઞપ્તિ–જ્ઞાનમાત્ર–રૂપવાળો) કહેવાય છે. આ પ્રાજ્ઞ આત્માનો ત્રીજો પાદ છે. ૫

હવે પ્રાજ્ઞનો આધિદૈવિક અંતર્યામીસાથે અભેદ ગ્રહણ કરીને તેનાં અન્ય વિશેષણો દેખાડે છેઃ—

एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम् ॥ ६॥

**શબ્દાર્થઃ**—આ સર્વનો નિયંતા, આ સર્વજ્ઞ, આ અંતર્યામી, આ સર્વનું કારણ [ ને, આ ]જ ભૂતોની ઉત્પત્તિ ને પ્રલય [ છે. ] ૬

**વિવેચનઃ**—આ પ્રાજ્ઞજ ચૈતન્યના પ્રધાનપણાવડે આધિદૈવિકસહિત સર્વભેદના સમૂહનો નિયંતા છે, આજ સર્વભેદાવસ્થાવાળો થઇને સર્વનો જ્ઞાતા છે, આજ સર્વની અંતર પ્રવેશ કરીને સર્વભૂતોનો નિયામક છે, આજ જાગ્રતસ્વપ્નના સર્વ જગતનું કારણ છે, અને આજ ભૂતોની ઉત્પત્તિ ને પ્રલય છે. ૬

## ॥ १ आगमप्रकरण ॥

આ ૭ મંત્રોપર ભગવાન ગૌડપાદના નવ શ્લોક ટીકારૂપ છે. તેનો પ્રથમ શ્લોક જે એક આત્માના વિશ્વાદિ ત્રણ નામ જણાવે છે તે આ છેઃ—

बहिष्प्रज्ञो विभुर्विश्वो ह्यन्तःप्रज्ञस्तु तैजसः ।
घनप्रज्ञस्तथा प्राज्ञ एक एव त्रिधा स्मृतः ॥ १ ॥

**શબ્દાર્થ:**—બહારની પ્રજ્ઞાવાળો વિભુરૂપ વિશ્વ, અને અંતરની પ્રજ્ઞાવાળો તો તૈજસ [ છે, ] તથા ઘનપ્રજ્ઞાવાળો પ્રાજ્ઞ [ છે, એમ ] એકજ ત્રણ પ્રકારનો કહ્યો [ છે. ] ૧

વિવેચન:—બહારની બુદ્ધિવૃત્તિવાળો વિભુરૂપ વિશ્વ છે વિશ્વનો વિરાટ્‌થી અભેદ ગ્રહણ કરીને અહીં તેને વિભુ-વ્યાપક-કહ્યો છે અંતરની અવિદ્યારૂપ વૃત્તિવાળો તો તૈજસ છે. ઘનીભૂત થયેલી પ્રજ્ઞાવાળો પ્રાજ્ઞ છે. એમ એકજ આત્મા અંતઃકરણની અવસ્થાના ભેદથી ત્રણ પ્રકારનો કહ્યો છે. જેમ કોઇ મહામત્સ્ય નદીના પરતીરપર, મધ્યભાગમાં ને આ તીરપર ભ્રમણ કરતો હોય તે સ્થાનભેદથી ભેદ પામતો નથી તેમ આ આત્મા પણ પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થતી ત્રણ અવસ્થાસાથેના અભિમાનથી ભિન્નજેવો જણાતો છતો પણ ભેદ પામતો નથી. "જે હું સૂતો હતો તે હું જાગું છું" આ અનુસંધાનથી આત્માનું એકપણું નિશ્ચિત થાય છે; ધર્મઅધર્માદિક મલ અવસ્થાના ધર્મ હોવાથી તે અવસ્થાથી ભિન્ન આત્માનું શુદ્ધપણું સિદ્ધ થાય છે; અને સંગ પણ વેદ્યપણાથી અવસ્થાના ધર્મરૂપે અંગીકાર કરાય છે તેથી અવસ્થાથી ભિન્ન તેના દ્રષ્ટાનું અસંગપણું સિદ્ધ થાય છે. ૧

જાગ્રદવસ્થામાજ વિશ્વ આદિક ત્રણનો અનુભવ દેખાડવામાટે આ બીજો શ્લોક છે:—

दक्षिणाक्षिमुखे विश्वो, मनस्यन्तस्तु तैजसः ।
आकाशे च हृदि प्राज्ञस्त्रिधा देहे व्यवस्थितः ॥ २ ॥

**શબ્દાર્થ:—દક્ષિણનેત્રરૂપ દ્વારમાં વિશ્વ [ અનુભવ કરાય છે, ] મનની અંતર તો તૈજસ [ છે, ] અને હૃદયગત આકાશમાં પ્રાજ્ઞ [ છે એમ ] ત્રણ પ્રકારે શરીરમાં સ્થિત [ છે. ] ૨**

વિવેચન:—પ્રધાનપણે દક્ષિણનેત્રરૂપ દ્વારમાં સ્થૂલવિષયનો દ્રષ્ટા વિશ્વ ધ્યાનનિષ્ઠ પુરુષોવડે અનુભવ કરાય છે. સર્વકરણોમાં સમાન છતાં પણ દક્ષિણનેત્રમાં જાગ્રદ્વિષે જ્ઞાનની સ્પષ્ટતા જણાવાથી ત્યાં વિશ્વજીવની પ્રધાનપણે સ્થિતિનું કથન છે. દક્ષિણનેત્રમાં સ્થિત વિશ્વ રૂપને જોઇને વીંચેલી આંખોવાળો થઇ પછી તે દેખેલા રૂપને મનની અંતર સ્મરણ કરતો છતો સ્વપ્નની પેઠે વાસનારૂપથી પ્રકટ થયેલા તે રૂપને દેખે છે. જેમ અહીં જાગ્રત્‌માં દેખે છે તેમ સ્વપ્નમાં પણ દેખે છે તેથી મનની અંતર તે તૈજસ પણ વિશ્વજ છે. જે વિશ્વ તૈજસભાવને પ્રાપ્ત થયો છે તે પુનઃ સ્મરણરૂપ વ્યાપારની નિવૃત્તિ થયે હૃદયગત આકાશમાં સ્થિત થયો છતો મનના વ્યાપારના અભાવથી પ્રાજ્ઞ, એકીભૂત ને પ્રજ્ઞાનઘન થાય છે, દર્શન અને સ્મરણરૂપ મનના સ્ફુરણનો અભાવ થયે હૃદયમાં અવ્યાકૃતસ્વરૂપ પ્રાણરૂપે જે સ્થિતિ તે જાગ્રત્‌માં સુષુપ્તિ છે વિશ્વ ને વિરાટ્ સ્થૂલઉપાધિવાળા છે તેથી તેમનો અભેદ છે, તૈજસ ને હિરણ્યગર્ભ સૂક્ષ્મઉપાધિવાળા છે તેથી તેમનો અભેદ છે, અને પ્રાજ્ઞ ને અંતર્યામી કારણઉપાધિવાળા છે તેથી તેમનો પણ અભેદ છે. એવી રીતે આ જીવ ત્રણ પ્રકારથી શરીરમાં અભિમાનને પ્રાપ્ત થયેલો છે. ૨

એવી રીતે વિશ્વ આદિક ત્રણની ત્રણ પ્રકારે શરીરમાં સ્થિતિ પ્રતિપાદન કરીને હવે તેમના ત્રણ પ્રકારના ભોગો જણાવે છે:—

विश्वो हि स्थूलभुङ्‌नित्यं तैजसः प्रविविक्तभुक् ।
आनन्दभुक्तथा प्राज्ञस्त्रिधा भोगं निबोधत ॥ ३ ॥

**શબ્દાર્થ:—વિશ્વ નિત્યજ સ્થૂલ[ ભોગ ]નો ભોક્તા [ છે. ] તૈજસ [ વાસનામય ] સૂક્ષ્મ [ ભોગ ]નો ભોક્તા [ છે, ] તથા પ્રાજ્ઞ આનંદનો ભોક્તા [ છે, એમ ] ત્રણ પ્રકારના ભોગ જાણો. ૩**

હવે ભોગથી થયેલી તૃપ્તિના ત્રણ પ્રકારે વિભાગ કરે છે:—

स्थूलं तर्पयते विश्वं, प्रविविक्तं तु तैजसम् ।
आनन्दश्च तथा प्राज्ञं, त्रिधा तृप्तिं निबोधत ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—સ્થૂલ [ ભોગ ] વિશ્વને તૃપ્ત કરે છે, [ અને ] સૂક્ષ્મ [ ભોગ ] તો તૈજસને [ તૃપ્ત કરે છે, ] તેવીજ રીતે આનંદ [ ભોગ ] પ્રાજ્ઞને [ તૃપ્ત કરે છે, એમ ] ત્રણ પ્રકારની તૃપ્તિ જાણો. ૪

હવે ભોક્તાના તથા ભોગ્યના જ્ઞાનનું ફળ કહે છેઃ—

त्रिषु धामसु यद्भोज्यं भोक्ता यश्च प्रकीर्तितः ।
वेदैतदुभयं यस्तु, स भुञ्जानो न लिप्यते ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—ત્રણ સ્થાનોમાં જે ભોગ્ય તથા જે ભોક્તા કહેલ [ છે ] એ બંનેને જે જાણે છે તે ભોગવતો [ છતો ] પણ લેપ પામતો નથી. ૫

**વિવેચનઃ**—જાગ્રદ્ આદિક ત્રણ સ્થાનોમાં જે એક ભોગ્ય અવાંતરભેદથી સ્થૂલ, સૂક્ષ્મ ને આનંદનામવાળા ત્રણ પ્રકારનું થયું છે; અને જે વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞનામવાળો ભોક્તા "જે હું સુષુપ્ત હતો તે હું સ્વપ્નને પ્રાપ્ત થયો, ને જે હું સ્વપ્નને જોતો હતો તે હું હમણાં જાગું છું," આ એકતાના અનુસંધાનથી તથા દ્રષ્ટાપણાની સમાનતાથી એકજ કહેલો છે. ભોગ્ય અને ભોક્તાપણાંવડે અનેક પ્રકારના ભેદવાળા આ બંનેને ( ભોગ્યભોક્તાને ) જે જાણે છે તે સર્વ ભોગ્ય એક ભોક્તાનું ભોગ્ય હોવાથી તેને ભોગવતો છતો પણ લેપ પામતો નથી. ૫

પૂર્વે પ્રાજ્ઞને પ્રપંચનું કારણપણું કહ્યું, ત્યાં સત્કાર્યપ્રતિ પ્રાજ્ઞને કારણપણું છે, કિંવા અસત્કાર્યપ્રતિ કારણપણું છે આ સંદેહ થાય છે તેનો નીચેના શ્લોકવડે નિર્ણય કહે છેઃ—

प्रभवः सर्वभावानां, सतामिति विनिश्चयः ।
सर्वं जनयति प्राणश्चेतोंऽशून् पुरुषः पृथक् ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—વિદ્યમાન સર્વભાવોની ઉત્પત્તિ [ થાય છે ] આ નિશ્ચય [ છે, આથી ] પ્રાણ સર્વને [ અને ] પુરુષ ચેતનનાં કિરણોને ભિન્ન ઉપજાવે છે. ૬

**વિવેચનઃ**—પોતાના અધિષ્ઠાનરૂપથી વિદ્યમાન વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞરૂપ ભેદવાળા સર્વ પદાર્થોની અવિદ્યારચિત નામરૂપમય મિથ્યાસ્વરૂપથી ઉત્પત્તિ થાય છે આ નિશ્ચય છે, આથી બીજરૂપ પ્રાણ ( અવિદ્યા ) વ્યવહારની યોગ્યતાથી સર્વ અચેતનરૂપ જગતને ઉપજાવે છે, અને ચિદાત્મા પુરુષ પોતાના સમાનસ્વભાવવાળાં ચેતનનાં કિરણોરૂપ ચિદાભાસોને-જીવોને-પ્રાજ્ઞાદિ ભેદવડે દેવાદિ શરીરોમાં ભિન્ન ભિન્ન ઉપજાવે છે. ૬

હવે જડચેતનરૂપ જગતની ઉત્પત્તિના સંબંધમાં પોતાના મતનું વિવેચન કરવામાટે પ્રથમ અઢી શ્લોકથી મતાંતરો કહે છેઃ—

विभूतिं प्रसवं त्वन्ये, मन्यन्ते सृष्टिचिन्तकाः ।
स्वप्नमायासरूपेति, सृष्टिरन्यैर्विकल्पिता ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—અન્ય સૃષ્ટિનું ચિંતન કરનારા તો વિસ્તારરૂપ ઉત્પત્તિને [ સૃષ્ટિ ] માને છે, [ અને ] અન્ય [ વાદીઓ ]એ સ્વપ્ન ને માયાના જેવી સૃષ્ટિ [ છે ] એમ કલ્પના કરી [ છે. ] ૭

વિવેચન—અન્ય સૃષ્ટિનું ચિંતન કરનારા વાદીઓ તો ઈશ્વરના પોતાનું ઐશ્વર્ય જણાવવારૂપ પ્રાદુર્ભાવને સૃષ્ટિ માને છે, એટલે તેમનો સૃષ્ટિમાં આદર છે, ને પરમાર્થનું ચિંતન કરનારા તત્ત્વવેત્તાઓનો તો નિષ્પ્રયોજન સૃષ્ટિમાં આદર નથી, પણ તુરીયનામના પરમાર્થતત્ત્વના ચિંતનમાંજ આદર છે. વળી બીજા વાદીઓએ તો સ્વપ્નના જેવી ને માયાના જેવી સૃષ્ટિ છે એવી કલ્પના કરી છે જાગ્રત્ના પદાર્થોનીજ સ્વપ્નમાં અસિદ્ધિ હોવાથી સ્વપ્નનું સત્યપણું, અને મણિ આદિરૂપ માયાની સત્યતાનો અંગીકાર, આ બંનેથી આ મતની સિદ્ધાંતથી વિલક્ષણતા છે. ૭

इच्छामात्रं प्रभोः सृष्टिरिति सृष्टौ विनिश्चिताः ।
कालात्प्रसूतिं भूतानां, मन्यन्ते कालचिन्तकाः ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—[ કોઇ ] પ્રભુની ઇચ્છામાત્ર સૃષ્ટિ એમ સૃષ્ટિમાં નિશ્ચયવાળા [ થયા છે. ] કાલનું ચિંતન કરનારા કાલથી ભૂતોની ઉત્પત્તિ માને છે ૮

વિવેચન—કોઇક ઈશ્વરવાદી પ્રભુ સત્યસંકલ્પવાળા હોવાથી તેમની ઇચ્છામાત્રજ સૃષ્ટિ છે એમ સૃષ્ટિમાં નિશ્ચયવાળા થયા છે કોઇક કાલનું ચિંતન કરનારા જે જ્યોતિષ્શાસ્ત્રના જાણનારા છે તે કાલથી ભૂતોની ઉત્પત્તિ માને છે. ૮

भोगार्थं सृष्टिरित्यन्ये, क्रीडार्थमिति चापरे ।
देवस्यैष स्वभावोऽयमाप्तकामस्य का स्पृहा ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—અન્ય ભોગમાટે સૃષ્ટિ એમ [ માને છે, ] અને બીજાઓ ક્રીડામાટે એમ [ માને છે ] દેવનો આ સ્વભાવ આ [ છે, ] આપ્તકામને શી ઇચ્છા [ હોય ? ] ૯

વિવેચન—બીજા વાદી જીવોના ભોગમાટે સૃષ્ટિ છે એમ માને છે, અને અન્યવાદીઓ ઈશ્વરની ક્રીડામાટે સૃષ્ટિ છે એમ સ્વીકારે છે હવે સિદ્ધાંત કહે છે—પરમેશ્વરનો આ માયારૂપ સ્વભાવજ આ સૃષ્ટિ છે તે પૂર્ણકામ દેવને કઇ ઇચ્છા હોય ? કોઇ પણ નહિ જેમ રજ્જુ આદિકને અવિદ્યારૂપ સ્વભાવવિના સર્પાદિક આકારથી ભાસવામાં અન્ય કારણપણું કહેવાને શક્ય નથી તેમ પરમાત્માને માયારૂપ સ્વભાવવિના આકાશ આદિક આકારથી ભાસવામાં અન્ય કારણપણું કહેવાને શક્ય નથી પ્રમાણના અભાવથી કાલમાં ભૂતોનું કારણપણું નથી ૯

હવે શ્રુતિ ક્રમથી પ્રાપ્ત ચતુર્થપાદનું સ્વરૂપ જણાવે છે—

नान्तःप्रज्ञं न बहिःप्रज्ञं नोभयतःप्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञम् ।
अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेकात्म्यप्रत्ययसारं प्रपञ्चोपशमं शान्तं
शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—[ જે ] અંતઃપ્રજ્ઞ નથી, બહિપ્રજ્ઞ નથી, ઉભયતઃપ્રજ્ઞ નથી, પ્રજ્ઞાનઘન નથી, પ્રજ્ઞ નથી, [ ને ] અપ્રજ્ઞ નથી. [ જે ] અદૃષ્ટ, વ્યવહાર કરવાને અયોગ્ય, અગ્રાહ્ય, અલક્ષણ, અચિંત્ય, કહેવાને અયોગ્ય, એકતાના જ્ઞાનનો સાર, પ્રપંચના ઉપશમવાળો, શાંત, શિવ [ ને ] અદ્વૈત [ છે તેને ] ચતુર્થ માને છે તે આત્મા [ છે ] તે જાણવાયોગ્ય [ છે. ] ૭

વિવેચન—"અંતઃપ્રજ્ઞ (માનસવિલાસના દર્શનની લાલસાવાળો) નથી" આ પદોથી તૈજસનો નિષેધ કર્યો છે. "બહિપ્રજ્ઞ (ઇંદ્રિયોવડે બહારના વિષયોને જોનારો) નથી" આ પદોવડે વિશ્વનો નિષેધ

કર્યો છે, "ઉભયત પ્રજ્ઞ ( જાગ્રત્સ્વપ્નની મધ્યઅવસ્થાના જ્ઞાનવાળો ) નથી" આ પદોવડે જાગ્રત્ અને સ્વપ્નના સંધિરૂપ મધ્યઅવસ્થાવાળાનો નિષેધ કર્યો છે, "પ્રજ્ઞાનઘન ( જાગ્રત્સ્વપ્નનાં જ્ઞાન જેમાં ઘનીભૂત થઈ ગયા છે એવી અવસ્થાવાળો ) નથી" આ શબ્દોવડે સુષુપ્તિઅવસ્થાના અભિમાની પ્રાજ્ઞનો પ્રતિષેધ કર્યો છે, "પ્રજ્ઞ નથી" આ પદોવડે એકકાલમા સર્વ વિષયના જ્ઞાતાપણાનો નિષેધ કર્યો છે, ને "અપ્રજ્ઞ નથી" આ શબ્દોથી અચેતનપણાનો નિષેધ કર્યો છે વળી જે અદૃષ્ટ છે, અર્થાત્ જે પ્રત્યક્ષાદિપ્રમાણુનો વિષય નથી, વ્યવહાર કરવાને અયોગ્ય છે, અર્થાત્ જે વચનાદિ વ્યવહારના ગંધથી રહિત છે, કર્મેન્દ્રિયોથી અગ્રાહ્ય, અલક્ષણ એટલે અનુમાનનો અવિષય, અચિંત્ય એટલે અંત કરણની વૃત્તિનો અવિષય, શબ્દોથી ન કહી શકાય એવો, જેની પ્રાપ્તિમા એક આત્મજ્ઞાનરૂપ પ્રમાણ છે એવો, અર્થાત્ મનવાણીથી પર છતા પણ આત્મજ્ઞાનવડે જાણવાને શક્ય એવો, કાર્યકારણરૂપ પ્રપચના અભાવવાળો, રાગદ્વેષાદિક વિકારથી રહિત, શુદ્ધપરમાનંદબોધસ્વરૂપ હોવાથી મગલરૂપ ને ભેદરૂપ વિકલ્પથી રહિત છે તેને વિદ્વાનો ચતુર્થ ( તુરીય ) પાદ માને છે, કારણકે ને પ્રતીત થતા વિશ્વ આદિક ત્રણ પાદોના રૂપથી વિલક્ષણ છે તે આત્મા છે, ને તે જાણવાયોગ્ય છે અહીં પૂર્વે અજ્ઞાનઅવસ્થામાં થયેલ આત્માના જ્ઞેયપણાના જ્ઞાનથી આત્માને જાણવાયોગ્ય કહ્યો છે, જ્ઞાન થયા પછી જ્ઞેય કહ્યો નથી, કેમકે આત્માનું જ્ઞાન થયા પછી તો જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયના વિભાગરૂપ દ્વૈતનો અભાવ થાય છે ૭

આ સાતમા મત્રના વિવરણરૂપ ભગવાન્ ગૌડપાદના નવ શ્લોકો છે, તેમાંના પહેલા શ્લોકવડે તુરીયનું સ્વરૂપ કહે છે —

निवृत्तेः सर्वदुःखानामीशानः प्रभुरव्ययः ।
अद्वैतः सर्वभावानां, देवस्तुर्यो विभुः स्मृतः ॥ १० ॥

**શબ્દાર્થઃ**—સર્વદુ ખોની નિવૃત્તિના નિયામકરૂપ પ્રભુ અવ્યય [ છે ] સર્વભાવોના અદ્વૈત દેવ તુરીય [ તે ] વ્યાપક કહેલા [ છે ] ૧૦

**વિવેચન**—પ્રાજ્ઞ, તૈજસ ને વિશ્વરૂપ જીવોનાં સર્વદુ ખોની નિવૃત્તિના નિયામકરૂપ પ્રભુ એક સ્વરૂપવાળા છે. રજ્જુ આદિકની પેઠે વિશ્વ આદિક સર્વ પદાર્થો મિથ્યા હોવાથી તે અદ્વૈત છે તે આ પ્રકાશવાન્ દેવ ચતુર્થ ને વ્યાપક કહ્યા છે ૧૦

હવે તુરીયના યથાર્થપણાના નિશ્ચયમાટે વિશ્વાદિકનો સામાન્યવિશેષભાવ નિરૂપણ કરાય છે —

कार्यकारणबद्धौ ताविष्येते विश्वतैजसौ ।
प्राज्ञः कारणबद्धस्तु, द्वौ तौ तुर्ये न सिध्यतः ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—વિશ્વ ને તૈજસ તે આ ફલભાવ ને બીજભાવથી બદ્ધ અંગીકાર કરાય છે, પ્રાજ્ઞ તો બીજભાવથી બદ્ધ [ છે, ] તે બંને તુરીયમાં સંભવતા નથી ૧૧

**વિવેચન**—તત્ત્વના અગ્રહણ ને અન્યથાગ્રહણરૂપ બીજભાવ ને ફલભાવ એ બનેથી પૂર્વોક્ત વિશ્વ ને તૈજસ એ બંને બધન પામેલા છે એમ અંગીકાર કરવામા આવે છે, અને પ્રાજ્ઞ તો તત્ત્વના અજ્ઞાનરૂપ એક બીજભાવથીજ બદ્ધ છે તેથી તત્ત્વનાં અગ્રહણ ને અન્યથાગ્રહણરૂપ બીજભાવ તથા ફલભાવ એ બંને તુરીયમાં સભવતા નથી. ૧૧

હવે પ્રાજ્ઞના કારણબદ્ધપણાને સિદ્ધ કરે છે.—

नाऽऽत्मानं न परांश्चैव, न सत्यं नापि चानृतम् ।
प्राज्ञः किञ्चन संवेत्ति, तुर्यं तत्सर्वदृक् सदा ॥ १२ ॥

**શબ્દાર્થઃ**—પ્રાજ્ઞ પોતાને કાંઈ પણ જાણતો નથી, તેમજ અન્યોને [ જાણતો ] નથી, સત્યને [ જાણતો ] નથી, તથા અસત્યને પણ [ જાણતો ] નથી, તે તુરીય સર્વદા સર્વદૃક્ [ છે. ] ૧૨

વિવેચનઃ—વિશ્વ અને તૈજસ જેમ પોતાને જાણે છે તેમ પ્રાજ્ઞ પોતાને કાંઈ પણ જાણતો નથી, તેમજ અન્ય વસ્તુઓને પણ જાણતો નથી, અદ્વૈતરૂપ સત્યને જાણતો નથી, તથા અવિદ્યામાંથી ઉપજેલા દ્વૈતરૂપ અસત્યને પણ જાણતો નથી તેથી આ પ્રાજ્ઞ વિપરીતજ્ઞાનના બીજસ્વરૂપ ને તત્ત્વના અગ્રહણરૂપ અજ્ઞાનથી બદ્ધ છે, અને તે તુરીય, તુરીયથી અન્યના અભાવથી, સર્વરૂપ ને સર્વદ્રષ્ટા છે. તે તુરીયમાં તત્ત્વના અગ્રહણરૂપ બીજ નથી તેથી તે બીજથી ઉપજેલા અન્યથાગ્રહણનો પણ તેમાં અભાવ છે. જેમ સર્વદા પ્રકાશરૂપ સૂર્યમાં ન પ્રકાશવું વા અન્યથા પ્રકાશવું સંભવે નહિ તેમ સર્વદા દ્રષ્ટારૂપ તુરીયમાં પણ અજ્ઞાન તથા અજ્ઞાનનું કાર્ય સંભવે નહિ. ૧૨

પ્રાજ્ઞ અને તુરીય એ બંનેમાં દ્વૈતના અગ્રહણરૂપ નિમિત્ત સમાન હોવાથી તે બંને કારણથી બદ્ધ છે એમ કોઈને શંકા થાય તો તેનું નિરાકરણ કરે છે—

द्वैतस्याग्रहणं तुल्यमुभयोः प्राज्ञतुर्ययोः ।
बीजनिद्रायुतः प्राज्ञः, सा च तुर्ये न विद्यते ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—પ્રાજ્ઞ અને તુરીય બંનેને દ્વૈતનું અગ્રહણ સમાન [ છે, પણ ] પ્રાજ્ઞ બીજનિદ્રાસહિત [ છે, ] ને તે તુરીયમાં વિદ્યમાન નથી. ૧૩

વિવેચનઃ—જો કે પ્રાજ્ઞ અને તુરીય બંનેને દ્વૈતનું અગ્રહણ તુલ્ય છે, તથાપિ પ્રાજ્ઞ વિશેષજ્ઞાનનું ઉપાદાનકારણ જે તત્ત્વના અજ્ઞાનરૂપ બીજનિદ્રા છે તે બીજનિદ્રાવડે યુક્ત છે, અને તુરીય સદા દ્રષ્ટાસ્વભાવવાળો હોવાથી તે તત્ત્વના અજ્ઞાનરૂપ નિદ્રા તુરીયમાં નથી તેથી તે તુરીય અજ્ઞાનરૂપ કારણથી બદ્ધ નથી. ૧૩

"कार्यकारणबद्धौ तौ" ઇત્યાદિ શ્લોકમાં કહેલા અર્થને હવે અનુભવના આશ્રયવડે વર્ણવે છેઃ—

स्वप्ननिद्रायुतावाद्यौ, प्राज्ञस्त्वस्वप्ननिद्रया ।
न निद्रां नैव च स्वप्नं, तुर्ये पश्यन्ति निश्चिताः ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—પ્રથમના [ બે ] સ્વપ્ન ને નિદ્રાવડે યુક્ત [ છે, ને ] પ્રાજ્ઞ તો અસ્વપ્ન તથા નિદ્રાવડે [ યુક્ત છે, ] નિશ્ચયને પામેલા તુરીયમાં નિદ્રાને નથી જોતા, અને સ્વપ્નને પણ નથી [ જોતા. ] ૧૪

વિવેચનઃ—પ્રથમના બે એટલે વિશ્વ ને તૈજસ રજ્જુમાં સર્પની પેઠે અન્યથાગ્રહણરૂપ જે સ્વપ્ન અને તત્ત્વના અજ્ઞાનરૂપ જે નિદ્રા તે બંનેથી યુક્ત છે આથી તે કાર્યકારણથી બદ્ધ છે એમ પૂર્વે કહ્યું છે. અને પ્રાજ્ઞ તો સ્વપ્નથી રહિત ને કેવલ નિદ્રાથીજ યુક્ત છે, આથી તે કારણથી બદ્ધ છે એમ પૂર્વે કહ્યું છે. નિશ્ચયને પામેલા જે બ્રહ્મવેત્તા છે તે સૂર્યમાં અંધકારની પેઠે વિરુદ્ધ હોવાથી તુરીયમાં નિદ્રાને જોતા નથી, અને સ્વપ્નને પણ જોતા નથી તેથી તુરીય કાર્યકારણથી બદ્ધ નથી એમ પૂર્વે કહ્યું છે. ૧૪

હવે પુરુષ તુરીયમાં નિશ્ચય પામેલો ક્યારે થાય છે તે કહે છેઃ—

अन्यथा गृह्णतः स्वप्नो, निद्रा तत्त्वमजानतः ।
विपर्यासे तयोः क्षीणे, तुरीयं पदमश्नुते ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—અન્યથા ગ્રહણ કરવાથી સ્વપ્ન [ છે, ] તત્ત્વને નહિ જાણવાથી નિદ્રા [ થાય છે, ] તે [ બંને ]મી ભ્રાંતિ ક્ષીણ થયે [ સતે પુરુષ ] તુરીયપદને પામે છે. ૧૫

**વિવેચનઃ**—જાગ્રત્ અને સ્વપ્નમાં રજ્જુમાં સર્પની પેઠે તત્ત્વને વિપરીત ગ્રહણ કરવાથી પુરુષને અન્યથાગ્રહણરૂપ સ્વપ્ન છે, અને તત્ત્વને નહિ જાણવાથી ત્રણે અવસ્થામાં સમાન તત્ત્વને નહિ ગ્રહણ કરવારૂપ નિદ્રા છે. તે સ્વપ્ન ને નિદ્રા વિશ્વતૈજસમાં સમાન હોવાથી તેમને એકકોટિપણું છે, ને પ્રાજ્ઞમાં માત્ર નિદ્રા હોવાથી તે બીજી કોટિમાં આવે છે. તે અન્યથાગ્રહણ ને અગ્રહણરૂપ બંનેનું ભ્રાંતિજ્ઞાન પરમાર્થતત્ત્વના જ્ઞાનથી ક્ષીણ થયે સતે પુરુષ તુરીયપદને પામે છે, અર્થાત્ તુરીયમાં બંને પ્રકારના બંધને નહિ જોનારો પુરુષ તુરીયમાં નિશ્ચય પામેલો થાય છે. ૧૫

વિપર્યયના નાશનું કારણ તત્ત્વજ્ઞાન ક્યારે થાય છે એમ શંકા થતાં તેનું સમાધાન કરે છેઃ—

अनादिमायया सुप्तो, यदा जीवः प्रबुध्यते ।
अजमनिद्रमस्वप्नमद्वैतं बुध्यते तदा ॥ १६ ॥

**શબ્દાર્થઃ**—જીવ અનાદિ માયાવડે સૂતેલો [ છે, તે ], જ્યારે પ્રબોધ પામે છે ત્યારે અજન્મા, નિદ્રારહિત, સ્વપ્નરહિત [ ને ] અદ્વૈતને જાણે છે. ૧૬

**વિવેચનઃ**—આ સંસારી જીવ અનાદિકાળથી પ્રવૃત્ત થયેલી તત્ત્વના અજ્ઞાનરૂપ ને અન્યથાગ્રહણરૂપ માયાથી "આ મારો પિતા છે, આ મારો પુત્ર છે, આ મારું ક્ષેત્ર છે, આ મારાં પશુ છે, હું એમનો સ્વામી છું, હું સુખી છું, હું દુઃખી છું, આથી હું ક્ષય પામ્યો છું, અને આથી હું વૃદ્ધિ પામ્યો છું" એવાં એવાં અનેક સ્વપ્નો જોતો છતો સૂતેલો છે, તે જ્યારે વેદાંતના અર્થરૂપ તત્ત્વને જાણનારા પરમકારુણિક શ્રીસદ્‌ગુરુવડે "તું સ્થૂલસૂક્ષ્મ સંઘાત નથી; પણ અસંગ સચ્ચિદાનંદ બ્રહ્મ છે" એવો પ્રબોધ પામે છે, ત્યારે જન્માદિક ભાવવિકારથી રહિત, અજ્ઞાનરૂપ નિદ્રાથી રહિત, અન્યથાગ્રહણરૂપ સ્વપ્નથી રહિત ને અદ્વૈત તુરીયરૂપ આત્માને જાણે છે. ૧૬

જો પ્રપંચની નિવૃત્તિવડે અદ્વૈતને જાણે છે તો પ્રપંચની નિવૃત્તિ નહિ થયે સતે કેવી રીત અદ્વૈત સિદ્ધ થાય છે એમ શંકા થાય તો તેનું નિવારણ કરે છેઃ—

प्रपञ्चो यदि विद्येत, निवर्तेत न संशयः ।
मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः ॥ १७ ॥

**શબ્દાર્થઃ**—પ્રપંચ જો વિદ્યમાન હોય [ તો અદ્વૈત ] નિવૃત્ત થાય [ એમાં ] સંશય નથી, [ પણ ] આ દ્વૈત માયામાત્ર [ છે, ને ] પરમાર્થથી અદ્વૈત [ છે. ] ૧૭

**વિવેચનઃ**—પ્રપંચ જો પરમાર્થથી વિદ્યમાન હોય તો અદ્વૈત નિવૃત્ત થાય તેમાં કાંઈ સંશય નથી; પણ રજ્જુમાં સર્પની પેઠે પ્રપંચ કલ્પિત હોવાથી તે વિદ્યમાન નથી તેથી અદ્વૈત સિદ્ધ થાય છે. જેમ રજ્જુમાં ભ્રાંતિથી કલ્પાયેલો સર્પ વિદ્યમાન છતાં પણ વિવેકથી તે નિવૃત્ત થાય છે તેથી તે વસ્તુતાએ નથી, તથા જેમ માયાવી પુરુષે દેખાડેલી માયા વિદ્યમાન છતાં પણ દેખનાર પુરુષોનો નેત્રબંધ દૂર થયે તે નિવૃત્ત થાય છે તેથી તે વસ્તુતાએ નથી તેમ આ દ્વૈત પણ માયામાત્ર છે, અને રજ્જુની તથા માયાવીની પેઠે પરમાર્થથી અદ્વૈતજ છે. ૧૭

ત્યારે ગુરુ, શાસ્ત્ર ને શિષ્ય આવી રીતના વિભાગરૂપ દ્વૈત અદ્વૈતને કેમ દૂર ન કરે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

विकल्पो विनिवर्तेत, कल्पितो यदि केनचित् ।
उपदेशादयं वादो, ज्ञाते द्वैतं न विद्यते ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—વિભાગ જોકે કોઈ['હેતુ]વડે કલ્પિત [ છે તોપણ તે ] નિવૃત્ત થાય છે; આ કથન ઉપદેશથી [ પૂર્વે છે; ] જાણે [ સતે ] દ્વૈત વિદ્યમાન નથી. ૧૮

વિવેચન—ગુરુ આદિ વિભાગ જોકે જ્ઞાનમાટે કલ્પિત છે તોપણ પછી તે બાધિત થઇને નિવૃત્ત થાય છે. જેમ આ પ્રપંચ માયાવીની માયાની પેઠે ને રજ્જુમાંના સર્પની પેઠે પ્રબોધથી પૂર્વે છે તેમ આ ગુરુ આદિક ભેદરૂપ વિભાગ પણ પ્રબોધથી પૂર્વેજ ઉપદેશમાટે છે. આથી આ ગુરુ, શાસ્ત્ર ને શિષ્યરૂપ જે દ્વૈતનું કથન શાસ્ત્રમાં છે તે ઉપદેશથી પૂર્વે છે, અને ઉપદેશના કાર્યરૂપ જ્ઞાન સમાપ્ત થયે એટલે પરમાર્થતત્ત્વને જાણે સતે તો દ્વૈત નથી તેથી વ્યવહારકાલે તેમના અંગીકારથી અદ્વૈતની હાનિ થતી નથી ૧૮

એવી રીતે તત્ત્વજ્ઞાનમાં સમર્થ એવા મધ્યમ અને ઉત્તમ અધિકારીઓને અધ્યારોપ અને અપવાદથી પારમાર્થિકતત્ત્વનો ઉપદેશ કર્યો, હવે તત્ત્વના ગ્રહણમા અસમર્થ એવા કનિષ્ઠ અધિકારીઓને આત્માના ધ્યાનના વિધાનમાટે આરોપદૃષ્ટિનો આશ્રય કરીને ઉપદેશ કરે છે—

सोऽयमात्माऽध्यक्षरमोङ्कारोऽधिमात्रं पादा मात्रा मात्राश्च पादा अकार उकारो मकार इति ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—તે આ આત્મા અધ્યક્ષર, ૐકાર, અધિમાત્ર [ છે, ] પાદો માત્રા [ છે, ] અને માત્રા પાદો [ છે, ] અકાર, ઉકાર, મકાર એ પ્રમાણે ૮

વિવેચન—વાચ્યની પ્રધાનતાવાળો ૐકાર જે ચાર પાદવાળો આત્મા છે તે આ આત્મા અધ્યક્ષર એટલે અક્ષરનો આશ્રય કરીને વાચકની પ્રધાનતાવડે વર્ણન કરાયેલો છે. જે અક્ષરનો આશ્રય કરીને તે વર્ણન કરાયેલો છે તે અક્ષર ૐકાર છે. તે આ ૐકાર પાદોથી વિભાગ પામ્યો છતો અધિમાત્ર એટલે માત્રાનો આશ્રય કરીને વર્તનાર છે આત્માના જે પાદ છે તે ૐકારની માત્રાઓ છે, અને ૐકારની જે માત્રાઓ છે તે આત્માના પાદો છે. એવી રીતે પાદની અને માત્રાની એકતાથી પાદવડે વિભાગ પામેલા આત્માનું અધિમાત્રપણું વિરોધ પામતું નથી અકાર, ઉકાર ને મકાર આ ત્રણ ૐકારની માત્રા છે. ૮

હવે વિશ્વના અકારપણાને તથા એમ જાણવાથી થનારા ફલને કહે છે —

जागरितस्थानो वैश्वानरोऽकारः प्रथमा मात्राऽऽप्तेरादिमत्त्वाद्वाऽऽप्नोति ह वै सर्वान्कामानादिश्च भवति य एवं वेद ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—જાગ્રત્સ્થાનવાળો વૈશ્વાનર અકારરૂપ પ્રથમ માત્રા [ છે, ] વ્યાપ્તિથી વા પ્રથમપણાથી [ બંનેની એકતા છે. ] જે એમ જાણે છે [ તે ] નિશ્ચય સર્વ ભોગોને પામે છે, અને પ્રથમ થાય છે. ૯

વિવેચન—જે જાગ્રત્સ્થાનવાળો વૈશ્વાનર છે તે ૐકારની અકારરૂપ પ્રથમ માત્રા છે. વૈશ્વાનરથી જગત વ્યાપ્ત છે; અને અકાર સર્વવાણીમાં વ્યાપ્ત છે, ને ત્રણ પાદમાં વૈશ્વાનર પ્રથમ છે, તથા ત્રણ માત્રામાં અકાર પ્રથમ છે, એવી રીતે વ્યાપ્તિથી અથવા પ્રથમપણાથી વૈશ્વાનરની ને અકારમાત્રાની એકતા છે. જે પુરુષ વૈશ્વાનરની તથા અકારની એકતાને એવી રીતે જાણે છે તે નિશ્ચય સર્વભોગોને પામે છે, અને મહાન્ પુરુષોમાં પ્રથમ થાય છે. ૯

હવે તૈજસની તથા ઉકારની એકતાને અને એ એકના જાણવાથી થનારા ફલને કહે છે:—

**स्वप्नस्थानस्तैजस उकारो द्वितीया मात्रोत्कर्षादुभयत्वाद्वोत्कर्षति ह वै ज्ञानसन्ततिं समानश्च भवति नास्याब्रह्मवित्कुले भवति य एवं वेद ॥ १० ॥**

**શબ્દાર્થઃ**—સ્વપ્નસ્થાનવાળો તૈજસ ઉકારરૂપ બીજી માત્રા [ છે, ] ઉત્કર્ષથી વા ઉભયપણાથી [ બંનેની એકતા છે. ] જે એમ જાણે છે [ તે ] નિશ્ચય જ્ઞાનની સંતતિને વધારે છે, ને તુલ્ય થાય છે, [ અને ] આની શિષ્યપરંપરામાં અબ્રહ્મવેત્તા થતો નથી. ૧૦

**વિવેચનઃ**—જે સ્વપ્નસ્થાનવાળો તૈજસ છે તે ૐકારની ઉકારરૂપ બીજી માત્રા છે. જેમ અકારથી ઉકાર પાઠના ક્રમથી ઉત્કૃષ્ટ છે તેમ સ્થૂલઉપાધિવાળા વિશ્વથી સૂક્ષ્મઉપાધિવાળો તૈજસ ઉત્કૃષ્ટ છે. તે ઉત્કર્ષથી તે બંનેની એકતા છે; અથવા જેમ અકાર અને મકારની મધ્યે ઉકાર છે તેમ વિશ્વ અને પ્રાજ્ઞની મધ્યે તૈજસ છે, તે ઉભયરૂપતાથી તે બંનેનું એકપણું છે. જે પુરુષ એવી રીતે તે બંનેની એકતા જાણે છે તે જ્ઞાનની સંતતિને ( અવિચ્છિન્નતાને ) વધારે છે, તથા મિત્રના પક્ષની પેઠે શત્રુનાં પક્ષમાં પણ દ્વેષ કરવાને અયોગ્ય થાય છે, અને આની શિષ્યપરંપરામાં કોઈ અબ્રહ્મવેત્તા થતો નથી. ૧૦

હવે પ્રાજ્ઞની તથા મકારની એકતાને તથા તે એકતા જાણનારાને થનારાં ફલને કહે છેઃ—

**सुषुप्तस्थानः प्राज्ञो मकारस्तृतीया मात्रा मितेरपीतेर्वा मिनोति ह वा इदꣳ सर्वमपीतिश्च भवति य एवं वेद ॥ ११ ॥**

**શબ્દાર્થઃ**—સુષુપ્તિસ્થાનવાળો પ્રાજ્ઞ મકારરૂપ ત્રીજી માત્રા [ છે, ] પરિમાણથી વા એકતાથી [ તે બંનેની એકતા છે. ] જે એમ જાણે છે [ તે ] નિશ્ચય આ સર્વને યથાર્થ જાણે છે, અને કારણરૂપ થાય છે. ૧૧

**વિવેચનઃ**—જે સુષુપ્તિસ્થાનવાળો પ્રાજ્ઞ છે તે ૐકારની મકારરૂપ ત્રીજી માત્રા છે. જેમ ક્ષયમાં અને ઉત્પત્તિમાં પ્રવેશથી અને નીકળવાથી પ્રાજ્ઞવડે વિશ્વ અને તૈજસ માપ કર્યાના જેવા થાય છે તેમ અકાર અને ઉકાર એ બંને અક્ષર ૐકારની સમાપ્તિમાં ને પુનઃ ઉચ્ચારણમાં મકારમાં પ્રવેશ કરીને નીકળતા હોય એવા જણાય છે આથી તે મકારવડે માપ કર્યાના જેવા થાય છે તેથી તે બંનેની પરિમાણથી એકતા છે; અથવા જેમ વિશ્વ અને તૈજસ સુષુપ્તિકાલમાં પ્રાજ્ઞમાં એકરૂપ થયાના જેવા થાય છે તેમ ૐકારનું ઉચ્ચારણ કરવાથી મકારરૂપ અંત્યાક્ષરમાં અકાર ને ઉકાર એ બંને એકરૂપ થયાના જેવા થાય છે તેથી તે બંનેનું એકતાથી એકપણું છે. જે પુરુષ એવી રીતે તે બંનેની એકતા જાણે છે તે નિશ્ચય આ સર્વ જગતને યથાર્થ જાણે છે, અને જગતના કારણરૂપ થાય છે. અહીં અવાંતરફલનું જે કથન છે તે મુખ્યસાધનની સ્તુતિમાટે છે. ૧૧

પાદોનું અને માત્રાઓનું જે નિમિત્તસહિત એકપણું શ્રુતિએ કહ્યું તેના વિવરણરૂપ ભગવાન્ ગૌડપાદના નીચેના પાંચ શ્લોકો છે; તેમાં પ્રથમના શ્લોકવડે પ્રથમપાદના ને પ્રથમ માત્રાના અભેદારોપમાટે કહેલાં બે સામાન્યને સ્પષ્ટ કરે છેઃ—

**विश्वस्यात्वविवक्षायामादिसामान्यमुत्कटम् ।**
**मात्रासंप्रतिपत्तौ स्यादाप्तिसामान्यमेव च ॥ १९ ॥**

**શબ્દાર્થઃ**—વિશ્વના અકારપણાને કહેવાની ઇચ્છામાં પ્રથમપણાની તુલ્યતા પ્રકટ [ દેખાય છે, ] અને [ અકાર ]માત્રાના [ વિશ્વના ] નિશ્ચયમાં વ્યાપ્તિની તુલ્યતાજ [ પ્રકટ ] છે. ૧૯

હવે દ્વિતીયપાદના તથા દ્વિતીયમાત્રાના એકપણાના આરોપની જે બે તુલ્યતા કહી છે તેને સ્પષ્ટ કરે છેઃ—

तैजसस्योत्वविज्ञान, उत्कर्षो दृश्यते स्फुटम् ।
मात्रासंप्रतिपत्तौ स्यादुभयत्वं तथाविधम् ॥ २० ॥

**શબ્દાર્થઃ**—તૈજસના ઉકારપણાના વિજ્ઞાનમાં ઉત્કર્ષ સ્પષ્ટ દેખાય છે,—[ અને ઉકાર ] માત્રાના [ તૈજસના ] નિશ્ચયમાં ઉભયપણું તેવી રીતનું ( સ્પષ્ટ ) છે. ૨૦

હવે તૃતીયપાદના અને તૃતીયમાત્રાના એકપણાના અધ્યાસમાં શ્રુતિએ જે બે સમાનતા દેખાડી છે તેને સ્ફુટ કરે છે:—

मकारभावे प्राज्ञस्य, मानसामान्यमुत्कटम् ।
मात्रासंप्रतिपत्तौ तु, लयसामान्यमेव च ॥ २१ ॥

**શબ્દાર્થઃ**—પ્રાજ્ઞના મકારભાવમાં પરિમાણનું સમાનપણું પ્રકટ [ દેખાય છે, ] અને [ મકાર ]માત્રાના [ પ્રાજ્ઞના ] નિશ્ચયમાં તો લયનું સમાનપણું જ [ પ્રકટ દેખાય છે. ] ૨૧

હવે વિશ્વાદિની તથા અકારાદિની તુલ્યતાના જ્ઞાનની સ્તુતિ કરે છે:—

त्रिषु धामसु यत्तुल्यं सामान्यं वेत्ति निश्चितः ।
स पूज्यः सर्वभूतानां वन्द्यश्चैव महामुनिः ॥ २२ ॥

**શબ્દાર્થઃ**—[ જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિરૂપ ] ત્રણ સ્થાનોમાં [ પાદો ને માત્રાઓ ] જે તુલ્ય ( ત્રણ ) [ કહ્યાં છે, તથા તેમનું જે ] સમાનપણું [ કહ્યું છે તેનો જે ] નિશ્ચયવાળો જાણે છે તે બ્રહ્મવેત્તા સર્વભૂતોને પૂજ્ય ને વંદન કરવાયોગ્યજ [ થાય છે. ] ૨૨

હવે પૂર્વોક્ત પાદના અને માત્રાના સમાનપણાના જ્ઞાનવાળા ધ્યાનનિષ્ઠના ફલના વિભાગને જણાવે છે:—

अकारो नयते विश्वमुकारश्चापि तैजसम् ।
मकारश्च पुनः प्राज्ञं नामात्रे विद्यते गतिः ॥ २३ ॥

**શબ્દાર્થઃ**—અકાર વિશ્વને પ્રાપ્ત કરે છે, અને ઉકાર તો તૈજસને [ પ્રાપ્ત કરે છે, ] પુનઃ મકાર તો પ્રાજ્ઞને [ પ્રાપ્ત કરે છે, ] અમાત્રમાં ગતિ વિદ્યમાન નથી. ૨૩

વિવેચનઃ—પૂર્વે કહેલી તુલ્યતાથી આત્માના પાદોની માત્રાની સાથે એકતા કરીને કહેલી રીતના ૐકારને જાણીને જે તેનું ધ્યાન કરે છે તેને અકાર વિશ્વને પમાડે છે; અર્થાત્ અકારપ્રધાન ૐકારનું ધ્યાન કરનારા પુરુષને વિરાટ્‌ની પ્રાપ્તિ થાય છે; તેની રીતે ઉકાર તૈજસને પ્રાપ્ત કરે છે; અર્થાત્ ઉકારપ્રધાન ૐકારનું ધ્યાન કરનારા પુરુષને હિરણ્યગર્ભની પ્રાપ્તિ થાય છે; પુનઃ મકાર પ્રાજ્ઞને પ્રાપ્ત કરે છે, અર્થાત્ મકારપ્રધાન ૐકારનું ધ્યાન કરનારા પુરુષને અવ્યાકૃતની પ્રાપ્તિ થાય છે; અને મકાર ક્ષીણ થયે અજ્ઞાનરૂપ બીજભાવનો ક્ષય થવાથી અમાત્રરૂપ ૐકારમાં [illegible] ગતિ નથી; અર્થાત્ અમાત્રપ્રધાન ૐકારનું ધ્યાન કરનારા [illegible] થાય છે. ૨૩

હવે અમાત્ર તુરીયરૂપ છે એમ શ્રુતિ જણાવે છે:—

अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपञ्चोपशमः शिवोऽद्वैत एवमोङ्कार आत्मैव संविशत्यात्मनाऽऽत्मानं य एवं वेद य एवं वेद ॥ १२ ॥

॥ इत्यथर्ववेदीयमाण्डूक्योपनिषत्समाप्ता ॥ ६ ॥

શબ્દાર્થઃ—અમાત્રરૂપ ચતુર્થ અવ્યવહાર્ય, પ્રપંચના ઉપશમવાળો, કલ્યાણરૂપ [ ને ] અદ્વૈત [ છે; ] એમ ૐકાર આત્માજ [ છે; ] જે એમ જાણે છે, જે એમ જાણે છે [ તે ] આત્માવડે આત્માપ્રતિ પ્રવેશ કરે છે. ૧૨

વિવેચનઃ—ત્રણ માત્રારહિત ૐકાર જે અમાત્ર તે તુરીયરૂપ આત્મા છે. તે આત્મા મૂલાજ્ઞાનના ક્ષયવડે વાચકવાચ્યરૂપ વાણીમનના ક્ષીણ થવાથી વ્યવહાર કરવાને અયોગ્ય છે. વળી તે નામરૂપાત્મક પ્રપંચના અભાવવાળો, કલ્યાણરૂપ ને અદ્વૈત છે. એવી રીતે તુરીયરૂપ ૐકાર આત્માજ છે. જે ઉત્તમ અધિકારી એમ જાણે છે તે પોતાના આત્માવડે પોતાના પરમાર્થરૂપ આત્મામાં પ્રવેશ કરે છે, અર્થાત્ સુષુપ્તિનામના ત્રીજા સ્થાનરૂપ બીજભાવનો દાહ કરીને વિદ્વાનેતા સ્વસ્વરૂપમાં પ્રવેશ કરે છે, ને તુરીય બીજરહિત હોવાથી પુનઃ ત્યાંથી તે જન્મ પામતો નથી. य एवं वेद એ પદોની પુનરુક્તિ ઉપનિષદની સમાપ્તિનું દ્યોતન કરે છે. ૧૨

ઇતિ શ્રીઅથર્વવેદીય માંડૂક્યોપનિષદ્‌ની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૐ

આ શ્રુતિના વ્યાખ્યાનરૂપ ભગવાન ગૌડપાદના નીચેના ૭ શ્લોકો છે. તેમાંનો પ્રથમ શ્લોક ૐકારને પાદોથી જાણવાથી કૃતાર્થ થવાય છે એમ કહે છે:—

ॐकारं पादशो विद्यात्पादा मात्रा न संशयः ।
ॐकारं पादशो ज्ञात्वा, न किञ्चिदपि चिन्तयेत् ॥ २४ ॥

શબ્દાર્થઃ—પાદો માત્રાઓ [ છે એમાં ] સંશય નથી [ તેથી ] ૐકારને પાદથી જાણે. ૐકારને પાદથી જાણીને કાંઈ પણ ચિંતન ન કરે. ૨૪

વિવેચનઃ—કહેલા પ્રકારની તુલ્યતાથી આત્માના પાદો ૐકારની માત્રાઓ છે, અને ૐકારની માત્રાઓ આત્માના પાદો છે એમાં સંશય નથી તેથી (પાદોના અને માત્રાઓના અન્યોન્યમાં એકપણાથી) ૐકારને પાદથી જાણે. ૐકારને પાદથી બ્રહ્મરૂપે જાણીને કૃતાર્થ થવાથી દૃષ્ટઅદૃષ્ટરૂપ કાંઈ પણ ફલનું ચિંતન ન કરે. ૨૪

પ્રણવમાં ચિત્ત જોડનાર નિર્ભય થાય છે એમ કહે છે:—

युञ्जीत प्रणवे चेतः, प्रणवो ब्रह्म निर्भयम् ।
प्रणवे नित्ययुक्तस्य, न भयं विद्यते क्वचित् ॥ २५ ॥

શબ્દાર્થઃ—પ્રણવ નિર્ભયરૂપ બ્રહ્મ [ છે તેથી ] ૐકારમાં ચિત્તને જોડે ૐકારમાં નિત્ય જોડાયેલાને કદીપણ ભય નથી. ૨૫

વિવેચનઃ—ૐકાર નિર્ભયરૂપ બ્રહ્મ છે તેથી વ્યાખ્યાન કરેલા પરમાર્થરૂપ ૐકારમાં સાધક ચિત્તનું અનુસંધાન કરવું. ૐકારમાં સર્વદા પોતાના ચિત્તનું અનુસંધાન કરનાર પુરુષને કદીપણ ભયની પ્રાપ્તિ થતી નથી. ૨૫

હવે પ્રણવ પરબ્રહ્મરૂપે તથા અપરબ્રહ્મરૂપે મધ્યમ તથા મંદ અધિકારીઓના ધ્યેયપણાને પામે છે, તથા ઉત્તમાધિકારીઓને તો તે પ્રણવ સર્વવિશેષશૂન્ય, એકરસ ને અક્ષરરૂપ જે બ્રહ્મ તે રૂપે સમ્યગ્જ્ઞાનથી પામવાયોગ્ય થાય છે એમ કહે છે.—

प्रणवो ह्यपरं ब्रह्म, प्रणवश्च परः स्मृतः ।
अपूर्वोऽनन्तरोऽबाह्योऽनपरः प्रणवोऽव्ययः ॥ २६ ॥

**શબ્દાર્થ:**—પ્રણવજ અપરબ્રહ્મ [ છે, ] અને પ્રણવ પર[ બ્રહ્મ ] કહેલ [ છે. ] પ્રણવ અપૂર્વ, અનંતર, અબાહ્ય, અનપર [ ને ] અવ્યય [ છે. ] ૨૬

**વિવેચન**—ૐકારજ અપરબ્રહ્મ છે, અને ૐકારજ પરબ્રહ્મ કહેલ છે. પરમાર્થથી માત્રા અને પાદો ક્ષીણ થયે સતે આ ૐકારજ બ્રહ્મ હોવાથી અપૂર્વ એટલે કારણરહિત, અનંતર એટલે જેની અંતર કાંઇ પણ ભિન્નજાતીય નથી એવો, અબાહ્ય એટલે જેની બહાર કાંઇ પણ વસ્તુ નથી એવો, અનપર એટલે અપરરૂપ કાર્યથી રહિત અને અવિનાશી છે ૨૬

હવે ૐકારને જાણનારને આત્મભાવની પ્રાપ્તિ થાય છે એમ કહે છે—

सर्वस्य प्रणवो ह्यादिर्मध्यमन्तस्तथैव च ।
एवं हि प्रणवं ज्ञात्वा, व्यश्नुते तदनन्तरम् ॥ २७ ॥

**શબ્દાર્થ:**—સર્વનો આદિ તથા મધ્ય તેમજ અંત પ્રસિદ્ધ પ્રણવ [ છે. ] એ પ્રમાણે પ્રસિદ્ધ પ્રણવને જાણીને તે પછી [ આત્મભાવને ] પામે છે. ૨૭

**વિવેચન:**—જેમ માયાવીએ રચેલો હાથી, રજ્જુમાં કલ્પાયેલો સર્પ, મરુસ્થલનું જલ ને સ્વપ્ન ઇત્યાદિ પદાર્થોનાં આદિ, મધ્ય ને અંત માયાવી, રજ્જુ, મરુભૂમિ ને સાક્ષિચેતનરૂપ અધિષ્ઠાન છે તેમ મિથ્યા ઉપજેલ આકાશાદિક સર્વપ્રપંચના આદિ, મધ્ય ને અંત ૐકાર છે. એવી રીતે અધિષ્ઠાનસ્વરૂપ ૐકારરૂપ આત્માને જાણીને પુરુષ તેજ ક્ષણમાં પરમાર્થવસ્તુના આત્મભાવને પામે છે-બ્રહ્મરૂપ થાય છે. ૨૭

હવે ૐકારને જાણવાથી પુરુષ શોકરહિત થાય છે એમ જણાવે છે.—

प्रणवं हीश्वरं विद्यात्सर्वस्य हृदि संस्थितम् ।
सर्वव्यापिनमोङ्कारं, मत्वा धीरो न शोचति ॥ २८ ॥

**શબ્દાર્થ:**—સર્વના હૃદયમાં સ્થિત ઇશ્વરરૂપ પ્રસિદ્ધ ૐકારને સર્વવ્યાપી જાણે. બુદ્ધિમાન્ [ એવી રીતે ] ૐકારને જાણીને શોક કરતો નથી. ૨૮

**વિવેચન**—સર્વ પ્રાણીઓની સ્મૃતિવૃત્તિના આશ્રય હૃદયમાં સ્થિત ઇશ્વરરૂપ પ્રસિદ્ધ ૐકારને સાધક આકાશની પેઠે સર્વવ્યાપી જાણે વિવેકી પુરુષ ૐકારરૂપ અસંસારી આત્માનો સાક્ષાત્કાર કરીને આત્માના અજ્ઞાનરૂપ શોકના નિમિત્તના અભાવથી શોક કરતો નથી. ૨૮

હવે તુરીયભાવને પામેલા ૐકારને જે જાણે છે તેની સ્તુતિ કરે છે—

अमात्रोऽनन्तमात्रश्च, द्वैतस्योपशमः शिवः ।
ॐकारो विदितो येन, स मुनिर्नेतरो जनः ॥ २९ ॥

**॥ इति श्रीमाण्डूक्योपनिषदर्थाविष्करणपरायां श्रीगौडपादीयकारिकायां प्रथममागमप्रकरणम् ॥ १ ॥**

**શબ્દાર્થ:**—અમાત્ર અને અનંતમાત્ર, દ્વૈતના ઉપશમરૂપ [ ને ] કલ્યાણરૂપ [ જે ] ૐકાર [ તે ] જેણે જાણ્યો [ છે ] તે મુનિ [ છે, ] બીજો મનુષ્ય [ મુનિ ] નથી. ૨૯

વિવેચન—ૐકાર પાદવિભાગથી તથા માત્રાવિભાગથી રહિત હોય ત્યારે તે તુરીયરૂપ અમાત્ર કહેવાય છે. ૐકાર બ્રહ્મરૂપ હોવાથી તેનો પરિચ્છેદ થઇ શકે એમ નથી તેથી તે અનંતમાત્ર કહેવાય છે. તે અમાત્ર, અનંતમાત્ર, દ્વૈતના ઉપશમરૂપ તથા કલ્યાણરૂપ ૐકારને જેણે જાણ્યો છે તે પરમાર્થતત્ત્વનું મનન કરનાર હોવાથી મુનિ છે, બીજો માત્ર શાસ્ત્ર જાણનારો પુરુષ મુનિ નથી. ૨૯

ઇતિ શ્રીમાંડૂક્યોપનિષત્સહિત શ્રીગૌડપાદીયકારિકાના પહેલા આગમપ્રકરણની તાત્પર્યદીપિકા સમાપ્ત ૧

---

## ॥ २ वैतथ्यप्रकरण ॥

"एकमेवाद्वितीयम्" (એકજ અદ્વિતીય છે) ઇત્યાદિ શ્રુતિઓથી "જાણે સને દ્વૈત નથી" એમ દ્વૈતનું મિથ્યાપણું પૂર્વે કહ્યું, તે શ્રુતિની પ્રધાનતાથી કહ્યું છે, યુક્તિની પ્રધાનતાથી કહ્યું નથી. શાસ્ત્રથી જાણેલો તે અર્થ (દ્વૈતનું મિથ્યાપણું) યુક્તિની પ્રધાનતાવડે પણ જાણવાયોગ્ય છે તેથી આ બીજા પ્રકરણનો આરંભ થાય છે તેમાં પ્રથમ પ્રપંચના મિથ્યાપણામાં સ્વપ્નના દૃષ્ટાંતની સિદ્ધિમાટે તે સ્વપ્નના મિથ્યાપણામાં યુક્તિસહિત વૃદ્ધપુરુષોની સમ્મતિ કહે છે.—

वैतथ्यं सर्वभावानां, स्वप्न आहुर्मनीषिणः ।
अन्तःस्थानात्तु भावानां संवृतत्वेन हेतुना ॥ १ ॥

**શબ્દાર્થ:—બુદ્ધિમાનો સ્વપ્નમાંના સર્વ પદાર્થોના અસત્યપણાને કહેતા હવા; પદાર્થોનું [શરીરની] અંતર સ્થાન હોવાથી સંકુચિતપણારૂપ હેતુવડે. ૧**

વિવેચન—પ્રમાણોમાં કુશલ પુરુષો સ્વપ્નમાં પ્રતીત થતા ઘટાદિક તથા સુખાદિક સર્વ પદાર્થોના અસત્યપણાને કહે છે, કારણકે સ્વપ્નના પર્વત તથા હાથી આદિક સર્વ પદાર્થો શરીરની અંતર પ્રતીત થાય છે. શરીરપ્રદેશ સંકુચિત હોવાથી તેમાં તે પર્વતાદિક સમાઇ શકે નહિ, તો શરીરની અંતર રહેલી સૂક્ષ્મ હિતાનાડીમાં તે ક્યાંથી સમાઇ શકે? એવી રીતે સ્વપ્નના પદાર્થો યોગ્ય દેશથી રહિત હોવાથી રજ્જુમાં પ્રતીત થતા સર્પની પેઠે મિથ્યા છે. ૧

હવે શરીરથી બહાર જઇને સ્વપ્નના પદાર્થોને મનુષ્ય જોતો નથી, પણ શરીરની અંતરજ તે પદાર્થોને જુએ છે એમ સિદ્ધ કરે છે—

अदीर्घत्वाच्च कालस्य, गत्वा देशान्न पश्यति ।
प्रतिबुद्धश्च वै सर्वस्तस्मिन्देशे न विद्यते ॥ २ ॥

**શબ્દાર્થ:—વળી કાલના અદીર્ઘપણાથી [સ્વપ્નદ્રષ્ટા અન્ય] દેશોપ્રતિ જઇને [સ્વપ્નના પદાર્થોને] જોતો નથી; અને જાગેલા સર્વ નિશ્ચય તે દેશમાં વિદ્યમાન નથી ૨**

વિવેચન—સૂતેલો માણસ ઘણે કાલે પહોંચાય એવા દેશને સ્વપ્નમાં જુએ છે, ત્યાં તે દેશની પ્રાપ્તિમાટે અને ત્યાંથી આગમન કરવામાટે યોગ્ય દીર્ઘકાલ નથી. એવી રીતે કાલના અદીર્ઘપણાથી સ્વપ્ન દેખનારો અન્ય દેશોપ્રતિ જઇને સ્વપ્નના પદાર્થો જોતો નથી વળી જાગેલા સર્વ સ્વપ્નના દ્રષ્ટા નિશ્ચય તે સ્વપ્નદર્શનના દેશમાં વિદ્યમાન હોતા નથી, પણ જ્યાં સૂતા હોય છે ત્યાંજ વિદ્યમાન હોય છે તેથી પણ સ્વપ્નનો દ્રષ્ટા બહાર જતો નથી, પણ શરીરની અંતરજ સ્વપ્નના પદાર્થોને જુએ છે એમ સિદ્ધ થાય છે. ૨

સ્વપ્નના પદાર્થો મિથ્યા છે તેમાં અન્ય હેતુ કહે છે:—

अभावश्च रथादीनां, श्रूयते न्यायपूर्वकम् ।
वैतथ्यं तेन वै प्राप्तं, स्वप्न आहुः प्रकाशितम् ॥ ३ ॥

શબ્દાર્થ:—વળી રથ આદિકોનો અભાવ યુક્તિપૂર્વક સંભળાય છે; તેવડેજ સ્વપ્નમાં પ્રાપ્ત મિથ્યાપણું જણાવ્યું [ છે એમ બ્રહ્મવેત્તાઓ ] કહે છે. ૩

વિવેચન:—સ્વપ્નમાં દેખાતા રથ આદિકનો અભાવ, ઉચિત દેશકાલના અભાવરૂપ યુક્તિથી "न तत्र रथाः ॥" (ત્યાં રથો નથી) આ શ્રુતિમાં સંભળાય છે; તે યોગ્ય દેશકાલના અભાવરૂપ હેતુવડે સ્વપ્નના પદાર્થોમાં પ્રાપ્ત થયેલું મિથ્યાપણું તેનો અનુવાદ કરનારી શ્રુતિએ સ્વપ્નમાં આત્માનું સ્વયંપ્રકાશપણું પ્રતિપાદન કરવામાં પ્રસંગમાં જણાવ્યું છે એમ બ્રહ્મવેત્તાઓ કહે છે. એવી રીતે સ્વપ્નનું મિથ્યાપણું શ્રુતિયુક્તિવડે સિદ્ધ થયું. ૩

હવે કહેલી રીતે સ્વપ્નરૂપ દૃષ્ટાંતના સિદ્ધ થવાથી ફલિત અર્થરૂપ અનુમાન કહે છે:—

अन्तःस्थानात्तु भेदानां, तस्माज्जागरिते स्मृतम् ।
यथा तत्र तथा स्वप्ने, संवृतत्वेन भिद्यते ॥ ४ ॥

શબ્દાર્થ:—જેમ તે સ્વપ્નમાં તેમ [ જાગ્રતમાં છે ] તેથી જાગ્રતમાં [ મિથ્યાપણું ] કહ્યું [ છે; ] પણ ભેદોનો અંતઃસ્થાનથી સંકુચિતપણાવડે ભેદ થાય છે. ૪

વિવેચન:—જેમ સ્વપ્નમાં દેખાતા પદાર્થોનું મિથ્યાપણું છે તેમ જાગ્રતમાં દેખાતા પદાર્થોનું પણ મિથ્યાપણું કહ્યું છે, પરંતુ ભેદ પામનારા સ્વપ્નના પદાર્થોનો અંતઃસ્થાનથી સંકુચિતપણાવડે જાગ્રતના પદાર્થોથી ભેદ થાય છે. જાગ્રતમાં જોવામાં આવતા પદાર્થોનું મિથ્યાપણું છે, આ પ્રતિજ્ઞા છે; દૃશ્ય હોવાથી, આ હેતુ છે; સ્વપ્નમાં દેખવામાં આવતા પદાર્થોની પેઠે, આ દૃષ્ટાંત છે; જેમ સ્વપ્નમાં દેખાતા પદાર્થોનું મિથ્યાપણું છે તેમ જાગ્રતમાં પણ દૃશ્યપણું સમાન છે, આ હેતુનો ઉપનય છે; ને તેથી જાગ્રતમાં પણ તેનું મિથ્યાપણું વિવેકીઓએ કહ્યું છે, આ નિગમન છે. શરીરની અંતર સ્થાનવાળા હોવાથી દેશકાલાદિનાં સંકોચવડે સ્વપ્નમાં દેખવામાં આવતા પદાર્થોનો જાગ્રતમાં દેખવામાં આવતા પદાર્થોથી ભેદ છે, અને દૃશ્યપણું તથા મિથ્યાપણું બંને પ્રકારના પદાર્થોમાં સમાન છે. ૪

હવે સ્વપ્ન અને જાગ્રત્ વિવેકીની દૃષ્ટિએ એક છે એમ પ્રતિપાદન કરે છે:—

स्वप्नजागरितस्थाने, ह्येकमाहुर्मनीषिणः ।
भेदानां हि समत्वेन, प्रसिद्धेनैव हेतुना ॥ ५ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ ભેદ પામનારાના સમપણારૂપ પ્રસિદ્ધજ હેતુવડે વિવેકીઓ સ્વપ્ન-જાગ્રતસ્થાને એકજ કહે છે. ૫

વિવેચન:—પરસ્પર ભેદ પામનારા એટલે વિલક્ષણ જાગ્રતના તથા સ્વપ્નના પદાર્થોનું ગ્રાહ્યગ્રાહકપણાથી દૃશ્યપણારૂપ સમપણું છે, તે સમપણારૂપ પ્રસિદ્ધ હેતુવડે વિવેકિજનો તે સ્વપ્ન ને જાગ્રત એ બંને સ્થાનને (અવસ્થાને) એકજ કહે છે. ૫

હવે જાગ્રતના પદાર્થોના મિથ્યાપણામાં અન્ય હેતુ કહે છે:—

आदावन्ते च यन्नास्ति, वर्तमानेऽपि तत्तथा ।
वितथैः सदृशाः सन्तोऽवितथा इव लक्षिताः ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—જે આદિ અને અંતમાં નથી તે વર્તમાનમાં પણ તેવું [ છે ] મિથ્યાના જેવા છતા સત્યના જેવા જાણ્યા [ છે ] ૬

**વિવેચન**—જે મૃગજળાદિક પદાર્થ આદિવિષે તથા અંતવિષે હોતા નથી તે વર્તમાનમાં પણ હોતા નથી એમ લોકમા નિશ્ચિત છે જાગ્રતમાં દેખવામાં આવતા પદાર્થો પણ આદિઅંતમાં નહિ હોવાથી મૃગજળાદિક મિથ્યાપદાર્થોના જેવા હોવાથી જોકે મિથ્યાજ છે તોપણ આત્માને નહિ જાણનારા મૂઢજનોએ તેમને સત્યના જેવા જાણ્યા છે ૬

હવે જાગ્રતના પદાર્થો પ્રયોજનવાળા છે, અને સ્વપ્નના પદાર્થો પ્રયોજનવિનાના છે તેથી જાગ્રતના પદાર્થો મિથ્યા કહી શકાય નહિ એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે—

सप्रयोजनता तेषां, स्वप्ने विप्रतिपद्यते ।
तस्मादाद्यन्तवत्त्वेन, मिथ्यैव खलु ते स्मृताः ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—તેઓનું સપ્રયોજનપણું સ્વપ્નમાં વિરોધ પામે છે તેથી આદિઅંતયુક્તપણાવડે તે નિશ્ચય મિથ્યાજ કહ્યા [ છે ] ૭

**વિવેચન**—જાગ્રતમાં તે અન્નપાનાદિક પદાર્થોનું જે ફળવાળાપણું જોઈએ છીએ તે સ્વપ્નમાં વિરોધ પામે છે, જેમ સ્વપ્નમાં ભોજનપાનવડે તૃપ્ત થઇને જાગેલો પુરુષ પોતાને ક્ષુધાતૃષાવાળો માને છે તેમ જાગ્રતમાં ભોજનપાન કરી તૃપ્ત થઇને સૂતેલો પુરુષ પણ સ્વપ્નમા પોતાને ક્ષુધાતૃષાવડે પીડિત માને છે તેથી આદિઅંતવાળાપણું જાગ્રત્સ્વપ્ન બંનેમાં સમાન છે એવી રીતે આદિઅંતયુક્ત હોવાથી જાગ્રતના તે પદાર્થો પણ નિશ્ચય મિથ્યાજ કહ્યા છે ૭

જાગ્રતમાં નહિ દેખેલા પદાર્થો પણ પુરુષ સ્વપ્નમાં જુએ છે તેથી તે પદાર્થો મિથ્યા નથી માટે જાગ્રતના પદાર્થોનું મિથ્યાપણું સાધવા સ્વપ્નના પદાર્થોનું દૃષ્ટાંત આપ્યું તે અસિદ્ધ છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે,—

अपूर्वं स्थानिधर्मो हि, यथा स्वर्गनिवासिनाम् ।
तानयं प्रेक्षते गत्वा यथैवेह सुशिक्षितः ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—જેવી રીતે સ્વર્ગના નિવાસીઓનો [ ધર્મ છે તેવી રીતે તે ] અપૂર્વ સ્થાનીનોજ ધર્મ [ છે ] તેઓને આ જઇને જુએ છે જેમ અહીં સારી રીતે શિક્ષા પામેલો [ જુએ છે તેમ ] ૮

**વિવેચન**—જેમ સ્વર્ગના નિવાસી ઇંદ્રાદિકોનો સહસ્રાક્ષપણાદિક ધર્મ છે તેમ આ અપૂર્વ સ્વપ્નના સ્થાનવાળા સ્વપ્નના દ્રષ્ટાનોજ ધર્મ છે, પણ દ્રષ્ટાના સ્વરૂપની પેઠે તે સ્વતઃસિદ્ધ નથી પોતાના ચિત્તના વિકલ્પરૂપ તે અપૂર્વપદાર્થોને સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્નસ્થાનભણી જઇને જુએ છે જેમ આ લોકમાં જેણે દેશાંતરનો માર્ગ સારી રીતે જાણ્યો છે તે તે માર્ગથી દેશાંતરમાં જઇને ત્યાંના પદાર્થોને જુએ છે તેમ સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્નસ્થાનમાં જઇને ત્યાંના પદાર્થોને જુએ છે એવી રીતે સ્વપ્નમાં દેખાતા પદાર્થો સ્થાનીના ધર્મરૂપ છે તેથી અસત્ છે માટે સ્વપ્નના દૃષ્ટાંતનું અસિદ્ધપણું નથી. ૮

જાગ્રદ્‌વિષે દેખવામાં આવતા પદાર્થોનું જે મિથ્યાપણું કહ્યું તે તેઓમાં સત્અસત્‌ના વિભાગની પ્રતીતિથી વિરુદ્ધ છે એમ શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

स्वप्नवृत्तावपि त्वन्तश्चेतसा कल्पितं त्वसत् ।
बहिश्चेतोगृहीतं सद्, दृष्टं वैतथ्यमेतयोः ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—સ્વપ્નવૃત્તિમાં પણ અંતર ચિત્તવડે કલ્પિત તો અસત્ [ છે, અને ] બહાર ચિત્તથી ગ્રહણ કરેલ તો સત્ [ છે છતાં ] એ [ બંને ]નું મિથ્યાપણું જોયું [ છે. ] ૯

**વિવેચનઃ**—સ્વપ્નસ્થાનમાં પણ અંતર મનોરથવડે કલ્પેલી વસ્તુ તો અન્યસંકલ્પના સમકાલેજ તેવા અદર્શનથી અસત્ છે, અને તેજ સ્વપ્નમાં ચક્ષુરાદિદ્વારા ગ્રહણ કરેલી ઘટાદિક વસ્તુ સત્ છે. એવી રીતે અસત્ છે એવો નિશ્ચય કરે સતે પણ સત અને અસતનો વિભાગ જોયો છે. એવી રીતે અંતર અને બહાર ચિત્તથી કલ્પના કરેલી એ બંને વસ્તુઓનું મિથ્યાપણું જોયું છે.

એવી રીતે દષ્ટાંત કહીને હવે સિદ્ધાંત કહે છેઃ—

जाग्रद्वृत्तावपि त्वन्तश्चेतसा कल्पितं त्वसत् ।
बहिश्चेतोगृहीतं सद्युक्तं वैतथ्यमेतयोः ॥ १० ॥

**શબ્દાર્થઃ**—જાગ્રતસ્થાનમાં પણ અંતર ચિત્તવડે કલ્પિત તો અસત્ [ છે, અને ] બહાર ચિત્તથી ગ્રહણ કરેલ તો સત્ [ છે. કલ્પિતપણાથી ] આ [ બંને ]નું મિથ્યાપણું યુક્ત [ છે. ] ૧૦

**વિવેચનઃ**—જાગ્રતસ્થાનમાં પણ અંતર ચિત્તવડે કલ્પિત વસ્તુ મિથ્યા છે, અને તેજ જાગ્રતમાં બહાર ચક્ષુરાદિદ્વારા ચિત્તે ગ્રહણ કરેલી ઘટાદિક વસ્તુ સત્ છે, એવી રીતે અસત્ છે એવો નિશ્ચય કર્યા છતાં પણ સત્અસતનો વિભાગ જોયો છે. આ બંને વસ્તુનું કલ્પિતપણાની તુલ્યતાથી મિથ્યાપણું યુક્ત છે. ૧૦

સર્વના મિથ્યાપણામાં પ્રમાતાપ્રમાણાદિક વ્યવહારનો અસંભવ થાય છે એમ વાદી શંકા કરે છેઃ—

उभयोरपि वैतथ्यं, भेदानां स्थानयोर्यदि ।
क एतान्बुध्यते भेदान्को वै तेषां विकल्पकः ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—જો બંને સ્થાનમાં પણ ભેદોનું મિથ્યાપણું [ છે તો ] આ ભેદોને કોણ જાણશે ? [ અને ] તેઓનો કલ્પનારો પણ કોણ [ થશે ? ] ૧૧

**વિવેચનઃ**—જો જાગ્રત અને સ્વપ્ન આ બંને સ્થાનોમાં પદાર્થોનું મિથ્યાપણું છે તો તે કલ્પના કરેલા પદાર્થોને કયો પ્રમાતા જાણશે ? અને તેમની સ્મૃતિ ને અનુભવનો કર્તા પણ કોણ થશે ? જો પ્રમાતા તથા કર્તાને નહિ માનો તો શૂન્યવાદની પ્રાપ્તિ થશે. ૧૧

હવે સિદ્ધાંતી કર્તા અને કાર્ય આદિકની વ્યવસ્થાના અસંભવને દૂર કરે છેઃ—

कल्पयत्यात्मनाऽऽत्मानमात्मा देवः स्वमायया ।
स एव बुध्यते भेदानिति वेदान्तनिश्चयः ॥ १२ ॥

**શબ્દાર્થઃ**—આત્મરૂપ દેવ પોતાની માયાથી પોતાવડે પોતાને કલ્પે છે, [ ને ] તેજ ભેદોને જાણે છે એવો વેદાંતનો નિશ્ચય [ છે. ] ૧૨

**વિવેચનઃ**—આત્મરૂપ દેવ પોતાની માયાથી પોતામાં રજ્જુ આદિકમાં સર્પ આદિકની પેઠે ભેદોના

આકારોને કલ્પે છે, અને તેજ તે ભેદોને જાણે છે, એવો વેદાંતનો નિશ્ચય છે. એવી રીતે અનુભવજ્ઞાન અને સ્મૃતિજ્ઞાનનો આશ્રય અન્ય નથી, અને ક્ષણિકવિજ્ઞાનવાદીની પેઠે અનુભવજ્ઞાન અને સ્મૃતિજ્ઞાન નિરાશ્રય પણ નથી. ૧૨

હવે કોણ સંકલ્પ કરતો છતો કેવી રીતે કલ્પે છે તે કહે છે:—

विकरोत्यपरान्भावानन्तश्चित्ते व्यवस्थितान् ।
नियतांश्च बहिश्चित्त, एवं कल्पयते प्रभुः ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—આત્મા બહારચિત્તવાળો [ થઇને ] અપરપદાર્થોને [ અને ] ચિત્તની અંતરે સ્થિત નિયમિતને [ તથા અનિયમિતને ] નાના કરે છે. [ અંતરચિત્તવાળો ] એમ કલ્પે છે. ૧૩

**વિવેચનઃ**—પરમાત્મા બહાર ચિત્તવાળા થઇને બહારનાં લોકપ્રસિદ્ધ શબ્દાદિરૂપ પદાર્થોને અને શાસ્ત્રપ્રસિદ્ધ માયારૂપ ચિત્તની અંતર સ્થિત અસ્પષ્ટ પૃથિવી આદિક નિયમિત અને વીજળી આદિ અનિયમિત પદાર્થોને નાનાપ્રકારે કરે છે. તેઓ પ્રથમ અંતરચિત્તવાળા થઇને પોતામાં સ્થિત પદાર્થોની વ્યવહારને યોગ્ય કલ્પના કરીને પછી વ્યવહારની યોગ્યતામાટે પૂર્વોક્તરીતે રચે છે. ૧૩

પુનઃ પણ જાગ્રત્‌ના તથા સ્વપ્નના પદાર્થોની તુલ્યતા જણાવે છે:—

चित्तकाला हि येऽन्तस्तु, द्वयकालाश्च ये बहिः ।
कल्पिता एव ते सर्वे, विशेषो नान्यहेतुकः ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—વળી અંતરમાં જે પ્રસિદ્ધ ચિત્તકાલવાળા [ છે, ] અને બહાર જે બે કાલવાળા [ છે ] તે સર્વે કલ્પિતજ [ છે ] વિશેષ અન્ય હેતુવાળો નથી. ૧૪

**વિવેચનઃ**—અંતરમાં એટલે સ્વપ્નમાં જે ચિત્તકાલવાળા એટલે ચિત્તની કલ્પનાના કાલમાં જાણવાયોગ્ય પદાર્થો છે, અને બહાર એટલે જાગ્રત્‌માં જે બે કાલવાળા એટલે ચિત્તની સાથે તથા પછી પણ રહેનારા એટલે પ્રત્યભિજ્ઞાના વિષય થનારા પદાર્થો છે તે સર્વે પદાર્થો કલ્પિતજ છે. જાગ્રત્‌ના પદાર્થોમાં બંને કાલથી યુક્તતારૂપ જે વિશેષ છે તે કલ્પિતપણાથી ભિન્ન અન્યહેતુવાળો નથી, કેમકે સ્વપ્નમાં પણ એવી પ્રત્યભિજ્ઞા થાય છે તેથી જાગ્રત્‌ના ને સ્વપ્નના પદાર્થો સમાન છે. ૧૪

વળી જાગ્રત્‌ના પદાર્થો સ્વપ્નના પદાર્થોજેવા કલ્પિત છે એમ સિદ્ધ કરે છે:—

अव्यक्ता एव येऽन्तस्तु, स्फुटा एव च ये बहिः ।
कल्पिता एव ते सर्वे, विशेषस्त्विन्द्रियान्तरे ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—વળી અંતરમાં જે અવ્યક્તજ [ છે, ] અને બહાર જે સ્પષ્ટજ [ છે ] તે સર્વે કલ્પિતજ [ છે ] વિશેષ તો ઇંદ્રિયના ભેદમાં [ છે. ] ૧૫

**વિવેચનઃ**—સ્વપ્નમાં મનની વાસનાથી પ્રકટેલા જે અસ્પષ્ટ પદાર્થો છે, તથા જાગ્રત્‌માં ચક્ષુરાદિક ઇંદ્રિયોથી પ્રતીત થતો જે સ્પષ્ટ પદાર્થો છે તે સર્વે પદાર્થો મનના સ્ફુરણમાત્રરૂપ હોવાથી કલ્પિતજ છે. પદાર્થોનો તે ભેદ તો અંતરઇંદ્રિય તથા બાહ્યઇંદ્રિયના ભેદનો કરેલો છે, પદાર્થોની સત્યતાનો કરેલો નથી તેથી જાગ્રત્‌ના પદાર્થો પણ સ્વપ્નના પદાર્થોની પેઠે કલ્પિતજ છે. ૧૫

હવે પદાર્થોની કલ્પનાના ક્રમને કહે છે:—

जीवं कल्पयते पूर्वं, ततो भावान्पृथग्विधान् ।
बाह्यानाध्यात्मिकांश्चैव, यथाविद्यस्तथास्मृतिः ॥ १६ ॥

**શબ્દાર્થઃ**—જીવને પૂર્વે કલ્પે છે. પછી નાનાપ્રકારના બહારના અને અંતરનાજ પદાર્થોને [ કલ્પે છે. ] જેવા જ્ઞાનવાળો તેવી સ્મૃતિવાળો. ૧૬

**વિવેચનઃ**—પરમાત્મા "હું કરું છું, મને સુખદુઃખ છે," આ લક્ષણવાળા જીવને રજ્જુમાં સર્પની પેઠે શુદ્ધ આત્મામાં વિશિષ્ટરૂપથી પ્રથમ કલ્પે છે. પછી નાનાપ્રકારના બહારના ને અંતરના પદાર્થોને કલ્પે છે. તે જીવ જેવા જ્ઞાનવાળો હોય છે તેવી સ્મૃતિવાળો થાય છે. ૧૬

હવે જીવની કલ્પના કયા નિમિત્તવાળી છે તે દૃષ્ટાંતથી પ્રતિપાદન કરે છે:—

अनिश्चिता यथा रज्जुरन्धकारे विकल्पिता ।
सर्पधारादिभिर्भावैस्तद्वदात्मा विकल्पितः ॥ १७ ॥

**શબ્દાર્થઃ**—જેમ અનિશ્ચિત રજ્જુ અંધકારમાં સર્પધારાદિભાવોવડે વિકલ્પિત [ થાય છે ] તેમ આત્મા વિકલ્પિત [ થયો છે. ] ૧૭

**વિવેચનઃ**—જેમ પોતાના સ્વરૂપથી અનિશ્ચિત રજ્જુ મંદઅંધકારમાં સર્પ તથા જલધારાદિક ભાવોવડે અનેક પ્રકારથી વિકલ્પ પામે છે તેમ પોતાના શુદ્ધસ્વરૂપવડે અનિશ્ચિત હોવાથી આત્મા જીવ અને પ્રાણાદિક અનંતભાવોના ભેદોથી વિકલ્પ પામ્યો છે. આ સર્વ ઉપનિષદોનો સિદ્ધાંત છે. ૧૭

હવે જીવની કલ્પના અવિદ્યાથી રચિત છે તે વ્યતિરેકમુખે દેખાડે છે:—

निश्चितायां यथा रज्ज्वां, विकल्पो विनिवर्तते ।
रज्जुरेवेति चाद्वैतं, तद्वदात्मविनिश्चयः ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—જેમ રજ્જુજ એમ રજ્જુ નિશ્ચિત થયે [ સતે ] વિકલ્પ નિવૃત્ત થાય છે તેમ આત્માનો યથાર્થ નિશ્ચય [ થાય છે ત્યારે ] અદ્વૈતજ [ અવશેષ રહે છે. ] ૧૮

**વિવેચનઃ**—જેમ "રજ્જુજ છે" આવો રજ્જુનો નિશ્ચય થયે સતે સર્પાદિરૂપે વિકલ્પ સર્વથા નિવૃત્ત થાય છે, અને રજ્જુમાત્ર અવશેષ રહે છે તેમ જ્યારે આત્માનો શ્રુતિપ્રમાણે નિશ્ચય થાય છે ત્યારે જીવાદિક વિકલ્પોની નિવૃત્તિ થવાથી અદ્વૈત આત્મતત્ત્વજ અવશેષ રહે છે. ૧૮

હવે એકમાં અનેકભાવ માયાવડે કલ્પાયા છે એમ જણાવે છે:—

प्राणादिभिरनन्तैश्च, भावैरेतैर्विकल्पितः ।
मायैषा तस्य देवस्य, यथा संमोहितः स्वयम् ॥ १९ ॥

**શબ્દાર્થઃ**—[ આત્મા ] આ પ્રાણાદિ અનંતભાવોવડે [ કેમ ] વિકલ્પ પામેલ [ છે ? ] આ તે દેવની માયા [ છે, ] જેવડે પોતે મોહિત [ થાય છે. ] ૧૯

**વિવેચનઃ**—જો આત્મા એકજ છે તો તે આ પ્રાણાદિક અનંતભાવોવડે કેમ વિકલ્પ પામેલ છે ? એમ શંકા થાય તો સાંભળો—આ તે આત્મરૂપ દેવની માયા છે, જે માયાવડે પોતે પણ મોહિતજેવો થાય છે તેથી મોહરૂપ કાર્યદ્વારા પોતાને વિષે માયાનું ( અનેક કલ્પિત પદાર્થોનું ) જ્ઞાન થાય છે. ૧૯

હવે તે પ્રાણાદિક અનંતભાવોને કહે છે:—

प्राण इति प्राणविदो, भूतानीति च तद्विदः।
गुणा इति गुणविदस्तत्त्वानीति च तद्विदः ॥२०॥

[ શબ્દાર્થઃ—હિરણ્યગર્ભ [ જગતનું કારણ છે ] એમ હિરણ્યગર્ભના ઉપાસકો [ કલ્પે છે ] અને [ ચાર ] ભૂતો [ જગતનું કારણ છે ] એમ તેને જાણનારો ( ચાર્વાકો) [ કલ્પે છે; ત્રણ ] ગુણો [ જગતનું કારણ છે ] એમ ગુણને જાણનારા ( સાંખ્યો ) [ કલ્પે છે; ] અને [ આત્મા, અવિદ્યા ને શિવ આ ત્રણ ] તત્ત્વો [ જગતના પ્રવર્તક છે ] એમ તેના વેત્તાઓ ( શૈવો ) [ કલ્પે છે. ] ૨૦

पादा इति पादविदो, विषया इति च तद्विदः ।
लोका इति लोकविदो, देवा इति च तद्विदः ॥२१॥

[ શબ્દાર્થઃ—[ વિશ્વાદિક ] પાદો [ સર્વ વ્યવહારના હેતુ છે ] એમ પાદને જાણનારાઓ [ કલ્પે છે; ] અને [ શબ્દાદિક ] વિષયો [ તત્ત્વરૂપ છે ] એમ તેને જાણનારાઓ [ કલ્પે છે; પૃથિવી આદિક ત્રણ ] લોકો [ વસ્તુરૂપ છે ] એમ લોકવેત્તાઓ ( પૌરાણિકો ) [ કલ્પે છે; ] અને [ અગ્નિ આદિક ] દેવો [ ફલદાતા છે ઈશ્વર નહિ ] એમ તેને જાણનારાઓ [ કલ્પે છે. ] ૨૧

वेदा इति वेदविदो, यज्ञा इति च तद्विदः ।
भोक्तेति च भोक्तृविदो, भोज्यमिति च तद्विदः ॥ २२ ॥

શબ્દાર્થઃ—[ ઋગાદિક ] વેદો [ પરમાર્થરૂપ છે ] એમ વેદના પાઠકો [ કલ્પે છે; ] અને [ જ્યોતિષ્ટોમાદિક ] યજ્ઞો [ વસ્તુરૂપ છે ] એમ તેને જાણનારા (યાજ્ઞિકો) [ કલ્પે છે; ] ભોક્તા [ આત્મા છે ] એમ ભોક્તાને જાણનારા ( સાંખ્યો ) [ કલ્પે છે; ] અને ભોજ્ય [ વસ્તુ છે ] એમ તેને જાણનારા ( રસોઇઆ ) [ પ્રતિજ્ઞા કરે છે. ] ૨૨

सूक्ष्म इति सूक्ष्मविदः, स्थूल इति च तद्विदः ।
मूर्त इति मूर्तविदो अमूर्त इति तद्विदः ॥ २३॥

શબ્દાર્થઃ—[ આત્મા ] સૂક્ષ્મ ( અણુપરિમાણ ) [ છે ] એમ સૂક્ષ્મને જાણનારાઓ (ઉપાસકો) [ કલ્પે છે; ] અને સ્થૂલ [ શરીર આત્મા છે ] એમ તેને જાણનારા ( ચાર્વાકો ) [ કલ્પે છે; ] મૂર્ત ( ત્રિશૂલાદિધારી વા ચક્રાદિધારી ) [ પરમાર્થરૂપ છે ] એમ મૂર્તને જાણનારા (આગમના અભિમાની ) [ કલ્પે છે; અને ] અમૂર્ત ( સર્વ આકારથી રહિત નિઃસ્વભાવ ) [ પરમાર્થરૂપ છે ] એમ તેને જાણનારા ( શૂન્યવાદીઓ ) [ કલ્પે છે. ] ૨૩

काल इति कालविदो, दिश इति च तद्विदः ।
वादा इति वादविदो, भुवनानीति तद्विदः ॥ २४ ॥

શબ્દાર્થઃ—કાલ [ પરમાર્થરૂપ છે ] એમ કાલના વેત્તાઓ ( જોષીઓ ) [ કલ્પે છે; ] અને [ પૂર્વાદિક ] દિશાઓ [ પરમાર્થરૂપ છે ] એમ તેને ( સ્વરોદયને ) જાણનારાઓ [ કલ્પે છે; રસાયન તથા મંત્રરૂપ ] વાદો [ વસ્તુરૂપ છે ] એમ વાદને જાણનારાઓ [ કલ્પે છે; અને ચૌદ ] ભુવનો [ તત્ત્વરૂપ છે. ] એમ તેને જાણનારા [ કલ્પે છે. ] ૨૪

मन इति मनोविदो, बुद्धिरिति च तद्विदः ।
चित्तमिति चित्तविदो, धर्माधर्मौ च तद्विदः ॥२५॥

શબ્દાર્થઃ—મન [ આત્મા છે ] એમ મનને જાણનારા ( કોઈ ચાર્વાકો ) [ કલ્પે છે; ] અને બુદ્ધિ [ આત્મા છે ] એમ તેને જાણનારા ( ક્ષણિકવિજ્ઞાનવાદીઓ ) [ કલ્પે છે; ] ચિત્ત [ આત્મા છે ] એમ ચિત્તને જાણનારા [ કલ્પે છે; ] અને ધર્માધર્મ [ પરમાર્થરૂપ છે એમ ] તેને જાણનારા ( મીમાંસકો ) [ કલ્પે છે. ] ૨૫

पञ्चविंशक इत्येके, षड्विंश इति चापरे ।
एकत्रिंशक इत्याहुरनन्त इति चापरे ॥ २६ ॥

શબ્દાર્થઃ—પચીશ[ સંખ્યા ]વાળો [ પ્રપંચ વસ્તુ છે ] એમ કોઈ [ કલ્પે છે; ] અને છવીશ[સંખ્યા]વાળો [ પ્રપંચ વસ્તુ છે ] એમ બીજાઓ [ કલ્પે છે; ] એકત્રીશ [ સંખ્યા ] વાળો [ પ્રપંચ વસ્તુ છે ] એમ [ કોઈ ] કહે છે, અને [ પદાર્થોના ભેદ ] અનંત [ છે ] એમ બીજાઓ [ કહે છે. ] ૨૬

વિવેચન—પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, પાંચ તન્માત્રા, અગીઆર ઇંદ્રિયો ને પાંચ ભૂતો તથા પુરુષ એ પચીશ તત્ત્વોને સાંખ્યવાદીઓ કલ્પે છે. પૂર્વનાં પચીશ તત્ત્વોમાં એક ઈશ્વરતત્ત્વ વધારી છવીશ તત્ત્વોને યોગવાદીઓ માને છે. સાંખ્યવાદીઓએ અંગીકાર કરેલાં પચીશ તત્ત્વોમાં રાગ, અવિદ્યા, નિયતિ, કાલ, કલા ને માયા એ છ તત્ત્વોને વધારી પાશુપતો એકત્રીશ તત્ત્વો માને છે; અને પદાર્થોના ભેદ અનંત છે, નિયમિત નથી એમ બીજાઓ માને છે. ૨૬

लोकाँल्लोकविदः प्राहुराश्रमा इति तद्विदः ।
स्त्रीपुंनपुंसकं लैङ्गाः, परापरमथापरे ॥२७॥

શબ્દાર્થઃ—લોકોને [ પ્રસન્ન કરવા એજ તત્ત્વ છે એમ ] લોકને જાણનારા ( લૌકિકજનો ) કહે છે. આશ્રમો [ પરમાર્થરૂપ છે ] એમ તેને જાણનારા ( દક્ષ આદિકો ) [ કહે છે; ] સ્ત્રી, પુરુષ ને નપુંસક લિંગવાળા [ શબ્દનો સમૂહ તત્ત્વ છે એમ વ્યાકરણને જાણનારા વર્ણન કરે છે; ] અને પર[ બ્રહ્મ ] તથા અપર[ બ્રહ્મ વસ્તુ છે એમ ] બીજાઓ [ માને છે. ] ૨૭

सृष्टिरिति सृष्टिविदो, लय इति च तद्विदः ।
स्थितिरिति स्थितिविदः, सर्वे चेह तु सर्वदा ॥ २८ ॥

શબ્દાર્થઃ—સૃષ્ટિ [ તત્ત્વ છે ] એમ સૃષ્ટિને જાણનારા ( પૌરાણિકો ) [ કહે છે; ] અને લય [ તત્ત્વ છે ] એમ તેને જાણનારા [ કહે છે, ] સ્થિતિ [ તત્ત્વ છે ] એમ સ્થિતિને જાણનારા [ કહે છે, ] અને સર્વે અહીં ( આત્મામાં ) તો સર્વદા [ કલ્પીએ છીએ, પણ આત્માનું કલ્પિતપણું નથી ] ૨૮

લૌકિકજનોની ને વિદ્વાનોની કેટલીક કલ્પનાના ભેદોને કહીને તેમના અનંતપણાથી તે બધાને કહેવાનું અશક્યપણું જોઈને હવે સંક્ષેપમાત્ર કહે છેઃ—

यं भावं दर्शयेद्यस्य, तं भावं स तु पश्यति ।
तं चावति स भूत्वाऽसौ, तद्ग्रहः समुपैति तम् ॥२९॥

શબ્દાર્થઃ—જે પદાર્થ જેને [ આજ તત્ત્વ છે એમ ગુરુ ] દેખાડે છે તે તો તે પદાર્થને [ આત્મરૂપ ] જુએ છે; અને તેનું આ [ પદાર્થ ] તે [ રૂપ ] થઈને રક્ષણ કરે છે. તેમાં [ જે ] અભિનિવેશ [ છે તે ] તેને પ્રાપ્ત થાય છે. ૨૯

હવે વેદનો વાસ્તવિક અર્થને કોણ જાણે છે તે કહે છે.—

एतैरेषाऽपृथग्भावैः, पृथगेवेति लक्षितः ।
एवं यो वेद तत्त्वेन, कल्पयेत्सोऽविशङ्कितः ॥ ३० ॥

શબ્દાર્થઃ—આ અભિન્નસ્વભાવવડે આ [ આત્મા ] ભિન્નજ [ છે ] એમ [ મૂઢોવડે ] નિશ્ચિત [ છે ] એમ જે તત્ત્વવડે જાણે છે તે શંકારહિત [ થયો છતો વેદના અર્થને ] કલ્પે છે. ૩૦

વિવેચન—આ પ્રાણાદિ આત્માના અભિન્નભાવોથી આ આત્મા ભિન્નજ છે એમ અવિવેકીઓએ નિશ્ચય કર્યો છે; અને વિવેકીઓએ તો રજ્જુમા કલ્પિત સર્પાદિકની પેઠે કલ્પિત પ્રાણાદિ આત્માથી ભિન્ન નથી એવો નિશ્ચય કર્યો છે એવી રીતે કલ્પિતના અસદ્‌ભાવને ને આત્માના સદ્‌ભાવને જે પુરુષ આત્મજ્ઞાનરૂપ તત્ત્વવડે શ્રુતિયુક્તિથી જાણે છે તે શંકારહિત થયો છતો આ વાક્ય આ અર્થપર છે, ને આ વાક્ય અન્ય અર્થપર છે એમ વિભાગથી વેદના અર્થને કલ્પે છે. ભગવાન્ મનુ પણ એમજ કહે છે.—

"नह्यनध्यात्मविद्वेदाञ्ज्ञातुं शक्नोति तत्त्वतः ।
नह्यनध्यात्मवित्कश्चित्क्रियाफलमुपाश्नुते ॥"

ભાવાર્થઃ—અધ્યાત્મતત્ત્વને નહિ જાણનાર, વેદોને તત્ત્વથી જાણવામાં સમર્થ થતો નથી, અને આત્મતત્ત્વને નહિ જાણનાર કોઈપણ પ્રમાણના ફલરૂપ તત્ત્વજ્ઞાનને પામતો નથી. ૩૦

જે આ દ્વૈતનો અસદ્‌ભાવ યુક્તિથી કહ્યો તે વેદાંતપ્રમાણથી નિશ્ચિત છે એમ કહે છે.—

स्वप्नमाये यथा दृष्टे, गन्धर्वनगरं यथा ।
तथा विश्वमिदं दृष्टं, वेदान्तेषु विचक्षणैः ॥ ३१ ॥

શબ્દાર્થઃ—જેવી રીતે સ્વપ્ન ને માયા જોયાં [ છે, ] જેવી રીતે ગંધર્વનગર [ જોયું છે ] તેવી રીતે આ વિશ્વ ઉપનિષદોમાં વિચક્ષણોએ જોયું [ છે. ] ૩૧

વિવેચન—જેમ સ્વપ્ન ને ઐંદ્રજાલિકની માયા એ બને વિવેકીઓએ અસદ્રૂપ દેખ્યાં છે, તથા જેમ આકાશમાં પ્રતીત થતું ગંધર્વનગર અકસ્માત્ અભાવપણાને પ્રાપ્ત થતું જોયુ છે તેમ આ વિશ્વ "नेह नानाऽस्ति किञ्चन ॥" ( પરમાત્મામા કાંઈ પણ ભેદ નથી, ) ને—"द्वितीयाद्वै भयं भवति ॥" ( દ્વિતીયથી નિશ્ચય ભય થાય છે ) ઇત્યાદિ ઉપનિષદોમાં ( શ્રુતિઓમા ) નિપુણ પુરુષોએ પરમતત્ત્વમાં કલ્પિત જોયું છે. ૩૧

પ્રમાણ અને યુક્તિવડે દ્વૈતનું મિથ્યાપણું સિદ્ધ કરવાથી અદ્વૈતજ પારમાર્થિક છે એમ સિદ્ધ થયું. તે નિશ્ચય કરેલા અર્થને હવે નીચેના શ્લોકમાં સક્ષેપથી કહે છે.—

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त, इत्येषा परमार्थता ॥ ३२ ॥

શબ્દાર્થઃ—પ્રલય નથી, અને ઉત્પત્તિ નથી, સંસારી જીવ નથી, અને સાધક નથી, મુમુક્ષુ નથી, [ ને ] મુક્ત પણ નથી, એમ આ પરમાર્થતા [ છે. ] ૩૨

વિવેચનઃ—આ સર્વ લૌકિક તથા વૈદિક વ્યવહાર અવિદ્યાનોજ વિષય છે. "ब्रह्मैवेदं सर्वम् ॥" (બ્રહ્મજ આ સર્વ છે) ઇત્યાદિ શ્રુતિઓમાં દ્વૈતનો અસદ્‌ભાવ જણાવેલો હોવાથી પ્રલય નથી, તથા ઉત્પત્તિ નથી. નિત્યમુક્ત ચૈતન્યજ સર્વત્ર વિદ્યમાન હોવાથી તથા ઉત્પત્તિપ્રલયનો અભાવ હોવાથી કોઇ સંસારી જીવ નથી, કોઇ સાધક એટલે મોક્ષના સાધનોવાળો નથી, કોઇ બંધથી છૂટવા ઇચ્છનાર મુમુક્ષુ નથી, ને કોઈ પણ બંધથી છૂટેલો મુક્ત નથી, એમ આ પરમાર્થતા છે. ૩૨

હવે પૂર્વશ્લોકના અર્થનો હેતુ કહે છેઃ—

भावैरसद्भिरेवायमद्वयेन च कल्पितः ।
भावा अप्यद्वयेनैव, तस्मादद्वयता शिवा ॥ ३३ ॥

**શબ્દાર્થઃ**—અસદ્રૂપભાવોવડેજ અને અદ્વયવડે આ કલ્પિત [ છે, તથા ] ભાવો પણ અદ્વયવડેજ [ કલ્પિત છે ] તેથી અદ્વૈતતા કલ્યાણરૂપ [ છે. ] ૩૩

વિવેચનઃ—અસદ્રૂપ પ્રાણાદિ ભાવોવડે અને સર્વ વિકલ્પના આશ્રયભૂત પરમાર્થ સદ્રૂપ અદ્વૈતવડે એક સત્સ્વભાવવાળો છતાં પણ સંસર્ગથી આ આત્મા કલ્પિત છે તથા તે પ્રાણાદિક ભાવો પણ સદ્રૂપ અદ્વૈતઆત્માવડેજ કલ્પિત છે. અધિષ્ઠાનરહિત કોઇ પણ કલ્પના જોવામાં આવતી નથી તેથી સર્વે કલ્પનાનું અધિષ્ઠાન હોવાથી પોતાના સ્વરૂપવડે અદ્વૈતના અવ્યભિચારથી કલ્પનાઅવસ્થામાં પણ અદ્વૈતતા કલ્યાણરૂપ છે. કલ્પનારૂપ દ્વૈત ભયનું કારણ છે તેથી અકલ્યાણરૂપ છે, ને અદ્વૈતતા અભયરૂપ છે તેથી તેજ કલ્યાણરૂપ છે. ૩૩

હવે તે અદ્વૈતતા કેવી રીતે શિવરૂપ છે તે કહે છેઃ—

नात्मभावेन नानेदं, न स्वेनापि कथञ्चन ।
न पृथङ्नापृथक्किञ्चिदिति तत्त्वविदो विदुः ॥ ३४ ॥

**શબ્દાર્થઃ**—આ [ જગત ] આત્મભાવવડે ભિન્ન નથી, પોતાવડે પણ કદાચિત્ પણ નથી. પૃથક્ નથી, [ અને ] કાંઇ પણ અપૃથક્ નથી એમ તત્ત્વવેત્તાઓ જાણે છે. ૩૪

વિવેચનઃ—પ્રાણાદિક પદાર્થોના સમૂહરૂપ આ જગત પરમાર્થરૂપે આત્માથી ભિન્ન નથી, અને પોતાના પ્રાણ આદિક સ્વરૂપવડે પણ કલ્પિત હોવાથી આ જગત કદાચિત્ પણ વિદ્યમાન નથી. જેમ અશ્વથી મહિષ ભિન્ન છે તેમ પ્રાણાદિ વસ્તુ પરસ્પર ભિન્ન નથી, તથા અસત્ હોવાથી પરસ્પર વા અન્યથી અભિન્ન પણ નથી, એમ પરમાર્થતત્ત્વને જાણનારા બ્રાહ્મણો જાણે છે. એવી રીતે અશિવના હેતુપણાના અભાવથી અદ્વૈતતાજ શિવરૂપ છે. ૩૪

હવે તે યથાર્થદર્શનની સ્તુતિ કરે છેઃ—

वीतरागभयक्रोधैर्मुनिभिर्वेदपारगैः ।
निर्विकल्पो ह्ययं दृष्टः, प्रपञ्चोपशमोऽद्वयः ॥ ३५ ॥

**શબ્દાર્થઃ**—રાગ, ભય ને ક્રોધથી રહિત, મનનશીલ [ ને ] વેદના પારને પામેલાવડે વિકલ્પથી રહિત, પ્રપંચના અભાવવાળો [ ને ] અદ્વૈતરૂપ આ પ્રસિદ્ધ [ આત્મા ] જ્ઞાત [ છે. ] ૩૫

વિવેચનઃ—રાગ, ભય, દ્વેષ ને ક્રોધાદિક સર્વ દોષોથી રહિત, સર્વદા મનન કરવાના સ્વભાવવાળા અને વેદના અર્થને તથા રહસ્યને જાણનારાં જ્ઞાનિજનોએ સર્વ વિકલ્પથી રહિત, દ્વૈતના અભાવવાળો ને અદ્વૈતરૂપ

આ પ્રસિદ્ધ આત્મા જાણ્યો છે. રાગાદિકવડે મલિનચિત્તવાળા તથા પક્ષપાતથી જોનારા એ આત્માને જાણી શકતા નથી. ૩૫

હવે વિદ્વાનનાં કર્તવ્યનું નિરૂપણ કરે છેઃ—

तस्मादेवं विदित्वैनमद्वैते योजयेत्स्मृतिम् ।
अद्वैतं समनुप्राप्य, जडवल्लोकमाचरेत् ॥ ३६ ॥

શબ્દાર્થઃ—તેથી આને એમ જાણીને અદ્વૈતમાં સ્મૃતિ જોડે; અદ્વૈતને સારી રીતે જાણીને જડની પેઠે લોકમાં વિચરે. ૩૬

વિવેચનઃ—સર્વ અનર્થની નિવૃત્તિરૂપ હોવાથી અદ્વૈત કલ્યાણરૂપ તથા અભયરૂપ છે; તેથી અદ્વૈતને શાસ્ત્રથી એમ જાણીને અદ્વૈતના જ્ઞાનમાટે સાધક અદ્વૈતમાં સ્મરણનો પ્રવાહ ચલાવે, તે અદ્વૈતને, "હું ક્ષુધાતૃષાદિથી રહિત સાક્ષાત્ અપરોક્ષ અજન્મા આત્મા છું" એમ સારી રીતે જાણીને વિદ્વાન્ સર્વ લોકવ્યવહારના પારને પામીને ભિક્ષાદિમાટે અન્યની સમીપ "હું આવી રીતનો છું" એમ પોતાની વિદ્યા ને કુલાદિકથી પ્રખ્યાત નહિ કરતા જડો લોકમાં વિચરે. ૩૬

હવે વિદ્વાનની બીજી ચર્યા જણાવે છેઃ—

निःस्तुतिर्निर्नमस्कारो, निःस्वधाकार एव च ।
चलाचलनिकेतश्च, यतिर्यादृच्छिको भवेत् ॥ ३७ ॥

શબ્દાર્થઃ—સ્તુતિથી રહિત, નમસ્કારથી રહિત અને સ્વધાકારથી રહિતજ, તથા ચલઅચલ ઘરવાળો યતિ યાદચ્છિક થાય. ૩૭

વિવેચનઃ—અન્ય દેવોની સ્તુતિથી તથા નમસ્કારથી રહિત, પિતૃઓપ્રતિ સ્વધાકારથી રહિત ને લોજનાદિક વ્યવહારમાં આત્મસ્થિતિના વિસ્મરણવડે શરીરરૂપ ચલ ઘરવાળો તથા તેથી ભિન્ન કાલમાં આત્મતત્ત્વરૂપ અચલ ઘરવાળો સંન્યાસી દૈવગતિથી પ્રાપ્ત થયેલા કૌપીન, આચ્છાદન ને ભિક્ષાથી શરીરની સ્થિતિવાળો થાય. ૩૭

હવે તત્ત્વવેત્તાને તત્ત્વથી ચલિત ન થવું જોઇએ એમ જણાવે છેઃ—

तत्त्वमाध्यात्मिकं दृष्ट्वा, तत्त्वं दृष्ट्वा तु बाह्यतः ।
तत्त्वीभूतस्तदारामस्तत्त्वादप्रच्युतो भवेत् ॥ ३८ ॥

## इति श्रीमाण्डूक्योपनिषदर्थाविष्करणपरायां श्रीगौडपादीयकारिकायां द्वितीयं वैतथ्यप्रकरणम् ॥ २ ॥

શબ્દાર્થઃ—આધ્યાત્મિકતત્ત્વને જોઇને, તથા બાહ્યથી તત્ત્વને જોઇને, તત્ત્વરૂપ થયેલો [ને] તેમાં રમણવાળો તત્ત્વથી અચલિત થાય. ૩૮

વિવેચનઃ—શરીરાદિક આંતરવસ્તુને અધિષ્ઠાનમાત્રરૂપ જાણીને, તથા શરીરાદિની અપેક્ષાએ બહાર રહેલ પૃથિવી આદિને પણ અધિષ્ઠાનમાત્રરૂપ જાણીને, અધિષ્ઠાનરૂપ તત્ત્વની દૃષ્ટિથી તત્ત્વરૂપ થયેલો અને તત્ત્વમાં રમણ કરનારો તે વિદ્વાન્ તત્ત્વથી ચલિત ન થાય, પણ "હું બ્રહ્મ છું" એમ સર્વદા તત્ત્વથી અચલિત રહે. ૩૮

ઇતિ શ્રીગૌડપાદાચાર્યકૃત માંડૂક્યઉપનિષદ્‌ની કારિકામાં વૈતથ્યનામના બીજા પ્રકરણની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૨

## ॥ ३ अद्वैतप्रकरण ॥

તર્કના આશ્રયથી દ્વૈતના મિથ્યાપણાનું નિરૂપણ કરીને હવે પરમાર્થરૂપ અદ્વૈતનો યુક્તિથી નિશ્ચય કરાવવામાટે અદ્વૈતનામના ત્રીજા પ્રકરણનો આરંભ થાય છે. બીજા પ્રકરણમાં ઉપાસ્ય અને ઉપાસના આદિક ભેદનો સમૂહ પરમાર્થની અપેક્ષાએ મિથ્યા છે અને અદ્વૈત આત્મા સત્ય છે એમ સિદ્ધ કર્યું છે. હવે આ પ્રકરણના આરંભમાં ઉપાસકનું દીનપણું જણાવે છેઃ—

उपासनाश्रितो धर्मो, जाते ब्रह्मणि वर्तते ।
प्रागुत्पत्तेरजं सर्वं, तेनासौ कृपणः स्मृतः ॥ १ ॥

**શબ્દાર્થઃ**—ઉત્પત્તિની પૂર્વે સર્વ અજન્મા [ હતું એમ ] ઉપાસનાનો આશ્રય કરીને રહેલો સાધક ઉત્પન્ન થયેલા બ્રહ્મમાં વર્તે છે, તેવડે આ [ સાધક ] દીન કહ્યો [ છે. ] ૧

**વિવેચનઃ**—ઉત્પત્તિની પૂર્વે આ સર્વ બ્રહ્મ હતું, અને હું પણ બ્રહ્મ હતો, હવે ઉપાસનાવડે હું પુનઃ તેને પ્રાપ્ત થઈશ, એવી રીતે ઉપાસનાનો આશ્રય કરીને રહેલો સાધક ઉત્પન્ન થયેલા બ્રહ્મમાં તેનો અભિમાની હોવાથી વર્તે છે તેથી તે અલ્પબ્રહ્મના વેત્તા આ સાધકને બ્રહ્મદર્શી પુરુષોએ દીન કહ્યો છે. ૧

હવે અકૃપણભાવને કહેવાની પ્રતિજ્ઞા કરે છેઃ—

अतो वक्ष्याम्यकार्पण्यमजाति समतां गतम् ।
यथा न जायते किञ्चिज्जायमानं समन्ततः ॥ २ ॥

**શબ્દાર્થઃ**—આથી અજાતિ [ અને ] સમપણાને પામેલ અકૃપણભાવને કહું છું. જેવી રીતે ઉત્પન્ન થતું કાંઇ પણ ઉત્પન્ન થતું નથી, [ પણ ] પૂર્ણ [ છે, તે પ્રકાર સાંભળ. ] ૨

**વિવેચનઃ**—બ્રહ્મને નહિ જાણનાર ઉપાસક કૃપણ છે, આથી હવે અજાતિ એટલે જન્મથી રહિત અને અવયવોના વિષમપણાના અભાવથી સર્વત્ર સમપણાને પ્રાપ્ત થયેલ બ્રહ્મરૂપ અકૃપણભાવને હું કહું છું. જેવી રીતે ભ્રાંતિથી ઉત્પન્ન થઇ દેખાનાર આ સર્વ વસ્તુતાએ કાંઇ પણ ઉત્પન્ન થતું નથી, પરંતુ દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત પૂર્ણજ છે તેવી રીતે હું તારી આગળ નિરૂપણ કરું છું તે પ્રકાર તું સાંભળ. ૨

એ સંબંધમાં હેતુ અને દૃષ્ટાંત કહે છેઃ—

आत्मा ह्याकाशवज्जीवैर्घटाकाशैरिवोदितः ।
घटादिवच्च सङ्घातैर्जातावेतन्निदर्शनम् ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—આત્મા જેથી આકાશસમાન કહેલ [ છે, અને ] જીવો ઘટાકાશતુલ્ય [ કહ્યા છે, ] તથા ઘટાદિની પેઠે [ આ ] સંઘાતો, ઉત્પત્તિમાં આ દૃષ્ટાંત [ છે. ] ૩

**વિવેચનઃ**—પરમાત્મા જેથી આકાશની પેઠે સૂક્ષ્મ, નિરવયવ ને સર્વગત છે તેથી તેને મહાકાશસમાન કહેલ છે, અને જીવોને ઘટાકાશોની સમાન કહેલા છે; તથા ઘટાદિની પેઠે પૃથિવી આદિ સંઘાત તથા દેહાદિક સંઘાત પરમાત્માથી કલ્પિત ઉત્પન્ન થાય છે, તે ઉત્પત્તિમાં ઉત્પન્ન થયેલા આકાશની પેઠે ઘટાદિરૂપ, આ દૃષ્ટાંત છે. ૩

પરમાત્મામાં જીવ કેવી રીતે લીન થાય છે તે જણાવે છેઃ—

घटादिषु प्रलीनेषु, घटाकाशादयो यथा ।
आकाशे सम्प्रलीयन्ते, तद्वज्जीवा इहात्मनि ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—જેમ ઘટાદિક લીન થયે ઘટાકાશાદિ આકાશમાં લીન થાય છે તેમ આ આત્મામાં જીવો [ લીન થાય છે ] ૪

**વિવેચન**—જેમ ઘટાદિકની ઉત્પત્તિથી ઘટાકાશાદિકની ઉત્પત્તિ પ્રતીત થાય છે, અને જેમ ઘટાદિકનો લય થયે ઘટાકાશાદિકનો લય પ્રતીત થાય છે તેમ દેહાદિક સંઘાતની ઉત્પત્તિથી જીવોની ઉત્પત્તિ પ્રતીત થાય છે, અને તે દેહાદિક સંઘાતનો લય થયે જીવોનો આ આત્મામાં લય પ્રતીત થાય છે, સ્વરૂપથી ઉત્પત્તિલય થતાં નથી ૪

સર્વ શરીરોમા આત્માનું એકપણું માનવાથી જન્મ, મરણ ને સુખાદિક ધર્મવાળો એક આત્મા થયે સર્વ આત્માને તે જન્માદિક ધર્મોથી સંબંધ થશે, અને ક્રિયાનો તથા ફલનો મિશ્રભાવ થશે એમ જો દ્વૈતવાદી શંકા કરે તો તેનું ઉત્તર આપે છેઃ—

> यथैकस्मिन्घटाकाशे, रजोधूमादिभिर्युते ।
> न सर्वे सम्प्रयुज्यन्ते, तद्वज्जीवाः सुखादिभिः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—જેમ રજ ને ધૂમાડા આદિવડે યુક્ત એક ઘટાકાશ [ થયે ] સર્વ [ ઘટાકાશો તે રજ અને ધૂમાડા આદિવડે ] સંયોગ પામતાં નથી તેમ જીવો સુખાદિની [ સાથે સંયોગ પામતા નથી. ] ૫

**વિવેચન**—જેમ રજ અને ધૂમાડા આદિવડે યુક્ત એક ઘટાકાશ થયે સર્વે ઘટાકાશો તે રજ અને ધૂમાડા આદિથી સંયોગ પામતા નથી તેમ એક આત્મવાદમાં એક જીવ સુખાદિવડે યુક્ત થયે સર્વ જીવો સુખાદિકથી સંયોગ પામતા નથી. સુખાદિક અંતઃકરણના ધર્મ છે, અને તે અંતઃકરણ શરીરશરીરપ્રતિ ભિન્ન છે, વ્યાપક એક આત્માનો તે સુખાદિકથી વાસ્તવિક સંયોગ નથી ૫

હવે એક આત્મામાં ઉપાધિવડે ભેદની પ્રતીતિ થાય છે એમ અનુમાનવડે સિદ્ધ કરે છે—

> रूपकार्यसमाख्याश्च, भिद्यन्ते तत्र तत्र वै ।
> आकाशस्य न भेदोऽस्ति, तद्वज्जीवेषु निर्णयः ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—રૂપ કાર્ય ને નામ તેમાં તેમાંજ ભેદ પામે છે, આકાશનો ભેદ નથી, તે પ્રમાણે જીવોમાં નિર્ણય [ છે ] ૬

**વિવેચન**—જેમ એકજ આકાશમાં ઘટ ને ઘર આદિકના સંબંધવાળા આમશનું અલ્પપણું ને મહત્પણું ઇત્યાદિ રૂપ, જલ લાવવું ને શયનાદિ કાર્ય અને ઘટાકાશ તથા ગૃહાકાશ આદિક ઉપાધિઓનાં કરેલાં નામ આ તે તે વ્યવહારમાંજ ભેદ પામે છે, વસ્તુતાએ તો આકાશનો ભેદ નથી જેમ આકાશમાં ઘટાદિક ઉપાધિનો કરેલો ભેદ છે તેમ જીવોમાં બુદ્ધિઓનો કરેલો ભેદ છે, સ્વરૂપથી ભેદ નથી, આ નિર્ણય છે. ૬

હવે આત્મામાં ભેદના વ્યવહારનું મિથ્યાપણું જણાવે છે —

> नाऽऽकाशस्य घटाकाशो, विकारावयवौ यथा ।
> नैवाऽऽत्मनः सदा जीवो विकारावयवौ तथा ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—જેમ ઘટાકાશ આકાશનો વિકાર તથા અવયવ નથી તેમ જીવ સર્વદા આત્માનો વિકાર તથા અવયવ નથીજ ૭

વિવેચન.—જેમ ઘટાકાશ આકાશનું વાસ્તવિક કાર્ય તથા અવયવ નથી તેમ જીવ સર્વદા કહેલા દૃષ્ટાંતની પેઠે બ્રહ્મથી અભિન્ન આત્માનું વાસ્તવિક કાર્ય તથા અવયવ નથીજ ૭

વસ્તુતાએ જીવ રાગાદિ મલવાળો નથી એમ દૃષ્ટાંતથી પ્રતિપાદન કરે છે.—

यथा भवति बालानां, गगनं मलिनं मलैः ।
तथा भवत्यबुद्धानामात्माऽपि मलिनो मलैः ॥ ८ ॥

શબ્દાર્થઃ—જેમ અવિવેકીઓને આકાશ મલોવડે મલિન [ પ્રતીત ] થાય છે તેમ અજ્ઞાનીઓને આત્મા પણ મલોવડે મલિન [ પ્રતીત થાય છે ] ૮

વિવેચન.—જેમ અવિવેકી જનોને આકાશ વાદળાં, રજ ને ધૂમાદિ મલોવડે મલિન થયેલું દેખાય છે, પણ આકાશનો અસંગ સ્વભાવ જાણનારા પુરુષોને આકાશ મલવાળું પ્રતીત થતું નથી તેમ પ્રત્યગ્‌આત્માના વિવેકથી રહિત અજ્ઞાની જનોને બ્રહ્મરૂપ આત્મા પણ રાગાદિ મલોથી મલિન થયેલો પ્રતીત થાય છે, પરંતુ વસ્તુતાએ આત્મામાં રાગાદિ મલો નથી, માત્ર અજ્ઞાની પુરુષોવડે તેમનો આરોપજ કરાય છે. ૮

પુનઃ પણ કહેલા અર્થનું નિરૂપણ કરે છે.—

मरणे संभवे चैव, गत्यागमनयोरपि ।
स्थितौ सर्वशरीरेषु, आकाशेनाविलक्षणः ॥ ९ ॥

શબ્દાર્થઃ—સર્વ શરીરોમાં જન્મ તથા મરણ અને ગમનાગમન તેમજ સ્થિતિ [ સતે ] આકાશના સમાન [ છે ] ૯

વિવેચન.—ઘટાકાશની ઉત્પત્તિ, નાશ, ગમન, આગમન ને સ્થિતિની પેઠે સર્વ શરીરોમાં આત્માનાં જન્મ, મરણ, ગમન, આગમન ને સ્થિતિની પ્રતીતિ થયે સતે પણ આત્મા આકાશની પેઠે પ્રતીતિ કરવા યોગ્ય છે, તાત્પર્ય કે આત્મામાં તે સર્વ અવિદ્યાકૃત છે, વાસ્તવ નથી ૯

सङ्घाताः स्वप्नवत्सर्वे, आत्ममायाविसर्जिताः ।
आधिक्ये सर्वसाम्ये वा, नोपपत्तिर्हि विद्यते ॥ १० ॥

શબ્દાર્થઃ—સર્વે સંઘાતો સ્વપ્નની પેઠે આત્માની અવિદ્યાએ ઉપજાવ્યા [ છે, ] કારણકે અધિકપણામાં વા સર્વના સમપણામાં પ્રતિપાદક હેતુ વિદ્યમાન નથી, ૧૦

વિવેચન.—દેહાદિક સર્વે સંઘાતો સ્વપ્નમાં દેખાતા દેહાદિકોની પેઠે આત્માની અવિદ્યાએ પ્રતીત કરાયા છે, તે પરમાર્થથી નથી, કારણકે પશુ આદિકના શરીરથી દેવાદિકના શરીરના કલ્પેલા અધિકપણાના અંગીકારમાં અથવા વિવેકદૃષ્ટિએ પાંચ ભૂતોમાંથી ઉપજેલાં સર્વનાં શરીરોના સમપણાના અંગીકારમાં પણ તે શરીરોના સત્યપણાનો પ્રતિપાદક હેતુ વિદ્યમાન નથી ૧૦

હવે ઉત્પત્તિ આદિકથી રહિત અદ્વૈતરૂપ આ આત્મતત્ત્વની શ્રુતિરૂપ પ્રમાણવડે સિદ્ધતા દેખાડવા શ્રુતિવાક્યોને કહેવાનો આરંભ કરે છે —

रसादयो हि ये कोशा, व्याख्यातास्तैत्तिरीयके ।
तेषामात्मा परो जीवः, खं यथा संप्रकाशितः ॥ ११ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ રસાદિ જે કોશો તૈત્તિરીયમાં સ્પષ્ટ કહ્યા [ છે ] તેઓનો આત્મા પરરૂપ જીવ [ છે, તે આત્મા અમે ] જેમ આકાશ [ છે તેમ ] સમ્યક્ પ્રકાશ કર્યો [ છે. ] ૧૧

**વિવેચન**—પ્રસિદ્ધ અન્નરસમય–અન્નમય–આદિક જે પાંચ કોશો શ્રીતૈત્તિરીયઉપનિષદ્‌માં સ્પષ્ટ કહેલા છે તે કોશોનો અંતરાત્મા બ્રહ્મરૂપ જીવ-કોશોને જીવાડનાર-છે. તે આત્મા અમોએ જેમ આકાશ છે તેમ "आत्मा ह्याकाशवत् ॥" (આત્મા આકાશની પેઠે) ઇત્યાદિ શ્લોકથી સારી રીતે વર્ણન કરેલ છે. ૧૧

જીવબ્રહ્મની એકતામાં તૈત્તિરીયશ્રુતિના તાત્પર્યને કહીને હવે તેજ અર્થમાં બૃહદારણ્યકશ્રુતિના તાત્પર્યને કહે છે:—

द्वयोर्द्वयोर्मधुज्ञाने, परं ब्रह्म प्रकाशितम् ।
पृथिव्यामुदरे चैव, यथाऽऽकाशः प्रकाशितः ॥ १२ ॥

**શબ્દાર્થ**—બંને બંનેમાં મધુજ્ઞાનવિષે પરબ્રહ્મ પ્રકાશ કરેલ [ છે. ] પૃથિવીમાં અને ઉદરમાં જેમ [ એક ]જ આકાશ પ્રકાશ કરેલું [ છે. ] ૧૨

**વિવેચન**—અધિદૈવ અને અધ્યાત્મરૂપ બંને સ્થાનોમાં બૃહદારણ્યક ઉપનિષદ્‌ના મધુબ્રાહ્મણવિષે દ્વૈતના ક્ષયપર્યંત પરબ્રહ્મનું નિરૂપણ કરેલું છે. જેમ પૃથિવીમાં અને ઉદરમાં એકજ આકાશ અનુમાનપ્રમાણથી જણાયું છે તેમ મધુબ્રાહ્મણમાં પૃથિવી આદિકવિષે અધિદૈવરૂપ અને શરીરાદિકવિષે અધ્યાત્મરૂપ પરબ્રહ્મજ જણાવ્યું છે. ૧૨

તેથી એકપણામાં શ્રુતિઓનું તાત્પર્ય છે એમ જણાવે છે—

जीवात्मनोरनन्यत्वमभेदेन प्रशस्यते ।
नानात्वं निन्द्यते यच्च, तदेवं हि समञ्जसम् ॥ १३ ॥

**શબ્દાર્થ**—જીવનું અને પરમાત્માનું અનન્યપણું અભેદવડે સ્તુતિનો વિષય થાય છે ને નાનાપણું નિંદાનો વિષય થાય છે જે [ આ છે ] તે એમજ ન્યાયવાળું [ છે. ] ૧૩

**વિવેચન**—યુક્તિથી અને શ્રુતિથી નિર્ણય કરેલું જીવનું તથા પરમાત્માનું એકપણું વ્યાસાદિકોએ "वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभ ॥" (સર્વ વાસુદેવ છે એમ જાણનારો તે મહાત્મા અતિદુર્લભ છે) ઇત્યાદિ વચનોથી અભેદવડે સ્તુતિ કરાયેલું છે, અને સર્વ પ્રાણીઓને સાધારણ ભેદનું દર્શન "द्वितीयाद्वै भयं भवति ॥" (ભેદથી નિશ્ચય ભય થાય છે) ઇત્યાદિ શ્રુતિઓવડે તથા "अविद्यामोहितात्मानः पुरुषा भिन्नदर्शिनः । किं तेन न कृतं पापं, चोरेणाऽऽत्मापहारिणा ॥" (જે અવિદ્યાવડે મોહ પામેલા અંતઃકરણવાળા ભેદદર્શી પુરુષો છે તે આત્માનું અપહરણ કરનારા ચોરે શું પાપ કર્યું નથી ?) ઇત્યાદિ સ્મૃતિઓવડે નિષેધ કરેલ છે જે આ પ્રશંસા ને નિષેધ છે તે એમજ ન્યાયયુક્ત થાય છે ૧૩

કેટલીક શ્રુતિમાં ભેદવાદ પણ કહ્યો છે, તો પછી અભેદવાદજ ન્યાયયુક્ત કેમ કહેવાય ? એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે.—

जीवात्मनोः पृथक्त्वं यत्प्रागुत्पत्तेः प्रकीर्तितम् ।
भविष्यद्वृत्त्या गौणं तन्मुख्यत्वं हि न युज्यते ॥ १४ ॥

**શબ્દાર્થ**—ઉત્પત્તિની પૂર્વે જે જીવનું ને પરમાત્માનું ભિન્નપણું કહ્યું [ છે ] તે ભવિષ્યદ્‌વૃત્તિવડે ગૌણ [ છે, ] વળી તેનું મુખ્યપણું ઘટતું નથી ૧૪

**વિવેચન**—સમ્યગ્‌જ્ઞાનરૂપ અર્થવાળાં ઉપનિષદ્‌નાં વાક્યોની પૂર્વે કર્મકાંડમાં જે જીવનું ને પરમાત્માનું ભિન્નપણું કહ્યું છે તે પરમાર્થરૂપ નથી, કિંતુ ભવિષ્યના એકપણાનો આશ્રય કરીને કહેલો તે લૌકિક ભેદદૃષ્ટિનો

અનુવાદ ઘટાકાશના ને મેઘાકાશના ભેદની પેઠે ગૌણ છે. વળી ભેદવાક્યોનું કદીપણ મુખ્યભેદરૂપ અર્થવાળાપણું ઘટતું નથી, કેમકે તે ભેદનાં વચનો માત્ર લૌકિકજનોના જ્ઞાનના અનુવાદરૂપ છે. ૧૪

પુનઃ પણ ભેદભાવનું ખંડન કરે છેઃ—

मृल्लोहविस्फुलिङ्गाद्यैः, सृष्टिर्या चोदिताऽन्यथा ।
उपायः सोऽवताराय, नास्ति भेदः कथञ्चन ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—માટી, સોનું ને તણખા આદિવડે [ તથા ] અન્ય પ્રકારે જે સૃષ્ટિ કહી [ છે ] તે [ અભેદજ્ઞાનની ] ઉત્પત્તિમાટે ઉપાય [ છે, ] ભેદ કોઈ પણ રીતે નથી. ૧૫

**વિવેચનઃ**—માટી, સોનું ને તણખા આદિના દૃષ્ટાંતના કથનવડે જે સૃષ્ટિ કહી છે, તથા અન્ય પ્રકારે જે સૃષ્ટિ કહી છે, તે સર્વ સૃષ્ટિનો પ્રકાર જીવના અને પરમાત્માના એકપણાના જ્ઞાનની ઉત્પત્તિમાટે ઉપાય છે. ઉત્પત્તિનાં વાક્યો શાખાભેદથી વિરુદ્ધ અનેક પ્રકારનાં હોવાથી તે મુખ્ય અર્થમાં તાત્પર્યવાળાં નથી, કિંતુ પૂર્વોક્ત અર્થમાં તાત્પર્યવાળાં છે એમ માનવું યોગ્ય છે, તેથી ઉત્પત્તિ આદિની શ્રુતિઓએ કહેલો ભેદ કોઈ પ્રકારથી સત્ય ઠરતો નથી. ૧૫

જો એક પરમાર્થરૂપ સત્ હોય ને અન્ય અસત્ હોય તો શ્રુતિમાં ઉપાસના ને અગ્નિહોત્રાદિ કર્મનો શા માટે ઉપદેશ કર્યો છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

आश्रमास्त्रिविधा हीनमध्यमोत्कृष्टदृष्टयः ।
उपासनोपदिष्टेयं, तदर्थमनुकम्पया ॥ १६ ॥

**શબ્દાર્થઃ**—આશ્રમવાળા ત્રણ પ્રકારના [ છે, ] મંદ, મધ્યમ ને ઉત્કૃષ્ટ બુદ્ધિસામર્થ્યવાળા; તેમને માટે ( મંદને ને મધ્યમને માટે ) દયાવડે આ ઉપાસના ઉપદેશ કરાયેલી [ છે. ] ૧૬

**વિવેચનઃ**—આશ્રમવાળા અને વર્ણવાળા અધિકારિજનો બુદ્ધિસામર્થ્યવડે ત્રણ પ્રકારના છે, મંદબુદ્ધિસામર્થ્યવાળા, મધ્યમબુદ્ધિસામર્થ્યવાળા ને ઉત્તમબુદ્ધિસામર્થ્યવાળા. મંદબુદ્ધિવાળા કાર્યબ્રહ્મની ઉપાસના કરી શકે છે, મધ્યમબુદ્ધિવાળા કારણબ્રહ્મની ઉપાસના કરી શકે છે, અને ઉત્તમબુદ્ધિવાળા અદ્વિતીય બ્રહ્મને જાણી શકે છે; તે મંદ અને મધ્યમબુદ્ધિવાળાને ઉત્તમ એકતાની બુદ્ધિએ પહોંચાડવા દયાળુ વેદથી દયાવડે આ ઉપાસનાઓ તથા કર્મો ઉપદેશ કરાયેલાં છે, પણ " આત્મા એકજ અદ્વિતીય છે " આવા નિશ્ચયવાળા ઉત્તમબુદ્ધિવાળા પુરુષોમાટે તે ઉપદેશ કરાયેલાં નથી. ૧૬

અદ્વૈતદર્શનનો ઉપાસનાદિ વિધિઓથી ભલે વિરોધ ન હોય, પણ મતાંતરોથી વિરોધ છે એમ શંકા થાય તો તેનું નિરાકરણ કરે છેઃ—

स्वसिद्धान्तव्यवस्थासु, द्वैतिनो निश्चिता दृढम् ।
परस्परं विरुध्यन्ते, तैरयं न विरुध्यते ॥ १७ ॥

**શબ્દાર્થઃ**—દ્વૈતવાદીઓ પોતાના સિદ્ધાંતની વ્યવસ્થાઓમાં દૃઢ આસક્ત [ છે તેથી ] પરસ્પર વિરોધ પામે છે, [ ને ] તેઓવડે આ [ પક્ષ ] વિરોધ પામતો નથી. ૧૭

**વિવેચનઃ**—ભેદવાદીઓ પોતપોતાના સિદ્ધાંતની રચનાના નિયમોમાં " આજ સત્ય છે, બીજું સત્ય નથી " એમ દૃઢ આસક્તિવાળા છે તેથી તેઓ પોતાના પ્રતિપક્ષીને જુએ ત્યારે તેનો દ્વેષ કરે છે. એમ રાગ, દ્વેષ, મદ અને માનવડે યુક્ત હોઇને તેઓ પોતપોતાના સિદ્ધાંતના દર્શનને માટેજ પરસ્પર વિરોધ કરે છે. તે પરસ્પર વિરોધ કરનારા વાદીઓવડે આ અમારો વેદોક્ત આત્માની એકતાના દર્શનનો પક્ષ સર્વથી અનન્ય

હોવાથી વિરોધ પામતો નથી. તાત્પર્ય કે પોતાના હાથવડે પોતાની જીભ કચરાવાથી પગ્બુદ્ધિના અભાવથી જેમ પુરૂષ જીભનો દ્વેષ કરતો નથી તેમ દ્વૈતવાદીઓએ કરેલા ક્ષુદ્ર ઉપદ્રવને લીધે અદ્વૈતદર્શી તેઓપર દ્વેષ કરતો નથી. એવી રીતે સર્વ મતાંતરોનો પોતાનામાં સમાવેશ કરનાર અદ્વૈતદર્શન મતાંતરોથી વિરોધ પામતું નથી ૧૭

ક્યા હેતુથી આ પક્ષ તેઓથી વિરોધ પામતો નથી તે કહે છે—

अद्वैतं परमार्थो हि, द्वैतं तद्भेद उच्यते ।
तेषामुभयथा द्वैतं, तेनायं न विरुध्यते १८ ॥

**શબ્દાર્થઃ**—જેથી અદ્વૈત પરમાર્થ [ છે, ને ] દ્વૈત તેનું કાર્ય કહેવાય છે, તેઓને બન્ને પ્રકારે દ્વૈત [ છે ] તેથી આ વિરોધ પામતો નથી ૧૮

**વિવેચન**—"एकमेवाद्वितीयम् ॥" ( એકજ, અદ્વિતીય છે, ) તથા "तत्तेजोऽसृजत ॥" ( તે તેજને રચતું હતું ) એ શ્રુતિથી, ને સુષુપ્તિમાં તથા સમાધિમાં દ્વૈતના અભાવથી પોતાના ચિત્તના સ્ફુરણના અભાવમાં દ્વૈતના અદર્શનરૂપ યુક્તિથી, અદ્વૈત પરમાર્થરૂપ છે, ને નાનાપણું તેનુ કાર્ય કહેવાય છે, તે દ્વૈતવાદીઓને તો બન્ને પ્રકારે ( વ્યવહારથી ને પરમાર્થથી ) દ્વૈતજ છે તેથી અમારો આ પક્ષ તેઓથી વિરોધ પામતો નથી. પરમાર્થથી બ્રહ્મચૈતન્ય દ્વૈતવાદીઓનો આત્માજ છે તેથી ભ્રાંતિરૂપ મૂલવાળા દ્વૈતના સિદ્ધાંતોથી પ્રમાણરૂપ મૂલવાળો અદ્વૈતસિદ્ધાંત વિરોધને પ્રાપ્ત થતો નથી. ૧૮.

( દ્વૈત અદ્વૈતનું કાર્ય છે એમ કથન કરે સતે દ્વૈત પણ અદ્વૈતની પેઠે પરમાર્થથી સત્ થશે એમ, કોઈને શંકા થાય તો તે દૂર કરે છે—

मायया भिद्यते ह्येतन्नान्यथाऽजं कथञ्चन ।
तत्त्वतो भिद्यमाने हि, मर्त्यतामसृतं व्रजेत् ॥ १९ ॥

**શબ્દાર્થઃ**—આ માયાવડેજ ભેદ પામે છે, અજન્મા કોઈ પણ પ્રકારે ભેદ પામે નહિ જો વસ્તુતાએ ભેદ પામે [ તો ] અમૃત મરવાની યોગ્યતાને પામે ૧૯

**વિવેચન**—પરમાર્થથી જે સદ્રૂપ અદ્વૈત છે તે આ અદ્વૈત, સર્પ અને જલધારા આદિક ભેદોથી રજ્જુની પેઠે, માયાથી ભેદ પામે છે, નિરવયવ હોવાથી વસ્તુતાએ ભેદ પામતું નથી નિરવયવ અને અજન્મા જે અદ્વૈત છે તે વસ્તુતાએ કોઈ પણ પ્રકારે ભેદ પામે નહિ જો તે વસ્તુતાએ ભેદ પામે તો અમૃત ને અજન્મા અદ્વૈત મરવાની યોગ્યતાને પામે, જે સર્વ પ્રમાણોના વિરોધથી અનિષ્ટ છે ૧૯

એવી રીતે પોતાના પક્ષને કહીને હવે વેદાંતીનાં યૂથમાં ગણાતા વાદીઓના પક્ષનો અનુવાદ કરીને તેમના પક્ષનું અયોગ્યપણું જણાવે છેઃ—

अजातस्यैव भावस्य, जातिमिच्छन्ति वादिनः ।
अजातो ह्यमृतो भावो, मर्त्यतां कथमेष्यति ॥ २० ॥

**શબ્દાર્થઃ**—[ કોઈ ] વાદીઓ અજન્મા ભાવની ઉત્પત્તિ ઇચ્છે છે. પ્રસિદ્ધ અજન્મા [ ને ] અમૃતભાવ મરવાની યોગ્યતાને કેમ પામશે ? ૨૦

**વિવેચન**—ઉપનિષદ્નું વ્યાખ્યાન કરનારા કોઈ વાદીઓ સ્વભાવથી અજન્મા ને અમર આત્મતત્ત્વરૂપ ભાવની પણ પરમાર્થથી ઉત્પત્તિ અંગીકાર કરે છે " જે જન્મે છે તે અવશ્ય મરવાની યોગ્યતાને પામશે " આ ન્યાયથી સ્વભાવવડે અજન્મા ને અમૃત ભાવરૂપ આત્મા મરવાની યોગ્યતાને કેમ પામશે ? કોઈ પણ

રીતે મરવાની અયોગ્યતારૂપ સ્વભાવની વિપરીતતાને નહિ પામે, તેથી આત્માની વાસ્તવિક ઉત્પત્તિ સ્વીકારવી યોગ્ય નથી. ૨૦

પદાર્થોનો અન્યથા સ્વભાવ થતો નથી એમ જે કહ્યું તેનું વર્ણન કરે છેઃ—

न भवत्यमृतं मर्त्यं, न मर्त्यममृतं तथा ।
प्रकृतेरन्यथाभावो, न कथञ्चिद्भविष्यति ॥ २१ ॥

**શબ્દાર્થઃ**—[ જેથી ] અમૃત મરવાયોગ્ય થતું નથી, તેમ મરવાયોગ્ય અમૃત [ થતું ] નથી [ તેથી ] સ્વભાવનું સ્વરૂપથી ભ્રષ્ટપણું કોઈપણ પ્રકારથી નહિ થશે. ૨૧

અજ કારણરૂપથી કાર્યની ઉત્પત્તિની પૂર્વે મરણરહિત છતાં પણ કાર્યને આકારે ઉત્પન્ન થયા પછી મરવાની યોગ્યતાને પામશે તેથી રૂપના ભેદથી ભને અવિરુદ્ધ છે એમ શંકા થાય તો તેને દૂર કરે છેઃ—

स्वभावेनामृतो यस्य, भावो गच्छति मर्त्यताम् ।
कृतकेनामृतस्तस्य, कथं स्थास्यति निश्चलः ॥ २२ ॥

**શબ્દાર્થઃ**—જેનો સ્વભાવવડે અમૃતરૂપ ભાવ મરવાની યોગ્યતાને પામે છે તેનો કાર્યપણાવડે અમૃત [ ભાવ ] નિશ્ચલ કેમ સ્થિત થશે ? ૨૨

**વિવેચનઃ**—જે વાદીનો સ્વભાવથી અમૃતરૂપ ભાવ પરમાર્થથી જન્મવડે મરવાની યોગ્યતાને પામે છે તે વાદીની " તે ભાવ ઉત્પત્તિની પૂર્વે સ્વભાવથી અમૃત છે " એવી પ્રતિજ્ઞા મિથ્યાજ થશે. તે વાદીનો જન્મપણાવડે અમૃતરૂપ ભાવ નિશ્ચલ અમૃતસ્વભાવરૂપે કેમ સ્થિત થશે ? કોઈ પણ પ્રકારે સ્થિત નહિ થાય. આત્માની ઉત્પત્તિ કહેનારના મતમાં સર્વદા અજન્મા વસ્તુ કોઈ નથી, કિંતુ સર્વ વસ્તુ મરવાને યોગ્ય છે તેથી તેના મતમાં મોક્ષાભાવનો પ્રસંગ આવે છે. ૨૨

આત્માની ઉત્પત્તિ નહિ સ્વીકારનાર વાદીના મતમાં સૃષ્ટિનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓ પ્રમાણપણાને નહિ પામે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

भूततोऽभूततो वाऽपि, सृज्यमाने समा श्रुतिः ।
निश्चितं युक्तियुक्तं च, यत्तद्भवति नेतरत् ॥ २३ ॥

**શબ્દાર્થઃ**—પરમાર્થથી અથવા માયાથી પણ ઉત્પન્ન થનારમાં શ્રુતિ સમાન [ છે ] જે નિશ્ચિત અને યુક્તિવડે યુક્ત [ હોય ] તે [ અર્થ ] થાય છે, બીજો નહિ. ૨૩

**વિવેચનઃ**—પરિણામવાદની પેઠે પરમાર્થથી ઉત્પન્ન થનારી વસ્તુમાં અને વિવર્તવાદની પેઠે માયાથી ઉત્પન્ન થનારી વસ્તુમાં સૃષ્ટિનું પ્રતિપાદન કરનારી શ્રુતિ તુલ્ય છે. ગૌણ અને મુખ્ય એ બે કાર્યમાં મુખ્યને વિષે શબ્દના અર્થનો નિશ્ચય યુક્ત છે એવી શંકા સંભવતી નથી, કેમકે " स बाह्याभ्यन्तरो ह्यजः ॥ " ( *તે અજન્મા બાહ્ય ને ભીતર છે* ) એ શ્રુતિથી મિથ્યાપણાવિના અન્ય રીતે સૃષ્ટિનું અપ્રસિદ્ધપણું તથા નિષ્પ્રયોજનપણું છે. એમ હોવાથી અવિદ્યાઅવસ્થામાંજ વિદ્યમાન સર્વ સ્વપ્નની રથાદિરૂપ ગૌણી સૃષ્ટિ અને જાગ્રત્‌ની ઘટાદિરૂપ મુખ્ય સૃષ્ટિ પરમાર્થથી નથી, તેથી એકજ અદ્વિતીય અજન્મા અમૃતરૂપ વસ્તુ જે શ્રુતિવડે નિશ્ચિત તથા યુક્તિવડે યુક્ત છે તેજ શ્રુતિનો અર્થ થાય છે, બીજો કદીપણ થતો નથી. ૨૩

સૃષ્ટિના મિથ્યાપણાને સ્પષ્ટ કરવારૂપ અદ્વૈતનેજ શ્રુતિના અર્થરૂપે નક્કી કરવાસારુ શ્રુતિનો નિશ્ચય જણાવે છેઃ—

नेह नानेति चाम्नायादिन्द्रो मायाभिरित्यपि ।
अजायमानो बहुधा, मायया जायते तु सः ॥ २४ ॥

**શબ્દાર્થઃ**—આમાં નાના નથી એવા વેદવચનથી, અને ઇંદ્ર માયાઓવડે એવા [ વચનથી ] પણ [ તથા ] જન્મરહિત બહુ પ્રકારે [ જન્મે છે એ શ્રુતિથી ] તે માયાવડેજ ઉપજે છે. ૨૪

વિવેચનઃ—" नेह नानाऽस्ति किञ्चन ॥ " ( પરમાત્મામાં કાંઈ પણ અન્ય વસ્તુ નથી ) એ દ્વૈતભાવના નિષેધરૂપ અર્થવાળા વેદવચનથી આત્માના એકપણાના નિશ્ચયમાટે, કલ્પેલી સૃષ્ટિ મિથ્યાજ છે इन्द्रो मायाभिः पुरुरूप ईयते ॥ " ( પરમાત્મા માયાઓવડે બહુરૂપે પ્રતીત થાય છે ) એ શ્રુતિમાં મિથ્યા અર્થના પ્રતિપાદક માયાશબ્દના કથનથી પણ સૃષ્ટિનું મિથ્યાપણું સિદ્ધ થાય છે. વળી " अजायमानो बहुधा विजायते ॥ " ( જન્મરહિત છતાં બહુ પ્રકારે જન્મે છે ) એ શ્રુતિ પણ ઉત્પત્તિનું કલ્પિતપણું જણાવે છે તેથી તે માયાથીજ ઉપજે છે. અગ્નિમાં શીતલતા અને ઉષ્ણતા એ બંનેના અસંભવની પેઠે એકજ આત્મામાં જન્મરહિતપણું અને બહુ પ્રકારથી જન્મ એ બંને સંભવતાં નથી આથી તે માયાથીજ બહુ પ્રકારે ઉપજે છે આ કહેવું યુક્ત છે. વળી " तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ " ( ત્યાં એકપણાને જોનારને શો મોહ ને શો શોક ? ) ઇત્યાદિ શ્રુતિઓવડે અભેદદષ્ટિની સ્તુતિ હોવાથી, ને " मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ " ( જે પરમાત્મામાં નાનાની પેઠે જુએ છે તે મૃત્યુથી મૃત્યુને પામે છે. ) ઇત્યાદિ શ્રુતિઓવડે સૃષ્ટિ આદિક ભેદદષ્ટિની નિંદા હોવાથી આત્માની એકતાનું જ્ઞાન સૃષ્ટિની શ્રુતિઓનો નિશ્ચિત અર્થ છે. ૨૪

ભેદદૃષ્ટિના મિથ્યાપણામાં અન્ય હેતુ કહે છેઃ—

संभूतेरपवादाच्च, संभवः प्रतिषिध्यते ।
कोऽन्वेनं जनयेदिति, कारणं प्रतिषिध्यते ॥ २५ ॥

**શબ્દાર્થઃ**—સંભૂતિની નિંદાથી કાર્ય નિષેધ કરાય છે, અને આને કોણ ઉપજાવે ? એમ કારણ નિષેધ કરાય છે. ૨૫

વિવેચનઃ—" अन्धं तमः प्रविशन्ति ये संभूतिमुपासते ॥ " ( જેઓ હિરણ્યગર્ભની ઉપાસના કરે છે તેઓ અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે ) આ શ્રુતિવડે હિરણ્યગર્ભના ઉપાસ્યપણાની નિંદાથી માયાનાં સર્વ કાર્યોનો નિષેધ કરાય છે. હિરણ્યગર્ભ જો વાસ્તવિક હોય તો તેની નિંદા સંભવે નહિ, અને નિંદા કરાય છે તેથી તેનું અવસ્તુપણું એટલે આપેક્ષિકસતપણું સિદ્ધ થયું. અવિદ્યાવડે સ્થિત થયેલા જીવનું અવિદ્યાનો નાશ થયે સ્વભાવરૂપપણું હોવાથી પરમાર્થથી આ જીવને કોણ ઉત્પન્ન કરે ? કોઈપણ ઉત્પન્ન કરતું નથી, એમ કારણનો નિષેધ કરાય છે. ૨૫

પુનઃ પણ દ્વૈત વાસ્તવ નથી એમ જણાવે છેઃ—

स एष नेति नेतीति, व्याख्यातं निह्नुते यतः ।
सर्वमग्राह्यभावेन, हेतुनाऽजं प्रकाशते ॥ २६ ॥

**શબ્દાર્થઃ**—તે આ એવો નહિ, એવો નહિ એમ જેથી અગ્રાહ્યભાવરૂપ હેતુવડે વ્યાખ્યાન કરેલ સર્વ નિષેધ કરે છે [ તેથી ] અજન્મા પ્રકાશે છે. ૨૬

વિવેચનઃ—તે આ મૂર્તભૂતરૂપ (પૃથિવી, જલ ને તેજોરૂપ) નહિ તથા અમૂર્તભૂતરૂપ (વાયુ ને આકાશરૂપ) નહિ એમ "स एष नेति नेति ॥" આ શ્રુતિ આત્માના અદૃશ્યપણાને દેખાડી અર્થથી ઉત્પત્તિવાળી બુદ્ધિના વિષયરૂપ આત્મવસ્તુનો નિષેધ કરે છે. જેથી અગ્રાહ્યભાવરૂપ હેતુવડે વ્યાખ્યાન કરેલ બ્રહ્મ સર્વ આરોપિત પ્રપંચનો નિષેધ કરે છે તેથી બ્રહ્મને જાણનાર તે પુરુષને અજન્મા આત્મતત્ત્વ અન્યની અપેક્ષાવિના પોતાની મેળેજ પ્રકાશિત થાય છે. ૨૬

આત્મતત્ત્વ અજન્મા, અદ્વિતીય, પરમાર્થરૂપ છે, અને દ્વૈત માયાવડે કલ્પિત અસત્ છે એમ પ્રતિપાદન કર્યું તેમાં અન્ય હેતુ જણાવે છેઃ—

सतो हि मायया जन्म, युज्यते न तु तत्त्वतः ।
तत्त्वतो जायते यस्य, जातं तस्य हि जायते ॥ २७ ॥

**શબ્દાર્થઃ**—સત્નો માયાવડેજ જન્મ ઘટે છે, પણ પરમાર્થથી નહિ. જેના [મતમાં] પરમાર્થથી ઉપજે છે તેના [મતમાં] જન્મેલુંજ જન્મે છે. ૨૭

વિવેચનઃ—અગ્રાહ્ય સદ્રૂપ આત્માનો રજ્જુથી સર્પની પેઠે માયાવડેજ જગદ્રૂપ જન્મ સંભવે છે, પરંતુ અજન્મા આત્માનો વસ્તુતાએ જગદ્રૂપ જન્મ સંભવતો નથી. જે વાદીના મતમાં અજન્મા આત્મા પરમાર્થથી જગદ્રૂપે જન્મે છે તે વાદીના મતમાં અજન્મા જન્મે છે એ પ્રમાણે વિરોધ હોવાથી તેમ કહી શકાશે નહિ, માટે તે વાદીના મતમાં અર્થથી જન્મને પામેલો આત્મા જન્મે છે એમ પ્રાપ્ત થયું, તથા તેના મતમાં જન્મની ધારારૂપ અનવસ્થાદોષ પ્રાપ્ત થશે, માટે અજન્મા આત્મતત્ત્વ છે એમ અંગીકાર કરવાયોગ્ય છે. ૨૭

હવે અસદ્રૂપ કારણથી કાર્યની ઉત્પત્તિ સંભવે નહિ તેથી અસદ્વાદ અઘટિત છે એમ પ્રતિપાદન કરે છેઃ—

असतो मायया जन्म, तत्त्वतो नैव युज्यते ।
वन्ध्यापुत्रो न तत्त्वेन, मायया वाऽपि जायते ॥ २८ ॥

**શબ્દાર્થઃ**—અસત્ [પદાર્થ]નો માયાવડે [વા] પરમાર્થથી જન્મ સંભવતો નથીજ; વંધ્યાપુત્ર વસ્તુતાએ વા માયાવડે પણ જન્મતો નથી. ૨૮

ત્યારે સદ્વસ્તુનો માયાથી જન્મ કેવી રીતે છે એમ આકાંક્ષા થાય તો તેનું નિરૂપણ કરે છેઃ—

यथा स्वप्ने द्वयाभासं, स्पन्दते मायया मनः ।
तथा जाग्रद्द्वयाभासं, स्पन्दते मायया मनः ॥ २९ ॥

**શબ્દાર્થઃ**—જેમ સ્વપ્નમાં મન માયાવડે દ્વૈતાભાસરૂપે સ્ફુરે છે તેમ જાગ્રતમાં મન માયાવડે દ્વૈતાભાસરૂપે સ્ફુરે છે. ૨૯

વિવેચનઃ—જેમ રજ્જુમાં કલ્પિત સર્પ અધિષ્ઠાન રજ્જુરૂપે જોયો છતો સત્ છે તેમ મન પણ અધિષ્ઠાન આત્મરૂપે જોયું છતું સત્ છે, જેમ તે મન સ્વપ્નમાં માયાવડે દ્વૈતાભાસરૂપ ગ્રાહ્યગ્રાહકભાવથી સ્ફુરે છે તેમ તે મન જાગ્રતમાં પણ માયાવડે દ્વૈતાભાસરૂપ ગ્રાહ્યગ્રાહકભાવથી સ્ફુરે છે. ૨૯

એવા કથનથી દ્વૈતનો સ્વીકાર થતો નથી એમ દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

अद्वयं च द्वयाभासं, मनः स्वप्ने न संशयः ।
अद्वयं च द्वयाभासं, तथा जाग्रन्न संशयः ॥ ३० ॥

**શબ્દાર્થઃ**—[જેમ] સ્વપ્નમાં અદ્વૈત [છતાં] પણ મન દ્વૈતાભાસરૂપ [જણાય છે એમાં] સંશય નથી તેમ જાગ્રતમાં પણ અદ્વૈત [છતાં મન] દ્વૈતાભાસરૂપ [જણાય છે એમાં] સંશય નથી. ૩૦

**વિવેચન**—જેમ સ્વપ્નમાં રથાદિક ગ્રાહ્ય ને નેત્રાદિક ગ્રાહક એ બંને જ્ઞાનથી ભિન્ન નથી તેથી તે કાલે પરમાર્થથી આત્મરૂપવડે અદ્વૈત છતાં પણ તે મન નાનારૂપ થઈને પ્રતીત થાય છે એમાં સંશય નથી તેમ જાગ્રતમાં પણ માત્ર સદ્રૂપ અદ્વૈત છતાં તે મન નાનારૂપે પ્રતીત થાય છે એમાં સંશય નથી. ૩૦

હવે દ્વૈત મનોમાત્ર છે એમાં પ્રમાણ કહે છેઃ—

मनोदृश्यमिदं द्वैतं, यत्किञ्चित्सचराचरम् ।
मनसो ह्यमनीभावे द्वैतं नैवोपलभ्यते ॥ ३१ ॥

**શબ્દાર્થઃ**—મનવડે દેખવાયોગ્ય જે કંઈ ચરઅચરસહિત આ દ્વૈત [છે તે સર્વ મનજ છે,] કારણકે મનના અમનીભાવમાં દ્વૈત નથીજ જણાતું. ૩૧

**વિવેચન**—કલ્પનારૂપ મનવડે દેખવાયોગ્ય જે કાંઈ સ્થાવરજંગમસહિત આ દ્વૈત છે તે સર્વ મનજ છે, કારણ કે રજ્જુમાં લીન થયેલા સર્પની પેઠે વિવેકજ્ઞાનના અભ્યાસવડે અને વૈરાગ્યવડે સમાધિમાં વા સુષુપ્તિમાં મનનો નિરોધ વા લય થયે દ્વૈત પ્રતીત થતું નથી એવી રીતે મનના ભાવમાં દ્વૈતનો ભાવ ને મનના અભાવમાં દ્વૈતનો અભાવ હોવાથી દ્વૈત મનોમાત્ર છે, સત્ નથી એમ સિદ્ધ થાય છે ૩૧

મનનો જે નિરોધ કહ્યો તે કેવી રીતે થાય છે તે જણાવે છે.—

आत्मसत्यानुबोधेन न सङ्कल्पयते यदा ।
अमनस्तां तदा याति, ग्राह्याभावे तदग्रहम् ॥ ३२ ॥

**શબ્દાર્થઃ**—સત્યરૂપ આત્માના અનુબોધવડે જ્યારે [મન] સંકલ્પ કરતું નથી ત્યારે ગ્રાહ્યના અભાવમાં ગ્રહણરહિત [થયેલું] તે [મન] અમનોભાવને પામે છે ૩૨

**વિવેચન**—સત્યરૂપ આત્માના, શાસ્ત્રના અને આચાર્યના ઉપદેશપછી થયેલા જ્ઞાનવડે જ્યારે મન ગ્રાહ્યવસ્તુનો સંકલ્પ કરતું નથી ત્યારે બાળવાયોગ્ય કાષ્ઠાદિકના અભાવમાં અગ્નિના બાળવાના અભાવની પેઠે ગ્રાહ્યવસ્તુના અભાવમાં ગ્રહણની કલ્પનાથી રહિત થયેલું તે મન અમનોભાવને–નિરોધાવસ્થાને–પામે છે. ૩૨

જ્યારે આ મન આદિ દ્વૈત અસત્ છે ત્યારે આત્મતત્ત્વનું જ્ઞાન શાવડે થાય છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

अकल्पकमजं ज्ञानं, ज्ञेयाभिन्नं प्रचक्षते ।
ब्रह्म ज्ञेयमजं नित्यमजेनाजं विबुध्यते ॥ ३३ ॥

**શબ્દાર્થઃ**—કલ્પનારહિત [તથા] જન્મરહિત ચેતનને [બ્રહ્મરૂપ] જ્ઞેયથી અભિન્ન કહે છે [તે] બ્રહ્મ, જ્ઞેય, જન્મરહિત [ને] નિત્ય [છે તે] અજન્માવડે જન્મરહિતને જાણે છે ૩૩

**વિવેચન**—બ્રહ્મવેત્તાઓ સર્વકલ્પનાથી રહિત તથા જન્મથી રહિત ચેતનમાત્રને બ્રહ્મરૂપ જ્ઞેયથી અભિન્ન કહે છે. તે ચેતનરૂપ જ્ઞાન બ્રહ્મ, જ્ઞેય, અજન્મા ને નિત્ય છે. તે આત્મસ્વરૂપ અજન્મા જ્ઞાનવડે જન્મરહિત જ્ઞેયને–આત્મતત્ત્વને–પોતેજ જાણે છે. નિત્યપ્રકાશસ્વરૂપ સૂર્યની પેઠે નિત્ય એકરસ જ્ઞાનઘનરૂપ આત્મા અન્યજ્ઞાનની અપેક્ષા કરતો નથી એ તાત્પર્ય છે. ૩૩

મુક્તપુરુષને જ્ઞાનનું ફલ સ્વર્ગની પેઠે પરોક્ષ નથી, કિંતુ તૃપ્તિની પેઠે પ્રત્યક્ષ છે, આથી પ્રસંગમાંથી પ્રાપ્ત થયેલા મનના નિરોધરૂપ જ્ઞાનના ફલની પ્રત્યક્ષતામાટે પ્રસંગ જણાવે છેઃ—

निगृहीतस्य मनसो, निर्विकल्पस्य धीमतः ।
प्रचारः स तु विज्ञेयः, सुषुप्तेऽन्यो न तत्समः ॥ ३४ ॥

**શબ્દાર્થઃ**—નિગ્રહ કરેલા, કલ્પનાથી રહિત [ ને ] વિવેકવાળા મનનો [ જે ] પ્રચાર [ છે ] તે તો [ યોગીઓવડે ] જાણવાયોગ્ય [ છે; ] સુષુપ્તિમાં અન્ય [ છે; ] તેના સમાન નથી. ૩૪

વિવેચનઃ—નિગ્રહ કરેલા, સર્વ કલ્પનાઓથી રહિત ને વિવેકવાળા મનનો જે પ્રચાર ( બ્રહ્મઅભિન્ન બ્રહ્મરૂપે સ્થિતિ ) છે તે તો યોગિજનોવડે જાણવાયોગ્ય છે 'સુષુપ્તિમાં અનેક અનર્થરૂપ ફલવાળી પ્રવૃત્તિઓના બીજરૂપ વાસનાઓ સહિત અવિદ્યાથી ઘેરાયેલું મન છે તેથી તે સમયના મનનો પ્રચાર ( અજ્ઞાનરૂપે સ્થિતિ ) બીજો છે, અને સત્યરૂપ આત્માના અનુબોધરૂપ અગ્નિથી જેની અવિદ્યાદિક અનર્થરૂપ ફલવાળી પ્રવૃત્તિઓના બીજરૂપ વાસનાઓ દાહ પામી છે, ને જેનો સર્વ ક્લેશરૂપ રજોગુણ અત્યંત શાંત થઇ ગયો છે એવા નિરોધ પામેલા મનનો જે પ્રચાર ( બ્રહ્મસ્વરૂપે સ્થિતિ ) છે તે બીજો છે; તેથી સુષુપ્તિઅવસ્થાને પામેલા મનનો પ્રચાર ( સ્થિતિ ) તેના જેવો નથી. ૩૪

સુષુપ્તિને પામેલા અને સમાધિને પામેલા મનના પ્રચારનો ભેદ છે એમ કહ્યું તેમાં હેતુ કહે છેઃ—

लीयते हि सुषुप्ते तन्निगृहीतं न लीयते ।
तदेव निर्भयं ब्रह्म, ज्ञानालोकं समन्ततः ॥ ३५ ॥

**શબ્દાર્થઃ**—જેથી સુષુપ્તિમાં તે લીન થાય છે, [ ને ] નિગ્રહ કરેલું લીન થતું નથી [ તેથી ] તેજ નિર્ભય, જ્ઞાનપ્રકાશ [ ને ] સર્વભણી વ્યાપક બ્રહ્મ [ છે. ] ૩૫

વિવેચન.—જેથી સુષુપ્તિઅવસ્થામાં તે મન સર્વવાસનાઓસહિત અવિદ્યામાં લીન થાય છે, ને વિવેકપૂર્વક નિગ્રહ કરેલું તે મન અજ્ઞાનરૂપ બીજભાવને પામતું નથી તેથી સુષુપ્તિવાળા તથા સમાધિવાળા મનના પ્રચારનો ભેદ યુક્તજ છે. જ્યારે સમાધિને પામેલું મન અવિદ્યાએ કરેલા ગ્રાહ્ય અને ગ્રાહકરૂપ બંને મલથી રહિત થાય છે ત્યારે તે મન અદ્વૈતરૂપ બ્રહ્મનેજ પ્રાપ્ત થયું છે તેથી તે મનજ ભયના નિમિત્તરૂપ દ્વૈતના ગ્રહણના અભાવથી નિર્ભય, ચૈતન્યપ્રકાશરૂપ તથા સર્વભણીથી નિરંતર વ્યાપક બ્રહ્મરૂપ છે. ૩૫

હવે તે બ્રહ્મનું અન્ય પ્રકારે નિરૂપણ કરે છે—

अजमनिद्रमस्वप्नमनामकमरूपकम् ।
सकृद्विभातं सर्वज्ञं, नोपचारः कथञ्चन ॥ ३६ ॥

**શબ્દાર્થઃ**—[ બ્રહ્મ ] જન્મરહિત, નિદ્રારહિત, સ્વપ્નરહિત, નામરહિત, રૂપરહિત, સર્વદા પ્રકાશરૂપ [ ને ] સર્વજ્ઞ [ છે તેમાં ] કોઇપણ પ્રકારે કર્તવ્ય નથી. ૩૬

વિવેચનઃ—તે બ્રહ્મ જન્મના હેતુભૂત અવિદ્યારૂપ નિમિત્તના અભાવથી જન્મરહિત, અનાદિ અવિદ્યારૂપ નિદ્રાથી રહિત, દ્વૈતદર્શનરૂપ સ્વપ્નથી રહિત, વાણીથી પર હોવાથી નામથી રહિત, નિરવયવ હોવાથી રૂપથી રહિત, અગ્રહણ અન્યથાગ્રહણ આવિર્ભાવ ને તિરોભાવના અભાવથી નિરંતર પ્રકાશરૂપ ને જ્ઞાનસ્વરૂપ છે. એવા બ્રહ્મમાં ( બ્રહ્મને જાણનાર વિદ્વાનમાં ) કોઇપણ પ્રકારે સમાધિ આદિ કર્તવ્ય નથી જેની અવિદ્યાનો નાશ થયો છે તેને કર્તવ્યનો સંભવ નથી. ૩૬

વિદ્વાનજ બ્રહ્મ છે એમ અંગીકાર કરીને હવે બ્રહ્મનું નરજાતિપણાવડે કથન કરે છેઃ—

सर्वाभिलापविगतः, सर्वचिन्तासमुत्थितः ।
सुप्रशान्तः सकृज्ज्योतिः, समाधिरचलोऽभयः ॥ ३७ ॥

**શબ્દાર્થઃ**—[ વિદ્વાન્ ] સર્વ વાણીથી રહિત, સર્વ અંતઃકરણથી સારી રીતે રહિત, અત્યંત શાંત, નિરંતર પ્રકાશરૂપ, સમાધિરૂપ, અક્રિય [ ને ] અભય [ છે. ] ૩૭

વિવેચનઃ—બ્રહ્મને જાણનાર વિદ્વાન્ સર્વ પ્રકારના કથનના સાધનરૂપ વાણીથી તથા અન્ય ઇંદ્રિયોથી રહિત, સર્વ અંતઃકરણથી સારીરીતે રહિત, પ્રકૃતિથી પર હોવાથી અત્યંત શાંત, સર્વદા ચૈતન્યપ્રકાશરૂપ, ચિત્ત સ્થાપન કરવાના સ્થાનરૂપ હોવાથી સમાધિરૂપ, સર્વ ક્રિયાથી રહિત ને ભયવર્જિત છે. ૩૭

અવિક્રિય બ્રહ્મમાં વિધિને અને નિષેધને અધીન એવો વૈદિક અથવા લૌકિક ગ્રહણત્યાગનો અવકાશ નથી એમ જણાવે છેઃ—

ग्रहो न तत्र नोत्सर्गश्चिन्ता यत्र न विद्यते ।
आत्मसंस्थं तदा ज्ञानमजाति समतां गतम् ॥ ३८ ॥

**શબ્દાર્થઃ**—જેમાં ગ્રહણ નથી, ત્યાગ નથી, જેમાં ચિંતા વિદ્યમાન નથી, ત્યારે આત્મા-વિષે રહેલ. જન્મરહિત [ ને ] સમપણાને પામેલ જ્ઞાનરૂપ [ થાય છે. ] ૩૮

વિવેચનઃ—જ્યાં વિકાર વા વિકારનું વિષયપણું હોય ત્યાં ગ્રહણ અને ત્યાગ થાય છે. વિકારના હેતુ અન્યના અભાવથી અને નિરવયવપણાથી તે બ્રહ્મમાં લૌકિકવૈદિક ત્યાગ અને ગ્રહણ નથી. મનના નિગ્રહથી તે બ્રહ્મમાં સર્વ પ્રકારની ચિંતા સંભવતી નથી. જ્યારે સત્યરૂપ આત્માનો અનુબોધ થયો ત્યારે વિષયના અભાવથી આત્માવિષે સ્થિત, જન્મથી રહિત, ને પરમસમતાને પામેલ જ્ઞાનરૂપ થાય છે. આવા તત્ત્વજ્ઞાનને પામીને સર્વ મનુષ્ય કૃતાર્થ થાય છે. ૩૮

જો બ્રહ્મસ્વરૂપથી સ્થિતિરૂપ ફલવાળું અદ્વૈતનું જ્ઞાન છે તો તેનો સર્વ પુરુષો કેમ આદર કરતા નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

अस्पर्शयोगो वै नाम, दुर्दर्शः सर्वयोगिभिः ।
योगिनो बिभ्यति ह्यस्मादभये भयदर्शिनः ॥ ३९ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ અસ્પર્શયોગ સર્વ યોગીઓવડે દુઃખથી દેખવાયોગ્ય [ છે. ] અભયમાં ભય જોનાર યોગીઓ આથી બીએ છે. ૩૯

વિવેચનઃ—વર્ણાશ્રમાદિ ધર્મના અને પાપાદિ મલના સંબંધરૂપ સ્પર્શથી રહિત હોવાથી તથા જીવને બ્રહ્મભાવની સાથે જોડનાર હોવાથી આ અદ્વૈતાનુભવ અસ્પર્શયોગ કહેવાય છે. ઉપનિષદોમાં પ્રસિદ્ધ આ અદ્વૈતાનુભવ વેદાંતના વિજ્ઞાનથી રહિત સર્વ યોગીઓવડે શ્રવણમનનાદિરૂપ દુઃખથી સંપાદન કરવાયોગ્ય છે. ભયરહિત આ યોગમાં પોતાના બ્રાહ્મણપણાદિના નાશરૂપ ભયને જોવાના સ્વભાવવાળા અવિવેકી યોગીઓ સર્વ-ભયથી રહિત આ યોગથી ભય પામે છે. ૩૯

એવી રીતે ઉતમ બુદ્ધિવાળા પુરુષોમાટે અદ્વૈતજ્ઞાનને તથા અદ્વૈતજ્ઞાનના ફલરૂપ મનના નિરોધને કહીને હવે મંદબુદ્ધિવાળા પુરુષોમાટે મનના નિરોધને અધીન આત્માના જ્ઞાનને કહેવાનો આરંભ કરે છેઃ—

मनसो निग्रहायत्तमभयं सर्वयोगिनाम् ।
दुःखक्षयः प्रबोधश्चाप्यक्षया शान्तिरेव च ॥ ४० ॥

મુક્તપુરુષને જ્ઞાનનું ફલ સ્વર્ગની પેઠે પરોક્ષ નથી, કિંતુ તૃપ્તિની પેઠે પ્રત્યક્ષ છે, એથી પ્રસંગમાંથી સ થયેલા મનના નિરોધરૂપ જ્ઞાનના ફલની પ્રત્યક્ષતામાટે પ્રસંગ જણાવે છેઃ—

निगृहीतस्य मनसो, निर्विकल्पस्य धीमतः ॥
प्रचारः स तु विज्ञेयः, सुषुप्तेऽन्यो न तत्समः ॥ ३४ ॥

શબ્દાર્થઃ—નિગ્રહ કરેલા, કલ્પનાથી રહિત [ ને ] વિવેકવાળા મનનો [ જે ] પ્રચાર ] તે તો [ યોગીઓવડે ] જાણવાયોગ્ય [ છે, ] સુષુપ્તિમાં અન્ય [ છે, ] તેના સમાન ી. ૩૪

વિવેચન—નિગ્રહ કરેલા, સર્વ કલ્પનાઓથી રહિત ને વિવેકવાળા મનનો જે પ્રચાર ( પ્રત્યગ્અભિન્ન રૂપે સ્થિતિ ) છે તે તો યોગિજનોવડે જાણવાયોગ્ય છે સુષુપ્તિમાં અનેક અનર્થરૂપ ફલવાળી પ્રવૃત્તિઓના જરૂપ વાસનાઓ સહિત અવિદ્યાથી ઘેરાયેલું મન છે તેથી તે સમયના મનનો પ્રચાર ( અજ્ઞાનરૂપે સ્થિતિ ) ે છે, અને સત્યરૂપ આત્માના અનુબોધરૂપ અગ્નિથી જેની અવિદ્યાદિક અનર્થરૂપ ફલવાળી પ્રવૃત્તિઓના જરૂપ વાસનાઓ દાહ પામી છે, ને જેનો સર્વ ક્લેશરૂપ રજોગુણ અત્યંત શાંત થઇ ગયો છે એવા નિરોધ મેલા મનનો જે પ્રચાર ( બ્રહ્મસ્વરૂપે સ્થિતિ ) છે તે બીજો છે તેથી સુષુપ્તિઅવસ્થાને પામેલા મનનો પ્રચાર સ્થિતિ ) તેના જેવો નથી ૩૪

સુષુપ્તિને પામેલા અને સમાધિને પામેલા મનના પ્રચારનો ભેદ છે એમ કહ્યું તેમાં હેતુ કહે છે—

लीयते हि सुषुप्ते तन्निगृहीतं न लीयते ।
तदेव निर्भयं ब्रह्म, ज्ञानालोकं समन्ततः ॥ ३५ ॥

શબ્દાર્થઃ—જેથી સુષુપ્તિમાં તે લીન થાય છે, [ ને ] નિગ્રહ કરેલું લીન થતું નથી થી ] તેજ નિર્ભય, જ્ઞાનપ્રકાશ [ ને ] સર્વભણી વ્યાપક બ્રહ્મ [ છે ] ૩૫

વિવેચન—જેથી સુષુપ્તિઅવસ્થામાં તે મન સર્વવાસનાઓસહિત અવિદ્યામાં લીન થાય છે, ને વિવેક- ક નિગ્રહ કરેલું તે મન અજ્ઞાનરૂપ બીજભાવને પામતું નથી તેથી સુષુપ્તિવાળા તથા સમાધિવાળા મનના ારનો ભેદ યુક્તજ છે જ્યારે સમાધિને પામેલું મન અવિદ્યાએ કરેલા ગ્રાહ્ય અને ગ્રાહકરૂપ બને મલથી ત થાય છે ત્યારે તે મન અદ્વૈતરૂપ બ્રહ્મનેજ પ્રાપ્ત થયું છે તેથી તે મનજ ભયના નિમિત્તરૂપ દ્વૈતના ણના અભાવથી નિર્ભય, ચૈતન્યપ્રકાશરૂપ તથા સર્વભણીથી નિરંતર વ્યાપક બ્રહ્મરૂપ છે. ૩૫

હવે તે બ્રહ્મનું અન્ય પ્રકારે નિરૂપણ કરે છે—

अजमनिद्रमस्वप्नमनामकमरूपकम् ।
सकृद्विभातं सर्वज्ञं, नोपचारः कथञ्चन ॥ ३६ ॥

શબ્દાર્થઃ—[ બ્રહ્મ ] જન્મરહિત, નિદ્રારહિત, સ્વપ્નરહિત, નામરહિત, રૂપરહિત, સર્વદા કાશરૂપ [ ને ] સર્વજ્ઞ [ છે તેમાં ] કોઇપણ પ્રકારે કર્તવ્ય નથી ૩૬

વિવેચન—તે બ્રહ્મ જન્મના હેતુભૂત અવિદ્યારૂપ નિમિત્તના અભાવથી જન્મરહિત, અનાદિ અવિદ્યારૂપ દ્રાથી રહિત, દ્વૈતદર્શનરૂપ સ્વપ્નથી રહિત, વાણીથી પર હોવાથી નામથી રહિત, નિરવયવ હોવાથી રૂપથી હિત, અગ્રહણ અન્યથાગ્રહણ આવિર્ભાવ ને તિરોભાવનો અભાવથી નિરંતર પ્રકાશરૂપ ને જ્ઞાનસ્વરૂપ છે. વા બ્રહ્મમાં ( બ્રહ્મને જાણનાર વિદ્વાન્માં ) કોઇપણ પ્રકારે સમાધિ આદિ કર્તવ્ય નથી જેની અવિદ્યાનો શ થયો છે તેને કર્તવ્યનો સંભવ નથી. ૩૬

વિદ્વાનજ બ્રહ્મ છે એમ અંગીકાર કરીને હવે બ્રહ્મનું નરજાતિપણાવડે કથન કરે છે:—

सर्वाभिलापविगतः, सर्वचिन्तासमुत्थितः ।
सुप्रशान्तः सकृज्ज्योतिः, समाधिरचलोऽभयः ॥ ३७ ॥

**શબ્દાર્થ:**—[ વિદ્વાન ] સર્વ વાણીથી રહિત, સર્વ અંતઃકરણથી સારી રીતે રહિત, અત્યંત શાંત, નિરંતર પ્રકાશરૂપ, સમાધિરૂપ, અક્રિય [ ને ] અભય [ છે ] ૩૭

**વિવેચન:**—બ્રહ્મને જાણનાર વિદ્વાન્ સર્વ પ્રકારના કથનના સાધનરૂપ વાણીથી તથા અન્ય ઇંદ્રિયોથી રહિત, સર્વ અંતઃકરણથી સારીરીતે રહિત, પ્રકૃતિથી પર હોવાથી અત્યંત શાંત, સર્વદા ચૈતન્યપ્રકાશરૂપ, ચિત્ત સ્થાપન કરવાના સ્થાનરૂપ હોવાથી સમાધિરૂપ, સર્વ ક્રિયાથી રહિત ને ભયવર્જિત છે. ૩૭

અવિક્રિય બ્રહ્મમાં વિધિને અને નિષેધને અધીન એવા વૈદિક અથવા લૌકિક ગ્રહણત્યાગનો અવકાશ નથી એમ જણાવે છે:—

ग्रहो न तत्र नोत्सर्गश्चिन्ता यत्र न विद्यते ।
आत्मसंस्थं तदा ज्ञानमजाति समतां गतम् ॥ ३८ ॥

**શબ્દાર્થ:**—તેમાં ગ્રહણ નથી, ત્યાગ નથી, જેમાં ચિંતા વિદ્યમાન નથી, ત્યારે આત્મા-વિષે રહેલ જન્મરહિત [ ને ] સમપણાને પામેલ જ્ઞાનરૂપ [ થાય છે. ] ૩૮

**વિવેચન:**—જ્યાં વિકાર વા વિકારનું વિષયપણું હોય ત્યાં ગ્રહણ અને ત્યાગ થાય છે. વિકારના હેતુ અન્યના અભાવથી અને નિરવયવપણાથી તે બ્રહ્મમાં લૌકિકવૈદિક ત્યાગ અને ગ્રહણ નથી. મનના નિગ્રહથી તે બ્રહ્મમાં સર્વ પ્રકારની ચિંતા સંભવતી નથી. જ્યારે સત્યરૂપ આત્માનો અનુબોધ થયો ત્યારે વિષયના અભાવથી આત્માવિષે સ્થિત, જન્મથી રહિત, ને પરમસમતાને પામેલ જ્ઞાનરૂપ થાય છે. આવા તત્ત્વજ્ઞાનને પામીને સર્વ મનુષ્ય કૃતાર્થ થાય છે. ૩૮

જો બ્રહ્મસ્વરૂપથી સ્થિતિરૂપ ફલવાળું અદ્વૈતનું જ્ઞાન છે તો તેનો સર્વ પુરુષો કેમ આદર કરતા નથી એમ શંકા થાય તો તેનું સમાધન કરે છે:—

अस्पर्शयोगो वै नाम, दुर्दर्शः सर्वयोगिभिः ।
योगिनो बिभ्यति ह्यस्मादभये भयदर्शिनः ॥ ३९ ॥

**શબ્દાર્થ:**—પ્રસિદ્ધ અસ્પર્શયોગ સર્વ યોગીઓવડે દુઃખથી દેખવાયોગ્ય [ છે. ] અભયમાં ભય જોનાર યોગીઓ આથી બીએ છે. ૩૯

**વિવેચન:**—વર્ણાશ્રમાદિ ધર્મના અને પાપાદિ મલના સંબંધરૂપ સ્પર્શથી રહિત હોવાથી તથા જીવને બ્રહ્મભાવની સાથે જોડનાર હોવાથી આ અદ્વૈતાનુભવ અસ્પર્શયોગ કહેવાય છે. ઉપનિષદોમાં પ્રસિદ્ધ આ અદ્વૈતાનુભવ વેદાંતના વિજ્ઞાનથી રહિત સર્વ યોગીઓવડે શ્રવણમનનાદિરૂપ દુઃખથી સંપાદન કરવાયોગ્ય છે. ભયરહિત આ યોગમાં પોતાના બ્રાહ્મણપણાદિના નાશરૂપ ભયને જોવાના સ્વભાવવાળા અવિવેકી યોગીઓ સર્વ-ભયથી રહિત આ યોગથી ભય પામે છે. ૩૯

એવી રીતે ઉત્તમ બુદ્ધિવાળા પુરુષોમાટે અદ્વૈતજ્ઞાનને તથા અદ્વૈતજ્ઞાનના ફલરૂપ મનના નિરોધને કહીને હવે મંદબુદ્ધિવાળા પુરુષોમાટે મનના નિરોધને અધીન આત્માના જ્ઞાનને કહેવાનો આરંભ કરે છે:—

मनसो निग्रहायत्तमभयं सर्वयोगिनाम् ।
दुःखक्षयः प्रबोधश्चाप्यक्षया शान्तिरेव च ॥ ४० ॥

શબ્દાર્થ:—સર્વ યોગીઓને અભય, દુઃખનો ક્ષય, પ્રબોધ અને અક્ષય શાંતિ પણ મનના નિગ્રહને અધીનજ [ છે ] ૪૦

વિવેચન —જેમને બ્રહ્મસ્વરૂપથી ભિન્ન મન અને ઇંદ્રિય આદિક રજ્જુસર્પની પેઠે કલ્પિત છે, વાસ્તવિક નથી તે બ્રહ્મસ્વરૂપ પુરુષોને તત્ત્વજ્ઞાન અને અક્ષયશાંતિ બ્રહ્મવિદ્યાના સામર્થ્યથી સિદ્ધ છે, અન્ય સાધનને અધીન નથી જે સન્માર્ગગામી મંદ ને મધ્યમ બુદ્ધિવાળા મુમુક્ષુ આત્માથી ભિન્ન મન ને ઇંદ્રિય આદિકને આત્માના સંબંધવાળા જુએ છે તે સત્યરૂપ આત્માના અનુબોધથી રહિત સર્વ યોગીઓને તત્ત્વજ્ઞાનરૂપ અભય, દુઃખની નિવૃત્તિ, આત્માનું જ્ઞાન ને મોક્ષરૂપ અક્ષયશાંતિ મનના નિગ્રહને અધીનજ છે ૪૦

મોક્ષની ઇચ્છાવાળા પુરુષોને, મનનો નિરોધ કેમ સિદ્ધ થશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે —

उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिन्दुना ।
मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥ ४१ ॥

શબ્દાર્થ:—જેમ દર્ભના અગ્રથી એક બિંદુવડે સમુદ્રનું ઉલેચવું [ થયું ] તેમ અપરિખેદથી મનનો નિગ્રહ થાય છે ૪૧

વિવેચન —જેમ દર્ભના અગ્રથી એક બિંદુવડે સમુદ્રનું ઉલેચવું ટીટોડાને ખેદ નહિ પામવાથી થયું છે તેમ નિશ્ચયવાળાને તથા આંખો વીંચીએ તો અંધારું જણાય છે ને આંખો ઉઘાડીએ તો ઘટાદિ જણાય છે પણ બ્રહ્મ તો કદીપણ જણાતું નથી એવા ઉદ્વેગથી રહિત અંતઃકરણવાળાને મનનો નિગ્રહ થાય છે. [ ટીટોડાની વાર્તા શ્રીયોગકૌસ્તુભમાં આપી છે, માટે જેમને તે વાંચવાની ઇચ્છા થાય તેમણે ત્યાં જોવું ] ૪૧

સમાધિ કરનાર સાધકને લય, વિક્ષેપ, રસાસ્વાદ અને કષાય એ ચાર તત્ત્વસાક્ષાત્કારમાં વિઘ્ન છે, તેમની આગળ કહેવામાં આવતા ઉપાયોવડે નિવૃત્તિ કરી, તેમણે પોતાના મનનો નિગ્રહ કરવો, અન્યથા તેમને સમાધિનું સફલપણું સંભવતું નથી એમ જણાવે છે —

उपायेन निगृह्णीयाद्विक्षिप्तं कामभोगयोः ।
सुप्रसन्नं लये चैव, यथा कामो लयस्तथा ॥ ४२ ॥

શબ્દાર્થ:—ઉપાયવડે કામભોગમાં વિક્ષેપ પામેલાનો નિરોધ કરે, અને લયમાં સારી રીતે પ્રસન્ન થયેલાનો [ પણ નિરોધ કરે ] જેમ કામ [ અનર્થનો હેતુ છે ] તેમ લય [ પણ અનર્થનો હેતુ છે ] ૪૨

વિવેચન —ખેદરહિત નિશ્ચયવાળો થઇને આગળ કહેવામાં આવતા ઉપાયવડે વિષયેચ્છાનો અને વિષયોમાં વિક્ષેપ પામેલા મનનો આત્માદિકે નિરોધ કરે, અને સુષુપ્તિરૂપ લયમાં ખેદરહિત થયેલા મનનો પણ નિરોધ કરે જેમ વિષયેચ્છા અનર્થનો હેતુ છે તેમ લય પણ અનર્થનો હેતુ છે તેથી વિક્ષેપ અને લય, એ બંનેથી ચિત્તનો નિરોધ કરવો જોઇએ ૪૨

હવે જે ઉપાયવડે મનનો નિગ્રહ થાય છે તે ઉપાય જણાવે છે —

दुःखं सर्वमनुस्मृत्य, कामभोगान्निवर्तयेत् ।
अजं सर्वमनुस्मृत्य, जातं नैव तु पश्यति ॥ ४३ ॥

શબ્દાર્થ:—સર્વ દુઃખરૂપ [ છે એમ ] અનુસ્મરણ કરીને કામભોગથી [ મનને ] નિવૃત્ત કરે, સર્વ જન્મરહિત ( બ્રહ્મ ) [ છે એમ ] અનુસ્મરણ કરીને ઉપજેલાને તો જોતોજ નથી ૪૩

વિવેચન:—અવિદ્યારચિત સર્વ દ્વૈત દુઃખરૂપજ છે એમ વારંવાર સ્મરણ કરીને વિષયેચ્છાથી ને વિષયભોગથી ચંચલ થયેલા મનને વૈરાગ્યની ભાવનાવડે વિષયચિંતનથી નિવૃત્ત કરે; અને સર્વ બ્રહ્મરૂપ છે એમ શાસ્ત્રના તથા આચાર્યના ઉપદેશથી સ્મરણ કરીને ઉત્પન્ન થયેલા દ્વૈતને નજ જુએ. એવી રીતે વૈરાગ્યથી ને જ્ઞાનાભ્યાસથી મનનો નિગ્રહ થાય છે. ૪૩

જ્ઞાનાભ્યાસરૂપ અને વૈરાગ્યરૂપ ઉપાયવડે લય અને વિક્ષેપથી નિવૃત્ત કરેલું મન જો કષાયથી પ્રતિબંધ પામે તો શ્રવણ, મનન ને નિદિધ્યાસનના અભ્યાસથી ઉપજેલા સંપ્રજ્ઞાતયોગવડે અસંપ્રજ્ઞાતયોગપર્યંત પહોંચીને તે કષાયરૂપ પ્રતિબંધથી પણ મનને નિવૃત્ત કરવું જોઈએ એમ કહે છે:—

लये सम्बोधयेच्चित्तं, विक्षिप्तं शमयेत्पुनः ।
सकषायं विजानीयात्समप्राप्तं न चालयेत् ॥ ४४ ॥

**શબ્દાર્થ:—સુષુપ્તિમાં ચિત્તને જગાડે, [વિક્ષેપ] પામેલાને પુનઃ શાંત કરે, કષાયસહિતને જાણે, સમપ્રાપ્તને ચલાવે નહિ. ૪૪**

વિવેચન:—શ્રવણાદિની આવૃત્તિરૂપ ઉપાયવડે સુષુપ્તિમાં લીન થતા ચિત્તને આત્માના વિવેકજ્ઞાનથી યુક્ત કરે: વિષયેચ્છાથી તથા વિષયભોગથી વિક્ષેપ પામેલા ચિત્તને વિષયોમાં વિનાશીપણાદિ દોષદર્શનવડે તૃષ્ણારહિત કરી પુનઃ શાંત કરે, એમ વારંવાર અભ્યાસ કરવાથી ચિત્ત જ્યારે લયવિક્ષેપથી રહિત થાય અને સમભાવને ન પામે, કિંતુ મધ્યઅવસ્થાવાળું થાય ત્યારે તે રાગના બીજરૂપ કષાયસહિતના ચિત્તને ઓળખે, અને તે કષાયથી પણ સંપ્રજ્ઞાતસમાધિરૂપ પ્રયત્નથી અસંપ્રજ્ઞાતસમાધિરૂપ સમભાવને પ્રાપ્ત કરે. જ્યારે ચિત્ત સમભાવની પ્રાપ્તિની સંમુખ થાય ત્યારે તે સમભાવની પ્રાપ્તિની અભિમુખ થયેલા ચિત્તને વિષયોની સંમુખ કરે નહિ. ૪૪

હવે સમાધિ કરવાની ઇચ્છાવાળાને સમાધિના અભ્યાસથી સમાધિમાં જે સુખ ઉપજે છે તે સુખને વિષય કરનારી ઇચ્છાથી પણ મનનો નિગ્રહ કરવો યોગ્ય છે એમ જણાવે છે:—

नास्वादयेत्सुखं तत्र, निःसङ्गः प्रज्ञया भवेत् ।
निश्चलं निश्चरच्चित्तमेकीकुर्यात्प्रयत्नतः ॥ ४५ ॥

**શબ્દાર્થ:—તેમાં સુખનો સ્વાદ ન લે, [ કિંતુ ] વિવેકજ્ઞાનવડે નિઃસ્પૃહ થાય. નિશ્ચલ [ થયા છતાં ] ચિત્ત [ જો ] બહાર નીકળે [ તો તેને ] પ્રયત્નથી એકરૂપ કરે. ૪૫**

વિવેચન:—સમાધિ કરવાની ઇચ્છાવાળો યોગી તે સમાધિઅવસ્થાના સુખમાં આસક્ત ન થાય, કિંતુ ત્યાં જે સુખ પ્રતીત થાય છે તે અવિદ્યાથી કલ્પિત મિથ્યા છે એવા વિવેકજ્ઞાનવડે તેમાં નિઃસ્પૃહ થાય. વૈરાગ્યાદિ ઉપાયવડે નિશ્ચલ થયા છતાં જો ચિત્ત પોતાના સ્વભાવપ્રમાણે બહાર નીકળવાનો યત્ન કરે તો યોગી સંપ્રજ્ઞાતસમાધિથી અસંપ્રજ્ઞાતસમાધિપર્યંતના પ્રયત્નથી તેને ચેતનસ્વરૂપેજ સ્થિત કરે. ૪૫

ત્યારે આ ચિત્ત કેવલ બ્રહ્મસ્વરૂપ ક્યારે થાય છે એમ શંકા થાય તો તેનું ઉત્તર આપે છે:—

यदा न लीयते चित्तं, न च विक्षिप्यते पुनः ।
अनिङ्गनमनाभासं निष्पन्नं ब्रह्म तत्तदा ॥ ४६ ॥

**શબ્દાર્થ:—ચિત્ત જ્યારે લીન થાય નહિ, અને પુનઃ વિક્ષેપ પામે નહિ, અચલ [ ને ] અનાભાસ [ થાય ] ત્યારે તે બ્રહ્મસંપન્ન [ થાય છે. ] ૪૬**

વિવેચન—જ્ઞાનાભ્યાસાદિરૂપ ઉપાયવડે નિગ્રહ કરેલું ચિત્ત જ્યારે સુષુપ્તિમાં લીન થાય નહિ, અને પુન વિષયોમા ભ્રમણ કરે નહિ, કિંતુ વાયુવિનાના સ્થાનમાં રહેલા દીપકની પેઠે અચલ એટલે રાગાદિ વાસનારહિત તથા અનાભાસ (કોઇ પણ કલ્પિત વિષયભાવવડે નહિ પ્રકાશનાર) થાય ત્યારે તે ચિત્ત બ્રહ્મસ્વરૂપને પામેલું થાય છે ૪૬

અસંપ્રજ્ઞાતસમાધિઅવસ્થામાં ચિત્ત જે રૂપે સ્થિત થાય છે તે બ્રહ્મસ્વરૂપને વિશેષણો આપે છે—

स्वस्थं शान्तं सनिर्वाणमकथ्यं सुखमुत्तमम् ।
अजमजेन ज्ञेयेन, सर्वज्ञं परिचक्षते ॥ ४७ ॥

**શબ્દાર્થ:**—નિરતિશયસુખને [ બ્રહ્મવેત્તાઓ ] સ્વસ્વરૂપમાં સ્થિત, શાંત, કૈવલ્યસહિત, કહેવાને અશક્ય જન્મથી રહિત, અનુત્પન્ન જ્ઞેયથી [ અભિન્ન ને ] સર્વજ્ઞ [ બ્રહ્મ ] કહે છે ૪૭

**વિવેચન**—યોગિજનોને પ્રત્યક્ષ નિરતિશયસુખને બ્રહ્મવેત્તાઓ આત્મામાં સ્થિત, સર્વ અનર્થની નિવૃત્તિરૂપ, મોક્ષસહિત, અત્યંત અસાધારણવિષયવાળું હોવાથી કહેવાને અશક્ય, ઉત્પત્તિથી રહિત અને ઉત્પન્ન નહિ થયેલા જ્ઞેયથી અભિન્ન બ્રહ્મરૂપજ કહે છે ૪૭

કહેલા ઉપાયોના પરમાર્થસત્યપણામાં અદ્વૈતની હાનિ થશે, અને અસત્યપણામાં પ્રમાજ્ઞાન નહિ ઉપજાવી શકે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે—

न कश्चिज्जायते जीवः, सम्भवोऽस्य न विद्यते ।
एतत्तदुत्तमं सत्यं, यत्र किञ्चिन्न जायते ॥ ४८ ॥

॥ इति श्रीमाण्डूक्योपनिषदर्थाविष्करणपरायां श्रीगौडपादीयकारिकायां तृतीयमद्वैतप्रकरणम् ॥ ३ ॥

**શબ્દાર્થ:**—કોઇ પણ જીવ ઉત્પન્ન થતો નથી, આનું કારણ વિદ્યમાન નથી, તેમાં આ ઉત્તમ સત્ય [ છે, ] જેમા કાંઇ પણ ઉત્પન્ન થતું નથી ૪૮

**વિવેચન**—મનના નિગ્રહ આદિક ઉપાયો પરમાર્થસ્વરૂપની પ્રાપ્તિમાટે કહ્યા છે, પરંતુ તે વાસ્તવિક સત્ય નથી, વસ્તુતાએ તો કોઇ પણ કર્તાભોક્તારૂપ જીવ કોઇ પણ પ્રકારે ઉત્પન્ન થતો નથી, કારણકે સ્વભાવથી અજન્મારૂપ આ એક આત્માનું કોઇ પણ કારણ વિશ્વમાં વિદ્યમાન નથી પૂર્વે ઉપાયપણાવડે કથન કરેલા વ્યાવહારિકસત્યરૂપ સાધનોમાં આ બ્રહ્મ ઉત્તમ સત્ય છે, જે સત્યસ્વરૂપ બ્રહ્મમા અણુમાત્ર પણ ઉત્પન્ન થતું નથી જેવી રીતે કલ્પિત પ્રતિબિંબથી બિંબનું જ્ઞાન થાય છે તેમ વ્યાવહારિકસત્ય સાધનોથી પરમાર્થસ્વરૂપનું જ્ઞાન થાય છે ૪૮

ઇતિ શ્રીગૌડપાદાચાર્યકૃત માંડૂક્યોપનિષદ્‌ની કારિકાના અદ્વૈતનામના ત્રીજા પ્રકરણની તાત્પર્યદીપિકા સમાપ્ત ૩

---

## ॥ ४ अलातशान्तिप्रकरण ॥

ૐકારના નિર્ણયરૂપ ઉપાયવડે પહેલા પ્રકરણથી પ્રતિજ્ઞા કરેલ, બીજા પ્રકરણમાં બાહ્યવિષયોના મિથ્યાપણાથી સિદ્ધિ થયેલ, અને ત્રીજા પ્રકરણમાં શાસ્ત્ર અને યુક્તિવડે સાક્ષાત્ નક્કી કરેલ અદ્વૈતની "આ ઉત્તમ સત્ય છે" એમ ત્રીજા પ્રકરણના અંતમાં સમાપ્તિ કરી. હવે અદ્વૈતસિદ્ધાંતના વિરોધી બીજા વાદીના

નિષેધના વર્ણનવિના અન્યપક્ષના સમ્યક્‌પણાની શંકા થશે તેથી અન્યવાદોના નિષેધવડે અદ્વૈતસિદ્ધાંતની સિદ્ધિ સમાપ્ત કરવી જોઇએ માટે અલાતશાંતિ ( અર્ધ બળેલાં લાકડાને ઓલવવું ) એ નામના ચોથા પ્રકરણનો આરંભ થાય છે. તેમાં નીચેના પહેલા શ્લોકવડે, અદ્વૈતજ્ઞાનના સંપ્રદાયના કર્તા નારાયણભગવદ્રૂપ આચાર્યને ભગવાન્ ગૌડપાદ અદ્વૈતસ્વરૂપે નમસ્કાર કરે છેઃ—

ज्ञानेनाऽऽकाशकल्पेन, धर्मान्यो गगनोपमान् ।
ज्ञेयाभिन्नेन सम्बुद्धस्तं वन्दे द्विपदां वरम् ॥ १ ॥

**શબ્દાર્થઃ—**જ્ઞેયથી અભિન્ન આકાશતુલ્ય જ્ઞાનવડે આકાશની ઉપમાવાળા ધર્મોને જે સારી રીતે જાણતા હવા તે પુરુષોમાં શ્રેષ્ઠને વંદન કરું છું.—૧

વિવેચનઃ—જે નારાયણભગવાન્ જ્ઞેયથી અભિન્ન આકાશના જેવા જ્ઞાનવડે આકાશની ઉપમાવાળા આત્માના સ્વભાવોને સારી રીતે જાણતા હવા તે પુરુષોમાં મુખ્યને-પુરુષોત્તમને-હું નમસ્કાર કરું છું. ૧

હવે અદ્વૈતજ્ઞાનની સ્તુતિમાટે તેનું પ્રતિપાદન કરનાર શાસ્ત્રને નમસ્કાર કરે છે.—

अस्पर्शयोगो वै नाम, सर्वसत्त्वसुखो हितः ।
अविवादोऽविरुद्धश्च, देशितस्तं नमाम्यहम् ॥ २ ॥

**શબ્દાર્થઃ—**પ્રસિદ્ધ અસ્પર્શયોગ સર્વ જીવોને સુખરૂપ, હિતરૂપ, વિવાદરહિત ને અવિરુદ્ધ [ છે, તેનો જેણે ] ઉપદેશ કર્યો તેને હું નમન કરું છું—૨

વિવેચનઃ—બ્રહ્મવેત્તાઓને પ્રસિદ્ધ જે બ્રહ્મરૂપ અસ્પર્શયોગ છે તે યોગ સર્વદા અચલ હોવાથી સર્વ જીવોને વર્તમાનમાં સુખરૂપ ને પરિણામે હિતરૂપ છે તપ પરિણામે હિતરૂપ છતાં વર્તમાનમાં દુઃખરૂપ ને વિષયભોગ વર્તમાનમાં સુખરૂપ છતાં પરિણામમાં અહિતકર છે તેવો આ યોગ નથી. વળી તે યોગ વિરુદ્ધ કથનના અભાવથી વિવાદરહિત ને આત્મજ્ઞાનરૂપ ( સર્વના વાસ્તવિકસ્વરૂપના જ્ઞાનરૂપ ) હોવાથી સર્વને અવિરુદ્ધ છે. આવો યોગ જે શાસ્ત્રે ઉપદેશ કર્યો તે શાસ્ત્રને હું નમન કરું છું ૨

અદ્વૈતજ્ઞાનનું અવિરુદ્ધપણાવડે અવિવાદપણું સ્પષ્ટ કરવામાટે દ્વૈતવાદીઓના વિવાદને ઉદાહરણ કરીને બતાવે છે —

भूतस्य जातिमिच्छन्ति, वादिनः केचिदेव हि ।
अभूतस्यापरे धीरा, विवदन्तः परस्परम् ॥ ३ ॥

**શબ્દાર્થઃ—**કોઇકજ ( સાંખ્યાનુસારીજ ) [ દ્વૈત ]વાદીઓ વિદ્યમાન [ વસ્તુ ]ની ઉત્પત્તિને ઇચ્છે છે, [ સર્વ દ્વૈતવાદીઓ નહિ ] પંડિતપણાના અભિમાનવાળા બીજા ( નૈયાયિકો ને વૈશેષિકો ) અવિદ્યમાન [ વસ્તુ ]ની [ ઉત્પત્તિને ઇચ્છે છે એવી રીતે તેઓ ] પરસ્પર વિવાદ કરે છે ૩

દ્વૈતવાદીઓના એવા વિરુદ્ધ કથનવડે શું સિદ્ધ થાય છે તે જણાવે છે —

भूतं न जायते किञ्चिदभूतं नैव जायते ।
विवदन्तोऽद्वया ह्येवमजातिं ख्यापयन्ति ते ॥ ४ ॥

**શબ્દાર્થઃ—**કાંઇ પણ વિદ્યમાન ઉપજતું નથી, [ અને ] અવિદ્યમાન નથીજ ઉપજતું એમ તેઓ વિવાદ કરે છે. [ કેટલાક ] અદ્વૈતવાદીઓ અનુત્પત્તિનેજ પ્રકાશ કરે છે. ૪

વિવેચન.—કોઇપણ વિદ્યમાન વસ્તુ વિદ્યમાન હોવાથી આત્માની પેઠે ઉપજતી નથી એમ અસદ્‌વાદી સત્‌ની ઉત્પત્તિરૂપ સાંખ્યના પક્ષનું નિરાકરણ કરે છે, અને અવિદ્યમાન વસ્તુ અવિદ્યમાન હોવાથી સસલાના શિંગડાની પેઠે નથીજ ઉપજતી એમ સાંખ્યવાદી પણ અસત્‌ની ઉત્પત્તિરૂપ અસદ્‌વાદીના પક્ષનો નિષેધ કરે છે. એમ તેઓ પરસ્પર વિવાદ કરે છે, અને કેટલાક અદ્વૈતવાદીઓ તો તેમના કહેવાને અયોગ્ય ગણી અર્થથી અનુત્પત્તિને જણાવે છે. ૪

વાદીઓવડે કહેલી હોવાથી અનુત્પત્તિ પણ તમારે નિષેધ કરવાયોગ્ય છે એમ કોઇ શંકા કરે તો તેનું સમાધાન કરે છે:—

ख्याप्यमानामजातिं तैरनुमोदामहे वयम् ।
विवदामो न तैः सार्धमविवादं निबोधत ॥ ५ ॥

શબ્દાર્થ:—તેઓવડે પ્રકાશિત કરેલી અનુત્પત્તિને [ એમ હો એવી રીતે ] અમે અનુમોદન કરીએ છીએ, [ પરંતુ ] તેઓની સાથે [ અમે ] વિવાદ કરતા નથી, [ આથી હે શિષ્યો ! ] વિવાદરહિત [ પરમાર્થજ્ઞાનને ] જાણો ૫

હવે અજન્મા બ્રહ્મમાંથી પરિણામરૂપે કાર્ય ઉપજતાં નથી એમ વાદીઓના પક્ષનો અનુવાદ કરીને જણાવે છે:—

अजातस्यैव धर्मस्य, जातिमिच्छन्ति वादिनः ।
अजातो ह्यमृतो धर्मो, मर्त्यतां कथमेष्यति ॥ ६ ॥

શબ્દાર્થ:—વાદીઓ જન્મરહિત ધર્મની ( બ્રહ્મની ) પણ [ પરિણામવડે ] ઉત્પત્તિ ઇચ્છે છે, પરંતુ જન્મરહિત [ તથા ] મરણરહિત ધર્મ કાર્યપણાને કેમ પામશે ? ૬

न भवत्यमृतं मर्त्यं, न मर्त्यममृतं तथा ।
प्रकृतेरन्यथाभावो न कथञ्चिद्भविष्यति ॥ ७ ॥

શબ્દાર્થ:—મરણરહિત [ બ્રહ્મ સ્થિતરૂપના વિરોધથી ] કાર્ય થતું નથી તેમ કાર્ય [ પ્રલયાવસ્થામાં સ્વરૂપે સ્થિત રહીને ] બ્રહ્મરૂપ [ થતું ] નથી [ તથા ] સ્વભાવનો અન્યથાભાવ કોઇ પણ પ્રકારે થઇ શકતો નથી. ૭

स्वभावेनामृतो यस्य, धर्मो गच्छति मर्त्यताम् ।
कृतकेनामृतस्तस्य, कथं स्थास्यति निश्चलः ॥ ८ ॥

શબ્દાર્થ:—જે [ પરિણામવાદી ]ના [ મતમાં ] સ્વભાવવડે અમૃત ધર્મ ( બ્રહ્મ ) કાર્યપણાને પામે છે તેના [ મતમાં કર્મના ને જ્ઞાનના સમુચ્ચયના ] અનુષ્ઠાનવડે અમૃત, ( મુક્ત થયેલો ) કેવી રીતે નિશ્ચલ રહી શકશે ? [ કોઇ પણ રીતે નિશ્ચલ રહી શકશે નહિ ] ૮

હવે પ્રકૃતિશબ્દના ( સ્વભાવશબ્દના ) અર્થને જણાવે છે—

सांसिद्धिकी स्वाभाविकी, सहजा अकृता च या ।
प्रकृतिः सेति विज्ञेया, स्वभावं न जहाति या ॥ ९ ॥

શબ્દાર્થ:—જે સાંસિદ્ધિકી, સ્વાભાવિકી, સહજા ને અકૃતા [ છે, તથા ] જે સ્વભાવને ત્યજતી નથી તે પ્રકૃતિ એમ જાણવાયોગ્ય [ છે ] ૯

વિવેચન—કોઇ કાર્યની સારી રીતે સિદ્ધિ થવાથી ઉપજનારી પ્રકૃતિ સાંસિદ્ધિકી કહેવાય છે, જેમ અષ્ટાંગયોગની સારી રીતે સિદ્ધિ થવાથી યોગીઓને અણિમાદિક ઐશ્વર્યની પ્રાપ્તિરૂપ સાંસિદ્ધિકી પ્રકૃતિ ઉપજે છે, દ્રવ્યનો જે સ્વભાવ તે સ્વાભાવિકી પ્રકૃતિ કહેવાય છે, જેમ અગ્નિનો ઉષ્ણ ને પ્રકાશરૂપ સ્વભાવ સ્વાભાવિકી પ્રકૃતિ છે, શરીરની સાથે ઉત્પન્ન થનારી પ્રકૃતિ સહજા પ્રકૃતિ કહેવાય છે, જેમ પક્ષી આદિકોનો આકાશગમનાદિકરૂપ શરીરની સાથે ઉપજેલો સ્વભાવ સહજા પ્રકૃતિ છે, ને જે કોઇનો રચેલો સ્વભાવ ન હોય તે અકૃતા પ્રકૃતિ કહેવાય છે, જેમ જલનો નીચે જવારૂપ સ્વભાવ અકૃતા પ્રકૃતિ છે. જે સાંસિદ્ધિક, સ્વાભાવિક, સહજ ને અકૃત સ્વભાવ છે, તથા ઘટનું ઘટપણું ઇત્યાદિ અન્ય જે પોતાના સ્વભાવને તજતાં નથી તે સર્વ પ્રકૃતિ છે એમ જાણવાયોગ્ય છે, જ્યારે લૌકિક વસ્તુઓમાં પણ પ્રકૃતિ દેશને, વા કાલને, લક્ષને અન્યથાભાવને પામતી નથી ત્યારે અજન્મસ્વભાવવાળી પરમાર્થવસ્તુમાં અમૃતભાવરૂપ પ્રકૃતિ કોઇ પણ રીતે અન્યથાભાવને ન પામે એમાં શું કહેવું છે? ૯

હવે પ્રસંગથી પ્રાપ્ત થયેલા જીવોના સ્વભાવને દેખાડવાનો આરંભ કરે છે.—

जरामरणनिर्मुक्ताः, सर्वे धर्माः स्वभावतः ।
जरामरणमिच्छन्तश्च्यवन्ते तन्मनीषया ॥ १० ॥

શબ્દાર્થઃ—સર્વે ધર્મો (જીવો) સ્વભાવથી જરામરણથી રહિત [છે. તેઓમાં] જરામરણને ઇચ્છતા [છતા] તેની ચિંતાવડે ભ્રષ્ટ થાય છે ૧૦

વિવેચન—સર્વે જીવાત્માઓ સ્વભાવથી જરામરણાદિક સર્વ વિકારોથી રહિત છે એવા સ્વભાવવાળા જીવાત્માઓમાં જેઓ જરામરણને કલ્પે છે તેઓ જરામરણની ચિંતાવડે પૂર્વોક્ત સ્વભાવથી ભ્રષ્ટ થાય છે ૧૦

ચાલતા પ્રસંગનો ત્યાગ કરીને હવે સાંખ્યવાદીના પક્ષમાં વૈશેષિક આદિવડે કથન કરેલ અને અદ્વૈતવાદીઓવડે અનુમોદન કરેલ જે દૂષણ છે તેનો અનુવાદ કરે છે —

कारणं यस्य वै कार्यं, कारणं तस्य जायते ।
जायमानं कथमजं, भिन्नं नित्यं कथं च तत् ॥ ११ ॥

શબ્દાર્થઃ—જેના [મતમાં] કારણજ કાર્યરૂપ [થાય છે] તેના [મતમાં] કારણ ઉપજે છે. ઉપજેલું અજન્મા કેવી રીતે [કહેવાય?] અને વિદારણ થયેલું તે નિત્ય કેવી રીતે [હોય?] ૧૧

વિવેચન—જે વાદીના (સાંખ્યવાદીના) મતમાં ઉપાદાનકારણજ કાર્યાકારે પરિણામ પામે છે તે વાદીના મતમાં જન્મરહિત કારણ (પ્રધાન) મહત્તત્ત્વાદિક કાર્યરૂપે જન્મે છે હવે જો મહત્તત્ત્વાદિક આકારે ઉત્પન્ન થનારું પ્રધાન છે તો તે અજન્મા ને નિત્ય કેમ કહેવાય? ઉપજે છે, તથા અજન્મા ને નિત્ય છે એમ કહેવું વિરુદ્ધ છે, અને એકદેશમાં વિદારણ પામેલું તે પ્રધાન નિત્ય કેવી રીતે હોઇ શકે? સાવયવ ને એકદેશમાં ફૂટનારા ઘટના જેવું તે અનિત્યજ હોઇ શકે ૧૧

ઉપર કહેલા અર્થના સ્પષ્ટીકરણમાટે નીચેના બે શ્લોકોની પ્રવૃત્તિ થાય છે —

कारणाद्यद्यनन्यत्वमतः कार्यमजं यदि ।
जायमानाद्धि वै कार्यात्कारणं ते कथं ध्रुवम् ॥ १२ ॥

શબ્દાર્થઃ—જો કારણથી [કાર્યનું] અનન્યપણું [ઇષ્ટ હોય] તો કાર્ય જન્મરહિત [છે]

એમ સિદ્ધ થયું; ] જો પ્રસિદ્ધ ઉપજેલા કાર્યથી [ અનન્ય ] કારણ [ છે તો ] તમારા [ મતમાં તે ] અચલ કેમ [ થશે ? ] ૧૨

વિવેચન—જો જન્મરહિત કારણથી કાર્યનું અભેદપણું તમને ઇચ્છિત હોય તો તેવી રીતના કારણથી અભિન્ન હોવાથી કાર્ય અજન્મા છે એમ સિદ્ધ થયું; અને જો પ્રસિદ્ધ ઉપજેલા કાર્યથી અભિન્ન કારણ છે એમ તમને ઇષ્ટ હોય તો તમારા મતમાં તે પ્રધાન નિત્ય ને અચલ કેમ સિદ્ધ થશે ? કોઇ પણ પ્રકારે સિદ્ધ નહિ થાય. અદ્વૈતવાદીઓના માયાવાદમાં કાર્યકારણનો અભેદ છતાં પણ કાર્યના કારણમાત્રપણાના અંગીકારથી આ દોષ નથી. ૧૨

अजाद्वै जायते यस्य, दृष्टान्तस्तस्य नास्ति वै ।
जाताच्च जायमानस्य, न व्यवस्था प्रसज्यते ॥ १३ ॥

**શબ્દાર્થ:**—જેના [ મતમાં ] અનુત્પન્નથી [ કાર્ય ] ઉપજે છે તેના [ મતમાં ] દૃષ્ટાંત નથીજ, અને ઉત્પન્ન થયેલાથી ઉત્પન્ન થયેલાના [ અંગીકારમાં ] વ્યવસ્થા પ્રાપ્ત થતી નથી. ૧૩

વિવેચન:—વળી જે સાંખ્યવાદીના મતમાં અનુત્પન્ન પ્રધાનથી અભિન્ન મહદાદિ કાર્ય ઉપજે છે તેના મતમાં દૃષ્ટાંત નથી. દૃષ્ટાંતના અભાવવડે અનુત્પન્ન વસ્તુથી કાંઇ પણ ઉત્પન્ન થતું નથી એમ અર્થથી સિદ્ધ થાય છે. જો ઉત્પન્ન થયેલા કારણથી ઉપજેલી વસ્તુનો અંગીકાર કરવામાં આવે તો અન્ય ઉપજેલાથી આ ઉપજે છે, અને તે પણ અન્યથી ઉપજે છે એમ અનવસ્થા થશે, પણ વ્યવસ્થા નહિ પ્રાપ્ત થાય. ૧૩

શ્રુતિએ પરમાર્થથી દ્વૈતનો અભાવ કહ્યો છે તેનો આશ્રય કરીને હવે કાર્યકારણરૂપ દ્વૈતનું દુર્નિરૂપપણું કહે છે:—

हेतोरादिः फलं येषामादिर्हेतुः फलस्य च ।
हेतोः फलस्य चानादिः, कथं तैरुपवर्ण्यते ॥ १४ ॥

**શબ્દાર્થ:**—જેઓના [ મતમાં ] હેતુનું કારણ ફલ અને ફલનું કારણ હેતુ [ છે ] તેઓવડે હેતુનું અને ફલનું અનાદિપણું કેમ વર્ણન કરાય છે ? ૧૪

વિવેચન—જે વાદીઓના મતમાં ધર્માધર્માદિરૂપ હેતુનું કારણ દેહાદિક સંઘાતરૂપ ફલ છે, અને દેહાદિસંઘાતરૂપ ફલનું કારણ ધર્માધર્માદિરૂપ હેતુ છે, એમ હેતુના અને ફલના પરસ્પર કાર્યકારણભાવવડે આદિમાન્‌પણાને કહેનારા તે વાદીઓવડે હેતુનું અને ફલનું વિરુદ્ધ એવું અનાદિપણું કેમ વર્ણન કરાય છે ? અર્થાત્ તેમનું તેવું વર્ણન અયુક્ત છે. વળી નિત્ય ને નિર્વિકાર આત્માની હેતુરૂપતા તથા ફલરૂપતા સંભવતી નથી. ૧૪

હેતુના અને ફલના પરસ્પર આદિમાન્‌પણાને કહેનારા વાદીએ અદૃષ્ટનું ને શરીરાદિરૂપ સંસારનું અનાદિપણું નિષેધ કર્યું એમ પ્રતિપાદન કર્યું; હવે તેમનો કાર્યકારણભાવ પણ સંભવતો નથી એમ જણાવે છે:—

हेतोरादिः फलं येषामादिर्हेतुः फलस्य च ।
तथा जन्म भवेत्तेषां, पुत्राज्जन्म पितुर्यथा ॥ १५ ॥

**શબ્દાર્થ:**—જેઓના [ મતમાં ] હેતુનું કારણ ફલ અને ફલનું કારણ હેતુ [ છે ] તેઓના [ મતમાં ] જેમ પુત્રથી પિતાનો જન્મ તેમ જન્મ છે. ૧૫

વિવેચન:—જે વાદીઓના મતમાં અદૃષ્ટરૂપ હેતુનું કારણ શરીરાદિરૂપ ફલ, અને શરીરાદિરૂપ ફલનું કારણ અદૃષ્ટરૂપ હેતુ છે તથા હેતુથી ઉપજેલા ફલથી હેતુની ઉત્પત્તિનો સ્વીકાર કરનાર વાદીઓના મતમાં જેમ પુત્રથી પિતાનો જન્મ વિરુદ્ધ છે તેમ ફલથી હેતુનો જન્મ કહેવો વિરુદ્ધ છે. ૧૫

પ્રતીતિથી હેતુની અને ફલની ઉત્પત્તિ સ્વીકાર કરવાયોગ્ય હોવાથી તેનો નિષેધ યુક્ત નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

सम्भवे हेतुफलयोरेषितव्यः क्रमस्त्वया ।
युगपत्सम्भवे यस्मादसम्बन्धो विषाणवत् ॥ १६ ॥

શબ્દાર્થઃ—જેથી એકકાલવિષે ઉપજેલામાં શિંગડાની પેઠે [ કાર્યકારણનો ] અસંબંધ [ થાય તેથી ] હેતુની અને ફલની ઉત્પત્તિમાં તમારે ક્રમ શોધવાયોગ્ય [ છે. ] ૧૬

વિવેચનઃ—જેથી એકસાથે ઉત્પન્ન થયેલા હેતુમાં અને ફલમાં ગાયના ડાબાજમણાં શિંગડાંની પેઠે કાર્યકારણભાવવડે સંબંધ નહિ થાય તેથી હેતુની અને ફલની ઉત્પત્તિમાં હેતુ પહેલો ને ફલ પછી આવી રીતનો ક્રમ તમારે શોધવાયોગ્ય છે. ૧૬

હવે કેવી રીતે તેમનો અસંબંધ થાય છે તે જણાવે છે—

फलादुत्पद्यमानः सन्न ते हेतुः प्रसिध्यति ।
अप्रसिद्धः कथं हेतुः, फलमुत्पादयिष्यति ॥ १७ ॥

શબ્દાર્થઃ—ફલથી ઉપજનારો હોઈને હેતુ સિદ્ધ નહિ થાય, [ અને ] અપ્રસિદ્ધ હેતુ તમારા [ મતમાં ] ફલને કેમ ઉપજાવશે ? ૧૭

વિવેચનઃ—જન્ય તથા સ્વરૂપથી પ્રતીત નહિ થનારા ફલથી ઉપજનારો હોવાથી હેતુ, વંધ્યાપુત્રાદિક અસદ્વસ્તુની પેઠે ઉત્પન્ન નહિ થાય, અને એવો અસત્ હેતુ તમારા મતમાં ફલને કેમ ઉત્પન્ન કરી શકશે ? એવી રીતે પરસ્પરની અપેક્ષાવડે સિદ્ધ થનારાનો કાર્યકારણભાવથી સંબંધ સંભવતો નથી. ૧૭

ફલમાં અને હેતુમાં પૂર્વે કોની ઉત્પત્તિ થઇ છે એમ સિદ્ધાંતી વાદીને પૂછે છેઃ—

यदि हेतोः फलात्सिद्धिः फलसिद्धिश्च हेतुतः ।
कतरत्पूर्वनिष्पन्नं यस्य सिद्धिरपेक्षया ॥ १८ ॥

શબ્દાર્થઃ—જો ફલથી હેતુની સિદ્ધિ અને હેતુથી ફલની સિદ્ધિ [ અંગીકાર કરતા હો તો ] અપેક્ષાવડે જેની સિદ્ધિ [ થાય છે તે ] પૂર્વે ઉત્પન્ન થયેલું કોણ [ છે ? ] ૧૮

વિવેચનઃ—પરસ્પરના સંબંધપણારૂપ દોષથી હેતુના અને ફલના કાર્યકારણભાવનો નિષેધ કર્યા છતાં પણ જો તમે ફલથી હેતુની સિદ્ધિ અને હેતુથી ફલની સિદ્ધિ અંગીકાર કરતા હો તો હેતુમાં અને ફલમાં પૂર્વનાની સિદ્ધિની અપેક્ષાવડે જે પાછળ થનારાની સિદ્ધિ થાય છે તે પૂર્વે ઉત્પન્ન થયેલું કોણ છે ? તે કહો. ૧૮

હેતુનો અને ફલનો પરસ્પર આશ્રય હોવાથી આ પૂર્વે ને આ પછી એમ જણાતું નથી તેથી આ પૂર્વે ઉપજેલું છે એવી રીતે કહેવાને અશક્ય છે એમ જણાવે છે—

अशक्तिरपरिज्ञानं, क्रमकोपोऽथ वा पुनः ।
एवं हि सर्वथा बुद्धैरजातिः परिदीपिता ॥ १९ ॥

શબ્દાર્થઃ—અશક્તિ અજ્ઞાન [ છે, ] અથવા પુનઃ ક્રમનો અન્યથાભાવ [ થશે, ] એવી રીતે પંડિતોએ સર્વ પ્રકારેજ અનુત્પત્તિ પ્રકાશ કરી [ છે. ] ૧૯

વિવેચનઃ—ક્રમ જાણવો અશક્ય છે એમ જો કહેતા હો તો તે કહેવાનું અસામર્થ્ય અજ્ઞાન ( તત્ત્વનો અવિવેક ) છે; અથવા હેતુથી ફલની સિદ્ધિ ને ફલથી હેતુની સિદ્ધિ એવો જે તમે ક્રમ કહ્યો છે તે ક્રમનો

વિપર્યયરૂપ અન્યથાભાવ થશે. એવી રીતે હેતુફલના કાર્યકારણભાવના અસંભવથી પરસ્પરના પક્ષનો દોષનું કથન કરનારા વાદિરૂપ પંડિતોએ સર્વ વસ્તુની અનુત્પત્તિ પ્રકાશ કરી છે. ૧૯

બીજની અને અંકુરની પેઠે હેતુનો અને ફલનો પરસ્પર કાર્યકારણભાવ અંગીકાર કરેલો હોવાથી અન્યોન્યાશ્રયપણું નથી એમ આશંકા કરીને કહે છેઃ—

वीजाङ्कुराख्यो दृष्टांतः, सदा साध्यसमो हि सः ।
न हि साध्यसमो हेतुः, सिद्धौ साध्यस्य युज्यते ॥ २० ॥

**શબ્દાર્થઃ**—બીજાંકુરનામવાળું દૃષ્ટાંત તે સર્વદાજ સાધ્યવડે સમાન [ છે; ] સાધ્યથી તુલ્ય દૃષ્ટાંત સાધ્યની સિદ્ધિમાં જોડાતું નથીજ. ૨૦

**વિવેચનઃ**—બીજ તથા અંકુર નામવાળું જે દૃષ્ટાંત છે તે મારા મતમાં સર્વદા હેતુના અને ફલના કાર્યકારણરૂપ સાધ્યના જેવું છે; કેમકે માયાવાદમાં કોઇ પણ સ્થલે વાસ્તવિક કાર્યકારણભાવની પ્રતીતિ નથી; વળી લોકમાં જે પ્રમાણમાં કુશલ પુરુષો છે તેઓ સાધ્યથી તુલ્ય દૃષ્ટાંત સાધ્યની 'સિદ્ધિમાટે' જોડતા નથી તેથી હેતુનો અને ફલનો કાર્યકારણભાવ સિદ્ધ થતો નથી. ૨૦

હવે પંડિતોએ સર્વ વસ્તુઓની અનુત્પત્તિ કેમ પ્રકાશ કરી છે તે કહે છેઃ—

पूर्वापरापरिज्ञानमजातेः परिदीपकम् ।
जायमानाद्धि वै धर्मात्कथं पूर्वं न गृह्यते ॥ २१ ॥

**શબ્દાર્થઃ**—પૂર્વઅપરનું અજ્ઞાન અનુત્પત્તિનું પ્રકાશક [ છે. ] ઉત્પન્ન થયેલા પ્રસિદ્ધ કાર્યથી કારણ કેમ ગ્રહણ કરાતું નથી ? ૨૧

**વિવેચનઃ**—હેતુના અને ફલના કારણકાર્યનું અજ્ઞાન અનુત્પત્તિને જણાવનારું છે. જો ઉત્પન્ન થનારું કાર્ય ગ્રહણ કરાય છે તો ઉત્પન્ન થનારા પ્રસિદ્ધ કાર્યથી કારણ કેમ ગ્રહણ કરાતું નથી ? કાર્યનું ગ્રહણ થાય તો કારણનું પણ અવશ્યજ ગ્રહણ થવું જોઇએ, ને જો તે ન ગ્રહણ થાય તો અનુત્પત્તિનીજ સિદ્ધિ થાય છે. ૨૧

નીચેના હેતુથી કોઇ પણ વસ્તુ ઉપજતી નથી એમ સિદ્ધ થાય છેઃ—

स्वतो वा परतो वाऽपि, न किञ्चिद्वस्तु जायते ।
सदसत्सदसद्वाऽपि, न किञ्चिद्वस्तु जायते ॥ २२ ॥

**શબ્દાર્થઃ**—પોતાથી, વા પરથી, કિંવા [ બંનેથી ] પણ કોઈપણ વસ્તુ ઉપજતી નથી [ તેથી ] સત્ અસત્ વા સદ્અસત્, [ બંને ] રૂપ પણ કોઈપણ વસ્તુ ઉપજતી નથી. ૨૨

**વિવેચનઃ**—ઘડો પોતે પોતાનામાંથી ઉપજતો નથી તેમ પરથી પણ ઉપજતો નથી; અને પોતાથી તથા પરથી પણ ઉપજતો નથી, એમ કોઇ પણ વસ્તુ પોતાથી, પરથી, વા બંનેથી ઉપજી શકતી નથી. સદ્વસ્તુ સત્ હોવાથી માટીના પિંડ આદિકની પેઠે ઉત્પન્ન થાય નહિ, અસદ્વસ્તુ અસત્ હોવાથી સસલાના શિંગડાની પેઠે વિદ્યમાન નથી, અને સદ્અસદ્રૂપ વસ્તુ પણ વિરુદ્ધરૂપવાળી એક વસ્તુના અસંભવથી અંધારા અજવાળાની પેઠે ઉત્પન્ન થતી નથી. આથી કોઇ પણ વસ્તુ ઉપજતી નથી એમ સિદ્ધ થયું. ૨૨

વસ્તુના વસ્તુતાએ જન્મરહિતપણામાં અન્ય હેતુ કહે છેઃ—

हेतुर्न जायतेऽनादेः, फलं चापि स्वभावतः ।
आदिर्न विद्यते यस्य, तस्य ह्यादिर्न विद्यते ॥ २३ ॥

**શબ્દાર્થઃ**—આદિરહિતથી હેતુ ઉત્પન્ન થતો નથી, અને ફલ પણ સ્વભાવથી [ ઉત્પન્ન થતું નથી, ] જેનું કારણ નથી તેની ઉત્પત્તિ વિદ્યમાન નથી. ૨૩

**વિવેચનઃ**—આદિરહિત ફલથી હેતુ ઉપજતો નથી, અને આદિરહિત હેતુથી ફલ પણ સ્વભાવથી ઉપજતું નથી. જેથી લોકમાં જેનું કારણ નથી તેની પૂર્વોક્ત ઉત્પત્તિ નથી, અર્થાત્ કારણવાળી વસ્તુની ઉત્પત્તિ અંગીકાર કરાય છે, પણ અકારણવાળી વસ્તુની ઉત્પત્તિ અંગીકાર કરાતી નથી; તેથી અનાદિરૂપ આ હેતુ અને ફલ બંનેની અનુત્પત્તિજ સિદ્ધ થઈ. ૨૩

પદાર્થના વાસ્તવ જન્મના અસંભવથી અજન્મા વિજ્ઞાનમાત્ર તત્ત્વ છે એમ કહ્યું, હવે બાહ્ય અર્થનો વાદ ઉઠાવે છેઃ—

प्रज्ञप्तेः सनिमित्तत्वमन्यथा द्वयनाशतः ।
संक्लेशस्योपलब्धेश्च परतन्त्रास्तिता मता ॥ २४ ॥

**શબ્દાર્થઃ**—જ્ઞાનનું ( ચિત્તનું ) વિષયસહિતપણું [ છે. ] અન્યથા દ્વૈતના નાશથી [ દ્વૈતનો અભાવ થશે, ] અને દુઃખની પ્રતીતિથી પરતંત્રની અસ્તિતા [ અમે ] માની [ છે. ] ૨૪

**વિવેચનઃ**—વાદી કહે છેઃ-શબ્દાદિની પ્રતીતિરૂપ જ્ઞાનનું પોતાથી ભિન્નવસ્તુરૂપ વિષયવાળાપણું છે, જો તેનું ભિન્નવસ્તુરૂપ વિષયવાળાપણું ન હોય તો શબ્દાદિના જ્ઞાનોની વિચિત્રતારૂપ દ્વૈતનો અભાવ આમ થશે. પ્રત્યક્ષ હોવાથી જ્ઞાનોની વિચિત્રતાનો અભાવ સ્વીકારાય એમ નથી. વળી અગ્નિ આદિવડે થનારા દુઃખની પ્રતીતિથી પણ અન્ય શાસ્ત્રવાળાએ જ્ઞાનથી ભિન્ન જે બાહ્યપદાર્થનો સદ્‌ભાવ માન્યો છે તે અમને પણ વાંછિત છે, તેથી જ્ઞાનથી ( ચિત્તથી ) ભિન્ન બાહ્ય પદાર્થ માનવા જોઇએ એમ સિદ્ધ થાય છે. ૨૪

એવી રીતે વાદીએ પૂર્વશ્લોકમાં આક્ષેપ કર્યો તેનું હવે વિજ્ઞાનવાદી સમાધાન કરે છેઃ—

प्रज्ञप्तेः सनिमित्तत्वमिष्यते युक्तिदर्शनात् ।
निमित्तस्यानिमित्तत्वमिष्यते भूतदर्शनात् ॥ २५ ॥

**શબ્દાર્થઃ**—યુક્તિદર્શનથી જ્ઞાનનું ( ચિત્તનું ) વિષયસહિતપણું [ તમારાવડે ] અંગીકાર કરાય છે, [ પણ ] પરમાર્થદર્શનથી નિમિત્તનું અનિમિત્તપણું [ અમારાવડે ] અંગીકાર કરાય છે. ૨૫

**વિવેચનઃ**—દ્વૈતદર્શન અને દુઃખાનુભવરૂપ યુક્તિના દર્શનથી જ્ઞાનનું વિષયરૂપ નિમિત્તસહિતપણું તમે અંગીકાર કર્યું છે તે યોગ્ય નથી. ઘટાદિના મૃત્તિકાદિરૂપ પરમાર્થદર્શનથી ઘટાદિરૂપ વિષયનું અવિષયપણું છે એમ અમે અંગીકાર કરીએ છીએ. ઉત્તરોત્તર કારણરૂપ પરમાર્થવસ્તુનું અવલોકન કરીએ તો અંતે જ્ઞાનરૂપ કારણથી ભિન્ન કાંઇ પણ અવશેષ રહેતું નથી. **भूतदर्शनात्‌**ને સ્થાને જો **अभूतदर्शनात्** એવો પાઠ સ્વીકારીએ તો ઉત્તરાર્ધનો આ પ્રમાણે અર્થ થાયઃ-રજ્જુમાં સર્પાદિકની પેઠે અપરમાર્થના દર્શનથી બાહ્યપદાર્થનું અમે અનિમિત્તપણું અંગીકાર કરીએ છીએ. સુષુપ્તિવાળા, સમાધિવાળા ને મુક્તપુરુષોને ભ્રાંતિદર્શનના અભાવથી પોતાનાથી ભિન્ન બાહ્યપદાર્થની પ્રતીતિ થતી નથી, અને ઉન્મત્ત પુરુષોને પ્રતીત થતી વસ્તુઓ સાવધાન પુરુષોવડે તેવી અંગીકાર કરાતી નથી તેથી ભ્રાંતિનો અભાવ થયે બાહ્યપદાર્થનો અભાવ સંભવે છે. ૨૫

જ્ઞાનના વિષયસહિતપણાની પ્રસિદ્ધિ હોવાથી પરમાર્થદૃષ્ટિએ જ્ઞેયના અભાવમાં જ્ઞાન પણ નહિ રહે એમ શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

चित्तं न संस्पृशत्यर्थं, नार्थाभासं तथैव च ।
अभूतो हि यतश्चार्थो, नार्थाभासस्ततः पृथक् ॥ २६ ॥

શબ્દાર્થઃ—ચિત્ત પદાર્થને સ્પર્શ કરતું નથી, તેમજ પદાર્થોના આભાસને પણ [ સ્પર્શ કરતું ] નથી, અને જેથી પદાર્થ મિથ્યાજ [ છે તેથી ] પદાર્થનો આભાસ તેનાથી ભિન્ન નથી. ૨૬

વિવેચનઃ—બાહ્યવિષયના અભાવથી ચિત્ત બહારના વિષયને સ્પર્શ કરતું નથી, તેમજ તેના ચિત્તપણાથી સ્વપ્નમાં પદાર્થની પેઠે પદાર્થના આભાસને પણ સ્પર્શ કરતું નથી. જેથી જાગ્રતમાં પણ બાહ્યશબ્દાદિરૂપ પદાર્થ સ્વપ્નના પદાર્થની પેઠે મિથ્યાજ છે તેથી પદાર્થનો આભાસ પણ તે ચિત્તથી ભિન્ન નથી, કિંતુ ચિત્તજ ઘટાદિરૂપ અર્થની પેઠે ભાસે છે, જેમ સ્વપ્નમાં પ્રતીત થાય છે તેમ. ૨૬

જ્ઞાનના ( ચિત્તના ) વિષયસહિતપણાના અભાવમાં તેની તેવી રીતે થનારી પ્રતીતિ ભ્રાંતિ થશે, અને જે ભ્રાંતિ હોય તે અભ્રાંતિરૂપ પ્રતિયોગીવાળી હોય છે તેથી ક્યારેક અભ્રાંતિ કહેવાને યોગ્ય છે એમ શંકા કરીને કહે છેઃ—

निमित्तं न सदा चित्तं, संस्पृशत्यध्वसु त्रिषु ।
अनिमित्तो विपर्यासः कथं तस्य भविष्यति ॥ २७ ॥

શબ્દાર્થઃ—ચિત્ત ત્રણે કાલમાં સર્વદા વિષયને સ્પર્શ કરતું નથી, તેને વિષયરહિત ભ્રાંતિ કેમ થશે ? ૨૭

વિવેચનઃ—ચિત્ત ભૂત, ભવિષ્ય ને વર્તમાનરૂપ ત્રણે કાલમાં પણ સર્વદા વિષયને સ્પર્શ કરતું નથી, જો ક્યારેય સ્પર્શ કરતું હોય તો તે અભ્રાંતિ વાસ્તવિક થાય, અને આથી તેની અપેક્ષાએ ઘટાદિના અભાવમાં ઘટાદિની પ્રતીતિ ભ્રાંતિ થાય, પણ વિષયને ચિત્તનો સ્પર્શ તો કદીપણ થતો નથી તેથી તે ચિત્તને નિમિત્તવિના ભ્રાંતિ કેમ થશે ? નહિજ થાય. આજ ચિત્તનો અવિદ્યારૂપ સ્વભાવ છે કે ઘટાદિરૂપ બાહ્યવિષય વિદ્યમાન નહિ છતાં પણ તે હોય એમ જણાય છે. ૨૭.

ચિત્તનું વિષયરહિતપણું છે ત્યાંથી આરંભીને અહીંપર્યંત બાહ્યપદાર્થવાદીના પક્ષનો વિજ્ઞાનવાદિદ્વારા નિષેધ કરીને હવે વિજ્ઞાનવાદનો નિષેધ કરે છેઃ—

तस्मान्न जायते चित्तं, चित्तदृश्यं न जायते ।
तस्य पश्यन्ति ये जातिं, खे वै पश्यन्ति ते पदम् ॥ २८ ॥

શબ્દાર્થ—તેથી ચિત્ત ઉત્પન્ન થતું નથી, [ જેમ ] ચિત્તનું દૃશ્ય ઉત્પન્ન થતું નથી [ તેમ. ] જેઓ તેની ઉત્પત્તિને જુએ છે તેઓ આકાશમાં પણ [ પક્ષી આદિકનાં ] પગલાંને જુએ છે. ૨૮

વિવેચનઃ—જેથી અસદ્ઘટાદિકમાં ચિત્તની ઘટાદિકરૂપ મિથ્યા પ્રતીતિ વિજ્ઞાનવાદીએ સ્વીકારી છે આથી તે ચિત્તનું ઉપજેલું આભાસપણું પણ ચિત્તનો જન્મ નહિ છતાંજ હોવાને યોગ્ય છે તેથી ચિત્ત ઉપજતું નથી; જેવી રીતે ચિત્તનું દૃશ્ય ઉપજતું નથી તેવી રીતે. જે વિજ્ઞાનવાદીઓ ક્ષણે ક્ષણે તે વિજ્ઞાનની ઉત્પત્તિને જુએ છે તેઓ આકાશમાં પણ પક્ષી આદિકનાં પગલાંઓ જુએ છે. તેથી વિજ્ઞાનવાદીઓ બીજા દ્વૈતવાદીઓથી સાહસિક છે, ને સર્વની શૂન્યતા પ્રતિપાદન કરનાર શૂન્યવાદીઓ પોતાના સિદ્ધાંતની પણ શૂન્યતા પ્રતિપાદન કરે છે તેથી તેઓ વિજ્ઞાનવાદીઓથી પણ વધારે સાહસિક છે. ૨૮

જો વિજ્ઞાનનું બાહ્યવિષયપણું, ક્ષણિકપણું ને શૂન્યપણું સંભવતું નથી તો કયું તત્ત્વ એકરૂપ છે એમ આશંકા કરીને કહે છેઃ—

अजातं जायते यस्मादजातिः प्रकृतिस्ततः ।
प्रकृतेरन्यथाभावो, न कथञ्चिद्भविष्यति ॥ २९ ॥

**શબ્દાર્થઃ**—જેથી જન્મરહિત ઉપજે છે તેથી અનુત્પત્તિ સ્વભાવ [છે,] સ્વભાવનો અન્યથાભાવ કોઇ પણ પ્રકારે થશે નહિ ૨૯

વિવેચન—જેથી અજન્મા જન્મે છે એમ વાદીઓ કલ્પના કરે છે તેથી તેનો વાસ્તવિક અનુત્પત્તિસ્વભાવ છે એમ સિદ્ધ થાય છે તે અનુત્પત્તિરૂપ સ્વભાવનો અન્યથાભાવ (જન્મ) કોઇ પણ પ્રકારે થશે નહિ માયાથી જન્મ માનવામા આવે તો તે વાસ્તવિક જન્મ કહેવાય નહિ તેથી આત્મતત્ત્વ જન્મરહિતજ છે. ૨૯

સંસાર અને મોક્ષ વાસ્તવિકરીતે આત્મામાં નથી એમ જણાવે છે—

अनादेरन्तवत्त्वं च, संसारस्य न सेत्स्यति ।
अनन्तता चादिमतो, मोक्षस्य न भविष्यति ॥ ३० ॥

**શબ્દાર્થઃ**—અનાદિ સંસારનું અંતવાળાપણું નહિજ સિદ્ધ થાય, અને આદિવાળા મોક્ષનું અનંતપણું નહિ થશે ૩૦

વિવેચન—અનાદિ (પૂર્વે નહોતો એવા વિભાગથી રહિત) સંસારનુ અંતવાળાપણુ (સમાપ્તિ) યુક્તિથી સિદ્ધ નહિ થાય, અને જ્ઞાનના પ્રાપ્તિકાલમાં ઉત્પત્તિરૂપ આદિવાળા મોક્ષનું અનંતપણું પણ સિદ્ધ નહિ થાય, કેમકે આદિવાળા ઘટાદિકમાં અનંતતા જણાતી નથી તેથી સંસારરૂપ બંધ ને મોક્ષ વસ્તુતાએ આત્મામાં નથી ૩૦

હવે મોક્ષનું કલ્પિતપણું જણાવે છે—

आदावन्ते च यन्नास्ति, वर्तमानेऽपि तत्तथा ।
वितथैः सदृशाः सन्तोऽवितथा इव लक्षिताः ॥ ३१ ॥

**શબ્દાર્થઃ**—જે [મૃગજલાદિક વસ્તુ] આદિમાં ને અંતમાં નથી તે વર્તમાનમાં પણ તેવી [છે, અર્થાત્ નથી મોક્ષાદિક પદાર્થ] મિથ્યાની તુલ્ય છતાં [પણ મૂઢજનોએ] સત્યના જેવા જાણ્યા [છે.] ૧૩

મૃગજલાદિકથી સ્નાનપાનાદિકરૂપ પ્રયોજનની સિદ્ધિ થતી નથી, અને મોક્ષસ્વર્ગાદિથી સુખાદિની પ્રાપ્તિરૂપ પ્રયોજનની સિદ્ધિ થાય છે તેથી મોક્ષાદિકનું મિથ્યાપણું નથી એવી આશંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે—

सप्रयोजनता तेषां, स्वप्ने विप्रतिपद्यते ।
तस्मादाद्यन्तवत्त्वेन, मिथ्यैव खलु ते स्मृताः ॥ ३२ ॥

**શબ્દાર્થઃ**—તેઓનું સપ્રયોજનપણું સ્વપ્નમાં વિપર્યય પામે છે તેથી આદિઅંતયુક્તપણાવડે તે નિશ્ચય મિથ્યાજ કહ્યા [છે] ૩૨

વિવેચન—મોક્ષાદિકનું પ્રયોજનસહિતપણું સ્વપ્નમાં વિપર્યય પામે છે, અર્થાત્ જેમ સ્વપ્નમાં દેખેલા પદાર્થોનું જાગ્રત્‌માં વિપરીતપણું થાય છે તેમ જાગ્રત્‌માં જણાતા મોક્ષાદિક પદાર્થોનું પ્રયોજનપણું સ્વપ્નમાં વિપરીતપણાને પામે છે તેથી આદિઅંતવાળા હોવાથી તે મોક્ષાદિક વિવેકી પુરુષોએ નિશ્ચયે મિથ્યાજ કહ્યા છે. જોકે આ બંને (૩૧-૩૨) શ્લોક વૈતથ્યનામના બીજા પ્રકરણમાં આવેલા છે તોપણ અહીં સંસારના અને મોક્ષના અભાવના પ્રસંગથી પુનઃ કહ્યા છે તેથી પુનરુક્તિદોષ નથી. ૩૨

જે હેતુવડે સ્વપ્નનું મિથ્યાપણું કહ્યું છે તે હેતુનું જાગ્રતમાં પણ તુલ્યપણું હોવાથી જન્માદિરહિત જ્ઞાનમાત્ર તત્ત્વ છે એમ અંગીકાર કરવાયોગ્ય છે એમ જણાવવાના અભિપ્રાયથી કહે છે:—

सर्वे धर्मा मृषा स्वप्ने, कायस्यान्तर्निदर्शनात् ।
संवृतेऽस्मिन्प्रदेशे वै, भूतानां दर्शनं कुतः ॥ ३३ ॥

**શબ્દાર્થ:**—[જો] શરીરની અંતર દેખવાથી સ્વપ્નમાં સર્વ પદાર્થો મિથ્યા [છે તો] અવકાશરહિત આ પ્રદેશમાં પ્રસિદ્ધ ભૂતોનું દર્શન ક્યાંથી? ૩૩

**વિવેચન:**—જો શરીરની અંતર દેખવાથી યોગ્ય દેશના અભાવવડે સ્વપ્નમાં સર્વ પદાર્થો મિથ્યા છે તો અવકાશરહિત અખંડ એકરસ બ્રહ્મરૂપ દેશમાં વિદ્યમાન વસ્તુઓનું દર્શન કેમ સંભવે? કોઈ પણ રીતે ન સંભવે, અને દર્શન થાય છે તેથી સ્વપ્નની પેઠે જાગ્રત પણ મિથ્યા છે. ૩૩

હવે કહેલા અર્થનુંજ નિરૂપણ કરે છે:—

न युक्तं दर्शनं गत्वा, कालस्यानियमाद्गतौ ।
प्रतिबुद्धश्च वै सर्वस्तस्मिन्देशे न विद्यते ॥ ३४ ॥

**શબ્દાર્થ:**—[સ્વપ્નમાં દેશાંતરની] ગતિવિષે કાલના અનિયમથી જઈને જોવું યુક્ત નથી, અને તે દેશમાં જાગેલ સર્વ પણ વિદ્યમાન નથી. ૩૪

**વિવેચન:**—જેમ સ્વપ્નમાં દેશાંતરના ગમનઆગમનવિષે જાગ્રતની પેઠે કાલનો નિયમ નથી તેથી દેશાંતરમાં જઈને જીવ સ્વપ્નના પદાર્થને જુએ છે એમ કહેવું યુક્ત નથી, તથા જે દેશમાં રહીને સ્વપ્નને જુએ છે તે દેશમાં જાગ્રત થયેલા સર્વ પુરુષ હોતા નથી, તેથી સ્વપ્નમાં દેશાંતરગમન થતું નથી, પણ શરીરમાંજ મિથ્યા પદાર્થોની પ્રતીતિ થાય છે માટે સ્વપ્ન મિથ્યા છે તેમ બ્રહ્મ કાલના પરિચ્છેદથી રહિત હોવાથી મરણ પછી અર્ચિ આદિ માર્ગવડે જઈને બ્રહ્મનું દર્શન યુક્ત નથી, તથા જે દેહરૂપ દેશમાં સ્થિત થઈને પુરુષ સંસારનો અનુભવ કરે છે તે દેહરૂપ દેશમાંજ બ્રહ્મભાવને પામ્યા પછી તે હોતો નથી, કેમકે તે કાલે તે પરિપૂર્ણ બ્રહ્મરૂપે સ્થિત છે તેથી જાગ્રત પણ મિથ્યા છે, એવી રીતે સ્વપ્ન અને જાગ્રત બંને મિથ્યા છે. ૩૪

પુનઃ સ્વપ્નના અપ્રમાણપણાને જણાવે છે:—

मित्राद्यैः सह संमंत्र्य, सम्बुद्धो न प्रपद्यते ।
गृहीतं चापि यत्किञ्चित्प्रतिबुद्धो न पश्यति ॥ ३५ ॥

**શબ્દાર્થ:**—મિત્રાદિની સાથે ગુપ્ત ભાષણ કરીને જાગેલો [તેને] પામતો નથી, અને ગ્રહણ કરેલા યત્કિંચિતને પણ જાગેલો જોતો નથી. ૩૫

**વિવેચન:**—સ્વપ્નમાં મિત્રાદિની સાથે ગુપ્ત ભાષણ કર્યું હોય તો જાગ્યા પછી તે મિત્રાદિને જાગનાર પુરુષ કહેતો નથી કે રાત્રે આપણે ગુપ્ત ભાષણ કર્યું હતું. વળી સ્વપ્નમાં ગ્રહણ કરેલાં સુવર્ણાદિકને પણ જાગ્યા પછી પુરુષ જોતો નથી, તથા સ્વપ્નમાં દેશાંતરમાં ગયો હોય, તોપણ જાગ્યા પછી તે દેશાંતરમાં હોતો નથી તેથી સ્વપ્ન મિથ્યા છે. અવિદ્યારૂપ નિદ્રાથી જાગેલા પુરુષને જાગ્રતના તત્ત્વચર્યા, અનવસ્થાદિનું ગ્રહણ તથા ગમનાગમનાદિ બંનેદ્વારા પણ મિથ્યા જણાય છે તેથી સ્વપ્ન ને જાગ્રત બંને મિથ્યા છે. ૩૫

સ્વપ્નાવસ્થામાં જીવ જે શરીરવડે પ્રતીત થતા દેશમાં ભ્રમણ કરે છે તે શરીર મિથ્યા છે, કેમકે સ્વપ્નના તે શરીરથી ભિન્ન જાગ્રતનું શરીર નિશ્ચલ જોવામાં આવે છે; તેમ જાગ્રતમાં પણ જીવ જે સંન્યાસી

આદિક શરીરવડે લોકને પૂજ્ય વા દ્વેષ્ય દેખાય છે તે શરીર મિથ્યા છે, કેમકે તે શરીરથી ભિન્ન કૂટસ્થરૂપ બ્રહ્મનામના શરીરનો અનુભવ થાય છે એમ કહે છેઃ—

स्वप्ने चावस्तुकः कायः, पृथगन्यस्य दर्शनात् ।
यथा कायस्तथा सर्वं, चित्तदृश्यमवस्तुकम् ॥ ३६ ॥

**શબ્દાર્થઃ**—વળી સ્વપ્નમાં શરીર મિથ્યા [ છે, ] અન્યના પૃથક્ દર્શનથી જેમ શરીર તેમ સર્વ ચિત્તનું દૃશ્ય મિથ્યા [ છે ] ૩૬

**વિવેચનઃ**—સ્વપ્નમાં ભ્રમણ કરતું જે શરીર જોવામાં આવે છે તે મિથ્યા છે, કેમકે તે સ્વપ્નના શરીરથી અન્ય જાગ્રતનું શરીર પૃથક્ જોવામાં આવે છે જેમ સ્વપ્નનું દૃશ્ય શરીર મિથ્યા છે તેમ જાગ્રતમાં પણ સર્વ ચિત્તનું દૃશ્ય મિથ્યા છે એવી રીતે સ્વપ્ન તથા જાગ્રત્ ચિત્તનાં દૃશ્ય હોવાથી મિથ્યા છે. ૩૬

જેમ જાગ્રત્ ગ્રહણ કરાય છે તેમ સ્વપ્ન પણ ગ્રહણ કરાય છે, તથા સ્વપ્ન જાગ્રતનું કાર્ય છે તેથી જે સ્વપ્નનો દ્રષ્ટા છે તેનુંજ જાગ્રત્ વિદ્યમાન છે માટે સ્વપ્નની પેઠે જાગ્રતનું મિથ્યાપણું છે એમ જણાવે છેઃ—

ग्रहणाज्जागरितवत्तद्धेतुः स्वप्न इष्यते ।
तद्धेतुत्वात्तु तस्यैव, सज्जागरितमिष्यते ॥ ३७ ॥

**શબ્દાર્થઃ**—જાગ્રતની પેઠે ગ્રહણથી તે હેતુવાળું સ્વપ્ન અંગીકાર કરાય છે, અને તેના હેતુપણાથી તેનુંજ વિદ્યમાન જાગ્રત્ સ્વીકારાય છે. ૩૭

**વિવેચનઃ**—જાગ્રતની પેઠે ગ્રાહ્યગ્રાહકરૂપે સ્વપ્નના ગ્રહણથી તે જાગ્રદ્રૂપ કારણવાળું ( જાગ્રતનું કાર્ય ) સ્વપ્ન છે એમ અંગીકાર કરાય છે, અને જાગ્રતના કારણપણાથી ( જાગ્રતનું કાર્ય હોવાથી ) સ્વપ્નના દ્રષ્ટાનુંજ વિદ્યમાન જાગ્રત્ સ્વીકાર કરાય છે, પણ અન્યનું સ્વીકાર કરાતું નથી તેથી સ્વપ્નની પેઠે જાગ્રત પણ મિથ્યા છે. ૩૭

સ્વપ્નનો અને જાગ્રતનો કાર્યકારણભાવ છતાં પણ બંનેનું મિથ્યાપણું સમાન નથી, કેમકે સ્વપ્નના પદાર્થ અસ્થિર છે, ને જાગ્રતના પદાર્થ સ્થિર છે એમ આશંકા કરીને કહે છેઃ—

उत्पादस्याप्रसिद्धत्वादजं सर्वमुदाहृतम् ।
न च भूतादभूतस्य, सम्भवोऽस्ति कथञ्चन ॥ ३८ ॥

**શબ્દાર્થઃ**—ઉત્પત્તિના અપ્રસિદ્ધપણાથી સર્વ અજન્મા કહ્યું [ છે. ] વિદ્યમાનથી અવિદ્યમાનની ઉત્પત્તિ કોઇ પણ પ્રકારે નથીજ ૩૮

**વિવેચન**—વિવેકી પુરુષોને કોઈ પણ વસ્તુની ઉત્પત્તિ પ્રસિદ્ધ નથી તેથી "स बाह्याभ्यन्तरो ह्यजः ॥" ( તે બાહ્યાભ્યંતર અજન્માજ છે ) ઇત્યાદિ શ્રુતિઓમાં સર્વ અજન્મા છે એમ કહ્યું છે. વિદ્યમાન જાગ્રતથી અવિદ્યમાન સ્વપ્નની ઉત્પત્તિ માનવી પણ યોગ્ય નથી, કેમકે વિદ્યમાન વસ્તુથી સસલાનાં શિંગડાં આદિ અવિદ્યમાન વસ્તુની ઉત્પત્તિ કોઈ પણ પ્રકારે થઈ શકતી નથી ૩૮

આગળ તમે સ્વપ્નનું અને જાગ્રતનું કાર્યકારણપણું અંગીકાર કર્યું છે, અને હવે ઉત્પત્તિનું અપ્રસિદ્ધપણું કહો છો તે અયુક્ત છે એમ પૂર્વપક્ષી આક્ષેપ કરે તો તેનું સમાધાન કરે છેઃ—

असज्जागरिते दृष्ट्वा, स्वप्ने पश्यति तन्मयः ।
असत्स्वप्नेऽपि दृष्ट्वा च, प्रतिबुद्धो न पश्यति ॥ ३९ ॥

**વિવેચન:**—શ્રીવ્યાસાદિક પંડિતોએ તો ઉત્પત્તિની પ્રતીતિ અને વર્ણાશ્રમાદિક ધર્મનો સમ્યક્ આચાર એ બન્ને હેતુથી " દ્વૈત વાસ્તવિક છે " એમ તેના વસ્તુપણાને કહેનારા ને જગતની અનુત્પત્તિથી પોતાનો નાશ થવાનો ભય પામનારા મંદવિવેકીઓમાટે તેમના અધિકારની વૃદ્ધિ કરવા બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ ઉપદેશ કરી છે, પરંતુ પરમાર્થબુદ્ધિથી તે ઉપદેશ કરી નથી. ૪૨

એવા મંદવિવેકીઓને ભેદજ્ઞાનથી થનારો મહાન્ દોષ થતો નથી, કિંતુ અલ્પ દોષ થાય છે એમ જણાવે છે:—

अजातेस्त्रसतां तेषामुपलम्भाद्वियन्ति ये ।
जातिदोषा न सेत्स्यन्ति, दोषोऽप्यल्पो भविष्यति ॥ ४३ ॥

**શબ્દાર્થ:**—જેઓ પ્રતીતિથી વિરુદ્ધ જાય છે તે અનુત્પત્તિથી ત્રાસ પામનારાઓને ઉત્પત્તિના દોષો સિદ્ધિને પામતા નથી, [ કિંતુ તેમને ] દોષ પણ અલ્પ થશે. ૪૩

**વિવેચન:**—જેઓ દ્વૈતની પ્રતીતિથી અને સમ્યક્ આચારથી અનુત્પત્તિથી ભય પામતા છતા દ્વૈત વસ્તુ છે એમ અદ્વૈત આત્માથી વિરુદ્ધ જાય છે ( દ્વૈતને પ્રાપ્ત થાય છે ) તે અનુત્પત્તિથી ભય પામનારા તથા સન્માર્ગનો આશ્રય કરનારા પુરુષોને ઉત્પત્તિની પ્રતીતિથી ઉપજેલા દોષો તે વિવેકમાર્ગમાં પ્રવૃત્ત હોવાથી ફલ આપતા નથી, કેમકે ભેદજ્ઞાનથી એમને કાંઇક દોષ થવો જોઇએ, તોપણ તે ગર્ભવાસાદિરૂપ અલ્પજ દોષ થશે. ૪૩

બે હેતુવડે જે દ્વૈતનું અસ્તિત્વ કહ્યું તેમાં દોષ દેખાડે છે:—

उपलम्भात्समाचारान्मायाहस्ती यथोच्यते ।
उपलम्भात्समाचारादस्ति वस्तु तथोच्यते ॥ ४४ ॥

**શબ્દાર્થ:**—જેમ માયાનો હાથી પ્રતીતિથી [ ને ] સમાચારથી [ હાથી એમ ] કહેવાય છે તેમ પ્રતીતિથી [ અને ] સમાચારથી વસ્તુ છે [ એમ ] કહેવાય છે. ૪૪

**વિવેચન:**—જેમ અસત્ છતાં પણ ઐંદ્રજાલિક પ્રતીત કરાવેલો માયાનો હાથી પ્રતીત થાય છે, તથા તેનામાં બંધન આરોહણ આદિ હાથીસંબંધિ ધર્મો જોવામાં આવે છે તેથી તે હાથી એમ કહેવાય છે તેમ ભેદની પ્રતીતિથી અને વર્ણાશ્રમાદિના ધર્મના આચારથી ભેદરૂપ દ્વૈતવસ્તુ છે એમ કહેવાય છે તેથી પ્રતીતિ અને આચાર દ્વૈતવસ્તુના સદ્ભાવમાં હેતુ થઇ શકે નહિ. ૪૪

એવી રીતે પરમાર્થજ્ઞાનના આશ્રયવડે નિમિત્તના અનિમિત્તપણાને કહીને હવે પરમાર્થજ્ઞાનની સમાપ્તિ કરે છે:—

जात्याभासं चलाभासं, वस्त्वाभासं तथैव च ।
अजाचलमवस्तुत्वं, विज्ञानं शान्तमद्वयम् ॥ ४५ ॥

**શબ્દાર્થ:**—[ વિજ્ઞાનમાં ] જન્મનો આભાસ, ચાલવાનો આભાસ અને તેવીજ રીતે વસ્તુનો આભાસ [ જણાય છે, છતાં ] વિજ્ઞાન જન્મરહિત, અચલ, અદ્રવ્ય, શાંત [ ને ] અદ્વય [ છે. ] ૪૫

**વિવેચન:**—વિજ્ઞાનમાં ઉત્પત્તિનો અભાવ છતાં ઉપાધિને લીધે ઉત્પત્તિની પ્રતીતિ થાય છે, ક્રિયાનો અભાવ છતાં તેમાં ઉપાધિવડે ક્રિયાની પ્રતીતિ થાય છે, અને દ્રવ્યરૂપ ધર્મી નહિ છતાં તે ઉપાધિને લીધે દ્રવ્યરૂપ ધર્મી જણાય છે, એવી રીતે વસ્તુતાએ તે વિજ્ઞાન ( બ્રહ્મ ) જન્મરહિત, ક્રિયારહિત, અદ્રવ્યરૂપ, શાંત ને અદ્વૈત છે. ૪૫

હવે ચેતનરૂપ બ્રહ્મના પ્રતિપાદન કરેલા અજન્માપણાનો ઉપસંહાર કરે છે:—

**વિવેચનઃ**—શ્રીવ્યાસાદિક પંડિતોએ તો ઉત્પત્તિની પ્રતીતિ અને વર્ણાશ્રમાદિક ધર્મનો સમ્યક્ આચાર એ બંને હેતુથી "દ્વૈત વાસ્તવિક છે" એમ તેના વસ્તુપણાને કહેનારા ને જગતની અનુત્પત્તિથી પોતાનો નાશ થવાનો ભય પામનારા મંદવિવેકીઓમાટે તેમના અધિકારની વૃદ્ધિ કરવા બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ ઉપદેશ કરી છે, પરંતુ પરમાર્થબુદ્ધિથી તે ઉપદેશ કરી નથી. ૪૨

એવા મંદવિવેકીઓને ભેદજ્ઞાનથી થનારા મહાન્ દોષ થતો નથી, કિંતુ અલ્પ દોષ થાય છે એમ જણાવે છેઃ—

अजातेस्त्रसतां तेषामुपलम्भाद्वियन्ति ये ।
जातिदोषा न सेत्स्यन्ति, दोषोऽप्यल्पो भविष्यति ॥ ४३ ॥

**શબ્દાર્થઃ**—જેઓ પ્રતીતિથી વિરુદ્ધ જાય છે તે અનુત્પત્તિથી ત્રાસ પામનારાઓને ઉત્પત્તિના દોષો સિદ્ધિને પામતા નથી, [ કિંતુ તેમને ] દોષ પણ અલ્પ થશે. ૪૩

**વિવેચનઃ**—જેઓ દ્વૈતની પ્રતીતિથી અને સમ્યક્ આચારથી અનુત્પત્તિથી ભય પામતા છતાં દ્વૈત વસ્તુ છે એમ અદ્વૈત આત્માથી વિરુદ્ધ જાય છે ( દ્વૈતને પ્રાપ્ત થાય છે ) તે અનુત્પત્તિથી ભય પામનારા તથા સન્માર્ગનો આશ્રય કરનારા પુરુષોને ઉત્પત્તિની પ્રતીતિથી ઉપજેલા દોષો તે વિવેકમાર્ગમાં પ્રવૃત્ત હોવાથી ફલ આપતા નથી, કેમકે ભેદજ્ઞાનથી એમને કાંઇક દોષ થવો જોઇએ, તોપણ તે ગર્ભવાસાદિરૂપ અલ્પજ દોષ થશે. ૪૩

બે હેતુવડે જે દ્વૈતનું અસ્તિત્વ કહ્યું તેમાં દોષ દેખાડે છેઃ—

उपलम्भात्समाचारान्मायाहस्ती यथोच्यते ।
उपलम्भात्समाचारादस्ति वस्तु तथोच्यते ॥ ४४ ॥

**શબ્દાર્થઃ**—જેમ માયાનો હાથી પ્રતીતિથી [ ને ] સમાચારથી [ હાથી એમ ] કહેવાય છે તેમ પ્રતીતિથી [ અને ] સમાચારથી વસ્તુ છે [ એમ ] કહેવાય છે. ૪૪

**વિવેચનઃ**—જેમ અસત્ છતાં પણ ઐંદ્રજાલિક પ્રતીત કરાવેલો માયાનો હાથી પ્રતીત થાય છે, તથા તેનામાં બંધન આરોહણ આદિ હાથીસંબંધિ ધર્મો જોવામાં આવે છે તેથી તે હાથી એમ કહેવાય છે તેમ ભેદની પ્રતીતિથી અને વર્ણાશ્રમાદિના ધર્મના આચારથી ભેદરૂપ દ્વૈતવસ્તુ છે એમ કહેવાય છે તેથી પ્રતીતિ અને આચાર દ્વૈતવસ્તુના સદ્‌ભાવમાં હેતુ થઈ શકે નહિ. ૪૪

એવી રીતે પરમાર્થજ્ઞાનના આશ્રયવડે નિમિત્તના અનિમિત્તપણાને કહીને હવે પરમાર્થજ્ઞાનની સમાપ્તિ કરે છેઃ—

जात्याभासं चलाभासं, वस्त्वाभासं तथैव च ।
अजाचलमवस्तुत्वं, विज्ञानं शान्तमद्वयम् ॥ ४५ ॥

**શબ્દાર્થઃ**—[ વિજ્ઞાનમાં ] જન્મનો આભાસ, ચાલવાનો આભાસ અને તેવીજ રીતે વસ્તુનો આભાસ [ જણાય છે, છતાં ] વિજ્ઞાન જન્મરહિત, અચલ, અદ્રવ્ય, શાંત [ ને ] અદ્વય [ છે. ] ૪૫

**વિવેચનઃ**—વિજ્ઞાનમાં ઉત્પત્તિનો અભાવ છતાં ઉપાધિને લીધે ઉત્પત્તિની પ્રતીતિ થાય છે, ક્રિયાનો અભાવ છતાં તેમાં ઉપાધિવડે ક્રિયાની પ્રતીતિ થાય છે, અને દ્રવ્યરૂપ ધર્મી નહિ છતાં તે ઉપાધિને લીધે દ્રવ્યરૂપ ધર્મી જણાય છે. એવી રીતે વસ્તુતાએ તે વિજ્ઞાન ( બ્રહ્મ ) જન્મરહિત, ક્રિયારહિત, અદ્રવ્યરૂપ, શાંત ને અદ્વૈત છે. ૪૫

હવે ચેતનરૂપ બ્રહ્મના પ્રતિપાદન કરેલા અજન્માપણાનો ઉપસંહાર કરે છેઃ—

एवं न जायते चित्तमेवं धर्मा अजाः स्मृताः ।
एवमेव विजानन्तो, न पतन्ति विपर्यये ॥ ४६ ॥

**શબ્દાર્થઃ**—એ પ્રમાણે બ્રહ્મ ઉત્પન્ન થતું નથી, [ અને ] એવી રીતે [ બ્રહ્મવેત્તાઓએ ] આત્માઓ [ પણ ] જન્મરહિત કહ્યા [ છે, ] એમજ જાણતા [ છતા ] ભ્રાંતિજ્ઞાનમાં પડતા નથી. ૪૬

**વિવેચન**—પૂર્વે કહેલા હેતુઓવડે બ્રહ્મ ઉત્પન્ન થતું નથી, અને જીવાત્માઓ ચેતનના પ્રતિબિંબરૂપ હોવાથી બિંબરૂપ બ્રહ્મચૈતન્યજ છે તેથી બ્રહ્મવેત્તાઓએ તે જીવાત્માઓ પણ જન્મરહિત કહ્યા છે. વિદ્વાનો બાહ્યવિષયોની વાસનાઓથી રહિત થઈ તે બ્રહ્મને જન્માદિકરહિત અદ્વૈત જાણતા છતા પુનઃ અવિદ્યામય અંધકારના સાગરરૂપ ભ્રાંતિજ્ઞાનમાં પડતા નથી ૪૬

બ્રહ્મ જન્મરહિત તથા ક્રિયારહિત છતાં તેમાં ભ્રાંતિથી જન્મની તથા ક્રિયાની પ્રતીતિ થાય છે એમ પૂર્વે કહ્યું, તેનું હવે દૃષ્ટાંતવડે વર્ણન કરે છે—

ऋजुवक्रादिकाभासमलातस्पन्दितं यथा ।
ग्रहणग्राहकाभासं, विज्ञानस्पन्दितं तथा ॥ ४७ ॥

**શબ્દાર્થઃ**—જેમ સરલ અને વક્ર આદિક પ્રકાશ ઉંબાડિયાનું ચલન [ છે ] તેમ ગ્રહણ અને ગ્રાહકની પ્રતીતિ બ્રહ્મનું [ અવિદ્યાવડે ] ચલન [ છે ] ૪૭

**વિવેચન**—જેમ સરલ અને વક્ર આદિક આકારવાળો પ્રકાશ ઉંબાડિયાના ચલનથી જણાય છે તેમ વિષયી અને વિષયની પ્રતીતિ પણ બ્રહ્મના અવિદ્યાવડે પ્રતીત થતા ચલનથી થાય છે વસ્તુતાએ અચલ બ્રહ્મમાં ચલનરૂપ ક્રિયા નથી તેથીજ પૂર્વે બ્રહ્મને અજન્મા ને ક્રિયારહિત કહેલ છે ૪૭

બ્રહ્મ શાંત છે એમ પૂર્વે કહ્યું છે તેને હવે દૃષ્ટાંતવડે સ્પષ્ટ કરે છે—

अस्पन्दमानमलातमनाभासमजं यथा ।
अस्पन्दमानं विज्ञानमनाभासमजं तथा ॥ ४८ ॥

**શબ્દાર્થઃ**—જેની રીતે ચલનરહિત ઉંબાડિયું પ્રકાશરહિત [ તથા ] જન્મરહિત [ છે ] તેમ ચલનરહિત બ્રહ્મ પ્રતીતિરહિત [ તથા ] જન્મરહિત [ છે ] ૪૮

**વિવેચન**—જેમ ચલનરહિત તેજ ઉંબાડિયું સરલ આદિક આકારે નહિ થયું છતું તેવા પ્રકાશથી રહિત તથા તેની ઉત્પત્તિથી રહિત છે તેમ અવિદ્યાવડે ચલાયમાન ને અવિદ્યાની નિવૃત્તિ થયે ચલનથી રહિત બ્રહ્મ જન્માદિ આકારની પ્રતીતિથી રહિત તથા ઉત્પત્તિથી રહિત થશે, તેથી વસ્તુતાએ બ્રહ્મ શાંત છે એમ સિદ્ધ થયું. ૪૮

ઉંબાડિયાના દૃષ્ટાંતમાં સરલ અને વક્ર આદિક આકારનું અસત્પણું નિરૂપણના અસહનપણાથી છે એમ જણાવે છે—

अलाते स्पन्दमाने वै, नाभासा अन्यतोभुवः ।
न ततोऽन्यत्र निस्पन्दान्नालातं प्रविशन्ति ते ॥ ४९ ॥

**શબ્દાર્થઃ**—ઉંબાડિયું ચલાયમાન થયે [ સતે ] પ્રકાશ અન્યથી થનારા નથીજ [ અને ] તે ચલનરહિતથી અન્યત્ર [ જતા ] નથી, [ તથા ] તે અલાતપ્રતિ પ્રવેશ કરતા નથી. ૪૯

વિવેચનઃ—ઉંબાડિયું ફેરવે સતે તેમાં સરલ આદિ પ્રકાશો અન્ય દેશમાંથી આવે છે એમ કહી શકાય એમ નથી, કેમકે તેવા પ્રકાશોનું દેશાંતરથી આવવું જણાતું નથી, ને તે ઉંબાડિયું જ્યારે સ્થિર થાય છે ત્યારે તે પ્રકાશો અન્ય સ્થાને જાય છે એમ પણ કહી શકાય એમ નથી, કારણકે અન્યદેશમાં તેમની પ્રતીતિ થતી નથી. વળી તે અર્ધું બળેલું લાકડું પ્રકાશોનું ઉપાદાનકારણ નથી તેથી સ્થિર થયે તે પ્રકાશો તેમાં પ્રવેશ કરે છે એમ પણ કહી શકાય એમ નથી. એ કારણોથી વક્ર આદિક આકારોનું અસત્પણું છે. ૪૯

તે સરલ તથા વક્રાદિ પ્રકાશોના નીકળવાના તથા પ્રવેશના અસંભવને દૃષ્ટાંતમાં સિદ્ધ કરી હવે સિદ્ધાંતમાં ઉત્પત્તિ આદિના અસંભવને દેખાડે છેઃ—

न निर्गता अलातास्ते, द्रव्यत्वाभावयोगतः ।
विज्ञानेऽपि तथैव स्युराभासस्याविशेषतः ॥ ५० ॥

**શબ્દાર્થઃ**—દ્રવ્યભાવના અભાવના યોગથી તેઓ ઉંબાડિયામાંથી નીકળ્યા નથી તેમજ પ્રકાશના સમાનપણાથી બ્રહ્મમાં પણ [ જન્માદિની ભ્રાંતિથી પ્રતીતિ ] છે. ૫૦

વિવેચનઃ—વસ્તુનું નીકળવું ને પ્રવેશ થાય છે, અવસ્તુનું નીકળવું ને પ્રવેશ થતાં નથી. જેમ વસ્તુપણાના અભાવથી તે પ્રકાશો ઉંબાડિયામાંથી નીકળતા નથી તેમજ આભાસના (પ્રતીતિના) તુલ્યપણાથી બ્રહ્મમાં પણ જન્માદિકની પ્રતીતિ ભ્રાંતિમાત્ર છે. ૫૦

તેઓમાં આભાસોનું તુલ્યપણું કેવી રીતે છે તે દોઢ શ્લોકવડે જણાવે છે, અને અર્ધા શ્લોકવડે અચલ બ્રહ્મમાં જન્માદિનો આભાસ કયા હેતુવડે છે તે જણાવે છેઃ—

विज्ञाने स्पन्दमाने वै, नाभासा अन्यतोभुवः ।
न ततोऽन्यत्र निस्पन्दान्न विज्ञानं विशन्ति ते ॥ ५१ ॥
न निर्गतास्ते विज्ञानाद्द्रव्यत्वाभावयोगतः ।
कार्यकारणताभावाद्यतोऽचिन्त्याः सदैव ते ॥ ५२ ॥

**શબ્દાર્થઃ**—વિજ્ઞાન ચલાયમાન થયે [ સતે ] અન્યથી ઉપજીને આભાસો [ તેમાં થતા ] નથી, અચલ થવાથી તેથી અન્યસ્થાને [ તે આભાસો રહેતા ] નથી, [ અને ] તેઓ વિજ્ઞાન-પ્રતિ પ્રવેશ કરતા નથી ૫૧ દ્રવ્યભાવના અભાવના યોગથી તેઓ બ્રહ્મમાંથી નીકળતા નથી, જેથી કાર્યકારણભાવના અભાવથી તેઓ સર્વદાજ અચિંત્ય [ છે તેથી મિથ્યા છે. ] ૫૨

વિવેચનઃ—તે બ્રહ્મ ચલનવાળું પ્રતીત થયે સતે અન્ય કોઈ સ્થલેથી આવીને જન્માદિક આભાસો તેમાં ઉત્પન્ન થતા નથી, કેમકે બ્રહ્મથી ભિન્નવસ્તુનો તથા તેની પ્રતીતિનો અભાવ છે; અને તે બ્રહ્મ અચલ થવાથી તે બ્રહ્મથી અન્યસ્થાને તે આભાસો જઈને સ્થિતિ કરતા નથી, કેમકે બ્રહ્મથી ભિન્ન દેશનો તથા તેમની તેરી પ્રતીતિનો અભાવ છે; તથા બ્રહ્મ તેમનું ઉપાદાનકારણ ન હોવાથી તે આભાસો બ્રહ્મની અચલ સ્થિતિના સમયમાં તેમાં પ્રવેશ કરતા નથી ૫૧ જેમ તે આભાસો બ્રહ્મમાં પ્રવેશ કરતા નથી તેમ વસ્તુપણાના અભાવ-વડે યુક્ત હોવાથી તેઓ બ્રહ્મમાંથી નીકળતા પણ નથી, જેથી જન્માદિક આભાસોના અને બ્રહ્મના કાર્ય-કારણભાવનો અભાવ હોવાથી તે આભાસો સર્વદાજ અનિર્વચનીય છે તેથી મિથ્યા છે. ૫૨

કાર્યકારણભાવના અભાવથી એમ જે ઉપર કહ્યું તેને પ્રતિપાદન કરવાનો હવે આરંભ કરે છેઃ—

द्रव्यं द्रव्यस्य हेतुः स्यादन्यदन्यस्य चैव हि ।
द्रव्यत्वमन्यभावो वा, धर्माणां नोपपद्यते ॥ ५३ ॥

શબ્દાર્થઃ—દ્રવ્ય દ્રવ્યનું કારણ થાય છે, તેમજ અન્ય અન્યનું [ કારણ થાય છે, ] પણ આત્માઓનું દ્રવ્યપણું અથવા અન્યભાવ સંભવતો નથી ૫૩

વિવેચનઃ—તાર્કિકોના મતમાં અવયવરૂપ દ્રવ્ય અવયવિરૂપ દ્રવ્યનું સમવાયિકારણ ( ઉપાદાનકારણ ) થાય છે, અને અવયવના ગુણો પોતાની સમાનજાતિવાળા અવયવીના ગુણોનું અસમવાયિકારણ ( નિમિત્તકારણ ) થાય છે, પરંતુ તેઓ પોતેજ પોતાનું કારણ થઇ શકતા નથી. સિદ્ધાંતમાં આત્માઓનો અવયવરૂપે દ્રવ્યભાવ નથી, તેમજ આત્મા સર્વથી અભિન્ન હોવાથી તેનો અન્યભાવ પણ નથી તેથી આત્મા કોઇનું કાર્ય વા કારણ નથી. ૫૩

કરવા ઇચ્છેલા ઘટાદિના જ્ઞાનપછી ઘટાદિ ઉત્પન્ન થાય છે, અને ઉત્પન્ન થયેલા ઘટાદિ વિષયપણાવડે પોતાના જ્ઞાનને ઉપજાવે છે એવો વ્યવહાર પણ સંભવતો નથી, કેમકે વિદ્વાનની દૃષ્ટિપ્રમાણે સર્વનું અભિન્નપણું છે એમ જણાવે છેઃ—

एवं न चित्तजा धर्माश्चित्तं वाऽपि न धर्मजम् ।
एवं हेतुफलाजातिं, प्रविशन्ति मनीषिणः ॥ ५४ ॥

શબ્દાર્થઃ—એવી રીતે ધર્મો ચિત્તમાંથી ઉપજેલા નથી, અથવા ચિત્ત પણ ધર્મમાંથી ઉપજેલું નથી એમ હેતુની અને ફલની અનુત્પત્તિનો પંડિતો નિશ્ચય કરે છે. ૫૪

વિવેચનઃ—પૂર્વોક્ત હેતુથી ઘટાદિરૂપ બહારના ધર્મો ચૈતન્યમાંથી ઉપજેલા નથી, અને ચૈતન્ય પણ ઘટાદિરૂપ બહારના ધર્મોમાંથી ઉપજેલું નથી. જીવો બ્રહ્મનાં પ્રતિબિંબ છે તેથી તેમની પણ બ્રહ્મથી વાસ્તવિક ઉત્પત્તિ થયેલી નથી. એવી રીતે આત્મામાં કારણની અને કાર્યની અનુત્પત્તિનો બ્રહ્મવેત્તાઓ નિશ્ચય કરે છે. ૫૪

હવે મુમુક્ષુઓએ હેતુનો તથા ફલનો-આગ્રહ તજી દેવો ઉચિત છે એમ તેવો આગ્રહ રાખવાના તથા તજી દેવાનાફલકથન દ્વારા જણાવે છેઃ—

यावद्धेतुफलावेशस्तावद्धेतुफलोद्भवः ।
क्षीणे हेतुफलावेशे, नास्ति हेतुफलोद्भवः ॥ ५५ ॥

શબ્દાર્થઃ—[illegible] અને ફલનો આવેશ [ છે ] ત્યાંસુધી હેતુની અને ફલની ઉત્પત્તિ [illegible] ફલનો આવેશ ક્ષીણ થયે [ અને ] હેતુની અને ફલની ઉત્પત્તિ થતી નથી. ૫૫

વિવેચનઃ—ધર્માધર્મરૂપ હેતુનો હું કર્તા છું, મારા ધર્માધર્મ છે, તેમનું ફલ કાલાંતરે કોઇ દેશમાં કોઇ પ્રાણીનું શરીર ધારણ કરીને હું ભોગવીશ, એમ જ્યાંસુધી હેતુનો અને ફલનો આગ્રહ છે ત્યાંસુધી ધર્માધર્મરૂપ હેતુની ને તેમના ફલની ઉચ્છેદરહિત પ્રવૃત્તિ થાય છે પુનઃ જ્યારે મંત્રના અને ઔષધિના સામર્થ્યદ્વારા ભૂતના આવેશની પેઠે પૂર્વોક્ત અદ્વૈતદર્શનવડે અવિદ્યાથી ઉપજેલ હેતુનો અને ફલનો આવેશ દૂર થાય છે ત્યારે, તે હેતુનો અને ફલનો આગ્રહ નાશ થવાથી હેતુની અને ફલની ઉત્પત્તિ થતી નથી. ૫૫

આગ્રહવડે હેતુનો અને ફલનો ઉદ્ભવ થવાથી શું થાય છે તે કહે છેઃ—

यावद्धेतुफलावेशः, संसारस्तावदायतः ।
क्षीणे हेतुफलावेशे, संसारं न प्रपद्यते ॥ ५६ ॥

શબ્દાર્થઃ—જ્યાંસુધી [ સમ્યગ્જ્ઞાનવડે ] હેતુનો અને ફલનો આગ્રહ [ નિવૃત્ત થતો નથી,

કિંતુ હોય છે ] ત્યાંસુધી સંસાર દીર્ઘ [ થાય છે, પુન ] હેતુનો અને ફલનો આગ્રહ ક્ષીણ થયે [ કારણના અભાવથી ] સંસારને પામતો નથી. ૫૬

અજન્મા આત્માથી અન્ય કાંઇ નથી એમ અગીકાર કરનારા તમે હેતુફલનું ને સંસારની ઉત્પત્તિ-વિનાશનું કેમ કથન કરો છો એમ શંકા થાય તો તેને દૂર કરવા કહે છે:—

संवृत्या जायते सर्वं, शाश्वतं नास्ति तेन वै ।
सद्भावेन ह्यजं सर्वमुच्छेदस्तेन नास्ति वै ॥ ५७ ॥

**શબ્દાર્થઃ**—આચ્છાદનવડે ( વ્યવહારવડે ) સર્વ ઉપજે છે તેવડે નિત્ય નથીજ. જેથી પરમાર્થસત્તાવડે સર્વ જન્મરહિત [ છે ] તેથી વિનાશ નથી જ. ૫૭

વિવેચનઃ—અવિદ્યાને અધીન લૌકિકવ્યવહારરૂપ આચ્છાદનવડે સર્વ ઉપજે છે તે કારણથી તે નિત્ય નથી. આથી ઉત્પત્તિ ને વિનાશરૂપ સંસાર ઉપજે છે એમ કહીએ છીએ. જેથી પરમાર્થસત્તાથી તો સર્વ જન્મરહિત આત્મા જ છે તેથી જન્મના અભાવરૂપ કારણવડે હેતુ અને ફલાદિક કોઇનો પણ વિનાશ નથી. ૫૭

વ્યવહારવડે સર્વ ઉપજે છે એમ જે ઉપર કહ્યું તેનું હવે નિરૂપણ કરે છે:—

धर्मा य इति जायन्ते, जायन्ते ते न तत्त्वतः ।
जन्म मायोपमं तेषां, सा च माया न विद्यते ॥ ५८ ॥

**શબ્દાર્થઃ**—જે પદાર્થો ઉપજે છે એમ [ કલ્પના કરીએ છીએ ] તે પરમાર્થથી ઉપજતા નથી. તેઓનો જન્મ માયાની ઉપમાવાળો [ પ્રતીતિ કરવાયોગ્ય છે, ] અને તે માયા વિદ્યમાન નથી. ૫૮

વિવેચનઃ—જે પદાર્થો ઉપજે છે એમ કલ્પના કરીએ છીએ તે સર્વ લૌકિકવ્યવહારથી ઉપજે છે, પરમાર્થથી ઉપજતા નથી. તેમની તે ઉત્પત્તિ માયાની ઉપમાવાળી માનવાયોગ્ય છે, અને અવિદ્યમાન વસ્તુનું નામ માયા છે તેથી તે માયા વિદ્યમાન નથી ૫૮

પદાર્થોની ઉત્પત્તિ માયાની ઉપમાવાળી કહી તેને હવે દૃષ્ટાંતના આધારવડે સિદ્ધ કરે છે:—

यथा मायामयाद्बीजाज्जायते तन्मयोऽङ्कुरः ।
नासौ नित्यो न चोच्छेदी, तद्वद्धर्मेषु योजना ॥ ५९ ॥

**શબ્દાર્થઃ**—જેવી રીતે માયામય બીજથી તે રૂપ (માયામય) અંકુર ઉપજે છે, આ નિત્ય નથી, વા વિનાશી નથી, તેવી રીતે પદાર્થોમાં યોજના [ છે. ] ૫૯

વિવેચનઃ—જેમ માયામય આંબા આદિક વૃક્ષના બીજથી માયામય અંકુર ઉપજે છે, તે અંકુર મિથ્યા હોવાથી નિત્ય નથી, વા વિનાશી નથી, તેમ પદાર્થોમાં ઉત્પત્તિ અને નાશ આદિકની યુક્તિ છે, તાત્પર્ય કે વસ્તુતાએ પદાર્થોની ઉત્પત્તિ ને નાશ સંભવતા નથી. ૫૯

પરમાર્થસત્તાવડે સર્વ જન્મરહિત છે એમ પૂર્વે કહ્યું છે તેનું હવે વર્ણન કરે છે:—

नाजेषु सर्वधर्मेषु, शाश्वताशाश्वताभिधा ।
यत्र वर्णा न वर्तन्ते, विवेकस्तत्र नोच्यते ॥ ६० ॥

**શબ્દાર્થઃ**—જન્મરહિત સર્વ દ્રવ્યોમાં નિત્ય વા અનિત્ય એવું નામ [ પ્રવૃત્ત થતું ] નથી. જેમાં શબ્દો પ્રવૃત્ત થતા નથી તેમાં વિવેક કહેવાતો નથી. ૬૦

વિવેચન—વસ્તુતાએ જન્મરહિત સર્વ જીવાત્માઓમાં નિત્ય છે, અથવા અનિત્ય છે એવું નામ પ્રવૃત્ત થતું નથી. જે વડે અર્થોનું વર્ણન કરાય છે એવા શબ્દો વર્ણો કહેવાય છે. આત્મામાં "આ આવો છે" એમ કહેવાને શબ્દો પ્રવૃત્ત થતા નથી તેથી તેમાં નિત્ય છે વા અનિત્ય છે એવો વિવેક કહી શકાતો નથી. ૬૦

જો આત્મા શબ્દનો વિષય ન હોય તો તે આત્મા વ્યાખ્યાનકારોવડે શબ્દોથી જ પ્રતિપાદન કરવાની યોગ્યતાને કેમ પામે છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

यथा स्वप्ने द्वयाभासं, चित्तं चलति मायया ।
तथा जाग्रद्द्वयाभासं, चित्तं चलति मायया ॥ ६१ ॥

**શબ્દાર્થ:**—જેમ સ્વપ્નમાં દ્વૈતાભાસરૂપ ચિત્ત માયાવડે ચલાયમાન થાય છે તેમ જાગ્રતમાં દ્વૈતાભાસરૂપ ચિત્ત માયાવડે ચલાયમાન થાય છે [ પ્રતિપાદ્ય અને પ્રતિપાદકરૂપ દ્વૈત ચિત્તના સ્ફુરણમાત્ર છે, વાસ્તવિક નથી તેથી આત્મા વસ્તુતાએ શબ્દનો વિષય નથી. ] ૬૧

સ્વપ્નમાં પ્રતિપાદ્ય અને પ્રતિપાદકરૂપ દ્વૈત મનના સ્ફુરણમાત્ર છતાં પણ જાગ્રતમાં કેવી રીતે તેમ હશે એમ આશંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

अद्वयं च द्वयाभासं, चित्तं स्वप्ने न संशयः ।
अद्वयं च द्वयाभासं, तथा जाग्रन्न संशयः ॥ ६२ ॥

**શબ્દાર્થ:**—[ જેમ ] સ્વપ્નમાં અદ્વૈત [ છતાં ] પણ ચિત્ત દ્વૈતાભાસરૂપ [ થાય છે એમાં ] સંશય નથી તેમ જાગ્રતમાં અદ્વૈત [ છતાં ] પણ [ ચિત્ત ] દ્વૈતાભાસરૂપ [ થાય છે તેમાં ] સંશય નથી. ૬૨

નીચેના કારણથી પણ વાણીના વિષયરૂપ દ્વૈતનો અભાવ છે:—

स्वप्नदृक् प्रचरन्स्वप्ने, दिक्षु वै दशसु स्थितान् ।
अण्डजान्स्वेदजान्वापि, जीवान्पश्यति यान्सदा ॥ ६३ ॥

**શબ્દાર્થ:**—સ્વપ્નનો દ્રષ્ટા સ્વપ્નમાં વિચરતો [ છતો ] દશે દિશામાં રહેલા અંડજ અથવા સ્વેદજ કિંવા [ જરાયુજ વા ઉદ્ભિજ્જરૂપ ] જે જીવોને ( પ્રાણીઓને ) સર્વદા જુએ છે [ તે તેથી ભિન્ન નથી. ] ૬૩

હવે સ્વપ્નના દ્રષ્ટાથી ભિન્ન ચિત્તનામની કોઇ વસ્તુ નથી એમ જણાવે છે:—

स्वप्नदृक्चित्तदृश्यास्ते, न विद्यन्ते ततः पृथक् ।
तथा तद्दृश्यमेवेदं, स्वप्नदृक्चित्तमिष्यते ॥ ६४ ॥

**શબ્દાર્થ:**—સ્વપ્નદ્રષ્ટાના ચિત્તવડે દૃશ્ય તે [ પ્રાણીઓ ] તેથી ( સ્વપ્નદ્રષ્ટાના ચિત્તથી ) ભિન્ન નથી તેમ આ સ્વપ્નના દ્રષ્ટાનું ચિત્ત તેવડે ( સ્વપ્નના દ્રષ્ટાવડે ) દેખવાયોગ્યજ અંગીકાર કરાય છે. ૬૪

હવે દૃષ્ટાંતમાં કહેલા અર્થને સિદ્ધાંતમાં જોડે છે:—

चरन् जागरिते जाग्रद्दिक्षु वै दशसु स्थितान् ।
अण्डजान्स्वेदजान्वापि, जीवान्पश्यति यान्सदा ॥ ६५ ॥

जाग्रच्चित्तेक्षणीयास्ते, न विद्यन्ते ततः पृथक् ।
तथा तद्दृश्यमेवेदं, जाग्रतश्चित्तमिष्यते ॥ ६६ ॥

**શબ્દાર્થઃ**—જાગ્રત્‌માં વિચારતો [ છતો ] જાગ્રદ્ [ અવસ્થાવાળો પુરુષ ], દશે દિશામાં સ્થિત અંડજ વા સ્વેદજ અથવા [ જરાયુજ કિંવા ઉદ્ભિજ્જરૂપ ] જે જીવોને ( પ્રાણીઓનાં શરીરોને ) સર્વદા જુએ છે [ તે તેનાથી પૃથક્ નથી ] ૬૫ જાગ્રદ્ [ અવસ્થાવાળા પુરુષ ]ના ચિત્તથી દેખવાયોગ્ય તે [ શરીરો ] તેથી ( જાગ્રદ્અવસ્થાવાળા પુરુષના ચિત્તથી ) ભિન્ન નથી તેમ જાગ્રદ્[ અવસ્થાવાળા પુરુષ ]નું આ ચિત્ત તેવડે( જાગ્રત્‌ના દ્રષ્ટાવડે )જોવાયોગ્યજ અંગીકાર કરાય છે. ૬૬

વિષયના અને જ્ઞાનના ભેદના ગ્રાહકપ્રમાણથી એ બંને હેતુઓ બાધ પામેલા છે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે.—

उभे ह्यन्योन्यदृश्ये ते, किं तदस्तीति चोच्यते ।
लक्षणाशून्यमुभयं, तन्मतेनैव गृह्यते ॥ ६७ ॥

**શબ્દાર્થઃ**—જેથી તે બંને પરસ્પર દશ્ય [ છે ] તેથી [ વિવેકીવડે ] શું તે છે એમ કહેવાય છે ? [ નહિ, ] બંને પ્રમાણુરહિત [ છે, ] તેના મતવડેજ ગ્રહણ કરાય છે ૬૭

**વિવેચન**—જેથી પ્રાણીઓના શરીરો અને ચિત્ત એ બંને પરસ્પર દશ્ય છે તેથી ( અન્યોન્યાશ્રયરૂપ દોષના સદ્ભાવથી ) વિવેકીવડે શુ તે ચિત્ત અને ચિત્તવડે દેખવાયોગ્ય વસ્તુ છે એમ કહેવાય છે ? નથીજ કહેવાતી. જેમ સ્વપ્નનું ચિત્ત તથા દશ્ય નથી તેમ જાગ્રત્‌નું ચિત્ત ને દશ્ય પણ વસ્તુતાએ નથી. ચિત્ત અને દશ્ય એ બંને પ્રમાણથી રહિત છે તેથી તેમના ભેદનું પ્રામાણિકપણું નથી તે ચિત્તમાં અને દશ્યમાં પોતાના ચિત્તની તત્પરતાથીજ વાદીઓવડે તે દર્શન ને દશ્ય અજ્ઞાનકાલમાં ગ્રહણ કરાય છે, જ્ઞાનકાલમાં વિવેકીને તે ગ્રહણ થતાં નથી. ૬૭

જ્ઞાનથી ભિન્ન પ્રાણીઓનાં શરીરોનો અસદ્ભાવ માનવાથી તેમના જન્માદિકની પ્રતીતિનો બાધ થશે એમ શંકા થાય તો નીચેના ત્રણ શ્લોકોવડે તે શંકાને ભગવાન્ ગૌડપાદ દૂર કરે છે—

यथा स्वप्नमयो जीवो, जायते म्रियतेऽपि च ।
तथा जीवा अमी सर्वे, भवन्ति न भवन्ति च ॥ ६८ ॥

यथा मायामयो जीवो, जायते म्रियतेऽपि च ।
तथा जीवा अमी सर्वे, भवन्ति न भवन्ति च ॥ ६९ ॥

यथा निर्मितको जीवो, जायते म्रियतेऽपि वा ।
तथा जीवा अमी सर्वे, भवन्ति न भवन्ति च ॥ ७० ॥

**શબ્દાર્થઃ**—જેવી રીતે સ્વપ્નમય જીવ ( પ્રાણીનું શરીર )[જન્મે છે, અને મરે પણ છે તેમ આ સર્વે જીવો [ વ્યાવહારિકરીતે ] ઉપજે છે, ને [ પરમાર્થિકરીતે ] નથી ઉપજતા. ૬૮ જેમ માયાવી પુરુષે ઉપજાવેલો જીવ ઉપજે છે ને મરે પણ છે તેમ આ સર્વે જીવો ઉપજે છે, ને નથી ઉપજતા ૬૯ જેમ [ મંત્ર ઔષધિ આદિવડે ] ઉપજાવેલો જીવ જન્મે છે, અથવા મરે

પણ છે તેમ આ સર્વે જીવો ઉપજે છે, ને નથી ઉપજતા. [ તેથી સર્વે પ્રાણીઓનાં શરીરો ચિત્તની કલ્પનામાત્ર છે. ] ૭૦

શરીરોની ઉત્પત્તિ આદિક સત્ય છે એમ જે વાદી માને છે તેના પ્રતિ કહે છે:—

न कश्चिज्जायते जीवो, संभवोऽस्य न विद्यते ।
एतत्तदुत्तमं सत्यं, यत्र किञ्चिन्न जायते ॥ ७१ ॥

**શબ્દાર્થ:**—આનું કારણ નથી [ તેથી ] કોઈ પણ જીવ ઉપજતો નથી. જે [ બ્રહ્મ ]માં કાંઈ પણ ઉપજતું નથી આ તે ઉત્તમ સત્ય [ છે. ] ૭૧

વસ્તુતાએ ચિત્તનો અને વિષયનો સંબંધ થતો નથી તેથી આત્માજ ચિત્ત છે એમ જણાવે છે:—

चित्तस्पन्दितमेवेदं, ग्राह्यग्राहकवद्द्वयम् ।
चित्तं निर्विषयं नित्यमसङ्गं तेन कीर्तितम् ॥ ७२ ॥

**શબ્દાર્થ:**—આ ગ્રાહ્ય ને ગ્રાહકવાળું દ્વૈત ચિત્તના સ્ફુરણરૂપજ [ છે. ] ચિત્ત વિષયરહિત [ છે, ] તેવડે [ તેને ] નિત્ય અસંગ કહ્યું [ છે. ] ૭૨

**વિવેચન:**—આ વિષય ને ઇંદ્રિયરૂપ ગ્રાહ્યગ્રાહકવાળું દ્વૈત ચિત્તના ચલનરૂપજ છે.—તે ચિત્ત પરમાર્થથી આત્માજ છે આથી વિષયસંબંધથી રહિત છે, અને તે કારણથી તેને નિત્ય અસંગ કહ્યું છે. ૭૨

ગુરુ, શાસ્ત્ર ને શિષ્ય પ્રસાદિ વિષયો વિદ્યમાન હોવાથી ચિત્તનું અસંગપણું સિદ્ધ થતું નથી એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

योऽस्ति कल्पितसंवृत्या, परमार्थेन नास्त्यसौ ।
परतन्त्राभिसंवृत्या, स्यान्नास्ति परमार्थतः ॥ ७३ ॥

**શબ્દાર્થ:**—જે કલ્પિતવ્યવહારવડે છે [ તે ] આ પરમાર્થવડે નથી. [ જે ] અન્યના શાસ્ત્રના વ્યવહારવડે હોય [ તે ] પરમાર્થથી નથી. ૭૩

**વિવેચન:**—પરમાર્થની પ્રાપ્તિનો ઉપાય હોવાથી શાસ્ત્રાદિક જે પદાર્થ કલ્પિતવ્યવહારવડે છે તે પરમાર્થથી નથી, દ્રવ્યાદિક જે પદાર્થ વૈશેષિકાદિ અન્ય-વાદીઓના—શાસ્ત્રના વ્યવહારથી હોય તે પરમાર્થથી નથી તેથી અમે જે ચિત્તનું અસંગપણું કહ્યું તે યુક્તજ છે. ૭૩

આત્મા અજન્મા છે આ કલ્પના પણ વ્યવહારરૂપ છે એમ જણાવે છે:—

अजः कल्पितसंवृत्या, परमार्थेन नाप्यजः ।
परतन्त्राभिनिष्पत्त्या, संवृत्या जायते तु सः ॥ ७४ ॥

**શબ્દાર્થ:**—[ શાસ્ત્રાદિકથી ] કલ્પિતવ્યવહારવડે અજન્મા [ છે, ] પરમાર્થવડે અજન્મા પણ નથી. બીજાના ( પરિણામવાદીના ) શાસ્ત્રની પ્રસિદ્ધિથી [ તેના નિષેધમાટે જે અજન્મા કહેલ છે. ] તે [ આત્મા ] વ્યવહારવડે તો જન્મે છે [ તેથી તે અજન્મા છે આ કલ્પના પણ વ્યવહારરૂપ છે. કલ્પનાનું અધિષ્ઠાન જેનું સ્વરૂપ છે તેનું કલ્પિતપણું નથી. ] ૭૪

કલ્પિત શાસ્ત્રાદિકથી જ્ઞાન ઉપજે છે એમ માનવાથી એવું મિથ્યાજ્ઞાન મોક્ષનું સાધન નહિ થાય એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

अभूताभिनिवेशोऽस्ति, द्वयं तत्र न विद्यते ।
द्वयाभावं स बुद्ध्वैव, निर्निमित्तो न जायते ॥ ७५ ॥

**શબ્દાર્થ:**—અસત્ય [ રૂપ દ્વૈત ]માં [ ભાવે ] આગ્રહ છે, તેમાં ( આત્મામાં ) દ્વૈત વિદ્યમાન નથી [ જે ] દ્વૈતના અભાવને જાણીનેજ નિમિત્તથી ( દ્વૈતના આગ્રહથી ) રહિત [ છે ] તે જન્મતો નથી. [ તાત્પર્ય કે સંસાર મિથ્યા છે તેથી તેની નિવૃત્તિ મિથ્યાજ્ઞાનથી સંભવી શકે છે ૭૫

દ્વૈતના આગ્રહથી રહિત છે તે જન્મતો નથી એમ જે ઉપર કહ્યું તેનું હવે વર્ણન કરે છેઃ—

यदा न लभते हेतूनुत्तमाधममध्यमान् ।
तदा न जायते चित्तं, हेत्वभावे फलं कुतः ॥ ७६ ॥

**શબ્દાર્થ:**—જ્યારે ઉત્તમ, મધ્યમ ને અધમ હેતુઓને જોતો નથી-ત્યારે ચિત્ત ઉત્પન્ન થતું નથી, હેતુના અભાવમાં ફલ ક્યાંથી? ૭૬

વિવેચનઃ—પુરુષ જ્યારે ધર્મરૂપ ઉત્તમહેતુને, ધર્માધર્મરૂપ મધ્યમહેતુને અને અધર્મરૂપ કનિષ્ઠહેતુને આત્મામાં જોતો નથી ત્યારે તેનું ચૈતન્ય દેવાદિરૂપે ઉત્પન્ન થતું નથી ધર્માધર્મરૂપ બીજનો અભાવ થયે શરીરાદિરૂપ ફલ ક્યાંથી થશે? નહિજ થાય. ૭૬

તે ચૈતન્યની અનુત્પત્તિ કેવી રીતની છે તે હવે કહેવાય છેઃ—

अनिमित्तस्य चित्तस्य, याऽनुत्पत्तिः समाऽद्वया ।
अजातस्यैव सर्वस्य, चित्तदृश्यं हि तद्यतः ॥ ७७ ॥

**શબ્દાર્થ:**—જેથી તે ચિત્તનું દૃશ્યજ [ છે તેથી ] નિમિત્તરહિત [ ને ] જન્મરહિત સર્વ ચિત્તની જે અનુત્પત્તિ [ છે, તે ] સમ [ ને ] અદ્વૈતજ [ છે. ] ૭૭

વિવેચનઃ—જેથી જ્ઞાનથી પૂર્વે પણ તે દ્વૈત ચૈતન્યનું દૃશ્યજ છે તેથી ધર્માધર્મરૂપ નિમિત્તથી રહિત ને જ્ઞાનથી પૂર્વે પણ ઉત્પત્તિથી રહિત અદ્વૈતરૂપ ચૈતન્યની જે મોક્ષરૂપ અનુત્પત્તિ છે તે-સર્વદા સર્વ અવસ્થામાં સમ ( વિશેષરહિત ) અને અદ્વૈતજ છે. ૭૭

જે દ્વૈતના અભાવને જાણીને દ્વૈતના આગ્રહથી રહિત છે તે જન્મતો નથી એમ પૂર્વે કહ્યું છે તેનું હવે નિરૂપણ કરે છેઃ—

बुद्ध्वाऽनिमित्ततां सत्यां, हेतुं पृथगनाप्नुवन् ।
वीतशोकं तथाऽकाममभयं पदमश्नुते ॥ ७८ ॥

**શબ્દાર્થ:**—નિમિત્તરહિત સત્યને જાણીને કારણને પૃથક્ નહિ ગ્રહણ કરતો [ છતો ] શોકરહિત તથા કામરહિત અભયપદને પામે છે ૭૮

વિવેચનઃ—જન્મના નિમિત્તરૂપ દ્વૈતનો અભાવથી જે નિમિત્તરહિત પરમાર્થરૂપ સત્ય છે તેને જાણીને ધર્માદિરૂપ કારણને દેવાદિની પ્રાપ્તિમાટે ભિન્નવિષયરૂપે નહિ ગ્રહણ કરતો છતો તે પુરુષ-શોક તથા કામથી રહિત અર્થાત્ અવિદ્યાદિરહિત અભયપદને પામે છે. ૭૮

કહેલા પદની પ્રાપ્તિ સર્વદા છે એમ આશંકા કરીને કહે છે.—

अभूताभिनिवेशाद्धि, सदृशे तत्प्रवर्तते ।
वस्त्वभावं स बुद्ध्वैव, निःसङ्गं विनिवर्तते ॥ ७९ ॥

**શબ્દાર્થઃ**—જેથી મિથ્યામાં આગ્રહથી સદશમાં તે પ્રવૃત્ત થાય છે [તેથી] તે [પુરુષ] વસ્તુના અભાવને જાણીનેજ નિરપેક્ષ [થઇને] નિવૃત્ત થાય છે. ૭૯

**વિવેચનઃ**—મિથ્યા દ્વૈતમાં દ્વૈતના સદ્‌ભાવના નિશ્ચયરૂપ મિથ્યા આગ્રહથી તે આગ્રહના વિષયરૂપ મિથ્યા વસ્તુમાં પુરુષનું ચિત્ત પ્રવૃત્ત થાય છે. જ્યારે પુરુષ તે દ્વૈતરૂપ વસ્તુના અભાવને જાણે છે ત્યારે તેનું ચિત્ત મિથ્યા આગ્રહના વિષયથી અપેક્ષારહિત થઇ નિવૃત્ત થાય છે. એવી રીતે નિત્યપ્રાપ્ત તે પદની પ્રાપ્તિ સંભવે છે. ૭૯

અભયપદને પામે છે એમ પૂર્વે કહ્યું તેમાં હેતુ કહે છેઃ—

निवृत्तस्याप्रवृत्तस्य, निश्चला हि तदा स्थितिः ।
विषयः स हि बुद्धानां, तत्साम्यमजमद्वयम् ॥ ८० ॥

**શબ્દાર્થઃ**—[દ્વૈતથી] નિવૃત્તની [ને અન્યવિષયમાં] અપ્રવૃત્તની ત્યારે [જે] પ્રસિદ્ધ ચલનરહિત સ્થિતિ [છે] તે જેથી જ્ઞાનીઓનો વિષય [છે તેથી] તે સમભાવ અજન્મા [ને] અદ્વૈત [છે.] ૮૦

**વિવેચનઃ**—વિદ્વાનના અનુભવવડેજ ગમ્ય હોવાથી તથા સમગ્રકલ્પનાથી પર હોવાથી મોક્ષનું અભયાદિકપણું સિદ્ધ છે. દ્વૈતરૂપ વિષયથી નિવૃત્ત થયેલા તથા અભાવના જ્ઞાનથી અન્યવિષયોમાં પ્રવૃત્ત નહિ થયેલા ચિત્તની જે પ્રસિદ્ધ ચલનરહિત આત્મસ્વરૂપે સ્થિતિ છે તે આત્મસ્વરૂપ મોક્ષ જેથી પરમાર્થદર્શી જ્ઞાનીઓનો વિષય છે તેથી તે પરમ નિર્વિશેષવસ્તુ ઉત્પત્તિરહિત ને અદ્વૈતરૂપ છે. ૮૦

પુનઃ પણ મોક્ષના સ્વરૂપને કહે છેઃ—

अजमनिद्रमस्वप्नं, प्रभातं भवति स्वयम् ।
सकृद्विभातो ह्येवैष, धर्मो धातुस्वभावतः ॥ ८१ ॥

**શબ્દાર્થઃ**—જન્મરહિત, નિદ્રારહિત, સ્વપ્નરહિત [ને] સ્વયંપ્રકાશ છે. આ ધર્મ વસ્તુસ્વભાવથી સર્વદા પ્રકાશરૂપજ [છે.] ૮૧

**વિવેચનઃ**—તે સમભાવ અજન્મા, આવરણરહિત, વિક્ષેપરહિત ને સૂર્યાદિકની અપેક્ષાવિના સ્વભાવથીજ પ્રકાશરૂપ છે. આ આત્મનામનો પદાર્થ પોતાના સ્વભાવથી સર્વદા પ્રકાશરૂપજ છે. ૮૧

એવી રીતે નિરૂપણ કર્યા છતાં પણ તે આત્મા લૌકિકજનોવડે કેમ ગ્રહણ કરી શકાતો નથી એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

सुखमाव्रियते नित्यं, दुःखं विव्रियते सदा ।
यस्य कस्य च धर्मस्य, ग्रहेण भगवानसौ ॥ ८२ ॥

**શબ્દાર્થઃ**—જે કોઇપણ પદાર્થના ગ્રહણવડે સુખ નિત્ય આચ્છાદન કરાય છે, [ને] દુઃખ નિત્ય પ્રકટ કરાય છે [તેથી] આ ભગવાન [ગ્રહણ કરવાને અશક્ય છે.] ૮૨

**વિવેચનઃ**—દ્વૈતવસ્તુરૂપ પદાર્થના ગ્રહણના મિથ્યા આગ્રહવડે અનાયાસે સ્વરૂપસુખ સર્વદા આચ્છાદન કરાય છે, ને તેથીજ વસ્તુતાએ અસત્ છતાં પણ દુઃખ સર્વદા પ્રકટ કરાય છે, આમ પરમાર્થજ્ઞાનની દુર્લભતા હોવાથીજ આ આત્મા શ્રુતિ અને આચાર્યવડે ઉપદેશ કરાયા છતાં પણ વિશેષ સ્પષ્ટ થતો નથી. ૮૨

લૌકિકપંડિતો પણ આત્માના યથાર્થસ્વરૂપને જાણવા સમર્થ થતા નથી તો મૂર્ખજનો તેના સ્વરૂપને જાણવામાં અસમર્થ થાય તેમાં શું કહેવું છે એમ જણાવે છેઃ—

अस्ति नास्त्यस्ति नास्तीति, नास्ति नास्तीति वा पुनः ।
चलस्थिरोभयाभावैरावृणोत्येव बालिशः ॥ ८३ ॥

**શબ્દાર્થઃ**—[ આત્મા ] છે નથી, છે [ ને ] નથી, પુનઃ નથીજ નથી એમ [ વાદીઓ કહે છે ] ચલ, સ્થિર, ઉભય ને અભાવવડે અવિવેકી [ આત્માને ] ઢાંકેજ છે. ૮૩

**વિવેચન**—આત્મા દેહાદિકથી ભિન્ન છે એમ તાર્કિકો જાણે છે, આત્મા બુદ્ધિથી ભિન્ન નથી એમ ક્ષણિકવિજ્ઞાનવાદી જાણે છે, આત્મા સદ્‌રૂપ છે ને સદ્‌રૂપ નથી એમ જૈનમતવાળા જાણે છે, અને આત્મા નથી એમ શૂન્યવાદી જાણે છે સદ્‌રૂપ, અસદ્‌રૂપ, સદસદ્‌રૂપ ને અત્યંતઅસદ્‌રૂપવડે તે વાદિરૂપ અવિવેકીઓ આત્માને ઢાંકે છે–તેના વાસ્તવિકરૂપને જાણતા નથી. તે લૌકિકપંડિતો જ્યારે આત્માના યથાર્થસ્વરૂપને જાણી શકતા નથી ત્યારે સ્વભાવથી મૂઢજનો તેને ન જાણી શકે એમાં શું આશ્ચર્ય ? કાંઇ નહિ. ૮૩

હવે આત્મતત્ત્વને જાણનાર પંડિત થાય છે એમ જણાવે છે—

कोट्यश्चतस्र एतास्तु, ग्रहैर्यासां सदाऽऽवृतः ।
भगवानाभिरस्पृष्टो, येन दृष्टः स सर्वदृक् ॥ ८४ ॥

**શબ્દાર્થઃ**—જેઓના આગ્રહોવડે [ આત્મા ] સર્વદા ઢંકાયેલો [ છે એવા ] પ્રસિદ્ધ આ ચાર પક્ષો [ છે. ] આત્મા આવડે અસ્પૃષ્ટ [ છે. તેને ] જેણે જાણ્યો [ છે ] તે સર્વજ્ઞ [ છે. ] ૮૪

**વિવેચન**.—જે પક્ષોના આગ્રહવિશેષોવડે આત્મા સર્વદા ઢંકાયેલો છે એવા "આત્મા છે" ઇત્યાદિ પૂર્વે કહેલા ચાર પક્ષો છે. આત્મા આ ચારે પક્ષની કલ્પનાના સ્પર્શથી રહિત છે. તે આત્માને જે વિદ્વાને જાણ્યો છે તે વિદ્વાન્ પરમાર્થદર્શી પંડિત થાય છે. ૮૪

એવા જ્ઞાનવાનને કાંઇ કર્તવ્ય નથી એમ પ્રતિપાદન કરે છે—

प्राप्य सर्वज्ञतां कृत्स्नां, ब्राह्मण्यं पदमद्वयम् ।
अनापन्नादिमध्यान्तं, किमतः परमीहते ॥ ८५ ॥

**શબ્દાર્થઃ**—સંપૂર્ણ સર્વજ્ઞતાને પામીને [ તથા ] ઉત્પત્તિ, સ્થિતિ ને લયને નહિ પામનાર બ્રહ્મભાવરૂપ અદ્વૈતપદને [ પામીને તે ] આનાથી ઉપર શું ચેષ્ટા કરે છે ? ૮૫

**વિવેચન**—પૂર્વોક્ત સમગ્ર સર્વજ્ઞતાને પામીને તથા ઉત્પત્તિ, સ્થિતિ ને લયને નહિ પ્રાપ્ત થનાર બ્રહ્મભાવરૂપ અદ્વૈતપદને અનુભવીને કૃતાર્થ થયેલા બ્રહ્મવેત્તા આત્મલાભ થયા પછી શું કર્તવ્યરૂપે કાંઇ ચેષ્ટા કરે છે ? કાંઇજ ચેષ્ટા કરતા નથી ૮૫

તે બ્રહ્મવેત્તાને શમદમાદિક પણ વિધિથી કર્તવ્ય નથી, કિંતુ તેમનામાં તે સ્વાભાવિક છે એમ જણાવે છેઃ—

विप्राणां विनयो ह्येष, शमः प्राकृत उच्यते ।
दमः प्रकृतिदान्तत्वादेवं, विद्वान् शमं व्रजेत् ॥ ८६ ॥

**શબ્દાર્થઃ**—બ્રાહ્મણોનો [ જે આ ] વિનય [ છે તે ] આ [ વિનય ]જ, સ્વાભાવિક

કહેવાય છે, [ને] સ્વભાવથી દમવડે યુક્ત હોવાથી દમ [પણ આજ છે.] એમ જાણનાર શાંતિ પામે છે. ૮૬

વિવેચનઃ—બ્રાહ્મણોનો જે આત્મસ્વરૂપેથી સ્થિતિરૂપ વિનય છે તે આ વિનયજ સ્વાભાવિક શમ કહેવાય છે, ને સ્વભાવથી દમવડે યુક્ત હોવાથી દમ પણ આજ છે. એવી રીતે સ્વાભાવિક શાંત બ્રહ્મસ્વરૂપને જાણનાર પુરુષ બ્રહ્મસ્વરૂપે સ્થિત થાય છે. ૮૬

એવી રીતે પરમતના નિષેધદ્વારા આત્મતત્ત્વનો નિર્ણય કર્યો. હવે પોતાની પ્રક્રિયાથી ત્રણ અવસ્થાના કથનદ્વારા પણ તે આત્મતત્ત્વનો નિર્ણય કરવા પ્રથમ બે અવસ્થાનું કથન કરે છે:—

**सवस्तु सोपलंभं च, द्वयं लौकिकमिष्यते ।**
**अवस्तु सोपलंभं च, शुद्धं लौकिकमिष्यते ॥ ८७ ॥**

**શબ્દાર્થઃ**—સવસ્તુ અને સપ્રતીતિરૂપ દ્વૈત જાગ્રત્ અંગીકાર કરાય છે, [અને] અવસ્તુ ને સપ્રતીતિરૂપ સૂક્ષ્મ સ્વપ્ન સ્વીકાર કરાય છે. ૮૭

વિવેચનઃ—સ્થૂલવસ્તુસહિત અને પ્રતીતિસહિત રહેનાર શાસ્ત્રાદિક સર્વ વ્યવહારના વિષયરૂપ દ્વૈત લોકપ્રસિદ્ધ જાગ્રત્ વેદાંતમાં અંગીકાર કરાય છે, અને સ્થૂલવસ્તુરહિત ને પ્રાતિભાસિકપ્રતીતિસહિત રહેનાર સૂક્ષ્મ લોકમાં પ્રસિદ્ધ સ્વપ્ન છે એમ સ્વીકાર કરાય છે. ૮૭

હવે ત્રીજી સુષુપ્તિ અવસ્થાનું નિરૂપણ કરે છે:—

**अवस्त्वनुपलंभं च, लोकोत्तरमिति स्मृतम् ।**
**ज्ञानं ज्ञेयं च विज्ञेयं, सदा बुद्धैः प्रकीर्तितम् ॥ ८८ ॥**

**શબ્દાર્થઃ**—અવસ્તુ ને અપ્રતીતિને લોકાતીત એમ કહેલ [છે.] જ્ઞાન ને જ્ઞેય જ્ઞાનીઓએ સર્વદા વિજ્ઞેય કહેલ [છે.] ૮૮

વિવેચનઃ—સ્થૂલસૂક્ષ્મવસ્તુરૂપ વિષયથી રહિત અને સર્વવિષયોની પ્રતીતિથી રહિત જે અવસ્થા છે તે જાગ્રત્ અને સ્વપ્નરૂપ લોકથી પર એટલે સુષુપ્તિ એમ કહેવાય છે. ત્રણે અવસ્થાનું જ્ઞાન તથા જ્ઞેય બ્રહ્મદર્શી જ્ઞાનીઓએ સર્વદા જાણવાયોગ્ય પરમાર્થ સત્ય કહેલ છે. ૮૮

આત્માના જ્ઞાનથી આત્મવેત્તાની સર્વજ્ઞતા થાય છે એમ જણાવે છે:—

**ज्ञाने च त्रिविधे ज्ञेये, क्रमेण विदिते स्वयम् ।**
**सर्वज्ञता हि सर्वत्र, भवतीह महाधियः ॥ ८९ ॥**

**શબ્દાર્થઃ**—જ્ઞાન અને ત્રિવિધ જ્ઞેય ક્રમવડે જાણે [સતે] અહીં મહાબુદ્ધિમાનની સર્વદા આત્મસ્વરૂપ સર્વજ્ઞતાજ થાય છે. ૮૯

વિવેચનઃ—ત્રણ અવસ્થાનું જ્ઞાન ને ત્રણ પ્રકારનું જ્ઞેય ક્રમવડે પરમાર્થસત્યરૂપે જાણે સતે આ લોકમાં તે મહાબુદ્ધિમાનનો સર્વદા સર્વરૂપ જ્ઞાનભાવ થાય છે. ૮૯

ત્રણ અવસ્થાના જ્ઞેયપણાના કથનથી તેમનો પરમાર્થથી સદ્ભાવ હશે એમ શંકા થાય તો તેનું નિરાકરણ કરે છે:—

**हेयज्ञेयाप्यपाक्यानि, विज्ञेयान्यग्रयाणतः ।**
**तेषामन्यत्र विज्ञेयादुपलंभस्त्रिषु स्मृतः ॥ ९० ॥**

**શબ્દાર્થઃ**—[ જે ] ત્યજવાયોગ્ય જાણવાયોગ્ય, પામવાયોગ્ય ને પકવવાયોગ્ય [ છે તે ] જાણવાયોગ્ય [ છે. ] પ્રથમથી તેઓનું વિજ્ઞેયથી [ જે ] અન્યત્ર જ્ઞાન [ છે તે ] ત્રણમાં કહેલ [ છે. ] ૯૦

વિવેચન—જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા આત્માવિષે કલ્પિત હોવાથી ત્યજવાયોગ્ય છે; વાદીઓના ચાર પક્ષથી રહિત પરમાર્થતત્ત્વ જાણવાયોગ્ય છે, શ્રવણ, મનન ને નિદિધ્યાસન પ્રાપ્ત કરવાયોગ્ય છે; અને રાગ, દ્વેષ ને મોહાદિ દોષો પકવવાયોગ્ય કહેવાય છે જે સર્વ ત્યાગ કરવાયોગ્ય, જાણવાયોગ્ય, પામવાયોગ્ય ને પકવ કરવાયોગ્ય છે તે સર્વ મુમુક્ષુએ ઉપાયવડે જાણવાયોગ્ય છે. પ્રથમથી તે હેય આદિકનું બ્રહ્મરૂપ જ્ઞેયથી ભિન્નપણે જે અવિદ્યાની કલ્પનામાત્ર જ્ઞાન છે તે ત્રણમાં ( ત્યજવાયોગ્ય, પામવાયોગ્ય ને પકવવાયોગ્યમાં ) પારમાર્થિક સત્ય નથી એમ બ્રહ્મવેત્તાઓએ કહેલું છે. ૯૦

હવે ચાર પક્ષોથી રહિત પરમાર્થતત્ત્વને સ્પષ્ટ કરે છે—

प्रकृत्याऽऽकाशवज्ज्ञेयाः, सर्वे धर्मा अनादयः ।
विद्यते न हि नानात्वं, तेषां क्वचन किञ्चन ॥ ९१ ॥

**શબ્દાર્થઃ**—[ વસ્તુતાએ ] સર્વે આત્માઓ સ્વભાવથી આકાશની પેઠે [ સૂક્ષ્મ, સર્વવ્યાપક તથા ] નિત્ય [ છે એમ મુમુક્ષુઓએ ] જાણવાયોગ્ય [ છે ] તેઓનું નાનાપણું ક્યારેય ( કોઇ પણ દેશકાલઅવસ્થામાં ) કાંઇ ( અણુમાત્ર ) પણ વિદ્યમાન નથી. ૯૧

આત્માઓનું જ્ઞેયપણું પણ વ્યવહારથી છે, પરમાર્થથી નથી એમ જણાવે છે.—

आदिबुद्धाः प्रकृत्यैव, सर्वे धर्माः सुनिश्चिताः ।
यस्यैवं भवति क्षान्तिः, सोऽमृतत्वाय कल्पते ॥ ९२ ॥

**શબ્દાર્થઃ**—[ જેથી ] સર્વે આત્માઓ સ્વભાવથીજ નિત્યજ્ઞાનસ્વરૂપ [ તથા ] નિત્ય નિશ્ચિતસ્વરૂપવાળા [ છે તેથી ] જેને એ પ્રમાણે ક્ષાંતિ ( જ્ઞાનનો દૃઢ નિશ્ચય ) થાય છે તે મોક્ષને માટે સમર્થ થાય છે ૯૨

હવે આત્મામાં નિત્યશાંતિ છે એમ જણાવે છે—

आदिशान्ता ह्यनुत्पन्नाः, प्रकृत्यैव सुनिर्वृताः ।
सर्वे धर्माः समाभिन्ना, अजं साम्यं विशारदम् ॥ ९३ ॥

**શબ્દાર્થઃ**—સર્વે આત્મા નિત્યશાંત, અજન્મા, સ્વભાવથીજ નિત્યમુક્ત સ્વભાવવાળા, સમાન ને અભિન્ન [ છે જેથી ] જન્મરહિત આત્મતત્ત્વ શુદ્ધ [ છે તેથી શાંતિ તથા મોક્ષ ક્રિયાજન્ય નથી ]. ૯૩

એ પરમાર્થતત્ત્વને જેઓ જાણતા નથી તેઓ કૃપણ છે એમ જણાવે છે.—

वैशारद्यं तु वै नास्ति, भेदे विचरतां सदा ।
भेदनिम्नाः पृथग्वादास्तस्मात्ते कृपणाः स्मृताः ॥ ९४ ॥

**શબ્દાર્થઃ**—[ જેથી ] ભેદવાદીઓ સંસારની પછવાડે ચાલનારા [ છે ] તેથી તેઓને કૃપણ ( ક્ષુદ્ર-તુચ્છ ) કહ્યા [ છે અવિદ્યાકલ્પિત ] દ્વૈતમાં નિરંતર વર્તમાન [ પુરુષો ]ની વિશુદ્ધિ નથીજ [ આથી તેમનું ક્ષુદ્રપણું યુક્તજ છે. ] ૯૪

કહેવાય છે, [ ને ] સ્વભાવથી દમવડે યુક્ત હોવાથી દમ [ પણ આજ છે. ] એમ જાણનાર શાંતિ પામે છે. ૮૬

**વિવેચનઃ**—બ્રાહ્મણોનો જે આત્મસ્વરૂપેથી સ્થિતિરૂપ વિનય છે તે આ વિનયજ સ્વાભાવિક શમ કહેવાય છે, ને સ્વભાવથી દમવડે યુક્ત હોવાથી દમ પણ આજ છે. એવી રીતે સ્વાભાવિક શાંત બ્રહ્મસ્વરૂપને જાણનાર પુરુષ બ્રહ્મસ્વરૂપે સ્થિત થાય છે. ૮૬

એવી રીતે પરમતના નિષેધદ્વારા આત્મતત્ત્વનો નિર્ણય કર્યો. હવે પોતાની પ્રક્રિયાથી ત્રણ અવસ્થાના કથનદ્વારા પણ તે આત્મતત્ત્વનો નિર્ણય કરવા પ્રથમ બે અવસ્થાનું કથન કરે છેઃ—

सवस्तु सोपलंभं च, द्वयं लौकिकमिष्यते ।
अवस्तु सोपलंभं च, शुद्धं लौकिकमिष्यते ॥ ८७ ॥

**શબ્દાર્થઃ**—સવસ્તુ અને સપ્રતીતિરૂપ દ્વૈત જાગ્રત્ અંગીકાર કરાય છે, [ અને ] અવ[સ્તુ] ને સપ્રતીતિરૂપ સૂક્ષ્મ સ્વપ્ન સ્વીકાર કરાય છે. ૮૭

**વિવેચનઃ**—સ્થૂલવસ્તુસહિત અને પ્રતીતિસહિત રહેનાર શાસ્ત્રાદિક સર્વ વ્યવહારના વિ[ષય] લોકપ્રસિદ્ધ જાગ્રત્ વેદાંતમાં અંગીકાર કરાય છે, અને સ્થૂલવસ્તુરહિત ને પ્રાતિભાસિકપ્રતીતિસ[હિત] સૂક્ષ્મ લોકમાં પ્રસિદ્ધ સ્વપ્ન છે એમ સ્વીકાર કરાય છે. ૮૭

હવે ત્રીજી સુષુપ્તિ અવસ્થાનું નિરૂપણ કરે છેઃ—

अवस्त्वनुपलंभं च, लोकोत्तरमिति स्मृतम् ।
ज्ञानं ज्ञेयं च विज्ञेयं, सदा बुद्धैः प्रकीर्तितम् ॥ ८८ ॥

**શબ્દાર્થઃ**—અવસ્તુ ને અપ્રતીતિને લોકાતીત એમ કહેલ [ ... ] ઓએ સર્વદા વિજ્ઞેય કહેલ [ છે. ] ૮૮

**વિવેચનઃ**—સ્થૂલસૂક્ષ્મવસ્તુરૂપ વિષયથી રહિત અને સર્વવિષયોની ... તે જાગ્રત્ અને સ્વપ્નરૂપ લોકથી પર એટલે સુષુપ્તિ એમ કહેવાય છે. ... જ્ઞાનીઓએ સર્વદા જાણવાયોગ્ય પરમાર્થ સત્ય કહેલ છે. ૮૮

આત્માના જ્ઞાનથી આત્મવેત્તાની સર્વજ્ઞતા થાય છે એમ જણા[વે છે]

ज्ञाने च त्रिविधे ज्ञेये, क्रमेण विदिते स्व[यम्] ।
सर्वज्ञता हि सर्वत्र, भवतीह महाधियः ।

**શબ્દાર્થઃ**—જ્ઞાન અને ત્રિવિધ જ્ઞેય ક્રમવડે જાણે ... આત્મસ્વરૂપ સર્વજ્ઞતાજ થાય છે. ૮૯

**વિવેચનઃ**—ત્રણ અવસ્થાનું જ્ઞાન ને ત્રણ પ્રકારનું જ્ઞે[ય] ... તે મહાબુદ્ધિમાનનો સર્વત્ર સર્વરૂપ જ્ઞાનભાવ થાય છે. ૮૯

ત્રણ અવસ્થાના જ્ઞેયપણાના કથનથી તેમનો પરમ ... કરે છેઃ—

हेयज्ञेयाप्यपाक्यानि,
तेषामन्यत्र विज्ञेयादुपलंभस्त्रिषु ...

**શબ્દાર્થઃ**—બુદ્ધિમાન્ જ્ઞાનીનું જ્ઞાન [ અન્ય ] ધર્મોમાં નથીજ જતું, [ ને ] સર્વે આત્માઓ [ પણ ] તેવા [ છે, ] આ જ્ઞાન બુદ્ધ કહ્યું નથી. ૯૯

**વિવેચનઃ**—બુદ્ધિમાન્ પરમાર્થદર્શી પંડિતનું જ્ઞાન અન્યવિષયરૂપ ધર્મોમાં જતું નથી, કિંતુ સૂર્યમાં પ્રકાશની પેઠે આત્મરૂપ ધર્મમાંજ સ્થિત છે એમ અંગીકાર કરાય છે. સર્વે આત્મા પણ તેવા છે, અર્થાત્ જ્ઞાનની પેઠે આકાશની તુલ્ય હોવાથી તેઓ કોઇ પણ અન્ય વિષયોમાં જતા નથી. એવી રીતે આકાશની પેઠે અચલ, અક્રિય, નિરવયવ, નિત્ય, અદ્વિતીય, અસંગ, અદૃશ્ય, અગ્રાહ્ય ને ક્ષુધાદિકથી રહિત વિજ્ઞાનરૂપ આત્મતત્ત્વ છે. આ જ્ઞાન બુદ્ધે કહ્યું નથી. જોકે બાહ્યપદાર્થનો નિષેધ અને જ્ઞાનમાત્રની કલ્પનારૂપ અદ્વૈતવસ્તુની સમીપતા કહી છે તોપણ આ પરમાર્થતત્ત્વરૂપ અદ્વૈત વેદાંતવડેજ જાણવાયોગ્ય છે. ૯૯

શાસ્ત્રની સમાપ્તિમાં પરમાર્થતત્ત્વની સ્તુતિમાટે નમસ્કારરૂપ મંગલાચરણ કરે છેઃ—

दुर्दर्शमतिगम्भीरमजं साम्यं विशारदम् ।
बुद्ध्वा पदमनानात्वं, नमस्कुर्मो यथाबलम् ॥ १०० ॥

**इति श्रीमाण्डूक्योपनिषदर्थाविष्करणपरायां श्रीगौडपादीयकारिकायां चतुर्थमलातशान्तिप्रकरणम् ॥ ४ ॥**

## ॥ इति श्रीगौडपादाचार्यकृता माण्डूक्योपनिषत्कारिकाः सम्पूर्णाः ॥

**શબ્દાર્થઃ**—દુઃખથી જાણવા યોગ્ય, અતિગંભીર, જન્મરહિત, સમભાવરૂપ, વિશુદ્ધ ને નાનાભાવથી રહિત પદને જાણીને યથાસામર્થ્ય નમસ્કાર કરીએ છીએ. ૧૦૦

**વિવેચનઃ**—વાદીઓના "છે" "નથી" ઇત્યાદિ ચાર પક્ષોથી રહિત હોવાથી દુઃખથી જાણવાયોગ્ય, તેથી અલ્પબુદ્ધિવાળા પુરુષવડે મહાસમુદ્રની પેઠે દુઃખથી પ્રવેશ કરવાયોગ્ય, જન્મરહિત, સમભાવરૂપ, અત્યંતનિર્મલ ને નાનાભાવથી રહિત એવા પદને જાણીને તે રૂપ થયેલા અમે તે પરમતત્ત્વને યથાશક્તિ નમસ્કાર કરીએ છીએ. ૧૦૦

આ ઉપનિષદના અંતમાં આ પ્રમાણે શાંતિપાઠ ભણવોઃ—

ॐ। भद्रं कर्णेभिः शृणुयाम देवाः। भद्रं पश्येमाक्षभिर्यजत्राः।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिः। व्यशेम देवहितं यदायुः॥
ॐ शान्तिः शान्तिः शान्तिः॥

શબ્દાર્થ અને વિવેચન પ્રથમપ્રમાણે જાણવાં.

ઇતિ શ્રીગૌડપાદાચાર્યકૃત શ્રીમાંડૂક્યોપનિષદ્‌ની કારિકાના અલાતશાંતિનામના ચોથા પ્રકરણની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૪

ઇતિ શ્રીગૌડપાદાચાર્યકૃત શ્રીમાંડૂક્યોપનિષદ્‌ની કારિકાની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૬

આ પરમાર્થતત્ત્વ અલ્પબુદ્ધિવાળા પુરુષોવડે જાણી શકાતું નથી એમ કહે છે —

अजे साम्ये तु ये केचिद्भविष्यन्ति सुनिश्चिताः ।
ते हि लोके महाज्ञानास्तच्च लोको न गाहते ॥ ९५ ॥

**શબ્દાર્થઃ**—જે કોઈ જન્મરહિત સમભાવમાંજ સારી રીતે નિશ્ચિત થશે તેજ લોકમાં મહાજ્ઞાની [ છે, ] અને તેને લોક વિષય કરતા નથી ૯૫

**વિવેચન**—જે કોઇ સ્ત્રી આદિક પણ જન્મરહિત પરમાર્થતત્ત્વમાં આ એજ છે એવી રીતે નિશ્ચયયુક્ત થશે તે લોકમાં મહાજ્ઞાનવાન્ છે, અને તેણે જાણેલા પરમાર્થતત્ત્વને બીજા સામાન્યબુદ્ધિવાળા માણસો જાણી શકતા નથી, આ પરમાર્થતત્ત્વ એટલું બધું દુર્વિજ્ઞેય છે કે દેવો પણ તેમાં મોહ પામે છે ૯૫

હવે પરમાર્થતત્ત્વને જાણનારનું મહાજ્ઞાનીપણું કેવી રીતે છે તે જણાવે છે —

अजेष्वजमसंक्रान्तं, धर्मेषु ज्ञानमिष्यते ।
यतो न क्रमते ज्ञानमसङ्गं तेन कीर्तितम् ॥ ९६ ॥

**શબ્દાર્થઃ**—અચલ આત્માઓમાં અચલ [ ને ] અન્યત્ર નહિ જનાર જ્ઞાન અંગીકાર કરાય છે જેથી જ્ઞાન [ અન્યપદાર્થમાં ] ગમન કરતું નથી તેથી [ તે આકાશના જેવું ] અસંગ કહ્યું છે [ એવા પરિચ્છેદરહિત તત્ત્વને જાણનાર મહાજ્ઞાની છે ] ૯૬

મતાંતરમાં જ્ઞાનનું અસંગપણું સંભવતું નથી એમ નિરૂપણ કરે છે.—

अणुमात्रेऽपि वैधर्म्ये, जायमानेऽविपश्चितः ।
असङ्गता सदा नास्ति, किमुतावरणच्युतिः ॥ ९७ ॥

**શબ્દાર્થઃ**—[ વસ્તુમાં ] અણુમાત્ર પણ વિધર્મપણું ઉત્પન્ન થયે [ સતે જ્ઞાનનું સવિષયપણું થવાથી તે ] અવિવેકી [ પુરુષ ]ને સર્વદા અસંગતા નથી [ તો પછી બંધરૂપ ] આવરણનો નાશ [ નથી આમાં ] શુંજ [ કહેવું છે ? ] ૯૭

વાદીઓના મતમાં આવરણનો ભંગ થતો નથી એમ કહેવાથી અમારા મતમાં આવરણનો સ્વીકાર થતો નથી એમ કહે છે —

अलब्धावरणाः सर्वे, धर्माः प्रकृतिनिर्मलाः ।
आदौ बुद्धास्तथा मुक्ता, बुद्ध्यन्त इति नायकाः ॥ ९८ ॥

**શબ્દાર્થઃ**—[ જેથી ] સર્વે આત્માઓ સ્વભાવથી શુદ્ધ, નિત્યજ્ઞાનસ્વરૂપ તથા મુક્ત [ છે તેથી ] બંધનરહિત [ છે ] સ્વામી [ છતાં પણ ] જાણે છે એમ [ કહેવાય છે ] ૯૮

**વિવેચન**—જેથી સર્વે આત્માઓ સ્વભાવથી શુદ્ધ, નિત્યજ્ઞાનસ્વરૂપ તથા મુક્ત છે તેથી તેઓ આવરણ ( બંધન ) રહિત છે જેમ નિત્યપ્રકાશસ્વરૂપ છતા પણ સૂર્ય પ્રકાશે છે એમ કહેવાય છે તેમ આ આત્મા સ્વામી ( બોધશક્તિયુક્ત સ્વભાવવાળો ) છતાં પણ જાણે છે એમ કહેવાય છે ૯૮

વેદાંતે અંગીકાર કરેલું પરમતત્ત્વ બુદ્ધે સ્વીકારેલા પરમાર્થતત્ત્વથી વિલક્ષણ છે એમ જણાવે છે:—

क्रमते न हि बुद्धस्य, ज्ञानं धर्मेषु तापिनः ।
सर्वे धर्मास्तथा ज्ञानं, नैतद्बुद्धेन भाषितम् ॥ ९९ ॥

**શબ્દાર્થઃ**—બુદ્ધિમાન્ જ્ઞાનીનું જ્ઞાન [ અન્ય ] ધર્મોમાં નથીજ જતું, [ ને ] સર્વે આત્માઓ [ પણ ] તેવા [ છે, ] આ જ્ઞાન બુદ્ધે કહ્યું નથી. ૯૯

**વિવેચનઃ**—બુદ્ધિમાન્ પરમાર્થદર્શી પંડિતનું જ્ઞાન અન્યવિષયરૂપ ધર્મોમાં જતું નથી, કિંતુ સૂર્યમાં પ્રકાશની પેઠે આત્મરૂપ ધર્મમાંજ સ્થિત છે એમ અંગીકાર કરાય છે. સર્વે આત્મા પણ તેવા છે, અર્થાત્ જ્ઞાનની પેઠે આકાશની તુલ્ય હોવાથી તેઓ કોઇ પણ અન્ય વિષયોમાં જતા નથી. એવી રીતે આકાશની પેઠે અચલ, અક્રિય, નિરવયવ, નિત્ય, અદ્વિતીય, અસંગ, અદૃશ્ય, અગ્રાહ્ય ને ક્ષુધાદિકથી રહિત પરબ્રહ્મરૂપ આત્મતત્ત્વ છે. આ જ્ઞાન બુદ્ધે કહ્યું નથી. જો કે બાહ્યપદાર્થનો નિષેધ અને જ્ઞાનમાત્રની કલ્પનારૂપ અદ્વૈતવસ્તુની સમીપતા કહી છે તોપણ આ પરમાર્થતત્ત્વરૂપ અદ્વૈત વેદાંતવડેજ જાણવાયોગ્ય છે. ૯૯

શાસ્ત્રની સમાપ્તિમાં પરમાર્થતત્ત્વની સ્તુતિમાટે નમસ્કારરૂપ મંગલાચરણ કરે છેઃ—

दुर्दर्शमतिगम्भीरमजं साम्यं विशारदम् ।
बुद्ध्वा पदमनानात्वं, नमस्कुर्मो यथाबलम् ॥ १०० ॥

**इति श्रीमाण्डूक्योपनिषदर्थाविष्करणपरायां श्रीगौडपादीयकारिकायां चतुर्थमलातशान्तिप्रकरणम् ॥ ४ ॥**

## ॥ इति श्रीगौडपादाचार्यकृता माण्डूक्योपनिषत्कारिकाः सम्पूर्णाः ॥

**શબ્દાર્થઃ**—દુઃખથી જાણવા યોગ્ય, અતિગંભીર, જન્મરહિત, સમભાવરૂપ, વિશુદ્ધ ને નાનાભાવથી રહિત પદને જાણીને યથાસામર્થ્ય નમસ્કાર કરીએ છીએ. ૧૦૦

**વિવેચનઃ**—વાદીઓના "છે" "નથી" ઇત્યાદિ ચાર પક્ષોથી રહિત હોવાથી દુઃખથી જાણવાયોગ્ય, તેથી અલ્પબુદ્ધિવાળા પુરુષવડે મહાસમુદ્રની પેઠે દુઃખથી પ્રવેશ કરવાયોગ્ય; જન્મરહિત, સમભાવરૂપ, અત્યંતનિર્મલ ને નાનાભાવથી રહિત એવા પદને જાણીને તે રૂપ થયેલા અમે તે પરમતત્ત્વને યથાશક્તિ નમસ્કાર કરીએ છીએ. ૧૦૦

આ ઉપનિષદ્‌ના અંતમાં આ પ્રમાણે શાંતિપાઠ ભણવોઃ—

ॐ । भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ અને વિવેચન પ્રથમપ્રમાણે જાણવાં.

ઇતિ શ્રીગૌડપાદાચાર્યકૃત શ્રીમાંડૂક્યોપનિષદ્‌ની કારિકાના અલાતશાંતિનામના ચોથા પ્રકરણની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૪

ઇતિ શ્રીગૌડપાદાચાર્યકૃત શ્રીમાંડૂક્યોપનિષદ્‌ની કારિકાની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૬



# ॥ ७ श्रीकृष्णयजुर्वेदीय तैत्तिरीयोपनिषत्[1] ॥

## ॥ तात्पर्यदीपिकासहित ॥

## ॥ १ शिक्षाध्याय ॥

કર્મથી મોક્ષ થઇ શકતો નથી, પણ વિહિતકર્મના અનુષ્ઠાનથી ચિત્તની શુદ્ધિ, ચિત્તની શુદ્ધિથી શમાદિનો લાભ, શમાદિના લાભથી શ્રવણાદિની પ્રાપ્તિ, શ્રવણાદિની પ્રાપ્તિથી જ્ઞાનનો લાભ ને જ્ઞાનપ્રાપ્તિથી મોક્ષ થાય છે. તે જ્ઞાનનું પ્રતિપાદન કરવા આ ઉપનિષદ્‌નો આરંભ થાય છે. તેમાં શિક્ષાધ્યાયરૂપ પ્રથમવલ્લી છે તે વલ્લીમાં બ્રહ્મવિદ્યામાં દેવોભણીના વિઘ્નોની શાંતિમાટેનો શાન્તિપાઠરૂપ પ્રથમ મન્ત્ર આ છે —

ॐ । शं नो मित्रः शं वरुणः । शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ १ ॥
[सत्यं वदिष्यामि पञ्च च] इति प्रथमोऽनुवाकः ॥ १ ॥

**શબ્દાર્થઃ**—ॐ મિત્ર અમને સુખકર થાઓ વરુણ [ અમને ] સુખકર [ થાઓ ] અર્યમા અમને સુખકર [ થાઓ ] ઇંદ્ર [ ને ] બૃહસ્પતિ અમને સુખકર [ થાઓ ] ઉરુક્રમ વિષ્ણુ અમને સુખકર [ થાઓ ] બ્રહ્મને નમસ્કાર હે વાયો ! આપને નમસ્કાર આપજ પ્રત્યક્ષ બ્રહ્મ છો આપનેજ પ્રત્યક્ષ બ્રહ્મ કહીશ ઋત કહીશ સત્ય કહીશ તે મારું રક્ષણ કરો તે વક્તાનું રક્ષણ કરો મારું રક્ષણ કરો વક્તાનું રક્ષણ કરો ॐ શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ ] ૧

**વિવેચન**—પ્રાણવૃત્તિના તથા દિવસના અભિમાની દેવ મિત્ર અમને સુખ કરનાર થાઓ. અપાનવૃત્તિના તથા રાત્રિના અભિમાની દેવ વરુણ અમને સુખ કરનાર થાઓ. ચક્ષુના તથા આદિત્યમંડલના અભિમાની દેવ અર્યમા અમને સુખ કરનાર થાઓ. બાહુબલના અભિમાની દેવ ઇંદ્ર અને વાણીના તથા બુદ્ધિના અભિમાની દેવ બૃહસ્પતિ એ બંને અમને સુખ કરનાર થાઓ અત્યંત ગમન કરનારા એટલે સર્વવ્યાપક તથા ચરણના

---

[1] શ્રીવૈશંપાયનની આજ્ઞાથી તેમણે શીખવેલી વેદવિદ્યાનો શ્રીયાજ્ઞવલ્ક્યને ત્યાગ કરવો પડયો હતો. તે ત્યાગ કરેલી વેદવિદ્યા શ્રીવૈશંપાયનના કેટલાક શિષ્યોએ તેતરપક્ષીનું રૂપ ધરીને ગ્રહણ કરી તથા તે શાખાનું નામ તૈત્તિરીય પડયું તે શાખાની આ ઉપનિષત્ હોવાથી તૈત્તિરીયોપનિષત્ કહેવાય છે.

અભિમાની દેવ વિષ્ણુ અમને સુખ કરનાર થાઓ. તે દેવો સુખ કરનારા થાય તો પ્રતિબંધવિના તત્ત્વવિદ્યાનું શ્રવણ, ( શ્રીસદ્‌ગુરુના ચરણારવિંદની સમીપ ગમનપૂર્વક વેદાંતોના તાત્પર્યનો નિશ્ચય, ) ધારણ ( શ્રવણ કરેલા વિષયનું અવિસ્મરણ ) અને ઉપયોગ ( શિષ્યોપ્રતિ નિરૂપણ ) થાય છે. તેથી શિષ્યોએ તે પાંચ દેવોની " અમને સુખ કરનાર થાઓ " એમ પ્રાર્થના કરી છે. બ્રહ્મવિદ્યા સંપાદન કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુવડે, હવે બ્રહ્મવિદ્યા સંપાદન કરવામાં આવતાં વિઘ્નોની નિવૃત્તિમાટે, સર્વ ક્રિયાનાં ફલો જેમને અધીન છે એવા કારણબ્રહ્મને નમસ્કાર કરાય છેઃ—કારણબ્રહ્મરૂપ વાયુને ( સૂત્રાત્માને ) નમસ્કાર. હે કાર્યબ્રહ્મરૂપ વાયો ! ( પ્રાણવાયો ! ) તમને નમસ્કાર હો. કાર્યકારણનો અભેદ હોવાથી હે કાર્યબ્રહ્મ ! તમેજ પ્રત્યક્ષ બ્રહ્મ છો તેથી હું તમનેજ પ્રત્યક્ષ બ્રહ્મ કહીશ. જેમ શાસ્ત્રમાં કહ્યું છે તથા જેમ કરવાયોગ્ય છે એવો બુદ્ધિમાં સારી રીતે નિશ્ચય કરેલો અર્થ ઋત કહેવાય છેઃ તે ઋત આપને અધીન હોવાથી આપનેજ ઋત કહીશ. વાણીવડે અને શરીરવડે સંપાદન કરેલું સત્ય પણ આપને અધીનજ સંપાદન કરવાયોગ્ય છે તેથી આપનેજ સત્ય કહીશ. તે સર્વાત્મા મારું ( વિદ્યાર્થીનું ) વિદ્યામાં જોડવાવડે રક્ષણ કરો. તેજ બ્રહ્મ આચાર્યનું વક્તાપણાના સામર્થ્યથી યુક્ત કરવાવડે રક્ષણ કરો. મારું રક્ષણ કરો. આચાર્યનું રક્ષણ કરો. ૐ એ સર્વ વિઘ્નની નિવૃત્તિ કરનારું પરમાત્માનું નામ છે. શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ એમ જે ત્રણ વાર કથન છે તે આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિકરૂપ જે તત્ત્વવિદ્યાની પ્રાપ્તિમાં ત્રણ વિઘ્નો છે તેમની નિવૃત્તિમાટે છે. ૧ [ સત્યં વદિષ્યામિ સુધી દશ વિભાગ થયા, ને બીજા પાંચ વિભાગ છે ] એ પ્રમાણે પહેલા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧

ઉપનિષદ્‌માં અર્થના જ્ઞાનનું પ્રધાનપણું હોવાથી આ ગ્રંથના પાઠમાં સ્વર, ઊષ્મ અને વ્યંજનરૂપ અક્ષરોનો રખેને પ્રમાદ થાય—આ અભિપ્રાયથી પ્રથમ શિક્ષાધ્યાયનો આરંભ કરવામાં આવે છેઃ—

ॐ । शीक्षां व्याख्यास्यामः । वर्णः स्वरः । मात्रा बलम् । साम सन्तानः । इत्युक्तः शीक्षाध्यायः ॥ १ ॥ [ शीक्षां पञ्च ]. इति द्वितीयोऽनुवाकः ॥ २ ॥

**શબ્દાર્થઃ**—ૐ. શિક્ષાને સ્પષ્ટ કરીને કહીએ છીએ. અક્ષર, સ્વર, માત્રા, બલ, સામ [ ને ] સંતાન એવી રીતે શિક્ષાધ્યાય કહ્યો. ૨

**વિવેચનઃ**—વર્ણાદિના ઉચ્ચારણ શીખવનારું શાસ્ત્ર શિક્ષા કહેવાય છે. શિક્ષાને સ્થાને શીક્ષા લખેલ છે તે વૈદિકપ્રયોગ જાણવો. તે શિક્ષાને સ્પષ્ટ રીતે કથન કરીએ છીએ. અકારાદિક વર્ણ કહેવાય છે, ઉદાત્ત આદિક સ્વર કહેવાય છે, હ્રસ્વ આદિક માત્રા ગણાય છે, સ્પૃષ્ટપણું તથા કિંચિત્ સ્પૃષ્ટપણું ઇત્યાદિક પ્રયત્ન બલ કહેવાય છે, વર્ણોનું મધ્યમવૃત્તિથી ઉચ્ચારણ કરવું તે સામ ( સમતા ) ગણાય છે, ને પૂર્વ અને ઉત્તર વર્ણનો યોગ થઈ શકતો હોય ત્યાં સંધિ કરીને ક્રમપૂર્વક પદવાક્યોનું ઉચ્ચારણ કરવું તે સંતાન કહેવાય છે. વર્ણ, સ્વર, માત્રા, બલ, સામ ને સંધિ એ છને તેમના યોગ્ય ઉચ્ચારણથી ભણવાયોગ્ય છે. એવી રીતે શિક્ષારૂપ ગ્રંથ કહ્યો. [ આ અનુવાકમાં શીક્ષાથી આરંભીને પાંચ વિભાગ છે. ] એ પ્રમાણે બીજા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨.

એવી રીતે બીજા અનુવાકમાં ગ્રંથના પાઠનો નિયમ કહ્યો. હવે ત્રીજા અનુવાકમાં પ્રથમ વિદ્યા ને તેના ફલની પ્રાર્થના કરીને પછી આ લોક ને પરલોકના ફલની સિદ્ધિમાટે વર્ણોના સંબંધની ઉપાસનાનું વિધાન કરાય છેઃ—

सह नौ यशः । सह नौ ब्रह्मवर्चसम् । अथातः सꣳहिताया उपनिषदं व्याख्यास्यामः । पञ्चस्वधिकरणेषु । अधिलोकमधिज्यौतिषमधिविद्यमधिप्रजमध्यात्मम् । ता महासꣳहिता इत्याचक्षते । अथाधिलोकम् । पृथिवी पूर्वरूपम् । द्यौरुत्तररूपम् । आकाशः सन्धिः ॥ १ ॥

શબ્દાર્થ:—અમારો [ બંનેનો ] યશ સાથે [ થાઓ. ] અમારું [ બંનેનું ] તેજ સાથે [ થાઓ. ] હવે આથી સંહિતાની ઉપાસના કહીએ છીએ. પાંચ આશ્રયોમાં [ જે ] અધિલોક, અધિજ્યૌતિષ, અધિવિદ્ય, અધિપ્રજ [ ને ] અધ્યાત્મ [ ઉપાસના છે ] તેને મહાસંહિતા એમ કહે છે. હવે અધિલોક [ ઉપાસના કહીએ છીએ:— ] પૃથિવી પૂર્વરૂપ [ છે, ] સ્વર્ગ ઉત્તરરૂપ [ છે, ને ] અંતરિક્ષ સંધિ [ છે. ] ૧

વિવેચન:—અમારો બંનેનો એટલે શિષ્યનો તથા આચાર્યનો યશ સાથેજ પ્રસરો. તે યશરૂપ નિમિત્તવાળું જે તેજ છે તે અમારું બંનેનું સાથેજ વૃદ્ધિ પામો. અહીં પ્રાર્થનારૂપ વચન શિષ્યનું છે, કેમકે તે અકૃતાર્થ હોવાથી એવી પ્રાર્થના સંભવે છે, અને આચાર્ય કૃતાર્થ હોવાથી તેનામાં એવી પ્રાર્થના સંભવે નહિ. અંતર્મુખપણાવિના બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિ થઈ શકે નહિ તેથી હવે અક્ષરોના પરસ્પર અત્યંતસમીપપણારૂપ સંહિતાની ઉપાસના કહીએ છીએ:—પાંચ વિષયોવડે જે અધિલોક, અધિજ્યૌતિષ, અધિવિદ્ય, અધિપ્રજ અને અધ્યાત્મરૂપ ઉપાસના છે તે પાંચ વિષયવાળી ઉપાસનાને લોક આદિક મહાવસ્તુને વિષય કરનારી હોવાથી તથા સંહિતાને વિષય કરનારી હોવાથી વેદવેત્તાઓ મહાસંહિતા કહે છે. હવે એ પાંચ પ્રકારની ઉપાસનામાંની અધિલોકરૂપ ઉપાસના કહીએ છીએ:—પૃથિવી પૂર્વ વર્ણરૂપ છે. અહીં સંહિતાના પૂર્વવર્ણમાં પૃથિવીની દૃષ્ટિ કર્તવ્ય છે, એમ કહ્યું છે. સ્વર્ગલોક ઉત્તરવર્ણરૂપ છે. અંતરિક્ષલોક સંધિ ( પૂર્વવર્ણના ને ઉત્તરવર્ણના મધ્યરૂપ ) છે. ૧

वायुः सन्धानम् । इत्यधिलोकम् । अथाधिज्यौतिषम् । अग्निः पूर्वरूपम् । आदित्य उत्तररूपम् । आपः सन्धिः । वैद्युतः सन्धानम् । इत्यधिज्यौतिषम् । अथाधिविद्यम् । आचार्यः पूर्वरूपम् ॥ २ ॥

શબ્દાર્થ:—વાયુ [ પૂર્વ ને ઉત્તર વર્ણના ] સંબંધરૂપ [ છે. ] એવી રીતે અધિલોકરૂપ [ ઉપાસના કહી. ] હવે અધિજ્યૌતિષરૂપ [ ઉપાસના કહીએ છીએ:— ] અગ્નિ પૂર્વ [ વર્ણ ] રૂપ [ છે, ] સૂર્ય ઉત્તર [ વર્ણ ] રૂપ [ છે, ] જલ સંધિ [ છે, ને ] વીજળીઓ સંબંધ [ છે. ] એવી રીતે અધિજ્યૌતિષરૂપ [ ઉપાસના કહી. ] હવે અધિવિદ્યરૂપ [ ઉપાસના કહીએ છીએ:— ] આચાર્ય પૂર્વ [ વર્ણ ]રૂપ [ છે. ] ૨

अन्तेवास्युत्तररूपम् विद्या सन्धिः । प्रवचनꣳ सन्धानम् । इत्यधिविद्यम् । अथाधिप्रजम् । माता पूर्वरूपम् । पितोत्तररूपम् । प्रजा सन्धिः । प्रजननꣳ सन्धानम् । इत्यधिप्रजम् ॥ ३ ॥

શબ્દાર્થ:—શિષ્ય ઉત્તર [ વર્ણ ]રૂપ [ છે, ] વિદ્યા સંધિ [ છે, ] પ્રવચન ( ગુરુશિષ્યનું પ્રશ્નોત્તરરૂપ ભાષણ ) સંબંધ [ છે. ] એવી રીતે અધિવિદ્યરૂપ [ ઉપાસના કહી. ] હવે અધિપ્રજરૂપ [ ઉપાસના કહીએ છીએ:— ] માતા પૂર્વ [ વર્ણ ]રૂપ [ છે, ] પિતા ઉત્તર [ વર્ણ ]રૂપ [ છે, પુત્રાદિ ] પ્રજા સંધિ [ છે, ] પ્રજાની ઉત્પત્તિ સંબંધ [ છે. ] એવી રીતે અધિપ્રજરૂપ [ ઉપાસના કહી. ] ૩

अथाध्यात्मम् । अधराहनुः पूर्वरूपम् । उत्तराहनुरुत्तररूपम् । वाक् सन्धिः । जिह्वा सन्धानम् । इत्यध्यात्मम् । इतीमा महासꣳहिताः । य एवमेता महासꣳहिता व्याख्याता वेद । सन्धीयते प्रजया पशुभिः । ब्रह्मवर्चसेनान्नाद्येन सुवर्ग्येण लोकेन ॥ ४ ॥ [ सन्धिराचार्यः पूर्वरूपमित्यधिप्रजं लोकेन ] इति तृतीयोऽनुवाकः ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—હવે અધ્યાત્મરૂપ [ ઉપાસના કહીએ છીએ.— ] નીચેની હનુ ( નીચેના હોઠથી ચિબુકના અંતપર્યંતનો ભાગ ) પૂર્વ [ વર્ણ ]રૂપ [ છે, ] ઉત્તરહનુ ( ઉપરના હોઠથી નાસિકાના મૂલપર્યંતનો ભાગ ) ઉત્તર [ વર્ણ ]રૂપ [ છે, ] વાણી સંધિ [ છે, ] જીભ સંબંધ [ છે ] એવી રીતે અધ્યાત્મરૂપ [ ઉપાસના કહી ] એવી રીતે આ મહાસંહિતા [ વ્યાખ્યાન કરાઇ ] જે [ અધિકારી ] એવી રીતે કથન કરેલી આ મહાસંહિતાને ઉપાસે છે [ તે ] પ્રજાવડે, પશુઓવડે, તેજવડે, ખાવાયોગ્ય અન્નવડે [ ને ] સ્વર્ગલોકવડે સંપન્ન થાય છે ૪

વિવેચન—ફલની કામનાવાળા પુરુષવડે અનુષ્ઠાન કરેલી સંહિતાની ઉપાસના વાંછિત ફલ આપનારી થાય છે, અને ફલની ઇચ્છાથી રહિત પુરુષવડે અનુષ્ઠાન કરેલી તે ઉપાસના બ્રહ્મવિદ્યાના કારણરૂપ થાય છે બુદ્ધિરહિત પુરુષવડે બ્રહ્મ જાણવાને અશક્ય છે તેથી બુદ્ધિની કામનાવાળા પુરુષનો જપ પણ બ્રહ્મવિદ્યાનો હેતુ થાય છે. લક્ષ્મીરહિત પુરુષથી ચિત્તની શુદ્ધિમાટે યાગાદિકનું અનુષ્ઠાન થઇ શકે નહિ તેથી લક્ષ્મીની કામનાવાળા પુરુષનો કરેલો હોમ પણ પરંપરાવડે બ્રહ્મવિદ્યામા ઉપયોગી છે એવી રીતે બ્રહ્મવિદ્યાની સમીપમા ઉપદેશ કરેલાં સાધનોનું પરમપ્રયોજન છે એમ સર્વત્ર જાણવુ ૪ [ सन्धि, आचार्य पूर्वरूपम्, इत्यधिप्रजम् ने लोकेन એ ચાર મંત્રોના દશક છે ] એપ્રમાણે ત્રીજા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૩

હવે પ્રણવના અર્થને ધારણ કરવાના બુદ્ધિસામર્થ્યની કામનાવાળા તથા લક્ષ્મીની કામનાવાળા પુરુષને તેની પ્રાપ્તિનું સાધન જે જપ તથા હોમ તે કહેવાય છે —

यश्छन्दसामृषभो विश्वरूपः । छन्दोभ्योऽध्यमृतात्सम्बभूव । स मेन्द्रो मेधया स्पृणोतु । अमृतस्य देव धारणो भूयासम् । शरीरं मे विचर्षणम् । जिह्वा मे मधुमत्तमा । कर्णाभ्यां भूरि विश्रुवम् । ब्रह्मणः कोशोऽसि मेधया पिहितः । श्रुतं मे गोपाय । आवहन्ती वितन्वाना ॥ १ ॥

**શબ્દાર્થઃ**—જે વેદોમાં શ્રેષ્ઠ [ ને ] સર્વરૂપ [ છે, અને જે ] વેદરૂપ અમૃતથી પ્રતીત થયો, તે ઇંદ્ર મને મેધામાં સમર્થ કરો હે દેવ! [ હું ] અમૃતનો ધારણ કરનારો થઉં મારું શરીર નીરોગ [ થાઓ ] મારી જીભ અત્યંત મધુરતાવાળી [ થાઓ ] કાનોવડે બહુ સાંભળનારો [ થઉં તમે ] બ્રહ્મનો કોશ છો [ તમે ] મેધાવડે ઢંકાયેલા [ છો ] મારું શ્રુત રક્ષણ કરો. લાવનારી [ ને] વિસ્તારનારી ૧

વિવેચન—જે ૐકાર વેદોમાં પ્રધાન હોવાથી શ્રેષ્ઠ છે, અને સર્વ વાણીમાં વ્યાપક હોવાથી સર્વરૂપ છે, તથા જે વેદરૂપ અમૃતમાંથી પ્રજાપતિને સારભૂત પ્રતીત થયો છે તે ૐકારરૂપ ઇંદ્ર મને બુદ્ધિમા સમર્થ કરો હે દેવ! તે બુદ્ધિની યોગ્યતાથી હું અમરભાવના હેતુરૂપ બ્રહ્મવિદ્યાનો ધારણ કરનાર થઉં મારુ શરીર નીરોગી થાઓ મારી જીભ સત્ય, હિત, પ્રિય તથા સ્વાધ્યાયરૂપ ભાષણ કરનારી થાઓ હું બને કાનોવડે આત્મજ્ઞાનને ઉપયોગી ઘણું શ્રવણ કરનાર થઉં ટુંકામાં એજ કે મારો કાર્યકરણસંઘાત આત્મજ્ઞાનને યોગ્ય થાઓ હે ૐકાર! તમે બ્રહ્મના પ્રતીક હોવાથી બ્રહ્મના પ્રાપ્તિસ્થાનરૂપ છો તમે લૌકિક બુદ્ધિવડે આચ્છાદિત છો, અર્થાત્ મંદબુદ્ધિવાળા પુરુષોવડે તમારો સદ્ભાવ અજ્ઞાત છે તે તમે મારા શ્રવણથી ઉપજેલા આત્મજ્ઞાન આદિકનું રાગદ્વેષાદિકથી રક્ષણ કરો એ સર્વ બુદ્ધિની કામનાવાળા પુરુષોમાટે કહ્યું હવે લક્ષ્મીની કામનાવાળા પુરુષને હોમમાટે જે મંત્ર છે તે કહીએ છીએ —હે ૐકાર! મારા વસ્ત્રાદિને લાવનારી અને વિસ્તારનારી, [ આ શબ્દો આગળના મંત્રસાથે સંબંધ રાખનારા છે, ] ૧

कुर्वाणाऽचीरमात्मनः । वासाꣳसि मम गावश्च । अन्नपाने च सर्वदा । ततो मे

श्रियमावह । लोमशां पशुभिः सह स्वाहा । आ मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । वि मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । प्र मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । द मा यन्तु ब्रह्मचारिणः स्वाहा । श मा यन्तु ब्रह्मचारिणः स्वाहा ॥ २ ॥

**શબ્દાર્થ**—મારાં વસ્ત્રોનો, તથા મારી ગાયોનો, અને અન્નપાનનો સર્વદા શીઘ્ર[1] નિર્વાહ કરનારી [ ને ] રોમવાળાં [ તથા ] પશુઓસહિત લક્ષ્મીને પછી મારા ભણી લાવો, સ્વાહા બ્રહ્મચારીઓ મને પ્રાપ્ત થાઓ, સ્વાહા વિવિધ બ્રહ્મચારીઓ મારા ભણી આવો, સ્વાહા બ્રહ્મચારીઓ અતિબુદ્ધિવાળા થાઓ, સ્વાહા. બ્રહ્મચારીઓ ઇંદ્રિયોના જયવાળા થાઓ સ્વાહા બ્રહ્મચારીઓ મનના નિગ્રહવાળા થાઓ, સ્વાહા ૨

**વિવેચન**—મારાં વસ્ત્રોનો, મારી ગાયોનો, અન્નનો ને પીવાયોગ્ય પદાર્થોનો શીઘ્ર સર્વ કાલ નિર્વાહ કરનારી, તથા બકરી ને ઘેટી આદિ વાળ તથા ઊનવાળાં પ્રાણીઓયુક્ત અને અન્ય ગાય આદિ પશુઓસહિત લક્ષ્મીને બુદ્ધિની વૃદ્ધિ થયા પછી મારા ભણી લાવો, સ્વાહા 'સ્વાહા'પદ હોમમાટેના મંત્રની સમાપ્તિ જણાવવામાટે છે બુદ્ધિરહિત પુરુષને લક્ષ્મી અનર્થને માટેજ થાય છે તેથી 'અહીં' બુદ્ધિની વૃદ્ધિ થયા પછી લક્ષ્મીને લાવો એમ કહ્યું છે વિદ્યા સંપાદન કરવા ઇચ્છનારા શિષ્યો મને પ્રાપ્ત થાઓ, સ્વાહા. ધનતાનાદિ વિવિધ વસ્તુઓને ઇચ્છનારા શિષ્યો મારા ભણી આવો, સ્વાહા શિષ્યો અતિશય બુદ્ધિવાળા થાઓ, સ્વાહા શિષ્યો શ્રોત્રાદિ ઇંદ્રિયના નિગ્રહવાળા થાઓ, સ્વાહા શિષ્યો મનના જયવાળા થાઓ, સ્વાહા ૨

यशो जनेऽसानि स्वाहा । श्रेयान्वस्यसोऽसानि स्वाहा । तं त्वा भग प्रविशानि स्वाहा । स मा भग प्रविश स्वाहा । तस्मिन्सहस्रशाखे । नि भगाऽहं त्वयि मृजे स्वाहा । यथाऽऽपः प्रवता यन्ति । यथा मासा अहर्जरम् । एवं मां ब्रह्मचारिणः । धातरायन्तु सर्वतः स्वाहा । प्रतिवेशोऽसि प्र मा भाहि प्र मा पद्यस्व ॥ ३ ॥ [ विवन्त्वाना शमायन्तु ब्रह्मचारिणः स्वाहा धातरायन्तु सर्वतः स्वाहैकं च ] इति चतुर्थोऽनुवाकः ॥ ४ ॥

**શબ્દાર્થ**—જનસમૂહમાં યશસ્વી થઉં, સ્વાહા અત્યંત શ્રેષ્ઠ [ ને ] અત્યંત ધનવાન થઉં, સ્વાહા હે ભગવન્! તે [ બ્રહ્મના પ્રતીકરૂપ ] તમારા પ્રતિ પ્રવેશ કરું, ( આપરૂપ થઉં ) સ્વાહા હે ભગવન્! તે [ તમે ] મારા પ્રતિ પ્રવેશ કરો, સ્વાહા હે ભગવન્! તે સહસ્રશાખાવાળા ( બહુ ભેદવાળા ) તમારામાં હું [ પાપકર્મોને ] ધોઉં છું, સ્વાહા જેમ જલ નીચા [ દેશ ] ભણી જાય છે, જેમ માસો વર્ષભણી [ જાય છે ] એવી રીતે હે રચનાર! બ્રહ્મચારીઓ સર્વભણીથી મારા પ્રતિ આવો સ્વાહા [ તમે શ્રમને દૂર કરવાના સ્થાનરૂપ ] સમીપના ઘર [ જેવા છો તેથી ] મને પ્રખ્યાત કરો, [ તથા ] મને પ્રાપ્ત કરો ( મને આપરૂપ કરો ) ૩

**વિવેચન**—આ વિદ્યાના પ્રકરણમાં જે લક્ષ્મીરૂપ ધનની ઇચ્છાવાળો અધિકારી જણાવ્યો છે તે અધિકારીની તે ધનમાટેની કામના કર્મમાટે છે, કર્મ પાપસંસ્કારોની નિવૃત્તિમાટે છે ને પાપસંસ્કારોની નિવૃત્તિ થવાથી પુરુષને જ્ઞાન ઉત્પન્ન થાય છે "ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मण ॥" ( પાપકર્મનો

[1] ચીરં એવો પાઠ લઇએ તો દીર્ઘકાલ એવો અર્થ થાય છે ચિરં નેસ્થાને ચીરં એવો પ્રયોગ વૈદિક જાણવો.

ક્ષય થવાથી પુરુષોને જ્ઞાન ઉપજે છે), એ સ્મૃતિવચન પણ પાપના ક્ષયદ્વારા જ્ઞાનનો પ્રાદુર્ભાવ જણાવે છે. ૩ [ વિતન્વાના ને ધ્રમાયન્તુ ]બ્રહ્મચારિણઃ સ્વાહા એ શ્લોકના દશ વિભાગ ને ધાતરાયન્તુ સર્વતઃ સ્વાહા એના અગીઆર વિભાગ છે. ] એ પ્રમાણે ચોથા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૪

પરંપરાવડે વિદ્યામાં ઉપયોગી થનારા બુદ્ધિની કામનાવાળાના તથા લક્ષ્મીની કામનાવાળાના મન્ત્રો કહીને હવે વ્યાહૃતિરૂપ બ્રહ્મની ઉપાસના કહેવાય છેઃ—

भूर्भुवः सुवरिति वा एतास्तिस्रो व्याहृतयः। तासामु ह स्मैतां चतुर्थीम्। माहाचमस्यः प्रवेदयते। मह इति। तद्ब्रह्म। स आत्मा। अङ्गान्यन्या देवताः। भूरिति वा अयं लोकः। भुव इत्यन्तरिक्षम्। सुवरित्यसौ लोकः॥ १॥

શબ્દાર્થઃ—ભૂઃ ભુવઃ સ્વઃ એ પ્રસિદ્ધ ત્રણ વ્યાહૃતિઓ [ કહી છે. ] તેઓમાં આ ચોથીને માહાચમસ્ય દેખતા હતા, તે મહઃ [ છે. ] તે બ્રહ્મ [ છે. ] તે આત્મા [ છે. ] અન્ય દેવો અંગો [ છે. ] ભૂઃ એ પ્રસિદ્ધ આ લોક [ છે, ] ભુવઃ એ અંતરિક્ષ [ છે, ] સ્વઃ એ તે [ સ્વર્ગ ] લોક [ છે. ] ૧.

વિવેચનઃ—ભૂઃ ભુવઃ સ્વઃ આ પ્રસિદ્ધ ત્રણ વ્યાહૃતિઓ શાસ્ત્રમાં કહી છે. તેઓમાં આ ચોથી મહઃ એ વ્યાહૃતિને મહાચમસ્યના પુત્ર માહાચમસ્યઋષિ દેખતા હતા. એ જે મહઃ વ્યાહૃતિ છે તે બ્રહ્મ છે, ને તે આત્મા છે. સૂર્યાદિ અન્ય દેવો ને લોકો આ વ્યાહૃતિરૂપ બ્રહ્મના અવયવો છે. ભૂઃ એ પ્રસિદ્ધ આ લોક છે, ભુવઃ એ અંતરિક્ષલોક છે, અને સ્વઃ એ સ્વર્ગલોક છે. ૧

मह इत्यादित्यः। आदित्येन वाव सर्वे लोका महीयन्ते। भूरिति वा अग्निः। भुव इति वायुः। सुवरित्यादित्यः। मह इति चन्द्रमाः। चन्द्रमसा वाव सर्वाणि ज्योतींषि महीयन्ते। भूरिति वा ऋचः। भुव इति सामानि। सुवरिति यजूंषि॥ २॥

શબ્દાર્થઃ—મહઃ આ સૂર્ય [ છે, ] સૂર્યવડે પ્રસિદ્ધ સર્વે લોકો વૃદ્ધિ પામે છે. ભૂઃ આ પ્રસિદ્ધ અગ્નિ [ છે, ] ભુવઃ આ વાયુ [ છે, ] સ્વઃ આ આદિત્ય [ છે, ને ] મહઃ આ ચંદ્રમા [ છે. ] ચંદ્રમાવડે પ્રસિદ્ધ સર્વે જ્યોતિઓ વૃદ્ધિ પામે છે. ભૂ આ પ્રસિદ્ધ ઋગ્વેદ [ છે, ] ભુવઃ આ સામવેદ [ છે, ] સ્વઃ આ યજુર્વેદ [ છે ] ૨

मह इति ब्रह्म। ब्रह्मणा वाव सर्वे वेदा महीयन्ते। भूरिति वै प्राणः। भुव इत्यपानः। सुवरिति व्यानः। मह इत्यन्नम्। अन्नेन वाव सर्वे प्राणा महीयन्ते। ता वा एताश्चतस्रश्चतुर्धा। चतस्रश्चतस्रो व्याहृतयः। ता यो वेद। स वेद ब्रह्म। सर्वेऽस्मै देवा बलिमावहन्ति॥ ३॥ [ असौ लोको यजूंषि वेद द्वे च ] इति पञ्चमोऽनुवाकः॥ ५॥

શબ્દાર્થઃ—મહઃ આ બ્રહ્મ (ૐકાર) [ છે, ] બ્રહ્મવડે પ્રસિદ્ધ સર્વે વેદો પૂજાય છે. ભૂઃ આ પ્રસિદ્ધ પ્રાણ [ છે, ] ભુવઃ આ અપાન [ છે, ] સ્વઃ આ વ્યાન [ છે, ને ] મહઃ આ અન્ન [ છે. ] અન્નવડે પ્રસિદ્ધ સર્વે પ્રાણો તૃપ્તિ પામે છે તે પ્રસિદ્ધ આ ચાર [ વ્યાહૃતિઓ ] ચાર પ્રકારની [ થાય છે, એમ ] ચાર ચાર વ્યાહૃતિઓ [ છે. ] જે તેમને જાણે છે તે બ્રહ્મને જાણે છે. આને માટે સર્વે દેવો બલિ લાવે છે. ૩

વિવેચનઃ—મહઃ એ ૐકાર છે. ૐકારના ઉચ્ચારણપૂર્વક વેદોનું ઉચ્ચારણ હોવાથી તથા ૐ એ બ્રહ્મનો વાચક હોવાથી ૐકારવડે પ્રસિદ્ધ સર્વે વેદો પૂજાય છે. ભૂઃ એ પ્રસિદ્ધ પ્રાણ છે, ભુવઃ એ અપાન છે, સ્વઃ એ વ્યાન છે, મહઃ એ અન્ન છે; અન્નવડે પ્રસિદ્ધ સર્વે પ્રાણો તૃપ્તિ પામે છે. પ્રસિદ્ધ ભૂઃ, ભુવઃ, સ્વઃ ને મહઃ આ ચાર વ્યાહૃતિઓ લોક, દેવ, વેદ ને પ્રાણદૃષ્ટિવડે ચાર પ્રકારે ભેદ પામે છે. તેમ થવાથી ભૂઃ એ એક વ્યાહૃતિ પૃથિવી, અગ્નિ, ઋગ્વેદ ને પ્રાણ એમ ચાર પ્રકારની છે; ભુવઃ એ અંતરિક્ષ, વાયુ, સામ ને અપાન એમ ચાર પ્રકારની છે; સ્વઃ એ સ્વર્ગ, આદિત્ય, યજુષ્ ને વ્યાન એમ ચાર પ્રકારની છે; ને મહઃ એ આદિત્ય, ચંદ્રમા, ૐકાર ને અન્ન એમ ચાર પ્રકારની છે, એમ તે ચાર વ્યાહૃતિઓમાંની પ્રત્યેક ચાર સંખ્યાવાળી છે. જે ઉપાસક એવી રીતે તે વ્યાહૃતિઓને પ્રકારસહિત ઉપાસે છે તે બ્રહ્મને ઉપાસે છે. તેથી તે ઉપાસકમાટે અગ્નિ આદિક સર્વે દેવો પ્રિય રૂપરસાદિરૂપ બલિ લાવીને અર્પણ કરે છે. [ અસૌ લોકઃ ને યજૂંષિ એ પ્રત્યેક દશ દશ વિભાગવાળા મંત્ર છે, તથા ત્રીજા મંત્રમાં વેદ આગળ દશ ભાગ પૂરા થઇ પછી બે ભાગ છે. ] એ પ્રમાણે પાંચમા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૫

બ્રહ્મના સાક્ષાત્કારમાટે તથા ઉપાસનામાટે હૃદયાકાશરૂપ સ્થાન કહેવાય છે. જેથી તે સ્થાનમાં ઉપાસના કરેલ મનોમયપણાદિક ધર્મવડે યુક્ત તે બ્રહ્મ જાણવામાં આવે છે તેથી તે સ્થાન ને સર્વાત્મભાવની પ્રાપ્તિમાટે માર્ગ કહેવાયોગ્ય છે, આ અભિપ્રાયથી છઠ્ઠા અનુવાકનો આરંભ થાય છેઃ—

स य एषोऽन्तर्हृदय आकाशः । तस्मिन्नयं पुरुषो मनोमयः । अमृतो हिरण्मयः । अन्तरेण तालुके । य एष स्तन इवावलम्बते । सेन्द्रयोनिः । यत्रासौ केशान्तो विवर्तते । व्यपोह्य शीर्षकपाले । भूरित्यग्नौ प्रतितिष्ठति । भुव इति वायौ ॥ १ ॥

શબ્દાર્થઃ—તે જે આ હૃદયની અંતર આકાશ [ છે ] તેમાં આ પુરુષ મનોમય, અમૃતરૂપ [ ને ] પ્રકાશમય [ છે. ] તાલુની મધ્યે જે આ સ્તનની પેઠે લટકે છે. જ્યાં આ કેશનું મૂલ વિભાગવડે વિદ્યમાન છે [ ત્યાંથી નીકળી ] મસ્તકના કપાલનું ભેદન કરીને [ જે નીકળી છે ] તે [ સુષુમ્ણાનાડી ] બ્રહ્મનો માર્ગ [ છે. વિદ્વાન ] ભૂઃ આવડે અગ્નિમાં સ્થિત થાય છે, ભુવઃ આવડે વાયુમાં [ સ્થિત થાય છે. ] ૧

વિવેચનઃ—પ્રસિદ્ધ જે આ હૃદયની અંતર્ગત આકાશ છે તેમાં જે પુરુષ છે તે પુરુષ અંતઃકરણના સંબંધવાળો, મરણધર્મરહિત ને પ્રકાશમય છે. હવે તે સગુણબ્રહ્મની પ્રાપ્તિનો માર્ગ કહે છેઃ—હૃદયથી ઉપર પ્રસૃત થયેલી સુષુમ્ણાનાડી, મુખમાં તાલુદેશની મધ્ય જે આ વાછડીના આંચળની પેઠે માંસખંડ લટકે છે તેના મધ્યમાં આવી છે. જ્યાં આ કેશોનું મૂલ વિભાગવડે વિદ્યમાન છે એવા મસ્તકદેશમાં ( મૂર્ધદેશમાં ) તે મસ્તકની ખોપરીના ભાગોનું ભેદન કરીને જે નીકળી છે તે સુષુમ્ણાનાડી બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિનું દ્વાર છે. વિદ્વાન્ તે નાડીદ્વારા મસ્તકથી નીકળીને આ લોકના અધિષ્ઠાતા જે ભૂઃ આ વ્યાહૃતિરૂપ બ્રહ્મના અંગભૂત અગ્નિ છે તે અગ્નિમાં સ્થિત થાય છે, અર્થાત્ અગ્નિરૂપે આ લોકને પામે છે, તેમજ ભુવઃ આ બીજી વ્યાહૃતિરૂપ વાયુ છે તેમાં પણ તે સ્થિત થાય છે. ૧

सुवरित्यादित्ये । मह इति ब्रह्मणि । आप्नोति स्वाराज्यम् । आप्नोति मनसस्पतिम् । वाक्पतिश्चक्षुष्पतिः । श्रोत्रपतिर्विज्ञानपतिः । एतत्ततो भवति । आकाशशरीरं ब्रह्म । सत्यात्म प्राणारामं मनआनन्दम् । शान्तिसमृद्धममृतम् । इति प्राचीनयोग्योपास्स्व ॥ २ ॥ [ वायावमृतमेकं च ] ॥ इति षष्ठोऽनुवाकः ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—સ્વઃ એ આદિત્યમાં ( સ્થિત થાય છે, ] મહઃ એ બ્રહ્મમાં [ સ્થિત થાય છે, ] સ્વારાજ્ય પામે છે, મનના પતિને પામે છે, વાણીનો પતિ [ થાય છે, ] ચક્ષુનો પતિ [ થાય છે, ] શ્રોત્રનો પતિ [ થાય છે, ] બુદ્ધિનો પતિ [ થાય છે, ] તેથી આ [ અધિક ] થાય છે. આકાશરૂપ શરીરવાળું બ્રહ્મ સત્યરૂપ, પ્રાણરૂપ, મનઆનંદ, શાંતિસમૃદ્ધ [ ને ] અમૃત [ છે ] એમ હે પ્રાચીનયોગ્ય ! ઉપાસના કર. ૨

**વિવેચનઃ**—વળી તે વિદ્વાન્ સ્વ આ ત્રીજી વ્યાહૃતિરૂપ સૂર્યમાં સ્થિત થાય છે. પછી તે મહઃ એ અંગીભૂત ચોથી વ્યાહૃતિરૂપ બ્રહ્મમાં સ્થિત થાય છે. તેમાં આત્મભાવથી સ્થિત થઈને બ્રહ્મરૂપ થયેલો સ્વારાજ્યને પામે છે, અર્થાત્ જેમ બ્રહ્મ છે તેમ અંગભૂત દેવોનો પોતે અધિપતિ થાય છે, અને સર્વદેવો અંગભૂત થઈને જેમ બ્રહ્મને બલિ આપે છે તેમ આને પણ ઇચ્છિત વિષયોરૂપ બલિ આપે છે. એવો વિદ્વાન્ મનોના પતિરૂપ બ્રહ્મને પામે છે. તે સર્વાત્મા હોવાથી સર્વ વાણીઓનો પતિ થાય છે, ચક્ષુઓનો પતિ થાય છે, ને શ્રોત્રોનો પતિ થાય છે, તેથી પણ આ ( આગળ કહેવાનાં બ્રહ્મનાં વિશેષણો ) અધિક થાય છે તે વિશેષણો આ છે.—બ્રહ્મ આકાશજેવા સૂક્ષ્મસ્વરૂપવાળું, મૂર્તઅમૂર્તરૂપ સત્યસ્વભાવવાળું, પ્રાણોની જેમાં સ્થિતિ છે એવું, મનને વાસ્તવિક સુખ કરનારું, શાંતિસંપન્ન દુઃખશૂન્ય-ને મરણધર્મરહિત છે. એવી રીતે મનોમયપણાદિ ધર્મોવડે વિશિષ્ટ ઉક્તપ્રકારનું જે બ્રહ્મ છે તેની હે પ્રાચીનયોગ્ય ! તું ઉપાસના કર, એમ આચાર્ય પોતાના પ્રાચીનયોગ્યનામના શિષ્યપ્રતિ ઉપદેશ કરે છે. ૨ [ ઘાયૌ સાં એક દ્દાક થયું, अमृतम् સાં બીજું દ્દાક થયું, અને તે મંત્રમાં એક ભાગ વધારે છે. ] એ પ્રમાણે છઠ્ઠા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬

હવે પૃથિવી આદિક પાંચના સમુદાયરૂપે હિરણ્યગર્ભની ઉપાસના કહેવામાં આવે છે:—

पृथिव्यन्तरिक्षं द्यौर्दिशोऽवान्तरदिशः । अग्निर्वायुरादित्यश्चन्द्रमा नक्षत्राणि । आप ओषधयो वनस्पतय आकाश आत्मा । इत्यधिभूतम् । अथाध्यात्मम् । प्राणोऽपानो व्यान उदानः समानः । चक्षुः श्रोत्रं मनो वाक्त्वक् । चर्ममाꣳसꣳ स्नावास्थि मज्जा । एतदधिविधाय ऋषिरवोचत् । पाङ्क्तं वा इदꣳ सर्वम् । पाङ्क्तेनैव पाङ्क्तꣳ स्पृणोतीति ॥ १ ॥ [ सर्वमेकं च ] इति सप्तमोऽनुवाकः ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—પૃથિવી, અંતરિક્ષ, સ્વર્ગ, દિશા [ ને ] અવાંતરદિશા [ આલોકરૂપ પાંક્ત છે. ] અગ્નિ, વાયુ, આદિત્ય, ચંદ્રમા [ ને ] નક્ષત્રો [ આ દેવતારૂપ પાંક્ત છે ] જલ, ઓષધિઓ, વનસ્પતિઓ, આકાશ [ ને ] આત્મા [ આ ભૂતરૂપ પાંક્ત છે. ] એવી રીતે અધિભૂત [ પાંક્ત કહ્યું. ] હવે અધ્યાત્મ [ પાંક્ત કહેવાય છે:— ] પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન [ ને ] સમાન [ આ વાયુરૂપ પાંક્ત છે ] નેત્ર, શ્રોત્ર, મન, વાણી [ ને ] ત્વચા [ આ ઇંદ્રિયરૂપ પાંક્ત છે ] ચર્મ, માંસ, સ્નાયુ, અસ્થિ [ ને ] મજ્જા [ આ ધાતુરૂપ પાંક્ત છે. ] એવી રીતે કલ્પના કરીને [ કોઈ ] ઋષિ કહેતા હવા પ્રસિદ્ધ આ સર્વ પાંક્ત [ છે. ] પાંક્તવડેજ પાંક્તને પૂરે છે. ૧

**વિવેચન**—પંક્તિછંદના પ્રત્યેક ચરણમાં પાંચ પાંચ અક્ષર હોય છે. પત્ની, યજમાન, પુત્ર, દેવસંબધી દ્રવ્ય ને મનુષ્યસંબંધી દ્રવ્ય એ પાંચવડે યજ્ઞ સંપાદન થઈ શકે છે તેથી પંક્તિછંદના સાદૃશ્યને લીધે યજ્ઞ પણ પાંક્ત ( પાંચનો સમૂહ ) કહેવાય છે. હવે લોકાદિના પાંક્તની યજ્ઞરૂપે કલ્પના કરે છે તે કલ્પિત યજ્ઞવડે પુરુષ પાંક્તરૂપ પ્રજાપતિને પ્રાપ્ત થાય છે. તે પૃથિવી આદિકનાં પાંક્ત આ પ્રમાણે છે—પૃથિવી, અંતરિક્ષ, સ્વર્ગ, દિશા ને અવાંતરદિશા આ લોકરૂપ પાંક્ત છે અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા ને નક્ષત્ર આ દેવતારૂપ પાંક્ત છે, જલ, ડાંગરાદિ ઓષધિઓ, પીપળા આદિ વનસ્પતિઓ, આકાશ ને વિરાટ્રૂપ આત્મા આ ભૂતરૂપ પાંક્ત છે,

એવી રીતે અધિભૂતરૂપ પાંક્ત કહ્યું: અહીં લોકપાંક્ત ને દેવતાપાંક્ત કહેલ હોવાથી જે અધિભૂતનું કથન છે તે અધિલોક ને અધિદૈવતરૂપ બને પાંક્તોના ઉપલક્ષણમાટે છે હવે અધ્યાત્મરૂપ ત્રણ પાંક્ત કહેવાય છે:—પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન ને સમાન આ વાયુરૂપ પાંક્ત છે. ચક્ષુ, શ્રોત્ર, મન, વાણી ને ત્વચા આ ઇંદ્રિયરૂપ પાંક્ત છે. ચર્મ, માંસ, સ્નાયુ, અસ્થિ ને મજ્જા આ ધાતુરૂપ પાંક્ત છે. એમ કલ્પના કરીને એ જ્ઞાનવાળા કોઇ ઋષિ કહેતા હવા. પ્રસિદ્ધ આ સર્વ પાંક્ત છે. અધ્યાત્મરૂપ પાંક્તવડેજ, સંખ્યાની તુલ્યતાથી, બાહ્યપાંક્તને પૂરે છે, અર્થાત્ એકરૂપે જાણે છે: આ સર્વ પાંક્ત છે એમ જે જાણે છે તે પ્રજાપતિરૂપ થાય છે. ૧ [ સર્વમ્ આગળ એક દશક પૂરું થાય છે, ને તે ઉપરાંત એક વિભાગ છે. ] એ પ્રમાણે સાતમા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૭

હવે સર્વ ઉપાસનાના અંગભૂત ૐકારની ઉપાસના કહેવાય છે—

ओमिति ब्रह्म । ओमितीदꣳ सर्वम् । ओमित्येतदनुकृतिर्ह स्म वा अप्यो श्रावयेत्याश्रावयन्ति । ओमिति सामानि गायन्ति । ओꣳशोमिति शस्त्राणि शꣳसन्ति । ओमित्यध्वर्युः प्रतिगरं प्रतिगृणाति । ओमिति । ब्रह्मा प्रसौति । ओमित्यग्निहोत्रमनुजानाति । ओमिति ब्राह्मणः प्रवक्ष्यन्नाह ब्रह्मोपाप्नवानीति । ब्रह्मैवोपाप्नोति ॥ १ ॥ [ ॐ दश ] इत्यष्टमोऽनुवाकः ॥ ८ ॥

**શબ્દાર્થ:**—ૐ એ બ્રહ્મ [ છે. ] ૐ એ આ સર્વ [ છે. ] ૐ એ આ અનુકરણ પ્રસિદ્ધ [ છે. ] વળી [ હે આગ્નીધ્ર ] ઓ સંભળાવ [ ઓ ] એમ [ અધ્વર્યુઓ ] સંભળાવે છે ૐ એમ સામોને ગાય છે. ૐ શોમ્ એમ શસ્ત્રોને ભણે છે. ૐ એમ અધ્વર્યુ પ્રતિગરને ભણે છે ૐ એમ બ્રહ્મા પ્રેરે છે. ૐ એમ અગ્નિહોત્રપ્રતિ અનુજ્ઞા આપે છે બ્રાહ્મણ પ્રવચનમાં (બ્રહ્મયજ્ઞના આદિમાં) ૐ એમ કહે છે. બ્રહ્મને પામું એમ [ ઇચ્છતો છતો ] બ્રહ્મનેજ પામે છે. ૧

**વિવેચન:**—ૐ એ શબ્દ બ્રહ્મ છે એમ મનવડે ઉપાસના કરે ૐ એ શબ્દ આ સર્વ છે, અર્થાત્ શબ્દરૂપ આ સર્વ પ્રપંચ ૐકારથી વ્યાપ્ત છે. હવે વૈદિક ઉદાહરણોવડે ૐકારની વ્યાપ્તિ દેખાડે છે.—ૐ એ અનુકરણમાં વપરાય છે એ પ્રસિદ્ધ છે, અર્થાત્ હોમ, ભણ, એમ આજ્ઞા કર્યા પછી ૐ એવા ઉચ્ચારણવડે કર્તા તે ક્રિયાનો અંગીકાર કરે છે. વળી દેવોપ્રતિ હવિષ્ આપવાના સમયમાં હે આગ્નીધ્ર ! (યજ્ઞના અગ્નિને પ્રજ્વલિત કરનાર ઋત્વિજ્ ! ) દેવોને ઓ ( ૐ નો ભાગ ) આ સંભળાવ, એમ યજુર્વેદમાં કહેલ કર્મ કરનાર અધ્વર્યુઓ ભણે છે, અધ્વર્યુઓ પણ ઓ ( ૐનો ભાગ ) એમ દેવોને સંભળાવે છે સામનું ગાન કરનારા ઉદ્ગાતા પણ ૐના ઉચ્ચારણપૂર્વક સામોનું ગાન કરે છે. હોતા પણ ૐ શોમ્ ( સુખ ) એવા ઉચ્ચારણપૂર્વક શસ્ત્રોને ( ગીતિરહિત ઋચાઓને ) ભણે છે: ૐ એવા ઉચ્ચારણપુરઃસર અધ્વર્યુ હોતાપ્રતિ પ્રતિગર ( પ્રોત્સાહનદ્યોતક શબ્દ ) ભણે છે. ૐ એમ બ્રહ્મા ( ત્રણે વેદમાં કહેલા પ્રયોગ જાણનાર ઋત્વિજ્ ) બીજા ઋત્વિજોને પ્રોક્ષણાદિ ક્રિયામાં પ્રેરે છે. યજમાન ૐ એવા ઉચ્ચારણવડે અગ્નિહોત્રના હોમમાં અધ્વર્યુને દેવોમાટે હોમદ્રવ્ય લેવાની તથા હોમવાની અનુજ્ઞા આપે છે, બ્રાહ્મણ બ્રહ્મયજ્ઞના આરંભમાં ૐ એમ ઉચ્ચારણ કરે છે. હવે ફલના કથનના નિમિત્તવડે બ્રહ્મની ઉપાસનાનો વિધિ કહે છે:—જે પુરુષ હું બ્રહ્મને પ્રાપ્ત થઉં એમ ઇચ્છા કરે છે તે પુરુષ ૐ આ વાચકશબ્દવડે વાચ્ય બ્રહ્મની ઉપાસના કરે. તે ઉપાસનાવડે તે ઉપાસક અવશ્ય બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૧ [ આમાં ૐથી માંડીને દશ વિભાગ છે. ] એ પ્રમાણે આઠમો અનુવાક પૂરો થયો. ૮

પૂર્વોક્ત ઉપાસનાથી બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે એમ શ્રવણ કરી શ્રૌતસ્માર્તકર્મના વ્યર્થપણાની કોઇને શંકા થાય તો તે શંકા દૂર કરી ઉપાસના તથા કર્મનો સમુચ્ચય કહેવા નવમા અનુવાકનો આરંભ થાય છે:—

ऋतञ्च स्वाध्यायप्रवचने च । सत्यञ्च स्वाध्यायप्रवचने च । तपश्च स्वाध्यायप्रवचने च । दमश्च स्वाध्यायप्रवचने च । शमश्च स्वाध्यायप्रवचने च । अग्नयश्च स्वाध्यायप्रवचने च । अग्निहोत्रं च स्वाध्यायप्रवचने च । अतिथयश्च स्वाध्यायप्रवचने च । मानुषं च स्वाध्यायप्रवचने च । प्रजा च स्वाध्यायप्रवचने च । प्रजनश्च स्वाध्यायप्रवचने च । प्रजातिश्च स्वाध्यायप्रवचने च । सत्यमिति सत्यवचा राथीतरः । तप इति तपोनित्यः पौरुशिष्टिः । स्वाध्यायप्रवचने एवेति नाको मौद्गल्यः । तद्धि तपस्तद्धि तपः ॥ १ ॥
[ प्रजा च स्वाध्यायप्रवचने च षट् च ] इति नवमोऽनुवाकः ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—ઋત તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠાન કરવાયોગ્ય છે. ] સત્ય તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠાન કરવાયોગ્ય છે. ] તપ તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠાન કરવાયોગ્ય છે. ] દમ તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠાન કરવાયોગ્ય છે. ] શમ તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠાન કરવાયોગ્ય છે. ] અગ્નિઓ તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠેય છે. ] અગ્નિહોત્ર તથ સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠેય છે. ] અતિથિઓ તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠેય છે. ] લૌકિક તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠેય છે. ] પ્રજા તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠેય છે. ] પ્રજન તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠેય છે. ] પ્રજાતિ તથા સ્વાધ્યાય ને પ્રવચન [ અનુષ્ઠેય છે. ] સત્ય [ અનુષ્ઠેય છે ] એમ સત્યવચા રાથીતર [ માને છે. ] તપ [ અનુષ્ઠેય છે. ] એમ તપોનિત્ય પૌરુશિષ્ટિ [ માને છે. ] સ્વાધ્યાય ને પ્રવચનજ [ અનુષ્ઠેય છે. ] એમ નાક મૌદ્ગલ્ય [ માને છે. ] તેજ તપ [ છે, ] તેજ તપ [ છે. ] ૧.

**વિવેચનઃ**—ચિત્તની શુદ્ધિ તથા ઉપાસનાના ફલનો પરિપાક ઇચ્છનાર પુરુષે શાસ્ત્રોક્ત કર્મના યથાર્થજ્ઞાનરૂપ ઋત, શાસ્ત્રાધ્યયન ને શાસ્ત્રનું અધ્યાપન અનુષ્ઠેય છે. યથાસામર્થ્ય કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ તપ, શાસ્ત્રોનું અધ્યયન ને શાસ્ત્રોનું અધ્યયન કરાવવું એ અનુષ્ઠાન કરવાયોગ્ય છે. કૃચ્છ્રાદિ કરવામાં સામર્થ્યરહિતને ધનદાનરૂપ તપ જાણવું. નિષિદ્ધ વિષયોથી ચક્ષુરાદિ બાહ્યેંદ્રિયોને રોકવારૂપ દમ, સ્વાધ્યાય ને પ્રવચન અનુષ્ઠેય છે. નિષિદ્ધ વિષયના અનુચિંતનથી મનને પાછું વાળવારૂપ શમ, સ્વાધ્યાય ને પ્રવચન અનુષ્ઠાન કરવાયોગ્ય છે. આધાનાદિ સંસ્કારવડે સિદ્ધ કરેલા આહવનીયાદિ અગ્નિઓ ધારણ કરવાયોગ્ય છે, તથા સ્વાધ્યાય ને પ્રવચન અનુષ્ઠેય છે. અગ્નિહોત્રમાં સાયંકાલે તથા પ્રાતઃકાલે હોમ કરવો એ યોગ્ય છે, તથા સ્વાધ્યાય ને પ્રવચન અનુષ્ઠેય છે. ઘેર આવેલો અતિથિ પૂજવાયોગ્ય છે, તથા સ્વાધ્યાય ને પ્રવચન અનુષ્ઠાન કરવાયોગ્ય છે. વિવાહાદિક ઉત્સવમાં બંધુ આદિકના સત્કારરૂપ લૌકિક વ્યવહાર યથાપ્રાપ્ત કર્તવ્ય છે, તથા સ્વાધ્યાય ને પ્રવચન અનુષ્ઠેય છે. પુત્રાદિરૂપ પ્રજા ઉત્પન્ન કરવાયોગ્ય છે અને તેમાટે ગર્ભાધાનાદિ સંસ્કાર કર્તવ્ય છે, તથા સ્વાધ્યાય ને પ્રવચન અનુષ્ઠાન કરવાયોગ્ય છે. ઋતુવિષે પ્રજોત્પત્તિમાટે પરણેલી ભાર્યાનું ઋતુવિષે ગમન, સ્વાધ્યાય ને પ્રવચન કરવાયોગ્ય છે. પૌત્રાદિની ઉત્પત્તિ કર્તવ્ય છે, અર્થાત્ પુત્રનાં યોગ્ય કન્યાસાથે તથા પુત્રીનાં યોગ્ય વરસાથે લગ્ન કરવાં કે જેથી યોગ્ય પૌત્રાદિ ઉત્પન્ન થાય. પૌત્રાદિકની ઉત્પત્તિના કર્તવ્યના કથનવડે શ્રુતિસ્મૃતિમાં કહેલાં સર્વ કર્મ પોતાના વર્ણાશ્રમાનુસાર ઉપાસકે અનુષ્ઠાન કરવાયોગ્ય છે એમ જાણવું; અન્યથા વિહિતના નહિ કરવાથી પ્રત્યવાયવડે પ્રતિબદ્ધ થયેલી ઉપાસના ફલના પર્યવસાનવાળી થતી નથી. આ સર્વ કર્મવડે યુક્ત પુરુષે પણ સ્વાધ્યાય ને પ્રવચન યત્નથી અનુષ્ઠાન કરવાયોગ્ય છે એમ જણાવવા સર્વ કર્મની સાથે સ્વાધ્યાય ને પ્રવચનનું ગ્રહણ છે. સ્વાધ્યાયને અધીન અર્થનું જ્ઞાન છે, અને અર્થજ્ઞાનને અધીન પરમશ્રેય છે, તથા અધ્યયન કરેલાના અવિસ્મરણમાટે વા ધર્મની વૃદ્ધિમાટે પ્રવચન છે તેથી સ્વાધ્યાય તથા પ્રવચનમાં ચિત્તશુદ્ધિ ઇચ્છનારે આદર કરવાયોગ્ય છે. હવે કહેલાં કર્મોમાં પ્રશસ્તપણાવડે મતભેદ દેખાડે છે:—

સત્યજ ઉત્તમ કર્મ હોવાથી અનુષ્ઠેય છે એમ સત્યવચાનામવાળા રથીતરઋષિના પુત્ર રાથીતર આચાર્ય માને છે. તપજ ઉત્તમ કર્મ હોવાથી અનુષ્ઠેય છે એમ તપોનિત્યનામવાળા પુરુશિષ્ટિમુનિના પુત્ર પૌરશિષ્ટ આચાર્ય માને છે. સ્વાધ્યાય ને પ્રવચનજ ઉત્તમ કર્મ છે તેથી તે અનુષ્ઠાન કરવાયોગ્ય છે એમ નાકનામવાળા મુદ્ગલઋષિના પુત્ર મૌદ્ગલ્ય આચાર્ય માને છે. તે સ્વાધ્યાય ને પ્રવચનજ તપ છે, તેજ મુખ્ય તપ છે તેથી તે તપ અનુષ્ઠાન કરવાયોગ્ય છે આ સિદ્ધાંત છે. ૧ [ प्रजा च स्वाध्यायप्रवचने च ત્યાં દશ વિભાગ પૂરા થયા, ને તે ઉપરાંત બીજા ૭ વિભાગ આ મંત્રમાં છે. ] એ પ્રમાણે નવમા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૯

જે શ્રદ્ધાળુ પ્રજ્ઞાના મંદપણાદિ દોષવડે શાસ્ત્રનું અધ્યયન કરવામાં સમર્થ ન થાય તેને નિત્યકર્મની સાથે જ્ઞાનની પ્રાપ્તિરૂપ ફલની સિદ્ધિમાટે જપવાયોગ્ય મંત્રને દશમા અનુવાકવડે દેખાડે છે. નીચેના મંત્રના ત્રિશંકુ ઋષિ, પંક્તિ છંદ ને પરમાત્મા દેવતા છે, અને તેનો બ્રહ્મવિદ્યામાટે જપમાં વિનિયોગ છેઃ—

**अहं वृक्षस्य रेरिवा । कीर्तिः पृष्ठं गिरेरिव । ऊर्ध्वपवित्रो वाजिनीव स्वमृतमस्मि । द्रविणँ सवर्चसम् । सुमेधा अमृतोक्षितः । इति त्रिशङ्कोर्वेदानुवचनम् ॥ १ ॥ [ अहँ षट् ] इति दशमोऽनुवाकः ॥ १० ॥**

**શબ્દાર્થઃ—હું વૃક્ષનો પ્રેરક [ છું, મારી ] કીર્તિ પર્વતના પૃષ્ઠજેવી [ છે. હું ] ઊર્ધ્વપવિત્ર [ છું ] સૂર્યની પેઠે શુદ્ધ અમૃત છું પ્રકાશવાન્ ધન [ પ્રાપ્ત થયું છે ] સુમેધા [ ને ] અમૃતથી યુક્ત [ છું. ] એમ ત્રિશંકુનું વેદાનુવચન [ છે. ] ૧**

વિવેચનઃ—હું સંસારરૂપ વૃક્ષનો અંતર્યામિરૂપે પ્રેરક છું અથવા હું સંસારરૂપ અશ્વત્થવૃક્ષનો વિષયવૈરાગ્યરૂપ શસ્ત્રવડે છેદનારો છું તેથી મારી મોક્ષવિષયની કીર્તિ પર્વતના ઉપરના ભાગજેવી અત્યંત ઉન્નત છે. મારા દેહાદિ સંઘાતનું કારણ બ્રહ્મ છે તેથી હું ઊર્ધ્વપવિત્ર ( બ્રહ્મરૂપ કારણવાળો ) છું સૂર્યમાં જેવું શુદ્ધ અમૃતરૂપ આત્મતત્ત્વ છે તેવું શુદ્ધ આત્મતત્ત્વ હું છું આત્મતત્ત્વનું પ્રકાશક હોવાથી પ્રકાશવાળું તથા મોક્ષસુખનો હેતુ હોવાથી ધનની જેવું ધનરૂપ બ્રહ્મજ્ઞાન મને પ્રાપ્ત થયું છે સંસારની ઉત્પત્તિ, સ્થિતિ ને સંહારરૂપ કુશલતાના યોગથી હું સુંદરબુદ્ધિવાળો છું, ને તેથીજ અમરણધર્મથી વા બ્રહ્માનંદરસરૂપ અમૃતથી સિંચાયેલો છું એમ બ્રહ્મવેત્તા ત્રિશંકુમુનિનું વેદાનુવચન ( આત્માની એકતાના વિજ્ઞાનની પ્રાપ્તિનું વચન ) છે ૧ [ આ મંત્રમાં અહંથી આરંભીને ૭ વિભાગ છે. ] એ પ્રમાણે દશમા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૧૦

નિષ્કામકર્મો કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે, ને શુદ્ધચિત્તમાં જિજ્ઞાસા ઉપજી જ્ઞાનની ઉત્પત્તિ થાય છે તેથી અગીઆરમા અનુવાકમાં મુમુક્ષુઓએ કર્માનુષ્ઠાન કર્તવ્ય છે એમ જણાવે છે —

**वेदमनूच्याऽऽचार्योऽन्तेवासिनमनुशास्ति । सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥ १ ॥**

**શબ્દાર્થઃ—વેદ ભણાવીને આચાર્ય શિષ્યને અનુશાસન કરે છે.—" સત્ય બોલ. ધર્મ આચર સ્વાધ્યાયથી પ્રમાદ ન કર આચાર્યને ઇચ્છિત ધન આપીને પ્રજાની સંતતિનો ઉચ્છેદ ન કર. સત્યથી પ્રમાદ કરવાયોગ્ય નથી. ધર્મથી પ્રમાદ કરવાયોગ્ય નથી. કુશલથી પ્રમાદ કરવાયોગ્ય નથી ઐશ્વર્યમાટે પ્રમાદ કર્તવ્ય નથી સ્વાધ્યાય ને પ્રવચનથી પ્રમાદ કર્તવ્ય નથી. ૧**

**વિવેચન.**—વેદનું અધ્યયન કરાવીને આચાર્ય પોતાના શિષ્યને અનુષ્ઠાન કરવાયોગ્ય અર્થનું ગ્રહણ કરાવે છેઃ—" હે, શિષ્ય! સત્ય ભાષણ કર. પોતાના વર્ણાશ્રમને યોગ્ય ધર્મનું પાલન કર., શાસ્ત્રનું અધ્યયન કરવામાં પ્રમાદ ન કર. આચાર્યને ઇચ્છિત ધન આપીને તેમની આજ્ઞા મેળવી યોગ્ય સ્ત્રી સંપાદન કરી પુત્રાદિરૂપ પ્રજાના વિસ્તારનો ઉચ્છેદ ન કર. વિસ્મૃતિથી પણ અસત્યભાષણ કરવાયોગ્ય નથી. અનુષ્ઠાન કરવાયોગ્ય સાધનોના અનુષ્ઠાનનો ત્યાગ કરવાયોગ્ય નથી. ક્ષેમના ( આરોગ્યના ) હેતુભૂત કર્મમાં પ્રમાદ કરવાયોગ્ય નથી. ઐશ્વર્યની પ્રાપ્તિ કરનારા કર્મમાં પ્રમાદ કરવાયોગ્ય નથી." આરોગ્ય અને ઐશ્વર્યના અભાવમાં મુક્તિનાં સાધનોના અનુષ્ઠાનના અસંભવથી તે બંનેમાં પ્રમાદ ન કરવો એમ શિક્ષા કરી છે. " શાસ્ત્રના અધ્યયનમાં તથા શાસ્ત્ર ભણાવવામાં પ્રમાદ કર્તવ્ય નથી, પણ તે બન્ને નિયમથી કર્તવ્ય છે. " ૧

**देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् । मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । यान्यनवद्यानि कर्माणि । तानि सेवितव्यानि । नो इतराणि । यान्यस्माकꣳ सुचरितानि । तानि त्वयोपास्यानि ॥ २ ॥**

**શબ્દાર્થઃ**—દેવના તથા પિતૃના કાર્યમાં પ્રમાદ કરવાયોગ્ય નથી. માતૃદેવ ( માતા જેને દેવની પેઠે ઉપાસ્ય છે એવો ) થા. પિતૃદેવ ( પિતા જેને દેવની પેઠે ઉપાસ્ય છે એવો ) થા. આચાર્યદેવ ( આચાર્ય જેને દેવની પેઠે ઉપાસ્ય છે એવો ) થા અતિથિદેવ થા જે [ શિષ્ટાચારરૂપ ] અનિંદિતકર્મો [ છે ] તે [ તારે ] સેવવા યોગ્ય [ છે, ] બીજાં ( નિંદિતકર્મો ) [ શ્રેષ્ઠ પુરુષે કર્યાં હોય તોપણ સેવવાયોગ્ય ] નથી. જે અમારાં શ્રેષ્ઠ આચરણો [ છે ] તે તારે [ પુણ્યની ઉત્પત્તિમાટે નિયમપૂર્વક ] કરવાયોગ્ય [ છે ] ૨

**नो इतराणि । ये के चास्मच्छ्रेयाꣳसो ब्राह्मणाः तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम्[1] । श्रद्धया देयम् । अश्रद्धयाऽदेयम्[2] । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् । अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् ॥ ३ ॥**

**શબ્દાર્થઃ**—બીજાં ( નિંદિત આચરણો ) [ સેવવાયોગ્ય ] નથી જે કોઈ અમારાથી અત્યંત શ્રેષ્ઠ બ્રાહ્મણો [ છે ] તેઓનો તારે આસન [ આપવા ]વડે શ્રમ દૂર કરવાયોગ્ય [ છે. તારે ] આસ્તિક્યબુદ્ધિવડે આપવું યોગ્ય [ છે. ] નાસ્તિક્યબુદ્ધિવડે આપવું યોગ્ય નથી વિભવપ્રમાણે આપવું યોગ્ય [ છે ] લોકલજ્જાવડે [ પણ ] દેવું યોગ્ય [ છે શાસ્ત્રાજ્ઞાના ] ભયવડે [ પણ ] આપવું યોગ્ય [ છે. દેશવિશેષ, કાલવિશેષ ને પાત્રવિશેષના ] જ્ઞાનવડે આપવું યોગ્ય [ છે ] હવે જો તને [ શ્રૌતસ્માર્ત ] કર્મમાં શંકા થાય, અથવા [ કુલપરંપરાગત ] આચારમાં શંકા [ થાય ] ૩

**ये तत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ता आयुक्ताः[3] । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तत्र वर्तेरन् । तथा तत्र वर्तेथाः । अथाभ्याख्यातेषु । ये तत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ता आयुक्ताः[3] । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तेषु वर्तेरन् । तथा तेषु वर्तेथाः ।**

---

૧ **तेषां त्वयाऽऽसने न प्रश्वसितव्यम्** એવો પાઠ સ્વીકારીએ તો તેનો "તેઓના આસનપર તારે શ્વાસ લેવો પણ યોગ્ય નથી" એવો અર્થ થાય

૨ **अश्रद्धया देयम्** એવો પાઠ સ્વીકારીએ તો તેનો "અશ્રદ્ધાવડે પણ દાન કરવાયોગ્ય છે" એવો અર્થ થાય. કાઇજ દાન ન થાય તેનાથી રાજસતામસ દાન પણ કરવાયોગ્ય છે એવો તેનો તાત્પર્યાર્થ છે.

૩ **अयुक्ताः** એવું પાઠાંતર છે, બંને પાઠોનો અર્થ એકજ છે.

एष आदेशः । एष उपदेशः एषा वेदोपनिषत् । एतदनुशासनम् । एवमुपासितव्यम् । एवमु चैतदुपास्यम् ॥ ४ ॥ [ स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यं तानि त्वयोपास्यानि स्यात्तेषु वर्तेरन् सप्त च ] इत्येकादशोऽनुवाकः ॥ ११ ॥

શબ્દાર્થ:—[ તો ] ત્યાં ( તે દેશમાં વા તે કાલમાં ) જે વિચારમાં સમર્થ, [ કર્મના વા આચારના અનુષ્ઠાનમાં પોતાથી ] જોડાયેલા, [ કર્મના તથા આચારના અનુષ્ઠામાં ] નિર્ભય થઇને જોડાયેલા, અક્રૂરબુદ્ધિવાળા [ ને માત્ર ] ધર્મની કામનાવાળા બ્રાહ્મણો હોય તેઓ જેવી રીતે તેમાં ( તે કર્મમાં વા તે આચારમાં ) વર્તતા હોય તેવી રીતે [ તારે ] તેમાં વર્તવું. હવે પાતકાદિની શંકાવાળા [ પુરુષો ]માં ત્યાં ( તે દેશમાં વા તે કાલમાં ) જે વિચારમાં સમર્થ, [ કર્મના વા આચારના અનુષ્ઠાનમાં પોતાથી ] જોડાયેલા, [ કર્મના તથા આચારના [ અનુષ્ઠાનમાં ] નિર્ભય થઇને જોડાયેલા, ક્રૂરબુદ્ધિરહિત [ ને માત્ર ] ધર્મની કામનાવાળા બ્રાહ્મણો હોય તેઓ જેવી રીતે તેઓમાં ( તે પુરુષોના પ્રસંગમાં ) વર્તતા હોય તેવી રીતે [ તારે ] તેઓમાં વર્તવું આ [ વૈદિક તથા સ્માર્ત ] વિધિ [ છે ] આ [ શિષ્યાદિપ્રતિ આચાર્યાદિના ] ઉપદેશ [ છે ] આ વેદમાં [ વિધિરૂપ ] સારભાગ [ છે ] આ [ શ્રીઈશ્વરની ] આજ્ઞા [ છે. ] એ પ્રમાણે ( કહેલી રીતે ) [ આ સર્વે ] અનુષ્ઠાન કરવા યોગ્ય [ છે. ] એવી રીતેજ આ [ સર્વે ] અનુષ્ઠાન કરવાયોગ્ય [ છે " અહીં પુન કથન આદરમાટે છે ] ૪ [ स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ત્યાં પહેલા દશ વિભાગ થયા, तानि त्वयोपास्यानि ત્યાં બીજા દશ વિભાગ થયા, वृत्तविचिकित्सा वा स्यात् ત્યાં ત્રીજા દશ વિભાગ થયા ને, तेषु वर्तेरन् ત્યાં દશ વિભાગ અને બીજા સાત વિભાગ છે ] એ પ્રમાણે અગીઆરમા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૧૧

હવે કહેલી વિદ્યાની પ્રાપ્તિમા વિઘ્નના નિવારણમાટે શાંતિના ફલસહિત શાંતિપાઠ ભણાય છે:—

शं नो मित्रः शं वरुणः । शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्मावादिषम् । ऋतमवादिषम् । सत्यमवादिषम् । तन्मामावीत् । तद्वक्तारमावीत् । आवीन्माम् । आवीद्वक्तारम् । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ १ ॥ [ सत्यमवादिषं पञ्च च ] इति द्वादशोऽनुवाकः ॥ १२ ॥

શબ્દાર્થ:—મિત્ર અમને સુખ કરનાર [ થાઓ ], વરુણ [ અમને ] સુખ કરનાર [ થાઓ ] અર્યમા અમને સુખ કરનાર થાઓ ઇંદ્ર [ ને ] બૃહસ્પતિ અમને સુખ કરનાર [ થાઓ ] ઉરુક્રમ વિષ્ણુ અમને સુખ કરનાર [ થાઓ ] બ્રહ્મને નમસ્કાર હે વાયો ! આપને નમસ્કાર તમેજ પ્રત્યક્ષ બ્રહ્મ છે৷ આપનેજ પ્રત્યક્ષ બ્રહ્મ કહ્યા છે, ઋત કહ્યા છે, સત્ય કહ્યાં છે તેમણે મારું પાલન કર્યું તેમણે વક્તાનું પાલન કર્યું મારું પાલન કર્યું, વક્તાનું પાલન કર્યું. ॐ શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ ] ૧

વિવેચન—દિવસના અભિમાની મિત્ર અમને સુખ કરનારા થાઓ રાત્રિના અભિમાની વરુણ અમને સુખ કરનારા થાઓ ચક્ષુના અને સૂર્યના અભિમાની અર્યમા અમને સુખ કરનારા થાઓ, ઇંદ્ર અને બૃહસ્પતિ અમને સુખ કરનારા થાઓ સર્વવ્યાપક વિષ્ણુ અમને સુખ કરનારા થાઓ. કારણબ્રહ્મને નમસ્કાર હે કાર્યબ્રહ્મરૂપ વાયો ! આપને નમસ્કાર આપજ પ્રત્યક્ષ બ્રહ્મ છો તેથી મેં આપનેજ પ્રત્યક્ષ બ્રહ્મ કહ્યા છે.

બુદ્ધિમાં સારી રીતે નિશ્ચય કરેલા અર્થરૂપી ઋત આપને અધીન છે તેથી મેં આપને ઋત કહ્યા છે. તેમણે વિદ્યામાં જોડવાવડે મારું પાલન કર્યું તેમણે વક્તાપણાના સામર્થ્યયુક્ત કરવાવડે આચાર્યનું પાલન કર્યું. તેમણે મારું પાલન કર્યું તેમણે વક્તાનું પાલન કર્યું ૐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ ૧ [ સત્યમ-વાદિષમ્ સાં દશ વિભાગ થયા, ને પાંચ વિભાગ બીજા છે ] એ પ્રમાણે બારમા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧૨

અનુવાકનાં આદિપદો આદિ કહે છે:—

શં નઃ શીક્ષાᳪं सह नौ यश्छन्दसां भूः स यः पृथिव्योमित्यृतं चाहं वेदमनूच्य शं नो द्वादश ॥ १२ ॥ शं नो मह इत्यादित्यो नो इतराणि त्रयोविंशतिः ॥ २३ ॥

## ॥ इति शिक्षाध्यायः ॥ १ ॥

ભાવાર્થ:—શં ન, શીક્ષાં, सह नौ, यश्छन्दसां, भूः, स य, पृथिवी, ओमिति, ऋतं च, अहं, वेदमनूच्य, शं नो એ આ અધ્યાયના બાર અનુવાકનાં આદિપદો છે. ૧૨ શં નો સાથી દશ મંત્રો, મહ इत्यादित्यो સાથી દશ મંત્રો નો નો इतराणि સાથી ત્રણ મંત્રો એમ આ અધ્યાયમાં ત્રેવીશ મંત્રો છે. ૨૩

આ શિક્ષાધ્યાયની સમાપ્તિમાં નીચે પ્રમાણે શાંતિપાઠ ભણવાનો શિષ્ટાચાર છે:—

ॐ शं नो मित्रः शं वरुणः । शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ અને વિવેચન આરંભમાં આપ્યાં છે તે પ્રમાણે જાણવાં.

ઇતિ શ્રીતૈત્તિરીયોપનિષદ્ગત શિક્ષાધ્યાયનામના પહેલા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૧

---

## ॥ २ ब्रह्मवल्ली ॥

હવે આગળ કહેવાની બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં વિઘ્નની નિવૃત્તિમાટે શાંતિ ભણાય છે:—

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥ १ ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ इति प्रथमोऽनुवाकः ॥ १ ॥

શબ્દાર્થ:—[ તે ] અમારું બંનેનું સાથે પાલન કરો [ તે ] અમારું બંનેનું સાથે રક્ષણ કરો [ અમે બંને ] સાથે [ વિદ્યાકૃત ] સામર્થ્ય સંપાદન કરીએ. અમારું બંનેનું અધ્યયન કરેલું સામર્થ્યવાળું થાઓ, [ અમે બે પરસ્પર ] દ્વેષ ન કરીએ. ૐ શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ. ] ૧

વિવેચન:—ઉપનિષદ્માં જણાવેલા જે પરમેશ્વર છે તે પરમેશ્વર વિદ્યાના સ્વરૂપના પ્રકાશથી એટલે વિદ્યામાં ઉપદેશના સામર્થ્યથી તથા વિદ્યાના ગ્રહણના સામર્થ્યથી અમારું બંનેનું ( આચાર્યનું તથા શિષ્યનું ) સાથે પાલન કરો. વળી તેજ પરમેશ્વર અમારું બંનેનું બ્રહ્મવિદ્યાના ફલનાં પ્રકાશથી સાથે રક્ષણ કરો. અમે બંને સાથેજ વિદ્યાવડે ઉત્પન્ન થતું સામર્થ્ય સંપાદન કરીએ અમે બંનેએ જે અધ્યયન કરેલું છે તે અમારું અધ્યયન સામર્થ્યવાળું થાઓ અમે બંને પ્રમાદવડે પરસ્પર દ્વેષ ન કરીએ. ૐ શબ્દ પરમાત્માનો વાચક છે.

અહીં જે ત્રણ વાર શાંતિશબ્દનું ઉચ્ચારણ છે તે ત્રિવિધતાપથી નિવૃત્તિની પ્રાર્થનારૂપ છે. વિઘ્નોની નિવૃત્તિવડે આત્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે, ને તે વિદ્યાની પ્રાપ્તિવડે પરમશ્રેય સિદ્ધ થાય છે. એ પ્રમાણે પહેલા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૧

પ્રથમાધ્યાયમા પ્રથમ સંહિતાને વિષય કરનારી અને કર્મોથી અવિરુદ્ધ ઉપાસના કહી પછી અંતઃકરણની અંદર સોપાધિક આત્માનું જ્ઞાન તથા વ્યાહૃતિરૂપ સાધનવડે સ્વારાજ્યરૂપ ફલ કહ્યું. એટલાવડે સંસારના બીજની નિઃશેષ નિવૃત્તિ થતી નથી તેથી સર્વ અનર્થના બીજરૂપ અજ્ઞાનની નિવૃત્તિસારુ સર્વ ઉપાધિના ભેદથી રહિત આત્માના જ્ઞાનમાટે આ બીજા અધ્યાયનો આરંભ થાય છે. આ બ્રહ્મવિદ્યાનું પ્રયોજન અવિદ્યાની નિવૃત્તિ છે, ને તેથી સંસારનો આત્યંતિક અભાવ થાય છે. તે પ્રયોજનને શ્રુતિ પોતેજ જણાવે છે:—

**ॐ ब्रह्मविदाप्नोति परम् । तदेषाऽभ्युक्ता । सत्यं ज्ञानमनन्तं ब्रह्म । यो वेद निहितं गुहायां परमे व्योमन् । सोऽश्नुते सर्वान्कामान्सह । ब्रह्मणा विपश्चितेति । तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधीभ्योऽन्नम् । अन्नात्पुरुषः[1] । स वा एष पुरुषोऽन्नरसमयः । तस्येदमेव शिरः । अयं दक्षिणः पक्षः । अयमुत्तरः पक्षः । अयमात्मा । इदं पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥ इति प्रथमः खण्डः ॥ १ ॥**

**શબ્દાર્થ:**—બ્રહ્મવેત્તા પર [ બ્રહ્મ ]ને પામે છે. તેમાં આ [ ઋચા ] ઉપદેશ કરી [ છે - ] સત્ય, જ્ઞાન [ ને ] અનંત બ્રહ્મ [ છે ] પરમ આકાશમાં [ બુદ્ધિરૂપ ] ગુહામાં સ્થિત [ બ્રહ્મ ] ને જે જાણે છે તે સર્વજ્ઞ બ્રહ્મસ્વરૂપે સર્વ ભોગોને એકકાલમાં ભોગવે છે. ઇતિ. પ્રસિદ્ધ તે આ આત્મરૂપ [ બ્રહ્મ ]થી આકાશ ઉપજ્યું. આકાશથી વાયુ, વાયુથી અગ્નિ. અગ્નિથી જલો જલોથી પૃથિવી પૃથિવીથી ઓષધીઓ ઓષધીઓથી અન્ન અન્નથી પુરુષ પ્રસિદ્ધ તે આ પુરુષ અન્નના રસનો વિકાર [ છે ] તેનું આ [ પ્રસિદ્ધ મસ્તક ]જ મસ્તક [ છે, ] આ [ જમણો હાથ ] જમણી પાંખ [ છે, ] આ [ ડાબો હાથ ] ડાબી પાંખ [ છે, ] આ [ શરીરનો મધ્યભાગ અંગોનો ] આત્મા [ છે, ] આ [ કેડની નીચેના ભાગરૂપ પગ ] પુચ્છ [ છે, તે ] આધાર [ છે. ] તેમાં આ શ્લોક પણ છે ૨. ૧

**વિવેચન:**—પરમાત્મા નિરતિશય વ્યાપક હોવાથી બ્રહ્મ કહેવાય છે. તેને જે જાણે છે તે બ્રહ્મવેત્તા કહેવાય છે. આ બ્રહ્મવેત્તા, તે નિરતિશય વ્યાપક બ્રહ્મ જે અજ્ઞાનકાલમાં અપ્રાપ્તજેવું જણાતું હતું તેને અવિદ્યાની નિવૃત્તિવડે પ્રાપ્ત થાય છે. તે વાક્યવડે કહેલા બ્રહ્મરૂપ અર્થમાં આ ઋચા ઉપદેશ કરી છે:—સત્ય, જ્ઞાન ને અનંત બ્રહ્મ છે. મિથ્યાથી વિલક્ષણ હોવાથી તે બ્રહ્મ સત્ય કહેવાય છે, જડથી વિલક્ષણ હોવાથી તે જ્ઞાન કહેવાય છે, ને પરિચ્છિન્નથી વિલક્ષણ હોવાથી તે અનંત કહેવાય છે. જે વસ્તુ ત્રણે કાલમાં બાધ નહિ પામવાથી પારમાર્થિક સત્ય, જેના જ્ઞાનનો કદીપણ નાશ થતો નથી તેથી સર્વદા જ્ઞાનરૂપ, ને જેનો દેશ, કાલ ને વસ્તુવડે અંત નથી તેથી અનંત છે તે વસ્તુ બ્રહ્મ છે એમ અહીં બ્રહ્મનું સ્વરૂપલક્ષણ જણાવ્યું છે. હૃદયવડે પરિચ્છેદ પામેલા ઉત્કૃષ્ટ ભૂતાકાશમાં રહેલી બુદ્ધિરૂપ ગુહામાં સાક્ષીપણાવડે પ્રકટ જે બ્રહ્મ છે, તે બ્રહ્મને જે જાણે છે તે બ્રહ્મભૂત વિદ્વાન્ સૂર્યના પ્રકાશની પેઠે બ્રહ્મસ્વરૂપે પુણ્યાદિ નિમિત્તની અપેક્ષાથી રહિત તથા ચક્ષુરાદિક કરણની અપેક્ષાથી રહિત, સર્વે ભોગોને સાથેજ ભોગવે છે. બુદ્ધિમાં ભોગમોક્ષરૂપ પુરુષાર્થ ગૂઢ રહે છે

૧ अन्नाद्रेतः । रेतसः पुरुषः । એવો પાઠ પણ કોઇ પ્રતિઓમાં જોવામાં આવે છે. અન્નથી વીર્ય થાય છે ને વીર્યથી પુરુષ થાય છે એવો તેનો અર્થ છે.

તેથી તેને ગુહા કહી છે. મૂલમાં જેઇતિ શબ્દ છે તે મંત્રની સમાપ્તિ દેખાડે છે. હવે તે બ્રહ્મનું તટસ્થલક્ષણ કહે છે.—તે આ આત્મસ્વરૂપ બ્રહ્મથી આકાશ ઉત્પન્ન થયું તે આકાશ શબ્દગુણવાળું તથા મૂર્તદ્રવ્યને અવકાશ આપનારું છે. આકાશથી શબ્દસ્પર્શગુણવાળો વાયુ ઉપજ્યો. તે વાયુથી શબ્દ, સ્પર્શ ને રૂપગુણવાળો અગ્નિ ઉપજ્યો. અગ્નિથી શબ્દ, સ્પર્શ, રૂપ ને રસગુણવાળું જલ ઉપજ્યું જલથી ગંધાદિ પાંચ ગુણવાળી પૃથિવી ઉપજી. પૃથિવીથી ઓષધીઓ ( ફલ પાકવાથી નાશ પામનારા છોડો ) ઉપજી. ઓષધીઓથી અન્ન ( ભક્ષણ કરવાયોગ્ય ઘઉં આદિ ) ઉપજ્યું. અન્નથી વીર્યદ્વારા પુરુષની ( સ્થૂલશરીરની ) ઉત્પત્તિ થઇ. હવે આત્માનું પંચકોશાતીત સ્વરૂપ કહેવામાટે પ્રથમ અન્નમયકોશનું સ્વરૂપ કહે છે:—પ્રસિદ્ધ તે આ પુરુષ અન્નના સારભૂત શુક્રશોણિતના કાર્યરૂપ છે. તે પુરુષરૂપ પક્ષીનું આ પ્રસિદ્ધ મસ્તકજ શિર છે, તેનો આ જમણો હાથ જમણી પાંખ છે, આ ડાબો હાથ ડાબી પાંખ છે, આ શરીરનો મધ્યભાગ ( ગળાથી કેડસુધીનો ભાગ ) અંગોનો આત્મા ( જીવને સ્થિતિ કરવાયોગ્ય દેશ ) છે, અને આ કેડની નીચેના ભાગરૂપ પગ તે પુચ્છ છે, ને તે શરીરના આધારરૂપ છે. અન્નમયાદિ કોશની પક્ષીના આકારની કલ્પના વિષયવૈરાગ્યદ્વારા બુદ્ધિની આત્મામાં સ્થિરતા કરવામાટે કિંવા ઉપાસનામાટે છે તે બ્રાહ્મણભાગના વાક્યવડે કહેલા અર્થમાં અન્નમયના સ્વરૂપનો પ્રકાશક આ મંત્ર પણ છે એ પ્રમાણે બીજા અનુવાકના પ્રથમ ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૨. ૧

अन्नाद्वै प्रजाः प्रजायन्ते । याः काश्च पृथिवीꣳ श्रिताः । अथो अन्नेनैव जीवन्ति । अथैनदपि यन्त्यन्ततः । अन्नꣳ हि भूतानां ज्येष्ठम् । तस्मात्सर्वौषधमुच्यते । सर्वं वै तेऽन्नमाप्नुवन्ति । येऽन्नं ब्रह्मोपासते । अन्नꣳहि भूतानां ज्येष्ठम् । तस्मात्सर्वौषधमुच्यते । अन्नाद्भूतानि जायन्ते । जातान्यन्नेन वर्धन्ते । अद्यतेऽत्ति च भूतानि । तस्मादन्नं तदुच्यत इति । तस्माद्वा एतस्मादन्नरसमयात् । अन्योऽन्तर आत्मा प्राणमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य प्राण एव शिरः । व्यानो दक्षिणः पक्षः । अपान उत्तरः पक्षः । आकाश आत्मा । पृथिवी पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥ इति द्वितीयः खण्डः ॥ २ ॥

**શબ્દાર્થ:**—અન્નથી પ્રસિદ્ધ જે કોઇ પૃથિવીને આશરે રહેલી પ્રજાઓ [ છે તે ] ઉત્પન્ન થાય છે. અન્નવડેજ જીવે છે, પશ્ચાત્ અંતમાં એના પ્રતિ લીન થાય છે. જેથી અન્ન ભૂતોમાં જ્યેષ્ઠ [ છે ] તેથી સર્વનું ઔષધ કહેવાય છે જેઓ અન્નરૂપ બ્રહ્મ ઉપાસે છે તેઓ નિશ્ચય સર્વ અન્નને પામે છે. જેથી અન્ન ભૂતોમા જ્યેષ્ઠ [ છે ] તેથી સર્વેનું ઔષધ કહેવાય છે. અન્નથી પ્રાણીઓ ઉપજે છે. ઉપજેલાં અન્નવડે વૃદ્ધિ પામે છે ભક્ષણ કરાય છે, અને ભૂતોને ભક્ષણ કરે છે તેથી તે અન્ન કહેવાય છે. ઇતિ પ્રસિદ્ધ તે આ અન્નરસમયથી અન્ય અંતર આત્મા પ્રાણમય [ છે, ] તેવડે આ પૂર્ણ [ છે ] પ્રસિદ્ધ તે આ પુરુષના આકારવાળોજ [ છે ] તેના પુરુષાકારપણાની પછી આ પુરુષના આકારવાળો [ છે. ] તેનું પ્રાણજ શિર [ છે. ] વ્યાન જમણી પાંખ [ છે ] અપાન ડાબી પાંખ [ છે. ] આકાશ આત્મા [ છે. ] પૃથિવી પુચ્છ [ છે, તે ] આધાર [ છે. ] તેમાં આ શ્લોક પણ છે. ૨ ૨

વિવેચન:—રસાદિભાવે પરિણામ પામેલા અન્નથી પૃથિવીને આશરે રહેલાં સર્વ સ્થાવરજંગમ પ્રાણીઓ ઉપજે છે, અને ઉત્પન્ન થયેલાં તે પ્રાણીઓ અન્નવડેજ વૃદ્ધિ પામે છે. પછી જીવનની સમાપ્તિમાં સાક્ષાત્ વા પરંપરાવડે અન્નરૂપ પૃથિવીમાં તે લીન થાય છે. જેથી અન્ન સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ ને લયનું કારણ છે તથા તે સર્વ પ્રાણીઓનું ઔષધ (ક્ષુધારૂપ રોગની નિવૃત્તિ કરનાર ) કહેવાય છે. જે પુરુષ પોતાની ઉત્પત્તિ,

સ્થિતિ ને લયના કારણ છે તે સર્વ ભૂતોનું કારણરૂપ અન્નમાં બ્રહ્મબુદ્ધિ કરે છે, તે પુરુષ નિશ્ચય સર્વ પ્રકારના અન્નને પ્રાપ્ત થાય છે. જેથી અન્ન ભૂતોનું ઓસડ કહેવાય છે, માટે સર્વ અન્નરૂપ બ્રહ્મના ઉપાસકને સર્વ અન્નની પ્રાપ્તિ સંભવે છે, અન્નથી સર્વ પ્રાણીઓ ઉપજે છે, અને ઉપજેલાં અન્નવડે વૃદ્ધિ પામે છે આ પુન કથન પ્રસંગના ઉપસંહારમાટે છે હવે અન્નશબ્દનો અર્થ કહેવાય છે :—જે પોતાના જીવનમાટે ભૂતોવડે ભક્ષણ કરાય છે, અથવા જે પ્રાણીઓના પ્રારબ્ધની સમાપ્તિએ પોતાના રસની વિષમતાવડે ભૂતોનો સંહાર કરે છે તે અન્ન કહેવાય છે. ઇતિ શબ્દ પ્રથમકોશની સમાપ્તિ દેખાડવામાટે છે. અહીં તે ચોક પ્રાદવાળો મન્ત્ર સમાપ્ત થાય છે. અન્નના નિરૂપણવડે તેના કાર્યરૂપ અન્નમયકોશનું વર્ણન પણ થઇ ગયું એમ સમજવું હવે બીજા કોશનું સ્વરૂપ કહે છે:—ને આ અન્નના રસમાં કાર્યરૂપ સ્થૂલશરીરથી ભિન્ન અભ્યન્તરપ્રદેશમાં કલ્પિત આત્મા પ્રાણમય ( ક્રિયાશક્તિવાળા, પ્રાણના કાર્યવૃત્તિ-રૂપ ) છે. તે પ્રાણમયવડે આ સ્થૂલશરીર ભરેલું છે. પ્રસિદ્ધ તે આ પ્રાણમય પુરુષના આકારવાળો છે. તે અન્નમયના પુરુષાકારપણાની પછી આ પુરુષના આકારવાળો છે, તે પ્રાણમયકોશરૂપપક્ષીનું પ્રાણ શિર છે, વ્યાન જમણી પાંખ છે, અપાન ડાબી પાંખ છે, ને શરીરના મધ્યપ્રદેશમા સ્થિત આકાશમાં રહેનો સમાન આત્મા છે પૃથિવી જેમ પ્રાણીઓની સ્થિતિનો આધાર છે તેમ ઉદાન અન્ય પ્રાણોની શરીરમાં સ્થિતિ થવામાં આધાર છે તેથી અહીં પૃથિવીશબ્દવડે ઉદાન જાણવો. તે ઉદાન પુચ્છ છે, ને તે પ્રાણમયનો આધાર છે. તે પ્રાણમયરૂપ આત્માના સંબંધમાં આ શ્લોક પણ છે. એ પ્રમાણે બીજા અનુવાકના બીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૨ ૨

प्राणं देवा अनु प्राणन्ति । मनुष्याः पशवश्च ये । प्राणो हि भूतानामायुः । तस्मात्सर्वायुषमुच्यते । सर्वमेव त आयुर्यन्ति । ये प्राणं ब्रह्मोपासते । प्राणो हि भूतानामायुः । तस्मात्सर्वायुषमुच्यत इति । तस्यैष एव शारीर आत्मा । यः पूर्वस्य । तस्माद्वा एतस्मात्प्राणमयात् । अन्योऽन्तर आत्मा मनोमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य यजुरेव शिरः । ऋग्दक्षिणः पक्षः । सामोत्तरः पक्षः । आदेश आत्मा । अथर्वाङ्गिरसः पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥ इति तृतीयः खण्डः ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—પ્રાણની પછી [ અગ્નિ આદિ વા ઇંદ્રિયોરૂપ ] દેવો ચેષ્ટા કરે છે. જે મનુષ્યો અને પશુઓ [ છે તે પણ પ્રાણની ક્રિયાવડે ચેષ્ટાવાળાં થાય છે. ] જેથી પ્રાણ પ્રાણીઓનું જીવન [ છે ] તેથી [ તે ] સર્વનું જીવન કહેવાય છે જેઓ પ્રાણને બ્રહ્મરૂપે ઉપાસે છે તેઓ સર્વ ( શતવર્ષના ) જીવનનેજ પામે છે. જેથી પ્રાણ ભૂતોનું જીવન [ છે ] તેથી [ તે ] સર્વનું જીવન કહેવાય છે ઇતિ જે [ આ પ્રાણમય છે ] આજ તે પૂર્વના ( અન્નમયના ) શરીરમાં રહેનારો આત્મા [ છે. ] પ્રસિદ્ધ તે આ પ્રાણમયથી ભિન્ન [ તેની ] અંતર [ કલ્પિત ] આત્મા મનોમય [ છે ], તે [ મનોમય ]વડે આ [ પ્રાણમય ] પૂર્ણ [ છે. ] પ્રસિદ્ધ તે આ [ મનોમય ] પુરુષના આકારવાળોજ [ છે ] તે [ પ્રાણમય ]ના પુરુષાકારપણાની પછી આ [ મનોમય ] પુરુષાકારવાળો [ છે. ] તેનું યજુષજ ( યજુર્વેદને વિષય કરનારી મનોવૃત્તિજ ) શિર [ છે. ] ઋક્ ( ઋગ્વેદને વિષય કરનારી મનોવૃત્તિ ) જમણી પાંખ [ છે. ] સામ (સામવેદને વિષય કરનારી મનોવૃત્તિ ) ડાબી પાંખ [ છે. ] આદેશ ( કર્તવ્યનો ઉપદેશ કરનાર બ્રાહ્મણભાગને વિષય કરનારી મનોવૃત્તિ ) આત્મા [ છે ] અથર્વાંગિરસ ( અથર્વાએ ને અંગિરાએ જોયેલા મંત્રો ને બ્રાહ્મણોને વિષય કરનારી મનોવૃત્તિ ) પુચ્છ [ છે, તે ] આધાર

[ છે. ] તેમાં આ શ્લોક પણ છે. એ પ્રમાણે બીજા અનુવાકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ॥ ૨-૩ ॥

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कदाचनेति । तस्यैष एव शारीर आत्मा । यः पूर्वस्य । तस्माद्वा एतस्मान्मनोमयात् । अन्योऽन्तर आत्मा विज्ञानमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य श्रद्धैव शिरः । ऋतं दक्षिणः पक्षः । सत्यमुत्तरः पक्षः । योग आत्मा । महः पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥ इति चतुर्थः खण्डः ॥ ४ ॥

**શબ્દાર્થ:**—જેથી ( વાણી ને મનરૂપ વિશેષણવાળા મનોમયરૂપ બ્રહ્મથી ) મનસહિત વાણીઓ પ્રાપ્ત નહિ થઈને નિવૃત્ત થાય છે. [ મનોમયરૂપ ], બ્રહ્મના ( બ્રહ્મની ઉપાસનાનો ) [ ફલભૂત આધિદૈવિક ] આનંદને જાણનારો કદીપણ [ ગર્ભવાસાદિક દુઃખથી ] ભય પામતો નથી. ઇતિ. જે [ આ મનોમય છે ] આજ તો પૂર્વના ( પ્રાણમયના ) શરીરમાંથી સ્થિત આત્મા [ છે. ] પ્રસિદ્ધ તે આ મનોમયથી ભિન્ન [ તેની ] અંતર [ કલ્પિત ] આત્મા વિજ્ઞાનમય ( નિશ્ચયરૂપ બુદ્ધિવાળો ) [ છે. ] તે [ વિજ્ઞાનમય ] વડે આ [ મનોમય ] પૂર્ણ [ છે. ] પ્રસિદ્ધ તે આ [ વિજ્ઞાનમય ] પુરુષના આકારવાળોજ [ છે. ] તે [ મનોમય ]ની પુરુષાકારતા પછી આ [ વિજ્ઞાનમય ] પુરુષના આકારવાળો [ થાય છે. ] તેનું શ્રદ્ધાજ શિર [ છે. ] ઋત ( શાસ્ત્રે પ્રતિપાદન કરેલા અર્થને વિષય કરનારી વૃત્તિ ) જમણી પાંખ [ છે. ] સત્ય ( શાસ્ત્રે પ્રતિપાદન કરેલા અર્થ પ્રમાણે શરીરવાણીએ અનુષ્ઠાન કરેલાને વિષય કરનારી વૃત્તિ ) ડાબી પાંખ [ છે. ] ચિત્તની એકાગ્રતા આત્મા [ છે. ] હિરણ્યગર્ભ પુચ્છ [ છે, ને તે ] આધાર [ છે. ] તેમાં આ શ્લોક પણ છે. એ પ્રમાણે બીજા અનુવાકના ચોથા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ॥ ૨-૪ ॥

विज्ञानं यज्ञं तनुते । कर्माणि तनुतेऽपि च । विज्ञानं देवाः सर्वे । ब्रह्म ज्येष्ठमुपासते । विज्ञानं ब्रह्म चेद्वेद । तस्माच्चेन्न प्रमाद्यति । शरीरे पाप्मनो हित्वा । सर्वान्कामान्समश्नुत इति । तस्यैष एव शारीर आत्मा । यः पूर्वस्य । तस्माद्वा एतस्माद्विज्ञानमयात् । अन्योऽन्तर आत्माऽऽनन्दमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य प्रियमेव शिरः । मोदो दक्षिणः पक्षः । प्रमोद उत्तरः पक्षः । आनन्द आत्मा । ब्रह्म पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति । इति पञ्चमः खण्डः ॥ ५ ॥

**શબ્દાર્થ:**—બુદ્ધિ [ કર્તાદિ ] યજ્ઞને વિસ્તારે છે, અને [ તે શ્રૌતસ્માર્તલૌકિક ] કર્મોને પણ વિસ્તારે છે. સર્વે દેવો ( ઇંદ્રાદિ અથવા ઇંદ્રિયો ) બુદ્ધિરૂપ પ્રથમ ઉપજેલા હિરણ્યગર્ભને ઉપાસે છે. જો વિજ્ઞાનરૂપ કાર્યબ્રહ્મને જાણે છે, [ ને ] જો તેથી પ્રમાદ પામતો નથી [ તો તે ] શરીરમાં પાપોને છોડીને સર્વ ભોગોને ભોગવે છે. ઇતિ. જે [ આ વિજ્ઞાનમય છે ] આજ તે

પૂર્વના શરીરવિષે રહેલો આત્મા [છે.] પ્રસિદ્ધ તે આ વિજ્ઞાનમયથી ભિન્ન [તેની] અંતરે [કલ્પિત] આત્મા આનંદમય (પ્રિયાદિ આનંદના વિકારરૂપ વા ઘણા આનંદવાળો) [છે.] તે [આનંદમય] વડે આ [વિજ્ઞાનમય] પૂર્ણ [છે.] પ્રસિદ્ધ તે આ પુરુષના આકારવાળોજ [છે.] તેના પુરુષાકારપણાપછી આ પુરુષના આકારવાળો [છે.] તેનું પ્રિયજ (ઇષ્ટવસ્તુના દર્શનથી ઉપજેલું સુખજ) શિર [છે.] મોદ (ઇષ્ટવસ્તુનો લાભ થવાથી થયેલું સુખ) જમણી પાંખ [છે.] પ્રમોદ (ઇષ્ટવસ્તુનો ભોગ થવાથી થયેલું સુખ) ડાબી પાંખ [છે. ત્રણેમાં રહેલ સામાન્ય સુખરૂપ] આનંદ આત્મા [છે.] બ્રહ્મ પુચ્છ [છે, ને તેજ અવિદ્યાકલ્પિત સર્વ દ્વૈતના અવસાનરૂપ અદ્વૈતસ્વરૂપ] પ્રતિષ્ઠા [છે.] તે [અર્થ]માં આ શ્લોક પણ છે. એ પ્રમાણે બીજા અનુવાકના પાંચમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૨ ૫

असन्नेव स भवति। असद्ब्रह्मेति वेद चेत्। अस्ति ब्रह्मेति चेद्वेद। सन्तमेनं ततो विदुरिति। तस्यैष एव शारीर आत्मा। यः पूर्वस्य। अथातोऽनुप्रश्नाः। उताविद्वानमुं लोकं प्रेत्य। कश्चन गच्छती ३। आहो विद्वानमुं लोकं प्रेत्य। कश्चित्समश्नुता ३ उ। सोऽकामयत। बहु स्यां प्रजायेयेति। स तपोऽतप्यत। स तपस्तप्त्वा। इदꣳ सर्वमसृजत। यदिदं किंच। तत्सृष्ट्वा। तदेवानुप्राविशत्। तदनुप्रविश्य। सच्च त्यच्चाभवत्। निरुक्तं चानिरुक्तं च। निलयनं चानिलयनं च। विज्ञानं चाविज्ञानं च। सत्यं चानृतं च। सत्यमभवत्। यदिदं किंच। तत्सत्यमित्याचक्षते। तदप्येष श्लोको भवति ॥ इति षष्ठः खण्डः ॥ ६ ॥

શબ્દાર્થઃ—જો [આનંદમયરૂપ] બ્રહ્મ અસત્ [છે] એમ જાણે છે [તો] તે [પુરુષાર્થથી ભ્રષ્ટ થઇ] અસાધુજ-દુર્જનજ-થાય છે; [ને] જો બ્રહ્મ છે એમ જાણે છે [તો] તેથી આને (એમ જાણનાર પુરુષને) [સત્પુરુષો] સન્માર્ગમાં રહેલો જાણે છે. ઇતિ. [તેથી પોતાનું શ્રેય ઇચ્છનારે બ્રહ્મનું અસ્તિત્વ અંગીકાર કરવું ઉચિત છે.] જે [આ આનંદમય છે] આજ તે પૂર્વના (વિજ્ઞાનમયના) શરીરમા સ્થિત આત્મા [છે. બ્રહ્મ જ્ઞાની અજ્ઞાની બન્નેને સાધારણ છે.] માટે હવે [આચાર્યના પૂર્વોક્ત કથન] પછી [શિષ્યના આ] પ્રશ્નો [છેઃ—] શું કોઇ અવિદ્વાન્ પણ [અહીંથી] મરણ પામીને આ [બ્રહ્મરૂપ] લોકને પામે છે [વા નથી પામતો? ગચ્છતિમાં પ્લુતિ વિચારમાટે છે; અથવા] શું કોઇ વિદ્વાન્ પણ [અહીંથી] મરણ પામીને આ [બ્રહ્મરૂપ] લોકને પામે છે [વા નથી પામતો? સમશ્નુતેમાં જે પ્લુતિ છે તે વિચારમાટે છે. આ શંકાનું સ્વરૂપ આ છેઃ—તમે કહો છો તેવું બ્રહ્મ હોય તો અવિદ્વાનને પણ તેની સાથે સંબંધ છે તેથી તે મોક્ષ પામે, અને જો તે મોક્ષ ન પામે તો વિદ્વાન્ પણ તેની પેઠે મોક્ષ ન પામે તેથી તેવું બ્રહ્મ નથી. તે આશંકા દૂર કરવા હવે બ્રહ્મનો સદ્ભાવ સિદ્ધ કરે છેઃ—જેનાથી આકાશાદિક ઉપજ્યાં છે] તે [પરમાત્મા હું] બહુ થઉં, પ્રજાને ઉપજાવું, એમ કામના કરતા હવા તે [પરમાત્મા ઉત્પન્ન કરવાયોગ્ય જગત્ની રચના આદિકને વિષય કરનાર વિચારરૂપ] તપ કરતા હવા તે [વિચારરૂપ] તપ તપીને (અવલોકન કરીને) [નામરૂપાત્મક] આ સર્વ [જગત્]ને સૃજતા હવા. જે આ કાંઇ [છે] તેને રચીને તેમાંજ પછી [પોતાના વ્યાપકસ્વભાવથી] પ્રવેશ કરતા હવા [એવી રીતે બ્રહ્મ જગત્નું કારણ છે તેથી તેના અસ્તિત્વની સિદ્ધિ થઇ.] તેમાં પછી પ્રવેશ કરીને પ્રત્યક્ષ [ને] આશ્રયરૂપ મૂર્ત (પૃથિવી, જલ ને તેજ) અને પરોક્ષ [તથા] આધેયરૂપ અમૂર્ત (વાયુ તથા આકાશ) થતા હવા. વળી

[ ગાય આદિ ] ચેતન તથા [ કાષ્ઠાદિક ] અચેતનરૂપ ને [ રજ્જુ આદિક વ્યાવહારિક ] સત્ય અને [ સર્પાદિક ] મિથ્યારૂપ [ પણ તે ] સત્ય થતું હતું. જે આ કાંઇ [ કાર્યોનો સમૂહ છે તે કારણરૂપ બ્રહ્મ છે તેથી ] તેને [ બ્રહ્મવેત્તા ] સત્ય એમ કહે છે. તે [ વિષય ]માં ( આત્માનો સદ્ભાવ જણાવવામાં ). આ શ્લોક પણ છે. એ પ્રમાણે બીજા અનુવાકના છઠ્ઠા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨-૬

असद्वा इदमग्र आसीत् । ततो वै सदजायत । तदात्मानँ स्वयमकुरुत । तस्मात्तत्सुकृतमुच्यत इति ॥ यद्वै तत्सुकृतम् । रसो वै सः । रसँ ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति । को ह्येवान्यात्कः प्राण्यात् । यदेष आकाश आनन्दो न स्यात् । एष ह्येवाऽऽनन्दयाति । यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते । अथ सोऽभयं गतो भवति । यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते । अथ तस्य भयं भवति । तत्त्वेव भयं विदुषोऽमन्वानस्य । तदप्येष श्लोको भवति ॥ इति सप्तमः खण्डः ॥ ७ ॥

**શબ્દાર્થ:**—આ [ જગત્ ] આગળ અસત્ ( નામરૂપથી વિપરીતસ્વરૂપવાળું બ્રહ્મ ) હતું. તે [ બ્રહ્મ ]થી પ્રસિદ્ધ સત્ ( નામરૂપાત્મક જગત્ ) ઉત્પન્ન થયું. તે [ બ્રહ્મ ] પોતે પોતાને રચતું હતું તેથી તે [ બ્રહ્મ ] સુકૃત ( પોતેજ કર્તા ) કહેવાય છે. ઇતિ જે પ્રસિદ્ધ [ જગત્કારણ છે ] તે બ્રહ્મ [ જ ] તેજ રસ ( આનંદકર ) [ છે. ] આ [ પુરુષ ] પ્રસિદ્ધ રસનેજ પામીને આનંદી થાય છે. જો [ હૃદયરૂપ ] આકાશમાં આ [ બ્રહ્મરૂપ ] આનંદ ન હોય [ તો ] કોણ અપાનરૂપ ચેષ્ટા ( પ્રશ્વાસક્રિયા ) કરે ? [ ને ] કોણ પ્રાણનરૂપ ચેષ્ટા ( શ્વાસક્રિયા ) કરે ? પ્રસિદ્ધ આ [ પરમાત્માજ લોકને પુણ્યાનુસાર ] આનંદ કરાવે છે. જ્યારે આ [ સાધક ] પ્રસિદ્ધ આ અદૃશ્ય, અશરીર, અવાચ્ય ને નિરાધાર [ બ્રહ્મ ]માંજ નિર્ભયસ્થિતિ ( ભયરહિત આત્મભાવ ) પામે છે ત્યારે તે અભય પામેલો થાય છે. જ્યારે ( અજ્ઞાનદશામાં ) આ ( અજ્ઞાની ) પ્રસિદ્ધ આ [ બ્રહ્મ ]માંજ અલ્પ પણ ભેદદર્શન કરે છે ત્યારે [ તે ભેદદર્શનવડે ] તેને ભય થાય છે. [ અભેદરૂપ બ્રહ્મતત્ત્વને ] નહિ જાણનાર ઉપાસકને તો તે [ બ્રહ્મ ] ભયરૂપજ થાય છે. [ બ્રહ્મમાં ભેદદર્શન કરનારને બ્રહ્મ ભયરૂપ થાય છે ] તેમાં આ શ્લોક પણ છે. એ પ્રમાણે બીજા અનુવાકના સાતમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨-૭

भीषाऽस्माद्वातः पवते । भीषोदेति सूर्यः । भीषाऽस्मादग्निश्चेन्द्रश्च । मृत्युर्धावति पञ्चम इति । सैषाऽऽनन्दस्य मीमाँसा भवति । युवा स्यात्साधुयुवाऽध्यायकः । आशिष्ठो दृढिष्ठो बलिष्ठः । तस्येयं पृथिवी सर्वा वित्तस्य पूर्णा स्यात् । स एको मानुष आनन्दः । ते ये शतं मानुषा आनन्दाः । स एको मनुष्यगन्धर्वाणामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं मनुष्यगन्धर्वाणामानन्दाः । स एको देवगन्धर्वाणामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं देवगन्धर्वाणामानन्दाः । स एकः पितॄणां चिरलोकलोकानामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं पितॄणां चिरलोकलोकानामानन्दाः । स एक आजानजानां देवानामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतमाजानजानां देवानामानन्दाः । स एकः कर्मदेवानां देवानामानन्दः । ये कर्मणा देवानपियन्ति ।

श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं कर्मदेवानां देवानामानन्दाः । स एको देवानामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं देवानामानन्दाः । स एक इन्द्रस्याऽऽनन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतमिन्द्रस्याऽऽनन्दाः । स एको बृहस्पतेरानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं बृहस्पतेरानन्दाः । स एकः प्रजापतेरानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं प्रजापतेरानन्दाः । स एको ब्रह्मण आनन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । स यश्चायं पुरुषे । यश्चासावादित्ये । स एकः । स य एवंवित् । अस्माल्लोकात्प्रेत्य । एतमन्नमयमात्मानमुपसङ्क्रामति । एतं प्राणमयमात्मानमुपसङ्क्रामति । एतं मनोमयमात्मानमुपसङ्क्रामति । एतं विज्ञानमयमात्मानमुपसङ्क्रामति । एतमानन्दमयमात्मानमुपसङ्क्रामति । तदप्येष श्लोको भवति ॥ इत्यष्टमः खण्डः ॥ ८ ॥

શબ્દાર્થ:—આ [ બ્રહ્મ ] ના ભયવડે વાયુ વાય છે. ભયવડે સૂર્ય ઉદય થાય છે. આ [ બ્રહ્મ ] ના ભયવડે અગ્નિ [ દહનાદિ કર્મ કરે છે ] ને ઇંદ્ર [ ત્રિલોકીનું રક્ષણ કરે છે, અને તે ચારની અપેક્ષાએ ] પાંચમો મૃત્યુ [ જેનું આયુષ્ ક્ષીણ થયું છે એવા પ્રાણિપ્રતિ ] શીઘ્ર જાય છે. પણ [ તે વાયુ આદિના નિયામક પરમાત્મા આનન્દરૂપ છે. તે બ્રહ્મના ] આનંદનો તે આ સૂક્ષ્મવિચાર થાય છે:—[ હવે સ્વાભાવિક પરિપૂર્ણ બ્રહ્માનન્દના અનુમાનમાટે લૌકિક આનંદોનો ક્રમ કહેવાય છે:—જે પુરુષ રૂપાદિયુક્ત ને શ્રેષ્ઠ યુવાવસ્થાવાળો યુવાન, શાસ્ત્રનું જેણે અધ્યયન કરેલું છે એવો, શીઘ્ર પ્રવૃત્તિ કરનારો, અત્યંત દૃઢમનવાળો [ ને ] અત્યંત બલવાન હોય; [ તથા ] તેને ધનવડે પૂર્ણ આ સર્વ પૃથિવી હોય [ તેનો જે આનંદ છે ] તે એક મનુષ્યોનો [ શ્રેષ્ઠ ] આનંદ [ છે ] તે જે સો મનુષ્યોના આનંદો [ છે ] તે એક મનુષ્યગંધર્વોનો આનંદ [ છે ] તે મનુષ્યગંધર્વોનો આનંદ ] શ્રોત્રિય ને નિષ્કામ [ પુરુષ ] ને [ થાય છે. તે જે સો મનુષ્યગંધર્વોના આનંદો [ છે ] તે એક દેવગંધર્વોનો આનંદ [ છે તે ] શ્રોત્રિય ને કામનારહિતને [ થાય છે. ] તે જે સો દેવગંધર્વોના આનંદો [ છે ] તે એક ચિરકાલસ્થાયી લોકવાળા પિતૃઓનો આનંદ [ છે. તે ] વિદ્વાન્ ને અકામહતને [ થાય છે ] તે જે સો ચિરકાલ રહેનારા લોકવાળા પિતૃઓના આનંદો [ છે ] તે એક આજાનજ દેવોનો આનંદ [ છે તે ] શ્રોત્રિય ને નિષ્કામને [ થાય છે ] તે જે સો આજાનજ દેવોના આનંદો [ છે ] તે એક કર્મદેવ દેવોનો આનંદ [ છે ] જેઓ [ વૈદિક ] કર્મવડે દેવોને પામે છે. ( દેવોના સ્થાન સ્વર્ગમાં ઉત્પન્ન થાય છે. ) [ તે કર્મદેવનામના દેવોનો આનંદ ] શ્રોત્રિય ને નિષ્કામને [ થાય છે ] તે જે સો કર્મદેવ દેવોના આનંદો [ છે ] તે એક [ મુખ્ય ] દેવોનો આનંદ [ છે તે ] શ્રોત્રિય ને કામનારહિતને [ થાય છે ] તે જે સો [ મુખ્ય ] દેવોના આનંદો [ છે ] તે એક [ દેવોના પતિ ] ઇંદ્રનો આનંદ [ છે. તે ] શ્રોત્રિય ને નિષ્કામને [ થાય છે. ] તે જે સો ઇંદ્રના આનંદો [ છે ] તે એક [ ઇંદ્રના આચાર્ય ] બૃહસ્પતિનો આનંદ [ છે, તે ] શ્રોત્રિય ને કામનારહિતને [ થાય છે. ] તે જે સો બૃહસ્પતિના આનંદો [ છે ] તે એક વિરાટ્‌નો આનંદ [ છે તે ] શ્રોત્રિય ને કામનારહિતને [ થાય છે ] તે જે સો વિરાટ્‌ના આનંદો [ છે ] તે એક હિરણ્યગર્ભનો આનંદ [ છે તે ] શ્રોત્રિય ને કામનાથી રહિતને [ થાય છે; આ સર્વે આનંદો જેના લેશ છે તે પરમાનંદ સ્વાભાવિક છે ] તે જે આ પુરુષવિષે [ છે ] ને જે આ સૂર્યવિષે [ છે ] તે એક [ છે ] જે [ સાધક પૂર્વોક્ત બ્રહ્મ હું છું ] એમ જાણનાર [ છે તે દૃષ્ટ અદૃષ્ટ વિષયના સમૂહરૂપ ] આ લોકથી

[ મૃતવત્ ] અભિલાષારહિત થઇને આ અન્નમયરૂપ આત્માને સમીપપણાવડે સારી રીતે જાણે છે. [ પછી ] આ પ્રાણમયરૂપ આત્માને સમીપપણાવડે સારી રીતે જાણે છે [ પછી ] આ મનોમયરૂપ આત્માને સમીપપણાવડે સારી રીતે જાણે ] છે [ પશ્ચાત્ ] આ વિજ્ઞાનમયરૂપ આત્માને સમીપપણાવડે સમ્યક્ જાણે છે. [ પછી ] આ આનંદમયરૂપ આત્માને સમીપપણાવડે સારી રીતે જાણે છે. [ તે આ આત્માને એવી રીતે ક્રમવડે જાણીને સાધક કોઇથી પણ ભય પામતો નથી, કિંતુ અભયસ્થિતિને પામે છે ] તે-[ અર્થ ] માં આ શ્લોક પણ છે. ૨ ૮

વિવેચન.—આ કલ્પમાં મનુષ્ય હોઇને કર્મઉપાસનાના બલથી જે ગંધર્વપણાને પ્રાપ્ત થયો છે તે મનુષ્ય-ગંધર્વ કહેવાય છે તે સુગંધયુક્ત શરીરવાળા, ઇચ્છાનુસાર પોતાનું રૂપ કરી શકનારા, અંતર્ધાનાદિ શક્તિઓવાળા ને નૃત્યગીતાદિમા કુશલ હોય છે મનુષ્યગંધર્વોને દ્વંદ્વની પીડાની અલ્પતા હોવાથી તથા તેને દૂર કરવાનું સામર્થ્ય હોવાથી તેમનું ચિત્ત પ્રસન્ન રહે છે તે પ્રસન્નતાવિશેષથી સુખવિશેષની પ્રકટતા થાય છે એમ પૂર્વપૂર્વ ભૂમિથી ઉત્તર-ઉત્તર ભૂમિમા પ્રસન્નતાના વધારાથી સોગણા આનંદનો ઉત્કર્ષ સંભવે છે પ્રથમ ક્રમમાં નિષ્કામના આનંદની ગણના નહિ કરીને બીજા ક્રમથી જે નિષ્કામના આનંદની ગણના કરી છે તે મનુષ્યભોગમાં કામનારહિતપણાવડે તેના આનંદનું સાર્વભૌમના આનંદથી ઉત્કૃષ્ટપણું જણાવવામાટે છે. કલ્પના આદિમા જેમને ગંધર્વપણાની પ્રાપ્તિ થઇ હોય તે દેવગંધર્વ કહેવાય છે સ્માર્તકર્મના અનુષ્ઠાનથી જેમને દેવભાવની પ્રાપ્તિ થઇ હોય તે આજાનજ દેવ કહેવાય છે અગ્નિહોત્રાદિ વૈદિકકર્મવડે જેઓ દેવભાવને પામે છે તેઓ કર્મદેવ કહેવાય છે આઠ વસુ, અગિયાર રુદ્ર ને બાર આદિત્ય આદિ હવિષ્ના ભોક્તા મુખ્યદેવ કહેવાય છે. શ્રોત્રિયપણું નિષ્પાપપણું ને નિષ્કામપણું એ ત્રણે આનંદનાં સાધન છે; તેમાં શ્રોત્રિયપણું ને નિષ્પાપપણું નિયમિત છે, ને નિષ્કામપણું તો અધિક અધિક થાય છે તેથી તેનું ઉત્કૃષ્ટસાધનપણું છે મહાસાગરના જલના બિંદુની પેઠે હિરણ્યગર્ભનો આનંદ પરમાનંદના અંશરૂપ છે આ પરમાનંદ સ્વાભાવિક અને અદ્વૈત હોવાથી ત્યાં આનંદનો-ને આનંદવાળાનો વિભાગ નથી આનંદમય-કોશના આધારરૂપ બ્રહ્મને જાણવામાટે પ્રથમ-સ્ત્રીપુત્રાદિમાંથી આત્મપણાની બુદ્ધિનો ત્યાગ કરી સ્થૂલશરીરમાં આત્મપણાની બુદ્ધિ કરવી, પછી સ્થૂલશરીરમાંથી આત્મપણાની બુદ્ધિનો ત્યાગ કરી પ્રાણમયકોશમાં આત્મપણાની બુદ્ધિ કરવી, પછી પ્રાણમયકોશમાંથી હુંપણાની ભાવના ત્યજી મનોમયકોશમાં આત્મપણાની બુદ્ધિ સ્થાપન કરવી, પશ્ચાત્ મનોમયકોશમાથી આત્માની બુદ્ધિનો ત્યાગ કરી વિજ્ઞાનમયકોશમાં આત્માની બુદ્ધિ કરવી, પછી વિજ્ઞાન-મયકોશમાથી આત્માની બુદ્ધિનો ત્યાગ કરી આનંદમયકોશમાં આત્માની બુદ્ધિ સ્થાપી, પશ્ચાત્ તેના પુચ્છરૂપ (અધિષ્ઠાનરૂપ) બ્રહ્મને અભેદરૂપે અનુભવી કૃતાર્થ થવું એ પ્રમાણે બીજા અનુવાકના આઠમા ખંડની તાત્પર્ય-દીપિકા પૂરી થઇ ૨ ૮

यतो वाचो निवर्तन्ते । अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् । न बिभेति कुतश्चनेति । एतꣳह वाव न तपति । किमहꣳ साधु नाकरवम् । किमहं पापमकरवमिति । स य एवं विद्वानेते आत्मानꣳ स्पृणुते । उभे ह्येवैष एते आत्मानꣳ स्पृणुते ॥ य एवं वेद । इत्युपनिषत् ॥ इति नवमः खण्डः ॥ ९ ॥ इति द्वितीयोऽनुवाकः ॥ २ ॥

શબ્દાર્થ.—જેથી મનસહિત વાણીઓ નહિ પ્રાપ્ત થઇને પાછી ફરે છે [ તે ] બ્રહ્મના આનંદને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી ઇતિ " શામાટે મેં શુભ [ કર્મ ] ન કર્યું ? " " શામાટે મે પાપ કર્યું ? " એમ [ એ કર્મ ] એને નિશ્ચય ઉદ્વેગ કરાવતાં નથી જે એમ જાણનાર [ છે ] તે એ [ બંને ] ને આત્મભાવે જુએ છે જે એમ જાણે છે આજ એ બંનેને આત્મભાવે જુએ છે. એમ ઉપનિષત્ [ છે ] ૨ ૯

વિવેચનઃ—જે અદ્વૈતઆનંદરૂપ બ્રહ્મથી બુદ્ધિવૃત્તિસહિત વચનરૂપ વાણીઓ તેને નહિ પ્રકાશી શકીને સામર્થ્યરહિત થઈ પાછી ફરે છે તે વિષયવિષયીના સંબંધથી રહિત, સ્વાભાવિક ને સર્વોત્કૃષ્ટ બ્રહ્મના આનંદને પૂર્વોક્ત રીતે જાણનારો પુરુષ ભયના નિમિત્તના અભાવથી કોઈથી પણ ભય પામતો નથી. અવિદ્યાવડે દ્વૈતની પ્રતીતિ થાય છે, ને તે દ્વૈતથી પુરુષને ભય થાય છે. વિદ્વાનની અવિદ્યા નાશ પામી છે, ને તેને સર્વત્ર બ્રહ્મની જ પ્રતીતિ છે તેથી તેને કોઈથી ભય ન થાય એ યુક્ત જ છે. "શામાટે મેં પુણ્યકર્મ ન કર્યું?" "શામાટે મેં પાપકર્મ કર્યું?" એવી રીતે એ પુણ્યપાપકર્મ જેમ અજ્ઞાનીને મરણકાલે તથા દુઃખાનુભવકાલે ઉદ્વેગ કરાવે છે તેમ આ વિદ્વાનને નિશ્ચય તે ઉદ્વેગ કરાવતાં નથી. જે અધિકારી પુણ્યપાપને તપાવનારાં તથા બ્રહ્મના જ્ઞાનને તાપની નિવૃત્તિ કરનારું જાણે છે તે અધિકારી એ બંને પ્રકારનાં કર્મોને આત્મભાવે જુએ છે. જે પુરુષ પાપપુણ્ય અધિષ્ઠાનરૂપ બ્રહ્મથી ભિન્ન નથી એમ જાણે છે તે પુરુષજ એ બંને કર્મોને આત્મભાવે જુએ છે. આત્મભાવે દેખેલાં તેનાં પુણ્યપાપ તાપ નહિ ઉપજાવનારાં ને જન્મનો આરંભ નહિ કરનારાં થાય છે. એવી રીતે બ્રહ્મવિદ્યારૂપ ઉપનિષત્ છે. તે સર્વ વિદ્યાઓથી પરમરહસ્ય છે, ને તેમાં પરમશ્રેય સ્થિત છે. એ પ્રમાણે બીજા અનુવાકના નવમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨. ૯

**એ પ્રમાણે બીજા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨**

હવે પૂર્વોક્ત નવખંડના વિભાગની સંખ્યા કહે છેઃ—

**ब्रह्मविदिदमयमिदमेकत्रिꣳशतिरन्नाद्न्नरसमयात्प्राणो व्यानोऽपान आकाशः पृथिवी पुच्छꣳ षड्विꣳशतिः प्राणं यजुर्ऋक्सामाऽऽदेशोऽथर्वाङ्गिरसः पुच्छं द्वाविꣳशतिर्यतः श्रद्धर्तꣳ सत्यं योगो महोऽष्टादश विज्ञानं प्रियं मोदः प्रमोद आनन्दो ब्रह्म पुच्छं द्वाविꣳशतिरसन्नेवाष्टाविꣳशतिरसत्षोडश भीषाऽस्मान्मानुषो मनुष्यगन्धर्वाणां देवगन्धर्वाणां पितृणां चिरलोकलोकानामाजानजानां कर्मदेवानां ये कर्मणा देवानामिन्द्रस्य बृहस्पतेः प्रजापतेर्ब्रह्मणः स यश्च संक्रामत्येकपञ्चाशद्यतः कुतश्चनैतमेकादश नव ॥९॥ ब्रह्मविन्नव ॥९॥**

**॥ इति ब्रह्मवल्ली ॥ २ ॥**

**ભાવાર્થઃ**—આ બ્રહ્મવલ્લીના વા આનંદવલ્લીના બીજા અનુવાકના નવ ખંડ છે. તેમાં **ब्रह्मविद्, इदं, अयं** ને **इदं** એવાં પદોવાળો પહેલો ખંડ એકત્રીશ વિભાગવાળો છે; **अन्नात्, अन्नरसमयात्, प्राणः, व्यानः, अपान, आकाशः, पृथिवी** અને **पुच्छं** એવાં પદોવાળો બીજો ખંડ છવીશ વિભાગવાળો છે; **प्राणं, यजु, ऋक्, साम, आदेश, अथर्वाङ्गिरस** ને **पुच्छं** એવાં પદોવાળો ત્રીજો ખંડ બાવીશ વિભાગવાળો છે; **यतः, श्रद्धा, ऋतं, सत्यं, योग** ને **महः** એવાં પદોવાળો ચોથો ખંડ અઢાર વિભાગવાળો છે; **विज्ञानं, प्रियं, मोदः, प्रमोदः, आनन्दः, ब्रह्म** ને **पुच्छं** એવાં પદોવાળો પાંચમો ખંડ બાવીશ વિભાગવાળો છે; **असत्, एव** ને **अयं** એવાં પદોવાળો છઠ્ઠો ખંડ અઠ્ઠાવીશ વિભાગવાળો છે; **असत्** આદિ પદોવાળો સાતમો ખંડ સોળ વિભાગવાળો છે; **भीषा, अस्मात्, मानुष, मनुष्यगन्धर्वाणां देवगन्धर्वाणां, पितृणां, चिरलोकलोकानां, आजानजानां, कर्मदेवानां, ये कर्मणा, देवानां, इन्द्रस्य, बृहस्पते, प्रजापतेः, ब्रह्मण, सः, यश्च** ને **संक्रामति** એવાં પદોવાળો આઠમો ખંડ એકાવન વિભાગવાળો છે; અને **यतः, कुतश्चन** ને **एतं** એવાં પદોવાળો નવમો ખંડ એકાદશ વિભાગવાળો છે. એવી રીતે નવ ખંડ છે. ૯ **ब्रह्मविद्**થી માંડીને નવ ખંડ છે. ૯

આ વલ્લીના અંતમાં આ પ્રમાણે શાંતિનું ઉચ્ચારણ કરાય છેઃ—

ॐ । सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥ ॐ शान्तिः शान્તિः शान्तिः ॥

શબ્દાર્થ અને વિવેચન આરંભમા આપ્યા છે તે પ્રમાણે જાણવાં

ઇતિ શ્રીતૈત્તિરીયોપનિષદ્ગત બ્રહ્મવલ્લીનામના બીજા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૨

---

## ॥ ३ भृगुवल्ली ॥

એવી રીતે બ્રહ્મવલ્લીમાં બ્રહ્મવિદ્યાની સમાપ્તિ કરી હવે ભૃગુવલ્લીમા બ્રહ્મવિદ્યાના સાધનરૂપ તપનું (મનની ને ઇંદ્રિયોની એકાગ્રતાનું) નિરૂપણ થશે એ સાધનની પ્રાપ્તિમા વિઘ્નની નિવૃત્તિમાટે આરંભમા નીચે પ્રમાણે શાંતિ ભણાય છે:—

ॐ । सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ અને વિવેચન બ્રહ્મવલ્લીના આરંભમા આપ્યાં છે તે પ્રમાણે જાણવાં.

બ્રહ્મવિદ્યાની સ્તુતિમાટે પ્રિય પુત્રને પિતાએ ઉપદેશ કર્યાની આખ્યાયિકા છે ભૃગુ બ્રહ્મનું સ્વરૂપ જાણવા પોતાના પિતા શ્રીવરુણસમીપ જાય છે, ને શ્રીવરુણ તેને બ્રહ્મનું સ્વરૂપ જણાવે છે:—

भृगुर्वै वारुणिः । वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तस्मा एतत्प्रोवाच । अन्नं प्राणं चक्षुः श्रोत्रं मनो वाचमिति । तँ होवाच । यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति । तद्विजिज्ञासस्व । तद्ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ इति प्रथमः खण्डः ॥ १ ॥

**શબ્દાર્થ:**—પ્રસિદ્ધ વરુણનો પુત્ર ભૃગુ [હતો તે બ્રહ્મને જાણવાની ઇચ્છાથી] વરુણનામના પિતાની સમીપ ગયો, [ને કહ્યું કે—] "હે ભગવન્! બ્રહ્મનો ઉપદેશ કરો" ઇતિ. તેના પ્રતિ [વરુણ "જ્ઞાનનાં સાધન] અન્ન, પ્રાણ, નેત્ર, કાન, મન ને વાણી [છે]" આ [વચન] બોલ્યા ઇતિ [પછી નીચે પ્રમાણે બ્રહ્મનું સ્વરૂપ] તેને કહ્યું—"જેનાથી પ્રસિદ્ધ આ [સર્વ] ભૂતો ઉપજે છે, જેવડે ઉપજેલાં જીવે છે, [ને] જેના પ્રતિ જાય છે, [તથા] એકભાવને પામે છે તેને વિશેષે જાણવાની ઇચ્છા કર, તે બ્રહ્મ [છે]" ઇતિ તે તપ તપતો હવો તે તપ તપીને [અન્ન બ્રહ્મ છે એમ જાણતો હવો] ૧ ૧

વિવેચન—પ્રસિદ્ધ વરુણનામના મુનિનો પુત્ર ભૃગુ હતો તે બ્રહ્મજ્ઞાન સંપાદન કરવાની ઇચ્છાથી વિધિપૂર્વક વરુણનામના પોતાના પિતાની સમીપ ગયો, અને પોતાના પિતાને કહ્યું કે—"હે પ્રભો! બ્રહ્મનું અધ્યયન કરો, અર્થાત્ જે બ્રહ્મનું સ્વરૂપ આપ જાણો છો તેનો મારા પ્રતિ કૃપા કરી ઉપદેશ કરો." વિધિવત્ શરણ આવેલા તે ભૃગુનામના પુત્રપ્રતિ શ્રીવરુણ બ્રહ્મનું જ્ઞાન મેળવવાના સાધન જે અન્ન, પ્રાણ, નેત્ર, કાન, મન ને વાણી છે તેનું કથન કરતા હવા બ્રહ્મ અન્નાદિના સ્વભાવવાળું છે એમ અન્નાદિના સ્વરૂપનો વિચાર કરવાવડે તે ચેતન જાણવાનું તેને કહ્યું હવે તેના પ્રતિ બ્રહ્મનું લક્ષણ કહે છે—"જેનાથી પ્રસિદ્ધ આ સ્થાવરજંગમ ભૂતો ઉત્પન્ન થાય છે, જેવડે ઉત્પન્ન થયેલાં તે સ્થિતિ કરે છે, અને વિનાશકાળમાં જેના પ્રતિ જાય છે, તથા જેમા અભેદરૂપે પ્રવેશ કરે છે તેને વિશેષે જાણવાની ઇચ્છા કર, તે બ્રહ્મ છે." બ્રહ્મજ્ઞાનના

જ્ઞાપનનો ને બ્રહ્મનું લક્ષણ પિતાથી સાંભળી તે ભૃગુ ચિત્ત ને ઇંદ્રિયોને એકાગ્ર કરી પિતાએ ઉપદેશ કરેલા અર્થનો વિચાર કરવારૂપ તપ કરવા લાગ્યો. તે ભૃગુ સ્થિરચિત્તે વિચાર કરીને અન્ન બ્રહ્મ છે એમ જાણતો હવો એમ બીજા ખંડથી સંબંધ છે. એવી રીતે આગળ પણ જાણવું. એ પ્રમાણે પહેલા અનુવાકના પહેલા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૧

अन्नं ब्रह्मेति व्यजानात् । अन्नाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । अन्नेन जातानि जीवन्ति । अन्नं प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तꣳ होवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ इति द्वितीयः खण्डः ॥ २ ॥

શબ્દાર્થઃ—[ પ્રસિદ્ધ ] અન્ન બ્રહ્મ [છે] એમ જાણતો હવો. પ્રસિદ્ધ અન્નથીજ પ્રસિદ્ધ આ ભૂતો ( પ્રાણીઓનાં સ્થૂલશરીરો ) ઉપજે છે, અન્નવડે ઉપજેલાં જીવે છે, [ ને અંતકાલે ] અન્નભણી ( અન્નના કારણ પૃથિવીભણી ) જાય છે, [ તથા તેમાં ] અભેદરૂપે પ્રવેશ કરે છે [ તેથી અન્નનું બ્રહ્મપણું યુક્ત છે ] એમ તે [ અન્નરૂપ બ્રહ્મ ] ને જાણીને પુનઃ પણ [ અન્નની ઉત્પત્તિ આદિવડે સંશયયુક્ત થઇને તે ] વરુણપિતાની સમીપ જતો હવો, [ ને ] "હે ભગવન્! બ્રહ્મનો ઉપદેશ કરો." એમ [ કહેતો હવો. ] તેના પ્રતિ [ વરુણ ] બોલ્યાઃ—"તપવડે બ્રહ્મને વિશેષ જાણવાની ઇચ્છા કર, તપ બ્રહ્મ ( બ્રહ્મસાક્ષાત્કારનું અંતરંગસાધન ) [ છે. ]" ઇતિ તે તપ કરતો હવો, તે તપ કરીને [ પ્રાણ બ્રહ્મ છે એમ જાણતો હવો. ] એ પ્રમાણે પહેલા અનુવાકના બીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૨

प्राणो ब्रह्मेति व्यजानात् । प्राणाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । प्राणेन जातानि जीवन्ति । प्राणं प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तꣳ होवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ इति तृतीयः खण्डः ॥ ३ ॥

શબ્દાર્થઃ—પ્રાણ બ્રહ્મ [ છે ] એમ જાણતો હવો. [ વીર્ય તથા રક્તની સાથે પ્રાણ હોવાથી ] પ્રસિદ્ધ પ્રાણથીજ [ પિતા આદિ ક્રમે ] પ્રસિદ્ધ આ ભૂતો ઉપજે છે, પ્રાણવડે ( પ્રાણની સ્થિતિથી ) ઉપજેલાં જીવે છે [ ને મૃત્યુકાલે ] પ્રાણભણી જાય છે, [ તથા તેમાં ] અભેદરૂપે પ્રવેશ કરે છે એમ તે [ પ્રાણરૂપ બ્રહ્મ ] ને જાણીને પુનઃ પણ [ પ્રાણને જ્ઞાનસ્વભાવરહિત જાણી સંશય પામી ] વરુણપિતાની સમીપે ગયો, [ ને ] "હે પ્રભો! બ્રહ્મનો બોધ કરો" એમ [ કહ્યું. ] તેના પ્રતિ [ વરુણ ] બોલ્યાઃ—"તપવડે બ્રહ્મને જાણવાની ઇચ્છા કર, તપ બ્રહ્મ [ છે. ]" ઇતિ. તે તપ કરતો હવો. તે તપ કરીને [ મન બ્રહ્મ છે એમ જાણતો હવો. ] એ પ્રમાણે પહેલા અનુવાકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૩

मनो ब्रह्मेति व्यजानात् । मनसो ह्येव खल्विमानि भूतानि जायन्ते । मनसा जातानि जीवन्ति । मनः प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव । वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तꣳ होवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥ इति चतुर्थः खण्डः ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ જ્ઞાનવાળું હોવાથી ] મન બ્રહ્મ [ છે ] એમ જાણતો હવો [ કર્માનુસાર મનમાં સંકલ્પવડે નવા શરીરની પ્રાપ્તિ થાય છે તેથી ] પ્રસિદ્ધ મનથીજ પ્રસિદ્ધ આ ભૂતો ઉપજે છે, ઉપજેલાં [ જીવનના ઉપાયોને મનવડે વિચારીને સંપાદન કરે છે તેથી ] મનવડે જીવે છે, [ ને મૃત્યુકાલે નવા શરીરમાટે ] મનભણી જાય છે, [ તથા તેમાં ] અભેદરૂપે પ્રવેશ કરે છે. એવી રીતે તે [ મનરૂપ બ્રહ્મ ] ને જાણીને પુન પણ [ મન કરણરૂપ હોવાથી તેની સ્વતંત્રતા નહિ જોઇને સંશય પામી ] વરુણપિતાની સમીપ ગયો [ ને ] " હે ભગવન્! બ્રહ્મનો ઉપદેશ કરો!" એમ [ કહ્યું ] તેને [ વરુણ ] કહેતા હવા—" તપવડે બ્રહ્મને જાણવાની ઇચ્છા કર, તપ બ્રહ્મ [ છે ] " ઇતિ તે તપ કરતો હવો તે તપ કરીને [ વિજ્ઞાન બ્રહ્મ છે એમ જાણતો હવો ] એ પ્રમાણે પહેલા અનુવાકના ચોથા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૧. ૪

विज्ञानं ब्रह्मेति व्यजानात्। विज्ञानाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते। विज्ञानेन जातानि जीवन्ति। विज्ञानं प्रयन्त्यभिसंविशन्तीति। तद्विज्ञाय। पुनरेव वरुणं पितरमुपससार। अधीहि भगवो ब्रह्मेति। तꣳ होवाच। तपसा ब्रह्म विजिज्ञासस्व। तपो ब्रह्मेति। स तपोऽतप्यत। स तपस्तप्त्वा॥ इति पञ्चमः खण्डः॥ ५॥

શબ્દાર્થ—[ કર્તા હોવાથી ] બુદ્ધિ બ્રહ્મ [ છે ] એમ જાણતો હવો [ કર્તાને કર્મવડે નવા દેહની પ્રાપ્તિ થાય છે તેથી ] પ્રસિદ્ધ બુદ્ધિથીજ પ્રસિદ્ધ આ ભૂતો ઉપજે છે, [ કૃષિ આદિના કર્તાપણાવડે જીવન ટકે છે તેથી ] ઉપજેલાં બુદ્ધિવડે જીવે છે, [ ને મૃત્યુકાલે નવા શરીરમાટે કર્તારૂપ ] બુદ્ધિભણી જાય છે, [ તથા તેમાં ] અભેદરૂપે પ્રવેશ કરે છે એમ તે [ બુદ્ધિરૂપ બ્રહ્મ ]ને જાણીને પુન. પણ [ કર્તાને ક્લેશની પ્રાપ્તિ થાય છે એમ જાણી સંદેહયુક્ત થઇ તે ] વરુણપિતાની સમીપ ગયો, [ ને તેમને ] " હે ભગવન્! બ્રહ્મનો ઉપદેશ કરો " એમ [ કહ્યું. ] તેને [ વરુણ ] કહેતા હવા—" તપવડે બ્રહ્મને જાણવાની ઇચ્છા કર, તપ બ્રહ્મ [ છે ]" ઇતિ તે તપ કરતો હવો તે તપ કરીને [ આનંદ બ્રહ્મ છે એમ જાણતો હવો. ] એ પ્રમાણે પહેલા અનુવાકના પાંચમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૧. ૫

आनन्दो ब्रह्मेति व्यजानात्। आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते। आनन्देन जातानि जीवन्ति। आनन्दं प्रयन्त्यभिसंविशन्तीति। सैषा भार्गवी वारुणी विद्या। परमे व्योमन्प्रतिष्ठिता। य एवं वेद प्रतितिष्ठति। अन्नवानन्नादो भवति। महान्भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन। महान्कीर्त्या॥ इति षष्ठः खण्डः॥ ६॥

શબ્દાર્થઃ—[ દુઃખરહિત હોવાથી ] આનંદ બ્રહ્મ [ છે ] એમ જાણતો હવો. પ્રસિદ્ધ આનંદથીજ પ્રસિદ્ધ આ ભૂતો ઉપજે છે ઉપજેલાં આનંદવડે જીવે છે, [ ને અંતે ] આનંદભણી જાય છે, [ તથા તેમાં ] અભેદરૂપે પ્રવેશ કરે છે તે આ ભાર્ગવી વારુણી વિદ્યા [ છે તે ] પરમ આકાશમાં સમાપ્ત થઇ [ છે ] જે એમ જાણે છે [ તે બ્રહ્મમાં ] સ્થિત થાય છે, અન્નવાળો [ તથા ] અન્નનું ભક્ષણ કરનાર થાય છે, પ્રજાવડે, પશુઓવડે [ ને ] બ્રહ્મતેજવડે મહાન્ થાય છે, કીર્તિવડે મહાન્ [ થાય છે, ] ૧ ૬

વિવેચન—દુઃખરહિત હોવાથી બુદ્ધિના કારણરૂપ આનંદમય બ્રહ્મ છે એમ તે જાણતો હવો. શાસ્ત્રપ્રસિદ્ધ આનંદમયથીજ પ્રસિદ્ધ સર્વ ભૂતો ઉપજે છે, ઉપજેલાં તે આનંદમયવડે જીવે છે, ને વિનાશકાલે તેઓ આનંદમયભણી

જાય છે, તથા તેમાં અભેદરૂપે પ્રવેશ કરે છે. જોકે શ્રુતિમાં બુદ્ધિનો ઉપદેશ કર્યો નથી તોપણ મનના કથનવડે અર્થથી બુદ્ધિનું કથન થઈ જાય છે એમ જાણવું. ક્રિયાશક્તિવાળી વાણીનો પ્રાણમયમાં, ને જ્ઞાનશક્તિવાળાં નેત્ર તથા શ્રોત્રનો મન ને બુદ્ધિમાં સમાવેશ કર્યો છે. પાંચ પ્રાણ ને પાંચ કર્મેન્દ્રિયો મળીને પ્રાણમયકોશ થાય છે, મન ને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને મનોમયકોશ થાય છે, ને બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો મળીને વિજ્ઞાનમયકોશ થાય છે. કારણશરીર આનંદમયકોશ છે, ને તેનું અધિષ્ઠાન અંતરાત્મરૂપ બ્રહ્મ છે. જ્યાંસુધી બ્રહ્મનું પરિપૂર્ણ જ્ઞાન થઈ જિજ્ઞાસાની નિવૃત્તિ ન થાય ત્યાંસુધી એકાગ્રતારૂપ તપ કર્તવ્ય છે એમ તપના અતિશય સાધનપણાના નિશ્ચયમાટે તપનો વારંવાર ઉપદેશ છે. હવે પિતાપુત્રની આખ્યાયિકાનો ત્યાગ કરીને શ્રુતિ પોતે આખ્યાયિકાથી કહેલા અર્થને જણાવે છે — તે આ ભૃગુઋષિએ જાણેલી તેથી ભાર્ગવી અને વરુણમુનિએ ઉપદેશ કરેલી તેથી વારુણી એ નામવાળી વિદ્યા અન્નમયરૂપ આત્માથી પ્રવૃત્ત થઈ ચિદાકાશરૂપ બ્રહ્મમાં સમાપ્ત થઈ છે. જે જિજ્ઞાસુ એમ તપોરૂપ સાધનથી ક્રમવડે આનંદરૂપ બ્રહ્મને જાણે છે તે આનંદરૂપ બ્રહ્મમાં સ્થિત થાય છે, અર્થાત્ બ્રહ્મ થાય છે. એવી રીતે વિદ્વાનને થનારું અદૃષ્ટ ફલ કહીને હવે તેને થનારું દૃષ્ટ ફલ કહે છે.—તે ઘણા અન્નવાળો થાય છે, તથા પ્રદીપ્ત જઠરાગ્નિવાળો અન્નનો ભોક્તા થાય છે તે પુત્રાદિરૂપ પ્રજાવડે, ગાય આદિરૂપ પશુઓવડે અને શમ, દમ ને જ્ઞાનાદિકથી ઉપજેલા તેજવડે મહાન્ થાય છે, તેમજ શુભાચરણથી ઉપજેલી પ્રખ્યાતિવડે મહાન્ થાય છે. એ પ્રમાણે પહેલા અનુવાકના છઠ્ઠા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૧-૬.

अन्नं न निन्द्यात् । तद्व्रतम् । प्राणो वा अन्नम् । शरीरमन्नादम् । प्राणे शरीरं प्रतिष्ठितम् । शरीरे प्राणः प्रतिष्ठितः । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान्भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान्कीर्त्या ॥ इति सप्तमः खण्डः ॥ ७ ॥

શબ્દાર્થઃ—[ દૈવગતિથી પ્રાપ્ત થયેલા કનિષ્ઠ ] અન્નની નિંદા ન કરે, તે [ ઉપાસકનું ] વ્રત [ ઉપદેશ કરાય છે. શરીરની અંતર સ્થિત હોવાથી ] પ્રાણજ અન્ન [ છે, અને ] શરીર અન્નનો ભોક્તા [ છે. પ્રાણવડે શરીર સ્થિત હોવાથી ] પ્રાણમાં શરીર સ્થિત [ છે, ને ] શરીરમાં પ્રાણ સ્થિત [ છે તેથી તે બંને અન્ન અને અન્નાદરૂપ છે ], તે આ અન્ન અન્નમાં સ્થિત [ છે ] જે [ એ પ્રમાણે ] અન્નમાં સ્થિત આ અન્નને જાણે છે તે [ અન્ન ને અન્નાદરૂપથી ] સ્થિત થાય છે, [ વળી તે ] અન્નવાળો [ ને ] અન્નનો ભોક્તા થાય છે. પ્રજાવડે, પશુઓવડે [ ને ] બ્રહ્મતેજવડે મહાન્ થાય છે. કીર્તિવડે મહાન્ [ થાય છે. ] એ પ્રમાણે પહેલા અનુવાકના સાતમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧-૭

अन्नं न परिचक्षीत । तद्व्रतम् । आपो वा अन्नम् । ज्योतिरन्नादम् । अप्सु ज्योतिः प्रतिष्ठितम् । ज्योतिष्यापः प्रतिष्ठिताः । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान्भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान्कीर्त्या ॥ इत्यष्टमः खण्डः ॥ ८ ॥

શબ્દાર્થઃ—[ ભોજનકાલે પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલા કનિષ્ઠ ] અન્નનો પરિત્યાગ ન કરે, તે [ ઉપાસકનું ] વ્રત [ ઉપદેશ કરાય છે ] જલજ અન્ન [ છે, ને ] તેજ અન્નનું ભક્ષણ કરનાર [ છે ] જલમાં તેજ સ્થિત [ છે, ને ] તેજમાં જલ સ્થિત [ છે, ] તે આ અન્ન અન્નમાં સ્થિત [ છે ] જે અન્નમાં સ્થિત આ અન્નને જાણે છે તે [ અન્ન ને અન્નાદરૂપથી ] સ્થિત થાય છે. [ વળી તે ] અન્નવાળો [ ને ] અન્નનો ભોક્તા થાય છે પ્રજાવડે, પશુઓવડે

[ ને ] બ્રહ્મતેજવડે મહાન્ થાય છે, કીર્તિવડે મહાન [ થાય છે. ] એ પ્રમાણે પહેલા અનુવાકના આઠમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૮.

अन्नं बहु कुर्वीत । तद्व्रतम् पृथिवी वा अन्नम् । आकाशोऽन्नादः । पृथिव्यामाकाशः प्रतिष्ठितः । आकाशे पृथिवी प्रतिष्ठिता । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान्भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान्कीर्त्या ॥ इति नवमः खण्डः ॥ ९ ॥

શબ્દાર્થ:—[ શાસ્ત્રોક્ત ઉપાયોવડે ] અન્ન ઘણું [ સંપાદન ] કરે તે વ્રત [ છે. આકાશની અંતર હોવાથી ] પૃથિવીજ અન્ન [ છે. પૃથિવીની સર્વભક્ષી હોવાથી ] આકાશ અન્નભક્ષક [ છે. ] પૃથિવીમાં આકાશ સ્થિત [ છે, ને ] આકાશમાં પૃથિવી સ્થિત [ છે. ] તે આ અન્ન અન્નમાં સ્થિત [ છે. ] જે અન્નમાં સ્થિત આ અન્નને જાણે છે તે [ અન્ન ને અન્નભક્ષકરૂપે ] સ્થિત થાય છે. [ તથા ] અન્નવાળો [ ને ] અન્નનો ભક્ષક થાય છે. પ્રજાવડે, પશુઓવડે, [ ને ] બ્રહ્મતેજવડે મહાન્ થાય છે, કીર્તિવડે મહાન [ થાય છે. ] એ પ્રમાણે પહેલા અનુવાકના નવમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૯.

न कञ्चन वसतौ प्रत्याचक्षीत । तद्व्रतम् । तस्माद्यया कया च विधया बह्वन्नं प्राप्नुयात् । अराध्यस्मा अन्नमित्याचक्षते । एतद्वै मुखतोऽन्नꣳ राद्धम् । मुखतोऽस्मा अन्नꣳ राध्यते । एतद्वै मध्यतोऽन्नꣳ राद्धम् । मध्यतोऽस्मा अन्नꣳ राध्यते । एतद्वा अन्ततोऽन्नꣳ राद्धम् । अन्ततोऽस्मा अन्नꣳ राध्यते । य एवं वेद । क्षेम इति वाचि । योगक्षेम इति प्राणापानयोः । कर्मेति हस्तयोः । गतिरिति पादयोः । विमुक्तिरिति पायौ । इति मानुषीः समाज्ञाः । अथ दैवीः । तृप्तिरिति वृष्टौ । बलमिति विद्युति [illegible] पशुषु । प्रजातिरमृतमानन्द इत्युपस्थे । सर्वमित्याकाशे । तत् [illegible] । तन्मह इत्युपासीत । महान्भवति । तन्मन इत्युपासीत [illegible] नम्यन्तेऽस्मै कामाः । तद्ब्रह्मेत्युपासीत । ब्रह्मवान्भवति । तद्ब्रह्मणः परिमर इत्युपासीत । पर्येणं म्रियन्ते द्विषन्तः सपत्नाः । परि येऽप्रिया भ्रातृव्याः । स यश्चायं पुरुषे । यश्चासावादित्ये । स एकः । स य एवंवित् । अस्माल्लोकात्प्रेत्य । एतमन्नमयमात्मानमुपसंक्रम्य । एतं प्राणमयमात्मानमुपसंक्रम्य । एतं मनोमयमात्मानमुपसंक्रम्य । एतं विज्ञानमयमात्मानमुपसंक्रम्य । एतमानन्दमयमात्मानमुपसंक्रम्य । इमाँल्लोकान्कामान्नी कामरूप्यनुसञ्चरन् । एतत्साम गायन्नास्ते । हा ३ वु हा ३ वु हा ३ वु । अहमन्नमहमन्नमहमन्नम् । अहमन्नादो ३ ऽहमन्नादो ३ ऽहमन्नादः । अहꣳ श्लोककृदहꣳ श्लोककृदहꣳ श्लोककृत् । अहमस्मि प्रथमजा ऋता ३ स्य । पूर्वं देवेभ्यो अमृतस्य ना ३ भायि । यो मा ददाति स इदेव मा ३ वाः । अहमन्नमन्नमदन्तमा ३ द्मि । अहं विश्वं भुवनमभ्यभवा ३ म् । सुवर्न ज्योतीः । य एवं वेद । इत्युपनिषत् ॥ इति दशमः खण्डः ॥ १० ॥ इति प्रथमोऽनुवाकः ॥ १ ॥

શબ્દાર્થ:—[ ઉપાસક વા ગૃહસ્થ મુમુક્ષુ પોતાને ઘેર ] નિવાસમાટે [ આવેલા ] કોઈને

ખાન પાડે, તે વ્રત [ છે. નિવાસ આપ્યા પછી તેને અવશ્ય ભોજન દેવું જોઈએ. ] તેથી [પોતે] જે તે [ શાસ્ત્રીય ] ઉપાયવડે ઘણા અન્નનો સંગ્રહ કરે. [ એવો ગૃહસ્થ ] આને, માટે, અન્ન સિદ્ધ [ છે ] એમ [ સ્વભાર્યાદિપ્રતિ ] કહે છે. [ અન્ન નથી એમ નથી કહેતો. હવે અન્નદાનનું માહાત્મ્ય કહે છેઃ— ] પ્રસિદ્ધ આ અન્ન [ જે ] ઉત્તમ[ સત્કાર ]પૂર્વક [ અતિથિને ] આપે છે એને માટે ઉત્તમ[ સત્કાર ]પૂર્વક અન્ન પ્રાપ્ત થાય છે. [ જે ] પ્રસિદ્ધ આ અન્ન મધ્યમ [ સત્કાર ]પૂર્વક [ અતિથિને ] આપે છે એને માટે મધ્યમ [ સત્કાર ] પૂર્વક અન્ન આવી મળે છે. પ્રસિદ્ધ આ અન્ન [ જે ] કનિષ્ઠ[ ઉપચાર–તિરસ્કાર– ]પૂર્વક [ અતિથિને ] આપે છે એને તિરસ્કારપૂર્વક અન્નની પ્રાપ્તિ થાય છે, જે એવી રીતે [ કહેલા અન્નના માહાત્મ્યને ] જાણે છે [ તે ઉક્ત પ્રકારનું અન્નદાનનું ફલ પામે છે. હવે બ્રહ્મની ઉપાસનાની રીત કહેવાય છેઃ— ] વાણીમાં [ બ્રહ્મ ] ક્ષેમરૂપે ( પ્રાપ્ત થયેલા પદાર્થના રક્ષણરૂપે ) [ સ્થિત છે ] એમ [ ઉપાસના કરે, તેથી તેને ક્ષેમની પ્રાપ્તિ થાય છે, એમ આગળ પણ જાણવું. અપ્રાપ્તની પ્રાપ્તિરૂપ ] યોગરૂપે ને ક્ષેમરૂપે [ બ્રહ્મ ] પ્રાણઅપાનમાં [ સ્થિત છે ] એમ [ઉપાસે. બે] હાથમાં [ બ્રહ્મ ] ક્રિયારૂપે [ સ્થિત છે ] એમ [ ઉપાસે. બે ] ચરણમાં [ બ્રહ્મ ] ગતિરૂપે [ સ્થિત છે ] એમ [ ચિંતવે. ] પાયુમાં [ બ્રહ્મ ] મલત્યાગવ્યાપારરૂપે [ સ્થિત છે ] એમ [ ધ્યાન કરે. ] એવી [ આધ્યાત્મિકરૂપ ] માનુષી-ઉપાસના [ છે. ] હવે દૈવી [ ઉપાસના કહેવાય છેઃ– ] વૃષ્ટિમાં [ બ્રહ્મ ] તૃપ્તિરૂપે [ સ્થિત છે ] એમ [ ઉપાસ્ય છે. ] વીજળીમાં બલરૂપે [ સ્થિત છે ] એમ [ ધ્યેય છે. ] પશુઓમાં યશરૂપે [ સ્થિત છે ] એમ [ ચિંતવે. ] નક્ષત્રોમાં જ્યોતિરૂપે [ સ્થિત છે ] એમ [ ઉપાસે. ] ઉપસ્થમાં પુત્રોત્પત્તિ, અમૃત ( પિતૃઋણની નિવૃત્તિદ્વારા દેવભાવની પ્રાપ્તિ ) ને ક્ષુદ્રસુખરૂપે [ તે સ્થિત છે ] એમ [ ઉપાસે ] આકાશમાં [ બ્રહ્મ ] સર્વરૂપે [ સ્થિત છે ] એમ [ ઉપાસે. ] તે [ બ્રહ્મ ] આધારરૂપ [ છે ] એમ ઉપાસે, [ તેથી ઉપાસક ] પ્રતિષ્ઠાવાળો થાય છે. તે મહાન [ છે ], એમ ઉપાસે, [ તેથી પ્રજાદિવડે ] મહાન થાય છે. તે મનનરૂપ [ છે ] એમ ઉપાસે, [ તેથી ] મનનમાં સમર્થ થાય છે. તે નમન ( નમનરૂપ ગુણવાળું ) [ છે ] એમ ઉપાસે, આને [ ભોગ્ય ] વિષયો નમે છે. તે પૂર્ણ [ છે ] એમ ઉપાસે; [ તેથી તે ] સ્થૂલભોગના સાધનવાળો થાય છે. તે બ્રહ્મની પરિમર ( વાયુ વા આકાશ ) એમ ઉપાસના કરે; [ તેથી ] એના દ્વેષ કરનારા શત્રુઓ સર્વભણીથી મરે છે, [ તથા ] જે અપ્રિય ભત્રિજાઓ [ છે તેઓ પણ ] સર્વભણીથી [ મરે છે. ] તે જે આ પુરુષમાં [ છે ] અને જે આ સૂર્યમાં [ છે ] તે એક [ છે. ] જે એમ જાણનાર [ છે ] તે આ લોકથી (દૃષ્ટ અદૃષ્ટ વિષય)થી નિરપેક્ષ થઈને આ અન્નમય આત્માને સમીપપણાવડે સારી રીતે જાણીને, આ પ્રાણમય આત્માને સમીપપણાવડે સારી રીતે જાણીને, આ મનોમય આત્માને સમીપપણાવડે સારી રીતે જાણીને, આ વિજ્ઞાનમય આત્માને સમીપપણાવડે સારી રીતે જાણીને, આ આનંદમય આત્માને સમીપપણાવડે સારી રીતે જાણીને, ઇચ્છાનુસાર અન્નવાળો [ તથા ] ઇચ્છાનુસાર રૂપવાળો [ થઈ ] આ [ પૃથિવી આદિક ] લોકોપર વિચરતો [ છતો ] આ સામને ( સમભાવનું પ્રતિપાદન કરનાર ગીતિરૂપ મંત્રને ) ગાતો [ છતો ] સ્થિત થાય છે. [ એ જ્ઞાની આત્માના એકપણાને જણાવતો છતો લોકાનુગ્રહમાટે અત્યંત કૃતાર્થપણારૂપ તે આત્માના વિજ્ઞાનના ફલને જણાવે છે. આશ્ચર્યવાચક અહોશબ્દનો ગાનાર્થે વર્ણવિકાર થવાથી હાઉ શબ્દ થાય છે. ] " આશ્ચર્ય ! ! આશ્ચર્ય ! ! આશ્ચર્ય ! ! [illegible] [ છું. ] હું અન્ન [ છું. ] હું અન્ન [ છું. ], હું અન્નાદ [ છું. ] હું અન્નાદ [ છું. ] હું [illegible] ] હું શ્લોકકૃત ( પ્ર

રચનારો-વિદ્વાન્-) છું, હું શ્લોકકૃત [ છું. ] હું શ્લોકકૃત્ [ છું. ઉપર જે ત્રણ વાર કથન કરેલું છે તે અત્યંત આશ્ચર્ય જણાવવામાટે છે. શ્રુતિ પણ આશ્ચર્યમાટે છે. ] હું જગતથી પ્રથમ ઉપજેલો [ ને ] દેવોથી પ્રથમ [ તથા ] અમૃતનું મધ્ય [ છું, અર્થાત્ પ્રાણીઓનો અમૃતભાવ મારે વિષે સ્થિત છે. ] જે [ અન્નરૂપ ] મને [ અન્નાર્થિપ્રતિ ] આપે છે તે આ પ્રમાણે [ કરેલો છતો અન્નાર્થિરૂપે ] મારૂં જ રક્ષણ કરે છે. [ જે સમર્થ પ્રાપ્ત થયા છતાં પણ અન્નાર્થીને અન્ન નહિ આપીને પોતે અન્નનું ભક્ષણ કરે છે તે ] અન્નનું ભક્ષણ કરનારને હું અન્ન [ જ ] ભક્ષણ કરૂં છું. હું સર્વભુવનનો [ પરમેશ્વરરૂપે ] સંહાર કરૂં છું. સૂર્યના જેવો [ મારો ] પ્રકાશ [ છે, અર્થાત્ હું સ્વયંપ્રકાશ છું. "હવે શ્રુતિ કહે છે:- ] એ પ્રમાણે [ એ વલ્લીમાં કથન કરેલું જે ] પરમાત્માનું જ્ઞાન [ છે તેને ] જે એવી રીતે [ ભૃગુની પેઠે તપ કરીને અન્નમયાદિ ક્રમે ] જાણે છે [ તેને કહેલી રીતનું ફલ થાય છે. ] એ પ્રમાણે પહેલા અનુવાકના દશમાં ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૧૦

એ પ્રમાણે પહેલા અનુવાકની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૧

હવે આ વલ્લીના દશ ખંડના વિભાગની સંખ્યા આદિ કહે છે:-

भृगुस्तस्मै यतो विशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति त्रयोदशान्नं प्राणो मनो विज्ञानमिति विज्ञाय स तपसा द्वादशाऽऽनन्द इति सैषा दशान्नं न निन्द्यात्प्राणः शरीरमन्नं न परिचक्षीताऽऽपो ज्योतिरन्नं बहु कुर्वीत पृथिव्यामाकाश एकादशैकादश न कञ्चनैकषष्टिर्दश भृगुर्य एवं वेद पञ्चदश ॥

ભાવાર્થ:-भृगुः, तस्मै, यतः, विशन्ति, तद्विजिज्ञासस्व ने तद्ब्रह्मेति-પ્રસાદિ પદોવાળા પહેલા ખંડમાં તેર વિભાગ છે; अन्नं, प्राण, मनः विज्ञानं, इति, विज्ञाय, स ને, तपसा પ્રસાદિ પદોવાળા બીજા, ત્રીજા, ચોથા, ને પાંચમાં, ખંડમાં બાર બાર વિભાગ છે; आनन्दः इति ને, सैषा પ્રસાદિ પદોવાળા, છઠ્ઠા ખંડમાં દશ વિભાગ છે, अन्नं, न निन्द्यात्, प्राणः शरीरं, अन्नं न परिचक्षीत, आपः, ज्योतिः, अन्नं बहु कुर्वीत, ને पृथिव्यामाकाशः પ્રસાદિ પદોવાળા, સાતમા, આઠમા, ને નવમા ખંડમાં અગીઆર અગીઆર વિભાગ છે; ને न कञ्चन પ્રસાદિ પદોવાળા ખંડમાં એકસઠ વિભાગ છે, એવી રીતે भृगुः થી य एवं वेद પ્રસાદિ પર્યંતના દશ ખંડ છે. એ પ્રમાણે આ ત્રણ અધ્યાયમાં પંદર અનુવાક છે. કોઈ પ્રતિમાં બંને વલ્લીના પ્રત્યેક ખંડને અનુવાક ગણી બંને વલ્લીના ઓગણીશ અનુવાક પણ જણાવ્યા છે.

અંતમાં નીચે પ્રમાણે શાંતિ ભણવાનો શિષ્ટાચાર છે:-

ॐ । सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

॥ इति भृगुवल्ली ॥ ३ ॥

# ॥ इति श्रीकृष्णयजुर्वेदीयतैत्तिरीयोपनिषत्समाप्ता ॥ ७ ॥

શબ્દાર્થ તથા વિવેચન પ્રથમ આપ્યાં છે તે પ્રમાણે જાણવાં.

(ઇતિ શ્રીતૈત્તિરીયોપનિષદ્ગત ભૃગુવલ્લીનામના ત્રીજા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૩

ઇતિ શ્રીકૃષ્ણયજુર્વેદીય તૈત્તિરીયોપનિષદ્‌ની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૭

## ॥ ८ श्रीऋग्वेदीय ऐतरेयोपनिषत् ॥[1]

### ॥ तात्पर्यदीपिकासहित ॥

વિદ્યામાં પ્રતિબંધ કરનારાં વિઘ્નોની નિવૃત્તિમાટે શ્રીઋગ્વેદની ઉપનિષદોના આરંભમાં નીચે પ્રમાણે શાંતિપાઠ ભણવાનો મુક્તિકોપનિષદ્‌ને આધારે શિષ્ટાચાર છે:—

ॐ। वाङ् मे मनसि प्रतिष्ठिता, मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि, वेदस्य म आणीस्थः श्रुतं मे मा प्रहासीरनेनाधीतेनाहोरात्रान्संदधाम्यृतं वदिष्यामि, सत्यं वदिष्यामि, तन्मामवतु, तद्वक्तारमवत्ववतु मामवतु वक्तारमवतु वक्तारम् ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥[2]

**શબ્દાર્થઃ**—મારી વાણી મનમાં સ્થિત [થાઓ.] મારું મન વાણીમાં સ્થિત [થાઓ.] હે આત્મન્! મારે માટે પ્રકટ થા [હે વાણી! તથા હે મન!] મારે માટે વેદને લાવવામાં સમર્થ થાઓ મારું શ્રવણ કરેલું પરિત્યાગ ન કરે આ અધ્યયન કરેલાવડે દિવસરાત્રીને જોડું છું ઋત બોલીશ સત્ય કહીશ તે મારું રક્ષણ કરો તે વક્તાનું રક્ષણ કરો. મારું રક્ષણ કરો. વક્તાનું રક્ષણ કરો. વક્તાનું રક્ષણ કરો. ૐ શાંતિ [થાઓ,] શાંતિ [થાઓ,] શાંતિ [થાઓ.]

**વિવેચન**—તત્ત્વવિદ્યાનું પ્રતિપાદન કરનારા ગ્રંથના પાઠમાં પ્રવૃત્ત થયેલી મારી વાણી સર્વદા મનમાં સ્થિર થાઓ, અર્થાત્ મનવડે જે જે શબ્દસમૂહ કહેવાને ઇચ્છિત હોય તેનેજ તે ભણો. મારું મન સાવધાન થઈને વાણીમાં સ્થિતિ કરો, કે જેથી વાણી શબ્દોનું યથાયોગ્ય ઉચ્ચારણ કરે હે આત્મન્! અવિદ્યાને દૂર કરી મારે માટે આવિર્ભાવ પામ! હે વાણી! તથા હે મન! તમે મારે માટે તત્ત્વવિદ્યાના પ્રતિપાદક ગ્રંથને સંપાદન કરવામાં સમર્થ થાઓ. મેં જે સત્શાસ્ત્રનું શ્રવણ કર્યું હોય તે વિસ્મૃત ન થાઓ. આ અધ્યયન કરેલા ગ્રંથોનું આદરપનો પરિત્યાગ કરીને હું રાતદિવસ પઠન કરું. મનવડે સત્યનું ચિંતન થાઓ. વાણીવડે સત્ય બોલાઓ. તે બ્રહ્મતત્ત્વ સમ્યગ્બોધવડે મારું પાલન કરો. તે બ્રહ્મતત્ત્વ બોધકપણાના સામર્થ્યપ્રદાનવડે આચાર્યનું પાલન કરો. તે બ્રહ્મ અવિદ્યા તથા તેના કાર્યની નિવૃત્તિવડે મારું રક્ષણ કરો. તે બ્રહ્મવિદ્યાના સંપ્રદાયની પ્રવૃત્તિ કરાવી આ

---

૧ આ ઉપનિષત્ ઐતરેયઆરણ્યકના બીજા આરણ્યકના ચોથા, પાંચમા ને છઠ્ઠા અધ્યાયરૂપ છે. ઇતરનામના મુનિનો પુત્ર ઐતરેયદ્વારા વિશ્વમાં આની પ્રવૃત્તિ થવાથી તથા આનો અરણ્યમાં (નિર્જનદેશમાં) અધ્યયન કરવાનો નિયમ હોવાથી આનું નામ ઐતરેયઆરણ્યક પડ્યું છે. તે આરણ્યકમાંના પૂર્વોક્ત ત્રણ અધ્યાય જે બ્રહ્મનું પ્રતિપાદન કરે છે તે ઐતરેયોપનિષત્ કહેવાય છે.

૨ આ મંત્ર ઐતરેયઆરણ્યકના બીજા આરણ્યકના સાતમા અધ્યાયના પ્રથમ ખંડરૂપે છે.

એવા શિષ્યની પ્રાપ્તિથી થનારા સંતાપવડે આચાર્યનું પાલન કરો. તે આચાર્યનું પાલન કરો. પુનરુક્તિ આદરાર્થે છે. ૐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ.

## ॥ १ पहलो अध्याय ॥

બીજા આરણ્યકના પ્રથમના ત્રણ અધ્યાયવડે પ્રાણવિદ્યાનું નિરૂપણ કર્યું. હવે બીજા ત્રણ અધ્યાયવડે, નિષ્કામકર્મ અને ઉપાસનાવડે જેના ચિત્તની શુદ્ધિ તથા સ્થિરતા થઇ છે તેવા અધિકારીને ઉદ્દેશીને, બ્રહ્મતત્ત્વનો સ્પષ્ટ ઉપદેશ કરવા પ્રથમ સંક્ષેપમાં બ્રહ્મતત્ત્વનું સૂચન કરે છેઃ—

**ॐ । आत्मा वा इदमेक एवाग्र आसीत् । नान्यत्किञ्चन मिषत् । स ईक्षत लोकान्नु सृजा इति ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ આ [જગત્ ઉત્પત્તિની] પૂર્વે એક આત્માજ હતું. અન્ય કોઇ પણ વ્યાપારવાળું નહોતું. તે અવલોકન કરવા લાગ્યા, [હું] લોકોને રચું. ઇતિ. ૧

વિવેચનઃ—પ્રસિદ્ધ આ નામ, રૂપોને ક્રિયાવડે ભેદ પામેલું જગત્ તેની ઉત્પત્તિની પૂર્વે સજાતીય, વિજાતીય ને સ્વગતભેદથી રહિત એક પરમાત્માજ હતું. તે સમયમાં બીજું કોઇ પણ વ્યાપારવાળું વા વ્યાપારરહિત નહોતું, અર્થાત્ પરમાત્માથી ભિન્ન સ્વતંત્ર પ્રકૃતિ કે પરમાણુ તે કાળે નહોતા, પરંતુ એક પરમાત્માજ હતા. તે સર્વવ્યાપક પરમાત્મા જીવોના કર્મો ફળ દેવાને તત્પર થયા ત્યારે પ્રાણીઓના કર્મફળના ઉપભોગના સ્થાનરૂપ પૃથિવી આદિ લોકોને હું રચું એમ પોતાની માયાશક્તિવડે વિચાર કરવા લાગ્યા. મૂળમાં જે આત્મા શબ્દ છે તેનો અર્થ પરમાત્મા થાય છે. આત્મા શબ્દનો અર્થ સ્મૃતિમાં પણ એવો જણાવ્યો છેઃ—

"यच्चाप्नोति यदादत्ते यच्चात्ति विषयानिह ।
यच्चास्य संततो भावस्तस्मादात्मेति कीर्तितः ॥"

ભાવાર્થઃ—જે સત્તાસ્ફુરણવડે સર્વત્ર વ્યાપીને રહે છે, જે પ્રાણિશરીરમાં વિષયોને ગ્રહણ કરે છે, જે પ્રલયકાળે અહીં પદાર્થોનો સંહાર કરે છે, ને જેનો નિરંતર સદ્‌ભાવ છે તે આત્મા કહેવાય છે.

નામ, રૂપ ને ક્રિયાનો બાધ કરતાં વર્તમાનમાં પણ સર્વ જગત્ એક પરમાત્માજ છે તોપણ મંદબુદ્ધિવાળા જનોને તે સમજી શકાય નહિ માટે આ જગત્ ઉત્પત્તિની પૂર્વે એક પરમાત્માજ હતું એમ કહ્યું છે. ૧

સત્યસંકલ્પ પરમાત્માએ પૂર્વોક્ત વિચાર કર્યા પછી જે લોકો રચ્યા તે કહે છેઃ—

**स इमाँल्लोकानसृजत । अम्भो मरीचीर्मरमापोऽदोऽम्भः परेण दिवं द्यौः प्रतिष्ठाऽन्तरिक्षं मरीचयः । पृथिवी मरो या अधस्तात्ता आपः ॥ २ ॥**

**શબ્દાર્થઃ**—તે આ લોકોને રચતા હતા: અંભ, મરીચિ, મર [ને] આપ. આ અંભ સ્વર્ગથી પર [છે, ને] સ્વર્ગ [તેનો] આશ્રય [છે.] અંતરિક્ષ મરીચિઓ [છે.] પૃથિવી મર [છે.] જે [પૃથિવીની] નીચે [છે] તે આપ [કહેવાય છે.] ૨

વિવેચનઃ—તે સર્વશક્તિમાન્ મહામાયાવી પરમાત્મા અપંચીકૃતભૂતો, પંચીકૃતભૂતો તથા બ્રહ્માંડ રચીને પછી હવે પછી કહેવાશે તે લોકોને ઉપજાવતા હતા. અંભ, મરીચિ, મર ને આપ એ તે લોકોનાં નામ છે. એ લોકોનાં નામ લોકોમાં અપ્રસિદ્ધ હોવાથી શ્રુતિ પોતેજ તેમનાં સ્વરૂપ સમજાવે છેઃ—અંભ શબ્દથી વાચ્ય જે મહર્લોક છે તે સ્વર્ગથી ઉપર છે. મહર્લોકમાં કથનથી જનલોક, તપલોક ને સત્યલોકનું પણ ગ્રહણ કરવાનું છે. સ્વર્ગલોક મહર્લોકાદિનો આશ્રય છે, અર્થાત્ સ્વર્ગલોક તેની નીચે રહેલ છે. મહરાદિ લોકોમાં જલતત્ત્વની અધિકતા હોવાથી

તેને અંભ ( જલ ) કહેલ છે સ્વર્ગની નીચે જે અંતરિક્ષલોક છે તે, સૂર્યનાં કિરણોના સંબંધથી મરીચિઓ ( સૂર્યનાં કિરણો ) કહેવાય છે જેમાં પ્રાણીઓનું સદમા મરણ થાય છે એવી પૃથિવી મર કહેવાય છે, પૃથિવીની નીચે જે પાતાલલોક છે તે ઘણાં પ્રાણીઓને ભોગભૂમિરૂપે પ્રાપ્ત થાય છે તેથી આપ ( પ્રાપ્ત થનાર ) કહેવાય છે. એવી રીતે પરમેશ્વરે ચૌદ લોક ઉત્પન્ન કર્યા—૨ ॥

એવી રીતે લોકસૃષ્ટિ કહીને હવે લોકપાલની સૃષ્ટિ કહેવા પ્રથમ વિરાટની ઉત્પત્તિ કહે છે—

स ईक्षतेमे नु लोका लोकपालान्नु सृजा इति । सोऽद्भ्य एव पुरुषं समुद्धृत्यामूर्छयत् ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ પુનઃ ] તે [ ઈશ્વર ] વિચારવા લાગ્યા [ કે—મારા રચેલા ] આ લોકો નિશ્ચય [ પાલકવિના નાશ પામશે તેથી તેમના રક્ષણમાટે હું ] નિશ્ચય લોકપાલોને રચું. એમ [ વિચારીને ] તે જલ [ પ્રધાન પાંચ ભૂતોમાં ] થીજ [ વિરાટ્ ] પુરુષને ગ્રહણ કરીને ઘટ્ટ કરતા હવા. ૩

વિરાટ્ની ઉત્પત્તિ કહીને હવે તેમના અવયવોથી લોકપાલોની ઉત્પત્તિ કહે છેઃ—

तमभ्यतपत्तस्याभितप्तस्य मुखं निरभिद्यत यथाऽण्डम् । मुखाद्वाग्वाचोऽग्निर्नासिके निरभिद्येतां, नासिकाभ्यां प्राणः प्राणाद्वायुरक्षिणी निरभिद्येतामक्षीभ्यां चक्षुश्चक्षुष आदित्यः कर्णौ निरभिद्येतां, कर्णाभ्यां श्रोत्रं श्रोत्राद्दिशस्त्वङ्निरभिद्यत, त्वचो लोमानि लोमभ्य ओषधिवनस्पतयो हृदयं निरभिद्यत, हृदयान्मनो मनसश्चन्द्रमा नाभिर्निरभिद्यत, नाभ्या अपानोऽपानान्मृत्युः शिश्नं निरभिद्यत, शिश्नाद्रेतो रेतस आपः ॥ ४ ॥ इति प्रथमः खण्डः ॥ १ ॥

શબ્દાર્થઃ—તે [ પુરુષાકારપિંડ ] ને [ ઉદ્દેશીને ] સારી રીતે વિચાર કરતા હવા તે વિચાર કરેલા [ પિંડ ] નું મુખ ભેદ પામતું હતું, જેવી રીતે [ પક્ષીનું ] ઇંડું [ ભેદ પામે છે તેવી રીતે ] મુખથી વાણી [ ને ] વાણીથી અગ્નિ [ અભિવ્યક્ત થયા. બે ] નાસિકાઓ ભેદ પામી નાસિકાથી પ્રાણ ( પ્રાણવૃત્તિસહિત ઘ્રાણેંદ્રિય ) [ ને ] પ્રાણથી વાયુ [ પ્રકટ થયા. બે ] નેત્ર ભેદ પામ્યાં [ બે ] નેત્રથી ચક્ષુ [ ને ] ચક્ષુથી શ્રીસૂર્ય [ અભિવ્યક્ત થયા. બંને ] કાન ભેદ પામ્યા કાનથી શ્રોત્ર [ ને ] શ્રોત્રથી દિશા ત્વચા ભેદ પામી ત્વચાથી લોમ [ સહિત ત્વગિંદ્રિય ને ] લોમોથી ઔષધિ ને વનસ્પતિઓ ( તે બંનેના અધિષ્ઠાતા—વાયુ ), હૃદય ભેદ પામ્યું હૃદયથી મન [ ને ] મનથી ચંદ્રમા નાભિ ( ગુદાનું મૂલ ) ભેદ પામી. નાભિથી અપાન ( પાયુઇંદ્રિયથી ) [ ને ] અપાનથી મૃત્યુ શિશ્ન ( ઉપસ્થઇંદ્રિયનું સ્થાન ) ભેદ પામ્યું. શિશ્નથી રેત ( ઉપસ્થેંદ્રિય ) [ ને ] રેતથી જલ ( પ્રજાપતિ ) [ આવિર્ભાવ પામ્યું ]—૪

વિવેચન—તે પરમાત્માએ વિરાટ્નાં પિંડમાં ઇંદ્રિયોનાં ગોલક, ઇંદ્રિયો ને ઇંદ્રિયોપર અનુગ્રહ કરનારા દેવોને રચવાનો સંકલ્પ કર્યો. પછી તે સંકલ્પથી તે સર્વ ઉત્પન્ન થયાં તે પુરુષાકારપિંડમાં પ્રથમ મુખાદિ ગોલકની ઉત્પત્તિ, પછી તે ગોલકમાં વાણી આદિ ઇંદ્રિયોનો આવિર્ભાવ ને પશ્ચાત્ તે ઇંદ્રિયોપર અનુગ્રહ કરનાર અગ્નિ આદિ દેવોની પ્રતીતિ થઈ એમ જાણવું વાગાદિક કરણોનો સમૂહ અપંચીકૃત ભૂતોનું કાર્ય છે તેથી તેમની, મુખાદિક ગોલકમાંથી ઉત્પત્તિ ઘટતી નથી, પણ તે તે આશ્રયોમાં માત્ર તેમનો આવિર્ભાવજ સંભવે છે. એવી રીતે ઇંદ્રિયોથી પણ દેવોની ઉત્પત્તિ ન ઘટે, પણ માત્ર તે તે ઇંદ્રિયપર અનુગ્રહ કરનારા દેવની ઇંદ્રિયના આવિર્ભાવપછી પ્રતીતિ સંભવે. મુખાદિની ઉત્પત્તિના કથનવડે જીભ, તેમાં રસનેન્દ્રિય ને તેના દેવ

વિરણ, હાથ તેમાં હસ્તેન્દ્રિય ને તેનો દેવ ઇંદ્ર, પગ, તેમાં પાદેંદ્રિ ને તેના દેવ વામન; તથા હૃદય, તેમાં ક્રમથી બુદ્ધિ, ચિત્ત ને અહંકાર તેઓ ક્રમથી તેમના દેવ બ્રહ્મા, નારાયણ ને રુદ્ર એ સર્વેની ઉત્પત્તિ પણ જાણી લેવી પ્રાણના કથનવડે અપાન, વ્યાન, સમાન ને ઉદાનનું પણ ગ્રહણ કરવું ૪ એ પ્રમાણે પ્રથમ ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૧

એવીરીતે સમષ્ટિઇંદ્રિયોની ને તેમના અભિમાની દેવોની ઉત્પત્તિ કહીને હવે તે દેવોના ભોગોને યોગ્ય અલ્પ ( વ્યષ્ટિ ) દેહની સૃષ્ટિ ને તેઓમાં દેવોનો ભોગમાટે વ્યષ્ટિરૂપથી પ્રવેશ કહેવાની ઇચ્છાથી તેના ઉપોદ્ઘાતરૂપે ક્ષુધાતૃષાની સૃષ્ટિ દેખાડે છે —

ता एता देवताः सृष्टा अस्मिन्महत्यर्णवे प्रापतंस्तमशनापिपासाभ्यामन्ववार्जत् । ता एनमब्रुवन्नायतनं नः प्रजानीहि, यस्मिन्प्रतिष्ठिता अन्नमदामेति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—રચેલા તે આ દેવો આ મહાસાગરમાં પડતા હવા તે [ વિરાટ ]ને ક્ષુધા-પિપાસાવડે જોડતા હવા તેઓ એ[ ઈશ્વર ]ને કહેતા હવા —" અમારે માટે શરીર નિર્માણ કરો, જેમાં સ્થિત થયા [ છતા ] અન્નનું ભક્ષણ કરીએ—" ઇતિ—૧

—વિવેચન —શ્રીઇશ્વરે સંકલ્પ કરીને લોકપાલપણાવડે રચેલા આ અગ્નિ આદિક દેવો આ સંસારરૂપ મહાસાગરમાં પડ્યા, અર્થાત્ આત્મસ્વરૂપના અજ્ઞાનથી સસારમાં હું એવા અભિમાનવડે પ્રીતિવાળા થયા, જે મહાસાગરમાં અવિદ્યા, કામ ને કર્મથી ઉપજેલા દુ ખરૂપ જલ ભર્યું છે, જેમાં તીવ્રરોગ, જરા ને મૃત્યુરૂપ મગરો છે, જે અનાદિ, જ્ઞાનવિના અંત ન આવવાથી અનંત, અવિવેકીઓને પારની પ્રતીતિ નહિ થવાથી અપાર, સમીચીન વિશ્રામસ્થાનવિનાનો ને વિષય તથા ઇંદ્રિયોના સબંધથી ઉપજેલા સુખના લેશરૂપ વિશ્રામસ્થાનાભાસવાળો છે, જે પાંચ ઇંદ્રિયોના શબ્દાદિ વિષયોની તૃષ્ણારૂપ વાયુના ક્ષોભથી ઊઠેલા સેંકડો અનર્થરૂપ મોટા તરંગોવાળો ને દુ ખી પ્રાણીઓના સ્વરૂપ કથા મહાન્ ધ્વનિઓરૂપ ભયકર શબ્દોવાળો છે, જેમા વિવેકીઓને માટે સત્ય, આર્જવ, દાન દયા, અહિંસા, શમ, દમ ને ધૈર્યાદિક અંત કરણના ગુણરૂપ પાથેયવડે (ભાતા વડે ) ભરેલું જ્ઞાનરૂપ વહાણ છે, તે નૌકાને ચાલવામાં શ્રીસદ્ગુરુની પ્રાપ્તિ ને સર્વનો ત્યાગ એ માર્ગ છે, તથા મોક્ષ એ તીર છે શ્રીઈશ્વર ગોલક, કરણ ને દેવોની ઉત્પત્તિના બીજરૂપ તે વિરાટ્‌ને ભૂખ તથા તરસની સાથે જોડતા હવા કારણરૂપ વિરાટ્‌સાથે ભૂખતરસનો યોગ થવાથી કાર્યરૂપ દેવો ભૂખતરસથી પીડા પામી પરમેશ્વરરૂપ પિતામહપ્રતિ કહેવા લાગ્યા — ' હે પ્રભો ! અમારે માટે અમારા યોગ્ય અલ્પ શરીર રચો, જેમાં સમર્થ થયા છતા અમે અન્નનું ભક્ષણ કરીએ " ૧

હવે અલ્પ શરીરની ઉત્પત્તિ કહે છે —

ताभ्यो गामानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति । ताभ्योऽश्वमानयत्ता अब्रुवन्न वै नोऽयमलमिति ॥ २ ॥

**શબ્દાર્થઃ**—[ ઈશ્વર ] તેઓને ( દેવોને ) માટે ગાય ( ગાયના આકારવાળો પિંડ ) આણતા હવા [ તે જોઇને ] તેઓ બોલ્યા — નિશ્ચય આ [પિંડ] અમારે [ અન્નભક્ષણમાટે] યોગ્ય નથી " ઇતિ તેઓને માટે અશ્વ લાવ્યા તેઓ બોલ્યા —" નિશ્ચય આ [પિંડ] અમારે માટે યોગ્ય નથી " ઇતિ ૨

૧ અશનાયા એવુ પાઠાંતર છે

વિવેચનઃ—ગાયના શરીરમાં ઉપરના દાંતો નહિ હોવાથી દેવોએ તેનો સ્વીકાર ન કર્યો, ત્યારે ઈશ્વરે તેમને નીચેના તથા ઉપરના દાંતવાળું અશ્વનું શરીર રચી દેખાડ્યું, ત્યારે તેઓએ તેમાં વિવેકનો અભાવ જોઇ તેનો અંગીકાર ન કર્યો. ૨

ताभ्यः पुरुषमानयत्ता अब्रुवन्सुकृतं वतेति पुरुषो वाव सुकृतम् । ता अब्रवीद्यथायतनं प्रविशतेति ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ઈશ્વરે] તેઓને સારુ [વિવેકસંપન્ન] પુરુષ (પુરુષાકારવાળો પિંડ) આણ્યો. [તેને જોઇને] તેઓ બોલ્યાઃ—"અહો ! [આ શરીર] શોભાવાળું [છે.] પુરુષજ (મનુષ્યશરીરજ) શોભાયુક્ત [છે." આ શરીર દેવોને પ્રિય છે એમ જાણી ઈશ્વરે] તેઓને કહ્યુંઃ—"યથાયોગ્ય ગોલકપ્રતિ પ્રવેશ કરો." ઇતિ. ૩

ઈશ્વરની આજ્ઞા થયા પછી દેવોની જે પ્રવૃત્તિ થઇ તે કહે છેઃ—

अग्निर्वाग्भूत्वा मुखं प्राविशद्वायुः प्राणो भूत्वा नासिके प्राविशदादित्यश्चक्षुर्भूत्वाऽक्षिणी प्राविशद्दिशः श्रोत्रं भूत्वा कर्णौ प्राविशन्नोषधिवनस्पतयो लोमानि भूत्वा त्वचं प्राविशंश्चन्द्रमा मनो भूत्वा हृदयं प्राविशन्मृत्युरपानो भूत्वा नाभिं प्राविशदापो रेतो भूत्वा शिश्नं प्राविशन् ॥ ४ ॥

શબ્દાર્થઃ—અગ્નિ વાણી થઇને મુખપ્રતિ પ્રવેશ કરતા હવા. વાયુ પ્રાણ થઇને [બે] નાસિકા પ્રતિ પ્રવેશ કરતા હવા. આદિત્ય ચક્ષુ થઇને [બે] નેત્રમાં પ્રવેશ કરતા હવા. દિશાઓ શ્રોત્ર થઇને [બે] કાનમાં પ્રવેશ કરતી હવી. ઓષધિ ને વનસ્પતિઓ (તેમના દેવ વાયુ) રોમો થઇને ત્વચાપ્રતિ પ્રવેશ કરતાં હવાં. ચંદ્રમા મન થઇને હૃદય પ્રતિ પ્રવેશ કરતા હવા. મૃત્યુ અપાન (ગુદેન્દ્રિય) થઈ નાભિપ્રાંત (ગુદમૂલપ્રતિ) પ્રવેશ કરતા હવા. પ્રજાપ્રતિ ઉપસ્થેંદ્રિય થઇને શિશ્નપ્રતિ પ્રવેશ કરતા હવા. ૪

વિવેચનઃ—કરણોવિના દેવોની પ્રતીતિના અભાવથી, ને દેવોવિના કરણો પોતપોતાનું કાર્ય ન કરી શકે તેથી, દેવોનો કરણોસાથે અભેદ કહ્યો છે, વસ્તુતાએ તો વાણી આદિક કરણોના અગ્નિ આદિક દેવો અભિમાની છે, તે રૂપે નથી. અવશેષ રહેલાં ગોલકોમાં અવશેષ રહેલાં કરણોરૂપે તે તે કરણના અભિમાની દેવે પ્રવેશ કર્યો એમ જાણી લેવું. ૪

પછી ક્ષુધાપિપાસાએ પોતાના સ્થાનમાટે પરમેશ્વરપ્રતિ યાચના કરી, ને પરમેશ્વરે તેમને સ્થાન આપ્યું તે દર્શાવે છેઃ—

तमशनापिपासे[1] अब्रूतामावाभ्यामभिप्रजानीहीति । ते[2] अब्रवीदेतास्वेव वां देवतास्वाभजाम्येतासु भागिन्यौ करोमीति । तस्माद्यस्यै कस्यै च देवतायै हविर्गृह्यते भागिन्यावेवास्यामशनापिपासे[3] भवतः ॥ ५ ॥ इति द्वितीयः खण्डः ॥ २ ॥

१ तमशनाया એવું પાઠાંતર છે.

२ स ते એવું પાઠાંતર છે.

३ तमशनाया એવું પાઠાંતર છે.

શબ્દાર્થઃ—ક્ષુધાપિપાસા તે[ ઈશ્વર ]ને કહેવા લાગી—"અમારે માટે [ સ્થાન ] નિર્માણ કરો" ઇતિ [ ઈશ્વર ] તે[ ક્ષુધાતૃષા ]ને કહેવા લાગ્યા—"[તમે ધર્મરૂપ છો, તેથી તમારું ભોક્તાપણું સંભવતું નથી, માટે] આ [ વ્યષ્ટિસમષ્ટિશરીરમાંના અગ્નિ આદિક ] દેવોમાંજ તમને [ ભોગનો એકદેશ આપીને ]અનુગ્રહ કરું છું [ તમને ] આ [ દેવો ]માં ભાગવાળી કરું છું " ઇતિ [ ઈશ્વરે દેવોના હવિષ્ આદિમાં તેમને ભાગવાળી કરી, ] તેથી જે કોઇ દેવો-માટે [ ચરુપુરોડાશાદિરૂપ ] હવિષ્ ગ્રહણ કરાય છે, આ [ દેવ ]મા ક્ષુધાપિપાસા ભાગવાળીજ થાય છે. ( દેવોની તૃપ્તિએ તેમની શાંતિ થાય છે ) ૫ એ પ્રમાણે બીજાખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨

એવીરીતે શરીર, કરણો ને દેવાદિની સૃષ્ટિ કહીને હવે ભોગ્યસૃષ્ટિ કહેવાનો આરંભ કરે છેઃ—

स ईक्षतेमे नु लोकाश्च लोकपालाश्चान्नमेभ्यः सृजा इति ॥ १ ॥

શબ્દાર્થઃ—તે [ ઈશ્વર ] વિચાર કરવા લાગ્યા—"પ્રસિદ્ધ આ લોકો અને લોકપાલો [ મેં રચ્યા છે, ને લોકપાલોને ક્ષુધાતૃષાસાથે જોડ્યા છે, તેથી તેમની અન્નવિના સ્થિતિ નહિ થાય, માટે ] એમનાસારુ અન્ન રચું" ઇતિ ૧

सोऽपोऽभ्यतपत्ताभ्योऽभितप्ताभ्यो मूर्तिरजायत । या वै सा मूर्तिरजायतान्नं वै तत् ॥ २ ॥

શબ્દાર્થઃ—તે [ ઈશ્વર અન્ન ઉપજાવવાની ઇચ્છાથી ] જલ ( પંચભૂતો )ના [ ઉદ્દેશે ] વિચાર કરતા હવા તે વિચાર કરેલા[ ભૂતો ]થી [ કઠિન અને શરીરને ધારણ કરવામાં સમર્થ મૃગ આદિ ચર ને ડાંગર આદિ અચરરૂપ ] આકાર ઉત્પન્ન થયો જે પ્રસિદ્ધ તે આકાર ઉપજ્યો તેજ અન્ન [ છે ] ૨

આત્માનું સ્વતઃ ભોક્તાપણું નથી, પણ અપાનવૃત્તિવાળા પ્રાણની ઉપાધિથી તેનું ભોક્તાપણું છે, એમ આત્માના અભોક્તાપણાનો નિશ્ચય કરવા કહે છે.—

तदेनत्सृष्टं[1] पराङत्यजिघांसत्तद्वाचाऽजिघृक्षत्तन्नाशक्नोद्वाचा ग्रहीतुम् । स यद्धैनद्वाचाऽग्रहैष्यदभिव्याहृत्य हैवान्नमत्रप्स्यत् ॥ ३ ॥

શબ્દાર્થઃ—તે આ [ અન્ન લોકપાલોની સંમુખ ] મૂક્યું [ છતું ભય પામીને ] પરાઙ્મુખ [ થયું છતું ] પલાયન કરવા લાગ્યું ( ભોક્તાના શરીરની અંદર પ્રવેશ ન કર્યો, કિંતુ બહારજ સ્થિત રહ્યું ) [ વિરાટ્ ] તેને વાણીવડે ગ્રહણ કરવાને ઇચ્છતા હવા, [ પણ ] તેને વાણીવડે ગ્રહણ કરવાને સમર્થ ન થયા તે [ વિરાટ્ ] જો પ્રસિદ્ધ એ[ અન્ન ]ને વાણીવડે ગ્રહણ કરી શક્યા હોત [ તો સર્વ લોક ] અન્નને [ વાચકશબ્દવડે ] કથન કરીનેજ તૃપ્ત થાત. ૩

तत्प्राणेनाजिघृक्षत्तन्नाशक्नोत्प्राणेन ग्रहीतुम् । स यद्धैनत्प्राणेनाग्रहैष्यदभिप्राण्य हैवान्नमत्रप्स्यत् ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ વિરાટ્ ] તેને પ્રાણવડે ( ઘ્રાણવડે ) ગ્રહણ કરવાને ઇચ્છતા હવા, [ પરંતુ ]

1 तदेतदभिसृष्टं એવું પાઠાંતર છે બંને પાઠોનો અર્થ એકજ છે.

[તેને પ્રાણવડે ગ્રહણ કરવાને સમર્થ ન થયા. તે [ વિરાટ્ ] જો એને પ્રાણવડે ગ્રહણ કરી શકયા હોત [ તો વર્તમાનમાં તે વિરાટ્‌ના કાર્યભૂત સર્વે લોક તે ] અન્નને [ નાસિકાવડે ] સુંઘીનેજ તૃપ્ત થાત. ૪

तच्चक्षुषाऽजिघृक्षत्तन्नाशक्नोच्चक्षुषा ग्रहीतुम् । स यद्धैनच्चक्षुषाऽग्रहैष्यद्दृष्ट्वा हैवान्नमत्रप्स्यत् ॥ ५ ॥

શબ્દાર્થઃ—[ વિરાટ્ ] તેને નેત્રવડે ગ્રહણ કરવાને ઇચ્છતા હવા, [ પણ ] તેને નેત્રવડે ગ્રહણ કરવાને સમર્થ ન થયા. તે જો એને નેત્રવડે ગ્રહણ કરી શકયા હોત [ તો સર્વે મનુષ્યો ] અન્નને જોઇનેજ તૃપ્તિ પામત ૫

तच्छ्रोत्रेणाजिघृक्षत्तन्नाशक्नोच्छ्रोत्रेण ग्रहीतुम् । स यद्धैनच्छ्रोत्रेणाग्रहैष्यच्छ्रुत्वा हैवान्नमत्रप्स्यत् ॥ ६ ॥

શબ્દાર્થઃ—તેને શ્રોત્રવડે ગ્રહણ કરવાને ઇચ્છતા હવા. તેને શ્રોત્રવડે ગ્રહણ કરવાને સમર્થ ન થયા. તે જો શ્રોત્રવડે એને ગ્રહણ કરી શકયા હોત. [ તો સર્વે જનો ] અન્નને સાંભળીનેજ તૃપ્ત થાત ૬

तत्त्वचाऽजिघृक्षत्तन्नाशक्नोत्त्वचा ग्रहीतुम् । स यद्धैनत्त्वचाऽग्रहैष्यत्स्पृष्ट्वा हैवान्नमत्रप्स्यत् ॥ ७ ॥

શબ્દાર્થઃ—તેને ત્વચાવડે ગ્રહણ કરવાને ઇચ્છતા હવા તેને ત્વચાવડે ગ્રહણ કરવાને સમર્થ ન થયા તે જો એને ત્વચાવડે ગ્રહણ કરી શકયા હોત [ તો સર્વે પ્રાણી ] અન્નનો સ્પર્શ કરીનેજ તૃપ્તિ પામત. ૭

तन्मनसाऽजिघृक्षत्तन्नाशक्नोन्मनसा ग्रहीतुम् । स यद्धैनन्मनसाऽग्रहैष्यद्ध्यात्वा हैवान्नमत्रप्स्यत् ॥ ८ ॥

શબ્દાર્થઃ—તેને મનવડે ગ્રહણ કરવાને ઇચ્છતા હવા. તેને મનવડે ગ્રહણ કરવાને સમર્થ ન થયા તે જો એને મનવડે ગ્રહણ કરવાને સમર્થ થયા હોત [ તો સર્વે લોકો ] અન્નનું ધ્યાન કરીનેજ તૃપ્ત થાત ૮

तच्छिश्नेनाजिघृक्षत्तन्नाशक्नोच्छिश्नेन ग्रहीतुम् । स यद्धैनच्छिश्नेनाग्रहैष्यद्विसृज्य हैवान्नमत्रप्स्यत् ॥ ९ ॥

શબ્દાર્થઃ—તેને ઉપસ્થવડે ગ્રહણ કરવાને ઇચ્છતા હવા તેને ઉપસ્થવડે ગ્રહણ કરવાને સમર્થ ન થયા તે જો એને ઉપસ્થવડે ગ્રહણ કરવાને સમર્થ થયા હોત [ તો સર્વે લોકો ] અન્નનો ત્યાગ કરીનેજ તૃપ્તિ પામત. ૯

तदपानेनाजिघृक्षत्तदावयत् । सैषोऽन्नस्य ग्रहो यद्वायुरन्नायुर्वा एष यद्वायुः ॥ १० ॥

શબ્દાર્થઃ—તેને અપાનવડે ( મુખછિદ્રથી અંતર જતા વાયુ )વડે ગ્રહણ કરવાને ઇચ્છતા હવા. તેને ગ્રહણ ( ભક્ષણ ) કરતા હવા—જે વાયુ [ છે ] તે આ અન્નનો ગ્રાહક (ભક્ષક) [ છે ] જે વાયુ [ છે તે ] આ પ્રસિદ્ધ અન્નદ્વારા જીવન ( જીવનનો હેતુ ) [ છે. ] ૧૦

હવે ભોક્તાનું સ્વરૂપ દેખાડવા ઈશ્વરનો વિચાર દેખાડે છેઃ—

स ईक्षत कथं न्विदं मदृते स्यादिति । स ईक्षत कतरेण प्रपद्या इति । स ईक्षत यदि वाचाऽभिव्याहृतं । यदि प्राणेनाभिप्राणितं । यदि चक्षुषा दृष्टं । यदि श्रोत्रेण श्रुतं । यदि त्वचा स्पृष्टं । यदि मनसा ध्यातं । यद्यपानेनाभ्यपानितं । यदि शिश्नेन विसृष्टमथ कोऽहमिति ॥ ११ ॥

શબ્દાર્થઃ—તે [ ઈશ્વર ] વિચાર કરવા લાગ્યા—" આ [ કથનાદિક કાર્ય ] મારા વિના કેવીરીતે થશે ?" ઈતિ " જો [ મારા વિના ] વાણીવડે કથન કરેલું, જો પ્રાણવડે સુંઘેલું, જો ચક્ષુવડે જોયેલું, જો શ્રોત્રવડે સાંભળેલું, જો ત્વચાવડે સ્પર્શ કરેલું, જો મનવડે ચિંતન કરેલું, જો અપાનવડે ભક્ષણ કરેલું, [ ને ] જો શિશ્નવડે ત્યાગ કરેલું [ થાય તો ] પછી હું કોણ છું ? [ આ કેમ જણાશે ? ] " એમ તે વિચાર કરવા લાગ્યા, [ અર્થાત્ મારાવિના વાગાદિકનો વ્યાપાર થઈ શકશે નહિ તેથી તેમના વ્યાપારોની સિદ્ધિમાટે, તથા સ્વસ્વરૂપનો બોધ થવામાટે મારે શરીરમાં પ્રવેશ કરવો જોઈએ એમ તેમણે વિચાર્યું. પછી " ચરણના અગ્રભાગ ને મસ્તક એ બે પ્રવેશમાર્ગ છે, તે બેમાંના ] કયા [ માર્ગ ]વડે [ હું શરીરમાં ] પ્રવેશ કરું ?" એમ તે અવલોકન કરવા લાગ્યા. ૧૧

હવે ઈશ્વરે જે માર્ગવડે શરીરમાં પ્રવેશ કર્યો તે કહે છેઃ—

स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत । सैषा विदृतिर्नाम द्वास्तदेतन्नान्दनम् । तस्य त्रय आवसथास्त्रयः स्वप्ना अयमावसथोऽयमावसथोऽयमावसथ इति ॥ १२ ॥

શબ્દાર્થઃ—[ ચરણના અગ્રથી મારા સેવક પ્રાણે પ્રવેશ કર્યો છે, તેથી તે માર્ગે મારે પ્રવેશ કરવો ઉચિત નથી એમ વિચારી ] તે [ પરમેશ્વર ] આ [ મૂર્ધાના મધ્યભાગના ] સ્થાનવિશેષમાંજ છિદ્ર કરીને આ માર્ગવડે પ્રવેશ કરતા હવા તે આ [ વિદારણ કરેલું હોવાથી ] વિદૃતિનામવાળું પ્રસિદ્ધ દ્વાર [ છે. આ દ્વારવડે સત્યલોકમાં જઈ સર્વોત્તમ આનંદ અનુભવાય છે, તેથી ] તે આ [ દ્વાર ] નાંદન ( આનંદનો હેતુ ) [ છે ] તેનાં ( જીવરૂપે પેઠેલા ઈશ્વરનાં ) ત્રણ સ્થાન [ છે. તેમાં ] ત્રણ સ્વપ્નો [ છે ] આ સ્થાન [ છે, ] આ સ્થાન [ છે, ] આ સ્થાન [ છે. ] ઈતિ ૧૨

વિવેચનઃ—જાગ્રતકાલે દક્ષિણનેત્ર, સ્વપ્નકાલે કંઠ, ને સુષુપ્તિકાલે હૃદયાકાશ એ ત્રણ સ્થાન છે. બ્રહ્મરૂપ સદ્વસ્તુની પ્રતીતિ નહિ હોવાથી, ને વ્યાવહારિક, પ્રાતિભાસિક, તથા અજ્ઞાનરૂપ અસતની પ્રતીતિ હોવાથી તે ત્રણ સ્થાનમાં જાગ્રત્, સ્વપ્ન, ને સુષુપ્તિ એ ત્રણ સ્વપ્નો છે દક્ષિણનેત્ર આ તેનું પ્રથમ સ્થાન છે, કંઠપ્રદેશ આ તેનું દ્વિતીય સ્થાન છે, ને હૃદયાકાશ આ તેનું ત્રીજું સ્થાન છે મનુષ્ય જેમ પોતાના ઘરમાં શયન કરે તેમ જીવ અવિદ્યાવડે તે ત્રણ સ્થાનમાં આત્મભાવ પામીને ગાઢનિદ્રાને પ્રાપ્ત થયો છે. સંસાર બે પ્રકારનો છે, દિનદિનના વ્યવહારરૂપ, ને જન્માંતરના સ્વીકારરૂપ તેમાં દિવસદિવસના વ્યવહારનાં નેત્રાદિ ત્રણ સ્થાન જાણવાં, ને જન્માંતરના વ્યવહારનાં પિતાનું શરીર, માતાનું ગર્ભસ્થાન, ને સ્વશરીર એ ત્રણ સ્થાન જાણવાં. ઈતિપિંડ સમારૂપ, અધ્યારોપના પ્રકરણની સમાપ્તિ દેખાડે છે. ૧૨

॥ ૬ ॥ એવીરીતે અધ્યારોપ દેખાડીને હવે અપવાદ દેખાડે છેઃ—

स जातो भूतान्यभिव्यैख्यत् किमिहान्यं वावदिषदिति । स एतमेव पुरुषं ब्रह्म ततमम-पश्यदिदमदर्शमिती ३ ॥ १३ ॥

શબ્દાર્થઃ—તે [ દેહપ્રવેશવડે સંસારી ] થયો [ છતો કોઈ સમયે ઈશ્વરના અનુગ્રહથી ગુરુશાસ્ત્રની કૃપાવડે આકાશાદિ ] ભૂતોને સર્વભણીથી ( વિવેકવડે ) જાણતો હવો [ સર્વ સંસારના માયાકલ્પિતપણાથી સર્વ જગત્ વસ્તુતાએ બ્રહ્મજ છે તેથી ] અહીં ( આ જગત્માં ) [ બ્રહ્મથી ] ભિન્ન શું કહીશ ? [ કંઈ પણ નહિ ] એ પ્રમાણે [ નિશ્ચય કરીને ] તે [ જીવ ] આ [ શરીરમાં પ્રવેશ પામેલો ] પુરુષજ વ્યાપકતમ બ્રહ્મ [ છે એમ ] જોતો હવો [ તતમમ્માં એક તકારનો લોપ છે તેથી ત્યાં તતતમમ્ જોઇએ, જેનો અર્થ વ્યાપકતમ થાય છે તે જીવાત્મા બ્રહ્માત્મતત્ત્વને જાણીને મેં ] આ સાક્ષાત્ કર્યું, એમ [ સંતોષ પામતો હવો પ્લુતિ સંતોષ જણાવવામાટે છે ] ૧૩

तस्मादिदन्द्रो नामेदन्द्रो ह वै नाम तमिदन्द्रं सन्तमिन्द्र इत्याचक्षते परोक्षेण । परोक्षप्रिया इव हि देवाः । परोक्षप्रिया इव हि देवाः ॥ १४ ॥ इति तृतीयः खण्डः ॥ ३ ॥ इत्यैतरेये द्वितीयारण्यके चतुर्थोऽध्यायः ॥ ४ ॥

॥ इत्यैतरेयोपनिषदि प्रथमोऽध्यायः ॥ १ ॥

શબ્દાર્થઃ—[ જેથી પરમાત્માને આ એમ અપરોક્ષ જાણ્યા, ] તેથી [પરમાત્માનું] ઇદંદ્ર નામ [ કહેવાયું લોકમાં ઈશ્વરનું ] ઇદંદ્ર નામ પ્રસિદ્ધ [ છે ] તે ઇદંદ્ર છતાં [ બ્રહ્મવેત્તાઓ તેમને ] પરોક્ષવડે ઇંદ્ર એમ કહે છે, કેમકે પૂજ્યો પરોક્ષપ્રિયજેવા [ છે, ] કેમકે પૂજ્યો પરોક્ષપ્રિયજેવા [ છે ] ૧૪

વિવેચન—પરમાત્માનું ઇદંદ્ર નામ છતાં દ અક્ષરનો લોપ કરીને બ્રહ્મવેત્તાઓ તેમને ઇંદ્ર એવા પરોક્ષનામવડે કહે છે લોકમાં આચાર્યાદિ પૂજ્ય પુરુષો પોતાના ગુરુ આદિ પરોક્ષનામના કથનવડે પ્રીતિવાળા થાય છે, યજ્ઞદત્તાદિ સાક્ષાત્ નામના ગ્રહણવડે પ્રીતિવાળા થતા નથી, ત્યારે અત્યંત પૂજ્ય જે મહેશ્વર તે પરોક્ષનામના ગ્રહણવડે પ્રીતિવાળા થાય એમાં આશ્ચર્ય નથી યથાર્થ નામનું રૂપાંતર કરવાવડે જે સ્વરૂપનું આચ્છાદન તે નામનું પરોક્ષપણું જાણવું परोक्षप्रिया इव हि देवाः એ પદોનું પુનઃ કથન આ અધ્યાયની સમાપ્તિ દેખાડે છે ૧૪ એપ્રમાણે ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૩

ઇતિ શ્રીઐતરેયઆરણ્યકગત બીજા આરણ્યકના ચોથા અધ્યાયની અને શ્રીઐતરેય-ઉપનિષદ્‌ના પહેલા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત ૧

---

## ॥ २ बीजो अध्याय ॥

વૈરાગ્યવિના તત્ત્વજ્ઞાન થાય નહિ, તેથી વૈરાગ્યની ઉત્પત્તિ કરવા આ બીજા અધ્યાયનો આરંભ છે. જીવ જ્યાંસુધી પોતાનો બ્રહ્મભાવ જાણતો નથી ત્યાંસુધી દેહાદિમાં હુંપણાની બુદ્ધિવડે તે આ સંસારમાં ઉચનીચ યોનિઓવિષે ભ્રમણ કરે છે, ગમનાગમનરહિત શાંતિનો અનુભવ કરી શકતો નથી નવા જન્મમાં તેના ત્રણ અવસ્થારૂપ ત્રણ જન્મ થાય છે, તેમાં પ્રથમ જન્મ પિતામાં થાય છે, તે આ પ્રમાણે—

ॐ । पुरुषे ह वा अयमादितो गर्भो भवति । यदेतद्रेतस्तदेतत्सर्वेभ्योऽङ्गेभ्यस्तेजः संभूत-मात्मन्येवाऽऽत्मानं बिभर्ति तद्यदा स्त्रियां सिञ्चत्यथैनज्जनयति तदस्य प्रथमं जन्म ॥ १ ॥

**શબ્દાર્થઃ**—પુરુષમાં જે આ વીર્ય [ છે, તે રૂપે ] પ્રસિદ્ધ આ [ સંસારી ] પ્રથમ ગર્ભ થાય છે. તે આ [ વીર્ય ] સર્વ અવયવોથી સારરૂપ ઉપજેલું [ છે, તે ] સારરૂપને શરીરમાંજ ધારણ કરે છે તેને જ્યારે સ્રીમાં સિંચે છે ત્યારે એને જન્મ આપે છે, તે આનો પહેલો જન્મ [ છે ] ૧

**વિવેચનઃ**—નવા શરીરની પ્રાપ્તિમાટે જીવ પ્રથમ અન્નદ્વારા પિતાના શરીરમાં પ્રવેશ કરી રસાદિ ક્રમવડે વીર્યમાં સ્થિતિ કરે છે પુરુષમાં જે આ વીર્ય છે તે વીર્યરૂપે પ્રસિદ્ધ આ જીવ પ્રથમ ગર્ભ થાય છે તે આ વીર્ય શરીરના રસાદિરૂપ સર્વ અવયવોથી દેહના સારરૂપ ઉપજ્યું છે તે પુરુષની સાથે એકભાવ પામેલું હોવાથી આત્મા કહેવાય છે પુરુષ તે સારરૂપ વીર્યને પોતાના શરીરમાં ધારણ કરે છે તે વીર્યને જ્યારે ઋતુમતી સ્રીમાં સિંચે છે, ત્યારે પિતા પોતાના ગર્ભરૂપ વીર્યને જન્મ આપે છે વીર્યના સિંચનકાળમા તે પુરુષના સ્થાનમાથી જે નીકળવુ તે આનો પ્રથમ જન્મ ( અવસ્થાની અભિવ્યક્તિ ) છે ૧

સ્રીના શરીરમાં ગયેલુ તે વીર્ય તેના શરીરથી અભેદ પામે છે તેથી તેનો નાશ કરતું નથી એમ જણાવે છેઃ—

**तत्स्त्रिया आत्मभूयं गच्छति यथा स्वमङ्गं तथा । तस्मादेनां न हिनस्ति साऽस्यैतमात्मानमत्र गतं भावयति ॥ २ ॥**

**શબ્દાર્થઃ**—તે [ વીર્ય ] સ્રીના શરીરસાથે અભિન્ન થાય છે, જેમ [ સ્તન આદિક ] પોતાનું અંગ [ છે ] તેમ તેથી [ તે ગર્ભ ] એનો નાશ કરતો નથી તે [ સ્રી ] આના ( પતિના ) આ આત્માને ( શરીરને ) અહીં ( ઉદરમાં ) પ્રવેશ પામેલો [ જાણીને તેનું વિરુદ્ધ ભોજનાદિકના પરિત્યાગ ને અનુકૂલ ભોજનાદિકના ઉપયોગવડે ] પાલન કરે છે. ૨

એવી સ્રીનું ભર્તાએ રક્ષણ કરવું જોઇએ એમ દર્શાવે છે—

**सा भावयित्री भावयितव्या भवति । तं स्त्री गर्भं बिभर्ति सोऽग्र एव कुमारं जन्मनोऽग्रेऽधिभावयति । स यत्कुमारं जन्मनोऽग्रेऽधिभावयत्यात्मानमेव तद्भावयत्येषां लोकानां संतत्या एवं संतता हीमे लोकास्तदस्य द्वितीयं जन्म ॥ ३ ॥**

**શબ્દાર્થઃ**—તે [ ગર્ભરૂપ પતિનું ] પાલન કરનારી [ સ્રી પતિવડે ] રક્ષણ કરવાયોગ્ય થાય છે સ્રી તે ગર્ભને [ જન્મની ] પૂર્વે ધારણ કરે છે, [ અને ] તે [ પિતા ] જન્મની પૂર્વેજ [ ઉત્પન્ન થનાર ] કુમારનું [ સીમંતાદિવડે અને જન્મની ] પછી [ તેનું જાતકર્માદિવડે ] પાલન કરે છે તે [ પિતા ] કુમારનું જે જન્મની પૂર્વે [ અને ] પછી પાલન કરે છે, તે પોતાનુંજ પાલન કરે છે, [ કારણકે ગર્ભરૂપે પોતેજ પ્રવેશ કર્યો હતો, અને કુમારરૂપે પોતેજ જન્મ્યો છે ] આ [ પુત્રપૌત્રાદિ ] લોકોનો વિચ્છેદ નહિ થવામાટે [ પિતા પોતાને પુત્રરૂપે ઉપજાવી તેનું પાલન કરે છે ] એવીરીતે પ્રસિદ્ધ આ લોકો અવિચ્છિન્ન [ થાય છે પુત્રરૂપે જે જન્મવું ] તે આ [ સંસારી ]નો [ વીર્યની અપેક્ષાએ ] બીજો જન્મ [ છે ] ૩

એપ્રમાણે અત્યંત અપવિત્ર પિતાના શરીરમાં અત્યંત મલિન વીર્યરૂપે સ્થિતિ, ત્યાંથી પાછુ અધમ અવયવદ્વારા નીકળવુ, પશ્ચાત્ મલમૂત્રથી ભરેલા માતાના ઉદરમાં વિષ્ટાના કૃમિની પેઠે રહેવુ, ને ત્યાંથા યોનિદ્વારા નીકળવું ઇત્યાદિ અત્યત કષ્ટ છે એમ કહીને હવે જન્મપછી પણ સ્વાતંત્ર્ય નથી, કિંતુ પિતાની આજ્ઞાને અનુસરી પિતાની વતી કર્માનુષ્ઠાનમાં જોડાવુ પડે છે, એમ જણાવવા પિતાને થનારો પુત્રનો ઉપયોગ દર્શાવે છે—

सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते । अथास्यायमितर आत्मा कृतकृत्यो वयोगतः प्रैति । स इतः प्रयन्नेव पुनर्जायते । तदस्य तृतीयं जन्म ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—[ પિતાનાં બે શરીર છે. સ્વશરીર ને પુત્રશરીર. ] આ [ પિતા ]નું તે આ [ પુત્રરૂપ ] શરીર પુણ્યકર્મોમાટે [ પોતાના પ્રતિનિધિપણાવડે ઘરમાં ] સ્થાપન કરાય છે. પછી આ [ પિતા ]નું [ પુત્રની અપેક્ષાએ ] આ બીજું શરીર કૃતાર્થ ( ત્રણ ઋણરૂપ કર્તવ્યથી મુક્ત ) [ તથા ] વૃદ્ધ થયું [ છતું ] મરે છે. તે [ પિતા ] અહીંથી મરતો [ છતો ] શીઘ્ર [ આ લોકમાં, સ્વર્ગમાં વા નરકમાં ] પુનઃ જન્મ પામે છે. તે આનો [ પુત્રનો ] ત્રીજો જન્મ [ છે. ] ૪

**વિવેચનઃ**—વેદનું અધ્યયન કરવામાટે, યજ્ઞ કરવામાટે, ને પુત્રોત્પત્તિ કરવામાટે, પુત્રને આજ્ઞા કરીને પિતા તે ત્રણે ઋણથી મુક્ત થઈ આયુહીન થવાથી મૃત્યુ પામે છે. પુત્રનાં પણ કાલે કરીને પિતાની પેઠેજ આગળ મૃત્યુ તથા જન્મ થવાનાં છે તેથી અહીં પિતાના જન્મને પુત્રના ત્રીજા જન્મરૂપે કહ્યો છે. એવી રીતે પ્રાણિઓ સંસારમાં ભ્રમણ કરે છે, ને જ્ઞાનવિના મોક્ષ પામતાં નથી. ૪

तदुक्तमृषिणा । गर्भे नु सन्नन्वेषामवेदमहं देवानां जनिमानि विश्वा । शतं मा पुर आयसीररक्षन्नधः श्येनो जवसा निरदीयमिति गर्भ एवैतच्छयानो वामदेव एवमुवाच ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—તે મંત્રવડે કહ્યું [ છેઃ— ] " [ માતાના ] ગર્ભમાંજ [ સ્થિત ] છતાં હું આ [ વાણી તથા અગ્નિ આદિક ] દેવોનાં સર્વ જન્મો અનુક્રમે જાણતો હવો; લોઢાનાં [ જેવાં અભેદ્ય ] સો ( અનેક ) [ શરીરરૂપ ] પુર મારું રક્ષણ કરતાં હવાં; [ અર્થાત્ સંસારમાંથી નીકળવા ન દેતાં હવાં. ] હવે [ આત્મજ્ઞાનના ] સામર્થ્યવડે બાજની [ પેઠે બંધન તોડીને ] નીકળ્યો છું." ઇતિ એ પ્રમાણે [ માતાના ] ગર્ભમાંજ સૂતેલા વામદેવ આ ( પૂર્વોક્ત અર્થ ) બોલ્યા. ૫

**વિવેચનઃ**—તત્ત્વજ્ઞાનવિના સંસારના વિનાશનો અભાવ તથા તત્ત્વજ્ઞાનવડે તેની નિવૃત્તિ આ મંત્રે પણ જણાવી છે. ઇતિશબ્દ મંત્રની સમાપ્તિ દેખાડે છે. જોકે ગર્ભમાં શ્રવણાદિરૂપ જ્ઞાનની સામગ્રી નથી, તોપણ પૂર્વજન્મમાં કરેલા શ્રવણાદિ સાધનોને લીધે પ્રતિબંધની નિવૃત્તિ થયે ગર્ભમાં પણ જ્ઞાનની ઉત્પત્તિ સંભવે છે. ૫

જ્ઞાનનું વ્યભિચારરહિત ફલવાનપણું જણાવવા વામદેવને જ્ઞાનના ફલની પ્રાપ્તિ થઈ એમ કહે છેઃ—

स एवं विद्वानस्माच्छरीरभेदादूर्ध्व उत्क्रम्यामुष्मिन्स्वर्गे लोके सर्वान्कामानाप्त्वाऽमृतः समभवत्समभवत् ॥ ६ ॥ इति चतुर्थः खण्डः ॥ ४ ॥ इत्यैतरेये द्वितीयारण्यके पञ्चमोऽध्यायः ॥ ५ ॥

॥ इत्यैतरेयोपनिषदि द्वितीयोऽध्यायः ॥ २ ॥

**શબ્દાર્થઃ**—એમ જાણનાર તે આ શરીરના ભેદ ( વિનાશ )થી ઊર્ધ્વ ( પરમાત્મરૂપ ) [ થયા છતા સંસારથી ] નીકળીને આ સ્વર્ગલોકમાં સર્વ કામોને પામીને અમૃત થતા હવા, [ અમૃત ] થતા હવા. ૬

**વિવેચનઃ**—આત્માને એવીરીતે જાણનાર તે વામદેવઋષિ શરીરની ઉત્પત્તિના બીજરૂપ અવિદ્યાદિ

નિમિત્તના વિનાશવડે શરીરની પુનરુત્પત્તિના અભાવથી પરમાત્મરૂપ થયા છતા અધોભાવરૂપ સંસારથી નીકળીને સ્વસ્વરૂપભૂત આ સ્વર્ગલોકમાં સર્વાત્મપણાવડે સર્વકામોને પામીને અવિનાશિરૂપ થતા હવા. સમભવત્ એ પદનું બે વાર કથન અધ્યાયની તથા આત્મજ્ઞાનની સમાપ્તિ દેખાડવામાટે છે. ૬ એપ્રમાણે ચોથા ખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૪

ઇતિ શ્રીઐતરેયઆરણ્યકગત બીજા આરણ્યકના પાંચમા અધ્યાયની અને શ્રીઐતરેય-ઉપનિષદ્માં બીજા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૨

## ॥ ૩ ત્રીજો અધ્યાય ॥

ગયા અધ્યાયમાં જ્ઞાનની ઉત્પત્તિમાટે ત્રણ જન્મના નિરૂપણથી વૈરાગ્યનું નિરૂપણ કર્યું, પણ ત્વંપદનો તથા તત્પદના અર્થના શોધનવિના વૈરાગ્યમાત્રથી જ્ઞાનની ઉત્પત્તિ થાય નહિ, તેથી પદાર્થના શોધનપૂર્વક વાક્યાર્થ કહેવા ત્રીજા ( ઉપનિષદ્માં ત્રીજા ) અધ્યાયનો આરંભ છે. તેમાં પ્રથમ પદાર્થના શોધનમાં અધિકારી દેખાડીને તેમના વાક્યનું અવતરણ કરે છે:—

ॐ । कोऽयमात्मेति, वयमुपास्महे, कतरः स आत्मा, येन वा पश्यति, येन वा शृणोति, येन वा गन्धानाजिघ्रति, येन वा वाचं व्याकरोति, येन वा स्वादु चास्वादु च विजानाति ॥ १ ॥

શબ્દાર્થઃ—"[ જે આત્માની ] આ આત્મા એમ આપણે ઉપાસના કરીએ છીએ [ તે આત્મા ] કયો ? તે આત્મા [ એમાંથી ] કયો ?" [ તેમાં ] જેવડે જુએ છે, જેવડે સાંભળે છે, જેવડે ગંધોને સુંઘે છે, જેવડે વક્તવ્યને સ્પષ્ટ કરે છે, અને જેવડે સ્વાદુ તથા અસ્વાદુને જાણે છે [ તે આત્મા નથી. ] ૧

વિવેચનઃ—કોઈ મુમુક્ષુઓ બ્રહ્મને જાણી સંસારનો પાર પામવાની ઇચ્છાથી પરસ્પર પૂછવા લાગ્યા કે:—" જે આત્માનો ' આ આત્મા છે ' એમ આપણે વ્યવહારમાં સ્વીકાર કરીને સ્થિત છીએ તે આત્મા કયો ? અર્થાત્ ' હું સુખી ' ' હું દુઃખી ' ઇત્યાદિ વ્યવહારોમાં જે હું શબ્દવડે સ્વીકારેલો આત્મા છે તેનું વાસ્તવિક સ્વરૂપ શું છે ? વામદેવઋષિ જેને જાણી અમરભાવને પામ્યા તે આત્મા સોપાધિક ( પ્રાણ ) વા નિરુપાધિક ( આત્મા ) એ બેમાંથી કયો છે ? " અત્યંત શુદ્ધ અંતઃકરણવાળા તે મુમુક્ષુઓને એવીરીતે વિચાર કરતાં જણાયું કે એકમાં કરણપણું ને બીજામાં વૃત્તિવડે જ્ઞાતાપણું છે. તેમાં જે ચક્ષુરૂપ થઈને રૂપોને જુએ છે, જે શ્રોત્રરૂપ થઈને શબ્દોને સાંભળે છે, જે નાસિકારૂપ થઈને ગંધોને સુંઘે છે, જે વાણીરૂપ થઈને વાણીના વિષયને પ્રકટ કરે છે, અને જે જીભરૂપ થઈને સ્વાદવાળો તથા સ્વાદવિનાના રસને જાણે છે તે આત્મા નથી. ૧

હવે પ્રાણરૂપ ( અંતઃકરણરૂપ ) એક કરણજ અનેક પ્રકારે ભેદ પામે છે એમ જણાવે છેઃ—

यदेतद्धृदयं मनश्चैतत् । संज्ञानमाज्ञानं विज्ञानं प्रज्ञानं मेधा दृष्टिर्धृतिर्मतिर्मनीषा जूतिः स्मृतिः सङ्कल्पः क्रतुरसुः कामो वश इति । सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि भवन्ति ॥ २ ॥

શબ્દાર્થઃ—જે આ હૃદય ને મન [ છે તે ] આ [ અનેકપ્રકારે ભેદ પામેલ છે. ] સંજ્ઞાન, આજ્ઞાન, વિજ્ઞાન, પ્રજ્ઞાન, મેધા, દૃષ્ટિ, ધૈર્ય, મતિ, મનીષા, જૂતિ, સ્મૃતિ, સંકલ્પ, નિશ્ચય, અસુ, કામ [ ને ] વશ એ [ અંતઃકરણની વૃત્તિઓ છે. ] આ સર્વેજ પ્રજ્ઞાનનાં નામો થાય છે. ૨

વિવેચન —જે આ હૃદય ને મનરૂપ અંતઃકરણ છે તેજ ચક્ષુરાદિકના ભેદવડે અનેકપ્રકારે ભેદ પામેલ છે. તે એકજ સાભાસઅંતઃકરણ ચક્ષુરાદિરૂપ થઇને રૂપાદિકને જાણે છે " मनसा ह्येव पश्यति मनसा शृणोति ॥" ( મનવડેજ જુએ છે, મનવડેજ સાંભળે છે ) એ શ્રુતિવડે મનશબ્દનું વાચ્ય અંતઃકરણ સર્વ જ્ઞાનનું કરણ છે એમ સિદ્ધ થાય છે ને અંતઃકરણ પ્રાણ છે એમ "यो वै प्राणः सा प्रज्ञा या वै प्रज्ञा स प्राणः ॥ "( જે પ્રસિદ્ધ પ્રાણ છે તે પ્રજ્ઞા છે, અને જે પ્રસિદ્ધ પ્રજ્ઞા છે તે પ્રાણ છે ) એ બ્રાહ્મણવચનથી નિશ્ચય થાય છે. આ જ્ઞાનનું કરણ પ્રાણ જડ હોવાથી આત્મા નથી જે જ્ઞાતાના જ્ઞાનમાટે અંતઃકરણની આગળ કહેવામાં આવશે તે વૃત્તિઓ છે તે જ્ઞાતા અમારો આત્મા છે એમ તે મુમુક્ષુઓએ નિશ્ચય કર્યો. અંતઃકરણની વૃત્તિઓ આ છે.—સંજ્ઞાન ( પ્રાણીનો ચેતનભાવ જણાવનારી શરીરમા વ્યાપેલી વૃત્તિ ), આજ્ઞાન ( ઈશ્વરભાવ ), વિજ્ઞાન ( ચોસઠ કલાદિથી ઉપજેલું લૌકિકજ્ઞાન), પ્રજ્ઞાન (તાત્કાલિક પ્રતિભા ), મેધા ( ગ્રથનો અર્થ ધારણ કરવાનું સામર્થ્ય), દૃષ્ટિ ( ઇંદ્રિયદ્વારા સર્વ વિષયનું જ્ઞાન ), ધૈર્ય ( આપત્તિમાં તેની વિશેષગણનાથી રહિતપણું ), મતિ ( મનન ), મનીષા (મનન કરવામાં સ્વતંત્રતા), જૂતિ ( રોગાદિકથી મનનું દુઃખી થવું ), સ્મૃતિ ( અનુભવેલા પદાર્થનું સ્મરણ ), સંકલ્પ ( અયોગ્ય વસ્તુમાં યોગ્યપણાની કલ્પના ), નિશ્ચય ( અવશ્ય કરીશ એવો અધ્યવસાય ), અસુ ( પ્રાણનાદિ જીવનક્રિયાના નિમિત્તવાળી વૃત્તિ ), કામ ( દૂર રહેલા વિષયોની તૃષ્ણા ) અને વશ ( સ્ત્રીસંગાદિકની અભિલાષા ) ઇત્યાદિ આ સંજ્ઞાનાદિ સર્વ ઉપાધિરૂપ અંતઃકરણની વૃત્તિનાં અથવા સંજ્ઞાનાદિ વૃત્તિવિશિષ્ટ ચેતનનાં નામો છે येन वा पश्यति ત્યાંથી આરંભીને प्रज्ञानस्य नामधेयानि भवन्ति ત્યાંસુધીનાં વચનોવડે સર્વ કરણ અને તેમની વૃત્તિઓથી ભિન્ન, સ્વપ્રકાશરૂપ, સર્વનો સાક્ષી ને સર્વ વૃત્તિઓમા અનુગત એક આત્મા શોધન કર્યો ૨

હવે એ આત્મા શરીરશરીરપ્રતિ ભિન્ન નથી એમ જણાવે છે:—

एष ब्रह्मैष इन्द्र एष प्रजापतिरेते सर्वे देवा इमानि च पञ्च महाभूतानि पृथिवी वायुराकाश आपो ज्योतींषीत्येतानीमानि च क्षुद्रमिश्राणीव । बीजानीतराणि चेतराणि चाण्डजानि च जारुजानि च स्वेदजानि चोद्भिज्जानि चाश्वा गावः, पुरुषा हस्तिनो यत्किञ्चेदं प्राणि जङ्गमं च पतत्रि च यच्च स्थावरम् । सर्वं तत्प्रज्ञानेत्रं , प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोकः प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म ॥ ३ ॥

શબ્દાર્થઃ—આ હિરણ્યગર્ભ, આ ઇંદ્ર આ વિરાટ્ આ સર્વે દેવો અને પૃથિવી વાયુ આકાશ જલ તથા તેજ એ આ પાંચ મહાભૂતો તથા એ આ અલ્પ[જંતુઓ]થી મિશ્રિત, બીજો તથા બીજાં, ને અન્ય અંડજો તથા જરાયુજો, વળી સ્વેદજો તથા ઉદ્ભિજ્જો ને અશ્વો, ગાયો, પુરુષો, હાથીઓ, જે કાંઇ આ પ્રાણિસમૂહ, [ જે ] જંગમ તથા પક્ષી અને જે સ્થાવર તે સર્વ પ્રજ્ઞારૂપ નેત્રવાળાં [ છે, ] પ્રજ્ઞાનમાં સ્થિત [ છે ] લોક પ્રજ્ઞારૂપ નેત્રવાળો [ છે ] પ્રજ્ઞા આશ્રય [ છે ] પ્રજ્ઞાન બ્રહ્મ [ છે ] ૩

વિવેચન—જે આ પ્રજ્ઞાનરૂપ આત્માજ હિરણ્યગર્ભ છે, આજ ઇંદ્ર છે, આજ વિરાટ્ છે, આજ આ સર્વે દેવો છે, અને આ સર્વ શરીરોના ઉપાદાનરૂપ પૃથિવી, વાયુ, આકાશ, જલ તથા તેજ આ પાંચ મહાભૂતો પણ આજ છે વળી આ અલ્પજંતુઓથી મિશ્રિત સર્પાદિક આજ છે અન્ય સજાતીય શરીરોનાં કારણોરૂપ ને કાર્યોરૂપ પણ આજ છે પુનઃ સ્થાવરજંગમભેદથી કથન કરેલાં પક્ષી આદિક અંડજો તથા મનુષ્યાદિક જરાયુજો, જૂ આદિ પરસેવામાંથી ઉપજેલાં, વૃક્ષાદિક ઉદ્ભિજ્જો, અશ્વો, ગાયો, મનુષ્યો, હાથીઓ અને અન્ય જે કાંઇ આ પ્રાણિઓનો સમૂહ, જે જંગમ ( બે પગે ચાલનાર ), પક્ષી ( આકાશમાં ઊડનારાં ) ને સ્થાવર ( અચલ ) છે, તે સર્વ પ્રજ્ઞારૂપ પ્રવર્તકવાળાં છે. તે ઉત્પત્તિ, સ્થિતિ ને લયમાં પ્રજ્ઞાવિષે

સ્થિત છે. જેથી સર્વ લોક બ્રહ્મવડે સત્તાવાળા છે, તેથી બ્રહ્મ સર્વ જગતનો આશ્રય છે. પ્રત્યગાત્મરૂપ પ્રજ્ઞાન બ્રહ્મ છે. તે બ્રહ્મ સર્વ ઉપાધિઓના ભેદથી રહિત, સત્, નિરંજન, નિર્મલ, નિષ્ક્રિય, શાંત, એક, અદ્વૈત નેતિ નેતિ આ શ્રુતિવડે સર્વવિશેષના નિષેધથી જાણવાયોગ્ય અને સર્વ શબ્દ તથા વૃત્તિઓનો અવિષય છે. તે અત્યંતશુદ્ધ બ્રહ્મ માયારૂપ ઉપાધિના સંબંધથી સર્વજ્ઞઈશ્વર એવા નામવાળું થાય છે, તેમજ ઉપાધિઓના ભેદથી તેજ બ્રહ્મ બ્રહ્માથી માંડીને સ્તંબપર્યંત તે તે નામરૂપવાળું પ્રતીત થાય છે. ૩

હવે બ્રહ્મરૂપ આત્માને જાણનારને જે ફલ થાય છે તે કહે છેઃ—

स एतेन प्रज्ञेनाऽऽत्मनाऽस्माल्लोकादुत्क्रम्यामुष्मिन्स्वर्गे लोके [सर्वान्कामानाप्त्वाऽमृतः समभवत् सम... ...थमः खण्डः ॥ ५ ॥ इत्यैतरेये द्वितीयारण्यके षष्ठोऽध्यायः ॥ ६ ॥

॥ इत्यैतरेयोपनिषदि तृतीयोऽध्यायः ॥ ३ ॥

## ॥ इत्यैतरेयोपनिषत्सम्पूर्णा ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—તે આ બ્રહ્મરૂપ આત્માવડે આ લોકથી ઉત્ક્રમણ કરીને આ સ્વર્ગલોકમાં સર્વ કામોને પામીને અમૃત થતા હવા, [ અમૃત ] થતા હવા. ૪

**વિવેચનઃ**—તે વામદેવ આ બ્રહ્મરૂપ આત્માના જ્ઞાનવડે આ શરીરરૂપ લોકથી આત્મભાવનો ત્યાગ કરીને આ બ્રહ્મરૂપ સ્વર્ગલોકમાં સર્વાત્મભાવવડે સર્વવિષયોને પામીને મરણધર્મરહિત થયા. વર્તમાનકાલમાં પણ જે વિદ્વાન્ બ્રહ્મસ્વરૂપને જાણે છે તે અમર થાય છે. ૪. એપ્રમાણે પાંચમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૫

ઇતિ શ્રીઐતરેયઆરણ્યકગત બીજા આરણ્યકના છઠ્ઠા અધ્યાયની અને
શ્રીઐતરેયોપનિષદ્ના ત્રીજા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત ૩.

આ ઉપનિષદ્ના અંતમાં નીચેપ્રમાણે શાંતિપાઠ ભણાય છેઃ—

ॐ । वाङ्मे मनसि प्रतिष्ठिता, मनो मे वाचि प्रतिष्ठितमाविरावीर्म एधि, वेदस्य म आणीस्थः श्रुतं मे मा प्रहासीरनेनाधीतेनाहोरात्रान्संदधाम्यृतं वदिष्यामि, सत्यं वदिष्यामि, तन्मामवतु, तद्वक्तारमवत्ववतु मामवतु वक्तारमवतु वक्तारम् ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ તથા વિવેચન પૂર્વપ્રમાણે જાણવાં.

ઇતિ શ્રીઋગ્વેદીય ઐતરેયઉપનિષદ્ની તાત્પર્યદીપિકા સમાપ્ત. ૮



# ॥ १ श्रीसामवेदीय छांदाग्योपनिषत् ॥

## ॥ तात्पर्यदीपिकासहित ॥

આ ઉપનિષદ્‌ના આરંભમાં મુક્તિકાઉપનિષદ્‌ને આધારે નીચેનો શાંતિપાઠ ભણવાનો શિષ્ટાચાર છેઃ—

ॐ । आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मौपनिषदं माऽहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થઃ—મારાં અંગો તૃપ્ત થાઓ. વાણી, ઘ્રાણ, નેત્ર, શ્રોત્ર તથા બલ અને સર્વ ઇંદ્રિયો [ તૃપ્ત થાઓ. ] સર્વ વેદનો [ તથા ] ઉપનિષદ્‌ગમ્ય બ્રહ્મનો હું ત્યાગ ન કરું. બ્રહ્મ મારો ત્યાગ ન કરો. ત્યાગ ન હો. મારો ત્યાગ ન હો. તે આત્મામાં પ્રીતિવાળા મારામાં ઉપનિષદોમાં જે ધર્મો [ કહ્યા છે, ] તે હો, મારામાં તે હો. ॐ શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ. ]

વિવેચનઃ—હે પરમાત્મન્! મારા હાથ આદિ અવયવો પુષ્ટ વા વિષયાનુરાગરહિત થાઓ. વાણી, ઘ્રાણ, નેત્ર, શ્રોત્ર, અંતઃકરણ અને અત્રે નહિ કહેલી અન્ય સર્વ ઇંદ્રિયો પુષ્ટ વા તૃપ્ત થાઓ. હું સર્વ ઉપનિષદોનો અને ઉપનિષદોથી જણાય એવા બ્રહ્મનો ત્યાગ ન કરું, અર્થાત્ તેઓમાં મને શ્રદ્ધા રહે, તે બ્રહ્મ મારો ત્યાગ ન કરે, અર્થાત્ તે સર્વદા મારા આત્મારૂપેજ રહે. એમ પરસ્પરનો કલ્પિત ભેદ મટી બંનેનો સર્વદા વાસ્તવિક અભેદ રહો, પણ ત્યાગ ન થાઓ. વિષયાનુરાગવડે મારા સ્વસ્વરૂપમાંથી મારો ત્યાગ ન થાઓ. તે બ્રહ્મરૂપ આત્મામાં પ્રીતિવાળો જે હું તે મારામાં ઉપનિષદોમાં જે શમદમાદિ ધર્મો કહેલા છે તે હો. તે ધર્મો મારામાં હો. બે વાર કથન આદરાર્થે છે. ॐ શાંતિ થાઓ, શાંતિ થાઓ, શાંતિ થાઓ. ॐ એ બ્રહ્મનું નામ છે. આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક એ ત્રણ પ્રકારના તાપોની નિવૃત્તિ થવામાટે ત્રણ વાર શાંતિ થાઓ એમ કહ્યું છે.

## ॥ १ पहेलो प्रपाठक ॥

કર્મઉપાસનાથી અર્ચિઆદિમાર્ગવડે બ્રહ્મલોકની પ્રાપ્તિ, કેવલકર્મથી ધૂમાદિમાર્ગવડે ચંદ્રલોકની પ્રાપ્તિ અને બંને માર્ગમાં અનધિકારી યથેષ્ટાચરણવાળાને કષ્ટરૂપ અધોગતિ થાય છે. પૂર્વના બે માર્ગમાંના કોઈપણ

---

૧ છંદો (સામવેદ)નું ગાયન કરનારા સામવેદી છંદોગ કહેવાય છે. તે છંદોગની આ ઉપનિષત્ હોવાથી છાંદોગ્યઉપનિષત્ કહેવાય છે. સામવેદના છાંદોગ્યબ્રાહ્મણના દશ પ્રપાઠક છે, તેમાંના પહેલા બે પ્રપાઠક મંત્રબ્રાહ્મણ કહેવાય છે, ને ત્રીજા પ્રપાઠકથી દશમા પ્રપાઠકસુધીના જે આઠ પ્રપાઠક તે છાંદોગ્યઉપનિષત્ કહેવાય છે.

એકમાર્ગથી પરમપુરુષાર્થની સિદ્ધિ થતી નથી; આત્માના જ્ઞાનથીજ પરમપુરુષાર્થની સિદ્ધિ થાય છે, તેથી આત્માના સ્વરૂપનો બોધ કરવા આ ઉપનિષદ્‌નો આરંભ થાય છે. અક્રિય આત્મામાં આરોપિત કર્તા આદિ કારક, ક્રિયા ને ફલના ભેદજ્ઞાનનું નિવર્તક અદ્વૈતનું વિજ્ઞાન છે, અને શાસ્ત્રાનુસાર કોઈ આલમ્બન ગ્રહણ કરીને તેમાં તેથી વિલક્ષણ વૃત્તિઓના અંતરાયથી રહિત સમાન ચિત્તવૃત્તિઓનો પ્રવાહ કરવો તે ઉપાસના છે, એમ જ્ઞાન તથા ઉપાસના ભિન્ન છે, એક નથી. ઉપાસનાઓ ચિત્તશુદ્ધિદ્વારા અદ્વૈતજ્ઞાનમાં ઉપકારક હોવાથી તથા સાકાર-વસ્તુરૂપ વિષયવાળી હોવાથી મંદબુદ્ધિવાળા પુરુષોની તેમાં સુખપૂર્વક તત્કાલ પ્રવૃત્તિ સંભવે છે, તેથી તેમનું નિરૂપણ કરવાનો આરંભ થાય છે. તેમાં જેઓએ કર્મનો અભ્યાસ દૃઢ કર્યો હોય તેઓથી કર્મના પરિત્યાગપૂર્વક ઉપાસનામાં સુખપૂર્વક ચિત્તને રોકી શકાય નહિ તેથી તેના અધિકારીઓમાટે પ્રથમ કર્મનાં અંગોને વિષય કરનારી ઉપાસના કહીને પછી ક્રમથી અન્ય ઉપાસનાઓ કહેવાશે—

ॐमित्येतदक्षरमुद्गीथमुपासीत । ॐमिति ह्युद्गायति तस्योपव्याख्यानम् ॥ १ ॥

**શબ્દાર્થ:**—ઉદ્‌ગીથરૂપ ૐ એવા આ અક્ષરને ઉપાસે ૐ એમ પ્રસિદ્ધ ઉદ્‌ગાન કરે છે. તેનું ઉપવ્યાખ્યાન [ પ્રવૃત્ત થાય છે ] ૧

**વિવેચન**—ૐકાર એ પરમાત્માનું નામ તથા મૂર્તિ આદિકની પેઠે પરમાત્માનું પ્રતીક હોવાથી પરમાત્માની ઉપાસનાનું શ્રેષ્ઠ સાધન છે, એમ સર્વ ઉપનિષદોથી નિશ્ચિત છે. જપાદિના આદિઅંતમાં તેના પ્રયોગથી તે ૐકારનું શ્રેષ્ઠપણું પ્રસિદ્ધ છે ઉદ્‌ગાતાનું કર્મ ઉદ્‌ગીથ કહેવાય છે, તેમાં ૐ પણ આવે છે, તેથી અહિ ૐકારરૂપ મુખ્ય અવયવમાં સમુદાયને વિષય કરનારુ ઉદ્‌ગીથપદ મૂકયુ છે. જેમ ગામનો એક ભાગ બળ્યા છતાં "ગામ બળ્યું" એવો પ્રયોગ થાય છે, તેમ અત્ર પણ જાણવુ. ઉદ્‌ગીથના અવયવભૂત ૐકારરૂપ આ અક્ષર જે પરમાત્માનું નામ તથા પ્રતીક છે, તેમાં હવે પછી કહેવાશે તેરીતે બુદ્ધિને એકાગ્ર કરે. જેથી ૐ એમ આરંભ કરીને ઉદ્‌ગાતા યજ્ઞાદિમાં ઉચ્ચસ્વરથી ગાયન કરે છે, તેથી ઉદ્‌ગીથશબ્દવડે વાચ્ય ૐકાર છે. તે ૐ અક્ષરનું ઉપવ્યાખ્યાન પ્રવૃત્ત થાય છે. ૧

હવે ૐકારના રસતમપણારૂપ ગુણનું કથન કરવા ભૂમિકા રચે છે—

एषां भूतानां पृथिवी रसः पृथिव्या आपो रसोऽपामोषधयो रस ओषधीनां पुरुषो रसः पुरुषस्य वाग्रसो वाच ऋग्रस ऋचः साम रसः साम्न उद्गीथो रसः ॥ २ ॥

**શબ્દાર્થ:**—આ [ સ્થાવરજંગમ ] ભૂતોનાં પૃથિવી રસ ( ઉત્પત્તિ, સ્થિતિ ને લયનું કારણ ) [ છે, જેથી પૃથિવી જલમાં ઓતપ્રોત છે, તેથી ] પૃથિવીનો જલ રસ [ છે, ] જલોના ઓષધિઓ ( અન્નો ) રસ ( પરિણામ ) [ છે, ] અન્નોનો પુરુષ રસ ( પરિણામ ) [ છે, ] પુરુષનો સાર ( શ્રેષ્ઠ અવયવ ) વાણી [ છે, ] વાણીનો સાર ઋચા [ છે, ] ઋચાનો સાર સામ [ છે, ને ] સામનો સાર ઉદ્‌ગીથ ( ૐકાર ) [ છે ] ૨

**વિવેચન**—ઋચા વાણીવડે બોલી શકાય છે તેથી ઋચાને વાણીના સારરૂપ કહેલ છે. ઋચા કરતાં પણ ગાયન કરેલો સામ શ્રોતાવક્તાને સુખકર થાય છે, તેથી સામને ઋચાના સારરૂપ કહેલ છે, અને ૐકાર-રહિત ગાયેલુ સામ ફલવાન્ થતું નથી, તેથી ૐકારને સામના સારરૂપ કહેલ છે. ૨

જે હેતુથી પૃથિવી આદિકની રસરૂપતા ઉપર જણાવી છે તે હેતુને હવે પ્રકટ કરે છે:—

स एष रसानाँ रसतमः परमः परार्ध्योऽष्टमो यदुद्गीथः ॥ ३ ॥

**શબ્દાર્થ:**—જે ૐકાર [ પૃથિવી આદિક રસોની સંખ્યામાં ] આઠમો [ છે, ] તે આ

[ ૐકાર ભૂતાદિકના ] રસોના અત્યંતસારરૂપ, [ પરમાત્માનું પ્રતીક હોવાથી ] પરમ, [ ને પરમાત્માની પેઠે ઉપાસ્ય હોવાથી ] પરમાત્મબુદ્ધિવડે આલંબન કરવાયોગ્ય [છે.] ૩

હવે ૐકારના પ્રાપ્તિરૂપગુણના વિધાનમાટે શ્રુતિભગવતી પ્રશ્નને પ્રકટ કરીને, પૂર્વોક્ત અર્થનો અનુવાદ કરે છે:—

कतमा कतमर्क्कतमत्कतमत्साम कतमः कतम उद्गीथ इति विमृष्टं भवति ॥ ४ ॥

**શબ્દાર્થ:**—કઇ કઇ ઋચા [ છે ? ] કયું કયું સામ [ છે ? ને ] કયો કયો ઉદ્ગીથ [ છે ? ] એમ વિચાર થાય છે. ૪

વિવેચનઃ—મૂલમાં જે બબ્બે વાર કથન છે, તે, તે તે જાતિના જ્ઞાનમાં અત્યંત શ્રદ્ધા દેખાડવામાટે છે. વાણીનો સાર ઋચા છે, ઋચાનો સાર સામ છે, ને સામનો સાર ઉદ્ગીથ છે એમ કહ્યું. હવે તે ઋચા કઈ? તે સામ કયું ? તથા તે ઉદ્ગીથ કયો ? એમ પ્રશ્ન થતાં તેનો વિચાર થાય છે. ૪

શિષ્યરૂપ શ્રુતિએ કરેલા પ્રશ્નનું આચાર્યરૂપે તેજ શ્રુતિ ઉત્તર આપે છે:—

वागेवर्क् प्राणः सामोमित्येतदक्षरमुद्गीथः तद्वा एतन्मिथुनं यद्वाक्च प्राणश्चर्क्च साम च ॥ ५ ॥

**શબ્દાર્થ:**—વાણીજ ઋચા [ છે, ] પ્રાણ સામ [ છે, ] ૐ એવો આ અક્ષર ઉદ્ગીથ [ છે. ] ઋચા ને સામરૂપ જે વાણી ને પ્રાણ [ છે ] તે આ પ્રસિદ્ધ જોડું [ છે. ] ૫

વિવેચનઃ—ઋચાની નિર્વાહક હોવાથી વાણીજ ઋચા છે, અને પ્રાણના બલવડે ગીતિરૂપે સામ ઉપલભાય છે, તેથી પ્રાણ સામ છે. ૐ એવો આ અક્ષર ઉદ્ગીથ છે. ઋચા અને સામનું કારણ જે વાણી ને પ્રાણ છે તે આ પ્રસિદ્ધ યુગલ છે. ૫

હવે એ મિથુનનો ૐકારથી સંબંધ તથા તેથી થનારું ફલ કહે છે:—

तदेतन्मिथुनमोमित्येतस्मिन्नक्षरे सꣳसृज्यते यदा वै मिथुनौ समागच्छत आपयतो वै तावन्योन्यस्य कामम् ॥ ६ ॥

**શબ્દાર્થ:**—તે આ મિથુન ૐ એવા આ અક્ષરમાં સંબંધ પામે છે. જ્યારે પ્રસિદ્ધ [બે] યુગલ સંબંધ પામે છે, [ ત્યારે ] તે [ બે ] પરસ્પરના કામને પ્રાપ્ત કરે છેજ. ૬

વિવેચનઃ—મળેલા અવયવવાળાં સ્ત્રીપુરુષ જ્યારે પશુધર્મવાળાપણાવડે સંબંધ પામે છે, ત્યારે તે પરસ્પરની ઇચ્છાને અવશ્ય પામે છે. એવીરીતે સર્વકામોની પ્રાપ્તિરૂપ ગુણવડે, વિશિષ્ટ વાણી ને પ્રાણરૂપ યુગલ, ૐકારની વાણીમયતા તથા પ્રાણવડે ઉત્પાદતા હોવાથી, ૐ આ અક્ષરમાં સંબંધ પામે છે, તેથી ૐકારનું સર્વ કામોની પ્રાપ્તિરૂપ ગુણવાળાપણું પ્રસિદ્ધ છે. ૬

હવે ૐકારની ઉપાસનાના ફલનું નિરૂપણ કરે છે:—

आपयिता ह वै कामानां भवति य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्ते ॥ ७ ॥

**શબ્દાર્થ:**—જે એમ (પ્રાપ્તિગુણવાળો) જાણનાર આ ૐકારરૂપ અક્ષરને ઉપાસે [ તે ૐકારનો ઉપાસક ઉદ્ગાતા ] નિશ્ચય [ યજમાનની ] ઇચ્છાઓનો પ્રાપક થાય છે. ૭

ૐકારના સમૃદ્ધિરૂપ ગુણનું તથા તેવા ગુણયુક્ત ૐકારની ઉપાસનાના ફલનું કથન કરે છે:—

तद्वा एतदनुज्ञाक्षरं यद्धि किंचानुजानात्योमित्येव तदाहैषा एव समृद्धिर्यदनुज्ञा समर्धयिता ह वै कामानां भवति य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्ते ॥ ८ ॥

**શબ્દાર્થ:**—તે પ્રસિદ્ધ [ૐ] આ અક્ષર અનુમતિ [છે,] કેમકે જે કાંઈ અનુમતિ આપે છે તે ૐ એમજ કહે છે. જે અનુજ્ઞા [છે] આજ સમૃદ્ધિ [છે, કારણકે અનુજ્ઞા સમૃદ્ધિરૂપ મૂલવાળી છે, તેથી ૐકાર સમૃદ્ધિરૂપ ગુણવાળો છે.] જે એમ જાણનાર આ ૐકારરૂપ અક્ષરને ઉપાસે છે [તે] નિશ્ચય [યજમાનોની] કામનાઓની સમૃદ્ધિનો કર્તા થાય છે. ૮

હવે ઉપાસ્ય હોવાથી અધિકારીને રુચિ ઉપજાવવામાટે ૐકારની સ્તુતિ કરે છેઃ—

तेनेयं त्रयी विद्या वर्तते ओमित्याश्रावयत्योमिति शꣳसत्योमित्युद्गायत्येतस्यैवाक्षरस्यापचित्यै महिम्ना रसेन ॥ ९ ॥

**શબ્દાર્થ:**—તે [ૐ] વડે આ ત્રણ વિદ્યા (ત્રણ વેદમાં રહેલ સોમયાગરૂપ કર્મ) પ્રવર્તે છે. ૐ એમ [અધ્વર્યુ] આશ્રવણ કરાવે છે, ૐ એમ [હોતા] પ્રશંસા કરે છે, [અને] ૐ એમ [ઉદ્ગાતા] ઉદ્ગાન કરે છે. [તે કર્મ] આ અક્ષરની પૂજામાટેજ [છે. અક્ષરના] મહિમાવડે [ને] રસવડે [કર્મ પ્રવૃત્ત થાય છે.] ૯

**વિવેચન**—ૐકાર એ પરમાત્માનું પ્રતીક છે, તેથી ૐકારની પૂજા તે પરમાત્માની પૂજા છે. તે ૐ અક્ષરના કાર્યભૂત ઋત્વિક્, યજમાન ને યજમાનપત્નીના પ્રાણરૂપ મહિમાવડે વૈદિકકર્મ પ્રવર્તે છે, તેમજ તે અક્ષરના કાર્યભૂત ડાંગરજવઆદિના રસથી નિર્વાહ કરેલા હુતદ્રવ્યવડે કર્મ પ્રવૃત્ત થાય છે. અક્ષરવડે યાગહોમાદિક થાય છે, તે કર્મવિષે અગ્નિમાં હોમેલી આહુતિ આદિત્યપ્રતિ જાય છે, તેથી વૃષ્ટિદ્વારા અન્ન થાય છે, ને અન્નવડે ઋત્વિગ્આદિના પ્રાણની સ્થિતિ રહે છે, તેથી અહિ પ્રાણ તથા અન્નને અક્ષરની કાર્યરૂપે કહેલ છે. ૯

માત્ર અક્ષરના વિજ્ઞાનવાળાનેજ કર્મ કર્તવ્ય છે એમ નહિ, પણ વિજ્ઞાનવિનાનો પણ કર્મનું અનુષ્ઠાન કરી શકે છે એમ જણાવે છેઃ—

तेनोभौ कुरुतो यश्चैतदेवं वेद यश्च न वेद । नाना तु विद्या चाविद्या च । यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवतीति खल्वेतस्यैवाक्षरस्योपव्याख्यानं भवति ॥ १० ॥ इति प्रथमप्रपाठकस्य प्रथमः खण्डः ॥ १ ॥

**શબ્દાર્થ:**—તેવડે બંને કરે છે, જે આને એ પ્રમાણે જાણે છે, અને જે નથી જાણતો. વિજ્ઞાન ને કર્મ ભિન્નજ [છે.] જે [કર્મ] વિજ્ઞાનવડે, આસ્તિક્યબુદ્ધિવડે [ને] ઉપાસનાવડે [યુક્ત થઇને] કરે છે તેજ વધારે બલવાન્ થાય છે, એમ પ્રસિદ્ધ આ અક્ષરનુંજ ઉપવ્યાખ્યાન થાય છે. ૧૦

**વિવેચન:**—જે આ ૐ અક્ષરના યથાર્થ સ્વરૂપને પૂર્વોક્તરીતે જાણે છે, અને માત્ર કર્મને જાણનારો જે ૐકારના યથાર્થ સ્વરૂપને જાણતો નથી, તે બંને તે અક્ષરવડે કર્મ કરે છે. વિજ્ઞાન અને કર્મ ભિન્નફલવાળાંજ છે, અર્થાત્ ૐકારને ઉદ્ગીથના અંગરૂપ તથા રસતમ, આપ્તિ ને સમૃદ્ધિરૂપ ગુણયુક્ત જાણીને કર્મ કરવું તેનું ફલ અધિક છે, ને ૐકારને માત્ર ઉદ્ગીથના અંગરૂપ જાણીને કર્મ કરવું તેનું ફલ ન્યૂન છે. વ્યાપારી અને

ભિલ્લ એ બેમાં પદ્મરાગાદિક મણિનો વિક્રય થયે વ્યાપારીને વિજ્ઞાનની અધિકતાથી ફલની અધિકતા થાય છે, એમ લોકમાં પણ જોવામાં આવે છે, તેથી પુરુષ જે કર્મ વિજ્ઞાનવડે, શ્રદ્ધાવડે ને દેવાદિકને વિષય કરનારી ઉપાસનાવડે યુક્ત થઇને કરે છે, તે કર્મ અવિદ્વાનનાં કર્મથી અધિકફલવાળું થાય છે. એવીરીતે રસતમાદિ અનેકવિશેષણોવડે અનેકપ્રકારથી ઉપાસ્ય હોવાથી પ્રસિદ્ધ આ ૐ [ અક્ષરનુંજ ] ઉપવ્યાખ્યાન થાય છે. ૧૦

એપ્રમાણે પહેલા પ્રપાઠકનો પહેલા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧। ૧.

એવીરીતે ઘણ ગુણોવાળો ૐકાર પરમાત્મબુદ્ધિવડે ઉપાસ્ય છે એમ ઉપદેશ કરીને હવે તેજ અક્ષરના અધ્યાત્મ તથા અધિદૈવ ભેદવડે તેની આદિત્ય તથા પ્રાણની દૃષ્ટિવડે ઉપાસનાનો ઉપદેશ કરવાનો આરંભ થાય છે:—

**देवासुरा ह वै यत्र संयेतिर उभये प्राजापत्यास्तद्ध देवा उद्गीथमाजह्रुरनेनैनानभिभविष्याम इति ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ દેવો ને અસુરો બંને પ્રજાપતિનાં સંતાનો [ છે, તેઓ ] જેમાટે સંગ્રામ કરવા લાગ્યા તેમાટે પ્રસિદ્ધ દેવો આવડે આમનો પરાભવ કરીશું એમ [ ધારીને ] ઉદ્ગીથને ગ્રહણ કરતા હવા. ૧

**વિવેચનઃ**—ઇંદ્રિયોની શાસ્ત્રને અનુસરનારી સાત્ત્વિકી વૃત્તિઓ તે દેવો છે, અને શાસ્ત્રની અપેક્ષાવિના સ્વભાવથી પ્રવૃત્ત થનારી તામસી વૃત્તિઓ તે અસુરો છે. કર્મનો અને જ્ઞાનનો અધિકારી પુરુષ તે પ્રજાપતિ છે. તે સાત્ત્વિકી ને તામસી ઇંદ્રિયવૃત્તિઓ પુરુષમાંથી ઉત્પન્ન થાય છે, તેથી તેઓ તેનાં સંતાનોજેવી છે. ઇંદ્રિયોની શાસ્ત્રને અનુસરનારી સાત્ત્વિકી વૃત્તિઓ તથા ઇંદ્રિયોની શાસ્ત્રની અપેક્ષાવિના સ્વભાવથી પ્રવૃત્ત થનારી તામસી વૃત્તિઓ જે બંને પુરુષમાંથી ઉપજે છે, તેઓ અન્યના પરાભવમાટે તથા પોતાના ઉદ્ભવમાટે સર્વપ્રાણિઓનાં શરીરોમાં અનાદિકાલથી સંગ્રામ કરે છે. ઇંદ્રિયોની વિષયોથી વિમુખતા થવાથી ધર્મની ઉત્પત્તિ થાય છે, ને તેમની વિષયોભણી અભિમુખતા થવાથી પાપની ઉત્પત્તિ થાય છે, એવા વિવેકવિજ્ઞાનની સિદ્ધિમાટે આ આખ્યાયિકા છે. પોતાના ઉત્કર્ષ અને અન્યના અપકર્ષરૂપ નિમિત્તથી પૂર્વોક્ત પ્રસિદ્ધ દેવો આ કર્મવડે આપણે અસુરોનો પરાભવ કરીશું એમ ધારીને જ્યોતિષ્ટોમાદિક કર્મમાં રહેલા ૐકારને ગ્રહણ કરતા હવા. ૧

હવે તે ૐકારની ઉપાસનાના ગ્રહણનો પ્રકાર કહે છે:—

**ते ह नासिक्यं प्राणमुद्गीथमुपासांचक्रिरे तं ह ॥सुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभयं जिघ्रति सुरभि च दुर्गन्धि च पाप्मना ह्येष विद्धः ॥ २ ॥**

**શબ્દાર્થઃ**—તે [ દેવો ] પ્રસિદ્ધ નાસિકામાં રહેલા ઘ્રાણરૂપ ઉદ્ગીથની ઉપાસના કરતા હવા. તે [ ઘ્રાણ ]ને પ્રસિદ્ધ અસુરો પાપવડે વેધન કરતા હવા. જેથી આ [ ઘ્રાણ ] પાપવડે વિંધાયેલ [ છે ] તેથી [ લોક ] તેવડે સુગંધિ ને દુર્ગંધિ બંનેને સુંઘે છે. ૨

**વિવેચનઃ**—પ્રસિદ્ધ તે દેવો નાસિકામાં રહેલા ચેતનવાળા ઘ્રાણરૂપ ઉદ્ગાતાની દૃષ્ટિવડે ૐકારની ઉપાસના કરતા હવા. દેવોએ ઉદ્ગાતારૂપે સ્વીકારેલા તે ઘ્રાણનો તામસી વૃત્તિરૂપ અસુરો પોતાથી ઉપજેલા અધર્મવડે સંસર્ગ કરતા હવા. "સુગંધના ગ્રહણનો ઉપકાર મનેજ થાય છે," એવા અભિમાનવડે તે ઘ્રાણનું, ગંધ સુંઘવાથી થતો ઉપકાર સર્વ કાર્યકારણના સંઘાતને સમાન છે એવું વિવેકજ્ઞાન, પરાભવ પામ્યું, અર્થાત્ તે દોષવડે તે પાપના સંસર્ગવાળું થયું, જેથી આ ઘ્રાણ પાપના સંસર્ગવાળું છે, તેથી તે પાપવડે પ્રેરિત તે ઘ્રાણ પ્રાણિઓમાં દુર્ગંધનું ગ્રાહક થયું છે, અર્થાત્ લોકો તે ઘ્રાણવડે દુર્ગંધને જાણે છે. ૨

अथ ह वाचमुद्गीथमुपासांचक्रिरे ता१ँहासुराः पाप्मना विविधुस्तस्मात्तयोभयं वदति सत्यं चानृतं च पाप्मना ह्येषा विद्धा ॥ ३ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ વાણીરૂપ [ ઉદ્‍ગાતાની દૃષ્ટિવડે ] ૐકારની [ દેવો ] ઉપાસના કરતા હવા, તેને પ્રસિદ્ધ અસુરો પાપવડે યુક્ત કરતા હવા, જેથી આ પાપવડે વિંધાયેલી [ છે ] તેથી તેવડે [ લોક ] સત્ય તથા મિથ્યા બંને બોલે છે ૩

વિવેચન—સત્ય અને મિથ્યા બને બોલે છે એમ કહ્યુ છે ત્યા પાપદોષવડે મિથ્યા બોલે છે એમ જાણવું આગળ પણ પાપદોષવડે તે તે ઇંદ્રિયની એકલી અયોગ્ય પ્રવૃત્તિજ ગ્રહણ કરવી, યોગ્ય પ્રવૃત્તિ પાપથી થતી નથી, માટે તે ન ગ્રહણ કરવી ૩

अथ ह चक्षुरुद्गीथमुपासांचक्रिरे तद्धासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभयं पश्यति दर्शनीयं चादर्शनीयं च पाप्मना ह्येतद्विद्धम् ॥ ४ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ નેત્રરૂપ [ ઉદ્‍ગાતાની દૃષ્ટિવડે ] ૐકારની [ દેવો ] ઉપાસના કરવા લાગ્યા તેને પ્રસિદ્ધ અસુરો પાપના સબધવાળું કરતા હવા જેથી આ પાપના સબંધવાળું [ છે ] તેથી તેવડે [ લોક ] જોવાયોગ્ય તથા નહિ જોવાયોગ્ય બંનેને જુએ છે ૪

अथ ह श्रोत्रमुद्गीथमुपासांचक्रिरे तद्धासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभय१ँशृणोति श्रवणीयं चाश्रवणीयं च पाप्मना ह्येतद्विद्धम् ॥ ५ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ શ્રોત્રરૂપ [ ઉદ્‍ગાતાની દૃષ્ટિવડે ] ૐકારની [ દેવો ] ઉપાસના કરવા લાગ્યા. તેને પ્રસિદ્ધ અસુરો પાપના સંસર્ગવાળું કરતા હવા જેથી આ પાપના સંસર્ગવાળું [ છે ] તેથી તેવડે [ લોક ] સાંભળવાયોગ્ય તથા નહિ સાંભળવાયોગ્ય બનેને સાંભળે છે. ૫

अथ ह मन उद्गीथमुपासांचक्रिरे तद्धासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभय१ँसङ्कल्पयते सङ्कल्पनीयं चासङ्कल्पनीयं च पाप्मना ह्येतद्विद्धम् ॥ ६ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ મનોરૂપ [ ઉદ્‍ગાતાની દૃષ્ટિવડે ] ૐકારની [ દેવો ] ઉપાસના કરવા લાગ્યાં તેને પ્રસિદ્ધ અસુરો પાપના સંબધવાળું કરતા હવા જેથી આ પાપના સંબંધવાળું [ છે ] તેથી તેવડે [ લોક ] સંકલ્પ કરવાયોગ્ય ને નહિ સંકલ્પ કરવાયોગ્ય બનેનો સંકલ્પ કરે છે ૬

વિવેચન—અહીં મુખ્યપ્રાણનેજ વિશુદ્ધ કહેલો છે તેથી મુખ્યપ્રાણથી ભિન્ન ત્વચા તથા રસના આદિક જે અહીં નથી કહ્યાં તે પણ અસુરોવડે પાપના સબંધવાળા થયાં એમ જાણવુ ૬

अथ ह य एवायं मुख्यः प्राणस्तमुद्गीथमुपासांचक्रिरे त१ँहासुरा ऋत्वा विदध्वंसुर्यथाऽश्मानमाखणमृत्वा विध्व१ँसेत ॥ ७ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ જે આ મુખમાં રહેનારો પ્રાણ [ છે ] તેરૂપ [ ઉદ્‍ગાતાની દૃષ્ટિવડે ] ૐકારની [ દેવો ] ઉપાસના કરતા હવા તેને પ્રસિદ્ધ અસુરો [ પૂર્વની પેઠે ] પામીને

વિનાશ પામતા હવા, જેમ અભેદ્ય પાષાણને પામીને [ માટીનું ઢેફું ] વિદીર્ણ થાય છે [ તેમ. ] ૭

હવે દૃષ્ટાંત તથા સિદ્ધાંતવડે સિદ્ધ થયેલા અર્થને તથા પ્રાણોપાસકને થનારા ફલને જણાવે છે:—

एवं यथाऽश्मानमाखणमृत्वा विध्वंसत एवꣳहैव स विध्वꣳसते य एवंविदि पापं कामयते यश्चैनमभिदासति एषोऽश्माखणः ॥ ८ ॥

શબ્દાર્થ:—એવી રીતે [ અસુરોથી પરાભવ નહિ પામેલો હોવાથી પ્રાણ વિશુદ્ધ છે તેથી તેની ઉપાસના કર્તવ્ય છે. ] જેમ અભેદ્ય પાષાણને પામીને [ માટીનું ઢેફું ] ભાંગી જાય છે તેમજ જે એમ જાણનારમાં પાપને ઇચ્છે છે, અને જે આને [ આક્રોશતાડનાદિરૂપ ] હનન કરે છે તે વિનાશ પામે છે. આ [ વિદ્વાન્ ] અભેદ્ય પાષાણ [ છે, અર્થાત્ પરાભવ નહિ કરી શકાય એવો છે. ] ૮

મુખ્યપ્રાણ પાપના સંબંધથી રહિત છે એ અર્થનો હવે ઉપસંહાર કરે છે:—

नैवैतेन सुरभि न दुर्गन्धि विजानात्यपहतपाप्मा ह्येष तेन यदश्नाति यत्पिबति तेनेतरान्प्राणानवति । एतमु एवान्ततोऽवित्त्वोत्क्रामति व्याददात्येवान्तत इति ॥ ९ ॥

શબ્દાર્થ:—[ મનુષ્ય ] આ [ પ્રાણ ]વડે નથી સુગંધિને જાણતો, કે નથી દુર્ગંધિને [ જાણતો, ] કારણકે આ [ પ્રાણ ] પાપરહિત ( વિશુદ્ધ ) [ છે. લોક ] તેવડે જે ખાય છે, જે પીએ છે તેવડે [ ઘ્રાણાદિક ] અન્ય ઇંદ્રિયોનું રક્ષણ કરે છે. આનેજ ( મુખ્યપ્રાણની વૃત્તિરૂપ અન્નપાનનેજ ) મરણકાલે નહિ પામીને [ ઇંદ્રિયોનો સમૂહ દેહથી ] નીકળે છે. [ તેમજ નીકળતું થવાથી પ્રાણની ભક્ષણ કરવાની અનિચ્છાને લીધે લોક ] મરણસમયમાં મુખ ફાડે છે. ઇતિ. ૯

વિવેચન:—ઇતિશબ્દ ચાલતા પ્રસંગની સમાપ્તિ દેખાડવામાટે છે. ૯

વિશુદ્ધિગુણવાળા મુખ્યપ્રાણરૂપ ઉદ્ગાતાની દૃષ્ટિવડે ૐકાર ઉપાસ્ય છે એમ કહ્યું હવે તેમાંજ આંગિરસ, બૃહસ્પતિ તથા આયાસ્યરૂપ ત્રણ ગુણોના વિધાનમાટે ઉત્તરગ્રંથનો આરંભ થાય છે, ત્યાં પ્રથમ આંગિરસગુણ જણાવે છે —

तꣳहाङ्गिरा उद्गीथमुपासांचक्र एतमु एवाङ्गिरसं मन्यन्तेऽङ्गानां यद्रसः ॥ १० ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ અંગિરા [ ઋષિ ] તે [ પ્રાણરૂપ ] ૐકારની [ પ્રાણરૂપ થઇને ] ઉપાસના કરતા હવા જેથી [ તે પ્રાણ ] અંગોનો રસ [ છે તેથી ઉપાસકો ] આનેજ આંગિરસ માને છે ૧૦

હવે બૃહસ્પતિગુણનું વિધાન કરે છે.—

तेन तꣳह बृहस्पतिरुद्गीथमुपासांचक्र एतमु एव बृहस्पतिं मन्यन्ते वाग्घि बृहती तस्या एष पतिः ॥ ११ ॥

શબ્દાર્થ:—જેથી વાણી બૃહતી [ છે ને ] તેનો આ [ પ્રાણ ] પતિ [ છે ] તેથી [ પ્રાણ ] પ્રસિદ્ધ બૃહસ્પતિ [ છે. બૃહસ્પતિ ઋષિ ] તે [ પ્રાણરૂપ ] ૐકારની [ પ્રાણરૂપ

થઈને ] ઉપાસના કરતા હવા આ[ પ્રાણ ]નેજ [ તે વાણીનો પતિ હોવાથી ઉપાસકો ] બૃહસ્પતિ માને છે ૧૧

હવે આયાસ્યગુણનું કથન કરે છે —

तेन तꣳहायास्य उद्गीथमुपासांचक्र एतमु एवायास्यं मन्यन्त आस्याद्यदयते ॥ १२ ॥

શબ્દાર્થઃ—જેથી મુખથી નીકળે છે તેથી ( પ્રાણ ) પ્રસિદ્ધ આયાસ્ય [ છે આયાસ્ય-ઋષિ ] તે [ પ્રાણરૂપ ] ૐકારની [ પ્રાણરૂપ થઈને ] ઉપાસના કરતા હવા આ[ પ્રાણ ]નેજ [ તે મુખમાંથી નીકળે છે તેથી ઉપાસકો ] આયાસ્ય માને છે [ તેવી રીતે અન્ય ઉપાસક પણ આંગિરસાદિક ગુણવાળા પ્રાણરૂપ ૐકારની ઉપાસના કરે ] ૧૨

આંગિરસાદિક ગુણવાળા પ્રાણરૂપ ૐકારની અન્ય ઋષિએ કરેલી ઉપાસના તથા તેથી તેને થયેલું ફલ જણાવે છે —

तेन तꣳह बको दाल्भ्यो विदांचकार । स ह नैमिषीयानामुद्गाता बभूव स ह स्मैभ्यः कामानागायति ॥ १३ ॥

શબ્દાર્થઃ—તે[ પ્રાણરૂપ ૐકાર ]ને દલ્ભ્યના પુત્ર પ્રસિદ્ધ બક ઉપાસતા હવા તે પ્રસિદ્ધ નૈમિષારણ્યવાસીઓના ( ત્યાંના સત્રવાળાઓના ) ઉદ્ગાતા થયા તેવડે ( પ્રાણની ઉપાસનાના સામર્થ્યવડે ) તે [ બક ] પ્રસિદ્ધ આમાટે ( સત્રવાળાઓમાટે ) કામોનું ગાન કરતા હવા. ૧૩

તે પ્રાણરૂપ ૐકારની ઉપાસનાનું ફલ કહીને તે ઉપાસના પ્રકરણની સમાપ્તિ કરે છે —

आगाता ह वै कामानां भवति य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्त इत्यध्यात्मम् ॥ १४ ॥

इति प्रथमप्रपाठकस्य द्वितीयः खण्डः ॥ २ ॥

શબ્દાર્થઃ—જે એમ જાણનાર [ કહેલા ગુણવાળા ] આ [ પ્રાણરૂપ ] ૐ અક્ષરને ઉપાસે છે [ તે ] નિશ્ચય કામોનું ગાયન કરનાર થાય છે [ એ દષ્ટ ફલ છે, અને પ્રાણના ભાવની પ્રાપ્તિ તે અદષ્ટ ફલ છે ] એ પ્રમાણે અધ્યાત્મ ( શરીરમાં રહેનારા પ્રાણને વિષય કરનારી ) [ ૐકારની ઉપાસના છે ] ૧૪ એ પ્રમાણે પહેલા પ્રપાઠકના બીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૧ ૨

હવે આદિત્યને વિષય કરનારી ૐકારની ઉપાસના કહેવાનો આરંભ થાય છે —

अथाधिदैवतं य एवासौ तपति तमुद्गीथमुपासीतोद्यन्वा एष प्रजाभ्य उद्गायति । उद्यꣳस्तमो भयमपहन्त्यपहन्ता ह वै भयस्य तमसो भवति य एवं वेद ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે [ આદિત્યરૂપ ] દેવને વિષય કરનારી [ ૐકારની ઉપાસના કહેવાય છે – ] જે આ પ્રસિદ્ધ [ આદિત્ય ] તપે છે તે ( તે આદિત્યની દષ્ટિવડે ) ૐકારની ઉપાસના કરે. ઉદય પામ્યો[ છતો ]જ આ [ સૂર્ય ] પ્રજાને માટે ( પ્રજાના અન્નની ઉત્પત્તિમાટે ) ઊંચેથી ગાન કરે છે [ સૂર્યના ઉદયવિના અન્ન પાકે નહિ તેથી ઉદ્ગાતાની પેઠે તે ગાન કરે છે એમ કહ્યું છે વળી આ ] ઉદય થયો [ છતો રાત્રિના ] અંધકારનો [ તથા તેથી ઉપજતા પ્રાણીઓના ] ભયનો નાશ કરે છે જે એવા [ ગુણવાળા સૂર્યને ] ઉપાસે છે [ તે ] નિશ્ચય [[ જન્મમરણાદિરૂપ ] ભયનો [ તથા તેના કારણ ] અજ્ઞાનનો નાશ કરનાર થાય છે. ૧

પ્રાણના અને આદિત્યના સ્વરૂપનો ભેદ નથી તેથી પ્રાણને અને આદિત્યને એક કરીને તે દૃષ્ટિવડે ૐકાર ઉપાસ્ય છે એમ જણાવે છેઃ—

समान उ एवायं चासौ चोष्णोऽयमुष्णोऽसौ स्वर इतीममाचक्षते स्वर इति प्रत्यास्वर इत्यमुं तस्माद्वा एतमिमममुं चोद्गीथमुपासीत ॥ २ ॥

શબ્દાર્થઃ—[ ગુણ અને નામથી ] આ [ પ્રાણ સૂર્યની ] તુલ્યજ [ છે, ] અને આ [ સૂર્ય પણ પ્રાણની તુલ્ય છે. જેથી ] આ [ પ્રાણ ] ઉષ્ણ [ છે, ને ] આ [ સૂર્ય ] ઉષ્ણ [ છે, ] આ [ પ્રાણ ]ને સ્વર ( મરણકાલે ગમન કરનાર ) એમ કહે છે, [ અને ] આ [ સૂર્ય ]ને સ્વર ( સાંજે ગમન કરનાર ) એમ [ તથા ] પ્રત્યાસ્વર ( બીજે દિવસે સવારે પ્રત્યાગમન કરનાર ) એમ [ કહે છે, ] તેથીજ ( બંનેનો અભેદ હોવાથીજ ) આ [ પ્રાણ ]ની તથા આ [ સૂર્ય ]ની [ દૃષ્ટિવડે ] આ ૐકારને ઉપાસે. ૨

હવે અન્યપ્રકારે ૐકારની ઉપાસના કહે છેઃ—

अथ खलु व्यानमेवोद्गीथमुपासीत यद्वै प्राणिति स प्राणो यदपानिति सोऽपानः । अथ यः प्राणापानयोः सन्धिः स व्यानो यो व्यानः सा वाक् । तस्मादप्राणन्ननपानन्वाचमभिव्याहरति ॥ ३ ॥

શબ્દાર્થઃ—હવે પ્રસિદ્ધ વ્યાનની [ દૃષ્ટિવડે ]જ ૐકારને ઉપાસે. [ પુરુષ ] જે ઉચ્છ્વાસ મૂકે છે તે પ્રાણ, [ તથા ] જે શ્વાસ લે છે તે અપાન [ છે, ] અને જે પ્રાણઅપાનનો સંધિ ( પ્રાણઅપાનની વૃત્તિઓના અભાવની અવસ્થાના મધ્યમાં રહેનારી વૃત્તિ ) તે વ્યાન [ છે. ] જે વ્યાન [ છે ] તે વાણી [ છે ] તેથી [ પુરુષ ] શ્વાસ નહિ મૂકતો [ તથા ] શ્વાસ નહિ લેતો વાણી ઉચ્ચારે છે. ૩

વ્યાનવડે સિદ્ધ થનારાં વાણીનાં કર્મો કહે છેઃ—

या वाक्सर्क् तस्मादप्राणन्ननपानन्नृचमभिव्याहरति यर्क् तत्साम तस्मादप्राणन्ननपानन्साम गायति यत्साम स उद्गीथस्तस्मादप्राणन्ननपानन्नुद्गायति ॥ ४ ॥

શબ્દાર્થઃ—જે વાણી [ છે ] તે ઋચા [ છે ] તેથી [ પુરુષ ] ઉચ્છ્વાસ નહિ મૂકતો [ તથા ] શ્વાસ નહિ લેતો [ છતો ] ઋચાનું ઉચ્ચારણ કરે છે. જે ઋચા [ છે ] તે સામ [ છે ] તેથી ઉચ્છ્વાસ નહિ મૂકતો [ તથા ] શ્વાસ નહિ લેતો [ છતો પુરુષ ] સામનું ગાન કરે છે. જે સામ [ છે ] તે ઉદ્ગીથ [ છે ] તેથી ઉચ્છ્વાસ નહિ મૂકતો [ તથા ] શ્વાસ નહિ લેતો [ છતો પુરુષ ] ઉદ્ગાન કરે છે. ૪

વ્યાનવડે બીજાં અધિક પ્રયત્નથી યથાયોગ્ય કાર્યો પણ થાય છે તેથી તેની દૃષ્ટિવડે ૐકાર ઉપાસ્ય છે એમ જણાવે છેઃ—

अतो यान्यन्यानि वीर्यवन्ति कर्माणि यथाऽग्नेर्मन्थनमाजेः सरणं दृढस्य धनुष आयमनमप्राणन्ननपानंस्तानि करोत्येतस्य हेतोर्व्यानमेवोद्गीथमुपासीत ॥ ५ ॥

શબ્દાર્થઃ—આનાથી ભિન્ન જે બલવાન કર્મો જેમકે અગ્નિનું મંથન [ અમુક ]

મર્યાદાપર્યંત દોડવું, [ ને ] દૃઢધનુષનું આકર્ષણ [ છે ] તેમને ઉચ્છ્વાસ નહિ મૂકતો [ તથા ] શ્વાસ નહિ લેતો [ છતો પુરુષ ] કરે છે, આ કારણથી વ્યાનની [ દૃષ્ટિવડે ]જ ૐકારને ઉપાસે. ૫

હવે ઉદ્ગીથની ઉપાસનાના પ્રસંગથી આ ત્રણ અક્ષરોની ઉપાસનાનું નિરૂપણ કરે છેઃ—

अथ खलूद्गीथाक्षराण्युपासीतोद्गीथ इति प्राण एवोत्प्राणेन ह्युत्तिष्ठति वाग्गीर्वाचो ह गिर इत्याचक्षतेऽन्नं थमन्ने हीदꣳ सर्वꣳ स्थितम् ॥ ६ ॥

શબ્દાર્થઃ—હવે પ્રસિદ્ધ ઉદ્ગીથના અક્ષરોની ઉદ્ગીથ એમ ઉપાસના કરે. [ ઉદ્ગીથના અક્ષરોની ઉપાસનાથી ઉદ્ગીથની પણ ઉપાસના થાય છે. ] પ્રાણજ ઉત્ [ છે, ] કેમકે પ્રાણવડે [ સર્વ પ્રાણી ] ઊઠે છે; વાણી ગી [ છે, કેમકે ] વાણીઓજ ગિરાઓ [ છે ] એમ [ શિષ્ટો ] કહે છે; [ અને ] અન્ન થ [ છે, ] કેમકે અન્નમાં આ સર્વ સ્થિત [ છે. ] ૬

વિવેચનઃ—ઉદ્ગીથમાં ઉત્, ગી ને થ એ ત્રણ અક્ષરો છે. સાદૃશ્યને લીધે ઉત્માં પ્રાણની દૃષ્ટિ, ગીમાં વાણીની દૃષ્ટિ અને થમાં અન્નની દૃષ્ટિ કર્તવ્ય છે એમ જાણવું. એ પ્રમાણે સાદૃશ્યને લઇને આગળ પણ અન્ય દૃષ્ટિઓનું વિધાન છે એમ જાણવું. ૬

द्यौरेवोदन्तरिक्षं गीः पृथिवी थमादित्य एवोद्वायुर्गीरग्निस्थꣳ सामवेद एवोद्यजुर्वेदो गीरृग्वेदस्थं दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहोऽन्नवानन्नादो भवति य एतान्येवं विद्वानुद्गीथाक्षराण्युपास्त उद्गीथ इति ॥ ७ ॥

શબ્દાર્થઃ—[ ઉંચે હોવાથી ] સ્વર્ગજ ઉત્ [ છે, પોતાની અંતરના લોકોને ગળવાથી ] અંતરિક્ષ ગી [ છે, ને [પ્રાણીઓનું સ્થાન હોવાથી ] પૃથિવી થ [ છે. ઉંચે હોવાથી ] આદિત્યજ ઉત્ [ છે, અગ્નિ આદિકને ગળવાથી ] વાયુ ગી [ છે, ને યજ્ઞસંબંધી કર્મના સ્થાનથી ] અગ્નિ થ [ છે. સ્વર્ગરૂપે સ્તુતિ કરાયેલો હોવાથી ] સામવેદજ ઉત્ [ છે, યજુષવડે ( સ્વાહાસ્વધાદિવડે ) દેવોને આપેલા હવિષને ગળવાથી] યજુર્વેદ ગી [ છે, ને ઋચામાં સામની સ્થિતિ હોવાથી ] ઋગ્વેદ થ [ છે. હવે ઉદ્ગીથના અક્ષરોની ઉપાસનાનું ફલ કહે છેઃ- ] એ પ્રમાણે જાણનાર જે [ સાધક ] આ ઉદ્ગીથના અક્ષરોને ઉદ્ગીથ એમ ઉપાસે છે આ [ સાધક ]માટે જે વાણીનું દોહન ( સ્વાધીન ઉચ્ચારણમાં સમર્થપણું ) [ છે તે ] દોહનને વાણી દોવે છે. [ વળી તે ઘણા ] અન્નવાળો [ તથા ] પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે. ૭

હવે સર્વ કામ્ય ઉપાસનાઓમાં ઉપકારક ઉપાસનાનું વિધાન કરે છેઃ—

अथ खल्वाशीः समृद्धिरुपसरणानीत्युपासीत येन साम्ना स्तोष्यन्स्यात्तत्सामोपधावेत् ॥८॥

શબ્દાર્થઃ—હવે ઉપકારક ફલની સમૃદ્ધિ [ જે રીતે થાય તે રીત કહેવાય છેઃ—સામ આદિ ] ધ્યેય [ છે ] એમ ઉપાસના કરે. જે સામવડે [ ઉદ્ગાતા ] સ્તુતિ કરતો હોય તે સામનું [ ઉત્પત્તિ, છંદ ને દેવાદિવડે ] ચિંતન કરે. ૮

यस्यामृचि तामृचं यदार्षेयं तमृषिं यां देवतामभिष्टोष्यन्स्यात्तां देवतामुपधावेत् ॥ ९ ॥

શબ્દાર્થઃ—જે ઋચામાં [ તે સામ છે ] તે ઋચાને [ દેવતા આદિવડે ચિંતન કરે, અને ]

જે ઋષિસંબંધી [ સામ છે ] તે ઋષિનું [ તથા ] જે દેવની સ્તુતિ કરતો હોય તે દેવનું ચિંતન કરે. ૯

येन च्छन्दसा स्तोष्यन्स्यात्तच्छन्द उपधावेद्येन स्तोमेन स्तोष्यमाणः स्यात्तꣳ स्तोममुपधावेत् ॥ १० ॥

શબ્દાર્થઃ—જે [ ગાયત્રી આદિ ] છંદવડે સ્તુતિ કરતો હોય તે છંદનું ચિંતન કરે જે સ્તોત્રવડે સ્તુતિ કરતો હોય તે સ્તોત્રનું ચિંતન કરે. ૧૦

यां दिशमभिष्टोष्यन्स्यात्तां दिशमुपधावेत् ॥ ११ ॥

શબ્દાર્થઃ—જે દિશાપ્રતિ [ કોઇ દેવની ] સારી રીતે સ્તુતિ કરતો હોય તે દિશાનું [ તે દિશાના અધિષ્ઠાતાદિસહિત ] ચિંતન કરે. ૧૧

आत्मानमन्तत उपसृत्य स्तुवीत कामं ध्यायन्नप्रमत्तोऽभ्याशो ह यदस्मै स कामः समृध्येत यत्कामः स्तुवीतेति यत्कामः स्तुवीतेति ॥ १२ ॥ इति प्रथमप्रपाठकस्य तृतीयः खण्डः ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ સામ આદિકનું ક્રમથી ધ્યાન કરીને તેના ] અંતમાં [ નામગોત્રાદિવડે ] પોતાનું ચિંતન કરીને અપેક્ષિત [ ફલ ]નું અનુસંધાન કરતો [ છતો તથા સ્વરવ્યંજનાદિકમાં ] પ્રમાદરહિત થયો [ છતો, ઉદ્ગાતા ] સ્તુતિ કરે [ આ ઉદ્ગાતા ] જે[ કર્મ ]માં જે કામવાળો [ થઇને ] સ્તુતિ કરે, ઇતિ, જે કામવાળો [ થઇને ] સ્તુતિ કરે, ઇતિ, [ તે કર્મમાં ] આને એમ જાણનારને ) માટે શીઘ્રજ તે ફલ સમૃદ્ધિ પામે છે. ૧૨

વિવેચનઃ—यत्कामः स्तुवीतेति એ પદોનું બે વાર કથન આદરમાટે છે. ૧૨ એ પ્રમાણે પહેલા પ્રપાઠકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૧. ૩

પ્રસંગથી પ્રાપ્ત થયેલા અર્થનો ત્યાગ કરીને હવે ચાલતા વિષયનું નિરૂપણ કરે છેઃ—

ओमित्येतदक्षरमुद्गीथमुपासीतोमिति ह्युद्गायति तस्योपव्याख्यानम् ॥ १ ॥

શબ્દાર્થઃ—ઉદ્ગીથરૂપ ૐ એવા આ અક્ષરને [ અમૃતાદિ ગુણયુક્ત ] ઉપાસે. જેથી ઉદ્ગાતા યજ્ઞાદિમાં ] ૐ એમ ઉંચેથી ગાન કરે છે [ તેથી ઉદ્ગીથશબ્દવડે વાચ્ય ૐકાર છે. ] તે [ ૐ ]નું ઉપવ્યાખ્યાન [ પ્રવૃત્ત થાય છે. ] ૧

देवा वै मृत्योर्बिभ्यतस्त्रयीं विद्यां प्राविशꣳस्ते छन्दोभिरच्छादयन्यदेभिरच्छादयꣳस्तच्छन्दसां छन्दस्त्वम् ॥ २ ॥

શબ્દાર્થઃ—[ સાત્વિકી વૃત્તિઓરૂપ ] દેવો [ તામસી વૃત્તિરૂપ ( પાપરૂપ ) ] પ્રસિદ્ધ મૃત્યુથી બીતા [ છતા ] ત્રણ વિદ્યામાં ( ત્રણ વેદમાં વિધાન કરેલા કર્મમાં ) [ તેને પાપથી રક્ષણ કરનાર માનીને ] પ્રવેશ ( તે કર્મનો પ્રારંભ ) કરતા હવા. [ વળી ] તે [ દેવો કર્મમાં નહિ વિનિયોગ કરેલા ] મંત્રોવડે [ જપહોમાદિક કરતા છતા પોતાને અન્ય કર્મોમાં ] આચ્છાદન કરતા હવા જેથી આ[મંત્રો ]વડે આચ્છાદન કરતા હવા તેથી મંત્રોનું છંદપણું [ પ્રસિદ્ધ છે ] ૨

કર્મનું અનુષ્ઠાન કરનાર પૂર્વોક્ત દેવોને પાપરૂપ મૃત્યુનું વશ્યપણું ન નિવૃત્ત થયું એમ જણાવે છેઃ—

तान्तु तत्र मृत्युर्यथा मत्स्यमुदके परिपश्येदेवं पर्यपश्यदृचि साम्नि यजुषि । ते नु विदित्वोर्ध्वा ऋचः साम्नो यजुषः स्वरमेव प्राविशन् ॥ ३ ॥

*શબ્દાર્થઃ*—જેમ [ માચ્છીમાર ધીવરો ] જલમાં માછલાને [ તે લોહકંટકાદિવડે પકડી શકાય એમ છે એવી રીતે] જુએ તેમ મૃત્યુ (પાપ) તે[ દેવો ]ને ઋક્, સામ ને યજુષસંબંધી [ કર્મ ]માં પણ [ તેઓ કર્મક્ષયના ઉપાયવડે પકડી શકાય એમ છે એવી રીતે] જોતા હવો તેઓ [ વૈદિક કર્મવડે શુદ્ધચિત્તવાળા થયેલા હોવાથી મૃત્યુએ કરવા ઇચ્છેલાને ] જાણી ઋક્, સામ ને યજુષ્સંબંધી [ કર્મ ]થી નિવૃત્ત [થઇને અમૃત તથા અભયગુણવાળા ૐકારરૂપ] સ્વરમાંજ પ્રવેશ કરતા હવા ( ૐકારનીજ ઉપાસનામાં તત્પર થતા હવા ) ૩

હવે ૐકાર સ્વરશબ્દવડે કેવી રીતે વાચ્ય છે તે જણાવે છેઃ—

यदा वा ऋचमाप्नोत्योमित्येवातिस्वरत्येवꣳ सामैवं यजुरेष उ स्वरो यदेतदक्षरमेतदमृतमभयं तत्प्रविश्य देवा अमृता अभया अभवन् ॥ ४ ॥

શબ્દાર્થઃ—જ્યારે પ્રસિદ્ધ ઋચાને [ અધ્યયનવડે ] સ્વાધીન કરે છે [ ત્યારે ] ૐ એમજ અત્યંત [ આદરબુદ્ધિવડે ] ઉચ્ચારે છે એમ સામને [તથા] એમ યજુષ્ને [અધ્યયનવડે જ્યારે સ્વાધીન કરે છે ત્યારે ૐ એમ અત્યંત આદરબુદ્ધિવડે ઉચ્ચારે છે તેથી ] જે આ [ ૐ ] અક્ષર [ છે ] આ પણ સ્વર [ છે ] આ [ ૐ અક્ષર બ્રહ્મનું પ્રતીક હોવાથી ] અમૃત [ તથા ] અભય [ છે. ] તેમાં પ્રવેશ કરીને ( તે અક્ષરનું બ્રહ્મબુદ્ધિવડે ધ્યાન કરીને ) દેવો અમર [ તથા ] અભય થતા હવા ૪

અમૃતાદિ ગુણવાળા ૐકારની ઉપાસનાથી દેવોની પેઠે અન્ય ઉપાસકને પણ ફલ પ્રાપ્ત છે એમ જણાવે છેઃ—

स य एतदेवं विद्वानक्षरं प्रणौत्येतदेवाक्षरꣳ स्वरममृतमभयं प्रविशति तत्प्रविश्य यदमृता देवास्तदमृतो भवति ॥ ५ ॥ इति प्रथमप्रपाठकस्य चतुर्थः खण्डः ॥ ४ ॥

શબ્દાર્થ—[ દેવોની પેઠે અન્ય ] જે [ કોઇ ] આ [ૐ] અક્ષરને એવી રીતે ( અમૃત-અભયગુણવાળો ) જાણતો [છતો] ઉપાસે છે તે આ અક્ષર [ ને ] સ્વરરૂપ અમૃત [ તથા ] અભયપ્રતિજ પ્રવેશ કરે છે, [અને] તેમાં પ્રવેશ કરીને દેવો જે અમૃતવાળા [થયા] તે અમૃતવાળો [તે] થાય છે ૫ એ પ્રમાણે પહેલા પ્રપાઠકના ચોથા ખંડની તાત્પર્ય દીપિકા પૂરી થઇ ૧ ૪

પ્રાણોના અને કિરણોના ભેદરૂપ ગુણગુણ્યાદષ્ટિવડે તે ૐકારની અનેકપુત્રરૂપ ફલવાળી ઉપાસના કહેવા આ પાંચમા ખંડનો આરંભ છે તેમાં પ્રથમ ૐ, પ્રણવ ને આદિત્યની એકતા જણાવે છે—

अथ खलु य उद्गीथः स प्रणवो यः प्रणवः स उद्गीथ इत्यसौ वा आदित्य उद्गीथ एष प्रणव ॐमिति ह्येष स्वरन्नेति ॥ १ ॥

*શબ્દાર્થઃ*—હવે પ્રસિદ્ધ જે ૐ [ છે] તે [ ઋગ્વેદીઓનો ] પ્રણવ [ છે, અને ] જે [તેઓનો ] પ્રણવ [ છે ] તે [ છાંદોગ્યમાં ] ૐ [ છે ] ઇતિ આ આદિત્યજ ૐ [ છે, તથા ] આ [ આદિત્યજ ઋગ્વેદીઓનો ] પ્રણવ [ છે, ] કારણકે ગમન કરતા આ [ સૂર્ય પ્રાણીઓની પ્રવૃત્તિમાટે જાણે ] ૐ એમ [ અનુમતિ આપતા છતા ] ગમન કરે છે ૧

આદિત્યદષ્ટિવડે ઉપદેશ કરેલા ૐકારનો અનુવાદ કરીને તેનું કનિષ્ઠફલવાનપણું જણાવે છેઃ—

एतमु एवाहमभ्यगासिषं तस्मान्मम त्वमेकोऽसीति ह कौषीतकिः पुत्रमुवाच रश्मींस्त्वं पर्यावर्तयाद्बहवो वै ते भविष्यन्तीत्यधिदैवतम् ॥ २ ॥

શબ્દાર્થઃ—આતુંજ (આદિત્ય અને કિરણનો અભેદ કરી તેતુંજ) મેં ધ્યાન કર્યું તેથી મારે તું એક [ પુત્ર ] છે [ માટે ] તું [ સૂર્યનાં ] કિરણોનું [ ને આદિત્યનું ભેદવડે ] ચિંતન કર, [ આથી ] તને અવશ્ય ઘણા [ પુત્રો ] થશે એમ પ્રસિદ્ધ કુપીતકના પુત્ર [ પોતાના ] પુત્રપ્રતિ બોલ્યા. એવી રીતે અધિદૈવત [ ઉપાસના છે. ] ૨

પ્રાણદષ્ટિવડે કહેલી ૐકારની ઉપાસનાનો અનુવાદ કરે છે.—

अथाध्यात्मं य एवायं मुख्यः प्राणस्तमुद्गीथमुपासीतोमिति ह्येष स्वरन्नेति ॥ ३ ॥

શબ્દાર્થઃ—હવે અધ્યાત્મ [ ઉપાસના કહેવાય છેઃ- ] જે આ પ્રસિદ્ધ મુખ્યપ્રાણ [ છે તેની દષ્ટિવડે ] તે ૐકારને ઉપાસે, કારણકે ગમન કરતો આ [ પ્રાણ વાણી આદિકની પ્રવૃત્તિમાટે જાણે ] ૐ એમ [ અનુમતિ આપતો છતો ] ચાલે છે ૩

પ્રાણદષ્ટિવડે ૐકારની ઉપાસનાનું કનિષ્ઠફલવાનપણું જણાવી હવે કહેવાને ઇચ્છિત ઉપાસના કહેવાનો આરંભ કરે છેઃ—

एतमु एवाहमभ्यगासिषं तस्मान्मम त्वमेकोऽसीति ह कौषीतकिः पुत्रमुवाच प्राणांस्त्वं भूमानमभिगायताद्बहवो वै मे भविष्यन्तीति ॥ ४ ॥

શબ્દાર્થઃ—આતુંજ ( મુખ્યપ્રાણ અને વાગાદિકનો અભેદ કરી તેતુંજ ) મેં ધ્યાન કર્યું તેથી મારે તું એક [ પુત્ર ] છે [ માટે ] તું બહુપણાથી યુક્ત [ વાગાદિક ] પ્રાણોનું [ ને મુખ્યપ્રાણનું ભેદવડે તથા ] મને નિશ્ચય ઘણા [ પુત્રો ] થશે એમ ધ્યાન કર, એવી રીતે પ્રસિદ્ધ કૌષીતકિ ( કુપીતકના પુત્ર ) [ પોતાના ] પુત્રપ્રતિ કહેતા હવા ૪

હવે પ્રણવ અને ૐકારની એકતાની જે ઉપાસના કહી તેનું ફલ કહે છે—

अथ खलु य उद्गीथः स प्रणवो यः प्रणवः स उद्गीथ इति होतृषदनाद्धैवापि दुरुद्गीतमनुसमाहरतीत्यनुसमाहरतीति ॥ ५ ॥ इति प्रथमप्रपाठकस्य पञ्चमः खण्डः ॥ ५ ॥

શબ્દાર્થઃ—હવે પ્રસિદ્ધ જે ૐ [ છે ] તે પ્રણવ [ છે, અને ] જે પ્રણવ [ છે ] તે ૐ [ છે ] એવી રીતે [ પ્રણવ અને ૐના એકપણાના વિજ્ઞાનના માહાત્મ્યથી ઉદ્‌ગાતા ] દુષ્ટ ઉદ્‌ગાનને ( પોતાના ઉદ્‌ગાનકર્મમાં પ્રાપ્ત થયેલા દોષને ) પણ અવશ્ય હોતાના કર્મથી (સારી રીતે પ્રયોગ કરેલા પ્રણવથી ) સુધારે છે, ઇતિ સુધારે છે, ઇતિ [ બે વાર કથન ખંડની સમાપ્તિ જણાવવા માટે છે. ] ૫ એ પ્રમાણે પહેલા પ્રપાઠકના પાંચમા ખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત થઇ. ૧. ૫

હવે જ્યોતિષ્ટોમાદિકવિષે અધિકારીઓને સમગ્ર ઐશ્વર્યની પ્રાપ્તિમાટે અધિદૈવ અને અધ્યાત્મના વિભાગવડે ૐકારની અન્ય ઉપાસનાનું વિધાન કરવાનું છે, તેમાં પ્રથમ તેના અંગભૂત ઉપાસનાનું વિધાન કરે છેઃ—

इयमेवर्गग्निः साम तदेतदेतस्यामृच्यध्यूढँ साम तस्मादृच्यध्यूढँ साम गीयत इयमेव साऽग्निरमस्तत्साम ॥ १ ॥

શબ્દાર્થ:—આ [પૃથિવી]જ ઋચા [છે, ને] અગ્નિ સામ [છે] તે આ સામ આ ઋચામાં ઉપરિભાવથી સ્થિત [છે] તેથી ઋચામાં ઉપરિભાવથી સ્થિત સામ ગાયન કરાય છે. આ [પૃથિવી]જ સા [છે, ને] અગ્નિ અમ [છે,] તે સામ [છે.] ૧

વિવેચન:—ઋચામાં પૃથ્વીની દૃષ્ટિ કર્તવ્ય છે, અને સામમાં અગ્નિની દૃષ્ટિ કર્તવ્ય છે. ઋચામાં સામની પેઠે તે આ અગ્નિનામવાળું સામ આ પૃથિવીરૂપ ઋચામાં ઉપરિભાવવડે સ્થિત છે તે કારણથી ઋચામાં ઉપરિભાવવડે સ્થિત સામજ હમણાં પણ સામનું ગાન કરનારાઓવડે ગાન કરાય છે. જેમ ઋચા અને સામ પરસ્પર અત્યંત ભિન્ન નથી તેમ આ પૃથિવી અને અગ્નિ પણ પરસ્પર અત્યંત ભિન્ન નથી, કારણ કે આ પૃથિવીજ સા (સામના અર્ધશબ્દની વાચ્ય) છે, અને બીજા અર્ધશબ્દનો વાચ્ય અગ્નિ અમ છે તે આ પૃથિવી અને અગ્નિ એ બે સામરૂપ એકશબ્દના વાચ્યપણાને પ્રાપ્ત થયેલ સામ છે તેથી પૃથિવી અને અગ્નિનું યુગલ પરસ્પર ભિન્ન નથી, કિંતુ ઋચા અને સામની પેઠે નિત્ય મળેલું છે, અને તે કારણથી પૃથિવી અને અગ્નિનું ઋક્‌પણું ને સામપણું છે. આ વિવેચનને અનુસરી આ ખંડના બીજા, ત્રીજા, ચોથા ને પાંચમા મંત્રનું તથા સાતમા ખંડના પહેલા ચાર મંત્રોનું યથાયોગ્ય વિવેચન જાણવું. ૧

अन्तरिक्षमेवर्ग्वायुः साम तदेतदेतस्यामृच्यध्यूढ़ꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयतेऽन्तरिक्षमेव सा वायुरमस्तत्साम ॥ २ ॥

શબ્દાર્થ:—અન્તરિક્ષજ ઋક્ [છે, ને] વાયુ સામ [છે] તે આ સામ આ ઋક્‌માં ઉપરિભાવવડે સ્થિત [છે] તેથી ઋચામાં ઉપરિભાવવડે સ્થિત સામ ગાયન કરાય છે. અંતરિક્ષજ સા [છે, ને] વાયુ અમ [છે,] તે [બે] સામ [છે.] ૨

द्यौरेवर्गादित्यः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते द्यौरेव साऽऽदित्योऽमस्तत्साम ॥ ३ ॥

શબ્દાર્થ:—સ્વર્ગજ ઋચા [છે, ને] આદિત્ય સામ [છે.] તે આ સામ આ ઋચામાં ઉપરિભાવથી સ્થિત [છે] તેથી ઋચામાં ઉપરિભાવવડે રહેલ સામ ગાયન કરાય છે. સ્વર્ગજ સા [છે, ને] આદિત્ય અમ [છે,] તે [બંને] સામ [છે] ૩

नक्षत्राण्येवर्क्‌ चन्द्रमाः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते नक्षत्राण्येव सा चन्द्रमा अमस्तत्साम ॥ ४ ॥

શબ્દાર્થ:—નક્ષત્રોજ ઋચા [છે, ને નક્ષત્રોનો અધિપતિ હોવાથી] ચંદ્રમા સામ [છે.] તે આ સામ આ ઋચામાં ઉપરિભાવવડે સ્થિત [છે] તેથી ઋચામાં ઉપરિભાવવડે રહેલ સામ ગાન કરાય છે. નક્ષત્રોજ સા [છે, ને] ચંદ્રમા અમ [છે,] તે [બે] સામ [છે.] ૪

અંગરૂપ કેટલીક ઉપાસનાઓ કહીને તેવીજ અન્ય ઉપાસના કહે છે:—

अथ यदेतदादित्यस्य शुक्लं भाः सैवर्गथ यन्नीलं परः कृष्णं तत्साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते ॥ ५ ॥

શબ્દાર્થ:—હવે જે આ [મંડલરૂપ] આદિત્યનો ધોળો પ્રકાશ [છે] તેજ ઋચા [છે,] ને [અત્યંત એકાગ્રદૃષ્ટિવાળાને તેમાં પ્રતીત થતું] જે નીલરૂપ અત્યંત કાળાપણું [છે] તે

સામ [ છે ] તે આ સામ આ ઋચામાં ઉપરિભાવવડે સ્થિત [ છે ] તેથી ઋચામાં ઉપરિભાવવડે રહેલ સામ ગાયન કરાય છે. ૫

अथ यदेवैतदादित्यस्य शुक्लं भाः सैव साऽथ यन्नीलं परः कृष्णं तदमस्तत्सामाथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात्सर्व एव सुवर्णः ॥६॥

શબ્દાર્થઃ—હવે જે આ આદિત્યનો પ્રસિદ્ધ ધોળો પ્રકાશ [ છે ] તેજ સા [ છે. ] અને જે નીલરૂપ અત્યંત કૃષ્ણપણું [ છે ] તે અમ [ છે. ] તે [ બંને ] સામ [ છે. અંગરૂપ ઉપાસનાઓની સમાપ્તિ કરીને ] હવે [ અધિદૈવની પ્રધાન ઉપાસનાને કહેવાની ઇચ્છાથી ઉપાસ્યના સ્વરૂપને કહેવાનો આરંભ કરે છેઃ—] જે આ આદિત્યની મધ્યે પ્રકાશમય પુરુષ [ બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન એકાગ્રચિત્તવાળા પુરુષોવડે ] દેખાય છે [ તે ] પ્રકાશમય દાઢીવાળા [ તથા ] પ્રકાશમય કેશવાળા [ છે. તેના ] નખાગ્રસહિત સર્વ [ અવયવ ] પ્રકાશરૂપજ [ છે. ] ૬

તેના નખાગ્રસહિત સર્વ અવયવ પ્રકાશરૂપજ છે એમ કહેવાથી નેત્રોને પણ સાધારણ પ્રકાશરૂપતાની પ્રાપ્તિ થઇ, તે દૂર કરી, તેનું ગૌણ નામ તથા તેની ઉપાસનાનું ફલ કહે છે.—

तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी तस्योदिति नाम स एष सर्वेभ्यः पाप्मभ्य उदित उदेति ह वै सर्वेभ्यः पाप्मभ्यो य एवं वेद ॥ ७ ॥

શબ્દાર્થઃ—જેમ મર્કટની બેઠક [ જેવું ] કમલ [ અતિતેજસ્વી છે ] એવી (કમલજેવી) તેની આંખો [ છે. ] તેનું ( આદિત્યપુરુષનું ) ઉત્ એવું [ ગૌણ ] નામ [ છે, કારણકે ] તે આ [ પાપનાં કાર્યોસહિત ] સર્વ પાપોથી ઉપર ગયેલ [ છે. ] જે એવી રીતે [ તેને ] ઉપાસે છે [ તે ] સર્વ પાપોથી ઉપરજ જાય છે. ( રહિત થાય છે. ) ૭

હવે આદિત્યમાં રહેલા તે પરમાત્માના ઉદ્ગીથપણાને કહે છે —

तस्यर्क् च साम च गेष्णौ तस्मादुद्गीथस्तस्मात्त्वेवोद्गातैतस्य हि गाता स एष ये चामुष्मात्पराञ्चो लोकास्तेषां चेष्टे देवकामानां चेत्यधिदैवतम् ॥ ८ ॥ इति प्रथमप्रपाठकस्य षष्ठः खण्डः ॥ ६ ॥

શબ્દાર્થઃ—તેનાં ઋક્ ( પૃથિવી ) અને સામ ( અગ્નિ ) પર્વ [ છે ] તેથી [ તે પરોક્ષનામવડે ] ઉદ્ગીથ [ છે, ઉત્નું ગાયન કરે છે ] તેથીજ ઉદ્ગાતા [ છે ] જેથી આનો [ ઉત્ (નામવાળાનો ) ગાયક [છે તેથી ઉદ્ગાતાની ઉદ્ગાતા આ નામની પ્રસિદ્ધિ યુક્તજ છે.] વળી તે આ [ ઉત્નામવાળા દેવ ] જે આથી ( આદિત્યથી ) ઊર્ધ્વ લોકો [ છે ] તેમના તથા [ અધિષ્ઠાતા ] દેવોના ઇચ્છિત ફલના નિયામક અને [ ધારણ કરનાર છે ] એવી રીતે [આ] દેવતારૂપ વિષયવાળું [ ઉદ્ગીથરૂપ દેવનું સ્વરૂપ કહ્યું ] ૮ એ પ્રમાણે પ્રથમપ્રપાઠકના છઠ્ઠા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૬

હવે અધ્યાત્મરૂપ ઉદ્ગીથની ઉપાસના કહેવાય છે —

अथाध्यात्मं वागेवर्क् प्राणः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते । वागेव सा प्राणोऽमस्तत्साम ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે અધ્યાત્મ [ ઉપાસના કહેવાય છે -] વાણીજ ઋક્ [છે, ને વાયુસહિત] પ્રાણ સામ [ છે ] તે આ સામ આ ઋચામાં ઉપરના સ્થાનપણાવડે સ્થિત [ છે ] તેથી ઋચામાં ઉપરના સ્થાનપણાવડે રહેલું સામ ગાન કરાય છે વાણીજ સા [ છે, ને ] પ્રાણ અમ [ છે, ] તે [ બે ] સામ [ છે ] ૧

चक्षुरेवर्गात्मा साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते । चक्षुरेव साऽऽत्माऽमस्तत्साम ॥ २ ॥

શબ્દાર્થઃ—નેત્રજ ઋક્ [ છે, ને છાયારૂપ ] આત્મા સામ [ છે ] તે આ સામ આ ઋચામાં ઉપરિભાવવડે સ્થિત [ છે ] તેથી ઋચાવિષે ઉપરિભાવવડે સ્થિત સામ ગાયન કરાય છે નેત્રજ સા [ છે, ને છાયારૂપ ] આત્મા અમ [ છે, ] તે [ જોડું ] સામ [ છે ] ૨

श्रोत्रमेवर्ङ् मनः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते । श्रोत्रमेव सा मनोऽमस्तत्साम ॥ ३ ॥

શબ્દાર્થઃ—શ્રોત્રજ ઋચા [ છે ને શ્રોત્રનુ અધિષ્ઠાતા હોવાથી ] મન સામ [ છે. ] તે આ સામ આ ઋચામાં અધિષ્ઠાતાપણે સ્થિત [ છે ] તેથી ઋચામાં અધિષ્ઠાતાપણે સ્થિત સામ ગાયન કરાય છે શ્રોત્રજ સા [ છે, ને ] મન અમ [ છે, ] તે [ યુગલ ] સામ [છે ] ૩

કેટલીક આધ્યાત્મિક અંગરૂપ ઉપાસનાઓ કહીને હવે પ્રકારાંતરે અંગરૂપ ઉપાસનાનો થોડો ઉપદેશ કરે છે—

अथ यदेतदक्ष्णः शुक्लं भाः सैवर्गथ यन्नीलं परः कृष्णं तत्साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते अथ यदेवैतदक्ष्णः शुक्लं भाः सैव साऽथ यन्नीलं परः कृष्णं तदमस्तत्साम ॥ ४ ॥

શબ્દાર્થઃ—હવે જે આ નેત્રનો ધોળો પ્રકાશ [ છે ] તેજ ઋચા [ છે, ] અને જે [ દૃક્શક્તિના અધિષ્ઠાનભૂત ] નીલરૂપ અતિકૃષ્ણ [ છે ] તે સામ [ છે ] તે આ સામ આ ઋચામાં અધિષ્ઠાતાપણે સ્થિત [ છે ] તેથી ઋચામાં અધિષ્ઠાતાપણે સ્થિત સામ ગાયન કરાય છે હવે જે આ નેત્રનો પ્રસિદ્ધ ધોળો પ્રકાશ [ છે ] તેજ સા [ છે, ] ને જે નીલરૂપ અતિકૃષ્ણ [ છે ] તે અમ [ છે, ] તે [ મિથુન ] સામ [ છે ] ૪

આધ્યાત્મિક મુખ્ય ઉપાસનાને ઉપકાર કરનારી અંગરૂપ અનેક ઉપાસનાઓ કહીને હવે મુખ્ય ઉપાસનાનો વિષય દેખાડે છે—

अथ य एषोऽन्तरक्षिणि पुरुषो दृश्यते सैवर्क् तत्साम तदुक्थं तद्यजुस्तद्ब्रह्म तस्यैतस्य तदेव रूपं यदमुष्य रूपं यावमुष्य गेष्णौ तौ गेष्णौ यन्नाम तन्नाम ॥ ५ ॥

શબ્દાર્થઃ—હવે [ બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન એકાગ્રચિત્તવાળા પુરુષોવડે ] જે આ નેત્રની અંતર પુરુષ દેખાય છે તેજ ઋક્ [ છે, ] તે સામ [ છે, ] તે સ્તોત્ર [ છે, ને ] તે યજુષ્ [ છે સર્વાત્મા તથા સર્વેનું કારણ હોવાથી એવી રીતે ] તે [ ઋગ્ આદિ ] વેદ [ છે ] જે આ [ આદિત્યપુરુષનું ] રૂપ [ છે ] તેજ રૂપ તે આનું ( ચાક્ષુષપુરુષનું ) [ છે ] જે આનાં

( આદિત્યપુરુષનાં ) [ બે ] પર્વ [છે] તે [ જ આ ચાક્ષુષપુરુષનાં બે ] પર્વ [છે, ને તેનું] જે [ ઉત્ તથા ઉદ્ગીથ એવું ] નામ [ છે ] તે [ જ આનું પણ ] નામ [ છે. ] ૫

વળી આદિત્યપુરુષ અને ચાક્ષુષપુરુષના અભેદમાં જે અન્ય હેતુ છે તે કહે છેઃ—

स एष ये चैतस्मादर्वाञ्चो लोकास्तेषां चेष्टे मनुष्यकामानां चेति तद्य इमे वीणायां गायन्त्येतं ते गायन्ति तस्मात्ते धनसनयः ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—વળી તે આ [ ચાક્ષુષપુરુષ ] આથી ( ચક્ષુથી ) નીચે જે લોકો [ છે ] તેમના અને મનુષ્યોના ઇચ્છિત ફલના નિયામક તથા [ ધારણ કરનાર છે; ] વળી જે આ [ ગવૈયા ] વીણામાં ગાયન કરે છે તેઓ આને [જ] ગાય છે. [ જેથી ઈશ્વરનું ગાયન કરે છે] તેથી તેઓ ધનવાળા [ થાય છે. ] ૬

સ્થાનભેદવડે કહેલી ઉપાસનાવાળાને જે ફલ થાય છે તે કહેવામાટે ભૂમિકા રચી પછી થનારા ફલનું નિરૂપણ કરે છેઃ—

अथ य एतदेवं विद्वान्साम गायत्युभौ स गायति सोऽमुनैव स एष ये चामुष्मात्पराञ्चो लोकास्ताꣳश्चाऽऽप्नोति देवकामाꣳश्च ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—જે એમ ( કહેલા દેવને ઉદ્ગીથરૂપ ) જાણનાર [ થઇને ] પછી આ સામ ગાય છે તે [ ચાક્ષુષ અને આદિત્ય ] બંનેને ગાય છે. તે આવડેજ ( આદિત્યવડેજ ) તે આ [ આદિત્ય ] તથા આ[ આદિત્ય ]થી ઉપર જે લોકો [ છે ] તેમને [ આદિત્યની અંતર દેવ થઇને ] પામે છે, તથા દેવોના ઇષ્ટફલને [ પામે છે. ] ૭

अथानेनैव ये चैतस्मादर्वाञ्चो लोकास्ताꣳश्चाऽऽप्नोति मनुष्यकामाꣳश्च तस्मादु हैवंविदुद्गाता ब्रूयात् ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—એવી રીતે [ ચાક્ષુષપુરુષ થઇને ] આવડેજ ( ચાક્ષુષરૂપેજ ) આનાથી ( ચક્ષુથી ) નીચે જે લોકો [ છે ] તેમને પામે છે, તથા મનુષ્યના ઇચ્છિત ફલને [ પામે છે ] તેથીજ એમ જાણનાર ઉદ્ગાતા [ યજમાનપ્રતિ નીચે પ્રમાણે ] કહે. ૮

कं ते काममागायानीत्येष ह्येव कामागानस्येष्टे य एवं विद्वान्साम गायति साम गायति ॥ ९ ॥ इति प्रथमप्रपाठकस्य सप्तमः खण्डः ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—તારા કયા [ ઇષ્ટ ] કામનું [હું] ગાન કરું ? ઇતિ. જે એ પ્રમાણે જાણનાર સામ ગાય છે, સામ ગાય છે [ તે ] આ [ ઉદ્ગાતા ] અવશ્ય ઉદ્ગાનવડે ઇચ્છિતમાં (ઇચ્છિત સંપાદન કરવામાં ) સમર્થ [ છે. ] ૯

વિવેચનઃ—સામ ગાયતિ એ પદોનું બે વાર કથન ઉપાસનાની સમાપ્તિ જણાવવામાટે છે. ૯ એ પ્રમાણે પહેલા પ્રપાઠકના સાતમા ખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત થઇ. ૧. ૭

અધ્યાત્મ અને અધિદૈવતરૂપ સ્થાનના ભેદવડે અવચ્છિન્ન પરમાત્માની દૃષ્ટિવડે ઉદ્ગીથની ઉપાસના જે સમગ્ર પાપોના નાશરૂપ ફલવાળી છે તે કહી. હવે સ્થાનભેદના અવચ્છેદનો ત્યાગ કરીને પરોવરીયસ્ત્વગુણવાળા ( ઉત્તરોત્તરશ્રેષ્ઠથી અધિકશ્રેષ્ઠપણારૂપ ગુણવાળા ) પરમાત્માની દૃષ્ટિવડે ઉદ્ગીથની ઉપાસના જે પરોવરીયસ્ત્વની પ્રાપ્તિરૂપ ફલવાળી છે તે કહેવાય છેઃ—

त्रयो होद्गीथे कुशला बभूवुः शिलकः शालावत्यश्चैकितायनो दाल्भ्यः प्रवाहणो जैवलिरिति। ते होचुरुद्गीथे वै कुशलाः स्मो हन्तोद्गीथे कथां वदाम इति ॥ १ ॥

શબ્દાર્થઃ—ત્રણ પ્રસિદ્ધ ઉદ્‌ગીથ [ જ્ઞાન ]માં નિપુણ હતા. શલાવાનનો પુત્ર શિલક, ચિકિતાયનનો પુત્ર દાલ્ભ્ય [ ને ] જીવલનો પુત્ર પ્રવાહણ એમ [ત્રણ], તેઓ [પરસ્પર] કહેવા લાગ્યા –"[ આપણે ] ઉદ્‌ગીથ[ જ્ઞાન ]માં નિપુણ છીએ [ જો તમારી ] અનુમતિ [ હોય તો આપણે ] ઉદ્‌ગીથ[ જ્ઞાન ]માં વાદ વદીએ " ઇતિ ૧.

વિવેચન —વિદ્વાનોની સાથે શોધકબુદ્ધિથી નિરભિમાનપણે સંવાદ થવાથી વિપરીતગ્રહણનો નાશ, અપૂર્વવિજ્ઞાનની ઉત્પત્તિ ને સંશયની નિવૃત્તિ થાય છે તેથી તેમણે પરસ્પર વાદ કરવાનો વિચાર કર્યો ૧

तथेति ह समुपविविशुः स ह प्रवाहणो जैवलिरुवाच भगवन्तावग्रे वदतां ब्राह्मणयोर्वदतोर्वाचꣳ श्रोष्यामीति ॥ २ ॥

શબ્દાર્થઃ—" તેમ [ થાઓ ] " એમ [ કહીને ] પ્રસિદ્ધ [ તેઓ ] સારી રીતે બેસતા હવા. પ્રસિદ્ધ તે જીવલનો પુત્ર પ્રવાહણ [ રાજા ] બોલ્યો–" આપ [બે] પ્રથમ વાદ કરો વાદ કરનારા [ બે ] બ્રાહ્મણની વાણી [ હું ] સાંભળીશ " ઇતિ ૨

स ह शिलकः शालावत्यश्चैकितायनं दाल्भ्यमुवाच हन्त त्वा पृच्छानीति पृच्छेति होवाच ॥ ३ ॥

શબ્દાર્થઃ—"[ જો ] અનુમતિ [ હે તો ] તને પૂછું " એમ પ્રસિદ્ધ તે શલાવાનનો પુત્ર શિલક ચિકિતાયનના પુત્ર દાલ્ભ્યપ્રતિ બોલ્યો "પૂછ" એમ પ્રસિદ્ધ [દાલ્ભ્ય] બોલ્યો ૩

પછી નીચે પ્રમાણે પ્રશ્નોત્તર થયા એમ કહે છેઃ—

का साम्नो गतिरिति स्वर इति होवाच स्वरस्य का गतिरिति प्राण इति होवाच प्राणस्य का गतिरित्यन्नमिति होवाचान्नस्य का गतिरित्याप इति होवाच ॥ ४ ॥

શબ્દાર્થઃ—"ઉદ્‌ગીથનો આશ્રય કોણ ?" એમ [શિલકે પૂછ્યું ત્યારે ઉદ્‌ગીથ સ્વરરૂપ હોવાથી ] "સ્વર" એમ પ્રસિદ્ધ [ દાલ્ભ્ય ] બોલ્યો "સ્વરનો આશ્રય કોણ ?" એમ [ શિલકે પૂછ્યું ત્યારે સ્વર પ્રાણથી ઉપજે છે તેથી ] " પ્રાણ " એમ પ્રસિદ્ધ [ દાલ્ભ્યે ] કહ્યું "પ્રાણનો આશ્રય કોણ ?" એમ [શિલકે પૂછ્યું ત્યારે પ્રાણ અન્નરૂપ આશ્રયવાળો હોવાથી ] " અન્ન " એમ પ્રસિદ્ધ [ દાલ્ભ્યે ] કહ્યું " અન્નનો આધાર કોણ ?" એમ [ શિલકે પૂછ્યું ત્યારે અન્નની જલથી ઉત્પત્તિ હોવાથી ] "જલ" એમ પ્રસિદ્ધ [ દાલ્ભ્યે ] કહ્યું ૪

अपां का गतिरित्यसौ लोक इति होवाचामुष्य लोकस्य का गतिरिति न स्वर्गं लोकमतिनयेदिति होवाच स्वर्गं वयं लोकꣳ सामाभिसंस्थापयामः स्वर्गसꣳस्तावꣳ हि सामेति ॥ ५ ॥

શબ્દાર્થઃ—"જલનો આશ્રય કોણ ?" એમ [ શિલકે પૂછ્યું ત્યારે વૃષ્ટિનું કારણ સ્વર્ગ હોવાથી] "આ [ સ્વર્ગ ]લોક" એમ પ્રસિદ્ધ [ દાલ્ભ્યે ] કહ્યું "આ [ સ્વર્ગ ]લોકનો આશ્રય કોણ ?" એમ [ શિલકે પૂછ્યું ત્યારે ] સ્વર્ગલોકને અતિક્રમણ કરીને [ અન્ય આશ્રયપતિ સામને]

ન લઇ જાય એમ [કોઇ] કહે છે [ તેથી ] અમે [ પણ ] સ્વર્ગલોકપ્રતિ સામને સર્વભણીથી સારી રીતે સ્થાપન કરીએ છીએ. (સામને સ્વર્ગલોકમાં સ્થિતિવાળો જાણીએ છીએ.) જેથી સ્વર્ગભાવવડે જેનું સંસ્તવન (સ્તુતિ) કરાય છે એવો સામ [ છે તેથી તે સ્વર્ગલોકમાં સ્થિતિવાળો છે ] એમ [ દાલ્ભ્યે કહ્યું. ] ૫

એવું દાલ્ભ્યનું ઉત્તર સાંભળી તેના પ્રતિ શિલકે જે કહ્યું તે જણાવે છેઃ—

तँ ह शिलकः शालावत्यश्चैकितायनं दाल्भ्यमुवाचाप्रतिष्ठितं वै किल ते दाल्भ्य साम यस्त्वेतर्हि ब्रूयान्मूर्धा ते विपतिष्यतीति मूर्धा ते विपतेदिति ॥ ६ ॥

શબ્દાર્થઃ—શલાવનનો પુત્ર પ્રસિદ્ધ શિલક તે ચિકિતાયનના પુત્ર દાલ્ભ્યપ્રતિ બોલ્યો - "હે દાલ્ભ્ય ! તારું સામ ન્યાય [ ને ] આગમવડે [ પરોવરીયભાવથી ] અસપાસગતિવાળું [છે] જે [ અસહનશીલ સામનો જાણનાર ] આ સમયમાં 'તારું માથું પડશે' એક કહે તો તારું માથું પડે, ઇતિ, [ પણ હું એમ કહેતો નથી ]" ૬

વિવેચન—किलનો અર્થ ન્યાય ને वैનો અર્થ આગમ ભાષ્યાદિને અનુસરીને કર્યો છે. ૬

પછી દાલ્ભ્ય તથા શિલકની જે પ્રવૃત્તિ થઈ તે કહે છે —

हन्ताहमेतद्भगवतो वेदानीति विद्धीति होवाचामुष्य लोकस्य का गतिरित्ययं लोक इति होवाचास्य लोकस्य का गतिरिति न प्रतिष्ठां लोकमतिनयेदिति होवाच प्रतिष्ठां वयं लोकँ सामाभिसँस्थापयामः प्रतिष्ठासँस्तावँ हि सामेति ॥ ७ ॥

શબ્દાર્થઃ—"અનુમતિ [ હોય તો ] હું આ (જેમાં સામ સ્થિતિવાળું છે તે) આપથી જાણું" એમ [ દાલ્ભ્યે કહ્યું ત્યારે ] "જાણ" એમ પ્રસિદ્ધ [ શિલકે ] કહ્યું "આ [ સ્વર્ગ ] લોકનો આશ્રય કોણ ?" એમ [ દાલ્ભ્યે પૂછ્યું ત્યારે ] આ લોક યાગાદિવડે સ્વર્ગનું પોષણ કરે છે તેથી ] "આ લોક" એમ પ્રસિદ્ધ [ શિલકે ] કહ્યું "આ લોકનો આધાર કોણ ?" એમ [ દાલ્ભ્યે પૂછ્યું ત્યારે ] "આધારરૂપ [ આ ] લોકનું અતિક્રમણ કરીને [ તેને ] ન લઇ જાય એમ [ કોઇ ] કહે છે [ તેથી ] અમે આધારરૂપ લોકપ્રતિ સામને સર્વભણીથી સારી રીતે સ્થાપન કરીએ છીએ (સામને પૃથિવીમાં સ્થિતિવાળો જાણીએ છીએ ) જેથી આધારભાવવડે જેની સ્તુતિ કરાય છે એવો સામ [ છે તેથી તે આધારરૂપ પૃથિવીમાં સ્થિતિવાળો છે" ] એમ [ શિલકે કહ્યું ] ૭

પછી પ્રવાહણરાજાની જે પ્રવૃત્તિ થઇ તે કહેવાય છે—

तँ ह प्रवाहणो जैवलिरुवाचान्तवद्वै किल ते शालावत्य साम यस्त्वेतर्हि ब्रूयान्मूर्धा ते विपतिष्यतीति मूर्धा ते विपतेदिति हन्ताहमेतद्भगवतो वेदानीति विद्धीति होवाच ॥ ८ ॥ इति प्रथमप्रपाठकस्याष्टमः खण्डः ॥ ८ ॥

શબ્દાર્થઃ—તેને પ્રસિદ્ધ જીવલનો પુત્ર પ્રવાહણ કહેતો હવો—"હે શાલાવત્ય ! ન્યાય [ અને ] આગમવડે અંતવાળું તારું સામ [ છે, ] જે [ અસહનશીલ સામ જાણનાર ] આ સમયમાં 'તારું માથું પડશે' એમ કહે તો તારું માથું પડે, ઇતિ, [ પણ હું એમ કહેતો નથી. ]" "અનુમતિ [ હોય તો ] હું આ (જેમાં સામ સ્થિતિવાળું છે તે) આપથી જાણું"

એમ [ શિલકે કહ્યું ત્યારે ] "જાણ" એમ પ્રસિદ્ધ [ પ્રવહણે ] કહ્યું ૮ એ પ્રમાણે પ્રથમ-પ્રપાઠકના આઠમા ખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ ૧ ૮

હવે શિલકના પ્રશ્ન તથા પ્રવાહણના ઉત્તરનું નિરૂપણ કરે છે—

अस्य लोकस्य का गतिरित्याकाश इति होवाच सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्त आकाशं प्रत्यस्तं यन्त्याकाशो ह्येवैभ्यो ज्यायानाकाशः परायणम् ॥ १ ॥

**શબ્દાર્થઃ**—"આ લોકનો આશ્રય કોણ ?" એમ [ શિલકે પૂછ્યું ત્યારે ] "આકાશ" (પરમાત્મા) એમ પ્રસિદ્ધ [ પ્રવાહણે કહ્યું "પ્રસિદ્ધ આ સર્વે [ સ્થાવરજંગમ ] ભૂતો પરમાત્માથીજ ઉપજે છે, [ ને ] પરમાત્મપ્રતિ લય પામે છે [ જેથી ] પરમાત્માજ આ [ સર્વભૂતો ]થી મહત્તર [ છે તેથી તે ] પરમાત્મા [ સર્વ ભૂતોનો ] પરમ (ત્રણે કાલમાં) આશ્રય [ છે ] ૧

હવે તે પરમાત્માના ઉદ્ગીથમાં સંપાદન કરેલા પરોવરીયાન્‌પણારૂપ ગુણનો ઉપદેશ કરી તેની ઉપાસના કરનારને થનારુ ફલ કહે છે—

स एष परोवरीयानुद्गीथः स एषोऽनन्तः परोवरीयो हास्य भवति परोवरीयसो ह लोकाञ्जयति य एतदेवं विद्वान्परोवरीयांसमुद्गीथमुपास्ते ॥ २ ॥

**શબ્દાર્થઃ**—તે આ પરોવરીયાન્ (ઉત્તરોત્તર શ્રેષ્ઠથી પણ અતિશ્રેષ્ઠ) [ પરમાત્મા ] ઉદ્ગીથ [ છે તેથી ] તે આ અંતરહિત [ છે ] જે આને એમ (પરોવરીયાન્ તથા અંતરહિત) જાણનાર પરોવરીયાન્ ઉદ્ગીથને ઉપાસે છે આનું [ જીવન ] ઉત્તરોત્તર વધારેથી અતિવધારે થાય છે [ તથા ] ઉત્તરોત્તર શ્રેષ્ઠથી અતિશ્રેષ્ઠ પ્રસિદ્ધ [ પરમાત્મપર્યંતના ] લોકોને પામે છે. ૨

હવે વિધિને ઉપકાર કરનાર અર્થવાદનું નિરૂપણ કરે છે—

तꣳ हैतमतिधन्वा शौनक उदरशाण्डिल्यायोक्त्वोवाच यावत्त एनं प्रजायामुद्गीथं वेदिष्यन्ते परोवरीयो हैभ्यस्तावदस्मिँल्लोके जीवनं भविष्यति ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—તે આ [ ઉદ્ગીથોપાસના ] શુનકનો પુત્ર પ્રસિદ્ધ અતિધન્વા ઉદરશાંડિલ્યને કહીને બોલ્યો—જ્યાસુધી તારી પ્રજામા આ ઉદ્ગીથને જાણશે ત્યાંસુધી આ લોકમાં [ તેમનું ] પ્રસિદ્ધ આ[લૌકિક જીવનો]થી ઉત્તરોત્તર વિશિષ્ટતર જીવન થશે ૩

तथाऽमुष्मिँल्लोके लोक इति स य एतमेवं विद्वानुपास्ते परोवरीय एव हास्यास्मिँल्लोके जीवनं भवति तथाऽमुष्मिँल्लोके लोक इति लोके लोक इति ॥ ४ ॥ इति प्रथमप्रपाठकस्य नवमः खण्डः ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—તેવી રીતે પરલોકમાં [ ઉત્તરોત્તર શ્રેષ્ઠથી અધિકશ્રેષ્ઠ ] લોક [ થશે ] ઇતિ તે જે આ[ ઉદ્ગીથ ]ને એ પ્રમાણે જાણનાર ઉપાસે છે આનું આ લોકમાં ઉત્તરોત્તર વિશિષ્ટતરજ જીવન થાય છે, તથા પરલોકમા [ ઉત્તરોત્તર શ્રેષ્ઠથી અધિકશ્રેષ્ઠ ] લોક [ થાય છે ] ઇતિ [ પર ]લોકમાં [ શ્રેષ્ઠતમ ] લોક થાય છે ]" ઇતિ ૪

વિવેચન—लोके लोक इति એ પદોની પુનરુક્તિ ઉદ્ગીથની ઉપાસનાની સમાપ્તિ દેખાડવા માટે છે. ૪ એ પ્રમાણે પહેલા પ્રપાઠકના નવમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૧. ૯

ઉદ્‌ગીથની ઉપાસનાનો પ્રસંગથી પ્રસ્તાવ તથા પ્રતિહારરૂપ સામના ભાગને વિષય કરનારી ઉપાસના પણ કર્તવ્ય છે એમ જણાવવા આ ખંડનો આરંભ થાય છે. અહીં જે આખ્યાયિકા છે તે એ વિષયનો સુખપૂર્વક બોધ થવામાટે છે:—

मटचीहतेषु कुरुष्वाटिक्या सह जाययोषस्तिर्ह चाक्रायण इभ्यग्रामे प्रद्राणक उवास ॥ १ ॥

શબ્દાર્થ:—કુરુનો ( કુરુદેશના ધાન્યના છોડનો ) પાષાણોની ( કરાની ) વૃષ્ટિવડે નાશ થયે [ સતે દુષ્કાલ પડવાથી ] સ્તનાદિક સ્ત્રીનાં ચિહ્ન જેને પ્રકટ્યાં નથી એવી [ પોતાની ] સ્ત્રીસહિત પ્રસિદ્ધ ચક્રના પુત્ર ઉષસ્તિ મહાવતના ગામમાં [ અન્નના અલાભથી ] અંત્યાવસ્થાને પામેલા [ કોઈના ઘરનો આશ્રય કરીને ] વાસ કરતા હવા. ૧

स हेभ्यं कुल्माषान्खादन्तं बिभिक्षे तꣳहोवाच । नेतोऽन्ये विद्यन्ते यच्च ये म इम उपनिहिता इति ॥ २ ॥

શબ્દાર્થ:—તે પ્રસિદ્ધ [ ઉષસ્તિ ] કુત્સિત અડદોને ભક્ષણ કરનાર મહાવતને [ જોઇને તેની પાસે અડદની ] યાચના કરવા લાગ્યા. [ તેના ઉત્તરમાં મહાવતે ] તેમને કહ્યું:—" આંથી ( મેં ખાધેલા એઠા અડદોથી ) ભિન્ન [ અડદ મારી પાસે ] વિદ્યમાન નથી, અને જેથી જે મારી પાસે રાખેલા [ હતા તે સર્વે ] આ [ ભોજનપાત્રમાં નાંખ્યા છે તેથી હું શું આપું ? ] " એમ [ કહે સતે. ] ૨

एतेषां मे देहीति होवाच तानस्मै प्रददौ हन्तानुपानमित्युच्छिष्टं वै मे पीतꣳस्यादिति होवाच ॥ ३ ॥

શબ્દાર્થ:—" એમાંથી મને આપ ", એમ પ્રસિદ્ધ [ ઉષસ્તિએ ] કહ્યું. [ મહાવત ] તે [ અડદો ] આ [ ઉષસ્તિ ]ને આપતો હવો. [ પછી—" મારી પાસેનું ] જલ અંગીકાર કરો " એમ [ મહાવતે કહ્યું ત્યારે " જો હું તે જલ પીઉં તો ] નિશ્ચય મેં [ તે ] ઉચ્છિષ્ટ પીધેલું થશે " એમ પ્રસિદ્ધ [ ઉષસ્તિ કહેતા હવા. ૩

न स्विदेतेऽप्युच्छिष्टा इति न वा अजीविष्यमिमानखादन्निति होवाच कामो म उदकपानमिति ॥ ४ ॥

શબ્દાર્થ:—" શું આ [ અડદો ] પણ એઠા નહોતા ?" એમ [ મહાવતે કહ્યું ત્યારે ] " આને નહિ ખાતો [ છતો હું અવશ્ય ન જીવત, [ અને ] જલ [ તો ] મને [ કૂવા આદિકમાંથી ] ઇચ્છાનુસાર [ મળશે ]" એમ પ્રસિદ્ધ [ ઉષસ્તિ ] કહેતા હવા. ૪

स ह खादित्वाऽतिशेषाञ्जायाया आजहार साऽग्र एव सुभिक्षा बभूव तान्प्रतिगृह्य निदधौ ॥ ५ ॥

શબ્દાર્થ:—તે પ્રસિદ્ધ [ ઉષસ્તિ તે અડદો ] ખાઇને અવશેષ રહેલા [ અડદો પોતાની ] સ્ત્રીને આપતા હવા. તે [ સ્ત્રી અડદની પ્રાપ્તિની ] પૂર્વેજ સારી ભિક્ષાવાળી ( અન્નની પ્રાપ્તિવાળી ) થઇ હતી [ તોપણ તે પતિની આજ્ઞાને અનુસરી ] તે [ અડદો ]ને ગ્રહણ કરીને રાખતી હવી. ૫

स ह प्रातः संजिहान उवाच यद्वताऽन्नस्य लभेमहि लभेमहि धनमात्रां राजाऽसौ यक्ष्यते स मा सर्वैरार्त्विज्यैर्वृणीतेति ॥ ६ ॥

શબ્દાર્થઃ— તે પ્રસિદ્ધ [ ઉષસ્તિ ] પ્રાતઃકાલમાં નિદ્રાનો પરિત્યાગ કરતાં [ છતા પોતાની સ્ત્રીના સાંભળતાં ] બોલ્યા –" અરે ! જો અન્નની [ માત્રા ] પ્રાપ્ત થાય [ તો ભોજન કરી સમર્થ થવાથી ] થોડું ધન મેળવીએ, [ ને તેથી આપણો નિર્વાહ થાય ] આ રાજા [ સમીપદેશમાં ] યજ્ઞ કરે છે, તે [ રાજા ] મને [ પાત્ર જાણીને ] સર્વ ઋત્વિજોના કર્મમાટે [ મારું ] વરણ કરશે " ઇતિ ૬

तं जायोवाच हन्त पत इम एव कुल्माषा इति तान्खादित्वाऽमुं यज्ञं विततमेयाय ॥ ७ ॥

શબ્દાર્થઃ—તેના પ્રતિ સ્ત્રી બોલી –" હે પતે ! [ મને આપેલા ] આજ કુત્સિત અડદો [ છે તેને ] ગ્રહણ [ કરો " ] ઇતિ તેને ખાઈને [ ઋત્વિજોએ ] વિસ્તારેલા [ રાજાના ] આ યજ્ઞપ્રતિ ગયા ૭

तत्रोद्गातॄनास्तावे स्तोष्यमाणानुपोपविवेश स ह प्रस्तोतारमुवाच ॥ ८ ॥

શબ્દાર્થઃ—ત્યાં [ જઈને ] આસ્તાવમાં ( યજ્ઞમાં જે ઠેકાણે સ્તુતિ કરાય છે ત્યાં ) સ્તુતિ કરતા ઉદ્ગાતાઓની સમીપ બેઠા, [ અને પછી ] તે પ્રસિદ્ધ [ ઉષસ્તિ ] પ્રસ્તોતાપ્રતિ બોલ્યા ૮

प्रस्तोतर्या देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रस्तोष्यसि मूर्धा ते विपतिष्यतीति ॥ ९ ॥

શબ્દાર્થઃ— ' હે પ્રસ્તોતર્ ! ( દેવની સ્તુતિ કરનાર ! ) જે દેવતા પ્રસ્તાવપ્રતિ ( સામના પ્રથમ ભાગપ્રતિ ) અનુગત [ છે ] તેને નહિ જાણનાર [ તું મારી સમીપ ] જો સ્તુતિ કરીશ [ તો ] તારું માથું પડશે " ઇતિ ૯

एवमेवोद्गातारमुवाचोद्गातर्या देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुद्गास्यसि मूर्धा ते विपतिष्यतीति ॥ १० ॥

શબ્દાર્થઃ—એવી રીતેજ ઉદ્ગાતાને કહ્યું –" હે ઉદ્ગાતર્ ! જે દેવતા ઉદ્ગીથપ્રતિ અનુગત [ છે ] તેને નહિ જાણનાર [ તું મારી સમીપ ] જો ઉદ્ગાન કરીશ [ તો ] તારું માથું પડશે " ઇતિ ૧૦

एवमेव प्रतिहर्तारमुवाच प्रतिहर्तर्या देवता प्रतिहारमन्वायत्ता तां चेदविद्वान्प्रतिहरिष्यसि मूर्धा ते विपतिष्यतीति ते ह समारतास्तूष्णीमासांचक्रिरे ॥ ११ ॥ इति प्रथमप्रपाठकस्य दशमः खण्डः ॥ १० ॥

શબ્દાર્થઃ—એમજ પ્રતિહર્તાને ( ઉદ્ગાતાને સાહાય્ય કરનાર ઋત્વિજને ) કહ્યું –" હે પ્રતિહર્તર્ ! જે દેવતા પ્રતિહારપ્રતિ અનુગત [ છે ] તેને નહિ જાણનાર [ તું મારી સમીપ ] જો પ્રતિહરણ કરીશ [ તો ] તારું માથું પડશે " ઇતિ તે પ્રસિદ્ધ [ પ્રસ્તોતા આદિ પોતાના કર્મથી ] ઉપરત થયા [ છતા ] મૌન થતા હવા ૧૧ એ પ્રમાણે પહેલા પ્રપાઠકના દશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૧૦

આ ખંડમાં પ્રસ્તોતા આદિના તૂષ્ણીંભાવપછી યજ્ઞ કરનાર રાજાએ ઉષસ્તિને જે પ્રશ્ન કર્યો અને ઉષસ્તિએ જે ઉત્તર આપ્યુ તે તથા પછીથી થયેલી રાજા આદિની પ્રવૃત્તિનું નિરૂપણ થશે—

अथ हैनं यजमान उवाच भगवन्तं वा अहं विविदिषाणीत्युषस्तिरस्मि चाक्रायण इति होवाच ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ આ[ ઉષસ્તિ ]પ્રતિ યજમાન ( રાજા ) બોલતો હવોઃ—" ભગવાનનેજ ( આપનેજ ) હું જાણવા ઇચ્છું છું " એમ [ કહે સતે " હું ] ચક્રનો પુત્ર ઉષસ્તિ છું " એમ પ્રસિદ્ધ [ ઉષસ્તિ ] બોલ્યા. ૧

स होवाच भगवन्तं वा अहमेभिः सर्वैरार्त्विज्यैः पर्यैषिषं भगवतो वा अहमवित्त्याऽन्यानवृषि ॥ २ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે [ રાજા ] બોલ્યો—" આ સર્વે ઋત્વિજોના કર્મમાટે મેં આપનેજ [ બહુગુણવાન્ સાંભળીને ] શોધ્યા હતા, [ શોધ કરીને ] આપના અલાભવડેજ મેં બીજાઓનું વરણ કર્યું છે ૨

भगवाꣳस्त्वेव मे सर्वैरार्त्विज्यैरिति तथेत्यथ तर्ह्येत एव समतिसृष्टाः स्तुवतां यावत्त्वेभ्यो धनं दद्यास्तावन्मम दद्या इति तथेति ह यजमान उवाच ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ હવે ] પણ આપજ મારા સર્વે ઋત્વિજોના કર્મમાટે [ હો. ]" એમ [ કહે સતે ] " તેમ ( થાઓ )" એમ [ ઉષસ્તિએ કહ્યુ ] " તો હવે આ[ પ્રસ્તોતાદિક ]જ [ મેં ] સારી રીતે પ્રસન્ન થઇને અનુમતિ આપેલા સ્તુતિ કરે, [ ને ] આ[ પ્રસ્તોતા આદિક ]ને જેટલું ધન આપો તેટલું મને આપવું " એમ [ ઉષસ્તિએ કહ્યુ સારે ] " તેમ [ થાઓ ]" એમ પ્રસિદ્ધ યજમાન બોલ્યો ૩

अथ हैनं प्रस्तोतोपससाद प्रस्तोतर्या देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रस्तोष्यसि मूर्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ४ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસ્તોતા પ્રસિદ્ધ આ[ ઉષસ્તિ ]ની સમીપ [ વિનયવડે ] ગયો, [અને તેણે ] " ' હે પ્રસ્તોતર્ ! જે દેવતા પ્રસ્તાવપ્રતિ અનુગત [ છે ] તેને નહિ જાણનાર [તું] જો [ મારી સમીપ ] સ્તુતિ કરીશ [ તો ] તારું માથું પડશે ' એમ મારા પ્રતિ આપ બોલ્યા તે દેવતા કઇ ? " એમ [ ઉષસ્તિને પૂછ્યું ] ૪

प्राण इति होवाच सर्वाणि ह वा इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति प्राणमभ्युज्जिहते सैषा देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रास्तोष्यो मूर्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति ॥५॥

શબ્દાર્થઃ—[ ત્યારે ] " પ્રાણ " એમ પ્રસિદ્ધ [ ઉષસ્તિ ] બોલ્યા " પ્રસિદ્ધ આ સર્વે [ સ્થાવરજંગમ ] ભૂતો [ પ્રલયકાલમાં ] પ્રાણપ્રતિજ ( પરમાત્મપ્રતિજ ) સર્વેબાજુથી સારી રીતે પ્રવેશ કરે છે, [ અને ઉત્પત્તિકાલમાં ] પ્રાણથીજ ઉત્પન્ન થાય છે [ તેથી ] આ દેવતા પ્રસ્તાવપ્રતિ અનુગત [ છે ] તેને નહિ જાણનાર [ તું મારી સમીપ ] જો પ્રસ્તાવભાવ બોલત [ તો ] મારાવડે [ ' તારું માથું પડશે ' ] એમ કહેવાયેલા તારું માથું પડત, ઇતિ " ૫

अथ हैनमुद्गातोपससादोद्गातर्या देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुद्गास्यसि मूर्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ६ ॥

શબ્દાર્થઃ—પછી ઉદ્ગાતા પ્રસિદ્ધ આ[ ઉષસ્તિ ]ની સમીપ [ વિનયવડે ] ગયો, [ અને તેણે ] " 'હે ઉદ્ગાતર્, જે દેવતા ઉદ્ગીથપ્રતિ અનુગત [ છે ] તેને નહિ જાણનાર [ તું ] જો [ મારી સમીપ ] ઉદ્ગાન કરીશ [ તો ] તારું માથું પડશે ' એમ આપ મારા પ્રતિ બોલ્યા તે દેવતા કઇ ?" એમ [ ઉષસ્તિને પૂછ્યું ] ૬

आदित्य इति होवाच सर्वाणि ह वा इमानि भूतान्यादित्यमुच्चैः सन्तं गायन्ति सैषा देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुदगास्यो मूर्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति ॥ ७ ॥

શબ્દાર્થઃ—[ ત્યારે ] "આદિત્ય" એમ પ્રસિદ્ધ [ ઉષસ્તિ ] બોલ્યા "પ્રસિદ્ધ આ સર્વ ભૂતો ઊર્ધ્વ રહેલા આદિત્યની સ્તુતિ કરે છે તે આ દેવતા ઉદ્ગીથપ્રતિ અનુગત [ છે ] તેને નહિ જાણનાર [ તું મારી સમીપ ] જો ઉદ્ગાન કરત [ તો ] મારાવડે [ 'તારું માથું પડશે' ] એમ કહેવાયેલા તારું માથું પડત" ઇતિ ૭

अथ हैनं प्रतिहर्तोपससाद प्रतिहर्तर्या देवता प्रतिहारमन्वायत्ता तां चेदविद्वान्प्रतिहरिष्यसि मूर्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ८ ॥

શબ્દાર્થઃ—પછી પ્રતિહર્તા પ્રસિદ્ધ આ[ ઉષસ્તિ ]ની સમીપ [ વિનયવડે ] ગયો, [ અને તેણે ] " 'હે પ્રતિહર્તર્ ! જે દેવતા પ્રતિહારપ્રતિ અનુગત [ છે ] તેને નહિ જાણનાર [ તું મારી સમીપ ] જો પ્રતિહરણ કરીશ [ તો ] તારું માથું પડશે ' એમ આપ મારા પ્રતિ બોલ્યા તે દેવતા કઇ ?" એમ [ ઉષસ્તિને પૂછ્યું ] ૮

अन्नमिति होवाच सर्वाणि ह वा इमानि भूतान्यन्नमेव प्रतिहरमाणानि जीवन्ति सैषा देवता प्रतिहारमन्वायत्ता तां चेदविद्वान्प्रतिहरिष्यो मूर्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति तथोक्तस्य मयेति ॥ ९ ॥ इति प्रथमप्रपाठकस्यैकादशः खण्डः ॥ ११ ॥

શબ્દાર્થઃ—[ ત્યારે ] "અન્ન" એમ પ્રસિદ્ધ [ ઉષસ્તિ ] બોલ્યા "પ્રસિદ્ધ આ સર્વ ભૂતો અન્નનેજ ગ્રહણ કરતાં [ છતાં ] જીવે છે તે આ દેવતા પ્રતિહારપ્રતિ અનુગત [ છે ] તેને નહિ જાણનાર [ તું મારી સમીપ ] જો પ્રતિહરણ કરત [ તો ] મારાવડે [ 'તારું માથું પડશે' ] એમ કહેવાયેલા મારાવડે એમ કહેવાયેલા તારું માથું પડત" ઇતિ ૯

વિવેચનઃ—પ્રસ્તાવ, ઉદ્ગીથ ને પ્રતિહારરૂપ સામભાગને પ્રાણ, આદિત્ય ને અન્નની દૃષ્ટિવડે ઉપાસે એમ આ પ્રકરણમાં કહ્યું છે પ્રાણ આદિકની પ્રાપ્તિ વા કર્મની સમૃદ્ધિ એ તેમનું ફલ છે ખંડની સમાપ્તિ દર્શાવવા છેલ્લા પદોનું બે વાર કથન છે. ૯ એ પ્રમાણે પહેલા પ્રપાઠકના અગીઆરમાં ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૧. ૧૧

હવે અન્નની કામનાવાળામાટે અન્ય પ્રકારે ઉદ્ગીથની ઉપાસના કહેવાય છે—

अथातः शौव उद्गीथस्तद्ध बको दाल्भ्यो ग्लावो वा मैत्रेयः स्वाध्यायमुद्वव्राज ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે [ અન્નનો લાભ થાય તે ]માટે શ્વાનોએ દીઠેલું ઉદ્ગાન [ આરંભાય છે– ]

ત્યાં દલ્ભ્યના પુત્ર પ્રસિદ્ધ બક અથવા મિત્રાના પુત્ર ગ્લાવ [ એવા બે નામવાળા કોઈ ઋષિ ] સ્વાધ્યાય [ કરવા ]માટે [ ગામથી બહાર એકાંતદેશમાં સ્થિત ] જલની સમીપ ગયા ૧

तस्मै श्वा श्वेतः प्रादुर्बभूव तमन्ये श्वान उपसमेत्योचुरन्नं नो भगवानागायत्वशनायाम वा इति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ સ્વાધ્યાયવડે સંતોષ પામેલો મુખ્યપ્રાણ ] શ્વેત શ્વાન [ થઇને ] તેને માટે ( તે ઋષિના અનુગ્રહમાટે ) પ્રાદુર્ભાવ પામ્યો તે[ શ્વાન ]પ્રતિ બીજા [ વાગાદિક ક્ષુદ્ર ] શ્વાનો [ થઇ ] સમીપ આવીને કહેવા લાગ્યા—"અમારે માટે આપ અન્નનું આગાન કરો, ( આગાનવડે અન્ન મેળવો, ) [ અમે ] ભૂખ્યાજ છીએ" ઇતિ ૨

तान्होवाचेहैव मा प्रातरुपसमीयातेति तद्ध बको दाल्भ्यो ग्लावो वा मैत्रेयः प्रतिपालयांचकार ॥ ३ ॥

શબ્દાર્થઃ—"પ્રાત:કાલમાં અહીંજ મારી સમીપ આવજો" એમ તે[ક્ષુદ્રશ્વાનો ]ને પ્રસિદ્ધ [ શ્વેતશ્વાને ] કહ્યું ત્યાં દલ્ભ્યના પુત્ર પ્રસિદ્ધ બક વા મિત્રાના પુત્ર ગ્લાવ પ્રતિપાલન કરતા હવા ( પ્રાત:કાલની પ્રતીક્ષા કરતા હવા ) ૩

વિવેચન -ઉપસમીયાતમાં દીર્ઘભાવ છાંદસ છે ૩

ते ह यथैवेदं बहिष्पवमानेन स्तोष्यमाणाः संरब्धाः सर्पन्तीत्येवमाससृपुस्ते ह समुपविश्य हिंचक्रुः ॥ ४ ॥

શબ્દાર્થઃ—તે [ શ્વાનો ત્યાં આવીને ] જેમ પ્રસિદ્ધ આ [ યજ્ઞકર્મમાં ] બહિષ્પવમાન [ સ્તોત્ર ]વડે સ્તુતિ કરતા [ ઉદ્ગાતા આદિક પરસ્પર ] સંલગ્ન થયેલા ચાલે છે તેમ [ મુખવડે પરસ્પરના પુચ્છને ગ્રહણ કરીને ] પરિભ્રમણ કરવા લાગ્યા [ પછી ] તેઓ સારી રીતે બેસીને [ નીચે પ્રમાણે ] હિંકાર કરવા લાગ્યા ૪

ओ३ मदा ३ मों ३ पिबा ३ मो ३ देवो वरुणः प्रजापतिः सविता२ऽन्नमिहा२ऽऽहरदन्नपते३ऽन्नमिहा२ऽऽहरा२ऽऽहरो३मिति ॥५॥ इति प्रथमप्रपाठकस्य द्वादशः खण्डः ॥ १२ ॥

શબ્દાર્થઃ—'ૐ ભક્ષણ કરીએ, ૐ પાન કરીએ ૐ [ પ્રકાશરૂપ હોવાથી ] દેવ, [ જગતમા વૃષ્ટિ કરનાર હોવાથી ] વરુણ, [ પ્રજાઓનું પાલન કરવાથી ] પ્રજાપતિ, [ ને સર્વના ઉત્પન્ન કરનાર હોવાથી ] સવિતા [ એવા નામવાળા આદિત્ય અમારેમાટે ] અહીં અન્ન લાવે" [ એ પ્રમાણે હિંકાર કરી પુન તે બોલવા લાગ્યા – ] "હે અન્નપતે ! [ આપ અમારેમાટે ] અહીં અન્ન લાવો, [ અહીં અન્ન ] લાવો ૐ" ઇતિ ૫

વિવેચન —ૐનું ત્રણ વાર ઉચ્ચારણ ગાનમાટે છે સૂર્ય વૃષ્ટિદ્વારા અન્ન ઉપજાવે છે તથી તેમને અન્નપતિ કહ્યા છે આહાર એ પદનું બે વાર કથન આદરમાટે છે અંતમા જે ૐ છે તે સૂર્યની પ્રાર્થનાની સમાપ્તિ દેખાડે છે અને इतिપદ છે તે સામના અવયવને વિષય કરનારી ઉપાસનાની સમાપ્તિ દેખાડે છે. ૫ એ પ્રમાણે પ્રથમ પ્રપાઠના બારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૧ ૧૨

પ્રસ્તાવાદિને વિષય કરનારી ઉપાસનાઓ જેમ સામના અવયવથી સંબંધવાળી છે તેમ, સામના અન્ય

અવયવરૂપ સ્તોભ ( અર્થરહિત તથા ગાયનની સિદ્ધિરૂપ પ્રયોજનવાળા ) અક્ષરોને વિષય કરનારી મળેલી અન્ય ઉપાસનાઓ પણ સામના અવયવથી સંબંધવાળી છે તેથી હવે તેમનો ઉપદેશ થાય છેઃ—

अयं वाव लोको हाउकारो वायुर्हाइकारश्चन्द्रमा अथकारः। आत्मेहकारोऽग्निरीकारः ॥ १ ॥

શબ્દાર્થઃ—હાઉકાર [ સ્તોભ ] પ્રસિદ્ધ આ [ પૃથિવી ] લોક [ છે એમ ઉપાસના કરે, ] હાઇકાર [ સ્તોભ ] વાયુ [ છે એમ ઉપાસે, ] અથકાર ચંદ્રમા [ છે એમ ઉપાસે, ] ઇહકાર આત્મા [ છે એમ ઉપાસે, ને ] ઇકાર અગ્નિ [ છે એમ ઉપાસે ] ૧

વિવેચનઃ—હાઉકાર આદિ સ્તોભો રથંતરાદિ સામના ગાનમાં આવે છે, તેમની પૃથિવી આદિની દૃષ્ટિવડે ઉપાસના કરવાનો અત્ર ઉપદેશ કર્યો છે. આગળ પણ જે સ્તોભને જેરૂપ કહ્યો છે ત્યાં તેની તે દૃષ્ટિવડે ઉપાસના કરે એમ જાણવું. ૧

आदित्य ऊकारो निहव एकारो विश्वेदेवा औहोयिकारः प्रजापतिर्हिङ्कारः प्राणः स्वरोऽन्नं या वाग्विराट् ॥ २ ॥

શબ્દાર્થઃ—ઊકાર આદિત્ય [ છે, ] એકાર આમંત્રણ [ છે, ] ઔહોયિકાર વિશ્વેદેવા [ છે, ] હિંકાર પ્રજાપતિ [ છે, ] સ્વર પ્રાણ [ છે, ] યા અન્ન [ છે, ને ] વિરાટ્ વાક્ [ છે. ] ૨

अनिरुक्तस्त्रयोदशः स्तोभः सञ्चरो हुङ्कारः ॥ ३ ॥

શબ્દાર્થઃ—કારણરૂપ [ ને શાખાભેદવડે વિકલ્પ્યમાન સ્વરૂપવાળો હોવાથી કાર્યરૂપથી અનેક પ્રકારે ] સંચરનાર [ હાઉકારથી માંડીને ] તેરમો સ્તોભ હુંકાર [ છે તેથી તે હુંકારની કારણદૃષ્ટિવડે ઉપાસના કરે. ] ૩

હવે સ્તોભરૂપ અક્ષરોની ઉપાસનાનું ફળ કહે છેઃ—

दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहोऽन्नवानन्नादो भवति य एतामेवꣳ साम्नामुपनिषदं वेदोपनिषदं वेद ॥ ४ ॥ इति प्रथमप्रपाठकस्य त्रयोदशः खण्डः ॥ १३ ॥

इति श्रीछान्दोग्योपनिषदि प्रथमः प्रपाठकः समाप्तः ॥ १ ॥

શબ્દાર્થઃ—જે આ સામોના [ અવયવભૂત સ્તોભરૂપ અક્ષરોને વિષય કરનારી ] ઉપાસનાને એવી રીતે ઉપાસે છે, ઉપાસનાને ઉપાસે છે આને માટે જે વાણીનો સાર [ છે તે ] સારને વાણી દોવે છે, [ તે ઘણા ] અન્નવાળો [ તથા ] પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે. ૪

વિવેચનઃ—उपनिषदं वेद એ પદોનું બે વાર કથન પ્રપાઠકની સમાપ્તિ દેખાડે છે. ૪ એ પ્રમાણે પ્રથમ પ્રપાઠકના તેરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૧૩

ઇતિ શ્રીછાંદોગ્યોપનિષદ્માં પ્રથમ પ્રપાઠકની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧

## ॥ २ बीजो प्रपाठक ॥

સામના અવયવને વિષય કરનારી ઉપાસનાઓ કહીને હવે સમસ્ત એટલે સર્વ ( પાંચ વા સાત ) અવયવોવાળા સામને વિષય કરનારી ઉપાસનાઓ કહેવાનો આરંભ થાય છેઃ—

ॐ । समस्तस्य खलु साम्न उपासनꣳ साधु यत्खलु साधु तत्सामेत्याचक्षते यदसाधु तदसामेति ॥ १ ॥

શબ્દાર્થ:—ૐ સમસ્ત સામની ઉપાસના શ્રેષ્ઠજ [ છે લોકમાં ] જે શ્રેષ્ઠ [ છે ] તે નિશ્ચય સામ [ છે ] એમ [ કુશલ પુરુષો ] કહે છે, [ ને ] જે અશ્રેષ્ઠ [ છે ] તે અસામ [છે] એમ [ તેઓ કહે છે ] ૧

तदुताप्याहुः साम्नैनमुपागादिति साधुनैनमुपागादित्येव तदाहुरसाम्नैनमुपागादित्यसाधुनैनमुपागादित्येव तदाहुः ॥ २ ॥

શબ્દાર્થ:—તેમાં [ કાર્યવડે ગમ્ય શ્રેષ્ઠપણા તથા અશ્રેષ્ઠપણાને ] પણ કહે છે —સામવડે આ[ રાજા ]ની સમીપ ગયો એમ, શ્રેષ્ઠપણે આ[ રાજા ]ની સમીપ ગયો એમ પણ [ જ્યાં બંધનાદિકની શંકા હતી ] ત્યાં [ બંધનાદિક કાર્યને નહિ જોઇને લૌકિક જનો ] કહે છે, [ તથા ] ત્યાં [ બંધન આદિક અશ્રેષ્ઠ કાર્યને જોઈને ] અસામવડે આ[રાજા]ની સમીપ ગયો એમ, અશ્રેષ્ઠપણે આ[ રાજા]ની સમીપ ગયો એમ પણ [ લૌકિક જનો ] કહે છે ૨

હવે સામ શબ્દના અને સાધુશબ્દના એકાર્થપણામા સ્વાનુભવ દેખાડે છે —

अथोताप्याहुः साम नो बतेति यत्साधु भवति साधु बतेत्येव तदाहुरसाम नो बतेति यदसाधु भवत्यसाधु बतेत्येव तदाहुः ॥ ३ ॥

શબ્દાર્થ:—હવે [ સ્વાનુભવવડે ] પણ [ તે અર્થ ] કહે છે—" હર્ષ [ થાય છે કે ] અમને [ અનુકંપા કરનારથી ] સામ [ પ્રાપ્ત થયેલ છે ]" એમ [ કહે છે, ને ] જ્યાં સારું થાય છે ત્યાં " હર્ષ [ થાય છે કે અમને ] સારું [ થયું " ] એમજ [ લોકો ] કહે છે "; ખેદ [ થાય છે કે ] અમને અસામ [ પ્રાપ્ત થયેલ છે " ] એમ [ કહે છે, ને ] જ્યા અશ્રેષ્ઠ થાય છે ત્યાં " ખેદ [ થાય છે કે અમને ] અશ્રેષ્ઠ [ થયું " ] એમજ [ લોકો ] કહે છે ૩

સમસ્ત સામને શ્રેષ્ઠ ગુણવાળુ જાણી તેની ઉપાસના કરનારને જે ફલ થાય છે તેનું નિરૂપણ કરે છે —

स य एतदेवं विद्वान्साधु सामेत्युपास्तेऽभ्याशो ह यदेनꣳ साधवो धर्मा आ च गच्छेयुरुप च नमेयुः ॥ ४ ॥ इति द्वितीयप्रपाठकस्य प्रथमः खण्डः ॥ १ ॥

શબ્દાર્થ:—[ સામ અને સાધુ પર્યાય છે તેથી ] તે જે આ[ સામ ]ને એવી રીતે ( સાધુગુણવાળું ) જાણનાર સાધુ ( શ્રેષ્ઠગુણવાળું ) સામ [ છે;] એમ ઉપાસે છે આ[ ઉપાસક ] પ્રતિ શ્રેષ્ઠ ( શ્રુતિસ્મૃતિથી અવિરુદ્ધ ) ધર્મો આવે છે, અને [ ભોગ્યભાવવડે ] સમીપમાં સ્થિત થાય છે [ એનુ ] જે [ ફલ કહ્યું તે ] શીઘ્રજ [ થાય છે ] ૪ એવી રીતે ,બીજા પ્રપાઠકના પહેલા ખંડની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ ૨ ૧

હવે શ્રેષ્ઠગુણવાળુ જાણીને જે સમસ્ત સામ ઉપાસ્ય છે તે કહેવાય છે —

लोकेषु पञ्चविधꣳ सामोपासीत पृथिवी हिङ्कारोऽग्निः प्रस्तावोऽन्तरिक्षमुद्गीथ आदित्यः प्रतिहारो द्यौर्निधनमित्यूर्ध्वेषु ॥ १ ॥

શબ્દાર્થ:—[ પૃથિવી આદિક ] લોકોમાં [ પાંચ અવયવવડે ] પાંચ પ્રકારનું [ શ્રેષ્ઠગુણવાળું સમસ્ત ] સામ ઉપાસે પૃથિવી હિંકાર [ છે, ] અગ્નિ પ્રસ્તાવ [ છે, ] અંતરિક્ષ,

ઉદ્ગીથ [ છે, ] આદિત્ય પ્રતિહાર [ છે, ને ] સ્વર્ગ નિધન [ છે. ] એમ ઊર્ધ્વ[ મુખવાળા લોકો ]માં [ લોકદૃષ્ટિવડે સામની ઉપાસના છે. ] ૧

વિવેચનઃ—સાધુનો અર્થ શ્રેષ્ઠ એટલે ધર્મ થાય છે. લોકાદિક ધર્માદિકનાં કાર્ય છે માટે લોકાદિકની દૃષ્ટિ સાધુદૃષ્ટિવડે અનુગત છે તથી અહીં બે દૃષ્ટિનો વિરોધ આવતો નથી. પૃથિવી હિંકાર છે, ઇત્યાદિ વાક્યોની પૃથિવી આદિની દૃષ્ટિનો આરોપ કરીને હિંકારાદિની ઉપાસના કરે એવો અર્થ જાણવો. ૧

अथाऽऽवृत्तेषु द्यौर्हिङ्कार आदित्यः प्रस्तावोऽन्तरिक्षमुद्गीथोऽग्निः प्रतिहारः पृथिवी निधनम् ॥ २ ॥

શબ્દાર્થઃ—હવે અધો[ મુખવાળા લોકો ]માં [ પાંચ પ્રકારના સામની ઉપાસના કહેવાય છેઃ- ] સ્વર્ગ હિંકાર [ છે, ] આદિત્ય પ્રસ્તાવ [ છે, ] અંતરિક્ષ ઉદ્ગીથ [ છે, ] અગ્નિ પ્રતિહાર [ છે, ને ] પૃથિવી નિધન [ છે. ] ૨

હવે પૂર્વોક્ત ઉપાસનાનું ફલ કહે છેઃ—

कल्पन्ते हास्मै लोका ऊर्ध्वाश्चाऽऽवृत्ताश्च य एतदेवं विद्वाँल्लोकेषु पञ्चविधꣳ सामोपास्ते ॥ ३ ॥ इति द्वितीयप्रपाठकस्य द्वितीयः खण्डः ॥ २ ॥

શબ્દાર્થઃ—જે આને એમ જાણનાર લોકોમાં પાંચ પ્રકારના [ સમસ્ત શ્રેષ્ઠ ગુણવાળા ] સામની ઉપાસના કરે છે આને માટે ઊર્ધ્વ [ મુખવાળા ] ને અધો [ મુખવાળા ] લોકો સમર્થ ( ભોગ્યપણાવડે વ્યવસ્થિત ) થાય છે. ૩ એ પ્રમાણે બીજા પ્રપાઠકના બીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨. ૨

વૃષ્ટિની દૃષ્ટિવડે પંચવિધ સામની ઉપાસના તથા તેનું ફલ કહેવાય છેઃ—

वृष्टौ पञ्चविधꣳ सामोपासीत पुरोवातो हिङ्कारो मेघो जायते स प्रस्तावो वर्षति स उद्गीथो विद्योतते स्तनयति स प्रतिहारः ॥ १ ॥

શબ્દાર્થઃ—વૃષ્ટિમાં પાંચ પ્રકારના સામની ઉપાસના કરે. પૂર્વનો વાયુ હિંકાર [ છે, ] મેઘ ઉત્પન્ન થાય છે તે પ્રસ્તાવ [ છે, ] વર્ષે છે તે ઉદ્ગીથ [ છે, અને ] વીજળી કરે છે [ ને ] ગાજે છે તે પ્રતિહાર [ છે. ] ૧

उद्गृह्णाति तन्निधनं वर्षति हास्मै वर्षयति ह य एतदेवं विद्वान्वृष्टौ पञ्चविधं सामोपास्ते ॥ २ ॥ इति द्वितीयप्रपाठकस्य तृतीयः खण्डः ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ વર્ષાને ] સમાપ્ત કરે છે તે નિધન [ છે. ] જે આને એમ જાણનાર વૃષ્ટિમાં પાંચ પ્રકારના સામને ઉપાસે છે આને માટે [ ઇચ્છાનુસાર વૃષ્ટિ ] વર્ષે છે, [ તથા વૃષ્ટિ ન છતાં પણ પોતે ] વર્ષાવે છે. ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨. ૩

હવે જલની દૃષ્ટિવડે પાંચ પ્રકારના સામની ઉપાસના કહેવાય છેઃ—

सर्वास्वप्सु पञ्चविधꣳ सामोपासीत मेघो यत्सम्प्लवते स हिङ्कारो यद्वर्षति स प्रस्तावो याः प्राच्यः स्यन्दन्ते स उद्गीथो याः प्रतीच्यः स प्रतिहारः समुद्रो निधनम् ॥ १ ॥

શબ્દાર્થ:—સર્વ જલોમાં પાંચ પ્રકારના સામની ઉપાસના કરે મેઘ જે એકીભાવવડે પરસ્પર ઘન થાય છે તે હિંકાર [ છે, ] જે વર્ષે છે તે પ્રસ્તાવ [છે,] જે પૂર્વભણીની [નદીઓ] વહે છે તે ઉદ્ગીથ [ છે, ] જે પશ્ચિમભણીની [ નદીઓ વહે છે ] તે પ્રતિહાર [ છે, ને ] સમુદ્ર નિધન [ છે. ] ૧

પૂર્વોક્ત ઉપાસનાનું ફલ કહે છે:—

न हाप्सु प्रैत्यप्सुमान्भवति य एतदेवं विद्वान्सर्वास्वप्सु पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥
इति द्वितीयप्रपाठकस्य चतुर्थः खण्डः ॥ ४ ॥

શબ્દાર્થ:—જે આને એમ જાણનાર સર્વ જલોમાં પાંચ પ્રકારના સામને ઉપાસે છે [ તે જો ન ઇચ્છે તો ] જલમાં મરતો નથી, [ ને મરુદેશમાં પણ યથેચ્છ ] જલવાળો થાય છે. ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના ચોથા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨ ૪

હવે ઋતુદૃષ્ટિવડે પંચવિધ સામની ઉપાસના કહેવાય છે:—

ऋतुषु पञ्चविधꣳ सामोपासीत वसन्तो हिङ्कारो ग्रीष्मः प्रस्तावो वर्षा उद्गीथः शरत्प्रतिहारो हेमन्तो निधनम् ॥ १ ॥

શબ્દાર્થ:—ઋતુઓમાં પંચવિધ સામને ઉપાસે. વસંત હિંકાર [ છે, ] ગ્રીષ્મ પ્રસ્તાવ [ છે, ] વર્ષા ઉદ્ગીથ [ છે, ] શરદ્ પ્રતિહાર [ છે, ને ] હેમંત નિધન [ છે ] ૧

તે ઉપાસનાનું ફળ કહે છે.—

कल्पन्ते हास्मा ऋतव ऋतुमान्भवति य एतदेवं विद्वानृतुषु पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥
इति द्वितीयप्रपाठकस्य पञ्चमः खण्डः ॥ ५ ॥

શબ્દાર્થ:—જે આને એ પ્રમાણે જાણનાર ઋતુઓમાં પાંચ પ્રકારવાળા સામને ઉપાસે છે આ[ ઉપાસકને ]માટે ઋતુઓ સમર્થ ( ભોગ્યપણાવડે ઋતુની જેવી વ્યવસ્થા થવી જોઇએ તેવી ) થાય છે, [ને તે] ઋતુવાળો ( સર્વદા સ્વેચ્છાનુસાર ઋતુઓમાં થનારા ભોગોવાળો ) થાય છે. ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના પાંચમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૨. ૫.

હવે પશુદૃષ્ટિવડે પંચવિધ સામનું ઉપાસન કહે છે:—

पशुषु पञ्चविधꣳ सामोपासीताजा हिङ्कारोऽवयः प्रस्तावो गाव उद्गीथोऽश्वाः प्रतिहारः पुरुषो निधनम् ॥ १ ॥

શબ્દાર્થ:—પશુઓમાં પંચવિધ સામ ઉપાસે. બકરીઓ હિંકાર [ છે, ] ઘેટીઓ પ્રસ્તાવ [ છે, ] ગાયો ઉદ્ગીથ [ છે, ] અશ્વો પ્રતિહાર [ છે, ને ] પુરુષ નિધન [ છે. ] ૧

તે ઉપાસનાનું ફલ કહે છે:—

भवन्ति हास्य पशवः पशुमान्भवति य एतदेवं विद्वान्पशुषु पञ्चविधꣳ सामोपास्ते ॥ २ ॥
इति द्वितीयप्रपाठकस्य षष्ठः खण्डः ॥ ६ ॥

શબ્દાર્થ:—જે આને એમ જાણનાર પશુઓમાં પંચવિધ સામને ઉપાસે છે આનાં

પશુઓ થાય છે [ને તે] પશુઓવાળો ( પશુઓના ફલરૂપ ભોગદાનાદિવાળો ) થાય છે. ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના છઠ્ઠા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨ ૬

હવે પ્રાણાદિ દૃષ્ટિવડે પંચવિધ સામની ઉપાસના કહે છે—

प्राणेषु पञ्चविधं परोवरीयः सामोपासीत प्राणो हिङ्कारो वाक् प्रस्तावश्चक्षुरुद्गीथः श्रोत्रं प्रतिहारो मनो निधनं परोवरीयांसि वा एतानि ॥ १ ॥

શબ્દાર્થઃ—પ્રાણોમાં ( ઇંદ્રિયોમાં ) પંચવિધ ઉત્તરોત્તર શ્રેષ્ઠથી અધિક શ્રેષ્ઠ સામને ઉપાસે પ્રાણ હિંકાર [ છે, ] વાણી પ્રસ્તાવ [ છે, ] નેત્ર ઉદ્ગીથ [ છે, ] શ્રોત્ર પ્રતિહાર [છે, ને ] મન નિધન [ છે ] આ [ પ્રાણાદિક ] અત્યંત શ્રેષ્ઠજ [ છે ] ૧

તે ઉપાસનાનું ફલ કહી પંચવિધ સામની ઉપાસનાનો ઉપસંહાર છે—

परोवरीयो हास्य भवति परोवरीयसो ह लोकाञ्जयति य एतदेवं विद्वान्प्राणेषु पञ्चविधं परोवरीयः सामोपास्त इति तु पञ्चविधस्य ॥ २ ॥ इति द्वितीयप्रपाठकस्य सप्तमः खण्डः ॥७॥

શબ્દાર્થઃ—જે આને એ પ્રમાણે જાણનાર ઇંદ્રિયોમાં પંચવિધ અત્યંતશ્રેષ્ઠ સામને ઉપાસે છે આનું અધિક શ્રેષ્ઠ [ જીવન ] થાય છે, [ ને તે ] પ્રસિદ્ધ અતિશ્રેષ્ઠ લોકોને પામે છે એવી રીતે પ્રસિદ્ધ પંચવિધની [ ઉપાસના કહી ] ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના સાતમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૨, ૭

હવે વાણીની દૃષ્ટિવડે સપ્તવિધ સામની ઉપાસના કહે છે—

अथ सप्तविधस्य वाचि सप्तविधꣳ सामोपासीत यत्किञ्च वाचो हुमिति स हिङ्कारो यत्प्रेति स प्रस्तावो यदेति स आदिः ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે સાત પ્રકારવાળા[ સમસ્તસામ ]ની ઉપાસના કહેવાય છે-] વાણીમાં ( વાગ્દૃષ્ટિવડે વિશિષ્ટ ) સપ્તવિધ સામ ઉપાસે જે કાંઈ શબ્દનો હુમ્ એવો [ ભેદ છે ] તે હિંકાર [ છે ] જે પ્ર એવું [ શબ્દનું રૂપ છે ] તે પ્રસ્તાવ [ છે, ને ] જે આ એવું [ શબ્દનું રૂપ છે ] તે આદિ ( ૐકાર ) [ છે ] ૧

यदुदिति स उद्गीथो यत्प्रतीति स प्रतिहारो यदुपेति स उपद्रवो यन्नीति तन्निधनम् ॥ २ ॥

શબ્દાર્થઃ—જે ઉત્ એવું [ શબ્દનું રૂપ છે ] તે ઉદ્ગીથ [ છે, ] જે પ્રતિ એવું [શબ્દનું રૂપ છે] તે પ્રતિહાર [ છે ] જે ઉપ એવું [ શબ્દનું રૂપ છે ] તે ઉપદ્રવ [ છે, ને ] જે નિ એવું [ શબ્દનું રૂપ છે ] તે નિધન [ છે ] ૨

તે ઉપાસનાના ફલનું નિરૂપણ થાય છે—

दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहोऽन्नवानन्नादो भवति य एतदेवं विद्वान्वाचि सप्तविधꣳ सामोपास्ते ॥ ३ ॥ इति द्वितीयप्रपाठकस्याष्टमः खण्डः ॥ ८ ॥

શબ્દાર્થઃ—જે આને એમ જાણનાર વાણીમાં સપ્તવિધ સામ ઉપાસે છે આને માટે વાણીનું જે સામર્થ્ય [ છે તે ] સામર્થ્યને વાણી આપે છે, [ ને તે ઘણા ] અન્નવાળો [ તથા ] પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે ૩ એ પ્રમાણે બીજા પ્રપાઠકના આઠમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૨ ૮

૬ હવે આદિત્યની દૃષ્ટિવડે સપ્તવિધ સામની ઉપાસના કહે છેઃ—

अथ खल्वमुमादित्यꣳ सप्तविधꣳ सामोपासीत सर्वदा समस्तेन साम मां प्रति मां प्रतीति सर्वेण समस्तेन साम ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે પ્રસિદ્ધ આ આદિત્યની [ દૃષ્ટિવડે ] સાત પ્રકારવાળા સામને ઉપાસે. [ સૂર્ય વૃદ્ધિક્ષયના અભાવથી ] સર્વદા સમ [ છે ] તેથી [ તે ] સામ [ છે ] મારા પ્રતિ [ જુએ છે. ] મારા પ્રતિ [ જુએ છે ] એમ [ સૌમાં સમાન જ્ઞાન ઉપજાવવાથી તે ] સર્વની [ સાથે ] સમ [ છે ] તેથી [ તે ] સામ [ છે. ] ૧

तस्मिन्निमानि सर्वाणि भूतान्यन्वायत्तानीति विद्यात्तस्य यत्पुरोदयात्स हिङ्कारस्तदस्य पशवोऽन्वायत्तास्तस्मात्ते हिङ्कुर्वन्ति हिङ्कारभाजिनो ह्येतस्य साम्नः ॥ २ ॥

શબ્દાર્થઃ—તે [ આદિત્ય ]માં આ સર્વ ભૂતો [ આશ્રિતભાવથી ] અનુગત [ છે ] એમ જાણે તેનું જે ઉદયથી પૂર્વનું [ રૂપ છે ] તે હિંકાર [ છે. ] આ [ આદિત્યરૂપ સામ ]ના તે [ રૂપ ]પ્રતિ પશુઓ અનુગત [ છે ] જેથી આ [ આદિત્યનામના ] સામના હિંકારને ભજનારાં [ છે ] તેથી [ ઉદયથી પૂર્વે ] તેઓ હિંકાર કરે છે. ૨

अथ यत्प्रथमोदिते स प्रस्तावस्तदस्य मनुष्या अन्वायत्तास्तस्मात्ते प्रस्तुतिकामाः प्रशꣳसाकामाः प्रस्तावभाजिनो ह्येतस्य साम्नः ॥ ३ ॥

શબ્દાર્થઃ—હવે જે પ્રથમ ઉદિત થયે [ સતે સૂર્યનું રૂપ છે ] તે પ્રસ્તાવ [ છે, ] આના તે [ રૂપ ]પ્રતિ મનુષ્યો [ આશ્રિતભાવવડે ] અનુગત [ છે. ] જેથી [ તેઓ ] આ સામના પ્રસ્તાવને ભજનારા [ છે ] તેથી તેઓ સ્તુતિની કામનાવાળા [ તથા ] શ્લાઘાની કામનાવાળા [ છે. ] ૩

अथ यत्सङ्गववेलायाꣳ स आदिस्तदस्य वयाꣳस्यन्वायत्तानि तस्मात्तान्यन्तरिक्षेऽनारम्बणान्यादायाऽऽत्मानं परिपतन्त्यादिभाजीनि ह्येतस्य साम्नः ॥ ४ ॥

શબ્દાર્થઃ—હવે જે સંગવસમયમાં ( ગાયો દોવાની વેલાએ તેમનો વાછડાંઓસાથે સમાગમ થાય છે તે સમયમાં—સૂર્યોદયપછીની સાત ઘડીથી બાર ઘડીસુધીના સમયમાં ) [ સૂર્યનું રૂપ છે ] તે આદિ ( ૐકાર ) [ છે. ] આના તે [ રૂપ ]પ્રતિ પક્ષીઓ [ આશ્રિતભાવવડે ] અનુગત [ છે ] જેથી [ તેઓ ] આ સામના ૐકારને ભજનારાં [ છે ] તેથી તેઓ અંતરિક્ષમાં આલંબનરહિત [ છતાં પોતાનું ] શરીર લઇને ઊડે છે. ૪

अथ यत्सम्प्रति मध्यंदिने स उद्गीथस्तदस्य देवा अन्वायत्तास्तस्मात्ते सत्तमाः प्राजापत्यानामुद्गीथभाजिनो ह्येतस्य साम्नः ॥ ५ ॥

શબ્દાર્થઃ—હવે જે સરલ મધ્યદિવસમાં [ સૂર્યનું રૂપ છે ] તે ઉદ્ગીથ [ છે. ] આના તે [ રૂપ ]પ્રતિ દેવો [ આશ્રિતભાવવડે ] અનુગત [ છે ] જેથી [ તેઓ ] આ સામના ઉદ્ગીથને ભજનારા [ છે ] તેથી તેઓ પ્રજાપતિનાં સંતાનોમાં શ્રેષ્ઠ [ છે. ] ૫

अथ यदूर्ध्वं मध्यंदिनात्प्रागपराह्णात्स प्रतिहारस्तदस्य गर्भा अन्वायत्तास्तस्मात्ते प्रतिहृता नावपद्यन्ते प्रतिहारभाजिनो ह्येतस्य साम्नः ॥ ६ ॥

શબ્દાર્થઃ—હવે જે મધ્યદિવસથી પછી [ ને ] અપરાહ્ણથી પૂર્વે [ સૂર્યનું રૂપ છે ] તે પ્રતિહાર [ છે. ] આનાં તે [ રૂપ ] પ્રતિ ગર્ભો [ આશ્રિતભાવથી ] અનુગત [ છે ] જેથી [તેઓ] આ સામનો પ્રતિહારને ભજનારા [ છે ]. તેથી તેઓ ઉપર રહ્યા [ છતાં ] નીચે પડતા નથી. ૬

अथ यदूर्ध्वमपराह्णात्प्रागस्तमयात्स उपद्रवस्तदस्याऽऽरण्या अन्वायत्तास्तस्मात्ते पुरुषं दृष्ट्वा कक्षꣳ श्वभ्रमित्युपद्रवन्त्युपद्रवभाजिनो ह्येतस्य साम्नः ॥ ७ ॥

શબ્દાર્થઃ—હવે જે અપરાહ્ણથી પછી [ ને ] અસ્તસમયથી પૂર્વે [ સૂર્યનું રૂપ છે ] તે ઉપદ્રવ [ છે. ] આનાં તે [ રૂપ ] પ્રતિ અરણ્યનાં [ પશુઓ આશ્રિતભાવથી ] અનુગત [ છે. ] જેથી આ સામના ઉપદ્રવને ભજનારાં [ છે ] તેથી તેઓ પુરુષને જોઇને વનપ્રતિ [ વા ] ગુહાપ્રતિ [ તે ભયરહિત છે ] એમ [ જાણી ] ગમન કરે છે. ૭

अथ यत्प्रथमास्तमिते तन्निधनं तदस्य पितरोऽन्वायत्तास्तस्मात्तान्निदधति निधनभाजिनो ह्येतस्य साम्न एवं खल्वमुमादित्यꣳ सप्तविधꣳ सामोपास्ते ॥ ८ ॥ इति द्वितीयप्रपाठकस्य नवमः खण्डः ॥ ९ ॥

શબ્દાર્થઃ—હવે જે આથમવા ઇચ્છતા [ સૂર્યનું રૂપ છે ] તે નિધન [ છે. ] આનાં તે [ રૂપ ] પ્રતિ પિતૃઓ [ આશ્રિતભાવથી ] અનુગત [ છે. ] જેથી આ સામના નિધનને ભજનારા [ છે ] તેથી તેઓને [ દર્ભપર ] સ્થાપન કરે છે. એવી રીતે [ અવયવવડે સાત પ્રકારે વિભક્ત ] પ્રસિદ્ધ આ આદિત્યરૂપ સપ્તવિધ સામને [ જે ] ઉપાસે છે [ તેને તેની પ્રાપ્તિરૂપ ફલ થાય છે. ] ૮ એ પ્રમાણે બીજા પ્રપાઠકના નવમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૨. ૯

હવે આદિત્યરૂપ મૃત્યુને તરવામાટે સપ્તવિધ સામની ઉપાસના કહેવાય છેઃ—

अथ खल्वात्मसंमितमतिमृत्यु सप्तविधꣳ सामोपासीत हिंकार इति त्र्यक्षरं प्रस्ताव इति त्र्यक्षरं तत्समम् ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે પ્રસિદ્ધ પરમાત્મતુલ્ય [ તથા ] અતિમૃત્યુરૂપ (મૃત્યુના જયના હેતુરૂપ) સાત પ્રકારવાળા સામને ઉપાસે. હિંકાર આ ત્રણ અક્ષરવાળું [ નામ છે, અને ] પ્રસ્તાવ આ ત્રણ અક્ષરવાળું [ નામ છે ] તે [ પૂર્વથી ] સમ [ છે. ] ૧

आदिरिति द्व्यक्षरं प्रतिहार इति चतुरक्षरं तत इहैकं तत्समम् ॥ २ ॥

શબ્દાર્થઃ—આદિ આ બે અક્ષરવાળું [ નામ છે, ને ] પ્રતિહાર આ ચાર અક્ષરવાળું [ નામ છે. ] તેમાંથી અહીં ( આદિમાં ) એક [ અક્ષર નાંખીએ છીએ તેથી ] તે સમ [ થાય છે. ] ૨

उद्गीथ इति त्र्यक्षरमुपद्रव इति चतुरक्षरं त्रिभिस्त्रिभिः समं भवत्यक्षरमतिशिष्यते त्र्यक्षरं तत्समम् ॥ ३ ॥

શબ્દાર્થઃ—ઉદ્‌ગીથને આ ત્રણ અક્ષરવાળું [ નામ છે, ને ] ઉપદ્રવ આ ચાર અક્ષરવાળું [ નામ છે. ] ત્રણ ત્રણ[ અક્ષરો ]વડે સમ થાય છે, [ એક ] અક્ષર વધે છે, ત્રણ અક્ષરવાળું [-છે ]-તે સમ [ છે ] ૩

निधनमिति त्र्यक्षरं तत्सममेव भवति तानि ह वा एतानि द्वाविꣳशतिरक्षराणि ॥ ४ ॥

શબ્દાર્થઃ—નિધન આ ત્રણ અક્ષરવાળું [ નામ છે ] તે સમજ થાય છે. પ્રસિદ્ધ તે આ [ સાતે વિભાગના ] બાવીશ અક્ષરો [ છે. ] ૪

एकविꣳशत्यादित्यमाप्नोत्येकविꣳशो वा इतोऽसावादित्यो द्वाविꣳशेन परमादित्याज्जयति तन्नाकं तद्विशोकम् ॥ ५ ॥

શબ્દાર્થઃ—એકવીશ[ અક્ષરોની સંખ્યા ]વડે આદિત્યને પામે છે, આ[ લોક ]થી ( બાર માસ, પાંચ ઋતુઓ ને ત્રણ લોકથી ) આ આદિત્ય [ સંખ્યાવડે ] એકવીશમોજ [ છે. ] બાવીશમા[ અક્ષર ]વડે આદિત્યથી પરને પામે છે. તે [ પર-સત્ય-લોક ] સુખરૂપ [ છે, ] તે માનસ દુઃખથી રહિત [ છે. ] ૫

હવે કહેલા અર્થને એકત્ર કરી સંક્ષેપમાં કહે છે.—

आप्नोति हाऽऽदित्यस्य जयं परो हास्याऽऽदित्यजयाज्जयो भवति य एतदेवं विद्वानात्मसंमितमतिमृत्यु सप्तविधꣳ सामोपास्ते सामोपास्ते ॥ ६ ॥ इति द्वितीयप्रपाठकस्य दशमः खण्डः ॥ १० ॥

શબ્દાર્થઃ—[ એકવીશ સંખ્યાવડે ] આદિત્યના જયને ( આદિત્યને ) પામે છે. જે આને એમ જાણનાર પરમાત્મસમાન [ તથા ] મૃત્યુના જયના હેતુરૂપ સપ્તવિધ સામને ઉપાસે છે, સામને ઉપાસે છે આને [ બાવીશ અક્ષરની સંખ્યાવડે ] પ્રસિદ્ધ આદિત્યની પ્રાપ્તિથી પર [ સત્યલોકની ] પ્રાપ્તિરૂપ [ ફલ ] થાય છે. ૬

વિવેચનઃ—सामोपास्ते એ પદોનું બે વાર કથન સપ્તવિધપણાયુક્ત સામની ઉપાસનાની સમાપ્તિ દેખાડવા માટે છે. ૬ એ પ્રમાણે બીજા પ્રપાઠકના દશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૨. ૧૦

નામના ગ્રહણવિના પંચવિધ અને સપ્તવિધ સામની ઉપાસના કહી હવે ગાયત્ર આદિક નામના ગ્રહણપૂર્વક વિશિષ્ટ ફલવાળી સામની બીજી ઉપાસનાઓ કહેવાય છે. તેમાં પ્રાણોની દૃષ્ટિવડે ગાયત્રનામના સામની ઉપાસના પ્રથમ દેખાડે છેઃ—

मनो हिंकारो वाक्प्रस्तावश्चक्षुरुद्गीथः श्रोत्रं प्रतिहारः प्राणो निधनं [illegible] प्राणेषु प्रोतम् ॥ १ ॥

શબ્દાર્થઃ—મન હિંકાર [ છે, ] વાણી પ્ર[illegible] નેત્ર ઉ[illegible] શ્રોત્ર પ્રતિહાર [ છે, ને ] પ્રાણ નિધન [ છે. ] આ ગાયત્ર[illegible]

હવે તે ઉપાસનાનું ફલ તથા ઉપાસકનું વ્રત કહે છેઃ

स य एवमेतद्गायत्रं प्राणेषु प्रो[illegible] [illegible]म[illegible]
पशुभिर्भवति महान्कीर्त्या महा[illegible]
खण्डः ॥ ११ ॥

શબ્દાર્થઃ—જે એવી રીતે આ ગાયત્ર[ સામ ]ને પ્રાણોમા સ્થિત ઉપાસે છે તે [ અવિકલ ] કરણોવાળો થાય છે, સર્વ ( સો વર્ષના ) આયુષ્યને પામે છે, ઉજ્જવલ (સ્વપરના ઉપકારમાં સમર્થ) [ થઈને ] જીવે છે, પ્રજાવડે [અને] પશુઓવડે મહાન્ થાય છે, [તથા] કીર્તિવડે મહાન્ [ થાય છે ] મોટા મનવાળો થાય તે [ ગાયત્રસામના ઉપાસકનું ] વ્રત [છે] ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના અગીઆરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૨ ૧૧

હવે અગ્નિની દૃષ્ટિવડે રથંતરસામની ઉપાસના કહે છે—

अभिमन्थति स हिंकारो धूमो जायते स प्रस्तावो ज्वलति स उद्गीथोऽङ्गारा भवन्ति स प्रतिहार उपशाम्यति तन्निधनꣳसꣳ शाम्यति तन्निधनमेतद्रथन्तरमग्नौ प्रोतम् ॥ १ ॥

શબ્દાર્થઃ—અભિમંથન કરે છે તે હિંકાર [ છે, ] ધૂમાડો ઉપજે છે તે પ્રસ્તાવ [ છે, ] બળે છે તે ઉદ્ગીથ [ છે, ] અંગારાઓ થાય છે તે પ્રતિહાર [ છે, ] ઉપશમ ( અગ્નિનું ઠરવા લાગવું ) થાય છે તે નિધન [ છે, ને ] સંશમ ( અગ્નિનું નિશેષ ઠરી જવું ) થાય છે તે [પણ] નિધન [છે ] આ રથંતર [સામ અગ્નિના મંથનમાં ગાયન કરાય છે તેથી] અગ્નિમાં સ્થિત [છે.] ૧

તે ઉપાસનાનું ફલ તથા ઉપાસકનું વ્રત કહેવાય છે—

स य एवमेतद्रथन्तरमग्नौ प्रोतं वेद ब्रह्मवर्चस्यन्नादो भवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या न प्रत्यङ्ङग्निमाचामेन्न निष्ठीवेत्तद्व्रतम् ॥ २ ॥ इति द्वितीयप्रपाठकस्य द्वादशः खण्डः ॥ १२ ॥

શબ્દાર્થઃ—જે એ પ્રમાણે આ રથંતર[ સામને ]ને અગ્નિમાં સ્થિત ઉપાસે છે તે [ વ્રત ને સ્વાધ્યાયથી ઉપજતા ] તેજવાળો [ તથા ] પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે, સર્વ આયુષ્યને પામે છે, ઉજ્જવલ [ થઈને ] જીવે છે, પ્રજાવડે [ ને ] પશુઓવડે મહાન્ થાય છે, [ તથા ] કીર્તિવડે મહાન્ [ થાય છે ] અગ્નિની અભિમુખ આચમન ( કાંઈ ભક્ષણ ) ન કરે, [ તથા ] શ્લેષ્મ ન થૂંકે તે વ્રત [ છે ] ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના બારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૨ ૧૨

તેરમા ખંડમાં મિથુનવિષે વામદેવ્યસામની ઉપાસના કહી છે તે ઉપાસના વર્તમાનકાલમાં ઉપયોગી નથી તેથી તેનું અત્ર નિરૂપણ કર્યું નથી. ૨. ૧૩

હવે આદિત્યમાં બૃહત્સામની ઉપાસના કહેવાય છે—

उद्यन्हिंकार उदितः प्रस्तावो मध्यंदिन उद्गीथोऽपराह्णः प्रतिहारोऽस्तं यन्निधनमेतद्बृहदादित्ये प्रोतम् ॥ १ ॥

શબ્દાર્થઃ—ઉદય પામતો [ સૂર્ય ] હિંકાર [ છે, ] ઊગેલો [ સૂર્ય ] પ્રસ્તાવ [ છે, ] મધ્યદિવસનો ઉદ્ગીથ [ છે, ] અપરાહ્ણનો પ્રતિહાર [ છે, ને ] જે અસ્ત [પામે છે તે] નિધન [ છે. ] આ બૃહત્ [સામ] આદિત્યમાં સ્થિત [ છે. ] ૧

તે ઉપાસનાનું ફલ તથા ઉપાસકનું વ્રત કહેવાય છેઃ—

स य एवमेतद्बृहदादित्ये प्रोतं वेद तेजस्व्यन्नादो भवति सर्वमायुरेति ज्योग्जीवति

महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या तपन्तं न निन्देत्तद्व्रतम् ॥ २ ॥ इति द्वितीयप्रपाठकस्य चतुर्दशः खण्डः ॥ १४ ॥

શબ્દાર્થઃ—જે એવી રીતે આ બૃહત્ [ સામ ]ને આદિત્યમાં સ્થિત ઉપાસે છે તે કાંતિવાળો [ તથા ] પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે, સર્વ આયુષ્યને પામે છે, ઉજ્જ્વલ [ થઈને ] જીવે છે, પ્રજાવડે [ અને ] પશુઓવડે મહાન્ થાય છે, [ ને ] પ્રખ્યાતિવડે મહાન્ [થાય છે] તપતા[ આદિત્ય ]ની નિંદા ન કરે તે વ્રત [ છે. ] ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના ચૌદમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૨ ૧૪

હવે પર્જન્યમાં વૈરૂપસામની ઉપાસના કહે છે—

अभ्राणि सम्प्लवन्ते स हिङ्कारो मेघो जायते स प्रस्तावो वर्षति स उद्गीथो विद्योतते स्तनयति स प्रतिहार उद्गृह्णाति तन्निधनमेतद्वैरूपं पर्जन्ये प्रोतम् ॥ १ ॥

શબ્દાર્થઃ—વાદળાંઓ દોડે છે તે હિંકાર [ છે, ] મેઘ ઉપજે છે તે પ્રસ્તાવ [ છે, ] વર્ષે છે તે ઉદ્ગીથ [ છે, ] વીજળી કરે છે [ ને ] ગાજે છે તે પ્રતિહાર [ છે, ને વર્ષાની ] સમાપ્તિ કરે છે તે નિધન [ છે ] આ વૈરૂપ[ સામ ] પર્જન્યમાં સ્થિત [ છે ] ૧

તે ઉપાસનાનું ફલ તથા ઉપાસકનું વ્રત કહેવાય છેઃ—

स य एवमेतद्वैरूपं पर्जन्ये प्रोतं वेद विरूपाꣳश्च सुरूपाꣳश्च पशूनवरुन्धे सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या वर्षन्तं न निन्देत्तद्व्रतम् ॥ २ ॥ इति द्वितीयप्रपाठकस्य पञ्चदशः खण्डः ॥ १५ ॥

શબ્દાર્થઃ—જે એવી રીતે આ વૈરૂપ[ સામ ]ને પર્જન્યમાં સ્થિત ઉપાસે છે તે વિરૂપ ને સુરૂપ પશુઓને પામે છે, સર્વ આયુષ્યને પામે છે, ઉજ્જ્વલ [ થઈને ] જીવે છે, પ્રજાવડે [ને] પશુઓવડે મહાન્ થાય છે, [ તથા ] કીર્તિવડે મહાન્ [ થાય છે ] વર્ષતા[ પર્જન્ય ]ને ન નિંદે તે વ્રત [છે] ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના પંદરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨ ૧૫

હવે ઋતુઓમાં વૈરાજસામની ઉપાસના કહેવાય છેઃ—

वसन्तो हिङ्कारो ग्रीष्मः प्रस्तावो वर्षा उद्गीथः शरत्प्रतिहारो हेमन्तो निधनमेतद्वैराजमृतुषु प्रोतम् ॥ १ ॥

શબ્દાર્થઃ—વસંત હિંકાર [છે,] ગ્રીષ્મ પ્રસ્તાવ [ છે, ] વર્ષા ઉદ્ગીથ [ છે, ] શરદ્ પ્રતિહાર [છે, ને] હેમંત નિધન [ છે, ] આ વૈરાજ[ સામ ] ઋતુઓમાં સ્થિત [છે.] ૧

તે ઉપાસનાના ફલનું તથા તે ઉપાસના કરનારના વ્રતનું નિરૂપણ થાય છે—

स य एवमेतद्वैराजमृतुषु प्रोतं वेद विराजति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्यर्तून्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥ इति द्वितीयप्रपाठकस्य षोडशः खण्डः ॥ १६ ॥

શબ્દાર્થઃ—જે એવી રીતે આ વૈરાજ[ સામ ]ને ઋતુઓમાં સ્થિત ઉપાસે છે તે પ્રજાવડે, પશુઓવડે [ ને સ્વાધ્યાયાદિથી ઉપજતા ] તેજવડે શોભે છે, સર્વ આયુષ્યને પામે છે, ઉજ્જ્વલ [ થઇને ] જીવે છે, પ્રજાવડે [ ને ] પશુઓવડે મહાન્ થાય છે, [તથા] કીર્તિવડે મહાન્ [ થાય છે. ] ઋતુઓને ન નિંદે તે વ્રત [ છે. ] ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના સોળમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨. ૧૬

હવે પૃથિવી આદિકની દૃષ્ટિવડે શક્વરીસામનું ઉપાસન કહેવાય છેઃ—

पृथिवी हिङ्कारोऽन्तरिक्षं प्रस्तावो द्यौरुद्गीथो दिशः प्रतिहारः समुद्रो निधनमेताः शक्वर्यो लोकेषु प्रोताः ॥ १ ॥

શબ્દાર્થઃ—પૃથિવી હિંકાર [ છે, ] અંતરિક્ષ પ્રસ્તાવ [ છે, ] સ્વર્ગ ઉદ્ગીથ [ છે, ] દિશા પ્રતિહાર [ છે, ને ] સમુદ્ર નિધન [ છે. ] આ શક્વરી[સામ] લોકોમાં સ્થિત [છે] ૧

તે ઉપાસનાનું ફલ તથા ઉપાસકનું વ્રત જણાવે છેઃ—

स य एवमेताः शक्वर्यो लोकेषु प्रोता वेद लोकीभवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या लोकान्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥ इति द्वितीयप्रपाठकस्य सप्तदशः खण्डः ॥ १७ ॥

શબ્દાર્થઃ—જે એવી રીતે આ શક્વરી[સામ]ને લોકોમાં સ્થિત ઉપાસે છે તે લોક [ રૂપ ફલ ]વાળો થાય છે, સર્વ આયુષ્યને પામે છે, ઉજ્જ્વલ [ થઈને ] જીવે છે, પ્રજાવડે [ ને ] પશુઓવડે મહાન્ થાય છે, [ તથા ] ખ્યાતિવડે મહાન્ [ થાય છે. ] લોકોને ન નિંદે તે વ્રત [ છે. ] ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના સત્તરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨. ૧૭

હવે પશુઓની દૃષ્ટિવડે રૈવતીસામનું ઉપાસન કહેવાય છેઃ—

अजा हिङ्कारोऽवयः प्रस्तावो गाव उद्गीथोऽश्वाः प्रतिहारः पुरुषो निधनमेता रेवत्यः पशुषु प्रोताः ॥ १ ॥

શબ્દાર્થઃ—બકરીઓ હિંકાર [ છે, ] ઘેટીઓ પ્રસ્તાવ [ છે, ] ગાયો ઉદ્ગીથ [ છે, ] અશ્વો પ્રતિહાર [ છે, ને ] પુરુષ નિધન [ છે. ] આ રૈવતી[ સામ] પશુઓમાં સ્થિત [છે] ૧

તે ઉપાસનાના ફલને તથા ઉપાસકના વ્રતને જણાવે છેઃ—

स य एवमेता रेवत्यः पशुषु प्रोता वेद पशुमान्भवति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या पशून्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥ इति द्वितीयप्रपाठकस्य अष्टादशः खण्डः ॥ १८ ॥

શબ્દાર્થઃ—જે એવી રીતે આ રૈવતી[ સામ ]ને પશુઓમાં સ્થિત ઉપાસે છે તે પશુઓવાળો થાય છે, સર્વ આયુષ્યને પામે છે, ઉજ્જ્વલ [ થઈને ] જીવે છે, પ્રજાવડે [ ને ] પશુઓવડે મહાન્ થાય છે, [ તથા ] કીર્તિવડે મહાન્ [ થાય છે. ] પશુઓને ન નિંદે તે વ્રત [ છે. ] ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના અઢારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨. ૧૮

હવે દેહના અવયવોની દૃષ્ટિવડે યજ્ઞાયજ્ઞીયસામની ઉપાસના કહેવાય છેઃ—

लोम हिङ्कारस्त्वक्प्रस्तावो मा॰समुद्गीथोऽस्थि प्रतिहारो मज्जा निधनमेतद्यज्ञायज्ञीयमङ्गेषु प्रोतम् ॥ १ ॥

શબ્દાર્થઃ—લોમ હિંકાર [ છે, ] ત્વચા પ્રસ્તાવ [ છે, ] માંસ ઉદ્‌ગીથ [ છે, ] અસ્થિ પ્રતિહાર [ છે, ને ] મજ્જા નિધન [ છે. ] આ યજ્ઞાયજ્ઞીય[ સામ શરીરના ] અવયવોમાં સ્થિત [ છે. ] ૧.

તે ઉપાસનાના ફલને તથા ઉપાસકના વ્રતને કહે છેઃ—

स य एवमेतद्यज्ञायज्ञीयमङ्गेषु प्रोतं वेदाङ्गीभवति नाङ्गेन विहूर्छति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या संवत्सरं मज्ज्ञो नाश्नीयात्तद्व्रतं मज्ज्ञो नाश्नीयादिति वा ॥ २ ॥ इति द्वितीयप्रपाठकस्य एकोनविंशः खण्डः ॥ १९ ॥

શબ્દાર્થઃ—જે એવી રીતે આ યજ્ઞાયજ્ઞીય[ સામ ]ને અંગોમાં સ્થિત ઉપાસે છે તે [ સમગ્ર ] અંગવાળો થાય છે, [ હાથપગાદિ ] અંગવડે કુટિલ ( ઠુંઠો પાંગળો ઇત્યાદિ ) થતો નથી, સર્વ આયુષ્યને પામે છે, ઉજ્જવલ [ થઇને ] જીવે છે, પ્રજાવડે [ ને ] પશુઓવડે મહાન થાય છે, [ તથા ] કીર્તિવડે મહાન્ [ થાય છે. જો તે પૂર્વે માંસમત્સ્ય ખાતો હોય તો એક ] વર્ષ માંસ[ મત્સ્ય ] ન ખાય તે વ્રત [ છે, ] અથવા [ સર્વદા ] માંસ[ મત્સ્ય ] ન ખાય એવું [ વ્રત છે. ] ૨. એ પ્રમાણે બીજા પ્રપાઠકના ઓગણીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૨. ૧૯

હવે દેવતાદૃષ્ટિથી રાજનસામની ઉપાસના કહેવાય છેઃ—

अग्निर्हिङ्कारो वायुः प्रस्ताव आदित्य उद्गीथो नक्षत्राणि प्रतिहारश्चन्द्रमा निधनमेतद्राजनं देवतासु प्रोतम् ॥ १ ॥

શબ્દાર્થઃ—અગ્નિ હિંકાર [ છે, ] વાયુ પ્રસ્તાવ [ છે, ] આદિત્ય ઉદ્‌ગીથ [ છે, ] નક્ષત્રો પ્રતિહાર [ છે, ને ] ચંદ્રમા નિધન [ છે. ] આ રાજન[ સામ ] દેવોમાં સ્થિત [ છે. ] ૧.

તે ઉપાસનાનું ફલ તથા ઉપાસકનું વ્રત કહેવાય છેઃ—

स य एवमेतद्राजनं देवतासु प्रोतं वेदैतासामेव देवतानाꣳसलोकताꣳ सार्ष्टिताꣳ सायुज्यं गच्छति सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान्कीर्त्या ब्राह्मणान्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥ इति द्वितीयप्रपाठकस्य विंशः खण्डः ॥ २० ॥

શબ્દાર્થઃ—જે એવી રીતે આ રાજન[ સામ ]ને દેવોમાં સ્થિત ઉપાસે છે તે આ [ અગ્નિ આદિક ] દેવોના સમાન લોકપણાને, [ વા ] સમાન ઋદ્ધિમાનપણાને, [ વા ] સાયુજ્યને ( એક દેહદેહીભાવને ) પામે છે, સર્વ આયુષ્યને પામે છે, ઉજ્જવલ [ થઇને ] જીવે છે, પ્રજાવડે [ ને ] પશુઓવડે મહાન [ થાય છે, અને ] કીર્તિવડે મહાન્ [ થાય છે. બ્રાહ્મણો દેવરૂપ હોવાથી ] બ્રાહ્મણોને ન નિંદે તે વ્રત [ છે. ] ૨ એ પ્રમાણે બીજા પ્રપાઠકના વીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૨. ૨૦

હવે વેદવિદ્યાદિની દૃષ્ટિવડે સામસમુદાયનું ઉપાસન કહેવાય છેઃ—

त्रयी विद्या हिङ्कारस्त्रय इमे लोकाः स प्रस्तावोऽग्निर्वायुरादित्यः स उद्गीथो नक्षत्राणि वयाꣳसि मरीचयः स प्रतिहारः सर्पा गन्धर्वाः पितरस्तन्निधनमेतत्साम सर्वस्मिन्प्रोतम् ॥ १ ॥

શબ્દાર્થઃ—ત્રયી (વેદ) વિદ્યા હિંકાર [છે; પૃથિવી, અંતરિક્ષ ને સ્વર્ગ] આ ત્રણ લોકો તે પ્રસ્તાવ [છે;] અગ્નિ, વાયુ [ને] આદિત્ય તે ઉદ્ગીથ [છે;] નક્ષત્રો, પક્ષીઓ [ને] કિરણો તે પ્રતિહાર [છે; તથા] સર્પો, ગંધર્વો [ને] પિતૃઓ નિધન [છે.] આ સામ[સમૂહ વેદવિદ્યાદિ] સર્વમાં સ્થિત [છે.] ૧

તે ઉપાસનાનું ફલ કહેવાય છેઃ—

स य एवमेतत्साम सर्वस्मिन्प्रोतं वेद सर्वꣳ ह भवति ॥ २ ॥

શબ્દાર્થઃ—જે એવી રીતે આ સામ[સમૂહ]ને [વેદવિદ્યાદિ] સર્વમાં સ્થિત ઉપાસે છે તે સર્વજ (સર્વનો ઇશ્વરજ) થાય છે. ૨

સર્વને વિષય કરનાર પૂર્વોક્ત સામના ઉપાસકને સર્વેશ્વરપણાની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું તેમાં મંત્ર કહે છેઃ—

तदेष श्लोको यानि पञ्चधा त्रीणि तेभ्यो न ज्यायः परमन्यदस्ति ॥ ३ ॥

શબ્દાર્થઃ—તેમાં આ મંત્ર [છેઃ–] જે [હિંકારાદિ વિભાગથી] પાંચ પ્રકારે [કહેલાં ત્રયી વિદ્યાદિ] ત્રણ [ત્રણ છે] તેથી (તે પાંચ ત્રિકોથી) મહત્તર અન્ય [વસ્તુ વિદ્યમાન] નથી. ૩

તે ઉપાસનાનું અન્ય ફલ તથા ઉપાસકનું વ્રત કહે છેઃ—

यस्तद्वेद स वेद सर्वꣳ सर्वा दिशो बलिमस्मै हरन्ति सर्वमस्मीत्युपासीत तद्व्रतं तद्व्रतम् ॥ ४ ॥ इति द्वितीयप्रपाठकस्य एकविंशः खण्डः ॥ २१ ॥

શબ્દાર્થઃ—જે તેને (સર્વરૂપ સામને) ઉપાસે છે તે સર્વને જાણે છે, [તથા] આને સર્વ દિશાઓ (દિશાઓમાં રહેલાં પ્રાણીઓ) ભોગ પ્રાપ્ત કરે છે. [હું] સર્વ છું એમ ઉપાસના કરે તે વ્રત [છે,] તે વ્રત [છે.] ૪ એ પ્રમાણે બીજા પ્રપાઠકના એકવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨ ૨૧

સામની ઉપાસનાના પ્રસંગથી ઉદ્ગાતાને ગાનવિશેષાદિકની સંપત્તિનો ઉપદેશ કરાય છેઃ—

विनर्दि साम्नो वृणे पशव्यमित्यग्नेरुद्गीथोऽनिरुक्तः प्रजापतेर्निरुक्तः सोमस्य मृदु श्लक्ष्णं वायोः श्लक्ष्णं बलवदिन्द्रस्य क्रौञ्चं बृहस्पतेरपध्वान्तं वरुणस्य तान्सर्वानेवोपसेवेत वारुणं त्वेव वर्जयेत् ॥ १ ॥

શબ્દાર્થઃ—વિનર્દિ (બળદના બોલવાના જેવા સ્વરવાળું) [ગાયન છે તે] સામના [સંબંધવાળું,] પશુઓના હિતરૂપ [ને] અગ્નિનું (અગ્નિરૂપ દેવતાવાળું) ઉદ્ગાન [છે તેની હું] પ્રાર્થના કરું છું એમ [કોઇ યજમાન વા ઉદ્ગાતા માને છે.] અસ્પષ્ટ (અમુકના જેવું

છે એમ નહિ જણાવું ) [ તે ] પ્રજાપતિનું ( પ્રજાપતિરૂપ દેવતાવાળું ) [ ગાન છે, ] સ્પષ્ટ [તે] સોમનું ( સોમદેવતાવાળું ) [ ઉદ્ગાન છે,] મૃદુ [ તથા ] મધુર [ તે ] વાયુનું (વાયુદેવતાવાળું) [ ગાન છે ] મધુર [ તથા ] અધિક પ્રયત્નયુક્ત [ તે ] ઇંદ્રનું ( ઇંદ્રદેવતાવાળું ) [ ગાન છે,] ક્રૌંચ (કુંજપક્ષીના નાદજેવું) [તે] બૃહસ્પતિનું ( બૃહસ્પતિના સંબંધનું ) [ ગાન છે, અને ] ફૂટેલા કાંસાના નાદજેવું [ તે ] વરુણનું ( વરુણસબંધીનું ) [ ગાન છે ] તે સર્વેનુંજ ઉચ્ચારણ કરે, પણ [ એક ] વરુણના સંબંધવાળાને અવશ્ય ત્યજે ૧

હવે સ્વરવિશેષના જ્ઞાનપૂર્વક ઉદ્ગાનસમયમાં ધ્યાન કરવાયોગ્ય અર્થ જણાવે છે —

अमृतत्वं देवेभ्य आगायानीत्यागायेत्स्वधां पितृभ्य आशां मनुष्येभ्यस्तृणोदकं पशुभ्यः स्वर्गं लोकं यजमानायान्नमात्मन आगायानीत्येतानि मनसा ध्यायन्नप्रमत्तः स्तुवीत ॥ २ ॥

**શબ્દાર્થઃ**—દેવોમાટે અમૃતપણું સાધું એમ ઉદ્ગાન કરે, પિતૃઓમાટે સ્વધા, મનુષ્યોને માટે ઇચ્છિત, પશુઓમાટે ખડ તથા જલ, યજમાનમાટે સ્વર્ગલોક [ અને ] પોતાને માટે અન્ન સાધું, એમ તેઓનુ અનવરત ધ્યાન કરતો [ છતો, તથા સ્વર ઊષ્મ, વ્યંજન, સ્થાન ને પ્રયત્નાદિમાં ] સાવધાન થયો [ છતો ] સ્તુતિ કરે ૨

ઉદ્ગાનકાલમા ઉદ્ગાતાપ્રતિ કોઈ આક્ષેપ કરે તો તેના ઉપાયના જ્ઞાનમાટે સ્વરાદિની દેવતાનું જ્ઞાન કહે છે:—

सर्वे स्वरा इन्द्रस्यात्मानः सर्व ऊष्माणः प्रजापतेरात्मानः सर्वे स्पर्शा मृत्योरात्मानस्तं यदि स्वरेषूपालभेतेन्द्रꣳ शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रति वक्ष्यतीत्येनं ब्रूयात् ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—[ અકારાદિક ] સર્વે સ્વરો ઇંદ્રના આત્માઓ ( શરીરના અવયવો ) [ છે, શ, ષ, સ ને હ એ ] સર્વ ઊષ્મો ( ઊષ્માક્ષરો ) પ્રજાપતિના આત્માઓ [ છે, ને ક આદિક વ્યંજનરૂપ ] સર્વે સ્પર્શો ( સ્પર્શાક્ષરો ) મૃત્યુના આત્માઓ [ છે ] તે[ ઉદ્ગાતા ]ને જો સ્વરોમાં [ કોઈ ] ઠપકો આપે [ તો " હું ] ઇંદ્રના આશ્રયને પામ્યો [ છતો સ્વરોનો પ્રયોગ કરું છું ] તે તમારા પ્રતિ [ જે કહેવાયોગ્ય હશે તે ] કહેશે " એમ તેના પ્રતિ કહે ૩

अथ यद्येनमूष्मसूपालभेत प्रजापतिꣳ शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रति पेक्ष्यतीत्येनं ब्रूयादथ यद्येनꣳ स्पर्शेषूपालभेत मृत्युꣳ शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रति धक्ष्यतीत्येनं ब्रूयात् ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—હવે જો આ[ ઉદ્ગાતા ]ને [ કોઈ ] ઊષ્મોમા ઠપકો આપે [ તો " હું ] પ્રજાપતિના આશ્રયને પામ્યો [ છતો ઊષ્માક્ષરોનો પ્રયોગ કરું છું ] તે તારું ચૂર્ણ કરશે " એમ આને ( ઠપકો આપનારને ) કહે હવે જો આ [ ઉદ્ગાતા ]ને [ કોઈ ] સ્પર્શોમાં ઠપકો આપે [ તો " હું ] મૃત્યુના આશ્રયને પામ્યો [ છતો સ્પર્શાક્ષરોનો પ્રયોગ કરું છું ] તે તને ભસ્મ કરશે " એમ આને (ઠપકો આપનારને) કહે ૪

હવે ઉદ્ગાતાને શીખામણ આપે છે —

सर्वे स्वरा घोषवन्तो बलवन्तो वक्तव्या इन्द्रे बलं ददानीति सर्व ऊष्माणो अग्रस्ता अनिरस्ता विवृता वक्तव्याः प्रजापतेरात्मानं परिददानीति सर्वे स्पर्शा लेशेनानभिनिहिता वक्तव्या मृत्योरात्मानं परिहराणीति ॥ ५ ॥ इति द्वितीयप्रपाठकस्य द्वाविंश खण्डः ॥ २२ ॥

શબ્દાર્થઃ—સર્વ સ્વરો ઘોષવાળા [ ને ] અધિક પ્રયત્નયુક્ત બોલવાયોગ્ય [ છે, તથા સ્વરના પ્રયોગની અવસ્થામાં હું ], ઇંદ્રમાં પ્રયત્ન સ્થાપન કરું એમ [ ચિંતન કરે; ] સર્વે ઊષ્મ[ અક્ષરો ગળાની ] અંતર નહિ પ્રવેશ કરાવેલા, [ મુખથી ] બહાર નહિ ફેંકેલા, [ ને ] વિવૃત ( ઊઘાડા પ્રયત્નવાળા ) પ્રયોગ કરવાયોગ્ય [ છે, તે કાળે હું ] પ્રજાપતિના આત્માને ( શરીરના અવયવને ) [ મારું જીવન ] આપું એમ ધ્યાન કરે; ને ] સર્વે સ્પર્શ[અક્ષરો] ધીરે [ તથા એક અક્ષર બીજા અક્ષરમાં ] ન ભળી જાય એમ પ્રયોગ કરવાયોગ્ય [ છે, અને તે સમયમાં હું ] મૃત્યુના આત્માને ( શરીરના અવયવને ) [ મારા શરીરમાંથી ] બહાર કાઢું એમ [ ધ્યાન કરે. ] ૫ એ પ્રમાણે બીજા પ્રપાઠકના બાવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨ ૨૨

અધિકારીના અધિકારપ્રમાણે અંગની સાથે સબંધ રાખનારી ઉપાસનાઓ કહી હવે સ્વતંત્ર અધિકારીને વિષય કરનારી ૐકારની ઉપાસના કહેવાય છે. તેમાં પ્રથમ ધર્મના ત્રણ વિભાગ તથા પ્રણવના ઉપાસકને અમૃતની પ્રાપ્તિનું કથન કરે છેઃ—

त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति प्रथमस्तप एव द्वितीयो ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयोऽत्यन्तमात्मानमाचार्यकुलेऽवसादयन्सर्व एते पुण्यलोका भवन्ति ब्रह्मसꣳस्थोऽमृतत्वमेति ॥ १ ॥

શબ્દાર્થઃ—ત્રણ ધર્મના વિભાગો [ છે ] યજ્ઞ, અધ્યયન [ ને ] દાન આ પ્રથમ [ ધર્મવિભાગ છે, ] તપજ બીજો [ ધર્મવિભાગ છે, ને ] આચાર્યના ઘરમાં વાસ કરનાર બ્રહ્મચારી [ જે ] આચાર્યના ઘરમાં [ પોતાના ] શરીરને જીવનપર્યંત [ સેવા આદિવડે ] કષ્ટ આપતો [ છતો વસે છે તે ] ત્રીજો [ ધર્મવિભાગ છે. ] આ સર્વે પુણ્યલોકવાળા થાય છે, [ તથા ] બ્રહ્મમાં સારી રીતે સ્થિત થયેલો અમૃતભાવને પામે છે ૧

વિવેચન—અગ્નિહોત્રાદિરૂપ યજ્ઞ, નિયમસહિત ઋગ્વેદ આદિકના અભ્યાસરૂપ અધ્યયન ને યજ્ઞની વેદિથી બહાર ભિક્ષુકોને યથાશક્તિ દ્રવ્ય આપવારૂપ દાન, આ ગૃહસ્થથી સબંધવાળો પ્રથમ ધર્મસ્કંધ છે; કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ તપ જે વાનપ્રસ્થની કિંવા આશ્રમના ધર્મમાત્રમાં સ્થિત સન્યાસીની સાથે સંબંધવાળું છે તે બીજો ધર્મસ્કંધ છે; ને યાવજ્જીવન આચાર્યના ઘરમાં સ્થિતિ કરનાર નૈષ્ઠિકબ્રહ્મચારીથી સબંધવાળો ત્રીજો ધર્મસ્કંધ છે. એ ત્રણે આશ્રમવાળા કહેલા કર્મોવડે પવિત્ર લોકોને પામે છે, તથા બ્રહ્મમાં સારી રીતે સ્થિત થયેલો પવિત્ર લોકોથી વિલક્ષણ આત્યંતિક અમરપણાને પામે છે. ૧

જે બ્રહ્મમાં સારી રીતે સ્થિત થયેલો અમરપણાને પામે છે તે બ્રહ્મનું નિરૂપણ કરવાનો આરંભ કરે છે,—

प्रजापतिर्लोकानभ्यतपत्तेभ्योऽभितप्तेभ्यस्त्रयी विद्या सम्प्रास्रवत्तामभ्यतपत्तस्या अभितप्ताया एतान्यक्षराणि सम्प्रास्रवन्त भूर्भुवः स्वरिति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ વિરાટ્ વા કશ્યપરૂપ ] પ્રજાપતિ લોકોને [ ઉદ્દેશીને તેઓમાંથી સારગ્રહણની ઇચ્છાથી ધ્યાનરૂપ ] તપ કરવા લાગ્યા તે ધ્યાન કરેલા[ લોકો ]થી સારભૂત ઋગ્ યજુસ્ ને સામ આ ] ત્રણ વિદ્યા [ પ્રજાપતિના મનમાં ] પ્રતીત થઈ તેને [ ઉદ્દેશીને તેમાંથી સારગ્રહણની ઇચ્છાએ ] ધ્યાન કર્યું તે ધ્યાન કરેલી[ વિદ્યા ]થી ભૂઃ ભુવ [ ને ] સ્વ. એવા આ [ વ્યાહૃતિરૂપ ] અક્ષરો [ પ્રજાપતિના મનમાં ] પ્રતીત થયા. ૨

तान्यभ्यतपत्तेभ्योऽभितप्तेभ्य ॐकारः सम्प्रास्रवत्तद्यथा शङ्कुना सर्वाणि पर्णानि संतृण्णान्येवमोङ्कारेण सर्वा वाक् संतृण्णोङ्कार एवेदꣳ सर्वमोङ्कार एवेदꣳ सर्वम् ॥ ३ ॥ इति द्वितीयप्रपाठकस्य त्रयोविंशः खण्डः ॥ २३ ॥

શબ્દાર્થઃ—તેઓને [ ઉદ્દેશીને તેમાંથી સાર ગ્રહણ કરવાની ઇચ્છાએ ] ધ્યાન કરતા હતા તે ધ્યાન કરેલા [ અક્ષરો ]થી ૐકાર પ્રતીત થયો તે [ બ્રહ્મ છે ] જેમ શંકુવડે ( પાનડાની ડાડીવડે ) સર્વ પાનડાંઓ ( પાનડાના અવયવો ) વ્યાપ્ત [ છે ] તેમ [ પરમાત્માના પ્રતીક ] ૐકારવડે સર્વ વાણી ( શબ્દનો સમૂહ વ્યાપ્ત [ છે જગત્ પરમાત્માનું કાર્ય હોવાથી પરમાત્માથી ભિન્ન નથી, ને પરમાત્મા ૐકારથી ભિન્ન નથી તેથી ] ૐકારજ આ સર્વ [છે,] ૐકારજ આ સર્વ [ છે ] ૩

વિવેચન—ॐकार एवेदं सर्वम् એ પદોનું બે વાર કથન આદરને માટે છે, અને લોકાદિદ્વારા ૐકારની ઉત્પત્તિનું કથન ૐકારની સ્તુતિમાટે છે ૨. એ પ્રમાણે બીજા પ્રપાઠકના ત્રેવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ (૨. ૨૩)

હવે યજ્ઞના અંગભૂત સામ, હોમ, મંત્ર ને ઉત્થાનનો ઉપદેશ કરે છે, તેમા પ્રથમ તેના અજ્ઞાનમાં દોષ દેખાડે છે—

ब्रह्मवादिनो वदन्ति यद्वसूनां प्रातःसवनꣳ रुद्राणां माध्यंदिनꣳ सवनमादित्यानां च विश्वेषां च देवानां तृतीयसवनम् ॥ १ ॥

શબ્દાર્થઃ—બ્રહ્મવાદીઓ કહે છે—" જે પ્રાતઃકાલનું સવન [ છે તે ] વસુઓનું [ છે, તેમણે આ પૃથિવી વશ કરેલ છે, ] મધ્યદિવસનું સવન રુદ્રોનું [ છે, તેમણે અંતરિક્ષ વશ કરેલ છે, ને ] ત્રીજું ( સાયંકાલનું ) સવન આદિત્યોનુ તથા વિશ્વેદેવોનું [ છે ને તેમણે સ્વર્ગ વશ કરેલ છે' એમ હોવાથી યજમાનમાટે અન્ય લોક અવશેષ રહેતો નથી ] ૧

વિવેચન—પ્રાતઃકાલે, મધ્યાહ્નકાલે ને સાયંકાલે યજ્ઞમા સોમવડે દેવોના તર્પણરૂપ જે ક્રિયા કરવામાં આવે છે તે તે કાલનું સવન કહેવાય છે

क्व तर्हि यजमानस्य लोक इति स यस्तं न विद्यात्कथं कुर्यादथ विद्वान्कुर्यात् ॥ २ ॥

શબ્દાર્થઃ—ત્યારે ( દેહપાતપછી ) યજમાનનો લોક ક્યાં [ છે ? કે જે લોકમાટે તે યજન કરે છે ] એમ [ લોકનો અભાવ થવાથી ] જે [ યજમાન ] તે [ સામ હોમ, મંત્ર ને ઉત્થાનરૂપ લોકસ્વીકારના ઉપાય ]ને ન જાણે તે [ અજ્ઞાની યજ્ઞ ] કેમ કરે ? [ ન કરે ] તેથી [ હવે પછી કહેવામાં આવશે તે સામાદિક ઉપાયને ] જાણનાર [ યજ્ઞ ] કરે ૨

હવે જાણવાયોગ્ય સામાદિકનો કહેવાનો આરંભ થય છે—

पुरा प्रातरनुवाकस्योपाकरणाज्जघनेन गार्हपत्यस्योदङ्मुख उपविश्य स वासवꣳ सामाभिगायति ॥ ३ ॥

શબ્દાર્થઃ—પ્રાતઃકાલના અનુવાકના ( ગીતિરહિત ઋચાઓના સમૂહના ) પઠનની પૂર્વે ગાર્હપત્યની પછવાડે ઉત્તરાભિમુખ બેસીને તે [યજમાન ] વસુદેવતાવાળું સામ સારી રીતે ગાય છે ૩

लो३कद्वारमपावा३र्ण३३ पश्येम त्वा वय५ रा३३३३३३ हुं३ आ३३ ज्या३ यो३ आ३२१११ इति ॥ ४ ॥[1]

શબ્દાર્થઃ—[ હે અગ્ને ! પૃથિવી ]લોકની [ પ્રાપ્તિમાટે ] દ્વાર ઉઘાડો. [ તે દ્વારવડે ] અમે તમને રાજ્યને ( પૃથિવીલોકને ) માટે જોઇએ ઇતિ ૪

अथ जुहोति नमोऽग्नये पृथिवीक्षिते लोकक्षिते लोकं मे यजमानाय विन्दैष वै यजमानस्य लोक एताऽस्मि ॥ ५ ॥

શબ્દાર્થઃ—પછી [ આ મંત્રવડે ] હોમ કરે છે—પૃથિવીમાં નિવાસ કરનાર [ તથા પૃથિવી ]લોકમાં નિવાસ કરનાર અગ્નિને નમસ્કાર [ તમે ] હું યજમાનને માટે લોક મેળવો આજ [ હું ] યજમાનનો લોક [ છે, જેમાં હું મુઆ પછી ] જનારો છું ૫

अत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वोत्तिष्ठति तस्मै वसवः प्रातः सवन५ संप्रयच्छन्ति ॥ ६ ॥

શબ્દાર્થઃ—આ[ લોક ]માં યજમાન[ જે હું તે ] આયુષ્યની પછી ( મરણ પામીને ) [ જનારો છું ] સ્વાહા પરિઘને ( પૃથિવીલોકના દ્વારના ભોગળને ) દૂર કરો, આ [ મંત્ર ] બોલીને ઊઠે છે. [ એવી રીતે આ સામ, હોમ ને મંત્રવડે વસુઓપાસેથી પ્રાત સવનથી સંબંધ પામેલો પૃથિવીલોક વેચાતો લીધેલો થાય છે તેથી ] તેને વસુઓ પ્રાત સવન આપે છે. ૬

વિવેચન—હોમનો પ્રકાશક સ્વાહાશબ્દ મંત્રની સમાપ્તિરૂપ અર્થવાળો છે. ૬

જેવી રીતે પૃથિવીલોકના જયનો ઉપાય દેખાડ્યો તેવી રીતે અંતરિક્ષલોકના જયનો ઉપાય દેખાડે છે—

पुरा माध्यंदिनस्य सवनस्योपाकरणाज्जघनेनाग्नीध्रीयस्योदङ्मुख उपविश्य स रौद्र५ सामाभिगायति ॥ ७ ॥

શબ્દાર્થઃ—મધ્યદિવસના સવનના પ્રારંભની પૂર્વે દક્ષિણાગ્નિની પછવાડે ઉત્તરાભિમુખ બેસીને તે [ યજમાન અંતરિક્ષલોકની પ્રાપ્તિમાટે ] રુદ્રદેવતાવાળું સામ સારી રીતે ગાય છે ૭

लो३कद्वारमपावा३र्णु३३ पश्येम त्वा वयं वैरा३३३३३ हुं३ आ३३ ज्या३ यो३ आ३२१११ इति ॥ ८ ॥

શબ્દાર્થઃ—[ હે અગ્ને ! અંતરિક્ષ ]લોકની [ પ્રાપ્તિમાટે ] દ્વાર ઉઘાડો, [તે દ્વારવડે ] અમે તમને વૈરાજ્ય( અંતરિક્ષલોક ] માટે જોઇએ. ઇતિ ૮

अथ जुहोति नमो वायवेऽन्तरिक्षक्षिते लोकक्षिते लोकं मे यजमानाय विन्दैष वै यजमानस्य लोक एताऽस्मि ॥ ९ ॥

---

૧ लो३कद्वारमपावार्णू ३३ पश्येम त्वा वय५ रा३३३३ऽ३हुं ३ आ३३ ना ३ यो ३ आ १२४५ इति ॥ એવું પાઠાંતર છે અર્થમાં ભેદ નથી આ ખંડમાં આગળ પણ અને મળતાં સામ આવે છે, ને સ્વરમાં તેનાં પાઠાંતર છે, પણ તે જિજ્ઞાસુઓને ઉપયોગી નથી એમ ધારી આપ્યા નથી

શબ્દાર્થઃ—પછી [ આ મંત્રવડે ] હોમ કરે છેઃ—અંતરિક્ષમાં વસનારા [તથા અંતરિક્ષ] લોકમાં વસનારા વાયુને નમસ્કાર. હું યજમાનમાટે લોક મેળવો. આજ યજમાનનો લોક [છે, જેમાં હું મુઆ પછી ] જનારો છું. ૯

अत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वोत्तिष्ठति तस्मै रुद्रा माध्यंदिनꣳ सवनꣳ संप्रयच्छन्ति ॥ १० ॥

શબ્દાર્થઃ—આ [ લોક ]માં યજમાન [ જે હું તે ] આયુષની પછી (મરણ પામ્યા પછી) [ જનારો છું, ] સ્વાહા. [ અંતરિક્ષલોકના દ્વારના ] ભોગળને દૂર કરો. આ [ મંત્ર ] બોલીને ઊઠે છે. [ એવી રીતે આ સામ, હોમ ને મંત્રવડે રુદ્રપાસેથી મધ્યદિવસના સવનથી સંબંધ પામેલો અંતરિક્ષલોક વેચાતો લીધેલો થાય છે તેથી ] તેને રુદ્રો મધ્યદિવસનું સવન આપે છે. ૧૦

હવે સ્વર્ગલોકની પ્રાપ્તિનો ઉપાય કહે છે.

पुरा तृतीयसवनस्योपाकरणाज्जघनेनाहवनीयस्योदङ्मुख उपविश्य स आदित्यꣳ स वैश्वदेवꣳ सामाभिगायति ॥ ११ ॥

શબ્દાર્થઃ—ત્રીજા સવનના આરંભની પૂર્વે આહવનીયની પછવાડે ઉત્તરાભિમુખે બેસી તે [ યજમાન ક્રમથી સ્વારાજ્યની તથા સામ્રાજ્યની પ્રાપ્તિમાટે ] આદિત્યદેવતાવાળું સામ સારી રીતે ગાય છે, [ તથા ] તે વિશ્વેદેવાદેવતાવાળું [ સામ સારી રીતે ગાય છે. ] ૧૧

लो३कद्वारमपावा३र्णू३३ पश्येम त्वा वयꣳ स्वारा३३३३३ हुं३ आ३३ ज्या३ यो३ आ३२१११ इति ॥ १२ ॥

શબ્દાર્થઃ—[ હે અગ્ને ! સ્વર્ગ ]લોકની [ પ્રાપ્તિમાટે ] દ્વાર ઊઘાડો. [ તે દ્વારવડે ] અમે તમને સ્વારાજ્યમાટે ( સ્વર્ગલોકમાટે) જોઇએ. ઇતિ. ૧૨

आदित्यमथ वैश्वदेवं, लो३कद्वारमपावा३र्णू३३पश्येम त्वा वयꣳसाम्रा३३३३३ हुं३ आ३३ ज्या३ यो३ आ३२१११ इति ॥ १३ ॥

શબ્દાર્થઃ—[ એવી રીતે ] આદિત્યદેવતાવાળું [ સામ ગાયા ] પછી વિશ્વેદેવાદેવતાવાળું [ સામ ગાય છેઃ—હે અગ્ને ! સ્વર્ગ ]લોકની [ પ્રાપ્તિમાટે ] દ્વાર ઊઘાડો. [ તે દ્વારવડે ] અમે તમને સામ્રાજ્યમાટે ( સ્વર્ગલોકમાટે ) જોઇએ. ઇતિ. ૧૩

अथ जुहोति नम आदित्येभ्यश्च विश्वेभ्यश्च देवेभ्यो दिविक्षिद्भ्यो लोकक्षिद्भ्यो लोकं मे यजमानाय विन्दत ॥ १४ ॥

શબ્દાર્થઃ—પછી [ આ મંત્રવડે ] હોમ કરે છેઃ—સ્વર્ગમાં વસનારા [ તથા સ્વર્ગ ] લોકમાં વસનારા આદિત્યોને [ તથા ] વિશ્વેદેવોને નમસ્કાર. હું યજમાનમાટે લોક મેળવો. ૧૪

एष वै यजमानस्य लोक एताऽस्म्यत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपहत परिघमित्युक्त्वोत्तिष्ठति ॥ १५ ॥

શબ્દાર્થઃ—આજ યજમાનનો લોક [ છે. ] આ[ લોક ]માં યજમાન [ જે હું તે ] આયુષ્યની પછી ( મૃત્યુ પામીને ) જનારો છું સ્વાહા. [ સ્વર્ગલોકના દ્વારના પ્રતિબંધકરૂપ ] ભોગળને દૂર કરો, આ [ મંત્ર ] બોલીને ઊઠે છે ૧૫

तस्मा आदित्याश्च विश्वे च देवास्तृतीयसवनꣳ संप्रयच्छन्त्येष ह वै यज्ञस्य मात्रां वेद य एवं वेद य एवं वेद ॥ १६ ॥ इति द्वितीयप्रपाठकस्य चतुर्विंशः खण्डः ॥ २४ ॥

॥ इति श्रीछान्दोग्योपनिषदि द्वितीयः प्रपाठकः समाप्तः ॥ २ ॥

શબ્દાર્થઃ—[ એવી રીતે આ સામ, હોમ, મંત્ર ને ઉત્થાનવડે આદિત્યો તથા વિશ્વેદેવોપાસેથી તૃતીય સવનથી સંબંધ પામેલો સ્વર્ગલોક વેચાતો લીધેલો થાય છે તેથી ] તેને માટે આદિત્યો ને વિશ્વેદેવો તૃતીય સવન આપે છે. જે [ કહેલાં સામાદિને ] એમ જાણે છે, જે એમ જાણે છે આ પ્રસિદ્ધ [ યજમાન ] યજ્ઞના [ કહેલા ] સ્વરૂપને જાણે છે [ તેથી તેને તેના અનુષ્ઠાનદ્વારા તેનું ફલ સંભવે છે. ] ૧૬

વિવેચનઃ—य एवं वेद એ પદોની પુનરુક્તિ બીજા પ્રપાઠકની સમાપ્તિ દેખાડે છે. ૧૬. એ પ્રમાણે બીજા પ્રપાઠકના ચોવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨. ૨૪

ઇતિ શ્રીછાંદોગ્યોપનિષદ્માં દ્વિતીયપ્રપાઠકની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨

---

## ॥ ३ त्रीजो प्रपाठक ॥

એવી રીતે યજ્ઞનું કથન કરીને હવે યજ્ઞના ફલરૂપ આદિત્યની સ્વતંત્ર ઉપાસનામાટે આ ત્રીજા પ્રપાઠકનો આરંભ થાય છે. તેમાં પ્રથમ આદિત્યમાં પહેલું મધ દેખાડવાનો આરંભ થાય છેઃ—

ॐ । असौ वा आदित्यो देवमधु तस्य द्यौरेव तिरश्चीनवꣳशोऽन्तरिक्षमपूपो मरीचयः पुत्राः ॥ १ ॥

શબ્દાર્થઃ—ૐ. આ પ્રસિદ્ધ સૂર્ય [ દેવોને આનંદનો હેતુ હોવાથી ] દેવનું મધ [ છે, ] સ્વર્ગલોકજ તેનો [ આધારભૂત ] ત્રાંસો વાંસ [ છે, ] અંતરિક્ષ [ મધ ]પૂડો [ છે, ને સૂર્યનાં ] કિરણો ( કિરણોમાં રહેલું જલ ) [ મધમાખીનાં ] પુત્રો ( ઇંડાં ) [ છે ] ૧

तस्य ये प्राञ्चो रश्मयस्ता एवास्य प्राच्यो मधुनाड्यः । ऋच एव मधुकृत ऋग्वेद एव पुष्पं ता अमृता आपस्ता वा एता ऋचः ॥ २ ॥

શબ્દાર્થઃ—તે[ સૂર્ય ]નાં જે પૂર્વભણીનાં કિરણો [ છે ] તેઓજ આ[ મધપૂડા ]ની પૂર્વભણીની ] મધનાડીઓ ( મધપૂડાના છિદ્રો ) [ છે. ] ઋચાઓજ મધમાખીઓ [ છે ] ઋગ્વેદજ ( ઋગ્વેદમાં વિધાન કરેલાં કર્મજ ) પુષ્પ [ છે. કર્મમાં વપરાતાં સોમાદિ જલો ] તે અમૃતરૂપ જલો [ થાય છે. તેમાં રહેલા રસોને લઈને ] તેજ આ [ મધમાખીઓરૂપ ] ઋચાઓ [ રસ ઉપજાવે છે ] ૨

एतमृग्वेदमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳरसोऽजायत ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ કર્મમાં સંબંધવાળી તે ઋચાઓ ] આ ઋગ્વેદનું ( ઋગ્વેદવિહિત કર્મનું ) આલોચન કરતી હવી. તે આલોચન કરેલા [ યાગાદિ ]ના કીર્તિ, [ શરીરમાં રહેલો ] પ્રકાશ, ઈંદ્રિય, ( સામર્થ્યયુક્ત ઈંદ્રિયોવડે અવિકલપણું,) બલ ને ભક્ષણ કરવાયોગ્ય અન્ન [ એ રૂપ ] રસ ઉપજ્યો. ૩

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य रोहितꣳ रूपम् ॥ ४ ॥ इति तृतीयप्रपाठकस्य प्रथमः खण्डः ॥ १ ॥

શબ્દાર્થઃ—[ કીર્તિથી માંડીને અન્નપર્યંતનો ] તે [ રસ ] વિશેષે ગમન કરતો હવો. તે આદિત્યનો સર્વભણીથી આશ્રય કરતો હવો. જે આ [ ઉદય થતા ] સૂર્યનું રોહિત ( રાતું ) રૂપ [ દેખાય છે ] તેજ આ [ રસ છે. ] ૪. એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના પહેલા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૧

હવે અન્ય મધુ દેખાડે છેઃ—

अथ येऽस्य दक्षिणा रश्मयस्ता एवास्य दक्षिणा मधुनाड्यो यजूꣳष्येव मधुकृतो यजुर्वेद एव पुष्पं ता अमृता आपः ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે જે આ [ સૂર્ય ]નાં દક્ષિણભણીનાં કિરણો [છે] તેઓજ આ[મધપૂડા]ની દક્ષિણભણીની મધુનાડીઓ [ છે. ] યજુષાઓજ ( યજુર્વેદવિહિત કર્મમાં પ્રયુક્ત મંત્રોજ ) મધમાખીઓ [ છે. ] યજુર્વેદજ ( યજુર્વેદવિહિત કર્મજ ) પુષ્પ [ છે. સોમાદિ જલો ] તે અમૃતરૂપ જલો [ થાય છે. ] ૧

तानि वा एतानि यजूꣳष्येतं यजुर्वेदमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳ रसोऽजायत ॥ २ ॥

શબ્દાર્થઃ—તેજ આ [ મધમાખીઓરૂપ ] યજુષાઓ આ યજુર્વેદનું ( યજુર્વેદવિહિત કર્મનું ) આલોચન કરતી હવી તે આલોચન કરેલા[ યાગાદિકર્મ ]નો કીર્તિ, તેજ, ઇંદ્રિય, બલ [ ને ] ભક્ષણ કરવાયોગ્ય અન્ન [ એ રૂપ ] રસ ઉપજ્યો. ૨

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य शुक्लꣳ रूपम् ॥ ३ ॥ इति तृतीयप्रपाठकस्य द्वितीयः खण्डः ॥ २ ॥

શબ્દાર્થઃ—[ કીર્તિથી માંડીને અન્નપર્યંતનો ] તે [ રસ ] વિશેષ ગમન કરતો હવો. તે આદિત્યનો સર્વભણીથી આશ્રય કરતો હવો. જે આ સૂર્યનું ધોળું રૂપ [ દેખાય છે ] તેજ આ [ કીર્તિ આદિ છે. ] ૩. એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના બીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૨

હવે ત્રીજા મધનું કથન કરે છેઃ—

अथ येऽस्य प्रत्यञ्चो रश्मयस्ता एवास्य प्रतीच्यो मधुनाड्यः [illegible] मधुकृतः सामवेद एव पुष्पं ता अमृता आपः ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે જે આનાં પશ્ચિમભણીનાં કિરણો [ છે ] તેજ આની પશ્ચિમભણીની મધુનાડીઓ [ છે. ] સામોજ ( સામવેદવિહિત કર્મમાં પ્રયુક્ત મંત્રોજ ) મધમાખીઓ [ છે. ] સામવેદજ ( સામવેદવિહિત કર્મજ ) પુષ્પ [ છે. સોમાદિ જલો ] તે અમૃતરૂપ જલો [ થાય છે ] ૧

तानि वा एतानि सामान्येतः सामवेदमभ्यतपः स्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यः रसोऽजायत ॥ २ ॥

શબ્દાર્થઃ—[ તેમાં રહેલા રસોને લઇને ] તેજ આ સામો ( સામવેદવિહિત કર્મમાં જોડેલા મંત્રો ) આ સામવેદનું ( સામવેદવિહિત કર્મનું ) આલોચન કરતાં હવાં. તે આલોચન કરેલા[ યાગાદિ કર્મ ]નો કીર્તિ, તેજ, ઇંદ્રિય, બલ ને ભક્ષણ કરવાયોગ્ય અન્ન [ એ રૂપ ] રસ ઉપજ્યો. ૨

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य कृष्णः रूपम् ॥ ३ ॥ इति तृतीयप्रपाठकस्य तृतीयः खण्डः ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ કીર્તિની માંડીને અન્નપર્યંત ] તે [ રસ ] વિશેષે ગમન કરતો હવો. તે આદિત્યનો સર્વભણીથી આશ્રય કરતો હવો જે આ આદિત્યનું કાળું રૂપ ( સાધકોવડે દેખાય છે ] તેજ આ [ છે ] ૩ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૩

હવે ચોથુ મધ દેખાડે છે—

अथ येऽस्योदञ्चो रश्मयस्ता एवास्योदीच्यो मधुनाड्योऽथर्वाङ्गिरस एव मधुकृत इतिहासपुराणं पुष्पं ता अमृता आपः ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે જે આનાં ઉત્તરભણીનાં કિરણો [ છે ] તેજ આની ઉત્તરભણીની મધુનાડીઓ [ છે ] અથર્વાંગિરસજ ( અથર્વા અને અંગિરાએ જોયેલા કર્મમાં પ્રયુક્ત મંત્રોજ ) મધમાખીઓ [ છે ] ઇતિહાસપુરાણ ( ઇતિહાસપુરાણના સંબંધનું કર્મ ) પુષ્પ [ છે. સોમાદિ જલો ] તે અમૃતરૂપ જલો [ થાય છે ] ૧

ते वा एतेऽथर्वाङ्गिरस एतदितिहासपुराणमभ्यतपः स्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यः रसोऽजायत ॥ २ ॥

શબ્દાર્થઃ—તેજ આ અથર્વાંગિરસ આ ઇતિહાસપુરાણનું આલોચન કરતા હવા. તે આલોચન કરેલા[ કર્મ ]નો કીર્તિ, પ્રકાશ, ઇંદ્રિય, વીર્ય ને ભક્ષણ કરવાયોગ્ય અન્ન [ એ રૂપ ] રસ ઉપજ્યો. ૨

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य परं कृष्णः रूपम् ॥ ३ ॥ इति तृतीयप्रपाठकस्य चतुर्थः खण्डः ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ કીર્તિથી માંડીને અન્નપર્યંત ] તે [ રસ ] વિશેષે ગમન કરતો હવો તે આદિત્યનો સર્વભણીથી આશ્રય કરતો હવો જે આ આદિત્યનું અત્યંત કાળું રૂપ [ સાધકોવડે

દેખાય છે ] તેજ આ [ છે. ] ૩ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના ચોથા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૩ ૪

હવે પાંચમું મધ દેખાડે છે.—

अथ येऽस्योर्ध्वा रश्मयस्ता एवास्योर्ध्वा मधुनाड्यो गुह्या एवाऽऽदेशा मधुकृतो ब्रह्मैव पुष्पं ता अमृता आपः ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે જે આનાં ઊર્ધ્વ કિરણો [ છે ] તેઓજ આની ઊર્ધ્વ મધુનાડીઓ [ છે, ] ગોપ્ય આદેશોજ મધમાખીઓ [ છે ] પ્રણવજ ( પ્રણવવિહિત કર્મજ ) પુષ્પ [ છે. સોમાદિ જલો ] તે અમૃતરૂપ જલો [ થાય છે ] ૧

વિવેચન —લોકના દ્વારને ઉઘાડો ઇત્યાદિ વિધિઓ અને કર્માંગના સંબંધની ઉપાસનાઓ તે આદેશો છે ૧

ते वा एते गुह्या आदेशा एतद्ब्रह्माभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳ रसोऽजायत ॥ २ ॥

શબ્દાર્થઃ—[ તેમાં રહેલા રસોને લઇને ] તેજ આ ગોપ્ય આદેશો આ પ્રણવનું ( ૐકારવિહિત કર્મનું ) આલોચન કરતા હવા તે આલોચન કરેલા[ કર્મ ]નો કીર્તિ, તેજ, ઇંદ્રિય, બલ ને ભક્ષણ કરવાયોગ્ય અન્ન [ એ રૂપ ] રસ ઉપજ્યો ૨

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य मध्ये क्षोभत इव ॥ ३ ॥

શબ્દાર્થઃ—તે [ મધરૂપ રસ ] વિશેષે ગમન કરતો હવો. તે આદિત્યના સર્વભાગોથી આશ્રય કરતો હવો જે [ મધ ] આ આદિત્યના મધ્યમાં [ શાસ્ત્રે પ્રતિપાદન કરેલા વિષયમાં એકાગ્રચિત્તવાળા પુરુષને ] ચાલતું હોય એવું [ દેખાય છે ] તેજ આ [ છે ] ૩

હવે તે સર્વ મધના ધ્યેયપણાની સિદ્ધિમાટે સ્તુતિ કરે છે —

ते वा एते रसानाꣳ रसा वेदा हि रसास्तेषामेते रसास्तानि वा एतान्यमृतानाममृतानि वेदा ह्यमृतास्तेषामेतान्यमृतानि ॥ ४ ॥ इति तृतीयप्रपाठकस्य पञ्चमः खण्डः ॥ ५ ॥

શબ્દાર્થઃ—તેજ આ [ રોહિતાદિ રૂપો ] રસોના રસો [ છે. કર્મભાવને પામેલા ] વેદોજ [ ત્રણ લોકના સારભૂત હોવાથી ] રસો [ છે, ને ] તેઓના આ [ રક્ત આદિ રૂપો ] રસો [ છે ] તેજ આ અમૃતોનાં અમૃતો [ છે નિત્ય હોવાથી ] વેદોજ અમૃતો [ છે, ને ] તેઓનાં આ [ રોહિતાદિ રૂપો ] અમૃતો [ છે ] ૪. એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના પાંચમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૩ ૫

ધ્યાન કરવાયોગ્ય અમૃતોને કહીને હવે તેવડે ઉપજીવિકા ચલાવનારા અનુચિંતન કરવાયોગ્ય દેવસમૂહોનો ઉપદેશ કરે છે —

तद्यत्प्रथमममृतं तद्वसव उपजीवन्त्यग्निना मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

શબ્દાર્થઃ—તેમાં જે [ રોહિતરૂપ ] પ્રથમ અમૃત [ છે ] તેવડે [પ્રાતઃસવનના નિયામક] વસુઓ પ્રધાનભૂત અગ્નિવડે ( અગ્નિ જેમાં મુખ્ય છે એવા થઇને ) ઉપજીવન કરે છે. દેવો નિશ્ચય ભક્ષણ કરતા નથી, પીતા નથી, [ પણ ] આ અમૃતને [ સર્વ ઇંદ્રિયોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે. ૧

વિવેચનઃ—જે સૂર્યનું રોહિતરૂપ છે તેજ કીર્તિ, શરીરનું તેજ, ઇંદ્રિયસામર્થ્ય, શરીરસામર્થ્ય ને શરીરની સ્થિતિના હેતુભૂત અન્ન છે, તથા તેજ મધ વા અમૃત છે. દેહ ને કરણના દોષોથી રહિત દેવો તે અમૃતને પોતાની ઇંદ્રિયોવડે અનુભવીને તૃપ્ત થાય છે. આ પ્રમાણે પાંચે મધમાં સમજવું. ૧

દેવો ઉત્સાહવાળા થઈ તે અમૃતવડે ઉપજીવિકા ચલાવે છે એમ ઉપદેશ કરે છેઃ—

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

શબ્દાર્થઃ—તે [ વસુઓ ] આજ રૂપપ્રતિ [ જોઇ ભોગનો સમય નહિ જાણી ] ઉપરામ થાય છે, [ અને ભોગનો સમય થાય ત્યારે અમૃતના ભોગમાટે ] આ રૂપપ્રતિ ઉત્સાહવાળા થાય છે. ૨

હવે એ ઉપાસનાનું ફલ કહે છેઃ—

स य एतदेवममृतं वेद वसूनामेवैको भूत्वाऽग्निनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स य एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

શબ્દાર્થઃ—જે આ અમૃતને એવી રીત (પૂર્વોક્તરીત ) ઉપાસે છે. તે વસુઓમાંનોજ એક થઇને પ્રધાનભૂત અગ્નિવડેજ આ અમૃતને [ સર્વ કરણોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે. જે આજ રૂપપ્રતિ [ ભોગઅવકાશે ] ઉપરામ થાય છે, [ ને ભોગકાલમાં ] આ રૂપપ્રતિ ઉત્સાહવાળો થાય છે તે [ પણ વસુઓની પેઠે સર્વને એમજ અનુભવે છે. ] ૩

હવે ભોગકાલના સમયનો નિર્ણય કરે છેઃ—

स यावदादित्यः पुरस्तादुदेता पश्चादस्तमेता वसूनामेव तावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥ इति तृतीयप्रपाठकस्य षष्ठः खण्डः ॥ ६ ॥

શબ્દાર્થઃ—તે [ વિદ્વાન ] જ્યાંસુધી આદિત્ય પૂર્વમાં ઉદય થાય છે, [ ને ] પશ્ચિમમાં અસ્ત પામે છે ત્યાંસુધી પ્રસિદ્ધ વસુઓના અધિપતિપણાને [ તથા ] સ્વારાજ્યને પ્રાપ્ત થાય છે, [ વસુઓને અધીન તથા તેમના ભોગ્યરૂપ થતો નથી. ] ૪. એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના છઠ્ઠા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૬

પહેલા અમૃતના સંબંધમાં ચિંતન કરવાયોગ્ય કહીને હવે બીજા અમૃતના સંબંધમાં જે ધ્યાન કરવાયોગ્ય છે તે જણાવે છેઃ—

अथ यद्द्वितीयममृतं तद्रुद्रा उपजीवन्तीन्द्रेण मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે જે બીજું અમૃત [ છે ] તેમાં મધ્યદિનના નિયામક ] રુદ્રો પ્રધાનભૂત

ઇંદ્રવડે ઉપજીવન કરે છે દેવો નિશ્ચય ભક્ષણ કરતા નથી, [ ને ] પીતા નથી, [ પણ ] આ અમૃતને [ સર્વ ઇંદ્રિયોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે. ૧

દેવો ઉત્સાહયુક્ત થઈ તે અમૃતવડે ઉપજીવિકા ચલાવે છે એમ જણાવે છેઃ—

त एतदेवरूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

શબ્દાર્થઃ—તે [ રુદ્રો ] આજ રૂપપ્રતિ [ જોઇ ભોગનો સમય નહિ જાણી ] ઉપરામ થાય છે, અને [ ભોગનો સમય થાય ત્યારે અમૃતના ભોગમાટે ] આ રૂપપ્રતિ ઉત્સાહવાળા થાય છે. ૨

હવે ઉપાસનાનું ફલ કહે છે —

स य एतदेवममृतं वेद रुद्राणामेवैको भूत्वेन्द्रेणैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

શબ્દાર્થઃ—જે આ અમૃતને એવી રીતે ઉપાસે છે તે રુદ્રોમાંનોજ એક થઇને પ્રધાનભૂત ઇંદ્રવડેજ આ અમૃતને [ સર્વ કરણોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે, [ તથા ] તે આજ રૂપ પ્રતિ [ ભોગાભાવકાલે ] ઉપરામ થાય છે, [ ને ભોગકાલમાં આ રૂપપ્રતિ ઉદ્યમવાળો થાય છે. ૩

હવે તે ઉપાસકના ભોગકાલના પરિમાણનો નિર્ણય કરે છેઃ—

स यावदादित्यः पुरस्तादुदेता पश्चादस्तमेता द्विस्तावद्दक्षिणत उदेतोत्तरतोऽस्तमेता रुद्राणामेव तावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥ इति तृतीयप्रपाठकस्य सप्तमः खण्डः ॥ ७ ॥

શબ્દાર્થઃ—તે [ ઉપાસક ] જ્યાંસુધી આદિત્ય પૂર્વમાં ઉદય થાય છે, [અને] પશ્ચિમમાં અસ્ત પામે છે તેથી-બમણો [ કાલ એટલે તે ] દક્ષિણમાં ઉદય પામે છે, [ અને ] ઉત્તરમાં અસ્ત પામે છે ત્યાંસુધી રુદ્રોનાજ અધિપતિપણાને [ તથા ] સ્વારાજ્યને પામે છે. ૪. એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના સાતમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩ ૭

હવે ત્રીજા અમૃતના ધ્યાનનો પ્રકાર જણાવે છેઃ—

अथ यत्तृतीयममृतं तदादित्या उपजीवन्ति वरुणेनमुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે જે ત્રીજું અમૃત [ છે ] તેપ્રતિ પ્રધાનભૂત વરુણવડે આદિત્યો ઉપજીવન કરે છે. દેવો નિશ્ચય ભક્ષણ કરતા નથી, પીતા નથી, [પણ] આ અમૃતને [ સર્વ કરણોથી ] અનુભવીનેજ તૃપ્ત થાય છે ૧

હવે અમૃતના ઉપભોગકાલે આદિત્યો ઉદ્યમી થાય છે એમ જણાવે છેઃ—

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

શબ્દાર્થઃ—તે [ આદિત્યો ભોગાભાવકાલે ] આજ રૂપપ્રતિ ઉપરામ પામે છે, [ને ભોગના સમયમાં ] આ રૂપપ્રતિ ઉદ્યોગવાળા થાય છે. ૨

તે ધ્યાનનું ફલ કહે છેઃ—

स य एतदेवममृतं वेदादित्यानामेवैको भूत्वा वरुणेनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—જે આ અમૃતને એવી રીતે ઉપાસે છે તે આદિત્યોમાંનોજ એક થઇને પ્રધાનભૂત વરુણવડેજ આ અમૃતને [ સર્વે કરણોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે; [ તથા ] તે આજ રૂપપ્રતિ [ ભોગાભાવકાલે ] ઉપરામ થાય છે, [ ને ભોગકાલમાં ] આ રૂપપ્રતિ ઉત્સાહવાળો થાય છે. ૩

તે ઉપાસકના ભોગકાલના પરિમાણનો નિશ્ચય કરે છેઃ—

स यावदादित्यो दक्षिणत उदेतोत्तरतोऽस्तमेता द्विस्तावत्पश्चादुदेता पुरस्तादस्तमेताऽऽदित्यानामेव तावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥ इति तृतीयप्रपाठकस्याष्टमः खण्डः ॥८॥

**શબ્દાર્થઃ**—તે [ ઉપાસક ] જ્યાંસુધી આદિત્ય દક્ષિણમાં ઉદય પામે છે, [ને] ઉત્તરમાં અસ્ત પામે છે તેથી બમણો [ કાલ એટલે તે ] પશ્ચિમમાં ઉદય પામે છે, [ ને ] પૂર્વમાં અસ્ત પામે છે ત્યાંસુધી આદિત્યોનાજ અધિપતિપણાને [ તથા ] સ્વારાજ્યને પામે છે. ૪. એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના આઠમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૮

હવે ચોથા અમૃતના ધ્યાનાદિનું ક્રમથી નિરૂપણ કરે છેઃ—

अथ यच्चतुर्थममृतं तन्मरुत उपजीवन्ति सोमेन मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—હવે જે ચોથું અમૃત [છે] તેપ્રતિ મરુતો પ્રધાનભૂત સોમવડે ઉપજીવન કરે છે; દેવો નિશ્ચય ભક્ષણ કરતા નથી, પીતા નથી, [ પણ ] આ અમૃતને [ સર્વે કરણોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે. ૧

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

**શબ્દાર્થઃ**—તેઓ આજ રૂપપ્રતિ [ ભોગાભાવકાલે ] ઉપરામ પામે છે, [ને ભોગકાલે] આ રૂપપ્રતિ ઉદ્યોગવાળા થાય છે. ૨

स य एतदेवममृतं वेद मरुतामेवैको भूत्वा सोमेनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—જે આ અમૃતને એવી રીતે ઉપાસે છે તે મરુતોમાંનોજ એક થઇને પ્રધાનભૂત સોમવડેજ આ અમૃતને [ સર્વે કરણોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે; [ તથા ] તે આજ રૂપપ્રતિ [ ભોગાભાવકાલે ] ઉદાસીન થાય છે, [ ને ભોગકાલે ] ઉત્સાહવાળો થાય છે. ૩

स यावदादित्यः पश्चादुदेता पुरस्तादस्तमेता द्विस्तावदुत्तरत उदेता दक्षिणतोऽस्तमेता मरुतामेव तावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥ इति तृतीयप्रपाठकस्य नवमः खण्डः ॥९॥

**શબ્દાર્થઃ**—તે [ ઉપાસક ] જ્યાંસુધી સૂર્ય પશ્ચિમમાં ઉદય પામે છે, [ ને ] પૂર્વમાં અસ્ત પામે છે તેથી બમણો [ કાલ એટલે તે ] ઉત્તરમાં ઉદય પામે છે, [ અને ] દક્ષિણમાં

અસ્ત પામે છે ત્યાંસુધી મરુતોનાજ અધિપતિપણાને [ તથા ] સ્વારાજ્યને પામે છે. ૪ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના નવમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩ ૯

હવે પાંચમા અમૃતના ધ્યાનાદિને ક્રમથી કહે છેઃ—

अथ यत्पञ्चमममृतं तत्साध्या उपजीवन्ति ब्रह्मणा मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्ये-तदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—હવે જે પાંચમું અમૃત [ છે ] તેપ્રતિ સાધ્યો પ્રધાનભૂત બ્રહ્માવડે ઉપજીવન કરે છે દેવો નિશ્ચય ભક્ષણ કરતા નથી, પીતા નથી, [ પણ ] આ અમૃતને [ સર્વ કરણોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે ૧

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

**શબ્દાર્થઃ**—તેઓ આજ રૂપપ્રતિ [ ભોગાભાવકાલે ] ઉદાસીન થાય છે, [ ને ભોગના અવસરમાં ] આ રૂપપ્રતિ ઉદ્યમવાળા થાય છે ૨

स य एतदेवममृतं वेद साध्यानामेवैको भूत्वा ब्रह्मणैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—જે આ અમૃતને એવી રીતે ઉપાસે છે તે સાધ્યોમાંનોજ એક થઈને પ્રધાનભૂત બ્રહ્માવડેજ આ અમૃતને [ સર્વ કરણોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે તે આજ રૂપપ્રતિ [ ભોગાભાવકાલમાં ] ઉદાસીન થાય છે, [ ને ભોગસમયમાં ] આ રૂપપ્રતિ ઉત્સાહવાળો થાય છે ૩

स यावदादित्य उत्तरत उदेता दक्षिणतोऽस्तमेता द्विस्तावदूर्ध्वमुदेताऽर्वागस्तमेता साध्या-नामेव तावदाधिपत्यꣳस्वाराज्यं पर्येता ॥ ४ ॥ इति तृतीयप्रपाठकस्य दशमः खण्डः ॥ १० ॥

**શબ્દાર્થઃ**—તે [ ઉપાસક ] જ્યાંસુધી આદિત્ય ઉત્તરમાં ઉદય પામે છે, [ ને ] દક્ષિણમાં અસ્ત પામે છે તેથી બમણો [ કાલ એટલે તે ] ઊર્ધ્વમાં ઉદય પામે છે, [ ને ] અધોમાં અસ્ત પામે છે ત્યાંસુધી સાધ્યોનાજ અધિપતિપણાને [ તથા ] સ્વારાજ્યને પામે છે. ૪. એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના દશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૩ ૧૦

પચ પર્યાયોવડે મધુવિદ્યાનું કથન કરીને હવે તેના ક્રમથી મુક્તિરૂપ ફલમા પર્યવમાનપણાને જણાવવાનો આરંભ કરે છે—

अथ ततऊर्ध्वं उदेत्य नैवोदेता नास्तमेतैकल एव मध्ये स्थाता तदेष श्लोकः ॥ १ ॥

**શબ્દાર્થઃ**—ત્યારપછી (પ્રાણીઓને પોતાનાં કર્મોનાં ફલ આપવારૂપ, અનુગ્રહ કર્યા પછી) બ્રહ્મીભૂત [ થઈને વર્તમાન થયા છતા સ્વમહિમામાં ] પ્રકાશ પામીને [ સૂર્ય જેઓને માટે ઉદય થાય છે તે પ્રાણીઓના અભાવથી સ્વમહિમામાં સ્થિત થયા છતા ] નથીજ ઉદય પામતા, [ અને ] નથી અસ્ત પામતા, [ કિંતુ ] અદ્વિતીય [ થઈને ]જ સ્વાત્મામાં સ્થિત થાય છે. [ બ્રહ્મલોકમાં સૂર્યનો ઉદય તથા અસ્ત નથી ] તેમાં [ કોઈ ઉપાસકે કહેલો ] આ મંત્ર [ છે. ] ૧

न वै तत्र न निम्लोच नोदियाय कदाचन। देवास्तेनाहं सत्येन मा विराधिषि ब्रह्मणेति ॥ २ ॥

શબ્દાર્થઃ—તે [ બ્રહ્મલોક ]માં નિશ્ચય [ સૂર્ય રાત્રિદિવસવડે મનુષ્યના આયુષ્યનો ક્ષય કરતા ] નથી [ ત્યાં કોઈ પણ કારણથી ] કદીપણ [ સૂર્ય ] અસ્ત પામતા નથી, [ તથા ] ઉદય થતા નથી. હે દેવો ! તે સત્યવડે હું બ્રહ્મથી વિરોધ ન પામું ( મને બ્રહ્મની અપ્રાપ્તિ ન થાઓ. ) ઇતિ ૨

તે ઉપાસકનુ કહેવું સત્ય છે એમ ઉપાસનાના ફલના કથનરૂપે શ્રુતિ કહે છે —

न ह वा अस्मा उदेति न निम्लोचति सकृद्दिवा हैवास्मै भवति य एतामेवं ब्रह्मोपनिषदं वेद ॥ ३ ॥

શબ્દાર્થઃ—જે આ વેદના રહસ્યને ( મધુવિદ્યાને ) એવી રીતે ( પૂર્વે કહ્યા પ્રમાણે ) જાણે છે આ [ ઉપાસક ]ને માટે નિશ્ચય [ સૂર્ય ] ઉદય થતા નથી, [ તથા ] અસ્ત પામતા નથી, આનેમાટે સર્વદા દિવસજ થાય છે. ૩

આ મધુવિદ્યાની સ્તુતિમાટે તે બ્રહ્મા આદિક શિષ્ટપુરુષોથી પ્રાપ્ત થઈ છે એમ જણાવે છે—

तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्यस्तद्धैतदुद्दालकायाऽऽरुणये ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रोवाच ॥ ४ ॥

શબ્દાર્થઃ—તે આ [ મધુવિજ્ઞાન ] હિરણ્યગર્ભ વિરાટ્‌ને કહેતા હુવા વિરાટ્ મનુને [ ને ] મનુ [ ઇક્ષ્વાકુ આદિ ] પ્રજાઓને [ કહેતા હુવા ] તે આ બ્રહ્મ ( મધુવિજ્ઞાનરૂપ બ્રહ્મવિદ્યા ) [ અરુણિ ] પિતા [ પોતાના ] મોટા પુત્ર ઉદ્દાલક આરુણિને કહેતા હુવા. ૪

આ મધુવિદ્યાના અધિકારી કોણ છે તે જણાવે છેઃ—

इदं वाव तज्ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रब्रूयात्प्रणाय्याय वाऽन्तेवासिने ॥ ५ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ આ તે બ્રહ્મ ( મધુવિજ્ઞાન ) પિતા જ્યેષ્ઠ પુત્રને કહે, વા [ આચાર્ય ] યોગ્ય શિષ્યને [ કહે ] ૫

તેમા પુત્ર અને શિષ્યથી ભિન્ન પાત્રનો નિષેધ કરે છે

नान्यस्मै कस्मैचन यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यादेतदेव ततो भूय इत्येतदेव ततो भूय इति ॥ ६ ॥ इति तृतीयप्रपाठकस्यैकादशः खण्डः ॥ ११ ॥

શબ્દાર્થઃ—અન્ય કોઇને પણ ન [ કહે ] જો આ [ આચાર્ય ] ને [ કોઈ ] સમુદ્રવડે પરિવેષ્ટિત ધનથી પૂર્ણ આ [ પૃથિવી મધુવિદ્યાના નિષ્ક્રય-બદલા-માં ] આપે [ તો આ તેનો નિષ્ક્રય નથી, કારણકે ] આ [ મધુવિદ્યાનું દાન ]જ તેથી ( તે દાનથી ) અધિકતર [ ફલવાળું છે ] ઇતિ આજ તેથી અધિકતર [ છે ] ઇતિ [ બેવાર કથન આદરમાટે છે. ] ૬ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના અગીઆરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૩. ૧૧

બ્રહ્મવિદ્યા અતિશય ફલવાળી હોવાથી તે અન્ય પ્રકારવડે કહેવાયોગ્ય છે તેથી ગાયત્રીરૂપ ઉપાયવડે હવે બ્રહ્મનું નિરૂપણ થાય છે.—

અસ્ત પામે છે ત્યાંસુધી મરુતોનાજ અધિપતિપણાને [ તથા ] સ્વારાજ્યને પામે છે. ૪. એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના નવમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૯

હવે પાંચમા અમૃતના ધ્યાનાદિને ક્રમથી કહે છેઃ—

अथ यत्पञ्चममममृतं तत्साध्या उपजीवन्ति ब्रह्मणा मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે જે પાંચમું અમૃત [ છે ] તેપ્રતિ સાધ્યો પ્રધાનભૂત બ્રહ્માવડે ઉપજીવન કરે છે. દેવો નિશ્ચય ભક્ષણ કરતા નથી, પીતા નથી, [ પણ ] આ અમૃતને [ સર્વ કરણોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે. ૧

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

શબ્દાર્થઃ—તેઓ આજ રૂપપ્રતિ [ ભોગાભાવકાલે ] ઉદાસીન થાય છે. [ ને ભોગના અવસરમાં ] આ રૂપપ્રતિ ઉદ્યમવાળા થાય છે. ૨

स य एतदेवममृतं वेद साध्यानामेवैको भूत्वा ब्रह्मणैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

શબ્દાર્થઃ—જે આ અમૃતને એવી રીતે ઉપાસે છે તે સાધ્યોમાંનોજ એક થઇને પ્રધાનભૂત બ્રહ્માવડેજ આ અમૃતને [ સર્વ કરણોવડે ] અનુભવીનેજ તૃપ્ત થાય છે. તે આજ રૂપપ્રતિ [ ભોગાભાવકાલમાં ] ઉદાસીન થાય છે, [ ને ભોગસમયમાં ] આ રૂપપ્રતિ ઉત્સાહવાળો થાય છે. ૩

स यावदादित्य उत्तरत उदेता दक्षिणतोऽस्तमेता द्विस्तावदूर्ध्वमुदेताऽर्वागस्तमेता साध्यानामेव तावदाधिपत्यꣳस्वाराज्यं पर्येता ॥ ४ ॥ इति तृतीयप्रपाठकस्य दशमः खण्डः ॥ १० ॥

શબ્દાર્થઃ—તે [ ઉપાસક ] જ્યાંસુધી આદિત્ય ઉત્તરમાં ઉદય પામે છે, [ ને ] દક્ષિણમાં અસ્ત પામે છે તેથી બમણો [ કાલ એટલે તે ] ઊર્ધ્વમાં ઉદય પામે છે, [ ને ] અધોમાં અસ્ત પામે છે ત્યાંસુધી સાધ્યોનાજ અધિપતિપણાને [ તથા ] સ્વારાજ્યને પામે છે. ૪. એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના દશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૧૦

પંચ પર્યાયોવડે મધુવિદ્યાનું કથન કરીને હવે તેના ક્રમથી મુક્તિરૂપ ફલમાં પર્યવસાનપણાને જણાવવાનો આરંભ કરે છેઃ—

अथ तत ऊर्ध्व उदेत्य नैवोदेता नास्तमेतैकल एव मध्ये स्थाता तदेष श्लोकः ॥ १ ॥

શબ્દાર્થઃ—ત્યારપછી (પ્રાણીઓને પોતાનાં કર્મોનાં ફલ આપવારૂપ અનુગ્રહ કર્યા પછી) બ્રહ્મીભૂત [ થઇને વર્તમાન થયા છતા સ્વમહિમામાં ] પ્રકાશ પામીને [ સૂર્ય જેઓને માટે ઉદય થાય છે તે પ્રાણીઓના અભાવથી સ્વમહિમામાં સ્થિત થયા છતાં ] નથીજ ઉદય પામતા, [ અને ] નથી અસ્ત પામતા, [ કિંતુ ] અદ્વિતીય [ થઇને ]જ સ્વાત્મામાં સ્થિત થાય છે. [ બ્રહ્મલોકમાં સૂર્યનો ઉદય તથા અસ્ત નથી ] તેમાં [ કોઈ ઉપાસકે કહેલો ] આ મંત્ર [ છે. ] ૧

न वै तत्र न निम्लोच नोदियाय कदाचन। देवास्तेनाहꣳ सत्येन मा विराधिषि ब्रह्मणेति ॥ २ ॥

**શબ્દાર્થઃ**—તે [ બ્રહ્મલોક ]માં નિશ્ચય [ સૂર્ય રાત્રિદિવસવડે મનુષ્યના આયુષ્યનો ક્ષય કરતા ] નથી. [ ત્યાં કોઈ પણ કારણથી ] કદીપણ [ સૂર્ય ] અસ્ત પામતા નથી, [ તથા ] ઉદય થતા નથી. હે દેવો ! તે સત્યવડે હું બ્રહ્મથી વિરોધ ન પામું ( મને બ્રહ્મની અપ્રાપ્તિ ન થાઓ. ) ઇતિ. ૨

તે ઉપાસકનું કહેવું સત્ય છે એમ ઉપાસનાના ફલના કથનરૂપે શ્રુતિ કહે છેઃ—

न ह वा अस्मा उदेति न निम्लोचति सकृद्दिवा हैवास्मै भवति य एतामेवं ब्रह्मोपनिषदं वेद ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—જે આ વેદના રહસ્યને ( મધુવિદ્યાને ) એવી રીતે ( પૂર્વે કહ્યા પ્રમાણે ) જાણે છે આ [ ઉપાસક ]ને માટે નિશ્ચય [ સૂર્ય ] ઉદય થતા નથી, [ તથા ] અસ્ત પામતા નથી; આનેમાટે સર્વદા દિવસજ થાય છે. ૩

આ મધુવિદ્યાની સ્તુતિમાટે તે બ્રહ્મા આદિક શિષ્ટપુરુષોથી પ્રાપ્ત થઈ છે એમ જણાવે છેઃ—

तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्यस्तद्धैतदुद्दालकायाऽऽरुणये ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रोवाच ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—તે આ [ મધુવિજ્ઞાન ] હિરણ્યગર્ભ વિરાટ્‌ને કહેતા હવા. વિરાટ્ મનુને [ ને ] મનુ [ ઇક્ષ્વાકુ આદિ ] પ્રજાઓને [ કહેતા હવા. ] તે આ બ્રહ્મ ( મધુવિજ્ઞાનરૂપ બ્રહ્મવિદ્યા ). [ અરુણિ ] પિતા [ પોતાના ] મોટા પુત્ર ઉદ્દાલક આરુણિને કહેતા હવા. ૪

આ મધુવિદ્યાના અધિકારી કોણ છે તે જણાવે છેઃ—

इदं वाव तज्ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रब्रूयात्प्रणाय्याय वाऽन्तेवासिने ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ આ તે બ્રહ્મ ( મધુવિજ્ઞાન ) પિતા જ્યેષ્ઠ પુત્રને કહે, વા [ આચાર્ય ] યોગ્ય શિષ્યને [ કહે. ] ૫

તેમાં પુત્ર અને શિષ્યથી ભિન્ન પાત્રનો નિષેધ કરે છેઃ

नान्यस्मै कस्मैचन यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यादेतदेव ततो भूय इत्येतदेव ततो भूय इति ॥ ६ ॥ इति तृतीयप्रपाठकस्यैकादशः खण्डः ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—અન્ય કોઇને પણ ન [ કહે. ] જો આ [ આચાર્ય ] ને [ કોઈ ] સમુદ્રવડે પરિવેષ્ટિત ધનથી પૂર્ણ આ [ પૃથિવી મધુવિદ્યાના નિષ્ક્રય-બદલા-માં ] આપે [ તો આ તેનો નિષ્ક્રય નથી, કારણકે ] આ [ મધુવિદ્યાનું દાન ]જ તેથી ( તે દાનથી ) અધિકતર [ ફલવાળું છે. ] ઇતિ. આજ તેથી અધિકતર [ છે. ] ઇતિ. [ બેવાર કથન આદરમાટે છે. ] ૬. એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના અગીઆરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૧૧

બ્રહ્મવિદ્યા અતિશય ફલવાળી હોવાથી તે અન્ય પ્રકારવડે કહેવાયોગ્ય છે તેથી ગાયત્રીરૂપ ઉપાયવડે હવે બ્રહ્મનું નિરૂપણ થાય છેઃ—

गायत्री वा इद५ सर्वं भूतं यदिदं किञ्च वाग्वै गायत्री वाग्वा इद५ सर्वं भूतं गायति च त्रायते च ॥ १ ॥

શબ્દાર્થઃ—આ સર્વ ભૂત ( પ્રાણીઓનો સમૂહ ) [ વા ] જે કાંઈ આ [ સ્થાવરજંગમ છે તે સર્વ ] ગાયત્રીજ [ છે ગાયત્રીછંદનું સર્વભૂતરૂપપણું ઘટે નહિ તેથી તે ગાયત્રીનું કારણ જે શબ્દરૂપ વાણી છે તે ગાયત્રી છે એમ કહે છેઃ— ] વાણીજ ગાયત્રી [ છે, ] વાણીજ આ સર્વભૂતનું [ "આ ગાય છે," "આ અશ્વ છે," એમ ] કથન કરે છે, અને [ "આનાથી ભય ન પામ" ઈત્યાદિ કથનવડે તેમનું ભયથી ] રક્ષણ કરે છે [ વાણીને ગાયત્રીના અનન્યપણાથી વાણી જે કથન ને રક્ષણ કરે છે તે કથન ને રક્ષણ ગાયત્રીજ કરે છે. ] ૧

હવે પૃથિવી ગાયત્રી છે એમ જણાવે છે—

या वै सा गायत्रीयं वाव सा येयं पृथिव्यस्या५ हीद५ सर्वं भूतं प्रतिष्ठितमेतामेव नातिशीयते ॥ २ ॥

શબ્દાર્થઃ—જે તે [ સર્વભૂતરૂપ ] પ્રસિદ્ધ ગાયત્રી [ છે ] આજ તે [ છે, ] જે આ પૃથિવી [ છે. ] જેથી આ [ પૃથિવી ]માં આ સર્વ ભૂત સ્થિત [ છે, ને તેઓ ] આ [ પૃથિવી ]નું ઉલ્લંઘન કરીને નથીજ રહેતાં [ તેથી-સર્વભૂતોના સંબંધથી-ગાયત્રી પૃથિવી છે. ] ૨

હવે ગાયત્રીની શરીરરૂપતા જણાવે છેઃ—

या वै सा पृथिवीयं वाव सा यदिदमस्मिन्पुरुषे शरीरमस्मिन्हीमे प्राणाः प्रतिष्ठिता एतदेव नातिशीयन्ते ॥ ३ ॥

શબ્દાર્થઃ—જે તે પ્રસિદ્ધ પૃથિવીરૂપ [ ગાયત્રી છે ] આજ તે [ છે, ] જે આ આ પુરુષમાં શરીર [ છે ] જેથી આ [ શરીર ]માં આ [ ભૂતશબ્દવડે વાચ્ય ] પ્રાણો સ્થિત [ છે, ને તેઓ ] આ [ શરીર ]નું ઉલ્લંઘન કરીને નથીજ રહેતા [ તેથી સર્વપ્રાણોના સંબંધથી-ગાયત્રી શરીર છે. ] ૩

હવે ગાયત્રીના હૃદયપણાને જણાવે છે.—

यद्वै तत्पुरुषे शरीरमिदं वाव तद्यदिदमस्मिन्नन्तः पुरुषे हृदयमस्मिन्हीमे प्राणाः प्रतिष्ठिता एतदेव नातिशीयन्ते ॥ ४ ॥

શબ્દાર્થઃ—જે તે [ આ ] પુરુષમાં પ્રસિદ્ધ [ ગાયત્રીરૂપ ] શરીર [ છે ] આજ તે [છે,] જે આ પુરુષની અંતર હૃદય [ છે. ] જેથી આ [ હૃદયકમલ ]માં આ [ ભૂતશબ્દવડે વાચ્ય ] પ્રાણો સ્થિત [ છે ને તેઓ ] આ [ હૃદયકમલ ]નું ઉલ્લંઘન કરીને નથીજ રહેતા [ તેથી-સર્વભૂતરૂપ પ્રાણોના સંબંધીથી-ગાયત્રી હૃદય છે. ] ૪

પૂર્વોક્ત ગાયત્રીનું ચારે બાજુથી ઉપકારકપણું હોવાથી તેનું ચાર પાદવાળાપણું જણાવે છેઃ—

सैषा चतुष्पदा षड्विधा गायत्री तदेतदृचाऽभ्यनूक्तम् ॥ ५ ॥

શબ્દાર્થઃ—તે આ ગાયત્રી [ છ અક્ષરનું એક પદ એવાં ] ચાર પદવાળી, [ ને વાણી, ભૂતો, પૃથિવી, શરીર, હૃદય ને પ્રાણોરૂપ ] છ પ્રકારવાળી [ થાય છે. ] તે આ [ અર્થ ] મંત્રે પણ કહ્યો [ છે. ] ૫

વિવેચન—આ ચાર પદવાળી ને છ પ્રકારવાળી જે ગાયત્રી કહી તે ગાયત્રીનામવાળુ ગાયત્રીઅવચ્છિન્ન બ્રહ્મ છે, તેમા નીચેનો મત્ર પ્રમાણ છે ૫

હવે ગાયત્રીનામના બ્રહ્મની વિભૂતિનો વિસ્તાર કહે છે—

तावानस्य महिमा ततो ज्यायाꣳश्च पूरुषः पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवीति ॥ ६ ॥

શબ્દાર્થઃ—[ ગાયત્રી અવચ્છિન્ન બ્રહ્મનાં ચાર પદ ને છ પ્રકાર ઉપર કહ્યાં ] તેટલો આનો ( ગાયત્રીઅવચ્છિન્ન બ્રહ્મનો ) મહિમા ( વિભૂતિનો વિસ્તાર ) છે, અને તેથી મહત્તર [ વિકારરહિત ] પુરુષ [ છે ] આ[ ગાયત્રીઅવચ્છિન્ન બ્રહ્મ ]નો [ એક ] પાદ સર્વે ભૂતો [છે, અને] આનું ત્રણ પાદવાળું [કેરૂપરૂપ] અમૃત પ્રકાશવાળા[ આત્મા ]માં [ સ્થિત છે ] ઇતિ ૬

શરીરની બહારના આકાશની બ્રહ્મરૂપતા કહે છે.—

यद्वै तद्ब्रह्मेतीदं वाव तद्योऽयं बहिर्धा पुरुषादाकाशो यो वै स बहिर्धा पुरुषादाकाशः ॥७॥

શબ્દાર્થઃ—જે તે [ ત્રણ પાદવાળું અમૃત પ્રધાનભૂત ગાયત્રીરૂપે ] પ્રસિદ્ધ બ્રહ્મ એમ [ કહ્યું છે ] આ[ બ્રહ્મ ]જ તે [ છે, ] જે આ પુરુષથી બહાર આકાશ [ છે, ] જે તે પુરુષથી બહાર પ્રસિદ્ધ આકાશ [ છે ] ૭

હવે શરીરની અંતરના આકાશની બ્રહ્મરૂપતા કહે છે—

अयं वाव स योऽयमन्तः पुरुष आकाशो यो वै सोऽन्तः पुरुष आकाशः ॥ ८ ॥

શબ્દાર્થઃ—આ[બ્રહ્મ]જ તે (છે,) જે આ પુરુષની (પુરુષના શરીરની) અંતર આકાશ [ છે, ] જે તે પુરુષની અંતર પ્રસિદ્ધ આકાશ [ છે ] ૮

હવે હૃદયકમલની અંતરના આકાશની બ્રહ્મરૂપતા કહે છે—

अयं वाव स योऽयमन्तर्हृदय आकाशस्तदेतत्पूर्णमप्रवर्ति पूर्णमप्रवर्तिनीꣳ श्रियं लभते य एवं वेद ॥ ९ ॥ इति तृतीयप्रपाठकस्य द्वादशः खण्डः ॥ १२ ॥

શબ્દાર્થઃ—આ[બ્રહ્મ]જ તે [છે,] જે આ હૃદય[કમલ]ની અંતર આકાશ [છે,] તે આ [હૃદયાકાશનામનું બ્રહ્મ] સર્વવ્યાપક [છે, ને] અવિનાશી [છે ] જે એ પ્રમાણે ( સર્વવ્યાપક ને અવિનાશિરૂપે ) [ બ્રહ્મને ] ઉપાસે છે [ તે ] પૂર્ણ ને ઉચ્છેદરહિત વિભૂતિને પામે છે ૯ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના બારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૩ ૧૨

ગાયત્રીનામના બ્રહ્મની ઉપાસનાનું અંગ હોવાથી તેના દ્વારપાલાદિ ગુણના વિધાનમાટે આ ખડનો આરંભ થાય છે એ દ્વારપાલોની ઉપાસના બ્રહ્મની પ્રાપ્તિમાં હેતુ થાય છે તેમાં હૃદયમાંના પાંચ છિદ્રોમાંથી પ્રથમ પૂર્વભાગના છિદ્રનું નિરૂપણ થાય છે—

तस्य ह वा एतस्य हृदयस्य पञ्च देवसुषयः स योऽस्य प्राङ् सुषिः स प्राणस्तच्चक्षुः स आदित्यस्तदेतत्तेजोऽन्नाद्यमित्युपासीत तेजस्व्यन्नादो भवति य एवं वेद ॥ १ ॥

શબ્દાર્થ:—તે આ પ્રસિદ્ધ હૃદયનાં પાંચ [ પ્રાણ અને આદિત્યાદિક ] દેવોવડે [ રક્ષણ કરાતાં પરમાત્માની પ્રાપ્તિના દ્વારરૂપ] છિદ્રો [છે તે પરમાત્માના સ્થાનરૂપ ] આ[હૃદયકમલ]નું [ પૂર્વાભિમુખ પુરુષનું ] જે પૂર્વભણીનું છિદ્ર [ છે ] તે (તેમાં જે સ્થિત છે) તે પ્રાણ [છે. જે વાયુ હૃદયના પૂર્વભણીના છિદ્રથી ચાલે છે તે પ્રાણ કહેવાય છે તેનાથી સંબંધવાળું ] તે ચક્ષુ [ છે તે ચક્ષુના અધિષ્ઠાતા ] તે આદિત્ય [ છે તે પ્રાણ પરમાત્માનો દ્વારપાલ હોવાથી પરમાત્માને પ્રાપ્ત થવા ઇચ્છનાર પુરુષ ] તે આ [પ્રાણ]ને તેજોરૂપ [ને] અન્નાદ (અન્નને ભક્ષણ કરનાર ) એમ ( એવા બે ગુણવાળો ) ઉપાસે જે એમ ઉપાસે છે [ તે ] તેજસ્વી [ ને ] અજીર્ણરોગથી રહિત થાય છે. ૧

વિવેચન—પ્રાણ, ચક્ષુરિંદ્રિય ને સૂર્યનો પરસ્પર સંબંધ છે તેથી તે ત્રણેનો ઉપાસનામાટે અભેદ કહ્યો છે. એમ આગળના મંત્રોમાં પણ જાણવું પ્રાણનો ઉપાસક તેજસ્વી તથા અજીર્ણતારહિત થાય છે એમ કહ્યું તે ઉપાસનાનું ગૌણ ફલ છે, અને ઉપાસનાથી વશ કરેલો દ્વારપાલ પરમાત્માની પ્રાપ્તિનો હેતુ થાય છે આ મુખ્ય ફલ છે આ પ્રમાણે ગૌણફલનો ને મુખ્યફલનો ભેદ આગળના મંત્રોમાં પણ જાણવો ૧

હવે હૃદયના દક્ષિણ છિદ્રના દ્વારપાલની ઉપાસના કહે છે—

अथ योऽस्य दक्षिणः सुषिः स व्यानस्तच्छ्रोत्रं स चन्द्रमास्तदेतच्छ्रीश्च यशश्चेत्युपासीत श्रीमान्यशस्वी भवति य एवं वेद ॥ २ ॥

શબ્દાર્થ:—હવે આ[ હૃદય ]નું જે દક્ષિણભણીનું છિદ્ર ( દ્વાર ) [ છે તેમાં સ્થિત જે વાયુ ] તે વ્યાન [ છે, ] તે શ્રોત્ર [છે,] તે ચંદ્રમા [છે,] તે આ[વ્યાન]ને વિભૂતિ તથા કીર્તિ એમ ઉપાસે જે એમ ઉપાસે છે [તે] વિભૂતિવાળો [ ને ] કીર્તિવાળો થાય છે. ૨

હવે હૃદયના પશ્ચિમભણીના દ્વારના દ્વારપાલની ઉપાસના કહે છે—

अथ योऽस्य प्रत्यङ् सुषिः सोऽपानः सा वाक् सोऽग्निस्तदेतद्ब्रह्मवर्चसमन्नाद्यमित्युपासीत ब्रह्मवर्चस्यन्नादो भवति य एवं वेद ॥ ३ ॥

શબ્દાર્થ:—હવે આ[ હૃદય ]નું જે પશ્ચિમભણીનું દ્વાર [ છે તેમાં રહેલ જે વાયુવિશેષ ] તે અપાન [છે,] તે વાણી [છે,] તે અગ્નિ [છે ] તે આ[ અપાન ]ને [સ્વાધ્યાયાદિથી ઉપજતા] તેજોરૂપ [ને] અન્નને ભક્ષણ કરનાર એમ ઉપાસે જે એ પ્રમાણે ઉપાસે છે [ તે સ્વાધ્યાયાદિથી ઉપજતા ] તેજવાળો [ ને ] પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે ૩

હૃદયના ઉત્તરભણીના દ્વારના દ્વારપાલની ઉપાસના કહે છે—

अथ योऽस्योदङ् सुषिः स समानस्तन्मनः स पर्जन्यः तदेतत्कीर्तिश्च व्युष्टिश्चेत्युपासीत कीर्तिमान्व्युष्टिमान्भवति य एवं वेद ॥ ४ ॥

શબ્દાર્થ:—હવે આ[ હૃદય ]નું જે ઉત્તરભણીનું દ્વાર [ છે તેમાં સ્થિત જે વાયુ ] તે સમાન [છે,] તે અંતઃકરણ [ છે, ] તે મેઘ ( વૃષ્ટિરૂપ દેવ ) [ છે ] તે આ[ સમાન ]ને [ પોતાની પરોક્ષમાં પ્રખ્યાતપણારૂપ ] યશને [ પોતાનાં કરણોવડે જાણવાયોગ્ય કીર્તિરૂપ ] વ્યુષ્ટિ એમ ઉપાસે જે એવી રીતે ઉપાસે છે [તે] યશવાળો [ તથા ] વ્યુષ્ટિવાળો થાય છે. ૪

હવે ઉદાનનું ઉપાસ્યપણું જણાવે છે :—

अथ योऽस्योर्ध्वः सुषिः स उदानः स वायुः स आकाशस्तदेतदोजश्च महश्चेत्युपासीतौजस्वी महस्वान्भवति य एवं वेद ॥ ५ ॥

શબ્દાર્થઃ—હવે આ[હૃદય]નું જે ઊર્ધ્વ દ્વાર [છે તેમાં રહેલો જે વાયુ] તે ઉદાન [છે] તે વાયુ [છે,] તે આકાશ [છે] તે આ[ઉદાન]ને બલ ને મહત્પણું એમ ઉપાસે. જે એમ ઉપાસે છે [તે] બલવાળો [ને] મહત્પણાવાળો થાય છે. ૫

ઉપર કહેલા પાંચ દ્વારપાલોની ઉપાસનાનું ફલ પ્રતિપાદન કરે છે —

ते वा एते पञ्च ब्रह्मपुरुषाः स्वर्गस्य लोकस्य द्वारपाः स य एतानेवं पञ्च ब्रह्मपुरुषाः स्वर्गस्य लोकस्य द्वारपान्वेदास्य कुले वीरो जायते प्रतिपद्यते स्वर्गं लोकं य एतानेवं पञ्च ब्रह्मपुरुषान्स्वर्गस्य लोकस्य द्वारपान्वेद ॥ ६ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે. આ પાંચ [હૃદયગત] પરમાત્માના પુરુષો-[હૃદયમાં રહેલ પરમાત્મરૂપ] સ્વર્ગલોકના દ્વારપાલો-[છે] જે આ પાંચ પરમાત્માના પુરુષોરૂપ પરમાત્માના દ્વારપાલોને એવી રીતે ઉપાસે છે (ઉપાસીને વશ કરે છે) આના કુલમાં વીર [પુત્ર] ઉત્પન્ન થાય છે જે આ પાંચ પરમાત્માના પુરુષોરૂપ પરમાત્મલોકના દ્વારપાલોને ઉપાસે છે તે પરમાત્માને પામે છે ૬

વિવેચનઃ—બહિર્મુખ પ્રવૃત્ત થયેલાં આ ચક્ષુ, શ્રોત્ર, વાણી, મન ને પ્રાણવડે હૃદયગત બ્રહ્મની પ્રાપ્તિનાં દ્વાર ઢાંકેલાં છે, અને વિષયથી વિમુખ થયેલાં એ કરણોવડે હૃદયગત બ્રહ્મની પ્રાપ્તિનાં દ્વાર સમાધિ આદિવડે ઊઘાડાં થાય છે તેથી તેમને દ્વારપાલ કહેલા છે. ૬

હવે ઉદરમાં રહેલા જ્યોતિની ઉપાસના કહેવાય છેઃ—

अथ यदतः परो दिवो ज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेषु सर्वतः पृष्ठेष्वनुत्तमेषूत्तमेषु लोकेष्विदं वाव तद्यदिदमस्मिन्नन्तः पुरुषे ज्योतिस्तस्यैषा दृष्टिर्यत्रैतदस्मिञ्छरीरे सꣳस्पर्शेनोष्णिमानं विजानाति तस्यैषा श्रुतिर्यत्रैतत्कर्णावपिगृह्य निनदमिव नदथुरिवाग्नेरिव ज्वलत उपशृणोति तदेतद्दृष्टं च श्रुतं चेत्युपासीत चक्षुष्यः श्रुतो भवति य एवं वेद य एवं वेद ॥ ७ ॥
इति तृतीयप्रपाठकस्य त्रयोदशः खण्डः ॥ १३ ॥

શબ્દાર્થઃ—હવે [અન્ય ઉપાસના કહે છેઃ—] આ સ્વર્ગલોકથી [ઉપર] જે પરમજ્યોતિ પ્રકાશે છે, [અને જે પરમજ્યોતિ] વિશ્વથી ઉપરમાં [એટલે સંસારરૂપ] સર્વથી ઉપરમાં [તથા] અનુત્તમોમાં [એટલે સત્યલોકાદિ] ઉત્તમલોકોમાં [પ્રકાશે છે] આજ તે [પરમજ્યોતિ છે] જે આ પુરુષની અંતર જ્યોતિ [છે.] તે [જ્યોતિ]નું-આ [સ્પર્શવડે થનારું] જ્ઞાન છેઃ—] જ્યારે આ શરીરમાં સંસ્પર્શવડે [રૂપની સાથે રહેનારી] આ ઉષ્ણતાને જાણે છે [ત્યારે જીવનો શરીરમાં સદ્ભાવ જાણે છે એવી રીતે પરમાત્માનું તથા જીવનું ઉષ્ણતાલિંગ છે. હવે તે બંનેનું શ્રવણલિંગ કહે છેઃ—] તે[જ્યોતિ]નું આ શ્રવણ (શ્રવણનો ઉપાય) [છે.—] જ્યારે [પુરુષ જ્યોતિના લિંગને સાંભળવાને ઇચ્છે છે ત્યારે બંને આંગળીવડે બંને] કાન બંધ

કરીને રથના ઘોષના જેવો, બળદના બોલવાના જેવો [ને] બળતા અગ્નિના જેવો [શબ્દ શરીરની અંતર થાય છે] આ સાંભળે છે. તે આ[ જ્યોતિ ]ને દૃષ્ટ (ત્વચા ને નેત્રવડે અનુભવ થયેલ) તથા શ્રુત (શ્રવણવડે સાંભળેલ) એમ ઉપાસે. જે એમ ઉપાસે છે, જે એમ ઉપાસે છે [તે] દર્શનીય [ને] યશવાળો થાય છે. ૭

વિવેચન—પરમાત્માની પ્રાપ્તિ એ આ ઉપાસનાનું અદૃષ્ટ ફલ જાણવું य एवं वेद એ પોતું બે વાર કથન આદરમાટે છે. ૭ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના તેરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૧૩

પ્રતીકદ્વારા બ્રહ્મની ઉપાસના કહીને હવે તે પ્રતીકનો ત્યાગ કરી સગુણબ્રહ્મની ઉપાસના કહેવાનો આરંભ કરે છે:—

सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत । अथ खलु क्रतुमयः पुरुषो यथाक्रतुरस्मिँल्लोके पुरुषो भवति तथेतः प्रेत्य भवति स क्रतुं कुर्वीत ॥ १ ॥

શબ્દાર્થઃ—આ સર્વ [ નામરૂપાત્મક જગત્ ] નિશ્ચય બ્રહ્મ [ છે, કારણકે આ જગત્ ] તે[ બ્રહ્મ ]માંથી ઉપજેલું, તેમાં લય પામનારું, ને તેમાં સ્થિત [ છે આ સર્વ બ્રહ્મ છે તેથી ] રાગદ્વેષાદિરહિત [ થઈ તે બ્રહ્મની વક્ષ્યમાણ ગુણોવડે ] ઉપાસના કરે, (એમજ છે, અન્યથા નથી એવી અવિચલવૃત્તિ કરે,) કારણકે નિશ્ચયરૂપ (જેવો નિશ્ચય તેવો થનારો) જીવ [ છે. ] આ શરીરમાં જીવ જેવો નિશ્ચયવાળો થાય છે તેવો આ[ શરીર ]થી વિયોગ પામીને થાય છે. [ એવી રીતે નિશ્ચયઅનુસાર ફલ થાય છે તેથી ] તે [ પુરુષ હવે પછી કહેવાશે. તે રીત ] નિશ્ચય કરે. ૧

હવે કેવો નિશ્ચય કરવો તે કહેવામાટે પ્રથમ પરમાત્માનું સ્વરૂપ કહે છે:—

मनोमयः प्राणशरीरो भारूपः सत्यसङ्कल्प आकाशात्मा सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादरः ॥ २ ॥

શબ્દાર્થઃ—[ તે પરમાત્મા ] મનોમય, (મનની પ્રવૃત્તિનિવૃત્તિપ્રમાણે પ્રતીત થનારા,) પ્રાણરૂપ (લિંગ-વિજ્ઞાન ને ક્રિયાશક્તિરૂપ) શરીરવાળા, [ ચૈતન્યરૂપ ] પ્રકાશસ્વરૂપવાળા, જેનો અવ્યભિચારિફલવાળો સંકલ્પ છે એવા, આકાશજેવા સ્વરૂપવાળા, (સર્વવ્યાપક, અત્યંત સૂક્ષ્મ ને રૂપાદિરહિત,) સર્વ (જગત્) જેનું કર્મ છે એવા, (જગત્કર્તા,) [ દોષરહિત ] સર્વ કામવાળા, [ સુખ કરનાર ] સર્વ ગંધવાળા, [ સુખ કરનાર ] સર્વ રસવાળા, આ સર્વ (જગત્) પ્રતિ અભિવ્યાપ્ત, વાણીરહિત, (સર્વ ઇંદ્રિયોથી રહિત) [ ને આપ્તકામ હોવાથી અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિમાં ] સંભ્રમરહિત [ છે. ] ૨

તે પરમાત્માનો જીવથી અભેદ દેખાડે છે:—

एष म आत्माऽन्तर्हृदयेऽणीयान्व्रीहेर्वा यवाद्वा सर्षपाद्वा श्यामाकाद्वा श्यामाकतण्डुलाद्वैष म आत्माऽन्तर्हृदये ज्यायान्पृथिव्या ज्यायानन्तरिक्षाज्ज्यायान्दिवो ज्यायानेभ्यो लोकेभ्यः ॥३॥

શબ્દાર્થઃ—આ [કહેલા ગુણવાળો] મારો આત્મા હૃદયની અંતર ડાંગરથી, વા જવથી, વા સરસવથી, વા સામાથી, વા સામાના તંદુલથી (કુરિયાથી) અત્યંત સૂક્ષ્મ [છે

ઉપરના કથનથી તે આત્મા અણુપરિમાણવાળો છે એમ સમજાય તો તે સમજ દૂર કરવા કહે છે.– ] આ મારો આત્મા હૃદયની અંતર પૃથિવીથી મહાન્, અંતરિક્ષથી મહાન્, સ્વર્ગથી મહાન[ને] આ [સર્વે] લોકોથી મહાન્ [ છેઃ–અનંત છે. ] ૩

હવે તે સગુણબ્રહ્મસંબંધી કેવો નિશ્ચય કરવો તે જણાવે છેઃ—

सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादर. एष म आत्मा-ऽन्तर्हृदय एतद्ब्रह्मैतमितः प्रेत्याभिसम्भवितास्मीति यस्य स्यादद्धा न विचिकित्साऽस्तीति ह स्माऽऽह शाण्डिल्यः शाण्डिल्यः ॥ ४ ॥ इति तृतीयप्रपाठकस्य चतुर्दशः खण्डः ॥ १४ ॥

શબ્દાર્થઃ—સર્વ કર્મવાળો, [ દોષરહિત ] સર્વ કામવાળો, [ સુખકર ] સર્વ ગંધવાળો, [ સુખકર ] સર્વ રસવાળો, આ સર્વપ્રતિ અભિવ્યાપ્ત, વાણીરહિત [ ને ] સંભ્રમરહિત આ મારો આત્મા હૃદયની અંતર [ છે. ] આ બ્રહ્મ [ છે. ] આ[બ્રહ્મ]ને આ[ શરીર ]થી વિયોગ પામીને [ હું અવશ્ય ] પ્રાપ્ત થનારો છું એવો જેનો નિશ્ચય હોય, [ પણ હું નહિ પ્રાપ્ત થઉં એમ નિશ્ચયના ફલના સંબંધમાં] સંશય ન હોય [ તે વિદ્વાન્ ઈશ્વરભાવને પામે છે. ] એવી રીતે પ્રસિદ્ધ શાંડિલ્ય શાંડિલ્ય [ આ વિદ્યાને ] કહેતા હવા. ૪

વિવેચનઃ—આ ઉપાસના શાંડિલ્યનામના ઋષિએ પ્રવૃત્ત કરી છે તેથી તે શાંડિલ્ય વિદ્યા કહેવાય છે. शाण्डिल्यः એ પદનું બે વાર કથન નિશ્ચયના ફલથી સંબંધરૂપ અર્થમાં આદરમાટે છે, ૪ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના ચૌદમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ખં. ૧૪

આના કુલમાં વીરપુત્ર જન્મે છે એમ તેરમા ખંડમાં કહ્યું છે, હવે તે પુત્રનું દીર્ઘ આયુષ્યવાળાપણું થવા માટે ત્રૈલોક્યરૂપ કોશની ઉપાસના કહેવાનો આરંભ થાય છે.—

अन्तरिक्षोदरः कोशो भूमिबुध्नो न जीर्यति दिशो ह्यस्य स्रक्तयो द्यौरस्योत्तरं बिलꣳ स एष कोशो वसुधानस्तस्मिन्विश्वमिदꣳ श्रितम् ॥ १ ॥

શબ્દાર્થઃ—અંતરિક્ષરૂપ છિદ્રવાળો [ ને ] પૃથિવીરૂપ મૂલવાળો કોશ ( ભંડાર ) [સહસ્ર યુગોપર્યંત ] વિનાશ પામતો નથી પ્રસિદ્ધ [ સર્વ ] દિશાઓ આ [ કોશ ]ના ખૂણાઓ [ છે. ] સ્વર્ગલોક આ[ કોશ ]નું ઊર્ધ્વ છિદ્ર [ છે. ] તે આ કોશ વસુધાન ( પ્રાણીઓનાં કર્મફલરૂપ ધન જેમાં ધારણ કરાય છે તે ) [ છે ] તેમાં આ સમસ્ત [ સાધનોસહિત કર્મફલ ] સ્થિત [ છે. ] ૧

હવે કોશના ખૂણાપણાવડે કહેલી દિશાઓના અવાંતરવિભાગને કહી વાયુની તેના પ્રસિદ્ધધર્મસહિત પુત્રરૂપે ઉપાસના તથા તેનું ફલ કહે છેઃ—

तस्य प्राची दिग्जुहूर्नाम सहमाना नाम दक्षिणा राज्ञी नाम प्रतीची सुभूता नामोदीची तासां वायुर्वत्सः स य एतमेवं वायुं दिशां वत्सं वेद न पुत्ररोदꣳ रोदिति सोऽहमेतमेवं वायुं दिशां वत्सं वेद मा पुत्ररोदꣳ रुदम् ॥ २ ॥

શબ્દાર્થઃ—તે[ કોશ ]ની પૂર્વદિશા, [ તે દિશાભણી કર્મઠ લોકો હોમ કરે છે તેથી, ] જુહૂ [ એ ] નામવાળી [ છે, તેની ] દક્ષિણ[ દિશા, તે દિશામાં યમપુરીવિષે પાપકર્મનાં ફલોને

પ્રાણીઓ સહન કરે છે તેથી,] સહમાનાનામવાળી [છે, તેની] પશ્ચિમ[ દિશા, તે દિશામાં સંધ્યાકાલવિષે રાગ( રતાશ )નો યોગ હોવાથી,] રાજ્ઞીનામવાળી [છે, ને તેની] ઉત્તર[ દિશા, તે દિશા મહેશ્વર તથા કુબેરાદિવડે અધિષ્ઠિત હોવાથી,] સુભૂતાનામવાળી [છે.] તે [દિશાઓ]નો વાયુ વત્સ [છે.] જે [પુત્રના દીર્ઘજીવિતને ઇચ્છનારો] આ વાયુને દિશાઓનો વત્સ [ને અમૃત] એમ ઉપાસે છે તે પુત્રને માટે રુદન રોતો નથી (તેનો પુત્ર મરતો નથી.) [પુત્રના દીર્ઘજીવિતને ઇચ્છનારો] તે હું આ વાયુને દિશાઓનો વત્સ [ને અમૃત] એમ ઉપાસું છું [તેથી હું] પુત્રને માટે રુદન ન રોઉં. ૨

હવે ઉપર કહેલી મુખ્ય ઉપાસનાના અંગરૂપ પૂર્વોક્ત ધ્યાનપછી કરવાનો જપ દેખાડે છેઃ—

अरिष्टं कोशं प्रपद्येऽमुनाऽमुनाऽमुना प्राणं प्रपद्येऽमुनाऽमुनाऽमुना भूः प्रपद्येऽमुनाऽमुनाऽमुना भुवः प्रपद्येऽमुनाऽमुनाऽमुना स्वः प्रपद्येऽमुनाऽमुनाऽमुना ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—આ[ સાથે] આ[સાથે] આ [સાથે હું તે પુત્રના આયુષ્યમાટે] અવિનાશી કોશને શરણ થયો છું. આ [ સાથે ] આ[ સાથે ] આ[ સાથે હું ] પ્રાણને શરણ થયો છું. આ[સાથે] આ[ સાથે ] આ[સાથે હું] ભૂઃ ને શરણ થયો છું. આ[ સાથે ] આ[ સાથે ] આ[ સાથે હું ] ભુવઃને શરણ થયો છું. આ[ સાથે ] આ[ સાથે ] આ[ સાથે હું] સ્વઃને શરણ થયો છું. ૩

વિવેચનઃ—अमुना (આ[સાથે] ) એ પદ ત્રણ ત્રણ વાર કથન કર્યું છે ત્યાં ત્રીજી વિભક્તિ લગાડીને પુત્રનું નામ બોલવું. ૩

स यदवोचं प्राणं प्रपद्य इति प्राणो वा इद॰ सर्वं भूतं यदिदं किञ्च तमेव तत्प्रापत्सि ॥४॥

**શબ્દાર્થઃ**—તે [હું] પ્રાણને શરણ થયો છું એમ જે [મેં] કહ્યું [તેનું વ્યાખ્યાન થાય છેઃ—] પ્રાણજ આ સર્વ ભૂત (પ્રાણિસમૂહ) [તથા] જે કાંઇ આ [જગત્ છે તે છે તેથી] તે[ સર્વે ]નેજ તે[ પ્રાણના પ્રતિપાદન ]વડે [હું] શરણ થયો છું. ૪

अथ यदवोचं भूः प्रपद्य इति पृथिवीं प्रपद्येऽन्तरिक्षं प्रपद्ये दिवं प्रपद्य इत्येव तदवोचम् ॥५॥

**શબ્દાર્થઃ**—હવે ભૂઃને શરણ થયો છું એમ જ [મેં] કહ્યું તેવડે પૃથિવીને શરણ થયો છું, અંતરિક્ષને શરણ થયો છું, સ્વર્ગને શરણ થયો છું એમજ કહ્યું [છે.] ૫

अथ यदवोचं भुवः प्रपद्य इत्यग्निं प्रपद्ये वायुं प्रपद्य आदित्यं प्रपद्य इत्येव तदवोचम् ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—હવે ભુવઃને શરણ થયો છું એમ જે કહ્યું તેવડે અગ્નિને શરણ થયો છું, વાયુને શરણ થયો છું, આદિત્યને શરણ થયો છું એમજ કહ્યું [છે.] ૬

अथ यदवोच॰ स्वः प्रपद्य इत्यृग्वेदं प्रपद्ये यजुर्वेदं प्रपद्ये सामवेदं प्रपद्य इत्येव तदवोचं तदवोचम् ॥ ७ ॥ इति तृतीयप्रपाठकस्य पञ्चदशः खण्डः ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—હવે સ્વઃને શરણ થયો છું એમ જે કહ્યું તેવડે ઋગ્વેદને શરણ થયો છું, યજુર્વેદને શરણ થયો છું, સામવેદને શરણ થયો છું એમજ કહ્યું [છે,] તેવડે [એમજ] કહ્યું [છે.] ૭

વિવેચનઃ—तदवोचं એ પદોનું બે વાર કથન જપમાં આદર દેખાડવા માટે છે. ૭ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના પંદરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૧૫

પુત્રના આયુષ્માટે ઉપાસના ને જપ કહ્યાં હવે પોતાના દીર્ઘ જીવનમાટે પુરુષની (પોતાની) યજ્ઞરૂપે ઉપાસના ને જપ કહેવાનો આરંભ કરે છે તેમાં પ્રથમ પુરુષયજ્ઞનું પ્રાતસવન કહેવાય છેઃ—

पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विंशतिवर्षाणि तत्प्रातःसवनं चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रातःसवनं तदस्य वसवोऽन्वायत्ताः प्राणा वाव वसव एते हीदं सर्वं वासयन्ति ॥ १ ॥

શબ્દાર્થઃ—પુરુષજ યજ્ઞ [ છે. ] તે[ પુરુષના આયુષ્ ]માં જે ચોવીશ વર્ષો [ છે ] તે [ પુરુષયજ્ઞનું ] પ્રાતઃકાલનું યજ્ઞકર્મ [ છે, કારણકે ] ચોવીશ અક્ષરવાળી ગાયત્રી [ છે, ને ] ગાયત્રીના સંબંધવાળું પ્રાતઃકાલનું યજ્ઞકર્મ [ છે. ] આ[ પુરુષયજ્ઞ ]ના તે [ પ્રાતઃકાલના યજ્ઞકર્મપ્રતિ વિધિથી અનુષ્ઠાન કરેલા બાહ્યયજ્ઞના પ્રાતઃકાલના કર્મની પેઠે ] વસુઓ [ સ્વામીરૂપે ] અનુગત [ છે. અહીં અગ્નિ આદિ વસુઓ નથી, પણ વાગાદિરૂપ ને વાયુઓરૂપ ] પ્રાણોજ વસુઓ [ છે, ] કારણકે આ [ પ્રાણો ] આ સર્વ[ પુરુષાદિક પ્રાણીઓના સમૂહ ]ને વાસ કરાવે છે. ૧

હવે પુરુષયજ્ઞની આ ઉપાસનાના અંગભૂત પ્રાર્થનાનો પ્રયોગ જણાવે છેઃ—

तं चेदेतस्मिन्वयसि किञ्चिदुपतपेत्स ब्रूयात्प्राणा वसव इदं मे प्रातःसवनं माध्यंदिनं सवनमनुसंतनुतेति माऽहं प्राणानां वसूनां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ २ ॥

શબ્દાર્થઃ—તે[ યજ્ઞ સંપાદન કરનાર ]ને જો આ વયમાં કાંઈ ( વ્યાધિ આદિ મરણની શંકાનું કારણ ) દુઃખ ઉપજાવે, [તો ] તે [આ મંત્ર] જપેઃ--હે પ્રાણરૂપ વસુઓ! આ મારા [ યજ્ઞનું ] પ્રાતઃસવન [ વર્તમાન છે તેને ] માધ્યંદિનસવન( મધ્યદિવસના યજ્ઞકર્મરૂપ આયુષ્ ) પ્રતિ એકીભૂત કરો, તેથી હું યજ્ઞ પ્રાણોરૂપ વસુઓથી વિચ્છેદ ન પામું ઇતિ [ઇતિશબ્દ મંત્રની સમાપ્તિ જણાવે છે તે આ જપવડે ને ધ્યાનવડે ] તે [ દુઃખ ]થી ઉંચેજ ગમન કરે છે, [ એટલે ] અનુતાપથી રહિતજ થાય છે ૨

હવે પુરુષયજ્ઞનું માધ્યંદિનસવન જણાવે છે--

अथ यानि चतुश्चत्वारिंशद्वर्षाणि तन्माध्यंदिनं सवनं चतुश्चत्वारिंशदक्षरा त्रिष्टुप् त्रैष्टुभं माध्यंदिनं सवनं तदस्य रुद्रा अन्वायत्ताः प्राणा वाव रुद्रा एते हीदं सर्वं रोदयन्ति ॥ ३ ॥

શબ્દાર્થઃ—હવે જે ચુમાળીશ વર્ષો [ છે ] તે મધ્યદિવસનું યજ્ઞકર્મ [ છે, કારણ કે ] ચુમાળીશ અક્ષરવાળી ત્રિષ્ટુપ્ ( છે, ને ] ત્રિષ્ટુપ્ના સંબંધવાળું મધ્યદિવસનું યજ્ઞકર્મ [ છે ] આના તે[ મધ્યદિવસના યજ્ઞકર્મ ]પ્રતિ રુદ્રો અનુગત [ છે અહીં પૂર્વોક્ત ] પ્રાણોજ રુદ્રો [છે,] કારણકે આ [ પ્રાણો તે વયમાં ક્રૂર હોવાથી ] આ સર્વને રોવરાવે છે. ૩

પુરુષયજ્ઞની આ ઉપાસનાના અંગભૂત પ્રાર્થનાનો પ્રયોગ જણાવે છેઃ—

तं चेदेतस्मिन्वयसि किञ्चिदुपतपेत्स ब्रूयात्प्राणा रुद्रा इदं मे माध्यंदिन सवनं तृतीयसवनमनुसंतनुतेति माऽहं प्राणानां रुद्राणां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ ४ ॥

શબ્દાર્થઃ—તેને જો આ વયમાં કાંઈ ( મરણની શંકાનું કારણ ) દુઃખ ઉપજાવે [ તો ] તે [ આ મંત્ર ] જપેઃ-હે પ્રાણરૂપ રુદ્રો ! આ મારા [ યજ્ઞનું ] મધ્યદિવસનું યજ્ઞકર્મ [ વિદ્યમાન છે તેને ] ત્રીજા સવનપ્રતિ એકીભૂત કરો, તેથી હું યજ્ઞ પ્રાણરૂપ રુદ્રોથી વિચ્છેદ ન પામું. ઇતિ. [ તે આ જપ તથા ધ્યાનવડે ] તેથી ઊંચેજ ગમન કરે છે, [ એટલે ] અનુતાપથી રહિતજ થાય છે. ૪

હવે પુરુષયજ્ઞનું તૃતીય સવન કહે છેઃ—

अथ यान्यष्टाचत्वारिꣳशद्वर्षाणि तत्तृतीयसवनमष्टाचत्वारिꣳशदक्षरा जगती जागतं तृतीयसवनं तदस्याऽऽदित्या अन्वायत्ताः प्राणा वावाऽऽदित्या एते हीदꣳ सर्वमाददते ॥ ५ ॥

શબ્દાર્થઃ—હવે જે અડતાળીશ વર્ષો [છે] તે ત્રીજું ( સાયંકાલનું ) સવન [છે, કારણકે ] અડતાળીશ અક્ષરવાળી જગતી [છે, ને] જગતીના સંબંધવાળું ત્રીજું સવન [છે.] આના તે[ તૃતીય સવન ]પ્રતિ આદિત્યો અનુગત [ છે અહીં ] પ્રાણોજ આદિત્યો [ છે, ] કારણકે આ [ પ્રાણો ] આ સર્વ[ શબ્દાદિના સમૂહ ]ને ગ્રહણ કરે છે. ૫

વિવેચનઃ—ગાયત્રી, ત્રિષ્ટુપ્ ને જગતી એ વૈદિક છંદો છે, ક્રમથી તેનાં ચોવીશ, ચુમાળીશ ને અડતાળીશ અક્ષરો છે, તથા તેમનો ક્રમથી પ્રાતઃકાલના યજ્ઞકર્મમાં, મધ્યાહ્નકાલના યજ્ઞકર્મમાં ને સાયંકાલના યજ્ઞકર્મમાં પ્રધાનપણે ઉપયોગ થાય છે. ૫

પુરુષયજ્ઞની આ ઉપાસનાના અંગભૂત આશીર્વાદનો પ્રયોગ જણાવે છેઃ—

तं चेदेतस्मिन्वयसि किञ्चिदुपतपेत्स ब्रूयात्प्राणा आदित्या इदं मे तृतीयसवनमायुरनुसंतनुतेति माऽहं प्राणानामादित्यानां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो हैव भवति ॥ ६ ॥

શબ્દાર્થઃ—તેને જો આ વયમાં કાંઈ (મરણની શંકાનું કારણ) દુઃખ ઉપજાવે [તો] તે [ આ મંત્ર ] જપેઃ—હે પ્રાણરૂપ આદિત્યો ! આ મારા [ યજ્ઞનું ] ત્રીજું સવન [ વર્તમાન છે તેને એક સો સોળ વર્ષના ] આયુષ્પ્રતિ એકીભૂત કરો, ( પૂર્ણ આયુષ્ આપી યજ્ઞ સમાપ્ત કરો, ) તેથી હું યજ્ઞ પ્રાણરૂપ આદિત્યોથી વિચ્છેદ ન પામું ઇતિ. [ આ જપ તથા ધ્યાનવડે ] ઉંચેજ ગમન કરે છે, [ એટલે ] અનુતાપથી રહિતજ થાય છે ૬

આ ઉપાસનો ફલવાન્ થાય છે તેમાં ઉદાહરણ આપી ઉપાસકને થનારું ફલ કહે છેઃ—

एतद्ध स्म वै तद्विद्वानाह महिदास ऐतरेयः स किं म एतदुपतपसि योऽहमनेन न प्रेष्यामीति स ह षोडशं वर्षशतमजीवत्प्र ह षोडशं वर्षशतं जीवति य एवं वेद ॥ ७ ॥ इति तृतीयप्रपाठकस्य षोडशः खण्डः ॥ १६ ॥

શબ્દાર્થઃ—તે આ[ ઉપાસના ]ને જાણનાર ઇતરાના પુત્ર પ્રસિદ્ધ મહિદાસ "[ હે રોગ ! તું ] શામાટે મને આ દુઃખ આપે છે ? [ યજ્ઞરૂપ ] જે હું તે આ[ દુઃખ ]વડે મૃત્યુ નહિ પામું, [ તેથી તારો શ્રમ વૃથા છે, એમ કહેતા હતા [ એવા નિશ્ચયવાળા થયા છતાં ] તે એક સો સોળ વર્ષ જીવ્યા. જે [ કહેલા યજ્ઞને ] એવી રીતે ઉપાસે છે [ તે રોગાદિક દુઃખથી રહિત

થઈ ] એક સો સોળ વર્ષ જીવે છે ૭ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના સોળમા ખંડની તાત્પર્ય-દીપિકા પૂરી થઈ ૩ ૧૬

હવે દીક્ષાવચનના સાદૃશ્યથી પુરુષનું યજ્ઞપણું કહે છે—

स यदशिशिषति यत्पिपासति यन्न रमते ता अस्य दीक्षाः ॥ १ ॥

શબ્દાર્થ:—તે [ પુરુષ ] જે ખાવાને ઇચ્છે છે, જે પીવાને ઇચ્છે છે, [ને ઇષ્ટ આદિકની અપ્રાપ્તિના નિમિત્તથી ] જે રમતો નથી તે ( ક્ષુધા, પિપાસા ને પ્રીતિનો અભાવ એ રૂપ દુઃખોનો અનુભવ ) [ વિધિયજ્ઞની પેઠે દુઃખના સમાનપણાથી] આ[ પુરુષયજ્ઞ ]ની દીક્ષા [છે.] ૧

ઉપસદ્‌વડે યુક્તપણારૂપ સાદૃશ્યથી પણ પુરુષનું યજ્ઞપણું છે એમ જણાવે છે.—

अथ यदश्नाति यत्पिबति यद्रमते तदुपसदैरेति ॥ २ ॥

શબ્દાર્થ:—હવે જે ખાય છે, જે પીએ છે, [ને] જે પ્રીતિનો અનુભવ કરે છે તે ઉપસદોની [ સાથે સમાનપણાને ] પામે છે ૨

વિવેચનઃ—સોમયાગમાં થતા ઉપસદ્‌વ્રતમાં જેમ દૂધના પાનવડે સ્વસ્થપણું છે તેમ અશનાદિકમાં પણ છે તેથી અશનાદિકનું ( ખાવા આદિકનું ) ને ઉપસદોનું સમાનપણું છે ૨

સ્તુતિ કરેલાં સ્તોત્રોવડે વિશિષ્ટપણાની સમતાથી પણ પુરુષનું યજ્ઞપણું છે એમ જણાવે છે.—

अथ यद्धसति यज्जक्षति यन्मैथुनं चरति स्तुतशस्त्रैरेव तदेति ॥ ३ ॥

શબ્દાર્થ:—હવે જે હસે છે, જે ભક્ષણ કરે છે, [ ને ] જે મૈથુન કરે છે તે [ શબ્દવાળા-પણાના સામાન્યથી ] સ્તુતિ કરેલાં સ્તોત્રોની [ સાથે સમાનપણાને ]જ પામે છે ૩

દક્ષિણાયુક્તપણાની સમાનતાથી પણ પુરુષનું યજ્ઞપણું નિશ્ચય કરવાયોગ્ય છે એમ કહે છે:—

अथ यत्तपो दानमार्जवमहिꣳसा सत्यवचनमिति ता अस्य दक्षिणाः ॥ ४ ॥

શબ્દાર્થ:—હવે જે તપ દાન, સરલતા અહિંસા [ ને ] સત્યવચન એવી [શુભક્રિયા] તે [ધર્મના પુષ્ટિકરપણાના સામાન્યથી ] આ[ પુરુષરૂપ યજ્ઞ ]ની દક્ષિણા [ છે ] ૪

હવે અન્ય પ્રકારવડે પુરુષનું યજ્ઞપણું સાધે છે:—

तस्मादाहुः सोष्यत्यसोष्टेति पुनरुत्पादनमेवास्य तन्मरणमेवावभृथः ॥ ५ ॥

શબ્દાર્થ:—[ જેથી સવનશબ્દ પ્રસવમાં ને સોમ કૂટવામાં સામાન્ય છે ] તેથી [પ્રશ્નના ઉત્તરમાં] પ્રસૂત થશે ( પુત્રને જન્મ આપશે, વા સોમને કૂટશે, ) [ તથા ] પ્રસૂત થઇ, (પુત્રને જન્મ આપ્યો, વા સોમને કૂટ્યો ) એમ કહે છે પુન આ[ પુરુષનામના યજ્ઞ ]નું [ વિધિયજ્ઞની પેઠે જે પ્રસૂત થશે ઇત્યાદિ શબ્દથી સંબંધીપણું છે તે તેની ] ઉત્પત્તિજ [ છે, અને સમાપ્તિના સામાન્યથી ] તે મરણજ આ[ પુરુષરૂપ યજ્ઞ ]નું અવભૃથ ( યજ્ઞાંતસ્નાન ) [ છે. ] ૫

હવે શ્રેષ્ઠ પુરુષના સંબંધવડે વિદ્યાની સ્તુતિ કરવાનો તથા વિદ્યાના અંગરૂપ જપનું વિધાન કરવાનો આરંભ કરે છે.—

तद्धैतद्घोर आङ्गिरसः कृष्णाय देवकीपुत्रायोक्त्वोवाचापिपास एव स बभूव सोऽन्तवेलायामेतत्त्रयं प्रतिपद्येताक्षितमस्यच्युतमसि प्राणसꣳशितमसीति तत्रैते द्वे ऋचौ भवतः ॥६॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે આ[ યજ્ઞની ઉપાસના ]ને આંગિરસ( ગોત્રવાળા ] ઘોર[ નામના ઋષિ ] દેવકીના પુત્ર કૃષ્ણને કહીને બોલ્યાઃ-તે ( પુરુષરૂપ યજ્ઞની ઉપાસના જાણનાર ) મરણસમયમાં [ આદિત્યમાં સ્થિત પ્રાણને એકની પેઠે કરીને ] આ ત્રણ [ મંત્ર ] જપેઃ-[ તું ] ક્ષતરહિત છે, [ તું સ્વરૂપથી ] નાશરહિત છે, [ તું ] સૂક્ષ્મ પ્રાણ છે. ઇતિ. તેમાં [ વિદ્યાની સ્તુતિપર ] આ બે મંત્રો છે, તે [ કૃષ્ણ આચાર્યનું તે વચન સાંભળી અન્ય ઉપાસનામાટે ] તૃષારહિતજ થયો. ૬

आदित्प्रत्नस्य रेतसः । उद्वयं तमसस्परि ज्योतिः पश्यन्त उत्तरꣳस्वः पश्यन्त उत्तरं देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तममिति ज्योतिरुत्तममिति ॥ ७ ॥ इति तृतीयप्रपाठकस्य सप्तदशः खण्डः ॥ १७ ॥

શબ્દાર્થઃ—[ જેમણે ઇંદ્રિયોને વિષયોથી વિમુખ કરી છે, તથા જેઓ બ્રહ્મચર્યાદિક નિવૃત્તિનાં સાધનોવડે શુદ્ધ અંતઃકરણવાળા છે એવા બ્રહ્મવેત્તાઓ જગતના ] પુરાતન કારણ [ રૂપ સર્વવ્યાપક પરમપ્રકાશ ]ને સર્વભણીથી [ અનુભવે છે. અન્યમંત્રના દ્રષ્ટા તે જ્યોતિને અનુભવતા છતા કહે છે.—]અજ્ઞાનને દૂર કરનાર શ્રેષ્ઠ ( આદિત્યમાં સ્થિત ) પ્રકાશને અનુભવતા [ છતા, તથા ] હૃદયમાં સ્થિત ઉત્કૃષ્ટ[ જ્યોતિ ]ને અનુભવતા [ છતા, સર્વ ] દેવોમાં પ્રકાશવાળા સૂર્યરૂપ ઉત્કૃષ્ટ પ્રકાશને અમે પ્રાપ્ત થયા. ઇતિ. ઉત્કૃષ્ટ પ્રકાશને [ અમે પ્રાપ્ત થયા. ] ઇતિ. ૭

વિવેચનઃ—ज्योतिरुत्तममिति એ પદોની પુનરુક્તિ યજ્ઞની કલ્પનાની પરિસમાપ્તિ દેખાડે છે. ૭ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના સત્તરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૩. ૧૭

ઈશ્વરના ગુણના એકદેશપણાવડે મન અને આકાશમાં આગળ ઈશ્વરની દૃષ્ટિ કહી, હવે મન અને આકાશમાં સમસ્ત ઈશ્વરની દૃષ્ટિનું વિધાન થાય છેઃ—

मनो ब्रह्मेत्युपासीतेत्यध्यात्ममथाधिदैवतमाकाशो ब्रह्मेत्युभयमादिष्टं भवत्यध्यात्मं चाधिदैवतं च ॥ १ ॥

શબ્દાર્થઃ—[પરમાત્મા અંતઃકરણવડે સાક્ષાત્ થવાયોગ્ય હોવાથી ] અંતઃકરણ પરમાત્મા [ છે ] એમ ઉપાસના કરે. આ અધ્યાત્મ ( સૂક્ષ્મશરીરના સંબંધવાળી ) [ઉપાસના છે.] હવે દૈવતાવિષયક [ઉપાસના કહેવાય છે-આકાશ સર્વવ્યાપક, સૂક્ષ્મ ને ઉપાધિરહિત હોવાથી] આકાશ પરમાત્મા [ છે એમ ઉપાસના કરે. ] એવી રીતે અધ્યાત્મ ને અધિદૈવત બંને [ પરમાત્માની દૃષ્ટિના વિષય ] ઉપદેશ કરેલા થાય છે. ૧

વિધાન કરેલી ઉપાસનાના અધ્યાત્મ અને અધિદૈવતરૂપ અંગનું અનુચિંતન દેખાડે છેઃ—

तदेतच्चतुष्पाद्ब्रह्म वाक् पादः प्राणः पादश्चक्षुः पादः श्रोत्रं पाद इत्यध्यात्ममथाधिदैवतमग्निः पादो वायुः पाद आदित्यः पादो दिशः पाद इत्युभयमेवाऽऽदिष्टं भवत्यध्यात्मं चैवाधिदैवतं च ॥ २ ॥

શબ્દાર્થઃ—તે આ [મન નામવાળું] ચાર પાદવાળું બ્રહ્મ [છે, તેનો] વાણી પાદ [છે,] પ્રાણ પાદ [છે,] નેત્ર પાદ [છે, ને] શ્રોત્ર પાદ [ છે, ] આ અધ્યાત્મ [છે.] હવે અધિદૈવત [ કહેવાય છેઃ-આકાશરૂપ બ્રહ્મનો ] અગ્નિ પાદ [છે,] વાયુ પાદ [છે,] આદિત્ય પાદ [ છે, ને ] દિશા પાદ [ છે. ] એવી રીતે અધ્યાત્મ ને અધિદૈવત બંનેજ ઉપદેશ કરેલાં થાય છે. ૨

વાણીનું પાદપણું તથા એવી ઉપાસના કરનારને થનારું ફલ કહે છેઃ—

वागेव ब्रह्मणश्चतुर्थः पादः सोऽग्निना ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ३ ॥

શબ્દાર્થઃ—વાણીજ [ મનોરૂપ] બ્રહ્મનો [ત્રણ પાદની અપેક્ષાએ ] ચોથો પાદ [છે.] તે [ પાદ ] અગ્નિરૂપ જ્યોતિવડે [વક્તવ્યમાટે] પ્રકાશે છે, ને [બોલવામાં] ગતિ પામે છે. જે એમ ઉપાસે છે [તે] કીર્તિવડે, યશવડે [ને] બ્રહ્મતેજવડે પ્રકાશે છે, તથા તપે છે. ૩

વિવેચનઃ—ગાય જેમ પગવડે ગમન કરે છે તેમ મન વાણી, પ્રાણ, નેત્ર ને શ્રોત્રવડે તે તે ઇંદ્રિયનાં વિષયપ્રતિ જાય છે તેથી વાણી આદિકને મનોરૂપ બ્રહ્મના પાદ કહ્યા છે, અને અગ્નિ, વાયુ, આદિત્ય ને દિશા આ આકાશરૂપ બ્રહ્મના, ગાયના ઉદરમાં લાગેલા પગોની પેઠે ઉદરમાં લાગેલાજેવાં જણાય છે તેથી તેમને આકાશરૂપ બ્રહ્મના પાદ કહ્યા છે. ૩

હવે પ્રાણાદિકનું પાદપણું તથા તેમની ઉપાસના કરનારાઓને થતાં ફલોનું ક્રમથી નિરૂપણ કરે છેઃ—

प्राण एव ब्रह्मणश्चतुर्थः पादः स वायुना ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ४ ॥

શબ્દાર્થઃ—પ્રાણજ બ્રહ્મનો ચોથો પાદ [ છે. ] તે વાયુરૂપ જ્યોતિવડે [ ગંધમાટે ] પ્રકાશે છે, ને તપે છે જે એ પ્રમાણે ઉપાસે છે [તે] કીર્તિવડે, યશવડે [ને] બ્રહ્મતેજવડે પ્રકાશે છે, તથા તપે છે. ૪

चक्षुरेव ब्रह्मणश्चतुर्थः पादः स आदित्येन ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ५ ॥

શબ્દાર્થઃ—નેત્રજ બ્રહ્મનો ચોથો પાદ [છે.] તે આદિત્યરૂપ જ્યોતિવડે [ રૂપને માટે] પ્રકાશે છે, ને તપે છે જે એવી રીતે ઉપાસના કરે છે [તે] કીર્તિવડે, યશવડે [ને] બ્રહ્મના (વેદાદિના અધ્યયનથી ઉપજેલા) તેજવડે પ્રકાશે છે, તથા તપે છે ૫

श्रोत्रमेव ब्रह्मणश्चतुर्थः पादः स दिग्भिर्ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद य एवं वेद ॥ ६ ॥ इति तृतीयप्रपाठकस्याष्टादशः खण्डः ॥ १८ ॥

શબ્દાર્થઃ—શ્રોત્રજ બ્રહ્મનો ચોથો પાદ [છે] તે દિશાઓરૂપ જ્યોતિવડે [શબ્દગ્રહણમાટે] પ્રકાશે છે, ને તપે છે જે એવી રીતે ઉપાસના કરે છે, જે એવી રીતે ઉપાસના કરે છે [તે] કીર્તિવડે યશવડે [ ને ] વેદાધ્યયનના તેજવડે પ્રકાશે છે, તથા તપે છે ૬

વિવેચનઃ—બ્રહ્મની પ્રાપ્તિ એ અદૃષ્ટફલ છે એમ સર્વત્ર જાણવું "य एवं वेद" એ પદોની પુનરુક્તિ ઉપાસનાની સમાપ્તિ દેખાડે છે. ૬ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના અઢારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૧૮

આદિત્ય બ્રહ્મના પાદ છે એમ પૂર્વે કહ્યું. હવે તેમાં સકલ બ્રહ્મની દૃષ્ટિ કહેવાય છેઃ—

आदित्यो ब्रह्मेत्यादेशस्तस्योपव्याख्यानमसदेवेदमग्र आसीत्। तत्सदासीत्तत्समभवत्तदाण्डं

निरवर्तत तत्संवत्सरस्य मात्रामशयत तन्निरभिद्यत ते आण्डकपाले रजतं च सुवर्णं चाभवताम् ॥ १ ॥

શબ્દાર્થઃ—આદિત્ય બ્રહ્મ [ છે ] એવો ઉપદેશ [ છે ] તેનું [ સ્તુતિમાટે ] ઉપવ્યાખ્યાન [ કરાય છે. ] આ [ સમગ્ર જગત્ ] આગળ ( ઉત્પત્તિની પૂર્વની અવસ્થામાં ) અસતજ (પ્રકટ નામરૂપથી રહિતજ) હતું તે સત્ હતું તે સારી રીતે [ અપંચીકૃત ભૂતોના આકારે ] થયું [ પછી પંચીકૃત ભૂતોને આકારે ] થયું તે અંડરૂપ થતું હતું તે સંવત્સરના પરિમાણપર્યંત સ્થિત થયું [ વર્ષપછી ] તે ફૂટ્યું તે [ ફૂટેલા ] ઇંડાના [ બે ] કપાલ રૂપારૂપ ને સોનારૂપ થયાં. ૧

વિવેચન — अण्डने સ્થાને आण्डनो પ્રયોગ છાંદસ જાણવો. ૧

तद्यद्रजतꣳसेयं पृथिवी यत्सुवर्णꣳ सा द्यौर्यज्जरायु ते पर्वता यदुल्बꣳस मेघो नीहारो या धमनयस्ता नद्यो यद्वास्तेयमुदकꣳस समुद्रः ॥ २ ॥

શબ્દાર્થઃ—તે જે રૂપારૂપ [ કપાલ ] તે આ પૃથિવી [છે ] જે સુવર્ણરૂપ [ કપાલ ] તે સ્વર્ગ [છે તે ઇંડામાંના ગર્ભની] જે સ્થૂલ ઓર તે પર્વતો [ થઇ ] જે સૂક્ષ્મ ઓર [તે] મેઘસહિત ઝાકળ [થઇ.] જે શિરાઓ તે નદીઓ [થઇ.] જે મૂત્રાશયમાંનું જલ તે સમુદ્ર [થયું.] ૨

अथ यत्तदजायत सोऽसावादित्यस्तं जायमानं घोषा उलूलवोऽनूदतिष्ठन्त्सर्वाणि च भूतानि सर्वे च कामास्तस्मात्तस्योदयं प्रति प्रत्यायनं प्रति घोषा उलूलवोऽनूत्तिष्ठन्ति सर्वाणि च भूतानि सर्वे च कामाः ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ઇંડું ફૂટ્યા] પછી [તે ઇંડામાં] જે [ગર્ભરૂપ હતું] તે ઉપજ્યું તે આ આદિત્ય [છે.] જન્મેલા તે [ આદિત્ય ] પ્રતિ [ ઉત્સવનિમિત્તે ] [વિસ્તીર્ણ નાદોરૂપ શબ્દો ઉપજ્યા, તથા સર્વે (સ્થાવરજંગમ) ભૂતો અને [ સ્ત્રીવસ્ત્રાદિક ] સર્વે વિષયો [ઉપજ્યા,] તેથી [ હજી પણ ] તે [ આદિત્ય ]ના ઉદયનિમિત્તે [ ને ] પુન પુનઃ આગમનનિમિત્તે વિસ્તીર્ણ નાદોરૂપ શબ્દો તથા સર્વે ભૂતો ને સર્વે વિષયો ઊઠે (ઉપજે) છે. ૩

હવે આદિત્યની બ્રહ્મરૂપે ઉપાસના કરનારને થનારું ફલ કહે છે —

स य एतमेवं विद्वानादित्यं ब्रह्मेत्युपास्तेऽभ्याशो ह यदेनꣳ साधवो घोषा आ च गच्छेयुरुप च निम्रेडेरन्निम्रेडेरन् ॥ ४ ॥ इति तृतीयप्रपाठकस्यैकोनविंशः खण्डः ॥ १९ ॥

॥ इति श्रीछान्दोग्योपनिषदि तृतीयः प्रपाठकः समाप्तः ॥ ३ ॥

શબ્દાર્થઃ—જે આ[આદિત્ય]ને એમ (કહેલા મહિમાવાળા) જાણતા [છતા] આદિત્યને બ્રહ્મ એમ ઉપાસે છે તે [ તે ભાવને પામે છે, તથા ] આના પ્રતિ શ્રેષ્ઠ (ઉપભોગમાં પાપના સંબંધના અભાવવાળા) શબ્દો આવે છે, ને ઉપસુખ કરે છે, [ઉપ]સુખ કરે છે, જે [ફલ કહ્યું તે ] શીઘ્ર (પ્રતિબંધવિનાજ) [થાય છે બે વાર કથન પ્રપાઠકની સમાપ્તિ જણાવવામાટે છે] ૪ એ પ્રમાણે ત્રીજા પ્રપાઠકના ઓગણીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૩ ૧૯

ઇતિ શ્રીછાંદોગ્યોપનિષદ્ના ત્રીજા પ્રપાઠકની તાત્પર્યદીપિકા સમાપ્ત થઇ. ૩

## ॥ ૪ ચોથો પ્રપાઠક ॥

વાયુ અને પ્રાણની સાક્ષાત્ બ્રહ્મભાવે ઉપાસના કહેવા આ પ્રપાઠકનો આરંભ થાય છે. વિદ્યાના દાન તથા ગ્રહણનો વિધિ દેખાડવામાટે આખ્યાયિકા છે, તથા શ્રદ્ધા, અન્નદાન ને ઉદ્ધતપણાનો અભાવ ઇત્યાદિ વિદ્યાપ્રાપ્તિનાં સાધનો છે એમ પણ આખ્યાયિકા જણાવે છે:—

ॐ। जानश्रुतिर्ह पौत्रायणः श्रद्धादेयो बहुदायी बहुपाक्य आस स ह सर्वत आवसथान्मापयांचक्रे सर्वत एव मेऽत्स्यन्तीति ॥ १ ॥

શબ્દાર્થ:—ॐ પ્રસિદ્ધ [ જનશ્રુતરાજાના ] પુત્રનો પૌત્ર જાનશ્રુતિ [ રાજા ] શ્રદ્ધાપૂર્વક દાન કરનારો, બહુ દાન કરનારો [ ને ભોજનાર્થીઓને માટે જેના ઘરમાં નિત્ય ] ઘણું [અન્ન] રાંધવામાં આવે છે એવો હતો. પ્રસિદ્ધ તે [ જાનશ્રુતિરાજા ] સર્વત્ર ( ગામોમાં ને નગરોમાં) [બ્રાહ્મણાદિ] મારું[અન્ન]જ ભક્ષણ કરે એવા [વિચારથી] સર્વત્ર આવસથો (જેમાં પ્રવાસિજનોને નિવાસ તથા અન્ન આપવામાં આવે છે તેવાં સ્થાનો) કરાવતો હવો. ૧

હવે અન્નદાનનું ફલ દેખાડવાનો આરંભ કરે છે:—

अथ ह हꣳसा निशायामतिपेतुस्तद्धैवꣳहꣳसो हꣳसमभ्युवाद हो होऽयि भल्लाक्ष भल्लाक्ष जानश्रुतेः पौत्रायणस्य समं दिवा ज्योतिराततं तन्मा प्रसाङ्क्षीस्तत्त्वा मा प्रधाक्षीरिति ॥२॥

શબ્દાર્થ:—પછી [તે રાજાના અન્નદાનથી સંતોષ પામેલા ઋષિઓએ વા દેવોએ હંસોનું રૂપ ધારણ કર્યું, ને રાજાની દૃષ્ટિએ પડે એમ તે] પ્રસિદ્ધ હંસો રાત્રિમાં ઊડતા હવા, ત્યારે [ પાછળનો ] પ્રસિદ્ધ હંસ [આગળના] હંસપ્રતિ આ પ્રમાણે કહેતો હવો:—" હો ! હો ! રે ! મંદદૃષ્ટિવાળા ! મંદદૃષ્ટિવાળા ! [જનશ્રુતના] પુત્રના પૌત્ર જાનશ્રુતિનું દિવસના જેવું તેજ વ્યાપ્ત [ છે ] તેનો સ્પર્શ ન કર. [ સ્પર્શ કરે ] તે [ તેજ ] તને ન બાળો " ઇતિ. ૨

तमु ह परः प्रत्युवाच कम्वर एनमेतत्सन्तꣳ सयुग्वानमिव रैक्वमात्थेति यो नु कथꣳ सयुग्वा रैक्व इति ॥ ३ ॥

શબ્દાર્થ:—તે( પાછળના હંસ )ને આગળનો પ્રસિદ્ધ [ હંસ ] " અરે ! [ આ રાજા ] કુત્સિત [ માહાત્મ્યવાળો ] છતાં આને [ તું ] ગાડીવાળા રૈક્વના જેવું ( રૈક્વને કહેવાયોગ્ય ) આ [ બહુમાનસહિતનું વચન ] કહે છે " એમ પ્રતિ[ ઉત્તરરૂપે ] કહેતો હવો. "જે ગાડીવાળા રૈક્વ [ કહ્યા તે ] કેવા [ છે ? ]" એમ [ પાછળના હંસે આગળના હંસને પૂછ્યું. તેના ઉત્તરમાં આગળનો હંસ કહે છે:— ] ૩

यथा कृताय विजितायाधरेयाः संयन्त्येवमेनꣳसर्वं तदभिसमैति यत्किञ्च प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्स वेद स मयैतदुक्त इति ॥ ४ ॥

શબ્દાર્થ:—" જેમ વિજય પામેલા [ પાસાના ચાર અંકવાળા ] કૃતના ભાગમાં નીચેના ભાગો (ત્રણ અંકવાળો ત્રેતા, બે અંકવાળો દ્વાપર ને એક અંકવાળો કલિ એ પાસાના ત્રણ ભાગો) અંતર્ગત થાય છે એવી રીતે પ્રજાઓ જે કાંઈ શુભ કરે છે તે સર્વ [શુભકર્મ ને ફલ ] આ[ રૈક્વના ધર્મ તથા ફલ ]માં અંતર્ભૂત થાય છે. તે [ રૈક્વ ] જે[ વેદ્ય ]ને જાણે છે તેવિદ્યાને

જે જાણે છે [ તેને પણ સર્વ પ્રાણીઓના ધર્મનો સમૂહ અને તેનું ફલ રૈક્વની પેઠે પ્રાપ્ત થાય છે. ] તે ( એવા વિદ્વાન્ ) મેં એવી રીતે કહ્યા " ઇતિ ૪

तदु ह जानश्रुतिः पौत्रायण उपशुश्राव स ह सञ्जिहान एव क्षत्तारमुवाचाङ्गारे ह सयुग्वानमिव रैक्वमात्थेति यो नु कथꣳ सयुग्वा रैक्व इति ॥ ५ ॥

શબ્દાર્થઃ—[ હંસના ] તે[ વચન ]ને [ જનશ્રુતના ]પુત્રનો પૌત્ર જાનશ્રુતિ સાંભળતો હવો [ સાંભળેલાં તે વચનોનું પુનઃ પુનઃ સ્મરણ કરતાં તેણે રાત્રિ વ્યતીત કરી પછી પ્રાતઃકાલમાં બંદિજનોની સ્તુતિયુક્ત વાણીવડે ] તે નિદ્રાનો પરિત્યાગ કરતો [ છતો ]જ બંદિજનપ્રતિ બોલ્યો-" હે પ્રિય ! અરે ! પ્રસિદ્ધ ગાડીવાળા રૈક્વપ્રતિ [ જઇને મને ] કહે, [ મને તેમના દર્શનની ઇચ્છા છે ]" ઇતિ " જે ગાડીવાળા રૈક્વ [ કહ્યા તે ] કેવા [ છે ? ]" એમ [ તે બંદિજને પૂછ્યું ] ૫

यथा कृताय विजितायाधरेयाः संयन्त्येवमेनꣳ सर्वं तदभिसमैति यत्किञ्च प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्स वेद स मयैतदुक्त इति ॥ ६ ॥

શબ્દાર્થઃ—" જેમ વિજય પામેલા [ ચાર અંકવાળા ] કૃતના ભાગમાં નીચેના ભાગો ( પાસાના ત્રેતા, દ્વાપર ને કલિ એ ત્રણ ભાગો ) અંતર્ગત થાય છે તેમ પ્રજાઓ જે કાંઇ શુભ [ કર્મ ] કરે છે તે સર્વ [ શુભકર્મ તથા તેનું ફલ ] આ[ રૈક્વના ધર્મ તથા ફલ ]માં અંતર્ભૂત થાય છે. તે [ રૈક્વ ] જે[ વેદ્ય ]ને જાણે છે તે[ વેદ્ય ]ને જે જાણે છે [ તેને પણ સર્વપ્રાણીઓના ધર્મનો સમૂહ અને તેનું ફલ રૈક્વની પેઠે પ્રાપ્ત થાય છે ] તે મેં એવી રીતે કહ્યા " ઇતિ ૬

स ह क्षत्ताऽन्विष्य नाविदमिति प्रत्येयाय तꣳ होवाच यत्रारे ब्राह्मणस्यान्वेषणा तदेनमर्छेति ॥ ७ ॥

શબ્દાર્થઃ—તે સ્તુતિપાઠક [નગરમાં વા ગામમાં] શોધીને " [રૈક્વને મેં ] ન જાણ્યા " એમ [ કરીને] પાછો આવ્યો તે[ સ્તુતિકર્તા ]ને [ રાજાએ ] કહ્યું –" અરે ! જ્યાં ( એકાંત અરણ્યાદિમાં ) બ્રહ્મવેત્તાનો શોધ [ થાય છે ] ત્યાં આ [રૈક્વ]ને શોધ " ઇતિ ૭

सोऽधस्ताच्छकटस्य पामानं कषमाणमुपोपविवेश तꣳ हाभ्युवाद त्वं नु भगवः सयुग्वा रैक्व इत्यहꣳ ह्यरा ३ इति ह प्रतिजज्ञे स ह क्षत्ताऽविदमिति प्रत्येयाय ॥ ८ ॥ इति चतुर्थप्रपाठकस्य प्रथमः खण्डः ॥ १ ॥

શબ્દાર્થઃ—તે [બંદી નિર્જનદેશમાં તેમને] ગાડીની નીચે ખસને ખંજવાળતા [ જોઇ આ રૈક્વ હશે એમ જાણી, વિનયવડે તેમની ] સમીપ બેઠો, [અને] તે[રૈક્વ]ને " હે ભગવન્ ! ગાડીવાળા રૈક્વ તમેજ [છો ?] " એમ પૂછ્યું " અરે ! હુંજ [છું]" એમ [તે] સ્વીકાર કરતા હવા. તે બંદી [ મેં ] જાણ્યા એમ [માનીને] પાછો આવ્યો ૮. એ પ્રમાણે ચોથા પ્રપાઠકના પહેલા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૪. ૧

तदु ह जानश्रुतिः पौत्रायणः षट् शतानि गवां निष्कमश्वतरीरथं तदादाय प्रतिचक्रमे तꣳ हाभ्युवाद ॥ १ ॥

શબ્દાર્થઃ—ત્યારે [ જનશ્રુતના ] પુત્રનો પૌત્ર પ્રસિદ્ધ જાનશ્રુતિ છસો ગાયો, [ કંઠમાં પહેરવાનો સુવર્ણનો ] હાર [ને] ખચરીયુક્ત રથ તેને લઇને [ રૈક્વપ્રતિ ] ગમન કરતો હવો, [ ને જઇને ] તેમને કહેતો હવો. ૧

रैक्वेमानि षट् शतानि गवामयं निष्कोऽयमश्वतरीरथो नु म एतां भगवो देवताः शाधि यां देवतामुपास्स इति ॥ २ ॥

શબ્દાર્થઃ—" હે રૈક્વ ! ગાયોનાં આ છ શતક, (આ છસો ગાયો,) આ હાર [ને] આ ખચરીયુક્ત રથ [ મેં આપને માટે આણ્યાં છે તે ગ્રહણ કરો, ] અને હે ભગવન્ ! [ આપ ] જે દેવને ઉપાસો છો આ દેવનો મને ઉપદેશ કરો " ઇતિ ૨

तमु ह परः प्रत्युवाचाह हारेत्वा शूद्र तवैव सह गोभिरस्त्विति तदु ह पुनरेव जानश्रुतिः पौत्रायणः सहस्रं गवां निष्कमश्वतरीरथं दुहितरं तदादाय प्रतिचक्रमे ॥ ३ ॥

શબ્દાર્થઃ—[તે રાજા]પ્રતિ પ્રસિદ્ધ અન્ય (રૈક્વ) " હે શૂદ્ર ! ગાયોસહિત હાર[ યુક્ત ] રથ તનેજ હો, [ મારે તેનું પ્રયોજન નથી " ] એમ પ્રત્યુત્તર આપતા હવા [ ઋષિના ] તે[ અભિપ્રાય ]ને [ જાણીને ] પુન: [ જનશ્રુતના ] પુત્રનો પૌત્ર જાનશ્રુતિ ગાયોનું સહસ્ર, (હજાર ગાયો,) હાર, ખચરીયુક્ત રથ [ ને પોતાની ] કન્યા તેને લઇને [ રૈક્વઋષિપ્રતિ ] ગમન કરતો હવો ૩

વિવેચનઃ—ક્ષત્રિયજાતિના જાનશ્રુતિરાજાને હે શૂદ્ર ! એવું સંબોધન કરવામાં રૈક્વઋષિના બે અભિપ્રાય કલ્પી શકાયઃ—તું હંસોનાં વચનો સાંભળીને શોક પામીને મારી પાસે આવ્યો છે તે એક હેતુ, વા તું અલ્પ ધન આપીને ઉત્તમ વિદ્યા સંપાદન કરવાને અયોગ્ય યત્ન કરે છે એ બીજો હેતુ રાજાએ ઋષિના પૂર્વોક્ત સંબોધન તથા કથનમાં બીજો હેતુ જાણ્યો છે તેથી તેણે પુત્રીસહિત વધારે ધન આણ્યું છે ૩

तꣳ हाभ्युवाद रैक्वेदꣳ सहस्रं गवामयं निष्कोऽयमश्वतरीरथ इयं जायाऽयं ग्रामो यस्मिन्नास्सेऽन्वेव मा भगवः शाधीति ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ જાનશ્રુતિરાજા ] તે [ રૈક્વ ]પ્રતિ કહેવા લાગ્યો–" હે રૈક્વ ! ગાયોનું આ સહસ્ર, ( આ હજાર ગાયો, ) આ હાર, આ ખચરીયુક્ત રથ, આ જાયા (આપની ધર્મપત્ની થવામાટે મારી પુત્રી) [ને] જેમાં [આપ] રહો છો આ ગામ [ મેં આપને માટે કલ્પ્યાં છે તે સર્વેને ગ્રહણ કરી] પછીજ હે ભગવન્ ! મને ઉપદેશ કરો " ઇતિ ૪

तस्या ह मुखमुपोद्गृह्णन्नुवाचाऽऽजहारेमाः शूद्रानेनैव मुखेनाऽऽलापयिष्यथा इति ते हैते रैक्वपर्णा नाम महावृषेषु यत्रास्मा उवास तस्मै होवाच ॥ ५ ॥ इति चतुर्थप्रपाठकस्य द्वितीयः खण्डः ॥ २ ॥

શબ્દાર્થઃ—તે[ રાજકન્યા ]ની [ વિદ્યાગ્રહણ કરવાની ] સાધનતાને [તથા રાજામાં વિદ્યાદાનની પાત્રતાને] જાણતા [ છતા તેઓ રૈક્વ ] બોલ્યા–" હે શૂદ્ર ! [ તેં જે ] આ [ગાયો તથા બીજું ધન ] આણ્યું [ છે તે શ્રેષ્ઠ છે ] આ [ જ્ઞાન મેળવવાના ] ઉપાયવડેજ [ તું મારા પ્રતિ [વિદ્યાદાનમાટે ] કથન ( યાચના ) કરે છે " મહાપવિત્ર [ દેશરૂપ ] જે[ ગામો ]માં [ રૈક્વ ] વસતા હતા તે આ [ગામો] રૈક્વપર્ણનામથી [વિખ્યાત હતાં, તે ગામો રાજા] આ[ રૈક્વ]ને

[ આપતો હવો, અને ] તે[ રાજા ]ને [ રૈક્વ વિદ્યા ] કહેતા હવા. ૫

વિવેચનઃ—રાજાને હે શૂદ્ર ! એમ જે પુનઃ કહ્યું તે પૂર્વે કહેલાનું અનુકરણમાત્ર છે, પરંતુ પૂર્વની પેઠે અન્ય કારણની અપેક્ષાથી નથી. ૫ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૪. ૨

હવે રૈક્વઋષિએ જાનશ્રુતિરાજાને કેવી રીતે સંવર્ગવિદ્યાનો ઉપદેશ કર્યો તે કહે છેઃ—

वायुर्वाव संवर्गो यदा वा अग्निरुद्वायति वायुमेवाप्येति यदा सूर्योऽस्तमेति वायुमेवाप्येति यदा चन्द्रोऽस्तमेति वायुमेवाप्येति ॥ १ ॥

શબ્દાર્થઃ—[ બાહ્ય ]વાયુજ[ અગ્નિ આદિકને સારી રીતે ગળી જવાથી ] સંવર્ગ ( સારી રીતે ગળી જનાર ). [ છે. ] જ્યારે પ્રસિદ્ધ અગ્નિ શાંત થાય છે [ ત્યારે તે ] વાયુમાંજ લીન થાય છે, ( વાયુના સ્વભાવને પામે છે, ) [ પ્રલયકાલમાં ] જ્યારે સૂર્ય અસ્ત થાય છે [ ત્યારે તે ] વાયુમાંજ લીન થાય છે, [ પ્રલયકાલમાં ] જ્યારે ચંદ્ર અસ્ત થાય છે [ત્યારે તે] વાયુમાંજ લીન થાય છે. ૧

यदाऽऽप उच्छुष्यन्ति वायुमेवापियन्ति वायुर्ह्येवैतान्सर्वान्संवृङ्क्त इत्यधिदैवतम् ॥ २ ॥

શબ્દાર્થઃ—જ્યારે જલ સૂકાઈ જાય છે [ ત્યારે તે ] વાયુમાંજ લીન થાય છે. જેથી વાયુજ [ અગ્નિ આદિક ] આ સર્વને ગળી જાય છે, [ તેથી તે સંવર્ગગુણયુક્ત ઉપાસ્ય છે. ] એવી રીતે અધિદૈવત ( દેવોમાં સંવર્ગની ઉપાસના ) [ કહી. ] ૨

अथाध्यात्मं प्राणो वाव संवर्गः स यदा स्वपिति प्राणमेव वागप्येति प्राणं चक्षुः प्राणं श्रोत्रं प्राणं मनः प्राणो ह्येवैतान्सर्वान्संवृङ्क्त इति ॥ ३ ॥

શબ્દાર્થઃ—હવે અધ્યાત્મ ( સૂક્ષ્મશરીરમાં સંવર્ગની ઉપાસના ) [ કહેવાય છેઃ-મુખ્ય ] પ્રાણજ સંવર્ગ [ છે. ] તે ( પુરુષ ) જ્યારે સૂએ છે [ ત્યારે ] પ્રાણમાંજ વાણી લીન થાય છે, પ્રાણમાં ચક્ષુ [ લીન થાય છે, ] પ્રાણમાં શ્રોત્ર [ લીન થાય છે, ને ] પ્રાણમાં મન [ લીન થાય છે ]. જેથી પ્રાણજ [ વાગાદિક ] આ સર્વને ગળી જાય છે [ તેથી તે સંવર્ગગુણયુક્ત ઉપાસ્ય છે. ] ઇતિ. ૩

तौ वा एतौ द्वौ संवर्गौ वायुरेव देवेषु प्राणः प्राणेषु ॥ ४ ॥

શબ્દાર્થઃ—તેજ આ બે સંવર્ગ [ છે. ] વાયુજ [ અગ્નિ આદિક ] દેવોમાં [ સંવર્ગ છે, ને મુખ્ય ]પ્રાણ [વાગાદિક] ઇંદ્રિયોમાં [ સંવર્ગ છે. ] ૪

अथ ह शौनकं च कापेयमभिप्रतारिणं च काक्षसेनिं परिविष्यमाणौ ब्रह्मचारी बिभिक्षे तस्मा उ ह न ददतुः ॥ ५ ॥

શબ્દાર્થઃ—હવે [તે બંનેની સ્તુતિમાટે આ આખ્યાયિકા આરંભાય છેઃ-] શુનકના પુત્ર કાપેય ને કક્ષસેનના પુત્ર અભિપ્રતારી [એ બંને ભોજનમાટે બેઠેલા ને રસોઇયાવડે] પિરસાયેલા [ હતા. એમના ] પ્રતિ [ કોઈ ] બ્રહ્મચારી ભિક્ષા માગતો હવો. [ બ્રહ્મચારીના

બ્રહ્મવિત્પણાની માનિતાને ચિહ્નવિશેષથી જાણીને આ શું કહે છે એમ તેની પરીક્ષા કરવાની ઇચ્છાથી તેઓ ] તેને [ ભિક્ષા ] ન આપતા હવા ૫

स होवाच महात्मनश्चतुरो देव एकः कः स जगार भुवनस्य गोपास्तं कापेय नाभिपश्यन्ति मर्त्या अभिप्रतारिन्बहुधा वसन्तं यस्मै वा एतदन्नं तस्मा एतन्न दत्तमिति ॥ ६ ॥

શબ્દાર્થઃ—તે [બ્રહ્મચારી] બોલ્યો–"મોટા સ્વરૂપવાળા [અગ્નિ આદિક તથા વાગાદિક] ચારને એક પ્રજાપતિ દેવ [ જે ભૂરાદિકરૂપ ] ભુવનનો રક્ષણ કરનાર [ છે ] તે ગળી જતો હવો હે કાપેય! તેને [ અવિવેકી ] મનુષ્યો જોતા નથી હે અભિપ્રતારિન્! બહુ પ્રકારે, ( અધ્યાત્મ અધિદૈવ ને અધિભૂતરૂપે ) વસનારને [ મનુષ્યો જોતા નથી ] જેને માટેજ આ અન્ન [ લાવવામાં આવે છે, તથા રાંધવામાં આવે છે ] તેને [ તમે ] આ [ અન્ન ] ન આપ્યું" ઇતિ ૬

तदु ह शौनकः कापेयः प्रतिमन्वानः प्रत्येयायाऽऽत्मा देवानां जनिता प्रजानाँ हिरण्यदँष्ट्रो बभसोऽनसूरिर्महान्तमस्य महिमानमाहुरनद्यमानो यदनन्नमत्तीति वै वयं ब्रह्मचारिन्नेदमुपास्महे दत्तास्मै भिक्षामिति ॥ ७ ॥

શબ્દાર્થઃ—શુનકનો પુત્ર કાપેય [ બ્રહ્મચારીના ] તે [ વચન ]નો વિચાર કરતો [ છતો તેના] પ્રતિ ગયો, [ અને બ્રહ્મચારીને કહ્યું "તેં કહેલા દેવને અમે જોઇએ છીએ તે અગ્નિ તથા વાગાદિક ] દેવોનો આત્મા, [ સ્થાવરજંગમરૂપ ] પ્રજાઓનો જનક, અભગ્નદાઢવાળો, (ગ્લાનિ પામ્યા વિના સર્વનો સંહાર કરનાર,) ભક્ષણ કરવાના સ્વભાવવાળો [ને] પંડિત [છે.] જેથી [અન્યવડે] અભક્ષ્યમાણ [ હોઇ અગ્નિવાગાદિક ] અભક્ષ્યનું ભક્ષણ કરે છે [ તેથી બ્રહ્મવેત્તા] આ [ પ્રજાપતિ ]ની મહાન્ વિભૂતિ કહે છે હે બ્રહ્મચારિન્! અમે આને ચારે ભણીથી ઉપાસીએ છીએ" [ પછી ] "આ [ બ્રહ્મચારી ]ને ભિક્ષા આપો' એમ [ કાપેયે કિંકરોને કહ્યું. ] ૭

तस्मा उ ह ददुस्ते वा एते पञ्चान्ये पञ्चान्ये दश सन्तस्तत्कृतं तस्मात्सर्वासु दिक्ष्वन्नमेव दश कृतँ सैषा विराडन्नादी तयेदँ सर्वं दृष्टँ सर्वमस्येदं दृष्टं भवत्यन्नादो भवति य एवं वेद य एवं वेद ॥ ८ ॥ इति चतुर्थप्रपाठकस्य तृतीयः खण्डः ॥ ३ ॥

શબ્દાર્થઃ—તેને [ ભિક્ષા ] આપી [ અગ્નિ આદિક ચાર ને વાયુ ] તે [ વાગાદિકોથી ] અન્ય પાંચ [ છે તેમ તેમનાથી ] અન્ય [ વાગાદિક ] પાંચ [છે, જેથી તે સર્વે મળીને] દશ થયે તે કૃત (ચાર, ત્રણ બે ને એક એવા અંકવાળો જુગાર રમવાનો પાસો ) [ થાય છે ] તેથી સર્વ (દશ) દિશાઓમાં [ અગ્નિ આદિક ને વાગાદિક દશ સંખ્યાના સામાન્યથી ] અન્નજ [છે. દશ અક્ષરવાળી વિરાટ્ અન્ન છે આથી ] દશ કૃત [છે એમ કહ્યું છે ] તે આ વિરાટ્ [દશ સંખ્યાવાળી હોઇને અન્ન ને કૃતપણાવડે ] અન્નનું ભક્ષણ કરનારી [છે] તે [ અન્ન ભક્ષણ કરનારી ]વડે આ સર્વ [ જગત્ ] જ્ઞાત [છે] જે એમ ઉપાસે છે, જે એમ ઉપાસે છે આને (એમ ઉપાસનારને) આ સર્વ [જગત્] જ્ઞાત થાય છે, [ તથા તે ] પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે ૮

विवेचनः—"य एवं वेद" એ પદોની પુનરુક્તિ ઉપાસનાની સમાપ્તિ દેખાડે છે ८ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૪. ૩

અન્ન ને અન્નાદભાવે કહેલાં વાણી આદિક ને અગ્નિ આદિક સર્વ જગતને એકત્ર કરીને, તેના સોળ પ્રકારે વિભાગ કરી, તેમાં બ્રહ્મદૃષ્ટિ કર્તવ્ય છે એમ જણાવવા આ ખંડનો આરંભ થાય છે. શ્રદ્ધા ને તપ બ્રહ્મની ઉપાસનાનાં અંગ છે એમ દેખાડવા આખ્યાયિકા છેઃ—

सत्यकामो ह जाबालो जबालां मातरमामन्त्रयांचक्रे ब्रह्मचर्यं भवति विवत्स्यामि किंगोत्रो न्वहमस्मीति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—જબાલાનો પુત્ર સત્યકામ [પોતાની] જબાલા[નામની] માને કહેતો હવોઃ- "હે ભવતિ! (પૂજ્ય મા!) [હું આચાર્યને ઘેર] બ્રહ્મચર્ય વસીશ (સ્વાધ્યાયને માટે વાસ કરવા ઇચ્છું છું.) હું કયા ગોત્રવાળો છું?" ઇતિ १

सा हैनमुवाच नाहमेतद्वेद तात यद्गोत्रस्त्वमसि बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साऽहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसि स सत्यकाम एव जाबालो ब्रुवीथा इति ॥ २ ॥

**શબ્દાર્થઃ**—તે આના પ્રતિ બોલીઃ-"હે પુત્ર! તું જે ગોત્રવાળો છે આ[તારા ગોત્ર]ને હું જાણતી નથી. હું [તારા પિતાના ઘરમાં અતિથિઓની] બહુ [સેવા] કરતી [છતી] સેવામાં ચિત્તવાળી [હોવાથી મેં તારા પિતાને ગોત્રાદિક પૂછ્યું નથી, ને] યૌવનમાં તને પામી, [ત્યાંજ તારો પિતા મરણ પામ્યા, તેથી હું અનાથ થઈ.] તે હું જે ગોત્રવાળો તું છે આને જાણતી નથી, પરંતુ જબાલાનામવાળી હું છું, [ને] સત્યકામનામવાળો તું છે. તે [તું જો આચાર્ય પૂછે તો] જબાલાનો પુત્ર સત્યકામજ [છું] એમ કહેજે." २

स ह हारिद्रुमतं गौतममेत्योवाच ब्रह्मचर्यं भगवति वत्स्याम्युपेयां भगवन्तमिति ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—તે [સત્યકામ] પ્રસિદ્ધ હરિદ્રુમતના પુત્ર ગૌતમપ્રતિ જઇને બોલ્યોઃ-"[આપ] પૂજ્યવાળામાં (ભગવાનની સમીપ) [હું] બ્રહ્મચર્ય વસીશ, [તેથી હું શિષ્યભાવે] આપની સમીપ આવ્યો [છું"] ઇતિ. ३

तꣳ होवाच किंगोत्रो नु सोम्यासीति स होवाच नाहमेतद्वेद भो यद्गोत्रोऽहमस्म्यपृच्छं मातरꣳ सा मा प्रत्यब्रवीद्बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साऽहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसीति सोऽहꣳ सत्यकामो जाबालोऽस्मि भो इति ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—તેને "હે પ્રિયદર્શન! [તું] કયા ગોત્રવાળો છે?" એમ [ગૌતમઋષિએ] કહ્યું તે બોલ્યોઃ-"હે ભગવન્!] જે ગોત્રવાળો હું છું આ[ગોત્ર]ને હું જાણતો નથી. [મેં મારી] માને પૂછ્યું, [તો] તે મારા પ્રતિ બોલીઃ-'હું [અતિથિઓની] બહુ [સેવા] કરતી [છતી] સેવામાં ચિત્તવાળી [હોવાથી મેં તારા પિતાને વ્યવસાય તથા શરમને લીધે ગોત્રાદિક પૂછ્યું નથી, ને] યૌવનમાં તને પામી, ત્યાંજ તારો પિતા મરણ પામ્યા, જેથી હું

દુઃખી થઈ, તેથી પરિતાપને લીધે અન્યને પણ મેં ગોત્રાદિક પૂછ્યું નથી. ] તે હું જે ગોત્રવાળો તું છે આને જાણતી નથી, પરંતુ જબાલાનામવાળી હું છું, [ ને ] સત્યકામનામવાળો તું છે.' ઇતિ હે [ ભગવન્ ! ] તે હું જબાલાનો પુત્ર સત્યકામ છું" ઇતિ ૪

तꣳ होवाच नैतदब्राह्मणो विवक्तुमर्हति समिधꣳ सोम्याऽऽहरोप त्वा नेष्ये न सत्यादगा इति तमुपनीय कृशानामबलानां चतुःशता गा निराकृत्योवाचेमाः सोम्यानुसंव्रजेति ता अभिप्रस्थापयन्नुवाच नासहस्रेणाऽऽवर्तयेति स ह वर्षगणं प्रोवास ता यदा सहस्रꣳ सम्पेदुः

इति चतुर्थप्रपाठकस्य चतुर्थः खण्डः ॥ ४ ॥

શબ્દાર્થઃ—તેના પ્રતિ [ ગૌતમ ] બોલ્યા—"અબ્રાહ્મણ ( બ્રાહ્મણથી ભિન્ન જાતિનો મનુષ્ય ) આ [ સરલ ને અર્થસંયુક્ત વચન ] વિશેષે કરીને કહેવાને સમર્થ નથી, [ કારણકે બ્રાહ્મણ સ્વભાવથી સરલ હોય છે, બીજા સ્વભાવથી સરલ હોતા નથી તું ] સત્યથી રહિત થયો નહિ તેથી [હું] તને ઉપનયન કરીશ હે પ્રિયદર્શન ! [ હોમમાટે ] સમિધ્ લઈ આવ" તેને ઉપનયન કરીને [ તથા અધ્યયન કરાવીને ] કૃશ ને નિર્બલ[ ગાયો ]માંથી ચાર સો ગાયો કાઢીને [ આચાર્ય ] બોલ્યાઃ—'હે પ્રિયદર્શન ! આ[ ગાયો ]ની પછવાડે જા" એવી રીત [ કહે સતે તે સત્યકામ ] તે [ ગાયો ]ને [ અરણ્યભણી ] લઈ જતો [ છતો ] બોલ્યો—[ "હું ] સહસ્રથી ન્યૂનવડે પાછો નહિ આવું" એમ [કહી તે ઉપદ્રવરહિત તૃણજલવાળા અરણ્યમાં તે ગાયોને લઈ ગયો, ને ત્યાં ] તે દીર્ઘકાલ રહ્યો. તે જ્યારે સહસ્ર થઈ ૫ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના ચોથા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૪ ૪

अथ हैनमृषभोऽभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव प्राप्ताः सोम्य सहस्रꣳ स्मः प्रापय न आचार्यकुलम् ॥ १ ॥

શબ્દાર્થઃ—ત્યારે આ[ સત્યકામ ]પ્રતિ [ વાયુદેવનો જેમાં અનુપ્રવેશ થયો છે એવો ] બળદ [ તેના અનુગ્રહમાટે ] "હે સત્યકામ !" એમ [ સંબોધન કરીને ] બોલ્યોઃ—[ તેમના પ્રતિ આ સત્યકામ ] "હે ભગવન્ ! " એમજ પ્રતિઉત્તર આપતો હવો [ બળદ બોલ્યો — ] "હે પ્રિયદર્શન ! [ અમે ] સહસ્રપ્રતિ પ્રાપ્ત થયાં છીએ, અમને આચાર્યના કુલપ્રતિ પ્રાપ્ત કર ૧

ब्रह्मणश्च ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच प्राची दिक्कला प्रतीची दिक्कला दक्षिणा दिक्कलोदीची दिक्कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणः प्रकाशवान्नाम ॥२॥

શબ્દાર્થઃ—અને [ હું ] તને બ્રહ્મનો પાદ કહું છું" એમ [ કહે સતે સત્યકામે કહ્યું —] "ભગવાન્ મને કહો" એમ [ કહે સતે બળદ ] તેને કહેવા લાગ્યો—'પૂર્વદિશા કલા ( બ્રહ્મના પાદનો ચોથો ભાગ ) [ છે, ] પશ્ચિમદિશા કલા [ છે, ] દક્ષિણદિશા કલા [ છે, ને ] ઉત્તરદિશા કલા [ છે ] હે પ્રિયદર્શન ! આજ ચાર અવયવવાળો બ્રહ્મનો પાદ [ છે, ને તે ] પ્રકાશવાન્નામવાળો [ છે ] ૨

કહેલા પહેલા પાદના ઉપાસકને પ્રાપ્ત થનારૂ બે પ્રકારનું ફલ કહે છે—

स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणः प्रकाशवानित्युपास्ते प्रकाशवानस्मिँल्लोके

प्रकाशवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणः प्रकाशवानित्युपास्ते ॥ ३ ॥ इति चतुर्थप्रपाठकस्य पञ्चमः खण्डः ॥ ५ ॥

શબ્દાર્થઃ--જે બ્રહ્મના આ ચાર કલાવાળા પાદને એવી રીતે જાણતો [ છતો તે ] પ્રકાશવાન્ [છે] એમ ઉપાસે છે તે આ લોકમાં પ્રખ્યાત થાય છે જે બ્રહ્મના આ ચાર ભાગવાળા પાદને એમ જાણતો [ છતો તે ] પ્રકાશવાન્ [છે] એમ ઉપાસે છે [તે મુઆ પછી] પ્રકાશવાળા (દેવાદિના સંબંધવાળા) લોકોનેજ પામે છે ૩ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના પાંચમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૪ ૫

अग्निष्टे पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभि सायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥

શબ્દાર્થઃ--અગ્નિ તને [ બ્રહ્મનો અન્ય ] પાદ કહેશે " એમ [ કહી તે બળદ વિરામ પામ્યો ] તે [ સત્યકામ ] બીજે દિવસે [ નિત્યકર્મ કરી ] ગાયોને [ આચાર્યના ઘરભણી ] લઈ જતો હવો તે [ ગાયો ] જ્યાં સાંજ પડી [ ત્યાં એકત્ર થઈ ] ત્યાં અગ્નિનું ઉપસમાધાન કરીને, (અગ્નિમાં સમિધ્ હોમીને,) [ તથા ] ગાયોનો ઉપરોધ કરીને, ( સાધારણરીતે અટકાવીને, ) [ હાથમાં ] સમિધ્ ધારણ કરી, અગ્નિની પશ્ચિમભણી પૂર્વાભિમુખે [ બળદના વચનનું ધ્યાન કરતો છતો ગાયો તથા અગ્નિ એ બંનેની ] સમીપ બેઠો. ૧

तमग्निरभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥

શબ્દાર્થઃ--તેને અગ્નિ "હે સત્યકામ!" એમ [ સંબોધન કરીને ] કહેતા હવા [ તેને આ સત્યકામ ] "હે ભગવન્! એમ પ્રત્યુત્તર સંભળાવતો હવો. ૨

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच पृथिवी कलाऽन्तरिक्षं कला द्यौः कला समुद्रः कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणोऽनन्तवान्नाम ॥ ३ ॥

શબ્દાર્થઃ--'હે પ્રિયદર્શન! તને બ્રહ્મનો પાદ કહું છું" એમ [ અગ્નિએ કહ્યું ] "આપ મને કહો" એમ [ સત્યકામે કહ્યું ] તેને [ અગ્નિ ] કહેતા હવાઃ—'પૃથિવી કલા [છે,] અંતરિક્ષ કલા [છે,] સ્વર્ગ કલા [ છે, ને ] સમુદ્ર કલા [ છે ] હે સોમ્ય! આજ બ્રહ્મનો ચાર કલાવાળો પાદ અનંતવાન્નામવાળો [ છે ] ૩

હવે બીજા પાદના ઉપાસકને થનારુ દ્વિવિધ ફલ દેખાડે છે.—

स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणोऽनन्तवानित्युपास्तेऽनन्तवानस्मिँल्लोके भवत्यनन्तवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणोऽनन्तवानित्युपास्ते ॥ ४ ॥ इति चतुर्थप्रपाठकस्य षष्ठः खण्डः ॥ ६ ॥

શબ્દાર્થઃ—જે બ્રહ્મના આ ચાર કલાવાળા પાદને એવી રીતે જાણતો [ છતો ] અનંતવાન્ [ છે ] એમ ઉપાસે છે તે આ લોકમાં અનંતવાન્ ( અવચ્છેદરહિત સંતાનવાળો ) થાય છે. જે બ્રહ્મના આ ચાર કલાવાળા પાદને એમ જાણતો [ છતો ] અનંતવાન્ [છે] એમ

ઉપાસે છે [ તે મૃત્યુ પામીને ] અક્ષય લોકોને પામે છે ૪ એવી રીતે ચોથા પ્રપાઠકના છઠ્ઠા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૪. ૬

हꣳसस्ते पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभि सायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमादाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥

શબ્દાર્થઃ—હંસ ( હંસને રૂપે સૂર્ય ) તને [ એક ] પાદ કહેશે" એમ [ કહીને અગ્નિ ઉપરામ થયો ] તે [ સત્યકામ ] બીજે દિવસે [નિત્યકર્મ કરી] ગાયોને [આચાર્યના ઘરભણી] ચલાવતો હવો તે [ ગાયો ] જ્યાં સાજ પડી [ ત્યાં એકત્ર થઈ. ] ત્યાં અગ્નિનું ઉપસમાધાન કરીને, [ તથા ] ગાયોનો ઉપરોધ કરીને, સમિધ્ ધારણ કરી, અગ્નિની પશ્ચિમભણી પૂર્વાભિમુખે [ અગ્નિના વચનનું ચિંતન કરતો છતો તે બંનેની ] સમીપ બેઠો. ૧

तꣳ हꣳस उपनिपत्याभ्युवाद सत्यकाम३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥

શબ્દાર્થઃ—હંસ સમીપ ઊડીને તેને "હે સત્યકામ!" એમ કહેતો હવો "હે ભગવન્!" એમ [ સત્યકામ ] પ્રતિઉત્તર આપતો હવો. ૨

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाचाग्निः कला सूर्यः कला चन्द्रः कला विद्युत्कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणो ज्योतिष्मान्नाम ॥ ३ ॥

શબ્દાર્થઃ—"હે સોમ્ય! તને બ્રહ્મનો પાદ કહું છું" એમ [ હંસે કહ્યું. ] "આપ મને કહો." [ એમ સત્યકામે કહ્યું ] તેને [ હંસ ] કહેવા લાગ્યો– "અગ્નિ કલા [ છે, ] સૂર્ય કલા [છે,] ચંદ્ર કલા [ છે, ને ] વીજળી કલા [ છે. ] હે સોમ્ય! આજ બ્રહ્મનો ચાર ભાગવાળો પાદ જ્યોતિષ્માન્નામનો [છે] ૩

એ વિદ્યાનું બે પ્રકારનું ફલ કહે છે.—

स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणो ज्योतिष्मानित्युपास्ते ज्योतिष्मानस्मिँल्लोके भवति ज्योतिष्मतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणो ज्योतिष्मानित्युपास्ते ॥ ४ ॥ इति चतुर्थप्रपाठकस्य सप्तमः खण्डः ॥ ७ ॥

શબ્દાર્થઃ—જે બ્રહ્મના આ ચાર કલાવાળા પાદને એમ જાણતો [ છતો ] જ્યોતિષ્માન્ [ છે ] એમ ઉપાસે છે તે આ લોકમાં પ્રકાશવાળો થાય છે જે બ્રહ્મના આ ચાર અવયવવાળા પાદને એમ જાણતો [ છતો ] જ્યોતિષ્માન્ [ છે ] એમ ઉપાસે છે [ તે મરીને ચંદ્ર ને આદિત્યાદિના ] પ્રકાશવાળા લોકોને પામે છે ૪ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના સાતમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૪ ૭

मद्गुष्टे पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभि सायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमादाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥

શબ્દાર્થઃ—મદ્‌ગુ ( જલકૂકડીને રૂપે પ્રાણ ) તને [ બ્રહ્મનો એક ] પાદ કહેશે" એમ [ કહીને હંસ વિરામ પામ્યો ] તે [ સત્યકામ ] અન્ય દિવસે [ નિત્યકર્મ કરી ] ગાયોને [ આચાર્યના ગૃહભણી ] ચલાવતો હવો તે [ ગાયો ચરતી ચરતી ] જ્યાં સાંજ પડી [ ત્યાં

એકત્ર થઈ. ] ત્યાં અગ્નિનું ઉપસમાધાન કરીને, [તથા] ગાયોનો ઉપરોધ કરીને, સમિધ્ ધારણ કરી, અગ્નિની પશ્ચિમભણી પૂર્વાભિમુખે [ હંસના વચનનું સ્મરણ કરતો છતો ગાયો તથા અગ્નિ એ બંનેની ] સમીપ બેઠો. ૧

तं मद्गुरुपनिपत्याभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥

શબ્દાર્થઃ—જલકૂકડી સમીપ ઊડીને તેને "હે સત્યકામ !" એમ [ સંબોધન કરીને ] કહેતી હવી. [ તેને ] "હે ભગવન્!" એમ [ સત્યકામ ] પ્રતિઉત્તર દેતો હવો. ૨

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच प्राणः कला चक्षुः कला श्रोत्रं कला मनः कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मण आयतनवान्नाम ॥ ३ ॥

શબ્દાર્થઃ—"હે પ્રિયદર્શન ! તને બ્રહ્મનો પાદ કહું છું" એમ [ જલકૂકડીએ કહ્યું. ] "ભગવાન્ મને કહો" એમ [સત્યકામે કહ્યું.] તેને [જલકૂકડી] કહેવા લાગીઃ—' [ નાસિકા-સહિત ] પ્રાણ કલા [છે,] ચક્ષુ કલા [છે,] શ્રોત્ર કલા [ છે, ને ] મન કલા [ છે. ] હે સૌમ્ય ! આજ બ્રહ્મનો ચાર કલાવાળો પાદ આયતનવાન્નામનો [ છે ] ૩

વિવેચનઃ—સર્વે કરણોએ ગ્રહણ કરેલા ભોગોનું આયતન ( સ્થાન ) મન છે. તે મન જે પાદમાં વિદ્યમાન છે તે પાદ આયતનવાન્ એ નામવાળો કહેવાય છે. ૩

તે વિદ્યાનું દૃષ્ટાદૃષ્ટ ફલ કહે છેઃ—

स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मण आयतनवानित्युपास्त आयतनवानस्मिँल्लोके भवत्यायतनवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मण आयतनवानित्युपास्ते ॥ ४ ॥ इति चतुर्थप्रपाठकस्याष्टमः खण्डः ॥ ८ ॥

શબ્દાર્થઃ—જે બ્રહ્મના આ ચાર ભાગવાળા પાદને એવી રીતે જાણતો [ છતો ] આયતનવાન્ [ છે ] એમ ઉપાસે છે તે આ લોકમાં આશ્રયવાળો થાય છે. જે બ્રહ્મના આ ચાર ભાગવાળા પાદને એમ જાણતો [છતો] આયતનવાન્ [ છે ] એમ ઉપાસે છે [ તે મરણ પામીને ] અવકાશવાળા લોકોને પામે છે" ૪ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના આઠમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૪. ૮

प्राप हाऽऽचार्यकुलं तमाचार्योऽभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ १ ॥

શબ્દાર્થઃ—[ તે સત્યકામ ] આચાર્યના ઘરને પ્રાપ્ત થયો. તેને આચાર્યે "હે સત્યકામ !" એમ [ સંબોધન કરીને ] કહેતા હવા. [ સત્યકામ ] "હે ભગવન્ !" એમ પ્રતિઉત્તર આપતો હવો. ૧.

ब्रह्मविदिव वै सोम्य भासि को नु त्वाऽनुशशासेत्यन्ये मनुष्येभ्य इति ह प्रतिजज्ञे भगवाꣳस्त्वेव मे कामे ब्रूयात् ॥ २ ॥

શબ્દાર્થઃ—[બ્રહ્મવેત્તા પ્રસન્ન ઇંદ્રિયવાળા, પ્રહસિત વદનવાળા, ચિંતારહિત ને કૃતાર્થ હોય છે. તેવી સત્યકામની સ્થિતિ જોઇ ] "હે સૌમ્ય ! [ તું ] બ્રહ્મવેત્તાના જેવો દેખાય છે, તને કોણે ઉપદેશ કર્યો ? એમ [ આચાર્યે પૂછ્યું ત્યારે સત્યકામ ] "મનુષ્યોથી અન્ય [જે

દેવો તેમણે મને ઉપદેશ કર્યો ]" એમ પ્રતિઉત્તરરૂપે જણાવતો હવો. "ભગવાન્જ મારી ઈચ્છા [ હોવાથી ] કહે, [ અન્યના કહેલાની હું ગણના કરતો નથી ] ૨

श्रुतᳫं ह्येव मे भगवद्दृशेभ्य आचार्याद्धैव विद्या विदिता साधिष्ठं प्रापतीति तस्मै हैतदेवोवाचात्र ह न किञ्चन वीयायेति वीयायेति ॥ ३ ॥ इति चतुर्थप्रपाठकस्य नवमः खण्डः ॥ ९ ॥

શબ્દાર્થઃ—[ વળી ] ભગવાન્જેવા[ ઋષિઓ ]થી મને શ્રવણ [ થયું છે કે ] આચાર્યથીજ જાણેલી વિદ્યા શ્રેષ્ઠતમપણાને પામે છે" એમ [ સત્યકામે કહ્યું ત્યારે આચાર્ય ] તેને આજ (દેવોએ કહેલી વિદ્યાજ) [ ચારે પાદોને તથા ફ્લોને એકત્ર કરીને ] કહેતા હવા. અહીં (આ સોળ કલાવાળા બ્રહ્મની વિદ્યામાં) કાંઇ ગયું નથી, (દેવોએ અને આચાર્યે આ વિદ્યાનો એકદેશ પણ અવશેષ ન રહે એમ પૂર્ણ ઉપદેશ કર્યો છે) એમ [ અધિકારીઓ પ્રતિ શ્રુતિ કહે છે. કાંઇ ] ગયું [નથી] ઇતિ [ પુનરુક્તિ વિદ્યાની પરિસમાપ્તિરૂપ અર્થવાળી છે ] ૩ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના નવમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૪. ૯

પુનઃ પ્રકારાંતરે બ્રહ્મવિદ્યાને, તે વિદ્યાના ઉપાસકની ગતિને તથા અગ્નિવિદ્યાને કહેવાનો આરંભ થાય છે, આખ્યાયિકા પૂર્વની પેઠે શ્રદ્ધા ને તપ બ્રહ્મવિદ્યાનાં સાધન છે એમ જણાવવામાટે છેઃ—

उपकोसलो ह वै कामलायनः सत्यकामे जाबाले ब्रह्मचर्यमुवास तस्य ह द्वादशवर्षाण्यग्नीन्परिचचार स ह स्मान्यानन्तेवासिनः समावर्तयᳫंस्तᳫं ह स्मैव न समावर्तयति ॥ १ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ કમલનો પુત્ર ઉપકોસલ જબાલાના પુત્ર સત્યકામની [ સમીપ ] બ્રહ્મચર્ય [ પાળીને ] વસતો હવો તે[ આચાર્ય ]ના અગ્નિઓની બાર વર્ષ સેવા કરતો હવો. તે [ આચાર્ય ] અન્ય બ્રહ્મચારીઓને [ વેદાધ્યયન કરાવીને ] સમાવર્તન કરતા હવા, (બ્રહ્મચર્ય સમાપ્ત કરી ઘેર જવાની આજ્ઞા આપતા હવા,) [ પણ ] તે[ ઉપકોસલ ]ને સમાવર્તન ન કરતા હવા. ૧

तं जायोवाच तप्तो ब्रह्मचारी कुशलमग्नीन्परिचचारीन्मा त्वाऽग्नयः परिप्रवोचन्प्रब्रूह्यस्मा इति तस्मै हाप्रोच्यैव प्रवासांचक्रे ॥ २ ॥

શબ્દાર્થઃ—તે[ આચાર્ય ]પ્રતિ જાયા (તેની ધર્મપત્ની) બોલીઃ—[ "આપની સેવારૂપ ] તપોયુક્ત [ આ ] બ્રહ્મચારી સારી રીતે અગ્નિઓની પરિચર્યા કરતો હવો. [ આ અમારા ભક્તને સમાવર્તન કરતા નથી એમ જાણી ] અગ્નિઓ આપની નિંદા ન કરે [ તેથી ] આ[ ઉપકોસલ ]ને વાંછિત વિદ્યા ] કહો" એમ [ કહ્યા છતાં પણ ] તે[ ઉપકોસલ ] ને [ કાંઇ પણ ] નહિ કહીનેજ [ તે સત્યકામ આચાર્ય ] પ્રવાસ કરતા હવા. (દેશાંતરમાં ગયા.) ૨

स ह व्याधिनाऽनशितुं दध्रे तमाचार्यजायोवाच ब्रह्मचारिन्नशान किं नु नाश्नासीति स होवाच बहव इमेऽस्मिन्पुरुषे कामा नानात्यया व्याधिभिः प्रतिपूर्णोऽस्मि नाशिष्यामीति ॥३॥

શબ્દાર્થઃ—તે [ ઉપકોસલ માનસદુઃખરૂપ ] વ્યાધિવડે અનશન કરવાનું ધારતો હવો તેના પ્રતિ આચાર્યની જાયા બોલી—" હે બ્રહ્મચારિન્! ભોજન કર શામાટે ભોજન કરતો

નથી ?" ઇતિ તે બોલ્યો—"આ [ અકૃતાર્થ ] પુરુષમાં આ ઇચ્છારૂપ ચિત્તદુઃખો બહુ [ હોય છે, તે ] દુઃખોવડે [ હું ] પરિપૂર્ણ છું [ તેથી હું ] ભોજન નહિ કરું" ઇતિ ૩

अथ हाग्नयः समूदिरे तप्तो ब्रह्मचारी कुशलं नः पर्यचारीद्धन्तास्मै प्रब्रवामेति तस्मै होचुः ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—પછી પ્રસિદ્ધ [ત્રણે] અગ્નિઓ મળીને કહેવા લાગ્યા:—"[ આચાર્ય પ્રવાસમાં છે તો આ ] તપસ્વી બ્રહ્મચારી આપણી સારી રીતે પરિચર્યા કરતો હવો [ માટે ] આને [ આપણે બ્રહ્મવિદ્યા ] કહીએ" એમ [ નિશ્ચય કરી ] તેને કહેવા લાગ્યા ૪

प्राणो ब्रह्म कं ब्रह्म खं ब्रह्मेति स होवाच विजानाम्यहं यत्प्राणो ब्रह्म कं च तु खं च न विजानामीति ते होचुर्यद्वाव क तदेव खं यदेव खं तदेव कमिति प्राणं च हास्मै तदाकाशं चोचुः ॥ ५ ॥ इति चतुर्थप्रपाठकस्य दशमः खण्डः ॥ १० ॥

**શબ્દાર્થઃ**—"પ્રાણ બ્રહ્મ [છે.] સુખ બ્રહ્મ [છે.] આકાશ બ્રહ્મ [છે]" એમ [અગ્નિઓએ કહ્યું ] તે બોલ્યો –"પ્રાણ બ્રહ્મ [છે એમ] જે [કહ્યું તે] હું જાણું છું, પણ સુખ અને આકાશ [ અનુક્રમે ક્ષણભંગુર તથા જડ હોવાથી તે કેવી રીતે બ્રહ્મ છે તે હું ] જાણતો નથી" એમ [ કહે સતે ] તે [ અગ્નિઓ ] બોલ્યા-"જે સુખ [છે] તેજ આકાશ [છે, ને] જે આકાશ [છે] તેજ સુખ [છે." સુખને આકાશનું વિશેષણ કહેવાથી સુખયુક્ત હૃદયાકાશરૂપ બ્રહ્મની અચેતન ભૂતાકાશથી ભિન્નતા થઇ, ને આકાશને સુખનું વિશેષણ કહેવાથી તે બ્રહ્મરૂપ સુખની ક્ષણભંગુર લૌકિક સુખથી ભિન્નતા થઈ.] એવી રીતે આ [ બ્રહ્મચારી ]ને પ્રાણ તથા તેના [ સંબંધવાળું સુખયુક્ત હૃદયગત] આકાશ [ એ બંનેને એકત્ર કરીને બ્રહ્મના સંસર્ગથી આ, બ્રહ્મ છે એમ અગ્નિઓ ] કહેતા હવા. ૫ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના દશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૪. ૧૦

એવી રીતે ત્રણે અગ્નિએ મળીને પ્રધાનવિદ્યાનો ઉપદેશ કર્યો પછી પ્રત્યેક અગ્નિ પોતપોતાને વિષય કરનારી અંગવિદ્યાનું વિધાન કરવા લાગ્યા એમ જણાવે છે—

अथ हैनं गार्हपत्योऽनुशशास पृथिव्यग्निरन्नमादित्य इति य एष आदित्ये पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—[ તે અગ્નિઓમાંથી પ્રથમ આ[ ઉપકોસલ ]ને ગાર્હપત્ય [ અગ્નિ ] ઉપદેશ કરવા લાગ્યો:—"પૃથિવી, અગ્નિ અન્ન [ ને ] આદિત્ય આ [ચાર મારાં શરીરો છે—હું ચાર પ્રકારે સ્થિત છું ] સૂર્યમાં જે આ પુરુષ [એકાગ્રચિત્તવાળા પુરુષોને] દેખાય છે તે હું [ગાર્હપત્ય અગ્નિ ] છું, [અને જે ગાર્હપત્ય અગ્નિ છે] તેજ હું [ આદિત્યવિષે પુરુષ ] છું ઇતિ ૧

વિવેચનઃ—પૃથિવી ને અન્નનો અગ્નિ અને આદિત્ય સાથે ભોજ્યભાવવડે સંબંધ છે, ને ભક્ષકપણાદિ સમાનધર્મવડે અગ્નિ તથા સૂર્યનો અત્યંત અભેદ છે તેથી પ્રથમનાં બે અન્ન ને બીજા બે અન્નાદ છે. ૧

આ વિદ્યાનું દ્વિવિધ ફલ દેખાડે છે—

स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकी भवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च य एतमेवं विद्वानुपास्ते ॥ २ ॥ इति चतुर्थप्रपाठकस्यैकादशः खण्डः ॥ ११ ॥

"શબ્દાર્થ:—જે આ[ ગાર્હપત્ય ]ને એવી રીતે (અન્ન તથા અન્નાદભાવવડે ચાર પ્રકારે વિભક્ત) જાણતો [છતો] ઉપાસે છે તે પાપકર્મનો વિનાશ કરે છે, [ અગ્નિસંબંધી ] લોકવાળો થાય છે, સર્વ ( સો વર્ષનું ) આયુષ્ પામે છે, પ્રખ્યાત [ થઇને ] જીવે છે [ ને ] આના અવર ( સંતતિમાં ઉપજેલા) પુરુષો ક્ષય પામતા નથી. જે આને એવી રીતે જાણતો [છતો] ઉપાસે છે તેનું અમે ( અગ્નિઓ ) આ લોકમાં ને પર[ લોક ]માં પાલન કરીએ છીએ" ૨ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના અગીઆરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૪ ૧૧

अथ हैनमन्वाहार्यपचनोऽनुशशासाऽऽपो दिशो नक्षत्राणि चन्द्रमा इति य एष चन्द्रमसि पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥

શબ્દાર્થ:—પછી આને દક્ષિણાગ્નિ ઉપદેશ કરવા લાગ્યો-"જલ, દિશાઓ, નક્ષત્રો [ ને ] ચંદ્રમા આ [ ચાર મારાં દેહો છે ] ચંદ્રમામાં જે આ પુરુષ દેખાય છે તે હું છું, [ અને જે દક્ષિણાગ્નિ છે ] તેજ હું [ચંદ્રમામાં સ્થિત પુરુષ ] છું. ૧

વિવેચન—જલ ને નક્ષત્રો અન્ન છે, અને દિશાઓરૂપ દક્ષિણાગ્નિ તથા ચંદ્ર ક્રમથી તેના ભોક્તા છે. ૧

આ વિદ્યાનું બે પ્રકારનું ફલ દેખાડે છે:—

स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकी भवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च य एतमेवं विद्वानुपास्ते ॥ २ ॥ इति चतुर्थप्रपाठकस्य द्वादशः खण्डः ॥ १२ ॥

શબ્દાર્થ:—જે આ [ દક્ષિણાગ્નિ ]ને એમ ( અન્ન તથા ભોક્તારૂપે ચાર પ્રકારે વિભક્ત ) જાણતો [ છતો ] ઉપાસે છે તે પાપકર્મનો વિનાશ કરે છે, [ અગ્નિના સંબંધવાળા ] લોકયુક્ત થાય છે, સર્વ આયુષ્ પામે છે, પ્રખ્યાત [ થઈને ] જીવે છે, [ ને ] આના અવર પુરુષો ક્ષય પામતા નથી જે આને એમ જાણતો [ છતો ] ઉપાસે છે તેનું અમે (અગ્નિઓ) આ લોકમાં તથા પર[ લોક ]માં પાલન કરીએ છીએ." ૨ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના બારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૪ ૧૨

अथ हैनमाहवनीयोऽनुशशास प्राण आकाशो द्यौर्विद्युदिति य एष विद्युति पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥

શબ્દાર્થ:—પછી આ [ ઉપકોસલ ]ને આહવનીય [ અગ્નિ ] ઉપદેશ કરવા લાગ્યો:- "પ્રાણ, આકાશ સ્વર્ગ [ ને ] વીજળી આ [ ચાર મારાં શરીરો છે ] વિદ્યુતમાં જે આ પુરુષ દેખાય છે તે હું [ આહવનીય ] છું, [ ને જે આહવનીય અગ્નિ છે ] તેજ હું [ વીજળીમાં પુરુષ ] છું ઇતિ ૧

વિવેચન—આકાશ અને સ્વર્ગ ક્રમથી વીજળી તથા પ્રાણરૂપ આહવનીય અગ્નિનાં આશ્રય હોવાથી પ્રથમનાં બે ભોગ્ય ને પછીનાં બે ભોક્તા છે. આકાશ વીજળીનો આશ્રય પ્રગટ રીતે જણાય છે, ને આહવનીય અગ્નિમાં હોમ કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે તેથી સ્વર્ગને તેનો આશ્રય કહેલ છે. ૧

આ ઉપાસનાનું જે દ્વિવિધ ફલ છે તે કહે છે:—

स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकी भवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च य एतमेवं विद्वानुपास्ते ॥ २ ॥ इति चतुर्थप्रपाठकस्य त्रयोदशः खण्डः ॥ १३ ॥

શબ્દાર્થઃ—જે આ[ આહવનીય અગ્નિ ]ને એવી રીતે ( પૂર્વોક્ત ચાર વિભાગવાળો ) જાણતો [ છતો ] ઉપાસે છે તે પાપકર્મનો વિનાશ કરે છે, [ અગ્નિના સંબંધયુક્ત ] લોકવાળો થાય છે, સર્વ આયુષ્ પામે છે, પ્રખ્યાત [ થઇને ] જીવે છે, [ને] આના અવર પુરુષો ક્ષય પામતા નથી જે આને એમ જાણતો [ છતો ] ઉપાસે છે તેનું અમે ( અગ્નિઓ ) આ લોકમાં તથા પર[ લોક ]માં પાલન કરીએ છીએ " ૨ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના તેરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૪ ૧૩

ते होचुरुपकोसलैषा सोम्य तेऽस्मद्विद्याऽऽत्मविद्या चाऽऽचार्यस्तु ते गतिं वक्तेत्याजगाम हास्याऽऽचार्यस्तमाचार्योऽभ्युवादोपकोसल३ इति ॥ १ ॥

શબ્દાર્થઃ—તે [ અગ્નિઓ એકત્ર થઇને ] કહેવા લાગ્યાઃ-"હે ઉપકોસલ ! હે સોમ્ય ! આ તારે માટે અમારી ( અગ્નિને વિષય કરનારી-અગ્નિની ) વિદ્યા અને [ પ્રાણ બ્રહ્મ છે, સુખ બ્રહ્મ છે, ને આકાશ બ્રહ્મ છે એ પૂર્વે કહેલી ] આત્મવિદ્યા [ છે. ] આચાર્ય તો તને [ વિદ્યાના ફલની પ્રાપ્તિમાટે ] ગતિ કહેશે" એમ [ કહીને અગ્નિઓ વિરામ પામ્યા. કાલે કરીને ] આના આચાર્ય આવ્યા તે[શિષ્ય]ને આચાર્ય "હે ઉપકોસલ !" એમ કહેતા હવા ૧

भगव इति ह प्रतिशुश्राव ब्रह्मविद इव सोम्य ते मुखं भाति को नु त्वाऽनुशशासेति को नु माऽनुशिष्याद्भो इतीहापेव निह्नुत इमे नूनमीदृशा अन्यादृशा इतीहाग्नीनभ्यूदे किं नु सोम्य किल तेऽवोचन्निति ॥ २ ॥

શબ્દાર્થઃ—"હે ભગવન્ !" એમ [ ઉપકોસલ ] પ્રત્યુત્તર સંભળાવતો હવો. "હે પ્રિયદર્શન ! તારું મુખ બ્રહ્મવેત્તાના જેવું [ પ્રસન્ન ] જણાય છે, કોણે તને ઉપદેશ કર્યો ?" એમ [ આચાર્યે પૂછ્યું ત્યારે ઉપકોસલે ] " હે [ ભગવન્ ! આપ પ્રવાસમાં હતા તેથી ] કોણ મને ઉપદેશ કરે ? " એમ [ કહી ] આ[ સંબંધ ]માં ગુપ્ત રાખવાજેવું [ કર્યું, પણ ગુપ્ત ન રાખ્યું ] " નિશ્ચય આ [ અગ્નિઓ કહેતા હવા, જેથી આપને જોઇને પૂર્વે તે ] અન્ય પ્રકારના [ છતાં હમણાં ] આવી રીતના (કંપવાળાજેવા) [ દેખાય છે ] " એમ અહીં અગ્નિઓને [ દેખાડતો છતો ગદ્ગદ્ કંઠે તે ] કહેવા લાગ્યો " હે સોમ્ય ! પ્રસિદ્ધ [ તે અગ્નિઓ ] તને શું કહેતા હવા ? " એમ [ આચાર્યે તેને પૂછ્યું ] ૨

इदमिति ह प्रतिजज्ञे लोकान्वाव किल सोम्य तेऽवोचन्नहं तु ते [illegible]मि यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवंविदि पापं कर्म [illegible] इति ब्रवी[illegible] तस्मै होवाच ॥ ३ ॥ इति चतुर्थप्रपाठकस्य चतुर्द[illegible] ॥ १४ ॥

શબ્દાર્થઃ—[ એમ પૂછે સતે શિષ્યે ] " આ [illegible] [ કિંચિત્ [illegible] જણાવ્યું [ પછી આચાર્યે કહ્યુંઃ- ] " હે સોમ્ય !

લોકોનેજ તારા પ્રતિ કહેતા હવા હું તો [ જે બ્રહ્મને તું સાંભળવા ઇચ્છે છે ] તેને તારા પ્રતિ કહીશ [ પ્રથમ તું તે બ્રહ્મના જ્ઞાનનું માહાત્મ્ય શ્રવણ કર – ] જેમ કમલપત્રમાં જલ સંબંધ પામતું નથી તેમ [ જેવી રીતે હું બ્રહ્મ કહું છું ] એવી રીતે જાણનાર[ પુરુષ ]માં પાપકર્મ સંબંધ પામતું નથી " એમ [ કહે સતે ] ' ભગવાન્ મને કહો '' એમ [ ઉપકોસલે કહ્યું ] તેને [ આચાર્ય ] કહેવા લાગ્યા ૩ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના ચૌદમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૪ ૧૪

હવે આચાર્ય અક્ષિપુરુષની ઉપાસના કહે છે—

य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति तद्यद्यप्यस्मिन्सर्पिर्वोदकं वा सिञ्चति वर्त्मनी एव गच्छति ॥ १ ॥

શબ્દાર્થઃ—"[ ઇંદ્રિયોને તથા અંતઃકરણને નિયમમાં રાખનારા વિવેકિપુરુષોવડે ] ચક્ષુમાં જે આ [ દ્રષ્ટારૂપ ] પુરુષ દેખાય છે આ [ પ્રાણીઓનો ] આત્મા [ છે ]" એમ [ આચાર્યે ] કહ્યું " આ [ આત્મતત્ત્વ ] અવિનાશી [ તથા ] અભય [ છે, ] આ બ્રહ્મ ( અનંત ) [ છે ]" એમ [ પણ કહ્યું ] તે આમાં ( પુરુષના સ્થાનરૂપ નેત્રમાં ) જો ઘી વા જલ નાંખે છે [તો તે] પાંપણોમાંજ જાય છે [જો સ્થાનનું પણ આ માહાત્મ્ય છે તો પછી અક્ષિપુરુષરૂપ સ્થાનવાળાના નિરંજનપણામાં શું કહેવું જોઇએ ? ] ૧

વિવેચન—" આચાર્ય તો તને ગતિ કહેશે '' એમ અગ્નિઓએ આગળ કહ્યું છે, અને અહીં તો આચાર્ય બીજોજ ઉપદેશ કરે છે એમ શંકા ન કરવી, કારણકે ગતિ કહેવામાટેજ અગ્નિઓએ જે સુખરૂપ ગુણવાળા આકાશરૂપ બ્રહ્મનો ઉપદેશ કર્યો છે તેજ દ્રષ્ટારૂપ બ્રહ્મનો અહીં આચાર્યે અક્ષિપુરુષરૂપે અનુવાદ કર્યો છે ૧

તે પુરુષની ઉપાસનામાટે અન્ય ગુણ તથા તેનું ફલ દેખાડે છે —

एतꣳ संयद्वाम इत्याचक्षत एतꣳ हि सर्वाणि वामान्यभिसंयन्ति सर्वाण्येनं वामान्यभिसंयन्ति य एवं वेद ॥ २ ॥

શબ્દાર્થઃ—આ[ પુરુષ ]ને [ બ્રહ્મવેત્તાઓ ] સંયદ્વામ ( શોભનવાળો ) એમ કહે છે, કારણકે આ[ પુરુષ ]પ્રતિ સર્વે શોભનો સર્વભણીથી આવે છે જે એવી રીતે ઉપાસે છે આને સર્વે શોભનો સર્વભણીથી પ્રાપ્ત થાય છે ૨

ઉપાસ્યપણામાટે અન્ય ગુણ તથા એવી ઉપાસના કરનારને થનારું ફલ કહે છે—

एष उ एव वामनीरेष हि सर्वाणि वामानि नयति सर्वाणि वामानि नयति य एवं वेद ॥ ३ ॥

શબ્દાર્થઃ—આ[ પુરુષ ]જ નિશ્ચય વામની ( પુણ્યકર્મોનાં ફલોને પ્રાપ્ત કરનાર ) [છે,] કારણકે આ [ પુરુષ પ્રાણીઓનાં ] સર્વે વામો ( પુણ્યકર્મોનાં ફલો ) [ તેમના પુણ્યાનુસાર પ્રાણીઓને ] પ્રાપ્ત કરે છે જે એવી રીતે ઉપાસે છે [ તે ] સર્વે વામો ( પુણ્યકર્મોનાં ફલો ) પ્રાપ્ત કરે છે ૩

ધ્યાનમાટે અન્ય ગુણ તથા ઉપાસકને થનારું ફલ જણાવે છે —

एष उ एव भामनीरेष हि सर्वेषु लोकेषु भाति सर्वेषु लोकेषु भाति य एवं वेद ॥४॥

શબ્દાર્થ:—આ[ પુરુષ ]જ નિશ્ચય ભામની ( પ્રકાશરૂપ ) [ છે, ] કારણકે આ [ પુરુષ ] સર્વ લોકોમાં [ આદિત્યાદિરૂપે ] પ્રકાશે છે જે એવી રીતે ઉપાસે છે [ તે ] સર્વ લોકોમાં પ્રકાશે છે ૪

બ્રહ્મવેત્તાની ગતિ કહેવામાટે પૂર્વોક્ત બ્રહ્મવિદ્યામાં અધિક ગુણોનો આચાર્યે અનુવાદ કર્યો. હવે તે બ્રહ્મવેત્તાની ગતિ કહેવાય છે:—

अथ यदु चैवास्मिञ्छव्यं कुर्वन्ति यदि च नार्चिषमेवाभिसम्भवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान्षडुदङ्ङेति मासाꣳस्तान्मासेभ्यः संवत्सरꣳसंवत्सरादादित्यमादित्याचन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान्ब्रह्म गमयत्येष देवपथो ब्रह्मपथ एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्तं नाऽऽवर्तन्ते नाऽऽवर्तन्ते ॥ ५ ॥ इति चतुर्थप्रपाठकस्य पञ्चदशः खण्डः ॥ १५ ॥

શબ્દાર્થ:—હવે જે આ[ પુરુષ ]માં ( સુખગુણવાળા આકાશરૂપ અક્ષિમાં સ્થિત પુરુષને સયદ્વામ વામની ને ભામની એવા ગુણયુક્ત ઉપાસનાર તથા પ્રાણસહિત અગ્નિવિદ્યાને ઉપાસનાર મનુષ્યનું ) શવ્ય ( મરણપછીની ક્રિયા ) [ ઋત્વિજો ] કરે, અથવા ન [ કરે, સર્વથા તે ] અર્ચિનેજ ( સૂર્યકિરણના અભિમાની દેવનેજ ) પામે છે અર્ચિથી દિવસને, ( દિવસના અભિમાની દેવને, ) દિવસથી આપૂર્યમાણપક્ષને, ( શુકલપક્ષના અભિમાની દેવને, ) આપૂર્યમાણપક્ષથી જે છ માસોમાં [ સૂર્ય ] ઉત્તરભણી જાય છે તે[ માસો ]ને, ( ઉત્તરાયણના દેવને, ) [ તે ] માસોથી સંવત્સરને, ( વર્ષના અભિમાની દેવને, ) સંવત્સરથી આદિત્યને, આદિત્યથી ચંદ્રમાને [ ને ] ચંદ્રમાથી વીજળીને [ પામે છે ] ત્યાં [ બ્રહ્મલોકથી કોઈ ] અમાનવ ( મનુની સૃષ્ટિમાં નહિ ઉપજેલો ) પુરુષ [ આવે છે, ] તે આ[ ઉપાસકો ]ને [સત્યલોકમાં સ્થિત] બ્રહ્મને પ્રાપ્ત કરે છે આ દેવમાર્ગ ( કિરણ આદિના અભિમાની દેવો જે માર્ગમાં ઉપાસકોને લઈ જવાનું કામ કરે છે એવો માર્ગ ) [ છે આ ] બ્રહ્મમાર્ગ ( જે માર્ગમાં ગન્તવ્ય બ્રહ્મ છે એવો માર્ગ ) [ છે ] આ[ માર્ગ ]વડે [ બ્રહ્મભણી ] જનારા [ પુરુષો ] આ ( વર્તમાન ) માનવ ( મનુની સૃષ્ટિરૂપ ) સંસારપ્રતિ આવતા નથી, આવતા નથી, [ પણ બીજા કલ્પમાં પાછા આવે છે તેમની અહંગ્રહઉપાસના ન હોવાથી તેઓ ત્યાં વિદેહકૈવલ્ય પામતા નથી ]' ૫

વિવેચન:—नाऽऽवर्तन्ते એ પદોની પુનરુક્તિ ક્રમવાન્ વિદ્યાની પરિસમાપ્તિ દેખાડવામાટે છે ૫ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના પન્દરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૪. ૧૫

હવે નિત્યકર્મનું અનુષ્ઠાન કહેવાનો આરંભ થાય છે:—

एष ह वै यज्ञो योऽयं पवत एष ह यन्निदꣳ सर्वं पुनाति यदेष यन्निदꣳ सर्वं पुनाति तस्मादेष एव यज्ञस्तस्य मनश्च वाक्च वर्तनी ॥ १ ॥

શબ્દાર્થ:—જે આ ચાલે છે [ તે ] આ પ્રસિદ્ધ [ વાયુ ] યજ્ઞ [ છે ] આ[ વાયુ ]જ ચાલતો [ છતો ] આ સર્વ [ જગત્ ]ને પવિત્ર કરે છે જેથી ચાલતો [ છતો ] આ [ વાયુ ] આ સર્વ જગત્ ને પવિત્ર કરે છે તેથી આ[ વાયુ ]જ યજ્ઞ [ છે મંત્રના ઉચ્ચારણમાં પ્રવૃત્ત થયેલી ] વાણી તથા [ યથાભૂત અર્થના જ્ઞાનમાં પ્રવૃત્ત થયેલું ] મન [ એ બે ] તે[ યજ્ઞ ]ના માર્ગ [ છે. ] ૧

તે મન અને વાણીના પરસ્પર ઉપકાર્યઉપકારકભાવને દેખાડે છે:—

तयोरन्यतरां मनसा सꣳस्करोति ब्रह्मा वाचा होताऽध्वर्युरुद्गाताऽन्यतराꣳ स यत्रोपाकृते प्रातरनुवाके पुरा परिधानीयाया ब्रह्मा व्यववदति ॥ २ ॥

શબ્દાર્થ:—તે[ બેમાં ]ના એક[ મનોરૂપ માર્ગ ]ને [ વિવેકવિજ્ઞાનવાળા ] મનવડે બ્રહ્મા સંસ્કારયુક્ત કરે છે. વાણીવડે હોતા, અધ્વર્યુ [ ને ] ઉદ્ગાતા એક[ વાણીરૂપ માર્ગ ]ને [ સંસ્કારયુક્ત કરે છે. ] પ્રાતઃકાલના અનુવાકનો આરંભ કર્યા [ પછી ને ] પરિધાનીયાની (સમાપ્તિની ઋચાની) પૂર્વે જ્યારે તે બ્રહ્મા બોલે છે. ( મૌનનો ત્યાગ કરે છે. ) ૨

अन्यतरामेव वर्तनीꣳ सꣳस्करोति हीयतेऽन्यतरा स यथैकपाद्व्रजन्रथो वैकेन चक्रेण वर्तमानो रिष्यत्येवमस्य यज्ञो रिष्यति यज्ञꣳ रिष्यन्तं यजमानोऽनुरिष्यति स इष्ट्वा पापीयान्भवति ॥ ३ ॥

શબ્દાર્થ:—[ ત્યારે ] એક [ વાણીરૂપ ] માર્ગનેજ સંસ્કારયુક્ત કરે છે, [ અને બ્રહ્માવડે સંસ્કારયુક્ત નહિ કરેલ મનોરૂપ ] એક [ માર્ગ ] વિનાશ પામે છે. ( છિદ્રયુક્ત થાય છે. ) જેમ એક પગવાળો [ પુરુષ માર્ગમાં ] ચાલતો [ છતો નાશ પામે છે,] વા એક પૈડાવડે વર્તમાન રથ [ ચાલતો છતો ] નાશ પામે છે તેમ આ[ યજમાન ]નો તે યજ્ઞ [ અયોગ્ય બ્રહ્માવડે મનોરૂપ એક માર્ગવિનાનો થવાથી ] નાશ પામે છે. નાશ પામતા યજ્ઞની પછવાડે [ યજ્ઞરૂપ પ્રાણવાળો હોવાથી ] યજમાન નાશ પામે છે. તે [ યજમાન એવા યજ્ઞનું ] યજન કરીને અધિક પાપી થાય છે. ૩

अथ यत्रोपाकृते प्रातरनुवाके न पुरा परिधानीयाया ब्रह्मा व्यववदत्युभे एव वर्तनी सꣳस्कुर्वन्ति न हीयतेऽन्यतरा ॥ ४ ॥

શબ્દાર્થ:—હવે પ્રાતઃકાલના અનુવાક[ રૂપ સ્તોત્ર ]નો આરંભ કર્યા[ પછી ને ] પરિધાનીયાની ( સમાપ્તિની ઋચાની ) પૂર્વે જ્યારે બ્રહ્મા બોલતો નથી ( મૌન રાખે છે. ) [ ત્યારે સર્વે ઋત્વિજો ] બંનેજ માર્ગોને સંસ્કારયુક્ત કરે છે. [ તેમ થવાથી બેમાંનો ] એક [ પણ માર્ગ ] નાશ પામતો નથી ૪

બે માર્ગ સંસ્કારયુક્ત કરવાથી થનારું ફલ કહે છે:—

स यथोभयपाद्व्रजन्रथो वोभाभ्यां चक्राभ्यां वर्तमानः प्रतितिष्ठत्येवमस्य यज्ञः प्रतितिष्ठति यज्ञं प्रतितिष्ठन्तं यजमानोऽनुप्रतितिष्ठति स इष्ट्वा श्रेयान्भवति ॥ ५ ॥ इति चतुर्थप्रपाठकस्य षोडशः खण्डः ॥ १६ ॥

શબ્દાર્થ:—જેમ બે પગવાળો ચાલતો [ છતો સ્થિત થાય છે. ] વા બે પૈડાવડે વર્તમાન રથ [ ચાલતો છતો ] સ્થિત થાય છે તેમ આ[ યજમાન ]નો તે યજ્ઞ સ્થિત થાય છે. સ્થિત થયેલા યજ્ઞની પછવાડે યજમાન સ્થિત થાય છે. તે [ યજમાન એવા મૌનના વિજ્ઞાનવાળા બ્રહ્માવડે યુક્ત યજ્ઞનું ] યજન કરીને શ્રેષ્ઠ થાય છે ૫ એ પ્રમાણે ચોથા પ્રપાઠકના સોળમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૪. ૧૬

નિત્યકર્મના અનુષ્ઠાનને કહીને હવે નૈમિત્તિક પ્રાયશ્ચિત્તના વિધાનમાટે આરંભ કરે છે. તેમાં પ્રથમ ત્રણ લોકમાંથી ત્રણ દેવોની ઉત્પત્તિ જણાવે છે:—

प्रजापतिर्लोकानभ्यतपत्तेषां तप्यमानानाꣳ रसान्प्राबृहदग्निं पृथिव्या वायुमन्तरिक्षादादित्यं दिवः ॥ १ ॥

શબ્દાર્થઃ—પ્રજાપતિ લોકોને [ ઉદ્દેશીને સાર ગ્રહણ કરવાની ઇચ્છાએ ધ્યાનરૂપ ] તપ કરતા હવા તે તપ કરેલા[ લોકો ]ના રસોને ( સારરૂપ દેવોને ) ગ્રહણ કરતા હવા. પૃથિવીથી અગ્નિને, અંતરિક્ષથી વાયુને [ ને ] સ્વર્ગથી આદિત્યને ૧

હવે ત્રણ દેવોમાંથી ત્રણ વેદોની ઉત્પત્તિ દેખાડે છેઃ—

स एतास्तिस्रो देवता अभ्यतपत्तासां तप्यमानानाꣳ रसान्प्राबृहदग्नेर्ऋचो वायोर्यजूꣳषि सामान्यादित्यात् ॥ २ ॥

શબ્દાર્થઃ—તે [ પ્રજાપતિ ] આ ત્રણ દેવોને [ ઉદ્દેશીને સાર ગ્રહણ કરવાની ઇચ્છાથી ધ્યાનરૂપ ] તપ કરવા લાગ્યા ધ્યાન કરેલા તે[ દેવો ]ના રસોને ( સારરૂપ વેદોને ) ગ્રહણ કરતા હવા. અગ્નિથી ઋચાઓને, વાયુથી યજુષાઓને [ ને ] આદિત્યથી સામોને. ૨

એ ત્રણ વેદોમાંથી ત્રણ વ્યાહૃતિની ઉત્પત્તિ દર્શાવે છેઃ—

स एतां त्रयीं विद्यामभ्यतपत्तस्यास्तप्यमानाया रसान्प्राबृहद्भूरित्यृग्भ्यो भुवरिति यजुर्भ्यः स्वरिति सामभ्यः ॥ ३ ॥

શબ્દાર્થઃ—તે આ ત્રણ વિદ્યાને [ ઉદ્દેશીને ] ધ્યાન કરતા હવા. ધ્યાન કરેલી તે [ વિદ્યા ]ના રસોને ( સારરૂપ વ્યાહૃતિઓને ) ગ્રહણ કરતા હવા. ઋચાઓથી ભૂ:ને, યજુષાઓથી ભુવઃને [ ને ] સામોથી સ્વઃને. ૩

યજ્ઞમાં જો ઋચાના નિમિત્તવાળું છિદ્ર થાય તો તેનું પ્રાયશ્ચિત્ત કહે છેઃ—

तद्यदृक्तो रिष्येद्भूः स्वाहेति गार्हपत्ये जुहुयादृचामेव तद्रसेनर्चां वीर्येणर्चां यज्ञस्य विरिष्टꣳसंदधाति ॥ ४ ॥

શબ્દાર્થઃ—તે [ યજ્ઞ ]માં જો ઋચાથી ( ઋચાના નિમિત્તવાળું ) છિદ્ર થાય [ તો ] ભૂ: સ્વાહા એમ ( એ મંત્રવડે ) ગાર્હપત્યમાં હોમ કરે [ તે વ્યાહૃતિ ત્યાં પ્રાયશ્ચિત્ત છે. ] ઋચાઓના [ સંબંધવાળા ] યજ્ઞના છિદ્રને ( થયેલી ત્રુટને ) [ હોતા જે ] સાંધે છે તે ઋચાઓનાજ સારવડે [ અને ] ઋચાઓના બલવડે [ સાંધે છે-થયેલી વિચ્છિન્નતા દૂર કરે છે. ] ૪

હવે યજ્ઞમાં જો યજુષાના નિમિત્તવાળું ક્ષત થાય તો તેનું પ્રાયશ્ચિત્ત જણાવે છેઃ—

अथ यदि यजुष्टो रिष्येद्भुवः स्वाहेति दक्षिणाग्नौ जुहुयाद्यजुषामेव तद्रसेन यजुषां वीर्येण यजुषां यज्ञस्य विरिष्टꣳ संदधाति ॥ ५ ॥

શબ્દાર્થઃ—હવે જો [ તે યજ્ઞમાં ] યજુષાથી ( યજુષાના નિમિત્તવાળું ) છિદ્ર થાય [ તો ] ભુવઃ સ્વાહા એવી રીતે દક્ષિણાગ્નિમાં હોમ કરે. [ તે વ્યાહૃતિ ત્યાં પ્રાયશ્ચિત્ત છે ] યજુષાઓના [ સંબંધવાળા ] યજ્ઞના ક્ષતને [ અધ્વર્યુ જે ] સાંધે છે તે યજુષાઓનાજ સારવડે [ તથા ] યજુષાઓના ઓજસ્વડે [ સાંધે છે. ] ૫

યજ્ઞમાં જો સામના નિમિત્તવાળું છિદ્ર થાય તો તેનું પ્રાયશ્ચિત્ત દેખાડે છેઃ—

अथ यदि सामतो रिष्येत्स्वः स्वाहेत्याहवनीये जुहुयात्साम्नामेव तद्रसेन साम्नां वीर्येण साम्नां यज्ञस्य विरिष्टꣳ संदधाति ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—હવે જો [ તે યજ્ઞમાં ] સામથી ( સામના નિમિત્તવાળું ) ક્ષત થાય [ તો ] સ્વઃ સ્વાહા એવી રીતે આહવનીયમાં હોમ કરે. [ તે વ્યાહૃતિ ત્યાં પ્રાયશ્ચિત્તરૂપ છે. ] સામોના [ સંબંધવાળા ] યજ્ઞના છિદ્રને [ ઉદ્‌ગાતા જે ] સાંધે છે તે સામોનાજ સારવડે [ તથા ] સામોના બલવડે [ સાંધે છે. ] ૬

**વિવેચનઃ**—જો બ્રહ્માના અપરાધથી યજ્ઞનો ભ્રંશ થાય તો ગાર્હપત્યાદિ ત્રણ અગ્નિઓમાં ભૂઃ આદિ ત્રણ વ્યાહૃતિઓવડે હોમ કરે. ૬

ઉત્પન્ન થયેલી ત્રુટ સાંધી શકાય છે તેમાં દૃષ્ટાંતો આપે છેઃ—

तद्यथा लवणेन सुवर्णꣳ संदध्यात्सुवर्णेन रजतꣳ रजतेन त्रपु त्रपुणा सीसꣳ सीसेन लोहं लोहेन दारु दारु चर्मणा ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—તેમાં [ આ દૃષ્ટાંતો છેઃ- ] જેમ [ ટંકણ આદિક ] ખારવડે સુવર્ણને સાંધે, સોનાવડે રૂપાને, રૂપાવડે કલઇને, કલઇવડે સીસાને, સીસાવડે લોઢાને, લોઢાવડે કાષ્ઠને [તથા] ચામડાવડે કાષ્ઠને [ સાંધે-અવયવોને પરસ્પર સારી રીતે જોડે ] ૭

એ પ્રમાણે યજ્ઞમાં પણ સંધાન થાય છે એમ જણાવે છેઃ—

एवमेषां लोकानामासां देवतानामस्यास्त्रय्या विद्याया वीर्येण यज्ञस्य विरिष्टꣳ संदधाति भेषजकृतो ह वा एष यज्ञो यत्रैवंविद्‌ब्रह्मा भवति ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—એવી રીતે આ લોકોના, આ દેવોના [ને] આ ત્રણ વિદ્યાના [ રસરૂપ જે વ્યાહૃતિઓ તેના ] બલવડે યજ્ઞના છિદ્રને [ બ્રહ્મા ] સાંધે છે. જે [ યજ્ઞ ]માં એવી રીતે ( કહેલી વ્યાહૃતિઓવડે હોમરૂપ પ્રાયશ્ચિત્ત ) જાણનાર બ્રહ્મા હોય છે આ યજ્ઞ નિશ્ચય ઓસડ કરેલો (સુધરેલો) [થાય છે, જેમ કુશલ વૈદ્યના ઔષધથી રોગીનું શરીર સુધરે તેમ.] ૮

તેથી યજ્ઞમાં તેવો બ્રહ્મા રાખવો જોઇએ એમ બે મંત્રવડે સૂચવે છેઃ—

एष ह वा उदक्प्रवणो यज्ञो यत्रैवंविद्‌ब्रह्मा भवत्येवंविदꣳ ह वा एषा ब्रह्माणमनुगाथा यतो यत आवर्तते तत्तद्‌गच्छति ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—જેમાં એવી રીતે જાણનાર બ્રહ્મા હોય છે આ પ્રસિદ્ધ યજ્ઞ ઉત્તરમાર્ગની પ્રાપ્તિનો હેતુ [ થાય છે. ] એમ જાણનાર પ્રસિદ્ધ બ્રહ્માપ્રતિ [ બ્રહ્માની સ્તુતિપરાયણ ] આ ગાથા [ છે- ] જે જે [ સ્થલમાં યજ્ઞવિષે ] છિદ્ર થાય ત્યાં ત્યાં [ તે છિદ્રને પ્રાયશ્ચિત્તવડે સાંધીને બ્રહ્મા કર્તાઓનું ] પરિપાલન કરે છે. ૯

मानवो ब्रह्मैवैक ऋत्विक्कुरूनश्वाऽभिरक्षत्येवंविद्ध वै ब्रह्मा यज्ञं यजमानꣳ सर्वाꣳश्चर्त्विजोऽभिरक्षति तस्मादेवंविदमेव ब्रह्माणं कुर्वीत नानेवंविदं नानेवंविदम् ॥ १० ॥ इति चतुर्थप्रपाठकस्य सप्तदशः खण्डः ॥ १७ ॥

॥ इति श्रीछान्दोग्योपनिषदि चतुर्थः प्रपाठकः समाप्तः ॥ ४ ॥

शब्दार्थः—मनन करनार ब्रह्मारूप एकज ऋत्विक् कर्ताओनुं [ परिपालन करे छे. जेम पोताना पर बेठेला योद्धाओनुं ] घोडी परिपालन करे छे [ तेम. ] एवी रीते जाणनार प्रसिद्ध ब्रह्मा यज्ञनुं, यजमाननुं [ ने ] सर्वे ऋत्विजोनुं [ तेमणे करेला दोषोने दूर करवाथी ] परिपालन करे छे तेथी एम ( कहेली व्याहृति आदिकने ) जाणनारनेज [ यजमान ] ब्रह्मा करे. एवी रीते नहि जाणनारने [ कदीपण ब्रह्मा ] न [ करे ] एवी रीते नहि जाणनारने [ कदी पण ब्रह्मा ] न [ करे. पुनरुक्ति प्रपाठकनी समाप्तिरूप अर्थवाळी छे. ] १० ए प्रमाणे चोथा प्रपाठकना सत्तरमा खंडनी तात्पर्यदीपिका पूरी थई. ४ १७

इति श्रीछांदोग्योपनिषद्मां चोथा प्रपाठकनी तात्पर्यदीपिका पूरी थई. ४

## ॥ ५ पांचमो प्रपाठक ॥

सगुणब्रह्मनी उपासनानी देवयानमार्गरूप गति कही. हवे आ पांचमा प्रपाठकमां पंचाग्निविद्यावाळा गृहस्थनी ने श्रद्धालु तथा पंचाग्निविद्याथी अन्य सगुणविद्यामां निष्ठावाळा ब्रह्मचारी आदिकोनी तेज गतिनो अनुवाद करीने दक्षिणदिशाना संबंधवाळी केवल कर्म करनाराओनी धूमादि लक्षणवाळी पुनरावृत्तिरूप बीजी गति तथा ते बे गतिथी भिन्न त्रीजी अत्यंत कष्टरूप संसारनी गति वैराग्यमाटे कहेवामां आवशे. प्राण तथा वागादिक साथे मळीने काम करनारां होवाथी समान थयां छतां वागादिकमां प्राण केवी रीते श्रेष्ठ छे ? अने तेनी केवी रीते उपासना थाय छे ? एम शंका थाय छे तेथी प्रथम प्राणना श्रेष्ठतादिक गुणोनुं विधान करवानो आरंभ थाय छे:—

ॐ। यो ह वै ज्येष्ठं च श्रेष्ठं च वेद ज्येष्ठश्च ह वै श्रेष्ठश्च भवति प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च ॥ १ ॥

शब्दार्थः—ॐ जे ज्येष्ठने ( वयवडे प्रथमने ) तथा श्रेष्ठने ( गुणवडे अधिकने ) जाणे छे [ ते ] निश्चय ज्येष्ठ तथा श्रेष्ठ थाय छे. [वागादिक करणोमां] प्राणज ज्येष्ठ तथा श्रेष्ठ [छे.] १

उपासनामाटे तेनो अन्य गुण देखाडे छे:—

यो ह वै वसिष्ठं वेद वसिष्ठो ह स्वानां भवति वाग्वाव वसिष्ठः ॥ २ ॥

शब्दार्थः—जे अत्यंत धनवानने जाणे छे [ ते ] पोतानी [ ज्ञातिओमां ] अत्यंत धनवान थाय छे. [ उत्तम वाणीवाळो घणुं धन संपादन करे छे तेथी ] वाणीज अत्यंत धनवान[छे.] २

ध्यानमाटे गुणांतर जणावे छे:—

यो ह वै प्रतिष्ठां वेद प्रति ह तिष्ठत्यस्मिंश्च लोकेऽमुष्मिंश्च चक्षुर्वाव प्रतिष्ठा ॥ ३ ॥

शब्दार्थः—जे प्रतिष्ठाने जाणे छे [ते] आ लोकमां ने पर[लोक]मां स्थित थाय छे. [चक्षुवडे पुरुष समविषम देशमां स्थित थाय छे तेथी] चक्षुज प्रतिष्ठा ( स्थिति ) [ छे. ] ३

उपासनासारु अन्य गुणनो उपदेश करे छे:—

यो ह वै सम्पदं वेद सꣳहास्मै कामाः पद्यन्ते दैवाश्च मानुषाश्च श्रोत्रं वाव सम्पत् ॥४॥

शब्दार्थः—जे संपतने जाणे छे आने [ स्वर्गादिना ] देवसंबंधी विषयो ने [ पशु आदि ] मनुष्यसंबंधी [ विषयो ] प्राप्त थाय छे. [ श्रोत्रवडे वेद तथा तेना अर्थनुं विज्ञान

ગ્રહણ કરાય છે, તેથી કર્મ કરાય છે, ને તેવડે વિષયોની પ્રાપ્તિ થાય છે, તેથી ] શ્રોત્રજ સંપત્ [ છે. ] ૪

હવે બીજા ગુણનું કથન કરે છે:—

यो ह वा आयतनं वेदाऽऽयतनꣳ स्वानां भवति मनो ह वा आयतनम् ॥ ५ ॥

શબ્દાર્થઃ—જે આશ્રયને જાણે છે [ તે ] પોતાની [જાતિઓનો] આશ્રય થાય છે. [ભોક્તાના પ્રયોજનવાળા ને ઇંદ્રિયોએ ગ્રહણ કરેલા જ્ઞાનરૂપ વિષયોનો આશ્રય મન છે તેથી] મનજ આશ્રય [છે ] ૫

કહેલા ગુણો મુખ્યપ્રાણમાં રહેનારા છે, એક એક વાણી આદિકમા રહેનારા નથી એમ કહેવાને આખ્યાયિકા કલ્પે છે—

अथ ह प्राणा अहꣳ श्रेयसि व्यूदिरेऽहं श्रेयानस्म्यहꣳ श्रेयानस्मीति ॥ ६ ॥

શબ્દાર્થઃ—હવે [ વાગાદિક ] પ્રાણો હું શ્રેષ્ઠતર છું, હું શ્રેષ્ઠતર છું, એમ પોતાના શ્રેષ્ઠપણામાં વિચાર કરવા લાગ્યા. ૬

ते ह प्राणाः प्रजापतिं पितरमेत्योचुर्भगवन्को नः श्रेष्ठ इति तान्होवाच यस्मिन्व उत्क्रान्ते शरीरं पापिष्ठतरमिव दृश्येत स वः श्रेष्ठ इति ॥ ७ ॥

શબ્દાર્થઃ—તે પ્રસિદ્ધ પ્રાણો [ એવી રીતે વિવાદ કરતા છતા પોતાની શ્રેષ્ઠતાના જ્ઞાન માટે ] પ્રજાપતિરૂપ પિતાપ્રતિ આવીને " હે ભગવન્! અમારામાં કોણ શ્રેષ્ઠ (ગુણોવડે અધિક) [ છે ? ] " એમ કહેવા લાગ્યા. ", તમારામાં જેનું ઉત્ક્રમણ ( શરીરથી બહાર નીકળવું ) થવાથી શરીર અધિક પાપિષ્ઠજ ( શવજ ) દેખાય તે તમારામાં શ્રેષ્ઠ [ છે ]" એમ [ પ્રજાપતિએ ] તેઓને કહ્યું ૭

सा ह वागुच्चक्राम सा संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथा कला अवदन्तः प्राणन्तः प्राणेन पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह वाक् ॥ ८ ॥

શબ્દાર્થઃ—[ પછી ] તે વાણી ઉત્ક્રમણ કરતી હવી ( પોતાના વ્યાપારથી નિવૃત્ત થતી હવી ) તે સંવત્સરપર્યંત પ્રવાસ કરીને ( પોતાના વ્યાપારથી નિવૃત્ત થઈને ) [ પુન ] પાછી આવીને " મારા વિના જીવવાને કેવી રીતે સમર્થ થયા ? " એમ [અન્ય પ્રાણોપ્રતિ] બોલી " જેમ મુંગા [ વાણીવડે ] નહિ બોલતા [ છતા, ] પ્રાણવડે શ્વાસોચ્છ્વાસક્રિયા કરતા [ છતા, ] નેત્રવડે જોતા [ છતા, ] કાનવડે સાંભળતા [ છતા, ને ] મનવડે ચિંતન કરતા [ છતા જીવે છે ] તેમ [ અમે જીવ્યા ]" એમ [ અન્ય પ્રાણોએ કહ્યું પછી પ્રાણોમાં પોતાની અશ્રેષ્ઠતા જાણીને ] વાણી [ પુન ] પ્રવેશ કરતી હવી ( પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થઈ ) ૮

चक्षुर्होच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथाऽन्धा अपश्यन्तः प्राणन्तः प्राणेन वदन्तो वाचा शृण्वन्तः श्रोत्रेण ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह चक्षुः ॥ ९ ॥

शब्दार्थः—प्रसिद्ध चक्षु उत्क्रमण करतुं हतुं ते वर्षपर्यंत प्रवास करी [पुनः] पाछुं आवीने "मारा विना जीववाने केवी रीते समर्थ थया ?" एम [बीजा प्राणोप्रति] बोल्युं "जेम आंधळा [नेत्रवडे] नहि जोता [छता,] प्राणवडे श्वासोच्छ्वासनी क्रिया करता [छता,] वाणीवडे बोलता [छता,] श्रोत्रवडे सांभळता [छता, ने] मनवडे ध्यान करता [छता जीवे छे] तेम [अमे जीव्या]" एम [अन्य प्राणोए कह्युं पछी] नेत्र प्रवेश करतुं हतुं. ९

श्रोत्रꣳ होच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथा बधिरा अशृण्वन्तः प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह श्रोत्रम् ॥ १० ॥

शब्दार्थः—प्रसिद्ध श्रोत्र उत्क्रमण करतुं हतुं ते वर्षपर्यंत प्रवास करीने [पुनः] पाछुं आवी "मारा विना जीववाने शी रीते शक्तिमान् थया ?" एम [अन्य प्राणोप्रति] कहेतुं हतुं "जेम बहेरा नहि सांभळता [छता] प्राणवडे श्वासोच्छ्वासनी क्रिया करता [छता,] वाणीवडे बोलता [छता,] नेत्रवडे जोता [छता, ने] मनवडे चिंतन करता [छता जीवे छे] तेम [अमे जीव्या]" एम [बीजा प्राणोए जणाव्युं. पछी] श्रोत्र प्रवेश करतुं हतुं १०

मनो होच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथा बाला अमनसः प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेणैवमिति प्रविवेश ह मनः ॥ ११ ॥

शब्दार्थः—प्रसिद्ध मन उत्क्रमण करतुं हतुं ते वर्षपर्यंत प्रवास करीने [पुनः] पाछुं आवीने "[तमे] मारा विना जीववाने केवी रीते समर्थ थया ?" एम [बीजा प्राणोप्रति] कहेतुं हतुं "जेम बाळको [आविर्भाव पामेला] मनविनाना [छता] प्राणवडे श्वासोच्छ्वासक्रिया करता [छता,] वाणीवडे बोलता [छता,] नेत्रवडे जोता [छता, ने] श्रोत्रवडे सांभळता [छता जीवे छे] तेम [अमे जीव्या]" एम [बीजा प्राणोए कह्युं: पछी] मन प्रवेश करतुं हतुं. ११

अथ ह प्राण उच्चिक्रमिषन्स यथा सुहयः पड्वीशशङ्कून्संखिदेदेवमितरान्प्राणान्समखिदत्तꣳ हाभिसमेत्योचुर्भगवन्नेधि त्वं नः श्रेष्ठोऽसि मोत्क्रमीरिति ॥ १२ ॥

शब्दार्थः—[एवी रीते वागादिकनुं अश्रेष्ठपणुं निश्चित थया] पछी प्रसिद्ध [मुख्य] प्राण उत्क्रमण करवाने इच्छतो [छतो] जेम सारो (बलवान्) अश्व [परीक्षा करवामाटे चाबखो मारवाथी] पग बांधवाना खीलाओने सारी रीते उखाडी नांखे छे तेम [वागादिक] बीजा प्राणोने ते सारी रीते उखाडतो हवो [पछी तेओ] एकत्र थईने प्रसिद्ध तेने कहेवा लाग्याः—"हे भगवन्! [स्वस्थानने] प्राप्त थाओ, तमे अमारामां श्रेष्ठ छो, [आ शरीरथी] उत्क्रमण न करो" इति १२

पछी वागादिकनी जे प्रवृत्ति थई ते बे मंत्रोवडे कहे छे.—

अथ हैनं वागुवाच यदहं वसिष्ठोऽस्मि त्वं तद्वसिष्ठोऽसीत्यथ हैनं चक्षुरुवाच यदहं प्रतिष्ठाऽस्मि त्वं तत्प्रतिष्ठाऽसीति ॥ १३ ॥

શબ્દાર્થઃ—પછી આ[ મુખ્ય પ્રાણ ]પ્રતિ વાણી બોલી -" હું જે વસિષ્ઠ ( વસિષ્ઠપણારૂપ ગુણવાળી ) છુ તે વસિષ્ઠ તમે છો " પછી આનાપ્રતિ નેત્ર બોલ્યુ -" હુ જે સ્થિતિ છું તે સ્થિતિ તમે છો " ઇતિ ૧૩

अथ हैनꣳ श्रोत्रमुवाच यदहꣳ सम्पदस्मि त्वं तत्सम्पदसीत्यथ हैनं मन उवाच यदहमायतनमस्मि त्वं तदायतनमसीति ॥ १४ ॥

શબ્દાર્થ—પછી આના પ્રતિ શ્રોત્ર બોલ્યુ -' હુ જે સંપત છુ તે સંપત્ તમે છો " પછી આના પ્રતિ મન બોલ્યુ -' હું જે આશ્રય છુ તે આશ્રય તમે છો " ઇતિ ૧૪

વિવેચન —એવી રીતે વાણી, નેત્ર, શ્રોત્ર ને મન એમણે પોતાનામા પ્રતીત થતા ગુણ પોતાના નથી, પણ પ્રાણના છે એમ જણાવ્યુ ૧૪

વાગાદિક પ્રાણને અધીન છે એમ શ્રુતિ કહે છે —

न वै वाचो न चक्षूꣳषि न श्रोत्राणि न मनाꣳसीत्याचक्षते प्राणा इत्येवाचक्षते प्राणो ह्येवैतानि सर्वाणि भवति ॥ १५ ॥ इति पञ्चमप्रपाठकस्य प्रथमः खण्डः ॥ १ ॥

શબ્દાર્થઃ—[ લૌકિકજનો ને શાસ્ત્રજ્ઞો વાગાદિક કરણોને ] વાણીઓ એમ નથીજ કહેતા, ચક્ષુઓ [ એમ ] નથી[ જ કહેતા, ] શ્રોત્રો [ એમ ] નથી[ જ કહેતા, તથા ] મનો [ એમ પણ ] નથી[ જ કહેતા, પરંતુ ] પ્રાણો એમજ કહે છે, કારણકે પ્રાણજ આ સર્વ [ કરણસમૂહ ] થાય છે ૧૫

વિવેચન.—વાગાદિક સર્વ કરણો પ્રાણને અધીન હોવાથી પ્રાણ એ નામવડે સર્વ કરણોનો વ્યવહાર થાય છે પણ તે કરણોનો વાણીઓ વા નેત્રો એવા નામવડે વ્યવહાર નથી થતો ૧૫ એ પ્રમાણે પાચમા પ્રપાઠકના પહેલા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૧

વાગાદિકોનો સ્વામી શ્રેષ્ઠતા આદિક ગુણવાળો પ્રાણ હું છુ એવી પ્રધાન ઉપાસનાનો ઉપદેશ કરીને હવે તે ઉપાસનાના અંગભૂત જે પ્રાણના અન્નની ને વસ્ત્રની દષ્ટિ છે તેનું વિધાન કરવાનો આરંભ થાય છે, તેમા પ્રથમ અન્નની દૃષ્ટિનું વિધાન થાય છે —

स होवाच किं मेऽन्नं भविष्यतीति यत्किञ्चिदिदमाश्वभ्य आशकुनिभ्य इति होचुस्तद्वा एतदनस्यान्नमनो ह वै नाम प्रत्यक्षं न ह वा एवंविदि किञ्चनानन्नं भवतीति ॥ १ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે ( મુખ્યપ્રાણ ) " મારું શુ અન્ન થશે ?" એમ બોલ્યો [ તેના ઉત્તરમાં વાગાદિક કરણો ] " જે આ કાંઈ શ્વાનોસહિત [તથા] પક્ષીઓસહિત [ સર્વ પ્રાણીઓનું અન્ન છે તે તમારું અન્ન છે ] ' એમ કહેતાં હવા [ શ્રુતિ કહે છે -જે કાંઈ પ્રાણીઓવડે ભક્ષણ કરાય છે ] તે આ પ્રાણનુ અન્ન [ છે પ્રાણનુ ] અન ( ચેષ્ટા કરનાર ) [ એવુ ] નામ પ્રત્યક્ષ [ છે સર્વ ભૂતોમાં સ્થિત અને સર્વ અન્નનો ભક્ષક પ્રાણ હું છુ ] એમ જાણનારમાં [ જે સર્વ પ્રાણીઓવડે ભક્ષ્ય છે તે ] કાંઈ પણ અભક્ષ્ય થતું નથી ઇતિ [ આ વચન સ્તુતિરૂપ જાણવું ] ૧

હવે પૂર્વાચમનમા તથા ઉત્તરાચમનમા પ્રાણના વસ્ત્રની દષ્ટિનું વિધાન કરે છે —

स होवाच किं मे वासो भविष्यतीत्याप इति होचुस्तस्माद्वा एतदशिष्यन्तः पुरस्ताच्चोपरिष्टाचाद्भिः परिदधति लम्भुको ह वासो भवत्यनग्नो ह भवति ॥ २ ॥

શબ્દાર્થ:—"મારું કયું વસ્ત્ર થશે ?" એમ તે પ્રસિદ્ધ [ મુખ્યપ્રાણ ] બોલ્યો. [ તેના ઉત્તરમાં વાગાદિક કરણો ] "જલ [તારું વસ્ત્ર છે]" એમ કહેતાં હવાં. [ જેથી જલ પ્રાણનું વસ્ત્ર છે ] તેથીજ ભોજન કરનારા [ ને ભોજન કરી રહેલા વિદ્વાન્ દ્વિજો ભોજનની ] પૂર્વે અને પછી જલવડે [ મુખ્યપ્રાણને ] આ [ આચમનરૂપ વસ્ત્ર ] પહેરાવે છે. [ જે એમ જાણે છે તે પહેરવાના ] વસ્ત્રને પ્રાપ્ત કરનાર થાય છે, [ તથા ] અનગ્ન (ઓઢવાના વસ્ત્રવાળો થાય છે. ૨

અધિકારીઓને આ ઉપાસનામાં રુચિ ઉપજાવવા આ પ્રાણોપાસનાની સ્તુતિ કરાય છે:—

तद्धैतत्सत्यकामो जाबालो गोश्रुतये वैयाघ्रपद्यायोक्त्वोवाच यद्यप्येतच्छुष्काय स्थाणवे ब्रूयाज्जायेरन्नेवास्मिञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥ ३ ॥

શબ્દાર્થ:—તે આ[ પ્રાણોપાસના ]ને જબાલાના પુત્ર સત્યકામ વ્યાઘ્રપદના પુત્ર ગોશ્રુતિને કહીને બોલ્યા:-" જો [કોઈ પ્રાણવેત્તા ] સૂકા ઠુંઠાને આ [ પ્રાણોપાસના ] કહે [ તો ] આમાં નિશ્ચય શાખાઓ ઉપજે, [ ને ] પાનડાં આવે, [[ત્યારે જીવતા પુરુષને કહે ને તેને મહાફલ થાય એમાં શું કહેવું છે ?"] ઇતિ ૩

હવે કહેલી પ્રાણવિદ્યા જાણનારનું મંથનામનું કર્મ કહેવાય છે:—

अथ यदि महज्जिगमिषेदमावास्यायां दीक्षित्वा पौर्णमास्याꣳ रात्रौ सर्वौषधस्य मन्थं दधिमधुनोरुपमथ्य ज्येष्ठाय श्रेष्ठाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत् ॥ ४ ॥ वसिष्ठाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत्प्रतिष्ठायै स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत्संपदे स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेदायतनाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे संपातमवनयेत् ॥ ५ ॥

શબ્દાર્થ:—[ પ્રાણવિદ્યાની સિદ્ધિ થયા ] પછી જો મહત્પણું [ પ્રાપ્ત કરવાની ] કામના કરે [ તો ] અમાવાસ્યાએ દીક્ષા લઇને ( ભૂમિશયન, દૂધનું ભક્ષણ, સત્યભાષણ ને બ્રહ્મચર્ય ઇત્યાદિ નિયમોનું પાલન કરીને ) પૂનમની રાત્રિએ સર્વ ( ગામની ને અરણ્યની ) ઔષધિનાં [ ફોતરાં ઊતારી તેનો ] લોટ દહિં ને મધનો [ સંબંધવાળા ઊમરાના લાકડાના કંસપાત્રના આકારના વા ચમસપાત્રના આકારના પાત્રમાં નાંખી, ] ઉપમથન કરી, [ આગળ રાખી, ] ज्येष्ठाय श्रेष्ठाय स्वाहा એ [ મંત્રવડે આવસથ્ય ] અગ્નિમાં [ આહુતિ નાંખવાના સ્થાનમાં ] ઘીનો હોમ કરી, [ સ્રુવમાં ચોટેલા ] સારી રીતે ટપકતા[ઘી]ને [ પાત્રમાં રાખેલા પૂર્વોક્ત ] લોટમાં નીચે પાડે ૪ वसिष्ठाय स्वाहा એ [ મંત્રવડે ] અગ્નિમાં ઘીનો હોમ કરીને સારી રીતે ટપકતા[ ઘી ]ને [ પૂર્વોક્ત ] લોટમાં નીચે પાડે. प्रतिष्ठायै स्वाहा એ [ મંત્રવડે ] અગ્નિમાં ઘીનો હોમ કરીને સારી રીતે ટપકતા [ ઘી ]ને લોટમાં નીચે પાડે. संपदे स्वाहा એ [ મંત્રવડે ] અગ્નિમાં ઘૃતનો હોમ કરીને સારી રીતે ટપકતા[ ઘી ]ને લોટમાં નીચે પાડે. आयतनाय स्वाहा એ [મંત્રવડે] અગ્નિમાં ઘીનો હોમ કરીને સારી રીતે ટપકતા[ ઘી ]ને લોટમાં નીચે પાડે. ૫

વિવેચન:—જ્યેષ્ઠને માટે (વયવડે અધિકને માટે) ને શ્રેષ્ઠને માટે સારી રીતે હોમેલું થાઓ,

અતિધનવાન્માટે મારી રીતે હોમેલું થાઓ, સ્થિતિમાટે સારી રીતે હોમેલું થાઓ, સંપત્તિને માટે સારી રીતે હોમેલું થાઓ, ને આશ્રયને માટે સારી રીતે હોમેલું થાઓ એવો એ પાંચ મંત્રનો અર્થ છે ૪ ૫

अथ प्रतिसृप्याञ्जलौ मन्थमाधाय जपत्यमो नामास्यमा हि ते सर्वमिदꣳ स हि ज्येष्ठः श्रेष्ठो राजाऽधिपतिः स मा ज्यैष्ठ्यꣳ श्रैष्ठ्यꣳ राज्यमाधिपत्यं गमयत्वहमेवेदꣳसर्वमसानीति ॥ ६ ॥

શબ્દાર્થઃ—પછી [ અગ્નિની કિંચિત્ ] સમીપ જઈ અંજલિમાં મંથ (પૂર્વોક્ત લોટ) લઇને [ આ મંત્ર ] જપે છે –[ મંથ પ્રાણનું અન્ન હોવાથી તેની પ્રાણરૂપે સ્તુતિ કરાય છે - તું ] પ્રાણનામવાળો છે, કારણકે [ પ્રાણરૂપ ] તારું આ સર્વ [ જગત્ છે ] તે[મંથ]જ જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, પ્રકાશવાન્ [ ને ] પાલક [છે] તે મને જ્યેષ્ઠપણું શ્રેષ્ઠપણું, પ્રકાશવાન્પણું [ને] પાલકપણું પ્રાપ્ત કરો હુંજ [ પ્રાણની પેઠે ] આ સર્વ [ જગત્ ] થઉં ઇતિ ૬

વિવેચન—અમોથી સર્વમસાનિ સુધીનો મંત્ર છે ઇતિશબ્દ મંત્રની સમાપ્તિ જણાવે છે ६

अथ खल्वेतयर्चा पच्छ आचामति तत्सवितुर्वृणीमह इत्याचामति वयं देवस्य भोजनमित्याचामति श्रेष्ठꣳसर्वधातममित्याचामति तुरं भगस्य धीमहीति सर्वं पिबति निर्णिज्य कꣳसं वा चमसं वा पश्चादग्नेः संविशति चर्मणि वा स्थण्डिले वा वाचयमोऽप्रसाहः स यदि स्त्रियं पश्येत्समृद्धं कर्मेति विद्यात् ॥ ७ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ આ મંત્રના [ એક એક ] પાદવડે [ મંથના એક ગ્રાસનું ] ભક્ષણ કરે છે -तत्सवितुर्वृणीमहे (આદિત્યના તે મંથરૂપ ભોજનની અમે માગણી કરીએ છીએ ) એ [ પાદવડે ] ભક્ષણ કરે છે वयं देवस्य भोजनम् ( અમે દેવના ભોજનને માગીએ છીએ ) એ [પાદવડે ] ભક્ષણ કરે છે श्रेष्ठꣳ सर्वधातमम् ( તે ભોજન પ્રશંસા કરવાયોગ્ય તથા સર્વને અત્યંત ધારણ કરનારું છે ) એ [પાદવડે] ભક્ષણ કરે છે तुरं भगस्य धीमहि (સૂર્યના સ્વરૂપનું શીઘ્ર ધ્યાન કરીએ છીએ ) એ [ પાદવડે ] કંસ વા ચમસને ધોઇને [ મંથના ] સર્વ[ લેપ ]ને પીએ છે [ પછી આચમન કરીને ] અગ્નિના પશ્ચિમભાગમાં [ પૂર્વદિશાભણી મસ્તક રાખીને કાળીઆરના ] ચામડાપર વા સ્થંડિલપર વાણીને નિયમમાં રાખનારો [તથા ચિત્તને ] નિયમમાં રાખનારો [ થઇને ] શયન કરે છે તે જો [સ્વપ્નમાં] સ્ત્રીને જુએ [તો મારું આ] કર્મ સમૃદ્ધિવાળું [ થયું ] એમ જાણે ૭

तदेष श्लोको यदा कर्मसु काम्येषु स्त्रियꣳ स्वप्नेषु पश्यति समृद्धिं तत्र जानीयात्तस्मिन्स्वप्ननिदर्शने तस्मिन्स्वप्ननिदर्शने ॥ ८ ॥ इति पञ्चमप्रपाठकस्य द्वितीयः खण्डः ॥ २ ॥

શબ્દાર્થઃ—તેમાં આ મંત્ર [ પણ છે - ] કામ્યકર્મોમાં જ્યારે સ્વપ્નોમાં સ્ત્રીને જુએ ત્યારે તે સ્વપ્નનું દર્શન થયે [ સતે ] તે સ્વપ્નનું દર્શન થયે [સતે] સમૃદ્ધિ ( કર્મોના ફલની સિદ્ધિ ) જાણે [ પુનરુક્તિ તે કર્મની સમાપ્તિરૂપ અર્થવાળી છે ] ૮ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના બીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૨

પ્રાણવિદ્યા તથા તેના અંગરૂપ કર્મને કહીને હવે અગ્નિવિદ્યાને કહેવાનો આરંભ થાય છે તેમાં

પ્રથમ મુમુક્ષુઓને વૈરાગ્ય ઉપજાવવા બ્રહ્માથી માંડીને થુંબડાપર્યંત સંસારની ગતિ જણાવવા આખ્યાયિકા કહેવાય છે:—

श्वेतकेतुर्हाऽऽरुणेयः पञ्चालानाꣳ समितिमेयाय तꣳह प्रवाहणो जैवलिरुवाच कुमारानु त्वाऽशिषत्पितेत्यनु हि भगव इति ॥ १ ॥

શબ્દાર્થ:—આરુણીનો પુત્ર શ્વેતકેતુ પંચાલ[દેશો]ની સભાપ્રતિ આવ્યો. તેના પ્રતિ જીવલનો પુત્ર પ્રવાહણ બોલ્યો:-" હે કુમાર ! [ શું ] તને પિતાએ અનુશાસન કર્યું છે ?" ઇતિ. " હે ભગવન્ ! અનું શાસન પામ્યો છું ]" એમ [ શ્વેતકેતુએ કહ્યું ] ૧

वेत्थ यदितोऽधि प्रजाः प्रयन्तीति न भगव इति वेत्थ यथा पुनरावर्तन्त ३ इति न भगव इति वेत्थ पथोर्देवयानस्य पितृयाणस्य च व्यावर्तना ३ इति न भगव इति ॥ २ ॥

શબ્દાર્થ:—' પ્રજાઓ આ[લોક]થી ઉપર જેપ્રતિ ગમન કરે છે [ તેને તું ] જાણે છે ?" એમ [ પ્રવાહણરાજાએ પૂછ્યું ] " હે ભગવન્ ! [ તે હું જાણતો] નથી ' એમ [ શ્વેતકેતુએ કહ્યું પ્રજાઓ ] જેવી રીતે પુનઃ પાછી આવે છે [તે] જાણે છે ?" એમ [ પ્રવાહણરાજાએ પૂછ્યું ] " હે ભગવન્ ! [ તે પણ હું જાણતો ] નથી " એમ [શ્વેતકેતુએ કહ્યું "ઉપાસકોના ને કર્મ કરનારાઓના બે] માર્ગમાં દેવયાનનું ને પિતૃયાણનું [જે] વ્યાવર્તન (બે માર્ગનો આશ્રય કરી સાથે પ્રયાણ કરનારના પરસ્પરના વિયોગનું સ્થાન ) [ છે તેને ] જાણે છે ?" એમ [ પ્રવાહણરાજાએ પૂછ્યું ] " હે ભગવન્ ! [ તે પણ હું જાણતો ] નથી" એમ [ શ્વેતકેતુએ ઉત્તર આપ્યું ] ૨

वेत्थ यथाऽसौ लोको न संपूर्यत ३ इति न भगव इति वेत्थ यथा पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्तीति नैव भगव इति ॥ ३ ॥

શબ્દાર્થ:—" જેવી રીતે (જે કારણથી) આ [ પિતૃઓનો ] લોક [ ઘણા મરનારાઓથી ] ભરાઇ જતો નથી [તે કારણ તું] જાણે છે ?" એમ [ પ્રવાહણે પૂછ્યું ] " હે ભગવન્ ! [તે હું જાણતો] નથી " એમ [ શ્વેતકેતુએ કહ્યું. ] જેવી રીતે (જે ક્રમવડે) પાંચમી આહુતિમાં જલ પુરુષનામવાળું થાય છે [તે તું] જાણે છે ?" એમ [ પ્રવાહણે પૂછ્યું ] ' હે ભગવન્ ! [ તે હું ] નથીજ [ જાણતો ]" એમ [ શ્વેતકેતુએ કહ્યું ] ૩

अथानु किमनुशिष्टोऽवोचथा यो हीमानि न विद्यात्कथꣳसोऽनुशिष्टो ब्रुवीतेति स हाऽऽयस्तः पितुरर्धमेयाय तꣳहोवाचाननुशिष्य वाव किल मा भगवानब्रवीदनु त्वाऽशिषमिति॥ ४॥

શબ્દાર્થ:—પછી [ રાજાએ કહ્યું:—" એવી રીતે તું અજ્ઞાની છતાં હું ] ઉપદેશ પામેલો [ છું " એમ તેં ] કેમ કહ્યું ? જે [ મારા પૂછેલા ] આ[ અર્થસમૂહો ]ને ન જાણે તે [ વિદ્વાનોમાં હું ] ઉપદેશ પામેલો [ છું એમ ] કેમ કહે ?" એવી રીતે તે [ રાજાવડે ] ખેદયુક્ત થયો [ છતો ] પિતાના સ્થાનપ્રતિ આવતો હવો, [ અને ] તેને ( પિતાને ) કહેતો હવો.-" ઉપદેશ નહિ કરીનેજ ભગવાન્ મને [ સમાવર્તનકાલમાં ] " તને [ મેં ] ઉપદેશ કર્યો એમ [ કેમ ] કહેતા હવા ?" ૪

पञ्च मा राजन्यबन्धुः प्रश्नानप्राक्षीत्तेषां नैकं च नाशकं विवक्तुमिति स होवाच यथा मा त्वं तदैतानवदो यथाऽहमेषां नैकंचन वेद यद्यहमिमानवेदिष्यं कथं ते नावक्ष्यमिति॥५॥

શબ્દાર્થઃ—'રાજન્યબંધુ (ક્ષત્રિયો જેના ભાઈ છે એવો, અર્થાત્ ક્ષત્રિયધર્મથી રહિત પ્રવાહણ) મને પાંચ પ્રશ્નો પૂછતો હવો, તેઓમાંના એકનું પણ વિવેચન કરવાને [ હું ] સમર્થ ન થયો " એમ [ શ્વેતકેતુએ કહ્યું. ] " જેવી રીતે તેં મને ત્યારે (આવતાંવેંત) [ જે ] આ [ પ્રશ્નો ] કહ્યા [ તેમાંનો એક પણ ] જેમ [ તું જાણતો નથી તેમ ] હું [ પણ ] તેઓમાંનો એક પણ જાણતો નથી જો હું આ [ પ્રશ્નો ]ને જાણતો હોઉં [ તો ] શામાટે તને [ સમાવર્તન-કાલમાં ] ન કહું ?" એમ તે [ પિતા શ્વેતકેતુપ્રતિ ] બોલ્યા ૫

स ह गौतमो राज्ञोऽर्धमेयाय तस्मै ह प्राप्तायार्हाञ्चकार स ह प्रातः सभाग उदेयाय तꣳहोवाच मानुषस्य भगवन् गौतम वित्तस्य वरं वृणीथा इति स होवाच तवैव राजन् मानुषं वित्तं यामेव कुमारस्यान्ते वाचमभाषथास्तामेव मे ब्रूहीति स ह कृच्छ्री बभूव ॥ ६ ॥

શબ્દાર્થઃ—[ પછી ] તે પ્રસિદ્ધ ગૌતમ (ગૌતમગોત્રવાળા ઉદ્દાલક) રાજાના સ્થાનપ્રતિ જતા હવા તે પ્રાપ્ત થયેલા[ ગૌતમ ]ને [ તે રાજા ] પૂજતો હવો. [ અન્યોવડે ] પૂજ્યમાન તે પ્રસિદ્ધ [ ગૌતમ બીજે દિવસે ] પ્રાત કાલમાં [ રાજાની સમીપ ] જતા હવા. " હે ભગવન્ ! હે ગૌતમ ! મનુષ્યસંબંધી [ગામઆદિ] દ્રવ્યનો વર માગો " એમ [ રાજા ] તેને કહેતો હવો. " હે રાજન્ ! મનુષ્યસંબંધી દ્રવ્ય તમારીજ [ પાસે રહો. મારા ] પુત્રની સમીપમાં જે [પાંચ પ્રશ્નોરૂપ] વાણી બોલ્યા હતા તેજ મને કહો " એમ તે [ ગૌતમ ] કહેતા હવા. [તે સાંભળીને] તે [રાજા આ વિદ્યા બ્રાહ્મણોને કેમ અપાય? એમ વિચારી] દુઃખી થતો હવો. ૬

तꣳह चिरं वसेत्याज्ञापयांचकार तꣳहोवाच यथा मा त्वं गौतमावदो यथेयं न प्राक् त्वत्तः पुरा विद्या ब्राह्मणान् गच्छति तस्मादु सर्वेषु लोकेषु क्षत्रस्यैव प्रशासनमभूदिति तस्मै होवाच ॥ ७ ॥ इति पञ्चमप्रपाठकस्य तृतीयः खण्डः ॥३॥

શબ્દાર્થઃ—[ પરંતુ બ્રાહ્મણને ના પાડવી એ યોગ્ય નથી એમ સમજી રાજા ] તેને " ચિર (એક વર્ષપર્યંત) વાસ કરો " એમ આજ્ઞા કરતો હવો. " હે ગૌતમ ! [ વિદ્યામાટે ] તમે મને જેવી રીતે કહ્યું [ તેમાં કાંઇ કહેવાયોગ્ય છે તે સાંભળો— ] જેથી આ વિદ્યા તમારાથી પહેલાં બ્રાહ્મણોપ્રતિ ગઈ નથી તેથી [ પૂર્વે ] સર્વે લોકોમાં નિશ્ચય ક્ષત્રિયનુંજ [ આ વિદ્યા-વડે ] ઉપદેષ્ટાપણું હતું " એમ [ પ્રવાહણરાજા ] તે[ઉદ્દાલક]ને કહેતો હવો. [ પછી રાજા ] તેમને [ વિદ્યા ] કહેતો હવો. ૭ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫. ૩

તે રાજા પ્રથમ સ્વર્ગરૂપ અગ્નિવિદ્યા કહે છેઃ—

असौ वाव लोको गौतमाग्निस्तस्याऽऽदित्य एव समिद्रश्मयो धूमोऽहरर्चिश्चन्द्रमा अङ्गारा नक्षत्राणि विस्फुलिङ्गाः ॥ १ ॥

શબ્દાર્થઃ—" હે ગૌતમ ! આ પ્રસિદ્ધ [સ્વર્ગ]લોક અગ્નિ [ છે, ] આદિત્યજ તેની સમિધ્ [છે,] કિરણો ધૂમાડો [છે,] દિવસ જ્વાલા [છે,] ચંદ્રમા અંગારા [ છે, ને ] નક્ષત્રો તણખા [છે.] ૧

तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धां जुह्वति तस्या आहुतेः सोमो राजा सम्भवति ॥२॥ इति पञ्चमप्रपाठकस्य चतुर्थः खण्डः ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—તે આ અગ્નિમાં દેવો ( યજમાનની ઇંદ્રિયો તથા તેના દેવો ) [ અગ્નિહોત્રની આહુતિઓના પરિણામની અવસ્થારૂપ સૂક્ષ્મ ] જલ હોમે છે તે આહુતિથી [ સ્વર્ગલોકરૂપ અગ્નિમાં હોમેલા જલોના પરિણામરૂપે ] સોમરાજા ( ચંદ્રમા ) થાય છે. ૨

વિવેચનઃ—યજમાન સૂક્ષ્મજલની સાથે સંબંધવાળો થઇ, સ્વર્ગલોકપ્રતિ અનુપ્રવેશ કરી, ચંદ્રના જેવા જલરચિત શરીરવાળો થાય છે તે ચંદ્રમાની ઉત્પત્તિ જાણવી. ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના ચોથા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૫. ૪

હવે પર્જન્યરૂપ અગ્નિવિદ્યા કહે છેઃ—

पर्जन्यो वाव गौतमाग्निस्तस्य वायुरेव समिदभ्रं धूमो विद्युदर्चिरशनिरङ्गारा ह्रादनयो विस्फुलिङ्गाः ॥ १ ॥

**શબ્દાર્થઃ**—હે ગૌતમ ! પ્રસિદ્ધ પર્જન્ય ( વૃષ્ટિની સામગ્રીના અભિમાની દેવ ) અગ્નિ [ છે, ] વાયુજ તેની સમિધ્ [ છે, ] વાદળું ધૂમાડો [ છે, ] વીજળી જ્વાલા [ છે, ] વજ્ર અંગારા [ છે, ને મેઘની ] ગર્જનાઓ તણખા [ છે. ] ૧

तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः सोमँ राजानं जुह्वति तस्या आहुतेर्वर्षँ सम्भवति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य पञ्चमः खण्डः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—તે આ અગ્નિમાં દેવો સોમરાજાને ( સૂક્ષ્મજલ જે ચંદ્રરૂપે પરિણામ પામેલ છે તેને ) હોમે છે. તે આહુતિથી વૃષ્ટિ થાય છે. ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના પાંચમાં ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫. ૫

હવે પૃથિવીરૂપ અગ્નિવિદ્યા કહે છે—

पृथिवी वाव गौतमाग्निस्तस्याः संवत्सर एव समिदाकाशो धूमो रात्रिरर्चिर्दिशोऽङ्गारा अवान्तरदिशो विस्फुलिङ्गाः ॥ १ ॥

**શબ્દાર્થઃ**—હે ગૌતમ ! પ્રસિદ્ધ પૃથિવી અગ્નિ [ છે, ] સંવત્સરજ તેની સમિધ્ [છે,] આકાશ ધૂમાડો [છે,] રાત્રિ જ્વાલા [છે,] દિશાઓ અંગારા [છે, ને]-ખૂણાઓ તણખા [છે] ૧.

तस्मिन्नेतस्मिन्नग्नौ देवा वर्षं जुह्वति तस्या आहुतेरन्नँ सम्भवति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य षष्ठः खण्डः ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—તે આ અગ્નિમાં દેવો વૃષ્ટિને હોમે છે. તે આહુતિથી અન્ન થાય છે. ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના છઠ્ઠા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૫. ૬

હવે પુરુષરૂપ અગ્નિવિદ્યા કહે છેઃ—

पुरुषो वाव गौतमाग्निस्तस्य वागेव समित्प्राणो धूमो जिह्वाऽर्चिश्चक्षुरङ्गाराः श्रोत्रं विस्फुलिङ्गाः ॥ १ ॥

શબ્દાર્થઃ—હે ગૌતમ ! પ્રસિદ્ધ પુરુષ અગ્નિ [છે,] વાણીજ તેની સમિધ્ [ છે, ] પ્રાણ ધૂમાડો [ છે, ] જીભ જ્વાલા [ છે, ] ચક્ષુ અંગારા [ છે, ને ] શ્રોત્ર તણખા [ છે. ] ૧

तस्मिन्नेतस्मिन्नग्नौ देवा अन्नं जुह्वति तस्या आहुते रेतः सम्भवति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य सप्तमः खण्डः ॥ ७ ॥

શબ્દાર્થઃ—તે આ અગ્નિમાં દેવો અન્ન હોમે છે. તે આહુતિથી વીર્ય થાય છે. ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના સાતમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૫. ૭

હવે સ્ત્રીરૂપ અગ્નિવિદ્યા કહે છેઃ—

પ્રથમ મંત્રમાં હે ગૌતમ ! પ્રસિદ્ધ સ્ત્રી અગ્નિ છે ઇત્યાદિ વર્ણન છે. ૧

तस्मिन्नेतस्मिन्नग्नौ देवा रेतो जुह्वति तस्या आहुतेर्गर्भः सम्भवति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्याष्टमः खण्डः ॥ ८ ॥

શબ્દાર્થઃ—તે આ અગ્નિમાં દેવો વીર્ય હોમે છે તે આહુતિથી ગર્ભ થાય છે. ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના આઠમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૮

હવે ગમનાગમનવાળા જીવના શરીરની અગ્નિમાંથી ઉત્પત્તિ તથા તેનો અગ્નિમાં નાશ જણાવે છેઃ—

इति तु पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्तीति स उल्वावृतो गर्भो दश वा नव वा मासानन्तः शयित्वा यावद्वाऽथ जायते ॥ १ ॥

શબ્દાર્થઃ—એવી રીતે પાંચમી આહુતિમાં જલ પુરુષનામવાળું થાય છે એમ [ પાંચમા પ્રશ્નનું ઉત્તર કહ્યું. હવે પહેલા પ્રશ્નનું ઉત્તર આપવાનો આરંભ કરે છેઃ-] તે ગર્ભ ઓરવડે વીંટાયો [ છતો ] દશ વા નવ માસોપર્યંત વા જ્યાંસુધી [ સમગ્ર અવયવવાળો થાય ત્યાંસુધી માતાના ઉદરમાં ] શયન કરીને પછી જન્મે છે. ૧

स जातो यावदायुषं जीवति तं प्रेतं दिष्टमितोऽग्नय एव हरन्ति यत एवेतो यतः सम्भूतो भवति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य नवमः खण्डः ॥ ९ ॥

શબ્દાર્થઃ—તે જન્મ્યો [ છતો કર્મવડે સંપાદન કરેલું ] જેટલું આયુષ્ [ હોય ત્યાંસુધી ] જીવે છે [ જો જીવતાં છતાં તે વૈદિકકર્મમાં વા ઉપાસનામાં અધિકારી હોય તો મુઆપછી ] તે મૃતને [ કર્મવડે ] નિશ્ચય કરાયેલા [ પરલોક ]પ્રતિ [મોકલવા] અહીંથી (ગામમાંથી) [ ઋત્વિજો વા પુત્રો ] અગ્નિ (અગ્નિમાં અંત્યકર્મ કરવાને) માટેજ લઈ જાય છે જેમાંથીજ (જલ આદિ આહુતિના ક્રમવડે અગ્નિથીજ) આવ્યો [છે, ને] જેમાંથી (પાંચ અગ્નિઓમાંથી) ઉપજ્યો છે [ તેથી તેને પોતાના કારણરૂપ અગ્નિપ્રતિ પ્રાપ્ત કરે છે ] ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના નવમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૯

હવે પ્રથમ પ્રશ્નના ઉત્તરમાં ઉત્તરમાર્ગનું નિરૂપણ થાય છેઃ—

तद्य इत्थं विदुर्ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते तेऽर्चिषमभिसम्भवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान्षडुदङ्ङेति मासाꣳस्तान् ॥ १ ॥ मासेभ्यः संवत्सरꣳ संवत्स-

राक्षादित्यमादित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान्ब्रह्म गमयत्येष देवयानः पन्था इति ॥ २ ॥

શબ્દાર્થઃ—તેમાં જેઓ (જે ગૃહસ્થો) એવી રીતે [પંચાગ્નિની ઉપાસના] જાણે છે, અને જે આ [નૈષ્ઠિકબ્રહ્મચારીઓ, વાનપ્રસ્થો ને ત્રિદંડી સંન્યાસીઓ] અરણ્યમાં [રહી] શ્રદ્ધા તપ એમ ઉપાસે છે, (શ્રદ્ધાલુ તથા તપસ્વી છે,) [અને જે સત્ય ભાષણ કરે છે, તથા હિરણ્યગર્ભની ઉપાસના કરે છે] તેઓ અર્ચિને (સૂર્યના કિરણના અભિમાની દેવને) પામે છે, અર્ચિથી દિવસને, દિવસથી શુક્લપક્ષને [ને] શુક્લપક્ષથી જે છ માસોમાં [સૂર્ય] ઉત્તરભણી જાય છે તે[માસો]ને [પામે છે.] ૧ [તે] માસોથી સંવત્સરને, સંવત્સરથી આદિત્યને, આદિત્યથી ચંદ્રમાને [ને] ચંદ્રમાથી વીજળીને [પામે છે] ત્યાં અમાનવપુરુષ [આવે છે,] તે આ[ઉપાસકો]ને બ્રહ્મપ્રતિ લઈ જાય છે. આ દેવયાનમાર્ગ [છે] ઇતિ २ [આનું વિશેષ વર્ણન પૂર્વે થઈ ગયું છે.]

હવે દક્ષિણમાર્ગનું વર્ણન કરે છે.

अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसम्भवन्ति धूमाद्रात्रिं रात्रेरपरपक्षमपरपक्षाद्यान्षड्दक्षिणैति मासाꣳस्तान्नैते संवत्सरमभिप्राप्नुवन्ति ॥ ३ ॥ मासेभ्यः पितृलोकं पितृलोकादाकाशमाकाशाच्चन्द्रमसमेष सोमो राजा तद्देवानामन्नं तं देवा भक्षयन्ति ॥४॥

શબ્દાર્થઃ—હવે જે આ [ગૃહસ્થો] ગામમાં [રહી] ઇષ્ટ, (અગ્નિહોત્રાદિક વૈદિકકર્મ,) પૂર્ત, (કૂવા, વાવ, તળાવ ને ફૂલવાડી આદિ કરાવવાં,) [ને] દત્ત (વેદીથી બહાર દાન આપવું) ઇત્યાદિનું અનુષ્ઠાન કરે છે તેઓ ધૂમાડાને (ધૂમાડાના અભિમાની દેવને) પામે છે. ધૂમાડાથી રાત્રિને, (રાત્રિના અભિમાની દેવને,) રાત્રિથી બીજા પક્ષને, (કૃષ્ણપક્ષના અભિમાની દેવને,) [ને] બીજા પક્ષથી જે છ માસોમાં [સૂર્ય] દક્ષિણભણી જાય છે તે[માસો]ને [પામે છે.] આ (કર્મ કરનારાઓ) સંવત્સરને પ્રાપ્ત થતા નથી. ૩ [તે દક્ષિણાયનરૂપ છ] માસોથી પિતૃલોકને, પિતૃલોકથી આકાશને [ને] આકાશથી ચંદ્રમાને [પામે છે. જે] આ [અંતરિક્ષમાં] સોમરૂપ [બ્રાહ્મણોનો] રાજા [દેખાય છે તે ચંદ્રમા છે.] તે દેવોનું અન્ન (ભોગનું સાધન) [છે] તેનું દેવો ભક્ષણ કરે છે. (તેને દેવો પોતાની સેવા કરાવવારૂપ ઉપભોગમાં લે છે.) ૪

ચંદ્રમામાં જલપ્રધાન શરીરવડે તેમની ક્યાંસુધી સ્થિતિ થાય છે, તથા ત્યાંથી તેઓનું અવરોહણ કેવી રીતે થાય છે તે જણાવે છેઃ—

तस्मिन्यावत्सम्पातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते यथेतमाकाशमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वाऽभ्रं भवति ॥ ५ ॥ अभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति त इह व्रीहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्तेऽतो वै खलु दुर्निष्प्रपतरं यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूय एव भवति ॥ ६ ॥

શબ્દાર્થઃ—તે[ચંદ્રમંડલ]માં [ચંદ્રમંડલની પ્રાપ્તિ કરાવી ત્યાં ફલ આપનારા] કર્મના ક્ષયપર્યંત નિવાસ કરીને પછી જેમ આવ્યા [હતા તેમ વા બીજી રીતે] આજ (હવે

પછી કહેવાશે તેજ ) માર્ગપ્રતિ પુનઃ પાછા આવે છે [ ચંદ્રલોકથી ભૌતિક ] આકાશને [ ને ] આકાશથી વાયુને [ પામે છે ] વાયુ થઇને ધૂમ થાય છે, [ ને ] ધૂમ થઇને વાદળું થાય છે ૫ વાદળું થઇને મેઘ થાય છે મેઘ થઇને [ સમુદ્રાદિકથી ભિન્ન પ્રદેશોમાં ] વર્ષે છે તેઓ ( તે જીવો ) અહીં ( પૃથિવીમાં ) ડાંગર, જવ, ઓષધિ, વનસ્પતિ, તલ [ ને ] અડદ એવી રીતે ઉપજે છે (તેમની સાથે સંબંધ પામે છે ) અહીંથી નિશ્ચય અતિદુઃખવડે નીકળવું [ થાય છે. ] જે જે [ વીર્યસિંચન કરનાર પુરુષ ] પ્રસિદ્ધ [ જીવસંયુક્ત ] અન્ન ખાય છે, [ અને ઋતુકાલમાં સ્ત્રીવિષે ] જે વીર્યનુ સિંચન કરે છે તેની અધિકતાવાળોજ (તેના શરીરની આકૃતિવાળોજ) થાય છે ૬

હવે શુભાશુભકર્મના સદ્ભાવપ્રમાણે તેમને ઉત્તમ વા અધમયોનિની પ્રાપ્તિ થાય છે એમ જણાવે છે —

तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन्ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वाऽथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरञ्श्वयोनिं वा सूकरयोनिं वा चण्डालयोनिं वा ॥ ७ ॥

શબ્દાર્થઃ—તેમા (તે ડાંગર આદિકની સાથે સંબંધ પામેલા શેષકર્મવાળા જીવોમાં) જેઓ અહી પુણ્યકર્મવાળા [છે] તેઓ રમણીય ( ક્રૂરતાદિરહિત ) યોનિને પ્રાપ્ત થાય છે–બ્રાહ્મણ યોનિને વા ક્ષત્રિયયોનિને, વા વૈશ્યયોનિને [ સ્વકર્માનુસાર પ્રાપ્ત થાય છે એવું ] જે [ ફલ તે ] શીઘ્રજ [થાય છે,] અને જેઓ અહીં અશુભકર્મવાળા [ છે ] તેઓ કપૂય ( ધર્મસંબંધથી રહિત યોનિને પામે છે–શ્વાનયોનિને વા સૂકરયોનિને વા ચંડાલયોનિને [ પોતાના કર્મપ્રમાણે પામે છે એવું ] જે [ ફલ તે ] શીઘ્રજ [ થાય છે ] ૭

હવે ત્રીજા સ્થાનનો ઉપદેશ કરે છે —

अथैतयोः पथोर्न कतरेण च न तानीमानि क्षुद्राण्यसकृदावर्तीनि भूतानि भवन्ति जायस्व म्रियस्वेत्येतत्तृतीयꣳ स्थानं तेनासौ लोको न सम्पूर्यते तस्माज्जुगुप्सेत तदेष श्लोकः ॥ ८ ॥

શબ્દાર્થઃ—હવે [ જેઓ ] આ [બે] માર્ગમાંના કોઇવડે પણ [જતા] નથી તે આ [ મચ્છરાદિ ] વારંવાર જન્મમરણ પામનારાં તુચ્છ જતુઓ થાય છે ' જન્મ પામ, મૃત્યુ પામ ' એમ [સર્વેશ્વર તેમને પ્રેરણા કરે છે] આ [ પૂર્વોક્ત બેની અપેક્ષાએ] ત્રીજું સ્થાન [છે] તેવડે આ [ ચંદ્ર ] લોક પૂરાતો નથી તેથી [આવી રીતની સસારની ગતિમાં] દોષદૃષ્ટિ કરે. તેમા (પંચાગ્નિવિદ્યાની સ્તુતિમાં) આ મંત્ર છે ] ૮

વિવેચન —પાચમો પ્રશ્ન પચાગ્નિવિદ્યાવડે વ્યાખ્યાન કર્યો, ને પ્રથમ પ્રશ્ન દક્ષિણમાર્ગના અને ઉત્તરમાર્ગના કથનવડે દૂર કર્યો. મુએલા પુરુષને અગ્નિમા નાખવા એ સમાન છે. પછી એક અર્ચિ આદિ માર્ગવડે જાય છે, અને બીજો ધૂમાદિ માર્ગવડે જાય છે તે ઉત્તરમાર્ગે અને દક્ષિણમાર્ગે જનારાના પરસ્પરના વિયોગનું સ્થાન છે જીવોની પુનરાવૃત્તિ ચન્દ્રમામાંથી આકાશાદિકના ક્રમવડે કહી ચદ્રલોકથી પુનરાવૃત્તિ થવાને લીધે ને ત્રીજે માર્ગે જનારા ત્યાં જતા નથી તેથી, ચદ્રલોક પૂરાઇ જતો નથી એ પણ જણાવ્યું ૮

स्तेनो हिरण्यस्य सुरां पिबꣳश्च गुरोस्तल्पमावसन्ब्रह्महा चैते पतन्ति चत्वारः पञ्चमश्चाऽऽचरꣳस्तैरिति ॥ ९ ॥

શબ્દાર્થઃ—[બ્રાહ્મણના] સોનાની ચોરી કરનાર, [બ્રાહ્મણ થઇને] સુરા પીનાર, ગુરુની સ્ત્રીનો ભોગ કરનાર ને બ્રાહ્મણનું હનન કરનારા આ ચાર પતિત થાય છે, અને પાંચમો તેઓની [સાથે જે] સંગત રાખે છે [તે] ઇતિ ૯

अथ ह य एतानेवं पञ्चाग्नीन्वेद न सह तैरप्याचरन्पाप्मना लिप्यते शुद्धः पूतः पुण्यलोको भवति य एवं वेद य एवं वेद ॥ १० ॥ इति पञ्चमप्रपाठकस्य दशमः खण्डः ॥ १० ॥

શબ્દાર્થઃ—અને જે આ પાંચ અગ્નિને એવી રીતે જાણે છે [તે] તેઓની (મહાપાપીઓની) સાથે સંગત રાખતો [છતો પણ] પાપવડે લેપાતો નથી જે [પાંચ પ્રશ્નોવડે પૂછેલા અર્થને] એવી રીતે જાણે છે, જે એવી રીતે જાણે છે [તે] શુદ્ધ, પવિત્ર [ને પ્રાજાપત્યાદિ] પવિત્ર લોકવાળો થાય છે " [પુનરુક્તિ સમસ્ત પ્રશ્નોનો નિર્ણય દેખાડવામાટે છે] ૧૦ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના દશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૧૦

દક્ષિણમાર્ગે જનારાઓને દેવોના અનભાવની પ્રાપ્તિ કહી, અને ક્ષુદ્રજંતુરૂપ દુઃખમય સંસારની ગતિ કહી તે બન્ને દોષોનું નિવારણ કરવાની ઇચ્છાવડે વૈશ્વાનરનામવાળા આત્માભાવની પ્રાપ્તિમાટે આ ખંડનો આરંભ થાય છે શિષ્યની વિનયાદિક સંપત્તિ દેખાડવામાટે આખ્યાયિકા છે—

प्राचीनशाल औपमन्यवः सत्ययज्ञः पौलुषिरिन्द्रद्युम्नो भाल्लवेयो जनः शार्कराक्ष्यो बुडिल आश्वतराश्विस्ते हैते महाशाला महाश्रोत्रियाः समेत्य मीमाꣳसां चक्रुः को न आत्मा किं ब्रह्मेति ॥ १ ॥

શબ્દાર્થઃ—ઉપમન્યુનો પુત્ર પ્રાચીનશાલ, પુલુષનો પુત્ર સત્યયજ્ઞ, ભલ્લવિનો પૌત્ર ઇન્દ્રદ્યુમ્ન શર્કરાક્ષનો પુત્ર જન [ને] અશ્વતરાશ્વનો પુત્ર બુડિલ તે આ મહાગૃહસ્થો [ને] મહાન્ શ્રોત્રિયો (શ્રવણ, અધ્યયન ને સદાચારવાળા) એકત્ર થઇને નિર્દોષ વિચાર કરવા લાગ્યા-આપણો આત્મા કોણ ? [ને] બ્રહ્મ શું ?' ઇતિ ૧

ते ह सम्पादयांचक्रुरुद्दालको वै भगवन्तोऽयमारुणिः सम्प्रतीममात्मानं वैश्वानरमध्येति तꣳ हन्ताभ्यागच्छामेति तꣳ हाभ्याजग्मुः ॥ २ ॥

શબ્દાર્થઃ—તે પૂજાવાનો [વિચાર કરતાં છતાં પણ પૂર્વોક્ત વિષયમાં નિશ્ચયને નહિ પ્રાપ્ત થઇને તેના ઉપદેષ્ટાને] સંપાદન કરતા હવા આ અરુણના પુત્ર પ્રસિદ્ધ ઉદ્દાલક વર્તમાનમાં આ આત્મરૂપ વૈશ્વાનરને [સારી રીતે] જાણે છે અનુમતિ [હોય તો આપણે] તેની [પાસે] જઇએ એવી રીતે [નિશ્ચય કરીને તેઓ] તેની (ઉદ્દાલકની) [પાસે] જતા હવા

स ह सम्पादयांचकार प्रक्ष्यन्ति मामिमे महाशाला महाश्रोत्रियास्तेभ्यो न सर्वमिव प्रतिपत्स्ये हन्ताहमन्यमभ्यनुशासानीति ॥ ॥ ३ ॥

શબ્દાર્થઃ—તે (ઉદ્દાલક) [તેમને જોઇનેજ તેમના આવવાનું પ્રયોજન જાણી] વિચારવા લાગ્યો -આ મહાગૃહસ્થો [ને] મહાશ્રોત્રિયો મને પૂછશે, તેઓને [પૂછેલો વિષય હું] સંપૂર્ણ રીતે નહિ કહી શકું [તેથી હવે] હું અન્ય[ ઉપદેષ્ટા ]નું કથન કરું ઇતિ ૩

तान्होवाचाश्वपतिर्वै भगवन्तोऽयं कैकेयः सम्प्रतीममात्मानं वैश्वानरमध्येति तꣳहन्ताभ्यागच्छामेति तꣳ हाभ्याजग्मुः ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ એમ વિચારીને ઉદ્દાલક ] તેઓને કહેવા લાગ્યોઃ–" હે ભગવંત ! આ કેકયના પુત્ર પ્રસિદ્ધ અશ્વપતિ વર્તમાનમાં આ આત્મરૂપ વૈશ્વાનરને [સારી રીતે] જાણે છે. અનુમતિ [ હોય તો આપણે ] તેની [પાસે] જઈએ " એવી રીતે [ નિશ્ચય કરીને તેઓ ] તે [ અશ્વપતિ ]ની [ પાસે ] જતા હવા. ૪

तेभ्यो ह प्राप्तेभ्यः पृथगर्हाणि कारयांचकार स ह प्रातः सञ्जिहान उवाच न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपो नानाहिताग्निर्नाविद्वान्न स्वैरी स्वैरिणी कुतो यक्ष्यमाणो वै भगवन्तोऽहमस्मि यावदेकैकस्मा ऋत्विजे धनं दास्यामि तावद्भगवद्भ्यो दास्यामि वसन्तु मे भगवन्त इति ॥ ५ ॥

શબ્દાર્થઃ—[ તે અશ્વપતિ ] પ્રાપ્ત થયેલા તે [ અતિથિઓ ]નું [ પુરોહિતોવડે ને દાસોવડે ] પૃથક્ [ પૃથક્ ] પૂજન કરાવતો હવો તે [ રાજા બીજે દિવસે ] પ્રાતઃકાલમાં નિદ્રાનો ત્યાગ કરતો [ છતો તેઓની સમીપ આવીને વિનયવડે ] કહેવા લાગ્યો–[ "મારાથી આ ધન ગ્રહણ કરો." તેઓએ તે ગ્રહણ કર્યું નહિ ત્યારે મને દુરાચારી જાણી આ દ્રવ્ય નહિ ગ્રહણ કરતા હોય એમ ધારી રાજા કહેવા લાગ્યોઃ– ] " મારા દેશમાં ચોર નથી, [ ઐશ્વર્ય છતાં ] અદાતા નથી, [ બ્રાહ્મણ હોઇને ] મદ્યપાન કરનાર નથી, [ સો ગાયોવાળો છતાં ] અગ્નિહોત્રવિનાનો નથી, [ અધિકારપ્રમાણે ] વિદ્યારહિત નથી, વ્યભિચારી [ પુરુષ ] નથી [ તો ] વ્યભિચારિણી [ સ્ત્રી ] ક્યાંથી [ હોય ? " કદાચ આ દ્રવ્ય થોડું છે એમ જાણી ન ગ્રહણ કરતા હોય તો કહે છેઃ– ] " હે ભગવંત ! હું યજન કરનારો છું, [ તેમાં ] એક એક ઋત્વિજ્‌ને જેટલું ધન આપીશ તેટલું આપ[ એક એક ]ને આપીશ. હે ભગવંત ! નિવાસ કરો, [ અને ] મારો [ યજ્ઞ જુઓ. ] " ઇતિ ૫

ते होचुर्येन हैवार्थेन पुरुषश्चरेत्तꣳ हैव वदेदात्मानमेवेमं वैश्वानरꣳ सम्प्रत्यध्येषि तमेव नो ब्रूहीति ॥ ६ ॥

શબ્દાર્થઃ—તેઓ બોલ્યાઃ–" જે પ્રયોજનવડે પુરુષ [ જેના ભણી ] ગમન કરે તે [ પ્રયોજન ]નેજ [ તે ] કહે [ એવો ન્યાય છે. અમે વૈશ્વાનરનું જ્ઞાન મેળવવા ઇચ્છીએ છીએ, ને તમે ] આ આત્મરૂપ વૈશ્વાનરને નિશ્ચય વર્તમાનમાં [ સારી રીતે ] જાણો છો [ તેથી ] તેજ અમને કહો. " ઇતિ. ૬

तान्होवाच प्रातर्वः प्रतिवक्तास्मीति ते ह समित्पाणयः पूर्वाह्णे प्रतिचक्रमिरे तान्हानुपनीयैवैतदुवाच ॥ ७ ॥ इति पञ्चमप्रपाठकस्यैकादशः खण्डः ॥ ११ ॥

શબ્દાર્થઃ—[ અશ્વપતિરાજા ] તેઓને કહેવા લાગ્યોઃ–' પ્રાતઃકાલમાં તમને પ્રતિવચન આપનાર થઇશ, એમ [ કહે સને રાજાના અભિપ્રાયને જાણનારા ] તેઓ [ પોતાના અભિમાનનો ત્યાગ કરી ] હાથમાં સમિધ્ [ લઇને બીજે દિવસે ] પૂર્વાહ્ણમાં ( બંપોરપહેલાં )

[ વિનયવડે રાજા ] પ્રતિ ગમન કરતા હવા તેઓને ઉપનયન ( ચરણમાં સાષ્ટાંગપ્રણામ ) નહિ કરાવીનેજ [ રાજા ]આ ( વૈશ્વાનરવિદ્યા ) કહેતો હવો ૭ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના અગીઆરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૧૧

औपमन्यव कं त्वमात्मानमुपास्स इति दिवमेव भगवो राजन्निति होवाचैष वै सुतेजा आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्तव सुतं प्रसुतमासुतं कुले दृश्यते ॥ १ ॥

શબ્દાર્થઃ—" હે ઉપમન્યુના પુત્ર ! તમે, કયા આત્મા[ રૂપ વૈશ્વાનર ]ને ઉપાસો છો ?" એમ [ રાજાએ તેને પૂછ્યું ] " હે ભગવન્ ! હે રાજન્ ! સ્વર્ગલોક[ રૂપ વૈશ્વાનર ]-નેજ [ ઉપાસું છું ] " એમ [ પ્રાચીનશાલ ] કહેતો હવો [ રાજા કહે છેઃ- ] " જે આત્માને તમે ઉપાસો છો [ તે ] આ પ્રસિદ્ધ સારા તેજવાળો વૈશ્વાનરરૂપ આત્મા ( આત્માનો અવયવ ) [ છે, ] તેથી ( તેની ઉપાસનાથી ) તમારા કુલમાં સુત, પ્રસુત [ ને ] આસુત દેખાય છે ૧

વિવેચન—એક દિવસના યજ્ઞમા સોમલતાનો રસ કાઢવો તે સુત, બેથી બાર દિવસપર્યંતના યજ્ઞમાં સોમલતાનો રસ કાઢવો તે પ્રસુત, ને તેરથી સો દિવસપર્યંતના યજ્ઞમાં સોમલતાનો રસ કાઢવો તે આસુત કહેવાય છે. તમારા કુલમાં સુત, પ્રસુત ને આસુત દેખાય છે એમ કહેવાથી તમારા કુલમા ઉપજેલા પુરુષો અતિશય કર્મ કરનારા છે એમ જણાવ્યું છે ૧

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते मूर्धा त्वेष आत्मन इति होवाच मूर्धा ते व्यपतिष्यद्यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य द्वादशः खण्डः ॥ १२ ॥

શબ્દાર્થઃ—[ વળી તમે પ્રદીપ્ત અગ્નિવાળા થઇને ] અન્નનું ભક્ષણ કરો છો, [ ને પુત્રપૌત્રાદિરૂપ ] ઇષ્ટને જુઓ છો જે એવી રીતે આ આત્મરૂપ વૈશ્વાનરને ઉપાસે છે [ તે પ્રદીપ્ત અગ્નિવાળો થઇને ] અન્નનું ભક્ષણ કરે છે, ઇષ્ટને જુએ છે, [ અને ] આના કુલમાં [ કર્મીપણારૂપ ] બ્રહ્મતેજ થાય છે, પણ આત્મા[ રૂપ વૈશ્વાનર ]નું આ મસ્તક [ છે, સમસ્ત વૈશ્વાનર નથી ] " એમ [ તે ] કહેતો હવો " જો [ તમે ] મારા પ્રતિ ન આવ્યા હોત [ તો આ ઉપાસનાથી ] તમારું મસ્તક પડત " ઇતિ ૨ એવી રીતે પાંચમા પ્રપાઠકના બારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૫ ૧૨

अथ होवाच सत्ययज्ञं पौलुषिं प्राचीनयोग्य कं त्वमात्मानमुपास्स इत्यादित्यमेव भगवो राजन्निति होवाचैष वै विश्वरूप आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्तव बहु विश्वरूपं कुले दृश्यते ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી [ રાજા ] પુલુષના પુત્ર સત્યયજ્ઞપ્રતિ " હે પ્રાચીનયોગ્ય ! તમે કયા આત્માને ઉપાસો છો ?" એમ કહેતો હવો " હે ભગવન્ ! હે રાજન્ ! આદિત્યનેજ ઉપાસું છું ]" એમ [ તે ] કહેતો હવો. [ રાજા કહે છે - ] " જે આત્માને તમે ઉપાસો છો [ તે ] આ પ્રસિદ્ધ વિશ્વરૂપ આત્મા વૈશ્વાનર [ છે. ] તેથી ( સર્વરૂપ આદિત્યની ઉપાસનાથી ) તમારા કુલમાં બહુ સર્વરૂપ ( આ લોક પરલોકનાં સાધન ) દેખાય છે. ૧

प्रवृत्तोऽश्वतरीरथो दासीनिष्कोऽत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्म-

वर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते चक्षुष्ट्वेतदात्मन इति होवाचान्धोऽभविष्यो यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य त्रयोदशः खण्डः ॥ १३ ॥

શબ્દાર્થઃ—[ તમારી પછવાડે ] ખચ્ચરીઓસહિત રથ ચાલે છે, દાસીઓસહિત હાર [ તમને પ્રાપ્ત થયેલ છે, ] અન્નનું ભક્ષણ કરો છો, [ને] પ્રિયને જુઓ છો જે આ આત્મરૂપ વૈશ્વાનરને એવી રીતે ઉપાસે છે [ તે ] અન્નનું ભક્ષણ કરે છે, પ્રિયને જુએ છે, આના કુલમાં બ્રહ્મતેજ થાય છે, પણ આત્મા[ રૂપ વૈશ્વાનર ]નું આ ચક્ષુ [ છે, સમસ્ત વૈશ્વાનર નથી ]" એમ [તે] કહેતો હવો " જો [તમે] મારા પ્રતિ ન આવ્યા હોત [ તો આવી ઉપાસનાથી તમે ] આંધળા થાત " ઇતિ ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના તેરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૧૩

अथ होवाचेन्द्रद्युम्नं भाल्लवेयं वैयाघ्रपद्य कं त्वमात्मानमुपास्स इति वायुमेव भगवो राजन्निति होवाचैष वै पृथग्वर्त्माऽऽत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वां पृथग्बलय आयन्ति पृथग्रथश्रेणयोऽनुयन्ति ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી [ રાજા ]ભલ્લવિતા પૌત્ર ઇંદ્રદ્યુમ્નપ્રતિ " હે વૈયાઘ્રપદ્ય ! તમે કયા આત્માને ઉપાસો છો ?" એમ કહેતો હવો " હે ભગવન્ ! હે રાજન્ ! વાયુનેજ [ ઉપાસું છું ] " એમ [તે] કહેતો હવો [ રાજા કહે છેઃ-] ' જે આત્માને તમે ઉપાસો છો [તે] આ પ્રસિદ્ધ નાના માર્ગવાળો આત્મા વૈશ્વાનર [ છે, ] તેથી ( નાના માર્ગવાળા આત્મરૂપ વૈશ્વાનરની ઉપાસનાથી ) તમારા પ્રતિ પૃથક્ બલિ ( ભિન્ન ભિન્ન દિશામાં થનારાં વસ્ત્રઅન્નાદિકરૂપ ભેટ ) આવે છે, [ અને ] નાના રથોની પંક્તિઓ [ તમારી ] પછવાડેગમન કરે છે ૧

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते प्राणस्त्वेष आत्मन इति होवाच प्राणस्त उदक्रमिष्यद्यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य चतुर्दशः खण्डः ॥ १४ ॥

શબ્દાર્થઃ—અન્નનું ભક્ષણ કરો છો, [ ને ] ઇષ્ટને જુઓ છો જે આ આત્મરૂપ વૈશ્વાનરને એવી રીતે ઉપાસે છ [તે] અન્નનું ભક્ષણ કરે છે, પ્રિયને જુએ છે, [ને] આના કુલમાં બ્રહ્મતેજ થાય છે, પણ આત્મા[ રૂપ વૈશ્વાનર ]નો આ પ્રાણ [ છે, સમસ્ત વૈશ્વાનર નથી ] " એમ [તે] કહેતો હવો " જો [ તમે ] મારા પ્રતિ ન આવ્યા હોત [ તો ] તમારા પ્રાણ નીકળી જાત " ઇતિ ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના ચૌદમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૫. ૧૪

अथ होवाच जनं शार्कराक्ष्य कं त्वमात्मानमुपास्स इत्याकाशमेव भगवो राजन्निति होवाचैष वै बहुल आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं बहुलोऽसि प्रजया च धनेन च ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી જનને "હે શર્કરાક્ષના પુત્ર ! તમે કયા આત્માને ઉપાસો છો ? " એમ [ રાજા ] કહેતો હવો "હે ભગવન્ ! હે રાજન્ ! આકાશનેજ [ ઉપાસું છું ]" એમ [ તે

કહેતો હવો [ રાજા કહે છે – ] " જે આત્માને તમે ઉપાસો છો [તે] આ પ્રસિદ્ધ ભરપૂર આત્મા વૈશ્વાનર [ છે. ] તેથી ( તેની ઉપાસનાથી ) તમે [ પુત્રપૌત્રાદિ ] પ્રજાવડે ને [ સુવર્ણાદિ] ધનવડે ભરપૂર છો ૧

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते संदेहस्त्वेष आत्मन इति होवाच संदेहस्ते व्यशीर्यद्यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य पञ्चदशः खण्डः ॥ १५ ॥

શબ્દાર્થઃ—અન્નનું ભક્ષણ કરો છો, [ને] પ્રિયને જુઓ છો જે આ આત્મરૂપ વૈશ્વાનરને એવી રીતે ઉપાસે છે [તે] અન્નનું ભક્ષણ કરે છે, પ્રિયને જુએ છે, [ને] આના કુલમાં બ્રહ્મતેજ થાય છે, પણ આત્મા[ રૂપ વૈશ્વાનર ]નું આ ઉદર [ છે, સમસ્ત વૈશ્વાનર નથી ] " એમ [તે] કહેતો હવો " જો [ તમે ] મારા પ્રતિ ન આવ્યા હોત [તો] તમારું ઉદર તુટી જાત " ઇતિ ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના પંદરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૧૫

अथ होवाच बुडिलमाश्वतराश्वि वैयाघ्रपद्य कं त्वमात्मानमुपास्स इत्यप एव भगवो राजन्निति होवाचैष वै रयिरात्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं रयिमान्पुष्टिमानसि ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી અશ્વતરાશ્વના પુત્ર બુડિલપ્રતિ " હે વૈયાઘ્રપદ્ય ! તમે કયા આત્માને ઉપાસો છો ? " એમ [રાજા] કહેતો હવો " હે ભગવન્ ! હે રાજન્ ! જલનેજ [ઉપાસું છું]' એમ [તે] કહેતો હવો [રાજા કહે છે —] " જે આત્માને તમે ઉપાસો છો [તે] આ પ્રસિદ્ધ ધનરૂપ આત્મા વૈશ્વાનર [છે,] તેથી (તેની ઉપાસનાથી) તમે ધનવાળા [ને] પુષ્ટિવાળા છો. ૧

વિવેચન —જલથી અન્ન ઉત્પન્ન થાય છે, ને તેથી ધનની પ્રાપ્તિ તથા શરીરની પુષ્ટિ થાય છે તેથી બુડિલને ધનવાળા તથા પુષ્ટિવાળા કહ્યા છે. ૧

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते बस्तिस्त्वेष आत्मन इति होवाच बस्तिस्ते व्यभेत्स्यद्यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य षोडशः खण्डः ॥ १६ ॥

શબ્દાર્થઃ—અન્નનું ભક્ષણ કરો છો, [ને] પ્રિયને જુઓ છો જે આ આત્મરૂપ વૈશ્વાનરને એવી રીતે ઉપાસે છે [તે] અન્નનું ભક્ષણ કરે છે, પ્રિયને જુએ છે, [ને] આના કુલમાં બ્રહ્મતેજ થાય છે, પણ આત્મા[રૂપ વૈશ્વાનર ]નું આ મૂત્રાશય [ છે, સમસ્ત વૈશ્વાનર નથી ] " એમ [ તે ] કહેતો હવો. " જો [ તમે ] મારા પ્રતિ ન આવ્યા હોત [ તો ] તમારું મૂત્રાશય ફાટી જાત ઇતિ " એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના સોળમા ખંડની તાત્પર્યદીપિકા થઈ ૫ ૧૬

अथ होवाचोद्दालकमारुणिं गौतम कं त्वमात्मानमुपास्स इति पृथिवीमेव भगवो राजन्निति होवाचैष वै प्रतिष्ठाऽऽत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं प्रतिष्ठितोऽसि प्रजया च पशुभिश्च ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી [ રાજા ] અરુણના પુત્ર ઉદ્દાલકપ્રતિ " હે ગૌતમ ! તમે કયા આત્માની

ઉપાસના કરો છો?" એમ કહેતો હવો "હે ભગવન્! હે રાજન્! પૃથિવીનેજ [ઉપાસુ છું]" એમ [તે] કહેતો હવો [રાજા કહે છે —] 'જે આત્માને તમે ઉપાસો છો [તે] આ પ્રસિદ્ધ પગરૂપ આત્મા વૈશ્વાનર [છે,] તેથી (તેની ઉપાસનાથી) તમે [પુત્રાદિ] પ્રજાવડે ને [ગાય આદિ] પશુઓવડે સારી રીતે સ્થિત છો. ૧

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवात्मानं वैश्वानरमुपास्ते पादौ त्वेतावात्मन इति होवाच पादौ ते व्यम्लास्येतां यन्मां नाऽऽगमिष्य इति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य सप्तदशः खण्डः ॥ १७ ॥

શબ્દાર્થ:—અન્નનું ભક્ષણ કરો છો, [ને] પ્રિયને જુઓ છો. જે આ આત્મરૂપ વૈશ્વાનરને એવી રીતે ઉપાસે છે [તે] અન્નનું ભક્ષણ કરે છે, પ્રિયને જુએ છે, [ને] આના કુલમાં બ્રહ્મતેજ થાય છે, પણ આત્મા[રૂપ વૈશ્વાનર]ના આ પગ [છે, સમગ્ર વૈશ્વાનર નથી]" એમ [તે] કહેતો હવો 'જો [તમે] મારા પ્રતિ ન આવ્યા હોત [તો] તમારા પગ અતિ-શિથિલ થઈ જાત' ઇતિ ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના સત્તરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૧૭

तान्होवाचैते वै खलु यूयं पृथगिवेममात्मानं वैश्वानरं विद्वाꣳसोऽन्नमत्थ यस्त्वेतमेवं प्रादेशमात्रमभिविमानमात्मानं वैश्वानरमुपास्ते स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मस्वन्नमत्ति ॥ १ ॥

શબ્દાર્થ:—[અશ્વપતિરાજા] તેઓને કહેવા લાગ્યો —["હાથીના દર્શનમાં જન્માંધ પુરુષોની પેઠે] આ તમે આ વૈશ્વાનરરૂપ આત્માને [તે અપૃથક છતાં] પૃથક્‌ની પેઠે જાણતા [છતા] અન્ન ખાઓ છો, પણ જે આ પ્રાદેશમાત્ર (સ્વર્ગલોકથી આરંભીને પૃથિવીપર્યંતના પ્રદેશોના પરિમાણવાળા) [તથા] અભિવિમાન (પ્રત્યગાત્મભાવવડે હું છું એમ જાણનાર) આત્મરૂપ વૈશ્વાનરને (સર્વાત્મરૂપ ઈશ્વરને) એવી રીતે (સ્વર્ગલોકરૂપ મૂર્ધાથી માંડીને પૃથિવીરૂપ પાદપર્યંત કહેલા અવયવોવાળા) ઉપાસે છે તે સર્વલોકોમાં, સર્વ ભૂતોમા [અને શરીર ઇંદ્રિય મન ને બુદ્ધિ આદિક] સર્વ આત્માઓમાં [સ્થિત થઈને] અન્નનું ભક્ષણ કરે છે ૧

મુખ્યવિદ્યા કહીને હવે તેના અંગભૂત પ્રાણાગ્નિહોત્રને દેખાડવાની ઇચ્છાથી પ્રથમ ભૂમિકા રચે છે:—

तस्य ह वा एतस्याऽऽत्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजाश्चक्षुर्विश्वरूपः प्राणः पृथग्वर्त्माऽऽत्मा संदेहो बहुलो बस्तिरेव रयिः पृथिव्येव पादावुर एव वेदिर्लोमानि बर्हिर्हृदयं गार्हपत्यो मनोऽन्वाहार्यपचन आस्यमाहवनीयः ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्याष्टादशः खण्डः ॥ १८ ॥

શબ્દાર્થ:—તે આ આત્મરૂપ વૈશ્વાનરનું મસ્તકજ સ્વર્ગ [છે,] ચક્ષુ સૂર્ય [છે,] પ્રાણ વાયુ [છે,] આત્મા [જે] ઉદર [તે] આકાશ [છે,] મૂત્રાશયજ જલ [છે, અને] પૃથિવીજ [બે] પગ [છે એમ ઉપાસના કરે હવે વૈશ્વાનરવેત્તાના ભોજનમાં અગ્નિહોત્રનું સંપાદન કરે છે:—" આ વૈશ્વાનરરૂપ ભોક્તાનું] ઉરજ સ્થંડિલ [છે,] લોમો દર્ભ [છે] હૃદય ગાર્હપત્ય [છે,] મન દક્ષિણાગ્નિ [છે, ને] મુખ આહવનીય [છે]' ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના અઢારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫. ૧૮

ઉપાસકના અગ્નિહોત્રની સિદ્ધિમાટે प्राणाय स्वाहा એ પહેલી આહુતિ કહે છેઃ—

तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयँ स यां प्रथमामाहुतिं जुहुयात्तां जुहुयात्प्राणाय स्वाहेति प्राणस्तृप्यति ॥ १ ॥

શબ્દાર્થઃ—" ત્યાં જે રાંધેલું અન્ન [ ભોજનમાટે ] પ્રથમ આવે તે હોમવાયોગ્ય [ છે. ] તે [ ભોક્તા ] જે પ્રથમ આહુતિ હોમે તે प्राणाय स्वाहा આ [ મંત્રવડે ] હોમે. ( આહુતિ-જેટલું અન્ન મુખમાં નાંખે ) [ તેનવડે ] પ્રાણ તૃપ્ત થાય છે ૧

प्राणे तृप्यति चक्षुस्तृप्यति चक्षुषि तृप्यत्यादित्यस्तृप्यत्यादित्ये तृप्यति द्यौस्तृप्यति दिवि तृप्यन्त्यां यत्किञ्च द्यौश्चाऽऽदित्यश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्यैकोनविंशः खण्डः ॥ १९ ॥

શબ્દાર્થઃ—પ્રાણ તૃપ્ત થયે [ સતે ] નેત્ર તૃપ્ત થાય છે, નેત્ર તૃપ્ત થયે [સતે] આદિત્ય તૃપ્ત થાય છે, આદિત્ય તૃપ્ત થયે [સતે] સ્વર્ગ તૃપ્ત થાય છે, સ્વર્ગ તૃપ્ત થયે [સતે] જેના પ્રતિ સ્વર્ગ અને સૂર્ય [સ્વામીપણાવડે] સ્થિત હોય છે તે તૃપ્ત થાય છે, અને તેની તૃપ્તિપછી [ભોક્તા] પ્રજાવડે, પશુઓવડે, ભક્ષણ કરવાયોગ્ય અન્નવડે, [શરીરના વા બુદ્ધિના] પ્રકાશવડે [ ને સદાચરણ તથા સ્વાધ્યાયથી ઉપજતા ] બ્રહ્મતેજવડે તૃપ્ત થાય છે ઇતિ ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના ઓગણીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૫ ૧૯

હવે व्यानाय स्वाहा આ બીજી આહુતિનું કથન થાય છે.—

अथ यां द्वितीयां जुहुयात्तां जुहुयाद्व्यानाय स्वाहेति व्यानस्तृप्यति ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે જે બીજી [ આહુતિ ] હોમે તે व्यानाय स्वाहा આ [ મંત્રવડે ] હોમે, [તેથી] વ્યાન તૃપ્ત થાય છે. ૧

व्याने तृप्यति श्रोत्रं तृप्यति श्रोत्रे तृप्यति चन्द्रमास्तृप्यति चन्द्रमसि तृप्यति दिशस्तृप्यन्ति दिक्षु तृप्यन्तीषु यत्किञ्च दिशश्च चन्द्रमाश्चाधितिष्ठन्ति तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य विंशः खण्डः ॥ २० ॥

શબ્દાર્થઃ—વ્યાન તૃપ્ત થયે [સતે] શ્રોત્ર તૃપ્ત થાય છે, શ્રોત્ર તૃપ્ત થયે [સતે] ચંદ્રમા તૃપ્ત થાય છે, ચંદ્રમા તૃપ્ત થયે [સતે] દિશાઓ તૃપ્ત થાય છે, દિશાઓ તૃપ્ત થયે [સતે] જેના પ્રતિ દિશાઓ અને ચંદ્રમા [ સ્વામીપણાવડે ] સ્થિત હોય છે તે તૃપ્ત થાય છે, અને તેની તૃપ્તિપછી [ ભોક્તા ] પ્રજાવડે, પશુઓવડે, ભક્ષણ કરવાયોગ્ય અન્નવડે, [શરીરના વા બુદ્ધિના ] પ્રકાશવડે [ને] બ્રહ્મતેજવડે તૃપ્ત થાય છે. ઇતિ ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના વીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૨૦

હવે अपानाय स्वाहा આ ત્રીજી આહુતિનું નિરૂપણ થાય છેઃ—

अथ यां तृतीयां जुहुयात्तां जुहुयादपानाय स्वाहेत्यपानस्तृप्यति ॥ १ ॥

[ શબ્દાર્થઃ—પછી જે ત્રીજી [ આહુતિ ] હોમે તે अपानाय स्वाहा આ [મંત્રવડે] હોમે, [તેથી] અપાન તૃપ્ત થાય છે. ૧

अपाने तृप्यति वाक्तृप्यति वाचि तृप्यन्त्यामग्निस्तृप्यत्यग्नौ तृप्यति पृथिवी तृप्यति पृथिव्यां तृप्यन्त्यां यत्किञ्च पृथिवी चाग्निश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्यैकविंशः खण्डः ॥ २१ ॥

શબ્દાર્થઃ—અપાન તૃપ્ત થયે [ સતે ] વાણી તૃપ્ત થાય છે, વાણી તૃપ્ત થયે [સતે] અગ્નિ તૃપ્ત થાય છે, અગ્નિ તૃપ્ત થયે [સતે] પૃથિવી તૃપ્ત થાય છે, પૃથિવી તૃપ્ત થયે [સતે] જેના પ્રતિ પૃથિવી અને અગ્નિ [ સ્વામીપણાવડે ] સ્થિત હોય છે તે તૃપ્ત થાય છે, અને તેની તૃપ્તિપછી [ ભોક્તા ] પ્રજાવડે, પશુઓવડે, ભક્ષણ કરવાયોગ્ય અન્નવડે, [શરીરના વા બુદ્ધિના], પ્રકાશવડે [ને] બ્રહ્મતેજવડે તૃપ્ત થાય છે ઇતિ ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના એકવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫. ૨૧

હવે समानाय स्वाहा આ ચોથી આહુતિનું વર્ણન થાય છે.—

अथ यां चतुर्थीं जुहुयात्तां जुहुयात्समानाय स्वाहेति समानस्तृप्यति ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી જે ચોથી [ આહુતિ ] હોમે તે समानाय स्वाहा આ [મંત્રવડે] હોમે, [તેથી] સમાન તૃપ્ત થાય છે ૧

समाने तृप्यति मनस्तृप्यति मनसि तृप्यति पर्जन्यस्तृप्यति पर्जन्ये तृप्यति विद्युत्तृप्यति विद्युति तृप्यन्त्यां यत्किञ्च विद्युच्च पर्जन्यश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य द्वाविंशः खण्डः ॥ २२ ॥

શબ્દાર્થઃ—સમાન તૃપ્ત થયે [ સતે ] મન તૃપ્ત થાય છે, મન તૃપ્ત થયે [ સતે ] પર્જન્ય તૃપ્ત થાય છે, પર્જન્ય તૃપ્ત થયે [ સતે ] વીજળી તૃપ્ત થાય છે, વીજળી તૃપ્ત થયે [સતે] જેના પ્રતિ વીજળી ને પર્જન્ય [સ્વામીપણાવડે] સ્થિત હોય છે તે તૃપ્ત થાય છે, અને તેની તૃપ્તિપછી [ ભોક્તા ] પ્રજાવડે, પશુઓવડે, ભક્ષણ કરવાયોગ્ય અન્નવડે, [ શરીર વા બુદ્ધિના ] પ્રકાશવડે [ ને ] બ્રહ્મતેજવડે તૃપ્ત થાય છે ઇતિ ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના બાવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૫ ૨૨

હવે उदानाय स्वाहा, આ પાંચમી આહુતિનું કથન થાય છે —

अथ यां पञ्चमीं जुहुयात्तां जुहुयादुदानाय स्वाहेत्युदानस्तृप्यति ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી જે પાંચમી [ આહુતિ ] હોમે તે उदानाय स्वाहा આ [ મંત્રવડે ] હોમે, [ તેથી ] ઉદાન તૃપ્ત થાય છે ૧

उदाने तृप्यति त्वक्तृप्यति त्वचि तृप्यन्त्यां वायुस्तृप्यति वायौ तृप्यत्याकाशस्तृप्यत्याकाशे तृप्यति यत्किञ्च वायुश्चाऽऽकाशश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥ इति पञ्चमप्रपाठकस्य त्रयोविंशः खण्डः ॥ २३ ॥

શબ્દાર્થ:—ઉદાન તૃપ્ત થયે [ સતે ] ત્વચા તૃપ્ત થાય છે, ત્વચા તૃપ્ત થયે [ સતે ] વાયુ તૃપ્ત થાય છે, વાયુ તૃપ્ત થયે [ સતે ] આકાશ તૃપ્ત થાય છે, આકાશ તૃપ્ત થયે [ સતે ] જેના પ્રતિ વાયુ તથા આકાશ [ સ્વામીપણાવડે ] સ્થિત હોય છે તે તૃપ્ત થાય છે, અને તેની તૃપ્તિપછી [ ભોક્તા ] પ્રજાવડે, પશુઓવડે, ભક્ષણ કરવાયોગ્ય અન્નવડે, [ શરીર વા બુદ્ધિના ] પ્રકાશવડે [ને] બ્રહ્મતેજવડે તૃપ્ત થાય છે. ઇતિ. ૨ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના ત્રેવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૫. ૨૩

વૈશ્વાનરવેત્તાને કહેલું અગ્નિહોત્ર અવશ્ય કર્તવ્ય છે એમ જણાવવા પ્રસિદ્ધ અગ્નિહોત્રનું અસારપણું જણાવે છેઃ—

स य इदमविद्वानग्निहोत्रं जुहोति यथाऽङ्गारानपोह्य भस्मनि जुहुयात्तादृक्तत्स्यात् ॥१॥

શબ્દાર્થ:—જે [ કોઈ ] આ [ કહેલી વૈશ્વાનરવિદ્યા ] નહિ જાણતો [ છતો ] અગ્નિહોત્ર હોમે છે તે અંગારાઓને દૂર કરીને જેમ રાખમાં હોમ કરે [ ને જેવું હોમવું થાય ] તેના જેવું [ વૈશ્વાનરવેત્તાના અગ્નિહોત્રની અપેક્ષાએ તેનું ] તે ( અગ્નિહોત્રમાં હોમવું ) થાય છે. ૧

વૈશ્વાનરવિદ્યાને જાણીને ભોજન કરનારાની સ્તુતિવડે પ્રાણાગ્નિહોત્રની શ્રેષ્ઠતા જણાવે છેઃ—

अथ य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति तस्य सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मसु हुतं भवति ॥ २ ॥

શબ્દાર્થ:—હવે જે આને એવી રીતે જાણતો [ છતો ] અગ્નિહોત્ર હોમે છે ( ભોજન કરે છે ) તેનું સર્વે લોકોમાં, સર્વે ભૂતોમાં [ ને દેહેંદ્રિયાદિરૂપ ] સર્વે આત્માઓમાં હોમેલું ( ભોજન કરેલું ) થાય છે. ૨

तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवꣳ हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति ॥ ३ ॥

શબ્દાર્થ:—તે જેમ ઇષીકાનું ( મુંજના મધ્યમાં રહેલા સાંઠાનું ) તૂલ અગ્નિમાં નાંખ્યું [ છતું શીઘ્રજ ] બળી જાય છે તેમ જે આને એવી રીતે જાણતો [ છતો ] અગ્નિહોત્ર હોમે છે ( ભોજન કરે છે ) આનાં [ પ્રારબ્ધરૂપ પાપથી ભિન્ન ] સર્વે પાપો બળી જાય છે. ૩

હવે એવા વિદ્વાનને દોષનો સ્પર્શ થતા નથી એમ જણાવે છેઃ—

तस्मादु हैवंविद्यद्यपि चण्डालायोच्छिष्टं प्रयच्छेदात्मनि हैवास्य तद्वैश्वानरे हुतꣳ स्यादिति तदेष श्लोकः ॥ ४ ॥

શબ્દાર્થ:—તેથીજ એવી રીતે જાણનાર જો કદી ચંડાલને ઉચ્છિષ્ટ આપે [ તોપણ ] આનું તે [ આપેલું અન્ન ચંડાલશરીરમાં સ્થિત ] આત્મરૂપ વૈશ્વાનરમાં હોમેલું થાય છે, [ અધર્મનો હેતુ નથી થતું. ] ઇતિ. તેમાં ( અગ્નિહોત્રની સ્તુતિમાં ) આ મંત્ર [ છે: ] ૪

यथेह क्षुधिता बाला मातरं पर्युपासत एवꣳ सर्वाणि भूतान्यग्निहोत्रमुपासत इत्यग्निहोत्रमुपासत इति ॥ ५ ॥ इति पञ्चमप्रपाठकस्य चतुर्विंशः खण्डः ॥ २४ ॥

॥ इति श्रीछान्दोग्योपनिषदि पञ्चमः प्रपाठकः समाप्तः ॥ ५ ॥

શબ્દાર્થઃ—જેવી રીતે અહીં (લોકમાં) ભૂખ્યાં બાલકો માની [તે અમને ક્યારે અન્ન આપશે એમ] ઉપાસના કરે છે એવી રીતે સર્વે ભૂતો [એમ જાણનારના] અગ્નિહોત્રની (ભોજનની) [આ ક્યારે ભોજન કરશે એમ] ઉપાસના કરે છે. ઇતિ અગ્નિહોત્રની ઉપાસના કરે છે. ઇતિ " [પુનરુક્તિ પ્રપાઠકની સમાપ્તિરૂપ અર્થવાળી છે.] ૫ એ પ્રમાણે પાંચમા પ્રપાઠકના ચોવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૫. ૨૪

ઇતિ શ્રીછાંદોગ્યોપનિષદ્માં પાંચમા પ્રપાઠકની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૫

## ॥ ६ छठ्ठो प्रपाठक ॥

એક વિદ્વાનના ભોજન કરવાથી સર્વ જગત્ તૃપ્ત થાય છે એમ કહ્યું તે સર્વે ભૂતોમાં એક આત્મા હોય તો સંભવી શકે, અન્યથા ન સંભવી શકે, તેથી સર્વ ભૂતોમાં એક આત્મા કેવી રીતે છે તે જણાવનારો આ પ્રપાઠકનો આરંભ થાય છે, પિતાપુત્રની આખ્યાયિકા વિદ્યાનું અત્યંત સારપણું દેખાડનારી છે.—

ॐ । श्वेतकेतुर्हाऽऽरुणेय आस तꣳ ह पितोवाच श्वेतकेतो वस ब्रह्मचर्यं न वै सौम्यास्मत्कुलीनोऽननूच्य ब्रह्मबन्धुरिव भवतीति ॥ १ ॥

શબ્દાર્થઃ—અરુણનો પૌત્ર શ્વેતકેતુ હતો તેને [તેના] પિતા [ઉદ્દાલક] કહેવા લાગ્યાઃ- "હે શ્વેતકેતો ! [યોગ્ય ગુરુની સમીપ જઇને જેવી રીતે] બ્રહ્મચર્ય [થાય તેવી રીતે] વાસ કર, હે પ્રિયદર્શન ! અમારા કુલમાં ઉત્પન્ન થયેલો [કોઇ] અધ્યયન નહિ કરીને બ્રહ્મબંધુના (બ્રાહ્મણના આચારથી રહિતના] જેવો થાય [આ યોગ્ય] નથી." ઇતિ. ૧

स ह द्वादशवर्ष उपेत्य चतुर्विꣳशतिवर्षः सर्वान्वेदानधीत्य महामना अनूचानमानी स्तब्ध एयाय तꣳ ह पितोवाच श्वेतकेतो यन्नु सौम्येदं महामना अनूचानमानी स्तब्धोऽस्युत तमादेशमप्राक्ष्यः ॥ २ ॥

શબ્દાર્થઃ—તે [શ્વેતકેતુ] બાર વર્ષનો [હોઇ આચાર્યની] સમીપ ગમન કરીને [જ્યાંસુધી] ચોવીશ વર્ષનો [થયો ત્યાંસુધીમાં] સર્વે (ચાર) વેદોનું અધ્યયન કરીને [તથા તેમના અર્થ જાણીને બીજાથી પોતાને] મોટો માનનારો, અધ્યયનના અભિમાનવાળો [ને] અનમ્ર [થઇ ઘરભણી] આવ્યો. તેને પિતા કહેવા લાગ્યાઃ-"હે શ્વેતકેતો ! હે સૌમ્ય ! જે આ [તું અન્યોથી પોતાને] મોટો માનનારો, અધ્યયનના અભિમાનવાળો [ને] અનમ્ર [થયો] છે [તો] શું તેં આચાર્યને તે ઉપદેશ પૂછ્યો છે ? ૨

પિતા તે ઉપદેશને સ્પષ્ટ કરે છે, અને પુત્ર તે જાણવાની ઇચ્છા કરે છેઃ—

येनाश्रुतꣳ श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिति कथं नु भगवः स आदेशो भवतीति ॥ ३ ॥

શબ્દાર્થઃ—જેવડે (જે ઉપદેશના શ્રવણવડે) [અન્ય] નહિ સાંભળેલું સાંભળેલું થાય છે, નહિ તર્ક કરેલું તર્ક કરેલું [થાય છે, ને] નહિ નિશ્ચય કરેલું નિશ્ચય કરેલું [થાય છે.]" ઇતિ. [સર્વે વેદોને ભણીને અને અન્ય સર્વ વેદ્યને જાણીને પણ જ્યાંસુધી પુરુષ આત્મતત્ત્વને જાણતો નથી ત્યાંસુધી અકૃતાર્થજ રહે છે એમ આ આખ્યાયિકાથી જણાય છે. એવું પિતાનું વચન સાંભળી શ્વેતકેતુ કહે છેઃ-] "હે ભગવન્ ! કેવી રીતે તે આદેશ થાય છે ?" ઇતિ. ૩

यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातꣳ स्याद्वाचाऽऽरम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ ઉદ્દાલકમુનિ કહે છેઃ-] "હે પ્રિયદર્શન ! જેમ એક માટીના પિંડવડે (માટીનો પિંડો જ્ઞાત થયે) સર્વે માટીના કાર્ય વિજ્ઞાત થાય છે. વાણીનો વિષય કાર્ય નામ [જ છે, સત્ય નથી,] મૃત્તિકાજ સત્ય [ છે. ]" ૪

વિવેચનઃ—કાર્યનો કારણથી અભેદ હોવાથી સર્વ કાર્યો કારણરૂપજ છે. વાણીનો વિષય જે કાર્ય તે તો નામમાત્ર છે, સત્ય નથી. ૪

यथा सोम्यैकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातꣳ स्याद्वाचाऽऽरम्भणं विकारो नामधेयं लोहमित्येव सत्यम् ॥ ५ ॥

શબ્દાર્થઃ—હે પ્રિયદર્શન ! જેમ એક [ જાણેલા ] સુવર્ણપિંડવડે સર્વે સુવર્ણનાં કાર્ય વિજ્ઞાત થાય છે. વાણીનો વિષય કાર્ય નામ[ જ છે, સત્ય નથી,] સુવર્ણજ સત્ય [ છે. ] ૫

यथा सोम्यैकेन नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसं विज्ञातꣳ स्याद्वाचाऽऽरम्भणं विकारो नामधेयं कृष्णायसमित्येव सत्यमेवꣳ सोम्य स आदेशो भवतीति ॥ ६ ॥

શબ્દાર્થઃ—હે પ્રિયદર્શન ! જેમ એક નખછેદનશસ્રવડે ( તેવડે ઉપલક્ષિત લોહપિંડવડે ) સર્વ લોઢાનાં કાર્ય વિજ્ઞાત થાય છે. વાણીનો વિષય કાર્ય નામ[જ છે, સત્ય નથી,] લોહજ સત્ય [ છે. ] હે, સોમ્ય ! એવી રીતે તે ઉપદેશ થાય છે." ઇતિ. ૬

न वै नूनं भगवन्तस्त एतदवेदिषुर्यद्ध्येतदवेदिष्यन्कथं मे नावक्ष्यन्निति भगवाꣳस्त्वेव मे तद्ब्रवीत्विति तथा सोम्येति होवाच ॥ ७ ॥ इति षष्ठप्रपाठकस्य प्रथमः खण्डः ॥ १ ॥

શબ્દાર્થઃ—"પૂજાવાન્ તે [ ગુરુ ] આને નિશ્ચય જાણતા નથીજ, કેમકે જો આને જાણતા હોત [ તો ] મને શામાટે ન કહેત ? તેથી ભગવાનજ મને તે [-વસ્તુ ] કહો ", એમ [ શ્વેતકેતુએ કહ્યું. ] "હે પ્રિયદર્શન ! તેમ [ થાઓ ] " એમ [ ઉદ્દાલક ] કહેતા હવા ૭ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના પહેલા ખંડની તત્પર્યદીપિકા પૂરી થઇ. ૬. ૧

सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् । तद्धैक आहुरसदेवेदमग्र आसीदेकमेवाद्वितीयं तस्मादसतः सज्जायत ॥ १ ॥

શબ્દાર્થઃ—" હે પ્રિયદર્શન ! આ [નામ, રૂપ ને ક્રિયાવાળું વિકારી જગત્ તેની ઉત્પત્તિની] પૂર્વે સત્, [સૂક્ષ્મ, નિર્વિશેષ, સર્વવ્યાપક, નિર્દોષ, નિષ્ક્રિય, શાંત, નિરંજન, નિરવયવ ને જ્ઞાનરૂપ ]જ હતું, એકજ (સજાતીય તથા સ્વગતભેદથી રહિત) અદ્વિતીય (વિજાતીય-ભેદથી રહિત) [હતું.] તેમાંજ (ઉત્પત્તિની પૂર્વની વસ્તુના નિરૂપણમાંજ) કોઇ ( શૂન્યવાદી ) કહે છેઃ-આ [ જગત્ ઉત્પત્તિથી ] પૂર્વે અભાવરૂપજ ( શૂન્યજ ) એકજ અદ્વિતીય હતું. તે [સર્વના અભાવરૂપ] અસત્થી સત્ ( વિદ્યમાન વસ્તુ ) ઉપજ્યું. ૧

વિવેચનઃ—अजायतने સ્થાને जायत એવો પ્રયોગ છાંદસ છે. ૧

कुतस्तु खलु सोम्यैवꣳ स्यादिति होवाच कथमसतः सज्जायेतेति सत्त्वेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥ २ ॥

શબ્દાર્થ:—હે પ્રિયદર્શન! શાથી એમ હોય? [કોઈપણ પ્રમાણવડે અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થઇ શકે નહિ]" એમ [ઉદ્દાલક] કહેતા હવા. "કેવી રીતે અસતથી સત ઉત્પન્ન થાય? [એમાં કોઈ દષ્ટાંત નથી] તેથી હે સોમ્ય! આ [જગત ઉત્પત્તિની પૂર્વે નિશ્ચય સતજ હતું. [રજ્જુમાં સર્પની પેઠે દ્વૈતપ્રપંચ કલ્પિત હોવાથી આ એવા જ્ઞાનના સમયમાં પણ વસ્તુતાએ] એકજ અદ્વિતીય [છે.] ૨

तदैक्षत बहु स्यां प्रजायेयेति तत्तेजोऽसृजत तत्तेज ऐक्षत बहु स्यां प्रजायेयेति तदपोऽसृजत तस्माद्यत्र क्व च शोचति स्वेदते वा पुरुषस्तेजस एव तदध्यापो जायन्ते ॥ ३ ॥

શબ્દાર્થ:—તે [સત્] "[હું] બહુ થઉં, [કલ્પિત કાર્યરૂપે] ઉત્પન્ન થઉં" એમ સંકલ્પ કરતું હતું. [એવી રીતે સંકલ્પ કરીને] તે [સત્ આકાશ અને વાયુને રચીને] તેજને રચતું હતું. [સતના પ્રવેશવાળું] તે તેજ "[હું] બહુ થઉં, [કલ્પિત કાર્યરૂપે] ઉત્પન્ન થઉં" એમ સંકલ્પ કરતું હતું. તે [તેજ] જલને રચતું હતું, તેથીજ જે કોઈ [દેશમાં વા કાલમાં] પુરુષ સંતાપયુક્ત થાય છે, વા પરસેવાવાળો થાય છે ત્યારે તેજથીજ જલ ઉત્પન્ન થાય છે. ૩

ता आप ऐक्षन्त बह्व्यः स्याम प्रजायेमहीति ता अन्नमसृजन्त तस्माद्यत्र क्व च वर्षति तदेव भूयिष्ठमन्नं भवत्यद्भ्य एव तदध्यन्नाद्यं जायते ॥ ४ ॥ इति षष्ठप्रपाठकस्य द्वितीयः खण्डः ॥ २ ॥

શબ્દાર્થ:—[સતના પ્રવેશવાળું] તે જલ "[હું] બહુ થઉં, ઉત્પન્ન થઉં" એમ સંકલ્પ કરતું હતું. તે [જલ પૃથ્વીરૂપ] અન્નને ઉપજાવતું હતું, તેથીજ જે કોઈ [દેશમાં] વૃષ્ટિ થાય છે ત્યાંજ ઘણું અન્ન થાય છે, [આથી] જલથીજ તે ભક્ષણ કરવાયોગ્ય અન્ન ઉત્પન્ન થાય છે. ૪ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના બીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬. ૨

અચેતન ભૂતો બ્રહ્મનાં કાર્ય છે એમ કહી હવે જીવના આવેશયુક્ત ભૌતિકો પણ પરંપરાકડે બ્રહ્મના કાર્ય છે એમ કહેવાને તેમનો અનુવાદ કરે છે:—

तेषां खल्वेषां भूतानां त्रीण्येव बीजानि भवन्त्याण्डजं जीवजमुद्भिज्जमिति ॥ १ ॥

શબ્દાર્થ:—તે [જીવવડે આવિષ્ટ] પ્રસિદ્ધ આ [પક્ષી, પશુ ને સ્થાવરાદિક] ભૂતોનાં ત્રણજ બીજો [છે, અધિક નથી.] અંડજ, જરાયુજ [ને] ઉદ્ભિજ્જ. ઇતિ. ૧

વિવેચન:—પક્ષી, પેટે ચાલનારાં ને મત્સ્યાદિ પ્રાણી તે અંડજ; મનુષ્ય તથા પશુ આદિ તે જરાયુજ; ને વૃક્ષાદિક ઉદ્ભિજ્જ કહેવાય છે. જૂ આદિ સ્વેદજનો અંડજમાં ને મચ્છરાદિ સંશોકજનો (ઉષ્ણતાથી ઉપજનારનો) ઉદ્ભિજ્જમાં અંતરભાવ છે. ૧

सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनाऽऽत्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणीति ॥ २ ॥

શબ્દાર્થ:—તે આ [સતનામવાળી] દેવતા સંકલ્પ કરવા લાગી:- "હવે હું આ [તેજ આદિક] ત્રણ દેવતાઓપ્રતિ આ જીવરૂપવડે અનુપ્રવેશ કરીને [તેજ, જલ અને

ભૂતોની માત્રરૂપ બુદ્ધિ આદિકના સંસર્ગવડે વિશેષ વિજ્ઞાનયુક્ત થઈ ] નામ અને રૂપને વિસ્પષ્ટ કરૂં ' ઇતિ. ૨

तासां त्रिवृतं त्रिवृतमेकैकां करवाणीति सेयं देवतेमास्तिस्रो देवता अनेनैव जीवेनाऽऽत्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरोत् ॥ ३ ॥

શબ્દાર્થઃ—'તે[ ત્રણ દેવતા ] માંની એક એકને [ ગુણપ્રધાનભાવે ] ત્રિવૃત્ ત્રિવૃત્ (ત્રણ ત્રણ પ્રકારવાળી) કરૂં' એમ [ સંકલ્પ કરીને ] તે આ દેવતા આ [ તેજ આદિ ] ત્રણ દેવતાઓપ્રતિ આ જીવરૂપવડેજ [ પ્રથમ વિરાટ્ના પિંડપ્રતિ ને પછી દેવાદિકના પિંડપ્રતિ સૂર્યના બિંબની પેઠે ] અનુપ્રવેશ કરીને [ સંકલ્પપ્રમાણે ] નામરૂપને વિસ્પષ્ટ કરતી હવી. ૩

तासां त्रिवृतं त्रिवृतमेकैकामकरोद्यथा तु खलु सोम्येमास्तिस्रो देवतास्त्रिवृत्त्रिवृदेकैका भवति तन्मे विजानीहीति ॥ ४ ॥ इति षष्ठप्रपाठकस्य तृतीयः खण्डः ॥ ३ ॥

શબ્દાર્થઃ—તે[ દેવતાઓ ]માંની એક એકને [ મુખ્યઅમુખ્યભાવવડે ] ત્રિવૃત્ ત્રિવૃત્ [ તે દેવતા ] કરતી હવી. હે સોમ્ય ! જેવી રીતે [ શરીરથી બહાર ] પ્રસિદ્ધ આ ત્રણ દેવતા એક એક ત્રિવૃત્ ત્રિવૃત્ થાય છે તે મારાથી [ ઉદાહરણવડે ] વિસ્પષ્ટ જાણ " ઇતિ. ૪ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬ ૩

यदग्ने रोहितꣳ रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादग्नेरग्नित्वं वाचाऽऽरम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ १ ॥

શબ્દાર્થઃ—[ ત્રિવૃત્કૃત ] અગ્નિનું જે રાતું રૂપ [ છે ] તે [ અત્રિવૃત્કૃત ] તેજનું રૂપ [છે,] જે ધોળું [ રૂપ છે ] તે [ અત્રિવૃત્કૃત ] જલનું [ રૂપ છે, ને ] જે કાળું [રૂપ છે] તે [ અત્રિવૃત્કૃત ] પૃથિવીનું [ રૂપ છે, તેથી હવે ] અગ્નિમાંથી અગ્નિપણું ગયું ( ત્રણ રૂપોના વિવેકજ્ઞાનથી પૂર્વે જે તને અગ્નિબુદ્ધિ હતી તે અગ્નિબુદ્ધિ હવે ગઈ, અને અગ્નિશબ્દ પણ ગયો.) વાણીનો વિષય કાર્ય ( અગ્નિ એવું નામ ) નામમાત્ર [ છે તેથી અગ્નિ એવું જ્ઞાન મિથ્યાજ છે, ] ત્રણ રૂપોજ માત્ર સત્ય [ છે. ] ૧

यदादित्यस्य रोहितꣳ रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादादित्यादादित्यत्वं वाचाऽऽरम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ २ ॥

શબ્દાર્થઃ—આદિત્યનું જે રાતું રૂપ [ છે ] તે [ અત્રિવૃત્કૃત ] તેજનું રૂપ [ છે, ] જે ધોળું [ રૂપ છે ] તે [ અત્રિવૃત્કૃત ] જલનું [ રૂપ છે, ને ] જે કાળું [ રૂપ છે ] તે [ અત્રિવૃત્કૃત ] પૃથિવીનું [ રૂપ છે, તેથી હવે ] આદિત્યમાંથી આદિત્યપણું ગયું. વાણીનો વિષય કાર્ય ( આદિત્ય એવું નામ ) નામમાત્ર [ છે તેથી આદિત્ય એવું જ્ઞાન પણ મિથ્યાજ છે, ] ત્રણ રૂપોજ માત્ર સત્ય [ છે. ] ૨

यच्चन्द्रमसो रोहितꣳ रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागाच्चन्द्राच्चन्द्रत्वं वाचाऽऽरम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ ३ ॥

શબ્દાર્થઃ—ચંદ્રમાનું જે રાતું રૂપ [ છે ] તે [ અત્રિવૃત્કૃત ] તેજનું રૂપ [ છે, ] જે ધોળું

[ રૂપ છે ] તે [ અત્રિવૃત્કૃત ] જલનું [ રૂપ છે, ને ] જે કાળું [ રૂપ છે ] તે [ અત્રિવૃત્કૃત ] પૃથિવીનું [ રૂપ છે, તેથી હવે ] ચંદ્રમાંમાંથી ચંદ્રમાપણું ગયું વાણીનો વિષય કાર્ય ( ચંદ્રમા એવું નામ ) નામમાત્ર [ છે તેથી ચંદ્રમા એવું જ્ઞાન પણ મિથ્યાજ છે, ] ત્રણ રૂપોજ માત્ર સત્ય [ છે ] ૩

यद्विद्युतो रोहितꣳ रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागाद्विद्युतो विद्युत्त्वं वाचाऽऽरम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ ४ ॥

શબ્દાર્થઃ—વીજળીનું જે રાતું રૂપ [ છે ] તે તેજનું રૂપ [ છે, ] જે ધોળું તે જલનું, જે કાળું તે પૃથિવીનું, [ તેથી ] વીજળીમાંથી વીજળીપણું ગયું વાણીનો વિષય કાર્ય ( વીજળી એવું નામ ) નામમાત્ર [ છે તેથી વીજળી એવું જ્ઞાન પણ મિથ્યાજ છે, ] ત્રણ રૂપોજ માત્ર સત્ય [ છે. ] ૪

વિવેચનઃ—જવ અને જવ આદિ અન્નમાં પણ ત્રણ રૂપોજ માત્ર સત્ય જાણવાં. સર્વ જગત્ ત્રિવૃત્કૃત હોવાથી ત્રણ રૂપોજ સત્ય છે, જગત્નો જગદ્ભાવ સત્ય નથી એવી રીતે પૃથિવી જલનું કાર્ય હોવાથી જલ સત્ય છે, જલ તેજનું કાર્ય હોવાથી તેજ સત્ય છે, તેજ વાયુનું કાર્ય હોવાથી વાયુ સત્ય છે, વાયુ આકાશનું કાર્ય હોવાથી આકાશ સત્ય છે, ને આકાશ સત્નું કલ્પિતકાર્ય હોવાથી સત્જ સત્ય છે, અને તે એક ને અદ્વિતીય છે. એવી રીતે સર્વભૂતો ને ભૌતિકો સત્નાં કાર્ય હોવાથી સત્ વિજ્ઞાત થવાથી તે સર્વ વિજ્ઞાત થાય છે. ૪

હવે ત્રિવૃત્કરણને ( ત્રણ ભૂતોના એકત્ર કરેલા રૂપને ) બીજાં ઉદાહરણોવડે દેખાડે છેઃ—

एतद्ध स्म वै तद्विद्वाꣳस आहुः पूर्वे महाशाला महाश्रोत्रिया न नोऽद्य कश्चनाश्रुतममतमविज्ञातमुदाहरिष्यतीति ह्येभ्यो विदाञ्चक्रुः ॥ ५ ॥

શબ્દાર્થઃ—તે આને ( ત્રિવૃત્કરણને ) જાણનારા પૂર્વના પ્રસિદ્ધ મહાગૃહસ્થો [ ને ] મહાશ્રોત્રિયો કહેતા હવા.-'અમારા [ કુલમાં ] આજ કોઇ પણ નહિ સાંભળેલું, નહિ તર્ક કરેલું, [ ને ] નહિ નિશ્ચય કરેલું એમ નહિ ઉદાહરણ કરે, પણ [ સત્ના વિજ્ઞાનવાળા હોવાથી તે સર્વ કહેશે. ' તેઓ ] આવડે ( અગ્નિ આદિક દૃષ્ટાંતોના વિજ્ઞાનવડે ) [ અન્ય સર્વને ] જાણતા હવા ૫

તે જાણવાનો પ્રકાર કહે છેઃ—

यदु रोहितमिवाभूदिति तेजसस्तद्रूपमिति तद्विदाञ्चक्रुर्यदु शुक्लमिवाभूदित्यपाꣳ रूपमिति तद्विदाञ्चक्रुर्यदु कृष्णमिवाभूदित्यन्नस्य रूपमिति तद्विदाञ्चक्रुः ॥ ६ ॥

શબ્દાર્થઃ—[ અન્યરૂપવડે સંદેહયુક્ત કપોતાદિકના રૂપમાં પૂર્વના બ્રહ્મવેત્તાઓને ] જે રાતાજેવું [ પ્રતીત ] થયું આ તે તેજનું રૂપ [ છે ] એમ [ તેઓ ] તેને જાણતા હવા; જે ધોળાજેવું [ પ્રતીત ] થયું આ જલનું રૂપ [ છે ] એમ તેને જાણતા હવા; [ ને ] જે કાળાજેવું [ પ્રતીત ] થયું આ પૃથિવીનું રૂપ [ છે ] એમ તેને જાણતા હવા. ૬

यद्वविज्ञातमिवाभूदित्येतासामेव देवतानाꣳ समास इति तद्विदाञ्चक्रुर्यथा नु खलु सोम्ये-

मास्त्रिस्रो देवताः पुरुषं प्राप्य त्रिवृत्त्रिवृदेकैका भवति तन्मे विजानीहीति ॥ ७ ॥ इति षष्ठप्रपाठकस्य चतुर्थः खण्डः ॥ ४ ॥

શબ્દાર્થ—[ દ્વીપાંતરથી આણેલ વિલક્ષણ પક્ષી આદિક ] જે અવિજ્ઞાત જેવું [ પ્રતીત ] થયું આ [ પણ ] આ [ ત્રણ ] દેવતાઓનોજ સમુદાય [ છે ] એમ તેને જાણતા હવા [ હવે ] હે સોમ્ય ! જેવી રીતે પ્રસિદ્ધ આ ત્રણ દેવતા પુરુષને ( મનુષ્યશરીરને ) પામીને એક એક ત્રિવૃત્ ત્રિવૃત્ થાય છે તે મારાથી વિસ્પષ્ટ જાણ " એમ [ ઉદ્દાલકે કહ્યું. ] ૭ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના ચોથા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૬. ૪

अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः ॥ १ ॥

શબ્દાર્થઃ—' અન્ન ભક્ષણ કર્યું [ છતું જઠરાગ્નિવડે પાચન થઇને ] ત્રણ પ્રકારે વિભાગ પામે છે તેના જે સ્થૂલતમ અંશ [ છે ] તે વિષ્ઠા થાય છે, જે મધ્યમ [ અંશ છે ] તે [ રસાદિકમથી પરિણામ પામીને ] માંસ [ થાય છે ને ] જે અતિશયસૂક્ષ્મ [ અંશ છે ] તે [ સૂક્ષ્મનાડીઓમાં અનુપ્રવેશ કરીને વાગાદિક કરણોની સ્થિતિને ઉત્પન્ન કરતો છતો ] મન [ થાય છે-મનને પુષ્ટ કરે છે ] ૧

ભક્ષણ કરેલા અન્નના ત્રિવિધપણાને કહીને હવે પીધેલા જલના ત્રિવિધપણાને કહે છેઃ—

आपः पीतास्त्रेधा विधीयन्ते तासां यः स्थविष्ठो धातुस्तन्मूत्रं भवति यो मध्यमस्तल्लोहितं योऽणिष्ठः स प्राणः ॥ २ ॥

શબ્દાર્થઃ—જલ પીધું [ છતું ] ત્રણ પ્રકારે વિભાગ પામે છે તેનો જે અત્યંતસ્થૂલ અંશ તે મૂત્ર થાય છે, જે મધ્યમ [ અંશ ] તે લોહી [ થાય છે, ને ] જે અત્યંતસૂક્ષ્મ [ અંશ ] તે પ્રાણ [ થાય છે ] ૨

ભક્ષણ કરેલા ઘૃતાદિના ત્રિવિધપણાને કહે છે—

तेजोऽशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तदस्थि भवति यो मध्यमः स मज्जा योऽणिष्ठः सा वाक् ॥ ३ ॥

શબ્દાર્થઃ—તેજ ( તેલ ને ઘી આદિ ) ભક્ષણ કર્યું [ છતું ] ત્રણ પ્રકારે વિભાગ પામે છે તેના જે સ્થૂલતમ ભાગ તે અસ્થિ થાય છે, જે મધ્યમ [ ભાગ ] તે મજ્જા ( હાડકામાં રહેલી ચીકણી વસ્તુ ) [ થાય છે, ને ] જે અત્યંતસૂક્ષ્મ [ ભાગ ] તે વાણી [ થાય છે. ] ૩

એમ હોવથી મન આદિનું અન્નાદિમયપણું યુક્ત છે એમ જણાવે છેઃ—

अन्नमयꣳ हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ४ ॥ इति षष्ठप्रपाठकस्य पञ्चमः खण्डः ॥ ५ ॥

શબ્દાર્થઃ—હે સોમ્ય ! અન્નનું કાર્ય મન [ છે, ] જલનું કાર્ય પ્રાણ [ છે, ને ] તેજનું કાર્ય વાણી [ છે. ] " ઇતિ " પુન પણ મને ભગવાન્ [ મન આદિ અન્નાદિનાં કાર્ય કેવી

રીતે છે? તે દૃષ્ટાંતવડે સમજાવો ]" એમ [ શ્વેતકેતુએ કહ્યું. ] "હે પ્રિયદર્શન ! તેમ [ થાઓ ]" એમ [ ઉદ્દાલક ] કહેતા હતા. ૪ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના પાંચમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬. ૫

दध्नः सोम्य मथ्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तत्सर्पिर्भवति ॥ १ ॥

શબ્દાર્થ:—"હે સૌમ્ય ! મથન કરેલા દહિંનો જે સૂક્ષ્મભાવ [ છે ] તે ઊર્ધ્વ [ થયો છતો ] એકત્ર થઈ [ નવનીતભાવે ] ઉપર ગમન કરે છે તે ઘી થાય છે. ૧

एवमेव खलु सोम्यान्नस्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तन्मनो भवति ॥ २ ॥

શબ્દાર્થ:—હે પ્રિયદર્શન ! એમજ નિશ્ચય ભક્ષણ કરેલા અન્નનો જે સૂક્ષ્મભાવ [ છે ] તે ઊર્ધ્વ [ થયો છતો ] એકત્ર થઈ ઉપર જાય છે તે મન ( મનના અવયવોસાથે મળી મનને પુષ્ટિ કરનાર ) થાય છે. ૨

अपाꣳसोम्य पीयमानानां योऽणिमा स ऊर्ध्वः समुदीषति स प्राणो भवति ॥ ३ ॥

શબ્દાર્થ:—હે સૌમ્ય ! પાન કરેલા જલનો જે સૂક્ષ્મભાવ [ છે ] તે ઊર્ધ્વ [ થયો છતો ] એકત્ર થઈ ઉપર જાય છે તે પ્રાણ થાય છે. ૩

तेजसः सोम्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति सा वाग्भवति ॥ ४ ॥

શબ્દાર્થ:—હે પ્રિયદર્શન ! ખાધેલા તેજનો ( ઘી આદિનો ) જે સૂક્ષ્મભાવ [ છે ] તે ઊર્ધ્વ [ થયો છતો ] એકત્ર થઈ ઉપર જાય છે તે વાણી થાય છે. ૪

अन्नमयꣳ हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ५ ॥ इति षष्ठप्रपाठकस्य षष्ठः खण्डः ॥ ६ ॥

શબ્દાર્થ:—હે પ્રિયદર્શન ! અન્નનું કાર્યજ મન [ છે, ] જલનું કાર્ય પ્રાણ [ છે, ને ] તેજનું કાર્ય વાણી [ છે ] એમ [ જે મેં કહ્યું તે યોગ્યજ છે " અન્નના રસવડે મનનુંજ કેમ પોષણ થાય છે? એ શ્વેતકેતુને હજી સમજાયું નહિ તેથી તેણે ] "પુનઃ પણ મને ભગવાન્ [ મનનું અન્નમયપણું દૃષ્ટાંતવડે ] સમજાવો" એમ [ કહ્યું ] "હે સૌમ્ય ! તેમ [ થાઓ ]" એમ [ ઉદ્દાલક ] કહેતા હતા. ૫ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના છઠ્ઠા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૬ ૬

षोडशकलः सोम्य पुरुषः पञ्चदशाहानि माऽशीः काममपः पिबाऽऽपोमयः प्राणो न पिबतो विच्छेत्स्यत इति ॥ १ ॥

શબ્દાર્થ:—[ ખાધેલા અન્નનો જે અત્યંતસૂક્ષ્મ ભાગ છે તેવડે વૃદ્ધિ પામેલી મનની શક્તિ સોળ પ્રકારે વિભાગ પામીને તે પુરુષની કલા કહેવાય છે. ] "હે પ્રિયદર્શન ! સોળ કલાવાળો પુરુષ [ છે, તેને પ્રત્યક્ષ કરવા ઇચ્છતો હોય તો ] પંદર દિવસ ભોજન ન કર. પ્રાણ જલનું કાર્ય [ છે તેથી જલ ] નહિ પીનાર [ તારો પ્રાણ ] નીકળી જાય [ માટે ] ઇચ્છાપ્રમાણે જલ પીજે." ઇતિ. ૧

स ह पञ्चदशाहानि नाऽऽशाथ हैनमुपससाद किं ब्रवीमि भो इत्यृचः सोम्य यजूꣳषि सामानीति स होवाच न वै मा प्रतिभान्ति भो इति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ મનના અન્નમયપણાને પ્રત્યક્ષ કરવા ઈચ્છતો ] તે [ શ્વેતકેતુ ] પંદર દિવસ ભોજન ન કરતો હવો. પછી [ સોળમે દિવસે ] આની ( પિતાની ) સમીપ આવ્યો, [ ને કહ્યું:- ] ' ભો ! ( હે ભગવન્ ! ) શું બોલું ?" એમ [ પૂછ્યું, ત્યારે ] " હે સોમ્ય ! ઋચાઓ, યજુષાઓ [ ને ] સામો [ ભણ ] " એમ તે બોલ્યા. " ભો ! મને [ ઋચાઓ આદિ મનમાં ] દેખાતાંજ નથી " એમ [ શ્વેતકેતુએ કહ્યું. ] ૨

तꣳ होवाच यथा सोम्य महतोऽभ्याहितस्यैकोऽङ्गारः खद्योतमात्रः परिशिष्टः स्यात्तेन ततोऽपि न बहु दहेदेवꣳ सोम्य ते षोडशानां कलानामेका कलाऽतिशिष्टा स्यात्तयैतर्हि वेदान्नानुभवस्यशानाथ मे विज्ञास्यसीति ॥ ३ ॥

શબ્દાર્થઃ—તેના પ્રતિ [ પિતા આવી રીતે ] બોલ્યા:-"હે પ્રિયદર્શન ! જેમ મોટા [ પરિણામવાળા ને ઇંધનેવડે ] વૃદ્ધિ પામેલા [ અગ્નિ ]નો [ તે શાંત થયે ] પતંગિયાજેટલો એક અંગારો અવશેષ રહ્યો હોય તેવડે તેનાથી [ ન્યૂનને ] પણ ન [ બાળી શકે તો ] બહુને [ ક્યાંથી ] બાળે ? એવી રીતે હે સોમ્ય ! તારી સોળ કલામાં એક કલા અવશેષ રહી છે તેવડે હમણાં [ તું ] વેદોને જાણતો નથી [ પ્રથમ ] ભોજન કર, પછી મારાં [ વચન સાંભળીને સમગ્ર ] જાણીશ." ઇતિ. ૩

स हाऽऽशाथ हैनमुपससाद तꣳह यत्किञ्च पप्रच्छ सर्वꣳह प्रतिपेदे ॥ ४ ॥

શબ્દાર્થઃ—તે [ શ્વેતકેતુ ] ભોજન કરતો હવો પછી [ તે ] આની સમીપ આવ્યો. તેને [ ઉદ્દાલકે ] જે કાંઇ [ ઋચા આદિકમાં ] પૂછ્યું [ તે ] સર્વનેજ [ તે ] જાણતો હવો. ૪

तꣳ होवाच यथा सोम्य महतोऽभ्याहितस्यैकमङ्गारं खद्योतमात्रं परिशिष्टं तं तृणैरुपसमाधाय प्राज्वलयेत्तेन ततोऽपि बहु दहेत् ॥ ५ ॥

શબ્દાર્થઃ—તેને [ પુન ] કહેવા લાગ્યા -"હે સોમ્ય ! જેમ મોટા [ પરિમાણવાળા ને ઇંધનવડે ] વૃદ્ધિ પામેલા [ અગ્નિ ]નો [ તે શાંત થવાથી ] આગિયાજેટલો એક અંગારો અવશેષ રહ્યો [ હોય ] તેને તૃણોવડે સ્થાપન કરીને સળગાવે. તેવડે તેથી ( પૂર્વપરિણામથી ) પણ ઘણાનો દાહ કરે. ૫

एवꣳ सोम्य ते षोडशानां कलानामेका कलाऽतिशिष्टाऽभूत्साऽन्नेनोपसमाहिता प्राज्वाली तयैतर्हि वेदाननुभवस्यन्नमयꣳ हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति तद्धास्य विजज्ञाविति विजज्ञाविति ॥ ६ ॥ इति षष्ठप्रपाठकस्य सप्तमः खण्डः ॥ ७ ॥

શબ્દાર્થઃ—હે પ્રિયદર્શન ! એવી રીતે [ પંદર દિવસ ભોજન નહિ કરવાથી ] તારી સોળ કલામાંથી એક કલા અવશેષ રહેતી હવી. તે [ અવશેષ રહેલી કલા ] અન્નવડે વૃદ્ધિ પામી [ છતી ] પ્રજ્વલિત થઈ તેવડે હમણાં [ તું ] વેદોને જાણે છે. હે સોમ્ય ! [ જેવી

રીતે ] મન અન્નનું કાર્યજ [ છે એમ સિદ્ધ થયું તેવી રીતે ] પ્રાણ જલનું કાર્ય [ અને ] વાણી તેજનું કાર્ય [ છે ] આ [ સિદ્ધ છે ]' આના ( પિતાના ) [ કહેલા ] તે [ મન આદિના અન્નાદિમયપણાને તે શ્વેતકેતુ ] જાણતો હવો ઇતિ જાણતો હવો ઇતિ [ પુનરુક્તિ ત્રિવૃત્કરણના પ્રકરણની સમાપ્તિ માટે છે ] ૬ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના સાતમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૬ ૭

ત્રિવૃત્કરણના નિર્ણયરૂપ વિષયવાળા અવાંતર પ્રકરણને સમાપ્ત કરી હવે સદ્રૂપ વિષયવાળા મહાપ્રકરણને અનુસરતા છતા મનનો લય થયે સુષુપ્તિમાં જીવને સત્‌ની જે પ્રાપ્તિ થાય છે તે કહે છે —

उद्दालको हाऽऽरुणिः श्वेतकेतुं पुत्रमुवाच स्वप्नान्तं मे सोम्य विजानीहीति यत्रैतत्पुरुषः स्वपिति नाम सता सोम्य तदा सम्पन्नो भवति स्वमपीतो भवति तस्मादेनꣳ स्वपितीत्याचक्षते स्वꣳह्यपीतो भवति ॥ १ ॥

શબ્દાર્થઃ—[ દર્પણમાં પ્રતિબિંબરૂપે પુરુષના અનુપ્રવેશની પેઠે મનમાં જીવરૂપે બ્રહ્મનો અનુપ્રવેશ છે, તે મનનો લય થયે તે જીવ પોતાના બ્રહ્મરૂપનેજ પામે છે તે કહેવાની ઇચ્છાથી ] અરુણના પુત્ર પ્રસિદ્ધ ઉદ્દાલક શ્વેતકેતુપુત્રપ્રતિ કહેતા હવા -"હે સોમ્ય ! મારા [ કહેવાથી ] સુષુપ્તિનો સારી રીતે નિશ્ચય કર ઇતિ હે પ્રિયદર્શન ! જ્યારે પુરુષ સૂએ છે આ નામવાળો [ થાય છે ] ત્યારે [ તે ] બ્રહ્મની [ સાથે ] એકભાવ પામેલો થાય છે [ જીવભાવનો પરિત્યાગ કરી ] પોતાના [ સદ્રૂપ ] ને પામેલો થાય છે તેથી આને સૂએ છે એમ [ લૌકિક જનો ] કહે છે. [ તે કાલે ] પોતાનેજ ( આત્મસ્વરૂપનેજ ) પામેલો થાય છે ૧

સુષુપ્તિમાં જીવની બ્રહ્મવિષે સ્થિતિમાં દૃષ્ટાંત આપે છે —

स यथा शकुनिः सूत्रेण प्रबद्धो दिशं दिशं पतित्वाऽन्यत्राऽऽयतनमलब्ध्वा बन्धनमेवोपश्रयत एवमेव खलु सोम्य तन्मनो दिशं दिशं पतित्वाऽन्यत्राऽऽयतनमलब्ध्वा प्राणमेवोपश्रयते प्राणबन्धनꣳ हि सोम्य मन इति ॥ २ ॥

શબ્દાર્થઃ—જેમ તે બાજ [ પક્ષિઘાતના હાથમા રાખેલા ] દોરાવડે બંધાયેલો [ હોઈ છૂટો થવામાટે ] પ્રત્યેક દિશાપ્રતિ ઊડીને [ બંધનથી ] બીજે આશ્રય નહિ પામીને બંધનનેજ આશ્રય કરે છે એમજ હે સોમ્ય ! પ્રસિદ્ધ તે મન ( મનોરૂપ ઉપાધિવાળો જીવ ) [ અવિદ્યા, કામ ને કર્મવડે જાગ્રત્સ્વપ્નમાં સુખદુઃખાદિરૂપ ] પ્રત્યેક દિશાનો અનુભવ કરીને [ બ્રહ્મથી ] બીજે વિશ્રામસ્થાન નહિ પામીને બ્રહ્મનેજ આશ્રય કરે છે હે સોમ્ય ! બ્રહ્મરૂપ બંધનવાળું મન ( જીવ ) [ છે ] ઇતિ ૨

અનાદિ કાર્યકારણની પરંપરાથી પણ જગતનું મૂલ સત્ છે એમ જણાવવા કહે છેઃ—

अशनापिपासे मे सोम्य विजानीहीति यत्रैतत्पुरुषोऽशिशिषति नामाऽऽप एव तदशितं नयन्ते तद्यथा गोनायोऽश्वनायः पुरुषनाय इत्येवं तदप आचक्षतेऽशनायेति तत्रैतच्छुङ्गमुत्पतितꣳ सोम्य विजानीहि नेदममूलं भविष्यतीति ॥ ३ ॥

શબ્દાર્થઃ—હે સોમ્ય ! ભૂખતરસને ( ભૂખતરસના સ્વરૂપને ) મારા [ કથનથી ] સારી

રીતે જાણ ઇતિ જ્યારે પુરુષ ખાવાને ઇચ્છે છે આ નામવાળો [ થાય છે ] ત્યારે ભક્ષણ કરેલા [ કઠિન અન્નને પીધેલું ] જલજ લઈ જાય છે, તેમાં [ દષ્ટાંત કહેવાય છે:- ] જેમ [ ગાયોને લઇ જાય છે તે ગોવાળ ] ગોનાય, [ અશ્વોને લઈ જનાર અશ્વપાલ તે ] અશ્વનાય [ ને પુરુષોને લઇ જનાર સેનાપતિ તે ] પુરુષનાય એમ [ કહેવાય છે ] એવી રીતે [ ભક્ષણ કરેલા અન્નને લઇ જનાર ] જલને ત્યારે [ લૌકિક જનોવડે ] અશનાય ( ભક્ષણ કરેલાને લઈ જનાર ) એમ કહેવાય છે હે સોમ્ય ! ત્યાં [ રસાદિવડે શરીર ઉપજ્યું છે તેથી તે કાર્ય છે. ] આ ઉત્પન્ન થયેલા [ શરીરરૂપ ] કાર્યને જાણ આ [ કાર્ય ] કારણરહિત નહિ હશે " એમ [ ઉદ્દાલકે કહ્યું ] ૩

આ શરીરનું મૂલ શું હશે ? એમ શ્વેતકેતુના પૂછવાથી શ્રીઉદ્દાલક કહે છેઃ—

तस्य क्व मूलꣳ स्यादन्यत्रान्नादेवमेव खलु सोम्यान्नेन शुङ्गेनापो मूलमन्विच्छाद्भिः सोम्य शुङ्गेन तेजो मूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—તે[ શરીર ]નું અન્નથી બીજે [ સ્થલે ] ક્યાં મૂલ હોય ? [ ક્યાંઇ નહિ અન્નજ મૂલ છે. પુરુષે ખાધેલા અન્નનો પરિણામ વીર્ય થાય છે, ને સ્ત્રીએ ખાધેલા અન્નનો પરિણામ લોહી થાય છે, તે વીર્ય ને રજથી શરીરની ઉત્પત્તિ થાય છે. ] હે સોમ્ય ! એવી રીતેજ નિશ્ચય અન્નરૂપ કાર્યવડે જલરૂપ મૂલને જાણ હે સોમ્ય ! જલરૂપ કાર્યવડે તેજોરૂપ મૂલને જાણ. હે સોમ્ય ! તેજોરૂપ કાર્યવડે [ એક અદ્વિતીય ] સદ્રૂપ મૂલને જાણ હે સોમ્ય ! આ સર્વ પ્રજા સદ્રૂપ મૂલવાળી [ છે, સ્થિતિકાલમાં ] સદ્રૂપ આશ્રયવાળી [ છે, ને અંતમાં ] સદ્રૂપ પરિશેષવાળી [ છે. ] ૪

હવે જલરૂપ કાર્યદ્વારા સદ્રૂપ મૂલનો નિશ્ચય કરવાયોગ્ય છે એમ કહે છેઃ—

अथ यत्रैतत्पुरुषः पिपासति नाम तेज एव तत्पीतं नयते तद्यथा गोनायोऽश्वनायः पुरुषनाय इत्येवं तत्तेज आचष्ट उदन्येति तत्रैतदेव शुङ्गमुत्पतितꣳ सोम्य विजानीहि नेदममूलं भविष्यतीति ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—પછી [ જલરૂપ કાર્યદ્વારા સદ્રૂપ મૂલનો નિશ્ચય કરે. ] જ્યારે પુરુષ પીવાને ઇચ્છે છે આ નામવાળો [ થાય છે ] ત્યારે તેજજ પીધેલા [ જલાદિક ]ને શોષણ કરતું છતું રુધિરભાવે અને પ્રાણભાવે પરિણામ ] પમાડે છે તેમાં [ દષ્ટાંત કહેવાય છે - ] જેમ ગોનાય, ( ગાયોને લઇ જનાર ) અશ્વનાય ( ઘોડાઓને લઈ જનાર ) [ ને ] પુરુષનાય ( પુરુષોને લઈ જનાર ) એમ [ કહેવાય છે ] તેમ [ પીધેલા જલાદિકને લઈ જનાર-રુધિરાદિરૂપે પરિણામ પમાડનાર ] તેજને ત્યારે [ લૌકિક જન ] ઉદન્યા ( જલને લઇ જનાર ) એમ કહે છે. હે સોમ્ય ! ત્યાં [ જલથી ] ઉપજેલું આ[ શરીરરૂપ ]જ કાર્ય જાણ આ કારણરહિત નહિ હશે. ઇતિ. ૫

તેજોમય કાર્યદ્વારા પણ સદ્રૂપ મૂલનો નિશ્ચય થાય છે એમ જણાવે છેઃ—

तस्य क्व मूलꣳ स्यादन्यत्राद्भ्योऽद्भिः सोम्य शुङ्गेन तेजो मूलमन्विच्छ तेजसा

सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठा यथा नु खलु सोम्येमास्तिस्रो देवताः पुरुषं प्राप्य त्रिवृत्त्रिवृदेकैका भवति तदुक्तं पुरस्तादेव भवत्यस्य सोम्य पुरुषस्य प्रयतो वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायाम् ॥ ६ ॥

શબ્દાર્થઃ—તે[ શરીર ]નું જલથી અન્ય સ્થાને ક્યાં મૂલ હોય ? [ જલજ તેનું મૂલ છે ] હે સોમ્ય ! જલરૂપ કાર્યવડે તેજોરૂપ મૂલને જાણ હે સોમ્ય ! તેજોરૂપ કાર્યવડે સદ્રૂપ મૂલને જાણ હે સોમ્ય ! આ સર્વ પ્રજા સદ્રૂપ મૂલવાળી [ છે, સ્થિતિકાલમાં ] સદ્રૂપ આશ્રયવાળી [ છે, ને અંતમાં ] સદ્રૂપ પરિશેષવાળી [ છે ] હે સોમ્ય ! પ્રસિદ્ધ આ [ અનાદિ ] ત્રણ દેવ પુરુષ[ શરીર ]ને પામીને એક એક ત્રિવિધ ત્રિવિધ થાય છે તે [ 'ભક્ષણ કરેલું અન્ન ત્રણ પ્રકારે વિભાગ પામે છે' ઇત્યાદિ વચનોથી ] પૂર્વેજ કહેલું છે હે સોમ્ય ! મરનાર આ પુરુષની વાણી મનમાં લીન થાય છે [ ત્યારે તે બોલી શકતો નથી, માત્ર તેના મનનો વ્યાપાર ચાલે છે, પછી ] મન [ સુષુપ્તિકાલની પેઠે ] પ્રાણમાં [લીન થાય છે પશ્ચાત્ ] પ્રાણ [ ક્રમથી સંકોચ પામી ] તેજમાં [ લીન થાય છે ત્યારે પ્રાણનો સ્થૂલવ્યાપાર બંધ પડી માત્ર શરીરમાં ઉષ્ણતા રહે છે. અંતે તે ] તેજ પરદેવતામાં [ લીન થાય છે ત્યાંથી જ્ઞાનીનું પુનઃ ઉત્થાન થતું નથી, ને અજ્ઞાની સુષુપ્તિમાંથી જાગેલાની પેઠે અન્ય શરીરમાં પ્રવેશ કરે છે ] ૬

એ સત્ તારુ સ્વરૂપ છે એમ પિતા કહે છે, ને પુત્ર તે સંબંધી વિશેષ જાણવાની ઇચ્છા બતાવતાં પિતા તે અંગીકાર કરે છે.—

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ७ ॥ इति षष्ठप्रपाठकस्याष्टमः खण्डः ॥ ८ ॥

શબ્દાર્થઃ—તે જે આ સૂક્ષ્મભાવ ( જગતનું મૂલ ) [ છે તે ] આ રૂપવાળું-આત્માવાળું આ સર્વ [ જગત્ છે, ] તે[ જ વાસ્તવિક ] સત્ય [ છે તેથી] તે[ જ જગતનો] આત્મા [છે,] હે શ્વેતકેતો ! તે [ સત્ ] તું છે" એમ [ પિતાજીએ કહ્યું " સુષુપ્તિમાં પ્રાણીઓ સત્‌ને પ્રાપ્ત થાય છે એમ આપ કહો છો, પરંતુ અમે સત્‌ને પ્રાપ્ત થયાં હતાં એમ ઊઠીને તેઓ જાણતાં નથી તેથી તેમાં મને સંદેહ થાય છે માટે ] ભગવાન્ મને પુન પણ [ દૃષ્ટાંતવડે ] 'સમજાવો' એમ [ શ્વેતકેતુએ કહ્યું ] "હે સોમ્ય ! તેમ [ થાઓ ] " એમ [ પિતા ] કહેતા હતા ૭ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના આઠમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૬ ૮

હવે ઉદ્દાલકમુનિ દૃષ્ટાંતવડે પુત્રના સંદેહને દૂર કરવાનો આરંભ કરે છે —

यथा सोम्य मधु मधुकृतो निस्तिष्ठन्ति नानात्ययानां वृक्षाणाꣳ रसान्समवहारमेकताꣳ रसं गमयन्ति ॥ १ ॥

શબ્દાર્થઃ—"હે સોમ્ય ! જેવી રીતે મધમાખીઓ મધ ઉત્પન્ન કરે છે-વિવિધ ફૂલવાળાં વૃક્ષોના રસોને ગ્રહણ કરીને [ તે ] રસોની [ મધરૂપ ] એકતા કરે છે ૧

ते यथा तत्र न विवेकं लभन्तेऽमुष्याहं वृक्षस्य रसोऽस्म्यमुष्याहं वृक्षस्य रसोऽस्मीत्येवमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सति संपद्य न विदुः सति संपद्यामह इति ॥ २ ॥

શબ્દાર્થઃ—જેમ [ મધમાખવડે એકઠા પામેલા ] તે [ રસો ] ત્યાં 'હું અમુક વૃક્ષનો રસ છું, [ વા ] હું અમુક વૃક્ષનો રસ છું' એમ જાણતા નથી તેમજ હે સોમ્ય ! પ્રસિદ્ધ આ સર્વ પ્રજા [ સુષુપ્તિકાલમાં, મરણમાં ને પ્રલયમાં ] સતને પ્રાપ્ત થઈને [ અમે ] સતને પ્રાપ્ત થઈએ છીએ [ વા પ્રાપ્ત થઈ હતી ] એમ જાણતી નથી ૨

त इह व्याघ्रो वा सिꣳहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दꣳशो वा मशको वा यद्यद्भवन्ति तदाभवन्ति ॥ ३ ॥

શબ્દાર્થઃ—તે [ પ્રાણીઓ ] અહીં (આ લોકમાં) [ પૂર્વે ] વાઘ, વા સિંહ, વા નાર, વા વરાહ વા કીટ, વા પતંગ વા ડાંસ, વા મચ્છર જે જે હોય તે[ જ સતથી પુન. ] આવીને થાય છે. [ તે અજ્ઞાની જીવોની પૂર્વભાવિત વાસના નાશ પામતી નથી. ] ૩

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ४ ॥ इति षष्ठप्रपाठकस्य नवमः खण्डः ॥ ९ ॥

શબ્દાર્થઃ—[ જેને પામીને અજ્ઞાનીઓ પાછા આવે છે, અને જ્ઞાનીઓ પાછા આવતા નથી ] તે જે આ સૂક્ષ્મભાવ [ છે તે ] આ રૂપવાળું-આત્માવાળું-આ સર્વ [ જગત છે, ] તે સત્ય [ છે, ] તે આત્મા [ છે, ] હે શ્વેતકેતો ! તે [ સત ] તું છે" એમ [ પિતાએ કહ્યું. "પોતાના ઘરમાં સૂતેલો પુરુષ ઊઠીને બીજે ગામ ગયો હોય તે 'હું મારે ઘેરથી આવ્યો છું' એમ જાણે છે એવી રીતે 'હું સતથી આવ્યો છું' આવું જ્ઞાન સુષુપ્તિ આદિકથી ઊઠેલા પ્રાણીઓને કેમ થતું નથી ? આ વિષય ] મને ભગવાન્ પુન: પણ [ દૃષ્ટાંતવડે ] સમજાવો" એમ [ શ્વેતકેતુએ કહ્યું ] "હે સોમ્ય ! તેમ [ થાઓ ]" એમ [ ઉદ્દાલક ] કહેતા હવા ૪ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના નવમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬. ૯

इमाः सोम्य नद्यः पुरस्तात्प्राच्यः स्यन्दन्ते पश्चात्प्रतीच्यस्ताः समुद्रात्समुद्रमेवापियन्ति स समुद्र एव भवति ता यथा तत्र न विदुरियमहमस्मीयमहमस्मीति ॥ १ ॥

શબ્દાર્થઃ—"હે સોમ્ય ! આ પૂર્વભણીની [ ગંગા આદિ ] નદીઓ પૂર્વભણી વહે છે, [ અને ] પશ્ચિમભણીની [ નર્મદા આદિ ] પશ્ચિમભણી [ વહે છે ] તેઓ [ સૂર્યવડે ] સમુદ્રથી [ ખેંચાઈ, વૃષ્ટિરૂપે પડી, ગંગાદિ નદીરૂપ થઈને ] સમુદ્રનેજ પામે છે, તે સમુદ્રજ થાય છે જેમ તે [ નદીઓ ] ત્યાં (સમુદ્રમાં) 'આ [ ગંગા ] હું છું, [ વા ] આ [ નર્મદા ] હું છું' એમ જાણતી નથી ૧

एवमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सत आगम्य न विदुः सत आगच्छामह इति त इह व्याघ्रो वा सिꣳहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दꣳशो वा मशको वा यद्यद्भवन्ति तदाभवन्ति ॥ २ ॥

શબ્દાર્થઃ—હે સોમ્ય ! એવી રીતે પ્રસિદ્ધ આ સર્વ પ્રજા સત્‌થી આવીને [પ્રજા] સત્‌થી આવીએ છીએ એમ જાણતી નથી. તેઓ અહીં [પૂર્વે] વાઘ વા સિંહ વા નાર, વા વરાહ, વા કીટ, વા પતંગ, વા ડાંસ, વા મચ્છર જે જે હોય તે [જ સત્‌થી પુનઃ] આવીને થાય છે. ૨

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥ इति षष्ठप्रपाठकस्य दशमः खण्डः ॥ १० ॥

શબ્દાર્થઃ—તે જે આ સૂક્ષ્મભાવ [ છે તે ] આ રૂપવાળું-આત્માવાળું-આ સર્વ [ જગત્ છે, ] તે સત્ય [ છે, ] તે આત્મા [ છે, ] હે શ્વેતકેતો ! તે [ સત્ ] તું છે" એમ, [ પિતાએ કહ્યું. "જલમાંથી ઊઠેલા તરંગો જલભાવને પામતાં વિનાશ પામે છે તેમ જીવો સુષુપ્તિ આદિ અવસ્થામાં કારણભાવને પામીને વિનાશ કેમ પામતા નથી ? આ વિષય ] ભગવાન્ મને [ દૃષ્ટાંતવડે ] પુનઃ પણ સમજાવો " એમ [ શ્વેતકેતુએ કહ્યું ] " હે સોમ્ય ! તેમ [ થાઓ ]" એમ [ ઉદ્દાલક ] કહેતા હવા ૩ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના દશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬. ૧૦

अस्य सोम्य महतो वृक्षस्य यो मूलेऽभ्याहन्याज्जीवन्स्रवेद्यो मध्येऽभ्याहन्याज्जीवन्स्रवेद्योऽग्रेऽभ्याहन्याज्जीवन्स्रवेत्स एष जीवेनाऽऽत्मनाऽनुप्रभूतः पेपीयमानो मोदमानस्तिष्ठति ॥ १ ॥

શબ્દાર્થઃ—હે સોમ્ય ! આ મહાન્ વૃક્ષના મૂલમાં જે [ કોઈ કુહાડા આદિવડે ] ઘા કરે [ તો તે એકવારના ઘાથી તે સૂકાતું નથી, કિંતુ ] જીવતું [ રહે છે, ને તેનો રસ ] ટપકે છે. જે [ કોઈ ] મધ્યમાં ઘા કરે [ તોપણ તે ] જીવતું [ રહે છે, ને રસ ] ઝરે છે, [ ને ] જે [ કોઈ ] ઉપરના ભાગમાં ઘા કરે [ તોપણ તે ] જીવતું [ રહે છે, ને રસ ] વહે છે તે આ [ વૃક્ષ હજી ] જીવરૂપ આત્માવડે અનુવ્યાપ્ત [ અને મૂલોવડે સારી રીતે જલ ] પીતું [ છતું તથા ભૂમિના રસોને ગ્રહણ કરતું છતું, તેમજ ] હર્ષ પામતું [ છતું ] સ્થિત રહે છે. ૧

अस्य यदेकाꣳ शाखां जीवो जहात्यथ सा शुष्यति द्वितीयां जहात्यथ सा शुष्यति तृतीयां जहात्यथ सा शुष्यति सर्वं जहाति सर्वः शुष्यत्येवमेव खलु सोम्य विद्धीति होवाच ॥ २ ॥

શબ્દાર્થઃ—[ કર્મવશાત્ ] જ્યારે આ [ વૃક્ષ ]ની [ રોગગ્રસ્ત ] એક શાખાને જીવ ત્યજે છે ( તેમાં રહેલા પોતાના અંશનો સંકોચ કરે છે ) ત્યારે તે [ શાખા ] સૂકાય છે, બીજીને ત્યજે છે ત્યારે તે સૂકાય છે, ત્રીજીને ત્યજે છે ત્યારે તે સૂકાય છે, [ ને જ્યારે ] સર્વ [ વૃક્ષ ]ને [ આ જીવ ] ત્યજે છે [ ત્યારે ] સર્વ [ વૃક્ષ ] સૂકાય છે. હે સોમ્ય ! એમજ નિશ્ચય જાણ " એમ [ પિતા ] કહેતા હવા ૨

जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियत इति स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं

तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥ इति षष्ठप्रपाठकस्यैकादशः खण्डः ॥ ११ ॥

શબ્દાર્થઃ—"જીવરહિત પ્રસિદ્ધ આ [ શરીર ] મરે છે, જીવ મરતો નથી; એમ [ કર્મના સફલપણા આદિથી જણાય છે. ] તે જે આ સૂક્ષ્મભાવ [ છે તે ] આ રૂપવાળું આત્માવાળું-આ સર્વ [ જગત છે, ] તે સત્ય [ છે, ] તે આત્મા [ છે, ] હે શ્વેતકેતો ! તે [ સત્ ] તું છે", એમ [ પિતાએ કહ્યું. ] "અત્યંતસૂક્ષ્મ સદ્રૂપ નામરૂપરહિત બ્રહ્મથી આ અત્યંતસ્થૂલ ને પૃથિવી આદિક નામરૂપવાળું જગત્ કેમ ઉપજે છે ? તે દૃષ્ટાંતવડે પુનઃપણ ભગવાન્ મને સમજાવો" એમ [ પુત્રે પૂછ્યું ] "હે સોમ્ય ! તેમ [ થાઓ. ]" એમ [ પિતા ] કહેતા હવા ૩ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના અગીઆરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬. ૧૧

न्यग्रोधफलमत आहरेतीदं भगव इति भिन्द्धीति भिन्नं भगव इति किमत्र पश्यसीत्यण्व्य इवेमा धाना भगव इत्यासामङ्गैकां भिन्द्धीति भिन्ना भगव इति किमत्र पश्यसीति न किञ्चन भगव इति ॥ १ ॥

શબ્દાર્થઃ—[ "જો આને પ્રત્યક્ષ કરવા ઇચ્છતો હોય તો હે પુત્ર ! ] આ [ વડમાં ]થી વડનું [ એક ] ફલ લાવ" એમ [ પિતાએ કહ્યું. ] "હે ભગવન્ ! આ [ ફલ લાવ્યો ]" એમ [ પુત્રે કહ્યું ] "ભાંગ" એમ [ પિતાએ કહ્યું. ] "હે ભગવન્ ! ભાંગ્યું" એમ [ પુત્રે કહ્યું. ] "આમાં શું દેખે છે ?" એમ [ પિતાએ પૂછ્યું. ] "હે ભગવન્ ! સૂક્ષ્મતરજેવાં આ બીજો [ દેખું છું ]" એમ [ પુત્રે કહ્યું. ] "હે પુત્ર ! આમાંનું એક ભાંગ" એમ [ પિતાએ કહ્યું ] "હે ભગવન્ ! ભાંગ્યું" એમ [ પુત્રે કહ્યું ] "આમાં શું દેખે છે ?" એમ [ પિતાએ પૂછ્યું ] "હે ભગવન્ ! કાંઇ પણ [ દેખતો ] નથી" એમ [ પુત્રે કહ્યું. ] ૧

तꣳ होवाच यं वै सोम्यैतमणिमानं न निभालयस एतस्य वै सोम्यैषोऽणिम्न एवं महान्न्यग्रोधस्तिष्ठति श्रद्धत्स्व सोम्येति ॥ २ ॥

શબ્દાર્થઃ—તેને [ પિતા ] કહેવા લાગ્યા-"હે સોમ્ય ! જે આ [ વડના બીજનો ] સૂક્ષ્મભાવને [ તું ] જોતો નથી [ તે ] આ સૂક્ષ્મભાવનાજ [ કાર્યભૂત ] હે સોમ્ય ! આ એવો મોટો વડ [ બહાર ] સ્થિત થાય છે. હે સોમ્ય ! શ્રદ્ધા કર" એમ [ પિતાએ કહ્યું ] ૨

વિવેચન—બાહ્યવિષયમાં આસક્ત મનવાળાને ગુરુતર શ્રદ્ધાવિના અત્યંતસૂક્ષ્મવિષયનો નિશ્ચય થાય નહિ માટે પિતાએ શ્રદ્ધા કરવાનું કહ્યું છે. ] ૨

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥ इति षष्ठप्रपाठकस्य द्वादशः खण्डः ॥ १२ ॥

શબ્દાર્થઃ—"તે જે આ સૂક્ષ્મભાવ [ છે તે ] આ રૂપવાળું-આત્માવાળું-આ સર્વ [ જગત છે, ] તે સત્ય [ છે, ] તે આત્મા [ છે, ] હે શ્વેતકેતો ! તે [ સત્ ] તું છે" એમ

[ પિતાએ ] કહ્યું. "તે સત્ જો જગતનું મૂલ છે તો કેમ દેખાતું નથી? તે ] મને [ દૃષ્ટાંતવડે ] ભગવાન્ પુનઃ પણ સમજાવો " એમ [ પુત્રે કહ્યું. ] " હે સોમ્ય ! તેમ [ થાઓ ] " એમ [ પિતા ] કહેતા હવા. ૩ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના બારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ.

॥ लवणमेतदुदकेऽवधायाथ मा प्रातरुपसीदथा इति स ह तथा चकार तꣳ होवाच यद्दोषा लवणमुदकेऽवाधा अङ्ग तदाहरेति तद्धावमृश्य न विवेद ॥ १ ॥

શબ્દાર્થઃ—" આ લવણને (મીઠાના ગાંગડાને) [ ઘટાદિકના ] જલમાં નાંખીને પછી [ કાલે ] પ્રાતઃકાલમાં [ તું ] મારી સમીપ આવજે " એમ [ પિતાએ કહ્યું. ] તે તેવી રીતેજ કરતો હવો. [ બીજે દિવસે પ્રાતઃકાલમાં ] તેને [ પિતા ] કહેતા હવાઃ-' હે પુત્ર !' જે લવણને [ ગઈ ] રાત્રે [ તેં ] જલમાં નાંખ્યું છે, તે લાવ " એમ [ કહે સતે પુત્ર ] તેને [ તે જલમાં ] શોધીને [ જલમાં મળી ગયેલું હોવાથી ] ન જાણતો હવો. ૧

यथा विलीनमेवाङ्गास्यान्तादाचामेति कथमिति लवणमिति मध्यादाचामेति कथमिति लवणमित्यन्तादाचामेति कथमिति लवणमित्यभिप्रास्यैतदथ मोपसीदथा इति तद्ध तथा चकार तच्छश्वत्संवर्तते तꣳ होवाचात्र वाव किल सत्सोम्य न निभालयसेऽत्रैव किलेति ॥ २ ॥

શબ્દાર્થઃ—' હે પુત્ર ! યદ્યપિ વિલય પામેલા મીઠાને [ તું નેત્રવડે ને સ્પર્શવડે જાણતો નથી તોપણ તે બીજા ઉપાયવડે ગ્રહણ થઈ શકે છે માટે તે છે ]જ. ઉપરથી [લઈને] આનું આચમન કર " એમ [ કહ્યા પછી પુત્રે આચમન કર્યું ત્યારે " તે સ્વાદમાં ] કેવું [ છે ? ] " એમ [ પિતાએ પૂછ્યું. ] " ખારું [ છે ]" એમ [ પુત્રે કહ્યું. ] " મધ્યમાંથી [ લઈ ] આચમન કર " એમ [ કહ્યા પછી પુત્રે આચમન કર્યું ત્યારે તે " સ્વાદમાં કેવું [ છે ? ]" એમ [ પિતાએ પૂછ્યું ] " ખારું [ છે ]" એમ [ પુત્રે કહ્યું. ] " નીચેથી [ લઈ ] આચમન કર " એમ [ કહ્યા પછી પુત્રે આચમન કર્યું ત્યારે " તે સ્વાદમાં ] કેવું [ છે ? ]" એમ પિતાએ પૂછ્યું.] " ખારું [ છે ] " એમ [ પુત્રે કહ્યું. ] " આ [ જલ ]નો પરિત્યાગ કરી પછી [ તું ] મારી પાસે આવ " એમ [ કહે સતે ] તે [ જલ ]ને તેવી રીતે કરતો હવો; [ ને કહેતો હવો કેઃ- ] " તે [ મીઠું તે જલમાં ] નિત્ય વિદ્યમાન છે. " તેને [ પિતાએ ] કહ્યુંઃ—હે સોમ્ય ! [ એવી રીતે ] અહીં ( શરીરમાં ) [ આચાર્યે ઉપદેશ કરેલા ] પ્રસિદ્ધ સતને [ તું ઇંદ્રિયોવડે ] જાણતો નથી [ જેમ જલમાં દર્શનસ્પર્શનવડે પ્રતીત નહિ થનાર લવણને જીભવડે જાણ્યું તેમ ] અહીંજ ( આ શરીરમાંજ ) [ વિદ્યમાન જગતના મૂલ સતને તું ઉપાયાંતરવડે લવણના સૂક્ષ્મભાવની પેઠે જાણીશ " ] એમ [ પિતાએ કહ્યું ] ૨

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥ इति षष्ठप्रपाठकस्य त्रयोदशः खण्डः ॥ १३ ॥

શબ્દાર્થઃ—તે જે આ સૂક્ષ્મભાવ [ છે તે ] આ રૂપવાળું-આત્માવાળું-આ સર્વે [ જગત્ છે, ] તે સત્ય [ છે, ] તે આત્મા [ છે, ] હે શ્વેતકેતો ! તે [ સત્ ] તું છે " એમ [ પિતાએ કહ્યું. " જગતનું મૂલ સત્ જે ઉપાયવડે પ્રતીત થતું હોય તે ઉપાય ] ભગવાન્

તેને પુન પણ [ દૃષ્ટાંતવડે ] સમજાવો," એમ [ શ્વેતકેતુએ કહ્યું ]," હે સોમ્ય ! તેમ [ થાઓ ]" એમ [ પિતા ] કહેતા હતા. ૩. એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના તેરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ.

यथा सोम्य पुरुषं गन्धारेभ्योऽभिनद्धाक्षमानीय तं ततोऽतिजने विसृजेत्स यथा तत्र प्राङ्वोदङ्वाऽधराङ्वा प्रत्यङ्वा प्रध्मायीताभिनद्धाक्ष आनीतोऽभिनद्धाक्षो विसृष्टः ॥ १ ॥

શબ્દાર્થ—" હે સોમ્ય ! જેમ ગંધાર[ દેશ ]થી આંખો બાંધેલા [ કોઈ ] પુરુષને [ અરણ્યમાં ] લાવી, [ તેના હાથ બાંધી, ચોર ] તેને તેથી [ પણ વધારે ] નિર્જન[ દેશ ]માં મૂકી દે તે જેમ [ કોઈ દિશાની ભ્રાંતિવાળો હોય તેમ ] ત્યાં પૂર્વભણી, વા ઉત્તરભણી, વા દક્ષિણભણી, વા પશ્ચિમભણી [ આ પ્રમાણે ] પોકારે-"[ ગંધારદેશથી ચોરોએ અને ] બાંધેલી આંખોએ આણ્યો, [ ને ] બાંધેલી આંખોએ [ જ ] મૂકી દીધો ' ૧

तस्य यथाभिनहनं प्रमुच्य प्रब्रूयादेतां दिशं गन्धारा एतां दिशं व्रजेति स ग्रामाद्ग्रामं पृच्छन्पण्डितो मेधावी गन्धारानेवोपसंपद्येतैवमेवेहाऽऽचार्यवान्पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्य इति ॥ २ ॥

શબ્દાર્થ—તેને યથાબંધનથી ( હાથ તથા આંખના બંધનથી ) છોડી દઈ [ કોઈ કારુણિક પુરુષ ] આ [ ઉત્તર ] દિશાભણી ગંધાર [ છે, તું ] આ દિશાભણી ગમન કર એમ કહે [ બંધનથી મોકળો થયેલો ] તે [ એક ] ગામથી [ અન્ય ] ગામને પૂછતો [ છતો ગંધારના માર્ગના ] ઉપદેશવાળો [ તથા ઉપદેશ કરેલા માર્ગના ] નિશ્ચયમાં સમર્થ [ છતો ] ગંધારનેજ પ્રાપ્ત થાય છે, [ ઇતર મૂઢમતિ વા દેશાંતરોને જોવાની તૃષ્ણાવાળો પ્રાપ્ત થતો નથી ] તેમજ અહીં આચાર્યવાળો પુરુષ [ જગતના કારણ સતને ] જાણે છે [ આચાર્યવાળાને અવિદ્યારૂપ બંધનથી મોકળા થયેલા ] તેને ત્યાંસુધીજ [ આત્મસ્વરૂપની પ્રાપ્તિનો ] વિલંબ [ છે, કે ] જ્યાંસુધી [ પ્રારબ્ધકર્મનો ] ક્ષય નથી થયો ત્યારે ( પ્રારબ્ધકર્મ પૂરું થયે શરીરનો પાત થાય તે સમયમાં ) [ સતને ] પ્રાપ્ત થશે " એમ [ પિતાએ કહ્યું ] ૨.

વિવેચન—જેમ ગંધારનામના સ્વદેશથી કોઈ પુરુષ તસ્કરોવડે આંખે પાટા બાંધી આણેલો, માર્ગોના વિવેકથી રહિત, દિશાઓને નહિ જોનાર, ક્ષુધાતૃષાવાળો, વ્યાઘ્રચોરાદિક અનેક ભયરૂપ અનર્થસમૂહવડે યુક્ત અરણ્યમાં પ્રવેશ પામેલો, દુઃખી, હાથના બંધનવાળો, પોકાર કરતો, ને બંધનોથી મોકળો થવાની ઇચ્છાવાળો જ્યાં ત્યાં સ્થિત થયો પછી તેના પુણ્યના ઉદયથી કોઈ દયાળુ પુરુષવડે બંધનથી મોકળો થઈ, ગંધારના માર્ગને જાણી તે સ્વદેશને પ્રાપ્ત થઈ સુખી થયો; તેમ જીવને તેના આત્મસ્વરૂપ સતથી ભૂતવિકારાદિવાળા તથા શીતોષ્ણાદિક અનેક દ્વંદ્વધર્મરૂપ દુઃખવાળા આ શરીરરૂપ અરણ્યમાં પુણ્યપાપાદિક ચોરોએ અવિદ્યારૂપ પાટા બાંધીને આણેલો છે, તથા અનેક દૃષ્ટ વિષયોની તૃષ્ણારૂપ પાશોવડે બાંધેલો છે, તે સંસારના અનેક દુઃખોસંબંધી પોકાર કરતો છતો ભમે છે. જ્યારે અતિશય પુણ્યના ઉદયથી તે કોઈ પરમ કારુણિક, સદ્ બ્રહ્મરૂપ આત્માને જાણનારાને બંધનથી મોકળા થયેલા બ્રહ્મનિષ્ઠને પામે છે ત્યારે બ્રહ્મવેત્તાએ કરુણાવડે અવિદ્યાદિ બંધનોથી મોકળો કરેલો તથા સદ્વસ્તુની પ્રાપ્તિનો ઉપાય જેને મળ્યો છે એવો તે ગંધારદેશના પુરુષની પેઠે પોતાના સદ્રૂપ આત્માને પામી સુખી થાય છે. જ્ઞાન થાય કે તુરતજ શરીર પડી જતું નથી, પણ પ્રારબ્ધકર્મની સમાપ્તિ થાય ત્યારેજ શરીર પડે છે, ને તેથી જ્ઞાનીને વિદેહકૈવલ્ય શરીરપાતપછી થાય છે. ૨

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय

एवं मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥ इति षष्ठप्रपाठकस्य चतुर्दशः खण्डः ॥ १४ ॥

શબ્દાર્થઃ—"તે જે આ સૂક્ષ્મભાવ [ છે તે ] આ રૂપવાળું-આત્માવાળું-આ સર્વ [ જગત છે,] તે સત્ય [ છે,] તે આત્મા [ છે,] હે શ્વેતકેતો ! તે [ સત્ ] તું છે" એમ [ પિતાએ કહ્યું. "આચાર્યવાળો વિદ્વાન્ જે ક્રમવડે સતને પ્રાપ્ત થાય છે, તે ક્રમ દૃષ્ટાંતવડે ] મને ભગવાન્ પુનઃ પણ સમજાવો "] એમ [ પુત્ર કહ્યું.] "હે સોમ્ય ! તેમ [ થાઓ ]" એમ [ પિતાએ ] કહ્યું. ૩ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના ચૌદમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬. ૧૪

... ज्ञातयः पर्युपासते जानासि मां जानासि मामिति तस्य ... प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायां तावज्जानाति ॥ १ ॥

શબ્દાર્થઃ—"હે પ્રિયદર્શન ! વળી [ જ્વરાદિક ] ઉપતાપવાળા [ મરનાર ] પુરુષને બંધુઓ '[ તું ] મને ઓળખે છે ? [ હું ] અને ઓળખે છે ?' એમ [ પૂછતા છતા ] ઘેરીને પાસે બેસે છે. જ્યાંસુધી તેની વાણી મનમાં લીન થતી નથી, [ તથા ] મન પ્રાણમાં, પ્રાણ [ ઉષ્ણતારૂપ ] તેજમાં [ ને ] તેજ પરદેવતામાં [ લીન થતું નથી ] ત્યાંસુધી [ તે ] જાણે છે. ૧

સંસારીનો જે મરણક્રમ છે તેજ વિદ્વાનને સત્પ્રાપ્તિનો ક્રમ છે એમ જણાવે છે:—

अथ यदाऽस्य वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायामथ न जानाति ॥ २ ॥

શબ્દાર્થઃ—પછી જ્યારે આની વાણી મનમાં લીન થાય છે, [ તથા ] મન પ્રાણમાં, પ્રાણ તેજમાં [ ને ] તેજ પરદેવતામાં [ લીન થાય છે ] ત્યારે જાણતો નથી ૨

વિવેચનઃ—તેમાં અવિદ્વાન સતથી ઉત્થાન કરીને પૂર્વે ભાવના કરેલાં દેવ, મનુષ્ય વા વ્યાઘ્રાદિભાવપ્રતિ પ્રવેશ કરે છે, અને વિદ્વાન તો શાસ્ત્ર અને આચાર્યના ઉપજેલા જ્ઞાનદીપકવડે પ્રકાશિત સદ્રૂપ ધેજપતિ પ્રવેશ કરીને પુનર્જન્મ પામતો નથી. એવો આ બ્રહ્મની પ્રાપ્તિનો ક્રમ છે. આનું સુષુમ્ણાનાડીવડે ઉત્ક્રમણ કરવું નથી, તેના પ્રાણ તો અહીંજ વિલીન થાય છે. ૨

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥ इति षष्ठप्रपाठकस्य पञ्चदशः खण्डः ॥ १५ ॥

શબ્દાર્થઃ—તે જે આ સૂક્ષ્મભાવ [ છે તે ] આ રૂપવાળું-આત્માવાળું-આ સર્વ [ જગત છે,] તે સત્ય [ છે,] તે આત્મા [ છે,] હે શ્વેતકેતો ! તે [ સત્ ] તું છે", એમ [ પિતાએ કહ્યું. "જો મરનારને અને મોક્ષ પામનારને બ્રહ્મની પ્રાપ્તિ સમાન છે તો વિદ્વાન્ બ્રહ્મને પામીને પુનર્જન્મ પામતો નથી, અને અવિદ્વાન પુનર્જન્મ પામે છે એમ કેમ-થાય છે ? આમાં જે કારણ હોય તે દૃષ્ટાંતવડે ] મને ભગવાન્ પુનઃ પણ સમજાવો " એમ પુત્ર પૂછ્યું.] "હે સોમ્ય ! તેમ [ થાઓ ]" એમ [ પિતા ] કહેતા હવા.—૩ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના પંદરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬. ૧૫

## ॥ ७ सप्तमः प्रपाठकः ॥

નામ આદિક ઉત્તરોત્તર શ્રેષ્ઠ તત્ત્વ છે, અને તેઓમાં અત્યંત ઉત્કૃષ્ટ ભૂમાનામનું તત્ત્વ છે, તેથી તેની સ્તુતિમાટે નામ આદિકોને ક્રમથી કહેવાનો આરંભ થાય છે. આત્મજ્ઞાનથી ભિન્ન કોઈ પરમશ્રેયનું સાધન નથી એમ જણાવવામાટે ભગવાન સનત્કુમાર ને નારદજીની આખ્યાયિકા છે:—

ॐ । अधीहि भगव इति होपससाद सनत्कुमारं नारदस्तꣳ होवाच यद्वेत्थ तेन मोपसीद [illegible]

શબ્દાર્થ:— ૐ, "હે ભગવન્ ! ઉપદેશ કરો," એમ [ કહી સમિત્પાણિ થયેલા ] નારદ [ બ્રહ્મનિષ્ઠ યોગીશ્વર ] સનત્કુમારની સમીપ જતા હવા. [ વિધિવત્ શરણ થયેલા ] તે [ નારદજી ]ને [ ભગવાન્ સનત્કુમાર ] કહેતા હવા:— "[ તમે આત્માના સંબંધમાં ] જે [ કાંઈ ] જાણતા હો તેવડે ( તેના કથનવડે ) મારી સમીપ આવો, પછી તમને [ હું ] આગળ કહીશ." એમ [ કહે સતે ] તે [ નારદ ] બોલ્યા. ૧

ऋग्वेदं भगवोऽध्येमि यजुर्वेदꣳ सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳ सर्पदेवजनविद्यामेतद्भगवोऽध्येमि ॥ २ ॥

શબ્દાર્થ:— હે ભગવન્ ! ઋગ્વેદને જાણું છું, યજુર્વેદ, સામવેદ, ચોથા આથર્વણ [ વેદ, ] ઇતિહાસપુરાણરૂપ પાંચમો [ વેદ, ] વેદોનો વેદ, ( વેદોને જાણવાના સાધનરૂપ વ્યાકરણ, ) શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પાતજ્ઞાન, નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, નિરુક્ત, વેદવિદ્યા, ( શિક્ષા, કલ્પ, છંદ ને ચિતિ–અગ્નિહોત્રના અગ્નિને એકત્ર કરવાની વિદ્યા, ) ભૂતતંત્ર, ધનુર્વેદ, જ્યોતિષ [ ને ] સર્પદેવજનવિદ્યા (સર્પવિદ્યા,—ગારુડવિદ્યા, તથા દેવજનવિદ્યા–ગંધ ધારણ કરવાની યુક્તિ, નૃત્ય, ગીત, વાદ્ય ને શિલ્પ આદિકનું વિજ્ઞાન ) આ [ સર્વને ] હે ભગવન્ ! [ હું ] જાણું છું. ૨

ત્યારે તમે સર્વજ્ઞ, સ્વતંત્ર ને કૃતાર્થ છો એમ આશંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે:—

सोऽहं भगवो मन्त्रविदेवास्मि नात्मविच्छ्रुतꣳ ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवाञ्छोकस्य पारं तारयत्विति तꣳ होवाच यद्वै किञ्चैतदध्यगीष्ठा नामैवैतत् ॥ ३ ॥

શબ્દાર્થ:—હે ભગવન્ ! તે હું મંત્ર ( કર્મ ) જાણનારજ છું, આત્મવેત્તા નથી, જેથી મને આપના જેવાથી શ્રવણ થયલું [ છે કે ] આત્મજ્ઞાની [ અકૃતાર્થબુદ્ધિરૂપ ] મનના પરિતાપનું [illegible] તે હું [ આત્મજ્ઞાની નહિ હોવાથી અકૃતાર્થબુદ્ધિવડે સ [illegible] શોક[ સાગર ]ના અંતપ્રતિ [ આત્મજ્ઞાનરૂપ નૌકાવડે ] [illegible] કહેનાર ] તેમના પ્રતિ [ ભગવાન્ સનત્કુમાર ] બોલ્યા:—" જે કાંઈ આ [ તમે ] જાણ્યું [ છે ] આ નામજ ( નામમાત્રજ ) [ છે. ] ૩

नाम वा ऋग्वेदो यजुर्वेदः सामवेद आथर्वणश्चतुर्थ इतिहासपुराणः पञ्चमो वेदानां

पुरुषꣳ सोम्योत हस्तगृहीतमानयन्त्यपहार्षीत्स्तेयमकार्षीत्परशुमस्मै तपतेति स यदि तस्य कर्ता भवति तत एवानृतमात्मानं कुरुते सोऽनृताभिसन्धोऽनृतेनाऽऽत्मानमन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स दह्यतेऽथ हन्यते ॥ १ ॥

શબ્દાર્થઃ—"હે સોમ્ય ! [ચોરીના સંદેહવાળા] હાથ બાંધેલા પુરુષને [રાજપુરુષો અધિકારીની સમીપ] લાવે છે, [અને "આણે અમુકના ધનનું] અપહરણ કર્યું છે—ચોરી કરી છે" [એમ કહે છે. તે ચોર જો ચોરી કર્યાનો સ્વીકાર ન કરે તો] "આને માટે કુહાડી તપાવો" એમ [અધિકારી કહે છે.] તે જો તે [ચોરી]નો કર્તા હોય છે [ને બહારથી છુપાવે છે તો] તેથીજ [અન્યથારૂપ] પોતાને અન્યથા કરે છે. (પોતે ચોર છતાં ચોર નથી એમ જણાવે છે.) તે મિથ્યાપ્રતિજ્ઞાવાળો થયો [છતો] મિથ્યાવડે પોતાને ઢાંકીને તપાવેલા કુહાડાને [ભ્રાંતિથી] ગ્રહણ કરે છે, તે દાઝે છે, [ને] પછી [મિથ્યાપ્રતિજ્ઞારૂપ દોષથી રાજપુરુષોવડે] માર ખાય છે. ૧

अथ यदि तस्याकर्ता भवति तत एव सत्यमात्मानं कुरुते स सत्याभिसन्धः सत्येनाऽऽत्मानमन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स न दह्यतेऽथ मुच्यते ॥ २ ॥

શબ્દાર્થઃ—અને જો તે [ચોરી]નો અકર્તા હોય છે [તો] તેથીજ પોતાને સત્ય કરે છે. તે સત્યપ્રતિજ્ઞાવાળો થયો [છતો] સત્યવડે પોતાને ઢાંકીને તપેલા કુહાડાને ગ્રહણ કરે છે. તે દાઝતો નથી. પછી [મિથ્યા આરોપ કરનારાઓથી] છૂટો થાય છે. ૨

વિવેચનઃ—જેમ ચોરી કરનાર અને ચોરી નહિ કરનાર બંનેમાં તપેલા કુહાડાનો અને હાથની તળાના સંયોગની સમાનતા છતાં પણ મિથ્યાપ્રતિજ્ઞાવાળો દાહ પામે છે, ને સત્યપ્રતિજ્ઞાવાળો દાહ પામતો નથી તેમ અવિદ્વાન્ ને વિદ્વાન્ બંને સતને પ્રાપ્ત થાય છે તોપણ કાર્યરૂપ મિથ્યાની પ્રતિજ્ઞાવાળો અવિદ્વાન્ પુનર્જન્મ પામે છે, ને બ્રહ્મરૂપ સત્યની પ્રતિજ્ઞાવાળો પુનર્જન્મ પામતો નથી. ૨

स यथा तत्र नादाह्येतैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति तद्धास्य विजज्ञाविति विजज्ञाविति ॥ ३ ॥ इति षष्ठप्रपाठकस्य षोडशः खण्डः ॥ १६ ॥

॥ इति श्रीछान्दोग्योपनिषदि षष्ठः प्रपाठकः समाप्तः ॥ ६ ॥

શબ્દાર્થઃ—જેવી રીતે તે [સત્યપ્રતિજ્ઞાવાળો] ત્યાં દાહ પામતો નથી [તેમ બ્રહ્મની પ્રતિજ્ઞાવાળો વિદ્વાન્ સતને પામીને પુનર્જન્મ પામતો નથી, અને કાર્યરૂપ મિથ્યાની પ્રતિજ્ઞાવાળો અવિદ્વાન્ સતને પામીને કર્માનુસાર પુનર્જન્મ પામે છે] આ રૂપવાળું–આત્માવાળું આ સર્વ [જગત્ છે,] તે સત્ય [છે,] તે આત્મા [છે,] હે શ્વેતકેતો ! તે [સત્] તું છે" એમ [પિતાએ કહ્યું.] આના (પિતાના) [કહેલા] તે [વચન]ને [શ્વેતકેતુ "સત્જ હું છું" એમ] જાણતો હવો. ઇતિ. [પુનરુક્તિ પ્રપાઠકની સમાપ્તિ દેખાડવામાટે છે.] ૩ એ પ્રમાણે છઠ્ઠા પ્રપાઠકના સોળમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬. ૧૬

ઇતિ શ્રીછાંદોગ્યોપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૬

## ॥ ७ सातमो प्रपाठक ॥

નામ આદિક ઉત્તરોત્તર શ્રેષ્ઠ તત્ત્વ છે, અને તેઓમાં અત્યંત ઉત્કૃષ્ટ ભૂમાનામનું તત્ત્વ છે, તેથી તેની સ્તુતિમાટે નામ આદિકોને ક્રમથી કહેવાનો આરંભ થાય છે. આત્મજ્ઞાનથી ભિન્ન કોઈ પરમશ્રેયનું સાધન નથી એમ જણાવવામાટે ભગવાન્ સનત્કુમાર ને નારદજીની આખ્યાયિકા છે:—

ॐ। अधीहि भगव इति होपससाद सनत्कुमारं नारदस्तꣳ होवाच यद्वेत्थ तेन मोपसीद ततस्त ऊर्ध्वं वक्ष्यामीति स होवाच ॥ १ ॥

**શબ્દાર્થઃ**—ૐ. "હે ભગવન્ ! ઉપદેશ કરો." એમ [ કહી અભિતપાણિ થયેલા ] નારદ [ બ્રહ્મનિષ્ઠ યોગીશ્વર ] સનત્કુમારની સમીપ જતા હવા. [ વિધિવત્ શરણ થયેલા ] તે નારદજીને [ ભગવાન્ સનત્કુમાર ] કહેતા હવા:—"[ તમે આત્માના સંબંધમાં ] જે [ કાંઈ ] જાણતા હો તેવડે ( તેના કથનવડે ) મારી સમીપ આવો, પછી તમને [ હું ] આગળ કહીશ." એમ [ કહે સતે ] તે [ નારદ ] બોલ્યા. ૧

ऋग्वेदं भगवोऽध्येमि यजुर्वेदꣳ सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳ सर्पदेवजनविद्यामेतद्भगवोऽध्येमि ॥ २ ॥

**શબ્દાર્થઃ**—હે ભગવન્ ! ઋગ્વેદને જાણું છું, યજુર્વેદ, સામવેદ, ચોથા આથર્વણ [ વેદ, ] ઇતિહાસપુરાણરૂપ પાંચમો [ વેદ, ] વેદોનો વેદ, ( વેદોને જાણવાના સાધનરૂપ વ્યાકરણ, ) શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પાતજ્ઞાન, નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, નિરુક્ત, વેદવિદ્યા, ( શિક્ષા, કલ્પ, છંદ ને ચિતિ—અગ્નિહોત્રના અગ્નિને એકત્ર કરવાની વિદ્યા, ) ભૂતતંત્ર, ધનુર્વેદ, જ્યોતિષ્ [ ને ] સર્પદેવજનવિદ્યા ( સર્પવિદ્યા,—ગારુડવિદ્યા, તથા દેવજનવિદ્યા—ગંધ ધારણ કરવાની યુક્તિ, નૃત્ય, ગીત, વાદ્ય ને શિલ્પ આદિકનું વિજ્ઞાન ) આ [ સર્વને ] હે ભગવન્ ! [ હું ] જાણું છું. ૨

ત્યારે તમે સર્વજ્ઞ, સ્વતંત્ર ને કૃતાર્થ છો એમ આશંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે:—

सोऽहं भगवो मन्त्रविदेवास्मि नाऽऽत्मविच्छ्रुतꣳ ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवाञ्छोकस्य पारं तारयत्विति तꣳ होवाच यद्वै किञ्चैतदध्यगीष्ठा नामैवैतत् ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—હે ભગવન્ ! તે હું મંત્ર ( કર્મ ) જાણનારજ છું, આત્મવેત્તા નથી, જેથી મને આપના જેવાથી શ્રવણજ થયેલું [ છે કે ], આત્મજ્ઞાની [ અકૃતાર્થબુદ્ધિરૂપ ] મનના પરિતાપનું ઉલ્લંઘન કરે છે. ઇતિ. હે ભગવન્ ! તે હું [ આત્મજ્ઞાની નહિ હોવાથી અકૃતાર્થબુદ્ધિવડે સર્વદા ] તપું છું. તે મને ભગવાન્ શોક[ સાગર ]ના અંતપ્રતિ [ આત્મજ્ઞાનરૂપ નૌકાવડે ] તારો ( ભયરહિત કરો )" એમ [ કહેનાર ] તેમના પ્રતિ [ ભગવાન્ સનત્કુમાર ] બોલ્યા:—"જે કાંઈ આ [ તમે ] જાણ્યું [ છે ] આ નામજ ( નામમાત્રજ ) [ છે. ] ૩

नाम वा ऋग्वेदो यजुर्वेदः सामवेद आथर्वणश्चतुर्थ इतिहासपुराणः पञ्चमो वेदानां

वेदः पित्र्यो राशिर्दैवो निधिर्वाकोवाक्यमेकायनं देवविद्या ब्रह्मविद्या भूतविद्या क्षत्रविद्या नक्षत्रविद्या सर्पदेवजनविद्या नामैवैतन्नामोपास्स्वेति ॥ ४ ॥

શબ્દાર્થઃ—નામજ ઋગ્વેદ [ છે, ] યજુર્વેદ, સામવેદ, ચોથો આથર્વણ [ વેદ, ] ઇતિહાસ તથા પુરાણરૂપ ] પાંચમો [ વેદ ] વેદોનો વેદ (વ્યાકરણ) શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પાતવિદ્યા, ( ભવિષ્યમાં થનારા ઉત્પાતોને આગળથી જાણવાની વિદ્યા, ) નિધિશાસ્ત્ર, ( ભૂમિમાં દાટેલું ધન જાણવાની વિદ્યા, ) તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, નિરુક્ત, વેદવિદ્યા, ભૂતતંત્ર, ધનુર્વેદ, જ્યોતિષ, સર્પની દેવની તથા મનુષ્યની વિદ્યા આ [ સર્વે ] નામજ [ છે. પ્રતિમાની જેમ વિષ્ણુબુદ્ધિવડે લોકો ઉપાસના કરે છે તેમ તમે નામની [ બ્રહ્મબુદ્ધિવડે ] ઉપાસના કરો. શ્રુતિ. ૪ ]

स यो नाम ब्रह्मेत्युपास्ते यावन्नाम्नो गतं तत्रास्य यथाकामचारो भवति यो नाम ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो नाम्नो भूय इति नाम्नो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ ५ ॥ इति सप्तमप्रपाठकस्य प्रथमः खण्डः ॥ १ ॥

શબ્દાર્થઃ—તે જે નામને બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે આની, જ્યાંસુધી નામનો વિષય [ છે ] ત્યાંસુધી ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થાય છે. જે નામને બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે. [ આ ઉપસંહાર છે—સમાપ્તિ દેખાડવા પુનઃ કથન છે માટે પુનરુક્તિદોષ નથી. એમ આગળ પણ જાણવું. ] " હે ભગવન્ ! નામથી અધિકતર [ બ્રહ્મદૃષ્ટિને યોગ્ય કાંઈ ] છે ? " એમ [ નારદજીએ પૂછ્યું. ] " નામથી અધિકતર છેજ " એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું. ] " ભગવાન્ મને તે કહો " એમ [ નારદજીએ કહ્યું. ] ૫ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના પહેલા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭. ૧

નામથી વાણી અધિકતર છે એમ સકારણ જણાવે છેઃ—

वाग्वाव नाम्नो भूयसी वाग्वा ऋग्वेदं विज्ञापयति यजुर्वेदꣳ सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳ सर्पदेवजनविद्यां दिवं च पृथिवीं च वायुं चाऽऽकाशं चापश्च तेजश्च देवाꣳश्च मनुष्याꣳश्च पशूꣳश्च वयाꣳसि च तृणवनस्पतीञ्श्वापदान्याकीटपतङ्गपिपीलकं धर्मं चाधर्मं च सत्यं चानृतं च साधु चासाधु च हृदयज्ञं चाहृदयज्ञं च यद्वै वाङ्नाभविष्यन्न धर्मो नाधर्मो व्यज्ञापयिष्यन्न सत्यं नानृतं न साधु नासाधु न हृदयज्ञो नाहृदयज्ञो वागेवैतत्सर्वं विज्ञापयति वाचमुपास्स्वेति ॥ १ ॥

શબ્દાર્થઃ—[ શબ્દોનું ઉચ્ચારણ કરનારી ] વાણીજ નામથી અધિકતર [ છે, ] વાણીજ ઋગ્વેદને જણાવે છે. યજુર્વેદને, સામવેદને, ચોથા આથર્વણ [ વેદ ]ને, ઇતિહાસપુરાણરૂપ પાંચમા [ વેદ ]ને, વેદોના વેદને, ( વ્યાકરણને, ) શ્રાદ્ધકલ્પને, ગણિતને, ઉત્પાતવિદ્યાને, નિધિશાસ્ત્રને, તર્કશાસ્ત્રને, નીતિશાસ્ત્રને, નિરુક્તને, વેદવિદ્યાને, ભૂતતંત્રને, ધનુર્વેદને, જ્યોતિષને, સર્પની ને દેવમનુષ્યની વિદ્યાને, સ્વર્ગને, પૃથિવીને, વાયુને, આકાશને, જલને, તેજને, દેવોને, મનુષ્યોને, પશુઓને, પક્ષીઓને, તૃણવનસ્પતિને, [ વ્યાઘ્રાદિ ] હિંસક પશુઓને, કીટ પતંગ

ને કીડીપર્યંતને, ધર્મને, અધર્મને, સત્યને, મિથ્યાને, શુભને, અશુભને, હૃદયના પ્રિયને ને હૃદયના અપ્રિયને [ પણ વાણીજ જણાવે છે. ] જો વાણી નજ હોત [ તો અધ્યયન-શ્રવણાદિના અભાવથી ] ધર્મ ન જણાત, અધર્મ ન [ જણાત, ] સત્ય ન [ જણાત, ] મિથ્યા ન [ જણાત, ] સારું ન [ જણાત, ] નઠારું ન [ જણાત, ] હૃદયનું પ્રિય ન [ જણાત, ને ] હૃદયનું અપ્રિય ન [ જણાત. ] વાણીજ [ શબ્દના ઉચ્ચારણવડે ] આ સર્વને જણાવે છે. [ એવી રીતે વાણી નામથી અધિકતર છે તેથી ] વાણીની [ બ્રહ્મબુદ્ધિવડે ] ઉપાસના કરો. ઇતિ. ૧

એવી ઉપાસનાના ફલાદિનું નિરૂપણ થાય છેઃ—

स यो वाचं ब्रह्मेत्युपास्ते यावद्वाचो गतं तत्रास्य यथाकामचारो भवति यो वाचं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो वाचो भूय इति वाचो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्य द्वितीयः खण्डः ॥ २ ॥

શબ્દાર્થઃ—તે જે વાણીને બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે આની જ્યાંસુધી વાણીના વિષય [ છે ] તેમાં ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થાય છે. જે વાણીને બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે. " હે ભગવન્ ! વાણીથી અધિકતર [ કાંઇ ] છે ? " એમ [ નારદજીએ પૂછ્યું ] " વાણીથી અધિકતર છેજ " એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું. ] " ભગવાન્ મને તે કહો " એમ [ નારદજીએ કહ્યું. ] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના બીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ.

વાણીથી અંતઃકરણ અધિકતર છે એમ કારણસહિત જણાવે છેઃ—

मनो वाव वाचो भूयो यथा वै द्वे वाऽऽमलके द्वे वा कोले द्वौ वाऽक्षौ मुष्टिरनुभवत्येवं वाचं च नाम च मनोऽनुभवति स यदा मनसा मनस्यति मन्त्रानधीयीयेत्यथाधीते कर्माणि कुर्वीयेत्यथ कुरुते पुत्राꣳश्च पशूꣳश्चेच्छेयेत्यथेच्छत इमं च लोकममुं चेच्छेयेत्यथेच्छते मनो ह्यात्मा मनो हि लोको मनो हि ब्रह्म मन उपास्स्वेति ॥ १ ॥

શબ્દાર્થઃ—મનજ વાણીથી અધિકતર [ છે. ] જેમ બે આમળાંને, વા બે બોરને, વા બે બહેડાંને મૂઠી અનુભવે છે ( મૂઠીમાં તે બન્ને ફળો અંતર્ભાવ પામે છે ) તેમ વાણી અને નામને મન અનુભવે છે. તે ( પુરુષ ) જ્યારે મનવડે ' મંત્રોનું અધ્યયન કરું ' એમ ઇચ્છે છે, પછી ઉચ્ચારણ કરે છે, " કર્મો કરું " એમ [ ઇચ્છીને ] પછી કરે છે, " પુત્રો અને પશુઓ મેળવું " એમ [ ઇચ્છીને ] પછી મેળવે છે, [ ને ] " આ લોકને તથા પર [ લોક ] ને પ્રાપ્ત કરું " એમ [ ઇચ્છીને ] પછી પ્રાપ્ત કરે છે. [ મનના હોવાથી આત્માને કર્તાપણું તથા ભોક્તાપણું છે, અન્યથા નથી તેથી ] મનજ આત્મા [ છે. ] મનના હોવાથી લોકની પ્રાપ્તિ થાય છે, તથા તેની પ્રાપ્તિના ઉપાયનું અનુષ્ઠાન થાય છે [ તેથી ] મનજ લોક [ છે. એવી રીતે ] મનજ બ્રહ્મ [ છે તેથી ] મન [ બ્રહ્મ છે એમ ] ઉપાસના કરો. ઇતિ. ૧

એમ ઉપાસના કરવાથી થનારા ફલ આદિનું વર્ણન કરે છેઃ—

स यो मनो ब्रह्मेत्युपास्ते यावन्मनसो गतं तत्रास्य यथाकामचारो भवति यो मनो

ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो मनसो भूय इति मनसो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्य तृतीयः खण्डः ॥ ३ ॥

शब्दार्थः—તે જે, મનને બ્રહ્મ [છે] એમ ઉપાસે છે, આની જ્યાંસુધી મનનો વિષય [છે], તેમાં ઇચ્છાનુસાર પ્રવૃત્તિ થાય છે. જે મનને બ્રહ્મ [છે] એમ ઉપાસે છે. "હે ભગવન્ ! મનથી અધિકતર [અન્ય કાંઈ] છે ?" એમ [નારદજીએ પૂછ્યું.] "મનથી અધિકતર છેજ" એમ [ભગવાન્ સનત્કુમારે કહ્યું] "ભગવાન્ મને તે કહો", એમ [નારદજીએ કહ્યું.] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૭. ૩

હવે જે મનથી અધિકતર છે તેનું પ્રતિપાદન થાય છે:—

सङ्कल्पो वाव मनसो भूयान्यदा वै सङ्कल्पयतेऽथ मनस्यत्यथ वाचमीरयति तामु नाम्नीरयति नाम्नि मन्त्रा एकं भवन्ति मन्त्रेषु कर्माणि ॥ १ ॥

शब्दार्थः—"સંકલ્પજ (કર્તવ્ય તથા અકર્તવ્યરૂપ વિષયનો વિભાગ કરનારી અંતઃકરણની વૃત્તિજ) મનથી અધિકતર [છે.] જ્યારે સંકલ્પ કરે છે ત્યારે [મંત્રોચ્ચારણની] ઇચ્છા કરે છે, પછી [મંત્રાદિકના, ઉચ્ચારણમાં] વાણીને પ્રેરે છે. તે [વાણી]ને નામમાં પ્રેરે છે. નામમાં (નામના સામાન્યમાં) મંત્રો (શબ્દવિશેષો) એક થાય છે, (અંતર્ભાવ પામે છે,) [ને] મંત્રોમાં કર્મો [અંતર્ભાવ પામે છે.] ૧

तानि ह वा एतानि सङ्कल्पैकायनानि सङ्कल्पात्मकानि सङ्कल्पे प्रतिष्ठितानि समक्लृपतां द्यावापृथिवी समकल्पेतां वायुश्चाऽऽकाशं च समकल्पन्तापश्च तेजश्च तेषाꣳ संक्लृप्त्यै वर्षꣳ संकल्पते वर्षस्य संक्लृप्त्या अन्नꣳ सङ्कल्पतेऽन्नस्य संक्लृप्त्यै प्राणाः सङ्कल्पन्ते प्राणानाꣳ संक्लृप्त्यै मन्त्राः सङ्कल्पन्ते मन्त्राणाꣳ संक्लृप्त्यै कर्माणि सङ्कल्पन्ते कर्मणाꣳ संक्लृप्त्यै लोकः सङ्कल्पते लोकस्य संक्लृप्त्यै सर्वꣳ सङ्कल्पते स एष सङ्कल्पः सङ्कल्पमुपास्स्वेति ॥ २ ॥

शब्दार्थः—તે આ પ્રસિદ્ધ [મન આદિક] સંકલ્પરૂપ એકપ્રલયવાળાં, સંકલ્પથી ઉપજનારાં [ને] સંકલ્પમાં સ્થિતિવાળાં [છે] સ્વર્ગ અને પૃથિવી સંકલ્પ કરનાર [જેવાં નિશ્ચલ જણાય છે,] વાયુ અને આકાશ સંકલ્પ કરનાર [જેવાં જણાય છે,] જલ અને તેજ સંકલ્પ કરનાર, [જેવાં જણાય છે.] (તેઓના (સ્વર્ગપૃથિવી આદિકના) સંકલ્પથી (સામર્થ્યથી) વૃષ્ટિ સમર્થ થાય છે. વૃષ્ટિના સંકલ્પથી અન્ન સમર્થ થાય છે. અન્નના સંકલ્પથી પ્રાણો સમર્થ થાય છે. [પ્રાણવાળો પુરુષ મંત્રોનું અધ્યયન કરી શકે છે તેથી] પ્રાણોના સંકલ્પથી મંત્રો સમર્થ થાય છે, મંત્રોના સંકલ્પથી [અગ્નિહોત્રાદિક] કર્મો [ફલમાટે] સમર્થ થાય છે. કર્મોના સંકલ્પથી ફલ સમર્થ થાય છે. ફલના સંકલ્પથી સર્વ [જગત્] સમર્થ થાય છે. [જેથી પ્રસિદ્ધ આ સર્વ જગત્ જે ફલરૂપ અંતવાળું છે તે) સર્વ સંકલ્પરૂપ મૂલવાળું છે તેથી] તે આ સંકલ્પ શ્રેષ્ઠ છે, સંકલ્પની [બ્રહ્મબુદ્ધિવડે] ઉપાસના કરો ઇતિ. ૨

હવે તેના ઉપાસકને થનારું ફલ કહે છે:—

स यः सङ्कल्पं ब्रह्मेत्युपास्ते क्लृप्तान्वै स लोकान्ध्रुवान् ध्रुवः प्रतिष्ठितान् प्रतिष्ठितोऽव्यथ-

मानान्व्यथमानोऽभिसिध्यति यावत्सङ्कल्पस्य गतं तत्रास्य यथाकामचारो भवति यः सङ्कल्पं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवः सङ्कल्पाद्भूय इति सङ्कल्पाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ ३ ॥ इति सप्तमप्रपाठकस्य चतुर्थः खण्डः ॥ ४ ॥

શબ્દાર્થ:—તે જે સંકલ્પને [ તે ] બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે તે [ ઈશ્વરવડે ] નિર્ણય કરાયેલા, [ આપેક્ષિક ] નિત્ય, ભોગસામગ્રીવાળા [ ને શત્રુ આદિકના ] ત્રાસથી રહિત લોકોને [ પોતે આપેક્ષિક ] નિત્ય, ભોગસામગ્રીવાળો [ ને ] ત્રાસરહિત થયો [ છતો ] પામે છે, જેટલો સંકલ્પનો વિષય [ છે ] તેમાં આની ઈચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થાય છે જે સંકલ્પને [ તે ] બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે" "હે ભગવન્ ! સંકલ્પથી અધિકતર [ કાંઈ ] છે ?" એમ [ નારદજીએ પૂછ્યું ] "સંકલ્પથી અધિકતર છેજ" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] "ભગવાન્ મને તે કહો" એમ [ નારદજીએ કહ્યું ] ૩ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના ચોથા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ—૭।૪.

હવે સંકલ્પથી ચિત્તની ( પ્રાપ્ત થયેલી વસ્તુઓને ઓળખવાના સામર્થ્યની ) અધિકતરતા તથા તેની બ્રહ્મબુદ્ધિવડે ઉપાસના કરવાનું ફલ કહેવાય છે—

चित्तं वाव सङ्कल्पाद्भूयो यदा वै चेतयतेऽथ सङ्कल्पयतेऽथ मनस्यत्यथ वाचमीरयति तामु नाम्नीरयति नाम्नि मन्त्रा एकं भवन्ति मन्त्रेषु कर्माणि ॥ १ ॥

શબ્દાર્થ:—"ચિત્તજ સંકલ્પથી અધિકતર [ છે ] જ્યારે [ પ્રાપ્ત થયેલી વસ્તુને ] જાણે છે ત્યારેજ [ તેના ત્યાગ વા ગ્રહણમાટે ] સંકલ્પ કરે છે પછી [ તે પ્રમાણે કરવા ] ઈચ્છે છે, પછી વાણીને પ્રેરણા કરે છે, તે [ વાણી ]ને નામમાં પ્રેરણા કરે છે નામમાં મંત્રો એક થાય છે, ( અંતર્ભાવ પામે છે, ) [ ને ] મંત્રોમાં કર્મો [ અંતર્ભાવ પામે છે ] ૧—

तानि ह वा एतानि चित्तैकायनानि चित्तात्मानि चित्ते प्रतिष्ठितानि तस्माद्यद्यपि बहुविदचित्तो भवति नायमस्तीत्येवैनमाहुर्यदयं वेद यद्वा अयं विद्वान्नेत्थमचित्तः स्यादित्यथ यद्यल्पविच्चित्तवान्भवति तस्मा एवोत शुश्रूषन्ते चित्तं ह्येवैषामेकायनं चित्तमात्मा चित्तं प्रतिष्ठा चित्तमुपास्स्वेति ॥ २ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ તે આ [ સંકલ્પથી માંડીને કર્મફલપર્યંતની વસ્તુઓ ] ચિત્તમાંજ લીન થનારી, ચિત્તથી ઉત્પત્તિવાળી [ ને ] ચિત્તમાં સ્થિતિવાળી [ છે જેથી ચિત્ત સંકલ્પાદિકનું મૂળ છે તેથી યદ્યપિ બહુ [ શાસ્ત્રાદિકનો ] જાણનાર [ છતાં જો ] અચિત્ત ( પ્રાપ્ત વસ્તુઓને ઓળખવાના સામર્થ્યથી રહિત ) હોય [ તો નિપુણ લૌકિકજનો ] 'આ નથી' એમજ આને [ વિદ્યમાન છતાં અસત્જેવો ] કહે છે 'જે [ કાંઈ શાસ્ત્રાદિક ] આણે સાંભળ્યાં છે [ તે પણ આનાં વૃથાજ છે, કેમકે ] જો આ વિદ્વાન્ [ હોય ] તો આવો અચિત્ત ન હોય' એમ [ કહે છે ] હવે જો થોડું જાણનાર [ છતાં ] ચિત્તવાળો હોય તો તેને માટેજ ( તેણે કહેલા વિષયને ગ્રહણ કરવામાટેજ ) [ લોકો ] શ્રવણ કરવાને ઈચ્છે છે જેથી ચિત્તજ આ [ સંકલ્પાદિકો ]નું મુખ્ય આશ્રય ( લયસ્થાન, ) ચિત્ત [ જ ] ઉત્પત્તિસ્થાન [ ને ] ચિત્ત [ જ ] સ્થિતિસ્થાન [ છે, તેથી ] ચિત્તને [ બ્રહ્મબુદ્ધિવડે ] ઉપાસો ઇતિ ૨

स यश्चित्तं ब्रह्मेत्युपास्ते चित्तान्वै स लोकान्ध्रुवान्ध्रुवः प्रतिष्ठितान्प्रतिष्ठितोऽव्यथमानानव्यथमानोऽभिसिध्यति यावच्चित्तस्य गतं तत्रास्य यथाकामचारो भवति यश्चित्तं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवश्चित्ताद्भूय इति चित्ताद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ ३ ॥

इति सप्तमप्रपाठकस्य पञ्चमः खण्डः ॥ ५ ॥

શબ્દાર્થ:—તે જે ચિત્તને [ તે ] બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે તે [ બુદ્ધિમાનના ગુણોવડે ] વૃદ્ધિ પામેલા, [ આપેક્ષિક ] નિત્ય, ભોગસામગ્રીવાળા [ ને ] વ્યથારહિત લોકોને [ પોતે આપેક્ષિક ] નિત્ય, ભોગસામગ્રીવાળો, [ ને ] વ્યથારહિત થયો [ છતો ] પામે છે. જેટલા ચિત્તના વિષય [ છે ] તેમાં આની ઇચ્છાનુસાર પ્રવૃત્તિ થાય છે. જે ચિત્તને બ્રહ્મ એમ ઉપાસે [ છે. ] “હે ભગવન્ ! ચિત્તથી અધિકતર [ કાંઇ ] છે ?” એમ [ નારદજીએ પૂછ્યું. ] “ચિત્તથી અધિકતર છેજ” એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું. ] “ભગવાન્ ! અને તે કહો.” એમ [ નારદજીએ કહ્યું. ] ૩ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના પાંચમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૭.૫

આ ખંડમાં ચિત્તથી ધ્યાનની (અંતઃકરણની એકાગ્રતાની) અધિકતરતા તથા તેની બ્રહ્મબુદ્ધિવડે ઉપાસના કરનારને થનારું ફલ કહેવાશે:—

ध्यानं वाव चित्ताद्भूयो ध्यायतीव पृथिवी ध्यायतीवान्तरिक्षं ध्यायतीव द्यौर्ध्यायन्तीवाऽऽपो ध्यायन्तीव पर्वता ध्यायन्तीव देवमनुष्यास्तस्माद्य इह मनुष्याणां महत्तां प्राप्नुवन्ति ध्यानापादांशा इवैव ते भवन्त्यथ येऽल्पाः कलहिनः पिशुना उपवादिनस्तेऽथ ये प्रभवो ध्यानापादांशा इवैव ते भवन्ति ध्यानमुपास्स्वेति ॥ १ ॥

શબ્દાર્થ:—“એકાગ્રતાજ ચિત્તથી અધિકતર [ છે. ] પૃથિવી જાણે ધ્યાન કરતી હોય [ એવી નિશ્ચલ દેખાય છે. ] અંતરિક્ષ જાણે ધ્યાન કરતું હોય [ એવું નિશ્ચલ દેખાય છે. ] સ્વર્ગ જાણે ધ્યાન કરતું હોય [ એવું નિશ્ચલ જણાય છે. ] જલો જાણે ધ્યાન કરતાં હોય [ એવાં નિશ્ચલ જણાય છે. ] પર્વતો જાણે ધ્યાન કરતા હોય [ એવા નિશ્ચલ જણાય છે. ] દેવજનો (શમદમાદિ ગુણવાળા) મનુષ્યો જાણે ધ્યાન કરતા હોય [ એવા નિશ્ચલ જણાય છે. ] તેથી જેઓ આ [ લોક ]માં મનુષ્યોની [ મધ્યે ધનવડે, વિદ્યાવડે વા ગુણવડે ] મહત્પણાને (મહત્પણાના હેતુરૂપ ઉત્કૃષ્ટ કર્મને) પામે છે તેઓ ધ્યાનના [ ફલના ] લાભના અંશવાળાના (નિશ્ચલના) જેવાજ થાય છે, અને જેઓ ક્ષુદ્રો (ધનાદિવડે મહત્પણાના એકદેશને નહિ પામેલા) [ છે ] તેઓ કલહી, ચાડીઆ [ ને ] સમીપમાં [ પરદોષ ] કહેનારા થાય છે, વળી જેઓ પ્રભુઓ [ છે ] તેઓ ધ્યાનના [ ફલના ] લાભના અંશવાળાના (નિશ્ચલના) જેવાજ થાય છે. [ એવી રીતે ધ્યાનનું નિશ્ચલતારૂપ ફલથી મહત્પણું જોવામાં આવે છે તેથી ] ધ્યાનની [ બ્રહ્મબુદ્ધિવડે ] ઉપાસના કરો. ઇતિ. ૧

स यो ध्यानं ब्रह्मेत्युपास्ते यावद्ध्यानस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो ध्यानं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो ध्याना [illegible] भगवान्ब्रवीत्विति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्य षष्ठः खण्डः ॥ ६ ॥

શબ્દાર્થ:—તે જે ધ્યાનને [ તે ] બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે આની જેટલા ધ્યાનના

વિષય [ છે ] તેમાં ઇચ્છાનુસાર પ્રવૃત્તિ થાય છે. જે ધ્યાનને બ્રહ્મ એમ ઉપાસે છે." "હે ભગવન્! ધ્યાનથી અધિકતર [ કાંઇ ] છે ?" એમ [ નારદજીએ પૂછ્યું. ] "ધ્યાનથી અધિકતર છેજ" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું. ] "ભગવાન્ તે મને કહો" એમ [ નારદજીએ કહ્યું. ] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકની છઠ્ઠા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭. ૬

આ સાતમા ખંડમાં ધ્યાનથી વિજ્ઞાનનું અધિકતરપણું તથા તેની બ્રહ્મબુદ્ધિવડે ઉપાસના કરવાથી થનારું ફલ કહેવાય છે:—

विज्ञानं वाव ध्यानाद्भूयो विज्ञानेन वा ऋग्वेदं विजानाति यजुर्वेदꣳ सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳराशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्त्रविद्यां नक्षत्रविद्याꣳ सर्पदेवजनविद्यां दिवं च पृथिवीं च वायुं चाऽऽकाशं चापश्च तेजश्च देवाꣳश्च मनुष्याꣳश्च पशूꣳश्च वयाꣳसि च तृणवनस्पतीञ्छ्वापदान्याकीटपतङ्गपिपीलकं धर्मं चाधर्मं च सत्यं चानृतं च साधु चासाधु च हृदयज्ञं चाहृदयज्ञं चान्नं च रसं चेमं च लोकममुं च विज्ञानेनैव विजानाति विज्ञानमुपास्स्वेति ॥१॥

**શબ્દાર્થ:**—"વિજ્ઞાનજ ( શાસ્ત્રના અર્થને વિષય કરનારું જ્ઞાનજ ) ધ્યાનથી અધિકતર [ છે. ] વિજ્ઞાનવડેજ ઋગ્વેદને જાણે છે. યજુર્વેદને, સામવેદને, ચોથા આથર્વણ[ વેદ ]ને, ઇતિહાસપુરાણરૂપ પાંચમા [ વેદ ]ને, વેદોના વેદને, ( વ્યાકરણને, ) શ્રાદ્ધકલ્પને, ગણિતને, ઉત્પાતવિદ્યાને, નિધિશાસ્ત્રને, તર્કશાસ્ત્રને, નીતિશાસ્ત્રને, નિરુક્તને, વેદવિદ્યાને, ભૂતતંત્રને, ધનુર્વેદને, જ્યોતિષને, સર્પની ને દેવમનુષ્યની વિદ્યાને, સ્વર્ગને, પૃથિવીને, વાયુને, આકાશને, જલોને, તેજને, દેવોને, મનુષ્યોને, પશુઓને, પક્ષીઓને, તૃણવનસ્પતિને, હિંસક પશુઓને, કીટપતંગ-કીડીપર્યંતને, ધર્મને, અધર્મને, સત્યને, મિથ્યાને, શ્રેષ્ઠને, નઠારાને, હૃદયના પ્રિયને, હૃદયના અપ્રિયને, અન્નને, રસને, આ લોકને, ને પર[લોક]ને, વિજ્ઞાનવડેજ જાણે છે વિજ્ઞાનની [બ્રહ્મબુદ્ધિવડે ] ઉપાસના કર. ઇતિ ૧

स यो विज्ञानं ब्रह्मेत्युपास्ते विज्ञानवतो वै स लोकाञ्ज्ञानवतोऽभिसिध्यति यावद्विज्ञानस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो विज्ञानं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो विज्ञानाद्भूय इति विज्ञानाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥२॥ इति सप्तमप्रपाठकस्य सप्तमः खण्डः ॥७॥

**શબ્દાર્થ:**—તે જે વિજ્ઞાનને [ તે ] બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે તે પ્રસિદ્ધ વિજ્ઞાનવાળાના (શાસ્ત્રના અર્થને વિષય કરનારા જ્ઞાનવાળાના) [ ને ] જ્ઞાનવાળાના ( અન્ય વિષયના-નિપુણપણાવાળાના ) લોકોને પામે છે. જેટલા વિજ્ઞાનના વિષય [ છે ] તેમાં આની ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થાય છે. જે વિજ્ઞાનને બ્રહ્મ એમ ઉપાસે છે." "હે ભગવન્! વિજ્ઞાનથી અધિકતર [ કાંઇ ] છે ?" એમ [ નારદજીએ પૂછ્યું. ] "વિજ્ઞાનથી અધિકતર છેજ" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું. ] "ભગવાન્ તે મને કહો" એમ [ નારદજીએ કહ્યું. ] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના સાતમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭. ૭

હવે વિજ્ઞાનથી બલનું અધિકતરપણું તથા તેની બ્રહ્મબુદ્ધિવડે ઉપાસના કરવાથી થનારું ફલ નિરૂપણ કરાય છે:—

"बलं वाव विज्ञानाद्भूयोऽपि ह शतं विज्ञानवतामेको बलवानाकम्पयते स यदा बली भवत्यथोत्थाता भवत्युत्तिष्ठन् परिचरिता भवति परिचरन्नुपसत्ता भवत्युपसीदन्द्रष्टा भवति श्रोता भवति मन्ता भवति बोद्धा भवति कर्ता भवति विज्ञाता भवति बलेन वै पृथिवी तिष्ठति बलेनान्तरिक्षं बलेन द्यौर्बलेन पर्वता बलेन देवमनुष्या बलेन पशवश्च वयांसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्गपिपीलकं बलेन लोकस्तिष्ठति बलमुपास्स्वेति ॥ १ ॥

શબ્દાર્થઃ—" બલજ ( શરીરમનનું સામર્થ્યજ ) વિજ્ઞાનથી અધિકતર [ છે, ] કારણકે સો વિજ્ઞાનવાળાને પણ એક બલવાન્ [ પ્રાણી ] કંપાવે છે. તે ( પુરુષ ) જ્યારે બલવાન્ હોય ત્યારે ઉત્થાન કરનાર થાય છે, ઊઠતો [ છતો આચાર્યની ] સેવા કરનારો થાય છે, સેવા કરતો [ છતો ] સમીપ ગયેલો ( પ્રિય ) થાય છે, સમીપ ગયો [ છતો એકાગ્રતાવડે આચાર્યનું ] દર્શન કરનારો થાય છે, [ તેથી તેઓનું કહેલું ] શ્રવણ કરનાર થાય છે, [ શ્રવણ કરતો છતો ' આ એમણે જે કહ્યું તે એમ સંભવે છે ' એવી યુક્તિવડે ] મનન કરનાર થાય છે, [ મનન કરતો છતો ' આ એમજ છે ' એમ ] જાણનાર થાય છે, [ જાણતો છતો નિશ્ચય કરી તે પ્રમાણે ] અનુષ્ઠાન કરનારો થાય છે, [ ને અનુષ્ઠાન કરવાથી તેના ફલનો ] અનુભવ કરનારો થાય છે. બલવડેજ પૃથિવી સ્થિત રહે છે. બલવડે અંતરિક્ષ, બલવડે સ્વર્ગ, બલવડે પર્વતો, બલવડે દેવજેવા મનુષ્યો, બલવડે પશુઓ, પક્ષીઓ, તૃણ તથા વનસ્પતિઓ, હિંસક પશુઓ [ ને ] કીટ પતંગ ને કીડીપર્યંત [ સ્થિત રહે છે, તથા ] બલવડે લોક સ્થિત રહે છે. [ તેથી ] બલની [ બ્રહ્મબુદ્ધિવડે ] ઉપાસના કરો. ઇતિ. ૧

स यो बलं ब्रह्मेत्युपास्ते यावद्बलस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो बलं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो बलाद्भूय इति बलाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्याष्टमः खण्डः ॥ ८ ॥

શબ્દાર્થઃ—તે જે બલને [ તે ] બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે આની જેટલા બલના વિષય [ છે ] તેમાં ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થાય છે જે બલને બ્રહ્મ એમ ઉપાસે છે." "હે ભગવન્! બલથી અધિકતર [ કાંઈ ] છે ?" એમ [ નારદજીએ પૂછ્યું. ] "બલથી અધિકતર છેજ" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] " ભગવાન્ તે મને કહો ". એમ [ નારદજીએ કહ્યું. ] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના આઠમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭. ૮

આ નવમા ખંડમાં બલથી અન્નની અધિકતરતા તથા તેની બ્રહ્મબુદ્ધિવડે ઉપાસના કરનારને ફલ કહેવામાં આવશેઃ—

अन्नं वाव बलाद्भूयस्तस्माद्यद्यपि दशरात्रीर्नाश्नीयाद्यद्यु ह जीवेदथवाऽद्रष्टाऽश्रोताऽमन्ताऽबोद्धाऽकर्ताऽविज्ञाता भवत्यथान्नस्याऽऽयै द्रष्टा भवति श्रोता भवति मन्ता भवति बोद्धा भवति कर्ता भवति विज्ञाता भवत्यन्नमुपास्स्वेति ॥ १ ॥

શબ્દાર્થઃ—" [ બલનું કારણ હોવાથી ] અન્નજ બલથી અધિકતર [ છે. બલનું કારણ અન્ન છે ] તેથી જો [ કોઈ ] દશ રાત્રિ ભોજન ન કરે [ તો ... ની ... નિ થા... રે ...]

અથવા જો જીવે તોપણ [અન્નની અતિન્યૂનતા થવાથી આચાર્યનું] દર્શન નહિ કરનાર, શ્રવણ નહિ કરનાર, મનન નહિ કરનાર, નહિ જાણનાર, [અનુષ્ઠાન] નહિ કરનાર, [ને ફલનો] અનુભવ નહિ કરનાર થાય છે હવે [જો તે] અન્નની પ્રાપ્તિવાળો [થાય તો આચાર્યનું] દર્શન કરનાર થાય છે, શ્રવણ કરનાર થાય છે, મનન કરનાર થાય છે, જાણનાર થાય છે, [અનુષ્ઠાન] કરનાર થાય છે, [ને ફલનો] અનુભવ કરનાર થાય છે, [દર્શનાદિકનું સામર્થ્ય અન્નના ઉપયોગને અધીન છે તેથી] અન્નની [બ્રહ્મબુદ્ધિવડે] ઉપાસના કરો ઇતિ ૧

स योऽन्नं ब्रह्मेत्युपास्तेऽन्नवतो वै स लोकान्पानवतोऽभिसिध्यति यावदन्नस्य गतं तत्रास्य यथाकामचारो भवति योऽन्नं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवोऽन्नाद्भूय इत्यन्नाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्य नवमः खण्डः ॥ ९ ॥

શબ્દાર્થઃ—તે જે અન્નને [તે] બ્રહ્મ [છે], એમ ઉપાસે છે તે [ઘણા] અન્નવાળા [તેથી ઘણાં] જલવાળા લોકને પામે છે, જેટલો અન્નનો વિષય [છે] તેમાં આની ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થાય છે જે અન્નને બ્રહ્મ એમ ઉપાસે છે" "હે ભગવન્! અન્નથી અધિકતર [કાંઈ] છે?" એમ [નારદજીએ પૂછ્યું] "અન્નથી અધિકતર છેજ" એમ [ભગવાન્ સનત્કુમારે કહ્યું!] "ભગવાન્ મને તે કહો" એમ [નારદજીએ કહ્યું] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના નવમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭ ૯

હવે અન્નથી જલની અધિકતરતા તથા તેની ઉપાસના કરનારને થનારું ફલ કહેવાય છે.—

आपो वावान्नाद्भूयस्यस्तस्माद्यदा सुवृष्टिर्न भवति व्याधीयन्ते प्राणा अन्नं कनीयो भविष्यतीत्यथ यदा सुवृष्टिर्भवत्यानन्दिनः प्राणा भवन्त्यन्नं बहु भविष्यतीत्याप एवेमा मूर्ता येयं पृथिवी यदन्तरिक्षं यद्द्यौर्यत्पर्वता यद्देवमनुष्या यत्पशवश्च वयांसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्गपिपीलकमाप एवेमा मूर्ता अप उपास्स्वेति ॥ १ ॥

શબ્દાર્થઃ—[અન્નનું કારણ હોવાથી] જલજ અન્નથી અધિકતર [છે,] તેથી જ્યારે સારી વૃષ્ટિ થતી નથી [ત્યારે] અન્ન બહુ થોડું થશે એમ [વિચારી] પ્રાણો (પ્રાણીઓ) દુઃખી થાય છે અને જ્યારે સારી વૃષ્ટિ થાય છે [ત્યારે] અન્ન ઘણું થશે એમ [વિચારી] પ્રાણો (પ્રાણીઓ) હર્ષયુક્ત થાય છે [આકારવાળા અન્નની જલથી ઉત્પત્તિ થાય છે તેથી] જલજ આ મૂર્ત (ભિન્ન ભિન્ન આકારે પરિણામ પામેલ) [છેઃ—] જે આ પૃથિવી, જે અંતરિક્ષ, જે સ્વર્ગ, જે પર્વતો, જે દેવમનુષ્યો, જે પશુઓ, [જે] પક્ષીઓ, [જે] તૃણવનસ્પતિઓ, [જે] હિંસક પશુઓ, [ને જે] કીટ પતંગ, ને કીડીપર્યંત [છે તે સર્વ એવી રીતે] જલજ આ મૂર્ત (આકારો) [છે તેથી] જલની [બ્રહ્મબુદ્ધિવડે] ઉપાસના કરો. ઇતિ ૧

स योऽपो ब्रह्मेत्युपास्त आप्नोति सर्वान्कामांस्तृप्तिमान्भवति यावदपां गतं तत्रास्य यथाकामचारो भवति योऽपो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवोऽद्भ्यो भूय इत्यद्भ्यो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्य दशमः खण्डः ॥ १० ॥

શબ્દાર્થઃ—તે જે જલોને [તે] બ્રહ્મ [છે] એમ ઉપાસે છે [તે] સર્વ [મૂર્તિમાન્]

વિષયોને પામે છે, [ ને ] તૃપ્તિવાળો થાય છે. જેટલા જલોના વિષય [ છે ] તેમાં આની ઇચ્છાનુસાર પ્રવૃત્તિ થાય છે. જે જલોને બ્રહ્મ એમ ઉપાસે છે." "હે ભગવન્ ! જલોથી અધિકતર [ કાંઇ ] છે ?" એમ [ નારદજીએ પૂછ્યું. ] "જલોથી અધિકતર છેજ" એમ [ ભગવાન સનત્કુમારે કહ્યું. ] "ભગવાન મને તે કહો" એમ [ નારદજીએ કહ્યું ] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના દશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭. ૧૦

આ અગીઆરમા ખંડમાં જલથી તેજનું અધિકતરપણું તથા તેની ઉપાસનાથી થનારું ફલ કહેવાશે:—

तेजो वावाद्भ्यो भूयस्तद्वा एतद्वायुमागृह्याऽऽकाशमभितपति तदाऽऽहुर्निशोचति नितपति वर्षिष्यति वा इति तेज एव तत्पूर्वं दर्शयित्वाऽथापः सृजते तदेतदूर्ध्वाभिश्च तिरश्चीभिश्च विद्युद्भिराह्रादाश्चरन्ति तस्मादाहुर्विद्योतते स्तनयति वर्षिष्यति वा इति तेज एव तत्पूर्वं दर्शयित्वाऽथापः सृजते तेज उपास्स्वेति ॥ १ ॥

શબ્દાર્થઃ—[ જલનું કારણ હોવાથી ] તેજજ જલોથી અધિકતર [ છે. ] તે આ [ તેજ ] વાયુને નિશ્ચલ કરીને આકાશને ચારે ભણીથી [ વ્યાપીને ] તપે છે ત્યારે [ જગત ] તપે છે, [ શરીરો ] તપે છે, [ તેથી ] વૃષ્ટિ થશેજ એમ [ લૌકિક જનો ] કહે છે. [ એવી રીતે ] તે તેજજ પૂર્વે [ પોતાને ] દેખાડીને પછી જલોને રચે છે, [ વળી જેથી ] તે આ [ તેજ વૃષ્ટિમાટે ] ઊર્ધ્વ અને ત્રાંસી વીજળીઓની [ સાથે ગર્જનારૂપ ] શબ્દો કરે છે તેથી વીજળી થાય છે, ગર્જના થાય છે [ માટે ] વૃષ્ટિ થશેજ એમ [ લૌકિકજનો ] કહે છે. [ એવી રીતે ] તે તેજજ પૂર્વે [ પોતાને ] દેખાડીને પછી જલોને રચે છે [ માટે તે જલોનું કારણ છે તેથી ] તેજની [ બ્રહ્મબુદ્ધિવડે ] ઉપાસના કરો. ઇતિ. ૧

स यस्तेजो ब्रह्मेत्युपास्ते तेजस्वी वै स तेजस्वतो लोकान्भास्वतोऽपहततमस्कानभिसिध्यति यावत्तेजसो गतं तत्रास्य यथाकामचारो भवति यस्तेजो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवस्तेजसो भूय इति तेजसो वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्यैकादशः खण्डः ॥ ११ ॥

શબ્દાર્થઃ—તે જે તેજને [ તે ] બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે. તે તેજસ્વીજ [ થાય છે. ] તેજવાળા, પ્રકાશવાળા [ ને ] તમસ્‌ને ( અંધારા તથા અજ્ઞાનરાગાદિને ) જેમણે દૂર કરેલું છે એવા લોકોને પામે છે. જ્યાંસુધી તેજના વિષય [ છે ] તેમાં આની ઇચ્છાનુસાર પ્રવૃત્તિ થાય છે. જે તેજને બ્રહ્મ એમ ઉપાસે છે." "હે ભગવન્ ! તેજથી અધિકતર [ કાંઇ ] છે ?" એમ [ નારદજીએ પૂછ્યું. ] "તેજથી અધિકતર છેજ" એમ ભગવાન્ સનત્કુમારે કહ્યું. ] "ભગવાન મને તે કહો" એમ [ નારદજીએ કહ્યું. ] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના અગીઆરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭. ૧૧

હવે તેજથી આકાશની અધિકતરતા તથા તેની ઉપાસનાથી થનારું ફલ જણાવે છે:—

आकाशो वाव तेजसो भूयानाकाशे वै सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राण्यग्निराकाशेनाऽऽह्वयत्याकाशेन शृणोत्याकाशेन प्रतिशृणोत्याकाशे रमत आकाशे न रमत आकाशे जायत आकाशमभिजायत आकाशमुपास्स्वेति ॥ १ ॥

શબ્દાર્થ:—' [વાયુસહિત તેજનું કારણ હોવાથી ] આકાશજ તેજથી અધિકતર [ છે.] આકાશમાં પ્રસિદ્ધ સૂર્ય તથા ચંદ્ર બંને, [અને] વીજળી, નક્ષત્રો [તથા] અગ્નિ [છે.] આકાશવડે [ એકબીજાને] બોલાવે છે, આકાશવડે સાંભળે છે, [ અને બીજાએ કહેલા શબ્દનું ] આકાશવડે પ્રતિશ્રવણ કરે છે, આકાશમાં [ સર્વે પરસ્પર ] ક્રીડા કરે છે, [ પ્રિયના વિયોગથી કયારેક ] આકાશમાં ક્રીડા કરતાં નથી, આકાશમાં જન્મે છે, [ ને ] આકાશપ્રતિ [અંકુરાદિ] ઉપજે છે [તેથી] આકાશની [બ્રહ્મબુદ્ધિવડે] ઉપાસના કરો. ઇતિ. ૧

स य आकाशं ब्रह्मेत्युपास्त आकाशवतो वै स लोकान्प्रकाशवतोऽसंबाधानुरुगायवतोऽभिसिध्यति यावदाकाशस्य गतं तत्रास्य यथाकामचारो भवति य आकाशं ब्रह्मेत्युपास्तेऽस्ति भगव आकाशाद्भूय इत्याकाशाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्य द्वादशः खण्डः ॥ १२ ॥

શબ્દાર્થ:—તે જે આકાશને [ તે ] બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે તે પ્રસિદ્ધ વિસ્તારવાળા, પ્રકાશયુક્ત, પરસ્પરને પીડા ન થાય એવા [ ને ] વિસ્તીર્ણ માર્ગવાળા લોકોને પામે છે. જેટલા આકાશના વિષય [ છે ] તેમાં આની ઇચ્છાનુસાર પ્રવૃત્તિ થાય છે. જે આકાશને બ્રહ્મ એમ ઉપાસે છે.' "હે ભગવન્! આકાશથી અધિકતર [ કાંઈ] છે?" એમ [નારદજીએ પૂછ્યું ] " આકાશથી અધિકતર છેજ" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] " ભગવાન્ મને તે કહો" એમ [નારદજીએ કહ્યું ] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના બારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૭ ૧૨

આ તેરમા ખંડમા આકાશથી સ્મરણનું અધિકતરપણું તથા તેના ઉપાસકને થનારું ફલ કહેવાશે:—

स्मरो वावाकाशाद्भूयस्तस्माद्यपि बहव आसीरन्न स्मरन्तो नैव ते कञ्चन शृणुयुर्न मन्वीरन्न विजानीरन्यदा वाव ते स्मरेयुरथ शृणुयुरथ मन्वीरन्नथ विजानीरन्स्मरेण वै पुत्रान्विजानाति स्मरेण पशून्स्मरमुपास्स्वेति ॥ १ ॥

શબ્દાર્થ:—"[સ્મરણકર્તાને સ્મરણના સદ્ભાવથી આકાશાદિ સર્વે સાર્થક થાય છે માટે ] સ્મરણજ આકાશથી અધિકતર [ છે ] તેથી જો ઘણા [ પુરુષો એકત્ર થઈને બોલતા છતા ] બેઠા હોય, [ પણ ] સ્મરણ કરતા ન [ હોય તો ] તેઓ કંઈ પણ [ શબ્દ ] નહિજ સાંભળે, નહિ મનન કરે, [ ને ] નહિ જાણે, કિંતુ જો તેઓ [ શ્રોતવ્યાદિનું ] સ્મરણ કરે તો [ તેઓ ] સાંભળે, પછી મનન કરે, [ ને ] પછી જાણે સ્મરણવડેજ પુત્રોને જાણે છે, [ ને ] સ્મરણવડે[ જ] પશુઓને [ જાણે છે તેથી ] સ્મરણની [બ્રહ્મબુદ્ધિવડે ] ઉપાસના કરો. ઇતિ ૧

स यः स्मरं ब्रह्मेत्युपास्ते यावत्स्मरस्य गतं तत्रास्य यथाकामचारो भवति यः स्मरं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवः स्मराद्भूय इति स्मराद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्य त्रयोदशः खण्डः ॥ १३ ॥

શબ્દાર્થ:—તે જે સ્મરણને [ તે ] બ્રહ્મ [ છે ] એમ ઉપાસે છે આની જેટલા સ્મરણના વિષય [ છે ] તેમાં ઇચ્છાનુસાર પ્રવૃત્તિ થાય છે. જે સ્મરણને બ્રહ્મ એમ ઉપાસે છે." "હે

ભગવન્! સ્મરણથી અધિકતર [ કાંઈ ] છે ?" એમ [ નારદજીએ પૂછ્યું. ] " સ્મરણથી અધિકતર છેજ " એમ [ભગવાન્ સનત્કુમારે કહ્યું ] 'ભગવાન્ તે મને કહો" એમ [નારદજીએ કહ્યું ] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના તેરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭ ૧૩

સ્મરણથી અપ્રાપ્ત વસ્તુની આકાંક્ષારૂપ આશાનું અધિકતરપણું તથા તેની ઉપાસના કરનારને થનારું ફલ કહે છે:—

आशा वाव स्मराद्भूयस्याशेद्धो वै स्मरो मन्त्रानधीते कर्माणि कुरुते पुत्रांश्च पशूꣳश्चेच्छत इमं च लोकममुं चेच्छत आशामुपास्स्वेति ॥ १ ॥

શબ્દાર્થઃ—" [ અંતઃકરણમાં રહેલી આશાવડે સ્મરણ કરવાયોગ્યનું સ્મરણ કરે છે તેથી ] આશાજ સ્મરણથી અધિકતર [ છે ] આશાયુક્ત થયેલોજ સ્મરણ કરતો [ છોકરો ઋગાદિક ] મંત્રોનું અધ્યયન કરે છે [ અધ્યયન કરીને બ્રાહ્મણગ્રંથોથી તેમના અર્થો તથા વિધિઓ જાણીને ફલની આશાવડે ] કર્મો કરે છે [ કર્મના ફલભૂત પુત્રોને તથા પશુઓને આશાવડેજ ] ઇચ્છે છે આ લોકને તથા પર[ લોક ]ને [ પણ આશાવડેયુક્ત થયેલોજ ] ઇચ્છે છે. [ એવી રીતે આશા સ્મરણથીજ અધિકતર છે તેથી ] 'આશાની [ બ્રહ્મબુદ્ધિવડે ] ઉપાસના કરો. ઇતિ ૧

स य आशां ब्रह्मेत्युपास्त आशयाऽस्य सर्वे कामाः समृध्यन्त्यमोघा ह्यस्याऽऽशिषो भवन्ति यावदाशाया गतं तत्रास्य यथाकामचारो भवति य आशां ब्रह्मेत्युपास्तेऽस्ति भगव आशाया भूय इत्याशाया वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्य चतुर्दशः खण्डः ॥ १४ ॥

શબ્દાર્થઃ—તે જે આશાને બ્રહ્મ એમ ઉપાસે છે આના સર્વે [ ભોગ્ય ] વિષયો આશાવડે સમૃદ્ધિ પામે છે, આની [ સર્વે ] પ્રાર્થનાઓ અવશ્ય સફલ થાય છે, [ ને ] જેટલા આશાના વિષય [ છે ] તેમાં આની ઇચ્છાનુસાર પ્રવૃત્તિ થાય છે જે આશાને બ્રહ્મ એમ ઉપાસે છે." "હે ભગવન્! આશાથી અધિકતર [ કાંઈ ] છે ?" એમ [ નારદજીએ પૂછ્યું ] "આશાથી અધિકતર છેજ" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું. ] " ભગવાન્ તે મને કહો " એમ [ નારદજીએ કહ્યું. ] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના ચૌદમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭ ૧૪

આ ખંડમાં પ્રાણનું આશાથી અધિકતરપણું તથા તેના ઉપાસકને થનારુ ફલ કહેવાશેઃ—

प्राणो वा आशाया भूयान्यथा वा अरा नाभौ समर्पिता एवमस्मिन्प्राणे सर्वꣳ समर्पितं प्राणः प्राणेन याति प्राणः प्राणं ददाति प्राणाय ददाति प्राणो ह पिता प्राणो माता प्राणो भ्राता प्राणः स्वसा प्राण आचार्यः प्राणो ब्राह्मणः ॥ १ ॥

શબ્દાર્થઃ—" પ્રાણજ આશાથી અધિકતર [ છે ] જેમ [ રથના પૈડાની ] નાઇડીમાં પ્રસિદ્ધ આરા સ્થિત [ છે ] તેમ આ [ સમષ્ટિ ] પ્રાણમાં સર્વે [ જગત્ ] સ્થિત [ છે. ] પ્રાણ [ સ્વતંત્ર છતો ] પ્રાણવડે ( સ્વશક્તિવડે ) ગમન કરે છે. પ્રાણ પ્રાણને દાન કરે છે પ્રાણને માટે દાન કરે છે પ્રાણજ પિતા, પ્રાણ માતા, પ્રાણ ભાઈ, પ્રાણ બહેન, પ્રાણ આચાર્ય [ ને ] પ્રાણ બ્રાહ્મણ [ છે. ] ૧

स यदि पितरं वा मातरं वा भ्रातरं वा स्वसारं वाऽऽचार्यं वा ब्राह्मणं वा किञ्चिद्भृशमिव प्रत्याह धिक्त्वाऽस्त्वित्येवैनमाहुः पितृहा वै त्वमसि मातृहा वै त्वमसि भ्रातृहा वै त्वमसि स्वसृहा वै त्वमस्याचार्यहा वै त्वमसि ब्राह्मणहा वै त्वमसीति ॥ २ ॥

શબ્દાર્થઃ—તે જો પિતા, વા માતા, વા ભાઈ, વા બહેન, વા આચાર્ય, વા બ્રાહ્મણના પ્રતિ કાંઈ અનુચિતજેવું કહે [ તો ] 'તને ધિક્ હો' એમજ આને [ પાસે રહેલા વિવેકિ-પુરુષો ] કહે છે 'તું અવશ્ય પિતાનું હનન કરનાર છે, તું અવશ્ય માતાનું હનન કરનાર છે, તું અવશ્ય ભાઈનું હનન કરનાર છે, તું અવશ્ય બહેનનું હનન કરનાર છે, તું અવશ્ય આ-ચાર્યનું હનન કરનાર છે, [ ને ] તું અવશ્ય બ્રાહ્મણનું હનન કરનાર છે' એમ [ પણ કહે છે ] ૨

अथ यद्यप्येनानुत्क्रान्तप्राणाञ्छूलेन समासं व्यतिषंदहेन्नैवैनं ब्रूयुः पितृहाऽसीति न मातृहाऽसीति न भ्रातृहाऽसीति स्वसृहाऽसीति नाऽऽचार्यहाऽसीति न ब्राह्मणहाऽसीति ॥३॥

શબ્દાર્થ—હવે પ્રાણ નીકળી ગયેલા એમને જોકે શૂલવડે ( અણીવાળા કાષ્ઠવડે ) ઢગલો [ કરીને તથા અવયવોના ] વિભાગ કરીને સારી રીતે બાળે [ તોપણ ] આને [ 'તું ] પિતાનું હનન કરનારો છે' એમ [ વિવેકીઓ ] નહિજ કહે, 'માતાનુ હનન કરનારો છે' એમ નહિ [ કહે, ] 'ભાઈનુ હનન કરનારો છે' એમ નહિ [ કહે, ] બહેનનું હનન કરનારો છે' એમ નહિ [ કહે, ] 'આચાર્યનુ હનન કરનારો છે' એમ નહિ [ કહે, ને ] 'બ્રાહ્મણનુ હનન કરનારો છે' એમ નહિ [ કહે ] ૩

प्राणो ह्येवैतानि सर्वाणि भवति स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नतिवादी भवति तं चेद्ब्रूयुरतिवाद्यसीत्यतिवाद्यस्मीति ब्रूयान्नापह्नुवीत ॥ ४ ॥ इति सप्तमप्रपाठकस्य पञ्चदशः खण्डः ॥ १५ ॥

શબ્દાર્થ—તેથી પ્રાણજ આ [ પિતા આદિક ] સર્વ થાય છે તે આ પ્રસિદ્ધ [પ્રાણ-વેત્તા ] એવી રીતે [ ફલથી ] અનુભવતો [ છતો, ] એવી રીતે [ યુક્તિઓવડે ] ચિંતન કરતો [ છતો, ને ] એવી રીતે નિશ્ચય કરતો [ છતો, ] અતિવાદી ( નામથી માંડીને આકાશપર્યંતના જગતનુ અતિક્રમણ કરીને સર્વ જગતનો પ્રાણરૂપ આત્મા હું છુ એમ કહેનારો ) થાય છે તેને '[ તું ] અતિવાદી છે' એમ જો [ કોઈ ] કહે [ તો તે ' હું ] અતિવાદી છુ' એમ કહે, છુપાવે નહિ " ૪ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના પંદરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ છે ૧૫

હવે સત્ય જાણવાયોગ્ય છે એમ ઉપદેશ કરે છે —

एष तु वा अतिवदति यः सत्येनातिवदति सोऽहं भगवः सत्येनातिवदानीति सत्यं त्वेव विजिज्ञासितव्यमिति सत्यं भगवो विजिज्ञास इति ॥ १ ॥ इति सप्तमप्रपाठकस्य षोडशः खण्डः ॥ १६ ॥

શબ્દાર્થ—' [ પ્રાણવેત્તા વાસ્તવિક અતિવાદી નથી, પણ ] જે [ પરમાર્થ ] સત્યવડે અતિવાદ કરે છે આ તો અવશ્ય અતિવાદ કરે છે" [ એમ ભગવાન્ સનત્કુમારે કહ્યુ ] "હે ભગવન્! [ આપને શરણ થયેલો ] તે હું સત્યવડે અતિવાદ કરું એમ [યોજના કરો" એમ

નારદજીએ કહ્યું ] "તો સત્યજ વિશેષે જાણવાયોગ્ય [ છે ]" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] "હે ભગવન્ સત્યને વિશેષે જાણવાને ઇચ્છુ છું" એમ [નારદજીએ કહ્યું.] ૧ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના સોળમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૭. ૧૬

વિજ્ઞાન જાણવાયોગ્ય છે એમ ઉપદેશ કરે છેઃ—

यदा वै विजानात्यथ सत्यं वदति नाविजानन्सत्यं वदति विजानन्नेव सत्यं वदति विज्ञानं त्वेव विजिज्ञासितव्यमिति विज्ञानं भगवो विजिज्ञास इति ॥ १ ॥ इति सप्तमप्रपाठकस्य सप्तदशः खण्डः ॥ १७ ॥

**શબ્દાર્થઃ**—જ્યારે [ સત્યને ] વિશેષે જાણે છે ત્યારેજ સત્યને કહે છે વિશેષે નહિ જાણતો [ છતો ] સત્યને કહેતો નથી, વિશેષે જાણતો[ છતો ]જ સત્યને કહે છે વિજ્ઞાનજ વિશેષે જાણવાયોગ્ય [ છે" ] એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] "હે ભગવન્! વિજ્ઞાનને વિશેષે જાણવાને ઇચ્છું છું" એમ [નારદજીએ કહ્યું ] ૧ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના સત્તરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૭ ૧૭

મનન જાણવાયોગ્ય છે એમ કહે છે.—

यदा वै मनुतेऽथ विजानाति नामत्वा विजानाति मत्वैव विजानाति मतिस्त्वेव विजिज्ञासितव्येति मतिं भगवो विजिज्ञास इति ॥ १ ॥ इति सप्तमप्रपाठकस्याष्टादशः खण्डः ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—"જ્યારે મનન કરે છે ત્યારેજ વિશેષે જાણે છે, મનન નહિ કરીને વિશેષે જાણતો નથી, મનન કરીનેજ વિશેષે જાણે છે, મનનજ વિશેષે જાણવાયોગ્ય [છે]" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] "હે ભગવન્! [ હું ] મનનને વિશેષે જાણવા ઇચ્છું છું" એમ [નારદજીએ કહ્યું ] ૧ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના અઢારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૭ ૧૮

હવે આસ્તિક્યબુદ્ધિરૂપ શ્રદ્ધા જાણવાયોગ્ય છે એમ ઉપદેશ કરે છે —

यदा वै श्रद्दधात्यथ मनुते नाश्रद्दधन्मनुते श्रद्दधदेव मनुते श्रद्धा त्वेव विजिज्ञासितव्येति श्रद्धां भगवो विजिज्ञास इति ॥ १ ॥ इति सप्तमप्रपाठकस्यैकोनविंशः खण्डः ॥ १९ ॥

**શબ્દાર્થઃ**—"જ્યારે શ્રદ્ધા કરે છે ત્યારેજ મનન કરે છે, અશ્રદ્ધા કરતો [ છતો ] મનન કરતો નથી, શ્રદ્ધા કરતો[ છતો ]જ મનન કરે છે, શ્રદ્ધાજ વિશેષે જાણવાયોગ્ય [ છે ]" એમ [ભગવાન્ સનત્કુમારે કહ્યું ] "હે ભગવન્! શ્રદ્ધાને વિશેષે જાણવા ઇચ્છું છું" એમ [નારદજીએ કહ્યું ] ૧ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના ઓગણીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭ ૧૯

આચાર્યની સેવારૂપ નિષ્ઠા જાણવાયોગ્ય છે એમ ઉપદેશ કરે છે:—

यदा वै निस्तिष्ठत्यथ श्रद्दधाति नानिस्तिष्ठञ्छ्रद्दधाति निस्तिष्ठन्नेव श्रद्दधाति निष्ठा त्वेव विजिज्ञासितव्येति निष्ठां भगवो विजिज्ञास इति ॥ १ ॥ इति सप्तमप्रपाठकस्य विंशः खण्डः ॥ २० ॥

શબ્દાર્થઃ—"જ્યારે નિષ્ઠા કરે છે ત્યારેજ શ્રદ્ધા કરે છે, નિષ્ઠા નહિ કરનો [ છતો] શ્રદ્ધા કરતો નથી, નિષ્ઠા કરતો[ છતો ]જ શ્રદ્ધા કરે છે, નિષ્ઠાજ વિશેષે જાણવાયોગ્ય [ છે ]" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] "હે ભગવન્ ! નિષ્ઠાને જાણવા ઇચ્છું છું" એમ [ નારદજીએ કહ્યું ] ૧ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના વીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૭ ૨૦

કૃતિ ( ઇંદ્રિયોનો સંયમ વા ચિત્તની એકાગ્રતા ) જાણવાયોગ્ય છે એમ ઉપદેશ કરે છેઃ—

यदा वै करोत्यथ निस्तिष्ठति नाकृत्वा निस्तिष्ठति कृत्वैव निस्तिष्ठति कृतिस्त्वेव विजिज्ञासितव्येति कृतिं भगवो विजिज्ञास इति ॥ १ ॥ इति सप्तमप्रपाठकस्यैकविंशः खण्डः ॥ २१ ॥

શબ્દાર્થઃ—"જ્યારે [ કૃતિ ] કરે છે ત્યારેજ નિષ્ઠા કરે છે. [ કૃતિ ] નહિ કરીને નિષ્ઠા કરતો નથી, [ કૃતિ ] કરીનેજ નિષ્ઠા કરે છે, કૃતિજ વિશેષે જાણવાયોગ્ય [ છે" ] એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] "હે ભગવન્ ! કૃતિને જાણવા ઇચ્છું છું" એમ [ નારદજીએ કહ્યું ] ૧ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના એકવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૭. ૨૧

સુખ જાણવાયોગ્ય છે એમ ઉપદેશ કરે છેઃ—

यदा वै सुखं लभतेऽथ करोति नासुखं लब्ध्वा करोति सुखमेव लब्ध्वा करोति सुखं त्वेव विजिज्ञासितव्यमिति सुखं भगवो विजिज्ञास इति ॥ १ ॥ इति सप्तमप्रपाठकस्य द्वाविंश खण्डः ॥ २२ ॥

શબ્દાર્થઃ—"જ્યારે સુખને પામે છે ( નિરતિશય સુખ મારે મેળવવાયોગ્ય છે એમ માને છે ) ત્યારેજ [ કૃતિ ] કરે છે, અસુખ પામીને ( ભવિષ્યમાં દુઃખ થશે એમ સમજીને ) [ કૃતિ ] કરતો નથી, સુખને પામીનેજ ( ભવિષ્યમાં સુખ થશે એમ સમજીનેજ) [ કૃતિ ] કરે છે, સુખજ વિશેષે જાણવાયોગ્ય [ છે ]" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] "હે ભગવન્ ! સુખને જાણવાને ઇચ્છું છું" એમ [ નારદજીએ કહ્યું ] ૧ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના બાવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૭ ૨૨

ભૂમા ( નિરતિશય વસ્તુ ) જાણવાયોગ્ય છે એમ ઉપદેશ કરે છે—

यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमा त्वेव विजिज्ञासितव्य इति भूमानं भगवो विजिज्ञास इति ॥ १ ॥ इति सप्तमप्रपाठकस्य त्रयोविंशः खण्डः ॥ २३ ॥

શબ્દાર્થઃ—જે નિરતિશય [ છે ] તેજ સુખ [ છે, અલ્પ અધિક તૃષ્ણાનો હેતુ છે, ને તૃષ્ણા દુઃખનું બીજ છે તેથી ] અલ્પમાં સુખ નથી, [ તૃષ્ણાદિ દુઃખના બીજપણાના અસંભવથી] નિરતિશયજ સુખ [ છે,] નિરતિશયજ વિશેષે જાણવાયોગ્ય [ છે ]" એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] "હે ભગવન્ ! નિરતિશયને વિશેષે જાણવા ઇચ્છું છું" એમ [ નારદજીએ કહ્યું. ] ૧ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના ત્રેવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭. ૨૩

હવે નિરતિશયનું ( ભૂમાનું પ્રજાનું ) લક્ષણ કહેવાય છેઃ—

यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमाऽथ यत्रान्यत्पश्य-

त्यन्यच्छृणोत्यन्यद्विजानाति तदल्पं-यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यꣳ स भगवः कस्मिन्प्रतिष्ठित इति स्वे महिम्नि यदि वा न महिम्नीति ॥ १ ॥

શબ્દાર્થઃ—" જ્યાં ( જે તત્ત્વમાં ) [ અન્ય અન્યવડે ] અન્યને જોતા નથી, અન્યને સાંભળતા નથી, [ અન્યનું મનન કરતા નથી, ને ] અન્યને વિશેષે જાણતા નથી, [ અર્થાત્ જે સર્વ સંસારવ્યવહારથી રહિત છે ] તે ભૂમા [ છે; ] અને જ્યાં ( જે અવિદ્યામાં ) [ અન્ય અન્યવડે ] અન્યને જુએ છે, અન્યને સાંભળે છે, [ અન્યનું મનન કરે છે, ને ] અન્યને વિશેષે જાણે છે, [ અર્થાત્ જ્યાં દર્શનાદિક સંસારવ્યવહાર છે ] તે અલ્પ ( અજ્ઞાનકાલમાં રહેનારું ) [ છે, ને તેથી સ્વપ્નના પદાર્થની પેઠે વિનાશી છે. તેનાથી વિપરીત ] જે પ્રસિદ્ધ ભૂમા [ છે ] તે અવિનાશી [ છે, ને ] જે પરિચ્છિન્ન [ છે ] તે વિનાશી [ છે " એમ ભગવાન્ સનત્કુમારે કહ્યું. ] " હે ભગવન્ ! તે [ ભૂમા ] શામાં સ્થિત [ છે ? " ] એમ [ નારદજીએ પૂછ્યું, " જો વ્યવહારદૃષ્ટિએ પૂછતા હો તો તે ] પોતાની વિભૂતિમાં [ સ્થિત છે, અને જો ] વસ્તુદૃષ્ટિએ પૂછતા હો તો વિભૂતિમાં [ સ્થિત ] નથી ( આશ્રયરહિત છે ) " એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું. ] ૧

તે ભૂમા પોતાની વિભૂતિમા સ્થિત છે, તથા સ્થિત નથી એમ કહેવામાં આવ્યું તેને સ્પષ્ટ કરે છે—

गोअश्वमिह महिमेत्याचक्षते हस्तिहिरण्यं दासभार्यं क्षेत्राण्यायतनानीति नाहमेवं ब्रवीमि ब्रवीमीति होवाचान्यो ह्यन्यस्मिन्प्रतिष्ठित इति ॥ २ ॥ - इति सप्तमप्रपाठकस्य चतुर्विंशः खण्डः ॥ २४ ॥

શબ્દાર્થઃ—" ગાય, અશ્વ, હાથી, સોનું, દાસ, સ્ત્રી, ક્ષેત્રો તથા ઘરો અહિં વિભૂતિ એમ કહેવાય છે, [ ને દેવદત્તાદિ તેમાં સ્થિત છે, ] એવી રીતે અન્યમાં ( વિભૂતિમાં ) અન્ય ( ભૂમા ) સ્થિત [ છે ] એમ હું કહેતો નથી, [ કિંતુ હવે પછી કહેવાશે એમ ] કહું છું" એમ [ ભગવાન્ સનત્કુમાર ] બોલ્યા ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના ચોવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૭ ૨૪

स एवाधस्तात्स उपरिष्टात्स पश्चात्स पुरस्तात्स दक्षिणतः स उत्तरतः स एवेदꣳ सर्वमित्यथातोऽहङ्कारादेश एवाहमेवाधस्तादहमुपरिष्टादहं पश्चादहं पुरस्तादहं दक्षिणतोऽहमुत्तरतोऽहमेवेदꣳ सर्वमिति ॥ १ ॥

શબ્દાર્થઃ—" તે [ ભૂમા ] જ નીચેથી [ છે, ] તે ઉપરથી [ છે, ] તે પશ્ચિમથી [ છે, ] તે પૂર્વથી [ છે, ] તે દક્ષિણથી [ છે, ] તે ઉત્તરથી [ છે, ને ] તેજ આ સર્વ [ છે, એવી રીતે ભૂમાથી ભિન્ન વસ્તુ નહિ હોવાથી આ ભૂમા કોઇમાં સ્થિત નથી ] " એમ [ કહીને ] હવે [ દ્રષ્ટાથી અનન્યપણાના જ્ઞાન ] માટે [ તે ભૂમાનું ] અહંકારવડેજ કથન [ કરાય છેઃ- ] " હુંજ નીચેથી [ છું, ] હું ઉપરથી [ છું, ] હું પશ્ચિમથી [ છું, ] હું પૂર્વથી [ છું, ] હું દક્ષિણથી [ છું, ] હું ઉત્તરથી [ છું, ને ] હુંજ આ સર્વ [ છું ] ઇતિ ૧

अथात आत्मादेश एवात्मैवाधस्तादात्मोपरिष्टादात्मा पश्चादात्मा पुरस्तादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैवेदꣳ सर्वमिति स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं

विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड्भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवत्यथ येऽन्यथाऽतो विदुरन्यराजानस्ते क्षय्यलोका भवन्ति तेषाꣳ सर्वेषु लोकेष्वकामचारो भवति ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्य पञ्चविंशः खण्डः ॥ २५ ॥

શબ્દાર્થ:—હવે [ અહંકારવડે દેહાદિસંઘાતની આશંકા થાય તો તે દૂર કરવા ]માટે આત્માવડેજ [ ભૂમાનું ] કથન [ કરાય છે - ] આત્માજ નીચેથી [ છે ] આત્મા ઉપરથી [ છે, ] આત્મા પશ્ચિમથી [ છે ] આત્મા પૂર્વેથી [ છે, ] આત્મા દક્ષિણથી [છે,] આત્મા ઉત્તરથી [ છે, ને ] આત્માજ આ સર્વ [ છે" ] ઇતિ પ્રસિદ્ધ તે આ [ વિદ્વાન્ અન્યરહિત પરિપૂર્ણ આત્માને ] એવી રીતે જોતો [ છતો, ] એવી રીતે મનન કરતો [ છતો, ને ] એવી રીતે વિશેષે જાણતો [ છતો, ] આત્મામાં રમણવાળો, આત્માની સાથે ક્રીડા કરનારો, આત્મામાં મિથુનવાળો, ( યુગલથી ઉપજતા સુખવાળો ) [ ને ] આત્મરૂપ આનંદવાળો [ હોય છે ] તે [ વિદ્વાન્ ] સ્વરાટ્ (આત્મરૂપ સ્વારાજ્યમાં અભિષેક પામેલો ) થાય છે તેની સર્વ લોકોમા ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થાય છે હવે જેઓ આનાથી અન્યપ્રકારે જાણે છે તેઓ અન્ય રાજાઓવાળા ( બીજા રાજાઓ જેમના સ્વામી છે એવા ) [ તથા ] વિનાશી લોકવાળા થાય છે. તેઓની ( તે દ્વૈતદર્શીઓની ) સર્વ લોકોમા ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થતી નથી " ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના પચ્ચીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૭ ૨૫

હવે કહેલી વિદ્યાની સ્તુતિમાટેજ વિદ્વાનના સ્રષ્ટાપણાને કહે છે—

तस्य ह वा एतस्यैवं पश्यत एवं मन्वानस्यैवं विजानत आत्मतः प्राण आत्मत आशाऽऽत्मतः स्मर आत्मत आकाश आत्मतस्तेज आत्मत आप आत्मत आविर्भावतिरोभावावात्मतोऽन्नमात्मतो बलमात्मतो विज्ञानमात्मतो ध्यानमात्मतश्चित्तमात्मतः सङ्कल्प आत्मतो मन आत्मतो वागात्मतो नामाऽऽत्मतो मन्त्रा आत्मतः कर्माण्यात्मत एवेदꣳ सर्वमिति ॥ १ ॥

શબ્દાર્થ:—' તે આ એમ જોનાર, એવી રીતે મનન કરનાર [ ને ] એવી રીતે જાણનારના આત્માથી પ્રાણ [ ઉપજે છે ] આત્માથી આશા, આત્માથી સ્મરણ, આત્માથી આકાશ, આત્માથી તેજ, આત્માથી જલ, આત્માથી આવિર્ભાવતિરોભાવ, આત્માથી અન્ન, આત્માથી બલ આત્માથી વિજ્ઞાન, આત્માથી ધ્યાન, આત્માથી ચિત્ત, આત્માથી સંકલ્પ, આત્માથી મન, આત્માથી વાણી, આત્માથી નામ, આત્માથી મંત્રો, આત્માથી કર્મો, [ ને ] આત્માથીજ આ સર્વ [ થાય છે ] " એમ [ ભગવાન્ સનત્કુમારે કહ્યું ] ૧

तदेष श्लोको 'न पश्यो मृत्युं पश्यति न रोगं नोत दुःखताꣳ सर्वꣳ ह पश्यः पश्यति सर्वमाप्नोति सर्वश' इति स एकधा भवति त्रिधा भवति पञ्चधा सप्तधा नवधा चैव पुनश्चैकादशः स्मृतः शतं च दश चैकश्च सहस्राणि च विꣳशतिराहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षस्तस्मै मृदितकषायाय तमसस्पारं दर्शयति भगवान्सनत्कुमारस्तꣳ स्कन्द इत्याचक्षते तꣳ स्कन्द इत्याचक्षते ॥ २ ॥ इति सप्तमप्रपाठकस्य षड्विंशः खण्डः ॥ २६ ॥

॥ इति श्रीछान्दोग्योपनिषदि सप्तमः प्रपाठकः समाप्तः ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—" તેમાં આ મંત્ર [ છે:- ] ' જ્ઞાની મૃત્યુને જોતો નથી, રોગને [ જોતો ] નથી, દુઃખભાવને પણ [ જોતો ] નથી. જ્ઞાની સર્વને[આત્મરૂપ ]જ જુએ છે [ તેથી ] સર્વપ્રકારથી સર્વને પામે છે.' ઇતિ. તે [ જ્ઞાની સૃષ્ટિની પૂર્વે ] એક પ્રકારનો હોય છે. [ પછી સૃષ્ટિકાલમાં તેજ, જલ ને પૃથિવી એમ ] ત્રણ પ્રકારવાળો થાય છે, [ શબ્દાદિ વિષયરૂપે ] પાંચ પ્રકારવાળો, [ ભૂરાદિ લોકરૂપે ] સાત પ્રકારવાળો, ને [ ગ્રહરૂપે ] નવ પ્રકારવાળોજ, પુનઃ [ કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો ને મનરૂપે ] અગીઆર પ્રકારવાળો કહ્યો [છે.] વળી [ તે એક એકની દશ દશ વૃત્તિઓરૂપે ] એક સો ને દશ ને [ અહોરાત્રના શ્વાસોચ્છ્વાસરૂપે ] એકવીશ સહસ્ર ને [ છ સો થાય છે. ] આહારની શુદ્ધિમાં ( શબ્દાદિક વિષયોને રાગ દ્વેષ ને મોહરહિત ગ્રહણ કરવાથી ) અંતઃકરણની શુદ્ધિ [ થાય છે, ] અંતઃકરણની શુદ્ધિમાં [ ભૂમરૂપ આત્માની ] અવિચ્છિન્ન સ્મૃતિ [ થાય છે, ને તે ] સ્મૃતિનો લાભ થયે [ સતે અવિદ્યાકૃત ] સર્વ ગાંઠોનો અત્યંત વિનાશ [ થાય છે તેથી આહારની શુદ્ધિ અપેક્ષિત છે.'' હવે શ્રુતિ આખ્યાયિકાનો ઉપસંહાર કરે છે:-- ] તે મૃદિતકષાયવાળા ( જેના રાગદ્વેષાદિ દોષો વિનાશ પામ્યા છે એવા ) [ નારદજી ] ને અજ્ઞાનના [ તત્ત્વરૂપ ] પારને ભગવાન્ સનત્કુમાર દેખાડતા હવા. તે [ સનત્કુમારદેવ ]ને [ તેમને જાણનારા ] સ્કંદ એમ કહે છે, તેમને સ્કંદ ( કાર્તિકસ્વામી ) એમ કહે છે. [ બે વાર કથન પ્રપાઠકની સમાપ્તિ દેખાડવામાટે છે. ] ૨ એ પ્રમાણે સાતમા પ્રપાઠકના છવીશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૭. ૨૬

ઇતિ શ્રીછાંદોગ્યોપનિષદ્ના સાતમા પ્રપાઠકની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૭

## ॥ ८ आठमो प्रपाठक ॥

જોકે ઉત્તમ બુદ્ધિવાળા સર્વવ્યાપક બ્રહ્મને જાણી શકે છે, પણ મંદબુદ્ધિવાળા તેને જાણી શકતા નથી તેથી તેવાઓને બ્રહ્મના નિશ્ચયમાટે હૃદયકમલરૂપ દેશ ઉપદેશ કરવાયોગ્ય છે; અને બ્રહ્મતત્ત્વ વસ્તુતાએ જોકે નિર્ગુણ છે તોપણ મંદબુદ્ધિવાળાઓને ગુણવાન્પણું ઇષ્ટ હોવાથી તેનું સત્યકામાદિ ગુણવાન્પણું પણ કહેવાયોગ્ય છે. વળી જોકે બ્રહ્મવેત્તાઓને સ્ત્રી આદિક વિષયોથી વિધિવિના પણ વિમુખપણું સંભવે છે તોપણ અનેક જન્મોમાં વિષયસેવાનો અભ્યાસ કરવાથી ઉપજેલી વિષયોને વિષય કરનારી તૃષ્ણા સહસા નિવારણ કરવાને શક્ય નથી તેથી બ્રહ્મચર્યાદિ સાધન વિધાન કરવાયોગ્ય છે; તથા આત્માનું એકપણું જાણનારાઓને ગંતા, ગમન ને ગંતવ્યનો અભાવ હોવાથી દેહસ્થિતિનો ક્ષય થયે બળી ગયેલા ઇંધનવાળા અગ્નિની પેઠે પોતાના સ્વરૂપમાંજ તેમની સ્થિતિ થાય છે, પણ ગંતાગમનાદિકની વાસનાયુક્ત બુદ્ધિવાળાપ્રતિ હૃદયદેશમાં ગુણવિશિષ્ટ બ્રહ્મની ઉપાસના કરનારાઓની સુષુમ્ણાનાડીવડે ગતિ કહેવાયોગ્ય છે તેથી આ આઠમા પ્રપાઠકનો આરંભ થાય છે:—

ॐ । अथ यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशस्तस्मिन्यदन्तस्तदन्वेष्टव्यं तद्वाव विजिज्ञासितव्यमिति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—ૐ. [ ઉત્તમ બુદ્ધિમાનોપ્રતિ નિર્વિશેષ બ્રહ્મનો ઉપદેશ કરીને ] હવે [ મંદબુદ્ધિવાળાઓપ્રતિ સવિશેષ બ્રહ્મનો ઉપદેશ કરાય છે:— ] આ બ્રહ્મપુરમાં ( બ્રહ્મની પ્રાપ્તિના સ્થાનરૂપ શરીરમાં ) જે આ અલ્પ [ હૃદય ]કમલરૂપ ઘર [ છે, ] આમાં અલ્પતર અંતરા-

કાશ ( બ્રહ્મ ) [ છે ] તેમાં જે અંતર [ છે ] તે [ આશ્રય સહિત ] શોધવાયોગ્ય [ છે, ને ] તેજ [ સદ્ગુરુના આશ્રય તથા શ્રવણાદિક ઉપાયોવડે ] સાક્ષાત્કાર કરવાયોગ્ય [ છે ] ૧

વિવેચનઃ—હૃદયકમળમાં જેમણે પોતાનાં કરણોનો નિરોધ કર્યો છે, જેઓ બાહ્ય વિષયોથી વિરક્ત છે, અને જેઓ વિશેષે બ્રહ્મચર્ય તથા સમરૂપ સાધનવાળા છે તેઓને ધ્યાનવડે હૃદયમાં બ્રહ્મની પ્રતીતિ થાય છે, અન્યને થતી નથી ૧

तं चेद्ब्रूयुर्यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशः किं तदत्र विद्यते यदन्वेष्टव्यं यद्वाव विजिज्ञासितव्यमिति स ब्रूयात् ॥ २ ॥

શબ્દાર્થઃ—[ એમ કહેનાર ] તેને ( તે આચાર્યને ) જો [ શિષ્યો ] કહે [ કેઃ- ] "આ બ્રહ્મપુરમાં જે આ અલ્પ કમલરૂપ ઘર [ છે, ] આમાં અલ્પતર અંતરાકાશ [ છે, ] તેમાં અહીં શું વિદ્યમાન છે? જે [ આશ્રયસહિત ] શોધવાયોગ્ય [ છે, ને ] જે અવશ્ય સાક્ષાત્કાર કરવાયોગ્ય [ છે? તે અલ્પતરમાં કાંઈ હોવાનો સંભવ નથી તેથી તેને આશ્રયસહિત શોધવાથી વા જાણવાથી કાંઈ ફલ નથી," તો ] એમ [ પ્રશ્ન કરનાર તે શિષ્યપ્રતિ ] તે [ આચાર્ય નીચે પ્રમાણે ] કહે. ૨

यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाश उभे अस्मिन्द्यावापृथिवी अन्तरेव समाहिते उभावग्निश्च वायुश्च सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राणि यच्चास्येहास्ति यच्च नास्ति सर्वं तदस्मिन्समाहितमिति ॥ ३ ॥

શબ્દાર્થઃ—"જેટલું પ્રસિદ્ધ આ [ ભૌતિક ] આકાશ [ છે ] તેટલું ( તેથી પણ વધારે ) હૃદયની અંદર આ [ બ્રહ્મરૂપ ] આકાશ [ છે ] આની ( બુદ્ધિરૂપ ઉપાધિવાળા બ્રહ્મરૂપ આકાશની ) અંતરજ સ્વર્ગ અને પૃથિવી બંને સારી રીતે સ્થિત [ છે, ] તથા અગ્નિ અને વાયુ બંને [ સારી રીતે સ્થિત છે ] સૂર્ય તથા ચંદ્ર બંને [ ને ] વીજળી તથા નક્ષત્રો, અને આના ( આ જીવના ) જે અહીં ( આ લોકમાં ) [ મમતાના વિષય વિદ્યમાન ] છે, તથા જે [વિદ્યમાન] નથી, ( નાશ પામેલા છે, વા ભવિષ્યમાં થનાર છે ) તે સર્વે આમાં સ્થિત [ છે. ]" ઇતિ ૩

तं चेद्ब्रूयुरस्मिꣳश्चेदिदं ब्रह्मपुरे सर्वꣳ समाहितꣳ सर्वाणि च भूतानि सर्वे च कामा यदैतज्जरा वाऽऽप्नोति प्रध्वꣳसते वा किं ततोऽतिशिष्यत इति ॥ ४ ॥

શબ્દાર્થઃ—તેને ( તે આચાર્યને ) કદાચ [ શિષ્યો ] "જો આ બ્રહ્મપુરમાં ( શરીરમાં સ્થિત અંતરાકાશમાં ) આ સર્વ સારી રીતે સ્થિત [ છે, ] સર્વે ભૂતો તથા સર્વે વિષયો [ સારી રીતે સ્થિત છે તો ] જ્યારે આને ( શરીરને ) વૃદ્ધાવસ્થા આવે છે, અથવા [ આ ] વિનાશ પામે છે ત્યારે શું અવશેષ રહે છે? [ દેહનો નાશ થવાથી તેને આધારે રહેલાં તે સર્વેનો નાશ થાય છે ]" એમ કહે ૪

स ब्रूयान्नास्य जरयैतज्जीर्यति न वधेनास्य हन्यत एतत्सत्यं ब्रह्मपुरमस्मिन्कामाः समाहिता एष आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः

सत्यसङ्कल्पो यथा ह्येवेह प्रजा अन्वाविशन्ति यथानुशासनं यं यमन्तमभिकामा भवन्ति यं जनपदं यं क्षेत्रभागं तं तमेवोपजीवन्ति ॥ ५ ॥

શબ્દાર્થઃ—[ તે શિષ્યોના તે પ્રશ્નના ઉત્તરમાં] તે [આચાર્ય આ પ્રમાણે ] કહે:-" આ [ શરીર ]ની જરાવડે આ [ અંતરાકાશનામવાળું બ્રહ્મ ] જીર્ણ થતું નથી, [ અને ] આ- [ શરીર ]ના વધવડે [ બ્રહ્મ ] હણાતું નથી આ સત્ય બ્રહ્મરૂપ પુર [ છે, ] આમાં [ મનુષ્યો જે બહારના વિષયોને ઇચ્છે છે તે સર્વે ] વિષયો સ્થિત [ છે તેથી તેની પ્રાપ્તિના ઉપાયનું અનુષ્ઠાન કરો, બાહ્યવિષયોની તૃષ્ણાનો ત્યાગ કરો ] આ [ બ્રહ્મરૂપ ] આત્મા [ ધર્માધર્મરૂપ] પાપથી રહિત, જરારહિત, મૃત્યુરહિત, [ ઇષ્ટાદિકના વિયોગરૂપ નિમિત્તવાળા ] માનસસંતાપથી રહિત, ભક્ષણની ઇચ્છાથી રહિત, પીવાની ઇચ્છાથી રહિત, સત્યભોગવાળા [ ને ] સત્યસંકલ્પ- વાળા [ છે સ્વારાજ્યની કામનાવાળા પુરુષોએ તે આત્મા સદ્‌ગુરુથી, શાસ્ત્રથી ને સ્વાનુભવથી જાણવાયોગ્ય છે તેને નહિ જાણવાથી પુણ્યફલના ઉપભોગમાં પરતંત્રતા રહે છે. ] જેમકે આ [ લોક ]માં પ્રજા [ પોતાના રાજાની ] જેવી આજ્ઞા [ થાય તે પ્રમાણે ] પછી વર્તે છે [ તે પ્રજા પોતાની બુદ્ધિપ્રમાણે ] જે જે સીમાડાના દેશની, જે સ્વદેશની, [ ને ] જે ક્ષેત્રભાગની ઇચ્છાવાળી થાય તે તે પ્રતિજ [ રાજાની આજ્ઞાપ્રમાણે ] ઉપજીવન કરે છે. ૫

સ્વર્ગાદિના ભોગોને વિનાશી જણાવી આત્માને નહિ જાણીને શરીરત્યાગ કરનારને તથા આત્માને જાણીને શરીરત્યાગ કરનારને થનારાં ફલ જણાવે છે:—

तद्यथेह कर्मजितो लोकः क्षीयत एवमेवामुत्र पुण्यजितो लोकः क्षीयते तद्य इहाऽऽत्मानमननुविद्य व्रजन्त्येताꣳश्च सत्यान्कामाꣳस्तेषाꣳ सर्वेषु लोकेष्वकामचारो भवत्यथ य इहाऽऽत्मानमनुविद्य व्रजन्त्येताꣳश्च सत्यान्कामाꣳस्तेषाꣳ सर्वेषु लोकेषु कामचारो भवति ॥ ६ ॥ इत्यष्टमप्रपाठकस्य प्रथमः खण्डः ॥ १ ॥

શબ્દાર્થઃ—તેમાં જેમ અહીં [ સેવાદિ ] કર્મવડે સંપાદન કરેલો ભોગ નાશ પામે છે તેમજ પર [ લોક ]માં પુણ્યવડે સંપાદન કરેલો ભોગ ક્ષીણ થાય છે તેમાં જેઓ અહીં આત્માને નહિ જાણીને મૃત્યુ પામે છે, તથા [ જેઓ પોતાના આત્મામાં રહેલા ] આ સત્ય- ભોગોને [ નહિ અનુભવીને મરણ પામે છે ] તેઓનું સર્વ ભોગોમાં અસ્વતંત્રપણું થાય છે, અને જેઓ અહીં આત્માનો અનુભવ કરીને મૃત્યુ પામે છે, તથા [ જેઓ પોતાના આત્મામાં રહેલા ] આ સત્ય ભોગોને [ અનુભવીને મરે છે ] તેઓની સર્વ ભોગોમાં સ્વતંત્રતા થાય છે. ૬ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના પહેલા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮ ૧

હવે સર્વ ભોગોમા સ્વતંત્રતા કેવી રીતે થાય છે તે કહેવાય છે:—

स यदि पितृलोककामो भवति सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति तेन पितृलोकेन संपन्नो महीयते ॥ १ ॥

શબ્દાર્થઃ—[ જેણે બ્રહ્મચર્યાદિ સાધન સંપાદન કરી હૃદયમાં આત્માનો તથા તેઓમાં રહેલા સત્ય ભોગોનો અનુભવ કર્યો છે ] તે જો પિતાના [સુખના] ભોગની ( સંબંધની ) ઇચ્છાવાળો થાય છે [ તો ] આના સંકલ્પથીજ પિતાઓ ( પિતા આદિ ) સારી રીતે ઊઠે છે.

( તેને આવી મળે છે ) તે પિતાના સંબંધવડે યુક્ત થયો [ છતો ] મહિમાનો અનુભવ કરે છે. ૧

अथ यदि मातृलोककामो भवति सङ्कल्पादेवास्य मातरः समुत्तिष्ठन्ति तेन मातृलोकेन संपन्नो महीयते ॥ २ ॥

શબ્દાર્થઃ—હવે જો માતાના [ સુખના ] સંબંધની ઇચ્છાવાળો થાય છે [ તો ] આના સંકલ્પથીજ માતાઓ આવી મળે છે તે માતાના સંબંધવડે યુક્ત થયો [ છતો ] મહિમાને અનુભવે છે ૨

अथ यदि भ्रातृलोककामो भवति सङ्कल्पादेवास्य भ्रातरः समुत्तिष्ठन्ति तेन भ्रातृलोकेन संपन्नो महीयते ॥ ३ ॥

શબ્દાર્થઃ—હવે જો ભાઈના સંબંધની ઇચ્છાવાળો થાય છે [ તો ] આના સંકલ્પથીજ ભાઇઓ આવી મળે છે તે ભાઇના સંબંધવડે યુક્ત થયો [ છતો ] મહિમાને અનુભવે છે ૩

अथ यदि स्वसृलोककामो भवति सङ्कल्पादेवास्य स्वसारः समुत्तिष्ठन्ति तेन स्वसृलोकेन संपन्नो महीयते ॥ ४ ॥

શબ્દાર્થઃ—હવે જો બહેનને મળવાની ઇચ્છાવાળો થાય છે [ તો ] આના સંકલ્પથીજ બહેનો આવી મળે છે. તે બહેનોના મિલાપથી યુક્ત થયો [ છતો ] મહિમાને અનુભવે છે ૪

अथ यदि सखिलोककामो भवति सङ्कल्पादेवास्य सखायः समुत्तिष्ठन्ति तेन सखिलोकेन संपन्नो महीयते ॥ ५ ॥

શબ્દાર્થઃ—હવે જે મિત્રને મળવાની ઇચ્છાવાળો થાય છે [ તો ] આના સંકલ્પથીજ મિત્રો આવી મળે છે તે મિત્રના સંબંધવડે યુક્ત થયો [ છતો ] ઐશ્વર્યને અનુભવે છે ૫

अथ यदि गन्धमाल्यलोककामो भवति सङ्कल्पादेवास्य गन्धमाल्ये समुत्तिष्ठतस्तेन गन्धमाल्यलोकेन संपन्नो महीयते ॥ ६ ॥

શબ્દાર્થઃ—હવે જો [ સુ ]ગંધ ને [ પુષ્પ ]માલાના ભોગની ઇચ્છાવાળો થાય છે [ તો ] આના સંકલ્પથીજ સુગંધ ને પુષ્પમાલા પ્રાપ્ત થાય છે તે ગંધ ને માલાના ઉપભોગવડે યુક્ત થયો [ છતો ] ઐશ્વર્યને અનુભવે છે ૬

अथ यद्यन्नपानलोककामो भवति सङ्कल्पादेवास्यान्नपाने समुत्तिष्ठतस्तेनान्नपानलोकेन संपन्नो महीयते ॥ ७ ॥

શબ્દાર્થઃ—હવે જો અન્નજલના ભોગની ઇચ્છાવાળો થાય છે [ તો ] આના સંકલ્પથીજ અન્નજલ પ્રાપ્ત થાય છે તે અન્નજલના ઉપભોગવડે યુક્ત થયો [ છતો ] ઐશ્વર્યને અનુભવે છે. ૭

अथ यदि गीतवादित्रलोककामो भवति सङ्कल्पादेवास्य गीतवादित्रे समुत्तिष्ठतस्तेन गीतवादित्रलोकेन संपन्नो महीयते ॥ ८ ॥

શબ્દાર્થઃ—હવે જો ગીતવાદિત્રના ઉપભોગની ઇચ્છાવાળો થાય છે [તો] આના સંકલ્પથીજ ગીતવાદિત્ર પ્રાપ્ત થાય છે. તે ગીતવાદિત્રના ઉપભોગવડે યુક્ત થયો [ છતો ] ઐશ્વર્યને અનુભવે છે. ૮

अथ यदि स्त्रीलोककामो भवति सङ्कल्पादेवास्य स्त्रियः समुत्तिष्ठन्ति तेन स्त्रीलोकेन संपन्नो महीयते ॥ ९ ॥

શબ્દાર્થઃ—હવે જો સ્ત્રીના ઉપભોગની ઇચ્છાવાળો થાય છે [તો] આના સંકલ્પથીજ સ્ત્રીઓ પ્રાપ્ત થાય છે. તે સ્ત્રીના ઉપભોગવડે યુક્ત થયો [ છતો ] વિભૂતિનો અનુભવ કરે છે. ૯

यं यमन्तमभिकामो भवति यं कामं कामयते सोऽस्य सङ्कल्पादेव समुत्तिष्ठति तेन संपन्नो महीयते ॥ १० ॥ इत्यष्टमप्रपाठकस्य द्वितीयः खण्डः ॥ २ ॥

શબ્દાર્થઃ—જે જે પ્રદેશની ઇચ્છાવાળો થાય છે, [ ને પૂર્વોક્ત ભોગોથી ભિન્ન ] જે ભોગને ઇચ્છે છે તે [ પ્રદેશ તથા ભોગ ] આના સંકલ્પથીજ પ્રાપ્ત થાય છે. તેવડે ( ઇચ્છાના અવિઘાતપણાવડે તથા ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિવડે) યુક્ત થયો [ છતો ] મહિમાનો અનુભવ કરે છે. ૧૦ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના બીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮. ૨

હવે કહેલા આત્માના ધ્યાનના સાધનના અનુષ્ઠાનમાં સાધકોને ઉત્સાહ ઉપજાવવા માટે કહે છેઃ—

त इमे सत्याः कामा अनृतापिधानास्तेषाꣳ सत्यानाꣳ सतामनृतमपिधानं यो यो ह्यस्येतः प्रैति न तमिह दर्शनाय लभते ॥ १ ॥

શબ્દાર્થઃ—[ પોતાના આત્મામાં સ્થિત તથા પ્રાપ્ત થવાને શક્ય ] તે આ સત્ય ભોગો મિથ્યાવડે ( બાહ્યવિષયોની તૃષ્ણાવડે ) ઢંકાયેલા [ છે. ] તે સત્ય [ ભોગો આત્મામાં વિદ્યમાન ] છતાં [ તેને ] મિથ્યાનું આચ્છાદન [ છે ] તેથી આ[ પ્રાણી ]નું જે જે [ પ્રિય ] અહીંથી મરે છે તેને અહીં [ પુનઃ ] જોવાને [ ઇચ્છતો છતો તે જોવા ] પામતો નથી. ૧

अथ ये चास्येह जीवा ये च प्रेता यच्चान्यदिच्छन्न लभते सर्वं तदत्र गत्वा विन्दतेऽत्र ह्यस्यैते सत्याः कामा अनृतापिधानास्तद्यथाऽपि हिरण्यनिधिं निहितमक्षेत्रज्ञा उपर्युपरि सञ्चरन्तो न विन्देयुरेवमेवेमाः सर्वाः प्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दन्त्यनृतेन हि प्रत्यूढाः ॥ २ ॥

શબ્દાર્થઃ—હવે જે આ[ પ્રાણી ]ના [ પુત્રાદિ ] અહીં જીવે છે, તથા જે મુએલા [ છે, ] અને જે અન્ય ( અન્નવસ્ત્રાદિ ) ઇચ્છતો [છતો] પામતો નથી તે સર્વને અહીં ( હૃદયાકાશનામના બ્રહ્મમાં ) [ ઉપાસનાવડે ] જઈને પામે છે, કારણ કે અહીં ( હૃદયાકાશમાં ) આના આ સત્ય

ભોગો મિથ્યાવડે ઢંકાયેલા [ વિદ્યમાન છે. ] તેમાં ( સ્વાધીનની અપ્રાપ્તિમાં ) [ દૃષ્ટાંત કહેવાય છેઃ— ] જેમકે દાટેલા સુવર્ણના ભંડારને [ જેઓ નિધિશાસ્ત્રવડે નિધિના ] ક્ષેત્રને નહિ જાણનારા [ છે તેઓ તેના ] ઉપર ઉપર ચાલતા [ છતા પણ તે નિધિને ] પામતા નથી એવી રીતે [ અવિદ્યાવાળી ] આ સર્વ પ્રજા આ [ હૃદયાકાશનામના ] બ્રહ્મલોકપ્રતિ નિત્ય નિત્ય [ સુષુપ્તિકાલમાં ] જતી [ છતી પણ બ્રહ્મને ] પામતી નથી, કારણ કે [ તેઓ પૂર્વોક્ત ] મિથ્યાવડે [સ્વરૂપથી બહાર ] ખેંચાયેલી [ છે. ] ૨

स वा एष आत्मा हृदि तस्यैतदेव निरुक्तꣳ हृद्‌यमिति तस्माद्धृदयमहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥ ३ ॥

શબ્દાર્થઃ—તે આ પ્રસિદ્ધ આત્મા હૃદયમાં [ આકાશશબ્દવડે કહેલો છે. ] हृद्‌यम् ( પોતાના હૃદયમાં આ-આત્મા-છે ) એમ તે[ હૃદય ]નું આજ નિર્વચન [ છે ] તેથી [ પોતાનો આ આત્મા ] હૃદયમાં [ છે એમ જાણવું ] એમ જાણનાર પ્રતિદિન નિશ્ચય હૃદયમાં રહેલા બ્રહ્મને પામે છે. ૩

अथ य एष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्‌ब्रह्मेति तस्य ह वा एतस्य ब्रह्मणो नाम सत्यमिति ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ જાગ્રત્ અને સ્વપ્નમાં વિષય અને ઇંદ્રિયોના સંયોગથી ઉપજેલી મલિનતાનો જીવ સુષુપ્તિમાં ત્યાગ કરે છે તેથી સુષુપ્તિને પામેલો જીવ સંપ્રસાદ એટલે સારી રીતે નિર્મલ થયેલો કહેવાય છે. ] હવે જે આ [ વિદ્વાન્ ] સંપ્રસાદ [ છે તે ] આ શરીરમાંથી [આત્મભાવનો] પરિત્યાગ કરી, ઉત્કૃષ્ટ સ્વસ્થપણાને પામી, પોતાના સ્વરૂપવડે સારી રીતે સ્થિત થાય છે. " આ આત્મા [છે]" એમ [આચાર્ય] કહેતા હવા " આ અવિનાશી [ તથા ] અભય [ છે, ] આ બ્રહ્મ [છે]" એમ [ પણ કહેતા હવા. ] તે આ પ્રસિદ્ધ બ્રહ્મનું નામ સત્ય [ છે. ] ઇતિ. ૪

तानि ह वा एतानि त्रीण्यक्षराणि सतीयमिति तद्यत्सत्तदमृतमथ यत्ति तन्मर्त्यमथ यद्यं तेनोभे यच्छति यदनेनोभे यच्छति तस्माद्यमहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥ ५ ॥
इत्यष्टमप्रपाठकस्य तृतीयः खण्डः ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ બ્રહ્મના નામના સતીયં એવા તે આ પ્રસિદ્ધ ત્રણ અક્ષરો [ છે. ] તેમાં જે सत् ( સ ) [ છે, ] તે અવિનાશી [ છે, ] તથા જે ति ( ત ) [ છે ] તે વિનાશી [ છે, ] ને જે यं ( યં ) છે તેવડે [ પૂર્વના ] બે[ અક્ષરો ]ને [ પ્રયોગ કરનાર ] વશ કરે છે. જેથી આ-[ यं ]વડે બંનેને વશ કરે છે તેથી [ તે ] यं [ છે ] એમ જાણનાર નિત્યપ્રતિ નિશ્ચય હૃદયમાં રહેલા બ્રહ્મને પામે છે. [ તિને સ્થાને સતીયમાં જે દીર્ઘભાવ છે તે ઉચ્ચારણમાટે છે. મૂલમાં જે સતીયં છે તે સત્યને સ્થાને છે ] ૫ એ પ્રમાણે આઠમા અપાઠકના ત્રીજા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮. ૩

अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसंभेदाय नैतꣳ सेतुमहोरात्रे तरतो न

जरा न मृत्युर्न शोको न सुकृतं न दुष्कृतꣳ सर्वे पाप्मानोऽतो निवर्तन्तेऽपहतपाप्मा ह्येष ब्रह्मलोकः ॥ १ ॥

શબ્દાર્થઃ—[બ્રહ્મચર્યરૂપ સાધનના વિધાનમાટે] હવે [આત્માની અન્ય પ્રકારે સ્તુતિ કરાય છેઃ-] જે [આ] આત્મા [છે] તે આ [પૃથિવી આદિ] લોકોનો વિનાશ ન થાય તેમાટે [તેઓને] ધારણ કરનાર [છે તેથી તે વર્ણાશ્રમાદિની મર્યાદાના] સેતુરૂપ [છે.] આ સેતુ (પાળ) [રૂપ આત્મા]ને દિવસરાત્રિ પરિચ્છેદ પમાડી શકતાં નથી, [આને] વૃદ્ધાવસ્થા [પ્રાપ્ત થતી] નથી, [આને] મૃત્યુ [પ્રાપ્ત થતું] નથી, [આને] માનસસંતાપ [થતો] નથી, [આને] પુણ્ય [સ્પર્શ કરતું] નથી, [તથા આને પાપ [પણ સ્પર્શ કરતું] નથી, આ[આત્મા]થી સર્વે પાપો સ્પર્શ કર્યા વિનાજ] પાછાં વળે છે, કારણકે આ [આત્મા] પાપરહિત [ને] બ્રહ્મરૂપ [છે] ૧

तस्माद्वा एतꣳ सेतुं तीर्त्वाऽन्धः सन्ननन्धो भवति विद्धः सन्नविद्धो भवत्युपतापी सन्ननुपतापी भवति तस्माद्वा एतꣳ सेतुं तीर्त्वाऽपि नक्तमहरेवाभिनिष्पद्यते सकृद्विभातो ह्येवैष ब्रह्मलोकः ॥ २ ॥

શબ્દાર્થઃ—[પાપનાં કાર્યે જે અંધપણું આદિ તે શરીરવાળાને થાય છે શરીરરહિતને થતાં નથી] તેથીજ આ [આત્મરૂપ] સેતુને પામીને [દેહયુક્તપણામાં પૂર્વે] અંધ છતાં [પણ] અંધતારહિત થાય છે, [પૂર્વે] દુઃખાદિકના સંબંધવાળો છતાં દુઃખાદિકના સંબંધથી રહિત થાય છે, [પૂર્વે રોગાદિવડે] ઉપતાપવાળો છતાં ઉપતાપથી રહિત થાય છે. [આત્મામાં અહોરાત્ર નથી] તેથીજ આ [આત્મરૂપ] સેતુને પામીને [વિદ્વાનને અંધકારરૂપ] રાત્રિ પણ દિવસરૂપેજ સિદ્ધ થાય છે જેથી આ બ્રહ્મરૂપ [આત્મા] સર્વદા પ્રકાશરૂપ [છે તેથી વિદ્વાનનું પૂર્વોક્ત રૂપપણું વિરોધ પામતું નથી] ૨

तद्य एवैतं ब्रह्मलोकं ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोकस्तेषाꣳ सर्वेषु लोकेषु कामचारो भवति ॥ ३ ॥ इत्यष्टमप्रपाठकस्य चतुर्थः खण्डः ॥ ४ ॥

શબ્દાર્થઃ—તેમાં જેઓ પ્રસિદ્ધ આ બ્રહ્મરૂપ લોકને સ્ત્રી અને અન્ય બાહ્યવિષયોની તૃષ્ણાના ત્યાગવડે [શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશને અનુસરીને] જાણે છે તે[બ્રહ્મચર્યરૂપ સાધનવાળા બ્રહ્મવેત્તા]ઓનેજ આ બ્રહ્મરૂપ લોક [છે, સ્ત્રી આદિક વિષયોમાં તૃષ્ણાવાળા કથનમાત્ર બ્રહ્મવેત્તાઓનો નહિ.] તેઓની સર્વે ભોગોમાં ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થાય છે. ૩ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના ચોથા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૮. ૪

હવે બ્રહ્મચર્યની યજ્ઞાદિવડે સ્તુતિ કરે છે—

अथ यद्यज्ञ इत्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येव यो ज्ञाता तं विन्दतेऽथ यदिष्टमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येवेष्ट्वाऽऽत्मानमनुविन्दते ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે જેને [શિષ્ટપુરુષો] યજ્ઞ એમ કહે છે તે બ્રહ્મચર્યજ [છે,] કારણ કે બ્રહ્મચર્યવડેજ જે [આત્માનો] જ્ઞાતા [છે તે] તે[બ્રહ્મલોક]ને પામે છે હવે જેને ઇષ્ટ એમ કહે છે તે બ્રહ્મચર્યજ [છે,] કારણકે બ્રહ્મચર્યવડેજ [આત્માની] ઇચ્છા કરીને આત્માને પામે છે. ૧

अथ यत्सत्त्रायणमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येव सत आत्मनस्त्राणं विन्दतेऽथ यन्मौनमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येवाऽऽत्मानमनुविद्य मनुते ॥ २ ॥

**શબ્દાર્થઃ**—હવે જેને સત્રાયણ ( બહુયજમાનવાળું વૈદિકકર્મ ) એમ કહે છે તે બ્રહ્મ-ચર્યજ [ છે, ] કારણકે સત્થી ( પરમાત્માથી ) પોતાના રક્ષણને બ્રહ્મચર્યવડેજ પામે છે. હવે જેને મૌન એમ કહે છે તે બ્રહ્મચર્યજ [ છે, ] કારણકે બ્રહ્મચર્યવડે [ યુક્ત થયો છતો ] આત્માને [ શાસ્ત્ર અને આચાર્યથી જાણીને [ પછી ] ધ્યાન કરે છે. ૨

अथ यदनाशकायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तदेष ह्यात्मा न नश्यति यं ब्रह्मचर्येणानुविन्दतेऽथ यदरण्यायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तत्तदरश्च ह वै ण्यश्चार्णवौ ब्रह्मलोके तृतीयस्यामितो दिवि तदैरं मदीयꣳ सरस्तदश्वत्थः सोमसवनस्तदपराजिता पूर्ब्रह्मणः प्रभुविमितꣳ हिरण्मयम् ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—હવે જેને અનાશકાયન ( અનશન ) એમ કહે છે તે બ્રહ્મચર્યજ [ છે, ] કારણકે જે[ આત્મા ]ને બ્રહ્મચર્યવડે જાણે છે [ તે ] આ આત્મા નાશ પામતો નથી હવે જેને અરણ્યા-યન ( અરણ્યમાં ગમન ) એમ કહે છે તે બ્રહ્મચર્યજ [ છે, ] કારણકે અહિંથી ત્રીજા સ્વર્ગરૂપ તે બ્રહ્મલોકમાં પ્રસિદ્ધ અર અને ણ્ય [ એ નામવાળાં ] સમુદ્રજેવાં [ બે સરોવર છે. ] ત્યાં અન્નના રસથી પૂર્ણ [ અને તેનો ઉપયોગ કરનારને ] હર્ષ ઉપજાવનાર તળાવ [ છે. વળી ] તે[ બ્રહ્મલોક ]માં જેમાંથી અમૃત ટપકે છે એવો પીપળો [ છે ] ત્યાં [ બ્રહ્મચર્યરહિતથી જેનો જય કરી શકાતો નથી એવી ] અપરાજિતાનામની બ્રહ્માની પુરી [ છે, અને બ્રહ્મરૂપ ] સ્વામીએ રચેલ સુવર્ણનો [ મંડપ છે ] ૩

तत्र एवैतावरं च ण्यं चार्णवौ ब्रह्मलोके ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोकस्तेषाꣳ सर्वेषु लोकेषु कामचारो भवति ॥ ४ ॥ इत्यष्टमप्रपाठकस्य पञ्चमः खण्डः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—તે બ્રહ્મલોકમાં જે આ પ્રસિદ્ધ અર ને ણ્ય [ નામવાળાં બે ] સમુદ્રજેવાં [ સરોવર કહ્યાં તેને ] બ્રહ્મચર્યવડે પામે છે તેઓનેજ આ બ્રહ્મલોક [ છે, ને ] તે[બ્રહ્મચર્યરૂપ સાધનવાળા બ્રહ્મવેત્તા ]ઓની સર્વભોગોમાં ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થાય છે, [ સ્ત્રી આદિ બાહ્ય-વિષયોમાં આસક્તબુદ્ધિવાળાની બ્રહ્મલોકમાં ગતિ ને સર્વ ભોગોમાં ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થઈ શકતી નથી શુદ્ધસત્ત્વમય સંકલ્પથી જન્ય બ્રહ્મલોકના વિષયો તથા તેના સંકલ્પજન્ય પિતા આદિક ભોગો માનસજ્ઞાનરૂપ છે ] ૪ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના પાંચમા ખંડની તાત્પર્ય-દીપિકા પૂરી થઈ ૮. ૫

જે પુરુષ હૃદયમાં રહેલા બ્રહ્મને બ્રહ્મચર્યાદિક સાધનવડે સંપન્ન થઈને ઉપાસે છે તેની સુષુમ્ણાનાડીવડે ગતિ કહેવી જોઈએ, તેથી હવે નાડીખંડનો આરંભ કરાય છે—

अथ या एता हृदयस्य नाड्यस्ताः पिङ्गलस्याणिम्नस्तिष्ठन्ति शुक्लस्य नीलस्य पीतस्य लोहितस्येत्यसौ वा आदित्यः पिङ्गल एष शुक्ल एष नील एष पीत एष लोहितः ॥१॥

**શબ્દાર્થઃ**—હવે જે આ હૃદયની ( હૃદયકમલના સંબંધવાળી ) નાડીઓ [ છે ] તેઓ પિંગળા, ધોળા, નીલા, પીળા ને રાતા સૂક્ષ્મરસના [ સારવડે પૂર્ણ હોઇ તેવા રંગની ] છે.

ઇતિ. [ નાડીઓના પૂર્વોક્ત રંગો આદિત્યના તેજના છે ] આ આદિત્યજ પિંગળા, આ ધોળા, આ નીલા, આ પીળા [ ને ] આ રાતા [ છે. પ્રકાશનું પૃથક્કરણ કરવાથી જે સાત રંગો જણાય છે તે સૂર્યમાં ને તેવડે મજ્જાતંતુઓમાં છે એમ તાત્પર્ય છે. ] ૧

આદિત્યનો શરીરમાંની નાડીઓસાથેનો સંબંધ દૃષ્ટાંતવડે સમજાવે છેઃ—

तद्यथा महापथ आतत उभौ ग्रामौ गच्छतीमं चामुं चैवमेवैता आदित्यस्य रश्मय उभौ लोकौ गच्छन्तीमं चामुं चामुष्मादादित्यात्प्रतायन्ते ता आसु नाडीषु सृप्ता आभ्यो नाडीभ्यः प्रतायन्ते तेऽमुष्मिन्नादित्ये सृप्ताः ॥ २ ॥

**શબ્દાર્થઃ**—તેમાં જેમ [ કોઈ ] વિસ્તીર્ણ માર્ગ વિસ્તાર પામી બે ગામોપ્રતિ જાય છે, આ[ ગામ ]પ્રતિ ને [ દૂરના ] આ[ ગામ ]પ્રતિ, તેમજ આદિત્યનાં આ કિરણો [ પણ ] બંને લોકપ્રતિ જાય છે, આ[ સૂર્યમંડલ ]પ્રતિ ને આ[ પુરુષ ]પ્રતિ, આ આદિત્યમંડલથી [ જે કિરણો ] પ્રવૃત્ત થાય છે તે આ નાડીઓમાં પ્રવેશ પામેલાં [ છે, ને ] આ નાડીઓથી [ પ્રવાહરૂપે જે કિરણો ] પ્રવૃત્ત થાય છે તે આ આદિત્યમંડલમાં પ્રવેશ પામેલાં [ છે ] ૨

નાડીઓના સ્વરૂપને કહીને હવે જીવની નિદ્રાના અધિકરણપણવડે તે નાડીઓની શ્લાઘા કરવા પ્રથમ નિદ્રાનું કથન કરે છેઃ—

तद्यत्रैतत्सुप्तः समस्तः संप्रसन्नः स्वप्नं न विजानात्यासु तदा नाडीषु सृप्तो भवति तं न कश्चन पाप्मा स्पृशति तेजसा हि तदा संपन्नो भवति ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—તેમાં જે[ સમય ]માં આ [ જીવ ] સર્વ [ કરણોના વિલયવડે ] સૂતેલો [ થાય છે, બાહ્યવિષયોના સંબંધથી ઉપજતી મલિનતાના અભાવથી ]સારી રીતે પ્રસન્ન [ થાય છે, અને ] સ્વપ્નને અનુભવતો નથી, તે[ સમય ]માં આ [સૂર્યના તેજવડે પૂર્ણ ] નાડીઓદ્વારા [ હૃદયાકાશમાં ] પ્રવેશ પામેલો થાય છે. તેને [ કોઈ પણ ધર્માધર્મરૂપ ] પાપ સ્પર્શ કરતું નથી, કેમકે ત્યારે [ આ સૂતેલો પુરુષ નાડીઓમાં રહેલા સૂર્યના ] તેજવડે યુક્ત થાય છે [ તેથી તેનાં કરણોનો વિષયથી સંબંધ જે પાપનો ઉત્પાદક છે તે થતો નથી. ] ૩

એવી રીતે નાડીઓની પ્રશંસા કરીને તેઓવડે ઊર્ધ્વગમન દેખાડવામાટે મરણકાલનું કથન કરે છેઃ—

अथ यत्रैतदबलिमानं नीतो भवति तमभित आसीना आहुर्जानासि मां जानासि मामिति स यावदस्माच्छरीरादनुत्क्रान्तो भवति तावज्जानाति ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—હવે જ્યારે આ [ મનુષ્ય રોગાદિકવડે ] બલરહિત થઈ [મરનાર ] થાય છે [ ત્યારે ] તેને સર્વબાજુથી [ વીટીને ] બેઠેલા [ સંબંધિજનો ] "મને ઓળખો છો ?" "મને ઓળખો છો ?" એમ પૂછે છે. તે [ મરનાર ] જ્યાંસુધી આ શરીરથી નીકળ્યો નથી ત્યાંસુધી [ તે સગાંવહાલાંને ] ઓળખે છે. ૪

अथ यत्रैतदस्माच्छरीरादुत्क्रामत्यथैतैरेव रश्मिभिरूर्ध्वमाक्रमते स ओमिति वा होद्वा मीयते स यावत्क्षिप्येन्मनस्तावदादित्यं गच्छत्येतद्वै खलु लोकद्वारं विदुषां प्रपदनं निरोधोऽविदुषाम् ॥ ५ ॥

શબ્દાર્થઃ—પછી જ્યારે આ શરીરથી નીકળે છે ત્યારે આ કિરણોવડેજ ઉપર જાય છે. [ હૃદયગત બ્રહ્મની ઉપાસના કરનાર ] તે [ઉપાસક] ૐ એમ [ આત્માનું ધ્યાન કરતો છતો સ્વસ્થ અવસ્થાની પેઠે ] ઉપર જાય છે, અને [ ઉપાસના ન કરી હોય તેની તેનાથી ભિન્ન ગતિ થાય છે. ] તે [ ઉપાસક શરીરથી નીકળીને ] જેટલા [ કાલ ] વડે મનનો ક્ષેપ ( ફેંકાવું ) થાય તેટલા[ કાલ]-વડે [ અર્થાત્ શીઘ્ર ] આદિત્યને પ્રાપ્ત થાય છે [ આદિત્ય ] જ આ પ્રસિદ્ધ [ બ્રહ્મ ]લોકનું દ્વાર [ છે, તે દ્વારવડે ઉપાસક બ્રહ્મલોકપ્રતિ જાય છે તેથી તે ] ઉપાસકોને [ બ્રહ્મલોકપ્રતિ ] પ્રાપ્ત કરનાર [ છે, અને ] ઉપાસના નહિ કરનારનો [ તે ] નિરોધ કરનાર [ છે ઉપાસના ન કરી હોય એવા અવિદ્વાન્ સૂર્યના તેજવડે શરીરમાંજ નિરુદ્ધ થયા છતા સુષુમ્ણાનાડીવડે નીકળતા નથી, પણ બીજી નાડીઓવડે નીકળે છે તેથી તેમનો આદિત્ય નિરોધ કરનાર છે એમ કહ્યું છે. ] ૫

तदेष श्लोकः शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका । तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्त्युत्क्रमणे भवन्ति ॥ ६ ॥ इत्यष्टमप्रपाठकस्य षष्ठः खण्डः ॥ ६ ॥

શબ્દાર્થઃ—[ કહેલા ] તે[ અર્થ ]માં આ મંત્ર [ છે—] એક સો ને એક હૃદયની [ મુખ્ય ] નાડીઓ [ છે ] તેઓમાં એક ( સુષુમ્ણા ) મૂર્ધાપ્રતિ નીકળી [ છે, ] તેવડે ઊર્ધ્વગમન કરતો [ છતો ઉપાસક ક્રમમોક્ષરૂપ ] અમૃતપણાને પામે છે ચારે ભણી ગતિવાળી બીજી [ નાડીઓ તો શરીરમાંથી ] નીકળવામાટે થાય છે, નીકળવામાટે થાય છે [ છેલ્લાં બે પદોની પુનરુક્તિ દહરવિદ્યાની ( હૃદયગત અલ્પઆકાશરૂપ બ્રહ્મની ઉપાસનાની ) સમાપ્તિ જણાવવા માટે છે. ] ૬ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના છઠ્ઠા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮. ૬

આત્માના સ્વરૂપનો વિશેષ નિર્ણય કરવામાટે ઉત્તર ગ્રંથનો આરંભ થાય છે વિદ્યા સંપાદન કરવા પૂછનારમાં વિનય, વિદ્યાના માહાત્મ્યનું જ્ઞાન, શ્રદ્ધા તથા બ્રહ્મચર્ય આદિ જોઈએ એમ જણાવવા માટે આખ્યાયિકા છેઃ—

य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच ॥ १ ॥

શબ્દાર્થઃ—જે આત્મા [ ધર્માધર્મરૂપ ] પાપથી રહિત, વૃદ્ધાવસ્થા[ આદિ વિકાર ]થી રહિત, મૃત્યુથી રહિત, માનસસંતાપથી રહિત, ક્ષુધારહિત, તૃષારહિત, સત્યભોગવાળો ને સત્યસંકલ્પવાળો [ છે, તથા ઉપાસનાવડે જેની પ્રાપ્તિમાટે હૃદયકમલ કહ્યું છે ] તે [ શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશવડે ] જાણવાયોગ્ય [ છે, અને ] તે સ્વાનુભવનો વિષય કરવાયોગ્ય [ છે. ] જે તે આત્માને [ શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશવડે ] જાણીને સ્વાનુભવનો વિષય કરે છે તે સર્વે લોકોને તથા સર્વે ભોગોને પામે છે એમ પ્રસિદ્ધ પ્રજાપતિ કહેતા હવા. ૧

तद्धोभये देवासुरा अनुबुबुधिरे ते होचुर्हन्त तमात्मानमन्विच्छामो यमात्मानमन्विष्य सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामानितीन्द्रो हैव देवानामभिप्रवव्राज विरोचनोऽसुराणां तौ हासंविदानावेव समित्पाणी प्रजापतिसकाशमाजग्मतुः ॥ २ ॥

શબ્દાર્થઃ—[ પ્રજાપતિના ] તે[ વચન ]ને પ્રસિદ્ધ દેવો અને અસુરો બંને પરંપરાવડે જાણતા હવા તેઓ [ પોતપોતાની સભામાં ] કહેવા લાગ્યા –"[-જો તમારી ] અનુમતિ [હોય તો પ્રજાપતિએ કહેલા ] તે આત્માને [ આપણે ] જાણીએ, જે આત્માને જાણીને સર્વે લોકોને તથા સર્વે ભોગોને [પુરુષ] પ્રાપ્ત થાય છે." એમ [ કહીને ] દેવોમાંથી પ્રસિદ્ધ ઇંદ્ર[ એકલા]જ [ સર્વ ઐશ્વર્યનો ત્યાગ કરી પ્રજાપતિપ્રતિ ] ગમન કરતો હવા [ તેવી રીતે ] અસુરોમાંથી વિરોચન [ પણ ગમન કરતો હવો ] તે [ બંને પરસ્પર ] મૈત્રી નહિ કરતા[ છતા ]જ સમિત્પાણિ થઇ [ વિનયવડે ] પ્રજાપતિસમીપ આગમન કરતા હવા ૨

तौ ह द्वात्रिꣳशतं वर्षाणि ब्रह्मचर्यमूषतुस्तौ ह प्रजापतिरुवाच किमिच्छन्ताववास्तमिति तौ होचतुर्य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वाꣳश्च लोकानाप्नोति सर्वाꣳश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति भगवतो वेदयन्ते तमिच्छन्ताववास्तमिति ॥ ३ ॥

શબ્દાર્થ—તે [ બંને પ્રજાપતિની સમીપ જઇ અન્યોન્યની ઈર્ષ્યાનો ત્યાગ કરી ] બત્રીશ વર્ષ [ સેવાપરાયણ થઈ ] બ્રહ્મચર્ય [ પાળી ] વસતા હવા. તે[ બંને ]ને પ્રસિદ્ધ પ્રજાપતિ કહેતા હવા –"કયા[ ફલ ]ને ઇચ્છતા [ છતા તમે બંનેએ અહીં ] વાસ કર્યો છે ?" એમ [ પૂછવાથી ] તે [ બંને આ પ્રમાણે ] કહેવા લાગ્યા-" જે આત્મા પાપરહિત, જરારહિત, મૃત્યુરહિત, શોકરહિત, ક્ષુધારહિત, તૃષારહિત, સત્યકામ [ ને ] સત્યસંકલ્પ [ છે ] તે જાણવાયોગ્ય [છે,] તે અનુભવવાયોગ્ય [છે ] જે તે આત્માને જાણીને અનુભવે છે તે સર્વે લોકોને તથા સર્વે ભોગોને પામે છે એમ આપના [ વચનને શિષ્ટ પુરુષો ] જણાવે છે [ તેથી ] તે[ આત્મા ]ને [ જાણવાને ] ઇચ્છતા [ છતા અમે બંનેએ અહીં વાસ કર્યો [ છે "] ઇતિ ૩

तौ ह प्रजापतिरुवाच य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेत्यथ योऽयं भगवोऽप्सु परिख्यायते यश्चायमादर्शे कतम एष इत्येष उ एवैषु सर्वेष्वन्तेषु परिख्यायत इति होवाच ॥ ४ ॥ इत्यष्टमप्रपाठकस्य सप्तमः खण्डः ॥ ७ ॥

શબ્દાર્થ—તે[ બંને ]ને પ્રસિદ્ધ પ્રજાપતિ કહેવા લાગ્યાઃ-" આંખમાં જે આ પુરુષરૂપ [ દ્રષ્ટા અંતર્મુખદૃષ્ટિવાળા પુરુષોવડે ] દેખાય છે આ [ પાપરહિતતા આદિક ગુણવાળો ] આત્મા [ છે, જેને મેં પૂર્વે કહ્યો હતો, જેના વિજ્ઞાનથી સર્વ લોકોની ને ભોગોની પ્રાપ્તિ થાય છે]" એમ [ તે ] કહેતા હવા. " આ અમૃત [ છે, આ ] અભય [ છે, ] આ બ્રહ્મ [ છે"] એવાં [ પ્રજાપતિનાં વચન સાંભળી તે બંને પોતાની બુદ્ધિની અશુદ્ધિથી નેત્રમાં જે પુરુષનું પ્રતિબિંબ પડે છે તેને આત્મરૂપે સમજ્યા. ] પછી [ દૃઢીકરણમાટે પ્રજાપતિને પૂછવા લાગ્યા-] " હે ભગવન્! જે આ જલમાં [ પુરુષનું પ્રતિબિંબ ] સર્વમણીથી જણાય છે, અને જે આ દર્પણમાં [ શરીરના પ્રતિબિંબરૂપ આકાર જણાય છે તેમા આપે કહેલો ] આ [ આત્મા ] કયો ? [ અથવા તે સર્વમાં એકજ છે ?" ] એમ [ પૂછવાથી " જે મેં ચક્ષુમાં દ્રષ્ટા કહ્યો તે ] આજ [ છે, ને આજ ] આ સર્વેની અંતર [ પણ ] જણાય છે" એમ પ્રસિદ્ધ [ પ્રજાપતિ ] કહેતા હવા ૪ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના સાતમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮. ૭

તે બંનેના વિપરીત ગ્રહણની નિવૃત્તિમાટે પ્રજાપતિએ જે પ્રવૃત્તિ કરી તે કહેવાય છેઃ—

उदशराव आत्मानमवेक्ष्य यदात्मनो न विजानीथस्तन्मे प्रब्रूतमिति तौ होदशरावेऽवेक्षांचक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति तौ होचतुः सर्वमेवेदमावां भगव आत्मानं पश्याव आ लोमभ्य आ नखेभ्यः प्रतिरूपमिति ॥ १ ॥

શબ્દાર્થઃ—[ પ્રજાપતિ કહે છેઃ- ] " જલના ( જલવડે ભરેલા ) કુંડામાં આત્માને જોઇને [ પછી ત્યાં આત્માને જોતા છતા ] જો આત્માનું [ સ્વરૂપ ] ન જાણો તો મને કહો " એમ [ કહેવાથી ] તે [ બંને ] જલના કુંડામાં જોતા હવા [ તેમણે પ્રજાપતિને કાંઇ ન કહ્યું તેથી ] તે[ બંને ]ને પ્રસિદ્ધ પ્રજાપતિ કહેતા હવાઃ-" શું જુઓ છો ? " એવો [ પ્રશ્ન સાંભળી ] તે [ બંને આવી રીતે ] કહેવા લાગ્યાઃ " હે ભગવન્ ! રુંવાડાંઓપર્યંતના [ તથા ] નખોપર્યંતના પ્રતિબિંબરૂપ આ સર્વેજ આત્માને અમે જોઇએ છીએ " ઇતિ ૧

तौ ह प्रजापतिरुवाच साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ भूत्वोदशरावेऽवेक्षेथामिति तौ ह साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ भूत्वोदशरावेऽवेक्षांचक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ પ્રતિબિંબ અને તેના કારણ શરીરમાં થયેલા આત્માના નિશ્ચયને દૂર કરવા ભગવાન્ ] પ્રજાપતિ તે[ બંને ]ને કહેવા લાગ્યાઃ-" સારા અલંકારવાળા, સારાં વસ્ત્રવાળા [ અને ] કપાવેલાં રુંવાડાં તથા નખવાળા થઇ [પુનઃ] જલના કુંડામાં જુઓ " ઇતિ. [ આમ કહેવામાં ભગવાન્ પ્રજાપતિનો હેતુ રુંવાડાં ને નખની પેઠે શરીરનું અનાત્મપણું સમજાવવાનો હતો, પણ અંતઃકરણના દોષને લીધે ઇંદ્ર અને વિરોચન તે સમજી શક્યા નહિ ] તે [બંને] સારા અલંકારવાળા, સારાં વસ્ત્રવાળા [ ને ] કપાવેલા રુંવાડાં તથા નખવાળા થઇ જલના કુંડામાં જોતા હવા તે[ બંને ]પ્રતિ [ ભગવાન્ ] પ્રજાપતિ બોલ્યાઃ-" શું જુઓ છો ? " ઇતિ. ૨

तौ होचतुर्यथैवेदमावां भगवः साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ स्व एवमेवेमौ भगवः साध्वलंकृतौ सुवसनौ परिष्कृताविति एष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति तौ ह शान्तहृदयौ प्रवव्रजतुः ॥ ३ ॥

શબ્દાર્થઃ—તે [બંને આ પ્રમાણે ] બોલ્યાઃ-" હે ભગવન્ ! જેમ અમે સારા અલંકારવાળા, સારાં વસ્ત્રવાળા ને પરિષ્કૃત ( કપાવેલાં રુંવાડાં તથા નખવાળા ) છીએ આ [ ઉદાહરણ છે,] એવીજ રીતે હે ભગવન્ ! આ [ અમારાં પ્રતિબિંબો ] સારા અલંકારવાળાં, સારાં વસ્ત્રવાળાં ને પરિષ્કૃત [ છે " ] ઇતિ [ તેમનું ] તે કથન સાંભળી આમને સ્વદોષને લીધે આત્માનું વાસ્તવિક સ્વરૂપ સમજાયું નહિ, તે કદાચ મારાં વચનોનું મનન કરવાથી પ્રતિબંધક સંસ્કારોનો ક્ષય થયે આગળ સમજશે એમ ધારી પોતાને જે આત્માનું સ્વરૂપ કહેવાને ઇચ્છિત છે તેને મનમાં રાખી ભગવાન્ પ્રજાપતિ ] " આ આત્મા [છે]" એમ બોલ્યા. " આ અવિનાશી [છે,] અભય [ છે, ] આ બ્રહ્મ [ છે." ] ઇતિ. [ ભગવાન્ પ્રજાપતિનાં તે વચન સાંભળી ] તે [ ઇંદ્ર અને વિરોચન ] સંતુષ્ટ હૃદયવાળા (કૃતાર્થ બુદ્ધિવાળા) [થયા છતા પોતપોતાના સ્થાન-ભણી] ગમન કરતા હવા. ૩

तौ हान्वीक्ष्य प्रजापतिरुवाचानुपलभ्याऽऽत्मानमननुविद्य व्रजतो यतर एतदुपनिषदो

भविष्यन्ति देवा वाऽसुरा वा ते पराभविष्यन्तीति स ह शान्तहृदय एव विरोचनोऽसुराञ्जगाम तेभ्यो हैतामुपनिषदं प्रोवाचाऽऽत्मैवेह महय्य आत्मा परिचर्य आत्मानमेवेह महयन्नात्मानं परिचरन्नुभौ लोकाववाप्नोतीमं चामुं चेति ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ ભગવાન્ ] પ્રજાપતિ તેમને [ દૂર ગયેલા ] જોઈ [ " જે આત્મા પાપરહિત છે " ઇત્યાદિ વચનની પેઠે આ વચન પણ તે બંનેના સાંભળવામાં આવશે એમ ધારી આ પ્રમાણે ] કહેવા લાગ્યાઃ-" આત્માને નહિ જાણીને [ તથા તેનો ] અપરોક્ષ અનુભવ નહિ કરીને [ અને વિપરીત નિશ્ચયવાળા થઈને આ ઇંદ્ર અને વિરોચન ] ગમન કરતા હવા, [તેથી] દેવો વા અસરો [ આ બેમાંથી ] જે [ કોઈ ] આ ઉપનિષદ્‌વાળા ( આત્મવિદ્યાવાળા) થશે તેઓ પરાભવ પામશે (શ્રેયોમાર્ગથી પતિત થશે." ) ઇતિ. તે પ્રસિદ્ધ વિરોચન કૃતાર્થબુદ્ધિવાળો [ થયો છતો ]જ અસુરોપ્રતિ ગયો, [ અને જયને પ્રતિબિંબનું નિમિત્ત શરીર છે તેથી શરીરજ આત્મા છે એમ સમજી ] તેમને [ શરીરમાં આત્મબુદ્ધિરૂપ ] આ ઉપનિષદ્ કહેવા લાગ્યોઃ–" [ ' શરીરમાત્રજ આત્મા છે ' એમ ભગવાન્ પ્રજાપતિએ કહ્યું છે તેથી તે ] આત્માજ આ[ લોક ]માં પૂજવાયોગ્ય [ છે, તથા તે ] આત્મા સેવા કરવાયોગ્ય [ છે, તે ] આત્માનેજ આ[ લોક ]માં પૂજતો [ છતો તથા તે ] આત્માને સેવતો [ છતો પુરુષ ] આ [ લોક તથા ] તે [ લોક ] એવા બંને લોકને પામે છે. " ૪

तस्मादप्यद्येहाददानमश्रद्दधानमयजमानमाहुरासुरो वतेत्यसुराणाꣳ ह्येषोपनिषत्प्रेतस्य शरीरं भिक्षया वसनेनालंकारेणेति सꣳस्कुर्वन्त्येतेन ह्यमुं लोकं जेष्यन्तो मन्यन्ते ॥ ५ ॥ इत्यष्टमप्रपाठकस्याष्टमः खण्डः ॥ ८ ॥

શબ્દાર્થઃ—[ દેહાત્મવાદ અસુરે પ્રવર્તાવેલો છે ] તેથી વર્તમાનમાં પણ આ[ લોક ]માં [ પુણ્યમાટે પોતાના દ્રવ્યનો ] વિભાગ નહિ કાઢનાર, [ સત્કાર્યોમાં ] શ્રદ્ધારહિત [ ને યથાશક્તિ ] યજન [ કરવાના સ્વભાવ ]થી રહિત[ પુરુષ ]ને [ જોઈ ] " ખેદ [ થાય છે કે આ ] અસુરસ્વભાવવાળો [ છે ]" એમ [ શિષ્ટપુરુષો ] કહે છે. જેથી અસુરોની [ શ્રદ્ધારહિતતાદિક લક્ષણવાળી ]આ ઉપનિષદ્ [ છે તેથી તે ઉપનિષદ્‌ના સંસ્કારવાળા દેહાત્મવાદી ] મૃતના શરીરને [ સુગંધ, પુષ્પમાલા, ] ભોજન, વસ્ત્ર [ ને ] અલંકારવડે એમ સંસ્કારયુક્ત કરે છે [ તેઓ ] આ[ મૃતના શરીરના સંસ્કાર ]વડે [ મરીને પામવાયોગ્ય ] તે [ સ્વર્ગ ]લોકને જિતનારા–પામનારા–માને છે. ૫ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના આઠમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮. ૮

*એવી રીતે વિરોચનગત વિશેષને દેખાડીને હવે ઇંદ્રગત વિશેષ કહે છેઃ—*

अथ हेन्द्रोऽप्राप्यैव देवानेतद्भयं ददर्श यथैव खल्वयमस्मिञ्छरीरे साध्वलंकृते साध्वलंकृतो भवति सुवसने सुवसनः परिष्कृते परिष्कृत एवमेवायमस्मिन्नन्धेऽन्धो भवति स्रामे स्रामः परिवृक्णे परिवृक्णोऽस्यैव शरीरस्य नाशमन्वेष नश्यति नाहमत्र भोग्यं पश्यामीति ॥ १ ॥

શબ્દાર્થઃ—હવે પ્રસિદ્ધ ઇંદ્ર દેવોને નહિ પ્રાપ્ત થઈનેજ [દૈવીસંપત્તિયુક્ત હોવાથી ગુરુના

વચનનું પુનઃ પુનઃ સ્મરણ કરતો છતો જતો હતો, ત્યાં પ્રતિબિંબરૂપ આત્મામાં તે ] આ ભય જોતો હવો.—" જેમ પ્રસિદ્ધ આ શરીર સારી રીતે અલંકૃત હોવાથી પ્રસિદ્ધ આ [ પ્રતિબિંબરૂપ આત્મા ] સારી રીતે અલંકૃત થાય છે, સારાં વસ્ત્રવાળું [ હોય તો ] સારાં વસ્ત્રવાળો [ થાય છે, ને ] પરિષ્કૃત [ હોય તો ] પરિષ્કૃત [ થાય છે; ] એવીજ રીતે આ [ શરીર ] અંધ [ હોય તો ] આ [ પ્રતિબિંબરૂપ આત્મા ] અંધ થાય છે, સ્રામ ( જેનું નાક વા આંખ સર્વદા ટપકે છે એવું ) [ હોય તો ] સ્રામ [ થાય છે, ને ] ઠુંઠું [ વા લુલું હોય તો ] ઠુંઠો [ વા લુલો થાય છે ] આજ શરીરના નાશપછી આ [ પ્રતિબિંબરૂપ આત્મા ] નાશ પામે છે [ તેથી ] હું આ[ પ્રતિબિંબરૂપ આત્માના જ્ઞાનમાં વા શરીરરૂપ આત્માના જ્ઞાન ]માં [ કંઇપણ ] ફલ જોતો નથી. " ઇતિ. ૧

स समित्पाणिः पुनरेयाय तꣳ ह प्रजापतिरुवाच मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः सार्धं विरोचनेन किमिच्छन्पुनरागम इति स होवाच यथैव खल्वयं भगवोऽस्मिञ्शरीरे साध्वलंकृते साध्वलंकृतो भवति सुवसने सुवसनः परिष्कृते परिष्कृत एवमेवायमस्मिन्नन्धेऽन्धो भवति स्रामे स्रामः परिवृक्णे परिवृक्णोऽस्यैव शरीरस्य नाशमन्वेष नश्यति नाहमत्र भोग्यं पश्यामीति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ એવી રીતે દેહ અને બિંબરૂપ આત્માના જ્ઞાનમાં દોષોનો નિશ્ચય કરીને ] તે [ ઇંદ્ર ] હાથમાં સમિધ્ ધારણ કરી પુનઃ [ ભગવાન્ પ્રજાપતિની સમીપ ] આવતા હવા. તેના પ્રતિ [ ભગવાન્ પ્રજાપતિ બોલ્યાઃ—" હે ઇંદ્ર ! [ તમે ] કૃતાર્થબુદ્ધિવાળા [ થઈ ], વિરોચનની સાથે ગયા હતા, [ અને હવે ] શાને ઇચ્છતા [ છતા ] પુનઃ આવ્યા [ છો ? ] " એવી રીતે [ પૂછે સતે ] તે [ ઇંદ્ર પોતાનો ] અભિપ્રાય પ્રકટ કરતા હવાઃ—" હે ભગવન્ ! જેવી રીતે પ્રસિદ્ધ આ શરીર સારી રીતે અલંકૃત [ હોવાથી ] પ્રસિદ્ધ આ [ પ્રતિબિંબરૂપ આત્મા ] સારી રીતે અલંકૃત થાય છે, સારાં વસ્ત્રવાળું [ હોય તો ] સારાં વસ્ત્રવાળો [ થાય છે, પરિષ્કૃત [ હોય તો ] પરિષ્કૃત [ થાય છે; ] એવીજ રીતે આ [ શરીર ] અંધ [ હોય તો ] આ [ પ્રતિબિંબરૂપ આત્મા ] અંધ થાય છે, સ્રામમાં સ્રામ [ થાય છે, ને ] ઠુંઠા [ વા લુલા ]માં ઠુંઠો [ વા લુલો થાય છે. વળી તે ] આજ શરીરના નાશપછી આ નાશ પામે છે [ તેથી ] હું આ[ પ્રતિબિંબરૂપ આત્માના જ્ઞાનમાં વા શરીરરૂપ આત્માના જ્ઞાન ]માં [ ઇચ્છિત ] ફલ જોતો નથી. " ઇતિ. ૨

एवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि वसापराणि द्वात्रिꣳशतं वर्षाणीति स हापराणि द्वात्रिꣳशतं वर्षाण्युवास तस्मै होवाच ॥ ३ ॥ इत्यष्टमप्रपाठकस्य नवमः खण्डः ॥ ९ ॥

શબ્દાર્થઃ—[ ઇંદ્રનાં એવાં વચન સાંભળી ] " હે ઇંદ્ર ! એમજ આ [ છે, અર્થાત્ પ્રતિબિંબ આત્મા નથી આ તમારો અભિપ્રાય યોગ્યજ છે " ] એમ [ ભગવાન્ પ્રજાપતિએ ] કહ્યું. આ[ પૂર્વે વ્યાખ્યાન કરેલા આત્મા ]નેજ પુનઃ તમારે માટે વ્યાખ્યાન કરીશ. [ અંતઃકરણની શુદ્ધિ થવામાટે ] બીજાં બત્રીશ વર્ષો [ તમે અહીં ] વાસ કરો " [એમ [ ભગવાન પ્રજાપતિએ સૂચવ્યું. ] તે [ ઇંદ્ર ] બીજાં બત્રીશ વર્ષો વસ્યા. તેમને [ ભગવાન્ પ્રજાપતિ ]

कहेता हवा. ३ ए प्रमाणे आठमा प्रपाठकना नवमा खंडनी तात्पर्यदीपिका पूरी थई. ८. ९

य एष स्वप्ने महीयमानश्चरत्येष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति स ह शान्तहृदयः प्रवव्राज स हाप्राप्यैव देवानेतद्भयं ददर्श तद्यद्यपीदꣳ शरीरमन्धं भवत्यनन्धः स भवति यदि स्राममस्रामो नैवैषोऽस्य दोषेण दुष्यति ॥ १ ॥

**शब्दार्थः**—" जे आ स्वप्नमां [ स्त्री आदिकवडे ] पूज्यमान [ थयो छतो ] विचरे छे, [ अर्थात् जे अनेक प्रकारना स्वप्नना भोगोनो अनुभव करे छे ते ] आ [ पापरहिततादि लक्षणवाळो ने ' जे आ आंखमां पुरुष देखाय छे ' इत्यादि वचनवडे व्याख्यान करेलो ] आत्मा [ छे ] " एम [ भगवान् प्रजापति ] कहेता हवा. " आ अविनाशी [ छे आ ] अभय [ छे, ने ] आ ब्रह्म [ छे ] " एवां [ भगवान् प्रजापतिनां वचनो सांभळी ] प्रसिद्ध ते ( इंद्र ) कृतार्थबुद्धिवाळा [ थई पोताना स्थानभणी ] गमन करता हवा. ते देवोने प्राप्त नहि थईनेज [ गुरुनां वचनोनुं मनन करतां मार्गमां आ स्वप्नना द्रष्टा आत्मामां ] आवी रीते दोष देखता हवाः—" ते आ शरीर जोके अंध थाय छे [ तोपण ] ते ( स्वप्ननो द्रष्टा ) अंध थतो नथी, [ तथा ] जो [ आ शरीर ] स्राम [ थाय तो ते ] स्राम [ थतो ] नथी, आ [ स्वप्ननो द्रष्टा ] आ[ शरीर ]ना दोषवडे दूषण पामतो नथीज. १

न वधेनास्य हन्यते नास्य स्राम्येण स्रामो घ्नन्ति त्वेवैनं विच्छादयन्तीवाप्रियवेत्तेव भवत्यपि रोदितीव नाहमत्र भोग्यं पश्यामीति ॥ २ ॥

**शब्दार्थः**—आ[ शरीर ]ना वधवडे [ ते स्वप्नात्मा प्रतिबिंबरूप आत्मानी पेठे ] हणातो नथी, [ अने ] आना स्रामपणावडे [ स्वप्नात्मा ] स्राम [ थतो ] नथी, परंतु [ कोई ] आने हणतुं होय एम [ थाय छे, ] [ कोई आने ] दोडावतुं होय एम [ थाय छे, पुत्रादिना मरणादिना निमित्तरूप ] अप्रियना जाणनारजेवो थाय छे, [ अने दुःखना प्रसंगोमां कयारेक ] रुदन करनारजेवो पण [ थाय छे तेथी ] हुं आ[ स्वप्नात्माना ज्ञान ]मां [ इच्छित ] फल जोतो नथी, " इति. २

स समित्पाणिः पुनरेयाय तꣳ ह प्रजापतिरुवाच मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः किमिच्छन्पुनरागम इति स होवाच तद्यद्यपीदं भगवः शरीरमन्धं भवत्यनन्धः स भवति यदि स्राममस्रामो नैवैषोऽस्य दोषेण दुष्यति ॥ ३ ॥

**शब्दार्थः**—[ एम स्वप्नात्माना ज्ञानमां दोषनो निश्चय करी ] ते [ इंद्र ] हाथमां समिध् धारण करी पुनः [ भगवान् प्रजापतिनी पासे ] आवता हवा. तेमना प्रति [ भगवान् ] प्रजापति बोल्याः—" हे इंद्र ! [ तमे ] कृतार्थबुद्धिवाळा [ थईने ] गया हता [ अने हवे ] शाने इच्छता [ छता ] पुनः आव्या [ छो ? " ] एम [ पूछवाथी ] ते [ इंद्र पोतानो ] अभिप्राय प्रकट करता हवाः-" हे भगवन् ! जोके ते आ शरीर अंध थाय छे [तोपण] ते (स्वप्नात्मा ) अंध थतो नथी, [ तथा ] जो [ आ शरीर ] स्राम [ थाय तो ते ] स्राम [ थतो ] नथी, आ [ स्वप्नात्मा ] आ[ शरीर ]ना दोषवडे दूषण पामतो नथीज. ३

न वधेनास्य हन्यते नास्य स्राम्येण स्रामो घ्नन्ति त्वेवैनं विच्छादयन्तीवाप्रियवेत्तेव भवत्यपि रोदितीव नाहमत्र भोग्यं पश्यामीत्येवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि वसापराणि द्वात्रिंशतं वर्षाणीति स हापराणि द्वात्रिंशतं वर्षाण्युवास तस्मै होवाच ॥ ४ ॥ इत्यष्टमप्रपाठकस्य दशमः खण्डः ॥ १० ॥

શબ્દાર્થઃ—આ[ શરીર ]ના વધવડે [ સ્વપ્નાત્મા ] હણાતો નથી [ અને ] આના સ્રામપણાવડે [ તે ] સ્રામ [ થતો ] નથી, પરંતુ [ કોઈ ] આને હણતું હોય એમ [ થાય છે, કોઈ આને ] દોડાવતું હોય એમ [ થાય છે, પુત્રાદિના મરણાદિના નિમિત્તરૂપ ] અપ્રિયના જાણનારજેવો થાય છે, [ અને દુઃખના પ્રસંગમાં કયારેક ] રુદન કરનારજેવો પણ [ થાય છે તેથી ] હું આ[ સ્વપ્નાત્માના જ્ઞાન ]માં [ ઈચ્છિત ] ફલ જોતો નથી." [ ઇંદ્રનાં ] એવાં [ વચન સાંભળી ] "હે ઇંદ્ર! એમજ આ [ છે, અર્થાત્ સ્વપ્નાત્મા આત્મા નથી. આ તમારો અભિપ્રાય યોગ્યજ છે" ] એમ [ ભગવાન્ પ્રજાપતિએ ] કહ્યું. "આ [ પૂર્વે વ્યાખ્યાન કરેલા આત્મા ]નેજ પુનઃ તમારે માટે વ્યાખ્યાન કરીશ, [ અંતઃકરણની શુદ્ધિ થવા માટે બીજાં બત્રીશ વર્ષો [ તમે અહિં ] નિવાસ કરો" એમ [ ભગવાન્ પ્રજાપતિએ સૂચવ્યું. ] તે ( ઇંદ્ર ) બીજાં બત્રીશ વર્ષો વસ્યા. તેમને [ ભગવાન્ પ્રજાપતિએ ] કહ્યું. ૪ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના દશમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮. ૧૦

तद्यत्रैतत् सुप्तः समस्तः संप्रसन्नः स्वप्नं न विजानात्येष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति स ह शान्तहृदयः प्रवव्राज स हाप्राप्यैव देवानेतद्भयं ददर्श न हि खल्वयमेवं संप्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति नाहमत्र भोग्यं पश्यामीति ॥ १ ॥

શબ્દાર્થઃ—"ત્યાં જે[ સમય ]માં [ આ ] સર્વ [ કરણોના વિલયવડે ] સૂતેલો [ થાય છે, બાહ્યવિષયોના સંબંધથી ઉપજતી મલિનતાના અભાવથી ] સારી રીતે નિર્મલ [ થાય છે, અને ] સ્વપ્નને અનુભવતો નથી, આ આત્મા [ છે" ] એમ [ભગવાન્ પ્રજાપતિએ] કહ્યું. "આ અમૃત [ છે, આ ] અભય [ છે, ] આ બ્રહ્મ [ છે" ] એમ [ પણ તેમણે સૂચવ્યું. ભગવાન્ પ્રજાપતિનાં એવાં વચન સાંભળી ] પ્રસિદ્ધ તે ( ઇંદ્ર ) કૃતાર્થબુદ્ધિવાળા [ થઈ ] જતા હવા. તે દેવોને નહિ પામીનેજ [ માર્ગમાં સુષુપ્તિ પામેલાના જ્ઞાનમાં ]આ દોષ દેખતા હવાઃ-" [ સુષુપ્તિમાં સ્થિત ] આ [ આત્મા ] નિશ્ચય [ જાગ્રતસ્વપ્નમાં જેમ પોતાને જાણે છે] તેમ વર્તમાનમાં ( સુષુપ્તિમાં ) 'આ હું છું' એમ પોતાને નથીજ જાણતો, આ ભૂતોને નથીજ [ જાણતો, ને જ્ઞાનના અભાવથી ] વિનાશ પામેલાજેવો થાય છે [ તેથી ] હું આ [ સુષુપ્તિ પામેલાના જ્ઞાન ]માં [ ઇચ્છિત ] ફલ જોતો નથી." ઇતિ. ૧

स समित्पाणिः पुनरेयाय तं ह प्रजापतिरुवाच मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः किमिच्छन्पुनरागम इति स होवाच न हि खल्वयं भगव एवं संप्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति नाहमत्र भोग्यं पश्यामीति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ એમ સુષુપ્તિ પામેલા આત્માના જ્ઞાનમાં દોષનો નિશ્ચય કરી ] તે [ ઇંદ્ર ]

હાથમાં સમિધ્ ધારણ કરી પુન [ ભગવાન્ પ્રજાપતિની પાસે ] આવતા હવા તેમના પ્રતિ [ ભગવાન્ ] પ્રજાપતિ બોલ્યા-" હે ઇંદ્ર ! [ તમે ] કૃતાર્થબુદ્ધિવાળા [ થઇને ] ગયા હતા, [ અને હવે ] શાને ઇચ્છતા [ છતા.] પુનઃ આવ્યા [ છો ? " ] એમ [ પૂછવાથી ] તે ( ઇંદ્ર ) [ પોતાનો ] અભિપ્રાય પ્રગટ કરતા હવાઃ—" હે ભગવન્ ! [ સુષુપ્તિમાં સ્થિત ] આ [ આત્મા ] નિશ્ચય [ જાગ્રતસ્વપ્નમાં જેમ પોતાને જાણે છે ] તેમ વર્તમાનમાં ( સુષુપ્તિમાં ) 'આ હું છું' એમ પોતાને નથીજ જાણતો, આ ભૂતોને નથીજ [ જાણતો, ને જ્ઞાનના અભાવથી ] વિનાશ પામેલાજેવો થાય છે [ તેથી ] હું આ[ સુષુપ્તિ પામેલાના જ્ઞાન ]માં [ ઇચ્છિત ] ફલ જોતો નથી." ઇતિ. ૨

एवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि नो एवान्यत्रैतस्माद्‌सापराणि पञ्च वर्षाणीति स हापराणि पञ्च वर्षाण्युवास तान्येकशतꣳ संपेदुरेतत्तद्यदाहुरेकशतꣳ ह वै वर्षाणि मघवान्प्रजापतौ ब्रह्मचर्यमुवास तस्मै होवाच ॥ ३ ॥ इत्यष्टमप्रपाठकस्यैकादशः खण्डः ॥ ११ ॥

શબ્દાર્થઃ—[ ઇંદ્રનાં એવાં વચન સાંભળી ] " હે ઇંદ્ર ! એમજ આ [ છે અર્થાત્ સુષુપ્તિને પામેલો આત્મા વાસ્તવિક આત્મા નથી આ તમારો અભિપ્રાય યોગ્યજ છે" ] એમ [ ભગવાન્ પ્રજાપતિએ ] કહ્યું. [ પૂર્વે ત્રણ કર્મોવડે વ્યાખ્યાન કરેલા ] આ[ આત્મા ]-નેજ પુનઃ તમારે માટે વ્યાખ્યાન કરીશ, આ[ આત્મા ]થી ભિન્નનું નહિજ [ વ્યાખ્યાન કરું. તમારા અંતઃકરણમાં સ્વલ્પ દોષ-અવશેષ રહ્યો છે તેને દૂર કરવા માટે ] બીજાં પાંચ વર્ષો નિવાસ કરો " એમ [ ભગવાન્ પ્રજાપતિના કહેવાથી ] તે [ ઇંદ્ર ] બીજાં પાંચ વર્ષો નિવાસ કરતા હવા. તે એક સો ને એક [ વર્ષ ] પૂર્ણ થયાં. [ લોકમાં શિષ્ટ પુરુષો ] કહે છે જે ઇંદ્ર [ ભગવાન્ ] પ્રજાપતિની પાસે એક સો ને એક વર્ષ બ્રહ્મચર્ય [ પાળીને ] નિવાસ કરતા હવા, તે આ [ બત્રીશ ] ઇત્યાદિ વચનોવડે દેખાડ્યું. ] તે[ ઇંદ્ર ]ને [ ત્રણ અવસ્થાના દોષના સંબંધથી રહિત અને પાપરહિતતાદિક લક્ષણવાળું આત્માનું સ્વરૂપ ભગવાન્ પ્રજાપતિ ] કહેતા હવા. [ એવી રીતે આ ત્રિલોકીના રાજ્યથી પણ ગુરુતર અને ઇંદ્રે પણ મહાન્ યત્નથી એક સો ને એક વર્ષપર્યંત પ્રયાસ કરીને મેળવેલું આત્મજ્ઞાન છે તેથી આત્માથી શ્રેષ્ઠ અન્ય પુરુષાર્થ નથી. ] ૩ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના અગીઆરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮.૧૧

કાર્યકરણથી પરિવેષ્ટિત વિશ્વતૈજસ કહ્યા, અને કારણમાત્રથી બદ્ધ પ્રાજ્ઞ પણ વ્યાખ્યાન કરાયો. હવે શરીરપણાની નિંદા કરી અશરીરરૂપ તુરીયનો ઉપદેશ કરે છેઃ—

मघवन्मर्त्यं वा इदꣳ शरीरमात्तं मृत्युना तदस्यामृतस्याशरीरस्याऽऽत्मनोऽधिष्ठानमात्तो वै सशरीरः प्रियाप्रियाभ्यां न वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्त्यशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः ॥ १ ॥

શબ્દાર્થઃ—" હે ઇંદ્ર ! પ્રસિદ્ધ આ શરીર મરણ ધર્મવાળું [ ને ] મૃત્યુવડે [ સર્વદા ] ઘેરાયેલું [ છે. ] તે [ શરીર ] આ અવિનાશી (દેહ, ઇંદ્રિય ને મનના મરણાદિક ધર્મોથી રહિત ) [ અને ] શરીર[ ઇંદ્રિય ને મન ]રહિત આત્માના [ ભોગનું ] સ્થાન [ છે અશરીરસ્વભાવવાળા આત્માને અવિવેકથી શરીરમાં જે આત્મભાવ છે તે સશરીરપણું છે. તેથી ] સશરીર [ થઇને ] સુખદુઃખવડે ઘેરાયેલો [ છે, આ ] પ્રસિદ્ધ [ છે. બાહ્યવિષયોનો સંયોગ તથા

વિયોગ બને છે એમ માનનારને ] સશરીરના સદ્‌ભાવમાં [ બાહ્યવિષયોના સંયોગવિયોગથી ઉપજતાં ] સુખદુઃખ[ ના પ્રવાહ ]નો ઉચ્છેદ નથી; [ અને અશરીરસ્વરૂપના વિજ્ઞાનવડે દેહાભિમાન દૂર કરી ] અશરીર થયેલાને નિશ્ચય સુખ અને દુ ખ [ એ બંને ] સ્પર્શ કરતાં નથી. [ પ્રિય તથા અપ્રિય એ બંને ધર્મ તથા અધર્મનાં કાર્ય છે, ને અશરીરતા તો સ્વરૂપ છે માટે ત્યાં ધર્માધર્મના અસંભવથી તેમનો કાર્યભાવ નથી તેથી અશરીરને સુખદુઃખ સ્પર્શ કરતાં નથી એમ કહ્યું છે. અશરીરરૂપ આ આત્મતત્ત્વ દુઃખથી જાણવાયોગ્ય છે. ] ૧

अशरीरो वायुरभ्रं विद्युत्स्तनयित्नुरशरीराण्येतानि तद्यथैतान्यमुष्मादाकाशात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यन्ते ॥ २ ॥

શબ્દાર્થઃ—વાયુ [ શિરહસ્તાદિરૂપ ] શરીરથી રહિત [ છે. ] વાદળું, વીજળી [ ને ] મેઘની ગર્જના આ [ પણ ] શરીરરહિત[ જ છે. ] તેમાં જેમ [ જીવ અજ્ઞાનાવસ્થામાં શરીરમાં આત્મભાવ પામે છે તેમ ] આ [ વાયુ આદિક વૃષ્ટિ આદિક પ્રયોજનના અંતમાં આકાશના સ્વરૂપને પામે છે પછી વર્ષા કરવા આદિક પ્રયોજનની સિદ્ધિમાટે ] તે આકાશથી સારી રીતે ઊઠીને [ સૂર્યના ] પ્રકૃષ્ટ ઉષ્ણભાવને પામી [ પૃથગ્ભાવને પ્રાપ્ત થઈ પોત ]પોતાના [ ચોમાસાના આરંભમાં જણાતા ] રૂપવડે સિદ્ધ થાય છે. ૨

દૃષ્ટાંત કહીને હવે સિદ્ધાંત કહે છેઃ—

एवमेवैष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते स उत्तमपुरुषः स तत्र पर्येति जक्षत्क्रीडन्रममाणः स्त्रीभिर्वा यानैर्वा ज्ञातिभिर्वा नोपजनꣳ स्मरन्निदꣳ शरीरꣳ स यथा प्रयोग्य आचरणे युक्त एवमेवायमस्मिञ्शरीरे प्राणो युक्तः ॥ ३ ॥

શબ્દાર્થઃ—એવીજ રીતે ( આકાશથી વાયુ આદિકોની પેઠે ) [ જ્ઞાન પામેલો ] આ જીવ આ શરીરથી સારી રીતે ઊઠી ( શરીરાદિમાંથી આત્માની ભાવના ત્યજી ) પરમજ્યોતિને ( બ્રહ્મને ) પામી પોતાને રૂપે સિદ્ધ થાય છે, તે [ માયા ને માયાનાં કાર્યની અપેક્ષાએ ] ઉત્તમ પુરુષ [ છે. ] તે [ જીવ ] ત્યાં ( સ્વાત્મામાં ) [ સ્વસ્થપણાવડે સર્વના આત્મરૂપે થયો છતો ] સર્વભણી જાય છે. [ સ્વર્ગમાં ઇંદ્રાદિરૂપે ] હસતો [ વા વાંછિત ભક્ષ્યનું ભક્ષણ કરતો છતો ] અથવા [ બ્રહ્મલોકમાં સંકલ્પથી ઉત્પન્ન થયેલ ] સ્ત્રીઓની [ સાથે ] વા વાહનોની [ સાથે ] વા જ્ઞાતિઓની [ સાથે ] ક્રીડા કરતો [ છતો, તથા મનથીજ ] રમણ કરતો [ છતો, સ્ત્રીપુરુષના ] સમાગમથી ઉપજેલા આ શરીરને નહિ સંભારતો [ છતો સર્વભણી વિચરે છે. તેમાં જે દૃષ્ટાંત છે ] તે [ કહે છેઃ- ] જેમ અશ્વ રથમાં [ તેને ખેંચવામાટે ] જોડયા [ હોય છે ] એવીજ રીતે આ શરીરમાં આ પ્રાણ [ સ્વકર્મફલના ઉપભોગમાટે ] યોજના કરેલો [ છે. ] ૩

હવે આત્માના ઉપાધિકૃત દ્રષ્ટાપણાને કહે છે.—

अथ यत्रैतदाकाशमनुविषण्णं चक्षुः स चाक्षुषः पुरुषो दर्शनाय चक्षुरथ यो वेदेदं जिघ्राणीति स आत्मा गन्धाय घ्राणमथ यो वेदेदमभिव्याहराणीति स आत्माऽभिव्याहाराय वागथ यो वेदेदꣳ शृणवानीति स आत्मा श्रवणाय श्रोत्रम् ॥ ४ ॥

શબ્દાર્થઃ—હવે જ્યાં (જે સંસારદશામાં) [આ આંખમાંના કૃષ્ણતારાવડે ઉપલક્ષિત શરીરમાંના] છિદ્રપ્રતિ અનુપ્રવેશ પામેલું ચક્ષુ [છે ત્યાં] તે [અશરીર આત્મા] ચાક્ષુપ પુરુષ [છે. તેના રૂપના] જ્ઞાનમાટે નેત્ર [છે.] હવે જે આ[સુગંધ]ને [હું] સુંઘું એમ જાણે છે તે આત્મા [છે, તેના] ગંધના [જ્ઞાન]માટે નાસિકા [છે.] હવે જે આ[વચન]નું ઉચ્ચારણ કરું એમ જાણે છે તે આત્મા [છે, તેના] ઉચ્ચારણમાટે વાણી [છે.] હવે જે [હું] આને સાંભળું એમ જાણે છે તે આત્મા [છે, તેના] શ્રવણમાટે શ્રોત્ર [છે.] ૪

अथ यो वेदेदं मन्वानीति स आत्मा मनोऽस्य दैवं चक्षुः स वा एष एतेन दैवेन चक्षुषा मनसैतान्कामान्पश्यन्रमते ॥ ५ ॥

શબ્દાર્થઃ—હવે જે [હું] આનું મનન કરું એમ જાણે છે તે આત્મા [છે, તેના મનનમાટે મન છે] મન આ[આત્મા]નું અપ્રાકૃત (બીજી ઇંદ્રિયોથી અસાધારણ) નેત્ર [છે.] તે આ પ્રસિદ્ધ [મુક્તાત્મા] મનોરૂપ અપ્રાકૃત નેત્રવડે આ ભોગોને [સૂર્યના પ્રકાશની પેઠે નિત્ય અભિવ્યક્ત જ્ઞાનવડે] જોતો [છતો] રમે છે. ૫

કયા ભોગોને તે જુએ છે તે તથા આત્માના જ્ઞાનથી થનારું ફલ કહે છેઃ—

य एते ब्रह्मलोके तं वा एतं देवा आत्मानमुपासते तस्मात्तेषाᳬ सर्वे च लोका आत्ताः सर्वे च कामाः स सर्वाᳬश्च लोकानाप्नोति सर्वाᳬश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच प्रजापतिरुवाच ॥ ६ ॥ इत्यष्टमप्रपाठकस्य द्वादशः खण्डः ॥ १२ ॥

શબ્દાર્થઃ—જે આ બ્રહ્મલોકમાં [સંકલ્પમાત્રવડે પ્રાપ્ત ભોગો છે તેમને જોતો છતો તે રમે છે. ઇંદ્રથી સાંભળીને] તે આ પ્રસિદ્ધ આત્માને [આજ પણ] દેવો ઉપાસે છે, તે [ઉપાસના]થી તેઓને સર્વે લોકો અને સર્વે ભોગો પ્રાપ્ત થયા [છે. વર્તમાનમાં પણ ઇંદ્રાદિકની પેઠે] જે [પુરુષ] તે આત્માને [ગુરુ તથા શાસ્ત્રથી] જાણીને અનુભવે છે તે સર્વે લોકોને તથા સર્વે ભોગોને પામે છે." એવી રીતે પ્રસિદ્ધ પ્રજાપતિ કહેતા હવા, પ્રજાપતિ કહેતા હવા. [બે વાર કથન પ્રકરણની સમાપ્તિ જણાવવામાટે છે.] ૬ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના બારમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮. ૧૨

હવે દહરવિદ્યાના અંગભૂત ધ્યાનનો મંત્ર કહે છેઃ—

श्यामाच्छवलं प्रपद्ये शवलाच्छ्यामं प्रपद्येऽश्व इव रोमाणि विधूय पापं चन्द्र इव राहोर्मुखात्प्रमुच्य धूत्वा शरीरमकृतं कृतात्मा ब्रह्मलोकमभिसंभवामीत्यभिसंभवामीति ॥ १ ॥ इत्यष्टमप्रपाठकस्य त्रयोदशः खण्डः ॥ १३ ॥

શબ્દાર્થઃ—શ્યામથી (હૃદયગત ગંભીર બ્રહ્મથી) [શરીરપાતપછી મનવડે] શબલને (અર તથા ણ્ય આદિ અનેક ભોગોથી મિશ્ર બ્રહ્મલોકને) પ્રાપ્ત થઉં. બ્રહ્મલોકથી [નામરૂપના સ્પષ્ટીકરણમાટે હૃદયગત] બ્રહ્મભાવને પામ્યો છું. અશ્વ જેમ રોમોને (રોમગત ધૂળ આદિને) [કંપનવડે] દૂર કરીને [નિર્મલ થાય છે તેમ હૃદયગત બ્રહ્મના જ્ઞાનવડે ધર્માધર્મ-

૩૫ ] પાપને [ દૂર કરીને અને રાહુગ્રસ્ત ] ચંદ્ર જેમ રાહુના મુખથી સારી રીતે મૂકાઇને [ પ્રકાશવાન્ થાય છે તેમ સર્વ અનર્થોના આશ્રય ] શરીરને ત્યજીને [ ધ્યાનવડે ] કૃતાર્થ થયો [ છતો ] નિત્ય બ્રહ્મલોકને પ્રાપ્ત થઉં છું ઇતિ પ્રાપ્ત થઉં છું. ઇતિ [ બે વાર કથન મંત્રની સમાપ્તિમાટે છે, ને ઇતિશબ્દ ધ્યાનની સમાપ્તિમાટે છે. ] ૧ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના તેરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮. ૧૩

હવે ધ્યાનમાટે બ્રહ્મના લક્ષણનું નિરૂપણ કરી ઉપાસકની પ્રાર્થના કહેવાય છેઃ—

आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म तदमृतꣳ स आत्मा प्रजापतेः सभां वेश्म प्रपद्ये यशोऽहं भवामि ब्राह्मणानां यशो राज्ञां यशो विशां यशोऽहमनुप्रापत्सि स हाहं यशसां यशः श्येतमदत्कमदत्कꣳ श्येतं लिन्दु माऽभिगां लिन्दु माऽभिगाम् ॥ १ ॥ इत्यष्टमप्रपाठकस्य चतुर्दशः खण्डः ॥ १४ ॥

શબ્દાર્થઃ—આકાશજ ( શ્રુતિપ્રસિદ્ધ આત્માજ ) પ્રસિદ્ધ નામરૂપને સ્પષ્ટ કરનાર [ છે. ] તે [ નામરૂપ ] જેની અંતર [ પ્રતીત થાય છે ] તે બ્રહ્મ [ નામરૂપથી વિલક્ષણ અને નામ રૂપવડે અસ્પષ્ટ છે. ] તે અવિનાશી [ છે ] તે આત્મા [ છે. ] પ્રજાપતિની સભામાં [ જે બ્રહ્મારચિત ઘર છે તે ] ઘરભણી [ હું ] જઉં હું બ્રાહ્મણોનો આત્મા થઉં, ક્ષત્રિયોનો આત્મા [ થઉં, ] વૈશ્યોનો આત્મા [ થઉં તે ] આત્માને હું પ્રાપ્ત થવાને ઇચ્છું છું. તેજ હું [ શરીર, ઇંદ્રિયો, મન ને બુદ્ધિરૂપ ] આત્માઓનો આત્મા [ છું ] રાતી ને દાંતરહિત [ છતાં પણ તેનું સેવન કરનારનાં તેજ, બલ, વીર્ય, વિજ્ઞાન ને ધર્મનો ] વિનાશ કરનારી [ જે સ્ત્રીની યોનિ તે ] રાતી [ ને ] ચીકણી[યોનિ]ને ન પ્રાપ્ત થઉં, ( ગર્ભવાસમાં ન આવું, ) ચીકણીને (મલીનને) ન પ્રાપ્ત થઉં [ બે વાર કથન ગર્ભવાસનું અત્યંત અનર્થપણું દેખાડવામાટે છે. ] ૧ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના ચૌદમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮. ૧૪

કહેલા આત્મજ્ઞાનની પરંપરાવડે પ્રાપ્તિ તથા તેને પ્રાપ્ત કરવાના ઉપાય અને તેનું ફલ કહે છે—

तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्य आचार्यकुलाद्वेदमधीत्य यथाविधानं गुरोः कर्मातिशेषेणाभिसमावृत्य कुटुम्बे शुचौ देशे स्वाध्यायमधीयानो धार्मिकान्विदधदात्मनि सर्वेन्द्रियाणि संप्रतिष्ठाप्याहिꣳसन्सर्वभूतान्यन्यत्र तीर्थेभ्यः स खल्वेवं वर्तयन्यावदायुषं ब्रह्मलोकमभिसंपद्यते न च पुनरावर्तते न च पुनरावर्तते ॥ १ ॥ इत्यष्टमप्रपाठकस्य पञ्चदशः खण्डः ॥ १५ ॥

॥ इति श्रीछान्दोग्योपनिषद्यष्टमः प्रपाठकः समाप्तः ॥ ८ ॥

॥ इति श्रीसामवेदीयछान्दोग्योपनिषत्समाप्ता ॥ ९ ॥

શબ્દાર્થઃ—તે આ પ્રસિદ્ધ [ આત્મજ્ઞાન શમદમાદિ સાધનો તથા ઉપાસનાઓસહિત ] હિરણ્યગર્ભ [ કશ્યપ ]પ્રજાપતિને કહેતા હવા, [ આ ] પ્રજાપતિ [ પોતાના પુત્ર ] મનુને [ કહેતા હવા, ને ] મનુ [ બ્રાહ્મણાદિ ] પ્રજાઓને [ કહેતા હવા પરંપરાથી પ્રાપ્ત તે ઉપનિષદોનું વિજ્ઞાન આજ પણ વિદ્વાનોમાં જોવામાં આવે છે હવે કર્મોનું સફલપણું જણાવે છેઃ-સ્મૃતિમાં

કહેલા ] નિયમપ્રમાણે [ વર્તતો છતો ] આચાર્યને ઘેરથી ગુરુનું કામ [ કરતાં ] અવશેષ[ રહેલા સમય ]વડે [ અર્થસહિત ] વેદનું અધ્યયન કરી, [ તે બ્રહ્મચારી ધર્મની જિજ્ઞાસા ] સમાપ્ત કરી, [ ગુરુકુલથી નીકળી, યોગ્ય સ્ત્રી ગ્રહણ કરી, ] કુટુંબમાં [ સ્થિત થઈ, ] પવિત્ર દેશમાં સ્વાધ્યાયનું અધ્યયન કરતો [ છતો ને ] ધાર્મિક[ પુત્રોને તથા શિષ્યો ]ને [ ધર્મયુક્ત ] કરતો [ છતો હૃદયગત ] બ્રહ્મમાં સર્વે ઇંદ્રિયોને સારી રીતે સ્થિત કરીને, તીર્થથી (શાસ્ત્રની અનુમતિથી) અન્ય સ્થલે સર્વે ભૂતોને પીડા નહિ કરતો [ છતો ] તે પ્રસિદ્ધ [ અધિકારી ] આયુષ્પર્યંત એમ વર્તતો [ છતો દેહાંત થયે ] બ્રહ્મલોકને પામે છે, અને [ ત્યાંથી શરીરગ્રહણ-માટે ] પુનઃ આવતો નથી, અને પુનઃ આવતો નથી. [ બે વાર કથન ઉપનિષદ્‌ની સમાપ્તિ દેખાડે છે. ] ૧ એ પ્રમાણે આઠમા પ્રપાઠકના પંદરમા ખંડની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮. ૧૫

ઇતિ શ્રીછાંદોગ્યોપનિષદ્‌માં આઠમા પ્રપાઠકની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૮

સમાપ્તિમાં આ પ્રમાણે શાંતિપાઠ ભણવાનો છેઃ—

ॐ । आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि सर्वं ब्रह्मौपनिषदं माऽहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ તથા વિવેચન પૂર્વપ્રમાણે જાણવાં.

ઇતિ શ્રીસામવેદીય છાંદોગ્યોપનિષદ્‌ની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૯





# ॥ १० श्रीशुक्लयजुर्वेदीय बृहदारण्यकोपनिषत् ॥

## ॥ तात्पर्यदीपिकासहित ॥

શ્રીમુક્તિકાઉપનિષદ્‌મા કહ્યા પ્રમાણે શ્રીશુક્લયજુર્વેદની ઉપનિષદોના આરંભમાં નીચેનો શાન્તિપાઠ ભણાય છેઃ—

ॐ । पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥*
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

**શબ્દાર્થઃ**—ॐ તે પૂર્ણ [ છે, ] આ પૂર્ણ [છે,] પૂર્ણથી પૂર્ણ ઉપર જાય છે પૂર્ણના પૂર્ણને લઇને પૂર્ણજ અવશેષ રહે છે ॐ શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ, ] શાંતિ [ થાઓ. ]

વિવેચનઃ—તે એટલે તત્પદનો લક્ષ્યાર્થ જે માયારૂપ ઉપાધિથી રહિત ચેતન તે પૂર્ણ એટલે નિરતિશયવ્યાપક છે. આ એટલે ત્વપદનો લક્ષ્યાર્થ જે અવિદ્યારૂપ ઉપાધિથી રહિત ચેતન તે પણ બ્રહ્મરૂપ હોવાથી નિરતિશયવ્યાપક છે. પૂર્ણ એટલે કારણબ્રહ્મથી પૂર્ણ એટલે નામરૂપઉપાધિવાળું કાર્યબ્રહ્મ ઉપર જાય છે, એટલે પૃથગ્‌જેવું પ્રતીત થાય છે, પણ પોતાનું જે બ્રહ્મસ્વરૂપ છે તેને તજતું નથી. એવા જ્ઞાનનું આ ફલ છેઃ—જ્ઞાની પૂર્ણના એટલે કાર્યબ્રહ્મના અસ્તિ, ભાતિ ને પ્રિયરૂપ પૂર્ણભાવને સંપાદન કરીને જ્ઞાનવડે અજ્ઞાનજનિત નામરૂપાદિ ઉપાધિઓના સંસર્ગના તિરસ્કારપૂર્વક તે જ્ઞાનકાલમાં પૂર્ણ નામ તે સચ્ચિદાનંદરૂપેજ અવશેષ રહે છે. ॐ એ શબ્દ સગુણનિર્ગુણબ્રહ્મનો વાચક છે. शान्तिः એ પદના ત્રણ વાર કથનથી આ ઉપનિષદ્‌નું અધ્યયન કરનારાઓની પરમકારુણિક પરમાત્માપ્રતિ, પોતાના સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર અને કારણશરીરના જ્વરોની વા આધ્યાત્મિકાદિ ત્રણ તાપોની નિવૃત્તિ કરવામાટે પ્રાર્થના છે.

## ॥ १ पहेलो अध्याय ॥

શ્રીશુક્લયજુર્વેદ વા વાજસનેયિસંહિતાના શતપથનામના બ્રાહ્મણમાં આ ઉપનિષત્ છે ૭ અધ્યાયવાળી આ ઉપનિષત્ બૃહદારણ્યકોપનિષત્ વા વાજસનેયિબ્રાહ્મણોપનિષત્ કહેવાય છે. અન્ય ઉપનિષદોથી પરિમાણવડે બૃહત્ (મોટી) હોવાથી અને અરણ્યમાં (વનમાં) તેનું અધ્યયન કરવાનો શિષ્ટાચાર હોવાથી આ ઉપનિષત્ બૃહદારણ્યક કહેવાય છે. અહિ આ ઉપનિષદ્‌નો પાઠ કાણ્વશાખાપ્રમાણે છે. ઉપનિષત્‌શબ્દ બ્રહ્મવિદ્યાનો વાચક છે તે બ્રહ્મવિદ્યાના ઉત્પાદક ગ્રંથમાં જે ઉપનિષત્‌શબ્દનો પ્રયોગ થાય છે તે ઉપચારથી છે. સર્વ વેદો પ્રત્યક્ષ અને અનુમાનાદિક પ્રમાણથી અજ્ઞાત જે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ તેનાં સાધનોનો ઉપદેશ કરે છે. સર્વ પુરુષોને સ્વભાવથીજ ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ ઇચ્છિત છે. કર્મકાંડ ને જ્ઞાનકાંડરૂપ વેદ

---

* આ મંત્ર આ ઉપનિષદ્‌ના પંચમા અધ્યાયના પહેલા બ્રાહ્મણની પહેલી કંડિકાના પૂર્વાર્ધરૂપ છે.

અજ્ઞાતના જ્ઞાપક હોવાથી પ્રમાણરૂપ છે, ને દૃષ્ટ લૌકિકવિષયમાં ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિનું જે જ્ઞાન છે તે પ્રત્યક્ષ તથા અનુમાનાદિક અન્યપ્રમાણોવડે સિદ્ધ થાય છે, તેથી લૌકિકવિષયમાં વેદરૂપ પ્રમાણ અનુસંધાન કરવાયોગ્ય નથી. જન્માંતરથી સંબંધવાળા જીવાત્માના સદ્‌ભાવના જ્ઞાનવિના જન્માંતરના ઇષ્ટની પ્રાપ્તિ ને અનિષ્ટની નિવૃત્તિની ઇચ્છા થાય નહિ, તેથી જન્માંતરથી સંબંધવાળા જીવાત્માના સદ્‌ભાવમાં અને જન્માંતરના ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિના ઉપાયવિશેષમાં શાસ્ત્ર પ્રવૃત્ત થાય છે. પ્રત્યક્ષપ્રમાણના વિષયમાં વાદીઓનો વિવાદ સંભવે નહિ, ને દેહથી ભિન્ન આત્માના સદ્‌ભાવમાં વાદીઓનો વિવાદ જોવામાં આવે છે, તેથી દેહથી ભિન્ન આત્માનો સદ્‌ભાવ પ્રત્યક્ષપ્રમાણનો વિષય નથી, કિંતુ શ્રુતિપ્રમાણનો વિષય છે એમ સિદ્ધ થાય છે. શ્રુતિથી દેહાંતરના સંબંધવાળા જીવાત્માના સદ્‌ભાવના નિશ્ચયવાળા તથા દેહાંતરગત ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિના ઉપાયની ઇચ્છાવાળા પુરુષને તે ઉપાય જણાવવામાટે કર્મકાંડનો આરંભ છે. જીવાત્માને ઇષ્ટની પ્રાપ્તિ ને અનિષ્ટની નિવૃત્તિની ઇચ્છાનું કારણ આત્માને આચ્છાદન કરનારું અજ્ઞાન છે. જે અજ્ઞાન કાર્યરૂપે કર્તાભોક્તાના અભિમાનરૂપ છે. તે અજ્ઞાન અકર્તાઅભોક્તારૂપ બ્રહ્માત્મસ્વરૂપના જ્ઞાનથી જ્યાં-સુધી નિવૃત્ત કર્યું નથી ત્યાંસુધી કર્મના ફલમાં રાગદ્વેષાદિક સ્વાભાવિક દોષથી પ્રેરાયો જીવ, અને વિહિત-નિષિદ્ધનું ઉલ્લંઘન કરીને વર્તમાન જીવ, આ અજ્ઞજન રાગદ્વેષાદિ સ્વાભાવિક દોષ બલવાન્ હોવાથી મન, વાણી ને શરીરથી બહુધા અનિષ્ટના સાધનરૂપ અધર્મનામનાં કર્મો કરે છે. તે અધર્મથી તેની સ્થાવરયોનિપર્યંત અધોગતિ થાય છે. કદાચિત્ શાસ્ત્રીયસંસ્કારના બલવાન્‌પણાથી મન આદિકથી બહુધા ઇષ્ટના સાધનરૂપ ધર્મ-નામનાં કર્મો કરે છે, તે ધર્મ ઉપાસનાસહિત ને કેવલ એવા ભેદથી બે પ્રકારનો છે. તેમાં ઇષ્ટાદિરૂપ કેવલ ધર્મનું પિતૃલોકની પ્રાપ્તિરૂપ ફલ છે, અને ઉપાસનાસહિત ધર્મનું દેવલોકથી માંડીને બ્રહ્મલોકપર્યંતની પ્રાપ્તિરૂપ ફલ છે. ધર્માધર્મની સમતા થયે મનુષ્યભાવની પ્રાપ્તિ થાય છે. એ સર્વ સંસાર અવિદ્યાકલ્પિત છે. તે સંસારથી વિરક્ત થયેલા પુરુષની અવિદ્યાની નિવૃત્તિમાટે તે અવિદ્યાથી વિપરીત બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિરૂપ અર્થવાળી આ ઉપનિષદ્‌નો આરંભ થાય છે. આ ઉપનિષદ્‌ના આરંભમાં અશ્વમેધયજ્ઞરૂપ કર્મના સંબંધવાળી ઉપાસના કહી છે, તેનું આ પ્રયોજન છે:–જે બ્રાહ્મણાદિકને અશ્વમેધમાં અધિકાર નથી, ને તેના ફલની ઇચ્છા છે તેઓને આ અશ્વમેધના જ્ઞાનરૂપ ઉપાસનાથી તેના ફલની પ્રાપ્તિ થાય છે. અશ્વમેધથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, તેથી તે અશ્વમેધ સર્વ કર્મોમાં શ્રેષ્ઠ છે. તે અશ્વમેધનું આ ઉપનિષદ્‌ના આરંભમાં જે કથન છે તે સર્વ કર્મોનું સંસાર-રૂપ ફલવાન્‌પણું દેખાડવામાટે છે. આ અધ્યાયના અશ્વમેધનામના પ્રથમબ્રાહ્મણમાં અશ્વમેધમાં અશ્વનામના અંગની પ્રધાનતા હોવાથી અશ્વને વિષય કરનારી ઉપાસના કહેવાશે તે યજ્ઞ અશ્વના નામવડે અંકિત હોવાથી, તથા અશ્વ પ્રજાપતિદેવતાવાળો હોવાથી, અશ્વમેધયજ્ઞમાં અશ્વનામના અંગની પ્રધાનતા છે. આ બ્રાહ્મણની પહેલી કંડિકા આ છે:—

ॐ । उषा वा अश्वस्य मेध्यस्य शिरः । सूर्यश्चक्षुर्वातः प्राणो व्यात्तमग्निर्वैश्वानरः संवत्सर आत्माऽश्वस्य मेध्यस्य । द्यौः पृष्ठमन्तरिक्षमुदरं पृथिवी पाजस्यं दिशः पार्श्वे अवान्तरदिशः पर्शव ऋतवोऽङ्गानि मासाश्चार्धमासाश्च पर्वाण्यहोरात्राणि प्रतिष्ठा नक्षत्राण्यस्थीनि नभो माꣳसानि । ऊवध्यꣳ सिकताः सिन्धवो गुदा यकृच्च क्लोमानश्च पर्वता ओषधयश्च वनस्पतयश्च लोमान्युद्यन्पूर्वार्धो निम्लोचञ्जघनार्धो यद्विजृम्भते तद्विद्योतते यद्विधूनुते तत्स्तनयति यन्मेहति तद्वर्षति वागेवास्य वाक् ॥ १ ॥

શબ્દાર્થઃ—ॐ પ્રસિદ્ધ બ્રાહ્મમુહૂર્ત યજ્ઞસંબંધી અશ્વનું શિર [ છે, બંનેના પ્રધાનપણાના સામાન્યથી. કર્મનું અંગ જે પશુ તે સંસ્કાર કરવાયોગ્ય છે તેથી પશુના શિર આદિક અવ-

યવોમાં કાલ આદિકની ભાવનાઓ કરાય છે, અને પ્રજાપતિની ભાવના કરવાથી અશ્વને પ્રાજાપત્યપણું થશે. ] સૂર્ય [ આ અશ્વનું ] નેત્ર [ છે, બ્રાહ્મમુહૂર્તપછી સૂર્યનો ઉદય હોવાથી, ને નેત્ર શિરની પછી હોવાથી ] વાયુ [ આનો ] પ્રાણ [ છે, ચલનપણાની સમાનતાથી. ] વૈશ્વાનર અગ્નિ [ આ અશ્વનું ] ફાડેલું [ મુખ છે, મુખ અગ્નિદેવતાવાળું હોવાથી ] વર્ષ [ આ ] યજ્ઞસંબંધી અશ્વનો આત્મા (શરીરનો મધ્યભાગ) [ છે, વર્ષ માસાદિનો આત્મા છે, ને શરીરનો મધ્યભાગ હાથ આદિનો આત્મા છે તેથી વર્ષને યજ્ઞસંબંધી અશ્વનો આત્મા કહેલ છે. ] સ્વર્ગ [ આ અશ્વનું ] પૃષ્ઠ [ છે, ઊર્ધ્વપણાની સમાનતાથી. ] આકાશ [ આ અશ્વનું ] ઉદર [ છે, અવકાશયુક્તપણાની સમાનતાથી ] પૃથિવી [ આ અશ્વની ] ખરી [ છે, આધારપણાદિના સામાન્યથી. પૂર્વાદિક ચાર ] દિશાઓ [ આ અશ્વનાં બે ] પડખાં [ છે, પડખાંઓની સાથે દિશાઓનો સંબંધ હોવાથી. આગ્નેય આદિક ] અવાંતર દિશાઓ [ આ અશ્વનાં ] પડખાંનાં હાડકાં [ છે, દિશા અને પડખાંના સંબંધના સમાનપણાથી ] ઋતુઓ [ આ અશ્વના અવયવો [ છે, સંવત્સર અને શરીરના અંગપણાના સામાન્યથી ] માસો અને પક્ષો [ આ અશ્વના શરીરના ] સંધિઓ [ છે, સંવત્સર અને શરીરના સંધિના સમાનપણાથી. ] અહોરાત્રો [ આ અશ્વના ] પગો [ છે, આવડે સંવત્સર ને અશ્વ સ્થિત રહે છે, તે સ્થિતપણાના સામાન્યથી. ] નક્ષત્રો [ આ અશ્વનાં ] હાડકાં [ છે, શુક્લપણાના સામાન્યથી ] આકાશવિષે [ સ્થિત મેઘો ] માંસો [ છે, બંનેના જલસેચકપણાના ને રુધિરસેચકપણાના સામાન્યથી. પૃથિવીની જે ] વેળુ [ છે તે આ અશ્વનું ઉદરમાં રહેલું ] અર્ધું પાકેલું ભક્ષણ [ છે, પૃથક્ થયેલા અવયવપણાના સામાન્યથી. ] નદીઓ [ આ અશ્વની ] નાડીઓ [ છે, વહનયુક્તપણા ને બહુપણાના સામાન્યથી ] પર્વતો [ આ અશ્વનાં ] યકૃત્ (હૃદયની નીચે જમણીભણી રહેલો માંસપિંડ) અને ક્લોમ (હૃદયની નીચે ડાબીભણી રહેલો માંસપિંડ) [ છે, કઠિનપણા ને ઉંચાપણાની સમાનતાથી. ડાંગર આદિ ] ઔષધિઓ [ આ અશ્વનાં ] રોમો [ છે, લઘુપણાની સમાનતાથી. વડ આદિ ] વનસ્પતિઓ [ આ અશ્વના કેશો છે, મહત્પણાના સામાન્યથી. મધ્યાહ્નપર્યંત ] ઉપર જનારો [ સૂર્ય આ અશ્વની નાભિનો ] ઊર્ધ્વભાગ [ છે, પૂર્વપણાના સામાન્યથી. મધ્યાહ્નથી ]અસ્ત પામનારો [ સૂર્ય આ અશ્વની નાભિનો ] અધોભાગ [ છે, અપરપણાના સામાન્યથી. ] જે વીજળી થાય છે તે [ આ અશ્વ ] બગાસું ખાય છે [ મેઘ અને મુખના વિદારકપણાના સામાન્યથી. ] જે મેઘ ગાજે છે તે [ આ અશ્વ શરીર ] કંપાવે છે, [ ગર્જના ને શબ્દના સમાનપણાથી. ] જે [ મેઘ ] વર્ષે છે તે [ આ અશ્વ ] મૂતરે છે. [ ભૂમિસેચનપણાની સમાનતાથી હણહણવારૂપ ] શબ્દજ [ આ અશ્વની ] વાણી [ છે. અહીં કલ્પના નથી તેથી તેમાં સાદૃશ્ય કહ્યું નથી. ] ૧

એવી રીતે અશ્વનાં અંગોમાં કાલ આદિકની ભાવનાઓ કરીને અશ્વનું પ્રજાપતિરૂપ કહ્યું. હવે અશ્વના વધની પૂર્વે અને પછી જે બે ગ્રહ (હવન કરવાયોગ્ય દ્રવ્યના આધારરૂપ પાત્ર) સ્થાપન કરાય છે તેમને વિષય કરનારી ઉપાસના તથા અશ્વની સ્તુતિ કહેવાય છે.—

अहर्वा अश्वं पुरस्तान्महिमाऽन्वजायत तस्य पूर्वे समुद्रे योनी रात्रिरेनं पश्चान्महिमाऽन्वजायत तस्यापरे समुद्रे योनिरेतौ वा अश्वं महिमानावभितः संबभूवतुः । हयो भूत्वा देवानवहद्वाजी गन्धर्वानर्वाऽसुरानश्वो मनुष्यान्समुद्र एवास्य बन्धुः समुद्रो योनिः ॥ २ ॥

इति प्रथमाध्यायस्य प्रथममश्वब्राह्मणम् ॥ १ ॥

શબ્દાર્થઃ—[ અશ્વના વધની ] પૂર્વે અશ્વને ઉદ્દેશીને-મહિમા[ નામનું સોનાનું પાત્ર ] પ્રવૃત્ત થયું [ તે ] પ્રસિદ્ધ દિવસ [ છે, પ્રકાશના સમાનપણાથી. ] તે[ પાત્ર ]ને રાખવાનું સ્થાન પૂર્વ સમુદ્ર [ છે પૂર્વપણાના સામાન્યથી. અશ્વના વધની ] પછી આ[ અશ્વ ]ને ઉદ્દેશીને [ જે આ ] મહિમા[ નામનું રૂપાનું પાત્ર ] પ્રવૃત્ત થયું [ તે ] રાત્રિ [ છે, કનિષ્ઠપણાના સામાન્યથી. ] તે[ પાત્ર ]ને રાખવાનું સ્થાન પશ્ચિમ સમુદ્ર [ છે, અપરપણાના સામાન્યથી મહત્પણાયુક્ત હોવાથી તે પાત્રોનું મહિમા એવું નામ કહેવાય છે ] પ્રસિદ્ધ આ [ બે ] મહિમા[ નામનાં પાત્રો ] અશ્વની સર્વભણીથી ( આગળપાછળથી ) પ્રવૃત્ત થયાં [ એવી રીતે અશ્વની સ્તુતિમાટે પાત્રની ઉપાસના કહીને હવે અશ્વની સ્તુતિ કહે છેઃ- ] હય થઈને દેવોને વહન કરતો હવો, વાજી [ થઈને ] ગંધર્વોને [ વહન કરતો હવો, ] અર્વા [ થઈને ] અસુરોને [ વહન કરતો હવો, ને ] અશ્વ [ થઈને ] મનુષ્યોને [ વહન કરતો હવો. હય, વાજી અર્વા ને અશ્વ એ ઘોડાની જાતિઓ જાણવી. ] પરમાત્માજ આના બંધુ ( સ્થિતિના હેતુ ) [ છે. અને ] પરમાત્મા[ જ આની ઉત્પત્તિના ] હેતુ [ છે. એવી રીતે આ અશ્વ શુદ્ધઉત્પત્તિવાળો, શુદ્ધસ્થિતિવાળો ને શુદ્ધલયવાળો છે ] ૨ એ પ્રમાણે પહેલા અધ્યાયના અશ્વનામના પહેલા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૧

હવે અશ્વમેધમાં ઉપયોગી અગ્નિની ઉત્પત્તિ કહેવાય છેઃ—

नैवेह किञ्चनाग्र आसीन्मृत्युनैवेदमावृतमासीदशनाययाऽशनाया हि मृत्युस्तन्मनोऽकुरुताऽऽत्मन्वी स्यामिति । सोऽर्चन्नचरत्तस्यार्चत आपोऽजायन्तार्चते वै मे कमभूदिति तदेवार्कस्यार्कत्वं कꣳ ह वा अस्मै भवति य एवमेतदर्कस्यार्कत्वं वेद ॥ १ ॥

શબ્દાર્થઃ—આ[ સંસારમંડલ ]માં [ મન આદિકની ઉત્પત્તિથી ] પૂર્વે કાંઈ પણ [ નામરૂપવડે વિભાગ પામેલું ] નહોતુંજ. ક્ષુધારૂપ મૃત્યુવડેજ ( હિરણ્યગર્ભવડેજ ) આ [ નામરૂપવડે વિભાગ પામેલું જગત્ પિંડઅવસ્થાવાળી મૃત્તિકાવડે ઘટાદિકની પેઠે ] આચ્છાદિત હતું. ક્ષુધા [ બુદ્ધિરૂપ આત્માનો ધર્મ છે તેથી આ બુદ્ધિરૂપ અવસ્થાવાળા હિરણ્યગર્ભ ]જ મૃત્યુ [ છે. હું આ અંતઃકરણવડે ] અંતઃકરણવાળો થઉં એમ [ વિચારી તે હિરણ્યગર્ભ ] તે અંતઃકરણને રચતા હવા. તે [ હિરણ્યગર્ભ હું સૃષ્ટિ રચવામાં સમર્થ છું એવા વિચારરૂપ ] પૂજન કરતા હવા, તેમના [ પૂર્વોક્ત વિચારરૂપ ] પૂજનથી [ આકાશાદિ અન્ય ત્રણ ભૂતોસહિત ] જલ ઉપજ્યું. પૂજન કરનાર [ જે હું તે ] મારે માટે પ્રસિદ્ધ જલ ઉપજ્યું એમ [ તે હિરણ્યગર્ભ માનતા હવા. અર્ચન કરનાર હિરણ્યગર્ભનું નામ અર્ક છે, તેની સાથેના સંબંધથી અગ્નિનું અર્ક એવું ગૌણ નામ છે, ] તેજ અર્કનું ( અશ્વમેધયજ્ઞમાં ઉપયોગી અગ્નિનું ) અર્કપણું [ છે. ] જે એવી રીતે આ અર્કના અર્કપણાને જાણે છે આને માટે સુખજ થાય છે. ૧

હવે જલથી પૃથ્વીદ્વારા અગ્નિની ઉત્પત્તિ કહે છેઃ—

आपो वा अर्कस्तद्यदपाꣳ शर आसीत्तत्समहन्यत । सा पृथिव्यभवत्तस्यामश्राम्यत्तस्य श्रान्तस्य तप्तस्य तेजोरसो निरवर्तताग्निः ॥ २ ॥

શબ્દાર્થઃ—[ પૂર્વોક્ત ] જલ [ તેમાં અગ્નિ હોવાથી ] પ્રસિદ્ધ અર્ક [ છે, ] તે[ જલ ]માં જે જલની તર હતી તે [ તેજવડે બહાર અને અંતર પાકીને ] એકત્ર થઈ. તે [ આ ] પૃથિવી

થઈ તેમાં ( તે પૃથિવીને ઉત્પન્ન કરવાથી ) [ હિરણ્યગર્ભ ] શ્રમયુક્ત થયા તે શ્રમ પામેલા ને ] ખેદયુક્ત થયેલા [ હિરણ્યગર્ભના શરીરથી ] તેજોરૂપ સાર [ જે ] અગ્નિ ( વિરાટ્ ) તે ] ઉત્પન્ન થયા ૨

હવે ધ્યાનમાટે ઉત્પન્ન થયેલા વિરાટ્‌ના વિભાગના ભેદ કહે છે —

स त्रेधाऽऽत्मानं व्यकुरुताऽऽदित्यं तृतीयं वायुं तृतीयꣳ स एष प्राणस्त्रेधा विहितः । तस्य प्राची दिक्शिरोऽसौ चासौ चेर्मौ । अथास्य प्रतीची दिक्पुच्छमसौ चासौ च सक्थ्यौ दक्षिणा चोदीची च पार्श्वे द्यौः पृष्ठमन्तरिक्षमुदरमियमुरः स एषोऽप्सु प्रतिष्ठितो यत्र क्वचैति तदेव प्रतितिष्ठत्येवं विद्वान् ॥ ३ ॥

શબ્દાર્થઃ—તે [ હિરણ્યગર્ભ વિરાટ્‌નો નાશ નહિ કરીને ] પોતાનો ત્રણ પ્રકારે [ વિભાગ ] કરતા હવા [ અગ્નિ અને વાયુની અપેક્ષાથી ] આદિત્યને ત્રીજા [ કરતા હવા, અને અગ્નિ તથા આદિત્યની અપેક્ષાથી ] વાયુને ત્રીજા [ કરતા હવા, તેમજ વાયુ અને આદિત્યની અપેક્ષાએ અગ્નિને ત્રીજા કરતા હવા ] તે આ [ હિરણ્યગર્ભરૂપ ] પ્રાણ [ પૂર્વોક્તરીતે ] ત્રણ પ્રકારે વિભાગ પામ્યા પૂર્વદિશા તે[ વિરાટ્‌રૂપ અગ્નિ ]નું શિર [ છે, શ્રેષ્ઠપણાના સામાન્યથી ] આ [ ઐશાન ] અને આ [ આગ્નેય એ બે ખૂણા બે ] હાથ [ છે, પડખાં ને દિશાના સંબંધના સામાન્યથી ] હવે પશ્ચિમદિશા આ[ અગ્નિ ]નો પાછળનો ભાગ [ છે, કનિષ્ઠપણાના સામાન્યથી ] આ [ વાયવ્ય ] અને આ [ નૈર્ઋત્ય ] સાથળ છે, [ પાછળના ખૂણાપણાના સામાન્યથી ] દક્ષિણ અને ઉત્તર [ બે ] પડખાં [ છે બંને દિશાના સંબંધના સામાન્યથી ] સ્વર્ગ પૃષ્ઠ [ છે, ને ] અંતરિક્ષ ઉદર [ છે, ઊર્ધ્વપણાની ને અવકાશયુક્તપણાની સમાનતાથી ] આ [ પૃથિવી ] ઉર [ છે, અધોભાગપણાના સામાન્યથી. ] તે આ [ અગ્નિ ] જલમાં સ્થિત [ છે ] એવી રીતે ( જલમાં અગ્નિના સ્થિતપણાને ) જાણનાર જ્યાં ક્યાંઈ જાય છે ત્યાંજ સ્થિતિ પામે છે ૩

सोऽकामयत द्वितीयो म आत्मा जायेतेति स मनसा वाचं मिथुनꣳसमभवदशनाया मृत्युस्तद्यद्रेत आसीत्स संवत्सरोऽभवत् । न ह पुरा ततः संवत्सर आस तमेतावन्तं कालमबिभर्यावान्संवत्सरस्तमेतावतः कालस्य परस्तादसृजत । तं जातमभिव्याददात्स भाणकरोत्सैव वागभवत् ॥ ४ ॥

શબ્દાર્થઃ—તે [ હિરણ્યગર્ભ મારું બીજું ( સ્થૂલ ) શરીર ઉપજે એમ ઇચ્છા કરતા હવા, તે [ હિરણ્યગર્ભ ] મનવડે વાણીરૂપ દ્વંદ્વને સારી રીતે ઉપજાવતા હવા ( વેદોક્ત સૃષ્ટિક્રમનો મનવડે વિચાર કરતા હવા ) [ તે વિચાર કરનાર ] ક્ષુધા[ ધર્મવાળી પ્રાણની અવસ્થારૂપ] હિરણ્યગર્ભ [ હતા ] તેમાં ( મન તથા વાણીમાં ) જે [ પ્રજાપતિની ઉત્પત્તિમાં કારણ જન્માંતરકૃત ચિંતનકર્મરૂપ ] બીજ હતું, [ તે બીજવડે જલમા અંડરૂપે પ્રવેશ કરી ગર્ભરૂપ થઇ ] તે સંવત્સર ( વર્ષનું નિર્માણ કરનાર આદિત્ય ) થયા તે[ આદિત્ય ]થી પૂર્વે પ્રસિદ્ધ સંવત્સર [ રૂપ કાલ ] નહોતો જેટલો સંવત્સર [ છે ] આટલા કાલપર્યંત તે[ આદિત્ય ]ને [ હિરણ્યગર્ભ ] ધારણ કરતા હવા તે[ આદિત્ય ]ને આટલા કાલની પછી સૃજતા હવા ઉત્પન્ન થયેલા તેને [ ભક્ષણ કરવામાટે હિરણ્યગર્ભ મુખ ] ફાડતા હવા તે [ આદિત્યરૂપ વિરાટ્ સ્વાભાવિક અવિદ્યાયુક્ત ને ભય પામેલ હોઈ ] ભાણ [ એવી રીતનો શબ્દ ] કરતા હવા તેજ [ શબ્દરૂપ ] વાણી થઈ

હવે ઋગ્વેદાદિની સૃષ્ટિ કહેવાને ભૂમિકા રચે છેઃ—

स ऐक्षत यदि वा इममभिमꣳस्ये कनीयोऽन्नं करिष्य इति स तया वाचा तेनाऽऽत्मनेदꣳ सर्वमसृजत यदिदं किंचर्चो यजूꣳषि सामानि च्छन्दाꣳसि यज्ञान्प्रजाः पशून्। स यद्यदेवासृजत तत्तदत्तुमध्रियत सर्वं वा अत्तीति तददितेरदितित्वꣳ सर्वस्यैतस्यात्ता भवति सर्वमस्यान्नं भवति य एवमेतददितेरदितित्वं वेद ॥ ५ ॥

શબ્દાર્થઃ—[ એવી રીતે ભયયુક્ત તથા પોકાર કરનાર વિરાટ્‌ને જોઇને ] તે [ હિરણ્યગર્ભ ] વિચાર કરવા લાગ્યા [ કેઃ- ] જો [ હું ] પ્રસિદ્ધ આને મારીશ [ તો તેના દ્વારા અધિક અન્ન ઉત્પન્ન થવાનું છે તે નહિ થતાં હું ] અલ્પ અન્ન કરીશ એમ [ વિચારી તેના હનનથી નિવૃત્ત થયા. પછી અન્નની બહુલતારૂપ પ્રયોજનનો વિચાર કરી ] તે તે [ વેદરૂપ ] વાણીવડે [ ને ] તે મનવડે જે કાંઈ આ [ જગત્ છે ] આ સર્વેને સૃજતા હવા ઋચાઓને, યજુષાઓને, સામોને, [ ગાયત્રી આદિ ] છંદોને, યજ્ઞોને, પ્રજાઓને [ ને ] પશુએ ને [ પ્રકટ કરતા હવા ] તે જેને જેને સૃજતા હવા તેને તેને ભક્ષણ કરવાને ગ્રહણ કરતા હવા. જેથી [ તે ] સર્વનું ભક્ષણ કરે છે તેથી [ હિરણ્યગર્ભરૂપ ] અદિતિનું અદિતિપણું પ્રસિદ્ધ [ છે. ] જે એવી રીતે અદિતિના આ અદિતિપણાને ઉપાસે છે [ તે સર્વાત્મભાવવડે ] આ સર્વેનો ભક્ષણકર્તા થાય છે, [ અને ] સર્વ આનું અન્ન થાય છે. ૫

હવે અશ્વ ને અશ્વમેધના કથનમાટે આ કહેવાય છેઃ—

सोऽकामयत भूयसा यज्ञेन भूयो यजेयेति। सोऽश्राम्यत्स तपोऽतप्यत तस्य श्रान्तस्य तप्तस्य यशो वीर्यमुदक्रामत्। प्राणा वै यशो वीर्यं तत्प्राणेषूत्क्रान्तेषु शरीरꣳ श्वयितुमध्रियत तस्य शरीर एव मन आसीत् ॥ ६ ॥

શબ્દાર્થઃ—'[ અધિકદક્ષિણાવાળા અશ્વમેધરૂપ ] મહાન્ યજ્ઞવડે પુનઃ યજન કરું' એમ તે [ હિરણ્યગર્ભ ] ઇચ્છા કરતા હવા. [ તે ઇચ્છાવડે ] તે શ્રમને પ્રાપ્ત થયા, [ તેથી ] તે ખેદ પામ્યા. તે શ્રમ પામેલાના [ ને ] ખેદ પામેલાના [ શરીરથી ] યશ [ ને ] વીર્ય નીકળ્યાં [ ચક્ષુરાદિક ] ઇંદ્રિયોજ યશ [ છે, ને તે ઇંદ્રિયોજ ] વીર્ય [ છે, કેમકે ઇંદ્રિયોના સદ્ભાવથી યશની પ્રાપ્તિ થઈ શકે છે, ને ઇંદ્રિયોજ શરીરમાં બલ ગણાય છે. ] તે [ યશ ને બલરૂપ ] ઇંદ્રિયો નીકળે [ સતે હિરણ્યગર્ભનું ] શરીર સોઝવા લાગ્યું, [ ને અપવિત્ર થયું તોપણ ] તેમનું મન [ તે ] શરીરમાંજ હતું. ૬

सोऽकामयत मेध्यं म इदꣳ स्यादात्मन्व्यनेन स्यामिति। ततोऽश्वः समभवद्यदश्वत्तन्मेध्यमभूदिति तदेवाश्वमेधस्याश्वमेधत्वम्। एष ह वा अश्वमेधं वेद य एनमेवं वेद। तमनवरुध्यैवामन्यत। तꣳ संवत्सरस्य परस्तादात्मन आलभत। पशून्देवताभ्यः प्रत्यौहत्। तस्मात्सर्वदेवत्यं प्रोक्षितं प्राजापत्यमालभन्त एष ह वा अश्वमेधो य एष तपति तस्य संवत्सर आत्माऽयमग्निरर्कस्तस्येमे लोका आत्मानस्तावेतावर्काश्वमेधो। सा पुनरेकैव देवता भवति मृत्युरेवाप पुनर्मृत्युं जयति नैनं मृत्युराप्नोति मृत्युरस्याऽऽत्मा भवत्येतासां देवतानामेको भवति ॥ ७ ॥ इति प्रथमाध्यायस्य द्वितीयमग्निब्राह्मणम् ॥ २ ॥

શબ્દાર્થઃ—'મારું આ [ શરીર ] પવિત્ર (યજ્ઞને યોગ્ય) થાય, આ [ શરીર ]વડે [ હું ] શરીરવાળો થઉં" એમ તે ઈચ્છા કરતા હવા. [ એમ ઇચ્છીને તે તેમાં પ્રવેશ કરતા હવા. ] જેથી [ મારા વિયોગથી તે શરીર ] અશ્વત્ (સોઝી ગયું) તેથી અશ્વ થયો. [ જેથી મારા પ્રવેશથી ] તે [ શરીર ] પવિત્ર થયું તેથીજ અશ્વમેધ[ યજ્ઞ ]નું અશ્વમેધપણું [ છે,- અશ્વમેધનામનો લાભ છે ] જે આ[ અશ્વમેધ ]ને એવી રીતે જાણે છે [ તે ] આ પ્રસિદ્ધ અશ્વમેધને ઉપાસે છે. [ અન્ય નહિ હિરણ્યગર્ભે અશ્વમેધયજ્ઞની ઇચ્છા કરી પોતાના શરીરને યજ્ઞસંબંધી પશુ કલ્પી ] તે[ અશ્વ ]ને બંધન નહિ કરીનેજ [ મોકળો રાખવાળો ] ચિંતવતા હવા તેને વર્ષની પછી પોતાને માટે વધ કરતા હવા. [ અન્ય ] પશુઓને દેવોને માટે આપતા હવા [ જેથી હિરણ્યગર્ભે એમ કર્યું ] તેથી [ વર્તમાનકાલમાં પણ યજ્ઞ કરનારાઓ ] સર્વ દેવતાવાળા [ ને વેદમંત્રોવડે ] સંસ્કારયુક્ત કરેલા પ્રજાપતિસંબંધી[ પશુ ]નો વધ કરે છે. [ એવી રીતે ] આ પ્રસિદ્ધ અશ્વમેધ [ છે ] જે આ [ સૂર્ય પોતાના તેજવડે જગતને ] પ્રકાશે છે તેનું (યજ્ઞના ફલરૂપ સૂર્યનું) વર્ષ શરીર [ છે. જે ] આ [ પૃથિવીલોકમાં સ્થિત યજ્ઞના સાધનરૂપ ] અગ્નિ [ છે તે પણ ] સૂર્ય [ છે ] તે[ અગ્નિરૂપ સૂર્ય ]ના આ [ ભૂરાદિ ] લોકો શરીરના અવયવો [ છે ] તે આ [ યજ્ઞના સાધનરૂપ ] અગ્નિ ને [ યજ્ઞના ફલભૂત સૂર્યરૂપ ] અશ્વમેધ પણ પુનઃ તે એકજ દેવતારૂપ થાય છે. [ જે હિરણ્યગર્ભ ક્રિયા, સાધન ને ફલના ભેદમાટે ત્રણ પ્રકારે વિભાગ પામ્યા હતા તે ક્રિયાની સમાપ્તિના ઉત્તરકાલમાં યજ્ઞના ફલરૂપ એક ] હિરણ્યગર્ભજ [ થાય છે. જે હું હિરણ્યગર્ભરૂપ છું એમ જાણે છે તે ] પુનઃ મરણનો પરાભવ કરે છે આને મૃત્યુ પ્રાપ્ત થતું નથી, મૃત્યુ આનો આત્મા થાય છે. [ ફલરૂપ થયો છતો ] આ [ અગ્નિ આદિ ] દેવોને અભિન્ન થાય છે (સર્વના આત્મરૂપ પ્રજાપતિ થાય છે.) ૭ એ પ્રમાણે પહેલા અધ્યાયના અગ્નિનામના બીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૨

એવી રીતે અશ્વમેધબ્રાહ્મણ તથા અગ્નિબ્રાહ્મણવડે સમુચ્ચિત વા કેવલ ઉપાસનાકર્મનું હિરણ્યગર્ભના ભાવની પ્રાપ્તિરૂપ પરમ ફલ કહ્યું. હવે તે ઉપાસના અને કર્મનો જેમાંથી ઉદ્ભવ છે તે ઉદ્ભાવકરૂપ ઉપાસ્ય પ્રાણના સ્વરૂપના નિર્ણયમાટે આ ઉદ્ગીથબ્રાહ્મણનો આરંભ થાય છે. પ્રાણોપાસનાનું અવાંતર ફલ પાપરૂપ મૃત્યુનું અતિક્રમણ છે તેથી પ્રાણોપાસના, ઉપાસના ને કર્મની ઉત્પત્તિમાં પ્રતિબંધકરૂપ રાગાદિના વિનાશરૂપ હેતુવાળી છે પાપરૂપ મૃત્યુ કોણ ? ક્યાંથી તેની ઉત્પત્તિ થાય છે ? ને કયા ઉપાયવડે વા કેવી રીતે તેનું અતિક્રમણ કરાય છે ? એ સર્વેનું સ્પષ્ટીકરણ નીચેની આખ્યાયિકાદ્વારા શ્રુતિભગવતી કરે છે.—

**द्वया ह प्राजापत्या देवाश्चासुराश्च । ततः कानीयसा एव देवा ज्यायसा असुरास्त एषु लोकेष्वस्पर्धन्त ते ह देवा ऊचुर्हन्तासुरान्यज्ञ उद्गीथेनात्ययामेति ॥ १ ॥**

શબ્દાર્થઃ—બે [ પ્રકારનાં ] પ્રસિદ્ધ [ યજમાનરૂપે ] પ્રજાપતિનાં સંતાનો [ છે, ] દેવો અને અસુરો [ શાસ્ત્રીય ધ્યાન ને કર્મની વાસનાવાળી વાગાદિ ઇંદ્રિયોની સાત્ત્વિકી વૃત્તિઓ દેવો છે; ને પ્રત્યક્ષઅનુમાનથી ઉપજેલાં, લૌકિકપ્રયોજનવાળાં તથા શાસ્ત્રની અપેક્ષાવિનાનાં ધ્યાન ને કર્મની વાસનાવાળી વાગાદિ ઇંદ્રિયોની તામસી વૃત્તિઓ દેવોથી ભિન્ન હોવાથી અસુરો છે, જેથી વાગાદિની આસુરી વૃત્તિઓ પુષ્કલ છે, ને શાસ્ત્રીયપ્રવૃત્તિનું અત્યંત યત્નસાધ્યપણું છે ] તેથી [ ઉપર કહેલા ] દેવો અલ્પજ [ છે, ને શાસ્ત્રના આશ્રયવિનાની સ્વાભાવિક પ્રવૃત્તિનું બહુપણું હોવાથી ] અસુરો બહુતર [ છે. ] તે [ દેવો અને અસુરો ]

આ [ પ્રાણીઓનાં ] શરીરોમાં [ શમાદિ અને કામાદિ વૃત્તિઓના ઉદ્ભવઅભિભવ ને અભિભવઉદ્ભવરૂપ ] સ્પર્ધા કરવા લાગ્યા. તે પ્રસિદ્ધ દેવો [ અસુરોથી પરાભવ પામ્યા છતાં પરસ્પર ] કહેવા લાગ્યાઃ—" [ જો તમારી ] અનુમતિ હોય [ તો હવે આ'જ્યોતિષ્ટોમ-નામના ] યજ્ઞમાં ઉદ્ગીથ[ કર્મ કરનાર પ્રાણના સ્વરૂપના આશ્રય ]વડે આપણે અસુરોને જિતીને [ પોતાના દેવભાવને ] પ્રાપ્ત થઈએ." ઇતિ ( ઉદ્ગીથકર્મ કરનારના સ્વરૂપનો આશ્રય ચિંતન ને કર્મવડે થાય છે, તેમાં મંત્રજપ એ કર્મ છે, અને અશુદ્ધ વાગાદિના નિષેધવડે વિશુદ્ધ પ્રાણની ઉપાસના તે ચિંતન છે. ] ૧

હવે ઉપાસ્યના સ્વરૂપના નિર્ણયમાટે પરીક્ષાનો પ્રકાર દેખાડે છેઃ—

ते ह वाचमूचुस्त्वं न उद्गायेति तथेति तेभ्यो वागुदगायत् । यो वाचि भोगस्तं देवेभ्य आगायद्यत्कल्याणं वदति तदात्मने । ते विदुरनेन वै न उद्गात्राऽत्येष्यन्तीति तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यः स पाप्मा यदेवेदमप्रतिरूपं वदति स एव स पाप्मा ॥ २ ॥

**શબ્દાર્થઃ**—તે પ્રસિદ્ધ [ દેવો ] વાગ્[ દેવતા ]ને કહેવા લાગ્યા -" તું આપણે માટે ઉદ્ગાન ( ઉદ્ગાતાનું કર્મ ) કર. " એમ [ કહે સતે ] " તેમ [ થાઓ ] " એમ [ કહીને ] તેઓને માટે વાગ્ [ દેવતા ] ઉદ્ગાન કરતી હવી. વાણીમાં [ વચનવડે વાગાદિ સમૂહને થનારું ] જે સુખવિશેષ [ છે ] તેને દેવોને માટે ગાન કરતી હવી, ( ગાન કરીને પમાડતી હવી, ) [ અને ] જે [ વર્ણોને ] શોભન ( યથાશાસ્ત્ર ) બોલે છે તે ( શુભ બોલવાનું સામર્થ્ય ) મારે માટે [ હો એમ તે ગાન કરતી હવી. ( તે પોતાને માટે સંપાદન કરતી હવી. ) વર્ણોના યથાયોગ્ય ઉચ્ચારણમાં વાગ્દેવતાના અભિનિવેશરૂપ છિદ્ર જોઈ અસુરો પોતાના કામમાં ઉદ્યમી થયા ] તે [ અસુરો ] જાણતા હવા [ કેઃ- ] નિશ્ચય આ ઉદ્ગાતા-વડે [ દેવો અમારો પરાભવ કરીને ] અમારું ઉલ્લંઘન કરશે એમ [ જાણી ] તેના પ્રતિ શીઘ્ર જઇને [ તેને ] પાપની [ સાથે ] જોડતા હવા. [ સાધકાવસ્થાવાળા ] પ્રજાપતિની વાણીમાં ] તે જે [ પાપ જોડાયું ] તે [ આ ] પાપ [ અનુમાનવડે જણાય છે ] જેનવડે [ યુક્ત થઈ સતી વર્તમાનમાં આ વાણી ] આ અનુચિત ( અસભ્ય, ભયાનક ને મિથ્યાદિ ) બોલે છે તેજ તે પાપ [ છે જે એવી રીતે પ્રજાઓમાં અનુચિત બોલવાના હેતુપણાવડે અનુમાન કરેલું પાપ છે તેજ પાપ તે કારણભૂત પ્રજાપતિની વાણીમાં ગયું છે, ને ત્યાંથી આ કાર્યરૂપ પ્રજાઓમાં આવ્યું છે. ] ૨

अथ ह प्राणमूचुस्त्वं न उद्गायेति तथेति तेभ्यः प्राण उदगायद्यः प्राणे भोगस्तं देवेभ्य आगायद्यत्कल्याणं जिघ्रति तदात्मने । ते विदुरनेन वै न उद्गात्राऽत्येष्यन्तीति तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यः स पाप्मा यदेवेदमप्रतिरूपं जिघ्रति स एव स पाप्मा ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—પછી પ્રસિદ્ધ [ તે દેવો ] ઘ્રાણ[ ના દેવ ]ને કહેવા લાગ્યાઃ-" તું આપણે માટે ઉદ્ગાન કર." એમ [ કહે સતે ] " તેમ [ થાઓ ] " એમ [ કહીને ] તેઓને માટે ઘ્રાણ[ ના દેવ ] ઉદ્ગાન કરતા હવા ઘ્રાણમાં [ સુંઘવાવડે સમૂહને થનારું [ જે સુખવિશેષ [ છે ] તેને દેવોને માટે ગાન કરતા હવા, [ અને ] જે શુભ સુંઘે છે તે મારે માટે [ હો એમ તે ગાન કરતા હવા. સુગંધમાં ઘ્રાણના દેવના અભિનિવેશરૂપ છિદ્ર જોઈ અસુરો પોતાના કામમાં

ઉદ્યમી થયા. ] તે [ અસુરો ] જાણતા હવા [ કે - ] નિશ્ચય આ ઉદ્ગાતાવડે [ દેવો અમારો પરાભવ કરીને ] અમારું ઉલ્લંઘન કરશે એમ [ જાણી ] તેના પ્રતિ શીઘ્ર જઇને [ તેને ] પાપની [ સાથે ] જોડતા હવા. [ સાધકાવસ્થાવાળા પ્રજાપતિના પ્રાણમાં ] તે જે [ પાપ જોડાયું ] તે [ આ ] પાપ [ અનુમાનવડે જણાય છે ] જેવડે [ યુક્ત થયું સતું આ પ્રાણ ] આ અનુચિતને સુંઘે છે તેજ તે પાપ [ છે ] ૩

अथ ह चक्षुरूचुस्त्वं न उद्गायेति तथेति तेभ्यश्चक्षुरुदगायत् । यश्चक्षुषि भोगस्तं देवेभ्य आगायद्यत्कल्याणं पश्यति तदात्मने । ते विदुरनेन वै न उद्गात्राऽत्येष्यन्तीति तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यः स पाप्मा यदेवेदमप्रतिरूपं पश्यति स एव स पाप्मा ॥४॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ [ તે દેવો ] નેત્ર[ ના દેવ ]ને કહેવા લાગ્યાઃ-" તું આપણે માટે ઉદ્ગાન કર." એમ [ કહે સતે ] " તેમ [ થાઓ ] " એમ [ કહીને ] તેઓને માટે નેત્ર[ ના દેવ ] ઉદ્ગાન કરતા હવા. ચક્ષુમાં જે [ જોવાવડે સમૂહને થનારું ] સુખવિશેષ [ છે ] તેને દેવોને માટે ગાન કરતા હવા [ અને ] જે શુભ જુએ છે તે મારે માટે [ હો એમ તે ગાન કરતા હવા. શુભરૂપમાં નેત્રના દેવની આસક્તિરૂપ છિદ્ર જોઇ અસુરો પોતાના કામમાં ઉદ્યમી થયા. તે [ અસુરો ] જાણતા હવા [ કે - ] નિશ્ચય આ ઉદ્ગાતાવડે [ દેવો અમારો પરાભવ કરીને ] અમારું ઉલ્લંઘન કરશે એમ [ જાણી ] તેના પ્રતિ શીઘ્ર જઇને [ તેને ] પાપની [ સાથે ] જોડતા હવા. [ સાધકાવસ્થાવાળા પ્રજાપતિના નેત્રમાં ] તે જે [ પાપ જોડાયું ] તે [ આ ] પાપ [ અનુમાનવડે જણાય છે. ] જેવડે [ યુક્ત થયું સતું આ નેત્ર ] આ અનુચિતને જુએ છે તેજ તે પાપ [ છે. ] ૪

अथ ह श्रोत्रमूचुस्त्वं न उद्गायेति तथेति तेभ्यः श्रोत्रमुदगायद्यः श्रोत्रे भोगस्तं देवेभ्य आगायद्यत्कल्याणꣳ शृणोति तदात्मने । ते विदुरनेन वै न उद्गात्राऽत्येष्यन्तीति तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यः स पाप्मा यदेवेदमप्रतिरूपꣳ शृणोति स एव स पाप्मा ॥५॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ [ તે દેવો ] શ્રોત્ર[ ના દેવ ]ને કહેવા લાગ્યાઃ-" તું આપણે માટે ઉદ્ગાન કર " એમ [ કહે સતે ] " તેમ [ થાઓ ] " એમ [ કહીને ] તેઓને માટે શ્રોત્ર [ ના દેવ ] ઉદ્ગાન કરતા હવા શ્રોત્રમાં [ જે સાંભળવાવડે સંઘાતને થનારું ] સુખવિશેષ [ છે ] તેને દેવોને માટે ગાન કરતા હવા, [ અને શ્રોત્ર ] જે શુભ સાંભળે છે તે મારે માટે [ હો એમ તે ગાન કરતા હવા શુભના શ્રવણમાં શ્રોત્રના દેવની આસક્તિરૂપ છિદ્ર જોઈ અસુરો પોતાના કર્મમાં ઉદ્યમી થયા. ] તે [ અસુરો ] જાણતા હવા [ કેઃ- ] નિશ્ચય આ ઉદ્ગાતાવડે [ દેવો અમારો પરાભવ કરીને ] અમારું ઉલ્લંઘન કરશે એમ [ જાણી ] તેના પ્રતિ શીઘ્ર જઈને [ તેને ] પાપની [ સાથે ] જોડતા હવા. [ સાધકાવસ્થાવાળા પ્રજાપતિના શ્રોત્રમાં ] તે જે [ પાપ જોડાયું ] તે [ આ ] પાપ [ અનુમાનવડે જણાય છે. ] જેવડે [ યુક્ત થયું સતું આ શ્રોત્ર ] આ અનુચિતને સાંભળે છે તેજ તે પાપ [ છે. ] ૫

अथ ह मन ऊचुस्त्वं न उद्गायेति तथेति तेभ्यो मन उदगायद्यो मनसि भोगस्तं देवेभ्य आगायद्यत्कल्याणꣳ सङ्कल्पयति तदात्मने ते विदुरनेन वै न उद्गात्राऽत्येष्यन्तीति

तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यः स पाप्मा यदेवेदमप्रतिरूपꣳ सङ्कल्पयति स एव स पाप्मैवमु खल्वेता देवताः पाप्मभिरुपासृजन्नेवमेनाः पाप्मनाऽविध्यन् ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—પછી પ્રસિદ્ધ [ તે દેવો ] મન[ ના દેવ ]ને કહેવા લાગ્યાઃ-" તું અમારે માટે ઉદ્‌ગાન કર." એમ [કહે સતે] " તેમ [થાઓ]" એમ [ કહીને ] તેઓને માટે મન[ના દેવ ] ઉદ્‌ગાન કરતા હવા. મનમાં જે [ સંકલ્પવડે સમૂહને થનારૂં ] સુખવિશેષ [ છે ] તેને દેવોને માટે ગાન કરતા હવા, [અને મન] જે શુભસંકલ્પ કરે છે તે મારે માટે [ હો એમ તે ગાન કરતા હવા. શુભસંકલ્પમાં મનના અભિમાની દેવની આસક્તિરૂપ છિદ્ર જોઈ અસુરો પોતાના કામમાં ઉદ્યમી થયા. ] તે [ અસુરો ] જાણતા હવા [ કેઃ- ] નિશ્ચય આ ઉદ્‌ગાતાવડે [ દેવો અમારો પરાભવ કરીને ] અમારૂં ઉલ્લંઘન કરશે એમ [જાણી] તેના પ્રતિ શીઘ્ર જઇને [ તેને ] પાપની [ સાથે ] જોડતા હવા. [ સાધકાવસ્થાવાળા પ્રજાપતિના મનમાં ] તે જે [પાપ જોડાયું ] તે [ આ ] પાપ [ અનુમાનવડે જણાય છે. ] જેવડે [ યુક્ત થયું સતું આ મન ] આ અનુચિત સંકલ્પ કરે છે તેજ તે પાપ [છે] એવી રીતે પ્રસિદ્ધ આ ( નહિ કહેલા ત્વચા આદિકના અભિમાની ) દેવો પણ [ પોતપોતાની ઇંદ્રિયોસાથેની આસક્તિવડે ] પાપથી સંબંધ પામતા હવા, [ એટલે ] એ પ્રમાણે ( વાગાદિકના અભિમાની દેવોની પેઠે ) આ [ દેવો ] પાપની [ સાથે ] જોડાતા હવા. ૬

આ વાગાદિકના અભિમાની દેવો મૃત્યુના અતિક્રમણમાં અસમર્થ છે એમ નિશ્ચય કરીને દેવો મુખ્યપ્રાણની પ્રાર્થના કરવા લાગ્યા એમ કહે છેઃ—

अथ हेममासन्यं प्राणमूचुस्त्वं न उद्गायेति तथेति तेभ्य एष प्राण उदगायत्ते विदुरनेन वै न उद्गात्राऽत्येष्यन्तीति तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यथाऽश्मानमृत्वा लोष्टो विध्वꣳसेतैवꣳ हैव विध्वꣳसमाना विष्वञ्चो विनेशुस्ततो देवा अभवन्पराऽसुरा भवत्यात्मना पराऽस्य द्विषन्भ्रातृव्यो भवति य एवं वेद ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—પછી પ્રસિદ્ધ [ તે દેવો ] આ મુખમાં રહેલા પ્રાણને કહેવા લાગ્યાઃ-" તું અમારે માટે ઉદ્‌ગાન કર." એમ [ કહે સતે ] " તેમ [ થાઓ ] " એમ [ કહી ] તેઓને માટે આ પ્રાણ ઉદ્‌ગાન કરતો હવો. તે [અસુરો] જાણતા હવા [ કેઃ- ] નિશ્ચય આ ઉદ્‌ગાતાવડે [ દેવો અમારો પરાભવ કરીને ] અમારૂં ઉલ્લંઘન કરશે એમ [ જાણી તેઓ ] તેના પ્રતિ શીઘ્ર જઇને [તેને] પાપની [ સાથે ] જોડવાને ઇચ્છતા છતા [ સ્પર્શ કરતાં ] નાનાપ્રકારે વિનાશ પામ્યા. [ તેમાં ] તે [ પ્રસિદ્ધ દૃષ્ટાંત છેઃ- ] જેમ [ પાષાણનો ભૂકો કરવામાટે ફેંકેલું ] માટીનું ઢેકું પાષાણને પ્રાપ્ત થઇને [પોતે] ભૂકો થઈ જાય તેમજ પ્રસિદ્ધ [ તે અસુરો પણ ] વિશેષ બલહીન થયા [ છતા વિનાશ પામ્યા. ] તેથી ( અસુરોના વિનાશવડે દેવપણાના પ્રતિબંધકરૂપ સ્વાભાવિક આસક્તિથી ઉપજેલા પાપોના વિયોગથી ) [ મુખ્યપ્રાણના આશ્રયવડે વાગાદિ ] દેવો [ પોતપોતાના અગ્નિ આદિરૂપે ] થતા હવા અસુરો પરાભવ પામ્યા, [ પુન તેમનો જય થયો નહિ. ] જે એવી રીતે [ પ્રાણને આત્મપણાવડે ] ઉપાસે છે [તે] પ્રજાપતિરૂપે [ થાય છે, ને ] આનો [ નિત્ય ] દ્વેષ કરનાર [ પાપરૂપ ] શત્રુ પરાભવ પામે છે ૭

હવે ગુણવિશિષ્ટ પ્રાણોપાસના કહે છેઃ—

ते होचुः क नु सोऽभूद्यो न इत्थमसक्तेत्ययमास्येऽन्तरिति सोऽयास्य आङ्गिरसोऽङ्गानाꣳ हि रसः ॥ ८ ॥

શબ્દાર્થઃ—[ મુખ્યપ્રાણવડે જેમને દેવસ્વરૂપની પ્રાપ્તિ થઈ છે એવી પ્રજાપતિની ] તે [ ઇંદ્રિયો પરસ્પર ] કહેવા લાગી-" તે ક્યાં છે ? જે અમને આવી રીતે [ દેવભાવને ] પ્રાપ્ત કરતો હવો." એમ [ વિચારીને ] મુખમાં [ જે આકાશ છે તેની ] અંતર આ [ છે ] એમ [ નિશ્ચય કરતી હવી. જેથી વાગાદિએ તેને મુખમાં છે એમ જાણ્યો તેથી ] તે [ પ્રાણ ] અયાસ્ય (મુખમાં રહેલો) [ છે. વળી તે ] આંગિરસ [ છે, ] કેમકે [ તે કાર્યકરણરૂપ ] અંગોનો સાર [ છે. પ્રાણવિના શરીર સૂકાય છે તેથી તેને સ્થૂલસૂક્ષ્મસમૂહમાં સારરૂપ કહેલો છે. ] ૮

એ પ્રાણની દૂર્ એ નામવડે ઉપાસના તથા તેથી થનારું ફલ કહે છેઃ—

सा वा एषा देवता दूर्नाम दूरꣳ ह्यस्या मृत्युर्दूरꣳ ह वा अस्मान्मृत्युर्भवति य एवं वेद ॥ ९ ॥

શબ્દાર્થઃ—[ જેને પામીને અસુરો વિનાશ પામ્યા ] તે આ (વર્તમાન ઉપાસકના શરીરમાં રહેલી) પ્રસિદ્ધ [ પ્રાણ ] દેવતા દૂર્નામવાળી [ છે, ] કેમકે આ [ પ્રાણદેવતા ]થી મૃત્યુ (વિષયાસક્તિરૂપ પાપ) દૂર [ થાય છે. એ દૂર્નામથી પ્રાણ વિશુદ્ધ છે. ] જે એમ (વિશુદ્ધિરૂપ ગુણયુક્ત) [ પ્રાણને ] ઉપાસે છે આનાથી નિશ્ચય [ પાપરૂપ ] મૃત્યુ દૂર થાય છે. ૯

વિવેચનઃ—શાસ્ત્ર અને આચાર્યે દેવાદિકનું જેવું સ્વરૂપ કહ્યું હોય તેવા સ્વરૂપની ઉપ એટલે મનવડે સમીપ જઇને આસન એટલે લૌકિકવૃત્તિના અંતરાયથી રહિત ચિંતન તે ઉપાસન કહેવાય છે. જ્યાંસુધી તે દેવતા આદિકના સ્વરૂપનું પોતાનામાં અભિમાન સ્ફુરે ત્યાંસુધી તે ઉપાસન કરવું જોઇએ. ૯

પ્રાણોપાસકથી પાપ દૂર થાય છે એમ ઉપર કહ્યું તેને હવે સ્પષ્ટ કરે છે.—

सा वा एषा देवतैतासां देवतानां पाप्मानं मृत्युमपहत्य यत्राऽऽसां दिशामन्तस्तद्गमयांचकार तदासां पाप्मनो विन्यदधात्तस्मान्न जनमियान्नान्तमियान्नेत्पाप्मानं मृत्युमन्ववायानीति ॥ १० ॥

શબ્દાર્થઃ—તે આ પ્રસિદ્ધ [ પ્રાણ ] દેવતા આ [ વાગાદિની અભિમાની ] દેવતાઓના પાપરૂપ મૃત્યુનું (વિષયાસક્તિનું) છેદન કરીને જ્યાં આ દિશાઓનો અંત (શાસ્ત્રીય જ્ઞાનાદિવડે સંસ્કૃત જનોના નિવાસથી ભિન્ન દેશ) [ છે ] ત્યાં [ રહેનારા મનુષ્યમાં ] ગમન કરતી હવી. ત્યાં આ [ વાગાદિના અભિમાની ]નાં પાપોને વિવિધ અધમભાવે સ્થાપન કરતી હવી, તેથી [ તે અંત્ય-પાપયુક્ત- ] જનનો [ દર્શનસંભાષણાદિવડે ] સંસર્ગ ન કરે, [ તથા તેવા મનુષ્યના ] નિવાસસ્થાનપ્રતિ ન જાય [ જો હું જઉં તો નિષેધના ઉલ્લંઘનથી ] પાપરૂપ મૃત્યુને પ્રાપ્ત થઉં એવા [ ભયવડે કોઈ શિષ્ટ ત્યાં ન જાય ] ૧૦

પાપહાનિ ને દેવભાવ એમ બે પ્રકારનું ઉપાસનાનું ફલ છે, તેમાં પાપહાનિનો ઉપદેશ કરતાં પ્રાસંગિક સાધારણ નિષેધ દેખાડ્યો. હવે દેવભાવને જણાવે છેઃ—

सा वा एषा देवतैतासां देवतानां पाप्मानं मृत्युमपहत्याथैना मृत्युमत्यवहत् ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—તે આ પ્રસિદ્ધ [ પ્રાણ ]દેવતા આ વાગાદિ ] દેવોના પાપરૂપ મૃત્યુનું હનન કરીને પછી આ[ વાગાદિ દેવો ]ને મૃત્યુનું ઉલ્લંઘન કરાવીને [ પોતપોતાના અપરિચ્છિન્ન અગ્નિ આદિકભાવને ] પમાડતી હવી. ૧૧

સામાન્યરીતે કહેલા અર્થને હવે વિશેષરીતે કહે છેઃ—

स वै वाचमेव प्रथमामत्यवहत्सा यदा मृत्युमत्यमुच्यत सोऽग्निरभवत्सोऽयमग्निः परेण मृत्युमतिक्रान्तो दीप्यते ॥ १२ ॥

**શબ્દાર્થઃ**—તે પ્રસિદ્ધ [ પ્રાણ ઉદ્‌ગીથકર્મમાં અતિ ઉપકારક હોવાથી ] મુખ્ય [ એવી ] વાણીનેજ [ મૃત્યુનું ] ઉલ્લંઘન કરાવીને [ તેના મૂલસ્વરૂપને ] પ્રાપ્ત કરતો હવો. તે [ વાણી ] જ્યારે [ પાપરૂપ ] મૃત્યુનું ઉલ્લંઘન કરીને મુક્ત થઈ [ ત્યારે પોતેજ ] તે અગ્નિરૂપ થઈ. તે આ [ પાપથી ] દૂર થયેલો અગ્નિ પાપના [ વિયોગ ]પછી [ સારી રીતે ] પ્રકાશે છે. ૧૨

अथ प्राणमत्यवहत्स यदा मृत्युमत्यमुच्यत स वायुरभवत्सोऽयं वायुः परेण मृत्युमतिक्रान्तः पवते ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—પછી [ તે પ્રાણ ] ઘ્રાણને [ મૃત્યુનું ] ઉલ્લંઘન કરાવીને [ તેના મૂલસ્વરૂપને ] પ્રાપ્ત કરતો હવો. તે [ ઘ્રાણ ] જ્યારે [ પાપરૂપ ] મૃત્યુનું ઉલ્લંઘન કરીને મોકળું થયું [ ત્યારે પોતેજ ] તે વાયુરૂપ થયું. તે આ [ પાપથી ] રહિત થયેલો વાયુ પાપના [ વિયોગ ] પછી [ સારી રીતે ] વાય છે. ૧૩

अथ चक्षुरत्यवहत्तद्यदा मृत्युमत्यमुच्यत स आदित्योऽभवत्सोऽसावादित्यः परेण मृत्युमतिक्रान्तस्तपति ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—પછી [ તે પ્રાણ ] ચક્ષુને [ મૃત્યુનું ] ઉલ્લંઘન કરાવીને [તેના મૂલરૂપને ] પ્રાપ્ત કરતો હવો. તે [ ચક્ષુ ] જ્યારે [ પાપરૂપ ] મૃત્યુનું ઉલ્લંઘન કરીને મોકળું થયું [ ત્યારે પોતેજ ] તે આદિત્યરૂપ થયું. તે આ [ પાપથી ] રહિત થયેલો આદિત્ય પાપના [ વિયોગ ]-પછી [ સારી રીતે ] તપે છે. ૧૪

अथ श्रोत्रमत्यवहत्तद्यदा मृत्युमत्यमुच्यत ता दिशोऽभवꣳस्ता इमा दिशः परेण मृत्युमतिक्रान्ताः ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—પછી [ તે પ્રાણ ] શ્રોત્રને [ મૃત્યુનું ] ઉલ્લંઘન કરાવીને [ તેના મૂલરૂપને ] પમાડતો હવો. તે [ શ્રોત્ર ] જ્યારે [ પાપરૂપ ] મૃત્યુનું ઉલ્લંઘન કરીને મોકળું થયું [ ત્યારે પોતેજ ] તે દિશાઓરૂપ થયું. તે આ [ પાપથી ] રહિત થયેલી દિશાઓ પાપનાં [ વિયોગ ] પછી [ પૂર્વાદિ વિભાગવડે સ્થિત થઈ. ] ૧૫

अथ मनोऽत्यवहत्तद्यदा मृत्युमत्यमुच्यत स चन्द्रमा अभवत्सोऽसौ चन्द्रः परेण मृत्युमतिक्रान्तो भात्येवꣳ ह वा एनमेषा देवता मृत्युमतिवहति य एवं वेद ॥ १६ ॥

**શબ્દાર્થઃ**—પછી [ તે પ્રાણ ] મનને [ પાપનું ] ઉલ્લંઘન કરાવીને [ તેના મૂલરૂપને ] પમાડતો હવો. તે [ મન ] જ્યારે [ પાપનું ] ઉલ્લંઘન કરીને મોકળું થયું [ ત્યારે પોતેજ ] તે

ચંદ્રમારૂપ થયું તે આ [ પાપથી ] રહિત થયેલો ચંદ્રમા પાપના [ વિયોગ ]પછી [ સારી રીતે ] પ્રકાશે છે. જે એવી રીતે ( અગ્નિ આદિરૂપ વાગાદિ પંચકયુક્ત ) [ પ્રાણને ] ઉપાસે છે આને આ [ પ્રાણ ]દેવતા એવીજ રીતે પાપનું ઉલ્લંઘન કરાવીને [ વૈરાજપદને ] પમાડે છે ૧૬.

હવે પ્રાણની જે પ્રવૃત્તિ થઈ તે કહે છેઃ—

अथाऽऽत्मनेऽन्नाद्यमागायद्यद्धि किञ्चान्नमद्यतेऽनेनैव तदद्यत इह प्रतितिष्ठति ॥१७॥

શબ્દાર્થઃ—[ મુખ્ય પ્રાણ સર્વ ઇંદ્રિયોને સાધારણ એવા પ્રાજાપત્યરૂપ ફલનું ગાન કરીને ] પછી પોતાને માટે ભક્ષણ કરવાયોગ્ય અન્નનું ગાન કરતો હવો, જેથી [ પ્રાણીઓવડે ] જે કાંઇ અન્ન ભક્ષણ કરાય છે તે પ્રાણવડેજ ભક્ષણ કરાય છે [ તેથી પ્રાણે તે ભક્ષણ કરવા યોગ્ય અન્નનું પોતાને માટે ગાન કર્યું હતું એમ જણાય છે. વળી ] અહીં ( શરીરાકારે પરિણામ પામેલ અન્નમાં ) [ પ્રાણ ] સ્થિત થાય છે [ તેથી પણ પ્રાણે અન્નનું પોતાને માટે ગાન કર્યું હતું એમ જણાય છે. જે પ્રાણવડે અન્નનું ભક્ષણ છે તે પ્રાણની ને ઇંદ્રિયોની સ્થિતિમાટેજ છે તેથી વાગાદિકની પેઠે શુભની આસક્તિથી ઉપજેલા પાપનો સંભવ પ્રાણમાં નથી. ] ૧૭

પ્રાણ ઇંદ્રિયોને ધારણ કરનાર છે એમ કહી હવે તેના ભર્તા, શ્રેષ્ઠ ને અગ્રગામી આદિ ગુણોનું વિધાન કરે છે.—

ते देवा अब्रुवन्नेतावद्वा इदꣳ सर्वं यदन्नं तदात्मन आगासीरनु नोऽस्मिन्नन्न आभजस्वेति ते वै माऽभिसंविशतेति तथेति ꣳ समन्तं परिण्यविशन्त । तस्माद्यदनेनान्नमत्ति तेनैतास्तृप्यन्त्येवꣳ ह वा एनꣳ स्वा अभिसंविशन्ति भर्ता स्वानाꣳ श्रेष्ठः पुर एता भवत्यन्नादोऽधिपतिर्य एवं वेद य उ हैवं विदꣳ स्वेषु प्रति प्रतिबुभूर्षति न हैवालं भार्येभ्यो भवत्यथ य एवैतमनुभवति यो वैतमनु भार्यान्बुभूर्षति स हैवालं भार्येभ्यो भवति ॥ १८ ॥

શબ્દાર્થઃ—તે [ વાગાદિ ] દેવો [ પ્રાણને કહેવા લાગ્યા –" આ સર્વ પ્રસિદ્ધ [ પ્રાણની સ્થિતિના કારણરૂપ ] જે અન્ન [ છે તે ] આટલુંજ ( છે, આનાથી અધિક નથી, ને ] તે [ સર્વ તેં ] પોતાને માટે ગાયું છે, ( ગાનવડે પોતાનું કરી લીધું છે. ) [ અને અમે અન્નવિના સ્થિતિ કરી શકીએ એમ નથી તેથી હવે ] પછી અમને આ અન્નમાં ભાગવાળા કર." એમ [ કહે સને પ્રાણ કહે છેઃ- ] " તે [ તમે જો અન્નની ઇચ્છાવાળા છો ] તો મારામાં સર્વભણીથી પ્રવેશ કરો " એમ [ કહેવાથી તે દેવો ] " તેમ [ થાઓ ] " એમ [ અંગીકાર કરીને ] તે[ પ્રાણ ]ને સર્વભણીથી વીંટીને સ્થિત થતા હવા [ જેથી તેઓ પ્રાણને આશ્રયે સ્થિત થયા છે ] તેથી જે અન્નને પ્રાણવડે [ લોક ] ભક્ષણ કરે છે તે[ પ્રાણના અન્ન ]વડે આ [ વાગાદિક ] તૃપ્ત થાય છે. જે [ ઉપાસક વાગાદિક દેવો પ્રાણને આશ્રયે રહેલા છે, ને તે પ્રાણ હુંજ છું ] એમ ઉપાસના કરે છે આ[ ઉપાસક ]પ્રતિ એવીજ રીતે ( પ્રાણપ્રતિ વાગાદિકની પેઠે ) પ્રસિદ્ધ પોતાની [ જ્ઞાતિઓ ] આશ્રય કરે છે [ વળી તે ] પોતાની [ જ્ઞાતિઓનું ] પોષણ કરનાર, પૂજ્ય અગ્રગામી, પ્રદીપ્ત જઠરાગ્નિવાળો [ ને ] અધિપતિ થઇને પાલન કરનાર થાય છે. જે એમ જાણનારાપ્રતિ ( પ્રાણવેત્તાપ્રતિ ) પોતામાં ( પોતાની જ્ઞાતિઓમાં )

પ્રતિસ્પર્ધી થવાને ઇચ્છે છે [ તે પ્રાણની સ્પર્ધા કરનારા અસુરોની પેઠે ] નિશ્ચય પોષણ કરવા યોગ્યનું [ પોષણ કરવામાટે ] પૂર્ણ થતો નથીજ. હવે [ જ્ઞાતિઓમાં ] જે આ[ પ્રાણવેત્તા]પ્રતિ અનુરાગવાળો થાય છે, અથવા જે આને ( પ્રાણોપાસકને ) અનુસરતો [છતો] પોષણ કરવાયોગ્યનું પોષણ કરવાને ઇચ્છે છે તેજ નિશ્ચય પોષણ કરવાયોગ્યનું [ પોષણ કરવાને ] પૂર્ણ ( સમર્થ ) થાય છે. ૧૮

હવે પ્રાણના આંગિરસપણામાં હેતુ કહે છે:—

सोऽयास्य आङ्गिरसोऽङ्गानाँ हि रसः प्राणो वा अङ्गानाँ रसः प्राणो हि वा अङ्गानाँ रसस्तस्माद्यस्मात्कस्माच्चाङ्गात्प्राण उत्क्रामति तदेव तच्छुष्यत्येष हि वा अङ्गानाँ रसः ॥ १९ ॥

**શબ્દાર્થઃ**—તે મુખમાં સ્થિત આંગિરસ [ છે, ] કારણ કે [તે] અંગોનો સાર [છે.] પ્રસિદ્ધ પ્રાણ [ શરીરના ] અવયવોનો સાર [ છે. ] જેથી પ્રસિદ્ધ પ્રાણ અવયવનો સાર [ છે] તેથી જે કોઈ અવયવમાંથી પ્રાણ નીકળી જાય છે ત્યાંજ તે [ અવયવ ] સૂકાઇ જાય છે. આ પ્રસિદ્ધ[ પ્રાણ ]જ અવયવોનો સાર [ છે તેથી વાગાદિકનો ત્યાગ કરીને પ્રાણજ ઉપાસ્ય છે. ] ૧૯

હવે પ્રાણના ઋગાત્મકપણાને કહે છે:—

एष उ एव बृहस्पतिर्वाग्वै बृहती तस्या एष पतिस्तस्मादु बृहस्पतिः ॥ २० ॥

**શબ્દાર્થઃ**—આ[ આંગિરસ ]જ બૃહસ્પતિ [ છે. ] વાણી પ્રસિદ્ધ બૃહતી [ છંદ છે. આ બૃહતીછંદમાં સર્વે ઋચાઓ અંતર્ગત થાય છે તેથી વાણી ઋચારૂપ છે. ] તે[ વાણીરૂપ ઋચા ]નો આ [ પ્રાણ ] પતિ [ છે, કેમકે તે વાણીનું પાલન કરે છે ] તેથીજ [ તે ] બૃહસ્પતિ ( ઋચાઓનો પ્રાણ આત્મા ) [ છે. ] ૨૦

હવે પ્રાણનું યજુર્વેદાત્મકપણું કહે છે:—

एष उ एव ब्रह्मणस्पतिर्वाग्वै ब्रह्म तस्या एष पतिस्तस्मादु ब्रह्मणस्पतिः ॥२१॥

**શબ્દાર્થઃ**—આ[ પ્રાણ ]જ બ્રહ્મણસ્પતિ [ છે. ] વાણી પ્રસિદ્ધ [ યજુર્ ] વેદ [ છે, ] તેનો આ પતિ [ છે ] તેથીજ [ તે ] બ્રહ્મણસ્પતિ ( યજુર્વેદનો આત્મા ) [ છે. ] ૨૧

પ્રાણનું સામવેદાત્મકપણું કહે છે:—

एष उ एव साम वाग्वै साऽमैष सा चामश्चेति तत्साम्नः सामत्वम् । यद्वेव समः प्लुषिणा समो मशकेन समो नागेन सम एभिस्त्रिभिर्लोकैः समोऽनेन सर्वेण तस्माद्वेव सामाश्नुते साम्नः सायुज्यँ सलोकतां य एवमेतत्साम वेद ॥ २२ ॥

**શબ્દાર્થઃ**—આ[ પ્રાણ ]જ સામ [ છે. ] વાણી પ્રસિદ્ધ સા [ છે, અને ] અમ આ [ પ્રાણ છે. ] સા અને અમ એવી [ વ્યુત્પત્તિ છે ] તેથી સામનું સામપણું [ છે. વાણીમાં ગૌણ સામપણું ને પ્રાણમાં મુખ્ય સામપણું છે એમ જાણવું. ઉપાસનામાટે પ્રકારાંતરે આ પ્રાણનું સામપણું કહે છે:- ] અથવા જેથી [ આ સૂત્રાત્મરૂપ પ્રાણ ] ઉધઇના [ શરીરની]

તુલ્ય, મચ્છરના [ શરીરની ] તુલ્ય, હાથીના [ શરીરની ] તુલ્ય, આ ત્રણ લોકની ( વિરાટ્-શરીરની ) તુલ્ય [ ને ] આ સર્વરૂપના ( હિરણ્યગર્ભના કાર્ય જગત્ની ) તુલ્ય [ છે ] તેથીજ સામ [ છે. ] જે એવી રીતે આ સામરૂપ[ પ્રાણ ]ને [ પ્રાણાત્માના અભિમાનના આવિર્ભાવ-પર્યંત ] ઉપાસે છે [ તે પોતાની ભાવનાપ્રમાણે ] સામરૂપ[ પ્રાણ ]ના સાયુજ્યને [ વા ] સમાનલોકપણાને પામે છે ૨૨

પ્રાણ ઉદ્ગીથ છે એમ જણાવે છેઃ—

एष उ वा उद्गीरथः प्राणो वा उत्प्राणेन हीद९ँ सर्वमुत्तब्धं वागेव गीथोच्च गीथा चेति स उद्गीथः ॥ २३ ॥

શબ્દાર્થઃ—આ [ પ્રાણ ]જ ઉદ્ગીથ [ છે. ] જેથી પ્રાણે આ સર્વ [ જગત્ ] ઉંચે ધારણ કર્યું [ છે તેથી ] પ્રાણજ ઉત્ [ છે, ને વાણી ગાય છે તેથી ] વાણીજ ગીથા [ છે. ] ઉત્ ને ગીથા એમ [બંને મળીને] તે ઉદ્ગીથ [છે, ને તે બંને શબ્દવડે વાચ્ય પ્રાણજ છે.] ૨૩

ઉદ્ગીથ પ્રાણજ છે, વાગાદિ નથી, આ કહેલા અર્થની દઢતામાટે આખ્યાયિકા કહે છે —

तद्धापि ब्रह्मदत्तश्चैकितानेयो राजानं भक्षयन्नुवाचायं त्यस्य राजा मूर्धानं विपातयताद्यदितोऽयास्य आङ्गिरसोऽन्येनोदगायदिति वाचा च ह्येव स प्राणेन चोदगायदिति ॥ २४ ॥

શબ્દાર્થઃ—તે[ વિષય ]માં [ આખ્યાયિકા ] પણ [ સંભળાય છે – ] ચિકિતાનના પૌત્ર બ્રહ્મદત્ત [ યજ્ઞમાં ] સોમનું ભક્ષણ કરતા [ છતા ] બોલ્યા —"મુખમાં રહેલો પ્રાણ [ઉદ્ગાતા છે. ] આથી ( વાણીસહિત પ્રાણથી ) ભિન્ન[ દેવ ]વડે જો [ પૂર્વે ઋષિઓના યજ્ઞમાં ] ઉદ્ગાન કરાયું હોય [ તો હું મિથ્યા બોલનારો થઉં, તેથી ] તેનું ( મિથ્યા બોલનાર મારું ) માથું આ સોમ પાડી નાંખો " એમ વાણીવડે અને પ્રાણવડે તે [મુખ્યપ્રાણરૂપ ઉદ્ગાતા] ઉદ્ગાન કરતો હવો આ [ અર્થ શપથવડે નક્કી કર્યો ] ૨૪

એવી રીતે ઉદ્ગીથદેવતા પ્રાણજ છે એમ નિર્ણય કરીને હવે તેના સ્વ, સુવર્ણ ને પ્રતિષ્ઠા એ ગુણોનું વિધાન ત્રણ કંડિકાવડે થાય છેઃ—

तस्य हैतस्य साम्नो यः स्वं वेद भवति हास्य स्वं तस्य वै स्वर एव स्वं तस्मादार्त्विज्यं करिष्यन्वाचि स्वरमिच्छेत तया वाचा स्वरसंपन्नयाऽऽर्त्विज्यं कुर्यात्तस्माद्यज्ञे स्वरवन्तं दिदृक्षन्त एव । अथो यस्य स्वं भवति भवति हास्य स्वं य एवमेतत्साम्नः स्वं वेद ॥ २५ ॥

શબ્દાર્થઃ—તે આ પ્રસિદ્ધ સામના ( મુખ્યપ્રાણના ) ધનને જે જાણે છે આને પ્રસિદ્ધ ધનરૂપ [ ફલ ] થાય છે પ્રસિદ્ધ તે[ સામ ]નું કંઠમાધુર્યજ ધન ( વિભૂષણ ) [ છે જેથી કંઠની મધુરતાવડે અલંકૃત ઉદ્ગાન ઋદ્ધિવાળું જણાય છે ] તેથી ઋત્વિક્નું કર્મ કરનાર [ ઉદ્ગાતા ] વાણીમાં [ સુ ] સ્વર ઇચ્છે ( તેને માટે દંતધાવનાદિ કરે ) તે સ્વરસંપન્ન વાણીવડે ઋત્વિક્નું કર્મ ( ઉદ્ગાન ) કરે. જેમ જેની [ પાસે ] ધન હોય છે [ તેને જોવાને લૌકિક જનો ઇચ્છે છે ] તેમ [ મનુષ્યો ] યજ્ઞમાં [ સુ ] સ્વરવાળા [ ઉદ્ગાતા ] ને [ પણ ] જોવાને ઇચ્છે છેજ. જે એવી રીતે સામના આ ધનને જાણે છે આને પ્રસિદ્ધ ધન [ પ્રાપ્ત ] થાય છે ૨૫

હવે સુવર્ણવાનપણારૂપ ગુણનું વિધાન થાય છેઃ—

तस्य हैतस्य साम्नो यः सुवर्णं वेद भवति हास्य सुवर्णं तस्य वै स्वर एव सुवर्णं भवति हास्य सुवर्णं य एवमेतत्साम्नः सुवर्णं वेद ॥ २६ ॥

શબ્દાર્થઃ—તે આ પ્રસિદ્ધ સામના ( મુખ્યપ્રાણના ) સુવર્ણને ( આ અક્ષર કંઠસ્થાની છે, આ દંતસ્થાની છે એવા લક્ષણજ્ઞાનપૂર્વક સારી રીતે વર્ણના ઉચ્ચારણને ) જે જાણે છે આને પ્રસિદ્ધ સુવર્ણરૂપ [ ફલ ] થાય છે. પ્રસિદ્ધ તે[ સામ ]નું [સુ]સ્વરજ સુવર્ણ [ છે. ] જે એવી રીતે સામના આ સુવર્ણને જાણે છે આને પ્રસિદ્ધ સુવર્ણ [ પ્રાપ્ત ] થાય છે. ૨૬

હવે પ્રતિષ્ઠારૂપ ગુણનું વિધાન કરે છેઃ—

तस्य हैतस्य साम्नो यः प्रतिष्ठां वेद प्रति ह तिष्ठति तस्य वै वागेव प्रतिष्ठा वाचि हि खल्वेष एतत्प्राणः प्रतिष्ठितो गीयतेऽन्न इत्यु हैक आहुः ॥ २७ ॥

શબ્દાર્થઃ—તે આ પ્રસિદ્ધ સામની ( મુખ્યપ્રાણની ) પ્રતિષ્ઠાને જે જાણે છે [ તે ] પ્રસિદ્ધ સ્થિતિ પામે છે. પ્રસિદ્ધ તે[ સામ ]ની [ વર્ણોચ્ચારનાં સ્થાનોરૂપ ] વાણીજ પ્રતિષ્ઠા [ છે. ] જેથી વાણીમાં ( વર્ણોચ્ચારનાં સ્થાનોમાં ) સ્થિત થયો [ છતો ] પ્રસિદ્ધ આ પ્રાણ આ [ ગાન ] ગાય છે [ તેથી સામની પ્રતિષ્ઠા વાણી છે. ] અન્નમાં ( શરીરમાં ) [ સ્થિત થયો છતો આ પ્રાણ ગાન કરે છે ] એમ પણ કોઈ કહે છે. ૨૭

હવે પ્રાણોપાસકના જપકર્મનું વિધાન કરે છેઃ—

अथातः पवमानानामेवाभ्यारोहः स वै खलु प्रस्तोता साम प्रस्तौति स यत्र प्रस्तुयात्तदेतानि जपेत् । असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्माऽमृतं गमयेति । स यदाहासतो मा सद्गमयेति मृत्युर्वा असत्सदमृतं मृत्योर्माऽमृतं गमयामृतं मा कुर्वित्येवैतदाह तमसो मा ज्योतिर्गमयेति मृत्युर्वै तमो ज्योतिरमृतं मृत्योर्माऽमृतं गमयामृतं मा कुर्वित्येवैतदाह मृत्योर्माऽमृतं गमयेति नात्र तिरोहितमिवास्ति । अथ यानीतराणि स्तोत्राणि तेष्वात्मनेऽन्नाद्यमागायेत्तस्मादु तेषु वरं वृणीत यं कामं कामयेत तँ स एष एवंविदुद्गाताऽऽत्मने वा यजमानाय वा यं कामं कामयते तमागायति तद्धैतल्लोकजिदेव न हैवालोक्यताया आशाऽस्ति य एवमेतत्साम वेद ॥ २८ ॥ इति प्रथमाध्यायस्य तृतीयमुद्गीथब्राह्मणम् ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ પ્રાણોપાસનાના કથન ]પછી [ જેથી વિદ્વાન્‌વડે દેવભાવને માટે યોજેલું અભ્યારોહરૂપ ફલવાળું-દેવભાવપ્રતિ અભિમુખપણાવડે આરોહ કરાવનારા ફલવાળું-જપકર્મ છે ] તેથી પવમાનોનોજ અભ્યારોહ (જપ) [ કહેવાય છે.- ] તે પ્રસ્તોતા સામનો પ્રારંભ કરે છે [ આ ] પ્રસિદ્ધ [ છે. ] તે [ પ્રસ્તોતા ] જ્યારે [ સામનો ] પ્રારંભ કરે ત્યારે આ [યજુર્વેદના મંત્રો ] જપેઃ-અસત્‌થી મને સત્પ્રતિ લઈ જા, અજ્ઞાનથી મને જ્યોતિપ્રતિ લઈ જા, મૃત્યુથી મને અમૃતભણી લઈ જા. આ [ મંત્રોના અર્થ ગૂઢ છે તેથી બ્રાહ્મણભાગરૂપ શ્રુતિ પોતેજ આ મંત્રોના અર્થ કહે છેઃ- ] તે [ મંત્ર ] જે કહેતા હવા [ તે આ છેઃ- ] અસત્‌થી

મને સદ્‌ભણી લઇ જા એમ [ કહ્યું તેનો આ અર્થ છે -અશાસ્રીય કર્મ ને ધ્યાનરૂપ ] મૃત્યુજ [ અત્યંત અધોભાવના હેતુપણાથી ] અસત્ [ છે, ને શાસ્રીય કર્મ ને ધ્યાનરૂપ ] સત્ [અમરણના હેતુપણાથી ] અમૃત [ છે તે અશાસ્રીય કર્મધ્યાનરૂપ ] મૃત્યુથી મને [ શાસ્રીય કર્મધ્યાનરૂપ ] અમૃતભણી લઈ જા મને અવિનાશી ( અમૃતપણાના સાધનયોગ્ય સ્વભાવવાળો ) કર, એમજ આ [ મંત્રવાક્ય ] કહેતું હતુ. અજ્ઞાનથી મને પ્રકાશભણી લઇ જા એમ [ કહ્યું તેનો આ અર્થ છે:-અશાસ્રીય કર્મ ને ધ્યાનતું મૂલ ] અજ્ઞાનજ [ મરણના હેતુપણાથી ] મૃત્યુ [ છે, ને ] સ્વરૂપનું જ્ઞાન [ અવિનાશી હોવાથી ] અમૃત [ છે અસુરભાવરૂપ ] મૃત્યુથી મને [ દેવભાવરૂપ ] અમૃતભણી લઈ જા-મને અમૃત ( પ્રજાપતિ ) કર, એમજ આ [ મંત્રવાક્ય ] કહેતું હતું મૃત્યુથી મને અમૃતભણી લઈ જા આ [ પૂર્વના બે મંત્રોનો મળેલો અર્થ છે ] આમાં તિરોધાન પામવાજેવો [ અર્થ ] નથી [ ત્રણ પવમાનસ્તોત્રોમાં યજમાનસંબંધી ઉદ્ગાન કરીને ] પછી જે બીજાં [ નવ ] સ્તોત્રો [છે] તેઓમાં [ પ્રાણવેત્તા ઉદ્ગાતા ] પોતાને માટે ભક્ષણ કરવાયોગ્ય અન્નનું ગાન કરે ( ગાનવડે સંપાદન કરે ) તે આ એમ જાણનારો ઉદ્ગાતા પોતાને માટે વા યજમાનમાટે જે ભોગને ઇચ્છે છે તે[ ભોગ ]ને ગાય છે ( ગાનવડે સંપાદન કરે છે ) તેથી [ યજમાન ] જે ભોગને ઇચ્છે તેને [ યોજના કરેલાં ] તે[નવસ્તોત્રો]માં પ્રાર્થના કરે જે [ નિશ્ચય કરેલા મહિમાવાળા ] આ સામરૂપ[પ્રાણ]ને [ તે હું છું ] એમ [ તેના અભિમાનના આવિર્ભાવપર્યંત ] ઉપાસે છે [ તેને ] તે આ [ કર્મરહિત પ્રાણોપાસન પણ ] લોકસાધનજ [ છે ] લોકાભાવમાટે પ્રાર્થના [ સંભવતી ] નથીજ, [ એવી રીતે કર્મસહિત ઉપાસના ને કર્મરહિત ઉપાસના એ બંને ફલસિદ્ધિ આપનાર છે. ] ૨૮ એ પ્રમાણે પ્રથમાધ્યાયના ઉદ્ગીથનામના ત્રીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૧, ૩

એવી રીતે ઉપાસના તથા કર્મવડે અને એકલી ઉપાસનાવડે પ્રજાપતિપણાની પ્રાપ્તિ કહી હવે પ્રજાપતિની જગતનાં ઉત્પત્તિસ્થિતિસંહારમા સ્વતંત્રપણાદિ વિભૂતિના વર્ણનવડે વૈદિક ઉપાસના તથા કર્મના ફલનો ઉત્કર્ષ વર્ણન કરવાયોગ્ય છે, તેમાટે આ પુરુષવિધબ્રાહ્મણનો આરંભ થાય છે તેમાં પ્રથમ પ્રજાપતિનાં અહ તથા પુરુષ એવાં નામો વર્ણવે છે —

आत्मैवेदमग्र आसीत्पुरुषविधः सोऽनुवीक्ष्य नान्यदात्मनोऽपश्यत्सोऽहमस्मीत्यग्रे व्याहरत्ततोऽहंनामाभवत्तस्मादप्येतर्ह्यामन्त्रितोऽहमयमित्येवाग्र उक्त्वाऽथान्यन्नाम प्रब्रूते यदस्य भवति स यत्पूर्वोऽस्मात्सर्वस्मात्सर्वान्पाप्मन औषत्तस्मात्पुरुष ओषति ह वै स तं योऽस्मात्पूर्वो बुभूषति य एवं वेद ॥ १ ॥

શબ્દાર્થઃ—આ [ દૃશ્યમાન ભિન્ન ભિન્ન શરીરોનો સમૂહ અન્ય શરીરની ઉત્પત્તિની ] પૂર્વે પુરુષાકાર ( વિરાટ્‌રૂપ ) આત્માજ હતો તે પછી [" હું કોણ છું ? " " કયા લક્ષણવાળો છું ? " એમ ] આલોચન કરીને પોતાના [ શરીરથી ભિન્ન ] અન્ય[ વસ્તુ ]ને ન દેખતા હવા. તે " [ સર્વનો આત્મા પ્રજાપતિ ] હું છું " એમ પ્રથમ કહેતા હવા તેથી હું [ એવા ] નામવાળા થયા [ જેથી કારણરૂપ પ્રજાપતિનું એવું વૃત્તાંત છે ] તેથી [ કાર્યરૂપ પ્રજામાં ] પણ આ સમયમાં " [ તું કોણ છે ? " એમ ] પૂછે [ અને ] " આ હું " એમજ પ્રથમ કહીને પછી બીજું [ યજ્ઞદત્તાદિ ] નામ જે આનું હોય છે [ તે નામ ] કહે છે જેથી તે [ પ્રજાપતિ પૂર્વે કર્મઉપાસનાના અનુષ્ઠાનવડે ] આ સર્વ[ પ્રજાપતિભાવની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળા

પુરુષો ]થી મુખ્ય [ થયા છતા આસક્તિ ને અજ્ઞાનરૂપ ] સર્વે પાપોને દહન કરતા હવા તેથી [તે] પુરુષ [કહેવાય છે. પ્રજાપતિની પેઠે અન્ય પણ] જે [ કોઇ પુરુષગુણવાળો પ્રજાપતિ હું છું ] એમ ઉપાસના કરે છે તે પણ જે આનાથી પ્રથમ [ થઇને પોતાનું [ પ્રજાપતિપણું ] થવાને ઇચ્છે છે તેનો પરાભવ કરે છે. ૧

એ પ્રજાપતિભાવ સંસારના વિષયનું ઉલ્લંઘન કરતો નથી, અર્થાત તે ઉત્કૃષ્ટ છતો પણ સંસારની અંતર્ગતજ છે, કૈવલ્યરૂપ નથી એમ જણાવે છે—

**सोऽबिभेत्तस्मादेकाकी बिभेति स हायमीक्षांचक्रे यन्मदन्यन्नास्ति कस्मान्नु बिभेमीति तत एवास्य भयं वीयाय कस्माद्ध्यभेष्यद्द्वितीयाद्वै भयं भवति ॥ २ ॥**

**શબ્દાર્થ:**—તે [ પ્રજાપતિ ] ભય પામતા હવા [ જેથી દેહમાં આત્માના જ્ઞાનથી પ્રજાપતિ ભય પામ્યા ] તેથી [ વર્તમાનસમયમાં પણ ] એકલો [ પુરુષ ] ભય પામે છે પ્રસિદ્ધ તે આ [ પ્રજાપતિ આ પ્રમાણે ] વિચાર કરતા હવા.—" જેથી મારાથી ભિન્ન [ કોઈ પણ વસ્તુ ] નથી [ તેથી હું ] કોનાથી ભય પામુ છું ? " એવી રીતે તે [ યથાર્થ આત્માના જ્ઞાન ]થીજ આ [ પ્રજાપતિ ]નું ભય સારી રીતે દૂર થયું શા[ કારણ ]થી [ તે ] ભય પામ્યા ? દ્વિતીયથીજ ભય થાય છે, [ પોતાનાથી પોતાને ભય થતું નથી, અર્થાત્ પરમાર્થરૂપ અદ્વૈતમાં ભયનો સંભવ નથી, અવિદ્યાકલ્પિત દ્વૈતથીજ ભય થાય છે. ] ૨

વિવેચન:—બ્રહ્માત્માની એકતાનું જ્ઞાન કોઇક અધિકારીને પૂર્વજન્મમાં કરેલાં શુભકર્મથી પ્રતિબંધક સંસ્કાર દૂર થયે ઇશ્વરના અનુગ્રહવડે આચાર્યવિના પણ થાય છે, જેમ પ્રજાપતિ તથા વામદેવને થયું હતું; કોઇક અધિકારીને શ્રદ્ધાભક્તિપૂર્વક એકાગ્રતારૂપ તપ કરવા વડે પણ આચાર્યના ઉપદેશવિના તે જ્ઞાનનો લાભ થાય છે, જેમ ભૃગુને થયો હતો; અને ઘણા અધિકારીને આચાર્યદ્વારા તે જ્ઞાન પ્રાપ્ત થાય છે, જેમ શ્વેતકેતુ આદિને થયું હતું ૨

પ્રજાપતિ ભયયુક્ત થયા તેથી તે સંસારની અંતર્ગત છે એમ કહી હવે તે અરતિથી ( વાંછિત પદાર્થના વિયોગવડે થનારી વ્યાકુલતાથી ) યુક્ત થયા તેથી પણ તે સંસારની અંતર્ગત છે એમ જણાવે છે:—

**स वै नैव रेमे तस्मादेकाकी न रमते स द्वितीयमैच्छत् । स हैतावानास यथा स्त्रीपुमाꣳसौ संपरिष्वक्तौ स इममेवाऽऽत्मानं द्वेधा पातयत्ततः पतिश्च पत्नी चाभवतां तस्मादिदमर्धबृगलमिव स्व इति ह स्माऽऽह याज्ञवल्क्यस्तस्मादयमाकाशः स्त्रिया पूर्यत एव ताꣳ समभवत्ततो मनुष्या अजायन्त ॥ ३ ॥**

**શબ્દાર્થ:**—[ જેથી ] તે પ્રસિદ્ધ [ પ્રજાપતિ અવિદ્યાલેશની અનુવૃત્તિવડે ] નહિજ રમણ કરતા હવા તેથી [ આધુનિક પુરુષ પણ ] એકલો રમણ કરતો નથી. તે [ પ્રજાપતિ વ્યાકુલતાને દૂર કરનાર સ્રીવસ્તુરૂપ ] દ્વિતીયને ઇચ્છતા હવા. તે પ્રસિદ્ધ [ પ્રજાપતિ તે ઇચ્છાવડે ] જેમ [ લોકમાં પરસ્પર ] ગાઢઆલિંગિત સ્રીપુરુષ [ જે પરિમાણવાળાં થાય છે ] તેટલા [ પરિમાણવાળા ] થયા ( તે પ્રજાપતિ પોતાના સ્વરૂપથી ભિન્ન સ્રીપુરુષના આલિંગનવાળા અન્ય શરીરરૂપ થયા ) તે [ પ્રજાપતિ ] આ [ અન્ય ] શરીરનાજ બે પ્રકારે વિભાગ કરતા હવા. તેથી [ મનુ આદિ ] પતિ અને [ શતરૂપા આદિ ] પત્ની થયાં. [ જેથી શરીરનો અર્ધો ભાગ સ્રી છે ] તેથી આ [ શરીર પરણ્યાપૂર્વે ] પોતાના અર્ધાભાગજેવું [ છે ] એમ પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય

( દેવરાતિ ) કહેવા હવા તેથી આ આકાશ ( સ્ત્રીના અભાવે ખાલી રહેલો ભાગ ) સ્ત્રીવડેજ પૂરાય છે. તે[ શતરૂપા ]ની [ સાથે મનુરૂપે થયેલા પ્રજાપતિ ] સમાગમ કરતા હવા, તેથી મનુષ્યો ઉત્પન્ન થયા. ૩

હવે ગાય આદિકની સૃષ્ટિ કહે છે—

सो हेयमीक्षांचक्रे कथं नु माऽऽत्मन एव जनयित्वा संभवति हन्त तिरोऽसानीति सा गौरभवदृषभ इतरस्ताꣳ समेवाभवत्ततो गावोऽजायन्त वडवेतराऽभवदश्ववृष इतरो गर्दभीतरा गर्दभ इतरस्ताꣳ समेवाभवत्तत एकशफमजायताजेतराऽभवद्बस्त इतरोऽविरितरा मेष इतरस्ताꣳ समेवाभवत्ततोऽजावयोऽजायन्तैवमेव यदिदं किंच मिथुनमापिपीलिकाभ्यस्तत्सर्वमसृजत ॥ ४ ॥

શબ્દાર્થઃ—તે આ પ્રસિદ્ધ [ શતરૂપા ] વિચાર કરવા લાગ્યાંઃ-મને પોતાથીજ ઉપજાવીને કેમ સમાગમ કરે છે? ખેદ [ થાય છે તેથી હું અન્યજાતિવડે ] તિરોધાન થઉં, એમ [ વિચારી ] તે ગાય થયાં, અન્ય ( મનુ ) બળદ [ થયા, ને ] તેનો સમાગમ કરતા હવા, તેથી ગાયો ઉત્પન્ન થઈ અન્ય ( શતરૂપા ) ઘોડી થયાં, અન્ય ઘોડો [ થયા, ] અન્ય ( શતરૂપા ) ગર્દભી [ થયાં, ] અન્ય ગર્દભ [ થયા, ને ] તેનો સમાગમ કરતા હવા, તેથી એકખરીવાળાં ( અશ્વ, ખચ્ચર ને ગર્દભ ) ઉપજ્યાં. બીજી બકરી થયાં અન્ય બકરો [ થયા, ] બીજી ઘેટી [ થયાં, ] અન્ય ઘેટો [ થયા, ને ] તેનો સમાગમ કરતાં હવા, તેથી બકરી [ ને ], ઘેટીઓ ઉપજી એમજ જે આ કાંઈ કીડીપર્યંત [ સ્ત્રીપુરુષરૂપ ] દ્વંદ્વ [ છે ] તે સર્વને સૃજતા હવા. [ ઉત્પન્ન થનાર પ્રાણીઓનાં કર્મોવડે પ્રેરિત શતરૂપાની અને મનુની પુનઃ પુનઃ તેજ બુદ્ધિ થઈ. ને જગત્ રચાયું, આ અભિપ્રાય છે. ] ૪

હવે પ્રજાપતિનો સૃષ્ટિથી અભેદ તથા તેની ઉપાસનાનું ફલ કહે છેઃ—

सोऽवेदहं वाव सृष्टिरस्म्यहꣳ हीदꣳ सर्वमसृक्षीति ततः सृष्टिरभवत्सृष्ट्याꣳ हास्यैतस्यां भवति य एवं वेद ॥ ५ ॥

શબ્દાર્થઃ—તે [ પ્રજાપતિ આ સર્વ જગત્ રચીને ] જાણતા હવા [ કે ] હુંજ જગત્ છું. કારણકે મેં આ સર્વ રચ્યું [ છે ] એમ [ પ્રજાપતિએ જાણ્યું ] તેથી [ તે ] સૃષ્ટિ-[ નામવાળા ] થયા. જે [ કોઈ જગત્ હુંજ છું ] એમ ઉપાસે છે [ તે ] આ[ પ્રજાપતિ ]ના આ જગતમાં પ્રસિદ્ધ [ સ્રષ્ટા ] થાય છે. ૫

હવે અનુગ્રહ કરનાર અગ્નિ આદિની સૃષ્ટિ વર્ણવે છે—

अथेत्यभ्यमन्थत्स मुखाच्च योनेर्हस्ताभ्यां चाग्निमसृजत तस्मादेतदुभयमलोमकमन्तरतोऽलोमका हि योनिरन्तरतः। तद्यदिदमाहुरमुं यजामुं यजेत्येकैकं देवमेतस्यैव सा विसृष्टिरेष उ ह्येव सर्वे देवाः। अथ यत्किंचेदमार्द्रं तद्रेतसोऽसृजत तदु सोम एतावद्वा इदꣳ सर्वमन्नं चैवान्नादश्च सोम एवान्नमग्निरन्नादः सैषा ब्रह्मणोऽतिसृष्टिः। यच्छ्रेयसो देवानसृजताथ यन्मर्त्यः सन्नमृतानसृजत तस्मादतिसृष्टिरतिसृष्ट्याꣳ हास्यैतस्यां भवति य एवं वेद ॥ ६ ॥

શબ્દાર્થઃ—પછી આવી રીતે [ મુખમાં હાથ નાંખીને ] મથન કરતા હવા. તે

[ પ્રજાપતિ ] મુખરૂપ યોનિથી ને [ હાથે ] હાથરૂપ [ યોનિ ]થી [ બ્રાહ્મણોપર અનુગ્રહ કરનાર ] અગ્નિને રચતા હવા. [ જેથી એ બંને દાહક અગ્નિની યોનિ-ઉત્પત્તિસ્થાન-છે ] તેથી એ બંને અંતરથી રોમરહિત [ છે, ] જેમકે [ સ્ત્રીની ] યોનિ-અંતરથી રોમરહિત [ છે પછી ઇંદ્ર વરુણ ને વસુ આદિ દેવોને પ્રજાપતિએ રચ્યા. ] તેમાં ( કર્મના પ્રકરણમાં ) [ યજ્ઞકર્તાઓ યાગકાલમાં ] "આ [ અગ્નિ ]નું યજન કર, આ [ ઇંદ્ર ]નું યજન કર" એમ એક એક દેવને [ ઉદ્દેશીને ] જે આ [ વચન ] કહે છે [ તે તેવી રીતે આદર કરવાયોગ્ય નથી ] આ [ પ્રજાપતિ ]નાજ તે [ સર્વે ] દેવભેદો [ છે. ] આ પ્રજાપતિ જ નિશ્ચય સર્વે દેવો [ છે અગ્નિરૂપ ભક્ષકની ઉત્પત્તિની ] પછી જે કાંઈ આ ભીનું [ છે ] તેને [ પોતાના ] વીર્યથી રચતા હવા. તે સોમજ [ છે ] અન્ન ને અન્નભક્ષક આટલુંજ પ્રસિદ્ધ આ સર્વ [ જગત્ છે. ] સોમજ અન્ન [ છે, ને ] અગ્નિ અન્નભક્ષક [ છે ] તે આ પ્રજાપતિની [ પોતાનાથી પણ ] અધિકતર સૃષ્ટિ [ છે ] તે આ પ્રજાપતિની [ પોતાનાથી પણ ] અધિકતર સૃષ્ટિ [ છે. ] જેથી [ પોતામાંથી ] પ્રશસ્યતર દેવોને સૃજ્યા, તથા જેથી [ પૂર્વે પોતે ] મરણધર્મવાળા છતાં અમરણધર્મવાળાઓને રચ્યા તેથી [ આ ] ઉત્કૃષ્ટ સૃષ્ટિ [ છે-ઉત્કૃષ્ટ કર્મ અને જ્ઞાનનું ફલ છે ] જે [ સૃષ્ટિરૂપ પ્રજાપતિ હુંજ છું ] એમ ઉપાસે છે [ તે ] આ [ પ્રજાપતિ ]ની આ દેવાદિ સૃષ્ટિમાં પ્રસિદ્ધ [ પ્રજાપતિની પેઠે સ્રષ્ટા ] થાય છે. ૬

અહિંસુધી વર્ણવેલા વ્યાકૃત જગતના બીજભૂત અવ્યાકૃત અવસ્થાનું બીજસહિત સંસારને ઉખાડી નાંખવામાટે નિરૂપણ કરે છેઃ—

तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियतासौनामाऽयमिदꣳ रूप इति तदिदमप्येतर्हि नामरूपाभ्यामेव व्याक्रियतेऽसौनामाऽयमिदꣳ रूप इति स एष इह प्रविष्टः। आनखाग्रेभ्यो यथा क्षुरः क्षुरधानेऽवहितः स्याद्विश्वंभरो वा विश्वंभरकुलाये तं न पश्यन्ति। अकृत्स्नो हि स प्राणन्नेव प्राणो नाम भवति। वदन्वाक्पश्यꣳश्चक्षुः शृण्वञ्छ्रोत्रं मन्वानो मनस्तान्यस्यैतानि कर्मनामान्येव। स योऽत एकैकमुपास्ते न स वेदाकृत्स्नो ह्येषोऽत एकैकेन भवत्यात्मेत्येवोपासीतात्र ह्येते सर्व एकं भवन्ति। तदेतत्पदनीयमस्य सर्वस्य यदयमात्माऽनेन ह्येतत्सर्वं वेद यथा ह वै पदेनानु विन्देदेवं कीर्तिꣳ श्लोकं विन्दते य एवं वेद ॥ ७ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે આ [ નામરૂપવડે વિસ્પષ્ટ જગત્ ] ત્યારે (તેની ઉત્પત્તિની પૂર્વે) અપ્રકટ નામરૂપવાળું હતું. તે નામરૂપવડેજ વિસ્પષ્ટ થયું આ [ યજ્ઞદત્તાદિ ] નામવાળો આ [ પુરુષ ને તે ] આ [ શુક્લાદિ ]રૂપવાળો એવી રીતે. તે આ [ કોઈ અવ્યાકૃત પદાર્થ ] આ સમયમાં પણ નામરૂપવડેજ આ નામવાળો આ, [ ને ] આ રૂપવાળો એમ વિસ્પષ્ટ કરાય છે. તે આ [ પરમાત્મા અસ્પષ્ટ નામરૂપને સ્પષ્ટ કરવા સૂર્યાદિની પેઠે પ્રતિબિંબરૂપે ] અહીં ( બ્રહ્માથી માંડીને મુંબડાપર્યંતના શરીરોમાં ) નખના અગ્રોપર્યંત પ્રવેશ પામ્યા. [ તેમાં બે દૃષ્ટાંત કહે છે.-] જેમ [ વાળંદની ] સજાયા રાખવાની [ ચામડાની ] પટ્ટીમાં સજાયો [ એકદેશમાં ] સ્થિત છે, અથવા [ જેમ ] અગ્નિ અગ્નિના [ આધારભૂત કાષ્ઠાદિરૂપ ] માળામાં [ વ્યાપીને સ્થિત છે તેમ આત્મા વિશેષપણે શરીરના એકદેશરૂપ ચક્ષુરાદિમાં સ્થિત છે, અને સામાન્યપણે સ્ફૂર્તિરૂપે

શરીરને વ્યાપીને સ્થિત છે તે શ્વાસોચ્છ્વાસાદિ ક્રિયાવાળા આત્માને જાણતા છતાં પણ ] તે [ કેવલ પૂર્ણ આત્મા ]ને જાણતા નથી [ જે શ્વાસોચ્છ્વાસાદિ ક્રિયાવાળાને જાણે છે ] તે અસંપૂર્ણજ [ છે ] પ્રાણની ક્રિયા કરતો [ છતો ]જ [ આત્મા ] પ્રાણનામવાળો થાય છે, બોલતો [ છતો ] વાક્ [ નામવાળો, ] જોતો [ છતો ] ચક્ષુનામવાળો, સાંભળતો [ છતો ] શ્રોત્ર [ નામવાળો, ને ] મનન કરતો [ છતો ] મન [ નામવાળો થાય છે. ] આ [ આત્મા ]નાં તે આ [ પ્રાણાદિ નામો ] કર્મે [ કરેલાં ] નામોજ [ છે, સંપૂર્ણ આત્માને વિષય કરનારાં નથી. ] તે જે આમાંથી એક એકને [ આત્મા ] જાણે છે તે [ સંપૂર્ણ આત્માને જાણતો નથી. જેથી આ [ આત્મા ] અસંપૂર્ણ [ છે તેથી ] આમાંથી ( પ્રાણાદિ સમુદાયમાંથી ) એક એક [ વિશેષણ ]-વડે [ યુક્ત ] થાય છે [ તેને ] આત્મા એમજ ઉપાસે, કેમકે આ [ નિરુપાધિક આત્મા ]માં આ સર્વે [ પ્રાણાદિ ઉપાધિએ કરેલા ભેદો ] એક થાય છે. આ સર્વે [ અનાત્મપદાર્થ ]ના [ સંબંધવાળો ] જે આ આત્મા [ છે ] તે આ શોધવાયોગ્ય [ છે, ] કેમકે આ [ આત્મજ્ઞાન ]-વડે આ સર્વે [ જડસમૂહ ]ને [ પુરુષ ] જાણે છે જેમ [ લોકમાં ] પ્રસિદ્ધ પગલાંવડે [ શોધનારો પુરુષ ખોવાઇ ગયેલા પશુને ] મેળવે છે તેમ [ આત્મા પ્રાપ્ત કરે સતે સર્વ પ્રાપ્ત થાય છે ] જે એવી રીતે જાણે છે [ તે ] ઐક્યજ્ઞાન [ તથા ] મોક્ષ પામે છે. ૭

અન્ય સર્વનો અનાદર કરીને આત્મતત્ત્વજ શામાટે જાણવાયોગ્ય છે ? એમ આશંકા થાય તો લોકદૃષ્ટિનો આશ્રય કરીને તેનું સમાધાન કહે છે:—

तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयमात्मा । स योऽन्यमात्मनः प्रियं ब्रुवाणं ब्रूयात्प्रियꣳ रोत्स्यतीतीश्वरो ह तथैव स्यादात्मानमेव प्रियमुपासीत स य आत्मानमेव प्रियमुपास्ते न हास्य प्रियं प्रमायुकं भवति ॥ ८ ॥

શબ્દાર્થ:—જે આ આત્મા [ પ્રાણાદિકથી ] અધિક અંતર [ છે ] તે આ [ આત્મા ] પુત્રથી પ્રિયતર [ છે, સુવર્ણાદિક ] ધનથી પ્રિયતર [ છે, ને લોકમાં પ્રિયપણાવડે પ્રસિદ્ધ ] અન્ય સર્વથી પ્રિયતર [ છે ] જે [ કોઈ આત્મવાદી છે ] તે આત્માથી ભિન્ન [ પુત્રાદિક ]ને પ્રિય કહેનારા પ્રતિ "[ તારું તે ] પ્રિય વિનાશ પામશે" એમ કહે [ આ એમ કહેવામાં ] સમર્થજ [ છે તેથી તે ] તેમજ થાય છે [ તેથી અન્ય પ્રિયનો ત્યાગ કરીને ] આત્મરૂપ પ્રિયનેજ ઉપાસે તે જે આત્મરૂપ પ્રિયનેજ ઉપાસે છે આનું પ્રિયમરણસ્વભાવવાળું થતું નથી ૮

"તેને આત્મા એમજ ઉપાસે" એમ બ્રહ્મવિદ્યા સૂચિત કરી તે સૂત્રનું વ્યાખ્યાન કરવાને ઇચ્છતી શ્રુતિભગવતી પ્રયોજન કહેવાની ઇચ્છાવડે ઉપોદ્ઘાત કરવાને ઇચ્છે છે:—

तदाहुर्यद्ब्रह्मविद्यया सर्वं भविष्यन्तो मनुष्या मन्यन्ते किमु तद्ब्रह्मावेद्यस्मा-त्तत्सर्वमभवदिति ॥ ९ ॥

શબ્દાર્થ:—[બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળા, જન્મમરણના પ્રવાહમાં ચક્રની પેઠે નિરંતર ભ્રમણવડે ઉપજેલા દુઃખરૂપ જલવાળા સંસારનામના અપાર મહાસાગરની નૌકારૂપ શ્રીસદ્ગુરુને પ્રાપ્ત થઇને તે સંસારસાગરના બ્રહ્મરૂપ તીરપ્રતિ ઊતરવાની ઇચ્છાવાળા, તથા ધર્માધર્મરૂપ સાધન અને તેના ફલરૂપ સંસારથી ઉદાસ થયેલા, ને તેનાથી વિલક્ષણ નિત્ય નિરતિશય શ્રેયને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓ હવે પછી કહેવાશે ] તે કહેતા હવા:–' બ્રહ્મવિદ્યાવડે સર્વરૂપ ( નિરવશેષરૂપ ) થઇશું [ એમ ] જે મનુષ્યો માને છે [ તેમાં વિરુદ્ધતા પ્રતીત થાય છે

તેથી અમે પૂછીએ છીએ કે–તે બ્રહ્મ કોને જાણતું હતું [ કે ] જે[ જ્ઞાન ]થી તે સર્વરૂપ થયું ?" ઇતિ. ૯

એમ પ્રશ્ન કરે સતે શ્રુતિભગવતી સર્વ દોષરહિત પ્રત્યુત્તર આપે છેઃ—

ब्रह्म वा इदमग्र आसीत्तदात्मानमेवावेदहं ब्रह्मास्मीति तस्मात्तत्सर्वमभवत्। तद्यो यो देवानां प्रत्यबुध्यत स एव तदभवत्तथर्षीणां तथा मनुष्याणां तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवः सूर्यश्चेति। तदिदमप्येतर्हि य एवं वेदाहं ब्रह्मास्मीति स इदः सर्वं भवति तस्य ह न देवाश्च नाभूत्या ईशते। आत्मा ह्येषाः स भवति। अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुरेवः स देवानाम्। यथा ह वै बहवः पशवो मनुष्यं भुञ्ज्युरेवमेकैकः पुरुषो देवान्भुनक्त्येकस्मिन्नेव पशावादीयमानेऽप्रियं भवति किमु बहुषु तस्मादेषां तन्न प्रियं यदेतन्मनुष्या विद्युः ॥ १० ॥

શબ્દાર્થ:—[ જ્ઞાનથી ] પૂર્વે આ ( શરીરમાં સ્થિત પ્રમાતા આદિનું સાક્ષીભૂત ત્વંપદનું લક્ષ્ય ) બ્રહ્મજ હતું. તે [ તું સંસારી નથી, કિંતુ સર્વ ધર્મરહિત ચિદ્ એકરસ બ્રહ્મજ છે એમ દયાળુ આચાર્યે ઉપદેશ કરે સતે ] પોતાનેજ હું [ પ્રમાતા આદિનું સાક્ષી સર્વ સંસારધર્મથી રહિત નિષેધના અવધિભૂત ] બ્રહ્મ છું એમ જાણતું હતું તે[ જ્ઞાન ]થી તે [ બ્રહ્મ અવિદ્યા ને તેના કાર્યની નિવૃત્તિ થવાથી સ્વાભાવિક ] સર્વરૂપ થયું. [ તેથી બ્રહ્મવિદ્યાવડે અમે સર્વરૂપ થઇશું એમ જે મનુષ્યો માને છે તે યુક્તજ છે. " તે બ્રહ્મ કોને જાણતું હતું કે જે જ્ઞાનથી તે સર્વરૂપ થયું ? " એમ જે પૂછ્યું હતું તેનો પૂર્વે આ બ્રહ્મજ હતું. તે પોતાનેજ હું બ્રહ્મ એમ જાણતું હતું તેથી તે સર્વરૂપ થયું એમ નિર્ણય કર્યો. ] તેમાં દેવોની [ મધ્યે ] જે જે [ દેવ તે બ્રહ્મને યથાવત્ ] જાણતા હવા તેજ [ તે જ્ઞાનવડે ] તે [ સર્વાત્મક બ્રહ્મ ] થયા ઋષિયોની [ મધ્યે ] તથા મનુષ્યોની [ મધ્યે જે જે ઋષિ તથા મનુષ્ય તે બ્રહ્મને યથાવત્ જાણતા હવા તે તે તે જ્ઞાનવડે તે સર્વાત્મક બ્રહ્મ થયા. આ બ્રહ્મવિદ્યાનું સર્વભાવની પ્રાપ્તિ ફલ છે આ અર્થની દઢતામાટે શ્રુતિભગવતી મંત્રોનું ઉદાહરણ કરે છેઃ- ] તે [ બ્રહ્મને ] આ [ આત્મરૂપે ] જોતા [ છતા ] પ્રસિદ્ધ વામદેવ ઋષિ " હું મનુ થયો, તથા [ હું ] સૂર્ય [ થયો, ] " ઇત્યાદિ [ મંત્રોને ] દેખતા હવા [ સર્વ ભૂતોમાં અનુપ્રવેશ પામેલું ] તે આ [ બ્રહ્મ ] આ સમયમાં પણ જે [ કોઇ બાહ્યવિષયોનો અનુરાગ ત્યજી ] હું [ સર્વ સંસારધર્મથી રહિત બ્રહ્મ છું એમ અનુસંધાન કરે છે તે [ આવા બ્રહ્મજ્ઞાનથી અવિદ્યાએ કરેલા અસર્વપણાની નિવૃત્તિદ્વારા ] આ સર્વ થાય છે. પ્રસિદ્ધ દેવો પણ તે[ જ્ઞાની ]ના [ સર્વાત્મક બ્રહ્મભાવની પ્રાપ્તિના ] નિરાકરણમાટે સમર્થ થતા નથી, કારણ કે તે [ બ્રહ્મવેત્તા ] આ[ દેવો ]નો આત્મા થાય છે. હવે જે [ અબ્રહ્મવેત્તા પોતાનામાં કર્તાપણાનો અંગીકાર કરીને પોતાનાથી ] ભિન્ન દેવને આ [ ઉપાસ્ય દેવ મારાથી ] ભિન્ન [ છે, ને ] હું [ તે ઉપાસ્યદેવથી ] ભિન્ન છું એમ [ ભેદદૃષ્ટિવડે ] ઉપાસે છે તે [ ઉપાસક ઉપાસ્યઉપાસકના વાસ્તવિક સ્વરૂપને ] જાણતો નથી જેમ [ ગાય ને અશ્વાદિ ] પશુ [ દોહનવાહનાદિ ઉપકારોવડે ઉપભોગ્ય થાય છે ] તેમ તે [ અવિદ્વાન્ ] દેવોની [ મધ્યે એક એક દેવનો પશુની પેઠે અનેક ઉપકારોવડે ઉપભોગ્ય થાય છે. ] જેમ પ્રસિદ્ધ [ ગાય ને અશ્વાદિ ] ઘણાં પશુઓ [ પોતાના સ્વામી ] મનુષ્યનું [ દોહનવાહનાદિવડે ] પાલન કરે છે તેમ [ બહુ પશુસ્થાનીય આ ] એક એક [ કર્મી ] પુરુષ દેવોને [ સ્તુતિનમસ્કારાદિ

ક્રિયાવડે ] પાળે છે [ લોકમાં જેમ ઘણા પશુવાળાનું ] એકજ પશુ [ વ્યાઘ્રાદિવડે ] અપહરણ થયે [ અને તે વ્યાઘ્રાદિ તેને ] અપ્રિય થાય છે [ તેમ ] બહુ [ પશુસ્થાનીય એક એક પુરુષ પશુભાવથી વ્યુત્થિત થયે સતે વ્યુત્થિત કરનાર તત્ત્વજ્ઞાન દેવોનું અપ્રિય થાય એમાં ] શું [ કહેવું ? જેથી મનુષ્યોનું પશુભાવથી વ્યુત્થાન દેવોને અપ્રિય છે ] તેથી જે આ [ બ્રહ્મતત્ત્વ ]ને મનુષ્યો [ કોઈ પ્રકારે ] જાણે તે આ [ દેવો ]ને ઇષ્ટ નથી [ માટે મુમુક્ષુ દેવારાધનપરાયણ, શ્રદ્ધાભક્તિપરાયણ તથા નમ્રતાવાળો થઈ જ્ઞાનની પ્રાપ્તિ કરનાર શ્રવણાદિકમાં એકાગ્ર મનવાળો થાય, કે જેથી તે દેવોનો પ્રિય થાય, ને દેવો તેને વિઘ્ન ન કરે. ] ૧૦

અગ્નિની ઉત્પત્તિ પૂર્વે કહી છે, તેની સાથે સંબંધ રાખનારી ઇંદ્રાદિની ઉત્પત્તિ હવે કહેવાય છે.—

ब्रह्म वा इदमग्र आसीदेकमेव तदेकꣳ सन्न व्यभवत् । तच्छ्रेयोरूपमत्यसृजत क्षत्त्रं यान्येतानि देवत्रा क्षत्त्राणीन्द्रो वरुणः सोमो रुद्रः पर्जन्यो यमो मृत्युरीशान इति । तस्मात्क्षत्त्रात्परं नास्ति तस्माद्ब्राह्मणः क्षत्रियमधस्तादुपास्ते राजसूये क्षत्त्र एव तद्यशो दधाति सैषा क्षत्त्रस्य योनिर्यद्ब्रह्म । तस्माद्यद्यपि राजा परमतां गच्छति ब्रह्मैवान्तत उपनिश्रयति स्वां योनिं य उ एनꣳ हिनस्ति स्वाꣳ स योनिमृच्छति स पापीयान्भवति यथा श्रेयाꣳसꣳ हिꣳसित्वा ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—[ ક્ષત્રિયાદિની ઉત્પત્તિની ] પૂર્વે આ [ ક્ષત્રિયાદિના ભેદનો સમૂહ બ્રાહ્મણજાતિના અભિમાનવાળું અગ્નિરૂપ ] બ્રહ્મજ હતું. [ તે ] એકજ [ હતું. ક્ષત્રિયાદિકનો ભેદ નહોતો. ] તે [ બ્રહ્મ ] એક ( પરિપાલનાદિ કરનાર ક્ષત્રિયાદિથી રહિત ) હોવાથી [ કર્મને માટે ] પરિપૂર્ણ નહોતું [ તેથી ] તે [ બ્રહ્મ ] શ્રેષ્ઠરૂપ ક્ષત્રિયજાતિને ઉત્કૃષ્ટરૂપે રચતું હતું. જે આ દેવોમાં ક્ષત્રિયજાતિઓ [ છે તે કહેવાય છે -દેવોના રાજા ] ઇંદ્ર, [ જલચરોના રાજા ] વરુણ, [ બ્રાહ્મણોના રાજા ] સોમ, ( ચંદ્ર, ) [ પશુઓના રાજા ] રુદ્ર, [ વીજળી આદિના રાજા ] મેઘ, [ પિતૃઓના રાજા ] યમ, [ રોગાદિકોના રાજા ] મૃત્યુ ( યમદૂત, ) [ ને પ્રકાશોના રાજા ] ઈશાન ઈત્યાદિ [ પછી મનુષ્યક્ષત્રિયો રચ્યા. જેથી બ્રહ્મે ક્ષત્રિયજાતિને ઉત્કૃષ્ટ રચી છે ] માટે ક્ષત્રિયજાતિથી ભિન્ન [ બ્રાહ્મણજાતિનો નિયંતા ] નથી તેથી રાજસૂયમાં બ્રાહ્મણ નીચે [ સ્થિત થઈને ઉપર સ્થિત થયેલા ] ક્ષત્રિયને ઉપાસે છે ક્ષત્રિયવિષેજ તે [ બ્રહ્મ પોતાની બ્રાહ્મણરૂપ ] ખ્યાતિને [ " હે રાજન્ ! તું બ્રાહ્મણ છે " એવા વચનવડે ] સ્થાપન કરે છે. જે બ્રાહ્મણજાતિ [ છે ] તે આ ક્ષત્રિયનું ઉત્પત્તિસ્થાન [ છે ] તેથી જોકે [ રાજસૂયના અભિષેકકાલમાં ] ક્ષત્રિય ઉત્કૃષ્ટપણાને પામે છે [ તોપણ તે કર્મની ] પરિસમાપ્તિમાં પોતાના ઉત્પત્તિસ્થાનરૂપ બ્રાહ્મણ( પુરોહિત )નોજ આશ્રય કરે છે જે [ ક્ષત્રિય બલના અભિમાનથી વા પ્રમાદથી ] પણ આ [ બ્રાહ્મણ ]પ્રતિ વક્રભાવે જુએ છે તે પોતાના ઉત્પત્તિસ્થાનનો વિનાશ કરે છે. જેમ [ લોકમાં ] અધિકશ્રેષ્ઠનો પરાભવ કરીને [ પુરુષ અધિક પાપી થાય છે તેમ આ કર્મ કરીને ] તે અધિક પાપી થાય છે. ૧૧

હવે કર્મના અંગભૂત દ્રવ્યના સંપાદનમાટે વૈશ્યસૃષ્ટિ કહે છે —

स नैव व्यभवत्स विशमसृजत यान्येतानि देवजातानि गणश आख्यायन्ते वसवो रुद्रा आदित्या विश्वेदेवा मरुत इति ॥ १२ ॥

શબ્દાર્થ:—તે ( બ્રાહ્મણના અભિમાનવાળા અગ્નિરૂપ પુરુષ ) [ ક્ષત્રિયને રચ્યા છતાં પણ ધનના સંપાદનકર્તાના અભાવથી કર્મને માટે ] પરિપૂર્ણ નજ થયા [ તેથી ] તે વૈશ્યને રચતા હવા. જે આ દેવસમૂહો સમુદાયથી કહેવાય છે [ તે વૈશ્ય છે. હવે તે સમુદાયનાં નામ કહે છે:-આઠ ] વસુઓ [ અગીઆર ] રુદ્રો, [ બાર ] આદિત્યો, [ તેર ] વિશ્વેદેવા, [ ને ઓગણપચાશ ] મરુતો [ છે. ] એવી રીતે [ દેવવૈશ્યોને રચી પછી મનુષ્યવૈશ્યોને રચ્યા ] ૧૨

હવે સેવા કરનારની સૃષ્ટિ કહે છે:—

स नैव व्यभवत्स शौद्रं वर्णमसृजत पूषणमियं वै पूषेयꣳ हीदꣳ सर्वं पुष्यति यदिदं किंच ॥ १३ ॥

શબ્દાર્થ:—[ સેવા કરનારના અભાવથી ] તે [ કર્મને માટે ] પરિપૂર્ણ નજ થયા. તે શૂદ્રવર્ણને રચતા હવા પૂષા [ દેવશૂદ્ર છે ] આ પ્રસિદ્ધ [ પૃથિવી ] પૂષા [ છે, ] કેમકે આ [ પૃથિવી ] જે કાંઇ આ [ પ્રાણિસમૂહ છે ] આ સર્વનું પોષણ કરે છે. [ દેવશૂદ્રપછી તેમણે મનુષ્યશૂદ્ર રચ્યા. ] ૧૩

ક્ષત્રિયના ઉગ્રપણાથી તેના નિયંતારૂપ ધર્મસર્ગને કહે છે:—

स नैव व्यभवत्तच्छ्रेयोरूपमत्यसृजत धर्मं तदेतत्क्षत्रस्य क्षत्रं यद्धर्मस्तस्माद्धर्मात्परं नास्त्यथो अबलीयान्बलीयाꣳसमाशꣳसते धर्मेण यथा राज्ञैवं यो वै स धर्मः सत्यं वै तत्तस्मात्सत्यं वदन्तमाहुर्धर्मं वदतीति धर्मं वा वदन्तꣳ सत्यं वदतीत्येतद्ध्येवैतदुभयं भवति ॥ १४ ॥

શબ્દાર્થ:—તે [ ચાર વર્ણોને રચીને પણ કર્મમાટે ] પરિપૂર્ણ નજ થયા. તે [ બ્રહ્મ ] શ્રેષ્ઠરૂપ ધર્મને ઉત્કૃષ્ટરૂપે રચતું હવું જે ધર્મ [ છે ] તે આ ક્ષત્રિયોનો [ પણ ] નિયંતા [ છે ] તેથી ધર્મથી શ્રેષ્ઠ [ અન્ય નિયંતા ] નથી. જેમ રાજા[ના બલ]વડે [ અલ્પ બલવાળો વધારે બલવાનને જિતવાને ઇચ્છે છે ] તેમ દુર્બલતર પણ અધિક બલવાનને ધર્મ[ રૂપ બલ ]વડે જિતવાને ઇચ્છે છે. જે તે પ્રસિદ્ધ [ શાસ્ત્રોક્ત કર્મરૂપ ] ધર્મ [છે] તે પ્રસિદ્ધ [યથાર્થભાષણરૂપ] સત્ય [ છે. જેથી બંનેનો અભેદ છે ] તેથી [ વ્યવહારકાલે ] સત્ય બોલનારા[ પુરુષ ]પ્રતિ ધર્મ ( ન્યાયયુક્ત ) કહે છે એમ [ ધર્મ ને સત્યનો વિવેક જાણનારા પુરુષો ] કહે છે, અથવા ન્યાયયુક્ત બોલનારાપ્રતિ સત્ય ( શાસ્ત્રાનુસાર ) બોલે છે એમ [ કહે છે. ] જેથી [ એમ છે તેથી સત્ય ને ધર્મ ] આ બંને આ[ ધર્મ ]જ છે. ૧૪

હવે બ્રહ્મનું પૂર્વોક્ત રીતે ચાર વર્ણોરૂપે થવું, તેમાં અગ્નિ ને બ્રાહ્મણની શ્રેષ્ઠતા, તથા આત્મજ્ઞાનનું માહાત્મ્ય એ કહેવાય છે:—

तदेतद्ब्रह्म क्षत्रं विट्शूद्रस्तदग्निनैव देवेषु ब्रह्माभवद्ब्राह्मणो मनुष्येषु क्षत्रियेण क्षत्रियो वैश्येन वैश्यः शूद्रेण शूद्रस्तस्मादग्नावेव देवेषु लोकमिच्छन्ते ब्राह्मणे मनुष्येष्वेताभ्याꣳ हि रूपाभ्यां ब्रह्माभवत्। अथ यो ह वा अस्माल्लोकात्स्वं लोकमदृष्ट्वा प्रैति स एनमविदितो न भुनक्ति यथा वेदो वाऽननूक्तोऽन्यद्वा कर्माकृतं यदिह वा अप्यनेवंविन्महत्पुण्यं

कर्म करोति तद्धास्यान्ततः क्षीयत एवाऽऽत्मानमेव लोकमुपासीत स य आत्मानमेव लोकमुपास्ते न हास्य कर्म क्षीयते । अस्माद्ध्येवाऽऽत्मनो यद्यत्कामयते तत्तत्सृजते ॥ १५ ॥

શબ્દાર્થઃ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય [ ને ] શૂદ્ર તે આ [ ચાર વર્ણો રચ્યા. ] તે ( અગ્નિરૂપને પામેલ બ્રહ્મ ) અગ્નિરૂપવડેજ દેવોમાં બ્રાહ્મણ થયું. [ તે અગ્નિરૂપ દેવબ્રાહ્મણ તેજ રૂપવડે ] મનુષ્યોમાં બ્રાહ્મણ [ થયા, ઇંદ્રાદિ દેવ]ક્ષત્રિયવડે [ અધિષ્ઠિત મનુષ્ય ]ક્ષત્રિય [ થયા, વસુ આદિ દેવ ] વૈશ્યવડે [ અધિષ્ઠિત મનુષ્ય ] વૈશ્ય [ થયા, ને પૂષરૂપ દેવ ]શૂદ્રવડે [ અધિષ્ઠિત મનુષ્ય ]શૂદ્ર [ થયા જેથી અગ્નિમાં અને બ્રાહ્મણમાં અવિકૃત બ્રહ્મ છે ] તેથી [ મનુષ્યો ] દેવોમાં અગ્નિવિષેજ ( અગ્નિસંબંધી કર્મ કરીનેજ ] ફલ ઇચ્છે છે, [ અને ] મનુષ્યોમા બ્રાહ્મણવિષે ( બ્રાહ્મણજાતિનો આશ્રય કરીને ) [ ફલ ઇચ્છે છે. ] જેથી આ [બ્રાહ્મણ અને અગ્નિ ]રૂપવડે બ્રહ્મ થયું [ છે તેથી પૂર્વોક્ત કથન યુક્તજ છે. ] હવે જે [ કોઈ ] પ્રસિદ્ધ [ બ્રહ્મરૂપ ] પોતાના લોકને [ હું બ્રહ્મ છું ] એમ નહિ અનુભવીને આ શરીરથી મૃત્યુ પામે છે આનું તે [ પરમાત્મા ] અવિદિત [ હોવાથી શોકમોહાદિ દોષોને દૂર કરવાવડે ] પાલન કરતા નથી, જેમ નહિ અધ્યયન કરેલો વેદ [ કર્માદિના અવબોધકપણાવડે પાલન કરતો નથી, ] અથવા નહિ કરેલું [ કૃષિ આદિ ] કર્મ [ પોતાના ફલદાનવડે પાલન કરતું નથી ] આ[ સંસાર ]માં [ જે કોઈ ] પણ એમ ( પોતાના આત્મસ્વરૂપને ) નહિ જાણનાર જે મહાન્ પુણ્યકર્મ કરે છે આનું તે [ પુણ્યકર્મ ફલભોગના ] અંતમાં ક્ષય પામે છેજ, [ તેથી પુરુષ અનાત્મદૃષ્ટિના પરિહારવડે નિરંતર ] આત્મરૂપ લોકનુંજ અનુસંધાન કરે. તે જે [કોઈ કહેલી રીતે ] આત્મરૂપ લોકનુંજ અનુસંધાન કરે છે, આનું કર્મ ક્ષય પામતું નથી [ તે આત્મોપાસક ] જે જે [ ઇષ્ટની ] કામના કરે છે તે તે આ આત્મામાથીજ સૃજે છે, [ અન્ય સાધનની અપેક્ષા કરતો નથી ] ૧૫

એવી રીતે વિદ્વાન્નું સ્વતંત્રપણું કહીને હવે અવિદ્વાન્ કયા કયા કર્મવડે કયા કયા દેવાદિનો પશુની પેઠે ઉપભોગ્ય થાય છે તે કહે છે—

अथो अयं वा आत्मा सर्वेषां भूतानां लोकः स यज्जुहोति यद्यजते तेन देवानां लोकोऽथ यदनुब्रूते तेन ऋषीणामथ यत्पितृभ्यो निपृणाति यत्प्रजामिच्छते तेन पितृणामथ यन्मनुष्यान्वासयते यदेभ्योऽशनं ददाति तेन मनुष्याणामथ यत्पशुभ्यस्तृणोदकं विन्दति तेन पशूनां यदस्य गृहेषु श्वापदा वयाꣳस्यापिपीलिकाभ्य उपजीवन्ति तेन तेषां लोको यथा ह वै स्वाय लोकायारिष्टिमिच्छेदेवꣳहैवंविदे सर्वाणि भूतान्यरिष्टिमिच्छन्ति तद्वा एतद्विदितं मीमाꣳसितम् ॥ १६ ॥

શબ્દાર્થઃ—હવે આ પ્રસિદ્ધ [ કર્માધિકારી અવિદ્વાન્ ગૃહસ્થ ] પુરુષ [ વર્ણાશ્રમનાં વિહિત કર્મોવડે પ્રાણીઓપર ઉપકાર કરનારો હોવાથી ] સર્વે પ્રાણીઓનો ભોગ્ય [ છે. ] તે [ ગૃહસ્થ દેવને ઉદ્દેશે અગ્નિમાં ] જે હોમે છે, [ ને દેવના ઉદ્દેશવડે ] જે યજન ( યાગરૂપ દ્રવ્યત્યાગ ) કરે છે તેવડે [ તે ઇંદ્રાદિ ] દેવોનો ભોગ્ય [ છે ] હવે [ નિત્યપ્રતિ ] જે [ સ્વાધ્યાયનું ] અધ્યયન કરે છે તેવડે [ તે ] ઋષિઓનો [ ભોગ્ય છે, ] તથા પિતૃઓને જે [ પિંડ ઉદક આદિ ] આપે છે, [ ને ] જે પ્રજાને ઉત્પન્ન કરે છે તેવડે [ તે ] પિતૃઓનો [ ભોગ્ય છે, ] અને મનુષ્યોને

[ પોતાના સ્થાનમાં ] જે વાસ કરાવે છે, [ તથા ] તેઓને જે ભોજન આપે છે તેવડે [ તે ] મનુષ્યોનો [ ભોગ્ય છે. ] વળી જે પશુઓને તૃણજલ આપે છે તેવડે [ તે ] પશુઓનો [ ભોગ્ય છે. ] આના ઘરોમાં કીડીઓ [ સહિત બિલાડાં આદિ ] શ્વાપદો [ ને ] પક્ષીઓ [ દાણા, બલિ ને ભાણાંનું ધોણ એવડે ] જે ઉપજીવન કરે છે તેવડે [ તે ] તેઓનો ઉપભોગ્ય [ છે ] જેવી રીતે [ લોકમાં ] પ્રસિદ્ધ પોતાના શરીરનો અવિનાશ ઇચ્છે ( પોષણરક્ષણાદિવડે પાલન કરે ) તેવી રીતેજ [ હું સર્વ ભૂતોનો ભોગ્ય છું ] એમ કલ્પનારનો [ દેવાદિ ] સર્વે ભૂતો અવિનાશ ઇચ્છે છે. ( સંરક્ષણ કરે છે ) તે આ પ્રસિદ્ધ [ કહેલાં કર્મોનું અવશ્ય કર્તવ્યપણું પંચમહાયજ્ઞોના પ્રકરણમાં ] જ્ઞાત [ છે, ને તેનું અવશ્ય કર્તવ્યપણું શાસ્ત્રમાં ] વિચારિત [ છે ] ૧૬

કોનાવડે પ્રેરિત થયો છતો આ પુરુષ પરવશ થઇ પ્રવૃત્તિમાર્ગમાંજ પ્રવર્તે છે. ને નિવૃત્તિમાર્ગમાં પ્રવર્ત થતો નથી ? એમ શંકા થાય તો તે પ્રવર્તક કામજ છે એમ કહે છેઃ—

आत्मैवेदमग्र आसीदेक एव सोऽकामयत जाया मे स्यादथ प्रजायेयाथ वित्तं मे स्यादथ कर्म कुर्वीयेत्येतावान्वै कामो नेच्छꣳश्च नातो भूयो विन्देत्तस्मादप्येतर्ह्येकाकी कामयते जाया मे स्यादथ प्रजायेयाथ वित्तं मे स्यादथ कर्म कुर्वीयेति स यावदप्येतेषामेकैकं न प्राप्नोत्यकृत्स्न एव तावन्मन्यते तस्य कृत्स्नता मन एवास्याऽऽत्मा वाग्जाया प्राणः प्रजा चक्षुर्मानुषं वित्तं चक्षुषा हि तद्विन्दते श्रोत्रं दैवꣳ श्रोत्रेण हि तच्छृणोत्यात्मैवास्य कर्माऽऽत्मना हि कर्म करोति स एष पाङ्क्तो यज्ञः पाङ्क्तः पशुः पाङ्क्तः पुरुषः पाङ्क्तमिदꣳसर्वं यदिदं किंच तदिदꣳ सर्वमाप्नोति य एवं वेद ॥ १७ ॥ इति प्रथमाध्यायस्य चतुर्थं पुरुषविधब्राह्मणम् ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—[ સ્ત્રીના સંબંધથી ] પૂર્વે આ [ સ્ત્રી આદિનો સમૂહ સ્વાભાવિક અવિદ્યાવડે યુક્ત બ્રહ્મચારીરૂપ ] આત્માજ હતો [ તે ] એકજ [ હતો. ] તે [ બ્રહ્મચારી સ્વાભાવિક અવિદ્યાની વાસનાવડે યુક્ત હોઇને ] " મને [ કર્મના અધિકારના હેતુરૂપ ] સ્ત્રી [ પ્રાપ્ત ] થાય, પછી [ હુંજ પ્રજારૂપે ] ઉત્પન્ન થઉં, પશ્ચાત્ મને [ કર્મના સાધનભૂત ગાય આદિરૂપ ] દ્રવ્ય [ પ્રાપ્ત ] થાય, પછી [ હું નિત્ય, નૈમિત્તિક ને કામ્ય ] કર્મ કરું " એમ ઇચ્છતો હવો [ સ્ત્રી, પુત્ર, દ્રવ્ય ને કર્મ ] આટલોજ [ ઇચ્છવાયોગ્ય ] વિષય [ છે. આ સાધનમાં મનુષ્યલોક, પિતૃલોક ને દેવલોકરૂપ ફલનો અંતર્ભાવ જાણવો. ] ઇચ્છતો [ છતો ] પણ આ[ ફલસાધન ]થી અધિકતર પામતો નથી [ તેથી આટલોજ ઇચ્છવાયોગ્ય વિષય છે એમ જે ઉપર કહ્યું તે યુક્તજ છે. જેથી પૂર્વે પ્રજાપતિને સ્ત્રી આદિ વિષયની ઇચ્છા થઈ હતી ] તેથી આ સમયમાં પણ [ સ્વાભાવિક અવિદ્યાયુક્ત પુરુષ ] એકલો [ છતો ] " મને સ્ત્રી [ પ્રાપ્ત ] થાય, પછી [ પ્રજારૂપે ] ઉત્પન્ન થઉં, પછી મને દ્રવ્ય [ પ્રાપ્ત ] થાય, પછી [ હું ] કર્મ કરું " એમ ઇચ્છે છે [ એવી રીતે ઇચ્છતો ] તે [ કામનાવાળો ] જ્યાંસુધી તેઓમાંના એક એકને પણ પ્રાપ્ત થતો નથી ત્યાંસુધી [ હું ] અસંપૂર્ણજ [ છું એમ પોતાને ] માને છે [ હવે સંપૂર્ણતાના સંપાદનમાં અસમર્થપ્રતિ તેનો ઉપાય કહે છેઃ- ] તેનું ( અસંપૂર્ણપણાના અભિમાનીનું ) સંપૂર્ણપણું [ આવી રીતે થાય છેઃ- ] મનજ આનો આત્મા [ છે, ] વાણી સ્ત્રી [ છે, ] પ્રાણ પ્રજા [ છે, દર્શનક્રિયાવાળું ] નેત્ર મનુષ્યસંબંધી દ્રવ્ય [ છે, ] કેમકે નેત્રવડે તે [ દ્રવ્ય ] મેળવે છે, [ શ્રવણક્રિયાવાળું ] શ્રોત્ર દેવસંબંધી [ દ્રવ્ય છે, ] કેમકે શ્રોત્રવડે તે ( દેવાદિ વિષયનું વિજ્ઞાન ) સાંભળે છે,

[ ને ] શરીરજ આનું કર્મ [ છે, ] કેમકે શરીરવડે કર્મ કરે છે. તે આ પાંક્ત ( પાંચવડે સિદ્ધ થનારો ) [ ઉપાસનારૂપ ] યજ્ઞ [ છે ] પશુ [ સાધ્ય યજ્ઞ ] પાંક્ત [ છે, ] પુરુષ [ સાધ્ય યજ્ઞ પણ ] પાંક્ત [ છે ] જે કાંઇ આ [ કર્મના સાધન ને ફલરૂપ છે ] આ સર્વ પાંક્ત [ છે. ] જે એવી રીતે [ પોતાને પાંક્તયજ્ઞરૂપે ] સંપાદન કરે છે [ તે ] તે આ સર્વ [ જગત્ ] ને [ આત્મપણાવડે ] પ્રાપ્ત થાય છે. ૧૭ એ પ્રમાણે પ્રથમાધ્યાયના પુરુષવિધનામના ચોથા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૧. ૪

એવી રીતે કામપ્રયુક્ત ગૃહસ્થે વા અન્યે પાંક્ત ઉપાસના તથા કર્મથી વા કેવલ ઉપાસનાથી ભોગ્યપણાવડે રચેલા અન્નભૂત જગતનું ઉપાસનામાટે સાત પ્રકારના વિભાગવડે નિરૂપણ કરવાસારુ આ સંપ્રાન્નબ્રાહ્મણ પ્રવૃત્ત થાય છે. તેમાં વિનિયોગસહિત અન્નપ્રકાશક સૂત્રભૂત મંત્રો આ છેઃ—

यत्सप्तान्नानि मेधया तपसाऽजनयत्पिता । एकमस्य साधारणं द्वे देवानभाजयत् । त्रीण्यात्मनेऽकुरुत पशुभ्य एकं प्रायच्छत् । तस्मिन्सर्वं प्रतिष्ठितं यच्च प्राणिति यच्च न । कस्मात्तानि न क्षीयन्तेऽद्यमानानि सर्वदा । यो वैतामक्षितिं वेद सोऽन्नमत्ति प्रतीकेन । स देवानपिगच्छति स ऊर्जमुपजिवतीति श्लोकाः ॥ १ ॥

શબ્દાર્થઃ—[ ઉપાસના ને કર્મનો અધિકારી ] જીવ [ પાંક્ત ] ઉપાસનાવડે [ ને પાંક્ત ] કર્મવડે જે [ પ્રસિદ્ધ ] સાત અન્નો [ છે તેને ] ઉપજાવતો હવો. [ ક્ષુધાની શાંતિ કરનારું ] એક [ અન્ન ] આનું ( સર્વ ભક્ષકવર્ગનું ) સાધારણ [ છે દર્શપૂર્ણમાસનામના ] બે [ અન્ન ] દેવોને આપ્યાં. [ મન, વાણી ને પ્રાણરૂપ આ ] ત્રણ [ અન્નો ] પોતાને માટે કર્યાં. [ દૂધરૂપ ] એક [ અન્ન ] પશુઓને આપ્યું. [ અગ્નિહોત્રાદિમાં હોમેલું દૂધ સર્વ જગતનું કારણ છે તેથી ] જે પ્રાણચેષ્ટા કરે છે, ને જે [ પ્રાણચેષ્ટા કરતાં ] નથી [ તે ] સર્વ તે [ દૂધ ]માં સ્થિત [ છે. ] સર્વદા [ સર્વ ભૂતોવડે ] ભક્ષણ કરાતાં તે [ અન્નો ] શા [ કારણ ]થી ક્ષય પામતાં નથી ? [ તેમાં પુરુષવડે નિરંતર ઉત્પાદ્યમાનપણાથી અન્નનો ક્ષય થતો નથી એવા ઉત્તરનો અંગીકાર કરીને અન્નના અક્ષયના હેતુપણાવડે પ્રાપ્ત પુરુષના અવિનાશીપણાના ગુણના વિજ્ઞાનનું ફલ કહે છે:—] જે [ અન્નના ] પ્રસિદ્ધ આ અક્ષયના કારણને જાણે છે તે મુખ્યપણાવડે અન્નનું ભક્ષણ કરે છે, તે દેવાત્મભાવને પામે છે, [ ને ] તે અમૃતનો ભોક્તા થાય છે. એ પ્રમાણે મંત્રો [ કહ્યા. ] ૧

એ મંત્રોનો અર્થ અત્યંત કઠિન હોવાથી પ્રતીકના ગ્રહણપૂર્વક તેના વ્યાખ્યાનમાટે નીચેની કંડિકા પ્રવર્તે છેઃ—

यत्सप्तान्नानि मेधया तपसाऽजनयत्पितेति मेधया हि तपसाऽजनयत्पिता । एकमस्य साधारणमितीदमेवास्य तत्साधारणमन्नं यदिदमद्यते । स य एतदुपास्ते न स पाप्मनो व्यावर्तते मिश्रꣳह्येतत् । द्वे देवानभाजयदिति हुतं च प्रहुतं च तस्माद्देवेभ्यो जुह्वति च प्र च जुह्वत्यथो आहुर्दर्शपूर्णमासाविति । तस्मान्नेष्टियाजुकः स्यात् । पशुभ्य एकं प्रायच्छदिति तत्पयः । पयो ह्येवाग्रे मनुष्याश्च पशवश्चोपजीवन्ति तस्मात्कुमारं जातं घृतं वैवाग्रे प्रतिलेहयन्ति स्तनं वाऽनुधापयन्त्यथ वत्सं जातमाहुरतृणाद इति । तस्मिन्सर्वं प्रतिष्ठितं यच्च प्राणिति यच्च नेति पयसि हीदꣳ सर्वं प्रतिष्ठितं यच्च प्राणिति यच्च न । तद्यदिदमाहुः

संवत्सरं पयसा जुह्वदप पुनर्मृत्युं जयतीति न तथा विद्याद्यदहरेव जुहोति तदहः पुनर्मृत्युमपजयत्येवं विद्वान्सर्वं हि देवेभ्योऽन्नाद्यं प्रयच्छति। कस्मात्तानि न क्षीयन्तेऽद्यमानानि सर्वदेति पुरुषो वा अक्षितिः स हीदमन्नं पुनः पुनर्जनयते यो वैतामक्षितिं वेदेति पुरुषो वा अक्षितिः स हीदमन्नं धिया धिया जनयते कर्मभिर्यद्धैतन्न कुर्यात्क्षीयेत ह सोऽन्नमत्ति प्रतीकेनेति मुखं प्रतीकं मुखेनेत्येतत्। स देवानपिगच्छति स ऊर्जमुपजीवतीति प्रशंसा ॥ २ ॥

**શબ્દાર્થઃ**—જીવ ઉપાસનાવડે [ ને ] કર્મવડે જે સાત અન્નો [ છે તેને ] ઉપજાવતો હવો, આ [ મંત્રભાગનો ] જીવ ઉપાસનાવડે [ ને ] કર્મવડે [ સાત અન્નરૂપ જગતને ] રચતો હવો [ આ અર્થ ] પ્રસિદ્ધ [ છે. ] એક [ અન્ન ] આનું સાધારણ [ છે, ] આ [ મંત્રનો અર્થ આ પ્રમાણે છેઃ- ] આ[ ભોક્તાના સમુદાય ]નું તે સાધારણ અન્ન આજ [ છે, ] જે આ [ સર્વવડે નિત્યપ્રતિ ] ભક્ષણ કરાય છે. [ આ સર્વ સાધારણ અન્નને અસાધારણ કરનાર દોષવાન્ થાય છે એમ કહે છેઃ- ] તે જે [ કોઈ ] આ [ સર્વ પ્રાણીઓની સ્થિતિના હેતુરૂપ અન્નનું માત્ર પોતાના શરીરની સ્થિતિમાટેજ ] ભક્ષણ કરે છે તે અધર્મથી મોકળો થતો નથી, કેમકે આ [ અન્ન ] મિશ્ર ( સર્વ પ્રાણીનું સાધારણ ) [ છે. ] બે [ અન્ન ] દેવોને વહેંચી આપ્યાં, આ [ મંત્રમાં કહેલાં બે અન્ન અગ્નિમાં ] હવન ને [ હવન કર્યા પછી ] બલિહરણ [ છે ] તેથી [ વર્તમાનકાલના ગૃહસ્થો પણ ] દેવોને માટે હોમ કરે છે, [ ને પછી ] બલિહરણ કરે છે. [ આનું પૂર્વપક્ષપણું સૂચવવાને પક્ષાંતર કહે છેઃ- ] વળી [ બીજાઓ ] કહે છે [ કેઃ-હવન ને બલિહરણ એ બે દેવનાં અન્ન નથી કલ્પ્યાં, પણ ] દર્શ તથા પૂર્ણમાસ આ [ બે દેવનાં અન્ન કલ્પ્યાં છે ] તેથી [ કામ્ય ] ઇષ્ટનું યજન કરનારો ન થાય, [ કેમકે તેમ કરવાથી તે અન્નના દેવાન્નપણાનો વ્યાઘાત થાય. ] પશુઓને માટે એક [ અન્ન ] આપ્યું, આ [ મંત્રમાં કહેલું જે અન્ન ] તે દૂધ [ છે. ] જેથી મનુષ્યો અને પશુઓ પ્રથમ દૂધવડે ઉપજીવન ચલાવે છે તેથી જન્મેલા બાળકને [ દ્વિજો જાતકર્મમાં ] પ્રથમ [ દૂધના કાર્યરૂપ ] ઘીજ [ સુવર્ણસહિત ] ચટાડે છે, પછી સ્તન પાય છે, અને [ શૂદ્રાદિમાં તથા પશુઓમાં તો પ્રથમજ સ્તન પાય છે. ] વળી જન્મેલા વાછડાને [ એ કેવડો થયો એમ કોઈ પૂછે તો ] અતૃણાદ ( તૃણનું ભક્ષણ નહિ કરનાર-માત્ર દૂધપર જીવનાર ) [ છે ] એમ કહે છે. જે પ્રાણચેષ્ટા કરે છે, ને જે [ પ્રાણચેષ્ટા કરતાં ] નથી [ તે ] સર્વ તેમાં સ્થિત [ છે ] આ [ મંત્રભાગવડે ] જે [ મનુષ્યપશ્વાદિ ] પ્રાણચેષ્ટા કરે છે, અને જે [ સ્થાવર પ્રાણચેષ્ટા કરતાં ] નથી આ સર્વ દૂધમાંજ સ્થિત [ છે, કેમકે દૂધની આહુતિનો પરિણામ સર્વ જગત્ છે. આ ઉપાસનાની સ્તુતિ કરવામાટે મતાંતરનો અનુવાદ કરીને તેને દૂષણ આપે છેઃ- હું પ્રજાપતિ છું એવી ભાવના કરતો છતો, ને ] વર્ષપર્યંત દૂધવડે હોમ કરતો [ છતો ] પુનઃ મૃત્યુનો પરાજય કરે છે, ( પુનઃ મરણને માટે જન્મતો નથી, ) એમ જે આ [ શાખાંતરવાળા ] કહે છે તે તેમ ન જાણે, [ કિંતુ દૂધની અંતર સર્વ જગત્ છે એમ જાણતો છતો ] જે દિવસે હોમે છે તે દિવસેજ પુનઃ મૃત્યુનો પરાજય કરે છે, [ વર્ષપર્યંત આહુતિના અભ્યાસની અપેક્ષા નથી. ] જેથી એમ જાણનાર સર્વ ભક્ષણ કરવાયોગ્ય અન્ન ( દૂધ ) દેવોને આપે છે [ તેથી તે સર્વ દેવમય પ્રજાપતિ થઇને તેજ દિવસે પુનઃ મૃત્યુનો પરાજય કરે છે એ યુક્ત છે. ] સર્વદા [ સર્વવડે ] ભક્ષણ કરાતાં તે [ અન્નો ] શાથી ક્ષય પામતાં નથી?

આ [ મંત્રવડે કરેલા પ્રશ્નનું ઉત્તર કહે છેઃ-ભોક્તારૂપ ] પુરુષજ [ અન્નના ] અક્ષયનો હેતુ [ છે, ] કારણ કે તે [ મન, વાણી ને શરીરની ચેષ્ટારૂપ કર્મોવડે ] પુન પુનઃ આ અન્નને ઉપજાવે છે. જે પ્રસિદ્ધ આ અક્ષયના હેતુને જાણે છે, આ [ મંત્રમાં ] પુરુષજ અક્ષયનું કારણ [ કહેવાય છે. ] કેમકે તે [ પુરુષ ] આ [ સપ્તવિધ અન્નો ] પ્રત્યેક બુદ્ધિવડે [ ને ] કર્મોવડે ઉપજાવે છે. જો આ પ્રસિદ્ધ [ અન્નને ] ન ઉપજાવે [ તો ] નિશ્ચય [ તે અન્નો ] ક્ષય પામે. તે પ્રતીકવડે અન્નનું ભક્ષણ કરે છે, આ [ મંત્રમાં ] પ્રતીક મુખ્યપણું [ કહેવાય છે, તેથી ] મુખ્યપણે એમ આનો [ અર્થ થાય છે. ] તે દેવાત્મભાવને પામે છે, [ ને ] તે અમૃતનો ભોક્તા થાય છે, આ [ મંત્રવડે ઉપાસનાના ફલની ] પ્રશંસા [ છે, અન્ય અપૂર્વ અર્થ નથી. ] ૨

એવી રીતે મન્ત્રક્રમનું ઉલ્લઘન કરીને અર્થક્રમને લીધે સાધનભૂત ચાર અન્નનું વ્યાખ્યાન કરીને હવે ફલભૂત ત્રણ અન્નનું પ્રતીકના ગ્રહણપૂર્વક વ્યાખ્યાન કરે છે.—

त्रीण्यात्मनेऽकुरुतेति मनो वाचं प्राणं तान्यात्मनेऽकुरुतान्यत्रमना अभूवं नादर्शमन्यत्रमना अभूवं नाश्रौषमिति मनसा ह्येव पश्यति मनसा शृणोति । कामः सङ्कल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव तस्मादपि पृष्ठत उपस्पृष्टो मनसा विजानाति यः कश्च शब्दो वागेव सा । एष ह्यन्तमायत्तैषा हि न प्राणोऽपानो व्यान उदानः समानोऽन इत्येतत्सर्वं प्राण एवैतन्मयो वा अयमात्मा वाङ्मयो मनोमयः प्राणमयः ॥ ३ ॥

શબ્દાર્થઃ—ત્રણ પોતાને માટે કરતો હવો, આ [ મંત્રનો અર્થ આ પ્રમાણે છેઃ- ] મન, વાણી [ ને ] પ્રાણ તે [ ત્રણ અન્નોને જીવ પ્રથમ રચીને ] પોતાને માટે કરતો હવો. [ તેઓમાં મનના અસ્તિત્વમાં પ્રમાણ કહે છેઃ-સામો ઊભેલો હાથી તમે જોયો ? એમ કોઇએ પૂછવાથી હું ] અન્ય[ વિષય ]માં [ ગયેલા ] મનવાળો હતો [ તેથી તે ] જોયો નહિ. [ ને મેં જે કહ્યું તે તમે સાંભળ્યું ? એમ પૂછે સતે હું ] અન્ય[ વિષય ]માં [ ગયેલા ] મનવાળો હતો [ તેથી ] સાંભળ્યું નહિ એમ [ કહે છે ] જેથી [ સર્વે મનુષ્ય ] મનવડેજ જુએ છે, [ ને ] મનવડે સાંભળે છે, [ તથા તેના વ્યગ્રપણામાં દર્શનાદિનો અભાવ છે તેથી મનનું અસ્તિત્વ સિદ્ધ થાય છે હવે આધ્યાત્મિક મનનું સ્વરૂપ કહે છે -સ્ત્રી આદિ વિષયના સંબંધનો ] અભિલાષ, [ આ નીલ છે આ શુક્લ છે એમ વિષયવિશેષનો ] નિશ્ચય, સંશયજ્ઞાન, [ અદષ્ટફલવાળાં કર્મોમાં ને દેવાદિમાં ] આસ્તિકયબુદ્ધિ, [ અદષ્ટફલવાળાં કર્મોમાં ને દેવાદિમાં ] અવિશ્વાસ, ધૈર્ય, અધૈર્ય, લજ્જા, પ્રજ્ઞા [ ને ] ભય ઇત્યાદિ આ સર્વે [ વૃત્તિ ને વૃત્તિવાળાના અભેદથી ] મનજ [ છે. પુન પણ મનના સદ્ભાવમાં પ્રમાણ કહે છેઃ-જેથી ] પછવાડેથી [ કોઇએ ] સ્પર્શ કરેલો [ પુરુષ કોઇના હાથનો આ સ્પર્શ છે, આ જાનુનો સ્પર્શ છે એમ ] મનવડે જાણે છે તેથી પણ [ એવા વિવેકનું કારણ મન છે. હવે આધ્યાત્મિક વાણીનું સ્વરૂપ કહે છે – ] જે કોઇ [ વસ્તુને જણાવનારો વર્ણઅવર્ણરૂપ ] શબ્દ [ છે ] તે વાણીજ [ છે. ] જેથી આ [ પ્રકાશસ્વરૂપ વાણી વાચ્યના નિર્ણયના ] અવસાનપ્રતિ અનુગત [ છે તેથી ] આ [ વાચ્યનો નિર્ણય કરનારી વાણી ] નિશ્ચય [ પ્રકાશ્ય ] નથી, [ કિંતુ પ્રકાશિકા છે. પ્રાણના અસ્તિત્વમાં આધ્યાત્મિકપ્રાણના કાર્યરૂપ પ્રમાણને કહી તેનું સ્વરૂપ કહે છેઃ-મુખનાસિકાની અંતર ગતિ કરનારી હૃદયના સંબંધવાળી વાયુવૃત્તિરૂપ ] પ્રાણ, [ મૂત્રપુરીષાદિને નીચે લઇ

જનારી નાભિઆગળ સ્થિત વાયુવૃત્તિરૂપ ] અપાન, [ વિશેષે હૃદયથી નાભિપર્યંત રહી પ્રાણાપાનને નિયમમાં રાખનારી બલવાન કર્મના હેતુભૂત વાયુવૃત્તિરૂપ ] વ્યાન, [ પગના તળાથી મસ્તકપર્યંત રહેલી અને દેહપુષ્ટિ ઊર્ધ્વગમન ને ઉત્ક્રાંતિ આદિના હેતુભૂત વાયુવૃત્તિરૂપ ] ઉદાન, [ ને કોઠામાં રહી અન્ન પકવનારી વાયુવૃત્તિરૂપ ] સમાન [ તથા આ વૃત્તિવિશેષોના સામાન્યરૂપ સામાન્ય દેહચેષ્ટાના સંબંધવાળી વાયુવૃત્તિરૂપ] અન આ સર્વ પ્રાણજ [ છે. કહેલાં વાગાદિકના સમુચ્ચિત સ્વરૂપને દેખાડે છેઃ- ] આ શરીર આના ( પ્રજાપતિના સંતાનરૂપ અન્નોના-વાણી, મન ને પ્રાણના ] કાર્યરૂપ [ છે, અર્થાત્ ] વાણીના કાર્યરૂપ, મનના કાર્યરૂપ [ ને ] પ્રાણના કાર્યરૂપ [ છે. ] ૩

એવી રીતે વાગાદિની આધ્યાત્મિકી વિભૂતિ કહીને હવે તેમની આધિભૌતિકી વિભૂતિ કહે છેઃ—

त्रयो लोका एत एव वागेवायं लोको मनोऽन्तरिक्षलोकः प्राणोऽसौ लोकः ॥४॥

શબ્દાર્થઃ—[ ભૂર્, ભુવઃ ને સ્વઃ આ નામવાળા ] ત્રણ લોકો આજ ( વાણી, મન ને પ્રાણજ ) [ છે. ] વાણીજ આ [ ભૂર્, ]લોક [ છે. ] મન અંતરિક્ષ ( ભુવર્ )લોક [ છે, ને] પ્રાણ તે ( સ્વર્ગ ) લોક [ છે. ] ૪

આ વાગાદિકોનું ધ્યાનમાટે વેદત્રયાત્મકપણું, દેવ, પિતૃ ને મનુષ્યાત્મકપણું, પિતા, માતા ને પ્રજાત્મકપણું, ને વિજ્ઞા- વિજિજ્ઞાસ્ય ને અવિજ્ઞાતવસ્તુરૂપપણું કહે છેઃ—

त्रयो वेदा एत एव वागेवर्ग्वेदो मनो यजुर्वेदः प्राणः सामवेदः ॥ ५ ॥

શબ્દાર્થઃ—ત્રણ વેદો આજ ( વાગાદિજ ) [છે. ] વાણીજ ઋગ્વેદ [ છે, ] મન યજુર્વેદ [ છે, ને ] પ્રાણ સામવેદ [ છે. ] ૫

देवाः पितरो मनुष्या एत एव वागेव देवा मनः पितरः प्राणो मनुष्याः ॥६॥

શબ્દાર્થઃ—દેવો પિતૃઓ [ ને ] મનુષ્યો આજ ( વાગાદિજ ) [ છે. ] વાણીજ દેવો [ છે, ] મન પિતૃઓ [ છે, ને ] પ્રાણ મનુષ્યો [ છે. ] ૬

पिता माता प्रजैत एव मन एव पिता वाङ्माता प्राणः प्रजा ॥ ७ ॥

શબ્દાર્થઃ—પિતા, માતા ને પ્રજા આજ ( વાગાદિજ ) [ છે. ] મન જ પિતા [ છે,] વાણી માતા [ છે, ને ] પ્રાણ પ્રજા [ છે. ] ૭

विज्ञातं विजिज्ञास्यमविज्ञातमेत एव यत्किंच विज्ञातं वाचस्तद्रूपं वाग्घि विज्ञाता वागेनं तद्भूत्वाऽवति ॥ ८ ॥

શબ્દાર્થઃ—વિજ્ઞાત સારી રીતે જાણવાને ઇચ્છિત, [ ને ] અવિજ્ઞાત આજ ( વાગાદિજ ) [ છે. ] જે કાંઈ વિજ્ઞાત [ છે ] તે વાણીનું રૂપ [ છે, ] કેમકે [ પ્રકાશસ્વરૂપ હોવાથી ] વાણી વિજ્ઞાતા [ છે. જે બીજાને જણાવે તે અજ્ઞાત નહિ, પણ વિજ્ઞાતજ હોય. ] વાણી આને ( ઉક્ત પ્રકારની વાણીની વિભૂતિ જાણનારને ) તે ( વિજ્ઞાતસ્વરૂપ ) થઇને પાલન કરે છે. ( વિજ્ઞાતરૂપેજ આના ભોગ્યપણાને પામે છે ) ૮

यत्किंच विजिज्ञास्यं मनसस्तद्रूपं मनो हि विजिज्ञास्यं मन एनं तद्भूत्वाऽवति ॥९॥

શબ્દાર્થઃ—જે કાંઈ વિસ્પષ્ટ જાણવાને ઇષ્ટ [ છે ] તે મનનું રૂપ [ છે, ] કેમકે [ સંકલ્પવિકલ્પરૂપ હોવાથી ] મન વિસ્પષ્ટ જાણવાને ઇષ્ટ [ છે, ] મન આને ( મનની વિભૂતિ જાણનારને ) તે ( વિજિજ્ઞાસ્યરૂપ ) થઈને પાળે છે. ( વિજિજ્ઞાસ્યરૂપે આના ભોગ્યપણાને પામે છે. ) ૯

यत्किंचाविज्ञातं प्राणस्य तद्रूपं प्राणो ह्यविज्ञातः प्राण एनं तद्भूत्वाऽवति ॥ १० ॥

શબ્દાર્થઃ—જે કાંઈ અવિજ્ઞાત [ છે ] તે પ્રાણનું રૂપ [ છે, ] કેમકે પ્રાણ અવિજ્ઞાત [ છે. ] પ્રાણ આનું ( પ્રાણની વિભૂતિ જાણનારનું ) તે ( અવિજ્ઞાત ) થઈને પાલન કરે છે. (અવિજ્ઞાતરૂપે આના ભોગ્યપણાને પામે છે ) ૧૦

વિવેચનઃ—જેમ અવિવેકી શિષ્યોવડે સંદેહયુક્ત ઉપકારવાળા આચાર્ય પણ તે શિષ્યોના ભોગ્યપણાને પામે છે, અને નાનાં બાળકોવડે અવિજ્ઞાત ઉપકારવાળાં માતાપિતા પણ તે બાળકોના ભોગ્યપણાને પામે છે, તેમ સંશયયુક્તરૂપવાળું મન ને અવિજ્ઞાતરૂપવાળો પ્રાણ પણ તેમના ઉપાસકના ભોગ્યપણાને પામે છે. ૧૦

એવી રીતે વાગાદિકનો આધિભૌતિક વિસ્તાર કહીને હવે તેમનો આધિદૈવિક વિસ્તાર કહે છેઃ—

तस्यै वाचः पृथिवी शरीरं ज्योतिरूपमयमग्निस्तद्यावत्येव वाक्तावती पृथिवी तावानयमग्निः ॥ ११ ॥

શબ્દાર્થઃ—તેની ( પ્રજાપતિની ) [ અન્નપણાવડે પ્રસ્તુત આધિદૈવિકી વાણીનો પૃથિવી આધાર [ છે, ને ] આ [ પાર્થિવ ] અગ્નિ પ્રકાશાત્મક ( કરણરૂપ–આધેય ) [ છે. ] તેમાં [ અધ્યાત્મ ને અધિભૂત ભેદવડે ભિન્ન થયેલી ] વાણી જેવડી ( જેટલા પરિમાણવાળી ) [ છે તેના આધારપણાવડે સ્થિત કાર્યભૂત ] પૃથિવી [ પણ ] તેવડીજ [ છે, ને આધેયભૂત–જ્યોતીરૂપ–કરણાત્મા–ને પૃથિવીમાં અનુપ્રવેશ પામેલો ] આ [ પાર્થિવ ] અગ્નિ [ પણ ] તેવડો–[ જ છે ] ૧૧

अथैतस्य मनसो द्यौः शरीरं ज्योतीरूपमसावादित्यस्तद्यावदेव मनस्तावती द्यौस्तावानसावादित्यस्तौ मिथुनꣳ समैतां ततः प्राणोऽजायत स इन्द्रः स एषोऽसपत्नो द्वितीयो वै सपत्नो नास्य सपत्नो भवति य एवं वेद ॥ १२ ॥

શબ્દાર્થઃ—હવે આ[ પ્રજાપતિ ]ના મનનો સ્વર્ગ આધાર [ છે, ને ] આ આદિત્ય આધેય [ છે ] તેમાં જેવડું [ અધ્યાત્મરૂપ વા અધિભૂતરૂપ ] મન [ છે ] તેવડુંજ [ તેના આધારપણાવડે સ્થિત ] સ્વર્ગ [ છે, ને આધેયરૂપ ] આ આદિત્ય [ પણ ] તેવડો[ જ છે. ] તે [ અગ્નિ ને આદિત્ય આધિદૈવિક વાણી તથા મનરૂપ માતાપિતા ] પરસ્પર સંસર્ગને પ્રાપ્ત થયાં તેથી [ સ્ફુરણરૂપ ક્રિયામાટે પ્રજાભૂત વાયુરૂપ ] પ્રાણ ઉપજ્યો તે [ પ્રાણ ] પરમેશ્વર [ છે. ] તે આ [ પ્રાણ ] શત્રુરહિત [ છે પ્રતિપક્ષપણાવડે પ્રાપ્ત થયેલો ] બીજો પ્રસિદ્ધ શત્રુ [ છે ] જે એવી રીતે [ શત્રુરહિતગુણવાળા પ્રાણને ] ઉપાસે છે આ[ ઉપાસક ]નો કોઈ શત્રુ થતો નથી ૧૨

अथैतस्य प्राणस्याऽऽपः शरीरं ज्योतीरूपमसौ चन्द्रस्तद्यावानेव प्राणस्तावत्य आपस्तावानसौ चन्द्रस्त एते सर्व एव समाः सर्वेऽनन्ताः स यो हैतानन्तवत उपास्तेऽन्तवन्तꣳ स लोकं जयत्यथ यो हैताननन्तानुपास्तेऽनन्तꣳ स लोकं जयति ॥ १३ ॥

શબ્દાર્થઃ—હવે આ [ અન્નરૂપ ] પ્રાણનો જલ આધાર [ છે, ને ] આ ચંદ્ર આધેય [ છે. ] તેમાં [ અંધાત્માદિ ભેદો વિષે જેવડો પ્રાણ [ છે ] તેવડુંજ જલ [ છે, ને ] તેવડો આ [ આધેયરૂપ ] ચંદ્ર [ છે, ] તે આ [ વાણી, મન ને પ્રાણ ] સર્વેજ તુલ્ય [ વ્યાપ્તિવાળાં છે તેથી તે ] સર્વે અનંત ( સંસાર રહે ત્યાંસુધી રહેનારાં ) [ છે. ] તે જે [ કોઈ ] પ્રસિદ્ધ આ [ ત્રણને આધિભૂતરૂપવડે વા અધ્યાત્મરૂપવડે ] પરિચ્છિન્ન ઉપાસે છે તે પરિચ્છિન્ન ફલ મેળવે છે, ( પરિચ્છિન્ન થાય છે, તેઓનો આત્મભૂત થતો નથી, ) અને જે પ્રસિદ્ધ આ અપરિચ્છિન્નોને ઉપાસે છે તે અપરિચ્છિન્ન ફલ મેળવે છે. ( અપરિચ્છિન્ન થાય છે )

અધિદૈવવિષયમાં જે પાંક્તકર્મનું ફલ છે તે પણ પાંચવડે સિદ્ધ થનારું કહેવું જોઈએ, તેમાં આધિદૈવિક મન, વાણી ને પ્રાણરૂપ માતા, પિતા ને પ્રજા એવા લક્ષણવાળાં ત્રણ કહ્યાં, ને વિત્ત તથા કર્મ કહ્યાં નથી તેથી હવે તે કહેવાનો આરંભ થાય છેઃ—

स एष संवत्सरः प्रजापतिः षोडशकलस्तस्य रात्रय एव पञ्चदश कला ध्रुवैवास्य षोडशी कला स रात्रिभिरेवाऽऽ च पूर्यतेऽप च क्षीयते सोऽमावास्याꣳ रात्रिमेतया षोडश्या कलया सर्वमिदं प्राणभृदनुप्रविश्य ततः प्रातर्जायते तस्मादेताꣳ रात्रिं प्राणभृतः प्राणं न विच्छिन्द्यादपि कृकलासस्यैतस्या एव देवताया अपचित्यै ॥ १४ ॥

શબ્દાર્થઃ—[ જે આ ત્રણ અન્નરૂપ ] પ્રજાપતિ [ છે ] તે આ સોળ કલાવાળો સંવત્સર [ છે. ] તેની ( કાલરૂપ પ્રજાપતિની ) તિથિઓજ પંદર કલા [ છે, અને ] નિત્ય રહેનારીજ આની સોળમી કલા [ છે. ] તે [ ચંદ્રરૂપ પ્રજાપતિ પ્રતિપદા આદિ ] તિથિઓવડેજ [ શુક્લપક્ષમાં પૂનમસુધી ] વૃદ્ધિ પામે છે, ને કૃષ્ણપક્ષમાં નિત્ય રહેનારી કલા અવશેષ રહે ત્યાંસુધી ] ક્ષીણ થાય છે. [ એવી રીતે કલાઓ વિત્ત છે, ને તે વિત્તવડે સાધ્ય કર્મ છે. ] તે [ કાલરૂપ પ્રજાપતિ ] અમાવાસ્યાની રાત્રિમાં આ સોળમી કલાવડે સર્વ આ પ્રાણિસમૂહપ્રતિ [ અન્નજલરૂપે ] અનુપ્રવેશ કરી [ તે અમાવાસ્યાની રાત્રિ સ્થિતિ કરી ] પછી [ બીજે દિવસે ] પ્રાતઃકાલમાં [ બીજી કલાવડે સંયુક્ત થઈ ] જન્મે છે. [ જેથી આ ચંદ્ર તે રાત્રિમાં સર્વ પ્રાણિસમૂહવિષે અનુપ્રવેશ કરીને નિત્ય રહેનારી કલાવડે સ્થિત છે ] તેથી આ રાત્રિમાં પ્રાણધારીના પ્રાણનો વિચ્છેદ ન કરે, [ પાપરૂપ ને અમંગલ ] કાકીડાના [ પ્રાણનો ] પણ [ વિચ્છેદ ન કરે આ પ્રાણીઓની હિંસાનો નિષેધ ] આ [ ચંદ્ર ] દેવતાની પૂજામાટેજ [ છે ] ૧૪

જે આધિદૈવિક ત્રણ અન્નરૂપ પ્રજાપતિની ઉપાસના કહી તે " હું પ્રજાપતિ છું " એમ અહંગ્રહવડે કર્તવ્ય છે એમ કહે છે.

यो वै स संवत्सरः प्रजापतिः षोडशकलोऽयमेव स योऽयमेवंवित्पुरुषस्तस्य वित्तमेव पञ्चदश कला आत्मैवास्य षोडशी कला स वित्तेनैवाऽऽ च पूर्यतेऽप च क्षीयते तदेतन्नभ्यं यदयमात्मा प्रधिर्वित्तं तस्माद्यद्यपि सर्वज्यानिं जीयत आत्मना चेज्जीवति प्रधिनाऽगादित्येवाऽऽहुः ॥ १५ ॥

શબ્દાર્થઃ—જે પ્રસિદ્ધ તે [ પરોક્ષ કથન કરેલ ] સોળ કલાવાળા સંવત્સરરૂપ પ્રજાપતિ [ છે તે અત્યંતપરોક્ષ માનવાયોગ્ય નથી. ] જે આ એમ ( કહેલાં ત્રણ અન્નરૂપ પ્રજાપતિને

આત્મરૂપ ) જાણનાર પુરુષ [ છે તે આજ પ્રત્યક્ષ પ્રતીત થાય છે ] તે[ પુરુષ ]નું [ ગાય આદિક ] દ્રવ્યજ પંદર કલા [ છે, ને તે વિત્તવડે સાધ્ય કર્મ છે. ] શરીરજ આની ધ્રુવ-સ્થાનીય ] સોળમી કલા [ છે. ] તે [ વિદ્વાન્ ચંદ્રની પેઠે ] વિત્તવડેજ પૂર્ણ થાય છે, ને ક્ષીણ થાય છે. જે આ શરીર [ છે ] તે આ [ રથના પૈડાની ] નાભિને સ્થાને [ છે, ને ગાય આદિ ] વિત્ત [ છે તે આરા ને પુંઠિયાંની પેઠે ] પરિવારને સ્થાને [ છે. જેથી એમ છે ] તેથી જોકે સર્વસ્વનું અપહરણ [ થવાથી ] ગ્લાનિ પામે છે [ તોપણ ] જો [ નાભિસ્થાનીય ] શરીરવડે જીવે છે [ તો આરા અને નેમિથી રહિત રથચક્રની પેઠે આ જાયાદિ ] પરિવારવડે ક્ષીણ થયો એમજ [ લૌકિક જનો ] કહે છે. ૧૫

એવી રીતે ત્રણ અન્નરૂપ પ્રજાપતિભાવનું વ્યાખ્યાન કર્યું પછી જાયાદિ વિત્ત પરિવારને સ્થાને છે એમ કહ્યું તેમાં પુત્ર, કર્મ ને અપરવિદ્યાનું લોકપ્રાપ્તિનું સાધનપણું સામાન્યવડે જાણ્યું, પણ પુત્રાદિકનો લોકપ્રાપ્તિ-રૂપ ફલના પ્રતિ વિશેષ સંબંધનો નિયમ જાણ્યો નહિ. તે આ પુત્રાદિરૂપ સાધનોનો સાધ્યવિશેષની સાથેનો સંબંધ હવે કહેવાય છેઃ—

अथ त्रयो वाव लोका मनुष्यलोकः पितृलोको देवलोक इति सोऽयं मनुष्यलोकः पुत्रेणैव जय्यो नान्येन कर्मणा कर्मणा पितृलोको विद्यया देवलोको देवलोको वै लोकानाꣳ श्रेष्ठस्तस्माद्विद्यां प्रशꣳसन्ति ॥ १६ ॥

શબ્દાર્થઃ—હવે મનુષ્યલોક, પિતૃલોક [ ને ] દેવલોક આ ત્રણજ [ શાસ્ત્રોક્ત સાધન-યોગ્ય ] લોકો [ છે તેઓમાં ] તે આ મનુષ્યલોક પુત્રવડેજ સાધ્ય [ છે, ] અન્ય કર્મવડે [ વા વિદ્યાવડે સાધ્ય ] નથી, [ અગ્નિહોત્રાદિરૂપ ] કર્મવડે પિતૃલોક [ સાધ્ય છે, પુત્રવડે વા કર્મવડે તે સાધ્ય નથી ] દેવલોક નિશ્ચય [ ત્રણ ] લોકોની [ મધ્યે શ્રેષ્ઠ [ છે ] તેથી ( દેવ-લોકના સાધનપણાથી ) ઉપાસનાની પ્રશંસા કરે છે. ૧૬

એ રીતે સાધ્ય ત્રણ લોકરૂપ ફલના ભેદવડે વિનિયોગ પામેલા પુત્ર, કર્મ ને ઉપાસનારૂપ ત્રણ સાધનો છે. જાયા તો પુત્ર અને કર્મને માટે હોવાથી પુત્ર ને કર્મથી પૃથક્ સાધન નથી, ને વિત્ત કર્મનું સાધન હોવાથી કર્મથી પૃથક્ સાધન નથી ઉપાસના ને કર્મનું લોકજયનું હેતુપણું પોતાના ચિત્તાદિની ક્રિયાવડે થાય છે આ પ્રસિદ્ધ છે, પણ પુત્ર અક્રિયરૂપ હોવાથી તેમાં કેવી રીતે લોકજયનું હેતુપણું છે તે જણાતું નથી તેથી હવે તે કહે છેઃ—

अथातः संप्रत्तिर्यदा प्रैष्यन्मन्यतेऽथ पुत्रमाह त्वं ब्रह्म त्वं यज्ञस्त्वं लोक इति स पुत्रः प्रत्याहाहं ब्रह्माहं यज्ञोऽहं लोक इति । यद्वै किंचानूक्तं तस्य सर्वस्य ब्रह्मेत्येकता ये वै के च यज्ञास्तेषाꣳ सर्वेषां यज्ञ इत्येकता ये वै के च लोकास्तेषाꣳ सर्वेषां लोक इत्येकतैतावद्वा इदꣳ सर्वमेतन्मा सर्वꣳ सन्नयमितोऽभुनजदिति तस्मात्पुत्रमनुशिष्टं लोक्यमाहुस्तस्मादेनमनुशासति स यदैवंविदस्माल्लोकात्प्रैत्यथैभिरेव प्राणैः सह पुत्रमाविशति । स यद्यनेन किंचिदक्ष्णयाऽकृतं भवति तस्मादेनꣳ सर्वस्मात्पुत्रो मुञ्चति तस्मात्पुत्रो नाम स पुत्रेणैवास्मिँल्लोके प्रतितिष्ठत्यथैनमेते दैवाः प्राणा अमृता आविशन्ति ॥ १७ ॥

શબ્દાર્થઃ—[ પુત્રાદિ સાધનોના સાધ્યવિશેષથી સંબંધના કથન ]પછી [ પુત્રનું આ લોકનું સાધનપણું કેવી રીતે છે તે જણાતું નથી ] આથી સંપ્રદાન ( પિતા વક્ષ્યમાણ પ્રકારે

પુત્રને પોતાનો વ્યાપાર અર્પણ કરે છે તે કર્મ ) [ કહેવાય છે: તે પિતા ] જ્યારે "મરીશ" [ એમ અરિષ્ટ આદિકના દર્શનવડે ] માને છે ત્યારે પુત્રને [ બોલાવીને ] કહે છે:-" તું બ્રહ્મ [ છે, ] તું યજ્ઞ [ છે, ] તું લોક [ છે ] " એમ [ કહે સતે ] તે પુત્ર [ મારે આ કર્તવ્ય છે એમ શિક્ષા પામેલો હોવાથી ] પ્રત્યુત્તર કહે છે:-" હું બ્રહ્મ [ છું, ] હું યજ્ઞ [ છું, ] હું લોક [ છું. ] " ઇતિ [ તે શબ્દોનો અર્થ કઠિન જાણીને શ્રુતિભગવતી તેમનું વ્યાખ્યાન કરે છે:- ] જે કાંઈ પ્રસિદ્ધ અનૂક્ત ( અધ્યયન કરતાં અવશેષ રહેલું ને નહિ અધ્યયન કરેલું ) [ છે ] તે સર્વની બ્રહ્મ આ [ પદમાં ] એકતા [ છે, અર્થાત્ આટલા સમયસુધી વેદને વિષય કરનારો જે અધ્યયનરૂપ વ્યાપાર મારે કર્તવ્ય હતો તે હવે પછી તારે કરવાયોગ્ય થાઓ,] તથા જે કોઇ પ્રસિદ્ધ યજ્ઞો [ મેં અનુષ્ઠાન કરેલા છે ને અનુષ્ઠાન કરેલા નથી ] તે સર્વેની યજ્ઞ આ [ પદમાં ] એકતા [ છે, અર્થાત્ મારે જે યજ્ઞ કર્તવ્ય હતા તે હવે તારે કર્તવ્ય થાઓ, ] વળી જે કોઇ પ્રસિદ્ધ લોકો [ મેં સંપાદન કરેલા છે, ને સંપાદન કરેલા નથી ] તે સર્વેની લોક આ [ પદમાં ] એકતા [ છે, અર્થાત્ હવે તે લોક તારે સંપાદન કરવાયોગ્ય થાઓ. એવી રીતે પિતાએ કહ્યા પછી પુત્ર શિક્ષિત હોવાથી તે સર્વનો તેણે તેવી રીતે અંગીકાર કર્યો તે કથનમાં પિતાના આ અભિપ્રાયને માનતી છતી શ્રુતિભગવતી કહે છે:-વેદાધ્યયન, યજ્ઞાનુષ્ઠાન ને લોકજયરૂપ જે ગૃહસ્થનું કર્તવ્ય છે ] આ સર્વ આટલુંજ [ છે. ] આ સર્વ મારે [ આધીન ] હતું. [ હવે પછી ] આ [ પુત્ર મારા પાસેથી લઇ પોતાનામાં સ્થાપન કરીને ] આ[ લોક ]થી [ મારું ] પાલન કરશે. એવી રીતે [ જાણનારો પુત્ર પિતાને કર્તવ્યતારૂપ બંધનથી મોકળો કરે છે ] માટે [ બ્રાહ્મણો ] શિક્ષિત પુત્રને [ પિતાનું ] લોકથી પાલન કરનાર કહે છે તેથી [ પિતાઓ વર્તમાનસમયમાં પણ ] આ[ પુત્ર ]ને શિક્ષણ આપે છે [ જેણે પોતાનું કર્તવ્ય પુત્રને અર્પણ કર્યું છે એવો તે [ પિતા અનંત વાણી, મન ને પ્રાણરૂપ હું છું ] એમ જાણનાર જ્યારે આ શરીરથી મરે છે ત્યારે આ [ વાણી, મન ને ] પ્રાણોસહિતજ પુત્રપ્રતિ વ્યાપે છે ( ફલરૂપે પરલોકમાં વિદ્યમાન છતો શિક્ષિત પુત્રરૂપે અહીં પણ રહે છે ) તે પુત્ર કદાચિત્ આ[ પિતા ]વડે [ કોઈ કર્મના એક દેશમાં કર્તવ્ય છતાં ] વિસ્મૃતિવડે કાંઇ ન કરાયું હોય [ તો ] તે સર્વ[ નહિ કરેલા ]થી [ પોતે તે સર્વને અનુષ્ઠાનવડે પૂર્ણ કરીને ] આ[ પિતા]ને મોકળો કરે છે [ જેથી પિતાના છિદ્રને પૂરીને પિતાનું રક્ષણ કરે છે ] તેથી પુત્ર [ એવું ] નામ [ છે. ] તે [ પિતા મૃત્યુ પામ્યા છતાં પણ એવા ] પુત્રવડે આ લોકમાં સ્થિત થાય છે. [ એવી રીતે આ પિતા પુત્રવડે આ મનુષ્યલોકને જિતે છે ] હવે [ જેણે સંપ્રદાનકર્મ કર્યું છે એવા આ[ પિતા ]પ્રતિ આ [ વાણી આદિક ] પ્રાણો હિરણ્યગર્ભના સંબંધવાળા [ તથા ] મરણધર્મથી રહિત [ થઈ ] પ્રવેશ કરે છે. ૧૭

હવે તેઓના પ્રવેશપ્રકારને કહે છે —

પૃથિવ્યૈ चैनमग्नेश्च दैवी वागाविशति सा वै दैवी वाग्यया यद्यदेव वदति तत्तद्भवति ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—પૃથિવીથી અને અગ્નિથી આધિદૈવિકી વાણી આ[ ઉપાસક પિતા ] પ્રતિ પ્રવેશ કરે છે. [ તે દૈવી વાણી આધ્યાત્મિકરૂપે થઈ આસક્તિ આદિ દોષોવડે નિરુદ્ધ થઈ હતી. ઉપાસકના તે દોષોની નિવૃત્તિ થયે આવરણભંગ થયે જર ... દીવાના

પ્રકાશની પેઠે તે પ્રાપ્ત થાય છે એમ કહે છે:- ] તે પ્રસિદ્ધ દૈવી વાણી [ છે ] જે[ વાણી ]-વડે [ પોતાને માટે વા પરને માટે ] જે જે કહે છે તે તેજ [ અસત્યાદિ દોષરહિતપણાથી ] થાય છે. ૧૮

વાણીવિષે દેખાડેલા ન્યાયનો મનમાં અતિદેશ કરે છે:—

दिवश्चैनमादित्याच्च दैवं मन आविशति तद्वै दैवं मनो येनाऽऽनन्द्येव भवत्यथो न शोचति ॥ १९ ॥

શબ્દાર્થ:—સ્વર્ગથી અને આદિત્યથી આ [ ઉપાસક પિતા ]પ્રતિ દૈવ મન પ્રવેશ કરે છે. તે પ્રસિદ્ધ મન [ સ્વભાવથી નિર્મલ હોવાથી ] દૈવ [ છે ] જે[ મન ]વડે [ આ ઉપાસક ] સુખીજ થાય છે, અને [ શોકના હેતુના અભાવથી ] શોક કરતો નથી. ૧૯

મનમાં કહેલા ન્યાયનો પ્રાણમાં અતિદેશ કરે છે:—

अद्भ्यश्चैनं चन्द्रमसश्च दैवः प्राण आविशति स वै दैवः प्राणो यः सञ्चरꣳश्चासञ्चरꣳश्च न व्यथतेऽथो न रिष्यति स एवंवित्सर्वेषां भूतानामात्मा भवति यथैषा देवतैवꣳ स यथैतां देवताꣳसर्वाणि भूतान्यवन्त्येवꣳ हैवंविदꣳ सर्वाणि भूतान्यवन्ति । यदु किंचेमाः प्रजाः शोचन्त्यमैवाऽऽसां तद्भवति पुण्यमेवामुं गच्छति न ह वै देवान्पापं गच्छति ॥२०॥

શબ્દાર્થ:—જલથી અને ચંદ્રમાથી આ[ ઉપાસક પિતા ]પ્રતિ દૈવ પ્રાણ પ્રવેશ કરે છે, જે [ જંગમોમાં ] સંચરતો [ છતો ] ને [ સ્થાવરોમાં ] નહિ સંચરતો [ છતો ] પીડા પામતો નથી, તથા વિનાશ પામતો નથી, તે પ્રસિદ્ધ દૈવ પ્રાણ [ છે. ] એવી રીતે [ ત્રણ અન્નરૂપ આત્માના સ્વરૂપને ] જાણનાર તે સર્વ ભૂતોનો આત્મા (પ્રાણ, મન ને વાણી) થાય છે, [ ને તેથી સર્વજ્ઞ થાય છે. ] જેવી રીતે આ [ હિરણ્યગર્ભ ] દેવતા [ સર્વજ્ઞ છે ] તેવી રીતે તે [ સર્વજ્ઞ થાય છે. ] જેવી રીતે આ [ હિરણ્યગર્ભ ] દેવતાને સર્વે ભૂતો પૂજે છે તેવી રીતે એમ જાણનારને નિશ્ચય સર્વે ભૂતો પૂજે છે જે કાંઈ પણ આ પ્રજા શોક કરે છે તે [ શોકાદિ નિમિત્તવાળું દુઃખ ] આ[ પ્રજાઓ ]ની [ હું અને મારું એવી પરિચ્છિન્ન બુદ્ધિવડે ઉપજેલું હોવાથી તે પ્રજાઓની ] સાથેજ [ સંયુક્ત ] થાય છે. આ[ પ્રજાપતિના પદમાં વર્તમાન પુરુષ ]ને [ તો ] પુણ્યજ ( પુણ્યનું ફલ : સુખજ ) પ્રાપ્ત થાય છે, નિશ્ચય દેવોપ્રતિ પાપ ( પાપનું ફલ દુઃખ ) પ્રાપ્ત થતું નથી ૨૦

વાણી, મન ને પ્રાણના સમપણાનો નિશ્ચય કરેલો હોવાથી ઉપાસકે કોનું ધ્યાન કરવું જોઇએ ? અથવા કોનું કર્મ વ્રતપણાવડે ધારણ કરવું જોઇએ ? એમ જિજ્ઞાસા થાય તો તે બંનેનો નિશ્ચય કરવાને કહે છે.

अथातो व्रतमीमाꣳसा प्रजापतिर्ह कर्माणि ससृजे तानि सृष्टान्यन्योन्येनास्पर्धन्त वदिष्याम्येवाहमिति वाग्दध्रे द्रक्ष्याम्यहमिति चक्षुः श्रोष्याम्यहमिति श्रोत्रमेवमन्यानि कर्माणि यथाकर्म तानि मृत्युः श्रमो भूत्वोपयेमे तान्याप्नोत्तान्याप्त्वा मृत्युरवारुन्द्ध तस्माच्छ्राम्यत्येव वाक् श्राम्यति चक्षुः श्राम्यति श्रोत्रमथेममेव नाऽऽप्नोद्योऽयं मध्यमः प्राणस्तानि ज्ञातुं दध्रिरे । अयं वै नः श्रेष्ठो यः सञ्चरꣳश्चासञ्चरꣳश्च न व्यथतेऽथो न रिष्यति हन्तास्यैव

त्रयं वा इदं नाम रूपं कर्म तेषां नाम्नां वागित्येतदेषामुक्थमतो हि सर्वाणि नामान्युत्तिष्ठन्ति । एतदेषाꣳसामैतद्धि सर्वैर्नामभिः सममेतदेषां ब्रह्मैतद्धि सर्वाणि नामानि बिभर्ति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—આ [ વ્યાકૃત ને અવ્યાકૃતરૂપ જગત્ ] નામ, રૂપ [ ને ] કર્મ [ એમ ] ત્રણ[ રૂપ ]જ [ છે. ] આ જડજ છે, ચેતન નથી તેથી પુરુષ તેમાં આસક્તિ ન રાખે.) તે[ નામ, રૂપ ને કર્મ ]ની [ મધ્યે ] આ [ યજ્ઞદત્તાદિ ] નામોનું વાક્ ( શબ્દસામાન્ય) એવું આ ઉપાદાનકારણ [ છે, ] કેમકે આ[ શબ્દસામાન્ય ]થી સર્વે નામો ઉત્પન્ન થાય છે આ [ શબ્દ સામાન્ય ] આ[ નામવિશેષો ]નું સામન્ય [ છે. ] જેથી આ [ શબ્દસામાન્ય પોતાના ભેદરૂપ ] સર્વે નામોવડે સમ ( સમાનપણે પરોવાઇને રહેલ ) [ છે તેથી તે સામાન્ય છે. ] આ [ શબ્દસામાન્ય ] આ[ નામવિશેષો ]નો આત્મા-સ્વરૂપ-[ છે, ] કેમકે આ [ શબ્દ-સામાન્ય ] સર્વે [ વિશેષ ]નામોને [ સ્વરૂપપ્રદાનવડે ] ધારણ કરે છે [ એવી રીતે કાર્યકારણ-પણાના સંભવથી, સામાન્યવિશેષના સંભવથી ને સ્વરૂપપ્રદાનના સંભવથી નામવિશેષોનું શબ્દમાત્રપણું છે. ] ૧

એવી રીતે નામનું વ્યાખ્યાન કરીને હવે રૂપનું વ્યાખ્યાન કરે છે:—

अथ रूपाणां चक्षुरित्येतदेषामुक्थमतो हि सर्वाणि रूपाण्युत्तिष्ठन्त्येतदेषाꣳ सामैतद्धि सर्वै रूपैः सममेतदेषां ब्रह्मैतद्धि सर्वाणि रूपाणि बिभर्ति ॥ २ ॥

**શબ્દાર્થઃ**—[ નામોના વ્યાખ્યાન ]પછી [ રૂપોનું વ્યાખ્યાન થાય છે.- આ [ શુક્લ-કૃષ્ણાદિ ] રૂપોનું ચક્ષુ ( પ્રકાશ્યમાત્ર ) એવું આ ઉપાદાનકારણ [ છે ] કેમકે આ[ પ્રકાશ્ય-માત્ર ]થી સર્વે રૂપો ઉત્પન્ન થાય છે આ [ પ્રકાશ્યમાત્ર ] આ[ રૂપવિશેષો ]નું સામાન્ય [ છે ] જેથી આ [ પ્રકાશ્યમાત્ર પોતાના ભેદરૂપ ] સર્વે રૂપોવડે સમ ( સમાનપણે પરોવાઇને રહેલ ) [ છે તેથી તે સામાન્ય છે ] આ [ પ્રકાશ્યમાત્ર ] આ[ રૂપવિશેષો ]નું સ્વરૂપ [ છે, ] કેમકે આ [ પ્રકાશ્યમાત્ર ] સર્વે [ વિશેષ ]રૂપોને [ તેમના સ્વરૂપપ્રદાનવડે ] ધારણ કરે છે ૨

હવે કર્મનું વ્યાખ્યાન કરે છેઃ—

अथ कर्मणामात्मेत्येतदेषामुक्थमतो हि सर्वाणि कर्माण्युत्तिष्ठन्त्येतदेषाꣳ सामैतद्धि सर्वैः कर्मभिः सममेतदेषां ब्रह्मैतद्धि सर्वाणि कर्माणि बिभर्ति तदेतत्त्रयꣳ सदेकमयमात्माऽऽत्मो एकः सन्नेतत्त्रयं तदेतदमृतꣳ सत्येन च्छन्नं प्राणो वा अमृतं नामरूपे सत्यं ताभ्यामयं प्राणश्छन्नः ॥ ३ ॥ इति प्रथमाध्याये षष्ठमुक्थब्राह्मणम् ॥ ६ ॥

॥ इति श्रीबृहदारण्यकोपनिषदि प्रथमोऽध्यायः समाप्तः ॥ १ ॥

**શબ્દાર્થઃ**—[ રૂપોના વ્યાખ્યાન ]પછી [ કર્મોનું વ્યાખ્યાન થાય છેઃ-] આ [ મનન, દર્શન ને ચલનરૂપ] કર્મોનું શરીર (દેહવડે નિર્વાહ કરવા યોગ્ય ક્રિયાસામાન્ય ) એવું આ ઉપાદાનકારણ [ છે, ] કેમકે આ[ ક્રિયાસામાન્ય ]થી સર્વે કર્મો ઉત્પન્ન થાય છે. આ [ ક્રિયામાત્ર] આ[ ક્રિયાવિશેષો ]નું સામાન્ય [ છે. ] જેથી આ [ કર્મસામાન્ય પોતાના ભેદરૂપ ] સર્વે કર્મો-

વડે સમ ( સમાનપણે પરોવાઇને રહેલ ) [ છે તેથી તે સામાન્ય છે. ] આ [ ક્રિયાસામાન્ય ] આ[ ક્રિયાવિશેષો ]નું સ્વરૂપ [ છે, ] કેમકે આ [ ક્રિયાસામાન્ય ] સર્વે [ વિશેષ ] ક્રિયાઓને [ તેમના સ્વરૂપપ્રદાનવડે ] ધારણ કરે છે. તે [ નામ, રૂપ ને કર્મ ] આ ત્રણ છતાં એક [ છે. તે ત્રણની એકતા તે ] આ શરીર [ છે. એવી રીતે આ ] શરીર પણ એક છતાં [ અધ્યાત્મ, અધિભૂત ને અધિદૈવભાવવડે વ્યવસ્થિત નામ, રૂપ ને કર્મ ] આ ત્રણ [ છે. ] તે આ અમૃત સત્યવડે ઢંકાયેલું [ છે. ] પ્રાણજ [ મોક્ષપર્યંત અવિનાશી હોવાથી ] અમૃત [ છે, ને ] નામરૂપ સત્ય ( સમષ્ટિસ્થૂલશરીર ) [ છે. ]તે[ નામરૂપ ]વડે ( વિરાટ્વડે-સમષ્ટિસ્થૂલશરીરવડે ) આ પ્રાણ ( સૂત્રાત્મા ) ઢંકાયેલો [ છે આ પ્રાણથી પણ આત્મતત્ત્વ તો દુર્વિજ્ઞેય છે. ] ૩ એ પ્રમાણે પ્રથમાધ્યાયના ઉક્થનામના છઠ્ઠા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૧. ૬

ઇતિ શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌ના પહેલા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્તા. ૧

## ॥ ૨ બીજો અધ્યાય ॥

એવી રીતે સૂત્રાત્માની ઉપાસનાથી-દેહદ્વયરૂપ મમગ્રજગતથી-વિરાગ પામેલાપ્રતિ " આત્મા એમજ ઉપાસના કરે " ઇત્યાદિવડે સૂચિત સકલ આત્મવિદ્યાના વિષયભૂત આત્મતત્ત્વના યથાયોગ્ય નિરૂપણમાટે આ અધ્યાયનો આરંભ થાય છે. તેમાં પૂર્વાધ્યાયના અંતમાં કહેલા સૂત્રાત્માનેજ આદિત્ય તથા ચંદ્રાદિમાં આત્મપણાવડે ઉપાસીને તેના રૂપને પામેલો બાલાકિ સિદ્ધાન્તમાં કહેવાને ઇચ્છિત આત્માના યથાયોગ્ય નિરૂપણમાટે પૂર્વપક્ષવાદી સ્થાપન કરાય છે, ને મુખ્યબ્રહ્માત્મદર્શી અજાતશત્રુ તો સિદ્ધાંતને કહેનારા છે તેથી સિદ્ધાંતી સ્થાપન કરાય છેઃ—

ॐ । दृप्तबालाकिर्हानूचानो गार्ग्य आस स होवाचाजातशत्रुं काश्यं ब्रह्म ते ब्रवाणीति स होवाचाजातशत्रुः सहस्रमेतस्यां वाचि दद्मो जनको जनक इति वै जना धावन्तीति ॥ १ ॥

શબ્દાર્થઃ—ॐ [ અસંપૂર્ણ બ્રહ્મવિત્પણાથી ] ગર્વિત [ ને ] વાચાલ પ્રસિદ્ધ બાલાકિ ( બલાકાનો પુત્ર ) ગાર્ગ્ય ( ગર્ગનો વંશજ ) [ બ્રાહ્મણ ] હતો. તે [ કોઇ સમયમાં ] કાશીના રાજા અજાતશત્રુપ્રતિ [ આવીને " હું ] તમને [ મુખ્ય ] બ્રહ્મ કહું છું " એમ કહેતો હવો. [ તે વચન સાંભળીને શ્રદ્ધાદિયુક્ત ] તે અજાતશત્રુ બોલ્યાઃ—" [ હું તમને મુખ્ય બ્રહ્મ કહું છું ] આ વચનમાં [ હું તમને ] સહસ્ર [ ગાયો ] આપું છું ' જનક [ દાતા છે, ને ] જનક [ શ્રોતા છે ] એમ પ્રસિદ્ધ [ હોવાથી ધનની ઇચ્છાવાળા તથા બ્રહ્મનું નિરૂપણ કરવાની ઇચ્છાવાળા ] બ્રાહ્મણો [ જનકપ્રતિ ] જાય છે તેમ [ આ પણ મારા પાસે આવ્યો હશે. એમ ધારી બ્રહ્મના કથનવિનાજ તેના વચનમાત્રવડે સહસ્ર ગાયો આપું છું એમ રાજાએ કહ્યું. ] ૧

स होवाच गार्ग्यो य एवासावादित्ये पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा अतिष्ठाः सर्वेषां भूतानां मूर्धा राजेति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्तेऽतिष्ठाः सर्वेषां भूतानां मूर्धा राजा भवति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ શ્રવણની ઇચ્છાવાળા રાજાપ્રતિ ] તે ગાર્ગ્ય કહેતો હવોઃ—" જે આ આદિત્યમાં [ અને ચક્ષુમાં એક અભિમાનવાળો, ચક્ષુરૂપદ્વારવડે આ હૃદયમાં પ્રવેશ પામેલો, ને હું કર્તાભોક્તા છું એમ સ્થિતિ પામેલો ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ]

ઉપાસું છું. [ તે પુરુષરૂપ બ્રહ્મ હું તમારા પ્રતિ કહું છું, તેની તમે ઉપાસના કરો. ]" એમ [ કહે સતે ] તે પ્રસિદ્ધ અજાતશત્રુ [ નહિ નહિ એમ હાથવડે નિવારણ કરતાછતા ] બોલ્યાઃ- " આ [ વિજ્ઞેય બ્રહ્મ ]માં ન સંવાદ કરો, ન [ સંવાદ કરો. હું આને અને આની ઉપાસનાના ફલને જાણું છું. સર્વ ભૂતોનું ] ઉલ્લંઘન કરીને રહેનાર, સર્વ ભૂતોના પૂજ્ય [ ને ] રાજા એમ પ્રસિદ્ધ આ[ પુરુષ ]ને હું ઉપાસું છું. ઇતિ. જે આને એ પ્રમાણે ઉપાસે છે તે [ સર્વ ભૂતોનું] ઉલ્લંઘન કરીને સ્થિત રહેનાર, સર્વ ભૂતોનો પૂજ્ય [ ને ] રાજા થાય છે." ૨

स होवाच गार्ग्यो य एवासौ चन्द्रे पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा बृहन्पाण्डरवासाः सोमो राजेति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्तेऽहरहर्ह सुतः प्रसुतो भवति नास्यान्नं क्षीयते ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ પછી ] પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યોઃ-"જે આ ચંદ્રમાં, [ મનમાં તથા બુદ્ધિમાં એક કર્તાભોક્તા ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ] ઉપાસું છું. [ તે પુરુષરૂપ બ્રહ્મ હું તમારા પ્રતિ કહું છું, તેની તમે ઉપાસના કરો. ]" એમ [ કહે સતે ] તે પ્રસિદ્ધ અજાતશત્રુ [ નહિ નહિ એમ હાથવડે નિવારણ કરતા છતા ] બોલ્યાઃ-" આ[ વિજ્ઞેય બ્રહ્મ ]માં ન સંવાદ કરો, ન [સંવાદ કરો. હું આને અને આની ઉપાસનાના ફલને જાણું છું. ] મોટા, ધોળા વસ્ત્રવાળા, સોમ ( ચંદ્ર ને સોમલતા ) [ તથા ] રાજા એમ પ્રસિદ્ધ આ[ પુરુષ ]ને હું ઉપાસું છું. ઇતિ. તે જે આને એમ ઉપાસે છે [ તેના પ્રકૃતિરૂપ યજ્ઞમાં ] પ્રતિદિવસ પ્રસિદ્ધ [ સોમલતા ] કૂટેલી [ થાય છે, ને વિકૃતિરૂપ યજ્ઞમાં તે ] સારી રીતે કૂટેલી થાય છે, [ અર્થાત્ તેને ઉભયવિધ યજ્ઞના અનુષ્ઠાનનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે, તથા ] આનું અન્ન ક્ષય પામતું નથી." ૩

स होवाच गार्ग्यो य एवासौ विद्युति पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठास्तेजस्वीति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते तेजस्वी ह भवति तेजस्विनी हास्य प्रजा भवति ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ પશ્ચાત્] પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યોઃ-"જે આ વીજળીમાં, [ ત્વચામાં ને હૃદયમાં એક ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ] ઉપાસું છું. [ તે બ્રહ્મ હું તમને કહું છું, તેની તમે ઉપાસના કરો. ]" એમ [ કહે સતે ] તે પ્રસિદ્ધ અજાતશત્રુ [ નહિ નહિ એમ હાથવડે નિવારણ કરતા છતા ] બોલ્યાઃ-" આ[ વિજ્ઞેય બ્રહ્મ ]માં ન સંવાદ કરો, ન [ સંવાદ કરો. હું આને અને આની ઉપાસનાના ફલને જાણું છું. ] તેજસ્વી એમ પ્રસિદ્ધ આને હું ઉપાસું છું. ઇતિ, જે આને એમ ઉપાસે છે તે નિશ્ચય તેજસ્વી થાય છે, [ તથા ] આની પ્રજા નિશ્ચય તેજવાળી થાય છે." ૪

स होवाच गार्ग्यो य एवायमाकाशे पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठाः पूर्णमप्रवर्तीति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते पूर्यते प्रजया पशुभिर्नास्यास्माल्लोकात्प्रजोद्वर्तते ॥ ५ ॥

શબ્દાર્થઃ—[ પછી ] તે પ્રસિદ્ધ ગાર્ગ્ય બોલ્યોઃ-"જે આ આકાશમાં, [ હૃદયાકાશમાં ને બુદ્ધિમાં એક ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ] ઉપાસું છું. [ તે બ્રહ્મ હું તમને કહું છું, તેની તમે ઉપાસના કરો. ]" એમ [ કહે સતે ] તે પ્રસિદ્ધ અજાતશત્રુ [ નહિ

નહિ એમ હાથવડે નિવારણ કરવા છતા ] બોલ્યા –" આ[ વિજ્ઞેય બ્રહ્મ ]માં ન સંવાદ કરો, ન [ સંવાદ કરો. હું આને તથા આની ઉપાસનાના ફલને જાણું છુ.] પૂર્ણ [ ને ] અક્રિય એમ પ્રસિદ્ધ આને હું ઉપાસું છું. ઇતિ. જે આને એમ ઉપાસે છે તે પ્રજાવડે [ ને ] પશુઓ-વડે પૂર્ણ થાય છે, [ તથા ] આની પ્રજા આ લોકથી વિચ્છેદ પામતી નથી " ૫

स होवाच गार्ग्यो य एवायं वायौ पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा इन्द्रो वैकुण्ठोऽपराजिता सेनेति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते जिष्णुर्हापराजिष्णुर्भवत्यन्यतस्त्यजायी ॥ ६ ॥

શબ્દાર્થઃ—[ પશ્ચાત્ ] પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યોઃ–" જે આ વાયુમાં, [ પ્રાણમાં ને હૃદયમાં એક ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ] ઉપાસું છું. [ તે બ્રહ્મ હું તમને કહું છું, તેની તમે ઉપાસના કરો. ] " એમ [ કહે સતે ] પ્રસિદ્ધ તે અજાતશત્રુ [ નહિ નહિ એમ હાથવડે નિવારણ કરતા છતા ] બોલ્યાઃ–" આ[ વિજ્ઞેય બ્રહ્મ ]માં ન સંવાદ કરો, ન [ સંવાદ કરો. હું આને તથા આની ઉપાસનાના ફલને જાણું છું ] ઇંદ્ર, વશ ન કરી શકાય એવા બલવાળો [ ને ] અપરાજિત સેનારૂપ એમ પ્રસિદ્ધ આને હું ઉપાસું છું. ઇતિ જે આને એમ ઉપાસે છે તે નિશ્ચય જયનશીલ, બીજાઓવડે ન જિતાય એવા સ્વભાવવાળો [ ને ] અન્ય માતાથી જન્મેલાનો જય કરવાના સ્વભાવવાળો થાય છે. " ૬

स होवाच गार्ग्यो य एवायमग्नौ पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा विषासहिरिति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते विषासहिर्ह भवति विषासहिर्हास्य प्रजा भवति ॥ ७ ॥

શબ્દાર્થઃ—[ પછી ] પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યોઃ–" જે આ અગ્નિમાં, [ વાણીમાં ને હૃદયમાં એક ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ] ઉપાસું છું, તે બ્રહ્મ હું તમને કહું છું, તેની તમે ઉપાસના કરો ]" એમ [ કહે સતે ] પ્રસિદ્ધ તે અજાતશત્રુ [ નહિ નહિ એમ હાથ-વડે નિવારણ કરતા છતા ] બોલ્યાઃ–" આ[ વિજ્ઞેય બ્રહ્મ ]માં ન સંવાદ કરો, ન [ સંવાદ કરો. હું આને અને આની ઉપાસનાના ફલને જાણું છું. ] વિષાસહિ ( હોમેલા હવિષ્‌ને ભસ્મ કરવાવડે સંહારનાર ) એમ પ્રસિદ્ધ આને હું ઉપાસું છું ઇતિ જે આને એમ ઉપાસે છે તે નિશ્ચય [ બીજાનો ] સંહાર કરનાર થાય છે [તથા] નિશ્ચય આની પ્રજા [ અન્યનો ] સંહાર કરનારી થાય છે. " ૭

स होवाच गार्ग्यो य एवायमप्सु पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठाः प्रतिरूप इति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते प्रतिरूपँ हैवैनमुपगच्छति नाप्रतिरूपमथो प्रतिरूपोऽस्माज्जायते ॥ ८ ॥

શબ્દાર્થઃ—[ પશ્ચાત્ ] પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યોઃ– " જે આ જલમાં, [ વીર્યમાં ને હૃદયમાં એક ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ ] [ એમ ] ઉપાસું છું. [ તે બ્રહ્મ હું તમને કહું છું, તેની તમે ઉપાસના કરો ] " એમ [ કહે સતે ] પ્રસિદ્ધ તે અજાતશત્રુ [ નહિ નહિ એમ હાથવડે નિવારણ કરતા છતા ] બોલ્યા –" આ[ વિજ્ઞેય બ્રહ્મ ]માં ન સંવાદ કરો, ન સંવાદ કરો હું આને તથા આની ઉપાસનાના ફલને જાણું છું શ્રુતિસ્મૃતિથી ]

અપ્રતિકૂલ એમ પ્રસિદ્ધ આને હું ઉપાસું છું ઇતિ તે જે આને એમ ઉપાસે છે અને [ શ્રુતિસ્મૃતિમાં કહ્યું હોય ] તેવું[ ફલ ]જ નિશ્ચય પ્રાપ્ત થાય છે, [ તેનાથી ] વિપરીત [ ફલ પ્રાપ્ત થતું ] નથી. વળી આ[ ઉપાસક ]થી [ શ્રુતિસ્મૃતિથી ] અનુકૂલ [ એવો પુત્ર ] ઉત્પન્ન થાય છે." ૮

स होवाच गार्ग्यो एवायमादर्शे पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा रोचिष्णुरिति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते रोचिष्णुर्ह भवति रोचिष्णुर्हास्य प्रजा भवत्यथो यैः संनिगच्छति सर्वांस्तानतिरोचते ॥ ९ ॥

શબ્દાર્થઃ—[ પછી ] પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યોઃ-" જે આ દર્પણમાં, [ ખડ્ગાદિમાં ને અંતઃકરણમાં એક ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ] ઉપાસું છું. [ તે બ્રહ્મ હું તમને કહું છું, તેની તમે ઉપાસના કરો ]" એમ [ કહે સતે ] પ્રસિદ્ધ તે અજાતશત્રુ [ નહિ નહિ એમ હાથવડે નિવારણ કરતા છતા ] બોલ્યાઃ- " આ [ વિજ્ઞેય બ્રહ્મ ]માં ન સંવાદ કરો, ન [ સંવાદ કરો હું આને તથા આની ઉપાસનાના ફલને જાણુ છું. ] પ્રકાશસ્વભાવવાળા એમ પ્રસિદ્ધ આને હું ઉપાસું છું ઇતિ જે આને એમ ઉપાસે છે તે નિશ્ચય પ્રકાશસ્વભાવવાળો થાય છે, આની પ્રજા નિશ્ચય પ્રકાશ સ્વભાવવાળી થાય છે, અને જેઓની [ સાથે ] સમ્યગ્રીતે નીકળે છે તે સર્વને ઉલ્લંઘન કરીને પ્રકાશે છે " ૯

स होवाच गार्ग्यो य एवायं यन्तं पश्चाच्छब्दोऽनूदेत्येतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा असुरिति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते सर्वꣳ हैवास्मिँल्लोक आयुरेति नैनं पुरा कालात्प्राणो जहाति ॥ १० ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યો —" ગમન કરનારની પાછળ જે આ પ્રસિદ્ધ શબ્દ ઉત્પન્ન થાય છે, [ તથા જે જીવનનો હેતુ પ્રાણ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ] ઉપાસું છું. તે [ બ્રહ્મ હું તમને કહું છું, તેની તમે ઉપાસના કરો ]" એમ [ કહે સતે ] પ્રસિદ્ધ તે અજાતશત્રુ [ નહિ નહિ એમ હાથવડે નિવારણ કરતા છતા ] બોલ્યા –" આ[ વિજ્ઞેય બ્રહ્મ ]-માં ન સંવાદ કરો, ન [ સંવાદ કરો હું આને તથા આની ઉપાસનાના ફલને જાણું છું. ] પ્રાણ એમ પ્રસિદ્ધ આને હું ઉપાસું છું. ઇતિ જે આને એમ ઉપાસે છે તે નિશ્ચય આ લોકમાં [ કર્મવડે પ્રાપ્ત થયેલા ] સર્વ આયુષ્યનેજ ભોગવે છે, [ ને કર્મફલવડે પરિચ્છિન્ન ] કાલથી પૂર્વે પ્રાણ આનો ત્યાગ કરતો નથી." ૧૦

स होवाच गार्ग्यो य एवायं दिक्षु पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा द्वितीयोऽनपग इति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते द्वितीयवान्ह भवति नास्माद्गणश्छिद्यते ॥ ११ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યોઃ-" જે આ દિશાઓમાં, [ કાનમાં ને હૃદયમાં વિયોગરહિતસ્વભાવવાળા અશ્વિનીકુમારરૂપ ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ] ઉપાસું છું [ તે બ્રહ્મ હું તમને કહું છું, તેની તમે ઉપાસના કરો ]" એમ [ કહે સતે ] પ્રસિદ્ધ તે અજાતશત્રુ [ નહિ નહિ એમ હાથવડે નિવારણ કરતા છતા ] બોલ્યા-" આ [ વિજ્ઞેય બ્રહ્મ ]માં ન સંવાદ કરો, ન [ સંવાદ કરો. હું આને તથા આની ઉપાસનાના ફલને જાણુ

છું. ] દ્વિતીયવાળા [ ને ] પરસ્પર અવિયુક્ત એમ પ્રસિદ્ધ આને હું ઉપાસું છું. ઇતિ જે આને એમ ઉપાસે છે તે નિશ્ચય દ્વિતીયવાળો ( સારા સેવકાદિવાળો ) થાય છે, [ તથા ] આનાથી સમૂહ વિચ્છેદ પામતો નથી " ૧૧

स होवाच गार्ग्यो य एवायं छायामयः पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा मृत्युरिति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते सर्वꣳ हैवास्मिँल्लोक आयुरेति नैनं पुरा कालान्मृत्युरागच्छति ॥ १२ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યોઃ- 'જે આ છાયામાં, ( અંધકારમાં, ) [ અજ્ઞાનમાં ને હૃદયમાં એક ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ] ઉપાસું છું. [ તે બ્રહ્મ હું તમને કહું છું, તેની તમે ઉપાસના કરો ]" એમ [ કહે સતે ] પ્રસિદ્ધ તે અજાતશત્રુ [ નહિ નહિ એમ હાથવડે નિવારણ કરતા છતા ] બોલ્યાઃ-" આ[વિજ્ઞેય બ્રહ્મ ]માં ન સંવાદ કરો, ન [ સંવાદ કરો હું આને તથા આની ઉપાસનાના ફલને જાણું છું ] મૃત્યુ એમ પ્રસિદ્ધ આને હું ઉપાસું છું ઇતિ જે આને એમ ઉપાસે છે તે નિશ્ચય આ લોકમાં [ કર્મવડે પ્રાપ્ત થયેલા ] સર્વ આયુષ્યનેજ ભોગવે છે, [ ને કર્મફલવડે પરિચ્છિન્ન ] કાલથી પૂર્વે આના પ્રતિ મૃત્યુ આવતું નથી " ૧૨

स होवाच गार्ग्यो य एवायमात्मनि पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा आत्मन्वीति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्त आत्मन्वी ह भवत्यात्मन्विनी हास्य प्रजा भवति स ह तूष्णीमास गार्ग्यः ॥ १३ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યોઃ-"જે આ પ્રજાપતિમાં, [ બુદ્ધિમાં ને હૃદયમાં એક ] પ્રસિદ્ધ પુરુષ [ છે ] આનેજ હું બ્રહ્મ [ એમ ] ઉપાસું છું. [ તે બ્રહ્મ હું તમને કહું છું, તેની તમે ઉપાસના કરો. ]" એમ [કહે સતે] પ્રસિદ્ધ તે અજાતશત્રુ [નહિ નહિ એમ હાથવડે તમે નિવારણ કરતા છતા ] બોલ્યા-" આ[ વિજ્ઞેય બ્રહ્મ ]માં સંવાદ ન કરો, ન [ સંવાદ કરો. હું આને તથા આની ઉપાસનાના ફલને જાણું છું ] સ્વતંત્ર એમ પ્રસિદ્ધ આને હું ઉપાસું છું ઇતિ જે આને એમ ઉપાસે છે તે નિશ્ચય સ્વતંત્ર થાય છે, [ તથા ] આની પ્રજા [ પણ ] નિશ્ચય સ્વતંત્ર થાય છે" [ બાલાકિને આથી વિશેષ બ્રહ્મવિજ્ઞાન હતું નહિ તેથી ] તે પ્રસિદ્ધ ગાર્ગ્ય મૌન થતો હવો ૧૩

स होवाचाजातशत्रुरेतावन्नु ३ इत्येतावद्धीति नैतावता विदितं भवतीति स होवाच गार्ग्य उप त्वा यानीति ॥ १४ ॥

શબ્દાર્થઃ—[ તેને મૌન રહેલો જોઇને ] પ્રસિદ્ધ તે અજાતશત્રુ બોલ્યા- " શું આટલું [ જ બ્રહ્મ તમે જાણ્યું છે ? કે આનાથી અધિક પણ જાણ્યુ છે ? " પ્લુતિ વિચારમાટે છે. ] એમ [ કહે સતે ગાર્ગ્ય બોલ્યોઃ- ] " આટલુંજ [ જ્ઞાત છે, આનાથી વધારે જ્ઞાત નથી ]" એમ [ ઉત્તર આપે સતે અજાતશત્રુ બોલ્યા- ] "આટલાવડે [ મુખ્ય બ્રહ્મ ] વિદિત થતું નથી, [ અર્થાત્ આનાથી અધિક જ્ઞાતવ્ય છે. ]" એમ [ કહે સતે શરણ નહિ થયેલા મનુષ્યને તે કહેવાયોગ્ય નથી આ આચારવિધિને જાણનાર ] પ્રસિદ્ધ તે ગાર્ગ્ય બોલ્યો-" [ જેમ અન્ય શિષ્ય ગુરુનું શરણગ્રહણ કરે છે તેમ હું ] આપનું શરણગ્રહણ કરું છું " ઇતિ ૧૪

स होवाचाजातशत्रुः प्रतिलोमं चैतद्यद्ब्राह्मणः क्षत्रियमुपेयाद्ब्रह्म मे वक्ष्यतीति व्येव त्वा ज्ञपयिष्यामीति तं पाणावादायोत्तस्थौ तौ ह पुरुषꣳ सुप्तमाजग्मतुस्तमेतैर्नामभिरा-

मन्त्रयांचक्रे बृहन्पाण्डरवासः सोम राजन्निति स नोत्तस्थौ तं पाणिना पेषं बोधयांचकार स होत्तस्थौ ॥ १५ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે અજાતશત્રુ બોલ્યાઃ-"આ વિપરીતજ [ છે ] જે બ્રાહ્મણ 'મને બ્રહ્મનો ઉપદેશ કરશે' એમ [ શિષ્યવૃત્તિવડે ] ક્ષત્રિયનું શરણગ્રહણ કરે [ તેથી હે ગાર્ગ્ય ! તમે આચાર્યજ રહો, હું ] તમને [ જાણવાયોગ્ય મુખ્ય બ્રહ્મ ] અવશ્ય વિજ્ઞાપન કરીશ." એમ [ કહી તે અજાતશત્રુ ] તે[ ગાર્ગ્ય ]ને [ લજ્જાયુક્ત જાણી વિશ્વાસ ઉપજાવવામાટે તેનો હાથ પોતાના ] હાથમાં ગ્રહણ કરીને ઊઠતા હવા. તે [ બંને રાજમંદિરના કોઈ ભાગમાં ] સૂતેલા પુરુષની [ સમીપ ] આવ્યા, [ ને ] તે[ સૂતેલા પુરુષ ]ને આ નામોવડે બોલાવતા હવાઃ-"હે મહાન્! હે ધોળા વસ્ત્રવાળા ! હે સોમ ! હે રાજન્!" એમ [ બોલાવ્યા છતાં પણ ] તે [ સૂતેલો પુરુષ ] ઊઠ્યો નહિ. તેને હાથવડે દાબી [ દાબીને ] જગાડ્યો, [ તેવડે ] તે ઊઠ્યો. ૧૫ [ એવી રીતે મહાન્ ઈત્યાદિ પ્રાણરૂપ ચંદ્રના નામના સંબોધનવડે ગાર્ગ્યને અભિમત પ્રાણદેવતાથી ભિન્નજ આત્મા આ શરીરમાં કર્તાભોક્તા છે, પ્રાણ નહિ એમ નિશ્ચય કર્યો, અન્યથા શ્વાસોચ્છ્વાસરૂપ વ્યાપાર કરનાર પ્રાણના સંબોધનનું અશ્રવણ ને અનુત્થાન ન થાત. દાબવાવડે સંઘાત ભોક્તા નથી એમ નિર્ણય કર્યો. અન્યથા સ્પર્શમાત્રવડે પણ ઉત્થાન થાત. ] ૧૫

स होवाचाजातशत्रुर्यत्रैष एतत्सुप्तोऽभूद्य एष विज्ञानमयः पुरुषः क्वैष तदाऽभूत्कुत एतदागादिति तदु ह न मेने गार्ग्यः ॥ १६ ॥

શબ્દાર્થઃ—[ આત્માના સ્વાભાવિક સ્વરૂપનો બોધ કરવાની ઇચ્છાવડે ] પ્રસિદ્ધ તે અજાતશત્રુ બોલ્યાઃ—"[ હે ગાર્ગ્ય ! ] જે આ વિજ્ઞાનમય ( બુદ્ધિના જેવો પ્રતીત થતો ) પુરુષ [ છે તે ] આ જે[ સમય ]માં ( હાથ દાબવાથી જાગ્યાની પૂર્વે ) આ [ શયન જેમ થાય તેમ ] સૂતો હતો તે[ સમય ]માં આ ક્યાં ( કેવી રીતના સ્વરૂપમાં ) [ સ્થિત ] હતો ? ક્યાંથી ( કેવી રીતના સ્વરૂપથી ) [ પ્રચ્યુત થતો છતો ] આ [ આગમન જેમ થાય તેમ હાથ દાબ્યા પછી ] આવ્યો ?" એમ [ પૂછ સતે ] ગાર્ગ્ય [ તે બંનેનાં સ્વરૂપને ] નજ જાણતો હવો. ૧૬

स होवाचाजातशत्रुर्यत्रैष एतत्सुप्तोऽभूद्य एष विज्ञानमयः पुरुषस्तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय य एषोऽन्तर्हृदय आकाशस्तस्मिञ्छेते तानि यदा गृह्णात्यथ हैतत्पुरुषः स्वपिति नाम तद्गृहीत एव प्राणो भवति गृहीता वाग्गृहीतं चक्षुर्गृहीतꣳ श्रोत्रं गृहीतं मनः ॥ १७ ॥

શબ્દાર્થઃ—[ પછી ] પ્રસિદ્ધ તે અજાતશત્રુ બોલ્યાઃ—"જે આ વિજ્ઞાનમય પુરુષ [ છે તે ] આ જ્યારે આ [ શયન જેમ થાય તેમ ] સૂતો હતો ત્યારે આ [ વાગાદિ ] ઇંદ્રિયોના વિજ્ઞાનને ( પોતાના વિષયને પ્રકાશવાના સામર્થ્યને ) ચિદાભાસવડે ગ્રહણ કરીને જે આ હૃદયની અંતર આકાશ ( પરમાત્મા ) [ છે ] તેમાં રહે છે. જ્યારે તે[ વાગાદિ ]ને ગ્રહણ કરે છે ત્યારે પુરુષ સ્વપિતિ ( સ્વરૂપને પામે છે-સૂએ છે ) આ નામવાળોજ [ થાય છે. ] ત્યારે ( નિદ્રાના સમયમાં ) પ્રાણ ગ્રહણ કરેલોજ થાય છે, વાણી ગ્રહણ કરેલી [ થાય છે, ]

નેત્ર ગ્રહણ કરેલું [ થાય છે, ] શ્રોત્ર ગ્રહણ કરેલું [ થાય છે, ને ] મન ગ્રહણ કરેલું [ થાય છે, તેથી વાગાદિક લીન થયે સતે ક્રિયા, કારક ] ને ફલરૂપતાના અભાવથી આત્મા પોતાના રૂપમાંજ સ્થિત થાય છે એમ નિશ્ચય થાય છે. ] ૧૭

સ્વપ્નમાં વાગાદિકના સંબંધના અભાવમાં પણ કર્તૃત્વાદિ સંસારના દર્શનથી આત્માના વ્યતિરેકની અસિદ્ધિ છે એવી આશંકામાં ત્યાં પણ જાગ્રતની વાસનાના સદ્ભાવથી ને તેણે કલ્પેલા સ્વપ્નપ્રપંચના મિથ્યાપણાથી વ્યતિરેકની અસિદ્ધિ નથી, આથી આત્માનું સ્વતઃશુદ્ધપણુંજ છે એવા અભિપ્રાયથી કહે છેઃ—

स यत्रैतत्स्वप्न्यया चरति ते हास्य लोकास्तदुतेव महाराजो भवत्युतेव महाब्राह्मण उतेवोच्चावचं निगच्छति स यथा महाराजो जानपदान्गृहीत्वा स्वे जनपदे यथाकामं परिवर्ततैवमेवैष एतत्प्राणान्गृहीत्वा स्वे शरीरे यथाकामं परिवर्तते ॥ १८ ॥

શબ્દાર્થઃ—તે [ આત્મા ] જ્યારે સ્વપ્નવૃત્તિવડે સ્થિત થાય છે [ત્યારે] આ[ આત્મા ]નાં પ્રસિદ્ધ તે (આ) કર્મફલો [ છેઃ- ] ત્યારે મહારાજાજેવો પણ થાય છે, મહાબ્રાહ્મણજેવો પણ [થાય છે, તથા દેવપણાદિ] ઉચ્ચજેવો તથા [તિર્યક્પણાદિ ] નીચ[ જેવો પણ ] પ્રતીત થાય છે. તે ( દષ્ટાંતઃ— ) જેમ મહારાજા સેવકોને ગ્રહણ કરીને પોતાના દેશમાં ઇચ્છાપ્રમાણે સર્વભણી વિચરે છે તેમજ આ [ વિજ્ઞાનમય આત્મા ] ઇંદ્રિયોને [ જાગરિતસ્થાનોમાંથી ] ગ્રહણ કરીને પોતાના શરીરમાં[જ ] ઇચ્છાનુસાર સર્વભણી વિચરે છે. ૧૮

સ્વપ્નમાં આત્મા ઇચ્છાનુસાર સર્વભણી વિચરે છે એમ ઇચ્છાને લીધે આત્માનું વિચરવું કહ્યું, તેથી આત્માને દ્રષ્ટા, દશ્ય ને કામાદિનો સંબંધ સ્વાભાવિક છે એમ આત્માના અશુદ્ધપણાની શંકા થઈ તેથી તેની વિશુદ્ધિમાટે શ્રુતિભગવતી કહે છેઃ—

अथ यदा सुषुप्तो भवति यदा न कस्यचन वेद हिता नाम नाड्यो द्वासप्ततिः सहस्राणि हृदयात्पुरीततमभिप्रतिष्ठन्ते ताभिः प्रत्यवसृप्य पुरीतति शेते स यथा कुमारो वा महाराजो वा महाब्राह्मणो वाऽतिघ्नीमानन्दस्य गत्वा शयीतैवमेवैष एतच्छेते ॥ १९ ॥

શબ્દાર્થઃ—[ સ્વપ્નને ત્યજીને ] પછી જ્યારે સુષુપ્તિને પામેલો થાય છે [ ત્યારે જલની પેઠે અન્યના સંબંધરૂપ મલિનતાને ત્યજીને પોતાને નિર્મલરૂપે રહે છે. ] જ્યારે કોઈ પણ [ વિષયને ] જાણતો નથી [ ત્યારે સુષુપ્તિને પામેલો થાય છે. હવે કયા ક્રમવડે સુષુપ્તિને પામે છે તે કહે છેઃ- ] બોંતેર સહસ્ર હિતા( હિતરૂપ ફલની પ્રાપ્તિમાં નિમિત્તવાળી )નામની નાડીઓ [ છે. તેઓ ] હૃદય( ઉદર ને છાતીના મધ્યમાં રહેલા કમલજેવા આકારના માંસપિંડ )થી પુરીતતપ્રતિ સર્વભણીથી સ્થિત થાય છે [ હૃદયના પરિવેષ્ટનને પુરીતત્ કહે છે, તેવડે અહિં સ્થૂલશરીર જાણવું. તે નાડીઓ સર્વશરીરમાં વ્યાપીને બહિર્મુખભાવે પ્રવૃત્ત થાય છે. આત્મા ] તે[ નાડીઓ ]વડે [ જાગ્રતને વિષય કરનારી બુદ્ધિને ] પાછી ખેંચી લઇને શરીરમાં સ્થિત થાય છે. [ તે કાલે તે સર્વ સંસારદુઃખથી રહિત થાય છે. ] તે (દષ્ટાંતઃ-) જેમ અત્યંતબાળક, વા [જેને સેનાદિ અત્યંત વશ્ય છે એવો ] મહારાજા, અથવા મહાબ્રાહ્મણ ( અતિપરિપક્વ વિદ્યાવાળો ને વિનયવાળો બ્રાહ્મણ ) [ દુઃખનું ] અત્યંત હનન કરનારી સુખની [ અવસ્થાને ] પામીને સ્થિત થાય છે તેમજ આ [ જીવ સર્વ સંસારધર્મથી રહિત થયો છતો ] શયન કરે છે. ૧૯

" ત્યારે આ કયાં હતો ? " આ પ્રશ્નનું ઉત્તર કહ્યું, અને આ પ્રશ્નના નિર્ણયવડે જીવની સ્વભાવથી વિશુદ્ધિ ને અસંસારિતા કહી. હવે " આ કયાંથી આવ્યો ? " એ પ્રશ્નનું ઉત્તર આપે છે.—

स यथोर्णनाभिस्तन्तुनोच्चरेद्यथाऽग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवास्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि व्युच्चरन्ति तस्योपनिषत्सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेष सत्यम् ॥ २०॥ इति द्वितीयाध्यायस्य प्रथममजातशत्रुब्राह्मणम् ॥१॥

શબ્દાર્થઃ—[ આત્માથી પ્રાણાદિકોની ઉત્પત્તિમાં ] તે ( દૃષ્ટાંતઃ-) જેમ કરોળીઓ [ અસહાય છતાં તંતુ રચીને પોતાથી વિભાગ નહિ પામેલા ] તંતુવડે ઉપર જાય છે, જેમ [ એક રૂપવાળા એક ] અગ્નિથી અલ્પ તણખાઓ વિવિધરીતે ઉડે છે તેમજ [ અસહાય ને અવિક્રિય ] આ આત્માથી [ વાગાદિ ] સર્વે ઇંદ્રિયો, [ ભૂરાદિ ] સર્વે લોકો, [ ઇંદ્રિયો ને લોકોના અધિષ્ઠાતા અગ્નિ આદિ ] સર્વે દેવો [ ને બ્રહ્માથી માંડીને શુંમડાપર્યંતનાં ] સર્વે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. [ જલના પરપોટાની પેઠે સ્થિતિ ને લય પણ તેમાંજ થાય છે. ] તે[ આત્મા ]ની સત્યનું સત્ય આ ઉપનિષત્ ( આત્માની સમીપ સારી રીતે લઈ જનારું નામ ) [ છે. ] ઇંદ્રિયોજ સત્ય [ છે, ને ] તેઓની [ મધ્યે ] આ [ આત્મા ] અબાધ્ય તત્ત્વ [ છે. ] " ૨૦ એ પ્રમાણે બીજા અધ્યાયના અજાતશત્રુનામના પ્રથમબ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨. ૧

" ઇંદ્રિયોજ સત્ય છે, ને તેઓની મધ્યે આ આત્મા અબાધ્ય તત્ત્વ છે " એમ પૂર્વે કહ્યું, તેના અર્થને વિશેષ સ્પષ્ટ કરવામાટે બીજું તથા ત્રીજું બ્રાહ્મણ છે. તેમાં " ઇંદ્રિયોજ સત્ય છે " આના વ્યાખ્યાનમાટે આ શિશુબ્રાહ્મણની પ્રવૃત્તિ થાય છેઃ—

यो ह वै शिशुꣳ साधानꣳ सप्रत्याधानꣳ सस्थूणꣳ सदामं वेद सप्त ह द्विषतो भ्रातृव्यानवरुणद्धि । अयं वाव शिशुर्योऽयं मध्यमः प्राणस्तस्येदमेवाऽऽधानमिदं प्रत्याधानं प्राणः स्थूणाऽन्नं दाम ॥ १ ॥

શબ્દાર્થઃ—જે અધિષ્ઠાનસહિત, પ્રત્યેકના અધિષ્ઠાનસહિત, ખીલાસહિત [ ને ] દોરડીસહિત પ્રસિદ્ધ શિશુને ( વાછડાને ) ઉપાસે છે [ તે ] પ્રસિદ્ધ [ બે નેત્રનાં, બે નાસિકાનાં, બે કાનનાં ને એક મુખનું એ સાત છિદ્રોમાં રહેનારી સ્થાનભેદથી સાત ઇંદ્રિયોરૂપ ] સાત [ વિષયાસક્તપણાથી ] દ્વેષ કરનારા શત્રુઓનો વિનાશ કરે છે. ( તે ઇંદ્રિયોનો જય કરે છે. ) જે આ [ શરીરના ] મધ્યમાં રહેલો પ્રાણ [ છે ] આજ [ બીજાં કરણોની પેઠે વિષયોમાં આસક્ત નહિ થવાથી ] શિશુ [ છે. વત્સસ્થાનીય ] તે[ શિશુરૂપ પ્રાણ ]નું આ[ શરીર ]જ અધિષ્ઠાન [ છે, ] આ [ મસ્તક શ્રોત્રાદિ ] પ્રત્યેક[ ઇંદ્રિય ]નું અધિષ્ઠાન [ છે, અન્નપાનાદિથી ઉપજેલું ] બલ ખીલો [ છે, ને ભક્ષણ કરેલું ] અન્ન દોરડી [ છે. ] ૧

હવે નેત્રવિષે સ્થિત પ્રાણમાં ઉપસ્થાન કરી રહેલા દેવો તથા તેની ઉપાસનાનું ફલ કહેવાય છેઃ—

तमेताः सप्ताक्षितय उपतिष्ठन्ते तद्या इमा अक्षन्लोहिन्यो राजयस्ताभिरेनꣳ रुद्रोऽन्वायत्तोऽथ या अक्षन्नापस्ताभिः पर्जन्यो या कनीनका तयाऽऽदित्यो यत्कृष्णं तेनाग्निर्यच्छुक्लं तेनेन्द्रोऽधरयैनं वर्तन्या पृथिव्यन्वायत्ता द्यौरुत्तरया नास्यान्नं क्षीयते य एवं वेद ॥ २ ॥

શબ્દાર્થઃ—તેના પ્રતિ ( નેત્રમાં રહેલ પ્રાણવિષે ) આ સાત દેવો ઉપસ્થિતિ કરે છે.

તેમાં આંખમાં જે આ રાતી રેખાઓ [ છે ] તેઓવડે આ[ મુખ્યપ્રાણ ]પ્રતિ રુદ્ર અનુગત [ છે ] હવે આંખમાં [ ધૂમાદિકના સંયોગથી આવિર્ભાવ પામનારું ] જે જલ [ છે ] તેવડે પર્જન્ય [ અનુગત છે. આંખમાં ] જે કનીનકા ( જોવાની શક્તિ ) [ છે ] તેવડે આદિત્ય [ ઉપસ્થિત છે. આંખમાં ] જે કૃષ્ણ[ ભાગ છે ] તેવડે અગ્નિ [ આ પ્રાણપ્રતિ અનુગત છે. આંખમાં ] જે ધોળો [ ભાગ છે ] તેવડે ઇંદ્ર [ ઉપસ્થિત છે ] નીચેની પાંપણવડે આના પ્રતિ પૃથિવી અનુગત [ છે, ને ] ઉપરની [ પાંપણવડે આના પ્રતિ ] સ્વર્ગ[ અનુગત છે. ] જે એવી રીતે [ પ્રાણના અન્નરૂપ સાત દેવોને ] ઉપાસે છે આનું અન્ન નાશ પામતું નથી ૨

ચક્ષુમા રુદ્રાદિકનો સમૂહ કહેલો હોવાથી ઇંદ્રિયના સબંધથી તેમનુ કરણસમૂહપણુ છે, પણ દેવતાપણું નથી, તેમા મંત્રની સંમતિ દેખાડે છે.—

तदेष श्लोको भवति । अर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्नस्तस्मिन्यशो निहितं विश्वरूपम् । तस्याऽऽसत ऋषयः सप्त तीरे वागष्टमी ब्रह्मणा संविदानेति अर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्न इतीदं तच्छिर एष ह्यर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्नस्तस्मिन्यशो निहितं विश्वरूपमिति प्राणा वै यशो विश्वरूपं प्राणानेतदाह तस्याऽऽसत ऋषयः सप्त तीर इति प्राणा वा ऋषयः प्राणानेतदाह वागष्टमी ब्रह्मणा संविदानेति वाग्ध्यष्टमी ब्रह्मणा संवित्ते ॥ ३ ॥

શબ્દાર્થ:—તેમાં આ મંત્ર છે—નીચે છિદ્રવાળું [ ને ] ઉપરથી ગોલ ચમસ [ છે. ] તેમાં નાનાપ્રકારનો યશ સ્થિત [ છે ] તેના કાંઠાપર સાત ઋષિઓ રહે છે વેદનું ઉચ્ચારણ કરનારી વાણી આઠમી [ છે. ] ઇતિ [ હવે તે મંત્રનો અર્થ કહે છે - ] નીચે છિદ્રવાળું [ ને ] ઉપરથી ગોલ ચમસ [ છે ] આ [ મંત્રભાગમાં ] આ તે મસ્તકજ આ નીચે છિદ્રવાળું [ ને ] ઉપરથી ગોલ ચમસ [ છે, ] નીચે રહેલું મુખ છિદ્રરૂપ હોવાથી ને માથાનો ઉપરનો ભાગ ગોલ હોવાથી. ] તેમાં નાનાપ્રકારનો યશ [ ચમસમાં સોમલતાના રસની પેઠે ] સ્થિત [ છે ] આ [ મંત્રભાગમાં કહેલો ] નાનાપ્રકારનો યશ [ શ્રોત્રાદિ ] ઇંદ્રિયો[ તથા તેમાં પ્રસરેલો વાયુ ]જ [ છે. એવી રીતે ] ઇંદ્રિયોને [ તથા તેમાં પ્રસરેલા વાયુને ] આ [ મંત્ર ] કહે છે. તેના કાંઠાપર સાત ઋષિઓ રહે છે આ [ મંત્રભાગમાં કહેલા ] ઋષિઓ પ્રાણોજ ( શ્રોત્રાદિમાં રહેલા વાયુઓજ ) [ છે એવી રીતે ] પ્રાણોને આ [ મંત્ર ] કહે છે. વેદનું ઉચ્ચારણ કરનારી વાણી આઠમી [ છે ] આ [ મંત્રમાં કહેલી ભક્ષણ કરનારી રસનાથી ભિન્ન ] વાણીજ આઠમી [ છે, જે ] વેદ [ આદિ શબ્દો ]નું ઉચ્ચારણ કરે છે ૩

તે ચમસના તીરપર ક્યા ઋષિઓ રહે છે તે કહે છે:—

इमावेव गोतमभरद्वाजावयमेव गोतमोऽयं भरद्वाज इमावेव विश्वामित्रजमदग्नी अयमेव विश्वामित्रोऽयं जमदग्निरिमावेव वसिष्ठकश्यपावयमेव वसिष्ठोऽयं कश्यपो वागेवात्रिर्वाचा ह्यन्नमद्यतेऽत्तिर्ह वै नामैतद्यदत्रिरिति सर्वस्यात्ता भवति सर्वमस्यान्नं भवति य एवं वेद ॥ ४ ॥ इति द्वितीयाध्यायस्य द्वितीयं शिशुब्राह्मणम् ॥ २ ॥

શબ્દાર્થ:—આ [ પ્રસિદ્ધ કાનો ]જ ગોતમ તથા ભરદ્વાજ [ છે, તેમાં ] આ[ જમણો કાન ]જ ગોતમ [ છે, ને ] આ [ ડાબો કાન ] ભરદ્વાજ [ છે ] આ [ આંખો ]જ વિશ્વામિત્ર

તથા જમદગ્નિ [ છે, તેમાં ] આ [ જમણી આંખ ]જ વિશ્વામિત્ર [ છે, ને ] આ [ ડાબી આંખ ] જમદગ્નિ [ છે. ] આ[ નાસાપુટો ]જ વસિષ્ઠ તથા કશ્યપ [ છે, તેમાં ] આ[ નાસિકાનું જમણું છિદ્ર ]જ વસિષ્ઠ [ છે, ને ] આ [ ડાબું છિદ્ર ] કશ્યપ [ છે. ભક્ષણક્રિયાવાળી ] વાણીજ અત્રિ [ છે, ] કેમકે [ તે ] વાણીવડે અન્નનું ભક્ષણ કરે છે, [ ભક્ષણ કરનાર વાણીનું ] અત્તિ ( ભક્ષણ કરે છે ) આ નામ પ્રસિદ્ધ [ છે, ] જે અત્રિ એમ [ પરોક્ષવડે કહેવાય છે. ] જે એવી રીતે [ કહેલા પ્રાણના સ્વભાવને ] ચિંતવે છે [ તે મુખ્ય પ્રાણ થઇને અધિષ્ઠાનમાં ને પ્રત્યેકના અધિષ્ઠાનમાં રહેલા ] સર્વ[ ભોગ્યસમૂહ ]નો ભોક્તા થાય છે, [ ને તે ] સર્વ આનું અન્ન થાય છે. ૪ એ પ્રમાણે બીજા અધ્યાયના શિશુનામના બીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૨. ૨

એ પ્રાણોનું સત્યપણું કેવી રીતે છે ? તથા તેથી પણ પરમાત્માનું સત્યપણું કેવી રીતે છે ? એવી જિજ્ઞાસા થાય તો તેને દૂર કરવામાટે આ મૂર્તામૂર્તબ્રાહ્મણ પ્રવૃત્ત થાય છેઃ—

द्वे वाव ब्रह्मणो रूपे मूर्तं चैवामूर्तं च मर्त्यं चामृतं च स्थितं च यच्च सच्च त्यच्च ॥ १ ॥

**શબ્દાર્થઃ**—[ જેના નિષેધદ્વારા નેતિ નેતિ ઇત્યાદિવડે નિરૂપણ કરવાને ઇચ્છિત બ્રહ્મ છે તે ] બ્રહ્મનાં [ માયામય ] બેજ રૂપો [ છે, જે રૂપોવડે અરૂપ બ્રહ્મ નિરૂપણ કરાય છે. તે રૂપો ] મૂર્ત તેમજ અમૂર્ત, મરણધર્મયુક્ત તથા મરણધર્મરહિત, પરિચ્છિન્ન તથા વ્યાપક અને સત્ ( પ્રત્યક્ષવડે પ્રતીત થનારા અસાધારણધર્મયુક્ત ) ને ત્યત્ સર્વદા પરોક્ષ કથન કરવાયોગ્ય ) [ છે. ] ૧

તે મૂર્તઅમૂર્ત ક્યાં ? તથા કોનાં ક્યાં વિશેષણો છે ? એમ ભેદ જણાતો નથી તેથી કહે છેઃ—

तदेतन्मूर्तं यदन्यद्वायोश्चान्तरिक्षाच्चैतन्मर्त्यमेतत्स्थितमेतत्सत्तस्यैतस्य मूर्तस्यैतस्य मर्त्यस्यैतस्य स्थितस्यैतस्य सत एष रसो य एष तपति सतो ह्येष रसः ॥ २ ॥

**શબ્દાર્થઃ**—જે વાયુ તથા આકાશથી ભિન્ન [ પૃથિવી આદિ ત્રણ ભૂતો છે ] તે આ મૂર્ત ( મૂર્છિત-એકબીજામાં પ્રવેશ પામેલા અવયવવાળું-ઘન-) [ છે તેથીજ ] આ [ ભૂતત્રય ] મરણધર્મયુક્ત [ છે, તેથી ] આ પરિચ્છિન્ન [ ને તેથીજ ] આ સત્ ( પ્રત્યક્ષ ) [ છે. એવી રીતે તે ત્રણ ભૂતો મૂર્ત, આદિ ચાર વિશેષણોવડે વિશિષ્ટ બ્રહ્મનું મૂર્ત રૂપ છે. ] તે આ મૂર્તનો, આ મર્ત્યનો, આ પરિચ્છિન્નનો [ ને ] આ સત્નો ( પૃથિવી આદિ ત્રણ ભૂતોનો ) આ [ સૂર્યમંડલ ] સાર [ છે, ] જે આ [ સૂર્યમંડલ ] તપે છે. જેથી [ ત્રણ ભૂતોમાં આ મંડલની પ્રધાનતા છે તેથી ] આ [ સૂર્યમંડલ ] સત્નો ( પૃથિવી આદિ ત્રણ ] ભૂતોનો ) સાર [ છે. આ આધિદૈવિકકાર્યરૂપ બ્રહ્મનું રૂપ છે. ] ૨

अथामूर्तं वायुश्चान्तरिक्षं चैतदमृतमेतद्यदेतत्त्यं तस्यैतस्यामूर्तस्यैतस्यामृतस्यैतस्य यत एतस्य त्यस्यैष रसो य एष एतस्मिन्मण्डले पुरुषस्त्यस्य ह्येष रस इत्यधिदैवतम् ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—હવે વાયુ ને આકાશ [ આ બ્રહ્મનું ] અમૂર્ત ( ઘનથી વિપરીત ) [ રૂપ છે, તેથી ] આ [ આપેક્ષિક ] અવિનાશી [ છે, તેથી ] આ [ આપેક્ષિક ] અપરિચ્છિન્ન [ છે, ને તેથી ] આ ત્યત્ ( સર્વદા પરોક્ષ કથન કરવાયોગ્ય ) [ છે. ] તે આ અમૂર્તનો, આ અવિનાશીનો, આ અપરિચ્છિન્નનો [ ને ] આ સર્વદા પરોક્ષ કથન કરવાયોગ્યનો આ સાર [ છે, ]

જે આ આ [ સૂર્ય ]મંડલમાં પુરુષ ( હિરણ્યગર્ભ ) [ છે ] જેથી [ વાયુ તથા આકાશથી આ પુરુષ શ્રેષ્ઠ છે તેથી ] આ [ પુરુષ ] સર્વદા પરોક્ષ કથન કરવાયોગ્યનો (વાયુ ને આકાશનો ] સાર [ છે. આ આધિદૈવિકકરણરૂપ બ્રહ્મનું રૂપ છે ]એ પ્રમાણે અધિદૈવત [ છે ] ૩

अथाध्यात्ममिदमेव मूर्तं यदन्यत्प्राणाच्च यश्चायमन्तरात्मन्नाकाश एतन्मर्त्यमेतत्स्थितमेतत्सत्तस्यैतस्य मूर्तस्यैतस्य मर्त्यस्यैतस्य स्थितस्यैतस्य सत एष रसो यच्चक्षुः सतो ह्येष रसः ॥ ४ ॥

શબ્દાર્થઃ—[આધિદૈવિક મૂર્તામૂર્તનો વિભાગ કહ્યા ] પછી અધ્યાત્મ [ વિભાગ કહેવાય છેઃ— ] પ્રાણથી ને જે આ શરીરની અંતર આકાશ [ છે તેથી ] જે ભિન્ન [ શરીરનાં આરંભક પૃથિવી આદિક ત્રણ ભૂત છે ] આજ મૂર્ત [ છે, ] આ મર્ત્ય [છે,] આ પરિચ્છિન્ન [છે, ને] આ સત્ [ છે ] તે આ મૂર્તનો, મર્ત્યનો, આ પરિચ્છિન્નનો [ ને ] આ સત્નો આ સાર [ છે, ] જે ચક્ષુ [ છે ] જેથી [ શરીરનાં આરંભક ત્રણ ભૂતોનાં કાર્યોમાં નેત્ર શ્રેષ્ઠ છે તેથી ] સત્નો ( શરીરના આરંભક ત્રણ ભૂતોનો )[ નેત્ર ] આ સાર [ છે. ] ૪

એવી રીતે અધ્યાત્મકાર્યરૂપ બ્રહ્મના રૂપનું નિરૂપણ કરીને હવે કરણરૂપ બ્રહ્મના રૂપનું નિરૂપણ કરે છે—

अथामूर्तं प्राणश्च यश्चायमन्तरात्मन्नाकाश एतदमृतमेतद्यदेतत्त्यं तस्यैतस्यामूर्तस्यैतस्यामृतस्यैतस्य यत एतस्य त्यस्यैष रसो योऽयं दक्षिणेऽक्षन्पुरुषस्त्यस्य ह्येष रसः ॥ ५ ॥

શબ્દાર્થઃ—હવે પ્રાણ તથા જે આ શરીરની અંતરનું આકાશ [ છે આ ] અમૂર્ત [ છે, ] આ [ આપેક્ષિક ] અવિનાશી [ છે, ] આ [ આપેક્ષિક ] અપરિચ્છિન્ન [ છે, ને ] આ ત્યત્ [ છે, ] તે આ અમૂર્તનો, આ અવિનાશીનો, આ અપરિચ્છિન્નનો [ ને ] આ ત્યત્નો આ સાર [ છે ] જે આ દક્ષિણનેત્રમાં [ લિંગશરીરરૂપ ] પુરુષ [ છે ] જેથી [ પ્રાણ ને શરીરની અંતરના આકાશથી લિંગશરીર શ્રેષ્ઠ છે તેથી ] ત્યત્નો ( પ્રાણ ને શરીરની અંતરના આકાશનો ) [ પુરુષ ] આ સાર [ છે ] ૫

હવે આ કરણરૂપનું વાસનામયરૂપ કહે છે—

तस्य हैतस्य पुरुषस्य रूपं । यथा माहारजनं वासो यथा पाण्ड्वाविकं यथेन्द्रगोपो यथाऽग्न्यर्चिर्यथा पुण्डरीकं यथा सकृद्विद्युत्तꣳ सकृद्विद्युत्तेव ह वा अस्य श्रीर्भवति य एवं वेदाथात आदेशो नेति नेति न ह्येतस्मादिति नेत्यन्यत्परमस्त्यथ नामधेयꣳ सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेष सत्यम् ॥ ६ ॥ इति द्वितीयाध्यायस्य तृतीयं मूर्तामूर्तब्राह्मणम् ॥ ३ ॥

શબ્દાર્થઃ—તે [ આધિદૈવિક તથા ]'પ્રસિદ્ધ આ [ આધ્યાત્મિક લિંગ ]પુરુષનું ( લિંગશરીરમાં મુખ્ય મનનું ) [ આ વાસનામય ] રૂપ [ છે— ] જેમ હળદરવડે રંગેલું વસ્ત્ર [ છે તેમ મનનો સ્ત્રી આદિક વિષયોનો સંયોગ થયે સતે તેવા રાગનો આકાર થાય છે ] જેમ કિંચિત્ ધોળું ઊનનું [ વસ્ત્ર હોય છે તેમ આ મનનું અન્ય વાસનારૂપ ઉપજે છે ] જેમ ઇંદ્રગોપ ( ચોમાસામાં થનારું અત્યંત રાતું જીવડું ) [ અત્યંત રક્ત થાય છે તેમ આનું વાસનારૂપ થાય છે ક્યારેક વિષયવિશેષની અપેક્ષાવડે તથા ક્યારેક પુરુષના મનના સત્ત્વાદિક ગુણોના પરિણામવડે રાગની ન્યૂનાધિકતા થાય છે. ] જેમ અગ્નિની જ્વાલા [ પ્રકાશવાન્ હોય છે

તેમ કવચિત્ કોઈના મનની વાસનાનું રૂપ થાય છે. ] જેમ કમલ [ ધોળું છે તેમ પણ કોઈના મનની વાસનાનું રૂપ થાય છે. ] જેમ એક વારનો વિજળીનો ઝબકારો [ સર્વભણીથી પ્રકાશક થાય છે તેમ જ્ઞાનરૂપ પ્રકાશની વૃદ્ધિની અપેક્ષાએ હિરણ્યગર્ભાદિના મનની વાસનાનું રૂપ થાય છે. ] જે એવી રીતે [ હિરણ્યગર્ભના મનની વાસનાના રૂપને ] ચિંતવે છે આની એક વારના વિજળીના ઝબકારાની પેઠેજ ખ્યાતિ થાય છે. [ સ્થૂલસૂક્ષ્મપ્રપંચરૂપ સત્યના સ્વરૂપના કથનની ] પછી [ જે સત્યનું સત્ય છે તેજ અવશેષ રહે છે ] આથી [તે બ્રહ્મનું] નેતિ (આવું નહિ,) નેતિ (આવું નહિ) [ આમ ] કથન [ છે ] જેથી નેતિ નેતિ આનાથી અન્ય શ્રેષ્ઠ [ બ્રહ્મનું કથન ] છે [ નહિ તેથી આજ સર્વનો નિષેધ કરનારું બ્રહ્મનું કથન છે. એવી રીતે સત્યનું સત્ય બ્રહ્મ છે ] તેથી સત્યનું સત્ય આવું [ બ્રહ્મનું ] નામ [ યુક્ત છે. ] પ્રાણોજ સત્ય [ છે, ને ] તેઓની [ મધ્યે ] આ [ પરમાત્મા ] સત્ય [ છે ] ૬ એ પ્રમાણે બીજા અધ્યાયના મૂર્તામૂર્ત નામના ત્રીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૨.૩

એવી રીતે વ્યાખ્યાન કરેલી બ્રહ્મવિદ્યાના અંગપણાવડે સંન્યાસના વિધાનમાટે મૈત્રેયીબ્રાહ્મણનો આરંભ થાય છે:—

मैत्रेयीति होवाच याज्ञवल्क्य उद्यास्यन्वा अरेऽहमस्मात्स्थानादस्मि हन्त तेऽनया कात्यायन्याऽन्तं करवाणीति ॥ १ ॥

શબ્દાર્થઃ—" અરે મૈત્રેયિ ! " એમ પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય [ પોતાની મૈત્રેયીનામની ભાર્યાપ્રતિ ] કહેતા હવાઃ-" હું આ [ ગૃહસ્થભાવરૂપ ] આશ્રમથી ઉપર [ સંન્યાસનામના અન્ય આશ્રમપ્રતિ ] જવાને ઇચ્છું છું તેથી [ તારી ] સંમતિ [ માગું છું, અને ] તારો આ [ બીજી ભાર્યા ] કાત્યાયનીથી વિભાગ કરું છું ( દ્રવ્યવડે વિભક્ત કરીને પછી હું સંન્યાસ ગ્રહણ કરીશ. )" ઇતિ ૧

सा होवाच मैत्रेयी यन्नु म इयं भगोः सर्वा पृथिवी वित्तेन पूर्णा स्यात्कथं तेनामृता स्यामिति नेति होवाच याज्ञवल्क्यो यथैवोपकरणवतां जीवितं तथैव ते जीवितꣳ स्यादमृतत्वस्य तु नाऽऽशाऽस्ति वित्तेनेति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ એમ કહ્યા પછી ] પ્રસિદ્ધ તે મૈત્રેયી બોલીઃ-" હે ભગવન્ ! જો કદી મને ધનવડે પૂર્ણ આ સર્વ પૃથિવી [ પ્રાપ્ત ] થાય [ તો ] શું તેવડે [ હું ] અવિનાશી થઇશ ? " એમ [ પૂછવાથી " અવિનાશી ] નહિ [ થા ] " એમ પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય કહેતા હવા " જેવી રીતે પ્રસિદ્ધ સાધનસંપત્તિયુક્તનું જીવિત [ સુખના ઉપાયરૂપ ભોગવડે યુક્ત હોય છે ] તેમજ તારું જીવિત થશે, પરંતુ ધનવડે [ વા ધનવડે સાધ્ય કર્મવડે ] અવિનાશીપણાની-મોક્ષની-આશા [ કરવાયોગ્ય ] નથી " એમ [ પણ કહ્યું ] ૨

सा होवाच मैत्रेयी येनाहं नामृता स्यां किमहं तेन कुर्यां यदेव भगवान्वेद तदेव मे ब्रूहीति ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ એમ કહેવાથી ] પ્રસિદ્ધ તે મૈત્રેયી બોલીઃ-" જે[ દ્રવ્ય ]વડે હું અવિનાશી ન થઉં તે[ દ્રવ્ય ]વડે હું શું કરું ? આપ જેને નિશ્ચય [ મોક્ષનું સાધન ] જાણો છો તેજ મને કહો. " ઇતિ. ૩

स होवाच याज्ञवल्क्यः प्रियाबतारे नः सती प्रियं भाषस एह्यास्स्व व्याख्यास्यामि ते व्याचक्षाणस्य तु मे निदिध्यासस्वेति ॥ ४ ॥

શબ્દાર્થ:—[ એમ પૂછવાથી ] પ્રસિદ્ધ તે યાજ્ઞવલ્ક્ય [ કૃપા કરીને ] બોલ્યા- "અરે [ મૈત્રેયિ ! તું પૂર્વે પણ ] અમારી પ્રિયા [ ને ] પતિવ્રતા [ હોઈ હમણાં પણ ] પ્રિય બોલે છે [ તેથી ] આનંદ થાય છે. આવ, બેસ, [ મોક્ષનું સાધન આત્મજ્ઞાન જે ] તને [ ઇષ્ટ છે તે ] કહીશ. વ્યાખ્યાન કરનાર મારાં [ વાક્યોનું અર્થથી ] નિશ્ચયપૂર્વક ધ્યાન કરવા ઇચ્છ " ઇતિ ૪

स होवाच न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पतिः प्रियो भवति। न वा अरे जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति। न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्त्यात्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति। न वा अरे वित्तस्य कामाय वित्तं प्रियं भवत्यात्मनस्तु कामाय वित्तं प्रियं भवति। न वा अरे ब्रह्मणः कामाय ब्रह्म प्रियं भवत्यात्मनस्तु कामाय ब्रह्म प्रियं भवति। न वा अरे क्षत्रस्य कामाय क्षत्रं प्रियं भवत्यात्मनस्तु कामाय क्षत्रं प्रियं भवति। न वा अरे लोकानां कामाय लोकाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय लोकाः प्रिया भवन्ति। न वा अरे देवानां कामाय देवाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय देवाः प्रिया भवन्ति। न वा अरे भूतानां कामाय भूतानि प्रियाणि भवन्त्यात्मनस्तु कामाय भूतानि प्रियाणि भवन्ति। न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति। आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेय्यात्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदꣳ सर्वं विदितम् ॥ ५ ॥

શબ્દાર્થ:—[ મોક્ષના સાધન આત્મજ્ઞાનના અંગભૂત વૈરાગ્યનો ઉપદેશ કરવાની ઇચ્છાથી ] પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્ક્ય ] બોલ્યા.-" અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] પતિના પ્રયોજનમાટે પતિ પ્રિય થતો નથી, પણ આત્માના પ્રયોજનમાટે પતિ પ્રિય થાય છે અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] સ્ત્રીના પ્રયોજનમાટે સ્ત્રી પ્રિય થતી નથી, પણ આત્માના પ્રયોજનમાટે સ્ત્રી પ્રિય થાય છે અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] પુત્રોના પ્રયોજનમાટે પુત્રો પ્રિય થતા નથી, પણ આત્માના પ્રયોજનમાટે પુત્રો પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] દ્રવ્યના પ્રયોજનમાટે દ્રવ્ય પ્રિય થતું નથી, પણ આત્માના પ્રયોજનમાટે દ્રવ્ય પ્રિય થાય છે અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] બ્રાહ્મણજાતિના પ્રયોજનમાટે બ્રાહ્મણજાતિ પ્રિય થતી નથી, પણ આત્માના પ્રયોજનમાટે બ્રાહ્મણજાતિ પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] ક્ષત્રિયજાતિના પ્રયોજન માટે ક્ષત્રિયજાતિ પ્રિય થતી નથી, પણ આત્માના પ્રયોજનમાટે ક્ષત્રિયજાતિ પ્રિય થાય છે અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે સ્વર્ગાદિ ] લોકોના પ્રયોજનમાટે [ સ્વર્ગાદિ ] લોકો પ્રિય થતા નથી, પણ આત્માના પ્રયોજનમાટે [ સ્વર્ગાદિ ] લોકો પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] દેવોના પ્રયોજનમાટે દેવો પ્રિય થતા નથી, પણ આત્માના પ્રયોજનમાટે દેવો પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે પૃથિવી આદિ ] ભૂતોના પ્રયોજન-

માટે ભૂતો પ્રિય થતાં નથી, પણ આત્માના પ્રયોજનમાટે ભૂતો પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે અન્ય ] સર્વના પ્રયોજનમાટે સર્વ પ્રિય થતું નથી, પણ આત્માના પ્રયોજનમાટે સર્વ પ્રિય થાય છે. [ જેથી એવી રીતે આત્મસુખના સાધનપણાથી અન્યત્ર ગૌણી પ્રીતિ છે, ને આત્મામાં તો મુખ્ય પ્રીતિ છે તેથી ] અરે [ મૈત્રેયિ ! પરમપ્રેમનું સ્થાન ] આત્માજ અનુભવવાયોગ્ય, [ આચાર્ય ને શાસ્ત્રથી ] શ્રવણ કરવાયોગ્ય, [ યુક્તિઓવડે ] મનન કરવાયોગ્ય [ ને ] નિશ્ચયપૂર્વક ધ્યાન કરવાયોગ્ય [ છે. ] અરે મૈત્રેયિ ! આત્માનાજ અનુભવવડે, શ્રવણવડે, મનનવડે [ ને ] નિદિધ્યાસનવડે આ સર્વ [ કલ્પિત જગત્ ] જ્ઞાત થાય છે. ૫

વિવેચનઃ—શ્રવણ વેદાંતશાસ્ત્રરૂપ પ્રમાણના વિચારરૂપ હોવાથી અંગી છે, ને મનનનિદિધ્યાસન તેના કાર્યરૂપ જ્ઞાનના પ્રતિબંધકનો વિનાશ કરનારાં હોવાથી અંગ છે. એ શ્રવણ મનન ને નિદિધ્યાસનનું જ્યારે વારંવાર સાથે અનુષ્ઠાન થાય ત્યારેજ સામગ્રીની પુષ્કળતાવડે તત્વજ્ઞાન સિદ્ધ થાય છે, અને મનનાદિકના અભાવમાં પ્રતિબંધક વિદ્યમાન રહેવાથી શ્રવણમાત્રવડે તે તત્વજ્ઞાન ઉપજતું નથી. ૫

અન્યનું જ્ઞાન થયે તેનાથી ભિન્ન અન્યનું જ્ઞાન કેમ થઈ શકે ? એમ શંકા થાય તો આત્માથી ભિન્ન અન્યનો અભાવ હોવાથી તેમ સંભવી શકે છે એમ કહે છેઃ—

ब्रह्म तं परादाद्योऽन्यत्राऽऽत्मनो ब्रह्म वेद क्षत्रं तं परादाद्योऽन्यत्राऽऽत्मनः क्षत्रं वेद लोकास्तं परादुर्योऽन्यत्राऽऽत्मनो लोकान्वेद देवास्तं परादुर्योऽन्यत्राऽऽत्मनो देवान्वेद भूतानि तं परादुर्योऽन्यत्राऽऽत्मनो भूतानि वेद सर्वं तं परादाद्योऽन्यत्राऽऽत्मनः सर्वं वेदेदं ब्रह्मेदं क्षत्रमिमे लोका इमे देवा इमानि भूतानीदꣳ सर्वं यदयमात्मा ॥ ६ ॥

શબ્દાર્થઃ—જે [ બ્રાહ્મણ ] આત્માથી ( પોતાનાથી ) અન્યત્ર બ્રાહ્મણજાતિને જાણે છે તેને બ્રાહ્મણજાતિ [ આ મને અનાત્મરૂપે જુએ છે એમ જાણી પોતાનાથી ] દૂર કરે છે, જે [ ક્ષત્રિય ] આત્માથી અન્યત્ર ક્ષત્રિયજાતિને જાણે છે તેને ક્ષત્રિયજાતિ દૂર કરે છે, જે આત્માથી અન્યત્ર [ સ્વર્ગાદિ ] લોકોને જાણે છે તેને [ સ્વર્ગાદિ ] લોકો દૂર કરે છે, જે આત્માથી અન્યત્ર દેવોને જાણે છે તેને દેવો દૂર કરે છે, જે આત્માથી અન્યત્ર ભૂતોને જાણે છે તેને ભૂતો દૂર કરે છે, [ ને ] જે આત્માથી અન્યત્ર સર્વને જાણે છે તેને સર્વ દૂર કરે છે. જે આ આત્મા [ અનુભવવાયોગ્ય તથા શ્રવણાદિ કરવાયોગ્ય છે તે આ આત્માજ ] આ બ્રાહ્મણજાતિ, આ ક્ષત્રિયજાતિ આ લોકો, આ દેવો, આ ભૂતો [ ને ] આ સર્વ [ છે. ] ૬

આ સર્વ આત્મા છે એમ કેવી રીતે જાણી શકાય ? એમ શંકા થાય તો સ્ફુરણથી વ્યતિરેકવડે કાંઇ પણ જાણવાને શક્ય નથી એમ પ્રસિદ્ધ છે, ને જેના વ્યતિરેકવડે જેનું અગ્રહણ તેનું તે રૂપપણુંજ એવી વ્યાપ્તિમાં ત્રણ દષ્ટાંત કહે છેઃ—

स यथा दुन्दुभेर्हन्यमानस्य न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय दुन्दुभेस्तु ग्रहणेन दुन्दुभ्याघातस्य वा शब्दो गृहीतः ॥ ७ ॥

શબ્દાર્થઃ—તે ( દષ્ટાંતઃ— ) જેમ [ દાંડી આદિવડે ] તાડન કરેલા દુંદુભિના ( મોટા નગારાના ) બહાર નીકળેલા [ ઉચ્ચનીચાદિ ] શબ્દોને ગ્રહણ કરવામાટે [ પુરુષ પ્રથમ ] સમર્થ થતો નથી, પરંતુ દુંદુભિના [ શબ્દસામાન્યના ] ગ્રહણવડે અથવા દુંદુભિના વગાડવાથી [ ઉપજેલા વીરાદિ નવ રસમાંના એક રસયુક્ત ધ્વનિના ગ્રહણવડે આ દુંદુભિનો અમુક પ્રકારનો

ધ્વનિ છે એમ દુંદુભિનો ] શબ્દવિશેષ ગ્રહણ કરેલો [ થાય છે જેમ શબ્દવિશેષો શબ્દસામાન્યથી વસ્તુતાએ પૃથક્ નથી તેમ સ્ફુરણરૂપ બ્રહ્મસામાન્યથી સ્ફુરેલા પદાર્થો વસ્તુતાએ પૃથક્ નથી એવી રીતે નીચેનાં બે દૃષ્ટાંતોમાં પણ જાણવું ] ૭

स यथा शङ्खस्य ध्मायमानस्य न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय शङ्खस्य तु ग्रहणेन शङ्खध्मस्य वा शब्दो गृहीतः ॥ ८ ॥

શબ્દાર્થઃ—તે ( દૃષ્ટાંત — ) જેમ શબ્દવડે પૂરેલા ( વગાડેલા ) શંખના બહાર નીકળેલા [ ઉચ્ચનીચાદિ ] શબ્દોને ગ્રહણ કરવામાટે [ પુરુષ પ્રથમ ] સમર્થ થતો નથી, પરંતુ શંખના [ શબ્દસામાન્યના ગ્રહણવડે વા [ એક રસયુક્ત ] શંખના ધ્વનિના [ ગ્રહણવડે શંખનો ] શબ્દવિશેષ ગ્રહણ કરેલો [ થાય છે ] ૮

स यथा वीणायै वाद्यमानायै न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय वीणायै तु ग्रहणेन वीणावादस्य वा शब्दो गृहीतः ॥ ९ ॥

શબ્દાર્થઃ—તે ( દૃષ્ટાંત — ) જેમ વગાડેલી વીણાના બહાર નીકળેલા [ ઉચ્ચનીચાદિ ] શબ્દોને ગ્રહણ કરવામાટે [ પુરુષ પ્રથમ ] સમર્થ થતો નથી, પરંતુ વીણાના [ શબ્દસામાન્યના ] ગ્રહણવડે વા [ એક રસવાળા ] વીણાના ધ્વનિમાં [ ગ્રહણવડે વીણાનો ] શબ્દવિશેષ ગ્રહણ કરેલો [ થાય છે ] ૯

વિવેચનઃ—અનેક દૃષ્ટાંતોનું ગ્રહણ અનેક વિલક્ષણ ચેતનાચેતનરૂપ સર્વે પદાર્થો સ્થિતિકાલમાં પ્રજ્ઞાનઘન પ્રસગાત્મરૂપ એક સત્તાવાળા છે એમ જણાવવામાટે છે ૯

એવી રીતે સ્થિતિકાલમા જગતનું બ્રહ્મથી એકપણું નિશ્ચય કરીને ઉત્પત્તિકાલમાં પણ તેવો નિશ્ચય કરવામાટે કાર્યોની ઉત્પત્તિની પૂર્વે તેમના કારણથી અભિન્નપણામા દૃષ્ટાન્ત કહે છે —

स यथाऽऽर्द्रैधाग्नेरभ्याहितात्पृथग्धूमा विनिश्चरन्त्येवं वा अरेऽस्य महतो भूतस्य निश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्योपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानान्यस्यैवैतानि निश्वसितानि ॥ १० ॥

શબ્દાર્થઃ—તે ( દૃષ્ટાંત — ) જેમ આર્દ્ર ઇંધન નાંખેલા [ પ્રજ્વલિત ] અગ્નિથી નાના પ્રકારના ધૂમાડા [ ને તણખા ] નીકળે છે તેમજ અરે [ મૈત્રેયિ ! ] આ અપરિચ્છિન્ન પરમાર્થવસ્તુનું આ નિશ્વસિત ( નિશ્વાસની પેઠે અપ્રયત્નવડે ઉપજાવેલું ) [ છે — ] જે ઋગ્વેદ યજુર્વેદ, સામવેદ, અથર્વાઙ્ગિરસ, ઇતિહાસ ( ઉર્વશી અને પુરુરવાના સંવાદાદિરૂપ બ્રાહ્મણભાગ, ) પુરાણ, ( જગતની ઉત્પત્તિની પૂર્વેનું તથા જગતની ઉત્પત્તિ આદિનું નિરૂપણ કરનારો બ્રાહ્મણભાગ, ) વિદ્યા, નૃત્યગીતાદિનુ નિરૂપણ કરનારો બ્રાહ્મણભાગ, ] ઉપનિષદો, શ્લોકો, ( બ્રાહ્મણભાગમાંના મંત્રો, ) સૂત્રો, ( આત્મા એમજ ઉપાસે " ઇત્યાદિ વસ્તુને સંક્ષેપમાં કહેનારાં વેદવચનો, ) અનુવ્યાખ્યાનો ( વસ્તુને સંક્ષેપમાં કહેનારાં વચનોનાં વિવરણવાક્યો, ) [ જેમ પ્રાણા વૈ સત્યમ્ ઇત્યાદિ વાક્યોનું શિશુ તે મૂર્તામૂર્તબ્રાહ્મણમાં વિવરણ છે, ને ] વ્યાખ્યાનો ( બ્રાહ્મણભાગમાં આવેલા મંત્રોનાં વિવરણો ) [ છે તે જેથી ] આ [ ઋગ્વેદાદિ ] આ[ પરમાત્મા ]નું નિશ્વસિત [ છે તેથી વેદ પોતાના અર્થમાં નિરપેક્ષપ્રમાણ છે ] ૧૦

હવે પ્રલયકાલમાં પણ આ પ્રપંચનું બ્રહ્માત્મકપણું છે એમ દૃષ્ટાંતપૂર્વક કહે છેઃ—

स यथा सर्वासामपाᳪं समुद्र एकायनमेवᳪं सर्वेषाᳪं स्पर्शानां त्वगेकायनमेवᳪं सर्वेषाᳪं रसानां जिह्वैकायनमेवᳪं सर्वेषाᳪं गन्धानां नासिके एकायनमेवᳪं सर्वेषाᳪं रूपाणां चक्षुरेकायनमेवᳪं सर्वेषाᳪं शब्दानाᳪं श्रोत्रमेकायनमेवᳪं सर्वेषाᳪं सङ्कल्पानां मन एकायनमेवᳪं सर्वासां विद्यानाᳪं हृदयमेकायनमेवᳪं सर्वेषां कर्मणाᳪं हस्तावेकायनमेवᳪं सर्वेषामानन्दानामुपस्थ एकायनमेवᳪं सर्वेषां विसर्गाणां पायुरेकायनमेवᳪं सर्वेषामध्वनां पादावेकायनमेवᳪं सर्वेषां वेदानां वागेकायनम् ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—તે ( દૃષ્ટાંત—) જેમ સર્વે ( નદી આદિમાં સ્થિત ) જલોનો સમુદ્ર એક આશ્રય ( અવિભાગવડે પ્રાપ્તિ ) [છે] તેમ [ મૃદુકઠિનાદિ ] સર્વે સ્પર્શોનો ત્વચા ( ત્વચાના વિષયરૂપ સ્પર્શસામાન્ય ) એક આશ્રય [ છે, ] તેમ સર્વે રસોનો જીભ ( જીભના વિષયરૂપ રસસામાન્ય ) એક આશ્રય [છે,] તેમ સર્વે ગંધોનો નાસિકા ( ગંધસામાન્ય ) એક આશ્રય [ છે, ] તેમ સર્વે રૂપોનો ચક્ષુ ( રૂપસામાન્ય ) એક આશ્રય [છે ] તેમ સર્વે શબ્દોનો શ્રોત્ર ( શબ્દસામાન્ય ) એક આશ્રય [છે, આ શ્રોત્રાદિના વિષયોનાં સામાન્યો મનના વિષય સંકલ્પમાં અંતર્ભાવ પામે છે, ] તેમ સર્વે સંકલ્પોનો મન (સંકલ્પ સામાન્ય ) એક આશ્રય [ છે, તેનો નિશ્ચયમાં અંતર્ભાવ છે, ] તેમ સર્વે બુદ્ધિઓ-નિશ્ચયો-નો હૃદય ( નિશ્ચયસામાન્ય) એક આશ્રય [ છે, તે કારણભૂત પ્રજ્ઞાનઘન બ્રહ્મમાં લીન થાય છે, ] તેમ સર્વે કર્મોનો હાથો ( કર્મસામાન્ય )એક આશ્રય [ છે, ] તેમ સર્વે આનંદોનો ઉપસ્થ ( આનંદસામાન્ય ) એક આશ્રય [ છે, ] તેમ સર્વે ત્યાગોનો ગુદા ( ત્યાગસામાન્ય ) એક આશ્રય [ છે, ] તેમ સર્વે ગતિઓનો પગો ( ગતિસામાન્ય ) એક આશ્રય [ છે,] તેમ સર્વે વેદોનો ( શબ્દોનો ) વાણી ( શબ્દસામાન્ય ) એક આશ્રય [ છે, તે કર્મેન્દ્રિયોનાં સામાન્યોનો પ્રાણમાં લય થાય છે, ને પ્રાણનો કારણરૂપ બ્રહ્મમાં લય થાય છે. ] ૧૧

એવી રીતે પ્રાકૃતિક પ્રલયના દર્શનવડે સર્વના મૂલકારણરૂપ અદ્વય આત્મતત્ત્વનો નિશ્ચય કર્યો, હવે બ્રહ્મવિદ્યાવડે અવિદ્યાની નિવૃત્તિદ્વારા જે આ આત્યંતિક પ્રલય છે તેને દૃષ્ટાંતપૂર્વક કહે છેઃ—

स यथा सैन्धवखिल्य उदके प्रास्त उदकमेवानुविलीयेत न हास्योद्ग्रहणायेव स्यात् । यतो यतस्त्वाददीत लवणमेवैवं वा अर इदं महद्भूतमनन्तमपारं विज्ञानघन एव तेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानु विनश्यति न प्रेत्य संज्ञाऽस्तीत्यरे ब्रवीमीति होवाच याज्ञवल्क्यः ॥ १२ ॥

**શબ્દાર્થઃ**—તે ( દૃષ્ટાંતઃ— ) જેમ લવણનો કડકો જલમાં નાંખ્યો [ છતો ] જલમાંજ લીન થાય છે, આ[ કડકા ]નું [ પૂર્વની પેઠે ] ગ્રહણ કરવાને [ કોઇ સુનિપુણ પણ સમર્થ થતો ] નથીજ, જ્યાંથી જ્યાંથી ગ્રહણ કરીને [ ચાખે છે ત્યાં ત્યાં તે જલ ] ખારુંજ [ જણાય છે, પણ તે કડકો ગ્રહણ કરી શકાતો નથી. ] તેમજ અરે [ મૈત્રેયિ ! ] આ અપરિચ્છિન્ન, નિર્વિકારી, કારણરહિત, કાર્યરહિત [ ને ] વિશુદ્ધજ્ઞાનમાત્ર [ બ્રહ્મ ]જ [ શરીરકરણાદિકને આકારે પરિણામપામેલાં ] આ ભૂતોથી સારી રીતે ઊઠીને [ પછી ] તે[ ભૂતોના વિનાશ ]ની પછીજ

[ આ જીવભાવ ] વિનાશ પામે છે. અરે [ મૈત્રેયિ ! કાર્યકરણના સંઘાતથી વિમુક્ત બ્રહ્મવેત્તાને ] શરીરત્યાગ[ પછી 'આ મારું ક્ષેત્ર છે. હું સુખી છું ' એવું વિશેષ ]જ્ઞાન નથી એમ [ હું ] કહું છું, " એવી રીતે યાજ્ઞવલ્ક્ય [ પોતાની ભાર્યાપ્રતિ ] પ્રસિદ્ધ [ પરમાર્થદર્શન કહેતા હુવા ૧૨

પછી તે બંનેની જે પ્રવૃત્તિ થઇ તે કહે છેઃ—

सा होवाच मैत्रेय्यत्रैव मा भगवानमूमुहन्न प्रेत्य संज्ञाऽस्तीति स होवाच न वा अरेऽहं मोहं ब्रवीम्यलं वा अर इदं विज्ञानाय ॥ १३ ॥

શબ્દાર્થઃ—[ એમ ઉપદેશ કર્યા પછી ] પ્રસિદ્ધ તે મૈત્રેયિ બોલીઃ—"ભગવાન્ અહિંજ ( એક બ્રહ્માત્મરૂપ વસ્તુમાંજ ) [ પૂર્વે વિજ્ઞાનઘનજ છે એમ પ્રતિજ્ઞા કરીને પુનઃ ] મરીને [વિશેષ જ્ઞાન નથી એમ [ વિરુદ્ધ કહેતા છતા ] મને મોહ ઉપજાવતા હુવા " [ તેના ઉત્તરમાં ] પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્ક્ય ] બોલ્યાઃ—"અરે [ મૈત્રેયિ ! ઉપાધિવડે થનારાં વિશેષજ્ઞાનો મુઆપછી નથી, પણ પ્રજ્ઞાનઘનનો નાશ થતો નથી એમ કહ્યું છે તેથી ] હું મોહ ( મોહ પમાડનારું વચન )નથીજ બોલતો અરે [ મૈત્રેયિ ! ] આ[ પ્રજ્ઞાનઘનસ્વરૂપ ]જ [ સ્વપ્રકાશપણાથી ] જાણવાને પૂર્ણ [ છે. ]" ૧૩

કહેલા વિશેષજ્ઞાનના અભાવને અન્વયવ્યતિરેકવડે દૃઢ કરતા છતા કહે છેઃ—

यत्र हि द्वैतमिव भवति तदितर इतरं जिघ्रति तदितर इतरं पश्यति तदितर इतरꣳ शृणोति तदितर इतरमभिवदति तदितर इतरं मनुते तदितर इतरं विजानाति यत्र वा अस्य सर्वमात्मैवाभूत्तत्केन कं जिघ्रेत्तत्केन कं पश्येत्तत्केन कꣳ शृणुयात्तत्केन कमभिवदेत्तत्केन कं मन्वीत तत्केन कं विजानीयात् । येनेदꣳ सर्वं विजानाति तं केन विजानीयाद्विज्ञातारमरे केन विजानीयादिति ॥ १४ ॥ इति द्वितीयाध्यायस्य चतुर्थं मैत्रेयीब्राह्मणम् ॥ ४ ॥

શબ્દાર્થઃ—જ્યારે ( અજ્ઞાનકાલમાં–અવિદ્યાકલ્પિત કાર્યકરણસંઘાતરૂપ ઉપાધિથી ઉપજેલા વિશેષ આત્માના સદ્ભાવના સમયમાં ) [ એકજ આત્મામાં ] પ્રસિદ્ધ દ્વૈતજેવું [ પ્રતીત ] થાય છે ત્યારે ઈતર ( બ્રહ્મથી ભિન્ન ઘ્રાતા ) [ બ્રહ્મથી ભિન્ન ઘ્રાણવડે ] ઈતરને ( બ્રહ્મથી ભિન્નને–ગંધને ) સુંઘે છે, ત્યારે ઈતર ( જોનારો ) [ નેત્રવડે ] ઈતરને ( રૂપાદિને ) જુએ છે, ત્યારે ઈતર ( સાંભળનારો ) [શ્રોત્રવડે ] ઈતરને ( શબ્દાદિને ) સાંભળે છે, ત્યારે ઇતર ( બોલનારો ) [ વાણીવડે ] ઈતરને ( શબ્દાદિને ) બોલે છે, ત્યારે ઈતર ( મનન કરનારો ) [ મનવડે ] ઈતરનું ( મનન કરવાયોગ્યનું ) મનન કરે છે, [ ને ] ત્યારે ઈતર ( જાણનારો ) [ બુદ્ધિવડે ] ઈતરને ( જાણવાયોગ્યને ) જાણે છે. જ્યારે ( જ્ઞાનકાલમાં ) પ્રસિદ્ધ આ[ બ્રહ્મવેત્તા ]ને [ કર્તા, કર્મ ને કર્મફલાદિ ] સર્વ આત્માજ થયું ત્યારે [ કોણ ] કયા[ કરણ ]વડે કોને સુંઘે ? [ કરણના અભાવથી કોઈ પણ સુંઘનાર કોઈ પણ કરણવડે કોઈ પણ ગંધને ન સુંઘે ] ત્યારે [ કોણ ] શાવડે શાને જુએ ? ત્યારે [ કોણ ] શાવડે શાને સાંભળે ? ત્યારે [ કોણ ] શાવડે શું બોલે ? ત્યારે [ કોણ ] શાવડે શાનું મનન કરે ? [ ને ] ત્યારે [ કોણ ] શાવડે શાને જાણે ? [ એવી રીતે કૈવલ્યાવસ્થામાં વિશેષવિજ્ઞાનનો અભાવ અન્વયવ્યતિરેકવડે પ્રતિપાદન કરીને

તેમાંજ કૈમુતિકન્યાય દેખાડવાને અવિદ્યાવસ્થામાં પણ સાક્ષી જ્ઞાનનો અવિષય છે એમ કહે છેઃ—જે અવિદ્યાવસ્થામાં અન્ય અન્યને જાણે છે તે અવસ્થામાં પણ ] જેવડે ( જે કૂટસ્થ-જ્ઞાનવડે ) [ વ્યાસ લોક ] આ સર્વને જાણે છે તે [ સાક્ષી ]ને કયા[ કરણ ]વડે [ કયો વિજ્ઞાતા ] જાણે ? [ કોઇ પણ કરણવડે કોઈ ન જાણે. ] અરે [ મૈત્રેયિ ! પુન જે કેવળ અદ્વયવિદ્યાવસ્થાવાળો વિજ્ઞાતાજ છે તે ] વિજ્ઞાતાને કયા[ કરણ ]વડે જાણે ? [ કોઇ પણ કરણ-વડે ન જાણે ]" ઇતિ. ૧૪ એ પ્રમાણે બીજા અધ્યાયના મૈત્રેયીનામના ચોથા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૨. ૪

"આત્માજ આ સર્વ છે" એમ પ્રતિજ્ઞા કરેલા અર્થનો આત્મામાં ઉત્પત્તિ, સ્થિતિ ને લયપણારૂપ હેતુ કહીને પુનઃ આગમપ્રધાન મધુબ્રાહ્મણવડે પ્રતિજ્ઞા કરેલા અર્થનું નિગમન ( પ્રતિજ્ઞા અને હેતુને ક્રમવડે કહીને પુનઃ હેતુસહિત પ્રતિજ્ઞાના વિષયનું કથન ) કરે છેઃ—

इयं पृथिवी सर्वेषां भूतानां मध्वस्यै पृथिव्यै सर्वाणि भूतानि मधु यश्चायमस्यां पृथिव्यां तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मꣳ शारीरस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ १ ॥

**શબ્દાર્થઃ**—આ પૃથિવી [ ઉપકારકપણાથી ] સર્વ પ્રાણીઓનું મધ ( મધની પેઠે કાર્ય ) [ છે, તથા ] સર્વે પ્રાણીઓ [ ઉપકાર્યપણાથી ] આ પૃથિવીનું કાર્ય [ છે. ] વળી આ પૃથિવીમાં જે આ તેજોમય અમરણધર્મવાળો પુરુષ [ છે, ] અને [ પૃથિવીના ] અધ્યાત્મરૂપ જે આ શારીર ( શરીરનો અભિમાની ) તેજોમય અમરણધર્મવાળો પુરુષ [ છે તે ઉભય-વિધ પુરુષ ઉપકારકપણાથી સર્વ ભૂતોનું કાર્ય છે, ને સર્વે ભૂતો ઉપકાર્યપણાથી એ પુરુષોનું કાર્ય છે. પૃથિવી, સર્વભૂતો, પાર્થિવપુરુષ ને શારીરપુરુષરૂપ આ સર્વ જગત્ પરસ્પર ઉપ કાર્યઉપકારકભાવે રહેલું હોવાથી એક બ્રહ્મરૂપ કારણવાળું છે એમ સિદ્ધ થાય છે જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ [ આ કહેલાં ચતુર્વિધ કાર્યરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વ [ છે ] ૧

જેમ પૃથિવીનું કાર્યપણું કહ્યું તેમ જલનું કાર્યપણું કહે છેઃ—

इमा आपः सर्वेषां भूतानां मध्वासामपाꣳ सर्वाणि भूतानि मधु यश्चायमास्वप्सु तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मꣳ रैतसस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ २ ॥

**શબ્દાર્થઃ**—આ જલ સર્વ ભૂતોનું કાર્ય [ છે, ને ] સર્વે ભૂતો આ જલનું કાર્ય [ છે ] વળી આ જલમાં જે આ તેજોમય અવિનાશી પુરુષ [ છે, ] અને [ જલના ] અધ્યાત્મરૂપ જે આ રૈતસ ( વીર્યમાં ઉપજેલો ) તેજોમય અમૃતમય પુરુષ [ છે. આ સર્વ કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે. ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ [ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [છે,] આ બ્રહ્મ [છે, ને] આ સર્વ [છે] ૨

હવે અગ્નિનું કાર્યપણું કહે છેઃ—

अयमग्निः सर्वेषां भूतानां मध्वस्याग्नेः सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्नग्नौ

तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं वाङ्मयस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदँ सर्वम् ॥ ३ ॥

**શબ્દાર્થ:**—આ અગ્નિ સર્વે ભૂતોનું કાર્ય [ છે, ને ] સર્વે ભૂતો આ અગ્નિનું કાર્ય [ છે. ] વળી આ અગ્નિમાં જે આ તેજોમય અવિનાશી પુરુષ [ છે, ] અને [ અગ્નિના ] અધ્યાત્મરૂપ જે આ વાણીની બહુલતાવાળો તેજોમય અમૃતમય પુરુષ [ છે, આ સર્વે કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે. ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ [ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે તે ] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વે [ છે. ] ૩

વાયુનું કાર્યપણું દર્શાવે છે:—

अयं वायुः सर्वेषां भूतानां मध्वस्य वायोः सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्वायौ तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं प्राणस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदँ सर्वम् ॥ ४ ॥

**શબ્દાર્થ:**—આ વાયુ સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને ] સર્વે ભૂતો આ વાયુનું કાર્ય [ છે. ] વળી આ વાયુમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે, ] અને [ વાયુના ] અધ્યાત્મભૂત જે આ [ નાસિકામાં રહેલ ] પ્રાણરૂપ તેજોમય અમૃતમય પુરુષ [ છે, આ સર્વે કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે. ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ [ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વે [ છે. ] ૪

અગ્નિમાં કહેલા ન્યાયનો આદિત્યમાં અતિદેશ કરે છે:—

अयमादित्यः सर्वेषां भूतानां मध्वस्याऽऽदित्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्नादित्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं चाक्षुषस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदँ सर्वम् ॥ ५ ॥

**શબ્દાર્થ:**—આ આદિત્ય સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને ] સર્વે ભૂતો આ આદિત્યનું કાર્ય [ છે. ] વળી આ આદિત્યમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે, ] અને [ આદિત્યના ] અધ્યાત્મરૂપ જે આ ચક્ષુમાં રહેલો તેજોમય અમૃતમય પુરુષ [ છે, આ સર્વે કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે. ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ [ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વે [ છે. ] ૫

આદિત્યમાં કહેલો ન્યાય દિશાઓમાં સંપાદન કરે છે:—

इमा दिशः सर्वेषां भूतानां मध्वासां दिशाँ सर्वाणि भूतानि मधु यश्चायमासु दिक्षु तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मँ श्रौत्रः प्रातिश्रुत्कस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदँ सर्वम् ॥ ६ ॥

**શબ્દાર્થ:**—આ દિશાઓ સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને ] સર્વે ભૂતો આ દિશાઓનું કાર્ય [ છે. ] વળી આ દિશાઓમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે, ] અને [ દિશાઓના ] અધ્યાત્મરૂપ જે આ પ્રતિશ્રવણવેલાએ વિશેષ સમીપ થનાર શ્રોત્રમાં રહેલો તેજોમય

અમૃતમય પુરુષ [ છે, આ સર્વે કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે ] જે આ [ પૂર્વે કહેલો] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [છે,] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વ [ છે. ] ૬

દિશાઓમાં વ્યવસ્થિત ન્યાયને ચંદ્રમાં દેખાડે છેઃ—

अयं चन्द्रः सर्वेषां भूतानां मध्वस्य चन्द्रस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिꣳश्चन्द्रे तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं मानसस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ ७ ॥

શબ્દાર્થઃ—આ ચંદ્ર સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને ] સર્વે ભૂતો આ ચંદ્રનું કાર્ય [ છે ] વળી આ ચંદ્રમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે, ] અને [ ચંદ્રના ] અધ્યાત્મરૂપ જે આ માનસ તેજોમય અમૃતમય પુરુષ [ છે, આ સર્વે કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ [ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વ [ છે ] ૭

ચંદ્રની પેઠે વીજળીના કાર્યપણાને કહે છે.—

इयं विद्युत्सर्वेषां भूतानां मध्वस्यै विद्युतः सर्वाणि भूतानि मधु यश्चायमस्यां विद्युति तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्म तैजसस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेद सर्वम् ॥ ८ ॥

શબ્દાર્થઃ—આ વીજળી સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને ] સર્વે ભૂતો આ વીજળીનું કાર્ય [ છે ] વળી આ વીજળીમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે, ] અને [ વીજળીના] અધ્યાત્મરૂપ જે આ તૈજસ (ત્વચાના તેજમા ઉપજેલો ) તેજોમય અમૃતમય પુરુષ [ છે, આ સર્વે કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ- [ આત્મા ]જ [[ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે તે ] આ અવિનાશી [ છે ] આ [બ્રહ્મ [ છે, ને ] આ સર્વ [ છે. ] ૮

પર્જન્ય પણ વિજળી આદિકની પેઠે સર્વ ભૂતોનું કાર્ય થાય છે એમ કહે છેઃ—

अयꣳ स्तनयित्नुः सर्वेषां भूतानां मध्वस्य स्तनयित्नोः सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्स्तनयित्नौ तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मꣳ शाब्दः सौवरस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ ९ ॥

શબ્દાર્થઃ—આ પર્જન્ય સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને ] સર્વે ભૂતો આ પર્જન્યનું કાર્ય [ છે. ] વળી આ પર્જન્યમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે, ] અને [ પર્જન્યના ] અધ્યાત્મરૂપ જે આ સ્વરમાંથી થયેલો [ને] શબ્દમાંથી થયેલો તેજોમય અમૃતમય પુરુષ [ છે, આ સર્વે કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ- [ આત્મા ]જ ] [ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વ [ છે. ] ૯

પર્જન્યમા કહેલા ન્યાયનો આકાશમાં અતિદેશ કરે છેઃ—

अयमाकाशः सर्वेषां भूतानां मध्वस्याऽऽकाशस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्नाकाशे तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मꣳ हृद्याकाशस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ १० ॥

**શબ્દાર્થ:**—આ આકાશ સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને ] સર્વે ભૂતો આ આકાશનું કાર્ય [ છે. ] વળી આ આકાશમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે, ] અને [ આકાશના ] અધ્યાત્મભૂત જે આ હૃદયાકાશરૂપ તેજોમય અમૃતમય પુરુષ [ છે, આ સર્વ કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે. ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ [ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વ [છે.] ૧૦

જેવડે પ્રેરિત થઈ આ પૃથિવી આદિ ભૂતગણ ને દેવગણ શરીરીઓની સાથે સંબંધવાળા થઇ કાર્યપણાવડે ઉપકાર કરે છે તે કહેવાયોગ્ય છે, આથી કહે છેઃ—

अयं धर्मः सर्वेषां भूतानां मध्वस्य धर्मस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्धर्मे तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं धार्मस्तेजोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वं ॥ ११ ॥

**શબ્દાર્થ:**—આ ધર્મ સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને ] સર્વે ભૂતો આ ધર્મનું કાર્ય [ છે. ] વળી આ ધર્મમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે ] અને [ ધર્મના ] અધ્યાત્મરૂપ જે આ ધર્મથી ઉપજેલો તેજોમય અમૃતમય પુરુષ [ છે, આ સર્વ કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે. ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ [આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વ [ છે. ] ૧૧

વિવેચનઃ—અપૂર્વનામનો ધર્મ સામાન્યરૂપે ને વિશેષરૂપે કાર્યનો આરંભ કરે છે. તેમાં સામાન્યરૂપે પૃથિવી આદિનો પ્રયોક્તા થાય છે, ને વિશેષરૂપે કાર્યકરણસમૂહનો પ્રયોક્તા થાય છે. ૧૧

इदꣳ सत्यꣳ सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ १२ ॥

**શબ્દાર્થ:**—આ સત્ય સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને ] સર્વે ભૂતો આ સત્યનું કાર્ય [ છે ] વળી આ સત્યમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે, ] અને [ સત્યના ] અધ્યાત્મરૂપ જે આ સત્યથી ઉપજેલો તેજોમય અમૃતમય પુરુષ [ છે, આ સર્વ કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે. ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ [ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ[છે, ને ] આ સર્વ [ છે. ] ૧૨

વિવેચનઃ—ધર્મની પેઠે સત્ય પણ દ્વિવિધ છે, તેમાં સામાન્યરૂપ પૃથિવી આદિમાં કારણપણાવડે અનુગત છે, ને વિશેષરૂપ કાર્યકરણના સંઘાતમાં કારણપણાવડે અનુગત છે. ૧૨

ધર્મ અને સત્યવડે પ્રયુક્ત આ કાર્ય અને કરણનો સંઘાત માનુષાદિ જાતિવાળો છે. તે માનુષાદિ જાતિવાળાં સર્વ પ્રાણીઓનો સમૂહ પરસ્પર ઉપકાર્યઉપકારકભાવવડે વર્તમાન દેખાય છે તેથી માનુષાદિ જાતિ પણ સર્વ ભૂતોનું કાર્ય છે એમ જણાવે છેઃ—

इदं मानुषꣳ सर्वेषां भूतानां मध्वस्य मानुषस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्मानुषे तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥१३॥

**શબ્દાર્થઃ**—આ મનુષ્યજાતિ સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને સર્વે ભૂતો આ મનુષ્યજાતિનું કાર્ય [ છે. ] વળી આ મનુષ્યજાતિમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે તે બાહ્ય ને આધ્યાત્મિક ભેદે બે પ્રકારનો પ્રતીત થાય છે. કથન કરનારના શરીરથી ભિન્નમાં રહેલો તે બાહ્ય, ને કથન કરનારના શરીરમાં રહેલો તે આધ્યાત્મિક છે. આ સર્વે કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ [ આત્મા ]જ [ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વે [ છે. ] ૧૩

હવે માનુષાદિ જાતિવિશિષ્ટ જે સંઘાત છે તેના કાર્યપણાને કહે છે.—

अयमात्मा सर्वेषां भूतानां मध्वस्याऽऽत्मनः सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्नात्मनि तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमात्मा तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—આ કાર્યકરણનો સંઘાત સર્વે ભૂતોનું કાર્ય [ છે, અને ] સર્વે ભૂતો આ કાર્યકરણના સંઘાતનું કાર્ય [ છે ] વળી આ કાર્યકરણના સંઘાતમાં જે આ તેજોમય અમૃતમય પુરુષ [ છે, ] અને જે આ [ વિજ્ઞાનમય ] આત્મા તેજોમય અમૃતમય પુરુષ [ છે, આ સર્વે કાર્ય હોવાથી બ્રહ્મરૂપ કારણવાળાં છે ] જે આ [ પૂર્વે કહેલો ] આત્મા [ છે ] તે આ[ આત્મા ]જ [ આ કાર્યોરૂપે પ્રતીત થાય છે. તે ] આ અવિનાશી [ છે, ] આ બ્રહ્મ [ છે, ને ] આ સર્વે [ છે. ] ૧૪

ઉપરની કંડિકામાં જે વિજ્ઞાનમય આત્મા કહ્યો તેના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानाꣳ राजा तद्यथा रथनाभौ च रथनेमौ चाराः सर्वे समर्पिता एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवाः सर्वे लोकाः सर्वे प्राणाः सर्व एत आत्मानः समर्पिताः ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ તે આ આત્મા ( પરમાત્માની સાથે તાદાત્મ્ય પામેલો વિદ્વાન્ ) સર્વે ભૂતોનો અધિપતિ [ છે, ને ] સર્વે ભૂતોનો રાજા [ છે વિદ્વાન્‌માં સર્વે જગત્ સ્થિત છે ] તેમાં [ દૃષ્ટાંત-] જેમ રથની નાભિમાં ને રથની નેમિમાં સર્વે આરા સ્થિત [ છે ] તેમજ આ આત્મામાં સર્વે પ્રાણીઓ, [ અગ્નિ આદિ ] સર્વે દેવો, [ ભૂરાદિ ] સર્વે લોકો, [ વાગાદિ ] સર્વે પ્રાણો [ ને ] આ સર્વે ચિદાભાસો સ્થિત [ છે ] ૧૫

એવી રીતે નિરૂપણ કરેલી બ્રહ્મવિદ્યાની સ્તુતિમાટે કહેવાની આખ્યાયિકાનો સંક્ષેપથી અર્થપ્રકાશ કરવામાટે પ્રસ્તાવનાસહિત બે મન્ત્રની પ્રવૃત્તિ થાય છે.—

इदं वै तन्मधु दध्यङ्ङाथर्वणोऽश्विभ्यामुवाच तदेतदृषिः पश्यन्नवोचत् । तद्वां नरा सनये दꣳस उग्रमाविष्कृणोमि तन्यतुर्न वृष्टिम् । दध्यङ् ह यन्मध्वाथर्वणो वामश्वस्य शीर्ष्णा प्र यदीमुवाचेति ॥ १६ ॥

શબ્દાર્થઃ—આજ તે મધુ ( કાર્યે ) [ છે જેને ] અથર્વણગોત્રવાળા દધ્યઙ્ અશ્વિનીકુમારો પ્રતિ કહેતા હુવા તે આ [ કર્મ ] ઋષિ દેખતા [છતા] બોલતા હુવા—' હે નરાકારવાળા [ અશ્વિનીકુમારો ! તમે પ્રાકૃત મનુષ્યની પેઠે ] લાભમાટે [ જે ક્રૂર કર્મ એકાંતમાં કર્યું છે ] તે તમારા ઉગ્ર કર્મને [હું] પર્જન્ય જેમ [ગર્જનાસહિત] વૃષ્ટિ [કરે છે તેમ] પ્રકટ કરું છું અથર્વણગોત્રવાળા દધ્યઙ્ જે [ આત્મજ્ઞાનરૂપ ] મધુ અશ્વના મસ્તકવડે તમને કહેતા હુવા, [ને] જે [ મધુ તમે સાંભળતા હુવા, તે હું પ્રગટ કરું છુ ]" ઇતિ ૧૬

इदं वै तन्मधु दध्यङ्ङाथर्वणोऽश्विभ्यामुवाच तदेतदृषिः पश्यन्नवोचत्। आथर्वणायाश्विना दधीचेऽश्व्यꣳ शिरः प्रत्यैरयतम्। स वां मधु प्रवोचदृतायन्त्वाष्ट्रं यद्दस्रावपि कक्ष्यं वामिति ॥ १७ ॥

શબ્દાર્થઃ—આજ તે મધુ [ છે, જેને ] અથર્વણગોત્રવાળા દધ્યઙ્ અશ્વિનીકુમારોપ્રતિ કહેતા હુવા તે આ [ કર્મ ] ઋષિ દેખતા [ છતા ] બોલતા હુવાઃ-" હે અશ્વિનીકુમારો ! [ તમે ] અથર્વણગોત્રવાળા દધ્યઙ્ને માટે અશ્વનું મસ્તક [ તે બ્રાહ્મણના શિરચ્છેદપૂર્વક ] પ્રાપ્ત કરતા હુવા [ એવી રીતે બ્રાહ્મણના અને અશ્વના શિરના છેદનરૂપ ઉગ્રકર્મ તમે કર્યું પછી ] તે [ દધ્યઙ્ પૂર્વે પ્રતિજ્ઞા કરેલા ] સત્યનું પરિપાલન કરવાને ઇચ્છતા [ છતા ] તમને સૂર્યસંબંધી મધુ [ વિજ્ઞાન ] કહેતા હુવા [ વળી ] હે શત્રુઓની હિંસા કરનારાઓ ! ( હે અશ્વિનીકુમારો ! ) તમને જે ગોપ્ય [ પરમાત્મસંબંધી વિજ્ઞાન મધુબ્રાહ્મણવડે કહેલું છે તે ] પણ [ કહેતા હુવા ]" ઇતિ ૧૭

હવે બે ઋચાવડે બ્રહ્મવિદ્યાનું નિરૂપણ કરે છે.—

इदं वै तन्मधु दध्यङ्ङाथर्वणोऽश्विभ्यामुवाच तदेतदृषिः पश्यन्नवोचत्। पुरश्चक्रे द्विपदः पुरश्चक्रे चतुष्पदः। पुरः स पक्षी भूत्वा पुरः पुरुष आविशदिति। स वा अयं पुरुषः सर्वासु पूर्षु पुरिशयो नैनेन किंचनानावृतं नैनेन किंचनासंवृतम् ॥ १८ ॥

શબ્દાર્થઃ—આજ તે [ ગોપ્ય ] મધુ [ છે, જેને ] અથર્વણગોત્રવાળા દધ્યઙ્ અશ્વિનીકુમારોપ્રતિ કહેતા હુવા તે આ [ કથન ] ઋષિ જાણતા [ છતા ] કહેતા હુવા-'[ ઇશ્વર ભૂરાદિ લોકોને રચીને પછી મનુષ્યાદિ ] બે પગવાળાં શરીરોને રચતા હુવા, [ તથા પશુ આદિ ] ચાર પગવાળાં શરીરોને રચતા હુવા [ એવી રીતે નાનાપ્રકારના શરીરોને રચીને ] તે [ ઇશ્વર પોતાના પ્રવેશથી ] પૂર્વે લિંગશરીર થઇને [ પછી ] પુરુષરૂપ [ થયા છતા ] શરીરોપ્રતિ પ્રવેશ કરતા હુવા " ઇતિ [ હવે શ્રુતિભગવતી પોતેજ તેનો અર્થ કહે છેઃ-] તેજ આ પુરુષ સર્વે શરીરોમાં પુરિશય ( શરીરમાં સ્થિત ) [ હોઇને પુરુષ કહેવાય છે ] આવડે કાંઇ પણ અનાચ્છાદિત નથી, [ તથા ] આવડે કાંઇ પણ અનનુપ્રવેશિત નથી [ એવી રીતે પરમાત્માજ અંતર્બહિર્ભાવવડે કાર્યકારણરૂપે વ્યવસ્થિત છે, તેનાથી અન્ય કાંઇ પણ નથી ] ૧૮

इदं वै तन्मधु दध्यङ्ङाथर्वणोऽश्विभ्यामुवाच। तदेतदृषिः पश्यन्नवोचत्। रूपꣳ रूपं प्रतिरूपो बभूव तदस्य रूपं प्रतिचक्षणाय। इन्द्रो मायाभिः पुरुरूप ईयते युक्ता ह्यस्य हरयः शता दशेति। अयं वै हरयोऽयं वै दश च सहस्राणि बहूनि चानन्तानि च

तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यमयमात्मा ब्रह्म सर्वानुभूरित्यनुशासनम् ॥ १९ ॥ इति द्वितीयाध्यायस्य पञ्चमं मधुब्राह्मणम् ॥ ५ ॥

શબ્દાર્થઃ—આજ તે [ ગોપ્ય ] મધુ [ છે, જેને ] અથર્વણગોત્રવાળા દધ્યઙ્ અશ્વિનીકુમારોપ્રતિ કહેતા હવા. તે આ [ કથન ] ઋષિ જાણતા [ છતા ] કહેતા હવાઃ—"[ તે પરમાત્મા ] દેહદેહપ્રતિ [પ્રતિબિંબરૂપે ] રૂપાંતર થતા હવા. [ આ નિરૂપાધિક પરમાત્મા ]નું સ્વરૂપ [ શાસ્ત્ર અને આચાર્યાદિ ભેદવડે ] જણાવવામાટે તે ( પ્રતિબિંબપણું ) [ છે ] પરમાત્મા [ નામરૂપને વિષય કરનાર મિથ્યાભિમાનરૂપે પરિણામ પામેલા ] અજ્ઞાનોવડે બહુરૂપે પ્રતીત થાય છે વળી આ[ આત્મા ]ના [ રથસ્થાનીય શરીરમાં ] જોડેલી [ આત્માને પોતાના વિષયોભણી લઈ જનારી અશ્વરૂપ ] ઇંદ્રિયો [ પ્રાણીઓના બાહુલ્યથી ] દશ સો ( અનેક ) [ છે, તેથી પણ આત્મા બહુરૂપે પ્રતીત થાય છે. અવિદ્યાવડે ઇંદ્રિયાદિરૂપે આ આત્માનીજ પ્રતીતિ થાય છે તેથી ] આ[ આત્મા ]જ ઇંદ્રિયો [ છે, ] આ[ આત્મા ]જ [ પ્રાણીઓના બહુપણાથી ] દશ સહસ્ર, બહુ ને અનંત [ ઇંદ્રિયો છે." હવે આ આત્માનું પારમાર્થિક સ્વરૂપ કહે છેઃ-] "તે આ બ્રહ્મ કારણરહિત, કાર્યરહિત, અનંતર, ( જેના મધ્યમાં અન્ય જાતિવાળી વસ્તુ નથી એવું ) [ ને ] અબાહ્ય (જેની બહાર કોઇ વસ્તુ નથી એવું ) [ છે ] આ આત્મા બ્રહ્મ [ તથા ] સર્વેના દ્રષ્ટા [ છે. ] એવી રીતે [ સર્વવેદાંતોનો ] ઉપદેશ [ છે. ]" ૧૯ એ પ્રમાણે બીજા અધ્યાયના મધુનામના પાંચમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૨ ૫

એવી રીતે નિરૂપણ કરેલી બ્રહ્મવિદ્યાની સ્તુતિમાટે, તેની ઉત્પત્તિસારુ જપમાટે, અસાંપ્રદાયિકપણાની શંકાના પરિહારમાટે તથા અધ્યાપનમાટે આ વંશબ્રાહ્મણનો આરંભ થાય છેઃ—

अथ वꣳशः । पौतिमाष्यो गौपवनाद्गौपवनः पौतिमाष्यात्पौतिमाष्यो गौपवनाद्गौपवनः कौशिकात्कौशिकः कौण्डिन्यात्कौण्डिन्यः शाण्डिल्याच्छाण्डिल्यः कौशिकाच्च गौतमाच्च गौतमः ॥ १ ॥ आग्निवेश्यादाग्निवेश्यः शाण्डिल्याच्चानभिम्लाताच्चानभिम्लात आनभिम्लातादानभिम्लात आनभिम्लातादानभिम्लातो गौतमाद्गौतमः सैतवप्राचीनयोग्याभ्याꣳ सैतवप्राचीनयोग्यौ पाराशर्यात्पाराशर्यो भारद्वाजाद्भारद्वाजो भारद्वाजाच्च गौतमाच्च गौतमो भारद्वाजाद्भारद्वाजः पाराशर्यात्पाराशर्यो वैजवापायनाद्वैजवापायनः कौशिकायनेः कौशिकायनिः ॥ २ ॥ घृतकौशिकाद्घृतकौशिकः पाराशर्यायणात्पाराशर्यायणः पाराशर्यात्पाराशर्यो जातूकर्ण्याज्जातूकर्ण्य आसुरायणाच्च यास्काच्चाऽऽसुरायणस्त्रैवणेस्त्रैवणिरौपजन्धनेरौपजन्धनिरासुरेरासुरिर्भारद्वाजाद्भारद्वाज आत्रेयादात्रेयो माण्टेर्माण्टिर्गौतमाद्गौतमो गौतमाद्गौतमो वात्स्याद्वात्स्यः शाण्डिल्याच्छाण्डिल्यः कैशोर्यात्काप्यात्कैशोर्यः काप्यः कुमारहारितात्कुमारहारितो गालवाद्गालवो विदर्भीकौण्डिन्याद्विदर्भीकौण्डिन्यो वत्सनपातो बाभ्रवाद्वत्सनपाद्बाभ्रवः पथः सौभरात्पन्थाः सौभरोऽयास्यादाङ्गिरसादयास्य आङ्गिरस आभूतेस्त्वाष्ट्रादाभूतिस्त्वाष्ट्रो विश्वरूपात्त्वाष्ट्राद्विश्वरूपस्त्वाष्ट्रोऽश्विभ्यामश्विनौ दधीच आथर्वणाद्दध्यङ्ङाथर्वणोऽथर्वणो दैवादथर्वा दैवो मृत्योः प्राध्वꣳसनान्मृत्युः प्राध्वꣳसनः प्रध्वꣳसनात्प्रध्वꣳसन

एकर्षेरेकर्षिर्विप्रचित्तेर्विप्रचित्तिर्व्यष्टेर्व्यष्टिः सनारोः सनारुः सनातनात्सनातनः सनगात्सनगः परमेष्ठिनः परमेष्ठी ब्रह्मणो ब्रह्म स्वयंभु ब्रह्मणे नमः ॥ ३ ॥ इति द्वितीयाध्यायस्य षष्ठं वंशब्राह्मणम् ॥ ६ ॥

॥ इति श्रीबृहदारण्यकोपनिषदि द्वितीयोऽध्यायः समाप्तः ॥ २ ॥

શબ્દાર્થઃ—હવે વંશ (આચાર્યપરંપરા) [ કહેવાય છેઃ— ] પૌતિમાષ્ય ગૌપવનથી, ગૌપવન [ અન્ય ] પૌતિમાષ્યથી, પૌતિમાષ્ય [ અન્ય ] ગૌપવનથી, ગૌપવન કૌશિકથી, કૌશિક કૌંડિન્યથી, કૌડિન્ય શાંડિલ્યથી, શાંડિલ્ય કૌશિકથી ને ગૌતમથી, ગૌતમ (૧) આગ્નિવેશ્યથી, આગ્નિવેશ્ય શાંડિલ્યથી ને આનભિમ્લાતથી, આનભિમ્લાત [ અન્ય ] આનભિમ્લાતથી, [ તે ] આનભિમ્લાત [ બીજા ] આનભિમ્લાતથી, [ તે ] આનભિમ્લાત ગૌતમથી, ગૌતમ સૈતવથી તથા પ્રાચીનયોગ્યથી, સૈતવ તથા પ્રાચીનયોગ્ય પારાશર્યથી, પારાશર્ય ભારદ્વાજથી, ભારદ્વાજ [ અન્ય ] ભારદ્વાજથી તથા ગૌતમથી, ગૌતમ [ અન્ય ] ભારદ્વાજથી, ભારદ્વાજ પારાશર્યથી, પારાશર્ય બૈજવાપાયનથી, બૈજવાપાયન કૌશિકાયનિથી, કૌશિકાયનિ (૨) ઘૃતકૌશિકથી, ઘૃતકૌશિક પારાશર્યાયણથી, પારાશર્યાયણ પારાશર્યથી પારાશર્ય જાતૂકર્ણ્યથી, જાતૂકર્ણ્ય આસુરાયણથી ને યાસ્કથી આસુરાયણ ત્રૈવણિથી, ત્રૈવણિ ઔપજંઘનિથી, ઔપજંઘનિ આસુરીથી, આસુરી ભારદ્વાજથી, ભારદ્વાજ આત્રેયથી, આત્રેય માંટિથી, માંટિ ગૌતમથી, ગૌતમ [ અન્ય ] ગૌતમથી, ગૌતમ વાત્સ્યથી, વાત્સ્ય શાંડિલ્યથી, શાંડિલ્ય કૈશોર્ય કાપ્યથી, કૈશોર્ય કાપ્ય કુમારહારિતથી, કુમારહારિત ગાલવથી, ગાલવ વિદર્ભી કૌંડિન્યથી, વિદર્ભી કૌંડિન્ય વત્સનપાત્ બાભ્રવથી, વત્સનપાત્ બાભ્રવ પથાસૌભરથી, પથા સૌભર અયાસ્ય આંગિરસથી, અયાસ્ય આંગિરસ આભૂતિ ત્વાષ્ટ્રથી, આભૂતિ ત્વાષ્ટ્ર વિશ્વરૂપ ત્વાષ્ટ્રથી, વિશ્વરૂપ ત્વાષ્ટ્ર અશ્વિનીકુમારોથી, અશ્વિનીકુમારો દધ્યઙ્ આથર્વણથી, દધ્યઙ્ આથર્વણ અથર્વા દૈવથી, અથર્વા દૈવ મૃત્યુ પ્રાધ્વંસનથી, મૃત્યુ પ્રાધ્વંસન પ્રધ્વંસનથી, પ્રધ્વંસન એકર્ષિથી, એકર્ષિ વિપ્રચિત્તિથી, વિપ્રચિત્તિ વ્યષ્ટિથી, વ્યષ્ટિ સનારુથી, સનારુ સનાતનથી, સનાતન સનગથી સનગ વિરાટ્થી [ ને ] વિરાટ્ હિરણ્યગર્ભથી [ વિદ્યા પામ્યા હિરણ્યગર્ભને અંતર્યામિદ્વારા વેદવિદ્યાનો લાભ થયો છે, તેથી આગળ આચાર્યપરંપરા નથી બ્રહ્મ વેદરૂપે સ્થિત છે તેથી વેદનામનું ] બ્રહ્મ નિત્ય [ છે તે વેદરૂપ ] બ્રહ્મને નમસ્કાર ૩ એ પ્રમાણે બીજા અધ્યાયના વંશનામના છઠ્ઠા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૨. ૬

ઇતિ શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌ના બીજા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત ૨

## ॥ ३ त्रीजो अध्याय ॥

એવી રીતે આગમપ્રધાન મધુકાંડવડે કહેલા અર્થને યુક્તિવડે નિરૂપણ કરવામાટે યુક્તિપ્રધાન યાજ્ઞવલ્કીય(મુનિ) કાંડનો આરંભ થાય છે તેમાં યુક્તિઓનું વાદ અને જલ્પરૂપે દ્વિવિધપણું હોવાથી પ્રથમ જલ્પકથાવડે યુક્તિઓ નિરૂપણ કરાય છે. તે યુક્તિઓના નિરૂપણમાટે તેનો પ્રભાવ કરવામાટે, વિદ્યાની સ્તુતિમાટે ને વિદ્યાની પ્રાપ્તિના ઉપાય દાનના પ્રદર્શનમાટે શ્રુતિ અશ્વલબ્રાહ્મણવડે આખ્યાયિકા રચે છેઃ—

ॐ। जनको ह वैदेहो बहुदक्षिणेन यज्ञेनेजे तत्र ह कुरुपञ्चालानां ब्राह्मणा

अभिसमेता बभूवुस्तस्य ह जनकस्य वैदेहस्य विजिज्ञासा बभूव कःस्विदेषां ब्राह्मणानामनूचानतम इति स ह गवाँ सहस्रमवरुरोध दश दश पादा एकैकस्याः शृङ्गयोराबद्धा बभूवुः ॥ १ ॥

શબ્દાર્થઃ—ॐ, વિદેહદેશના પ્રસિદ્ધ જનક [ રાજા ] બહુદક્ષિણાવાળા યજ્ઞવડે યજન કરતા હવા. તે[ યજ્ઞ ]માં પ્રસિદ્ધ કુરુદેશના તથા પંચાલદેશના બ્રાહ્મણો એકત્ર થતા હવા. [ તેઓને જોઇને ] પ્રસિદ્ધ તે વૈદેહ જનકને આ બ્રાહ્મણોની [ મધ્યે ] કોણ બ્રહ્મિષ્ઠ [ છે? ] એમ જાણવાની ઇચ્છા થઈ. [ પછી ] પ્રસિદ્ધ તે [ જનકરાજા તે જાણવામાટે વાડામાં ] સહસ્ર ગાયો પૂરતા હવા [ તેમાંની ] એક એક[ ગાય ]નાં [ બે ] શિંગડામાં[ સોનાના ] દશ દશ પાદો બાંધ્યા હતા. ૧

વિવેચનઃ—એકએક ગાયનાં બે શિંગડામાં દશદશ પાદો એટલે એકએક શિગડે પાંચ પાંચ પદો બાંધ્યા હતા એમ જાણવું. પલનો ચોથો ભાગ પાદ વા કર્ષ કહેવાય છે. સોળ માસાનો એક કર્ષ થાય છે, ને બાર માસાનો તોલો ગણાય છે. ૧

तान्होवाच ब्राह्मणा भगवन्तो यो वो ब्रह्मिष्ठः स एता गा उदजतामिति ते ह ब्राह्मणा न दधृषुरथ ह याज्ञवल्क्यः स्वमेव ब्रह्मचारिणमुवाचैताः सोम्योदज सामश्रवा ३ इति ता होदाचकार ते ह ब्राह्मणाश्चुक्रुधुः कथं नो ब्रह्मिष्ठो ब्रुवीतेत्यथ ह जनकस्य वैदेहस्य होताऽश्वलो बभूव स हैनं पप्रच्छ त्वं नु खलु नो याज्ञवल्क्य ब्रह्मिष्ठोऽसी ३ इति स होवाच नमो वयं ब्रह्मिष्ठाय कुर्मो गोकामा एव वयꣳ स्म इति तꣳ ह तत एव प्रष्टुं दध्रे होताऽश्वलः ॥ २ ॥

શબ્દાર્થઃ—[ પછી ] પ્રસિદ્ધ [ જનક ] તે[ બ્રાહ્મણો ] પ્રતિ બોલ્યોઃ—" હે પૂજાયોગ્ય બ્રાહ્મણો ! જે તમારા [ મધ્યે ] બ્રહ્મિષ્ઠ ( અતિશય બ્રહ્મજ્ઞ ) [ હોય ] તે આ ગાયો [ પોતાના ઘરપ્રતિ ] લઈ જાઓ " એમ [ કહે સતે ] પ્રસિદ્ધ તે બ્રાહ્મણો [ પોતાના બ્રહ્મિષ્ઠપણાની પ્રતિજ્ઞા કરવાને ] સમર્થ ન થતા હવા. પછી પ્રસિદ્ધ યાજ્ઞવલ્કય પોતાનાજ શિષ્ય પ્રતિ બોલ્યાઃ—"હે પ્રિયદર્શન ! હે સામના વિધિનું શ્રવણ કરનાર ! [પ્લુતિ દૂરથી બોલાવવાના અર્થવાળી છે. ] આ [ ગાયો અમારા ઘરપ્રતિ ] હાંકી જા." એવાં [ ગુરુનાં વચન સાંભળી] પ્રસિદ્ધ [ તે બ્રહ્મચારી ] તે [ ગાયોને આચાર્યના ગ્રહપ્રતિ ] લઈ જતો હવો. [ એવી રીતે બ્રહ્મિષ્ઠને માટે કથન કરેલી ગાયોના લઇ જવાથી યાજ્ઞવલ્કયે પોતાના બ્રહ્મિષ્ઠપણાનો સ્વીકાર કર્યો તેથી અમારું અબ્રહ્મિષ્ઠપણું જણાય છે એમ માનનારા ] પ્રસિદ્ધ તે બ્રાહ્મણો "અમારા [ આગળ આ 'હું ] બ્રહ્મિષ્ઠ [ છું ]' એમ શામાટે કહે ?" [ એમ ] ક્રોધ કરતા હવા. પછી પ્રસિદ્ધ વૈદેહ જનકનો હોતા અશ્વલ હતો, તે પ્રસિદ્ધ આ[ યાજ્ઞવલ્કય ]ને પૂછતો હતોઃ—" હે યાજ્ઞવલ્કય ! તમેજ [ કેવી રીતે ] અમારા [ મધ્યે ] બ્રહ્મિષ્ઠ છો ?" [ પ્લુતિ અપમાનના અર્થવાળી છે. ઉદ્ધતપણાનો અભાવ એ બ્રહ્મવેત્તાનું ચિહ્ન છે એમ સૂચવતી છતી શ્રુતિ યાજ્ઞવલ્કયે કહેલું ઉત્તર દેખાડે છેઃ- ] એમ [ કહે સતે ] પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્કય ] બોલ્યાઃ-" અમે બ્રહ્મિષ્ઠને નમસ્કાર કરીએ છીએ. અમે ગાયોની કામનાવાળા છીએ [તેથી ગાયોનું ગ્રહણ કર્યું છે. " મુનિએ ] એમ [ કહ્યું ] તેથીજ ( તેના બ્રહ્મિષ્ઠપણાના સ્વીકારથીજ) પ્રસિદ્ધ તે યાજ્ઞવલ્કય ]ને પૂછવાને હોતા અશ્વલ [ મનમાં ] ધારતો હતો.

याज्ञवल्क्येति होवाच यदिदꣳ सर्वं मृत्युनाऽऽप्तꣳ सर्वं मृत्युनाऽभिपन्नं केन यजमानो मृत्योराप्तिमतिमुच्यत इति होत्रर्त्विजाऽग्निना वाचा वाग्वै यज्ञस्य होता तद्येयं वाक्सोऽयमग्निः स होता स मुक्तिः साऽतिमुक्तिः ॥ ३ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ તે અશ્વલ ] " હે યાજ્ઞવલ્કય ! " એમ [ સંબોધન કરીને ] બોલ્યો- "જે આ [ ઋત્વિક્ ને અગ્નિ આદિરૂપ કર્મના સાધનનો સમૂહ છે તે ] સર્વ [ સ્વાભાવિક અજ્ઞાનથી ઉપજેલી આસક્તિસહિત કર્મરૂપ ] મૃત્યુવડે વ્યાપ્ત [ છે કેવલ વ્યાપ્ત નથી, કિંતુ તે ] સર્વ [ કામ્યકર્મરૂપ ] મૃત્યુવડે ગ્રસ્ત [ છે, આથી ] કયા[સાધન]વડે યજમાન મૃત્યુના વિષયપણાનું ઉલ્લંઘન કરી મોકળો થાય છે? (સ્વતંત્ર થાય છે?)" એમ [ અશ્વલે પૂછવાથી શ્રીયાજ્ઞવલ્કય ઉત્તર કહે છે.- ] " હોતારૂપ ઋત્વિક્વડે ને વાણીરૂપ અગ્નિવડે " [ આના ઇચ્છિત અર્થને કહે છેઃ- ] " યજ્ઞની ( યજમાનની ) વાણીજ [ અધિયજ્ઞમાં ] હોતારૂપ ઋત્વિક્ છે, ને ] તે જે આ [ યજમાનની ] વાણી [ છે ] તે આ [ અધિદૈવતરૂપ ] અગ્નિ [ છે, ને વાણીની સાથે એકતા પામેલો ] તે [ અગ્નિ ] હોતા [ છે ] તે [ પરિચ્છિન્ન હોતા તથા વાણી અપરિચ્છિન્ન અગ્નિરૂપે ચિંતવ્યાં છતાં ] મુક્તિ ( પૂર્વોક્ત મૃત્યુના અતિક્રમણરૂપ મુક્તિનું સાધન ) [ છે ] તે [ મુક્તિ ] અતિમુક્તિ ( ફલરૂપ અગ્નિભાવની પ્રાપ્તિરૂપ અતિમુક્તિનું સાધન ) [ છે. ]" ૩

याज्ञवल्क्येति होवाच यदिदꣳ सर्वमहोरात्राभ्यामाप्तꣳ सर्वमहोरात्राभ्यामभिपन्नं केन यजमानोऽहोरात्रयोराप्तिमतिमुच्यत इत्यध्वर्युणर्त्विजा चक्षुषाऽऽदित्येन चक्षुर्वै यज्ञस्याध्वर्युस्तद्यदिदं चक्षुः सोऽसावादित्यः सोऽध्वर्युः स मुक्तिः साऽतिमुक्तिः ॥ ४ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ તે અશ્વલ ] " હે યાજ્ઞવલ્કય ! " એમ [ સંબોધન કરીને ] બોલ્યો- " જે આ સર્વ [ કર્મના સાધનનો સમૂહ ] અહોરાત્રવડે વ્યાપ્ત [ છે, તથા જે આ ] સર્વ અહોરાત્રવડે ગ્રસ્ત [ છે, આથી ] કયા[ સાધન ]વડે યજમાન અહોરાત્રના વિષયપણાનું ઉલ્લંઘન કરીને મોકળો થાય છે?" એમ [ અશ્વલે પૂછવાથી ઉત્તર કહે છે -] " અધ્વર્યુરૂપ ઋત્વિક્વડે ને ચક્ષુરૂપ આદિત્યવડે " [ આના ઇચ્છિત અર્થને કહે છે - ] " યજમાનની આંખજ [ અધિયજ્ઞમાં ] અધ્વર્યુ [ છે, ને ] તે જે આ [ યજમાનની ] આંખ [ છે ] તે આ [ અધિદૈવતરૂપ ] આદિત્ય [ છે, ને નેત્રની સાથે એકતા પામેલો ] તે [ આદિત્ય ] અધ્વર્યુ [ છે ] તે [ પરિચ્છિન્ન અધ્વર્યુ તથા નેત્ર અપરિચ્છિન્ન આદિત્યરૂપે ચિંતવ્યા છતાં ] મુક્તિ ( અહોરાત્રના અતિક્રમણરૂપ મુક્તિનું સાધન ) [ છે ] તે [ મુક્તિ ] અતિમુક્તિ ( ફલરૂપ આદિત્યભાવની પ્રાપ્તિરૂપ અતિમુક્તિનું સાધન ) [ છે. ]" ૪

याज्ञवल्क्येति होवाच यदिदꣳ सर्वं पूर्वपक्षापरपक्षाभ्यामाप्तꣳ सर्वं पूर्वपक्षापरपक्षाभ्यामभिपन्नं केन यजमानः पूर्वपक्षापरपक्षयोराप्तिमतिमुच्यत इत्युद्गात्रर्त्विजा वायुना प्राणेन प्राणो वै यज्ञस्योद्गाता तद्योऽयं प्राणः स वायुः स उद्गाता स मुक्तिः साऽतिमुक्तिः ॥ ५ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ તે અશ્વલ ] " હે યાજ્ઞવલ્કય ! " એમ [ સંબોધન કરીને ] બોલ્યો- " જે આ સર્વ [ કર્મના સાધનનો સમૂહ ] પ્રથમપક્ષ ને દ્વિતીયપક્ષવડે વ્યાપ્ત [ છે, તથા જે આ ] સર્વ પ્રથમપક્ષ તથા દ્વિતીયપક્ષવડે ગ્રસ્ત [ છે, આથી ] કયા[ સાધન ]વડે યજમાન

પ્રથમપક્ષના ને દ્વિતીયપક્ષના વિષયપણાનું ઉલ્લંઘન કરીને મોકળો થાય છે ?" એમ [ અશ્વલે પૂછવાથી તેનું ઉત્તર કહે છેઃ-] "ઉદ્‌ગાતારૂપ ઋત્વિક્‌વડે ને પ્રાણરૂપ વાયુવડે" [આના ઇચ્છિત અર્થને કહે છેઃ-] "યજમાનનો પ્રાણજ [ અધિયજ્ઞમાં ] ઉદ્‌ગાતા [ છે, ને ] તે જે આ [ યજમાનનો ] પ્રાણ [ છે ] તે [ અધિદૈવતરૂપ ] વાયુ [ છે, ને પ્રાણની સાથે એકતા પામેલો ] તે [ વાયુ ] ઉદ્‌ગાતા [ છે. ] તે [ પરિચ્છિન્ન ઉદ્‌ગાતા તથા પ્રાણ અપરિચ્છિન્ન વાયુરૂપે ચિંતવ્યા છતા ] મુક્તિ ( પ્રથમપક્ષના તથા દ્વિતીયપક્ષના અતિક્રમણરૂપ મુક્તિનું સાધન ) [ છે. ] તે [ મુક્તિ ] અતિમુક્તિ ( ફલરૂપ વાયુભાવની પ્રાપ્તિરૂપ અતિમુક્તિનું સાધન) [ છે. ]" ૫

याज्ञवल्क्येति होवाच यदिदमन्तरिक्षमनारम्बणमिव केनाऽऽक्रमेण यजमानः स्वर्गं लोकमाक्रमत इति ब्रह्मणर्त्विजा मनसा चन्द्रेण मनो वै यज्ञस्य ब्रह्मा तद्यदिदं मनः सोऽसौ चन्द्रः स ब्रह्मा स मुक्तिः साऽतिमुक्तिरित्यतिमोक्षा अथ संपदः ॥ ६ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ તે અશ્વલ ] "હે યાજ્ઞવલ્ક્ય !" એમ [ સંબોધન કરીને ] બોલ્યોઃ- "જે આ આકાશ આલંબનરહિતજેવું [ પ્રતીત થાય છે, આથી ] કયા આશ્રયવડે યજમાન [ કર્મના ફલરૂપ ] સ્વર્ગલોકને પામે છે ?" એમ [ અશ્વલે પૂછવાથી તેનું ઉત્તર કહે છેઃ-] "બ્રહ્મારૂપ ઋત્વિક્‌વડે ને મનરૂપ ચંદ્રવડે." [ આનો અર્થ સમજાવે છેઃ-] "યજમાનનું મનજ [ અધિયજ્ઞમાં ] બ્રહ્મા [ છે, ને ] તે જે આ [ યજમાનનું ] મન [ છે ] તે આ [ આધિદૈવતરૂપ] ચંદ્ર [ છે, ને મનની સાથે એકતા પામેલો ] તે [ ચંદ્ર ] બ્રહ્મા [ છે. ] તે [ પરિચ્છિન્ન બ્રહ્મા તથા મન અપરિચ્છિન્ન ચંદ્રરૂપે ચિંતવ્યા છતાં ] મુક્તિ ( સ્વર્ગલોક પામવાનો આશ્રય) [ છે. ] તે [ મુક્તિ ] અતિમુક્તિ [ છે. ]" એવી રીતે [ ત્વગાદિમાં વાયુ આદિની ઉપાસનાવડે કામ્યકર્મરૂપ મૃત્યુથી ] અતિમુક્તિઓ [ જાણવી. ] હવે સંપદો [ કહેવાય છે. ] ૬

વિવેચનઃ—ઉજ્જ્વલપણાદિરૂપ સામાન્યવડે ઘૃતાદિની આહુતિઓમાં દેવલોકાદિરૂપફલનું સંપાદન ( આ આહુતિવડે દેવલોક સંપાદન કરાય છે એવું ધ્યાન ) અથવા કર્મપણાદિરૂપ સામાન્યવડે અગ્નિહોત્રાદિ અલ્પ કર્મોમાં મહત્‌ફલવાળા અશ્વમેધાદિ કર્મોનું તેના ફલની કામનાવડે સંપાદન ( યથાશક્તિ અગ્નિહોત્રાદિ કર્મ કરીને હું અશ્વમેધાદિ કરું છું એવું ધ્યાન ) સંપત્ કર્મ કહેવાય છે. ૬

याज्ञवल्क्येति होवाच कतिभिरयमद्यर्ग्भिर्होताऽस्मिन्यज्ञे करिष्यतीति तिसृभिरिति कतमास्तास्तिस्र इति पुरोनुवाक्या च याज्या च शस्यैव तृतीया किं ताभिर्जयतीति यत्किञ्चेदं प्राणभृदिति ॥ ७ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ તે અશ્વલ ] "હે યાજ્ઞવલ્ક્ય !" એમ [ સંબોધન કરીને ] બોલ્યોઃ—"હવે આ હોતા કેટલી ઋચાઓવડે આ યજ્ઞમાં [ સ્તુતિ ] કરશે ?" એમ [ પૂછે સતે ] "ત્રણવડે" એમ [ ઉત્તર આપ્યું. ] "કઇ તે ત્રણ ?" એમ [ પૂછે સતે ] "પુરોનુવાક્યા, ( પ્રયોગકાલથી પૂર્વે હોતાએ પ્રયોગ કરેલી ઋચાની જાતિ, ) તથા યાજ્યા, ( યાગને માટે પ્રયોગ કરેલી ઋચાનિ જાતિ, )ને ત્રીજી શસ્યાજ ( સ્તુતિમાટે પ્રયોગ કરેલી ઋચાની જાતિજ ) [ છે " એમ ઉત્તર આપ્યું. ] "તેવડે ( પુરોનુવાક્યાદિ ઋચાની જાતિઓવડે) [ યજમાન ] શું [ ફલ ] પામે છે ?" એમ [ પૂછે સતે ] "જે કાંઇ આ પ્રાણધારી

( પ્રાણીઓનાં નિવાસસ્થાન ભૂરાદિ ત્રણ લોક ) [ છે તે સર્વને પામે છે ]" એમ ઉત્તર આપ્યું ] ૭

याज्ञवल्क्येति होवाच कत्ययमद्याध्वर्युरस्मिन्यज्ञ आहुतीर्होष्यतीति तिस्र इति कतमास्तास्तिस्र इति या हुता उज्ज्वलन्ति या हुता अतिनेदन्ते या हुता अधिशेरते किं ताभिर्जयतीति या हुता उज्ज्वलन्ति देवलोकमेव ताभिर्जयति दीप्यत इव हि देवलोको या हुता अतिनेदन्ते पितृलोकमेव ताभिर्जयत्यतीव हि पितृलोको या हुता अधिशेरते मनुष्यलोकमेव ताभिर्जयत्यध इव हि मनुष्यलोकः ॥ ८ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ તે અર્થવ ] " હે યાજ્ઞવલ્કય ! " એમ [ સંબોધન કરીને ] [ બોલ્યો- " હવે આ અધ્વર્યુ આ યજ્ઞમાં કેટલી આહુતિઓ હોમશે ?" એમ [ પૂછ સતે ] " ત્રણ " એમ [ ઉત્તર આપ્યું ] " કઈ તે ત્રણ ? " એમ [ પૂછ સતે ] " જે હોમેલી [ સમિધ્ ને ઘીની આહુતિઓ ] પ્રકાશ કરે છે, જે હોમેલી [ માંસાદિની આહુતિઓ ] અતિશય શબ્દ કરે છે, [ ને ] જે હોમેલી [ દૂધ ને સોમની આહુતિઓ ભૂમિની ] નીચે સ્થિત થાય છે [ તે " એમ ઉત્તર આપ્યું ] " તે[ આહુતિઓ ]વડે [ યજમાન ] શું [ ફલ ] પામે છે ? " એમ [ પૂછે સતે ] ' જે હોમેલી [ આહુતિઓ ] પ્રકાશ કરે છે તેઓવડે દેવલોકનેજ સંપાદન કરે છે, ( આ આહુતિઓવડે સાક્ષાત્ દેવલોકનામનું ફલજ મારાવડે સિદ્ધ કરાય છે એવા ધ્યાનવડે તે સંપાદન કરે છે, ) કેમકે પ્રકાશનો હોય એવો દેવલોક [ છે, ] જે હોમેલી [ આહુતિઓ ] અતિશય શબ્દ કરે છે તેઓવડે પિતૃલોકનેજ સંપાદન કરે છે, કેમકે પિતૃલોક [ તેના સંબંધવાળી યમપુરીમાં થતા ] અતિશય [ શબ્દવાળો હોય ] એવો [ છે, ને ] જે હોમેલી [ આહુતિઓ ભૂમિની ] નીચે સ્થિત થાય છે તેઓવડે મનુષ્ય લોકનેજ સંપાદન કરે છે, કેમકે [ ઉપરના લોકની અપેક્ષાએ ] મનુષ્યલોક [ નીચેના જેવો ] છે" એમ ઉત્તર આપ્યું ] ૮

याज्ञवल्क्येति होवाच कतिभिरयमद्य ब्रह्मा यज्ञं दक्षिणतो देवताभिर्गोपायतीत्येकयेति कतमा सैकेति मन एवेत्यनन्तं वै मनोऽनन्ता विश्वे देवा अनन्तमेव स तेन लोकं जयति ॥ ९ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ તે અર્થવ ] ' હે યાજ્ઞવલ્કય ! " એમ [ સંબોધન કરીને ] બોલ્યોઃ- હવે આ બ્રહ્મા [ આહવનીયની ] દક્ષિણભણી [ બ્રહ્માના આસનમાં સ્થિત થઈને ] કેટલા દેવોવડે યજ્ઞનું રક્ષણ કરે છે ? " એમ [ પૂછે સતે ] " એકવડે " એમ [ ઉત્તર આપ્યું. ] " કયો તે એક ?" એમ [ પૂછે સતે ] " મનજ " એમ [ ઉત્તર આપ્યું વળી જણાવ્યું કે " વૃત્તિભેદવડે ] મન અનંત [ છે એ ] પ્રસિદ્ધ [ છે, વૃત્તિઓના અધિષ્ઠાતાઓ ] વિશ્વદેવા અનંત [ છે ] તે [ ઉપાસક ] તેવડે ( મન અને તેના દેવના અનંતપણાની દૃષ્ટિના આરોપવડે ) અનંત લોકજ સંપાદન કરે છે " ૯

याज्ञवल्क्येति होवाच कत्ययमद्योद्गाताऽस्मिन्यज्ञे स्तोत्रियाः स्तोष्यतीति तिस्र इति कतमास्तास्तिस्र इति पुरोनुवाक्या च याज्या च शस्यैव तृतीया कतमास्ता या

अध्यात्ममिति प्राण एव पुरोनुवाक्याऽपानो याज्या व्यानः शस्या किं ताभिर्जयतीति पृथिवीलोकमेव पुरोनुवाक्यया जयत्यन्तरिक्षलोकं याज्यया द्युलोकꣳ शस्यया ततो ह होताऽश्वल उपरराम ॥ १० ॥ इति तृतीयाध्यायस्य प्रथममश्वलब्राह्मणम् ॥ १ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ તે અશ્વલ ] " હે યાજ્ઞવલ્ક્ય ! " એમ [ સંબોધન કરીને ] બોલ્યો:–" હવે આ ઉદ્ગાતા આ યજ્ઞમાં [ જેનવડે ] સ્તુતિ કરશે [ તે ] સ્તોત્રિયા ( ગીતિ વિશિષ્ટ ઋચાઓ ) કેટલી [ છે ? ] " એમ [ પૂછે સતે ] " ત્રણ " એમ [ શ્રીયાજ્ઞવલ્ક્યે ઉત્તર આપ્યું ) " કઈ તે ત્રણ ? " એમ [ પૂછે સતે ] " પુરોનુવાક્યા, તથા યાજ્યા, ને ત્રીજી શસ્યાજ [ છે " એમ ઉત્તર આપ્યું " આ અધિયજ્ઞનામવાળી સ્તોત્રિયા છે. હવે ] જે અધ્યાત્મ [ સ્તોત્રિયા છે ] તે કઈ ? " એમ [ પૂછે સતે " પશબ્દના સામાન્યથી ] પ્રાણજ પુરોનુવાક્યા [ છે, પ્રાણના ને પુરોનુવાક્યાના અનંતરપણાના સામાન્યથી ] અપાન યાજ્યા [ છે, ને પ્રાણ તથા અપાનનો રોધ કરીને ઋચા બોલાય છે એમ શ્રુતિમાં કહ્યું છે તેથી ] વ્યાન શસ્યા [ છે " એમ ઉત્તર આપ્યું ] " તેઓવડે [ યજમાન ] શું [ ફલ ] પામે છે ? " એમ [ પૂછે સતે ] " પુરોનુવાક્યાવડે પૃથિવીલોકનેજ પામે છે યાજ્યાવડે અંતરિક્ષલોકને [ પામે છે, ને ] શસ્યાવડે સ્વર્ગલોકને [ પામે છે " એમ ઉત્તર આપ્યું ] પછી પ્રસિદ્ધ હોતા અશ્વલ [ આનો મારાથી પરાજય થઈ શકશે નહિ એમ સમજી ] ઉપરામ પામ્યો ૧૦ એ પ્રમાણે ત્રીજા અધ્યાયના અશ્વલનામના પહેલા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૩ ૧

એવી રીતે કાલકર્મરૂપ મૃત્યુથી અતિમુક્તિ કહી, પણ તે વાસ્તવિક મુક્તિ નથી, કેમકે તે મૃત્યુથી ગ્રસ્ત છે. તેનું મૃત્યુથી ગ્રસ્તપણું કથન કરવામાટે મૃત્યુનું સ્વરૂપ કહેવાસારુ મુક્તિને અતિમુક્તિના પ્રતિયોગિભૂત પદાર્થોને આખ્યાયિકાને અનુસરીને કહે છે —

अथ हैनं जारत्कारव आर्तभागः पप्रच्छ याज्ञवल्क्येति होवाच कति ग्रहाः कत्यतिग्रहा इति । अष्टौ ग्रहा अष्टावतिग्रहा इति ये तेऽष्टौ ग्रहा अष्टावतिग्रहाः कतमे त इति ॥ १ ॥

શબ્દાર્થઃ—[ અશ્વલ ઉપરામ થયા ] પછી પ્રસિદ્ધ આ [ યાજ્ઞવલ્ક્ય ]ને જરત્કારુગોત્રવાળો આર્તભાગ ( ઋતભાગનો પુત્ર ) પૂછતો હવો. પ્રસિદ્ધ [ તે આર્તભાગ ] " હે યાજ્ઞવલ્ક્ય ! " એમ [ સંબોધન કરીને ] બોલ્યો:– " [ મુક્તિ ને અતિમુક્તિના પ્રતિયોગીપણાવડે સામાન્યથી પ્રસિદ્ધ ] ગ્રહો કેટલા [ છે ? ને ] અતિગ્રહો કેટલા [ છે ? " ] એમ [ પૂછે સતે ] " આઠ ગ્રહો ( બંધન કરનાર ) [ છે, ને ] આઠ અતિગ્રહો ( અતિશય બંધન કરનાર ) [ છે " ] એમ [ ઉત્તર આપ્યું પછી ] " જે તે આઠ ગ્રહો [ તથા ] આઠ અતિગ્રહો [ કહ્યા ] તે કયા ? " એમ [ પૂછ્યું ] ૧

प्राणो वै ग्रहः सोऽपानेनातिग्राहेण गृहीतोऽपानेन हि गन्धाञ्जिघ्रति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ તેના ઉત્તરમાં કહે છે.– ] ' [ વાયુસહિત ] પ્રસિદ્ધ ઘ્રાણ ગ્રહ [ છે ] તે [ ગ્રહ ] અપાન( ગંધ )રૂપ અતિગ્રહવડે ગૃહીત [ છે, ] કેમકે [ મનુષ્ય ] અપાનવડે ( અંતર્મુખશ્વાસવડે [ આણેલા ] ગંધોને સુંઘે છે " [ અતિગ્રહેણને સ્થાને અતિગ્રાહેણ પ્રયોગ છાંદસ છે ] ૨

वाग्वै ग्रहः स नाम्नाऽतिग्राहेण गृहीतो वाचा हि नामान्यभिवदति ॥ ३ ॥

શબ્દાર્થ:—' પ્રસિદ્ધ વાણી ગ્રહ [ છે. ] તે નામરૂપ ( વક્તવ્ય વિષયરૂપ ) અતિગ્રહવડે ગૃહીત [ છે, ] કેમકે [ મનુષ્ય ] વાણીવડે નામો બોલે છે. ૩

जिह्वा वै ग्रहः स रसेनातिग्राहेण गृहीतो जिह्वया हि रसान्विजानाति ॥ ४ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ જીભ ગ્રહ [ છે. ] તે રસરૂપ અતિગ્રહવડે ગૃહીત [ છે, ] કેમકે [ મનુષ્ય ] જીભવડે રસોને જાણે છે. ૪

चक्षुर्वै ग्रहः स रूपेणातिग्राहेण गृहीतश्चक्षुषा हि रूपाणि पश्यति ॥ ५ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ નેત્ર ગ્રહ [ છે. ] તે રૂપ અતિગ્રહવડે ગૃહીત [ છે, ] કેમકે [ મનુષ્ય ] નેત્રવડે રૂપોને જુએ છે. ૫

श्रोत्रं वै ग्रहः स शब्देनातिग्राहेण गृहीतः श्रोत्रेण हि शब्दाञ्छृणोति ॥ ६ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ શ્રોત્ર ગ્રહ [ છે. ] તે શબ્દરૂપ અતિગ્રહવડે ગૃહીત [ છે, ] કેમકે [ મનુષ્ય ] શ્રોત્રવડે શબ્દો સાંભળે છે. ૬

मनो वै ग्रहः स कामेनातिग्राहेण गृहीतो मनसा हि कामान्कामयते ॥ ७ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ મન ગ્રહ [ છે ] તે ઇચ્છારૂપ અતિગ્રહવડે ગૃહીત [ છે, ] કેમકે [ મનુષ્ય ] મનવડે ઇચ્છાઓ કરે છે. ૭

हस्तौ वै ग्रहः स कर्मणाऽतिग्राहेण गृहीतो हस्ताभ्यां हि कर्म करोति ॥ ८ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ [બે] હાથ ગ્રહ [ છે. ] તે કર્મરૂપ અતિગ્રહવડે ગૃહીત [ છે, ] કેમકે [ મનુષ્ય બે ] હાથવડે કર્મ કરે છે. ૮

त्वग्वै ग्रहः स स्पर्शेनातिग्राहेण गृहीतस्त्वचा हि स्पर्शान्वेदयत इत्येतेऽष्टौ ग्रहा अष्टावतिग्रहाः ॥ ९ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ ત્વચા ગ્રહ [ છે. ] તે સ્પર્શરૂપ અતિગ્રહવડે ગૃહીત [ છે, ] કેમકે [ મનુષ્ય ] ત્વચાવડે સ્પર્શો જાણે છે. એવી રીતે આઠ ગ્રહો [ તથા ] આઠ અતિગ્રહો [છે.] " ૯

याज्ञवल्क्येति होवाच यदिदꣳ सर्वं मृत्योरन्नं का स्वित्सा देवता यस्या मृत्युरन्नमित्यग्निर्वै मृत्युः सोऽपामन्नमप पुनर्मृत्युं जयति ॥ १० ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ [ આર્તભાગ ] "હે યાજ્ઞવલ્ક્ય !" એમ [ સંબોધન કરીને ] બોલ્યો:-"જે આ [ વ્યાકૃત જગત્ છે તે ] સર્વ [ ગ્રહઅતિગ્રહરૂપ ] મૃત્યુનું ભક્ષ્ય [ છે. ઉત્પત્તિવિનાશવાળું હોવાથી મૃત્યુવડે ગ્રસ્ત છે. તે ] મૃત્યુ [ પણ ] જેનું ભક્ષ્ય [ છે ] તે દેવતા કઇ ! " એમ [ પૂછે સને શ્રીયાજ્ઞવલ્ક્ય ઉત્તર આપે છે'—] " પ્રસિદ્ધ અગ્નિ ( હિરણ્યગર્ભ ) મૃત્યુ [ છે, ] તે [ અવ્યાકૃતરૂપ ] જળોનું ભક્ષ્ય [ છે, ને સર્વનો મૃત્યુ બ્રહ્માત્મસાક્ષાત્કાર છે. તેવડે વિદ્વાન્ ]-પુનઃ મૃત્યુનું નિરાકરણ કરે છે. " ૧૦

याज्ञवल्क्येति होवाच यत्रायं पुरुषो म्रियत उदस्मात्प्राणाः क्रामन्त्याहो ३ नेति नेति होवाच याज्ञवल्क्योऽत्रैव समवनीयन्ते स उच्छ्वयत्याध्मायत्याध्मातो मृतः शेते ॥ ११ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ આર્તભાગ ] "હે યાજ્ઞવલ્કય!" એમ [ સંબોધન કરીને ] બોલ્યો—"[ બ્રહ્માત્મસાક્ષાત્કારરૂપ મહામૃત્યુવડે કાર્યસહિત અજ્ઞાનરૂપ મૃત્યુનો નાશ કરવાથી મુક્ત થયેલો ] આ પુરુષ જયારે મૃત્યુ પામે છે [ ત્યારે ] આ[ વિદ્વાન્ ]થી [ મુક્તિનો પ્રતિબંધ કરનાર અંતરમાં રહેલ વાસનામય નામાદિ અતિગ્રહોસહિત વાગાદિ ગ્રહોરૂપ ] પ્રાણો ઉત્ક્રમણ કરે છે, વા નહિ ?" [ પ્લુતિ વિચારણામાટે છે. ] એમ [ પૂછે સતે "ઉત્ક્રમણ કરતા ] નથી, [ કિંતુ સમુદ્રમાં તરંગોની પેઠે ] અહિંજ ( બ્રહ્મમાં એકતા પામેલા આ વિદ્વાન્માંજ ) પ્રલીન થાય છે, તે ( મુક્તનો દેહ ) ફૂલે છે, [ ધમણની પેઠે બાહ્યવાયુવડે ] પૂર્ણ થાય છે, [ બાહ્યવાયુવડે ] પૂર્ણ થયો [ છતો ] નિશ્ચેષ્ટ સ્થિત થાય છે, [ આથી મરણધર્મતા દેહની છે" ] એમ પ્રસિદ્ધ યાજ્ઞવલ્કય બોલ્યા ૧૧

याज्ञवल्क्येति होवाच यत्रायं पुरुषो म्रियते किमेनं न जहातीति नामेत्यनन्तं वै नामानन्ता विश्वेदेवा अनन्तमेव स तेन लोकं जयति ॥ १२ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ આર્તભાગ ] "હે યાજ્ઞવલ્કય!" એમ [ સંબોધન કરીને ] બોલ્યોઃ-"જયારે આ [ વિદ્વાન્ ] પુરુષ મરણ પામે છે [ ત્યારે ] શું આનો ત્યાગ કરતું નથી?" એમ [ પૂછે સતે ] "નામ [ આનો ત્યાગ કરતું નથી, વ્યાવહારિકરીતે તે અવશેષ રહે છે ]" એમ [ ઉત્તર આપ્યું. ] "પ્રસિદ્ધ નામ [ વ્યાવહારિકરીતે ] નિત્ય [ છે. તે નામના અનંતપણાના અધિકારવાળા ] વિશ્વેદેવા અનંત [ છે. 'હું બ્રહ્મ છું' એવી ઉપાસનાવડે જે તે દેવોને આત્મપણાવડે પામે છે ] તે તે[ ઉપાસના ]વડે અનંત લોકનેજ પામે છે." ૧૨

याज्ञवल्क्येति होवाच यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति वातं प्राणश्चक्षुरादित्यं मनश्चन्द्रं दिशः श्रोत्रं पृथिवीꣳ शरीरमाकाशमात्मौषधीर्लोमानि वनस्पतीन्केशा अप्सु लोहितं च रेतश्च निधीयते क्वायं तदा पुरुषो भवतीत्याहर सोम्य हस्तमार्तभागाऽऽवामेवैतस्य वेदिष्यावो न नावेतत्सजन इति । तौ होत्क्रम्य मन्त्रयांचक्राते तौ ह यदूचतुः कर्म हैव तदूचतुरथ यत्प्रशशꣳसतुः कर्म हैव तत्प्रशशꣳसतुः पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेनेति ततो ह जारत्कारव आर्तभाग उपरराम ॥ १३ ॥ इति तृतीयाध्यायस्य द्वितीयमार्तभागब्राह्मणम् ॥ २ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ આર્તભાગ ] "હે યાજ્ઞવલ્કય!" એમ [ સંબોધન કરીને ] બોલ્યોઃ-"જયારે મરણ પામેલા આ [ અવિદ્વાન્ ] પુરુષની વાણી ( વાણીની અધિષ્ઠાતા દેવતા ) અગ્નિમાં લીન થાય છે, ઘ્રાણ ( ઘ્રાણની અધિષ્ઠાતા દેવતા ) વાયુમાં [ લીન થાય છે, ] ચક્ષુ ( નેત્રની અધિષ્ઠાતા દેવતા ) આદિત્યમાં [ લીન થાય છે, ] મન ( મનની અધિષ્ઠાતા દેવતા ) ચંદ્રમાં [ લીન થાય છે, ] શ્રોત્ર ( શ્રોત્રની અધિષ્ઠાતા દેવતા ) દિશાઓમાં [ લીન થાય છે, ] શરીર પૃથ્વીમાં [ લીન થાય છે, ] હૃદયાકાશ [ મહા ] આકાશમાં [ લીન થાય છે, ત્વચાસહિત ] લોમો ઓષધિઓમાં (તેના અધિષ્ઠાતા વાયુમાં) [ લીન થાય છે, ત્વચાસહિત ] કેશો વનસ્પતિઓમાં ( વાયુમાં ) [ લીન થાય છે, ને ] લોહી ને વીર્ય જલમાં સ્થાપન કરાય છે ત્યારે આ

પુરુષ ક્યાં [ આશ્રયવાળો ] થાય છે ? ( કોનો આશ્રય કરીને કાર્યકરણસંઘાતને ગ્રહણ કરે છે ? )" એમ [ પૂછે સતે ] " હે પ્રિયદર્શન ! હે આર્તભાગ ! હાથ લાવ, આપણેજ [ એકાંતે જઈને તેં પૂ-લા ] આતું [ જે જાણવાયોગ્ય તત્ત્વ છે તે ] જાણીશું. [ અનેક વાદીઓના પૂર્વપક્ષ હોવાથી ] આપણી આ [વસ્તુ] જનસમૂહમાં [ નિર્ણય કરવાને શક્ય ] નથી." એમ [ કહી ] પ્રસિદ્ધ તે [ બંને જનસમૂહમાંથી ] નીકળીને [ એકાંતદેશમાં ] વિચાર કરતા હવા. પ્રસિદ્ધ તે [ બંને વિચારીને ] જે કહેતા હવા [ તે સાંભળોઃ- ] ત્યાં [ સ્થિત થઇને ] પ્રસિદ્ધ કર્મજ [ પુનઃ પુનઃ કાર્યકરણના ગ્રહણમાં હેતુરૂપ આશ્રય છે એમ ] કહેતા હવા. પછી જે વખાણતા હવા [ તે સાંભળોઃ- ] ત્યાં [ સ્થિત થઈને ] પ્રસિદ્ધ કર્મનેજ વખાણતા હવા [ જેથી એવી રીતે કાર્યકરણનું ગ્રહણ કર્મવડે થાય છે એમ નિશ્ચિત છે તેથી ] પુણ્યકર્મવડે [ દેવાદિમાં ઉપજેલો ] પુણ્યાત્માજ થાય છે. [ ને ] પાપવડે [ સ્થાવરાદિમાં જન્મેલો ] પાપાત્મા [ થાય છે. ] એવી રીતે [ પ્રશ્નનો નિર્ણય થયા ] પછી પ્રસિદ્ધ જરત્કારુગોત્રવાળો આર્તભાગ [ આનો મનવડે પણ પરાજય ચિંતવી શકાય એમ નથી એવા અભિપ્રાયથી ] ઉપરામ થતો હવો ૧૩ એ પ્રમાણે ત્રીજા અધ્યાયના આર્તભાગનામના બીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૩ ૨

પુણ્યના ઉત્કર્ષથી ફલના ઉત્કર્ષની પ્રસિદ્ધિ હોવાથી મહાપુણ્યના ઉત્કર્ષથી મોક્ષ થશે એમ શંકા થાય તો તેને દૂર કરવામાટે પુણ્યના ઉત્કર્ષની વ્યાપ્તિ તો સંસારની અંતર્ગત હિરણ્યગર્ભના પદપર્યંતજ છે એમ કહેવાને આખ્યાયિકાને અનુસરીને તેની વ્યાપ્તિને ભુજ્યુબ્રાહ્મણ કહે છેઃ—

अथ हैनं भुज्युर्लाह्यायनिः पप्रच्छ याज्ञवल्क्येति होवाच मद्रेषु चरकाः पर्यव्रजाम ते पतञ्चलस्य काप्यस्य गृहानैम तस्याऽऽसीद्दुहिता गन्धर्वगृहीता तमपृच्छाम कोऽसीति सोऽब्रवीत्सुधन्वाऽऽङ्गिरस इति तं यदा लोकानामन्तानपृच्छामाथैनमब्रूम क्व पारिक्षिता अभवन्निति क्व पारिक्षिता अभवन्स त्वा पृच्छामि याज्ञवल्क्य क्व पारिक्षिता अभवन्निति ॥१॥

શબ્દાર્થઃ—[ આર્તભાગના ઉપરામ થયા ] પછી પ્રસિદ્ધ આ [ યાજ્ઞવલ્ક્ય ]ને લહ્યનો પુત્ર લાહ્યના દીકરો ભુજ્યુ પૂછતો હવો પ્રસિદ્ધ [ ભુજ્યુ ] " હે યાજ્ઞવલ્ક્ય ! " એમ [ સંબોધન કરીને ] બોલ્યો —" [ અમે ] મદ્ર દેશો ]માં વિદ્યાર્થિરૂપે [ વા ઋત્વિજ્રૂપે ] પરિભ્રમણ કરતા હવા. તે [ અમે ] કપિગોત્રવાળા પતંચલનાં ગૃહોપ્રતિ જતા હવા. તેની પુત્રી કોઈ ગંધર્વવડે ( અમાનુષસત્ત્વવડે ) આવેશ પામેલી હતી [ તે પુત્રીમાં આવેશ પામેલા ] તેને ' [ તમે ] કોણ છો ? ' એમ [ અમે ] પૂછતા હવા ' [ નામવડે ] સુધન્વા [ ને ગોત્રવડે ] આંગિરસ [ છું ] ' એમ તે બોલ્યા [ તેના સ્વરૂપને જાણીને ] તેને જ્યારે લોકોના અંતોને [ અમે ] પૂછતા હવા ત્યારે આ [ અમાનુષસત્ત્વ ]પ્રતિ ' અશ્વમેધ કરનારાઓ ક્યાં જતા હવા ? ' એમ [ અમે ] પૃચ્છા કરતા હવા. ' અશ્વમેધ કરનારાઓ ક્યાં જતાં હવા ? '[ આ ] પ્રશ્નનું તે અમાનુષસત્ત્વે આપેલું ઉત્તર જાણનાર ] તે [ હું ] હે યાજ્ઞવલ્ક્ય ! ' અશ્વમેધ કરનારાઓ ક્યાં જતા હવા ? ' એમ તમને પૂછું છું " ૧

स होवाचोवाच वै सोऽगच्छन्वै ते तद्यत्राश्वमेधयाजिनो गच्छन्तीति क्वन्वश्वमेधयाजिनो गच्छन्तीति द्वात्रिंशतं वै देवरथाह्न्यान्ययं लोकस्तꣳ समन्तं पृथिवी द्विस्तावत्पर्येति ताꣳ समन्तं पृथिवीं द्विस्तावत्समुद्रः पर्येति तद्यावती क्षुरस्य धारा यावद्वा मक्षिकायाः पत्रं

तावानन्तरेणाऽऽकाशस्तानिन्द्रः सुपर्णो भूत्वा वायवे प्रायच्छत्तान्वायुरात्मनि धित्वा तत्रागमयद्यत्राश्वमेधयाजिनोऽभवन्नित्येवमिव वै स वायुमेव प्रशशꣳस तस्माद्वायुरेव व्यष्टिर्वायुः समष्टिरप पुनर्मृत्युं जयति य एवं वेद ततो ह भुज्युर्लाह्यायनिरुपरराम ॥ २ ॥ इति तृतीयाध्यायस्य तृतीयं भुज्युब्राह्मणम् ॥ ३ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્ક્ય ] બોલ્યાઃ-" [ હે ભુજ્યો ! ] તે [ ગંધર્વ તમારા પ્રતિ ] નિશ્ચય [ આ પ્રમાણે ] બોલ્યાઃ-જ્યાં અશ્વમેધનું યજન કરનારાઓ જાય છે ત્યાંજ તેઓ ( વર્તમાનકાલમાં અશ્વમેધનું યજન કરનારાઓ ) જતા હવા. એમ [ કહે સતે ] ' અશ્વમેધનું યજન કરનારાઓ કયાં જાય છે ? ' એમ [ પૂછવાથી તે કહેવાને પ્રથમ ભુવનકોશ પરિણામ કહેતા હવાઃ- ' સૂર્યના રથની પ્રતીત થતી એક અહોરાત્રની ગતિના વેગવડે જેટલો દેશ મપાય છે તેટલો દેશ એક દેવરથાહ્ન્ય કહેવાય છે. એવા ] પ્રસિદ્ધ બત્રીશ દેવરથાહ્ન્યના [ પરિમાણવાળો સર્વ પ્રાણીઓના ભોગના હેતુભૂત ] આ લોક [ છે. આનાથી પર અલોક છે. ] તે[ લોક ]ને [ લોકપરિમાણથી ] બમણી પૃથિવી સર્વભણીથી વ્યાપીને રહે છે. તે પૃથિવીને [ પૃથિવીના પરિમાણથી ] બમણો સમુદ્ર સર્વભણીથી વ્યાપીને રહે છે. ' [ આ સમુદ્રને પુરાણમાં ઘનોદ કહેલો છે. આ બ્રહ્માંડના બે કપાલના છિદ્રનું પરિમાણ દૃષ્ટાંતસહિત કહેતા હવાઃ- ] ' તેમાં જેટલી [ સૂક્ષ્મ ] સજાયાની ધાર અથવા જેટલી [ સૂક્ષ્મ ] માખીની પાંખ તેટલો [ સૂક્ષ્મ બંને કપાલના ] મધ્યમાં અવકાશ [ છે. તે અવકાશદ્વારા ] તેઓને ( અશ્વમેધનું યજન કરનારાઓને ) [ વિરાડ્રૂપ ] અગ્નિ પક્ષી થઇને [ પોતાના સ્થૂલપણાવડે કહેલા છિદ્રદ્વારા ) બહાર નીકળવાના અસંભવથી] વાયુને આપતા હવા. તેઓને વાયુ પોતાનામાં સ્થાપન કરીને ત્યાં જતા હવા, ત્યાં[ ભૂતકાલના ] અશ્વમેધનું યજન કરનારાઓ જતા હવા. ' ઇતિ. [ હે ભુજ્યો ! ] એમજ પ્રસિદ્ધ તે [ ગંધર્વ તમને ] વાયુજ ( સૂત્રાત્માજ ) [ અશ્વમેધનું યજન કરનારાઓની ગતિનું સ્થાન છે એમ] સારી રીતે કહેતા હવા. [જેથી વાયુ સ્થાવરજંગમભૂતોની અંતર રહેલો છે, તથા બહાર પણ રહેલો છે ] તેથી [ અધ્યાત્મ, અધિભૂત ને અધિદૈવભાવવડે જે ] વિવિધ વ્યાપ્તિ [ છે તે ] વાયુજ [ છે, તથા સૂત્રાત્મરૂપે જે ] અનુગતરૂપ વ્યાપ્તિ [ છે તે પણ ] [ વાયુ ] છે. જે એમ ઉપાસે છે [ તે ] પુનઃ મૃત્યુનું નિરાકરણ કરે છે. " તેથી ( પોતાના પ્રશ્નનો નિર્ણય થવાથી ) લાહ્યનો પુત્ર પ્રસિદ્ધ ભુજ્યુ ઉપરામ થતો હવો. ૨ એ પ્રમાણે ત્રીજા અધ્યાયના ભુજ્યુનામના ત્રીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૩

જેના અજ્ઞાનથી પુરુષને ભવભ્રમણ થાય છે તે આત્માનું વાસ્તવ સ્વરૂપ દેહેંદ્રિયાદિથી ભિન્ન ને બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્મા છે એમ આત્માના સ્વરૂપના નિર્ણયમાટે આ ઉપસ્તબ્રાહ્મણનો આરંભ થાય છેઃ—

अथ हैनमुषस्तश्चाक्रायणः पप्रच्छ याज्ञवल्क्येति होवाच यत्साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वान्तरस्तं मे व्याचक्ष्वेत्येष त आत्मा सर्वान्तरः कतमो याज्ञवल्क्य सर्वान्तरो यः प्राणेन प्राणिति स त आत्मा सर्वान्तरो योऽपानेनापानीति स त आत्मा सर्वान्तरो यो व्यानेन व्यानिति स त आत्मा सर्वान्तरो य उदानेनोदानीति स त आत्मा सर्वान्तर एष त आत्मा सर्वान्तरः ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ આ[ યાજ્ઞવલ્ક્ય ]ને ચક્રનો પુત્ર ઉપસ્ત પૂછતો હવો. પ્રસિદ્ધ

[ઉષસ્ત] "હે યાજ્ઞવલ્ક્ય!" એમ [સંબોધન કરીને] બોલ્યો:–"જે બ્રહ્મ સાક્ષાત્ (વ્યવધાનરહિત) મુખ્ય ('મન બ્રહ્મ છે' ઇત્યાદિની પેઠે ગૌણ નહિ) [છે, તથા] જે પ્રત્યગાત્મા સર્વની અંતર [છે] તે [બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્મા]ને મારા પ્રતિ વિસ્પષ્ટ કહો." એમ [પૂછે સતે] "આ તારો પ્રત્યગાત્મા સર્વની અંતર [છે એમ શ્રીયાજ્ઞવલ્ક્યે ઉત્તર આપ્યું.] "હે યાજ્ઞવલ્ક્ય! [સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર ને બુદ્ધિનો સાક્ષી એમાં] કયો [આત્મા] સર્વની અંતર [છે?" એમ પૂછવાથી તેનું ઉત્તર કહે છે:–] "જે પ્રાણવડે પ્રાણની ચેષ્ટા કરે છે (જેવડે અચેતન પ્રાણ મુખનાસિકાદ્વારા બહાર નીકળે છે) તે તારો (કાર્યકરણસંઘાતનો) આત્મા સર્વની અંતર [છે,] જે અપાનવડે અપાનની ચેષ્ટા કરે છે તે તારો આત્મા સર્વની અંતર [છે,] જે વ્યાનવડે વ્યાનની ચેષ્ટા કરે છે તે તારો આત્મા સર્વની અંતર [છે. અપાનીતિ તથા વ્યાનીતિમાં દીર્ઘભાવ છાંદસ છે. વળી] જે ઉદાનવડે ઉદાનની ક્રિયા કરે છે તે તારો આત્મા સર્વની અંતર [છે. જે કાર્યકરણસમૂહને સત્તાસ્ફૂર્તિ આપનારો છે તે] આ તારો [કાર્યકરણ-સંઘાતનો] આત્મા સર્વની અંતર (સર્વનો સાક્ષી) [છે.] ૧

स होवाचोषस्तश्चाक्रायणो यथा विब्रूयादसौ गौरसावश्व इत्येवमेवैतद्व्यपदिष्टं भवति यदेव साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वान्तरस्तं मे व्याचक्ष्वेत्येष त आत्मा सर्वान्तरः कतमो याज्ञवल्क्य सर्वान्तरः। न दृष्टेर्द्रष्टारं पश्येर्न श्रुतेः श्रोतारꣳ शृणुया न मतेर्मन्तारं मन्वीथा न विज्ञातेर्विज्ञातारं विजानीयाः। एष त आत्मा सर्वान्तरोऽतोऽन्यदार्तं ततो होषस्तश्चाक्रायण उपरराम ॥ २ ॥ इति तृतीयाध्यायस्य चतुर्थमुषस्तब्राह्मणम् ॥ ४ ॥

શબ્દાર્થ:—ચક્રનો પુત્ર પ્રસિદ્ધ તે ઉષસ્ત બોલ્યો:–" જેમ [કોઈ 'હું ગાયને વા અશ્વને પ્રત્યક્ષ દેખાડું છું' એમ પ્રથમ પ્રતિજ્ઞા કરીને પછી 'જે ચાલે છે] આ ગાય, [ને જે દોડે છે] આ અશ્વ' એમ [ચલનાદિ હેતુવડે] કથન કરે તેમજ ['આત્માને પ્રત્યક્ષ દેખાડું છું' એમ મારા પ્રશ્નપ્રમાણે પ્રતિજ્ઞા કરીને પછી પ્રાણચેષ્ટાદિ હેતુઓવડે] આ [આત્મસ્વરૂપ] કથન થાય છે, [આથી તમે છલવાદનો ત્યાગ કરી મારા પ્રશ્નને અનુસરનારું ઉત્તર આપો." એવા અભિપ્રાયવાળો તે પૂર્વે કરેલા પ્રશ્નનો અનુવાદ કરે છે:–] "જે બ્રહ્મ સાક્ષાત્ અપરોક્ષજ [છે, તથા] જે પ્રત્યગાત્મા સર્વની અંતર [છે,] તેને મારા પ્રતિ કહો." એમ [પોતાના પ્રશ્નનો ઉષસ્તે અનુવાદ કર્યો ત્યારે "મેં પૂર્વે કરેલી પ્રતિજ્ઞાપ્રમાણે ઉત્તર આપ્યું છે" એવા આશયવાળા યાજ્ઞવલ્ક્ય પૂર્વે કહેલા ઉત્તરનો અનુવાદ કરે છે:-] "આ તારો આત્મા સર્વની અંતર [છે." "આ ગાય છે, આ અશ્વ છે એની પેઠે પ્રત્યક્ષવડે આ આત્મા દેખાડો એવો મારો પ્રશ્ન છે તેને અનુસરનારું આ ઉત્તર નથી" એવા આશયવાળો ઉષસ્ત પૂર્વે કહેલા અન્યપ્રશ્નનો અનુવાદ કરે છે:-] "હે યાજ્ઞવલ્ક્ય! કયો [આત્મા] સર્વની અંતર [છે?" આના ઉત્તરમાં આત્મા કોઈનો વિષય થઈને જાણવામાં આવતો નથી એમ યાજ્ઞવલ્ક્ય કહે છે:-] "દૃષ્ટિના દ્રષ્ટાને [તું કદાચિત્ પણ] જોઈ શકીશ નહિ, શ્રવણવૃત્તિના શ્રોતાને [તું કદાચિત્ પણ] સાંભળી શકીશ નહિ, મનોવૃત્તિનું મનન કરનારનું [તું કદીપણ] મનન કરી શકીશ નહિ, [ને] બુદ્ધિવૃત્તિને જાણનારને [તું કદીપણ] જાણી શકીશ નહિ. આ તારો (કાર્ય-કરણસમૂહનો) આત્મા [કાર્યકરણ] સર્વની અંતર [છે.] આ [આત્મા]થી ભિન્ન મિથ્યા [છે.]" તેથી (પોતાના પ્રશ્નનું નિરાકરણ થવાથી) ચક્રનો પુત્ર પ્રસિદ્ધ ઉષસ્ત ઉપરામ થતો હવો.

૨ એ પ્રમાણે ત્રીજા અધ્યાયના ઉપસ્તનામના ચોથા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૩ ૪

ત્રણ બ્રાહ્મણવડે કારણસહિત બંધનનું કથન કર્યું, ને ચોથા બ્રાહ્મણમાં બંધન પામેલાનું અસ્તિત્વ તથા વ્યતિરિક્તપણું એ દર્શાવ્યાં. હવે જીવાત્માના હેતુસહિત બંધનો નાશ કરનાર સંન્યાસસહિત સમ્યગ્જ્ઞાન કહેવાને કહોલબ્રાહ્મણનો આરંભ થાય છે:—

अथ हैनं कहोलः कौषीतकेयः पप्रच्छ याज्ञवल्क्येति होवाच यदेव साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वान्तरस्तं मे व्याचक्ष्वेत्येष त आत्मा सर्वान्तरः। कतमो याज्ञवल्क्य सर्वान्तरो योऽशनायापिपासे शोकं मोहं जरां मृत्युमत्येति। एतं वै तमात्मानं विदित्वा ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति या ह्येव पुत्रैषणा सा वित्तैषणा या वित्तैषणा सा लोकैषणोभे ह्येते एषणे एव भवतः। तस्माद्ब्राह्मणः पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत्। बाल्यं च पाण्डित्यं च निर्विद्याथ मुनिरमौनं च मौनं च निर्विद्याथ ब्राह्मणः स ब्राह्मणः केन स्याद्येन स्यात्तेनेदृश एवातोऽन्यदार्तं ततो ह कहोलः कौषीतकेय उपरराम ॥ १ ॥ इति तृतीयाध्यायस्य पञ्चमं कहोलब्राह्मणम् ॥५॥

શબ્દાર્થ:—પછી પ્રસિદ્ધ આ[ યાજ્ઞવલ્કય ]ને કુષીતકનો પુત્ર કહોલ પૂછતો હવો. પ્રસિદ્ધ [ કહોલ ] " હે યાજ્ઞવલ્કય ! એમ [ સંબોધન કરીને ] બોલ્યો:-" જે બ્રહ્મ સાક્ષાત્ અપરોક્ષજ [ છે, તથા ] જે પ્રત્યગાત્મા સર્વની અંતર [ છે,] તેનું મારા પ્રતિ વિસ્પષ્ટ કથન કરો," એમ [પૂછે સતે ] " આ તારો ( કાર્યકરણસંઘાતનો ) આત્મા સર્વની ( કાર્યકરણસમૂહની ) અંતર [ છે" એમ શ્રીયાજ્ઞવલ્કયે કહ્યું. ] " હે યાજ્ઞવલ્કય ! કયો [ આત્મા ] સર્વની અંતર [ છે ?" એમ કહોલે પૂછ્યું. તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્કય કહે છે:- ] ' જે ભૂખતરષ શોક, ( વ્યાકુલતાનું કારણ કામ, ) અવિવેક, વૃદ્ધાવસ્થા [ ને ] મૃત્યુ [ એ સર્વનું ] ઉલ્લંઘન કરે છે [ તેજ તારો આત્મા સર્વની અંતર છે. " હવે કહેલા જ્ઞાનના અંગરૂપ સંન્યાસનું વિધાન કરે છે—] " પ્રસિદ્ધ તે આત્માને [ ' હું સર્વ સંસારથી રહિત નિત્યતૃપ્ત છું ' એમ શ્રુતિ ને આચાર્યથી] જાણીને બ્રહ્મનિષ્ઠાવાળા [ પુરુષ ] પુત્રૈષણાથી, ( પુત્રોત્પત્તિના ઉદ્દેશવડે સ્રીના ગ્રહણથી, ) તથા [ ઉપાસના ને ગાય આદિરૂપ દૈવ તથા માનુષ દ્રવ્યના ગ્રહણરૂપ ] દ્રવ્યની ઇચ્છાથી, ને લોકૈષણાથી ( આ લોક, પિતૃલોક ને દેવલોકની પ્રાપ્તિનાં સાધનોનું અનુષ્ઠાન કરવાની ઇચ્છાથી ) વિપરીતપણે ઊઠીને ( સંન્યાસ ગ્રહણ કરીને ) પછી [ શેષકાલમાં શરીરની સ્થિતિ-સારુ ] ભિક્ષાને માટે સંચરણ કરે છે. [ દષ્ટફલના સાધનપણાદિના સામાન્યથી ] જે પ્રસિદ્ધ પુત્રૈષણા [ છે ] તેજ વિત્તૈષણા [ છે, ને પુત્રૈષણાની સાથે એકપણું પામેલી ] જે વિત્તૈષણા [ છે ] તે લોકૈષણા [ છે, કેમકે સાધનની ઇચ્છા સાધ્યલોકની ઇચ્છાપ્રયુક્ત છે. આથી લોકૈષણારૂપ એકજ ઇચ્છા છે, તે ઇચ્છા સાધનવિના સંપાદન કરવાને શકય નથી. ] જેથી [ સાધ્ય ને સાધનભેદવડે ] બેજ આ ઇચ્છાઓ છે [ તેથી બ્રહ્મવેત્તાને કર્મ તથા કર્મનું સાધન નથી. જેથી પૂર્વે બ્રહ્મનિષ્ઠો તે આત્માને જાણીને સર્વ અનાત્મપદાર્થોની વાસનાઓનો ત્યાગ કરતા હવા] તેથી [હમણાંના અદૃઢ] બ્રહ્મવેત્તા [ પણ વિવેકવૈરાગ્યવડે એષણાઓનો ત્યાગ કરી વેદાંતવાકયના વિચારરૂપ ] શ્રવણને નિઃશેષ કરી [ પછી ] મનનવડે સ્થિત થવાને ઇચ્છે. શ્રવણ તથા મનનને નિઃશેષ કરી પછી મુનિ ( નિદિધ્યાસનવાળો ) [ થાય. ] શ્રવણમનન તથા નિદિધ્યાસનને નિઃશેષ કરી પછી [દૃઢ]બ્રહ્મવેત્તા ( કૃતાર્થ ) [ થાય ] તે બ્રહ્મવેત્તા કયા[સાધન]વડે થાય ? જે,

[ સાધન ]વડે થાય તે [ સાધન ]વડે આવોજ ( કહેલા બ્રહ્મવેત્તાજેવોજ ) [ થાય. ] આ [ આત્મસ્વરૂપ ]થી ભિન્ન [ સર્વ ઝાંઝવાના જલજેવું ] અસાર [ છે. ] " તેથી ( પોતાના પ્રશ્નનો નિર્ણય થવાથી ) કુષીતકનો પુત્ર પ્રસિદ્ધ કહોલ ઉપરામ થતો હવો. ૧ એ પ્રમાણે ત્રીજા અધ્યાયના કહોલનામના પાંચમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૩. ૫

" જે આત્મા સર્વની અંતર છે ' એમ કહ્યું તેના નિર્ણયમાટે ત્રણ બ્રાહ્મણની પ્રવૃત્તિ થાય છે. તેમાં અનાત્મભૂત સર્વ પદાર્થોને ગાર્ગીબ્રાહ્મણવડે કહે છેઃ—

अथ हैनं गार्गी वाचक्नवी पप्रच्छ याज्ञवल्क्येति होवाच यदिद१ँ सर्वमप्स्वोतं च प्रोतं च कस्मिन्नु खल्वाप ओताश्च प्रोताश्चेति वायौ गार्गीति कस्मिन्नु खलु वायुरोतश्च प्रोतश्चेत्यन्तरिक्षलोकेषु गार्गीति कस्मिन्नु खल्वन्तरिक्षलोका ओताश्च प्रोताश्चेति गन्धर्वलोकेषु गार्गीति कस्मिन्नु खलु गन्धर्वलोका ओताश्च प्रोताश्चेत्यादित्यलोकेषु गार्गीति कस्मिन्नु खल्वादित्यलोका ओताश्च प्रोताश्चेति चन्द्रलोकेषु गार्गीति कस्मिन्नु खलु चन्द्रलोका ओताश्च प्रोताश्चेति नक्षत्रलोकेषु गार्गीति कस्मिन्नु खलु नक्षत्रलोका ओताश्च प्रोताश्चेति देवलोकेषु गार्गीति कस्मिन्नु खलु देवलोका ओताश्च प्रोताश्चेतीन्द्रलोकेषु गार्गीति कस्मिन्नु खल्विन्द्रलोका ओताश्च प्रोताश्चेति प्रजापतिलोकेषु गार्गीति कस्मिन्नु खलु प्रजापतिलोका ओताश्च प्रोताश्चेति ब्रह्मलोकेषु गार्गीति कस्मिन्नु खलु ब्रह्मलोका ओताश्च प्रोताश्चेति स होवाच गार्गि माऽतिप्राक्षीर्मा ते मूर्धा व्यपप्तदनतिप्रश्न्यां वै देवतामतिपृच्छसि गार्गि माऽतिप्राक्षीरिति ततो ह गार्गी वाचक्नव्युपरराम ॥ १ ॥ इति तृतीयाध्यायस्य षष्ठं गार्गीब्राह्मणम् ॥ ६ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ આ[ યાજ્ઞવલ્ક્ય ]ને વચક્નુ[ ઋષિ ]ની પુત્રી ગાર્ગી પૂછતી હવી. પ્રસિદ્ધ [ તે ગાર્ગી ] " હે યાજ્ઞવલ્ક્ય ! " એમ [ સંબોધન કરીને ] બોલીઃ-" જે આ સર્વ [ પાર્થિવવસ્તુસમૂહ છે તે પોતાના કારણ ] જલમાં ઓત તથા પ્રોત ( તાણાવાણાની પેઠે પરોવાઈને રહેલ ) [ છે, અન્યથા સાથવાની મુંઠીની પેઠે તે વીંખરાઈ જાય. જેમ આ પંચીકૃત પૃથિવી કાર્યપણાથી પોતાના કારણભૂત પંચીકૃત જલમાં ઓતપ્રોત છે તેમ જલ પણ કાર્ય છે તેથી તે ] પ્રસિદ્ધ જલ શામાં ઓત તથા પ્રોત [ છે? ] " એમ [ અનુમાનવિધિવડે પૂછે સતે ] " હે ગાર્ગિ! [ જલ અને અગ્નિના હેતુભૂત પંચીકૃત ] વાયુમાં [ તે ઓતપ્રોત છે " ] એમ [ શ્રીયાજ્ઞવલ્ક્ય ઉત્તર દેતા હવા. ] " પ્રસિદ્ધ વાયુ શામાં ઓત તથા પ્રોત [ છે? " ] એમ [ પૂછે સતે ] " હે ગાર્ગિ! [ પક્ષી આદિની ગતિના હેતુભૂત પંચીકૃતભૂતરૂપ ] અંતરિક્ષ( આકાશ )લોકોમાં [ ઓતપ્રોત છે " ] એમ [ શ્રીયાજ્ઞવલ્ક્ય ઉત્તર આપતા હવા. આરંભક ભૂતોના બહુપણાની અપેક્ષાએ સર્વત્ર એકએકમાં પણ બહુવચન છે. ] " પ્રસિદ્ધ અંતરિક્ષલોકો શામાં ઓત તથા પ્રોત [ છે? ] " એમ [ પૂછે સતે ] " હે ગાર્ગિ! ગંધર્વલોકોમાં [ ઓતપ્રોત છે " ] એમ [ શ્રીયાજ્ઞવલ્ક્યે ઉત્તર આપ્યું ] " પ્રસિદ્ધ ગંધર્વલોકો શામાં ઓત તથા પ્રોત [ છે? " ] એમ [ પૂછે સતે ] [ હે ગાર્ગિ! આદિત્યલોકોમાં [ ઓતપ્રોત છે " ] એમ [ શ્રીયાજ્ઞવલ્ક્યે ઉત્તર આપ્યું. ] " પ્રસિદ્ધ આદિત્યલોકો શામાં ઓત તથા પ્રોત [ છે? " ] એમ [ પૂછે સતે ] " હે ગાર્ગિ! ચંદ્રલોકોમાં [ ઓતપ્રોત

છે"] એમ [શ્રીયાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યું] "પ્રસિદ્ધ ચંદ્રલોકો શામાં ઓત તથા પ્રોત [છે?]" એમ [પૂછે સતે] "હે ગાર્ગિ! નક્ષત્રલોકોમાં [ઓતપ્રોત છે'] એમ ] શ્રીયાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યું] "પ્રસિદ્ધ નક્ષત્રલોકો શામાં ઓત તથા પ્રોત [છે?"] એમ [પૂછે સતે] "હે ગાર્ગિ! દેવલોકોમાં [ઓતપ્રોત છે"] એમ [શ્રીયાજ્ઞવલ્કયે કહ્યું.] "પ્રસિદ્ધ દેવલોકો શામાં ઓત તથા પ્રોત [છે?"] એમ [પૂછે સતે] "હે ગાર્ગિ! ઇંદ્રલોકોમાં [ઓતપ્રોત છે"] એમ [શ્રીયાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યું] પ્રસિદ્ધ ઇંદ્રલોકો શામાં ઓત તથા પ્રોત [છે?]" એમ [પૂછે સતે] "હે ગાર્ગિ! પ્રજાપતિલોકોમાં [ઓતપ્રોત છે" એમ [શ્રીયાજ્ઞવલ્કયે કહ્યું વિરાટ્‌નાં શરીરનાં આરંભક પંચીકૃત પંચમહાભૂતરૂપ] પ્રસિદ્ધ પ્રજાપતિલોકો શામાં ઓત તથા પ્રોત [છે?" એમ [પૂછે સતે] "હે ગાર્ગિ! [બ્રહ્માંડના આરંભક પંચભૂતરૂપ] બ્રહ્મલોકોમાં [ઓતપ્રોત છે"] એમ [શ્રીયાજ્ઞવલ્કયે કહ્યું.] "પ્રસિદ્ધ બ્રહ્મલોકો શામાં ઓત તથા પ્રોત [છે?"] એમ [બ્રહ્મલોકના આશ્રય સૂત્રાત્માને પૂછે સતે] પ્રસિદ્ધ તે [યાજ્ઞવલ્કય] બોલ્યા.— "હે ગાર્ગિ! અતિપ્રશ્ન ન કર, (આગમવડે પૂછવાયોગ્ય દેવતાને અનુમાનવડે ન પૂછ.) [અતિપ્રશ્ન કરનારી] તારું માથું ન પડે અનતિપ્રશ્ન્યા (કેવલ આગમગમ્યા) દેવતાનેજ [તું] અતિપ્રશ્નવડે પૂછે છે [માટે] હે ગાર્ગિ! [જો તું મરવાને ઇચ્છતી ન હો તો] અતિપ્રશ્ન ન કર." એમ [કહ્યા] પછી વચક્નુની પુત્રી પ્રસિદ્ધ ગાર્ગી ઉપરામ થતી હવી. ? એ પ્રમાણે ત્રીજા અધ્યાયના ગાર્ગીનામના છઠ્ઠા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૬

એવી રીતે સૂત્રાત્માથી નીચેના વ્યાપકને કહીને હવે આગમવડે જણાતા સૂત્રાત્માને તથા તેની અંતર રહેલા અંતર્યામીને કહેવાને અંતર્યામિબ્રાહ્મણનો આરંભ થાય છે.—

अथ हैनमुद्दालक आरुणिः पप्रच्छ याज्ञवल्क्येति होवाच मद्रेष्ववसाम पतञ्चलस्य काप्यस्य गृहेषु यज्ञमधीयानास्तस्याऽऽसीद्भार्या गन्धर्वगृहीता तमपृच्छाम कोऽसीति सोऽब्रवीत्कबन्ध आथर्वण इति सोऽब्रवीत्पतञ्चलं काप्यं याज्ञिकाꣳश्च वेत्थ नु त्वं काप्य तत्सूत्रं येनायं च लोकः परश्च लोकः सर्वाणि च भूतानि संदृब्धानि भवन्तीति सोऽब्रवीत्पतञ्चलः काप्यो नाहं तद्भगवन्वेदेति सोऽब्रवीत्पतञ्चलं काप्यं याज्ञिकाꣳश्च वेत्थ नु त्वं काप्य तमन्तर्यामिणं य इमं च लोकं परं च लोकꣳ सर्वाणि च भूतानि योऽन्तरो यमयतीति सोऽब्रवीत्पतञ्चलः काप्यो नाहं तं भगवन्वेदेति सोऽब्रवीत्पतञ्चलं काप्यं याज्ञिकाꣳश्च यो वै तत्काप्य सूत्रं विद्यात्तं चान्तर्यामिणमिति स ब्रह्मवित्स लोकवित्स देववित्स वेदवित्स भूतवित्स आत्मवित्स सर्वविदिति तेभ्योऽब्रवीत्तदहं वेद तच्चेत्त्वं याज्ञवल्क्य सूत्रमविद्वाꣳस्तं चान्तर्यामिणं ब्रह्मगवीरुदजसे मूर्धा ते विपतिष्यतीति वेद वा अहं गौतम तत्सूत्रं तं चान्तर्यामिणमिति यो वा इदं कश्चिद्ब्रूयाद्वेद वेदेति यथा वेत्थ तथा ब्रूहीति ॥ १ ॥

શબ્દાર્થઃ—પછી પ્રસિદ્ધ આ[યાજ્ઞવલ્કય]ને અરુણનો પુત્ર ઉદ્દાલક પૂછતો હવો. પ્રસિદ્ધ [તે ઉદ્દાલક] "હે યાજ્ઞવલ્કય!" એમ [સંબોધન કરીને] બોલ્યોઃ-"મદ્ર [દેશો]માં કપિગોત્રવાળા પતંચલનાં ઘરોમાં યજ્ઞશાસ્ત્રનું અધ્યયન કરતા [છતા અમે] રહેતા હતા તેની

સ્ત્રી ગંધર્વવડે ( કોઈ અમાનુષસત્ત્વવડે ) ગૃહીત હતી તે[ ગંધર્વ ]ને ' [ તમે ] કોણ છો ? ' એમ [ પતંચલસહિત અમે ] પૂછતા હવા ' [ હું ] અથર્વણનો પુત્ર કબંધ [ છું ] ' એમ તે [ ગંધર્વ અમારા પ્રતિ ] કહેતા હવા. તે [ ગંધર્વ ] કપિગોત્રવાળા પતંચલને તથા યજ્ઞશાસ્ત્રનું અધ્યયન કરનારાઓને કહેતા હવા.- ' હે કપિગોત્રવાળા ! જે[ સૂત્ર ]વડે આ જન્મ તથા પર જન્મ ને [ બ્રહ્માથી માંડીને થુંબડાપર્યંતનાં ] સર્વ ભૂતો સારી રીતે પરોવાયેલાં થાય છે તે સૂત્રને શું તમે જાણો છો ? ' એમ [ પૂછે સતે તેના ઉત્તરમાં ] ' હે ભગવન્ ! હું તેને જાણતો નથી ' એમ કપિગોત્રવાળા તે પતંચલ કહેતા હવા [ પુન ] તે [ ગંધર્વ ] કપિગોત્રવાળા પતંચલને તથા યજ્ઞશાસ્ત્રનું અધ્યયન કરનારાઓને કહેતા હવા-' હે કપિગોત્રવાળા ! જે [ અંતર્યામી ] આ જન્મને તથા પર જન્મને અને સર્વે ભૂતોને નિયમમાં રાખે છે, ( પોતપોતાનો ઉચિત વ્યાપાર કરાવે છે, ) [ તથા ] જે [ એ સર્વની ] અભ્યંતર [ છે, ] તે [ સૂત્રાત્માની અંતર રહેલા] અંતર્યામીને શું તમે જાણો છો ? ' એમ [ પૂછે સતે તેના ઉત્તરમાં ] ' હે ભગવન્ ! હું તેને જાણતો નથી ' એમ કપિગોત્રવાળા તે પતંચલ કહેતા હવા [ વળી ] તે [ ગંધર્વ ] કપિગોત્રવાળા પતંચલને તથા યજ્ઞશાસ્ત્રનું અધ્યયન કરનારાઓને કહેતા હવા-' હે કપિગોત્ર-વાળા ! જે [ પુરુષ ] પ્રસિદ્ધ તે સૂત્રને જાણે છે, અને તે અંતર્યામીને એવી રીતે [ જાણે છે] તે પરમાત્મવેત્તા [ છે, ] તે [ ભૂરાદિ ] લોકોને જાણનાર [ છે, ] તે [ અગ્નિ આદિ ] દેવોને જાણનાર, તે [ પ્રમાણભૂત ] વેદોને જાણનાર, તે [ બ્રહ્માદિ ] ભૂતોને જાણનાર, તે જીવાત્માને જાણનાર [ ને ] તે સર્વ[ જગત્ ]ને જાણનાર [ છે. ] એવી રીતે [ ફલશ્રુતિવડે તે બંનેને જાણવાની ઈચ્છાવાળા કરીને પછી ] તેઓને ( પતંચલને તથા અમને ) [ તે ગંધર્વ સૂત્રાત્મા તથા અંતર્યામીનું સ્વરૂપ ] કહેતા હવા તે[ સ્વરૂપ ]ને હું જાણું છું. હે યાજ્ઞવલ્ક્ય ! જો તમે તે સૂત્રાત્માને તથા અંતર્યામીને નહિ જાણતા [ છતા ] બ્રહ્મવેત્તાની ગાયોને [ અન્યાયવડે ] લઈ જાઓ છો [ તો મારા શાપથી ] તમારું માથું પડી જશે. " એમ [ કહે સતે યાજ્ઞવલ્ક્ય કહે છે - ] " હે ગૌતમગોત્રવાળા ! હું તે સૂત્રને તથા તે અંતર્યામીને નિશ્ચય જાણું છું " એમ [ કહે સતે ઉદ્દાલક કહે છે.- ] " આને જાણું છું, જાણું છું એમ [ તો ] જે કોઇ [ પ્રાકૃત હોય તે પણ પોતાની શ્લાઘા કરતો છતો ] કહે " તમે જો જાણતા હો તો ] જેમ જાણો છો તેમ કહો ' ઇતિ ૧

स होवाच वायुर्वै गौतम तत्सूत्रं वायुना वै गौतम सूत्रेणायं च लोकः परश्च लोकः सर्वाणि च भूतानि संदृब्धानि भवन्ति तस्माद्वै गौतम पुरुषं प्रेतमाहुर्व्यस्रꣳसिषतास्याङ्गानीति वायुना हि गौतम सूत्रेण संदृब्धानि भवन्तीत्येवमेवैतद्याज्ञवल्क्यान्तर्यामिणं ब्रूहीति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ એમ કહે સતે ] પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્ક્ય ] બોલ્યા —" હે ગૌતમ-ગોત્રવાળા ! [ ગંધર્વે કહેલું ] તે સૂત્ર વાયુજ [ છે ] હે ગૌતમગોત્રવાળા ! પ્રસિદ્ધ સૂત્રાત્મરૂપ વાયુવડે આ જન્મ તથા પર જન્મ ને સર્વે ભૂતો સારી રીતે ગુંથાયેલાં થાય છે. [ જેથી સૂત્રાત્મરૂપ વાયુવડે સર્વ ધારણ કરાયેલું છે ] તેથીજ હે ગૌતમગોત્રવાળા ! ' આ[ મુએલા ]નાં [ હાથપગાદિ ] અંગો શિથિલ થઇ ગયાં ' એમ મુએલા શરીરને [ મરેલનું લક્ષણ જાણનારા પુરુષો ] કહે છે. આથી હે ગૌતમગોત્રવાળા ! સૂત્રાત્મરૂપ

વાયુ( સમષ્ટિપ્રાણ )વડે [ અંગો આદિ ] સારી રીતે ગુંથાયેલાં થાય છે એમ [ નિરૂપણ કરેલા સૂત્રાત્માના સ્વરૂપને અંગીકાર કરીને ઉદ્દાલક અંતર્યામીનું સ્વરૂપ પૂછે છે -] "હે યાજ્ઞવલ્કય ! આ [ સૂત્રાત્માનું સ્વરૂપ ] એવુજ [ છે હવે સૂત્રાત્મામાં રહેલા] અંતર્યામીનુ [ સ્વરૂપ ] કહો " ઇતિ ૨

એમ પૂછે સતે શ્રીયાજ્ઞવલ્કય કહે છે:—

यः पृथिव्यां तिष्ठन्पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ३ ॥

શબ્દાર્થઃ—'જે પૃથિવીમાં સ્થિત [ છતા ] પૃથિવીથી અંતર [ છે, ] જેને પૃથિવી ( પૃથિવીની અભિમાની દેવતા ) [ મારામાં અન્ય કોઈ છે એમ જાણતી નથી, જેનું પૃથિવી શરીર [ છે, અન્ય નહિ, અથાત્ પૃથિવીની અભિમાની દેવતાનાં જે શરીરકરણો છે તેજ જેનાં શરીરકરણો છે, પૃથક્ નથી, ] જે અંતર [ રહ્યા છતા ] પૃથિવીને ( સૂત્રાત્મરૂપ પૃથિવીની અભિમાની દેવતાને ) [ તેના કર્મના સાક્ષીપણાવડે નિયમથી] પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો ( કાર્યકરણસંઘાતનો ) આત્મા અંતર્યામી [ તથા ] મરણધર્મરહિત [ છે ] ૩

योऽप्सु तिष्ठन्नद्भ्योऽन्तरो यमापो न विदुर्यस्याऽऽपः शरीरं योऽपोन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ४ ॥

શબ્દાર્થઃ—જે જલમાં સ્થિત [ છતા ] જલથી અંતર [ છે, ] જેને જલ ( જલાભિમાની દેવતા ) જાણતું નથી, જેનું જલ શરીર [ છે, ] જે અંતર [ રહ્યા છતા ] જલને ( જલાભિમાની દેવતાને) પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અંતર્યામી [ તથા ] મરણધર્મરહિત [ છે ] ૪

योऽग्नौ तिष्ठन्नग्नेरन्तरो यमग्निर्न वेद यस्याग्निः शरीरं योऽग्निमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ५ ॥

શબ્દાર્થઃ—જે અગ્નિમાં સ્થિત [ છતા ] અગ્નિથી અંતર [ છે, ] જેને અગ્નિ જાણતો નથી, જેનુ અગ્નિ શરીર [ છે, ] જે અંતર [ રહ્યા છતા ] અગ્નિને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અંતર્યામી [ તથા ] મરણધર્મરહિત [ છે ] ૫

योऽन्तरिक्षे तिष्ठन्नन्तरिक्षादन्तरो यमन्तरिक्षं न वेद यस्यान्तरिक्षꣳ शरीरं योऽन्तरिक्षमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ६ ॥

શબ્દાર્થઃ—જે અંતરિક્ષમાં સ્થિત [ છતા ] અંતરિક્ષથી અંતર [ છે, ] જેને અંતરિક્ષ જાણતું નથી, જેનુ અંતરિક્ષ શરીર [ છે, ] જે અંતર [ રહ્યા છતા ] અંતરિક્ષને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અંતર્યામી [ તથા] મરણધર્મરહિત [ છે ] ૬

यो वायौ तिष्ठन्वायोरन्तरो यं वायुर्न वेद यस्य वायुः शरीरं यो वायुमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ७ ॥

શબ્દાર્થઃ—જે વાયુમાં સ્થિત [ છતા ] વાયુથી અન્તર [ છે, ] જેને વાયુ જાણતો

નથી, જેનું વાયુ શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] વાયુને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અંતર્યામી [ તથા ] મરણધર્મરહિત [ છે ] ૭

यो दिवि तिष्ठन्दिवोऽन्तरो यं द्यौर्न वेद यस्य द्यौः शरीरं यो दिवमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ८ ॥

શબ્દાર્થ:—જે સ્વર્ગમાં સ્થિત [ છતા ] સ્વર્ગથી અન્તર [ છે, ] જેને સ્વર્ગ જાણતું નથી, જેનું સ્વર્ગ શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] સ્વર્ગને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે ] ૮

य आदित्ये तिष्ठन्नादित्यादन्तरो यमादित्यो न वेद यस्याऽऽदित्यः शरीरं य आदित्यमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ९ ॥

શબ્દાર્થ:—જે સૂર્યમાં સ્થિત [ છતા ] સૂર્યથી અન્તર [ છે, ] જેને સૂર્ય જાણતા નથી, જેનું સૂર્ય શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] સૂર્યને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે ] ૯

यो दिक्षु तिष्ठन्दिग्भ्योऽन्तरो यं दिशो न विदुर्यस्य दिशः शरीरं यो दिशोऽन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ १० ॥

શબ્દાર્થ:—જે દિશાઓમાં સ્થિત [ છતા ] દિશાઓથી અન્તર [ છે, ] જેને દિશાઓ જાણતી નથી, જેનું દિશાઓ શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] દિશાઓને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે ] ૧૦

यश्चन्द्रतारके तिष्ठꣳश्चन्द्रतारकादन्तरो यं चन्द्रतारकं न वेद यस्य चन्द्रतारकꣳ शरीरं यश्चन्द्रतारकमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ११ ॥

શબ્દાર્થ:—જે ચન્દ્ર તથા તારામાં સ્થિત [ છતા ] ચંદ્ર તથા તારાથી અન્તર [ છે, ] જેને ચંદ્ર તથા તારા જાણતા નથી, જેનુ ચંદ્ર તથા તારા શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] ચંદ્ર તથા તારાને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે ] ૧૧

य आकाशे तिष्ठन्नाकाशादन्तरो यमाकाशो न वेद यस्याऽऽकाशः शरीरं य आकाशमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ १२ ॥

શબ્દાર્થ:—જે આકાશમાં સ્થિત [ છતા ] આકાશથી અન્તર [ છે ] જેને ગગન જાણતું નથી, જેનુ ગગન શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] ગગનને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે ] ૧૨

यस्तमसि तिष्ठꣳस्तमसोऽन्तरो यं तमो न वेद यस्य तमः शरीरं यस्तमोऽन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ १३ ॥

શબ્દાર્થ:—જે અન્ધકારમાં સ્થિત [ છતા ] અંધકારથી અન્તર [ છે, ] જેને

વાયુ( સમષ્ટિપ્રાણ )વડે [ અંગો આદિ ] સારી રીતે ગુંથાયેલાં થાય છે. એમ [ નિરૂપણ કરેલા સૂત્રાત્માના સ્વરૂપને અંગીકાર કરીને ઉદ્દાલક અંતર્યામીનું સ્વરૂપ પૂછે છેઃ-] " હે યાજ્ઞવલ્ક્ય ! આ [ સૂત્રાત્માનું સ્વરૂપ ] એવુંજ [ છે. હવે સૂત્રાત્મામાં રહેલા] અંતર્યામીનુ [ સ્વરૂપ ] કહો " ઇતિ ૨

એમ પૂછે સતે શ્રીયાજ્ઞવલ્ક્ય કહે છેઃ—

यः पृथिव्यां तिष्ठन्पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ३ ॥

શબ્દાર્થઃ—' જે પૃથિવીમાં સ્થિત [ છતા ] પૃથિવીથી અંતર [ છે, ] જેને પૃથિવી ( પૃથિવીની અભિમાની દેવતા ) [ મારામાં અન્ય કોઈ છે એમ જાણતી નથી, જેનું પૃથિવી શરીર [ છે, અન્ય નહિ, અર્થાત્ પૃથિવીની અભિમાની દેવતાનાં જે શરીરકરણો છે તેજ જેનાં શરીરકરણો છે, પૃથક્ નથી, ] જે અંતર [ રહ્યા છતા ] પૃથિવીને ( સૂત્રાત્મરૂપ પૃથિવીની અભિમાની દેવતાને ) [ તેના કર્મના સાક્ષીપણાવડે નિયમથી] પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો ( કાર્યકરણસંઘાતનો ) આત્મા અંતર્યામી [ તથા ] મરણધર્મરહિત [ છે ] ૩

योऽप्सु तिष्ठन्नद्भ्योऽन्तरो यमापो न विदुर्यस्याऽऽपः शरीरं योऽपोन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ४ ॥

શબ્દાર્થઃ—જે જલમાં સ્થિત [ છતા ] જલથી અંતર [ છે, ] જેને જલ ( જલાભિમાની દેવતા ) જાણતું નથી, જેનું જલ શરીર [ છે, ] જે અંતર [ રહ્યા છતા] જલને ( જલાભિમાની દેવતાને ) પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અંતર્યામી [ તથા ] મરણધર્મરહિત [ છે ] ૪

योऽग्नौ तिष्ठन्नग्नेरन्तरो यमग्निर्न वेद यस्याग्निः शरीरं योऽग्निमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ५ ॥

શબ્દાર્થઃ—જે અગ્નિમાં સ્થિત [ છતા ] અગ્નિથી અંતર [ છે, ] જેને અગ્નિ જાણતો નથી, જેનું અગ્નિ શરીર [ છે, ] જે અંતર [ રહ્યા છતા ] અગ્નિને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અંતર્યામી [ તથા ] મરણધર્મરહિત [ છે ] ૫

योऽन्तरिक्षे तिष्ठन्नन्तरिक्षादन्तरो यमन्तरिक्षं न वेद यस्यान्तरिक्ष शरीरं योऽन्तरिक्षमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ६ ॥

શબ્દાર્થઃ—જે અંતરિક્ષમાં સ્થિત [ છતા ] અંતરિક્ષથી અંતર [ છે, ] જેને અંતરિક્ષ જાણતું નથી, જેનુ અંતરિક્ષ શરીર [ છે, ] જે અંતર [ રહ્યા છતા ] અંતરિક્ષને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અંતર્યામી [ તથા ] મરણધર્મરહિત [ છે. ] ૬

यो वायौ तिष्ठन्वायोरन्तरो यं वायुर्न वेद यस्य वायुः शरीरं यो वायुमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ७ ॥

શબ્દાર્થઃ—જે વાયુમાં સ્થિત [ છતા ] વાયુથી અન્તર [ છે, ] જેને વાયુ જાણતો

નથી, જેનું વાયુ શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] વાયુને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અંતર્યામી [ તથા ] મરણધર્મરહિત [ છે.] ૭

यो दिवि तिष्ठन्दिवोऽन्तरो यं द्यौर्न वेद यस्य द्यौः शरीरं यो दिवमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ८ ॥

શબ્દાર્થઃ—જે સ્વર્ગમાં સ્થિત [ છતા ] સ્વર્ગથી અન્તર [ છે, ] જેને સ્વર્ગ જાણતું નથી, જેનું સ્વર્ગ શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] સ્વર્ગને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે. ] ૮

य आदित्ये तिष्ठन्नादित्यादन्तरो यमादित्यो न वेद यस्याऽऽदित्यः शरीरं य आदित्यमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ९ ॥

શબ્દાર્થઃ—જે સૂર્યમાં સ્થિત [ છતા ] સૂર્યથી અન્તર [ છે, ] જેને સૂર્ય જાણતા નથી, જેનું સૂર્ય શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] સૂર્યને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે. ] ૯

यो दिक्षु तिष्ठन्दिग्भ्योऽन्तरो यं दिशो न विदुर्यस्य दिशः शरीरं यो दिशोऽन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ १० ॥

શબ્દાર્થઃ—જે દિશાઓમાં સ્થિત [ છતા ] દિશાઓથી અન્તર [ છે, ] જેને દિશાઓ જાણતી નથી, જેનું દિશાઓ શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] દિશાઓને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે. ] ૧૦

यश्चन्द्रतारके तिष्ठꣳश्चन्द्रतारकादन्तरो यं चन्द्रतारकं न वेद यस्य चन्द्रतारकꣳ शरीरं यश्चन्द्रतारकमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ ११ ॥

શબ્દાર્થઃ—જે ચન્દ્ર તથા તારામાં સ્થિત [ છતા ] ચંદ્ર તથા તારાથી અન્તર [ છે, ] જેને ચંદ્ર તથા તારા જાણતા નથી, જેનું ચંદ્ર તથા તારા શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] ચંદ્ર તથા તારાને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે. ] ૧૧

य आकाशे तिष्ठन्नाकाशादन्तरो यमाकाशो न वेद यस्याऽऽकाशः शरीरं य आकाशमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ १२ ॥

શબ્દાર્થઃ—જે આકાશમાં સ્થિત [ છતા ] આકાશથી અન્તર [ છે, ] જેને ગગન જાણતું નથી, જેનું ગગન શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] ગગનને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે ] ૧૨

यस्तमसि तिष्ठꣳस्तमसोऽन्तरो यं तमो न वेद यस्य तमः शरीरं यस्तमोऽन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ १३ ॥

શબ્દાર્થઃ—જે અંધકારમાં સ્થિત [ છતા ] અંધકારથી અન્તર [ છે, ] જેને અંધકાર

જાણતો નથી, જેનું અંધકાર શરીર [છે,] જે અન્તર [રહ્યા છતા] અંધકારને પોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરે છે, આ તારો આત્મા અન્તર્યામી [તથા] અવિનાશી [છે.] ૧૩

यस्तेजसि तिष्ठंस्तेजसोऽन्तरो यं तेजो न वेद यस्य तेजः शरीरं यस्तेजोऽन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृत इत्यधिदैवतमथाधिभूतम् ॥ १४ ॥

શબ્દાર્થઃ—જે તેજમાં સ્થિત [છતા] તેજથી અન્તર [છે,] જેને તેજ જાણતું નથી, જેનું તેજ શરીર [છે,] જે અન્તર [રહ્યા છતા] તેજને પોતાના વ્યાપારમાં જોડે છે, આ તારો આત્મા અન્તર્યામી [તથા] અવિનાશી [છે] એવી રીતે અધિદૈવતમાં (દેવતાઓમાં) [અન્તર્યામિવિષયની ઉપાસના કહી.] હવે અધિભૂતમાં (બ્રહ્માથી સ્તંભપર્યંતનાં સર્વ ભૂતોમાં) [અન્તર્યામિવિષયની ઉપાસના કહેવાય છે] ૧૪

यः सर्वेषु भूतेषु तिष्ठन्सर्वेभ्यो भूतेभ्योऽन्तरो यं सर्वाणि भूतानि न विदुर्यस्य सर्वाणि भूतानि शरीरं यः सर्वाणि भूतान्यन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृत इत्यधिभूतमथाध्यात्मम् ॥ १५ ॥

શબ્દાર્થઃ—જે સર્વ પ્રાણીઓમાં સ્થિત [છતા] સર્વ પ્રાણીઓથી અન્તર [છે,] જેને સર્વ પ્રાણીઓ જાણતાં નથી, સર્વ પ્રાણીઓ જેનું શરીર [છે,] જે અન્તર [રહ્યા છતા] સર્વ પ્રાણીઓને પોતાના વ્યાપારમાં જોડે છે આ તારો આત્મા અન્તર્યામી [તથા] અવિનાશી [છે] એવી રીતે અધિભૂતમાં [ઉપાસના કહી] હવે અધ્યાત્મમાં (અધ્યાત્મરૂપ પ્રાણાદિમાં) [અન્તર્યામીની ઉપાસના કહેવાય છે] ૧૫

यः प्राणे तिष्ठन्प्राणादन्तरो यं प्राणो न वेद यस्य प्राणः शरीरं यः प्राणमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ १६ ॥

શબ્દાર્થઃ—જે પ્રાણમાં (પ્રાણવાયુસહિત ઘ્રાણમાં) સ્થિત [છતા] પ્રાણથી અન્તર [છે,] જેને પ્રાણ જાણતો નથી, પ્રાણ જેનું શરીર [છે,] જે અન્તર [રહ્યાં છતા] પ્રાણને પોતાના વ્યાપારમાં જોડે છે, આ તારો આત્મા અન્તર્યામી [તથા] અવિનાશી [છે.] ૧૬

यो वाचि तिष्ठन्वाचोऽन्तरो यं वाङ्न वेद यस्य वाक्शरीरं यो वाचमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ १७ ॥

શબ્દાર્થઃ—જે વાણીમાં સ્થિત [છતા] વાણીથી અન્તર [છે,] જેને વાણી જાણતી નથી, વાણી જેનું શરીર [છે,] જે અન્તર [રહ્યા છતા] વાણીને પોતાના વ્યાપારમાં જોડે છે, આ તારો આત્મા અન્તર્યામી [તથા] અવિનાશી [છે] ૧૭

यश्चक्षुषि तिष्ठंश्चक्षुषोऽन्तरो यं चक्षुर्न वेद यस्य चक्षुः शरीरं यश्चक्षुरन्तरो यमयन्त्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ १८ ॥

શબ્દાર્થઃ—જે નેત્રમાં સ્થિત [છતા] નેત્રથી અન્તર [છે,] જેને નેત્ર જાણતું નથી, નેત્ર જેનું શરીર [છે,] જે અન્તર [રહ્યા છતા] નેત્રને પોતાના વ્યાપારમાં જોડે છે, આ તારો આત્મા અન્તર્યામી [તથા] અવિનાશી [છે] ૧૮

यः श्रोत्रे तिष्ठञ्श्रोत्रादन्तरो यꣳ श्रोत्रं न वेद यस्य श्रोत्रꣳ शरीरं यः श्रोत्रमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ १९ ॥

શબ્દાર્થઃ—જે શ્રોત્રમાં સ્થિત [ છતા ] શ્રોત્રથી અન્તર [ છે, ] જેને શ્રોત્ર જાણતું નથી, શ્રોત્ર જેનું શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] શ્રોત્રને પોતાના વ્યાપારમાં જોડે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે. ] ૧૯

यो मनसि तिष्ठन्मनसोऽन्तरो यं मनो न वेद यस्य मनः शरीरं यो मनोऽन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ २० ॥

શબ્દાર્થઃ—જે મનમાં સ્થિત [ છતા ] મનથી અન્તર [ છે, ] જેને મન જાણતું નથી, મન જેનું શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] મનને પોતાના વ્યાપારમાં જોડે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે. ] ૨૦

यस्त्वचि तिष्ठꣳस्त्वचोन्तरो यं त्वङ्न वेद यस्य त्वक्शरीरं यस्त्वचमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ २१ ॥

શબ્દાર્થઃ—જે ત્વચામાં સ્થિત [ છતા ] ત્વચાથી અન્તર [ છે, ] જેને ત્વચા જાણતી નથી, ત્વચા જેનું શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] ત્વચાને પોતાના વ્યાપારમાં જોડે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે. ] ૨૧

यो विज्ञाने तिष्ठन्विज्ञानादन्तरो यं विज्ञानं न वेद यस्य विज्ञानꣳ शरीरं यो विज्ञानमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥ २२ ॥

શબ્દાર્થઃ—જે બુદ્ધિમાં સ્થિત [ છતા ] બુદ્ધિથી અન્તર [ છે, ] જેને બુદ્ધિ જાણતી નથી, બુદ્ધિ જેનું શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા છતા ] બુદ્ધિને પોતાના વ્યાપારમાં જોડે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે. ] ૨૨

यो रेतसि तिष्ठन्रेतसोऽन्तरो यꣳ रेतो न वेद यस्य रेतः शरीरं यो रेतोऽन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतोऽदृष्टो द्रष्टाऽश्रुतः श्रोताऽमतो मन्ताऽविज्ञातो विज्ञाता नान्योऽतोऽस्ति द्रष्टा नान्योऽतोऽस्ति श्रोता नान्योऽतोऽस्ति मन्ता नान्योऽतोऽस्ति विज्ञातैष त आत्माऽन्तर्याम्यमृतोऽतोऽन्यदार्तं ततो होद्दालक आरुणिरुपरराम ॥ २३ ॥ इति तृतीयाध्यायस्य सप्तममन्तर्यामिब्राह्मणम् ॥ ७ ॥

શબ્દાર્થઃ—જે વીર્યમાં ( ઉપસ્થેંદ્રિયમાં ) સ્થિત [ છતા ] વીર્યથી અન્તર [ છે, ] જેને વીર્ય જાણતું નથી, વીર્ય જેનું શરીર [ છે, ] જે અન્તર [ રહ્યા ] છતા ] વીર્યને પોતાના વ્યાપારમાં જોડે છે, આ તારો આત્મા અન્તર્યામી [ તથા ] અવિનાશી [ છે. "- મહાસામર્થ્યવાળા પૃથિવી આદિના અભિમાની દેવો મનુષ્યાદિની પેઠે પોતાના નિયંતા અંતર્યામીને કેમ જાણી શકતા નથી ? એમ શંકા થાય તો કહે છેઃ—" આ ] અદૃષ્ટ ( કોઈના નેત્રના વિષયપણાને નહિ પામેલા ) [ છતા પોતે નેત્રમાં સમીપપણાથી ]

દ્રષ્ટા [ છે, ] અશ્રુત (શ્રોત્રના વિષયપણાને નહિ પામ્યા) [છતા પોતે] શ્રોતા [છે,] અમત (અસંકલ્પપણાથી મનના વિષયપણાને નહિ પામેલા) [છતા પોતે] મંતા (મનને જાણનાર) [છે, ને] અવિજ્ઞાત (સુખાદિની પેઠે બુદ્ધિના વિષયપણાને નહિ પામેલા) [છતાં પોતે] વિજ્ઞાતા [છે." એમ થવાથી નિયંતૃનિયંતવ્યાદિ ભેદવડે તથા દ્રષ્ટૃદ્રષ્ટવ્યાદિ ભેદવડે દ્વૈત થશે એમ શંકા થાય તો કહે છે.— ] "આ[ અન્તર્યામી ]થી અન્ય દ્રષ્ટા નથી, આથી અન્ય શ્રોતા નથી, આથી અન્ય મંતા નથી, [ને] આથી અન્ય વિજ્ઞાતા નથી. આ તારો (કાર્યકરણસંઘાતનો) આત્મા અન્તર્યામી [તથા] અવિનાશી [ છે ] આ[ ઈશ્વરરૂપ આત્મા ]થી અન્ય વિનાશી [ છે." ] તેથી (પોતાના પ્રશ્નનું) યથાયોગ્ય ઉત્તર થવાથી) અરુણનો પુત્ર પ્રસિદ્ધ ઉદ્દાલક ઉપરામ થતો હવો. ૨૩ એ પ્રમાણે ત્રીજા અધ્યાયના અંતર્યામિનામના સાતમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩. ૭

પૂર્વબ્રાહ્મણમાં સૂત્રાત્મા તથા અંતર્યામીનો નિર્ણય કર્યો, તે બંને આત્માનાં સોપાધિક રૂપ છે. હવે ક્ષુધાતૃષાદિ સંસારના સર્વધર્મથી રહિત નિરુપાધિકને કહેવામાટે આ અક્ષરબ્રાહ્મણનો આરંભ થાય છેઃ—

अथ ह वाचक्नव्युवाच ब्राह्मणा भगवन्तो हन्ताहमिमं द्वौ प्रश्नौ प्रक्ष्यामि तौ चेन्मे वक्ष्यति न वै जातु युष्माकमिमं कश्चिद्ब्रह्मोद्यं जेतेति पृच्छ गार्गीति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—પછી પ્રસિદ્ધ વચક્નુની પુત્રી [ ગાર્ગી પ્રશ્ન કરવાની અનુમતિ મેળવવાની ઈચ્છાથી બ્રાહ્મણોપ્રતિ ] કહેતી હવીઃ—" હે ઐશ્વર્યવાન્ બ્રાહ્મણો ! [ સાંભળો. જો તમારી ] અનુમતિ [ હોય તો ] હું આ[ યાજ્ઞવલ્ક્ય ]ને [ પુનઃ ] બે પ્રશ્નો પૂછવાને ઈચ્છું છું. જો તે [ બે પ્રશ્નોનું ઉત્તર ] મને કહેશે [ તો ] તમારા [ મધ્યે ] કોઈ પણ આ[ યાજ્ઞવલ્ક્ય ]ને કદીપણ બ્રહ્મવાદમાં જિતનાર નહિજ [ થાય " ] એમ [ કહે સતે તેના ઉત્તરમાં બ્રાહ્મણો બોલ્યાઃ- ] " હે ગાર્ગિ ! પૂછ. " ઇતિ. ૧

सा होवाचाहं वै त्वां याज्ञवल्क्य यथा काश्यो वा वैदेहो वोग्रपुत्र उज्ज्यं धनुरधिज्यं कृत्वा द्वौ बाणवन्तौ सपत्नातिव्याधिनौ हस्ते कृत्वोपोत्तिष्ठेदेवमेवाहं त्वा द्वाभ्यां प्रश्नाभ्यामुपोदस्थां तौ मे ब्रूहीति पृच्छ गार्गीति ॥ २ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ તે [ ગાર્ગી ] બોલીઃ—" હે યાજ્ઞવલ્ક્ય ! હું તમને [ બે પ્રશ્નો પૂછવાને ઈચ્છું છું. ] જેમ શૂરનો પુત્ર કાશીનો રાજા વા વિદેહનો રાજા ઊતારેલી દોરીવાળાં ધનુષ્યને [ પુનઃ ] આરોપિત દોરીવાળું કરીને શત્રુને અત્યંત પીડા કરનારાં બે બાણવાળાં [શર] હાથમાં લઇને [ શત્રુની ] સમીપ સ્થિત થાય એમજ હું બે પ્રશ્નો[ સહિત ] તમારા સમીપ સ્થિત થઇ છું. [ તમે જો બ્રહ્મવેત્તા હો તો ] તે [ બે પ્રશ્નોનું ઉત્તર ] મને કહો. " એમ [ કહે સતે ] " હે ગાર્ગિ ! પૂછ. " એવી રીતે [ મુનિએ કહ્યું. ] ૨

सा होवाच यदूर्ध्वं याज्ञवल्क्य दिवो यदवाक्पृथिव्या यदन्तरा द्यावापृथिवी इमे यद्भूतं च भवच्च भविष्यच्चेत्याचक्षते कस्मिꣳस्तदोतं च प्रोतं चेति ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ તે [ ગાર્ગી ] બોલીઃ—" હે યાજ્ઞવલ્ક્ય ! જે સ્વર્ગથી ઉપર

[ છે, ] જે પૃથ્વીથી નીચે [ છે, ને ] જેના મધ્યમાં આ સ્વર્ગ ને પૃથ્વી [ છે વળી ] જે ભૂત, તથા વર્તમાન, અને ભવિષ્યરૂપ [ છે ] એમ [ શાસ્ત્ર જાણનારાઓ ] કહે છે તે [ સૂત્રાત્મા ] શામાં ઓત તથા પ્રોત [ છે? " ] ઇતિ. ૩

स होवाच यदूर्ध्वं गार्गि दिवो यदवाक् पृथिव्या यदन्तरा द्यावापृथिवी इमे यद् भूतं च भवच्च भविष्यच्चेत्याचक्षत आकाशे तदोतं च प्रोतं चेति ॥ ४ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્ક્ય ] બોલ્યા—" હે ગાર્ગિ! જે સ્વર્ગથી ઉપર [ છે, ] જે પૃથિવીની નીચે [ છે, ને ] જેના મધ્યમાં આ સ્વર્ગ ને પૃથિવી [ છે. વળી ] જે ભૂત, તથા વર્તમાન, અને ભવિષ્યરૂપ [ છે ] એમ [ શાસ્ત્રવેત્તાઓ ] કહે છે તે [ વ્યાકૃતજગદ્રૂપ સૂત્ર અંતર્યામિરૂપ ] આકાશમાં [ સર્વદા ] ઓત તથા પ્રોત [ છે. " ] ઇતિ. ૪

सा होवाच नमस्तेऽस्तु याज्ञवल्क्य यो म एतं व्यवोचोऽपरस्मै धारयस्वेति पृच्छ गार्गीति ॥ ५ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ તે [ ગાર્ગી ] બોલી:-" હે યાજ્ઞવલ્ક્ય! જે [ તમે ] મારા આ [ પ્રશ્ન ]નું વિસ્પષ્ટ ઉત્તર આપતા હવા [ તે ] તમને નમસ્કાર હો [ હવે ] દ્વિતીય-[ પ્રશ્ન ]માટે [ પોતાને ] દૃઢ કરો " એમ [ કહે સતે શ્રીયાજ્ઞવલ્ક્ય બોલ્યા:- ] " હે ગાર્ગિ! પૂછ. " ઇતિ ૫

કહેલા અર્થના નિશ્ચયમાટે તે પ્રશ્ન તથા પ્રતિવચનને પુનઃ કહે છે:—

सा होवाच यदूर्ध्वं याज्ञवल्क्य दिवो यदवाक्पृथिव्या यदन्तरा द्यावापृथिवी इमे यद्भूतं च भवच्च भविष्यच्चेत्याचक्षते कस्मिंस्तदोतं च प्रोतं चेति ॥ ६ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ તે [ ગાર્ગી ] બોલી-" હે યાજ્ઞવલ્ક્ય! જે સ્વર્ગથી ઉપર [ છે, ] જે પૃથિવીથી નીચે [ છે, ને ] જેના મધ્યમાં આ સ્વર્ગ ને પૃથિવી [ છે. વળી ] જે ભૂત તથા વર્તમાન અને ભવિષ્યરૂપ [ છે ] એમ [ શાસ્ત્રવેત્તાઓ ] કહે છે તે [ સૂત્રાત્મા ] શામાં ઓત તથા પ્રોત [ છે? " ] ઇતિ. ૬

स होवाच यदूर्ध्वं गार्गि दिवो यदवाक्पृथिव्या यदन्तरा द्यावापृथिवी इमे यद्भूतं च भवच्च भविष्यच्चेत्याचक्षत आकाश एव तदोतं च प्रोतं चेति कस्मिन्नु खल्वाकाश ओतश्च प्रोतश्चेति ॥ ७ ॥

શબ્દાર્થ:—પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્ક્ય ] બોલ્યા-" હે ગાર્ગિ! જે સ્વર્ગથી ઉપર [ છે, ] જે પૃથિવીથી નીચે [ છે, ને ] જેના મધ્યમાં આ સ્વર્ગ ને પૃથિવી [ છે. વળી ] જે ભૂત, તથા વર્તમાન, અને ભવિષ્યરૂપ [ છે ] એમ [ શાસ્ત્રવેત્તાઓ ] કહે છે તે [ વ્યાકૃતજગદ્રૂપ સૂત્રાત્મા અંતર્યામિરૂપ ] આકાશમાંજ [ સર્વદા ] ઓત તથા પ્રોત [ છે? " ] એમ [ કહે સતે ગાર્ગી પૂછે છે.- ] " પ્રસિદ્ધ આકાશ શામાં ઓત તથા પ્રોત છે? " ઇતિ. ૭

स होवाचैतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितमस्ने-

ह्रमच्छायमतमोऽवाय्यवनाकाशमसङ्गमरसमगन्धमचक्षुष्कमश्रोत्रमवागमनोऽतेजस्कमप्राणममुख ममात्रमनन्तरमबाह्यं न तदश्नाति किंचन न तदश्नाति कश्चन ॥ ८ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્ક્ય ] બોલ્યા-" હે ગાર્ગિ ! [ અંતર્યામિરૂપ અવ્યાકૃતના અધિષ્ઠાન ] તે આ પ્રસિદ્ધ અક્ષરને ( અવિનાશીને શુદ્ધબ્રહ્મને ) બ્રહ્મવેત્તાઓ [ આવી રીતે ] કહે છે: [ તે ] સ્થૂલથી ભિન્ન, અણુથી ભિન્ન હ્રસ્વથી ભિન્ન દીર્ઘથી ભિન્ન, રાતાથી ભિન્ન, સ્નેહથી ( ચીકાશથી ) ભિન્ન, અપ્રકાશથી ભિન્ન, અંધકારથી ભિન્ન, વાયુથી ભિન્ન, આકાશથી ભિન્ન, સંગરહિત, રસથી ભિન્ન, ગંધથી ભિન્ન, ચક્ષુરહિત, શ્રોત્રરહિત, વાણીરહિત, મનરહિત, [ વૃત્તિરૂપ ] પ્રકાશથી રહિત, પ્રાણવાયુરહિત, મુખરહિત, પ્રમાણુરહિત છિદ્રરહિત [ ને ] અપરિચ્છિન્ન [ છે ] તે [ અક્ષર ] કાંઈ પણ [ વિષય ] ભોગવતું નથી [ તેમ ] કોઇ પણ [ મનુષ્ય ] તે[ અક્ષર ]ને ભોગવતો નથી [ એવી રીતે તે સર્વે વિશેષણોથી રહિત એકજ અદ્વિતીય છે ] ૮

એવી રીતે સમગ્ર વિશેષણોથી નિષેધના અવધિપણાવડે તથા તેના સાક્ષીપણાવડે અક્ષરનું અસ્તિત્વ સિદ્ધ થયે હવે તેનુંજ માયાવડે નિયંતાપણું છે તેથી અનુમાનપ્રમાણવડે તેનું અસ્તિત્વ જણાવે છે—

एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठत एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि द्यावापृथिव्यौ विधृते तिष्ठत एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि निमेषा मुहूर्ता अहोरात्राण्यर्धमासा मासा ऋतवः संवत्सरा इति विधृतास्तिष्ठन्त्येतस्य वा अक्षरस्य प्रशासने गार्गि प्राच्योऽन्या नद्यः स्यन्दन्ते श्वेतेभ्यः पर्वतेभ्यः प्रतीच्योऽन्या यां यां च दिशमन्वेतस्य वा अक्षरस्य प्रशासने गार्गि ददतो मनुष्याः प्रशंसन्ति यजमानं देवा दर्वी पितरोऽन्वायत्ताः ॥ ९ ॥

શબ્દાર્થઃ—હે ગાર્ગિ ! પ્રસિદ્ધ આ અક્ષરની આજ્ઞામાં સૂર્ય તથા ચંદ્રમા [ દાસની પેઠે ] નિયમિતરીતે વર્તે છે હે ગાર્ગિ ! પ્રસિદ્ધ આ અક્ષરની આજ્ઞામા સ્વર્ગ ને પૃથિવી [ હાથમાં રાખેલા પાષાણની પેઠે ] ધારણ કરેલાં સ્થિત છે હે ગાર્ગિ ! પ્રસિદ્ધ આ અક્ષરની આજ્ઞામાં નિમેષો, મુહૂર્તો, રાત્રિદિવસો, પખવાડિયાં, માસો, ઋતુઓ [ ને ] વર્ષો આ [ કાલના અવયવો ગણના કરનારા સેવકની પેઠે] નિયમિતરીતે વર્તે છે હે ગાર્ગિ ! પ્રસિદ્ધ આ અક્ષરની આજ્ઞામાં પૂર્વભણીની અન્ય [ ગંગાદિ ] નદીઓ ધોળા ( હિમાલયાદિ ) પર્વતોમાંથી વહે છે, [ તથા ] પશ્ચિમભણીની [ નર્મદાદિ નદીઓ વહે છે, ] અને બીજી જે જે દિશાભણી અનુપ્રવૃત્ત થયેલી છે તે અક્ષરની આજ્ઞાથી અદ્યાપિ પણ તેમજ પ્રવર્તે છે ] હે ગાર્ગિ ! પ્રસિદ્ધ આ અક્ષરની આજ્ઞામાં [ સુવર્ણાદિ ધન ] આપનારની માણસો પ્રશંસા કરે છે [ ઇંદ્રાદિ ] દેવો [ અન્યથા જીવવાને સમર્થ છતા જીવનને નિમિત્ત કરીને પુરોડાશાદિ ઉપજીવનના પ્રયોજનવડે અસમર્થ ] યજમાનને [ અનુગત છે, ને અર્યમાદિ પિતૃઓ દર્વીને ( કોઇની પ્રકૃતિ વા વિકૃતિ નહિ એવા દર્વીહોમને ) અનુગત [ છે. આ સર્વેથી અક્ષરના અસ્તિત્વનું અનુમાન થાય છે ] ૯

જેના અજ્ઞાન અને જ્ઞાનવડે ક્રમથી સંસાર તથા મુક્તિ છે તે અક્ષર છે એમ સિદ્ધ કરવાને કર્મનુંજ મોક્ષહેતુપણું છે આ પક્ષનું નિરાકરણ કરે છે —

यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्मिँल्लोके जुहोति यजते तपस्तप्यते बहूनि वर्षसहस्राण्यन्तवदेवास्य तद्भवति यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्माल्लोकात्प्रैति स कृपणोऽथ य एतदक्षरं गार्गि विदित्वाऽस्माल्लोकात्प्रैति स ब्राह्मणः ॥ १० ॥

શબ્દાર્થઃ—હે ગાર્ગિ! જે [ કોઈ પુરુષ ] પ્રસિદ્ધ આ અક્ષરને નહિ જાણીને આ લોકમાં ઘણાં સહસ્ર વર્ષોપર્યંત [ દેવતાના ઉદ્દેશવડે સંકલ્પ કરેલા દ્રવ્યનો અગ્નિમાં ] હોમ કરે છે, [ દેવનું ] પૂજન કરે છે, [ ને ચાંદ્રાયણાદિ ] તપ કરે છે [ તોપણ ] આનું તે [ ફલ ] અંતવાળુંજ થાય છે હે ગાર્ગિ! જે [ પુરુષ ] પ્રસિદ્ધ આ અક્ષરને નહિ જાણીને આ લોકથી મૃત્યુ પામે છે તે દીન [ છે, ] અને હે ગાર્ગિ! જે આ અક્ષરને જાણીને આ લોકથી મૃત્યુ પામે છે તે બ્રહ્મવેત્તા ( મુક્ત ) [ છે ] ૧૦

હવે અક્ષરનું ઈશ્વરપણાની ઉપાધિથીરહિત સ્વાભાવિક સ્વરૂપ કહે છે—

तद्वा एतदक्षरं गार्ग्यदृष्टं द्रष्टृश्रुतꣳ श्रोत्रमतं मन्त्रविज्ञातं विज्ञातृ नान्यदतोऽस्ति द्रष्टृ नान्यदतोऽस्ति श्रोतृ नान्यदतोऽस्ति मन्तृ नान्यदतोऽस्ति विज्ञात्रेतस्मिन्नु खल्वक्षरे गार्ग्याकाश ओतश्च प्रोतश्चेति ॥ ११ ॥

શબ્દાર્થ—હે ગાર્ગિ! "પ્રસિદ્ધ તે આ અક્ષર [ દૃષ્ટિના અવિષયપણાથી કોઈએ ] દીઠું નથી, [ છતાં પોતે તો દૃશિસ્વરૂપ હોવાથી ] દ્રષ્ટા [ છે, શ્રોત્રનો અવિષય હોવાથી ] અશ્રુત [ છતા ] શ્રોતા [ છે, મનનો અવિષય હોવાથી ] અમત [ છતાં પોતે ] મંતા [ છે, બુદ્ધિનો અવિષય હોવાથી ] અવિજ્ઞાત [ છતાં પોતે ] વિજ્ઞાતા [ છે " હવે તેના નાનાપણાની શંકાનું નિરાકરણ કરે છે.– ] " આનાથી ભિન્ન દ્રષ્ટા નથી, [ આજ સર્વત્ર દ્રષ્ટા છે, ] આનાથી ભિન્ન શ્રોતા નથી, આનાથી ભિન્ન મંતા નથી, [ ને ] આનાથી ભિન્ન વિજ્ઞાતા નથી હે ગાર્ગિ! પ્રસિદ્ધ આ અક્ષરમાં આકાશ ઓત તથા પ્રોત [ છે. ] " ઇતિ ૧૧

પછી ગાર્ગીની જે પ્રવૃત્તિ થઈ તે કહે છે—

सा होवाच ब्राह्मणा भगवन्तस्तदेव बहु मन्येध्वं यदस्मान्नमस्कारेण मुच्येध्वं न वै जातु युष्माकमिमं कश्चिद्ब्रह्मोद्यं जेतेति ततो ह वाचक्नव्युपरराम ॥ १२ ॥ इति तृतीयाध्यायस्याष्टममक्षरब्राह्मणम् ॥ ८ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે [ ગાર્ગી ] બોલી–" હે ઐશ્વર્યવાળા બ્રાહ્મણો! [ મારું વચન સાંભળો - ] જે આ[ યાજ્ઞવલ્ક્ય ]ની નમસ્કારવડે [ અનુમતિ મેળવીને તમે ] મોકળા થાઓ તેજ ઘણું માનો [ આમનો પરાજય તો મનવડે પણ ચિંતવી શકાય એમ નથી જો મારા બે પ્રશ્નનું આ ઉત્તર આપશે તો ] તમારા [ મધ્યે ] કોઈ પણ આ[ યાજ્ઞવલ્ક્ય ]ને કદીપણ બ્રહ્મવાદમાં જિતનારો નહિ [ થાય ] એમ [ મેં પૂર્વે કહ્યું હતું તેને સત્ય માનો' એવી રીતે બ્રાહ્મણોને હિતોપદેશ આપીને ] પછી પ્રસિદ્ધ વચક્નુની પુત્રી ( ગાર્ગી ) [ પ્રશ્ન પૂછવાથી ] ઉપરામ થતી હવી ૧૨ એ પ્રમાણે ત્રીજા અધ્યાયના અક્ષરનામના આઠમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૩ ૮

એવી રીતે આત્માના સર્વાંતરપણાના નિરૂપણદ્વારા અર્થથી તેના સાક્ષીપણાનો નિર્ણય ત્રણ બ્રાહ્મણદ્વારા કર્યો. હવે અંતર્યામિબ્રાહ્મણમાં "જે પૃથ્વીમાં સ્થિત છતાં" ઈત્યાદિ શ્રુતિવડે સર્વ નિયમ્યની અપેક્ષાએ કારણરૂપનું જે નિયંતાપણું કહ્યું તેને અહિં પૂર્વોક્તરીતે પ્રાણ તથા સમાનશબ્દોવડે અનુવાદ કરીને તેનોજ આશ્રય કરીને નિયમ્ય દેવતાવિશેષના વિસ્તારના તથા સંકોચના કથનદ્વારા સાક્ષીપણાદિના રૂપના આત્માના સંબંધીપણાવડે સાક્ષાત્ નિર્ણય કરવામાટે શાકલ્યબ્રાહ્મણનો આરંભ થાય છેઃ—

अथ हैनं विदग्धः शाकल्यः पप्रच्छ कति देवा याज्ञवल्क्येति स हैतयैव निविदा प्रतिपेदे यावन्तो वैश्वदेवस्य निविद्युच्यन्ते त्रयश्च त्री च शता त्रयश्च त्री च सहस्रेत्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येति त्रयस्त्रिꣳशदित्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येति षडित्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येति त्रय इत्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येति द्वावित्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येत्यध्यर्ध इत्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येत्येक इत्योमिति होवाच कतमे ते त्रयश्च त्री च शता त्रयश्च त्री च सहस्रेति ॥ १ ॥

**શબ્દાર્થઃ**—પછી પ્રસિદ્ધ આ[ યાજ્ઞવલ્કય ]ને શકલનો પુત્ર વિદગ્ધ પૂછતો હવોઃ—"હે યાજ્ઞવલ્કય ! દેવો કેટલા [ છે ?" ] એમ [ પૂછે સતે ] પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્કય ] જેટલા [ દેવો ] વૈશ્વદેવ[ સ્તોત્ર ]ની નિવિત્‌માં ( વૈશ્વદેવસ્તોત્રમાં દેવતાની સંખ્યાનાં વાચક મંત્રનાં પદો બોલાય છે તેમાં ) કહેવાય છે ( શ્રવણ થાય છે ) [ તેટલા દેવોને ] આ ( કહેવામાં આવતી ) નિવિત્‌વડેજ જાણતા હવા [ તે નિવિત્‌નામનાં મંત્રનાં પદો દેખાડે છેઃ- ] ત્રણ સો ને ત્રણ તથા ત્રણ સહસ્ર ને ત્રણ [ આટલા દેવો છે." ૩૩૦૬ આ મધ્યમસંખ્યા જાણવી, ઉત્તમ સંખ્યા તો અનંત છે ] એમ [ કહે સતે તે ઉત્તરનો અંગીકાર કરવા ] "ૐ ( સત્ય )" એમ પ્રસિદ્ધ [ શાકલ્ય ] બોલ્યો. [ પુનઃ તે દેવોનાજ સંકોચરૂપ વિષયવાળી સંખ્યા પૂછે છે- ] "હે યાજ્ઞવલ્કય ! કેટલા દેવો [ છે ?" ] એમ [ પૂછે સતે ] "તેત્રીશ" એમ [ કહ્યું. તેને સ્વીકારવા ] "ૐ" એમ પ્રસિદ્ધ [ શાકલ્ય ] બોલ્યો. "હે યાજ્ઞવલ્કય ! દેવો કેટલા [ છે ?" ] એમ [ પૂછે સતે ] "છ" એમ [ ઉત્તર આપ્યું. તેનો સ્વીકાર કરવા ] "ૐ" એમ પ્રસિદ્ધ [ શાકલ્ય ] બોલ્યો. "હે યાજ્ઞવલ્કય ! દેવો કેટલા [ છે ?" ] એમ [ પૂછે સતે ] "ત્રણ" એમ [ ઉત્તર આપ્યું. તેનો સ્વીકાર કરવા ] "ૐ" એમ પ્રસિદ્ધ [ શાકલ્ય ] બોલ્યો. "હે યાજ્ઞવલ્કય ! દેવો કેટલા [ છે ?" ] એમ [ પૂછે સતે ] "બે" એમ [ ઉત્તર આપ્યું. તેનો અંગીકાર કરવા ] "ૐ" એમ પ્રસિદ્ધ [ શાકલ્ય ] બોલ્યો. "હે યાજ્ઞવલ્કય ! કેટલા દેવો [ છે ?" ] એમ [ પૂછે સતે ] "દોઢ" એમ [ ઉત્તર આપ્યું. તેનો અંગીકાર કરવા ] "ૐ" એમ પ્રસિદ્ધ [ શાકલ્ય ] બોલ્યો. "હે યાજ્ઞવલ્કય ! કેટલા દેવો [ છે ?" ] એમ [ પૂછે સતે ] "એક" એમ [ ઉત્તર આપ્યું. તેનો સ્વીકાર કરવા ] "ૐ" એમ પ્રસિદ્ધ [ શાકલ્ય બોલ્યો [ પછી ] "તે ત્રણ સો ને ત્રણ તથા ત્રણ સહસ્ર ને ત્રણ [ દેવો ] કયા ?" એમ [ પૂછ્યું ] ૧

स होवाच महिमान एवैषामेते त्रयस्त्रिꣳशत्त्वेव देवा इति कतमे ते त्रयस्त्रिꣳशदित्यष्टौ वसव एकादश रुद्रा द्वादशाऽऽदित्यास्त एकत्रिꣳशदिन्द्रश्चैव प्रजापतिश्च त्रयस्त्रिꣳशाविति ॥२॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્કય ] બોલ્યાઃ-" આ[ તેત્રીશ દેવો ]ની આ [ ત્રણ

સો ને ત્રણ ઇત્યાદિ ] વિભૂતિઓજ [ છે' વસ્તુતાએ ] તો તેત્રીશજ દેવો [ છે" ] એમ [ કહે સતે ] " તે તેત્રીશ [ દેવો ] કયા ?" એમ [ શાકલ્યે પૂછ્યું ] " આઠ વસુઓ, અગિયાર રુદ્રો, બાર આદિત્યો તે એકત્રીશ, અને ઇંદ્ર તથા પ્રજાપતિ [ મળી ] તેત્રીશ [ છે" ] એમ [ શ્રીયાજ્ઞવલ્ક્યે કહ્યું ] ૨

कतमे वसव इत्यग्निश्च पृथिवी च वायुश्चान्तरिक्षं चाऽऽदित्यश्च द्यौश्च चन्द्रमाश्च नक्षत्राणि चैते वसव एतेषु हीद२ं सर्व२ं हितमिति तस्माद्वसव इति ॥ ३ ॥

શબ્દાર્થઃ—" વસુઓ કયા ?" એમ [ પૂછે સતે ] " અગ્નિ તથા પૃથિવી અને વાયુ તથા અંતરિક્ષ ને આદિત્ય તથા સ્વર્ગ અને ચંદ્રમા તથા નક્ષત્રો આ વસુઓ [ છે. ] જેથી આ[ અગ્નિ આદિ ]માં આ સર્વે [ જગત્ પ્રાણીઓનાં શરીરો તથા કરણો, ને કર્મફલો- ] સ્થિત [ છે,-વસે છે ] તેથી વસુઓ [ છે " ] એમ [ ઉત્તર આપ્યું. ] ૩

कतमे रुद्रा इति दशेमे पुरुषे प्राणा आत्मैकादशस्ते यदाऽस्माच्छरीरान्मर्त्यादुत्क्रामन्त्यथ रोदयन्ति तद्यद्रोदयन्ति तस्माद्रुद्रा इति ॥ ४ ॥

શબ્દાર્થઃ—' રુદ્રો કયા ?" એમ [ પૂછે સતે ] " શરીરમાં [ પાંચ કર્મેંદ્રિયો ને પાંચ જ્ઞાનેંદ્રિયો ] આ દશ પ્રાણો [ છે, ને ] મન[ સહિત ] અગિયાર [ પ્રાણો છે. ] જ્યારે આ મરણ પામતા શરીરમાંથી તે [ પ્રાણો ] નીકળે છે ત્યારે [ સંબંધિજનોને ] રોવરાવે છે. ત્યારે ( નીકળવાના સમયમાં ) જેથી [ સંબંધીઓને ] રોવરાવે છે તેથી [ તેઓ ] રુદ્રો [ કહેવાય છે ] " ઇતિ ૪

कतम आदित्या इति द्वादश वै मासाः संवत्सरस्यैत आदित्या एते हीद२ं सर्वमाददाना यन्ति ते यदिद२ं सर्वमाददाना यन्ति तस्मादादित्या इति ॥ ५ ॥

શબ્દાર્થઃ—" આદિત્યો કયા ?" એમ [ પૂછે સતે ] " સંવત્સરના [ અવયવોરૂપ ] પ્રસિદ્ધ બાર માસો [ પોતાના અભિમાની દેવોસહિત ] આ આદિત્યો [ છે, ] કેમકે આ [ આદિત્યો-માસાભિમાની દેવો-પુન: પુન: પરિવર્તમાન થયા છતા ] આ સર્વને ( પ્રાણીઓનાં આયુષાદિને ) ગ્રહણ કરતા [ છતા ] ગમન કરે છે. જેથી તેઓ આ સર્વને ગ્રહણ કરતા [ છતા ] જાય છે તેથી [ તેઓ ] આદિત્યો [ કહેવાય છે " ] ઇતિ ૫

कतम इन्द्रः कतमः प्रजापतिरिति स्तनयित्नुरेवेन्द्रो यज्ञः प्रजापतिरिति कतमः स्तनयित्नुरित्यशनिरिति कतमो यज्ञ इति पशव इति ॥ ६ ॥

શબ્દાર્થઃ—" ઇંદ્ર કયા ? [ તથા ] પ્રજાપતિ કયા ?" એમ [ પૂછે સતે ] " મેઘના નાદના અભિમાની' દેવ ]જ ઇંદ્ર [ છે, ને ] યજ્ઞ પ્રજાપતિ [ છે "] એમ [ ઉત્તર આપ્યું. [" મેઘના નાદના અભિમાની [દેવ] કયા?" એમ [પૂછે સતે અથ મેઘના નાદના અભિમાની ઇંદ્રમાં રહેલું હોવાથી ] " વજ્ર " એમ [ ઉત્તર આપ્યું ] " યજ્ઞ કયો ? " એમ [ પૂછે સતે પશુ યજ્ઞનું સાધન છે તેથી ] " પશુઓ " એમ [ ઉત્તર આપ્યું ] ૬

कतमे षडित्यग्निश्च पृथिवी च वायुश्चान्तरिक्षं चाऽऽदित्यश्च द्यौश्चैते षडेते हीद२ं सर्व२ं षडिति ॥ ७ ॥

શબ્દાર્થઃ—" છ [ દેવો ] કયા ? " એમ [ પૂછે સતે ] " અગ્નિ તથા પૃથિવી અને વાયુ તથા અંતરિક્ષ અને આદિત્ય તથા સ્વર્ગ આ છ [ દેવો છે. ] જેથી [ તેત્રીશ આદિક કહેલો] આ સર્વ [ દેવસમૂહ ] આ [ અગ્નિ આદિક ] છ [ છે તેથી તેઓ અંતર્ભૂત થયા છતાં છજ દેવો છે " ] એમ [ કહ્યું. ] ૭

कतमे ते त्रयो देवा इतीम एव त्रयो लोका एषु हीमे सर्वे देवा इति कतमौ तौ द्वौ देवावित्यन्नं चैव प्राणश्चेति कतमोऽध्यर्ध इति योऽयं पवत इति ॥ ८ ॥

શબ્દાર્થઃ—" તે ત્રણ દેવો કયા ? " એમ [ પૂછે સતે ] આ ત્રણ ( પૃથિવી, અંતરિક્ષ ને સ્વર્ગ ) લોકોજ [ ત્રણ દેવો છે, ] કેમકે આ[ ત્રણ દેવો ]માં [ અગ્નિ, વાયુ ને આદિત્ય ] આ સર્વે દેવો[ અંતર્ભાવ પામે છે,"-પૃથ્વીમાં અગ્નિ, અંતરિક્ષમાં વાયુ, ને સ્વર્ગમાં આદિત્ય એમ ત્રણ દેવોમાં અન્ય ત્રણ દેવો અંતર્ભાવ પામે છે ] એમ [ કહ્યું. ] " તે બે દેવો કયા ? " એમ [ પૂછે સતે ] " અન્ન તથા પ્રાણજ " એમ [ કહ્યું. આમાં ત્રણ દેવોનો અંતર્ભાવ જાણવો. ] " દોઢ [ દેવ ] કયો ? " એમ [ પૂછે સતે ] " જે આ [ બાહ્ય વાયુ ] વાય છે [ તે દોઢ દેવ છે " ] એમ [ કહ્યું. આમાં પૂર્વોક્ત બે દેવોનો અંતર્ભાવ જાણવો ] ૮

तदाहुर्यदयमेक इवैव पवतेऽथ कथमध्यर्ध इति यदस्मिन्निदꣳ सर्वम-ध्यार्ध्नोत्तेनाध्यर्ध इति कतम एको देव इति प्राण इति स ब्रह्म त्यदित्याचक्षते ॥ ९ ॥

શબ્દાર્થઃ—તેમાં [ વાદીઓ ] શંકા કરે છે.-" જેથી આ [ વાયુ ] એકજ વાય છે તો [ તે ] કેવી રીતે અધ્યર્ધ ( દોઢ ) [ છે ? " ] એમ [ પૂછે સતે ] " જેથી આ [ વાયુ હોવાથી] આ સર્વ [ સ્થાવરજંગમ ] અધિકવૃદ્ધિ પામે છે તેથી [ વાયુ ] અધ્યર્ધ ( દોઢ ) [ દેવ કહેવાય છે " ] એમ [ ઉત્તર આપ્યું. ] " એક દેવ કયો ? " એમ [ પૂછે સતે ] " પ્રાણ " એમ [ કહ્યું ] " તે [ પ્રાણ સર્વ દેવરૂપ હોવાથી સૂત્રાત્મરૂપ ] બ્રહ્મ [ છે. તેને ] ત્યત્ એમ [ પરોક્ષવાચક શબ્દવડે પ્રાણવેત્તાઓ ] કહે છે. ૯

એવી રીતે સંકોચ અને વિસ્તારવડે પ્રાણનું સ્વરૂપ કહ્યું. હવે તેના આઠ ભેદો ધ્યાનના સુલભપણામાટે કહે છેઃ—

पृथिव्येव यस्याऽऽयतनमग्निर्लोको मनोज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्वस्याऽऽत्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्याऽऽत्मनः परायणं यमात्थ य एवायꣳ शारीरः पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेत्यमृतमिति होवाच ॥ १० ॥

શબ્દાર્થઃ—" પૃથ્વીજ જે[ દેવ ]નું શરીર [ છે, ] અગ્નિ [ જેનું ] જોવાનું સાધન [ છે, ને ] મન [ જેનું ] જ્ઞાન ( સંકલ્પવિકલ્પરૂપપ્રતિ હેતુ ) [ છે. વળી તે પૃથ્વીના અંશનો અભિમાની પુરુષ ] સર્વ શરીરનો ( બીજસ્થાનીય પિતાથી ઉપજેલાં અસ્થિ, મજ્જા ને વીર્યરૂપ કારણનો ) પરમ આશ્રય [ છે ] તે પુરુષને જે જાણે તેજ હે યાજ્ઞવલ્કય ! વિદ્વાન થાય " [ તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્કય કહે છે.— ] " જે[ પુરુષ ]ને [ તમે ] સર્વ શરીરનો પરમ આશ્રય કહો છો તે પુરુષને હું જાણું છુંજ " .એમ [ કહે સતે " જાણતા હો તો કહો આ

કયા વિશેષણવાળો છે ? એમ શાકલ્યે પૂછ્યું. તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્ક્ય કહે છેઃ- ] " જે આ પ્રસિદ્ધ શારીર ( પાર્થિવ અંશ-માતાથી ઉપજેલા ત્વચા, માંસ ને રુધિરભૂત ત્રણ કોશરૂપ ) પુરુષ [ છે ] તે આ [ તમે પૂછ્યો છે. જો આમાં પૂછવાયોગ્ય અન્ય વિશેષણ જાણતા હો તો ] હે શાકલ્ય ! અવશ્ય પૂછો." [ એમ કહેવાથી શાકલ્ય પૂછે છેઃ-] "તેનો ( માતાના શરીરથી ઉપજેલા ત્રણ કોશરૂપ શરીરનો ) દેવ ( ઉત્પત્તિકારણ ) કોણ [ છે ? " ] એમ [ પૂછે સતે તેના ઉત્તરમાં ] પ્રસિદ્ધ [ તે યાજ્ઞવલ્ક્ય ] " અમૃત " ( રુધિરાદિના કારણરૂપ માતાએ ખાધેલા અન્નનો રસ ) એમ બોલ્યા. ૧૦

काम एव यस्याऽऽयतनꣳ हृदयं लोको मनो ज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्वस्याऽऽत्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्याऽऽत्मनः परायणं यमात्थ य एवायं काममयः पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति स्त्रिय इति होवाच ॥ ११ ॥

શબ્દાર્થઃ—" કામજ ( સ્ત્રીના સમાગમની અભિલાષાજ ) જે[ દેવ ]નું શરીર [ છે,] બુદ્ધિ [ જેનું ] જોવાનું સાધન [ છે, ને ] મન [ જેનું ] જ્ઞાન ( સંકલ્પવિકલ્પનું સાધન ) [ છે,] સર્વ શરીરના પરમાશ્રયરૂપ તે પુરુષને જે જાણે તેજ હે યાજ્ઞવલ્ક્ય ! પંડિત થાય " [ એમ કહે સતે તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્ક્ય કહે છેઃ- ] " જે[ પુરુષ ]ને [ તમે ] સર્વ શરીરનો પરમાશ્રય કહો છો તે પુરુષને હું જાણું છુંજ. " એમ કહે સતે " જાણતા હો તો કહો, આ કયા વિશેષણવાળો છે ? " એમ શાકલ્યે પૂછ્યું. તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્ક્ય કહે છેઃ-] " જે આ પ્રસિદ્ધ કામમય ( કામરૂપ શરીરવાળો ) પુરુષ [ છે ] તે આ [ તમે પૂછ્યો છે. જો આમાં પૂછવાયોગ્ય અન્ય વિશેષણ જાણતા હો તો ] હે શાકલ્ય ! અવશ્ય પૂછો. " [ એમ કહેવાથી શાકલ્ય પૂછે છેઃ-] " તે[ આધ્યાત્મિક કામમય પુરુષ ]નું ઉત્પત્તિકારણ શું [ છે ? "] એમ [ પૂછે સતે તેના ઉત્તરમાં ] પ્રસિદ્ધ [ તે યાજ્ઞવલ્ક્ય ] " સ્ત્રીઓ " એમ બોલ્યા. ૧૧

रूपाण्येव यस्याऽऽयतनं चक्षुर्लोको मनो ज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्वस्याऽऽत्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्याऽऽत्मनः परायणं यमात्थ य एवासावादित्ये पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति सत्यमिति होवाच ॥ १२ ॥

શબ્દાર્થઃ—" [ શુક્લકૃષ્ણાદિ ] રૂપોજ જેનું શરીર [ છે, ] નેત્ર [ જેનું ] જોવાનું સાધન [ છે, ને ] મન [ જેનું ] જ્ઞાન ( સંકલ્પવિકલ્પનું સાધન ) [ છે,] સર્વ શરીરના પરમાશ્રયરૂપ તે પુરુષને જે જાણે તેજ હે યાજ્ઞવલ્ક્ય ! પંડિત થાય." [ એમ કહેવાથી શ્રીયાજ્ઞવલ્ક્ય તેના ઉત્તરમાં કહે છેઃ-] " જે[ પુરુષ ]ને [ તમે ] સર્વ શરીરનો પરમાશ્રય કહો છો તે પુરુષને હું જાણું છુંજ. " [ એમ કહે સતે " જાણતા હો તો કહો આ કયા વિશેષણવાળો છે ? " એમ શાકલ્યે પૂછ્યું, તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્ક્ય કહે છેઃ- ] " જે આ પ્રસિદ્ધ આદિત્યમાં પુરુષ [ છે ] તે આ [ પુરુષ તમે પૂછ્યો છે. જો આમાં પૂછવાયોગ્ય અન્ય વિશેષણ જાણતા હો તો ] હે શાકલ્ય ! અવશ્ય પૂછો. " [ એમ કહેવાથી

શાકલ્ય પૂછે છે:- ] " તે [ આદિત્યમાં રહેલા પુરુષ ]નું ઉત્પત્તિકારણ શું [ છે ? "] એમ [ પૂછે સતે તેના ઉત્તરમાં ] પ્રસિદ્ધ [ તે યાજ્ઞવલ્કય અભિમાનીનો નેત્રની સાથે સબંધ થવાથી આદિત્યની પ્રતીતિ થાય છે તેથી ] " સત્ય " (ચક્ષુ) એમ કહેતા હવા. ૧૨

आकाश एव यस्याऽऽयतनꣳ श्रोत्रं लोको मनो ज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्वस्याऽऽत्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्याऽऽत्मनः परायणं यमात्थ य एवायꣳ श्रौत्रः प्रातिश्रुत्कः पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति दिश इति होवाच ॥ १३ ॥

શબ્દાર્થ:—" આકાશજ જેનુ શરીર [ છે, ] શ્રોત્ર [ જેનું ] સાંભળવાનું સાધન [ છે, ને ] મન [ જેનું ] જ્ઞાન ( સંકલ્પવિકલ્પનું સાધન ) [ છે, ] સર્વ શરીરના પરમાશ્રયરૂપ તે પુરુષને જે જાણે તેજ હે યાજ્ઞવલ્કય! પંડિત થાય. " [ એમ કહેવાથી શ્રીયાજ્ઞવલ્કય તેના ઉત્તરમાં કહે છે:- ] "જે[ પુરુષ ]ને [ તમે ] સર્વ શરીરનો પરમાશ્રય કહો છો તે પુરુષને હું જાણું છુંજ. " [ એમ કહે સતે " જો જાણતા હો તો કહો આ કયા વિશેષણવાળો છે ? " એમ શાકલ્યે, પૂછ્યું,) તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્કય કહે છે:- ] " જે આ પ્રસિદ્ધ પ્રતિશ્રવણવેલામાં વિશેષે ઉપજાવનારો શ્રોત્રગત પુરુષ છે [ છે ] તે આ [ પુરુષ તમે પૂછયો છે. જો આમાં પૂછવાયોગ્ય અન્ય વિશેષણ જાણતા હો તો ] હે શાકલ્ય! અવશ્ય પૂછો. " [ એમ કહેવાથી શાકલ્ય પૂછે છે.- ] " તે[ શ્રોત્રગત પુરુષ ]નું ઉત્પત્તિ કારણ શું [ છે ? " ] એમ [ પૂછે સતે તેના ઉત્તરમાં ] પ્રસિદ્ધ [ તે યાજ્ઞવલ્કય] " દિશાઓ" એમ કહેતા હવા. ૧૩

तम एव यस्याऽऽयतनꣳ हृदयं लोको मनो ज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्वस्याऽऽत्मनः परायणꣳस वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्याऽऽत्मनः परायणं यमात्थ एवायं छायामयः पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति मृत्युरिति होवाच ॥ १४ ॥

શબ્દાર્થ:—" અંધકારજ જેનું શરીર [ છે, ] બુદ્ધિ [ જેનું ] જાણવાનું સાધન [ છે, ને ] મન [ જેનું ] જ્ઞાન ( સંકલ્પવિકલ્પનું સાધન ) [ છે, ] સર્વ શરીરના પરમાશ્રયરૂપ તે પુરુષને જે જાણે તેજ હે યાજ્ઞવલ્કય! પંડિત થાય " [ એમ કહેવાથી શ્રીયાજ્ઞવલ્કય કહે છે:— ] " જે[ પુરુષ ]ને [ તમે ] સર્વ શરીરના પરમાશ્રય કહો છો તે પુરુષને હું જાણું છુંજ. " [ એમ કહે સતે " જો જાણતા હો તો કહો આ કયા વિશેષણવાળો છે ?" એમ શાકલ્યે પૂછ્યું, તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્કય કહે છે:—] " જે આ પ્રસિદ્ધ અજ્ઞાનમય પુરુષ [ છે ] તે આ [ પુરુષ તમે પૂછયો છે. જો આમાં પૂછવાયોગ્ય અન્ય વિશેષણ જાણતા તો ] હે શાકલ્ય ! અવશ્ય પૂછો ". [ એમ કહેવાથી શાકલ્ય પૂછે છે:- ] " તે[ અજ્ઞાનમય પુરુષ ]નું ઉત્પત્તિકારણ શું [ છે ?" ] એમ [ પૂછે સતે તેના ઉત્તરમાં ] પ્રસિદ્ધ [ તે યાજ્ઞવલ્કય ] " મૃત્યુ " એમ બોલ્યા. ૧૪

रूपाण्येव यस्याऽऽयतनं चक्षुर्लोको मनो ज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्वस्याऽऽत्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्याऽऽत्मनः परायणं यमात्थ य एवायमादर्शे पुरुष स एष वदैव शाकल्य तस्य का देवतेत्यसुरिति होवाच ॥ १५ ॥

શબ્દાર્થઃ—" [ પ્રકાશક ] રૂપોજ જેનું શરીર [ છે, ] નેત્ર [ જેનું ] જોવાનું સાધન [ છે, ને ] મન [ જેનું ] જ્ઞાન ( સંકલ્પવિકલ્પનું સાધન ) [ છે, ] સર્વ શરીરના પરમાશ્રયરૂપ તે પુરુષને જે જાણે તેજ હે યાજ્ઞવલ્ક્ય ! પંડિત થાય. " [ એમ કહેવાથી શ્રીયાજ્ઞવલ્ક્ય તેના ઉત્તરમાં કહે છે.- ] " જે [ પુરુષ ] ને [ તમે ] સર્વ શરીરનો પરમાશ્રય કહો છો તે પુરુષને હું જાણું છુંજ " [ એમ કહે સતે " જો જાણતા હો તો કહો આ કયા વિશેષણવાળો છે ? એમ શાકલ્યે પૂછ્યું, તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્ક્ય કહે છેઃ- ] જે આ પ્રસિદ્ધ દર્પણમાં પુરુષ [ છે ] તે આ [ પુરુષ તમે પૂછ્યો છે. જો આમાં પૂછવાયોગ્ય અન્ય વિશેષણ જાણતા હો તો ] હે શાકલ્ય ! અવશ્ય પૂછો. " [ એમ કહેવાથી શાકલ્ય પૂછે છેઃ- ] " તે [ દર્પણમાંના પુરુષ ]નું ઉત્પત્તિકારણ શું [ છે ? " ] એમ [ પૂછે સતે તેના ઉત્તરમાં ] પ્રસિદ્ધ [ તે યાજ્ઞવલ્ક્ય પ્રાણરૂપ શરીરબલવડે ઘસવાથી દર્પણાદિકમાં પ્રતિબિંબનો ઉદય થઈ શકે છે તેથી ] " પ્રાણ " ( બલ ) એમ કહેતા હવા. ૧૫

आप एव यस्याऽऽयतनꣳ हृदयं लोको मनो ज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्वस्याऽऽत्मनः परायणꣳस वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्याऽऽत्मना परायणं यमात्थ य एवायमप्सु पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति वरुण इति होवाच ॥ १६ ॥

શબ્દાર્થઃ—" [ નદી આદિમાંનાં ] જલોજ જેનું શરીર [ છે, ] બુદ્ધિ [ જેનું ] જોવાનું સાધન [ છે, ને ] મન [ જેનું ] જ્ઞાન ( સંકલ્પવિકલ્પનું સાધન ) [ છે, ] સર્વ શરીરના પરમાશ્રયરૂપ તે પુરુષને જે જાણે તેજ હે યાજ્ઞવલ્ક્ય ! પંડિત થાય." [ એમ કહેવાથી શ્રીયાજ્ઞવલ્ક્ય તેના ઉત્તરમાં કહે છેઃ- ] ' જે [ પુરુષ ]ને [ તમે ] સર્વ શરીરનો પરમાશ્રય કહો છો તે પુરુષને હું જાણું છુંજ " [ એમ કહે સતે " જો જાણતા હો તો કહો આ કયા વિશેષણવાળો છે ? " એમ શાકલ્યે પૂછ્યું. તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્ક્ય કહે છેઃ- ] " જે આ પ્રસિદ્ધ જલોમાં પુરુષ [ છે ] તે આ [ પુરુષ તમે પૂછ્યો છે જો આમાં પૂછવાયોગ્ય અન્ય વિશેષણ જાણતા હો તો ] હે શાકલ્ય ! અવશ્ય પૂછો " [ એમ કહેવાથી શાકલ્ય પૂછે છેઃ- ] " તે [ જલોમાંના પુરુષ ]નું ઉત્પત્તિકારણ શું [ છે ? " ] એમ [ પૂછે સતે તેના ઉત્તરમાં ] પ્રસિદ્ધ [ તે યાજ્ઞવલ્ક્ય ] " વરુણ " ( વૃષ્ટિદ્વારા ભૂમિપર પડતું જલ ) એમ કહેતા હવા. ૧૬

रेत एव यस्याऽऽयतनꣳ हृदयं लोको मनो ज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्वस्याऽऽत्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्याऽऽत्मनः परायणं यमात्थ य एवायं पुत्रमयः पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति प्रजापतिरिति होवाच ॥ १७ ॥

શબ્દાર્થઃ—" વીર્યજ જેનું શરીર [ છે, ] બુદ્ધિ [ જેનું ] જોવાનું સાધન [ છે, ને ] મન

[ જેઠું ] જ્ઞાન ( સંકલ્પવિકલ્પનું સાધન ) [ છે, ] સર્વશરીરના પરમાશ્રયરૂપ તે પુરુષને જે જાણે તેજ હે યાજ્ઞવલ્કય ! પંડિત થાય. " [ એમ કહે સતે યાજ્ઞવલ્કય તેના ઉત્તરમાં કહે છે.- " જે[ પુરુષ ]ને [ તમે ] સર્વ શરીરનો પરમાશ્રય કહો છો તે પુરુષને હું જાણું છુજ." [ એમ કહે સતે " જો જાણતા હો તો કહો આ કયા વિશેષણવાળો છે ? " એમ શાકલ્યે પૂછ્યું. તેના ઉત્તરમાં શ્રીયાજ્ઞવલ્કય કહે છે.- ] " જે આ પ્રસિદ્ધ પુત્રમય ( પિતાથી ઉપજેલ અસ્થિ, મજ્જા ને વીર્યરૂપ) પુરુષ [ છે ] તે આ [ પુરુષ તમે પૂછ્યો છે. જો આમાં પૂછવાયોગ્ય અન્ય વિશેષણ જાણતા હો તો ] હે શાકલ્ય ! અવશ્ય પૂછો. " [ એમ કહેવાથી શાકલ્ય પૂછે છે:-] " તે[ પુત્રમય પુરુષ ]નું ઉત્પત્તિકારણ શું [ છે ? " ] એમ [ પૂછે સતે તેના ઉત્તરમાં ] પ્રસિદ્ધ [ તે યાજ્ઞવલ્કય અસ્થિ આદિના ઉત્પાદક પિતા હોવાથી ] " પિતા " એમ કહેતા હવા. ૧૭.

એવી રીતે આઠ પ્રકારે વિભાગ પામેલા સૂત્રાત્મા લોક, ( સામાન્ય અવચ્છેદ ) પુરુષ ( વિશેષ અવચ્છેદ ) ને દેવ ( તેનું કારણ ) એ ત્રણરૂપે વિભક્ત છે એમ કહ્યું, તેનુંજ પુનઃ પાંચ દિશાના વિભાગવડે પંચ પ્રકારે ધ્યાન કહેવાયોગ્ય છે, તેમાટે શ્રુતિ પ્રવૃત્ત થાય છે, તેમાં શ્રીયાજ્ઞવલ્કય અતિપ્રશ્નથી થનારા અનર્થને જોતાં છતા કરુણાવડે શાકલ્ય પ્રતિ કહે છે:—

शाकल्येति होवाच याज्ञवल्क्यस्त्वाꣳ स्विदिमे ब्राह्मणा अङ्गारावक्षयणमक्रता ३ इति ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ યાજ્ઞવલ્કય " હે શાકલ્ય ! " એમ [ સંબોધન કરીને ] બોલ્યાઃ— " આ બ્રાહ્મણો નિશ્ચય તમને અંગારો પકડવાનું સાધન ( સાણસી આદિ ) કરે છે, [ પણ તમે અંગારારૂપ મારા વડે થનારા તમારા દાહને જોતા નથી " પ્લુતિ વિચારમાટે છે ] ઇતિ. ૧૮

પૂર્વોક્ત હિતોપદેશનો વિપરીત અર્થ ગ્રહણ કરી શાકલ્ય પ્રશ્ન કરે છે, ને મુનિ તેનું ઉત્તર આપે છે:—

याज्ञवल्क्येति होवाच शाकल्यो यदिदं कुरुपञ्चालानां ब्राह्मणानत्यवादीः किं ब्रह्म विद्वानिति दिशो वेद सदेवाः सप्रतिष्ठा इति यद्दिशो वेत्थ सदेवाः स प्रतिष्ठाः ॥ १९ ॥ किंदेवतोऽस्यां प्राच्यां दिश्यसीत्यादित्यदेवत इति स आदित्यः कस्मिन्प्रतिष्ठित इति चक्षुषीति कस्मिन्नु चक्षुः प्रतिष्ठितमिति रूपेष्विति चक्षुषा हि रूपाणि पश्यति कस्मिन्नु रूपाणि प्रतिष्ठितानीति हृदय इति होवाच हृदयेन हि रूपाणि जानाति हृदये ह्येव रूपाणि प्रतिष्ठितानि भवन्तीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥ २० ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ શાકલ્ય " હે યાજ્ઞવલ્કય ! " એમ [ સંબોધન કરીને ] બોલ્યો:- " [ તમે ] કુરુ તથા પંચાલના બ્રાહ્મણોપ્રતિ જે આ અતિવાદ કર્યો [ કે ' પોતે ભય પામતા છતા તને અંગારો પકડવાનું સાધન કરે છે ' તે ] શું બ્રહ્મને જાણતા [ છતા તમે એવી રીતે બ્રાહ્મણોપ્રતિ આક્ષેપ કરો છો ? " ] એમ [ કહે સતે શ્રીયાજ્ઞવલ્કય કહે છે.- ] "અધિષ્ઠાતાઓ-સહિત [ તથા ] પ્રતિષ્ઠાઓસહિત દિશાઓને [ હું બ્રહ્મરૂપે ] ઉપાસું છું, [ એવી રીતે મને દિશાના સંબંધનું બ્રહ્મવિજ્ઞાન છે. " ] એમ [ કહે સતે શાકલ્ય અનુવાદ કરીને પૂછે છે-] " જો દેવોસહિત [ ને ] પ્રતિષ્ઠાઓસહિત દિશાઓને જાણો છો ૧૯ [ તો હે યાજ્ઞવલ્કય ! તમે ] આ પૂર્વદિશામાં કયા અધિષ્ઠાતાવાળા છો ? " ( કયા દેવસહિત તમે પૂર્વદિશારૂપે થયા છો ? ) એમ [ પૂછે સતે શ્રીયાજ્ઞવલ્કય કહે છે:- ] " આદિત્યરૂપ અધિષ્ઠાતાવાળો [ છું. "-આદિત્યદેવસહિત

હું પૂર્વદિશારૂપે થયો છું ] એમ [ કહે સતે શાકલ્ય પૂછે છેઃ- ] " તે આદિત્ય શામાં સ્થિત [ છે ? " ] એમ [ પૂછે સતે " પોતાના ઉત્પત્તિકારણ ] ચક્ષુમાં [ સ્થિત છે ? " ] એમ [ શ્રીયાજ્ઞવલ્ક્યે કહ્યું ] " ચક્ષુ શામાં સ્થિત [ છે ? ]" એમ [ પૂછે સતે ] " રૂપોમાં " એમ [ ઉત્તર આપ્યું, ] " કેમકે [ પુરુષ ] ચક્ષુવડે રૂપો જુએ છે. ' [ શાકલ્ય પૂછે છેઃ- ] " રૂપો શામાં સ્થિત [ છે ? ] " એમ [ પૂછે સતે ] " બુદ્ધિમાં " એમ પ્રસિદ્ધ [ યાજ્ઞવલ્કયે ] કહ્યું. " જેથી [ પુરુષ ] બુદ્ધિવડે [ વાસનાત્મક ] રૂપોને સંભારે છે તેથી બુદ્ધિમાંજ રૂપો સ્થિત છે. " એમ [ કહે સતે શાકલ્ય કહે છેઃ- ] " હે યાજ્ઞવલ્કય ! આ એમજ [ છે " ] ૨૦

किंदेवतोऽस्यां दक्षिणायां दिश्यसीति यमदेवत इति स यमः कस्मिन्प्रतिष्ठित इति यज्ञ इति कस्मिन्नु यज्ञ प्रतिष्ठित इति दक्षिणायामिति कस्मिन्नु दक्षिणा प्रतिष्ठितेति श्रद्धायामिति यदा ह्येव श्रद्धत्तेऽथ दक्षिणां ददाति श्रद्धायां ह्येव दक्षिणा प्रतिष्ठितेति कस्मिन्नु श्रद्धा प्रतिष्ठितेति हृदय इति होवाच हृदयेन हि श्रद्धां जानाति हृदये ह्येव श्रद्धा प्रतिष्ठिता भवतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥ २१ ॥

શબ્દાર્થઃ— " આ દક્ષિણદિશામાં [ તમે ] કયા દેવવાળા છો ? " એમ [ પૂછે સતે ] " યમદેવવાળો [ છું ] " એમ [ શ્રીયાજ્ઞવલ્કયે કહ્યું ] " તે યમ શામાં સ્થિત [ છે ? " ] એમ [ પૂછે સતે યજમાન યજ્ઞવડે યમસહિત દક્ષિણદિશાને જીતે છે તેથી ] " યજ્ઞમાં [ સ્થિત છે ] " એમ [ ઉત્તર આપ્યું. ] " યજ્ઞ શામાં સ્થિત [ છે ? " ] એમ [ પૂછે સતે યજમાન ઋત્વિજોપાસેથી દક્ષિણાવડે યજ્ઞ વેચાતો લે છે તેથી ] " દક્ષિણામાં [ સ્થિત છે ] " એમ [ ઉત્તર આપ્યું. ] " દક્ષિણા શામાં સ્થિત [ છે ? ] " એમ [ પૂછે સતે ] " શ્રદ્ધામાં ( આસ્તિકયબુદ્ધિમાં ) [ સ્થિત છે ] " એમ [ ઉત્તર આપ્યું ] " જેથી જ્યારે શ્રદ્ધા કરે છે ત્યારેજ દક્ષિણા આપે છે તેથી શ્રદ્ધામાંજ દક્ષિણા સ્થિત [ છે ] " એમ [ કહ્યું ] " શ્રદ્ધા શામાં સ્થિત [ છે ? ] " એમ [ પૂછે સતે ] " બુદ્ધિમાં [ સ્થિત છે ] " એમ પ્રસિદ્ધ [ યાજ્ઞવલ્કય ] કહેતા હવા " જેથી બુદ્ધિવડે શ્રદ્ધાને જાણે છે તેથી બુદ્ધિમાંજ શ્રદ્ધા સ્થિત છે. " એમ [ કહે સતે શાકલ્ય કહે છેઃ- ] " હે યાજ્ઞવલ્કય ! આ એમજ [ છે ] ' ૨૧

किंदेवतोऽस्यां प्रतीच्यां दिश्यसीति वरुणदेवत इति स वरुणः कस्मिन्प्रतिष्ठित इत्यप्स्विति कस्मिन्न्वापः प्रतिष्ठिता इति रेतसीति कस्मिन्नु रेतः प्रतिष्ठितमिति हृदय इति तस्मादपि प्रतिरूपं जातमाहुर्हृदयादिव सृप्तो हृदयादिव निर्मित इति हृदये ह्येव रेतः प्रतिष्ठितं भवतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥ २२ ॥

શબ્દાર્થઃ— ' આ પશ્ચિમદિશામાં [ તમે ] કયા દેવવાળા છો ? " એમ [ પૂછે સતે " પશ્ચિમદિશામાં હું ] વરુણદેવવાળો [ છું ] " એમ [ શ્રીયાજ્ઞવલ્કયે કહ્યું. ] " તે વરુણ શામાં સ્થિત [ છે ? ] " એમ [ પૂછે સતે ] " જલોમાં [ સ્થિત છે ] " એમ [ ઉત્તર આપ્યું. ] " જલો શામાં સ્થિત છે ? " ] એમ [ પૂછે સતે ] " વીર્યમાં [ સ્થિત છે ] " એમ [ ઉત્તર આપ્યું ] " વીર્ય શામાં સ્થિત [ છે ? ] " એમ [ પૂછે સતે વીર્ય કામવૃત્તિવડે ઉપજે છે, ને તે વૃત્તિ બુદ્ધિમાં છે તેથી ] " બુદ્ધિમાં [ સ્થિત છે ] " એમ [ ઉત્તર આપ્યું " જેથી એમ છે ] તેથીજ [ પિતાના ] જેવા રૂપવાળા [ પુત્ર ]ને જન્મેલો

[ જોઈ લૌકિક જનો ] કહે છે:- 'જાણે [ આ પુત્ર પિતાની ] બુદ્ધિમાંથી નીકળ્યો [ હોય એવો છે, ] જાણે બુદ્ધિથી રચ્યો [ હોય એવો છે. ]' ઇતિ. તેથી વીર્ય બુદ્ધિમાંજ સ્થિત [ છે. ]" એમ [ કહે સતે શાકલ્ય કહે છે:- ] "હે યાજ્ઞવલ્ક્ય! આ એમજ [ છે ]" ૨૨

किंदेवतोऽस्यामुदीच्यां दिश्यसीति सोमदेवत इति स सोमः कस्मिन्प्रतिष्ठित इति दीक्षायामिति कस्मिन्नु दीक्षा प्रतिष्ठितेति सत्य इति तस्मादपि दीक्षितमाहुः सत्यं वदेति सत्ये ह्येव दीक्षा प्रतिष्ठितेति कस्मिन्नु सत्यं प्रतिष्ठितमिति हृदय इति होवाच हृदयेन हि सत्यं जानाति हृदये ह्येव सत्यं प्रतिष्ठितं भवतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥ २३ ॥

શબ્દાર્થઃ—"આ ઉત્તરદિશામાં [ તમે ] કયા દેવવાળા છો ?" એમ [ પૂછે સતે "ઉત્તરદિશામાં હું ] સોમદેવવાળો [ છું ]" એમ [ સોમલતા તથા ચંદ્રને એક કરીને ઉત્તર આપ્યું ] "તે સોમ શામાં સ્થિત છે ? ]" એમ [ પૂછે સતે ] દીક્ષા પામેલો યજમાન સોમને વેચાતો લે છે તેથી ] "દીક્ષામાં [ સ્થિત છે ] " એમ [ ઉત્તર આપ્યું. ] "દીક્ષા શામાં સ્થિત [ છે ? ]" એમ [ પૂછે સતે ] " સત્યમાં [ સ્થિત છે ]" એમ [ કહ્યું ] "જેથી દીક્ષા સત્યમાંજ સ્થિત [ છે ]" તેથીજ [ કારણના નાશથી કાર્યનો નાશ ન થાઓ એવા અભિપ્રાયવાળા પંડિતો ] દીક્ષિતને 'સત્ય બોલ' એમ કહે છે. એમ [ કહે સતે ] "સત્ય શામાં સ્થિત [ છે ? " ] એમ [ પૂછ્યું. તેના ઉત્તરમાં] "બુદ્ધિમાં [ સ્થિત છે ]" એમ પ્રસિદ્ધ [ યાજ્ઞવલ્ક્ય ] કહેતા હવા. "જેથી બુદ્ધિવડેજ સત્યને જાણે છે તેથી બુદ્ધિમાંજ સત્ય સ્થિત છે." એમ [ કહે સતે શાકલ્ય કહે છે:- ] " હે યાજ્ઞવલ્ક્ય ! આ એમજ [ છે. ] " ૨૩

किंदेवतोऽस्यां ध्रुवायां दिश्यसीत्यग्निदेवत इति सोऽग्निः कस्मिन्प्रतिष्ठित इति वाचीति कस्मिन्नु वाक्प्रतिष्ठितेति हृदय इति कस्मिन्नु हृदयं प्रतिष्ठितमिति ॥ २४ ॥

શબ્દાર્થઃ—"આ ઊર્ધ્વદિશામાં [ તમે ] કયા દેવવાળા છો ?" એમ [ પૂછે સતે ઊર્ધ્વદિશામાં પ્રકાશની બહુલતા છે, અને પ્રકાશરૂપ અગ્નિ છે તેથી " ઊર્ધ્વદિશામાં હું ] અગ્નિદેવવાળો [ છું ]" એમ [ ઉત્તર આપ્યું. ] "તે અગ્નિ શામાં સ્થિત [ છે ? ]" એમ [ પૂછે સતે ] "વાણીમાં [ સ્થિત છે ]" એમ [ કહ્યું. ] "વાણી શામાં સ્થિત [ છે ? ]" એમ [ પૂછે સતે ] "બુદ્ધિમાં [ સ્થિત છે ]" એમ [ કહ્યું ] "બુદ્ધિ શામાં સ્થિત [ છે ? ] " એમ [ શાકલ્યે પૂછ્યું. ] ૨૪

વિવેચનઃ—એવી રીતે શ્રીયાજ્ઞવલ્ક્યે પાંચે દિશાઓ, દેવ ને પ્રતિષ્ઠાનો બુદ્ધિરૂપ સૂત્રાત્માથી અભેદ કહ્યો. એ દિશાઓમાં નામ, રૂપ ને કર્મનો પણ સમાવેશ થાય છે. એ સૂત્રાત્માથી પોતાનો અભેદ છે એમ પણ શ્રીયાજ્ઞવલ્ક્યે સૂચવ્યું ૨૪

अहल्लिकेति होवाच याज्ञवल्क्यो यत्रैतदन्यत्रास्मन्मन्यासै यद्ध्येतदन्यत्रास्मत्स्याच्छ्वानो वैनदद्युर्वयांसि वैनद्विमथ्नीरन्निति ॥ २५ ॥

શબ્દાર્થઃ—"હે અહલ્લિક ! ( પ્રેત ! )" એમ [ શાકલ્યને સંબોધન કરીને ]

પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય બોલ્યાઃ–" [ શરીરના આત્મભૂત ] આ [ બુદ્ધિ ] આ [ શરીર ]થી અન્યત્ર [ રહે છે એમ ] જો માનો [ તો શરીર મૃતજ થાય ] જો પ્રસિદ્ધ આ [ બુદ્ધિ ] આ [ શરીર ]થી અન્ય સ્થાને હોય [ તો ] શ્વાનો આ [ શરીર ]નું ભક્ષણ કરે, અથવા [ ગીધાદિ ] પક્ષીઓ આ [ શરીર ]ને ચુંથી નાંખે [ આથી શરીરમાંજ બુદ્ધિ સ્થિત છે, અને શરીર પણ નામ, રૂપ ને કર્માત્મક હોવાથી બુદ્ધિમાં સ્થિત છે ]" ઇતિ ૨૫

कस्मिन्नु त्वं चाऽऽत्मा च प्रतिष्ठितौ स्थ इति प्राण इति कस्मिन्नु प्राणः प्रतिष्ठित इत्यपान इति कस्मिन्न्वपानः प्रतिष्ठित इति व्यान इति कस्मिन्नु व्यानः प्रतिष्ठित इत्युदान इति कस्मिन्नूदानः प्रतिष्ठित इति समान इति स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यतेऽसङ्गो न हि सज्यतेऽसितो न व्यथते न रिष्यति। एतान्यष्टावायतनान्यष्टौ लोका अष्टौ देवा अष्टौ पुरुषाः स यस्तान्पुरुषान्निरुह्य प्रत्युह्यात्यक्रामत्तं त्वौपनिषदं पुरुषं पृच्छामि तं चेन्मे न विवक्ष्यसि मूर्धा ते विपतिष्यतीति। तꣳ ह न मेने शाकल्यस्तस्य ह मूर्धा विपपातापि हास्य परिमोषिणोऽस्थीन्यपजह्रुरन्यन्मन्यमानाः ॥ २६ ॥

શબ્દાર્થઃ—" તમે ( સ્થૂલશરીર ) તથા આત્મા ( બુદ્ધિ ) શામાં સ્થિત છો ? " એમ [ પૂછે સતે " ઊર્ધ્વવૃત્તિરૂપ ] પ્રાણમાં [ સ્થિત છીએ ] " એમ [ કહ્યું ] " પ્રાણ શામાં સ્થિત [ છે ? " ] એમ [ પૂછવાથી " અધોવૃત્તિરૂપ ] અપાનમાં [ સ્થિત છે] " એમ [કહ્યું ] " અપાન શામાં [ સ્થિત છે ? " ] એમ [ પૂછે સતે " મધ્યસ્થવૃત્તિરૂપ ] વ્યાનમાં [ સ્થિત છે ] એમ [કહ્યું ] " વ્યાન શામાં સ્થિત [ છે ? ]" એમ [ પૂછે સતે " ત્રણેના બંધનરૂપ ] ઉદાનમાં [ સ્થિત છે ] " એમ [કહ્યું.] " ઉદાન શામાં સ્થિત [ છે ? '] એમ પૂછે [ સતે " સૂત્રાત્મરૂપ ] સમાનમાં [ સ્થિત છે ] " એમ [ કહ્યું તે અંતર્યામીમાં, ને અંતર્યામી બ્રહ્મમાં સ્થિત છે " તે પરમાત્મરૂપ બ્રહ્મનું સ્વરૂપ શ્રુતિભગવતી કહે છે–સૂત્રાત્માની અંતર રહેલા અંતર્યામીના અધિષ્ઠાનભૂત ] તે આ [ પરમાત્મા મૂર્તામૂર્તબ્રાહ્મણમાં ] નેતિ નેતિ [ એવી રીતે સર્વ ઉપાધિના નિષેધવડે કથન કરેલો જે પ્રત્યગાત્મા છે તે છે તે ] આત્મા [ સર્વકર્યોના ધર્મથી પર હોવાથી સર્વ કરણોનો ] અવિષય [ છે ] તેથી [ કરણોવડે ] ગ્રહણ કરી શકાતો નથી અપક્ષયધર્મથી રહિત [ છે ] તેથી અપક્ષય પામતો નથી, સંગીપણાના ધર્મથી રહિત [ છે ] તેથી [ કોઈની સાથે ] સંબંધ પામતો નથી, અબદ્ધ ( બાહ્યાભ્યંતરથી રહિત ) [ છે, તથા ] વ્યથા પામતો નથી [ તેથી ] વિનાશ પામતો નથી [ હવે શ્રીયાજ્ઞવલ્ક્ય શાકલ્યને પૂછે છે—] " આ [ પૃથિવી આદિ ] આઠ શરીરો, [ અગ્નિ આદિ ] આઠ જોવાનાં સાધનો, [ અન્નરસાદિ ] આઠ ઉત્પત્તિકારણો [ ને શારીર આદિ ] આઠ પુરુષો [ છે ] તે જે [ કોઈ ] તે [ શારીર આદિક આઠ ] પુરુષોને [ કહેલા ચાર ભેદોવડે ] નિશ્ચયપૂર્વક જાણીને [ પુનઃ પૂર્વદિશાદિદ્વારા બુદ્ધિમાં ] સંકોચ કરીને [ પછી ઉપાધિના ધર્મનું ] ઉલ્લંઘન કરે, ( આત્મરૂપે સારી રીતે સ્થિત થાય, ) તે [ બ્રહ્મરૂપ ] ઉપનિષદોમાં જાણવાયોગ્ય [ ક્ષુધાદિ ધર્મરહિત ] પુરુષને [ હે શાકલ્ય ! હું ] તમારા પ્રતિ પૂછું છું, જો મને તે [ પુરુષ ] વિસ્પષ્ટ નહિ કહે [ તો ] તમારું માથું પડશે " તે [ ઉપનિષદોમાં વિજ્ઞેય પુરુષ ]ને શાકલ્ય નહિજ જાણતો હવો [ તેથી ] તેનું માથું પડતું હવું [ વળી સંસ્કારને માટે શિષ્યોવડે ઘરભણી લઈ જવામાં આવતાં ] આનાં અસ્થિઓ પણ ચોરો અન્ય

(ધન) [છે એમ] માનતા [છતા] અપહરણ કરતા હવા. ૨૬

જે બ્રહ્મનું नेति नेति એવી રીતે અન્યના નિષેધદ્વારા કથન કર્યું તેનું હવે વિધિમુખવડે કથન કરવાયોગ્ય છે, તથા જગતનું મૂલ કહેવાયોગ્ય છે, તેમાટે શ્રુતિભગવતી આખ્યાયિકાને અનુસરીને બ્રાહ્મણોની અનુમતિવિના ગાયોનું ગ્રહણ અનર્થકર થાય તેથી તેમની અનુમતિની પ્રાપ્તિના હેતુભૂત તેમનો પરાજય કરવાને મુનિ તેઓને પૂછે છે એમ કહે છે:—

अथ होवाच ब्राह्मणा भगवन्तो यो वः कामयते स मा पृच्छतु सर्वे वा मा पृच्छत यो वः कामयते तं वः पृच्छामि सर्वान्वा वः पृच्छामीति ते ह ब्राह्मणा न दधृषुः ॥ २७ ॥

શબ્દાર્થઃ—[શાકલ્યના મસ્તકનું પતન જોઈ બ્રાહ્મણોના મૌન થયા] પછી પ્રસિદ્ધ [યાજ્ઞવલ્કય] બોલ્યાઃ- " હે ઐશ્વર્યવાળા બ્રાહ્મણો! તમારા [મધ્યે] જે ['હું યાજ્ઞવલ્કયને પૂછું' એમ] ઇચ્છે છે તે મને પૂછો, અથવા [તમે] સર્વે મને પૂછો, [કિંવા] તમારા [મધ્યે] જે ['યાજ્ઞવલ્કય મને પૂછે' એમ] ઇચ્છે છે તેને તમારા [મધ્યે વર્તમાન હું] પૂછું, વા તમને સર્વને [હું] પૂછું." એમ [કહ્યા છતાં પણ] તે બ્રાહ્મણો [કાંઇ પણ પ્રત્યુત્તર દેવાને] તેજવાળા નજ થયા. ૨૭

तान्हैतैः श्लोकैः पप्रच्छः—

यथा वृक्षो वनस्पतिस्तथैव पुरुषोऽमृषा ।
तस्य लोमानि पर्णानि त्वगस्योत्पाटिका बहिः ॥ १ ॥
त्वच एवास्य रुधिरं प्रस्यन्दि त्वच उत्पटः ।
तस्मात्तदातृण्णात्प्रैति रसो वृक्षादिवाऽऽहतात् ॥ २ ॥
माꣳसान्यस्य शकराणि कीनाटꣳ स्नाव तत्स्थिरम् ।
अस्थीन्यन्तरतो दारूणि मज्जा मज्जोपमाकृता ॥ ३ ॥
यद्वृक्षो वृक्णो रोहति मूलान्नवतरः पुनः ।
मर्त्यः स्विन्मृत्युना वृक्णः कस्मान्मूलात्प्ररोहति ॥ ४ ॥
रेतस इति मा वोचत जीवतस्तत्प्रजायते ।
धानारुह इव वै वृक्षोऽञ्जसा प्रेत्य संभवः ॥ ५ ॥
यत्समूलमावृहेयुर्वृक्षं न पुनराभवेत् ।
मर्त्यः स्विन्मृत्युना वृक्णः कस्मान्मूलात्प्ररोहति ॥ ६ ॥
जात एव न जायते को न्वेनं जनयेत्पुनः ।
विज्ञानमानन्दं ब्रह्म रातिर्दातुः परायणं तिष्ठमानस्य तद्विद इति ॥ ७ ॥ ॥ २८ ॥

इति तृतीयाध्यायस्य नवमं शाकल्यब्राह्मणम् ॥ ९ ॥

॥ इति श्रीबृहदारण्यकोपनिषदि तृतीयोऽध्यायः समाप्तः ॥ ३ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ [ યાજ્ઞવલ્ક્ય ] તે[ બ્રાહ્મણો ]ને આ શ્લોકોવડે પૂછતા હવાઃ— " જેમ વનસ્પતિરૂપ વૃક્ષ [ છે ] તેમજ ( તેના જેવા ધર્મવાળોજ ) પુરુષ [ છે આ ] સત્ય [ છે, તેથી ] તેનાં ( પુરુષનાં ) લોમો [ છે, ને તેને સ્થાને વૃક્ષને ] પાનડાં [ છે, ] આની ચામડી [ ને તેની સૌથી ] બહારની નીરસ છાલ [ છે ] ૧ ચામડીમાથીજ આનું લોહી નીકળે છે, [ ને તેની ] છાલમાંથી રસ ( ગુંદ ) [નીકળે છે, જેથી વૃક્ષનું અને પુરુષનું સર્વ સમાન છે ] તેથી છેદન કરેલા વૃક્ષથી રસની પેઠે છેદન કરેલા[ પુરુષ ]થી તે ( લોહી ) નીકળે છે ૨ આ[ પુરુષ ]નાં માંસો [ અને વૃક્ષના ઘટ્ટ રસના ] થરો [ છે પુરુષનો ] સ્નાયુ [ ને વૃક્ષની ] અંતરછાલ તે [ બંને ] દૃઢ [ છે સ્નાયુની ] અંતર હાડકાંઓ [ છે, ને અંતરછાલની અંતર ] કાષ્ઠો [ છે બંનેની ] મજ્જા ( હાડકામાં ને કાષ્ઠમાં રહેલો તેલજેવો પદાર્થ ) મજ્જાની ઉપમાવાળી કરી [ છે, તેમા બીજો વિશેષ નથી ] ૩ જો વૃક્ષ છેદન કર્યું [ હોય તો ] પુન [ પણ ] મૂલથી નવતર પ્રાદુર્ભાવ પામે છે મનુષ્ય મૃત્યુવડે મુઓ [ છતો ] કયા કારણથી પુન ઉત્પન્ન થાય છે ? " [ એમ હું આપને પૂછું છુ ] ૪ [ " હે બ્રાહ્મણો ! ] વીર્યથી [ પુરુષ ઉત્પન્ન થાય છે ] એમ ન કહો [ કેમકે ] તે ( વીર્ય ) જીવતા[ પુરુષ ]થી ઉત્પન્ન થાય છે, [ મૃત્યુ પામેલાથી ઉત્પન્ન થતું નથી ] વૃક્ષ મરીને [ મૂલથી ઉપજનારું તથા ] બીજથી ઉપજનારું [ છે આવો ] સાક્ષાત્ સભવ પ્રસિદ્ધ [ છે ] ૫ જો મૂલસહિત [ વા બીજસહિત ] વૃક્ષને ઊખાડી નાંખે [ તો ] પુન ઉત્પન્ન ન થાય, [ પણ તે રહે ત્યાંસુધી તે પુનઃ ઉત્પન્ન થાય છે તેમ અહિં ] મનુષ્ય મૃત્યુવડે મુઓ [ છતો ] પુન કયા કારણથી ઉત્પન્ન થાય છે ? " [ એમ તમને સર્વને હું પૂછુ છુ ] ૬ [ પુરુષ ] જન્મેલોજ [ છે, એટલે તેના મૂલનો વિચાર કરવાની અગત્ય નથી એમ કહો તો તે યોગ્ય ] નથી, [ મુએલો પુન પણ ] જન્મે છે [ એમ જો ન માનીએ તો કરેલા કર્મનો નાશ ને નહિ કરેલા કર્મની પ્રાપ્તિરૂપ દોષોની પ્રાપ્તિ થાય છે તેથી તમને પૂછું છુ કે ] આ[ મુએલા પુરુષ ]ને પછી પુન કોણ ઉપજાવે છે ? " [ જેથી મુએલો પુરુષ પુન ઉત્પન્ન થાય છે તે જગતના મૂલને બ્રાહ્મણો જાણી શક્યા નહિ તેથી બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ હોવાથી, શ્રીયાજ્ઞવલ્ક્યે બ્રાહ્મણોનો પરાજય કર્યો, અને ગાયો લીધી એવી રીતે આખ્યાયિકા સમાપ્ત કરીને જગતનું મૂલ વિધિમુખે કથન કરનારા શબ્દોવડે શ્રુતિભગવતી પોતે મુમુક્ષુઓપ્રતિ ઉપદેશ કરે છે —કૂટસ્થ ] ચિન્માત્રરૂપ [ તથા ] આનંદરૂપ ( દુ ખના સંબંધથી રહિત અવિક્રિયમાણ સુખસ્વરૂપ ) બ્રહ્મ ( ત્રિવિધપરિચ્છેદરહિત ) ધનના દાતાની ( કર્મ કરનાર યજમાનની ) પરમ ગતિ [ ને જગતનું ઉપાદાનકારણ છે, તથા સર્વ વાસનાઓનો નિઃશેષ ત્યાગ કરીને ગોહાતીત બ્રહ્મમાં ] સ્થિત થયેલાની [ તથા ] તે [ બ્રહ્મ ] ને જાણનારાની [ પણ પરમ ગતિ છે ] ઇતિ ૭ ૨૮ એ પ્રમાણે ત્રીજા અધ્યાયના શાકલ્યનામના નવમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૩ ૯

ઇતિ શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌ના ત્રીજા અધ્યાયની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૩

## ॥ ४ चोथो अध्याय ॥

એવી રીતે ત્રીજા અધ્યાયવડે જલ્પન્યાયથી બ્રહ્મનો નિર્ણય કર્યો, હવે વાદન્યાયવડે તેનોજ નિર્ણય કરવા માટે ચોથા અધ્યાયનો આરંભ થાય છે તેમા ત્રીજા અધ્યાયના અંતમા જે કૂટસ્થચિન્માત્રરૂપ તથા આનંદરૂપ બ્રહ્મ કહ્યું તેનોજ વાગાદિના અધિષ્ઠાના અગ્નિ આદિ દેવોમા બ્રહ્મદૃષ્ટિદ્વારા નિર્ણય કરવા માટે પ્રથમનાં પડાચાર્ય તથા કૂર્ચ એ નામના બે બ્રાહ્મણો પ્રવર્તે છે વિદ્યાગ્રહણના ઉપાયરૂપ આચારાદિની શિક્ષામાટે આખ્યાયિકા છેઃ—

ॐ। जनको ह वैदेह आसांचक्रेऽथ ह याज्ञवल्क्य आवव्राज। तꣳ होवाच याज्ञवल्क्य किमर्थचारीः पशूनिच्छन्नण्वन्तानिति। उभयमेव सम्राडिति होवाच ॥ १ ॥

શબ્દાર્થઃ—ૐ વિદેહના રાજા પ્રસિદ્ધ જનક [રાજસભામાં આસનપર] બેસતા હુવા ત્યારે પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય [અનુગ્રહાદિને માટે] આવતા હુવા [તેમનું યથાવિધિ પૂજન કરી પછી] પ્રસિદ્ધ [જનકરાજા] તેમના પ્રતિ કહેતા હુવાઃ—" યાજ્ઞવલ્ક્ય! શામાટે પધાર્યા છો? [શું પુનઃ પણ] પશુઓને (ગાયોને) ઈચ્છતા [છતા પધાર્યા છો? વા] સૂક્ષ્મ[વસ્તુ]ના [નિર્ણયના] પ્રશ્નોને [મારાથી સાંભળી મને તે પછીનું કહેવા માટે પધાર્યા છો?]" એમ [પૂછે સતે] પ્રસિદ્ધ [યાજ્ઞવલ્ક્ય] ' હે સાર્વભૌમ! [મારા આગમનમાં તે] બેય [નિમિત્ત છે]" એમ બોલ્યા. ૧

રાજાને જે અજ્ઞાત અર્થ હોય તેનો ઉપદેશ કરવાની ઇચ્છાવાળા મુનિ પૂછે છે, તથા રાજા તેનું ઉત્તર આપે છે:—

यत्ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे जित्वा शैलिनिर्वाग्वै ब्रह्मेति यथा मातृमान्पितृमानाचार्यवान्ब्रूयात्तथा तच्छैलिनिरब्रवीद्वाग्वै ब्रह्मेत्यवदतो हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्याऽऽयतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य वागेवाऽऽयतनमाकाशः प्रतिष्ठा प्रज्ञेत्येनदुपासीत का प्रज्ञता याज्ञवल्क्य वागेव सम्राडिति होवाच वाचा वै सम्राड्बन्धुः प्रज्ञायत ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानानीष्टꣳ हुतमाशितं पायितमयं च लोकः परश्च लोकः सर्वाणि च भूतानि वाचैव सम्राट् प्रज्ञायन्ते वाग्वै सम्राट् परमं ब्रह्म नैनं वाग्जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ २ ॥

શબ્દાર્થઃ—"હે [રાજન્] તમારા કોઇ [આચાર્યે] જે કહ્યું [હોય] તે [ઉપદેશના સત્અસત્ની પરીક્ષામાટે અમે] સાંભળવા ઇચ્છીએ છીએ" એમ [મુનિએ કહે સતે જનકરાજા કહે છે:—" શિલિનના પુત્ર જિત્વા મને ' પ્રસિદ્ધ વાણી (વાણીના અભિમાની દેવ અગ્નિ) બ્રહ્મ [છે]' એમ કહેતા હુવા" [મુનિ કહે છે:—] " માતાવાળા, (જેને બાલ્યાવસ્થામાં માતાથી શિક્ષણ મળ્યું છે એવા,) પિતાવાળા, (પછી જેને પિતાથી શિક્ષણ મળ્યું છે એવા) [ને] આચાર્યવાળા (ઉપનયનથી માંડીને સમાવર્તનપર્યંત જેને આચાર્યથી શિક્ષણ મળ્યું છે એવા) [-આપ્તપણાના હેતુરૂપ એવી ત્રણ શુદ્ધિવાળા-કોઇ આચાર્ય] જેમ [પોતાના શિષ્યને] કહે તેમ શિલિનના પુત્ર [તમને] 'પ્રસિદ્ધ વાણી (અગ્નિ) બ્રહ્મ [છે]' એમ તે (વચન) કહેતા હુવા; કેમકે મૂંગાનું [આ લોકનું વા પરલોકનું] કયું [પ્રયોજન સિદ્ધ] થાય? [કોઈ નહિ હે રાજન્!] પુનઃ તમને તેનું (અગ્નિરૂપ બ્રહ્મનું) શરીર [તથા ત્રણ કાલમાં તેનો] આશ્રય [તેમણે] કહ્યાં [છે?]" એમ [પૂછે સતે " તેમણે] મને [તે] કહ્યાં નથી" એમ [જનકે

ઉત્તર આપ્યું. "જો એમ છે તો [ હે સાર્વભૌમ ! આ [ બ્રહ્મ ] એકપાદવાળુંજ [ છે, તે ત્રણ પાદથી રહિત હોવાથી ઉપાસ્ય નથી" ] એમ [ મુનિએ કહ્યું. તેથી રાજા વિસ્મય સહિત પૂછે છેઃ—] "હે યાજ્ઞવલ્કય ! [ વિદ્વાન્ એવા ] તે (આપ) અવશ્ય અમને કહો." [ એમ કહે સતે મુનિ કહે છેઃ— ] "વાણી ( વાગિંદ્રિયજ ) [ અગ્નિરૂપ બ્રહ્મનું ] શરીર [ છે, ને ] અંતર્યામી [ ઉત્પત્તિ, સ્થિતિ ને લયકાલમાં ] આશ્રય [ છે. ] આ [ અગ્નિરૂપ બ્રહ્મ ]ને પ્રજ્ઞા આ [ નામવડે ] ઉપાસે " [ રાજા કહે છે — ] "હે યાજ્ઞવલ્કય ! [ વાણીની ] પ્રજ્ઞતા કઈ?' ( પ્રજ્ઞા અગ્નિરૂપ બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન છે ? ) [ તેના ઉત્તરમાં ] "હે સમ્રાટ્ ! વાણીજ ( અગ્નિરૂપ બ્રહ્મજ ) [ પ્રજ્ઞા છે, તેનાથી ભિન્ન નથી ]" એમ પ્રસિદ્ધ [ યાજ્ઞવલ્કય ] કહેતા હવા "હે સાર્વભૌમ ! [ આ અમારો બંધુ છે એમ કોઇએ કહે સતે ] વાણીવડેજ ( વાણીના અભિમાની દેવ અગ્નિવડેજ ) બંધુ જણાય છે. હે સાર્વભૌમ ! ઋગ્વેદ યજુર્વેદ, સામવેદ, અથર્વાઙ્ગિરસ, ( અથર્વાએ અને અંગિરાએ જોએલા મંત્રો, ) ઇતિહાસ, ( ઉર્વશી તથા પુરુરવાદિના નિરૂપણવાળો બ્રાહ્મણભાગ. ) પુરાણ, ( સૃષ્ટિની ઉત્પત્તિ આદિનું નિરૂપણ કરનારો બ્રાહ્મણભાગ. ) વિદ્યા, ( નૃત્યાદિ કલાઓનું નિરૂપણ કરનારો બ્રાહ્મણભાગ, ) ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, સંક્ષિપ્ત વિવરણો, વિવરણો, ઇષ્ટ ( યાગરૂપ નિમિત્તવાળો ધર્મસમૂહ, ) હુત, ( હોમરૂપ નિમિત્તવાળો ધર્મસમૂહ. ) આશિત, ( અન્નદાનરૂપ નિમિત્તવાળો ધર્મસમૂહ ) પાયિત્ ( પીવાયોગ્ય વસ્તુના દાનરૂપ નિમિત્તવાળો ધમસમૂહ. ) આ જન્મ, તથા [ પ્રાપ્ત થવાયોગ્ય ] અન્ય જન્મ અને સર્વે ભૂતો વાણીવડે ( વાણીના દેવવડે ) જણાય છે [ તેથી ] હે સર્વભૌમ ! વાણીજ ( વાણીના દેવજ ) પરમ બ્રહ્મ [ છે એમ ચિંતન કરે. ] જે એમ જાણનાર આ [ વાણીના દેવરૂપ બ્રહ્મ ]ને ઉપાસે છે આને વાણી ( વાણીની દેવતા ) ત્યજતી નથી, આને સર્વે ભૂતો ભેટો અર્પણ કરે છે, [ તે અહિંજ ] દેવ ( દેવભાવના આવિર્ભાવવાળો ) થઇને [ પુનઃ શરીરના પતનપછી ] દેવોને પામે છે " [ " વિદ્યાના નિષ્ક્રયમાટે ] હાથીજેવો વૃષભ [ જેમાં છે ] એવી સહસ્ર [ ગાયો હું આપને ] આપું છું " એમ પ્રસિદ્ધ વૈદેહ જનક કહેતા હવા [ એમ કહે સતે ] પ્રસિદ્ધ તે યાજ્ઞવલ્કય બોલ્યાઃ- " શિષ્યને કૃતાર્થ નહિ કરીને [ તેની પાસેથી ધન ન ગ્રહણ કરવું એમ મારા પિતા માનતા હવા, [ અને મારો પણ એજ મત છે ] " ૨

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्म उदङ्कः शौल्बायनः प्राणो वै ब्रह्मेति यथा मातृमान्पितृमानाचार्यवान्ब्रूयात्तथा तच्छौल्बायनोऽब्रवीत्प्राणो वै ब्रह्मेत्यप्राणतो हि किंस्यादित्यब्रवीत्तु ते तस्याऽऽयतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य प्राण एवाऽऽयतनमाकाशः प्रतिष्ठा प्रियमित्येनदुपासीत का प्रियता याज्ञवल्क्य प्राण एव सम्राडिति होवाच प्राणस्य वै सम्राट् कामायायाज्यं याजयत्यप्रतिगृह्यस्य प्रतिगृह्णात्यपि तत्र वधाशङ्कं भवति यां दिशमेति प्राणस्यैव सम्राट् कामाय प्राणो वै सम्राट् परमं ब्रह्म नैनं प्राणो जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ३ ॥

શબ્દાર્થ:—" [ હે રાજન્! ] તમારા કોઈ [ આચાર્યે ] જે કાંઈ કહ્યું [ હોય ] તે [ ઉપદેશના સત્અસત્ની પરીક્ષામાટે અમે ] સાંભળવા ઈચ્છીએ છીએ " એમ [ મુનિએ કહે સતે રાજા કહે છે:-] " શુલ્બના પુત્ર ઉદંક મને ' પ્રસિદ્ધ પ્રાણ ( વાયુદેવ ) બ્રહ્મ [ છે ]' એમ કહેતા હવા. " [ મુનિ કહે છે:- ] " માતાવાળા પિતાવાળા [ને] આચાર્યવાળા [ કોઇ આચાર્ય ] જેમ [ પોતાના શિષ્યને ] કહે તેમ શુલ્બના પુત્ર [ તમને ] ' પ્રસિદ્ધ પ્રાણ (વાયુદેવ ) બ્રહ્મ [ છે ] ' એમ તે કહેતા હવા, કેમકે પ્રાણરહિતથી કયું [ પ્રયોજન સિદ્ધ ] થાય? [ કોઈ નહિ હે રાજન્ ! ] પુન: તમને તેનું ( વાયુદેવનું ) શરીર [ તથા ત્રણે કાલમાં] આશ્રય [ તેમણે ] કહ્યાં [ છે ? ]" એમ [પૂછે સતે " તેમણે ] મને કહ્યાં નથી" એમ [ રાજાએ ઉત્તર આપ્યું. "જો એમ છે તો ] હે સાર્વભૌમ ! આ [ બ્રહ્મ ] એકપાદ્વાળુજ [ છે ]" એમ [ મુનિએ કહ્યું, તેથી રાજા વિસ્મયસહિત પૂછે છે:— ]" હે યાજ્ઞવલ્કય ! તે ( આપ ) અવશ્ય અમને કહો." [ એમ કહે સતે મુનિ કહે છે:-] " પ્રાણજ ( વાયુસહિત ઘ્રાણેંદ્રિયજ ) [ વાયુરૂપ બ્રહ્મનું ] શરીર [ છે, ને ] અંતર્યામી આશ્રય [ છે. ] આ- [ વાયુરૂપ બ્રહ્મ ]ને પ્રિય આ [ નામવડે ] ઉપાસે " [ રાજા કહે છે -] ' હે યાજ્ઞવલ્કય ! [ પ્રાણની ] પ્રિયતા કઈ? " [ તેના ઉત્તરમાં ] " હે સાર્વભૌમ ! પ્રાણજ ( વાયુદેવજ ) [ પ્રિય છે, તેનાથી ભિન્ન પ્રિય નથી ]' એમ પ્રસિદ્ધ [ યાજ્ઞવલ્કય ] કહેતા હવા " હે સાર્વભૌમ ! પ્રાણનાજ રક્ષણમાટે [ પતિતાદિ ] નહિ યજન કરાવવા યોગ્યને [ પુરુષ ] યજન કરાવે છે, [ તથા મ્લેચ્છાદિ ] નહિ પ્રતિગ્રહ કરવાયોગ્યનો પ્રતિગ્રહ કરે છે [ વળી હે સાર્વભૌમ ! પ્રાણનાજ રક્ષણમાટે [ ચોરાદિથી ભરેલી ] જે દિશાભણી જાય છે તે- [ દિશા ]માં વધની આશંકા થાય છે [ તો ] પણ જાય છે તેથી ] હે સાર્વભૌમ ! પ્રાણજ (વાયુદેવજ ) પરમ બ્રહ્મ [ છે એમ ચિંતન કરે ] જે એમ જાણનાર આ[ વાયુરૂપ બ્રહ્મ ]- ને ઉપાસે છે આને પ્રાણ ( વાયુદેવ ) ત્યજતો નથી આને સર્વે પ્રાણીઓ ઉપહાર સમર્પણ કરે છે, [ તે અહિંજ ] દેવ ( દેવભાવના આવિર્ભાવવાળો ) થઇને [ શરીરના પતનપછી ] દેવોને પામે છે." [ તે સાંભળી ] " હાથી જેવો વૃષભ [ જેમાં છે એવી ] સહસ્ર [ ગાયો હું આપને ] આપું છું " એમ પ્રસિદ્ધ વૈદેહ જનક કહેતા હવા [ એમ કહે સતે ] પ્રસિદ્ધ તે યાજ્ઞવલ્કય બોલ્યા:—" શિષ્યને કૃતાર્થ નહિ કરીને [ તેની પાસેથી ધન ] ન ગ્રહણ કરવું એમ મારા પિતા માનતા હવા, [ અને મારો પણ એજ અભિપ્રાય છે ] " ૩

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे वर्कुर्वार्ष्णश्चक्षुर्वै ब्रह्मेति यथा मातृमान्पितृमानाचार्यवान्ब्रूयात्तथा तद्वार्ष्णोऽब्रवीच्चक्षुर्वै ब्रह्मेत्यपश्यतो हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्याऽऽयतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य चक्षुरेवाऽऽयतनमाकाशः प्रतिष्ठा सत्यमित्येनदुपासीत का सत्यता याज्ञवल्क्य चक्षुरेव सम्राडिति होवाच चक्षुषा वै सम्राट् पश्यन्तमाहुरद्राक्षीरिति स आहाद्राक्षमिति तत्सत्यं भवति चक्षुर्वै सम्राट् परमं ब्रह्म नैनं चक्षुर्जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ४ ॥

શબ્દાર્થઃ—"[હે રાજન્ !] તમારા કોઇ [આચાર્યે] જે કાંઇ કહ્યું [હોય] તે [ઉપદેશના સત્યાસત્યની પરીક્ષામાટે અમે] સાંભળવા ઇચ્છીએ છીએ" એમ [મુનિએ કહે સતે રાજા કહે છેઃ—] વૃષ્ણના પુત્ર બર્કુ મને 'પ્રસિદ્ધ ચક્ષુ (ચક્ષુના અભિમાની દેવ આદિત્ય બ્રહ્મ [છે]' એમ કહેતા હવા." [મુનિ કહે છેઃ-] "માતાવાળા, પિતાવાળા [તથા] આચાર્યવાળા [કોઈ આચાર્ય] જેમ [પોતાના શિષ્યને] કહે તેમ વૃષ્ણના પુત્ર [તમને] 'પ્રસિદ્ધ ચક્ષુ (આદિત્ય) બ્રહ્મ [છે]' એમ તે કહેતા હવા; કેમકે આંધળાથી કયું [પ્રયોજન સિદ્ધ] થાય ? [કોઈ નહિ હે રાજન્ !] પુનઃ તમને તેનું (આદિત્ય-રૂપ બ્રહ્મનું) શરીર [તથા] આશ્રય [તેમણે] ક્યાં [છે ?]' એમ [પૂછે "સતે તેમણે] મને [તે] ક્યાં નથી" એમ [રાજાએ ઉત્તર આપ્યું "જો એમ છે તો] હે સાર્વભૌમ ! આ [બ્રહ્મ] એકપાદવાળુંજ [છે]" એમ [મુનિએ કહ્યું, તેથી રાજા પૂછે છેઃ-] હે યાજ્ઞવલ્ક્ય ! તે (આપ) અવશ્ય અમને કહો." [એમ કહે સતે મુનિ કહે છેઃ—] "ચક્ષુજ (ચક્ષુરિંદ્રિયજ) [આદિત્યરૂપ બ્રહ્મનું] શરીર [છે, ને] અંતર્યામી આશ્રય [છે.] આ [આદિત્યરૂપ બ્રહ્મ]ને સત્ય આ [નામવડે] ઉપાસે." [રાજા કહે છેઃ- ] "હે યાજ્ઞવલ્ક્ય ! [નેત્રનું] સત્યપણું કયું ? [તેના ઉત્તરમાં] "હે સાર્વભૌમ ! નેત્રજ (આદિત્યરૂપ બ્રહ્મજ) [સત્ય છે]" એમ પ્રસિદ્ધ [યાજ્ઞવલ્ક્ય] કહેતા હવા. "હે સાર્વભૌમ ! નેત્રવડે જોનાર [પુરુષ]ને [જે લોકો 'તમે હાથીને જોયો ? એમ કહે છે] તે [જો તેઓના પ્રતિ 'મેં] જોયો' એમ કહે [તો] તે સત્ય હોય છે [તેથી] હે સાર્વભૌમ ! ચક્ષુજ (આદિત્યજ) પરમ બ્રહ્મ [છે એમ ચિંતન કરે.] જે એમ જાણનાર આ [આદિત્ય]ને ઉપાસે છે આને ચક્ષુ (ચક્ષુની અભિમાની દેવતા) ત્યજતું નથી, આને સર્વ ભૂતો ઉપહારની સાથે જોડે છે, [તે અહિંજ] દેવ (દેવના આવિર્ભાવવાળો) થઇને [પુનઃ શરીરના પતનપછી] દેવોને પામે છે." [તે સાંભળી "હાથીજેવો વૃષભ [જેમાં છે એવી] સહસ્ર [ગાયો હું આપને અર્પણ કરું છું" એમ પ્રસિદ્ધ વૈદેહ જનક કહેતા હવા. [રાજાએ એમ કહ્યા પછી પ્રસિદ્ધ તે યાજ્ઞવલ્ક્ય બોલ્યા-"શિષ્યને કૃતાર્થ કર્યા વિના [તેની પાસેથી ધન] લેવું નહિ એમ મારા પિતા માનતા હવા, [અને મારું પણ એમ માનવું છે.]" ૪

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे गर्दभीविपीतो भारद्वाजः श्रोत्रं वै ब्रह्मेति यथा मातृमान्पितृमानाचार्यवान्ब्रूयात्तथा तद्भारद्वाजोऽब्रवीच्छ्रोत्रं वै ब्रह्मेत्यशृण्वतो हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्याऽऽयतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य श्रोत्रमेवायतनमाकाशः प्रतिष्ठाऽनन्त इत्येनदुपासीत काऽनन्तता याज्ञवल्क्य दिश एव सम्राडिति होवाच तस्माद्वै सम्राडपि यां कां च दिशं गच्छति नैवास्या अन्तं गच्छत्यनन्ता हि दिशो दिशो वै सम्राट् श्रोत्रꣳ श्रोत्रं वै सम्राट् परमं ब्रह्म नैनꣳ श्रोत्रं जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ५ ॥

શબ્દાર્થઃ—"હે રાજન્ !] તમારા કોઈ [આચાર્યે તમને] જે કાંઇ કહ્યું [હોય] તે

[ઉપદેશના સત્યાસત્યની પરીક્ષામાટે અમે] સાંભળવા ઇચ્છીએ છીએ" એમ [ મુનિએ કહે સતે રાજા કહે છે.- ] " ભરદ્વાજગોત્રવાળા ગર્દભીવિપીત મને ' પ્રસિદ્ધ શ્રોત્ર ( શ્રોત્રની અભિમાની દેવતા દિશા ) બ્રહ્મ [ છે ] ' એમ કહેતા હવા. " [ તે સાંભળી મુનિ કહે છેઃ-] " માતાવાળા પિતાવાળા [ તથા ] આચાર્યવાળા [ કોઈ આચાર્ય ] જેમ [ પોતાના શિષ્યને] કહે તેમ ભરદ્વાજગોત્રવાળા [ તમને ] ' પ્રસિદ્ધ શ્રોત્ર ( દિશા ) બ્રહ્મ [ છે, ] એમ તે કહેતા હવા, કેમકે બહેરાથી કયું [ પ્રયોજન સિદ્ધ ] થાય ? [ કોઈ નહિ હે રાજન્ ! પુનઃ તમને તેનું ( દિશારૂપ બ્રહ્મનું ) શરીર [ તથા ] આશ્રય [ તેમણે ] કહ્યાં ?" એમ પૂછે સતે " તેમણે] મને [ તે કહ્યાં નથી " એમ [ રાજાએ ઉત્તર આપ્યું. [ " જો એમ છે તો ] હે સાર્વભૌમ ! આ [ બ્રહ્મ ] એકપાદવાળુંજ [છે]" એમ [ મુનિએ કહ્યું, તેથી રાજા પૂછે છેઃ-] " હે યાજ્ઞવલ્ક્ય ! તે ( આપ ) અવશ્ય અમને કહો " [ એમ કહે સતે મુનિ કહે છેઃ-] " શ્રોત્રજ ( શ્રોત્રેંદ્રિયજ ) [ દિશારૂપ બ્રહ્મનું ] શરીર [છે, ને] અંતર્યામી આશ્રય [ છે. ]આ[ દિશારૂપ બ્રહ્મ ]ને અનંત આ [ નામવડે ] ઉપાસે." [ રાજા કહે છેઃ-] " હે યાજ્ઞવલ્ક્ય ! [ શ્રોત્રનું] અનંતપણું કયું ? " [ તેના ઉત્તરમાં ] ' હે સાર્વભૌમ ! દિશાઓજ [ અનંત છે ] " એમ પ્રસિદ્ધ [ યાજ્ઞવલ્ક્ય ] કહેતા હવા " હે સાર્વભૌમ ! તેથીજ [ કોઈ ] પણ જે કોઈ દિશાભણી જાય છે [ તે ] આ[ દિશા ]ના અંતને પામતો નથીજ, કેમકે દિશાઓ અનંત [છે] હે સાર્વભૌમ ! [ આકાશજ તે તે પ્રદેશના સંબંધવાળું થયું છતું દિશા એવા નામને પામે છે, તેનાથી ભિન્ન દિશા નથી માટે ] દિશાઓજ શ્રોત્ર [ છે તેથી હે સાર્વભૌમ ! શ્રોત્રજ ( દિશાજ ) પરમ બ્રહ્મ [ છે એમ ચિંતન કરે. ] જે એમ જાણનાર આ[ દિશા ]ને ઉપાસે છે આને શ્રોત્ર (દિશા) ત્યજતું નથી, આને સર્વ ભૂતો ઉપહાર અર્પણ કરે છે, [ તે અહિંજ ] દેવ થઇને દેવોને પામે છે." [ તે સાંભળી ] " હાથીજેવો વૃષભ [ જેમાં છે એવી ] સહસ્ર [ ગાયો હું આપને ] અર્પણ કરું છું " એમ પ્રસિદ્ધ વૈદેહ જનક કહેતા હવા [ રાજાએ એમ કહ્યા પછી ] પ્રસિદ્ધ તે યાજ્ઞવલ્ક્ય બોલ્યાઃ-" શિષ્યને કૃતાર્થ કર્યા વિના [ તેની પાસેથી ધન ] લેવું નહિ એમ મારા પિતા માનતા હવા, [ અને મારું પણ એમજ માનવું છે. ] " ૫

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे सत्यकामो जाबालो मनो वै ब्रह्मेति यथा मातृमान्पितृमानाचार्यवान्ब्रूयात्तथा तज्जाबालोऽब्रवीन्मनो वै ब्रह्मेत्यमनसो हि किं स्यादित्यब्रवीत्तु ते तस्याऽऽयतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य मन एवाऽऽयतनमाकाशः प्रतिष्ठाऽऽनन्द इत्येनदुपासीत काऽऽनन्दता याज्ञवल्क्य मन एव सम्राडिति होवाच मनसा वै सम्राट् स्त्रियमभिहार्यते तस्यां प्रतिरूपः पुत्रो जायते स आनन्दो मनो वै सम्राट् परमं ब्रह्म नैनं मनो जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ६ ॥

શબ્દાર્થઃ—"[ હે રાજન્ ! ] તમારા કોઇ [ આચાર્યે ] જે કાંઈ કહ્યું [ હોય ] તે ઉપદેશના સત્યાસત્યની પરીક્ષામાટે અમે ] સાંભળવા ઇચ્છીએ છીએ" એમ [ મુનિએ કહે સતે રાજા કહે છે.- ] " જબાલાના પુત્ર સત્યકામ મને ' પ્રસિદ્ધ મન ( મનના અભિમાની દેવ

ચંદ્ર ) બ્રહ્મ [ છે ]' એમ કહેતા હવા " [ તે સાંભળી મુનિ કહે છે:- " માતાવાળા, પિતાવાળા [ તથા ] આચાર્યવાળા [ કોઈ આચાર્ય ] જેમ [ પોતાના શિષ્યને ] કહે તેમ જબાલાના પુત્ર [ તમને ] 'પ્રસિદ્ધ મન ( ચંદ્ર ) બ્રહ્મ [ છે ]' એમ તે કહેતા હવા, કેમકે મનરહિતથી ( મૂર્ખથી ) કયું [ પ્રયોજન સિદ્ધ ] થાય? [ કોઈ નહિ. હે રાજન્! ] પુનઃ તમને તેનું ( ચંદ્રરૂપ બ્રહ્મનું ) શરીર [તથા] આશ્રય [ તેમણે ] કહ્યાં ? " એમ [ પૂછે સતે " તેમણે ] મને [ તે ] કહ્યાં નથી " એમ [ રાજાએ ઉત્તર આપ્યું. જો એમ છે તો ] હે સાર્વભૌમ! આ [ બ્રહ્મ ] એકજપાદવાળુંજ [ છે. ] " એમ [ મુનિએ કહ્યું. તેથી રાજા પૂછે છે:-] " હે યાજ્ઞવલ્ક્ય! તે( આપ ) અવશ્ય અમને કહો " [ એમ કહે સતે મુનિ કહે છે:-] " મનજ ( મનરૂપ કરણજ ) ચંદ્રરૂપ બ્રહ્મનું શરીર [ છે, ને ] અંતર્યામી આશ્રય [ છે ] આ[ ચંદ્રરૂપ બ્રહ્મ ]ને આનંદ આ [ નામવડે ] ઉપાસે " [ તે સાંભળી રાજા કહે છે -] " હે યાજ્ઞવલ્ક્ય! ] [ મનનું ] આનંદપણું કયું ? " [ તેના ઉત્તરમાં ] ' હે સાર્વભૌમ! મનજ( ચંદ્રરૂપ બ્રહ્મજ ) [ આનંદ છે ] " એમ પ્રસિદ્ધ [ યાજ્ઞવલ્ક્ય ] કહેતા હવા. " હે સાર્વભૌમ! [ પુરુષ સ્ત્રીને ઇચ્છતો છતો ] મનવડેજ સ્ત્રીપ્રતિ લઈ જવાય છે [ તેની સાથે સમાગમ કરે છે, ને ] તે[ સ્ત્રી ]માં અનુરૂપ પુત્ર જન્મે છે, ને [ પુત્ર આનંદનો હેતુ હોવાથી ] આનંદ [ છે તેથી ] હે સાર્વભૌમ! મનજ ( ચંદ્રરૂપ દેવજ ) પરમબ્રહ્મ [ છે એમ ચિંતન કરે. ] જે એમ જાણનાર આ[ ચંદ્ર ]ને ઉપાસે છે આને મન ( ચંદ્રરૂપ દેવ ) ત્યજતું નથી, આને સર્વે ભૂતો ભેટ અર્પણ કરે છે, [ તે અહિંજ ] દેવ થઇને [ મુઆ પછી ] દેવોને પામે છે. " [ તે સાંભળી ] " હાથીજેવો વૃષભ [ જેમાં છે એવી ] સહસ્ર [ ગાયો હું આપને ]અર્પણ કરું છું " એમ પ્રસિદ્ધ વૈદેહ જનક કહેતા હવા. [ રાજાએ એમ કહ્યા પછી ] પ્રસિદ્ધ તે યાજ્ઞવલ્ક્ય બોલ્યા:-" શિષ્યને કૃતાર્થ કર્યા વિના [ તેની પાસેથી ધન ] લેવું નહિ એમ મારા પિતા માનતા હવા. [ અને મારું પણ એમજ માનવું છે. ] " ૬

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे विदग्धः शाकल्यो हृदयं वै ब्रह्मेति यथा मातृमान्पितृमानाचार्यवान्ब्रूयात्तथा तच्छाकल्योऽब्रवीद्धृदयं वै ब्रह्मेत्यहृदयस्य हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्याऽऽयतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य हृदयमेवाऽऽयतनमाकाशः प्रतिष्ठा स्थितिरित्येनदुपासीत का स्थितता याज्ञवल्क्य हृदयमेव सम्राडिति होवाच हृदयं वै सम्राट् सर्वेषां भूतानामायतनꣳ हृदयं वै सम्राट् सर्वेषां भूतानां प्रतिष्ठा हृदये ह्येव सम्राट् सर्वाणि भूतानि प्रतिष्ठितानि भवन्ति हृदयं वै सम्राट् परमं ब्रह्म नैनꣳ हृदयं जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ७ ॥ इति चतुर्थाध्यायस्य प्रथमं षडाचार्यब्राह्मणम् ॥ १ ॥

શબ્દાર્થઃ—" [ હે રાજન્! ] તમારા કોઈ [ આચાર્યે તમને ] જે કાંઇ કહ્યું [ હોય ] તે [ ઉપદેશના સત્યાસત્યની પરીક્ષામાટે અમે ] સાંભળવા ઇચ્છીએ છીએ " એમ ] મુનિએ કહે સતે રાજા કહે છે.-] " શાકલનો પુત્ર વિદગ્ધ મને ' પ્રસિદ્ધ હૃદય ( બુદ્ધિના દેવ પ્રજા-

પતિ ) બ્રહ્મ [ છે ]' એમ કહેતા હવા." [ તે સાંભળી મુનિ કહે છેઃ- " માતાવાળા, પિતાવાળા [તથા] આચાર્યવાળા [ કોઇ આચાર્ય ] જેમ [ પોતાના શિષ્યને ] કહે તેમ શકલના પુત્ર [ તમને ] ' પ્રસિદ્ધ હૃદય ( પ્રજાપતિ )બ્રહ્મ [ છે ] ' એમ તે કહેતા હવા, કેમકે બુદ્ધિહીનથી કહ્યું [ પ્રયોજન સિદ્ધ ] થાય ? [ કોઇ નહિ. હે રાજન્ ! ] પુનઃ તમને તેનું ( પ્રજાપતિરૂપ બ્રહ્મનું ) શરીર [ તથા ] આશ્રય [ તેમણે ] કહ્યાં ? " એમ [ પૂછે સતે " તેમણે મને [ તે ] કહ્યાં નથી " એમ [ રાજાએ ઉત્તર આપ્યું, '' જો એમ છે તો ] હે સાર્વભૌમ ! આ [ બ્રહ્મ ] એકપાદવાળુંજ [ છે ] " એમ [ મુનિએ કહ્યુ, તેથી રાજા પૂછે છેઃ- ] " હે યાજ્ઞવલ્ક્ય ! તે ( આપ ) અમને અવશ્ય કહો. " [ એમ કહે સતે મુનિ કહે છેઃ- ] " હૃદયજ ( બુદ્ધિજ ) [ પ્રજાપતિરૂપ બ્રહ્મનું ] શરીર [ છે, ને ] અંતર્યામી આશ્રય [ છે. ] આ [ પ્રજાપતિરૂપ બ્રહ્મ ]ને સ્થિતિ આ [ નામવડે ] ઉપાસે. " [ રાજા કહે છેઃ- [ " હે યાજ્ઞવલ્ક્ય ! [ હૃદયનું ] સ્થિતપણું કયું ? " [ તેના ઉત્તરમાં ] " હે સાર્વભૌમ ! હૃદયજ ( પ્રજાપતિજ ) [ સ્થિતિ છે ] " એમ પ્રસિદ્ધ [ યાજ્ઞવલ્ક્ય કહેતા હવા. " હે સાર્વભૌમ ! હૃદયજ ( પ્રજાપતિજ ) સર્વે ભૂતોનું શરીર [ છે, તથા ] હે સાર્વભૌમ ! હૃદયજ ( પ્રજાપતિજ ) સર્વે ભૂતોની સ્થિતિ [ છે, ] કેમકે હે સમ્રાટ્ ! હૃદયમાંજ ( પ્રજાપતિમાંજ ) સર્વે ભૂતો સ્થિતિ પામેલાં થાય છે [ તેથી ] હે સાર્વભૌમ ! હૃદય ( પ્રજાપતિજ ) પરમ બ્રહ્મ [ છે એમ ચિંતન કરે ] જે એમ જાણનાર આ [ પ્રજાપતિ ]ને ઉપાસે છે આને હૃદય ( પ્રજાપતિ ) તજતું નથી, આને સર્વે ભૂતો ભેટ અર્પણ કરે છે, [ તે અહિંજ ] દેવ ( દેવના આવિર્ભાવવાળો ) થઇને [ શરીર પડ્યા પછી ] દેવોને પામે છે. " [ તે સાંભળી ] " હાથીજેવો વૃષભ ] [ જેમાં છે એવી ] સહસ્ર [ ગાયો હું આપને ] અર્પણ કરું છું " એમ પ્રસિદ્ધ વૈદેહ જનક કહેતા હવા. [ રાજાએ એમ કહ્યા પછી ] પ્રસિદ્ધ તે યાજ્ઞવલ્ક્ય બોલ્યાઃ-" શિષ્યને કૃતાર્થ કર્યા વિના [ તેની પાસેથી ધન ] લેવું નહિ એમ મારા પિતા માનતા હવા, [ અને મારું પણ એમજ માનવું છે ] " ૭ એ પ્રમાણે ચોથા અધ્યાયના ષડાચાર્યનામના પહેલા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૪. ૧

હવે પૂર્વોક્ત ઉપાસનાઓવડે જ્ઞેયબ્રહ્મના જાગ્રદાદિદ્વારા જ્ઞાનમાટે કૂર્ચબ્રાહ્મણનો આરંભ થાય છેઃ—

जनको ह वैदेहः कूर्चादुपावसर्पन्नुवाच नमस्तेऽस्तु याज्ञवल्क्यानु मा शाधीति स होवाच यथा वै सम्राण्महान्तमध्वानमेष्यन्रथं वा नावं वा समाददीतैवमेवैताभिरुपनिषद्भिः समाहितात्माऽस्येवं वृन्दारक आढ्यः सन्नधीतवेद उक्तोपनिषत्क इतो विमुच्यमानः क्व गमिष्यसीति नाहं तद्भगवन्वेद यत्र गमिष्यामीत्यथ वै तेऽहं तद्वक्ष्यामि यत्र गमिष्यसीति ब्रवीतु भगवानिति ॥ १ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ વૈદેહ જનક કૂર્ચથી ( એક જાતના આસનપરથી ) ઊઠીને ઉપદેશના લાભમાટે મુનિની ] સમીપ [ જઇ તેમના ચરણારવિંદમાં ] પડતા [ છતા બોલ્યાઃ- " હે યાજ્ઞવલ્ક્ય ! આપને નમસ્કાર હો. [ આપ ] મને [ કૃતાર્થ કરનાર તત્ત્વજ્ઞાનનો ] ઉપદેશ કરો. " એમ [ કહે સતે ] પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્ક્ય ] બોલ્યાઃ-" હે સાર્વભૌમ ! જેમ લાંબા માર્ગપ્રતિ ( સ્થલવડે વા જલવડે જવાને ] ઇચ્છતો [ પુરુષ યથાક્રમે ] રથને અથવા વહાણને અવશ્ય સારી રીતે ગ્રહણ કરે, તેમજ [ તમે ] આ [ પ્રિય ઇત્યાદિ કહેલાં ઉપાસ્યનાં ]

ગુસનામોવડે યુક્તચિત્તવાળા છો. એવી રીતે પૂજ્ય [ તથા ] ધનાદિ સંપન્ન છતાં વેદ ભણેલા [ને] ઉક્તોપનિષત્ક ( આચાર્યે જેમને ઉપાસ્યનાં ગુસ નામો કહ્યાં છે એવા ) [ છો, પણ પરમાત્માના જ્ઞાનવિના અકૃતાર્થ છો. ] આ[ શરીર ]થી સારી રીતે મોકળા થયા [ છતા આ ઉપાસનાઓથી યુક્ત થઇ તમે ] ક્યાં જશો ? ( કઇ વસ્તુને પામશો ? ) "એમ [ પૂછવાથી રાજા કહે છે– " હે ભગવન્! હું જ્યાં જઇશ ( જ્યાં ગયો છતો કૃતાર્થ થઇશ ) તે [ ગન્તવ્ય વસ્તુ ] જાણતો નથી, " એમ [ કહે સતે મુનિ કહે છેઃ–" જો જાણતા નથી ] તો જ્યાં જશો ( જ્યાં ગયા છતા કૃતાર્થ થશો ) તે [ વસ્તુ ] હું તમને અવશ્ય કહીશ " એમ [ કહેવાથી રાજા કહે છે.– " ભગવાન ( આપ ) કહો " ઇતિ ૧

હવે વિશ્વ તૈજસ ને પ્રાજ્ઞના અનુવાદવડે તુરીયરૂપ બ્રહ્મનું પ્રતિપાદન કરવામાટે પ્રથમ વિશ્વનો અનુવાદ કરે છેઃ—

इन्धो ह वै नामैष योऽयं दक्षिणेऽक्षन्पुरुषस्तं वा एतमिन्धꣳ सन्तमिन्द्र इत्याचक्षते परोक्षेणैव परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः ॥ २ ॥

શબ્દાર્થઃ—જમણા નેત્રમાં જે આ [ અધ્યાત્મરૂપ પામેલો ] પુરુષ [ છે તે ] આ [ આદિત્યની અંતર રહેલો ] પ્રસિદ્ધ ઇંધ( જાગ્રતમાં સ્થૂલભોગના ભોક્તાપણાવડે સર્વદા પ્રકાશનાર ) નામવાળો [ છે. ] પ્રસિદ્ધ તે આ [ પુરુષ ] ઇંધ ( પ્રકાશપણાથી પ્રત્યક્ષ ) છતાં [ વિદ્વાનો તેને ઇંદ્ર એમ પરોક્ષ[ નામ ]વડેજ કહે છે, કેમકે દેવો પરોક્ષ[ નામ ગ્રહણ ]-વડેજ પ્રીતિવાળા [ થાય છે, ને ] પ્રત્યક્ષ[ નામ ]નો દ્વેષ કરનારા [ છે. ] ૨

अथैतद्वामेऽक्षणि पुरुषरूपमेषाऽस्य पत्नी विराट् तयोरेष सꣳस्तावो य एषोऽन्तर्हृदय आकाशोऽथैनयोरेतदन्नं य एषोऽन्तर्हृदये लोहितपिण्डोऽथैनयोरेतत्प्रावरणं यदेतदन्तर्हृदये जालकमिवाथैनयोरेषा सृतिः सञ्चरणी यैषा हृदयादूर्ध्वा नाड्युच्चरति यथा केशः सहस्रधा भिन्न एवमस्यैता हिता नाम नाड्योऽन्तर्हृदये प्रतिष्ठिता भवन्त्येताभिर्वा एतदास्रवदास्रवति तस्मादेष प्रविविक्ताहारतर इवैव भवत्यस्माच्छारीरादात्मनः ॥ ३ ॥

શબ્દાર્થઃ—હવે ( કહેલું ) આ પુરુષનું રૂપ ડાબા નેત્રમાં [ ગયું છતું ] આ[ ઇંદ્ર-ભોક્તારૂપ વિશ્વ- ]ની આ [ ભોગ્યપણાથી ] વિરાટ્‌રૂપ ( ઇંદ્રાણીરૂપ ) પત્ની [ છે. તેમ હોવાથી જે આ મિથુન જાગ્રતમાં વિશ્વ કહેવાય છે તેજ સ્વપ્નમાં તૈજસ કહેવાય છે એમ અર્થથી કહ્યું છે આથીજ આ સ્વપ્નાવસ્થાવાળા મિથુનનું સ્થાન કહે છે -સ્વપ્નાવસ્થા પામેલાં ] તેમનું ( ઇંદ્ર ને ઇંદ્રાણીનું ) આ [ પરસ્પરના ] સમાગમનુ સ્થાન [ છે - ] જે આ હૃદય[ કમલ ]ની અંતર અવકાશ [ છે ] હવે આ[ બંને ]નું આ ભોગ્ય ( સ્થિતિનું કારણ ) [ છેઃ- ] જે આ હૃદય[કમલ]ની અંતર લોહિતપિંડ [ છે-ખાધેલા અન્નનો નાડીઓમાં રહેલો સૂક્ષ્મતર રસ છે ] હવે આ[ બંને ]નું આ પ્રાવરણ ( ઓઢવાનું વસ્ત્ર ) [ છેઃ- ] હૃદય[ કમલ ]ની અંતર જે આ [ નાડીઓને લીધે ] જાળના જેવી [ પ્રતીતિ થાય છે ] હવે આ[ બંને ]નો આ [ સ્વપ્નથી જાગ્રતમાં ] જવાનો માર્ગ [ છે - ] જે આ હૃદયથી ઉપર [ જનારી ] નાડી ઉંચે જાય છે [ શરીરમાં બીજી પણ નાડીઓ છે. તે સર્વેનું પરિમાણ દૃષ્ટાંતપૂર્વક કહે છેઃ- ] જેમ [ એક ] વાળ સહસ્ર પ્રકારે ભેદન કરેલો [ હોય તો તે અત્યંત સૂક્ષ્મ થાય છે ]

તેવી [ સૂક્ષ્મ ]આ[દેહ]ના [ સંબંધવાળી ] આ [ સ્વપ્નથી જાગ્રત્‌માં જવા આદિના હેતુભૂત] હિતાનામવાળી નાડીઓ હૃદયની અંતર સ્થિત છે આ[ સૂક્ષ્મનાડીઓ ]વડેજ આ ( પૂર્વે કહેલું સૂક્ષ્મતર અન્ન ) જતું [ છતું સ્થિતિને માટે લિંગશરીરની ઉપાધિવાળા તૈજસને] પામે છે તેથી આ [ તૈજસ ] આ શારીર ( સ્થૂલશરીરરૂપ ઉપાધિવાળા ) [ વિશ્વરૂપ] આત્માથી સૂક્ષ્મતર આહારવાળાજેવોજ થાય છે ૩

तस्य प्राची दिक्प्राञ्चः प्राणा दक्षिणा दिग्दक्षिणे प्राणाः प्रतीची दिक्प्रत्यञ्चः प्राणा उदीची दिगुदञ्चः प्राणा ऊर्ध्वा दिगुर्ध्वाः प्राणा अवाची दिगवाञ्चः प्राणाः सर्वा दिशः सर्वे प्राणाः स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यतेऽसङ्गो न हि सज्यतेऽसितो न व्यथते न रिष्यत्यभयं वै जनक प्राप्तोऽसीति होवाच याज्ञवल्क्यः। स होवाच जनको वैदेहोऽभयं त्वा गच्छताद्याज्ञवल्क्य यो नो भगवन्नभयं वेदयसे नमस्तेऽस्त्विमे विदेहा अयमहमस्मि ॥ ४ ॥ इति चतुर्थाध्यायस्य द्वितीयं कूर्चब्राह्मणम् ॥ २ ॥

શબ્દાર્થઃ—તેના (વિશ્વથી તૈજસને ને તૈજસથી પ્રાજ્ઞને પ્રાપ્ત થયેલા વિદ્વાનના) પૂર્વ દિશા ]માં ગયેલા પ્રાણો પૂર્વદિશા [ છે, ] દક્ષિણમાં [ ગયેલા ] પ્રાણો દક્ષિણદિશા [ છે, ] પશ્ચિમ[ દિશા ]માં ગયેલા પ્રાણો પશ્ચિમદિશા [ છે, ] ઉત્તર[ દિશા ]માં ગયેલા પ્રાણો ઉત્તરદિશા [ છે, ] ઊર્ધ્વ [ ગયેલા ] પ્રાણો ઊર્ધ્વદિશા [ છે, ] અધો ગયેલા પ્રાણો અધો દિશા [ છે, એવી રીતે ] સર્વ [ દિશામાં ગયેલા ] પ્રાણો સર્વ દિશા [ છે એ પ્રમાણે વિદ્વાન્ પોતાના પ્રાજ્ઞસ્વરૂપને સર્વત્ર વ્યાપક જુએ છે, પછી તેનો પ્રત્યગાત્મામાં ઉપસંહાર કરે છે ] તે આ નેતિ નેતિ ( કાર્યકરણના નિષેધના અવધિરૂપ ) આત્મા અગૃહ્ય [ છે ] તેથી [ કરણો વડે ] ગ્રહણ કરી શકાતો નથી, ક્ષીણ થવાયોગ્ય નથી તેથી ક્ષીણ થતો નથી, અસંગ [ છે ] તેથી [ કોઇની સાથે ] સંબંધ પામતો નથી, [ ને ] બંધનરહિત [ છે તેથી ] વ્યથા પામતો નથી, [ તથા ] વિનાશ પામતો નથી હે જનક ! [ તમે ] નિશ્ચય અભયને ( જન્મમરણાદિના ભયથી રહિત બ્રહ્મને ) પ્રાપ્ત થયા છો " એમ પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય કહેતા હવા [ તે સાંભળી ] પ્રસિદ્ધ તે વૈદેહ જનક કહેતા હવાઃ—" હે યાજ્ઞવલ્ક્ય ! આપ [ પણ ] અભયને પ્રાપ્ત થાઓ, હે ભગવન્ ! જે [ આપ ] અમને અભય [ બ્રહ્મ ,નો ઉપદેશ કરો છો [ અવિદ્યાનું આવરણ દૂર કરી સાક્ષાત્ આત્માનુંજ ભાન કરાવનારા આપને વિદ્યાના નિષ્ક્રયમાટે હું બીજું શું આપું ? તેથી ] આપને નમસ્કાર હો આ વિદેહ દેશો આપના યથેષ્ટ ભોગને માટે હો અને ] આ હું [ આપના દાસભાવવડે સ્થિત ] છું " ૪ એ પ્રમાણે ચોથા અધ્યાયના કૂર્ચનામના બીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ, ૪, ૨

એવી રીતે જાગ્રદાદિ અવસ્થાઓનું અવલંબન કરીને કહેલા આત્માને યુક્તિવડે વિસ્તારથી જણાવવા માટે જ્યોતિર્બ્રાહ્મણનો આરંભ થાય છે, અને બ્રહ્મવિદ્યાની સ્તુતિ આદિને માટે આખ્યાયિકા છે —

जनकꣳ ह वैदेहं याज्ञवल्क्यो जगाम स मेने न वदिष्य इत्यथ ह यज्जनकश्च वैदेहो याज्ञवल्क्यश्चाग्निहोत्रे समूदाते तस्मै ह याज्ञवल्क्यो वरं ददौ स ह कामप्रश्नमेव वव्रे तꣳ हास्मै ददौ तꣳ सम्राडेव पूर्वं पप्रच्छ ॥ १ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ વૈદેહ જનકપ્રતિ યાજ્ઞવલ્ક્ય [ યોગક્ષેમમાટે ] જતા હવા. [ જતાં જતાં ] તે [ યાજ્ઞવલ્ક્ય " હું રાજાની સાથે ] સંવાદ નહિ કરું " એમ વિચારતા હવા પછી પ્રસિદ્ધ વૈદેહ જનક તથા યાજ્ઞવલ્ક્ય [ પરસ્પર ] અગ્નિહોત્રમાં ( અગ્નિહોત્રના સંબંધમાં ) સંવાદ કરતા હવા. [ તેમાં અગ્નિહોત્રના સંબંધનું રાજાનું વિજ્ઞાન જોઈ સંતોષ પામેલા ] યાજ્ઞવલ્ક્ય પ્રસિદ્ધ તે[ રાજા ]ને વર આપતા હવા, પ્રસિદ્ધ તે [ જનક ] ઈચ્છાપ્રશ્નરૂપ[ વર ]-જ માગતા હવા, [ અને ] તે [ વર ] પ્રસિદ્ધ આ[ રાજા ]ને [ યાજ્ઞવલ્ક્ય ] આપતા હવા, [ તેથી ] તે[ મૌન બેઠેલા યાજ્ઞવલ્ક્ય ]ને પ્રથમ સાર્વભૌમજ પૂછતા હવા. ૧

याज्ञवल्क्य किंज्योतिरयं पुरुष इति । आदित्यज्योतिः सम्राडिति होवाचाऽऽदित्येनैवायं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म कुरुते विपल्येतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥ २ ॥

શબ્દાર્થઃ—" હે યાજ્ઞવલ્ક્ય ! આ શરીર ( કાર્યકરણસંઘાત )કયા પ્રકાશવાળું [ છે ? જે પ્રકાશવડે અનુગ્રહ પામ્યું છતું આ શરીર બેસવા આદિનો વ્યવહાર કરે [ છે ] " એમ [ પૂછે સતે ] " હે સાર્વભૌમ ! સૂર્યરૂપ પ્રકાશવાળું [ છે ] " એમ પ્રસિદ્ધ [ મુનિ ] બોલ્યા "[ શરીર અને કરણાદિથી ભિન્ન નેત્રપર અનુગ્રહ કરનાર ] આદિત્યરૂપ પ્રકાશવડેજ આ [ દેહ ] બેસે છે, જાય છે, [ જઈને ખેતર આદિમાં ] કામ કરે છે, [ ને પછી ] પાછો આવે છે." એમ [ કહે સતે રાજા કહે છેઃ-] " હે યાજ્ઞવલ્ક્ય ! આ એમજ [ છે. ] " ૨

अस्तमित आदित्ये याज्ञवल्क्य किंज्योतिरेवायं पुरुष इति चन्द्रमा एवास्य ज्योतिर्भवतीति चन्द्रमसैवायं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म कुरुते विपल्येतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥ ३ ॥

શબ્દાર્થઃ—" હે યાજ્ઞવલ્ક્ય ! આદિત્ય અસ્ત થયે [ સતે ] પ્રસિદ્ધ આ પિંડ કયા પ્રકાશવાળો [ છે ? " ] એમ [ પૂછે સતે મુનિ કહે છેઃ- ] " ચંદ્રમાજ આનો પ્રકાશ થાય છે. " ઇતિ " ચંદ્રમારૂપ પ્રકાશવડેજ આ બેસે છે, જાય છે, [ જઈને ] કર્મ કરે છે, [ ને ] પાછો આવે છે. ' એમ [ કહે સતે રાજા કહે છે.- ] " હે યાજ્ઞવલ્ક્ય ! આ એમજ [ છે. ] " ૩

अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते किंज्योतिरेवायं पुरुष इत्यग्निरेवास्य ज्योतिर्भवतीत्यग्निनैवायं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म कुरुते विपल्येतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥ ४ ॥

શબ્દાર્થઃ—" આદિત્ય આથમે [ સતે તથા ] ચંદ્રમા આથમે [ સતે ] હે યાજ્ઞવલ્ક્ય ! પ્રસિદ્ધ આ પુરુષ કયા પ્રકાશવાળો [ છે ? ]" એમ [ પૂછે સતે મુનિ કહે છેઃ- ] " અગ્નિજ આનો પ્રકાશ થાય છે. " ઇતિ " અગ્નિરૂપ પ્રકાશવડેજ આ બેસે છે, જાય છે, કર્મ કરે છે. [ ને ] પાછો આવે છે. " એમ [ કહે સતે રાજા કહે છેઃ-] " હે યાજ્ઞવલ્ક્ય ! આ એમજ [ છે ] " ૪

अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते शान्तेऽग्नौ किंज्योतिरेवायं पुरुष इति वागेवास्य ज्योतिर्भवतीति वाचैवायं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म कुरुते विपल्येतीति

तस्माद्वै सम्राडपि यत्र स्वः पाणिर्न विनिर्ज्ञायतेऽथ यत्र वागुच्चरत्युपैव तत्र न्येतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥ ५ ॥

શબ્દાર્થઃ—" હે યાજ્ઞવલ્ક્ય ! આદિત્ય આથમે [ સતે, ] ચંદ્રમા આથમે [ સતે ને ] અગ્નિ શાંત થયે [ સતે ] પ્રસિદ્ધ આ પુરુષ કયા પ્રકાશવાળો [ છે ? ]" એમ [ પૂછે સતે મુનિ કહે છે.-] " શબ્દજ આનો પ્રકાશ થાય છે " ઇતિ [ શબ્દરૂપ વિષયવડે શ્રોત્રઇંદ્રિય પ્રદીપ્ત થાય છે, શ્રોત્રઇંદ્રિય પ્રદીપ્ત થવાથી મનમાં વિવેક ઉત્પન્ન થાય છે, તે વિવેકયુક્ત મનવડે પુરુષની તે શબ્દ આવતો હોય તે ભણી જવાની તથા બીજી પ્રવૃત્તિ થાય છે તેથી] શબ્દરૂપ પ્રકાશવડેજ આ બેસે છે, જાય છે, કર્મ કરે છે, [ ને ] પાછો આવે છે, [ જેથી ] એમ [ છે ]તેથીજ હે સાર્વભૌમ ! જ્યારે ( ચોમાસાની અંધારી રાતે ) પોતાનો હાથ પણ સ્પષ્ટ જણાતો નથી ત્યારે [ બાહ્ય પ્રકાશના અભાવવડે સર્વ પ્રવૃત્તિનો નિરોધ પ્રાપ્ત થયે ભૂલો પડેલો મનુષ્ય ] જ્યાં [ માણસનો, કૂતરાનો વા ગધેડાનો ] શબ્દ થાય છે ત્યાં સમીપ જાય છેજ, [ ને ગામ વા માર્ગને પ્રાપ્ત થાય છે. " એમ કહે સતે રાજા કહે છે -] " હે યાજ્ઞવલ્ક્ય ! આ એમજ [ છે. ] " ૫

अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते शान्तेऽग्नौ शान्तायां वाचि किंज्योतिरेवायं पुरुष इत्यात्मैवास्य ज्योतिर्भवतीत्यात्मनैवायं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म कुरुते विपल्येतीति ॥ ६ ॥

શબ્દાર્થઃ—" હે યાજ્ઞવલ્ક્ય ! સૂર્ય આથમે [ સતે, ] ચંદ્ર આથમે [ સતે, ] અગ્નિ શાંત થયે [ સતે, ને ] વાણી શાંત થયે [ સતે અર્થાત્ સ્વપ્નાવસ્થામાં ] પ્રસિદ્ધ આ પુરુષ કયા પ્રકાશવાળો [ છે ? ] " એમ [ પૂછે સતે મુનિ કહે છેઃ- ] " આત્માજ આનો પ્રકાશ થાય છે " ઈતિ " આત્મરૂપ પ્રકાશવડેજ આ [ તે સમયમાં ] બેસે છે, જાય છે, કર્મ કરે છે, [ ને ] પાછો આવે છે " ઇતિ. ૬

कतम आत्मेति योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः स समानः सन्नुभौ लोकावनुसंचरति ध्यायतीव लेलायतीव स हि स्वप्नो भूत्वेमं लोकमतिक्रामति मृत्यो रूपाणि ॥ ७ ॥

શબ્દાર્થઃ—" [ બુદ્ધિ આદિ ઘણા પદાર્થોમાં ] કયો આત્મા ? " એમ [ પૂછે સતે મુનિ કહે છે.-] " જે આ વિજ્ઞાનમય ( બુદ્ધિરૂપ ઉપાધિમાં બુદ્ધિજેવો પ્રતીત થનારો ) [ પાંચ કર્મેંદ્રિયો. પાંચ જ્ઞાનેંદ્રિયો ને પાંચ પ્રાણરૂપ ] પ્રાણોની સમીપમાં સ્થિત બુદ્ધિની અંતર [ વર્તમાન ] ચિન્માત્ર પુરુષ [ છે તે આત્મા છે ] તે [ આત્મા સમીપપણાથી ] સમાન ( બુદ્ધિના જેવો ) [ પ્રતીત ] થઈ [ આ લોક ને પરલોકરૂપ ] ઉભય લોકપ્રતિ અનુક્રમે [ પ્રાપ્ત દેહને ત્યજતો છતો તથા અન્ય દેહને ગ્રહણ કરતો છતો ] સંચરે છે. [ ઉપાધિથી આત્મામાં એવી પ્રતીતિ થાય છે, વસ્તુતાએ તે સંચરતો નથી આ પ્રત્યક્ષ છે એમ જણાવે છે.- ધ્યાનવ્યાપારવાળી બુદ્ધિમાં સ્થિત હોય તેને પ્રકાશતો છતો આત્મા પણ ] ધ્યાન કરતો હોય એવો [ જણાય છે, પણ વસ્તુતાએ તે ધ્યાન કરતો નથી, તથા બુદ્ધિ આદિ કરણો ચલાયમાન થયાં હોય તો તેમના પ્રકાશકપણાવડે આત્મા પણ ] ચલાયમાન થતો હોય એવો

[ જણાય છે, પણ વસ્તુતાએ તે ચલાયમાન થતો નથી. ] જેથી તે [ આત્મા ] સ્વપ્નવાળો (સ્વપ્નને આકારે પરિણામ પામેલી બુદ્ધિવૃત્તિના પ્રકાશકપણાવડે તેના આકારવાળો ) થઈને આ શરીરનું અભિમાન ત્યજે છે, [ તથા અજ્ઞાનરૂપ] ] મૃત્યુનાં [ ક્રિયા ને ફલભૂત ] રૂપોનું [ અભિમાન પણ ત્યજે છે તેથી સંચરણાદિક આત્માનો સ્વભાવ નથી ] ૭

જેમ એક શરીરમા સ્વપ્નમાં તથા જાગ્રત્મા ગમન કરનાર આત્માનું દેહાદિથી અતિરિક્તપણું છે તેમ આ લોકના તથા પરલોકના ગમનાગમના કથનવડે પણ તે આત્મા દેહાદિથી ભિન્ન છે એમ જણાય છેઃ—

स वा अयं पुरुषो जायमानः शरीरमभिसंपद्यमानः पाप्मभिः सꣳसृज्यते स उत्क्रामन्म्रियमाणः पाप्मनो विजहाति ॥ ८ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે આ પુરુષ ઉત્પન્ન થયો [ છતો એટલે ] શરીરમાં આત્મભાવને પામ્યો [ છતો ] પાપોની ( ધર્માધર્મનાં આશ્રય કાર્યકરણોની ) સાથે જોડાય છે [ પુન ] તે [ જ શરીરાદિનો આરંભ કરનારાં કર્મોનો ક્ષય થયે સતે ] મરવા પડ્યો [ છતો એટલે અન્ય શરીરમાટે ] ઉત્ક્રમણ કરતો [ છતો સંયોગ પામેલાં તે કાર્યકરણરૂપ [ પાપોનો [ અભિમાનના ત્યાગમાત્રવડે ] પરિત્યાગ કરે છે. ૮

तस्य वा एतस्य पुरुषस्य द्वे एव स्थाने भवत इदं च परलोकस्थानं च सन्ध्यं तृतीयꣳ स्वप्नस्थानं तस्मिन्सन्ध्ये स्थाने तिष्ठन्नेते उभे स्थाने पश्यतीदं च परलोकस्थानं च । अथ यथाक्रमोऽयं परलोकस्थाने भवति तमाक्रममाक्रम्योभयान्पाप्मन आनन्दाꣳश्च पश्यति स यत्र प्रस्वपित्यस्य लोकस्य सर्वावतो मात्रामपादाय स्वयं विहत्य स्वयं निर्माय स्वेन भासा स्वेन ज्योतिषा प्रस्वपित्यत्रायं पुरुषः स्वयं ज्योतिर्भवति ॥ ९ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે આ પુરુષનાં બેજ સ્થાન છે આ [ વર્તમાન જન્મ એક ] ને [ બીજુ ] પરલોકરૂપ ( ભાવિજન્મરૂપ ) સ્થાન [ છે, આ બંનેની ] સંધિમાં રહેલું ત્રીજું સ્વપ્નસ્થાન [ છે ] તે સંધિમાં રહેલા સ્થાનમાં સ્થિત [ છતો ] આ [ જન્મરૂપસ્થાન ] ને ભાવિજન્મરૂપ સ્થાન આ બંને સ્થાનને જુએ છે હવે આ [ પુરુષ ] ભાવિજન્મરૂપ સ્થાનમાં [ વિદ્યા કર્મ ને પૂર્વપ્રજ્ઞારૂપ ] જેવા આધારવાળો થાય છે, [ બીજભૂત ] તે આધારનો આશ્રય કરીને બંનેને [ એટલે ] પાપોને ( પાપોનાં ફલ દુખોને ) તથા [ પુણ્યના ફલરૂપ ] સુખોને [ ધર્મથી વા દેવની કૃપાથી ઉત્તરવયમાં સ્વપ્નવિષે ] જુએ છે તે [ આત્મા ] જ્યારે સારી રીતે સ્વપ્નને અનુભવે છે [ ત્યારે ] આ [ દૃષ્ટ તથા સંસર્ગના કારણભૂત અધ્યાત્માદિ વિભાગસહિત ] સર્વવાળા ( ભૂતભૌતિકમાત્રાવાળા ) દેહના [ વાસનારૂપ ] અવયવને ગ્રહણ કરીને, પોતે [ જાગ્રત્ના શરીરને ] જ્ઞાનરહિત કરીને, પોતે [ પોતાના કર્મને અનુસરનારો પ્રાતિભાસિક સ્વપ્નદેહ ] નિર્માણ કરીને, પોતાના ( અંતઃકરણની વૃત્તિના) પ્રકાશવડે આત્માના પ્રકાશવડે નિર્માણ થયેલી વસ્તુને વિષય કરતો છતો ] શયન કરે છે અહિં ( આ સ્વપ્નાવસ્થામાં ) આ આત્મા [ આદિત્યાદિના અભાવથી, ને ઇંદ્રિયોનો સંકોચ થયેલો હોવાથી, તથા મન વિષયાકારે થયેલું હોવાથી ] પોતે[ જ સર્વના સંસર્ગથી રહિત ] પ્રકાશરૂપ થાય છે ૯

સ્વપ્નમા સર્વ વસ્તુઓ આદિ વાસનાથી નિર્માણ થયેલ છે એમ જણાવે છેઃ—

न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्त्यथ रथान्रथयोगान्पथः सृजते न तत्राऽऽनन्दा मुदः प्रमुदो भवन्त्यथाऽऽनन्दान्मुदः प्रमुदः सृजते न तत्र वेशान्ताः पुष्करिण्यः स्रवन्त्यो भवन्त्यथ वेशान्तान्पुष्करिणीः स्रवन्तीः सृजते स हि कर्ता ॥ १० ॥

શબ્દાર્થઃ—ત્યાં ( સ્વપ્નમાં ) રથો નથી, અશ્વાદિકો નથી, [ તથા ] માર્ગો નથી તોપણ [ વાસનારૂપ ] રથોને, અશ્વાદિકોને [ તથા ] માર્ગોને રચે છે. ત્યાં સુખો નથી, [ પુત્રાદિના સંબંધથી થનારા ] હર્ષો [ નથી, તથા એવાંજ નિમિત્તોથી થનારા ] અતિહર્ષો [ નથી ] તોપણ [ વાસનારૂપ ] આનંદોને, હર્ષોને [ તથા ] અતિહર્ષોને રચે છે. ત્યાં ખાબોચીઆં, તળાવો [ કે ] નદીઓ નથી તોપણ [ વાસનારૂપ ] ખાબોચીઆંને, તળાવોને [ ને ] નદીઓને રચે છે, કેમકે તે ( આરોપિત જીવાત્મા ) [ વાસના આદિના સાક્ષીપણાવડે ] કર્તા [ છે ] ૧૦

तदेते श्लोका भवन्ति। स्वप्नेन शारीरमभिप्रहत्यासुप्तः सुप्तानभिचाकशीति। शुक्रमादाय पुनरैति स्थानꣳ हिरण्मयः पुरुष एकहꣳसः ॥ ११ ॥

શબ્દાર્થઃ—તેમાં આ મંત્રો છેઃ-[ આત્મા ] સ્વપ્નવડે શરીરને નિશ્ચેષ્ટ કરીને [ પોતે અલુપ્તપ્રકાશરૂપ હોવાથી ] નહિ સૂતો [ છતો ] સૂતેલાઓને ( અંતઃકરણની વૃત્તિના આશ્રિત સર્વ પદાર્થોને ) [ આત્મદૃષ્ટિવડે ] પ્રકાશે છે; [ સ્વપ્નના ભોગનો ક્ષય થયા પછી તે ] ચૈતન્યપ્રકાશરૂપ [ ને ] એક [ જ જાગ્રદાદિપ્રતિ ] જનારો પુરુષ શુદ્ધને ( ઇંદ્રિયાદિ અવયવોને ) ગ્રહણ કરીને પુનઃ [ કર્મવશાત્ જાગરિત ]સ્થાનપ્રતિ આવે છે. ૧૧

પુનઃ પણ સ્વપ્નમાં રહેલા વિશેષો કહે છે.—

प्राणेन रक्षन्नवरं कुलायं बहिष्कुलायादमृतश्चरित्वा। स ईयतेऽमृतो यत्र कामꣳ हिरण्मयः पुरुष एकहꣳसः ॥ १२ ॥

શબ્દાર્થઃ—તે ચૈતન્યજ્યોતીરૂપ [ ને જાગ્રદાદિપ્રતિ ] એકલો જનારો પુરુષ સ્વપ્નાવસ્થામાં પાંચ વૃત્તિવાળા ] પ્રાણવડે [ અપવિત્રપણાથી ] કનિષ્ઠ [ એવા આ ] શરીરનું રક્ષણ કરતો [ છતો પોતે ] અસંગ [ હોઇને તે ] શરીરથી બહાર ભ્રમણ કરીને ( બુદ્ધિના સંયોગથી બહાર ભ્રમણ કર્યાજેવું કરીને ) જે[ વિષયો ]માં [ ઉદ્ભૂતવૃત્તિરૂપ ઇચ્છાવાળો થાય છે તે ] ઇચ્છાને મરણધર્મરહિત [ છતો ] પામે છે. ૧૨

स्वप्नान्त उच्चावचमीयमानो रूपाणि देवः कुरुते बहूनि। उतेव स्त्रीभिः सह मोदमानो जक्षदुतेवापि भयानि पश्यन् ॥ १३ ॥

શબ્દાર્થઃ—[ વળી ] સ્વપ્નસ્થાનમાં [ દેવાદિભાવરૂપ ] ઉંચને તથા [ તિર્યગાદિભાવરૂપ ] નીચને પ્રાપ્ત થતો [ છતો તે આત્મરૂપ ] દેવ [ વાસનામય ] ઘણાં શરીરો રચે છે. સ્ત્રીઓની સાથે ક્રીડા કરતો હોય એવો, અથવા [ બંધુ આદિની સાથે ] હસતો હોય એવો, વા [ સિંહવ્યાઘ્રાદિરૂપ ] ભયોને જોતો હોય એવો [ થાય છે. ] ૧૩

आराममस्य पश्यन्ति न तं पश्यति कश्चनेति। तं नाऽऽयतं बोधयेदित्याहुः। दुर्भिषज्यꣳ हास्मै भवति यमेष न प्रतिपद्यते। अथो खल्वाहुर्जागरितदेश एवास्यैष इति

यानि ह्येव जाग्रत्पश्यति तानि सुप्त इत्यत्रायं पुरुषः स्वयं ज्योतिर्भवति सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षाय ब्रूहीति ॥ १४ ॥

શબ્દાર્થઃ—[ મનુષ્યો ] આ[ આત્મા ]ના આરામને ( સ્વપ્નમાં વાસનાવડે રચાયેલાં સ્ત્રી આદિક ક્રીડાનાં સાધનોને ) જુએ છે, [ પણ ] તે[ આત્મા ]ને કોઇ પણ જોતા નથી. ઇતિ તે[ સૂતેલા પુરુષ ]ને સહસા ન જગાડે એમ [ વૈદ્યો ] કહે છે [ સહસા જગાડવાથી કદાચિત્ ] જે[ ઇંદ્રિયદેશ છે તે ]ને આ [ આત્મા ] પામતો નથી, [ વા વિપરીતપણે પામે છે તેથી અંધપણાદિની પ્રાપ્તિમાં ] આ[ શરીર ]ને સ્પષ્ટ દુર્ભિષજ્ય ( કષ્ટસાધ્ય વા અસાધ્યરોગ ] થાય છે. [ આથી સિદ્ધ થાય છે કે સ્વપ્નમાં આત્મા સ્થૂલશરીરના સંબંધથી રહિત થાય છે. ] વળી [ બીજાઓ ] કહે છે [ કે - ] ' આ જાગરિતસ્થાનજ આ [ સ્વપ્ન ]નો [ વિષય છે, પણ સ્વપ્ન ભિન્ન નથી, ] કેમકે જાગ્રતમાં જે[ પદાર્થો ]ને જુએ છે તેમનેજ સૂતેલો [ પણ જુએ છે. એવી રીતે સ્વપ્નાવસ્થાના અભાવથી આત્માનું સ્વયંજ્યોતિપણું સંભવતું નથી '] આ [ તેમનું કહેવું સંભવરહિત છે, કેમકે સ્વપ્ન જાગ્રત્થી ભિન્ન છે એમ પૂર્વે નિરૂપણ થઇ ગયેલું છે. ] અહિં ( આ સ્વપ્નાવસ્થામાં ) આ પુરુષ સ્વયંપ્રકાશ થાય છે. " [ તે સાંભળી રાજા કહે છેઃ-જેને આપે આ આત્માના સ્વયંપ્રકાશપણાનો ઉપદેશ કર્યો ] તે હું ભગવાનને ( આપને ) સહસ્ર [ ગાયો ] આપુ છું આથી પછી સમ્યગ્જ્ઞાનને માટે [ જે કહેવાયોગ્ય હોય તે ] કહો, [ કે જેવડે આપની કૃપાથી હું સંસારથી વિમુક્ત થઉં ઇતિ ૧૪

એમ પૂછે સતે કર્મ એ આત્માનો સ્વભાવ નથી એમ મુનિ ત્રણ કંડિકાવડે કહે છેઃ—

स वा एष एतस्मिन्संप्रसादे रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति स्वप्नायैव स यत्तत्र किंचित्पश्यत्यनन्वागतस्तेन भवत्यसङ्गो ह्ययं पुरुष इत्येवमेवैतद्याज्ञवल्क्य सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहीति ॥१५॥

શબ્દાર્થઃ—" પ્રસિદ્ધ તે આ [ સ્વપ્નાવસ્થાવાળો સ્વયંપ્રકાશ આત્મા ] આ સુષુપ્તિમાં [ સ્થિત થઇને કર્મનામના મૃત્યુનું ઉલ્લંઘન કરે છે પ્રથમ સ્વપ્નમાં ] ક્રીડા કરીને, [ અહિં તહિં ] વિહાર કરીને, અને સુખનો તથા દુઃખનો અનુભવ કરીનેજ [ પછી સુષુપ્તિમાં સારી રીતે નિર્મલ થાય છે સુષુપ્તિપાછી ] પુન સ્વપ્નમાટેજ વિપરીત ગમનવડે કારણપ્રતિ ( સ્વપ્નસ્થાનપ્રતિ ) આવે છે તે [ આત્મા ] ત્યાં ( સ્વપ્નમાં ) જે કાંઇ [ પુણ્યપાપનું ફલ ] અનુભવે છે તેની [ સાથે ] બંધાતો નથી, કેમકે આ પુરુષ અસંગ [ છે ] " એમ [ કહે સતે રાજા કહે છેઃ- ] " હે યાજ્ઞવલ્ક્ય ! આ ( આપે કહેલું સ્વપ્નાદિમાં આત્માનું કર્મથી અસંબંધપણું ) એમજ [ છે. જેને આપે આ ઉપદેશ કર્યો ] તે હું આપને સહસ્ર [ ગાયો ] આપું છું. આથી પછી વિમુક્તિમાટેજ [ જે કહેવાયોગ્ય હોય તે ] કહો " ઇતિ ૧૫

स वा एष एतस्मिन्स्वप्ने रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति बुद्धान्तायैव स यत्तत्र किंचित्पश्यत्यनन्वागतस्तेन भवत्यसङ्गो ह्ययं पुरुष इत्येवमेवैतद्याज्ञवल्क्य सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहीति ॥ १६ ॥

શબ્દાર્થઃ—' પ્રસિદ્ધ તે આ [ આત્મા ] આ સ્વપ્નમાં ક્રીડા કરીને, ભ્રમણ કરીને, અને સુખનો તથા દુઃખનો અનુભવ કરીનેજ પુન. જાગ્રતસ્થાનમાટેજ વિપરીત ગતિવડે

કારણપ્રતિ ( જાગ્રત્સ્થાનપ્રતિ ) આવે છે. તે [ આત્મા ] ત્યાં ( સ્વપ્રમાં ) જે કાંઇ [ પુણ્ય-પાપનું ફલ ] અનુભવે છે તેની [ સાથે ] બંધાતો નથી, કેમકે આ પુરુષ અસંગ [ છે.]" એમ [ કહે સતે રાજા કહે છે - ] " હે યાજ્ઞવલ્ક્ય ! આ એમજ [ છે. જેને આપે આ ઉપદેશ કર્યો ] તે હું આપને સહસ્ર [ ગાયો ] આપું છું આથી આગળ વિમોક્ષમાટેજ [ જે કહેવાયોગ્ય હોય તે ] કહો." ઇતિ ૧૬

स वा एष एतस्मिन्बुद्धान्ते रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति स्वप्नान्तायैव ॥ १७ ॥

**શબ્દાર્થઃ**—'પ્રસિદ્ધ તે આ [ સ્વપ્રથી પાછો આવેલો આત્મા ] આ જાગ્રત્માં ક્રીડા કરીને, ભ્રમણ કરીને, અને સુખનો તથા દુઃખનો અનુભવ કરીનેજ પુનઃ સ્વપ્રસ્થાનમાટેજ વિપરીત ગમનવડે કારણપ્રતિ ( સ્વપ્નસ્થાનપ્રતિ આવે છે. ૧૭

સ્વપ્રમાં તથા જાગ્રત્માં સંચરતો છતો પણ આ આત્મા અસંગપણાથી તેના ધર્મોને વશ થતો નથી એમ દૃષ્ટાંતપૂર્વક કહે છેઃ—

तद्यथा महामत्स्य उभे कूले अनुसंचरति पूर्वं चापरं चैवमेवायं पुरुष एतावुभावन्तावनुसंचरति स्वप्नान्तं च बुद्धान्तं च ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—તેમાં [ દૃષ્ટાંતઃ- ] જેમ મહાન્ મત્સ્ય [ નદીના ] પૂર્વ તથા અપર [ આ ] બંને તટપ્રતિ [ બંને તટથી ભિન્ન તથા પ્રવાહને અધીન નહિ થયો છતો ] અનુક્રમ સંચરે છે તેમજ આ પુરુષ સ્વપ્રસ્થાન તથા જાગરિતસ્થાન આ બંને સ્થાનપ્રતિ [ તેઓથી ભિન્ન ને તેઓના ધર્મોથી સ્પર્શ નહિ પામ્યો છતો ] અનુક્રમે સંચરે છે. ૧૮.

એવી રીતે સુષુપ્તિમાં પણ તેનું વિલક્ષણપણું દૃષ્ટાંતપૂર્વક દેખાડે છેઃ—

तद्यथाऽस्मिन्नाकाशे श्येनो वा सुपर्णो वा विपरिपत्य श्रान्तः संहत्य पक्षौ संलयायैव ध्रियत एवमेवायं पुरुष एतस्मा अन्ताय धावति यत्र सुप्तो न कंचन कामं कामयते न कंचन स्वप्नं पश्यति ॥ १९ ॥

**શબ્દાર્થઃ**—તેમાં [ ઉદાહરણઃ- ] જેમ આ આકાશમાં શ્યેન ( બાજ ) વા સિંચાણો વિવિધ [ દિશામાં ] ઊડીને થાક્યો [ છતો પાંખો સારી રીતે પહોળી કરીને માળાને માટેજ [ પોતાવડે પોતાને ] ધારણ કરે છે ( પોતાનાથી ઊડે છે ) તેમજ આ પુરુષ [ જાગ્રત્ના તથા સ્વપ્નના પરિભ્રમણવડે શ્રમ પામ્યો છતો ] આ [ જાગ્રત્સ્વપ્નના ] અંતમાટે દોડે છે. જેમાં ( જાગ્રત્સ્વપ્નના અંતરૂપ અજ્ઞાત બ્રહ્મમાં ) સૂતો [ છતો ] કોઈ પણ વિષયની ઇચ્છા કરતો નથી, [ તથા ] કાંઈ પણ સ્વપ્ન જોતો નથી. ૧૯

બે શરીર, બે અવસ્થા અને તેઓના ધર્મોની સાથે આત્માનો સ્વાભાવિક સંબંધ નથી, કેમકે તેઓ પોતાના કારણભૂત અવિદ્યામાં લીન થાય છે એમ કહ્યું હવે અવિદ્યાનો સંબંધ પણ સ્વાભાવિક નથી એમ દેખાડવાને તેનું પોતાના કાર્યદ્વારા પ્રત્યક્ષપણું છે એમ ઉપોદ્‌ઘાતપૂર્વક કહે છે—

ता वा अस्यैता हिता नाम नाड्यो यथा केशः सहस्रधा भिन्नस्तावताऽणिम्ना तिष्ठन्ति शुक्लस्य नीलस्य पिङ्गलस्य हरितस्य लोहितस्य पूर्णा अथ यत्रैनं घ्नन्तीव जिनन्तीव

हस्तीव विच्छाययति गर्तमिव पतति यदेव जाग्रद्भयं पश्यति तदत्राविद्यया मन्यतेऽथ यत्र देव इव राजेवाहमेवेदँ सर्वोऽस्मीति मन्यते सोऽस्य परमो लोकः ॥ २० ॥

શબ્દાર્થ:—આ [ શરીર ]ની પ્રસિદ્ધ તે આ હિતાનામની નાડીઓ જેમ વાળ સહસ્રપ્રકારે ભેદન કર્યો હોય તેટલા સૂક્ષ્મ[ પરિમાણુ ]વડે સ્થિત છે. [ તે નાડીઓ ] ધોળા, નીલા, પિંગળા, લીલા[ ને ] રાતા[ રસ ]થી ભરેલી [ છે. આ નાડીઓમાં અવિદ્યાના કાર્યભૂત સૂક્ષ્મશરીર સ્થિત છે. ] હવે જ્યારે ( સ્વપ્નસમયમાં ) આને [ ચોર આદિ ] હણતા હોય એમ, [ અન્ય કોઇ દાસરૂપે ] વશ કરતા હોય એમ, [ ક્યારેક ] હાથી દોડાવતો હોય એમ, [ ને ક્યારેક ] ખાડામાં પડતો હોય એમ [ પ્રતીત થાય છે, તે મિથ્યા છે, વાસ્તવિક નથી ] જે જાગ્રતમાં પ્રસિદ્ધ ભય[ હેતુ ]ને જુએ છે તેને અહિં ( સ્વપ્નમાં ) [ અધર્મથી પ્રકટ થયેલી વાસનારૂપ ] અવિદ્યાવડે જુએ છે. હવે જ્યારે ( સ્વપ્નમાં ) [ પોતાને ] દેવજેવો [ વા ] રાજાજેવો [ જાગ્રત્કાલમાં કરેલી દેવાદિની ઉપાસનાથી ઉપજેલી તે તે વાસનાને લીધે જુએ છે તે પણ મિથ્યા છે. એવી રીતે અવિદ્યાનો સંબંધ આત્માને સ્વભાવિક નથી. જાગ્રત્‌ની વાસનાવાળા સ્વપ્નમાં ] આ[ સર્વે ] હુંજ [ છું, તે ચિન્માત્રરૂપ મારાથી આ ભિન્ન નથી, આથી હું ] પૂર્ણ છું, એમ જાણે છે તે સર્વાત્મભાવ ] આ[ આત્મા ]નો [ જ્ઞાનવડે સંપાદન કરેલો સ્વાભાવિક પૂર્ણ લોક [ છે. ] ૨૦

હવે તે સર્વાત્મભાવરૂપ મોક્ષને સુષુપ્તિઅવસ્થાનું અવલંબન કરીને બે કંડિકાવડે પ્રકટ કરે છે:—

तद्वा अस्यैतदतिच्छन्दा अपहतपाप्माभयँ रूपम् । तद्यथा प्रियया स्त्रिया संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नाऽऽन्तरमेवमेवायं पुरुषः प्राज्ञेनाऽऽत्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नाऽऽन्तरं तद्वा अस्यैतदाप्तकाममात्मकाममकामँ रूपँ शोकान्तरम् ॥ २१ ॥

શબ્દાર્થ:—આ [ સર્વાત્મભાવને પામેલા ]નું તે આ પ્રસિદ્ધરૂપ [છે:- ] કામરહિત, ધર્માધર્મરહિત [ ને ] અભય. ( ભય તથા તેના કારણ અવિદ્યાથી રહિત. ) [ अतिच्छन्दं ને સ્થાને अतिच्छन्दा એવો પ્રયોગ છાંદસ છે. અવિદ્યા, કામ ને કર્માદિની પેઠે કહેલું સ્વયંપ્રકાશપણું પણ સુષુપ્તિમાં દેખાતું નથી તેથી તે પણ આત્માનું સ્વાભાવિક રૂપ નથી એવી આશંકા થાય તો ત્યાં અદર્શનમાં વિશેષજ્ઞાનનો અભાવજ હેતુ છે એમ દૃષ્ટાંતપૂર્વક કહે છે:- ] તેમાં ( સુષુપ્તિમાં એકપણું થયે સતે વિશેષજ્ઞાનના અભાવમાં ) [ આ દૃષ્ટાંત છે:-] જેમ પ્રિય સ્ત્રી [ સાથે ]સારી રીતે એકપણું પામી ગયેલો [ કામી સંભોગના ફલને અનુભવતો છતો પોતાથી ] બહારની કોઈ પણ [ વસ્તુને ] જાણતો નથી, [ તથા દુઃખાદિરૂપ ] આંતર [ વસ્તુ ]ને [ જાણતો ] નથી તેમજ [ જલચંદ્રની પેઠે કાર્યકરણમાં પ્રવેશ પામેલો ] આ ક્ષેત્રજ્ઞ [ ઉપાધિના વિલયથી ] અવિદ્યાના સાક્ષિરૂપ આત્માની [ સાથે ] અત્યંત એકીભૂત થયેલો [ એકીભૂતપણાથી ] બહારનું કાંઈ પણ જાણતો નથી, [ તથા ] અંતરનું [ કાંઈ પણ જાણતો ] નથી. આ[ સુષુપ્તિમાં સર્વાત્મભાવ પામેલા આત્મા ]નું તે આ પ્રસિદ્ધ રૂપ [ છે:- ] આપ્તકામ, આત્મકામ, કામનારહિત [ ને ] શોકશૂન્ય. ૨૧.

એવી રીતે કામાદિસંબંધથી રહિતપણું કહીને હવે કર્મના સંબંધથી આત્માનું રહિતપણું કહે છે:—

अत्र पिताऽपिता भवति माताऽमाता लोका अलोका देवा अदेवा वेदा अवेदा

अत्र स्तेनोऽस्तेनो भवति भ्रूणहाऽभ्रूणहा चाण्डालोऽचाण्डालः पौल्कसोऽपौल्कसः श्रमणोऽश्रमणस्तापसोऽतापसोऽनन्वागतं पुण्येनानन्वागतं पापेन तीर्णो हि तदा सर्वाञ्छोकान्हृदयस्य भवति ॥ २२ ॥

શબ્દાર્થઃ—અહિં ( સુષુપ્તિમાં ) [ કર્મરૂપ કારણના અભાવથી ] પિતા અપિતા થાય છે, માતા અમાતા [ થાય છે, ભૂરાદિ ] લોકો અલોકો [ થાય છે, ] દેવો અદેવો [ થાય છે, અને સાધ્યસાધનનો સંબંધ કહેનારા ] વેદો અવેદો [ થાય છે. વળી ] અહિં ( સુષુપ્તિમાં ) સ્તેન ( બ્રાહ્મણનું સોનું ચોરનાર ) અસ્તેન થાય છે, ભ્રૂણહા ( શ્રેષ્ઠ બ્રાહ્મણનું હનન કરનાર ) અભ્રૂણહા [ થાય છે, ] ચાંડાલ ( બ્રાહ્મણીમાં શૂદ્રથી જન્મેલો ) અચાંડાલ [ થાય છે, ] પુલ્કસ ( બ્રાહ્મણથી શૂદ્રીમાં ઉપજેલો તે નિષાદ, તે નિષાદથી ક્ષત્રિયાણીમાં જન્મેલો ) અપુલ્કસ [ થાય છે, ] સંન્યાસી અસંન્યાસી [ થાય છે, તથા ] વાનપ્રસ્થ અવાનપ્રસ્થ [ થાય છે સંબંધજનક કર્મના અનંતપણાથી બે પ્રકારે ઉપસંહાર કરીને તેનાથી અતીતપણું કહે છે:-તે આત્મતત્ત્વ શાસ્ત્રવિહિત કર્મરૂપ ] પુણ્યની [ સાથે ] સંબંધવિનાનું [ થાય છે, તથા વિહિત ક્રિયાના નહિ કરવારૂપ ને નિષિદ્ધકર્મના કરવારૂપ ] પાપની [ સાથે પણ ] સંબંધવિનાનું [ થાય છે ] કેમકે [ આત્મા ] ત્યારે બુદ્ધિના સર્વ શોકોનું [ તથા તેના હેતુભૂત કામોનું ] ઉલ્લંઘન કરેલો થાય છે ૨૨

સુષુપ્તિમાં એકપણાની પ્રાપ્તિથી વિશેષજ્ઞાનનો અભાવ છે, પણ સ્વયંપ્રકાશપણાના અભાવથી વિશેષ જ્ઞાનનો અભાવ નથી એમ પૂર્વે કહ્યું તેને સ્પષ્ટ કરે છે:—

यद्वै तन्न पश्यति पश्यन्वै तन्न पश्यति न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात् । न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यत्पश्येत् ॥ २३ ॥

શબ્દાર્થઃ—તેમાં ( સુષુપ્તિમાં ) [ આત્મા ] નથીજ જોતો [ એમ ] જો [ માનતા હો તો તેમ ન માનવું. જેથી ] ત્યાં [ સ્વરૂપચૈતન્યવડે સર્વના સાક્ષીપણાથી તે જોતો [ છતો ]જ [ દ્રષ્ટવ્ય પદાર્થસમૂહને ] જોતો નથી એમ પણ સંભવે છે, એવી રીતે સ્વરૂપના દર્શન ને વિશેષના અદર્શનની પ્રતિજ્ઞા કરાય છે. તેમાં પ્રથમની પ્રતિજ્ઞામાં હેતુ કહે છે- ] દ્રષ્ટાની [ સ્વરૂપભૂત ] દૃષ્ટિનો અવિનાશીપણાથી [ અગ્નિના ઉષ્ણપણાની પેઠે ] વિનાશ વિદ્યમાન નથીજ. [ હવે બીજી પ્રતિજ્ઞામાં હેતુ કહે છે:- ] ત્યાં ( સુષુપ્તિમાં ) તે [ આત્મસ્વરૂપ ]થી બીજું [ પ્રમાતાનું રૂપ તથા ] અન્ય [ નેત્રાદિરૂપ કરણ ને ] વિભક્ત ( રૂપાદિ લક્ષણવાળું પ્રમેય ) તો નથી [ કે ] જે [ પ્રમેય ]ને [પ્રમાતા નેત્રવડે ] જુએ. ૨૩

यद्वै तन्न जिघ्रति जिघ्रन्वै तन्न जिघ्रति न हि घ्रातुर्घ्रातेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यज्जिघ्रेत् ॥ २४ ॥

શબ્દાર્થઃ—તેમાં [ આત્મા ] નથીજ સુંઘતો [ એમ ] જો [ માનતા હો તો તેમ ન માનવું જેથી ] ત્યાં [ સર્વના સાક્ષીપણાવડે તે ] સુંઘતો છતો ]જ [ સુંઘવાયોગ્ય પદાર્થોને ] સુંઘતો નથી, સુંઘનારની [ સ્વરૂપભૂત ] સુંઘવાની શક્તિનો અવિનાશીપણાથી વિનાશ વિદ્યમાન નથીજ. ત્યાં તે [ આત્મા ]થી બીજું અન્ય વિભક્ત તો નથી [ કે ] જેને [ પ્રમાતા નાસિકાવડે ] સુંઘે. ૨૪

यद्वै तन्न रसयते रसयन्वै तन्न रसयते न हि रसयितू रसयतेर्विपरिलोपो विद्यतेऽवि-
नाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यद्रसयेत् ॥ २५ ॥

શબ્દાર્થઃ—તેમાં [ આત્મા ] નથીજ સ્વાદ લેતો [ એમ ] જો [ માનતા હો તો તેમ ન માનવું. જેથી ] ત્યાં [ સર્વના સાક્ષીપણાવડે તે ] સ્વાદ લેતો [ છતો ]જ [ સ્વાદ લેવા-યોગ્ય પદાર્થનો ] સ્વાદ લેતો નથી. સ્વાદ લેનારની [ સ્વરૂપભૂત ] સ્વાદ લેવાની શક્તિનો અવિનાશીપણાથી વિનાશ વિદ્યમાન નથીજ. ત્યાં તે આત્મા ]થી બીજું અન્ય વિભક્ત તો નથી [ કે ] જેનો [ પ્રમાતા જીભવડે ] સ્વાદ લે ૨૫

यद्वै तन्न वदति वदन्वै तन्न वदति न हि वक्तुर्वक्तेर्विपरिलोपो विद्यतेऽविना-
शित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यद्वदेत् ॥ २६ ॥

શબ્દાર્થઃ—તેમાં [ આત્મા ] નથીજ બોલતો [ એમ ] જો [ માનતા હો તો તેમ ન માનવું. જેથી ] ત્યાં [ સર્વના સાક્ષીપણાવડે તે ] બોલતો [ છતો ]જ [ બોલવાયોગ્યને ] બોલતો નથી. બોલનારની [ સ્વરૂપભૂત ] બોલવાની શકિતનો અવિનાશીપણાથી વિનાશ વિદ્યમાન નથીજ. ત્યાં તે [ આત્મા ]થી બીજું અન્ય વિભક્ત તો નથી [ કે ] જેને [ પ્રમાતા વાણીવડે ] બોલે ૨૬

यद्वै तन्न शृणोति शृण्वन्वै तन्न शृणोति न हि श्रोतुः श्रुतेर्विपरिलोपो विद्यतेऽवि-
नाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यच्छृणुयात् ॥ २७ ॥

શબ્દાર્થઃ—તેમાં [ આત્મા ] નથીજ સાંભળતો [ એમ ] જો [ માનતા હો તો તેમ ન માનવું. જેથી ] ત્યાં [ સર્વના સાક્ષીપણાથી તે ] સાંભળતો [ છતો ]જ સાંભળવાયોગ્યને ] સાંભળતો નથી. શ્રોતાની [ સ્વરૂપભૂત ] સાંભળવાની શક્તિનો અવિનાશીપણાથી વિનાશ વિદ્યમાન નથીજ. ત્યાં તે[ આત્મા ]થી બીજું અન્ય વિભક્ત તો નથી [ કે ] જેને [ પ્રમાતા કાનવડે ] સાંભળે. ૨૭

यद्वै तन्न मनुते मन्वानो वै तन्न मनुते न हि मन्तुर्मतेर्विपरिलोपो विद्यतेऽविनाशि-
त्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यन्मन्वीत ॥ २८ ॥

શબ્દાર્થઃ—તેમાં [ આત્મા ] નથીજ સંકલ્પ કરતો [ એમ ] જો [ માનતા હો તો તેમ ન માનવું. જેથી ] ત્યાં [ સર્વના સાક્ષીપણાથી તે ] સંકલ્પ કરતો [ છતો ]જ [ સંકલ્પ કરવાયોગ્યનો ] સંકલ્પ કરતો નથી સંકલ્પ કરનારની [ સ્વરૂપભૂત ] સંકલ્પ કરવાની શક્તિનો અવિનાશીપણાથી વિનાશ વિદ્યમાન નથીજ. ત્યાં તે [આત્મા ]થી બીજું અન્ય વિભક્ત તો નથી [ કે ] જેનો [ પ્રમાતા મનવડે ] સંકલ્પ કરે. ૨૮

यद्वै तन्न स्पृशति स्पृशन्वै तन्न स्पृशति न हि स्प्रष्टुः स्पृष्टेर्विपरिलोपो विद्यते-
ऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यत्स्पृशेत् ॥ २९ ॥

શબ્દાર્થઃ—તેમાં [ આત્મા ] નથીજ સ્પર્શ કરતો [ એમ ] જો [ માનતા હો તો તેમ ન માનવું. જેથી ] ત્યાં [ સર્વના સાક્ષીપણાથી તે ] સ્પર્શ કરતો [ છતો ]જ [ સ્પર્શ

કરવાયોગ્યને ] સ્પર્શ કરતો નથી સ્પર્શ કરનારની [ સ્વરૂપભૂત ] સ્પર્શ કરવાની શક્તિનો અવિનાશીપણાથી વિનાશ વિદ્યમાન નથીજ. ત્યાં તે[ આત્મા ]થી બીજું અન્ય વિભક્ત તો નથી [ કે ] જેનો [ પ્રમાતા ત્વચાવડે ] સ્પર્શ કરે ૨૯

यद्वै तन्न विजानाति विजानन्वै तन्न विजानाति न हि विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यद्विजानीयात् ॥ ३० ॥

શબ્દાર્થ:—તેમાં [ આત્મા ] નથીજ જાણતો [ એમ ] જો [ માનતા હો તો તેમ ન માનવું જેથી ] ત્યાં [ સર્વના સાક્ષીપણાથી તે ] જાણતો [ છતો ]જ [ જાણવાયોગ્ય પદાર્થોને ] જાણતો નથી જાણનારની [ સ્વરૂપભૂત ] જાણવાની શક્તિનો અવિનાશીપણાથી વિનાશ વિદ્યમાન નથીજ ત્યાં તે[ આત્મા ]થી બીજી અન્ય વિભક્ત તો નથી [ કે ] જેને [ પ્રમાતા બુદ્ધિવડે ] જાણે ૩૦

એવી રીતે સુષુપ્તિમાં અવિદ્યામાથી ઉપજેલા દ્વૈતના અભાવથી વિશેષજ્ઞાનનો અભાવ છે એમ વ્યતિરેક કહીને હવે જાગ્રત્સ્વપ્નમા તો દ્વૈતના સદ્‌ભાવથી વિશેષ જ્ઞાનનો સદ્‌ભાવ છે એમ અન્વય કહે છે—

यत्र वा अन्यदिव स्यात्तत्रान्योऽन्यत्पश्येदन्योऽन्यज्जिघ्रेदन्योऽन्यद्रसयेदन्योऽन्यद्वदेदन्योऽन्यच्छृणुयादन्योऽन्यन्मन्वीतान्योऽन्यत्स्पृशेदन्योऽन्यद्विजानीयात ॥ ३१ ॥

શબ્દાર્થ:—જે[ જાગ્રત્ વા સ્વપ્ન ]માં અન્યજેવું ( અવિદ્યાથી પ્રતીત થતી આત્માથી ભિન્ન વસ્તુજેવું ) થાય તે[ અવસ્થા ]માંજ અન્ય ( પોતાને અન્યના જેવો માનનારો ) અન્યને ( પોતાથી વિભક્તજેવી અવિદ્યાથી ઉપજેલી અન્ય વસ્તુને ) જુએ, અન્ય અન્યને સુંઘે, અન્ય અન્યનો સ્વાદ લે, અન્ય અન્યનું કથન કરે, અન્ય અન્યનું શ્રવણ કરે, અન્ય અન્યનો સંકલ્પ કરે, અન્ય અન્યનો સ્પર્શ કરે, [ ને ] અન્ય અન્યને જાણે ૩૧

વિસ્તારવડે કહેલા આત્માના સ્વરૂપનો હવે ઉપસંહાર કરે છે:—

सलिल एको द्रष्टाऽद्वैतो भवत्येष ब्रह्मलोकः सम्राडिति हैनमनुशशास याज्ञवल्क्य एषाऽस्य परमा गतिरेषाऽस्य परमा संपदेषोऽस्य परमो लोक एषोऽस्य परम आनन्द एतस्यैवाऽऽनन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति ॥ ३२ ॥

શબ્દાર્થ:—[ અંત:કરણાદિનો સંબંધ અવિદ્યાકૃત હોવાથી ] જલ[ જેવો શુદ્ધ વિજાતીય ભેદરહિત, ] એક, ( સજાતીયભેદશૂન્ય ) દ્રષ્ટા ( કૂટસ્થજ્યોતિ ) [ ને ] અદ્વૈત ( એકરસ-સ્વગત ભેદરહિત ) આ ( સુષુપ્તિઅવસ્થાને પામેલો પ્રત્યગાત્મા ) સ્વયંપ્રકાશરૂપ પરમાત્મા છે " હે સાર્વભૌમ !' એમ [ સંબોધન કરીને ] પ્રસિદ્ધ આ [ જનક ]ને યાજ્ઞવલ્ક્ય ઉપદેશ કરતા હતા—" આ[ આત્મા ]ની આ ( એકવીશમી કંડિકાના પહેલા તથા છેલ્લા વાક્યમા કહેલી ) પરમા ગતિ [ છે, ] આની આ ઉત્કૃષ્ટ વિભૂતિ [ છે, ] આનો આ ઉત્કૃષ્ટ સ્વયંજ્યોતિસ્વભાવ [ છે, ને ] આનો આ નિરતિશય આનંદ [ છે. ] આ[ પરમાત્મા ]નાજ આનંદના [ વિષયના ને ઇંદ્રિયના સંબંધકાલે પ્રતીત થતા ] લેશનો [ બ્રહ્માથી સ્તંબપર્યંતનાં ] અન્ય ભૂતો ઉપભોગ કરે છે. ૩૨

હવે એ પરમાનંદનું નિરૂપણ કરે છે:—

स यो मनुष्याणाꣳ राद्धः समृद्धो भवत्यन्येषामधिपतिः सर्वैर्मानुष्यकैर्भोगैः संपन्नतमः स मनुष्याणां परम आनन्दोऽथ ये शतं मनुष्याणामानन्दाः स एकः पितॄणां जितलोकानामानन्दोऽथ ये शतं पितॄणां जितलोकानामानन्दाः स एको गन्धर्वलोक आनन्दोऽथ ये शतं गन्धर्वलोक आनन्दा स एकः कर्मदेवानामानन्दो ये कर्मणा देवत्वमभिसंपद्यन्तेऽथ ये शतं कर्मदेवानामानन्दाः स एक आजानदेवानामानन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथ ये शतमाजानदेवानामानन्दाः स एकः प्रजापतिलोक आनन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथ ये शतं प्रजापतिलोक आनन्दाः स एको ब्रह्मलोक आनन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथैष एव परम आनन्द एष ब्रह्मलोकः सम्राडिति होवाच याज्ञवल्क्यः सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहीत्यत्र ह याज्ञवल्क्यो बिभयांचकार मेधावी राजा सर्वेभ्यो माऽन्तेभ्य उदरौत्सीदिति ॥ ३३ ॥

શબ્દાર્થ:—મનુષ્યોની [ મધ્યે ] તે જે [ કોઈ ] રાદ્ધ ( સમર્થ અવયવોવાળો ) [ તથા ] સમૃદ્ધ ( બાહ્યભોગસાધનોવાળો ) હોય, [ વળી જે ] અન્યોનો અધિપતિ [ તથા ] સર્વે મનુષ્ય-સંબંધના ભોગોવડે ( ભોગનાં સાધનોવડે ) અત્યંત સંપન્ન [ હોય, ] તે [ આનંદ ને આનંદ-વાળાના અભેદથી ] મનુષ્યોનો પરમ આનંદ [ છે ] હવે જે સો મનુષ્યોના આનંદો [ છે ] તે એક જિતલોક ( શ્રાદ્ધાદિ કર્મવડે પિતૃઓના સંતોષદ્વારા જેમણે તે લોક સંપાદન કર્યો છે એવા ) પિતૃઓનો આનંદ [ છે ] હવે જે સો જિતલોક પિતૃઓના આનંદો [ છે ] તે એક ગંધર્વશરીરમાં આનંદ [ છે. ] હવે જે સો ગંધર્વશરીરમાં આનંદો [ છે ] તે એક કર્મદેવોનો આનંદ [ છે, ] જેઓ [ અગ્નિહોત્રાદિ ] કર્મવડે દેવપણાને પામે છે. હવે જે સો કર્મદેવોના આનંદો [ છે ] તે એક આજાન ( સૃષ્ટિની આદિમાં ઉપજેલા ) દેવોનો આનંદ [ છે, ] અને જે શ્રોત્રિય, ( અર્થસહિત વેદની-એક શાખાના અધ્યયનવાળો, ) [ શાસ્ત્રાજ્ઞાપ્રમાણે વર્તનાર હોવાથી ] પાપરહિત [ ને આજાનદેવની આનંદની પૂર્વના આનંદોમાં ] તૃષ્ણારહિત [ છે એવા આજાનદેવના ઉપાસકનો આનંદ પણ આજાનદેવના સમાન છે. ] હવે જે સો આજાનદેવોના આનંદો [ છે ] તે એક વિરાટ્શરીરમાં આનંદ [ છે, ] અને જે શ્રોત્રિય, પાપરહિત [ તથા વિરાટ્ના આનંદની પૂર્વના આનંદોમાં ] તૃષ્ણારહિત [ છે એવા વિરાટ્ના ઉપાસકનો આનંદ પણ વિરાટ્ના જેવો છે ] હવે જે સો વિરાટશરીરમાં આનંદો [ છે ] તે એક બ્રહ્માના શરીરમાં આનંદ [ છે, ] અને જે શ્રોત્રિય, પાપરહિત [ તથા બ્રહ્માના આનંદની પૂર્વના આનંદોમાં ] તૃષ્ણારહિત [ છે એવા બ્રહ્માના ઉપાસકનો આનંદ પણ બ્રહ્માના સમાન છે. ] હવે [ જ્યાં સુખના ઉત્કર્ષનું તારતમ્ય સમાપ્ત થાય છે ] આજ [ પ્રત્યગાત્મસ્વરૂપભૂત ] નિરતિશય આનંદ [ છે, ને ] હે સાર્વભૌમ! આ [ જ તૃષ્ણારહિત શ્રોત્રિયને પ્રત્યક્ષ ] સ્વયંપ્રકાશ બ્રહ્મ [ છે ]" એમ પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય કહેતા હવા "[ જેને આપે આ ઉપદેશ કર્યો ] તે હું આપને સહસ્ર [ ગાયો ] આપું છું, આથી આગળ વિમુક્તિને માટેજ ] જે કહેવા-યોગ્ય હોય તે ] કહો" એમ [ જનક કહેતા હવા. ] અહિં ( વિમુક્તિને માટેજ કહો આ વાક્ય સાંભળે સતે ) પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય [ આમ ] ભય પામતા હવા:- [ આ ] બુદ્ધિશાળી રાજા [ ઇચ્છાપ્રશ્નના મિષવડે મારૂં સર્વ જ્ઞાન ગ્રહણ કરવામાટે ] મને સર્વે -

[ પ્રશ્નનિર્ણયના ] અંતોથી [ પુનઃ પુનઃ ] અવરોધ કરતા હવા ઇતિ ૩૩

જોકે પૂર્વે સ્વપ્નજાગ્રતના સંચરણના કથનવડે તથા સુષુપ્તિના કથનવડે કારણસહિત સંસારનું તથા મોક્ષનું કથન કર્યું, તોપણ તે બંને તે બંનેના દૃષ્ટાંતપણાવડેજ રાજાએ ગ્રહણ કરેલ હોવાથી પુનઃ પ્રશ્ન કર્યો છે તેથી હવે સાધનસહિત સંસાર તથા મોક્ષરૂપી સિદ્ધાંત કહેવાય છે. તેમાં કારણસહિત સંસારનું દૃષ્ટાંત કહેવામાટે આત્માને જાગ્રદવસ્થાની પ્રાપ્તિ કહેવાય છેઃ—

स वा एष एतस्मिन्स्वप्नान्ते रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति बुद्धान्तायैव ॥ ३४ ॥

**શબ્દાર્થઃ**—"પ્રસિદ્ધ તે આ [ આત્મા ] આ સ્વપ્નસ્થાનમાં ક્રીડા કરીને, ભ્રમણ કરીને તથા સુખનો અને દુઃખનો અનુભવ કરીને પુનઃ જાગ્રત્સ્થાનમાટેજ વિપરીત ગતિવડે કારણપ્રતિ ( જાગ્રત્પ્રતિ ) આવે છે. ૩૪

સ્વપ્નની અને જાગ્રતની પ્રાપ્તિની પેઠે એક શરીરથી અન્ય શરીરની પ્રાપ્તિ દૃષ્ટાંતપૂર્વક કહે છેઃ—

तद्यथाऽनः सुसमाहितमुत्सर्जद्यायादेवमेवायꣳ शारीर आत्मा प्राज्ञेनाऽऽत्मनाऽन्वारूढ उत्सर्जन्याति यत्रैतदूर्ध्वोच्छ्वासी भवति ॥ ३५ ॥

**શબ્દાર્થઃ**—તેમાં [ દૃષ્ટાંતઃ- ] જેમ ગાડું [ ઘરના સામાનવડે ] અત્યંત ભરેલું [ છતું ] ને નાનાવિધ ] શબ્દ કરતું [ છતું ગાડીવાનવડે અધિષ્ઠિત હોઈ ] જાય તેમજ જ્યારે [ આતું ] આ ઊર્ધ્વઉચ્છ્વાસીપણું થાય છે [ ત્યારે ] આલિંગશરીરરૂપ આત્મા સ્વયંપ્રકાશ સ્વભાવવાળા આત્માવડે ( ચિદાભાસદ્વારા ) વ્યાપ્ત [ થઇ દુઃખયુક્ત ] શબ્દ કરતો [ છતો ] જાય છે. ૩૫

હવે તે ઊર્ધ્વઉચ્છ્વાસીપણું ક્યારે થાય છે તે કહે છેઃ—

स यत्रायमणिमानं न्येति जरया वोपतपता वाऽणिमानं निगच्छति तद्यथाऽऽम्रं वोदुम्बरं वा पिप्पलं वा बन्धनात्प्रमुच्यत एवमेवायं पुरुष एभ्योऽङ्गेभ्यः संप्रमुच्य पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति प्राणायैव ॥ ३६ ॥

**શબ્દાર્થઃ**—તે આ [ દેહ ] જ્યારે કૃશતા પામે છે [ એટલે તે જ્યારે ] વૃદ્ધાવસ્થાવડે અથવા ઉપતપતવડે ( જ્વરાદિરોગવડે ) કૃશપણાને પામે છે [ ત્યારે ઉર્ધ્વઉચ્છ્વાસીપણું થાય છે. એમ થયે સતે જ્યારે શબ્દ કરતો છતો જાય છે ત્યારે કેવી રીતે શરીરનો ત્યાગ કરે છે તે દૃષ્ટાંતસહિત કહે છેઃ- ] તેમાં [ દૃષ્ટાંતઃ- ] જેમ આમ્ર [ ફલ, ] વા ઉદુંબર[ ફલ, ] વા પીપળાનું [ ફલ વાયુ આદિના નિમિત્તથી ] ડીંટથી વિચ્છેદ પામે છે તેમજ આ પુરુષ ( લિંગશરીર ) [ ચિદાભાસવડે પ્રકાશિત હોઈ ] આ [ નેત્રાદિ ] અવયવોથી સારી રીતે મૂકાઈ વારંવાર યથાન્યાય ( જેમ આ દેહપ્રતિ આવ્યો હતો તેમ ) દેહાંતરગ્રહણમાટેજ યોનિયોનિપ્રતિ જાય છે ૩૬

તેને શરીરાંતરનું ગ્રહણ કેવી રીતે થાય છે તે દૃષ્ટાંતસહિત કહે છેઃ—

तद्यथा राजानमायान्तमुग्राः प्रत्येनसः सूतग्रामण्योऽन्नैः पानैरावसथैः प्रतिकल्पन्तेऽयमायात्ययमागच्छतीत्येवꣳ हैवंविदꣳ सर्वाणि भूतानि प्रतिकल्पन्त इदं ब्रह्माऽऽयातीदमागच्छतीति ॥ ३७ ॥

શબ્દાર્થઃ—તેમાં [ દૃષ્ટાંતઃ- ] જેમ રાજાને આવતો [ જાણીને ] ક્રૂર કર્મ કરનારા, પાપીઓને શાસન કરવાસારુ નીમેલા, સૂતો, ( બ્રાહ્મણીમાં ક્ષત્રિયથી ઉપજેલા, ) તથા ગામના મુખીઓ અન્નોવડે ( ભક્ષ્યભોજ્યાદિવડે, ) પાનોવડે ( દુધાદિવડે ) [ તથા પ્રાસાદાદિ ) નિવાસનાં સ્થાનોવડે [ સંપન્ન થઇને ] ' આ આવે ' ' આ આવે ' એમ [ બોલતા છતા ] વાટ જુએ છે એવી રીતેજ એમ ( કર્મફલ ) જાણનાર[ સંસારી ]પ્રતિ [ શરીરનો આરંભ કરનારાં ] સર્વે ભૂતો [ તથા કરણોપર અનુગ્રહ કરનારા આદિત્યાદિક તે જીવના કર્મવડે પ્રેરાયાં છતાં, ભોગનાં સાધન શરીરાદિવડે ] ' આ બ્રહ્મ ( અમારો કર્તા તથા ભોક્તા ) આવે ' ' આ આવે ' એમ [ વિચારતાં છતાં ] વાટ જુએ છે. ૩૭

અન્ય શરીરપ્રતિ જનારા જીવની પછવાડે કોણ જાય છે? તથા કેવી રીતે જાય છે? એવી જિજ્ઞાસાની નિવૃત્તિ કરવા દૃષ્ટાંતપૂર્વક કહે છેઃ—

तद्यथा राजानं प्रयियासन्तमुग्राः प्रत्येनसः सूतग्रामण्योऽभिसमायन्त्येवमेवेममात्मानमन्तकाले सर्वे प्राणा अभिसमायन्ति यत्रैतदूर्ध्वोच्छ्वासी भवति ॥ ३८ ॥ इति चतुर्थाध्यायस्य तृतीयं ज्योतिर्ब्राह्मणम् ॥ ३ ॥

શબ્દાર્થઃ—તેમાં [ દૃષ્ટાંતઃ- ] જેમ રાજાને જતો [જાણીને] ક્રૂરકર્મ કરનારા, અપરાધીઓને શિક્ષા કરવામાટે નીમેલા, સૂતો તથા પટેલો [ રાજાએ આજ્ઞા નહિ કર્યા છતાં ] એકત્ર થઇને આવે છે તેમજ [ અન્ય શરીરપ્રતિ જતા ] આ ભોક્તાપ્રતિ જ્યારે [ તે ] ઊર્ધ્વ-ઉચ્છ્વાસવાળો થાય છે [ ત્યારે એટલે ] મરણકાલમાં [ વાગાદિક ] સર્વે પ્રાણો [ તેના કર્મવડે પ્રેરિત થઇ ] એકત્ર થઇને આવે છે " ૩૮ એ પ્રમાણે ચોથા અધ્યાયના જ્યોતિનામના ત્રીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૪ ૩

શરીરના અવયવોમાંથી જીવનું નીકળવું ક્યારે તથા કેવી રીતે થાય છે તેનું સવિસ્તર વર્ણન કરવામાટે તથા સાધનસહિત મોક્ષનું નિરૂપણ કરવામાટે આ શારીરકબ્રાહ્મણનો આરંભ થાય છે —

स यत्रायमात्माऽबल्यं न्येत्य संमोहमिव न्येत्यथैनमेते प्राणा अभिसमायन्ति स एतास्तेजोमात्राः समभ्याददानो हृदयमेवान्ववक्रामति स यत्रैष चाक्षुषः पुरुषः पराङ्पर्यावर्ततेऽथारूपज्ञो भवति ॥ १ ॥

શબ્દાર્થઃ—" તે આ આત્મા જ્યારે દુર્બલપણાને પામીને (દેહની દુર્બલતાથી દુર્બલ થયો હોય એવો પ્રતિત થઇને ) અવિવેકતાને પામે છે, ત્યારે આ[ આત્મા ]પ્રતિ આ [ વાગાદિ ] પ્રાણો અભિમુખ થઇને આવે છે તે [ અજ્ઞાની જીવ ] આ પ્રકાશના અવયવોને ( નેત્રાદિ કરણોને ) અભિમુખપણે નિઃશેષ ઉપસંહાર કરતો [ છતો ] બુદ્ધિપ્રતિજ આવે છે. ( બુદ્ધિમાંજ અભિવ્યક્ત વિજ્ઞાનવાળો થાય છે. ) તે આ [ આદિત્યના અંશરૂપ ] ચાક્ષુષ પુરુષ [ ભોક્તાના કર્મનો ક્ષય થયે સતે ] જ્યારે બાહ્યથી (ભોક્તાના ભોગોથી ) [ વિમુખ થયો છતો પોતાના અંશીભૂત દેહરૂપપ્રતિ ] સર્વતોભાવે આવે છે ત્યારે [ મરવા પડેલો ] અરૂપજ્ઞ થાય છે. ( રૂપને જાણતો નથી ) ૧

एकीभवति न पश्यतीत्याहुरेकीभवति न जिघ्रतीत्याहुरेकीभवति न रसयत इत्याहुरेकीभवति न वदतीत्याहुरेकीभवति न शृणोतीत्याहुरेकीभवति न मनुत इत्याहुरेकीभवति

न स्पृशतीत्याहुरेकीभवति न विजानातीत्याहुस्तस्य हैतस्य हृदयस्याग्रं प्रद्योतते तेन प्रद्योतेनैष आत्मा निष्क्रामति चक्षुष्टो वा मूर्ध्नो वाऽन्येभ्यो वा शरीरदेशेभ्यस्तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्तꣳ सर्वे प्राणा अनूत्क्रामन्ति सविज्ञानो भवति सविज्ञानमेवान्ववक्रामति तं विद्याकर्मणी समन्वारभेते पूर्वप्रज्ञा च ॥ २ ॥

શબ્દાર્થઃ—જ્યારે ચક્ષુ તૈજસની સાથે ] એકપણાને પામે છે [ ત્યારે મરવા પડેલો ] દેખાતો નથી એમ [ પાસે બેઠેલા જનો ] કહે છે, [ જ્યારે નાસિકા તૈજસની સાથે ] એકીભૂત થાય છે [ ત્યારે આ ] સુંઘતો નથી એમ કહે છે, [ જ્યારે જીભ તૈજસસાથે ] એકભાવને પામે છે [ ત્યારે આ ] સ્વાદ લેતો નથી એમ કહે છે, [ વાણી જ્યારે તૈજસની સાથે ] એકપણાને પામે છે [ ત્યારે આ ] બોલતો નથી એમ કહે છે, [ શ્રોત્ર જ્યારે લિંગાત્માની સાથે ] એકપણાને પામે છે [ ત્યારે આ ] સાંભળતો નથી એમ કહે છે, [ મન જ્યારે તૈજસની સાથે ] એકભાવને પામે છે [ ત્યારે આ ] સંકલ્પવિકલ્પ કરતો નથી એમ કહે છે, [ ત્વચા જ્યારે તૈજસની સાથે ] એકપણાને પામે છે [ ત્યારે આ ] સ્પર્શ કરતો નથી એમ કહે છે, [ ને બુદ્ધિ જ્યારે તૈજસની સાથે ] એકપણાને પામે છે [ ત્યારે આ ] જાણતો નથી એમ કહે છે. પ્રસિદ્ધ તે [ લિંગઉપાધિવાળા ] આ[ મરવા પડેલા ]ના હૃદય[ છિદ્ર ]નું નાડીમુખ [ સ્વપ્નની પેઠે ચૈતન્યજ્યોતિવડે પ્રાપ્ય દેહને વિષય કરનારી બુદ્ધિવૃત્તિરૂપે ] પ્રકાશે છે, તે પ્રકાશવડે આ [ લિંગશરીરની ઉપાધિવાળો ] આત્મા [ આદિત્યલોકની પ્રાપ્તિના નિમિત્તરૂપ જો કર્મ વા ચિંતન હોય તો ] નેત્રથી નીકળે છે, અથવા [ જો બ્રહ્મલોકની પ્રાપ્તિના નિમિત્તરૂપ ઉપાસના વા કર્મ હોય તો ] બ્રહ્મરંધ્રથી [ નીકળે છે, ] કિંવા ધ્યાનકર્માનુસાર શ્રોત્રાદિ ] અન્ય શરીરદેશોથી [ નીકળે છે ] ઉત્ક્રમણ કરનારા તે( જીવ )ને અનુસરીને પ્રાણ ઉત્ક્રમણ કરે છે, [ જીવની ] પાછળ ઉત્ક્રમણ કરનારા [ તે ] પ્રાણને અનુસરીને [ વાગાદિક ] સર્વે પ્રાણો ઉત્ક્રમણ કરે છે. [ મરનાર ઉત્ક્રમણના સમયમાં સ્વપ્નની પેઠે ભાવિસંબંધના ] વિજ્ઞાનવાળો થાય છે. [ આથી તે પછી પણ ] સવિજ્ઞાનપ્રતિજ ( વિશેષવિજ્ઞાનવડે પ્રકાશિત ગંતવ્યપ્રતિજ ) ગમન કરે છે તે[ અન્ય શરીર પ્રતિ જનારા ]ની પછવાડે વિદ્યા ( આત્મજ્ઞાનથી ભિન્ન પ્રમાણઅપ્રમાણથી ઉપજેલું વિહિત પ્રતિષિદ્ધાદિરૂપ જ્ઞાન ) તથા [ શુભાશુભ ] કર્મ જાય છે, તથા પૂર્વપ્રજ્ઞા ( કર્મફલના ભોગથી ઉપજેલ સંસ્કાર ) [ જાય છે, તેથી આ ત્રણે શુભજ અનુષ્ઠાન કરવાયોગ્ય છે. ] ૨

હવે તે અન્ય શરીરને કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે દૃષ્ટાંતસહિત કહે છેઃ—

तद्यथा तृणजलायुका तृणस्यान्तं गत्वाऽन्यमाक्रममाक्रम्याऽऽत्मानमुपसꣳहरत्येवमेवायमात्मेदꣳ शरीरं निहत्याविद्यां गमयित्वाऽन्यमाक्रममाक्रम्याऽऽत्मानमुपसꣳहरति ॥ ३ ॥

શબ્દાર્થઃ—તેમાં [ દૃષ્ટાંત - ] જેમ ખડમાંકડી તૃણને છેડે જઈ અન્ય આધારનો ( તૃણનો ) આશ્રય કરીને પોતાને સંકોચે છે ( પોતાના પાછળના ભાગને આગળના ભાગને ઠેકાણે સંકોચી લે છે ) તેમજ આ આત્મા આ શરીરને હણીને [ એટલે ] અચેતન કરીને અન્ય આધારને ( શરીરને ) [ વાસનાવડે ] ગ્રહણ કરીને [ તેમાં ] પોતાનો સંકોચ કરે છે. ( હું એવો આત્મભાવ પામે છે. ) ૩

"નવા શરીરનો આરંભ પૂર્વશરીરમાંના સૂક્ષ્મ પાંચ ભૂતોવડે થાય છે એમ દૃષ્ટાંતપૂર્વક જણાવે છેઃ—

तद्यथा पेशस्कारी पेशसो मात्रामपादायान्यन्नवतरं कल्याणतरꣳ रूपं तनुत एवमेवायमात्मेदꣳ शरीरं निहत्याविद्यां गमयित्वाऽन्यन्नवतरं कल्याणतरꣳ रूपं कुरुते पित्र्यं वा गान्धर्वं वा दैवं वा प्राजापत्यं वा ब्राह्मं वाऽन्येषां वा भूतानाम् ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—"તેમાં [ દૃષ્ટાંતઃ- ] જેમ સોની સોનાનો કટકો લઇને [ પૂર્વની રચનાથી ] ભિન્ન અધિક નવું [ ને ] અધિક શોભાવાળું રૂપ નિર્માણ કરે છે તેમજ આ આત્મા આ શરીરને હણીને [ એટલે ] અચેતન કરીને બીજું પિતૃલોકના ભોગને યોગ્ય, વા ગંધર્વના ભોગને યોગ્ય, વા દેવના ભોગને યોગ્ય, વા વિરાટ્લોકના ભોગને યોગ્ય, વા હિરણ્યગર્ભના લોકના ભોગને યોગ્ય, વા બીજાં [ પ્રેતતિર્યગ્ આદિ ] ભૂતોના સંબંધવાળું ] અધિક નવું [ ને ] અધિક શોભાવાળું શરીર કરે છે. ૪

આત્માને જે આ સંસારબંધ છે તે વાસ્તવ નથી, કિંતુ ઔપાધિકજ છે એમ નિરૂપાધિક સ્વરૂપ દેખાડતા છતાં તે ઉપાધિઓને એકત્ર કરીને દેખાડે છે.—

स वा अयमात्मा ब्रह्म विज्ञानमयो मनोमयः प्राणमयश्चक्षुर्मयः श्रोत्रमयः पृथिवीमय आपोमयो वायुमय आकाशमयस्तेजोमयोऽतेजोमयः काममयोऽकाममयः क्रोधमयोऽक्रोधमयो धर्ममयोऽधर्ममयः सर्वमयस्तद्यदेतदिदंमयोऽदोमय इति यथाकारी यथाचारी तथा भवति साधुकारी साधुर्भवति पापकारी पापो भवति पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन। अथो खल्वाहुः काममय एवायं पुरुष इति स यथाकामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत्कर्म कुरुते तदभिसंपद्यते ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—તે આ જીવ [ ઉપાધિથી રહિત છતો ] બ્રહ્મજ [ હોઈ બુદ્ધિના એકપણાના અધ્યાસથી ] બુદ્ધિપ્રાય, [ મનના સાંનિધ્યથી ] મનોમય, [ પ્રાણના સંબંધથી ] પ્રાણમય, [ નેત્રના સંબંધથી રૂપાદિના દર્શનકાલમાં ] ચક્ષુર્મય, [ શબ્દશ્રવણના સમયમાં ] શ્રોત્રમય, [ પાર્થિવશરીરના આરંભમાં પૃથિવીમય, [ આપ્યશરીરના આરંભમાં ] જલમય, [ વાયવ્યશરીરના આરંભમાં ] વાયુમય, [ આકાશશરીરના આરંભમાં ] આકાશમય, [ દેવશરીરોના આરંભમાં ] તેજોમય, [ પશુપ્રેતાદિના શરીરોના આરંભમાં ] અતેજોમય, [ ચિત્ત કોઇ વસ્તુના અભિલાષવાળું થાય ત્યારે ] કામમય, [ વિવેકાદિવડે તેનું શમન થયે સતે ચિત્તના શાંતપણામાં ] અકામમય, [ અશાંતકામ કોઇવડે હણાય તો ક્રોધરૂપે પરિણામ પામે છે તે કાલે ] ક્રોધમય, [ તે ક્રોધ કોઇ ઉપાયવડે નિવૃત્ત થાય તો તે ચિત્તના પ્રશાંત સમયમાં ] અક્રોધમય, [ શુભક્રિયાની પ્રવૃત્તિના સમયમાં ] ધર્મમય, [ અશુભક્રિયાની પ્રવૃત્તિના સમયમાં ] અધર્મમય, [ ને વ્યક્ત-અવ્યક્ત જગત્ ધર્માધર્મનું કાર્ય હોવાથી તે બંનેના સદ્ભાવમાં ] સર્વમય [ થાય છે. ] જેથી [ આ આત્મા ] ઇદંમય ( ગ્રહણ કરાતા વિષયાદિમય ) [ છે ] તેથી અદોમય ( કાર્યવડે અનુમાન કરાતા ભાવનારૂપ વિષયાદિમય ) [ છે. ] એવી રીતે આ [ સર્વમયપણું સિદ્ધ થયું જે ] જેવું કરનારો [ તથા ] જેવું આચરનારો [ હોય તે ] તેવો થાય છે. સારું [ કર્મ ] કરનારો સારો ( પિતૃ આદિના લોકમાં ) થાય છે. [ ને ] પાપ કરનારો નિકૃષ્ટ ( સ્થાવરાદિમાં ) થાય છે. પુણ્યકર્મવડે પુણ્યવાન્ થાય છે, પાપવડે પાપવાળો [ થાય છે " પુણ્યપાપજ સંસારનું

અસાધારણકારણ છે એમ કહ્યું તેને પૂર્વપક્ષરૂપે ગ્રહણ કરીને અવિદ્યાથી ઉપજેલો કામજ સંસારનું અસાધારણકારણ છે એમ સિદ્ધાંત કહે છે –] " હવે પ્રસિદ્ધ બીજા [ બંધમોક્ષનું સ્વરૂપ જાણવામાં કુશલ પુરુષો ] ' આ પુરુષ કામમયજ ( વિષયાદિની ઇચ્છાપ્રમાણે પ્રતીત થનારોજ ) [ છે' ] એમ કહે છે તે [ આત્મા ] જેવી ઇચ્છાવાળો થાય છે તેવા નિશ્ચયવાળો થાય છે, [ ને ] જેવા નિશ્ચયવાળો થાય છે તેવું કર્મ કરે છે, [ તથા ] જેવું કર્મ કરે છે તેવું [ ફલ ] પામે છે ૫

तदेष श्लोको भवति–तदेव सक्तः सह कर्मणैति लिङ्गं मनो यत्र निषक्तमस्य। प्राप्यान्तं कर्मणस्तस्य यत्किञ्चेह करोत्ययम्। तस्माल्लोकात्पुनरैत्यस्मै लोकाय कर्मण इति नु कामयमानोऽथाकामयमानो योऽकामो निष्काम आप्तकाम आत्मकामो न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन्ब्रह्माप्येति ॥६॥

શબ્દાર્થઃ—તેમાં ( તે બ્રાહ્મણમાં કહેલા અર્થમાં ) આ [ દૃઢ ] શ્લોક છે.-આ[ ઉદ્‌ભૂત ઇચ્છાવાળા ]નું લિંગરૂપ ( આત્માને જાણવાના સાધનરૂપ ) મન જે[ ગંતવ્ય ફલ ]માં આસક્ત [ થાય છે તેમાં ] આસક્ત [ છતું ફલનો આરંભ કરનારા ] કર્મની સાથે તે [ ગંતવ્ય ફલ ]-પ્રતિજ જાય છે આ [ ફલાસક્ત કામી ] અહિં જે કાંઇ કરે છે તે કર્મનો [ ભોગવડે ] અંત પામીને તે લોકથી પુન આ લોકમાં કર્મ[ કરવા ]માટે આવે છે એવી રીતે નિશ્ચય કામનાવાળો [ ભ્રમણ કરે છે આટલાવડે જાગ્રત્ અને સ્વપ્ન અવસ્થાના સિદ્ધાંતરૂપ સંસાર દેખાડયો. હવે સુષુપ્તિ અવસ્થાના સિદ્ધાંતભૂત સાધનસહિત મોક્ષનું નિરૂપણ થાય છેઃ– ] હવે [ જે ] કામનારહિત [ છે તે સંસારમા ભ્રમણ કરતો નથી ] જે [ બાહ્ય શબ્દાદિ વિષયની ] ઇચ્છાથી રહિત [ અંતરમાં રહેલી વાસનારૂપ ] ઇચ્છાથી રહિત આપ્તકામ ( સર્વાત્મભાવવડે જેને સર્વે ભોગો પ્રાપ્ત થયા છે એવો ) [ ને માત્ર ] આત્મા નીજ ઇચ્છાવાળો [ છે ] તેના [ વાગાદિક ] પ્રાણો [ કામના અભાવવડે કર્મનો અભાવ થયે સતે ગમનના કારણના અભાવમાં ] ઉત્ક્રમણ કરતા નથી, [ આથી જીવતાં ] બ્રહ્મજ છતો [ શરીરના ત્યાગપછી ] બ્રહ્મને પામે છે ૬

तदेष श्लोको भवति–यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः। अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुत इति। तद्यथाऽहिनिर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीतैवमेवेदꣳ शरीरꣳ शेतेऽथायमशरीरोऽमृतः प्राणो ब्रह्मैव तेज एव सोऽहं भगवते सहस्रं ददामीति होवाच जनको वैदेहः ॥ ७ ॥

શબ્દાર્થઃ—તેમાં ( કહેલા મોક્ષના અને તેના સાધનના સંબંધમાં ) આ મંત્ર છે-જ્યારે આ[ આત્મકામ બ્રહ્મવેત્તા ]ના હૃદયમાં રહેલી [ ઇંદ્રિયોની પ્રવૃત્તિના કારણરૂપ ] જે ( પ્રસિદ્ધ ) સર્વે વાસનાઓ [ મૂલસહિત ] વિનાશ પામે છે ત્યારે [ તે પૂર્વે ] મરણધર્મવાળો [ છતાં પણ ] અવિનાશી થાય છે [ ને ] અહિં ( આ શરીરમાં ) [ સ્થિત છતો ] બ્રહ્મને પામે છે ( બ્રહ્મરૂપ થાય છે ) ઇતિ તેમાં ( જીવન્મુક્તના શરીરમાં ને જીવન્મુક્તમાં ) [ દૃષ્ટાંત -] જેમ સર્પની કાંચળી [ સર્પશરીરથી ] પૃથક્ થયેલી રાફડાપર [ સર્પે અનાત્મભાવવડે ] ત્યજી દીધેલી સ્થિત થાય, [ અને સર્પ તેમાં અહંતામમતારહિત છે ] તેમજ [ જીવન્મુક્તે,

અનાત્મભાવવડે ત્યજેલું ] આ [ સ્થૂલ તથા સૂક્ષ્મ ] શરીર [ મુએલાના જેવું સંબંધરહિત ] સ્થિત થાય છે હવે આ [ જીવન્મુક્ત પણ સર્પની પેઠે શરીરમાં અહંતામમતાવિનાનો હોવાથી ] શરીરરહિત, અવિનાશી પ્રાણ, (સાક્ષી,) [ ક્ષુધાદિરહિત ] બ્રહ્મજ [ ને ] વિજ્ઞાનજ્યોતીરૂપજ [ છે " " જેને આપે આ ઉપદેશ કર્યો ] તે હું આપને સહસ્ર [ ગાયો ] આપું છું " એમ પ્રસિદ્ધ જનક કહેતા હવા ૭

મુક્તિ જ્ઞાનવડે સાધ્ય છે એમ પૂર્વે કહ્યું તેના વિવરણભૂત શ્લોકો કહે છે.—

तदेते श्लोका भवन्ति–अणुः पन्था विततः पुराणो माꣳ स्पृष्टोऽनुवित्तो मयैव । तेन धीरा अपियन्ति ब्रह्मविदः स्वर्गं लोकमित ऊर्ध्वं विमुक्ताः ॥ ८ ॥

શબ્દાર્થઃ—તેમાં ( બ્રહ્મવેત્તાને મોક્ષ થાય છે એ કહેલા અર્થમાં ) આ શ્લોકો છે– સ્થૂલાદિ સમગ્રવિશેષોથી રહિત હોવાથી ] અણુ, [ દુર્વિજ્ઞેયપણાથી ] વિસ્તીર્ણ, [ ને નિત્યરૂપ શ્રુતિના પ્રકાશિતપણાથી ] પ્રાચીન [ એવો ઐકાત્મ્યજ્ઞાનરૂપ ] માર્ગ [ શાસ્ત્રાદિથી ] મને પ્રાપ્ત [ છે, અને ] મારાવડેજ [ ફલાવસાનપર્યંત ] અનુભવાયો [ છે બીજા પણ જે ] બુદ્ધિશાલી બ્રહ્મવેત્તાઓ–દ્વંદ્વરહિતો–[ જીવતાં છતાંજ ] વિમુક્ત [ હોઈ ] આ[ શરીરપાત ]થી પછી તે[ બ્રહ્મવિદ્યાના માર્ગ]વડે પરમાનંદરૂપ સ્વપ્રકાશને પામે છે ૮

આ માર્ગમાં ઉપાસકોનો વિવાદ હોવાથી તેનું દુર્વિજ્ઞેયપણું છે એમ જણાવે છે —

तस्मिञ्छुक्लमुत नीलमाहुः पिङ्गलꣳ हरितं लोहितं च । एष पन्था ब्रह्मणा हानुवित्तस्तेनैति ब्रह्मवित्पुण्यकृत्तैजसश्च ॥ ९ ॥

શબ્દાર્થઃ—તે[ મોક્ષમાર્ગ ]માં શુદ્ધ [ બ્રહ્મ છે એમ કેટલાક કહે છે, ] વળી [ બીજા ] નીલ [ બ્રહ્મ છે એમ ] કહે છે, [ અને કોઇ ] પિંગલ, [ કોઈ ] હરિત તથા [ કોઇ ] રક્ત [ બ્રહ્મ છે એમ કહે છે આ ઉપાસનાનો માર્ગ છે, મોક્ષમાર્ગ નથી ને જે રંગ કહ્યા તે બ્રહ્મનું સ્વરૂપ નથી, પણ આદિત્યના તથા તેની પ્રાપ્તિના સાધનરૂપ નાડીઓના છે. ] આ [ જ્ઞાન ]માર્ગ [ ત્રણ એષણાનો જેણે ત્યાગ કર્યો છે એવા પરમાત્મારૂપ ] બ્રાહ્મણવડેજ [ ફલાવસાનરૂપ ] નિષ્ઠાને પમાડ્યો [ છે બીજો પણ ] પુણ્યવાન્ ને શુદ્ધ-સત્ત્વગુણવાળો બ્રહ્મવેત્તા તે[ બ્રહ્મવિદ્યાના માર્ગ ]વડે [ મોક્ષને ] પામે છે. ૯

આ જ્ઞાનમાર્ગની સ્તુતિમાટે અન્ય માર્ગનું અસારપણું જણાવે છે —

अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायाꣳरताः ॥ १० ॥

શબ્દાર્થઃ—જેઓ [ કર્મરૂપ ] અવિદ્યાને સેવે છે [ તેઓ ] અદર્શનરૂપ અજ્ઞાનપ્રતિ પ્રવેશ કરે છે, ( મોહાદિને પ્રાપ્ત થાય છે, ) [ અને ] જેઓ [ ઉપનિષદ્‌ની અપેક્ષા નહિ કરી કર્મના પ્રયોજનવાળી વેદત્રયીરૂપ] વિદ્યામાં આસક્ત [ છે ] તેઓ તેથી પણ બહુતરજેવા [ સંસારરૂપ ] અજ્ઞાનપ્રતિ [ પ્રવેશ કરે છે ] ૧૦

સંસારરૂપ અજ્ઞાનમાં પ્રવેશ કરવાથી તેઓનું શું અનિષ્ટ થાય છે તે કહે છેઃ—

अनन्दा नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः ।
ताꣳस्ते प्रेत्याभिगच्छन्त्यविद्वाꣳसोऽबुधो जनाः ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—[ જે લોકો ] અજ્ઞાનરૂપ અંધકારવડે વ્યાપ્ત [ છે ] તે લોકો તીવ્રદુઃખવાળા પ્રસિદ્ધ [ છે. જેઓ ] અવિદ્વાન્ [ ને ] આત્મજ્ઞાન રહિત [ પ્રાકૃત ] મનુષ્યો [ છે ] તેઓ મરીને તે[ લોકો ]ને પામે છે. ૧૧

એવી રીતે બે મંત્રવડે આત્મજ્ઞાનના અભાવમાં દોષ કહીને હવે પુનઃ પણ જ્ઞાનમાર્ગનીજ સ્તુતિમાટે તેમાં નિષ્ઠા રાખનારાના ક્લેશની હાનિનું નિરૂપણ કરે છે —

आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।
किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ १२ ॥

**શબ્દાર્થઃ**—આ [ પરમાત્મરૂપ ] પુરુષ [ હુંજ ] છું એમ [ હૃદયમાં રહેલા ક્ષુધાદિથી રહિત ] આત્માને જો [ કોઇ ચિત્તશુદ્ધિ થવાથી ] જાણે [ તો તે સર્વના આત્મમાત્રપણાથી ] કયા [ ફલ ]ને ઇચ્છતો [ છતો ] કોના પ્રયોજનમાટે શરીરના [ તાપની ] પછવાડે સંતાપ પામે? [ અર્થાત્ તે સર્વાત્મદર્શી શરીરાદિના દુઃખની પછવાડે દુઃખી થતો નથી ] ૧૨

यस्यानुवित्तः प्रतिबुद्ध आत्माऽस्मिन्संदेह्ये गहने प्रविष्टः ।
स विश्वकृत्स हि सर्वस्य कर्ता तस्य लोकः स उ लोक एव ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—આ [ આધ્યાત્મિકાદિ અને અનર્થયુક્ત હોવાથી ] વિષમ [ એવા ] શરીરમાં [ જલના સૂર્યની પેઠે ] પ્રવેશ પામેલો આત્મા જેણે [ શાસ્ત્રાદિવડે ] પ્રાપ્ત કરેલો [ હોય છે, તથા 'હું બ્રહ્મ છું' એમ પ્રત્યગાત્મપણાવડે ] સાક્ષાત્ કર્યો [ હોય છે ] તે [ વિદ્વાન્ ] વિશ્વનો કર્તા [ છે, ] કેમકે તે સર્વનો કર્તા [ છે આત્માંમાં કલ્પિત હોવાથી સર્વ પ્રપંચ ] તે [ વિદ્વાન્ ]નો આત્મા [ છે, અને ] તે [ વિદ્વાન્ ] પણ [ સર્વ પ્રપંચનો ] આત્માજ [ છે ] ૧૩

બ્રહ્મવેત્તાના વિદ્યાવડે કૃતાર્થપણામાં માત્ર શ્રુતિરૂપ પ્રમાણજ નથી કિંતુ વિદ્વાનના અનુભવરૂપ પ્રમાણ પણ છે એમ જણાવે છેઃ—

इहैव सन्तोऽथ विद्मस्तद्वयं न चेदवेदिर्महती विनष्टिः ।
ये तद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापियन्ति ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—અહિંજ ( આ શરીરમાંજ ) [ અજ્ઞાનરૂપ નિદ્રાથી રહિત થયા ] છતા અમે હવે તે[ બ્રહ્મતત્ત્વ ]ને [ આત્મપણાવડે ] જાણ્યું જો ન જાણ્યું [ હોત તો અજ્ઞાની રહેત ને તેથી ] અનંતપરિમાણવાળો [ જન્મમરણાદિરૂપ ] વિનાશ [ થાત ] જેઓ તે [ બ્રહ્મ ]ને જાણે તેઓ મુક્ત થાય છે, અને [ જેઓ નથી જાણતા તે ] બીજાઓ [ જન્મમરણાદિરૂપ ] દુઃખનેજ પામે છે. ૧૪

यदैतमनुपश्यत्यात्मानं देवमञ्जसा ।
ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—જ્યારે [ પરમકારુણિક આચાર્યની કૃપા મેળવ્યા ] પછી [ હૃદયમાં રહેલા ] આ આત્મા, પ્રકાશરૂપ [ ને ] ભૂતભવિષ્યના ( ત્રણે કાલના ) સ્વામીને સાક્ષાત્ [ આત્મપણાવડે ] જુએ છે [ ત્યારે તે સર્વને આત્મરૂપ જુએ છે ] તેથી [ કે ] કરતો નથી. ૧૫

તે ઇશ્વરનો કાલવડે પરિચ્છેદ થતો નથી છે.—

यस्मादर्वाक्संवत्सरोऽहोभिः परिवर्तते ।
तद्देवा ज्योतिषां ज्योतिरायुर्होपासतेऽमृतम् ॥ १६ ॥

**શબ્દાર્થઃ**—[ આ ] સંવત્સરરૂપ [ કાલ પોતાના અવયવોરૂપ ] દિવસ[ રાત્ર ]વડે [ કાર્ય-સમૂહનો પરિચ્છેદ કરતો છતો ] જે[ ઈશ્વર ]થી અન્યવિષયવાળો વિદ્યમાન છે, [ પણ ઈશ્વરનો પરિચ્છેદ કરતો નથી ] તે [ સૂર્યાદિ ] જ્યોતિઓના પ્રકાશક [ તથા ] અમરણધર્મવાળા-[ ઈશ્વર ]નું આયુષ્ [ એમ ] પ્રસિદ્ધ દેવો અનુસંધાન કરે છે [ તેથી આયુષ્‌ની કામનાવાળાએ ગુણવાળું બ્રહ્મ ઉપાસ્ય છે. ] ૧૬

તેનું અમૃતપણું સર્વના અધિષ્ઠાનપણાવડે સિદ્ધ કરે છેઃ—

यस्मिन्पञ्च पञ्चजना आकाशश्च प्रतिष्ठितः ।
तमेव मन्य आत्मानं विद्वान्ब्रह्मामृतोऽमृतम् ॥ १७ ॥

**શબ્દાર્થઃ**—જે[ બ્રહ્મ ]માં પાંચ પંચજના ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ને નિષાદઃ વા સૂર્ય, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર ને મન ) [ સ્થિત છે, ] તથા [ જેમાં સૂત્રાત્માના આધારભૂત અવ્યાકૃતરૂપ ] આકાશ સ્થિત [ છે, ] તેજ આત્માને બ્રહ્મ [ તથા ] અમૃત જાણનાર [ હું ] અવિનાશી [ છું એમ ] માનું છું. ૧૭

હવે એવી રીતનું જ્ઞાન કેવે પ્રકારે ઉપજે છે તે કહે છેઃ—

प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रं मनसो ये मनो विदुः । ते निचिक्युर्ब्रह्म पुराणमग्र्यम् ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—પ્રાણના પ્રાણ, નેત્રના પણ નેત્ર, શ્રોત્રના પણ શ્રોત્ર, [ તથા ] મનના મનરૂપ [ આત્મા ]ને જેઓ જાણતા હવા તેઓ અગ્ર્ય ( સર્વની પૂર્વે સ્થિત ) પ્રાચીન બ્રહ્મને નિશ્ચય-વડે જાણતા હવા. ૧૮

તેમણે ક્યા સાધનવડે બ્રહ્મને જાણ્યું એમ જિજ્ઞાસા થાય તો કહે છેઃ—

मनसैवानुद्रष्टव्यं नेह नानाऽस्ति किंचन ।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ १९ ॥

**શબ્દાર્થઃ**—[ આચાર્યના ઉપદેશની ] પછી [ તે ઉપદેશના સંસ્કારવાળા ] મનવડેજ [ બ્રહ્મ ] સાક્ષાત્ કરવાયોગ્ય [ છે, અન્ય સાધનવડે નહિ. ] અહિં ( સાક્ષાત્ કરવાયોગ્ય બ્રહ્મમાં ) કાંઈ પણ ભેદ [ વસ્તુતાએ ] નથી જે અહિં ( બ્રહ્મમાં ) ભેદજેવું જુએ છે તે [ જન્માદિદ્વારા ] મરણથી [ પુનઃ ] મરણને પામે છે. ૧૯

દ્વૈતના અભાવમાં તે કેવી રીતે સાક્ષાત્ કરવાયોગ્ય કહેવાય એમ શંકા થાય તો કહે છેઃ—

एकधैवानुद्रष्टव्यमेतदप्रमेयं ध्रुवम् ।
विरजः पर आकाशादज आत्मा महान्ध्रुवः ॥ २० ॥

**શબ્દાર્થઃ**—[ જેથી બ્રહ્મ આકાશની પેઠે ] એક પ્રકારેજ [ શ્રવણાદિવડે ] સાક્ષાત્

કરવાયોગ્ય [ છે તેથી ] આ [ બ્રહ્મ ] અપ્રમેય [ તથા ] નિર્વિકારી [ છે. તે પરમાત્મા ધર્માધર્મરૂપ ] મલથી રહિત [ અવ્યાકૃતરૂપ ] આકાશથી ભિન્ન, જન્મરહિત, આત્મા, મહાન્ [ ને ] અવિનાશી [ છે ] ૨૦

મુમુક્ષુએ એ આત્મામાં ચિત્ત એકાગ્ર કરવું જોઇએ એમ જણાવે છેઃ—

तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।
नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनꣳ हि तदिति ॥ २१ ॥

શબ્દાર્થઃ—બુદ્ધિમાન્ મુમુક્ષુ તે [ આત્મા ]નેજ [ શાસ્ત્ર અને ઉપદેશથી ] જાણીને [ સ્વરૂપની અભિવ્યક્તિરૂપ ] પ્રજ્ઞા સંપાદન કરે ઘણા શબ્દોનું અનુચિંતન ન કરે, કેમકે તે ( બહુ શબ્દોનું અધ્યયન ) વાણીને શ્રમ કરનારું [ છે. ] ઇતિ ૨૧

હવે **तमेतं** ઇત્યાદિ વિવિદિષાના વાક્યવડે બ્રહ્મરૂપ આત્મામાં કામ્યસમૂહરહિત સમગ્ર વેદસમૂહનો વિનિયોગ કહેવામાટે પ્રથમ આ અધ્યાયમાં કહેલા સકલ આત્મજ્ઞાનનો **स वा एषः** ઇત્યાદિથી આરંભીને **असंभेदाय** આ અંતવડે અનુવાદ કરે છેઃ—

स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु य एषोऽन्तर्हृदय आकाश-स्तस्मिञ्छेते सर्वस्य वशी सर्वस्येशानः सर्वस्याधिपतिः स न साधुना कर्मणा भूयान्नो एवासाधुना कनीयानेष सर्वेश्वर एष भूताधिपतिरेष भूतपाल एष सेतुर्विधरण एषां लोकानाम-संभेदाय । तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेनैतमेव विदित्वा मुनिर्भवति । एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति । एतद्ध स्म वै तत्पूर्वे विद्वाꣳसः प्रजां न कामयन्ते किं प्रजया करिष्यामो येषां नोऽयमात्माऽयं लोक इति ते ह स्म पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति या ह्येव पुत्रैषणा सा वित्तैषणा या वित्तैषणा सा लोकैषणोभे ह्येते एषणे एव भवतः । स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यतेऽसङ्गो न हि सज्यतेऽसितो न व्यथते न रिष्यत्येतमु हैवैते न तरत इत्यतः पापमकरवमित्यतः कल्याणमकरवमित्युभे उ हैवैष एते तरति नैनं कृताकृते तपतः ॥ २२ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે ( જ્યોતિર્બ્રાહ્મણમાં કહેલો જીવ ) આ મહાન્ અજન્મા આત્મા, [ છે ] જે આ વિજ્ઞાનમય ( બુદ્ધિવૃત્તિપ્રમાણે પ્રતીત થનારો ) પ્રાણોની [ સમીપમાં છે. ] જે આ હૃદયની અંતર [ બુદ્ધિના આશ્રયભૂત અવ્યાકૃતરૂપ ] આકાશ [ છે ] તેમાં [ બુદ્ધિ આદિના સાક્ષિરૂપે ] સ્થિત છે [ જે એવા વિજ્ઞાનવાળો છે તે ઇંદ્રાદિ ] સર્વને વશ રાખનારો, સર્વેના નિયામક [ ને ] સર્વેનું પાલન કરનાર [ છે, ] તે વિહિત કર્મવડે [ પૂર્વ અવસ્થાથી ] વૃદ્ધિ પામતો નથી, [ ને ] નિષિદ્ધ[ કર્મ ]વડે લઘુતર [ થતો ] નથીજ, [ કેમકે ] આ [ વિદ્વાન્ ધર્માદિ ] સર્વેના નિયામક [ છે, ] આ [ સ્થાવરજંગમ ] ભૂતોના નિયામક [ છે, તથા ] આ [ ઉત્પન્ન થયેલાં ] ભૂતોનું રક્ષણ કરનાર [ છે, વળી ] આ [ વિદ્વાન્ ] આ [ ભૂરાદિ ] લોકોના અસાંકર્યમાટે વ્યવસ્થા રાખનાર સેતુરૂપ [ છે. હવે કામ્યકર્મરૂપ એકદેશથી રહિત સંપૂર્ણ કર્મકાંડ

બ્રહ્મવિદ્યામાં કેવી રીતે ઉપયોગી થાય છે તે કહે છે – ] દ્વિજો તે આ[ ઉપનિષદ્‌માં પ્રતિપાદન કરેલા પુરૂષ ]ને [ નિત્યના સ્વાધ્યાયરૂપ ] વેદાનુવચનવડે, યજ્ઞવડે ( દ્રવ્યયજ્ઞવડે તથા જ્ઞાનયજ્ઞવડે,) [ શ્રદ્ધાદિસંયુક્ત ] દાનવડે [ ને ફલેચ્છાના ત્યાગરૂપ ] નાશ નહિ કરનાર તપવડે જાણવાને ઇચ્છે છે [ કહેલા ઉપાયોવડે બુદ્ધિની શુદ્ધિદ્વારા જિજ્ઞાસાની ઉત્પત્તિમાં શ્રવણાદિના ક્રમવડે મંત્ર-બ્રાહ્મણમાં કહેલા ] આ[ આત્મા ]નેજ જાણીને યોગી થાય છે આ [ આત્મરૂપ ] લોકોનેજ [ જાણવાને ] ઇચ્છતા [ છતા ] મુમુક્ષુઓ સર્વ કર્મોનો ત્યાગ કરે છે. [ સર્વ કર્મના ત્યાગપણામાં ] તે આ [ સ્પષ્ટ કારણ ] પ્રસિદ્ધજ [ છે – ] પૂર્વના આત્મજ્ઞાનીઓ પ્રજાને નહિ ઇચ્છતા હુવા ( ક્રમથી ત્રણ લોકના સાધનરૂપ પુત્ર, કર્મ ને અપરવિદ્યાનું અનુષ્ઠાન નહિ કરતા હુવા ) જે અમારો આ [ નિત્યસમીપ ક્ષુધાદિરહિત ] આત્મા [ જ ] આ પુરૂષાર્થ [ છે તે અમે પુત્રાદિરૂપ ] પ્રજાવડે શું [ ફલ સિદ્ધ ] કરીશું ? આ[ અભિપ્રાયવડે ]જ તેઓ પુત્રવાસનાથી, દ્રવ્યવાસનાથી ને લોકવાસનાથી વ્યુત્થાન કરીને ( તેમને ત્યજી દઇને ) પછી [ શ્રવણાદિના અવકાશકાલમાં દેહસ્થિતિસારુ ] ભિક્ષામાટે ગમન કરતા હુવા જે પ્રસિદ્ધ પુત્રવાસના [ છે ] તેજ [ સાધન-રૂપ હોવાથી ] દ્રવ્યવાસના [ છે, ને ] જે દ્રવ્યવાસના [ છે ] તે લોકવાસના [ છે, ] છતાં [ સાધનસાધ્યભેદવડે ] આ [ દ્રવ્યવાસના ને લોકવાસનારૂપ ] બેજ વાસના છે તે આ નેતિ નેતિ [ એમ સર્વ ઉપાધિના નિષેધવડે કથન કરેલો ] આત્મા [ કરણોવડે ] ગ્રહણ કરી શકાય એવો નથી તેથી ગ્રહણ કરાતો નથી, અપક્ષયથી રહિત [ છે ] તેથી અપક્ષય પામતો નથી, અસંગ [ છે ] તેથી[ કોઇની સાથે ] સંબંધ પામતો નથી, બંધનરહિત [ છે તેથી ] વ્યથા પામતો નથી, [ ને ] વિનાશ પામતો નથી આ [ દેહસંબંધના અવિવેકવડે રાગાદિ ] થી [ મેં ] પાપ કર્યું [ તેથી મને નરક થશે ] આ[ પરિતાપ તથા ] આ[ ફલેચ્છાના નિમિત્ત ]થી [ યજ્ઞાદિરૂપ ] શુભ [ કર્મ મેં ] કર્યું [ તેથી મને સ્વર્ગની પ્રાપ્તિ થશે ] આ [ હર્ષ ] પ્રસિદ્ધ આ [ બે ] આ[ આત્મવેત્તા ]ને નથીજ પ્રાપ્ત થતાં આ[ બ્રહ્મવેત્તા ] આ [ પુણ્યપાપરૂપ ] બંને [ કર્મ ]નું અવશ્ય ઉલ્લંઘન કરે છે [ તેથીજ ] આ[ બ્રહ્મવેત્તા ]ને કરેલું ને નહિ કરેલું [ નિત્યાદિ કર્મનું અનુષ્ઠાન ઇષ્ટફલદાનની ને પ્રત્યવાયની ઉત્પત્તિવડે ] ઉદ્વેગ ઉપજાવતું નથી ૨૨

કહેલા બ્રહ્મવિદ્યાના ફલમા મન્ત્રને પ્રમાણરૂપે ગ્રહણ કરે છે —

तदेतदृचाऽभ्युक्तम्–एष नित्यो महिमा ब्राह्मणस्य न वर्धते कर्मणा नो कनीयान्। तस्यैव स्यात्पदवित्तं विदित्वा न लिप्यते कर्मणा पापकेनेति। तस्मादेवंविच्छान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवाऽऽत्मानं पश्यति सर्वमात्मानं पश्यति नैनं पाप्मा तरति सर्वं पाप्मानं तरति नैनं पाप्मा तपति सर्वं पाप्मानं तपति विपापो विरजोऽविचिकित्सो ब्राह्मणो भवत्येष ब्रह्मलोकः सम्राडेनं प्रापितोऽसीति होवाच याज्ञवल्क्यः सोऽहं भगवते विदेहान्ददामि मां चापि सह दास्यायेति ॥ २३ ॥

શબ્દાર્થઃ—તે આ [ બ્રાહ્મણવડે કહેલું વસ્તુતત્ત્વ ] મંત્રવડે પ્રકાશિત [ છે – ] બ્રહ્મવેત્તાને આ [ સ્વરૂપભૂત ] મહિમા [ સ્વાભાવિકપણાથી ] નિત્ય [ છે માટે તે મહિમા શુભ ]કર્મવડે વધતો નથી, [ ને અશુભકર્મવડે ] લઘુતર [ થતો ] નથી [ તેથી મુમુક્ષુ ] તે[ મહિમા ]નાજ સ્વરૂપનો જાણનાર થાય તે[ મહિમા ]ને જાણીને [ તે ધર્માધર્મરૂપ ] પાપકર્મવડે સંબંધ પામતો નથી ઇતિ [ ઇતિશબ્દ ઋચાની સમાપ્તિનો જણાવનાર છે.

જેથી કહેલા લક્ષણવાળો મહિમા છે ] તેથી [ આત્મા કર્મના અને તેના ફલના સંબંધથી રહિત છે ] એમ [ પરોક્ષપણે ] જાણનાર શાંત, ( બાહ્યેંદ્રિયોના વ્યાપારથી ઉપરામ પામેલો, ) દાંત, ( અંતઃકરણની તૃષ્ણાથી નિવૃત્ત, ) ઉપરત, ( પુત્રૈષણા, વિત્તૈષણા ને લોકૈષણાથી સારી રીતે રહિત થયેલો, ) તિતિક્ષુ, (જીવનનો વિચ્છેદ ન થાય એમ શીતોષ્ણાદિ દ્વંદ્વને સહન કરનાર ) [ ને આત્મામાં ] એકાગ્રતાવાળો થઈને કાર્યકરણસંઘાતમાંજ પ્રત્યક્ચેતનને સાક્ષાત્ કરે છે. સર્વરૂપ આત્માને [ જ ] જુએ છે, [ તેનાથી ભિન્ન કાંઈ પણ જોતો નથી. એવી રીતે આત્માને જોનારા ] આ [ બ્રહ્મવેત્તા ] ને [ધર્માધર્મરૂપ] પાપ પ્રાપ્ત થતું નથી, [ કેમકે આ ] સર્વપાપને [ આત્મભાવવડે ] ઉલ્લંઘન કરે છે. આને [ કરેલું ને નહિ કરેલું નિત્યકર્મ એ રૂપ ] પાપ [ પોતાના ફલની ઉત્પત્તિવડે ] તપાવતું નથી, [ કેમકે આ ] સર્વ પાપને [ સર્વાત્મદર્શનરૂપ અગ્નિવડે ] ભસ્મ કરે છે. [ આથીજ તે ધર્માધર્મરૂપ ] પાપથી રહિત, [ કામરૂપ ] મલથી રહિત [ ને ] છિન્નસંશય ( 'હું સર્વાત્મા પરબ્રહ્મ છું' એવી નિશ્ચિતમતિવાળો ) [ આ અવસ્થામાં મુખ્ય ] બ્રાહ્મણ ( બ્રહ્મવેત્તા ) થાય છે. હે સાર્વભૌમ ! આ બ્રહ્મરૂપ લોક [ છે, ] આને [ તમે ] પ્રાપ્ત કરાયા છો" એમ પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય કહેતા હવા. [ તે સાંભળી રાજા કહે છેઃ-" એવી રીતે આપે જેને બ્રહ્મભાવને પમાડેલો છે ] તે હું ભગવાનને ( આપને ) વિદેહ[ દેશો ] ( મારું રાજ્ય ) આપું છું, અને [ વિદેહદેશના લોકો ]સહિત મને પણ દાસકર્મમાટે [ આપું છું. ] ઇતિ. ૨૩

હવે સોપાધિક બ્રહ્મના ધ્યાનથી અભ્યુદય દેખાડે છેઃ—

स वा एष महानज आत्माऽन्नादो वसुदानो विन्दते वसु य एवं वेद ॥ २४ ॥

**શબ્દાર્થઃ**—[ જે રાજાની ને મુનિની આખ્યાયિકામાં કહેલો છે ] તે આ પ્રસિદ્ધ મહાન્ [ ને ] અજન્મા [ સર્વ ભૂતોમાં રહ્યો છતો સર્વ અન્નનો ] ભક્ષક [ ને ] ધનનો દાતા [ છે. ] જે એવી રીતે ( એવા ગુણયુક્ત ) [ આત્માને અહંગ્રહવડે ] ઉપાસે છે [ તે પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે, તથા ગાય-અશ્વાદિ ] ધન પામે છે. ૨૪

હવે ફલસહિત નિર્ગુણબ્રહ્મજ્ઞાનના કથનની સમાપ્તિ કરે છેઃ—

स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्माभयं वै ब्रह्माभयꣳ हि वै ब्रह्म भवति य एवं वेद ॥ २५ ॥ इति चतुर्थाध्यायस्य चतुर्थं शारीरकब्राह्मणम् ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ તે આ અવચ્છેદક ઉપાધિથી રહિત [ ને ] જન્મરહિત આત્મા જરારહિત, [ પ્રાણત્યાગરૂપ ] મરણરહિત, નિરન્વયનાશરહિત, [ ભયના હેતુ અવિદ્યાના નાશથી ] અભય, [ તથા સત્યજ્ઞાનઆનંદરૂપ ] બ્રહ્મ [ છે. ] અભય બ્રહ્મ [ છે આ શાસ્ત્ર તથા લોકમાં ] પ્રસિદ્ધ [ છે. કહેલા આત્માને ] જે એવી રીતે ( અભયરૂપ બ્રહ્મ ) જાણે છે [ તે ] નિશ્ચય અભયરૂપ બ્રહ્મજ થાય છે. ( મુક્ત થાય છે. ) ૨૫ એ પ્રમાણે ચોથા અધ્યાયના શારીરકનામના ચોથા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૪. ૪

એની રીતે આગમપ્રધાન મધુકાંડવડે તથા યુક્તિપ્રધાન મુનિકાંડવડે [સંન્યાસસહિત આત્મજ્ઞાન મોક્ષનું સાધન છે એમ નિરૂપણ કર્યું. હવે તે પ્રતિજ્ઞા કરેલા અર્થના નિગમનમાટે ( હેતુના ઉપદેશપછી પ્રતિજ્ઞાની સિદ્ધિના પુનઃ કથનમાટે ) આ આગમપ્રધાન મૈત્રેયીબ્રાહ્મણનો આરંભ થાય છેઃ—

अथ ह याज्ञवल्क्यस्य द्वे भार्ये बभूवतुर्मैत्रेयी च कात्यायनी च तयोर्ह मैत्रेयी

ब्रह्मवादिनी बभूव स्त्रीप्रज्ञैव तर्हि कात्यायन्यथ ह याज्ञवल्क्योऽन्यद्वृत्तमुपाकरिष्यन् ॥ १ मैत्रेयीति होवाच याज्ञवल्क्यः प्रव्रजिष्यन्वा अरेऽहमस्मात्स्थानादस्मि हन्त कात्यायन्याऽन्तं करवाणीति ॥ २ ॥

શબ્દાર્થ:—[ સંન્યાસસહિત આત્મજ્ઞાન મોક્ષનું કારણ છે આ હેતુના ઉપદેશ ]પછી [ પ્રતિજ્ઞા કરેલા અર્થનું નિગમન કરાય છે:- ] પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્યની મૈત્રેયી તથા કાત્યાયની [ એવા નામવાળી ] બે ભાર્યા હતી. તેઓની [ મધ્યે ] પ્રસિદ્ધ મૈત્રેયી [ જ્યારે ] બ્રહ્મ-વદનશીલા હતી- ત્યારે કાત્યાયની સ્ત્રીપ્રજ્ઞાવાળીજ ( ઘરના-કામકાજમાં કુશલતા રાખવારૂપ સ્ત્રીને યોગ્ય બુદ્ધિવાળીજ ) [ હતી. ] પછી પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય [ ગૃહસ્થાશ્રમથી ] ભિન્ન [ સંન્યાસરૂપ ] વૃત્તને ગ્રહણ કરવાને ઇચ્છતા [ છતા ] ૧ "હે મૈત્રેયિ!" એમ [ જ્યેષ્ઠ ભાર્યાને આમંત્રણ કરીને ] પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય બોલ્યા:-" અરે [ મૈત્રેયિ! ] હું આ [ ગૃહસ્થાશ્રમરૂપ ] સ્થાનથી સંન્યાસ ગ્રહણ કરવાને ઇચ્છું છું, [ તેથી મને ] અનુમતિ [ આપ. તારી ઇચ્છા હોય તો ] તારો આ [ બીજી ભાર્યા ] કાત્યાયનીથી [ દ્રવ્યવડે ] વિભાગ કરું " ઇતિ. ૨

सा होवाच मैत्रेयी यन्नु म इयं भगोः सर्वा पृथिवी वित्तेन पूर्णा स्यात्स्यां न्वहं तेनामृताऽऽहो ३ नेति नेति होवाच याज्ञवल्क्यो यथैवोपकरणवतां जीवितं तथैव ते जीवितꣳ स्यादमृतत्वस्य तु नाऽऽशाऽस्ति वित्तेनेति ॥ ३ ॥

શબ્દાર્થ:—[ એવાં વચનો સાંભળી ] "હે ભગવન્! જો કદી ધનવડે પૂર્ણ આ સર્વ પૃથિવી મને [ પ્રાપ્ત ] થાય તો હું તેવડે અવિનાશી થઉં ( મોક્ષ પામું ) વા નહિ ?" એમ પ્રસિદ્ધ તે મૈત્રેયી બોલી [ તે સાંભળી "અવિનાશી ] નહિ [ થા ]" એમ પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય બોલ્યા. "જેવી રીતે પ્રસિદ્ધ સાધનસંપત્તિયુક્તનું જીવિત [ સુખના ઉપાયરૂપ ભોગવડે યુક્ત હોય છે ] તેમજ તારું જીવિત થશે, પરંતુ ધનવડે [ વા ધનથી સાધ્ય કર્મવડે ] મોક્ષની આશા [ કરવાયોગ્ય ] નથી " એમ [ પણ સૂચવ્યું ] ૩

सा होवाच मैत्रेयी येनाहं नामृता स्यां किमहं तेन कुर्यां यदेव भगवान्वेद तदेव मे ब्रूहीति ॥ ४ ॥

શબ્દાર્થ:—"જેવડે હું અવિનાશી ન થઉં તે[ દ્રવ્ય ]વડે હું શું [ પ્રયોજન સિદ્ધ ] કરું? આપ જેને નિશ્ચય [ મોક્ષનું સાધન ] જાણો છો તેજ મને કહો" એમ પ્રસિદ્ધ તે મૈત્રેયી બોલી. ૪

स होवाच याज्ञवल्क्यः प्रिया वै खलु नो भवती सती प्रियमवृधद्धन्त तर्हि भवत्येतद्व्याख्यास्यामि ते व्याचक्षाणस्य तु मे निदिध्यासस्वेति ॥ ५ ॥

શબ્દાર્થ:—"તું [ પૂર્વે પણ ] અમારી પ્રિયા પતિવ્રતાજ [ હોઈ હમણાં પણ ] પ્રિયનેજ નિશ્ચય કરતી હવી [ તેથી હું ] પ્રસન્ન [ થયો છું, જો મોક્ષનું સાધન જાણવાની તારી ઇચ્છા હોય ] તો હે ભગવતિ! આ [ મોક્ષનું સાધન હું ] તારા માટે વ્યાખ્યાન કરીશ, વ્યાખ્યાન કરનાર મારાં [ વાક્યોનું અર્થથી ] નિશ્ચયપૂર્વક ધ્યાન કરવા ઇચ્છ" એમ પ્રસિદ્ધ તે યાજ્ઞવલ્ક્ય બોલ્યા. ૫

स होवाच न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पतिः प्रियो भवति। न वा अरे जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति। न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्त्यात्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति। न वा अरे वित्तस्य कामाय वित्तं प्रियं भवत्यात्मनस्तु कामाय वित्तं प्रियं भवति। न वा अरे पशूनां कामाय पशवः प्रिया भवन्त्यात्मनस्तु कामाय पशवः प्रिया भवन्ति। न वा अरे ब्रह्मणः कामाय ब्रह्म प्रियं भवत्यात्मनस्तु कामाय ब्रह्म प्रियं भवति। न वा अरे क्षत्रस्य कामाय क्षत्रं प्रियं भवत्यात्मनस्तु कामाय क्षत्रं प्रियं भवति। न वा अरे लोकानां कामाय लोकाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय लोकाः प्रिया भवन्ति। न वा अरे देवानां कामाय देवाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय देवाः प्रिया भवन्ति। न वा अरे वेदानां कामाय वेदाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय वेदाः प्रिया भवन्ति। न वा अरे भूतानां कामाय भूतानि प्रियाणि भवन्त्यात्मनस्तु कामाय भूतानि प्रियाणि भवन्ति। न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति। आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेय्यात्मनि खल्वरे दृष्टे श्रुते मते विज्ञात इदꣳ सर्वं विदितम् ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—[ મોક્ષના સાધન આત્મજ્ઞાનના અંગભૂત વૈરાગ્યનો ઉપદેશ કરવાની ઇચ્છાથી ] પ્રસિદ્ધ તે [ યાજ્ઞવલ્ક્ય ] બોલ્યાઃ-" અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] પતિના પ્રયોજનમાટે પતિ પ્રિય થતો નથી, પણ આત્માના પ્રયોજનમાટે પતિ પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] સ્ત્રીના પ્રયોજનમાટે સ્ત્રી પ્રિય થતી નથી, પણ આત્માના પ્રયોજનમાટે સ્ત્રી પ્રિય થાય છે, અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] પુત્રોના પ્રયોજનમાટે પુત્રો પ્રિય થતા નથી, પણ આત્માના પ્રયોજનમાટે પુત્રો પ્રિય થાય છે, અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] દ્રવ્યના પ્રયોજનમાટે દ્રવ્ય પ્રિય થતું નથી, પણ આત્માના પ્રયોજનમાટે દ્રવ્ય પ્રિય થાય છે અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] પશુઓના પ્રયોજન-માટે પશુઓ પ્રિય થતાં નથી, પણ આત્માના પ્રયોજનમાટે પશુઓ પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] બ્રાહ્મણજાતિના પ્રયોજનમાટે બ્રાહ્મણજાતિ પ્રિય નથી, પણ આત્માના પ્રયોજનમાટે બ્રાહ્મણજાતિ પ્રિય થાય થાય છે અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] ક્ષત્રિયજાતિના પ્રયોજનમાટે ક્ષત્રિયજાતિ પ્રિય થતી નથી, પણ આત્માના પ્રયોજનમાટે ક્ષત્રિયજાતિ પ્રિય થાય છે અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે સ્વર્ગાદિ ] લોકોના પ્રયોજનમાટે [ સ્વર્ગાદિ ] લોકો પ્રિય થતા નથી, પણ આત્માના પ્રયોજનમાટે [ સ્વર્ગાદિ ] લોકો પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] દેવોના પ્રયોજનમાટે દેવો પ્રિય થતા નથી, પણ આત્માના પ્રયોજનમાટે દેવો પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે ] વેદોના પ્રયોજનમાટે વેદો પ્રિય થતા નથી, પણ આત્માના પ્રયોજનમાટે વેદો પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે પૃથિવી આદિ ] ભૂતોના પ્રયોજનમાટે [ તે ] ભૂતો પ્રિય થતાં નથી, પણ આત્માના પ્રયોજનમાટે [ તે ] ભૂતો પ્રિય થાય છે. અરે [ મૈત્રેયિ ! લોકમાં ] પ્રસિદ્ધ [ છે કે અન્ય ] સર્વના પ્રયોજનમાટે

[ અન્ય ] સર્વે પ્રિય થતું નથી, પણ આત્માના પ્રયોજનમાટે [ અન્ય ] સર્વે પ્રિય થાય છે. [ જેથી એવી રીતે આત્મસુખના સાધનપણાવડે અન્યત્ર ગૌણી પ્રીતિ છે, ને આત્મામાં તો મુખ્ય પ્રીતિ છે તેથી ] અરે [ મૈત્રેયિ ! પરમપ્રેમનું સ્થાન ] આત્માજ સાક્ષાત્ કરવાયોગ્ય, [ આચાર્ય અને શાસ્ત્રથી ] શ્રવણ કરવાયોગ્ય, [ યુક્તિઓવડે ] મનન કરવાયોગ્ય [ ને ] નિશ્ચયપૂર્વક ધ્યાન કરવાયોગ્ય [ છે. ] અરે મૈત્રેયિ ! [ આ ] આત્મા દૃષ્ટ થયે [ સતે, ] શ્રવણ કરે [ સતે, ] મનન કરે [ સતે, ને આ એમજ છે અન્યથા નથી એમ ] જાણે [ સતે ] નિશ્ચય આ સર્વ [ કલ્પિત જગત્ ] વિદિત [ થાય છે. ] ૬

અન્યનું જ્ઞાન થયે તેનાથી ભિન્ન અન્યનું જ્ઞાન કેમ થઈ શકે એમ શકા થાય તો આત્માથી ભિન્ન અન્યનો અભાવ હોવાથી તેમ સંભવી શકે એમ કહે છે.—

ब्रह्म तं परादाद्योऽन्यत्राऽऽत्मनो ब्रह्म वेद क्षत्रं तं परादाद्योऽन्यत्राऽऽत्मनः क्षत्रं वेद लोकास्तं परादुर्योऽन्यत्राऽऽत्मनो लोकान्वेद देवास्तं परादुर्योऽन्यत्राऽऽत्मनो देवान्वेद वेदास्तं परादुर्योऽन्यत्राऽऽत्मनो वेदान्वेद भूतानि तं परादुर्योऽन्यत्राऽऽत्मनो भूतानि वेद सर्वं तं परादाद्योऽन्यत्राऽऽत्मनः सर्वं वेदेदं ब्रह्मेदं क्षत्रमिमे लोका इमे देवा इमे वेदा इमानि भूतानीदꣳ सर्वं यदयमात्मा ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—જે [ બ્રાહ્મણ ] આત્માથી ( પોતાથી ) અન્યત્ર બ્રાહ્મણજાતિને જાણે છે તેને બ્રાહ્મણજાતિ [ આ મને અનાત્મરૂપે જુએ છે એમ જાણી પોતાથી ] દૂર કરે છે જે [ ક્ષત્રિય ] આત્માથી અન્યત્ર ક્ષત્રિયજાતિને જાણે છે તેને ક્ષત્રિયજાતિ દૂર કરે છે. જે આત્માથી અન્યત્ર [ સ્વર્ગાદિ ) લોકોને જાણે છે તેને [ સ્વર્ગાદિ [ લોકો દૂર કરે છે. જે આત્માથી અન્યત્ર દેવોને જાણે છે તેને દેવો દૂર કરે છે જે આત્માથી અન્યત્ર વેદોને જાણે છે તેને વેદો દૂર કરે છે જે આત્માથી અન્યત્ર ભૂતોને જાણે છે તેને ભૂતો દૂર કરે છે. જે આત્માથી અન્યત્ર સર્વને જાણે છે છે તેને સર્વ દૂર કરે છે. જે આ આત્મા [ સાક્ષાત્ કરવાયોગ્ય તથા શ્રવણાદિ કરવાયોગ્ય છે તે આ આત્માજ ] આ બ્રાહ્મણજાતિ, આ ક્ષત્રિયજાતિ, આ લોકો, આ દેવો, આ વેદો, આ ભૂતો [ ને ] આ સર્વ [ છે ] ૭

આ સર્વ આત્મા એમ કેવી રીતે જાણી શકાય એમ શકા થાય તો સ્ફુરણથી વ્યતિરેકવડે કાંઈ પણ જાણવાને શક્ય નથી એમ પ્રસિદ્ધ છે, ને જેના વ્યતિરેકવડે જેનું અગ્રહણ તેનું તે રૂપપણુંજ છે એવી વ્યાપ્તિ છે, તે વ્યાપ્તિનાં ત્રણ દૃષ્ટાંત કહે છેઃ—

स यथा दुन्दुभेर्हन्यमानस्य न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय दुन्दुभेस्तु ग्रहणेन दुन्दुभ्याघातस्य वा शब्दो गृहीतः ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—તે ( દૃષ્ટાંતઃ-) જેમ [ દાંડી આદિવડે ] વગાડેલા દુંદુભિના બહાર નીકળેલા [ ઉચ્ચનીચાદિ ] શબ્દોને ગ્રહણ કરવામાટે [ પુરુષ ] સમર્થ થતો નથી, પરંતુ દુંદુભિના [ શબ્દસામાન્યના ] ગ્રહણવડે અથવા દુંદુભિના વગાડવાથી [ ઉપજેલા વીરાદિ નવરસમાંના એકરસયુક્ત ધ્વનિના ગ્રહણવડે દુંદુભિનો ] શબ્દવિશેષ ગ્રહણ કરેલો [ થાય છે. જેમ શબ્દવિશેષો શબ્દસામાન્યથી વસ્તુતાએ પૃથક્ નથી તેમ સ્ફુરણરૂપ બ્રહ્મથી સ્ફુરેલા પદાર્થો વસ્તુતાએ પૃથક્ નથી, એવી રીતે નીચેનાં બે દૃષ્ટાંતોમાં પણ જાણવું. ] ૮

स यथा शङ्खस्य ध्मायमानस्य न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय शङ्खस्य तु ग्रहणेन शङ्खध्मस्य वा शब्दो गृहीतः ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—તે ( દૃષ્ટાંતઃ- ) જેમ વગાડેલા શંખના બહાર નીકળેલા [ ઉચ્ચાદિ ] શબ્દોને ગ્રહણ કરવામાટે [ પુરુષ ] સમર્થ થતો નથી, પરંતુ શંખના [ શબ્દસામાન્યના ] ગ્રહણવડે વા [ એકરસયુક્ત ] શંખના ધ્વનિના [ ગ્રહણવડે શંખનો ] શબ્દવિશેષ ગ્રહણ કરેલો [ થાય છે ] ૯

स यथा वीणायै वाद्यमानायै न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय वीणायै तु ग्रहणेन वीणावादस्य वा शब्दो गृहीतः ॥ १० ॥

**શબ્દાર્થઃ**—તે ( દૃષ્ટાંતઃ- ) જેમ વગાડેલી વીણાના બહાર નીકળેલા [ ઉચ્ચાદિ ] શબ્દોને ગ્રહણ કરવામાટે [ પુરુષ ] સમર્થ થતો નથી, પરંતુ વીણાના [ શબ્દસામાન્યના ] ગ્રહણવડે વા [ એકરસયુક્ત ] વીણાના ધ્વનિના [ ગ્રહણવડે વીણાનો ] શબ્દવિશેષ ગ્રહણ કરેલો [ થાય છે. ] ૧૦

વિવેચનઃ—ત્રણ દૃષ્ટાંતોનું ગ્રહણ અનેક વિલક્ષણ ચેતનઅચેતનરૂપ સર્વ પદાર્થો સ્થિતિકાલમાં પ્રજ્ઞાનઘન પ્રસગાત્મરૂપ એકસત્તાવાળા છે એમ જણાવવામાટે છે ૧૦

એવી રીતે સ્થિતિકાલમાં જગત્‌નું બ્રહ્મથી એકપણું નિશ્ચય કરીને ઉત્પત્તિકાલમાં પણ તેનો નિશ્ચય કરવામાટે કાર્યોની ઉત્પત્તિની પૂર્વે તેમના કારણથી અભિન્નપણામાં દૃષ્ટાંત કહે છેઃ—

स यथाऽऽर्द्रैधाग्नेरभ्याहितस्य पृथग्धूमा विनिश्चरन्त्येवं वा अरेऽस्य महतो भूतस्य निश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानानीष्टꣳ हुतमाशितं पायितमयं च लोकः परश्च लोकः सर्वाणि च भूतान्यस्यैवैतानि सर्वाणि निश्वसितानि ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—તે ( દૃષ્ટાંતઃ- ) જેમ લીલાં ઇંધણાં નાંખેલા [ પ્રદીપ્ત ] અગ્નિથી નાનાવિધ ધૂમાડા [ ને તણખા ] નીકળે છે તેમજ અરે [ મૈત્રેયિ ! ] આ અપરિચ્છિન્ન પરમાર્થવસ્તુનું આ નિશ્વસિત ( નિશ્વાસની પેઠે અપ્રયત્નવડે ઉપજાવેલું ) [ છે.- ] જે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વાંગિરસ, ઇતિહાસ, પુરાણ, વિદ્યાઓ, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, અનુવ્યાખ્યાનો, વ્યાખ્યાનો, યાગરૂપ નિમિત્તવાળો ધર્મસમૂહ હોમરૂપ નિમિત્તવાળો ધર્મસમૂહ, અન્નદાનરૂપ નિમિત્તવાળો ધર્મસમૂહ, પીવાયોગ્યના દાનરૂપ નિમિત્તવાળો ધર્મસમૂહ, આ લોક, પરલોક ને સર્વે ભૂતો [ છે તે ] આ સર્વે આનુંજ નિશ્વસિત [ છે ] ૧૧

હવે પ્રલયકાલમાં પણ આ પ્રપંચનું બ્રહ્મરૂપપણું છે એમ દૃષ્ટાંતપૂર્વક કહે છેઃ—

स यथा सर्वासामपाꣳ समुद्र एकायनमेवꣳ सर्वेषाꣳ स्पर्शानां त्वगेकायनमेवꣳ सर्वेषां गन्धानां नासिके एकायनमेवꣳ सर्वेषाꣳ रसानां जिह्वैकायनमेवꣳ सर्वेषाꣳ रूपाणां चक्षुरेकायनमेवꣳ सर्वेषाꣳ शब्दानाꣳ श्रोत्रमेकायनमेवꣳ सर्वेषाꣳ संकल्पानां मन एकायनमेवꣳ सर्वासां विद्यानाꣳ हृदयमेकायनमेवꣳ सर्वेषां कर्मणाꣳ हस्तावेकायनमेवꣳ सर्वेषामानन्दानामुपस्थ एकायनमेवꣳ सर्वेषां विसर्गाणां पायुरेकायनमेवꣳ सर्वेषामध्वनां पादावेकायनमेवꣳ सर्वेषां वेदानां वागेकायनम् ॥ १२ ॥

**શબ્દાર્થઃ**—તે ( દૃષ્ટાંત- ) જેમ સર્વે જલોનો સમુદ્ર એક આશ્રય (અવિભાગવડે પ્રાપ્તિ) [છે] તેમ સર્વે સ્પર્શોનો ત્વચા (ત્વચાના વિષયરૂપ સ્પર્શસામાન્ય) એક આશ્રય [છે] તેમ સર્વે ગંધોનો નાસિકા (ગંધસામાન્ય) એક આશ્રય [છે,] તેમ સર્વે રસોનો જીભ (રસસામાન્ય) એક આશ્રય [છે,] તેમ સર્વે રૂપોનો નેત્ર (રૂપસામાન્ય) એક આશ્રય [છે,] તેમ સર્વે શબ્દોનો શ્રોત્ર (શબ્દસામાન્ય) એક આશ્રય [છે,] તેમ સર્વે સંકલ્પોનો મન (સંકલ્પસામાન્ય) એક આશ્રય [છે,] તેમ સર્વે નિશ્ચયોનો બુદ્ધિ (નિશ્ચયસામાન્ય) એક આશ્રય [છે, તે બ્રહ્મમાં લીન થાય છે,] તેમ સર્વે કર્મોનો હાથો (કર્મસામાન્ય) એક આશ્રય [છે,] તેમ સર્વે આનન્દોનો ઉપસ્થ (આનંદ સામાન્ય) એક આશ્રય [છે] તેમ સર્વે ત્યાગોનો ગુદા (ત્યાગસામાન્ય) એક આશ્રય [છે,] તેમ સર્વે ગતિઓનો પગો (ગતિસામાન્ય) એક આશ્રય [છે,] તેમ સર્વે શબ્દોનો વાણી (શબ્દસામાન્ય) એક આશ્રય [છે, તે કર્મેદ્રિયોનાં સામાન્યોનો પ્રાણમાં લય થાય છે, ને પ્રાણનો બ્રહ્મમાં લય છે] ૧૨

એવી રીતે પ્રાકૃતિક પ્રલયના દર્શનવડે સર્વના મૂલકારણરૂપ અદ્વય આત્મતત્ત્વનો નિશ્ચય કર્યો, હવે બ્રહ્મવિદ્યાવડે અવિદ્યાની નિવૃત્તિદ્વારા જે આ આત્યંતિક પ્રલય છે તેને દૃષ્ટાંતપૂર્વક કહે છે,—

**स यथा सैन्धवघनोऽनन्तरोऽबाह्यः कृत्स्नो रसघन एवैवं वा अरेऽयमात्माऽनन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति न प्रेत्य संज्ञाऽस्तीत्यरे ब्रवीमीति होवाच याज्ञवल्क्यः ॥ १३ ॥**

**શબ્દાર્થઃ**—તે ( દૃષ્ટાંત- ), જેમ સૈંધવઘન (સિંધાલુણ વા મીઠાનો નક્કર ગાંગડો) અંતરરહિત બાહ્યરહિત સંપૂર્ણ રસઘનજ [છે] તેમજ અરે [મૈત્રેયિ!] આ આત્મા અંતરરહિત બાહ્યરહિત સંપૂર્ણ પ્રજ્ઞાનઘનજ [છે તે શરીરકરણાદિ આકારે પરિણામ પામેલાં] આ ભૂતોથી સારી રીતે ઊઠીને [પછી] તે[ ભૂતોના વિનાશ]ની પછીજ [તે ઊઠેલો જીવભાવ] વિનાશ પામે છે અરે [મૈત્રેયિ! કાર્યકરણના સંઘાતથી વિમુક્ત બ્રહ્મવેત્તાને] શરીરત્યાગ[ પછી ' આ મારું ઘર છે, હું સુખી છું ' એવું વિશેષ ]જ્ઞાન નથી એમ [હું] કહું છું " એવી રીતે યાજ્ઞવલ્ક્ય [પોતાની ભાર્યાપ્રતિ] પ્રસિદ્ધ [પરમાર્થદર્શન] કહેતા હુવા ૧૩

પછી બંનેની પ્રવૃત્તિ થઇ તે કહે છે —

**सा होवाच मैत्रेय्यत्रैव मा भगवान्मोहान्तमापीपिपन्न वा अहमिमं विजानामीति स होवाच न अरेऽहं मोहं ब्रवीम्यविनाशी वा अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा ॥ १४ ॥**

**શબ્દાર્થઃ**—" ભગવાન (આપ) મને અહિંજ આ (આ પ્રજ્ઞાનઘનરૂપ વસ્તુમાંજ) [શરીરત્યાગપછી જ્ઞાન નથી એમ] મોહ પમાડો છો, (આથી) હું આ[ કહેલા લક્ષણવાળા આત્મા ]ને [વિવેકથી] નથીજ જાણતી " એમ પ્રસિદ્ધ તે મૈત્રેયી બોલી [તે સાંભળી] પ્રસિદ્ધ તે [યાજ્ઞવલ્ક્ય] બોલ્યા -" અરે [મૈત્રેયિ! ઉપાધિવડે થનારાં વિશેષજ્ઞાનો શરીરત્યાગપછી નથી, પણ પ્રજ્ઞાનઘનનો નાશ થતો નથી એમ મેં કહ્યું છે

તેથી ] હું મોહ ( મોહ પમાડનારું વચન ) નથીજ બોલતો. અરે [ મૈત્રેયિ ! ] આ આત્મા અવિકારી [ તથા ] અવિનાશી ધર્મવાળોજ [ છે. ] ૧૪

ચારે અધ્યાયોમાં ઉપાયભેદોવડે કહેલું ઉપેય ( ઉપાય-સાધન-વડે પ્રાપ્ત કરવાયોગ્ય ) આત્મતત્ત્વ એકજ છે એમ ઉપસંહાર કરે છેઃ—

यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति तदितर इतरं जिघ्रति तदितर इतरꣳ रसयते तदितर इतरमभिवदति तदितर इतरꣳ शृणोति तदितर इतरं मनुते तदितर इतरꣳ स्पृशति तदितर इतरं विजानाति यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत्तत्केन कं जिघ्रेत्तत्केन कꣳ रसयेत्तत्केन कमभिवदेत्तत्केन कꣳ शृणुयात्तत्केन कं मन्वीत तत्केन कꣳ स्पृशेत्तत्केन कं विजानीयाद्येनेदꣳ सर्वं विजानाति तं केन विजानीयात्स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यतेऽसङ्गो न हि सज्यतेऽसितो न व्यथते न रिष्यति विज्ञातारमरे केन विजानीयादित्युक्तानुशासनाऽसि मैत्रेय्येतावदरे खल्वमृतत्वमिति होक्त्वा याज्ञवल्क्यो विजहार ॥१५॥ इति चतुर्थाध्यायस्य पञ्चमं मैत्रेयीब्राह्मणम् ॥५॥

શબ્દાર્થઃ—જ્યારે ( અજ્ઞાનકાલમાં ) [ એકજ આત્મામાં ] પ્રસિદ્ધ દ્વૈતજેવું [ પ્રતીત ] થાય છે ત્યારે ઈતર ( બ્રહ્મથી ભિન્ન-જોનારો ) [ બ્રહ્મથી ભિન્ન નેત્રવડે ] ઈતરને ( બ્રહ્મથી ભિન્નને-રૂપાદિને ) જુએ છે, ત્યારે ઈતર ( સુંઘનારો ) [ નાસિકાવડે ] ઈતરને ( ગંધને ) સુંઘે છે, ત્યારે ઇતર ( સ્વાદ લેનારો ) [ જીભવડે ] ઇતરનો ( રસનો ) સ્વાદ લે છે, ત્યારે ઈતર ( બોલનારો ) [ વાણીવડે ] ઇતરને ( બોલવાયોગ્યને ) બોલે છે, ત્યારે અન્ય ( સાંભળનારો ) [કાનવડે] અન્યને ( સાંભળવાયોગ્યને ) સાંભળે છે, ત્યારે ઈતર (સંકલ્પ કરનારો) [ મનવડે ] ઈતરનો ( સંકલ્પ કરવાયોગ્યનો ) સંકલ્પ કરે છે, ત્યારે ઇતર ( સ્પર્શ કરનારો ) [ ત્વચાવડે ] ઈતરનો ( સ્પર્શ કરવાયોગ્યનો ) સ્પર્શ કરે છે, [ને] ત્યારે ઈતર ( જાણનારો ) [ બુદ્ધિવડે ] ઇતરને ( જાણવાયોગ્યને ) જાણે છે જ્યારે ( જ્ઞાનકાલમાં ) પ્રસિદ્ધ આ[ બ્રહ્મ-વેત્તા ]ને [ કર્તા, કર્મ ને કર્મફલાદિ ] સર્વે આત્માજ થયું ત્યારે [ કોણ ] કયા[ કરણ ]-વડે કોને જુએ ? ત્યારે [ કોણ ] કયા[ કરણ ]વડે કોને સુંઘે ? ત્યારે [ કોણ ] કયા-[ કરણ ]વડે શાનો સ્વાદ લે ? ત્યારે [ કોણ ] કયા[ કરણ ]વડે શું બોલે ? ત્યારે [ કોણ ] કયા[ કરણ ]વડે શું સાંભળે ? ત્યારે [ કોણ ] કયા[ કરણ ]વડે શાનો સંકલ્પ કરે ? ત્યારે [ કોણ ] કયા[ કરણ ]વડે શાનો સ્પર્શ કરે ? ત્યારે [ કોણ ] કયા[ કરણ ]વડે શાને જાણે ? [ જે અવિદ્યાવસ્થામાં અન્ય અન્યને જાણે છે તે અવિદ્યાવસ્થામાં પણ ] જે [ કૂટસ્થ-જ્ઞાન ]વડે [ લોક ] આ સર્વને જાણે છે તે[ સાક્ષી ]ને કયા[ કરણ ]વડે [ કયો વિજ્ઞાતા ] જાણે ? [ કોઈ પણ કરણવડે કોઈ ન જાણે ] તે આ નેતિ નેતિ [ એમ સર્વ ઉપાધિઓના નિષેધવડે કથન કરેલો ] આત્મા [ કરણોવડે ] ગ્રહણ કરી શકાય એવો નથી, તેથી ગ્રહણ કરાતો નથી, અપક્ષયથી રહિત [ છે ] તેથી અપક્ષય પામતો નથી, અસંગ [ છે ] તેથી [ કોઈની સાથે ] સંબંધ પામતો નથી, બંધનરહિત [ છે તેથી ] વ્યથા પામતો નથી, [ ને ] વિનાશ પામતો નથી. અરે [ મૈત્રેયિ ! જે અદ્વય વિદ્યાવસ્થાવાળો વિજ્ઞાતા છે તે ] વિજ્ઞાતાને [ કોણ ] કયા[ કરણ ]વડે જાણે ? [ કોઈ કોઈ પણ કરણવડે ન જાણે ] એવી

રીતે [તું] કહેલા અનુશાસનવાળી (પરંપરાના ઉપદેશવાળી) થઇ અરે મૈત્રેયિ! નિશ્ચય આટલું અમૃતપણું (આટલુંજ મોક્ષનું-સાધન અદ્વૈત આત્મજ્ઞાન) [છે]" એમ [પોતાની ભાર્યાપ્રતિ મોક્ષના સાધન આત્મજ્ઞાનને] કહીને પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય સંન્યાસ ગ્રહણ કરતા હવા ૧૫ એ પ્રમાણે ચોથા અધ્યાયના મૈત્રેયીનામના પાંચમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૪ ૫

એવી રીતે નિરૂપણ કરેલી બ્રહ્મવિદ્યાની સ્તુતિમાટે, તેની પ્રાપ્તિ થવાસારુ જપ કરવામાટે, અસાંપ્રદાયિકપણાની શંકાના પરિહારમાટે તથા શિષ્યને અધ્યયન કરાવવામાટે આ મુનિકાંડના વંશબ્રાહ્મણનો આરંભ થાય છે:—

अथ वꣳशः । पौतिमाष्यो गौपवनाद्गौपवनः पौतिमाष्यात्पौतिमाष्यो गौपवनाद्गौपवनः कौशिकात्कौशिकः कौण्डिन्यात्कौण्डिन्यः शाण्डिल्याच्छाण्डिल्यः कौशिकाच्च गौतमाच्च गौतमः ॥ १ ॥ आग्निवेश्यादाग्निवेश्यो गार्ग्याद्गार्ग्यो गार्ग्याद्गार्ग्यो गौतमाद्गौतमः सैतवात्सैतवः पाराशर्यायणात्पाराशर्यायणो गार्ग्यायणाद्गार्ग्यायण उद्दालकायनादुद्दालकायनो जाबालायनाज्जाबालायनो माध्यंदिनायनान्माध्यंदिनायनः सौकरायणात्सौकरायणः काषायणात्काषायणः सायकायनात्सायकायनः कौशिकायनेः कौशिकायनिः ॥ २ ॥ घृतकौशिकाद्घृतकौशिकः पाराशर्यायणात्पाराशर्यायणः पाराशर्यात्पाराशर्यो जातूकर्ण्याज्जातूकर्ण्य आसुरायणाच्च यास्काच्चाऽऽसुरायणस्त्रैवणेस्त्रैवणिरौपजन्धनेरौपजन्धनिरासुरेरासुरिर्भारद्वाजाद्भारद्वाज आत्रेयादात्रेयो माण्टेर्माण्टिर्गौतमाद्गौतमो गौतमाद्गौतमो वात्स्याद्वात्स्यः शाण्डिल्याच्छाण्डिल्यः कैशोर्यात्काप्यात्कैशोर्यः काप्यः कुमारहारितात्कुमारहारितो गालवाद्गालवो विदर्भीकौण्डिन्याद्विदर्भीकौण्डिन्यो वत्सनपातो बाभ्रवाद्वत्सनपाद्बाभ्रवः पथः सौभरात्पन्थाः सौभरोऽयास्यादाङ्गिरसादयास्य आङ्गिरस आभूतेस्त्वाष्ट्रादाभूतिस्त्वाष्ट्रो विश्वरूपात्त्वाष्ट्राद्विश्वरूपस्त्वाष्ट्रोऽश्विभ्यामश्विनौ दधीच आथर्वणाद्दध्यङ्ङाथर्वणोऽथर्वणो दैवादथर्वा दैवो मृत्योः प्राध्वꣳसनान्मृत्युः प्राध्वꣳसनः प्रध्वꣳसनात्प्रध्वꣳसन एकर्षेरेकर्षिर्विप्रचित्तेर्विप्रचित्तिर्व्यष्टेर्व्यष्टिः सनारोः सनारुः सनातनात्सनातनः सनगात्सनगः परमेष्ठिनः परमेष्ठी ब्रह्मणो ब्रह्म स्वयंभु ब्रह्मणे नमः ॥ ३ ॥ इति चतुर्थाध्यायस्य षष्ठं वंशब्राह्मणम् ॥ ६ ॥

॥ इति श्रीबृहदारण्यकोपनिषदि चतुर्थोऽध्यायः समाप्तः ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—હવે વંશ (આચાર્યપરંપરા) [કહેવાય છે -] પૌતિમાષ્ય ગૌપવનથી, ગૌપવન [બીજા] પૌતિમાષ્યથી, પૌતિમાષ્ય [અન્ય] ગૌપવનથી, ગૌપવન કૌશિકથી, કૌશિક કૌંડિન્યથી, કૌંડિન્ય શાંડિલ્યથી, શાંડિલ્ય કૌશિકથી ને ગૌતમથી, [કૌશિક બ્રહ્માથી ને] ગૌતમ ૧ આગ્નિવેશ્યથી, આગ્નિવેશ્ય ગાર્ગ્યથી, ગાર્ગ્ય [બીજા] ગાર્ગ્યથી, ગાર્ગ્ય ગૌતમથી, ગૌતમ સૈતવથી, સૈતવ પારાશર્યાયણથી, પારાશર્યાયણ ગાર્ગ્યાયણથી, ગાર્ગ્યાયણ ઉદ્દાલકાયનથી, ઉદ્દાલકાયન જાબાલાયનથી, જાબાલાયન માધ્યંદિનાયનથી, માધ્યંદિનાયન સૌકરાયણથી, સૌકરાયણ -

કાષાયણથી, કાષાયણ સાયકાયથી, સાયકાયન કૌશિકાયનિથી, કૌશિકાયનિ ૨ ઘૃતકૌશિકથી, ઘૃતકૌશિક પારાશર્યાયણથી પારાશર્યાયણ પારાશર્યથી, પારાશર્ય જાતૂકર્ણ્યથી, જાતૂકર્ણ્ય આસુરાયણથી ને યાસ્કથી, [ યાસ્ક બ્રહ્માથી ને ] આસુરાયણ ત્રૈવણિથી, ત્રૈવણિ ઔપજંઘનિથી ઔપજંઘનિ આસુરિથી, આસુરિ ભારદ્વાજથી, ભારદ્વાજ આત્રેયથી, આત્રેય માંટિથી, માંટિ ગૌતમથી, ગૌતમ [ અન્ય ] ગૌતમથી, ગૌતમ વાત્સ્યથી, વાત્સ્ય શાંડિલ્યથી, શાંડિલ્ય કૈશોર્ય કાપ્યથી કૈશોર્ય કાપ્ય કુમારહારિતથી, કુમારહારિત ગાલવથી, ગાલવ વિદર્ભીકૌંડિન્યથી, વિદર્ભીકૌંડિન્ય વત્સનપાત્ બાભ્રવથી, વત્સનપાત બાભ્રવ પંથા સૌભરથી, પંથા સૌભર અયાસ્ય આંગિરસથી, અયાસ્ય આંગિરસ આભૂતિ ત્વાષ્ટ્રથી, આભૂતિ ત્વાષ્ટ્ર વિશ્વરૂપ ત્વાષ્ટ્રથી, વિશ્વરૂપ ત્વાષ્ટ્ર અશ્વિનિકુમારોથી, અશ્વિનિકુમારો દધ્યઙ્ આથર્વણથી, દધ્યઙ્ આથર્વણ અથર્વા દૈવથી, અથર્વા દૈવ મૃત્યુ પ્રાધ્વંસનથી, મૃત્યુ પ્રાધ્વંસન પ્રધ્વંસનથી, પ્રધ્વંસન એકર્ષિથી, એકર્ષિ વિપ્રચિત્તિથી, વિપ્રચિત્તિ વ્યષ્ટિથી, વ્યષ્ટિ સનારુથી, સનારુ સનાતનથી, સનાતન સનગથી, સનગ વિરાટ્થી [ ને ] વિરાટ્ હિરણ્યગર્ભથી [ બ્રહ્મવિદ્યા પામ્યા. તે હિરણ્યગર્ભને અંતર્યામિદ્વારા બ્રહ્મવિદ્યાનો લાભ થયેલો છે. તેથી આગળ આચાર્યપરંપરા નથી બ્રહ્મ વેદરૂપે સ્થિત છે તેથી વેદનામનું ] બ્રહ્મ નિત્ય [ છે, તે વેદરૂપ ] બ્રહ્મને નમસ્કાર ૩ એ પ્રમાણે ચોથા અધ્યાયના વંશનામના છઠ્ઠા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૪. ૬

ઇતિ શ્રીબૃહદારણ્યકોપનિષદ્ના ચોથા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૪

——[ * ]——

## ॥ ५ मो अध्याय ॥

એવી રીતે મધુકાંડ તથા મુનિકાંડવડે નિરૂપણ કરેલ નિરુપાધિક બ્રહ્મનું જે સોપાધિક સ્વરૂપ છે તેની અભ્યુદય, ક્રમમુક્તિ ને કર્મની સમૃદ્ધિરૂપ પ્રયોજનવાળી ઉપાસનાઓ વિધાન કરવામાટે આ ખિલકાંડ (પૂર્વે નહિ કહેલી પરિશિષ્ટ વસ્તુનું નિરૂપણ કરનારો ભાગ) પ્રવૃત્ત થાય છે. તેમાં સર્વ ઉપાસનાના અંગભૂત જે ૐકાર, દમ, દાન ને દયા છે તેમનું વિધાન કરવાને ઇચ્છતી શ્રુતિ પ્રથમ ઉપાસ્ય બ્રહ્મના શુદ્ધપણાની પ્રસિદ્ધિમાટે તેવા સ્વરૂપનો મંત્રવડે અનુવાદ કરે છેઃ—

ॐ। पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते। पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते। ॐ खं ब्रह्म। खं पुराणं वायुरं खमिति ह स्माऽऽह कौरव्यायणीपुत्रो वेदोऽयं ब्राह्मणा विदुर्वेदैनेन यद्वेदितव्यम् ॥ १ ॥ इति पञ्चमाध्यायस्य प्रथमं ॐ खंब्रह्मब्राह्मणम् ॥ १ ॥

શબ્દાર્થઃ—ૐ તે [ બ્રહ્મ ] પૂર્ણ [ છે, ] આ [ નામરૂપ ઉપાધિવાળું બ્રહ્મ પણ પોતાના નિરુપાધિરૂપવડે ] પૂર્ણ [ છે. કારણરૂપ ] પૂર્ણથી [ વિશેષરૂપ પામેલું ] પૂર્ણ ઉપર જાય છે. (કારણરૂપ બ્રહ્મથી નામરૂપવાળું કાર્યરૂપ બ્રહ્મ પૃથક્ હોય એવું પ્રતીત થાય છે.) [ જ્ઞાની ] પૂર્ણના (કાર્યરૂપ બ્રહ્મના) પૂર્ણને (આત્મસ્વરૂપના એકરસપણાને) સંપાદન કરીને [ જ્ઞાનવડે અજ્ઞાનજનિત ઉપાધિઓના સંસર્ગના તિરસ્કારપૂર્વક ] પૂર્ણજ ( નિરંતર પ્રજ્ઞાનઘનૈકરસસ્વભાવ કેવલ બ્રહ્મરૂપેજ ) અવશેષ રહે છે. [ હવે ૐકારના આલંબનપણાવડે બ્રહ્મનું ધ્યાન કહે છેઃ- ] ૐકાર ખરૂપ ( પ્રાચીન વા આકાશઅવિચ્છિન્નરૂપ ) બ્રહ્મ [ છે એમ ધ્યાન કરવાયોગ્ય છે. ] ખ[ શબ્દનો અર્થ ] પ્રાચીન [ છે. ] જેમાં વાયુ રહે છે તે [ભૌતિક આકાશ ] ખ [ છે ] એમ પ્રસિદ્ધ કૌરવ્યાયણીપુત્ર કહેતા હતા. આ [ ૐકાર ] વેદ [ છે એમ ] બ્રહ્મવેત્તાઓ

જાણતા હવા, [ કેમકે ] જે જ્ઞાતવ્ય [ બ્રહ્મ છે તે ] આ[ ૐકાર ]વડે [ જિજ્ઞાસુ ] જાણે છે. [ પ્રસિદ્ધ વેદનું વેદપણું પણ જ્ઞાનના હેતુપણાથીજ છે. ] ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના ૐખંબ્રહ્મનામના પહેલા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૫. ૧

એવી રીતે સર્વ ઉપાસનાના સાધનરૂપ ૐકારને કહીને હવે દમાદિ ત્રણ સાધનોનું વિધાન કરે છે:—

त्रयाः प्राजापत्याः प्रजापतौ पितरि ब्रह्मचर्यमूषुर्देवा मनुष्या असुरा उषित्वा ब्रह्मचर्यं देवा ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेतिहोचुर्दाम्यतेति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति ॥ १ ॥

શબ્દાર્થ:—દેવો, મનુષ્યો [ને] અસુરો [આ] ત્રણ [ પ્રકારના ] પ્રજાપતિના ( વિરાટ્‌ના ) પુત્રો પ્રજાપતિરૂપ પિતાની [ સમીપમાં શિષ્યો થયા છતા ] બ્રહ્મચર્ય [ પાળીને ] વસતા હવા. બ્રહ્મચર્યપૂર્વક વસીને [ પ્રથમ ] દેવો [ પિતાપ્રતિ ] બોલ્યા:-"આપ અમને [ અનુશાસન ] કહો." ઇતિ. તેઓને પ્રસિદ્ધ [ પ્રજાપતિ ] द એવો આ અક્ષર કહેતા હવા. [ કહીને પછી પિતા પૂછતા હવા-" કેમ મેં ઉપદેશ કરેલા અક્ષરનો અર્થ તમે ] જાણ્યો [ વા નહિ ? " પ્લુતિ વિચારને માટે છે. ] આ [ સાંભળી " અમે ] જાણ્યો " એમ પ્રસિદ્ધ [ દેવો ] કહેતા હવા. [ " તમે સ્વભાવથી ઇંદ્રિયોના નિગ્રહથી રહિત છો તેથી ] ઇંદ્રિયોનો નિગ્રહ કરો એમ [ આપ ] અમને કહો છો. " આ [ સાંભળી ] પ્રસિદ્ધ [ પ્રજાપતિ ] " ૐ " ( સત્ય ) એમ બોલ્યા. " [ તમે તે અક્ષરનો યથાર્થ અર્થ ] જાણ્યો. " ઇતિ ૧

अथ हैनं मनुष्या ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदेवाक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेति होचुर्दत्तेति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति ॥२॥

શબ્દાર્થ:—પછી પ્રસિદ્ધ આ[ પ્રજાપતિ ]પ્રતિ " આપ અમને [ અનુશાસન ] કહો " એમ મનુષ્યો કહેતા હવા. તેઓને પ્રસિદ્ધ [ પ્રજાપતિ ] द એવો આ અક્ષરજ કહેતા હવા, [ કહ્યા પછી પ્રજાપતિ પૂછતા હવા:-" કેમ મેં ઉપદેશ કરેલા અક્ષરનો અર્થ તમે " ] જાણ્યો " ? આ સાંભળી " અમે તે ] જાણ્યો " એમ પ્રસિદ્ધ [ મનુષ્યો ] કહેતા હવા " [તમે સ્વભાવથી લોભવાળા છો તેથી યથાશકિત અન્નાદિકનું ] દાન કરો એમ [ આપ ] અમને કહો છો.." આ [ સાંભળી ] પ્રસિદ્ધ [ પ્રજાપતિ ] " ૐ " એમ બોલ્યા. " [તમે તે અક્ષરનો અર્થ સમ્યક્ ] જાણ્યો. " ઇતિ. ૨

अथ हैनमसुरा ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदेवाक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेति होचुर्दयध्वमिति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति तदेतदेवैषा दैवी वागनुवदति स्तनयित्नुर्द द द इति दाम्यत दत्त दयध्वमिति तदेतत्त्रयꣳ शिक्षेद्दमं दानं दयामिति ॥ ३ ॥ इति पञ्चमाध्यायस्य द्वितीयं प्राजापत्यब्राह्मणम् ॥ २ ॥

શબ્દાર્થ:—પછી પ્રસિદ્ધ આ[ પ્રજાપતિ ]ને " આપ અમને [ અનુશાસન ] કહો " એમ અસુરો કહેતા હવા. તેઓને પ્રસિદ્ધ [ પ્રજાપતિ ] द એવો આ અક્ષરજ કહેતા હવા. [ કહીને પ્રજાપતિ પૂછતા હવા:-" કેમ મેં ઉપદેશ કરેલા અક્ષરનો અર્થ તમે ] જાણ્યો ? " આ [ સાંભળી " અમે તે ] જાણ્યો " એમ પ્રસિદ્ધ [ અસુરો ] કહેતા હવા. " [ તમે

સ્વભાવથી હિંસાદિપરાયણ છો તેથી પ્રાણીઓપર ] દયા કરો એમ [ આપ ] અમને કહો છો. " આ [ સાંભળી ] પ્રસિદ્ધ [ પ્રજાપતિ ] " ૐ " એમ બોલ્યા. " [ તમે તે અક્ષરનો અર્થ યથાર્થ ] જાણ્યો." ઇતિ તે આ [ પ્રજાપતિનું અનુશાસન ]જ મેઘરૂપ દૈવીવાણી " द द द " એમ અનુવાદ કરે છે. [ જેથી પ્રજાપતિ મેઘરૂપે વર્તમાનમાં પણ ] " ઇંદ્રિયોનો નિગ્રહ કરો, દાન કરો, [ને પ્રાણીઓપર ]દયા કરો." એમ [ અનુશાસન કરે છે તેથી ]દમ દાન [ને]દયા એવાં તે આ ત્રણ [ આધુનિક મનુષ્ય ] ગ્રહણ કરે. ૩ એ પ્રમાણે પાંચમા અધ્યાયના પ્રાજાપત્યનામના બીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫. ૨

હવે સોપાધિક બ્રહ્મના ધ્યાનના ભેદના કથનમાટે ઉત્તરગ્રંથનો આરંભ થાય છે. તેમાં પ્રથમ એવી રીતે અનુશાસન કરનાર પ્રજાપતિ કોણ છે તે કહેવાય છે—

एष प्रजापतिर्यद्धृदयमेतद्ब्रह्मैतत्सर्वं तदेतत् त्र्यक्षरꣳ हृदयमिति हृ इत्येकमक्षरमभिहरन्त्यस्मै स्वाश्चान्ये च य एवं वेद द इत्येकमक्षरं ददत्यस्मै स्वाश्चान्ये च य एवं वेद यमित्येकमक्षरमेति स्वर्गं लोकं य एवं वेद ॥ १ ॥ इति पञ्चमाध्यायस्य तृतीयं हृदयब्राह्मणम् ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ દિશાઓ ને દેવોના આશ્રયપણાવડે શાકલ્યબ્રાહ્મણમાં કહેલું ] જે હૃદય (બુદ્ધિ-સૂત્રાત્મા ) [ છે તે ] આ પ્રજાપતિ [ છે, ] આ [ હૃદય ] બ્રહ્મ [ છે, ] આ [ હૃદય ] સર્વ [ છે. ] તે આ હૃદય એવું [ નામ ] ત્રણ અક્ષરવાળું [ છે, તેમાં ] हृ એવો એક અક્ષર [ લાવે છે એવા અર્થવાળો છે, ] જે એમ જાણે છે આને માટે જ્ઞાતિઓ ને બીજાઓ ચારે બાજુથી [ બલિ ] લાવે છે; द એવો એક અક્ષર[ દે છે એવા અર્થવાળો છે, ] જે એમ જાણે છે આને માટે જ્ઞાતિઓ અને બીજાઓ [ પોતપોતાનું બલ ] આપે છે; [ ને ] यं એવો એક અક્ષર [ જાય છે એવા અર્થવાળો છે, ] જે એમ જાણે છે [ તે ] સ્વર્ગલોકપ્રતિ જાય છે. [ એવી રીતે ઉપાસ્ય હૃદયબ્રહ્મની સ્તુતિમાટે આ ત્રણ અક્ષરોની ઉપાસના કહી. ] ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના હૃદયનામના ત્રીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૫. ૩

હવે આ હૃદયબ્રહ્મની સત્યરૂપે ઉપાસના કહે છેઃ—

तद्वै तदेतदेव तदास सत्यमेव स यो हैतं महद्यक्षं प्रथमजं वेद सत्यं ब्रह्मेति जयतीमाँल्लोकाञ्जित इन्न्वसावसद्य एवमेतन्महद्यक्षं प्रथमजं वेद सत्यं ब्रह्मेति सत्यꣳ ह्येव ब्रह्म ॥ १ ॥ इति पञ्चमाध्यायस्य चतुर्थं सत्यब्राह्मणम् ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ જે હૃદયબ્રહ્મ છે ] તે સ્મરણ કરાય છે. તે આજ [ પ્રકારાંતરે કહેવાય છેઃ-] તે [ બ્રહ્મ હિરણ્યગર્ભરૂપ ] સત્યજ હતું. જે[ સાધક ] આ પ્રસિદ્ધ સત્યબ્રહ્મને મહાન્, પૂજ્ય [ ને વિરાટ્ આદિથી ] પૂર્વે ઉપજેલ એમ ઉપાસે છે તે [ સાધક સત્યબ્રહ્મની પેઠે ] આ [ ભૂરાદિ ] લોકોને જિતે છે [ વળી ] જેમ [ સત્યબ્રહ્મે ] અનૃતરૂપ [ શત્રુ ] જિતેલો [ છે તેમ ઉપાસકે પણ ] આ [ શત્રુ જિતેલો છે. ] જે આ સત્યબ્રહ્મને મહાન, પૂજ્ય [ ને ] પ્રથમ ઉપજેલ એમ ઉપાસે છે [ તેને ] આ ( ઉપર કહેલું-ઉપાસનાજેનું ) [ ફલ થાય છે, ] કેમકે સત્યબ્રહ્મજ [ લોકજિત્ તથા શત્રુજિત્ છે. ] ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના સત્યનામના ચોથા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫. ૪

હવે આ સત્યબ્રહ્મની સ્તુતિમાટે તેનું પ્રથમજપણું, મહત્પણું ને પૂજ્યપણું સિદ્ધ કરે છેઃ—

आप एवेदमग्र आसुस्ता आपः सत्यमसृजन्त सत्यं ब्रह्म ब्रह्म प्रजापतिं प्रजापतिर्देवाꣳस्ते देवाः सत्यमेवोपासते तदेतत् त्र्यक्षरꣳ सत्यमिति स इत्येकमक्षरं तीत्येकमक्षरं यमित्येकमक्षरं प्रथमोत्तमे अक्षरे सत्यं मध्यतोऽनृतं तदेतदनृतमुभयतः सत्येन परिगृहीतꣳ सत्यभूयमेव भवति नैवं विद्वाꣳसमनृतꣳ हिनस्ति ॥ १ ॥

શબ્દાર્થઃ—આ[ જગત્ ઉત્પત્તિની ] પૂર્વે જલજ (જગત્‌ના બીજરૂપ અવ્યાકૃતજ) હતું. તે જલ સત્યને (હિરણ્યગર્ભને) ઉપજાવતું હતું. [ તેથી તે ] સત્ય બ્રહ્મ [ પ્રથમ ઉપજેલ છે તે ] હિરણ્યગર્ભ વિરાટ્‌ને [ ઉપજાવતા હવા. એવી રીતે વિરાડાદિદ્વારા હિરણ્યગર્ભ સર્વેના સ્રષ્ટા છે તેથી તે મહાન્ છે. તે ] વિરાટ્ દેવોને [ રચતા હવા. ] તે દેવો [ પિતારૂપ વિરાટ્‌નું ઉલ્લંઘન કરી ] સત્યનેજ ( હિરણ્યગર્ભનેજ )ઉપાસે છે [ તેથી તે પૂજ્ય છે. ] તે આ સત્ય એવું [નામ ] ત્રણ અક્ષરવાળું [ છે, તેમાં ] स એવો એક અક્ષર [ છે, ] ति ( त् ) એવો એક અક્ષર[ છે, ને ] यं એવો એક અક્ષર છે. [ તેમાં ] પહેલો ને ત્રીજો [ એ બે ] અક્ષર ( स, यं ) [ સ્વરસહિત હોવાથી ] સત્ય [ છે, ને ] મધ્યમાં [ રહેલો त् સ્વરસહિતપણાથી ] અસત્ [ છે ] તે આ અસત્ ( त् ) ઉભયબાજુથી[ स તથા यं રૂપ ] સત્યવડે વ્યાપ્ત [ છે તેથી તેના તુચ્છપણાથી] સત્યનું બહુપણુંજ થાય છે. એવી રીતે [ સત્યનું બહુપણું અને અસત્‌નું તુચ્છપણું ] જાણનારને [ કદાચિત્ પ્રમાદથી કહેલું ] અસત્ય [ પોતાના ફલદાનવડે ] વ્યાપ્ત થતું નથી. ૧

તે સત્યબ્રહ્મની સ્થાનવિશેષમાં ઉપાસના કહેવાય છેઃ—

तद्यत्तत्सत्यमसौ स आदित्यो य एष एतस्मिन्मण्डले पुरुषो यश्चायं दक्षिणेऽक्षन्पुरुषस्तावेतावन्योन्यस्मिन्प्रतिष्ठितौ रश्मिभिरेषोऽस्मिन्प्रतिष्ठितः प्राणैरयममुष्मिन्स यदोत्क्रमिष्यन्भवति शुद्धमेवैतन्मण्डलं पश्यति नैनमेते रश्मयः प्रत्यायन्ति ॥ २ ॥

શબ્દાર્થઃ—[ પૂર્વોક્ત ] તે જે તે સત્ય [ બ્રહ્મ ] તે આ આદિત્ય [છે,] જે આ [ આદિત્ય ] આ મંડલમાં અભિમાની [ છે., ને જે આ દક્ષિણનેત્રમાં અભિમાની [ છે. આદિત્ય અને નેત્રમાં રહેલા ] તે આ [અભિમાની એકજ સત્યબ્રહ્મનાં આધિદૈવિક ને આધ્યાત્મિકરૂપ સ્થાન છે તેથી ] પરસ્પરમાં ( આદિત્યાભિમાની નેત્રમાં ને નેત્રાભિમાની આદિત્યમાં ) સ્થિત [ છે. ] આ [ આદિત્યાભિમાની ] કિરણોવડે [ ઉપકાર કરતો છતો] આ[ નેત્ર ]માં સ્થિત [ છે, અને] આ [ નેત્રાભિમાની નેત્રાદિ ] ઇંદ્રિયોવડે [ મંડલને પ્રકાશતો છતો ] આ[ આદિત્ય ]માં [ સ્થિત છે. હવે સંસારીઓને સાવધાન કરવામાટે પ્રાસંગિક અરિષ્ટદર્શન કહે છેઃ- ] તે ( જીવ) જ્યારે ઉત્ક્રમણ કરનારો થાય છે [ ત્યારે તે ] આ [ સૂર્ય ] મંડલને કિરણવિનાનુંજ જુએ છે. [ ભોક્તાના કર્મનો ક્ષય થવાથી પૂર્વેની પેઠે ] આ કિરણો આ[ નેત્રાભિમાની ] પ્રતિ આવતાં નથી [ તેથી એમ દેખાય છે. ] ૨

કહેલા સત્યબ્રહ્મનું વ્યાહૃતિરૂપ અવયવવડે ધ્યાન કહે છેઃ—

य एष एतस्मिन्मण्डले पुरुषस्तस्य भूरिति शिर एकꣳ शिर एकमेतदक्षरं भुव इति बाहू द्वौ बाहू द्वे एते अक्षरे स्वरिति प्रतिष्ठा द्वे प्रतिष्ठे द्वे एते अक्षरे तस्योपनिषदहरिति हन्ति पाप्मानं जहाति च य एवं वेद ॥ ३ ॥

શબ્દાર્થઃ—જે આ આ [ રવિ ]મંડલમાં [ સત્યનામવાળો ] પુરુષ [ છે ] તેનું भूः આ માથું [ છે, કેમકે જેમ ] માથું એક [ છે તેમ भू. ] આ અક્ષર [ પણ ] એક [ છે. ] भुवः આ હાથો [ છે, કેમકે જેમ ] હાથો બે [ છે તેમ भुव ] આ અક્ષરો [ પણ ] બે [ છે. ]. स्त्र (सुर ) આ પગો [ છે, કેમકે જેમ ] પગો બે [ છે તેમ सुवः ] આ અક્ષરો [ પણ ] બે [ છે. ] તેનું ( વ્યાહૃતિરૂપ અવયવવાળા સત્યબ્રહ્મનું ) अहः ( દિવસ ) એવું ગુહ્યનામ [ છે. हन्ति ( હણે છે ) ને जहाति ( ત્યજે છે ) એ બેનું अहः આ રૂપ છે. ] એમ જે જાણે છે [ તે ] પાપને હણે છે, ને [ પાપને ] ત્યજે છે ૩

એવી રીતે આધિદૈવિક ઉપાસના કહીને હવે આધ્યાત્મિક ઉપાસના કહે છેઃ—

योऽयं दक्षिणेऽक्षन्पुरुषस्तस्य भूरिति शिर एकः शिर एकमेतदक्षरं भुव इति बाहू द्वौ बाहू द्वे एते अक्षरे स्वरिति प्रतिष्ठा द्वे प्रतिष्ठे द्वे एते अक्षरे तस्योपनिषदहमिति हन्ति पाप्मानं जहाति च य एवं वेद ॥ ४ ॥ इति पञ्चमाध्यायस्य पञ्चमं सत्यब्रह्मसंस्थानब्राह्मणम् ॥ ५ ॥

શબ્દાર્થઃ—જે આ દક્ષિણનેત્રમાં પુરુષ [ છે ] તેનું भू આ માથું [ છે, કેમકે જેમ ] માથું એક [ છે તેમ भूः ] આ અક્ષર [ પણ ] એક [ છે ] भुवः આ હાથો [ છે, કેમકે જેમ ] હાથો બે [ છે તેમ भुवः ] આ અક્ષરો [ પણ ] બે [ છે ] स्व ( सुव ) આ પગો [ છે, કેમકે જેમ ] પગો બે [ છે તેમ सुव ] આ અક્ષરો [ પણ ] બે [ છે ] તે[ વ્યાહૃતિરૂપ અવયવવાળા સત્યબ્રહ્મ ]નું अहं ( હું ) એવું ગુહ્યનામ [ છે हन्तिનું ને जहातिનું अहं [ આ રૂપ છે ] એમ જે જાણે છે [ તે ] પાપને હણે છે, ને [ પાપને ] ત્યજે છે ૪ એ પ્રમાણે પાંચમા અધ્યાયના સત્યબ્રહ્મસંસ્થાનનામના પાંચમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫. ૫

હવે મનોરૂપ ઉપાધિવાળા બ્રહ્મની ઉપાસના કહે છેઃ—

मनोमयोऽयं पुरुषो भाः सत्यस्तस्मिन्नन्तर्हृदये यथा व्रीहिर्वा यवो वा स एष सर्वस्येशानः सर्वस्याधिपतिः सर्वमिदं प्रशास्ति यदिदं किंच ॥ १ ॥ इति पञ्चमाध्यायस्य षष्ठं मनोब्राह्मणम् ॥ ६ ॥

શબ્દાર્થઃ—આ પુરુષ મનોમય ( મનમાં પ્રતીત થનારો હોવાથી ઘનજેવો પ્રતીત થનારો ) [ છે. આથીજ ] પ્રકાશરૂપ સ્વરૂપવાળો [ છે. ધ્યાનમાટે તેનું ઉપાધિએ કરેલું પરિણામ કહે છે –] જેમ ડાંગર વા જવ [ જેવા પરિમાણથી છે એવા પરિમાણવાળો તે ] હૃદયમધ્યે [ યોગીઓવડે દેખાય છે. ] તે આ સર્વનો સ્વામી [ તથા ] સર્વનો પાલક [ છે ] જે કાંઈ આ [ જગત્ છે તે ] આ સર્વને [ તે ] નિયમમાં રાખે છે. ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના મનનામના છઠ્ઠા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૬

તે સત્યબ્રહ્મની શ્રેષ્ઠતાવાળી બીજી ઉપાસના કહેવાય છેઃ—

विद्युद्ब्रह्मेत्याहुर्विदानाद्विद्युद्विद्यत्येनं पाप्मनो य एवं वेद विद्युद्ब्रह्मेति विद्युद्ध्येव ब्रह्म ॥ १ ॥ इति पञ्चमाध्यायस्य सप्तमं विद्युद्ब्राह्मणम् ॥ ७ ॥

શબ્દાર્થઃ—વીજળી બ્રહ્મ [ છે ] એમ [ બ્રહ્મવેત્તાઓ ] કહે છે. [ મેઘના અંધકારનો ] નાશ કરવાથી વીજળી [ કહેવાય છે. એવા ગુણવાળી ] વીજળી બ્રહ્મ [ છે ] એમ જે ઉપાસના કરે છે આ[ ઉપાસક ]નાં પાપોનો [ બ્રહ્મ ]-વિનાશ કરે છે, કેમકે બ્રહ્મ વીજળીજ (તમોમૂલક પાપનો નાશ કરનારજ) [ છે ] ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના વિદ્યુત્નામના સાતમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૫ ૭

પુનઃ તે બ્રહ્મની અન્ય ઉપાસના કહેવાય છેઃ—

वाचं धेनुमुपासीत तस्याश्चत्वारः स्तनाः स्वाहाकारो वषट्कारो हन्तकारः स्वधाकारस्तस्यै द्वौ स्तनौ देवा उपजीवन्ति स्वाहाकारं च वषट्कारं च हन्तकारं मनुष्याः स्वधाकारं पितरस्तस्याः प्राण ऋषभो मनो वत्सः ॥ १ ॥ इति पञ्चमाध्यायस्याष्टमं वाग्धेनुब्राह्मणम् ॥८॥

શબ્દાર્થઃ—વાણીરૂપ (ત્રણ વેદરૂપ) ધેનુની ઉપાસના કરે તેનાં ચાર આંચળો [ છે, ] સ્વાહાકાર, વષટ્કાર, હંતકાર [ ને ] સ્વધાકાર. તેનાં બે આંચળ સ્વાહાકાર ને વષટ્કારપ્રતિ દેવો ઉપજીવિકા ચલાવે છે, [ કેમકે તે બેવડે દેવોને હવિષ્ દેવાય છે. હંત-અપેક્ષિત ગ્રહણ કરો-એમ બોલીને મનુષ્યોને અન્ન અપાય છે તેથી ] હંતકારપ્રતિ મનુષ્યો [ ઉપજીવિકા ચલાવે છે. સ્વધાકારવડે પિતૃઓને અન્ન અપાય છે તેથી ] સ્વધાકારપ્રતિ પિતૃઓ [ ઉપજીવિકા ચલાવે છે ] તે[ વાણીરૂપ ધેનુ ]નો વૃષભ (ગોધો) પ્રાણ [ છે, કેમકે-પ્રાણના બલવડે વાણી પ્રસૂત થાય છે-શબ્દાદિકનું ઉચ્ચારણ કરી શકે છે, ને ] મન વાછડો [ છે, કેમકે મનવડે આલોચન કરીને તે સ્વાહાકારાદિમાટે પ્રવૃત્ત થાય છે. ], ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના વાગ્ધેનુ નામના આઠમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૫. ૮

તે સત્યબ્રહ્મનું જાઠરાગ્નિપણાવડે અપરોક્ષપણું દેખાડવાને તેરૂપે ઉપાસન કહે છેઃ—

अयमग्निर्वैश्वानरो योऽयमन्तः पुरुषे येनेदमन्नं पच्यते यदिदमद्यते तस्यैष घोषो भवति यमेतत्कर्णावपिधाय शृणोति स यदोत्क्रमिष्यन्भवति नैनं घोषꣳ शृणोति ॥ १ ॥ इति पञ्चमाध्यायस्य नवमं वैश्वानराग्निब्राह्मणम् ॥ ९ ॥

શબ્દાર્થઃ—આ અગ્નિ વૈશ્વાનર [ છે, ] જે આ શરીરની અંતર [ છે. ] જે[ અગ્નિ ]-વડે આ અન્ન પાચન થાય છે. જે આ [ અન્ન પ્રાણીઓવડે ] ખવાય છે [ તેનું પાચન કરનાર જાઠર અગ્નિ છે. ] તે[ અગ્નિ ]નો આ શબ્દ થાય છે, જે[ શબ્દ ]ને આ [ શ્રવણ જેમ થાય તેમ બે આંગળીઓવડે બે ] કાનોને બંધ કરીને [ પુરુષ ] સાંભળે છે. [ તેમાં પ્રાસંગિક-અરિષ્ટદર્શન કહે છેઃ— ] તે (ભોક્તા) જ્યારે ઉત્ક્રમણ કરનારો થાય છે [ ત્યારે તે ] આ શબ્દ સાંભળતો નથી. ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના વૈશ્વાનરાગ્નિનામના નવમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૫ ૯

હવે આ પ્રકરણમાં કહેલી ઉપાસનાઓની ગતિ તથા જે ઉપાસનાઓનું ફલ કહ્યું નથી તેમનું ફલ કહે છેઃ—

यदा वै पुरुषोऽस्माल्लोकात्प्रैति स वायुमागच्छति तस्मै स तत्र विजिहीते यथा

रथचक्रस्य खं तेन स ऊर्ध्व आक्रमते स आदित्यमागच्छति तस्मै स तत्र विजिहीते यथा लम्बरस्य खं तेन स ऊर्ध्व आक्रमते स चन्द्रमसमागच्छति तस्मै स तत्र विजिहीते यथा दुन्दुभेः खं तेन स ऊर्ध्व आक्रमते स लोकमागच्छत्यशोकमहिमं तस्मिन्वसति शाश्वतीः समाः ॥ १ ॥ इति पञ्चमाध्यायस्य दशमं गतिब्राह्मणम् ॥ १० ॥

શબ્દાર્થઃ—જ્યારે પ્રસિદ્ધ [ ઉપાસક ] પુરુષ આ લોકથી શરીર ત્યજે છે [ ત્યારે ] તે [ ઉપાસક ] વાયુપ્રતિ આવે છે. તે [ નિશ્ચલ ને અભેદ્ય વાયુ ] તે[ ઉપાસક ]માટે ત્યાં જેવું રથના પૈડાનું છિદ્ર [ છે તેવા ] છિદ્રવાળો [ પોતાને ] કરે છે. તે[ છિદ્ર ]વડે તે[ ઉપાસક ] ઉર્ધ્વપ્રતિ ગમન કરે છે તે આદિત્યપ્રતિ આવે છે તે [ આદિત્ય ] તેને માટે ત્યાં જેવું ડંબરનું ( ત્રાંસાનું ) છિદ્ર [ છે તેવા ] છિદ્રવાળો [ પોતાને ] કરે છે. તેવડે તે ઊર્ધ્વભણી જાય છે. તે ચંદ્રપ્રતિ આવે છે તે તેને માટે ત્યાં જેવું દુંદુભિનું છિદ્ર [ છે તેવા ] છિદ્રવાળો [ પોતાને ] કરે છે. તેવડે તે ઉપરભણી જાય છે. [ પછી ] તે [ ઉપાસક ] માનસદુઃખરહિત [ ને ] શારીરદુઃખરહિત [ પ્રજાપતિના ] લોકપ્રતિ આવે છે. તે[ લોક ]માં [ તે ] ઘણા સંવત્સરોપર્યંત ( બ્રહ્માના ઘણા કલ્પોસુધી ) વસે છે. ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના ગતિનામના દશમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૫. ૧૦

બ્રહ્મની ઉપાસનાના પ્રસંગથી ફલવાળી અબ્રહ્મની ઉપાસનાઓ વર્ણવે છે:—

एतद्वै परमं तपो यद्व्याहितस्तप्यते परमꣳ हैव लोकं जयति य एवं वेदैतद्वै परमं तपो यं प्रेतमरण्यꣳ हरन्ति परमꣳ हैव लोकं जयति य एवं वेदैतद्वै परमं तपो यं प्रेतमग्नावभ्यादधति परमꣳ हैव लोकं जयति य एवं वेद ॥ १ ॥ इति पञ्चमाध्यायस्यैकादशं तपोब्राह्मणम् ॥ ११ ॥

શબ્દાર્થઃ—[ જ્વરાદિ ] વ્યાધિથી [ ઘેરાયો છતો ] જે દુઃખ પામે છે ' આજ પરમ તપ [ છે' એમ નિંદા નહિ કરતો છતો તથા ખેદ નહિ કરતો છતો ચિંતવે જ્વરાદિની પીડા એ તપ છે ] એમ જે ચિંતવે છે [ તે ] નિશ્ચય પરમ ( દુઃખને સહન કરવારૂપ તપપ્રમાણે ) ફલ પામે છે. જે પ્રેતને ( મુઆપછી મને ) [ બાળવામાટે ઋત્વિગાદિ ] અરણ્યપ્રતિ લઈ જાય છે ' આજ પરમ તપ [ છે' એમ મરનાર ચિંતવે મુઆપછી પ્રેતને અરણ્યપ્રતિ લઈ જવું એ તપ છે ] એમ જે ચિંતવે છે [ તે ] નિશ્ચય પરમ ( અરણ્યમાં જવારૂપ તપના જેવું ) ફલ પામે છે. જે પ્રેતને ( મુઆપછી મને ) [ જ્ઞાતિજનો ] અગ્નિમાં નાંખે છે ' આજ પરમ તપ [ છે' એમ મરણની પૂર્વેજ ચિંતવે મુઆપછી પ્રેતને અગ્નિમાં નાંખવું એ તપ છે ] એમ જે ચિંતવે છે [ તે ] નિશ્ચય પરમ ( અગ્નિપ્રવેશજેવું ) ફલ પામે છે. ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના તપનામના અગીઆરમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૫. ૧૧

હવે અન્ન તથા પ્રાણરૂપ ઉપાધિવાળા ને નિરગુણવાળા બ્રહ્મની ઉપાસના કહેવાય છે:—

अन्नं ब्रह्मेत्येक आहुस्तन्न तथा पूयति वा अन्नमृते प्राणात्प्राणो ब्रह्मेत्येक आहुस्तन्न तथा शुष्यति वै प्राण ऋतेऽन्नादेते ह त्वेव देवते एकधाभूयं भूत्वा परमतां गच्छतस्तद्ध स्माऽऽह प्रातृदः पितरं किꣳस्विदेवैवं विदुषे साधु कुर्यां किमेवास्मा असाधु कुर्यामिति

स ह स्माऽऽह पाणिना मा प्रातृद कस्त्वेनयोरेकधाभूयं भूत्वा परमतां गच्छतीति तस्मा उ हैतदुवाच वीत्यन्नं वै व्यन्ने हीमानि सर्वाणि भूतानि विष्टानि रमिति प्राणो वै रं प्राणे हीमानि सर्वाणि भूतानि रमन्ते सर्वाणि ह वा अस्मिन्भूतानि विशन्ति सर्वाणि भूतानि रमन्ते य एवं वेद ॥ १ ॥ इति पञ्चमाध्यायस्य द्वादशमन्नप्राणब्राह्मणम् ॥ १२ ॥

શબ્દાર્થઃ—"અન્ન બ્રહ્મ [ છે ] એમ કોઇ [ આચાર્યો ] કહે છે તે તેમ [ ગ્રહણ કરવા-યોગ્ય ] નથી, [ કેમકે ] પ્રાણવિના ( ભક્ષકવિના ) અન્ન સડી જાય છે [ આ ] પ્રસિદ્ધ [ છે. ] પ્રાણ બ્રહ્મ [ છે ] એમ કોઇ [ આચાર્યો ] કહે છે તે [ પણ ] તેમ [ ગ્રહણ કરવાયોગ્ય ] નથી, [ કેમકે ] અન્નવિના પ્રાણ સુકાય છે [ આ ] પ્રસિદ્ધ [ છે. એવી રીતે એકએકના બ્રહ્મપણાના અસંભવથી અન્નપ્રાણરૂપ ] આ [ બે ]જ દેવો એક પ્રકારના ભાવને પામીને બ્રહ્મપણાને પામે છે. [ એવી રીતે યુક્તિથી ] તેને ( અન્નપ્રાણના એક રૂપને ) [ બ્રહ્મ એમ નિશ્ચય કરીને ] પ્રસિદ્ધ પ્રાતૃદ [ નામના ઋષિ પોતાના ] પિતાને કહેતા હવાઃ-" [ જેમ મેં બ્રહ્મ કલ્પ્યું છે ] એમ જાણનારમાટે શું [ હું ] શુભજ કરું? [ અથવા ] આને માટે શું [ હું ] અશુભજ કરું?, [ તે કૃતાર્થ હોવાથી તેને માટે કાંઇ પણ કરવાજેવું રહેતું નથી "] એમ [ બોલનાર પુત્રપ્રતિ ] તે [ પિતા ] હાથવડે [ વારતા છતા ] કહેતા હવાઃ-" હે પ્રાતૃદ ! [ એમ ] ન [ બોલ, કેમકે ] એમના ( અન્નપ્રાણના ) એક પ્રકારના ભાવને પામીને કોણ બ્રહ્મપણાને પામે છે ? [ કોઈ પણ પામતું નથી તેથી આ કૃતાર્થ છે એમ કહેવું યોગ્ય નથી." " તો કેવી રીતે બ્રહ્મપણાને પામે છે ? તે આપ કહો "] એમ [ પ્રાતૃદના પૂછવાથી ] તેને પ્રસિદ્ધ [ પિતા ] આ કહેતા હવાઃ-" વિ આ [ ગુણ છે ] અન્નજ વિ [ છે. ] કેમકે અન્નમાં આ સર્વ ભૂતો આશ્રિત [ છે ] રં આ [ ગુણ છે ] પ્રાણજ રં [ છે, ] કેમકે પ્રાણમાં આ સર્વ ભૂતો રમે છે ( યથેષ્ટ વિહાર કરે છે ) [ તેથી આ બે ગુણવાળાં અન્ન તથા પ્રાણ એકત્ર થયાં છતાં બ્રહ્મ છે એમ ઉપાસના કરવાયોગ્ય છે ] જે એમ [ બે ગુણવાળું બ્રહ્મ ] ઉપાસે છે આ [ ઉપાસક ]માં [ અન્નગુણના વિજ્ઞાનથી ] પ્રસિદ્ધ સર્વ ભૂતો પ્રવેશ કરે છે, [ અને પ્રાણગુણના વિજ્ઞાનથી ] સર્વ ભૂતો રમે છે " ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના અન્નપ્રાણનામના બારમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ ૫ ૧૨

હવે આ બ્રહ્મની ઉકથાદિ ગુણવિશિષ્ટપણાવડે ઉપાસના કહે છેઃ—

उक्थं प्राणो वा उक्थं प्राणो हीदꣳ सर्वमुत्थापयत्युद्धास्मादुक्थविद्वीरस्तिष्ठत्युक्थस्य सायुज्यꣳ सलोकतां जयति य एवं वेद ॥ १ ॥

શબ્દાર્થઃ—[ પ્રાણને ] ઉક્થ ( મહાવ્રતવાળા યજ્ઞમાં પ્રધાનભૂત સ્તોત્ર ) [ એમ ઉપાસે ] પ્રાણજ ઉક્થ [ છે, ] કેમકે પ્રાણ આ સર્વને ઉઠાડે છે જે એવી રીતે [ કહેલા રૂપવાળા પ્રાણને ] ઉપાસે છે આ [ ઉપાસક ]થી ઉક્થવિત્ ( પ્રાણને જાણનાર ) વીર [ પુત્ર ] ઉપજે છે, [ અને ઉપાસનના તારતમ્યથી ] પ્રાણના ( સૂત્રાત્માના ) સાયુજ્યને [ વા ] સલોકપણાને પામે છે. ૧

यजुः प्राणो वै यजुः प्राणे हीमानि सर्वाणि भूतानि युज्यन्ते युज्यन्ते हास्मै सर्वाणि भूतानि श्रैष्ठ्याय यजुषः सायुज्यꣳ सलोकतां जयति य एवं वेद ॥ २ ॥

શબ્દાર્થઃ—[ પ્રાણને ] યજુઃ [ એમ ઉપાસે ] પ્રાણજ યજુઃ [ છે, ] કેમકે પ્રાણ [ સતે ] આ સર્વે ભૂતો એકત્ર થાય છે. જે એમ ઉપાસે છે આને માટે પ્રસિદ્ધ—સર્વે ભૂતો શ્રેષ્ઠભાવસારુ ( આ અમારામાં શ્રેષ્ઠ થાઓ એવા અભિપ્રાયવડે ) ઉદ્યમવાળાં થાય છે, [ અને ઉપાસનાના તારતમ્યથી ] પ્રાણના સાયુજ્યને [ વા ] સલોકપણાને પામે છે ૨

साम प्राणो वै साम प्राणे हीमानि सर्वाणि भूतानि सम्यञ्चि सम्यञ्चि हास्मै सर्वाणि भूतानि श्रैष्ठ्याय कल्पन्ते साम्नः सायुज्यꣳ सलोकतां जयति य एवं वेद ॥३॥

શબ્દાર્થઃ—[ પ્રાણને ] સામ [ એમ ઉપાસે ] પ્રાણજ સામ [ છે, કેમકે ] પ્રાણ [ સતે ] આ સર્વ ભૂતો એકઠાં થાય છે. જે એમ ઉપાસે છે આને માટે પ્રસિદ્ધ સર્વે ભૂતો એકઠાં થાય છે, [ અને આના ] શ્રેષ્ઠપણામાટે સમર્થ થાય છે, [ તથા ઉપાસનાના તારતમ્યથી ] તે પ્રાણના સાયુજ્યને [ વા ] સલોકપણાને પામે છે. ૩

क्षत्रं प्राणो वै क्षत्रं प्राणो हि वै क्षत्रं त्रायते हैनं प्राणः क्षणितोः प्र क्षत्रमत्रमाप्नोति क्षत्रस्य सायुज्यꣳ सलोकतां जयति य एवं वेद ॥ ४ ॥ इति पञ्चमाध्यायस्य त्रयोदशमुक्थब्राह्मणम् ॥ १३ ॥

શબ્દાર્થઃ—પ્રાણજ ક્ષત્રિયજાતિ [ છે, તેથી પ્રાણની ] ક્ષત્રિયજાતિ [ એમ ઉપાસના કરે. ] પ્રાણજ પ્રસિદ્ધ ક્ષત્રિયજાતિ [ છે, કેમકે ] પ્રાણ પ્રસિદ્ધ આ[ દેહ ]ને [ શસ્ત્રાદિવડે ] ઘાયલ થવાથી [ માંસ પૂરતો છતો ] પાલન કરે છે. જે એવી રીતે ઉપાસના કરે છે [ તે ] અત્ર ( અન્યવડે જેનું પાલન કરાતું નથી એવા ) પ્રાણને પ્રાપ્ત થાય છે, [ અને ઉપાસનાના તારતમ્યથી ] પ્રાણના સાયુજ્યને [ વા ] સલોકપણાને પામે છે ૪ એ પ્રમાણે પાંચમા અધ્યાયના ઉકથનામના તેરમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૫ ૧૩

એવી રીતે હૃદયાદિ અડક ઉપાધિવિશિષ્ટ બ્રહ્મની ઉપાસના કહીને હવે ગાયત્રીછંદરૂપ ઉપાધિવિશિષ્ટ બ્રહ્મની ઉપાસના કહેવાય છેઃ—

भूमिरन्तरिक्षं द्यौरित्यष्टावक्षराण्यष्टाक्षरꣳ ह वा एकं गायत्र्यै पदमेतदु हैवास्या एतत्स यावदेषु त्रिषु लोकेषु तावद्ध जयति योऽस्या एतदेवं पदं वेद ॥ १ ॥

શબ્દાઃ—ભૂમિ, અંતરિક્ષ [ ને ] દ્યૌઃ ( દ્યિૌ. ) આ આઠ [ ત્રૈલોકયના નામના ] અક્ષરો [ છે, તેમ तत्सवितुर्वरेणियं આ ] આઠ અક્ષરવાળું પ્રસિદ્ધ ગાયત્રીનું એક ( પહેલું ) પદ [ છે ] આ[ ગાયત્રી ]નું આ ( પ્રથમપદનું સ્વરૂપ ) પ્રસિદ્ધ આજ ( ભૂમિ આદિ ત્રૈલોકયજ ) [ છે એમ ઉપાસના કરે ] જે [ પુરુષ ] આ[ ગાયત્રી ]ના [ આ ત્રૈલોકયરૂપ ] પદને એવી રીતે ઉપાસે છે તે [ પુરુષ ] આ ત્રણ લોકોમાં જેટલું [ પામવાયોગ્ય છે ] તેટલું અવશ્ય પામે છે ૧

ऋचो यजूꣳषि सामानीत्यष्टावक्षराण्यष्टाक्षरꣳ ह वा एकं गायत्र्यै पदमेतदु हैवास्या एतत्स यावतीयं त्रयी विद्या तावद्ध जयति योऽस्या एतदेवं पदं वेद ॥ २ ॥

શબ્દાર્થઃ—ऋचः, यजूꣳषि [ ને ] सामानि આ આઠ [ ત્રણ વિદ્યાના નામના ] અક્ષરો [ છે, તેમ भर्गो देवस्य धीमहि આ ] આઠ અક્ષરવાળું પ્રસિદ્ધ ગાયત્રીનું એક

(બીજું) પદ [ છે ] આ[ ગાયત્રી ]નું આ ( બીજા પદનું સ્વરૂપ ) પ્રસિદ્ધ આજ ( ઋચા આદિ ત્રણ વિદ્યારૂપજ ) [ છે એમ ઉપાસના કરે. ] જે [ પુરુષ ] આ[ ગાયત્રી ]ના આ[ ત્રણ વિદ્યારૂપ ]પદને એવી રીતે ઉપાસે છે તે [ પુરુષ ] જેટલી આ ત્રણ વિદ્યા ( ત્રણ વિદ્યાવડે જેટલું ફલ પ્રાપ્ત કરાય છે ) તેટલું [ ફલ ] અવશ્ય પામે છે. ૨

प्राणोऽपानो व्यान इत्यष्टावक्षराण्यष्टाक्षरꣳ ह वा एकं गायत्र्यै पदमेतदु हैवास्या एतत्स यावदिदं प्राणि तावद्ध जयति योऽस्या एतदेवं पदं वेदाथास्या एतदेव तुरीयं दर्शतं पदं परोरजा य एष तपति यद्वै चतुर्थं तत्तुरीयं दर्शतं पदमिति ददृश इव ह्येष परोरजा इति सर्वमु ह्येवैष रज उपर्युपरि तपत्येवꣳ हैव श्रिया यशसा तपति योऽस्या एतदेवं पदं वेद ॥ ३ ॥

શબ્દાર્થઃ—પ્રાણ, અપાન [ ને ] વ્યાન ( વિયાન ) આ આઠ [ પ્રાણાદિ નામના ] અક્ષરો [ છે, તેમ धियो यो नः प्रचोदयात् આ ] આઠ અક્ષરવાળું પ્રસિદ્ધ ગાયત્રીનું એક [ ત્રીજું ] પદ [ છે. ] આ[ ગાયત્રી ]નું આ ( ત્રીજા પદનું સ્વરૂપ ) પ્રસિદ્ધ આજ ( પ્રાણાદિજ ) [ છે એમ ઉપાસના કરે ] જે [ પુરુષ ] આ[ ગાયત્રી ]ના આ [ પ્રાણાદિરૂપ ] પદને એવી રીતે ઉપાસે છે તે [ પુરુષ ] જેટલો આ પ્રાણિસમૂહ [ છે ] તેટલાને અવશ્ય જિતે છે. [ શબ્દરૂપ ગાયત્રીના કથન ]પછી આ[ ત્રણ પદવાળી ગાયત્રી ]ના [ અભિધેયરૂપ ] આજ [ ગાયત્રીનું ] તુરીય दर्शतं पदं परोरजा य एष तपति ( ચોથું પદ દેખાયાજેવો લોકોપર જે આ તપે છે, ) [ તે છે એ પદોનું શ્રુતિ પોતેજ વ્યાખ્યાન કરે છેઃ-લોકમાં ] જે ચોથું પ્રસિદ્ધ [ છે ] તે [ અહિં ] તુરીય [ શબ્દવડે કહેવાય છે. ] दर्शतं पदं આ [ અર્થ જણાવે છે - સૂર્યમંડલની અંતર રહેલો ] પ્રસિદ્ધ આ [ હિરણ્યગર્ભરૂપ પુરુષ અતીંદ્રિય હોવાથી ] દેખાયાજેવો [ છે. ] परोरजा આ [ અર્થનો બોધ કરે છે- ] પ્રસિદ્ધ આ [ પુરુષ ] સર્વ લોકની ઉપર ઉપર ( અધિપતિપણાના ભાવવડે ) તપે છે [ આ ચોથા પદની ઉપાસનાનું ફલ કહે છે - ] જે [ પુરુષ ] એવી રીતે આ[ ગાયત્રી ]ના આ [ ચોથા ] પદને ઉપાસે છે [ તે ] એવી રીતજ ( સૂર્યની પેઠેજ ) [ સર્વાધિપત્યરૂપ ] લક્ષ્મીવડે [ ને ] યશવડે પ્રકાશે છે ૩

એવી રીતે અભિધાન ને અભિધેયરૂપ ગાયત્રીને કહીને હવે અભિધાન અભિધેયને અધીન છે એમ જણાવે છે.—

सैषा गायत्र्येतस्मिꣳस्तुरीये दर्शते पदे परोरजसि प्रतिष्ठिता तद्वै तत्सत्ये प्रतिष्ठितं चक्षुर्वै सत्यं चक्षुर्हि वै सत्यं तस्माद्यदिदानीं द्वौ विवदमानावेयातामहमदर्शमहमश्रौषमिति य एवं ब्रूयादहमदर्शमिति तस्मा एव श्रद्दध्याम तद्वै तत्सत्यं बले प्रतिष्ठितं प्राणो वै बलं तत्प्राणे प्रतिष्ठितं तस्मादाहुर्बलꣳ सत्यादोगीय इत्येवम्वेषा गायत्र्यध्यात्मं प्रतिष्ठिता सा हैषा गयाꣳस्तत्रे प्राणा वै गयास्तत्प्राणाꣳस्तत्रे तद्यद्गयाꣳस्तत्रे तस्माद्गायत्री नाम स यामेवामूꣳ सावित्रीमन्वाहैषैव सा स यस्मा अन्वाह तस्य प्राणाꣳस्त्रायते ॥ ४ ॥

શબ્દાર્થઃ—તે આ [ ત્રિપદા ] ગાયત્રી આ ચોથા [ પદરૂપ ] દેખાયાજેવા લોકના અધિપતિમાં ( આદિત્યમાં ) સ્થિત [ છે ] તે ( ઇતરપદ ) [ સહિત ] પ્રસિદ્ધ તે [ ચોથું પદ ] સત્યમાં સ્થિત [ છે ] નેત્રજ સત્ય [ છે. ] જેથી નેત્રજ સત્ય [ છે ] તેથી જો [ કોઈ એમ

કહે કેઃ-] "મેં [ અમુક વસ્તુ આવી ] જોઇ છે," [ ને બીજો કહે કેઃ- "તે વસ્તુ તેવી નથી એમ ] મેં સાંભળ્યું છે" એમ વિવાદ કરતા [ છતા તે ] બે [ પુરુષ ] હમણાં [ આપણી પાસે ] આવે તો [ તે બેમાં ] જે "મેં જોયું છે" એમ કહે તેને માટેજ [ આપણે ] શ્રદ્ધા કરીએ, [ પણ "મેં સાંભળ્યું છે" એમ કહેનાર માટે આપણે શ્રદ્ધા ન કરીએ. ] તે ( ચાર પદ ) [ સહિત ] પ્રસિદ્ધ તે સત્ય બલમાં સ્થિત [ છે. ] પ્રાણજ બલ [ છે. ] તે [ બલરૂપ ] પ્રાણમાં [ સત્ય ] સ્થિત [ છે ] તેથી [ લોકો ] બલને સત્યથી બલવત્તર એમ કહે છે. એવી રીતેજ ( આદિત્યનેત્રાદિમાં સ્થિતિદ્વારાજ ) આ ગાયત્રી અધ્યાત્મમાં ( સૂત્રાત્મરૂપ પ્રાણમાં ) સ્થિત [ છે ] પ્રસિદ્ધ તે આ [ મુખ્યપ્રાણરૂપ ગાયત્રી ] ગાનારાઓનું રક્ષક કરતી હવી. [ વાગાદિ ] પ્રાણોજ ગાયન કરનારા [ છે ] તે પ્રાણોનું રક્ષક કરતી હવી. તેમાં ( પ્રયોગ કરનારના શરીરમાં ) જેથી ગાનારાઓનું રક્ષક કરતી હવી તેથી ગાયત્રી [ એમ ] પ્રસિદ્ધ [ છે. ] તે ( આચાર્ય ) [ માણવકને ઉપનયન આપીને ] જે આ પ્રસિદ્ધ સાવિત્રીને ( સૂર્યદેવતાવાળીને ) અનુક્રમે કહે છે તે [ સાવિત્રી ] આજ ( જગતના પ્રાણરૂપ ગાયત્રીજ ) [ છે ] તે ( ગાયત્રીની ઉપાસના કરનાર આચાર્ય ) જે[ માણવક ]ને [ આ ગાયત્રી ] અનુક્રમે કહે છે તેના પ્રાણોનું [ તે નરકાદિના પતનથી ] રક્ષણ કરે છે. ૪

મતાંતરનો અનુવાદ કરીને તેમાં દોષ દેખાડે છેઃ—

तां᳡ हैतामेके सावित्रीमनुष्टुभमन्वाहुर्वागनुष्टुबेतद्वाचमनुब्रूम इति न तथा कुर्याद्गायत्रीमेव सावित्रीमनुब्रूयाद्यदि ह वा अप्येवंविद्बह्विव प्रतिगृह्णाति न हैव तद्गायत्र्या एकंचन पदं प्रति ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—કોઇ [ શાખાવાળાઓ तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम्। श्रेष्ठं सर्वधातमं तुरं भगस्य धीमहि ॥-પ્રેરણા કરનાર દેવના તે ધનને ( સત્ત્વગુણને ) અમે ઇચ્છીએ છીએ, અને સૂર્યના અનુગ્રહથી અમે શ્રેષ્ઠ સર્વ ભોગ્ય આપનાર તથા શત્રુઓનું હનન કરનાર તે ધનનો ઉપભોગ કરીએ-આ ] અનુષ્ટુપછંદવાળી તે આ પ્રસિદ્ધ સાવિત્રીને [ ઉપનયન કરેલામાટે ] કહે છે [ તેઓનો અભિપ્રાય કહે છેઃ- ] "વાણી અનુષ્ટુપ્ [ છે, ને વાણી શરીરમાં સરસ્વતી છે, આથી અમે ] આ [ અનુષ્ટુપરૂપ ] વાણીને ( સરસ્વતીને ) [ માણવકને માટે ] અનુક્રમે કહીએ છીએ" એમ [ કહેતા છતા તેનોજ ઉપદેશ કરે છે. હવે તેમાં દોષ દેખાડે છેઃ-આ તેમનું કહેવું મિથ્યા છે તેથી ] તેમ ન કરે. ( અનુષ્ટુપરૂપ સાવિત્રીનો ઉપદેશ બટુને ન કરે ) ગાયત્રીરૂપ સાવિત્રીજ અનુક્રમે કહે. [ કેમકે તેના ઉપદેશમાં સર્વ ઉપદેશ કરેલું થાય છે. હવે ગાયત્રીવેત્તાની સ્તુતિ કહે છે -] જોકે એમ જાણનાર કદાચ બહુના જેવો પ્રતિગ્રહ કરે [ તોપણ ] તે ( પ્રતિગ્રહનો સમૂહ ) ગાયત્રીના એક પણ પદપ્રતિ ( પદના વિજ્ઞાનના ફલપ્રતિ ) [ પૂરો ] નથીજ, [ તો પછી દોષને માટે તો ક્યાંથીજ થાય ? ] ૫

પ્રતિગ્રહ લેનાર ગાયત્રીવેત્તાને દોષનો અભાવ સામાન્યરીતે કહ્યો, હવે વિશેષરીતે તેનો અભાવ કહે છેઃ—

स य इमाᳫँस्त्रींलोकान्पूर्णान्प्रतिगृह्णीयात्सोऽस्या एतत्प्रथमं पदमाप्नुयादथ यावतीयं त्रयी विद्या यस्तावत्प्रतिगृह्णीयात्सोऽस्या एतद्द्वितीयं पदमाप्नुयादथ यावदिदं प्राणि यस्तावत्प्रतिगृह्णीयात्सोऽस्या एतत्तृतीयं पदमाप्नुयादथास्या एतदेव तुरीयं दर्शतं पदं परोरजा

य एष तपति नैव केनचनाऽऽप्यं कुत उ एतावत्प्रतिगृह्णीयात् ॥ ६ ॥

શબ્દાર્થઃ—તે જે [ ગાયત્રીનો વેત્તા ધનથી ] પૂર્ણ આ [ ભૂરાદિ ] ત્રણ લોકોનો પ્રતિગ્રહ કરે તે [ પ્રતિગ્રહ ] આ[ ગાયત્રી ]ના આ પ્રથમપદને પામે ( તેવડે પ્રથમપદની ઉપાસનાનું ફલ ભોગવેલું થાય, પણ દોષની પ્રાપ્તિ ન થાય ) હવે જેટલી આ ત્રણ વિદ્યા [ છે ] તેટલાનો ( તેવડે પરિચ્છેદ પામેલી વસ્તુનો ) જે પ્રતિગ્રહ કરે તે [ પ્રતિગ્રહ ] આ- [ ગાયત્રી ]ના આ બીજા પદને પામે ( તેવડે બીજા પદની ઉપાસનાનું ફલ ભોગવેલું થાય ) હવે જેટલો આ પ્રાણિસમૂહ [ છે ] તેટલાનો જે પ્રતિગ્રહ કરે તે [ પ્રતિગ્રહ ] આ[ ગાયત્રી ]ના આ ત્રીજા પદને પામે ( તેવડે ત્રીજા પદની ઉપાસનાનું ફલ ભોગવેલું થાય. ) [ આવા દાતા ને પ્રતિગ્રહ કરનારના અભાવથી શ્રુતિએ આ કલ્પના કરીને સ્તુતિને માટે કહ્યું છે એમ જાણવું. ત્રણ પદની ઉપાસનાના ફલના ભોગ ]પછી આ[ ગાયત્રી ]ના આજ ચોથા 'દેખાયા- જેવા લોકની ઉપર જે આ તપે છે' [ તેની ઉપાસનાના ફલના અનંતપણાથી તેની ઉપાસે નાનું ફલ ] કોઈ પણ [ પ્રતિગ્રહાદિવડે ] પ્રાપ્ત નથીજ, તો ક્યાંથી આટલો પ્રતિગ્રહ કરે ? ( તે ઉપાસનાના ફલસમાન પ્રતિગ્રાહ્યવસ્તુનો અભાવ હોવાથી તેનો ક્ષય નથી. ) ૬

કહેલી ઉપાસનાનોજ મંત્રવડે સંગ્રહ કરે છે:—

तस्या उपस्थानं, गायत्र्यस्येकपदी द्विपदी त्रिपदी चतुष्पद्यपदसि न हि पद्यसे। नमस्ते तुरीयाय दर्शताय पदाय परोरजसेऽसावदो मा प्रापदिति यं द्विष्यादसावस्मै कामो मा समृद्धीति वा न हैवास्मै स कामः समृध्यते यस्मा एवमुपतिष्ठतेऽहमदः प्रापमिति वा ॥ ७ ॥

શબ્દાર્થઃ—તે[ ગાયત્રી ]નું ઉપસ્થાન ( સમીપ જઈને નમસ્કાર ) [ આ મંત્રવડે કર્તવ્ય છે:- ] " હે ગાયત્રિ ! [ તમે ત્રૈલોક્યરૂપ એકપદવડે ] એકપદવાળાં છો. [ ત્રણ વિદ્યારૂપ પદ- વડે તમે ] બે પદવાળાં [ છો, પ્રાણાદિરૂપ પદવડે તમે ] ત્રણ પદવાળાં [ છો, ને સૂર્યમંડલની અંતર રહેલા પુરુષરૂપ પદવડે તમે ] ચાર પદવાળાં [ છો એવી રીતે ચાર પદોવડે તમે ઉપાસકોવડે જણાઓ છો હે ગાયત્રિ ! નિરુપાધિકસ્વરૂપે તમે ] પદરહિત છો, કેમકે [ કોઈવડે તમે વેદરૂપે ] જણાતાં નથી [ વ્યવહારના વિષયભૂત ] ચોથા [ પદરૂપ ] દેખાયાજેવાં [ ને ] લોકની ઉપર રહેલાં તમને નમસ્કાર હો. આ [ પાપરૂપ શત્રુ તમારી પ્રાપ્તિમાં વિઘ્નકર છે, ] આ[ પાપરૂપ શત્રુ ]નું [ તમારી પ્રાપ્તિમાં જે વિઘ્નકર્તાપણું છે તે મને ] ન પ્રાપ્ત થાઓ ઇતિ [ ઇતિશબ્દ ઉપસ્થાનમંત્રની પરિસમાપ્તિ જણાવે છે. ઉપાસક ] જે[ પાપરૂપ શત્રુ ]પ્રતિ દ્વેષ કરે [ તેના પ્રતિ આ મંત્રવડે ઉપસ્થાન છે - ] આ [ અમુકનામવાળો શત્રુ એમ તેનું નામ ગ્રહણ કરીને ] આ[ શત્રુ ]માટે અભિલષિત અર્થ સમૃદ્ધિ ન પામો, ઇતિ. જે[ શત્રુ ]માટે એવી રીતે ઉપસ્થાન કરે છે આને માટે તે ઇચ્છિત અર્થ સમૃદ્ધિ પામતો નથીજ; અથવા હું આનું ( તેનું ) [ ઇચ્છિત વા મારું ઇચ્છિત ] પામું એમ [ ઉપસ્થાન કરે. એવી રીતે ઇચ્છાપ્રમાણે ઉપસ્થાન કરે. ] ૭

હવે ગાયત્રીની ઉપાસનાની સંપૂર્તિમાટે તેના મુખનું વિધાન કરવા તેનો સ્તુતિરૂપ અર્થવાદ કહે છે:—

एतद्ध वै तज्जनको वैदेहो बुडिलमाश्वतराश्विमुवाच यन्नु हो तद्गायत्रीविदब्रूथा अथ

कथꣳ हस्तीभूतो वहसीति मुखꣳ ह्यस्याः सम्राण्न विदांचकारेति होवाच तस्या अग्निरेव मुखं यदि ह वा अपि बह्विवाग्नावभ्यादधति सर्वमेव तत्संदहत्येवꣳ हैवैवंविद्यद्यपि बह्विव पापं कुरुते सर्वमेव तत्संप्साय शुद्धः पूतोऽजरोऽमृतः संभवति ॥ ८ ॥ इति पञ्चमाध्यायस्य चतुर्दशं गायत्रीब्राह्मणम् ॥ १४ ॥

શબ્દાર્થઃ—તેમાં ( ગાયત્રીની ઉપાસનાના સંબંધમાં ) આ સ્મરણ કરાય છેઃ-વૈદેહ જનક અશ્વતરાશ્વના પુત્ર બુડિલપ્રતિ કહેતા હવાઃ-" અહો ! તે [ આશ્ચર્ય ] જે [ તમે ] ' ગાયત્રી જાણનાર [ છું ' એમ ] કહો છો, છતાં કેમ [ પ્રતિગ્રહદોષવડે ] હાથીરૂપ [ થયેલા તમે મારા પ્રતિ ] વહન કરો છો ? " એમ [ કહે સતે ] " હે સાર્વભૌમ ! પ્રસિદ્ધ આ-[ ગાયત્રી ]નું મુખ [ હું ] ન જાણતો હવો " એમ પ્રસિદ્ધ [ બુડિલ ] બોલ્યો. [ તે સાંભળી જનક કહે છેઃ- ] " તે[ ગાયત્રી ]નું અગ્નિજ મુખ [ છે, જેમ લોકો ] જોકે ઘણુંજ [ ઇંધનો ] પ્રસિદ્ધ અગ્નિમાં નાંખે છે [ તોપણ ] તે સર્વનો [ અગ્નિ ] સારી રીતે દાહ કરે છેજ, તેમજ [ ગાયત્રીનું અગ્નિ મુખ છે ] એમ જાણનાર [ ઉપાસક ] જોકે બહુજ [ પ્રતિગ્રહાદિ ] દોષ કરે છે [ તોપણ ] તે સર્વજ [ પાપસમૂહનું ] સારી રીતે ભક્ષણ કરીને શુદ્ધ, ( પાપના સંસ્પર્શથી રહિત, ) પવિત્ર ( પ્રતિગ્રહજનિત પાપફલના સંબંધથી રહિત, ) જરારહિત [ તથા ] અવિનાશી થાય છે ૮ એ પ્રમાણે પાંચમા અધ્યાયના ગાયત્રીનામના ચૌદમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫. ૧૪

જે ઉપાસના તથા કર્મનું સાથે અનુષ્ઠાન કરનારા છે તે અંતકાલમાં આદિત્યપ્રતિ પ્રાર્થના કરે છે, અને ગાયત્રીના ચોથા પદરૂપ આદિત્યના ઉપસ્થાનનો પ્રસંગ છે તેથી તે આદિત્યજ પ્રાર્થનાનો વિષય કરાય છેઃ—

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये । पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन् । समूह तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि । योऽसावसौ पुरुषः सोऽहमस्मि वायुरनिलममृतमथेदं भस्मान्तꣳ शरीरम् । ॐ क्रतो स्मर कृतꣳ स्मर क्रतो स्मर कृतꣳ स्मर । अग्ने नय सुपथा राये अस्मान्विश्वानि देव वयुनानि विद्वान् । युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥१॥ इति पञ्चमाध्यायस्य पञ्चदशं सूर्याग्निप्रार्थनाब्राह्मणम् ॥ १५ ॥

इति श्रीबृहदारण्यकोपनिषदि पञ्चमोऽध्यायः समाप्तः ॥ ५ ॥

શબ્દાર્થઃ—પ્રકાશમય ( મંડલરૂપ ) પાત્રવડે ( પાત્રની પેઠે આચ્છાદકવડે ) સત્યનું ( સૂર્યનું ) સ્વરૂપ આચ્છાદિત [ છે, ] હે [ જગતનું ] પોષણ કરનાર ! ( હે સૂર્ય ! ) [ મારા આત્માથી અભિન્ન તમારા ] દર્શનસારુ સત્યધર્મમાટે ( પરમાર્થસ્વરૂપ બ્રહ્મસ્વભાવવાળો જે હું તે મારામાટે ) તે[ સ્વરૂપ ]ને તમે નિવારણ કરો. ( દર્શનના પ્રતિબંધકને દૂર કરો. ) હે ઉષ્ણતાદિના દાનવડે જગતનું ] પોષણ કરનાર ! હે એકલા ગમન કરનાર ! હે [ સર્વ જગતના ] નિયામક ! હે [ બુદ્ધિ આદિને ] સારી રીતે પ્રેરણા કરનાર ! હે પ્રાજાપત્ય ! ( ઈશ્વરના વા હિરણ્યગર્ભના પુત્ર ! ) કિરણોનો વિનાશ કરો, [ એટલે ચક્ષુનો પરાભવ કરનારા તમારા તીવ્ર ], તેજનો સંકોચ કરો, [ કે જેથી ] તમારું જે [ સત્યજ્ઞાનાદિરૂપ ] અત્યંત કલ્યાણ-

સ્વભાવવાળું રૂપ [ છે ] તે તમારા [ રૂપને હું અનુભવું ] જે આ [ વ્યાહૃતિરૂપ અવયવવાળો ] આ [ આદિત્યમાં સ્થિત અવિનાશી ] પુરુષ [ છે ] તે હું છું [ મારા શરીરનો પાત થયે સતે તેમાં રહેલો પ્રાણ ] વાયુ આધિદૈવિક [ બાહ્ય ]વાયુપ્રતિ [ જાઓ બીજી ઇંદ્રિયો પણ પોતપોતાના કારણપ્રતિ જાઓ ] પછી આ શરીર રાખરૂપ અંતવાળું [ થયું છતું પૃથિવીપ્રતિ જાઓ ] હે સર્વરક્ષક ક્રતો ! ( મનમાં રહેલ સંકલ્પરૂપ અગ્ને ! ) [ તમે સ્મરણ કરવાયોગ્યનું ] સ્મરણ કરો, [ મેં જે કર્મ તથા ઉપાસના ] કર્યાં [ છે તેનું ] સ્મરણ કરો, હે ક્રતો ! સ્મરણ કરો, [ મેં જે કર્માદિ ] કર્યાં [ છે તેનું ] સ્મરણ કરો [ પુનરુક્તિ આદરમાટે છે. ] હે પ્રકાશરૂપ અગ્ને ! [ તમે ] સર્વ ઉપાસનાઓને [ તથા કર્મોને ] જાણનાર [ છો તેથી ] કર્મફલના ભોગમાટે અમને [ પુનરાવૃત્તિરહિત ] ઉત્તરમાર્ગવડે પ્રાપ્ત કરો [ વળી ] અમારાં [ સર્વ ] કુટિલ ( દેવયાનની પ્રાપ્તિનાં પ્રતિબંધક ) પાપને દૂર કરો [ અમે દેહાવસાનકાલે અન્ય કરવાને અશક્ત છીએ તેથી હમણાં ] તમને ઘણુંજ નમસ્કારવચન સમર્પણ કરીએ છીએ ( નમસ્કારમંત્રવડે પરિચર્યા કરીએ છીએ ) ૧ એ પ્રમાણે પાંચમા અધ્યાયના સૂર્યાગ્નિપ્રાર્થનાનામના પંદરમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ ૫ ૧૫

ઇતિ શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌ના પાંચમા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ ૫

———[ * ]———

## ॥ ६ छट्ठो अध्याय ॥

હવે અવશેષ રહેલી બ્રહ્મની ઉપાસનાઓ તથા શ્રીમંથાર્ય કર્મ કહેવાને આ અધ્યાયનો આરંભ થાય છે તેમાં ચક્ષુરાદિ છતાં પણ ઉદ્ગથબ્રાહ્મણમાં ઉકથાદિભાવવડે પ્રાણનીજ ઉપાસના કેમ કહી ? એવા હેતુમાનની આકાંક્ષામાં તેનું જ્યેષ્ઠત્વાદિરૂપ કહેવાને સ્વતંત્ર પ્રાણોપાસન કહે છે —

ॐ। यो ह वै ज्येष्ठं च श्रेष्ठं च वेद ज्येष्ठश्च श्रेष्ठश्च स्वानां भवति प्राणो वै ज्येष्ठश्च श्रेष्ठश्च ज्येष्ठश्च श्रेष्ठश्च स्वानां भवत्यपि च येषां बुभूषति य एवं वेद ॥ १ ॥

શબ્દાર્થઃ—ૐ જે [ કોઈ ] પ્રસિદ્ધ જ્યેષ્ઠને તથા શ્રેષ્ઠને ( એ બે ગુણવાળાને ) જાણે છે [ તે પોતાની ] જ્ઞાતિના [ મધ્યે ] જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ થાય છે પ્રાણજ [ શરીરમાં નેત્રાદિથી પ્રથમ આવિર્ભાવ પામેલો છે તેથી વયે ] મોટો તથા [ ગુણથી ] શ્રેષ્ઠ [ છે ] જે એવી રીતે [ કહેલા ગુણવાળા પ્રાણને ] ઉપાસે છે [ તે ] જ્ઞાતિના [ મધ્યે ] મોટો તથા શ્રેષ્ઠ થાય છે -વળી [ પોતાની જ્ઞાતિથી ભિન્ન ] જેઓના [ મધ્યે જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ ] થવાને ઇચ્છે છે [ તેઓમાં પણ તે તેવોજ થાય છે ] ૧

હવે વસિષ્ઠપણું, પ્રતિષ્ઠાપણું સમ્પત્પણું આયતનપણું ને પ્રજાતિપણું એરૂપ પાંચ ગુણો પ્રાણના છે એમ દેખાડવામાટે પ્રથમ વાણી, નેત્ર, શ્રોત્ર મન ને વીર્ય એમાંના એક એકનું તે ગુણવાળાપણું ક્રમવડે કહે છે —

यो ह वै वसिष्ठां वेद वसिष्ठः स्वानां भवति वाग्वै वसिष्ठा वसिष्ठः स्वानां भवत्यपि च येषां बभूषति य एवं वेद ॥ २ ॥

શબ્દાર્થઃ—જે [ કોઈ ] પ્રસિદ્ધ વસિષ્ઠાને ( અન્યનો પરાભવ કરનારા ગુણવાળીને ) ઉપાસે છે [ તે ] જ્ઞાતિઓના [ મધ્યે ] વસિષ્ઠ થાય છે વાણીજ વસિષ્ઠા ( આચ્છાદન કરનારી -અન્યનો પરાભવ કરનારા ગુણવાળી ) [ છે ] જે એવી રીતે ( વાણી પરાભવ કરનારા ગુણવાળી છે એમ ) ઉપાસે છે [ તે ] જ્ઞાતિઓના [ મધ્યે ] વસિષ્ઠ ( અન્યોનો અભિભવ

કરનાર ) થાય છે, વળી જેઓના [ મધ્યે અન્યોનો અભિભવ કરનાર ] થવાને ઇચ્છે છે [ તેઓમાં પણ તે તેવોજ થાય છે. ] ૨

यो ह वै प्रतिष्ठां वेद प्रतितिष्ठति समे प्रतितिष्ठति दुर्गे चक्षुर्वै प्रतिष्ठा चक्षुषा हि समे च दुर्गे च प्रतितिष्ठति प्रतितिष्ठति समे प्रतितिष्ठति दुर्गे य एवं वेद ॥ ३ ॥

શબ્દાર્થઃ—જે [ કોઈ ] પ્રસિદ્ધ પ્રતિષ્ઠાને ( સારી સ્થિતિરૂપ ગુણયુક્તાને ) ઉપાસે છે [ તે ] સરખા[ દેશ ]માં [ વા સુભિક્ષાદિ સારા સમયમાં ] સારી રીતે સ્થિત થાય છે, [ તેમજ ] વિષમ[ દેશ ]માં [ વા દુર્ભિક્ષાદિ વિષમકાલમાં પણ ] સારી રીતે સ્થિત થાય છે. નેત્રજ પ્રતિષ્ઠા ( સારી સ્થિતિ ) [ છે, ] કેમકે [ પુરુષ ] નેત્રવડે સમ[ દેશાદિ ]માં ને વિષમ[ દેશાદિ ]માં સારી રીતે સ્થિત થાય છે. જે એમ ઉપાસે છે [ તે ] સમ[ દેશાદિ ]માં સારી રીતે સ્થિત થાય છે, [ તેમજ ] વિષમ[ દેશાદિ ]માં [ પણ ] સારી રીતે સ્થિત થાય છે. ૩

यो ह वै संपदं वेद सꣳहास्मै पद्यते यं कामं कामयते श्रोत्रं वै संपच्छ्रोत्रे हीमे सर्वे वेदा अभिसंपन्नाः सꣳ हास्मै पद्यते यं कामं कामयते य एवं वेद ॥ ४ ॥

શબ્દાર્થઃ—જે પ્રસિદ્ધ સંપત્‌ને ( સંપદ્‌ગુણયુક્તાને ) ઉપાસે છે [ તે ] જે ભોગને ઇચ્છે છે [ તે ભોગ ] તેને માટે અવશ્ય પ્રાપ્ત થાય છે. શ્રોત્રજ સંપત્ ( સંપદ્‌ગુણયુક્ત ) [ છે, ] કેમકે શ્રોત્ર [ હોવાથી ] આ સર્વે વેદો પ્રાપ્ત કરેલા [ થાય છે, તથા વિહિતકર્મને અધીન ભોગની પ્રાપ્તિ થાય છે. ] જે એમ ઉપાસે છે [ તે ] જે ભોગને ઇચ્છે છે [ તે ભોગ ] તેને માટે અવશ્ય પ્રાપ્ત થાય છે. ૪

यो ह वा आयतनं वेदाऽऽयतनꣳ स्वानां भवत्यायतनं जनानां मनो वा आयतनमायतनꣳ स्वानां भवत्यायतनं जनानां य एवं वेद ॥ ५ ॥

શબ્દાર્થઃ—જે પ્રસિદ્ધ આશ્રયને ઉપાસે છે [ તે ] જ્ઞાતિઓનો આશ્રય થાય છે, [ તથા અન્ય ] જનોનો આશ્રય [ થાય છે. ] મનજ [ ઇંદ્રિયોનો તથા વિષયોનો ] આશ્રય [ છે, કેમકે મનનો આશ્રય પામેલા વિષયો જીવના ભોગ્યપણાને પામે છે, ને મનના સંકલ્પને વશ થયેલી ઇંદ્રિયો પ્રવૃત્ત થાય છે, તથા નિવૃત્ત થાય છે. ] જે એમ ઉપાસે છે [ તે ] જ્ઞાતિઓનો આશ્રય થાય છે, [ તથા અન્ય ] જનોનો આશ્રય [ થાય છે. ] ૫

यो ह वै प्रजातिं वेद प्रजायते ह प्रजया पशुभी रेतो वै प्रजातिः प्रजायते ह प्रजया पशुभिर्य एवं वेद ॥ ६ ॥

શબ્દાર્થઃ—જે પ્રસિદ્ધ પ્રજાપતિને ઉપાસે છે [ તે ] પ્રજાવડે [ તથા ] પશુઓવડે સંપન્ન થાય છે. વીર્યજ ( પ્રજનનઇંદ્રિયજ ) પ્રજાતિ ( પ્રજાની ઉત્પત્તિનું કારણ ) [ છે. ] જે એમ ઉપાસે છે [ તે ] પ્રજાવડે [ તથા ] પશુઓવડે અવશ્ય સંપન્ન થાય છે. ૬

કહેલા વસિષ્ઠતાદિક ગુણો વાગાદિકમાં રહેલા નથી, પણ મુખ્યપ્રાણમાં રહેલા છે એમ જણાવવાસારુ આખ્યાયિકાનો આરંભ કરે છેઃ—

ते हेमे प्राणा अहꣳश्रेयसे विवदमाना ब्रह्म जग्मुस्तद्धोचुः को नो वसिष्ठ इति तद्धोवाच यस्मिन्व उत्क्रान्त इदꣳ शरीरं पापीयो मन्यते स वो वसिष्ठ इति ॥ ७ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે આ [ વાગાદિક ] પ્રાણો પોતાના શ્રેષ્ઠતરપણામાટે વિવાદ કરતા [ છતા ] પ્રજાપતિપ્રતિ ગયા [ ત્યાં જઈને ] તે [ પ્રજાપતિ ]ને " અમારામાં કોણ શ્રેષ્ઠ [ છે ? ] " એમ [ તેઓ ] કહેતા હવા. [ એમ પુછે સતે ] તે [ પ્રજાપતિ ] બોલ્યાઃ–"તમારા [ મધ્યે ] જે નીકળે [ સતે ] આ શરીરને [ પૂર્વાવસ્થાથી પણ ] અધિક પાપરૂપ [ લોક ] માને તે તમારા [ મધ્યે ] શ્રેષ્ઠ [ છે, અન્ય નહિ. ] " ઇતિ. ૭

પ્રજાપતિએ એમ કહ્યા પછી પોતાના બલની પરીક્ષામાટે ક્રમે કરીને તેઓ શરીરમાંથી અભિમાન ત્યજવા લાગ્યા એમ જણાવે છેઃ—

वाग्घोच्चक्राम सा संवत्सरं प्रोष्याऽऽगत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथा कला अवदन्तो वाचा प्राणन्तः प्राणेन पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण विद्वाꣳसो मनसा प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह वाक् ॥ ८ ॥

શબ્દાર્થઃ—[ એ શરીરમાંથી પ્રથમ ] પ્રસિદ્ધ વાણી નીકળતી હવી. તે વર્ષપર્યંત [ અન્યત્ર ] પ્રવાસ કરીને [ પુનઃ ] આવી [ બીજા પ્રાણોપ્રતિ ] બોલીઃ–" [ તમે આ શરીરમાં ] મારા વિના જીવવાને કેવી રીતે સમર્થ થયા ? " એમ [ પૂછે સતે ] પ્રસિદ્ધ તેઓ [ વાણીપ્રતિ ] બોલ્યાઃ–" જેમ મૂંગા વાણીવડે નહિ બોલતા [ છતા, ] પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ લેતા [ છતા, ] નેત્રવડે જોતા [ છતા, ] કાનવડે સાંભળતા [ છતા, ] મનવડે [ કર્તવ્ય-અકર્તવ્યાદિને ] જાણતા [ છતા, ને ] વીર્યવડે ( ઉપસ્થવડે ) [ પુત્રાદિ ] પ્રજાને ઉત્પન્ન કરતા [ છતા જીવે છે ] તેમ [ અમે ] જીવ્યા. " એવું [ ઉત્તર સાંભળી " હું શ્રેષ્ઠ નથી. " એવો નિશ્ચય કરીને ] પ્રસિદ્ધ વાણી [ તે શરીરમાં ] પ્રવેશ કરતી હવી. ૮

चक्षुर्होच्चक्राम तत्संवत्सरं प्रोष्याऽऽगत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथाऽन्धा अपश्यन्तश्चक्षुषा प्राणन्तः प्राणेन वदन्तो वाचा शृण्वन्तः श्रोत्रेण विद्वाꣳसो मनसा प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह चक्षुः ॥ ९ ॥

શબ્દાર્થઃ—[ શરીરમાંથી ] પ્રસિદ્ધ નેત્ર નીકળતું હતું. તે વર્ષપર્યંત પ્રવાસ કરીને [ પાછું ] આવી [ બીજા પ્રાણોપ્રતિ ] બોલ્યુંઃ–" [ તમે ] મારાવિના જીવવાને કેમ સમર્થ થયા ? " એમ [ પૂછે સતે પ્રસિદ્ધ તેઓ બોલ્યાઃ- " જેમ આંધળા નેત્રવડે નહિ જોતા [ છતા, ] પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ લેતા [ છતા, ] વાણીવડે બોલતા [ છતા, ] કાનવડે સાંભળતા [ છતા, ] મનવડે જાણતા [ છતા, ને ] ઉપસ્થવડે પ્રજાને ઉત્પન્ન કરતા [ છતા જીવે છે ] તેમ [ અમે ] જીવ્યા. " એવું [ ઉત્તર સાંભળી " હું શ્રેષ્ઠ નથી " એવો નિશ્ચય કરીને ] પ્રસિદ્ધ નેત્ર [ શરીરમાં ] પ્રવેશ કરતું હતું. ૯

श्रोत्रꣳहोच्चक्राम तत्संवत्सरं प्रोष्याऽऽगत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथा बधिरा अशृण्वन्तः श्रोत्रेण प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा विद्वाꣳसो मनसा प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह श्रोत्रम् ॥ १० ॥

શબ્દાર્થઃ—[ શરીરમાંથી ] પ્રસિદ્ધ શ્રોત્ર ઉત્ક્રમણ કરતું હતું. તે વર્ષપર્યંત પ્રવાસ કરી [ પાછું ] આવીને બોલ્યુંઃ–" [ તમે ] કેવી રીતે મારા વિના જીવવાને સમર્થ થયા ? " એમ [ પૂછે સતે ] પ્રસિદ્ધ તેઓ બોલ્યાઃ–" જેમ બહેરા કાનવડે નહિ સાંભળતા [ છતા, ]

પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ લેતા [ છતા, ] વાણીવડે બોલતા [ છતા, ] નેત્રવડે જોતા [ છતા, ] મનવડે જાણતા [ છતા, ને ] ઉપસ્થવડે પ્રજાને ઉત્પન્ન કરતા [ છતા જીવે છે ] તેમ [ અમે ] જીવ્યા." એવું [ ઉત્તર સાંભળી " હું શ્રેષ્ઠ નથી " એવો નિશ્ચય કરીને ] પ્રસિદ્ધ શ્રોત્ર [ શરીરમાં ] પ્રવેશ કરતું હતું ૧૦

मनो होचक्राम तत्संवत्सरं प्रोष्याऽऽगत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथा मुग्धा अविद्वाꣳसो मनसा प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह मनः ॥ ११ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ મન [ શરીરમાંથી ] નીકળતું હતું તે વર્ષપર્યંત પ્રવાસ કરી [ પાછું ] આવીને બોલ્યું:-" [ તમે ] કેવી રીતે મારા વિના જીવવાને શક્તિમાન્ થયા ? " એમ [ પૂછે સતે ] પ્રસિદ્ધ તેઓ બોલ્યા -" જેમ મૂઢો મનવડે [ કર્તવ્યઅકર્તવ્યાદિને ] નહિ જાણતા [ છતાં, ] પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ લેતા [ છતા ] વાણીવડે બોલતા [ છતા, ] નેત્રવડે જોતા [ છતા, ] શ્રોત્રવડે સાંભળતા [ છતા, ને ] ઉપસ્થવડે પ્રજાને ઉત્પન્ન કરતા [ છતા જીવે છે ] તેમ [ અમે ] જીવ્યા " એમ [ સાંભળી " હું શ્રેષ્ઠ નથી " એવો નિશ્ચય કરીને ] પ્રસિદ્ધ મન [ શરીરમાં ] પ્રવેશ કરતું હતું ૧૧

रेतो होचक्राम तत्संवत्सरं प्रोष्याऽऽगत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथा क्लीवा अप्रजायमाना रेतसा प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण विद्वाꣳसो मनसैवमजीविष्मेति प्रविवेश ह रेतः ॥ १२ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ ઉપસ્થ [ શરીરમાંથી ] નીકળતું હતું. તે વર્ષપર્યંત પ્રવાસ કરી [ પાછું ] આવીને બોલ્યું -[ " તમે ] શી રીતે મારા વિના જીવવાને સમર્થ થયા ? " એમ [ પૂછે સતે ] પ્રસિદ્ધ તેઓ બોલ્યાઃ-" જેમ નપુંસકો ઉપસ્થવડે પ્રજાને નહિ ઉપજાવતા [ છતા, ] પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ લેતા [ છતા, ] વાણીવડે બોલતા [ છતા, ] નેત્રવડે જોતા [ છતા, ] કાનવડે સાંભળતા [ છતા, ને ] મનવડે જાણતા [ છતા જીવે છે ] તેમ [ અમે ] જીવ્યા " [ આ સાંભળી પોતાની શ્રેષ્ઠતા નથી એમ સમજી ] પ્રસિદ્ધ ઉપસ્થ [ શરીરમાં ] પ્રવેશ કરતું હતું ૧૨

अथ ह प्राण उत्क्रमिष्यन्यथा महासुहयः सैन्धवः पड्वीशशङ्कून्संवृहेदेवꣳ हैवेमान्प्राणान्संववर्ह ते होचुर्मा भगव उत्क्रमीर्न वै शक्ष्यामस्त्वदृते जीवितुमिति तस्यो मे बलिं कुरुतेति तथेति ॥ १३ ॥

શબ્દાર્થઃ—પછી જેમ સિંધદેશમાં ઉપજેલો મહાન્ સુંદર ઘોડો પાદબંધનના ખિલાઓને ઊખાડે તેમજ પ્રસિદ્ધ [ મુખ્ય ] પ્રાણ ઉત્ક્રમણ કરતો [ છતો ] પ્રસિદ્ધ આ [ વાગાદિ ] પ્રાણોને [ સ્વસ્થાનથી ] ઊખાડતો હવો [ પછી ] પ્રસિદ્ધ તેઓ ( વાગાદિ પ્રાણો ) બોલ્યા-" હે ભગવન્ ! ઉત્ક્રમણ ન કરો [ અમે ] તમારા વિના જીવવાને સમર્થ નહિજ થઈએ " " એમ [ જો તમે મારી શ્રેષ્ઠતા જાણી હોય તો જે હું અહિં શ્રેષ્ઠ છું ] તે મને કર આપો " એમ [ મુખ્ય પ્રાણે કહ્યું, ત્યારે વાગાદિક પ્રાણો ] " તેમ [થાઓ]" એમ [ કહેતા હવા. ] ૧૩

सा ह वागुवाच यद्वा अहं वसिष्ठाऽस्मि त्वं तद्वसिष्ठोऽसीति यद्वा अहं प्रतिष्ठाऽस्मि त्वं तत्प्रतिष्ठोऽसीति चक्षुर्यद्वा अहꣳ संपदस्मि त्वं तत्संपदसीति श्रोत्रं यद्वा अहमायतनमस्मि त्वं तदायतनमसीति मनो यद्वा अहं प्रजातिरस्मि त्वं तत्प्रजातिरसीति रेतस्तस्यो मे किमन्नं किं वास इति यदिदं किंचाऽऽश्वभ्य आ कृमिभ्य आ कीटपतङ्गेभ्यस्तत्तेऽन्नमापो वास इति न ह वा अस्यानन्नं जग्धं भवति नानन्नं प्रतिगृहीतं य एवमेतदनस्यान्नं वेद तद्विद्वाꣳसः श्रोत्रिया अशिष्यन्त आचामन्त्यशित्वाऽऽचामन्त्येतमेव तदनमनग्नं कुर्वन्तो मन्यन्ते ॥ १४ ॥ इति षष्ठाध्यायस्य प्रथमं प्राणसंवादब्राह्मणम् ॥ १ ॥

શબ્દાર્થઃ—[ તેમાં પ્રથમ કર આપવામાટે પ્રવૃત્ત થયેલી ] પ્રસિદ્ધ તે વાણી બોલીઃ- "હું જે વસિષ્ઠા ( વસિષ્ઠગુણવાળી ) છું તે વસિષ્ઠ ( વસિષ્ઠગુણવાળો ) તું છે." ઇતિ "હું જે પ્રતિષ્ઠા છું તે પ્રતિષ્ઠાવાળો તું છે" એમ નેત્ર [ કહેતું હતું ] "હું જે સંપત્ છું તે સંપત્ તું છે" એમ શ્રોત્ર [ કહેતું હતું. ] "હું જે આશ્રય છું તે આશ્રય તું છે" એમ મન [ કહેતું હતું. ] "હું જે પ્રજાતિ ( પ્રજાની ઉત્પત્તિનું કારણ ) છું તે પ્રજાતિ તું છે" એમ ઉપસ્થ [ કહેતું હતું. એવી રીતે વાગાદિએ આપેલો કર અંગીકાર કરીને પોતાના અન્ન તથા વસ્ત્રનું પૂછે છેઃ- ] "તે મારું અન્ન શું? [ તથા ] વસ્ત્ર શું?" એમ [ પૂછવાથી વાગાદિ પ્રાણો કહે છેઃ- ] શ્વાનપર્યંત, કૃમિઓપર્યંત [ ને ] કીટપતંગોપર્યંત ( શ્વાનના અન્ન, કૃમિના અન્ન, કીટના અન્ન ને પતંગના અન્નસહિત ) જે કાંઈ આ [ પ્રાણીઓનું અન્ન છે ] તે તારું અન્ન [ છે, અને પીધેલું ] જલ [ તે તારું ] વસ્ત્ર [ છે. ]" ઇતિ. જે એવી રીતે પ્રાણના આ (સર્વ પ્રાણીઓએ ભક્ષણ કરતા સર્વ) અન્નને જાણે છે આનું (પ્રાણનું સર્વ અન્ન છે એમ જાણનારનું) [ કદાચિત્ અનન્નના ભક્ષણમાં પણ ] અભક્ષણીય ભક્ષિત નથીજ થતું, [ તથા જો હરિત આદિક અપ્રતિગ્રાહ્યનો પ્રતિગ્રહ કરે તો પણ ] અનન્ન (અપ્રતિગ્રાહ્ય) પ્રતિગ્રહ કરેલું નથી [ જ થતું, અર્થાત્ તેના દોષવડે તે લેપાતો નથી. આ કથન વિદ્યાની સ્તુતિમાટે છે. જેથી જલ પ્રાણનું વસ્ત્ર છે ] તેથી વેદ ભણેલા વિદ્વાનો ભોજન કરતા [ છતા આરંભમાં જલનું ] આચમન કરે છે, [ તથા ] ભોજન કરીને આચમન કરે છે, આજ તે પ્રાણને આચ્છાદિત કર્યો [ એમ ] માને છે ૧૪ એ પ્રમાણે છઠ્ઠા અધ્યાયના પ્રાણસંવાદનામના પહેલા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬. ૧

મોક્ષથી વિજાતીય દક્ષિણ ઉત્તર ને અપીમાર્ગ કહેવાસારુ પંચાગ્નિવિદ્યાની સ્તુતિ આદિરૂપ અર્થવાળી આખ્યાયિકાપૂર્વક શ્વેતકેતુબ્રાહ્મણ પ્રવર્તે છેઃ—

श्वेतकेतुर्ह वा आरुणेयः पञ्चालानां परिषदमाजगाम स आजगाम जैवलिं प्रवाहणं परिचारयमाणं तमुदीक्ष्याभ्युवाद कुमारा३ इति स भो३ इति प्रतिशुश्रावानुशिष्टोऽन्वसि पित्रेत्योमिति होवाच ॥ १ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ અરુણનો પૌત્ર શ્વેતકેતુ [ પિતાથી શિક્ષણ પામી પોતાનું પાંડિત્ય પ્રકટ કરવામાટે ] પંચાલોની સભાપ્રતિ આવતો હવો. [ આવીને બ્રાહ્મણોને જિતી પછી રાજાને પણ જિતીશ એવા ગર્વવડે ] તે [ શ્વેતકેતુ પોતાના સેવકોવડે પોતાની ] સેવા કરાવતા [ પંચાલના રાજા ] જીવલના પુત્ર પ્રવાહણપ્રતિ આવ્યો. [ તે રાજા પૂર્વેજ તેના

विद्याना गर्वने सांभळीने ब्राह्मणने शमादिक उचित छे आथी आने गर्वरहित करवो जोइए एम मानीने ] ते[ श्वेतकेतु ]ने जोईने "हे कुमार !" एम [ बाळकना जेवुं संबोधन करीने ] बोल्या. [ प्लुति तिरस्कारना अर्थमां छे तेथी बोल्यानो अर्थ तिरस्कार कर्यो एवो थाय छे. ] ते [ श्वेतकेतु पण क्रोधथी ] "भोः" एम [ गुरुना जेवुं प्लुतिवडे संबोधन करीने ] प्रत्युत्तर संभळावतो हवो. [ ते सांभळी राजा बोल्याः-"हे कुमार! तमे ] पितावडे अनुशिक्षित छो वा [ नहि ?" ते सांभळी ] प्रसिद्ध [ श्वेतकेतु ] "ॐ ( अनुशासनकृपामेलो छुं.) [ तमने संशय होय तो पूछो ]" एम बोल्यो १

वेत्थ यथेमाः प्रजाः प्रयत्यो विप्रतिपद्यन्ता ३ इति नेति होवाच वेत्थो यथेमं लोकं पुनरापद्यन्ता ३ इति नेति हैवोवाच वेत्थो यथाऽसौ लोक एवं बहुभिः पुनः पुनः प्रयद्भिर्न संपूर्यता३ इति नेति हैवोवाच वेत्थो यतिथ्यामाहुत्याꣳ हुतायामापः पुरुषवाचो भूत्वा समुत्थाय वदन्ती ३ इति नेति हैवोवाच वेत्थो देवयानस्य वा पथः प्रतिपदं पितृयाणस्य वा यत्कृत्वा देवयानं वा पन्थानं प्रतिपद्यन्ते पितृयाणं वाऽपि हि न ऋषेर्वचः श्रुतं द्वे सृती अशृणवं पितृणामहं देवानामुत मर्त्यानां ताभ्यामिदं विश्वमेजत्समेति यदन्तरा पितरं मातरं चेति नाहमत एकंचन वेदेति होवाच ॥ २ ॥

शब्दार्थः—"[ जो एम छे तो ] आ प्रजा मृत्यु पामी [ छती-नाडीमार्गवडे अभ्युदयप्रति जती छती-मार्गना द्विविधपणानी प्राप्तिवडे लोकनी ] पेठे संशयने पामे छे, [ ते संशयना विषय बे मार्गने ] जाणो छो ?" [ सर्वत्र प्लुति विचारमाटे छे ] आ [ सांभळी ] "नथी [ जाणतो ]" एम प्रसिद्ध [ श्वेतकेतु ] बोल्यो "[ परलोकप्रति गयेली प्रजा ] पुनः जेवी रीते आ लोकप्रति आवे छे [ ते रीत ] शुं जाणो छो ?" एम [ राजाए पूछ्युं. ते सांभळी "हुं जाणतो ] नथी" एमज प्रसिद्ध [ श्वेतकेतु ] बोल्यो "एवी रीते ( जरादि मरणना हेतुवडे ) वारंवार मरता बहु[ प्राणीओ ]वडे ते [ पर ]लोक जे रीते संपूर्ण थतो नथी [ ते रीत ] शुं जाणो छो ?" एम [ राजाए पूछ्युं. ते सांभळी "हुं जाणतो ] नथी" एमज प्रसिद्ध [ श्वेतकेतु ] बोल्यो "जे संख्यावाळी आहुति होमे [ सते ] जल पुरुष( शब्द ]नुं वाच्य थई सारी रीते उद्भूत थई बोले छे ( बोलवा आदिनो व्यापार करे छे) [ ते ] शुं जाणो छो ?" एम [ राजाए पूछ्युं ते सांभळी "हुं जाणतो ] नथी" एमज प्रसिद्ध [ श्वेतकेतु ] बोल्यो "देवयान मार्गनुं साधन अथवा पितृयाण[ मार्ग ]नुं [ साधन ] शुं जाणो छो ? जे [ साधन ] करीने [ पुरुष ] देवयानमार्गने अथवा पितृयाण[ मार्ग ]ने पामे छे [ बे मार्गना सद्भावमां प्रमाणना अभावथी बे मार्ग नथी एम कहेवाय नहि. ] केमके [ कर्मविपाक-प्रक्रियामां बे मार्गना प्रकाशक ] मंत्रनुं वाक्य पण अमने श्रुत [ छे ते मंत्र आ प्रमाणे छे - ] 'हुं मनुष्योना बे मार्ग सांभळतो हवो [ तेमां एक ] पितृओनो ( पितृलोकने प्राप्त करनारो ) अने [ बीजो ] देवोनो ( देवलोकने प्राप्त करनारो ) आ जगत् [ एक स्थानथी बीजा स्थानप्रति ] प्राप्त थतुं [ छतुं ] ते बे[ मार्ग ]वडे[ ज ] सारी रीते जाय छे. जे माता तथा पितानी ( जे पृथिवी ने स्वर्गनी-अंडकपालनी ) अंतर [ ते मार्ग छे.' ]' इति [ इतिशब्द मंत्रनी समाप्ति जणावे छे ते सांभळी , "आ [ प्रश्नो ]

માંથી હું એક પણ [ પ્રશ્ન ] જાણતો નથી " એમ પ્રસિદ્ધ [ શ્વેતકેતુ ] બોલ્યો ૨

अथैनं वसत्योपमन्त्रयांचक्रेऽनादृत्य वसतिं कुमारः प्रदुद्राव स आजगाम पितरं तꣳ होवाचेति वाव किल नो भवान्पुराऽनुशिष्टानवोच इति कथꣳ सुमेध इति पञ्च मा प्रश्नान्राजन्यबन्धुरप्राक्षीत्ततो नैकंचन वेदेति कतमे त इतीम इति ह प्रतीकान्युदाजहार ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ વિદ્યાના ગર્વને એવી રીતે દૂર કર્યા ] પછી આ [ શ્વેતકેતુ ]ને વસતિવડે ઉપમંત્રણ કરતા હવા ( " તમે અહિં વસો ને અર્ઘ્યપાદ્યાદિકને ગ્રહણ કરો " એમ રાજા ઉપમંત્રણ કરતા હવા ) કુમાર ( શ્વેતકેતુ ) વસતિને અંગીકાર નહિ કરીને જતો હવો તે પિતાપ્રતિ આવ્યો [ આવીને ] તે [ પિતા ]પ્રતિ પ્રસિદ્ધ [ શ્વેતકેતુ ] બોલ્યો -" એમ પ્રસિદ્ધ આપ પૂર્વે ( સમાવર્તનકાલે ) [ સર્વ વિદ્યાનું શિક્ષણ નહિ આપીને ] અમને [ કેમ ] અનુશિક્ષિત કહેતા હવા ? " એવું [ પુત્રનું વચન સાંભળી પિતા કહે છે - ] " હે સુંદર બુદ્ધિવાળા ! કેવી રીતે [ તું અનુશિક્ષિત નથી ? " ] આ [ સાંભળી પુત્ર તેનું કારણ કહે છે - ] " ક્ષત્રિયબંધુ ( કથનમાત્ર ક્ષત્રિય ) મને પાંચ પ્રશ્નો પૂછતો હવો, તેમાંથી એક પણ [ પ્રશ્ન હું ] જાણતો નથી " એમ [ કહે સતે ] " કયા તે [ પ્રશ્નો ? ] " એમ [ પિતાએ પૂછ્યું તે સાંભળી ] " આ [ તે પ્રશ્નો ] " એમ પ્રસિદ્ધ [ શ્વેતકેતુ ] પ્રતીકોને ( પ્રશ્નના એકદેશોને ) કહી દેખાડતો હવો ૩

स होवाच तथा नस्त्वं तात जानीथा यथा यदहं किंच वेद सर्वमहं तत्तुभ्यमवोचं प्रेहि तु तत्र प्रतीत्य ब्रह्मचर्यं वत्स्याव इति भवानेव गच्छत्विति स आजगाम गौतमो यत्र प्रवाहणस्य जैवलेरास तस्मा आसनमाहृत्योदकमाहारयांचकाराथ हास्मा अर्घ्यं चकार तꣳ होवाच वरं भगवते गौतमाय दद्म इति ॥ ४ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે [ પિતા ] બોલ્યા -" હે પુત્ર ! જેવી રીતે જે કાંઈ [ ઉપાસના ] હું જાણું છું તે સર્વ મેં [ તેવી રીતે ] તને કહી એમ તું અમને જાણ [ રાજાએ પૂછેલી ઉપાસના પ્રાપ્ત કરવાને ઇચ્છતો હોય તો ] આવ, ત્યાં ( રાજાની સમીપમાં ) જઈને [ આપણે બંને વિદ્યામાટે ] બ્રહ્મચર્ય વસીએ " એમ [ કહે સતે શ્વેતકેતુ કહે છે - ] " આપજ જાઓ, [ હું તો તેનું મુખ જોવાને ઉત્સાહ કરતો નથી ] " એમ [ કહે સતે ] તે ગૌતમ ( ગૌતમગોત્રવાળા આરુણિ-ઉદ્દાલક ) જ્યાં જીવલના પુત્ર પ્રવાહણ [ સભામાં બેઠા ] હતા [ ત્યાં ] આવ્યા [ પછી રાજા ] તેમને માટે [ યોગ્ય ] આસનને [ સેવકદ્વારા ] લાવી [ અર્ઘ્યપાદ્યાદિકની સિદ્ધિમાટે ભૃત્યદ્વારા ] જલ લાવતા હવા પછી પ્રસિદ્ધ આ [ ગૌતમ ]માટે [ પુરોહિતસહિત મંત્રપૂર્વક ] અર્ઘ્ય કરતા હવા [ એવી રીતે પૂજા કરીને પછી ] પ્રસિદ્ધ [ રાજા ] તેમના પ્રતિ બોલ્યા -" ભગવાન્ ગૌતમમાટે [ અમે ગાય તથા અશ્વાદિરૂપ ] વર આપીએ છીએ " ૪

स होवाच प्रतिज्ञातो म एष वरो यां तु कुमारस्यान्ते वाचमभाषथास्तां मे ब्रूहीति ॥ ५ ॥

શબ્દાર્થઃ—[ એમ કહે સતે ] પ્રસિદ્ધ તે [ ગૌતમ ] બોલ્યા -" [ હે રાજન્ !

તમે ] પ્રતિજ્ઞા કરેલો આ મારો વર [ છે-મારા ] પુત્રની સમીપમાં [ પ્રશ્નરૂપ ] જે વાણી [ આપ ] બોલ્યા હતા તેજ મને કહો " ઇતિ ૫

स होवाच दैवेषु वै गौतम तद्वरेषु मानुषाणां ब्रूहीति ॥ ६ ॥

શબ્દાર્થઃ—[ તે સાંભળી ] પ્રસિદ્ધ તે [ રાજા ] બોલ્યાઃ-" હે ગૌતમ ! [ તમે જે માગો છો ] તે તો દેવસંબંધના વરોમાં [ છે તેથી ] મનુષ્યોના [ ગાયઅશ્વાદિરૂપ વરોમાંથી કોઈ એક વર ] માગો." ઇતિ ૬

स होवाच विज्ञायते हास्ति हिरण्यस्यापात्तं गोअश्वानां दासीनां प्रवाराणां परिधानस्य मा नो भवान्बहोरनन्तस्यापर्यन्तस्याभ्यवदान्यो भूदिति स वै गौतम तीर्थेनेच्छासा इत्युपैम्यहं भवन्तमिति वाचा ह स्मैव पूर्व उपयन्ति स होपायनकीर्त्योवास ॥ ७ ॥

શબ્દાર્થઃ—[ એમ કહે સતે ] પ્રસિદ્ધ તે [ ગૌતમ ] બોલ્યા -" [ મને ] સુવર્ણનો [ સમૂહ ] પ્રાપ્ત છે [ આ તમને પણ ] સ્પષ્ટ જણાય છે, [ તથા ] ગાયોનો, અશ્વોનો, દાસીઓનો, પરિવારોનો [ ને ઉત્તમ ] વસ્ત્રનો [ સમૂહ પણ મને પ્રાપ્ત છે જે તમને જ્ઞાત છે' તેથી તે હું માગતો નથી આમ હોવાથી ] આપ [ બીજા અર્થિજનોપ્રતિ ઉદાર થઈને ] અમારા પ્રતિ પુષ્કલ, અનંત[ ફલવાળા તથા ] અપરિસમાપ્તિવાળા ( પુત્રપૌત્રાદિને પણ પ્રાપ્ત થનારા ) [ ધનના ] અદાતા ન થાઓ " એવી [ પ્રાર્થના કરનારપ્રતિ રાજા કહે છેઃ- ] " હે ગૌતમ ! તે [ તમે ] શાસ્ત્રવિહિતમાર્ગવડેજ [ મારા પાસેથી વિદ્યા પ્રાપ્ત કરવાને ] ઇચ્છો " આ [ સાંભળી ગૌતમ કહે છે - ] " હું [ શિષ્યભાવવડે ] આપની સમીપ આવું છું " એવી રીતે પૂર્વે પ્રસિદ્ધ [ બ્રાહ્મણો વિદ્યાને ઇચ્છતા છતા આપત્કાલમાં ક્ષત્રિયોપ્રતિ વા વૈશ્યોપ્રતિ શિષ્યવૃત્તિથી ] વાણીવડેજ સમીપ જતા હવા, ( ચરણગ્રહણ કરતા હવા, ) [ પણ હાથથી ચરણગ્રહણ તથા સેવા ન કરતા હવા આથી ] પ્રસિદ્ધ તે [ ગૌતમ ] ,ચરણગ્રહણના કથનવડેજ [ રાજાની સમીપ ] વાસ કરતા હવા ૭

स होवाच तथा नस्त्वं गौतम माऽपराधास्तव च पितामहा यथेयं विद्येतः पूर्वं न कस्मिंश्चन ब्राह्मण उवास तां त्वहं तुभ्यं वक्ष्यामि को हि त्वैवं ब्रुवन्तमर्हति प्रत्याख्यातुमिति ॥ ८ ॥

શબ્દાર્થઃ—પ્રસિદ્ધ તે [ રાજા તેમને પીડિત જાણી ક્ષમા કરાવતા છતા ] બોલ્યા - " હે ગૌતમ ! જેમ તમારા પિતામહો [ અપરાધ ક્ષમા કરતા હતા ] તેમ તમે [ પણ ] અમારા પ્રતિ અપરાધ ન ચઢાવો ( અમારો અપરાધ ક્ષમા કરો ) આ વિદ્યા આથી પૂર્વે કોઈ પણ બ્રાહ્મણમાં વસી નથી [ તે તમે પણ જાણો છો, ] પરંતુ [ હવે ] હું તે [ વિદ્યા ] તમને કહું છુ જેથી [' હું તમારો શિષ્ય છુ ]' એમ બોલનાર [ તમારો ' નહિ કહું એમ, ] નિષેધ કરવાને કોણ સમર્થ છે ? [ કોઈ નહિ તેથી હું તમને કેમ નહિ કહું ? કહીશજ. ] " ઇતિ ૮

असौ वै लोकोऽग्निर्गौतम तस्याऽऽदित्य एव समिद्रश्मयो धूमोऽहरर्चिर्दिशोऽङ्गारा

अवान्तरदिशो विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धां जुह्वति तस्या आहुत्यै सोमो राजा संभवति ॥ ९ ॥

શબ્દાર્થઃ—[ ચોથા પ્રશ્નના નિર્ણયને અધીન બીજા પ્રશ્નનો નિર્ણય હોવાથી પ્રથમ તેના નિર્ણયમાટે કહે છે:- ] " હે ગૌતમ ! તે પ્રસિદ્ધ [ સ્વર્ગ ]લોક [ આહવનીય ] અગ્નિ [ છે એમ ભાવના કરવી. ] આદિત્યજ તે[ સ્વર્ગલોકરૂપ અગ્નિ ]ની સમિધ્ [ છે એમ દૃષ્ટિ કરવી ] કિરણો ધૂમાડો [ છે, ] દિવસ જ્વાલા [ છે, ] દિશાઓ અંગારા [ છે, ને ] અવાંતરદિશાઓ ( ખૂણાઓ ) તણખા [ છે એમ ભાવના કરવી ] તે આ [ સ્વર્ગલોકરૂપ ] અગ્નિમાં ( અગ્નિના ઉદ્દેશે ) દેવો ( યજમાનની ઇંદ્રિયો ) શ્રદ્ધાને ( હોમના દ્રવ્યરૂપ અન્યભૂતોસહિત જલને ) હોમે છે તે આહુતિથી [ પિતૃઓના અને બ્રાહ્મણોના ] અધિપતિ સોમ ( ચંદ્રમંડલમાં થનારું યજમાનનું શરીર ) ઉપજે છે ૯

पर्जन्यो वा अग्निर्गौतम तस्य संवत्सर एव समिदभ्राणि धूमो विद्युदर्चिरशनिरङ्गारा ह्रादुनयो विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः सोमꣳ राजानं जुह्वति तस्या आहुत्यै वृष्टिः संभवति ॥ १० ॥

શબ્દાર્થઃ—હે ગૌતમ ! પ્રસિદ્ધ પર્જન્ય ( વૃષ્ટિના ઉપકરણના અભિમાની દેવ ) અગ્નિ [ છે એમ દૃષ્ટિ કરવી ] સંવત્સરજ તે[ પર્જન્યરૂપ અગ્નિ ]ની સમિધ્ [ છે એમ ભાવના કરવી ] વાદળાં ધૂમાડો [ છે, ] વીજળી જ્વાલા [ છે, ] વજ્ર ( વીજળીનો કડાકો ) અંગારા [ છે, ને ] મેઘગર્જના તણખા [ છે એમ જોવું ] તે આ [ પર્જન્યરૂપ ] અગ્નિમાં દેવો અધિપતિ સોમને હોમે છે, તે આહુતિથી વૃષ્ટિ થાય છે ૧૦

अयं वै लोकोऽग्निर्गौतम तस्य पृथिव्येव समिदग्निर्धूमो रात्रिरर्चिश्चन्द्रमा अङ्गारा नक्षत्राणि विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा वृष्टिं जुह्वति तस्या आहुत्या अन्नꣳ संभवति ॥ ११ ॥

શબ્દાર્થઃ—હે ગૌતમ ! પ્રસિદ્ધ આ [ ભૂર્ ]લોક અગ્નિ [ છે, ] પૃથિવીજ ( પૃથિવીના અભિમાની દેવજ ) તેની સમિધ્ [ છે, ] અગ્નિ ધૂમાડો [ છે, ] રાત્રિ જ્વાલા છે, ] ચંદ્રમા અંગારા [ છે, ને ] નક્ષત્રો તણખા [ છે ] તે આ અગ્નિમાં દેવો વૃષ્ટિ હોમે છે, તે આહુતિથી અન્ન થાય છે ૧૧

पुरुषो वा अग्निर्गौतम तस्य व्यात्तमेव समित्प्राणो धूमो वागर्चिश्चक्षुरङ्गाराः श्रोत्रं विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा अन्नं जुह्वति तस्या आहुत्यै रेतः संभवति ॥ १२ ॥

શબ્દાર્થઃ—હે ગૌતમ ! પ્રસિદ્ધ પુરુષ ( પુરુષનું શરીર ) અગ્નિ [ છે, ] પહોળું કરેલું[ મુખ ]જ તેની સમિધ્ [ છે, ] પ્રાણ ધૂમાડો [ છે, ] વાણી જ્વાલા [ છે, ] નેત્ર અંગારા [ છે, ને ] કાન તણખા [ છે ] તે આ અગ્નિમાં દેવો અન્ન હોમે છે, તે આહુતિથી વીર્ય ઉપજે છે ૧૨

योषा वा अग्निर्गौतम तस्या उपस्थ एव समिल्लोमानि धूमो योनिरर्चिर्यदन्तः करोति

तेऽङ्गारा अभिनन्दा विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा रेतो जुह्वति तस्या आहुत्यै पुरुषः संभवति स जीवति यावज्जीवत्यथ यदा म्रियते ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—હે ગૌતમ! પ્રસિદ્ધ સ્ત્રીજ અગ્નિ [ છે, ] ઉપસ્થજ તેની સમિત્ [ છે, ] રોમો ધુમાડો [ છે, ] યોનિ જ્વાલા [ છે, યોનિની ] અંતર જે [ મૈથુનવ્યાપારરૂપ કર્મ ] કરે છે તે અંગારા છે, ને તે કર્મથી ઉપજેલાં ] ક્ષુદ્ર સુખો તણખા [ છે ] તે આ અગ્નિમાં દેવો વીર્ય હોમે છે તે આહુતિથી પુરુષ ( પુરુષનું શરીર ) ઉપજે છે." [ એવી રીતે ક્રમવડે "જે સંખ્યાવાળી આહુતિ હોમે સતે જલ પુરુષશબ્દનું વાચ્ય થાય છે." આ ચોથા પ્રશ્નનો નિર્ણય કર્યો ] "તે [ પુરુષ ] જીવે છે [ આ શરીરમાં સ્થિતિના નિમિત્તવાળું કર્મ ] જેટલા [ સમયપર્યંતનું હોય તેટલો સમય ] જીવે છે પછી જ્યારે મરે છે ૧૩

अथैनमग्नये हरन्ति तस्याग्निरेवाग्निर्भवति समित्समिद्धूमो धूमोऽर्चिरर्चिरङ्गारा अङ्गारा विस्फुलिङ्गा विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः पुरुषं जुह्वति तस्या आहुत्यै पुरुषो भास्वरवर्णः संभवति ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—ત્યારે આ[ મુએલા ]ને અગ્નિમાટે ( છેલ્લી આહુતિમાટે ) [ ઋત્વિજો ] લઈ જાય છે. અગ્નિજ તેનો અગ્નિ થાય છે, સમિત્ સમિત્, ધુમાડો ધુમાડો, જ્વાલા જ્વાલા, અંગારા અંગારા [ ને ] તણખા તણખા [ થાય છે. ] તે આ અગ્નિમાં દેવો ( ઋત્વિજો ) પુરુષરૂપ[ છેલ્લી આહુતિ ] ને હોમે છે. તે આહુતિથી પુરુષ અતિશય પ્રકાશવાળો થાય છે. ૧૪

એવી રીતે મરણ પામેલા પંચાગ્નિવેત્તાની ગતિ કહેવાને માર્ગના સંશયરૂપ તથા માર્ગના સાધનરૂપ પહેલા તથા પાંચમા પ્રશ્નના નિર્ણયમાટે કહે છેઃ—

ते य एवमेतद्विदुर्ये चामी अरण्ये श्रद्धाँ सत्यमुपासते.तेऽर्चिरभिसंभवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान्षण्मासानुदङ्ङादित्य एति मासेभ्यो देवलोकं देवलोकादादित्यमादित्याद्वैद्युतं तान्वैद्युतान्पुरुषो मानस एत्य ब्रह्मलोकान्गमयति ते तेषु ब्रह्मलोकेषु पराः परावतो वसन्ति तेषां न पुनरावृत्तिः ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—જે [ દ્વિજગૃહસ્થો ] એવી રીતે આ [ પંચાગ્નિ ]ને જાણે છે તેઓ તથા જે આ [વાનપ્રસ્થો ને શ્રવણાદિના અનધિકારી અને આશ્રમધર્મમાત્રમાં પ્રીતિવાળા સંન્યાસીઓ ] અરણ્યમાં ( સ્ત્રીઓનું અને વિષયિજનોનું જ્યાં બહુ રહેવું તથા આવવુંજવું થતું નથી એવા પ્રદેશમાં ) શ્રદ્ધાપૂર્વક સત્યને ( હિરણ્યગર્ભરૂપ બ્રહ્મને ) ઉપાસે છે તેઓ અર્ચિને ( અગ્નિની જ્વાલાના અભિમાની દેવને ) પામે છે [ નૈષ્ઠિકબ્રહ્મચારીઓ ગુરુકુલવાસથી ઉત્તરમાર્ગને પામે છે, ને બ્રહ્મવેત્તાના પ્રાણો તો અહિંજ વિલીન થાય છે.] અર્ચિથી દિવસને, ( દિવસના અભિમાની દેવને, ) દિવસથી શુક્લપક્ષને, ( શુક્લપક્ષના અભિમાની દેવને, ) શુક્લપક્ષથી જે છ માસોમાં સૂર્ય ઉત્તરભણી જાય છે [ તે છ માસોને-ઉત્તરાયણના અભિમાની સાથે રહેનારા છ દેવોને, તે છ ] માસોથી દેવલોકને, ( દેવલોકના અભિમાની દેવને, ) દેવલોકથી આદિત્યને [ ને ] આદિત્યથી વિદ્યુતને ( વીજળીના અભિમાની દેવને )

[ પામે છે. પછી બ્રહ્માએ ] મનવડે રચેલો [ બ્રહ્મલોકવાસી કોઈ ] પુરુષ આવીને તે વૈદ્યુતોને (વીજળીના અભિમાની દેવને પામેલા ઉપાસકોને) બ્રહ્મલોકોપ્રતિ લઈ જાય છે." [ ઉપાસનાના તારતમ્યવડે સાયુજ્યાદિની અપેક્ષાએ અહિં "બ્રહ્મલોકોપ્રતિ" એમ બહુવચન છે. પંચાગ્નિવિદ્યાવાળા, સત્યભાષણનું અનુષ્ઠાન કરનારા, અર્થશોધ કરનારા, ને નૈષ્ઠિકબ્રહ્મચારીઓ ત્યાં અહંગ્રહઉપાસના કરીને ગયા નથી માટે તેઓ બ્રહ્માના બીજા કલ્પમાં પાછા આવે છે, અને જેઓ અહંગ્રહઉપાસના કરી ત્યાં ગયા છે ] "તેઓ તે બ્રહ્મલોકોમાં ઉત્કૃષ્ટ થયા [ છતા બ્રહ્માના ] અનેક કલ્પપર્યંત વસે છે, તેઓની [ આ સંસારમાં ] પુનરાવૃત્તિ નથી ૧૫

એવી રીતે માધનસહિત દેવયાનમાર્ગને કહીને હવે પિતૃયાણમાર્ગને કહે છે:—

अथ ये यज्ञेन दानेन तपसा लोकाञ्जयन्ति ते धूममभिसंभवन्ति धूमाद्रात्रिꣳ रात्रेरपक्षीयमाणपक्षमपक्षीयमाणपक्षाद्यान्षण्मासान्दक्षिणाऽऽदित्य एति मासेभ्यः पितृलोकं पितृलोकाच्चन्द्रं ते चन्द्रं प्राप्यान्नं भवन्ति ताꣳस्तत्र देवा यथा सोमꣳ राजानमाप्यायस्वापक्षीयस्वेत्येवमेनाꣳस्तत्र भक्षयन्ति तेषां यदा तत्पर्यवैत्यथेममेवाऽऽकाशमभिनिष्पद्यन्त आकाशाद्वायुं वायोर्वृष्टिं वृष्टेः पृथिवीं ते पृथिवीं प्राप्यान्नं भवन्ति ते पुनः पुरुषाग्नौ हूयन्ते ततो योषाग्नौ जायन्ते लोकान्प्रत्युत्थायिनस्त एवमेवानुपरिवर्तन्तेऽथ य एतौ पन्थानौ न विदुस्ते कीटाः पतङ्गा यदिदं दन्दशूकम् ॥ १६ ॥ इति षष्ठाध्यायस्य द्वितीयं श्वेतकेतुब्राह्मणम् ॥ २ ॥

શબ્દાર્થ:—હવે જેઓ [ દર્શપૂર્ણમાસાદિ ] યજ્ઞવડે, [ સત્પાત્રાદિમાં દ્રવ્યત્યાગરૂપ ] દાનવડે, [ ને કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ ] તપવડે [ પિતૃ ]લોકોને પામે છે તેઓ [ તેની પ્રાપ્તિના સાધનના માર્ગભૂત ] ધૂમને (ધૂમાડાના અભિમાની દેવને) પામે છે ધૂમથી રાત્રિને, (રાત્રિના અભિમાની દેવને,) રાત્રિથી કૃષ્ણપક્ષને, (કૃષ્ણપક્ષના અભિમાની દેવને,) કૃષ્ણપક્ષથી જે છ માસોમાં સૂર્ય દક્ષિણભણી જાય છે [ તે છ માસોને-દક્ષિણાયનના અભિમાની સાથે રહેનારા છ દેવોને, તે છ ] માસોથી પિતૃલોકને (પિતૃલોકના અભિમાની પિતૃને) [ ને ] પિતૃલોકથી ચંદ્રને [ પામે છે ] તેઓ ચંદ્રને પામીને [ દેવોના ] ભોગ્ય થાય છે. જેમ [ યજ્ઞમાં ઋત્વિજો ચમસમાં રહેલા ] સોમરાજાને [ તેમાં જલ નાંખવાવડે પુન: પુનઃ ] ફૂલાવીને (વધારીને) [ પુન: પુન: તેના ભક્ષણવડે તેનો ] અપક્ષય કરીને [ ભક્ષણ કરે છે ] તેમજ તે [ ચંદ્રલોક ]માં [ શરીરે પામેલા ]તે આ[ કર્મીઓ ]ને તે ચંદ્રલોક ]માં દેવો [ તેમના કર્માનુસાર ફલ આપવારૂપ પુષ્ટ કરીને પોતાની સેવા કરાવવારૂપ અપક્ષય કરતા છતા ] સેવા કરાવે છે." [ એવી રીતે પંદરમી કંડિકાથી અહિંસુધી બંને માર્ગની પ્રાપ્તિના સાધનના કથનવડે પાંચમા પ્રશ્નનો, ને ઉત્તર તથા દક્ષિણમાર્ગના પ્રદર્શનવડે પ્રથમપ્રશ્નનો નિર્ણય કરીને હવે આ લોકની પ્રાપ્તિના પ્રકારના પ્રદર્શનવડે બીજા તથા ત્રીજા પ્રશ્નનો નિર્ણય કહે છે—] "તે [ કર્મ કરનારા ]ઓનું તે (ચંદ્રલોકને પ્રાપ્ત કરનારું યજ્ઞાદિ કર્મ) જ્યારે ક્ષીણ થાય છે ત્યારે [ તેઓ ] આ આકાશનેજ પામે છે (તે શરીરના આરંભક કર્મનો ક્ષય થવાથી તે ... શરીર આકાશના જેવું સૂક્ષ્મ થઈને આકાશને પામે છે) આકાશથી વાયુને, વાયુ... [ ને ] વૃષ્ટિથી પૃથિવીને [ પામે છે. ] તેઓ (કર્મ કરનારાઓ) પૃથિવીને પામીને ... છે (ડાંગર આદિ અન્નની સાથે સંબંધ પામે છે.) પુન: તેઓ પુરુષરૂપ અગ્નિ...

પછી [ વીર્યની સાથે સંબંધ પામી ] સ્રીરૂપ અગ્નિમાં [ હોમાય છે, ને પશ્ચાત્ ] જન્મે છે. લોકોપ્રતિ ઉત્થાન પામેલા ( શરીરોને પ્રાપ્ત થયેલા ) તેઓ [ કર્મનું અનુષ્ઠાન કરતા છતા મરીને ચંદ્રલોકમાં ને ત્યાંથી પુનઃ આ લોકમાં ] એમજ વારંવાર પરિભ્રમણ કરે છે. હવે જેઓ [ ઉત્તર ને દક્ષિણરૂપ ] આ [ બે ] માર્ગોને જાણતા નથી ( તેની પ્રાપ્તિના કારણરૂપ ઉપાસના તથા કર્મનું અનુષ્ઠાન કરતા નથી ) તેઓ [ ગોમયાદિ કુત્સિતસ્થાનોમાં] કીડાઓ [ તથા ] પતંગિયા [ થાય છે, તેમજ ] જે આ દંદશૂક ( દંશ દેવાના સ્વભાવવાળાં ડાંસ, મચ્છર ને સર્પાદિ ) [ દેખાય છે તે સર્વે કર્માનુસાર થાય છે. જેથી આ ગતિ કષ્ટરૂપ છે તેથી શુભનુંજ અનુષ્ઠાન કરવાયોગ્ય છે. ] " ૧૬ એ પ્રમાણે છઠ્ઠા અધ્યાયના શ્વેતકેતુનામના બીજા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઈ. ૬. ૨

હવે આ દક્ષિણમાર્ગની પ્રાપ્તિના હેતુભૂત કર્મના સાધનરૂપ દ્રવ્ય દોષરહિત ઉપાયવડે સંપાદન કરવાયોગ્ય છે તેથી તેમાટે શ્રીમંથનામના કર્મનું પ્રતિપાદન થાય છેઃ—

स यः कामयेत महत्प्राप्नुयामित्युदगयन आपूर्यमाणपक्षस्य पुण्याहे द्वादशाहमुपसद्व्रती भूत्वौदुम्बरे कꣳसे चमसे वा सर्वौषधं फलानीति संभृत्य परिसमुह्य परिलिप्याग्निमुपसमाधाय परिस्तीर्याऽऽवृताऽऽज्यꣳ संस्कृत्य पुꣳसा नक्षत्रेण मन्थꣳ संनीय जुहोति । यावन्तो देवास्त्वयि जातवेदस्तिर्यञ्चो घ्नन्ति पुरुषस्य कामान् । तेभ्योऽहं भागधेयं जुहोमि ते मा तृप्ताः सर्वैः कामैस्तर्पयन्तु स्वाहा । या तिरश्ची निपद्यतेऽहं विधरणी इति तां त्वा घृतस्य धारया यजे सꣳराधनीमहꣳ स्वाहा ॥ १ ॥

શબ્દાર્થઃ—જે [ કર્માધિકારી ગૃહસ્થ " હું ] મહાન્ થઉં " એમ ઇચ્છા કરે તે ઉત્તરાયણમાં શુકલપક્ષના [ કર્મની સિદ્ધિ કરનારા જે ] પવિત્ર દિવસવિષે [ કર્મ કરવાને ઇચ્છે તેથી પૂર્વે પવિત્ર દિવસથી આરંભ કરી ] બાર દિવસપર્યંત ઉપસદ્વ્રતવાળો ( દૂધ પીને રહેવાના વ્રતવાળો ) થઇ, ઊમરાના કરેલા કંસમાં ( ગોલાકારપાત્રમાં) વા ચમસમાં( ચમસાકાર-પાત્રમાં ) [ડાંગર આદિ ] સર્વે ઔષધ[ તથા ] ફલો ઇત્યાદિ સારી રીતે ભરી, [પછી પરિ-સમૂહન [ તથા ] પરિલેપન કરી, અગ્નિને સમીપ સ્થાપન કરી, [ પૂર્વભણી વા ઉત્તરભણી અગ્ર રહે એમ દર્ભોને તેની] સર્વભણી પાથરી, [ સ્થાલીપાકમાં ] કહેલી રીતે ઘીને સંસ્કાર કરી, [ હસ્તાદિ ] પુરુષનક્ષત્રે [ યુક્ત પવિત્ર દિવસે સર્વે ઔષધ આદિના લોટને ગોલાકાર-પાત્રમાં વા ચમસાકારપાત્રમાં દહિં, મધ ને ઘીવડે પલાળીને એક નાના મથનદંડવડે મથન કરી, તે ] લોટને [ પોતાના ને અગ્નિના મધ્યે દક્ષિણભણી ] સ્થાપન કરી, [ ઊમરાના સ્રુવવડે ( સરવાવડે ) સંસ્કાર કરેલા ઘીને ગ્રહણ કરીને આ મંત્રોવડે ] હોમે –" હે સર્વજ્ઞ-કલ્પ ! તમારે [ અધીન ] જેટલા દેવો વક્રબુદ્ધિવાળા [ હોઇ ] પુરુષના ( મારા ) ઇચ્છિત વિષયોપ્રતિ પ્રતિબંધ કરે છે તે[ દેવો ]માટે[ હું [ ઘીનો ] ભાગ હોમું છું. ( તમારામાં અર્પણ કરું છું. તે [ દેવો ] તૃપ્ત [ થઇને ] સર્વે ઇચ્છિત વિષયોવડે મને પ્રસન્ન કરો. સ્વાહા. [ હે જાતવેદ ! ] જે [ દેવતા ] કુટિલ મતિવાળી [ થઇને ] ' હું[ જ [ સર્વેને ] ધારણ કરનારી [ છું ' ] એમ [ માનીને ] તમારો આશ્રય કરીને રહેલી છે તે સર્વે સાધનવાળીને હું ઘીની ધારાવડે પૂજું છું. સ્વાહા." ૧

હવે તેર આહુતિઓ મંત્રસહિત કહે છેઃ—

ज्येष्ठाय स्वाहा श्रेष्ठाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति प्राणाय स्वाहा वसिष्ठायै स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति वाचे स्वाहा प्रतिष्ठायै स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति चक्षुषे स्वाहा संपदे स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति श्रोत्राय स्वाहाऽऽयतनाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति मनसे स्वाहा प्रजात्यै स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति रेतसे स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति ॥ २ ॥

શબ્દાર્થ:—જ્યેષ્ઠને માટે સ્વાહા, શ્રેષ્ઠને માટે સ્વાહા, આ [મંત્રોવડે] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને (સરવે ચોટેલા ઘીને) મંથમાં (પૂર્વોક્ત લોટમાં) ટપકવા દે પ્રાણને માટે સ્વાહા, વસિષ્ઠાને માટે સ્વાહા આ મંત્રોવડે] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે. વાણીને માટે સ્વાહા, પ્રતિષ્ઠાને માટે સ્વાહા, આ ]મંત્રોવડે [અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે નેત્રમાટે સ્વાહા, સંપત્માટે સ્વાહા આ [ મંત્રોવડે ] અગ્નિમાં હોમ કરી સંસ્રવને મંથમાં ટપકવા દે શ્રોત્રમાટે સ્વાહા, આશ્રયમાટે સ્વાહા, આ [મંત્રોવડે] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે મનને અર્થે સ્વાહા, પ્રજાતિમાટે (પ્રજાની ઉત્પત્તિમાં કારણરૂપમાટે) સ્વાહા, આ [ મંત્રોવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે ઉપસ્થમાટે સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે [ જ્યેષ્ઠશ્રેષ્ઠાદિ પ્રાણના લિંગથી જ્યેષ્ઠશ્રેષ્ઠાદિરૂપ પ્રાણના વેત્તાનેજ આ કર્મમાં અધિકાર છે એમ જાણવું ] ૨

પુનઃ તેર આહુતિઓ મંત્રસહિત કહે છે—

अग्नये स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति सोमाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति भूः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति भुवः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति स्वः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति भूर्भुवः स्वः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति ब्रह्मणे स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति क्षत्राय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति भूताय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति भविष्यते स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति विश्वाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति सर्वाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति प्रजापतये स्वाहेत्यग्नौ हुत्वा मन्थे संस्रवमवनयति ॥ ३ ॥

શબ્દાર્થ:—અગ્નિમાટે સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે સોમમાટે સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે ભૂ સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે. ભુવ. સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે સ્વઃ સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે ભૂર્ભુવ સ્વ: સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે. બ્રાહ્મણજાતિમાટે સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે ક્ષત્રિયજાતિમાટે સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે. ભૂતમાટે સ્વાહા આ [ મંત્રવડે ]

અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે. ભવિષ્યમાટે સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે વિશ્વમાટે સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે. સર્વમાટે સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે. પ્રજાપતિમાટે સ્વાહા આ [ મંત્રવડે ] અગ્નિમાં હોમ કરીને સંસ્રવને મંથમાં ટપકવા દે. [ આ મંથદ્રવ્યને પુનઃ બીજા નાના મથનદંડવડે મથન કરે. ] ૩

તે પછીનું કર્તવ્ય જણાવે છેઃ—

अथैनमभिमृशति भ्रमदसि ज्वलदसि पूर्णमसि प्रस्तब्धमस्येकसभमसि हिंकृतमसि हिंक्रियमाणमस्युद्गीथमस्युद्गीयमानमसि श्रावितमसि प्रत्याश्रावितमस्यार्द्रे संदीप्तमसि विभूरसि प्रभूरस्यन्नमसि ज्योतिरसि निधनमसि संवर्गोऽसीति ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ મથન કર્યા ] પછી આ [ મંથ ]ને [ આ મંત્ર ભણતો છતો તથા તેના અર્થનું સ્મરણ કરતો છતો હાથવડે ] સ્પર્શ કરેઃ- " [ હે મંથ ! તું પ્રાણદેવતાવાળો હોવાથી પ્રાણીની સાથે તારા એકપણાવડે તારૂં સર્વાત્મકપણું છે તેથી સર્વ શરીરોમાં પ્રાણરૂપે તું ] ભમે છે, [ અગ્નિરૂપે તું ] બળે છે [ બ્રહ્મરૂપે તું ] પૂર્ણ છે, [ આકાશરૂપે તું ] નિષ્ક્રિય છે, [ જે આ જગતરૂપ એકસભા છે તે તુંરૂપ છે તેથી તું ] એકસભારૂપ છે. [ યજ્ઞના આરંભમાં પ્રસ્તોતાવડે ] હિંકૃત [ તું ] છે, [ યજ્ઞના મધ્યમાં તેનવડે ] હિંક્રિયમાણ [ તું ] છે, [ યજ્ઞના આરંભમાં ઉદ્ગાતાવડે કરેલું ] ઉદ્ગીથ [ તું ] છે, [ યજ્ઞના મધ્યમાં તેના વડે ] ઉદ્ગીયમાન [ તું ] છે, [ અધ્વર્યુવડે ] શ્રાવિત [ તું ] છે, [ આગ્નીધ્રવડે તું ] પ્રત્યાશ્રાવિત છે, આર્દ્રમાં ( મેઘના ઉદરમાં ) [ વીજળીરૂપે તું ] સંદીપ્ત છે, [ વિવિધ થાય છે તેથી તું ] વિભુ છે, [ તું ] સમર્થ છે, [ ભોગ્યરૂપે ચંદ્રસ્વરૂપથી સ્થિત હોવાથી તું ] અન્ન છે, [ ભોક્તારૂપે અગ્નિસ્વરૂપથી સ્થિત હોવાથી તું ] જ્યોતિ છે, [ કારણપણાથી આધ્યાત્મિકનું ને આધિદૈવિકનું ] લયસ્થાન [ તું ] છે, ] ને વાગાદિકનો તથા અગ્નિ આદિકનો પોતાનામાં સંહાર કરવાથી તું ] સંવર્ગ છે. ઇતિ ૪

ત્યારપછી જે કરવાયોગ્ય છે તે કહે છેઃ—

अथैनमुद्यच्छत्यामंस्यामंहि ते महि स हि राजेशानोऽधिपतिः स मां राजेशानोऽधिपतिं करोत्विति ॥ ५ ॥

શબ્દાર્થઃ—[ એવી રીતે સ્પર્શ કર્યા ] પછી [ મંત્રવડે પવિત્ર થયેલા ] આ [ મંથ ]ને [ આ મંત્રવડે ચમસસહિત હાથમાં ] ગ્રહણ કરેઃ-" [ હે મંથ ! તું ] સર્વભાવે [ સર્વને ] જાણે છે,-[ અને અમે ] તારા મહત્તર[ રૂપ ]ને જાણીએ છીએ. તેજ [ પ્રાણરૂપ તું ] રાજા, નિયામક [ ને ] સ્વતંત્ર [ છે, ] તે [ તું ] મને રાજા, નિયામક [ ને ] સ્વતંત્ર કર." ઇતિ ૫

તે પછીનું કર્તવ્ય જણાવે છે.

अथैनमाचामति तत्सवितुर्वरेण्यम् । मधु वाता ऋतायते मधु क्षरन्ति सिन्धवः । माध्वीर्नः सन्त्वोषधीः । भूः स्वाहा । भर्गो देवस्य धीमहि । मधु नक्तमुतोषसो मधुमत्पार्थिवं रजः । मधु द्यौरस्तु नः पिता । भुवः स्वाहा । धियो यो नः प्रचोदयात् । मधुमान्नो वनस्पतिर्मधुमां अस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तु नः । स्वः स्वाहेति । सर्वां

चं सावित्रीमन्वाह सर्वाश्च मधुमतीरहमेवेद॰ सर्वं भूयासं भूर्भुवः स्वः स्वाहेत्यन्तत आचम्य पाणी प्रक्षाल्य जघनेनाग्निं प्राक्शिराः संविशति प्रातरादित्यमुपतिष्ठते दिशामेकपुण्डरीकमस्यहं मनुष्याणामेकपुण्डरीकं भूयासमिति यथेतमेत्य जघनेनाग्निमासीनो वंशं जपति ॥६॥

**શબ્દાર્થઃ**—પછી [ હાથમાં લીધેલા ] આ[ મંથ ]ના [ ચાર ગ્રાસ કરી તેમને પૃથક્ પૃથક્ રાખી તેમાંના પ્રથમ ગ્રાસને આ મંત્રવડે ] ભક્ષણ કરે:- સૂર્યના તે શ્રેષ્ઠ [ તેજનું અમે ધ્યાન કરીએ છીએ. ] વાયુઓ સુખનું વહન કરે છે. નદીઓ મધુર રસોને સ્રવે છે. ઓષધિઓ અમારા પ્રતિ મધુરરસવાળી થાઓ ભૂઃ સ્વાહા [ આ મંત્રવડે બીજો ગ્રાસ ભક્ષણ કરે.- ] પ્રકાશવાન[ સૂર્ય ]ના તેજનું [ અમે ] ધ્યાન કરીએ છીએ રાત્રિ ને દિવસો પ્રીતિકર [ થાઓ. માતારૂપ ] પૃથિવીના સંબંધવાળી રજ અનુદ્વેગકર [ થાઓ ]સ્વર્ગરૂપ પિતા અમને સુખકર હો ભુવઃ સ્વાહા [ આ મંત્રવડે ત્રીજો ગ્રાસ ભક્ષણ કરે:- ] જે [ સૂર્ય ] અમારી બુદ્ધિઓને [ શુભવિષયમાં ] પ્રેરે [ વા પ્રેરે છે ] વનસ્પતિ ( સોમ ) અમને અનુદ્વેગકર [ હો. ] સૂર્ય [ અમને ] અનુદ્વેગકર હો કિરણો [ વા દિશાઓ ] અમને સુખકર થાઓ. સ્વઃ સ્વાહા એવી રીતે [ ત્રીજો ગ્રાસ ભક્ષણ કરી પૂર્વોક્ત ] સર્વ ગાયત્રી તથા સર્વ મધુમતી [ કહીને ] પછી " હુંજ આ સર્વ થઉં " [ એમ ] બોલે [ પશ્ચાત્ ] ભૂર્ભુવઃ સ્વઃ સ્વાહા એમ [ બોલી ચોથો ગ્રાસ ભક્ષણ કરે. પછી પાત્ર ધોઈ તે તે જલ પણ પીએ. ] અંતે આચમન કરી, હાથ ધોઈ, [ શુદ્ધાચમન કરી, ] અગ્નિની પશ્ચિમભણી પૂર્વભણી મસ્તકવાળો [ થઈ રાત્રિમાં ] શયન કરે. [ પછી પ્રાતસંધ્યાપૂર્વક ] પ્રાતઃકાલે ( ઉદયસમયમાં ) આદિત્યને [ જોતો છતો આ મંત્રવડે ઉપસ્થાન કરે:- [ હે સૂર્ય ! જેમ તમે ] દિશાઓમાં અખંડશ્રેષ્ઠ છો [ તેમ ] હું મનુષ્યોમાં અખંડશ્રેષ્ઠ થઉં. " આ [ મંત્રવડે ઉપસ્થાન કર્યા પછી શયનથી પૂર્વે ] જેમ આવ્યો [ હતો તેમ ] આવીને અગ્નિની પશ્ચિમભણી બેઠો [ છતો આ ઉપદેશક આચાર્યની પરંપરારૂપ ] વંશનો જપ કરે ૬

તે વંશ કહે છે:—

तं॰ हैतमुद्दालक आरुणिर्वाजसनेयाय याज्ञवल्क्यायान्तेवासिन उक्त्वोवाचापि य एनं॰ शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—તે આ [ મંથ સંમંથના કર્તવ્ય ]નો પ્રસિદ્ધ અરુણના પુત્ર ઉદ્દાલક વાજસનિના પુત્ર યાજ્ઞવલ્ક્યનામના [ પોતાના ] શિષ્યને ઉપદેશ કરીને બોલ્યાઃ-" જે [ પ્રાણોપાસક ] આને ( ભક્ષણમાટે કહેલી રીતે સંસ્કાર કરેલા મંથને ) સૂકા ઠુંઠાપર નાંખે, [ તો તે ઠુંઠામાં ) પણ ડાળો ઉપજે, [ ને ] પાનડાં ઊગે. " ઇતિ. ૭

एतमु हैव वाजसनेयो याज्ञवल्क्यो मधुकाय पैङ्ग्यायान्तेवासिन उक्त्वोवाचापि य एनं॰ शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—આ[ મંથકર્મ ]નેજ પ્રસિદ્ધ વાજસનિના પુત્ર યાજ્ઞવલ્ક્ય પૈંગિના પુત્ર મધુકનામના [ પોતાના ] શિષ્યને ઉપદેશ કરીને બોલ્યાઃ-" જે [ પ્રાણોપાસક ] આ[ મંથ ]ને સૂકા ઠુંઠાપર નાંખે, [ તો તે ઠુંઠામાં ] પણ ડાળો આવે, [ ને ] પાનડાં ફૂટે. " ઇતિ ૮

राजस्तम्बायनस्तुरात्कावषेयाचुरः कावषेयः प्रजापतेः प्रजापतिर्ब्रह्मणो ब्रह्म स्वयंभु ब्रह्मणे नमः ॥ ४ ॥ इति षष्ठाध्यायस्य पञ्चमं वंशब्राह्मणम् ॥ ५ ॥

॥ इति श्रीबृहदारण्यकोपनिषदि षष्ठोध्यायः समाप्तः ॥ ६ ॥

## इति श्रीशुक्लयजुर्वेदीयबृहदारण्यकोपनिषत् समाप्ता ॥ १० ॥

શબ્દાર્થઃ—હવે [ આ શાખાનો ] વંશ ( આચાર્યપરંપરા ) [ કહેવાય છેઃ-] પૌતિમાષી-પુત્ર કાત્યાયનીપુત્રથી, કાત્યાયનીપુત્ર ગૌતમીપુત્રથી, ગૌતમીપુત્ર ભારદ્વાજીપુત્રથી, ભારદ્વાજી-પુત્ર પારાશરીપુત્રથી, પારાશરીપુત્ર ઔપસ્વસ્તીપુત્રથી, ઔપસ્વસ્તીપુત્ર [ અન્ય ] પારા-શરીપુત્રથી, પારાશરીપુત્ર કાત્યાયનીપુત્રથી, કાત્યાયનીપુત્ર કૌશિકીપુત્રથી, કૌશિકીપુત્ર આલમ્બીપુત્રથી ને વૈયાઘ્રપદીપુત્રથી, [ આલંબીપુત્ર હિરણ્યગર્ભથી, ને ] વૈયાઘ્રપદીપુત્ર કાણ્વીપુત્રથી ને કાપીપુત્રથી, [ કાણ્વીપુત્ર હિરણ્યગર્ભથી, ને ] કાપીપુત્ર [ ૧ ] આત્રેયી-પુત્રથી, આત્રેયીપુત્ર ગૌતમીપુત્રથી, ગૌતમીપુત્ર ભારદ્વાજીપુત્રથી, ભારદ્વાજીપુત્ર પારાશરી-પુત્રથી, પારાશરીપુત્ર વાત્સીપુત્રથી, વાત્સીપુત્ર [ બીજા ] પારાશરીપુત્રથી, પારાશરીપુત્ર વાર્કારુણીપુત્રથી, વાર્કારુણીપુત્ર [ અન્ય ] વાર્કારુણીપુત્રથી, વાર્કારુણીપુત્ર આર્તભાગી-પુત્રથી, આર્તભાગીપુત્ર શૌંગીપુત્રથી, શૌંગીપુત્ર સાંકૃતીપુત્રથી, સાંકૃતીપુત્ર આલંબાયની-પુત્રથી, આલંબાયનીપુત્ર આલંબીપુત્રથી, આલંબીપુત્ર જાયંતીપુત્રથી, જાયંતીપુત્ર માંડૂકાયની-પુત્રથી, માંડૂકાયનીપુત્ર માંડૂકીપુત્રથી, માંડૂકીપુત્ર શાંડિલીપુત્રથી, શાંડિલીપુત્ર રાથીતરી-પુત્રથી, રાથીતરીપુત્ર ભાલુકીપુત્રથી ભાલુકીપુત્ર [ બે ] ક્રૌંચિકીપુત્રોથી, [ બે ] ક્રૌંચિકીપુત્રો વૈદભૃતીપુત્રથી, વૈદભૃતીપુત્ર કાર્શકેયીપુત્રથી, કાર્શકેયીપુત્ર પ્રાચીનયોગીપુત્રથી, પ્રાચીનયોગી-પુત્ર સાંજીવીપુત્રથી, સાંજીવીપુત્ર આસુરીવાસી પ્રાશ્નીપુત્રથી, પ્રાશ્નીપુત્ર આસુરાયણથી, આસુરાયણ આસુરિથી, આસુરિ [ ૨ ] યાજ્ઞવલ્કયથી, યાજ્ઞવલ્ક્ય ઉદ્દાલકથી, ઉદ્દાલક અરુણથી, અરુણ ઉપવેશિથી, ઉપવેશિ, કુશ્રિથી કુશ્રિ વાજશ્રવાથી, વાજશ્રવા જીહવાળા બાધ્યોગથી, જીહવાળા બાધ્યોગ કાળા વાર્ષગણથી કાળા વાર્ષગણ લીલા કશ્યપથી, લીલા કશ્યપ શીલ્પ કશ્યપથી, શિલ્પ કશ્યપ નૈધ્રુવિ કશ્યપથી, નૈધ્રુવિ કશ્યપ વાક્‌થી વાક્ અંભિણિથી [ ને ] અંભિણિ આદિત્યથી [ વેદવિદ્યા પામ્યા ] આદિત્યે કહેલી આ શુક્લ યજુષાઓ ( દોષરહિત યજુર્વેદના મંત્રો ) વાજસનિના પુત્ર યાજ્ઞવલ્કયે પ્રકટ કરી છે. ૩ આ [ આચાર્યપરંપરાનું કથન સર્વ વાજસનેયિશાખાઓમાં વેદરૂપ બ્રહ્મથી આરભીને પાઠના વ્યુત્ક્રમવડે ] સાંજીવીપુત્રપર્યંત સમાન [ છે. ] સાંજીવીપુત્ર માંડૂકાયનિથી, માંડૂકાયનિ માંડવ્યથી, માંડવ્ય કૌત્સથી, કૌત્સ માહિત્થિથી, માહિત્થિ વામકક્ષાયણથી, વામકક્ષાયણ શાંડિલ્યથી, શાંડિલ્ય વાત્સ્યથી, વાત્સ્ય કુશ્રિથી, કુશ્રિ યજ્ઞવચા રાજસ્તંબાયનથી, યજ્ઞવચા રાજસ્તંબાયન તુર કાવષેયથી, તુર કાવષેય પ્રજાપતિથી, [ ને ] પ્રજાપતિ બ્રહ્માથી [ વેદવિદ્યા પામ્યા બ્રહ્માને અંતર્યામિદ્વારા વેદવિદ્યાનો લાભ થયો છે. તેથી આગળ આચાર્યપરંપરા નથી. બ્રહ્મ વેદરૂપે

સ્થિત છે તેથી વેદનામનું ] બ્રહ્મ નિત્ય [ છે, તે વેદરૂપ ] બ્રહ્મને નમસ્કાર ૪ એ પ્રમાણે છઠ્ઠા અધ્યાયના પંચમા બ્રાહ્મણની તાત્પર્યદીપિકા પૂરી થઇ. ૬ ૫

ઇતિ શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૬

આ ઉપનિષદ્‌ના અંતમાં આ શાંતિપાઠ ભણાય છે:—

ॐ। पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ અને વિવેચન આરંભમાં આપ્યાં છે તે પ્રમાણે જાણવા.

ઇતિ શ્રીશુક્લયજુર્વેદીય બૃહદારણ્યકોપનિષદ્‌ની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ ૧૦





## ॥ ११ श्रीकृष्णयजुर्वेदीय श्वेताश्वतरोपनिषत् ॥*

### ॥ तात्पर्यदीपिकासहित ॥

શ્રીકૃષ્ણયજુર્વેદની ઉપનિષદ્‌ના આરંભમાં તથા અંતમાં આ શાંતિપાઠ ભણાય છે:—

ॐ। सह नाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै।
तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ તથા વિવેચન કઠોપનિષદ્‌ના આરંભમાં આપ્યાં છે તે પ્રમાણે જાણવાં.

### ॥ १ पहेलो अध्याय ॥

બ્રહ્મના અને આત્માના એકપણાના વિષયનું અતિગહનપણું દેખાડવા પ્રથમ વેદવેત્તાઓના વિચાર જણાવે છે:—

ॐ। ब्रह्मवादिनो वदन्ति। किं कारणं ब्रह्म कुतः स्म जाता जीवाम केन क्व च संप्रतिष्ठाः। अधिष्ठिताः केन सुखेतरेषु वर्तामहे ब्रह्मविदो व्यवस्थाम्॥ १ ॥

**શબ્દાર્થ:**—ॐ વેદનો અર્થ જાણનારાઓ [ પરસ્પર ] કહે છે:—" [ જગત્‌નું ] કારણ બ્રહ્મ શું [ છે?-તેનું શું સ્વરૂપ છે? શરીરઇંદ્રિયોવાળા આપણે ] શામાંથી ઉપજ્યા છીએ? શાવડે જીવીએ છીએ? અને [ પ્રલયકાળે ] ક્યાં સારી રીતે સ્થિતિવાળા [ થઈશું? ] હે વેદવેત્તાઓ! કોનાવડે નિયમિત થયા [ છતા આપણે ] સુખદુઃખોમાં વ્યવસ્થા પામીએ છીએ? ૧

હવે બ્રહ્મકારણવાદના પ્રતિપક્ષરૂપ કાલાદિનું નિરૂપણ કરી તેઓમાં દોષ દેખાડે છે:—

कालः स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनिः पुरुष इति चिन्त्यम्।
संयोग एषां न त्वात्मभावादात्माऽप्यनीशः सुखदुःखहेतोः ॥ २ ॥

---

* શ્રીશ્વેતાશ્વરનામના મુનિએ વિશ્વમાં આ ઉપનિષદ્‌નો પ્રચાર કરેલો હોવાથી આ ઉપનિષદ્‌નું નામ શ્વેતાશ્વતર પાડ્યું છે. એ મુનિ અષ્ટાંગયોગમાં નિરત હતા તેથી તેમનું શ્વેતાશ્વતર (ધોળા અશ્વવાળા-સર્વદા અંતર્મુખપણાવડે રહેનારા હોવાથી વિપરીત પ્રવૃત્તિથી રહિત ઇંદ્રિયોવાળા ) એવું નામ પ્રસિદ્ધ થયું છે.

**શબ્દાર્થ:**—કાલ, સ્વભાવ, નિયતિ, યદૃચ્છા, ભૂતો, પ્રકૃત્તિ [તે], પુરુષ [આ સાતમાંથી બ્રહ્મ જગત્કારણ-કોણ?] આ ચિંતન કરવાયોગ્ય [છે. ચેતનરૂપ] આત્માનો સદ્ભાવ હોવાથી આ[ કાલાદિ ]નો સંયોગ [ જગતનું કારણ ] નથીજ. [ કર્તાભોક્તારૂપ] આત્મા પણ સુખદુઃખના કારણના (ધર્માધર્મના) [ વિદ્યમાનપણાથી જગત્ ઉપજાવવામાં ] અસમર્થ [ છે આથી સ્વતંત્ર ચેતન જગતનું કારણ છે. ] " ૨

વિવેચન—કાલ—સર્વ પ્રાણિપદાર્થના વિપરિણામનો હેતુ એ ક્ષણની પરંપરારૂપ છે. તે ક્ષણથી પરાર્ધપર્યંતનું જ્ઞાન ઉપજાવનાર છે, અને તેવડે ભૂત, વર્તમાન ને ભવિષ્ય એવો વ્યવહાર થાય છે અણુઓનું કારણપણું કાલવિના નથી તેથી અણુઓસહિત કાલ જગતનું કારણ છે એ અણુવાદીઓનો પક્ષ છે, ને સ્વતંત્ર કાલ જગતનું કારણ છે આ કાલવાદીઓનો પક્ષ છે. સ્વભાવ પદાર્થોની અસાધારણશક્તિ, જેમ અગ્નિમાં ઉષ્ણપણું કાલ પણ વસ્તુસ્વભાવવિના કારણ નથી તેથી વસ્તુસ્વભાવ જગતનું કારણ છે, આ બીજો પક્ષ સ્વભાવવાદીઓનો છે નિયતિ-પુણ્યપાપરૂપ નિયમ. વસ્તુસ્વભાવ પણ ધર્માધર્મને અનુસરે છે તેથી પુણ્યપાપજ આ જગતનું કારણ છે આ ત્રીજો પક્ષ પૂર્વમીમાંસકોનો છે. યદૃચ્છા-કાકતાલીયન્યાયવડે કામ કરનારી કોઈ શક્તિ જગતમાં પુણ્યપાપાનુસાર વ્યવસ્થા જોવામાં આવતી નથી તેથી આ જગત્ અકસ્માત્ ઉત્પન્ન થયું છે આ ચોથો પક્ષ નિરીશ્વરવાદીઓનો છે પૃથિવી આદિ પાંચ વા ચાર ભૂતોવિના અકસ્માત્ જગત ઉત્પન્ન થઈ શકે નહિ તેથી ભૂતો જગતનું કારણ છે આ પાંચમો પક્ષ જગતનું નિત્યપણું માનનારાઓનો છે. શક્તિવિના ભૂતો જગત્ ઉપજાવી શકે નહિ તેથી જગતનું કારણ સ્વતંત્ર પ્રકૃતિ છે આ છઠ્ઠો પક્ષ શક્તિવાદીઓનો છે. એકલી જડપ્રકૃતિ જગતનું કારણ સંભવે નહિ માટે ચેતનરૂપ કર્તાભોક્તા પુરુષ આ જગતનું કારણ છે આ સાતમો પક્ષ સાંખ્યવાદીઓનો છે ૭ પક્ષ ઉત્તરોત્તર દૂષિત થયા, ને સાતમો પક્ષ કર્તાભોક્તા પુરુષ ધર્માધર્મને અધીન હોવાથી તે જગતનું કારણ ન સંભવે એમ કહી સિદ્ધાંતીએ દૂષિત કર્યો. એવી રીતે આ સાતે પક્ષ દૂષિત કરી બ્રહ્મરૂપ ચેતન જગતકારણ છે એમ દર્શાવ્યુ છે. ૨

એવી રીતે પૂર્વપક્ષોનું નિરાકરણ કરીને તે વેદવેત્તાઓએ જગતના કારણપણાવડે શું જોયું? એમ જિજ્ઞાસા થાય તો કહે છે.—

ते ध्यानयोगानुगता अपश्यन्देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ।
यः कारणानि निखिलानि तानि कालात्मयुक्तान्यधितिष्ठत्येकः ॥ ३ ॥

**શબ્દાર્થ:**—[ અસંગ તથા ઉદાસીન બ્રહ્મચેતનનું પણ કારણપણું સંભવે નહિ તેથી અવશ્ય એ કારણમાંજ કોઈ અન્ય સામાર્થ્ય હોવું જોઇએ એમ વાચનિક વિચાર કરતા છતા પણ જ્યારે નિશ્ચયને પ્રાપ્ત ન થયા ત્યારે ] તે [ વેદવેત્તાઓ જગત્ના કારણપણાના નિશ્ચયમાટે ] અંતર્મુખ થયા, [ તેથી તેઓ ] પોતાના [ સત્ત્વ, રજસ્ ને તમસ્ આ પ્રકટેલા ] ગુણોવડે ઢંકાયેલી (અલ્પબુદ્ધિવાળાઓને નહિ જણાય એવી) સ્વયંપ્રકાશ આત્માની [ માયારૂપ ] શક્તિને જોતા હવા. [ વેદવેત્તાઓએ જોયેલી તે શક્તિના આશ્રયરૂપ ] જે એક [ ચેતન છે તે ] કાલથી માંડીને જીવાત્માપર્યંતનાં તે સર્વ કારણોની ઉપર સ્થિત થાય છે ૩

તે એક ચેતન માયાવડે અનેકરૂપને પામ્યાજેવુ થઈ આ સસારરૂપે જણાય છે એમ પણ તેમણે જાણ્યું એ અવિદ્યાવાળા સંસારની ચક્રરૂપતા કહેવા ચક્રના જેવા તેના કેટલાક ધર્મો કહે છે.—

तमेकनेमिं त्रिवृतं षोडशान्तं शतार्धारं विंशतिप्रत्यराभिः ।
अष्टकैः षड्भिर्विश्वरूपैकपाशं त्रिमार्गभेदं द्विनिमित्तैकमोहम् ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—તે [ સંસારચક્ર માયારૂપ ] એકનેમિવાળું, [ સત્ત્વ, રજસ્ ને તમસ્ એ રૂપ ] ત્રણ [ લોઢાના પાટાઓ ]વડે ઢંકાયેલું, [ મનસહિત અગીઆર ઇંદ્રિયો ને પાંચ ભૂતો એ સોળ વિકારરૂપ ] સોળ અંતવાળું, ( પુંઠિયાંવાળું, ) [ પાંચ ક્લેશો, અઠ્ઠાવીશ અશક્તિઓ, નવ તુષ્ટિઓ ને આઠ સિદ્ધિઓ આ પચાસ વસ્તુરૂપ ] પચાસ આરાવાળું, [ દશ ઇંદ્રિયો ને દશ વિષયો એ વીશ પદાર્થરૂપ ] વીશ પ્રતિઆરાઓએ ( નાના આરાઓએ ) [ તથા ] ૭ અષ્ટકોએ [ સહિત ] સમગ્રરૂપભૂત એક [ આત્મરૂપ ] પાશવાળું, ( બંધનકારણસ્થિતિકારણ-વાળું, ) [ દેવયાન, પિતૃયાણ ને કીટાદિભાવની પ્રાપ્તિ એ રૂપ ] ત્રણ માર્ગના પ્રકારવાળું, [ પુણ્યપાપરૂપ ] બે કારણવાળું [ ને આત્માના અવિવેકરૂપ ] એક મોહવાળું [ છે. ] ૪

વિવેચનઃ—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ ને અભિનિવેશ આ પાંચ ક્લેશો જાણવા. અગીઆર ઇંદ્રિયોનું વિકલપણું એ અગીઆર અશક્તિઓ નવ તુષ્ટિના અભાવથી નવ અશક્તિઓ, ને આઠ સિદ્ધિઓના અભાવથી આઠ અશક્તિઓ એ અઠ્ઠાવીશ અશક્તિઓ જાણવી. પ્રકૃતિ બંધન કરે છે, ને પ્રકૃતિજ મોક્ષ આપે છે, આપણે મોક્ષમાટે યત્ન કર્તવ્ય નથી, એ પ્રકૃતિતુષ્ટિ; સંન્યાસથીજ મુક્તિ થશે, શ્રવણાદિમાટે યત્ન કરવાયોગ્ય નથી, આ ઉપાદાનતુષ્ટિ; શ્રવણાદિ કર્યા છતાં પણ કાલે કરીનેજ મુક્તિ થાય છે, આથી આત્મજ્ઞાનવિના પણ કાલે કરીનેજ મુક્તિ થશે, આ કાલતુષ્ટિ; કાલ પણ ભાગ્યવાળાનેજ મુક્તિ આપે છે તેથી આપણું ભાગ્ય હશે તો આપણા ઉદ્યમવિના ભાગ્યથી મુક્તિ થશે, આ ભાગ્યતુષ્ટિ; વિષયો સંપાદન કરવામાં ઘણું કષ્ટ છે એમ સમજી તે સંપાદન નહિ કરવામાં સંતોષ રાખવો તે; વિષયોના પરિપાલનમાં ઘણું કષ્ટ છે એમ ધારી તેનું પરિપાલન નહિ કરવામાં સંતુષ્ટ રહેવું તે; વિષયોનો સંચય કરવામાં દુઃખ છે એમ વિચારી તેનો સંચય નહિ કરવામાં પ્રસન્ન રહેવું તે; દ્રવ્યાદિનો વ્યય નહિ કરવામાં સંતોષ રાખવો તે; ને વિષયોના ઉપભોગથી રહિતપણામાં સંતોષ રાખવો તે; એ નવ તુષ્ટિઓ છે. મનન, શ્રવણ, નિદિધ્યાસન, વિદ્યાદાન, ગુરુપ્રાપ્તિ, આધ્યાત્મિકદુઃખનો નાશ, આધિભૌતિકદુઃખનો નાશ ને આધિદૈવિકદુઃખનો નાશ એ આઠ સિદ્ધિઓ છે. પ્રધાન, મહત્તત્વ, અહંકાર, શબ્દતન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા ને ગંધતન્માત્રા આ કરણાષ્ટક; યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ આ યોગાંગાષ્ટક; મનનાદિ સિદ્ધિ અષ્ટક; અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશત્વ ને વશિત્વ આ અણિમાદિ અષ્ટક; નાસિકા, વાણી, રસના, નેત્ર, શ્રોત્ર, મન, હાથ ને ત્વચા આ ગ્રહાષ્ટક; ને ગંધ, બોલવાનો વિષય, રસ, રૂપ, શબ્દ, ઇચ્છા, કર્મ ને સ્પર્શ આ અતિગ્રહાષ્ટક છે. એ ૭ અષ્ટકો થયાં. ૪

એવી રીતે સંસારનું ચક્રરૂપપણું કહીને હવે તેની નદીરૂપતા કહે છેઃ—

पञ्चस्रोतोम्बुं पञ्चयोन्युग्रवक्रां पञ्चप्राणोर्मिं पञ्चबुद्ध्यादिमूलाम् ।
पञ्चावर्तां पञ्चदुःखौघवेगां पञ्चाशद्भेदां पञ्चपर्वामधीमः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—[ શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોરૂપ ] પાંચ ઝરણના જલવાળી, કારણભૂત પાંચ [ ભૂતો ]વડે ઉગ્ર તથા વક્ર, [ પ્રાણાદિ ] પાંચ પ્રાણોરૂપ તરંગવાળી, પાંચ જ્ઞાન [ઇંદ્રિયો ]ના કારણરૂપ ( મનોરૂપ ) મૂલવાળી, [ શબ્દાદિ પાંચ વિષયોરૂપ ] પાંચ ઘુમરીવાળી, [ ગર્ભદુઃખ, જન્મદુઃખ જરાદુખ, વ્યાધિદુઃખ ને મરણદુઃખ આ ] પાંચ દુઃખોરૂપ પ્રવાહના વેગવાળી, [ પાંચ ક્લેશો, અઠ્ઠાવીશ અશક્તિઓ, નવ તુષ્ટિઓ ને આઠ સિદ્ધિઓરૂપ ] પચાસ પ્રકારવાળી, पञ्चक्लेशभेदां એવો પાઠ સ્વીકારીએ તો અવિદ્યાદિ પાંચ ક્લેશરૂપ પ્રકારવાળી, ને અવિદ્યાદિ ] પાંચ વિભાગવાળી [ નદીને અમે સારી રીતે ] જાણી. ૫

હવે જીવને કયા હેતુવડે સંસારની પ્રાપ્તિ થાય છે? અને કયા હેતુવડે મોક્ષની પ્રાપ્તિ થાય છે? તે દેખાડવામાટે કહે છેઃ—

सर्वाजीवे सर्वसंस्थे बृहन्ते अस्मिन्हंसो भ्राम्यते ब्रह्मचक्रे ।
पृथगात्मानं प्रेरितारं च मत्वा जुष्टस्ततस्तेनामृतत्वमेति ॥ ६ ॥

શબ્દાર્થઃ—સર્વના સર્વ જીવનરૂપ, સર્વના પ્રલયરૂપ [ ને ] મહાન્ આ બ્રહ્મચક્રમાં (બ્રહ્મને આશરે રહેલા અજ્ઞાનના વિલાસરૂપ સંસારચક્રમાં) પોતાને અને ઈશ્વરને પૃથક્ જાણીને જીવ [ જડદેહાદિને પોતાનું સ્વરૂપ માનતો છતો ઉત્તમઅધમયોનિઓમાં ] ભ્રમણ કરે છે, [ તે ઈશ્વરને ] સેવતો [ છતો-હું બ્રહ્મ છું એમ જાણતો છતો ] પછી તે[ જ્ઞાન ]વડે મોક્ષ પામે છે. ૬

બ્રહ્મ વસ્તુતાએ પ્રપંચસહિત નથી, પણ પ્રપંચરહિત છે, તેથી તેના જ્ઞાનવડે મોક્ષ સંભવે છે એમ જણાવે છે.—

उद्गीतमेतत्परमं तु ब्रह्म तस्मिंस्त्रयं सुप्रतिष्ठाऽक्षरं च ।
अत्रान्तरं ब्रह्मविदो विदित्वा लीना ब्रह्मणि तत्परा योनिमुक्ताः ॥ ७ ॥

શબ્દાર્થઃ—[ જેથી કાર્યકારણપ્રપંચથી ] ઉદ્ધાર કરીને [ વેદાંતોએ ] ઉપદેશ કરેલ [ છે તેથી ] આ બ્રહ્મ ઉત્કૃષ્ટજ [ છે. ] તે[ બ્રહ્મ ]માં ત્રણની (ભોગ્ય, ભોક્તા ને નિયંતાની) સારી રીતે સ્થિતિ [ છે. વિકારના આશ્રયપણામાં પણ તે ] અવિનાશીજ [ છે, ] વેદવેત્તાઓ આ[ પ્રપંચ ]માં [ તેને સર્વથી ] અંતર જાણીને બ્રહ્મમાં લીન ( હું બ્રહ્મ છું એમ બ્રહ્મરૂપે સ્થિત ) [ થયા છતા તથા ] તેને ( સમાધિને ) પરાયણ થયા [ છતા ] સંસારભયોથી મુક્ત [ થાય છે. ] ૭

જીવનો તથા ઈશ્વરનો વ્યવહારદશામાં ઉપાધિથી ભેદ છે, ને તેમના વાસ્તવિકસ્વરૂપના જ્ઞાનથી મોક્ષ થાય છે એમ જણાવે છેઃ—

संयुक्तमेतत्क्षरमक्षरं च व्यक्ताव्यक्तं भरते विश्वमीशः ।
अनीशश्चाऽऽत्मा बध्यते भोक्तृभावाज्ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ ८ ॥

શબ્દાર્થઃ—કાર્ય ને કારણરૂપ ભૂતો તથા પ્રકૃતિ આ [ બંને પરસ્પર ] સંયુક્ત [ છે. તે રૂપ ] જગતને [ તથા જીવને ] શ્રીઈશ્વર ધારણ કરે છે. જીવરૂપ આત્મા ભોક્તાના ભાવથી [ અવિદ્યા ને તેનાં કાર્ય દેહઇંદ્રિયાદિવડે ] બંધન પામે છે, [ અને નિરુપાધિક ] ઈશ્વરને જાણીને સર્વ બંધનોથી છૂટકો થાય છે. ૮

ज्ञाज्ञौ द्वावजावीशनीशावजा ह्येका भोक्तृभोग्यार्थयुक्ता ।
अनन्तश्चाऽऽत्मा विश्वरूपो ह्यकर्ता त्रयं यदा विन्दते ब्रह्म ह्येतत् ॥ ९ ॥

શબ્દાર્થઃ—જ્ઞાનયુક્ત ઈશ્વર ને અજ્ઞાનયુક્ત જીવ બંને જન્મરહિત [ છે. ઈશાનીશૌને સ્થાને ઈશનીશૌ આ પ્રયોગ છાંદસ જાણવો ] ભોક્તા ને ભોગ્ય પદાર્થયુક્ત [ માયા ] પણ એક [ ને ] અજન્મા [ છે. ] જેથી આત્મા [ દેશ, કાલ ને વસ્તુરૂપ ] પરિચ્છેદથી રહિત

તથા સર્વરૂપ [ છે તેથી તે ] અકર્તા [ છે. ] જ્યારે [ પુરુષ જીવ, ઈશ્વર ને માયા ] આ ત્રણને [ યથાર્થરીતે ] જાણે છે [ ત્યારે તે ] બ્રહ્મજ [ થાય છે. ] ૯

જીવઈશ્વરનો વિભાગ દેખાડીને તેના વિજ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ કહી, હવે પ્રધાનઈશ્વરના વિલક્ષણપણાને કહીને તેના વિજ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ જણાવે છે:—

क्षरं प्रधानममृताक्षरं हरः क्षरात्मानावीशते देव एकः ।
तस्याभिध्यानाद्योजनात्तत्त्वभावाद्भूयश्चान्ते विश्वमायानिवृत्तिः ॥ १० ॥

શબ્દાર્થઃ—પ્રકૃતિ [ જ્ઞાનવડે ] વિનાશ પામનારી [ છે, ને ] ઈશ્વર અવિનાશી તથા અક્ષર [ છે. તે ] એક ઈશ્વર પ્રધાનને તથા જીવને નિયમમાં રાખે છે. તે [ પરમાત્મા ]ના ધ્યાનથી, [ તેની સાથે જીવને અભેદભાવે ] જોડવાથી [ ને "હું બ્રહ્મ છું" એમ ] વારંવાર તત્ત્વભાવના કરવાથી અંતે ( પ્રતિબંધક સંસ્કારોની નિવૃત્તિ થઈ જ્ઞાનનો ઉદય થાય ત્યારે ) [ સુખદુઃખમોહાત્મક ] સમગ્ર [ પ્રપંચરૂપ ] માયાની નિવૃત્તિ [ થાય છે. ] ૧૦

હવે પરમાત્માને જાણનારને તથા પરમાત્માનું ધ્યાન કરનારને ક્રમથી જ્ઞાનવડે તથા ધ્યાનવડેજ ફલ થાય છે તે દેખાડે છે:—

ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः ।
तस्याभिध्यानात्तृतीयं देहभेदे विश्वैश्वर्यं केवल आप्तकामः ॥ ११ ॥

શબ્દાર્થઃ—[ "આ હું છું" એમ ] પરમાત્માને જાણીને [ જ્ઞાની અવિદ્યાદિ ] સર્વ બંધનોનો વિનાશ [ કરે છે. ] વિનાશ પામેલા ક્લેશોવડે જન્મમરણનો અત્યંત નાશ [ થાય છે. ] તે[ પરમાત્મા ]ના ધ્યાનથી શરીરપાત થયે [ સતે તે ધ્યાની વિરાટ્‌ની અપેક્ષાએ ] ત્રીજા[ સ્થાનરૂપ ઈશ્વરના સાયુજ્ય ]ને [ પામી ] સર્વ ઐશ્વર્યને [ પામે છે. પછી ત્યાં નિર્વિશેષ આત્માને જાણી ] કેવલ [ તથા ] પ્રાપ્તકામ [ થાય છે. ] ૧૧

એ બ્રહ્મજ જ્ઞેય છે એમ જણાવે છે:—

एतज्ज्ञेयं नित्यमेवाऽऽत्मसंस्थं नातः परं वेदितव्यं हि किञ्चित् ।
भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत् ॥ १२ ॥

શબ્દાર્થઃ—આ આત્મામાં રહેલું ( પ્રત્યગાત્મતત્ત્વરૂપ ) અવિનાશી [ બ્રહ્મ ]જ સાક્ષાત્ કરવાયોગ્ય [ છે, ] કેમકે આનાથી અધિક કાંઈ પણ જાણવાયોગ્ય નથી. જીવ, સર્વ ભોગ્ય ( માયા ને માયાનું કાર્ય ) તથા ઈશ્વર [ તે ] આ ત્રિવિધ કહેલું બ્રહ્મ[ જ છે એમ ] જાણીને [ પુરુષ કૃતાર્થ થાય છે. ] ૧૨

હવે ધ્યાનના અંગપણાવડે પ્રણવનું પ્રતિપાદન કરે છે:—

वह्नेर्यथा योनिगतस्य मूर्तिर्न दृश्यते नैव च लिङ्गनाशः ।
स भूय एवेन्धनयोनिगृह्यस्तद्वोभयं वै प्रणवेन देहे ॥ १३ ॥

શબ્દાર્થઃ—જેમ [ મથનથી પૂર્વે અરણિરૂપ ] કારણમાં રહેલા અગ્નિનું સ્વરૂપ [ નેત્રવડે ] દેખાતું નથી, પણ [ તે કાલે તેના ] સૂક્ષ્મ[ સ્વરૂપ ]નો નાશ નથીજ. તે[ અગ્નિ જ]

પુનઃ [ મથનરૂપ ઉપાયવડે ] ઇંધનરૂપ કારણમાંથી [ નેત્રવડે ] ગ્રહણ કરવાયોગ્ય [ થાય છે. તેમજ [ પર ને અપરરૂપ ] બંને [ બ્રહ્મ ] ૐકારવડે શરીરમાં ( હૃદયમાં ) [ ગ્રહણ થાય છે. ] ૧૩

स्वदेहमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ।

ध्याननिर्मथनाभ्यासादेवं पश्येन्निगूढवत् ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—પોતાના શરીરને ( હૃદયને ) [ નીચેની ] અરણિ કરીને, તથા ૐકારને ઉપરની અરણિ [ કરીને, ] ધ્યાનરૂપ (પ્રણવના આલંબનપણાવડે બ્રહ્મના ચિંતનરૂપ ) મથનના અભ્યાસથી [ કાષ્ઠમાં રહેલા ] ગૂઢ[ અગ્નિ ]ની પેઠે બ્રહ્મનો સાક્ષાત્કાર કરે. ૧૪

કહેલા અર્થને દૃઢ કરવામાટે દૃષ્ટાંતો કહે છેઃ—

तिलेषु तैलं दधिनीव सर्पिरापः स्रोतःस्वरणीषु चाग्निः ।

एवमात्माऽऽत्मनि गृह्यतेऽसौ सत्येनैनं तपसा योऽनुपश्यति ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—[ જેમ ઘાણીવડે પીલવાથી ] તલોમાં તેલ [ પ્રતીત થાય છે, મથન કરવાથી ] જેમ દહિમાં ઘી [ પ્રતીત થાય છે, ખણવાથી જેમ સૂકાઈ ગયેલી ] નદીઓમાં જલ [ પ્રતીત થાય છે, ને જેમ મથન કરવાથી ] અરણિઓમાં અગ્નિ [ પ્રતીત થાય છે ] તેમ [ પ્રણવાદિવડે બુદ્ધિનો સાક્ષી ] આ આત્મા અંતઃકરણમાં ગ્રહણ કરાય છે. જે [ અધિકારી ] આ-[આત્મા ]નું સત્યવડે [ ને ઇંદ્રિયોના તથા અંતઃકરણના એકાગ્રપણારૂપ ] તપવડે [ શ્રવણાદિકથી ] અવલોકન કરે છે [ તેના વડે તે પણ ગ્રહણ કરાય છે. ] ૧૫

એ ગ્રહણ કરવામાં આવનારો આત્મા બ્રહ્મ છે એમ જણાવે છેઃ—

सर्वव्यापिनमात्मानं क्षीरे सर्पिरिवार्पितम् ।

आत्मविद्यातपोमूलं तद्ब्रह्मोपनिषत्परम् । तद्ब्रह्मोपनिषत्परम् ॥ १६ ॥

॥ इति श्रीश्वेताश्वतरोपनिषदि प्रथमोऽध्यायः ॥ १ ॥

**શબ્દાર્થઃ**—આત્માવિદ્યાના ને તપના કારણરૂપ, દૂધમાં ઘીની પેઠે સ્થિત [ ને ] [સર્વ વ્યાપક આત્માને [ સત્યાદિ સાધનવડે અધિકારી અનુભવે છે. ] તેનું નામ પર બ્રહ્મ [ છે, ]-તેનું નામ પર બ્રહ્મ [ છે. બે વાર કથન અધ્યાયની સમાપ્તિ જણાવવામાટે છે. ] ૧૬

ઇતિ શ્રીશ્વેતાશ્વતરોપનિષદ્‌ના પ્રથમાધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૧

—:o:—

## ॥ ૨ બીજો अध्याय ॥

પરમાત્માના જ્ઞાનના સાધનપણાવડે ધ્યાન કહ્યું. હવે ચિત્તને એકાગ્ર કરવાના ઉપાયો આદિ કહેવા-માટે આ બીજા અધ્યાયનો આરંભ થાય છે. તેમાં પ્રથમ પૂર્વોક્ત ઉપાયોની સિદ્ધિમાટે સૂર્યની પ્રાર્થના કહે છેઃ—

युञ्जानः प्रथमं मनस्तत्त्वाय सविता धियः ।

अग्नेर्ज्योतिर्निचाय्य पृथिव्या अध्याभरत् ॥ १ ॥

શબ્દાર્થ—સૂર્ય તત્ત્વ[ જ્ઞાન ]માટે [ મારા ] મનને પ્રથમ ( ધ્યાનના આરંભમાં ) [ બાહ્યવિષયોનાં ] જ્ઞાનોથી [ નિવૃત્ત કરી પરમાત્મામાં ] જોડતા [ છતા ] અગ્નિ આદિના પ્રકાશને જોઈને [ આ ] શરીરમાં પ્રાપ્ત કરે. ( અનુગ્રહ કરનારા અગ્નિ આદિના પ્રકાશાદિ સામર્થ્યને જોઈ તે સામર્થ્યને મારા વાગાદિ કરણમાં તે કરણોની દઢતામાટે સ્થાપન કરે. ) ૧

युक्तेन मनसा वयं देवस्य सवितुः सवे ।
सुवर्गेयाय शक्त्या ॥ २ ॥

શબ્દાર્થઃ—[ પછી પરમાત્મામાં ] જોડેલા મનવડે અમે સૂર્યદેવની અનુજ્ઞા [ સતે ] પરમાત્માની પ્રાપ્તિમાટે [ ધ્યાનમાં યથા ] શક્તિ [ યત્ન કરીએ ] ૨

युक्त्वाय मनसा देवान्सुवर्यतो धिया दिवम् ।
बृहज्ज्योतिः करिष्यतः सविता प्रसुवाति तान् ॥ ३ ॥

શબ્દાર્થઃ—એકાગ્ર થઈને મન[ સહિત ] કરણો બ્રહ્મભણી જાય, [ તથા સમ્યગ્ ] જ્ઞાનવડે ચેતનરૂપ બ્રહ્મનો આવિર્ભાવ કરે, [ એમ ] તે[ કરણો ]ને સૂર્ય અનુમતિ આપે. ૩

એવી અનુમતિ આપનારા સ્તુતિ કરવાયોગ્ય છે એમ કહે છેઃ—

युञ्जते मन उत युञ्जते धियो विप्रा विप्रस्य बृहतो विपश्चितः ।
वि होत्रा दधे वयुनाविदेक इन्मही देवस्य सवितुः परिष्टुतिः ॥ ४ ॥

શબ્દાર્થઃ—[ જે ] મુમુક્ષુઓ [ વિષયોથી પાછું ખેંચીને ] મનને [ આત્મામાં ] જોડે છે, વળી ઇંદ્રિયોને [ પણ આત્મામાં ] જોડે છે, [ તે મુમુક્ષુઓએ જે સૂર્ય ] એક, એવી રીતે [ અંતઃકરણને નિર્મલ કરનારી ] ક્રિયાઓને ધારણ કરનાર [ ને ] સાક્ષિરૂપ [ છે, તે ] વ્યાપક, મહાન્ [ ને ] સર્વજ્ઞ સૂર્યદેવની મોટી સ્તુતિ [ કરવાયોગ્ય છે. ] ૪

युजे वां ब्रह्म पूर्व्यं नमोभिर्वि श्लोक एतु पथ्येव सूरेः ।
शृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा आ ये धामानि दिव्यानि तस्थुः ॥ ५ ॥

શબ્દાર્થઃ—[ હે મન ! હે ઇંદ્રિયો ! ] તમને [ હું ] નમસ્કારોવડે અનાદિસિદ્ધ બ્રહ્મપ્રતિ એકાગ્ર કરું છું. [ બ્રહ્મને ઉદ્દેશે કરેલી મારી ] સ્તુતિ વિદ્વાન્‌ના માર્ગમાંજ વિવિધ રીતે જાઓ. [ તે મારી સ્તુતિ ] જેઓ દિવ્ય સ્થાનોમાં રહે છે [ તે ] બ્રહ્મના સર્વે [ હિરણ્યગર્ભાદિ ] પુત્રો સાંભળો. ૫

હવે યોગને ટુંકામાં કહે છેઃ—

अग्निर्यत्राभिमथ्यते वायुर्यत्राधिरुध्यते ।
सोमो यत्रातिरिच्यते तत्र संजायते मनः ॥ ६ ॥

શબ્દાર્થઃ—જે[ મૂલાધાર ]માં [ પ્રણવવડે વા સોહંવડે ] અગ્નિને સારી રીતે ક્ષોભ પમાડાય છે, જે[ સુષુમ્ણા ]માં [ મૂલાધારથી ] ઉપર વાયુ રોકાય છે, [ ને ] જે[ બ્રહ્મરંધ્ર ]માં ચંદ્ર અતિશય ટપકે છે તેમાં ( મૂલાધારથી બ્રહ્મરંધ્રપર્યંત રહેલી સુષુમ્ણામાં ) મન [ ધ્યેયવસ્તુપરાયણ] થાય છે. ૬

હવે ધ્યાનનો પ્રકાર કહે છે—

सवित्रा प्रसवेन जुषेत ब्रह्म पूर्व्यम् ।
तत्र योनिं कृणवसे न हि ते पूर्तमक्षिपत् ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—[ અધિકારી ] સૂર્ય [ સહિત તથા ચંદ્રમંડલમાંથી સુષુમ્ણામાં ] વહેતા [ અમૃત-સહિત ] પૂર્વ્ય ( મૂલાધારમાં સ્થિત ) બ્રહ્મને સેવે ત્યાં યોનિને ( અગ્નિમંડલને ) [ બ્રહ્મના ઉપાસનસ્થાનપણાવડે ] કર. [ એમ કરવાથી ] તારું પૂર્ત ( મૂલાધારમાં રહેલું બ્રહ્મ ) કાલક્ષેપ નહિ કરે. ( શીઘ્ર ફલ આપશે ) ૭

પદ્માસનાદિમાંનું કોઇ એક આસન ગ્રહણ કરીને શરીરને સ્થાપવાના પ્રકારના કથનપૂર્વક પ્રત્યાહાર કહીને પ્રણવના આશ્રયવડે સંસારસમુદ્ર તરાય છે એમ જણાવે છે—

त्रिरुन्नतं स्थाप्य समं शरीरं हृदीन्द्रियाणि मनसा संनिवेश्य ।
ब्रह्मोडुपेन प्रतरेत विद्वान्स्रोतांसि सर्वाणि भयावहानि ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—[ ઉર, ગ્રીવા ને મસ્તક આ ] ત્રણ ઉંચાં [ રહે એમ ] શરીરને સમ રાખી હૃદયમાં મન [ સહિત ] ઇંદ્રિયોનો સારી રીતે પ્રવેશ કરાવી, પ્રણવરૂપ ત્રાપાવડે [ પ્રણવના સ્વરૂપને તથા તેના પરબ્રહ્મઅપરબ્રહ્મરૂપ અર્થને ] જાણનાર ભય આપનારી સર્વે [ દેવ, મનુષ્ય તિર્યક્ ને સ્થાવરાદિ ભેદવાળી સંસારરૂપ ] નદીઓને સારી રીતે તરે ૮

પ્રાણાયામવડે મનનો મલ દૂર કરવાથી તે મન બ્રહ્મમાં સ્થિર થાય છે, તેથી હવે પ્રાણાયામનું કથન કરે છે.—

प्राणान्प्रपीड्येह संयुक्तचेष्टः क्षीणे प्राणे नासिकयोच्छ्वसीत ।
दुष्टाश्वयुक्तमिव वाहमेनं विद्वान्मनो धारयेताप्रमत्तः ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—સારી રીતે યુક્તચેષ્ટાવાળો [ થઇ-આહારાદિને નિયમમાં રાખી ] આ-[શરીર]માં પ્રાણોનો નિરોધ કરી, તેમને ક્ષીણ વિરલ-કરે. ] પ્રાણ ક્ષીણ થયે [ સતે બેમાંના એક ] નાસાપુટવડે [ શનૈ શનૈ તેને ] બહાર કાઢે દુષ્ટ અશ્વયુક્ત રથને જેમ [ કુશલ સારથિ ધારણ કરે છે તેમ ] વિદ્વાન્ સાવધાન [ થઇને ] આ [ નિરોધ પામેલા પ્રાણ ]પ્રતિ મનને ધારણ કરે. ૯

હવે યોગાનુષ્ઠાનયોગ્ય દેશ કહે છેઃ—

समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः ।
मनोनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥ १० ॥

**શબ્દાર્થઃ**—સમાન, ( ઉંચીનીચી, નહિ, ) પવિત્ર, કાંકરા અગ્નિ ને રેતીથી રહિત, [પ્રાણી-ઓના તથા વાદિત્રાદિના ] શબ્દથી ને જલાશ્રયાદિથી ( ભીનાશ ને સર્પવિંછીથી ) [ રહિત, ] મનને અનુકૂલ, પણ નેત્રને પીડા નહિ કરનાર ( પ્રતિકૂલ પ્રાણિપદાર્થનું દર્શન ન થાય એવી ) ગુહામાં વા વાયુરહિત સ્થાનમાં [ યોગનો ] અભ્યાસ કરે ૧૦

યોગનો અભ્યાસ કરવાથી બ્રહ્મસાક્ષાત્કારપહેલાં જે પ્રતીતિઓ થાય છે તે કહે છેઃ—

नीहारधूमार्कानिलानलानां खद्योतविद्युत्स्फटिकशशिनाम् ।
एतानि रूपाणि पुरःसराणि ब्रह्मण्यभिव्यक्तिकराणि योगे ॥ ११ ॥

શબ્દાર્થઃ—[ પ્રાણે જ્યાં સ્થિતિ કરી હોય ત્યાં રોધેલા ચિત્તનાં ] ઝાકળ, ધૂમાડો, સૂર્ય, વાયુ ( નીલરંગ ) ને અગ્નિ ( રાતો રંગ ) [ તથા ] ખદ્યોત, વીજળી, સ્ફટિક ને ચંદ્ર આ [ કહેલાં ] રૂપો યોગ [ કરે સતે ] બ્રહ્મની અભિવ્યક્તિ કરનારાં [ બ્રહ્મદર્શનની ] પૂર્વે [ થાય છે. ] ૧૧

હવે ભૂતજયનો પ્રકાર તથા ભૂતજયનું ફલ કહે છેઃ—

पृथ्व्यप्तेजोनिलखे समुत्थिते पञ्चात्मके योगगुणे प्रवृत्ते ।
न तस्य रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम् ॥१२॥

શબ્દાર્થઃ—પૃથિવી, જલ, તેજ, વાયુ ને આકાશ [ એ ભૂતોના ધ્યાનવડે તેઓ ] વશ થયે [ સતે, અને દિવ્યગંધાદિ ] પાંચરૂપ યોગ[ વડે અનુભવમાં આવતા ] ગુણ સંપાદન થયે [ સતે ] ધ્યાનરૂપ અગ્નિમય ( વશ થયેલાં નિર્દોષ અગ્નિ આદિ પાંચ ભૂતોના કાર્યરૂપ ) શરીરને પામેલા તે[ યોગી ]ને રોગ [ થતો ] નથી, વૃદ્ધાવસ્થા [ આવતી ] નથી, [ ને ] મૃત્યુ [ આવતું ] નથી. ૧૨

યોગસિદ્ધિનાં સૂચક પ્રથમ પ્રતીત થનારાં ચિહ્નો યોગશાસ્ત્રવેત્તાઓ પણ કહે છે એમ જણાવે છેઃ—

लघुत्वमारोग्यमलोलुपत्वं वर्णप्रसादं स्वरसौष्ठवं च ।
गन्धः शुभो मूत्रपुरीषमल्पं योगप्रवृत्तिं प्रथमां वदन्ति ॥ १३ ॥

શબ્દાર્થઃ—[ શરીરનું ] હળવાપણું, [ ઉત્સાહવાળું ] નીરોગપણું, વિષયતૃષ્ણારહિતપણું, [ શરીરના ] રંગની [ નેત્રને આનંદ ઉપજાવનારી ] નિર્મલતા, ને સ્વરની મધુરતા, [ શરીરનો ગંધ શુભ ( સર્વ પ્રાણીઓને આનંદ કરનારો ) [ ને ] અલ્પ મૂત્ર તથા મલ [ આ ] પૂર્વભાવિની યોગની પ્રવૃત્તિ ( સાધકપ્રતિ આવનારી સ્થિતિ ) [ યોગવેત્તાઓ ] કહે છે. ૧૩

હવે યોગ તથા તેનું ફલ કહે છેઃ—

यथैव बिम्बं मृदयोपलिप्तं भ्राजते तेजोमयं तत्सुधान्तम् ।
तद्वाऽऽत्मतत्त्वं प्रसमीक्ष्य देही एकः कृतार्थो भवते वीतशोकः ॥ १४ ॥

શબ્દાર્થઃ—જેમ પ્રસિદ્ધ બિંબ ( દર્પણાદિ ) [ શુદ્ધ કરનાર શ્વેત ] માટીવડે ઉપલેપન કરે [ સતે ] તે મલરહિત [ તથા ] ઘણા તેજવાળું [ થઈ ] પ્રકાશે છે તેમજ પુરુષ [ "હું બ્રહ્મ છું" એમ ] આત્મતત્ત્વને અનુભવીને અદ્વિતીય, કૃતકૃત્ય [ ને સર્વ પ્રકારના ] શોકથી રહિત થાય છે. ૧૪

જીવબ્રહ્મના અભેદનો સાક્ષાત્કાર થવાથી મોક્ષ થાય છે એમ કહે છેઃ—

यदाऽऽत्मतत्त्वेन तु ब्रह्मतत्त्वं दीपोपमेनेह युक्तः प्रपश्येत् ।
अजं ध्रुवं सर्वतत्त्वैर्विशुद्धं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ १५ ॥

શબ્દાર્થઃ—જ્યારે આ[ શરીર ]માં ( યોગ )યુક્ત [ થઈને ] દીપકજેવા ( સ્વયપ્રકાશ )

આત્મસ્વરૂપવડેજ બ્રહ્મતત્ત્વને ( યોગી ) અનુભવે [ ત્યારે તે ] જન્મરહિત, અવિનાશી તથા [ માયા ને માયાનાં કાર્યોરૂપ ] સર્વ તત્ત્વોથી અલિપ્ત દેવને જાણીને [ અવિદ્યાદિ ] સર્વે બંધનોથી મોકળો થાય છે. ૧૫

એ દેવનું સર્વવ્યાપકપણું તથા અંતરાત્માપણું કહે છે:—

एष ह देवः प्रदिशोऽनु सर्वाः पूर्वो ह जातः स उ गर्भे अन्तः ।
स एव जातः स जनिष्यमाणः प्रत्यङ्जनांस्तिष्ठति सर्वतोमुखः ॥ १६ ॥

**શબ્દાર્થ:**—આજ દેવ [ પૂર્વાદિ ] સર્વ દિશાઓપ્રતિ અનુગત [ છે. તે હિરણ્યગર્ભરૂપે ] પ્રથમજ ઉપજેલ [ છે, ને ] તેજ [ બ્રહ્માના ] ગર્ભની અંતર [ વિરાડ્રૂપે છે ] તેજ [ સર્વત્ર ] જન્મેલ [ છે, ને ] તે [ સર્વત્ર ] જન્મવાના [ છે, તે સર્વે ] જનોની અંતર રહે છે, [ ને ] સર્વભણી મુખવાળા [ છે. ] ૧૬

તે સર્વવ્યાપક દેવને પ્રતિબંધક સંસ્કારોની નિવૃત્તિમાટે નમસ્કાર કર્તવ્ય છે એમ જણાવવા કહે છે.—

यो देवो अग्नौ यो अप्सु यो विश्वं भुवनमाविवेश ।
य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः ॥ १७ ॥

॥ इति श्रीश्वेताश्वतरोपनिषदि द्वितीयोऽध्यायः ॥ २ ॥

**શબ્દાર્થ:**—જે દેવ અગ્નિમાં, જે જલોમાં [ ને ] જે સમગ્ર ભુવનપ્રતિ પ્રવેશ પામેલા [ છે, તથા ] જે [ ડાંગર આદિ ] ઓષધિઓમાં [ ને ] જે [ વડ આદિ ] વનસ્પતિઓમાં [ પ્રવેશ પામેલા છે ] તે દેવને નમસ્કાર, [ પુનઃ ] નમસ્કાર [ બે વાર નમસ્કાર અધ્યાયની પરિસમાપ્તિ દેખાડવામાટે તથા આદરમાટે છે ] ૧૭

ઇતિ શ્રીશ્વેતાશ્વતરોપનિષદ્‌ના બીજા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૨

——[ * ]——

## ॥ ३ त्रीजो अध्याय ॥

તે અદ્વિતીય પરમાત્માનું માયાવડે નિયતાપણું આદિ જણાવી તેને જાણવાથી થનારું ફલ કહે છે —

य एको जालवानीशत ईशनीभिः सर्वाँल्लोकानीशत ईशनीभिः ।
य एवैक उद्भवे संभवे च य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ १ ॥

**શબ્દાર્થ:**—જે એક માયાવી [ પોતાની ] નિયામક શક્તિઓવડે [ સર્વે પ્રાણીઓને ] નિયમમાં રાખે છે, [ જે પોતાની ] નિયામક શક્તિઓવડે [ ભૂરાદિ ] સર્વે લોકોને નિયમમાં રાખે છે, [ અને ] જે એકજ [ જગત્‌ની ] ઉત્પત્તિમા તથા સંહારમાં [ માયાવડેહેતુ છે તે ] આ[પરમાત્મા]ને જેઓ જાણે છે તેઓ અવિનાશી થાય છે. ૧

एको हि रुद्रो न द्वितीयाय तस्थुर्य इमाँल्लोकानीशत ईशनीभिः ।
प्रत्यङ्जनांस्तिष्ठति संचुकोपान्तकाले संसृज्य विश्वा भुवनानि गोपाः ॥२॥

**શબ્દાર્થ:**—એકજ ઈશ્વર [ છે, તેનાથી ભિન્ન ] દ્વિતીયમાટે [ પ્રમાણો ને યુક્તિઓ ] સ્થિત નથી જે [ ઈશ્વર ] આ લોકોને [ પોતાની ] નિયામક શક્તિઓવડે નિયમમાં રાખે

છે, [ તથા જે ] જનોની અંતર સ્થિત છે, [ જે ] પ્રલયકાલે સંહાર કરે છે, [ તથા સર્ગકાલે ] સર્વ ભુવનોને રચીને સ્થિતિકાલે પાલન કરનાર [ થાય છે. ] ૨

શ્રીબ્રહ્માથી માંડીને સ્તંભપર્યંત પ્રાણીઓનાં જે શરીરો તથા કરણો છે તે શ્રીઇશ્વરનાંજ શરીરો તથા કરણો છે, તથા તે સ્રષ્ટા છે એમ પ્રતિપાદન કરે છેઃ—

विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् ।
सं बाहुभ्यां धमति सं पतत्रैर्द्यावाभूमी जनयन्देव एकः ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—સર્વભણી નેત્રવાળા, તથા સર્વભણી મુખવાળા, સર્વભણી હાથવાળા, ને સર્વભણી પગવાળા [ જે પરમાત્મા મનુષ્યોને ] હાથોની [ સાથે ] જોડે છે, [ અને પક્ષીઓને ] પાંખોની [ સાથે જોડે છે તે ] એક પરમાત્મા સ્વર્ગ તથા પૃથિવીને રચતા હવા. ૩

હવે ઈશ્વરની સર્વાત્મસૃષ્ટિને પ્રતિપાદન કરતા છતા મંત્રદ્રષ્ટા ઇચ્છિત અર્થની પ્રાર્થના કરે છેઃ—

यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः ।
हिरण्यगर्भं जनयामास पूर्वं स नो बुद्ध्या शुभया संयुनक्तु ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—જે [ ઇંદ્રાદિ ] દેવોની ઉત્પત્તિના ને વિભૂતિના [ હેતુરૂપ, ] જગત્‌ના પાલક, રુદ્ર ( અવિદ્યાનાશક ) [ ને ] સર્વજ્ઞ હિરણ્યગર્ભને [ જગત્‌ની ] પૂર્વે ઉત્પન્ન કરતા હવા તે અમને શુભ બુદ્ધિ [ સાથે ] જોડો. ૪

પુનઃ પણ તેમના સ્વરૂપને દેખાડતા છતા બે મંત્રવડે ઇચ્છિત વિષયની માગણી કરે છેઃ—

या ते रुद्र शिवा तनूरघोराऽपापकाशिनी ।
तया नस्तनुवा शंतमया गिरिशंताभीचाकशीहि ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—હે રુદ્ર ! તમારું જે શુદ્ધ, ( અવિદ્યા ને તેનાં કાર્યોથી રહિત, ) આનંદ ઉપજાવનાર [ ને ] પુણ્યને પ્રકટ કરનારું સ્વરૂપ [ છે ] તે આનંદતમસ્વરૂપવડે હે [ શુદ્ધસત્ત્વગુણરૂપ ] પર્વતમાં [ સ્થિત થઈને ] સુખનો વિસ્તાર કરનારા ! [ તમે ] અમારાપર દૃષ્ટિ કરો. ૫

यामिषुं गिरिशंत हस्ते बिभर्ष्यस्तवे ।
शिवां गिरित्र तां कुरु मा हिंसीः पुरुषं जगत् ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—હે [ શુદ્ધસત્ત્વગુણરૂપ ] પર્વતમાં [ સ્થિત થઈને ] સુખનો વિસ્તાર કરનારા ! [ તમે પાપીઓપર ] ફેંકવામાટે હાથમાં જે બાણને ધારણ કરો છો તે [ બાણ ને ] હે ગિરિત્ર ! ( શુદ્ધસત્ત્વગુણરૂપ પર્વતમાં સ્થિત થઈને સ્વભક્તોનું પાલન કરનારા ! ) [ તમે ] મંગલરૂપ કરો પુરુષરૂપ જગત્‌ની ( આચાર્યાદિ જ્ઞાનનાં સાધનોની ) હિંસા ન કરો. ૬

હવે તેમનીજ કારણરૂપે સ્થિતિ દેખાડતા છતા જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ જણાવે છેઃ—

ततः परं ब्रह्मपरं बृहन्तं यथानिकायं सर्वभूतेषु गूढम् ।
विश्वस्यैकं परिवेष्टितारमीशं तं ज्ञात्वाऽमृता भवन्ति ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—તેથી ( વિરાટ્‌થી ) શ્રેષ્ઠ, હિરણ્યગર્ભથી, શ્રેષ્ઠ, વ્યાપક, જેવું શરીર [ તેવા

પ્રતીત થનારા, ] સર્વ પ્રાણીઓમાં ગૂઢ, અદ્વિતીય, જગતને સર્વભણીથી વીંટી લેનારા, [ ને ] નિયામક તે[ ઈશ્વર ]ને જાણીને [ પુરુષો ] અવિનાશી થાય છે. ૭

કહેલા અર્થને દૃઢ કરવા મન્ત્રદ્રષ્ટાનો અનુભવ દેખાડી બ્રહ્માત્માના જ્ઞાનથીજ પરમપુરુષાર્થની પ્રાપ્તિ થાય છે, અન્યવડે થતી નથી એમ દેખાડે છેઃ—

वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वाऽति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—મહાન, પ્રકાશરૂપ [ ને ] અજ્ઞાનથી પર આ પરમાત્માને હું જાણું છું. તે-[ પરમાત્મા ]નેજ જાણીને [ અધિકારી ] મૃત્યુનું ઉલ્લંઘન કરે છે, [ પરમપદની ] પ્રાપ્તિમાટે અન્ય સાધન વિદ્યમાન નથી. ૮

હવે જે પરમાત્માને જાણી અધિકારી મૃત્યુનું ઉલ્લંઘન કરે છે તે પરમાત્માનું સ્વરૂપ વર્ણવે છેઃ—

यस्मात्परं नापरमस्ति किंचिद्यस्मान्नाणीयो न ज्यायोऽस्ति कश्चित् ।
वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—જે[ પરમાત્મા ]થી અન્ય કાઇ ઉત્કૃષ્ટ નથી, જે[ પરમાત્મા ]થી કોઈ અણુતર નથી, [ વા ] મહત્તર નથી, [ જે ] અદ્વિતીય [ પરમાત્મા ] સ્વર્ગમાં ( સ્વમહિમામાં ) વૃક્ષની પેઠે નિશ્ચલ રહે છે તે પરમાત્માવડે આ સર્વ વ્યાપ્ત [ છે. ] ૯

બ્રહ્મના પૂર્વોક્ત કાર્યકારણપણાને દેખાડી જ્ઞાનીના મોક્ષને ને અજ્ઞાનીના બંધને દેખાડે છેઃ—

ततो यदुत्तरतरं तदरूपमनामयम् ।
य एतद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापियन्ति ॥ १० ॥

**શબ્દાર્થઃ**—જે તેથી ( જગત્ના કારણથી ) કારણતર ( જે અન્યનું કારણ છતાં કારણથી રહિત ) [ છે ] તે [ બ્રહ્મ ] રૂપરહિત [ ને ત્રિવિધ ]તાપથી રહિત [ છે. ] જેઓ આને જાણે છે તેઓ અવિનાશી થાય છે, અને બીજાઓ દુઃખમાંજ લીન થાય છે. ૧૦

હવે તેનુજ સર્વાત્મપણું દેખાડેઃ—

सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशयः ।
सर्वव्यापी स भगवांस्तस्मात्सर्वगतः शिवः ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—[ જેથી ] તે ઐશ્વર્યવાન્ સર્વ મુખવાળા, [ સર્વ ] મસ્તકવાળા, [ સર્વ ] ડોકવાળા, સર્વ પ્રાણીઓની [ બુદ્ધિરૂપ ] ગુહામાં સ્થિત [ ને ] સર્વવ્યાપક [ છે ] તેથી [ તે ] કલ્યાણ કરનાર સર્વમાં રહેલા [ છે ] ૧૧

પુનઃ પરમાત્માના સ્વરૂપનું પ્રતિપાદન કરે છેઃ—

महान्प्रभुर्वै पुरुषः सत्त्वस्यैष प्रवर्तकः ।
सुनिर्मलामिमां प्राप्तिमीशानो ज्योतिरव्ययः ॥ १२ ॥

**શબ્દાર્થઃ**—પ્રસિદ્ધ પરમાત્મા મહાન્ [ ને જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં ] સમર્થ [ છે ] આ [ પરમાત્મા ] આ [ સ્વરૂપાવસ્થારૂપ ] અત્યંત નિર્મલ પ્રાપ્તિપ્રતિ અંતઃકરણની પ્રવૃત્તિ કરાવનારા, નિયંતા, પ્રકાશરૂપ [ ને ] અવિનાશી [ છે. ] ૧૨

હવે અંતરાત્માનું સ્વરૂપ તથા તેને જાણવાથી થનારું ફળ કહે છે:—

अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः ।
हृदा मन्वीशो मनसाऽभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—[ અભિવ્યક્તિના સ્થાન હૃદયછિદ્રના પરિમાણની અપેક્ષાએ ] અંગૂઠાજેવડા, [ શરીરરૂપ ] પુરમાં સ્થિત, [ ને સર્વેના ] અંતરાત્મા સર્વદા મનુષ્યોની બુદ્ધિમાં સારી રીતે પ્રવેશ પામેલા [ છે. ] હૃદયસ્થ મનવડે સર્વભણીથી પ્રકાશિત [ ને ] જ્ઞાનના સ્વામી [ છે. ] જેઓ આને જાણે છે તેઓ અવિનાશી થાય છે. ૧૩

પુનઃ પણ પરમાત્માનું સર્વાત્મપણું તથા નિયંતાપણું દેખાડે છે:—

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वाऽत्यतिष्ठद्दशाङ्गुलम् ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—પરમાત્મા સહસ્ર ( અનંત )મસ્તકવાળા, સહસ્ર નેત્રવાળા, [ ને ] સહસ્ર ચરણવાળા [ છે. ] તે ભૂમિને ( ભુવનને ) સર્વભણીથી ( અંતરબહાર ) વ્યાપીને દશાંગુલ ( અનંત ) અધિક રહે છે. ૧૪

पुरुष एवेद॑ सर्वं यद्भूतं यच्च भव्यम् ।
उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—જે ભક્ષ્યવડે વૃદ્ધિ પામે છે, [ જે ]આ સર્વ [ દેખાય છે, ] જે ભૂતરૂપ [ છે, ] ને જે ભવિષ્યરૂપ [ છે તે ] પુરુષજ [ છે, ] વળી [ તે પૂર્વોક્ત સર્વના ને ] કૈવલ્યના નિયંતા [ છે. ] ૧૫

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १६ ॥

**શબ્દાર્થઃ**—તે સર્વભણી હાથો તથા પગોવાળું, સર્વભણી નેત્રો મસ્તકો તથા મુખોવાળું, [ ને ] સર્વભણી શ્રોત્રવાળું [ છે, તે ] પ્રાણિશરીરમાં સર્વને ઢાંકીને રહે છે. ૧૬

તે પરમતત્ત્વમાં ઇંદ્રિયોનો માત્ર આરોપ કરાય છે, વસ્તુતાએ તે ઇંદ્રિયોવાળું નથી એમ કહે છે:—

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
सर्वस्य प्रभुमीशानं सर्वस्य शरणं बृहत् ॥ १७ ॥

**શબ્દાર્થઃ**—[ તે શ્રોત્રાદિ ] સર્વ ઇંદ્રિયોવાળું તથા [ શબ્દગ્રહણાદિ ] ધર્મોવાળું પ્રતીત [ થાય છે, છતાં વસ્તુતાએ તે ] સર્વ ઇંદ્રિયોથી [ ને સર્વગુણોથી ] રહિત [ છે. તે ] સર્વ-[જગત્]ના સ્વામી, [ સર્વ જગત્‌ના ] નિયંતા, સર્વની પરમગતિ [ ને સર્વનું ] કારણ [ છે. ] ૧૭

જીવના વાસ્તવિક સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

नवद्वारे पुरे देही हंसो लेलायते बहिः ।
वशी सर्वस्य लोकस्य स्थावरस्य चरस्य च ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—[ બે નેત્રનાં છિદ્ર, બે નાસિકાનાં છિદ્ર, બે કાનનાં છિદ્ર, મુખ ઉપસ્થનું છિદ્ર ને પાયુનું છિદ્ર એ નવ છિદ્રોરૂપ ] નવ દ્વારવાળા [ શરીરરૂપ ] નગરમાં હંસ ( અવિદ્યાનું હનન કરનાર પરમાત્મા ) જીવ [ થઈને ] બહાર જાય છે. ( વિષયગ્રહણમાટે ચલાયમાન થાય છે. ) [ તે પરમાત્મા ] સ્થાવરના તથા જંગમના [ ને ] સર્વલોકના નિયામક [ છે. ] ૧૮

હવે પૂર્વોક્ત હંસના વાસ્તવિક સ્વરૂપનું બે મંત્રવડે પ્રતિપાદન કરે છેઃ—

अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥ १९ ॥

**શબ્દાર્થઃ**—તે [ પરમાત્મા ] હાથપગરહિત [ છતાં ] દૂર ગમન કરનાર [ તથા સર્વનું ] ગ્રહણ કરનાર [ છે, ] નેત્રરહિત [ છતાં સર્વ ] જુએ છે, [ ને ] કાનરહિત [ છતાં સર્વ ] સાંભળે છે. તે [ મનરહિત છતાં સર્વ ] જાણવાયોગ્યને જાણે છે, પણ તેનો જાણનાર [ કોઈ ] નથી. તેને [ બ્રહ્મવેત્તાઓ સર્વના કારણપણાથી ] પ્રથમ, [ સર્વત્ર પૂર્ણ હોવાથી ] પુરુષ, [ ને દેશ કાલ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત હોવાથી ] મહાન્ કહે છે. ૧૯

अणोरणीयान्महतो महीयानात्मा गुहायां निहितोऽस्य जन्तोः ।
तमक्रतुं पश्यति वीतशोको धातुः प्रसादान्महिमानमीशम् ॥ २० ॥

**શબ્દાર્થઃ**—સૂક્ષ્મથી સૂક્ષ્મતર [ ને ] મહાન્‌થી મહત્તર આત્મા આ પ્રાણીની [ બુદ્ધિરૂપ ] ગુફામાં સ્થિત [ છે. ] અંતઃકરણની નિર્મલતાથી અવિદ્યારહિત થયેલો [ પુરુષ વિષયભોગાદિના ] સંકલ્પથી રહિત [ ને કર્મનિમિત્તનાં વૃદ્ધિક્ષયથી રહિત ] મહિમાવાળા તે [ આત્મરૂપ ] નિયંતાને " [ આ હું છું " એમ ] જાણે છે. ૨૦

કરેલા અર્થને દૃઢ કરવામાટે મંત્રદ્રષ્ટાનો અનુભવ દેખાડે છેઃ—

वेदाहमेतमजरं पुराणं सर्वात्मानं सर्वगतं विभुत्वात् ।
जन्मनिरोधं प्रवदन्ति यस्य ब्रह्मवादिनो हि प्रवदन्ति नित्यम् ॥ २१ ॥

॥ इति श्रीश्वेताश्वतरोपनिषदि तृतीयोऽध्यायः ॥ ३ ॥

**શબ્દાર્થઃ**—આ અજર, ( વિપરિણામધર્મરહિત, ) પુરાતન, સર્વના આત્મા [ ને ] વ્યાપકપણાથી સર્વગતને હું જાણું છું. તત્ત્વવેત્તાઓ જેની ઉત્પત્તિનો અભાવ કહે છે, કેમકે [ તે તત્ત્વવેત્તાઓ તેને ] નિત્ય કહે છે, [ તેને હું જાણું છું. ] ૨૧

ઇતિ શ્રીશ્વેતાશ્વતરોપનિષદ્‌ના ત્રીજા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૩

———:o:———

## ॥ ૪ ચોથો અધ્યાય ॥

હવે ચિત્તશુદ્ધિમાટે પરમાત્મપ્રતિ મુમુક્ષુઓની પ્રાર્થના દેખાડે છેઃ—

य एकोऽवर्णो बहुधा शक्तियोगाद्वर्णाननेकान्निहितार्थो दधाति ।
विचैति चान्ते विश्वमादौ स देवः स नो बुद्ध्या शुभया संयुनक्तु ॥ १ ॥

શબ્દાર્થ:—જે એક [ પરમાત્મા ] જાતિરહિત [ છતાં પોતાની ] બહુ પ્રકારની શક્તિના યોગથી પ્રથમ અનેક જાતિઓને સ્વાર્થવિના રચે છે, અને પ્રલયકાલે [ જેમાં ] વિશ્વ જાય છે તે સ્વયંપ્રકાશ [ છે ] તે [ પરમાત્મા ] અમને શુભબુદ્ધિની [ સાથે ] જોડો. ૧

જેથી તેજ સૃષ્ટા છે, ને તેમાંજ લય છે તેથી તેજ સર્વરૂપ છે, તેનાથી વિભક્ત કાંઇ નથી એમ ત્રણ મંત્રવડે કહે છે:—

तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तदु चन्द्रमाः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदापस्तत्प्रजापतिः ॥ २ ॥

શબ્દાર્થ:—તે[ પરમાત્મતત્ત્વ ]જ અગ્નિ [ છે, ] તે[ જ ] સૂર્ય [ છે, ] તે[ જ ] વાયુ [ છે, ] તેજ ચંદ્રમા [ છે, ] તેજ શુદ્ધ ( પ્રકાશવાન્-નક્ષત્રાદિ ) [ છે, ] તે[ જ ] હિરણ્યગર્ભ [ છે, ] તે[ જ ] [ જલો ] [ છે, ને ] તે[ જ ] વિરાટ્ [ છે. ] ૨

त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी ।
त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः ॥ ३ ॥

શબ્દાર્થ:—[ હે પરમાત્મન્ ! ] તમે સ્ત્રી [ છો, ] તમે પુરુષ છો, તમે કુમાર [ છો, ને ] કુમારી પણ [ તમે ]જ [ છો. ] તમે વૃદ્ધ [ પ્રતીત થઇ ] લાકડીવડે ચાલો છો, તમે ઉપજેલા [ પ્રતીત ] થાઓ છો, [ ને તમે ] સર્વભણી મુખવાળા [ છો. ] ૩

नीलः पतङ्गो हरितो लोहिताक्षस्तडिद्गर्भ ऋतवः समुद्राः ।
अनादिमत्त्वं विभुत्वेन वर्तसे यतो जातानि भुवनानि विश्वा ॥ ४ ॥

શબ્દાર્થ:—[ તમેજ ] નીલરંગવાળા [ સારસ આદિ ] પક્ષી [ છો, તમેજ] લીલા [ રંગવાળા ને ] રાતા નેત્રવાળા [ શુકાદિ પક્ષી છો, તમેજ ] મેઘ, [ તમેજ ] ઋતુઓ [ ને તમેજ ] સમુદ્રો [ છો. ] તમે કારણરહિત [ વા અનાદિ છો. તમેજ ] વ્યાપકપણાવડે [ સર્વત્ર ] સ્થિત છો. જેથી સર્વ ભુવનો ઉપજ્યાં [ છે તે પણ તમેજ છો. ] ૪

હવે જગતના કારણમાં ત્રણ પ્રકારનો વિભાગ કલ્પી રૂપકરૂપે બંધમોક્ષની વ્યવસ્થા કહે છે:—

अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।
अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥ ५ ॥

શબ્દાર્થ:—[ તેજ, જલ ને પૃથ્વીરૂપ ] રાતી, ધોળી ને કાળી, સમાન આકારવાળી બહુ પ્રજાને ઉત્પન્ન કરનારી, [ને] એક [ એવી ] માયાને સેવતો [ છતો ] પ્રસિદ્ધ એક પુરુષ [ તેમાં રાગપૂર્વક ] સ્થિતિ કરે છે, [અને તત્ત્વજ્ઞાન પામેલો ] બીજો પુરુષ જેના ભોગ ભોગવી લીધો છે એવી આ[ માયા ]ને ત્યજે છે. ૫

શરીરમાં રહેતા જીવની ને ઈશ્વરની વિલક્ષણતા પ્રતિપાદન કરે છે:—

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥ ६ ॥

શબ્દાર્થ:—સાથે રહેનારા સખારૂપ બે ( જીવઈશ્વરરૂપ) પક્ષીઓ એક વૃક્ષનો ( શરીરનો

સારી રીતે આશ્રય કરીને રહેલા છે. તે[ બે ]માંથી અન્ય ( અવિદ્યાદિને વશ વર્તનાર જીવ ) [ અવિવેકથી સુખદુઃખરૂપ ] વિચિત્ર કર્મફલ ભોગવે છે, [ ને ] બીજા (ઈશ્વર ) [ તે કર્મફલને ] નહિ ભોગવતો [ છતો ] સર્વભણીથી પ્રકાશે છે ૬

તે જીવ જ્યારે શ્રીઈશ્વરને જાણે છે ત્યારે શોકરહિત થાય છે એમ જણાવે છેઃ—

समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—[ શરીરરૂપ ] એક વૃક્ષમાં [ ભોક્તા ] પુરુષ નિમગ્ન [ થઇ દેહાત્મભાવને પામી ] અવિવેકયુક્ત થયો [ છતો ] દીનભાવવડે શોક કરે છે. જ્યારે [ તે સનકાદિએ ] સેવિત અન્ય ઈશ્વરને જાણે છે, [ અને ] આ[ ઈશ્વર ]ના આ [ સર્વાત્મભાવરૂપ ] મહિમાને [જાણે છે ત્યારે તે ] શોકરહિત [ થાય છે. ] ૭

હવે બ્રહ્મવેત્તાનું કૃતાર્થપણું દેખાડે છેઃ—

ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन्देवा अधि विश्वे निषेदुः ।
यस्तं न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्त इमे समासते ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—ઋચાઓ ( ઋગાદિ વેદો )જે અવિનાશી પરમ આકાશમાં ( આકાશજેવા બ્રહ્મમાં ) [ આશ્રય પામીને ] રહે છે, [ અને જેમાં ] સર્વે દેવો [ મનુષ્યલોકની ] ઉપર [આશ્રય પામીને રહે છે ] તે[ બ્રહ્મ ]ને જે [ પુરુષ ] જાણતો નથી [ તે પુરુષ] ઋચાવડે ( અધ્યયન કરેલા વેદવડે ) શું કરશે ? જેઓ એવી રીતે તેને જાણે છે તે આ [ કૃતાર્થ થઇને ] સારી રીત સ્થિત થાય છે. ૮

શ્રીઈશ્વર પોતાની માયાવડે આ જગતને રચે છે, અને જીવ તેમાં અવિદ્યાવડે બંધાય છે એમ જણાવે છેઃ—

छन्दांसि यज्ञाः क्रतवो व्रतानि भूतं भव्यं यच्च वेदा वदन्ति ।
अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया संनिरुद्धः ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—[ જે ઋગાદિ ] વેદો, [ જે યૂપસંબંધરહિત વિહિતક્રિયારૂપ ] યજ્ઞો, [ જે યૂપસંબંધવાળી વિહિતક્રિયારૂપ જ્યોતિષ્ટોમાદિ ] ક્રતુઓ, [ જે ચાંદ્રાયણાદિ ] વ્રતો, [ જે ] ભૂત, [ જે ] ભવિષ્ય ને જે [ વર્તમાન છે તેમને] વેદો કહે છે. ( એ સર્વમાં વેદો પ્રમાણ છે ] આ[ બ્રહ્મ ]થી [ પૂર્વોક્ત સર્વ ઉપજે છે, ] માયાના સ્વામી આ સર્વને રચે છે, અને તેમાં અન્ય ( જીવ ) અવિદ્યાવડે સારી રીતે બંધન પામેલો [ છે. ] ૯

પ્રકૃતિ તથા શ્રીમહેશ્વરનું સ્વરૂપ કહી તે ઈશ્વરના અવયવોથી આ જગત્ વ્યાપ્ત છે એમ જણાવે છેઃ—

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥ १० ॥

**શબ્દાર્થઃ**—[ સાધક ] પ્રકૃતિને માયાજ જાણે, [ અને ] માયાના સ્વામીને મહેશ્વર જ

[ જાણો. ] તે[મહેશ્વર]ના [ કલ્પિત ] અવયવોવડેજ આ સર્વ જગત્ પૂર્ણ [ છે આ પરિચ્છિન્ન પદાર્થો તે શ્રીમહેશ્વરમાં દોરડીમાં સર્પની પેઠે અવયવરૂપે કલ્પાયા છે. ] ૧૦

તે શ્રીમહેશ્વરને જાણવાથી મુક્તિ મળે છે એમ કહે છેઃ—

यो योनिं योनिमधितिष्ठत्येको यस्मिन्निदं सं च विचेति सर्वम् ।
तमीशानं वरदं देवमीड्यं निचाय्येमां शान्तिमत्यन्तमेति ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—જે એક [ પરમાત્મા મૂલ ]પ્રકૃતિપ્રતિ [ તથા આકાશાદિ અવાંતર ] પ્રકૃતિપ્રતિ અધિષ્ઠાતારૂપે રહે છે, જે[ પરમાત્મા ]માં આ સર્વ [ જગત્ પ્રલયકાલે ] લય પામે છે, અને [ સૃષ્ટિકાલે જેમાંથી ] વિવિધરૂપે [ ઉપજે છે ] તે નિયંતા, મોક્ષપ્રદ, સ્વયંપ્રકાશ [ તથા વેદાદિવડે ] સ્તુત્યને જાણીને [ પુરુષ ] આ અત્યંત શાંતિને ( પુનરાવૃત્તિરહિત મુક્તિને પામે છે. ૧૧

હવે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમાટે મુમુક્ષુઓની શ્રીમહેશ્વરપ્રતિની પ્રાર્થના કહે છેઃ—

यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः ।
हिरण्यगर्भं पश्यत जायमानं स नो बुद्ध्या शुभया संयुनक्तु ॥ १२ ॥

**શબ્દાર્થઃ**—જે દેવોની ઉત્પત્તિના તથા ઐશ્વર્યના [ કારણરૂપ, ] જગતના પાલક, અવિદ્યાનું હનન કરનાર, [ ને ] સર્વજ્ઞ [ છે તે ] ઉત્પન્ન થતા હિરણ્યગર્ભપ્રતિ [ કૃપાદૃષ્ટિથી ] જોતા હવા, તે [ શ્રીમહેશ્વર ] અમને શુભ બુદ્ધિની [ સાથે ] જોડો. ૧૨

यो देवानामधिपो यस्मिँल्लोका अधिश्रिताः ।
य ईशे अस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—જે [ બ્રહ્માદિ ]દેવોના સ્વામી [ છે, ] જે[ પરમાત્મા ]માં [ આ ભૂરાદિ ] લોકો અધ્યસ્ત [ છે, ] જે આ બે પગવાળાને ( મનુષ્યાદિને ) [ તથા ] ચાર પગવાળાને ( પશુ આદિને ) નિયમમાં રાખે છે [ તે ] આનંદરૂપ દેવની [ સમ્યગ્જ્ઞાનની સિદ્ધમાટે અમે ] હવિપૂર્વક પરિચર્યા કરીએ છીએ. ૧૩

હવે તે શ્રીમહેશ્વરને જાણવાથી મોક્ષલાભ થાય છે એમ ચાર મંત્રોવડે કહે છેઃ—

सूक्ष्मातिसूक्ष्मं कलिलस्य मध्ये विश्वस्य स्रष्टारमनेकरूपम् ।
विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—[ આકાશાદિ ] સૂક્ષ્મથી અતિસૂક્ષ્મ, ફીણવાળા જલની ( ક્ષણભંગુર સંસારની ) મધ્યે [ સ્થિત, ] જગત્ના સ્રષ્ટા, અનેક રૂપવાળા [ ને ] જગત્ના એક[ જ ] પરિવેષ્ટિતા ( સર્વબાજુથી વીંટીને રહેનારા ) શિવને જાણીને [ પુરુષ ] અત્યંત શાંતિને પામે છે. ૧૪

स एव काले भुवनस्य गोप्ता विश्वाधिपः सर्वभूतेषु गूढः ।
यस्मिन्युक्ता ब्रह्मर्षयो देवताश्च तमेव ज्ञात्वा मृत्युपाशांश्छिनत्ति ॥ १५ ॥

**શબ્દાર્થઃ**—તે[ પરમાત્મા ]જ [ સ્થિતિ ]કાલમાં ભુવનના રક્ષક, જગત્ના સ્વામી

[ ને ] સર્વ પ્રાણીઓમાં ગૂઢ ( સર્વ બુદ્ધિઓના સાક્ષી ) [ છે ] જે[ પરમાત્મા ]માં [ સનકાદિ બ્રહ્મર્ષિઓ ને [ બ્રહ્માદિ ] દેવો એકભાવને પામેલા [ છે ] તે[ મહેશ્વર ]ને એવી રીતે જાણીને [ સાધક અવિદ્યારૂપ ] મૃત્યુના [ કામકર્મરૂપ ] પાશોનો નાશ કરે છે ૧૫

घृतात्परं मण्डमिवातिसूक्ष्मं ज्ञात्वा शिवं सर्वभूतेषु गूढम् ।
विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ १६ ॥

**શબ્દાર્થઃ**—ઘીથી શ્રેષ્ઠ મંડજેવા ( ઘીની ઉપર ઘન થયેલા સારભૂત ઘીજેવા-અત્યંત સારભૂત ) [ એટલે ] અતિશય સૂક્ષ્મ, મંગલરૂપ [ ને ] સર્વપ્રાણીઓમાં ગુપ્તને જાણીને [ તથા ] જગત્ના એક પરિવેષ્ટિતા દેવને [ " આ હું છું " એમ ] જાણીને [ પુરુષ સંસારની વાસનાઓરૂપ ] સર્વ પાશોથી મોકળો થાય છે ૧૬

एष देवो विश्वकर्मा महात्मा सदा जनानां हृदये संनिविष्टः ।
हृदा मनीषा मनसाऽभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ १७ ॥

**શબ્દાર્થઃ**—આ દેવ જગત્કર્તા, સર્વવ્યાપી, મનુષ્યોની બુદ્ધિમાં સર્વદા સારી રીતે સ્થિત [ને] વિવેકવાળા [ તથા ] વિચારવાળા મનવડે અભિવ્યક્ત [ થનારા છે ] જેઓ આને જાણે છે તેઓ અવિનાશી થાય છે ૧૭

શ્રીમહેશ્વર સર્વદા ભેદરહિત છે એમ પ્રતિપાદન કરે છે:—

यदाऽतमस्तन्न दिवा न रात्रिर्न सन्न चासच्छिव एव केवलः ॥
तदक्षरं तत्सवितुर्वरेण्यं प्रज्ञा च तस्मात्प्रसृता पुराणी ॥ १८ ॥

**શબ્દાર્થઃ**—જ્યારે [ પુરુષ ] અજ્ઞાનરહિત [ થાય છે ] ત્યારે [ તેની દૃષ્ટિએ ] દિવસ નથી, રાત્રિ નથી, [ નામરૂપાદિવાળું ] સત્ નથી, અને સસલાના શિંગડાજેવું ] અસત્ નથી, [ પણ ] માત્ર ( અવિદ્યારહિત ) શિવજ [ છે ] તે [ કહેલું સ્વરૂપ ] અવિનાશી [ છે, ] તે સૂર્યનું શ્રેષ્ઠ [ તેજ છે, અને તેમાંથી પુરાતન આત્મવિદ્યા નીકળી [ છે. ] ૧૮

હવે તે સ્વરૂપનું અપરિચ્છિન્નપણું આદિ જણાવે છે —

नैनमूर्ध्वं न तिर्यञ्चं न मध्ये परिजग्रभत् ।
न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः ॥ १९ ॥

**શબ્દાર્થઃ**—આ[ ઈશ્વર ]ને [ અપરિચ્છિન્નપણાથી, નિરંશપણાથી, ને નિરવયવપણાથી ] ઉપરમાં [ કોઈ ] પરિગ્રહણ કરી શકતું નથી, ત્રાંસી [ દિશા ]માં [ કોઈ ગ્રહણ કરી શકતું ] નથી, [ ને ] મધ્યમાં [ પણ કોઈ ગ્રહણ કરી શકતું ] નથી તે[ ઈશ્વર ]ની [ અખંડ સુખાનુભવપણાથી કોઈ ] ઉપમા નથી જે[ ઈશ્વર]નું નામ પરિપૂર્ણ યશ [ છે ] ૧૯

ઇંદ્રિયાદિના અવિષય પરમાત્માને જાણનારથી પુરુષ અવિનાશી થાય છે એમ જણાવે છે:—

न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा हृदिस्थं मनसा य एनमेवं विदुरमृतास्ते भवन्ति ॥ २० ॥

**શબ્દાર્થઃ**—આનું સ્વરૂપ [ ચક્ષુરાદિના ] ગ્રહણયોગ્ય પ્રદેશમાં રહેતું

કોઈ [ પુરુષ ] આને નેત્રવડે જોતો નથી. જેઓ આ હૃદયમાં સ્થિતને શુદ્ધબુદ્ધિરૂપ મનવડે એવી રીતે જાણે છે તેઓ મરણરહિત થાય છે. ૨૦

હવે તેની કૃપાથીજ ઇષ્ટની પ્રાપ્તિ ને અનિષ્ટનો પરિહાર થાય છે એમ માનીને તેજ પરમેશ્વરની બે મંત્રવડે પ્રાર્થના કરે છેઃ—

अजात इत्येवं कश्चिद्भीरुः प्रपद्यते ।
रुद्र यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम् ॥ २१ ॥

**શબ્દાર્થઃ**—જેથી [ આપ ] જન્મરહિત [ છો ] તેથી [ જન્માદિયુક્ત ભયંકર સંસારથી ] ભય પામેલો [ મારા જેવો ] કોઈ [ આપનું શરણ ] ગ્રહણ કરે છે. હે અવિદ્યાનાશક ! જે આપનું આલ્હાદકર મુખ [ છે ] તેવડે [ આપ ] મારું સર્વદા રક્ષણ કરો. ૨૧

मा नस्तोके तनये मा न आयुषि मा नो गोषु मा नो अश्वेषु रीरिषः ।
वीरान्मा नो रुद्र भामिनो वधीर्हविष्मन्तः सदमित्त्वा हवामहे ॥ २२ ॥

इति श्रीश्वेताश्वतरोपनिषदि चतुर्थोऽध्यायः ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—હે રુદ્ર ! અમારા પુત્રનો [ તથા ] પૌત્રનો વિનાશ ન કરો, અમારા આયુષ્યનો ન [ વિનાશ કરો, ] અમારી ગાયોનો ન [ વિનાશ કરો, ] અમારા ઘોડાઓનો ન [ વિનાશ કરો, ને ] ક્રોધયુક્ત [ થઈ ] અમારા પરાક્રમી [ દાસો ]ને ન હણો. [ અમે ] હવિષ્યુક્ત [ થઈને ] સર્વદાજ આપનું [ રક્ષણમાટે ] નિમંત્રણ કરીએ છીએ ૨૨

ઇતિ શ્રીશ્વેતાશ્વતરોપનિષદ્‌ના ચોથા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૪

---

## ॥ ५ पांचमो अध्याय ॥

ઈશ્વરના તથા જીવના સ્વરૂપનું વિશેષ પ્રતિપાદન કરવામાટે આ પાંચમા અધ્યાયનો આરંભ થાય છે, તેમાં પ્રથમ ઈશ્વરના સ્વરૂપનું નિરૂપણ કરે છેઃ—

द्वे अक्षरे ब्रह्मपरे त्वनन्ते विद्याविद्ये निहिते यत्र गूढे ।
क्षरं त्वविद्या ह्यमृतं तु विद्या विद्याविद्ये ईशते यस्तु सोऽन्यः ॥ १ ॥

**શબ્દાર્થ**—જે અવિનાશી, અનંત ને અનભિવ્યક્ત પરબ્રહ્મમાં વિદ્યા ને અવિદ્યા [ આ ] બે સ્થિત [ છે, તેમાં ] અવિદ્યા તો વિનાશી ( સંસારનું કારણ ) [ છે, ] અને વિદ્યા તો અવિનાશી ( મોક્ષનું કારણ ) [ છે, ] જે વિદ્યા તથા અવિદ્યાને નિયમમાં રાખે છે તે તો [ તે બંનેથી ] અન્ય [ છે. ] ૧

હવે તે બંનેને નિયમમાં રાખનારનું સ્વરૂપ કહે છેઃ—

यो योनिं योनिमधितिष्ठत्येको विश्वानि रूपाणि योनीश्च सर्वाः ।
ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्ति जायमानं च पश्येत् ॥ २ ॥

**શબ્દાર્થઃ**—જે [ મૂલ ]પ્રકૃતિને [ તથા અવાંતર ]પ્રકૃતિને નિયમમાં રાખે છે, અદ્વિતીય [ છે, ને જે ] સર્વે રૂપોને તથા સર્વે ઉત્પત્તિસ્થાનોને [ વશ વર્તાવે છે, ] જે [ પોતે ] ઉત્પન્ન

કરેલા સર્વજ્ઞ કપિલને ( હિરણ્યગર્ભને ) [ સૃષ્ટિની ] પૂર્વે જ્ઞાનોવડે પૂર્ણ કરતા હવા, તથા ઉત્પન્ન થયેલા તેમને જોતા હવા, [ તેજ મુમુક્ષુઓએ આત્મપણાવડે જ્ઞાતવ્ય છે. ] ૨

एकैकं जालं बहुधा विकुर्वन्नस्मिन्क्षेत्रे संहरत्येष देवः ।

भूयः सृष्ट्वा पतयस्तथेशः सर्वाधिपत्यं कुरुते महात्मा ॥ ३ ॥

શબ્દાર્થઃ—આ પરમાત્મા ( દેવ, મનુષ્ય, પશુ ને પક્ષી આદિરૂપ ] પ્રત્યેક સમૂહને બહુ પ્રકારે કરતા ( છતા પ્રલયકાલમાં ] આ [ માયારૂપ ] ક્ષેત્રમાં [ પાછો તેમનો ] સંહાર કરે છે, પુનઃ [ પૂર્વકલ્પમાં સૃજ્યા હતા ] તેમ [ લોકોના ] પતિઓ રચીને [તે] નિયામક મહાત્મા સર્વનું અધિપતિપણું કરે છે. ૩

सर्वा दिश ऊर्ध्वमधश्च तिर्यक्प्रकाशयन्भ्राजते यद्वनड्वान् ।

एवं स देवो भगवान्वरेण्यो योनिस्वभावानधितिष्ठत्येकः ॥ ४ ॥

શબ્દાર્થઃ—જેમ સૂર્ય સર્વ દિશાઓને, ઉપરને, નીચેને ને તિર્યક્‌ને (ખૂણાઓને ) પ્રકાશતા [ છતા ] શોભે છે તેમ તે ઐશ્વર્યવાળા શ્રેષ્ઠ અદ્વિતીય દેવ કારણના ( માયાના ) સ્વભાવોને નિયમમાં રાખે છે. ૪

यच्च स्वभावं पचति विश्वयोनिः पाच्यांश्च सर्वान्परिणामयेद्यः ।

सर्वमेतद्विश्वमधितिष्ठत्येको गुणांश्च सर्वान्विनियोजयेद्यः ॥ ५ ॥

શબ્દાર્થઃ—જે જગત્કારણ ( પરમેશ્વર ) [ પદાર્થના ] સ્વભાવને સિદ્ધ કરે છે, તથા જે પરિણામ પામવા યોગ્ય સર્વને પરિણામ પમાડે છે, [ જે ] એક આ સર્વ વિશ્વને નિયમમાં રાખે છે, અને જે સર્વે ( સત્ત્વ, રજસ્ ને તમસ ) ગુણોને [ પોતપોતાનાં કાર્યોમાં ] જોડે છે. ૫

तद्वेदगुह्योपनिषत्सु गूढं तद्ब्रह्मा वेदते ब्रह्मयोनिम् ।

ये पूर्वदेवा ऋषयश्च तद्विदुस्ते तन्मया अमृता वै बभूवुः ॥ ६ ॥

શબ્દાર્થઃ—તે [ પરમાત્મતત્ત્વ ] વેદોના રહસ્યરૂપ ઉપનિષદોમાં ગુપ્તરૂપે [ સ્થિત છે, ] તે વેદના કારણને બ્રહ્મા જાણે છે. જે પૂર્વકાલના [ અગ્નિ આદિ ] દેવો તથા [ વામદેવાદિ ] ઋષિઓ તેને જાણતા હવા. તેઓ તે રૂપ [ થઈને ] નિશ્ચય મરણરહિત થતા હવા. [ એવી રીતે વર્તમાનકાલના અધિકારી પુરુષો પણ તેનેજ જાણીને અવિનાશી થાય છે.] ૬

અહીંસુધી પરમાત્માતત્ત્વનું નિરૂપણ કર્યું. હવે જીવના સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવે છેઃ—

गुणान्वयो यः फलकर्मकर्ता कृतस्य तस्यैव स चोपभोक्ता ।

स विश्वरूपस्त्रिगुणस्त्रिवर्त्मा प्राणाधिपः संचरति स्वकर्मभिः ॥ ७ ॥

શબ્દાર્થઃ—જે [ સત્ત્વાદિ ત્રણ ] ગુણોને અનુસરનારો, ને ફલમાટે કર્મ કરનારો [ છે ] તેજ તે કરેલા[ કર્મ ]ના [ ફલનો ] ઉપભોક્તા [ છે. ] [ દેવ, મનુષ્ય, પશુ ને પક્ષી આદિ ] નાનારૂપવાળો, [ કામ, ક્રોધ ને લોભ આ ] ત્રણ ગુણવાળો, [ ઉત્તર, દક્ષિણ ને કીટભાવની પ્રાપ્તિરૂપ ] ત્રણ માર્ગવાળો [ ને દશ ઇંદ્રિયો, મન, બુદ્ધિ ને પાંચ ] પ્રાણોનો સ્વામી પોતાનાં [ શુભાશુભમિશ્ર ] કર્મોવડે [ સંસારરૂપ દુઃખના મહાસાગરમાં સૂકા તુંબડાની પેઠે ] પરિભ્રમણ કરે છે. ૭

अङ्गुष्ठमात्रो रवितुल्यरूपः सङ्कल्पाहङ्कारसमन्वितो यः।
बुद्धेर्गुणेनाऽऽत्मगुणेन चैव आराग्रमात्रो ह्यपरोऽपि दृष्टः ॥ ८ ॥

શબ્દાર્થઃ—જે [ હૃદયકમલમાં સ્થિત હોવાથી હૃદયાકાશની અપેક્ષાએ ] અંગુઠાજેવો, સૂર્યજેવા રૂપવાળો, ( ચૈતન્ય સ્વરૂપવાળો, ) સંકલ્પ ને અહંકારથી યુક્ત, બુદ્ધિના [ કામાદિ ] ગુણવડે ને આત્માના [ સુખાદિ ] ગુણવડે [ યુક્ત ને ] આરના અગ્રજેવોજ ( અતિસૂક્ષ્મજ ) [ છે તે ] પ્રસિદ્ધ બીજો ( જીવાત્મા ) પણ [ શાસ્રથી ને સ્વાનુભવથી વિદ્વાનોએ કહેલી રીતે ] જાણેલો [ છે. ] ૮

वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च।
भागो जीवः स विज्ञेयः स चाऽऽनन्त्याय कल्पते ॥ ९ ॥

શબ્દાર્થઃ—વાળના અગ્રના સોમા ભાગના સો પ્રકારે કલ્પેલા અંશરૂપ ( વાળના અગ્રના દશસહસ્રમા ભાગજેવડો-અત્યંત સૂક્ષ્મ ) જીવ [ છે, ] અને તે વિશેષે જાણવાયોગ્ય [ છે, જાણે સતે ] તેજ અનંતપણામાટે ( પરમાત્મભાવમાટે ) સમર્થ થાય છે ૯

नैव स्त्री न पुमानेष न चैवायं नपुंसकः।
यद्यच्छरीरमादत्ते तेन तेन स युज्यते ॥ १० ॥

શબ્દાર્થઃ—આ [ જીવાત્મા બ્રહ્મરૂપ હોવાથી ] સ્રી નથીજ, પુરુષ નથી, અને આ નપુંસક નથીજ. તે જે જે ( સ્રી, પુરુષ વા નપુંસક ) શરીરને ગ્રહણ કરે છે તે તે [ શરીરની સાથે તે ] સંબંધ પામે છે. ૧૦

કયા નિમિત્તવડે જીવો આ શરીરોને ગ્રહણ કરે છે તે જણાવે છેઃ—

सङ्कल्पनस्पर्शनदृष्टिमोहैर्ग्रासाम्बुवृष्ट्या चाऽऽत्मविवृद्धिजन्म।
कर्मानुगान्यनुक्रमेण देही स्थानेषु रूपाण्यभिसंप्रपद्यते ॥ ११ ॥

શબ્દાર્થઃ—સંકલ્પ, સ્પર્શ, દૃષ્ટિ ને અવિવેકવડે [ શુભાશુભકર્મો થાય છે તેથી ] જીવ કર્મને અનુસરનારાં [ સ્રી, પુરુષ ને નપુંસક ] શરીરોને અનુક્રમે ( જે કર્મનો પરિપાક થાય તે પ્રમાણે ) ( દેવ, મનુષ્ય, પશુ ને પક્ષી આદિ ] સ્થાનોમાં પામે છે જેમ અન્નજલના સિંચનવડે શરીરની વૃદ્ધિ ઉત્પન્ન [ થાય છે તેમ કર્મોવડે જીવને શરીરોની પ્રાપ્તિ થાય છે ] ૧૧

એજ અર્થને પ્રકારાંતરે કહે છેઃ—

स्थूलानि सूक्ष्माणि बहूनि चैव रूपाणि देही स्वगुणैर्वृणोति।
क्रियागुणैरात्मगुणैश्च तेषां संयोगहेतुरपरोऽपि दृष्टः ॥ १२ ॥

શબ્દાર્થઃ—જીવ પોતાની [ અવિદ્યાના સત્ત્વ, રજસ્ ને તમસ્ આ ] ગુણોવડે, [ શુભાશુભ ] કર્મરૂપ ગુણોવડે ને અંતઃકરણના [ શુભાશુભ ચિંતનરૂપ ] ગુણોવડે પ્રસિદ્ધ [ હાથી આદિ ] સ્થૂલ અને [ મચ્છર આદિ ] સૂક્ષ્મ બહુ [ પ્રકારનાં ] શરીરોને ગ્રહણ કરે છે તે [ શરીરો ]ના સંયોગનો હેતુ [ પૂર્વના તે જન્મની બુદ્ધિરૂપ ] બીજો પણ [ વિદ્વાનોએ ] જોયો [ છે. ] ૧૨

તે ભ્રમણ કરતો જીવ શુભકર્મોના ફલનો ઉદય થયે શમદમાદિ સાધનસંપન્ન થઇ પરમાત્માને જાણી મોક્ષ પામે છે એમ કહે છે: —

अनाद्यनन्तं कलिलस्य मध्ये विश्वस्य स्रष्टारमनेकरूपम् ।
विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ १३ ॥

**શબ્દાર્થઃ**—અનાદિ, અનંત, ગહન[ સંસાર ]ની મધ્યે [ સ્થિત, ] વિશ્વના કર્તા, અનેક રૂપવાળા [ ને ] જગતને સર્વભણી વીંટીને રહેનારા અદ્વિતીય દેવને જાણીને [ પુરુષ અવિદ્યા કામ ને કર્મરૂપ ] સર્વ પાશોથી મોકળો થાય છે ૧૩

भावग्राह्यमनीडाख्यं भावाभावकरं शिवम् ।
कलासर्गकरं देवं ये विदुस्ते जहुस्तनुम् ॥ १४ ॥

॥ इति श्रीश्वेताश्वतरोपनिषदि पञ्चमोऽध्यायः ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—વિશુદ્ધ અંતઃકરણવડે ગ્રહણ કરવાયોગ્ય, અશરીરનામવાળા, [ જગતની ] ઉત્પત્તિ ને વિનાશ કરનારા, શુદ્ધ, ( અવિદ્યા ને તેના કાર્યથી રહિત, ) [ અને માયારૂપ ] કલાવડે સૃષ્ટિ કરનારા દેવને જેઓ જાણે છે તેઓ [ પુન ઉત્પન્ન ન થાય એમ ] શરીરને ત્યજે છે ૧૪

ઇતિ શ્રીશ્વેતાશ્વતરોપનિષદ્‌ના પાંચમા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ ૫

## ॥ ६ छठो अध्याय ॥

પ્રથમાધ્યાયમાં કહેલા અર્થનું વિશેષ સ્પષ્ટીકરણ કરવામાટે આ અધ્યાયનો આરંભ થાય છે કાલાદિ જગતનું કારણ છે એમ કેટલાક વાદીઓ માને છે, તો પછી ઈશ્વર કેવી રીતે જગતનું કારણ હોઇ શકે ? એમ શંકા કરી તેનું સમાધાન કરે છે —

स्वभावमेके कवयो वदन्ति कालं तथाऽन्ये परिमुह्यमानाः ।
देवस्यैष महिमा तु लोके येनेदं भ्राम्यते ब्रह्मचक्रम् ॥ १ ॥

**શબ્દાર્થઃ**—કોઇ [ લૌકિક ] બુદ્ધિમાનો (બુદ્ધિરહિત ) સ્વભાવને [ જગતનું કારણ ] કહે છે, અને અત્યંત અવિવેકવાળા બીજા કાલને [ જગતનું કારણ કહે છે વસ્તુતાએ ] સંસાર-મંડલમાં ઈશ્વરનો આ [ અવિદ્યારૂપ ] મહિમાજ [ છે, ] જે[ અવિદ્યારૂપ મહિમા ]વડે આ સંસારચક્ર ભ્રમણ કરે છે. ૧

હવે પૂર્વોક્ત મહિમાવાળા ઈશ્વરનું સ્વરૂપ કહે છે —

येनाऽऽवृतं नित्यमिदं हि सर्वं ज्ञः कालकारो गुणी सर्वविद्यः ।
तेनेशितं कर्म विवर्तते ह पृथ्व्याप्यतेजोनिलखानि चिन्त्यम् ॥ २ ॥

**શબ્દાર્થઃ**—જે [ ઈશ્વર ]વડે આ સર્વ પ્રસિદ્ધ [ જગત ] નિયમવડે વ્યાપ્ત [ છે, ] જે [ સર્વને સામાન્ય ] જાણનાર, [ ક્ષણાદિ ] કાલના કર્તા [ ને ] સર્વને [ વિશેષ ] જાણનાર [ છે ] તેણે ( તે ઈશ્વરે ) પ્રેરેલું કર્મ પ્રસિદ્ધ આકાશ, વાયુ, તેજ, જલ ને પૃથિવીરૂપે વિવર્ત થાય છે [ એમ વિવેકીઓએ ] ચિંતન કરવાયોગ્ય [ છે. ] ૨

તે પરમાત્માના સમ્યગ્જ્ઞાનની સાધનપરંપરા તથા સમ્યગ્જ્ઞાનનો પ્રકાર કહે છે:—

तत्कर्म कृत्वा विनिवर्त्य भूयस्तत्त्वस्य तत्त्वेन समेत्य योगम् ।
एकेन द्वाभ्यां त्रिभिरष्टभिर्वा कालेन चैवाऽऽत्मगुणैश्च सूक्ष्मैः ॥ ३ ॥

**શબ્દાર્થ:**—તે [ પરમાત્માને માટે ] કર્મ કરી, [ વિશુદ્ધ અંતઃકરણવાળો થઈ, ] પછી [ કર્તાભોક્તાના અભિમાનથી ] સારી રીતે નિવૃત્ત થઈ, [ પશ્ચાત્ જીવ ] તત્ત્વનું [ પરમાત્મ ] તત્ત્વની [ સાથે ] ઐક્ય કરીને [ મુક્ત થાય શ્રીસદ્ગુરુનું શરણ ગ્રહણ કરવારૂપ ] એકવડે, [ શ્રીસદ્ગુરુ તથા શ્રીપરમાત્માની ભક્તિરૂપ ] બેવડે, [ શ્રવણ મનન ને નિદિધ્યાસનરૂપ ] ત્રણવડે, [ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિરૂપ ] આઠવડે, તથા [ સાધનોનો પરિપાક થાય તે ] કાલવડે, તેમજ [ દયા, ક્ષમા, પવિત્રતા, મંગલતા, અસ્પૃહા, અકૃપણતા, ખેદરહિતતા ને અસૂયાનો અભાવ આ ] અંતઃકરણના ગુણોવડે અને [ પુણ્ય ] સંસ્કારોવડે [ જીવાત્માના ને પરમાત્માના ઐક્યરૂપ યોગનો અનુભવ કરીને પુરુષ મુક્ત થાય છે. ] ૩

ઉપર કહેલા અર્થનુંજ સ્પષ્ટીકરણ કરે છે:—

आरभ्य कर्माणि गुणान्वितानि भावांश्च सर्वान्विनियोजयेद्यः ।
तेषामभावे कृतकर्मनाशः कर्मक्षये याति स तत्त्वतोऽन्यः ॥ ४ ॥

**શબ્દાર્થ:**—જે ગુણયુક્ત ( શાસ્ત્રવિહિત ) કર્મો કરીને [ અંતઃકરણની ] સર્વ ભાવનાઓને [ આત્મામાં ]જ સારી રીતે જોડે છે [ તેમની વિષયોની ભાવના નિવૃત્ત થાય છે. ] તે[ ભાવના ]ઓનો અભાવ થયે [ સતે જ્ઞાન થવાથી તેના ] કરેલા [ અનારબ્ધ ] કર્મનો નાશ [ થાય છે. આગામિકર્મનો અસ્પર્શ થાય છે, ને પ્રારબ્ધકર્મનો ભોગથી નાશ થાય છે. એવી રીતે ] કર્મનો ક્ષય થયે [ સતે ] તે [ માયા ને માયાનાં કાર્યોરૂપ] તત્ત્વથી ભિન્ન [ જે પરમાત્મા તેને ] પામે છે. ૪

જ્ઞાનની પ્રાપ્તિમાટે અધિકાર સંપાદન કરવાસારુ પરમાત્માની ઉપાસનાનું પ્રતિપાદન કરે છે:—

आदिः स संयोगनिमित्तहेतुः परस्त्रिकालादकलोऽपि दृष्टः ।
तं विश्वरूपं भवभूतमीड्यं देवं स्वचित्तस्थमुपास्य पूर्वम् ॥ ५ ॥

**શબ્દાર્થ:**—તે [પરમાત્મા ] કારણરહિત, [ શરીરના ] સંબંધના કારણરૂપ[ અવિદ્યા ]ના [ આશ્રયપણાવડે ને વિષયપણાવડે ] નિર્વાહક, [ ભૂત, વર્તમાન ને ભવિષ્ય આ ] ત્રણ કાલથી ઉત્કૃષ્ટ, ને પ્રાણાદિ ] કલારહિત [ છતાં ] પણ [ વિદ્વાનોએ તેને ] સાક્ષાત્ કરેલા [ છે. ] તે સર્વરૂપ, સંસારરૂપ, સ્તુતિ કરવાયોગ્ય ને પોતાના અંતઃકરણમાં સ્થિત પરમાત્માની [જ્ઞાનોદયની] પૂર્વે ઉપાસના ( વિજાતીયવૃત્તિરહિત સજાતીયવૃત્તિનો પ્રવાહ ) કરીને [ સાધક ચિત્તની એકાગ્રતા સંપાદન કરે. ] ૫

તે પરમાત્માના જ્ઞાનથી મોક્ષલાભ થાય છે એમ જણાવે છે:—

स वृक्षकालाकृतिभिः परोऽन्यो यस्मात्प्रपञ्चः परिवर्ततेऽयम् ।
धर्मावहं पापनुदं भगेशं ज्ञात्वाऽऽत्मस्थममृतं विश्वधाम ॥ ६ ॥

**શબ્દાર્થ:**—તે [ પરમાત્મા સંસારરૂપ ] વૃક્ષથી, [ ભૂત આદિ વ્યવહારના આલંબનરૂપ ]

કાલથી ને અવિદ્યાથી શ્રેષ્ઠ [ તથા અત્યંત ] ભિન્ન [ છે, ] જેમાંથી આ [ ભૂતભૌતિકરૂપ ] પ્રપંચ ઉત્પન્ન થાય છે [ સ્વભક્તોપ્રતિ ] ધર્મને લાવનારા, [ તેમનાં ] પાપોનો વિનાશ કરનારા, ઐશ્વર્યના નિયંતા, બુદ્ધિમાં સ્થિત, અવિનાશી [ ને ] વિશ્વના આધારને જાણીને [ પુરુષ સંસારથી મોકળો થાય છે.] ૬

હવે વિદ્વાનોનો અનુભવ દેખાડી કહેલા અર્થને દૃઢ કરે છેઃ—

तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतम् ।
पतिं पतीनां परमं परस्ताद्विदाम देवं भुवनेशमीड्यम् ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—તે [ હિરણ્યગર્ભાદિ ] નિયંતાઓના ઉત્કૃષ્ટ [ ને ] મહાન્ નિયંતા અને તે [ અગ્નિઇંદ્રાદિ ] દેવોનું પરમ દૈવત, [ પ્રજાપતિરૂપ ] પતિઓના પતિ, પરથી ( માયાથી ) ઉત્કૃષ્ટ, સ્વયંપ્રકાશ, ભુવનોના નિયંતા [ ને ] સ્તુત્યને [ અમે ] જાણતા હવા ૭

તેમના મહેશ્વરપણામાં હેતુ કહે છેઃ—

न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते ।
पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—તે[ પરમાત્મા ]ને શરીર તથા ઇંદ્રિય[ સમૂહ ] વિદ્યમાન નથી, તેમના સમાન તથા [ તેમનાથી ] અધિક [ કોઈ ] દેખાતો નથી, [ વા સાંભળવામાં આવતો નથી ] આ-[ પરમાત્મા ]ની ઉત્કૃષ્ટ શક્તિ [ શાસ્ત્રમાં ] વિવિધજ સંભળાય છે, અને [ તે ] અનાદિસિદ્ધ જ્ઞાનક્રિયા ( સર્વવિષયના જ્ઞાનમાં પ્રવૃત્તિ ) ને બલક્રિયા ( પોતાની સંનિધિમાત્રવડે સર્વને વશ કરીને નિયમમાં પ્રવર્તાવવારૂપ કર્મ ) [ છે. ] ૮

न तस्य कश्चित्पतिरस्ति लोके न चेशिता नैव च तस्य लिङ्गम् ।
स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—સંસારમાં તેનો કોઈ સ્વામી નથી, તથા [ કોઈ ] નિયંતા નથી, અને તેને લિંગ ( શરીર વા ચિહ્ન ) પણ નથી તે [ સર્વનું ] કારણ, [ તથા નેત્રાદિ ] ઇંદ્રિયોના અધિષ્ઠાતાના પાલક [ છે, ] અને આનો કોઈ ઉત્પાદક નથી, તથા પાલક [ પણ ] નથી. ૯

હવે મંત્રદ્રષ્ટા પોતાને બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન કરવામાટે પ્રાર્થના કરે છે.—

यस्तन्तुनाभ इव तन्तुभिः प्रधानजैः स्वभावतः ।
देव एकः समावृणोति स नो दधातु ब्रह्माव्ययम् ॥ १० ॥

**શબ્દાર્થઃ**—જે [ પરમાત્મા ] કરોળિયાની પેઠે અવ્યક્તમાંથી ઉપજેલ [ નામ, રૂપ ને કર્મરૂપ ]તંતુઓવડે સ્વભાવથી ( પ્રયોજનવિના ) [ પોતાને ] સારી રીતે આચ્છાદિત કરે છે તે સ્વયંપ્રકાશ [ ને ] અદ્વિતીય [ પરમાત્મા ] અમને અવિનાશી બ્રહ્મરૂપે ધારણ કરો. ( અમને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય એમ કરો ) ૧૦

તે પરમાત્માનું સ્વરૂપ કહી તેના વિજ્ઞાનથીજ પરમપુરુષાર્થની પ્રાપ્તિ થાય છે, અન્યવડે તે થતી નથી એમ ત્રણ મંત્રવડે દેખાડે છેઃ—

एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥ ११ ॥

શબ્દાર્થઃ—[ તે પરમાત્મા ] અદ્વિતીય, સ્વયંપ્રકાશ, સર્વ પ્રાણીઓમાં ગુપ્ત, સર્વવ્યાપક, સર્વ પ્રાણીઓના અંતરાત્મા, [ સર્વ પ્રાણીઓનાં ] કર્મોના નિયંતા, સર્વ પ્રાણીઓના નિવાસરૂપ, [ સર્વના ] દ્રષ્ટા, ચેતનરૂપ, નિરુપાધિક ને [ સત્ત્વાદિ ] ગુણરહિત [ છે. ] ૧૧

एको वशी निष्क्रियाणां बहूनामेकं बीजं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ १२ ॥

શબ્દાર્થઃ—જે ભેદરહિત [ તથા ] બહુ ક્રિયારહિતોને ( જડોને ) વશ રાખનારા [ અવિદ્યારૂપ ] એક કારણને બહુ પ્રકારે કરે છે તે બુદ્ધિમાં રહેલાને જે બુદ્ધિમાનો [ વેદાંતવાક્યોના શ્રવણ ] પછી [ " અમે બ્રહ્મ છીએ " એમ ] સાક્ષાત્ કરે છે તેઓને અવિનાશી સુખ [ મળે છે, ] બીજાઓને ( અબ્રહ્મવેત્તાઓને ) નહિ. ૧૨

नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान् ।
तत्कारणं सांख्ययोगाधिगम्यं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ १३ ॥

શબ્દાર્થઃ—જે [ લોકપ્રસિદ્ધ આકાશાદિ ] નિત્યોની [ મધ્યે ] નિત્ય [ છે, જે ] ચેતનોની ( જીવોની ) [ મધ્યે ] ચેતન [ છે, ને જે ] એક બહુને ( સર્વ જીવોને ) ભોગો આપે છે તે [ જગતના ] કારણ [ તથા ] સાંખ્યવડે ("હું બ્રહ્મ છું" એવા સમ્યગ્જ્ઞાનવડે) અને યોગવડે ( નિદિધ્યાસનવડે વા અષ્ટાંગયોગવડે વા કર્મયોગવડે ) જાણવાયોગ્ય દેવને જાણીને [ પુરુષ અવિદ્યા, કામ ને કર્મરૂપ ] સર્વપાશોથી છૂટો થાય છે. ૧૩

પરમાત્મા આદિત્યાદિ પ્રકાશોવડે પ્રકાશતા નથી, પણ પરમાત્માવડે તે આદિત્યાદિ તથા જગત્ પ્રકાશે છે એમ જણાવે છે:—

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १४ ॥

શબ્દાર્થઃ—તે[ પરમાત્મા ]માં સૂર્ય પ્રકાશતો નથી, ( તે પરમાત્માને સૂર્ય પ્રકાશી શકતો નથી, ) ચંદ્ર ને તારા [ પ્રકાશી શકતા ] નથી, [ ને ] આ વીજળીઓ પ્રકાશતી નથી, [ તો લોકપ્રસિદ્ધ ] આ અગ્નિ [ તેને ] ક્યાંથી [ પ્રકાશી શકે ? ] સર્વ [ જ્યોતિઓના સમૂહ ] તે પ્રકાશ કરનારની પછીજ પ્રકાશે છે. તેના પ્રકાશવડે આ સર્વ [ સૂર્યાદિ ને ઘટપટાદિ ] પ્રતીત થાય છે. ૧૪

તે પરમાત્માને જાણવાથીજ મોક્ષલાભ થાય છે એમ જણાવે છે:—

एको हंसो भुवनस्यास्य मध्ये स एवाग्निः सलिले संनिविष्टः ।
तमेव विदित्वाऽति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ १५ ॥

શબ્દાર્થઃ—આ ભુવનોની અંતર અદ્વિતીય હંસ ( આત્મજ્ઞાનવડે ભેદનું હનન કરનાર ) [ છે, અન્ય કોઈ નથી, ] તેજ [ વિવર્તકાર્યરૂપે ] અગ્નિ [ છે, ને તેજ કારણરૂપે ] જલમાં પ્રવેશ પામેલો [ છે ] તેનેજ જાણીને [ પુરુષ ] મૃત્યુનું ઉલ્લંઘન કરે છે, [ મોક્ષ ]પ્રાપ્તિમાટે [ જ્ઞાનથી ભિન્ન ] અન્ય સાધન વિદ્યમાન નથી. ૧૫

હવે તે પરમાત્માનું સ્વરૂપ મંત્રવડે પ્રતિપાદન કરે છે:—

स विश्वकृद्विश्वविदात्मयोनिर्ज्ञः कालकारो गुणी सर्वविद्यः ।
प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः सꣳसारमोक्षस्थितिबन्धहेतुः ॥ १६ ॥

શબ્દાર્થઃ—તે [ પરમાત્મા ] જગત્‌ના કર્તા, સર્વને [ સામાન્યરીતે ] જાણનાર, [ સર્વના ] આત્મા, [ સર્વનું ] કારણ, ચૈતન્યરૂપ, કાલના કર્તા, [ પાપરહિતપણાદિ ] ગુણવાળા [ ને ]. સર્વને [ વિશેષરીતે ] જાણનાર [ છે, તથા ] જે અવ્યક્ત અને જીવોના સ્વામી, [ સત્ત્વાદિ ] ગુણોના નિયંતા [ ને જ્ઞાનવડે ] સંસારથી મોક્ષના તથા [ અજ્ઞાનવડે સંસારમાં ] સ્થિતિરૂપ બંધના હેતુ [ છે. ] ૧૬

स तन्मयो ह्यमृत ईशसंस्थो ज्ञः सर्वगो भुवनस्यास्य गोप्ता ।
स ईशे अस्य जगतो नित्यमेव नान्यो हेतुर्विद्यत ईशनाय ॥ १७ ॥

શબ્દાર્થઃ—તે [ પરમાત્મા અજ્ઞાનકાલે તથા જ્ઞાનકાલે ] તન્મય, ( બંધજેવા તથા મોક્ષજેવા પ્રતીત થનારા, ) પ્રસિદ્ધ અવિનાશી, [ પોતાના ] મહિમામાં સમ્યક્ સ્થિતિવાળા, જ્ઞાનસ્વરૂપ, સર્વવ્યાપક [ ને ] આ ભુવનોના પાલક [ છે ] જે આ જગતને નિત્યજ નિયમમાં રાખે છે, [ જગત્‌ના ] નિયમનમાટે અન્ય કારણ વિદ્યમાન નથી. ૧૭

મુમુક્ષુએ તે પરમાત્માનું શરણ ગ્રહણ કરવું જોઇએ એમ પ્રતિપાદન કરવા કહે છેઃ—

यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।
तꣳ ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥ १८ ॥

શબ્દાર્થઃ—જે [ પરમાત્મા સૃષ્ટિની ] આદિમાં બ્રહ્માને ઉત્પન્ન કરે છે, અને જે તેમને પ્રસિદ્ધ વેદો આપે છે તે સ્વબુદ્ધિના સાક્ષી દેવનુંજ હું મોક્ષાર્થી [ થયો છતો ]જ શરણ પામ્યો છું. ૧૮

હવે તે શરણ ગ્રહણ કરવાયોગ્ય દેવનું સ્વરૂપ કહે છેઃ—

निष्कलं निष्क्रियꣳ शान्तं निरवद्यं निरञ्जनम् ।
अमृतस्य परꣳ सेतुं दग्धेन्धनमिवानलम् ॥ १९ ॥

શબ્દાર્થઃ—[ તે પરમતત્ત્વ ] નિરવયવ, ક્રિયારહિત, નિર્વિકાર, નિર્દોષ, નિર્લેપ, મોક્ષની ઉત્કૃષ્ટ મર્યાદારૂપ [ ને ] ઇંધન બળી રહ્યા પછીના અગ્નિતુલ્ય ( પ્રકાશવાન્-જ્ઞાનરૂપ ) [ છે. ] ૧૯

તે પરમાત્માને જાણ્યા વિના મોક્ષ થઇ શકતો નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः ।
तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥ २० ॥

શબ્દાર્થઃ—જ્યારે માણસો ચામડાની પેઠે [ નિરવયવ ને વ્યાપક એવા ] આકાશને વીંટશે ત્યારે પરમાત્માને નહિ જાણીને [ મનુષ્યના સર્વ પ્રકારના ] દુઃખનો વિનાશ થશે. ૨૦

આ બ્રહ્મવિદ્યા અલ્પભાગ્યવાળાને સુલભ નથી એમ જણાવે છે.—

तपःप्रभावाद्देवप्रसादाच्च ब्रह्म ह श्वेताश्वतरोऽथ विद्वान् ।
अत्याश्रमिभ्यः परमं पवित्रं प्रोवाच सम्यगृषिसङ्घजुष्टम् ॥ २१ ॥

શબ્દાર્થઃ—સ્વધર્માનુષ્ઠાનના સામર્થ્યથી તથા પરમાત્માના અનુગ્રહની [ વા અંતઃકરણની

નિર્મલતાથી ] પ્રસિદ્ધ શ્વેતાશ્વતર બ્રહ્મને જાણનાર [ થયા. તેઓ પોતાને બ્રહ્મનો દૃઢ અનુભવ થયા ] પછી પરમહંસોને ઉત્કૃષ્ટતમ, પવિત્ર ને [ સનકાદિ ] ઋષિસમૂહે સેવિત [ તે બ્રહ્મ ] સારી રીતે કહેતા હવા ૨૧

અત્યંતશાંતચિત્તવાળા પુત્રથી વા શિષ્યથી ભિન્નને આ બ્રહ્મવિદ્યા આપવાયોગ્ય નથી એમ કહે છેઃ—

वेदान्ते परमं गुह्यं पुराकल्पे प्रचोदितम् ।
नाप्रशान्ताय दातव्यं नापुत्रायाशिष्याय वा पुनः ॥ २२ ॥

**શબ્દાર્થઃ**—ઉપનિષદ્‌માં ઉત્કૃષ્ટતમ, ગોપ્ય [ ને ] કલ્પના આદિમાં [ હિરણ્યગર્ભને ] ઉપદિષ્ટ [ બ્રહ્મ ] રાગાદિયુક્ત ચિત્તવાળા અપુત્રને [ સ્નેહાદિવડે ] આપવાયોગ્ય નથી, વા [ રાગાદિયુક્ત ચિત્તવાળા ] અશિષ્યને પણ [ આપવાયોગ્ય ] નથી, [ અર્થાત્ રાગાદિ મલથી રહિત ચિત્તવાળા પુત્રને વા શિષ્યનેજ તે બ્રહ્મનો ઉપદેશ કરવો જોઈએ. ] ૨૨

પરમાત્માની અને ગુરુની ભક્તિવાળાનેજ ગુરુએ ઉપદેશ કરેલી આ બ્રહ્મવિદ્યા અનુભવમાં આવે છે એમ જણાવે છેઃ—

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः प्रकाशन्ते महात्मनः ॥ २३ ॥

॥ इति श्वेताश्वतरोपनिषदि षष्ठोऽध्यायः ॥ ६ ॥

## इति श्रीकृष्णयजुर्वेदीय श्वेताश्वतरोपनिषत् समाप्ता ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—જેને પરમાત્મામાં ઉત્કૃષ્ટ ભક્તિ [ હોય, અને ] જેવી પરમાત્મામાં [ શ્રેષ્ઠ ભક્તિ હોય ] તેવી [ પોતાના ] ગુરુમાં [ શ્રેષ્ઠભક્તિ હોય ] તે મહાત્માને ( ગર્વરહિત અંતઃકરણવાળાને-મુખ્યાધિકારીને ) આ [ શ્વેતાશ્વતરોપનિષદ્‌માં શ્વેતાશ્વતરમુનિએ ] ઉપદેશ કરેલા પ્રસિદ્ધ અર્થો અનુભવમાં આવે છે. [ તે ] મહાત્માને [ ઉપદેશ કરેલા પ્રસિદ્ધ અર્થો ] અનુભવમાં આવે છે [ प्रकाशन्ते महात्मनः એ પદોની પુનરુક્તિ આ ઉપનિષદ્‌ની સમાપ્તિ દેખાડવામાટે છે ] ૨૩

ઇતિ શ્રીશ્વેતાશ્વતરોપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૬

આ ઉપનિષદ્‌ના અંતમાં આ શાંતિપાઠ ભણાય છેઃ—

ॐ । सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

શબ્દાર્થ તથા વિવેચન શ્રીકઠોપનિષદ્‌માં કહ્યા પ્રમાણે જાણવાં.

ઇતિ શ્રીકૃષ્ણયજુર્વેદીય શ્વેતાશ્વતરોપનિષદ્‌ની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૧૧





## ॥ १२ श्रीकृष्णयजुर्वेदीय कैवल्योपनिषत् * ॥

### ॥ तात्पर्यदीपिकासहित ॥

શ્રીકૃષ્ણયજુર્વેદની ઉપનિષદ્‌ના આરંભમાં તથા અંતમા આ શાંતિપાઠ ભણાય છે:—

ॐ। सह नाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै।
तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै॥
ॐ शान्तिः शान्तिः शान्तिः॥

શબ્દાર્થ તથા વિવેચન કઠોપનિષદ્‌ના આરંભમાં આપ્યા છે તે પ્રમાણે જાણવા

પ્રથમ મંત્રવડે શ્રીઆશ્વલાયન બ્રહ્મનું જ્ઞાન સંપાદન કરવા બ્રહ્માપાસે ગયા તે કહેવાય છે—

ॐ अथाश्वलायनो भगवन्तं परमेष्ठिनं परिसमेत्योवाच ॥ १ ॥

શબ્દાર્થઃ—[ વિવેકાદિ સાધન સંપાદન કર્યા ] પછી [ ઋગ્વેદાચાર્ય ] આશ્વલાયન [ મુનિ ] ...વાન્ બ્રહ્માપ્રતિ [ શાસ્ત્રવિધિપૂર્વક શરણે ] આવીને બોલ્યા ૧

બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવાની શ્રીઆશ્વલાયનની પ્રાર્થના તથા તેમણે કહેલું બ્રહ્મવિદ્યાનું માહાત્મ્ય આ ...ને મંત્ર જણાવે છે.—

अधीहि भगवो ब्रह्मविद्यां वरिष्ठां सदा सद्भिः सेव्यमानां निगूढां।
यथाऽचिरात् सर्वपापं व्यपोह्य परात्परं पुरुषं याति विद्वान् ॥ २ ॥

શબ્દાર્થઃ—હે ભગવન્! અતિશ્રેષ્ઠ, અતિગૂઢ [ અને ] નિરંતર સત્પુરુષોવડે સેવાતી ...વિદ્યા [ મને ] ભણાવો, [ કે ] જે [ બ્રહ્મવિદ્યા ]વડે વિદ્વાન્ અલ્પ સમયમાં સર્વ પાપનો ત્યાગ કરી (સર્વપાપથી વિમુક્ત થઈ) માયાથી પર [ રહેલા ] પુરુષ—પરબ્રહ્મને—પામે છે ૨

હવે ભગવાન્ બ્રહ્માએ શ્રીઆશ્વલાયનપ્રતિ જે ઉપદેશ કર્યો તે કહેવાય છે:—

तस्मै स होवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगादवेहि ॥ ३ ॥

શબ્દાર્થઃ—[ આ પ્રમાણે શિષ્યભાવે પ્રાર્થના કરતાં ] તે [ સર્વજ્ઞ ] પિતામહ [ બ્રહ્મા ] ...પ્રતિ ( બ્રહ્મના જિજ્ઞાસુ પોતાના પ્રિય શિષ્ય આશ્વલાયન મુનિના પ્રતિ ) શ્રદ્ધા, ભક્તિ ...ધ્યાનયોગથી [ તમે બ્રહ્મવિદ્યા ] જાણો એમ નિશ્ચયપૂર્વક બોલ્યા ૩

* આ ઉપનિષદ્‌ના વિચારવડે પુરુષ કેવલભાવ એટલે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મભાવને પામે છે તેથી આ ...નિષદ્‌નું નામ કૈવલ્ય રાખવામાં આવ્યું છે

હવે શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાનયોગ જેમ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં કારણ છે તેમ સંન્યાસ પણ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં કારણ છે એ વાત કહે છે:—

न कर्मणा न प्रजया न धनेन त्यागेनैके अमृतत्वमानशुः ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—[ કોઇ પણ માણસ શ્રૌત અથવા સ્માર્ત ] કર્મવડે [ બ્રહ્મભાવને પ્રાપ્ત કરી શક્યો ] નથી, [ કોઈ પણ મનુષ્ય પુત્રાદિ ] પ્રજાવડે [ પણ તેને પ્રાપ્ત કરી શક્યો ] નથી, [ તેમ કોઈ પણ મનુષ્ય દેવ વા મનુષ્યસંબંધી ] ધનવડે [ પણ તેને પ્રાપ્ત કરી શક્યો] નથી, [ પરંતુ ] માત્ર [ મહાપુરુષો સમગ્ર શ્રૌતસ્માર્ત કર્મના ] ત્યાગવડે અમૃતત્વને-બ્રહ્મભાવને-પામ્યા છે. ૪

બ્રહ્મભાવની પ્રાપ્તિ સર્વ કર્મના પરિત્યાગથી થાય છે તે વાત અધિક સ્ફુટ કરીને કહે છે:—

परेण नाकं निहितं गुहायां विभ्राजते यद्यतयो विशन्ति ॥ ५ ॥

**શબ્દાર્થઃ**—જે સ્વર્ગથી ઉત્કૃષ્ટ ( નિરતિશય આનંદરૂપ ) [ ને બુદ્ધિરૂપી ] ગુહામાં રહેલું [ સ્વયંપ્રકાશસ્વભાવવડે ] પ્રકાશે છે [ તે સ્વયંપ્રકાશ સ્વસ્વરૂપમાં ] યતિઓ [ અભેદભાવે ] પ્રવેશ કરે છે ૫

હવે યતિનાં વિશેષણો કહે છે:—

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।
ते ब्रह्मलोकेषु परान्तकाले परामृतात्परिमुच्यन्ति सर्वे ॥ ६ ॥

**શબ્દાર્થઃ**—વેદાંતશાસ્ત્રના [ શ્રવણાદિથી ઉત્પન્ન થયેલ " હું બ્રહ્મ છું " એવા પ્રકારના ] વિજ્ઞાનમાં સુદૃઢ નિશ્ચયવાળા [ તથા સર્વકર્મના ] સંન્યાસયોગથી નિર્મલ અંતઃકરણવાળા યતિઓ [ કોઈપણ પ્રતિબંધથી વર્તમાનશરીરમાં આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકતા ન હોય તો ] તે સર્વ બ્રહ્મલોકમાં [ બ્રહ્માના અવશેષ આયુપર્યંત રહી ] કાર્યબ્રહ્મના અંતકાલે સત્યલોકરૂપ અમૃતથી વિમુક્ત થાય છે-વિદેહકૈવલ્ય પામે છે. ૬

હવે સાતમા મંત્રથી અગીઆરમા મંત્રસુધીમાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાટે ધ્યાનયોગ કરનારને ધ્યાનયોગની સિદ્ધિમાટે સ્થલ, આસન, શરીરસ્થિતિ તથા અન્ય કર્તવ્યને અને ફલ આદિને કહે છે:—

विविक्तदेशे च सुखासनस्थः शुचिः समग्रीवशिरःशरीरः ।
अत्याश्रमस्थः सकलेन्द्रियाणि निरुध्य भक्त्या स्वगुरुं प्रणम्य ॥ ७ ॥

**શબ્દાર્થઃ**—પવિત્ર વા એકાન્ત પ્રદેશમાં તથા [ શાંત સમયમાં ] સુખ કરનારે [ પદ્માદિ કોઇ ] આસનમાં સ્થિતિવાળો [ અને તેથીજ ] ગ્રીવા, શિર અને શરીર સરલ છે જેનું [ એવો અંતર્મુખ ] પવિત્ર પરમહંસ સકલ ઇંદ્રિયોને નિરોધી પોતાના સદ્ગુરુને પ્રેમપૂર્વક પ્રણામ કરી ૭

हृत्पुण्डरीकं विरजं विशुद्धं विचिन्त्य मध्ये विशदं विशोकं ।
अचिन्त्यमव्यक्तमनन्तरूपं शिवं प्रशान्तममृतं ब्रह्मयोनिम् ॥ ८ ॥

**શબ્દાર્થઃ**—[ પછી ] રાગદ્વેષાદિરહિત વિશુદ્ધ હૃદયકમલ ચિંતવી, [ તેની ] મધ્યમાં નિર્મલ, શોકરહિત, અચિંત્ય, અવ્યક્ત, અનન્તરૂપ, કલ્યાણસ્વરૂપ, પ્રશાન્ત, નિરતિશય આનંદસ્વરૂપ, વિશ્વોત્પત્તિસ્થાનરૂપ. ૮

तमादिमध्यान्तविहीनमेकं विभुं चिदानन्दमरूपमद्भुतं ।
उमासहायं परमेश्वरं प्रभुं त्रिलोचनं नीलकण्ठं प्रशान्तं ॥ ९ ॥

શબ્દાર્થઃ—આદિ મધ્ય અને અંતથી રહિત, અદ્વિતીય; વ્યાપક, સ્વયંપ્રકાશ, આનંદસ્વરૂપ, રૂપરહિત, [ તેથીજ ] આશ્ચર્યરૂપ [ તથા ] જેને ઉમા ( બ્રહ્મવિદ્યા ) સહાય છે [ એવા, ] સમર્થ, ત્રિનેત્ર, નિલકંઠ [ અને ] પ્રશાન્તરૂપ તે પરમેશ્વરનુ ૯

ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिं समस्तसाक्षिणं तमसः परस्तात् ।
स ब्रह्मा स शिवः स इन्द्रः सोऽक्षरः परमः स्वराट् ॥ १० ॥

શબ્દાર્થઃ—ધ્યાન ધરી-સાક્ષાત્કાર કરી-[ તે ] મુનિ પ્રપંચના કારણરૂપ, સર્વના સાક્ષિરૂપ [ અને ] અવિદ્યાના સંબધરહિત[ પરમાત્મા ] ને પામે છે [ પછી ] તે[ જ ] બ્રહ્મા, તે[ જ ] શિવ, તે[ જ ] ઈન્દ્ર, તે[ જ ] અક્ષર, [ તેજ ] ઉત્કૃષ્ટ [ અને ] સ્વયંપ્રકાશ [ છે, ] ૧૦

स एव विष्णुः स प्राणः स कालाग्निः स चंद्रमाः ।
स एव सर्वं यद्भूतं यच्च भाव्यं सनातनं ज्ञात्वा तं मृत्युमत्येति नान्यः पन्था विमुक्तये ॥११॥

શબ્દાર્થઃ—[ તથા ] તેજ વિષ્ણુ તે[ જ ] પ્રાણ, તે [ જ ] કાલરૂપ અગ્નિ, તે[ જ ] ચંદ્રમા [ અને ] જે ભૂત જે ભવિષ્ય અને [ જે વર્તમાનરૂપ તે ] સર્વ તેજ [ છે એવા ]સનાતન તે[ બ્રહ્મસ્વરૂપ ]ને જાણીને [ તે મુનિ ] મૃત્યુને ઓળંગી જાય છે [ આ પ્રમાણે ] વિમુક્તિમાટે-સ્વસ્વરૂપની પ્રાપ્તિમાટે-[ બ્રહ્મજ્ઞાનવિના ] અન્ય માર્ગ નથી. ૧૧

હવે જ્ઞાનવડેજ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ જણાવે છે—

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
संपश्यन्ब्रह्म परमं याति नान्येन हेतुना ॥ १२ ॥

શબ્દાર્થઃ—પોતાને સર્વભૂતને વિષે રહેનારો અને સર્વભૂતોને પોતામાં [ રહેનારાં એમ ] યથાર્થ જોનારો [ મુનિ ] ઉત્કૃષ્ટબ્રહ્મને પામે છે, [ પણ આ હેતુવિના ] બીજા હેતુવડે [ તેને ] પામતો નથી ૧૨

જો જ્ઞાનવડે બ્રહ્મની પ્રાપ્તિ ન થાય તો તેની પ્રાપ્તિમાટે, અન્ય ઉપાય કહે છે—

आत्मानमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिं ।
ज्ञाननिर्मथनाभ्यासात्पाशं दहति पंडितः ॥ १३ ॥

શબ્દાર્થઃ—પંડિત અંતઃકરણને [ વહ્નિજનક કાષ્ઠરૂપ નીચેની ] અરણિ અને પ્રણવને [ વહ્નિજનક કાષ્ઠરૂપ ] ઉપરની અરણિ કરી, [ સર્વાત્મભાવરૂપ ] જ્ઞાનના નિર્મથનરૂપ અભ્યાસથી [ ઉત્પન્ન થયેલ બ્રહ્મસાક્ષાત્કારરૂપ અગ્નિવડે સંસારરૂપ ] પાશને બાળે છે ૧૩

આ અસંગ, ઉદાસીન અને અદ્વિતીય સ્વરૂપને સંસારરૂપ પાશ શી રીતે સંભવે એમ શંકા થતાં તેના સમાધાનમાં કહે છે—

स एव मायापरिमोहितात्मा शरीरमास्थाय करोति सर्वं ।
स्त्रियान्नपानादिविचित्रभोगैः स एव जाग्रत्परितृप्तिमेति ॥ १४ ॥

શબ્દાર્થઃ—તેજ માયાવડે સર્વશક્તિથી મોહિત આત્મા શરીરને ("હું મનુષ્ય છું" એવા પ્રકારના અભિમાનને) સ્વીકારી સર્વ [વ્યવહાર] કરે છે, [અને] તેજ [માયાવડે મોહિત આત્મા] સ્ત્રી [ને] અન્નપાનાદિ વિવિધ ભોગોવડે જાગ્રતમાં [વ્યવહાર કરતો છતો સુખદુઃખમિશ્રિત] પરિતૃપ્તિને પામે છે. ૧૪

स्वप्ने स जीवः सुखदुःखभोक्ता स्वमायया कल्पितविश्वलोके ।
सुषुप्तिकाले सकले विलीने तमोऽभिभूतः सुखरूपमेति ॥ १५ ॥

શબ્દાર્થઃ—તે જીવ સ્વપ્નાવસ્થામાં પોતાના અજ્ઞાનવડે કલ્પિત વિશ્વલોકમાં (સ્વપ્નમાં પ્રતીત થતા જગતમાં) સુખદુઃખનો ભોક્તા [થાય છે, અને તેજ] અજ્ઞાનાવૃત [જીવ] સુષુપ્તિકાલમાં સમગ્ર [પ્રપંચ] વિલીન થયે સુખસ્વરૂપને પામે છે. ૧૫

पुनश्च जन्मान्तरकर्मयोगात्स एव जीवः स्वपितिप्रबुद्धः ।
पुरत्रये क्रीडति यश्च जीवस्ततस्तु जातं सकलं विचित्रं ॥ १६ ॥

શબ્દાર્થઃ—[તેજ જીવ] પુનઃ પણ પૂર્વજન્મના કર્મયોગથી સુષુપ્તિઅવસ્થાપછી જાગ્રદવસ્થાયુક્ત [થાય છે. આ રીતે] જે જીવ [સ્થૂલ, સૂક્ષ્મ અને કારણરૂપ] ત્રણ શરીરમાં વિહાર કરે છે તેથીજ (તે જીવથીજ) સમગ્ર-વિચિત્ર-નામરૂપાત્મક વિશ્વ-ઉત્પન્ન થયું [છે.] ૧૬

आधारमानन्दमखण्डबोधं यस्मिन् लयं याति पुरत्रयं च ॥ १७ ॥

શબ્દાર્થઃ—[તે સમગ્ર વિશ્વના] આધારભૂત, [નિરતિશય] આનંદસ્વરૂપ [અને] અખંડજ્ઞાનસ્વરૂપ [છે.] જેમાં [સ્થૂલ, સૂક્ષ્મ અને કારણરૂપ] ત્રણ શરીર અને [અન્ય સર્વ] લય પામે છે. ૧૭

બ્રહ્મમાંજ આ સર્વ જગત્ કલ્પાય છે એમ જણાવે છેઃ—

एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
खं वायुर्ज्योतिरापश्च पृथिवी विश्वस्य धारिणी ॥ १८ ॥

શબ્દાર્થઃ—એ [અધિષ્ઠાન] માંથી પ્રાણ, મન, સર્વ ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જલ અને સમગ્ર [પ્રાણિપદાર્થ]ને ધારણ કરનારી પૃથ્વી [ઉત્પન્ન થાય છે.] ૧૮

હવે તત્ત્વમસિ મહાવાક્યના અર્થને કહે છેઃ—

यत्परं ब्रह्म सर्वात्मा विश्वस्यायतनं महत् ।
सूक्ष्मात्सूक्ष्मतरं नित्यं तत्त्वमेव त्वमेव तत् ॥ १९ ॥

શબ્દાર્થઃ—જે બ્રહ્મ, ઉત્કૃષ્ટ, સર્વ પ્રાણીના આત્મા સર્વના આધારભૂત, મહાન્, સૂક્ષ્મથી અતિસૂક્ષ્મ [અને] નિત્ય [છે] તે [હે આશ્વલાયન!] તુંજ [છે, ને] તુંજ તે [છે.] ૧૯

હવે એવા પ્રકારના જ્ઞાનનું ફલ કહે છેઃ—

जाग्रत्स्वप्नसुषुप्त्यादिप्रपंचं यत्प्रकाशते ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते ॥ २० ॥

શબ્દાર્થઃ—જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિ પ્રપંચને પ્રકાશે છે "તે બ્રહ્મ હું છું" એમ જાણી-સાક્ષાત્કાર કરી- [ જ્ઞાની ] સર્વ બન્ધોથી મુક્ત થાય છે. ૨૦

હવે પોતાનું ( આત્માનું) સર્વ પ્રપંચથી વિલક્ષણપણું કહે છેઃ—

त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् ।
तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥ २१ ॥

શબ્દાર્થઃ—[ જાગ્રત, સ્વપ્ન સુષુપ્તિઅવસ્થારૂપ ] ત્રણ સ્થાનોમાં જે ભોગ્ય, ભોક્તા અને જે ભોગ છે તે[ ત્રણ સ્થાનાદિ ]થી હું વિલક્ષણ, સાક્ષિરૂપ, ચિન્માત્ર [ અને ] નિત્ય મંગલ-સ્વરૂપ [ છું ] ૨૧

પોતાનું પ્રપંચથી વિલક્ષણપણું કહી હવે પોતાનું જગતની ઉત્પત્તિ આદિનું કારણપણું કહે છેઃ—

मय्येव सकलं जातं मयि सर्वं प्रतिष्ठितं ।
मयि सर्वं लयं याति तद्ब्रह्माद्वयमस्म्यहं ॥ २२ ॥

શબ્દાર્થઃ—[ બ્રહ્મથી અભિન્ન ] મારામાંજ સમગ્ર [ પ્રપંચ ] ઉત્પન્ન ( કલ્પિત ) થયેલો [ છે. ] મારામાં[ જ ] સમગ્ર [ પ્રપંચ ] પ્રતિષ્ઠિત [ છે, અને ] મારામાં[ જ તે ] સર્વ લય પામે છે તે અદ્વિતીય બ્રહ્મ હું છું. ૨૨

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણપણાથી બ્રહ્મને જગદાકારવડે વિકારીપણું પ્રાપ્ત થાય છે એમ શંકા થતાં તેના અતિદુર્બોધ સ્વરૂપના કથનવડે તેનું વારણ કરે છેઃ—

अणोरणीयानहमेव तद्वन्महानहं विश्वमिदं विचित्रं ।
पुरातनोऽहं पुरुषोऽहमीशो हिरण्मयोऽहं शिवरूपमस्मि ॥ २३ ॥

શબ્દાર્થઃ—અણુથી અતિસૂક્ષ્મ હુંજ [ છું. ] તેવી રીતે [ સર્વથી ] મોટા [ પણ ] હું [ જ છું ] આ વિચિત્ર વિશ્વરૂપ [ હુંજ છું. ] પુરાતન હું, પુરુષ હું, ઈશ હું, હિરણ્મય [ હું તથા ] મંગલસ્વરૂપ [ પણ હું ] છુ ૨૩

अपाणिपादोऽहमचिंत्यशक्तिः पश्याम्यचक्षुः स शृणोम्यकर्णः ।
अहं विजानामि विविक्तरूपो न चास्ति वेत्ता मम चित्सदाहं ॥ २४ ॥

શબ્દાર્થઃ—હું હાથપગરહિત અચિંત્યશક્તિમાન [ છું તે હું ] ચક્ષુરહિત જોઉં છું, તે [ હું ] કર્ણરહિત સાંભળું છું [ તથા બુદ્ધિ આદિથી ] પૃથગ્રૂપ હું [ પ્રપંચમાત્રને ] જાણું છું, પણ મારો [ કોઈ ] જ્ઞાતા નથી હું સર્વદા જ્ઞાનસ્વરૂપ [ છું ] ૨૪

હવે સર્વશાસ્ત્રપ્રતિપાદ્ય આત્માનું અવિકારીસ્વરૂપ દર્શાવે છે—

वेदैरनेकैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहं ॥ २५ ॥

શબ્દાર્થઃ—ઘણા વેદોવડે હુંજ પ્રતિપાદ્ય [ છું, અને ] વેદવ્યાસરૂપ તથા વેદવિત્ [ પણ ] હુંજ છું. ૨૫

न पुण्यपापे मम नास्ति नाशो न जन्मदेहेंद्रियबुद्धिरस्ति ।
न भूमिरापो मम वह्निरस्ति न चानिलो मेऽस्ति न चांबरं च ॥ २६ ॥

**શબ્દાર્થ**—મારે પુણ્ય કે પાપ નથી, [ મારે ] નાશ નથી, તેમ [ મારે ] જન્મ, દેહ, ઇંદ્રિય કે બુદ્ધિ [ પણ ] નથી [ વળી ] મારે [ વિષે ] પૃથ્વી, જલ [ કે ] તેજ નથી, [ તેમ ] મારે [ વિષે ] વાયુ નથી, અને આકાશ પણ નથી ૨૬

આત્મસ્વરૂપને જાણનારને થનારું ફલ કહે છે:—

एवं विदित्वा परमात्मरूपं गुहाशयं निष्कलमद्वितीयं ।
समस्तसाक्षिं सदसद्विहीनं प्रयाति शुद्धं परमात्मरूपं ॥ २७ ॥

**શબ્દાર્થ**—આ પ્રમાણે [ બુદ્ધિરૂપી ] ગુહામાં રહેલ, [ પ્રાણાદિ ષોડશ ] કલારહિત, અદ્વિતીય [ અને ] ઉત્કૃષ્ટ આત્મસ્વરૂપને જાણીને [ જ્ઞાની ] સર્વના સાક્ષિરૂપ [ ને ] ભાવાભાવરહિત [એવા] શુદ્ધપરમાત્મસ્વરૂપને પામે છે. ૨૭

ઉપરોક્ત પરમાત્મસ્વરૂપને પામવાને અશક્ત એવા અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષને અંતઃકરણની શુદ્ધિનો ઉપાય કહે છે:—

यःशतरुद्रियमधीते सोऽग्निपूतो भवति स वायुपूतो भवति सुरापानात्पूतो भवति ब्रह्महत्यायाः पूतो भवति सुवर्णस्तेयात्पूतो भवति कृत्याकृत्यात्पूतो भवति । तस्मादविमुक्तमाश्रितो भवत्यत्याश्रमी सर्वदा सकृद्वा जपेत् । अनेन ज्ञानमाप्नोति संसारार्णवनाशनं । तस्मादेवं विदित्वैनं कैवल्यं फलमश्नुते कैवल्यं फलमश्नुत इति ॥ २८ ॥

## ॥ इति श्रीकृष्णयजुर्वेदीय कैवल्योपनिषत् समाप्ता ॥ १२ ॥

**શબ્દાર્થ**—જે [ મુમુક્ષુ ] શતરુદ્રી ભણે છે તે અગ્નિથી પવિત્ર થાય છે, તે વાયુથી પવિત્ર થાય છે, [ તે ] સુરાપાનથી પવિત્ર થાય છે, [ તે ] બ્રહ્મહત્યાથી પવિત્ર થાય છે, [ તે ] સુવર્ણની ચોરીથી પવિત્ર થાય છે, [ તે ] કૃત્ય અને અકૃત્યથી પવિત્ર થાય છે, [ અને ] તેથી [ તે ] શિવનો આશ્રિત થાય છે, [ માટે ] પરમહંસ નિરંતર વા એકવાર [ રુદ્રનો ] જપ કરે આ [જપ]વડે [ પરમહંસ ] સંસારસાગરના નાશરૂપ-જ્ઞાનને પામે છે તેથી એવી રીતે એ[ પરમાત્મસ્વરૂપ ]ને જાણી કૈવલ્યરૂપ ફલને પામે છે કૈવલ્યરૂપ ફલને પામે છે. ઇતિ. ૨૮

આ ઉપનિષદ્‌ના અંતમાં આ શાંતિપાઠ ભણાય છે —

ॐ। सह नाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै।
तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्ति ॥

શબ્દાર્થ તથા વિવેચન શ્રીકઠોપનિષદ્‌માં કહ્યા પ્રમાણે જાણવાં

ઇતિ શ્રીકૃષ્ણયજુર્વેદીય કૈવલ્યોપનિષદ્‌ની તાત્પર્યદીપિકા સમાપ્ત થઈ. ૧૨

## ॥ १३ अक्षमालिकोपनिषद्नो सार ॥

"પરવાળાં, મોતી, સ્ફટિક, શંખ, રૂપું, સોનું, ચંદન, કમલબીજ ને રુદ્રાક્ષની માળા થાય છે. તે સોના, રૂપા વા તાંબાથી ગંઠાય છે. પંચામૃત, પંચગવ્ય ને ગંધોદકવડે તે માલાને ધોઈ તેમાંના એકએક પારામાં એકએક અક્ષરરૂપ એકએક દેવની સ્થાપના કર્યાની ભાવના કરવી, તે આવી રીતેઃ-પહેલાંમાં અકારરૂપ મૃત્યુંજયની, બીજામાં આકારરૂપ આકર્ષણ કરનારની, ત્રીજામાં ઇકારરૂપ પુષ્ટિદાતા તત્વની, ચોથામાં ઈકારરૂપ વાણીને નિર્મલ કરનારની, પાંચમામાં ઉકારરૂપ સર્વબલપ્રદની, છઠ્ઠામાં ઊકારરૂપ ઉચ્ચાટન કરનારની, સાતમામાં ઋકારરૂપ સંક્ષોભ કરનારની, આઠમામાં ૠકારરૂપ સંમોહન કરનારની, નવમામાં લૃકારરૂપ વિદ્વેષણ કરનારની, દશમમા લૄકારરૂપ મોહ કરનારની, અગીઆરમામાં એકારરૂપ સર્વને વશ્ય કરનારની, બારમામાં ઐકારરૂપ પુરુષને વશ્ય કરનારની, તેરમામાં ઓકારરૂપ સમગ્ર વાઙ્મય નિત્યશુદ્ધની, ચૌદમામાં ઔકારરૂપ સર્વ વાઙ્મય વશ્ય કરનારની, પંદરમામાં અંકારરૂપ હાથી આદિને વશ્ય કરનારની, સોળમામાં અઃકારરૂપ મૃત્યુનો નાશ કરનારની, સત્તરમામાં કકારરૂપ સર્વ વિષને હરનારની, અઢારમામાં ખકારરૂપ સર્વને ક્ષોભ કરનારની, ઓગણીશમામાં ગકારરૂપ સર્વ વિઘ્નને શમાવનારની, વીશમામાં ઘકારરૂપ સ્તંભન કરનારની, એકવીશમામાં ઙકારરૂપ ઉગ્રની, બાવીશમામાં ચકારરૂપ અભિચારને હણનારની, ત્રેવીશમામાં છકારરૂપ ભયંકરની, ચોવીશમામાં જકારરૂપ કૃત્યા આદિનો નાશ કરનારની, પચ્ચીશમામાં ઝકારરૂપ ભૂતનો નાશ કરનારની, છવીશમામાં ઞકારરૂપ મૃત્યુનું મથન કરનારની, સત્તાવીશમામાં ટકારરૂપ સર્વ વ્યાધિને હરનારની, અઠ્ઠાવીશમામાં ઠકારરૂપ ચંદ્રસ્વરૂપની, ઓગણત્રીશમામાં ડકારરૂપ શોભનની, ત્રીશમામાં ઢકારરૂપ સર્વ સંપત્તિ આપનારની, એકત્રીશમામાં ણકારરૂપ સર્વ સિદ્ધિપ્રદની, બત્રીશમામાં તકારરૂપ પવિત્રની, તેત્રીશમામાં થકારરૂપ ધર્મની પ્રાપ્તિ કરનારની, ચોત્રીશમામાં દકારરૂપ પુષ્ટિની વૃદ્ધિ કરનારની, પાંત્રીશમામાં ધકારરૂપ મહાન્‌ની, છત્રીશમામાં નકારરૂપ ભોગમોક્ષ આપનારની, સાડત્રીશમામાં પકારરૂપ ભવ્યની, આડત્રીશમામાં ફકારરૂપ અણિમાદિ સિદ્ધિ આપનારની, ઓગણચાળીશમામાં બકારરૂપ સર્વ દોષને હરનારની, ચાળીશમામાં ભકારરૂપ ભૂતની પ્રશાંતિ કરનારની, એકતાળીશમામાં મકારરૂપ વિદ્વેષીને મોહન કરનારની, બેંતાળીશમામાં યકારરૂપ સર્વવ્યાપકની, તેંતાળીશમામાં રકારરૂપ દાહ કરનારની, ચુમ્માળીશમામાં લકારરૂપ વિશ્વંભરની, પિસ્તાળીશમામાં વકારરૂપ સર્વને સંતુષ્ટ કરનારની, છેંતાળીશમામાં શકારરૂપ સર્વફલ આપનારની, સુડતાળીશમામાં ષકારરૂપ ધર્મ અર્થ ને કામ આપનારની, અડતાળીશમામાં સકારરૂપ સર્વ કારણની, ઓગણપચાશમામાં હકારરૂપ સર્વ પારમાર્થિક વાઙ્મયની ને પચાસમામાં ળકારરૂપ સર્વશક્તિપ્રદની પ્રતિષ્ઠા કરવી. પછી શિખામણિમાં ક્ષકારરૂપ પરઅપરતત્ત્વ જણાવનાર પરજ્યોતિરૂપની પ્રતિષ્ઠા કરવી. પશ્ચાત્ પૃથિવીપરના, અંતરિક્ષમાંના ને સ્વર્ગમાંના દેવોને તથા પિતૃઓને નમસ્કાર કરી તે જ્ઞાનમયી અક્ષમાલાને શોભાયુક્ત કરવામાટે તેમની અનુમતિ માગવી. પછી મંત્રો તથા વિદ્યાને તેમની શક્તિ સ્થાપન કરવા તથા બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્રને તેમનું પરાક્રમ સ્થાપન કરવા પ્રાર્થના કરવી. અંતે તે માલામાં સર્વાત્મકપણાની ભાવના કરવી. અગત્ય હોય તો બીજી જપ કરવાની એક સો આઠ પારાની માલાને તેમાં યોગ્યતા લાવવા પૂર્વોક્ત માલા અડાડવી. પશ્ચાત્ તે માલાની સ્તુતિ કરી તેને નમસ્કાર કરવા. આવી અક્ષમાલાવડે જપેલો મંત્ર સદ્ય સિદ્ધિ કરનારો થાય છે." એવી રીતે શ્રીકાર્તિકસ્વામીએ પ્રજાપતિને કહ્યું.

---

## ॥ १४ अक्ष्युपनिषद्नो सार ॥

સાંકૃતિનામના કોઈ ઋષિએ શ્રીઆદિત્યની સમીપ જઈને તેમને નમસ્કાર કરી ॐ नमो भगवते श्रीसूर्यायाक्षितेजसे नमः ॥ ઇત્યાદિ વચનોવડે શ્રીસૂર્યની સ્તુતિ કરી પછી બ્રહ્મવિદ્યાનું કથન કરવા યાચના કરી. તેમને ભગવાન્ આદિત્યે જે ઉપદેશ કર્યો તેનો સાર આ પ્રમાણે છેઃ—

"અન્યને ઉદ્વેગ નહિ કરનારાં પુણ્યકર્મોનું સેવન કરે, પાપથી નિરંતર ભય પામે, ભોગની અપેક્ષા ન કરે, દેશ કાલ તથા પ્રસંગ જોઈ સ્નેહવાળાં ને ચાતુર્યયુક્ત વચનો બોલે, મન વાણી ને કર્મવડે સજ્જનોને સેવે, ને જ્યાંત્યાંથી લાવીને નિત્ય શાસ્ત્રો જોવાની ઇચ્છા કરે, ત્યારે તે પુરુષ પહેલી યોગભૂમિકાને પ્રાપ્ત થયો ગણાય. પછી નિર્દોષ અંતઃકરણવાળા, શાસ્ત્રજ્ઞ ને અનુભવી સદ્‌ગુરુનો આશ્રય કરી અવશેષ રહેલા મદ, માત્સર્ય, લોભ ને મોહાદિનો ત્યાગ કરી, શાસ્ત્ર, સદ્‌ગુરુ ને સજ્જનની સેવાવડે શાસ્ત્રના સમગ્ર તાત્પર્યને યથાવત્ જાણે તે વિચારનામની બીજી યોગભૂમિકાને પામેલો ગણાય. શાસ્ત્રે પ્રતિપાદન કરેલા અર્થમાં બુદ્ધિને યથાયોગ્ય નિશ્ચળ કરીને પવિત્ર આચરણસહિત વસ્તુદૃષ્ટિને નિર્મલ કરે ત્યારે અસંસર્ગનામની ત્રીજી યોગભૂમિકાને પ્રાપ્ત થયેલો કહેવાય. અસંસર્ગ બે પ્રકારનો છે, સામાન્ય તથા શ્રેષ્ઠ. 'હું કર્તાભોક્તા નથી, કોઈ બાધ્યબાધક નથી, સુખ વા દુઃખ પ્રારબ્ધકર્મને વા શ્રીઈશ્વરને અધીન છે, વિષયભોગો સર્પરૂપ વા મહારોગરૂપ છે, સંપત્તિ પરમઆપત્તિરૂપ છે, સંયોગો વિયોગોને માટેજ છે, ને બુદ્ધિને ચિંતાદિ રોગો લાગેલા છે,' ઇત્યાદિ વિચારવડે ચિત્તને વિષયોથી અસંગ રાખવા યત્ન કરે તે સામાન્ય અસંસર્ગ કહેવાય છે. પૂર્વોક્તભાવનાને લઈ મૌન તથા શાંત થાય તે શ્રેષ્ઠ અસંસર્ગ કહેવાય છે. ત્રીજી ભૂમિકાના અભ્યાસથી જ્યારે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે ત્યારે તે સર્વત્ર પરમતત્ત્વને અનુભવે છે. આ ચોથી યોગભૂમિકાને પામેલો કહેવાય છે. આ ભૂમિકાને પામેલો લોકને સ્વપ્નવત્ જુએ છે. પ્રથમની ત્રણ ભૂમિકાઓ જાગ્રત ને આ ચોથી ભૂમિકા સ્વપ્ન કહેવાય છે. પાંચમી ભૂમિકા સુષુપ્ત કહેવાય છે. તે ભૂમિકામાં ચિત્તમાં સત્ત્વગુણ બહુ બલવાન્ થયો હોય છે. તે જીવન્મુક્ત અંતર્મુખપણે રહેતો છતો બહિર્વૃત્તિવાળો પણ થાય છે. એ ભૂમિકાનો જેમ જેમ પરિપાક થતો જાય છે તેમ તેમ તે પુરુષ નિદ્રાળુજેવો પ્રતીત થાય છે. પછી ક્રમાત્ છઠ્ઠી તથા સાતમી ભૂમિકાનો ઉદય થાય છે. સાતમી ભૂમિકા વાણીને અગમ્ય ને સર્વ ભૂમિકાઓની સીમા છે. હે મુને! લોકને અનુસરવાનો, શરીરને અનુસરવાનો ને શાસ્ત્રને અનુસરવાનો ત્યાગ કરીને પોતાની ભ્રાંતિને દૂર કરો. અકારને વિશ્વ, ઉકારને તૈજસ ને મકારને પ્રાજ્ઞ સમજી સર્વનો ચિદાત્મામાં લય કરો. પછી તે ચિદાત્મા જે નિત્યશુદ્ધ, નિત્યબુદ્ધ, નિત્યમુક્ત, સત્, અદ્વય ને પરમાનંદરૂપ છે તે હું છું એમ ચિંતવ્યા કરો. આ સર્વ જગત્ આદિ, મધ્ય ને અંતમાં દુઃખરૂપ છે તેથી સર્વનો ત્યાગ કરી તત્ત્વમાં નિષ્ઠાવાળા થાઓ."

## ॥ १५ अद्वयतारकोपनिषद्नो सार ॥

ગર્ભ, જન્મ, જરા ને મરણરૂપ મહાન્ ભયથી તારે છે તેથી અદ્વયબ્રહ્મ તારક કહેવાય છે. જીવઈશ્વરને માયિક જાણી નામરૂપાદિ સર્વ વિશેષણોનો નિષેધ કરી જે અવશેષ રહે છે તે અદ્વયબ્રહ્મની પ્રાપ્તિમાટે અંતર, બાહ્ય ને મધ્ય આ ત્રણ લક્ષ્યનું અનુસંધાન કર્તવ્ય છે. શરીરમાં સુષુમ્ણાનાડી મૂલાધારથી બ્રહ્મરંધ્રપર્યંત ગયેલી છે. તેમાં પ્રકાશમય સૂક્ષ્મ કુંડલિની છે. તેને મનવડે અનુભવીને સાધક સર્વ પાપના વિનાશદ્વારા મુક્ત થાય છે. લલાટમાં તેજને અનુભવે છે તે સિદ્ધ થાય છે. તર્જનીના અગ્રવડે કાનનાં બંને છિદ્ર બંધ કરવાથી જે શબ્દ સંભળાય છે તેમાં મન સ્થિર કરવાથી તથા નેત્રમાં રહેલ કીકીના સ્થાનને અંતર્દૃષ્ટિવડે જોવાથી પુરુષ નિરતિશયસુખ પામે છે. એવી રીતે હૃદયમાં મન સ્થિર કરવાથી પણ અત્યંત આનંદ અનુભવાય છે. એ અંતર્લક્ષ્ય મુમુક્ષુઓએ અભ્યાસ કરવાયોગ્ય છે. હવે બહિર્લક્ષ્ય કહેવાય છેઃ—જે નાસિકાના અગ્રથી ચાર, છ, આઠ, દશ ને બાર આંગળ છેટે રહેલા આકાશને જોવાનો અભ્યાસ કરે છે તે ત્યાં પ્રતીત થતા રંગના અનુભવથી યોગી થાય છે. ચલદૃષ્ટિવડે આકાશ જોનાર પુરુષને દૃષ્ટિની આગળ પ્રકાશનાં કિરણો પ્રતીત થાય છે, તેના દર્શનવડે પણ પુરુષ યોગી થાય છે. તપેલા સોનાજેવા

પ્રકાશનાં કિરણો નેત્રના ખૂણામાં વા ભૂમિપર જોવાથી દૃષ્ટિ સ્થિર થાય છે. બ્રહ્મરંધ્રથી ઉપર દ્વાદશ આંગળ છેટે ચિત્તવૃત્તિ સ્થાપનારને મોક્ષલાભ થાય છે. બ્રહ્મરંધ્રમાં સ્થિત આકાશજ્યોતિનો અનુભવ કરવાથી ચિત્તની સ્થિરતા થાય છે. હવે મધ્યલક્ષ્યનું નિરૂપણ થાય છે:-ત્રિકુટીમાં પ્રતીત થતા પ્રકાશમય આકાશમાં દૃષ્ટિ સ્થિર કરવાથી વૃત્તિ સ્થિર થાય છે. તાલુમૂલના ઉપરના ભાગમાં મહાન્ પ્રકાશ છે તે યોગીઓવડે ધ્યાન કરવાયોગ્ય છે. સિદ્ધયોગીના નિવાસથી ભૂમિ પવિત્ર થાય છે, ને તેનાં દર્શનથી લોકો પવિત્ર થાય છે. હૃદયમાંના અંધકારને દૂર કરે તે ગુરુ કહેવાય છે ગુરુજ પરબ્રહ્મ, ગુરુજ પરમગતિ, ગુરુજ પરાવિદ્યા ને ગુરુજ પરમ ધન છે.

---

## ॥ १६ अध्यात्मोपनिषद्नो सार ॥

પૃથિવી આદિ ભૂતોમાં, મન આદિ ચાર અંતઃકરણોમાં તથા અન્યમાં જે તત્ત્વ વ્યાપીને રહ્યું છે તે સર્વ ભૂતોનો અંતરાત્મા છે. દેહ ને ઇંદ્રિયાદિમાં જે હું ને મારું એવી ભ્રાંતિ છે તે ભ્રાંતિ વિદ્વાને બ્રહ્મનિષ્ઠાવડે દૂર કરવી જોઈએ. બુદ્ધિ અને તેની વૃત્તિના સાક્ષીરૂપ પોતાના પ્રત્યગાત્માને જાણીને "તે હુંજ છું" એવી વૃત્તિવડે તેનાથી ભિન્નમાં આત્માની બુદ્ધિ હોય તો તે તજી દેવી જોઈએ. માતાપિતાના મલથી ઉપજેલા મલમાંસમય શરીરને ચંડાલની પેઠે દૂર તજીને (તેમાંથી હુંપણાની બુદ્ધિ તજી દઈને) બ્રહ્મરૂપ થઈને કૃતાર્થ થા. હે મુને! મહાકાશમાં ઘટાકાશની પેઠે પરમાત્મામાં આત્માને વિલીન કરીને સર્વદા અખંડભાવવડે શાંત થા. સ્વપ્રકાશ અધિષ્ઠાનમાં સ્થિત થઈ પિંડબ્રહ્માંડમાંથી રાગ તજ્યો. દેહાદિમાં આરૂઢ થયેલી હુંપણાની બુદ્ધિ ચિદાત્મામાં સ્થાપન કરી સર્વદા આત્મરૂપે સ્થિત થા. સર્વત્ર બ્રહ્મમાત્રના અવલોકનરૂપ સદ્ભાવનાના દૃઢપણાથી વાસનાનો ક્ષય થાય છે. બ્રહ્મનિષ્ઠામાં કદીપણ પ્રમાદ કરવો નહિ, કેમકે તેમાં પ્રમાદ એ મૃત્યુ છે એમ બ્રહ્મવેત્તાઓ કહે છે. પોતે બ્રહ્મા, પોતે વિષ્ણુ, પોતે ઇંદ્ર, પોતે શિવ ને પોતેજ આ સર્વ જગત્ છે, પોતાથી અન્ય કાંઈપણ નથી. પોતાના આત્મામાં આરોપિત સમગ્ર વસ્તુઓને દૂર કરવાથી પોતેજ અપરિચ્છિન્ન, અદ્વિતીય ને અક્રિય પરબ્રહ્મ થાય છે, એક વસ્તુમાં આ વિશ્વ એવી મિથ્યા કલ્પના છે. નિર્વિકાર, નિરાકાર ને નિર્વિશેષમાં ભેદ ક્યાંથી? દ્રષ્ટા દર્શન ને દૃશ્યાદિ ભાવરહિત, નિરામય, પરિપૂર્ણ, અદ્વિતીય, પરતત્ત્વ ને નિર્વિશેષ ચિદાત્મામાં ભેદ ક્યાંથી? એક આત્મરૂપ પરતત્ત્વમાં ભેદકર્તા કેવી રીતે રહી શકે? સુખમાત્ર સુષુપ્તિમાં ભેદ કોણે અનુભવ્યો છે? જગદ્રૂપ આ વિકલ્પ ચિત્તમાંથી ઉપજે છે, ચિત્તના અભાવમાં તે નથી તેથી પ્રત્યગભિન્ન પરબ્રહ્મમાં ચિત્તને એકાગ્ર કરવું. વૈરાગ્યનું ફલ જ્ઞાન, જ્ઞાનનું ફલ ઉપરામ ને ઉપરામનું ફલ સ્વાનંદના અનુભવથી થનારી શાંતિ છે. તેમાં જો ઉત્તરનો ઉદય ન થાય તો પૂર્વ નિષ્ફલ જાણવું. માયારૂપ ઉપાધિવાળું, જગતનું કારણ, સર્વજ્ઞપણાદિ લક્ષણવાળું, પરોક્ષ ને સત્યાદિરૂપ તત્ત્વ તે તત્વપદનું વાચ્ય છે. જે અંતઃકરણયુક્ત ચેતન હું એવા જ્ઞાન ને શબ્દના વિષયપણાવડે પ્રતીત થાય છે તે ત્વંપદનો વાચ્યાર્થ છે માયા ને અવિદ્યા જે ઈશ્વર તથા જીવના ઉપાધિ છે તેમનો બાધ કરીને સચ્ચિદાનંદ બ્રહ્મ અનુભવાય છે. વેદાંતવાક્યોવડે પ્રતિપાદિત અર્થનું અનુસંધાન તે શ્રવણ, યુક્તિવડે તેના સંભાવિતપણાનું અનુસંધાન તે મનન અને તે બંનેવડે સંશયરહિત થયેલા અર્થમાં સ્થાપન કરેલા ચિત્તની એકતાનતા તે નિદિધ્યાસન કહેવાય છે ધ્યાતાધ્યાનનો પરિત્યાગ કરી ક્રમથી ધ્યેયનેજ વિષય કરનારી વાયુવિનાના સ્થાનમાં રહેલા દીવાજેવી જે ચિત્તની અવસ્થા તે સમાધિ કહેવાય છે. ત્યારે આત્માને વિષય કરનારી વૃત્તિઓ તો અજ્ઞાત છે, પણ વ્યુત્થાન પામેલાના સ્મરણથી તે વૃત્તિઓના સદ્ભાવનું અનુમાન કરાય છે. આ અનાદિ સંસારમાં સંચય કરેલાં કરોડો કર્મો એ સમાધિવડે વિલીન થાય છે, ને શુદ્ધધર્મ વૃદ્ધિ પામે છે. જેથી આ સમાધિ અમુકઅકૃષ્ણરૂપ વા બ્રહ્માકારરૂપ અમૃતની અસંખ્ય ધારારૂપે વર્ષે છે તેથી યોગવેત્તાઓ આ સમાધિને ધર્મમેઘ કહે છે. આ સમાધિવડે વાસનાઓનો સમૂહ નિઃશેષ વિલીન થયે સતે તથા પુણ્યપાપનો સંચય

મૂલસહિત ભીખડી ગયે સતે "તે તું છે" આ મહાવાક્ય પ્રતિબંધવિનાનું થઈ પૂર્વે પરોક્ષજ્ઞાન ઉપજાવતું હતું તે હવે સ્પષ્ટ અપરોક્ષજ્ઞાન ઉપજાવે છે. ભોગ્યમાં વાસનાનો અનુદય તે વૈરાગ્યનો અવધિ, દેહાદિમાં અહંભાવના ઉદયનો અભાવ તે જ્ઞાનનો અવધિ ને લીન થયેલી વૃત્તિની અનુત્પત્તિ તે ઉપરતિની મર્યાદા છે. બ્રહ્મના અને આત્માના એકપણાને વિષય કરનારી વિકલ્પરહિત ચિન્માત્રવૃત્તિ તે પ્રજ્ઞા કહેવાય છે. તે પ્રજ્ઞા જેને સર્વદા હોય તે જીવન્મુક્ત કહેવાય છે. દેહેંદ્રિયોમાં હું એવો ભાવ ને તેનાથી ભિન્નમાં આ એવો ભાવ જેને કદીપણુ થતો નથી તે જીવન્મુક્ત કહેવાય છે. સત્પુરુષોવડે પૂજાયા છતાં ને દુર્જનોવડે પીડા પામ્યા છતાં જેઓ સમભાવમાં રહે છે તેઓ જીવન્મુક્ત કહેવાય છે. જેણે બ્રહ્મતત્ત્વને અનુભવ્યું તેને પૂર્વના જેવો રાગદ્વેષમુક્ત સંસાર હોતો નથી, ને જો પૂર્વના જેવો તેને સંસાર હોય તો તેણે બ્રહ્મતત્ત્વ જાણ્યું નથી. જ્યાંસુધી સુખાદિનો અનુભવ થાય છે ત્યાંસુધી પ્રારબ્ધ છે. "હું બ્રહ્મ છું" આ વિજ્ઞાનવડે કરોડો કલ્પથી એકત્ર કરેલાં સંચિત વિલીન થાય છે, જાગ્રતથી સ્વપ્નનાં કર્મની પેઠે. આકાશની પેઠે પોતાને અસંગ તથા ઉદાસીન જાણીને સંન્યાસી કદીપણુ કોઇપણુ ભાવિકર્મથી સંબંધ પામતો નથી. જેમ ગગન ઘટના યોગવડે મદ્યના ગંધથી લેપાતું નથી તેમ આત્મા ઉપાધિના યોગવડે તેના ધર્મથી લેપાતો નથી. પ્રારબ્ધકર્મ પોતાનું ફલ આપ્યા વિના જ્ઞાનથી નાશ પામતું નથી. "હું અજર અમર છું" એમ જે આત્માને જાણે છે તે આત્મારૂપે રહેનારને પ્રારબ્ધની કલ્પના કયાંથી? દેહરૂપે સ્થિતિ હોય તો પ્રારબ્ધ સિદ્ધ થાય, પણુ દેહમાં આત્મભાવ ઈષ્ટ નથીજ, તેથી પ્રારબ્ધ મિથ્યા છે. "આ શરીર કેમ સ્થિત થાય છે?" એવી શંકાવાળા જડ મનુષ્યોને સમાધાન આપવામાટે શ્રુતિ બાહ્યદૃષ્ટિવડે પ્રારબ્ધ કહે છે, પણુ વિદ્વાનોને દેહાદિનું સત્યપણું જણાવવામાટે તે પ્રારબ્ધ કહેતી નથી. એવી રીતે શ્રીસદ્‌ગુરુનો ઉપદેશ થયા પછી નિર્ગુણ, નિષ્ક્રિય, સૂક્ષ્મ ને નિરંજન પરમતત્ત્વને અપાંતરતમમુનિએ અનુભવ્યું.

———:૦:———

## ॥ १७ अथर्वशिखोपनिषद्नो सार ॥

પિપ્પલાદાદિ ઋષિઓએ ભગવાન્ અથર્વાને પૂછ્યું કેઃ—"હે ભગવન્! ધ્યાન કરવાયોગ્ય મંત્ર કયો? તે ધ્યેયમંત્રનું ધ્યાન શું? ધ્યાન કરનાર અધિકારી કોણુ? ને ધ્યેય દેવ કોણુ? આ કહો." તેના ઉત્તરમાં ભગવાન્ અથર્વા કહે છેઃ—"ૐ આ મંત્ર ધ્યાન કરવાયોગ્ય છે. ૐ આ અક્ષરના ચાર પાદો, ચાર દેવો ને ચાર વેદો ધ્યાન કરવાયોગ્ય છે. ચાર પાદવાળો આ અક્ષર પરબ્રહ્મ છે. આની પ્રથમ માત્રા પૃથ્વીરૂપ અકારક છે, તે ઋચાઓવડે ઋગ્વેદ છે, તેના અધિષ્ઠાતા બ્રહ્મા, ગણુદેવતા વસુઓ, છંદ ગાયત્રી ને અગ્નિ ગાર્હપત્ય છે. બીજી માત્રા અંતરિક્ષરૂપ ઉકાર છે, તે યજુષાઓવડે યજુર્વેદ છે, તેના અધિષ્ઠાતા રુદ્ર, ગણુ-દેવતા રુદ્રો, છંદ ત્રિષ્ટુપ ને અગ્નિ દક્ષિણાગ્નિ છે. ત્રીજી માત્રા સ્વર્ગરૂપ મકાર છે, તે સામોવડે સામવેદ છે, તેના અધિષ્ઠાતા વિષ્ણુ, ગણુદેવતા આદિત્યો, છંદ જગતી ને અગ્નિ આહવનીય છે. અંતમાં જે આની ચોથી અર્ધમાત્રા છે તે લુપ્તમકાર એટલે નાદ છે, તે અથર્વણમંત્રોવડે અથર્વવેદ છે, તેના અધિષ્ઠાતા સંવર્તકઅગ્નિ, ગણુદેવતા મરુતો, છંદ વિરાટ્ ને અગ્નિ એકઋષિ છે. આ ચોથીમાત્રા રમ્ય, પ્રકાશવાળી ને અન્ય પ્રકાશની અપેક્ષા નહિ રાખનારી છે. પહેલી માત્રા રાતી, બ્રાહ્મી ને બ્રહ્મરૂપ દેવતાવાળી છે; બીજી માત્રા અતિ ધોળી, રૌદ્રી ને રુદ્રદેવતાવાળી છે; ત્રીજી માત્રા કાળી, વૈષ્ણવી ને વિષ્ણુદેવતાવાળી છે; ને ચોથી માત્રા વીજળીજેવી, સર્વ વર્ણવાળી, અને ઈશ્વરદેવતાવાળી છે. તે આ ૐકાર, અકાર, ઉકાર, મકાર ને અર્ધ-માત્રરૂપ ચાર પાદવાળો, ને ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ આહવનીય ને એકઋષિરૂપ ચાર ઉત્તમ અંગવાળો છે. ચોથી અર્ધમાત્રા તે સૂક્ષ્મપ્રણુવ છે, ને હ્રસ્વ ૐ, દીર્ઘ ૐ, તથા પ્લુત ૐ તે સ્થૂલપ્રણુવ છે. ચોથા પાદરૂપ શાંતાત્મા પ્લુતપ્રયોગમાં અભિવ્યક્ત થાય છે. તે આત્મજ્યોતિ અનુપમ છે. તે પ્રણુવરૂપ અનાહત-

શબ્દ એકવાર આવર્તન કરવાયોગ્ય છે. તે આ એકવાર ઉચ્ચારેલો ૐ સર્વ પ્રાણોને ષટ્ચક્રના ભેદનવડે સુષુમ્ણાદ્વારાએ બ્રહ્મરંધ્રપ્રતિ લઈ જાય છે. તે આ પ્રાણોને ઉપર લઈ જાય છે તેથી ૐકાર કહેવાય છે, અને સર્વે પ્રાણોને નમાવે છે તેથી પ્રણવ કહેવાય છે. તે પ્રણવ ચાર વેદ ને ચાર દેવના કારણરૂપ હોવાથી ચાર પ્રકારે સ્થિત છે એમ ધ્યાન કરવું. તે પાદાદિને બુદ્ધિમાં ધારણ કરનાર પુરુષ આશ્રિતોને સર્વ દુઃખોથી તથા ભયોથી સારી રીતે તારે છે. તારણ કરનાર સર્વ પાદાદિનું વિષ્ણુ ધ્યાન કરતા હવા. એવી રીતે ધ્યાન કરનાર સર્વને જિતે છે. સર્વ ઇંદ્રિયોને સ્થિર કરી ધ્યાન કરવાથી બ્રહ્મા પણ મહત્પણાને પામ્યા છે. જે એવા ફલની ઇચ્છાવાળો હોય તે ધ્યાતા જાણવો. શ્રીમહેશ્વર ધ્યાન કરવાયોગ્ય દેવ છે, કેમકે તેમાંથી સર્વ ઉપજે છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇશ્વર ને બ્રહ્મ એમ પાંચ પ્રકારે પાંચ-દેવતાવાળો પણ પ્રણવ કહેવાય છે. तत्राधिकं क्षणमेकमास्थाय क्रतुशतस्यापि फलमवाप्नोति कृत्स्नमोंकारगतं ॥ (તેમાં ૐકારમાં રહેલા માત્રાદિકનું એક ક્ષણ ધ્યાન કરીને પુરુષ સો યજ્ઞથી પણ અધિક ફલ પામે છે.) એવી રીતે કલ્યાણ કરનાર પરમાત્મા જ એક ધ્યેય છે."

---

## ॥ १८ अथर्वशिरउपनिषदूनो सार ॥

ઇંદ્રાદિ દેવો બ્રહ્મલોકમાં ગયા. ત્યાં શ્રીરુદ્રને ( સર્વ દુઃખનો નાશ કરનારને વા જગતની ઉત્પત્તિ સ્થિતિ ને લય કરનારને ) જોઈ તે દેવો તેમને પૂછવા લાગ્યા કેઃ-" હે ભગવન્! આપ કોણ છો?" તેના ઉત્તરમાં ભગવાન્ રુદ્રે કહ્યું કેઃ-"જગતની ઉત્પત્તિની પૂર્વે હું એક હતો, વર્તમાનમાં હું એક છું, ને ભવિષ્યમાં પણ હું એકજ રહીશ, ત્રણે કાલમાં મારાથી ભિન્ન અન્ય કોઈ નથી." પછી દેવો પ્રતિ ભગવાન્ રુદ્રે અદશ્યરૂપે પોતાનું સર્વાત્મપણું કહી જે મને જાણે છે તે સર્વને જાણે છે એમ જણાવ્યું. તેમનું દર્શન કરવા ઇચ્છતા તથા તેમના વચનોનું શ્રવણ કરવા ઇચ્છતા દેવોએ ભગવાન્ રુદ્રની આપ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, ઉમા, ગણપતિ, સ્કંદ, ઇંદ્ર, અગ્નિ, ભૂર્લોક ભુવર્લોક, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપલોક, સત્યલોક, પૃથિવીતત્ત્વ, જલતત્ત્વ, અગ્નિતત્ત્વ, વાયુતત્ત્વ, આકાશતત્ત્વ, સૂર્યમંડલમાં રહેલ પુરુષ, ચંદ્રમંડલમાં રહેલ પુરુષ, નક્ષત્રમંડલમાં રહેલા પુરુષો, નાસિકા, વાણી, જીભ, નેત્ર, કાન, મન, હાથ ને ત્વચારૂપ આઠ ગ્રહો, પ્રાણ, કાલ, ( સર્વની ઉત્પત્તિ સ્થિતિ ને લયનું કારણ, ) યમ, ( મરણપછી પ્રાણીઓના નિયંતા, ) મૃત્યુ, ( સર્વના ધારણ કરેલા શરીરના પરિત્યાગનું કારણ, ) કર્મફલ, ભૂત, વર્તમાન, ભવિષ્ય, સ્થાવરજંગમ, મહાભૂતોમાંથી ઉપજેલો પ્રપંચ, જડચેતન ને સર્વના અધિષ્ઠાનરૂપ છો. એવા ભાવની સ્તુતિ કરી તેમને પુનઃ પુનઃ નમસ્કાર કર્યા. સ્તુતિ કરનાર તે દેવોને ॐ भूर्भुवः सुवः स्वाहा जनदोम् अपाम सोममृता अभूम ॥ ( અમે સોમનું પાન કર્યું તેથી અમે અમર થયાઃ—મહેશ્વરના સાક્ષાત્કારથી અમે અવિનાશી થયા, ) ઇત્યાદિ વચનોવડે દેવોએ પોતાની કૃતાર્થતા જણાવી શ્રીરુદ્રને નમસ્કાર કર્યા.

હૃદયમાં રહેલા પ્રાણમાં સર્વ દેવો રહ્યા છે. શ્રીમહેશ્વર પણ હૃદયમાં રહ્યા છે. તે મહેશ્વર ૐકારરૂપ છે. હવે ૐકાર તથા તેના પર્યાયોનાં નામોનાં કારણો કહેવાય છેઃ—ૐકારનું ઉચ્ચારણ કરવાથી સર્વ શરીર ઊર્ધ્વ થઈ પ્રાણ ઉપર જવા લાગે છે તેથી તે ૐકાર કહેવાય છે. ઉચ્ચારણ કરનારને તે ઋગ્આદિ ચાર વેદની પ્રાપ્તિ કરે છે તેથી તે પ્રણવ કહેવાય છે. ૐકારનું ઉચ્ચારણ કરવાથી સાધક તેવડે પ્રતિપાદ્ય બ્રહ્મને પામે છે તેથી તે સર્વવ્યાપી કહેવાય છે. તેનું ઉચ્ચારણ કરવાથી દશે દિશામાં અંત પ્રતીત થતો નથી તેથી તે અનંત કહેવાય છે. તેનું ઉચ્ચારણ સંસારસાગરથી તારે છે તેથી તે તાર કહેવાય છે. તેનું ઉચ્ચારણ કરવાથી પુરુષ સૂક્ષ્મ થઈને સ્થાવરજંગમશરીરોને અધીન કરે છે તેથી તે સૂક્ષ્મ કહેવાય છે. તેનું ઉચ્ચારણ નાડીસમૂહના દોષોને દૂર કરે છે, તથા કાર્ય સહિત અજ્ઞાનનો વિનાશ કરે છે, તેથી તે શુક્લ કહેવાય છે. તેનું ઉચ્ચારણ

यच्छून्यवादिनां शून्यं ब्रह्म ब्रह्मविदां च यत् ।
विज्ञानमात्रं विज्ञानविदां यदमलात्मकम् ॥

पुरुषः सांख्यदृष्टीनामीश्वरोयोगवादिनाम् ।
शिवः शैवागमस्थानां कालः कालैकवादिनाम् ॥

यत्सर्वशास्त्रसिद्धांतं यत्सर्वहृदयानुगम् ।
यत्सर्वं सर्वगं वस्तु यत्तत्त्वं तदसौ स्थितः ॥

**ભાવાર્થ:**—*જે શૂન્યવાદીઓનું શૂન્ય, જે બ્રહ્મવેત્તાઓનું બ્રહ્મ, જે વિજ્ઞાનવાદીઓનું નિર્મલ વિજ્ઞાનમાત્ર, જે સાંખ્યજ્ઞાનવાળાઓનો પુરુષ, જે યોગવાદીઓના ઈશ્વર, જે શૈવાગમમાં નિષ્ઠાવાળાના શિવ, જે કાલને માનનારાઓના કાલ, જે સર્વ શાસ્ત્રના સિદ્ધાંતરૂપ, જે સર્વના હૃદયમાં સ્થિત, જે સર્વરૂપ, જે સર્વવ્યાપક વસ્તુ, તથા જે પારમાર્થિક તત્ત્વ છે તેમાં તે નિદાઘનામના મુનિ ચિત્તની એકાગ્રતાવડે સ્થિત થયા.*

*જેને કોઈ ઇચ્છા હોય તે તેની સિદ્ધિને માટે સાધન કરે છે, ઇચ્છારહિત પરિપૂર્ણને કદિપણ ઇચ્છા સંભવતી નથી સર્વ ઇચ્છાઓનો સમૂહ સારી રીતે શાંત થયે આત્માની પ્રાપ્તિ થાય છે ઇચ્છારહિત થયેલો પુરુષ સિદ્ધિઓના સમૂહને કેમ ઇચ્છે ? સૂર્ય અત્યંત શીતલ થાય, ચંદ્ર અત્યંત ઉષ્ણ થાય, ને અગ્નિ નીચી જ્વાલાવાળો થાય તોપણ જીવન્મુક્તને વિસ્મય થતો નથી. દોરડીમાં સર્પની પેઠે અધિષ્ઠાનરૂપ પરમતત્ત્વવિષે કલ્પિત આશ્ચર્યસમૂહોમાં જ્ઞાનીને કુતૂહલ ઉપજતું નથી. સુખદુઃખ જેના ચિત્તને ચલાયમાન કરી શકતાં નથી તેનું ચિત્ત મરણ પામ્યું એમ જાણવું. ચિત્તનો નાશ બે પ્રકારનો છે, સરૂપ ને અરૂપ જીવન્મુક્તના ચિત્તનો સરૂપનાશ થાય છે, ને વિદેહમુક્તના ચિત્તનો અરૂપનાશ થાય છે. ચિત્તના સદ્‌ભાવવડે દુઃખ ને ચિત્તના નાશવડે સુખ થાય છે માટે ચિત્તના સદ્‌ભાવનો ક્ષય કરવો. ચિત્તરૂપ વૃક્ષનાં બે બીજ છે, એક પ્રાણની ગતિ, ને બીજી દઢવાસના. જ્યારે પ્રાણની ગતિ થાય છે ત્યારે ચિત્ત જાગ્રત્ થાય છે, તેમજ વાસનાથી પણ ચિત્ત ચલાયમાન થાય છે. પ્રાણાયામવડે ને ધ્યાનવડે ચિત્ત શાંત થાય છે. દઢવેગવડે પૂર્વાપરનો વિચાર ત્યજી પદાર્થનું જે ગ્રહણ તે વાસના કહેવાય છે. જ્યાંસુધી મન વિલીન ન થાય ત્યાંસુધી વાસનાનો ક્ષય થતો નથી, જ્યાંસુધી વાસના ક્ષીણ ન થાય ત્યાંસુધી ચિત્ત શાંત થતું નથી ને જ્યાંસુધી તત્ત્વનું વિજ્ઞાન ન થાય ત્યાંસુધી ચિત્તની શાંતિ ક્યાંથી થાય ? જ્યાંસુધી ચિત્ત શાંત ન થાય ત્યાંસુધી તત્ત્વજ્ઞાન થાય નહિ. જ્યાંસુધી વાસનાનો નાશ ન થાય ત્યાંસુધી તત્ત્વજ્ઞાન કેમ થઈ શકે ? અને જ્યાંસુધી તત્ત્વજ્ઞાન ન થાય ત્યાંસુધી વાસનાનો ક્ષય પણ ન થાય. એવી રીતે તત્ત્વજ્ઞાન, મનોનાશ ને વાસનાક્ષય પરસ્પર કારણપણાને પામે છે. જિજ્ઞાસુએ ભોગેચ્છાનો દૂરથી ત્યાગ કરી એ ત્રણેનો સાથે ચિરકાલ અભ્યાસ કરવો જોઈએ. ત્રણેનો ચિરકાલ આદરપૂર્વક સાથે અભ્યાસ કરવામાં આવે તો હૃદયની દઢ ગ્રંથિઓ નિઃશેષ તુટી જાય છે. શ્રીગુરુએ આપેલી યુક્તિવડે પ્રાણાયામનો દઢ અભ્યાસ કરવાથી તથા આસનની ને ભોજનની યુક્તિથી પ્રાણની ગતિ નિરોધ પામે છે નિઃસંગ રહી વ્યવહાર કરવાથી, સંસારના સત્યપણાની ભ્રાંતિ ત્યજવાથી, ને શરીરનો વિનાશ વિચારવાથી વાસના દૂર થાય છે. જેમાં વાસના લીન થયેલી છે એવી સુષુપ્તિ મોક્ષ આપનારી નથી, પણ જેમાં વાસના નિર્બીજ થયેલી છે તે તુર્યા મોક્ષ આપનારી ગણાય છે. વાસના, અગ્નિ, ઋણ, વ્યાધિ, શત્રુ, સ્નેહ, વેર ને વિષ થોડાં અવશેષ રહ્યાં હોય તો પણ પીડા કરે છે, તેથી તેમનો નિઃશેષ નાશ કરવો જોઈએ. નાસિકાની બહાર બાર આંગળ નાસિકાદ્વારા નીકળેલો પ્રાણ લીન થાય છે, ને ત્યાંથી ઉઠેલો અપાન શરીરની અંતર હૃદયમાં લીન થાય છે. તે સ્વચ્છના ચૈતન્યમાં ક્રમથી જ્યારે પ્રાણ બહાર નીકળી અપાનમાં અસ્ત પામ્યો હોય ને ત્યાંથી અપાનનો ઉદ્‌ભવ ન થાય ત્યાંસુધી, તથા અપાન હૃદયમાં લીન થયો હોય ને ત્યાંથી પ્રાણનો ઉદ્‌ભવ ન થાય ત્યાંસુધી, ચિત્તને સ્થિર કરવું આથી પ્રાણની તથા ચિત્તની સ્થિરતા થાય*

છે. બુદ્ધિવડે આ સર્વ ત્યજીને જો તમે નિશ્ચલ રહેશો તો અહંકારનો વિલય થયે તમે જ પરમપદ છો. 'અદ્વિતીય, આદિઅંતથી રહિત, ચિન્માત્ર અવિદ્યાદિરૂપ મલથી રહિત, વ્યાપક ને આકાશથી પણ અત્યંત સૂક્ષ્મ જે બ્રહ્મ છે તે હું છુ એમાં સંશય નથી. હું બદ્ધ નથી, હું મુક્ત નથી, પણ નિરામય બ્રહ્મજ છું દ્વૈતભાવથી વિમુક્ત છું, ને સચ્ચિદાનંદરૂપ છું, એવી ભાવના યત્નવડે કરો, તેથી જીવન્મુક્ત થશો. આ રમ્ય છે, ને આ રમ્ય નથી, આવી ભાવના દુઃખના પ્રવાહનું મૂલ છે તેને સમભાવરૂપ અગ્નિવડે દગ્ધ કરે સને દુઃખનો અવસર ક્યાંથી ? જ્યારે સર્વ ભૂતોને પોતાના આત્મામાંજ જુએ છે, અને સર્વ ભૂતોમા પોતાના આત્માને જુએ છે ત્યારે તે બ્રહ્મને પામે છે. સમાધિમાં સ્થિત થયેલો જ્યારે સર્વ ભૂતોને જોતો નથી, ને પરમાત્માથી એકીભૂત થાય છે, ત્યારે તે કેવલરૂપ થાય છે. શાસ્ત્રના ને સત્પુરુષના સમાગમવડે વૈરાગ્યનું તથા અભ્યાસનું અનુષ્ઠાન થવા લાગે તે મુમુક્ષુપણું આપનારી પહેલી ભૂમિકા જાણવી, વિચારપૂર્વક પૂર્વોક્ત પ્રવૃત્તિ થાય તે વિચારણાનામની બીજી ભૂમિકા, અસંગભાવના થાય તે ત્રીજી ભૂમિકા, વાસનાનો વિલય થાય તે ચોથી ભૂમિકા, શુદ્ધચૈતન્યઘન આનંદરૂપે સ્થિતિ તે પાંચમી ભૂમિકા, આમાં અર્ધંજાગતાજેવો ને અર્ધસૂતાજેવો જીવન્મુક્ત રહે છે, અસંવેદનરૂપ (બહારના પદાર્થના જ્ઞાનના અભાવરૂપ) છઠ્ઠી ભૂમિકા, તે આનંદઘનરૂપ ને સુષુપ્તિજેવી સ્થિતિ છે, અને તુર્યાવસ્થારૂપ સાતમી ભૂમિકા મુક્તિરૂપ છે. પ્રથમની ત્રણ ભૂમિકા જાગ્રત્ કહેવાય છે, કેમકે તેમાં જગત્‌ની સત્યતાની પ્રતીતિ મટેલી નથી. ચોથી અવસ્થા સ્વપ્ન કહેવાય છે, કેમકે તેમાં જગત્ સ્વપ્નજેવુ જણાય છે, ને પાંચમી અવસ્થા સુષુપ્તિ કહેવાય છે, કેમકે તેમાં જગત્‌ની વિસ્મૃતિ રહેવા લાગે છે. છઠ્ઠી ગાઢસુષુપ્તિને સાતમી ઘનસુષુપ્તિ કહેવાય છે, કેમકે તેમાં જગત્‌ની અધિકતર ને અધિકતમ વિસ્મૃતિ થયેલી હોય છે. 'હુ નિર્લેપ, અજર, રાગરહિત, વાસનારહિત, નિરવયવ ને ચિદાકાશરૂપ છુ, ' એમ જાણીને વિદ્વાન્ શોક કરતો નથી. ' તૃણના અગ્રમાં, આકાશમાં, સૂર્યમાં, માણસોમાં, નાગોમાં, અને દેવોમાં જે રહે છે તેજ હુ છું, ' એમ જાણીને જ્ઞાની શોક કરતો નથી. જ્ઞાની તીર્થમાં શરીર ત્યજો, વા ચાંડલાના ઘરમાં શરીર ત્યજો, આ વાસનારહિત થયેલો જ્ઞાની જ્ઞાનના પ્રાપ્તિકાલમાંજ મુક્ત છે. સંકલ્પજ બંધનનું કારણ છે તેથી તેનો પરિત્યાગ કર, અને અસંકલ્પથી મોક્ષ થાય છે તેથી તેનો બુદ્ધિવડે અભ્યાસ કર. સર્વ દ્વૈતની નિવૃત્તિ કરવી એજ અધ્યાત્મશાસ્ત્રોનો સિદ્ધાંત છે. અંતરમાંથી સર્વનો પરિત્યાગ કરી બહાર જે વ્યવહાર પ્રાપ્ત થાય તેને યથાયોગ્ય આચર. ચિત્તની સત્તા પરમદુઃખ ને ચિત્તનો ત્યાગ પરમસુખ છે આથી ચિત્તનો ચિદાકાશમાં ક્ષય કર. રમ્ય અથવા અરમ્યને જોઈ સર્વદા પાષાણની પેઠે સ્થિત થવું જોઈએ. આટલા પોતાના યત્નવડે સંસાર જિતાય છે."

———:o:———

## ॥ २० अमृतनादोपनिषदूनो सार ॥

બુદ્ધિમાન્ પુરુષ શાસ્ત્રોનું પાઠથી ને અર્થથી અધ્યયન કરીને, તથા પોતાના શિષ્યોના ઉપદેશમાટે પુનઃ પુનઃ તેમની આવૃત્તિ કરીને, ને પરમબ્રહ્મને સંશયવિપર્યયરહિત જાણીને, પછી મણિને શોધવા માટે લીધેલા બળતા લાકડાનો મણિની પ્રાપ્તિ થયા પછી મનુષ્ય જેમ ત્યાગ કરે છે તેમ તે શાસ્ત્રોનો પરિત્યાગ કરે. ૐકારરૂપ રથપર વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ ને તુરીયરૂપે ચડીને અને બુદ્ધિને સારથિ કરીને બ્રહ્મનુ શોધન કરનારો પુરુષ પરમાત્માના આરાધનમાં તત્પર થાય. ૐકારચિંતનનો નિરોધ થાય ત્યાંસુધી ૐકારનું ચિંતન કરવુ. "હુ બ્રહ્મ છું" એમ જાણીને ૐકારચિંતનનો નિરોધ ને ૐકારચિંતન ત્યજીને પુરુષ આનંદરૂપ આત્માને પામે છે. અકારાદિ માત્રાઓ, સ્થૂલાદિ શરીરો ને વિશ્વાદિ પદોને ત્યજીને અકારાદિરહિત બિંદુવડે સાધક મનવાણીથી પર આનંદરૂપ સ્વયંપ્રકાશને આત્મપણાવડે પામે છે. શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોને, વાગાદિક પાંચ કર્મેદ્રિયોને અને અતિચંચલ મનને બુદ્ધિનાં કિરણો ચિંતવવાં તે પ્રત્યાહાર કહેવાય છે પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, તર્ક ને સમાધિ આ ષડંગ યોગ કહેવાય છે. જેમ ગાળીને શોધવાથી પર્વતની રજતાદિ ધાતુના મલો બળી જાય છે તેમ ઇંદ્રિયોએ તથા મને કરેલા દોષો પ્રાણના નિરોધથી બળી જાય છે. પ્રાણાયામોવડે ઇંદ્રિયાદિએ કરેલા દોષો બાળે, અને ધારણા

ધ્યાન ને સમાધિવડે રાગદ્વેષાદિના સંસ્કારોનો ક્ષય કરે. તે સસ્કારોનો વિનાશ કરીને આત્માનું ચિંતન કરે. પ્રણવસહિત સાત વ્યાહૃતિઓ, પ્રણવસહિત ગાયત્રી ને પ્રણવસહિત ગાયત્રીના શિરને મધ્યમ રીતે ત્રણ વાર મનમાં જપતાંસુધી અથવા એક સો છ્યાસી પ્રણવ મનમાં જપતાંસુધી પ્રાણને રોકવો તે પ્રાણાયામ કહેવાય છે. આધારચક્રથી ઊપાડેલા પ્રાણવાયુને ઉદરમાંથી બેમાંના એક નાસાપુટદ્વારા બહાર કાઢી ઉદરને સ્થૂલપ્રાણવાયુ રહિત કરી સ્થિત થવું તે રેચકપ્રાણાયામ કહેવાય છે. બહારના વાયુને બેમાંના એક નાસાપુટવડે નાભિપર્યંત અંતર ખેંચવો તે પૂરકપ્રાણાયામ કહેવાય છે. ઉચ્છ્વાસ ન કરે, નિઃશ્વાસ ન કરે, ને મસ્તકાદિ અવયવોને ડોલાવે નહિ. એવી રીતે પ્રાણને શરીરમાં સ્થિર રાખે તે કુંભક કહેવાય છે. રાગદ્વેષ રહિત બુદ્ધિવડે ઇંદ્રિયોના વિષયો ગ્રહણ કરે, ને શરીરમાંથી અહંતામમતા શિથિલ કરે તે પ્રશાંત કહેવાય છે. આત્માને આકારે અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ચલાવવાનો યત્ન કરવો તે ધારણા કહેવાય છે શાસ્ત્રાનુસાર કલ્પના કરવી તે તર્ક કહેવાય છે. સર્વત્ર એક આત્માનું જ્ઞાન તે સમાધિ કહેવાય છે. સર્વ દોષરહિત રમ્ય ભૂમિપર દર્ભાસનાદિ પાથરી પ્રણવના જપવડે ભૂતપ્રેતાદિથી મનોમયી રક્ષા કરી પદ્માસન, સ્વસ્તિકાસન, અથવા ભદ્રાસન કરીને ઉત્તરાભિમુખે બેસવું એક નાસિકાપુટને અંગૂઠાવડે વા આંગળીઓવડે દાબીને બીજા નાસિકાપુટદ્વારા બહારના વાયુને શરીરની અંતર આકર્ષણ કરીને શરીરમાં અગ્નિનું તથા ૐકારનું અભેદવડે ચિંતન કરી પછી પરબ્રહ્મનું ધ્યાન કરવું ૐ આ એક અક્ષરબ્રહ્મનો વાચક છે તેથી તેનો પરિત્યાગ ન કરે તે દિવ્યમંત્રવડે બહુ પ્રકારે અંતઃકરણના દોષોનો નાશ કરે. પ્રથમ પૂરકકાલે તથા રેચકકાલે પ્રાણવાયુનો સ્પર્શ નાભિપર્યંત થાય એમ અભ્યાસ કરે. દૃષ્ટિને ઉંચે, નીચે તથા પડખે નહિ જવા દેતાં તથા શરીરને કંપરહિત સ્થિર રાખી નિરંતર યોગાભ્યાસ કરે. તાલા, (પ્રાણવાયુના પરસ્પરના સંઘટ્ટનનો પ્રકાર,) માત્રા, (પ્રાણવાયુની સ્થિતિનો કાલવિશેષ,) આયામ, (પ્રાણવાયુનું દીર્ઘપણું,) ધારણા (પ્રાણવાયુનું પ્રદેશવિશેષમાં સંસ્થાપન) ને યોજન (પ્રાણવાયુનો અગ્નિ આદિની સાથે સંબંધ કરવો) આ પાંચ ભેદો શીખવાયોગ્ય છે. પ્રાણાયામનો પ્રથમ અભ્યાસ કરનારે બાર પ્રણવનો મધ્યમસ્વરે માનસ જપ કરતાંસુધી પ્રાણવાયુને રોકે પ્રાણને જ્યાં લઈ જવાનો હોય છે ત્યાં પ્રથમ મનને સ્થાપી પછી પ્રાણને ત્યાં લઈ જવાય છે, તેથી જે માર્ગે પ્રાણને લઈ જવાનો છે તે માર્ગનું ચિંતન કરે મૂલાધાર, સુષુમ્ણાનું મુખ, હૃદય, મૂર્ધા ને સૂર્યમાનું છિદ્ર એ પ્રાણકલાને લઈ જવાનો માર્ગ છે. ભય, ક્રોધ, આલસ્ય, અતિનિદ્રા, અતિજાગરણ, અલ્પાહાર ને ઉપવાસનો યોગાભ્યાસી સર્વદા ત્યાગ કરે. પૂર્વોક્ત વિધિવડે નિત્ય સારી રીતે અભ્યાસ કરવાથી ત્રણ માસે દૂરથી નાનાપ્રકારના શબ્દાદિનું શ્રવણ થાય છે, ચાર માસે દેવોને જુએ છે, ને પાંચ માસે એવાં જ્ઞાનોની વૃદ્ધિ થઈ છઠ્ઠે માસે સ્વયંપ્રકાશ આત્માનો અનુભવ કરે છે. પૃથિવીતત્ત્વની ધારણામાં પ્રણવને પાંચ માત્રાપર્યંત, ઉચ્ચારે, જલતત્ત્વની ધારણામાં ચાર માત્રાપર્યંત, તેજસ્તત્ત્વની ધારણામાં ત્રણ માત્રાપર્યંત, વાયુતત્ત્વની ધારણામાં બે માત્રાપર્યંત ને આકાશતત્ત્વની ધારણામાં એક માત્રાપર્યંત ઉચ્ચારે. પ્રણવનું અમાત્રરૂપ આત્મા છે એમ ચિંતન કરે નિરંતર યોગાભ્યાસમાં તત્પર રહેતા ઇચ્છનાર સંધ્યાવંદનાદિ મનવડે કરી અમાત્રરૂપ આત્માનું અંતઃકરણવડે ચિંતન કર્યા કરે. આધારચક્રથી કંઠસુધી ત્રીશ આંગળપર્યંત રહેલો સામાન્ય પ્રાણવાયુ દૃશ્ય છે, ને દ્રષ્ટા જે આત્મા તેનો તે વિષય છે. પ્રાણ હૃદયમાં, અપાન ગુદામાં, સમાન નાભિમાં, ઉદાન કંઠમાં ને વ્યાન સર્વ અંગોમાં રહે છે. પ્રાણવાયુ રાતો, અપાનવાયુ અતિરાતો, સમાનવાયુ અતિધોળો, ઉદાનવાયુ સામાન્ય ધોળો ને વ્યાનવાયુ જ્વાલાજેવા રંગવાળો છે. જે પુરુષ પ્રાણવાયુવડે બ્રહ્મરંધ્રનું ભેદન કરી બ્રહ્મલોકમાં જવાના સામર્થ્યવાળો છે તે પુરુષ ગમે તે સ્થાનમાં મરે તોપણ પુનરાવૃત્તિ પામતો નથી.

——[ * ]——

## ॥ २१ अमृतबिंदूपनिषद्‌नो सार ॥

शुद्ध अने अशुद्ध एम मन बे प्रकारनुं छे, तेमां विषयोनी अभिलाषावाळुं मन अशुद्ध कहेवाय छे. अने विषयोनी अभिलाषाथी रहित मन शुद्ध कहेवाय छे. अंतःकरणुज मनुष्योना बंध अने मोक्षमां निमित्त छे. विषयोमां आसक्त अंतःकरणु बंधमां निमित्त छे, ने विषयोनी अभिलाषाथी रहित अंतःकरणु मोक्षमां निमित्त छे, जेथी विषयाभिलाषाथी रहित अंतःकरणुनो अविद्यादि बंधनोथी मोक्ष अंगीकार कराय छे तेथी मुमुक्षुए पोताना अंतकरणुने नित्य निर्विषय करवुं जोईए. विषयोनी अभिलाषाथी मोकळुं थयेलुं ने हृदयमां सारी रीते निरोध पामेलुं मन ज्यारे जीवब्रह्मना एकपणानुं ज्ञान पामे छे त्यारे ते परमपदरूप थाय छे. हृदयमां स्थित थई विनाश पामे त्यांसुधी ते मननो निरोध करवो जोईए. आ मननो निरोध ते ज्ञान तथा ध्यान छे, ने तेनाथी भिन्न तो मात्र युक्तिओनो विस्तार छे. प्रथम प्रणववडे ब्रह्मनुं ध्यान करे, पछी प्रणवनी स्थिरता थये तेना अधिष्ठान ब्रह्मनुं ध्यान करे. तेना अनुभववडे अविद्यानी निवृत्ति थाय छे. तेज निरवयव, निर्विकल्प, निश्चल ने निरंजन ब्रह्म छे. "ते ब्रह्म हुं छुं" एम जाणीने पुरुष ब्रह्मने पामे छे. सर्व प्रकारना विकल्पथी रहित, अनंत, हेतु तथा दृष्टांतथी रहित, प्रमाणोना अविषयरूप ने अनादि तत्त्वने जाणीने ज्ञानी मोक्ष पामे छे. जाग्रत, स्वप्न ने सुषुप्तिमां ते त्रणु अवस्थाथी भिन्न एकज आत्मा अंगीकार करवायोग्य छे. एम अनुभवनारने पुनर्जन्म थतो नथी.

एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥ १ ॥

भावार्थः—एकज स्थावरजंगमना आत्मा सर्व प्राणीओना शरीरमां स्थित छे. जेम जलमां चंद्रनुं प्रतिबिंब पडे छे तेम आ परमात्मा पणु एक उपाधिमां एक प्रकारना ने घणा उपाधिओमां घणा प्रकारना जणाय छे.

विद्या बे प्रकारनी छे, शब्दब्रह्म ने परब्रह्म. शब्दब्रह्मरूप शास्त्रमां कुशल परब्रह्मने पामे छे. ज्ञानविज्ञानमां तत्पर थयेलो बुद्धिमान् शास्त्रनो अभ्यास करीने धान्यनी इच्छावाळो जेम पराळनो त्याग करे छे तेम सर्व शास्त्रनो त्याग करे. जेम अनेक रंगवाळी गायोनुं दूध एक रंगवाळुं छे तेम वेदोनी भिन्न भिन्न शाखाओमां ज्ञान एक प्रकारनुं छे. दूधमां जेम माखणु गुप्तरूपे रह्युं छे तेम सर्व शरीरोमां आत्मा गुप्तरूपे रह्यो छे. तेनुं अंतःकरणुवडे सर्वदा चिंतन करवुं जोईए.

——:०:——

## ॥ २२ अवधूतोपनिषद्‌नो सार ॥

सांकृतिनामना कोई ऋषि भगवान् दत्तात्रेय अवधूतनी समीप जईने तेमने पूछता हवाः—"हे भगवन्! अवधूत कोणु? तेनी स्थिति केवी होय? तेनुं लक्षणु केवुं होय? ने तेनुं भ्रमणु केवुं होय?" तेना उत्तरमां परमकारुणिक भगवान् दत्तात्रेय बोल्याः—"अक्षरपणाथी, वरेण्यपणाथी, (श्रेष्ठपणाथी) धूत (दूर करी नांखेलां) संसारबंधनथी ने तत्त्वमसि (ते तुं छे) ईत्यादिना लक्ष्यपणाथी अवधूत एम कहेवाय छे. आश्रमोनुं तथा वर्णोनुं उल्लंघन करीने जे सर्वदा आत्मामांज स्थित होय ते अतिवर्णाश्रमी योगी अवधूत कहेवाय छे. तेनुं स्वेच्छानुसार भ्रमणु छे. ते वस्त्रसहित वा वस्त्ररहित पणु होय. ते कर्तव्यना अवधिने प्राप्त थयो होय छे. ते आ प्रमाणे विचारे छेः-आ लोकना तथा परलोकना फलनी सिद्धिमाटे अने मुक्तिनी सिद्धिमाटे मारे पूर्वे बहु कर्तव्य हतुं, ते सर्वे हवे समाप्त थयुं. दुःखी अज्ञानीओ पुत्रादिनी अपेक्षाए इच्छानुसार भमो, परमानंदथी पूर्ण हुं शी इच्छावडे भ्रमणु करुं? परलोक प्राप्त करवानी इच्छावाळा कर्मोनुं

અનુષ્ઠાન કરો, સર્વ લોકરૂપ હું શાથી કેવી રીતે કર્મોનું અનુષ્ઠાન કરું ? જેઓ અધિકારી હોય તેઓ શાસ્ત્રોનું વ્યાખ્યાન કરો, ને વેદોનું અધ્યયન કરાવો, અક્રિયપણાથી મને તો તેમાં અધિકાર નથી. હું નિદ્રા, ભિક્ષા, સ્નાન, ને શૌચ કરતો નથી, ને ઇચ્છતો નથી. જોનારાઓ જો મારે વિષે તે કલ્પે તો તે અન્યની કલ્પનાથી મને શું થાય ? કાંઈ નહિ. જેમ વાનરાઓ ચણોઠીના ઢગલામાં અગ્નિનો આરોપ કરે તો તેથી તે ચણોઠીના ઢગલા કોઈ પદાર્થને બાળતા નથી તેમ અન્ય જનોએ આરોપ કરેલા સંસારના ધર્મોને હું સેવતો નથી. જેઓ તત્ત્વને જાણતા નથી તેઓ ભલે શ્રવણ કરે, હું તત્ત્વને જાણું છું તેથી શામાટે શ્રવણ કરું ? સંશયી ભલે મનન કરે, હું સંશયરહિત છું તેથી મનન કરતો નથી. વિપર્યયવાળા ભલે નિદિધ્યાસન કરે, હું શરીરમાં આત્મપણાની ભ્રાંતિ સેવતો નથી તેથી મને નિદિધ્યાસન કર્તવ્ય નથી. હું મનુષ્ય છું ઇત્યાદિ વ્યવહાર તો આ ભ્રાંતિવિના પણ ચિરકાલ અભ્યાસ કરેલી વાસનાથી થઈ શકે છે. પ્રારબ્ધકર્મનો ક્ષય થયે તે વ્યવહાર પણ નિવૃત્ત થાય છે. વિક્ષેપના અભાવથી મારા સ્વરૂપમાં સમાધિ પણ નથી. વિક્ષેપ અને સમાધિ એ વિકારી મનના ધર્મો છે. હું કે જે નિર્લેપ તથા અકર્તા છું તેનો લૌકિક વ્યવહાર તથા શાસ્ત્રીય વ્યવહાર જેમ પ્રારબ્ધ હોય તેમ થાઓ, અથવા કૃતાર્થ છતાં પણ લોકના અનુગ્રહની ઇચ્છાવડે શાસ્ત્રીય માર્ગેજ હું વર્તું તો તેમાં મને શી હાનિ છે ? શરીર દેવપૂજા, સ્નાન, શૌચ ને ભિક્ષા આદિમાં વર્તો, વાણી પ્રણવનો જપ કરો, વા ઉપનિષદો ભણો; ને બુદ્ધિ પરમાત્માનું ધ્યાન કરો, અથવા બ્રહ્માનંદમાં વિલીન થાઓઃ હું જે સાક્ષી છું તે તો અહિં કાંઇપણ કરતો નથી, અને કરાવતો નથી. હું આત્માને યથાર્થ અનુભવું છું, બ્રહ્માનંદ મને સ્પષ્ટ પ્રતીત થાય છે, સાંસારિક દુઃખ મારા જોવામાં આવતું નથી, મારું અજ્ઞાન નિવૃત્ત થઇ ગયું છે. મને હવે કાંઇ પણ કર્તવ્ય રહ્યું નથી, પ્રાપ્તવ્ય સર્વ પ્રાપ્ત થયું છે, હું નિરંકુશ તૃપ્તિને પ્રાપ્ત થયો છું, અને મારા અનેક જન્મનું પુણ્ય સારી રીતે ઉદય પામ્યું છે, તેથી હું ધન્ય છું, ધન્ય છું, ધન્ય છું અદ્વૈતજ્ઞાન, વેદાંતશાસ્ત્ર ને જીવબ્રહ્મના અભેદનો ઉપદેશ કરનાર શ્રીસદ્‌ગુરુ આ સર્વ અત્યંત આશ્ચર્યરૂપ છે."



## ॥ २२ अव्यक्तोपनिषद्नो सार ॥

જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે સ્વર્ગ, અંતરિક્ષ, પૃથ્વી તથા અન્ય નામરૂપવાળા પદાર્થો આ કાંઇ નહોતું પણ કેવલ ચેતનરૂપ, અનાદિ, અનંત, અણુ નહિ, સ્થૂલ નહિ, રૂપવાળું નહિ, અરૂપ નહિ, અવિજ્ઞેય ને આનંદરૂપ કાંઇ હતું. તેમાં પુરુષની તથા માયાની પ્રતીતિ થઇ. પછી અંડની ઉત્પત્તિ થઇ પશ્ચાત્ પ્રજાપતિ ઉત્પન થયા. તે જિજ્ઞાસા કરવા લાગ્યા કેઃ—"મારું કુલ કયું ? ને મારું કર્તવ્ય શું ?" તેના પ્રતિ અદ્રશ્યમાન વાણી બોલીઃ—"હે પ્રજાપતિ ! તમે અવિજ્ઞેયરૂપ અવ્યક્તમાંથી ઉપજ્યા છો, ને વ્યક્ત એ તમારું કર્તવ્ય છે. જો તે અવ્યક્તને જાણવાની ઇચ્છા હોય તો તમે મને જાણો." ત્યારે પ્રજાપતિએ કહ્યું કેઃ—"તમે કોણ છો ? તે કહો". ત્યારે તેણે કહ્યું કેઃ—"તપવડે મને જાણવાની ઇચ્છા કરો." તેમણે સહસ્ર વર્ષ બ્રહ્મચર્ય પાળ્યું પછી તેમને પરમવિદ્યાનું દર્શન થયું, જેનાં અંગો અન્ય મંત્રો છે, ને જેમાં બ્રહ્મ તથા સર્વે દેવો સ્થિત છે. પછી પુરુષના દર્શનમાટે ઇચ્છા કરીને સહસ્ર વર્ષ જપ કરતાં તેમને પુરુષનો સાક્ષાત્કાર થયો તેમની તે પ્રજાપતિએ નમસ્કાર તથાપૂજન પછી ઉગ્ર આદિ નમોવડે સ્તુતિ કરી પછી ભગવાને કહ્યું:—"હે પ્રજાપતે ! હું પ્રસન્ન થયો છું, તમને શું ઇચ્છિત છે ? તે કહો." તે સાંભળી પ્રજાપતિ બોલ્યાઃ—"હે ભગવન્ ! હું અવ્યક્તથી ઉપજ્યો છું, ને વ્યક્ત એ મારું કર્તવ્ય છે એમ મેં સાંભળ્યું છે તેમાં અવ્યક્ત આપ છો એમ મેં જાણ્યું, હવે જે વ્યક્ત હોય તે કહો." તેના ઉતરમાં ઇશ્વરે કહ્યું કેઃ—"સ્થાવરજંગમરૂપ વિશ્વ તે વ્યક્ત છે એમ જાણવું." તે સાંભળી પ્રજાપતિએ કહ્યું કેઃ—"હે પ્રભો ! હું જગત્ રચી શકીશ નહિ, માટે મને તે રચવાનો ઉપાય કહો." પછી તે પુરુષે કહ્યું:—"હે પ્રજાપતે ! હું સૃષ્ટિનો પરમ ઉપાય કહું છું તે સાંભળો, જેને જાણીને

સર્વ જાણશો, ને સર્વ કરી શકશો. દૂરૂપ અગ્નિમાં પોતાના આત્માને હવિષ્ કલ્પો. આજ ધ્યાનયજ્ઞ છે. જે આ જાણે છે તે સર્વ કામોને પામીને ને સર્વ લોકોને જીતીને મનેજ પામે છે, તેની પુનરાવૃત્તિ થતી નથી." પ્રજાપતિએ તે પ્રમાણે પોતાના આત્માને હવિષ્ કલ્પી પરમાત્મરૂપ અગ્નિમાં તેનો હોમ કરી પોતાના પૃથક્ અભિમાનનો ત્યાગ કર્યો, તેથી તે સર્વજ્ઞ થયા, ને સર્વ જગત્ યથાયોગ્ય રચી શક્યા.

---:o:---

## ॥ २४ आत्मोपनिषद्नो सार ॥

બાહ્યાત્મા, અંતરાત્મા ને પરમાત્મા એમ ત્રણ પ્રકારનો આત્મા છે. દશ ઇંદ્રિયોના ગોલકોવાળું, ત્વચા, રક્ત, માંસ, નાડીઓ, હાડકાં, મેદ, મજ્જા ને વીર્યાદિયુક્ત, તથા જે જન્મે છે, સ્થિતિ કરે છે, ને મરણ પામે છે તે સ્થૂલશરીર બાહ્યાત્મા છે. દશ ઇંદ્રિયો, પાંચ પ્રાણ ને ચાર અંતઃકરણ, તથા તે સર્વના ધર્મોસાથે એકપણાને પામેલો ચિદાભાસ-જીવ-તે અંતરાત્મા છે, જે શુભાશુભકર્મનો કર્તા ને તેમનાં સુખદુઃખ ફલનો ભોક્તા છે. અવિનાશી ચૈતન્ય પરમાત્મા છે. તે પરમાત્મા પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ-વડે તેનું ચિંતન કરનારના અનુભવમાં આવે છે. તે અત્યંત સૂક્ષ્મ છે તેથી ઘટાદિની પેઠે પ્રત્યક્ષ જણાતા નથી. તે ઉપજતા નથી, મૃત્યુ પામતા નથી, સૂકાતા નથી, બળતા નથી, કંપતા નથી, ભેદાતા નથી, છેદાતા નથી, ને ગુણરહિત છે. તે દ્રષ્ટા, અનાદિસિદ્ધ, સ્વાભાવિક મલરહિત, નિરવયવ, સજાતીયવિજાતીયભેદ રહિત, અત્યંત સૂક્ષ્મ, સોળ કળારહિત, આગંતુક મલરહિત, અહંકારદોષરહિત, બાહ્યેંદ્રિયોના દોષરહિત, અંતઃકરણના દોષરહિત, સર્વવ્યાપી, અચિંત્ય, અવર્ણ્ય, અપવિત્રને પવિત્ર કરનાર, નિષ્ક્રિય ને સંસ્કાર-રહિત છે.

---[o]---

## ॥ २५ आत्मप्रबोधोपनिषद्नो सार ॥

પ્રત્યગાનંદ બ્રહ્મ વા પુરુષ એ પ્રણવસ્વરૂપ છે. અકાર, ઉકાર ને મકાર આ અક્ષર પ્રણવ છે, ને તે પ્રણવ ૐકાર છે. તેનું યજન કરીને યોગી સંસારરૂપ બંધનથી મોકળો થાય છે. ॐ नमो नारायणाय॥ આ મંત્રનો ઉપાસક પરમાત્માને પામે છે. શરીરની અંતર હૃદયકમલમાં જ્ઞાનરૂપ પરમાત્મા છે. સર્વ ભૂતમાં રહેલા, એક, શોકમોહરહિત ને કારણરૂપ પરમાત્માનું ધ્યાન કરનાર પુરુષ દુઃખી થતો નથી. તે દ્વૈતથી અદ્વૈતમય થાય છે. જે પરમાત્મામાં ભેદબુદ્ધિ કરે છે તે વારંવાર જન્મમરણ પામે છે. જે જ્ઞાની ચૈતન્યરૂપ બ્રહ્મને જાણે છે તે મોક્ષ પામે છે. તે જ્ઞાનીના ઉદ્‌ગારો આ પ્રમાણે હોય છે:–" મારી અવિદ્યા વિનાશ પામી છે, હું દષ્ટરૂપ વસ્તુમાત્ર છું, મારી અહંતા નાશ પામી છે, જગત્ ઈશ્વર ને જીવનો ભેદ ગળી ગયો છે, હું પ્રત્યગભિન્ન પરબ્રહ્મ છું, ને મારે સમગ્ર વિધિનિષેધોનો નાશ થયો છે. હું પરમાનંદરૂપ, સાક્ષી, અપેક્ષારહિત, પોતાના મહિમામાં સારી રીતે સ્થિત, અચલ, અજર, ભેદરહિત, એકરસ, જ્ઞાનરૂપ, મોક્ષાનંદનો સિંધુ, સૂક્ષ્મ, અવિનાશી, ત્રણ ગુણરહિત, નિષ્ક્રિય, અવિકલ, નિર્મલ, નિર્વાણમૂર્તિ, નિરવયવ, અજન્મા, સન્માત્ર, સારભૂત, નિરવધિ, નિજબોધ, અભેદ, વ્યાપક, અનિંદ્ય, ઉપનિષદોવડે વેદ્ય ને અદ્ભુત છું. ભ્રાંતિથી જણાતા સર્પાદિમાં જેમ રજ્જુની સત્તા છે તેમ પ્રતીત થતા આ પ્રપંચમાં બ્રહ્મની સત્તા છે. સાકર જેમ શેરડીના રસમાં વ્યાપેલી છે તેમ હું બ્રહ્મરૂપે ત્રણ લોકમાં વ્યાપ્ત છું. બ્રહ્માદિથી કીટપર્યંત સર્વ પ્રાણીઓ મારામાં કલ્પિત છે. જેમ ધનાઢ્યને દારિદ્ર્યની ઇચ્છા નથી તેમ બ્રહ્માનંદમાં નિમગ્ન મને વિષયોની ઇચ્છા નથી. વિષ ને અમૃતને જોઇને બુદ્ધિમાન્ વિષને તજે છે તેમ હું આત્માને જાણીને જડને તજું છું. ઘડાને પ્રકાશનારો સૂર્ય ઘડાના નાશમાં નાશ પામતો નથી તેમ દેહનો પ્રકાશક સાક્ષી દેહના નાશમાં નાશ પામતો નથી હું આત્માને યથાર્થ જાણું છું, ને મારું અજ્ઞાન નિવૃત્ત થયું છે તેથી હવે મારે કંઈ કર્તવ્ય

નથી. સ્થૂલદેહના, સૂક્ષ્મદેહના ને કારણદેહના ધર્મો મારામાં નથી. હું સર્વદા નિર્વિકાર છું. ધૂકને જેમ સૂર્ય અંધકારરૂપ જણાય છે તેમ સ્વપ્રકાશ પરમાનંદમાં મૂઢને અજ્ઞાન પ્રતીત થાય છે. વાદળાંઓવડે નેત્રની વૃત્તિનો નિરોધ થયે સૂર્ય નથી એમ મૂઢ મનુષ્ય માને છે તેમ અજ્ઞાનથી આચ્છાદિત જીવ બ્રહ્મ નથી એમ માને છે. જેમ ત્રણ કાલમાં રજ્જુમાં સર્પ નથી તેમ મારામાં અહંકારથી માંડીને દેહપર્યંતનું જગત્ નથી.

———:o:———

## ॥ २६ आरुण्युपनिषद्नो सार ॥

આરુણિનામના ઋષિ શ્રીપ્રજાપતિસમીપ જઈ તેમને આ પ્રમાણે પૂછવા લાગ્યાઃ-"હે ભગવન્! હું કયા ઉપાયવડે સમગ્ર શ્રૌતસ્માર્તકર્મોનો પરિત્યાગ કરું?" તેના ઉત્તરમાં ભગવાન્ પ્રજાપતિએ આ પ્રમાણે પરમહંસના ધર્મોનું નિરૂપણ કર્યું:—

"ભાર્યા, પુત્રો, ભાઈઓ, જ્ઞાતિજનો, શિખા, યજ્ઞોપવીત, યાગપ્રયોગનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્ર, કર્મપ્રતિપાદક મંત્ર તથા બ્રાહ્મણભાગ, ભૂરાદિ સાત લોકો ને અતલાદિ સાત પાતાલોને તજે. ગાય તથા સર્પનાં નિવારણમાટે વાંસનો દંડ, અને લજ્જા, શીત ને તડકા આદિની પીડાની નિવૃત્તિમાટે કૌપીનકંથાદિક ગ્રહણ કરે. બ્રહ્મચારી, ગૃહસ્થ વા વાનપ્રસ્થ પરમહંસ થવામાટે અગ્નિનું પોતાના ઉદરના અગ્નિમાં સમારોપણ કરે, ગાયત્રીનું પોતાની વાણીના દેવ અગ્નિમાં સમારોપણ કરે, ને યજ્ઞોપવીતનો ભૂમિપર વા જલમાં પરિત્યાગ કરે. તે ઉત્કર્ષ સંપાદનમાટે યત્ન ન કરે, ત્રણ સંધ્યાકાલમાં સ્નાન કરે, આત્મામાં ચિત્ત એકાગ્ર કરે, ને ઉપનિષદોનું આવર્તન કરે. 'હું સૂત્ર (બ્રહ્મ) છું' એમ શાસ્ત્રથી વા અનુભવથી જાણી સૂત્રનો (યજ્ઞોપવીતનો) પરિત્યાગ કરે. 'મેં ભૂર્લોકનો પરિત્યાગ કર્યો, મેં ભુવર્લોકનો પરિત્યાગ કર્યો, મેં સ્વર્ગલોકનો પરિત્યાગ કર્યો,' એમ મંદ, મધ્યમ ને ઉત્તમ સ્વરથી ત્રણ વાર ઉચ્ચારણ કરી, પછી 'મારાથી સર્વ ભૂતોને અભય થાઓ,' એમ બોલે. એમ બોલતી વેળા સર્વ પ્રાણિસમૂહ મારાથી ઉપજે છે એમ વિચારે. પછી ગાયસર્પાદિથી તથા વિપરીત પ્રવૃત્તિથી રક્ષણ થવા વાંસનો દંડ ગ્રહણ કરે, અને લજ્જાદિના નિવારણમાટે કૌપીન આદિ ગ્રહણ કરે. મનુષ્યો જેમ શરીરની સ્થિતિમાટે રાગરહિત ઔષધનું ભક્ષણ કરે છે તેમ પરમહંસ રાગરહિત માત્ર પ્રાણધારણમાટે પ્રાપ્ત વિહિત અન્નનું ક્ષુધા દૂર થાય તેટલું ભક્ષણ કરે. મન વાણી ને શરીરથી મૈથુનનો ત્યાગ, મન વાણી ને શરીરથી ભૂતોને પીડા ન કરવી. કૌપીન ને આચ્છાદનાદિથી ભિન્ન શાસ્ત્રનિષિદ્ધ સર્વદ્રવ્યનો પરિત્યાગ, તથા પ્રિય હિત ને પ્રમાણવડે જાણેલું બોલવું એ સર્વનું પ્રયત્નવડે રક્ષણ કરે. પરમહંસ પરિવ્રાજક આસન તથા શયન ભૂમિપર કરે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહનું બહુજ સાવધાનતાથી પરિપાલન કરે. જલ તથા ભિક્ષા ગ્રહણ કરવામાટે માટીનું, તુંબડાનું કે લાકડાનું પાત્ર રાખે. સર્વ વિષયોની અભિલાષા, પોતાનું અનિષ્ટ કરનારનું વેર લેવામાટે થતો ચિત્તપરિતાપ વિદ્યમાન પદાર્થના ત્યાગનું અસહન, અનિત્ય અપવિત્ર દુઃખરૂપ ને જડ શરીરમાં નિત્ય પવિત્ર સુખરૂપ ને આત્માની બુદ્ધિ, દ્રવ્યમાનાદિના લોભથી અન્યસમીપ પોતાનો ધર્મ પ્રકટ કરવો, અન્યનો તિરસ્કાર કરી પોતામાં અધિકતા માનવી, અન્યના ગુણો તથા ઉત્કર્ષને સહન ન કરવાં, આશ્રમાદિનું અભિમાન, મમતા અને અસમસમાપણું એ સર્વનો પરમહંસ પરિત્યાગ કરે. કાર્તિકથી જેઠ માસસુધી ઇંદ્રિયોનો નિગ્રહ કરવામાં પ્રયત્નવાળો સંન્યાસી રાગદ્વેષરહિત એકલો વિચરે. ચોમાસાના ચાર માસ એક સ્થળે નિવાસ કરે. જે સંન્યાસી એકલો પર્યટન ન કરી શકે તે સમાનવૃત્તિવાળા બીજા સંન્યાસીસાથે વિચરે. એકત્ર ફરવાથી રાજવાર્તા, ભિક્ષાવાર્તા કે કલહ થવાં નથી સર્વ પ્રાણિપદાર્થમાંથી જેણે તૃષ્ણાનો ત્યાગ કર્યો છે એવો સંન્યાસી ભિક્ષામાટે ગ્રામમાં પ્રવેશ કરે ત્યારે પૂર્વે કહેલાં પાત્રોમાંનું કોઈ પાત્ર, વા હાથરૂપી પાત્ર, કિંવા ઉદરરૂપી પાત્ર રાખે. તેણે ભિક્ષાદિ સર્વકર્મમાં ॐ हि (નિશ્ચ સર્વ પરમાત્માજ છે,) આ મંત્રજ જપવાયોગ્ય છે. જે બ્રહ્મચારી સંન્યાસ લેવા ઇચ્છે તેણે ખાખરાનો, બીલીનો કે ઉમરાનો જે દંડ ધારણ કર્યો હોય

તે, મૃગચર્મ, મેખલા ને યજ્ઞોપવીતાદિનો ત્યાગ કરી સંન્યાસ લઈ ઇંદ્રિયોરૂપ શત્રુઓને કંપાવનારા થવું. કામક્રોધાદિરહિત અને અજ્ઞાનરહિત પરમહંસો સ્વયંપ્રકાશ ને સર્વવ્યાપક આત્માનો સર્વદા અભેદભાવે અનુભવ કરે. આ વેદની આજ્ઞા છે. "

—:o:—

## ॥ २७ आश्रमोपनिषद्नो सार ॥

બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને પરિવ્રાજક આ ચાર આશ્રમોના સોળ ભેદ છે. તેમાં ગાયત્ર, બ્રાહ્મ, પ્રાજાપત્ય ને બૃહન્ આ બ્રહ્મચારીના ચાર ભેદ છે. ઉપનયનપછી જે ત્રણ રાત્રિ ક્ષાર અને લવણરહિત ભોજન કરે, ગાયત્રીમંત્રનો જપ કરે તે ગાયત્રબ્રહ્મચારી; જે અડતાળીશ વર્ષોસુધી અથવા જ્યાંસુધી ત્રણ વેદનું ગ્રહણ થાય ત્યાંસુધી વેદાધ્યયનમાટે બ્રહ્મચર્ય પાળે, વા ચોવીશ વર્ષ ગુરુને ઘેર નિવાસ કરે તે બ્રાહ્મણબ્રહ્મચારી; જે પોતાની સ્ત્રીમાં પ્રીતિવાળો, ઋતુકાલે ગમન કરનારો, ને સર્વદા પરદારાના ત્યાગવાળો, અથવા અડતાલીશ વર્ષો ગુરુને ઘેર વસનારો તે પ્રાજાપત્યબ્રહ્મચારી; અને મરણપર્યંત ગુરુનો પરિત્યાગ નહિ કરનારો જે નૈષ્ઠિક તે બૃહન્બ્રહ્મચારી.

ગૃહસ્થો પણ ચાર પ્રકારના છે, વાર્તાકવૃત્તિવાળા, શાલીનવૃત્તિવાળા, યાયાવરો ને ઘોરસંન્યાસિકો. તેમાં વાર્તાકવૃત્તિવાળા અનિંદિત ખેડ, પશુપાલન ને વ્યાપાર કરતા છતા યાવજ્જીવન કર્મવડે પરમાત્માનું યજન કરે છે, તથા તેમની ઉપાસના કરે છે; શાલીનવૃત્તિવાળા યજ્ઞ કરે છે પણ યજ્ઞ કરાવતા નથી, અધ્યયન કરે છે પણ અધ્યયન કરાવતા નથી, દાન આપે છે પણ દાન લેતા નથી, યાવજ્જીવન કર્મવડે પરમાત્માનું યજન કરે છે, તથા તેમની પ્રાર્થના કરે છે; યાયાવરો યજ્ઞ કરે છે તથા યજ્ઞ કરાવે છે, અધ્યયન કરે છે તથા અધ્યયન કરાવે છે, દાન આપે છે તથા દાન લે છે યાવજ્જીવન કર્મવડે પરમાત્માનું યજન કરે છે, તથા તેમની પ્રાર્થના કરે છે; અને ઘોરસંન્યાસિકો જલાશયમાંથી બહાર કાઢેલા જલવડે ક્રિયા કરતા છતા પ્રતિદિન ઉંછવૃત્તિવડે ( માર્ગમાં કે હાટઆગળ ઢોળાયેલા અન્નને વીણી લેવું તેવડે ) આજીવિકા ચલાવતા છતા યાવજ્જીવન કર્મવડે પરમાત્માનું યજન કરે છે, તથા તેમની પ્રાર્થના કરે છે.

વાનપ્રસ્થો પણ ચતુર્વિધ છે, વૈખાનસો, ઉદુંબરો, બાલખિલ્યો ને ફેનપો. તેમાં વૈખાનસો ગામબહારની નહિ ખેડેલી ભૂમિમાં પાકેલી ઔષધી ને વનસ્પતિવડે અગ્નિની પરિચર્યા કરી પંચમહાયજ્ઞ કરતા છતા પરમાત્માની પ્રાર્થના કરે છે; ઉદુંબરો પ્રાતઃકાલે ઉઠીને જે દિશાને જુએ છે તે દિશામાંથી આણેલાં ઉમરાં, બોર, અરડાઉ ડાંગર ને સામાવડે અગ્નિની પરિચર્યા કરીને પંચમહાયજ્ઞ કરતા છતા પરમાત્માની પ્રાર્થના કરે છે; બાલખિલ્યો જટા ધારણ કરનારા, વસ્ત્ર ચર્મ કે વલ્કલવડે આચ્છાદિત, કાર્તિક પૂનમે શેષ રહેલાં પુષ્પફલનો ત્યાગ કરનારા, અને બાકીના આઠ માસમાં પુષ્પફલાદિ સંપાદન કરી, અગ્નિની પરિચર્યા કરી, પંચમહાયજ્ઞ કરતા છતા પરમાત્માની પ્રાર્થના કરે છે; અને ફેનપો ઉન્મત્તજેના હોય સુકાયેલાં પાંદડાં ને ફલનું ભોજન કરી, જ્યાં ત્યાં વસતા છતા અગ્નિની પરિચર્યા કરીને પંચમહાયજ્ઞ કરતા છતા પરમાત્માની પ્રાર્થના કરે છે.

પરિવ્રાજકો પણ ચાર પ્રકારના છે, કુટિચકો, બહૂદકો, હંસો, ને પરમહંસો. તેમાં કુટિચકો પોતાના પુત્રના ઘરમાં ભિક્ષા કરતા છતા પરમાત્માની પ્રાર્થના કરે છે; બહૂદકો ત્રિદંડ, કમંડલુ, શીંકું, ગળણું, પાત્ર, પાદુકા, આસન, શિખા, યજ્ઞોપવીત, કૌપીન ને કાષાયવેશ ધરનારા હોઈ સદાચારી બ્રાહ્મણોના ઘરમાં ભિક્ષા કરતા છતા પરમાત્માની પ્રાર્થના કરે છે; હંસો એકદંડ ધરનારા, શિખારહિત, યજ્ઞોપવીત ધારણ કરનારા, શીંકું તથા કમંડલુ હાથમાં રાખનારા, અને ગામમાં એક રાત્રિ ને નગરોમાં તથા તીર્થોમાં પાંચ રાત્રિ વાસ કરનારા હોય છે. તેઓ એક ઉપવાસ, બે ઉપવાસ, કૃચ્છ્ર વા ચાંદ્રાયણાદિ કરતા છતા પરમાત્માની પ્રાર્થના કરે છે; અને પરમહંસો દંડરહિત, મુંડિત, કંથા કૌપીન ને વસ્ત્રસહિત વા તે રહિત, અવ્યક્તચિહ્નવાળા, અવ્યક્ત આચરણવાળા, ઉન્મત્ત નહિ છતાં ઉન્મત્તજેવું આચરણ દેખાડનારા, ત્રિદંડ કમંડલુ શીંકું ગળણું, પાત્ર

પાદુકા આસન શિખા ને યજ્ઞોપવીતરહિત, શૂન્ય ઘર તથા દેવગૃહમાં વસનારા, ધર્માધર્મથી તથા અસત્યથી રહિત, સર્વ દુઃખ સહન કરનારા, સર્વમાં સમવૃત્તિવાળા, માટીનું ઢેકું પાષાણ ને સોનાને સમાન માનનારા, અને ચાર વર્ણમાં પ્રાપ્ત થાય તે ભિક્ષા કરતા છતા પોતાના આત્માનો મોક્ષ કરે છે.

---:o:---

## ॥ २८ एकाक्षरोपनिषदूनो सार ॥

ૐ આ એકાક્ષર પરમાત્મરૂપ છે. તે પરમાત્મા વિશ્વનું કારણ, ભૂતપતિ, પ્રાચીન, ભુવનના રક્ષક, સર્વજ્ઞ, ભુવનપતિ, યજ્ઞ, વ્યાપક, પ્રાણ, હિરણ્યગર્ભ, ગરુડ, ઇંદ્ર, રુદ્ર, જીવોની બુદ્ધિમાં સ્થિત, પવન, રાત્રિ, દિવસ, ભૂત, ભવિષ્ય, વર્તમાન, ઋગ્વેદ યજુર્વેદ ને સામવેદને પ્રકટ કરનાર, વસુ, અંતરિક્ષ, દૈત્યગણ, અગ્નિ, દેવો, પ્રજાપતિ, સ્ત્રી, પુરુષ, કુમાર, કુમારી, વરુણ, અર્યમા, ચંદ્ર, સૂર્ય, પૃથિવી, અંતરિક્ષ ને સ્વર્ગ છે. જે બુદ્ધિમાં રહેલા પરમાત્માને એવી રીતે સર્વરૂપ જાણે છે તે બુદ્ધિમાન્ બુદ્ધિનું ઉલ્લંઘન કરીને પરમગતિને પામે છે.

---:o:---

## ॥ २९ कठरुद्रोपनिषदूनो सार ॥

દેવો ભગવાન્ પ્રજાપતિપ્રતિ બોલ્યાઃ-" હે ભગવન્! બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો. " તેના ઉત્તરમાં શ્રીપ્રજાપતિ કહે છેઃ-" ગુરુની તથા સંબંધિજનોની અનુમતિ માગી, પુત્રને વ્યવહારનો સર્વ ભાર સોંપી, અરણ્યમાં જઈ, બાર દિવસપર્યંત દૂધવડે અગ્નિમાં હોમ કરે, ને તે બાર દિવસ દૂધનું ભક્ષણ કરે. પછી અગ્નિને, વૈશ્વાનરને, પ્રજાપતિને તથા વિષ્ણુને ઉદ્દેશી હોમ કરે. અગ્નિહોત્રકાલે ઉપયોગમાં આવતાં લાકડાનાં પાત્રો અગ્નિમાં હોમી દે, માટીનાં પાત્રો જલમાં નાંખી દે, અને ધાતુનાં પાત્રો ગુરુને અર્પણ કરે. પછી અગ્નિનો પોતાના શરીરમાં સમારોપ કરી, શિખાસહિત કેશોને કાઢી જલમાં નાંખી, યજ્ઞોપવીતનો જલમાં ત્યાગ કરે. પશ્ચાત્ અનશન, જલપ્રવેશ, અગ્નિપ્રવેશ કિંવા ઉત્તરભણી ગમન કરે, વા જ્ઞાનિજનોના આશ્રમભણી જાય. તે સર્વકર્મનો ત્યાગ કરી અધ્યાત્મમંત્રોનું અધ્યયન કરે, ને 'સર્વ જીવોનું કલ્યાણ થાઓ' એમ ઉચ્ચાર કરી અદ્વિતીય આત્માનું ચિંતન કરતો છતો સ્થાનના અભિમાનરહિત થઈ પૃથિવીપર વિચરે. તે ભિક્ષાવડે શરીર ધારણ કરે. નદીના વેળુવાળા તટપર વા દેવમંદિરમાં શયન કરે. સર્વદા પવિત્ર રહે. નિષિદ્ધ પદાર્થોનો સંબંધ ન કરે. અત્યંત સુખદુઃખવડે શરીરને તપાવે નહિ. અન્ય સ્તુતિ કરે તેથી સંતોષ ન પામે, અને કોઇ નિંદા કરે તો તેમને શાપ ન આપે બ્રહ્મચર્યપરિપાલનાદિ કર્તવ્યનું પાલન કરે જગતના સાક્ષી, સર્વના આત્મા, નિર્મલ, સર્વ ભૂતોની, સ્થિતિરૂપ ને પ્રજ્ઞાનઘન એવા આત્માની કર્મવડે, પ્રજાવડે કે અન્ય કોઈ ઉપાયવડે પ્રાપ્તિ થતી નથી, પણ માત્ર જ્ઞાનવડેજ તેની પ્રાપ્તિ થાય છે. સત્, ચિત્, આનંદ, અદ્વય, પ્રત્યગાત્મા ને સર્વના સાક્ષી બ્રહ્મને ' આ હું છું' એમ જાણવાથી જ્ઞાતા પોતે બ્રહ્મજ થાય છે. પરમાત્માથી આકાશ, વાયુ, તેજ, જલ ને પૃથિવી આ અપંચીકૃતભૂતો ક્રમથી ઉપજ્યાં છે એ ભૂતોને શ્રીઈશ્વરે પંચીકૃત કરીને તેમાંથી બ્રહ્માંડાદિ રચ્યાં. બ્રહ્માંડની અંદર દેવો, દાનવો, યક્ષો, કિન્નરો, મનુષ્યો, પશુઓ ને પક્ષીઓ આદિ છે. સ્થૂલશરીર અન્નમયકોશ છે, તેની અંદર પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય એ કોશો છે. આનંદમયકોશનું અધિષ્ઠાન બ્રહ્મ છે. તેને સારભૂત છે, તેને અનુભવીનેજ જ્ઞાતા સુખી થાય છે. જે પુરુષ એ નિર્ભેદ ને અદ્વૈત બ્રહ્મમાં કિંચિત્ પણ ભેદ કલ્પે છે તે પુરુષને ભય થાય છે. તે સચ્ચિદાનંદઘન બ્રહ્મને પોતાના આત્મરૂપ જાણીને પુરુષ કદીપણ ભય પામતો નથી. તપ્યતાપકરૂપે પ્રતીત થતું સર્વ જગત્ વેદાંતવાક્યવડે ઉપજેલા જ્ઞાનથી બ્રહ્માત્મરૂપે જણાય છે. એકજ બ્રહ્મ શુદ્ધચૈતન્ય, ઈશ્વરચૈતન્ય, જીવચૈતન્ય, પ્રમાતા, પ્રમાણ, પ્રમેય ને ફલ આ સાત પ્રકારે વ્યવહારથી ભેદ પામે છે. માયારૂપ ઉપાધિથી રહિત ચૈતન્ય શુદ્ધ કહેવાય છે, માયારૂપ ઉપાધિવાળું ચેતન ઈશ્વર કહેવાય છે, અવિદ્યાના

સંબંધવાળું ચેતન જીવ કહેવાય છે, અંતઃકરણના સંબંધવાળું ચેતન પ્રમાતા કહેવાય છે, વૃત્તિના સંબંધવાળું ચેતન પ્રમાણ કહેવાય છે, પ્રમાણવડે જાણવાયોગ્ય પદાર્થના સંબંધવાળું ચેતન પ્રમેય કહેવાય છે, અને પ્રમેયને આકારે થયેલી વૃત્તિના સંબંધવાળું ચેતન ફલ કહેવાય છે. સર્વ ઉપાધિથી રહિત પોતાનો આત્મા છે એમ જે ભાવના કરે છે તે બ્રહ્મરૂપ થાય છે. સર્વ વેદાંતના સિદ્ધાંતનો સાર યથાર્થ કહું છું કેઃ- પોતે (જીવભાવે) મરીને પોતે ( આત્મરૂપે ) થઈને પોતેજ (બ્રહ્મજ) અવશેષ રહે છે. "

———:०:———

## ॥ ३० कंठश्रुत्युपनिषद्नो सार ॥

નિત્યનૈમિત્તિકાદિ કર્મવડે પોતાના અંતઃકરણને પાપરહિત કરી, માતા પિતા ભાર્યા પુત્રો મિત્રો ને બાંધવોની સંન્યાસમાટે અનુમતિ માગી, ઋત્વિજોનું વરણ કરી, વૈશ્વાનરી ઇષ્ટિ કરે. પછી સર્વનું યથાયોગ્ય દાન કરી દઈ પોતાના સ્વામિત્વનો ત્યાગ કરે. પોતાના અંગોનો યજ્ઞપાત્રોમાં સમારોપ કરાવી આહવનીયાદિ અગ્નિમાં પ્રાણોનો સમારોપ કરે. પછી શિખાસહિત કેશોને કાઢી, જલમાં તેનું તથા યજ્ઞોપવીતનું વિસર્જન કરી, પૂર્વ વા ઉત્તરભણી જવાનો આરંભ કરી, પુત્રને જોઈ, " તું બ્રહ્મા છે, તું યજ્ઞ છે, તું સર્વ છે," એમ કહે. પુત્ર તે કથનનો સ્વીકાર કરે. તેમને વળોટાવા જતાં પુત્રાદિ કોઈ અશ્રુપાત ન કરે. ગામબહાર જઈ તેમને પ્રદક્ષિણા કરી પાછા વળે. જો અપુત્ર હોય તો આત્માનુંજ ધ્યાન કરી, પૂર્વ વા ઉત્તરદિશાભણી જાય. ચાર વર્ણોમાં ભિક્ષા કરે. હાથરૂપ પાત્રમાં જે વિહિત અન્ન પ્રાપ્ત થાય તેનું પ્રાણધારણમાટે ઔષધની પેઠે મેદની વૃદ્ધિ ન થાય તેટલું ભક્ષણ કરે. શરીરને કૃશ રાખી ગામમાં એક રાત્રિ, નગરમાં પાંચ રાત્રિ ને વર્ષાકાલના ચાર માસો ગામમાં વા નગરમાં વસે. જો અશક્ત હોય તો જીર્ણ વસ્ત્ર વા વલ્કલ ગ્રહણ કરે, ને સમર્થ હોય તો શીતોષ્ણાદિનું સહન કરે. જે આત્મધ્યાન છે તે તેનું યજ્ઞોપવીત છે, ને જે જ્ઞાન છે તે તેની શિખા છે. સાયંકાળે ભક્ષણ કરે તે આનો સાયંહોમ છે, પ્રાતઃકાલે ભોજન કરે તે આનો પ્રાતર્હોમ છે, અમાસે ભોજન કરે તે દર્શ છે, પૂનમે ભોજન કરે તે પૌર્ણમાસ્ય છે, ને વસંતમાં કક્ષઉપસ્થરહિત કેશ, શ્મશ્રુ, લોમ ને નખો કઢાવે તે આનો અગ્નિષ્ટોમ છે. સંન્યાસી અગ્નિનું પુનઃ આવર્તન ન કરે, સર્વ જીવનું કલ્યાણ ઇચ્છે, ને કાષાયવસ્ત્ર ધારણ કરે. ધર્મપાલનનાં તથા શરીરરક્ષાનાં વિહિત સાધનોથી ભિન્ન પદાર્થો સંગ્રહે નહિ, એકાંત ને પવિત્ર સ્થલે શયન કરે, ને રાગદ્વેષાદિથી ચિત્તને મોકળું રાખે.

———:०:———

## ॥ ३१ कलिसंतारणोपनिषद्नो सार ॥

દ્વાપરના અંતમાં નારદ શ્રીબ્રહ્માની પાસે જઈ "હે ભગવન્! પૃથિવીપર પર્યટન કરતાં હું કેવી રીતે કલિને તરું ?" એમ તેમને પૂછ્યું તેના ઉત્તરમાં તેઓ બોલ્યાઃ-" તમે સારું પૂછ્યું. જેવડે કલિમાં સંસારથી તરશો તે સર્વ શ્રુતિનું રહસ્ય હું તમને કહું છું તે સાંભળો. આદિપુરુષ ભગવાન્ નારાયણના નામોચ્ચારણમાત્રવડે પુરુષ કલિના દોષથી રહિત થાય છે, તે નામો આ છેઃ—

हरे! राम! हरे! राम! राम! राम! हरे! हरे!
हरे! कृष्ण! हरे! कृष्ण! कृष्ण! कृष्ण! हरे! हरे! ॥

આ સોળ નામો કલિના દોષોને દૂર કરનારાં છે. તે જીવના આવરણનો વિનાશ કરે છે, તેથી તેને પરબ્રહ્મનું જ્ઞાન થાય છે. સર્વદા પવિત્ર વા અપવિત્ર સ્થિતિમાં પણ તેનો જપ થઈ શકે છે, એ જપથી પુરુષ સાલોક્યાદિ મોક્ષ પામે છે. જો તે મંત્રનો સાડા ત્રણ કરોડવાર જપ કરે તો પુરુષ સર્વ પાપથી મોકળો થાય છે."

———:०:———

## ॥ ३२ कालाग्निरुद्रोपनिषद्नोसार ॥

ભગવાન્ કાલાગ્નિરુદ્રને શ્રીસનત્કુમાર પૂછે છેઃ–"હે ભગવન્! ત્રિપુંડ્રવિધિનું વાસ્તવસ્વરૂપ કહો, અર્થાત્ ત્રિપુંડ્રનું જે દ્રવ્ય, સ્થાન, પ્રમાણ, રેખા, દેવ, મંત્રો, શક્તિઓ ને ફલ હોય તેમનું કૃપા કરી નિરૂપણ કરો." તેના ઉત્તરમાં ભગવાન્ કાલાગ્નિરુદ્ર કહે છેઃ–"અગ્નિહોત્રની ભસ્મ એ દ્રવ્ય છે. **सद्योजातं प्रप०, वामदेवाय न०, अघोरे०, तत्पुरुषा०, ईशानः सर्वे०** આ પાંચ મંત્રોવડે ભસ્મ ગ્રહણ કરી, **अग्निरिति भस्म०** આ મંત્રવડે અભિમંત્રી, પછી તેમાં જલ નાખી, **मानस्तोके०** એ મંત્રવડે મર્દન કરી, પશ્ચાત્ **त्र्यम्बकं यजामहे०** આ મંત્રસહિત નીચેના ત્રણ રેખાના મંત્રવડે, વા અ ઉ મવડે, વા ક્રિયાશક્તિ, ઇચ્છાશક્તિ ને જ્ઞાનશક્તિવડે શિર, લલાટ, વક્ષઃસ્થલ ને બંને સ્કંધપર ત્રણ ત્રણ રેખા કરવી. **त्र्यायुषं जमदग्नेः** આ પહેલી રેખાનો મંત્ર, **कश्यपस्य त्र्यायुषम्** આ બીજી રેખાનો મંત્ર, ને **अगस्त्यस्य त्र्यायुषम्** આ ત્રીજી રેખાનો મંત્ર છે; અથવા અ, ઉ ને મ આ ત્રણ રેખાના મંત્રો છે. ક્રિયા, ઇચ્છા ને જ્ઞાન આ ત્રણ તે રેખાની શક્તિઓ છે. શ્રીસદાશિવથી પ્રવૃત્ત થયેલું આ વ્રત સર્વ વેદોમાં વેદવાદીઓએ કહ્યું છે, તેનું મુમુક્ષુ આચરણ કરે. તેમ કરવાથી પરિણામે મોક્ષ થાય છે. લલાટમાં કરવાની એ ત્રણ રેખાઓ એક ભ્રૂમધ્યપ્રદેશથી આરંભીને બીજા ભ્રૂમધ્યપર્યંત કર્તવ્ય છે. આની જે પ્રથમ રેખા છે તે ગાર્હપત્ય, અકાર, રજસ્, ભૂલોક, વિશ્વ, ક્રિયાશક્તિ, ઋગ્વેદ, પ્રાતઃસવન ને મહેશ્વરદેવવાળી છે એમ ઉપાસે; આની જે બીજી રેખા છે તે દક્ષિણાગ્નિ, ઉકાર, સત્ત્વ, અંતરિક્ષ, તૈજસ, ઇચ્છાશક્તિ, યજુર્વેદ, માધ્યંદિનસવન ને સદાશિવદેવવાળી છે એમ ઉપાસે; અને આની જે ત્રીજી રેખા છે તે આહવનીય, મકાર, તમસ્, સ્વર્ગ, પ્રાજ્ઞ, જ્ઞાનશક્તિ, સામવેદ, તૃતીયસવન ને સર્વેશ્વરદેવવાળી છે એમ ઉપાસે. જે એવી રીતે ત્રિપુંડ્રનું સ્વરૂપ સમજી ભસ્મવડે ત્રિપુંડ્ર કરે છે તે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ વા સંન્યાસી સમસ્ત મહાપાતકો તથા ઉપપાતકોથી પવિત્ર થાય છે. તેણે સર્વે દેવોનું ધ્યાન કર્યું, તેણે સર્વે દેવોને જાણ્યા, ને તેણે સર્વે તીર્થોમાં સ્નાન કર્યું. તે શરીરત્યાગપછી શિવસાયુજ્યને પામે છે, ને પુનરાવૃત્તિ પામતો નથી."

———:૦:———

## ॥ ३३ कुंडिकोपनिषद्नो सार ॥

બ્રહ્મચર્યાશ્રમમાં ગુરુની સેવા કરી, તથા વેદોનું અધ્યયન કરી, પછી ગુરુની આજ્ઞા મેળવી યોગ્ય સ્ત્રી પરણી, અગ્નિને ધારણ કરી, ગૃહસ્થના ધર્મોનું પરિપાલન કરે. પશ્ચાત્ વૃદ્ધાવસ્થામાં પુત્રને ગૃહભાર સોંપી વાનપ્રસ્થ થઈ તપ કરતો છતો પવિત્રદેશમાં પરિભ્રમણ કરે. પછી સંન્યાસ ગ્રહણ કરે ત્યારે કાષાયવસ્ત્ર ધારણ કરે. કક્ષ ને ઉપસ્થનાં લોમો દૂર કરે નહિ નિર્મમ તથા ભોગેચ્છારહિત થઈ, નિવાસસ્થાનનું અભિમાન નહિ રાખી, ભિક્ષાવડે શરીર ધારણ કરે. ભિક્ષાપાત્ર, ચમસ, શીકું, ગળણું, પાદત્રાણ, કંથા, કૌપીન, આચ્છાદન, બહિર્વાસ ને ઉત્તરીયથી ભિન્ન સર્વનો ત્રિદંડી સંન્યાસી ત્યાગ કરે. નદીના વેળુવાળા તટપર વા દેવમંદિરમાં શયન કરે. અતિસુખદુઃખવડે શરીર તપાવે નહિ. સ્નાનાદિવડે શરીર પવિત્ર રાખે. સ્તુતિ કરનારપર પ્રસન્ન ન થાય, ને નિંદા કરનારને શાપ ન આપે. અભ્યાસવડે પ્રાણાપાનનો જય કરે. તે આમ વિચાર કરેઃ–" પાંચ ભૂતોના કારણ, અજર, અમર, અક્ષર ને અવ્યય બ્રહ્મને હું પ્રાપ્ત થયો છું. હું અખંડાનંદરૂપ મહાસાગર છું, તેમાં બહુ પ્રકારે જગદ્‌રૂપ તરંગો માયારૂપ વાયુના વિભ્રમથી ઉપજે છે, ને વિલીન થાય છે. જેમ આકાશને મેઘની સાથે સંબંધ નથી તેમ મને શરીરની સાથે સંબંધ નથી, જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિના ધર્મો મારા નથી. હું નિર્લેપ, દૃશ્યથી વિલક્ષણ, નિશ્ચલ, અખંડબોધરૂપ, મનમનો સાક્ષી, સ્વતંત્ર, અહંતામમતારહિત ને અપાર છું. જેમ ઘરના ધર્મો દીપકને સ્પર્શ કરતા નથી તેમ સાક્ષ્યના ધર્મો અવિકારી ને ઉદાસીન સાક્ષીને સ્પર્શ કરતા નથી. ઘટના ધર્મોથી

જેમ આકાશ સંબંધ પામતું નથી તેમ હું શરીરના ધર્મોથી સંબંધ પામતો નથી. હું નિષ્ક્રિય, નિર્વિકાર, નિરવયવ, નિર્વિકલ્પ, નિત્ય, નિરાલંબ, અદ્વય, સર્વનો આત્મા, સર્વરૂપ, સર્વાતીત ને અખંડબોધરૂપ છું " આવા વિચારના પરિપાકવાળો મુનિ સર્વદા આત્મામાં રમણ કરનારો થાય છે.

———[૦]———

## ॥ ३४ कृष्णोपनिषद्नो सार ॥

નંદ બ્રહ્માનંદ છે, યશોદા મુક્તિ છે, દેવકી બ્રહ્મવિદ્યા છે, વસુદેવ વેદ છે, શ્રીકૃષ્ણ ને બલભદ્ર વેદે નિરૂપણ કરેલો અર્થ એટલે બ્રહ્મ તથા શેષનાગ છે; ગોપીઓ ને ગાયો ઋચાઓ છે, વેત્રદંડ બ્રહ્મા છે, વાંસ ( વેણુ ) રુદ્રનું સૌમ્યરૂપ છે, શિંગડું ઇંદ્ર છે, સખાઓ દેવો છે, ગોકુલની સમીપનું વન વૈકુંઠ છે, તે વનનાં વૃક્ષો તપસ્વીઓ છે, ચાણૂરમલ્લ દ્વેષ ને મુષ્ટિકમલ્લ મત્સર છે, કુવલયાપીડહાથી દર્પ છે, બકાસુર ગર્વ છે, તૃણાવર્તાદિ અસુરો લોભ ક્રોધાદિ છે, રોહિણી દયા છે, સત્યભામા અહિંસા છે, અઘાસુર કામ છે, કંસ કલહ છે, સુદામાનામના પાર્ષદ મનોનિગ્રહ છે, અક્રૂર સત્ય છે, ઉદ્ધવ ઇંદ્રિયનિગ્રહ છે, શંખ લક્ષ્મી છે, નંદકખડ્ગ રુદ્રનું ઉગ્રરૂપ છે, ઉલૂખલ કશ્યપ છે, રજ્જુ અદિતિ છે, ચક્ર વેદનો જ્ઞાનભાગ છે, બાણ કાલ છે, પદ્મ જગત્નું બીજ છે, વૈજયન્તીમાલા વાયુ છે, ચામર ધર્મ છે, છત્ર આકાશ છે, ગદા કાલિકા છે, શાર્ઙ્ગધનુષ્ વૈષ્ણવીમાયા છે, ભાંડીરવડ ગરુડ છે. સુદામાજી બ્રાહ્મણ નારદ છે, કંઠમાં રહેલી તુલસીની માલા ભક્તિ છે, ને ભાર્યા બુદ્ધિ છે. આ નંદાદિ સર્વ શ્રીકૃષ્ણથી ભિન્ન નથી, ને સર્વવ્યાપક શ્રીહરિ તેઓથી ભિન્ન નથી.

———[૦]———

## ॥ ३५ कौषीतकिउपनिषद्नो सार ॥

ગાર્ગ્યનો પુત્ર ચિત્ર યાગ કરતો હતો, તેણે તે યાગમાં શ્રીઉદ્દાલકનું વરણ કર્યું હતું. શ્રીઉદ્દાલકે પોતાની વતી પોતાના પુત્ર શ્વેતકેતુને તે યાગમાં મોકલ્યો. તેને ચિત્રે પૂછ્યું:–" હે શ્વેતકેતો ! તમે મને યજ્ઞ કરાવીને આવૃત્તિરહિત લોકમાં સ્થાપન કરશો કે અન્ય લોકમાં સ્થાપન કરશો? " તેનું શ્વેતકેતુએ આ પ્રમાણે ઉત્તર આપ્યું:–" હું આ જાણતો નથી તેથી મારા પિતાને પૂછી જોઉં. " તેણે પોતાના પિતાસમીપ આવી તે વાત કહી. તેના પિતાએ કહ્યું કે:–" હું પણ આ જાણતો નથી તેથી ચાલ આપણે તેમની સમીપ જઇને તે જાણીએ. " શ્રીઉદ્દાલક સમિત્પાણિ થઇ ચિત્રની પાસે ગયા. ચિત્રે તેને આ પ્રમાણે ઉપદેશ કર્યો:–" અગ્નિહોત્રાદિ કર્મનું અનુષ્ઠાન કરનારા ચંદ્રપ્રતિ જાય છે. આ ચંદ્ર સ્વર્ગલોકનું દ્વાર છે. જેમને સ્વર્ગલોકની ઇચ્છા નથી એવા શુભકર્મ કરનારા સગુણબ્રહ્મવેત્તા આવૃત્તિરહિત બ્રહ્મલોકમાં જાય છે, ને જેમને સ્વર્ગલોકની અભિલાષા છે તેઓ આવૃત્તિવાળા સ્વર્ગલોકમાં જાય છે. સ્વર્ગમાં પુણ્યનું ફલ ભોગવી લઇ વૃષ્ટિની સાથે તેઓ પૃથિવીપર આવે છે. તે અહીં પોતાના કર્માનુસાર મનુષ્ય વા પશુ આદિ થાય છે. સગુણબ્રહ્મની ઉપાસનાવાળા સુષુમ્ણાદ્વારા મૂર્ધાનો ભેદ કરી અગ્નિલોકપ્રતિ જાય છે. ત્યાંથી ક્રમાત્ વાયુલોકપ્રતિ, આદિત્યલોકપ્રતિ, વરુણલોકપ્રતિ, ઇંદ્રલોકપ્રતિ, પ્રજાપતિલોકપ્રતિ ને બ્રહ્મલોકપ્રતિ જાય છે. ત્યાં કામક્રોધાદિ અરિએ રચેલો આરનામનો મહાન્ હ્રદ છે તે હ્રદના પરપારપર મુહૂર્તના અભિમાની યેષ્ટિહા-( બ્રહ્મલોકને પ્રાપ્ત કરનારી ઉપાસનાનું કામક્રોધાદિ ઉપજાવી હનન કરનારા )નામના દેવો છે. ત્યાં વિરજા વા વિજરાનામની નદી છે, ઇલ્યઅથવા સોમસવનનામનું વૃક્ષ છે, સાલજ્યનામનું સુંદર નગર છે, અપરાજિતનામનું બ્રહ્માનું નિવાસસ્થલ છે, તેના ઇંદ્ર ને પ્રજાપતિનામના દ્વારપાલો છે, વિભુનામનું બ્રહ્માનું સભાસ્થાન છે, તે સભામાં વિચક્ષણા ( લૌકિકબુદ્ધિ )નામની વેદી છે, ને અમિતૌજસ( પ્રાણ ) નામનો બ્રહ્માનો પલંગ છે. મનમાં પ્રસન્નતા ઉપજાવનારી તેમની ભાર્યા છે. વળી ત્યાં અંબા ( શ્રુતિઓ ) ને અંબાયવા

(બુદ્ધિઓ) આ અપ્સરાઓ છે. અહીં અંબયા( ઉપાસના )નામની નદીઓ છે. પર્યંકમાં રહેલા બ્રહ્માને જાણનારો એ બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે તે ઉપાસકને આવતો જાણી બ્રહ્મા પોતાના સેવકોને અને અપ્સરાઓને કહે છે:- " મારા ઉપયોગમાં આવે છે એવી સામગ્રી લઇ તેની પૂજા કરો. " એવી આજ્ઞા સાંભળી રૂપયૌવનાદિસંપન્ન સો અપ્સરાઓ હાથમાં હળદરકેસરાદિનું ચૂર્ણ લઇ, સો અપ્સરાઓ પોતાના હાથમાં વિવિધવસ્ત્રો લઇ, સો અપ્સરાઓ પોતાના હાથમાં નાનાપ્રકારના ફ્લો લઇ, સો અપ્સરાઓ પોતાના કરમાં વિવિધ આભરણો લઇ, અને સો અપ્સરાઓ પોતાના કરતમાં સુગંધવાળાં ઉત્તમ પુષ્પોની માલાઓ લઇ તે ઉપાસકની સમીપ જાય છે. ત્યાં જઈ તે પાંચસેં અપ્સરાઓ તેને બ્રહ્માના અલંકારવડે અલંકૃત કરે છે. બ્રહ્માના જેવો થયેલો તે ઉપાસક પછી મનવડે આરનામના હૃદનું ઉલ્લંઘન કરી યેષ્ટિહાનામના દેવોની સમીપ જાય જાય છે. તે દેવો તેને જોઇને દૂર જતા રહે છે. પછી તે વિરજાનામની નદીની પાસે જાય છે. તે તેનું મનવડેજ ઉલ્લંઘન કરે છે તે અહીં પુણ્યપાપનો પરિત્યાગ કરે છે. તેના પર પ્રીતિ કરનારા મનુષ્યો તેનું પુણ્ય સંપાદન કરે છે, ને તેનો દ્વેષ કરનારા તેનું પાપ સંપાદન કરે છે. તે જ્યારે ઇલ્યવૃક્ષસમીપ જાય છે ત્યારે પૂર્વે નહિ અનુભવેલો બ્રહ્માનો ગંધ ઘ્રાણદ્વારાએ તેના હૃદયમાં પ્રવેશ કરે છે, જે પવિત્રતમ ગંધના સુંઘવાથી બ્રહ્મલોકથી ભિન્ન લોકમાં રહેલા સુગંધીમાં પણ દુર્ગંધબુદ્ધિ થાય છે. તે જ્યારે સાલજ્યનગરની સમીપ જાય છે ત્યારે તેનામાં પૂર્વે નહિ ચાખેલો, અન્યરસોમાં હેયપણાની બુદ્ધિ ઉપજાવનારો, ને બ્રહ્મલોકમાંજ આસક્તિ ઉત્પન્ન કરનારો બ્રહ્માનો રસ રસનાદ્વારાએ પ્રવેશ કરે છે, તે અપરાજિતનામના બ્રહ્માના મંદિર પાસે જાય છે ત્યારે અદષ્ટપૂર્વ બ્રહ્માનું તેજ તેનામાં નેત્રદ્વારા પ્રવેશ કરે છે. પછી તે ઇંદ્ર તથા પ્રજાપતિ-નામના બ્રહ્મમંદિરના દ્વારપાલોપાસે જાય છે ત્યારે તેઓ તેના દર્શનમાત્રથી હાથ જોડી, આસનપરથી ઊઠી, જય જય એમ ઉચ્ચાર કરી, દ્વારથી દૂર ખસે છે. ત્યાંથી તે વિભુનામના સભાસ્થાનમાં જાય છે ત્યારે તેનામાં " હું બ્રહ્મા છું " એવો અહંકાર મનોદ્વારાએ પ્રવેશ કરે છે. પશ્ચાત્ તે વિચક્ષણાનામની વેદિપાસે જાય છે ત્યારે તે પોતાની બુદ્ધિવડે વિવિધ વિશ્વને જુએ છે. પછી તે અમિતૌજસ્નામના બ્રહ્માના પર્યંક પાસે જાય છે. તે પર્યંકપર બ્રહ્મા સ્થિત હોય છે તે પર્યંકપર ઉપાસક પગવડે આરોહણ કરે છે. તેને " તમે કોણ છો ? " એમ બ્રહ્મા પૂછે છે. તેના ઉત્તરમાં " જે તમે છો તે હું છું " એમ ઉપાસક કહે છે. પછી બ્રહ્મા તેને કેટલાક પ્રશ્નો પૂછે છે તેમનાં તે યથાયોગ્ય ઉત્તરો આપે છે તેથી બ્રહ્મા તેને પોતાના સમાન ગણે છે. આ પર્યંકવિદ્યા કહેવાય છે. આટલો અર્થ પ્રથમાધ્યાયમાં નિરૂપણ કર્યો છે.

બીજા અધ્યાયમાં પ્રાણની ઉપાસના તથા મુખ્યપ્રાણની ઇંદ્રિયોથી શ્રેષ્ઠતા પ્રસંગે વર્ણવેલું છે. પ્રાણની ઉપાસનાનું પૂર્વે નિરૂપણ થઇ ગયું છે, તેમજ વર્તમાનકાલના સાધકોને તે બહુ ઉપયોગી નથી તેથી તેનો સાર અત્ર આપ્યો નથી.

ત્રીજા અધ્યાયનો સાર આ પ્રમાણે છે:-પ્રતર્દનનામના કાશીના રાજા સ્વર્ગમાં ગયા. તેના યુદ્ધ ને પૌરુષથી સંતોષ પામેલા ઇંદ્રે તેને કહ્યું:—" હે પ્રતર્દન ! હું તમને ઇચ્છિત વર આપું છું. " તે સાંભળી પ્રતર્દને કહ્યું કે:-" મનુષ્યને માટે જે તમે હિતતમ માનો છો તે મને આપો " ત્યારે ઇંદ્રે તેને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો:-" હે પ્રતર્દન ! આનંદરૂપ મનેજ જાણો. મારું જ્ઞાન મેળવવું આજ હું મનુષ્યમાટે અતિશય-હિતરૂપ માનું છું. મેં વિશ્વરૂપનું હનન કર્યું, બ્રહ્મવિચારરહિત સંન્યાસીઓને મારી તેમનું માંસ અરણ્યનાં શ્વાનોને આપ્યું, ને ઘણા અસુરોનો નાશ કર્યો, તોપણ કર્તવ્યપરિપાલનરૂપે કરેલાં તે અતિક્રૂરજેવાં પ્રતીત થતાં કર્મોવડે મારું રુંવાડું પણ ખર્યું નથી. જે મને જાણે છે તેના પુણ્યકર્મનું ફલ કોઈ પણ કર્મવડે નાશ પામતું નથી, તથા તેનું મુખ કાંતિરહિત થતું નથી. હું પ્રાણરૂપ તથા પ્રજ્ઞારૂપ છું તેની આયુષ્ સર્વ પ્રાણીઓના જીવનનું કારણ તથા અમૃત એટલે ષડ્ભાવવિકારશૂન્ય એમ ઉપાસના કરો. જે આયુષ્ છે તે પ્રાણ છે, પ્રાણજ આયુષ્ છે, ને પ્રાણજ અમૃત છે. જ્યાંસુધી આ શરીરમાં પ્રાણ રહે છે ત્યાંસુધી આયુષ્ છે, ને

પ્રાણવડેજ પુરુષ પરલોકમાં સુખ પામે છે. પ્રજ્ઞાવડે સત્યવચન બોલવાના બલને તથા મને અમુક મળો એવા સંકલ્પને પામે છે. જે મને આયુષ્ ને અમૃત એમ ઉપાસે છે તે આ લોકમાં સો વર્ષ જીવે છે, અને પરલોકમાં અવિનાશીપણાને પામે છે. બધી ઇંદ્રિયો એકસાથેજ પોતપોતાના વ્યાપારવાળી થતી નથી. તે ઇંદ્રિયોમાં પ્રાણ મુખ્ય છે. પુરુષ વાણીરહિત જીવે છે, નેત્રરહિત જીવે છે, શ્રોત્રરહિત જીવે છે, મનરહિત જીવે છે, હાથરહિત જીવે છે, ને પગરહિત પણ જીવે છે, કિંતુ પ્રાણરહિત તે જીવતો નથી એમ જોવામાં આવે છે, તેથી પ્રાણ શ્રેષ્ઠ છે. ક્રિયાશક્તિરૂપ ઉપાધિવાળો પ્રાણજ પ્રજ્ઞા એટલે જ્ઞાનશક્તિરૂપ ઉપાધિયુક્ત છે. આ પ્રાણ આ શરીરને શયનથી ને આસનાદિથી ઉઠાડે છે તેથી આ ઉક્થ છે એમ તેને ઉપાસે. જે પ્રાણ છે, તે પ્રજ્ઞા છે, અને જે પ્રજ્ઞા છે તે પ્રાણ છે. પ્રાણ તથા પ્રજ્ઞા આ શરીરમાં નિવાસ કરે છે, અને મરણકાલે જીવની સાથે ઉત્ક્રમણ કરે છે. જ્યારે આ પુરુષ સુષુપ્તિને પામે છે ત્યારે તે પ્રાણની સાથે એકપણું પામે છે. તે કાલે તેમાં સર્વનામોસહિત વાણી લય પામે છે, સર્વરૂપોસહિત નેત્ર લય પામે છે, સર્વશબ્દોસહિત શ્રોત્ર લય પામે છે. ને સર્વચિંતનોસહિત મન લય પામે છે. તે પુરુષ જ્યારે જાગે છે ત્યારે જેમ બળતા અગ્નિમાંથી સર્વભણી તણખા નીકળે છે તેમ આ આત્મામાંથી વાગાદિ ઇંદ્રિયો જિહ્વાદિસ્થાનને ઉદ્દેશીને નીકળે છે. મરણકાલે જ્યારે તે સંબંધિજનને ઓળખતો નથી ત્યારે સમીપમાં બેઠેલા કહે છે:—'આ સાંભળતો નથી, જોતો નથી, બોલતો નથી, ને ચિંતવતો નથી.' તે સમયમાં તે પ્રાણની સાથે એકપણું પામે છે, ત્યારે તેમાં સર્વનામોસહિત વાણી લીન થાય છે, સર્વરૂપોસહિત નેત્ર લીન થાય છે, સર્વશબ્દોસહિત શ્રોત્ર લીન થાય છે, ને સર્વચિંતનોસહિત મન લીન થાય છે. પછી જ્યારે અન્ય શરીરને ગ્રહણ કરે છે ત્યારે જેમ બળતા અગ્નિમાંથી તણખા નીકળે છે તેમ આ આત્મામાંથી ઇંદ્રિયો પોતપોતાના સ્થાને ઉદ્દેશીને નીકળે છે. તે ઇંદ્રિયોમાં તેમના દેવો ને વિષયો પ્રતીત થાય છે." મરવા પડેલો જ્યારે આ શરીરથી ઉત્ક્રમણ કરે છે ત્યારે તે સર્વે ઇંદ્રિયોસહિત ઉત્ક્રમણ કરે છે. તે સમયમાં વાણી, નાસિકા, નેત્ર, શ્રોત્ર ને મન પોતપોતાના વિષયોનો ત્યાગ કરી પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને પામે છે. ઇંદ્રિયો પ્રજ્ઞાના એકભાગજેવી છે, ને પ્રજ્ઞાવિના તેઓ પોતપોતાનું કામ કરી શકતી નથી. પુરુષ વાણીને જાણવાને ન ઇચ્છે, પણ વક્તારૂપ આત્માને જાણવાને ઇચ્છે; શબ્દને જાણવાને ન ઇચ્છે, પણ શ્રોતાને જાણે; ગંધને જાણવાને ન ઇચ્છે, પણ સુંઘનારાને જાણે; રૂપને જાણવાને ન ઇચ્છે, પણ રૂપવેત્તાને જાણે; ને મનને જાણવાને ન ઇચ્છે, પણ મંતાને જાણે. એવી રીતે સર્વ ઇંદ્રિયોના વિષયોનો સાક્ષી જાણવાયોગ્ય છે. વિષયો ઇંદ્રિયોમાં સ્થિત છે, ને ઇંદ્રિયો મુખ્યપ્રાણમાં સ્થિત છે. પ્રાણરૂપ ઉપાધિવાળો આત્મા પ્રજ્ઞાત્મા છે. તે આનંદરૂપ, જરારહિત ને અવિનાશી છે. તે શુભકર્મવડે વૃદ્ધિ પામતો નથી, ને અશુભકર્મવડે ઘટતો નથી. જેને તેના પૂર્વકર્માનુસાર આ લોકથી ઊર્ધ્વમાં લઈ જવાને ઇચ્છે છે તેની પાસે તે શુભકર્મ કરાવે છે, ને જેને તેના પૂર્વકર્માનુસાર અધોલોકમાં લઈ જવાને ઇચ્છે છે તેની પાસે તે અશુભકર્મ કરાવે છે. તે આ લોકનો રક્ષક તથા અધિપતિ છે, તે આ સર્વનો ઈશ્વર છે, ને તે આ મારો આત્મા છે એમ જાણે."

ચોથા અધ્યાયમાં રાજર્ષિ અજાતશત્રુ અને બાલાકિનો સંવાદ છે. તે સંવાદ પૂર્વે શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌માં આવી ગયો છે.

———:o:———

## ॥ ૩૬ ક્ષુરિકોપનિષદ્‌નો સાર ॥

કોલાહલરહિત પવિત્રદેશમાં સ્થિતિ કરીને કોમલ આસનપર પદ્માદિક આસને બેસવું. પછી કાચબો જેમ પોતાના અંગો સંકોચી લે છે તેમ સાધક ઇંદ્રિયો તથા મનની વૃત્તિઓને હૃદયાકાશમાં સંકોચી લે, ને બાર પ્રણવનું ઉચ્ચારણ કરતાંસુધી શનૈઃ શનૈઃ બહારના વાયુનું કોઈ પણ નાસાપુટદ્વારા હૃદયભણી આકર્ષણ કરે. તે વેળા શરીરનાં મુખ્ય છિદ્રોનો નિરોધ કરે, અને કેડ, હૃદય, કંઠ તથા મુખને કિંચિત્ ઉંચા રાખે.

શરીરમાં પૂરેલા વાયુને અડતાલીશ માત્રાપર્યંત અચલ રાખે, ને પછી બીજા નાસાપુટદ્વારા શનૈઃ શનૈઃ શરીરમાંના તે વાયુને બહાર કાઢે. પ્રાણુાયામનો અભ્યાસ પક્વ થયા પછી ધારણાવડે પ્રાણુના પ્રત્યાહારનો અભ્યાસ કરે. અંગૂઠાથી ઘુંટી, ત્યાંથી ઢીંચણુનો નીચલો ભાગ, ત્યાંથી ઢીંચણુનો ઉપલો ભાગ, ત્યાંથી ઊરુ, ત્યાંથી ગુદા, ત્યાંથી શિશ્ન ને ત્યાંથી નાભિ એમ ક્રમથી નીચેના વાયુને મનવડે ઉપરના સ્થાનમાં ધારણ કરે. ત્યાંથી વાયુ, મન તથા અગ્નિનો સુષુમ્ણામાં પ્રવેશ કરાવે. ત્યાંથી હૃદય તથા અનાહતચક્રનું ભેદન કરી તે કંઠવિષે વિશુદ્ધચક્રમાં જાય. આવા અભ્યાસથી અર્થાત્ અભિમાનીની સુષુમ્ણામાં સ્થિતિ થવાથી તે સમયમાં શરીરમાંની અન્ય નાડીઓ સામર્થ્યહીન થઇ જાય છે. કંઠમાંથી આજ્ઞાચક્રમાં જઇ ત્યાંથી બ્રહ્મરંધ્રમાં જાય. જેમ બલવાન્ હંસ પાશ છેદીને ભયરહિત થઇ આકાશમાં ઊડી જાય છે તેમ નિઃસ્પૃહ યોગવેત્તા શનૈઃ શનૈઃ અવિદ્યાદિ પાશોને ત્રોડી નાંખી સંસારના અવધિને પામે છે. પ્રાણુનો આરોહઅવરોહ જે હઠયોગમાં ઉપયોગી છે તેનું સંક્ષેપથી આ ઉપનિષદ્‌માં નિરૂપણ કર્યું છે.

——[*]——

## ॥ ३७ गणपतिउपनिषद्नो सार ॥

શ્રીગણુપતિને નમસ્કાર. હે ગણુપતે ! તમે વિશ્વના કર્તા છો, તમે તેને ધારણ કરનારા છો, તમે તેનો નાશ કરનારા છો, તમે સર્વરૂપ બ્રહ્મ છો, ને તમે આત્મા છો હું નિત્ય સત્ય કહું છું. મારું રક્ષણ કરો, શ્રોતાનું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો, દાતાનું રક્ષણ કરો, શિષ્યનું રક્ષણ કરો, સર્વબાજુથી મારું રક્ષણ કરો, તમે વાઙ્મય છો, તમે ચિન્મય છો, તમે આનંદમય છો, અદ્વિતીય સચ્ચિદાનંદ છો, ને જ્ઞાનવિજ્ઞાનમય છો, આ સર્વ જગત્ તમારામાંથી ઉપજે છે, આ સર્વ જગત્ તમારાથી સ્થિત થાય છે, ને આ સર્વ જગત્ તમારામાં લીન થાય છે. તમે પૃથિવી, જલ, તેજ, વાયુ ને આકાશ છો, તમે ચાર વેદો છો, તમે ત્રણ ગુણથી પર છો, તમે ત્રણ કાલથી પર છો, તમે ત્રણ શરીરથી પર છો, તમે મૂલાધારમાં સ્થિત છો, ને તમે ત્રણ શક્તિરૂપ છો. તમારું યોગીઓ સર્વદા ધ્યાન કરે છે. તમે રુદ્ર, વિષ્ણુ, બ્રહ્મા, ઇંદ્ર, અગ્નિ, વાયુ સૂર્ય, ચંદ્રમા, બ્રહ્મ ને ત્રણ લોક છો. ગકાર, પૂર્વરૂપ, અકાર મધ્યરૂપ, અનુસ્વાર અંત્યરૂપ, બિંદુ ઉત્તરરૂપ, નાદ સંધાન ને સંહિતા સંધિ છે, તે આ ગાણેશીવિદ્યા છે. **ॐ गं गणपतये नमः ॥ एकदन्ताय विद्महे वक्रतुण्डाय धीमहि तन्नो दन्तिः प्रचोदयात् ॥** (ૐ ગં ગણુપતિને નમસ્કાર. એકદંતને અમે જાણીએ છીએ, વક્રતુંડનું ધ્યાન કરીએ છીએ, તે ગણુપતિ અમને સન્માર્ગમાં પ્રેરણા કરે) એક દાંતવાળા, ચાર હાથવાળા, પાશ અંકુશ અભય ને વરદમુદ્રાને ચાર હાથોવડે ધારણ કરનારા, જેની ધ્વજામાં ઉંદર છે એવા, રક્ત લંબોદર, સૂપડાજેવા સુંદર કાનવાળા, રાતા વસ્ત્રવાળા, રાતા ચંદનવડે જેનું શરીર લિપ્ત છે એવા, રાતાં પુષ્પોવડે સારી રીતે પૂજેલા, ભક્તોપર દયા કરનારા, પ્રકાશવાન્, જગત્‌ના કારણરૂપ, ઉત્તમ, સૃષ્ટિની આદિમાં આવિર્ભાવ પામેલા, ને પ્રકૃતિપુરુષથી પર એવા ગણુપતિનું જે નિત્ય ધ્યાન કરે છે તે યોગી શ્રેષ્ઠ છે. વ્રતપતિને નમસ્કાર, ગણુપતિને નમસ્કાર, પ્રમથપતિને નમસ્કાર, લંબોદરને નમસ્કાર, એકદંતને નમસ્કાર, વિઘ્નવિનાશીને નમસ્કાર, શિવસુતને નમસ્કાર ને વરદમૂર્તિને નમસ્કાર. આ અથર્વશિરનું જે અધ્યયન કરે છે તે બ્રહ્મ થવાને સમર્થ થાય છે, સર્વ સુખ પામે છે, વિઘ્નોવડે પીડા પામતો નથી, ને પાપોથી મોકળો થાય છે. વિદ્વાને અનધિકારીને આનો ઉપદેશ કરવો નહિ, કેમકે તેમ કરવાથી અનર્થ થાય છે.

——:o:——

## ॥ ३८ गर्भोपनिषदुनो सार ॥

પૃથિવી, જલ, તેજ, વાયુ ને આકાશ આ પાંચ ભૂતોરૂપ પાંચ વિષયો, પાંચ કર્મ, પાંચ જ્ઞાનેંદ્રિયો ને પાંચ કર્મેંદ્રિયો તેરૂપ નિમિત્તવડે નિર્વાહ કરવું; મધુર, ખાટો, ખારો, તીખો, કડવો ને કષાય આ છ રસરૂપ આશ્રયવાળું; ભૂખ, તરષ, શોક, મોહ, જરા ને મરણ આ છ ગુણના સંબંધવાળું; ત્વચા, લોહી, માંસ મેદ, હાડકાં, મજ્જા ને વીર્ય આ સાત ધાતુવાળું; વાત, પિત્ત ને કફરૂપ ત્રણ મલવાળું; શુક્રશોણિતરૂપ બે કારણવાળું; અને ભોજ્ય, પેય, લેહ્ય ને ચોષ્ય આ ચાર પ્રકારના આહારના કાર્યરૂપ આ સ્થૂલશરીર છે. સ્થૂલશરીરમાં જે કઠિનભાગ છે તે પૃથિવી, દ્રવભાગ તે જલ, ઉષ્ણભાગ તે તેજ, ચલન કરનારો ભાગ તે વાયુ, ને અવકાશવાળો ભાગ તે આકાશ છે. એ પાંચ ભૂતો શરીરમાં પોતપોતાને ઉચિત એવું કાર્ય કરે છે. છ પ્રકારના જે રસ પૂર્વે કહ્યા તે રસથી લોહી, લોહીથી માંસ, માંસથી મેદ, મેદથી હાડકાં, હાડકાંથી મજ્જા ને મજ્જાથી વીર્ય ઉપજે છે. પિતાના વીર્યને માતાના શોણિતવિશેષના સંયોગથી ગર્ભ ઉપજે છે. એક દિવસપછી તે મળેલાં વીર્ય તથા શોણિત કિંચિત્ ઘટ્ટ થાય છે. સાત દિવસપછી વિશેષ ઘટ્ટ થાય છે. એક પખવાડીઆ પછી બીલાના જેવો ગોળ પિંડ થાય છે. એક માસપછી તે વિશેષ વૃદ્ધિ પામી કઠિન થાય છે. બે માસ પછી મસ્તકજેવો આકાર થાય છે. ત્રણ માસે હાથપગના અસ્પષ્ટ આકાર પ્રતીત થવા લાગે છે. ચાર માસે પગ ને માથાવગેરેના અવયવો પ્રતીત થવા લાગે છે. પાંચમે તથા છઠ્ઠે માસે બરડાની કરોડ ને ઇંદ્રિયોનાં ગોલકો પ્રતીત થવા લાગે છે. સાતમે માસે તેમાં જીવની સ્પષ્ટ પ્રતીતિ થવા લાગે છે. આઠમે માસે સર્વ અવયવો લગભગ પૂર્ણ થઇ રહેવા આવે છે પિતાનું વીર્ય અધિક હોય તો પુરુષશરીર થાય છે, માતાનું શોણિત અધિક હોય તો સ્ત્રીશરીર થાય છે, ને બંનેનું વીર્યશોણિત સમાન હોય તો નપુંસકશરીર થાય છે. ગર્ભધારણકાલે માતાપિતા વા તે બેમાંનું કોઇ જો કોઇ નિમિત્તથી વ્યાકુલચિત્તયુક્ત હોય તો બાળક આંધળું, લુલું, કુબડું, ઠુંઠું કે બહેરું અવતરે છે. સ્ત્રીપુરુષના અપાનવાયુના દોષથી વીર્યશોણિતના બે વિભાગ થઇ ગયા હોય તો યુગ્મ જન્મે છે. માતાના ખાધેલાપીધેલા અન્નજલાદિવડે શિરાદ્વારા તે ગર્ભનું પોષણ થાય છે. જન્મ્યા પછી યોગ્ય વયનો થયે જો તે પુરુષ અગણિત પુણ્યના પરિપાકથી વૈરાગ્યવાળો થાય છે તો શાસ્ત્રાદિવડે ૐકારના જ્ઞાનથી, ને "હું ૐકાર છું" એવા ધ્યાનથી, ૐકારના વાચ્યનું નિરંતર ચિંતન કરે છે, ને તેથી ૐકારનો સર્વ ભેદરહિત આત્મરૂપે સાક્ષાત્કાર કરી મુક્ત થાય છે. પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર ને પાંચ તન્માત્રા આ આઠ પ્રકૃતિઓ, ને મનસહિત અગીઆર ઇંદ્રિયો તથા પાંચ ભૂતો આ સોળ વિકારો શરીરમાં છે. નવમે માસે શરીર સંપૂર્ણ થઇ રહે છે ત્યારે તે પૂર્વજન્મનું સ્મરણ કરે છે, તથા કરેલાં નહિ કરેલાં શુભાશુભકર્મને જાણે છે, ને તેથી તાપ પામે છે તે સમયમાં તે આ પ્રમાણે વિચારે છે:–" કર્મવશાત્ મેં અસંખ્ય શરીરો ધારણ કર્યા, તે શરીરોને ઉચિત એવા વિવિધ આહારો કર્યા, ને વિવિધ સ્તનોનું પાન કર્યું. વારંવાર જન્મમરણનો અનુભવ કર્યો. હું દુઃખથીજ ભરેલા સંસારસાગરમાં ડુબ્યો છું, ને તેમાંથી નીકળવાના ઉપાયને જોતો નથી. હું જો ગર્ભાશયમાંથી બહાર નીકળું તો અશુભનો ક્ષય કરનાર ને મોક્ષ આપનાર સાંખ્ય તથા યોગનો આશ્રય ગ્રહણ કરું. જો હું આ સ્થાનમાંથી નીકળું તો હું અશુભની નિવૃત્તિ કરનાર ને મોક્ષ આપનાર **શ્રીમહેશ્વરનું** શરણ ગ્રહણ કરું. જે સંબંધિજનોને અર્થે મેં શુભાશુભ કર્મ કર્યું તે સુખ ભોગવનારા સંબંધિજનો તો જતા રહ્યા, ને તે કર્મવડે હું એકલો દાહ પામું છું " નવમે માસે વા દશમે માસે તે મહાદુઃખે બહાર આવે છે ત્યારે વૈષ્ણવવાયુના સ્પર્શવડે ગર્ભમાં ચિન્તન કરેલા જન્મમરણનું તથા શુભાશુભકર્મનું તે સ્મરણ કરતો નથી.

———:o:———

## ॥ ३९ गारुडोपनिषदुनो सार ॥

શ્રીબ્રહ્મા નારદને, નારદ બૃહત્સેનને, બૃહત્સેન ઇંદ્રને, ઇંદ્ર ભારદ્વાજને ને ભારદ્વાજ પોતાના શિષ્યોને આ વિદ્યા; અને તક્ષકી, મક્ષકી, વિષકારિણી, વિષદૂષિણી, વિષસર્પિણી તથા વિષનાશિની

એ નામની ૭ મહાઔષધિઓ અને हतं विषं नष्टं विषं प्रणष्टं विषं हतमिन्द्रस्य वज्रेण स्वाहा॥ (વિષ હણાયું, વિષ નાશ પામ્યું, વિષ સારી રીતે નાશ પામ્યું, ને ઇંદ્રના વજ્રવડે તે હણાયું. સ્વાહા.) આ મંત્ર આપ્યા. તેવડે નાગોનું, સર્પોનું, વિછીઓનું, કરોળિયાનું, નાના કરોળિયાનું, ઘોનું, ગરોળીનું ને ઉંદરોનું વિષ હણાયું. જો તું શેષનાગનો દૂત હોય વા શેષનાગ પોતે હોય, જો તું વાસુકિનો દૂત હોય વા વાસુકિ પોતે હોય, જો તું તક્ષકનો દૂત હોય વા તક્ષક પોતે હોય, જો તું કર્કોટકનો દૂત વા કર્કોટક પોતે હોય, જો તું શંખપુલિકનો દૂત હોય વા શંખપુલિક પોતે હોય, જો તું પદ્મકનો દૂત હોય વા પદ્મક પોતે હોય જો તું મહાપદ્મકનો દૂત હોય વા મહાપદ્મક પોતે હોય, જો તું એલાપત્રકનો દૂત હોય વા એલાપત્રક પોતે હોય, અને જો તું મહાએલાપત્રકનો દૂત હોય વા મહાએલાપત્રક પોતે હોય, તોપણ તારું વિષ હણાયું છે. જે આ મહાવિદ્યાને અમાસે સાંભળે તેને બાર વર્ષ સર્પો કરડતા નથી. જે આ મહાવિદ્યાને અમાસે અધ્યયન કરતો છતો ભૂર્જ-પત્રાદિમાં લખીને કંઠાદિમાં બાંધે તેને જ્યાં સુધી જીવે ત્યાંસુધી સર્પો ડસતા નથી. આ વિદ્યા આઠ બ્રાહ્મણોને આપીને વિષ ચઢેલા માણસને તૃણવડે કાષ્ઠવડે વા ભસ્મવડે વિષથી મોકળો કરે છે, સો બ્રાહ્મણોને આપીને નેત્રવડે મોકળો કરે છે, અને સહસ્ર બ્રાહ્મણોને આપીને મનવડે મોકળો કરે છે એમ ભગવાન્ બ્રહ્મા કહેતા હતા.

———:o:———

## ॥૪૦ गोपालतापनीयोपनिषद्‌नो सार ॥

આ ઉપનિષદ્‌ના બે ભાગ છે, પૂર્વતાપનીય ને ઉત્તરતાપનીય. તેમાં પૂર્વતાપનીયનો સાર આ પ્રમાણે છે:—

સચ્ચિદાનંદ, ભક્તોને ક્લેશરહિત કરનાર, વેદાંતવેદ્ય, ગુરુ ને બુદ્ધિના સાક્ષી શ્રીકૃષ્ણને નમસ્કાર. મુનિઓ શ્રીબ્રહ્માને પૂછે છે:—"પરમ દેવ કોણ છે? મૃત્યુ કોનાથી ભય પામે છે? કોના જ્ઞાનવડે સમગ્ર જ્ઞાત થાય છે? ને કોનાવડે આ વિશ્વ ચાલે છે?" તેના ઉત્તરમાં બ્રહ્મા કહે છે:— "શ્રીકૃષ્ણ પરમ દેવ છે, ગોવિંદથી મૃત્યુ ભય પામે છે, ગોપીજનવલ્લભના જ્ઞાનવડે આ જગત્ જ્ઞાત થાય છે, ને સ્વાહાવડે આ જગત્ ચાલે છે ભક્તોના હૃદયમાંથી પાપોને ખેંચે છે તે કૃષ્ણ, વેદને જાણનાર તે ગોવિંદ, જ્ઞાનપ્રદ અગ્રભાગના પ્રેરક તે ગોપીજનવલ્લભ ને પરમાત્માની માયા તે સ્વાહા છે તે શ્રીકૃષ્ણનું ચિત્તવડે ચિન્તન કરવાથી પુરુષ મુક્ત થાય છે. એક, સર્વને વશ વર્તાવનારા, સર્વવ્યાપક ને સ્તુત્ય શ્રીકૃષ્ણ એક છતાં પણ બહુપ્રકારે પ્રકાશે છે, તેને જે સ્થિરબુદ્ધિવાળા ભજે છે તેઓને નિત્યસુખની પ્રાપ્તિ થાય છે, બીજાઓને નહિ. જે નિત્ય મનાયેલા આકાશાદિથી વધારે નિત્ય, જે ચેતનરૂપ જણાતા મન આદિથી વધારે ચેતનરૂપ ને જે સર્વ જીવોને તેમના કર્માનુસાર ભોગો આપે છે તેનું જે યજન કરે છે તેમને અવિનાશી સિદ્ધિ થાય છે, બીજાઓને નહિ. જે શ્રીકૃષ્ણ સૃષ્ટિની આદિમાં બ્રહ્માને ઉત્પન્ન કરે છે, ને તેમને વિદ્યાનો ઉપદેશ કરે છે તે સ્વયંપ્રકાશ પરમાત્માને શરણે મુમુક્ષુ જાય. જે ॐ क्लीँ कृष्णाय, ॐ गोविंदाय, ॐ गोपीजनवल्लभाय, ॐ स्वाहोम् ॥ એવો જપ કરે છે તેને પરમાત્મા પોતાના રૂપનું દર્શન કરાવે છે તેથી મુમુક્ષુ મોક્ષમાટે તેનો જપ કરે. તેમની સ્તુતિ આ પ્રમાણે કરાય છે:—ૐ વિશ્વરૂપને નમસ્કાર. વિશ્વની સ્થિતિ ને પ્રલયના હેતુને નમસ્કાર. વિશ્વેશ્વરને તથા વિશ્વરૂપ ગોવિંદને નમસ્કાર. વિજ્ઞાનરૂપ પરમાનંદને નમસ્કાર. કૃષ્ણ તથા ગોપીનાથરૂપ ગોવિંદને નમસ્કાર. કમલના જેવાં નેત્રવાળાને નમસ્કાર કમલની માલા જેમણે ધારણ કરી છે તેમને નમસ્કાર. જેમની નાભિમાં કમલ છે તેમને નમસ્કાર. લક્ષ્મીના પતિને નમસ્કાર. મયૂરપિચ્છના મુકુટવડે બહુ સુંદર જણાનારા, સ્વાભાવિક સુંદર, અકુંઠિત બુદ્ધિવાળા ને લક્ષ્મીના મનોરૂપ સરોવરના હંસરૂપ ગોવિંદને નમસ્કાર. કંસના વંશનો વિનાશ

કરનાર, કેશી તથા ચાણૂરનો ઘાત કરનાર, રુદ્રવડે વંદ્ય, ને અર્જુનના સારથિને નમસ્કાર. વેણુ વગાડવાના સ્વભાવવાળા, ગોપાલ, કાલિયનો દર્પ ત્રોડનાર, યમુનાના તટપર વિહાર કરનાર, ચપલ કુંડલ ધારણ કરનાર, ગોપીઓના નયનકમલની માલાવાળા, નૃત્ય કરવાના સ્વભાવવાળા ને પ્રણામ કરનારનું પાલન કરનાર શ્રીકૃષ્ણને નમસ્કાર. કલારહિત, વિમોહરૂપ, શુદ્ધ, અપવિત્રના કાલ, અદ્વિતીય ને મહાન્ શ્રીકૃષ્ણને નમસ્કાર. હે પરમાનંદ ! પ્રસન્ન થાઓ, હે પરમેશ્વર ! પ્રસન્ન થાઓ. હે પ્રભો ! આધિવ્યાધિરૂપ ભુજંગવડે ડસેલો જે હું તે મારો ઉદ્ધાર કરો. હે શ્રીકૃષ્ણ ! હે રુક્મિણીકાંત ! હે ગોપીજનમનોહર ! હે જગદ્ગુરો ! સંસારસાગરમાં ડુબેલો જે હું તે મારો ઉદ્ધાર કરો. હે કેશવ ! હે કલેશહરણ ! હે નારાયણ ! હે જનાર્દન ! હે ગોવિંદ ! હે પરમાનંદ ! હે માધવ ! મારો ઉદ્ધાર કરો. શ્રીકૃષ્ણના મંત્રનો જપ કરવાથી ને તેમનું ધ્યાન કરવાથી તમે સંસારનો પાર પામશો. મન ને ઇંદ્રિયોથી પર શ્રીકૃષ્ણજ ઉત્કૃષ્ટ દેવ છે માટે તેમનું ધ્યાનસ્મરણાદિ કરવું."

ઉત્તરતાપનીયનો સાર આ પ્રમાણે છેઃ—

કોઈ વેલા વ્રજસ્ત્રીઓએ શ્રીકૃષ્ણને પૂછ્યું કેઃ–" અમે કયા બ્રાહ્મણને ભિક્ષા આપીએ ? " ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કેઃ–" દુર્વાસાને ભિક્ષા આપો. " વ્રજબાલાઓએ પૃચ્છા કરી કેઃ– " યમુનાના જલનો સ્પર્શ થયા વિના અમે કેવી રીતે તેમની સમીપ જઇએ ? તે આપ કહો. " શ્રીકૃષ્ણે કહ્યુંઃ—" કૃષ્ણ બ્રહ્મચારી છે એમ કહીને જશો તો તે તમને માર્ગ આપશે. મારું સ્મરણ કરવાથી સર્વ કઠિન કામ સુલભ થઈ જાય છે. " આ વચનો સાંભળી, તેનું સ્મરણ કરી, તે વાક્યવડે યમુનાને સામે પાર જઈ, પવિત્રતમ આશ્રમમાં પેસી, દુર્વાસામુનિને નમન કરી, તેમને ઉત્તમ ભોજન અર્પણ કર્યું. તેમણે ભોજન કરી, આશીર્વાદ આપી, તેમને જવાની આજ્ઞા આપી. તેમણે દુર્વાસામુનિને પૂછ્યું કેઃ–" અમે યમુનાનો સ્પર્શ કર્યા વિના સામે પાર જઇએ એવો કાંઈ ઉપાય બતાવો. " ત્યારે દુર્વાસામુનિએ કહ્યુંઃ–" હું કે જે ઉપવાસી છું તેનું સ્મરણ કરીને તમે જશો તો તે તમને માર્ગ આપશે. " આ સાંભળી તેઓ વિચારવા લાગી કેઃ–" આપણી સાથે ક્રીડા કરનારા શ્રીકૃષ્ણ બ્રહ્મચારી કેમ હોઇ શકે ? ને હમણાંજ ભોજન કરનારા દુર્વાસામુનિ ઉપવાસી કેમ હોઇ શકે ? " તેમનો અભિપ્રાય જાણી દુર્વાસામુનિએ તેમને આ પ્રમાણે કહ્યુંઃ–" શબ્દવાળું આકાશ, સ્પર્શવાળો વાયુ, રૂપવાળું તેજ, રસવાળું જલ ને ગંધવાળી પૃથ્વી છે. હું શબ્દાદિ ગુણો તથા આકાશાદિ ભૂતોથી ભિન્ન છું, ને તેમની અંતર છું, મને તેઓ જાણતાં નથી. એવી રીતે હું કે જે સર્વસંગરહિત આત્મા છું તે કેવી રીતે ભોક્તા હોઇ શકું ? વ્યવહારદશામાં આ મન આકાશાદિ વિષયોને ગ્રહણ કરે છે. પરમાર્થદશામાં જ્યારે સર્વેજ આત્મા થયું ત્યારે ભેદના અભાવથી મન કયા વિષયનું મનન કરે ? અથવા કયા વિષયમાં જાય ? એવી રીતે હું કે જે સર્વાતીત આત્મા છું તે કેવી રીતે ભોક્તા હોઇ શકું ? શ્રીકૃષ્ણ પણ બન્ને શરીરના કારણરૂપ ને સાક્ષી છે. જે ઇચ્છાવડે વિષયોને ઇચ્છે છે તે કામી છે, પણ જે ઇચ્છાના અભાવવડે વિષયોને ઇચ્છતો નથી તે અકામી છે. તે જન્મજરાદિ દેહના ધર્મોથી રહિત, અચલ ને અછેદ્ય છે. જે આ સૂર્યમાં સ્થિત છે, જે આ ઇંદ્રિયોમાં સ્થિત છે, જે આ ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવોનું પાલન કરે છે, જે સર્વે દેવોમાં તથા સ્થાવરજંગમ ભૂતોમાં સ્થિત છે, જેમનું સર્વ વેદાંતવડે નિરૂપણ કરાય છે, ને જે સર્વને ઉત્પન્ન કરે છે તે તમારા સ્વામી છે. " આ સાંભળી ગાંધર્વીનામની ગોપીએ શ્રીકૃષ્ણના સંબંધમાં વિશેષ જાણવાની ઇચ્છા કરી તેથી તેને દુર્વાસામુનિ કહે છેઃ–" બૃહદ્વન, મધુવન, તાલવન, કામવન, બહુલવન, કુમુદવન, ખદિરવન, ભદ્રવન, ભાંડીરવન, શ્રીવન, લોહવન ને વૃંદાવન. આ બાર વનવડે ઘેરાયેલી મથુરાપુરી છે તે વનોમાં દેવો, મનુષ્યો, ગંધર્વો, નાગો ને કિંનરો ગાયન કરે છે, અને મથુરામાં બલભદ્ર, પ્રદ્યુમ્ન અનિરુદ્ધ તથા રુક્મિણીસહિત શ્રીકૃષ્ણ સ્થિત છે. અર્ધમાત્રરૂપ શ્રીકૃષ્ણ, અકારરૂપ બલભદ્ર, ઉકારરૂપ પ્રદ્યુમ્ન ને મકારરૂપ અનિરુદ્ધ

છે. જગત્ રચનારી મૂલપ્રકૃતિ વા પ્રણવ રુકિમણી છે. 'હું શ્રીકૃષ્ણજ છું, શોકનો ભાગી નથી' એમ જે ચિંતન કરે છે તે બ્રહ્મવેત્તા થાય છે, બ્રહ્મભાવને પામે છે, ને મોક્ષ મેળવે છે. વેદની ઋચાઓ ગોપીઓ છે, પ્રણવ રુકિમણી છે, ને બ્રહ્મ શ્રીકૃષ્ણ છે. તે શ્રીકૃષ્ણનું હૃદયમાં ધ્યાન કરવું. જે સારભૂત બ્રહ્મજ્ઞાનવડે સર્વ જગતનું મથન થાય છે તે બ્રહ્મજ્ઞાન મથુરા છે. ચિત્સ્વરૂપ તે શ્રીવત્સ છે. બ્રહ્મનો પ્રકાશ તે કૌસ્તુભમણિ છે. સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ, 'હું સર્વ છું, એવો પ્રપંચાતીત અહંકાર ને પાંચ ભૂતો એ પાંચજન્ય શંખ છે. અત્યંત ચલસ્વરૂપવાળું મન સુદર્શનચક્ર છે. આદ્યા માયા શાર્ઙ્ગ છે. વિશ્વ એ પદ્મ છે. વિદ્યા એ ગદા છે. ધર્મ, અર્થ, કામ ને મોક્ષ આ ચાર હાથમાંનાં બાજુબંધ છે. ગુણાતીત કંઠ છે, તેમાં માયા એ માલા છે. કૂટસ્થનું સ્વરૂપ તે કિરીટ છે. ૐકાર એ કુંડલ છે. ઇંદ્રિયોનું પાલન કરનાર–ગોપાલ–ની સ્તુતિ આ પ્રમાણે કરાય છે:–પ્રાણાત્માને નમસ્કાર. કૃષ્ણને, ગોવિંદને અને ગોપીજનવલ્લભને નમસ્કાર. અપાનાત્માને નમસ્કાર. કૃષ્ણ, પ્રદ્યુમ્ન ને અનિરુદ્ધને નમસ્કાર. વ્યાનાત્માને નમસ્કાર. કૃષ્ણ તથા રામને નમસ્કાર. ઉદાનાત્માને નમસ્કાર. કૃષ્ણ તથા દેવકીનંદનને નમસ્કાર. સમાનાત્માને નમસ્કાર. ગોપાલ તથા નિજસ્વરૂપને નમસ્કાર. પ્રિયતમ આત્મા ગોપાલને નમસ્કાર. ઇંદ્રિયાત્મા ગોપાલને નમસ્કાર. ભૂતાત્મા ગોપાલને નમસ્કાર. અનુત્તમપુરુષ ગોપાલને નમસ્કાર. પરબ્રહ્મ ગોપાલને નમસ્કાર. સર્વભૂતાત્મા ગોપાલને નમસ્કાર. જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિનું ઉલ્લંઘન કરેલા તુર્યાતીત ગોપાલને નમસ્કાર. તે ગોપાલનું પારમાર્થિક સ્વરૂપ આ પ્રમાણે છે:–અદ્વિતીય, સ્વયંપ્રકાશ, સર્વ ભૂતોમાં ગૂઢ, સર્વવ્યાપક, સર્વ ભૂતોના અંતરાત્મા, કર્મના અધિષ્ઠાતા, સર્વ ભૂતોના નિવાસરૂપ, સાક્ષી, ચેતન, કેવલ ને નિર્ગુણ. શ્રીકૃષ્ણના પૂજનમાં રુદ્ર, આદિત્ય, વિનાયક ને વિદ્યાદિનું પણ પૂજન કર્તવ્ય છે." એમ કહી દુર્વાસામુનિએ તેમને ઘેર જવાની આજ્ઞા કરી.

———:o:———

## ॥ ४१ गोपीचंदनोपनिषद्नो सार ॥

લોકનું નરકથી ને મૃત્યુના ભયથી સારી રીતે રક્ષણ કરનાર શ્રુતિ તે ગોપી, અને બ્રહ્મરૂપ આનંદના આવિર્ભાવનો હેતુ જે પરબ્રહ્મ તે ચંદન કહેવાય છે. એવી રીતે ગોપીચંદનનું નિર્વચન જાણનાર આ વચન શિષ્યપ્રતિ કહે, ને શિષ્ય તે ધારણ કરે. ગોપીચંદનરૂપ મૃત્તિકાના પૂર્વોક્ત નિર્વચનના ઉપદેશવડે ને ગ્રહણવડે તે બંને બ્રહ્મલોકમાં તેનો મહિમા અનુભવે છે ગોપીઓ એ વિષ્ણુની પત્નીઓ છે. તે ગોપીઓને બ્રહ્માનંદરૂપ આહ્લાદ ઉપજાવનાર જે વિષ્ણુરૂપ પરબ્રહ્મ તે ચંદન છે. પૂર્વોક્તરીતે શ્રુતિઓ એ ગોપીઓ છે, ને આહ્લાદ ઉપજાવનાર હોવાથી ચંદન પરબ્રહ્મ છે, ને તેજ વિષ્ણુ છે. એ ગોપીચંદનમાં સારી રીતે પ્રીતિ રાખનારા મનુષ્યોના પાપનો વિનાશ થઈ તેઓ શુદ્ધઅંતઃકરણવાળા થઈ બ્રહ્મજ્ઞાન પામે છે. ગોપીચંદન એ પાંચ અક્ષરનું નામ સાર્થક છે એમ સ્મરણ કરતો છતો પુરુષ તેનું તિલક કરે, પણ આ માટી છે એવી બુદ્ધિવડે તિલક ન કરે. જે એમ જાણનાર ગોપીચંદન ધારણ કરે છે તે અક્ષયપદ પામે છે ઉત્પત્તિની પૂર્વ માયાયુક્ત બ્રહ્મ હતું, તેનાથી મહત્તત્ત્વાદિ ઉપજ્યાં. ઉત્પન્ન થયેલા પાંચ ભૂતોમાં પૃથિવી એ ગંધગુણવાળી છે. તે પૃથિવીમાં લોકના અનુગ્રહમાટે ગોપીચંદનનામની પીળા રંગવાળી માટી ઉપજે છે. ગોપીઓના અને શ્રીકૃષ્ણના શરીરે લગાડેલું કેસર ગોપીતળાવવિષે જલક્રીડામાં ધોવાઈ જવાથી તેમાંથી ગોપીચંદનની ઉત્પત્તિ થઈ છે તેથી ગોપીચંદનરૂપ મૃત્તિકા બ્રહ્મરૂપ છે એમ પ્રસિદ્ધ છે. જે એમ જાણનાર યતિના હાથમાં ગોપીચંદન આપે છે તે સર્વ આયુષ્યને પામે છે, તથા પુત્રધનાદિને પણ પામે છે. જે એકદંડી વા ત્રિદંડી ગોપીચંદનનું લલાટમાં તિલક કરે છે તે મોક્ષ પામે છે. ગોપીચંદનના તિલકવાળો નેત્રવડે જે જે જુએ છે તે તે પવિત્ર જાણવું. ગોપીચંદનના ધારણથી પાપોની નિવૃત્તિ થાય છે, તથા તે બીજાઓવડે પૂજાય છે. સારા આચારવાળો, સારા વેષવાળો. મિતાહારી, જિતેંદ્રિય ને ગોપીચંદન જેણે શરીરે ધારણ કર્યું છે એવો પુરુષ વિષ્ણુમય છે.

ગોપીચંદન ધારણ કરીને કરેલું વ્રત, દાન તથા કર્મ વિશેષ ફલવાળું થાય છે. ગોપીચંદન આયુષ્ બલ ને આરોગ્યની વૃદ્ધિ કરનારું, તથા ઇચ્છિતની પ્રાપ્તિ કરનારું, ને મોક્ષ આપનારું છે. એવી રીતે શ્રીકૃષ્ણ પરબ્રહ્મ છે, ને ગોપીઓ શ્રુતિઓ છે, ને તેમની ક્રીડાથી ઉપજેલું ચંદન ગોપીચંદન છે.

———:o:———

## ॥ ૪૨ चाक्षुपोपनिषद्‌नो सार ॥

મારા નેત્રનું તેજ સ્થિર થાઓ. શ્રીસૂર્ય શીઘ્ર મારા નેત્રના રોગો નિવૃત્ત કરો, ને મને તેજ દેખાડો. કૃપા કરો. કલ્યાણ કરો. પૂર્વજન્મમાં મેં ચક્ષુનો પ્રતિરોધ કરનારાં જે જે પાપો કર્યાં હોય તે તે પાપોનો નાશ કરો. નેત્રનું તેજ આપનારને નમસ્કાર. દિવ્ય ભાસ્કરને નમસ્કાર. કરુણાકર અમૃતને નમસ્કાર. નેત્રના તેજોરૂપ ભગવાન્ શ્રીસૂર્યને નમસ્કાર. આકાશમાં વિચરનારને નમસ્કાર. મહાન્‌ને નમસ્કાર. અક્ષયતેજને નમસ્કાર. અસત્‌થી મને સત્‌ભણી લઈ જાઓ, અંધકારથી મને પ્રકાશભણી લઈ જાઓ, અને મૃત્યુથી મને અમૃતભણી લઈ જાઓ. સૂર્યભગવાન્ પવિત્ર છે. સર્વરૂપ, સાક્ષી, સર્વજ્ઞતુલ્ય, પ્રકાશમય, પુરુષ, તેજોરૂપે તપનાર, સહસ્ર કિરણોવાળા ને બહુ પ્રકારે સ્થિત આ સૂર્ય પ્રજાઓની પૂર્વે ઉદય પામ્યા. ભગવાન્ આદિત્યને નમસ્કાર.

———:o:———

## ॥ ૪૩ चूलिकोपनिषद्‌नो सार ॥

પાંચ તન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ ને પ્રકૃતિ એ આઠ અવયવવાળા, ઉજ્જ્વલ, અજ્ઞાનને હણનાર, સત્ત્વાદિ ત્રણ ગુણરૂપ સૂત્રવાળા, પ્રકાશરૂપ, એક ને સ્થૂલસૂક્ષ્મશરીરમાં સ્થિત આત્માને કંઠમાં રહેલા હારની પેઠે સર્વલોક જોતાં છતાં પણ જોતા નથી. જ્યારે અજ્ઞાનનો નાશ થાય છે ત્યારે મનુષ્ય ગુણાતીત ને બુદ્ધિના સાક્ષીને અત્યંતસમીપ અનુભવે છે. અજ્ઞાનનો નાશ થયા વિના તે આત્માનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. જ્ઞાનિજનો બ્રહ્માથી માંડીને સ્થાવરપર્યંત એક અત્યંત શુદ્ધ પરમાત્માને જુએ છે. જેમ બુદ્‌બુદા સાગરમાં લય પામે છે તેમ સર્વ સ્થાવરજંગમ બ્રહ્મમાં લય પામે છે. જેમાં આ જગત્ લીન થાય છે તેમાંથીજ પાછું આવિર્ભાવ પામે છે. જે મુમુક્ષુઓ બ્રહ્મને તથા બ્રહ્મજ્ઞાનના સાધનને જાણે છે તેઓ રાગાદિથી રહિત થઈ બ્રહ્મમાંજ લીન થાય છે.

———:o:———

## ॥ ૪૪ जाबालोपनिषद्‌नो सार ॥

શ્રીબૃહસ્પતિ શ્રીયાજ્ઞવલ્ક્યને પૂછે છેઃ-" કુરુક્ષેત્ર, ( પ્રાણના નિવાસભૂત, ) ઇંદ્રિયોને વિવિધ વિષયોરૂપ ભોગ આપવાવડે પરમાત્માની પૂજાનું અધિકરણ ને સર્વ ભૂતોરૂપ બ્રહ્મનું નિવાસસ્થલ શું છે ? " શ્રીયાજ્ઞવલ્ક્ય તેનું ઉત્તર આપે છેઃ-" અવિમુક્તજ ( માયારૂપ ઉપાધિસહિત ચૈતનજગદીશ્વરજ ) કુરુક્ષેત્ર, ઇંદ્રિયોને વિવિધ વિષયોરૂપ ભોગ આપવાવડે પરમાત્માની પૂજાનું અધિકરણ, ને સર્વભૂતોરૂપ બ્રહ્મનું નિવાસસ્થલ છે તેથી પુરુષ ગંગાપ્રયાગાદિમાં વા વિપરીત સ્થલમાં જ્યાં જાય ત્યાં અવિમુક્તજ જાણે-મને પ્રાપ્ત થયેલું આ સ્થલ કુરુક્ષેત્ર, ઇંદ્રિયોને વિવિધ વિષયોરૂપ ભોગ આપવાવડે પરમાત્માની પૂજાનું અધિકરણ, ને સર્વભૂતોરૂપ બ્રહ્મનું નિવાસસ્થલ છે એમ સમજે. આ કુરુક્ષેત્રરૂપ અવિજ્ઞાતદેશમાં પ્રાણીઓના પ્રાણના ઉત્ક્રમણમાં શ્રીસદાશિવ સંસારસમુદ્રથી તારનાર બ્રહ્મનું સ્મરણ કરાવે છે, જે ઉપદેશવડે જીવ અવિનાશી થઈ મોક્ષ પામે છે, તેથી મુમુક્ષુ બ્રહ્મજ્ઞાનના ઉદયની પૂર્વે પોતાના ઉપાસ્ય શ્રીઈશ્વરનો કદીપણ ત્યાગ ન કરે, પણ તેનું સારી રીતે ચિંતન કરે. " એ ઉત્તર યથાર્થ છે એમ શ્રીબૃહસ્પતિએ સ્વીકાર કર્યો.

અત્રિમુનિ શ્રીયાજ્ઞવલ્ક્યને પૂછે છેઃ-" હું અનંત અને અવ્યક્ત આત્માને કેવે પ્રકારે જાણું ? "

શ્રીયાજ્ઞવલ્કય ઉત્તર આપે છે:—" નિર્ગુણ આત્માના, જ્ઞાનમાટે ઈશ્વરનો સાક્ષાત્કાર કરવો જોઇએ. અનંત અને અવ્યક્ત આત્મા ઈશ્વરમાં સ્થિત છે. તે ઈશ્વર વરણા ને નાસીના મધ્યમાં સ્થિત છે. ઇંદ્રિયોના કરેલા સર્વ દોષોનું નિવારણ કરે છે તે વરણા, અને ઇંદ્રિયોએ કરેલાં સર્વ પાપોનો નાશ કરે છે તે નાસી કહેવાય છે. બે ભમરના ને નાસિકાના મધ્યમાં રહેલો દેશ ઈશ્વરના ધ્યાનનું સ્થલ છે. તે સ્થાન મસ્તક અને ચિબુકના સંધિરૂપ છે. તેમાં મુમુક્ષુઓ ઈશ્વરનો સાક્ષાત્કાર કરે છે. તે ઈશ્વર ઉપાસ્ય છે. જે મુમુક્ષુ નિર્ગુણ આત્મા અવિમુક્તરૂપજ છે, તેનાથી ભિન્ન નથી એમ કહેલા સ્થાનાદિસહિત જાણે છે તેને અંતકાલે તે ઈશ્વર પોતાના સાક્ષાત્કારનું સાધન આપે છે. "

શિષ્યો શ્રીયાજ્ઞવલ્કયને પૂછે છે:-" અમે શ્રીઈશ્વરમાં મન સ્થિર કરવાને અશક્ત છીએ તથી જેનો જપ કરવાથી મોક્ષનો લાભ થતો હોય તે જપનો ઉપદેશ કરો." શ્રીયાજ્ઞવલ્કય તેનું ઉત્તર આપે છે:— " **नमस्ते रुद्र मन्यवे** ॥ ઇત્યાદિ રુદ્રાધ્યાયમાં કહેલાં મોક્ષરૂપ ઈશ્વરનાં નામોનો નિત્ય જપ કરવાથી પુરુષ મોક્ષનો ભાગી થાય છે. "

વિદેહદેશના રાજા જનક શ્રીયાજ્ઞવલ્કયને પૂછે છે:-" હે ભગવન્ ! સંન્યાસ કોણે, કેવી રીતે ને ક્યારે ગ્રહણ કરવાયોગ્ય છે ? તેનું પ્રતિપાદન કરો. " શ્રીયાજ્ઞવલ્કય કહે છે:-" બ્રહ્મચર્ય સમાપ્ત કરીને ગૃહસ્થ થાય, ગૃહસ્થ થઇને વાનપ્રસ્થ થાય, વાનપ્રસ્થ થઇને સંન્યાસ ગ્રહણ કરે, અથવા બ્રહ્મચર્યથી સંન્યાસ ગ્રહણ કરે, વા ગૃહસ્થાશ્રમથી સંન્યાસ ગ્રહણ કરે, વા વાનપ્રસ્થથી સંન્યાસ ગ્રહણ કરે. જ્યારે વૈરાગ્ય પ્રાપ્ત થાય ત્યારેજ સંન્યાસ ગ્રહણ કરે. સાગ્નિક હોય તે આગ્નેયી ઇષ્ટિ કરે, અને જે નિરગ્નિક હોય તે શ્રોત્રિયના ઘરાદિમાંથી અગ્નિ લાવી, તેને સ્થાપન કરી, પુરુષસૂક્તાદિવડે વિરજાહોમ કરે, પૂર્ણાહુતિના અંતમાં અધ્વર્યુ તેને અગ્નિનો ગંધ લેવરાવે. જો અગ્નિ ન મળે તો જલમાં હોમ કરે, કેમકે જલ સર્વદેવરૂપ છે. ॐ **सर्वाभ्यो देवताभ्यो जुहोमि स्वाहा** ॥ આ મંત્રવડે હોમ કરીને હુતશેષનું ભક્ષણ કરે. પછી ૐકારરૂપ બ્રહ્મની ઉપાસના કરે. "

અત્રિઋષિ પૂછે છે:-" હે યાજ્ઞવલ્કય ! યજ્ઞોપવીતરહિત પરમહંસ બ્રાહ્મણ કેમ કહેવાય ? ઇત્યાદિનું નિરૂપણ કરો. " શ્રીયાજ્ઞવલ્કય કહે છે:-" જે આત્મા છે તેજ પરમહંસનું યજ્ઞોપવીત છે. અચિકિત્સ્ય વ્યાધિવડે પરાભવ પામેલા તથા શ્રવણાદિમાં અસમર્થ હોય તે સંન્યાસ ગ્રહણ કરી ભય ઉપજાવનારા માર્ગે ગમન કરી, વા અન્નજલનો ત્યાગ કરી, વા ગંગાપ્રયાગાદિવિષે જલમાં પ્રવેશ કરી, વા જાજ્વલ્યમાન અગ્નિમાં પ્રવેશ કરી, અથવા ઉત્તરભણી યાત્રા કરી, શરીરનો ત્યાગ કરે. શ્રવણાદિમાં સમર્થ પરમહંસ કાષાયવસ્ત્ર ધારણ કરે, શિખાદિનો ત્યાગ કરે, કંથાકૌપીનાદિવિના અન્યનો પરિગ્રહ ન કરે, અંતરબહારથી પવિત્ર રહે, મન વાણી ને શરીરવડે કોઈ પ્રાણીનો દ્રોહ ન કરે, ને માધુકરાદિ ભિક્ષાવડે પ્રાણને ધારણ કરે. એવો પરમહંસ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. વ્યાધિ આદિવડે પરાભવ પામેલો જો વિધિવત્ સંન્યાસાશ્રમ ગ્રહણ કરવાને અશક્ત હોય, ને બોલવાને સમર્થ હોય તો મનસહિત વાણીવડે અને બોલવાને સમર્થ ન હોય તો મનવડેજ પ્રૈષનું ઉચ્ચારણ કરે. સંન્યાસવડે સર્વપ્રપંચનો પરિત્યાગ કરનાર પરમહંસ બ્રહ્મના સાક્ષાત્કારવાળો થાય છે. "

સંવર્તક, ઉદ્દાલક, શ્વેતકેતુ, દુર્વાસા, ઋભુ, નિદાઘ, જડભરત, દત્તાત્રેય ને રૈવતક આદિ આશ્રમનાં ચિહ્નોથી રહિત, આશ્રમના આચારોથી રહિત ને ઉન્મત્ત નહિ છતાં જાણી જોઇને ઉન્મત્તના જેવું આચરણ કરતા છતા વિચરતા હતા. ત્રિદંડ, કમંડલુ, ભિક્ષાપાત્ર, શિકું, જલ શુદ્ધ કરવાનું ગળણું, શિખા ને યજ્ઞોપવીત આ સર્વેનો **भूः स्वाहा** આ મંત્રવડે જલમાં ત્યાગ કરી, શ્રીસદ્‌ગુરુનું શરણ ગ્રહણ કરી, શ્રવણમનનાદિવડે સ્વયંપ્રકાશ આત્માનો સાક્ષાત્કાર કરે. પરમહંસ સુખદુઃખાદિ દ્વંદ્વથી રહિત, શરીર સામર્થ્ય હોય તો દિગંબર, નહિ તો કંથા કૌપીન ને અધ્યાત્મપુસ્તકાદિથી ભિન્ન પરિગ્રહવિનાનો, બ્રહ્મસાક્ષાત્કારવાળો, ને કામક્રોધાદિ ચિત્તમલોથી રહિત થાય. પ્રાણના સમ્યક્ ધારણમાટે શાસ્ત્રમાં કહેલે સમયે ભિક્ષાના લાભાલાભમાં હર્ષશોકરહિત થઇ ઉદરપાત્રવડે સર્વબંધનથી રહિત થઇને તે પરમહંસ

માધુકરાદિરૂપ ભિક્ષા આચરે. મનુષ્યાદિના નિવાસવિનાનું ઘર, શિવવિષ્ણુ આદિ દેવનું મંદિર, ઘાસનો સમૂહ, ઉધઈએ કરેલો રાફડો, વડપીપળા આદિ વૃક્ષનું મૂલ, કુંભારનું કામ રાખવાનું ઘર, અગ્નિહોત્રવાળું ઘર, મોટી નદીના તીરની સમીપનો દેશ, પર્વતની સમીપનું વન, પર્વતમાંની ગુફા, વૃક્ષમાંનું પોલાણ, ઝરણની સમીપનો દેશ ને આચ્છાદનરહિત પવિત્ર ભૂમિમાં મમતાવિના સ્થિતિ કરનારો, નાનાવિધ ઉપકરણાદિના સંપાદનમાં પ્રયત્નવિનાનો, સર્વ પદાર્થમાં મમતાવિનાનો, આત્માના ધ્યાનમાં રત, અંતર્મુખ ને અનેક જન્મોમાં એકત્ર કરેલાં પાપોનો નાશ કરવામાં તત્પર જે સંન્યાસી એવા સંન્યાસવડે દેહત્યાગ કરે છે તે પરમહંસ છે.

—:o:—

## ॥ ४५ जाबालिउपनिषद्नो सार ॥

ભગવાન્ જાબાલિને પૈપલાદિ પૂછે છે:–" હે ભગવન્ ! મને પરમતત્ત્વનું રહસ્ય કહો, અર્થાત્ તત્ત્વ શું ? જીવ કોણ ? પશુ કોણ ? ઈશ્વર કોણ ? ને મોક્ષનો ઉપાય કયો ? તે આપ કહો. " ભગવાન્ જાબાલિ તેમને ઉત્તર આપે છે:–" તમે બહુ સારું પૂછ્યું યથામતિ તે સર્વ હું તમને નિવેદન કરું છું મેં તે સર્વ ષડાનનથી જાણ્યું છે, ને ષડાનને તે સર્વ શ્રીમહેશ્વરથી જાણ્યું છે પશુપતિ તત્ત્વ છે, અહંકારયુક્ત સંસારી જીવ છે, તેજ પરાધીન તથા અજ્ઞ હોવાથી પશુ છે, ને સર્વજ્ઞ તથા સર્વેશ્વર પશુપતિ ઈશ્વર છે પશુપતિના જ્ઞાનથી મોક્ષ થાય છે, અને વિભૂતિના ધારણથી તે પશુપતિનું જ્ઞાન થાય છે " પછી કાલાગ્નિરુદ્રોપનિષદ્‌માં જે વિભૂતિધારણનો પ્રકાર કહ્યો છે તેને અનુસરતો વિભૂતિધારણનો પ્રકાર ભગવાન્ જાબાલિએ કહી દેખાડ્યો છે.

—:o:—

## ॥ ४६ तारसारोपनिषद्नो सार ॥

તારકના સ્મરણથી જીવ મોક્ષ પામે છે. ૐ **नमो नारायणाय** ॥ આ તારક ચૈતન્યરૂપ છે એમ ઉપાસના કરવી. ૐ આ એક અક્ષર આત્મસ્વરૂપ છે, નમઃ આ બે અક્ષર પ્રકૃતિસ્વરૂપ છે, ને **नारायणाय** આ પાંચ અક્ષર પરબ્રહ્મરૂપ છે. ૐ બ્રહ્મા, न વિષ્ણુ, म રુદ્ર, न ઈશ્વર रा વિરાટ્, य પુરુષ, ण ભગવાન્ ને य પરમાત્મા છે. નારાયણના એ આઠ અક્ષર પરમપુરુષ છે ૐ આ અક્ષર પરબ્રહ્મ છે. આ સૂક્ષ્મ અષ્ટાક્ષર છે. અકાર પ્રથમ અક્ષર, ઉકાર દ્વિતીય અક્ષર, મકાર તૃતીય અક્ષર, બિંદુ ચોથો અક્ષર, નાદ પાંચમો અક્ષર, કલા છઠ્ઠો અક્ષર, કલાતીત સાતમો અક્ષર ને તેનાથી પર જે આઠમો અક્ષર છે તેજ તારક બ્રહ્મ છે. અકાર જાંબવાન્ ઉકાર સુગ્રીવ, મકાર હનુમાન્, બિંદુ શત્રુઘ્ન, નાદ ભરત, કલા લક્ષ્મણ, કલાતીતા સીતા ને તેનાથી પર શ્રીરામ છે ૐ આ અક્ષર આ સર્વ છે ભૂત વર્તમાન ને ભવિષ્ય તથા અન્ય ૐકાર છે ૐ

योह वै श्रीपरमात्मा नारायणः स भगवानकारवाच्यो जाम्बवान्भूर्भुवः सुवस्तस्मै वै नमो नमः ॥ १ ॥ ॐ यो ह वै श्रीपरमात्मा नारायणः स भगवानुकारवाच्य उपेन्द्रस्वरूपो हरिनायको भूर्भुवः सुवस्तस्मै वै नमो नमः ॥ २ ॥ ॐ यो ह वै श्रीपरमात्मा नारायणः स भगवान्मकारवाच्यः शिवस्वरूपो हनुमान्भूर्भुवः सुवस्तस्मै वै नमो नमः ॥ ३ ॥ ॐ यो ह वै श्रीपरमात्मा नारायणः स भगवान् बिन्दुस्वरूपः शत्रुघ्नो भूर्भुवः सुवस्तस्मै वै नमो नमः ॥ ४ ॥ ॐ यो ह वै श्रीपरमात्मा नारायणः स भगवान् नादस्वरूपो भरतो भूर्भुवः सुवस्तस्मै वै नमो नमः ॥ ५ ॥ ॐ यो ह वै श्रीपरमात्मा नारायणः स भगवान् कलास्वरूपो लक्ष्मणो भूर्भुवः सुवस्तस्मै वै नमो नमः ॥ ६ ॥ ॐ यो ह वै श्रीपरमात्मा नारायणः स भगवान् कलातीता भगवती सीता चित्स्वरूपा भूर्भुवः सुवस्तस्मै वै नमो नमः ॥ ७ ॥ ॐ यो ह वै श्रीपरमात्मा

नारायणः स भगवान् तत्परः परमपुरुषः पुराणपुरुषोत्तमो नित्यशुद्धबुद्धमुक्तसत्यपरमानन्ताद्वयपरिपूर्णः परमात्मा ब्रह्मैवाहं रामोऽस्मि भूर्भुवः सुवस्तस्मै वै नमो नमः ॥ ८ ॥ આ આઠ પ્રકારના મંત્રનો જપ કરવાથી પુરુષ પવિત્ર થાય છે, ને તે જપ શ્રેષ્ઠ છે.

—:o:—

## ॥ ૪૭ तुरीयातीतोपनिषद्‌नो सार ॥

પિતામહ ભગવાન્ નારાયણને પૂછે છે.–" તુરીયાતીત અવધૂતોનો માર્ગ કયો ? તથા તેમની સ્થિતિ કેવી હોય ? " તેના ઉત્તરમાં ભગવાન્ નારાયણ કહે છે:– " લોકોમાં અવધૂતમાર્ગવિષે સ્થિત પુરુષ દુર્લભતર છે. તે નિત્યપવિત્ર, વૈરાગ્યમૂર્તિ, જ્ઞાનરૂપ ને વેદપુરુષ છે એમ જ્ઞાનીઓ માને છે. તે મહાપુરુષનું ચિત્ત મારામાંજ રહે છે, ને હું તેમાંજ સ્થિત છું. પ્રથમ કુટીચક, પછી બહૂદક, પશ્ચાત્ હંસ ને પછી પરમહંસ થઇ સ્વરૂપના અનુસંધાનવડે સર્વ પ્રપંચ મિથ્યા જાણી, દંડ, કમંડલુ, કટિસૂત્ર, કૌપીન, આચ્છાદન ને કરવાનાં કર્માદિકનો જળમાં ત્યાગ કરી, દિગંબર થઇ, કાષાયવસ્ત્ર, જીર્ણવસ્ત્ર, વલ્કલ ને મૃગચર્મનો પણ ત્યાગ કરી, ક્ષૌર અભ્યંગસ્નાન ને ઊર્ધ્વપુંડ્રાદિક ત્યજી, લૌકિકવૈદિકકર્મ સમાપ્ત કરી, સર્વત્ર પુણ્યપાપથી રહિત થઇ, જ્ઞાનઅજ્ઞાનનો ત્યાગ કરી, ત્રણ વાસનાસહિત શીતોષ્ણ સુખદુ:ખ ને માનાપમાનનો જય કરી, નિંદા સ્તુતિ ગર્વ મત્સર દંભ દર્પ દ્વેષ કામ ક્રોધ લોભ મોહ હર્ષ અમર્ષ અસૂયા ને શરીરસંરક્ષણાદિકને બાળી નાંખી, પોતાના શરીરને શવરૂપે જોતો છતો લાભાલાભમાં સમાન થઇને યત્ન તથા નિયમરહિત થઇ જે પ્રાપ્ત થાય તેવડે પ્રાણધારણ કરતો છતો નિરંતર વિષયોની સ્પૃહાથી રહિત થઇ, વિદ્યાદિના અભિમાનને ભસ્મ કરી, પોતાનું રૂપ ગુપ્ત રાખી, સર્વત્ર અદ્વૈત કલ્પી, દુ:ખવડે ઉદ્વિગ્ન ન થાય, તથા સુખવડે પ્રસન્ન ન થાય, શુભાશુભમાં સ્નેહરહિત, સર્વ ઇંદ્રિયોના વેગથી શાંત થયેલો, પૂર્વાશ્રમના આચાર વિદ્યા ને ધર્માદિનું સ્મરણ નહિ કરનાર, વર્ણાશ્રમના આચારથી રહિત, અજ્ઞાનરહિત, દેહમાત્ર જેને અવશેષ છે એવો, જલનું સ્થલ જેને કમંડલુ છે એવો ઉન્મત્ત નહિ છતાં બાલ ઉન્મત્ત ને પિશાચની પેઠે એકાકી વિચરનારો, સંભાષણ નહિ કરનારો, સ્વરૂપધ્યાનવડે નિરાલંબનું અવલંબન કરીને સર્વનું વિસ્મરણ કરી જે તુરીયાતીત અવધૂતવેષવડે અદ્વૈતનિષ્ઠાપરાયણ થયો છતો પ્રણવરૂપે થઇ દેહત્યાગ કરે છે તે અવધૂત છે, ને તે કૃતાર્થ થાય છે."

—:o:—

## ॥ ૪૮ तेजोबिंदूपनिषद्‌नो सार ॥

તેજના બિંદુનું ધ્યાન એ ઉત્કૃષ્ટ ધ્યાન છે. તે અગોચર તથા હૃદયમાં સ્થિત છે. મુનિઓને અને બુદ્ધિમાનોને પણ આ ધ્યાન દુ:સાધ્ય, દુ:સેવ્ય ને દુર્દર્શ છે. આહારને નિયમમાં રાખનારો, ક્રોધરહિત, આસક્તિરહિત, જિતેંદ્રિય, ત્યાગગ્રહણરૂપ દ્વંદ્વથી વા સુખદુ:ખાદિરૂપ દ્વંદ્વથી રહિત, અહંકારરહિત, આશારહિત, નિરાધાર ઉત્સાહયુક્ત ને શ્રીસદ્‌ગુરુની ભક્તિવાળો આ ધ્યાન કરી શકે છે. અજ્ઞાની જનોને નહિ પ્રતીત થતું, નિરાધાર ને અત્યંત સૂક્ષ્મ બ્રહ્મ શ્રીવિષ્ણુની વિશ્રાંતિની ભૂમિ છે. જે ત્રણ લોકના પિતા, સત્ત્વાદિ ત્રણ ગુણના આશ્રયરૂપ, રૂપરહિત, નિશ્ચલ, નિર્વિકલ્પ, નિરાધાર, ઉપાધિરહિત, મનવાણીનો અવિષય સચ્ચિદાનંદાદિ સ્વભાવની ભાવનાવડે ગ્રાહ્ય, આનંદરૂપ, સોપાધિક આનંદથી પર, દુર્દર્શ, અજન્મા, અવિકારી, ચિત્તવૃત્તિરહિત, શાશ્વત, અચલ ને અવિનાશી છે તે બ્રહ્મ છે, તે આત્મા છે, તે મર્યાદા છે, ને તે પરમગતિ છે. તે પરમતત્ત્વને જ્ઞાનિજનો અનુભવે છે. લોભ, મોહ, ભય, દર્પ, કામ, ક્રોધ, પાપસંસ્કાર, શીતોષ્ણ, સુખદુ:ખ, માનાપમાન, ભૂખતરસની અસહનતા, સંકલ્પવિકલ્પ, કુલાભિમાન ને શાસ્ત્રસંગ્રહની વાસના ત્યજવાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકે છે.

—:o:—

## ॥ ४९ त्रिपाद्विभूतिमहानारायणोपनिषद्नो सार ॥

આ ઉપનિષદ્નું અન્ય નામ મહાનારાયણોપનિષત્ પણ છે. પરમતત્ત્વને જાણવા ઇચ્છનારા બ્રહ્માએ દેવનાં સહસ્રવર્ષપર્યંત તપ કર્યું, તેમના અતિતીવ્ર તપથી પ્રસન્ન થયેલા ભગવાન્ મહાવિષ્ણુને બ્રહ્મા પૂછે છે:—" હે ભગવન્ ! મને પરમતત્ત્વ કહો. તમે સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ સર્વાધાર, સર્વેશ્વર ને સર્વપ્રકાશક હોવાથી તમેજ પરમતત્ત્વના વક્તા છો; અન્ય કોઈ નથી." તે સાંભળી પ્રસન્ન થયેલા ભગવાન્ મહાવિષ્ણુ પૂર્વે કોઈ ગુરુએ પોતાના શિષ્યને જે ઉપદેશ કર્યો હતો તે કહી દેખાડે છે:–" બ્રહ્મ ત્રણ કાલવડે અબાધિત છે, બ્રહ્મ સગુણનિર્ગુણરૂપ છે, બ્રહ્મ આદિ મધ્ય ને અંતથી રહિત છે, આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે, અનંત અપ્રમેય, અખંડ ને પરિપૂર્ણ બ્રહ્મ છે, સચ્ચિદાનંદ સ્વયંપ્રકાશ બ્રહ્મ છે, ને મનવાણીનો અવિષય બ્રહ્મ છે. તે બ્રહ્મમાં અવિદ્યા, વિદ્યા, આનંદ ને તુરીય આ ચાર પાદો કલ્પાય છે. પહેલો પાદ જગદાકારે પ્રતીત થવાથી બાહ્યદૃષ્ટિએ અશુદ્ધજેવો પ્રતીત થાય છે, ને ત્રણ પાદો શુદ્ધ છે. અંતઃકરણની ઉપાધિવાળા જીવો કહેવાય છે, તેઓ મિથ્યાસુખની આશાવડે સંસારચક્રમાં ભ્રમણ કરે છે. અનંતજન્મોમાં અભ્યાસ કરેલી અનેક દુષ્કર્મની વાસનાઓવડે શરીર અને આત્માનો વિવેક ઉપજતો નથી, તેથી શરીરમાં દૃઢતર આત્મભ્રાંતિ થાય છે. 'હું અજ્ઞ છું, હું અલ્પજ્ઞ છું, હું જીવ છું ને હું અત્યંતદુઃખી છું,' એવી ભ્રાન્તિ વાસનાના બલથી સંસારમાં પ્રવૃત્તિ થાય છે, ને તેની નિવૃત્તિનો ઉપાય પ્રાપ્ત થતો નથી. જીવ મિથ્યાભૂત તથા સ્વપ્નતુલ્ય વિષયભોગોનો અનુભવ કરીને અસંખ્ય મનોરથો કરતો છતો અતૃપ્ત રહી સર્વદા ભવાટવીમાં ભ્રમણ કરે છે. નાના પ્રકારનાં વિચિત્ર શરીરો ગ્રહણ કરીને ત્યાં શુભાશુભ પ્રારબ્ધકર્મોનો અનુભવ કરીને તે તે કર્મફલની વાસનાવાળાની પુનઃ પુનઃ તે તે કર્મફલના વિષયમાં પ્રવૃત્તિ થાય છે, પણ સંસારની નિવૃત્તિ કરનારા સાધનમાં પ્રવૃત્તિ થતી નથી તેથી તેને અનિષ્ટ ઇષ્ટના જેવું પ્રતીત થાય છે, ને ઇષ્ટ અનિષ્ટના જેવું જણાય છે. અંતઃકરણ અત્યંત મલિન હોવાથી ભક્તિ જ્ઞાન કે વૈરાગ્ય ઉપજતાં નથી, તેથી અજ્ઞાનનું પ્રાબલ્ય રહે છે. અજ્ઞાનના પ્રાબલ્યથી બંધમોક્ષના સ્વરૂપનો વિચાર થતો નથી, તેથી બ્રહ્મસ્વરૂપના જ્ઞાનના અભાવથી અબાધિત બ્રહ્મસુખ સંપાદન કરવામાં પ્રવૃત્તિ થતી નથી. ઉત્કૃષ્ટ પુણ્યના પરિપાકથી સત્પુરુષોનો સમાગમ થાય છે, તેથી વિધિનિષેધનો વિવેક થાય છે, તેથી સદાચરણમાં પ્રવૃત્તિ થાય છે, સદાચારથી સમગ્ર પાપનો ક્ષય થાય છે, તેથી અંતઃકરણ નિર્મલ થાય છે, તેથી તે અંતઃકરણ શ્રીસદ્ગુરુના કૃપાકટાક્ષને ઇચ્છે છે, અને શ્રીસદ્ગુરુના કૃપાકટાક્ષલેશથી સર્વસિદ્ધિઓ સિદ્ધ થાય છે, સર્વબંધો નાશ પામે છે, ને શ્રેયના સર્વ પ્રતિબંધકો પ્રલીન થાય છે. જેમ જન્માંધને રૂપનું જ્ઞાન થતું નથી તેમ શ્રીસદ્ગુરુના ઉપદેશવિના કરોડો કલ્પે પણ પુરુષને તત્ત્વજ્ઞાન થતું નથી શ્રીસદ્ગુરુના કૃપાકટાક્ષલેશવડે શીઘ્રજ તત્ત્વજ્ઞાન થાય છે. જ્યારે શ્રીસદ્ગુરુનો કૃપાકટાક્ષ થાય છે ત્યારે પરમાત્માની કથાના શ્રવણમાં તથા ધ્યાનાદિમાં શ્રદ્ધા થાય છે, શ્રદ્ધાથી હૃદયમા રહેલી અનાદિ દુર્વાસનાગ્રંથિનો વિનાશ થાય છે, તેથી હૃદયમા સ્થિત સર્વે વિષયતૃષ્ણાઓ વિનાશ પામે છે, તૃષ્ણાઓના ક્ષયથી હૃદયકમલમા પરમાત્માનો આવિર્ભાવ થાય છે, તેથી પરમાત્માની દૃઢતર ભક્તિ થાય છે, તેથી વૈરાગ્યનો ઉદય થાય છે, વૈરાગ્યથી વિજ્ઞાનનો આવિર્ભાવ થાય છે, અભ્યાસથી તે વિજ્ઞાન ક્રમવડે પરિપક્વ થાય છે, પરિપક્વવિજ્ઞાનથી તે જીવન્મુક્ત થાય છે, તેથી સર્વે અશુભકર્મો ને સર્વે વાસનાઓ વિનાશ પામે છે, તેમ થવાથી દૃઢતર શુદ્ધસાત્ત્વિકીવાસનાવડે ઉત્કૃષ્ટ ભક્તિ થાય છે, તે ભક્તિથી સર્વ અવસ્થામાં સર્વમય નારાયણ અનુભવાય છે. અમાનીપણાદિ સાધનવાળો પુરુષ નિરાલંબયોગનો અધિકારી છે. ભક્તિયોગ અધિકારી ને અનધિકારી સર્વને ઉપયોગી છે. તે ભક્તિયોગ નિરુપદ્રવ છે. ભક્તવત્સલ પ્રભુ સર્વ મોક્ષવિઘ્નોથી ભક્તજનોનું પરિપાલન કરે છે, અને તેમને સર્વ અભીષ્ટ આપે છે, તેથી સર્વ ઉપાયોનો પરિત્યાગ કરી ભક્તિનો આશ્રય કર. ભક્તિવડે સર્વ સિદ્ધ થાય છે, ભક્તિવાળાને કાંઈ અસાધ્ય નથી." પછી પુનઃ શ્રીમહાવિષ્ણુ કહે છે–" એ પ્રમાણે ગુરુનો ઉપદેશ સાંભળી, તે શિષ્ય પરમતત્ત્વને જાણી, સર્વ સંશયોની નિવૃત્તિ કરી, 'હું શીઘ્રજ મોક્ષ મેળવીશ' એવો નિશ્ચય કરી,

ઊઠી, ગુરુને પ્રદક્ષિણા તથા નમસ્કાર કરી, તેમનું પૂજન કરવો હવો. પછી ગુરુની આજ્ઞાવડે ક્રમે કરીને ભક્તિનિષ્ઠ થઇ, પછી ભક્તિના પરિપાકવડે વિજ્ઞાન પામી, શીઘ્ર તે શિષ્ય સાક્ષાત્ નારાયણ થયો. હે બ્રહ્મન્! મારે શરણે આવ, મારી ભક્તિમાં નિષ્ઠાવાળો થા, મારી ઉપાસના કર, એમ કરવાથી મને પ્રાપ્ત થઇશ. મારાથી ભિન્ન સર્વ મિથ્યા છે, હુંજ નિરતિશય આનંદરૂપ ને અદ્વિતીય છું."

એ પ્રમાણે શ્રીમહાવિષ્ણુથી આ પરમ ઉપદેશ પામી બ્રહ્મા પરમાનંદ પામ્યા. પછી તેમણે શ્રીમહાવિષ્ણુને પ્રદક્ષિણા તથા નમસ્કાર કરી તેમનું વિવિધ ઉપચારોવડે પૂજન કર્યું, અને હાથ જોડી વિનયવડે તેમની ભક્તિમાં પોતાની નિષ્ઠા રહેવાની યાચના કરી.

——[*]——

## ॥ ५०. त्रिपुरातापनीयोपनिषद्नो सार ॥

ત્રણ પુરમાં સ્થિતિ કરનારી ચિતશક્તિ ત્રિપુરા કહેવાય છે એ ત્રિપુરા ચિત્કલા, મહાકુંડલિની ને ત્રિકૂટા આદિ નામોથી પણ વિખ્યાત છે. તેની ઉપાસનાથી પુરુષ કૃતાર્થ થાય છે. અશુદ્ધ અને શુદ્ધ એમ મન બે પ્રકારનું છે, કામનાવાળું મન અશુદ્ધ, અને કામનારહિત મન શુદ્ધ છે. મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ મનજ છે. વિષયાનુરાગવાળું મન બંધ ઉપજાવે છે, અને વિષયાનુરાગવિનાનું મન મોક્ષમાં હેતુ છે. મનના સ્થૂલભાવનો નાશ થાય ત્યાંસુધી તેનો હૃદયમાં નિરોધ કરવો ઉચિત છે, તેજ જ્ઞાન ને તેજ ધ્યાન છે. જે નિરવયવ, નિર્વિકલ્પ ને નિરંજન બ્રહ્મ છે તે બ્રહ્મ હું છું એમ જાણીને પુરુષ બ્રહ્મને પ્રાપ્ત થાય છે, જાગ્રત્, સ્વપ્ન તથા સુષુપ્તિમાં એકજ આત્મા છે, ને તે ત્રણ અવસ્થાથી ભિન્ન છે, તેને જાણવાથી પુનર્જન્મની નિવૃત્તિ થાય છે જેમ અનેક રંગોની ગાયોનું દૂધ એકરંગનું છે તેમ ભિન્ન ભિન્ન ચિહ્નવાળામાં પરમતત્ત્વ એકજ છે એમ જ્ઞાની જુએ છે. વિવેકી પુરુષ જ્ઞાનનેત્ર પ્રાપ્ત કરી મહાન્, પરમપદ, નિરવયવ, નિશ્ચલ ને શાંત બ્રહ્મ હું છું એમ સ્મરણ કરે. જે એક, પરબ્રહ્મરૂપ ને સર્વ ભૂતના નિવાસરૂપ તુરીયને જાણે છે તે અવિનાશી પરમાકાશમાં વસે છે.

——:o:——

## ॥ ५१ त्रिपुरोपनिषद्नो सार ॥

સ્થૂલ સૂક્ષ્મ ને કારણશરીરરૂપ, વા પૃથિવી અંતરિક્ષ ને સ્વર્ગલોકરૂપ ત્રણ પુરમાં જે ચૈતન્યકલા રહેલી છે તે ત્રિપુરા કહેવાય છે. કર્મ, ઉપાસના ને જ્ઞાનવડે અંતઃકરણના મલ, વિક્ષેપ ને આવરણદોષ દૂર થયે તે અનુભવાય છે. તે વિશ્વમાતાના અનુગ્રહથી પુરુષને મોક્ષલાભ થાય છે.

——:o:——

## ॥ ५२ त्रिशिखिब्राह्मणोपनिषद्नो सार ॥

ત્રિશિખીનામના બ્રાહ્મણ આદિત્યલોકમાં જઇને શ્રી આદિત્યને પૂછતા હવા:—" હે ભગવન્! શરીર શું? પ્રાણ શું? કરણ શું? ને આત્મા શું?" તેના ઉત્તરમાં શ્રીઆદિત્ય કહે છે —" આ સર્વ શિવજ છે. તે બ્રહ્મને આશરે અવ્યક્ત છે. અવ્યક્તથી મહત્ મહત્‌થી અહંકાર, અહંકારથી પાંચ તન્માત્રાઓ, પાંચ તન્માત્રાઓથી પાંચ મહાભૂતો ને પાંચ મહાભૂતોથી સમગ્ર જગત્ ઉપજ્યું છે. મુમુક્ષુએ અભ્યાસયોગવડે મન તથા પ્રાણનો નિરોધ કરવો જોઇએ યોગ બે પ્રકારનો છે, જ્ઞાનયોગ ને કર્મયોગ. કર્મ કર્તવ્ય છે એમ સમજી નિત્યકર્મોમાં મનને નિત્ય સ્થિર રાખવું તે કર્મયોગ કહેવાય છે પરમતત્ત્વમાં મનને સતત સ્થિર રાખવું તે સર્વ સિદ્ધિ કરનારો કલ્યાણરૂપ જ્ઞાનયોગ છે. જ્ઞાનયોગનાં યમાદિ આઠ અંગો આવી રીતનાં છે:—દેહ ને ઇંદ્રિયોમાં વૈરાગ્ય તે યમ, પરમતત્ત્વમાં સતત પ્રેમ તે નિયમ, આત્માથી ભિન્ન સર્વ બાહ્યવસ્તુઓમાં ઉદાસીનતા તે આસન, આ સર્વ જગત્ મિથ્યા એવી પ્રતીતિ તે પ્રાણાયામ, ચિત્તનો અંતર્મુખીભાવ તે પ્રત્યાહાર, ચિત્તની સ્થિરતામાં

સ્થિરતા તે ધારણા, હું ચિન્માત્રજ છું એવું ચિંતન તે ધ્યાન, ને ધ્યાનની સારી રીતે વિસ્મૃતિ તે સમાધિ કહેવાય છે. કર્મયોગનાં પ્રથમનાં પાંચ અંગો ભિન્ન પ્રકારનાં છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, દયા, આર્જવ, ક્ષમા, ધૃતિ, મિતાહાર ને શૌચ આ દશ યમો છે; તપ, સંતોષ, શાસ્ત્રમાં આસ્તિક્ય, તથા હરિમાં આસ્તિક્ય, દાન, હરિનું આરાધન, વેદાંતશ્રવણ, લોકલજ્જા, મતિ, જપ ને વ્રત આ દશ નિયમો છે; સ્વસ્તિક, ગોમુખ, વીર, યોગ,[1] પદ્મ, બદ્ધપદ્મ, કુક્કુટ, ઉત્તાનકૂર્મક, ધનુષ્, સિંહ, ભદ્ર, મુક્ત, મયુર, મત્સ્ય, સિદ્ધ, પશ્ચિમતાન ને સુખાસન એ મુખ્ય આસનો છે. સુખ થાય એમ કોઈ પણ રીતે બેસવું તે સુખાસન કહેવાય છે. અશક્ત પુરુષ તે આસન કરે. જેણે આસનનો જય કર્યો તેણે ત્રણ લોકનો જય કર્યો. યમ, નિયમ ને આસનવડે યુક્ત પુરુષ પ્રથમ નાડીશુદ્ધિ કરીને પછી પ્રાણાયામ કરે. મનુષ્યના શરીરની લંબાઇ પોતપોતાના છન્નુ આડા આંગળને આશરે હોય છે. પ્રાણ શરીરથી અધિક દ્વાદશ આંગળ છે. યોગાભ્યાસથી શરીરમાં રહેલા વાયુને શરીરમાંથી ઊઠેલા અગ્નિવડે ન્યૂન વા સમ કરતો છતો પુરુષ બ્રહ્મવેત્તા થાય છે. દેહમાં તપાવેલા સોનાજેવું ત્રિકોણ અગ્નિનું સ્થાન છે. નાભિપાસે રહેલા કંદમાં સુષુમ્ણાનાડી છે. તેની ડાબી તથા જમણી બાજુએ ઇડા તથા પિંગલા નાડી છે, જે નાસિકાનાં બંને છિદ્રપર્યંત પહોંચેલી છે. પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત ને ધનંજય એ દશ પ્રાણવાયુઓ છે. સાધક સર્વ સંગથી રહિત થઇ એકાંત દેશમાં કાષ્ઠના શુભ આસનપર કોમલ દર્ભ તથા કૃષ્ણાજિનાદિ નાંખી તેપર સ્વસ્તિકાદિ આસન કરીને બેસે. તે શરીરને સરલ રાખી, નાસાગ્રપર નયન સ્થાપી, ઉપરના દાંતોનો સ્પર્શ નીચેના દાંતોને નહિ થવા દઇ, જીભને તાલુમાં રાખી, ઇંદ્રિયોને વશ રાખી, સ્વસ્થ ચિત્તવડે પરમાત્માનું ચિન્તન વા પ્રાણાયામ કરે. ઇડાવડે સોળ માત્રાથી વાયુ પૂરે, ચોસઠ માત્રાવડે કુંભક કરે, ને બત્રીશ માત્રાથી પિંગલાવડે રેચક કરે. પુનઃ તેથી ઊલટી રીતે કરે. એમ કરવાથી હૃદયકમલ વિકાસ પામે છે, ને ત્યાં પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. પ્રાતઃકાલ, મધ્યાહ્નકાલ, સાયંકાલ ને મધ્યરાત એમ ચાર વાર એંશી એંશી પ્રાણાયામ કરે. પ્રાણાયામપરાયણ પુરુષ ત્રણ વર્ષપછી યોગનિપુણ થાય છે. પ્રસ્વેદ ઉપજાવનારો પ્રાણાયામ કનિષ્ઠ કહેવાય છે, શરીરમાં કંપ ઉપજાવનારો પ્રાણાયામ મધ્યમ ગણાય છે, અને શરીરનું ઉત્થાન કરનારો પ્રાણાયામ ઉત્તમ કહેવાય છે. કનિષ્ઠ પ્રાણાયામથી સામાન્ય વ્યાધિનો ને પાપનો નાશ થાય છે, મધ્યમ પ્રાણાયામથી મહાપાપો ને મહારોગોનો નાશ થાય છે, ને ઉત્તમ પ્રાણાયામથી મલમૂત્રની ન્યૂનતા, શરીરની લઘુતા, અલ્પાહાર તથા ઇંદ્રિયોના ને બુદ્ધિના સામર્થ્યની વૃદ્ધિ થાય છે. નાભિની સમીપ રહેલા કંદમાં પ્રાણવાયુનો રોધ કરવાથી ઉદરના રોગોનો વિનાશ થાય છે. નાસિકાના અગ્રભાગપર પ્રાણવાયુ ધારણ કરવાથી આયુષ્યની વૃદ્ધિ ને શરીરની લઘુતા થાય છે. બ્રાહ્મમુહૂર્તમાં બહારના વાયુનું જીભવડે આકર્ષણ કરી તેનું પાન કરવાથી ત્રણ માસમાં વાણીનું સામર્થ્ય વૃદ્ધિ પામે છે. ૭ માસ એવો અભ્યાસ કરવામાં આવે તો મહારોગોનો વિનાશ થાય છે. રોગાદિવડે દૂષિત જે જે અંગમાં પ્રાણવાયુને ધારણ કરવામાં આવે છે તે તે અંગ રોગરહિત થાય છે. મનના ધારણ કરવાથી તે પ્રાણ ધારણ કરેલો થાય છે. અંગૂઠાથી માંડીને બ્રહ્મરંધ્રપર્યંત ક્રમાત્ એક મર્મસ્થાનથી બીજા મર્મસ્થાનપ્રતિ પ્રાણવાયુને આકર્ષવો તે પ્રત્યાહાર કહેવાય છે. 'હુંજ બ્રહ્મ છું, બ્રહ્મ હું છું,' એવી સર્વ વૃત્તિરહિત સ્થિતિ તે સમાધિ કહેવાય છે. તેને પ્રાપ્ત થયેલો યોગી પુનઃ સંસારને પ્રાપ્ત થતો નથી."

———:૦:———

૧ ડાબા પગની ઘુંટીપર જમણા પગની ઘુંટી રાખી તેપર ગુદા રાખી સરલ થઈ બેસવું તે યોગાસન કહેવાય છે. બીજાં આસનોના વર્ણનમાટે **શ્રીયોગકૌસ્તુભ** જુઓ.

## ॥ ५३ दक्षिणामूर्तिउपनिषदूनो सार ॥

શૌનકાદિ મહર્ષિઓ શ્રીમાર્કંડેયને પૂછે છે:–" શાવડે તમે ચિરકાળથી જીવો છો ? તથા શાવડે આનંદનો અનુભવ કરો છો ? ", તેના ઉત્તરમાં શ્રીમાર્કંડેય કહે છે:–"પરમરહસ્યરૂપ શિવતત્ત્વના જ્ઞાનવડે હું ચિરંજીવી થયો છું, તથા આનંદનો અનુભવ કરું છું, જેવડે દક્ષિણામુખ અપરોક્ષ થાય છે પરમરહસ્યરૂપ શિવતત્ત્વનું જ્ઞાન છે. જે સર્વના ઉપરામકાળમાં સર્વનો આત્મામાં ઉપસંહાર કરીને સ્વાત્માનંદમાં પ્રકાશે છે તે દેવ કહેવાય છે. ॐ नमो भगवते दक्षिणामूर्तये अस्मै प्रज्ञां प्रं शां स्वाहा ॥ ॐ नमो भगवते तुभ्यं वटमूल-वासिने प्रज्ञामेधादिसिद्धिदायिने मायिने नमः ॥ ઇત્યાદિ શ્રીદક્ષિણામૂર્તિના મંત્રો છે. વટના મૂળમાં બેઠેલા તે શ્રીસદાશિવનું ઇષ્ટની પ્રાપ્તિમાટે ધ્યાન કરવું જોઇએ. વૈરાગ્યરૂપ તેલથી ભરેલા ને ભક્તિરૂપ વાટથી યુક્ત પ્રબોધરૂપ પૂર્ણપાત્રમાં જ્ઞાનદીપનું અવલોકન કરે. અસાર મોહાંધકારમાં તે સદાશિવ તેજ ઉદય પામે છે. સાધક વૈરાગ્યને નીચેની અરણિ તથા જ્ઞાનને ઉપરની અરણિ કરી ગૂઢ અંધકારની શાંતિમાટે ગૂઢ અર્થનો પ્રકાશ કરે. તે પ્રભુ તત્ત્વના અવિચારરૂપ પાશવડે બંધાયેલા અને દ્વૈતવડે દીન થયેલા દુઃખને ઉદ્ધારના અર્થે નિજાનંદમાં સ્વસ્વરૂપે સ્થિતિ કરે છે. બુદ્ધિ દક્ષિણા કહી છે, તે બુદ્ધિ જેમના સર્વેક્ષણ જોવામાં મુખ (સાધન) છે તે દક્ષિણામુખ શિવ છે એમ બ્રહ્મવેત્તાઓએ કહ્યું છે. સૃષ્ટિના આરંભમાં ભગવાન બ્રહ્મા તે શ્રીસદાશિવની ઉપાસના કરીને જગત્ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય પામ્યા, અને વાંછિત અર્થોને મેળવીને ચિત્તમાં સંતોષ પામ્યા. જે આ પરમરહસ્યરૂપ શિવતત્ત્વના જ્ઞાનને સાંભળે છે તે પાપથી મોકળો થાય છે."

———:o:———

## ॥ ५४ दत्तात्रेयोपनिषदूनो सार ॥

दाँ આ એકાક્ષર છે, તે તારક છે. ॐ श्रीं ह्रीं क्लीं ग्लौं द्राँ આ ૭ અક્ષરનો મંત્ર છે. એ સર્વ સંપત્તિની વૃદ્ધિ કરનારો છે, તેના જપથી યોગનો અનુભવ થાય છે. द्राँ दत्तात्रेयाय नमः આ આઠ અક્ષરનો મંત્ર છે. ॐ आँ ह्रीं क्रौं पहि दत्तात्रेय स्वाहा ॥ આ ૧૨ અક્ષરનો મંત્રરાજ છે. ॐ ऐं क्रों क्लीं क्लूं ह्रां ह्रीं ह्रूं सौः दत्तात्रेयाय स्वाहा ॥ આ સોળ અક્ષરનો મંત્ર સેવાપરાયણ ગુણવાન શિષ્યને કહેવો, અન્યને ન કહેવો. એ મંત્રનો નિત્ય જપ કરનાર મોક્ષ મેળવે છે. दत्तात्रेय हरे कृष्ण उन्मत्तानन्ददायक। दिगम्बर मुने बाल पिशाच ज्ञानसागर ॥ આ મંત્ર દેવોને વશ કરે છે. તેનો જપ કરનાર સર્વપર ઉપકાર કરનારો થઇ મોક્ષ મેળવે છે.

———[*]———

## ॥ ५५ देवीउपनिषदूनो सार ॥

સર્વે દેવો દેવીની સમીપ આવીને તેમને પૂછે છે:—" હે મહાદેવી ! આપ કોણ છો ? " તેના ઉત્તરમાં દેવી કહે છે:—" હું બ્રહ્મસ્વરૂપિણી છું, મારામાં સમગ્ર જગત્ છે, હું સર્વરૂપ ને સર્વને ધારણ કરનારી છું." તે સાંભળી દેવો સ્તુતિ કરે છે:—" દેવીને, મહાદેવીને, શિવાને નમસ્કાર. પ્રકૃતિને તથા ભદ્રાને નમસ્કાર. દુર્ગાદેવીનું અમે શરણ ગ્રહણ કરીએ છીએ. તે દેવી અજ્ઞાનનો નાશ કરે છે. કાલરાત્રિને, વૈષ્ણવીને, સ્કંદની માતાને, સરસ્વતીને, અદિતિને, દક્ષની પુત્રીને ને પવિત્ર શિવાને અમે નમીએ છીએ. મહાલક્ષ્મીને અમે જાણીએ છીએ, સર્વ સિદ્ધિરૂપનું અમે ધ્યાન કરીએ છીએ, તે દેવી અમને સન્માર્ગમાં પ્રેરે. આ આત્મશક્તિ છે, આ વિશ્વમોહિની છે, આ પાશ, અંકુશ, ધનુષ્ ને બાણ ધરનારી છે. આ શ્રીમહાવિદ્યા છે. જે એમ જાણે છે તે શોકને તરે છે. હે ભગવતિ ! આપને નમસ્કાર હો. હે માતઃ ! અમારું સર્વપ્રકારથી રક્ષણ કરો. તે આ આઠ વસુઓરૂપ, અગીઆર રુદ્રોરૂપ, બાર આદિત્યોરૂપ, વિશ્વેદેવોરૂપ, સોમપારૂપ, અસુરરૂપ, સિદ્ધોરૂપ, રાક્ષસોરૂપ

ને પિશાચાદિરૂપ છે તેમને અમે સર્વદા પ્રણામ કરીએ છીએ. ત્રણ તાપને હરનારી, ભોગમોક્ષ આપનારી, અનંતા, વિજયા, શુદ્ધા, શરણ્યા, કલ્યાણ કરનારી, ને નિર્લેપ દેવીને નમસ્કાર. હૃદયકમલની મધ્યમાં રહેલાં, પ્રાતઃકાલના સૂર્યના જેવા પ્રકાશવાળાં, પાશ અંકુશ વર ને અભય જેમના હાથમાં છે એવાં, ત્રણ નેત્રવાળાં, રાતા વસ્ત્રવાળાં ને ભક્તને કામદુઘાજેવાં જે દેવી તેમને અમે ભજીએ છીએ મહાભયનો વિનાશ કરનારાં, મહાક્લેશને શમાવનારાં તે મહાકારુણ્યસ્વરૂપિણી દેવીને અમે નમીએ છીએ. તેમના સ્વરૂપને બ્રહ્માદિ જાણતા નથી તેથી તે અજ્ઞેયા કહેવાય છે, તેમનો અંત નથી તેથી અનંતા કહેવાય છે, તેમનું ગ્રહણ થઇ શકતું નથી તેથી અલક્ષ્યા, તેમનો જન્મ નથી તેથી અજા, સર્વત્ર એક છે તેથી એકા, ને એકજ વિશ્વરૂપ છે તેથી અનેકા કહેવાય છે. જેનાથી પરતર કાંઇ નથી તે દુર્ગા છે. જે દુરાચારનો નાશ કરનારી ને સંસારસમુદ્રને તારનારી છે તેને અમે નમીએ છીએ.

## ॥ ૫૬ ध्यानबिंदूपनिषद्नो सार ॥

જે બહુ મોટું પાપ હોય તોપણ તે ધ્યાનયોગવડે નાશ પામે છે. શબ્દનું કારણ શક્તિ છે. તે શક્તિથી પર સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છે, તેને જે જાણે છે તે સંશયરહિત થાય છે. શુદ્ધ બ્રહ્મ અતિસૂક્ષ્મ છે. પુષ્પમાં જેમ ગંધ છે, દૂધમાં જેમ ઘી છે, ને તલમાં જેમ તલ છે તેમ શરીરાદિમાં બ્રહ્મ છે. જેમ દોરામાં પારા રહે છે તેમ આત્મામાં સર્વે ભૂતો છે. સ્થિરબુદ્ધિવાળો તથા અવિવેકરહિત બ્રહ્મવેત્તા બ્રહ્મમાં સ્થિત છે. પૂરકકાલે નાભિમાં સ્થિત **શ્રીવિષ્ણુ**નું ધ્યાન કરે, કુંભકકાલે હૃદયમાં સ્થિત **શ્રીબ્રહ્મા**નું ધ્યાન કરે, અને રેચકકાલે લલાટમાં સ્થિત પાપનો નાશ કરનારા **શ્રીશંકર**નું ધ્યાન કરે. આઠ પાંખડીવાળું ને કેળના પુષ્પજેવું અધોમુખ કમલ છે તે હૃતકમલ કહેવાય છે. તેમાં સર્વ દેવો છે. નાભિ, હૃદય ને મૂર્ધા આ ત્રણ સ્થાન; સાં વૃત્તિ લઈ જવાના ત્રણ માર્ગ; વિષ્ણુ, બ્રહ્મા ને શંકર એ ત્રણ ઇશ્વર; અ, ઉ ને મ આ ત્રણ અક્ષર વા માત્રા; અને અર્ધમાત્રા તેને જે જાણે છે તે વેદવેત્તા છે. તેલની ધારાની પેઠે અવિચ્છિન્ન, તથા મોટા ઘંટના નાદ જેવા, વાણીથી નહિ ઉપજેલ; ને પ્રણવની પછી પ્રતીત થતા નાદને જે ઉપાસે છે તે વેદવેત્તા છે. પ્રણવ ધનુષ્, જીવ બાણ ને બ્રહ્મ લક્ષ્ય કહેવાય છે. પ્રમાદનો ત્યાગ કરી, બાણની પેઠે તન્મય થઇ, તે લક્ષ્ય વિંધવાયોગ્ય છે. લિંગદેહને નીચેની અરણિ કરીને, તથા પ્રણવને ઉપરની અરણિ કરીને, ધ્યાનરૂપ મથનના અભ્યાસથી સૂક્ષ્મદૃષ્ટિવડે પરમાત્માને જુએ. જેમ કમલના નાલવડે માણસ જલને મુખમાં ખેંચે છે તેમ સાધક વાયુને ભ્રૂમધ્યભણી ઉપર ચઢાવે અર્ધમાત્રાને દોરડી કરીને કૂપરૂપ આધારાદિ કમલમાંથી સુષુમ્ણામાર્ગે મન, વાયુ ને અગ્નિને ભ્રૂમધ્યમાં લાવે. બંને ભ્રૂની મધ્યમાં નાકના ઉપરના ભાગમા જે લલાટનો એકદેશ છે તે બ્રહ્મરૂપ અમૃતનું સ્થાન છે. ધારણાવડે તે બ્રહ્મનો અનુભવ કરવાથી પુરુષ અવિનાશી થાય છે.

---

## ॥ ५७ नादबिंदूपनिषद्नो सार ॥

સાધક ૐકારની હંસરૂપે ઉપાસના કરે. અકાર તેની જમણી પાંખ છે, ઉકાર ડાબી પાંખ છે, મકાર પુચ્છ છે, ને અર્ધમાત્રા શિર છે. રજોગુણ ને તમોગુણ તેના પગ છે, સત્ત્વગુણ તેનું શરીર છે, ને ધર્મ તથા અધર્મ તેની જમણી તથા ડાબી આંખ છે. તેના શરીરમાં સાત લોકો આ પ્રમાણે જાણવાઃ-પગમાં ભૂર્લોક, જાનુમાં અંતરિક્ષલોક, કેડમાં સ્વર્ગલોક, નાભિમાં મહર્લોક, હૃદયમાં જનલોક, કંઠમાં તપલોક અને બંને ભ્રૂ ને લલાટની મધ્યમાં સત્યલોક સ્થિત છે. અકારના દેવ અગ્નિ ઉકારના દેવ વાયુ, મકારના દેવ સૂર્ય ને અર્ધમાત્રાના દેવ વરુણ છે. અકાર, ઉકાર, મકાર ને અર્ધમાત્રા આ ચાર માત્રાઓમાં પ્રત્યેકની ઉદાત્ત અનુદાત્ત ને

સ્વરિત એવી ત્રણ ત્રણ કલા થવાથી ચાર માત્રાની બાર કલા વા માત્રા થાય છે. ઘોષિણી, વિદ્યુન્માલી, પતંગી, વાયુવેગિની, નામધેયા, ઐંદ્રી, વૈષ્ણવી, શાંકરી, મહતી, ધ્રુવા, મૌની ને બ્રાહ્મી એ બાર કલાઓનાં નામો છે. પહેલી કલાની ધારણામાં સ્થિત અંતઃકરણવાળાનું મૃત્યુ થાય તો તે રાજા થાય છે. બીજી કલાની ધારણામાં પ્રાણવિયોગ થાય તો યક્ષ, ત્રીજી કલાની ધારણામાં શરીર છૂટે તો વિદ્યાધર, ચોથી કલાની ધારણામાં મૃત્યુ થાય તો ગંધર્વ, ને પાંચમી કલાની ધારણામાં મરે તો દેવ થાય છે. છઠ્ઠી કલાની ધારણામાં શરીર ત્યજે તો ઇંદ્રના સાયુજ્યને, સાતમી કલાની ધારણામાં મૃત્યુ થાય તો વિષ્ણુલોકને, આઠમી કલાની ધારણામાં પ્રાણવિયોગ થાય તો શિવલોકને, નવમી કલાની ધારણામાં મરણ પામે તો મહર્લોકને, દશમી કલાની ધારણામાં શરીર પડે તો ધ્રુવલોકને, અગીઆરમી કલાની ધારણામાં પ્રાણ નીકળે તો તપલોકને, ને બારમી કલાની ધારણામાં દેહ પડે તો સાધક બ્રહ્મલોકને પામે છે. આનાથી પરતર, શુદ્ધ, વ્યાપક, કલારહિત, કલ્યાણરૂપ ને સર્વદા પ્રકાશરૂપ પરબ્રહ્મ છે, જે પરબ્રહ્મમાંથી સૂર્યાદિ જ્યોતિઓનો ઉદય થાય છે. વિષયાભિલાષારહિત મન જ્યારે પરમતત્ત્વમાં લીન થાય છે ત્યારે તેને યોગની પ્રાપ્તિ થઇ એમ કહેવાય છે. બ્રહ્મના અનુસંધાનવાળો, સર્વ વિષયોની આસક્તિથી રહિત, યોગમાર્ગમાં સુસ્થિત, અવિદ્યાના પાશોથી છૂટેલો, નિર્મલ હૃદયવાળો ને જીવભાવરહિત સાધક બ્રહ્મભાવવડે પરમાનંદ પામે છે.

—:o:—

## ॥ ५८ नारदपरिव्राजकोपनिषद्नो सार ॥

પધારેલા શ્રીનારદપ્રતિ શૌનકાદિ મહર્ષિઓ કહે છેઃ—" હે ભગવન્! મુક્તિના
" તે સાંભળી શ્રીનારદ કહે છેઃ—" ઉપનયનપૂર્વક ગુરુસમીપ બાર વર્ષબ્રહ્મચર્ય
કરી, પછી પચીશ વર્ષ યથાયોગ્ય ગૃહસ્થાશ્રમ સેવી, પશ્ચાત્ પચીશ વર્ષ
કરી, વિવેકાદિ ચાર સાધનવાળો થઈ, વૈરરહિત, શાંત ને દાંત થઈ પરમ-
ધ્યાનવડે દેહત્યાગ કરે છે તે મુક્ત થાય છે." પછી સંન્યાસવિધિ જાણવા
શ્રીબ્રહ્માપાસે ગયા. ત્યાં જઈ તેમને નમસ્કાર કરી, તેમની યથાયોગ્ય
પછી શ્રીનારદ શ્રીબ્રહ્માને કહે છેઃ—" હે પ્રભો! સંન્યાસવિધિનું નિરૂપણ
કહે છેઃ—" બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ તથા વાનપ્રસ્થાશ્રમનું યથાવિધિ
ગૃહસ્થાશ્રમનું યથાયોગ્ય પાલન કરી, વા બ્રહ્મચર્યાશ્રમનું યથાશાસ્ત્ર
ત વિરાગ પામે, તથા આશા, અસૂયા, ઈર્ષ્યા ને અહંકારથી નિવૃત્ત
સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર સાધનોથી યુક્ત થાય ત્યારે પુરુષ
, મૂંગો, બહેરો, પાખંડી, કોઢીઓ, લુલો, ઠુંઠો, વૈરાગ્યહીન,
ન્યાસ ગ્રહણ કરવાના અધિકારી નથી. તેઓ સંન્યાસ ગ્રહણ
ી શકે. મનમાં સારી રીતે વૈરાગ્ય ઉપજ્યા વિના જે સંન્યાસ
, ઉદર ને હાથ જેને સારી રીતે વશ છે, જે સંસારને
છે, જેના હૃદયમાં ઉત્કૃષ્ટ વૈરાગ્યનો ઉદય થયો છે, ને જે
વૃત્તિરૂપ જાણે છે તે સંન્યાસ ગ્રહણ કરે. પરમાત્મામાં
નાઓથી રહિત, માનાપમાનમાં સમબુદ્ધિવાળો, શાસ્ત્રાદિથી
મત્સરાપણું કરનારો, સંતોષી, સરલ, દમ્પતૃષ્ણારહિત,
નાર, ધૈર્યવાન્, ક્ષમાવાન્, જિતેંદ્રિય, અસ્તેયવાળો,
કરનાર, ભવિષ્યના વિષયોનું ચિંતન નહિ કરનાર,
મના ગોલકમાં ને વિષયોને બહાર રાખી શકવાના

ને પિશાચાદિરૂપ છે તેમને અમે સર્વદા પ્રણામ કરીએ છીએ. ત્રણ તાપને હરનારી, ભોગમોક્ષ આપનારી, અનંતા, વિજયા, શુદ્ધા, શરણ્યા, કલ્યાણ કરનારી, ને નિર્લેપ દેવીને નમસ્કાર. હૃદયકમલની મધ્યમાં રહેલાં, પ્રાતઃકાલના સૂર્યના જેવાં પ્રકાશવાળાં, પાશ અંકુશ વર ને અભય જેમના હાથમાં છે એવાં, ત્રણ નેત્રવાળાં, રાતા વસ્ત્રવાળાં ને ભક્તને કામદુધાજેવાં જે દેવી તેમને અમે ભજીએ છીએ મહાભયનો વિનાશ કરનારાં, મહાક્લેશને શમાવનારાં તે મહાકારુણ્યરૂપિણી દેવીને અમે નમીએ છીએ. તેમના સ્વરૂપને બ્રહ્માદિ જાણતા નથી તેથી તે અજ્ઞેયા કહેવાય છે, તેમનો અંત નથી તેથી અનંતા કહેવાય છે, તેમનું ગ્રહણ થઇ શકતું નથી તેથી અલક્ષ્યા, તેમનો જન્મ નથી તેથી અજા, સર્વત્ર એક છે તેથી એકા, ને એકજ વિશ્વરૂપ છે તેથી અનેકા કહેવાય છે. જેનાથી પરતર કાંઇ નથી તે દુર્ગા છે. જે દુરાચારનો નાશ કરનારી ને સંસારસમુદ્રને તારનારી છે તેને અમે નમીએ છીએ.

## ॥ ૫૬ ધ્યાનબિંદૂપનિષદ્નો સાર ॥

જો બહુ મોટું પાપ હોય તોપણ તે ધ્યાનયોગવડે નાશ પામે છે. શબ્દનું કારણ શક્તિ છે. તે શક્તિથી પર સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છે, તેને જે જાણે છે તે સંશયરહિત થાય છે શુદ્ધ બ્રહ્મ અતિસૂક્ષ્મ છે. પુષ્પમાં જેમ ગંધ છે, દૂધમાં જેમ ઘી છે, ને તલમાં જેમ તેલ છે તેમ શરીરાદિમાં બ્રહ્મ છે. જેમ દોરામાં પારા રહે છે તેમ આત્મામાં સર્વે ભૂતો છે. સ્થિરબુદ્ધિવાળા તથા અવિવેકરહિત બ્રહ્મવેત્તા બ્રહ્મમાં સ્થિત છે. પૂરકકાલે નાભિમાં સ્થિત શ્રીવિષ્ણુનું ધ્યાન કરે, કુંભકકાલે હૃદયમાં સ્થિત શ્રીબ્રહ્માનું ધ્યાન કરે, અને રેચકકાલે લલાટમાં સ્થિત પાપનો નાશ કરનારા શ્રીશંકરનું ધ્યાન કરે. આઠ પાંખડીવાળું ને કેળના પુષ્પજેવું અધોમુખ કમલ છે તે હૃતકમલ કહેવાય છે. તેમાં સર્વ દેવો છે. નાભિ, હૃદય ને મૂર્ધા આ ત્રણ સ્થાન; ત્યાં વૃત્તિ લઇ જવાના ત્રણ માર્ગ; વિષ્ણુ, બ્રહ્મા ને શંકર એ ત્રણ ઈશ્વર; અ, ઉ ને મ આ ત્રણ અક્ષર વા માત્રા; અને અર્ધમાત્રા. તેને જે જાણે છે તે વેદવેત્તા છે. તેલની ધારાની પેઠે અવિચ્છિન્ન, તથા મોટા ઘંટના નાદ જેવા, વાણીથી નહિ ઉપજેલ; ને પ્રણવની પછી પ્રતીત થતા નાદને જે ઉપાસે છે તે વેદવેત્તા છે. પ્રણવ ધનુષ્, જીવ બાણ ને બ્રહ્મ લક્ષ્ય કહેવાય છે. પ્રમાદનો ત્યાગ કરી, બાણની પેઠે તન્મય થઇ, તે લક્ષ્ય વિંધવાયોગ્ય છે. લિંગદેહને નીચેની અરણિ કરીને, તથા પ્રણવને ઉપરની અરણિ કરીને, ધ્યાનરૂપ મથનના અભ્યાસથી સૂક્ષ્મદૃષ્ટિવડે પરમાત્માને જુએ. જેમ કમલના નાલવડે માણસ જલને મુખમાં ખેંચે છે તેમ સાધક વાયુને ભ્રૂમધ્યભણી ઉપર ચઢાવે અર્ધમાત્રાને દોરડી કરીને કૂપરૂપ આધારાદિ કમલમાંથી સુષુમ્ણામાર્ગે મન, વાયુ ને અગ્નિને ભ્રૂમધ્યમાં લાવે બંને ભ્રૂની મધ્યમાં નાકના ઉપરના ભાગમા જે લલાટનો એકદેશ છે તે બ્રહ્મરૂપ અમૃતનું સ્થાન છે. ધારણાવડે તે બ્રહ્મનો અનુભવ કરવાથી પુરુષ અવિનાશી થાય છે.

—:o:—

## ॥ ૫૭ नादबिंदूपनिषद्नो सार ॥

સાધક ઓંકારની હંસરૂપે ઉપાસના કરે. અકાર તેની જમણી પાંખ છે, ઉકાર ડાબી પાંખ છે, મકાર પુચ્છ છે, ને અર્ધમાત્રા શિર છે. રજોગુણ ને તમોગુણ તેના પગ છે, સત્ત્વગુણ તેનું શરીર છે, ને ધર્મ તથા અધર્મ તેની જમણી તથા ડાબી આંખ છે. તેના શરીરમાં સાત લોકો આ પ્રમાણે જાણવાઃ-પગમાં ભૂર્લોક, જાનુમાં અંતરિક્ષલોક, કેડમાં સ્વર્ગલોક, નાભિમાં મહર્લોક, હૃદયમાં જનલોક, કંઠમાં તપલોક અને બંને ભ્રૂ ને લલાટની મધ્યમાં સત્યલોક સ્થિત છે. અકારના દેવ અગ્નિ ઉકારના દેવ વાયુ, મકારના દેવ સૂર્ય ને અર્ધમાત્રાના દેવ વરુણ છે. અકાર, ઉકાર, મકાર ને અર્ધમાત્રા આ ચાર માત્રાઓમાં પ્રત્યેકની ઉદાત્ત અનુદાત્ત ને

સ્વરિત એવી ત્રણ ત્રણ કલા થવાથી ચાર માત્રાની બાર કના વા માત્રા થાય છે. ઘોષિણી, વિદ્યુન્માલી, પતંગી, વાયુવેગિની, નામધેયા, ઐંદ્રી, વૈષ્ણવી, શાંકરી, મહતી, ધ્રુવા, મૌની ને બ્રાહ્મી એ બાર કલાઓનાં નામો છે. પહેલી કલાની ધારણામાં સ્થિત અંતઃકરણવાળાનું મૃત્યુ થાય તો તે રાજા થાય છે. બીજી કલાની ધારણામાં પ્રાણવિયોગ થાય તો યક્ષ, ત્રીજી કલાની ધારણામાં શરીર છૂટે તો વિદ્યાધર, ચોથી કલાની ધારણામાં મૃત્યુ થાય તો ગંધર્વ, ને પાંચમી કલાની ધારણામાં મરે તો દેવ થાય છે. છઠ્ઠી કલાની ધારણામાં શરીર ત્યજે તો ઇંદ્રના સાયુજ્યને, સાતમી કલાની ધારણામાં મૃત્યુ થાય તો વિષ્ણુલોકને, આઠમી કલાની ધારણામાં પ્રાણવિયોગ થાય તો શિવલોકને, નવમી કલાની ધારણામાં મરણ પામે તો મહર્લોકને, દશમી કલાની ધારણામાં શરીર પડે તો ધ્રુવલોકને, અગીઆરમી કલાની ધારણામાં પ્રાણ નીકળે તો તપલોકને, ને બારમી કલાની ધારણામાં દેહ પડે તો સાધક બ્રહ્મલોકને પામે છે. આનાથી પરતર, શુદ્ધ, વ્યાપક, કલારહિત, કલ્યાણરૂપ ને સર્વદા પ્રકાશરૂપ પરબ્રહ્મ છે, જે પરબ્રહ્મમાંથી સૂર્યાદિ જ્યોતિઓનો ઉદય થાય છે. વિષયાભિલાષારહિત મન જ્યારે પરમતત્ત્વમાં લીન થાય છે ત્યારે તેને યોગની પ્રાપ્તિ થઇ એમ કહેવાય છે. બ્રહ્મના અનુસંધાનવાળો, સર્વ વિષયોની આસક્તિથી રહિત, યોગમાર્ગમાં સુસ્થિત, અવિદ્યાના પાશોથી છૂટેલો, નિર્મલ હૃદયવાળો ને જીવભાવરહિત સાધક બ્રહ્મભાવવડે પરમાનંદ પામે છે.

——:o.——

## ॥ ५८ नारदपरिव्राजकोपनिषद्नो सार ॥

નૈમિષારણ્યમાં પધારેલા શ્રીનારદપ્રતિ શૌનકાદિ મહર્ષિઓ કહે છેઃ—"હે ભગવન્! મુક્તિના સાધનનો અમને ઉપદેશ કરો." તે સાંભળી શ્રીનારદ કહે છેઃ—"ઉપનયનપૂર્વક ગુરુસમીપ બાર વર્ષબ્રહ્મચર્ય પાળી ગુરુસેવાસહિત વિદ્યાભ્યાસ કરી, પછી પચીશ વર્ષ યથાયોગ્ય ગૃહસ્થાશ્રમ સેવી, પશ્ચાત્ પચીશ વર્ષ યથાવિધિ વાનપ્રસ્થાશ્રમનું પાલન કરી, વિવેકાદિ ચાર સાધનવાળો થઈ, વૈરરહિત, શાંત ને દાંત થઈ પરમહંસાશ્રમવડે અસ્ખલિત સ્વસ્વરૂપના ધ્યાનવડે દેહત્યાગ કરે છે તે મુક્ત થાય છે." પછી સંન્યાસવિધિ જાણવા શ્રીનારદ તથા શૌનકાદિ સત્યલોકમાં શ્રીબ્રહ્માપાસે ગયા. ત્યાં જઈ તેમને નમસ્કાર કરી, તેમની યથાયોગ્ય સ્તુતિ કરી, તેમની આજ્ઞાવડે બેસી, પછી શ્રીનારદ શ્રીબ્રહ્માને કહે છેઃ—"હે પ્રભો! સંન્યાસવિધિનું નિરૂપણ કરવા કૃપા કરો." તે સાંભળી શ્રીબ્રહ્મા કહે છેઃ—"બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ તથા વાનપ્રસ્થાશ્રમનું યથાવિધિ પરિપાલન કરી, વા બ્રહ્મચર્યાશ્રમનું તથા ગૃહસ્થાશ્રમનું યથાયોગ્ય પાલન કરી, વા બ્રહ્મચર્યાશ્રમનું યથાશાસ્ત્ર અનુષ્ઠાન કરી, જ્યારે સર્વ વિષયોથી ચિત્ત વિરાગ પામે, તથા આશા, અસૂયા, ઈર્ષ્યા ને અહંકારથી નિવૃત્ત થાય, અર્થાત્ વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર સાધનોથી યુક્ત થાય ત્યારે પુરુષ સંન્યાસ ગ્રહણ કરે. નપુંસક, પતિત, અંધ, મૂંગો, બહેરો, પાખંડી, કોઢીઓ, લુલો, ઠુંઠો, વૈરાગ્યહીન, બાલક, દુરાચારી ને ભમતા મનવાળો એ સંન્યાસ ગ્રહણ કરવાના અધિકારી નથી. તેઓ સંન્યાસ ગ્રહણ કરવા ઇચ્છે તો માત્ર આતુરસંન્યાસ ગ્રહણ કરી શકે. મનમાં સારી રીતે વૈરાગ્ય ઉપજ્યા વિના જે સંન્યાસ ગ્રહણ કરે છે તે પતિત થાય છે. જીભ, ઉપસ્થ, ઉદર ને હાથ જેને સારી રીતે વશ છે, જે સંસારને નિઃસાર જાણી સારવસ્તુને જાણવાની ઇચ્છાવાળો છે, જેના હૃદયમાં ઉત્કૃષ્ટ વૈરાગ્યનો ઉદય થયો છે, ને જે કર્મને પ્રવૃત્તિરૂપ ને જ્ઞાનને સર્વનાત્યાગ એટલે નિવૃત્તિરૂપ જાણે છે તે સંન્યાસ ગ્રહણ કરે. પરમાત્મામાં પ્રીતિવાળો, જડપદાર્થોમાં વિરક્ત, સર્વ મલિનવાસનાઓથી રહિત, માનાપમાનમાં સમબુદ્ધિવાળો, શાસ્ત્રાદિથી બ્રહ્મના સ્વરૂપને સુદૃઢ જાણનારો, શાંત, પવિત્ર, સત્યભાષણ કરનારો, સંતોષી, સરલ, દ્રવ્યતૃષ્ણારહિત, દંભરહિત, સર્વ પ્રાણીઓપ્રતિ વૈર નહિ રાખનાર, ધૈર્યવાન્, ક્ષમાવાન્, જિતેંદ્રિય, અસ્તેયવાળો, લોકલજ્જાવાન્, ભોગવેલા વિષયાદિનું સ્મરણ નહિ કરનાર, ભવિષ્યના વિષયોનું ચિંતન નહિ કરનાર, ગ્રામ્યવિષયોની સ્તુતિનિંદા નહિ કરનાર, ઇંદ્રિયોને તેમના ગોલકમાં ને વિષયોને બહાર રાખી શકવાના

બલવાળો અને સુખદુઃખમાં સમબુદ્ધિવાળો હોય તેજ સંન્યાસ ગ્રહણ કરવાનો અધિકારી છે. બે કૌપીન, બહિર્વાસ, કંથા, દંડ ને કમંડળ આદિ શાસ્ત્રોક્ત પદાર્થોથી ભિન્ન પદાર્થોનો પરિગ્રહ સંન્યાસી ન કરે. સંન્યાસી આંતરશત્રુઓને વશ રાખી મમતારહિત થઇ નિત્ય એકલો વિચરે. માત્ર વર્ષાકાલમાં એકત્ર વસે. જોઇને, સ્પર્શ કરીને, ભોજન કરીને, સાંભળીને ને સુંઘીને જે પુરુષ હર્ષશોક પામતો નથી તે જિતેંદ્રિય જાણવો. મુમુક્ષુ સંમાનથી ઉદ્વેગ પામે, અપમાનની આકાંક્ષા કરે, અતિવાદને સહન કરે, કોઇનું અપમાન ન કરે, કોઇની સાથે વૈર ન બાંધે, કોઇનો પક્ષ ન ગ્રહણ કરે, ક્રોધ કરનારપ્રતિ ક્રોધ ન કરે, ને શાપ આપનારને પણ આશીર્વાદ આપે. અત્યંત અપવિત્ર શરીરમાંથી હુંપણાનો ભાવ તથા પ્રીતિ ત્યજે. બે, ત્રણ કે વધારે સંન્યાસીઓ ભેળા વિચરે તો પરસ્પરમાં રાજવાર્તા, ભિક્ષાવાર્તા, સ્નેહ, ચાડિયાપણું કે માત્સર્ય થાય છે, તેથી સાથે ન વિચરે. યતિ પોતાના પ્રતિ જે નમસ્કાર કરે તેના પ્રતિ નારાયણ એમ પ્રતિવચન કહે. સંન્યાસી સર્વદા એકલો રહી બ્રહ્મનું ચિંતન કરે. તે મૃત્યુ પામવાની વા જીવવાની અભિલાષા ન કરે, પણ ચાકર જેમ આજ્ઞાની વાટ જુએ છે તેમ માત્ર કાલની વાટ જુએ. મૂંગો, નપુંસક, પાંગળો, આંધળો, બહેરો ને મૂઢ સંન્યાસી સંસારથી મૂકાય છે. આ સારું છે ને આ સારું નથી એમ પ્રાપ્ત ભોજનમાં રાગદ્વેષ કરતો નથી, તથા હિતકર, સત્ય ને થોડું બોલે છે તે મૂંગો કહેવાય છે; તુરતની જન્મેલી બાળકી, સોળ વર્ષની રૂપગુણયુક્ત યુવતી, ને સો વર્ષની કુરૂપ ડોસીને જોઇને જે રાગદ્વેષરૂપ વિકારરહિત રહે છે તે નપુંસક કહેવાય છે; જેનું ભિક્ષામાટે વા મલમૂત્રના ત્યાગમાટે ગમન થાય છે, તથા જે નિત્યપ્રતિ એક યોજનથી વિશેષ પ્રવાસ કરતો નથી તે પાંગળો કહેવાય છે; બેઠો હોય, ઊભો હોય, વા ચાલતો હોય તોપણ અસાધારણ પ્રયોજનવિના જેના નેત્રની વૃત્તિ સોળ હાથથી દૂર જતી નથી તે અંધ કહેવાય છે; અનુકૂલ તથા પ્રતિકૂલ વચનો સાંભળતાં છતાં પણ તે જાણે સાંભળ્યાંજ નથી એવા ચિત્તવાળો જે રહે છે તે બહેરો કહેવાય છે; ને વિષયો સમીપમાં આવે તથા પોતે સમર્થ ઇંદ્રિયોવાળો બલવાન્ હોય તોપણ તે કાલે જે સુષુપ્તિ પામેલાના જેવો રહે તે મૂઢ કહેવાય છે. નાટક, જુગાર, સ્ત્રીઓમાં અતિ અનુરાગ રાખનાર પુરુષ, અન્યનું ભક્ષ્ય, અન્યનું ભોજ્ય, તથા રજસ્વલા આ છને સંન્યાસી કદીપણ ન જુએ. પલંગ, ધોળું વસ્ત્ર, સ્ત્રીસંબંધની વાર્તા, કર્મેંદ્રિયોની ચપલતા, દિવસે શયન ને વાહન આ છ સંન્યાસીઓને પાપયુક્ત કરનાર છે. આત્માનું ચિન્તન કરનાર યતિ દૂરની યાત્રાનો પ્રયત્નવડે ત્યાગ કરે, અને મુક્તિનો ઉપદેશ કરનાર ઉપનિષદોનો સર્વદા અભ્યાસ કરે. તે સર્વદા તીર્થનું સેવન કરનારો, વા ઉપવાસ કરનારો, વા શાસ્ત્રાધ્યયન કરનારો, વા વ્યાખ્યાન કરનારો ન થાય. કાચબો જેમ પોતાનાં અંગોને સંકોચે છે તેમ જે પોતાની ઇંદ્રિયોને સર્વબાજુથી સંકોચી લઇ, આશા તથા પરિગ્રહનો ત્યાગ કરી, દ્વંદ્વરહિત થઇ, નમસ્કારરહિત થઇ, દેવકર્મનો તથા પિતૃકર્મનો ત્યાગ કરી, નિંદાસ્તુતિ ત્યજી, યથાલાભમાં સંતોષવાળો થઇ, અને મમતા તથા અહંકાર ત્યજી એકાંત દેશમાં પ્રીતિવાળો થાય છે તે સંન્યાસી મુક્ત થાય છે. સંન્યાસીને જ્ઞાનરૂપ યજ્ઞોપવીત તથા શિખા છે. તેવડે તે અપવિત્ર થતો નથી. શૂન્ય ઘર, દેવાલય ને વનાદિ પવિત્ર તથા એકાંત સ્થલમાં તે રાત્રિવાસ કરે. પ્રાણધારણમાટે યોગ્યકાલે ગામમાં જઇ ભિક્ષા સંપાદન કરે. તે લાભાલાભને સમ ગણી, મમતારહિત થઇ, શુભાશુભકર્મનો અત્યંત ઉચ્છેદ કરવા સર્વદા બ્રહ્મધ્યાનપરાયણ રહે. 'હું બ્રહ્મ છું' એમ પુનઃ પુનઃ સ્મરણ કરતો છતો કીટભ્રમરન્યાયવડે ત્રણ શરીરનો ત્યાગ કરીને સંન્યાસવડે શરીરત્યાગ કરે છે તે કૃતાર્થ થાય છે. લોકો, વેદો, વિષયો ને ઇંદ્રિયોનો ત્યાગ કરી જે આત્મામાંજ સ્થિત છે તે પરમગતિ પામે છે. કુલ, નામ, ગોત્ર, દેશ, અધ્યયન, વય, વ્રત ને પોતાના સદાચારને સારો સંન્યાસી પ્રકટ ન કરે. ભિક્ષાની યાચનાના પ્રસંગવિના સંન્યાસીએ કોઈ સ્ત્રીની સાથે ભાષણ ન કરવું. પૂર્વે દેખેલી સ્ત્રીનું સ્મરણ ન કરવું, અને સ્ત્રીની પ્રતિમા પણ ન જોવી. તૃષ્ણા, ક્રોધ, અસત્ય, કપટ, લોભ, મોહ, શિલ્પ, બહુ વ્યાખ્યા, કામ, અયોગ્ય વસ્તુનો પ્રતિગ્રહ, અહંકાર, મમતા, વૈદું, પ્રાયશ્ચિત્તનો ઉપદેશ, પ્રવાસ, મંત્રાદિના પ્રયોગ ને આશીર્વાદ એ નિષિદ્ધ ક્રિયાઓના સેવનથી સંન્યાસીની

અધોગતિ થાય છે. 'પધારો' 'શીધાવો,' 'બેસો' ઇત્યાદિ સંમાનસૂચક શબ્દો મોક્ષપરાયણ મુનિએ કોઈ પણ પ્રકારની આશાને વશ થઈ કોઇપ્રતિ ન કહેવા. પૂર્વાશ્રમની સ્ત્રી, ભાઇ, પુત્ર ને સગાંવહાલાંનું શુભાશુભ જોઇને વા સાંભળીને યતિ હર્ષશોકયુક્ત ન થાય. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ઉદ્ધતપણાનો અભાવ, અદીનપણું, ચિત્તની નિર્મલતા, સન્માર્ગમાં સ્થિરતા, સરલતા, સ્નેહરહિતતા, ગુરુસેવા, શ્રદ્ધા, ક્ષમા, દમ, શમ, પાપીઓની ઉપેક્ષા, ધીરજ, મધુરતા, દ્વંદ્વની સહનશીલતા, કરુણા, લોકલજ્જા, જ્ઞાનવિજ્ઞાન, ચિત્તનિરોધ ને મિતાહાર એ યતિનો સ્વધર્મ ગણાય છે. સંન્યાસી ગામમાં એક રાત, મોટા ગામમાં બે રાત, કસ્બામાં ત્રણ રાત ને નગરમાં તથા તીર્થસ્થલમાં પાંચ રાત રહે વર્ષાકાલના ચાર માસ કોઇ પણ યોગ્ય સ્થલે નિવાસ કરે. આપત્કાલવિના રાત્રે, મધ્યાહ્ને ને બન્ને સંધ્યાકાલમાં યતિ ભ્રમણ ન કરે સંન્યાસીએ સર્વભૂતોને પોતાના જેવાં ગણી સર્વદા પૃથિવીભણી દૃષ્ટિ રાખી ચાલવું જોઇએ. પરમહંસે સમગ્ર ચિત્તવૃત્તિઓનો ત્યાગ કરવા યત્નવાન્ રહેવું ત્વચા, માંસ, રુધિર, નાડીઓ, મજ્જા, મેદ, હાડકાંઓ, મલ, મૂત્ર ને પરુમાં જેઓ રમણ કરે છે તેઓમાં ને કૃમિઓમાં શો ભેદ છે? માંસ, લોહી, પરુ, વિષ્ટા, મૂત્ર, સ્નાયુ, મજ્જા ને હાડકાંઓના સમૂહરૂપ શરીરમાં જે મૂઢ પ્રીતિવાળો છે તે નરકમાં પણ પ્રીતિવાળો થશે. કુટીચક, બહૂદક, હંસ, પરમહંસ, તુરીયાતીત ને અવધૂત એમ ૭ પ્રકારના સંન્યાસી છે. કુટીચકસંન્યાસી શિખા, યજ્ઞોપવીત, ત્રિદંડ, કમંડલુ, કંથા ને કૌપીનાદિ રાખે, માતાપિતા હોય તો તેમની તથા ગુરુની સેવા કરે, એક સ્થલે ભિક્ષા કરે, ને ધોળું ઊર્ધ્વપુંડ્ર કરે. બહૂદક કુટીચકના ધર્મો પાળે, ત્રિપુંડ્ર કરે, ને આઠ ઘેરથી મધુકરી લાવી તેમાંથી આઠ કોળિયા ખાય હંસ પણ કુટીચકના ધર્મો પાળે, માથે જટા રાખે, ત્રિપુંડ્ર વા ઊર્ધ્વપુંડ્ર કરે, ને મધુકરી લાવી પ્રાણધારણ કરે પરમહંસ શિખાયજ્ઞોપવીત ન રાખે, પાંચ ઘેર જઈ ભિક્ષા માગે, ત્યાં પણ નિત્યનિત્ય ભિક્ષા માગવા ન જાય, હાથ એજ ભિક્ષાપાત્ર સમજે, એક કૌપીન એક કંથા ને એક દંડ રાખે, ભસ્મને ધારણ કરે, અને સર્વનો ત્યાગ સેવે. તુરીયાતીત ફલનો આહાર કરે, જો અન્નનો આહાર કરે તો ત્રણ ઘેર જઈ ભિક્ષા માગે, વસ્ત્રરહિત વિચરે, ને સ્વશરીરને શવસમાન જાણે. અવધૂત શાપિત અને પતિતથી ભિન્ન સર્વ વર્ણોમાં અજગરવૃત્તિવડે આહાર ગ્રહણ કરે, અને નિરંતર સ્વરૂપનું અનુસંધાન કરે. સંન્યાસી શૂદ્ર, સ્ત્રી, પતિત ને રજસ્વલાસાથે ભાષણ ન કરે. હાથવડે તરીને નદી ન ઊતરે, વૃક્ષપર ન ચઢે, વાહનપર ન બેસે, ક્રયવિક્રય ન કરે, અદલોબદલો ન કરે, ને દાંભિક તથા મિથ્યાવાદી ન થાય. જીવ જાગ્રત્‌માં નેત્રવિષે. સ્વપ્નમાં કંઠવિષે, સુષુપ્તિમાં હૃદયવિષે ને તુરીયામાં મૂર્ધાવિષે પ્રધાનપણે સ્થિત હોય છે. સંન્યાસીએ સર્વદા સ્વરૂપનુંજ અનુસંધાન કરવું, જે તે શાસ્ત્રોના અભ્યાસમાં તથા મંત્રતંત્રાદિમાં સમય ગાળવો નહિ તિતિક્ષા, જ્ઞાન, વૈરાગ્ય ને શમાદિ ગુણરહિત સંન્યાસી જે ભિક્ષા માગીને જીવે છે તે સંન્યાસીઓની આજીવિકાનો નાશ કરનારો છે દંડધારણવડે, મુંડનવડે, વેષવડે ને દંભાચારવડે મુક્તિ નથી. જેણે જ્ઞાનદંડ ધારણ કર્યો છે તે એકદંડી કહેવાય છે. જેણે લાકડાનો દંડ ધારણ કર્યો છે, સર્વનું ભક્ષણ કરે છે, ને જ્ઞાનરહિત છે તે સંન્યાસી અધોગતિ પામે છે. જેનાં બારણાં ઊઘાડાં હોય તેવા ઘરમાં ભિક્ષામાટે યતિ પ્રવેશ કરે, પણ જે ઘરના બારણાં બંધ હોય તેને ઊઘડાવીને તે ઘરમાં ભિક્ષા માગવા ન જાય, તેમજ નિંદ્ય પુરુષને ઘેર પણ ભિક્ષા માગવા ન જાય. જે મુનિ સર્વ ભૂતોને અભય આપીને આચરે છે તેને સર્વ ભૂતોથી કદીપણ ભય ઉપજતું નથી, શ્રાદ્ધ, યજ્ઞ, દેવયાત્રા ને ઉત્સવાદિમાં સંન્યાસી ન જાય. વાણી, શરીર ને મનને વશ રાખવાનો બોધ કરનાર ત્રણ દંડ છે, ને જ્ઞાનમાં નિષ્ઠા રાખવાનો બોધ કરનાર એક દંડ છે. જે શરીર ને ઇંદ્રિયાદિથી રહિત, સર્વના સાક્ષી, સ્વયંપ્રકાશ, આનંદરૂપ ને પારમાર્થિક જ્ઞાનરૂપ પરમતત્ત્વને જાણે છે તે અતિવર્ણાશ્રમી-સંન્યાસી-છે. વર્ણાશ્રમાદિ શરીરમાં માયાવડે કલ્પેલા છે, પણ તે જ્ઞાનરૂપ આત્માના નથી એમ જે જાણે છે તે સંન્યાસી છે. પુરુષ પ્રમદાને જોઈને ઉન્મત્ત થાય છે, ને સુરાને પીને ઉન્મત્ત થાય છે, તેથી જોતાંજ ઉન્માદ ઉપજાવનારી સ્ત્રીનો દૂરથીજ પરિત્યાગ કરે. સંન્યાસી સુવર્ણાદિ દ્રવ્યનો, સ્વદેશનો ને સગાંવહાલાંઓનો પરિત્યાગ કરી આત્મસ્વરૂપનું અનુસંધાન કરે. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ ને તુરીયના સ્વરૂપનો વિચાર કરીને સર્વને તુરીયમાં વિલીન કરે "

———:૦:———

## ॥ ५९ नारायणोपनिषद्नो सार ॥

શ્રીનારાયણથી પ્રાણ, મન, સર્વે ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જલ, પૃથિવી, બ્રહ્મા, રુદ્ર, ઇંદ્ર, પ્રજાપતિ, આદિત્યો, વસુઓ ને સર્વે વેદો ઉપજે છે. શ્રીનારાયણથી તેઓ પ્રવર્તે છે, અને શ્રીનારાયણમાં તેઓ લીન થાય છે. નારાયણ નિત્ય છે. બ્રહ્મા, શિવ, ઇંદ્ર કાલ, દિશા, ખૂણાઓ, ઊર્ધ્વ, અધો, અંતર અને બહાર એ નારાયણ છે. નારાયણજ આ સર્વ છે. જે ભૂત તથા ભવિષ્ય છે તે પણ નારાયણજ છે. નિષ્કલંક, નિરંજન, નિર્વિકલ્પ ને શુદ્ધ દેવ એક નારાયણ છે. જે એમ જાણે છે તે વિષ્ણુ થાય છે. **ॐ नमो नारायणाय** આ અષ્ટાક્ષર મંત્રનો જપ કરનાર આ લોક પરલોકમાં સુખી થાય છે, અને વૈકુંઠમાં પણ જાય છે. પ્રત્યગાનંદરૂપ પ્રણવના જપથી પણ યોગી સંસારથી મુક્ત થાય છે.

બીજી નારાયણોપનિષત્ ઉપરની નારાયણોપનિષત્‌થી મોટી છે તેથી પહેલીને લઘુનારાયણોપનિષત્ ને બીજીને મહાનારાયણોપનિષત્ કહી શકાય. મહાનારાયણોપનિષદ્‌નો સાર આ પ્રમાણે છે:—

પરમાત્માથી આ સર્વ ઉપજ્યું છે. તે પરમાત્મા એક, અવ્યક્ત, અનંત, પ્રાચીન, સત્ય ને અજ્ઞાનથી પર છે. તે જગતને ધારણ કરે છે. તેજ અગ્નિ, વાયુ, સૂર્ય, ચંદ્રમા, જલ ને આ સર્વ છે સર્વ કાલમાં ને સર્વ સ્થલમાં તેજ છે. તેમને કોઇ નેત્રવડે જોઇ શકતું નથી. જેઓ તેમને જાણે છે તેઓ અવિનાશી થાય છે. રુદ્ર, ગણપતિ, કાર્તિકસ્વામી, ગરુડ, હિરણ્યગર્ભ, વિષ્ણુ, નૃસિંહ, આદિત્ય, અગ્નિ ને દુર્ગા એ સર્વ પરમાત્મરૂપ છે. પરમાત્મા સૂક્ષ્મથી સૂક્ષ્મ ને મહાન્‌થી મહાન્ છે, અને પ્રાણીઓની બુદ્ધિરૂપ ગુહામાં રહેલા છે. તે પરમાત્માને અંતઃકરણની નિર્મલતાથી સાધક અનુભવે છે.

આ ઉપનિષદ્‌માં સંધ્યા, પૂજન ને હોમાદિમાં ઉપયોગી કેટલાક મંત્રો છે, જેનો સાર જિજ્ઞાસુને ઉપયોગી નહિ હોવાથી અહીં આપ્યો નથી.

———:o:———

## ॥ ६० निरालंबोपनिषद्नो सार ॥

સચ્ચિદાનંદગુરુને નમસ્કાર, જે નિરાલંબનો આશ્રય કરીને સાલંબનને ત્યજે છે તે સંન્યાસી કૈવલ્યને પામે છે. અદ્વિતીય, સમગ્ર ઉપાધિથી રહિત, અનાદિ, અનંત, શુદ્ધ, શાંત અને નિર્ગુણ એવું ચૈતન્ય તે બ્રહ્મ કહેવાય છે. બ્રહ્મ પોતાની શક્તિનો આશ્રય કરી, લોકોને રચી, તેમાં અંતર્યામીપણાવડે પ્રવેશ કરી, બુદ્ધિ આદિના નિયંતારૂપે રહે ત્યારે તે ઇશ્વર કહેવાય છે. દેહાદિની સાથે એકપણાની ભ્રાંતિથી " હું સ્થૂલ છું, " ઇત્યાદિ રીતે માનનારું ચેતન જીવ કહેવાય છે. તે જીવ શરીરભેદથી ઘણા છે. બ્રહ્મને આશરે રહેલી વિચિત્ર જગત્ રચનારી શક્તિ પ્રકૃતિ કહેવાય છે, ને દેહાદિથી ઉત્કૃષ્ટ હોવાથી બ્રહ્મજ પરમાત્મા કહેવાય છે. જાતિ વ્યવહારવડે કલ્પિત છે. ચર્મ, રુધિર, માંસ કે હાડકાની જાતિ નથી, તેમ આત્માની પણ જાતિ નથી. ઇંદ્રિયોવડે કરાતી ક્રિયા આત્માવડે કરાય છે એમ માની કરાતી ક્રિયા તે કર્મ, ને પુણ્યકર્મોમાં જે ફલની આશાનો ત્યાગ તે અકર્મ કહેવાય છે. ચૈતન્યવિના અન્ય કાંઇ નથી એવો અનુભવ તે જ્ઞાન કહેવાય છે. અદ્વિતીયબ્રહ્મમાં નામરૂપાદિ ભેદની કલ્પનાનું જ્ઞાન તે અજ્ઞાન કહેવાય છે. સચ્ચિદાનંદસ્વરૂપને જાણીને આનંદરૂપે જે સ્થિતિ તે સુખ છે. અનાત્મવિષયનો સંકલ્પ તે દુઃખ છે. સત્પુરુષોનો સમાગમ તે સ્વર્ગ, અને વિષયોનો ને વિષયિજનોનો સમાગમ તે નરક છે. અનાદિ અવિદ્યાની વાસનાવડે ઉપજેલી દેહાદિમાં અહંતા ને આત્માથી ભિન્ન પ્રાણિપદાર્થમાં મમતા તે બંધ, અને નિત્યાનિત્યવસ્તુના વિચારથી તે અહંતામમતા તથા તેના મૂલ અજ્ઞાનનો ક્ષય તે મોક્ષ છે. સર્વ શરીરમાં રહેલા ચૈતન્યબ્રહ્મને પ્રાપ્ત કરનાર ગુરુ ઉપાસ્ય છે. પ્રપંચને વિષય કરનારું જ્ઞાન વિદ્યાવડે જેને નિવૃત્ત કરવું અવશેષ છે એવો જીવ તે શિષ્ય છે. સર્વની અંતર રહેલા ચૈતન્યને જાણનારો તે વિદ્વાન્, ને કર્તાપણાદિના અહંકારમાં આરૂઢ તે મૂઢ છે. ઐશ્વર્યની કામનાવડે રાગદ્વેષાદિપૂર્વક કરવામાં આવતું જીવને સંતાપ ઉપજાવનારું તપ તે આસુર

તપ કહેવાય છે. બ્રહ્મ સત્ય ને જગત્ મિથ્યા છે એવા અપરોક્ષજ્ઞાનાગ્નિવડે ઐશ્વર્યની આશાના બીજને બાળનારું તપ તે સાત્ત્વિક તપ કહેવાય છે ઇંદ્રિયો, અંતઃકરણ, પ્રાણ ને ગુણાદિથી પર સચ્ચિદાનંદમય નિત્યમુક્ત બ્રહ્મરૂપ સ્થાન તે પરમપદ છે. દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત ચિન્માત્ર ગ્રહણ કરવાયોગ્ય છે, ને સ્વસ્વરૂપથી ભિન્ન માયામય ને બુદ્ધિ તથા ઇંદ્રિયોના વિષયરૂપ જગતના સત્યપણાનું ચિંતન ગ્રહણ કરવાયોગ્ય નથી. વર્ણાશ્રમના ધર્મોના અભિમાનનો પરિત્યાગ કરી, મમતા તથા અહંકાર ત્યજી, બ્રહ્મને શરણ જઇ તત્ત્વમસિ ઇત્યાદિ મહાવાક્યના અર્થના અનુભવજ્ઞાનથી " હું બ્રહ્મ જ છું " એવો નિશ્ચય કરી, નિર્વિકલ્પસમાધિવડે સ્વતંત્ર થઈ વિચરે છે તે સંન્યાસી, તે મુક્ત, તે પૂજ્ય, તે યોગી, તે પરમહંસ, તે અવધૂત ને તે બ્રાહ્મણ છે.

———:o:———

## ॥ ६१ निर्वाणोपनिषद्नो सार ॥

નિરાલંબન તે આસન, બ્રહ્મથી સંયોગ તે દીક્ષા, માયા ને માયાનાં કાર્યોથી વિયોગ તે ઉપદેશ, વિવેક તે રક્ષા, કરુણા તે ક્રીડા, આનંદ તે માલા, ધૈર્ય તે કંથા, ઉદાસીનતા તે કૌપીન, આત્મવિચાર તે દંડ, બ્રહ્મનું અવલોકન તે યોગપટ્ટ, ને કુંડલિની તે બંધ છે. બ્રહ્મ ત્રણ ગુણથી રહિત, વિવેકથી પ્રાપ્ત થવાયોગ્ય ને વેદાંતસંસ્કારરહિત મનવાણીનો અવિષય છે. દેહાદિ સર્વ જગત્ બ્રહ્મમાં કલ્પિત છે. યોગવડે સદાનંદસ્વરૂપનું દર્શન, આનંદરૂપ ભિક્ષાનું ભક્ષણ, મહાશ્મશાનરૂપ આનંદવનમાં ( કાશીમાં-બ્રહ્મમાં ) વાસ, એકાંતમાં સ્થાન ને આનંદમાં મન રાખે ઉન્મની અવસ્થા, નિર્મન ગોત્ર, તારક ઉપદેશ, ઇંદ્રિયોનો નિગ્રહ, ભય શોક મોહ ને ક્રોધનો ત્યાગ, બ્રહ્મથી એકપણાના રસનું આસ્વાદન, અનિયામકપણારૂપ નિર્મલશક્તિ, કલ્યાણરૂપ યજ્ઞોપવીત, તન્મય શિખા ને અનાહત મંત્ર એ સર્વ ગ્રહણ કરે.

———:o:———

## ॥ ६२ नीलरुद्रोपनिषद्नो सार ॥

કેદારક્ષેત્રના અધિષ્ઠાતા નીલરુદ્ર છે. નીલશરીરવાળા રુદ્રને, તેમના બાણને, તેમના સ્વભાવને ને તેમના ભૂષણોને નમસ્કાર. સર્વને નમસ્કાર. કાલથી પરાભવ નહિ પામનારને નમસ્કાર, ને વિશ્વનો સંહાર કરનારને નમસ્કાર.

———:o:———

## ॥ ६३ नृसिंहतापनीयोपनिषद्नो सार ॥

આ ઉપનિષદ્‌ના બે ભાગ છે, તેનાં નામ પૂર્વનૃસિંહતાપનીય ને ઉત્તરનૃસિંહતાપનીય છે, તેમાં પૂર્વનૃસિંહતાપનીયનો સાર આ પ્રમાણે છે.—

નૃસિંહમાંથી આ જગત્ ઉપજે છે, તેમાં સ્થિતિ કરે છે, ને તેમાં લીન થાય છે. તે પોતાના મહિમાવડે સર્વ લોકોને, સર્વ દેવોને, સર્વ પ્રાણીઓને ને સર્વ ભૂતોને ધારણ કરે છે. નિરંતર સૃજે છે, ને સંહાર કરે છે તેથી નૃસિંહ ઉગ્ર કહેવાય છે. વિવિધ અવતારરૂપે રમણીય હોવાથી વા શૂર હોવાથી તે વીર કહેવાય છે. સર્વ લોકોને વ્યાપીને રહે છે તેથી તે મહાવિષ્ણુ કહેવાય છે. પોતાના પ્રકાશવડે સર્વને પ્રકાશે છે તેથી જ્વલંત કહેવાય છે. ઇંદ્રિયોરહિત છતાં સર્વભણી જુએ છે, સર્વભણી સાંભળે છે, સર્વભણી જાય છે, ને સર્વભણી ગ્રહણ કરે છે તેથી તે સર્વતોમુખ કહેવાય છે, સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠતમ છે તેથી નૃસિંહ કહેવાય છે. જેનું રૂપ જોઈને સર્વ લોકો, સર્વ દેવો ને સર્વ પ્રાણીઓ ભયવડે પલાયન કરે છે, અને પોતે કોઈથી ભય પામતા નથી તેથી ભીષણ કહેવાય છે. પોતે કલ્યાણરૂપ હોઇને સર્વદા કલ્યાણ આપે છે તેથી ભદ્ર કહેવાય છે સ્મરણ કરતાંજ તે પોતાના ભક્તના મૃત્યુનો તથા અપમૃત્યુનો વિનાશ કરે છે તેથી મૃત્યુમૃત્યુ કહેવાય છે. સર્વે દેવો, મુમુક્ષુઓને બ્રહ્મવેત્તાઓ તેમને નમે છે તેથી નમામિ

કહેવાય છે. અહંરૂપે (હુંરૂપે) છે તેથી અહં કહેવાય છે. નૃસિંહની માયા આ સર્વ રચે છે, આ સર્વનું રક્ષણ કરે છે, ને આ સર્વનો સંહાર કરે છે. તેને જે જાણે છે તે પાપાદિને તરે છે. આ સર્વે ભૂતો આકાશથી (બ્રહ્મથી) ઉપજે છે, ઉપજેલાં આકાશથી જીવે છે, અને અંતે આકાશમાં લીન થાય છે. ૐ આ અક્ષર આ સર્વ છે. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ ને તુરીય એમ આત્માના ચાર પાદો છે. પ્રથમના ત્રણ પાદો વ્યાવહારિક ને ચોથો પાદ પારમાર્થિક છે. અમે નૃસિંહને જાણીએ છીએ. વજ્રજેવા નખવાળાનું અમે ધ્યાન કરીએ છીએ, તે નૃસિંહ અમારી બુદ્ધિને સન્માર્ગમાં પ્રેરે. આ નૃસિંહગાયત્રી દેવોનું ને વેદોનું કારણ છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, જીવ, સરસ્વતી, લક્ષ્મી, ગૌરી, પ્રકૃતિ, વિદ્યા, ૐકાર, અંગો અને શાખાઓસહિત વેદો, પંચાગ્નિઓ, સપ્તવ્યાહૃતિઓ, આઠ લોકપાલો, આઠ વસુઓ, રુદ્રો, આદિત્યો, ગ્રહો, પંચમહાભૂતો, મનુ, મૃત્યુ, સર્વ લોકો, પ્રાણ, સર્વ ને આ સર્વ નૃસિંહરૂપ છે.

ઉત્તરનૃસિંહતાપનીયનો સાર આ પ્રમાણે છેઃ—

ૐ આ અક્ષર આ સર્વ છે. ભૂત, વર્તમાન ને ભવિષ્ય આ સર્વ ૐકારજ છે. જે ત્રણ કાલથી પર છે તેપણ ૐકારજ છે. આ સર્વ બ્રહ્મ છે. આ આત્મા બ્રહ્મ છે. આત્માને ૐ એમ બ્રહ્મની સાથે એક કરીને, અને બ્રહ્મને ૐ એમ આત્માની સાથે એક કરીને તે એક, અજર, અવિનાશી, અભય, ૐ છે એવો અનુભવ કરી તેમાં ત્રણ શરીરનો આરોપ કરીને અપવાદ કરે. આત્માનાં ત્રણ શરીરોનો તથા તેમનાં અભિમાનીનો બ્રહ્મનાં ત્રણ શરીરો તથા તેમના અભિમાનીથી અભેદ ચિંતવે. આત્માના ચાર પાદ છે. વિશ્વરૂપ વૈશ્વાનર પ્રથમ પાદ છે, તૈજસરૂપ હિરણ્યગર્ભ દ્વિતીય પાદ છે, પ્રાજ્ઞરૂપ ઈશ્વર તૃતીય પાદ છે, ને જીવસાક્ષિરૂપ ઈશ્વરસાક્ષી એ ચતુર્થ પાદ છે. આત્મા ચક્ષુનો દ્રષ્ટા, શ્રોત્રનો દ્રષ્ટા, વાણીનો દ્રષ્ટા, મનનો દ્રષ્ટા, બુદ્ધિનો દ્રષ્ટા, પ્રાણનો દ્રષ્ટા, અજ્ઞાનનો દ્રષ્ટા ને સર્વનો દ્રષ્ટા છે, તેથી આ સર્વથી ભિન્ન ને વિલક્ષણ છે. સર્વદા દ્વૈતરહિત, આનંદરૂપ, સર્વના અધિષ્ઠાનરૂપ, સન્માત્ર ને અવિદ્યાદિથી રહિત આત્મા બ્રહ્મ છે એમ અનુસંધાન કરે. પ્રણવની પહેલી માત્રા અકાર પ્રથમપાદ છે, બીજી માત્રા ઉકાર દ્વિતીયપાદ છે, ત્રીજી માત્રા મકાર તૃતીયપાદ છે, ને ચોથી અર્ધમાત્રા ચતુર્થપાદ છે. તૃષ્ણારહિત જ્ઞાનીના પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી, અહીંજ આત્મા સાથે એકતા પામે છે. શરીરના પડતા પહેલા બ્રહ્મ છતોજ ઉત્તરકાલમાં બ્રહ્મને પામે છે. આ સર્વ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મજ છે. બ્રહ્મ અભય છે એમ જે જાણે છે તે અભયરૂપ બ્રહ્મ થાય છે. **जीवेशावाभासेन करोति माया चाविद्या च स्वयमेव भवति ॥** પ્રકૃતિ જીવ તથા ઈશ્વરને આભાસવડે કરે છે, અને માયા તથા અવિદ્યા પોતેજ થાય છે આ આત્મા અદ્વય, સન્માત્ર, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, મુક્ત, નિરંજન ને વ્યાપક છે. આ સર્વ સત્તામાત્ર છે. **असङ्गो ह्ययमात्मा** આ આત્મા અસંગજ છે.

---

## ॥ ६४ पंचब्रह्मोपनिषद्नो सार ॥

સદ્યોજાત, અઘોર, વામદેવ, તત્પુરુષ ને ઈશાન આ પાંચ મુખથી પાંચ નામવાળા મહેશ્વર સૃષ્ટિની પૂર્વે હતા તે સર્વના નિયામક છે સર્વકારણના કારણ જગદ્ગુરુ મહાદેવને માયાવડે મોહ પામેલા દેવો જાણતા નથી. માયાથી પર ને વિશ્વના પ્રકાશક શ્રીમહેશ્વરનું સ્વરૂપ દષ્ટિનો વિષય થઈ શકતું નથી. આ સર્વ બ્રહ્મ છે. સર્વનો પોતાના આત્મામાં નિશ્ચય કરીને, "તે હું છુ" એમ જે જાણે તે વિદ્વાન્ અવિનાશી બ્રહ્મ થાય છે. સાધક પરબ્રહ્મરૂપ શંભુના પંચાક્ષરનો જપ કરે. કારણથી અભિન્નરૂપે કાર્ય કારણજ છે. કારણરૂપે તે સત્ય છે, ને તેનું ભેદવડે કથન મિથ્યા છે. આ જગતનું કારણ શુદ્ધચૈતન્ય અદ્વૈત છે. હૃદયકમલમાં અલ્પ આકાશ છે તેમાં સચ્ચિદાનંદ શિવ છે, તે મુમુક્ષુઓએ શોધવાયોગ્ય છે

—:०:—

## ॥ ६५ परब्रह्मोपनिषद्नो सार ॥

મુમુક્ષુએ શિખા ને ઉપવીત અંતર ધારણ કરવા જોઇએ. કર્મ કરનાર ગૃહસ્થે શિખા તથા યજ્ઞોપવીત બહાર ધારણ કરવાં. જીવની જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ ને તુરીયા આ ચાર અવસ્થા; ને સ્થૂલ, સૂક્ષ્મ, કારણ ને કૂટસ્થ આ ચાર તેનાં શરીરો છે. જનોઇના સૂત્રને ચાર આંગળાપર વીંટવાથી તે સૂત્રવાય છે. પ્રત્યેક માણસનું શરીર પોતપોતાના છન્નુ આડા આગળ જેટલું ઉંચુ હોવાથી તે સૂત્ર છન્નુ વાર વીંટાય છે. અને સૂર્ય, ચંદ્ર ને અગ્નિની કલાના સ્વરૂપપણાવડે એક કરી, પછી ત્રેવડું કરી, બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વરપણાનું અનુસંધાન કરી, આદ્યઅંતને એક કરી, અદ્વૈતગ્રંથિ કરી, નાભિથી બ્રહ્મરંધ્રજેટલું તે લાંબુ રાખે, ને તેને ડાબા ખભાથી માંડીને કેડના અંતપર્યંત ધારણ કરે. મુમુક્ષુ બાહ્ય શિખા અને જનોઇનો ત્યાગ કરીને બ્રહ્મરૂપ શિખાસૂત્ર ધારણ કરે. સૂત્રરૂપ બ્રહ્મને જે જાણે છે તે મુમુક્ષુ ને તે ભિક્ષુ છે. જેને જ્ઞાનમયી શિખા છે તે શિખાવાળો કહેવાય છે, બીજા કેશ ધારણ કરનારા શિખાવાળા નથી. જેને જ્ઞાનરૂપ શિખા છે, તે શિખાવાળો કહેવાય છે, તથા જ્ઞાનરૂપ ઉપવીત છે તેનું બ્રાહ્મણપણું છે; બીજાઓનું વાસ્તવિક બ્રાહ્મણપણું નથી.

——*:——

## ॥ ६६ परमहंसोपनिषद्नो सार ॥

પરમહંસનો માર્ગ દુર્લભતર છે. તે પરમહંસ બ્રહ્મમાં સ્થિતિવાળો ને વેદાદિને જાણનારો છે. પોતાના પુત્ર, મિત્ર, સ્ત્રી, શિખા, યજ્ઞોપવીત, ઉપનિષદ્થી ભિન્ન સ્વાધ્યાય ને અગ્નિહોત્રાદિ સર્વ કર્મોનો ત્યાગ કરીને, તથા બ્રહ્માંડમાંની મમતા ત્યજીને, પોતાના શરીરના ઉપભોગમાટે તથા પોતાના આશ્રમ જણાવવાવડે લોકોના ઉપકારમાટે કૌપીન, દંડ તથા આચ્છાદનાદિનું ગ્રહણ કરે. આ કૌપીનાદિનું ગ્રહણ ગૌણપક્ષથી છે, દંડ, શિખા, યજ્ઞોપવીત ને આચ્છાદન પરમહંસ ન રાખે એ મુખ્ય પક્ષ છે. તે પરમહંસ શીત, ઉષ્ણ, સુખ, દુઃખ, માન, અપમાન, નિંદા, ગર્વ, મત્સર, દંભ, દર્પ, ઇચ્છા, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ, હર્ષ ને અસૂયાદિનો ત્યાગ કરી પોતાના શરીરને શબની પેઠે મમતાના અભિમાનથી રહિતપણે જુએ છે. તે સંશય, વિપર્યય ને મિથ્યાજ્ઞાનોનો હેતુ જે અવિદ્યા તેનાથી નિત્યનિવૃત્ત, ને નિત્યજ્ઞાનરૂપ બ્રહ્મમાં સ્થિત છે. હું શાંત, અચલ, અદ્વય, આનંદ ને વિજ્ઞાનઘનજ છું તે મારું પરમધામ છે. તેજ શિખા, ને તેજ ઉપવીત છે, તથા પરમાત્માના ને જીવાત્માના એકપણાના જ્ઞાનવડે તે બંનેનો ભેદ નાશ પામ્યો છે તે સંધ્યા છે એમ તે જાણે. સર્વ વાસનાઓનો પરિત્યાગ કરીને અદ્વૈતમાં સારી રીતે સ્થિતિ કરે. જેણે જ્ઞાનદંડ ધારણ કર્યો છે તે એકદંડી કહેવાય છે. જેણે વાંસનો દંડ ધારણ કર્યો છે, સર્વનું અન્ન ખાય છે, ને જ્ઞાનરહિત છે તે પરમહંસ અધોગતિ પામે છે. પરમહંસ વસ્ત્રરહિત, દેવાદિપ્રતિ નમસ્કાર નહિ કરનાર, પિતૃઓને ઉદ્દેશી કર્મ નહિ કરનાર, કોઇની નિંદાસ્તુતિ નહિ કરનાર, પ્રારબ્ધાનુસાર જે પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખનારો, દેવપૂજા મંત્ર ને દેવાદિનું ધ્યાનાદિ નહિ કરનારો, નિવાસસ્થાનાદિમાં મમતા નહિ રાખનારો, ને ભેદબુદ્ધિવિનાનો હોય છે. વળી તે પરમહંસ સુવર્ણાદિના પાત્રો ન રાખે, તથા મોહ ઉપજાવનારા પદાર્થો રાગપૂર્વક ન જુએ, તેનો સ્પર્શ ન કરે, ને તેમનું ગ્રહણ પણ ન કરે, મનમાં રહેતી સર્વ વાસનાઓને દૂર કરે, દુઃખથી ઉદ્વેગ ન પામે, ને સુખમાં સ્પૃહા ન રાખે, શુભાશુભમાં ગુણદોષદર્શન ન કરે, હર્ષઉદ્વેગથી રહિત રહે, સર્વ ઇંદ્રિયોના વેગ વશ રાખે, ને "પૂર્ણાનંદબ્રહ્મ હું છું" એમ સમજી તેમાંજ સ્થિતિ કરે. એવો પરમહંસ કૃતાર્થ થાય છે.

——[*]——

## ॥ ६७ परमहंसपरिव्राजकोपनिषद्नो सार ॥

દ્વિજ બ્રહ્મચર્ય સમાપ્ત કરીને ગૃહસ્થ થાય ગૃહસ્થ થઈને વાનપ્રસ્થ થાય, અને પછી સંન્યાસ ગ્રહણ કરે; અથવા બ્રહ્મચર્યથી, ગૃહસ્થાશ્રમથી કે વાનપ્રસ્થાશ્રમથી સન્યાસ ગ્રહણ કરે. જ્યારે વૈરાગ્ય ઉપજે ત્યારેજ સંન્યાસ ગ્રહણ કરે. સર્વ વિષયોમાં તૃષ્ણારહિત થયેલો બ્રહ્મચારી, ગૃહસ્થ વા વાનપ્રસ્થ યથાસંભવ પિતા, માતા, સ્ત્રી, પુત્ર ને બંધુવર્ગાદિની અનુમતિ મેળવી અગ્નિમાં હોમ કરી અગ્નિને સુંઘે. અગ્નિ ન મળે થો જલમાં હોમ કરે. ગાયત્રીનો ત્રણ વ્યાહૃતિઓમાં લય કરીને, અને ત્રણ વ્યાહૃતિઓનો અકાર, ઉકાર ને મકારમાં લય કરીને, જલનું ભક્ષણ કરી, પ્રણવવડે શિખા ઉખાડી, યજ્ઞોપવીતનું છેદન કરી, વસ્ત્ર પણ ભૂમિપર વા જલમાં ત્યજી દે. ॐ भू संन्यस्तं मया, ॐ भुव. संन्यस्तं मया, ॐ स्व संन्यस्तं मया, ને ॐ भूर्भुव. स्व संन्यस्तं मया ॥ એ પ્રમાણે મનવાણીથી મંદ, મધ્યમ ને તીવ્રધ્વનિથી ત્રણ વાર પ્રૈષોચ્ચાર કરી, પ્રણવના ધ્યાનપરાયણ થઈ, સર્વ ભૂતોને અભય આપવાનો નિશ્ચય કરી, ઉત્તરદિશાભણી જાય. પછી દંડ, કટિસૂત્ર, કૌપીન, કમંડલુ ને કાષાયવસ્ત્ર ગ્રહણ કરી, સદ્ગુરુને નમન કરી, તેમના મુખથી तत्त्वमसि આ મહાવાક્ય પ્રણવપૂર્વક પ્રાપ્ત કરી, જીર્ણવસ્ત્ર ધારણ કરે. જલમાં તરવું, વૃક્ષ પર ચઢવું, ને એકથી વધારે વાર ભિક્ષા માગવી તેનો ત્યાગ કરે. ત્રિકાલ સ્નાન કરે. વેદાંતશ્રવણપૂર્વક પ્રણવનું અનુષ્ઠાન કરે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્ય, દંભ, દર્પ, મમતા, અસૂયા, દ્વેષ ને હર્ષાદિનો ત્યાગ કરી, જ્ઞાનવૈરાગ્યયુક્ત થઈ, દ્રવ્ય તથા સ્ત્રીથી વિમુખ રહે શુદ્ધમનવાળો થઈ સર્વ ઉપનિષદ્‌ના અર્થનો વિચાર કરે બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અહિંસા ને સત્યનું યત્નવડે રક્ષણ કરતો છતો, ઇંદ્રિયોને વશ રાખી, સ્નેહરહિત થઈ, લાભાલાભને સમ ગણી, શરીરધારણમાટે શાપિત અને પતિતથી ભિન્ન ત્રણ વર્ણમાં મધુકરી માગે. કટિસૂત્ર, કૌપીન, દંડ ને કમંડળાદિ સર્વને જલમાં નાંખી દઈ જે નગ્ન વિચરે છે, જે ગામમાં એક રાત ને તીર્થમાં ત્રણ રાત રહે છે, જે સ્થિરબુદ્ધિવાળો, સ્થાનના અભિમાનવિનાનો, અગ્નિનું સેવન નહિ કરનારો, નિર્વિકાર, લાભાલાભમાં સમ થઈને પ્રાણધારણમાટે ગાયની વૃત્તિવડે ભિક્ષા કરનાર, જલાશયને કમંડળ ગણનાર, પીડા નહિ કરે એવા એકાંત સ્થલમાં નિવાસ કરનાર, કર્મને નિર્મૂલ કરવા તત્પર, સર્વત્ર ભૂમિપર શયન કરનાર, ચિત્તને એકાગ્ર રાખનાર, ચોમાસામાં એક સ્થળે રહેનાર, શુક્લધ્યાનપરાયણ, દ્રવ્ય, સ્ત્રી ને નગરથી વિમુખ, ઉન્મત્ત નહિ છતાં ઉન્મત્તની પેઠે આચરણ કરનાર, અવ્યક્ત ચિહ્નવાળો, અવ્યક્ત આચરણવાળો ને સ્વરૂપનું અનુસંધાન કરનાર સંન્યાસવડે દેહત્યાગ કરે છે તે પરમહંસપરિવ્રાજક છે.

બ્રહ્મપ્રણવ સોળ માત્રારૂપ છે. તે ચાર ચાર અવસ્થાનો વિષય છે. જાગ્રદવસ્થામાં જાગ્રદાદિ ચાર અવસ્થાઓ, સ્વપ્નમાં સ્વપ્નાદિ ચાર અવસ્થાઓ સુષુપ્તિમાં સુષુપ્તિ આદિ ચાર અવસ્થાઓ ને તુરીયમાં તુરીયાદિ ચાર અવસ્થાઓ થાય છે જાગ્રત્અવસ્થામાં વિશ્વનું ચતુર્વિધપણું છે, વિશ્વવિશ્વ, વિશ્વતૈજસ, વિશ્વપ્રાજ્ઞને વિશ્વતુરીય; સ્વપ્નાવસ્થામાં તૈજસનું ચતુર્વિધપણું છે, તૈજસવિશ્વ, તૈજસતૈજસ, તૈજસપ્રાજ્ઞ ને તૈજસતુરીય; સુષુપ્તિઅવસ્થામાં પ્રાજ્ઞનું ચતુર્વિધપણું છે, પ્રાજ્ઞવિશ્વ, પ્રાજ્ઞતૈજસ, ને પ્રાજ્ઞતુરીય; અને તુરીયાવસ્થામાં તુરીયનું ચતુર્વિધપણું છે, તુરીયવિશ્વ, તુરીયતૈજસ, તુરીયપ્રાજ્ઞ ને તુરીયતુરીય. તેઓ ક્રમે કરીને સોળ માત્રાઓમાં આરૂઢ છે. અકારમાં જાગ્રદ્વિશ્વ, ઉકારમાં જાગ્રત્તૈજસ, મકારમાં જાગ્રત્પ્રાજ્ઞ, અર્ધમાત્રામાં જાગ્રત્તુરીય, બિંદુમાં સ્વપ્નવિશ્વ, નાદમાં સ્વપ્નતૈજસ, કલામાં સ્વપ્નપ્રાજ્ઞ, કલાતીતમાં સ્વપ્નતુરીય, શાંતિમાં સુષુપ્તવિશ્વ, શાંત્યતીતમાં સુષુપ્તતૈજસ, ઉન્મનીમાં સુષુપ્તપ્રાજ્ઞ, મનોન્મનીમાં સુષુપ્તતુરીય, વૈખરીમાં તુરીયવિશ્વ, મધ્યમામાં તુરીયતૈજસ, પશ્યંતીમાં તુરીયપ્રાજ્ઞ, ને પરામાં તુરીયતુરીય છે. જાગ્રતની ચાર માત્રા અકારનો અંશ, સ્વપ્નની ચાર માત્રા ઉકારનો અંશ, સુષુપ્તિની ચાર માત્રા મકારનો અંશ ને તુરીયની ચાર માત્રા અર્ધમાત્રાનો અંશ છે. આ બ્રહ્મપ્રણવ છે. તેવડે બ્રહ્મનું જ્ઞાન થાય છે, ને વિદેહમુક્તિ મળે છે.

દેવના અનુગ્રહથી યુક્ત શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયોવડે શબ્દાદિ વિષયોનું જ્ઞાન થાય તે જાગ્રદવસ્થા છે ત્યારે ભૂમધ્યમાં રહેલો જીવ પગથી મસ્તકપર્યંત વ્યાપી લૌકિકવૈદિક સર્વ કર્મનો કર્તા થાય છે, ને તે તે કર્મના ફલનો ભોક્તા થાય છે. તે જ્યારે વ્યવહારથી શ્રમયુક્ત થાય છે ત્યારે હૃદયભણી જવામાટે ઇંદ્રિયોનાં ગોલકોનો ત્યાગ કરી હિતાનાડીમાં સ્થિત થાય છે. ત્યાં વાસનાવડે વિચિત્ર જગત્ જોવામાં આવે છે, આ સ્વપ્નાવસ્થા છે જીવ જાગ્રત્સ્વપ્નના પ્રપંચમાં વ્યવહાર કરીને જ્યારે થાકે છે ત્યારે અજ્ઞાનમાં પ્રવેશ કરીને પોતાના સ્વરૂપનો આનંદ ભોગવે છે, આ સુષુપ્તિ અવસ્થા છે. તેમાં ઇંદ્રિયો ને મન બંને લીન થયેલાં હોય છે. માર આદિથી મૂર્ચ્છા અવસ્થા થાય છે. તેમાં ઇંદ્રિયઅંતઃકરણ ન્યૂનાધિક કંપવાળી સ્થિતિમાં હોય છે. પૂર્વોક્ત ચાર અવસ્થાથી ભિન્ન, સર્વ જીવોને ભય ઉપજાવનારી ને સ્થૂલદેહનો ત્યાગ કરાવનારી મરણાવસ્થા છે. એક શરીરનું પ્રારબ્ધ પુરું થયે જીવ સૂક્ષ્મશરીરસહિત કર્માનુસાર બીજું શરીર ધારણ કરવા જાય છે એમ તે નિરંતર ભમ્યા કરે છે, વિશ્રાંતિ પામતો નથી. એમ ભ્રમણ કરતા જ્યારે પુણ્યકર્મનો પરિપાક થાય છે ત્યારે મનુષ્યને મોક્ષ મેળવવાની ઇચ્છા ઉપજે છે. પછી સદ્ગુરુનો આશ્રય કરી યથાયોગ્ય યત્ન કરે છે. અવિચારથી બંધ છે, ને વિચારથી મોક્ષ મળે છે, તેથી મુમુક્ષુ જીવ, જગત્ ને પરમાત્માના સ્વરૂપનો સર્વદા વિચાર કરે. વિચાર કરવાથી જીવભાવ ને જગદ્ભાવનો બાધ થયે પ્રત્યગભિન્ન બ્રહ્મજ અવશેષ રહે છે. ઈશ્વર અને જીવનો ઉપાધિ જે માયા અને અવિદ્યા તેમનો ત્યાગ કરતાં જે ચેતન રહે તે એક છે મહાવાક્યોના અર્થનો વિચાર તે શ્રવણ, એકાંતમાં શ્રવણ કરેલા અર્થનું અનુસંધાન તે મનન, ને શ્રવણમનનવડે સંદેહરહિત થયેલા અર્થમાં ચિત્તવૃત્તિઓનું પુનઃ પુનઃ સ્થાપન તે નિદિધ્યાસન છે. ધ્યાતાધ્યાનનો ત્યાગ કરી ગતિવાળા વાયુવિનાના સ્થાનમાં રહેલા દીપકની પેઠે માત્ર ધ્યેયનેજ વિષય કરનારું ચિત્ત સમાધિ છે. ત્યારે આત્માને વિષય કરનારી જે વૃત્તિઓ ઊઠે છે. તે અજ્ઞાત હોય છે, વ્યુત્થાન થયા પછી સ્મરણથી તેમનું અનુમાન કરાય છે. અનાદિ સંસારમાં એકત્ર કરેલા સંસ્કારો આ સમાધિવડે વિલય થાય છે તેથી પ્રતિબંધકરહિત થયેલું મહાવાક્ય અપરોક્ષજ્ઞાન ઉપજાવે છે. જે ક્રમથી જગત્ ઉત્પન્ન થાય છે તેથી ઊલટે ક્રમે તે લીન થાય છે. જીવન્મુક્તનું શરીર પડે છે ત્યારે તે વિદેહમુક્તપણાને પામે છે. જ્ઞાની તીર્થમા વા ચાંડાળના ઘરમાં શરીર ત્યજે તોપણ તે કૈવલ્ય પામે છે. બ્રહ્મરૂપ થયેલા સંન્યાસીમાટે આશૌચ પાળવાની, પિંડદાન કરવાની, જલાંજલિ આપવાની કે શ્રાદ્ધાદિ કરવાની અગત્ય નથી. અમૃતવડે તૃપ્ત થયેલાને જેમ જલનું પ્રયોજન નથી તેમ જેણે પોતાના આત્માને જાણ્યો છે તેને વેદોનું પ્રયોજન નથી. જ્ઞાનામૃતથી તૃપ્ત થયેલા યોગીને કાંઈ કર્તવ્ય નથી. મનુષ્ય હજારો વર્ષો એકપગે ઊભો રહીને તપ કરે તોપણ તે તપ ધ્યાનયોગના સોળમા ભાગને યોગ્ય થતું નથી. જીવિત ચંચલ છે, ને શાસ્ત્રો અનેક છે, તેથી શાસ્ત્રસમૂહનો ત્યાગ કરી જે સત્ય છે તે ઉપાસવું. મમતાવડે જીવ બંધન પામે છે, ને મમતાના અભાવથી જીવ મોક્ષ પામે છે. મનના ઉન્મનીભાવમાં દ્વૈત પ્રતીત થતું નથી. ઉન્મનીભાવ એ પરમપદ છે એવા મનને સર્વત્ર બ્રહ્મની પ્રતીતિ છે. જેમ મૂઠીઓવડે આકાશ હણાતું નથી, તથા ફોતરાં ખાંડવાથી કણ નીકળતા નથી તેમ 'હું બ્રહ્મ છું' એમ ન જાણે ત્યાંસુધી મનુષ્યને મોક્ષ મળતો નથી આ ઉપનિષદ્નું જે નિત્ય અધ્યયન કરે છે તે પવિત્ર થાય છે.

———:o:———

## ॥ ७१ प्राणाग्निहोत्रोपनिषद्‌नो सार ॥

કનિષ્ઠિકા આંગળી અને અંગૂઠાવડે પ્રાણમાં શ્વાસરૂપ આહુતિ હોમે. અનામિકા અને અંગૂઠાવડે અપાનમાં, મધ્યમા અને અંગૂઠાવડે વ્યાનમાં, તર્જની ને અંગૂઠાવડે સમાનમાં ને સર્વ આંગળીઓ ને અંગૂઠાવડે ઉદાનમાં હોમે. આ શરીરમાં થનારા યજ્ઞમાં આત્મા યજમાન, બુદ્ધિ પત્ની, વેદો મહાઋત્વિજો, અહંકાર અધ્વર્યું, ચિત્ત હોતા, પ્રાણ બ્રાહ્મણાચ્છંસી, (બ્રહ્મનામના ઋત્વિજને સાહાય્ય કરનાર ઋત્વિજ,) અપાન પ્રતિપ્રસ્થાતા, (અધ્વર્યુને સાહાય્ય કરનાર ઋત્વિજ્,) વ્યાન પ્રસ્તોતા, (સ્તુતિ

કરનાર ઋત્વિજ્,) સમાન મૈત્રાવરુણ, ( એક ઋત્વિજ્, ) ઉદાન ઉદ્ગાતા, શરીર વેદિ, નાસિકા ઉત્તરવેદિ, મૂર્ધા દ્રોણકલશ, જમણો હાથ સ્રુવ, ડાબો હાથ આજ્યસ્થાલી, શ્રોત્ર આધાર, ( ઘી, ) નેત્ર આજ્યભાગ, ગ્રીવા પવમાનનું અધ્યયન કરનાર, તન્માત્રાઓ સભાસદો, મહાભૂતો પ્રયાજો, ('મુખ્યયજ્ઞક્રિયાઓ, ) શરીરમાંનાં ભૂતો અનુયાજો, ( યજ્ઞાંગો, ) જીભ ઈડા, દાંત ને હોઠ સૂક્તવાક્, ( સ્તોત્ર, ) તાલુ શંયુવાક્, ( આશીર્વાદ, ) સ્મૃતિ દયા, ક્ષમા, અહિંસા, ૐકાર યૂપ, આશા રજ્જુ, મન રથ, કામ પશુ, કેશો દર્ભો, જ્ઞાનેંદ્રિય યજ્ઞપાત્રો, કર્મેંદ્રિયો હવિષ્, અહિંસા ઇષ્ટિઓ, ત્યાગ દક્ષિણા ને મરણ અવભૃથ ( યજ્ઞની સમાપ્તિએ કરવામાં આવતું સ્નાન ) છે. આ શરીરમાં સર્વ દેવો સ્થિત છે.

[ * ]

## ॥ ૭૨ બહ્વૃચોપનિષદ્નો સાર ॥

પૂર્વે એક દેવીજ હતાં તેઓ આ જગત્ રચતાં હતાં. તેઓએ બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, મરુદ્ગણો, ગંધર્વો, અપ્સરાઓ, કિન્નરો, ને મનુષ્યાદિ સર્વ સ્થાવરજંગમ પ્રાણિપદાર્થોને ઉત્પન્ન કર્યાં. તે ત્રણ શરીરરૂપ ત્રણ પુરમાં વ્યાપીને રહેનારી હોવાથી મહાત્રિપુરસુંદરી કહેવાય છે, તેજ પ્રસકૃચૈતન્ય છે, ને તેજ આત્મા છે. તેનાથી ભિન્ન અસત્ય ને જડ છે. મહાત્રિપુરસુંદરી સન્માત્ર, ચિન્માત્ર ને આનંદરૂપ છે. તમે, હું, સર્વ વિશ્વ, સર્વ દેવો ને અન્ય સર્વ મહાત્રિપુરસુંદરીરૂપ છીએ પ્રજ્ઞાન બ્રહ્મ છે, હું બ્રહ્મ છું, તે તું છે, આ આત્મા બ્રહ્મ છે, ને હું બ્રહ્મ છું, ઇત્યાદિ વેદાંતવાક્યોવડે તે ચિત્કાતજ કહેવાય છે. મહાત્રિપુરસુંદરી, બાલા, અંબિકા, બગલા, માતંગી, સ્વયંવરકલ્યાણી, ભુવનેશ્વરી, ચામુંડા, ચંડા, વારાહી, તિરસ્કરિણી, રાજમાતંગી, શુકશ્યામલા, લઘુશ્યામલા, અશ્વારૂઢા, પ્રત્યંગિરા, ધૂમાવતી, સાવિત્રી, સરસ્વતી ને બ્રહ્માનંદકલા એ સર્વ તે દેવીનાંજ નામો છે.

[ o ]

## ॥ ૭૩ બૃહજ્જાબાલોપનિષદ્નો સાર ॥

વિભૂતિ, ભસિત, ભસ્મ, ક્ષાર ને રક્ષા એ પાંચ ભસ્મનાં નામો છે. ઐશ્વર્યના કારણથી વિભૂતિ, પ્રકાશ કરવાથી ભસિત, સર્વ પાપના ભક્ષણથી ભસ્મ, આપત્તિઓનો ક્ષય કરવાથી ક્ષાર ને ભૂત પ્રેત પિશાચ બ્રહ્મરાક્ષસ અપસ્માર અને સંસારભયથી રક્ષણ કરવાથી રક્ષા કહેવાય છે. ભસ્મ એ અગ્નિનું સત્ત્વ ગણાય છે. કપિલા, ધોળી વા તેની અપ્રાપ્તિમાં કોઈ પણ રંગની નીરોગ, શાંતસ્વભાવવાળી, દુષ્ટચિહ્નવિનાની, પુષ્ટ, દૂઝણી, વાળ વસ્ત્ર ને હાડકાં નહિ ખાનારી, બચ્ચાવાળી ને જેને વિયાવાને એક માસ થઈ ગયો છે એવી ગાયનું પવિત્ર દેશમાં પડેલું ગોમય લઈ તેની ભસ્મ કરવી. મુમુક્ષુ લલાટ, બે હાથ, હૃદય ને નાભિ એ પાંચ સ્થાને ભસ્મનાં ત્રિપુંડ્ર ધારણ કરે અગ્નિહોત્રની ને વિરજાહોમની ભસ્મ દ્વિજોએ ધારણ કરવા યોગ્ય છે. લલાટમાં ભસ્મનું ત્રિપુંડ્ર જોઈ જેઓને દ્વેષ ઉપજે છે તેઓ પાપસંસ્કારવાળા છે. જેઓ ત્રિપુંડ્રની નિંદા કરે છે તેઓ શિવની નિંદા કરે છે, ને જેઓ ભક્તિવડે ત્રિપુંડ્ર ધારણ કરે છે તેઓ શંકરને ધારણ કરે છે. ભસ્મરહિત કપાલ ને શિવાલયરહિત ગામ ધિક્કારને પાત્ર છે. રુદ્રસૂક્તવડે મંત્રેલી વિભૂતિ ધારણ કરવાથી પુરુષ પાપરહિત થાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર ભસ્મધારણથી સદાશિવને પ્રાપ્ત થાય છે. ત્રિપુંડ્રની ત્રણ રેખાઓ બ્રહ્મા, વિષ્ણુ ને સદાશિવરૂપ છે. સંહારકાલે વિશ્વનો સંહાર કરીને રુદ્રે પોતાની આંખો મીંચી. તે આંખોમાંથી પડેલાં આંસુમાંથી રુદ્રાક્ષની ઉત્પત્તિ થઈ છે. મસ્તકપર ચાળીશ, શિખામાં એક વા ત્રણ, બંને કાનમાં બાર, કંઠમાં બત્રીશ, બંને હાથના મધ્યમાં સોળ સોળ, મણિબંધમાં બાર બાર, ને અંગૂઠામાં ૭ ૭ રુદ્રાક્ષ ધારણ કરાય છે. આ ઉપનિષદ્નું અધ્યયન કરનાર પવિત્ર થાય છે.

[o]

## ॥ ७४ ब्रह्मोपनिषद्नो सार ॥

શરીરમાં નાભિ, હૃદય, કંઠ ને બ્રહ્મરંધ્ર એ સ્થાનવિષે બ્રહ્મની વિશેષ પ્રતીતિ થાય છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ ને તુરીયા આ ચાર અવસ્થા છે. એ ચાર અવસ્થામાં એકજ ચેતન ભિન્નભિન્નરૂપે પ્રતીત થાય છે. બ્રહ્મચૈતન્યમાં લોકો, દેવો, વેદો, યજ્ઞો, માતા, પિતા, પુત્રવધૂ, ચાંડાલ, સંન્યાસી ને વાનપ્રસ્થ આદિ ભેદો નથી. यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् । आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः॥- યજ્ઞોપવીત પરમ પવિત્ર છે, જે પૂર્વે પ્રજાપતિની સાથે ઉત્પન્ન થયેલ, આયુષ્ય વધારનાર, શ્રેષ્ઠ ને શ્વેત છે તેને હે શિષ્ય ! ધારણ કર. તે યજ્ઞોપવીત બલ તથા તેજોરૂપ થાઓ. મુમુક્ષુસંન્યાસી શિખાસહિત વપન કરાવીને બહારના ઉપવીતનો ત્યાગ કરે, અને બ્રહ્મરૂપ ઉપવીતને ગ્રહણ કરે. સર્વજગદ્રૂપ પટના આરંભકપણાથી બ્રહ્મસૂત્ર ( ઉપવીત ) કહેવાય છે, તે સૂત્રને જેણે જાણ્યું તે વેદનો પાર પામેલો બ્રાહ્મણ છે. સૂત્રમાં જેમ પારા પરોવાયેલા છે તેમ જેવડે આ સર્વ પરોવાયેલું છે તે બ્રહ્મરૂપ સૂત્રને તત્ત્વદર્શી યોગી ધારણ કરે. સંન્યાસીઓ જ્ઞાનરૂપ શિખાવાળા. જ્ઞાનમાં નિષ્ઠાવાળા ને જ્ઞાનરૂપ યજ્ઞોપવીતવાળા હોય છે. પરમાત્મા એક, સર્વભૂતોમાં ગૂઢ, સર્વવ્યાપી, સર્વભૂતોના અંતરાત્મા, કર્મોના નિયંતા, સાક્ષી, ચૈતન્યરૂપ ને નિર્ગુણ છે. જે બુદ્ધિમાનો તેને અનુભવે છે તેમને નિત્યશાન્તિનો લાભ થાય છે, બીજાઓને નહિ. જેમ તલમાં તેલ, દહીંમાં ઘી ને કાષ્ઠમાં અગ્નિ છે તેમ બુદ્ધિમાં આત્મા છે. તે સત્યવડે ને સ્વધર્મવડે પ્રાપ્ત કરાય છે. કરોળીઓ જેમ તંતુઓને ઉત્પન્ન કરે છે, ને ખેંચી લે છે તેમ જીવ જાગ્રત્ તથા સ્વપ્નમાં જાય છે, ને આવે છે. વિશ્વ નેત્રમાં, તૈજસ કંઠમાં, પ્રાજ્ઞ હૃદયમાં ને તુરીય મૂર્ધામાં રહે છે એમ જાણવું. વિવેકવડે આત્માને પરમાત્મામાં જોડવો તે સંધ્યા કહેવાય છે. તે સંધ્યા ધ્યાનજ છે. આ ધ્યાનરૂપ સંધ્યા પાણીવિનાની ને શરીરવાણીના ક્લેશથી રહિત છે. જે તુરીયને વિષય નહિ કરીને મનસહિત વાણીઓ પાછી વળે છે તેને જાણીને અધિકારી મોક્ષ પામે છે.

—:o:—

## ॥ ७५ ब्रह्मबिंदूपनिषद्नो सार ॥ [१]

મન બે પ્રકારનું છે, શુદ્ધ અને અશુદ્ધ. તેમાં કામનાવાળું મન અશુદ્ધ ને કામનાવિનાનું મન શુદ્ધ કહેવાય છે. મનજ મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ છે. વિષયોની આસક્તિવાળું બંધમાં હેતુ છે, ને વિષયોની આસક્તિવિનાનું મોક્ષમાં હેતુ છે. વિષયવાસનાવિનાનું મન મોક્ષની પ્રાપ્તિ કરાવે છે, તેથી મુમુક્ષુએ પોતાના મનને વિષયવાસનાથી રહિત કરવું જોઈએ જ્યાંસુધી હૃદયમાં સ્થિત થઈ વિષયાસક્તિનો ત્યાગ ન કરે ત્યાંસુધી તેનો નિરોધ કરવો, આ જ્ઞાન તથા ધ્યાન છે. આથી ભિન્ન તે ગ્રંથનો વિસ્તાર છે. જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિમા એકજ આત્મા છે. ત્રણ અવસ્થાથી પર ને સર્વ ભૂતોમાં રહેલા આત્માને જાણી અધિકારી મુક્તિ મેળવે છે. શબ્દબ્રહ્મ ને પરબ્રહ્મ એમ વિદ્યા બે પ્રકારની છે. શબ્દબ્રહ્મમાં કુશલ અધિકારી પરબ્રહ્મને પામે છે. બુદ્ધિમાન્ ગ્રંથોનો અભ્યાસ કરી બ્રહ્મને અનુભવી ધાન્યાર્થી જેમ પરાળનો ત્યાગ કરે છે તેમ સર્વ ગ્રંથોનો ત્યાગ કરે. અનેક રંગની ગાયોમાં જેમ દૂધ એક રંગનું છે તેમ સર્વ શાસ્ત્રોમાં એક બ્રહ્મજ સાક્ષાત્ વા પરંપરાવડે પ્રતિપાદ્ય છે. જેમ દૂધમાં ઘી ગુપ્ત રહેલું છે તેમ સર્વ ભૂતોમાં પરમતત્ત્વ ગુપ્ત રહેલું છે, તેનો વિવેકયુક્ત મનવડે અનુભવ કરવો જોઈએ. જે નિરવયવ, નિર્મલ, શાંત, સર્વ ભૂતોના અધિષ્ઠાનરૂપ ને સર્વ ભૂતોમાં સ્થિત છે તે બ્રહ્મ હું છું એમ વિદ્વાન્ અનુભવે.

—[o]—

## ॥ ૭૬ ब्रह्मविद्योपनिषद्नो सार ॥

ઋગ્વેદ, પૃથિવી, ગાર્હપત્ય ને બ્રહ્મા અકારરૂપ છે; યજુર્વેદ, અંતરિક્ષ, દક્ષિણાગ્નિ ને વિષ્ણુ ઉકારરૂપ છે, ને સામવેદ, સ્વર્ગ, આહવનીય ને મહેશ્વર મકારરૂપ છે. નાદરૂપે પ્રણવ સર્વને વ્યાપીને સ્થિત છે. ૐકારનો જપ પ્લુતતર કરવો જોઈએ. પ્રણવના વાચ્ય બ્રહ્મનું જે એકાગ્રતાવડે ચિંતન કરે છે તે મોક્ષ મેળવે છે.

—:o:—

## ॥ ૭૭ भस्मजाबालोपनिषद्नो सार ॥

દ્વિજ ભસ્મ ધારણ કર્યા વિના ગાયત્રીજપ, અગ્નિમાં હોમ, દેવ ઋષિ ને પિતૃનું તર્પણ, ભોજન ને જલપાન ન કરે. મંત્રવડે પવિત્ર કરેલી વિભૂતિ ધારણ કરવાથી પુરુષ પવિત્ર થાય છે. લલાટાદિ સ્થાનપર શ્વેતભસ્મવડે ત્રિપુંડ્ર ધારણ કરી રુદ્રાક્ષ ધારણ કરવી. મસ્તકપર ચાળીશ, શિખામાં એક વા ત્રણ. બંને શ્રોત્રમાં બાર. કંઠમાં બત્રીશ, બંને હાથના મધ્યમાં સોળ સોળ, મણિબંધમાં બાર બાર ને અંગૂઠામાં ૭ ૭ રુદ્રાક્ષ ધારણ કરવી. ॐ नमः शिवाय આ મંત્ર અથવા ॐ नमो महादेवाय આ મંત્ર જીવને સંસારસાગરથી તારનાર છે. જીવની પરમગતિ શ્રીમહેશ્વર છે. મહેશ્વરમાંથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલાં તેવડે જીવે છે ને પ્રલયકાલે તેમાં પ્રવેશ કરે છે. તેમના ભયથી વાયુ વાય છે, તેમના ભયથી સૂર્ય ઉદય થાય છે, ને તેમના ભયથી અગ્નિ ને ઇંદ્ર પોતપોતાનું કામ કરે છે. તે સર્વના અધિષ્ઠાતા ને સર્વ ભૂતોના પાલક છે. તે પૃથિવી, જલ, તેજ, વાયુ, કાલ ને દિશાઓરૂપ છે બ્રહ્મવેત્તા બ્રહ્મને પ્રાપ્ત થાય છે. મહેશ્વર ચક્ષુરહિત છતાં સર્વભણી ચક્ષુવાળા, કાનરહિત છતાં સર્વભણી કાનવાળા, પગરહિત છતાં સર્વભણી પગવાળા, હાથરહિત છતાં સર્વભણી હાથવાળા ને અજર છે. તેમને જાણીને પુરુષ સંસારના પાશથી મોકળો થાય છે.

—:o:—

## ॥ ૭૮ भावनोपनिषद्नो सार ॥

જ્ઞાતા હોતા, જ્ઞાન અગ્નિ ને જ્ઞેય હવિષ્ છે. જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયના અભેદની ભાવના કરવી તે શ્રીચક્રનું પૂજન છે ઇડા, પિંગલા ને સુષુમ્ણા આદિ નાડીઓ છે. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન ને સમાન એ પ્રાણવાયુઓ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ તન્માત્રાઓ છે. સચ્ચિદાનંદ ને પરિપૂર્ણનું સ્મરણ તે ગંધ, સમસ્ત વિષયોનું મનની સ્થિરતાવડે અનુસંધાન તે પુષ્પ, તેઓનો તેવી રીતે સ્વીકાર તે ધૂપ, સત્ચિત્ તે દીપ, દ્વૈતવિસર્જન તે નૈવેદ્ય, ત્રણ અવસ્થાને એક કરવી તે તાંબૂલ, મૂલાધારથી બ્રહ્મરંધ્રપર્યંત ને બ્રહ્મરંધ્રથી મૂલાધારપર્યંત જવુંઆવવું તે પ્રદક્ષિણા ને તુર્યાવસ્થા તે નમસ્કાર છે, એમ નિત્ય ત્રણ મુહૂર્ત ભાવના કરવાથી પુરુષ જ્ઞાની થાય છે.

—:o:—

## ॥ ૭૯ भिक्षुकोपनिषद्नो सार ॥

કુટીચક, બહૂદક, હંસ ને પરમહંસ એમ મોક્ષાર્થી ભિક્ષુઓ ચાર પ્રકારના છે. કુટીચક આઠ ગ્રાસનું ભક્ષણ કરી યોગમાર્ગમાં સ્થિત થઈ મોક્ષની ઇચ્છા કરે છે. બહૂદક ત્રિદંડ, કમંડલુ, શિખા, યજ્ઞોપવીત ને કાષાયવસ્ત્ર રાખી બ્રહ્મર્ષિના ઘરમાંથી પવિત્ર ભિક્ષા મેળવી આઠ કોળીયા ખાઈ, યોગમાર્ગમાં સ્થિત થઈ, મોક્ષની પ્રાર્થના કરે છે. હંસ ગામમાં એક રાત, નગરમાં પાંચ રાત ને ક્ષેત્રમાં સાત રાત રહે, વધારે ન વસે, નિરંતર ચાંદ્રાયણ કરે, ગોમૂત્ર પીએ, તથા યોગમાર્ગમાં સ્થિત થઈ મોક્ષની ઇચ્છા રાખે. પરમહંસ કોઇ પણ વર્ણમાંથી ભિક્ષા મેળવી આઠ કોળીયા ભક્ષણ કરી યોગમાર્ગમાં સ્થિત થઇ મોક્ષ મેળવવા ઇચ્છે છે;

વૃક્ષના મૂલમાં, શૂન્ય ઘરમાં, વા સ્મશાનાદિમાં નિવાસ કરે છે; ને વસ્ત્ર ધારણ કરે છે, વા નગ્ન રહે છે. વળી તે લાભાલાભમાં સમબુદ્ધિવાળો, દ્વૈતભાવનાથી રહિત, માટીનું ઢેકું, પાષાણ ને સોનાને સમાન જાણનાર, સર્વત્ર આત્માને જોનાર, પરિગ્રહરહિત તથા બ્રહ્મધ્યાનપરાયણ હોય છે.

———:૦:———

## ॥ ८० मंडलब्राह्मणोपनिषद्नो सार ॥

આદિત્યભગવાન્ શ્રીયાજ્ઞવલ્ક્યપ્રતિ ઉપદેશ કરે છે.–" ટાઢ તડકો આહાર ને નિદ્રાનો વિજય, સર્વદા શાંતિ, નિશ્ચલપણું ને ઇંદ્રિયોનો નિગ્રહ આ યમો છે; ગુરુભક્તિ, સત્યમાર્ગમાં પ્રીતિ, સંતોષ, નિઃસંગપણું, એકાંતવાસ, મનોનિગ્રહ, ફલેચ્છાનો અભાવ ને વૈરાગ્ય આ નિયમો છે; સુખપૂર્વક લાંબા સમયસુધી અચલ બેસી શકાય તે આસન; સોળ માત્રાથી પૂરક, ચોસઠ માત્રાથી કુંભક ને બત્રીશ માત્રાથી રેચક આ પ્રાણાયામ છે; ઇંદ્રિયોના વિષયોથી મનને પાછું વાળવું તે પ્રત્યાહાર; વિષયોથી પાછું વાળી ચિત્તને ચૈતન્યમાં સ્થાપવું તે ધારણા; સર્વ શરીરોમાં ચૈતન્યનું અખંડપણું જોવું તે ધ્યાન; ને ધ્યાનની વિસ્મૃતિ તે સમાધિ છે. કામ, ક્રોધ, નિઃશ્વાસ, ભય ને નિદ્રા આ શરીરના પાંચ દોષો છે. નિઃસંકલ્પ, ક્ષમા, મિતાહાર, અપ્રમાદપણું ને તત્ત્વસેવન એ પાંચ પૂર્વોક્ત કામાદિને ક્રમથી દૂર કરનાર છે. ભયંકર સંસારસાગર તરવામાટે સૂક્ષ્મમાર્ગનું અવલંબન કરી, સત્ત્વાદિ ગુણોનું ઉલ્લંઘન કરી, તારકનું અવલોકન કરવું જોઇએ. ભ્રૂમધ્યમાં અનુભવાતું સચ્ચિદાનંદ તેજ તારક છે. મૂલાધારથી માંડીને બ્રહ્મરંધ્રપર્યંત પ્રકાશમય સુષુમ્ણા રહેલી છે, તેમાં પ્રકાશવાળી સૂક્ષ્મ કુંડલિની છે. તેના દર્શનથી સર્વપાપની નિવૃત્તિ થાય છે. તર્જનીના અગ્રોવડે બંને કાનનાં છિદ્રો ઉઘાડવાથી તેમાં એક પ્રકારનો શબ્દ સંભળાય છે. તેમાં મન સ્થિર કરવાથી નેત્રમાં તથા હૃદયમાં નીલપ્રકાશ જણાય છે. નાસિકાની બહારના ચાર, છ, આઠ, દશ ને બાર આંગળ દૂર રહેલા અવકાશમાં દૃષ્ટિ સ્થિર કરવાથી નીલાદિ રંગોની પ્રતીતિ થાય છે. દિવસે ઉપરના અવકાશમાં દૃષ્ટિ સ્થાપવાથી પ્રકાશના તણખા જણાય છે, ને દૃષ્ટિ સ્થિર થાય છે. મસ્તકપર બાર આંગળ દૂર સ્થિર જ્યોતિને જુએ છે ત્યારે યોગી મોક્ષલાભ કરે છે. બંને ભ્રમરના મધ્યભાગમા રહેલા છિદ્રમાં ચિત્તવૃત્તિને સ્થાપવાથી પ્રકાશની પ્રતીતિ થાય છે. તાલુમૂલના ઉપરના ભાગમાં મહાજ્યોતિ પ્રતીત થાય છે. તેના દર્શનથી સિદ્ધિઓનો લાભ થાય છે. મનોવૃત્તિ સુષુમ્ણામાંના હૃદય કે અજરામરપણાવિષે ઇષ્ટદેવમાં સ્થાપી દૃષ્ટિને નિમેષોન્મેષરહિત બહાર સ્થાપવી તે શાંભવીમુદ્રા છે. તે ઇષ્ટદેવને વા ઉપાસ્યરૂપ લક્ષ્યને જે બ્રહ્મદૃષ્ટિવડે જુએ છે તે બ્રહ્મનિષ્ઠ થાય છે. આંખોને ઉઘાડી રાખી નાસાગ્રપર સ્થાપી ચિત્તવૃત્તિ તાલુમૂલમાં સ્થાપવાથી પ્રથમ ગાઢ અંધકાર દેખાય છે, ને પછી જ્યોતિ દેખાય છે. આ અભ્યાસથી મનની સ્થિરતા થાય છે. સર્વ કર્મનું નિરાકરણ તે આવાહન, નિશ્ચયજ્ઞાન તે આસન, ઉન્મનીભાવ તે પાદ્ય, સર્વદા અમનસ્કભાવ તે અર્ઘ્ય, બ્રહ્મરૂપ અપાર અમૃતમા સ્થિતિ તે સ્નાન, સર્વત્ર તત્ત્વભાવના તે ગંધ, દ્રષ્ટૃરૂપે સ્થિતિ તે અક્ષત, ચૈતન્યની પ્રાપ્તિ તે પુષ્પ, ચૈતન્યનું અગ્નિરૂપ તે ધૂપ, ચૈતન્યનું આદિત્યરૂપ તે દીપ, પરિપૂર્ણચંદ્રના અમૃતરસનું એકીકરણ તે નૈવેદ્ય, નિશ્ચલપણું તે પ્રદક્ષિણા, સોહંભાવ તે નમસ્કાર, મૌન તે સ્તુતિ ને સંતોષ તે વિસર્જન છે. સર્વ ત્રિપુટીઓ દૂર થયે તરંગરહિત સમુદ્રની પેઠે ને વાયુવિનાના સ્થાનમાં રહેલા દીવાની પેઠે અચલ સંપૂર્ણ જ્યોતિ અનુભવાય છે. સુષુપ્તિ ને સમાધિમાં મનનો લય સમાન છતા પણ તે બનેમાં મહાન્ ભેદ છે. સુષુપ્તિમાં મનનો લય અજ્ઞાનમાં થાય છે, ને સમાધિમાં મન સાક્ષીચેતનમાં લીન થાય છે. જેના સંકલ્પનો નાશ થાય છે તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે. સંકલ્પાદિકવાળુ મન બંધનો હેતુ છે, ને તેનાથી રહિત મન મોક્ષનો હેતુ છે. અપ્રમેય, અજ, શિવ, પરમાકાશ, નિરાલંબ ને અદ્વય એવા બ્રહ્મમાં મનની સ્થિતિ થવાથી તેના સ્થૂલભાવની નિવૃત્તિ થાય છે તેજ અમનસ્કભાવ છે, આકાશ, પરાકાશ, મહાકાશ, સૂર્યાકાશ ને પરમાકાશ આ પાંચ પ્રકારનું આકાશ છે. બાહ્ય ને અંતર અંધકારમય તે આકાશ, બાહ્ય ને અભ્યંતર પ્રલયકાળના અગ્નિજેવું તે પરાકાશ, બાહ્ય ને અભ્યંતર

અપરિમિત પ્રકાશજેવું તે મહાકાશ, બહાર અને અભ્યંતર સૂર્યના જેવું તે સૂર્યાકાશ, ને સર્વવ્યાપક નિરતિશયાનંદરૂપ અનિર્વચનીયપ્રકાશ તે પરમાકાશ છે."

———:o:———

## ॥ ८१ मंत्रिकब्राह्मणोपनिषद्‌नो सार ॥

શુદ્ધ અંતઃકરણવાળા પુરુષો નિર્ગુણબ્રહ્મને પોતાના શરીરની અંતર જુએ છે. બ્રહ્માથી માંડીને સ્થાવરપર્યંત રહેલા અતિશુદ્ધ ને વ્યાપકતત્ત્વને જ્ઞાનરૂપ નેત્રવાળા જુએ છે. જેમાં આ સર્વ સ્થાવરજંગમ સ્થિત છે, ને જેમાં તે લય પામે છે તે બ્રહ્મ છે.

———:o:———

## ॥ ८२ महावाक्योपनिषद्‌नो सार ॥

આ આદિત્ય બ્રહ્મ છે. આ જપવડે સમીપ કરેલો સૂર્ય હું છુ. સચ્ચિદાનંદબ્રહ્મનું ધ્યાન કરવાથી તેનો આવિર્ભાવ થાય છે. તેને જાણીને વિદ્વાન્ મોક્ષ પામે છે, મોક્ષમાટે બીજું સાધન નથી. પરમજ્યોતીરૂપ સૂર્ય હું છું પરમજ્યોતીરૂપ ને કલ્યાણરૂપ સૂર્ય હું છું આત્મજ્યોતીરૂપ હું શુદ્ધ ને સર્વજ્યોતીરૂપ છું. આ ઉપનિષદ્‌નું અધ્યયન કરવાથી પુરુષ પવિત્ર થાય છે.

———[o]———

## ॥ ८३ महोपनिषद्‌नो सार ॥

પૂર્વે એક નારાયણજ હતા. બ્રહ્મા રુદ્ર, જલ, અગ્નિ, ચંદ્ર, સ્વર્ગ, પૃથિવી, નક્ષત્રો ને સૂર્યાદિ કાંઈ નહોતું. તે નારાયણમાંથી આ સર્વ ઉત્પન્ન થયું છે. હૃદયકમલમાં પરમાત્મા છે. આ ઉપનિષદ્‌ના અધ્યયનથી પુરુષ પવિત્ર થાય છે.

———[o]———

## ॥ ८४ मुक्तिकोपनिषद्‌नो सार ॥

શ્રીરામચંદ્રજી હનુમાન્‌પ્રતિ તેમના પ્રશ્નના ઉત્તરમાં કહે છે:—" વેદો પરમાત્માથી ઉત્પન્ન થયા છે. તે વેદોમાં ઉપનિષદો સ્થિત છે. ઋગ્વેદાદિ ચાર વેદો છે. ઋગ્વેદની એકવીશ શાખા છે, યજુર્વેદની એકસો ને એક શાખા છે, સામવેદની સહસ્ર શાખા છે, ને અથર્વવેદની [1]પચાશ શાખા છે, એક એક શાખાની એક એક ઉપનિષત્ છે. माण्डूक्यमेकमेवालं मुमुक्षूणां विमुक्तये । तथाप्यसिद्धं चेज्ज्ञानं दशोपनिषदं पठ ॥-મુમુક્ષુઓને મોક્ષને માટે માંડૂક્યઉપનિષદ્‌જ પૂરતી છે, તેનું અધ્યયન કર્યા છતાં પણ જો જ્ઞાન સિદ્ધ ન થાય તો દશ ઉપનિષદો ભણ. દશોપનિષદથી પણ જ્ઞાનની દૃઢતા ન થાય તો બત્રીશ ઉપનિષદોનો અભ્યાસ કર, ને તેમ છતાં પણ અપૂર્ણતા પ્રતીત થાય તો ૧૦૮ ઉપનિષદો ભણ. ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક, બ્રહ્મ, કૈવલ્ય, જાબાલ, શ્વેતાશ્વતર, હંસ, આરુણિ, ગર્ભ, નારાયણ, પરમહંસ, અમૃતનાદ, અમૃતબિંદુ, અથર્વશિર, અથર્વશિખા, મૈત્રાયણી, કૌષીતકિ, બૃહજ્જાબાલ, નૃસિંહ-તાપનીય, કાલાગ્નિરુદ્ર, મૈત્રેયી, સુબાલ, ક્ષુરિકા, મંત્રિકા, સર્વસાર, નિરાલંબ, શુકરહસ્ય, વજ્રસૂચિકા, તેજોબિંદુ, ધ્યાનબિંદુ, નાદબિંદુ, બ્રહ્મવિદ્યા, યોગતત્ત્વ, આત્મબોધ, નારદપરિવ્રાજક, ત્રિશિખિબ્રાહ્મણ, સીતા, યોગચૂડામણિ, નિર્વાણ, મંડલબ્રાહ્મણ, દક્ષિણામૂર્તિ, શરભ, સ્કંધ, ત્રિપાદ્વિભૂતિમહાનારાયણ, અદ્વયતારક, રામરહસ્ય, રામતાપનીય, વાસુદેવ, મુદ્‌ગલ, શાંડિલ્ય, પૈંગલ, ભિક્ષુક, મહા, શારીરક, યોગશિખા, તુરીયાતીતાવધૂત, સંન્યાસ, પરમહંસપરિવ્રાજક, અક્ષમાલિકા, અવ્યક્ત, એકાક્ષર, અન્નપૂર્ણા, સૂર્ય, અક્ષિ, અધ્યાત્મ, કુંડિકા, સાવિત્રી, આત્મા, પાશુપતબ્રહ્મ, પરબ્રહ્મ, અવધૂત, ત્રિપુરાતાપનીય,

1 કોઈ ગ્રંથમાં ૯ શાખા પણ કહી છે.

દેવી, ત્રિપુરા, કઠરુદ્ર, ભાવના, રુદ્રહૃદય, યોગકુંડલિની, ભસ્મજાબાલ, રુદ્રાક્ષજાબાલ, ગણપતિ, શ્રીજાબાલદર્શન, તારસાર, મહાવાક્ય, પંચબ્રહ્મ, પ્રાણાગ્નિહોત્ર, ગોપાલતાપનીય, કૃષ્ણ, યાજ્ઞવલ્ક્ય, વરાહ, શાટ્યાયનીય, હયગ્રીવ, દત્તાત્રેય, ગારુડ, કલિસંતારણ, જાબાલિ, સૌભાગ્યલક્ષ્મી, સરસ્વતીરહસ્ય, બહ્વૃચ ને મુક્તિકા આ એક સો ને આઠ ઉપનિષદો છે. એ ઉપનિષદો પુરુષને જ્ઞાનવૈરાગ્ય આપનારી ને ત્રણ પ્રકારની વાસનાઓનો નાશ કરનારી છે. સર્વ ઉપનિષદોમાં એ ઉપનિષદો સારરૂપ છે. અનધિકારીને તેનો ઉપદેશ કરવો યોગ્ય નથી. ઐતરેય, કૌષીતકિ, નાદબિંદુ, આત્મબોધ, નિર્વાણ, મુદ્ગલ, અક્ષમાલિકા, ત્રિપુરા, સૌભાગ્યલક્ષ્મી, ને બહ્વૃચ આ ઋગ્વેદની દશ ઉપનિષદોના આદિઅંતમાં 'वाङ्मे मनसि०' આ શાંતિપાઠ ભણવો; ઈશાવાસ્ય, બૃહદારણ્યક, જાબાલ, હંસ, પરમહંસ, સુબાલ, મંત્રિકા, નિરાલંબ, ત્રિશિખિબ્રાહ્મણ, મંડલબ્રાહ્મણ, અદ્વયતારક, પૈંગલ, ભિક્ષુક, તુરીયાતીતાવધૂત, અધ્યાત્મ, તારસાર, યાજ્ઞવલ્ક્ય, શાટ્યાયનીય ને મુક્તિકા આ શુક્લયજુર્વેદની ઓગણીશ ઉપનિષદોના આરંભમાં તથા અંતમાં 'पूर्णमदः०' આ શાંતિપાઠ ભણવો. કઠવલ્લી, તૈત્તિરીય, બ્રહ્મ, કૈવલ્ય, શ્વેતાશ્વતર, ગર્ભ, નારાયણ, અમૃતબિંદુ, અમૃતનાદ, કાલાગ્નિરુદ્ર, ક્ષુરિકા, સર્વસાર, શુકરહસ્ય, તેજોબિંદુ, ધ્યાનબિંદુ, બ્રહ્મવિદ્યા, યોગતત્ત્વ, દક્ષિણામૂર્તિ, સ્કંદ, શારીરક, યોગશિખા, એકાક્ષર, અક્ષિ, અવધૂત, કઠરુદ્ર, રુદ્રહૃદય, યોગકુંડલિની, પંચબ્રહ્મ, પ્રાણાગ્નિહોત્ર, વરાહ, કલિસંતારણ ને સરસ્વતીરહસ્ય આ કૃષ્ણયજુર્વેદની બત્રીસ ઉપનિષદોના આદિમાં તથા અંતમાં 'सह नाववतु' આ શાંતિપાઠ ભણવો. કેન, છાંદોગ્ય, આરુણિ, મૈત્રાયણી, મૈત્રેયી, વજ્રસૂચિકા, યોગચૂડામણિ, વાસુદેવ, મહા, સંન્યાસ, અવ્યક્ત કુંડિકા, સાવિત્રી રુદ્રાક્ષજાબાલ, શ્રીજાબાલદર્શન ને જાબાલી આ સામવેદની સોળ ઉપનિષદોના આરંભમાં ને સમાપ્તિમાં "आप्यायन्तु०" આ શાંતિપાઠ ભણવો; ને પ્રશ્ન, મુંડક, માંડૂક્ય, અથર્વશિર, અથર્વશિખા, બૃહજ્જાબાલ, નૃસિંહતાપનીય, નારદપરિવ્રાજક, સીતા, શરભ, ત્રિપાદ્વિભૂતિનારાયણ, રામરહસ્ય, રામતાપનીય, શાંડિલ્ય, પરમહંસપરિવ્રાજક, અન્નપૂર્ણા, સૂર્ય, આત્મા, પાશુપતબ્રહ્મ, પરબ્રહ્મ, ત્રિપુરાતાપનીય, દેવી, ભાવના, બૃહજ્જાબાલ, ગણપતિ, મહાવાક્ય, ગોપાલતાપનીય, કૃષ્ણ, હયગ્રીવ, દત્તાત્રેય, ને ગારુડ આ અથર્વવેદની એકત્રીશ ઉપનિષદોના આરંભમાં ને અંતમાં 'भद्रं कर्णेभिः०' આ શાંતિપાઠ ભણવો. કર્તાપણું, ભોક્તાપણું, સુખ ને દુઃખાદિરૂપ ચિત્તના ધર્મો ક્લેશરૂપપણાથી બંધ છે, ને તેના નિરોધથી પુરુષ જીવન્મુક્ત થાય છે. જીવન્મુક્તનું પ્રારબ્ધ પૂરું થયે તેને વિદેહમુક્તિ થાય છે. લોકવાસના, શાસ્ત્રવાસના ને દેહવાસના યથાર્થ જ્ઞાનમાં પ્રતિબંધક છે. શુભવાસનાઓવડે અશુભવાસનાઓની નિવૃત્તિ કરવી. વાસનાક્ષય, તત્ત્વજ્ઞાન ને મનોનાશ આ ત્રણનો સાથે ચિરકાલ અભ્યાસ કરવામાં આવે તોજ તે જીવનમુક્તિરૂપ ફલ આપે છે, માત્ર એકએકના ચિરકાલના અભ્યાસથી તે ફલનો લાભ થતો નથી. જન્મજન્માંતરમાં અભ્યાસ કરેલી સંસારની વાસના ચિરકાલ યોગાભ્યાસ કર્યા વિના દૂર થતી નથી. જેના હૃદયમાંથી સર્વ ઇચ્છાઓ નિવૃત્ત થઇ ગઈ છે તે મુક્તજ છે, પછી તે સમાધિ તથા કર્મો કરો વા ન કરો. વાસનાનો ત્યાગ કરી મૌનભાવે સ્થિત થવું તે પરમપદ છે. વાસનાથી પ્રાણની ગતિ થાય છે, ને પ્રાણની ગતિથી વાસના ઉપજે છે. એ બંને ચિત્તનાં બીજ છે. કર્તાભોક્તાનો ભાવ ત્યજી વ્યવહાર કરવાથી, સંસારની ભાવના ત્યજી દેવાથી ને શરીરને વિનાશી સમજવાથી વાસના પ્રવૃત્ત થતી નથી. વાસનાના પરિત્યાગથી ચિત્ત અચિત્તપણાને પામે છે. સરૂપનાશ ને અરૂપનાશ એમ ચિત્તનો નાશ બે પ્રકારનો છે. જીવન્મુક્તના ચિત્તનો સરૂપનાશ થાય છે, ને વિદેહમુક્તના ચિત્તનો અરૂપનાશ થાય છે. સંસારવૃક્ષનું મૂલ મન છે, ને મનનું મૂલ સંકલ્પ–વિષયોમાં ઉપાદેયપણાની બુદ્ધિ–છે તેથી વિવેકીએ સંકલ્પનો નાશ કરવા પ્રયત્ન કરવો જોઈએ. મનનો અભ્યુદય જીવની અધોગતિ કરનાર, ને મનનો નાશ જીવની ચઢતી સ્થિતિ કરનારો છે. જ્યાંસુધી પરમતત્ત્વના દૃઢ અભ્યાસથી મનનો જય કર્યો નથી ત્યાંસુધીજ વાસનારૂપ ભૂતો હૃદયમાં નાચ્યા કરે છે. અધ્યાત્મવિદ્યાનો લાભ, સત્પુરુષોનો સમાગમ, વાસનાપરિત્યાગ ને પ્રાણગતિનો નિરોધ આ ચિત્તનો જય કરવાની

અનિન્દિત યુક્તિઓ છે. હૃદયમાં અપાન લીન થયો હોય, ને જ્યાંસુધી પ્રાણ ઉપજ્યો ન હોય ત્યાંસુધી આંતરકુંભકાવસ્થા છે. પ્રાણ બહાર લીન થયો હોય, ને જ્યાંસુધી અપાન ઉદ્ભવ ન પામ્યો હોય ત્યાંસુધી બાહ્યકુંભકાવસ્થા છે. પૂર્વાપરનો વિચાર સજી દૃઢભાવનાવડે જે પદાર્થનું ગ્રહણ તે વાસના કહેવાય છે. શુદ્ધ અને મલિન એમ વાસના બે પ્રકારની છે, તેમાં શુદ્ધવાસના જન્મનો વિનાશ કરનારી, ને મલિનવાસના નવા નવા જન્મનો હેતુ છે. બહુ શાસ્ત્રોની ચર્ચાથી ઉપરામ પામી વિવેકીએ અંતર્જ્યોતિનો શોધ કરવો જોઈએ ચાર વેદો ને સર્વ શાસ્ત્રોનું અધ્યયન કરીને પણ જેઓ બ્રહ્મતત્ત્વ જાણતા નથી તેઓ બહુવિધ પાકમાં ફરનારી કડછીજેવા છે. જે પુરુષ પોતાના શરીરના અપવિત્ર ગંધવડે વિરાગ પામતો નથી તેને વિરાગમાટે બીજું કયું સાધન બતાવવું ? શરીર અત્યંત મલિન છે, ને આત્મા અત્યંત નિર્મલ છે, તો તે બેમાંથી કોની પવિત્રતામાટે શૌચ કર્મ કરવું ? વિષયવાસનાદિ મલિન વાસનાઓ તજીને મૈત્રી, કરુણા, મુદિતા ને ઉપેક્ષારૂપ નિર્મલવાસના ગ્રહણ કરવી, ને તે પકવ થયા પછી ચિન્માત્રવાસનાનો અભ્યાસ કરવો. જે દ્રષ્ટરૂપ આકાશજેવું, ઉત્કૃષ્ટ, સ્વયંપ્રકાશ, અજન્મા, એક, અક્ષર, નિર્લેપ, સર્વવ્યાપક, અદ્વય ને વિમુક્તતત્ત્વ છે તે હું છું.

———:o:———

## ॥ ૮૫ મુદ્‌ગલોપનિષદ્‌નો સાર ॥

"સહસ્રમસ્તકવાળા" એમાં સહસ્રશબ્દ અનંતનો વાચક છે. "દશાંગુલ" શબ્દ અનંત યોજનનો બોધ કરે છે. બ્રહ્મ આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક આ ત્રણ તાપથી રહિત, ભોક્તા ભોગ્ય ને ભોગ આદિ સર્વ ત્રિપુટીઓથી રહિત, ત્વચા માંસ લોહી હાડકાં સ્નાયુ ને મજ્જા આ ૭ કોશોથી પર, કામ, ક્રોધ લોભ મોહ મદ ને માત્સર્ય આ ૭ શત્રુઓથી રહિત, અન્નમય પ્રાણમય મનોમય વિજ્ઞાનમય ને આનંદમય આ પાંચ કોશોથી પર, હોવું ઉપજવું વધવું પરિણામ પામવું ઘટવું ને વિનાશ આ ૭ ભાવવિકારોથી રહિત, ભૂખ તરષ શોક મોહ જરા ને મરણ આ ૭ ઊર્મિઓથી રહિત, તથા કુલ ગોત્ર જાતિ વર્ણ આશ્રમ ને રૂપ આ ૭ ભ્રાંતિવિનાનું છે. આ ઉપનિષદ્‌ના અધ્યયનથી પુરુષ પવિત્ર થાય છે. અનધિકારીને આ ઉપનિષદ્‌નો ઉપદેશ કરવો ઉચિત નથી.

———:o:———

## ॥ ૮૬ મૈત્રાયણીઉપનિષદ્‌નો સાર ॥

બૃહદ્રથનામનો રાજા પુત્રને રાજ્ય સોંપી પોતાના શરીરને અનિત્ય માનતો છતો અરણ્યમાં ગયો. ત્યાં જઈ તેણે દીર્ઘકાલપર્યંત ઉગ્ર તપ કર્યું. તેની પાસે આત્મવેત્તા ભગવાન્ શાકાયન્ય પધાર્યા. તેમણે રાજાને કહ્યું કે—"હે રાજન્! તપથી નિવૃત્ત થા, અને વર માગ" તે રાજાએ તેમને નમસ્કાર કરીને કહ્યું:—"હે ભગવન્! હું આત્મતત્ત્વ જાણવા ઈચ્છું છું." તે સાંભળી શાકાયન્ય મુનિએ કહ્યું—"હે રાજન્! આત્મતત્ત્વનું કથન તથા શ્રવણ દુર્લભ છે તથી તું તેના શ્રવણની ઇચ્છાનો ત્યાગ કરી ધનાદિ પદાર્થો માગ." તે સાંભળી બૃહદ્રથરાજા પોતાનું મસ્તક તે મુનિના ચરણમાં રાખી બોલવા લાગ્યો:—"હે ભગવન્! હાડકાં, ચામડી, નાડીઓ, મજ્જા, માંસ, વીર્ય, લોહી, શેડા, ( લીંટ, ) આંસુ, ચિપડા, વિષ્ઠા, મૂત્ર, વાત, પિત્ત ને કફના સમૂહરૂપ દુર્ગંધયુક્ત સારરહિત તથા કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, વિષાદ, ઈર્ષ્યા, ઇષ્ટનો વિયોગ, અનિષ્ટનો સંયોગ, ક્ષુધા, તૃષા, જરા, મૃત્યુ, રોગ ને શોકાદિથી પરાભવ પામતા આ શરીરમાં વિષયભોગોનું શું પ્રયોજન છે ? આ સર્વ વિનાશ પામવાના સ્વભાવવાળું છે. મનુષ્યાદિને હું મરતા જોઉં છું પાણીરહિત અંધારા કૂવામાં રહેલા દેડકાની પેઠે હું આ સંસારમાં સ્થિત છુ. આપ મારો ઉદ્ધાર કરો." રાજાનાં એવાં વચનો સાંભળી પ્રસન્ન થયેલા ભગવાન્ શાકાયન્ય બોલ્યા:—હે રાજન્! પ્રાણવડે જે આ શરીરનું રક્ષણ કરે છે તે આત્મા છે. આ અમૃત, અક્ષય ને બ્રહ્મ છે. આ બ્રહ્મવિદ્યા અમને ભગવાન્ મૈત્રેયે કહી છે તે હું તમને

કહું છુ. આ આત્મા પવિત્ર, શાંત, પ્રાણરહિત, મનરહિત, અનંત, અવિનાશી, સ્થિર, અજન્મા ને સ્વતંત્ર છે. તે પોતાના મહિમામાં સ્થિત છે? તેના સદ્ભાવથી આ શરીર ચેતનજેવું જણાય છે. શરીરાદિને પ્રેરણા કરનાર પણ તેજ છે. વસ્તુતાએ તે સૂક્ષ્મ, અગ્રાહ્ય ને અદૃશ્ય છે. પ્રાણ, અપાન, સમાન, ઉદાન ને વ્યાન એ મુખ્યપ્રાણના ભેદો છે. જઠરમાં રહેલા અગ્નિવડે ખાધેલું અન્ન પચે છે. કાન બંધ કરવાથી જે ઘોષ સંભળાય છે તે તેનો છે શરીરથી પ્રાણનો વિયોગ થવાનો હોય છે ત્યારે તે ઘોષ સાંભળવામાં આવતો નથી. આત્મા મનની વૃત્તિઓજેવો પ્રતીત થનારો, પ્રાણરૂપ શરીરવાળો, ચિન્માત્રરૂપ, સત્યસંકલ્પવાળો, અસંગ ને અગ્રાહ્ય છે શરીર રથ, મન સારથિ, કર્મેંદ્રિયો ઘોડા, જ્ઞાનેંદ્રિયો ઘોડાને બાંધેલી દોરડીઓ ને સ્વભાવ ચાબખો છે. તે કર્મચિંતનની વાસનારૂપ સ્વભાવવડે આ શરીર ભમે છે. આત્મા મિથ્યાજ્ઞાનાદિ અશુદ્ધિના સંસર્ગથી રહિત, જવાઆવવાના સ્વભાવથી રહિત, ક્રિયાશૂન્ય, ધર્માધર્મ ને તેના ફલના લેપથી રહિત, વ્યગ્રતારહિત, સ્પૃહારહિત, ઉદાસીનની પેઠે સ્થિત, ને પોતાના સ્વરૂપમાં સ્થિત એટલે અન્ય આધારથી રહિત છે આ સ્થૂલશરીર શુક્રશોણિતથી ઉપજેલું, નરકજેવા માતાના ઉદરમાં વૃદ્ધિ પામેલું, મૂત્રદ્વારથી નીકળેલું, હાડકાંઓવડે ઉભું રહેલું, માંસવડે લીંપેલું, ચામડીવડે ઢાંકેલું, ને ભંડાર જેમ દ્રવ્યવડે પરિપૂર્ણ હોય છે તેમ વિષ્ટા, મૂત્ર, પિત્ત, કફ, મજ્જા, મેદ ને વસાવડે તથા અનેક રોગોવડે પરિપૂર્ણ છે. એવા અધમ શરીરમા વિવેકીએ અભિમાન કરવાયોગ્ય નથી મિથ્યાજ્ઞાન, ભય, આલસ્ય, ખેદ, નિદ્રા, અવશ્ય કર્તવ્યમાં અસાવધાનતા, શોક, ભૂખ, તરષ, કૃપણતા, ક્રોધ, નાસ્તિકપણું, અપેક્ષિત અર્થનું અસ્ફુરણ, માત્સર્ય, નિષ્ઠુરતા, વિવેકરહિતપણું, લજ્જારહિતપણું, અનવસ્થિતપણું, ઉદ્ધતપણું, ને વિષમબુદ્ધિપણું એ તમોગુણની વૃદ્ધિથી થનારા; તથા અપ્રાપ્ય વિષયમાં અભિલાષા, પુત્રદારાદિમાં મારાપણાનો આગ્રહ, તેઓમા હુંપણાની બુદ્ધિ, લોભ, ( મળેલા વિષયોમા તૃપ્તિનો અભાવ,) હિંસા, નિરર્થક સ્પર્ધા, સ્થૈર્યરહિતતા, અગાંભીર્ય, વ્યગ્રતા, અન્યનો પરાજય કરવાની ઇચ્છા, દ્રવ્ય મેળવવાની ઇચ્છા, મિત્રપર અનુગ્રહ કરવાની ઇચ્છા, ગૃહસ્થાશ્રમમાં ઉત્સાહ, પ્રતિકૂલ વિષયોમાં દ્વેષ, અનુકૂલ વિષયોમાં રાગ ને અસ્પષ્ટસ્વરવાળું ભાષણ એ રજોગુણની વૃદ્ધિવડે થનારા દોષો સૂક્ષ્મશરીરમા રહેલા છે સ્થૂલશરીર શુભાશુભકર્મથી બંધન પામેલું, અસ્વતંત્ર, બહુ ભયમા સ્થિત, અવિવેકથી ઉન્મત્ત, વાસનાઓથી ભરપૂર, વિષયાસક્તિથી આચ્છાદિત, ઇંદ્રજાલના જેવું–જોતજોતામાં નાશ પામે એવું, કેળના જેવું સારરહિત, અનેક આકાર ધારણ કરનારુ ને સુંદરતારહિત છે. શબ્દસ્પર્શાદિ વિષયો અનર્થ કરનારા છે, ને જે તેઓમાં આસક્ત થાય છે તે પરમપદનું સ્મરણ કરતો નથી સ્વધર્મના પરિપાલનથી ચિત્તશુદ્ધિ, ચિત્તશુદ્ધિથી વિવેક ને વિવેકથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. આ સર્વ બ્રહ્મજ છે. તે બ્રહ્મ બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, પ્રજાપતિ, અગ્નિ, વરુણ, વાયુ, ઇંદ્ર, ચંદ્ર, યમ, અન્ન ને સર્વ સ્થાવરજંગમરૂપ છે. તે શાંતાત્મા, શુદ્ધતમ, અચિંત્ય ને અપ્રમેયને નમસ્કાર. બ્રહ્મનાં બે રૂપ છે, કાર્ય ને કારણ તેમાં જે કાર્ય છે તે અસત્ય ને જે કારણ છે તે સત્ય છે ૐ આ આત્મા છે એમ ચિંતન કરવું આ પ્રણવરૂપ અક્ષર પુણ્યપ્રદ અને મોક્ષપ્રદ છે. એ અક્ષરને પરાયણ થવાથી અભ્યુદય વા મોક્ષરૂપ ફલ થાય છે આત્માની કામનાવાળાએ પ્રાર્થના કરવાયોગ્ય તે સૂર્યદેવના આત્મસ્વરૂપનું અમે ધ્યાન કરીએ છીએ, તે અમારા અંતઃકરણની વૃત્તિઓને સન્માર્ગમા સારી રીતે પ્રેરે સર્વ ભૂતોને અભય આપી, મનને પ્રસન્ન કરનાર સ્થલમા વસી, ઇંદ્રિયોના વિષયોને દૂર કરી, અંતઃશરીરમાં આત્મા [જાણવાયોગ્ય તથા શોધવાયોગ્ય છે ઇંદ્રિયોના વિષયોને જે અનુરાગવડે] સ્વીકારતો નથી તે સંન્યાસી, યોગી ને આત્માનું યજન કરનારો છે પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સવિકલ્પસમાધિ ને નિર્વિકલ્પસમાધિ એ ષડંગયોગ કહેવાય છે. ચિત્તને વાસનારહિત કરવાથી પુરુષ શુભાશુભકર્મને હણે છે એવા ચિત્તવાળો આત્મામાં સ્થિત થઇને અક્ષય સુખ પામે છે બંને હાથના અંગૂઠાવડે બંને કાનનાં છિદ્રો બંધ કરવાથી જે શબ્દ સંભળાય છે તેની સાત પ્રકારની ઉપમા છે, નદીનો ઘોષ, ઘટાનો ઘોષ, કાંસાના પાત્રનો ઘોષ, રથના પૈડાનો ધ્વનિ, દેડકાઓનો રવ, વૃષ્ટિનો શબ્દ ને ગુહામાં વા એવા સ્થલમાં થતો પ્રતિધ્વનિ પ્રણવરૂપ બ્રહ્મનું હૃદયમાં, ભ્રૂમધ્યમાં વા બ્રહ્મરંધ્રમાં સાધક ધ્યાન કરે.

રજસ્તમોગુણવડે યુક્ત ને સ્ત્રીપુત્રાદિમાં આસક્તની યોગમાં પ્રવૃત્તિ થઈ શકતી નથી. પુરુષ મનવડેજ જુએ છે, ને મનવડે સાંભળે છે. ઇચ્છા, સંશય, શ્રદ્ધા ને અશ્રદ્ધાદિ મનની વૃત્તિઓ છે. જેમ ઇંધનવિનાનો અગ્નિ સૂક્ષ્મતેજોરૂપ પોતાના કારણમાં શાંત થાય છે તેમ વૃત્તિના ક્ષયથી ચિત્ત પોતાનાં કારણમાં શાંત છે, પછી એવા મનની મિથ્યા પ્રવૃત્તિઓ ઉપજતી નથી. ચિત્તજ સંસાર છે, તેને પ્રયત્નવડે અશુભવાસનાથી રહિત કરે. પુરુષ જેમાં પોતાના ચિત્તને જોડે છે તે સ્વભાવવાળો થાય છે, આ પ્રાકૃત બુદ્ધિવાળાને ન સમજાય એવો અવ્યભિચારી નિયમ છે. પ્રાણીનું ચિત્ત જેવું વિષયોમાં આસક્ત છે તેવું જો બ્રહ્મમાં આસક્ત થાય તો કોણ બંધનથી ન મૂકાય ? મન બે પ્રકારનું છે, શુદ્ધ અને અશુદ્ધ. કામનાના સંબંધથી અશુદ્ધ ને કામનાના ત્યાગથી શુદ્ધ કહેવાય છે. લયવિક્ષેપવિનાનું મન સુનિશ્ચલ થઇને ઉન્મુનિભાવને પામે છે ત્યારે તે પરમપદને પામે છે. હૃદયમાં સ્થિત થઇને મનનો સ્થૂલભાવ નાશ પામે ત્યાંસુધી તેનો નિરોધ કરવો આ જ્ઞાન તથા મોક્ષ છે. બાકીનો બીજો શાસ્ત્રનો વિસ્તાર છે. સમાધિવડે નિર્મલ થયેલા ને આત્મામાં પ્રવેશ પામેલા ચિત્તમાં જે આનંદ થાય છે તેનું વર્ણન કરવાને વાણી સમર્થ થતી નથી તે પોતાના અંતઃકરણવડેજ ગ્રહણ કરાય છે. અંતઃકરણમાં રહેલો પુરુષ ને આદિત્યમાં રહેલો પુરુષ એકજ છે. આ આત્મા હૃદયમાં અત્યંત સૂક્ષ્મ છે. તે પાપરહિત, વૃદ્ધાવસ્થારહિત, મૃત્યુરહિત, શોકરહિત, ક્ષુધાતૃષારહિત ને સત્યસંકલ્પ છે.

———:o:———

## ॥ ૮૭ મૈત્રેયીઉપનિષદ્નો સાર ॥

બૃહદ્રથનામના રાજા પોતાના મોટા પુત્રને રાજ્ય આપી શરીરને અનિત્ય જાણી અરણ્યમાં ગયા. ત્યાં તેમણે ઉગ્રતપ કર્યું. તે રાજાની સમીપ શ્રીશાકાયન્યનામના મુનિ પધાર્યા, ને તેમણે તે તપસ્વી રાજાને વર માગવા કહ્યું. રાજાએ તેને નમસ્કાર કરી આત્મતત્ત્વનો ઉપદેશ કરવા પ્રાર્થના કરી. મુનિએ આ વર નહિ, પણ અન્ય વર માગવા સૂચવ્યું. ત્યારે રાજાએ નીચે પ્રમાણે કહ્યું:—" મહાસાગરો સૂકાઈ જાય છે, પર્વતો પડી જાય છે, વૃક્ષો ઊખડી જાય છે, ને દેવો પણ વિનાશ પામે છે, એવા આ સંસારમાં વિષયોપભોગોવડે શું પ્રયોજન છે ? અંધકૂપમાં રહેલા દેડકાની પેઠે હું આ સંસારમાં રહેલો છું. હે ભગવન્ ! આપજ મારી ગતિ છો. આ શરીર મૈથુનથી ઉપજેલું, ચૈતન્યવિના નરકજેવું, મૂત્રદ્વારથી નીકળેલું ને વિષ્ટામૂત્રાદિ મલોથી યુક્ત છે, એવા શરીરમાં રહેલો જે હું તેની આપજ ગતિ છો. " તે સાંભળી ભગવાન્ શાકાયન્ય બોલ્યા:— "તપવડે અંતઃકરણની શુદ્ધિ, અંતઃકરણની શુદ્ધિથી વિવેક અને વિવેકથી આત્માની પ્રાપ્તિ થાય છે. એ આત્માની પ્રાપ્તિ થવાથી પુરુષ મોક્ષ પામે છે. જેમ ઇંધણાવિનાનો અગ્નિ પોતાના કારણમાં શમે છે તેમ વૃત્તિઓના ક્ષયથી ચિત્ત પોતાના કારણમાં શમે છે. ચિત્તજ સંસાર છે, તેનું પ્રયત્નવડે શોધન કરે. પુરુષજેવા ચિત્તવાળો હોય છે તેવો થાય છે આ અનાદિસિદ્ધ રહસ્ય છે. પુરુષ ચિત્તની નિર્મલતાવડે શુભાશુભકર્મનો નાશ કરે છે, નિર્મલ અંતઃકરણવાળો આત્મામાં સ્થિત થઇને અવિનાશી સુખ પામે છે. માણસનું મન જેમ વિષયોમાં આસક્ત છે તેમ જો બ્રહ્મમાં આસક્ત થાય તો કોણ બંધનથી મોકળું ન થાય ? હૃદયકમલમાં બ્રહ્મની ભાવના કરે. પરમપ્રેમનો વિષય, મનવાણીનો અવિષય, સદ્ઘન, ચિદ્ઘન, અહેય, અનુપાદેય, નિશ્ચલ, ગંભીર, તેજ ને તમથી વિલક્ષણ, નિર્વિકલ્પ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સૂક્ષ્મ, અદ્વિતીય ને આનંદાબ્ધિ એવું જે પરમતત્ત્વ તે હું છું એમ ભાવના કરવી. જગતને ઇંદ્રજાલરૂપ જોનારા અસંગપુરુષોમાં આપત્તિ પ્રવેશ કરતી નથી." ભગવાન્ મૈત્રેય કૈલાસમાં ગયા, ત્યાં જઇને શ્રીમહાદેવપ્રતિ બોલ્યા:—" હે ભગવન્ ! પરમતત્ત્વનું નિરૂપણ કરવા કૃપા કરો. " તે સાંભળી શ્રીમહાદેવ બોલ્યા:—" શરીર દેવાલય છે, ને જીવ શિવ છે. અજ્ઞાનરૂપ નિર્માલ્ય ત્યજીને સોઽહંભાવે તેમને પૂજે. અભેદદર્શન તે જ્ઞાન, નિર્વિષય મન એ ધ્યાન, મનના મેલનો ત્યાગ તે સ્નાન, ને ઇંદ્રિયોનો નિગ્રહ તે શૌચ છે. બ્રહ્મરૂપ અમૃત પીએ, ને દ્વૈતરહિત એકાંતમાં વસે. માતાપિતાના મલરૂપ, સુખદુઃખના સ્થાનરૂપ, અપવિત્ર, મહારોગોના ઘરરૂપ, પાપના મંદિરરૂપ, અનિત્ય, વિકારોની વિસ્તીર્ણ

ખાણરૂપ, જેના નવદ્વારમાંથી સર્વદા મળ ટપકે છે એવું ને દુર્ગંધયુક્ત જે શરીર છે તેનો સ્પર્શ કરીને સ્નાન કરવું જોઇએ. જ્ઞાનવૈરાગ્યરૂપ માટી ને જળથી ચિત્તની શુદ્ધિ ને વાસનાઓનો નાશ થાય છે. અદ્વૈતભાવના તે ભક્ષ્ય છે, અને દ્વૈતની ભાવના તે અભક્ષ્ય છે વિદ્વાન્ સંન્યાસ ગ્રહણ કર્યા પછી પોતાના દેશનો ત્યાગ કરીને કારાગારમાંથી છૂટેલા ચોરની પેઠે દૂર વસે. અહંકારરૂપ પુત્રને, વિત્તરૂપ ભાઇને, મોહરૂપ ઘરને ને આશારૂપ પત્નીને તજવાથી પુરુષ મુક્ત થાય છે. મોહમયી માતા મૃત્યુ પામી, ને બોધમય પુત્ર જન્મ્યો, એમ બે સૂતકની પ્રાપ્તિમાં અમે સંધ્યા કેમ કરીએ ? હૃદયરૂપ આકાશમાં ચૈતન્યરૂપ સૂર્ય સર્વદા પ્રકાશે છે, તે અસ્ત પામતો નથી, તથા ઉદય પામતો નથી, તો અમે સંધ્યા કેવી રીતે કરીએ ? ગુરુના વાક્યવડે નિશ્ચય કરેલું એકજ, અદ્વિતીય તે એકાંત છે, મઠ ને વન તે એકાંત નથી. સંશયરહિત પુરુષોને મોક્ષ થાય છે, પણ સંશયી પુરુષોને મોક્ષ થતો નથી, માટે વિશ્વાસ રાખવો. કર્મના ત્યાગથી સંન્યાસ નથી, ને પ્રૈષોચ્ચારણથી સંન્યાસ નથી, પણ જીવ અને પરમાત્માનું એકપણું તે સંન્યાસ છે. જ્યારે મનમાં સર્વ વસ્તુઓમાં વૈરાગ્ય ઉપજે ત્યારે પુરુષ સંન્યાસ ગ્રહણ કરે, અન્યથા પતિત થાય છે. દ્રવ્ય, અન્ન, વસ્ત્ર ને પ્રતિષ્ઠામાટે જેઓ સંન્યાસ ગ્રહણ કરે છે તેઓ ઉભયભ્રષ્ટ થાય છે, ને મુક્તિ પામતા નથી. તત્ત્વચિંતન ઉત્તમ, શાસ્ત્રચિંતન મધ્યમ, મંત્રચિંતન અધમ ને તીર્થભ્રાંતિ અતિ અધમ છે. જે સંન્યાસી મધુકરીરૂપ માતાનો, વૈરાગ્યરૂપ પિતાનો, શ્રદ્ધારૂપ સ્ત્રીનો ને જ્ઞાનરૂપ પુત્રનો ત્યાગ ન કરે તે મુક્ત થાય છે. ધનવૃદ્ધ, વયોવૃદ્ધ ને વિદ્યાવૃદ્ધ એ સર્વ જ્ઞાનવૃદ્ધના દાસો છે. સંન્યાસી બહારના દેવના પૂજનનો ત્યાગ કરી પોતાના હૃદયમાં રહેલા દેવનું પૂજન કરે. સર્વ સંકલ્પથી રહિત થઈ જાગ્રતમાં નિદ્રાવાળાના જેવી સ્થિતિ થાય તે સ્વરૂપસ્થિતિ છે. હું બ્રહ્મ, શુદ્ધ, પરમ, નિત્ય, વિમળ, વિજ્ઞાનરૂપ, શોકહીન, સમરૂપ, માનાવમાનરહિત, નિર્ગુણ, કલ્યાણરૂપ, દ્વંદ્વરહિત, સંકલ્પરહિત, દેહાદિરહિત, અખંડાનંદરૂપ, ભેદરહિત, આધારરહિત, બંધમોક્ષાદિહીન, સર્વથી પર, સર્વ ત્રિપુટીઓથી રહિત, પૂર્ણ, દ્રષ્ટા ને અપ્રમેય છું એમ સાધકે ભાવના કરવી.''

———:o:———

## ॥ ८८ याज्ञवल्क्योपनिषदनो सार ॥

શ્રીયાજ્ઞવલ્ક્ય જનકરાજાપ્રતિ કહે છેઃ-" બ્રહ્મચર્ય સમાપ્ત કરીને ગૃહસ્થ થાય, ગૃહસ્થાશ્રમથી વાનપ્રસ્થ થઇને સંન્યાસી થાય; અથવા બ્રહ્મચર્યથી, ગૃહસ્થાશ્રમથી કે વાનપ્રસ્થાશ્રમથી સંન્યાસ ગ્રહણ કરે, જ્યારે વૈરાગ્ય પ્રાપ્ત થાય ત્યારે સંન્યાસ ગ્રહણ કરે. શિખા ને યજ્ઞોપવીતનો ત્યાગ કરીને મેં સંન્યાસ કર્યો એમ ત્રણ વાર કહે.'' શ્રીયાજ્ઞવલ્ક્ય અત્રિમુનિપ્રતિ કહે છેઃ-" આત્મા એ સંન્યાસીનું યજ્ઞોપવીત છે, કાષાયવસ્ત્રવાળો, મુંડન કરાવેલો, પરિગ્રહવિનાનો, પવિત્ર, અદ્રોહી ને ભિક્ષા માગી પ્રાણધારણ કરનારો સંન્યાસી બ્રહ્મભાવને પામે છે. સંવર્તક, આરુણિ ને દત્તાત્રેયાદિ અપ્રકટ ચિહ્નવાળા ને અપ્રકટ આચારવાળા, ઉન્મત્ત નહિ છતાં ઉન્મત્તની પેઠે આચરણ કરનારા, સ્ત્રી અને નગરથી દૂર રહેનારા, નગ્ન, દ્વંદ્વરહિત, શુદ્ધમનવાળા, બ્રહ્મમાં સ્થિરતા પામેલા, ને લાભાલાભમાં સમ થઈ ઉદરપાત્રવડે વા કરપાત્રવડે ભિક્ષા ગ્રહણ કરનારા હતા. મનુષ્યાદિથી રહિત ઘર, દેવગૃહ, તૃણની ઝુંપડી, રાફડો, વૃક્ષનું મૂળ, કુંભારનું વાસણો રાખવાનું ઘર, અગ્નિહોત્રવાળું ઘર, નદીના તટપરનો વાલુકામય દેશ, પર્વતપરની ગુફાઓ ને ઝરણની સમીપની ભૂમિમાં નિવાસ કરનારો, લૌકિક પ્રયત્ન નહિ કરનારો, ને શુભાશુભકર્મને નિર્મૂળ કરવામાં ઉદ્યમી જે સંન્યાસી સંન્યાસવડે શરીરત્યાગ કરે છે તે પરમહંસ છે.''

જે પોતાની પૂર્વે સંન્યાસી થયો હોય, ને તે ધર્મપાલનમાં પોતાના સમાન હોય, તો સંન્યાસીએ તેને પ્રણામ કરવો. અન્યને નહિ. પ્રમાદી, વિષયાનુરાગવાળા, ચાડિયા, કલહમાં પ્રીતિવાળા ને પ્રારબ્ધવડે જેમનાં અંતઃકરણ દૂષિત છે એવા સંન્યાસીઓ પણ જોવામાં આવે છે. નામાદિથી પર અદ્વયબ્રહ્મમાં સ્થિત થયેલો આત્મજ્ઞ પુરુષ બાહ્યદૃષ્ટિએ કોઇને પ્રણામ ન કરે, પણ ઈશ્વર સર્વમાં જીવરૂપે પ્રવેશ પામ્યા છે એમ સમજી

ભલે અશ્વ, ચાંડાલ, બળદ ને ગધેડાને પણ દંડવત્પ્રણામ કરે. ત્વચા, માંસ, રક્ત ને આંસુ આદિથી યુક્ત સ્ત્રીના શરીરમાં શું શોભાવાળું છે ? કેશરૂપ કાજળને ધારણ કરનારી, દુઃખથી સ્પર્શ થઈ શકે એવી, લોચનને પ્રિય લાગનારી ને પાપરૂપ અગ્નિની શિખાજેવી સ્ત્રીઓ પુરુષને તૃણની પેઠે બાળે છે, બહુ દૂર છતાં પણ બાળનારી ને નીરસ છતાં રસવાળી પ્રતીત થતી સ્ત્રીઓ નરકાગ્નિનું સુંદર છતાં દારુણ ઇંધન છે. કામનામના શિકારીએ મૂઢચિત્તવાળા પુરુષોરૂપ પક્ષીઓના અંગને બાંધવાની જાળરૂપ સ્ત્રીઓને સંસારમાં ફેલાવી છે. જેને સ્ત્રી હોય તેને ભોગની ઇચ્છા થાય છે, પણ સ્ત્રીરહિતને ભોગની ઇચ્છા ક્યાં ? સ્ત્રીને ત્યજવાથી જગત્ ત્યજેલું થાય છે, ને જગત્ ત્યજીને પુરુષ સુખી થાય છે. પ્રાપ્ત નહિ થયેલો પુત્ર માતપિતાને ચિરકાલ ક્લેશ આપે છે, ગર્ભમાં આવેલો ગર્ભપાતવડે વા પ્રસવવડે પીડા આપે છે, જન્મેલો ગ્રહ તથા રોગાદિવડે દુઃખ આપે છે, કુમારનું મૂર્ખપણું દુઃખદાતા થાય છે, જનોઈ દીધા પછી વિદ્યા ન ભણે તો તે દુઃખરૂપ થાય છે, ભણ્યા છતાં કન્યા ન મળે તો દુઃખ થાય છે, વિવાહ થયા પછી જો વ્યભિચારી થાય તો દુઃખ થાય છે, પ્રજાવાળો હોઈ નિર્ધન હોય તો દુઃખ થાય છે, ને ધનવાન્ થઈને મરે છે તો માતાપિતાને અપાર દુઃખ થાય છે. સંન્યાસી હાથ, પગ, નેત્ર ને વાણીને ચપલ ન રાખે. વિવેકી સર્વત્ર આત્માને જુએ છે, તેથી કોઈપર કોપ કરતો નથી. અપકાર કરનારપર જો કોપ કરવો ઉચિત હોય તો કોપપરજ કોપ કરવો જોઈએ, કેમકે ધર્મ, અર્થ, કામ ને મોક્ષમાં તે વિઘ્ન કરનાર છે. જે પ્રભુમાં અજ્ઞાનિજનો સુતા છે તેમાં યોગીઓ જાગે છે, ને જેમાં વિદ્વાન્ જાગે છે તેમાં અજ્ઞાનિજનો સુતા છે. સર્વત્ર ચૈતન્ય છે એમ મુમુક્ષુએ ભાવના કરવી.

---:o:---

## ॥ ૮૯ योगकुंडलीउपनिषद्नो सार ॥

ચિત્તના બે હેતુઓ છે, વાસના ને પ્રાણવાયુ. તે બેમાંથી એકનો નાશ થવાથી બંને નાશ પામે છે. સાધક પ્રથમ પ્રાણવાયુનો જય કરે. મિતાહાર, આસન ને શક્તિચાલન આ ત્રણ ઉપાયથી પ્રાણનો જય થાય છે. ઘીદૂધવાળો, સુસ્નિગ્ધ ને મધુર આહાર પોણા ભાગજેટલો લેવો તે મિતાહાર કહેવાય છે. અત્યંત ઉપયોગી આસન બે છે, પદ્માસન ને વજ્રાસન. બંને ઊરુઓના ઉપર બંને પગની પાટલીઓ રાખીને સરલ બેસવું તે સર્વ પાપનો નાશ કરનારું પદ્માસન છે. ડાબા પગની પાની કંદની નીચે રાખવી, અને જમણા પગની પાની તેની ઉપર રાખવી, તથા ડોક, માથું ને ધડ સમ રાખવાં તે વજ્રાસન કહેવાય છે. કુંડલીજ શક્તિ કહેવાય છે. તેને પોતાના સ્થાનથી ભ્રૂના મધ્યપર્યંત લાવવી તે શક્તિચાલન કહેવાય છે. ઇડામાં પ્રાણવાયુ વહેતો હોય ત્યારે દૃઢ પદ્માસન કરીને બેસવું. પછી બંને હાથના અંગુઠા ને તર્જનીઓવડે તેને ચાર ઘડીપર્યંત ચલાયમાન કરવી. પશ્ચાત્ તેને ઉપર સુષુમ્ણામાં ખેંચવી. એમ કરવાથી કુંડલી સુષુમ્ણાના મુખમાં જાય છે. પેટને ખેંચવાથી ને કંઠનો સંકોચ કરવાથી પ્રાણવાયુ સુષુમ્ણામાં જવા લાગે છે. આ ક્રિયાથી ગુલ્મ, જલોદર ને પ્લીહાદિ પેટમાંના રોગો નાશ પામે છે. પ્રાણવાયુને રોકવો તે કુંભક કહેવાય છે. તે બે પ્રકારનો છે, સહિત અને કેવલ. જ્યાંસુધી કેવલની સિદ્ધિ થાય ત્યાંસુધી સહિતનો અભ્યાસ કરવો. પવિત્ર, નિર્જન, કાંકરા આદિથી રહિત ને સાડા ત્રણ હાથપર્યંત શિલા અગ્નિ ને જલ ન હોય એવા સમાનદેશમાં સુખદ આસનપર બેસી, પદ્માસન કરી, પિંગલાનાડીદ્વારા બહારના વાયુને ધીરે ધીરે અંતર ખેંચે, યથેષ્ટ વાયુ પૂરી રહ્યા પછી કુંભક કરી પશ્ચાત્ ઇડાવડે રેચક કરે. આ સૂર્યભેદન કહેવાય છે, તે વાતદોષ તથા કૃમિદોષને હણે છે. મુખ બંધ રાખી, બંને નાડીઓદ્વારે પવનને શનૈઃ શનૈઃ અંતર ખેંચી, પછી કુંભક કરી, પશ્ચાત્ ઇડાવડે રેચક કરે. આ ઉજ્જાયીકુંભક સર્વ રોગોને હણનારો ને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો છે. જીભવડે વાયુને ખેંચી પૂર્વની પેઠે કુંભક કરી, પછી બંને નાસાપુટથી ધીરે ધીરે રેચક કરવો. આ શીતલીનામનો કુંભક ગુલ્મ, પ્લીહા, ક્ષય, પિત્ત, જ્વર ને તૃષાદિને દૂર કરે છે. પ્રથમ સૂર્યનાડીથી વેગવડે પૂરકરેચક કર્યા કરે, શ્રમ જણાય ત્યારે પૂરક કર્યા પછી કુંભક, કરેઃ પછી ચન્દ્ર-

નાડીથી રેચક કરી તે નાડીવડે વારંવાર પૂરકરેચક કર્યા કરે; પછી પૂરક કરી કુંભક કરે, અને સૂર્યનાડીથી રેચક કરે. આમ યથાશક્તિ કરે. ભસ્ત્રાનામનો આ કુંભક જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારો, કુંડલિનીને જાગ્રત કરનારો, ને પાપને દૂર કરનારો છે. વળી તે બ્રહ્મનાડીના મુખમાં રહેલા કફાદિરૂપ પ્રતિબંધને દૂર કરનાર, ને ત્રણ ગુણુંથી ઉપજેલી ત્રણ ગ્રંથિઓનો ભેદ કરનાર છે. બંધ ત્રણ છે, મૂલબંધ, ઉડ્ડીયાનબંધ ને જાલંધરબંધ. અધોગતિવાળા અપાનને બલથી આકુંચનવડે ઉપર જનારો કરવો તે મૂલબંધ કહેવાય છે. અપાન ઉપર જઈ અગ્નિમંડલમાં મળે છે ત્યારે અગ્નિની શિખા વધે છે. પછી તે અગ્નિ તથા અપાન પ્રાણને મળે છે. એ ત્રણના એકત્ર થવાથી ઉષ્ણતા અત્યંત વધે છે, તેથી સૂતેલી કુંડલિની જાગ્રત તથા સરલ થઈ સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. મૂલબંધ પૂરક, કુંભક ને રેચક એ ત્રણેમાં કર્તવ્ય છે. કુંભકના અંતમાં ને રેચકના આદિમાં ઉડ્ડીયાનબંધ કર્તવ્ય છે, વજ્રાસને બેસી બંને હાથથી ઘુંટીની સમીપમાં બંને પગો પકડી તે પગોની પાનીની કંદપર વારંવાર તાડન કરવું. એ સમયમાં પેટ, હૃદય ને ગળું પશ્ચિમભણી ખેંચેલાં રાખવાં. પૂરકના અંતમાં વાયુના માર્ગનો નિરોધ કરનાર કંઠના સંકોચરૂપ જાલંધરબંધ કરવો. પૂર્વોક્ત ત્રણ બંધના અભ્યાસથી પ્રાણવાયુ સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. પ્રથમ દશ કુંભક કરી પછી તેમાં નિત્યપ્રતિ પાંચ પાંચ કુંભકનો વધારો કરવો. એ કુંભકો ત્રણ બંધયુક્ત કરવા. દિવસે સૂઈને, રાતે ઉજાગરો કરીને, મૈથુન કરીને, બહુ ભ્રમણ કરીને, મૂત્રમલના વેગને રોકીને, વિષમ આસને બેસીને, પ્રયાસ કરીને, ને ચિંતાયુક્ત સ્થિતિમાં પ્રાણનો રોધ કરવાથી શીઘ્ર રોગ ઉત્પન્ન થાય છે. રોગ, સંશય, પ્રમાદ, આલસ્ય, નિદ્રા, અવૈરાગ્ય, ભ્રાંતિ, અપ્રવૃત્તિ, યોગમાં સ્થિતિ ન થવી ને યોગભૂમિની પ્રાપ્તિ ન થવી આ દશ યોગવિઘ્નો કહેવાય છે. તેમનો સાધકે પ્રયત્નથી ત્યાગ કરવો. સાધકે સાત્ત્વિકી બુદ્ધિવડે નિત્ય પ્રાણાયામ કરવા. ચિત્ત સુષુમ્ણામાં લીન થાય ત્યારે પ્રાણવાયુ પણ સુષુમ્ણામાં જાય છે. પ્રાણ, અપાન ને અગ્નિથી જાગેલી કુંડલી પોતાના મુખમાંથી પુચ્છ ત્યજી સુષુમ્ણાના મુખમાં પ્રવેશ કરે છે ત્યારે તે વીજળીના જેવી સ્ફુરે છે. પછી ક્રમથી તે ૭ ચક્રનો તથા બ્રહ્મગ્રંથિ, વિષ્ણુગ્રંથિ ને રુદ્રગ્રંથિનો ભેદ કરી સહસ્રદલમાં પહોંચી શ્રીમહેશ્વરસાથે આનંદ કરે છે. આ અભ્યાસના પરિપાકથી દેવભાવ સ્ફુરે છે, ને પછી ચિન્માત્રભાવ સ્ફુરે છે. આ મોક્ષ આપનારી પરા અવસ્થા છે, પોતપોતાના ઉપાધિસહિત વિશ્વનો વિરાટ્‌થી, તૈજસનો હિરણ્યગર્ભથી ને પ્રાજ્ઞનો અંતર્યામીથી અભેદ થાય છે. તાલુના મૂલને સારી રીતે ઉંચું કરી, પોતાના ગુરુએ કહેલી રીતે સાત દિવસોપર્યંત સર્વ મલને દૂર કરે. અતિતીક્ષ્ણ, કાટરહિત ને સ્નિગ્ધ શસ્ત્રવડે જીભની નીચેની શિરાને લોમમાત્ર કાપે. પછી સૈંધવ ને હરડેના ચૂર્ણથી તેપર ઘર્ષણ કરે. છેદન કરેલા ભાગપર કોમલ વસ્ત્રનો કટકો રાખે. ઘર્ષણ કરે ત્યારે તે દૂર કરે. એમ ૭ માસ અભ્યાસ કરવાથી જીભના મૂલરૂપ શિરાનો બંધ નાશ પામે છે. તેથી જીભની લંબાઈ ઉત્તરોત્તર વધવા માંડે છે, પછી કાકડીની ઉપર લઈ જઈ ભ્રૂમધ્યની અંતરના પ્રદેશમાં જીભના અગ્રને સ્થાપવાનો યત્ન કરે. हूँ भं सं पं फं सं क्षम् ॥ આ જીભના અગ્રને ત્રિપુટીની અંતર મેળવવાનો મંત્ર છે. સાધકે વિષયેચ્છા ને વિષયભોગનો ત્યાગ કરી નિરંજનની ઉપાસના કરવી. ગુદાની સમીપ આધાર, લિંગસમીપ સ્વાધિષ્ઠાન, નાભિપાસે મણિપૂર, હૃદયમાં અનાહત, કંઠના મૂલમાં વિશુદ્ધ ને ભ્રૂમધ્યમાં આજ્ઞાચક્ર છે. એ ૭ ચક્રનો ભેદ કરીને સાધક સુખમંડલમાં (અજરામરચક્રમાં) પ્રવેશ કરે.

———:૦:———

## ॥ ९० योगचूडामणिउपनिषद्नो सार ॥

આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ આ ૭ યોગાંગો છે. મુખ્ય આસન બે છે. સિદ્ધાસન ને પદ્માસન. આધાર ચતુર્દલ, સ્વાધિષ્ઠાન ષડ્દલ, નાભિમાં દશદલ, હૃદયમાં દ્વાદશદલ, વિશુદ્ધ, ષોડશદલ, ભ્રૂમધ્યમાં દ્વિદલ ને બ્રહ્મરંધ્રમાં સહસ્રદલ છે. આધાર અને સ્વાધિષ્ઠાનની વચ્ચે યોનિસ્થાન છે. મેઢ્રના મૂલમાં જે ચક્ર છે તે પ્રાણનો આશ્રય હોવાથી સ્વાધિષ્ઠાન (સ્વ=પ્રાણનો, અધિષ્ઠાન=આશ્રય) કહેવાય છે.

મણિમાં જેમ સૂત્ર પરોવાય તેમ કંદમાં સુષુમ્ણા પરોવાયેલી છે, તેથી ત્યાં રહેલું ચક્ર મણિપૂરક કહેવાય છે. મેઢ્રની ઉપર અને નાભિની નીચે કંદ છે, તેમાંથી નાડીઓ ઉપજી છે. તેમાં પ્રધાનભૂત પ્રાણવાહિની દશ છે. ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિજિહ્વા, પૂષા, યશસ્વિની, અલંબુષા, કુહૂ ને શંખિની. ઇડા વામભાગમાં, પિંગલા દક્ષિણભાગમાં, સુષુમ્ણા મધ્યદેશમાં, ગાંધારી વામનેત્રમાં, હસ્તિજિહ્વા દક્ષિણનેત્રમાં, પૂષા દક્ષિણકર્ણમાં, યશસ્વિની વામકર્ણમાં, અલંબુષા મુખમાં, કુહૂ લિંગદેશમાં ને શંખિની મૂલસ્થાનમાં છે. ઇડા, પિંગલા ને સુષુમ્ણા એ પ્રાણમાર્ગમાં સ્થિત છે. તેના ક્રમથી ચંદ્ર, સૂર્ય ને અગ્નિ આ દેવ છે. પ્રાણ, અપાન, સમાન, વ્યાન, ઉદાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત ને ધનંજય આ દશ પ્રાણો છે. પ્રાણ હૃદયમાં, અપાન ગુદામાં, સમાન નાભિમાં, ઉદાન કંઠમાં ને વ્યાન સર્વ શરીરમાં છે. નાગથી ઓડકાર, કૂર્મથી આંખનું ઊઘડવું, કૃકલથી છીંક, દેવદત્તથી બગાસું ને ધનંજયથી મૃતશરીરનું ફૂલવું થાય છે પ્રાણાપાનની ક્રિયાથી જીવ સ્થિર થઈ શકતો નથી. પ્રાણ હકારથી બહાર આવે છે, ને સકારથી પ્રવેશ કરે છે. એવી રીતે હંસ હંસ આ મંત્ર જીવ સર્વદા જપે છે. રાતદિવસમાં બહુધા એવા ૨૧૬૦૦ જપ થાય છે. એ અજપાગાયત્રી કહેવાય છે. આ પ્રાણધારણ કરનારી ગાયત્રી કુંડલિનીમાંથી ઉપજી છે. સુષુમ્ણાનું મુખ એટલે બ્રહ્મદ્વાર આચ્છાદન કરીને મૂઢોના બંધનમાટે ને યોગીઓના મોક્ષમાટે કુંડલાકારે કુંડલિની સૂતી છે. અગ્નિ, મન ને પ્રાણાપાનસહિત જાગેલી કુંડલિની સુષુમ્ણામાં ઉપર જાય છે. કડવું ખાટું ને ખારું નહિ ખાનાર, સુસ્નિગ્ધ ને મધુર આહાર પોણે ભાગે જમનાર, બ્રહ્મચર્ય પાળનાર, ને યોગપરાયણ યોગી એક વર્ષપછી સારી રીતે પ્રાણાજય કરે છે. પાનીવડે યોનિસ્થાનને દબાવી, તેનું દૃઢ આકુંચન કરી, અપાનને ઊર્ધ્વ ખેંચવો તે મૂલબંધ કહેવાય છે. આથી પ્રાણાપાનની એકતા થાય છે નાભિ તથા તેની ઉપરનો ને નીચેનો ભાગ બરડાની કરોડભણી ખેંચવો તે ઉડ્ડીયાનબંધ કહેવાય છે. આ બંધથી પ્રાણ સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. કંઠનો સંકોચ કરવો તે જાલંધરબંધ કહેવાય છે. આ બંધ મસ્તકમાંથી ટપકતા જલને રોકનારો, કંઠમાંનાં દુઃખો દૂર કરનારો, ને પ્રાણવાયુનો રોધ કરનારો છે. કપાળની પાછળના છિદ્રમાં જીભનો પ્રવેશ કરાવી ભ્રૂની અંતર દૃષ્ટિ રાખવી તે ખેચરીમુદ્રા છે. આ મુદ્રા રોગોને દૂર કરનારી તથા દ્વંદ્વોથી પરાભવ ન થાય એવું સામર્થ્ય આપનારી છે. હનુને છાતીની ઉપરના ભાગમાં અડાડી, ડાબા પગની પાનીથી સીવની દબાવી, જમણો પગ લાંબો રાખી, જમણા નાસાપુટથી પૂરક કરી, જમણા પગનો અંગૂઠો બંને હાથના અંગૂઠા તથા તર્જનીથી પકડીને બેસવું. કુંભકને અંતે ડાબા નાસાપુટથી શનૈ શનૈઃ રેચક કરવો. એક બાજુએ યથાશક્તિ કુંભક કર્યા પછી બીજી બાજુએ પૂર્વોક્ત રીતથી ઊલટી રીતે તેટલા કુંભક કરવા. આ મહામુદ્રા કહેવાય છે. ક્ષયકુષ્ઠાદિ રોગો આ મુદ્રાથી નિવૃત્ત થાય છે. એકાંતે પદ્માસને બેસી, શરીરને સમ રાખી, નાસાગ્રપર દૃષ્ટિ રાખી, ૐકાર જપે સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ આ ત્રણ શરીરો છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ ને તુરીયા આ ચાર અવસ્થાઓ છે. જાગ્રદવસ્થાનો અભિમાની વિશ્વ સ્થૂલભોગનો ભોક્તા છે. સ્વપ્નાવસ્થાનો અભિમાની તૈજસ સૂક્ષ્મભોગનો ભોક્તા છે. સુષુપ્તિઅવસ્થાનો અભિમાની પ્રાજ્ઞ આનંદનો ભોક્તા છે. તુરીયામાં અનુભવાતો આત્મા સર્વસાક્ષી છે. વિરાટ્ ને વિશ્વ અકાર, હિરણ્યગર્ભ ને તૈજસ ઉકાર, અને અવ્યાકૃત ને પ્રાજ્ઞ મકાર છે. પવિત્ર વા અપવિત્ર જે સર્વદા પ્રણવ જપે છે તે પાપવડે લેપાતો નથી સર્વ નાડીચક્ર જ્યારે મલથી રહિત શુદ્ધ થાય છે ત્યારે યોગી પ્રાણને રોકવામાં સમર્થ થાય છે. નાડીઓની શુદ્ધિ થવાથી જઠરાગ્નિની પ્રદીપ્તિ, નાદની પ્રકટતા ને આરોગ્યની પ્રાપ્તિ થાય છે. એક શ્વાસના પ્રમાણજેટલી માત્રા છે. બાર માત્રાથી પૂરક, સોળ માત્રાથી કુંભક ને દશ માત્રાથી રેચક કરવો તે કનિષ્ઠ છે, તેથી બમણી માત્રાઓ તે મધ્યમ, ને ત્રણગણી માત્રાઓ તે ઉત્તમ ગણાય છે. કનિષ્ઠ પ્રાણાયામથી પરસેવો, મધ્યમ પ્રાણાયામથી કંપ ને ઉત્તમ પ્રાણાયામથી વાયુનો બ્રહ્મરંધ્રમાં પ્રવેશ થાય છે. પદ્માસને બેસી, ગુરુને નમસ્કાર કરી, નાસાગ્રપર દૃષ્ટિ રાખી, પ્રાણાયામનો અભ્યાસ કરે. આસનથી રોગની નિવૃત્તિ, પ્રાણાયામવડે પાતકની નિવૃત્તિ ને પ્રત્યાહારવડે મનોવિકારોની નિવૃત્તિ થાય છે. ધારણાવડે મનમાં ધૈર્ય આવે છે. ને

સમાધિથી મોક્ષ મળે છે. બાર પ્રાણાયામથી (પ્રાણાયામ જેટલા કાલથી ) પ્રત્યાહાર, બાર પ્રત્યાહારથી ધારણા, બાર ધારણાથી ધ્યાન ને બાર ધ્યાનથી સમાધિ કહેવાય છે. સિદ્ધાસને બેસી, બંને હાથના અંગૂઠા ને આંગળીઓથી કાન આંખો ને નાસાપુટ બંધ કરી, મુખદ્વારા બહારના વાયુને અંદર ખેંચી, જાલંધરાદિ બંધ કરી, પ્રાણવાયુને બ્રહ્મરંધ્રમાં રાખવાથી ઘંટાદિના નાદોનું શ્રવણ થાય છે. યોગ્ય પ્રાણાયામવડે સર્વ રોગોનો ક્ષય થાય છે, અને અયોગ્ય પ્રાણાયામવડે સર્વ રોગોની ઉત્પત્તિ થાય છે. હેડકી, ઉધરસ, શ્વાસ, માથાનો દુઃખાવો, કાનનો દુઃખાવો ને નેત્રની વેદના આદિ વિવિધ રોગો પ્રાણાયામના દોષથી થાય છે, તેથી પૂરકાદિ યથાયોગ્ય કરવા. ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાંથી પાછી વાળવી તે પ્રત્યાહાર કહેવાય છે.

——[*]——

## ॥ ९१ योगतत्त्वोपनिषद्नो सार ॥

બાલ્યાવસ્થામાં શરીરપોષણમાટે જે સ્તનોનું દૂધ પીધું તેવા સ્તનોનું યૌવનાવસ્થામાં મર્દન કરવામાં જે આનંદ માને છે, ને જે ભગમાંથી ઉત્પન્ન થયો તેના જેવા ભગમાં યૌવનાવસ્થામાં આનંદ માની જે રમણ કરે છે એવા અવિવેકીઓને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ દુર્લભ છે. વર્તમાનમાં જે માતા છે તે કર્મવશાત્ જન્માંતરમાં ભાર્યા થાય છે, વર્તમાનમાં જે ભાર્યા છે તે જન્માંતરમાં માતા પણ થાય છે, વર્તમાનમાં જે પુત્ર હોય તે જન્માંતરમાં પિતા થાય છે, ને વર્તમાનમાં જે પિતા હોય તે જન્માંતરમાં પુત્ર પણ થાય છે. એવી રીતે કૂવાપરના રેંટની પેઠે સંસારચક્ર ફર્યા કરે છે. ત્રણ લોકો ત્રણ વેદો, ત્રણ સંધ્યા, ત્રણ દેવો, ત્રણ અગ્નિઓ ને ત્રણ ગુણો એ સર્વ ત્રણ અક્ષરરૂપ પ્રણવમાં સ્થિત છે. જેમ પુષ્પમાં ગંધ, દૂધમાં ઘી, તલમાં તેલ ને પાષાણમાં સોનું છે તેમ સર્વત્ર બ્રહ્મ છે. પછી જેમ માળામાં રહે તેમ હૃદયદેશમાં અધોમુખ હૃદયકમલ છે તેમાં મન રહેલું છે. તે હૃત્પદ્મ બીડાયેલું હોય છે. અકારના ઉચ્ચારણથી તે ચલાયમાન થાય છે, ઉકારના ઉચ્ચારણથી તે વિકસિત થાય છે, મકારના ઉચ્ચારણથી તે અવ્યક્તશબ્દને ગ્રહણ કરવા સમર્થ થાય છે, ને અર્ધમાત્રાના ઉચ્ચારણથી તે નિશ્ચલ થાય છે. ધ્યાન કરનાર નિર્મલ ધ્યેયનો અનુભવ કરે છે. કાચબો જેમ પોતાના અંગો આકર્ષી લે છે તેમ ઇંદ્રિયોની વૃત્તિઓ ને વાયુને મનમાં ખેંચી સ્થિર સ્થાપવાં. વાયુવિનાના ઉપદ્રવરહિત, પવિત્ર ને નિર્જન દેશમાં યોગાભ્યાસ કરવો.

——:૦:——

## ॥ ९२ योगशिखोपनिषद्नो सार ॥

સાધક પદ્માસન કરી, નાસાગ્રપર દૃષ્ટિ રાખી, હાથપગને સ્થિર રાખી બેસે. પછી મનને એકાગ્ર કરી પ્રણવનું ચિંતન કરે, તથા હૃદયમાં દીપશિખાજેવા બ્રહ્મનું ધ્યાન કરે. શરીરમાં મેરુદંડરૂપ એક સ્તંભ, નવ દ્વાર, ત્રણ મુખ્ય નાડીઓરૂપ ત્રણ ખુંટા ને પાંચ પ્રાણોરૂપ પાંચ દેવો છે. જ્યારે પુરુષ પાપથી રહિત થાય છે ત્યારે યોગવડે સંસારનો ઉચ્છેદ કરી બ્રહ્મનો અનુભવ કરે છે.

——[*]——

## ॥ ९३ रामतापनीयोपनिषद्नो सार ॥

આ ઉપનિષદ્ના બે વિભાગ છે, પૂર્વતાપનીય ને ઉત્તરતાપનીય, તે બંનેનો સાર આ પ્રમાણે છેઃ—

જે અનંત ને નિત્યાનંદરૂપ ચિદાત્મામાં યોગીઓ રમણ કરે છે તે રામ છે. ચિન્મય, અદ્વિતીય, નિરવયવ ને શરીરરહિત બ્રહ્મના રૂપની કલ્પના ઉપાસકોના પ્રયોજનમાટે છે. સ્ત્રી તથા પુરુષ, હાથ તથા નેત્રાદિ, વસ્ત્રો તથા ભૂષણો અને રંગ તથા વાહનો એ પણ કલ્પિતજ છે. રામમંત્ર બ્રહ્માથી માંડીને સ્થાવરપર્યંતનો વાચક છે. મનનવડે ત્રાણ ( રક્ષણ ) કરનાર તે મંત્ર કહેવાય છે. જેમ વડના બીજમાં વડ રહ્યો છે તેમ રામરૂપ બીજમાં આ સ્થાવરજંગમ સંસાર રહ્યો છે. પ્રકૃતિપુરુષરૂપ પૂજ્ય સીતારામમાંથી આ ચૌદ ભુવનો ઉપજ્યાં છે, તેમાં સ્થિત છે, ને તેમાં લય પામે છે. કૈલાસ તોળતી વેળા શ્રીમહેશ્વરે બાર દેવાથી

જેણે રાવ ( શબ્દ ) કર્યો તે રાવણ. અ પ્રથમ, અક્ષર, ઉ દ્વિતીય અક્ષર, મ તૃતીય અક્ષર, અર્ધમાત્રા ચતુર્થ અક્ષર, બિંદુ પંચમ અક્ષર ને નાદ છઠ્ઠો અક્ષર છે. તે તારકપણાથી તારક છે—જન્મ-મરણાદિ સંસારના મહાન્ ભયથી તારે છે તેથી તારક કહેવાય છે. તે તારકરૂપ બ્રહ્મ ઉપાસ્ય છે. વિશ્વરૂપ લક્ષ્મણ અકાર છે, તૈજસરૂપ શત્રુઘ્ન ઉકાર છે, પ્રાજ્ઞરૂપ ભરત મકાર છે, તુરીયરૂપ રામ અર્ધમાત્રા છે, ને મૂલપ્રકૃતિરૂપ સીતા નાદબિંદુરૂપ છે. હું વસ્તુતાએ સર્વદા રામ છું એમ જેઓ કહે છે તેઓ સંસારી નથી, પણ રામજ છે, એમાં સંશય નથી. અનંત તથા અવ્યક્ત આત્મા અવિમુક્તમાં સ્થિત છે, ઇતિ અવિમુક્ત વરણા તથા નાશીમાં સ્થિત છે. સર્વ ઇંદ્રિયોએ કરેલા દોષો નિવારણ કરે છે તેથી વરણા, ને સર્વ ઇંદ્રિયોએ કરેલાં પાપોનો નાશ કરે છે તેથી નાશી કહેવાય છે. ભ્રૂ તથા નાસિકાનો જે સંધિ તે અવિમુક્તનું સ્થાન છે.

:o:

## ॥ ૯૪ रामरहस्योपनिषदुनो सार ॥

રામજ પરબ્રહ્મ છે, રામજ પરમ તપ છે, ને રામજ પરમ તત્ત્વ છે. હનુમાન, ગણપતિ, સરસ્વતી, દુર્ગા, ક્ષેત્રપાલ, સૂર્ય, ચંદ્ર, વાયુ, સીતા, લક્ષ્મણ, શત્રુઘ્ન, ભરત, વિભીષણ, સુગ્રીવ, અંગદ, જાંબવંત ને પ્રણવાદિ રામનાં અંગોવિના રામ વિઘ્નકર થાય છે. ॐ **नमो भगवते रामाय सकलापन्निवारणाय स्वधा** ॥ આ મંત્ર સર્વ અભીષ્ટ ફલ આપનારો છે. મોક્ષદાતા રામમંત્રનો ઐહિક કાર્યમાં ઉપયોગ ન કરવો, પણ તેવાં કાર્યોમાં શ્રીહનુમાનનું સ્મરણ કરવું. रा એ તત્પદનો અર્થ છે, म એ ત્વંપદનો અર્થ છે, ને એ બેની એકતા તે અસિપદનો અર્થ છે એમ તત્ત્વવેત્તાઓ જાણે છે. **तत्त्वमसि** આદિ મહાવાક્યો મુક્તિ આપનારાં છે, ને ॐ **नमो रामाय** એ મંત્ર ભુક્તિમુક્તિ આપનાર છે. હું સર્વદા વસ્તુતાએ રામ છું એમ જેઓ કહે છે તેઓ સંસારી નથી, પણ રામજ છે એમાં સંશય નથી.

:o:

## ॥ ૯૫ रुद्रहृदयोपनिषदुनो सार ॥

સર્વ દેવોરૂપ રુદ્ર છે, ને સર્વ દેવો રુદ્રરૂપ છે. રુદ્રને જમણે પડખે સૂર્ય, બ્રહ્મા ને ત્રણ અગ્નિઓ છે, ને ડાબે પડખે દેવી, વિષ્ણુ ને ચંદ્રમા છે. જે ઉમા છે તે વિષ્ણુ છે, ને જે વિષ્ણુ છે તે ચંદ્રમા છે. જે ગોવિંદને નમસ્કાર કરે છે તે શંકરને નમસ્કાર કરે છે, ને જે ભક્તિવડે હરિનું પૂજન કરે છે તે શંકરનું પૂજન કરે છે. શંકરનો દ્વેષ કરે છે તે જનાર્દનનો દ્વેષ કરે છે, ને જેઓ રુદ્રને જાણતા નથી તેઓ કેશવને જાણતા નથી. જે રુદ્ર છે તે બ્રહ્મા છે, ને જે બ્રહ્મા છે તે હુતાશન છે. સર્વ પુરુષો મહેશ્વર છે, ને સર્વ સ્ત્રીઓ ઉમા છે. એવી રીતે સર્વ સ્થાવરજંગમ પ્રજા રુદ્ર તથા ઉમારૂપ છે. એવા શ્રીરુદ્ર તથા ઉમાને પુનઃ પુનઃ નમસ્કાર. જે અદૃશ્ય, અગ્રાહ્ય, અગોત્ર, રૂપરહિત, નેત્રરહિત, શ્રોત્રરહિત, હાથપગરહિત, નિત્ય, વ્યાપક, અતિસૂક્ષ્મ ને અવ્યય છે તેને વિવેકીઓ પોતાના નિર્મલ અંતઃકરણમાં જુએ છે. જ્ઞાનવડેજ સંસારનો વિનાશ થાય છે, કર્મવડે નહિ. જિજ્ઞાસુએ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવા સદ્‌ગુરુનું યથાવિધિ શરણ ગ્રહણ કરવું જોઇએ. શ્રીસદ્‌ગુરુ તેને બ્રહ્મ તથા આત્માનું સ્વરૂપ જણાવનારી પરાવિદ્યાનો ઉપદેશ કરે. અવિદ્યારૂપ મહાગ્રંથિનું છેદન કરીને જે સનાતન, અવિનાશી ને સત્ય શિવને મુમુક્ષુ પામે છે તે શિવ મુમુક્ષુએ જાણવાયોગ્ય છે. ઘટાકાશ તથા મહાકાશ જેમ વસ્તુતાએ ભિન્ન નથી તેમ જીવ તથા શિવ વસ્તુતાએ ભિન્ન નથી. યુક્તિથી ને પ્રમાણથી ચૈતન્યનું એકપણું સિદ્ધ થાય છે. ચૈતન્યના એકપણાને જાણીને પુરુષ શોક કરતો નથી, તથા મોહ પામતો નથી. સ્વયંજ્યોતિસ્વરૂપ સર્વસાક્ષીને દોષરહિત પુરુષો જાણી શકે છે, બીજાઓ નહિ. જે મુનિ પરમબ્રહ્મને જાણે છે તે બ્રહ્મજ થાય છે.

:o:

## ॥ ९६ रुद्राक्षजाबालोपनिषद्नो सार ॥

રુદ્રની આંખમાંથી આંસુઓ પડ્યાં તેમાંથી રુદ્રાક્ષવૃક્ષની ઉત્પત્તિ થઈ. રુદ્રાક્ષના દર્શનથી, ધારણથી ને તેની માલાવડે જપ કરવાથી પાપની નિવૃત્તિ ને પુણ્યની પ્રાપ્તિ થાય છે. આંબળાના ફળજેવડી રુદ્રાક્ષ શ્રેષ્ઠ ગણાય છે, બોર જેવડી રુદ્રાક્ષ મધ્યમ ગણાય છે, ને ચણાજેવડી રુદ્રાક્ષ કનિષ્ઠ ગણાય છે. ધોળી રુદ્રાક્ષ બ્રાહ્મણ, રાતી રુદ્રાક્ષ ક્ષત્રિય, પીળી રુદ્રાક્ષ વૈશ્ય ને કાળી રુદ્રાક્ષ શૂદ્ર કહેવાય છે. બ્રાહ્મણે ધોળી રુદ્રાક્ષ ધારણ કરવી, ક્ષત્રિયે રાતી રુદ્રાક્ષ ધારણ કરવી, વૈશ્યે પીળી રુદ્રાક્ષ ધારણ કરવી, ને શૂદ્રે કાળી રુદ્રાક્ષ ધારણ કરવી. સમાન, સ્નિગ્ધ, દૃઢ, સ્થૂલ ને કાંટાવાળી રુદ્રાક્ષ શુભ ગણાય છે. કીડાઓએ ખાધેલી, ફાટી ગયેલી, કાંટારહિત ને છિદ્રોવાળી રુદ્રાક્ષ ત્યાગ કરવાયોગ્ય છે. રુદ્રાક્ષની માલા દોરવડે પરોવીને ધારણ કરવી. શિખામાં એક, મસ્તકપર ત્રણ સો, ગળામાં છત્રીશ, બંને હાથના મધ્યમાં સોળ, મણિબંધમાં બાર બાર, સ્કંધપર પાંચ સો, ને ઉપવીતની પેઠે એક સો ને આઠ રુદ્રાક્ષ ધારણ કરવી. એક મુખવાળી રુદ્રાક્ષ બ્રહ્મરૂપ છે, તેના ધારણથી વિજિતેન્દ્રિય પુરુષ પરમતત્ત્વમાં લીન થાય છે. બે મુખવાળી રુદ્રાક્ષ અર્ધનારીશ્વરરૂપ છે, તેના ધારણથી અર્ધનારીશ્વર પ્રસન્ન થાય છે. ત્રણ મુખવાળી રુદ્રાક્ષ ત્રણ અગ્નિરૂપ છે, તેના ધારણથી અગ્નિ સંતુષ્ટ થાય છે. ચતુર્મુખ રુદ્રાક્ષ બ્રહ્મારૂપ છે, તેના ધારણથી બ્રહ્મા પ્રસન્ન થાય છે. પંચમુખવાળી રુદ્રાક્ષ શિવરૂપ છે, તેને ધારણ કરવાથી પાપની નિવૃત્તિ થાય છે ૭ મુખવાળી રુદ્રાક્ષ કાર્તિકેયદેવવાળી છે, તેના ધારણથી લક્ષ્મી ને આરોગ્યની પ્રાપ્તિ થાય છે સાત મુખવાળી રુદ્રાક્ષ ધારણ કરવાથી પુરુષ જ્ઞાનસંપત્તિવાળો તથા પવિત્ર થાય છે. આઠ મુખવાળી રુદ્રાક્ષ ધારણ કરવાથી વસુઓ તથા ગંગા પ્રસન્ન થાય છે. નવ મુખવાળી રુદ્રાક્ષ ધારણ કરવાથી નવ શક્તિઓ પ્રસન્ન થાય છે. દશ મુખવાળી રુદ્રાક્ષ ધારણ કરવાથી શાંતિ ઉપજે છે. અગીઆર મુખવાળી રુદ્રાક્ષ ધારણ કરવાથી સૌભાગ્યની વૃદ્ધિ થાય છે. બાર મુખવાળી રુદ્રાક્ષ મહાવિષ્ણુરૂપ વા દ્વાદશ આદિત્યરૂપ છે, તેને ધારણ કરનારો તેને પરાયણ થાય છે. તેર મુખવાળી રુદ્રાક્ષના ધારણથી કામદેવ પ્રસન્ન થાય છે. ચૌદ મુખવાળી રુદ્રાક્ષ ધારણ કરવાથી સર્વ વ્યાધિઓ દૂર થઈ આરોગ્યનો લાભ થાય છે.

———.*:———

## ॥ ९७ वज्रसूचीउपनिषद्नो सार ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર આ ચાર વર્ણો છે, તેઓમાં બ્રાહ્મણ મુખ્ય છે એમ શાસ્ત્ર કહે છે. ત્યાં બ્રાહ્મણ કોણ છે? એમ પ્રશ્ન થાય છે. શું જીવ બ્રાહ્મણ છે? વા દેહ બ્રાહ્મણ છે? વા જાતિ બ્રાહ્મણ છે? વા પરોક્ષજ્ઞાન બ્રાહ્મણ છે? વા કર્મ બ્રાહ્મણ છે? વા ધાર્મિક હોય તે બ્રાહ્મણ છે? તેમાં જીવ બ્રાહ્મણ નથી, કેમકે ભૂતભવિષ્યમાં અનેક શરીરોમાં તથા સર્વ શરીરોમાં તે એકરૂપ છે. દેહ પણ બ્રાહ્મણ નથી. કારણકે સર્વ પ્રાણીઓનાં શરીરો પાંચ ભૂતોનાં બનેલાં છે, તેઓમાં જરામરણાદિ ધર્મોનું સમાનપણું દેખાય છે, તથા ધોળા શરીરવાળો બ્રાહ્મણ, રાતા શરીરવાળો ક્ષત્રિય, પીળા શરીરવાળો વૈશ્ય ને કાળા શરીરવાળો શૂદ્ર એવો નિયમ નથી, વળી શરીર બ્રાહ્મણ હોય તો પિતા આદિના શરીરના દહનમાં બ્રહ્મહત્યાદિ દોષનો સંભવ થાય, પણ તેમ થતું નથી. જાતિ પણ બ્રાહ્મણ નથી, કેમકે અન્ય જાતિમાં ઉપજેલા ઘણા મહર્ષિઓ છે, જેમ વ્યાસજી ખારવાની કન્યામાં ને વસિષ્ઠજી ઉર્વશીમાં ઉપન્યા હતા. પરોક્ષજ્ઞાન બ્રાહ્મણ નથી, કારણકે ક્ષત્રિયાદિમાં પણ પરોક્ષજ્ઞાન હોય છે. કર્મ બ્રાહ્મણ નથી, કેમકે સર્વ પ્રાણીઓમાં પ્રારબ્ધાદિ કર્મ હોય છે. વળી જે ધાર્મિક હોય તે બ્રાહ્મણ એમ પણ કહી શકાય નહિ, કારણકે ક્ષત્રિયાદિ પણ ધાર્મિક હોય છે. એવી રીતે જીવ આદિ બ્રાહ્મણ નથી. જે કોઈ જાતિગુણક્રિયારહિત, ૬ ઉર્મિથી ને ૭ ભાવવિકારથી રહિત, સર્વ પ્રકારના દોષથી રહિત, સચ્ચિદાનંદ, અપ્રમેય ને અદ્વિતીય આત્માને અપરોક્ષ અનુભવે છે, તથા જે કામરાગાદિ દોષથી રહિત, શમદમાદિસંપન્ન તથા માત્સર્ય તૃષ્ણા આશા મોહ દંભ ને અહંકારથી રહિત છે તે બ્રાહ્મણ છે, એમ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ ને ઇતિહાસનો અભિપ્રાય છે.

———:o:———

## ॥ ९८ वरदतापनीयोपनिषद्नो सार ॥

આ ઉપનિષદ્નું અન્ય નામ ગણેશતાપનીયોપનિષત્ પણ છે તેના પૂર્વતાપનીય ને ઉત્તરતાપનીય એવા બે ભાગ છે તે બનેનો સાર આ પ્રમાણે—

આ વિનાયકની માયા આ સર્વ જગતને રચે છે, આ સર્વ જગતનું રક્ષણ કરે છે, ને આ સર્વ જગતનો સંહાર કરે છે ગણપતિ ઈશ્વરરૂપ છે સિદ્ધિ ને બુદ્ધિ તેની સ્ત્રીઓ છે પ્રપચરહિત, કલ્યાણરૂપ ને અદ્વૈત એવો જે આત્માનો ચોથો પાદ વિદ્વાનો માને છે તે ગણેશ છે, તે આત્મા છે, ને તે જાણવાયોગ્ય છે હું વસ્તુતાએ વિનાયક છુ એમ જેઓ કહે છે તેઓ સંસારી નથી, પણ ગણેશજ છે વિનાયકનું જ્ઞાન તે પરમધ્યાન છે, તેજ પરમતપ છે સહસ્રો અશ્વમેધો ને સેંકડો વાજપેયયજ્ઞો ધ્યાનયોગની સોળમી કલાને પણ યોગ્ય થતા નથી. વિનાયકજ વિષ્ણુ, શિવ, બ્રહ્મા, ઇંદ્ર, ચદ્ર, સૂર્ય, વાયુ ને અગ્નિ છે ત હુ છુ તે પુરુષને અમે જાણીએ છીએ, વક્રતુંડનું અમે ધ્યાન કરીએ છીએ, તે દતી અમને સન્માર્ગમા પ્રેરો. ભૂતભૌતિક સર્વ શ્રીગણપતિમાથી ઉત્પન્ન થાય છે ગણેશની શક્તિથી બ્રહ્મા જગત્ ઉપજાવે છે, વિષ્ણુ જગતનું પાલન કરે છે, અને રુદ્ર પ્રલયકાલે જગતનો સહાર કરે છે આના ભયથી સૂર્ય ઉદય પામે છે, વાયુ વાય છે, ને અગ્નિ સ્થિત રહે છે તે ચૈતન્યરૂપ, નિર્વિકાર ને અદ્વૈત છે

---

## ॥ ९९ वराहोपनिषद्नो सार ॥

વરાહભગવાન્ ઋભુપ્રતિ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે—" પાચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણો, પાંચ વિષયો, મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર આ ચોવીશ તત્ત્વો છે એમ કોઈ કહે છે એથી વધારે તત્ત્વો છે એમ બીજાઓ કહે છે એ તત્ત્વોથી મારુ સ્વરૂપ વિલક્ષણ છે પોતાના વર્ણાશ્રમના ધર્મના પરિપાલનવડે, તપવડે ને ગુરુને પ્રસન્ન કરવાથી પુરુષોને વૈરાગ્યાદિ ચાર સાધનો પ્રાપ્ત થાય છે. નિત્યાનિત્યનો વિવેક, આ લોક પરલોકના વિષયોમા વૈરાગ્ય, શમાદિ છ સપત્તિ ને મુમુક્ષુતાનો જિજ્ઞાસુ સારી રીતે અભ્યાસ કરે. વર્ણાશ્રમરહિત સર્વના સાક્ષી આત્માને જે બ્રહ્મરૂપે જાણે છે તે બ્રહ્મજ થાય છે. દેહાત્મજ્ઞાનનો બાધ કરનાર દેહાત્મજ્ઞાનના જેવું જ્ઞાન જેને આત્મામા થાય તે ન ઇચ્છે તોપણ મોક્ષ પામે છે. જેમ આંધળાને સમગ્ર જગત્ અંધકારમય પ્રતીત થાય છે, ને દેખતાને પ્રકાશમય પ્રતીત થાય છે તેમ અજ્ઞાનીને જગત્ દુ ખમય પ્રતીત થાય છે, ને જ્ઞાનીને જગત્ સુખમય પ્રતીત થાય છે શુ કરુ ? ક્યા જાઉં ? શુ ગ્રહણ કરું ને શું ત્યજુ ? મારાવડે સમગ્ર વિશ્વ પૂર્ણ થયેલુ છે એમ જ્ઞાનીને જણાય છે સર્પની પેઠે મનુષ્યોના સમાગમને ત્યજે, શબની પેઠે સ્ત્રીનો ત્યાગ કરે, ને વિષની પેઠે વિષયોનો ત્યાગ કરે, એવો પરમહંસ વાસુદેવરૂપ છે ઉપ એટલે જીવાત્માનો પરમાત્માની સમીપે જે વાસ તે ઉપવાસ જાણવો, શરીરનું શોષણ તે ઉપવાસ નથી રાફડાના તાડનથી જેમ મહાસર્પ મરતો નથી તેમ અવિવેકીઓને માત્ર કાયશોષણથી લાભ થતો નથી. બ્રહ્મ છે એમ જાણવું તે પરોક્ષજ્ઞાન છે, ને હું બ્રહ્મ છુ એમ જાણવુ તે સાક્ષાત્કાર કહેવાય છે મમતાવડે જીવ બધાય છે, ને મમતાના ત્યાગવડે જીવ મોક્ષ પામે છે સર્વ ચિંતાઓનો સારી રીતે ત્યાગ કરી સ્વસ્થ થવુ ઉચિત છે એકાંતમા બ્રહ્મનું ચિંતન, અધિકારીપ્રતિ તેનું કથન ને પરસ્પર તેની ચર્ચા એમ સર્વદા બ્રહ્મપરાયણ થઈ વિવેકીએ પોતાનો સમય ગાળવો. મુમુક્ષુએ સર્વ ચૈતન્ય છે એવી ભાવના કરવી જેમ ઘટાકાશ ને મઠાકાશ મહાકાશમાં સ્થિત છે તેમ ચિદાકાશમાં જીવ ને ઈશ્વર સ્થિત છે જેઓ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણતા નથી તેઓને મુક્તિ ક્યાંથી ? દુઃખના સમુદ્રરૂપ આ સંસાર દીર્ઘસ્વપ્નરૂપ, વા દીર્ઘચિત્તવિભ્રમરૂપ, વા દીર્ઘમનોરાજ્યરૂપ છે જેમ ઘડાના નાશથી ઘટાકાશનો નાશ થતો નથી તેમ શરીરના નાશથી આત્માનો નાશ થતો નથી જેમ ઝાંઝવાનું જલ મરુભૂમિથી ભિન્ન નથી તેમ આ જગત્ ચૈતન્યથી ભિન્ન નથી શ્રીમદ્ગુરુની કરુણાવિના વિષયત્યાગ દુર્લભ છે, તત્ત્વદર્શન દુર્લભ છે, ને સહજાવસ્થા દુર્લભ છે ઇંદ્રિયોનો નાથ મન, મનનો નાથ પ્રાણ, અને પ્રાણનો નાથ લય છે. ચિત્તનિરોધ સંપાદન કરવા ઇચ્છનારે સર્વ ચિંતાનો પરિત્યાગ કરીને

સાવધાન મનવડે નાદનું અનુસંધાન કરવું જોઇએ. હું આનંદરૂપ, અખંડબોધરૂપ, માયાથી પર ને ચૈતન્યઘન છું, મને સંસારનાં દુઃખો સ્પર્શ કરી શકતાં નથી એમ મુમુક્ષુએ નિરંતર ચિંતન કરવું જોઇએ. માણસ ધનની ઇચ્છાવડે જેમ ધનવાનની સ્તુતિ કરે છે તેમ જો વિશ્વકર્તાની સ્તુતિ કરે તો કોણ મોક્ષ ન પામે ? જેમ છીપમાં રૂપું કલ્પિત છે તેમ મારામાં જગત્ કલ્પિત છે. શરીર, ઇંદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત માયા ને આકાશાદિક જગત્ હું નથી, પણ હું સચ્ચિદાનંદ બ્રહ્મ છું એમ ભાવના કરવી. જેમ જલની ચંચળતાથી સૂર્યની ચંચલતા જણાય છે તેમ અહંકારના સંબંધથી આત્માની ચંચલતા જણાય છે, અભિમાન અસુરપણું છે તેથી વિદ્વાન્માં હું આત્મવેત્તા છું એવું અભિમાન સંભવતું નથી. વિવેકજ્ઞાનરૂપ અગ્નિવડે જે રાગાદિ દાહ પામ્યા તેઓ પુનઃ ઉગતા નથી, મનુષ્ય પારકા દોષો જોવામાં જેવો સુનિપુણ તથા પ્રીતિવાળો છે તેવો જો પોતાના દોષો જોવામાં સુનિપુણ તથા પ્રીતિવાળો હોય તો બંધથી કોણ મોકળો ન થાય ? આત્મવેત્તા આત્માનોજ અનુભવ કરનારો છે. દ્રવ્ય, મંત્ર, ક્રિયા ને યુક્તિ આદિથી ઉત્પન્ન થનારી સિદ્ધિઓને તે ઇચ્છતો નથી "

ઋભુમુનિ નિદાઘપ્રતિ કહે છે:—" શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની ને તુર્યગા આ સાત જ્ઞાનભૂમિઓ છે સ્થૂલાંશે વિશ્વ, સૂક્ષ્માંશે તૈજસ, બીજાંશે પ્રાજ્ઞ ને સાક્ષીઅંશે તુરીય છે. શાસ્ત્ર અને સજ્જનોના સમાગમવડે હું જ્ઞાતવ્યને જાણવામાટે યત્ન કરું આવી વૈરાગ્યપૂર્વક ઇચ્છા ઉપજે તે શુભેચ્છા કહેવાય છે, શાસ્ત્ર તથા સજ્જનના સમાગમવડે વૈરાગ્યના અભ્યાસપૂર્વક જે સદાચારમાં પ્રવૃત્તિ તે વિચારણા કહેવાય છે, ઇંદ્રિયોના વિષયોમાં મનનો રાગ શિથિલ થાય તે તનુમાનસા કહેવાય છે, આત્મરૂપ સત્ત્વની પ્રાપ્તિ થાય તે સત્ત્વાપત્તિ કહેવાય છે, મનોનાશ ને વાસનાક્ષય થવાથી ઉત્તમ વિષયોમાં પણ આસક્તિ ન રહે તે અસંસક્તિ કહેવાય છે, બ્રહ્મથી ભિન્ન પદાર્થની પ્રતીતિ પરની પ્રેરણાવિના ન રહે તે પદાર્થાભાવિની કહેવાય છે, અને ભેદની કેવલ અપ્રતીતિ થઇ બ્રહ્મમાંજ સ્થિતિ થાય તે તુર્યગા કહેવાય છે. પહેલી ત્રણ ભૂમિકાવાળો મુમુક્ષુ, ચોથી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્, પાંચમી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્વર, છઠ્ઠી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્વરીયાન્, ને સાતમી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે. પહેલી ત્રણ ભૂમિકાઓ જાગ્રત, ચોથી ભૂમિકા સ્વપ્ન, પાંચમી ભૂમિકા સુષુપ્તિ, છઠ્ઠી ભૂમિકા ગાઢસુષુપ્તિ ને સાતમી ભૂમિકા ઘનસુષુપ્તિ કહેવાય છે. જીવન્મુક્ત મનોરાજ્ય તથા બાહ્યભોગોની તૃષ્ણાવિનાનો અને શરીરની અંતર ને બહાર બ્રહ્મનો અનુભવ કરનારો છે. દ્રષ્ટા, દર્શન ને દૃશ્યનો વાસનાસહિત ત્યાગ કરીને કેવલ આત્માનું અનુસંધાન કરવું જોઇએ. સુખમાં જેનું મુખ પ્રફુલ્લિત થતું નથી. ને દુઃખમાં જેનું મુખ કરમાતું નથી, તથા પ્રારબ્ધાનુસાર પ્રાપ્ત થતી સ્થિતિમાં જે રહે છે તે જીવન્મુક્ત કહેવાય છે જે જાગ્રત્માં સુષુપ્તિવિષે સ્થિત હોય એમ રહે છે, ને જેનું જ્ઞાન વાસનારહિત છે તે જીવન્મુક્ત કહેવાય છે. ઉપરથી રાગ, દ્વેષ ને ભયાદિને પ્રાપ્ત થયાના જેવો દેખાતો છતો પણ જે અંતરમાં આકાશના જેવો સ્વચ્છ છે તે જીવન્મુક્ત કહેવાય છે. હું કર્તા એવો ભાવ જેને નથી, ને જેની બુદ્ધિ લેપ પામતી નથી તે કર્મ કરતો છતો તથા નહિ કરતો છતો પણ મુક્ત છે. જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી, ને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી, જે હર્ષ, ઇર્ષા ને ભયથી રહિત છે, અને જે સમસ્ત વ્યવહાર કરતાં છતાં અંતઃકરણમાં શીતલ છે તે જીવન્મુક્ત કહેવાય છે. મનમાં રહેલી સર્વ કામનાઓને સજી જે સર્વાત્મભાવમાં સંતોષ પામે છે તે જીવન્મુક્ત કહેવાય છે. ચિત્તના ધર્મોરહિત ચિન્માત્રરૂપ પરમપવિત્રપદમાં જે ક્ષોભરહિત ચિત્તવાળો વિશ્રાંતિ પામેલો છે તે જીવન્મુક્ત કહેવાય છે. ગુરુ શિવ છે, વેદ શિવ છે, દેવ શિવ છે, પ્રભુ શિવ છે, હું શિવ છું, સર્વ શિવ છે, શિવથી ભિન્ન કાંઇ નથી. ધીર મુમુક્ષુ બ્રહ્મને જાણીને તેમાં ચિત્તને એકાગ્ર કરે, ઘણા શબ્દોનું ચિંતનાદિ ન કરે, કેમકે તે મન તથા વાણીને નિરર્થક શ્રમ આપનાર છે. જેની બુદ્ધિ પરમતત્ત્વનો અનુભવ કરે છે તેની દૃષ્ટિએ પડેલા જીવો પાપથી મોકળા થાય છે. શરીરમાં કઠિન ભાગ પૃથિવીતત્ત્વ છે, દ્રવ ભાગ જલતત્ત્વ છે, પ્રકાશવાળો ભાગ તેજસ્તત્ત્વ છે, ગતિવાળો ભાગ વાયુતત્ત્વ છે ને અવકાશવાળો ભાગ આકાશતત્ત્વ છે. યમ, નિયમ, આસન,

પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ એ આઠ યોગના અંગો છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, દયા, આર્જવ, ક્ષમા, ધૃતિ, મિતાહાર ને શૌચ આ દશ યમો છે. તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, ઈશ્વરપૂજન, સિદ્ધાંતશ્રવણ, કુકર્મમાં લોકલજ્જા, શુભમતિ, જપ ને વ્રત આ નિયમો છે. ચક્ર, પદ્મ, કૂર્મ, મયૂર, કુક્કુટ, વીર, સ્વસ્તિક, ભદ્ર, સિંહ, મુક્ત ને ગોમુખ એ આસનો છે. ડાબું સાથળ જમણી ઘુંટીપર ને જમણું સાથળ ડાબી ઘુંટીપર રાખી સીધા બેસવું તે ચક્રાસન કહેવાય છે. પ્રાણાયામથી સુષુમ્ણામાં પ્રાણનો પ્રવેશ થયે પ્રથમ બ્રહ્મગ્રંથિ, પછી વિષ્ણુગ્રંથિ ને પશ્ચાત્ રુદ્રગ્રંથિનો ભેદ થાય છે. "

---

## . १०० ॥ वासुदेवोपनिषद्नो सार ॥

.શ્રીવાસુદેવ નારદપ્રતિ કહે છે:—" વૈકુંઠમાં ઉપજેલું ને મને પ્રિય ચંદન મેં વૈકુંઠમાંથી આણીને દ્વારકામાં સ્થાપન કર્યું છે. મારા શરીરપર પ્રતિદિવસ ચોપડેલું કેસરામિશ્રિત ચંદન ગોપીઓવડે પ્રક્ષાલન થવાથી ગોપીચંદન કહેવાય છે ગોપીચંદનને નમસ્કાર કરી, ગ્રહણ કરી, પ્રાર્થના કરી, પછી તેમાં જલ નાંખી મર્દન કરવું પછી ' જેના હાથમાં શંખ ચક્ર ને ગદા છે એવા હે દ્વારકામાં નિવાસ કરનાર ! હે અચ્યુત ! હે ગોવિંદ ! ને હે કમલજેવા નેત્રવાળા ! શરણાગત એવા મારું રક્ષણ કરો ' એમ બોલી, મારું ધ્યાન કરી, ગૃહસ્થ લલાટ, ઉદર, હૃદય, કંઠકૂપ, દક્ષિણ કૂખ, જમણો હાથ, કાન, ડાબી કૂખ, ડાબો હાથ, પૃષ્ઠદેશ, કકુદ ( ખૂંધ ) ને મૂર્ધા એ દ્વાદશ સ્થાનપર અનામિકાથી नारायणाय विद्महे वासुदेवाय धीमहि तन्नो विष्णुः प्रचोदयात् ॥ એ વિષ્ણુગાયત્રીવડે, વા કેશવ, નારાયણ, માધવ, ગોવિંદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, પદ્મનાભ, દામોદર ને વાસુદેવ આ બાર નામવડે તે ધારણ કરે. બ્રહ્મચારી વા વાનપ્રસ્થ લલાટ, કંઠ, હૃદય, જમણા હાથનું મૂલ ને ડાબા હાથનું મૂલ એ પાંચ સ્થાનપર વિષ્ણુગાયત્રીથી, વા કૃષ્ણ, વાસુદેવ, દેવકીનંદન, નંદગોપકુમાર ને ગોવિંદ આ પાંચ નામોથી તે ધારણ કરે. સંન્યાસી તર્જનીથી શિર, લલાટ ને હૃદયપર પ્રણવવડે તે ધારણ કરે, વા પરમહંસ પ્રણવવડે લલાટમાં એક ઊર્ધ્વપુંડ્ર ધારણ કરે. ઊભી ત્રણ રેખાઓરૂપ ઊર્ધ્વપુંડ્ર ૐકારરૂપ છે. પરમહંસ તે ઊર્ધ્વપુંડ્રમાં દીપકના પ્રકાશજેવા પોતાના આત્માને અનુભવતો છતો તથા બ્રહ્મજ હું છું એમ ભાવના કરતો છતો મારા સાયુજ્યને પામે છે. કુટીચકાદિ સંન્યાસીઓ હૃદયપરના ઊર્ધ્વપુંડ્રમાં પોતાના આત્માની ભાવના કરે. જે પુરુષ એકાગ્રમનવડે હૃત્પદ્મમાં મારું ધ્યાન કરે છે તે મુક્ત થાય છે. જેમ તલોમાં તેલ, કાષ્ઠોમાં અગ્નિ, દૂધમાં ઘી તથા પુષ્પોમાં ગંધ છે તેમ અનેક સ્થાવરજંગમમાં હું રહ્યો છું જે સર્વ જગત્ દેખાય છે તથા સાંભળવામાં આવે છે તેની અંતર ને બહાર નારાયણ સ્થિત છે. દેહાદિરહિત, સૂક્ષ્મ, ચૈતન્યરૂપ, નિરંજન, સર્વમાં વ્યાપીને રહેલ ને અદ્વૈત બ્રહ્મ હું છું એમ વિવેકીએ ભાવના કરવી. મુમુક્ષુ બ્રહ્મરંધ્રમાં, બને ભ્રૂના મધ્યભાગમાં ને હૃદયમાં હરિનું ધ્યાન કરે. સાં ગોપીચંદન ધારણ કરી ધ્યાન કરવાથી પુરુષ પરમપદને પામે છે ગોપીચંદનના અભાવમાં તુલસીના મૂલની સમીપની માટી આત્માનો સાક્ષાત્કાર થવા મુમુક્ષુએ નિત્ય ધારણ કરવી. રાત્રે અગ્નિહોત્રની ભસ્મ ધારણ કરે. જે એવી રીતે ગોપીચંદન ધારણ કરે છે તે પવિત્ર થાય છે, તેની નારાયણમાં અચલ ભક્તિ વૃદ્ધિ પામે છે, ને તે જ્ઞાન પામી વિષ્ણુના સાયુજ્યને પામે છે, પુનરાવૃત્તિ પામતો નથી. "

—:o:—

## ॥ १०१ शरभोपनिषद्नो सार ॥

શ્રીબ્રહ્મા પૈપ્પલાદમુનિ કહે છે:—"હે પૈપ્પલાદ ! ભગવાન્ મહેશ્વર એક છે તે મને ઉપજાવી વેદો આપે છે. મારા તથા વિષ્ણુના તે જનક છે. તે મહાદેવ પ્રલયકાલે સર્વલોકોનો સંહાર કરે છે. તે મહેશ્વર શરભનામનો ભયંકર વેષ ધારણ કરીને નૃસિંહનું હનન કરતા હતા. સર્વ સિદ્ધિમાટે તે રુદ્ર ધ્યેય છે. જે

રુદ્ર સર્વ જગતનો નાશ કરે છે, અને પુનઃ ઉપજાવીને તેનું રક્ષણ કરે છે તે રુદ્રને નમસ્કાર. જેણે લીલાવડે ત્રિપુરનો દાહ કર્યો, સૂર્ય ચંદ્ર ને અગ્નિ જેના નેત્રરૂપ છે, જે દેવોરૂપ પશુઓના પતિ છે તે રુદ્રને નમસ્કાર. મનસહિત વાણી જેને નહિ પામીને પાછી ફરે છે એવા આનંદરૂપ બ્રહ્મને જાણનાર કદીપણ ભય પામતો નથી. જે સૂક્ષ્મથી સૂક્ષ્મતર ને મહાનથી મહત્તર છે, તથા જે પ્રાણીઓની બુદ્ધિરૂપ ગુહામાં સ્થિત છે તે ઈશ્વરને પુરુષ અંતઃકરણની નિર્મલતાથી અનુભવે છે, ને પછી શોકરહિત થાય છે. આદિદેવ ભગવાન્ મહેશ્વર વસિષ્ઠાદિવડે પૂજ્ય છે. ભગવાન્ મહેશ્વર સત્યરૂપ, સર્વસાક્ષી, નિત્યાનંદરૂપ, નિર્વિકલ્પ ને અચિંત્યશક્તિવાળા છે. અતિમોહ કરનારી દુસ્તર માયા તે પ્રભુના ચરણારવિંદના ધ્યાનથી સુખપૂર્વક તરી શકાય છે. શર એટલે જીવો જેના અંગોમાં ભ્ર એટલે ભાસે છે તે શરભ-બ્રહ્મ-છે, ને તે મોક્ષ આપનાર છે. એકજ શિવ નિત્ય છે, તેનાથી ભિન્ન મિથ્યા છે, તેથી સર્વ ધ્યેયોનો પરિત્યાગ કરી સંસારથી મુક્ત કરનાર શિવજ સર્વદા ધ્યાન કરવા યોગ્ય છે. આ શાસ્ત્રનો અનધિકારીને ઉપદેશ કરવો નહિ, અધિકારીનેજ તેનો ઉપદેશ કરવો. ”

—:*:—

## ॥ १०२ शाट्यायनीयोपनिषद्नो सार ॥

મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ મનજ છે. વિષયમાં આસક્ત મન બંધ ઉપજાવનાર ને વિષયાસક્તિરહિત મન મોક્ષ આપનાર કહ્યું છે. પ્રાણીનું ચિત્ત જેવું સંસારમાં આસક્ત છે તેવું જો બ્રહ્મમાં આસક્ત થાય તો બંધનથી કોણ મોકળો ન થાય? ચિત્તજ સંસાર છે માટે તેનું પ્રયત્નવડે શોધન કરવું, પુરુષ જેવા ચિત્તવાળો હોય છે તેવો થાય છે આ અનાદિ રહસ્ય છે સતશાસ્ત્ર જાણ્યા વિના બ્રહ્મનું જ્ઞાન થતું નથી, ને બ્રહ્મનું જ્ઞાન થયા વિના પરમપદ મળતું નથી. કુટીચક, બહૂદક, હંસ ને પરમહંસ એમ ચાર પ્રકારના સંન્યાસી છે. ચિત્તને સર્વદા એકાગ્ર રાખવું, પરમાત્મા ને ગુરુની સેવા કરવી, વાણી મન ને શરીરને નિયમમાં રાખવાં, ઉપનિષદોનો અભ્યાસ કરવો, ને પોતાના જીવભાવને બ્રહ્મમાં હોમવો એ સંન્યાસીનું કર્તવ્ય છે તેઓ જ્ઞાનરૂપદંડ ધારણ કરનારા, જ્ઞાનરૂપ શિખાવાળા ને જ્ઞાનરૂપ યજ્ઞોપવીતવાળા હોય છે. સંન્યાસી કામ, ક્રોધ, લોભ, મોહ, દંભ, દર્પ, અસૂયા, મમતા ને અહંકારાદિનો ત્યાગ કરી, માનાપમાન તથા નિંદાસ્તુતિને સમાન ગણી વૃક્ષની પેઠે સ્થિત થાય. પુરુષ આ અસંગ આત્મા હું છું એમ જો જાણે તો તે પુરુષ કોના ભોગમાટે શાને ઈચ્છતો છતો શરીરની પછવાડે બળે? ધીર મુમુક્ષુ તે બ્રહ્મને જાણીને તેમાં ચિત્તવૃત્તિને એકાગ્ર કરે. ઘણા શબ્દોનું ચિંતન તથા ઘણું ભાષણ ન કરે, કેમકે તે મન તથા વાણીને નિરર્થક શ્રમ આપનાર છે. પુરુષ જ્યારે પોતાના હૃદયમાં રહેલી સર્વ કામનાઓ તજી દે છે ત્યારે તે અહીંજ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ગુરુજ પરમધર્મ છે ને ગુરુજ પરમગતિ છે. જેને પરમાત્મામાં ઉત્કૃષ્ટ ભક્તિ છે, ને જેવી પરમાત્મામાં ભક્તિ છે તેવીજ ગુરુમાં છે તે સાધક બ્રહ્મને પામે છે.

—:o:—

## ॥ १०३ शांडिल्योपनिषद्नो सार ॥

ભગવાન્ અથર્વા શાંડિલ્યપ્રતિ કહે છે.—“ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ આ આઠ યોગનાં અંગો છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, દયા, આર્જવ, ક્ષમા, ધૃતિ, મિતાહાર ને શૌચ આ દશ યમો છે. મન, વાણી ને શરીરવડે સર્વદા સર્વ ભૂતોને ક્લેશ ન ઉપજાવવો તે અહિંસા; મન તથા વાણીવડે પ્રાણીનું હિત કરનારુ બોલવું તે સત્ય; મન, વાણી ને શરીરવડે પરદ્રવ્યમાં નિઃસ્પૃહ રહેવું તે અસ્તેય; સર્વ અવસ્થામાં મન, વાણી ને શરીરવડે સર્વત્ર મૈથુનત્યાગ તે બ્રહ્મચર્ય; સર્વભૂતો પર અનુગ્રહ તે દયા; સર્વદા સર્વપ્રતિ મનવાણીવડે એકરૂપપણું તે આર્જવ; પ્રિયઅપ્રિયની પ્રાપ્તિને સહન કરવી તે ક્ષમા; દ્રવ્યની હાનિ થયે વા પ્રિયજનનો વિયોગ થયે ચિત્તને સ્થિર રાખવુ તે ધૃતિ; આહારનો ચોથો ભાગ અવશેષ રાખી સ્નિગ્ધ ને મધુર આહાર લેવો તે મિતાહાર; ને માટી તથા જલવડે શરીરને

પવિત્ર રાખવું અને અધ્યાત્મવિદ્યાવડે મનને શુદ્ધ રાખવું તે શૌચ છે. તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, ઈશ્વરપૂજન, સિદ્ધાંતશ્રવણ, હ્રી, મતિ, જપ ને વ્રત આ દશ નિયમો છે. કૃચ્છ્રચાંદ્રાયણાદિવડે શરીરનું શોષણ તે તપ; આરબ્ધાનુસાર જે પ્રાપ્ત થાય તેમાં તૃપ્તિ તે સંતોષ; વેદે કહેલા ધર્મ ને અધર્મમાં વિશ્વાસ તે આસ્તિક્ય; ન્યાયવડે સંપાદન કરેલાં ધનધાન્યાદિ અર્થિજનોને આપવાં તે દાન, પ્રસન્નસ્વભાવવડે યથાશક્તિ મહેશ્વર વા વિષ્ણુ આદિનું પૂજન તે ઈશ્વરપૂજન; વેદાંતના અર્થનો વિચાર તે સિદ્ધાંતશ્રવણ; કુત્સિતકર્મમાં લજ્જા તે હ્રી; વેદવિહિત સાધનોમાં શ્રદ્ધા તે મતિ; ગુરુએ ઉપદેશ કરેલા વેદથી અવિરુદ્ધ મંત્રનો વિધિવત્ અભ્યાસ તે જપ; ને વેદે કહેલા વિધિનિષેધનું અનુષ્ઠાન તે વ્રત છે. સ્વસ્તિક, ગોમુખ, પદ્મ, વીર, સિંહ, ભદ્ર, મુક્ત ને મયૂર એ આસન છે. જેણે આસનનો જય કર્યો તેણે ત્રણ લોકનો જય કર્યો. પ્રાણાયામવડે નાડીશુદ્ધિ થાય છે. માણસનું શરીર ૯૬ આંગળ લાંબું હોય છે. શરીરથી પ્રાણ દ્વાદશ અંગુલ અધિક છે. શરીરમાં નાભિની સમીપ કંદ છે. તે કંદમાંથી મુખ્ય ચૌદ નાડીઓના પ્રવાહ નીકળે છે. ઈડા, પિંગલા, સુષુમ્ણા, સરસ્વતી, વારુણી, પૂષા, હસ્તિજિહ્વા, યશસ્વિની, વિશ્વોદરી, કુહૂ, શંખિની, યશસ્વિની, અલંબુષા ને ગાંધારી આ ચૌદ નાડીઓ છે. તેમાં સુષુમ્ણા મોક્ષમાર્ગમાં ઉપયોગી છે. તે ગુદના પૃષ્ઠ ભાગથી મેરુ દંડમાં થઈ મૂર્ધાપર્યંત ગયેલી છે. સુષુમ્ણાના ડાબા ભાગમાં ઈડા ને જમણા ભાગમાં પિંગલા છે. ઈડામાં ચંદ્ર ને પિંગલામાં સૂર્ય વિચરે છે. પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત ને ધનંજય આ દશ વાયુઓ છે. શ્વાસોચ્છ્વાસ એ પ્રાણનું કર્મ, મલમૂત્રાદિનો ત્યાગ એ અપાનનું કર્મ, ગ્રહણત્યાગની ચેષ્ટા આદિ વ્યાનનું કર્મ, શરીરનું ઉચું રાખવું એ આદિ ઉદાનનું કર્મ, શરીરપોષણાદિક સમાનનું કર્મ, ઉદ્‌ગારાદિ નાગનું કર્મ, આંખનું વીંચાવુંઊઘડવું એ કૂર્મનું કર્મ, છીંક આવવી તે કૃકલનું કર્મ, તંદ્રા આવવી તે દેવદત્તનું કર્મ ને શ્લેષ્માદિ તે ધનંજયનું કર્મ છે. પવિત્ર વનમાં, વા નદીના તીરપર, કિંવા દેવાલય ગામ કે નગરની સમીપમાં સુંદર મઠ કે જે અતિ ઊંચો વા અતિ નીચો ન હોય, બારણું નાનું હોય, ગોમય આદિથી લીંપેલો હોય, ત્યાં વેદાંતનું શ્રવણ કરતાં છતાં યોગનો આરંભ કરવો. પ્રથમ વિનાયકનું પૂજન કરી, પોતાના ઈષ્ટદેવને નમસ્કાર કરી, પૂર્વોક્ત આસનમાંના કોઈ યોગ્ય આસને પૂર્વાભિમુખે વા ઉત્તરાભિમુખે કોમલ આસનપર શરીરને સરખું રાખી બેસે. પછી નાસાગ્રપર દૃષ્ટિ રાખી પ્રાણાયામનો અભ્યાસ કરે. પ્રાણાયામના યોગ્ય અભ્યાસથી ત્રણ વા ચાર માસમાં નાડીશુદ્ધિ થાય છે. ઈડાવડે સોળ માત્રાથી પૂરક કરવો, ચોસઠ માત્રાથી કુંભક કરવો, ને પિંગલાવડે બત્રીશ માત્રાથી રેચક કરવો. પ્રાતઃકાલે, મધ્યાહ્નકાલે, સાયંકાલે ને અર્ધરાત્રે ધીરે ધીરે એંશી એંશી પ્રાણાયામ કરવા. કનિષ્ઠ પ્રાણાયામથી પરસેવો, મધ્યમ પ્રાણાયામથી કંપ ને ઉત્તમ પ્રાણાયામથી શરીર ઊપડે છે. પ્રાણાયામના અભ્યાસના શ્રમથી પ્રસ્વેદ નીકળે તેવડે શરીરનું મર્દન કરવું. તેથી શરીરમાં દૃઢતા અને લઘુતા થાય છે. અભ્યાસકાલે પ્રથમ દૂધ અને ઘીવાળું ભોજન પ્રશસ્ત છે, અભ્યાસ સ્થિર થયે તેવા નિયમની અગત્ય નથી. જેમ સિંહ, હાથી ને વાઘ ધીરે ધીરે વશ થાય છે તેમ સેવન કરવાથી વાયુ પણ વશ થાય છે, અન્યથા સાધકને હણે છે. વિધિવત્ પ્રાણાયામો કરવાથી અને નાડીસમૂહનું શોધન થવાથી સુષુમ્ણાના મુખનું ભેદન કરીને પ્રાણવાયુ તેમાં સુખથી પ્રવેશ કરે છે. પ્રાણવાયુનો સુષુમ્ણામાં સંચાર થવાથી મનની સ્થિરતા થાય છે. મનનો જે સુસ્થિરીભાવ તેજ મનોન્મની અવસ્થા છે. પૂરકના અંતમાં જાલંધરબંધ કરવો, ને કુંભકના અંતમાં તથા રેચકના આદિમાં ઉડ્ડીયાનબંધ કરવો. પિંગલાવડે બહારના પવનનું સારી રીતે આકર્ષણ કરી, પછી કુંભક કરી, ઈડાવડે રેચક કરવો. તેવડે કપાલશોધન તથા વાતરોગોનો નાશ થાય છે. બંને નાસાપુટવડે પૂરક કરી, પછી કુંભક કરી, પશ્ચાત્ ઈડાવડે રેચક કરવાથી શ્લેષ્મરોગ દૂર થઈ જઠરાગ્નિના બલની વૃદ્ધિ થાય છે. મુખવડે સીત્કારપૂર્વક વાયુને ગ્રહણ કરી, યથાશક્તિ કુંભક કરી, બંને નાસાપુટવડે રેચક કરે. એમ કરવાથી ક્ષુધા, તૃષા, આલસ્ય ને નિદ્રા વશ થાય છે. જીભવડે વાયુને ગ્રહણ કરી, યથાશક્તિ કુંભક કરી, બંને નાસાપુટવડે રેચક કરે. એમ કરવાથી ગુલ્મ, પ્લીહા ને જ્વરાદિ રોગોનો નાશ કરે છે. કુંભક બે પ્રકારના છે, સહિત ને કેવલ. રેચકપૂરકયુક્ત તે સહિત ને તેનાથી ર

કેવલ. કેવલની સિદ્ધિપર્યંત સહિતનો અભ્યાસ કરવો. કેવલ કુંભકથી કુંડલિની જાગ્રત થાય છે. તેથી શરીરની કૃશતા, વદનની પ્રસન્નતા, નેત્રની નિર્મલતા, નાદની પ્રકટતા, બિન્દુનો જય, જઠરાગ્નિનું પ્રદીપન ને રોગનો અભાવ થાય છે. મનોવૃત્તિને હૃદયાદિમાં સ્થાપી દૃષ્ટિને નિમેષોન્મેષરહિત બહાર સ્થાપવી આ વૈષ્ણવીમુદ્રા છે. બાહ્યાભ્યંતરની સર્વ ચિન્તાનો પરિત્યાગ કરીને ચિન્માત્રની ભાવના કરવી જેમ કપૂર અગ્નિમાં ને સૈંધવ જલમાં લીન થાય છે તેમ મન તત્ત્વમાં લીન થાય છે. આત્માથી ભિન્ન જ્ઞેયવસ્તુના પરિત્યાગથી મન વિલય પામવાથી કૈવલ્ય અવશેષ રહે છે. ચિત્તના નાશના બે ઉપાય છે. યોગ ને જ્ઞાન. વૃત્તિઓનો નિરોધ યોગ, ને સમ્યગ્દર્શન તે જ્ઞાન કહેવાય છે. જેમ સૂર્યનો પ્રકાશ શાંત થયે વ્યવહાર શાંત થાય છે તેમ ધ્યાનવડે મન શાંત થયે સંસાર લીન થાય છે. કુંડલિનીને ચલાયમાન કરવાથી પ્રાણ સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. પ્રાણનો નિગ્રહ કરવાનો અભ્યાસ મનસહિત કરવો. જીભને છેદન, ચાલન ને દોહનવડે વધારી, પછી પાછી વાળી કપાલ-કુહરમાં પ્રવેશ કરાવી, ભ્રૂમધ્યની પાછળના ભાગમાં સ્થાપવી, ને દૃષ્ટિને મન તથા પ્રાણસહિત ભ્રૂમધ્યમાં સ્થાપવી તે ખેચરીમુદ્રા કહેવાય છે. ડાબા પગની પાનીવડે સીવનીને દબાવી, જમણો પગ લાંબો રાખી તેને બે હાથવડે પકડી રાખી, નાસાપુટોવડે વાયુને અંતર આકર્ષી, જાલધરબંધ કરી, વાયુને ઊર્ધ્વ ધારણ કરવાથી ક્લેશની હાનિ, જઠરાગ્નિની પ્રદીપ્તિ ને ક્ષયગુલ્માદિ રોગોની નિવૃત્તિ થાય છે. ડાબા પગની પાની સીવનીમાં રાખી, જમણા પગને ડાબા પગપર સ્થાપન કરી, બહારના વાયુને અંતર ખેંચી, જાલધરબંધ કરી યોનિસ્થાનને ખેંચી, આત્માનું ધ્યાન કરવાથી આત્માનો સાક્ષાત્કાર થાય છે. નાસાગ્રપર પ્રાણને સ્થાપવાથી વાયુનો વિજય, નાભિમાં પ્રાણને સ્થાપવાથી સર્વ રોગોનો વિનાશ ને પગના અંગૂઠામાં પ્રાણને ધારણ કરવાથી શરીરની લઘુતા થાય છે. જે જીભવડે વાયુને આકર્ષીને સતત પીએ છે તેને શ્રમ તથા દાહ જણાતાં નથી, ને તેના રોગો દૂર થાય છે. મનસહિત દૃષ્ટિને નાસિકાના અગ્રપર બે ઘડીપર્યંત ધારણ કરવાથી પાપનો નાશ થાય છે. નાસિકાના અગ્રપર સંયમ કરવાથી ઇંદ્રલોકનું જ્ઞાન, તેની નીચે સંયમ કરવાથી અગ્નિલોકનું જ્ઞાન, નેત્રમાં સંયમ કરવાથી સર્વ લોકનું જ્ઞાન, જમણા શ્રોત્રમાં સંયમ કરવાથી યમલોકનું જ્ઞાન, તેના પડખામાં સંયમ કરવાથી નિર્ઋતિલોકનું જ્ઞાન, પૃષ્ઠભાગમાં સંયમ કરવાથી વરુણલોકનું જ્ઞાન, ડાબા કાનમાં સંયમ કરવાથી વાયુલોકનું જ્ઞાન, કંઠમાં સંયમ કરવાથી ચંદ્રલોકનું તથા જનલોકનું જ્ઞાન, વામનેત્રમાં સંયમ કરવાથી શિવલોકનું જ્ઞાન, મૂર્ધામાં સંયમ કરવાથી બ્રહ્મલોકનું જ્ઞાન, પગના અધોભાગમાં સંયમ કરવાથી અતલલોકનું જ્ઞાન, પગમાં સંયમ કરવથી વિતલલોકનું જ્ઞાન, પગના સંધિમાં સંયમ કરવાથી પાતાલલોકનું જ્ઞાન, જંઘામાં સંયમ કરવાથી સુતલલોકનું જ્ઞાન, જાનુમાં સંયમ કરવાથી મહાતલલોકનું જ્ઞાન, ઊરુમાં સંયમ કરવાથી રસાતલલોકનું જ્ઞાન, કેડમાં સંયમ કરવાથી તલાતલલોકનું જ્ઞાન, નાભિમાં સંયમ કરવાથી ભૂર્લોકનું જ્ઞાન, કુક્ષિમાં સંયમ કરવાથી ભુવર્લોકનું જ્ઞાન, હૃદયમાં સંયમ કરવાથી સ્વર્ગલોકનું જ્ઞાન, હૃદયના ઊર્ધ્વભાગમાં સંયમ કરવાથી મહર્લોકનું જ્ઞાન, ભ્રૂમધ્યમાં સંયમ કરવાથી તપલોકનું જ્ઞાન, ધર્માધર્મના સંયમથી અતીતઅનાગતનું જ્ઞાન, જંતુના ધ્વનિમાં સંયમ કરવાથી તે જંતુના શબ્દનું જ્ઞાન, સંચિતકર્મમાં સંયમ કરવાથી પૂર્વજાતિનું જ્ઞાન, પરચિત્તમાં સંયમ કરવાથી પરચિત્તનું જ્ઞાન, શરીરના રૂપમાં સંયમ કરવાથી પોતાના શરીરના રૂપનું અદર્શન, બલમાં સંયમ કરવાથી હનુમાનાદિના બલનો લાભ, સૂર્યમાં સંયમ કરવાથી ભુવનોનું જ્ઞાન, ચંદ્રમાં સંયમ કરવાથી તારાવ્યૂહનું જ્ઞાન. ધ્રુવમાં સંયમ કરવાથી તારાઓની ગતિનું જ્ઞાન, પુરુષમાં સંયમ કરવાથી પુરુષનું જ્ઞાન, નાભિચક્રમાં સંયમ કરવાથી શરીરની રચનાનું જ્ઞાન, કંઠકૂપમાં સંયમ કરવાથી ક્ષુધાપિપાસાની નિવૃત્તિ, કૂર્મનાડીમાં સંયમ કરવાથી સ્થિરતાનો લાભ ને કાયાકાશમાં સંયમ કરવાથી આકાશગમનનો લાભ થાય છે. વિષયોમાં ભમતી ઇંદ્રિયોને બલથી પાછી ખેંચવી તે પ્રત્યાહાર, જે જે દેખાય છે તે તે આત્મા છે એવી ભાવના રાખવી તે પ્રત્યાહાર, કર્મફલનો ત્યાગ તે પ્રત્યાહાર, સર્વ વિષયથી પરાઙ્મુખપણું તે પ્રત્યાહાર ને સોળ સ્થાનોમાં ક્રમથી પ્રાણવાયુને ધારણ કરવો તે પણ પ્રત્યાહાર છે. પગના અંગૂઠા, ઘુંટી, જંઘા, જાનુ, ઊરુ, પાયુ, ઉપસ્થ, નાભિ, હૃદય, કંઠકૂપ, તાલુ, નાસિકા, આંખ, ભ્રૂમધ્ય, લલાટ ને મૂર્ધા એ સ્થાનોમાં ક્રમથી આરોહઅવરોહવડે મનસહિત પ્રાણનો પ્રત્યાહાર કરવો. આત્મામાં

મનને એકાગ્ર કરવા યત્ન કરવો, વા દહરાકાશમાં બાહ્યાકાશની ભાવના કરવી, કિંવા પૃથિવી આદિ પાંચ ભૂતોમાં મનને એકાગ્ર કરવું તે ધારણા કહેવાય છે. સગુણ ને નિર્ગુણ એમ ધ્યાન બે પ્રકારનું છે. તેમાં મૂર્તિનું ધ્યાન સગુણ ને આત્માનું ધ્યાન નિર્ગુણ છે. જીવાત્મા અને પરમાત્માના એકપણાની ત્રિપુટીરહિત પરમાનંદ અવસ્થા તે સમાધિ છે. સત્ય વિજ્ઞાન ને અનંતરૂપ બ્રહ્મ છે, જેમાં આ સર્વ ઓતપ્રોત છે. તેના વિજ્ઞાત થવાથી આ સર્વ વિજ્ઞાત થાય છે. તે હાથપગરહિત, નેત્રરહિત શ્રોત્રરહિત, જીભરહિત, શરીર રહિત, અગ્રાહ્ય ને અનિર્દેશ્ય છે. મનસહિત વાણી તેને નહિ પામીને પાછી વળે છે, તે કેવલ જ્ઞાનગમ્ય છે. જે એક, અદ્વિતીય, સર્વવ્યાપક, સુસૂક્ષ્મ, નિરંજન, નિષ્ક્રિય, સન્માત્ર, ચિદાનંદૈકરસ, કલ્યાણરૂપ, પ્રશાંત ને અવિનાશી છે તે પરબ્રહ્મ છે. તે તું છે. બ્રહ્મનાં નિર્ગુણ ને સગુણ એવાં બે રૂપ છે, તેમાં સગુણબ્રહ્મમાંથી આ વિશ્વ ઉપજે છે.

———:o:———

## ॥ १०४ शारीरकोपनिषद्नो सार ॥

શરીર પૃથિવી આદિ પાંચ ભૂતોનું બનેલું છે. શરીરમાં જે કઠિન ભાગ તે પૃથિવી, દ્રવ ભાગ તે જલ, ઉષ્ણ ભાગ તે તેજ, સંચાર કરનારો ભાગ તે વાયુ ને અવકાશરૂપ ભાગ તે આકાશ છે. શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો આકાશાદિ ભૂતોના કાર્યરૂપ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિષયો છે. વાણી, હાથ, પગ, ગુદા ને ઉપસ્થ આ કર્મેંદ્રિયો છે, ને તેઓનાં ક્રમથી વચન, આદાન, ગમન વિસર્ગ ને આનંદ એ કર્મો છે. મન, બુદ્ધિ, અહંકાર ને ચિત્ત એ ચાર અંતઃકરણના પ્રકાર છે, અને તેઓના ક્રમે કરીને સંકલ્પવિકલ્પ, નિશ્ચય, અભિમાન ને ચિન્તન એ ધર્મો છે. હાડકાં, ચામડી, નાડી, રૂંવાડાં ને માંસ એ પૃથિવીના અંશો છે; મૂત્ર, શ્લેષ્મ, લોહી વીર્ય ને પરસેવો આ જલના અંશો છે; ભૂખ, તરસ, આલસ્ય, મોહ, ને મૈથુન એ અગ્નિના અંશો છે; પ્રસારણ, ઊર્ધ્વગમન, અધોગમન, ઉન્મેષ ને નિમેષ એ વાયુના અંશો છે; અને કામ, ક્રોધ, લોભ, મોહ ને ભય એ આકાશના અંશો છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પૃથિવીના ગુણો; શબ્દ, સ્પર્શ, રૂપ ને રસ એ જલના ગુણો; શબ્દ, સ્પર્શ ને રૂપ એ અગ્નિના ગુણો; શબ્દ, ને સ્પર્શ એ વાયુના ગુણો ને શબ્દ એ આકાશનો ગુણ છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અક્રોધ, ગુરુસેવા, શૌચ, સંતોષ, આર્જવ, અમાનીપણું, અદંભીપણું, ને આસ્તિકપણું એ સત્ત્વગુણના કાર્યરૂપ છે; હું કર્તા છું, હું ભોક્તા છું, હું વક્તા છું, ને હું પ્રતિષ્ઠિત છું આવી વૃત્તિઓ રજોગુણના કાર્યરૂપ છે; અને આલસ્ય, મોહ, રાગ, મૈથુન ને ચોરી એ તમોગુણના કાર્યરૂપ છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ ને તુરીયા આ ચાર અવસ્થા છે. પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો ને ચાર અંતઃકરણયુક્ત જાગ્રત છે; અંતઃકરણચતુષ્ટયયુક્ત સ્વપ્ન છે; અંતઃકરણની અજ્ઞાનરૂપ સૂક્ષ્માવસ્થાયુક્ત સુષુપ્તિ છે; ને અંતઃકરણની જ્ઞાનરૂપ એકાગ્રાવસ્થાયુક્ત તુરીયા છે. પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણ, મન તથા બુદ્ધિ એ સત્તર તત્ત્વનું સૂક્ષ્મ વા લિંગશરીર છે. પ્રધાન, બુદ્ધિ, અહંકાર, મન, પાંચ તન્માત્રા, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો ને પાંચ ભૂતો એ ચોવીશ તત્ત્વોથી પુરુષ પર છે

———:o:———

## ॥ १०५ शुकरहस्योपनिषद्नो सार ॥

શ્રીમહેશ્વર શુકદેવજીપ્રતિ ઉપદેશ કરે છેઃ–" ॐ प्रज्ञानं ब्रह्म, ॐ अहं ब्रह्मास्मि, ॐ तत्त्वमसि ને ॐ अयमात्मा ब्रह्म।। આ મહાવાક્યો છે મનુષ્ય જેવડે જુએ છે, સાંભળે છે, સુંઘે છે, બોલે છે, ને સ્વાદવાળાને તથા નહિ સ્વાદવાળાને જાણે છે તે प्रज्ञान કહેવાય છે. બ્રહ્મા, ઇંદ્ર, દેવો, મનુષ્યો, અશ્વો ને ગાયોમાં એક ચૈતન્ય છે, તે ચૈતન્ય બ્રહ્મ છે, આથી प्रज्ञान ब्रह्म છે. મારામાં પણ તે પ્રજ્ઞાન બ્રહ્મ છે. આ વિદ્યાધિકારી શરીરમાં પરિપૂર્ણ પરમાત્મા બુદ્ધિના સાક્ષીપણાવડે સ્થિત થઈને સ્ફુરતા છતા अहं (હું) એમ કહેવાય છે. પૂર્ણ પરમાત્મા અહીં ब्रह्म શબ્દવડે વર્ણન કરેલા છે. अस्मि (છું) આ એકપણાનું સ્મરણ છે તથી હું

બ્રહ્મ છું. સૃષ્ટિની પૂર્વે નામરૂપથી રહિત એકજ અદ્વિતીય સત્ હતું, અને હમણાં પણ આનું તેવાપણું છે, તે તત્ કહેવાય છે, શ્રોતાનાં શરીર ને ઇંદ્રિયોથી પર વસ્તુ અહીં ત્વંપદવડે કહી છે, અસિવડે એકતા ગ્રહણ કરાય છે, તેનું એકપણું અનુભવવું. અયં આ કથનથી સ્વપ્રકાશપણું ને અપરોક્ષપણું માનેલું છે. જે અહંકારથી માંડીને દેહપર્યંતની અંતર છે તે આત્મા કહેવાય છે. દશ્યમાન સર્વ જગતનું તત્ત્વ બ્રહ્મશબ્દવડે કહેવાય છે. તે બ્રહ્મ સ્વપ્રકાશરૂપ છે. આ અનાત્મદૃષ્ટિથી અવિવેકરૂપ નિદ્રાને પામેલો હું 'તથા મારું' એવા સ્વપ્નને પામ્યો હતો તે હું હવે શ્રીસદ્‌ગુરુએ સ્પષ્ટ કહેલાં મહાવાક્યના પદોવડે જાગ્રત્ થયો છું. તત્‌પદનો વાચ્યાર્થ ઈશ્વર ને લક્ષ્યાર્થ સચ્ચિદાનંદ બ્રહ્મ છે ત્વંપદનો વાચ્યાર્થ જીવ ને લક્ષ્યાર્થ આત્મા છે. અંતઃકરણરૂપ ઉપાધિવાળો જીવ ને માયારૂપ ઉપાધિવાળા ઈશ્વર, અંતઃકરણનો અને માયાનો ત્યાગ કરવાથી પૂર્ણબ્રહ્મરૂપે અવશેષ રહે છે. શ્રીસદ્‌ગુરુદ્વારા પ્રથમ વેદાંતનું શ્રવણ, પછી મનન અને પશ્ચાત્ નિદિધ્યાસન એ પૂર્ણ જ્ઞાનના કારણ છે. અન્ય વિદ્યાનું જ્ઞાન નશ્વર છે, અને બ્રહ્મવિદ્યાનું જ્ઞાન બ્રહ્મની પ્રાપ્તિ કરનારું હોવાથી અવિનાશી છે."

———:o:———

## ॥ १०६ श्रीजाबालदर्शनोपनिषदनो सार ॥

આનું અન્ય નામ દર્શનોપનિષત્ પણ છે. શ્રીદત્તાત્રેય સાંકૃતિપ્રતિ કહે છેઃ—"યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ એ યોગનાં આઠ અંગો છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, દયા, આર્જવ, ક્ષમા, ધૃતિ, મિતાહાર ને શૌચ આ દશ યમો છે. વેદોક્ત પ્રકારથી (સ્વકર્તવ્યથી) ભિન્ન સર્વત્ર મન, વાણી ને શરીરવડે કોઈની હિંસા ન કરવી તે અહિંસા, અથવા સર્વવ્યાપક આત્મા અચ્છેદ્ય ને અગ્રાહ્ય છે એવી બુદ્ધિ તે પણ અહિંસા છે. જેવું દીઠું, સાંભળ્યું કે અનુભવ્યું હોય તેવુંજ બીજાની આગળ કહેવું, વા પરબ્રહ્મ સત્ય છે, અન્ય સત્ય નથી એમ જાણવું તે સત્ય છે. બીજાનાં તૃણ, રત્ન, સુવર્ણ ને મોતી આદિમાં ગ્રહણેચ્છાપૂર્વક મનની વૃત્તિનો જે અભાવ કિંવા આત્મામાં અનાત્મભાવના વ્યવહારનો અભાવ તે અસ્તેય છે. મન, વાણી ને શરીરવડે પરદારાનો ત્યાગ તથા ઋતુકાલે પોતાની ભાર્યાનો સમાગમ એ બ્રહ્મચર્ય, અથવા બ્રહ્મભાવમાં મનની ગતિ તે બ્રહ્મચર્ય છે. મન, વાણી ને શરીરવડે સર્વ ભૂતોપર અનુકંપા રાખવી તે દયા છે, પુત્ર, મિત્ર, સ્ત્રી, શત્રુ ને પોતામાં નિરંતર એકરૂપે વર્તવું તે આર્જવ છે. મન, વાણી ને શરીરવડે શત્રુઓએ પીડા કર્યા છતાં બુદ્ધિમાં ક્ષોભ ન થવો તે ક્ષમા કહેવાય છે. જ્ઞાનવડેજ સંસારથી મોક્ષ છે, અન્યથા નહિ એવી સમજની પ્રાપ્તિ તે ધૃતિ (ધીરજ) છે. 'હું આત્મા છું, અન્ય નથી,' આવી દૃઢ બુદ્ધિ તે પણ ધૃતિ કહેવાય છે. આહારનો ચોથો ભાગ અવશેષ રાખી જમવું તે મિતાહાર છે. શરીરને માટી તથા જલવડે પવિત્ર કરવું તે બાહ્યશૌચ ને 'હું શુદ્ધ છું' એવું જ્ઞાન તે આંતરશૌચ છે. શરીર અત્યંત મલિન છે, અને આત્મા અત્યંત નિર્મલ છે એમ બંનેની વિલક્ષણતા હોવાથી વસ્તુતાએ કોઈને શૌચ સંભવતું નથી. જ્ઞાનશૌચનો પરિત્યાગ કરીને જે મનુષ્ય બાહ્યશૌચમાં પ્રીતિ કરે છે તે મૂઢ સોનાનો ત્યાગ કરીને માટીનું ઢેફું ગ્રહણ કરે છે. જ્ઞાનરૂપ અમૃતવડે તૃપ્ત થયેલા કૃતાર્થ યોગીને કંઈપણ કર્તવ્ય નથી, ને જો કર્તવ્ય છે, તો તે તત્ત્વવેત્તા નથી. આત્મવેત્તાને ત્રણ લોકમાં કોઈ પણ કર્તવ્ય નથી, તેથી સર્વ પ્રયત્નથી અહિંસાદિ સાધનોવડે અવિનાશી આત્માને જાણ. તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, ઈશ્વરપૂજન, સિદ્ધાંતશ્રવણ, હ્રી, મતિ, જપ ને વ્રત આ દશ નિયમો છે. વેદોક્તરીતે કૃચ્છ્રચાંદ્રાયણાદિવડે શરીરનું શોષણ તે તપ, વા મોક્ષ શું? ને મને સંસારની પ્રાપ્તિ કેમ થઈ છે? ઇત્યાદિનો વિચાર કરવો તે પણ તપ છે. પ્રારબ્ધાનુસાર જે મળે તેમાં પ્રસન્નતા તે સંતોષ, કિંવા બ્રહ્મલોકપર્યંતના ભોગોમાં વૈરાગ્યવડે જે સ્નેહરહિતપણું તે સંતોષ કહેવાય છે. શ્રૌતસ્માર્તકર્મમાં વિશ્વાસ તે આસ્તિક્ય કહેવાય છે. ન્યાયવડે મેળવેલું ધન શ્રદ્ધાવડે સુપાત્રને આપવું તે દાન છે. રાગાદિ દોષરહિત હૃદય, અસત્યાદિ દોષથી રહિત વાણી ને હિંસાદિરહિત કર્મ તે ઈશ્વરપૂજન છે. સત્યરૂપ, જ્ઞાનરૂપ, અનંત, ઉત્કૃષ્ટ, આનંદરૂપ, નિશ્ચલ ને સર્વની અંતર રહેલું જે તત્ત્વ છે તે બ્રહ્મ છે એમ જાણવું તે સિદ્ધાંતશ્રવણ છે,

વૈદિકને લૌકિક કુત્સિતકર્મમાં લજ્જા તે હ્રી છે. વૈદિકકર્મોમાં શ્રદ્ધા તે મતિ ને ગુરુએ ઉપદેશ કરેલા વૈદિકમંત્રનો અભ્યાસ તે જપ કહેવાય છે. શાસ્ત્રાભ્યાસ પણ જપ કહેવાય છે. જપ બે પ્રકારનો છે, વાચિક તથા માનસ. વાચિકજપ બે પ્રકારનો છે, ઉચ્ચૈઃ તથા ઉપાંશુ માનસજપ પણ બે પ્રકારનો છે. મનનરૂપ તથા ધ્યાનરૂપ. ઉચ્ચૈઃજપથી ઉપાંશુજપ સહસ્રગુણ શ્રેષ્ઠ છે, ને ઉપાંશુજપથી માનસજપ સહસ્રગુણ શ્રેષ્ઠ છે. શાસ્ત્રોક્ત આચરણ કરવું તે વ્રત છે. સ્વસ્તિક, ગોમુખ, પદ્મ, વીર, સિંહ, ભદ્ર, મુક્ત, મયૂર ને સુખ એ આસનો છે.[1] જે રીતે બેસવાથી સુખ તથા સ્થૈર્ય ઉપજે તે સુખાસન છે. અશક્તે તે આસને અભ્યાસ કરવો. જેણે આસનનો જય કર્યો તેણે ત્રણ લોકનો જય કર્યો. શરીરના મધ્યમાં કૂકડાના ઈંડાજેવડો કંદ છે, તેમાં નાભિ છે. કંદમાં સુષુમ્ણાનાડી છે. પિંગલા, ઇડા, સરસ્વતી, પૂષા વરુણા, હસ્તિજિહ્વા, યશસ્વિની, અલંબુષા, કુહૂ, વિશ્વોદરી, પયસ્વિની, શંખિની ને ગાંધારી એ નાડીઓના મૂલ પણ ત્યાંજ છે. એ નાડીઓમાં એકનાડી એટલે સુષુમ્ણાનાડી શ્રેષ્ઠ છે. નાભિની નીચે સુષુમ્ણાના મુખને પકડીને અષ્ટપ્રકૃતિરૂપ કુંડલિની રહી છે. પ્રાણ, અપાન, વ્યાન, સમાન, ઉદાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત ને ધનંજય એ પ્રાણવાયુઓ છે. મસ્તકમાં શ્રીપર્વત, લલાટમાં કેદાર, બંને ભ્રૂ ને ઘ્રાણની મધ્યમાં વારાણસી, કુચમાં કુરુક્ષેત્ર, હૃત્કમલમાં પ્રયાગ, હૃદયમાં ચિદંબર ને આધારમાં પુષ્કર છે. આત્મતીર્થનો ત્યાગ કરી જે બહારના તીર્થમાં જાય છે તે હાથમાં રહેલા મહારત્નનો ત્યાગ કરી કાચને શોધે છે. ભાવતીર્થ પણ ઉત્કૃષ્ટ તીર્થ છે. પાણીથી ભરેલાં તીર્થોનું તથા કાષ્ઠાદિના બનાવેલા દેવોનું આત્માનો અનુભવ કરનારા યોગીઓ પૂજન કરતા નથી. બહારના તીર્થથી અંતઃતીર્થ ઉત્કૃષ્ટ છે. આત્મતીર્થ એ મહાતીર્થ છે, અન્યતીર્થ નિરર્થક છે. જેમ સુરાનું પાત્ર સો વાર જલવડે ધોવામાં આવે તોપણ તે અપવિત્ર રહે છે તેમ દુષ્ટ ચિત્ત તીર્થસ્થાનોવડે પવિત્ર થતું નથી. જ્ઞાનીઓનું ચરણોદક ભાવશુદ્ધિમાટે અજ્ઞાનીઓને તીર્થરૂપ છે. શિવ દેહમાં સ્થિત છે, છતાં મૂઢજનો તીર્થમાં, દાનમાં, જપમાં, યજ્ઞમાં, કાષ્ઠમાં ને પાષાણમાં શિવને જુએ છે. અંતરમાં રહેલા પરમાત્માનો ત્યાગ કરીને જે બહાર રહેલાને સેવે છે તે હાથમાંના લાડુનો ત્યાગ કરીને પોતાની કોણીઓ ચાટે છે. યોગીઓ પોતાના અંતઃકરણમાં શિવને જુએ છે, પ્રતિમાઓમાં જોતા નથી, પ્રતિમાઓ તો અજ્ઞાનીઓની ભાવનામાટે કલ્પેલી છે. આનંદરૂપ અવિનાશી બ્રહ્મનો અપરોક્ષ અનુભવ કરીને ધીર પુરુષ શોક કરતો નથી પર્વતના શિખરપર, નદીના તીરપર, બીલીના મૂલપાસે, વનમાં અથવા મનોરમ પવિત્રદેશમાં મઠ કરી, તેમાં પૂર્વાભિમુખે વા ઉત્તરાભિમુખે આસનપર બેસી, શરીરને સમાન રાખી, મુખબંધ રાખી નાસાગ્રપર દૃષ્ટિ રાખી, નિશ્ચલ થઇ બેસે પછી બહારના વાયુને સોળ માત્રાપર્યંત ઇડાવડે ખેંચી ઉદરમાં ભરી સ્થિત થાય, ચોસઠ માત્રાપર્યંત વા યથાશક્તિ કુંભક કર્યા પછી પિંગલાવડે બત્રીસ માત્રાપર્યંત ધીરે ધીરે રેચક કરે, પુનઃ પિંગલાવડે સોળ માત્રાપર્યંત પૂરક કરી, ચોસઠ માત્રાપર્યંત કુંભક કરી, પશ્ચાત્ ઇડાવડે બત્રીસ માત્રાપર્યંત શનૈઃ શનૈઃ રેચક કરે. એમ ત્રણ સંધિમાં પ્રાણાયામ કરે. એવી રીતે પ્રાણાયામ કરવાથી નાડીઓની શુદ્ધિ થાય છે. શરીરની લઘુતા, જઠરાગ્નિની દીપ્તિ ને નાદની પ્રકટતા નાડીઓની શુદ્ધિ થવાથી થાય છે. આત્મા સર્વદા શુદ્ધ નિત્યાનંદરૂપ ને સ્વયંપ્રકાશ છે. અજ્ઞાનથી તે મલિન પ્રતીત થાય છે, ને જ્ઞાનથી તે શુદ્ધ અનુભવાય છે જે અજ્ઞાનરૂપ મલ છે તે જ્ઞાનરૂપ જલથી ધોવાય છે. પ્રસ્વેદજનક પ્રાણાયામ અધમ, કંપજનક મધ્યમ ને શરીરનું ઉત્થાન કરનાર પ્રાણાયામ ઉત્તમ ગણાય છે. ઉત્તમ પ્રાણાયામની પ્રાપ્તિપર્યંત પૂર્વ પૂર્વના પ્રાણાયામનો અભ્યાસ કરવો. પ્રાણાયામવડે ચિત્ત શુદ્ધ થાય છે, ને ચિત્ત શુદ્ધ થવાથી અંતરાત્માનો સાક્ષાત્કાર થાય છે. પ્રાણવાયુને નાસાગ્રપર ધારવાથી પ્રાણનો જય કરાય છે, નાભિના મધ્યમાં ધારણ કરવાથી સર્વ રોગની નિવૃત્તિ ને પગના અંગૂઠામાં નિરોધ કરવાથી શરીરની લઘુતા થાય છે. જે પુરુષ જીભવડે વાયુનું આકર્ષણ કરી તેને સર્વદા પીએ છે તે શ્રમ ને દાહથી રહિત થઇ નિરોગ થાય છે. જીભવડે વાયુને ખેંચી જીભના મૂલમાં તેનો નિરોધ કરવાથી

૧ તે આસનોના સ્વરૂપમાટે શ્રીયોગકૌસ્તુભ જુઓ.

અથવા ઈડાવડે બહારના વાયુને ખેંચી ભ્રૂમધ્યમાં તેનો નિરોધ કરવાથી પુરુષ રોગથી મોકળો થાય છે. એક માસપર્યંત ત્રણ સંધ્યાકાલમાં જીભવડે વાયુનું આકર્ષણ કરી તેનો નાભિમાં નિરોધ કરે. એમ કરવાથી વાયુથી ઉપજેલા ને પિત્તથી ઉપજેલા દોષો નાશ પામે છે. નાસાપુટોવડે વાયુનું આકર્ષણ કરી બંને નેત્રમાં તેનો નિરોધ કરવાથી નેત્રના ને બંને શ્રોત્રમાં નિરોધ કરવાથી શ્રોત્રના દોષો દૂર થાય છે, તેમજ મસ્તકમાં નિરોધ કરવાથી મસ્તકના રોગો દૂર થાય છે. સ્વસ્તિકાસને બેસી, મનને એકાગ્ર કરી, પ્રણવવડે શનૈ: શનૈ: અપાનને ઉર્ધ્વ લાવી, બંને હાથના અંગૂઠાઓવડે બંને શ્રોત્ર, બંને તર્જનીઓવડે બંને નેત્ર, ને બાકીની આંગળીઓવડે બંને નાસાપુટો બંધ કરી પ્રાણવાયુને બ્રહ્મરંધ્રમાં ધારણ કરે. એમ કરવાથી શંખનો, મેઘનો ને પર્વતમાંથી પડતા ઝરણનો નાદ સંભળાય છે. એ નાદમાં ચિત્ત સ્થિર થવાથી જ્ઞાનની પ્રાપ્તિ, ને તેથી સંસારનું તિરોધાન થાય છે. આત્મસ્વરૂપના વિજ્ઞાનથી અજ્ઞાનનો ક્ષય થાય છે, અજ્ઞાનનો ક્ષય થવાથી રાગાદિનો ક્ષય થાય છે, રાગાદિના અભાવથી પુણ્યપાપનો અભાવ થાય છે, ને તેના અભાવથી પુનઃ શરીરની સાથે યોગ થતો નથી. સ્વભાવથી વિષયોમાં વિચરનારી ઇંદ્રિયોને બલથી પાછી ખેંચવી તે પ્રત્યાહાર કહેવાય છે. સર્વ બ્રહ્મ છે એમ જાણવું એ પણ પ્રત્યાહાર છે. જે જે શુભાશુભ કર્મ થાય તે બ્રહ્મને અર્પણ કરવાં, તે પણ પ્રત્યાહાર કહેવાય છે. દાંતના મૂલથી કંઠમાં, કંઠથી ઉરમાં, ઉરથી નાભિમાં, નાભિથી કુંડલિનીમાં, કુંડલિનીમાંથી મૂલાધારમાં, મૂલાધારમાંથી કેડમાં, કેડમાંથી ઊરુમાં, ઊરુમાંથી જાનુમાં, જાનુમાંથી જંઘામાં ને જંઘામાંથી પગના અંગૂઠામાં એમ ક્રમપૂર્વક વાયુનો નિરોધ કરવો તે પણ પ્રત્યાહાર છે. સ્વસ્તિકાસને બેસી નાસાપુટોવડે વાયુને ખેંચીને શરીરમાં ભરે છે. પછી બંને પગમાં, મૂલાધારમાં, નાભિમાં, હૃદયમાં, કંઠમૂલમાં, કાકડીમાં, બંને ભ્રૂના મધ્યમાં, લલાટમાં ને મૂર્ધામાં પ્રાણવાયુને ધારણ કરવો આ પણ પ્રત્યાહાર છે. મનને પ્રણવવડે આત્મામાં ધારણ કરવું તે ધારણા છે. 'સચ્ચિદાનંદ બ્રહ્મ હું છું' એમ ચિંતવવું તે ધ્યાન કહેવાય છે. નિત્ય, સર્વ વ્યાપક, નિર્વિકાર ને દોષરહિત આત્મા એક છતાં ભ્રાંતિવડે ભેદ પામે છે. 'હું દેહ નથી, પ્રાણ નથી, ઇંદ્રિયો નથી, ને મન નથી, પણ સર્વદા શિવરૂપજ છું, એવી બુદ્ધિ તે સમાધિ કહેવાય છે. જેમ તરંગો સમુદ્રમાં લીન થાય છે તેમ જગત્ મારામાં લીન થાય છે. જ્યારે સર્વે ભૂતોને આત્મામાં જુએ છે, ને સર્વ ભૂતોમાં આત્માને જુએ છે ત્યારે સાધક બ્રહ્મને પ્રાપ્ત થાય છે."

———:૦:———

## ॥ १०७ षट्चक्रोपनिषदुनो सार ॥

દેવો સત્યલોકમાં જઇ પ્રજાપતિને પુછતા હવા:-" હે પ્રભો ! અમને નારસિંહચક્ર કહો." તેઓને ભગવાન્ પ્રજાપતિ નારસિંહચક્ર કહે છે;-" ૭ નારસિંહ ચક્રો છે, તેમાં પ્રથમ ચક્ર ચાર આરાવાળું, બીજું ચક્ર ચાર આરાવાળું, ત્રીજું ચક્ર પાંચ આરાવાળું, ચોથું ચક્ર છ આરાવાળું, પાંચમું ચક્ર સાત આરાવાળું ને છઠ્ઠું ચક્ર આઠ આરાવાળું છે. પ્રથમ ચક્રનું નામ આચક્ર, બીજા ચક્રનું નામ સુચક્ર, ત્રીજા ચક્રનું નામ મહાચક્ર, ચોથા ચક્રનું નામ સકલલોકરક્ષણચક્ર, પાંચમા ચક્રનું નામ દ્યુચક્ર અને છઠ્ઠા ચક્રનું નામ અસુરાંતકચક્ર છે. એ ચક્રોમાં ૭ આંતરવલયો, ૭ મધ્યવલયો ને ૭ બાહ્યવલયો છે. ૭ આંતરવલયોમાં ક્રમથી ક્ષ્રौँ, श्रौँ, ऐँ, क्लीँ, ॐ ને हुम् એ બીજો લખે; ૭ મધ્યના કુંડલાકારોમાં ક્રમથી नारसिंहाय, विद्महे, वज्रनखाय, धीमहि, तन्नः ને सिंहः प्रचोदयात् ॥ એ નારસિંહગાયત્રી લખે; અને ૭ બહારનાં વલયોમાં ક્રમથી आनंदात्मा, चिदात्मा, ज्योतिरात्मा, मायात्मा, योगात्मा ને समाप्तात्मा એ મંત્રો લખે. આ નારસિંહચક્રોને જે મનુષ્ય શરીરપર ધારણ કરે છે તેના પર ભગવાન્ નૃસિંહ પ્રસન્ન થાય છે."

———:૦:———

## ॥ १०८ संन्यासोपनिषद्नो सार ॥

સંન્યાસી ભગવાં વસ્ત્રો ધારણ કરે. કાખનાં ને ઉપસ્થનાં રૂંવાડાથી ભિન્ન અન્ય વાળ ઊતરાવી નંખાવે અને કોઈ પ્રતિબંધ કરનાર નથી, અને મારે કોઈ દૂષ્ય નથી એવા ભાવવડે બંને હાથો ઉંચા કરે. સંન્યાસી ભિક્ષાપાત્ર, ચમસ, શીંકું, પરસ્પર જોડાયેલાં ત્રણ કાષ્ઠ, પાદુકા, કંથા, કૌપીન, આચ્છાદન, ગળણું, સ્નાન કરવાનું વસ્ત્ર, ઉત્તરીય ને ત્રણ દંડ એટલું રાખે, એટલાથી વધારે ન રાખે. તે નદીના તીરપર વા દેવમંદિરમાં શયન કરે, ને અતિસુખ વા અતિદુઃખવડે શરીરને તપાવે નહિ. સ્નાન, આચમન તથા શૌચ વસ્ત્રવડે ગાળેલા જલથી કરે. કોઈ સ્તુતિ કરે તો તેથી સંતોષ ન પામે, ને કોઈ નિંદા કરે તો તેને શાપ ન આપે. એવી રીતે યત્ન કરી તે ઇંદ્રિયોનો જય કરે. તે પ્રાણાયામવડે પ્રાણાપાનનો નિરોધ કરીને અજર, અમર, અક્ષર ને અવ્યય તત્ત્વને પ્રાપ્ત થાય છે. અભ્યાસવડે જેઓ મૂર્ધાનું ભેદન કરીને પરમગતિને પામે છે તેઓની પુનરાવૃત્તિ થતી નથી.

———:o:———

## ॥ १०९ सरस्वतीरहस्योपनिषद्नो सार ॥

શ્રીઆશ્વલાયન ઋષિઓપ્રતિ કહે છેઃ—' સત્ત્વપ્રધાના શક્તિ માયા અને તેને વશ વર્તાવનારા ઈશ્વર કહેવાય છે. માયાની બે શક્તિ છે. આવરણશક્તિ ને વિક્ષેપશક્તિ. તેમાં આવરણશક્તિ બ્રહ્મને ઢાંકે છે, ને વિક્ષેપશક્તિ બ્રહ્મમાં જગતની પ્રતીતિ કરાવે છે. પદાર્થમાં છે, પ્રતીતઃ થાય છે, પ્રિય છે, અમુક નામ ને અમુક રૂપ આ પાંચ અંશ છે. તેમાં પ્રથમના ત્રણ અંશ બ્રહ્મરૂપ ને બીજા બે જગદ્રૂપ છે, તેમાં સાધક નામરૂપની ઉપેક્ષા કરી સચ્ચિદાનંદપરાયણ થાય, અને હૃદયમાં અથવા બહાર સર્વદા તે બ્રહ્મમાં સમાધિ કરે. ચિત્તમાં રહેલા કામાદિ દૃશ્ય છે તેના સાક્ષીપણાવડે ચેતનનું ધ્યાન કરવું તે દૃશ્યાનુવિદ્ધસવિકલ્પસમાધિ કહેવાય છે, અને ' હું સચ્ચિદાનંદ બ્રહ્મ છું ' એમ ચિંતવવું તે શબ્દાનુવિદ્ધસવિકલ્પસમાધિ કહેવાય છે. સ્વાનુભવની પ્રીતિના આવેશથી દૃશ્ય ને શબ્દની ઉપેક્ષા કરવાવડે અચલ નિર્વિકલ્પસમાધિ થાય છે. દેહાભિમાન ગલિત થયે સતે અને પરમાત્મા વિજ્ઞાત થયે સતે જ્યાં જ્યાં મન જાય છે ત્યાં ત્યાં પરમ અમૃત છે. પરમાત્માનો સાક્ષાત્કાર થયે સતે હૃદયની અજ્ઞાનાદિ ગ્રંથિઓ ભેદાઈ જાય છે, સર્વ સંશયો છેદાઈ જાય છે, ને કર્મો ક્ષય પામે છે. જીવપણું ને ઈશપણું મારામાં કલ્પિત છે, વસ્તુતાએ નથી એમ જે જાણે છે તે મુક્ત છે એમાં સંશય નથી. "

———:*:———

## ॥ ११० सर्वोपनिषद्नो सार ॥

આનું અન્ય નામ સર્વસારોપનિષત્ છે. જડ દેહાદિને આત્મપણાવડે માનવાં તે બંધ, અને તેવા અભિમાનની નિવૃત્તિ તે મોક્ષ છે. જડ દેહાદિમાં આત્મપણાનું અભિમાન કરાવનાર તે અવિદ્યા, ને તે અભિમાન જેવડે નિવૃત્ત થાય છે તે વિદ્યા. જેમાં શ્રોત્ર આદિ ચૌદ કરણોવડે સ્થૂલશબ્દાદિની પ્રતીતિ થાય છે તે જાગ્રત્, જેમાં શબ્દાદિનો અભાવ છતાં પણ અંતઃકરણવડે વાસનામય શબ્દાદિની પ્રતીતિ થાય છે તે સ્વપ્ન, ને જેમાં શ્રોત્રાદિ ચૌદ કરણોનો ઉપરામ થવાથી વિશેષવિજ્ઞાનનો અભાવ થાય છે તે સુષુપ્તિ. જે ત્રણ અવસ્થાના ભાવાભાવનો સાક્ષી ને પોતે ભાવાભાવરહિત છે તે તુરીય છે. સ્થૂલશરીર અન્નમયકોશ, પ્રાણાદિ પ્રાણમયકોશ, મન તથા જ્ઞાનેન્દ્રિયો મળીને મનોમયકોશ, બુદ્ધિ ને જ્ઞાનેન્દ્રિયોસહિત વિજ્ઞાનમયકોશ ને એ ચારે કોશો જે અજ્ઞાનમાં સ્થિત થાય છે તે અજ્ઞાન આનંદમયકોશ છે. દેહાદિરૂપ ઉપાધિવાળું ચેતન જીવ કહેવાય છે. તે જીવભાવની નિવૃત્તિ જ્ઞાનવિના થતી નથી. આત્માના ઉપાધિરૂપ લિંગશરીર હૃદયગ્રંથિ કહેવાય છે, ને તેમાં જે ચૈતન્ય પ્રકાશે છે તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે. જે જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયના આવિર્ભાવ ને તિરોભાવનો દ્રષ્ટા તથા પોતે આવિર્ભાવતિરોભાવરહિત સ્વયંપ્રકાશ છે તે સાક્ષી કહેવાય છે. સર્વ પ્રાણીઓની મિથ્યારૂપ બુદ્ધિમાં

નિર્વિકારપણે સ્થિત રહેલું ચેતનકૂટસ્થ કહેવાય છે. સર્વે શરીરોની અંતર રહેલું ચેતન અંતર્યામી કહેવાય છે. ચિન્માત્રસ્વરૂપ પ્રત્યગાત્મા ત્વંપદનો અર્થ છે, અને અવિનાશી, જ્ઞાનરૂપ, અનંતરૂપ ને આનંદરૂપ જે પરમાત્મા તે તત્પદનો અર્થ છે. માયા અનાદિ, કાર્યરૂપે વિનાશી, સત્થી અસત્થી ને સત્અસત્થી વિલક્ષણ, અજ્ઞાનકાલે પોતાનાં કાર્ય દેખાડનારી, જ્ઞાનકાલે નહિ પ્રતીત થનારી, અને આવી અથવા તેવી ન કહી શકાય એવી છે.

---

## ॥ १११ सावित्रीउपनिषद्नो सार ॥

અગ્નિ, સવિતા ને પૃથિવી સાવિત્રી છે. જ્યાં અગ્નિ છે, ત્યાં પૃથિવી છે, વા જ્યાં પૃથિવી છે ત્યાં અગ્નિ છે. વરુણ, સવિતા ને જલ સાવિત્રી છે. જ્યાં વરુણ છે ત્યાં જલ વા જ્યાં જલ છે ત્યાં વરુણ છે. વાયુ, સવિતા ને આકાશ સાવિત્રી છે. જ્યાં વાયુ છે ત્યાં આકાશ વા જ્યાં આકાશ છે ત્યાં વાયુ છે. યજ્ઞ, સવિતા ને વેદો સાવિત્રી છે. જ્યાં યજ્ઞ છે ત્યાં વેદો છે, વા જ્યાં વેદો છે ત્યાં યજ્ઞ છે. આદિત્ય, સવિતા ને સ્વર્ગ સાવિત્રી છે. જ્યાં આદિત્ય છે ત્યાં સ્વર્ગ કિંવા જ્યાં સ્વર્ગ ત્યાં આદિત્ય છે. **भूः तत्सवितुर्वरेण्यम्** એ સાવિત્રીનો પ્રથમ પાદ, **भुवो भर्गो देवस्य धीमहि** એ તેનો બીજો પાદ ને **स्वर्धियो यो नः प्रचोदयात्** એ તેનો ત્રીજો પાદ છે. જે એ સાવિત્રીને જાણે છે તે પુનર્મૃત્યુને જિતે છે.

---

## ॥ ११२ सीताउपनिषद्नो सार ॥

પ્રજાપતિ દેવોપ્રતિ કહે છે:—"સીતા એ પ્રકૃતિરૂપ છે. તે શ્રીરામના સાંનિધ્યથી જગતને આનંદમય કરનારી, અને સર્વની ઉત્પત્તિ, સ્થિતિ ને સંહાર કરનારી છે. તે સર્વવેદમયી, સર્વદેવમયી, સર્વલોકમયી, સર્વકીર્તિમયી, સર્વધર્મમયી, સર્વકાર્યકારણમયી ને સર્વના શરીરાદિરૂપ છે."

---

## ॥ ११३ सुबालोपनिषद्नो सार ॥

અજન્મા આત્માને જાણીને ધીર પુરુષ શોક કરતો નથી. સત્ય, દાન, તપ, બ્રહ્મચર્ય ને વૈરાગ્યવડે આત્મસ્વરૂપનો અનુભવ થાય છે. દમ, દાન ને દયા એ પણ આત્માને જાણવાનાં સાધનો છે. જ્ઞાનીના પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી, અહીંજ લીન થાય છે. તે જીવતાં બ્રહ્મજ છતા બ્રહ્મને પામે છે. ચક્ષુ અધ્યાત્મ, જોવાયોગ્ય પદાર્થ અધિભૂત ને આદિત્ય અધિદેવતા; શ્રોત્ર અધ્યાત્મ, શ્રોતવ્ય અધિભૂત ને દિશા અધિદેવતા; નાસિકા અધ્યાત્મ, સુંઘવાયોગ્ય વસ્તુ અધિભૂત ને પૃથિવી અધિદેવતા; જીભ અધ્યાત્મ, રસવાળી વસ્તુ અધિભૂત ને વરુણ અધિદેવતા; ત્વચા અધ્યાત્મ, સ્પર્શ કરવાયોગ્ય પદાર્થ અધિભૂત ને વાયુ અધિદેવતા; મન અધ્યાત્મ, મનનો વિષય અધિભૂત ને ચંદ્ર અધિદેવતા; બુદ્ધિ અધ્યાત્મ, જાણવાનો વિષય અધિભૂત ને બ્રહ્મા અધિદેવતા; અહંકાર અધ્યાત્મ, અહંકારનો વિષય અધિભૂત ને રુદ્ર અધિદેવતા; ચિત્ત અધ્યાત્મ, ચિંતનનો વિષય અધિભૂત ને ક્ષેત્રજ્ઞ અધિદેવતા; વાણી અધ્યાત્મ, બોલવાનો વિષય અધિભૂત ને અગ્નિ અધિદેવતા; હાથ અધ્યાત્મ, ગ્રહણ કરવાયોગ્ય વસ્તુ અધિભૂત ને ઇંદ્ર અધિદેવતા; પગ અધ્યાત્મ, જવાયોગ્ય દેશ અધિભૂત ને વિષ્ણુ અધિદેવતા; પાયુ અધ્યાત્મ, ત્યાગ કરવાયોગ્ય મલ અધિભૂત ને મૃત્યુ અધિદેવતા; અને ઉપસ્થ અધ્યાત્મ, આનંદનો વિષય અધિભૂત ને પ્રજાપતિ અધિદેવતા છે. એ સર્વ અધ્યાત્મ, અધિભૂત ને અધિદેવતામાં જે રહેલ છે તે આત્મા છે. તે આત્માને અજર, અવિનાશી, અભય, શોકરહિત ને અનંત એમ ઉપાસવો. પૃથિવી, જલ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, ને પ્રકૃતિ એ સર્વમાં અંતર્યામિરૂપે નારાયણ રહ્યા છે. તે સર્વભૂતોના અંતરાત્મા, પાપરહિત, દિવ્ય ને એક છે. જે નિર્બીજ આત્માને જાણે છે તે નિર્બીજ થાય છે. તે જન્મતો નથી, મરતો નથી, મોહ પામતો નથી, ભેદાતો નથી, દાહ પામતો નથી, છેદાતો નથી, કંપતો નથી, ને કોપ કરતો નથી. એ આત્મા માત્ર સેંકડો શાસ્ત્રોવડે,

ઘણાં શાસ્ત્રોના શ્રવણવડે, બુદ્ધિવડે, વેદોવડે, યજ્ઞોવડે, ઉગ્રતપોવડે, સાંખ્યવડે, યોગવડે ને આશ્રમોવડે પ્રાપ્ત થતો નથી, પણ શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા ને સમાધાનાદિ સાધનો સંપાદન કરી, વિધિવત્ યત્ન કરવાથી તેનો સાક્ષાત્કાર થાય છે. સર્વે લોકો બ્રહ્મમાં ઓતપ્રોત છે. વિવેકી બ્રહ્મનો અનુભવ કરી મમતા, ગર્વ ને ભયનો ત્યાગ કરે.

——:०——

## ॥ ११४ सूर्योपनिषद्नो सार ॥

અમે સૂર્યદેવના શ્રેષ્ઠ તેજનું ધ્યાન કરીએ છીએ, જે સૂર્યદેવ અમારી બુદ્ધિઓને શુભમાર્ગમાં પ્રેરે છે. સૂર્ય એ સ્થાવરજંગમના આત્મા છે. સૂર્યથી પ્રસિદ્ધ આ ભૂતો ઉપજે છે. સૂર્યથી યજ્ઞ, પર્જન્ય ને અન્નાદિ ઉપજે છે. હે આદિત્ય! આપને નમસ્કાર. આપજ કર્મ કરનારા છો. આપજ પ્રત્યક્ષ બ્રહ્મા છો, આપજ પ્રત્યક્ષ વિષ્ણુ છો, આપજ પ્રત્યક્ષ રુદ્ર છો, અને આપજ પ્રત્યક્ષ ઋગ્વેદ, યજુર્વેદ સામવેદ ને અથર્વવેદ છો. આદિત્યથી વાયુ, ભૂમિ, જલ, પ્રકાશ, દેવો ને વેદો ઉપજે છે. આદિત્ય બ્રહ્મ છે. આ આદિત્યજ મન, બુદ્ધિ, ચિત્ત અહંકાર છે. આદિત્યજ વ્યાન, સમાન, ઉદાન, અપાન, પ્રાણ, શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના, ઘ્રાણ, વાણી, હાથ, પગ, પાયુ ને ઉપસ્થરૂપ છે. સૂર્યથી ભૂતો ઉપજે છે, સૂર્યવડે તેમનું પાલન થાય છે, ને સૂર્યમાં તેઓ લય પામે છે. જે સૂર્ય છે તે હુંજ છું. આદિત્યને અમે જાણીએ છીએ, સહસ્રકિરણવાળાનું અમે ધ્યાન કરીએ છીએ, તે સૂર્ય અમને સન્માર્ગમાં પ્રેરો. ॐ घृणिः सूर्य आदित्य આ મંત્રનો જે નિત્યપ્રતિ જપ કરે છે તે જ્ઞાની થાય છે. જે સૂર્યની અભિમુખ રહી તે મંત્રનો જપ કરે છે તે મહારોગના ભયથી મોકળો થાય છે, તેનું દારિદ્રય નાશ પામે છે, ને તે પવિત્ર થાય છે.

——:०:——

## ॥ ११५ सौभाग्यलक्ष्मीउपनिषद्नो सार ॥

યોગવડે યોગ જાણવાયોગ્ય છે, યોગથી યોગ વૃદ્ધિ પામે છે, જે યોગવડે પ્રમાદરહિત છે તે યોગી ચિરકાલ આનંદ ભોગવે છે. પૂરી નિદ્રા કરવાથી, અન્ન પચી જવા દેવાથી, અલ્પ ભોજન કરવાથી, શ્રમ થોડો કરવાથી, વા પ્રાણાયામ કરવાથી લયદોષ દૂર થાય છે. મુખવડે બહારના વાયુને શરીરમાં ખેંચી પછી બંને કાન, બંને આંખો, બંને નાસાપુટ ને મુખને બંને હાથના અંગૂઠા, તર્જની, મધ્યમા તથા બીજી આંગળીઓ-વડે બંધ કરીને બેસવાથી પવિત્ર નાદ સંભળાય છે. હું એવા ભાવનો ત્યાગ કરીને તથા જગદ્ભાવનો ત્યાગ કરીને નિર્વિકલ્પભાવમાં સ્થિત થયેલો વિદ્વાન્ શોક કરતો નથી. જેમ જલમાં સૈંધવ નાખવાથી તે એકપણાને પામે છે તેમ આત્મા ને મનનું એકપણું તે સમાધિ કહેવાય છે.

——:०:——

## ॥ ११६ स्कंदोपनिषद्नो सार ॥

**શ્રીસ્કંદ** કહે છેઃ— " હે મહાદેવ ! આપની કૃપાના લેશવડે હું અચ્યુત છું, વિજ્ઞાનઘન છું, ને શિવ છું. અંતઃકરણ વિષયાકાર થવાથી પોતાનું સ્વરૂપ પ્રતીત થતું નથી, અને અંતઃકરણના નાશવડે જ્ઞાનમાત્ર હરિજ રહે છે. હું જ્ઞાનમાત્ર ને અજન્મા છું, મારાથી ભિન્ન સર્વ જડ સ્વપ્નના જેવું છે. જીવોનો તથા જડોનો જે દ્રષ્ટા છે તે જ્ઞાનરૂપ અચ્યુત છે, તેજ મહાદેવ છે, ને તેજ મહાહરિ છે. તેજ જ્યોતિઓનું જ્યોતિ, તેજ પરમેશ્વર ને તેજ બ્રહ્મ છે. તે બ્રહ્મ હું છું એમાં સંશય નથી. જીવ કેવલ શિવ છે. જેમ ફોતરાથી બંધાયેલી ડાંગર છે, ને ફોતરાના અભાવમાં તંદુલ છે તેમ કર્મથી બંધાયેલો જીવ છે, તે કર્મના નાશમાં સદાશિવ છે. શિવનું હૃદય વિષ્ણુ ને વિષ્ણુનું હૃદય શિવ છે. વિષ્ણુ શિવમય છે, ને શિવ વિષ્ણુમય છે. દેહ દેવાલય છે, ને જીવ કેવલ શિવ છે તે શિવનું અજ્ઞાનરૂપ નિર્માલ્ય કાઢીને સોઽહંભાવવડે પૂજન કરવું અભેદદર્શન જ્ઞાન ને વિષયરહિત મન એ ધ્યાન છે. મનના મલનો ત્યાગ તે સ્નાન ને ઇંદ્રિયોનો નિગ્રહ તે શૌચ છે. બ્રહ્મરૂપ અમૃત એ ભિક્ષા છે. સાધક દ્વૈતરહિત એકાંતમાં દૃઢ નિશ્ચયવાળો થઈને વસે. "

## ॥ ११७ हंसोपनिपद्नो सार ॥

જેમ કાષ્ઠમાં અગ્નિ ને તલમાં તેલ છે તેમ સર્વ શરીરોમાં પ્રાણ તથા બુદ્ધિરૂપ ઉપાધિવાળું ચેતન છે. તેના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાથી પુરુષ જન્મમરણરૂપ સંસારને પ્રાપ્ત થતો નથી. અંગુઠાથી આધારચક્રપર્યંતના અપાનવાયુને ગુદા તથા ઉપસ્થને સંકોચી આધારચક્રમાં રૂંધી, પછી ત્યાંથી તેને સ્વાધિષ્ઠાનચક્રઆગળ લાવી, ત્યાં તેને ત્રણ વાર પ્રદક્ષિણા કરાવી, પછી પ્રાણસહિત તેને ક્રમથી મણિપૂરક, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા ને સહસ્રદલમાં લઈ જાય. પ્રાણને ઉપર લઈ જતી વેલા હું ત્રણ માત્રરૂપ છું એવું ધ્યાન કરવું. આધારથી બ્રહ્મરંધ્રપર્યંત શુદ્ધસ્ફટિકના વર્ણજેવો જે વર્ણ તે પરમાત્મા છે. રાતદિવસમાં ૨૧૬૦૦ હંસ એવા અજપામંત્ર થાય છે. હૃત્પદ્મની આઠ પાંખડી છે. જીવ જ્યારે તે ચક્રની પૂર્વબાજુની પાંખડીમાં હોય ત્યારે તેની પુણ્યમાં મતિ થાય છે, અગ્નિખૂણાની પાંખડીમાં હોય ત્યારે તેને નિદ્રા, આલસ્ય, ક્રોધ ને મૂર્ચ્છા થાય છે, દક્ષિણબાજુની પાંખડીમાં સ્થિત હોય ત્યારે તેનામાં ક્રૂરતા પ્રતીત થાય છે, નૈર્ઋત્યખૂણાની પાંખડીમાં હોય ત્યારે તેની પાપમાં મતિ થાય છે, પશ્ચિમબાજુની પાંખડીમાં હોય ત્યારે તેને ક્રીડા કરવાની બુદ્ધિ ઉપજે છે, વાયવ્યખૂણાની પાંખડીમાં હોય ત્યારે દેશાંતરમાં જવાની મતિ થાય છે, ઉત્તરદિશાબાજુની પાંખડીમાં હોય ત્યારે વિષયમાં પ્રીતિ થાય છે, ને ઈશાનખૂણાની પાંખડીમાં તેની સ્થિતિ હોય ત્યારે દ્રવ્યનો લોભ થાય છે. તે કમલના મધ્યમાં જ્યારે જીવ સ્થિત હોય છે ત્યારે તેને આ લોક પરલોકના વિષયોમાં વૈરાગ્ય થાય છે. હંસમંત્રની સંખ્યા જ્યારે એક કરોડ થાય છે ત્યારે પુરુષ નાદનો અનુભવ કરે છે. તે નાદ દશ પ્રકારનો છે, ચિણ્, ચિણ્ચિણ્, ઘંટાનાદ, શંખનાદ, વીણાનો ધ્વનિ, તાલધ્વનિ, વેણુધ્વનિ, ભેરીનાદ, મૃદંગનાદ ને મેઘનાદ. તેમાં પ્રથમના નવ નાદનો ત્યાગ કરીને દશમાનો અભ્યાસ કરે. પ્રથમ નાદના અનુભવથી અંગોમાં ચિણ્ચિણ્ થવા લાગે છે, બીજાના અનુભવમાં ગાત્ર તુટતાં હોય એમ જણાય છે, ત્રીજાના અનુભવમાં પ્રસ્વેદ ઉપજે છે, ચોથાના અનુભવમાં મસ્તક કંપે છે, પાંચમાના અનુભવમાં તાલુ ટપકે છે, છઠ્ઠાના અનુભવમાં અમૃતના પાન જેવો અનુભવ થાય છે, સાતમાના અનુભવમાં ગૂઢતત્ત્વોનું વિજ્ઞાન થવા લાગે છે, આઠમાના અનુભવમાં પરાવાચાનું જ્ઞાન થાય છે, નવમાના અનુભવમાં અંતર્ધાન થવાનું સામર્થ્ય તથા દિવ્યનેત્રોનો લાભ થાય છે, ને દશમાના અનુભવમાં સાધક બ્રહ્મરૂપ થાય છે. બ્રહ્મમાં મન વિલીન થવાથી પુરુષ સંકલ્પવિકલ્પરહિત તથા પુણ્યપાપથી રહિત થાય છે.

## ॥ ११८ हयग्रीवोपनिषद्नो सार ॥

ॐ श्रीँ ह्लौँ ॐ नमो भगवते हयग्रीवाय विष्णवे मह्यं मेधां प्रज्ञां प्रयच्छ स्वाहा તથા ॐ श्रीँ ह्लौँ ऍ ऍ ऍ क्लीँ क्लौँ सौः सौँ ह्रीँ ॐ नमो भगवते हयग्रीवाय मह्यं मेधां प्रज्ञां प्रयच्छ स्वाहा ॥ એ શ્રીહયગ્રીવના મંત્રો છે. તે મંત્રોનો જપ કરનારપર હયગ્રીવ પ્રસન્ન થાય છે.

:o:

સર્વ ઉપનિષદોમાં જે સિદ્ધાંત પ્રતિપાદન કરેલો છે તેનું આચાર્યભગવાને આ બ્રહ્મનામાવલિસ્તોત્રમાં અતિસંક્ષેપમાં નિરૂપણ કરેલું છે, તે સ્તોત્ર જિજ્ઞાસુને મનન કરવાયોગ્ય હોવાથી નીચે આપવામાં આવે છેઃ—

## ॥ ब्रह्मनामावलिस्तोत्रम् ॥

:o:

सकृच्छ्रवणमात्रेण ब्रह्मज्ञानं यतो भवेत्। ब्रह्मनामावलिमाला सर्वेषां मोक्षसिद्धये ॥ १ ॥

જે બ્રહ્મનામાવલિમાલાના એક વાર શ્રવણમાત્રવડે જિજ્ઞાસુને બ્રહ્મજ્ઞાન થાય છે તે બ્રહ્મનામાવલિમાલા સર્વ જિજ્ઞાસુઓની મોક્ષસિદ્ધિમાટે થાઓ—સર્વ જિજ્ઞાસુઓને જ્ઞાનવડે મોક્ષ આપનારી થાઓ. ૧

असंगोऽहमसंगोऽहमसंगोऽहं पुनः पुनः । सच्चिदानंदरूपोऽहमहमेवाहमव्ययः ॥ २ ॥

હું અસંગ-નિર્લેપ-છુ, હું અસંગ છુ, પુનઃ પુન હું અસંગ છુ, હુંજ સચ્ચિદાનંદરૂપ છુ, હુંજ અવિનાશી છુ ૨

नित्यशुद्धविमुक्तोऽहं निराकारोऽहमव्ययः । भूमानंदस्वरूपोऽहमहमेवाहमव्ययः ॥ ३ ॥

હું નિત્યશુદ્ધ ને અત્યંતમુક્ત છુ, હું નિરાકાર છુ, હું અવિકારી છું, હું પૂર્ણાનંદસ્વરૂપ છુ, હુંજ અવિનાશી છું. ૩

नित्योऽहं निरवद्योऽहं निराकारोऽहमच्युतः । परमानंदस्वरूपोऽहमहमेवाहमव्ययः ॥ ४ ॥

હું નિત્ય છુ, હું નિર્દોષ છુ, હું નિરાકાર છુ, હું અચ્યુત છુ, હું પરમાનંદસ્વરૂપ છુ, હુંજ અવિનાશી છુ ૪

शुद्धचैतन्यरूपोऽहमात्मारामोऽहमेव च । अखंडानंदरूपोऽहमहमेवाहमव्ययः ॥ ५ ॥

હું શુદ્ધચૈતન્યરૂપ છુ, અને હુંજ આત્મામાં રમણ કરનારો છુ, હું અખંડાનંદરૂપ છુ, હુંજ અવિનાશી છું ૫

शाश्वतानंदरूपोऽहं शांतोऽहं प्रकृतेः परः । प्रत्यक्चैतन्यरूपोऽहमहमेवाहमव्ययः ॥ ६ ॥

હું શાશ્વત આનંદરૂપ છુ, હું શાંત છુ, હું પ્રકૃતિથી પર છુ, હું પ્રત્યક્ચૈતન્યરૂપ છુ, હુંજ અવિનાશી છુ. ૬

तत्त्वातीतः परमात्मा मध्यातीतः परः शिवः । मायातीतः परं ज्योतिरहमेवाहमव्ययः ॥ ७ ॥

મહત્તત્ત્વાદિ તત્ત્વોથી પર પરમાત્મા હું છુ, હું મધ્યમાં પ્રતીત થતા સંસારથી પર ઉત્કૃષ્ટ મંગળરૂપ છું, માયાથી પર પરમજ્યોતીરૂપ છુ, હુંજ અવિનાશી છુ ૭

नामरूपव्यतीतोऽहं चिदाकारोऽहमच्युतः । सुखरूपस्वरूपोऽहमहमेवाहमव्ययः ॥ ८ ॥

હું નામરૂપથી અત્યંત પર છું, હું ચૈતન્યરૂપ છુ, હું અચ્યુત છું, હું સુખસ્વરૂપ છુ, હુંજ અવિનાશી છુ. ૮

माया तत्कार्यदेहादि मम नास्त्येव सर्वदा । स्वप्रकाशैकरूपोऽहमहमेवाहमव्ययः ॥ ९ ॥

માયા ને તેનાં કાર્ય દેહાદિ સર્વદા મારાં નથીજ, હું કેવલ સ્વપ્રકાશરૂપ છુ, હુંજ અવિનાશી છુ ૯

गुणत्रयव्यतीतोऽहं ब्रह्मादीनां च साक्ष्यहम् । अनंतानंतरूपोऽहमहमेवाहमव्ययः ॥ १० ॥

હું ત્રણ ગુણથી અત્યંતરહિત છુ, હું બ્રહ્મા આદિનો સાક્ષી છું. હું દેશ કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત છુ, હુંજ અવિનાશી છું ૧૦

अन्तर्यामिस्वरूपोऽहं कूटस्थः सर्वगोऽस्म्यहम् । परमात्मस्वरूपोऽहमहमेवाहमव्ययः ॥ ११ ॥

હું અંતર્યામિસ્વરૂપ છું, હું કૂટસ્થ-લુહારની એરણની પેઠે નિર્વિકાર-છુ, હું સર્વવ્યાપક છુ, હું પરમાત્મસ્વરૂપ છુ, હુંજ અવિનાશી છુ. ૧૧

निष्कलोऽहं निष्क्रियोऽहं सर्वात्मा च सनातनः । अपरोक्षस्वरूपोऽहमहमेवाहमव्ययः ॥ १२ ॥

હું પ્રાણાદિ કલારહિત છું, હું ક્રિયારહિત છુ, હું સર્વનો આત્મા તથા સનાતન છું, હું અપરોક્ષસ્વરૂપ છું, હુંજ અવિનાશી છુ. ૧૨

द्वंद्वादिसाक्षिरूपोऽहमचलोऽहं सदोदितः । सर्वसाक्षिस्वरूपोऽहमहमेवाहमव्ययः ॥ १३ ॥

હું માનાપમાનાદિ દ્વંદ્વોનો સાક્ષી છું, હું અચલ છુ, હું સર્વદા પ્રકાશવાન્ છુ, હું સર્વ સ્થાવરજંગમના સાક્ષિરૂપ છુ, હુંજ અવિનાશી છુ ૧૩

प्रज्ञानघन एवाहं विज्ञानघन एव च। अकर्ताऽहमभोक्ताऽहमहमेवाहमव्ययः ॥ १४ ॥

હું પ્રજ્ઞાનઘનજ છું, હું વિજ્ઞાનઘનજ છું, હું અકર્તા છું, હું અભોક્તા છું, હુંજ અવિનાશી છું. ૧૪

निराधारस्वरूपोऽहं सर्वाधारोऽहमेव च। आप्तकामस्वरूपोऽहमहमेवाहमव्ययः ॥ १५ ॥

હું નિરાધારસ્વરૂપ છું, હુંજ સર્વના આધારરૂપ છું, હું આપ્તકામસ્વરૂપ છું, હુંજ અવિનાશી છું. ૧૫

तापत्रयविमुक्तोऽहं देहत्रयविलक्षणः। अवस्थात्रयसाक्ष्यस्मि ह्यहमेवाहमव्ययः ॥ १६ ॥

હું ત્રણ તાપથી અત્યંત મોકળો છું, હું ત્રણ શરીરથી અત્યંત વિલક્ષણ છું, હું ત્રણ અવસ્થાનો સાક્ષી છું, હુંજ અવિનાશી છું. ૧૬

दृग्दृश्यौ द्वौ पदार्थौ स्तः परस्परविलक्षणौ।
दृग्ब्रह्म दृश्यं मायेति सर्ववेदान्तडिंडिमः ॥ १७ ॥

દ્રષ્ટા ને દશ્ય એવા બે પદાર્થ આ વિશ્વમાં છે, તે પરસ્પર વિપરીતલક્ષણવાળા છે, તેમાં દ્રષ્ટા બ્રહ્મ છે, ને દશ્ય માયા છે આ સર્વ ઉપનિષદોનો ડંકો છે. ૧૭

घटकुड्यादिकं सर्वं मृत्तिकामात्रमेव च ॥
तद्वद्ब्रह्म जगत्सर्वमिति वेदांतडिंडिमः ॥ १८ ॥

ઘડો ને ભીંત આદિક સર્વ માત્ર માટીજ છે તેમ સર્વ જગત્ નામરૂપનો બાધ કરતાં બ્રહ્મજ છે એવો સર્વ ઉપનિષદોનો ડંકો છે. ૧૮

अहं साक्षीति यो विद्याद्विविच्यैवं पुनः पुनः।
स एव मुक्तोऽसौ विद्वानिति वेदांतडिंडिमः ॥ १९ ॥

આ દશ્યને પુનઃ પુનઃ પોતાથી પૃથક્ કરી "હું સાક્ષી છું" એમ જે જાણે છે તેજ મુક્ત છે, ને આજ જ્ઞાની છે એવો સર્વ ઉપનિષદોનો ડંકો છે. ૧૯

ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः।
अनेन वेद्यं सच्छास्त्रमिति वेदांतडिंडिमः ॥ २० ॥

બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે, ને જીવ બ્રહ્મજ છે, તેનાથી ભિન્ન નથી, આ કથનવડે સત્શાસ્ત્ર જાણવાયોગ્ય છે, આ સર્વ ઉપનિષદોનો ડંકો છે. ૨૦

अंतर्ज्योतिर्बहिर्ज्योतिः प्रत्यग्ज्योतिः परात्परः।
ज्योतिर्ज्योतिः स्वयंज्योतिरात्मज्योतिः शिवोऽस्म्यहम् ॥ २१ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं ब्रह्मनामावलिस्तोत्रं संपूर्णम् ॥

હું અંતર્જ્યોતીરૂપ, બહારના પ્રકાશરૂપ, સર્વાંતરજ્યોતીરૂપ, માયાથી પર સર્વજ્યોતિઓના જ્યોતીરૂપ, સ્વયંપ્રકાશ, આત્મજ્યોતીરૂપ ને કલ્યાણરૂપ છું. ૨૧

એ પ્રમાણે શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમત્શંકરાચાર્યવિરચિત બ્રહ્મનામાવલિસ્તોત્રની તાત્પર્યદીપિકાનામની ટીકા સમાપ્ત થઇ.

સમાપ્ત